

## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૭)

# સૂરએ અઅ્રાફ

સૂરએ અઅ્રાફ મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૨૦૬ આયતો અને ૨૪ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧ થી ૭)**

آياتها ٢٠٦ ۞ ٧ سُوْرَةُ الْاَعْرَافِ مَكِّيَّةٌ ٣٩ ۞ ركوعاتها ٢٤

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓصٓ ﴿١﴾ كِتٰبٌ اُنْزِلَ اِلَيْكَ فَلَا يَكُنْ فِيْ صَدْرِكَ حَرَجٌ مِّنْهُ لِتُنْذِرَ بِهٖ وَذِكْرٰى
لِلْمُؤْمِنِيْنَ ﴿٢﴾ اِتَّبِعُوْا مَآ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ وَلَا تَتَّبِعُوْا مِنْ دُوْنِهٖٓ اَوْلِيَآءَ
قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ﴿٣﴾ وَكَمْ مِّنْ قَرْيَةٍ اَهْلَكْنٰهَا فَجَآءَهَا بَاْسُنَا بَيَاتًا اَوْ هُمْ قَآىِٕلُوْنَ ﴿٤﴾
فَمَا كَانَ دَعْوٰىهُمْ اِذْ جَآءَهُمْ بَاْسُنَآ اِلَّآ اَنْ قَالُوْٓا اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ﴿٥﴾ فَلَنَسْــَٔـلَنَّ
الَّذِيْنَ اُرْسِلَ اِلَيْهِمْ وَلَنَسْــَٔـلَنَّ الْمُرْسَلِيْنَ ﴿٦﴾ فَلَنَقُصَّنَّ عَلَيْهِمْ بِعِلْمٍ وَّمَا
كُنَّا غَآىِٕبِيْنَ ﴿٧﴾

**તરજુમો :**

*અલિફ લામ મીમ-સૉદ (૧) (હે નબી ﷺ !) તમારા ઉપર આ કિતાબ ઊતરી છે, બસ તમારો જીવ તેને ઓળખવાથી તંગ ન થવો જોઈએ જેથી તેનાથી ડરાવો અને ઈમાનવાળાઓને નસીહત થાય. (૨) એના જ ઉપર ચાલો જે તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી ઊતર્યું અને એના સિવાય અન્ય મિત્રોની પાછળ ન ચાલો, તમે ઘણું ઓછું ધ્યાન કરો છો. (૩) અને કેટલીય વસ્તીઓને અમે હલાક (નાશ) કરી દીધી કે તેમના ઉપર*

*અમારો અઝાબ રાતોરાત પહોંચ્યો અથવા બપોરે આરામની હાલતમાં. (૪) પછી એ જ તેમનો પોકાર હતો કે જે વખતે તેમના ઉપર અમારો અઝાબ પહોંચ્યો કે કહેવા લાગ્યા કે બેશક ! અમે જ ગુનેહગાર હતા. (૫) બસ, અમારે જરૂર તેમને પૂછવાનું છે જેમની પાસે રસૂલ મોકલવામાં આવ્યા હતા અને અમારે અવશ્ય પૂછવાનું છે રસૂલોને (પણ). (૬) પછી અમે તેમને પોતાના જ્ઞાનથી અહેવાલ સંભળાવી દઈશું અને અમે ક્યાંય ગાયબ ન હતા. (૭)*

## સૂરતના વિષયોનો ખુલાસો :

સમગ્ર સૂરત ઉપર દષ્ટિપાત કરવાથી જાણ થાય છે કે, તેના મોટા ભાગના વિષયો આખિરત અને રિસાલતથી સંબંધિત છે અને પ્રથમ આયત كِتٰبٌ اُنْزِلَ માં જ નુબુવ્વતનું અને આયત નં. ૬માં فَلَنَسْئَلَنَّ માં "મઆદ" અને "આખિરત"ની પૂછતાછ સંબંધિત વિષય છે અને ચોથા રુકૂઅ્ના અડધા રુકૂઅ્થી લઈ છટ્ઠા રુકૂઅ્ના પૂર્ણ થવા સુધી આખિરતની ચર્ચા છે અને ત્યારબાદ આઠથી એકવીસ રુકૂઅ્ સુધી તે ઘટનાઓ છે જે અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતો સાથે ઘટી હતી. આ બધા મસ્અલા રિસાલત સાથે સંબંધ ધરાવે છે અને તે કિસ્સાઓમાં સાથે–સાથે ઈન્કારીઓને રિસાલતના ઈન્કારની સજાનું વર્ણન પણ કરવામાં આવ્યું છે, જેથી ચાલુ ઝમાનાના ઉપસ્થિત ઈન્કારીઓને બોધપાઠ અથવા શિખામણ મળે. બાવીસમાં અડધા રુકૂઅ્થી લઈ ત્રેવીસમો રુકૂઅ્ પૂર્ણ થતા સુધી ફરી "મઆદ" (આખિરત)ની ચર્ચા છે. ફક્ત સાતમા અને બાવીસમાં રુકૂઅ્ની શરૂઆતમાં અને અંતિમ ચોવસીમાં રુકૂઅ્માં તવહીદ ઉપર ખાસ ચર્ચા થઈ છે, બાકી સૂરતનો ઘણો ઓછો ભાગ એવો છે જેમાં મુખ્ય અથવા પેટા વિભાગના હુકમો સ્થળની યોગ્યતાના આધારે વર્ણન થયા છે. *(બયાનુલ કુર્આન)*

## તફસીર :

અલિફ લામ મીમ–સાદ (الٓمّٓصٓ તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે અને અલ્લાહ તથા રસૂલ ﷺ વચ્ચે એક રહસ્ય છે, જેની ઉમ્મતને જાણ કરવામાં નથી આવી, બલકે તેના સંશોધનમાં પડવાથી પણ રોકવામાં આવ્યા છે). આ (કુર્આન) એક કિતાબ છે જે (અલ્લાહ તઆલા તરફથી) આપ (ﷺ) પાસે

એટલા માટે મોકલવામાં આવી છે કે તમે તેના દ્વારા (લોકોને નાફરમાનીની સજાથી) ડરાવો, બસ તમારું દિલ (કોઈના ન માનવાથી) બિલકુલ તંગ ન થવું જોઈએ, (કારણ કે તેમના ન માનવાથી તમારી બઅ્ષતના અસલ હેતુમાં કે જે સત્ય વાત પહોંચાડવાનો છે કોઈ ખામી નહીં આવે તો પછી તમારે શા માટે દિલ નાનું કરવું ?) અને આ (કુર્આન વિશેષરૂપે) શિખામણ છે ઈમાનવાળાઓ માટે (આગળ સામાન્ય ઉમ્મતને સંબોધન છે કે જ્યારે કુર્આનનું અલ્લાહ તરફથી નાઝિલ થવું સાબિત થઈ ચૂક્યું છે તો) તમે લોકો એ (કિતાબ)નું અનુસરણ કરો જે તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી આવી છે, (કિતાબનું અનુસરણ એ છે કે તેને દિલથી પણ સત્ય માની સમર્થન કરો અને તેના ઉપર અમલ કરો) અને અલ્લાહ તઆલાને છોડીને (જેણે તમારી હિદાયત માટે કુર્આન નાઝિલ કર્યું) અન્ય મિત્રોનું અનુસરણ ન કરો (જે તમને ગુમરાહ કરે છે જેમકે શયતાન જિન્નાતો અને મનુષ્યો; પરંતુ અલ્લાહની આ મહાન કૃપા હોવા છતાં) તમે લોકો ઘણી જ ઓછી નસીહત માનો છો અને કેટલીય વસ્તીઓ છે કે તેનો (એટલે કે, તેમના નિવાસીઓને તેમના કુફ્ર અને જૂઠના કારણે) અમે સર્વનાશ કરી નાંખ્યો અને તેમના ઉપર અમારો અઝાબ (ક્યાંક તો) રાત્રિના સમયે પહોંચ્યો (જે સૂવા અને આરામ કરવાનો સમય છે) અથવા એવી હાલતમાં (પહોંચ્યો) કે તે બપોરના સમયે આરામમાં હતા (એટલે કોઈને એક સમયે તો કોઈને બીજા કોઈ સમયે) બસ, જે સમયે તેમના ઉપર અમારો અઝાબ આવ્યો તે સમયે તેમના મોઢામાંથી એના સિવાય કોઈ વાત ન નીકળતી હતી કે વાસ્તવમાં અમે જ અત્યાચારી (અને ગુનેહગાર) હતા, (એટલે કે એવા સમયે સ્વીકાર કર્યું જ્યારે કે સ્વીકાર કરવાનો સમય પસાર થઈ ચૂક્યો હતો, આ તો દુનિયવી અઝાબ થયો) ત્યારબાદ (તેના પછી આખિરતના અઝાબનો સામાન એ થશે કે કયામતમાં) અમે તે લોકોને (પણ) ચોક્કસ પૂછીશું જેમની પાસે પયગમ્બર મોકલવામાં આવ્યા હતા (કે તમે પયગમ્બરોનું કહેવું માન્યું અથવા ન માન્યું ?) અને અમે પયગમ્બરોને અવશ્ય પૂછીશું (કે તમારી ઉમ્મતોએ તમારું કહ્યું માન્યું હતું અથવા નહીં ? يَوْمَ يَجْمَعُ اللّٰهُ الرُّسُلَ فَيَقُوْلُ مَاذَآ اُجِبْتُمْ અને બંને સવાલોનો હેતુ કાફિરો ઉપર દલીલ પૂર્ણ કરવા માટે હશે) ત્યારબાદ કારણ કે અમે સંપૂર્ણ ખબર રાખીએ છીએ પોતે જ (સૌની રૂબરૂ તેમના અમલોને) વર્ણન કરી આપીશું અને અમે (તેમના અમલ કરવાના સમય અને સ્થળથી) અનુપસ્થિત ન હતા.

## મસ્અલા અને બોધપાઠ :

સંપૂર્ણ સૂરત ઉપર દષ્ટિપાત કરવાથી જાણ થાય છે કે, આ સૂરતના મોટા ભાગના વિષયો આખિરત, નુબુવ્વત અને રિસાલત વિશે છે, એટલા માટે સૂરતની શરૂઆતથી છટ્ઠા રુકૂઅ્ સુધી લગભગ આખિરતના વિષયોનું વર્ણન થયું છે, પછી આઠમાં રુકૂઅ્થી એકવીસમાં રુકૂઅ્ સુધી પાછલા અંબિયા (અલૈ.)ની પરિસ્થિતિ અને તેમની ઉમ્મતોની ઘટનાઓ, તેમના સારા બદલાનું અને સજાનું તથા તેમના ઉપર આવનાર અઝાબનું વિગતવાર વર્ણન થયું છે.

فَلَا يَكُنْ فِىْ صَدْرِكَ حَرَجٌ પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને એ ઈરશાદ થયો છે કે, આ કુર્આન અલ્લાહની કિતાબ છે, જે તમારા ઉપર મોકલવામાં આવી છે, તમારા દિલમાં તેના કારણે તંગી ન થવી જોઈએ. દિલની તંગીનો ભાવાર્થ એ છે કે, કુર્આન અને તેના હુકમોના પ્રચાર-પ્રસારમાં આપ ﷺને કોઈ ડર અથવા ભય અવરોધરૂપ ન બનવો જોઈએ કે લોકો તેને જૂઠાડશે અને તમને ત્રાસ આપશે. (كَذَا رُوِىَ عَنْ اَبِى الْعَالِيَةِ مَظْهَرِىْ)

ઈશારો એ વાત તરફ પણ છે કે, જેણે રસૂલે કરીમ ﷺ ઉપર આ કિતાબ ઉતારી છે તેણે તેમની સહાયતા અને સુરક્ષાની પણ વ્યવસ્થા કરી રાખી છે, એટલા માટે આપ ﷺએ શા માટે દિલ તંગ કરવું જોઈએ ? અને અમુક લોકોએ ફરમાવ્યું છે કે, આ સ્થળે દિલની તંગીનો ભાવાર્થ એ છે કે, કુર્આન અને ઈસ્લામના હુકમો સાંભળીને પણ ઘણા લોકો મુસલમાન ન થયા હતા તેથી આપ ﷺના કૃપાળુ અને માયાળુ સ્વભાવના કારણે તે બાબત તેમને ખૂબ લાગણીવશ બનાવીને દુઃખ આપતી હતી અને તેને જ દિલની તંગીથી ઓળખાવવામાં આવ્યું છે તથા એ બતાવવામાં આવ્યું છે કે, રસૂલે કરીમ ﷺના હોદ્દાની ફરજ ફક્ત પ્રચાર-પ્રસાર અને આમંત્રણ આપવાની છે. જ્યારે તમે આ કાર્ય કરી ચૂક્યા તો હવે તમારી એ જવાબદારી નથી કે, કોણ મુસલમાન થાય છે અને કોણ નથી થતું, પછી શા માટે વિના કારણે તમારું દિલ તંગ થાય ?

فَلَنَسْـَٔلَنَّ الَّذِيْنَ اُرْسِلَ اِلَيْهِمْ وَلَنَسْـَٔلَنَّ الْمُرْسَلِيْنَ એટલે કે, કયામતના દિવસે સામાન્ય લોકોને સવાલ કરવામાં આવશે કે, અમે તમારી પાસે પોતાનો રસૂલ અને કિતાબો મોકલી હતી, તમે તેમની સાથે કેવો વર્તાવ કર્યો ? અને

રસૂલોને પૂછવામાં આવશે કે, અલ્લાહ તઆલાએ રિસાલતનો જે સંદેશ અને જે હુકમો આપીને તમને મોકલ્યા હતા તે તમે લોકોએ પોત-પોતાની ઉમ્મતોને પહોંચાડી આપ્યો હતો કે નહીં ?

*(અખ્રજહુલ્બયહકી અન ઈબ્ને અબ્બાસ રદિ.-મઝહરી)*

સહીહ મુસ્લિમમાં હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ હજ્જતુલ વદાઅ્ના સંબોધનમાં લોકોને સવાલ કર્યો હતો કે, કયામતના દિવસે તમને મારા વિશે સવાલ કરવામાં આવશે કે, મેં તમને અલ્લાહનો હુકમ પહોંચાડી આપ્યો હતો કે નહીં ? فَمَـا اَنْتُمْ قَـائِلُوْنَ "તે સમયે તમે જવાબમાં શું કહેશો ?" બધા સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, "અમે કહીશું કે, આપ ﷺએ અલ્લાહ તઆલાનો સંદેશ અમારા સુધી પહોંચાડી આપ્યો અને અલ્લાહની અમાનતનો હક પૂર્ણ કરી દીધો અને ઉમ્મત સાથે ભલાઈનો વર્તાવ કર્યો." આ સાંભળીને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَللّٰهُمَّ اشْهَدْ એટલે કે, "યા અલ્લાહ ! તું ગવાહ રહેજે."

મુસ્નદે અહમદની રિવાયતમાં નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે, "કયામતના દિવસે અલ્લાહ તઆલા મને પૂછશે કે, શું મેં અલ્લાહ તઆલાનો સંદેશ બંદાઓને પહોંચાડી આપ્યો ? અને હું જવાબમાં વિનંતી કરીશ કે, મેં પહોંચાડી આપ્યો છે. એટલા માટે હવે તમે બધા એની કાળજી રાખો કે, જે લોકો હાજર છે તેઓ ગેરહાજર (અનુપસ્થિત) લોકો સુધી મારો સંદેશ પહોંચાડી આપે." *(મઝહરી)*

અનુપસ્થિત લોકોનો અર્થ તે લોકો છે, જે તે સમયે તે યુગમાં ઉપસ્થિત હતા પરંતુ તે સભામાં હાજર ન હતા અને તે નસ્લો પણ તેમાં સામેલ છે, જે પાછળથી પેદા થવાની છે અને તેમના સુધી રસૂલે કરીમ ﷺનો સંદેશ પહોંચાડવાનો અર્થ એ છે કે, દરેક યુગના લોકો આવનાર પેઢીઓ સુધી આ સંદેશને પહોંચાડવાનો ક્રમ ચાલુ રાખે, જેથી કયામત સુધી પેદા થનાર મનુષ્યજાતિને આ સંદેશ પહોંચી જાય.

------------

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૮-૯-૧૦)

| |
|---|
| وَالْوَزْنُ يَوْمَئِذِنِ الْحَقُّ ۚ فَمَنْ ثَقُلَتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٨﴾ |
| وَمَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ الَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ بِمَا كَانُوْا بِاٰيٰتِنَا يَظْلِمُوْنَ ﴿٩﴾ |
| وَلَقَدْ مَكَّنّٰكُمْ فِي الْاَرْضِ وَجَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ ۭ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ﴿١٠﴾ ع |

### તરજુમો :

*અને તે દિવસે તોલ(માપ) ઠીક(-ઠીક) થશે, પછી જેનું વજન ભારે થયું બસ તે જ છુટકારો પામનારા છે. (૮) અને જેનું વજન હલકું થયું બસ તે જ છે જેમણે પોતાનું નુકસાન કર્યું એ કારણે કે અમારી આયતોનો ઈન્કાર કરતા હતા. (૯) અને અમે તમને જમીનમાં જગ્યા આપી અને એમાં તમારા માટે રોજી (આજિવીકા) નક્કી કરી દીધી; તમે ઘણો ઓછો આભાર (શુક્ર) માનો છો. (૧૦)*

### તફસીર :

અને તે દિવસે (એટલે કે કયામતના દિવસે અમલો અને અકીદાઓનું) વજન થવાનું છે (જેથી સામાન્ય રીતે દરેકની પરિસ્થિતિ જાહેર થઈ જાય) ત્યારબાદ (વજન કર્યા પછી) જે વ્યક્તિનું (ઈમાનનું) પલ્લું ભારે હશે (એટલે કે તે મો'મિન હશે) બસ, એવા લોકો (તો) સફળ થશે (એટલે કે છુટકારો પામશે) અને જે વ્યક્તિનું (ઈમાનનું) પલ્લું હલકું હશે (એટલે કે તે કાફિર હશે) તો એ લોકો તે હશે જેમણે પોતાનું નુકસાન કરી લીધું એ કારણે કે તેઓ અમારી આયતો સાથે અન્યાય કરતા હતા અને બેશક ! અમે તમને જમીન ઉપર રહેવાની જગ્યા આપી અને અમે તમારા માટે એ (પૃથ્વી)માં જીવનનો સામાન પેદા કર્યો (જેનો તકાદો એ હતો કે, તમે તેનો આભાર માની ફરમાંબરદાર અને તાબે'દારી કરનારા બની જાઓ પરંતુ) તમે લોકો ઘણો જ ઓછો આભાર (શુક્ર) માનો છો. (એનો ભાવાર્થ એ છે કે અનુસરણ કરવામાં ઘણા ઓછા છો, એટલા માટે ફરમાવ્યું કે થોડા ઘણા નેક કાર્યો તો ઘણા લોકો કરી જ લેતા હોય છે પરંતુ ઈમાન ન હોવાના કારણે તે ભરોસાપાત્ર નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં ઈરશાદ છે, وَالْوَزْنُ يَوْمَئِذٍ الْحَقُّ એટલે કે, "સારા-નરસા આચરણનું વજન તે દિવસે સત્ય (અને વાસ્તવિક) છે." તેમાં કોઈ શંકા-કુશંકાની શક્યતા જ નથી, એમાં એ તરફ ઈશારો છે કે, લોકો એનાથી ધોકો ન ખાય કે વજન અને તોલ-માપ તો તે વસ્તુઓનું હોય છે જેમાં કોઈ દ્રવ્ય અથવા દળ હોય, મનુષ્યના અમલો ભલે તે સારા હોય કે નરસા; ન તો તેને કોઈ કદ કે શરીર છે અને ન જ દ્રવ્ય કે દળ છે કે જેનું તોલ-માપ થઈ શકે, પછી અમલોનું વજન કઈ રીતે થશે ? પરંતુ યાદ રહે ! કે પ્રથમ તો સર્વ સૃષ્ટિનો માલિક સર્વશક્તિમાન અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કાબૂ અને શક્તિ ધરાવે છે, શું એ જરૂરી છે કે, જે વસ્તુને આપણે ન તોલી શકીએ અલ્લાહ તઆલા પણ તેને ન તોલી શકે ? તદુપરાંત આજકાલ તો દુનિયામાં વજન તોલવા માટેના નવા-નવા યંત્રોનું સંશોધન થઈ ચૂક્યું છે, જેમાં ન તો ત્રાજવાની આવશ્યકતા છે, ન જ ત્રાજવાના પલ્લાંઓની કે ન તો દાંડીની કે કાંટાની ! આજે તો આ નવા યંત્રો દ્વારા તે વસ્તુઓ પણ તોલવામાં આવે છે જેને તોલવાની ભૂતકાળમાં કલ્પના કરવી પણ શક્ય ન હતી. દાખલા તરીકે, હવા તોલી શકાય છે, વીજળીની ગતિ માપી શકાય છે, ઠંડી-ગરમીનું પ્રમાણ જાણી શકાય છે. દરેકનું અલગ-અલગ માપવાનું યંત્ર હોય છે જેને જુદા-જુદા મીટરના નામથી ઓળખવામાં આવે છે અને તે જ તેમનું ત્રાજવું છે. જો અલ્લાહ તબારક વ તઆલા પોતાની સંપૂર્ણ કુદરત વડે મનુષ્યના અમલોનું વજન કરી લે તો શું એ અશક્ય છે? તદુપરાંત સમગ્ર સૃષ્ટિના સર્જનહારને એવી શક્તિ પણ છે કે, આપણા અમલોને તે સમયે કોઈ ભૌતિક સ્વરૂપ અથવા દળ અર્પણ કરે. રસૂલે કરીમ ﷺની ઘણી બધી હદીષોની રિવાયતો એ બાબત ઉપર ગવાહ પણ છે કે, "બરઝખ" અને "મહશર"માં મનુષ્યના અમલો ખાસ-ખાસ સ્વરૂપો અને શકલોમાં આવશે. કબ્રમાં મનુષ્યના નેક અમલો એક સુંદર સ્વરૂપ ધારણ કરી તેને હૂંફ આપશે અને ખરાબ અમલો સાપ અને વીંછી બનીને તેને લપેટાશે. હદીષમાં છે કે, "જે વ્યક્તિએ માલની ઝકાત અદા નથી કરી તે માલ એક ઝેરીલા સાપના સ્વરૂપમાં તેની કબ્રમાં પહોંચીને તેને દંશ દેશે અને કહેશે કે હું તારો માલ છું, હું તારો ખજાનો છું."

એ જ પ્રમાણે પ્રમાણભૂત હદીષોમાં છે કે, "હશ્રના મેદાનમાં મનુષ્યના

નેક અમલો તેની સવારી બની જશે અને બુરા અમલોને ભાર બનાવી તેના ઉપર લાદવામાં આવશે.''

એક સહીહ હદીષમાં છે કે, ''કુર્આને કરીમની સૂરએ બકરહ અને સુરએ આલિ ઈમ્રાન મેદાને હશ્રમાં બે ઘનઘોર વાદળોના સ્વરૂપે આવીને તે લોકો ઉપર છાંયડો કરશે, જે લોકો આ સૂરતોને પઢનારા હતા.''

એ જ પ્રમાણે અનેક પ્રમાણભૂત અને સહીહ સનદની રિવાયતોમાં આ બાબતનું વર્ણન થયું છે જેનાથી જાણ થાય છે કે, ''આ દુનિયાથી ગુઝરી ગયા પછી આપણા આ અમલો સારા અને નરસા ખાસ-ખાસ સ્વરૂપો અને ચહેરા-મહોરા ધારણ કરી લેશે અને એક ભૌતિક અસ્તિત્વ સાથે હશ્રના મેદાનમાં ઉપસ્થિત થશે.''

કુર્આને કરીમના ઘણા ઈરશાદોથી એ બાબતનું સમર્થન થાય છે. ઈરશાદ છે, وَوَجَدُوْا مَاعَمِلُوْاحَا ضِرًا એટલે કે, ''લોકોએ દુનિયામાં જે કંઈ અમલો કર્યા હતા તેઓ તેને ત્યાં હાજર અને મોજૂદ પામશે.'' એક આયતમાં ફરમાવ્યું, مَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَّرَهٗ وَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَّرَهٗ એટલે કે, ''જે વ્યક્તિ એક રજકણ બરાબર પણ કોઈ નેકી કરશે તો તે તેને કયામતમાં જોઈ લેશે અને એક રજકણ બરાબર પણ બુરાઈ કરી હશે તો તે કયામતમાં તેને પણ જોઈ લેશે.'' આ પરિસ્થિતિથી એ બાબત જાહેર થાય છે કે, મનુષ્યના અમલો અને આચરણોને ભૌતિક શરીર આપી તેમની રૂબરૂ ઉપસ્થિત કરવામાં આવશે અને તેમાં પણ તા'વીલની કોઈ આશ્યકતા નથી કે, અમલોનો બદલો મોજૂદ અને નજર સમક્ષ નિહાળશે અથવા જોઈ લેશે.

એ હાલતમાં દેખીતું છે કે, આ અમલોને તોલવું એ કોઈ મુશ્કેલ અથવા અશક્ય કાર્ય નથી પરંતુ કારણ કે, થોડીક જ બુદ્ધિ અને સમજદારીનો માલિક મનુષ્ય એ બાબતની ટેવ ધરાવે છે કે, સમગ્ર બાબતોને પોતાની વર્તમાન જાહેર પરિસ્થિતિ પ્રમાણે અનુમાન લગાવે છે અને બધી વસ્તુઓને તે જ માપદંડ વડે જાણવાનો પ્રયત્ન કરે છે. એટલા માટે કુર્આને કરીમે એ પરિસ્થિતિનું વર્ણન કર્યું છે يَعْلَمُوْنَ ظَاهِرًا مِّنَ الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ عَنِ الْاٰخِرَةِ هُمْ غٰفِلُوْنَ એટલે કે, આ લોકો ફક્ત દુનિયવી જિંદગીના એક જાહેર ક્ષેત્રને જાણે છે, તે પણ સંપૂર્ણ નથી અને

આખિરતથી બિલકુલ ગાફેલ છે. જાહેર રીતે તો દુનિયાની જિંદગીમાં જમીન અને આસમાનની ક્ષિતિજો ભેગી થતી દેખાય છે પરંતુ વાસ્તવિક હકીકતથી અને પ્રયોગોથી એ સિદ્ધ થયેલી બાબત છે કે, વાસ્તવમાં એવું નથી. (એ કેવળ દષ્ટિભ્રમ છે) એ જ રીતે દરેક વસ્તુની વાસ્તવિક પરિસ્થિતિનો સાક્ષાત્કાર આખિરતમાં જ થનારો છે, આ લોકો તેનાથી બિલકુલ બેખબર છે.

પ્રસ્તુત આયતોમાં એટલા માટે મહત્ત્વ આપી આ ફરમાવવામાં આવ્યું, وَالْوَزْنُ يَوْمَئِذِ ۣالْحَقُّ જેથી આ મનુષ્ય આખિરતમાં અમલોના વજનથી ઈન્કાર ન કરી બેસે જે કુર્આને કરીમથી સાબિત થયેલ છે અને સમગ્ર મુસ્લિમ ઉમ્મતનો અકીદહ પણ છે.

કુર્આને મજીદમાં કયામતના દિવસે અમલોનું વજન થવાનો મસ્અલો ઘણી બધી આયતોમાં વિવિધ વિષયો હેઠળ વર્ણન થયો છે અને હદીષની રિવાયતોમાં તેની અનેક વિગતો વર્ણન થઈ છે.

**અમલોના વજન વિશે એક શંકા અને તેનો જવાબ :**

કર્મો (અમલ) વિશે જે વિગતવાર વર્ણન રસૂલે કરીમ ﷺની હદીષોમાં આવ્યું છે તેમાં એક વાત તો વિચાર કરવા યોગ્ય એ છે કે, વિવિધ હદીષની રિવાયતોમાં આવ્યું છે કે, “મહશરમાં ન્યાયના ત્રાજવામાં સૌથી ભારે વજન કલિમએ لَا اِلٰـهَ اِلَّااللّٰـهُ مُـحَـمَّـدٌ رَّسُـوْلُ اللّٰـهِ (લા ઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ ﷺ)નું થશે. જેના પલ્લામાં આ કલિમો હશે તે બધા ઉપર ભારે રહેશે.”

તિરમિઝી, ઈબ્ને માજહ, ઈબ્ને હબ્બાન, બયહકી અને હાકિમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી આ રિવાયત નકલ કરી છે કે, “રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મહશરમાં મારી ઉમ્મતના એક વ્યક્તિને સમગ્ર મખ્લૂક સામે લાવવામાં આવશે અને તેના નવ્વાણું નામ-એ-આ'માલ (કર્મોનું રજિસ્ટર) લાવવામાં આવશે અને તેમાંથી દરેક નામ-એ-આ'માલ એટલું લાંબુ હશે કે, જ્યાં સુધી તેની દષ્ટિ પહોંચે અને આ બધા નામ-એ-આ'માલ બુરાઈઓ અને ગુનાહોથી છલોછલ હશે. તે વ્યક્તિને પૂછવામાં આવશે કે, આ નામ-એ-આ'માલોમાં જે કંઈ લખ્યું છે તે બધું સાચું છે કે પછી

નામ–એ–આ'માલ લખનારા ફરિશ્તાઓએ તમારા ઉપર કોઈ અત્યાચાર કર્યો છે અને ઘટના વિરુદ્ધ કોઈ બાબત લખી આપી છે ? તે સ્વીકાર કરશે કે, હે મારા પરવરદિગાર ! જે કંઈ લખ્યું છે તે સાચું છે અને દિલમાં ગભરાશે કે, હવે મારા છુટકારાનું શું સ્વરૂપ હોઈ શકે છે ? તે સમયે અલ્લાહ તઆલા ફરમાવશે કે, આજે કોઈના ઉપર જુલમ કરવામાં નહીં આવે અને તે સમગ્ર ગુનાહોના મુકાબલામાં તમારી એક નેકીની કાપલી અમારી પાસે મૌજૂદ છે, જેમાં તમારો કલિમહ اَشْهَدُ اَنْ لَّاۤ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ (અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ) લખ્યું છે, તે વિનંતી કરશે, હે મારા પરવરદિગાર ! આટલા મોટા કાળા નામ–એ–આ'માલના મુકાબલામાં આ નાની કાપલી શું વજન ધરાવે છે ? તે સમયે ઈરશાદ થશે કે, તમારા ઉપર અત્યાચાર નહીં થાય અને એક પલ્લામાં તે બધા ગુનાહોના ભરેલા નામ–એ–આ'માલો મૂકવામાં આવશે અને બીજા પલ્લામાં આ ઈમાનના કલિમહની કાપલી મૂકવામાં આવશે તો આ કલિમહનું પલ્લું ભારે થઈ જશે અને સમગ્ર ગુનાહોનું પલ્લું હલકું થઈ જશે. આ ઘટનાને વર્ણન કરીને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહના નામના મુકાબલામાં કોઈ વસ્તુ ભારે નથી હોઈ શકતી.'' *(મઝ્હરી)*

મુસ્નદે બઝ્ઝાર તથા મુસ્તદરકે હાકિમમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જ્યારે હઝરત નૂહ (અલૈ.)ની વફાતનો સમય નજીક આવ્યો ત્યારે પોતાના છોકરાઓને ભેગા કરીને ફરમાવ્યું કે, હું તમને કલિમએ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ)ની વસિયત કરું છું. કારણ કે, જો સાતેય આસમાન અને જમીનને એક પલ્લામાં અને કલિમએ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ને બીજા પલ્લામાં મૂકવામાં આવે તો કલિમહનું પલ્લું જ ભારે રહેશે. આ જ વિષયની હદીષોની રિવાયતો હઝરત અબૂસઈદ ખુદરી (રદિ.), હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી પ્રમાણિત સનદો સાથે હદીષની કિતાબોમાં વર્ણન થઈ છે. *(મઝ્હરી)*

આ રિવાયતોનો તકાદો તો એ છે કે, મો'મિનનું પલ્લું હંમેશા ભારે જ રહેવું જોઈએ ભલે તે ગમે એટલા ગુનાહ કરે પરંતુ કુર્આને કરીમની અન્ય આયતો અને ઘણી બધી હદીષની રિવાયતોથી સાબિત થયેલું છે કે, મુસલમાનના સારા

અને નરસા કૃત્યોને તોલવામાં આવશે. કોઈનું સારા કૃત્યોનું પલ્લું ભારે હશે તો કોઈનું ગુનાહોનું. જેનું સારા કૃત્યોનું પલ્લું ભારે હશે તે છુટકારો પામશે અને જેનું ખરાબ કૃત્યો અને ગુનાહોનું પલ્લું ભારે હશે તેને અઝાબ થશે.

દાખલા તરીકે, કુર્આને કરીમની એક આયતમાં છે,

وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ فَلَا تُظْلَمُ نَفْسٌ شَيْئًا وَّاِنْ كَانَ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ اَتَيْنَا بِهَا وَكَفٰى بِنَا حَاسِبِيْنَ ط

*"અમે કયામતના દિવસે ન્યાયનું ત્રાજવું કાયમ કરીશું, એટલા માટે કોઈ વ્યક્તિ ઉપર ક્ષુલ્લક (નાનો સરખો) અત્યાચાર (પણ) થશે નહીં, જે ભલાઈ અથવા બુરાઈ એક રાઈના દાણા સમાન પણ કોઈની છે તે બધું અમલના ત્રાજવામાં રાખવામાં આવશે અને અમે હિસાબ લેવા માટે પૂરતા છે." (૨૧:૪૭)*

અને "સૂરએ કારિઅહ"માં છે,

فَاَمَّا مَنْ ثَقُلَتْ مَوَازِيْنُهٗ فَهُوَ فِيْ عِيْشَةٍ رَّاضِيَةٍ وَاَمَّا مَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ فَاُمُّهٗ هَاوِيَةٌ،

*"જેમનું નેકીઓનું પલ્લું ભારે હશે, તે ઉત્તમ કક્ષાની રાહતમાં રહેશે અને જેનું નેકીઓનું પલ્લું હલકું હશે તેનું ઠેકાણું દોઝખ હશે." (૧૦૧ : ૬ થી ૯)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ આયતની તફસીરમાં ફરમાવ્યું કે, "જે મો'મિનનું નેકીઓનું પલ્લું ભારે હશે તે પોતાના અમલોની સાથે જન્નતમાં અને જેનું ગુનાહોનું પલ્લું ભારે હશે તે પોતાના અમલો સાથે જહન્નમમાં મોકલી દેવામાં આવશે." *(રવાહુલ બયહકી ફી શોઅ્બુલ ઈમાન -મઝહરી)*

અબૂદાવુદમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયું છે કે, "જો કોઈ બંદાએ ફરજોમાં કોઈ કમી અથવા ઉણપ રાખી હશે તો રબ્બુલ આલમીનનો ઈરશાદ થશે કે, જૂઓ ! આ બંદાની કોઈ નફલો છે કે નહીં ? જો નફલો ઉપસ્થિત હશે તો ફરજોની ઉણપને નફલોથી પૂર્ણ કરવામાં આવશે." *(મઝહરી)*

આ બધી આયતો અને રિવાયતોનો ખુલાસો એ છે કે, મો'મિન મુસલમાનનું પલ્લું પણ ક્યારેક ભારે અને ક્યારેક હલકું હશે, એટલા માટે અમુક તફસીરના ઉલમાએ ફરમાવ્યું કે, એનાથી જાણ થાય છે કે મહશરમાં વજન બે

વખતે થશે, પ્રથમ કુફ્ર અને ઈમાનનું વજન થશે જેના દ્વારા મો'મિન અને કાફિરને અલગ તારવવામાં આવશે. આ વજનમાં જેના નામએ આ'માલમાં ફક્ત કલિમએ ઈમાન છે તેનું પલ્લું ભારે થઈ જશે અને તેને કાફિરોના સમૂહમાંથી અલગ તારવી લેવામાં આવશે. પછી બીજું વજન નેક અને ખરાબ કર્મોનું થશે તેમાં કોઈ મુસલમાનની નેકીઓ તો કોઈની બુરાઈઓ ભારે હશે અને એ જ પ્રમાણે તેને સારો બદલો અથવા સજા મળશે. આ જ પ્રમાણે બધી આયતો અને રિવાયતોનો વિષય પોત–પોતાના સ્થળે યોગ્ય અને સાચો સાબિત થઈ જાય છે. *(બયાનુલ કુર્આન)*

**અમલો (કર્મો)નું વજન કઈ રીતે થશે ? :**

બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી આ હદીષ નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "કયામતના દિવસે અમુક મહાકાય વ્યક્તિઓ આવશે, જેમનું વજન અલ્લાહ તઆલા સમીપ એક મચ્છરની પાંખ બરાબર પણ નહીં હોય અને તેની ગવાહીમાં આપ ﷺએ કુર્આને કરીમની આ આયત પઢી فَلَا نُقِيْمُ لَهُمْ يَوْمَ الْقِيٰمَةِ وَزْنًا (૧૮:૧૦૫) એટલે કે, કયામતના દિવસે અમે તેમનું કોઈ વજન ઠરાવીશું નહીં." *(મઝહરી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિયલ્લાહુ અન્હુ)ના સદાચાર (મનાકિબ–Virtues) વિશે એ હદીષ આવી છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તેમના પગ જાહેરમાં કેટલા પાતળા છે ! પરંતુ કસમ છે તે હસ્તીની જેના કબજામાં મારો પ્રાણ છે કે, કયામતમાં ન્યાયના ત્રાજવામાં તેમનું વજન ઉહદ પહાડથી પણ વધારે હશે."

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની તે હદીષ જેના ઉપર ઈમામ બુખારી (રહ.)એ પોતાની કિતાબ પૂર્ણ કરી છે, તેમાં બે શબ્દો એવા છે જે જીભ ઉપર ઘણા હલકા છે પરંતુ અમલના ત્રાજવામાં ઘણા ભારે છે અને અલ્લાહ તઆલા સમીપ પ્રિય છે અને તે શબ્દો આ છે, سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, "રસૂલે કરીમ ﷺ ફરમાવ્યા કરતા હતા કે, سُبْحَانَ اللّٰهِ (સુબ્હાનલ્લાહ) કહેવાથી અમલનું ત્રાજવું અડધું ભરાય જાય છે અને اَلْحَمْدُ لِلّٰهِ (અલ્હમ્દુલિલ્લાહ) કહેવાથી બાકીનું અડધું પૂરું થઈ જાય છે."

અબૂદાવુદ, તિરમિઝી અને ઈબ્ને હબ્બાને પ્રમાણિત સનદ સાથે હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી નકલ કર્યું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અમલના ત્રાજવામાં સદ્‌વ્યવહાર (નીતિમત્તા)થી વધીને કોઈ અમલ વજનવાળો હશે નહીં."

હઝરત અબૂઝર ગિફારી (રદિ.)ને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "તમને એવા બે કામો બતાવું છું જેના ઉપર અમલ કરવો મનુષ્ય માટે કંઈ જ ભારરૂપ નથી અને અમલના ત્રાજવામાં તે સૌથી વધારે ભારે હશે. એક, સદ્‌વ્યવહાર (નીતિમત્તા) અને બીજું, ચૂપ રહેવું (એટલે કે વિના જરૂરતે વાતચીત ન કરવી)."

ઈમામ અહમદ (રહ.)એ કિતાબુઝ્ઝુહ્‌દમાં હઝરત હાઝિમ (રદિ.)થી નકલ કર્યું છે કે, "રસૂલે કરીમ ﷺ પાસે એક સમયે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) તશરીફ લાવ્યા તો ત્યાં કોઈ વ્યક્તિ અલ્લાહના ડરના કારણે રડી રહ્યો હતો. જિબ્રઈલ અમીન (અલૈ.)એ ફરમાવ્યું કે, મનુષ્યના બધા કર્મોનું વજન થશે પરંતુ અલ્લાહ અને આખિરતના ડરથી રડવું એવો અમલ છે જેને તોલવામાં નહીં આવે બલકે, એક આંસુ પણ જહન્નમની મોટામાં મોટી આગને બુઝાવી નાંખશે." (મઝહરી)

એક હદીષમાં છે કે, "હશ્રના મેદાનમાં એક વ્યક્તિ હાજર હશે, જ્યારે તેનું નામ–એ–આ'માલ સામે આવશે તો તે પોતાના નેક અમલોને ઘણા ઓછા જોઈને ગભરાઈ જશે. અચાનક એક વસ્તુ વાદળની જેમ ઉડીને આવશે અને તેના નેક અમલોના પલ્લામાં પડી જશે અને તેને બતાવવામાં આવશે કે, આ તારા તે નેક અમલનો બદલો છે કે જે તું દુનિયામાં લોકોને દીનના હુકમો અને મસ્અલાઓ બતાવતો અને શિખવાડતો હતો અને એ તારા શિક્ષણનો ક્રમ આગળ ચાલ્યો તો જે–જે વ્યક્તિએ તેના ઉપર અમલ કર્યો તે બધાના અમલમાં તારો હિસ્સો પણ લાગી ગયો." *(મઝહરી અન ઈબ્ને મુબારક)*

તબરાનીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મનુષ્યના અમલના ત્રાજવામાં સૌ પ્રથમ જે અમલ મૂકવામાં આવશે તે પોતાના બાળ–બચ્ચાંઓ ઉપર ખર્ચ કરવાનો અને તેમની જરૂરિયાતો પૂરી કરવાનો નેક અમલ છે."

ઈમામ ઝહબી (રહ.)એ હઝરત ઈમ્રાન બિન હસીન (રદિ.)થી નકલ કર્યું છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે ઉલમાની શાહી (ink) કે જેનાથી તેમણે દીનનું જ્ઞાન અને દીનના હુકમો લખ્યા છે અને શહીદોના લોહીને તોલવામાં આવશે તો ઉલમાની શાહીનું વજન શહીદોના લોહીના વજન કરતાં વધી જશે."

આ જ વિષયની હદીષની રિવાયતો કયામતના અમલોના વજનના ક્રમમાં ઘણી બધી છે, અહીંયાં અમુકનો એટલા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, એનાથી ખાસ–ખાસ પ્રકારના અમલોની શ્રેષ્ઠતા અને તેની કદર–કિંમતનો અંદાઝો થાય.

આ બધી હદીષની રિવાયતોથી અમલોના વજનનું સ્વરૂપ વિવિધ પ્રકારનું હોવાનું જાણ થાય છે. અમુક રિવાયતોથી ખબર પડે છે કે, અમલ કરનાર વ્યક્તિને તોલવામાં આવશે, તે પોત–પોતાના અમલના આધારે હલકા અથવા ભારે હશે અને અમુકથી જાણ થાય છે કે, તેમના નામ–એ–આ'માલને તોલવામાં આવશે અને અમુકથી સાબિત થાય છે કે, પોતે અમલોને એક ભૌતિક સ્વરૂપ (પદાર્થ–વસ્તુ બનાવી) આપવામાં આવશે જેને તોલવામાં આવશે. તફસીરના ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ આ બધી રિવાયતો નકલ કર્યા પછી ફરમાવ્યું કે, એવું પણ બની શકે છે કે, વિવિધ રીતે એકથી વધારે વાર વજન કરવામાં આવે અને દેખીતું છે કે, એ ઘટનાની વાસ્તવિકતા માત્ર અલ્લાહને જ ખબર છે અને અમલ કરવા માટે એ હકીકત જાણવી આવશ્યક પણ નથી, ફક્ત એટલું જ જાણવું પૂરતું છે કે આપણા અમલો–કર્મોનું વજન થશે, નેક અમલોનું પલ્લું હલકું રહ્યું તો અઝાબના હકદાર થવાશે અને એ બીજી વાત છે કે, અલ્લાહ તઆલા કોઈને પોતાની કૃપા અને મહેરબાનીથી અથવા કોઈ નબી અથવા વલીની ભલામણથી મા'ફ કરી આપે અને અઝાબથી છુટકારો થઈ જાય.

જે રિવાયતોમાં એવો ઉલ્લેખ થયો છે કે, અમુક લોકોને ફક્ત ઈમાનના કલિમહના કારણે છુટકારો મળી જશે અને બધા ગુનાહો તેના મુકાબલામાં મા'ફ થઈ જશે. આ બાબત અપવાદનું એ સ્વરૂપ છે જે સામાન્ય નિયમ કરતાં અલગ એક વિશેષ પ્રકારની કૃપા અને મહેરબાનીનું કારણ હોય છે.

આ બંને આયતોમાં કે જેની તફસીર હમણા વર્ણન થઈ તેમાં ગુનેહગારોને હશ્રના મેદાનના અપમાન અને અલ્લાહના અઝાબથી ડરાવવામાં આવ્યા હતા. ત્રીજી આયતમાં અલ્લાહ તઆલાની નેઅ્મતોનું વર્ણન કરીને સત્યનો સ્વીકાર કરવાનું અને તેના ઉપર અમલ કરવાનું પ્રોત્સાહન અને પ્રેરણા એ પ્રમાણે આપવામાં આવી છે કે, અમે તમને જમીન ઉપર સંપૂર્ણ શક્તિ અને માલિકી હક અર્પણ કર્યો અને પછી તેમાં તમારા માટે રાહતનો સામાન પ્રાપ્ત કરવાના હજારો માર્ગો ખોલી આપ્યા, જેમકે અલ્લાહ રબ્બુલ ઈજ્જતે પૃથ્વીને મનુષ્યની જરૂરિયાતોથી લઈ હરવા–ફરવાના સામાન સુધીની એક ગોડાઉન બનાવી દીધી છે અને સમગ્ર માનવીની જરૂરિયાતોને પૂર્ણ કરવાનો સામાન એમાં ઉત્પન્ન કરી દીધો છે. હવે મનુષ્યનું કાર્ય ફક્ત એટલું છે કે, આ ગોડાઉનમાંથી પોતાની જરૂરિયાત પ્રમાણે વસ્તુ કાઢે અને તેને ઉપયોગ કરવાની પદ્ધતિઓ શીખી લે. મનુષ્યના દરેક જ્ઞાન, કળા અને સાયન્સની નવી–નવી શોધખોળોનો ખુલાસો એનાથી વધીને કંઈ જ નથી કે, અમુકને એવી આવડત આપી કે સૃષ્ટિના સર્જનહારે પેદા કરેલ વસ્તુઓ, પદાર્થો જે પૃથ્વીની ગોડાઉનમાં સુરક્ષિત પડ્યા છે તેને પદ્ધતિસર બહાર કાઢે અને યોગ્ય પદ્ધતિથી ઉપયોગ કરે. મૂર્ખ અને અજ્ઞાની વ્યક્તિ જે આ ગોડાઉનમાંથી જરૂરિયાત મુજબની વસ્તુ યોગ્ય રીતે કાઢવાની પદ્ધતિ જાણતો નથી અને તેને કાઢ્યા પછી ઉપયોગ કરવાની પદ્ધતિને સમજતો નથી, તે તેના ફાયદાઓથી વંચિત રહે છે, સમજદાર મનુષ્ય બંને વસ્તુઓને સમજીને તેનાથી લાભ ઉઠાવે છે.

ખુલાસો એ છે કે, માનવીની સમગ્ર જરૂરિયાતો અલ્લાહ તઆલાએ પૃથ્વીમાં સંગ્રહી રાખી છે, જેનો તકાદો તો એ છે કે તે દરેક સમયે, દરેક પરિસ્થિતિમાં અલ્લાહનો આભાર માને પરંતુ ગફલતમાં પડીને પોતાના સર્જનહાર અને માલિકના અહેસાનોને ભૂલી જાય છે અને તે જ ભૌતિક પદાર્થો અને વસ્તુઓમાં ગૂંચવાઈ પડે છે, એટલા માટે અંતિમ આયતમાં ફરિયાદ સ્વરૂપે ઈરશાદ ફરમાવવામાં આવ્યો قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ એટલે કે, "તમે લોકો ઘણો ઓછો આભાર માનો છો."

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૧ થી ૧૮)

وَلَقَدْ خَلَقْنٰكُمْ ثُمَّ صَوَّرْنٰكُمْ ثُمَّ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ ۖ فَسَجَدُوْٓا اِلَّآ
اِبْلِيْسَ ۭ لَمْ يَكُنْ مِّنَ السّٰجِدِيْنَ ﴿١١﴾ قَالَ مَا مَنَعَكَ اَلَّا تَسْجُدَ اِذْ اَمَرْتُكَ ۭ
قَالَ اَنَا خَيْرٌ مِّنْهُ ۚ خَلَقْتَنِيْ مِنْ نَّارٍ وَّخَلَقْتَهٗ مِنْ طِيْنٍ ﴿١٢﴾ قَالَ فَاهْبِطْ مِنْهَا فَمَا
يَكُوْنُ لَكَ اَنْ تَتَكَبَّرَ فِيْهَا فَاخْرُجْ اِنَّكَ مِنَ الصّٰغِرِيْنَ ﴿١٣﴾ قَالَ اَنْظِرْنِيْٓ اِلٰى يَوْمِ
يُبْعَثُوْنَ ﴿١٤﴾ قَالَ اِنَّكَ مِنَ الْمُنْظَرِيْنَ ﴿١٥﴾ قَالَ فَبِمَآ اَغْوَيْتَنِيْ لَاَقْعُدَنَّ لَهُمْ
صِرَاطَكَ الْمُسْتَقِيْمَ ﴿١٦﴾ۙ ثُمَّ لَاٰتِيَنَّهُمْ مِّنْۢ بَيْنِ اَيْدِيْهِمْ وَمِنْ خَلْفِهِمْ وَعَنْ اَيْمَانِهِمْ
وَعَنْ شَمَاۗئِلِهِمْ ۭ وَلَا تَجِدُ اَكْثَرَهُمْ شٰكِرِيْنَ ﴿١٧﴾ قَالَ اخْرُجْ مِنْهَا مَذْءُوْمًا مَّدْحُوْرًا ۭ
لَمَنْ تَبِعَكَ مِنْهُمْ لَاَمْلَئَنَّ جَهَنَّمَ مِنْكُمْ اَجْمَعِيْنَ ﴿١٨﴾

## તરજુમો :

*અને અમે જ તમને પેદા કર્યા, પછી તમારા ચહેરા–મહોરા બનાવ્યા (સ્વરૂપ આપ્યું), પછી ફરિશ્તાઓને હુકમ કર્યો કે આદમને સિજ્દહ કરો ! બસ સૌએ સિજ્દહ કર્યો પરંતુ ઈબ્લીસ સિજ્દહ કરનારાઓમાંનો ન હતો. (૧૧) (અલ્લાહે) કહ્યું, તને શું અવરોધ હતો કે તેં સિજ્દહ ન કર્યો જ્યારે મેં હુકમ આપ્યો ? બોલ્યો, હું એનાથી બહેતર છું, મને તેં આગથી બનાવ્યો અને તેને માટીથી બનાવ્યો. (૧૨) કહ્યું, તું અહીંયાંથી ઉતર ! તું એ લાયક નથી કે અહીંયાં અભિમાન કરે; બસ બહાર નીકળ ! તું ઝલીલ છે. (૧૩) બોલ્યો કે મને તે દિવસ સુધીની મહોલત આપ કે લોકો કબરોમાંથી ઉઠાડવામાં આવે. (૧૪) કહ્યું, તને મહોલત આપવામાં આવી. (૧૫) બોલ્યો, તો જેવો તેં મને ગુમરાહ કર્યો છે હું પણ અવશ્ય તેમની (માનવોની) તાકમાં તારા સીધા માર્ગ ઉપર બેસીસ. (૧૬) પછી તેમના ઉપર આવીશ તેમની આગળથી અને પાછળથી અને જમણેથી અને ડાબેથી, અને તું તેમનામાં ઘણાને શુક્રગુઝાર પામીશ નહીં. (૧૭) કહ્યું, અહીંયાંથી નીકળ બુરી હાલતમાં મરદૂદ થઈને !*

*જે કોઈ તેમનામાંથી તારા માર્ગ ઉપર ચાલશે તો હું અવશ્ય તમારા સૌથી દોઝખને ભરી દઈશ. (૧૮)*

## તફસીર :

અને અમે તમને પેદા (કરવાનો સામાન શરૂ) કર્યા (એટલે કે આદમ અલૈ.નો ભૌતિક ઢાંચો બનાવ્યો, એ જ ઢાંચાથી તમે બધા મનુષ્યો છો) પછી (ઢાંચો બનાવીને) અમે તમારું સ્વરૂપ બનાવ્યું (એટલે કે એ ઢાંચામાં આદમ અલૈ.નું સ્વરૂપ ઘડી ચહેરો-મહોરો બનાવ્યો, દિલડોળ બનાવ્યું, પછી આ જ સ્વરૂપ પ્રમાણે તેમની અવલાદ આજે જગતમાં ચાલી રહી છે, આ રીતે માનવ શરીરના સ્વરૂપની નેઅ્મતનું સર્જન કરવામાં આવ્યું) પછી (જ્યારે આદમ અલૈ.નું સર્જન થયું અને તેઓ સમગ્ર વસ્તુઓના નામો શીખી ચૂક્યા તો) અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને (હવે) સિજદહ કરો (આ પ્રતિષ્ઠા અને સન્માનની નેઅ્મત હતી) તો બધા ફરિશ્તાઓએ સિજદહ કર્યો સિવાય કે ઈબ્લીસ, કે તે સિજદહ કરનારાઓમાં સામેલ ન થયો. અલ્લાહ તઆલાએ કહ્યું, તું સિજદહ નથી કરતો તો તને એનાથી કઈ બાબત અટકાવે છે જ્યારે કે હું (પોતે) તને સિજદહ કરવાનો હુકમ આપું છું ? કહેવા લાગ્યો, (મને એ બાબત અટકાવે છે કે) તેં મને આગથી પેદા કર્યો અને એ (આદમ અલૈ.)ને તેં માટીથી પેદા કર્યો છે (આ શયતાનની દલીલોનો પ્રથમ મુકદ્દમો છે અને બીજો મુકદ્દમો જેનું વર્ણન કરવામાં આવ્યું નથી, તે એ છે કે આગ પ્રકાશિત હોવાના કારણે માટીથી ઉચ્ચ કક્ષાની છે. ત્રીજો મુકદ્દમો એ છે કે, ઉચ્ચ કક્ષાની અવલાદ પણ નીચી કક્ષાની અવલાદ કરતાં શ્રેષ્ઠ હોય છે. ચોથો મુકદ્દમો એ છે કે, ઉચ્ચ કક્ષાના સર્જને નીચી કક્ષાના સર્જનને સિજદહ કરવો અયોગ્ય છે; આ ચારે મુકદ્દમાઓને ભેગા કરીને શયતાને પોતાનો સિજદહ ન કરવાની એ દલીલ બનાવી કે હું શ્રેષ્ઠ છું, એટલા માટે નીચી કક્ષાના માનવીને સિજદહ નહીં કરું પરંતુ પ્રથમ મુકદ્દમા સિવાય બધા જ મુકદ્દમાઓ ખોટા છે અને પ્રથમ મુકદ્દમો પણ સામાન્ય મનુષ્યના હકમાં એક અર્થમાં સાચો છે કે મનુષ્યના સર્જનમાં માટીના અંશો વધારે છે, બાકીના મુકદ્દમાઓની દલીલોનું ખોટું હોવું ઉઘાડું છે, કારણ કે આગ એ માટી કરતા શ્રેષ્ઠ હોવું એક પેટા વિભાગની શ્રેષ્ઠતા તો હોઈ શકે છે પરંતુ સમગ્ર રીતે તેને શ્રેષ્ઠ હોવાનો દા'વો કરવો વ્યાજબી નથી, એ જ પ્રમાણે શ્રેષ્ઠના સંતાનોનું શ્રેષ્ઠ હોવું પણ શંકાસ્પદ

છે, હજારો ઘટનાઓ એ બાબતે સામે આવતી રહે છે કે, નેકની અવલાદ દુષ્ટ અને દુષ્ટની અવલાદ નેક બની જાય છે, એ જ પ્રમાણે એ પણ ખોટું છે કે શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાના સર્જને અલ્લાહ તઆલાના હુકમ હોવા છતાં નીચી કક્ષાના સર્જનને સિજદહ કરવો અયોગ્ય છે. અમુક સમયે અલ્લાહની મસ્લિહતનો તકાદો એ જ પ્રમાણે જોવા મળે છે કે, નીચી કક્ષાનું સર્જન ઉચ્ચ કક્ષાના સર્જન કરતાં વધારે ફાયદાકારક હોય છે.)

અલ્લાહ તઆલાએ કહ્યું, (જ્યારે તું આવો નાફરમાન છે) તો આસમાનથી નીચે ઊતર તને કોઈ હક પ્રાપ્ત નથી કે તું અભિમાન કરે (ખાસ કરીને) આસમાનમાં રહીને (જે સઘળા ફરમાંબરદારોનું જ નિવાસ સ્થાન છે), તું (અહીંયાંથી) નીકળી (દૂર થઈ) જા, બેશક ! તું (આ ઘમંડના કારણે) ઝલીલોમાં સામેલ થઈ ગયો; તે કહેવા લાગ્યો, મને કયામતના દિવસ સુધી મહોલત આપો; અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, તને મહોલત આપવામાં આવી. તે કહેવા લાગ્યો એ કારણે કે તેં મને ગુમરાહ (કરવાનો ફેંસલો) કર્યો છે હું કસમ ખાઉં છું કે હું તેમના (એટલે કે, આદમ અને આદમની અવલાદના માર્ગમાં લૂંટારો બની માર્ગ ભટકાવવા) રસ્તામાં બેસી જઈશ, પછી તેમના ઉપર (ચારે બાજુએથી) હુમલો કરીશ, તેમની આગળથી પણ, તેમની પાછળથી પણ અને તેમની જમણેથી પણ અને ડાબેથી પણ. (એટલે કે, તેમને બહેકાવવાની અને માર્ગ ભટકાવવાની સંપૂર્ણ કોશીશ કરીશ અને કોઈપણ પાસું બાકી છોડીશ નહીં કે જેથી તે તારી ઈબાદત કરવા ન પામે) અને (હું મારી કોશીશમાં સફળ થઈશ, એટલા માટે) તું તેમનામાંથી ઘણાઓને (તારી નેઅ્મતોનું) અહેસાન માનનારા પામીશ નહિ. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, અહીંયાં (આસમાન)થી ઝલીલ અને અપમાનિત (તિરસ્કૃત અને નિંદનીય) થઈને નીકળી જા (અને તું જે આદમની અવલાદને બહેકાવવાનું કહે છે તો જે તારું અનુસરણ કરશે હું તે સૌથી બેપરવા છું, ન તો કોઈના સીધા માર્ગ ઉપર આવવાથી મને કોઈ લાભ છે અને ન જ ગુમરાહ થવાથી કોઈ નુકસાન) જે વ્યક્તિ તેમનામાંથી તારું કહ્યું માનશે હું અવશ્ય તમારા સૌ (એટલે કે, ઈબ્લીસ અને તેના અનુયાયીઓ)થી જહન્નમ ભરી દઈશ.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત આદમ (અલૈ.) અને શયતાનની આ ઘટના જે અત્રે પ્રસ્તુત છે તે

આ અગાઉ સૂરએ બકરહના ચોથા રુકૂઅ્માં વર્ણન થઈ ચૂકી છે અને તેના સંદર્ભમાં બધા જ સંશોધનપાત્ર અહેવાલો ત્યાં વર્ણન થઈ ચૂક્યા છે. અત્રે અમુક વિશેષ બાબતો જે સંશોધનપાત્ર છે તેનો જવાબ લખવામાં આવે છે.

**કયામત સુધીની જિંદગી પ્રાપ્ત કરવા માટેની ઇબ્લીસની દુઆ કબૂલ થઈ અથવા નહિ; એ દુઆ સ્વીકાર થવા બાબતે બે આયતોના વિરોધાભાસી શબ્દોનો ખુલાસો :**

ઈબ્લીસે તે સમયે જ્યારે કે તેના ઉપર અલ્લાહનો ક્રોધ અને ગુસ્સો થઈ રહ્યો હતો, તેણે અલ્લાહ તઆલા પાસે એક દુઆ (વચન) માંગી અને તે પણ આશ્ચર્યજનક દુઆ કે, હશ્ર સુધીના જીવનની મને મહોલત અર્પણ કરી આપો. તેના જવાબમાં અલ્લાહ તબારક વ તઆલાએ જે ફરમાવ્યું તેના શબ્દો આ સ્થળે પ્રસ્તુત આયતમાં તો ફક્ત આ છે, اِنَّکَ مِنَ الْمُنْظَرِيْنَ એટલે કે, "તને મહોલત આપવામાં આવી." આ શબ્દોથી દુઆના સવાલ વિશે અનુમાન સ્વરૂપે એવું સમજી શકાય છે કે, આ મહોલત હશ્ર સુધી આપવામાં આવી. જેમકે તેણે પ્રશ્ન કર્યો હતો પરંતુ એનો ખુલાસો આ આયતમાં નથી કે જે મહોલત આપવાનું વર્ણન અત્રે થયું છે તે ઈબ્લીસના કહ્યા પ્રમાણે હશ્ર સુધી છે અથવા કોઈ અન્ય સમય સુધી ? પરંતુ બીજી આયતમાં આ સ્થળે اِلٰى يَوْمِ الْوَقْتِ الْمَعْلُوْمِ "નિશ્ચિત સમયના દિવસ સુધી" (૧૫ : ૩૮) શબ્દો પણ આવ્યા છે, જેનાથી ઉપરછલ્લી રીતે એ જાણ થાય છે કે, ઈબ્લીસની માંગેલી મહોલત કયામત સુધી નથી આપવામાં આવી બલકે, કોઈ ખાસ મુદત સુધી આપવામાં આવી છે, જે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં સુરક્ષિત છે, માટે ખુલાસો એ થયો કે ઈબ્લીસની આ દુઆ કબૂલ તો થઈ પરંતુ અધૂરી; કે કયામતના દિવસના બદલે એક ખાસ સમયસીમા સુધીની મહોલત આપવામાં આવી.

તફસીરે ઇબ્ને જરીરમાં સુદ્દી (રહ.)થી એક રિવાયત નકલ થઈ છે, તેનાથી આ જ બાબતનું સમર્થન મળે છે, તેના શબ્દો આ છે.

فَلَمْ يُنْظِرْهُ اِلٰى يَوْمِ الْبَعْثِ وَلٰكِنْ اَنْظَرَهُ اِلٰى يَوْمِ الْوَقْتِ الْمَعْلُوْمِ وَهُوَ يَوْمٌ يُنْفَخُ فِى الصُّوْرِ النَّفْخَةُ الْاَوْلٰى فَصَعِقَ مَنْ فِى السَّمٰوٰتِ وَمَنْ فِى الْاَرْضِ فَمَاتَ....

*"અલ્લાહ તઆલાએ ઈબ્લીસને કયામત સુધી મહોલત નથી આપી, બલકે એક ચોક્કસ દિવસ સુધી મહોલત આપી છે અને તે દિવસ તે છે જેમાં પ્રથમ સૂર ફૂંકવામાં આવશે, જેનાથી આસમાન અને પૃથ્વીવાળા બધા બેહોશ થઈ જશે અને મરી જશે."*

આથી ખુલાસો એ થયો કે, શયતાને તો પોતાની દુઆમાં તે સમય સુધીની મહોલત માંગી હતી કે જ્યારે બીજો સૂર ફૂંકાતા બધા જ મુરદાઓને સજીવન કરવામાં આવશે, તેનું જ નામ "યવમુલ બઅ્ષ" (બદલાનો દિવસ) છે. જો એ દુઆ શબ્દસઃ સ્વીકાર થઈ હોત તો જે સમયે માત્ર એક પરવરદિગાર હય્યુ–કય્યુમ સિવાય કોઈ જીવીત ન હશે. كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ وَّيَبْقٰى وَجْهُ رَبِّكَ ذُوالْجَلَالِ وَالْإِكْرَامِ (૫૫ : ૨૬–૨૭)ની ઘટના બનશે, આ દુઆની બીના પર ઈબ્લીસ પણ તે જ સમય સુધી સજીવન રહ્યો હોત, એટલા માટે તેની એક દુઆને "યવમુલ બઅ્ષ"ના બદલે يَوْمَ يُنْفَخُ فِى الصُّوْرِ (પ્રથમ સૂર ફૂંકાવાના સમય) સુધીની મહોલતમાં પરિવર્તિત કરીને સ્વીકાર કરવામાં આવ્યો, જેની અસર એ હશે કે, જે સમયે સમગ્ર દુનિયા ઉપર મોત છવાયેલું હશે તે સમયે ઈબ્લીસને પણ મોત આવશે, ત્યારબાદ જ્યારે બધા પુનઃ સજીવન કરવામાં આવશે ત્યારે તેને પણ સજીવન કરવામાં આવશે.

આ હકીકતથી એ શંકા પણ દૂર થઈ ગઈ જે આ આયત كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ (૫૫:૨૬)થી આ દુઆ વિશે પેદા થાય છે કે, જાહેરમાં બંનેના ભેદનો ખુલાસો સ્પષ્ટ થઈ ગયો.

પરંતુ આ સંશોધનનું તાત્પર્ય એ છે કે, يَوْمُ الْبَعْثِ (યવમુલ બઅ્ષિ) અને يَوْمُ الْوَقْتِ الْمَعْلُوْمِ (યવમુલ વક્તિલ્ મઅ્લૂમ) બંને અલગ–અલગ દિવસો છે. ઈબ્લીસે યવમુલ બઅ્ષ સુધીની મહોલત માંગી હતી તે સંપૂર્ણ જેમની તેમ સ્વીકાર ન થઈ, તેના બદલે "યવમુલ વક્તલ મઅ્લૂમ" સુધીની મહોલત આપવામાં આવી. સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં અગ્રિમતા એને જ આપી છે કે, વાસ્તવમાં આ બંને દિવસો અલગ–અલગ દિવસો છે. બલકે, نَفْخَةً اُوْلٰى (નફ્ખએ ઊલા) "પ્રથમ સૂર"ના સમયથી જન્નત અને જહન્નમના પ્રવેશ સુધીનો એક લાંબો દિવસ હશે, તેના

વિવિધ વિભાગોમાં વિવિધ ઘટનાઓ બનશે, તે જ વિવિધ પ્રકારની ઘટનાઓની બીના પર તે દિવસને દરેક ઘટના સાથે જોડી શકાય છે. દા.ત. તેને يَوْمِ نَفْخِ صُوْر અને يَوْمِ فَنَاءً (યવમે ફના) પણ કહી શકાય છે અને યવમે બઅ્ષ અને يَوْمِ جَزَاءً (યવમે જઝા) પણ કહી શકાય છે, આથી બધી શંકાઓ દૂર થઈ ગઈ. અલ્હમ્દુલિલ્લાહ !

## શું કાફિરોની દુઆ પણ કબૂલ થઈ શકે છે ? :

આ સવાલ એટલા માટે પેદા થાય છે કે, કુર્આનની આયત وَمَا دُعَآءُ الْكَافِرِيْنَ اِلَّا فِىْ ضَلَالٍ "અને કાફિરોની પ્રાર્થના કંઈ નથી પરંતુ માત્ર વ્યર્થ બાબત." (૧૩ : ૧૪)થી દેખીતી રીતે એવું સમજવામાં આવે છે કે, કાફિરોની દુઆ કબૂલ થતી નથી પરંતુ આ ઈબ્લીસની ઘટના અને પ્રસ્તુત આયતથી દુઆ કબૂલ થવાનો અપવાદ દેખીતો છે. જવાબ એ છે કે, દુનિયામાં તો કાફિરની દુઆ પણ કબૂલ થઈ શકે છે, એટલે સુધી કે ઈબ્લીસ જેવા કાફિરની દુઆ પણ કબૂલ થઈ ગઈ પરંતુ આખિરતમાં કાફિરની દુઆ કબૂલ થશે નહિ અને પ્રસ્તુત આયત وَمَا دُعَاءُ الْكَافِرِيْنَ આખિરત વિશે છે, દુનિયાથી તેને કોઈ સંબંધ નથી.

## હઝરત આદમ (અલૈ.) અને ઇબ્લીસની ઘટનાના વિવિધ શબ્દો :

કુર્આને કરીમમાં આ કિસ્સો ઘણે ઠેકાણે આવ્યો છે અને દરેક સ્થળે આ સવાલ અને જવાબના શબ્દો વિવિધ પ્રકારના છે, જો કે ઘટના એક જ છે. કારણ એ છે કે, મૂળ ઘટનામાં તો દરેક સ્થળે એક જ વિષય છે અને શબ્દોની નકલ દરેક સ્થળે અક્ષરસઃ હોવી આવશ્યક નથી. અર્થના સંદર્ભની રિવાયત (રિવાયત બિલ મઅ્ની) પણ હોઈ શકે છે. વિષયની છણાવટ અને તેના મૂળ સમજવામાં આવતા ભાવાર્થ પછી આવા શબ્દોનું વિવિધ પ્રકારનું હોવું લક્ષ આપવા જેવી બાબત નથી.

## ઇબ્લીસની એ હિંમત કઈ રીતે થઈ કે બારગાહે ઇલાહીમાં આવી બે'બાક (નીડર બની) વાતચીત કરી ? :

રબ્બુલ ઈજ્જત અલ્લાહ જલ્લ શા'નુહૂની બારગાહમાં ફરિશ્તાઓ અને રસૂલોની પણ અલ્લાહના જલાલ અને ધાકના કારણે જીભ ઉપાડવાની હિંમત ન હતી. ઈબ્લીસને આવી હિંમત કઈ રીતે થઈ ? ઉલમા ફરમાવે છે કે, અલ્લાહના ક્રોધની પરાકાષ્ઠાનું કઠોર સ્વરૂપ એ છે કે, ઈબ્લીસ મરદૂદ થઈ જવાના કારણે

તેના ઉપર એક એવો પડદો પડી ગયો જેના પ્રભાવે તેને અલ્લાહ તઆલાની પ્રતિષ્ઠા અને ક્રોધને ભૂલાવી દીધો તથા નિર્લજ્જતા તેના ઉપર સવાર થઈ ગઈ.

*(બયાનુલ કુર્આન)*

**શયતાનનું આક્રમણ મનુષ્યો ઉપર ચાર દિશાએથી મર્યાદિત નથી :**

કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં એ વર્ણન છે કે, ઈબ્લીસે આદમની અવલાદને માર્ગ ભટકાવવા માટે ચાર દિશાઓનું વર્ણન કર્યું છે. આગળ, પાછળ, ડાબે અને જમણે, પરંતુ અત્રે વાસ્તવમાં કોઈ મર્યાદા બાંધવાનો હેતુ નથી બલકે, તેનો ભાવાર્થ એ છે કે, દરેક દિશાએથી અને દરેક ક્ષેત્રમાં શયતાનનું આક્રમણ મનુષ્યો ઉપર થતું રહેશે. અત્રે ઉપરની દિશાએથી અથવા પગના તળિયાની દિશાએથી ગુમરાહ કરવાની સંભાવના હોવાનો નકાર થતો નથી અને એ જ પ્રમાણે હદીષમાં જે એ વર્ણન થયું છે કે, શયતાન મનુષ્યના લોહીમાં પ્રવેશ કરીને લોહીની નસો દ્વારા મનુષ્યના સમગ્ર શરીર ઉપર કબજો જમાવે છે, એનાથી તેનો પણ નકાર થતો નથી.

પ્રસ્તુત આયતોમાં શયતાનને આસમાનથી નીકળી જવાનો હુકમ બે વખતે કરવામાં આવ્યો છે. પ્રથમ فَاخْرُجْ اِنَّكَ مِنَ الصّٰغِرِيْنَ માં અને બીજું قَالَ اخْرُجْ مِنْهَا مَذْءُوْمًا માં. લગભગ પ્રથમ વાક્યમાં એક ઠરાવ છે અને બીજામાં તેનું અમલીકરણ. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૯ થી ૨૫)

| |
|---|
| وَيٰۤاٰدَمُ اسْكُنْ اَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ فَكُلَا مِنْ حَيْثُ شِئْتُمَا وَلَا تَقْرَبَا هٰذِهِ الشَّجَرَةَ |
| فَتَكُوْنَا مِنَ الظّٰلِمِيْنَ ﴿١٩﴾ فَوَسْوَسَ لَهُمَا الشَّيْطٰنُ لِيُبْدِيَ لَهُمَا مَاوٗرِيَ عَنْهُمَا مِنْ |
| سَوْاٰتِهِمَا وَقَالَ مَا نَهٰىكُمَا رَبُّكُمَا عَنْ هٰذِهِ الشَّجَرَةِ اِلَّاۤ اَنْ تَكُوْنَا مَلَكَيْنِ اَوْ تَكُوْنَا |
| مِنَ الْخٰلِدِيْنَ ﴿٢٠﴾ وَقَاسَمَهُمَاۤ اِنِّيْ لَكُمَا لَمِنَ النّٰصِحِيْنَ ﴿٢١﴾ فَدَلّٰىهُمَا بِغُرُوْرٍ ۚ |
| فَلَمَّا ذَاقَا الشَّجَرَةَ بَدَتْ لَهُمَا سَوْاٰتُهُمَا وَطَفِقَا يَخْصِفٰنِ عَلَيْهِمَا مِنْ وَّرَقِ الْجَنَّةِ ؕ |

وَنَادٰىهُمَا رَبُّهُمَآ اَلَمْ اَنْهَكُمَا عَنْ تِلْكُمَا الشَّجَرَةِ وَاَقُلْ لَّكُمَآ اِنَّ الشَّيْطٰنَ
لَكُمَا عَدُوٌّ مُّبِيْنٌ ﴿٢٢﴾ قَالَا رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا ۫ وَاِنْ لَّمْ تَغْفِرْ لَنَا وَتَرْحَمْنَا لَنَكُوْنَنَّ
مِنَ الْخٰسِرِيْنَ ﴿٢٣﴾ قَالَ اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ وَلَكُمْ فِي الْاَرْضِ مُسْتَقَرٌّ وَّمَتَاعٌ
اِلٰى حِيْنٍ ﴿٢٤﴾ قَالَ فِيْهَا تَحْيَوْنَ وَفِيْهَا تَمُوْتُوْنَ وَمِنْهَا تُخْرَجُوْنَ ﴿٢٥﴾ ع

**તરજુમો :**

*અને હે આદમ (અલૈ.) ! તમે અને તમારી ઓરત જન્નતમાં રહો, પછી ખાઓ જ્યાંથી ઈચ્છો અને તે વૃક્ષની પાસે ન જાઓ (નહિતર) પછી તમે ગુનેહગાર થઈ જશો. (૧૯) પછી તેમને શયતાને બહેકાવ્યા જેથી તેમના ઉપર તે વસ્તુ ખોલી દે કે તેમની નજરથી છુપી હતી તેમની શર્મગાહો (ગુપ્તાંગો)થી, અને તે બોલ્યો કે તમને તમારા પરવરદિગારે આ વૃક્ષથી રોક્યા નથી પરંતુ એટલા જ માટે કે ક્યાંક તમે ફરિશ્તા થઈ જાઓ અથવા હંમેશા રહેનારા થઈ જાઓ. (૨૦) અને તેમની સામે કસમ ખાધી કે હું અલબત્ત તમારો મિત્ર છું. (૨૧) પછી તેમને ધોકાથી આકર્ષિત કરી લીધા, પછી જ્યારે તે બંનેએ વૃક્ષને ચાખ્યું તો તેમના ઉપર તેમની શર્મગાહો ખુલી ગઈ અને પોતાના ઉપર જન્નતના પાંદડા જોડવા (ઢાંકવા) લાગ્યા અને તેમને તેમના પરવરદિગારે પોકાર્યા, કહ્યું; મેં તમને એ ઝાડથી મનાઈ ન કરી હતી!? અને તમને કહી આપ્યું ન હતું કે શયતાન તમારો ઉઘાડો દુશ્મન છે !? (૨૨) તે બંને બોલ્યા, હે અમારા પરવરદિગાર ! અમે પોતાની જાત ઉપર જુલમ કર્યો અને જો તું અમને મા'ફ ન કરે અને અમારા ઉપર રહમ ન કરે તો અમે અવશ્ય તબાહ થઈ જઈશું. (૨૩) કહ્યું, તમે ઊતરો ! તમે એકબીજાના દુશ્મન થશો અને તમારા માટે જમીનમાં ઠેકાણું અને લાભ ઉઠાવવાનો છે એક સમય સુધી. (૨૪) કહ્યું, એમાં જ તમે જીવતા રહેશો અને એમાં જ તમે મરશો અને એમાંથી જ તમે કાઢવામાં આવશો. (૨૫)*

**તફસીર :**

અને અમે (આદમ અલૈ.ને) હુકમ આપ્યો કે, હે આદમ (અલૈ.) ! તમે

અને તમારી પત્ની (હવ્વા) જન્નતમાં રહો, પછી જે સ્થળેથી ઈચ્છો (અને જે વસ્તુ ઈચ્છો) બંને ખાઓ અને (એટલું ધ્યાન રાખજો કે) એ (ખાસ) ઝાડની પાસે (પણ) ન જશો (એટલે કે એનું ફળ ન ખાશો) ક્યાંક તે લોકોમાં ગણતરી થવા લાગે જેનાથી અયોગ્ય કામ થઈ જાય છે, પછી શયતાને તે બંનેને મનમાં વસવસો નાંખી દીધો જેથી (તે બંને પ્રતિબંધિત ઝાડ ખાઈને) તેમનું છુપાયેલું બદન જે એકબીજા માટે ગુપ્ત હતું બંને સામે ખુલ્લું કરી દીધું (કારણ કે આ ઝાડના ખાવામાં એ જ અસર છે, ભલે તેમાં તે અસર આપમેળે હોય અથવા તો આ મનાઈના કારણે તે અસર ઉત્પન્ન થઈ ગઈ હોય) અને (તે વસવસો એ હતો કે શયતાન તે બંનેને) કહેવા લાગ્યો કે, તમારા પરવરદિગારે તમને બંનેને એ ઝાડ (ખાવા)થી અન્ય કોઈ કારણે મનાઈ નથી કરી પરંતુ ફક્ત એ કારણે કે તમે બંને (તેને ખાઈને) ક્યાંક ફરિશ્તા ન બની જાઓ અથવા ક્યાંક હંમેશા જીવંત રહેનારાઓમાંથી ન થઈ જાઓ. (આ વસવસાનો ખુલાસો એ હતો કે, આ ઝાડ ખાવાથી ફરિશ્તાની શક્તિ અને કાયમી જીવન પેદા થઈ જાય છે પરંતુ શરૂઆતમાં આપનું અસ્તિત્વ આ શક્તિશાળી ખોરાક ઉપર અવલંબિત ન હતું એટલા માટે આપને મનાઈ કરવામાં આવી હતી, હવે તમારી હાલત અને શક્તિમાં પ્રગતિ થઈ છે અને તમારી શક્તિ અને સામર્થ્ય તેને વેઠી લેવા માટે તૈયાર છે તો હવે તેનો પ્રતિબંધ બાકી રહ્યો નથી. શયતાને આવો વસવસો તેમના દિલમાં નાંખ્યો) અને તે બંનેની રૂબરૂ (આ બાબત ઉપર) કસમ ખાઈ લીધી કે વિશ્વાસ રાખો હું તમારા બંનેનો (સાચા દિલથી) શુભચિંતક છું, (એવી વાતો બનાવીને) તે બંનેને દગાથી નીચે લઈ આવ્યો (નીચે લાવવું શયતાનના ભરોસાના કારણે અને તેના મશ્વરાથી પણ હતું કે આદમ અલૈ. પોતાના ઉચ્ચ કક્ષાના અભિપ્રાયને છોડીને તે દુશ્મનની સલાહ તરફ આકર્ષિત થઈ ગયા અને સ્થળના આધારે પણ જન્નત જેવા ઉચ્ચ કક્ષાના સ્થાનેથી નીચી કક્ષાએ ઉતારી દેવામાં આવ્યા), બસ તે બંનેએ જેવું ઝાડને ચાખ્યું (કે તરત જ) બંનેના ઢંકાયેલા શરીર એકબીજાની સામે ખુલી ગયા, (એટલે કે જન્નતનો પહેરવેશ ઊતરી ગયો અને બંને લજ્જિત થઈ શરમાઈ ગયા) અને (શરીર ઢાંકવા માટે) બંને પોતાના (શરીર) ઉપર જન્નતના (ઝાડોના) પાંદડા જોડી–જોડીને મૂકવા લાગ્યા અને (તે સમયે) તેમના પરવરદિગારે તેમને પોકાર કર્યો (કે) શું હું તમને બંનેને તે ઝાડ(ને

ખાવા)થી મનાઈ કરી ચૂક્યો ન હતો ? અને એ બતાવી ચૂક્યો હતો કે શયતાન તમારો ખુલ્લો દુશ્મન છે. (તેના બહેકાવવાથી બચતા રહેજો) બંને કહેવા લાગ્યા કે, હે અમારા પરવરદિગાર ! અમે અમારું મોટું નુકસાન કર્યું (કે સંપૂર્ણ કાળજી અને સહનશીલતાથી કામ ન લીધું) અને જો તું અમારી મગફિરત (મા'ફી) નહીં કરે અને અમારા ઉપર રહમ (દયા) નહીં કરે તો વાસ્તવમાં અમે મોટા નુકસાનમાં પડી જઈશું. અલ્લાહ તઆલાએ (આદમ અને હવ્વા અલૈ.ને) ફરમાવ્યું કે, (જન્નતમાંથી) નીચે (પૃથ્વી ઉપર) એવી હાલતમાં જાઓ કે તમે (એટલે કે તમારી અવલાદ) પરસ્પર અમુક અમુકના દુશ્મન હશો અને તમારા માટે પૃથ્વી ઉપર રહેવાનું સ્થળ (નક્કી કરવામાં આવ્યું) છે અને (જીવન જરૂરી ચીજવસ્તુઓથી) લાભ પ્રાપ્ત કરવો (નક્કી કરવામાં આવ્યો છે) એક ચોક્કસ સમય સુધી. (એટલે કે, મોતના સમય સુધી અને એ પણ) ફરમાવ્યું કે, તમારે ત્યાં જ જીવન વ્યતિત કરવાનું છે અને ત્યાં જ મૃત્યું પામવાનું છે અને તેમાંથી જ (કયામતના દિવસે) ફરીવાર સજીવન થઈને નીકળવાનું છે.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત આદમ (અલૈ.) અને ઈબ્લીસની જે ઘટના પ્રસ્તુત આયતોમાં વર્ણન થઈ છે, અક્ષરસઃ આ સમગ્ર ઘટના સૂરએ બકરહના ચોથા રુકૂઅ્માં સંપૂર્ણ વિગત સાથે આવી ચૂકી છે અને તેનાથી સંબંધિત જેટલા પ્રકારના સવાલો અને શંકાઓ હોઈ શકે છે, તે બધાનો વિગતપૂર્વકનો જવાબ અને સંપૂર્ણ ખુલાસો અન્ય સ્પષ્ટતાઓ સાથે સૂરએ બકરહની તફસીરમાં આવી ચૂક્યું છે. આવશ્યકતા હોય તો ત્યાં જોઈ લેવામાં આવે.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૨૬-૨૭)

| |
|---|
| يٰبَنِيْٓ اٰدَمَ قَدْ اَنْزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا يُّوَارِيْ سَوْاٰتِكُمْ وَرِيْشًا ۭ وَلِبَاسُ التَّقْوٰى ۙ |
| ذٰلِكَ خَيْرٌ ۭ ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿٢٦﴾ يٰبَنِيْٓ اٰدَمَ لَا يَفْتِنَنَّكُمُ الشَّيْطٰنُ كَمَآ |
| اَخْرَجَ اَبَوَيْكُمْ مِّنَ الْجَنَّةِ يَنْزِعُ عَنْهُمَا لِبَاسَهُمَا لِيُرِيَهُمَا سَوْاٰتِهِمَا ۭ اِنَّهٗ يَرٰىكُمْ |
| هُوَ وَقَبِيْلُهٗ مِنْ حَيْثُ لَا تَرَوْنَهُمْ ۭ اِنَّا جَعَلْنَا الشَّيٰطِيْنَ اَوْلِيَاۗءَ لِلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ ﴿٢٧﴾ |

## તરજુમો :

*હે આદમની અવલાદ ! અમે તમારા ઉપર પોશાક ઉતાર્યો જે તમારી શર્મગાહો ઢાંકે અને શણગારના કપડાં ઉતાર્યા અને પરહેઝગારીનો લિબાસ (પહેરવેશ) તે સૌથી ઉત્તમ છે, આ અલ્લાહની કુદરતની નિશાનીઓ છે જેથી તે લોકો વિચાર કરે. (૨૬) હે આદમની અવલાદ ! તમને શયતાન ભટકાવી ન દે જેવી રીતે કે તેણે તમારા માં–બાપને જન્નતથી કઢાવ્યા, તેમનાથી તેમના કપડાં ઉતારાવ્યા જેથી તેમને તેમની શર્મગાહો બતાવી આપે, તે અને તેની કોમ તમને જુએ છે જ્યાંથી તમે તેમને જોતા નથી, અમે શયતાનોને તે લોકોના મિત્ર બનાવી દીધા જેઓ ઈમાન નથી લાવતા. (૨૭)*

## તફસીર :

હે આદમ (અલૈ.)ની અવલાદ ! (અમારું એક ઈનામ એ છે કે) અમે તમારા માટે પોશાક ઉત્પન્ન કર્યો જે તમારા સતર (એટલે કે શરીરના જરૂરી અંગો)ને પણ ઢાંકે છે અને (તમારા શરીર માટે) શણગાર(નું કારણ પણ હોય) છે અને (આ જાહેરમાં દેખાતા ભૌતિક પોશાક સિવાય એક આધ્યાત્મિક પોશાક પણ તમારા માટે નક્કી કરવામાં આવ્યો છે, જે) તકવા (એટલે કે પરહેઝગારી, દીનદારી)નો પોશાક (છે કે); આ તે (ભૌતિક પોશાક)થી વધીને (જરૂરી) છે (કારણ કે તે જાહેર પોશાક શરીઅત દ્વારા ઈચ્છિત હોવું આ જ તકવા એટલે કે દીનદારી અને પહેઝગારીનો એક ભાગ છે, અસલ હેતુ દરેક હાલતમાં તકવાનો પોશાક જ છે) એ (પોશાક પેદા કરવો) અલ્લાહ તઆલા(ના ફઝલો કરમ)ની નિશાનીઓમાંથી હોય છે જેથી આ લોકો (આ નેઅ્મતને) યાદ રાખે (અને યાદ રાખીને પોતાના ઉપર ઉપકાર અને અહેસાન કરનાર અલ્લાહની ફરમાંબરદારીનો હક અદા કરે અને ફરમાંબરદારીનો હક તે જ છે જેને "તકવાનો પોશાક" કહેવામાં આવ્યો છે) હે આદમની અવલાદ ! શયતાન તમને કોઈ નુકસાનમાં ન નાંખી દે (કે દીન અને તકવા વિરુદ્ધનું કોઈ કૃત્ય કરાવે) જેમકે તેણે તમારા દાદા–દાદી (એટલે કે હઝરત આદમ અને હવ્વા અલૈ.)ને જન્નતથી બહાર કઢાવ્યા (અને તેમની પાસે એવું કામ કરાવ્યું કે જેના પરિણામે તેઓ જન્નતથી બહાર થઈ ગયા અને બહાર પણ) એવી પરિસ્થિતિમાં (કઢાવ્યા) કે તેમનો

પોશાક પણ તેમના (શરીર ઉપર)થી ઉતારાવ્યો જેથી બંનેને એકબીજાના ગુપ્ત અંગો દેખાવા લાગ્યા (જે નેક અને શરીફ મનુષ્ય માટે ઘણી મોટી શરમની વાત અને અપમાન છે, મતલબ કે શયતાન તમારો પુરાણો દુશ્મન છે તેનાથી ખૂબ બચેલા અને હોશિયાર રહેજો અને વધારે કાળજી એટલા માટે પણ જરૂરી છે કે) તે (શયતાન) અને તેનું લશ્કર તમને એવી રીતે જુએ છે કે તમે તેમને (સ્વાભાવિકપણે) જોતા નથી. (દેખીતું છે કે, આવો દુશ્મન ઘણો ખતરનાક છે તેનાથી બચવાની સંપૂર્ણ કાળજી લેવી જોઈએ અને આ કાળજી સંપૂર્ણ ઈમાન અન તકવાથી પેદા થાય છે, જો તે અપનાવી લેશો તો બચાવનો સામાન થઈ જશે કારણ કે) અમે શયતાનોને તેમના જ મિત્ર થવા દઈએ છીએ જે ઈમાન નથી લાવતા (જો બિલકુલ ઈમાન નથી લાવતા તો સંપૂર્ણ રીતે શયતાન તેના ઉપર ચઢી બેસે છે અને જો ઈમાન તો છે પરંતુ સંપૂર્ણ નથી તો તે ઓછા દરજ્જામાં હાવી થાય છે, તેનાથી વિપરીત સંપૂર્ણ મો'મિન કે તેના ઉપર શયતાન બિલકુલ કાબૂ નથી ધરાવી શકતો જેમકે કુર્આને કરીમની એક આયતમાં છે, اِنَّـهٗ لَيۡـسَ لَهٗ سُلۡطَانٌ عَلَى الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَلٰى رَبِّهِمۡ يَتَوَكَّلُوۡنَ).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં હઝરત આદમ (અલૈ.) અને મરદૂદ (તિરસ્કૃત) શયતાનની ઘટના વર્ણન કરવામાં આવી હતી, જેમાં શયતાનના પ્રભાવની પ્રથમ અસર એ થઈ હતી કે, હઝરત આદમ અને હવ્વા (અલૈ.)નો જન્નતનો પોશાક ઊતરી ગયો અને તેઓ નિર્વસ્ત્ર થઈ ગયા અને પાંડદાઓથી પોતાનું "સતર" છુપાવવા લાગ્યા.

ઉપરોક્ત આયતોમાંથી પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાએ સમગ્ર આદમની અવલાદ એટલે કે, માનવજાતિને સંબોધન કરીને ફરમાવ્યું છે કે, તમારો પોશાક અલ્લાહની એક ઉચ્ચ કક્ષાની મહાન નેઅ્મત (ઇનામ) છે, તેની કદર કરો. અત્રે સંબોધન ફક્ત મુસલમાનોને નથી બલકે, સમગ્ર મનુષ્યજાતિને છે. એમાં ઈશારો છે કે, શરીર ઢાંકવું અને પોશાક મનુષ્યની પ્રાકૃતિક જરૂરિયાત અને આવશ્યકતા છે. એમાં કોઈ વ્યક્તિ વિશેષ કે કૌમ વિશેષની વિશેષતા કે તફાવત વિના બધા જ સમાન છે. ત્યાર પછી તેની વિગતમાં ત્રણ પ્રકારના પોશાકનું વર્ણન કરવામાં આવ્યું.

પ્રથમ પોશાક لِبَاسًا يُّوَارِىْ سَوْاٰتِكُمْ તેમાં يُوَارِىْ (યુવારી) એ مُوَارَاتٌ (મુવારાત)થી બને છે, જેનો અર્થ છે "ઢાંકવું" અથવા "છુપાવવું" અને سَوْاٰتٌ (સવઆત) એ سَوْئَةٌ (સવઅતુન)નું બહુવચન છે. મનુષ્યના તે અંગોને "સુઅહ" કહેવામાં આવે છે જેના ખુલી જવાને મનુષ્ય સ્વાભાવિકપણે ખરાબ અને શરમપાત્ર સમજે છે. મતલબ એ છે કે, અમે તમારી સફળતા અને સુધારણા માટે એક એવો પોશાક ઉતાર્યો છે જેનાથી તમે પોતાના હયા અને શરમવાળા અવયવોને ઢાંકી શકો છો.

ત્યારબાદ ફરમાવ્યું, وَرِيْشًا (વરીશા) એ رِيْشٌ (રીશ)માંથી બને છે, આ તે "પોશાક"ને કહેવામાં આવે છે જેનો વ્યક્તિ શણગાર અને સ્વરૂપવાન દેખાવા માટે ઉપયોગ કરે છે. અર્થ એ છે કે, પોશાક ફક્ત શરીરના અંગો–ઉપાંગો છુપાવવાની વસ્તુ નથી બલકે, તેના માટે તો ટૂંકા વસ્ત્રો પણ પૂરતા હતા, પરંતુ અમે તમને એનાથી વધારે વસ્ત્રો એટલા માટે અર્પણ કર્યા કે, તમે તેના દ્વારા શણગાર અને ખુબસૂરતી પ્રાપ્ત કરી શકો અને પોતાના પ્રભાવને જાળવી શકો.

આ સ્થળે કુર્આને કરીમે اَنْزَلْنَا (અન્ઝલના) એટલે કે, "ઉતારવું" શબ્દનો ઉપયોગ કર્યો છે, જેનો અર્થ "તેને અર્પણ કરવું" પણ થાય છે. એટલા માટે એ જરૂરી નથી કે, પોશાક આસમાનથી તૈયાર બની–બનાવીને ઊતર્યો હોય, જેમકે બીજા સ્થળે اَنْزَلْنَا الْحَدِيْدَ "અન્ઝલનલ્ હદીદ" (૫૭ : ૨૫)નો શબ્દ આવ્યો છે. એટલે કે, "અમે લોઢું ઉતાર્યું" જે સૌની નજર સમક્ષ પૃથ્વીમાંથી નીકળે છે. અલબત્ત, બંને શબ્દ اَنْزَلْنَا (અન્ઝલના) ફરમાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, જે પ્રમાણે આકાશેથી ઊતરનારી વસ્તુઓમાં કોઈ મનુષ્યની યુક્તિ અને કળા–કારીગીરીની કોઈ દખલગીરી નથી હોતી, એ જ પ્રમાણે પોશાક બનાવવા માટેના રેસાઓ જેમકે, "રૂ" અથવા "ઊન" વગેરે છે તો તે ઉત્પન્ન કરવામાં કોઈ મનુષ્યની યુક્તિની લેશમાત્ર દખલગીરી નથી. તે ફક્ત અલ્લાહ તબારક વ તઆલાનું અર્પણ કરેલું ઈનામ છે. અલબત્ત, તે વસ્તુઓથી પોતાની રાહત અને આરામ તથા સ્વભાવ પ્રમાણે અને ઋતુ પ્રમાણે ઠંડી–ગરમીથી બચવા માટે પોશાક બનાવવામાં માણસની કારીગીરી કામ કરે છે અને તે કારીગીરી પણ અલ્લાહ તઆલાએ તેને બતાવી અને શિખવાડી છે, એટલા માટે સચ્ચાઈને ઓળખનારી દષ્ટિમાં આ સૌ અલ્લાહ તઆલાના એવા ઈનામ છે જેમકે એ બધું આસમાનથી ઉતારવામાં આવ્યું હોય.

**પોશાકના બે લાભ :**

એમાં પોશાકના બે ફાયદાઓ બતાવવામાં આવ્યા. એક સતર ઢાંકવું અને બીજું શરદી-ગરમીથી રક્ષણ અને શરીરનો શણગાર. પ્રથમ ફાયદાને અગ્રિમતા આપી એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, મનુષ્યના પોશાકનો વાસ્તવિક હેતુ સતર ઢાંકવું છે અને એ જ તેને સામાન્ય પ્રાણીઓ કરતા વિશિષ્ટતા અર્પણ કરે છે કે, પ્રાણીઓનો પોશાક જે કુદરતી રીતે જ તેમના શરીરનો એક ભાગ બનાવી દેવામાં આવ્યો છે તેનું કામ ફક્ત ઠંડી-ગરમીથી રક્ષણ અને શણગાર છે. તેમાં સતર ઢાંકવાનું એટલું મહત્ત્વ નથી. અલબત્ત, તેમના ગુપ્તાંગોને શરીરના એવા ભાગોથી ઢાંકી દેવામાં આવ્યા છે કે, જે બિલકુલ ખુલ્લા નથી હોતા. ક્યાં તો તેના ઉપર પૂછડું હોય છે અથવા તો તેને અન્ય કોઈ રીતે ઢાંકી દેવામાં આવ્યા છે.

હઝરત આદમ અને હવ્વા (અલૈ.) તથા શયતાને તેમને ભ્રમણામાં નાંખવાની ઘટના વર્ણન કર્યા પછી પોશાકનું વર્ણન કરવામાં એ તરફ પણ ઈશારો છે કે, મનુષ્ય માટે નગ્નાવસ્થા તદ્દન શરમપાત્ર છે. ગુપ્તાંગોને અન્યો સામે ખુલ્લું રાખવું અત્યંત અપમાનજનક અને નિર્લજ્જતા છે તથા બેહયાઈની નિશાની અને પ્રકાર-પ્રકારના ફસાદ અને અરાજકતા ફેલાવવાનું માધ્યમ છે.

**મનુષ્ય ઉપર શયતાનનું પ્રથમ આક્રમણ તેને નગ્ન કરવાના સ્વરૂપમાં થયું, આજે પણ નવી શયતાની સભ્યતા મનુષ્યને નગ્ન અથવા અર્ધનગ્ન કરવામાં વ્યસ્ત છે :**

શયતાનનું સૌ પ્રથમ આક્રમણ મનુષ્ય વિરુદ્ધ એ માર્ગે થયું કે તેણે એના કપડાં ઉતારાવ્યા અને આજે પણ શયતાન પોતાના શાગિર્દો અને મળતિયાઓ દ્વારા જ્યારે મનુષ્યને માર્ગ ભટકાવવા ઈચ્છે છે તો સભ્યતા અને સંસ્કૃતિનું નામ લઈને સૌથી પ્રથમ તેને નગ્ન અથવા અર્ધનગ્ન કરીને જાહેર સડકો અને ગલી-મહોલ્લાઓમાં ઊભો કરી દે છે અને શયતાને જેનું નામ પ્રગતિ રાખ્યું છે, તે તો સ્ત્રીને શરમ અને હયાથી વંચિત કરીને જાહેર સ્થળોએ અર્ધનગ્ન અવસ્થામાં લાવ્યા વિના પ્રાપ્ત જ નથી થઈ શકતું. આ તો કેવી પ્રગતિ ? બલકે કહો કે અધોગતિ !

**ઈમાન પછી સૌ પ્રથમ ફરજ "સતર" ઢાંકવાની છે :**

શયતાને મનુષ્યના કમજોર પાસા ઉપર પ્રથમ હુમલો કર્યો એટલે કે,

મનુષ્યના સતર ઉપર આક્રમણ કરી તેને નગ્ન કરવા માટે જોર લગાવ્યું, શરીઅતે ઈસ્લામ જે મનુષ્યની પ્રત્યેક સફળતા અને સુધારણાની જવાબદારી પોતાના શીરે લે છે તે શરીઅતે સતર ઢાંકવાની કાળજી એટલી બધી રાખી કે, ઈમાન પછી સૌ પ્રથમ ફરજ સતર ઢાંકવાને ઠરાવ્યું છે. નમાઝ, રોઝા વગેરે પાછળથી આવે છે.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) ફરમાવે છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જ્યારે કોઈ વ્યક્તિ નવા વસ્ત્રો પરિધાન કરે તો તેણે કપડાં પહેરતી વખતે આ દુઆ પઢવી જોઈએ.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ مَا اُوَارِىْ بِهٖ عَوْرَتِىْ وَاَتَجَمَّلُ بِهٖ فِىْ حَيَاتِىْ،

*"શુક્ર (આભાર) તે જાતનો જેણે મને પોશાક આપ્યો, જેના દ્વારા હું મારું સતર ઢાંકું છું અને શણગાર પ્રાપ્ત કરું છું."*

## નવો પોશાક બનાવતી વખતે જૂનો પોશાક સદકહ કરી દેવો મહાન સવાબ છે :

ફરમાવ્યું કે, જે વ્યક્તિ નવો પોશાક પહેર્યા પછી જૂનો પોશાક ગરીબ અને મિસ્કીન લોકોને સદકો આપી દે તો તે પોતાની મોત અને જીવનની દરેક પરિસ્થિતિમાં અલ્લાહ તઆલાની જવાબદારી અને શરણમાં આવી ગયો.

*(ઈબ્ને કષીર અન મુસ્નદે અહમદ)*

આ હદીષમાં પણ મનુષ્યના પોશાક પહેરવાના સમયે તે જ બંને મસ્લિહતોને યાદ અપાવવામાં આવી છે જેના માટે અલ્લાહ તઆલાએ મનુષ્યનો પોશાક પેદા કર્યો છે.

## સતર ઢાંકવું મનુષ્ય જીવનની શરૂઆતથી જ એક પ્રાકૃતિક પ્રક્રિયા છે, ઉત્ક્રાંતિવાદ (Evoluation-ધીરે ધીરે પ્રગતિ થવા)ની થિયરી સદંતર ખોટી છે :

હઝરત આદમ (અલૈ.)ની ઘટના અને કુર્આને કરીમના તે વિશેના ફરમાનથી એ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ કે, સતર ઢાંકવું અથવા પોશાક પહેરવો મનુષ્યની પ્રાકૃતિક સ્વાભાવગત બાબત અને તેની જન્મજાત આવશ્યકતા છે. જે પ્રથમ દિવસથી જ તેની સાથે જોડાયેલ છે અને આધુનિક સમયના અમુક

ફિલોસોફરોની એ વિચારસરણી સદંતર અવાસ્તવિક છે કે, મનુષ્ય પ્રથમ નગ્નાવસ્થામાં ફરતો હતો, પછી ઉત્ક્રાંતિના સોપાનો સર કરી કરીને પાછળથી તેણે પોશાક પહેરવાનું શરૂ કર્યું.

**પોશાકનો ત્રીજો પ્રકાર :**

રાહત તથા શણગાર માટે બે પ્રકારના પહેરવેશનું વર્ણન કર્યા પછી કુર્આને એક ત્રીજા પ્રકારના પોશાકનું વર્ણન આ રીતે પણ કર્યું, وَلِبَاسُ التَّقْوٰى ذٰلِكَ خَيْرٌ અમુક કિરાઅતોમાં فَتْحُ (ફતહ) એટલે જબર سَ ની સાથે لِبَاسَ التَّقْوٰى (લિબાસત્તકવા) પઢવામાં આવ્યું છે, તો اَنْزَلْنَا (અન્ઝલ્ના)ના આધીન સામેલ થઈને અર્થ એ થયો કે, અમે એક ત્રીજો પોશાક તકવા (પરહેઝગારી)નો ઉતાર્યો છે અને મશ્હૂર કિરાઅતની રૂએ અર્થ એ છે કે, આ બે પ્રકારના પોશાક તો બધા જ જાણે છે એક ત્રીજો પોશાક તકવાનો પણ છે અને તે બધા જ પોશાક કરતાં વધારે ઉત્તમ છે. તકવાના પોશાકનો ભાવાર્થ ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત ઉરવહ બિન ઝુબૈર (રદિ.)ની તફસીર પ્રમાણે "નેક કાર્યો અને અલ્લાહનો ડર" છે. *(રૂહુલ મઆની)*

મતલબ એ છે કે, જે પ્રમાણે જાહેર કપડાં વગેરેનો પોશાક મનુષ્યના ગુપ્તાંગોને ઢાંકે છે તથા ઠંડી–ગરમીથી રક્ષણ અને શણગાર પ્રાપ્ત કરવાનું માધ્યમ હોય છે, એ જ પ્રમાણે એક રૂહાની આધ્યાત્મિક પોશાક નેક અમલો અને અલ્લાહનો ડર છે. તે મનુષ્યની અખ્લાકી ખામીઓ અને કમજોરીઓ ઉપર પડદો ઢાંકે છે અને કાયમી તકલીફો તથા મુસીબતોથી છુટકારાનું માધ્યમ છે, એટલા માટે તે સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ પોશાક છે.

એમાં એ તરફ પણ ઈશારો છે કે, તે દુષ્ટ વ્યક્તિ જેમાં અલ્લાહનો ડર ન હોય અને તે નેક કાર્યો કરવાની ટેવ ધરાવતો ન હોય, તે કેટલાય પડદાઓમાં છુપાયેલો રહે પરંતુ પરિણામે તે અપમાનિત અને ઝલીલ (તિરસ્કૃત–નિંદાપાત્ર) થઈને જ રહે છે, જેમકે ઈબ્ને જરીર (રહ.)એ હઝરત ઉસ્માન ગની (રદિ.)થી નકલ કર્યું છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "કસમ છે તે જાતની જેના કબજામાં મુહમ્મદ (ﷺ)ના પ્રાણ છે ! જે વ્યક્તિ કોઈપણ કાર્ય લોકોથી છુપાવીને કરે છે, અલ્લાહ તઆલા તેના અમલને ચાદર ઓઢાડીને એ'લાન કરી

આપે છે. નેક અમલ હોય તો નેકીનું અને ખરાબ કૃત્ય હોય તો બુરાઈનું.'' ચાદર ઓઢાડવાનો અર્થ એ છે કે, જે પ્રમાણે શરીર ઉપર ચાદર ઓઢી હોય તો તે સૌની સામે હોય છે. મનુષ્યના કર્મો ગમે એટલા છુપા હોય પરંતુ તેની નિશાનીઓ અને તેના પરિણામો તેના ચહેરા અને શરીર ઉપર અલ્લાહ તઆલા જાહેર કરી આપે છે અને આ ઈરશાદની સનદ સ્વરૂપે રસૂલે કરીમ ﷺએ આ આયત પઢી, وَرِيْشًا، وَلِبَاسُ التَّقْوٰى، ذٰلِكَ خَيْرٌ، ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ

## જાહેર-ભૌતિક પોશાકનો મૂળ હેતુ પણ તકવો પ્રાપ્ત કરવો છે :

"તકવાનો પોશાક" શબ્દ દ્વારા એ તરફ ઈશારો થયો છે કે, જાહેર અને દેખીતા ભૌતિક પોશાક દ્વારા સતર ઢાંકવું તથા શણગાર અને રૂપ સજવું; એ બધાનો મૂળ હેતુ તકવો અને અલ્લાહનો ડર છે. જેની જાહેરાત વ્યક્તિના પહેરવેશથી એ રીતે થવી જોઈએ કે, તેનો પોશાક વ્યક્તિના જરૂરી અવયવોને સંપૂર્ણ ઢાંકતો હોય અને ગુપ્તાંગોને સંપૂર્ણપણે પડદામાં રાખે, તે નગ્ન પણ ન રહે અથવા તો પોશાક શરીર ઉપર એવો ચુસ્ત પણ ન હોય કે જેનાથી અંગો-ઉપાંગોના ઊભાર નજરે પડે, વળી તેના પોશાકમાં ગર્વ અને ઘમંડની પણ કોઈ નિશાની ન હોય બલકે, તે વિનમ્રતાનો પોશાક હોય, ખોટો ફુઝૂલ ખર્ચ પણ ન હોય, આવશ્યકતા પ્રમાણે કપડાંનો ઉપયોગ કરવામાં આવે. સ્ત્રીઓ માટે પુરુષોનો અને પુરુષો માટે સ્ત્રીઓનો પોશાક પણ ન હોવો જોઈએ, એ અલ્લાહ તઆલા નજીક ધૃણાસ્પદ અને મકરૂહ છે. પોશાકમાં કોઈ બીજી કૌમની નકલ પણ ન થવી જોઈએ, એ પોતાની કૌમ અને મિલ્લત સાથે ગદ્દારી અને બળવાની નિશાની છે.

એની સાથે જ અખ્લાક અને આચરણની સુધારણા પણ થવી જોઈએ, જે પોશાકનો મુખ્ય હેતુ છે. અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યું, ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ એટલે કે, મનુષ્યને પોશાકના આ ત્રણ પ્રકારો અર્પણ કરવા અલ્લાહ તઆલાની નિશાની અને કુદરતમાંથી છે, જેથી લોકો તેનાથી બોધપાઠ ગ્રહણ કરે.

બીજી આયતમાં ફરીવાર બધી જ આદમ (અલૈ.)ની અવલાદને સંબોધન કરીને તાકીદ કરવામાં આવી છે કે, પોતે દરેક પરિસ્થિતિ અને દરેક કાર્યમાં

શયતાનના પ્રપંચોથી બચીને રહે. એવું ન થાય કે તે તમને ફરી કોઈ ફિત્નામાં સંડોવી દે, જેમકે તમારા માતા–પિતા હઝરત આદમ (અલૈ.) અને હવ્વા (અલૈ.)ને જન્નતમાંથી કઢાવ્યા અને તેમનો પોશાક ઉતારાવ્યો જે તેમના સતર ખુલી જવાનું કારણ બન્યો, તે તમારો જૂનો શત્રુ છે, તેની દુશ્મનીનું દરેક સમયે ધ્યાન રાખો.

અંતિમ આયતમાં ફરમાવ્યું,

اِنَّهٗ يَرٰكُمْ هُوَ وَقَبِيْلُهٗ مِنْ حَيْثُ لَا تَرَوْنَهُمْ اِنَّا جَعَلْنَا الشَّيٰطِيْنَ اَوْلِيَآءَ لِلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ

એમાં શબ્દ قَبِيل (કબીલ)નો અર્થ "વર્ગ" અથવા "જૂથ" થાય છે, જે જૂથ એક ખાનદાનમાં સામેલ હોય તેને "કબીલો" કહેવામાં આવે છે અને સામાન્ય સમૂહોને قَبِيل (કબીલ) કહેવામાં આવે છે. મતલબ એ છે કે, શયતાન તમારો એવો દુશ્મન છે કે, તે અને તેના સાથીદારો તો તમને જૂએ છે પરંતુ તમે તેને નથી જોતા, એટલા માટે તેના પ્રપંચો અને દગાખોરી તમારા ઉપર ચાલી જવાની વધારે શક્યતાઓ છે, માટે તેનાથી બચતા રહો.

પરંતુ બીજી આયતોમાં એ પણ બતાવવામાં આવ્યું કે, જે લોકો અલ્લાહ તઆલાના શરણમાં જશે તે શયતાનના પ્રપંચોથી ચેતેલા રહેશે, તેમના માટે શયતાનની જાળ ખૂબ કમજોર છે.

આ આયતના અંતમાં જે એવું કહ્યું કે, “અમે શયતાનોને તેમના સરપરસ્તો બનાવી દીધા છે જેઓ ઈમાન નથી ધરાવતા.” એમાં પણ એ તરફ ઈશારો છે કે, ઈમાનવાળાઓ માટે તેની જાળથી બચવું કોઈ મુશ્કેલ કાર્ય નથી.

અમુક સલફે (પુરોગામી વડીલોએ) ફરમાવ્યું છે કે, એ દુશ્મન (શયતાન) જે આપણને જૂએ છે અને આપણે તેને નથી જોઈ શકતા તેનો ઈલાજ એ છે કે આપણે અલ્લાહ તઆલાના શરણમાં આવી જઈએ કે જે તે શયતાનોને અને તેની દરેક પ્રવૃત્તિને જોઈ શકે છે અને શયતાન તેને નથી જોઈ શકતો.

અને આ ઈરશાદ કે, “મનુષ્ય શયતાનને નથી જોઈ શકતો”, સામાન્ય સ્વાભાવિક રીતે સામાન્ય પરિસ્થિતિઓમાં શયતાન અદષ્ય છે. જો કોઈ અપવાદ સ્વરૂપ ક્યારેક કોઈ મનુષ્ય તેને જોઈ લે તો તેનાથી આ વિષયનો નકાર થતો

નથી. જેમકે, રસૂલે કરીમ ﷺની સેવામાં જિન્નાતોનું આવવું અને પ્રશ્નો કરવા તથા ઈસ્લામ સ્વીકારવો વગેરે સહીહ રિવાયતો અને હદીષોથી સાબિત થયેલ છે.

*(રૂહુલ મઆની)*

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૨૮ થી ૩૧)

وَإِذَا فَعَلُوا فَاحِشَةً قَالُوا وَجَدْنَا عَلَيْهَا آبَاءَنَا وَاللَّهُ أَمَرَنَا بِهَا ۗ قُلْ إِنَّ اللَّهَ لَا
يَأْمُرُ بِالْفَحْشَاءِ ۖ أَتَقُولُونَ عَلَى اللَّهِ مَا لَا تَعْلَمُونَ ﴿٢٨﴾ قُلْ أَمَرَ رَبِّي بِالْقِسْطِ ۖ
وَأَقِيمُوا وُجُوهَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ وَادْعُوهُ مُخْلِصِينَ لَهُ الدِّينَ ۚ كَمَا بَدَأَكُمْ
تَعُودُونَ ﴿٢٩﴾ فَرِيقًا هَدَىٰ وَفَرِيقًا حَقَّ عَلَيْهِمُ الضَّلَالَةُ ۗ إِنَّهُمُ اتَّخَذُوا الشَّيَاطِينَ
أَوْلِيَاءَ مِنْ دُونِ اللَّهِ وَيَحْسَبُونَ أَنَّهُمْ مُهْتَدُونَ ﴿٣٠﴾ يَا بَنِي آدَمَ خُذُوا زِينَتَكُمْ
عِنْدَ كُلِّ مَسْجِدٍ وَكُلُوا وَاشْرَبُوا وَلَا تُسْرِفُوا ۚ إِنَّهُ لَا يُحِبُّ الْمُسْرِفِينَ ﴿٣١﴾ ع

## તરજુમો :

*અને જ્યારે કોઈ બુરું કામ કરે છે તો કહે છે કે અમે અમારા બાપદાદાને આ જ પ્રમાણે કરતાં જોયા અને અલ્લાહે પણ અમને એ હુકમ કર્યો છે, તમે કહી આપો કે અલ્લાહ બુરા કામનો હુકમ નથી કરતો, અલ્લાહના જિમ્મે તે વાતો કેમ લગાવો છો જે તમને ખબર નથી ? (૨૮) તમે કહી આપો કે મારા પરવરદિગારે ન્યાયનો હુકમ આપ્યો છે અને દરેક નમાઝના સમયે પોતાના મોઢાં સીધા કરો અને માત્ર (ખાલિસ) તેને જ પોકારો તેના ફરમાંબરદાર થઈને; જેવા તમને પ્રથમવાર પેદા કર્યા બીજી વખતે પણ પેદા થશો. (૨૯) એક ફિરકાને હિદાયત કરી અને એક ફિરકા ઉપર ગુમરાહી નક્કી થઈ ચૂકી, તેમણે અલ્લાહને છોડીને શયતાનોને મિત્ર બનાવ્યા અને સમજે છે કે તેઓ હિદાયત ઉપર છે. (૩૦) હે આદમની અવલાદ ! પોતાના શણગાર લઈ (સજી) લો દરેક નમાઝના સમયે અને ખાઓ અને પીઓ અને અસ્થાને (ફુઝૂલ) ખર્ચ ન કરો, તેને અસ્થાને ખર્ચ કરનારા પસંદ નથી. (૩૧)*

## તફસીર :

અને તે લોકો જ્યારે કોઈ નિર્લજ્જતાનું કૃત્ય આચરે છે (એટલે કે એવું કાર્ય કરે છે કે જેનું ખરાબ હોવું દેખીતું છે અને મનુષ્યની પ્રકૃતિ પણ તેને ખરાબ સમજે છે, જેમકે નગ્ન થઈને તવાફ કરવો વગેરે) તો કહે છે કે, અમે તો પોતાના બાપ–દાદને આ જ તરીકા ઉપર જોયા છે અને અલ્લાહ તઆલાએ પણ અમને એવું જ બતાવ્યું છે; (હે રસૂલ ﷺ ! તેમની આ અજ્ઞાનતાપૂર્ણ દલીલોના જવાબમાં) કહી આપો કે, અલ્લાહ તઆલા નિર્લજ્જ કૃત્યની ક્યારેય તા'લીમ નથી આપતો, શું (તમે એવો દા'વો કરીને) અલ્લાહ તઆલાના માથે એવી વાતો(નો આક્ષેપ) થોપો છો જેની કોઈ દલીલ તમારી પાસે નથી ! (તમે એવું પણ) કહી આપો કે (તમે જે નિર્લજ્જ અને અધમ કૃત્યોનો સંબંધ અલ્લાહ તઆલા સાથે જોડો છો તે ખોટું છે, હવે એ પણ સાંભળી લો કે વાસ્તવમાં જેનો હુકમ અલ્લાહ તઆલાએ આપ્યો છે તે એ છે કે) મારા પરવરદિગારે તો હુકમ આપ્યો છે ન્યાય કરવાનો અને એ કે તમે દરેક સિજહદ (એટલે કે ઈબાદત)ના સમયે પોતાનો ચહેરો સીધો (અલ્લાહ તરફ) રાખ્યા કરો (એટલે કે, કોઈ મખ્લૂક–સર્જનને તેની ઈબાદતમાં ભાગીદાર ન ઠરાવો) અને અલ્લાહની ઈબાદત એ રીતે કરો કે તેની ઈબાદતને માત્ર અલ્લાહ માટે જ રાખ્યા કરો (આ ટૂંકા વાક્યમાં બધા જ મહત્ત્વના શરીઅતના સિદ્ધાંતો સામેલ થઈ ગયા, જેમકે قِسْط "કિસ્ત"માં બંદાના હકો اَقِيْمُوْ "અકીમૂ"માં અમલો અને ફરમાંબરદારી તથા مُخْلِصِيْنَ "મુખ્લિસીન"માં અકીદાઓ) તમને અલ્લાહ તઆલાએ જે પ્રમાણે શરૂઆતમાં પેદા કર્યા હતા તેવી જ રીતે તમને (સમય આવ્યે) ફરી બીજીવાર સજીવન કરશે; અમુક લોકોને અલ્લાહ તઆલાએ (દુનિયામાં) હિદાયત આપી છે (તેમને તે સમયે તેનો બદલો મળશે) અને અમુક ઉપર ગુમરાહી સાબિત થઈ ચૂકી છે (તેમને સજા મળશે) એ લોકોએ શયતાનોને પોતાના મિત્ર બનાવી લીધા અલ્લાહ તઆલાને છોડીને અને (તે છતાં તેઓ એના વિશે એવી) ધારણા બાંધે છે કે તેઓ સત્ય માર્ગ ઉપર છે; હે આદમની અવલાદ ! તમે મસ્જિદમાં દરેક હાજરીના સમયે (નમાઝના માટે હોય અથવા કા'બાના તવાફ માટે) પોતાના શણગાર ધારણ કરી લો અને (જે પ્રમાણે પોશાકને છોડવું ગુનોહ હતો એ જ પ્રમાણે હલાલ વસ્તુઓને ખાવા–પીવાને નાજાઈઝ સમજવું પણ મોટો ગુનોહ છે,

એટલા માટે હલાલ વસ્તુઓને) ખૂબ ખાઓ અને પીઓ અને શરીઅતની હદોમાંથી ન નીકળો, બેશક ! અલ્લાહ તઆલા મર્યાદા વટાવનારને પસંદ કરતો નથી.

## મસ્અલા અને બોધપાઠ :

ઈસ્લામ અગાઉ અજ્ઞાનતાના યુગમાં અરબ લોકોને શયતાને જે શર્મનાક અને વાહિયાત કુરિવાજોમાં સંડોવી દીધા હતા, તેમાંથી એક રિવાજ એ પણ હતો કે, કુરૈશ સિવાય કોઈ વ્યક્તિ બયતુલ્લાહનો તવાફ પોતાના કપડાં પહેરીને કરી શકતો ન હતો. બલકે, યા તો તેઓ કોઈ કુરૈશીનો પોશાક ઉધાર–ઉછીનો માંગે અથવા નગ્નાવસ્થામાં તવાફ કરે.

દેખીતું છે કે, સમગ્ર અરબસ્તાનના લોકોને કુરૈશ કેવી રીતે કપડાં પૂરા પાડી શકતા હતા ? એટલા માટે એ સ્વાભાવિક જ છે કે, મોટા ભાગના લોકો નગ્નાવસ્થામાં જ તવાફ કરતા હતા. પુરુષો પણ અને સ્ત્રીઓ પણ; સ્ત્રીઓ સામાન્ય રીતે રાતના અંધારામાં તવાફ કરતી હતી. આ લોકો પોતાના આ કૃત્યની શયતાની હિકમત એ વર્ણન કરતા હતા કે, જે કપડાંઓમાં અમે ગુનાહ કર્યા છે તે કપડાંઓ પહેરી બયતુલ્લાહની ચારેબાજુ તવાફ કરવાથી બયતુલ્લાહની બેઅદબી થાય છે (અને આ અક્કલના ઓથમીરો એ સમજતા ન હતા કે નગ્નાવસ્થામાં તવાફ કરવો એનાથી પણ મોટી બેઅદબી અને માનવતા વિરુદ્ધ એક નિર્લજ્જ કૃત્ય છે). ફક્ત કુરૈશ ખાનદાન હરમના સેવકો હોવાના કારણે આ વાહિયાત અને નિર્લજ્જ કાયદાથી બાકાત સમજવામાં આવતું હતું.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયત આ જ વાહિયાત અને બેહૂદા કુરિવાજને સમાપ્ત કરવા માટે અને તેની ખરાબીઓ બતાવવા માટે નાઝિલ થઈ છે. આ આયતમાં ફરમાવ્યું કે, જ્યારે આ લોકો કોઈ નિર્લજ્જતાનું કૃત્ય આચરતા હતા ત્યારે જે લોકો તેમને એવું ન કરવા માટે અટકાવતા હતા તો તેમનો જવાબ એ હતો કે, અમારા બાપદાદા અને ઘરડાઓ તથા વડીલો આવું જ કરતા આવ્યા છે, અમે તેમના તરીકાને છોડવું શરમ અને આળ સમજીએ છીએ અને એવું પણ કહેતા હતા કે, અમને અલ્લાહ તઆલાએ જ આવું કરવાનો હુકમ આપ્યો છે.

*(ઈબ્ને કષીર)*

આ આયતમાં "નિર્લજ્જ કૃત્યો"નો અર્થ મોટા ભાગના વિવરણકારોના મતે આ જ નગ્નાવસ્થામાં કા'બતુલ્લાહનો તવાફ કરવો છે અને વાસ્તવમાં فَحُش، فَحُشَاءُ، فَاحِشَهُ (ફહ્શ, ફહ્શાઅ્, ફાહિશહ) એવા અધમ કૃત્યોને કહેવામાં આવે છે જેની અધમતા અને બુરાઈ પરાકાષ્ઠાએ પહોંચી ચૂકી હોય તથા બુદ્ધિ, સમજદારી અને માનવીની શ્રેષ્ઠ પ્રકૃતિ સમીપ તે બિલકુલ ખુલ્લી અને જાહેર હોય (મઝહરી) અને આ દરજ્જામાં ગમતું અથવા અણગમતું પણ તાર્કિક હોવું દરેકના સમીપ માન્ય છે. *(રૂહુલ મઆની)*

ત્યારબાદ તે લોકોએ આ વાહિયાત રિવાજને જાઈઝ ઠરાવવા માટે બે દલીલો રજૂ કરી. એક, બાપ–દાદાના રિવાજોનું અનુસરણ કે, બાપ–દાદાના રિવાજને ટકાવી રાખવો જ ભલાઈ અને બરકત છે, એનો જવાબ બિલકુલ સ્પષ્ટ અને ખુલ્લો આપવામાં આવ્યો હતો કે, અજ્ઞાન પૂર્વજોનું અનુસરણ કોઈ યોગ્ય બાબત નથી, ઓછી બુદ્ધિ અને સમજદારી ધરાવનાર મનુષ્ય પણ એ બાબત સમજી શકે છે કે, કોઈપણ તરીકાના સત્ય હોવા માટે એ દલીલ સાચી નથી હોઈ શકતી કે પૂર્વજો એવું કરતા હતા. કારણ કે, જો કોઈ રિવાજ અથવા કોઈ કૃત્યના સત્ય હોવા અથવા જાઈઝ હોવા માટે તેનું પૂર્વજોનું રીત–રિવાજ હોવું પૂરતું સમજવામાં આવે તો દુનિયામાં વિવિધ લોકોના પૂર્વજો વિવિધ પ્રકારના અને વિરોધાભાસી રીત–રિવાજો ઉપર અમલ કર્યા કરતા હતા. આ દલીલથી તો દુનિયાભરના બધા જ ગુમરાહ રીત–રિવાજો જાઈઝ અને સત્ય ઠરે છે. મતલબ કે, આ અજ્ઞાનીઓની આ દલીલ કોઈ રીતે ધ્યાન આપવાપાત્ર ન હતી. એટલા માટે અહીંયાં કુર્આને કરીમે તેનો જવાબ આપવો આવશ્યક ન સમજ્યું અને બીજી રિવાયતોમાં એનો પણ જવાબ આપી દેવામાં આવ્યો છે કે, જો બાપ–દાદા કોઈ અજ્ઞાનતાનું કાર્ય આચરે તો તે કેવી રીતે અનુસરણપાત્ર અથવા ઈત્તેબાઅ્ કરવા લાયક એટલે કે, તાબે'દારીપાત્ર હોઈ શકે છે ?

બીજી દલીલ આ લોકોએ પોતાના નગ્નાવસ્થામાં તવાફ કરવાના જાઈઝ હોવા માટે એ રજૂ કરી કે, અમને અલ્લાહ તઆલાએ જ આવું કરવાનો હુકમ આપ્યો છે. આ સદંતર અલ્લાહ ઉપર આક્ષેપબાજી છે અને અલ્લાહ તઆલાના હુકમ વિરુદ્ધ તેના ઉપર એક ખોટા હુકમનો સંબંધ જોડી રહ્યા છે. તેના જવાબમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ઈરશાદ થયો, قُلْ اِنَّ اللّٰهَ لَا يَاْمُرُ بِالْفَحْشَآءِ

એટલે કે, "(હે નબી ﷺ !) તમે કહી આપો કે, અલ્લાહ તઆલા ક્યારેય કોઈ નિર્લજ્જ કૃત્યનો હુકમ નથી આપતો." કારણ કે, આવો હુકમ આપવો હિકમત અને અલ્લાહ તઆલાની મહાનતા અને શ્રેષ્ઠતા વિરુદ્ધ લેખાય છે. પછી તે લોકોને આ બોહતાન અને અલ્લાહ ઉપરના આક્ષેપ તથા પોતાની ખોટી મનઘડત બાબત માટે આ રીતે ચેતવણી આપવામાં આવી કે, اَتَقُوْلُوْنَ عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ એટલે કે, "શું તમે લોકો અલ્લાહ તઆલા તરફ એવી વસ્તુઓનો સંબંધ જોડો છો જેનું તમને જ્ઞાન નથી ?" એટલે જેનું યકીન કરવા માટે તમારી પાસે કોઈ દલીલ નથી અને દેખીતું છે કે, તહકીક વિના કોઈ વ્યક્તિ તરફ પણ કોઈ કાર્યનો સંબંધ જોડવો અત્યંત નીચ કક્ષાની કઠોરતા તથા અત્યાચાર છે તો પછી અલ્લાહ જલ્લ શા'નુહૂની સાથે કોઈ બાબતની આવી ગંદી નિસ્બત જોડવી કેટલો ભયંકર અપરાધ અને અત્યાચાર હશે ? મુજતહિદ બુઝુર્ગો કુર્આનની આયતોમાંથી ઈજ્તેહાદ દ્વારા જે હુકમો પ્રતિપાદિત કરે છે અને વર્ણન કરે છે તે આ બાબતમાં સામેલ નથી. કારણ કે, તેમના હુકમો પ્રતિપાદિત કરવામાં કુર્આનના શબ્દો અને ફરમાનો પ્રમાણે એક ચોક્કસ માપદંડ અને દલીલ આધાર સ્વરૂપે હોય છે.

બીજી આયતમાં આ ઈરશાદ ફરમાવ્યો, قُلْ اَمَرَ رَبِّىْ بِالْقِسْطِ એટલે કે, અલ્લાહ તઆલા સાથે નગ્નાવસ્થામાં તવાફ કરવો જાઈઝ હોવાનો ખોટો સંબંધ જોડનાર અજ્ઞાનીઓને આપ ﷺ કહી આપો કે, અલ્લાહ તઆલાએ તો હંમેશા قِسْط (કિસ્ત)નો હુકમ આપ્યો છે અને قِسْط (કિસ્ત)નો અસલી અર્થ "ઈન્સાફ" અને "મધ્યમ માર્ગ" છે અને આ સ્થળે "કિસ્ત"નો અર્થ તે અમલ છે જે અતિશયોક્તિ અથવા ઉણપ (ઈફરાત અને તફરીત)થી ખાલી હોય. એટલે કે, ન તો તેમાં કોઈ ઉણપ હોય અને ન જ નક્કી કરવામાં આવેલ હદ–મર્યાદાનું ઉલ્લંઘન કરવામાં આવે. જેમકે, સમગ્ર શરીઅતના હુકમોમાં આ જ નિયમ પ્રસ્થાપિત કરવામાં આવ્યો છે. એટલા માટે શબ્દ قِسْط (કિસ્ત)ના સમજવામાં આવતા અર્થમાં બધી જ ઈબાદતો અને તાબે'દારીઓ તથા સમગ્ર શરીઅતના હુકમો પણ સામેલ છે. *(રૂહુલ મઆની)*

આ આયતમાં "કિસ્ત" એટલે "ન્યાય" અને "મધ્યમ માર્ગ"નો હુકમ વર્ણન કર્યા બાદ તે લોકોની ગુમરાહી અને ખોટા માર્ગે ભટકવાના અનુસંધાને યોગ્ય રીતે શરીઅતના બે હુકમો મહત્ત્વપૂર્ણ રીતે વર્ણન કરવામાં આવ્યા. એક,

وَادْعُوْهُ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ અને બીજું, اَقِيْمُوْا وُجُوْهَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ પ્રથમ હુકમ મનુષ્યની જાહેર પ્રવૃત્તિઓ અને આચરણ વિશે છે અને બીજો તેના હૃદય અને માહ્યલા (અંતરમન) સાથે સંબંધ ધરાવે છે. પ્રથમ હુકમમાં શબ્દ مَسْجِدْ (મસ્જિદ) મોટા ભાગના વિવરણકારોના અભિપ્રાય પ્રમાણે સિજદહ અથવા ઈબાદતના અર્થમાં આવ્યો છે અને અર્થ એ છે કે, "દરેક ઈબાદત અને નમાઝના સમયે પોતાનો ચહેરો સીધો રાખ્યા કરો." એનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે, નમાઝના સમયે પોતાનો ચહેરો સીધો ઠીક કિબ્લાની દિશાએ રાખવાની કાળજી રાખો અને ચહેરો સીધો કરવાનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે, પોતાના દરેક મૌખિક નિવેદનો અને કાર્યો તથા પ્રત્યેક પ્રવૃત્તિઓમાં પોતાની દિશા પોતાના પરવરદિગારના હુકમની તાબે'દાર રાખો, તેનાથી આમ–તેમ ન થવા પામે. આ ભાવાર્થના આધારે આ હુકમ ફક્ત નમાઝ માટે ખાસ નથી બલકે, સમગ્ર ઈબાદતો અને પ્રવૃત્તિઓને પણ લાગુ પડે છે.

અને બીજા હુકમનો ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાને એ પ્રમાણે પોકારો કે, ઈબાદત માત્ર તેની જ હોય. તેમાં કોઈ અન્યની ભાગીદારી કોઈપણ સ્વરૂપે ન હોય, એટલે સુધી કે નાનું શિર્ક એટલે કે રિયાકારી (દેખાડો) અથવા નામના કે શોહરતથી પણ પવિત્ર હોય.

આ બંને હુકમોને સાથે વર્ણન કરવાથી એ તરફ પણ ઈશારો હોઈ શકે છે કે, મનુષ્ય માટે જરૂરી છે કે પોતાના જાહેર અને બાતિન (માહ્યલા) બંનેને શરીઅતના હુકમો પ્રમાણે ઠીકઠાક કરે. ન તો ફક્ત જાહેર ફરમાંબરદારી ઈખ્લાસ વિના પૂરતી છે અને ન જ અંતરમનની નિખાલસતા વિના જાહેર શરીઅતની તાબે'દારી પૂરતી હોઈ શકે છે. બલકે, દરેક વ્યક્તિ માટે જરૂરી છે કે પોતાના જાહેરને પણ શરીઅત પ્રમાણે ઠીકઠાક કરે અને પોતાના અંતરમનને પણ ફક્ત અલ્લાહ તબારક વ તઆલા માટે નિખાલસ રાખે. એનાથી તે લોકોની ભૂલ સ્પષ્ટ થાય છે જે લોકો શરીઅત અને તરીકતને ભિન્ન–ભિન્ન તરીકાઓ સમજે છે અને એવી ધારણા બાંધે છે કે, "તરીકત" પ્રમાણે અંતરમનને ઠીક કરી લેવું પૂરતું છે. ભલે, શરીઅતની વિરુદ્ધ આચરણ કરતા રહે; એ ખુલ્લી ગુમરાહી છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, كَمَا بَدَاَكُمْ تَعُوْدُوْنَ એટલે કે, "અલ્લાહ તઆલાએ જે પ્રમાણે તમને પ્રથમ પેદા કર્યા હતા, એ જ પ્રમાણે

કયામતના દિવસે ફરીવાર તમને સજીવન કરીને ઊભા કરી દેશે,” તેની સંપૂર્ણ શક્તિ સમક્ષ આ કોઈ મુશ્કેલ કાર્ય નથી અને કદાચ એ જ સરળતા તરફ ઈશારો કરવા માટે يُعِيْدُ كُمْ (યુઈદુકુમ)ના બદલે تَعُوْدُوْنَ (તઊદૂન) ફરમાવ્યું કે, પુનઃ સજીવન કરવા માટે કોઈ ખાસ અમલ અથવા પ્રયત્નની અલ્લાહને આવશ્યકતા નથી. *(રૂહુલ મઆની)*

આ વાક્યને આ સ્થળે લાવવાનો એક બીજો લાભ એ પણ છે કે, શરીઅતના હુકમો ઉપર સંપૂર્ણ રીતે કાયમ રહેવું મનુષ્ય માટે સરળ બની જાય. કારણ કે, આખિરત અને કયામત તથા તેમાં સારા–નરસા કૃત્યોનો સારો બદલો અથવા સજાની શ્રદ્ધા જ તે વસ્તુ છે, જે મનુષ્ય માટે દરેક મુશ્કેલ કાર્યને સરળ અને દરેક તકલીફને રાહતમાં પરિવર્તિત કરી શકે છે. અનુભવ સાક્ષી છે કે, જ્યાં સુધી મનુષ્ય ઉપર આ ડર છવાયેલો ન હોય ત્યાં સુધી કોઈ શિખામણ અથવા બોધપાઠ તેને સીધો અને સત્યનિષ્ઠ નથી બનાવી શકતો અને ન જ કોઈ કાયદાની સાંકળ તેને અપરાધ કરવાથી અટકાવી શકે છે.

ત્રીજી આયતમાં ફરમાવવામાં આવ્યું કે, અમુક લોકોને તો અલ્લાહ તઆલાએ હિદાયત આપી છે અને અમુક ઉપર ગુમરાહી સાબિત થઈ ચૂકી છે. કારણ કે, તે લોકોએ અલ્લાહ તઆલાને છોડીને શયતાનોને પોતાના મિત્ર અને સરપરસ્ત બનાવીને એવી ધારણા રાખે છે કે તેઓ સત્ય માર્ગ ઉપર છે.

ભાવાર્થ એ છે કે, જો કે અલ્લાહ જલ્લ શા'નુહૂની હિદાયત સર્વસામાન્ય હતી પરંતુ આ લોકોએ આ હિદાયતથી મોઢું ફેરવ્યું અને શયતાનોની તાબે'દારી કરવા લાગ્યા તથા અત્યાચાર ઉપર અત્યાચાર એ આચર્યો કે તેઓ પોતાની બીમારીને જ તંદુરસ્તી અને ગુમરાહીને જ હિદાયત સમજતા રહ્યા.

આ આયતથી જાણ થાય છે કે, શરીઅતના હુકમોથી અજ્ઞાનતા અથવા અજાણતા કોઈ સ્વીકારપાત્ર બહાનું નથી. એક વ્યક્તિ જો ખોટા માર્ગને સાચો સમજીને સંપૂર્ણ નિખાલસતા સાથે તેને અપનાવી લે તો પણ તે અલ્લાહ તઆલા નજીક કોઈ યોગ્ય અને સ્વીકાર્ય બહાનું નથી. કારણ કે, અલ્લાહ તઆલાએ દરેક વ્યક્તિને બુદ્ધિ, સમજદારી અને સભાનતા એટલા માટે અર્પણ કરી છે કે, તે તેનાથી કામ લે અને સત્યને સત્ય તથા અસત્યને અસત્ય સારી રીતે ઓળખે.

ત્યારબાદ તેને ફક્ત આ બુદ્ધિ અને સમજદારીના આધાર ઉપર નથી છોડી મૂક્યો બલકે, પોતાના અંબિયા (અલૈ.)ને પણ મોકલ્યા, કિતાબો નાઝિલ કરી, જેના દ્વારા સત્ય અને અસત્ય, હક અને બાતિલને ખૂબ ખુલ્લું–ખુલ્લું કરી સ્પષ્ટ કરી દીધું.

જો કોઈ વ્યક્તિને એ વિશે શંકા હોય કે, એક વ્યક્તિ જે વાસ્તવમાં પોતાને સત્ય માર્ગ ઉપર સમજતો હોય, ભલે તે ખોટા માર્ગ ઉપર હોય, પછી તેના ઉપર શું આક્ષેપ છે, એને તો મા'ઝૂર સમજવો જોઈએ, કારણ કે તેને તો પોતાની ભૂલની ખબર જ નથી. એનો જવાબ એ છે કે, અલ્લાહ તબારક વ તઆલાએ દરેક મનુષ્યને અક્કલ અને સમજદારી અર્પણ કરી, ત્યારબાદ અંબિયા (અલૈ.) દ્વારા શિક્ષણ અર્પણ કર્યું, જેના દ્વારા ઓછામાં ઓછું તેને પોતે ગ્રહણ કરેલ માર્ગ સત્યનો વિરોધી માર્ગ હોવાની શક્યતાની અવધારણા જરૂર થવી જોઈતી હતી. હવે તેનો વાંક એ છે કે, તેણે એ બાબતો તરફ ક્યારેય ધ્યાન જ ન આપ્યું અને જે ખોટો માર્ગ તેણે અપનાવ્યો હતો એના ઉપર જ વળગી રહ્યો.

અલબત્ત જે વ્યક્તિ સત્યના સંશોધનમાં પોતાના સમગ્ર પ્રયત્ન આદરી ચૂક્યો તો પણ તેની દષ્ટિ સત્ય માર્ગ અને સત્ય વાત સુધી ન પહોંચી તો શક્ય છે કે, અલ્લાહ તઆલા નજીક તે મા'ઝૂર હોય. જેમકે, ઈમામ ગિઝાલી (રહ.)એ પોતાની કિતાબ "અત્તફ્રકતુ બયનલ ઈસ્લામિ વઝ્ઝિન્દિકહ"માં ફરમાવ્યું છે. વલ્લાહુ અઅ્લમુ.

ચોથી આયતમાં ઈરશાદ ફરમાવ્યું, “હે આદમ (અલૈ.)ની અવલાદ ! તમે મસ્જિદની દરેક હાજરીના સમયે પોતાનો પોશાક પહેરી લો અને ખૂબ ખાઓ અને પીઓ અને મર્યાદા ન વટાવો. બેશક ! અલ્લાહ તઆલા મર્યાદાનું ઉલ્લંઘન કરનારને પસંદ કરતો નથી.” અજ્ઞાનતાના યુગમાં અરબો જેમકે બયતુલ્લાહનો તવાફ નગ્નાવસ્થામાં કરવાને સાચી ઈબાદત અને બયતુલ્લાહનું સન્માન સમજતા હતા. એ જ પ્રમાણે તેમનામાં એ કુરિવાજ પણ હતો કે, હજ્જના દિવસોમાં ખાવું–પીવું ત્યજી દેતા હતા. ફક્ત એટલું ખાતા હતા જેનાથી શ્વાસ ચાલતો રહે. ખાસ કરીને ઘી, દૂધ અને પવિત્ર ખોરાકનો બિલકુલ ત્યાગ કરતા હતા.

*(ઈબ્ને જરીર)*

તેમના આ વાહિયાત કુરિવાજ વિરુદ્ધ આ આયત નાઝિલ થઈ, જેણે બતાવ્યું કે નગ્ન થઈને તવાફ કરવો નિર્લજ્જતા, અપમાનની પરાકાષ્ઠા અને અંતિમ હદ છે; એનાથી બચેલા રહો. એ જ પ્રમાણે અલ્લાહ તઆલાના આપેલા પવિત્ર ખોરાકથી વિના કારણે પરહેઝ કરવી પણ કોઈ દીનની વાત નથી, બલકે તેણે હલાલ કરેલી વસ્તુઓને પોતાના માટે હરામ ઠરાવવી એક પ્રકારની ગુસ્તાખી અને ઈબાદતોમાં મર્યાદાઓનું ઉલ્લંઘન કરવા સમાન છે, જેને અલ્લાહ તઆલા પસંદ કરતો નથી. એટલા માટે હજ્જના દિવસોમાં ખૂબ ખાઓ પીઓ, હા ! વ્યર્થ ખર્ચ ન કરો, હલાલ ખોરાકનો બિલકુલ ત્યાગ કરવો પણ ઈસ્રાફ (ફુઝૂલ ખર્ચ)માં સામેલ છે અને હજ્જના મૂળ હેતુઓ અને અલ્લાહના ઝિક્ર (યાદ)થી ગાફેલ થઈને ખાવા–પીવામાં મશ્ગૂલ રહેવું પણ ઈસ્રાફ (અતિરેક કરવા)માં સામેલ છે.

આ આયત જો કે, અજ્ઞાન અરબોના એક ખાસ નિર્લજ્જ પ્રકારના કુરિવાજને સમાપ્ત કરવા માટે નાઝિલ થઈ છે, જેને તેઓ કા'બતુલ્લાહના તવાફ સમયે બયતુલ્લાહના સન્માનના નામ ઉપર કર્યા કરતા હતા, પરંતુ વિવરણકાર ઈમામો અને ઉમ્મતના ફકીહોની એ બાબતે સહમતી છે કે, કોઈ હુકમનો કોઈ ખાસ ઘટનાના સંદર્ભે નાઝિલ થવાનો અર્થ એ નથી હોતો કે, તે હુકમ તે જ ઘટના સાથે ખાસ હોય છે, બલકે તે સામાન્ય રીતે શબ્દોના આધારે દરેકને લાગુ પડે છે, જે વસ્તુઓ તે શબ્દોના સામાન્યપણામાં સામેલ હોય છે તે બધા ઉપર આ જ હુકમ લાગુ પડતો હોય છે.

**નમાઝમાં સતર ઢાંકવું ફરજ છે, તેના વિના નમાઝ થતી નથી :**

આ આયતથી જમહૂર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા મુજ્તહિદીન ઈમામો (રહ.)એ કેટલાય હુકમો પ્રતિપાદિત કર્યા છે. પ્રથમ એ કે, તેમાં જે પ્રમાણે નગ્નાવસ્થામાં તવાફ કરવાની મનાઈ કરવામાં આવી છે, એ જ પ્રમાણે નગ્ન થઈને નમાઝ પઢવી પણ હરામ અને ગુનોહ છે. કારણ કે, હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَلطَّوَافُ بِالْبَيْتِ صَلٰوةٌ તદુપરાંત પોતે આ જ આયતમાં જ્યારે કે, શબ્દ مَسْجِدٌ (મસ્જિદ)થી જમહૂર વિવરણકારોના મતે અર્થ "સિજદહ" છે, ત્યારે સિજદહની હાલતમાં નગ્નાવસ્થાની મનાઈ પોતે આ આયતમાં સ્પષ્ટ રીતે આવી જાય છે અને જ્યારે સિજદહમાં મનાઈ થઈ તો

રુકૂઅ્, કયામ, કાયદહ અને નમાઝના બધા જ અરકાનોમાં સતર ઢાંકવું જરૂરી હોવું જાહેર છે.

ત્યારબાદ રસૂલે કરીમ ﷺના ફરમાનો તેને વધારે સ્પષ્ટ કરી આપે છે. એક હદીષમાં ઈરશાદ છે કે, "કોઈ બાલિગ સ્ત્રીની નમાઝ ઓઢણી વિના જાઈઝ નથી." *(તિરમિઝી)*

નમાઝ સિવાય અન્ય પરિસ્થિતિઓમાં પણ સતર ઢાંકવું ફરજ હોવા વિશે બીજી આયતો અને રિવાયતોથી સાબિત થયું છે, જેમાંથી એક આયત આ જ સૂરતમાં પસાર થઈ ચૂકી છે. يٰبَنِىٓ اٰدَمَ قَدۡ اَنۡزَلۡنَا عَلَيۡكُمۡ لِبَاسًا يُّوَارِىۡ سَوۡاٰتِكُمۡ

ખુલાસો એ છે કે, સતર ઢાંકવું મનુષ્ય માટે પ્રથમ માનવીય અને ઈસ્લામી ફરજ છે જે દરેક પરિસ્થિતિમાં તેના માટે જરૂરી છે, નમાઝ અને તવાફમાં તો તે પ્રથમ શ્રેણીમાં ફરજ થાય છે.

**નમાઝ માટે ઉત્તમ પોશાક :**

આ આયતમાં બીજો મસ્અલો એ છે કે, પોશાકને "શણગાર"ના શબ્દથી પારિભાષિત કરીને એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે, નમાઝમાં ઉત્તમ અને શ્રેષ્ઠ બાબત એ છે કે, ફક્ત સતર ઢાંકવાને પૂરતું સમજવામાં ન આવે બલકે, પોતાની શક્તિ પ્રમાણે ઉત્તમ અને સારો પોશાક ધારણ કરવામાં આવે. હઝરત હસન (રદિ.)ની ટેવ હતી કે, નમાઝના સમયે પોતાનો સૌથી ઉત્તમ પોશાક પહેરતા હતા અને ફરમાવતા હતા કે, અલ્લાહ તઆલા ખૂબસૂરતીને પસંદ કરે છે, એટલા માટે હું મારા પરવરદિગાર માટે શણગાર અને ખૂબસૂરતી અપનાવું છું અને અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે, خُذُوۡا زِيۡنَتَكُمۡ عِنۡدَ كُلِّ مَسۡجِدٍ

જાણ થઈ કે, આ આયતથી જેમકે નમાઝમાં સતર ઢાંકવું ફરજ હોવું સાબિત થાય છે, એ જ પ્રમાણે સત્ય અનુસાર સ્વચ્છ અને સારો પોશાક અપનાવવાની ફઝીલત અને અલ્લાહ તઆલા દ્વારા પસંદ કરવું સાબિત થયેલ છે.

**નમાઝમાં પોશાક વિશે અમુક મસ્અલાઓ :**

ત્રીજો મસ્અલો આ સ્થળે એ છે કે, સતર જેને છુપાવવું દરેક મનુષ્ય ઉપર દરેક પરિસ્થિતિમાં અને ખાસ કરીને નમાઝ અને તવાફના સમયે ફરજ છે, તેની

મર્યાદા શું છે ? કુર્આને કરીમે સામૂહિક રીતે સતર ઢાંકવાનો હુકમ આપીને તેની વિગતો અને ખુલાસો રસૂલે કરીમ ﷺના હવાલે કર્યો. રસૂલે કરીમ ﷺએ વિગતવાર ફરમાવ્યું કે, "પુરુષનું સતર નાભિ (ડુંટી)થી લઈને ઘૂંટણની નીચે સુધી અને સ્ત્રીનું સતર સંપૂર્ણ શરીર છે, ફક્ત ચહેરા અને બંને હથેળીઓ તથા પગના પંજાઓ તેમાંથી બાકાત છે."

હદીષની રિવાયતોમાં આ બધું વિગતવાર પ્રસ્તુત છે. પરુષ માટે નાભિથી નીચેનું બદન અથવા ઘુંટણ ખુલ્લા હોય તો આવો પોશાક આપમેળે ગુનોહ છે અને તેનાથી નમાઝ પણ અદા થતી નથી. એ જ પ્રમાણે સ્ત્રીનું સતર ગળું, હાથ અથવા પીંડીઓ ખુલ્લી હોય તો આવા પોશાકમાં રહેવું પોતે જ નાજાઈઝ છે અને નમાઝ પણ અદા થતી નથી. એક હદીષમાં ઈરશાદ છે કે, "જે મકાનમાં સ્ત્રીઓ ઉઘાડા માથે હોય ત્યાં નેકીના ફરિશ્તા આવતા નથી."

સ્ત્રીનો ચહેરો અને હથેળીઓ તથા પગની પાની જેને સતરથી બાકાત ઠરાવવામાં આવ્યું છે તેનો અર્થ એ છે કે, નમાઝમાં તેના આ અવયવો ખુલ્લા હોય તો નમાઝમાં કોઈ ખલેલ નહીં પડે, તેનો એ મતલબ કદાપિ નથી કે ગેરમહરમોની સામે પણ તે શરઈ ઉજર વિના ચહેરો ખુલ્લો રાખીને ફર્યા કરે.

આ હુકમ તો સતર ફરજ હોવા વિશે છે, જેના વિના નમાઝ અદા થતી જ નથી અને કારણ કે, નમાઝમાં માત્ર સતર ઢાંકવાનો જ હેતુ નથી બલકે, શણગાર અને ઉત્તમ લિબાસ અપનાવવાનો પણ હુકમ છે. એટલા માટે પુરુષોએ ઉઘાડા માથે નમાઝ પઢવી અથવા ખભા અને કોણીઓ ખુલ્લી રાખીને નમાઝ પઢવી પણ મકરૂહ છે. ભલે, અડધી બાંયનું ખમીસ હોય અથવા બાંયો ચઢાવવામાં આવી હોય. દરેક પરિસ્થિતિમાં નમાઝ મકરૂહ છે. એ જ પ્રમાણે એવા પોશાકમાં પણ નમાઝ મકરૂહ છે જેને પહેરીને વ્યક્તિ પોતાના મિત્રો અને જાહેર સ્થળોએ જવા માટે શરમ અનુભવે છે. જેમકે, માત્ર બનિયાન કુરતા વિના પહેરીને ભલે તે આખી બાંયનું હોય અથવા માથા ઉપર ટોપીના બદલે કોઈ કપડું અથવા નાનો હાથરૂમાલ બાંધીને અલ્લાહ રબ્બુલ આલમીનના દરબારમાં જવું કઈ રીતે પ્રિય (યોગ્ય) હોઈ શકે છે ? માથું, ખભા, કોણીઓ ખુલ્લી રાખીને નમાઝ પઢવું મકરૂહ હોવું કુર્આનની આયતના આ શબ્દ زِيْنَةٌ (ઝીનત)થી સાબિત થાય છે અને રસૂલે કરીમ ﷺના ખુલાસાઓથી પણ.

જે પ્રમાણે આયતનું પ્રથમ વાક્ય અજ્ઞાનતાના યુગમાં અરબોના નગ્નાવસ્થામાં ફરવાના કુરિવાજને સમાપ્ત કરવા માટે નાઝિલ થયું પરંતુ શબ્દોના સામાન્યપણાના આધારે તેના દ્વારા ઘણા બધા હુકમો અને મસ્અલાઓની જાણ થઈ. એ જ પ્રમાણે બીજું વાક્ય كُلُوْا وَاشْرَبُوْا وَلَا تُسْرِفُوْا પણ જો કે, અજ્ઞાનતાકાળના અરબોનો આ કુરિવાજ સમાપ્ત કરવા માટે નાઝિલ થયું કે, તેઓ હજ્જના દિવસોમાં સારો ખોરાક ખાવા–પીવાને ગુનોહ સમજતા હતા. પરંતુ શબ્દોના સામાન્યપણાના આધારે અહીંયાં પણ ઘણા બધા હુકમો અને મસ્અલાઓ સાબિત થાય છે.

**જરૂર જેટલું ખાવું–પીવું ફરજ છે :**

પ્રથમ એ કે, ખાવું–પીવું શરઈ સ્વરૂપે પણ મનુષ્ય ઉપર ફરજ અને આવશ્યક છે. શક્તિ હોવા છતાં કોઈ વ્યક્તિ ખાવા–પીવાનો ત્યાગ કરે, એટલે સુધી કે મૃત્યુ પામે અથવા એટલો અશક્ત થઈ જાય કે, વાજિબો પણ અદા ન કરી શકે તો આવો વ્યક્તિ અલ્લાહ પાસે મુજરિમ અને ગુનેહગાર ઠરશે.

**દુનિયાની ચીજ–વસ્તુઓમાં મૂળ તત્ત્વ જાઇઝ જ છે, જ્યાં સુધી કોઈ દલીલ દ્વારા હરામ હોવાનું સાબિત ન થાય કોઈ વસ્તુ હરામ થતી નથી :**

એક મસ્અલો આ આયતથી અહકામુલ કુર્આન જસ્સાસના ખુલાસા પ્રમાણે એ નીકળ્યો કે, દુનિયામાં જેટલી વસ્તુઓ ખાવા–પીવા માટે ઉપયોગમાં લેવાય છે, વાસ્તવમાં તેમાં મૂળ તત્ત્વ એ છે કે, તે બધી વસ્તુઓ જાઈઝ અને હલાલ છે જ્યાં સુધી કોઈ ખાસ વસ્તુનું હરામ હોવું કોઈ શરઈ દલીલ દ્વારા સાબિત ન થાય દરેક વસ્તુને જાઈઝ અને હલાલ સમજવામાં આવશે. એ તરફ ઈશારો આ વાક્ય દ્વારા પણ થયો છે. كُلُوْا وَشْرَبُوْا (કુલૂ વશ્રબૂ)માં કોઈ ચોક્કસ વસ્તુને વર્ણન કરવામાં નથી આવી કે કઈ વસ્તુને ખાવી અને કઈ વસ્તુને ન ખાવી અને અરબીના જાણકાર ઉલમાનો ખુલાસો છે કે, આ સ્થળે કોઈ વસ્તુને કર્મ સ્વરૂપે નક્કી ન કરવી એ તેના સામાન્યપણા તરફ ઈશારો હોય છે કે દરેક વસ્તુ ખાઈ–પી શકાય છે, માત્ર તે વસ્તુઓના સિવાય જેને સ્પષ્ટ રીતે હરામ કરવામાં આવી છે. *(અહકામુલ કુર્આન, જસ્સાસ)*

**ખાવા–પીવામાં ઉડાઉપણું અને અતિરેક જાઇઝ નથી :**

આયતના અંતિમ વાક્ય وَلَا تُسْرِفُوْا (વલા તુસ્રિફૂ)થી સાબિત થયું કે, ખાવા–પીવાની પરવાનગી તો છે બલકે, હુકમ છે પરંતુ સાથે જ ફુઝૂલખર્ચી અને અતિરેક કરવાની મનાઈ છે. اِسْرَافٌ (ઈસ્રાફ)નો અર્થ છે કે, "મર્યાદાઓથી આગળ વધી જવું." પછી મર્યાદાનું ઉલ્લંઘન કરવાના કયા–કયા સ્વરૂપો છે ? એક એ કે, હલાલ વસ્તુની મર્યાદા ઓળંગીને હરામ સુધી પહોંચી જવું અને હરામ વસ્તુઓને ખાવા–પીવા અને વાપરવા માંડવું કે જેનું હરામ હોવું જાહેર છે.

બીજું એ કે, અલ્લાહ તઆલાની હલાલ કરેલ વસ્તુઓનો કોઈ પ્રકારના શરઈ કારણ વિના હરામ સમજીને ત્યાગ કરવો, જે પ્રમાણે હરામનો ઉપયોગ અપરાધ અને ગુનોહ છે એ જ પ્રમાણે હલાલને હરામ સમજવું પણ અલ્લાહના કાનૂનનો વિરોધ કરવા સમાન અને સખત ગુનોહ છે.

*(ઈબ્ને કષીર, મઝહરી, રૂહુલ મઆની)*

એ જ પ્રમાણે એ પણ ઈસ્રાફ છે કે, ભૂખ અને આવશ્યકતાથી વધારે ખાય–પીએ. એટલા માટે ફુક્હાએ પેટ ભરાઈ જવા કરતા વધારે અકળાંતુ ખાવાને નાજાઈઝ કહ્યું છે. *(અહકામુલ કુર્આન)*

એ જ પ્રમાણે એ પણ ઈસ્રાફ છે કે, શક્તિ અને સામર્થ્ય હોવા છતાં આવશ્યકતા કરતાં એટલું ઓછું ખાય કે જેનાથી અશક્તિ આવી જાય અને વાજિબો અદા કરવાની પણ શક્તિ ન રહે. ઈસ્રાફના આ બંને પ્રકારોની મનાઈ કરવા માટે કુર્આને કરીમમાં એક સ્થળે ઈરશાદ છે,

اِنَّ الْمُبَذِّرِيْنَ كَانُوْٓا اِخْوَانَ الشَّيٰطِيْنِ ط

*"ફુઝૂલખર્ચી કરનારો શયતાનોનો ભાઈ છે." (સૂ. ૧૭ : આ. ૨૭)*

બીજી જગ્યાએ ઈરશાદ છે,

وَالَّذِيْنَ اِذَآ اَنْفَقُوْا لَمْ يُسْرِفُوْا وَلَمْ يَقْتُرُوْا وَكَانَ بَيْنَ ذٰلِكَ قَوَامًا ط

*"અલ્લાહને તે લોકો પસંદ છે જે ખર્ચ કરવામાં મધ્યમ માર્ગ અને વચલો રસ્તો અપનાવે છે, ન જરૂરતની મર્યાદાથી વધારે ખર્ચ કરે અને ન જ તેનાથી ઓછો ખર્ચ કરે." (સૂ. ૨૫ : આ. ૬૭)*

**ખાવા–પીવામાં મધ્યમ માર્ગ જ દીન અને દુનિયા માટે લાભદાયક છે :**

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું કે, "અકળાંતિયું ખાવા–પીવાથી બચો. કારણ કે તે શરીરને ખરાબ કરે છે, બીમારીઓ પેદા કરે છે, અમલમાં આળસ પેદા કરે છે, બલકે ખાવા–પીવામાં મધ્યમ માર્ગ અપનાવ્યા કરો કે, તે તંદુરસ્તી માટે પણ લાભદાયક છે અને ફુઝૂલખર્ચીથી દૂર છે" અને ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા મેદસ્વી આલિમને પસંદ નથી કરતો" (અર્થ એ છે કે, જે અકળાંતુ ખાવાની ટેવના કારણે પોતાની મરજીથી મેદસ્વી મોટી ફાંદવાળા બની ગયા હોય) અને ફરમાવ્યું કે, "વ્યક્તિ તે સમય સુધી હલાક નથી થતો જ્યાં સુધી કે તે પોતાની મનેચ્છાઓને દીન ઉપર અગ્રિમતા ન આપવા માંડે." *(રૂહુલ મઆની અન અબી નઈમ)*

સલફે સાલિહીન (પુરોગામી બુઝૂર્ગો)એ એ બાબતને ઈસ્રાફમાં સામેલ ઠરાવી છે કે, વ્યક્તિ દરેક સમયે ખાવા–પીવામાં જ રચ્યો–પચ્યો રહે અથવા તેને અન્ય મહત્ત્વના કાર્યો કરતાં અગ્ર સ્થાને સમજે. જેનાથી એવું સમજવામાં આવે કે તેનો જીવનનો હેતુ માત્ર ખાવું–પીવું જ છે, એવા જ લોકો વિશે એક મશહૂર કહેવત છે કે, خوردن برائے زیستن ست نہ زیستن برائے خوردن એટલે કે, ખાવું એટલા માટે છે કે જિંદગી ટકી રહે, એવું નથી કે જિંદગી ખાવા–પીવા માટે હોય.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ તે બાબતને પણ ઈસ્રાફમાં સામેલ કરી છે કે, જ્યારે પણ કોઈ વસ્તુની ઈચ્છા થાય ત્યારે તેને અવશ્ય પૂરું જ કરી લે اِنَّ مِنَ الْاِسْرَافِ اَنْ تَاْكُلَ كُلَّ مَا اشْتَهَيْتَ *(ઈબ્ને માજહ અન અનસ)*

બયહકી (રહ.)એ નકલ કર્યું છે કે, "હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને એક વખતે રસૂલે કરીમ ﷺએ જોયા કે દિવસમાં બે વખતે જમ્યા, તો (આપ ﷺએ) ઈરશાદ ફરમાવ્યો, હે આયશા ! શું તમને એ પસંદ છે કે તમારી પ્રવૃત્તિ માત્ર ખાવાની જ બાકી રહી જાય ?"

અને મધ્યમ માર્ગનો આ હુકમ જે ખાવા–પીવા વિશે આ આયતમાં પ્રસ્તુત છે, ફક્ત ખાવા–પીવા સાથે ખાસ નથી, બલકે પહેરવા–ઓઢવા, રહેવા–સહેવા અને પ્રત્યેક કાર્યમાં મધ્યમ માર્ગ પ્રિય અને પસંદ કરવામાં આવ્યો છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "જે ઈચ્છો તે

ખાઓ-પીઓ અને જે ઈચ્છો તે પહેરો, ફક્ત બે વાતોથી બચો. એક એ કે, તેમાં ઈસ્રાફ એટલે કે આવશ્યકતાથી વધારે અતિરેક ન કરો અને બીજું ઘમંડ અને ગર્વ ન કરો.''

**એક આયતમાંથી પ્રતિપાદિત થયેલા આઠ શરઈ મસ્અલાઓ :**

ખુલાસો એ છે કે, كُلُوْا وَاشْرَبُوْا وَلَاتُسْرِفُوْا ના શબ્દો દ્વારા આઠ શરીઅતના મસ્અલાઓ નીકળે છે. ૧. ખાવું-પીવું આવશ્યકતા પ્રમાણે ફરજ છે, ૨. જ્યાં સુધી કોઈ વસ્તુનું હરામ હોવું કોઈ શરઈ દલીલથી સાબિત ન થાય દરેક વસ્તુ હલાલ છે, ૩. જે વસ્તુઓની અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺએ મનાઈ કરી છે તેનો ઉપયોગ કરવો ઈસ્રાફ અને નાજાઈઝ છે, ૪. જે વસ્તુઓ અલ્લાહે હલાલ કરી છે તેને હરામ સમજવી પણ ઈસ્રાફ અને સખત ગુનોહ છે, ૫. પેટ ભરાય ગયા પછી વધારે (અકળાંતિયું) ખાવું નાજાઈઝ છે, ૬. એટલું ઓછું ન ખાવું જોઈએ જેના કારણે નબળાઈ આવી જવાથી વાજિબો અદા કરવાની શક્તિ પણ ન રહે, ૭. દરેક સમયે ખાવા-પીવાની ચિંતામાં રહેવું પણ ઈસ્રાફ છે અને ૮. જ્યારે કદી કોઈ વસ્તુની ઈચ્છા થાય તો જરૂરી નથી કે તેને પ્રાપ્ત કરી જ લેવામાં આવે.

આ તો આ આયતના દીની ફાયદાઓ છે અને તબીબી દષ્ટિકોણથી વિચાર કરવામાં આવે તો સ્વાસ્થ્ય અને તંદુરસ્તી માટે એનાથી મોટો કોઈ નુસ્ખો નથી, કારણ કે ખાવા-પીવામાં મધ્યમ માર્ગ સઘળી બીમારીઓથી માનવશરીરને સલામત રાખે છે.

તફસીરે રૂહુલ મઆની અને મઝહરી વગેરેમાં છે કે, અમીરુલ મુઅ્મિનીન હારૂન રશીદ પાસે એક નસરાની તબીબ ઈલાજ માટે રહેતો હતો, તેણે અલી બિન હુસૈન બિન વાકિદને કહ્યું કે, ''તમારી કિતાબ એટલે કે કુર્આનમાં ડૉક્ટરી જ્ઞાનનો કોઈ વિભાગ નથી, જ્યારે કે દુનિયામાં બે જ પ્રકારનું જ્ઞાન છે. એક, ધર્મશાસ્ત્ર અને બીજું, શરીરશાસ્ત્ર જેનું નામ તબીબીજ્ઞાન છે.'' અલી બિન હુસૈને ફરમાવ્યું કે, ''અલ્લાહ તઆલાએ સમગ્ર તબીબી જ્ઞાન અને હિકમતને કુર્આનની એક અડધી આયતમાં ભેગું કરી દીધું છે અને ફરમાવ્યું, كُلُوْا وَشْرَبُوْا وَلَا تُسْرِفُوْا '' (અને તફસીરે ઈબ્ને કષીરમાં આ નિવેદન અમુક સલફના હવાલાથી પણ નકલ

થયું છે). ત્યારબાદ તેણે કહ્યું કે, “સારું ! તમારા રસૂલ ﷺના નિવેદનમાં પણ તબીબી જ્ઞાન વિશે કંઈ છે ?” તેમણે ફરમાવ્યું, “રસૂલ ﷺના અમુક નિવેદનોમાં સમગ્ર તબીબી જ્ઞાનને ભેગું કરી દેવામાં આવ્યું છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જઠર બીમારીઓનું ઘર છે અને નુકસાનકર્તા વસ્તુઓથી પરહેઝ દવાની વાસ્તવિકતા છે અને દરેક શરીરને તે વસ્તુ આપો જેની તે ટેવ (પ્રકૃતિ) ધરાવે છે.” (કસ્સાફ, રૂહુલ મઆની) નસરાની તબીબે આ સાંભળીને કહ્યું કે, “તમારી કિતાબ અને તમારા રસૂલે جَالِيْنُوْس (જાલીનૂસ) માટે કોઈ તબીબી જ્ઞાન બાકી નથી છોડ્યું.”

બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, “રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જઠર (પેટ) બદનની હોજ છે, સમગ્ર બદનની નસો આ હોજથી તરબોળ થાય છે. જો જઠર ઠીક છે તો બધી જ નસો અહીંયાંથી તંદુરસ્તીવાળો ખોરાક લઈને પાછી ફરશે અને જો તે ખરાબ છે તો બધી નસો બીમારીઓ લઈને શરીરમાં ફેલાશે.” હદીષવેત્તાઓએ હદીષની આ રિવાયતના શબ્દોમાં અમુક શંકાસ્પદ શબ્દો હોવાનું કહ્યું છે પરંતુ ઓછા ખાવા અને કાળજી રાખવાની તાકીદ અનેક હદીષોમાં મોજૂદ છે, બધા જ આ બાબત ઉપર સહમત છે. *(રૂહુલ મઆની)*

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૩૨-૩૩-૩૪)

قُلْ مَنْ حَرَّمَ زِيْنَةَ اللّٰهِ الَّتِيْٓ اَخْرَجَ لِعِبَادِهٖ وَ الطَّيِّبٰتِ مِنَ الرِّزْقِ ۭ قُلْ
هِيَ لِلَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا خَالِصَةً يَّوْمَ الْقِيٰمَةِ ۭ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ
لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٣٢﴾ قُلْ اِنَّمَا حَرَّمَ رَبِّيَ الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ وَالْاِثْمَ
وَالْبَغْيَ بِغَيْرِ الْحَقِّ وَاَنْ تُشْرِكُوْا بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا وَّاَنْ تَقُوْلُوْا عَلَى
اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٣٣﴾ وَلِكُلِّ اُمَّةٍ اَجَلٌ ۚ فَاِذَا جَاۗءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا
يَسْتَقْدِمُوْنَ ﴿٣٤﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહો ! અલ્લાહની શોભાને કોણે હરામ કરી જે તેણે પોતાના બંદાઓ માટે પેદા કરી અને ખાવા(પીવા)ની તય્યિબ (સ્વચ્છ–પવિત્ર) વસ્તુઓ ? તમે કહો ! આ નેઅ્મતો અસલમાં ઈમાનવાળાઓ માટે છે દુનિયાની જિંદગીમાં (અને) ખાલિસ તેમના જ માટે છે કયામતના દિવસે; આ જ પ્રમાણે અમે ખુલાસાવર આયતો વર્ણન કરીએ છીએ તેમના માટે જેઓ સમજે છે. (૩૨) તમે કહી આપો ! મારા પરવરદિગારે માત્ર બેહયાઈની વાતોને હરામ કરી છે જે તેમનામાં જાહેર છે અને જે છુપી છે અને ગુનાહને અને નાહકની બળજબરીને અને એ વાતને કે અલ્લાહની સાથે શરીક કરો એવી વસ્તુને જેની તેણે સનદ નથી ઉતારી અને એ વાતને કે અલ્લાહના જિમ્મે તે વાતો લગાવો જે તમને ખબર નથી. (૩૩) અને દરેક ઉમ્મત માટે એક વાયદો છે, પછી જ્યારે કે તેમનો વાયદો આવી પહોંચશે ન એક ઘડી પાછળ સરકી શકશે અને ન એક ઘડી આગળ સરકી શકશે. (૩૪)*

## તફ઼સીર :

(જે લોકો અલ્લાહની હલાલ કરેલી પહેરવાની, ખાવાની તથા પીવાની વસ્તુઓને દલીલ વિના જ બલકે દલીલ વિરુદ્ધ હરામ સમજી રહ્યા છે તેમને હે નબી ﷺ !) તમે કહી આપો કે, (એ બતાવો) અલ્લાહ તઆલાએ પેદા કરેલા કપડાંઓને જે તેણે પોતાના બંદાઓ(ના ઉપયોગ) માટે બનાવ્યા છે અને ખાવા–પીવાની હલાલ વસ્તુઓને (જેને અલ્લાહ તઆલાએ હલાલ ઠરાવ્યું છે) કઈ વ્યક્તિએ હરામ કર્યું છે ? (એટલે કે, હલાલ અને હરામ ઠરાવી દેવું તો સર્જનહાર અને સૃષ્ટિના માલિકનું કામ છે તમે પોતાના તરફથી કોઈ વસ્તુને હલાલ અથવા હરામ કહેવાવાળા કોણ ? પ્રસ્તુત આયતોમાં કપડાં અને ખાવા–પીવાની વસ્તુઓને અલ્લાહ તઆલાનું ઈનામ ઠરાવવામાં આવ્યું છે. તેનાથી કાફિરોને એ શંકા થઈ શકતી હતી કે આ ઈનામો તો અમને પણ ખૂબ મળી રહ્યા છે, જો અલ્લાહ તઆલા અમારાથી નારાજ હોત અને અમારી માન્યતાઓ અને આચરણો તેના વિરુદ્ધ હોત તો આ ઈનામ અમને શા માટે મળે ? આ શંકાનો જવાબ આપવા માટે ફરમાવ્યું કે, હે મુહમ્મદ ﷺ !) તમે તેમને એ

કહી આપો કે, (અલ્લાહના ઈનામો વિશે ઉપયોગની પરવાનગી સ્વીકૃતિની દલીલ નથી, હા ! જે ઉપયોગ પછી કોઈ વબાલ ન હોય તે સ્વીકૃતિની દલીલ છે અને એવો ઉપયોગ માત્ર ઈમાનવાળાઓના હિસ્સામાં છે, કારણ કે કાફિર જેટલો વધારે દુનિયાની નેઅ્મતોને ભોગવશે એટલો જ તેનો વબાલ અને આખિરતનો અઝાબ વધતો રહે છે, એટલા માટે ફરમાવ્યું કે) આ વસ્તુઓ (પોશાક અને ખાવા-પીવાની વસ્તુઓ) એ જ પ્રમાણે કયામતના દિવસે (પણ અઝાબ અને નુકસાન પહોંચાડવાથી બચેલી રહેવામાં) ખાસ રહેશે, દુનિયાની જિંદગીમાં (પણ) ખાસ ઈમાનવાળાઓ માટે જ છે (તેનાથી ઊલટું કાફિરો માટે કે દુનિયામાં તેમણે અલ્લાહની નેઅ્મતો ભોગવીને અય્યાશીમાં જિંદગી પસાર કરી પરંતુ આ નેઅ્મતોનો આભાર ઈમાન અને અલ્લાહના હુકમોના અનુસરણ દ્વારા માન્યો નહીં, એટલા માટે ત્યાં આ નેઅ્મતો તેમના માટે અઝાબ અને વબાલ બની જશે), અમે એ જ પ્રમાણે બધી જ આયતોને સમજદાર લોકો માટે સ્પષ્ટ (સાફ-સાફ) વર્ણન કરીએ છીએ; (તમે તેમને એ પણ) કહી આપો કે, (તમે જે હલાલ વસ્તુઓને વિના કારણે હરામ સમજી રાખી છે તેને અલ્લાહ તઆલાએ હરામ નથી કરી) અલબત્ત મારા પરવરદિગારે તો ફક્ત (તે વસ્તુઓને જેમાં મોટા ભાગે તમે સંડોવાયેલા છો) હરામ કર્યું છે (દાખલા તરીકે) બધી જ બેશરમીની વાતો તેમાં જે જાહેર છે તે પણ (જેમકે નગ્નાવસ્થામાં તવાફ કરવો) અને તેમાં જે ગુપ્ત છે તે પણ (જેમકે વ્યભિચાર) અને દરેક ગુનાહની વાત (હરામ કરી છે) અને નાહક કોઈના ઉપર અત્યાચાર કરવાને (હરામ કર્યું છે) અને એ વાત (હરામ કરી છે) કે તમે અલ્લાહ તઆલાની સાથે કોઈ એવી વસ્તુને (ઈબાદતમાં) ભાગીદાર ઠરાવી લો જેની અલ્લાહ તઆલાએ કોઈ સનદ (અને દલીલ) નાઝિલ નથી કરી (ન તો સામૂહિક રીતે અને ન જ વ્યક્તિગત રીતે) અને એ વાતને (હરામ કરી છે) કે તમે લોકો અલ્લાહ તઆલાના માથે એવી વાતો થોપો જેનું તમારી પાસે કોઈ પ્રમાણ ન હોય (જેમકે આયત قُلْ اَمَرَ رَبِّىْ بِالْقِسْطِ માં બધા જ કાર્યો જેના ઉપર અમલ કરવો શરીઅતમાં સામેલ થઈ ગયો, એ જ રીતે اِنَّمَا حَرَّمَ માં બધા જ કાર્યો અને પ્રવૃત્તિઓ જેની મનાઈ છે તે સામેલ થઈ ગઈ).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં તે લોકોને ચેતવણી આપવામાં આવી છે કે, જેઓ

ઈબાદતમાં અતિરેક (ગુલૂ) કરે છે અને પોતે ઘડી કાઢેલી પાબંદીઓ ઉત્પન્ન કરે છે. અલ્લાહ તઆલાએ હલાલ કરેલી વસ્તુઓથી બચતા રહી તેને પોતાના ઉપર હરામ ઠરાવી દેવાને ઈબાદત અને આજ્ઞાપાલન સમજે છે, જેમકે મક્કાના મુશ્રિકો હજ્જના દિવસોમાં તવાફના સમયે કપડાં પહેરવાને જ જાઈઝ સમજતા ન હતા અને અલ્લાહ તઆલાની હલાલ અને પાક ખાવા–પીવાની વસ્તુઓથી બચવાને ઈબાદત સમજતા હતા.

એવા લોકોને સુધારણા અર્થે શિક્ષા કરવાના અંદાજમાં સખત રીતે ચેતવણી આપવામાં આવી છે કે, અલ્લાહ તઆલાનો શણગાર એટલે કે, ઉત્તમ પોશાક જે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ માટે પેદા કર્યો છે અને પવિત્ર, ઉત્તમ ખોરાક જે અલ્લાહ તઆલાએ અર્પણ કર્યો છે; તેને કોણે હરામ કર્યો છે ?

**ઉત્તમ પોશાક અને સ્વાદિષ્ટ જમણ (ખાવા–પીવાની વસ્તુઓ)થી બચવું ઇસ્લામનું શિક્ષણ નથી :**

ભાવાર્થ એ થયો કે, કોઈ વસ્તુને હલાલ અથવા હરામ ઠરાવવું ફક્ત તે પાક–જાતનો જ અધિકાર છે જેણે આ વસ્તુઓને પેદા કરી છે. કોઈ અન્યની તેમાં દખલગીરી કરવી જાઈઝ નથી. એટલા માટે તે લોકો ક્રોધપાત્ર અને અઝાબના હકદાર છે જેઓ અલ્લાહના હલાલ કરેલા ઉત્તમ પોશાક અને પવિત્ર તથા સ્વાદિષ્ટ ખોરાકને હરામ સમજે છે. શક્તિ હોવા છતાં ફાટેલાં–તૂટેલાં વસ્ત્રોમાં ગંદા–ગોબરા રહેવું ન તો કોઈ ઈસ્લામનું શિક્ષણ છે અને ન જ ઈસ્લામમાં કોઈ પસંદ કરવામાં આવેલી બાબત છે, જેમકે ઘણા જાહિલ લોકો એવું વિચારે છે.

સલફે સાલિહીન (પુરોગામી બુઝુર્ગો) અને ઈસ્લામના ઈમામોમાંથી ઘણા આગળ પડતા લોકો કે જેમને અલ્લાહ તઆલાએ આર્થિક સદ્ધરતા પ્રદાન કરી હતી મોટે ભાગે ઉત્તમ અને કીંમતી પોશાકનો ઉપયોગ કરતા હતા. સરવરે કાઈનાત ﷺએ પણ જયારે આર્થિક છૂટછાટ થઈ તો સારા–સારા ઉત્તમ પ્રકારના વસ્ત્રો પણ ધારણ કર્યા. એક રિવાયતમાં છે કે, એક વખતે રસૂલે કરીમ ﷺના શરીર મુબારક ઉપર એવી ચાદર હતી કે, જેની કીંમત એક હજાર દિરહમ હતી. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) માટે વર્ણન થયું છે કે, ચારસો ગિન્ની કીંમતની ચાદરનો તેમણે ઉપયોગ કર્યો છે. એ જ પ્રમાણે હઝરત ઈમામ માલિક

(રહ.) હંમેશા શોભાસ્પદ અને ઉત્તમ પોશાક ધારણ કરતા હતા, તેમના માટે તો કોઈ વ્યક્તિએ એક વર્ષ માટે ત્રણસો સાઈઠ જોડ કપડાંઓની વાર્ષિક વ્યવસ્થાની પોતાના માથે જવાબદારી સ્વીકારી હતી અને જે જોડ કપડાં ઈમામ (રહ.)ના શરીર ઉપર એક વખતે પહોંચતા હતા, તેનો ફરી ઉપયોગ થતો ન હતો, કારણ કે ફક્ત તે જોડ કપડાંનો એક વખતે ઉપયોગ કરીને તેને તેઓ ગરીબ તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ને આપી દેતા હતા.

કારણ એ છે કે, રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે કે, જયારે અલ્લાહ તઆલા કોઈ બંદાને પોતાની નેઅ્મત અને આર્થિક સદ્ધરતા અર્પણ કરે છે તો અલ્લાહ તઆલા એને પસંદ કરે છે કે, તેની નેઅ્મતની અસર તેના પોશાક વગેરેમાં પણ જોવામાં આવે. એટલા માટે કે, નેઅ્મતની જાહેરાત કરવી પણ એક પ્રકારનો શુક્ર અને અલ્લાહનો આભાર છે. એનાથી વિપરીત આર્થિક સદ્ધરતા હોવા છતાં ફાટેલાં-તૂટેલાં મેલાં-ઘેલાં જૂના કપડાંઓમાં ફર્યા કરવું નેઅ્મતની નાશુક્રી છે.

હા ! જરૂરી વાત એ પણ છે કે બે વસ્તુઓથી બચે. એક રિયા એટલે કે વ્યર્થ નામના અને દેખાડો તથા બીજું ગર્વ અને તકબ્બુર, એટલે કે ફક્ત લોકોને બતાવવા અને પોતાની શ્રેષ્ઠતા જાહેર કરવા માટે ગર્વિષ્ઠ પોશાક ધારણ ન કરે અને દેખીતું છે કે, સલફે સાલિહીન (પુરોગામી બુઝૂર્ગો) આ બંને બાબતોથી બચતા હતા.

રસૂલે કરીમ ﷺ અને સલફે સાલિહીનમાં ફારૂકે આ'ઝમ (રદિ.) અને અમુક અન્ય સહાબા (રદિ.)થી જે સામાન્ય પરિસ્થિતિઓમાં મા'મૂલી પ્રકારનો પોશાક અથવા થીંગડા મારેલા કપડાંનો ઉપયોગ કરવાનું વર્ણન થયું છે તેના બે કારણો હતા. એક તો એ કે, મોટા ભાગે જે કંઈ માલ આવતો તે ફકીરો, મિસ્કીનો અને દીની કામોમાં ખર્ચ કરી નાંખતા હતા અને પોતાના માટે કશું બાકી જ ન રહેતું કે જેનાથી ઉત્તમ પ્રકારનો પોશાક ખરીદી શકાય. બીજું એ કે, પોતે મખ્લૂકના મુક્તદા (આગેવાન) હતા, તેમના સાદગીવાળા અને સસ્તા પોશાક પહેરવાથી અન્ય માલદારોને પણ તેનાથી પ્રેરણા અને પ્રોત્સાહન મળતું હતું, જેથી સામાન્ય ગરીબો અને ફકીરો ઉપર તેમની માલદારી અને અમીરીનો ખોટો પ્રભાવ અને રુઆબ ન પડે.

એ જ પ્રમાણે સૂફીઓએ જે પોતાના અનુયાયીઓને બનાવ–શણગારના પોશાક અને ઉત્તમ–સ્વાદિષ્ટ ખાવાથી અટકાવ્યા હતા તેનો હેતુ પણ એ ન હતો કે, તે વસ્તુઓને કાયમી ધોરણે છોડી દેવું સવાબનું કાર્ય છે. બલકે, મનેચ્છાઓ ઉપર કાબૂ મેળવવા માટે "સુલૂક"ની શરૂઆતમાં આવા મુજાહિદા (સંઘર્ષ) રૂહાની (આધ્યાત્મિક) ઈલાજ અને દવા સ્વરૂપે કરાવવામાં આવતા હતા અને જ્યારે તે એવી કક્ષાએ પહોંચી જાય કે, મનેચ્છાઓ ઉપર કાબૂ પ્રાપ્ત કરી લે કે, તેમની મનેચ્છા તેમને હરામ અને નાજાઈઝ વસ્તુઓ તરફ ન ખેંચી શકે ત્યારે તે સમયે બધા જ સૂફીઓ અને સલફે સાલિહીન ઉત્તમ પોશાક અને સ્વાદિષ્ટ ખોરાકનો ઉપયોગ કરે છે અને તે સમયે આ પવિત્ર ભોજન તેમના માટે અલ્લાહની મઅ્રિફત અને તેની નિકટતા પ્રાપ્ત કરવાના દરજ્જામાં અવરોધના બદલે વધારે નિકટતા પ્રાપ્ત કરવાનું માધ્યમ બને છે.

**ખોરાક અને પોશાકમાં રસૂલે કરીમ ﷺની સુન્નત :**

ખોરાક અને પોશાક વિશે રસૂલે કરીમ ﷺની સુન્નતનો ખુલાસો અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)નો પણ ખુલાસો એ છે કે, તે વસ્તુઓમાં કોઈ પરહેઝ કરવામાં ન આવે, જે પણ પોશાક અને ખોરાક સરળતાથી પ્રાપ્ત થાય તેને અલ્લાહના શુક્ર સાથે આભાર માની ઉપયોગ કરે. જાડું કપડું, સૂકો ખોરાક મળે તો પોતાના ઉપર એવી ફરજ ન પાડે કે, ગમે તે પ્રકારે સારો ખોરાક જ પ્રાપ્ત કરે, ભલે કરજ લેવું પડે અથવા એવી ચિંતામાં પોતાને બીજી કોઈ મુશ્કેલીમાં સંડોવી દેવાની નોબત આવી જાય.

એ જ પ્રમાણે ઉત્તમ અને સ્વચ્છ પોશાક અથવા સ્વાદિષ્ટ ભોજન જો પ્રાપ્ત થાય તો પોતાના ઉપર એવી ફરજ ન પાડે કે, તેને જાણીબૂઝીને ખરાબ કરે અથવા તેનો ઉપયોગ કરવાથી બચે. જે પ્રમાણે ઉત્તમ પ્રકારના પોશાક અને ભોજનની શોધખોળ કરતા રહેવામાં ચિંતાતૂર રહી પોતાના ઉપર ફરજ પાડવી યોગ્ય નથી, એ જ પ્રમાણે ઉત્તમ અને શ્રેષ્ઠ પોશાક અને ખોરાકથી સંકોચ કરી તેને ખરાબ કરવું અથવા તેને છોડીને હલકા પ્રકારની વસ્તુઓનો ઉપયોગ કરવાને પોતાના માટે જરૂરી ઠરાવવું પણ અયોગ્ય અને નિંદનીય છે.

આયતના આગલા વાક્યમાં તેની એક ખાસ હિકમત એ બતાવવામાં

આવી છે કે, દુનિયાની સઘળી નેઅ્મતો ઉત્તમ અને ઉચ્ચ કક્ષાના પોશાક, પવિત્ર અને સ્વાદિષ્ટ ખોરાક વાસ્તવમાં અનુસરણ કરનાર તાબે'દાર મો'મિનો માટે જ પેદા કરવામાં આવી છે. અન્ય લોકો તેમના પ્રતાપે ખાઈ-પી રહ્યા છે. કારણ કે, આ દુનિયા આચરણ કરવાનું સ્થળ છે, વળતર મેળવવાનું સ્થળ નથી. અહીંયાં ખરા-ખોટા અને સારા-નરસાનો તફાવત દુનિયાની નેઅ્મતોમાં કરી શકાતો નથી. બલકે, દુનિયાના સર્જનહારની નેઅ્મતોનું આ દસ્તરખ્વાન સામાન્ય રીતે અહીંયાં-ત્યાં બધાના માટે સમાન રીતે ખુલ્લું છે. બલકે, દુનિયા વિશે અલ્લાહની ટેવ એ છે કે, જો મો'મિન ફરમાંબરદાર બંદાઓથી ફરમાંબરદારીમાં કોઈ ઉણપ થઈ જાય છે તો અન્ય લોકો તેમના ઉપર વિજય પ્રાપ્ત કરી દુનિયાની નેઅ્મતોના ખજાનાઓ ઉપર કબજો જમાવી લે છે અને આ મો'મિન લોકો ભૂખમરામાં પણ સપડાઈ જાય છે.

પરંતુ આ કાયદો અહીંયાં અમલ કરવાના સ્થળે જ છે, એટલે કે, દુનિયામાં છે અને આખિરતની સઘળી નેઅ્મતો અને રાહતો માત્ર અલ્લાહ તઆલાના ફરમાંબરદાર, તાબે'દાર બંદાઓ માટે વિશિષ્ટરૂપે હશે. આ જ ભાવાર્થ છે આ આયતના આ વાક્યનો. قُلْ هِيَ لِلَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا خَالِصَةً يَّوْمَ الْقِيٰمَةِ એટલે કે, "(હે નબી ﷺ !) તમે કહી આપો કે, દુનિયાની બધી નેઅ્મતો દુનિયાની જિંદગીમાં પણ વાસ્તવમાં મો'મિનોનો જ હક છે અને કયામતના દિવસે તો માત્ર તેમની સાથે જ વિશિષ્ટરૂપે હશે."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ વાક્યનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે, "દુનિયાની સઘળી નેઅ્મતો અને રાહતો એક ખાસ લક્ષણ અને ખાસિયત સાથે છે કે તે આખિરતમાં જીવનો વબાલ અને જોખમ નહીં બને તે ફક્ત ફરમાંબરદાર મો'મિનોનો જ ભાગ છે. એનાથી વિપરીત કાફિરો અને ફાજિરો-દુષ્ટ લોકો; કે તેઓ દુનિયામાં પણ નેઅ્મતો ભોગવે છે બલકે, વધારે ભોગવે છે પરંતુ તેમની આ નેઅ્મતો આખિરતમાં તેમના જીવનો વબાલ અને કાયમી અઝાબ બનવાનો છે. એટલા માટે પરિણામના આધારે તે લોકો માટે આ બાબત કોઈ ઈજ્જત કે રાહતની વસ્તુ ન થઈ."

અમુક વિવરણકાર લોકોએ તેનો અર્થ એ ઠરાવ્યો છે કે, દુનિયાની સઘળી નેઅ્મતો અને રાહતોની સાથે સતત મહેનત અને સંઘર્ષરત રહેવું પડે છે તથા

તેના ક્ષિર્ણ-જીર્ણ થઈ જવાનો ભય સતાવતો હોય છે અને ત્યારબાદ પ્રકાર-પ્રકારના રંજ અને ગમ લાગેલા હોય છે. માત્ર વિશુદ્ધ નેઅ્મતો અને વિશુદ્ધ રાહતનું અત્રે આ જગતમાં અસ્તિત્વ જ નથી. અલબત્ત, કયામતમાં જેમને આ નેઅ્મતો મળશે તે બિલકુલ શુદ્ધ સ્વરૂપે મળશે, ન તો તેની સાથે કોઈ મહેનત કે સંઘર્ષ જોડાયેલો હશે અને ન જ તેની પડતીનો કે નુકસાનનો કોઈ ભય હશે અને ન જ તેના પછી કોઈ રંજ અને મુસીબત હશે. ત્રણે ભાવાર્થ આયતના આ વાક્ય માટે લઈ શકાય છે અને એટલા જ માટે મુફસ્સિરીન સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ આ ભાવાર્થ અપનાવ્યો છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَكَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ એટલે કે, "અમે પોતાની સંપૂર્ણ શક્તિની નિશાનીઓ સમજદાર લોકો માટે એ પ્રમાણે વિગતવાર સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ જેનાથી દરેક આલિમ (વિદ્વાન) અને જાહિલ (અજ્ઞાની) પણ સમજી લે." આ આયતમાં લોકોના આ ગુલૂનો અને અજ્ઞાનતાપૂર્ણ માન્યતાઓનો રદિયો આપવામાં આવ્યો હતો કે, શ્રેષ્ઠ કક્ષાનો પોશાક અને સ્વાદિષ્ટ ભોજનને છોડવાથી અલ્લાહ તઆલા રાજી થાય છે.

ત્યારબાદ બીજી આયતમાં અમુક તે વસ્તુઓનું વર્ણન છે, જેને અલ્લાહ તઆલાએ હરામ ઠરાવી આપી છે અને એ હકીકત છે કે, તેને છોડવાથી જ અલ્લાહ તઆલાનો રાજીપો પ્રાપ્ત કરી શકાય છે અને ઈશારો એ વાત તરફ પણ છે કે, આ લોકો બેવડી અજ્ઞાનતામાં સપડાયેલા છે. એક તરફ તો અલ્લાહ તઆલાની હલાલ કરેલી ઉત્તમ અને શ્રેષ્ઠ વસ્તુઓ પોતાના ઉપર વિના કારણે હરામ કરીને તે નેઅ્મતોથી વંચિત થઈ ગયા અને બીજી બાજુ જે વસ્તુઓ વાસ્તવમાં હરામ હતી અને જેના ઉપયોગથી અલ્લાહ તબારક વ તઆલાનો ક્રોધ અને આખિરતનો અઝાબ પરિણામ સ્વરૂપે આવવાનો છે, તેનો ઉપયોગ કરવામાં સંડોવાઈને આખિરતનો અઝાબ ખરીદી લીધો અને એ જ પ્રમાણે દુનિયા અને આખિરત બંને સ્થળે નેઅ્મતોથી વંચિત થઈને દુનિયા અને આખિરતના નુકસાનના હકદાર બની ગયા. ઈરશાદ છે,

اِنَّمَا حَرَّمَ رَبِّیَ الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ وَالْاِثْمَ وَالْبَغْیَ بِغَيْرِ الْحَقِّ وَاَنْ تُشْرِكُوْا بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا وَّاَنْ تَقُوْلُوْا عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ

એટલે કે, "જે વસ્તુઓને તમે જાણીબૂઝી વિના કારણે હરામ ઠરાવી લીધી, તે તો હરામ નથી પરંતુ અલ્લાહ તઆલાએ બધા જ નિર્લજ્જ કૃત્યોને હરામ કર્યા છે. ભલે તે જાહેર હોય કે ગુપ્ત હોય અને દરેક ગુનાહના કાર્યને અને નાહક કોઈના ઉપર અત્યાચાર કરવાને અને અલ્લાહ તઆલાની સાથે દલીલ વિના અથવા કોઈ પ્રમાણ વિના કોઈને ભાગીદાર ઠરાવવાને અને એ વાતને કે તમે અલ્લાહ તઆલાના માથે કોઈ એવી વાત થોપી દો, જેનું તમારી પાસે કોઈ પ્રમાણ ન હોય" આ બધી બાબતો હરામ ઠરાવી છે.

આ વિગતમાં શબ્દ اِثْــم (ઈસ્મ) હેઠળ તે બધા જ ગુનાહો આવી ગયા છે જેનો સંબંધ મનુષ્યનો પોતાની જાત સાથે વ્યક્તિગત સ્વરૂપે છે અને بَـــغْـــى (બગ્ય)માં તે ગુનાહો સામેલ છે, જેનો સંબંધ અન્ય સાથેના વ્યવહારો અને હકો સાથે છે તથા શિર્ક અને અલ્લાહ તઆલા ઉપર આક્ષેપ કરવો વગેરે માન્યતાઓનું મહાન ગુનોહ હોવું પણ દેખીતું છે.

આ ખાસ વિગતનું વર્ણન એટલા માટે પણ કરવામાં આવ્યું કે, તેમાં લગભગ દરેક પ્રકારની હરામ બાબતો અને ગુનાહો સંપૂર્ણપણે સામેલ થઈ ગયા. ભલે, માન્યતા (અકીદહ) સ્વરૂપે કોઈ ગુનોહ હોય અથવા આચરણ સ્વરૂપે અને ત્યારબાદ વ્યક્તિગત ગુનાહો અથવા અન્યોના હકોને પણ વર્ણન કર્યા અને એ એટલા માટે પણ કે આ અજ્ઞાનીઓ તે બધા જ અપરાધ અને હરામ કાર્યોમાં પ્રવૃત્ત હતા એટલે તેમની અન્ય અજ્ઞાનતાઓને પણ જાહેર કરી દીધી કે, હલાલ વસ્તુઓના ઉપયોગને પોતાના માટે વર્જિત (મનાઈ) કરવાથી અને હરામનો ઉપયોગ કરવાથી પણ તેઓ ખચકાતા ન હતા.

દીનમાં ગુલૂ (મર્યાદા ઓળંગી જવું) અને બિદ્અતો ઘડી કાઢવાની ચોક્કસ ખાસિયત એ છે કે, જે વ્યક્તિ એવી વસ્તુઓમાં સંડોવાય છે, તે દીનના મૂળભૂત અને મહત્ત્વના આવશ્યક કાર્યોથી સ્વાભાવિક રીતે બેદરકાર થઈ જાય છે. એટલા માટે "ગુલૂફિદ્દીન" (દીનમાં મર્યાદાનું ઉલ્લંઘન) અને બિદ્અતનું નુકસાન બેવડાઈ જાય છે. એક તો પોતે ગુલૂ અને બિદ્અતમાં સંડોવાવાનો એક આગવો ગુનોહ છે અને બીજું તેનાથી વિપરીત સત્ય દીન અને સુન્નત તરીકાઓથી વંચિત થવું પણ બીજા પ્રકારનો ગુનોહ છે. નઊઝુબિલ્લાહ.

પ્રથમ અને બીજી બંને આયતોમાં મુશ્રિકો અને અપરાધીઓની બે ખોટી પ્રવૃત્તિઓનું વર્ણન હતું. એક હલાલને હરામ ઠરાવવું અને બીજું હરામને હલાલ ઠરાવવું. ત્રીજી આયતમાં તેના પરિણામ અને આખિરત તથા એની સજાનું વર્ણન છે. وَلِكُلِّ اُمَّةٍ اَجَلٌ فَاِذَا جَآءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ એટલે કે, આ દુષ્ટ પાપીઓ જે પ્રમાણે અત્યાચાર આદરી અલ્લાહની નેઅ્મતોથી પોષણ પામતા હોવા છતાં દુનિયામાં તેમના ઉપર કોઈ દેખીતો અઝાબ થતો હોવાનું દષ્ટિગોચર થતું નથી. તેઓ અલ્લાહની ટેવથી ગાફેલ ન રહે બલકે, આ તો અલ્લાહ તઆલા અપરાધીઓને પોતાની રહમત અને કૃપાદષ્ટિના કારણે ઢીલ આપી રહ્યો છે અને તેની એક નક્કી સમય મર્યાદા હોય છે, જ્યારે તે મર્યાદા આવી પહોંચશે તો એક ક્ષણ આગળ-પાછળ નહીં થાય અને તેઓ અઝાબમાં પકડી લેવામાં આવશે. ક્યારેક દુનિયામાં કોઈ અઝાબ આવી જાય છે અને જો દુનિયામાં અઝાબ ન આવ્યો તો મૃત્યુની સાથે જ અઝાબમાં પ્રવેશ પામે છે.

આ આયતમાં "ચોક્કસ સમય મર્યાદાથી આગળ-પાછળ ન થવાનું" જે વર્ણન થયું છે આ એવો જ રૂઢિપ્રયોગ છે જેમકે, આપણી બોલચાલમાં ગ્રાહક દુકાનદારને કહે છે કે, કીંમતમાં કંઈ વત્તું-ઓછું થઈ શકે છે ? દેખીતું છે કે, કીંમતમાં વધારો કરવો ગ્રાહકનો હેતુ નથી હોતો બલકે, તે ગ્રાહક તો માત્ર કીંમત ઘટાડવા માટે પૂછી રહ્યો છે પરંતુ પ્રચલિત રૂઢિપ્રયોગ પ્રમાણે "ઓછું"ની સાથે "વત્તું" શબ્દનો પણ ઉપયોગ કરવામાં આવે છે. એ જ પ્રમાણે અહીંયાં વાસ્તવિક હેતુ તો એ છે કે, નક્કી સમય મર્યાદા પછી ક્ષણનો પણ વિલંબ નહીં થાય અને "વધતું" શબ્દનો ઉપયોગ અહીંયાં બોલચાલના રૂઢિપ્રયોગ પ્રમાણે કરવામાં આવ્યો છે.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૩૫ થી ૩૯)

| |
|---|
| يٰبَنِيْٓ اٰدَمَ اِمَّا يَاْتِيَنَّكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ ۙ فَمَنِ اتَّقٰى وَاَصْلَحَ |
| فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٣٥﴾ وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَاسْتَكْبَرُوْا عَنْهَآ اُولٰٓئِكَ |
| اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٣٦﴾ فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا |

اَوْ كَذَّبَ بِاٰيٰتِهٖ ؕ اُولٰٓئِكَ يَنَالُهُمْ نَصِيْبُهُمْ مِّنَ الْكِتٰبِ ؕ حَتّٰٓى اِذَا جَآءَتْهُمْ رُسُلُنَا
يَتَوَفَّوْنَهُمْ ۙ قَالُوْٓا اَيْنَ مَا كُنْتُمْ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ؕ قَالُوْا ضَلُّوْا عَنَّا
وَشَهِدُوْا عَلٰٓى اَنْفُسِهِمْ اَنَّهُمْ كَانُوْا كٰفِرِيْنَ ﴿۳۷﴾ قَالَ ادْخُلُوْا فِيْٓ اُمَمٍ قَدْ خَلَتْ مِنْ
قَبْلِكُمْ مِّنَ الْجِنِّ وَالْاِنْسِ فِي النَّارِ ؕ كُلَّمَا دَخَلَتْ اُمَّةٌ لَّعَنَتْ اُخْتَهَا ؕ
حَتّٰٓى اِذَا ادَّارَكُوْا فِيْهَا جَمِيْعًا ۙ قَالَتْ اُخْرٰىهُمْ لِاُوْلٰىهُمْ رَبَّنَا هٰٓؤُلَآءِ اَضَلُّوْنَا فَاٰتِهِمْ
عَذَابًا ضِعْفًا مِّنَ النَّارِ ؕ۬ قَالَ لِكُلٍّ ضِعْفٌ وَّلٰكِنْ لَّا تَعْلَمُوْنَ ﴿۳۸﴾ وَقَالَتْ اُوْلٰىهُمْ
لِاُخْرٰىهُمْ فَمَا كَانَ لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْسِبُوْنَ ﴿۳۹﴾ ع

**તરજુમો :**

*હે આદમની અવલાદ ! જો તમારી પાસે તમારામાંના રસૂલ આવે કે તમને મારી આયતો સંભળાવે તો જે કોઈ ડરે અને નેકી (ભલાઈ) પકડે તો તેમના ઉપર ન ભય હશે અને ન તેઓ ગમગીન થશે. (૩૫) અને જેમણે અમારી આયતોને જૂઠાડી અને તેનાથી અભિમાન કર્યુ તે જ દોઝખમાં રહેવાવાળા છે તેઓ તેમાં જ હંમેશા રહેશે. (૩૬) પછી એનાથી વધીને જાલિમ કોણ જે અલ્લાહ ઉપર જૂઠું બોહતાન બાંધે અથવા તેના હુકમોને જૂઠાડી દે, તે લોકો છે કે તેમને મળશે જે તેમનો હિસ્સો કિતાબમાં લખેલો છે અહીંયાં સુધી કે જ્યારે તેમની પાસે અમારા મોકલેલા (ફરિશ્તા) પ્રાણ લેવા પહોંચે તો કહે, શું થયું તેનું જેને તમે અલ્લાહના સિવાય પોકાર્યા કરતા હતા !? બોલશે, તેઓ અમારાથી ખોવાઈ ગયા અને પોતાના ઉપર એકરાર કરી લેશે કે નિઃશંક ! તેઓ કાફિર હતા. (૩૭) કહેશે, દાખલ થઈ જાઓ દોઝખની અંદર બીજી ઉમ્મતો સાથે જે તમારાથી અગાઉ થઈ ચૂકી છે જિન્નાતો અને માનવોમાંથી ! જ્યારે એક ઉમ્મત દાખલ થશે તો બીજી ઉમ્મતને લા'નત કરશે, એટલે સુધી કે જ્યારે તેમાં સૌ પડી ચૂકશે તો તેમના પાછલા આગલાઓને કહેશે, હે અમારા પરવરદિગાર ! અમને તેમણે જ ગુમરાહ કર્યા, બસ તું એમને આગનો બમણો અઝાબ આપ; કહેશે કે બંનેને બમણો*

*છે પરંતુ તમે જાણતા નથી. (૩૮) અને તેમના આગલા પાછલાઓને કહેશે, બસ તમને અમારા ઉપર કંઈ સરસાઈ ન થઈ, હવે પોતાની કમાઈના કારણે અઝાબ ચાખો. (૩૯)*

## તફસીર :

(અમે આલમે અરવાહમાં જ કહી દીધું હતું) હે આદમ (અલૈ.)ની અવલાદ ! જો તમારી પાસે પયગમ્બર આવે જે તમારામાંથી જ હશે, જે મારા હુકમો તમને વર્ણન કરશે, બસ (તેના આવવા ઉપર) જે વ્યક્તિ (તમારામાંથી તે આયતોને જૂઠાડવાથી) બચેલો રહે અને (પોતાના આચરણોની) સુધારણા કરે (ભાવાર્થ એ છે કે સંપૂર્ણ અનુસરણ કરે) બસ તે લોકો ઉપર ન તો (આખિરતમાં) કોઈ ભય(ની બાબત ઉપસ્થિત થવાની) છે અને ન જ તેઓ દિલગીર થશે અને જે લોકો (તમારામાંથી) અમારા આ હુકમોને જૂઠા બતાવશે અને તેના (કબૂલ કરવા)થી ઘમંડ કરશે તે લોકો દોઝખ(માં રહેવા)વાળા હશે અને તેમાં હંમેશા–હંમેશા રહેશે, (જ્યારે જૂઠાડનારાઓ સખત ધમકીના હકદાર હોવાની સર્વાંગ સ્વરૂપે સ્પષ્ટ જાણ થઈ ગઈ તો હવે તેની વિગત સાંભળો કે) તે વ્યક્તિથી વધારે કોણ જાલિમ હશે જે અલ્લાહ તઆલાની નિસ્બત કરે (એટલે કે, જે વાત અલ્લાહે કહી નથી તેને અલ્લાહની કહેલી વાત કહે) અથવા તેની આયતોને જૂઠી બતાવે ! (એટલે કે, જે વાત અલ્લાહે કહેલી છે તેને અલ્લાહે નથી કહી એવું કહે) તે લોકોના નસીબનું જે કંઈ (રોઝી અને ઉંમર) છે તે તેમને (દુનિયામાં) મળી જશે (પરંતુ આખિરતમાં મુસીબત જ મુસીબત છે) એટલે સુધી કે (બરઝખમાં મરવાના સમયથી જ તેમની એ હાલત થશે કે) જ્યારે તેમની પાસે અમારા મોકલેલા ફરિશ્તાઓ તેમનો પ્રાણ કબજે કરવા આવશે તો (ફરિશ્તાઓ તેમને) કહેશે કે, (કહો તો) તેઓ ક્યાં ગયા જેમની તમે અલ્લાહને છોડીને ઈબાદત કર્યા કરતા હતા ? (હવે આ મુસીબતમાં તેઓ કેમ કામ લાગતા નથી ?) તેઓ (કાફિરો) કહેશે કે, અમારાથી બધા ગાયબ થઈ ગયા (એટલે કે, વાસ્તવમાં કોઈ કામ ન લાગ્યું) અને (તે સમયે) પોતાના કાફિર હોવાનો સ્વીકાર કરવા લાગશે (પરંતુ તે સમયનો સ્વીકાર માત્ર બેકાર હશે અને અમુક આયતોમાં આવા જ સવાલ અને જવાબ કયામતમાં થવાનું પણ વર્ણન થયું છે, બસ બંને પરિસ્થિતિઓમાં આ પ્રમાણે સવાલ–જવાબ થવાની શક્યતા છે અને કયામતમાં

તેમની એવી હાલત હશે કે) અલ્લાહ તઆલા ફરમાવશે કે જે (કાફિરના) ફિરકાઓ તમારાથી પહેલાં ગુજરી ચૂક્યા છે જિન્નાતોમાંથી પણ અને મનુષ્યોમાંથી પણ; તેમની સાથે તમે પણ દોઝખમાં જાઓ (એટલા માટે આગળ–પાછળ બધા કાફિરો તેમાં પ્રવેશ પામશે અને એવી પરિસ્થિતિ ઊભી થશે કે) જે સમયે પણ કોઈ (કાફિરોનો) સમૂહ (દોઝખમાં) દાખલ થશે પોતાના જેવા બીજા સમૂહને પણ (જે તેમની જેમ જ કાફિર હશે અને તેમનાથી પહેલાં દોઝખમાં જઈ ચૂક્યા હશે) લા'નત કરશે (એટલે કે પરસ્પર એકબીજાની હમદર્દી નહીં હોય, બલકે સત્યનો અનુભવ થવાથી દરેક વ્યક્તિ બીજાને ખરાબ દૃષ્ટિએ જોશે અને બુરુંભલું કહેશે) એટલે સુધી કે જ્યારે એ (દોઝખ)માં બધા એકઠા થઈ જશે તો (તે સમયે) પાછલા લોકો (જે પાછળથી દાખલ થયા હશે અને આ તે લોકો હશે જેમણે કુફ્રમાં બીજાઓની તાબે'દારી કરી હતી) આગલા (દાખલ થનારા) લોકો વિશે (એટલે કે, તે લોકો વિશે જેઓ આગેવાન અને કુફ્રના પ્રચારક હોવાથી દોઝખમાં પ્રથમ સામેલ થશે, એવું) કહેશે કે, હે અમારા પરવરદિગાર ! અમને આ લોકોએ ગુમરાહ કર્યા હતા, બસ તેમને દોઝખનો અઝાબ (અમારા કરતાં) બમણો આપ, (અલ્લાહ તઆલા) ફરમાવશે કે (તેમને બમણો હોવાથી તમને શું સાંત્વના અને રાહત થઈ જવાની છે ? બલકે, તમારો અઝાબ પણ હંમેશા વધતો જ રહેવાનો છે. એટલા માટે તમારો અઝાબ પણ બમણા અઝાબ જેવો જ થઈ ગયો, બસ આ હિસાબે) સૌનો જ (અઝાબ) બમણો છે પરંતુ (હમણાં) તમને (સંપૂર્ણ) ખબર નથી (કારણ કે, હમણાં તો અઝાબની શરૂઆત જ છે તેની કઠોરતા જોઈ નથી, એટલા માટે આવી વાતો બનાવી રહ્યા છો જેનાથી ખબર પડે છે કે, અન્યોના અઝાબ વધવાને પોતાના માટે રાહત અને સાંત્વના સમજી રહ્યા છો) અને આગલા (દાખલ થનારા) લોકો પાછલા (દાખલ થનારા) લોકોને (અલ્લાહ તઆલાનો આ જવાબ જાણીને) કહેશે, (કે જ્યારે સૌની સજાની આ હાલત છે તો) પછી તમને અમારા ઉપર (ઓછા અઝાબ વિશે) કોઈ સરસાઈ નથી, (કારણ કે અઝાબમાં કમી ન તો તમારા માટે છે અને ન જ અમારા માટે) બસ તમે પણ પોતાના (દુષ્ટ) કર્મોના બદલામાં (વધતા રહેતા) અઝાબનો મજા ચાખતા રહો.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૪૦ થી ૪૩)

| |
|---|
| اِنَّ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَاسْتَكْبَرُوْا عَنْهَا لَا تُفَتَّحُ لَهُمْ اَبْوَابُ السَّمَآءِ وَلَا |
| يَدْخُلُوْنَ الْجَنَّةَ حَتّٰى يَلِجَ الْجَمَلُ فِيْ سَمِّ الْخِيَاطِ ؕ وَكَذٰلِكَ نَجْزِى الْمُجْرِمِيْنَ ﴿۴۰﴾ |
| لَهُمْ مِّنْ جَهَنَّمَ مِهَادٌ وَّمِنْ فَوْقِهِمْ غَوَاشٍ ؕ وَكَذٰلِكَ نَجْزِى الظّٰلِمِيْنَ ﴿۴۱﴾ وَالَّذِيْنَ |
| اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَا نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَآ ۫ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ |
| هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۴۲﴾ وَنَزَعْنَا مَا فِيْ صُدُوْرِهِمْ مِّنْ غِلٍّ تَجْرِيْ مِنْ تَحْتِهِمُ الْاَنْهٰرُ ۚ |
| وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ هَدٰىنَا لِهٰذَا ۫ وَمَا كُنَّا لِنَهْتَدِيَ لَوْلَآ اَنْ هَدٰىنَا اللّٰهُ ۚ |
| لَقَدْ جَآءَتْ رُسُلُ رَبِّنَا بِالْحَقِّ ؕ وَنُوْدُوْٓا اَنْ تِلْكُمُ الْجَنَّةُ اُوْرِثْتُمُوْهَا بِمَا |
| كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۴۳﴾ |

**તરજુમો :**

*બેશક ! જેમણે અમારી આયતોને જૂઠાડી અને તેના મુકાબલામાં અભિમાન કર્યું તેમના માટે આસમાનના દરવાજા ખોલવામાં આવશે નહીં અને જન્નતમાં દાખલ થશે નહીં અહીંયાં સુધી કે સોયના નાકામાં ઊંટ ઘુસી જાય, અને અમે ગુનેહગારોને આવો બદલો આપીએ છીએ. (૪૦) તેમના માટે દોઝખનું પાથરણું છે અને ઉપરથી ઓઢવાનું અને અમે જાલિમોને આવો બદલો આપીએ છીએ. (૪૧) અને જેઓ ઈમાન લાવ્યા અને નેકીઓ કરી, અમે કોઈના ઉપર ભાર નથી રાખતા પરંતુ તેની શક્તિ પ્રમાણે, તે જ છે જન્નતમાં રહેનારા અને તેમાં જ હંમેશા રહેશે. (૪૨) અને અમે કાઢી લઈશું જે કંઈ તેમના દિલોમાં દ્વેષભાવ હતો; તેની નીચે નહેરો વહેતી હશે અને કહેશે, અલ્લાહનો શુક્ર છે જેણે અમને અહીંયાં સુધી પહોંચાડી દીધા અને અમે માર્ગ પામનારા ન હતા જો અલ્લાહે અમને હિદાયત ન કરી હોત, બેશક ! રસૂલ અમારા પરવરદિગારની સાચી વાત લાવ્યા હતા અને અવાજ આવશે કે આ જન્નત છે, તમે પોતાના અમલોના બદલામાં તેના વારિસ થયા. (૪૩)*

## તફસીર :

(આ હાલત તો કાફિરોની જહન્નમમાં દાખલ થવાની છે, હવે જન્નતની પ્રતિષ્ઠાની પરિસ્થિતિ પણ સાંભળો) જે લોકો અમારી આયતોને જૂઠી બતાવે છે અને તેના માનવાથી ઘમંડ કરે છે તેમના (રૂહના ઉડ્ડયન) માટે (મૃત્યુ પછી) આસમાનના દરવાજા ખોલવામાં આવશે નહીં (એવી હાલત તો મૃત્યુ પછી બરઝખમાં થશે) અને (કયામતના દિવસે) તે લોકો કદાપિ જન્નતમાં જશે નહીં જ્યાં સુધી કે ઊંટ સોયના નાકામાં ન પેસી જાય (અને એ અશક્ય બાબત છે તો દેખીતું છે કે તેમનું જન્નતમાં પ્રવેશ પામવું પણ અશક્ય છે) અને અમે એવા મુજરીમ લોકોને એવી જ સજા આપીએ છીએ (એટલે કે અમને કોઈ દુશ્મની ન હતી, જેવું કર્યું તેવું ભોગવ્યું અને ઉપરોક્ત જે દોઝખમાં જવાનું વર્ણન થયું છે તેમાં તે દોઝખની આગે તેમને ચારે તરફથી ઘેરેલા હશે કે કોઈ બાજુએથી કંઈ પણ રાહત નહીં મળે, આથી એવી હાલત હશે કે) તેમના માટે દોઝખની આગનું પાથરણું હશે અને તેમના ઉપર તે જ આગનું ઓઢવાનું હશે અને અમે એવા જાલિમોને એવી જ સજા આપીએ છીએ (જેનું વર્ણન فَمَنْ اَظْلَمُ مِمَّنْ ઉપર આવ્યું છે) અને જે લોકો (અલ્લાહની આયતો ઉપર) ઈમાન લાવ્યા અને તેમણે નેક કામો કર્યા (અને આ નેક કામો કોઈ મુશ્કેલ કાર્ય નથી, કારણ કે અમારી ટેવ એ છે કે) અમે કોઈ વ્યક્તિને શક્તિથી વધારે કામ નથી બતાવતા (મતલબ કે) એવા લોકો જન્નત(માં જવા)વાળા છે (અને) તેમાં સદા–સર્વદા રહેશે (અને તેમની હાલત દોઝખવાળાઓ જેવી ન હશે કે ત્યાં પણ એકબીજાને લા'નત અને નિંદા કરતા રહેશે, બલકે તેમની હાલત એવી હશે કે) જે કંઈ તેમના દિલોમાં (કોઈ વ્યવહારના કારણે દુનિયામાં સ્વાભાવિક પ્રમાણે) કપટ (અથવા રંજ–ગમ વગેરે) હતું અમે તેને (પણ) દૂર કરી આપીશું (કે પરસ્પર પ્રેમ અને મહોબ્બતથી રહેશે અને) તેમના (મકાનોની) નીચે નહેરો વહેતી હશે અને તે લોકો (આનંદ અને રાહતની પરિસ્થિતિમાં) કહેશે કે, અલ્લાહ તઆલાનું (બેહદ) અહેસાન છે જેણે અમને આ સ્થળ સુધી પહોંચાડ્યા અને અમારી ક્યારેય (અહીંયાં સુધી) પહોંચ ન હતી જો અલ્લાહ તઆલાએ અમને ન પહોંચાડ્યા હોત (તેમાં એ પણ આવી ગયું કે અહીંયાં સુધી પહોંચવાનો જે તરીકો હતો તે ઈમાન અને અમલો અમને બતાવ્યા અને તેના ઉપર ચાલવાની તવફીક આપી), વાસ્તવમાં અમારા

પરવરદિગારના પયગમ્બર સાચી વાતો લઈને આવ્યા હતા (એટલા માટે તેમણે જે અમલો ઉપર જન્નતનો વાયદો કર્યો હતો તે સાચો સાબિત થયો) અને તેમને પોકારીને કહેવામાં આવશે કે આ જન્નત તમને આપવામાં આવી છે તમારા (નેક) અમલોના બદલામાં.

## મસ્અલા અને બોધપાઠ :

અમુક આયતોમાં પ્રથમ એક કરારનું વર્ણન છે કે, જે દરેક મનુષ્ય સાથે આ દુનિયામાં જન્મ લેતા પહેલાં "આલમે અરવાહ"માં લેવામાં આવ્યો હતો કે, જ્યારે અમારા રસૂલ તમારી પાસે અમારું માર્ગદર્શન અને હુકમો લઈને આવે તો તેને સંપૂર્ણ દિલોજાનથી માનજો અને તે પ્રમાણે અમલ કરજો અને એ પણ બતાવી દેવામાં આવ્યું હતું કે, જે વ્યક્તિ દુનિયામાં આવ્યા પછી આ કરાર ઉપર કાયમ રહીને તેના તકાદાઓ પૂર્ણ કરશે, તે દરેક પ્રકારના રંજ–ગમ અને દિલગીરીથી છુટકારો પામશે અને કાયમી રાહત અને આરામનો હકદાર થશે અને જે અંબિયા (અલૈ.)ને જૂઠાડશે અથવા તેમના હુકમો માનવાથી ઘમંડ અને બળવો કરશે તેમના માટે જહન્નમનો કાયમી અઝાબ નક્કી થયેલ છે. પ્રસ્તુત આયતોમાં આ હકીકતને જાહેર કરવામાં આવી છે, જે પ્રમાણે આ દુનિયામાં આવ્યા પછી માનવોના વિવિધ જૂથોએ એવું કર્યું કે, અમુકે કરાર અને વચનને ભૂલાવી દીધું અને તેનો વિરોધ–વંટોળ કરવા લાગ્યા. જ્યારે અમુક તેના ઉપર કાયમ રહ્યા અને તે પ્રમાણે નેક અમલો પૂર્ણ કરતા રહ્યા, તે બંને પક્ષોનું પરિણામ એટલે કે, અઝાબ તથા સારા બદલાનું વર્ણન આ ચાર આયતોમાં થયું છે.

પ્રથમ અને બીજી આયતમાં કરારભંગ કરનારા ઈન્કારીઓ અને અપરાધીઓનું વર્ણન છે અને અંતિમ બે આયતોમાં કરાર પૂરો કરનાર મો'મિન અને અલ્લાહથી ડરનારા લોકોનું વર્ણન છે.

પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, જે લોકોએ અંબિયા (અલૈ.)ને જૂઠાડ્યા અને અમારી હિદાયતો અને આયતોના મુકાબલામાં ઘમંડથી વર્ત્યા તેમના માટે આસમાનના દરવાજા ખોલવામાં આવશે નહીં.

તફસીરે બહરે મુહીતમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક ખુલાસો આ નકલ થયો છે કે, ન તો તે લોકોના અમલો માટે આસમાનના

દરવાજા ખોલવામાં આવશે અને ન જ તેમની દુઆઓ માટે ! મતલબ એ છે કે, તેમની દુઆ સ્વીકારવામાં આવશે નહીં અને તેમના અમલો તે સ્થળે જવાથી રોકી લેવામાં આવશે જ્યાં અલ્લાહના નેક અને ભલા બંદાઓના અમલો સુરક્ષિત રાખવામાં આવે છે, જેનું નામ કુર્આનમાં "સૂરએ મુતફ્ફિફીન"માં عِلِّيِّيْنَ "ઈલ્લિય્યીન" (૮૩ : ૧૮-૩૧) બતાવવામાં આવ્યું છે અને કુર્આને કરીમની એક બીજી આયતમાં પણ આ વિષય તરફ ઈશારો છે, જેમાં ઈરશાદ છે اِلَيۡهِ يَصۡعَدُ الۡكَلِمُ الطَّيِّبُ وَالۡعَمَلُ الصَّالِحُ يَرۡفَعُهٗ એટલે કે, મનુષ્યના "કલિમાતે તય્યિબાત" (સારા વેણ) અલ્લાહ તઆલાની પાસે લઈ જવામાં આવે છે અને તેના નેક અમલો તેને ઉઠાવે છે. એટલે કે, મનુષ્યના નેક અમલો એનું કારણ બને છે કે તેના કલિમાતે તય્યિબાત અલ્લાહ તઆલાના ખાસ દરબારમાં પહોંચાડવામાં આવે છે.

એક રિવાયત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) અને અન્ય સહાબએ કિરામ (રદિ.) દ્વારા આ આયતની તફસીરમાં એ પણ છે કે, મુન્કિરો અને કાફિરોની રૂહો માટે આસમાનના દરવાજા ખોલવામાં આવશે નહીં. આ રૂહો નીચે પટકી દેવામાં આવશે અને આ વિષયનું સમર્થન હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ની એ હદીષથી થાય છે જેને અબૂદાવુદ, નસાઈ, ઈબ્ને માજહ અને ઈમામ અહમદે વિગતવાર નકલ કરી છે, જેનો ટૂંકસાર આ પ્રમાણે છે.

રસૂલે કરીમ ﷺ કોઈ અન્સારી સહાબીના જનાઝહમાં તશરીફ લઈ ગયા, હજુ કબરની તૈયારીમાં થોડીવાર હતી તો એક જગ્યાએ બેસી ગયા અને સહાબએ કિરામ (રદિ.) આપ ﷺની આસપાસ ચૂપચાપ બેસી ગયા. રસૂલે કરીમ ﷺએ મુબારક માથું ઉઠાવીને ફરમાવ્યું કે, મો'મિન બંદા માટે જ્યારે મોતનો સમય આવે છે તો આસમાનમાંથી સફેદ ચમકતા ચહેરાવાળા ફરિશ્તાઓ આવે છે જેની સાથે જન્નતનું કફન અને ખુશબૂ હોય છે અને તે મરનારની સામે બેસી જાય છે, પછી મોતના ફરિશ્તા હઝરત ઈઝરાઈલ (અલૈ.) આવે છે અને તેની રૂહને સંબોધીને કહે છે કે, હે نَفۡسِ مُطۡمَئِنَّةُ (નફ્સે મુતમઈન્નહ) "સંતોષિત આત્મા"! પરવરદિગારની ક્ષમા અને ખુશ્નૂદી માટે નીકળો, તે સમયે તેની રૂહ એવી રીતે શરીરમાંથી સરળતાથી નીકળી જાય છે, જેમકે કોઈ મસ્કીઝહ (ચામડાના થેલા)નું ઢાંકણ ખોલી નાંખવામાં આવે તો તેનું પાણી નીકળી જાય છે. તેની રૂહને મોતનો ફરિશ્તો પોતાના હાથમાં લઈને તે ફરિશ્તાઓના હવાલે કરી

આપે છે. આ ફરિશ્તાઓ તેને લઈને ચાલે છે, જ્યાં તેમને કોઈ ફરિશ્તાનો સમૂહ મળે છે તેઓ પૂછે છે, આ પાક રૂહ કોની છે ? આ લોકો તેનું તે નામ અને લકબ આપે છે જે સન્માન અને ઈજ્જત માટે તેના માટે દુનિયામાં ઉપયોગ કરવામાં આવતો હતો અને કહે છે કે, આ ફલાણા-ફલાણાનો દિકરો છે. એટલે સુધી કે, એ ફરિશ્તાઓ રૂહ લઈને પહેલા આસમાન ઉપર પહોંચે છે અને દરવાજો ખોલાવે છે અને દરવાજો ખોલવામાં આવે છે. એટલે સુધી કે, એ ફરિશ્તાઓ પણ તેમની સાથે થઈ જાય છે, આ પ્રમાણે સાતેય આસમાનો ઉપર પહોંચે છે, તે વખતે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મારા આ બંદાનું આ'માલનામું عِلِّيِّيْن (ઈલ્લિય્યીન)માં લખો અને તેને પરત કરો. એ રૂહ પાછી ફરીને કબ્રમાં આવે છે અને કબ્રમાં હિસાબ લેનારા ફરિશ્તા આવીને તેને બેસાડે છે અને સવાલ કરે છે કે, તારો પરવરદિગાર કોણ છે ? અને તારો દીન શું છે ? તે કહે છે મારો પરવરદિગાર અલ્લાહ તઆલા છે અને મારો દીન ઈસ્લામ છે. પછી સવાલ થાય છે કે, આ બુઝુર્ગ તમારા માટે મોકલવામાં આવ્યા છે તે કોણ છે ? તે કહે છે, આ અલ્લાહ તબારક વ તઆલાના રસૂલ ﷺ છે. તે વખતે આસમાનથી પોકાર થાય છે કે, મારો બંદો સાચો છે તેના માટે જન્નતનું પાથરણું પાથરી આપો અને જન્નતનો પોશાક પહેરાવી દો તથા જન્નત તરફ તેનો દરવાજો ખોલી આપો અને દરવાજાએથી તેને જન્નતની સુગંધ અને હવાઓ આવવા લાગે છે અને તેના નેક અમલ એક સ્વરૂપવાન શકલમાં તેની પાસે તેને રાજી રાખવા માટે આવી જાય છે.

એનાથી વિપરીત કાફિર અને મુન્કીરોનું જ્યારે મોત આવે છે, ત્યારે આસમાનથી કાળા રંગ અને ભયાનક સ્વરૂપના ફરિશ્તાઓ ખરાબ પ્રકારનું કપડું લઈને આવે છે અને તેની સામે બેસી જાય છે. પછી મોતનો ફરિશ્તો તેની રૂહ એવી રીતે કાઢે છે, જેમકે કોઈ કાંટાવાળી ડાળી લીલા ઊનમાં લપેટાઈ હોય અને તેમાંથી તેને ખેંચવામાં આવે. એ રૂહ નીકળે છે ત્યારે તેની દુર્ગંધ મૃત જાનવરોની દુર્ગંધથી વધારે તેજ હોય છે. ફરિશ્તો તેને લઈને ચાલે છે, રસ્તામાં બીજા ફરિશ્તાઓ મળે છે, તેઓ પૂછે છે કે આ કોની નાપાક રૂહ છે ? આ લોકો તે સમયે તેના ખરાબમાં ખરાબ નામ અને લકબનું વર્ણન કરે છે જે નામ અને લકબથી તેને દુનિયામાં પોકારવામાં આવતો હતો કે, આ ફલાણા-ફલાણાનો દિકરો છે. અહીંયાં સુધી કે, સૌથી પહેલાં આસમાન ઉપર પહોંચીને દરવાજો ખોલવા માટે

કહે છે તો તેના માટે દરવાજો ખોલવામાં આવતો નથી બલકે, એ હુકમ થાય છે કે, આ બંદાનું આ'માલનામું سِجِّيْن (સિજ્જીન)માં રાખો. જ્યાં નાફરમાન બંદાઓના આ'માલનામાં રાખવામાં આવે છે અને તેની રૂહને ફેંકી દેવામાં આવે છે, તે શરીરમાં ફરીવાર આવે છે, ફરિશ્તા તેને બેસાડી તેને પણ તે જ સવાલો કરે છે જે મો'મિન બંદાઓને કર્યા હતા. આ બધાનો જવાબ તે આપે છે, هَاهْ هَاهْ لَاأَدْرِىْ એટલે કે, હું કંઈ જાણતો નથી. તેના માટે જહન્નમનું પાથરણું અને જહન્નમનો પોશાક આપવામાં આવે છે અને જહન્નમ તરફનો દરવાજો ખોલી નાંખવામાં આવે છે, જેનાથી તેને જહન્નમની આંચ અને ગરમી પહોંચતી રહે છે અને તેની કબર તેના માટે તંગ કરી દેવામાં આવે છે. (અલ્લાહ બચાવે. આમીન.)

ખુલાસો એ છે કે, આ હદીષથી જાણ થઈ કે ઈન્કારીઓ અને કાફિરોની રૂહો આસમાન સુધી લઈ જવામાં આવે છે. આસમાનોના દરવાજા તેના માટે ખુલતા નથી તો ત્યાંથી તેને ફેંકી દેવામાં આવે છે. પ્રસ્તુત આયતમાં لَا تُفَتَّحُ لَهُمْ اَبْوَابُ السَّمَآءِ નો એ અર્થ પણ સમજી શકાય છે કે, મૃત્યુના સમયે તેમની રૂહો માટે આસમાનના દરવાજા ખોલવામાં આવતા નથી.

અંતિમ આયતમાં આ લોકો વિશે ફરમાવ્યું, وَلَا يَدْخُلُوْنَ الْجَنَّةَ حَتّٰى يَلِجَ الْجَمَلُ فِىْ سَمِّ الْخِيَاطِ તેમાં શબ્દ يَلِيْج (યલીજ) એ وَلُوْج (વલૂજ)થી બને છે, જેનો અર્થ છે "સાંકળી જગ્યામાં ઘૂસવું" અને جَمَلْ (જમલ) ઊંટને કહેવામાં આવે છે અને سَمّ (સમ્મ) સોયના નાકાને કહેવામાં આવે છે. અર્થ એ છે કે, આ લોકો તે સમય સુધી જન્નતમાં પ્રવેશ નહીં પામી શકે જ્યાં સુધી ઊંટ જેવું કદાવર પ્રાણી સોયના નાકામાં પ્રવેશ ન પામી જાય. ભાવાર્થ એ થયો કે, જે પ્રમાણે સોયના નાકામાં ઊંટનું પ્રવેશ પામવું સ્વાભાવિક રીતે અશક્ય છે, એ જ પ્રમાણે તેમનું જન્નતમાં જવું પણ એવું જ અશક્ય છે. તેનાથી તે લોકોને કાયમી જહન્નમનો અઝાબ થવાનું વર્ણન કરવાનો હેતુ છે. તે લોકો માટે જહન્નમના અઝાબની વધારે કઠોરતા આ શબ્દોમાં વર્ણન કરવામાં આવી છે, لَهُمْ مِّنْ جَهَنَّمَ مِهَادٌ وَّمِنْ فَوْقِهِمْ غَوَاشٍ તેમાં مِهَادْ (મિહાદ)નો અર્થ "પાથરણું" અને غَوَاشْ (ગવાશ) એ غَاشِيَةٌ (ગાશિયહ)નું બહુવચન છે, જેનો અર્થ "ઢાંકી લેનારી વસ્તુ" થાય છે. ભાવાર્થ એ છે કે તે લોકોનું ઓઢવું, બિછાવવું બધું જ જહન્નમ જ હશે અને પ્રથમ આયત જેમાં જન્નતથી વંચિતતાનું વર્ણન હતું તેના પૂર્ણ થવા ઉપર كَذٰلِكَ نَجْزِى الْمُجْرِمِيْنَ

ફરમાવ્યું અને બીજી આયત જેમાં જહન્નમના અઝાબનું વર્ણન છે, તેના પૂર્ણ થવા ઉપર كَذٰلِكَ نَجْزِى الظّٰلِمِيْنَ વર્ણન થયું, કારણ કે આ તેનાથી વધારે કઠોર છે.

ત્રીજી આયતમાં અલ્લાહના હુકમોની અનુસરણ અને પાબંદી કરનારાઓનું વર્ણન છે કે, આ લોકો જન્નતવાળા છે અને જન્નતમાં જ હંમેશા રહેશે.

**શરીઅતના હુકમોમાં સરળતા અને સહૂલત છે :**

પરંતુ તેમના માટે જ્યાં એ શરત વર્ણન કરવામાં આવી છે કે, તેઓ ઈમાન લાવે અને નેક અમલો કરે તેની સાથે–સાથે રહમ અને કૃપા એ પણ કરી કે, لَا نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَا એટલે કે, "અલ્લાહ કોઈ બંદા ઉપર કોઈ ભારે કાર્ય નથી નાંખતો જે તેની શક્તિ–મર્યાદાથી બહારનું અથવા ગજા ઉપરાંતનું હોય." તેનો હેતુ એ છે કે, નેક અમલો જે જન્નતમાં જવા માટેની શરત કહેવામાં આવી છે, તે કોઈ ઘણું મુશ્કેલ કાર્ય નથી જેને મનુષ્ય ન કરી શકે. બલકે, અલ્લાહ તઆલાએ શરીઅતના હુકમોના દરેક ક્ષેત્રમાં નરમી અને સરળતા કરી આપી છે. બીમારી, અશક્તિ, મુસાફરી અને અન્ય માનવ જીવનની જરૂરિયાતોના દરેક હુકમનું ધ્યાન રાખવામાં આવ્યું છે અને તે પ્રમાણે સહૂલતો પણ આપવામાં આવી છે.

તફસીરે બહરે મુહીતમાં છે કે, જ્યારે મનુષ્યને નેક અમલોનો હુકમ આપવામાં આવ્યો તો એ સંભાવના હતી કે, તેને આ હુકમ એટલા માટે ભારે પડશે કે, દરેક સારા અમલ દરેક સ્થળે દરેક પરિસ્થિતિમાં અદા કરવા મનુષ્યની શક્તિમાં નથી. એટલા માટે આ શંકાને આ શબ્દો દ્વારા દૂર કરી દેવામાં આવી કે, અમે સમગ્ર મનુષ્યની જિંદગીની વિવિધ પરિસ્થિતિઓ અને હાલતોની સમીક્ષા કરી દરેક હાલતમાં દરેક સમય માટે અને દરેક સ્થળ માટે યોગ્ય હુકમો આપીએ છીએ, જેના ઉપર અમલ કરવો કોઈ મુશ્કેલ કાર્ય હોતું નથી.

**જન્નતવાળાઓના દિલોમાંથી એકબીજા પ્રત્યે કીનો–કપટ કાઢી નાંખવામાં આવશે :**

ચોથી આયતમાં જન્નતવાળા લોકોની બે ખાસ પરિસ્થિતિઓનું વર્ણન કરવામાં આવ્યું. એક આ કે, نَزَعْنَا مَا فِىْ صُدُوْرِهِمْ مِّنْ غِلٍّ تَجْرِىْ مِنْ تَحْتِهِمُ الْاَنْهٰرُ એટલે કે, જન્નતી લોકોના દિલોમાં જો એકબીજા પ્રત્યે કોઈ મનદુઃખ અથવા સૂગ

હશે તો અમે તેને તેમના દિલોમાંથી કાઢી નાંખીશું. આ લોકો એકબીજાથી બિલકુલ ખુશ અને ભાઈ–ભાઈ થઈને જન્નતમાં જશે અને વસશે.

સહીહ બુખારીમાં છે કે, મો'મિનો જ્યારે "પુલ સીરાત" ઉપરથી પસાર થઈને જહન્નમથી છુટકારો પ્રાપ્ત કરી લેશે ત્યારે તેમને જન્નત અને દોઝખ વચ્ચે એક પુલ ઉપર રોકી લેવામાં આવશે અને તેમનામાં એકબીજા પ્રત્યે જો કોઈને કોઈની સાથે મનદુઃખ હતું અથવા કોઈનો કોઈના ઉપર હક હતો તો અહીંયાં પહોંચીને બદલો લઈ મા'મલો સાફ કરી લેશે અને એ પ્રમાણે અદેખાઈ, કીનો–કપટ વગેરેથી પવિત્ર થઈને જન્નતમાં પ્રવેશ પામશે.

તફસીરે મઝહરીમાં છે કે, આ પુલ દેખીતી રીતે પુલ સીરાતનો અંતિમ ભાગ હશે જે જન્નત સાથે જોડાયેલ છે. અલ્લામહ સુયૂતિ (રહ.) વગેરેએ પણ આ જ પ્રમાણેનો મત દર્શાવ્યો છે.

અને આ સ્થળે જે હકોની માંગણીની વાત છે તેને પૂર્ણ કરવા દેખીતું છે કે, રૂપિયા–પૈસા ન હશે, તે ત્યાં કોઈની પાસે પણ નહીં હોય, બલકે બુખારી અને મુસ્લિમની એક હદીષ પ્રમાણે આ હકોની અદાયગી અમલોથી થશે. હકોના બદલામાં તેના અમલ હકવાળાને આપવામાં આવશે અને જો તેના અમલો આ રીતે બધા પૂર્ણ થઈ ગયા અને લોકોના હક હજુપણ બાકી રહ્યા તો પછી હકવાળા લોકોના ગુનાહ તેના ઉપર નાંખી દેવામાં આવશે.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ એવા વ્યક્તિને ખૂબ દરિદ્ર ઠરાવ્યો છે જેણે દુનિયામાં નેક અમલો કર્યા પરંતુ લોકોના હકોની પરવા ન કરી. તેના પરિણામે બધા અમલોથી ખાલી અને દરિદ્ર બનીને રહી ગયો.

હદીષની આ રિવાયતોમાં હકોની અદાયગી અને બદલો લેવાનો સામાન્ય સિદ્ધાંત વર્ણન કરવામાં આવ્યો છે પરંતુ એ જરૂરી નથી કે, બધાના માટે આ જ સ્વરૂપ સામે આવે, બલકે ઈબ્ને કષીર અને તફસીરે મઝહરીની રિવાયતો પ્રમાણે ત્યાં એ સ્વરૂપ પણ શક્ય હશે કે, બદલો લીધા વિના જ પરસ્પર કીનો–કપટ અને સૂગ–નફરત દૂર કરવામાં આવે.

જેમકે અમુક રિવાયતોમાં છે કે, આ લોકો જ્યારે પુલ સીરાત પસાર કરી લેશે, પછી પાણીના એક ઝરણા પાસે પહોંચશે અને તેનું પાણી પીશે. આ

પાણીનો ગુણ એવો હશે કે, બધાના દિલોમાંનો પરસ્પરનો કીનો કપટ અને સૂગ ધોવાઇ જશે. ઇમામ કુર્તુબી (રહ.)એ આયતે કરીમા وَسَقَاهُمْ رَبُّهُمْ شَرَابًا طَهُوْرًا (૭૬:૨૧)ની તફસીર પણ આ જ નકલ કરી છે કે, જન્નતના આ પાણીથી બધાના દિલોનું મનદુઃખ અને સૂગ ધોવાઈ જશે.

હઝરત અલી મુર્તુઝા (રદિ.)એ એક વખતે આ આયત પઢીને ફરમાવ્યું કે, મને આશા છે કે, "આપણે અને ઉસ્માન, તલહા અને ઝુબૈર તે જ લોકોમાંથી હોઈશું જેમના દિલો જન્નતમાં પ્રવેશ પામતા પહેલાં સૂગથી પવિત્ર કરી દેવામાં આવશે." *(ઇબ્ને કષીર)*

આ તે લોકો છે જેમની વચ્ચે પરસ્પર દુનિયામાં મતભેદો થયા અને યુદ્ધ સુધીની નોબત આવી પહોંચી હતી.

જન્નતવાળાઓની બીજી હાલત આ આયતમાં એ વર્ણન કરવામાં આવી છે કે, જન્નતમાં પહોંચીને આ લોકો એના ઉપર અલ્લાહનો શુક્ર અદા કરશે કે, તેણે તેમના માટે જન્નત તરફ માર્ગદર્શન આપ્યું અને તેનો માર્ગ સરળ કરી દીધો અને કહેશે કે, જો અલ્લાહ તઆલાની કૃપા ન હોત તો અમારી મજાલ ન હતી કે અમે અહીંયાં પહોંચી શક્યા હોત.

આથી જાણ થઈ કે, કોઈ મનુષ્ય ફક્ત પોતાના પ્રયત્નોથી જન્નતમાં નહીં જઈ શકે જ્યાં સુધી અલ્લાહ તઆલાની કૃપા ન હોય, કારણ કે પ્રયત્ન પોતે પણ તે વ્યક્તિના કબજામાં નથી, તે પણ ફક્ત અલ્લાહ તઆલાની રહમત અને કૃપાથી જ પ્રાપ્ત થાય છે.

**હિદાયતના વિવિધ દરજ્જાઓ છે, જેનો અંતિમ દરજ્જો જન્નતમાં પ્રવેશ મેળવવો છે :**

ઇમામ રાગિબ અસ્ફહાની (રહ.)એ શબ્દ هِدَايَتْ (હિદાયત)ના ખુલાસામાં ઘણી લાભદાયક અને મહત્ત્વની વાત કહી છે કે, હિદાયતનો શબ્દ ઘણો પ્રચલિત છે, તેની વિવિધ કક્ષાઓ છે અને વાસ્તવિકતા એ છે કે, હિદાયત અલ્લાહ તઆલા તરફ જવાનો માર્ગ મળવાનું નામ છે. એટલા માટે અલ્લાહ તઆલા સમીપ પહોંચવાના દરજ્જાઓ પણ જેટલા વિવિધતાસભર અને અનેક પ્રકારના છે, એ જ પ્રમાણે હિદાયતના દરજ્જાઓ પણ ખૂબ લાભદાયી છે.

બિલકુલ ઊતરતી કક્ષાની હિદાયત કુફ્ર અને શિર્કથી છુટકારો અને ઈમાન છે, જેનાથી મનુષ્યની દિશા ખોટા માર્ગેથી ફેરવાઈને અલ્લાહ તઆલા તરફ થઈ જાય છે, પછી બંદાને અલ્લાહ તઆલા વચ્ચે જે પ્રમાણે અંતર છે તેને નક્કી કરવાના દરેક દરજ્જાનું નામ હિદાયત છે. એટલા માટે હિદાયત માંગવાથી કોઈપણ સમયે કોઈપણ મનુષ્ય એટલે સુધી કે અંબિયા અને રસૂલ (અલૈ.) પણ બાકાત નથી. આથી રસૂલે કરીમ ﷺએ અંતિમ જિંદગી સુધી اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ નું શિક્ષણ જે રીતે ઉમ્મતને આપ્યું, પોતે પણ આ દુઆની કાળજી ચાલુ રાખી. કારણ કે, અલ્લાહની નિકટતાના દરજ્જાઓનો કોઈ અંત નથી. અહીંયાં સુધી કે, જન્નતના પ્રવેશને પણ આ આયતમાં શબ્દ હિદાયતથી પારિભાષિત કરવામાં આવ્યો કે, એ હિદાયતનું અંતિમ સ્થાન છે.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૪૪ થી ૪૯)

وَنَادٰٓى اَصْحٰبُ الْجَنَّةِ اَصْحٰبَ النَّارِ اَنْ قَدْ وَجَدْنَا مَا وَعَدَنَا رَبُّنَا حَقًّا فَهَلْ وَجَدْتُّمْ
مَّا وَعَدَ رَبُّكُمْ حَقًّا ؕ قَالُوْا نَعَمْ ۚ فَاَذَّنَ مُؤَذِّنٌۢ بَيْنَهُمْ اَنْ لَّعْنَةُ اللّٰهِ عَلَى الظّٰلِمِيْنَ ﴿۴۴﴾
الَّذِيْنَ يَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَيَبْغُوْنَهَا عِوَجًا ۚ وَهُمْ بِالْاٰخِرَةِ كٰفِرُوْنَ ﴿۴۵﴾ وَبَيْنَهُمَا
حِجَابٌ ۚ وَعَلَى الْاَعْرَافِ رِجَالٌ يَّعْرِفُوْنَ كُلًّا ۢ بِسِيْمٰىهُمْ ۚ وَنَادَوْا اَصْحٰبَ
الْجَنَّةِ اَنْ سَلٰمٌ عَلَيْكُمْ ۫ لَمْ يَدْخُلُوْهَا وَهُمْ يَطْمَعُوْنَ ﴿۴۶﴾ وَاِذَا صُرِفَتْ اَبْصَارُهُمْ
تِلْقَآءَ اَصْحٰبِ النَّارِ ۙ قَالُوْا رَبَّنَا لَا تَجْعَلْنَا مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿۴۷﴾ وَنَادٰٓى اَصْحٰبُ
الْاَعْرَافِ رِجَالًا يَّعْرِفُوْنَهُمْ بِسِيْمٰىهُمْ قَالُوْا مَآ اَغْنٰى عَنْكُمْ جَمْعُكُمْ وَمَا كُنْتُمْ
تَسْتَكْبِرُوْنَ ﴿۴۸﴾ اَهٰٓؤُلَآءِ الَّذِيْنَ اَقْسَمْتُمْ لَا يَنَالُهُمُ اللّٰهُ بِرَحْمَةٍ ؕ اُدْخُلُوا الْجَنَّةَ لَا
خَوْفٌ عَلَيْكُمْ وَلَآ اَنْتُمْ تَحْزَنُوْنَ ﴿۴۹﴾

### તરજુમો :

*અને જન્નતવાળા દોઝખવાળાઓને પોકારશે કે અમે પામ્યો જે અમને*

*અમારા પરવરદિગારે સાચો વાયદો કર્યો હતો, બસ તમે પણ પામ્યો પોતાના પરવરદિગારના સાચા વાયદાને ? તેઓ કહેશે કે હા ! પછી એક પોકારનારો તેમની વચ્ચે પોકારશે કે અલ્લાહની લા'નત છે તે જાલિમો ઉપર (૪૪) જેઓ અલ્લાહના માર્ગથી રોકતા હતા અને તેમાં વક્રતા (ખામી) શોધતા હતા અને તેઓ આખિરતના ઈન્કારી હતા. (૪૫) અને બંનેની વચ્ચે એક દિવાર (પડદો) હશે અને "**અઅ્રાફ**" ઉપર માણસો હશે કે દરેકને તેની નિશાનીથી ઓળખી લેશે અને તેઓ જન્નતવાળાઓને પોકારશે કે તમારા ઉપર સલામતી છે, તેઓ (અઅ્રાફવાળા) હજુ જન્નતમાં દાખલ થયા નથી અને તેઓ આશાવાદી છે. (૪૬) અને જ્યારે તેમની નજર દોઝખવાળાઓ તરફ ફરશે તો કહેશે, હે અમારા પરવરદિગાર ! અમને ગુનેહગાર લોકો સાથે ન કર. (૪૭) અને અઅ્રાફવાળા તે લોકોને પોકારશે કે તેમને તેમની નિશાનીથી ઓળખે છે, કહેશે; તમારું જૂથ તમારા કામ ન આવ્યું અને જે તમે ઘમંડ કર્યા કરતા હતા. (૪૮) હવે આ તે જ છે કે તમે કસમ ખાયા કરતા હતા કે તેમને અલ્લાહની રહમત પહોંચશે નહીં, ચાલ્યા જાઓ જન્નતમાં ! ન ડર છે તમારા ઉપર અને ન તમે ગમગીન થશો. (૪૯)*

## તફસીર :

અને (જ્યારે જન્નતવાળા જન્નતમાં પહોંચી જશે તે સમયે તે) જન્નતવાળા દોઝખવાળાઓને (પોતાની હાલત ઉપર ખુશી જાહેર કરવા માટે અને તેમનો અફસોસ વધારવા માટે) પોકારશે કે અમારી સાથે અમારા પરવરદિગારે જે વાયદો કર્યો હતો (કે ઈમાન અને નેક અમલ અપનાવવાથી જન્નત આપીશ) અમે તે (વાયદા)ને સત્ય પામ્યો, બસ (તમે બતાવો કે) તમને જે અમારા પરવરદિગારે વાયદો કર્યો હતો (કે કુફ્રના કારણે જહન્નમમાં જઈ પડશો) તમે પણ તે (વાયદા)ને સત્ય પામ્યો ? (એટલે હવે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺની સચ્ચાઈની જાણ થઈ જવાથી) તેઓ (દોઝખવાળા જવાબમાં) કહેશે, હા ! (વાસ્તવમાં અલ્લાહ તઆલા અને રસૂલ ﷺની બધી વાતો સાચી સાબિત થઈ) પછી (તે દોઝખવાળાઓનો અફસોસ અને જન્નતવાળાઓની ખુશીને વધારવા માટે) એક પોકારનારો (એટલે કે કોઈ ફરિશ્તો) બંને (પક્ષો) વચ્ચે (ઊભો થઈને) પોકારશે કે અલ્લાહની લા'નત છે તે જાલિમો ઉપર જેઓ અલ્લાહના

માર્ગ (એટલે કે સત્ય દીન)થી ઈન્કાર કર્યા કરતા હતા અને તે (દીને હક)માં (હંમેશા મનઘડત રીતે) ખામી (અને વક્રતા) શોધ્યા કરતા હતા (કે તેના દ્વારા તેમાં ખામી અને વાંધા ઊભા કરે) અને તે લોકો (તેની સાથે-સાથે) આખિરતના પણ ઈન્કારી હતા (જેનું પરિણામ આજે તેઓ ભોગવી રહ્યા છે, આ વાતચીત તો જન્નતવાળાઓની અને તેમના સમર્થનમાં તે અલ્લાહના તરફથી પોકારનાર વિશે પ્રસ્તુત થઈ, આગળ "અઅ્રાફવાળાઓ"નું વર્ણન છે) અને તે બંને (પક્ષો વચ્ચે એટલે કે જન્નત અને દોઝખવાળાઓ) વચ્ચે આડશ (એટલે કે દિવાલ) હશે (જેનું વર્ણન સૂરએ હદીદમાં છે .... فَضُرِبَ بَيْنَهُمْ بِسُوْرٍ તેની ખાસિયત એ હશે કે, જન્નતની અસર દોઝખ સુધી અને દોઝખની અસર જન્નત સુધી ન જવા દેશે, રહી વાત એ કે, પછી વાતચીત કઈ રીતે થશે ? બસ, શકય છે કે આ દિવાલમાં જે દરવાજો હશે, જેમકે સૂરએ હદીદમાં છે, بِسُوْرٍ لَّهٗ بَابٌ તે દરવાજામાંથી આ વાતચીત થઈ જશે અથવા એ જ પ્રમાણે અવાજ પહોંચી જશે) અને (આ દિવાલના અથવા તેના ઊંચા ભાગનું નામ "અઅ્રાફ" છે અને તેના ઉપરથી જન્નતી અને દોઝખી બધા જોઈ શકાતા હશે) અઅ્રાફ ઉપર ઘણા લોકો હશે (જેમની નેકીઓ અને ગુનાહોનું ત્રાજવામાં બિલકુલ બરાબર વજન થયું હશે, બસ) તે લોકો (જન્નતવાળા અને દોઝખવાળાઓમાંથી) દરેકને (જન્નત અને દોઝખમાં ન હોવાની નિશાની ઉપરાંત) તેમને પેશાનીથી (પણ) ઓળખશે (પેશાનીની નિશાની એ હશે કે જન્નતવાળાના ચહેરાઓ ઉપર નૂરાનિયત અને દોઝખવાળાના ચહેરાઓ ઉપર ગુનાહોની નહૂસત હશે, જેમકે બીજી આયતમાં ........ وُجُوْهٌ يَّوْمَئِذٍ مُّسْفِرَةٌ ضَاحِكَةٌ આવ્યું છે) અને આ અઅ્રાફવાળા જન્નતવાળાઓને પોકારીને કહેશે કે તમારા ઉપર સલામતી થાય; હજુ આ અઅ્રાફવાળા જન્નતમાં પ્રવેશ્યા નહિ હોય અને તેઓ (જન્નતમાં પ્રવેશ પામવાના) આશાવાદી હશે (એટલા માટે હદીષોમાં આવ્યું છે કે, તેમની આશા પૂર્ણ કરવામાં આવશે અને જન્નતમાં જવાનો હુકમ આપવામાં આવશે) અને જ્યારે તેમની દૃષ્ટિ દોઝખવાળાઓ ઉપર જઈ પડશે (તે સમયે ડરના માર્યા) કહેશે કે, હે અમારા પરવરદિગાર ! અમને આ જાલિમ લોકો સાથે (અઝાબમાં) સામેલ ન કરીશ અને (જેમકે આ અઅ્રાફવાળાઓએ ઉપર જન્નતવાળાઓ સાથે સલામ અને વાતચીત કરી એ જ પ્રમાણે) અઅ્રાફવાળા (દોઝખીઓમાંથી) ઘણા

બધા લોકોને (કે જેઓ કાફિરો હશે અને) જેમને તેઓ તેમની પેશાની(થી એટલે કે ગુનાહો અને ચહેરાની નહૂસત)થી ઓળખશે (કે આ કાફિરો છે) પોકારશે, (અને) કહેશે કે તમારા સંગઠને અને તમારા પોતાને વડા સમજવું (અને અંબિયા અલૈ.નું અનુસરણ ન કરવું) તમારા કંઈ કામ ન આવ્યું (અને તમે એ જ ઘમંડના કારણે મુસલમાનોને તુચ્છ સમજીને એવું પણ કહ્યા કરતા હતા કે, આ બીચારા શું દયા અને કૃપાના હકદાર બને ! اَهٰٓـؤُلَآءِ مَـنَّ الـلّٰـهُ عَلَيۡهِمۡ مِّنۡۢ بَيۡـنِـنَا નો પણ આ જ અર્થ સમજી શકાય છે તો હવે આ મુસલમાનોને જૂઓ), શું (તેઓ જન્નતમાં આનંદ અને ખુશી પ્રાપ્ત કરી રહ્યા છે) તે જ (મુસલમાનો છે) જેમના વિશે તમે કસમો ખાઈ–ખાઈને કહ્યા કરતા હતા કે તેમના ઉપર અલ્લાહ તઆલા રહમત કરશે નહિ (તો તેમના ઉપર તો એટલી મહાન કૃપા કરવામાં આવી કે), તેમને એ હુકમ થયો કે જાઓ જન્નતમાં (જ્યાં) તમારા ઉપર ન તો કંઈ ભય છે અને ન જ તમે ગમગીન થશો (અને આ વાતચીતમાં જે رِجَـــالًا "રિજાલન" ખાસ સ્વરૂપે આવ્યું તેનું કારણ કદાચ એ જણાય છે કે, હજુ ગુનેહગાર મો'મિનો પણ દોઝખમાં પડ્યા હશે; તેનો ઈશારો એ જણાય છે કે જ્યારે અઅ્રાફવાળાઓને જન્નતની આશા છે પરંતુ હજુ સુધી જન્નતમાં પ્રવેશ પામ્યા નહિ હોય તો ગુનેહગાર લોકો જેમના ગુનાહો અઅ્રાફવાળાઓના ગુનાહોથી વધારે છે, દેખીતું છે કે તેઓ દોઝખમાંથી હજુ કાઢવામાં આવ્યા નહીં હોય પરંતુ આવા લોકોને આ વાતચીતનું સંબોધન થશે નહીં. વલ્લાહુ અઅ્લમુ).

## મસ્અલા અને બોધપાઠ :

જ્યારે જન્નતવાળા જન્નતમાં અને દોઝખવાળા દોઝખમાં પોતાના નિશ્ચિત ઠેકાણે પહોંચી જશે અને દેખીતું છે કે, તે બંને સ્થળો વચ્ચે દરેક સ્વરૂપે એક આડશ અને દૂરી હશે પરંતુ તે છતાં કુર્આને કરીમની ઘણી બધી આયતો એ બાબતથી સાક્ષી છે કે, આ બંને સ્થળો ઉપર અમુક એવા માર્ગો હશે, જેનાથી એકબીજાને જોઈ શકાશે અને તેમના વચ્ચે પરસ્પર વાતચીત અને સવાલ–જવાબ પણ થશે.

"સૂરએ સાફ્ફાત"માં બે વ્યક્તિઓનું વર્ણન વિગતવાર આવ્યું છે, જેઓ દુનિયામાં એકબીજાના મિત્રો હતા પરંતુ એક મો'મિન હતો અને બીજો કાફિર.

આખિરતમાં જ્યારે મો'મિન જન્નતમાં અને કાફિર જહન્નમમાં ચાલ્યો જશે તો એ બંને એકબીજાને જોશે અને વાતચીત કરશે. ઈરશાદ છે,

فَاطَّلَعَ فَرَاٰهُ فِیْ سَوَآءِ الْجَحِیْمِ ○ قَالَ تَاللّٰهِ اِنْ كِدْتَّ لَتُرْدِیْنِ ○ وَلَوْ لَا نِعْمَةُ رَبِّیْ لَكُنْتُ مِنَ الْمُحْضَرِیْنَ ○ اَفَمَا نَحْنُ بِمَیِّتِیْنَ اِلَّا مَوْتَتَنَا الْاُوْلٰی وَمَا نَحْنُ بِمُعَذَّبِیْنَ ○

(સૂરહ : 37, આયત : 55,56,57,58)

જેનો ખુલાસો એ છે કે, જન્નતી મિત્ર દોઝખી મિત્રને નિહાળશે ત્યારે તેને જહન્નમની વચ્ચે પડેલો પામશે અને કહેશે કે, કમ્બખ્ત ! તું એવું જ ઈચ્છતો હતો કે હું પણ તારી જેમ બરબાદ થઈ જાઉં અને જો અલ્લાહ તઆલાની કૃપા ન હોત તો હું પણ આજે તારી સાથે જહન્નમમાં પડ્યો હોત અને તું જે મને એવું કહ્યા કરતો હતો કે, આ દુનિયાના મૃત્યુ પછી કોઈ જીવન અને કોઈ હિસાબ–કિતાબ અથવા કોઈ સવાબ–અઝાબ થવાનો નથી, હવે જોઈ લીધું કે આ શું થઈ રહ્યું છે ?

પ્રસ્તુત આયતો અને ત્યાર પછી લગભગ એક રુકૂઅ્ સુધી લગભગ આ જ પ્રકારની વાતચીત અને સવાલ–જવાબનું વર્ણન છે જે જન્નતવાળા અને દોઝખવાળાઓ એકબીજા સાથે કરશે.

આ જન્નત અને દોઝખ વચ્ચે એકબીજાને નિહાળવા અને વાતચીત કરવાના માર્ગો પણ વાસ્તવમાં જહન્નમવાળાઓ માટે એક પ્રકારનો અઝાબ હશે કે, ચારે બાજુએથી તેમના ઉપર લા'નત થતી હશે અને તે જન્નતવાળાઓની નેઅ્મતો અને રાહતો જોઈને જહન્નમની આગમાં અફસોસ અને પસ્તાવા સાથે સળગતા રહેશે અને જન્નતવાળાઓ માટે નેઅ્મતો અને રાહતોમાં એક નવા જ પ્રકારનો વધારો થશે કે, બીજા પક્ષની મુસીબતો જોઈને પોતાની રાહતો અને નેઅ્મતોની કદર વધારે હશે. અને જે લોકો દુનિયામાં દીનદારો ઉપર હસ્યા કરતા હતા અને તેમની ઠેકડી ઉડાવ્યા કરતા હતા અને એ લોકો કોઈ બદલો ન લેતા હતા, આજે તેમને અપમાન અને ઝિલ્લત સાથે અઝાબમાં સપડાયેલા જોઈને આ જન્નતી લોકો હસશે કે તેમને તેમના અમલોની સજા મળી ગઈ. કુર્આને કરીમમાં આ જ વિષય સૂરએ મુતફ્ફિફીનમાં આ પ્રમાણે આવ્યો છે,

فَا لْيَوْمَ الَّذِيْنَ اٰمَنُوْا مِنَ الْكُفَّارِ يَضْحَكُوْنَ ۙ عَلَى الْاَرَائِكِ يَنْظُرُوْنَ ؕ هَلْ ثُوِّبَ الْكُفَّارُ مَا كَانُوْا يَفْعَلُوْنَ ○

*"બસ આજે ઈમાન લાવનારાઓ ઈન્કારીઓથી હસે છે, તખ્તાઓ ઉપર બેસીને જુએ છે, હવે બદલો પામ્યો છે ઈન્કારીઓએ જે કંઈ તેઓ કરતા હતા."*

*(૮૩ : ૩૪ થી ૩૬)*

જહન્નમવાળાઓની ગુમરાહી ઉપર અને તેમના મૂર્ખતાપૂર્ણ વાક્યો ઉપર ફરિશ્તાઓ તરફથી પણ તાકીદ અને લા'નત થશે, જેઓ તેમને સંબોધીને કહેશે, هٰذِهِ النَّارُ الَّتِىْ كُنْتُمْ بِهَا تُكَذِّبُوْنَ، اَفَسِحْرٌ هٰذَا اَمْ اَنْتُمْ لَا تُبْصِرُوْنَ ، (પર:૧૪–૧૫) એટલે કે, "આ છે તે આગ જેને તમે જૂઠાડ્યા કરતા હતા, હવે જૂઓ કે શું તે જાદૂ છે ? અથવા તમને દેખાતું નથી ?"

એ જ પ્રમાણે પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં છે કે, જન્નતવાળા જહન્નમવાળાઓને સવાલ કરશે કે, અમારા પરવરદિગારે અમને જે નેઅ્મતો અને રાહતોનો વાયદો કર્યો હતો, તેને તો અમે બિલકુલ સત્ય અને સંપૂર્ણ રીતે પામ્યો, તમે બતાવો કે, તમને જે અઝાબથી ડરાવવામાં આવ્યા હતા, તે પણ તમારી સામે આવ્યું અથવા નહિ ? તેઓ સ્વીકાર કરશે કે બેશક ! અમે પણ તેને નજરે જોઈ લીધું.

તેમના આ સવાલ–જવાબના સમર્થનમાં અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી કોઈ ફરિશ્તો એ એલા'ન કરશે કે, અલ્લાહ તઆલાની લા'નત અને ફિટકાર છે અત્યાચારીઓ ઉપર કે જેઓ અલ્લાહના માર્ગથી લોકોને રોકતા હતા અને એવું ઈચ્છતા હતા કે તેમનો માર્ગ સીધો ન રહે, ઉપરાંત તેઓ આખિરતનો ઈન્કાર કર્યા કરતા હતા.

**"અઅ્રાફવાળા" લોકો કોણ છે ? :**

જન્નત અને દોઝખવાળાઓની પરસ્પર વાતચીતના સંદર્ભમાં એક બાબત ત્રીજી આયતમાં આ બતાવવામાં આવી છે કે, અમુક લોકો એવા પણ હશે જેઓ જહન્નમતથી તો છુટકારો પામી લેશે પરંતુ હજુ જન્નતમાં પ્રવેશ પામ્યા નહીં હોય. અલબત્ત, તેના માટે આશાવાદી અને અભિલાષી જરૂર હશે કે તેઓને પણ જન્નતમાં દાખલ કરવામાં આવે. આ લોકોને "અઅ્રાફવાળા" કહેવામાં આવે છે.

"અઅ્રાફ" શું વસ્તુ છે ? તેનો ખુલાસો સૂરએ હદીદથી થાય છે, જેનાથી જાણ થાય છે કે, મહશરમાં લોકોના ત્રણ જૂથો હશે. એક ખુલ્લા કાફિર અને મુશ્રિક, તેમને તો પુલ સીરાત ઉપર ચાલવાની નોબત જ નહીં આવે, પ્રથમથી જ જહન્નમના દરવાજામાંથી તેમાં ધકેલી મૂકવામાં આવશે અને બીજો સમૂહ મો'મિનોનો છે. તેમની સાથે ઈમાનનો પ્રકાશ હશે અને ત્રીજો મુનાફિકોનો સમૂહ; આ લોકો દુનિયામાં મુસલમાનોની સાથે લાગેલા રહ્યા, એટલા માટે ત્યાં પણ શરૂઆતમાં સાથે જ લાગેલા રહેશે અને પુલ સીરાત ઉપર ચાલવાનું શરૂ થશે તે સમયે એક ગાઢ અંધકાર બધાને ઢાંકી દેશે. મો'મિનો પોતાના ઈમાનના પ્રકાશની સહાયતાથી આગળ વધતા જશે અને મુનાફિકો પોકારીને તેમને કહેશે કે, ઊભા રહો, અમને પણ તમારા પ્રકાશથી લાભ ઉઠાવવા દો, ત્યારે અલ્લાહ તઆલા તરફથી કોઈ કહેનારો કહેશે કે, પાછા વળો ! ત્યાં પ્રકાશ શોધો ! મતલબ એ છે કે, આ પ્રકાશ ઈમાન અને નેક અમલોનો છે, જેને પ્રાપ્ત કરવાનું સ્થળ પાછળ ગુજરી ચૂક્યું. જે લોકોએ ત્યાં ઈમાન અને અમલ દ્વારા આ પ્રકાશ પ્રાપ્ત ન કર્યો તેમને આજે પ્રકાશનો કોઈ લાભ મળશે નહીં. આ જ પરિસ્થિતિમાં મુનાફિકો અને મો'મિનો વચ્ચે એક દિવાલ ઊભી કરી દેવામાં આવશે, જેમાં એક દરવાજો હશે, તે દરવાજાની બહાર બધો અઝાબ જ અઝાબ નજરે પડશે અને દરવાજાની અંદર જ્યાં મો'મિનો હશે ત્યાં અલ્લાહ તઆલાની રહમતોનો પ્રત્યક્ષ અનુભવ અને જન્નતની હરિયાળી સામે હશે. આ જ વિષય આ આયતોનો પણ છે,

يَوْمَ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالْمُنٰفِقٰتُ لِلَّذِيْنَ اٰمَنُوا انْظُرُوْنَا نَقْتَبِسْ مِنْ نُّوْرِكُمْ ج قِيْلَ ارْجِعُوْا وَرَآئَكُمْ فَالْتَمِسُوْا نُوْرًا ط فَضُرِبَ بَيْنَهُمْ بِسُوْرٍ لَّهٗ بَابٌ، بَاطِنُهٗ فِيْهِ الرَّحْمَةُ وَظَاهِرُهٗ مِنْ قِبَلِهِ الْعَذَابُ ○

*"જે દિવસે દગાબાજ (મુનાફિક) પુરુષ અને સ્ત્રીઓ ઈમાનવાળાઓને કહેશે, અમારી રાહ જુઓ અમે પણ તમારા નૂરથી પ્રકાશ લઈએ; કોઈ કહેશે, પાછા વળી જાઓ પછી શોધી લો પ્રકાશ ! પછી તેમની વચ્ચે એક દિવાલ ઊભી કરવામાં આવે જેમાં દરવાજો હશે, તેની અંદર રહમત હશે અને બહારની બાજુએ અઝાબ"* *(સૂ. ૫૭ : આ. ૧૩)*

આ આયતમાં જન્નતવાળા અને દોઝખવાળાઓ દરમિયાન જે દિવાલ ઊભી કરવામાં આવશે, તેને શબ્દ سُوْر (સૂર)થી ઓળખવામાં આવી છે અને આ શબ્દ વાસ્તવમાં શહેરની ફરતે બાંધવામાં આવતા કિલ્લાની દિવાલ માટે બોલવામાં આવે છે. જે ઘણી જ મજબૂત, ટકાઉ તથા પહોળી બનાવવામાં આવે છે. આવી દિવાલોમાં લશ્કરના સુરક્ષાદળોના ગુપ્ત ઠેકાણાઓ પણ બનેલા હોય છે જેનાથી હુમલાખોરોથી ચેતેલા રહી શકાય છે.

સૂરએ અઅ્રાફની આયતમાં પ્રસ્તુત છે, وَبَيْنَهُمَا حِجَابٌ وَّعَلَى الْاَعْرَافِ رِجَالٌ يَّعْرِفُوْنَ كُلًّا ۢبِسِيْمَاهُمْ، ઈબ્ને જરીર અને તફસીરના બીજા ઈમામોના મતે આ આયતમાં શબ્દ حِجَابٌ (હિજાબ)થી તે જ દિવાલ અથવા કિલ્લો છે, જે સૂરએ હદીદની આયતમાં શબ્દ سُوْر (સૂર)થી ઓળખાવવામાં આવ્યો છે. આ જ કિલ્લાના ઊંચા ભાગનું નામ અઅ્રાફ છે. કારણ કે, અઅ્રાફ એ "ઉર્ફ"નું બહુવચન છે અને ઉર્ફ દરેક વસ્તુના ઉપલા ભાગને કહેવામાં આવે છે કારણ કે, તે દૂરથી પણ દૃષ્ટિગોચર થતું હોય છે અને ઊંચા સ્થાને હોય છે. તેના ખુલાસાથી જાણ થઈ કે, જન્નત અને દોઝખ વચ્ચે ઊભી થનારી દિવાલના ઊંચા ભાગનું નામ "અઅ્રાફ" છે અને અઅ્રાફની આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, મહશરમાં તે સ્થળે અમુક લોકો હશે, જે જન્નત અને દોઝખ બંને તરફની પરિસ્થિતિઓ નિહાળતા હશે અને બંને તરફના નિવાસીઓથી વાતચીત અને સવાલ-જવાબ કરતા રહેશે.

હવે, એ વાત કે આ લોકો કોણ હશે અને તે વચ્ચેના સ્થળમાં તેમને કેમ રોકવામાં આવશે ? તેમાં વિવરણકારોના વિવિધ નિવેદનો અને હદીષની અનેક રિવાયતો છે, પરંતુ સાચો અને પ્રચલિત જમહૂર મુફસ્સિરીનનો મત એ છે કે, આ તે લોકો હશે જેમની નેકીઓ અને ગુનાહોનું પલ્લું સરખું હશે. પોતાની નેકીઓના કારણે જહન્નમથી તો છુટકારો મેળવી લેશે પરંતુ ગુનાહો અને બુરાઈઓના કારણે જન્નતમાં પ્રવેશ મળ્યો નહિ હોય અને છેવટે અલ્લાહની રહમતથી આ લોકો પણ જન્નતમાં પ્રવેશ પામી લેશે.

સહાબએ કિરામ (રદિ.)માંથી હઝરત હુઝયફા (રદિ.), ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો તથા અન્ય સહાબા (રદિ.) તથા

તાબિઈન (રહ.)નો આ જ અભિપ્રાય છે અને તેમાં તમામ હદીષની રિવાયતો પણ ભેગી થઈ જાય છે જે વિવિધ વિષયો હેઠળ વર્ણન થઈ છે. ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ હુઝયફા (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, "રસૂલુલ્લાહ ﷺને અઅ્રાફવાળાઓ વિશે પૂછવામાં આવ્યું, તો આપ ﷺએ ફરમાવ્યું કે આ તે લોકો છે જેમની નેકીઓ અને બુરાઈઓ સરખી હશે, આથી જહન્નમથી તો છુટકારો પામી લેશે પરંતુ જન્નતમાં હજુ પ્રવેશ મળ્યો નહિ હોય. તેમને આ અઅ્રાફના સ્થળ ઉપર રોકી લેવામાં આવશે, એટલે સુધી કે બધા જ જન્નતવાળા અને દોઝખવાળાઓનો હિસાબ અને ફેંસલો થઈ ગયા પછી તેમનો ફેંસલો કરવામાં આવશે અને અંતે તેમને મા'ફ કરવામાં આવશે અને જન્નતમાં પ્રવેશ કરાવવામાં આવશે." *(ઈબ્ને કષીર)*

ઈબ્ને મરદૂયાએ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, "રસૂલુલ્લાહ ﷺને પૂછવામાં આવ્યું કે, અઅ્રાફવાળા કોણ છે? આપ ﷺએ ફરમાવ્યું, આ તે જ લોકો છે જે પોતાના માતા-પિતાની પરવાનગી વિના જિહાદમાં સામેલ થયા અને અલ્લાહના માર્ગમાં શહીદ થઈ ગયા તો તેમને જન્નતમાં પ્રવેશવાથી માં-બાપની અવજ્ઞા (નાફરમાની)ના કારણે અટકાવવામાં આવ્યા અને જહન્નમમાં પ્રવેશવાથી અલ્લાહના માર્ગમાં શહીદ થવાની પ્રતિષ્ઠાએ રોકી લીધા."

આ હદીષ અને પ્રથમ હદીષમાં કોઈ વિરોધાભાસ નથી, બલકે આ હદીષ એક ઉદાહરણ છે જેમની નેકીઓ અને ગુનાહો સમાન કક્ષાના હશે કે, એક બાજુ અલ્લાહના માર્ગમાં શહીદ થયા અને બીજી બાજુ માં-બાપની નાફરમાની કરી, બંને પલ્લાં સરખા થઈ ગયા. *(ઈબ્ને કષીર)*

**"સલામ" સુન્નત તરીકા પ્રમાણેનો શબ્દ છે :**

અઅ્રાફવાળાની સ્પષ્ટતા અને પરિચય જાણી લીધા પછી હવે મૂળ આયતનો વિષય જુઓ, જેમાં ફરમાવવામાં આવ્યું છે કે અઅ્રાફવાળા જન્નતવાળાઓને પોકારીને કહેશે. سَلَامٌ عَلَيْكُمْ (સલામુન અલયકુમ) આ શબ્દ દુનિયામાં પણ મુલાકાત સમયે એકબીજાને આવકારવા અને ઈજ્જત તથા દુઆ માટે બોલવામાં આવે છે અને તે સુન્નત તરીકો છે અને મૃત્યુ પછી કબરો ઉપર

હાજરી સમયે પણ અને પછી મહશર અને જન્નતમાં પણ; પરંતુ કુર્આનની આયતો અને હદીષની રિવાયતોથી જાણ થાય છે કે, દુનિયામાં તો اَلسَّلَامُ عَلَيْكُمْ (અસ્સલામુ અલયકુમ) કહેવું સુન્નત છે અને આ દુનિયાથી સીધાવી ગયા પછી પણ اَلِفْ لَامْ (અલિફ લામ) વિના سَلَامٌ عَلَيْكُمْ (સલામુન અલયકુમ)નો શબ્દ સુન્નત છે. કબરોની હાજરી માટે કુર્આન શરીફમાં જે શબ્દો વર્ણન થયા છે, તે પણ سَلَامٌ عَلَيْكُمْ بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى الدَّارِ આવ્યા છે અને ફરિશ્તો જ્યારે જન્નતવાળાઓને આવકારશે, તે સમયે પણ આ શબ્દ આ જ વિષય હેઠળ આવ્યો છે, سَلَامٌ عَلَيْكُمْ طِبْتُمْ فَادْخُلُوْهَا خٰلِدِيْنَ અને અહીંયાં પણ અઅ્રાફવાળા જન્નતવાળાઓને આ જ શબ્દ વડે સલામ કરશે.

આગળ અઅ્રાફવાળાની એવી પરિસ્થિતિ બતાવવામાં આવી છે કે, તેઓ હજુ જન્નતમાં પ્રવેશ પામ્યા નથી પરંતુ તેઓ જન્નતમાં પ્રવેશ પામવાના આશાવાદી અને અભિલાષી હશે. ત્યારબાદ ઈરશાદ છે, وَاِذَا صُرِفَتْ اَبْصَارُهُمْ تِلْقَآءَ اَصْحٰبِ النَّارِ، قَالُوْا رَبَّنَا لَا تَجْعَلْنَا مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ એટલે કે, જ્યારે અઅ્રાફવાળાની દૃષ્ટિ જહન્નમવાળાઓ ઉપર પડશે અને તેમના અઝાબ અને મુસીબતને નજરે નિહાળશે તો અલ્લાહ તઆલાની પનાહ અને શરણ માંગશે કે, અમને આ જાલિમો સાથે કરીશ નહીં.

પાંચમી આયતમાં એ પણ ઉલ્લેખ છે કે અઅ્રાફવાળા જહન્નમવાળાઓને સંબોધીને નિંદા સ્વરૂપે એવું પણ કહેશે કે, દુનિયામાં તમે જે માલ-દૌલત અને સંગઠન તથા જથ્થા ઉપર ભરોસો કરતા હતા અને જે પ્રમાણે અભિમાન અને ઘમંડ કરતા હતા, આજે તે કંઈ જ તમારા કામ ન આવ્યું.

છઠ્ઠી આયતમાં વર્ણન છે,

اَهٰٓؤُلَآءِ الَّذِيْنَ اَقْسَمْتُمْ لَا يَنَالُهُمُ اللّٰهُ بِرَحْمَةٍ اُدْخُلُوا الْجَنَّةَ لَا خَوْفٌ عَلَيْكُمْ وَلَا اَنْتُمْ تَحْزَنُوْنَ،

આની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, જ્યારે અઅ્રાફવાળાઓનો સવાલ-જવાબ જન્નતવાળા અને દોઝખવાળાઓ વચ્ચે થઈ ચૂકશે, તે સમયે પરવરદિગારે આલમ દોઝખવાળાઓને સંબોધન

કરીને અઅ્‌રાફવાળાઓ વિશે ફરમાવશે કે, તમે લોકો કસમો ખાયા કરતા હતા કે, તેમની મગફિરત (ક્ષમા) ન થશે અને તેમના ઉપર કોઈ કૃપા ન થશે. બસ તમે જોયું, અમારી રહમત તેમના ઉપર થઈ છે અને તેની સાથે જ અઅ્‌રાફવાળાઓને સંબોધન થશે કે, જાઓ ! જન્નતમાં પ્રવેશ પામી લો. તમારા ઉપર પાછળના મા'મલાઓનો ન તો કોઈ ડર હોવો જોઈએ અને ન જ કોઈ આવનારા સમય માટેની ચિંતા અને ફિકર ! *(ઈબ્ને કષીર)*

———————

## આયતો : (સૂરએ અઅ્‌રાફ : આયત નં. ૫૦ થી ૫૩)

وَنَادٰۤى اَصْحٰبُ النَّارِ اَصْحٰبَ الْجَنَّةِ اَنْ اَفِيْضُوْا عَلَيْنَا مِنَ الْمَآءِ اَوْ مِمَّا رَزَقَكُمُ
اللّٰهُ ؕ قَالُوْۤا اِنَّ اللّٰهَ حَرَّمَهُمَا عَلَى الْكٰفِرِيْنَ ﴿۵۰﴾ الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَهُمْ لَهْوًا
وَّلَعِبًا وَّغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا ۚ فَالْيَوْمَ نَنْسٰهُمْ كَمَا نَسُوْا لِقَآءَ يَوْمِهِمْ هٰذَا ۙ وَمَا
كَانُوْا بِاٰيٰتِنَا يَجْحَدُوْنَ ﴿۵۱﴾ وَلَقَدْ جِئْنٰهُمْ بِكِتٰبٍ فَصَّلْنٰهُ عَلٰى عِلْمٍ هُدًى وَّرَحْمَةً
لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۵۲﴾ هَلْ يَنْظُرُوْنَ اِلَّا تَاْوِيْلَهٗ ؕ يَوْمَ يَاْتِيْ تَاْوِيْلُهٗ يَقُوْلُ الَّذِيْنَ
نَسُوْهُ مِنْ قَبْلُ قَدْ جَآءَتْ رُسُلُ رَبِّنَا بِالْحَقِّ ۚ فَهَلْ لَّنَا مِنْ شُفَعَآءَ فَيَشْفَعُوْا لَنَاۤ
اَوْ نُرَدُّ فَنَعْمَلَ غَيْرَ الَّذِيْ كُنَّا نَعْمَلُ ؕ قَدْ خَسِرُوْۤا اَنْفُسَهُمْ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا
يَفْتَرُوْنَ ﴿۵۳﴾ ع

## તરજુમો :

*અને દોઝખવાળા જન્નતવાળાઓને પોકારશે કે અમારા ઉપર થોડુંક પાણી વહાવો અથવા કંઈક એમાંથી જે રોઝી તમને અલ્લાહે આપી; કહેશે, અલ્લાહે તે બંનેને કાફિરોથી રોકી દીધું છે. (૫૦) જેમણે પોતાના દીનને ખેલ અને તમાશો ઠરાવ્યો અને દુનિયાની જિંદગીએ તેમને ધોકામાં નાંખ્યા, બસ આજે અમે તેમને ભુલાવી દઈશું જેવું તેમણે આ દિવસની મુલાકાતને ભુલાવી દીધું અને જેવું કે તેઓ અમારી આયતોના ઈન્કારી હતા. (૫૧) અને અમે તે*

*લોકોની પાસે કિતાબ પહોંચાડી દીધી છે જેને અમે ખબરદારીથી (જ્ઞાનપૂર્વક) ખુલાસાવાર વર્ણન કર્યું છે માર્ગ બતાવનારી અને ઈમાનવાળાઓ માટે રહમત છે. (૫૨) શું હવે એની જ રાહ જુએ છે કે તેનો વિષય જાહેર થઈ જાય ? જે દિવસે તેનો વિષય જાહેર થઈ જશે તે લોકો કહેવા લાગશે જેઓ એને પહેલેથી ભૂલી રહ્યા હતા, બેશક ! અમારા પરવરદિગારના રસૂલ સાચી વાત લાવ્યા હતા, બસ હવે કોઈ અમારી સિફારસવાળા છે તો અમારી સિફારસ કરે ! અથવા અમને પાછા મોકલવામાં આવે તો અમે તેના વિરુદ્ધ અમલ કરીએ જે અમે કરી રહ્યા હતા, બેશક ! તેમણે પોતાની જાતને તબાહ કરી અને તેમનાથી ગુમ થઈ જશે જે જૂઠ તેઓ ઘડ્યા કરતા હતા. (૫૩)*

## તફસીર :

અને (જે પ્રમાણે ઉપરોક્ત વર્ણનમાં જન્નતવાળાઓની દોઝખવાળાઓ સાથેની વાતચીતનો ઉલ્લેખ થયો, એ જ પ્રમાણે) દોઝખવાળાઓ જન્નતવાળાઓને પોકારશે કે, (અમે ભૂખ અને તરસ તથા ગરમીથી ભયંકર મુસીબતમાં તડપી રહ્યા છે અલ્લાહના વાસ્તે) અમારા ઉપર થોડું પાણી રેડો (કદાચ કંઈક થોડી શાંતિ થઈ જાય) અથવા એવું જ કંઈ આપી દો જે અલ્લાહ તઆલાએ તમને આપ્યું છે (તેનાથી એ જરૂરી નથી કે તેઓ એવી આશા રાખીને માંગે છે, કારણ કે મુસીબતની કઠોર પરિસ્થિતિમાં મોઢામાંથી ગમે તેવી વાતો નીકળી જવી કોઈ મોટી વાત નથી) જન્નતવાળા (જવાબમાં) કહેશે કે, અલ્લાહ તઆલાએ બંને વસ્તુઓને (એટલે કે જન્નતની ખાવા–પીવાની વસ્તુઓને) કાફિરો માટે હરામ કરી રાખી છે જેમણે દુનિયામાં પોતાના દીનને (જેનો સ્વીકાર કરવો તેમના માથે વાજિબ હતો) ખેલકૂદ બનાવી રાખ્યો હતો અને જેમને દુનિયવી જિંદગીએ ધોકામાં (અને ગફલતમાં) નાંખી રાખ્યા હતા (એટલા માટે દીનની કંઈ પરવા જ ન કરી અને આ બદલાનું ઘર છે, જ્યારે દીન જ નથી તો તેનો લાભ શું ? આગળ અલ્લાહ તઆલા જન્નતવાળાઓના આ જ જવાબની ખરાઈ અને સમર્થનમાં ફરમાવે છે) બસ, (જ્યારે તેમની દુનિયામાં એ હાલત હતી તો) અમે પણ આજના (કયામતના) દિવસે તેમનું નામ ન લઈશું (અને ખાવા–પીવાનું કંઈ જ મળશે નહિ) જેમકે તેમણે આ (મહાન) દિવસનું નામ સુદ્ધાં ન લીધું અને જેમકે

તેઓ અમારી આયતોનો ઈન્કાર કરતા હતા અને અમે તે લોકોની પાસે એક એવી કિતાબ પહોંચાડી છે (એટલે કે કુર્આન) જેને અમે સંપૂર્ણ જ્ઞાન વડે ખૂબ ખોલી–ખોલીને વર્ણન કરી દીધી છે (અને આ વર્ણન બધાને સાંભળવા માટે કર્યુ છે પરંતુ) હિદાયત અને રહમત તે (જ) લોકોના માટે (થઈ) છે જેઓ (તેને સાંભળીને) ઈમાન લઈ આવ્યા છે (અને જે તમામ દલીલો હોવા છતાં ઈમાન નથી લાવ્યા તેમની પરિસ્થિતિથી તો એવું જાહેર થાય છે કે) તે લોકોને અન્ય કોઈ વાતનો ઈન્તેઝાર નથી, ફક્ત એ (કુર્આન)ના બતાવેલા અંતિમ પરિણામ (એટલે કે સજાના વાયદા)નો ઈન્તેઝાર છે, (એટલે કે, અઝાબ પહેલાં અઝાબની ચેતવણીથી નથી ડરતા તો પોતે અઝાબમાં સપડાવાનું જ ઈચ્છતા હશે તો બસ) જે દિવસે તેમના માટે (બતાવેલું) અંતિમ પરિણામ સામે આવશે (જે દોઝખની વિગત વગેરે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે) તે દિવસે જે લોકો તેને પ્રથમથી ભૂલાવી બેઠા હતા (મુસીબતમાં સપડાઈને એવું) કહેવા લાગશે કે, વાસ્તવમાં અમારા પરવરદિગારના પયગમ્બર (દુનિયામાં) સાચી–સાચી વાતો લાવ્યા હતા (પરંતુ અમે મૂર્ખામી કરી) બસ હવે શું કોઈ અમારી સિફારસ કરનાર છે કે તે અમારી સિફારસ કરે અથવા અમને ફરીવાર (દુનિયામાં) પાછા મોકલવામાં આવી શકે ? જેથી અમે લોકો (ફરીવાર દુનિયામાં જઈને) આ (ખરાબ) આચરણ કે જેને અમે કર્યા કરતા હતા તેનાથી વિપરીત બીજા (સારા) અમલો કરીએ ! (અલ્લાહ તઆલા ફરમાવે છે કે હવે છુટકારાનું કોઈ સ્વરૂપ નથી) બેશક ! તે લોકોએ પોતાને (કુફ્રના) નુકસાનમાં નાંખી દીધા અને તેઓ જે–જે વાતો ઘડતા હતા (તે સમયે) બધું ગુમ થઈ ગયું (હવે, સજા સિવાય અન્ય કંઈ જ તેમની પાસે નહિ હોય).

———————

## આયત : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૫૪)

إِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِي خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ فِي سِتَّةِ أَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ۫ يُغْشِي الَّيْلَ النَّهَارَ يَطْلُبُهُ حَثِيثًا ۙ وَّالشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُومَ مُسَخَّرٰتٍ بِأَمْرِهِ ۗ أَلَا لَهُ الْخَلْقُ وَالْأَمْرُ ۗ تَبٰرَكَ اللّٰهُ رَبُّ الْعٰلَمِينَ ﴿٥٤﴾

## તરજુમો :

*બેશક ! તમારો પરવરદિગાર અલ્લાહ છે જેણે આસમાન અને જમીન છ દિવસમાં પેદા કર્યા, પછી અર્શ ઉપર કાયમ થયો; રાત ઉપર દિવસ ઓઢાડે છે કે તે તેની પાછળ દોડતો ચાલ્યો આવે છે, અને સૂરજ અને ચાંદ અને તારા પોતાના હુકમના તા'બેદાર પેદા કર્યા, સાંભળી લો ! પેદા કરવું એનું જ કામ છે અને હુકમ કરવું; અલ્લાહ ઘણો બરકતવાળો છે જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે. (૫૪)*

## તફસીર :

બેશક ! તમારો પરવરદિગાર અલ્લાહ જ છે જેણે બધા આસમાનો અને જમીનને છ દિવસ (જેટલા સમય)માં પેદા કર્યા પછી અર્શ ઉપર કાયમ થયો (જે અર્શ તેની શા'નના લાયક છે તેના ઉપર બિરાજમાન થયો); ઓઢાડી દે છે રાત(ના અંધકાર)થી દિવસ(ના પ્રકાશ)ને (એટલે કે રાતના અંધકારથી દિવસનો પ્રકાશ છુપાઈ જાય છે અને અંધકાર છવાઈ જાય છે) એવી રીતે કે તે રાત દિવસને જલદી જ પકડી લે છે (એટલે કે દિવસ ઝડપથી પસાર થતો હોય એમ લાગે છે, એટલે સુધી કે અચાનક રાત આવી પડે છે) અને સૂર્ય અને ચંદ્ર અને અન્ય તારાઓને પેદા કર્યા એવી રીતે કે બધા તેની આજ્ઞાના આધીન છે; યાદ રાખો અલ્લાહના જ માટે ખાસ છે સર્જનહાર હોવું, હાકિમ હોવું, ખૂબ વિશિષ્ટતાઓવાળો છે, અલ્લાહ તઆલા સમગ્ર વિશ્વોનો પરવરદિગાર (પાલનહાર) છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં આસમાન, જમીન, ગ્રહો અને તારાઓ (તથા તમામ અવકાશી પદાર્થો)ને પેદા કરવામાં અને તેમને એક ખાસ વ્યવસ્થાપન અને ચોક્કસ પ્રકારની સમવાયી કક્ષામાં પ્રસ્થાપિત કરવામાં અને આ અવકાશી પદાર્થોના બિનચૂક અલ્લાહની આજ્ઞાને આધીન કાર્યમાં લાગેલા રહેવાના સંદર્ભમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું વર્ણન કરીને દરેક બુદ્ધિશાળી મનુષ્યને તેના ઉપર ચિંતન–મનન કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે કે, જે પવિત્ર જાત આટલા વિરાટ વિશ્વનું સર્જન કરીને અને આટલું

વ્યવસ્થિત તંત્ર સ્થાપીને ચલાવવા માટે શક્તિમાન છે તેના માટે શું અઘરું છે કે, તે આ પદાર્થોને નષ્ટ કરીને કયામતના દિવસે પુનઃ સર્જન કરી આપે ? એટલા માટે કયામતના ઈન્કાર કરવાનું છોડીને ફક્ત તે જ પવિત્ર જાતને પોતાનો પરવરદિગાર સમજો તેનાથી જ પોતાની જરૂરિયાતોની માંગણી કરો, માત્ર તેની જ ઈબાદત કરો. મખ્લૂક (સર્જન)ની પૂજાના દલદલમાંથી બહાર નીકળો અને વાસ્તવિકતાને જાણો, તેમાં ઈરશાદ છે કે તમારો પરવરદિગાર અલ્લાહ જ છે જેણે આસમાન અને પૃથ્વીને છ દિવસમાં પેદા કર્યા.

**આસમાન અને જમીનના સર્જનમાં છ દિવસનો સમય કેમ લાગ્યો ? :**

અહીંયાં એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, અલ્લાહ જલ્લ શા'નુહૂ એ બાબત ઉપર શક્તિ ધરાવે છે કે સમગ્ર વિશ્વ એક ક્ષણમાં પેદા કરી આપે. પોતે કુર્આને કરીમમાં વિવિધ વિષયો હેઠળ આ વાતનું વારંવાર પુનરાવર્તન થયું છે. ક્યાંક ઈરશાદ છે, وَمَا اَمْرُنَا اِلَّا وَاحِدَةٌ كَلَمْحٍ بِالْبَصَرِ (૫૪ : ૫૦) એટલે કે, "આંખના પલકારા જેટલા સમયમાં અમારો હુકમ લાગુ પડી જાય છે" તો ક્યાંક ફરમાવ્યું, اِذَا اَرَادَ شَيْـًٔا اَنْ يَّقُوْلَ لَهٗ كُنْ فَيَكُوْنُ (૩૬ : ૮૨) એટલે કે, "જ્યારે અલ્લાહ કોઈ વસ્તુ પેદા કરવા ઈચ્છે છે તો ફરમાવે છે, "થઈ જા" અને તે પેદા થઈ જાય છે." પછી વિશ્વની ઉત્પત્તિ માટે છ દિવસ ખર્ચવાનું શું કારણ છે ?

કુર્આનના વિવરણકાર હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)એ તેનો જવાબ આપ્યો છે કે, અલ્લાહ તઆલાની શક્તિ તો બેશક ! એવું કરવાની છે કે આ સર્વ કાંઈ એક ક્ષણમાં પેદા કરી આપે પરંતુ હિકમતના તકાદા હેઠળ આ વિશ્વની ઉત્પત્તિમાં છ દિવસ લગાવવામાં આવ્યા, જેથી મનુષ્યને દુનિયાનું વ્યવસ્થાતંત્ર ચલાવવામાં ક્રમ અને પરિપક્વતાનું શિક્ષણ આપવામાં આવે. જેમકે, રસૂલે કરીમ ﷺની હદીષમાં ફરમાવવામાં આવ્યું છે કે, "ચિંતન અને મનન તથા સભ્યતાથી અને ક્રમિક રીતે કામ કરવું અલ્લાહ તઆલા તરફથી છે અને ઉતાવળ શયતાન તરફથી હોય છે." *(મઝહરી બહવાલએ શોઅ્બુલ બયહકી)*

મતલબ એ છે કે, ઉતાવળમાં મનુષ્ય સમસ્યાના દરેક પાસાંઓ ઉપર ચિંતન–મનન કરતો નથી, એટલા માટે મોટે ભાગે તે કામ બગડી જાય છે અને વ્યક્તિ તકલીફમાં મૂકાય છે. વિચાર, યુક્તિ તથા સહૂલત સાથે જે કામ કરવામાં આવે તેમાં ભલીવાર (બરકત) હોય છે.

**જમીન, આસમાન, ગ્રહો અને તારાઓની ઉત્પત્તિથી પહેલાં દિવસ-રાત કેવી રીતે ઓળખવામાં આવ્યા ? :**

બીજો પ્રશ્ન એ છે કે, દિવસ અને રાતનું અસ્તિત્વ તો સૂર્યમંડળની ગતિઓથી ઓળખવામાં આવે છે. આસમાન અને પૃથ્વીની ઉત્પત્તિથી પહેલાં જ્યારે ન તો સૂર્ય હતો અને ન જ ચંદ્ર હતો તો પછી છ દિવસની સંખ્યાનો હિસાબ કઈ રીતે નક્કી થયો ?

આથી અમુક વિવરણકાર ઉલમાએ ફરમાવ્યું છે કે, એનો અર્થ એ છે કે અંતે એટલો સમય અને તેના પ્રમાણમાં વખત પસાર થયો હોવાનું બતાવવાનો હેતુ છે જેટલો સમય છ દિવસ અને રાતનો આ દુનિયામાં થાય છે. પરંતુ સ્પષ્ટ અને ખુલ્લી વાત એ છે કે, દિવસ અને રાતની આ પરિભાષા સૂર્ય ઊગવાથી લઈ આથમવા સુધી દિવસ અને સૂર્ય આથમવાથી લઈ ઊગવા સુધી રાત છે. આ તો આ દુનિયાના દિવસ-રાતની પરિભાષા છે. વિશ્વની ઉત્પત્તિ અગાઉ એવું પણ હોઈ શકે છે કે, અલ્લાહ તબારક વ તઆલાએ દિવસ અને રાતની કોઈ અન્ય નિશાનીઓ નક્કી કરી રાખી હોય ! જેમકે જન્નતમાં બની શકે છે કે; ત્યાંનો દિવસ અને રાત સૂર્યમંડળની ગતિઓ ઉપર આધારિત ન હોય.

આથી એ પણ જાણ થઈ કે, એ જરૂરી નથી કે તે છ દિવસ જેમાં જમીન અને આસમાન બનાવવામાં આવ્યા તે આપણા છ દિવસ સમકક્ષ હોય, બલકે બની શકે છે કે, એનાથી મોટા હોય જેમકે આખિરતના દિવસ વિશે કુર્આનમાં ઈરશાદ છે કે, એક હજાર વર્ષ સમાન એક દિવસ હશે.

અબૂ અબ્દુલ્લાહ રાઝી (રહ.)એ ફરમાવ્યું કે, વિરાટ આકાશની ગતિઓ આ પૃથ્વી ગ્રહની ગતિઓના મુકાબલામાં એટલી ઝડપી છે કે, એક દોડનારો મનુષ્ય એક ડગલું ઉઠાવી જમીન ઉપર મૂકવા નથી પામતો કે, વિરાટ વિશ્વ હજારો માઈલનું અંતર કાપી નાંખે છે. *(બહરે મુહીત)*

ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) મુજાહિદ (રહ.)નું નિવેદન આ જ પ્રમાણેનું છે કે, "છ દિવસનો અર્થ આખિરતના છ દિવસ છે" અને ઝહ્હાક (રહ.)ની રિવાયત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી પણ આ જ પ્રમાણેની નકલ થઈ છે.

અને આ છ દિવસ જેમાં વિશ્વની ઉત્પત્તિ થઈ છે, સહીહ રિવાયતો પ્રમાણે રવિવારથી શરૂ થઈ જુમ્આ ઉપર પૂર્ણ થઈ છે. શનિવાર એટલે કે, સાતમા દિવસે વિશ્વની ઉત્પત્તિનું કાર્ય થયું નથી. અમુક ઉલમાએ ફરમાવ્યું છે કે, سَبُت (સબ્ત) "શનિવાર"નો અર્થ "નાતો કાપી નાંખવો" થાય છે. આ દિવસનું નામ يَوْمُ السَّبْت (યવમુસ્સબ્ત–શનિવાર) એટલા માટે રાખવામાં આવ્યું છે કે, એ દિવસે કામ પૂર્ણ થઈ ગયું. *(તફસીરે ઈબ્ને કષીર)*

પ્રસ્તુત આયતમાં જમીન અને આસમાનોની પેદાઈશ છ દિવસમાં થવાનું વર્ણન છે. તેનો ખુલાસો "સૂરએ હા–મીમ સિજદહ"ની નવમી અને દશમી આયતોમાં આ પ્રમાણે આવ્યો છે કે, બે દિવસમાં જમીન બનાવવામાં આવી અને પછી બે દિવસમાં જમીન ઉપરના પહાડો, નદીઓ, મેદાનો, વૃક્ષો, વનસ્પતિ, મનુષ્યો અને પ્રાણીઓને ખાવા–પીવાની વસ્તુઓ બનાવવામાં આવી. કુલ ચાર દિવસ થયા. ઈરશાદ ફરમાવ્યો, خَلَقَ الْاَرْضَ فِیْ یَوْمَیْنِ અને પછી ફરમાવ્યું, قَدَّرَ فِیْهَا اَقْوَاتَهَا فِیْ اَرْبَعَةِ اَیَّامٍ

પ્રથમ બે દિવસ જેમાં જમીન બનાવવામાં આવી તે રવિવાર અને સોમવારનો દિવસ છે અને બીજા બે દિવસ જેમાં જમીન ઉપર વસવાટ કરવાનો સામાન પહાડો, નદીઓ વગેરે બનાવવામાં આવ્યા તે મંગળ અને બુધ છે. ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, فَقَضٰهُنَّ سَبْعَ سَمٰوٰتٍ فِیْ یَوْمَیْنِ એટલે કે, “પછી સાત આસમાનો બે દિવસમાં બનાવ્યા.” દેખીતું છે કે, આ બે દિવસ જુમેરાત અને જુમ્આ હશે. આમ, જુમ્આ સુધી છ દિવસો થઈ ગયા.

આસમાન અને જમીનની પેદાઈશનું વર્ણન કર્યા પછી ઈરશાદ ફરમાવ્યો, ثُمَّ اسْتَوٰی عَلَی الْعَرْشِ એટલે કે, “પછી અર્શ ઉપર કાયમ થયો.” اِسْتَوٰی (ઈસ્તવા)નો શાબ્દિક અર્થ "કાયમ થવું" અને અર્શ "શાહી તખ્ત"ને કહેવામાં આવે છે. હવે, આ અર્શ "અર્શે રહમાન" કેવું અને ક્યાં છે ? અને તેના ઉપર કાયમ થવાનો શું અર્થ છે ?

એના વિશે સ્પષ્ટ અને ખુલ્લમ–ખુલ્લો સાચો મસ્લક (અભિપ્રાય) એ છે, જે સલફે સાલિહીન સહાબા (રદિ.), તાબિઈન (રહ.)થી અને ત્યારબાદ મોટા ભાગના સૂફીઓ દ્વારા નકલ થયું છે કે, મનુષ્યની બુદ્ધિ અલ્લાહ જલ્લ શા'નુહૂની

પવિત્ર હસ્તી અને સિફતોની વાસ્તવિકતાની સંપૂર્ણ જાણકારી પ્રાપ્ત કરવાથી લાચાર છે. તેના સંશોધનમાં પડવું વ્યર્થ છે બલકે નુકસાનકર્તા છે. તેના ઉપર સામૂહિક રીતે એ ઈમાન લાવવું જોઈએ કે આ શબ્દોથી જે કંઈ પણ અલ્લાહ તઆલા કહે છે અને જે કંઈ પણ હેતુ છે, તે સત્ય અને સાચું છે અને પોતે પોતાના તરફથી કોઈ અર્થ નક્કી કરવાની ફિકર–ચિંતા કરવામાં ન આવે.

હઝરત ઈમામ માલિક (રહ.)ને એક વ્યક્તિએ એવો સવાલ કર્યો કે, "اِسْتَوَاءُ عَلَى الْعَرْش (ઈસ્તવાઅ્ અલલ્ અર્શ)નો શું અર્થ છે ?" તેમણે થોડીવાર મૌન રહીને ફરમાવ્યું કે, "શબ્દ اِسْتَـوَاءُ (ઈસ્તવાઅ્)નો અર્થ તો ખબર છે પરંતુ તેની પરિસ્થિતિ અને વાસ્તવિકતાની છણાવટ મનુષ્યની બુદ્ધિ કરી શકતી નથી. જો કે, તેના ઉપર ઈમાન લાવવું વાજિબ છે, તેના સ્વરૂપ અને વાસ્તવિકતા વિશે પ્રશ્ન કરવો બિદ્અત છે. કારણ કે, સહાબએ કિરામ (રદિ.)એ રસૂલુલ્લાહ ﷺને આ પ્રકારના સવાલો કર્યા નથી." સુફિયાન થૌરી, ઈમામ અવઝાઈ, લય્ષ બિન સઅદ, સુફિયાન ઈબ્ને અઈનિયહ, અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.)એ ફરમાવ્યું કે, "જે આયતો અલ્લાહ તઆલાની પવિત્ર જાત અને તેની સિફતો વિશે આવી છે, તે જેવી રીતે આવી છે એવી જ રીતે તેને કોઈપણ પ્રકારના ખુલાસા કે તા'વીલ વિના તટસ્થ છોડી દેવું જોઈએ અને તેના ઉપર ઈમાન લાવવું જોઈએ." *(મઝહરી)*

ત્યારબાદ પ્રસ્તુત આયતમાં ફરમાવ્યું, يُغْشِى الَّيْلَ النَّهَارَ يَطْلُبُهُ حَثِيْثًا એટલે કે, "અલ્લાહ તઆલા ઢાંકી દે છે રાતને દિવસ ઉપર, એ જ પ્રમાણે રાત ઝડપથી દિવસ ઉપર છવાય જાય છે." ભાવાર્થ એ છે કે, રાત અને દિવસના આ પરિવર્તનો સંપૂર્ણ જગતને પ્રકાશમાંથી અંધકારમાં અને અંધકારમાંથી પ્રકાશમાં લઈ જાય છે. આ બધું અલ્લાહ તઆલાની સર્વત્ર છવાયેલ શક્તિના તાબે રહી એટલી ઝડપથી અને સરળતાથી થઈ જાય છે કે, ક્ષણની પણ વાર લાગતી નથી.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, وَالشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُوْمَ مُسَخَّرٰتٍ بِاَمْرِهٖ એટલે કે, "અલ્લાહ તઆલાએ સૂર્ય અને ચંદ્ર અને તમામ તારાઓને એવી હાલત ઉપર પેદા કર્યા કે, તે બધા જ અલ્લાહના હુકમ અને આજ્ઞાને આધીન ગતિ કરી રહ્યા છે."

તેમાં એક બુદ્ધિશાળી મનુષ્ય માટે ચિંતન કરવાનું આમંત્રણ છે, જે મખ્લૂક

(અલ્લાહે સર્જેલા પદાર્થો) છે તેની કારીગીરી દરેક સમયે નજરે જોવા મળતી રહે છે કે, મોટા-મોટા નિષ્ણાતોના બનાવેલા યંત્રોમાં પણ કંઈને કંઈ ખામી હોય છે. જો ખામીઓ ન હોય તો પણ આ યંત્રોના ભાગો અમુક સમય પછી ઘસાય જાય છે, ઢીલા પડી જાય છે, તેને રિપેરીંગની જરૂર રહે છે, ઑઈલીંગ-ગ્રીસીંગ વગેરે ઉંજણ કરવું પડે છે અને તેના માટે કેટલાય દિવસો બલકે, અઠવાડિયાઓ કે મહિનાઓ આ યંત્રો બંધ કરવા પડે છે, પરંતુ અલ્લાહ તઆલાના બનાવેલા યંત્રો કે જે પ્રમાણે જે દબદબાથી પ્રથમ દિવસે તેને ચલાવવામાં આવ્યા હતા, એ જ પ્રમાણે ચાલી રહ્યા છે, ન તો તેની ગતિમાં એક ક્ષણનો કે તેનાથી ઓછા સમયનો વિલંબ, તફાવત કે ફરક પડે છે અને ન જ ક્યારેય તેનો કોઈ ભાગ ઘસાય કે તૂટી જાય છે અને ન જ તેને કોઈ વર્કશોપની આવશ્યકતા છે. તેનું કારણ એ છે કે, તે مُسَخَّرَاتٍ بِاَمْرِهٖ થી ચાલી રહ્યું છે, એટલે કે તેને ચલાવવા માટે કોઈ વીજળી કે એનર્જીની જરૂરત નથી, ન કોઈ એન્જિનની આવશ્યકતા છે, તે ફક્ત અલ્લાહના હુકમથી ચાલી રહ્યું છે, માત્ર તેની જ આજ્ઞાને આધીન છે, તેમાં કોઈ તફાવત આવવો કે ફરક પડવો અશક્ય છે. હા ! જ્યારે પોતે સર્વશક્તિમાન પરવરદિગારે આલમ તેને નષ્ટ કરવાનો નિર્ધાર એક નક્કી નિર્ધારિત સમય ઉપર કરશે ત્યારે આ સમગ્ર વ્યવસ્થાતંત્ર અસ્તવ્યસ્ત અને નષ્ટ થઈ જશે, જેનું નામ "કયામત" છે.

આ અમુક ઉદાહરણો વર્ણન કર્યા પછી અલ્લાહ તઆલાની ગઝબનાક શક્તિના એક સર્વવ્યાપી સિદ્ધાંત વિશે વર્ણન કરવામાં આવ્યું છે اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ તેમાં خَلْق (ખલ્ક)નો અર્થ "સર્જન કરવું" અને اَمْر (અમ્ર)નો અર્થ "હુકમ કરવો" થાય છે. અર્થ એ છે કે, આ સિફતો તેના જ માટે ખાસ છે, સર્જનહાર હોવું અને હાકિમ હોવું માત્ર તેની જ સિફત છે, તેના સિવાય ન તો કોઈ સામાન્ય તુચ્છ વસ્તુ પણ પેદા કરી શકે છે અને ન જ કોઈનો કોઈના ઉપર હુકમ કરવાનો અધિકાર છે. (એ સિવાય કે, અલ્લાહ તઆલા તરફથી કોઈ હુકમનો ખાસ વિભાગ કોઈને સોંપવામાં આવ્યો હોય તો તે પણ વાસ્તવમાં અલ્લાહ તઆલાનો જ હુકમ ગણાય છે). એટલા માટે આ આયતનો ભાવાર્થ એ થયો કે, આ બધા પદાર્થોની ઉત્પત્તિ કરવી પણ તેનું જ કામ હતું અને સર્જન કર્યા પછી તેનાથી કામ લેવું પણ કોઈ અન્યના સામર્થ્યની વાત ન હતી, તે પણ અલ્લાહ તબારક વ તઆલાની જ સંપૂર્ણ શક્તિનો ચમત્કાર છે.

સૂફીઓએ ફરમાવ્યું કે, خَـلْـقِ (ખલ્ક) અને اَمْــر (અમ્ર) બે વિશ્વો છે, "ખલ્ક"નો સંબંધ ભૌતિક પદાર્થો અથવા ભૌતિકતા સાથે છે અને "અમ્ર" (હુકમ)નો સંબંધ અભૌતિક અને અલ્લાહના અદષ્ય વ્યવસ્થાતંત્ર સાથે છે. દાખલા તરીકે, આયત قُلِ الرُّوْحُ مِنْ اَمْرِرَبِّىْ માં એ તરફ ઈશારો જોવા મળે છે કે, "રૂહ" (આત્મા) અલ્લાહનો હુકમ (અમ્રે રબ્બી) કહેવામાં આવ્યું છે. "ખલ્ક" અને "અમ્ર" બંને એટલે કે "સર્જન અને તેનું વ્યવસ્થાપનતંત્ર" માત્ર અને માત્ર અલ્લાહ તઆલાનું વિશિષ્ટ કાર્ય છે. આસમાન, પૃથ્વી અને દરેક અવકાશી પદાર્થોનું એક ભૌતિક સ્વરૂપ હોય છે અને તેની ઉત્પત્તિ અને સર્જનને "ખલ્ક" કહેવામાં આવે છે અને આ વિરાટ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતા બધા જ ભૌતિક પદાર્થોની સંરચના તથા તેમની ઉત્પત્તિ માટે કારણભૂત શબ્દને "અમ્ર"થી પરિભાષિત કરવામાં આવ્યો છે. *(મઝહરી)*

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, تَبَارَكَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ તેમાં શબ્દ تَبَــــارَكَ (તબારક) એ "બરકત"થી બન્યો છે અને બરકતનો અર્થ "વધવું" અથવા "ભલીવાર" અથવા "ટકી રહેવું" વગેરે થાય છે. આ સ્થળે શબ્દ "તબારક"નો અર્થ "ઉચ્ચ" અને "શ્રેષ્ઠ" હોવાનો છે, જે વધવાના અર્થમાં લઈ શકાય છે અને "ટકી રહેવાના" અર્થમાં પણ ઉપયોગ થઈ શકે છે. કારણ કે, અલ્લાહ તઆલા કાયમ અને હંમેશા ટકેલો રહેવાનો છે અને ઉચ્ચ અને શ્રેષ્ઠ પણ છે. ઉચ્ચ હોવાના અર્થ તરફ હદીષના એક વાક્ય તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે. تَبَـارَكْـتَ وَتَـعَـالَيْـتَ يَـاذَاالْـجَلَالِ وَالْاِكْـرَامِ અહીંયાં تَبَـارَكْـتَ (તબારક્ત)ની તફસીર تَعَالَيْتَ (તઆલય્ત)થી કરવામાં આવી છે.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૫૫-૫૬)

اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً ۚ اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿٥٥﴾ وَلَا تُفْسِدُوْا فِى الْاَرْضِ
بَعْدَ اِصْلَاحِهَا وَادْعُوْهُ خَوْفًا وَّطَمَعًا ۚ اِنَّ رَحْمَتَ اللّٰهِ قَرِيْبٌ مِّنَ الْمُحْسِنِيْنَ ﴿٥٦﴾

**તરજુમો :**

*પોતાના પરવરદિગારને પોકારો આજિઝીપૂર્વક અને છાના-છાના, બેશક !*

*તેને હદથી વધનારા પસંદ નથી. (૫૫) અને જમીનમાં તેની સુધારણા પછી ખરાબી ન નાંખો અને તેને ડર અને ઉમ્મીદ સહિત પોકારો, બેશક ! અલ્લાહની રહમત નેક કામ કરનારાઓની નજીક છે. (૫૬)*

## તફ઼સીર :

તમે લોકો (દરેક પરિસ્થિતિમાં અને દરેક આવશ્યકતાના સમયે) પોતાના પરવરદિગાર પાસે દુઆ કર્યા કરો આજિઝીપૂર્વક પણ અને છાના–છાના પણ, (અલબત્ત એ વાત) નક્કી (છે કે) અલ્લાહ તઆલા તે લોકોને પસંદ કરતો નથી જેઓ (દુઆમાં સભ્યતા અને અદબની) મર્યાદા વટાવી દે છે (દાખલા તરીકે, અતાર્કિક અને બુદ્ધિમાં ન સમાય એવી દુઆઓ માંગે અથવા તો શરીઅતની કોઈ હરામ બાબત વિશેની દુઆ માંગવા લાગે) અને દુનિયામાં એ પછી કે (તવહીદની તા'લીમ અને અંબિયા અલૈ.ના માધ્યમ દ્વારા) તેની સુધારણા (અને દુરુસ્તી) થઈ ગઈ; ફસાદ (અરાજકતા) ન ફેલાવો (એટલે કે, તવહીદ વગેરે સત્ય હુકમો માનવાથી અને તેના ઉપર ચાલવાથી કે જેની તા'લીમ ઉપર આપવામાં આવી છે અને જેનાથી જગતમાં શાંતિ અને સલામતી સ્થાપાય છે; તમે આ પ્રસ્તુત શિખામણને છોડીને શાંતિનો ભંગ ન કરો) અને (જેમકે તમને ઉપર ખાસ દુઆ કરવાનો હુકમ થયો છે એ જ પ્રમાણે બાકીની ઈબાદતોનો હુકમ કરવામાં આવે છે કે) તમે અલ્લાહ તઆલાની ઈબાદત (જે પદ્ધતિથી કરવાની તમને બતાવવામાં આવી છે) કર્યા કરો અલ્લાહ તઆલાથી ડરીને અને આશાવાદી બનીને; (એટલે કે ઈબાદત કર્યા પછી ન તો ઘમંડ કે ગર્વ કરો અને ન જ હતાશ કે નિરાશ થાઓ. આગળ ઈબાદત કરવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા છે કે) બેશક ! અલ્લાહની રહમત નેક કામ કરનારાઓની નજીક છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતના ખાસ–ખાસ ચમત્કારોનું અને મહત્ત્વના ઈનામોનું વર્ણન હતું. આ આયતોમાં એ વર્ણન છે કે, જ્યારે સમગ્ર વિશ્વનો માલિક અને બધા જ અહેસાનો કરનાર અને ઈનામો આપનાર એકમાત્ર અલ્લાહ રબ્બુલ આલમીન છે તો મુસીબત અને જરૂરિયાતના સમયે તેને જ પોકારવો જોઈએ અને તેનાથી જ દુઆ

કરવી જોઈએ, તેને છોડીને કોઈ અન્ય તરફ ધ્યાન કેન્દ્રિત કરવું નરી અજ્ઞાનતા અને વંચિતતા છે.

એની સાથે–સાથે આ આયતોમાં દુઆના અમુક અદબો અને તરીકાઓ બતાવવામાં આવ્યા છે જેનું પાલન કરવાથી દુઆ કબૂલ થવાની ઉમ્મીદ વધી જાય છે. શબ્દ دُعَـــــا (દુઆ) અરબી ભાષામાં કોઈની જરૂરિયાત પૂરી કરવા માટે પોકારવાના અર્થમાં પણ આવે છે અને સદંતર યાદ કરવાના અર્થમાં પણ; અત્રે આ બંને અર્થો હોઈ શકે છે. આયતમાં ઈરશાદ છે, اُدْعُـــوْا رَبَّـــكُـــمْ એટલે કે, "પોકારો પોતાના પરવરદિગારને પોતાની જરૂરિયાતો માટે અથવા યાદ કરો અને ઈબાદત કરો પોતાના પરવરદિગારની."

પ્રથમ સ્વરૂપમાં ભાવાર્થ એ થશે કે, પોતાની જરૂરિયાતો માત્ર અને માત્ર અલ્લાહ તબારક વ તઆલા પાસે જ માંગો અને બીજા સ્વરૂપમાં ભાવાર્થ એ થશે કે, ઝિક્ર (સ્મરણ) અને ઈબાદત કરો ફક્ત તેની જ. આ બંને તફસીરો સલફે સાલિહીન તફસીરના ઈમામોથી નકલ થઈ છે.

ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો, تَـضَـرُّعًا وَّخُفْيَةً તેમાં تَضَرُّعُ (તદર્રુઅ્)નો અર્થ "આજિઝી અને લાચારી દર્શાવવા"નો પણ છે તથા خُفِيَةً (ખુફિયહ)નો અર્થ થાય છે, "ગુપ્ત રીતે, છાનું–માનું." જેમકે, ઉર્દૂ ભાષામાં પણ આ શબ્દ આ જ અર્થ માટે વપરાય છે.

આ બંને શબ્દોમાં દુઆનું વર્ણન કરવા માટે બે મહત્ત્વના અદબ અને નિયમનું વર્ણન છે. પ્રથમ એ કે દુઆની સ્વીકૃતિ માટે એ જરૂરી છે કે, મનુષ્ય અલ્લાહ તઆલાની સામે પોતાની આજિઝી, લાચારી તથા અસમર્થતાને જાહેર કરીને દુઆ કરે. તેના શબ્દોમાં પણ આજિઝી અને લાચારી ટપકતી હોય, ભાષામાં પણ વિનમ્રતા અને લાચારીનું પ્રદર્શન થતું હોય એ રીતે દુઆ માંગવાની પદ્ધતિ પણ એવી જ હોય. એનાથી જાણ થઈ કે આજકાલ લોકો જે પ્રકારે દુઆ માંગે છે, પ્રથમ તો તેને દુઆ માંગવું જ કહી શકાય નહીં બલકે, તેને પઢવું કહી શકાય છે, કારણ કે મોટા ભાગે તેમને એ પણ ખબર નથી હોતી કે અમે જે વાક્યો મુખેથી બોલી રહ્યા છે એનો અર્થ શું થાય છે, જેમકે વર્તમાન પરિસ્થિતિમાં સામાન્ય રીતે મસ્જિદોના ઈમામોનો એ રિવાજ થઈ ગયો છે કે, અમુક અરબી

ભાષામાં દુઆના વાક્યો તેમને યાદ હોય છે અને નમાઝ પઢયા પછી તેને પઢવામાં આવે છે, મોટે ભાગે તો તે ઈમામોને પણ આ વાક્યોનો અર્થ ખબર હોતો નથી અને જો તેમને ખબર પણ હોય તો ઓછામાં ઓછું ઘણા જાહિલ મુક્તદીઓ તો એનાથી બિલકુલ જ બેખર અને અજ્ઞાન હોય છે, તેઓ વિના સમજ્યે જ ઈમામના પઢેલા વાક્યોની પાછળ "આમીન-આમીન" કહ્યે જાય છે. આ બધા તમાશાનો હેતુ અમુક વાક્યો પઢવાનો હોય છે. દુઆ માંગવાની જે હકીકત છે તે અત્રે જોવા મળતી જ નથી. એ બીજી વાત છે કે, અલ્લાહ તઆલા પોતાની કૃપા અને રહમતથી તે નિર્જીવ વાક્યો પણ કબૂલ કરીને દુઆની સ્વીકૃતિની નિશાનીઓ પેદા કરી આપે પરંતુ પોતાના તરફથી એવું સમજી લેવું જરૂરી છે કે, દુઆ પઢવામાં આવતી નથી બલકે માંગવામાં આવે છે. એટલા માટે જરૂરી છે કે તેને માંગવાના સ્વરૂપમાં જ માંગવી જોઈએ.

બીજી વાત એ કે, કોઈ વ્યક્તિને પોતાના વાક્યોનો અર્થ ખબર પણ હોય અને સમજીને પણ કહી રહ્યો હોય તો જો તેની સાથે વિષય અને તે વાક્યો બોલવાની પદ્ધતિ અને એવી શૈલી જાહેર ન થાય કે જેમાં વિનમ્રતા, લાચારી કે આજિઝી દેખાતી ન હોય તો આ દુઆ પણ નરી એક માંગણી જ બનીને રહી જાય છે, જેનો કોઈપણ બંદાને કોઈ અધિકાર નથી.

મતલબ એ છે કે, પ્રથમ શબ્દમાં દુઆની "રૂહ" (આત્મા) બતાવવામાં આવી કે, તે વિનમ્રતા અને આજિઝી સાથે પોતાની અસમર્થતા, અશક્તિ તથા લાચારી બતાવીને અલ્લાહ તઆલા પાસે પોતાની જરૂરિયાત માટે માંગવાની છે. બીજા શબ્દમાં એક બીજું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, દુઆ ગુપ્તપણે અને છાના-માના માંગવી વધારે શ્રેષ્ઠ છે તથા તે કબૂલ થવાની શક્યતા છે, કારણ કે પ્રથમ તો મોટા અવાજે દુઆ માંગવામાં વિનમ્રતા અને લાચારી બાકી રહેવું મુશ્કેલ છે. બીજું એ કે, તેમાં રિયાકારી (દેખાડો) અને શોહરતનો પણ ભય છે, ત્રીજું એ કે, આવા સ્વરૂપનો અમલ એવો છે જાણે કે એ વ્યક્તિ જાણતો જ નથી કે અલ્લાહ તઆલા સર્વજ્ઞ અને સઘળું સાંભળનાર છે જે આપણા જાહેર અને ગુપ્ત જીવનને સમાન રીતે જાણે છે, તે કોઈપણ વાત ગુપ્ત હોય કે જાહેર બધું જ સાંભળે છે, આથી ગઝ્વએ ખય્બરના મોકા ઉપર સહાબએ કિરામ (રદિ.)નો અવાજ દુઆમાં મોટો થઈ ગયો તો રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "તમે કોઈ

બહેરા અથવા અદષ્ય (હસ્તી)ને પોકારી રહ્યા નથી, જેથી આટલા મોટા અવાજે કહી રહ્યા છો. બલકે, એક સઘળું સાંભળનાર અને અત્યંત નિકટ (હસ્તી)ને સંબોધી રહ્યા છો.'' (એટલે કે અલ્લાહ તઆલાને સંબોધી રહ્યા છો, એટલા માટે અવાજને ઊંચો કરવો વ્યર્થ છે.)

ખુદ અલ્લાહ તઆલાએ એક નેક વ્યક્તિની દુઆનું વર્ણન આ શબ્દોમાં કર્યું છે. اِذْنَادٰى رَبَّهٗ نِدَآءً خَفِيًّا એટલે કે, ''જ્યારે તેણે પરવરદિગારને ધીમા અવાજથી પોકાર્યો'' એનાથી જાણ થાય છે કે, અલ્લાહ તઆલાને દુઆનું આ સ્વરૂપ પસંદ છે કે વિનમ્ર અને ધીમા અવાજે દુઆ માંગવામાં આવે.

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે, ''જાહેર અને મોટા અવાજે દુઆ કરવા કરતાં ધીમા અને વિનમ્ર અવાજથી દુઆ માંગવામાં સિત્તેર ઘણી વધારે ફઝીલત (શ્રેષ્ઠતા)નો તફાવત છે.'' સલફે સાલિહીનની ટેવ એ હતી કે, ઝિક્ર અને દુઆમાં ઘણો સંઘર્ષ કરતા હતા અને મોટા ભાગનો સમય તેમાં જ મશગૂલ રહેતા હતા પરંતુ કોઈ તેમનો અવાજ સાંભળતું ન હતું બલકે, તેમની દુઆઓ ફક્ત તેમના અને તેમના પરવરદિગાર વચ્ચે જ રહેતી હતી. તેમાંથી ઘણા લોકો તો સંપૂર્ણ કુર્આન કંઠસ્થ (હિફ્ઝ) કરતા અને તિલાવત કર્યા કરતા હતા, પરંતુ કોઈ બીજાને ખબર પણ પડતી ન હતી અને ઘણા લોકો દીનનું ઈલ્મ પ્રાપ્ત કરતા હતા પરંતુ લોકોને બતાવતા ફરતા ન હતા. ઘણા બધા લોકો રાત્રે પોતાના ઘરોમાં લાંબી–લાંબી નમાઝો પઢતા હતા પરંતુ આવનાર આગંતુકને ખબર પણ પડતી ન હતી અને હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, ''અમે એવા લોકોને જોયા છે કે તેઓ બધી જ ઈબાદતો જેને તેઓ ગુપ્તપણે અદા કરી શકતા હતા, ક્યારેય જોયું નથી કે તેને જાહેરમાં અદા કરતા હોય, તેમનો અવાજ દુઆઓમાં અત્યંત ધીમો રહેતો હતો.'' *(ઈબ્ને કષીર, મઝહરી)*

ઈબ્ને ઝુરૈજે ફરમાવ્યું, ''દુઆમાં મોટો અવાજ કાઢવો અને શોરબકોર કરવો મકરૂહ છે.'' ઈમામ અબૂબક્ર જસ્સાસ હનફી (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે, ''આ આયતથી જાણ થઈ કે, દુઆને ધીમેથી માંગવું મોટા અવાજે માંગવા કરતાં શ્રેષ્ઠ છે.'' હઝરત હસન બસરી (રહ.) અને ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આ જ અભિપ્રાય વ્યક્ત થયો છે અને આ આયતથી એ

પણ જાણ થઈ કે, નમાઝમાં સૂરએ ફાતિહા પૂર્ણ થવા ઉપર જે "આમીન" કહેવામાં આવે છે તેને પણ ધીમેથી કહેવું ઉત્તમ છે. કારણ કે, "આમીન" પણ એક દુઆ જ છે.

આપણા યુગમાં મસ્જિદના ઈમામોને અલ્લાહ તઆલા હિદાયત આપે કે, કુર્આન અને સુન્નતની આ પ્રેરણા અને પ્રોત્સાહનને તથા સલફે–સાલિહીન (પુરોગામી બુઝૂર્ગો)ના તરીકાને બિલકુલ છોડી બેઠા છે. દરેક નમાઝ પછી દુઆની એક કૃત્રિમ કાર્યવાહી થાય છે, મોટા અવાજે અમુક વાક્યો પઢવામાં આવે છે જે દુઆના અદબ વિરુદ્ધ હોવા ઉપરાંત તે નમાઝીઓની નમાઝમાં પણ ખલેલ પેદા કરે છે જેઓ પાછળથી આવેલા હોવાના કારણે ઈમામના નમાઝ પૂરી કર્યા પછી પોતાની બાકી નમાઝ પૂરી કરી રહ્યા હોય છે. રિવાજના જોરના કારણે બુરાઈ અને ફસાદ તેમની આંખોથી ઓજલ થઈ ગઈ છે. કોઈ ખાસ પરિસ્થિતિ ઉપર ખાસ દુઆ સમગ્ર સમૂહને કરાવવાનો હેતુ હોય એવી પરિસ્થિતિમાં એક વ્યક્તિ મોટા અવાજે દુઆના શબ્દો કહે અને બીજા આમીન કહે તેમાં કોઈ વાંધો નથી. શરત એ છે કે, બીજા લોકોની નમાઝ અને ઈબાદત વગેરેમાં આવું કરવું ખલેલ પેદા ન કરતું હોય અને એવું કરવાની ટેવ ન પાડે કે સામાન્ય લોકો એવું સમજવા લાગે કે દુઆ કરવાની આ જ પદ્ધતિ છે જેમકે, આજકાલ સામાન્ય રીતે થઈ રહ્યું છે.

આ વર્ણન પોતાની જરૂરિયાતો માટે દુઆ માંગવાનું હતું. જો આ સ્થળે દુઆનો અર્થ અલ્લાહનો ઝિક્ર અને ઈબાદતનો લેવામાં આવે તો તેમાં પણ સલફે સાલિહીન ઉલમાની તહકીક એ જ છે કે, ધીમા અવાજે ઝિક્ર કરવું મોટા અવાજે ઝિક્ર કરવાથી ઉત્તમ છે અને સૂફિયાએ કિરામમાં ચિશ્તીયા મશાઈખ જે અનુયાયીને મોટા અવાજે ઝિક્ર કરવાની તાકીદ કરે છે તેઓ તે વ્યક્તિની પરિસ્થિતિની યોગ્યતાના આધારે ઈલાજ સ્વરૂપે કરે છે. જેથી મોટા અવાજ દ્વારા ઉણપ અને ગફલત દૂર કરવામાં આવે અને હૃદયમાં અલ્લાહના ઝિક્રની સાથે એક પ્રકારનું આકર્ષણ અને લગાવ પેદા થઈ જાય, નહિતર આપમેળે મોટા અવાજે ઝિક્ર કરવો ત્યાં પણ હેતુ નથી હોતો, જો કે તે જાઈઝ છે અને તેનું જાઈઝ હોવાનું પણ હદીષથી સાબિત છે, શરત એ છે કે તેમાં રિયા (દેખાડો) અને નામનાનો ઈરાદો ન હોય.

ઈમામ અહમદ બિન હમ્બલ, ઈબ્ને હબ્બાસ, બયહકી (રહ.) વગેરેએ હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

خَيْرُ الذِّكْرِ الْخَفِيُّ وَخَيْرُ الرِّزْقِ مَا يَكْفِيْ،

*"ઉત્તમ ઝિક્ર છાની રીતે કરવામાં આવેલ ઝિક્ર છે અને ઉત્તમ રોજી તે છે જે માનવી માટે પૂરતી થઈ જાય."*

હા ! ખાસ-ખાસ પરિસ્થિતિઓ અને મોકાઓ ઉપર મોટા અવાજે ઝિક્ર કરવું હેતુપૂર્ણ અને શ્રેષ્ઠ પણ હોય છે. તે પરિસ્થિતિઓ અને મોકાઓની વિગત રસૂલે કરીમ ﷺએ પોતાના નિવેદનો અને આચરણથી સ્પષ્ટ કરી દીધી છે. દાખલા તરીકે, અઝાન અને ઈકામતને મોટા અવાજે કહેવું, "જહરી નમાઝો" (ફજર, મગરિબ અને ઈશામાં ઈમામ મોટા અવાજે કુર્આનની તિલાવત કરે છે, તેને "જહરી નમાઝો" કહેવામાં આવે છે)માં મોટા અવાજે કુર્આનની તિલાવત, નમાઝની તકબીરો, તકબીરે તશ્રીક (ઈદુદુહા-બકરી ઈદના ત્રણ દિવસ સુધી દરેક નમાઝ પછી મોટા અવાજે બોલવામાં આવતી તકબીર), હજ્જમાં તલબિય્યહ મોટા અવાજે કહેવું વગેરે. આથી ફુક્હાએ આ વિષયમાં એવો નિર્ણય કર્યો છે કે, જે ખાસ પરિસ્થિતિઓ અને સ્થળોએ રસૂલે કરીમ ﷺએ પોતાના નિવેદનોથી અથવા પ્રવૃત્તિથી અવાજ મોટો કરવાની તાકીદ કરી છે ત્યાં તો અવાજ મોટો કરવો જ જોઈએ તે ઉપરાંત બીજી પરિસ્થિતિઓ અને સ્થળોએ અવાજ ધીમો રાખવો ઉત્તમ અને લાભદાયક છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ તેમાં مُعْتَدِيْنَ (મુઅ્તદીન) એ اِعْتِدَاءٌ (ઈઅ્તિદાઅ્)થી બનેલ શબ્દ છે. "ઈઅ્તિદાઅ્"નો અર્થ "હદથી આગળ વધી જવું, મર્યાદાનું ઉલ્લંઘન કરવું" થાય છે. અર્થ એ છે કે, "અલ્લાહ તઆલા મર્યાદા વટાવી જનારા લોકોને પસંદ કરતો નથી." મર્યાદાથી આગળ વધવું ભલે દુઆમાં હોય અથવા આવો અતિરેક અન્ય કોઈ અમલમાં; બધાની સરખી જ પરિસ્થિતિ છે કે, તે અલ્લાહ તઆલાને પસંદ નથી બલકે, જો વિચાર કરવામાં આવે તો દીને ઈસ્લામ નામ જ હદો, મર્યાદાઓ, શરતોની પાબંદી અને ફરમાંબરદારીનું છે. નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત અને બધા જ

અમલો શરીઅતની હદો ઓળંગી કરવામાં આવે તો તે ઈબાદતના બદલે ગુનોહ બની જાય છે.

દુઆમાં મર્યાદા વટાવી જવાના અનેક સ્વરૂપો છે. એક એ કે, દુઆમાં શાબ્દિક શબ્દોની પસંદગીમાં પ્રાસ અને રદીફ–કાફિયા વગેરે જેવું કાવ્યમય સ્વરૂપ અપનાવવામાં આવે જેનાથી એકાગ્રતા, ધ્યાન તથા ખુશૂઅ્ અને ખુજૂઅ્માં ફરક પડે, બીજું એ કે બિનજરૂરી પાબંદીઓ અને શરતો લગાવવામાં આવે, જેમકે હદીષમાં છે કે હઝરત અબ્દુલ્લાહ બિન મગફલ (રદિ.)એ જોયું કે, તેમનો પુત્ર એ પ્રમાણે દુઆ માંગી રહ્યો છે કે, "યા અલ્લાહ ! હું તારી પાસે જન્નતમાં જમણી બાજુવાળા સફેદ રંગના મહેલની માંગણી કરું છું," તો હઝરત અબ્દુલ્લાહ બિન મગફલે તેમને એવું કહેવાથી રોક્યા અને ફરમાવ્યું કે, "દુઆમાં આવી શરતો અને પાબંદીઓ લગાવવી હદથી વધી જવું ગણાય છે જેની કુર્આન અને હદીષમાં મનાઈ ઠરાવવામાં આવી છે." *(મઝહરી બ રિવાયતે ઈબ્ને માજહ વગેરે)*

હદથી આગળ વધી જવાનું ત્રીજું સ્વરૂપ એ છે કે, સામાન્ય મુસલમાનો માટે એવી બદ્દુઆ કરે અથવા કોઈ એવી વસ્તુ માંગે જે સામૂહિક હિત માટે નુકસાનકારક હોય. એ જ પ્રમાણે મર્યાદાથી આગળ વધી જવાનું એક સ્વરૂપ એ પણ છે કે, જે એવા સ્થળ માટે વર્ણન થયું છે કે ત્યાં દુઆમાં વિના જરૂરતે મોટો અવાજ કરવામાં આવે. *(તફસીરે મઝહરી, અહકામુલ કુર્આન)*

બીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَلَا تُفْسِدُوْا فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا તેમાં બે શબ્દો વિરોધાભાસી અને એકબીજાના મુકાબલામાં આવ્યા છે અને તે છે صَلَاحٌ (સલાહ) અને فَسَادٌ (ફસાદ). "સલાહ"નો અર્થ "બરાબર કરવું, ઠીકઠાક કરવું" અને "ફસાદ"નો અર્થ "અરાજકતા ફેલાવવી, ખરાબ કરવું" વગેરે થાય છે. ઈમામ રાગિબ (રહ.)એ મુફરદાતુલ કુર્આનમાં ફરમાવ્યું કે, ફસાદ તેને કહેવામાં આવે છે કે કોઈ વસ્તુના મધ્યમ માર્ગથી બહાર નીકળી જવું, ભલે તે બહાર નીકળી જવાની માત્રા થોડી હોય અથવા વધારે અને દરેક ફસાદમાં ઓછા–વત્તાનું માપ આ જ મધ્યમ માર્ગ ઉપરથી હટી જવા ઉપર આધારિત છે, જેટલા પ્રમાણમાં બહાર નીકળવામાં આવશે ફસાદ (અરાજકતા) એટલી વધશે. "ફસાદ"નો અર્થ જ "ખરાબી પેદા કરવી–અરાજકતા ફેલાવવી" અને "ઈસ્લાહ"નો અર્થ "ઠીકઠાક કરવું, બરાબર કરવું" થાય છે. એટલા માટે

وَلَا تُفْسِدُوْا فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا નો અર્થ એ થયો કે, "જમીન (પ્રદેશ)માં ખરાબી પેદા ન કરો ત્યારબાદ કે તેની અલ્લાહ તઆલાએ દુરુસ્તી (ઠીકઠાક) કરી દીધી."

ઈમામ રાગિબ (રહ.)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાનું કોઈ વસ્તુની સુધારણા કરવું તેના અનેક સ્વરૂપો હોઈ છે. એક એ કે, તેને પ્રથમથી જ ઠીકઠાક અને વ્યવસ્થિત પેદા કર્યું જેમકે, وَاَصْلَحَ بَالَهُمْ (૪૭ : ૨) બીજું એ કે, તેમાં જે ફસાદ આવી ગઈ હતી તેને દૂર કરી દીધી જેમકે, يُصْلِحْ لَكُمْ اَعْمَالَكُمْ (૩૩:૭૧) ત્રીજું એ કે, તેની સુધારણાનો હુકમ આપવામાં આવે. આ આયતમાં જે આ ઈરશાદ છે કે, અલ્લાહ તઆલાએ જ્યારે જમીન (પ્રદેશ)ની સુધારણા અને દુરુસ્તી કરી, ત્યારબાદ તમે તેમાં ફસાદ અને ખરાબી ન નાંખો. તેમાં જમીનની દુરુસ્તી કરવાના બે અર્થ હોય શકે છે, એક જાહેર દુરુસ્તી કે જમીનને ખેતી અને વૃક્ષો ઉગાડવાના પાત્ર બનાવી, તેના ઉપર વાદળોમાંથી પાણી વરસાવી જમીનમાંથી ફળ–ફૂલ કાઢયા. મનુષ્યો અને બીજા પ્રાણીઓ માટે જમીનમાંથી દરેક પ્રકારની આવશ્યક જીવન જરૂરી ચીજ વસ્તુઓ અને રાહતનો સામાન પેદા કર્યો.

બીજો સમજવામાં આવતો અર્થ એ છે કે, જમીનની ઉપર વસતા મનુષ્યને માર્ગદર્શન આપી તેમની સુધારણા કરી, એ પ્રમાણે કે પૃથ્વી ઉપર પોતાના રસૂલો, પોતાની કિતાબો અને હિદાયતો મોકલી તેને કુફ્ર–શિર્ક અને ગુમરાહીથી પવિત્ર કર્યા અને એવું પણ થઈ શકે છે કે, આ બંને અર્થ એટલે કે, ભૌતિક અને રૂહાની બંને પ્રકારનો અર્થ સાચો હોય. હવે, તમે તેમાં પોતાના ગુનાહો અને નાફરમાનીઓ દ્વારા ફસાદ અને અરાજકતા ન ફેલાવો અને ખરાબીઓ પૈદા ન કરો.

## જમીનની દુરુસ્તી અને ખરાબી શું છે ? અને લોકોના ગુનાહોની તેમાં શું દખલગીરી છે ? :

જે પ્રમાણે સુધારણાના બે પ્રકારો જાહેર અને આંતરિક અથવા ભૌતિક અને રૂહાની હોય છે, એ જ પ્રમાણે ફસાદના પણ બે પ્રકારો છે. જમીનની જાહેર સુધારણા તો એ છે કે, અલ્લાહ તઆલાએ તેનું એક કદ બનાવ્યું છે, ભૌતિક

સ્વરૂપ આપ્યું છે કે, તે ન તો પાણીની જેમ પ્રવાહી છે કે એક જગ્યાએ સ્થિર ન રહી શકે અને ન જ પથ્થર અને લોઢા જેવી કઠણ છે કે જેને ખોદી પણ ન શકાય. તેને એક મધ્યમ કક્ષાની પરિસ્થિતિમાં પેદા કરવામાં આવી છે જેથી માનવી તેને નરમ કરી ખેડી–ખોદી ખેતી કરી શકે, વૃક્ષો તથા ફળ–ફૂલ ઉગાડી શકે, તેમાં ખોદકામ કરી કૂવાઓ, નહેરો અને ખાઈઓ વગેરે બનાવી શકે, મકાનોના પાયાઓને મજબૂત કરી શકે, ત્યાર પછી આ પૃથ્વીના પેટાળમાં અને તેની સપાટી ઉપર એવા પદાર્થો પેદા કર્યા જેનાથી પૃથ્વી આબાદ થઈ. તેમાં હરિયાળી અને વૃક્ષો તથા ફળ–ફૂલ ઉગાડવાની ક્ષમતા પેદા કરવામાં આવી, પર્યાવરણમાં હવા, પ્રકાશ, ગરમી, ઠંડી વગેરેનું વાતાવરણ પેદા કરવામાં આવ્યું અને પછી વાદળો દ્વારા આ પૃથ્વી ઉપર પાણી વરસાવવામાં આવ્યું કે જેનાથી વનસ્પતિ પેદા થઈ શકે. વિવિધ તારાઓ, ગ્રહોના ઠંડા–ગરમ કિરણો તેના ઉપર નાંખવામાં આવ્યા, જેનાથી ફળ અને ફૂલોમાં રંગબેરંગી રંગો ખીલી ઉઠયા. મનુષ્યને બુદ્ધિ અર્પણ કરવામાં આવી, જેના દ્વારા જમીનમાંથી નીકળનાર દરેક ખનીજ પદાર્થો કોલસો, લોખંડ, તાંબુ, પિત્તળ, એલ્યુમિનિયમ વગેરેને જોડી–તોડીને કૃત્રિમ યંત્રો અને મશીનોની એક નવા જ પ્રકારની દુનિયા રચી કાઢવામાં આવી. આ બધી પૃથ્વીની ભૌતિક સુધારણા છે જે અલ્લાહ તબારક વ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત અને શક્તિ વડે કરી છે.

અને રૂહાની તથા અંતરમનની સુધારણાનો આધાર અલ્લાહના ઝિક્ર તથા અલ્લાહ સાથે સંબંધ અને તેની ફરમાંબરદારી ઉપર આધારિત છે. આથી અલ્લાહ તઆલાએ પ્રથમ તો દરેક વ્યક્તિના દિલમાં એક લાગણી અને ભાવના તેની ફરમાંબરદારી અને તેના સ્મરણની મૂકી દીધી છે. فَاَلْهَمَهَا فُجُوْرَهَا وَتَقْوٰهَا (૯૧:૮) અને મનુષ્યની ચારે તરફ દરેક કણે–કણમાં પોતાની સંપૂર્ણ કુદરત અને કારીગીરીના આશ્ચર્યજનક એવા ચમત્કારો અને દૃષ્યો ઊભા કરી દીધા કે, જેને જોઈને સામાન્ય બુદ્ધિશક્તિ તથા સમજદારી ધરાવનાર વ્યક્તિ પણ બોલી ઉઠે છે, فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ (૨૩ : ૧૪) આ ઉપરાંત પોતાના રસૂલ (અલૈ.) મોકલ્યા, કિતાબો નાઝિલ કરી, જેના દ્વારા મખ્લૂકનો સંબંધ અલ્લાહની સાથે જોડવાની સંપૂર્ણ વ્યવસ્થા કરવામાં આવી.

એ જ પ્રમાણે પૃથ્વીની ભૌતિક અને રૂહાની બંને પ્રકારની સંપૂર્ણ સુધારણા

થઈ ગઈ. હવે હુકમ આ છે કે, "અમે એ જમીનને દુરુસ્ત અને ઠીકઠાક કરી દીધી છે તો તમે તેને ખરાબ ન કરો."

જે પ્રમાણે સુધારણાના બે પ્રકારો જાહેર અને આંતરિક એટલે કે, ભૌતિક અને રૂહાની (આધ્યાત્મિક) વર્ણન કરવામાં આવ્યા છે, એ જ પ્રમાણે એનાથી ઊલટું ફસાદના પણ બે પ્રકારો ભૌતિક અથવા રૂહાની છે અને પરવરદિગારે આલમના ફરમાન દ્વારા બંને પ્રકારની ફસાદની મનાઈ કરવામાં આવી છે.

જો કે, કુર્આને કરીમ અને રસૂલે કરીમ ﷺનો મૂળ હેતુ અને તેમના હોદ્દાની ફરજ મનુષ્યના બાતિનની એટલે કે રૂહાની સુધારણા કરવાનો છે અને રૂહાની ફસાદથી રોકવાનો છે, પરંતુ આ દુનિયામાં ભૌતિક અને રૂહાની સુધારણા તથા ફસાદમાં એક એવું જોડાણ છે કે, એક ફસાદ બીજી ફસાદનું કારણ બની જાય છે, એક પ્રકારની અરાજકતા અનેક પ્રકારની અરાજકતાના દ્વાર ખોલે છે. એટલા માટે શરીઅતે જે પ્રમાણે રૂહાની ફસાદના દરવાજા બંધ કર્યા છે, એ જ પ્રમાણે જાહેર અને ભૌતિક ફસાદની પણ મનાઈ કરી છે. જેમકે ચોરી, લૂંટફાટ, ખૂનામરકી, નિર્લજ્જતાની બધી જ પદ્ધતિઓ દુનિયામાં જાહેર અને બાતિન દરેક પ્રકારની ફસાદ અને અરાજકતા ઉત્પન્ન કરે છે. એટલા માટે આ વસ્તુઓ ઉપર તાકીદપૂર્વક પાબંદીઓ લગાવવામાં આવી છે અને તેની કઠોર સજાઓ નક્કી કરવામાં આવી છે તથા સામાન્ય ગુનાહો અને અપરાધોને પણ હરામ ઠરાવ્યા છે. કારણ કે, દરેક ગુનાહ અથવા અપરાધ નાનો હોય કે મોટો જાહેર ફસાદનું કારણ હોય છે તો ક્યાંક રૂહાની ફસાદનું નિમિત્ત બને છે અને જો વિચાર કરવામાં આવે તો દરેક જાહેર ફસાદ રૂહાની ફસાદનું કારણ બને છે, રૂહાની ફસાદ જાહેર અરાજકતા ફેલાવવાનું માધ્યમ બને છે.

જાહેર અને ભૌતિક ફસાદ એ બાતિન અને રૂહાની ફસાદનું કારણ હોવું તો દેખીતું છે કે, તેનાથી અલ્લાહના હુકમોનું અનુસરણ કરવાનો વિરોધ થાય છે અને અલ્લાહ તઆલાની નાફરમાનીનું બીજું નામ જ રૂહાની ફસાદ છે. અલબત્ત, રૂહાની ફસાદ ક્યા પ્રકારે જાહેર અરાજકતા અને ફસાદનું કારણ બને છે તેને ઓળખવા માટે કોઈ ઊંડું ચિંતન–મનન કે વિચાર કરવાની જરૂર નથી. કારણ કે, આ સમગ્ર દુનિયા અને તેની દરેક નાની–મોટી વસ્તુ બધી જ માલિકુલ મુલ્ક વલ

મલકૂત અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બનાવેલી છે અને તેના તાબે અને તેના હુકમને આધીન છે. જ્યાં સુધી માનવી અલ્લાહ તઆલાનો તાબે'દાર અને આજ્ઞાપાલક રહે છે ત્યાં સુધી આ બધી વસ્તુઓ માનવી માટે વાસ્તવિક સેવક બની રહે છે અને જ્યાં માનવી અલ્લાહ તઆલાની નાફરમાની કરવા લાગે તેની આજ્ઞાની અવજ્ઞા (નાફરમાની) કરે તો દુનિયાની સમગ્ર ચીજવસ્તુઓ અદષ્ય સ્વરૂપે મનુષ્યની નાફરમાન અને તેની આજ્ઞાની અવજ્ઞા કરવા લાગે છે. જેને મનુષ્ય પોતાની આંખોથી જોઈ નથી શકતો પરંતુ આ વસ્તુઓની નિશાનીઓ અને ખાસિયતોની સાબિતી તેના પરિણામો અને લાભોમાં વિચાર કરવાથી સ્પષ્ટપણે મળી જાય છે.

જાહેરમાં તો આ દુનિયાની સમગ્ર વસ્તુઓ મનુષ્યના ઉપયોગ માટે છે. પાણી તેના ગળા નીચે ઊતરે છે તો તેની તરસ સંતોષાય છે અને તે પાણી તેની તરસ સંતોષવાથી ઈન્કાર નથી કરતું. ભોજન તેની ભૂખ દૂર કરવાથી અટકતું નથી, કપડાં અને મકાન તેને ઠંડી અને ગરીમીથી રાહત અપાવવામાં આનાકાની કરતા નથી, પરંતુ પરિણામની દષ્ટિએ જોવામાં આવે તો તેમાંથી કોઈ વસ્તુએ પણ પોતાનું કામ પૂર્ણ નથી કર્યું. કારણ કે, આ વસ્તુઓનો અસલી હેતુ અને તેના ઉપયોગ પાછળનો ધ્યેય એ હોય છે કે મનુષ્યને આરામ અને રાહત પ્રાપ્ત થાય, તેની પરેશાનીઓ અને તકલીફો દૂર થાય તથા બીમારને તંદુરસ્તી મળે.

હવે દુનિયાની પરિસ્થિતિ ઉપર નજર નાંખવાથી જાણ થશે કે, આજકાલ રાહતનો સામાન, તંદુરસ્તી અને સ્વાસ્થ્ય લાભની વસ્તુઓના અતિરેક હોવા છતાં માનવીની બહુમતી અત્યંત પરેશાનીઓ અને બીમારીઓનો શિકાર છે. નવી–નવી બીમારીઓ, નવા–નવા પ્રકારની મુસીબતો વરસી રહી છે, કોઈ મોટાથી મોટો મનુષ્ય પણ પોતાના સ્થળે સંતોષિત અને આરામમાં નથી બલકે, જેમ જેમ આ ભૌતિક સરસામાનનો અતિરેક થતો ગયો છે એ જ ગતિએ મુસીબતો અને આફતો, બીમારીઓ અને પરેશાનીઓ વધતી ચાલે છે.

مرض بڑھتا گیا جوں جوں دوا کی

બીમારી વધતી ગઈ જેમ–જેમ દવા કરતા ગયા.

આજના માનવીને વીજળી, વરાળ, વીજાણું અને અન્ય ભૌતિક

રંગીનીઓએ સંમોહિત કર્યો છે. જરા આ ભૌતિક પદાર્થોથી ઉપર ઊઠીને વિચારો તો જાણ થશે કે, આપણા સમગ્ર પ્રયત્નો અને સઘળી કલા કારીગીરી તથા સંશોધનો આપણા મૂળ હેતુ એટલે કે, સંતોષ અને રાહત પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નિવડ્યા છે, તેનું કારણ આ રૂહાની અને આંતરિક કારણ સિવાય કંઈ જ નથી કે આપણે રબ્બુલ આલમીન અને હકીકી માલિક અલ્લાહ રબ્બુલ ઈજ્જતની નાફરમાની અપનાવી તો તેની મખ્લૂકે પણ અદષ્ય (તક્વીની) સ્વરૂપે આપણી નાફરમાની શરૂ કરી દીધી.

چوں از و گشتی ہمہ چیز از تو گشت

જ્યારે કે તેં અલ્લાહથી મ્હોં ફેરવી લીધું,

તો બધી જ વસ્તુઓએ તારાથી મ્હોં ફેરવી લીધું.

આપણા માટે વાસ્તવિક આરામ અને રાહત આ ભૌતિક પદાર્થો નથી. મવલાના રૂમી (રહ.) ફરમાવે છે,

خاک و باد و آب آتش بندہ اند ؛ با من و تو مُردہ با حق زندہ اند

એટલે કે, દુનિયાની આ બધી વસ્તુઓ જો કે, જાહેરમાં નિર્જીવ અને બુદ્ધિહીન નજરે પડે છે પરંતુ વાસ્તવમાં તેમનામાં પણ એક ખાસિયત છે કે, તેઓ માલિકની તાબે'દાર અને તેના હુકમને આધીન કાર્યરત છે.

**ખુલાસો :**

આ સમગ્ર છણાવટનો ખુલાસો એ છે કે, જ્યારે વિચાર કરવામાં આવે તો દરેક પ્રકારના ગુનાહ અને અલ્લાહ તઆલાથી ગફલત અને તેની દરેક નાફરમાની દુનિયામાં ન જ ફક્ત રૂહાની અથવા બાતિની ફસાદ ફેલાવે છે બલકે, જાહેર અરાજકતા પણ તેનું આવશ્યક પરિણામ હોય છે, આથી મવલાના રૂમી (રહ.)એ ફરમાવ્યું,

ابر نا ید از پے منعِ زکوٰۃ ؛ وز زنا افتد وبا اندر جہات

ઝકાત ન આપવાના કારણે વરસાદ રોકી લેવામાં આવે છે,

ઝિનાના કારણે દુનિયામાં બીમારીઓ ફેલાય છે.

અને આ કોઈ શાયરનો વિચાર કે નરી કલ્પના નથી બલકે, એક નક્કર વાસ્તવિકતા છે જેના ઉપર કુર્આન અને હદીષની દલીલો છે, પરંતુ દુનિયામાં સજાનો એક હલકો નમૂનો આ દુનિયામાં બીમારીઓ, મહામારીઓ, તોફાનો, વાવાઝોડા, પૂર વગેરે સ્વરૂપમાં સામે આવતો રહે છે.

એટલા માટે لَا تُفۡسِدُوۡا فِى الۡاَرۡضِ بَعۡدَ اِصۡلَاحِهَا માં જે પ્રમાણે તે ગુનાહો અને અપરાધો સામેલ છે જેના દ્વારા જાહેરમાં ફસાદ પેદા થાય છે, એ જ પ્રમાણે દરેક નાફરમાની અને અલ્લાહ તઆલાથી ગફલત અને ગુનાહો પણ તેમાં સામેલ છે. આથી પ્રસ્તુત આયતમાં ત્યારબાદ ફરમાવ્યું, وَادۡعُوۡهُ خَوۡفًا وَّطَمَعًا એટલે કે, “અલ્લાહ તઆલાને પોકારો ડર અને આશા સહિત.” એટલે એ પ્રમાણે કે, એક બાજુ દુઆ સ્વીકાર્ય ન થવાનો ડર સતાવતો હોય અને બીજી બાજુ તેની રહમત અને કૃપાની સંપૂર્ણ આશા પણ હોય અને આ જ આશા અને ડર મનુષ્યની રૂહની સ્થાયિત્વની બે પાંખો છે જેનાથી ઉડ્ડયન કરીને તે ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ પ્રાપ્ત કરે છે.

અને આ વાક્યથી એ પણ જાહેર થાય છે કે, આશા અને ડર બંને સરખા પ્રમાણમાં હોવું જોઈએ અને અમુક ઉલમાએ ફરમાવ્યું કે, યોગ્ય એ છે કે જીવન અને તંદુરસ્તીના સમયમાં ડરને ઉપરવટ રાખો, જેથી આજ્ઞાપાલનમાં કોઈ ઉણપ ન રહે અને જ્યારે મોતનો સમય નજીક આવે તો આશાને ઉપરવટ રાખો, કારણ કે હવે અમલની શક્તિથી પરવારી ચૂક્યા તો માત્ર રહમતની ઉમ્મીદ જ વ્યક્તિનું કાર્ય બાકી રહી ગયું છે. *(બહરે મુહીત)*

અને અમુક સંશોધનકારોએ ફરમાવ્યું કે, અસલ હેતુ દીનના સીધા માર્ગ ઉપર કાયમ રહેવું, અલ્લાહ તઆલાની આજ્ઞાનું પાલન કરતા રહેવું અને તેની આજ્ઞાને આધીન રહેવું છે અને માનવીનો સ્વભાવ તથા તેની ઇચ્છાઓ વિવિધ પ્રકારની હોય છે. કોઈના સ્વભાવ ઉપર ભય છવાવાથી આ સ્થાયિત્વ અને તાબે'દારીની ભાવના ઉત્પન્ન થાય છે, કોઈના સ્વભાવમાં મહોબ્બત અને પ્રેમથી. બસ, જેને જે પરિસ્થિતિમાં આ સ્થાયિત્વ અને હેતુપ્રાપ્તિમાં મદદ મળે છે તો તેણે તેની ફિકર–ચિંતામાં લાગી જવું જોઈએ.

ખુલાસો એ છે કે, દુઆના બે અદબો આ પ્રથમ આયતમાં બતાવવામાં

આવ્યા. એક આજિઝી, વિનમ્રતા અને લાચારી દર્શાવવાની સાથે દુઆ માંગવી જોઈએ. બીજો અદબ દુઆ છાની રીતે ધીમે–ધીમે માંગવી જોઈએ. બંને ગુણ માનવીના જાહેર જીવન અને શારીરિક ક્રિયાઓ સાથે સંબંધિત છે. કારણ કે વિનમ્રતાનો અર્થ એ છે કે, પોતાની શારીરિક સ્થિતિ દુઆ માંગતી સમયે એવી આજિઝીપૂર્વકની અને રડમસ બનાવી લે કે, તેમાં ઘમંડનો કે ગર્વનો છાંટો પણ ન આવવા પામે અને ગુપ્ત તથા ધીમા અવાજે હોવાનો સંબંધ પણ જીભ અને મોઢા સાથે છે.

આ આયતમાં દુઆ માટે બે રૂહાની અદબો બતાવવામાં આવ્યા છે જેનો સંબંધ મનુષ્યના હૃદય સાથે છે. તે એ છે કે, દુઆ કરનારના દિલમાં એવો ભય પણ હોવો જોઈએ કે કદાચ મારી દુઆ કબૂલ કરવામાં નહીં આવે અને આશા પણ હોવી જોઈએ કે મારી દુઆ કબૂલ થઈ શકે છે, કારણ કે પોતાની ભૂલો અને ગુનાહોથી નચિંત થઈ જવું પણ ઈમાન વિરુદ્ધની બાબત છે અને અલ્લાહ તઆલાની વિશાળ રહમત અને કૃપાથી નિરાશ થઈ જવું પણ કુફ્ર છે. દુઆની સ્વીકૃતિની ત્યારે જ આશા રાખી શકાય છે જ્યારે કે આ બંને પરિસ્થિતિઓની માત્રા સરખી હોય.

પછી અંતિમ આયતમાં ફરમાવ્યું, اِنَّ رَحۡمَتَ اللّٰهِ قَرِيۡبٌ مِّنَ الۡمُحۡسِنِيۡنَ એટલે કે, ''અલ્લાહ તઆલાની રહમત નિકટ છે નેક અમલ કરનારાઓથી.'' તેમાં ઈશારો એ વાત તરફ છે કે, જો કે દુઆના સમયે ડર, ભય તથા ઉમ્મીદ અને આશા આ બંને પ્રકારની પરિસ્થિતિઓ હોવી જોઈએ પરંતુ આ બંને પરિસ્થિતિઓમાંથી આશા અને ઉમ્મીદ તરફ વલણ હોવું દેખીતું છે. કારણ કે, અલ્લાહ રબ્બુલ આલમીન મહાકૃપાળુ, મહાદયાળુ પરવરદિગારની બખ્શીશ અને અહેસાનોમાં ન તો કોઈ કમી છે અને ન જ બખીલાઈ છે, તે અત્યંત ખરાબ મનુષ્ય બલકે શયતાનસિફત માનવીની પણ દુઆ કબૂલ કરી શકે છે. હા ! જો દુઆનો સ્વીકાર ન થવાનો કોઈ ભય હોઈ શકે છે તો તે પોતાના ખરાબ અમલો અને ગુનાહોની નહૂસતથી હોઈ શકે છે. કારણ કે, અલ્લાહ તઆલાની રહમત અને કૃપા નિકટ હોવા માટે નેક અમલો, સારા કૃત્યો હોવા જરૂરી છે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''અમુક લોકો લાંબી–લાંબી

મુસાફરીઓ કરે છે અને પોતાનો દેખાવ ફકીરો જેવો બનાવે છે તથા અલ્લાહ તઆલા સામે દુઆ માટે હાથ ફેલાવે છે પરંતુ તેમનું ખાવું પણ હરામ છે, તેમનું પીવું પણ હરામ છે, તેમનો પોશાક પણ હરામ છે. બસ, આવા વ્યક્તિની દુઆ ક્યાંથી કબૂલ થશે ?'' *(તિરમિઝી અન અબી હુરયરહ)*

એક હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''બંદાની દુઆ તે સમય સુધી કબૂલ થતી રહે છે જ્યાં સુધી તે કોઈ ગુનાહ અથવા સંબંધ વિચ્છેદ કરવાની દુઆ ન માંગે અને ઉતાવળ ન કરે. સહાબએ કિરામ (રદિ.)એ પૂછ્યું, ઉતાવળનો શું અર્થ છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, મતલબ એ છે કે, એવો વિચાર કરી બેસે કે હું આટલી મુદતથી દુઆ માંગી રહ્યો છું હજુ સુધી કબૂલ નથી થઈ, એટલે સુધી કે નિરાશ થઈને દુઆ (કરવાનું) છોડી આપે.'' *(તિરમિઝી)*

અને એક હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''અલ્લાહ તઆલા પાસે જ્યારે દુઆ માંગો તો એવી હાલતમાં માંગો કે તમને તે કબૂલ થવામાં કોઈ શંકા ન હોય.''

ભાવાર્થ એ છે કે, અલ્લાહની રહમતની વિશાળતાને સામે રાખીને દિલને તેના ઉપર અડગ રાખો કે, મારી દુઆ અવશ્ય કબૂલ થશે. આ એ બાબત વિરુદ્ધ નથી કે પોતાના ગુનાહોની બુરાઈના કારણે એવો ભય પણ અનુભવે કે કદાચ મારા ગુનાહ દુઆની સ્વીકૃતિમાં અવરોધ બની જાય.

وَصَلَّى اللّٰهُ تَعَالٰى عَلٰى نَبِيِّنَا وَسَلَّمَ

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૫૭-૫૮)

وَهُوَ الَّذِىْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًاۢ بَيْنَ يَدَىْ رَحْمَتِهٖ ؕ حَتّٰۤى اِذَاۤ اَقَلَّتْ سَحَابًا ثِقَالًا
سُقْنٰهُ لِبَلَدٍ مَّيِّتٍ فَاَنْزَلْنَا بِهِ الْمَآءَ فَاَخْرَجْنَا بِهٖ مِنْ كُلِّ الثَّمَرٰتِ ؕ كَذٰلِكَ
نُخْرِجُ الْمَوْتٰى لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿۵۷﴾ وَالْبَلَدُ الطَّيِّبُ يَخْرُجُ نَبَاتُهٗ بِاِذْنِ رَبِّهٖ ۚ
وَالَّذِىْ خَبُثَ لَا يَخْرُجُ اِلَّا نَكِدًا ؕ كَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّشْكُرُوْنَ ﴿۵۸﴾ ع

## તરજુમો :

*અને તે જ છે કે વરસાદ પહેલાં ખુશખબરી લાવનારી હવાઓ ચલાવે છે, એટલે સુધી કે જ્યારે તે હવાઓ ભારે વાદળોને ઉઠાવી લાવે છે તો અમે એ વાદળને એક મૃત શહેર (સુક્કા પ્રદેશ) તરફ હાંકી દઈએ છીએ, પછી અમે તે વાદળથી પાણી ઉતારીએ છીએ, પછી તેનાથી બધા પ્રકારના ફળ કાઢીએ છીએ, આ જ પ્રમાણે અમે મુરદાઓને કાઢીશું જેથી તમે વિચાર કરો. (૫૭) અને જે શહેર (પ્રદેશ) પવિત્ર છે તેની હરિયાળી તેના પરવરદિગારના હુકમથી નીકળે છે અને જે ખરાબ છે તેમાંથી નથી નીકળતી પરંતુ અધૂરી ! આમ અમે ફેરવી–ફેરવીને શુક્ર કરનારા લોકોને આયતો બતાવીએ છીએ. (૫૮)*

## તફસીર :

અને તે (અલ્લાહ તઆલા) એવો છે કે પોતાના રહમતના વરસાદથી પહેલાં પવન મોકલે છે કે તે (વરસાદની આશા અપાવીને દિલને) ખુશ કરી આપે છે, એટલે સુધી કે જ્યારે તે પવન ભારે વાદળોને ઉઠાવી લાવે છે તો અમે તે વાદળોને કોઈ સૂક્કા પ્રદેશ તરફ હાંકી જઈએ છીએ, પછી તે વાદળોથી પાણી વરસાવીએ છીએ, પછી તે પાણીથી દરેક પ્રકારના ફળ કાઢીએ છીએ (જેનાથી અલ્લાહ તઆલાની તવહીદ અને મૃતકોને સજીવન કરવાની બાબત સાબિત થાય છે, એટલા માટે ફરમાવ્યું કે), એ જ રીતે (કયામતના દિવસે) અમે મૃતકોને (જમીનમાંથી) કાઢીને ઊભા કરીશું (આ બધું એટલા માટે બનાવ્યું) જેથી તમે સમજો, (અને કુર્આન તથા રસૂલુલ્લાહ ﷺનું માર્ગદર્શન જો કે બધા માટે સર્વસામાન્ય છે પરંતુ તેનાથી લાભ ઉઠાવનારા ઓછા લોકો હોય છે, તેનો દાખલો આ જ વરસાદથી સમજી લો કે વરસાદ તો દરેક પ્રકારની જમીન ઉપર વરસે છે પરંતુ ખેતી અને વૃક્ષો તથા વનસ્પતિ દરેક જગ્યાએ ઉત્પન્ન થતી નથી, ફક્ત તે જ જમીનમાં પેદા થાય છે જેમાં તે ઉગાડવાની ક્ષમતા છે, એટલા માટે ફરમાવ્યું કે), જે જમીન પાક (સારી) હોય છે તેની પેદાશ (વનસ્પતિ) તો અલ્લાહના હુકમથી ખૂબ નીકળે છે અને જે ખરાબ છે તેની પેદાશ (જો નીકળે પણ છે તો) ઘણી ઓછી નીકળે છે, એ જ પ્રમાણે અમે (હંમેશા) દલીલોને વિવિધ પ્રકારે વર્ણન કરતા

રહીએ છીએ (પરંતુ એ બધું) તે લોકો માટે જ (લાભદાયક હોય છે) જેઓ (તેની) કદર કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અલ્લાહ તઆલાએ પોતાની ખાસ-ખાસ અને મોટી-મોટી નેઅ્મતોનું વર્ણન કર્યું છે, જેમાં આસમાન, પૃથ્વી, રાત-દિવસ, ચંદ્ર, સૂર્ય, તારાઓ વગેરેની ઉત્પત્તિ અને તેમનું મનુષ્યની આવશ્યકતાઓ પૂર્ણ કરવામાં કામે લાગવાનો અને તેમની સેવામાં કાર્યરત રહેવાનો ઉલ્લેખ કરીને એ બાબતની તાકીદ કરવામાં આવી છે કે, જ્યારે તમારી બધી જ જરૂરિયાતો અને રાહતોનો સામાન ઉત્પન્ન કરનાર એકમાત્ર જાત અલ્લાહ તઆલાની જ છે તો દરેક જરૂરિયાત અને આવશ્યકતામાં તમારે દુઆ અને દરખાસ્ત પણ તેની જ કરવી જોઈએ અને તેના જ તરફ રુજૂઅ્ કરી તેના શરણમાં જવાને પોતાની સંપૂર્ણ સફળતા સમજવી જોઈએ.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં પણ આ જ પ્રકારની મહત્ત્વની અને મોટી નેઅ્મતોનું વર્ણન છે જેના ઉપર મનુષ્ય અને જમીનની સઘળી મખ્લૂકના અસ્તિત્વ અને તેના ટકી રહેવાનો આધાર છે. દાખલા તરીકે, વરસાદ અને તેનાથી ઉત્પન્ન થનાર વૃક્ષો, ખેતીઓ, વનસ્પતિ અને હરિયાળી વગેરે. ફરક એ છે કે, પાછલી આયતોમાં તે નેઅ્મતોનું વર્ણન હતું જે ઉચ્ચ અવકાશી દુનિયાથી સંબંધિત છે અને અહીંયાં એ નેઅ્મતોનું વર્ણન છે જે પૃથ્વીગ્રહ સાથે સંબંધિત છે. *(બહરે મુહીત)*

બીજી આયતમાં એક ખાસ વાત એ બતાવવામાં આવી છે કે, તમારી આ મહાન નેઅ્મતો જો કે, પૃથ્વીના દરેક વિભાગ ઉપર સર્વસામાન્ય છે. વરસાદ જ્યારે વરસે છે તો નદી ઉપર પણ વરસે છે, પહાડ ઉપર પણ વરસે છે, બંજર જમીન અને રણ વિસ્તારમાં પણ વરસે છે તથા ફળદ્રુપ અને ઉત્તમ કક્ષાની ભૂમિ ઉપર પણ સરખી રીતે જ વરસે છે પરંતુ ખેતી, વૃક્ષો, હરિયાળી અને વનસ્પતિ ફક્ત તે જ જમીનમાં પેદા થાય છે જેમાં તેને ઉગાડવાની ક્ષમતા છે. પથરીલી અને રણ વિસ્તારની જમીનો વરસાદની રહમતથી આ પ્રમાણે લાભવંત થતી નથી.

પ્રથમ આયતથી આ પરિણામ કાઢીને બતાવવામાં આવ્યું કે, જે પવિત્ર

જાત મૃત જમીનને હરિયાળી વનસ્પતિનું જીવન અર્પણ કરી આપે છે, તેના માટે આ શું મુશ્કેલ છે કે જે માનવી પ્રથમ જીવીત હતો, પછી મૃત્યુ પામ્યો અને તેને ફરીવાર જીવન આપી પેદા કરી આપે. આ જ પરિણામને આ આયતમાં સ્પષ્ટ રીતે ફરમાવવામાં આવ્યું અને બીજી આયતમાં એ પરિણામ કાઢવામાં આવ્યું કે, અલ્લાહ તઆલા તરફથી આવનારી હિદાયત આસમાની કિતાબોમાં અને અંબિયા (અલૈ.), ત્યારબાદ તેમના નાયબો, ઉલમા અને મશાઈખોનું શિક્ષણ અને કેળવણી પણ વરસાદની જેમ દરેક મનુષ્ય માટે સર્વસામાન્ય છે, પરંતુ જે પ્રમાણે વરસાદની રહમતથી દરેક જમીન લાભ નથી ઉઠાવી શકતી, એ જ પ્રમાણે આ આધ્યાત્મિક અને રૂહાની વરસાદનો ફાયદો પણ માત્ર તે જ લોકો પ્રાપ્ત કરે છે જેમનામાં તે ક્ષમતા હોય છે અને જે લોકોના દિલો પથરીલા અથવા રેતાળ જમીન કે રણ વિસ્તાર જેવા હોય છે, જેમનામાં ઈમાનની હરિયાળી કે વનસ્પતિ ઉગાડવાની ક્ષમતા નથી, તે સૌ સ્પષ્ટ હિદાયતો અને ખુલ્લી દલીલો હોવા છતાં પોતાની ગુમરાહી ઉપર મક્કમ રહે છે.

આ પરિણામ તરફ બીજી આયતના અંતિમ વાક્યમાં ઈરશાદ ફરમાવ્યો, كَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّشْكُرُوْنَ એટલે કે, “અમે એ જ પ્રમાણે પોતાની દલીલો વિવિધ પ્રકારે વર્ણન કરીએ છીએ તે લોકો માટે જેઓ કદર કરે છે.” ભાવાર્થ એ છે કે, જો કે વાસ્તવમાં આ વર્ણન તો બધા માટે જ હતું પરંતુ પરિણામના આધારે સફળ થવું તે લોકો માટે જ સાબિત થયું જેમનામાં તેની ક્ષમતા છે અને જેઓ તેની કદર જાણે છે અથવા તેના મહત્ત્વને ઓળખે છે. એ જ પ્રમાણે પ્રસ્તુત બે આયતો મનુષ્યના અસ્તિત્વમાં આવવાના તથા તેના મૃત્યુ પછી સજીવન થવાના વિષય ઉપર છણાવટ કરે છે, હવે તે બંને આયતોને વિગતપૂર્વક સમજવા માટે વાંચીએ.

પ્રથમ આયતમાં ઈરશાદ છે, وَهُوَ الَّذِىْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًا ۢ بَيْنَ يَدَىْ رَحْمَتِهٖ તેમાં رِيَاحٌ (રિયાહ) એ رِيْحٌ (રીહ)નું બહુવચન છે, જેનો અર્થ થાય છે "હવા", "પવન" અને بُشْرا (બુશરન)નો અર્થ ખુશખબરી આપવી થાય છે તથા رَحْمَتٌ (રહમત)નો અર્થ વરસાદની રહમત છે. એટલે કે, અલ્લાહ તઆલા જ છે જે વરસાદની રહમત નાઝિલ કરતા પહેલાં ખુશખબરી આપતી હવાઓ અને ઠંડો પવન મોકલે છે.

ભાવાર્થ એ છે કે, સામાન્ય રીતે અલ્લાહની સુન્નત (ટેવ) એ જ છે કે, વરસાદ અગાઉ એવા ઠંડા પવનો મોકલે છે કે, જેનાથી પોતે મનુષ્યને પણ રાહત અને સંતોષ થાય છે અને તે જાણે આવનાર વરસાદની આગાહી પણ પ્રથમથી જ આપી દે છે, આથી આ પવનો બે નેઅ્મતોનું મિશ્રણ છે. પોતે પણ મનુષ્ય અને સામાન્ય મખ્લૂક માટે ફાયદાકારક અને લાભદાયક હોય છે અને વરસાદ આવતા અગાઉ વરસાદની ખુશખબરી પણ આપે છે. કારણ કે, મનુષ્ય એક તેજસ્વી અને નમણી–નાઝુક મખ્લૂક છે, તેની ઘણી બધી જરૂરિયાતો વરસાદના કારણે પૂરી થઈ જાય છે. જ્યારે વરસાદની જાણકારી થોડા સમય પહેલાં મળી જાય છે તો તે પોતાની વ્યવસ્થા કરે છે, તદુપરાંત પોતાના સામાન અને પોતાના પ્રાણની સુરક્ષાની વ્યવસ્થા પણ કરી લે છે.

ત્યારબાદ ફરમાવ્યું, حَتّٰۤى اِذَاۤ اَقَلَّتۡ سَحَابًا ثِقَالًا તેમાં سَحَابُ "સહાબ"નો અર્થ "વાદળ" અને ثِـقَالُ (ષિકાલ) એ ثَـقِيۡل (ષકીલ)નું બહુવચન છે, જેનો અર્થ થાય છે "ભારે–વજનદાર" એટલે કે, "જ્યારે આ પવન ભારે વાદળોને ઉઠાવી લાવે છે," ભારે વાદળોનો અર્થ પાણીથી ભરેલા વાદળો છે, જે પવનના ખભાઓ ઉપર સવાર થઈને ઉપર જાય છે અને એ જ પ્રમાણે આ હજારો મણ પાણીનો ભાર પવન ઉપર સવાર થઈને ઉપર પહોંચે છે. આશ્ચર્યજનક બાબત એ છે કે, ન તો આ બાષ્પીભવન માટે કોઈ યંત્ર કામ કરે છે અને ન જ કોઈ મનુષ્યની મહેનતને તેમાં લેવાદેવા હોય છે. જ્યારે અલ્લાહ તઆલાનો હુકમ થઈ જાય છે તો આપમેળે નદી, નાળાં, સમુદ્રમાંથી બાષ્પીભવન થઈ બાષ્પ (વરાળ) ઉપર ઊઠવાની શરૂઆત થાય છે અને ઉપર પહોંચીને વાદળો બંધાય છે અને આ હજારો બલકે, લાખો–કરોડો ગેલન પાણીથી ભરેલા વાદળોના જહાઝો આપમેળે પવનના ખભાઓ ઉપર સવાર થઈ આકાશ તરફ ચઢે છે.

ત્યારબાદ ફરમાવ્યું, سُقۡنٰهُ لِبَلَدٍ مَّيِّتٍ તેમાં سَوۡق (સવ્‌ક)નો અર્થ "કોઈ પ્રાણીને હાંકવાનો અથવા તેને ચલાવવાનો" થાય છે અને بَـلَـدُ (બલદ્)નો અર્થ "શહેર અથવા વસ્તી" છે અને مَيِّـتُ (મય્યિત)નો અર્થ થાય છે, "મૃત" અથવા "સૂક્કૂં" વગેરે.

અર્થ એ છે કે, "જ્યારે પવને ભારે વાદળોને ઉઠાવી લીધા તો અમે આ વાદળોને હાંક્યા." એક મૃત શહેરનો અર્થ તે વસ્તી અથવા સૂક્કો પ્રદેશ છે કે, જે

પાણી ન હોવાના કારણે વેરાન થઈ રહ્યો છે અને તે સ્થળે સામાન્ય જમીનની ખાસિયતથી શહેર અને વસ્તીનું વર્ણન કરવું એટલા માટે યોગ્ય લાગે છે કે, અસલ હેતુ વીજળી, વરસાદ, જમીનની હરિયાળી તથા રસતરબોળ ધરા વડે મનુષ્યની જરૂરિયાતો પૂરી કરવાનો છે, જેની મંઝિલ શહેર કે વસ્તી હોય છે, ન કે જંગલની વનસ્પતિ.

અહીંયાં સુધી પ્રસ્તુત આયતના વિષયથી અમુક મહત્ત્વની વસ્તુઓ સાબિત થઈ. પ્રથમ એ કે, વરસાદ વાદળોએથી વરસે છે, જેમકે અનુભવથી સિદ્ધ થયેલ બાબત છે. આથી જાણ થાય છે કે જે આયતોમાં આસમાનથી વરસાદ વરસવાનો ઉલ્લેખ થયો છે ત્યાં પણ શબ્દ سَمَاءٌ (સમાઅ્)થી "વાદળ" જ અર્થ તરીકે છે અને એ પણ કોઈ અશક્ય બાબત નથી કે કોઈ સમયે સમુદ્રની વરસાદી ઋતુના બદલે સીધે સીધું આકાશમાં જ વાદળો બંધાઈ જાય અને તેમાંથી વરસાદ વરસે.

બીજું એ કે, વાદળોનું કોઈ ખાસ દિશા અને કોઈ ખાસ ચોક્કસ જમીન તરફ જવું એ સીધે સીધું અલ્લાહના હુકમને આધીન છે, તે જ્યારે ઈચ્છે છે, જ્યાં ઈચ્છે છે, જેટલો ઈચ્છે છે વરસાદ વરસાવવાનો હુકમ આપે છે, વરસાદ અલ્લાહની આજ્ઞાનું પાલન કરે છે.

તેનો અનુભવ દરેક ઠેકાણે એ રીતે થતો રહે છે કે, ઘણી વખતે કોઈ શહેર અથવા વસ્તી ઉપર વાદળો ચઢી આવે છે અને ત્યાં વરસાદની આવશ્યકતા પણ હોય છે પરંતુ તે વાદળ અહીંયાં એક ટીપું પણ પાણી વરસાવતું નથી, બલકે જે શહેર અને વસ્તીના પાણીના પ્રમાણનો કોટો અલ્લાહના હુકમથી નક્કી થઈ ચૂક્યો છે ત્યાં જઈને જ વરસે છે. કોઈની મજાલ નથી કે તે શહેર સિવાય કોઈ અન્ય સ્થળેથી આ વાદળનું પાણી પ્રાપ્ત કરી લે.

પ્રાચીન અને આધુનિક ફિલોસોફરોએ ચોમાસાની ઋતુ અને પવનની ગતિ માટે અમુક નિયમો અને સિદ્ધાંતોનું સંશોધન કર્યું છે જેના દ્વારા તેઓ આગાહી કરે છે કે, ફલાણે ઠેકાણે વરસાદ અથવા ચોમાસાની ઋતુ ફલાણા સમુદ્ર ઉપરથી પસાર થાય છે, તે ક્યાં જઈને વરસશે, કેટલો વરસશે વગેરે. સામાન્ય રીતે દરેક દેશનું ઋતુ સંબંધિત હવામાન ખાતું આ જ પ્રકારની જાણકારીઓ ભેગી

કરવા માટે સ્થાપિત કરવામાં આવે છે પરંતુ અનુભવ સાક્ષી છે કે, હવામાન ખાતાની આપેલી બધી જ આગાહીઓ સાચી નથી હોતી અને જ્યારે અલ્લાહનો હુકમ તે આગાહીઓ વિરુદ્ધ હોય ત્યારે તેમના બધા જ નિયમો અને કાયદાઓ જ્યાંના ત્યાં રહી જાય છે. હવાઓ અને વાદળો પોતાની દિશા તેમની આપેલી ખબરો કે આગાહીઓથી વિરુદ્ધ કોઈ અન્ય દિશામાં ફરી જાય છે અને હવામાન ખાતાની અટકળો અને અનુમાન ખોટું સાબિત થાય છે.

એ જ પ્રમાણે જે નિયમો અને કાયદાઓ પવનની ગતિઓ માટે અને તેના જે સિદ્ધાંતો કે ફિલોસોફીઓ અસ્તિત્વમાં આવી છે તે પણ એ બાબતનો નકાર કરતી નથી કે, વાદળોનું બંધાવું અને તેનું ગતિશીલ રહેવું ફક્ત અલ્લાહના હુકમના આધીન છે. કારણ કે, અલ્લાહ તઆલાની ટેવ આ દુનિયાની સમગ્ર વ્યવસ્થા માટે એ જ છે કે, અલ્લાહના હુકમો પડદાઓમાં જાહેર થાય છે અને તેના કારણો ઉપર મનુષ્ય કોઈ કાયદો કે નિયમ બનાવી લે છે, નહિતર વાસ્તવિકતા તે જ છે જે સિરાઝી (રહ.)એ ફરમાવ્યું છે,

کار زلفِ تست مشک افشانی امّا عاشقاں ؛ مصلحت را تہمتے برآہوئے چیں بستہ اند

તારા વાળોનું કામ જ ખુશ્બૂના છંટકાવ કરવાનું છે, પરંતુ આશિકોએ સમજદારીપૂર્વક મુશ્ક (ખુશ્બૂ)નો સંબંધ ઉમદા હરણો સાથે જોડી દીધો છે.

ત્યાર બાદ ઈરશાદ ફરમાવ્યો, فَاَنْزَلْنَا بِهِ الْمَآءَ فَاَخْرَجْنَا بِهٖ مِنْ كُلِّ الثَّمَرَاتِ એટલે કે, "અમે તે મૃત શહેરમાં પાણી વરસાવ્યું, પછી તે પાણીથી દરેક પ્રકારના ફળ–ફૂલ કાઢયા."

અંતિમ આયતમાં ઈરશાદ છે, كَذٰلِكَ نُخْرِجُ الْمَوْتٰى لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ એટલે કે, "અમે એ જ પ્રમાણે મુરદાઓને કયામતના દિવસે કાઢીશું, જેથી તમે સમજો." ભાવાર્થ એ છે કે, જે પ્રમાણે અમે મૃત જમીનને સજીવન કરી અને તેમાંથી વૃક્ષો અને ફળ–ફૂલ કાઢયા, એ જ પ્રમાણે કયામતના દિવસે અમે મૃતકોને ફરીવાર સજીવન કરીને ઊભા કરીશું અને આ દાખલાઓ એટલા માટે વર્ણન કર્યા છે કે જેથી તમને ચિંતન અને મનન કરવાની તક મળે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કયામતમાં સૂર ફૂંકવામાં આવશે. પ્રથમ સૂરથી સમગ્ર વિશ્વ

ફના (નાશ) થશે, કોઈ વસ્તુ જીવંત બાકી રહેશે નહીં અને બીજા સૂર ઉપર ફરી નવેસરથી નવું વિશ્વ પેદા થશે અને બધા મુરદાઓ સજીવન થઈ જશે. પ્રસ્તુત હદીષમાં વર્ણન થયું છે કે, આ બંને વખતના સૂર વચ્ચે ચાલીસ વર્ષનું અંતર હશે અને તે ચાલીસ વર્ષ સતત વરસાદ થતો રહેશે. એ સમયગાળામાં દરેક મૃત મનુષ્ય અને પ્રાણીઓના શરીરના અવશેષો તેની સાથે ભેગા કરીને દરેકનો સંપૂર્ણ ઢાંચો (માળખું) બની જશે અને ફરી ત્રીજા વખતના સૂર ફૂંકવાની સાથે જ તે લાશોની અંદર રૂહ આવી જશે અને તેઓ સજીવન થઈને ઊભા થઈ જશે.'' આ રિવાયતનો મોટો ભાગ બુખારી અને મુસ્લિમમાં મોજૂદ છે, અમુક ભાગ ઈબ્ને અબૂ દાવુદની "કિતાબુલ બઅ્ષ"માંથી લેવામાં આવ્યો છે.

બીજી આયતમાં ઈરશાદ છે, وَالْبَلَدُ الطَّيِّبُ يَخْرُجُ نَبَاتُهُ بِإِذْنِ رَبِّهِ وَالَّذِىْ خَبُثَ لَا يَخْرُجُ اِلَّا نَكِدًا તેમાં نَكِدُ (નકિદ્) તે વસ્તુને કહે છે જે વસ્તુઓ લાભરહિત હોય અને પ્રમાણમાં નાની અને થોડી માત્રામાં હોય. ભાવાર્થ એ છે કે, જો કે રહમતના વરસાદનો લાભ દરેક શહેર અને દરેક જમીન ઉપર સમાન રીતે હોય છે પરંતુ પરિણામ અને લાભના આધારે જમીનના બે પ્રકારો હોય છે. એક ઉત્તમ, સારી અને ફળદ્રુપ જમીન જેમાં વનસ્પતિ અને હરિયાળી ઉગાડવાની ક્ષમતા છે, તેમાં તો દરેક પ્રકારના ફળ–ફૂલ ઉત્પન્ન થાય છે અને લાભ પ્રાપ્ત થાય છે. બીજી તે સખત–કઠણ અથવા ખારપાટવાળી જમીન જેમાં વનસ્પતિ કે હરિયાળી ઉગાડવાની ક્ષમતા હોતી નથી, તેમાં પ્રથમ તો અમુક વનસ્પતિ પેદા જ નથી થતી, પછી જો કંઈ થાય પણ છે તો ઘણી ઓછી માત્રામાં હોય છે અને જેટલું ઉત્પન્ન થાય છે તે પણ બેકાર અને ખરાબ હોય છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, كَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّشْكُرُوْنَ એટલે કે, ''અમે પોતાની કુદરતની દલીલો વિવિધ પ્રકારે વર્ણન કરીએ છીએ તે લોકો માટે જેઓ કદર કરનારા છે.''

એમાં ઈશારો છે કે, જો કે અલ્લાહની રહમતનો, અલ્લાહની હિદાયત અને સ્પષ્ટ ખુલ્લી દલીલોનો લાભ સામાન્ય રીતે બધા જ મનુષ્યો માટે સર્વસામાન્ય છે, પરંતુ જે પ્રમાણે દરેક પ્રકારની જમીન વરસાદથી લાભ ઉઠાવી શકતી નથી તે જ પ્રમાણે દરેક મનુષ્ય અલ્લાહ રબ્બુલ ઈજ્જતની હિદાયતથી

નફો પ્રાપ્ત નથી કરતા, બલકે નફો અને લાભ માત્ર તે લોકો જ પ્રાપ્ત કરે છે, જેઓ અલ્લાહનો આભાર માને છે, તેના શુક્રગુઝાર હોય છે અને તેની કદર જાણે છે.

———————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૫૯ થી ૬૪)

| |
|---|
| لَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَقَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اِنِّيْٓ |
| اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿٥٩﴾ قَالَ الْمَلَاُ مِنْ قَوْمِهٖٓ اِنَّا لَنَرٰىكَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٦٠﴾ |
| قَالَ يٰقَوْمِ لَيْسَ بِيْ ضَلٰلَةٌ وَّلٰكِنِّيْ رَسُوْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٦١﴾ اُبَلِّغُكُمْ رِسٰلٰتِ رَبِّيْ |
| وَاَنْصَحُ لَكُمْ وَاَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٦٢﴾ اَوَعَجِبْتُمْ اَنْ جَآءَكُمْ ذِكْرٌ مِّنْ رَّبِّكُمْ |
| عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ وَلِتَتَّقُوْا وَلَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿٦٣﴾ فَكَذَّبُوْهُ فَاَنْجَيْنٰهُ وَالَّذِيْنَ |
| مَعَهٗ فِي الْفُلْكِ وَاَغْرَقْنَا الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمًا عَمِيْنَ ﴿٦٤﴾ ع |

### તરજુમો :

*બેશક ! અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ તરફ મોકલ્યા બસ તેમણે કહ્યું, હે મારી કોમ ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી, હું તમારા ઉપર એક મોટા દિવસના અઝાબથી ડરું છું. (૫૯) તેમની કોમના સરદાર બોલ્યા, અમે તમને ખુલ્લી ગુમરાહીમાં જોઈ રહ્યા છે. (૬૦) બોલ્યા, હે મારી કોમ ! હું કદાપિ ભટકેલો નથી અને પરંતુ હું સમગ્ર વિશ્વના પરવરદિગારનો મોકલેલો છું. (૬૧) તમને પોતાના પરવરદિગારના સંદેશા પહોંચાડું છું અને તમને નસીહત કરું છું અને અલ્લાહ તરફથી તે વાતો જાણું છું જે તમે નથી જાણતા. (૬૨) શું તમને આશ્ચર્ય થયું કે તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી એક પુરુષના મુખે નસીહત આવી જે તમારામાંથી છે ? જેથી તે તમને ડરાવે અને જેથી તમે બચો અને જેથી તમારા ઉપર રહમ થાય. (૬૩) પછી તેમણે તેમને જૂઠાડ્યા, પછી અમે તેમને અને તેઓને કે જેઓ તેમની સાથે વહાણમાં હતા*

*બચાવી લીધા અને તેમને ડૂબાડી દીધા જેઓ અમારી આયતોને જૂઠાડતા હતા, બેશક ! તે લોકો આંધળા હતા. (૬૪)*

## તફસીર :

અમે નૂહ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) તેમની કોમ તરફ મોકલ્યા, બસ તેમણે (તે કોમને) કહ્યું કે, હે મારી કોમ ! તમે (માત્ર) અલ્લાહની ઈબાદત કરો, એના સિવાય કોઈ તમારો મઅ્બૂદ (હોવાના પાત્ર) નથી (અને મૂર્તિઓની પૂજા છોડી દો જેનું નામ સૂરએ નૂહમાં يَعُوْق، يَـغُـوْثُ، سُـوَاعُ، وَدّ અને نَسْـر છે) મને તમારા માટે (તમે જો કહ્યું નહીં માનો તો) એક મોટા (કઠોર) દિવસના અઝાબનો ભય છે (કે તે કયામત છે અથવા તે જળ પ્રલયનો દિવસ છે), તેમની કોમના આગેવાન લોકોએ કહ્યું કે, અમે તમને ઉઘાડી ભૂલમાં (સપડાયેલા) જોઈ રહ્યા છીએ (કે તવહીદનો પ્રચાર કરી રહ્યા છો અને અઝાબનો ડર બતાવી રહ્યા છો) પછી તેમણે (જવાબમાં) કહ્યું કે, હે મારી કોમ ! હું તો જરા પણ ભૂલમાં નથી પરંતુ (કારણ કે) હું પરવરદિગારે આલમનો (મોકલેલો) રસૂલ છું (તેણે જ મને તવહીદ પહોંચાડવાનો હુકમ કર્યો છે, એટલા માટે હું મારા હોદ્દાની ફરજ પૂર્ણ કરી રહ્યો છું) તમને પોતાના પરવરદિગારનો સંદેશ (અને હુકમો) પહોંચાડું છું (અને તે ઓળખાવવામાં મારી કોઈ દુનિયવી ગરજ કે સ્વાર્થ નથી બલકે, ફક્ત) તમારી ભલાઈ કરું છું (કારણ કે તવહીદમાં તમારો જ લાભ છે) અને (મહાન દિવસના અઝાબથી જે તમને આશ્ચર્ય થાય છે તે તમારી ભૂલ છે કારણ કે) હું અલ્લાહના તરફથી તેના હુકમોની ખબર રાખું છું જેની તમને ખબર નથી (તો અલ્લાહ તઆલાએ મને બતાવી દીધું છે કે ઈમાન ન લાવનારાઓ ઉપર મોટા દિવસે અઝાબ આવશે) અને (તમને જે મારા રસૂલ હોવા ઉપર મારા માનવી હોવાથી ઈન્કાર છે જેમકે સૂરએ મો'મિનૂનમાં તેનો ખુલાસો છે مَـــا هٰـذَآ اِلَّا بَشَـرٌ مِّثْـلُـكُـمْ يُـرِيْـدُ اَنْ يَّتَـفَـضَّـلَ عَلَيْكُمْ وَلَوْ شَآءَ اللّٰهُ لَاَنْزَلَ مَلٰٓئِكَةً.... તો) શું તમે એ વાતથી આશ્ચર્ય કરો છો કે તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે એક એવા વ્યક્તિ દ્વારા જે તમારા જેવો જ માનવી છે કોઈ નસીહતની વાત આવી ગઈ ? (તે નસીહતની વાત એ જ છે જે રજૂ કરવામાં આવી يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ..الى قوله.. اِنِّىٓ اَخَافُ) જેથી તે વ્યક્તિ તમને (અલ્લાહના હુકમથી તેના અઝાબથી) ડરાવે અને જેથી તમે (તેના ડરાવવાથી) ડરો અને જેથી (ડરવાના કારણે વિરોધ છોડી દો જેના કારણે)

તમારા ઉપર રહમ કરવામાં આવે, બસ (આટલી બધી વિનંતી છતાં) તે લોકો તેને જૂઠાડતા જ રહ્યા તો અમે નૂહ (અલૈ.)ને અને જે લોકો તેની સાથે જહાઝમાં હતા (પ્રલયના અઝાબથી) બચાવી લીધા અને જે લોકોએ અમારી આયતોને જૂઠાડી તેમને અમે (જળ પ્રલયમાં) ડૂબાડી દીધા, બેશક ! તે લોકો આંધળા થઈ રહ્યા હતા (સત્ય–અસત્ય, નફો અને નુકસાન તેમને કંઈ સૂઝતું જ ન હતું).

## મસ્અલા અને બોધપાઠ :

સુરએ અઅ્રાફની શરૂઆતથી અહીંયાં સુધી ઈસ્લામના મૂળભૂત સિદ્ધાંતો તવહીદ (એકેશ્વરવાદ), રિસાલત (અલ્લાહ તરફથી આવતા પયગમ્બરો અને સંદેશાવાહકો), આખિરત (મૃત્યુ પછીની જિંદગી)ના વિવિધ વિષયો અને દલીલો તથા સાબિતીઓ વડે લોકોને અનુસરણ કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન તથા તેનો વિરોધ કરવા ઉપર ચેતવણીઓ અને ધમકીઓ તથા તેના સંદર્ભમાં શયતાનની પ્રપંચી ચાલબાજીઓ અને ધોકાબાજીઓ વગેરેનું વર્ણન હતું. હવે, આઠમાં રુકૂઅ્થી લગભગ સૂરતના અંત સુધી અમુક અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોનું વર્ણન છે, જેમાં અમુક અંબિયા (અલૈ.)ના સર્વસહમત ઉપરોક્ત સિદ્ધાંતો એટલે કે, તવહીદ, રિસાલત, આખિરત તરફ પોત–પોતાની ઉમ્મતોને આમંત્રણ આપવું અને માનનારાઓને તેનો સારો બદલો અને સવાબ અને ન માનનારાઓને પ્રકાર–પ્રકારનો અઝાબ અને ખરાબ પરિણામોનું વિગતવાર વર્ણન લગભગ ૧૪ રુકૂઅ્માં આવ્યું છે, તેના સંદર્ભમાં સેંકડો સૈદ્ધાંતિક, મુખ્ય અને પેટા મસ્અલાઓ પણ આવી જાય છે. દરેક સમકાલીન અને ભવિષ્યમાં આવનારી બધી કૌમોને આ પાછલી કૌમોના પરિણામથી બોધપાઠ ગ્રહણ કરવાની તક પૂરી પાડવામાં આવી છે. આ વર્ણનથી રસૂલે કરીમ ﷺ માટે સંતોષનો સામાન થઈ ગયો કે બધા રસૂલોની સાથે પણ આ જ પ્રમાણેનો વ્યવહાર થતો રહ્યો છે.

પ્રસ્તુત આયતો સૂરએ અઅ્રાફનો પૂરો આઠમો રુકૂઅ્ છે, તેમાં હઝરત નૂહ (અલૈ.) અને તેમની ઉમ્મતની પરિસ્થિતિઓ અને તેમના સંવાદનું વર્ણન છે.

અંબિયા (અલૈ.)ના ક્રમમાં સૌ પ્રથમ નબી જો કે, હઝરત આદમ (અલૈ.) છે પરંતુ તેમના યુગમાં કુફ્ર અને ગુમરાહીનો મુકાબલો ન હતો. તેમની શરીઅતમાં

વધારે પડતા હુકમો પણ જમીનના વસવાટ અને માનવની આવશ્યકતાઓના સંદર્ભમાં હતા. કુફ્ર અને કાફિરનું ક્યાંય અસ્તિત્વ ન હતું, કુફ્ર અને શિર્કનો મુકાબલો હઝરત નૂહ (અલૈ.)ના સમયથી શરૂ થયો અને રિસાલત તથા શરીઅતના સ્વરૂપમાં દુનિયામાં તેઓ સૌ પ્રથમ રસૂલ છે. તદુપરાંત જળપ્રલયમાં સમગ્ર દુનિયા ડૂબી ગયા પછી અમુક લોકો જેઓ બાકી રહ્યા તેઓ હઝરત નૂહ (અલૈ.) અને તેમના જહાઝમાં સવાર સાથીઓ હતા, તેમના દ્વારા જ નવી દુનિયા આબાદ થઈ. આથી તેમને "આદમે અસગર" (નાના આદમ) કહેવામાં આવે છે. એ જ કારણે અંબિયા (અલૈ.)ના કિસ્સાઓનો આરંભ પણ તેમના દ્વારા જ કરવામાં આવ્યો. જેમાં ૯૫૦ વર્ષની લાંબી ઉંમરમાં તેમના પયગમ્બર તરીકેના સંઘર્ષ અને મહેનતો તથા તેના વિશે મોટા ભાગની ઉમ્મતનો દુર્વ્યવહાર અને તેના પરિણામે અમુક થોડા મો'મિનો સિવાય બાકી બધાના જ ડૂબી જવાનું વર્ણન થયું છે, તેની વિગત આ પ્રમાણે છે.

પ્રથમ આયતમાં ઈરશાદ છે, وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ નૂહ (અલૈ.) આદમ (અલૈ.)ની આઠમી પેઢીમાં છે. મુસ્તદરક હાકિમમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે, "હઝરત આદમ (અલૈ.) અને હઝરત નૂહ (અલૈ.) વચ્ચે દશ "કર્ન"નો સમયગાળો પસાર થયો છે" અને આ જ વિષય તબરાનીએ હઝરત અબીઝર (રદિ.)ની રિવાયત દ્વારા આપ ﷺથી નકલ કર્યું છે. (તફસીરે મઝહરી) "કર્ન" સામાન્ય રીતે ૧૦૦ વર્ષને કહેવામાં આવે છે. એટલા માટે આ બંને વચ્ચે એક રિવાયત પ્રમાણે ૧૦૦૦ વર્ષની મુદત થઈ. ઈબ્ને જરીરે નકલ કર્યું છે કે, હઝરત નૂહ (અલૈ.)નો જન્મ હઝરત આદમ (અલૈ.)ની વફાતના ૮૨૬ વર્ષ પછી થયો છે અને કુર્આન શરીફના ખુલાસા પ્રમાણે તેમની ઉંમર ૯૫૦ વર્ષ થઈ. હઝરત આદમ (અલૈ.)ની ઉંમર વિશે એક હદીષમાં છે કે, તેમની ઉંમર ૧૦૦૦માં ૪૦ વર્ષ ઓછા છે. એ જ પ્રમાણે હઝરત આદમ (અલૈ.)ની ઉત્પત્તિથી હઝરત નૂહ (અલૈ.)ની વફાત સુધી કુલ ૨૮૨૬ વર્ષ થઈ જાય છે. (મઝહરી) હઝરત નૂહ (અલૈ.)નું અસલી નામ "શાકિર" અને અમુક રિવાયતોમાં "સુકન" અને અમુક રિવાયતો પ્રમાણે "અબ્દુલ ગફ્ફાર" હોવાનું નકલ થયું છે.

એમાં મતભેદ છે કે, તેમનો યુગ હઝરત ઈદ્રીસ (અલૈ.) પહેલાં છે કે પછી? મોટા ભાગના સહાબા (રદિ.)નો અભિપ્રાય છે કે, હઝરત નૂહ (અલૈ.) હઝરત ઈદ્રીસ (અલૈ.)થી પહેલાં આવ્યા છે. *(બહરે મુહીત)*

મુસ્તદરક હાકિમમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "હઝરત નૂહ (અલૈ.)ને ૪૦ વર્ષની ઉંમરમાં નુબુવ્વત અર્પણ કરવામાં આવી અને જળપ્રલય પછી ૬૦ વર્ષો જીવંત રહ્યા."

કુર્આનની આયત وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ થી સાબિત થાય છે કે, હઝરત નૂહ (અલૈ.)ની બઅ્ષત અને નુબુવ્વત ફક્ત પોતાની કૌમ માટે હતી, સમગ્ર દુનિયા માટે સર્વસામાન્ય ન હતી અને તેમની કૌમ ઈરાકમાં વસવાટ કરતી હતી. તે સંસ્કૃતિ અને સભ્યતાની દષ્ટિએ આગળ પડતી કૌમ હતી પરંતુ શિર્કમાં સપડાયેલી હતી. હઝરત નૂહ (અલૈ.)એ પોતાની કૌમને જે આમંત્રણ આપ્યું તે આ હતું يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ એટલે કે, "હે મારી કૌમ ! તમે અલ્લાહ તઆલાની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી, મને તમારા ઉપર એક મોટા દિવસના અઝાબનો ભય છે." આ આયતના પ્રથમ વાક્યમાં અલ્લાહ તઆલાની ઈબાદત તરફ આમંત્રણ આપવામાં આવ્યું છે, જે મૂળ હેતુ છે. બીજા વાક્યમાં શિર્ક અને કુફ્રથી બચવાની તાકીદ કરવામાં આવી છે, જે તે કૌમમાં કોઈ મહામારી કે ચેપી રોગની જેમ ફેલાઈ ગઈ હતી. ત્રીજા વાક્યમાં તે ભયંકર અઝાબના ભયની ચેતવણી આપવામાં આવી છે કે, વિરોધ-વંટોળના કારણે તે અઝાબ આવી પડશે. આ ભયંકર અઝાબનો અર્થ આખિરતનો અઝાબ પણ હોઈ શકે છે અને દુનિયામાં જળપ્રલયનો અઝાબ પણ ! *(તફસીરે કબીર)*

તેમની કૌમે જવાબમાં કહ્યું, قَالَ الْمَلَاُ مِنْ قَوْمِهٖٓ اِنَّا لَنَرٰىكَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ શબ્દ مَلَاءُ (મલઉ) "કૌમના સરદારો અને જ્ઞાતિના આગેવાનો" માટે આ શબ્દ બોલવામાં આવે છે. ભાવાર્થ એ છે કે, હઝરત નૂહ (અલૈ.)ની આ દા'વતના જવાબમાં કૌમના સરદારોએ કહ્યું કે, "અમે તો એવું સમજીએ છીએ કે, તમે ખુલ્લી ગુમરાહીમાં પડ્યા છો, અમારા બાપ-દાદાઓના ધર્મમાંથી અમને કાઢવા

ઈચ્છો છો અને કયામતમાં પુનઃ સજીવન થવાના તથા બદલો અથવા સજાના વિચારો; આ બધી ભ્રમણા છે.''

આ હૃદયને ઠેસ પહોંચાડે એવી વાતચીતના જવાબમાં હઝરત નૂહ (અલૈ.)એ પોતાની પયગમ્બરી શૈલીમાં જે જવાબ આપ્યો, તે પ્રચારકો (મુબલ્લિગો) અને સુધારકો માટે એક મહત્ત્વનું શિક્ષણ અને માર્ગદર્શન પૂરું પાડે છે કે, ઉશ્કેરાટમાં આવી જવાય અથવા ક્રોધિત થઈ જવાય એવી વાત ઉપર પણ ઉશ્કેરાયા વિના કે, ક્રોધિત થયા વિના સાદા શબ્દોમાં તેમની શંકા દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે. قَالَ يٰقَوۡمِ لَيۡسَ بِىۡ ضَلٰلَةٌ وَّلٰكِنِّىۡ رَسُوۡلٌ مِّنۡ رَّبِّ الۡعٰلَمِيۡنَ ، اُبَلِّغُكُمۡ رِسٰلٰتِ رَبِّىۡ وَاَنۡصَحُ لَكُمۡ وَاَعۡلَمُ مِنَ اللّٰهِ مَالَا تَعۡلَمُوۡنَ،

એટલે કે, હે મારી કૌમ ! મારામાં કોઈ ગુમરાહી નથી, પરંતુ વાત એ છે કે, હું તમારી જેમ બાપ–દાદા અને વડવાઓના કુરિવાજો અને અજ્ઞાનતાઓનો અનુયાયી નથી. બલકે, હું પરવરદિગારે આલમ તરફથી રસૂલ છું, જે કંઈ કહું છું અલ્લાહ રબ્બુલ ઈજ્જતના માર્ગદર્શન દ્વારા કહું છું અને અલ્લાહ તઆલાનો સંદેશ તમને પહોંચાડું છું, જેમાં તમારું જ ભલું છે. ન તો તેમાં અલ્લાહ તઆલાનો કોઈ લાભ છે અને ન જ મારો કોઈ સ્વાર્થ છે. તેમાં રબ્બુલ આલમીનનો શબ્દ શિર્કના અકીદહ ઉપર કુઠરાઘાત સમાન છે કે, તેમાં ચિંતન–મનન કરવામાં આવે તો ન તો કોઈ દેવી–દેવતા આ વિચાર સામે ઊભા રહી શકે છે અને ન જ કોઈ ''યજદાન'' અને ''અહ્‌રમન.'' ત્યારબાદ ફરમાવ્યું કે, તમને કયામતના અઝાબમાં જે શંકાઓ છે તેનું કારણ તમારી અજ્ઞાનતા અને બેખબરી છે. મને અલ્લાહ તઆલા તરફથી તેનું ચોક્કસ જ્ઞાન આપવામાં આવ્યું છે.

ત્યારબાદ તેમની બીજી શંકાઓનો જવાબ આપવામાં આવ્યો છે, જે સૂરએ મો'મિનૂનમાં સ્પષ્ટતા સાથે પ્રસ્તુત છે. مَا هٰذَآ اِلَّا بَشَرٌ مِّثۡلُكُمۡ يُرِيۡدُ اَنۡ يَّتَفَضَّلَ عَلَيۡكُمۡ وَلَوۡ شَآءَ اللّٰهُ لَا نۡزَلَ مَلٰٓئِكَةً.... એટલે કે, તેમની કૌમને હઝરત નૂહ (અલૈ.)ની દા'વત ઉપર એક શંકા એ પણ હતી કે, આ તો અમારી જ જેમ એક મનુષ્ય અને પુરુષ છે, અમારી જ જેમ ખાય–પીએ છે, સૂઈ જાય છે, જાગે છે, તેને અમે કેવી રીતે પોતાનો આગેવાન અને અનુસરણ લાયક માની લઈએ ? જો અલ્લાહ તઆલાએ અમારા માટે કોઈ સંદેશ મોકલવો હતો તો તેણે

ફરિશ્તાઓને મોકલ્યા હોત, જેમની વિશેષતા અને મોટાઈ આપણા બધા ઉપર જાહેર થઈ જાત. હવે આ તો એના સિવાય કોઈ બાબત નથી કે અમારી જ કૌમનો અને જ્ઞાતિનો એક વ્યક્તિ અમારા ઉપર પોતાની શ્રેષ્ઠતા અને મોટાઈ સ્થાપિત કરવા માંગે છે.

તેના જવાબમાં ફરમાવ્યું, اَوَعَجِبْتُمْ اَنْ جَآءَكُمْ ذِكْرٌ مِّنْ رَّبِّكُمْ عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ وَلِتَتَّقُوْا وَلَعَلَّكُمْ تُرْحَمُوْنَ એટલે કે, "શું તમને તેના ઉપર આશ્ચર્ય છે કે તમારા પરવરદિગારનો સંદેશ તમારા તરફ એક એવા વ્યક્તિ મારફતે આવ્યો જે તમારી જ જાતિનો છે, જેથી તે તમને ડરાવે અને જેથી તમે ડરી જાઓ અને જેથી તમારા ઉપર રહમ (કૃપા) કરવામાં આવે." એટલે કે, તેના ડરાવવાથી તમે ચેતી જાઓ અને વિરોધ–વંટોળ છોડી દો જેના પરિણામે તમારા ઉપર અલ્લાહની રહમત નાઝિલ થાય.

મતલબ એ છે કે, આ કોઈ આશ્ચર્યની વાત નથી કે મનુષ્યને રસૂલ બનાવવામાં આવે. પ્રથમ તો અલ્લાહ તઆલા કુલમુખ્તિયાર છે, જેને ચાહે પોતાની નુબુવ્વત અને રિસાલત અર્પણ કરે, તેમાં કોઈને ચું–ચા કરવાનો કોઈ અધિકાર કે મજાલ નથી. તદુપરાંત વાસ્તવિક ઘટના ઉપર વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ થઈ જશે કે, સામાન્ય મનુષ્યની જેમ રિસાલત અને નુબુવ્વતનો હેતુ મનુષ્ય દ્વારા જ પૂરો થઈ શકે છે, ફરિશ્તાઓનું એ કામ નથી હોઈ શકતું.

કારણ કે રિસાલતનો મુખ્ય ઉદ્દેશ્ય એ છે કે, અલ્લાહ તઆલાની સંપૂર્ણ તાબે'દારી અને આજ્ઞાપાલન ઉપર તથા તેની ઈબાદત ઉપર લોકોને કાયમ કરવામાં આવે અને તેમના હુકમોનો વિરોધ કરવાથી બચાવવામાં આવે અને એવું ત્યારે જ થઈ શકે છે કે, તેમના જેવો કોઈ મનુષ્ય એક માનવીય નમૂનો અને ઉદાહરણ બનીને તેમને બતાવે કે, મનુષ્યના તકાદાઓ અને ઈચ્છાઓની સાથે પણ અલ્લાહના હુકમો અને આજ્ઞાઓનું પાલન કરી શકાય છે અને તેની ઈબાદત પણ સાથે–સાથે ભેગી થઈ શકે છે. જો ફરિશ્તા આ દા'વત લઈને આવ્યા હોત અને પોતાના દાખલાઓ લોકો સામે રજૂ કર્યા હોત તો બધા લોકો એ ઉજર (બહાનુ) જાહેર કરી શકતા હતા કે, ફરિશ્તા તો મનુષ્યની શારીરિક આવશ્યકતાઓથી પાક છે, ન તો તેમને ભૂખ અને તરસ લાગે છે, ન ઊંઘ આવે

છે, ન જ તેઓ થાકે છે, તો તેમના જેવા અમે કઈ રીતે બની શકીએ છીએ ? પરંતુ જ્યારે પોતાનામાંથી જ પોતાની જ જાતિનો એક મનુષ્ય પોતાની બધી જ માનવ તરીકેની આવશ્યકતાઓ અને વિશેષતાઓ ધરાવતો હોય અને તે છતાં અલ્લાહના હુકમોનું અને આજ્ઞાઓનું સંપૂર્ણ પાલન કરીને બતાવે તો તેમના માટે કોઈ બહાનું હોઈ શકતું નથી.

આ જ વાતને એ તરફ ઈશારો કરવા માટે ફરમાવ્યું, لِيُنْذِرَكُمْ وَلِتَتَّقُوا મતલબ એ છે કે, જેના ડરાવવાથી પ્રભાવિત થઈને લોકો ડરી જાય તે એ જ હોય શકે છે જે તેમની જ પ્રજાતિ અને તેમના જ જેવી મનુષ્યરૂપી શારીરિક વિશેષતાઓ સાથે અસ્તિત્વ ધરાવતો હોય. એ શંકા મોટા ભાગની ઉમ્મતોના કાફિરોએ રજૂ કરી કે, કોઈ મનુષ્ય નબી અને રસૂલ ન હોવો જોઈએ. આ સંદર્ભે કુર્આને બધાને આ જ જવાબ આપ્યો છે. અફસોસ છે કે, કુર્આનની આટલી બધી સ્પષ્ટતાઓ હોવા છતાં આજે પણ લોકો રસૂલે કરીમ ﷺના મનુષ્ય હોવાથી ઈન્કાર કરવાની હિંમત કરી રહ્યા છે, અજ્ઞાન મનુષ્ય એ વાસ્તવિકતા નથી સમજતો અને તે કોઈ પોતાના જેવા જ મનુષ્યની શ્રેષ્ઠતાને સ્વીકાર કરવા માટે તૈયાર થતો નથી, એ જ કારણ છે કે પોતાના સમકાલીન અવલિયા અને ઉલમાથી સૂગ અને નફરત તથા નિમ્ન કક્ષાનો વર્તાવ હંમેશા અજ્ઞાન લોકોની ટેવ હોય છે.

હઝરત નૂહ (અલૈ.)ની કૌમની હૃદયને ઠેસ પહોંચાડનારી વાતચીતના જવાબમાં હઝરત નૂહ (અલૈ.)એ આ હમદર્દીભર્યું બોધપાઠથી ભરપૂર વલણ અપનાવ્યું, તે છતાં તેમની દુષ્ટ કૌમ ઉપર તેનો કોઈ પ્રભાવ ન પડ્યો બલકે, આંધળા બનીને જૂઠાડવામાં જ રાચેલા રહ્યા તો અલ્લાહ તઆલાએ તેમના ઉપર પ્રલયનો અઝાબ મોકલી આપ્યો. ઈરશાદ ફરમાવ્યો,

فَكَذَّبُوْهُ فَاَنْجَيْنَاهُ وَالَّذِيْنَ معَهٗ فِى الْفُلْكِ وَاَغْرَقْنَا الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا اِنَّهُمْ كَانُوْا قَوْمًا عَمِيْنَ એટલે કે, નૂહ (અલૈ.)ની જાલિમ કૌમે તેમના બોધપાઠ અને ભલાઈની કોઈ પરવા ન કરી અને તેને બરાબર જૂઠાડવાની નીતિ ઉપર અડગ રહ્યા, જેનું પરિણામ એ આવ્યું કે, અમે હઝરત નૂહ (અલૈ.) અને તેમના સાથીઓને એક જહાઝમાં સવાર કરીને પ્રલયથી છુટકારો અપાવ્યો અને જે લોકોએ અમારી આયતોને જૂઠાડી હતી તેમને ડૂબાડી દીધા. બેશક ! આ લોકો આંધળા થઈ રહ્યા હતા.

હઝરત નૂહ (અલૈ.)નો કિસ્સો અને તેમની કૌમના ડૂબી જવાની અને જહાઝમાં સવાર લોકોના છુટકારાની સંપૂર્ણ વિગત સૂરએ નૂહ અને સૂરએ હૂદમાં આવશે. આ સ્થળે વિષયના તકાદા પ્રમાણે તેનો ખુલાસો વર્ણન થયો છે. હઝરત ઝૈદ ઈબ્ને અસ્લમ (રદિ.) ફરમાવે છે કે, નૂહ (અલૈ.)ની કૌમ ઉપર તોફાનનો અઝાબ તે સમયે આવ્યો જ્યારે કે તે પોતાની બહુમતી અને શક્તિના આધારે મજબૂત હતા. ઈરાકના વિસ્તારમાં તેના પહાડ તેમની વસ્તીના કારણે તંગ થઈ રહ્યા હતા અને હંમેશા અલ્લાહ તઆલાનો એ નિયમ રહ્યો છે કે, તે નાફરમાન લોકોને ઢીલ આપતો રહે છે. અઝાબ તે સમયે જ મોકલે છે જ્યારે કે તેઓ પોતાની બહુમતી, શક્તિ અને દૌલતની પારકાષ્ઠાએ પહોંચી જાય અને તેમાં મદ્મસ્ત બની જાય. *(ઈબ્ને કષીર)*

હઝરત નૂહ (અલૈ.)ની સાથે જહાઝમાં કેટલા માણસો હતા ? આ બાબતે રિવાયતોમાં વિવિધતા છે. ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને અબી હાતિમની રિવાયતથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે, ૮૦ વ્યક્તિઓ હતા, જેમાં એક વ્યક્તિનું નામ જુરહમ હતું, જે અરબી ભાષા બોલતા હતા. *(ઈબ્ને કષીર)*

અમુક રિવાયતોમાં એ વિગત પણ આવી છે કે, ૮૦ની સંખ્યા એટલે કે, ૪૦ પુરુષો અને ૪૦ સ્ત્રીઓ હતી. જળપ્રલય પછી આ બધા લોકો મોસુલમાં જે જગ્યાએ સ્થાયી થયા, તે વસ્તીનું નામ "ષમાનુન" (ષમાનુન એટલે ૮૦) પ્રખ્યાત થયું. મતલબ કે, આ સ્થળે હઝરત નૂહ (અલૈ.)નો ટૂંકો કિસ્સો વર્ણન કરીને એ બતાવવામાં આવ્યું છે કે, બધા જ પ્રાચીન યુગના અંબિયા (અલૈ.)ની દા'વત અને મુખ્ય અકીદહ એક જ હતા. બીજું, એ બતાવવામાં આવ્યું કે, અલ્લાહ તઆલા પોતાના રસૂલોનું સમર્થન અને સહાયતા કેવી આશ્ચર્યજનક પદ્ધતિથી કરી રહ્યો છે કે, પહાડોની ટોચ ઉપર ચઢી જનારાઓને જળપ્રલયથી પણ સહજ રીતે કોઈ ભય હોતો નથી પરંતુ તે પણ ન બચ્યા, ત્રીજું, એ સ્પષ્ટ કરવામાં આવ્યું કે, અંબિયા (અલૈ.)ને જૂઠાડવું અલ્લાહના અઝાબને આમંત્રણ આપવા સમાન છે કે જે પ્રમાણે પાછલી ઉમ્મતો અંબિયા (અલૈ.)ને જૂઠાડવાના કારણે અઝાબમાં સપડાઈ ગઈ, આજના લોકોએ પણ તેનાથી નિર્ભય કે નચિંત ન રહેવું જોઈએ.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૬૫ થી ૭૨)

وَاِلٰى عَادٍ اَخَاهُمْ هُوْدًا ؕ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ
اَفَلَا تَتَّقُوْنَ ﴿۶۵﴾ قَالَ الْمَلَاُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖۤ اِنَّا لَنَرٰىكَ فِىْ سَفَاهَةٍ وَّاِنَّا
لَنَظُنُّكَ مِنَ الْكٰذِبِيْنَ ﴿۶۶﴾ قَالَ يٰقَوْمِ لَيْسَ بِىْ سَفَاهَةٌ وَّلٰكِنِّىْ رَسُوْلٌ مِّنْ رَّبِّ
الْعٰلَمِيْنَ ﴿۶۷﴾ اُبَلِّغُكُمْ رِسٰلٰتِ رَبِّىْ وَاَنَا لَكُمْ نَاصِحٌ اَمِيْنٌ ﴿۶۸﴾ اَوَعَجِبْتُمْ اَنْ جَآءَكُمْ
ذِكْرٌ مِّنْ رَّبِّكُمْ عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ ؕ وَاذْكُرُوْۤا اِذْ جَعَلَكُمْ خُلَفَآءَ
مِنْۢ بَعْدِ قَوْمِ نُوْحٍ وَّزَادَكُمْ فِى الْخَلْقِ بَصْۜطَةً ۚ فَاذْكُرُوْۤا اٰلَآءَ اللّٰهِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿۶۹﴾
قَالُوْۤا اَجِئْتَنَا لِنَعْبُدَ اللّٰهَ وَحْدَهٗ وَنَذَرَ مَا كَانَ يَعْبُدُ اٰبَآؤُنَا ۚ فَاْتِنَا بِمَا تَعِدُنَاۤ اِنْ
كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿۷۰﴾ قَالَ قَدْ وَقَعَ عَلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ رِجْسٌ وَّ غَضَبٌ ؕ
اَتُجَادِلُوْنَنِىْ فِىْۤ اَسْمَآءٍ سَمَّيْتُمُوْهَاۤ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ مَّا نَزَّلَ اللّٰهُ بِهَا مِنْ سُلْطٰنٍ ؕ
فَانْتَظِرُوْۤا اِنِّىْ مَعَكُمْ مِّنَ الْمُنْتَظِرِيْنَ ﴿۷۱﴾ فَاَنْجَيْنٰهُ وَالَّذِيْنَ مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا
وَقَطَعْنَا دَابِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَمَا كَانُوْا مُؤْمِنِيْنَ ﴿۷۲﴾ ع ۸ ۱۲

### તરજુમો :

*અને "કોમે આદ" તરફ તેમના ભાઈ હૂદને મોકલ્યા, બોલ્યા; હે મારી કોમ ! અલ્લાહની બંદગી કરો તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી, બસ શું તમે ડરતા નથી !? (૬૫) તેમની કોમમાં જે કાફિર સરદાર હતા, બોલ્યા; અમે તો જોઈ રહ્યા છીએ તારામાં અક્કલ નથી અને અમે તને જૂઠો ધારીએ છીએ. (૬૬) બોલ્યા, હે મારી કોમ ! હું કંઈ અક્કલ વિહોણો નથી પરંતુ હું સમગ્ર વિશ્વના પરવરદિગારનો મોકલેલો છું. (૬૭) તમને પોતાના પરવરદિગારના સંદેશ પહોંચાડું છું અને હું તમારો શુભચિંતક (બોધકર્તા) છું પ્રામાણિક (અમીન) ! (૬૮) શું તમને તાજ્જુબ થયો કે તમારી પાસે તમારા*

*પરવરદિગારની નસીહત એક પુરુષના મુખે આવી જે તમારામાંથી છે જેથી તમને ડરાવે ? અને યાદ કરો જ્યારે કે તમને નૂહ (અલૈ.)ની કોમ પછી સરદાર બનાવી દીધા અને તમારા કદ–કાઠીના (શરીર સૌષ્ઠવના) ફેલાવાને વધારી દીધું, બસ અલ્લાહના અહેસાન યાદ કરો જેથી તમારું ભલું થાય. (૬૯) બોલ્યા, શું તું એ માટે અમારી પાસે આવ્યો કે અમે એકમાત્ર અલ્લાહની બંદગી કરીએ અને છોડી દઈએ જેમને અમારા બાપદાદા પૂજતા રહ્યા ? બસ તું અમારી પાસે લઈ આવ જે વસ્તુથી તું અમને ડરાવે છે જો તું સાચો છે. (૭૦) કહ્યું, તમારા પરવરદિગાર તરફથી તમારા ઉપર અઝાબ અને ક્રોધ ઉપસ્થિત થઈ ચૂક્યો છે, મારી સાથે તે નામો ઉપર કેમ ઝઘડો છો કે (જે) તમે અને તમારા બાપદાદાઓએ રાખી લીધા છે ? અલ્લાહે તેમની કોઈ સનદ નથી ઉતારી; બસ રાહ જુઓ હું પણ તમારી સાથે રાહ જોઉં છું. (૭૧) પછી અમે તેમને અને જે તેમની સાથે હતા પોતાની રહમતથી બચાવી લીધા અને તેમના મૂળિયાં કાપી નાંખ્યા જેઓ અમારી આયતોને જૂઠાડતા હતા અને માનતા ન હતા. (૭૨)*

## તફસીર :

અને અમે કોમે આદ તરફ તેમના (કુટુંબ અને પ્રદેશના જાતિ)ભાઈ (હઝરત) હૂદ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) મોકલ્યા, તેમણે (પોતાની કોમને) ફરમાવ્યું, હે મારી કોમ ! તમે (ફક્ત) અલ્લાહની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ (થવા પાત્ર) નથી (અને મૂર્તિપૂંજા છોડી દો, જેમકે આગળ وَنَذَرَ مَاكَانَ يَعْبُدُ اٰبَآئُنَا થી જાણ થાય છે), બસ શું તમે (એવા મોટા ગુનાહ એટલે કે શિર્ક આચરીને અલ્લાહના અઝાબથી) નથી ડરતા ? તેમની કોમમાં જે આબરૂદાર લોકો કાફિર હતા તેમણે (જવાબમાં) કહ્યું કે, અમે તમને ઓછી (મંદ) બુદ્ધિમાં (સપડાયેલ) નિહાળીએ છીએ (કે તવહીદનો પ્રચાર કરી રહ્યા છો અને અઝાબથી ડરાવી રહ્યા છો) અને અમે બેશક ! તમને જૂઠા લોકોમાંથી સમજીએ છીએ; (એટલે કે, નઊઝુબિલ્લાહ ! ન તો તવહીદ સાચો અકીદહ છે અને ન જ અલ્લાહનો અઝાબ આવવો સાચું છે) તેમણે ફરમાવ્યું કે, હે મારી કોમ ! મારામાં જરા પણ ઓછી (મંદ) બુદ્ધિ નથી પરંતુ (કારણ કે) હું પરવરદિગારે આલમનો મોકલેલો પયગમ્બર છું (તેણે મને તવહીદનું શિક્ષણ અને

અઝાબથી ડરાવવાનો હુકમ આપ્યો છે, એટલા માટે પોતાના હોદ્દાનું કાર્ય કરું છું કે) તમને પોતાના પરવરદિગારનો સંદેશ (અને હુકમો) પહોંચાડું છું અને હું તમારો પ્રામાણિક શુભચિંતક છું (કારણ કે, તવહીદ અને ઈમાનમાં તમારો જ લાભ છે) અને (તમે જે મારા મનુષ્ય હોવાના કારણે મારી નુબુવ્વતનો ઈન્કાર કરો છો, જેમકે સૂરએ ઈબ્રાહીમમાં નૂહ અને આદ અને ષમૂદ અલૈ.ની કોમના વર્ણન પછી છે, قَالُوٓا اِنْ اَنْتُمْ اِلَّا بَشَرٌ مِّثْلُنَا અને સૂરએ ફુસ્સિલતમાં આદ અને ષમૂદના વર્ણન પછી قَالُوْا لَوْ شَآءَ رَبُّنَا لَا نْزَلَ مَلٰٓئِكَةً છે તો) શું તમે એ વાતથી આશ્ચર્ય કરો છો કે તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે એક એવા વ્યક્તિ મારફતે જે તમારી જ પ્રજાતિનો (મનુષ્ય) છે કોઈ નસીહત આવી ગઈ ! (તે નસીહતની વાત તે જ છે જે પસ્તુત છે يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ ...اِلٰى قَوْلِهٖ... اَفَلَا تَتَّقُوْنَ (જેથી તે વ્યક્તિ તમને (અલ્લાહના અઝાબથી) ડરાવે (એટલે એ તો કોઈ આશ્ચર્યની વાત નથી, શું માનવ હોવું નુબુવ્વતમાં અવરોધરૂપ છે ? ઉપર اَفَلَا تَتَّقُوْنَ માં જે ચેતવણી આપવામાં આવી હતી આગળ પ્રોત્સાહન આપવામાં આવ્યું છે) અને (હે કોમ !) તમે તે હાલતને યાદ કરો (અને યાદ કરીને અહેસાન માનો અને આજ્ઞાનું પાલન કરો) કે અલ્લાહ તઆલાએ તમને નૂહની કોમ પછી (પૃથ્વી પટ ઉપર) વસાવ્યા અને કદ–કાઠીમાં તમને વધારે ફેલાવ્યા, બસ અલ્લાહ તઆલાની (તે) નેઅ્મતોને યાદ કરો (અને યાદ કરીને અહેસાન માનો અને આજ્ઞાનું પાલન કરો) જેથી તમને (દરેક પ્રકારની) સફળતા મળે; તે લોકો કહેવા લાગ્યા કે, શું તમે અમારી પાસે એટલા માટે આવ્યા છો કે અમે માત્ર એક અલ્લાહની ઈબાદત કરીએ ? અને જે (મૂર્તિઓ)ને અમારા બાપ–દાદા પૂજતા હતા અમે તે(ઓની ઈબાદત)ને છોડી આપીએ ? (એટલે કે અમે એવું કદાપિ નહીં કરીએ) અને અમને (ઈન્કાર કરવાના કારણે) જે અઝાબની ધમકી આપો છો (જેમકે, اَفَلَا تَتَّقُوْنَ થી જાણ થાય છે) તે (અઝાબ)ને અમારી પાસે મંગાવી લો જો તમે સાચા છો ! તેમણે કહ્યું કે, (તમારી બળવાખોર વૃત્તિની જ્યારે આ જ પરિસ્થિતિ છે તો) બસ, હવે તમારા ઉપર અલ્લાહ તઆલા તરફથી અઝાબ અને ક્રોધ નિકટમાં જ આવવાનો છે (બસ, અઝાબની શંકાનો જવાબ તો તે સમયે જાણ થઈ જશે અને બાકી તવહીદ ઉપર જે શંકા છે કે તે મૂર્તિઓને મઅ્બૂદ કહો છો જેના નામ તો તમે મઅ્બૂદ રાખી લીધા છે પરંતુ વાસ્તવમાં તેમના મઅ્બૂદ હોવાની

કોઈ દલીલ જ નથી તો) શું તમે મારાથી એવા (અવાસ્તવિક) નામોની બાબતમાં ઝઘડો છો (એટલે તે અમુક મૂર્તિઓના નામો વિશે ઝઘડો કરો છો) જેને તમે અને તમારા બાપ–દાદાઓએ (આપમેળે મઅ્બૂદ) ઠરાવી લીધા છે ? (પરંતુ) તેમના મઅ્બૂદ હોવાની અલ્લાહ તઆલાએ કોઈ દલીલ (બૌદ્ધિક અથવા વહી દ્વારા) નથી મોકલી (એટલે કે, તમે જે બાપ–દાદાના તરીકાઓના દાવે'દાર છો તેમની દલીલ લાવવાની પણ જવાબદારી છે અને દલીલ વિરુદ્ધ પ્રતિદલીલ કરનારનો જવાબ પણ; પરંતુ ન તો તમે દલીલ સ્થાપિત કરી શકો છો અને ન જ મારી દલીલનો જવાબ આપી શકો છો, પછી તમારા બાપ–દાદાના તરીકાનો શું અર્થ?) બસ, તમે (હવે ઝઘડો ખતમ કરો અને અલ્લાહના અઝાબની) રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઈ રહ્યો છું; મતલબ કે (અઝાબ આવ્યો અને) અમે તેમને અને તેમના સાથીદારોને (એટલે કે મો'મિનોને) પોતાની રહમત (અને કૃપા)થી (તે અઝાબથી) બચાવી લીધા અને તે લોકોને મૂળિયાં સુદ્ધાં કાપી નાંખ્યા (એટલે કે તેમનો બિલકુલ સર્વનાશ કરી નાંખ્યો) જેમણે અમારી આયતોને જૂઠાડી હતી અને તેઓ (પોતાની દુષ્ટતાના કારણે) ઈમાન લાવનારા ન હતા (અટલે કે, જો તેમનો સર્વનાશ કરવામાં ન આવ્યો હોત તો પણ તેઓ ઈમાન ન લાવ્યા હોત, એટલા માટે અમે સમયની જરૂરિયાત પ્રમાણે હિકમતથી તેમનો સર્વનાશ કરી નાંખ્યો).

## મસ્અલા અને બોધપાઠ :

### "આદ" અને "ષમૂદ"નો ટૂંક ઇતિહાસ :

આદ અસલમાં એક વ્યક્તિનું નામ છે, જે નૂહ (અલૈ.)ની પાંચમી પેઢી અને તેમના દિકરા સામની અવલાદમાંથી છે, પછી તે વ્યક્તિની અવલાદ અને સમગ્ર કૌમ આદના નામથી પ્રખ્યાત થઈ ગઈ. કુર્આને કરીમમાં આદની સાથે ક્યાંક عَادِ اُوْلٰى (આદે ઊલા) તો ક્યાંક اِرَمَ ذَاتِ الْعِمَادِ "તે જેઓ ઈરમ (શહેર)માં હતા મોટા થાંભલાઓવાળા." (૮૯ : ૭) પણ આવ્યું છે. જેનાથી જાણ થાય છે કે, આદની કૌમને اِرَمْ (ઈરમ) પણ કહેવામાં આવે છે અને આદે ઊલાના સંદર્ભમાં કોઈ આદે ષાની એટલે કે, પહેલાં આદના મુકાબલામાં કોઈ બીજા આદ પણ છે, તેના સંશોધનમાં વિવરણકારો અને ઈતિહાસકારોના વિવિધ

નિવેદનો નોંધાયેલા છે. વધારે પ્રખ્યાત એ છે કે, આદના દાદાનું નામ "ઈરમ" છે, તેમનો એક દિકરો એટલે કે, "અવસ"ની અવલાદમાં આદ છે. આ "આદે ઊલા" (આદ પહેલો) કહેવાય છે અને બીજા દિકરા "જષવ"ના દિકરાનું નામ ષમૂદ છે, આ "આદે ષાની" (આદ બીજો) કહેવાય છે. આ સંશોધનનો ખુલાસો એ છે કે, આદ અને ષમૂદ બંને ઈરમની બે શાખાઓ છે. એક શાખાને "આદે ઊલા" અને બીજાને "આદે ષાની" કહેવામાં આવે છે અને શબ્દ اِرَم (ઈરમ), عَــــادْ (આદ) અને ثَمُوْدْ (ષમૂદ) બંનેના માટે સંયુક્ત રીતે વપરાય છે.

અમુક વિવરણકારોએ ફરમાવ્યું છે કે, કૌમે આદ ઉપર જે વખતે અઝાબ આવ્યો તો તેમનો એક કાફલો મક્કા મુઅજ્જમહ ગયો હતો. તેઓ અઝાબથી સુરક્ષિત રહ્યા, તેને "આદે ઉખરા" કહેવામાં આવે છે. *(બયાનુલ કુર્આન)*

હૂદ (અલૈ.) એક નબીનું નામ છે, આ પણ નૂહ (અલૈ.)ની પાંચમી પેઢી અને "સામ"ની અવલાદમાંથી છે. કૌમે આદ અને હઝરત હૂદ (અલૈ.)ની પેઢી ચોથી પેઢીમાં સામ ઉપર ભેગી થઈ જાય છે. આમ હૂદ (અલૈ.) આદના કૌટુંબિક ભાઈ છે. એટલા માટે اَخَاهُمْ هُوْدًا ફરમાવવામાં આવ્યું.

કૌમે આદના ૧૩ કુટુંબો હતા. ઓમાનથી લઈને હજૂરે મૌત અને યમન સુધી તેમની વસ્તીઓ હતી, તેમની જમીનો ઘણી ફળદ્રુપ અને હરીભરી હતી, દરેક પ્રકારના બગીચાઓ હતા, રહેવા માટે મોટા-મોટા શાનદાર મહેલો બનાવતા હતા, ખૂબ જ મોટા-મોટા કદાવર અને મોટા દિલડોળવાળા (ભરાવદાર) માણસો હતા. પ્રસ્તુત આયતમાં زَادَكُمْ فِى الْخَلْقِ بَصْطَةً નો આ જ અર્થ છે. અલ્લાહ તઆલાએ દુનિયાની સઘળી નેઅ્મતોના દરવાજા તેમના ઉપર ખોલી આપ્યા હતા, પરંતુ તેમની દીને હક ન સ્વીકારવાની ખોટી હઠધર્મીના કારણે આ જ નેઅ્મતોને તેમના માટે તેમના જીવની આફત બનાવી દેવામાં આવી પોતાની શક્તિ અને જાહોજલાલીના નશામાં મદ્‌મસ્ત થઈને مَنْ اَشَدُّ مِنَّــــا قُوَّةً "અમારાથી વધીને કોણ શક્તિશાળી છે ?" (૪૧:૧૫)ની ડંફાસો મારવા લાગ્યા.

અલ્લાહ રબ્બુલ આલમીન કે, જેની નેઅ્મતોનો વરસાદ તેમના ઉપર થઈ રહ્યો હતો, તેને છોડીને તેઓ મૂર્તિપૂજામાં રાચી પડ્યા.

**હઝરત હૂદ (અલૈ.)નું પેઢીનામું અને અમુક ઘટનાઓ :**

અલ્લાહ તઆલાએ હઝરત હૂદ (અલૈ.)ને તેમની હિદાયત માટે

પયગમ્બર બનાવીને મોકલ્યા, જે પોતે તેમના જ કુટુંબમાંથી હતા, અબૂલ બરકાત ઝૂની જેઓ અરબના પેઢીનામાના નિષ્ણાત અને એ વિષયના પ્રખ્યાત લેખક છે, તેમણે લખ્યું છે કે, હૂદ (અલૈ.)ના દિકરા યઅ્રબ બિન કહતાન છે, જે યમનમાં જઈને વસી ગયા અને યમનની કૌમ તેમની જ નસ્લ છે. અરબી ભાષાની શરૂઆત તેમનાથી જ થઈ અને યઅ્રબના નામ ઉપરથી જ તેમની ભાષાનું નામ અરબી અને તે ભાષા બોલનારાઓને અરબ કહેવામાં આવ્યા. *(બહરે મુહીત)*

પરંતુ સાચું એ છે કે, અરબી ભાષા તો હઝરત નૂહ (અલૈ.)ના સમયકાળમાં પણ અસ્તિત્વ ધરાવતી હતી. નૂહ (અલૈ.)ના જહાઝમાં એક વ્યક્તિ જુહરમ નામનો હતો જેનાથી મક્કાએ મુઅજ્જમહનો વસવાટ શરૂ થયો. હા ! એવું બની શકે છે કે યમનમાં અરબી ભાષાની શરૂઆત યઅ્રબ બિન કહ્તાનથી થઈ હોય અને અબૂલ બરકાતના સંશોધનનો આ જ અર્થ હોય. વલ્લાહુ અઅ્લમુ.

હઝરત હૂદ (અલૈ.)એ કૌમે આદને મૂર્તિપૂજા છોડીને તવહીદ અપનાવવા અને જુલમ તથા બળજબરી છોડીને ન્યાય અને ઈન્સાફ અપનાવવાની તાકીદ કરી પરંતુ આ લોકો પોતાની દોલત અને શક્તિના નશામાં ચૂર હતા, તેમણે વાત ન માની, જેના પરિણામે તેમના ઉપર પ્રથમ અઝાબ એ આવ્યો કે, ત્રણ વર્ષ સુધી સતત વરસાદ બંધ રહ્યો, તેમની જમીનો સૂક્કી ભટ્ઠ રણ બની ગઈ, બગીચાઓ વેરાન થઈ ગયા છતાં પણ આ લોકોએ શિર્ક અને મૂર્તિપૂજા કરવાનું છોડ્યું નહીં, તો પછી આઠ દિવસ અને સાત રાતો સુધી તેમના ઉપર સખત પ્રકારની આંધીનો અઝાબ આવ્યો જેણે તેમના બચેલા રહ્યા–સહ્યા બાગો અને મહેલોને જમીનદોસ્ત કરી નાંખ્યા અને માણસો તથા પ્રાણીઓ હવામાં ઉડીને ઉંધા મોંએ જમીન ઉપર આવીને પડતા હતા. આ જ પ્રમાણે આ કૌમે આદનો સર્વનાશ કરી નાંખવામાં આવ્યો. પ્રસ્તુત આયતમાં જે ઈરશાદ છે, وَقَطَعْنَا دَابِرَ الَّذِيْنَ كَذَّبُوْا એટલે કે, "અમે જૂઠાડનારાઓની નસ્લ કાપી નાંખી," તેનો હેતુ અમુક લોકોએ આ જ ઠરાવ્યો છે કે, તે સમયે જે લોકો હાજર હતા તે બધાનો જ નાશ કરી નાંખવામાં આવ્યો અને અમુક લોકોએ આ શબ્દનો એ ભાવાર્થ ઠરાવ્યો છે કે, આવનારા સમય માટે ભવિષ્યમાં પણ કૌમે આદની વંશનો ક્રમ અલ્લાહ તઆલાએ કાપી નાંખ્યો.

હઝરત હૂદ (અલૈ.)ની વાત ન માનવા અને કુફ્ર-શિર્કમાં રાચેલા રહેવા ઉપર જ્યારે તેમની કૌમ ઉપર અઝાબ આવ્યો તો હઝરત હૂદ (અલૈ.) અને તેમના સાથીઓએ એક حَظِيْرَةً (હઝીરહ) "ખૂંટા ચોંડીને વાડ જેવા બનાવવામાં આવેલ ખુલ્લા સ્થળ"માં શરણ લીધું. એ આશ્ચર્યની વાત હતી કે, આ આંધી-તોફાનમાં મોટા-મોટા મહેલો જમીનદોસ્ત થઈ રહ્યા હતા પરંતુ આ વાડમાં હવા બિલકુલ મધ્યમ કક્ષાની અને શાંત થઈને પ્રવેશતી હતી. હૂદ (અલૈ.)ના બધા સાથીદારો અઝાબ નાઝિલ થતો હતો તે સમયે પણ બિલકુલ સલામત રીતે શાંતિથી બેસી રહ્યા, તેમને કોઈ પ્રકારની કોઈ તકલીફ ન પહોંચી. કૌમના સર્વનાશ થઈ ગયા પછી તેઓ મક્કા મુઅજ્જમહ સીધાવી ગયા અને ત્યાં જ વફાત પામ્યા. *(બહરે મુહીત)*

કૌમે આદનો અઝાબ હવાના તોફાનના સ્વરૂપમાં આવવો કુર્આન મજીદમાં સ્પષ્ટ નુસૂસ દ્વારા પ્રસ્તુત છે અને સૂરએ મો'મિનૂનમાં નૂહ (અલૈ.)ના કિસ્સાનું વર્ણન કર્યા પછી જે ઈરશાદ થયો છે, ثُمَّ اَنْشَاْنَا مِنْۢ بَعْدِهِمْ قَرْنًا اٰخَرِيْنَ (૨૩ : ૩૧) એટલે કે, "પછી અમે તેમના પછી એક અન્ય સમૂહ પેદા કર્યો." દેખીતું એ છે કે, આ સમૂહનો અર્થ કૌમે આદ છે, પછી તે સમૂહના અમલો અને પરિસ્થિતિઓ વર્ણન કર્યા બાદ ઈરશાદ ફરમાવ્યો, فَاَخَذَتْهُمُ الصَّيْحَةُ بِالْحَقِّ (૨૩:૪૧) એટલે કે, "પકડી લીધા તેમને એક ભયંકર અવાજે." કુર્આનના આ વર્ણનની બીના ઉપર અમુક વિવરણકાર ઉલમાએ ફરમાવ્યું કે, કૌમે આદ ઉપર સખત પ્રકારના અતિભયંકર અવાજનો અઝાબ આવ્યો હતો, પરંતુ તે બંને વાતોમાં કોઈ વિરોધાભાસ નથી. બની શકે છે કે, ભયંકર મોટો અવાજ પણ આવ્યો હોય અને આંધી-તોફાન પણ આવ્યું હોય.

આ ટૂંકી ઘટના છે કૌમે આદ અને હઝરત હૂદ (અલૈ.)ની, તેની વિગત કુર્આનના શબ્દોમાં આ પ્રમાણ છે.

પ્રથમ આયતમાં وَاِلٰى عَادٍ اَخَاهُمْ هُوْدًا ؕ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اَفَلَا تَتَّقُوْنَ એટલે કે, "અમે કૌમે આદ તરફ તેમના ભાઈ હઝરત હૂદ (અલૈ.)ને હિદાયત માટે મોકલ્યા તો તેમણે ફરમાવ્યું, હે મારી કૌમ ! તમે માત્ર અલ્લાહ તઆલાની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી, શું તમે ડરતા નથી ?"

કૌમે આદથી અગાઉની કૌમ હઝરત નૂહ (અલૈ.)નો ભયંકર અઝાબ હજુ સુધી લોકોના માનસમાંથી અદષ્ય થયો ન હતો. એટલા માટે હઝરત હૂદ (અલૈ.)એ અઝાબની કઠોરતા અને ભયંકરતા વર્ણન કરવાની આવશ્યકતા ન હતી, તેથી ફક્ત એટલું કહેવું પૂરતું સમજ્યું કે, શું તમે અલ્લાહના અઝાબથી ડરતા નથી ?

બીજી આયતમાં છે قَالَ الْمَلَاُ مِنْ قَوْمِهٖۤ اِنَّا لَنَرٰىكَ فِىْ سَفَاهَةٍ وَّاِنَّا لَنَظُنُّكَ مِنَ الْكٰذِبِيْنَ એટલે કે, "કૌમના સરદારોએ કહ્યું કે, અમે આપને બેવકૂફીમાં સપડાયેલા જોઈ રહ્યા છીએ અને અમારું અનુમાન તો એ છે કે તમે જૂઠું બોલનારાઓમાંથી છો."

આ લગભગ એવો જ વાંધો છે જેને હઝરત નૂહ (અલૈ.)ની કૌમે તેમની સામે ઉઠાવ્યો હતો, ફક્ત અમુક શબ્દોનો તફાવત છે. ત્રીજી અને ચોથી આયતમાં તેનો જવાબ પણ લગભગ એ જ અંદાજમાં આવ્યો છે જેવો હઝરત નૂહ (અલૈ.)એ આપ્યો હતો. એટલે કે, મારામાં કંઈ જ બેવકૂફી નથી, વાત માત્ર એટલી છે કે હું રબ્બુલ આલમીન તરફથી રસૂલ અને પયગમ્બર બનીને આવ્યો છું અને તેના સંદેશ તમને પહોંચાડું છું અને હું સ્પષ્ટ રીતે તમારો શુભચિંતક છું. એટલા માટે તમારા પૂર્વજોની અજ્ઞાનતા અને ભૂલોમાં તમારો સાથ દેવાના બદલે હું તમારા સ્વાભાવ અને પરંપરા વિરુદ્ધ સત્ય વાત તમને પહોંચાડું છું, જેને તમે ખરાબ માની રહ્યા છો.

પાંચમી આયતમાં કૌમે આદ સામે એ જ વાંધો ઉઠાવવાનું વર્ણન કરવામાં આવ્યું છે, જે તેમનાથી અગાઉ હઝરત નૂહ (અલૈ.)ની કૌમે ઉઠાવ્યો હતો કે, અમે કોઈ પોતાના જેવા જ મનુષ્ય અને પુરુષને કેવી રીતે પોતાનો આગેવાન માની લઈએ ? કોઈ ફરિશ્તો હોત તો શક્ય હતું કે અમે માની લીધું હોત. તેનો જવાબ પણ કુર્આને કરીમમાં એ જ વર્ણન કરવામાં આવ્યો જે નૂહ (અલૈ.)એ આપ્યો હતો કે, એ કોઈ આશ્ચર્યની વાત નથી કે કોઈ મનુષ્ય અલ્લાહનો નબી અને રસૂલ થઈને લોકોને ડરાવવા માટે આવી જાય. કારણ કે, વાસ્તવમાં મનુષ્યને સમજાવવા માટે મનુષ્યને જ પયગમ્બર બનાવવો પ્રભાવી બની શકે છે.

ત્યારબાદ તેમના તે ઈનામોને યાદ અપાવાવમાં આવ્યા, જે અલ્લાહ

તઆલાએ એ કૌમ ઉપર કર્યા હતા. ઈરશાદ ફરમાવ્યો, وَاذْكُرُوْٓا اِذْ جَعَلَكُمْ خُلَفَآءَ مِنْۢ بَعْدِ قَوْمِ نُوْحٍ وَّزَادَكُمْ فِى الْخَلْقِ بَصْطَةً فَاذْكُرُوْٓا اٰلَآءَ اللّٰهِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ એટલે કે, "તે વાત યાદ કરો કે, અલ્લાહ તઆલાએ તમને કૌમે નૂહ પછી જમીનના માલિક અને તેને વાપરનારા બનાવી દીધા અને કદ–કાઠીમાં તમને ફેલાવો પણ વધારે આપ્યો, તેની આ નેઅ્મતોને યાદ કરો તો તમારું ભલું થશે."

પરંતુ આ દુષ્ટ, બળવાખોર અને નશામાં મદ્મસ્ત થયેલ કૌમે કોઈ વાત કાને ન ધરી અને તે જ જવાબ આપ્યો, જે સામાન્ય રીતે ગુમરાહ લોકો આપ્યા કરે છે કે, "શું તમે એવું ઈચ્છો છો કે, અમે ફક્ત એક અલ્લાહને માનવા લાગીએ ? એ તો અમારાથી નહીં થાય. તમે જે અઝાબની અમને ધમકી આપી રહ્યા છો તે અઝાબને બોલાવી લો, જો તમે સાચા છો."

છઠ્ઠી આયતમાં હૂદ (અલૈ.)એ જવાબ આપ્યો કે, "જ્યારે તમારી દુષ્ટતા અને મદ્હોશીની આ હાલત છે, ઉપરથી હવે તમારા ઉપર અલ્લાહનો ક્રોધ અને અઝાબ લાવવા જ માંગો છો તો તમે રાહ જુઓ અને અમે પણ તેની રાહ જોઈએ છીએ." કૌમના આ ઉશ્કેરણીજનક જવાબથી અઝાબ આવવાની ખબર તો આપી દીધી પરંતુ પયગમ્બરના હોદ્દાની રૂએ હેત અને નસીહતે ફરી મજબૂર કરી દીધા કે, આ વાતચીત દરમિયાન એ પણ ફરમાવી દીધું કે, અફસોસ છે કે તમે અને તમારા બાપ–દાદાએ બુદ્ધિહીન નિર્જીવ વસ્તુને તમારા મઅ્બૂદ બનાવી લીધા, જેના મઅ્બૂદ હોવાની ન તો કોઈ બૌદ્ધિક કે તાર્કિક દલીલ છે અને ન જ કોઈ વહી દ્વારા આવેલ દલીલ. એમ છતાં તમે તેમની ઈબાદતમાં એવા પરિપક્વ થઈ ગયા કે તેમની હિમાયતમાં મારી સાથે ઝઘડી રહ્યા છો ?

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, હઝરત હૂદ (અલૈ.)નો સંપૂર્ણ સંઘર્ષ અને કૌમે આદની બળવાખોરીનું અંતિમ પરિણામ એ આવ્યું કે, "અમે હઝરત હૂદ (અલૈ.)ને અને તે લોકોને જેઓ તેમના ઉપર ઈમાન લાવ્યા હતા અઝાબથી સુરક્ષિત રાખ્યા અને જૂઠાડનારા લોકોના મૂળિયાં કાપી નાંખ્યા અને તેઓ ઈમાન લાવનારા ન હતા."

આ કિસ્સામાં ગાફેલ માનવો માટે અલ્લાહ તઆલાની યાદ અને આજ્ઞાપાલનમાં લાગી જવાનું માર્ગદર્શન અને તેનો વિરોધ કરનારાઓ માટે

બોધપાઠ અને નસીહતનો સામાન તથા પ્રચારકો અને સુધારકો માટે પયગમ્બર (અલૈ.)ની પરંપરા તથા સુધારણા અને પ્રચારનું શિક્ષણ છે.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૭૩ થી ૭૬)

وَإِلَىٰ ثَمُودَ أَخَاهُمْ صَالِحًا ۗ قَالَ يَا قَوْمِ اعْبُدُوا اللَّهَ مَا لَكُمْ مِنْ إِلَٰهٍ غَيْرُهُ ۖ قَدْ جَاءَتْكُمْ
بَيِّنَةٌ مِنْ رَبِّكُمْ ۖ هَٰذِهِ نَاقَةُ اللَّهِ لَكُمْ آيَةً ۖ فَذَرُوهَا تَأْكُلْ فِي أَرْضِ اللَّهِ ۖ وَلَا
تَمَسُّوهَا بِسُوءٍ فَيَأْخُذَكُمْ عَذَابٌ أَلِيمٌ ﴿٧٣﴾ وَاذْكُرُوا إِذْ جَعَلَكُمْ خُلَفَاءَ مِنْ بَعْدِ عَادٍ وَبَوَّ
أَكُمْ فِي الْأَرْضِ تَتَّخِذُونَ مِنْ سُهُولِهَا قُصُورًا وَتَنْحِتُونَ الْجِبَالَ بُيُوتًا ۖ فَاذْكُرُوا
آلَاءَ اللَّهِ وَلَا تَعْثَوْا فِي الْأَرْضِ مُفْسِدِينَ ﴿٧٤﴾ قَالَ الْمَلَأُ الَّذِينَ اسْتَكْبَرُوا مِنْ قَوْمِهِ
لِلَّذِينَ اسْتُضْعِفُوا لِمَنْ آمَنَ مِنْهُمْ أَتَعْلَمُونَ أَنَّ صَالِحًا مُرْسَلٌ مِنْ رَبِّهِ ۚ
قَالُوا إِنَّا بِمَا أُرْسِلَ بِهِ مُؤْمِنُونَ ﴿٧٥﴾ قَالَ الَّذِينَ اسْتَكْبَرُوا إِنَّا بِالَّذِي آمَنْتُمْ
بِهِ كَافِرُونَ ﴿٧٦﴾

## તરજુમો :

*અને ષમૂદ તરફ તેમના ભાઈ સાલિહ (અલૈ.)ને મોકલ્યા, બોલ્યા; હે મારી કોમ ! અલ્લાહની બંદગી કરો તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી, તમને તમારા પરવરદિગાર તરફથી દલીલ પહોંચી ચૂકી છે, આ અલ્લાહની ઊંટણી છે તમારા માટે નિશાની, બસ તેને છોડી દો કે અલ્લાહની ભૂમિમાં ખાય અને તેને બુરી રીતે હાથ ન લગાવો (નહિતર) પછી તમને દર્દનાક અઝાબ પકડશે. (૭૩) અને યાદ કરો જ્યારે કે તમને આદ પછી સરદાર બનાવી દીધા અને તમને જમીનમાં ઠેકાણું આપ્યું કે નરમ જમીનમાં મહેલ બનાવો છો અને પહાડોના ઘર કોતરો છો, બસ અલ્લાહના અહેસાન યાદ કરો અને જમીનમાં ફસાદ મચાવતા ન ફરો. (૭૪) તેમની કોમમાં જે ઘમંડી સરદાર હતા ગરીબ લોકોને કહેવા લાગ્યા કે જેઓ તેમનામાં ઈમાન લાવી*

*ચૂક્યા હતા, શું તમને યકીન છે કે સાલિહ (અલૈ.)ને તેના પરવરદિગારે મોકલ્યો છે ? બોલ્યા, અમને તો તેઓ જે લઈને આવ્યા છે તેના ઉપર યકીન છે. (૭૫) કહેવા લાગ્યા તે લોકો જેઓ ઘમંડી હતા, જેના ઉપર તમને યકીન છે અમે તેને નથી માનતા. (૭૬)*

## તફસીર :

અને કોમે ષમૂદ તરફ તેમના ભાઈ (હઝરત) સાલિહ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) મોકલ્યા, તેમણે (પોતાની કોમને) કહ્યું, હે મારી કોમ ! તમે (ફક્ત) અલ્લાહ તઆલાની ઈબાદત કરો તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ (હોવાના પાત્ર) નથી, (તેમણે એક ખાસ મોઅ્જિઝાની દરખાસ્ત કરી કે, આ પથ્થરમાંથી એક ઊંટણી પેદા થાય તો અમે ઈમાન લાવીએ, આથી હઝરત સાલિહ અલૈ.એ દુઆ કરી તો અલ્લાહ તઆલાએ એવું જ કર્યું કે તે પથ્થર ફાટ્યો અને તેમાંથી એક મોટી ઊંટણી નીકળી. *–રવાહુ મુહમ્મદ બિન ઈસ્હાક* –હઝરત સાલિહ અલૈ.એ ફરમાવ્યું કે) તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી (મારા રસૂલ હોવાની) એક સ્પષ્ટ દલીલ આવી ચૂકી છે; (આગળ તેનું વર્ણન છે) આ ઊંટણી છે, જે અલ્લાહની તમારા માટે દલીલ (બનાવીને જાહેર કરવામાં આવી) છે (અને તે એટલા માટે અલ્લાહની ઊંટણી કહેવાઈ કે તે અલ્લાહની દલીલ છે) બસ (તદુપરાંત મારી રિસાલત ઉપર પોતે પણ દલીલ છે, તેના પણ અમુક હકો આ પ્રમાણે છે કે) તેને છોડી દો અલ્લાહની જમીનમાં (ઘાસચારો) ખાતી ફરે (એ જ પ્રમાણે પોતાનો વારો હોય તે દિવસે પાણી પીતી રહે, જેમકે બીજી આયતમાં છે) અને તેને બુરાઈ (અને તકલીફ આપવા)ની સાથે હાથ પણ ન લગાવો નહિતર તમને દર્દનાક અઝાબ પકડી લેશે અને (હે કોમ) તમે તે પરિસ્થિતિને યાદ કરો (અને યાદ કરીને અહેસાન માનો અને આજ્ઞાપાલન કરો) કે અલ્લાહ તઆલાએ તમને (કોમે) આદ પછી (પૃથ્વી પટ ઉપર) આબાદ કર્યા અને તમને જમીન ઉપર રહેવાનું (ઉત્તમ) ઠેકાણું આપ્યું કે નરમ જમીન ઉપર (પણ મોટા–મોટા) મહેલ બનાવો છો અને પહાડોને કોતરી–કોતરીને તેમાં (પણ) ઘર બનાવો છો, બસ અલ્લાહ તઆલાની (તે) નેઅ્મતોને (અને અન્ય નેઅ્મતોને પણ) યાદ કરો (અને કુફ્ર અને શિર્ક દ્વારા) જમીન ઉપર ફસાદ ન ફેલાવો (અને ઈમાન લઈ આવો, પરંતુ આ પ્રકારની વિનંતીથી અમુક ગરીબ લોકો ઈમાન

લાવ્યા હતા તે અને તેમના માલદારોમાં પરસ્પર એવી વાતચીત થઈ, એટલે કે) તેમની કોમમાં જેઓ ઘમંડી સરદારો હતા તેમણે ગરીબ લોકોને કે જેઓ તેમનામાંથી ઈમાન લઈ આવ્યા હતા, પૂછ્યું કે શું તમને એ વાતનું યકીન છે કે સાલિહ (અલૈ.) પોતાના પરવરદિગાર તરફથી (પયગમ્બર બનાવીને) મોકલવામાં આવ્યા છે ? તેમણે (જવાબમાં) કહ્યું કે, બેશક ! અમે તો એ (હુકમ) ઉપર સંપૂર્ણ યકીન રાખીએ છીએ જે તેમને આપીને મોકલવામાં આવ્યા છે, તે ઘમંડી લોકો કહેવા લાગ્યા કે તમે જે વસ્તુઓ ઉપર યકીન લાવ્યા છો અમે તો તેના ઈન્કારી છીએ.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં હઝરત સાલિહ (અલૈ.) અને તેમની કૌમ ષમૂદની હાલતનું વર્ણન છે જેમકે, આ અગાઉ કૌમે નૂહ (અલૈ.) અને કૌમે હૂદ (અલૈ.)નું વર્ણન આવી ચૂક્યું છે અને સૂરએ અઅ્રાફના અંત સુધી પણ પાછલા અંબિયા (અલૈ.) અને તેમની કૌમોનો અહેવાલ તથા અંબિયા (અલૈ.)ની હક્કની દા'વત ઉપર તેમની કૌમના કુફ્ર અને ઈન્કારના ખરાબ પરિણામનું વર્ણન છે.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં ઈરશાદ છે وَاِلٰی ثَمُوْدَ اَخَاهُمْ صٰلِحًا તેમાંથી પ્રથમ કૌમે આદના ઉલ્લેખમાં વર્ણન થઈ ચૂક્યું છે કે, આદ અને ષમૂદ એક જ દાદાની અવલાદમાં બે વ્યક્તિઓના નામો છે, તેમની અવલાદ પણ તેમના નામથી જ ઓળખાઈ અને બે કૌમો બની ગઈ. એક કૌમ "કૌમે આદ" અને બીજી કૌમ "કૌમે ષમૂદ" કહેવાય છે. તેઓ અરબના ઉત્તર–પશ્ચિમમાં વસતા હતા અને તેમના મોટા શહેરનું નામ હિજ્ર હતું, જેને આજે મોટે ભાગે "મદાઈને સાલિહ" (અલૈ.)ના નામે ઓળખવામાં આવે છે. કૌમે આદની જેમ કૌમે ષમૂદ પણ માલદાર, શક્તિશાળી અને બહાદૂર કૌમ હતી તથા પથ્થરની શિલ્પકળામાં અને સ્થાપત્યકળામાં નિષ્ણાત હતી. ખુલ્લી જમીન ઉપર મોટા–મોટા મહેલો બનાવતા હતા, તદુપરાંત પહાડોને કોતરી–કોતરીને તેમાંથી અનેક પ્રકારની ઈમારતો બનાવતા હતા. "અરજુલ કુર્આન"માં મવલાના સય્યદ સુલયમાન સાહેબે લખ્યું છે કે, તેમના સ્થાપત્યના અવશેષો દુનિયામાં આજે પણ જોવા મળે છે, તેના ઉપર "ઈરમિ" અને "ષમૂદી" લિપીમાં લખાણો કોતરેલા જોવા મળે છે.

દુનિયાની દોલત અને અય્યાશીઓનું પરિણામ મોટે ભાગે એ જ આવતું હોય છે કે, એવા લોકો અલ્લાહ અને આખિરતથી ગાફેલ થઈને ખોટા માર્ગો ઉપર ખોટા રવાડે ચઢી જાય છે. કૌમે ષમૂદની પણ એવી જ હાલત થઈ.

અલબત્ત, તેમનાથી અગાઉની કૌમ કૌમે નૂહ (અલૈ.)ના અઝાબના કિસ્સાનું વર્ણન હજુ સુધી દુનિયામાં ચર્ચાતું હતું અને તે ઉપરાંત તેમના ભાઈ એવી કૌમે આદના સર્વનાશના કિસ્સાઓ તો તાજા જ હતા, પરંતુ દોલત અને શક્તિના નશાની મદ્હોશીની ખાસિયત એ જ હોય છે કે, હજુ એક વ્યક્તિનો પાયો જમીનદોસ્ત થાય છે કે બીજો તેની માટીના ઢગલા ઉપર પોતાની ઈમારત ઊભી કરી લે છે અને પ્રથમ ઘટી ચૂકેલી ઘટનાને ભૂલી જાય છે. કૌમે આદની તબાહી અને સર્વનાશ પછી કૌમે ષમૂદ તેમના મકાનો અને જમીનોના વારસદાર બની ગયા અને તે જ સ્થળો ઉપર પોતાની અય્યાશીઓના મહેલો તા'મીર કર્યા, જેમાં તેમના ભાઈ હલાક થઈ ચૂક્યા હતા અને ઠીક તે જ અમલો અને પ્રવૃત્તિઓ શરૂ કરી દીધી જે કૌમે આદે કરી હતી કે અલ્લાહ અને આખિરતથી ગાફેલ થઈને શિર્ક અને મૂર્તિપૂજામાં લાગી ગયા. અલ્લાહ તઆલાએ પોતાની સુન્નતુલ્લાહ (અલ્લાહની ટેવના સાતત્ય) પ્રમાણે તેમની હિદાયત માટે હઝરત સાલિહ (અલૈ.)ને રસૂલ બનાવીને મોકલ્યા. સાલિહ (અલૈ.) વંશ અને વતનના આધારે કૌમે ષમૂદના જ એક વ્યક્તિ હતા, કારણ કે તેઓ પણ "સામ"ની અવલાદમાંથી જ હતા. આથી કુર્આને કરીમમાં તેમને કૌમે ષમૂદના ભાઈ કહ્યા છે. اَخَاهُمْ صٰلِحًا હઝરત સાલિહ (અલૈ.)એ પોતાની કૌમને જે આમંત્રણ આપ્યું તે એ જ આમંત્રણ છે જે હઝરત આદમથી લઈને બધા જ અંબિયા (અલૈ.) આપતા ચાલ્યા આવે છે. જેમકે કુર્આનમાં છે وَلَقَدْ بَعَثْنَا فِيْ كُلِّ اُمَّةٍ رَسُوْلًا اَنِ اعْبُدُوا اللّٰهَ وَاجْتَنِبُوا الطَّاغُوْتَ એટલે કે, "અમે દરેક ઉમ્મતમાં એક રસૂલ મોકલ્યા કે તે એ માર્ગદર્શન આપે કે અલ્લાહની ઈબાદત કરો અને મૂર્તિપૂજાથી બચો." દરેક અગાઉ થઈ ચૂકેલા અંબિયા અલયહિમુસ્સલામની જેમ જ હઝરત સાલિહ (અલૈ.)એ પણ પોતાની કૌમને એ જ કહ્યું કે, અલ્લાહ તઆલાને પોતાનો પાલનહાર, સર્જનહાર અને માલિક સમજો, તેના સિવાય કોઈ મઅ્બૂદ બનાવવાના પાત્ર નથી. ફરમાવ્યું, يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ

એની સાથે આ પણ ફરમાવ્યું, قَدْ جَآءَتْكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ ط એટલે કે, હવે તો તમારા પરવરદિગાર પાસેથી ખુલ્લી નિશાની તમારી પાસે આવી પહોંચી છે. તે નિશાનીનો અર્થ એક આશ્ચર્યજનક ઊંટણી છે જેનું વર્ણન આ આયતમાં પણ છે અને કુર્આનની વિવિધ સૂરતોમાં તેની વધારે વિગત પ્રસ્તુત છે. તે ઊંટણીની ઘટના એ હતી કે, હઝરત સાલિહ (અલૈ.)એ પોતાની યુવાનીના કાળમાં પોતાની કૌમને તવહીદનું આમંત્રણ આપવાનું શરૂ કર્યું અને બરાબર તેમાં જ મંડી પડ્યા, એટલે સુધી કે વૃદ્ધાવસ્થાની નિશાનીઓ શરૂ થઈ ગઈ. હઝરત સાલિહ (અલૈ.)ના વારંવાર આગ્રહ કરવાથી તંગ આવીને તેમની કૌમે એ ઠરાવ્યું કે, તેમની પાસે કોઈ એવી માંગણી કરો જેને તેઓ પૂરી ન કરી શકે અને આપણે તેમનો વિરોધ કરવામાં સ્વતંત્ર થઈ જઈએ. માંગણી એ કરી કે, જો તમે વાસ્તવમાં અલ્લાહના રસૂલ છો તો અમારા ફલાણા પહાડ કે જેનું નામ "કાતિબહ" હતું, તેની અંદરથી એક એવી ઊંટણી કાઢી આપો જે દશ મહિનાનો ગર્ભ ધારણ કરેલ સ્થિતિમાં હોય અને મજબૂત તથા તંદુરસ્ત પણ હોય.

હઝરત સાલિહ (અલૈ.)એ પ્રથમ તેમની પાસેથી વચન લીધું કે, જો હું તમારી આ માંગણી પૂરી કરી આપું તો તમે બધા મારા ઉપર અને મારા આમંત્રણ ઉપર ઈમાન લાવજો. જ્યારે બધાએ કરાર કરી લીધો ત્યારે હઝરત સાલિહ (અલૈ.)એ બે રકા'ત નમાઝ પઢીને અલ્લાહ તઆલાથી દુઆ કરી કે, "હે પરવરદિગાર ! તારા માટે તો કોઈ કામ મુશ્કેલ નથી તું તેમની માંગણી સંતોષી દે." દુઆ કરતાંની સાથે જ પહાડની અંદર ધ્રુજારી ઉત્પન્ન થઈ અને તેની એક મોટી શીલા ફાટી અને તેમાંથી એક ઊંટણી એ જ પ્રમાણે નીકળી આવી જેની માંગણી કરવામાં આવી હતી.

હઝરત સાલિહ (અલૈ.)નો આ ખુલ્લો અને આશ્ચર્યજનક મોઅ્જિઝો જોઈને તેમનામાંથી ઘણા લોકો તો મુસલમાન થઈ ગયા અને બાકીની સમગ્ર કૌમે પણ ઈરાદો કરી લીધો કે ઈમાન લઈ આવે, પરંતુ કૌમના અમુક સરદારો જેઓ મૂર્તિઓના ખાસ પૂજારીઓ અને મૂર્તિપૂજાના ઈમામો હતા તેમણે તેમને બહેકાવીને ઈસ્લામ સ્વીકાર કરવાથી અટકાવી દીધા. હઝરત સાલિહ (અલૈ.)એ જ્યારે જોયું કે કૌમે કરારભંગ કર્યો છે તો તેમને ભય લાગ્યો કે હવે તેમના ઉપર કોઈ અઝાબ આવી પડશે. આ ભયે તેમણે પોતાના પયગમ્બર હોવાના કારણે

લાગણી અને તેમના પ્રત્યેના હેતના લીધે તેમને નસીહત કરી કે, આ ઊંટણીની હિફાઝત કરજો, તેને કોઈ તકલીફ નહીં પહોંચાડો તો કદાચ તમે અઝાબથી સુરક્ષિત રહેશો નહિતર તાત્કાલિક તમારા ઉપર અઝાબ આવી પડશે. આ જ વિષય પ્રસ્તુત આયતના આ વાક્યમાં રજૂ થયો છે, هٰذِهٖ نَاقَةُ اللّٰهِ لَكُمْ اٰيَةً فَذَرُوْهَا تَاْكُلْ فِىْۤ اَرْضِ اللّٰهِ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ عَذَابٌ اَلِيْمٌ એટલે કે, "આ અલ્લાહની ઊંટણી છે જે તમારા માટે દલીલ છે. બસ, તેને છોડી દો, તે અલ્લાહની જમીનમાં ખાતી (ચરતી) ફરે, તેને બુરાઈની સાથે હાથ ન લગાવો, નહિતર તમને દર્દનાક અઝાબ પકડી લેશે." એટલા માટે કહેવામાં આવ્યું કે, અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની નિશાની હઝરત સાલિહ (અલૈ.)ના મોઅ્જિઝા સ્વરૂપે આશ્ચર્યજનક રીતે ઉપસ્થિત થઈ હતી. تَاْكُلْ فِىْۤ اَرْضِ اللّٰهِ માં એ તરફ ઈશારો છે કે, આ ઊંટણીના ખાવા–પીવામાં તમારી મિલકત અને તમારા ઘરમાંથી કંઈ જ ખર્ચ થતો નથી, જમીન અલ્લાહની છે, તેમાં ઉત્પન્ન થનાર વનસ્પતિ અને ઘાસચારો વગેરે પેદા કરનાર તે જ અલ્લાહ છે, તેની ઊંટણીને તેની જમીનમાં સ્વતંત્ર છોડી દો કે સાર્વજનિક ગૌચરમાં ચરતી રહે.

કૌમે ષમૂદ જે કૂવાઓમાંથી પાણી પીતા અને પીવડાવતા હતા, તેમાંથી જ આ ઊંટણી પણ પાણી પીતી હતી, પરંતુ આ આશ્ચર્યજનક સર્જન એવી ઊંટણી જ્યારે પાણી પીતી તો આખા કૂવાનું પાણી પી જતી હતી. હઝરત સાલિહ (અલૈ.)એ અલ્લાહ તઆલાના હુકમથી એ ફેંસલો કર્યો હતો કે, એક દિવસે આ ઊંટણી પાણી પીશે અને બીજા દિવસે કૌમના બધા લોકો પાણી લેશે અને જે દિવસે આ ઊંટણી પાણી પીશે તો બીજાઓને પાણીના બદલે આ ઊંટણીનું દૂધ એટલા જ પ્રમાણમાં મળી જતું હતું કે તે પોતાના બધા વાસણો તેનાથી ભરી લેતા હતા. કુર્આને કરીમમાં બીજે ઠેકાણે તેની વહેંચણીનું વર્ણન આ રીતે આવ્યું છે, وَنَبِّئْهُمْ اَنَّ الْمَآءَ قِسْمَةٌ ۢبَيْنَهُمْ كُلُّ شِرْبٍ مُّحْتَضَرٌ (૫૪ : ૨૮) એટલે કે, હઝરત સાલિહ (અલૈ.) પોતાની કૌમને બતાવી આપે કે, કૂવાના પાણીની તેમની અને અલ્લાહની ઊંટણી વચ્ચે વહેંચણી થશે. એક દિવસ ઊંટણીનો અને બીજો દિવસ સમગ્ર કૌમનો અને આ વહેંચણી ઉપર અલ્લાહ તઆલા તરફથી ફરિશ્તાઓની દેખરેખ રહેશે કે, કોઈ તેનો ભંગ ન કરી શકે અને એક બીજી આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે, هٰذِهٖ نَاقَةٌ لَّهَا شِرْبٌ وَّلَكُمْ شِرْبُ يَوْمٍ مَّعْلُوْمٍ

(૨૬:૧૫૫) એટલે કે, "આ અલ્લાહ તઆલાની ઊંટણી છે, એક દિવસે પાણીનો અધિકાર તેનો અને બીજા દિવસે પાણી તમારા માટે નક્કી થયેલ છે."

બીજી આયતમાં આ વાયદો ભૂલાવી બેઠેલી બળવાખોર કૌમની ભલાઈ ઈચ્છીને તેમને અલ્લાહના અઝાબથી બચાવવા માટે ફરી તેમને અલ્લાહ તઆલાના ઈનામો અને અહેસાનો યાદ અપાવ્યા કે, હજુ પણ આ લોકો પોતાની દુષ્ટતાથી અટકી જાય. એટલા માટે ફરમાવ્યું, وَاذْكُرُوْٓا اِذْ جَعَلَكُمْ خُلَفَآءَ مِنْۢ بَعْدِ عَادٍ وَّبَوَّاَكُمْ فِی الْاَرْضِ تَتَّخِذُوْنَ مِنْ سُهُوْلِهَا قُصُوْرًا وَّتَنْحِتُوْنَ الْجِبَالَ بُيُوْتًا ۚ તેમાં خُلَفَاءُ (ખુલફાઅ્) એ خَلِيْفَةُ (ખલીફહ)નું બહુવચન છે, જેનો અર્થ "નાયબ" અથવા તો "પ્રતિનિધિ" (Viceregent) થાય છે અને قُصُوْر (કુસૂર) એ قَصْر (કસ્ર)નું બહુવચન છે. ઊંચી આલીશાન ઈમારત અને મહેલને "કસ્ર" કહેવામાં આવે છે. تَنْحِتُوْنَ (તનહિતૂન) એ نَحْت (નહ્ત)થી બનેલ શબ્દ છે, જેનો અર્થ છે "પથ્થરને કોતરવો" અથવા "શિલ્પકળા" અને جِبَال (જિબાલ) એ جَبَل (જબલ)નું બહુવચન છે, જેનો અર્થ "પહાડ" થાય છે. بُيُوْتًا (બુયૂતા) એ بَيْت (બય્ત)નું બહુવચન છે, જે ઘરના ઓરડાઓ માટે બોલવામાં આવે છે. ભાવાર્થ એ છે કે, "અલ્લાહ તઆલાની તે નેઅ્મતને યાદ કરો કે તેણે કૌમે આદનો નાશ કરીને તેના સ્થળે તમને વસાવ્યા, તેમની જમીનો અને મકાનો તમારા કબ્જામાં આપી દીધા અને તમને એવી કળા શિખવાડી કે, ખુલ્લી જમીનોમાં મોટા–મોટા મહેલો બનાવી લો છો અને પહાડોને કોતરીને તેમાં ઓરડાઓ અને મકાનો બનાવી લો છો." અંતિમ આયતમાં فَاذْكُرُوْٓا اٰلَآءَ اللّٰهِ وَلَا تَعْثَوْا فِی الْاَرْضِ مُفْسِدِيْنَ ફરમાવ્યું, એટલે કે "અલ્લાહ તઆલાની નેઅ્મતોને યાદ કરો અને તેનું અહેસાન માનો, તેનું આજ્ઞાપાલન કરો અને જમીનમાં ફસાદ ન ફેલાવતા ફરો."

## હુકમો અને મસ્અલાઓ :

પ્રસ્તુત આયતોથી અમુક પાયાના સૈદ્ધાંતિક અને પેટા મસ્અલાઓની જાણ થાય છે.

(૧) પાયાના સૈદ્ધાંતિક અકીદાઓમાં બધા જ અંબિયા (અલૈ.) સહમત છે અને તેમની શરીઅતો એકમતે છે, બધા જ અંબિયા (અલૈ.) તવહીદના આમંત્રણ સાથે અલ્લાહની ઈબાદત કરવાનું આહ્વાન કરે છે અને તેનો વિરોધ કરવાથી દુનિયા અને આખિરતના અઝાબથી ડરાવે છે.

(૨) બધી જ પાછલી ઉમ્મતોમાં એવું થતું રહ્યું છે કે, કૌમોનો મોટા–મોટા દોલતમંદ ઈજ્જતદાર લોકોએ તેમની દા'વતનો અસ્વીકાર કર્યો અને તેના પરિણામે તેઓ દુનિયામાં પણ હલાક અને બરબાદ થઈ ગયા અને આખિરતમાં પણ અઝાબના હકદાર બન્યા.

(૩) તફસીરે કુર્તુબીમાં છે કે, આ આયતથી જાણ થઈ કે અલ્લાહ તઆલાની નેઅ્મતો દુનિયામાં કાફિરો ઉપર પણ ઊતરે છે, જેમકે કૌમે આદ અને ષમૂદ ઉપર અલ્લાહ તઆલાએ દોલત અને શક્તિના દરવાજા ખોલી આપ્યા હતા.

(૪) તફસીરે કુર્તુબીમાં છે કે, આ આયતથી જાણ થઈ કે મોટા–મોટા મહેલો અને આલીશાન મકાનોનું બાંધકામ પણ અલ્લાહ તઆલાની નેઅ્મત છે અને તેને બનાવવા જાઈઝ છે.

એ બીજી બાબત છે કે, અંબિયા અને અવલિયાઅ્ અલ્લાહે તેને એટલા માટે પસંદ નથી કર્યું કે, આવી વસ્તુઓ મનુષ્યને ગફલતમાં નાંખી દેનારી હોય છે. રસૂલે કરીમ ﷺ દ્વારા જે ઊંચી–ઊંચી ઇમારતો વિશે ફરમાનો નકલ થયા છે તે આ જ હેતુસર છે.

ત્રીજી અને ચોથી આયતમાં તે વાતચીત અને સંવાદનું વર્ણન કરવામાં આવ્યું છે જે કૌમે ષમૂદના બે જૂથો વચ્ચે થયો. એક તે જૂથ જે હઝરત સાલિહ (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યું હતું અને બીજું ઈન્કારીઓ અને કાફિરોનું જૂથ. ઈરશાદ થયો, قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ لِلَّذِيْنَ اسْتُضْعِفُوْا لِمَنْ اٰمَنَ مِنْهُمْ એટલે કે, "કહ્યું કૌમે સાલિહ (અલૈ.)માંથી તે લોકોએ જેમણે અભિમાન કર્યું, તે લોકોને કે જેઓ હલકા અને અશક્ત સમજવામાં આવતા હતા, એટલે કે જેઓ ઈમાન લઈ આવ્યા હતા."

ઈમામ રાઝી (રહ.)એ તફસીરે કબીરમાં ફરમાવ્યું છે કે, આ સ્થળે તે બે જૂથોની બે ખાસિયતો કુર્આને કરીને બતાવી પરંતુ કાફિરોની ખાસિયત اِسْتَكْبَرُوْا (ઈસ્તકબરુ)નો કર્તરી પ્રયોગ વાપરીને બતાવી અને મો'મિનોની ખાસિયત اُسْتُضْعِفُوْا (ઉસ્તુદઈફુ) કર્મણી પ્રયોગથી બતાવી. એમાં ઈશારો જોવા મળે છે કે, કાફિરોની એ હાલત કે તેઓ તકબ્બુર કરતા હતા એ પોતે તેમની પોતાની મરજીથી કરેલી પ્રવૃત્તિ હતી, જે પકડ કરવા યોગ્ય અને નિંદનીય હતી. પરિણામે

તે અઝાબનું કારણ બની અને મો'મિનોની જે ખાસિયત આ લોકો વર્ણન કરતા હતા કે તેઓ તુચ્છ અને અશક્ત છે પરંતુ એ કાફિરોનું કહેવું છે, પોતે મો'મિનોની વાસ્તવિક પરિસ્થિતિ અને ખાસિયત એવી નથી કે તેમની હાલત ઉપર કોઈ નિંદા કરી શકાય, બલકે નિંદા તે લોકો ઉપર થાય છે કે જેઓ વિના કારણે તેમણે હલકા અને કમજોર કહે તથા સમજે છે. આગળ તે સંવાદ જે તે બે જૂથો વચ્ચે થયો, એ છે કે, "કાફિરોએ મો'મિનોને કહ્યું કે શું તમે વાસ્તવિકતા જાણો છો કે હઝરત સાલિહ (અલૈ.) પોતાના પરવરદિગાર તરફથી મોકલવામાં આવેલા રસૂલ છે ?"

મો'મિનોએ જવાબ આપ્યો કે, "જે હિદાયતો અલ્લાહ તઆલા તરફથી તેમને આપીને મોકલવામાં આવ્યા છે અમે બધા તેના ઉપર યકીન અને ઈમાન રાખીએ છીએ."

તફસીરે કશ્શાફમાં છે કે, કૌમે ષમૂદના મો'મિનોએ કેવો ઉચ્ચ કક્ષાનો જવાબ આપ્યો છે કે, તમે જે ચર્ચામાં પડ્યા છો કે તેઓ રસૂલ છે અથવા નહીં ? એ વાત તો ચર્ચાનો મુદો જ નથી બલકે, એ તો ચોક્કસ અને અત્યંત વિશ્વાસપૂર્વક નક્કી બાબત છે અને એ પણ નક્કી છે કે, તેઓ જે કંઈ પણ ફરમાવે છે તે અલ્લાહ તરફથી લાવેલો સંદેશ છે. વાત કંઈ હોઈ શકે છે તો તે એ કે, કોણ તેમના ઉપર ઈમાન લાવે છે અને કોણ નથી લાવતું ? બસ, અમે તો અલ્હમ્દુલિલ્લાહ તેમની લાવેલી બધી હિદાયતો ઉપર ઈમાન રાખીએ છીએ.

પરંતુ તેમના આ ઉચ્ચ કક્ષાના જવાબ ઉપર પણ કૌમે તે જ બળવાખોર વલણ અપનાવ્યું કે, "જે વસ્તુ ઉપર તમે ઈમાન લાવો છો અમે તો તેના ઈન્કારી છીએ." દુનિયાની મહોબ્બત, દોલત તથા શક્તિના નશાથી અલ્લાહ તઆલા સુરક્ષિત રાખે કે તે મનુષ્યની આંખોનો પડદો બની જાય છે અને માનવી વાસ્તવિક વસ્તુઓનો પણ ઈન્કાર કરવા લાગે છે.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ઼ : આયત નં. ૭૭-૭૮-૭૯)

فَعَقَرُوا النَّاقَةَ وَعَتَوْا عَنْ أَمْرِ رَبِّهِمْ وَقَالُوا يَٰصَٰلِحُ ائْتِنَا بِمَا تَعِدُنَآ إِنْ
كُنتَ مِنَ الْمُرْسَلِينَ ﴿٧٧﴾ فَأَخَذَتْهُمُ الرَّجْفَةُ فَأَصْبَحُوا فِي دَارِهِمْ جَٰثِمِينَ ﴿٧٨﴾
فَتَوَلَّىٰ عَنْهُمْ وَقَالَ يَٰقَوْمِ لَقَدْ أَبْلَغْتُكُمْ رِسَالَةَ رَبِّي وَنَصَحْتُ لَكُمْ وَلَٰكِن لَّا
تُحِبُّونَ النَّٰصِحِينَ ﴿٧٩﴾

### તરજુમો :

*પછી તેમણે ઊંટણીને કાપી નાંખી અને પોતાના પરવરદિગારના હુકમથી ફરી ગયા અને બોલ્યા, હે સાલિહ (અલૈ.) ! અમારા ઉપર લઈ આવ જેનાથી તું અમને ડરાવતો હતો જો તું રસૂલ છે. (૭૭) બસ તેમને ધરતીકંપે આવી પકડયા, પછી સવારના (સમયે) પોતાના ઘરમાં ઊંધા પડેલા રહી ગયા. (૭૮) પછી સાલિહ (અલૈ.) તેમનાથી ઊલટા ફર્યા અને બોલ્યા, હે મારી કોમ ! હું તમને પોતાના પરવરદિગારનો પયગામ પહોંચાડી ચૂક્યો અને તમારી ભલાઈ ઈચ્છી પરંતુ તમને ભલું ઈચ્છનારાઓ સાથે મહોબ્બત નથી. (૭૯)*

### તફસીર :

મતલબ કે (આ કોમના લોકો ન તો સાલિહ અલૈ. ઉપર ઈમાન લાવ્યા અને ન જ ઊંટણીના હકો અદા કર્યા, બલકે) આ ઊંટણીને (પણ) મારી નાંખી અને પોતાના પરવરદિગારના હુકમ (માનવા)થી (પણ) સરકશી કરી (તે હુકમ તવહીદ અને રિસાલતના અકીદહનો હતો) અને (ઉપરથી એ ગુસ્તાખી કરી કે) કહેવા લાગ્યા કે, હે સાલિહ (અલૈ.) ! જે (અઝાબ)ની તમે અમને ધમકી આપતા હતા તેને મંગાવી લો જો તમે પયગમ્બર છો ! (કારણ કે, પયગમ્બરનું સાચું હોવું જરૂરી છે) બસ, તેમને ધરતીકંપે પકડી લીધા જેથી તેઓ પોતાના ઘરોમાં જ ઊંધા પડીને રહી ગયા, તે સમયે (હઝરત) સાલિહ (અલૈ.) તેમનાથી મોઢું ફેરવી ચાલ્યા અને (અફસોસ સાથે સંબોધન કરીને) કહ્યું કે, હે મારી કોમ ! હું તો તમને

પોતાના પરવરદિગારનો હુકમ પહોંચાડી ચૂક્યો હતો (જેના ઉપર અમલ કરવો સફળતાનું કારણ હતું) અને મેં તમારી (ઘણી) ભલાઈ ઇચ્છી (કે કોઈપણ પ્રકારે હમદર્દીથી સમજાવું) પરંતુ (અફસોસ તો એ છે કે) તમે લોકો (પોતાના) શુભેચ્છકોને પસંદ જ કરતા ન હતા ! (એટલા માટે કહ્યું સાંભળ્યું જ નહીં અને આખરે આ ખરાબ દિવસ જોયો !)

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં આવી ચૂક્યું છે કે, હઝરત સાલિહ (અલૈ.)ની દુઆથી પહાડની એક મોટી શીલા ફાટીને તેમાંથી એક આશ્ચર્યજનક ઊંટણી ઉપસ્થિત થઈ હતી. અલ્લાહ તઆલાએ તે ઊંટણીને પણ તે કૌમ માટે અંતિમ કસોટી એ પ્રમાણે બનાવી દીધી હતી કે જે કૂવામાંથી સમગ્ર વસ્તીના લોકો અને તેમના ઢોરો પાણી મેળવ્યા કરતા હતા, આ ઊંટણી તે કૂવાનું બધું પાણી પી જતી હતી. એટલા માટે હઝરત સાલિહ (અલૈ.)એ તેમના માટે વારો નક્કી કરી રાખ્યો હતો કે એક દિવસ આ ઊંટણી પાણી પીએ અને બીજા દિવસે વસ્તીવાળા પાણી મેળવે.

કૌમે ષમૂદ આ ઊંટણીના કારણે એક મુસીબતમાં સપડાય ગયા હતા અને એવું ઇચ્છતા હતા કે કોઈપણ રીતે તે હલાક થઈ જાય, પરંતુ પોતે એવી હરકત કરવાથી ડરતા હતા કે કદાચ અલ્લાહ તઆલાનો અઝાબ આવી જશે.

શયતાનનો સૌથી મોટો ધોકો જેમાં સપડાઈને મનુષ્ય પોતાની બુદ્ધિ અને સમજદારી ખોઈ બેસે છે તે સ્ત્રીનો ફિત્નો છે. કૌમની બે ખૂબસૂરત સ્ત્રીઓએ શરત લગાવી કે જે વ્યક્તિ આ ઊંટણીને મારી નાંખશે તેના માટે અમારી છોકરીઓમાંથી તે જેને ઇચ્છશે તે તેની છે.

કૌમના બે નવયુવાનો મિસ્દઅ્ અને કજાર આ નશામાં મદહોશ થઈને એ ઊંટણીને કતલ કરવા માટે નીકળ્યા અને ઊંટણીના રસ્તામાં એક પથ્થરની શીલા નીચે સંતાઈને બેસી ગયા. જ્યારે ઊંટણી સામે આવી તો મિસ્દએ તીરથી હુમલો કર્યો અને કજારે તલવારથી તેના પગ કાપી તેને કતલ કરી નાંખી.

કુર્આને કરીમે તેને જ કૌમે ષમૂદનું સૌથી મોટું ધૃણાસ્પદ કૃત્ય અને બદ્નસીબી ઠરાવી દીધી. إِذِ انۢبَعَثَ أَشْقَاهَا (૯૧ : ૧૨) "જ્યારે તેમનામાંથી એક

ખૂબ જ શકી (બદ્‌નસીબ) વ્યક્તિને (તેને મારી નાંખવા માટે) મોકલ્યો.'' કારણ કે તેના લીધે સમગ્ર કોમ અઝાબમાં સપડાઈ ગઈ.

હઝરત સાલિહ (અલૈ.)એ ઊંટણીને મારી નાંખવાની ઘટનાની જાણ થયા પછી કૌમને અલ્લાહનો હુકમ બતાવ્યો કે, હવે તમારી જિંદગીના ફક્ત ત્રણ દિવસો બાકી છે, فَتَمَتَّعُوْا فِيْ دَارِكُمْ ثَلٰثَةَ اَيَّامٍ ذٰلِكَ وَعْدٌ غَيْرُ مَكْذُوْبٍ એટલે કે, ત્રણ દિવસ પોતાના ઘરોમાં આરામ કરી લો (ત્યારબાદ અઝાબ આવવાનો છે) અને આ વાયદો સાચો છે, તેનાથી ઊલટું થવાની કોઈ શક્યતા નથી. પરંતુ જે કૌમનો સમય ખરાબ થઈ જાય છે તેને કોઈપણ બોધપાઠ કે ચેતવણી કામ લાગી શકતી નથી. હઝરત સાલિહ (અલૈ.)ના આ ઈરશાદની પણ આ બદ્‌નસીબ લોકોએ મજાક ઉડાવવાની શરૂ કરી અને કહેવા લાગ્યા કે આ અઝાબ કેવો અને ક્યાંથી આવશે ? અને તેની નિશાની શું હશે ?

હઝરત સાલિહ (અલૈ.)એ ફરમાવ્યું કે, લો ! અઝાબની નિશાની પણ સાંભળી લો, કાલે જુમેરાતના દિવસે તમારા બધાના ચહેરા સખત પીળા થઈ જશે. પુરુષ અને સ્ત્રી, બાળકો અને વૃદ્ધો કોઈ તેમાંથી બાકાત નહીં રહે અને પછી પરમ દિવસે જુમ્આના દિવસે બધાના ચહેરા સખત લાલ થઈ જશે અને ત્યાર પછી શનિવારના દિવસે સૌના ચહેરા સખત કાળા થઈ જશે અને આ દિવસ તમારી જિંદગીનો અંતિમ દિવસ હશે. બદ્‌નસીબ કૌમે એવું સાંભળીને તેનાથી તવબહ અને ઈસ્તિગફાર તરફ કેન્દ્રિત થવાના બદલે એવો નિર્ણય કર્યો કે હઝરત સાલિહ (અલૈ.)ની હત્યા કરી નાંખવામાં આવે. કારણ કે, જો આ સાચું છે અને આપણા ઉપર અઝાબ આવવાનો જ છે તો શા માટે આપણે તેનું કામ તમામ ન કરવું જોઈએ ? અને જો તેઓ જૂઠા છે તો તેઓ પોતાના જૂઠની સજા ભોગવે. કૌમનો આ ઈરાદો કુર્આનના વર્ણનમાં બીજી જગ્યાએ વિગત સાથે મોજૂદ છે. કૌમના આ સર્વસહમત ફેંસલા પ્રમાણે અમુક લોકો રાત્રે હઝરત સાલિહ (અલૈ.)ના મકાન ઉપર તેમની હત્યા કરવાના ઈરાદાથી ગયા, પરંતુ અલ્લાહ તઆલાએ માર્ગમાં જ તેમના ઉપર પથ્થર વરસાવીને તેમને હલાક કરી નાંખ્યા. وَمَكَرُوْا مَكْرًا وَّمَكَرْنَا مَكْرًا وَّهُمْ لَا يَشْعُرُوْنَ (૨૭ : ૫૦) એટલે કે, ''તેમણે પણ એક ગુપ્ત યુક્તિ કરી અને અમે પણ એવી તદ્‌બીર કરી કે તેમને ખબર પણ ન થઈ.'' જ્યારે જુમેરાતની સવાર થઈ તો હઝરત સાલિહ (અલૈ.)ના કહેવા પ્રમાણે

બધાના ચહેરા એવા પીળા થઈ ગયા જેમકે, કોઈએ ઘેરો પીળો રંગ ચોપડી દીધો હોય. અઝાબની પ્રથમ નિશાની સાચી ઠર્યા પછી પણ જાલિમોનું એ તરફ કોઈ ધ્યાન ન ગયું કે અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે અને પોતાની દુષ્ટતાથી અટકી જાય બલકે, તેમનો ગુસ્સો અને ક્રોધ હઝરત સાલિહ (અલૈ.) ઉપર વધી ગયો અને સમગ્ર કૌમ તેમની હત્યા કરવાની ફિકરમાં ફરવા લાગી. અલ્લાહ તઆલા પોતાના ગુસ્સાથી બચાવે ! તેની પણ નિશાનીઓ હોય છે કે દિલ અને દિમાગ આંધળા થઈ જાય છે, નફાને નુકસાન અને નુકસાનને નફો, સારાને ખરાબ અને ખરાબને સારું સમજવા લાગે છે.

અંતે બીજો દિવસ આવ્યો તો આગાહી પ્રમાણે બધાના ચહેરા લાલ રંગના થઈ ગયા અને ત્રીજા દિવસે સખત કાળા થઈ ગયા. હવે તો એ બધા જ પોતાની જિંદગીથી હતાશ થઈને રાહ જોવા લાગ્યા કે અઝાબ કઈ બાજુથી અને કેવી રીતે આવે છે ?

એ જ હાલતમાં જમીનમાં એક ભયંકર ધરતીકંપ આવ્યો અને ઉપરથી ભયાનક અવાજ અને સખત ઘરેરાટી સંભળાઈ જેમાં બધા જ એકી સાથે બેઠાં–બેઠાં જ ઊંધા પડીને મરી ગયા. ધરતીકંપનું વર્ણન તો આ આયતમાં મોજૂદ છે, જે ઉપર પ્રસ્તુત થઈ છે. فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ તેમાં رَجْفَهُ (રજફહ)નો અર્થ "ધરતીકંપ" થાય છે.

અને બીજી આયતોમાં اَخَذَتْهُمُ الصَّيْحَةُ (૧૫ : ૮૩) પણ આવ્યું છે. તેમાં صَيْحَهُ (સયહહ્)નો અર્થ "એક સખત ભયાનક અવાજ" અથવા "ઘરેરાટી" થાય છે. બંને આયતોથી જાણ થઈ કે, આ બંને પ્રકારનો અવાજ સંયુક્ત રીતે આવ્યો હતો. જમીનમાં ધરતીકંપ અને ઉપરથી صَيْحَهُ (સયહહ્) જેનું પરિણામ એ આવ્યું કે, فَاَصْبَحُوْا فِىْ دَارِهِمْ جٰثِمِيْنَ માં جٰثِمِيْنَ (જાષિમીન)નું ક્રિયાપદ جُثُوْم (જુષૂમ) છે, જેનો અર્થ છે "વિના હલન–ચલન કર્યે એક જગ્યાએ પડી રહેવું અથવા બેસી રહેવું." (કામૂસ) અર્થ એ છે કે, જે જેવી પરિસ્થિતિમાં હતો તેવો જ ઢગલો વળી ગયો. نَعُوْذُ بِاللّٰهِ مِنْ قَهْرِهٖ وَعَذَابِهٖ આમીન.

કૌમે ષમૂદના આ કિસ્સાના મહત્ત્વના વિભાગો તો પોતે કુર્આને કરીમની વિવિધ સૂરતોમાં પ્રસ્તુત છે અને અમુક વિભાગો હદીષમાં વર્ણન થયા છે. અમુક

તે પણ છે જે વિવરણકારોએ ઈસ્રાઈલી રિવાયતોના આધારે લીધા છે પરંતુ તેના ઉપર કોઈ ઘટના અથવા વાસ્તવિકતાની સાબિતીનો આધાર નથી.

સહીહ બુખારીની એક હદીષમાં છે કે, "ગઝ્વએ તબૂકની મુસાફરીમાં રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) એક એવા حِجْر (હિજ્ર) નામના સ્થળેથી પસાર થયા જ્યાં કૌમે ષમૂદ ઉપર અઝાબ આવ્યો હતો ત્યારે આપ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને હિદાયત કરી કે, આ અઝાબ ખાધેલી વસ્તીની જમીનમાં કોઈ અંદર ન જાય અને કોઈ તેના કૂવાના પાણીનો ઉપયોગ ન કરે." *(મઝહરી)*

અમુક રિવાયતોમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "કૌમે ષમૂદ ઉપર જ્યારે અઝાબ આવ્યો તો તેમનામાં અબૂ રિગાલ નામના વ્યક્તિ સિવાય કોઈ બચી ન શક્યું. આ વ્યક્તિ તે સમયે મક્કાના હરમમાં પહોંચ્યો હતો. અલ્લાહ તઆલાએ મક્કાના હરમના સન્માનના કારણે તે સમયે તેને અઝાબથી બચાવી લીધો અને જ્યારે હરમમાંથી બહાર નીકળ્યો તો તે જ અઝાબ જે તેની કૌમ ઉપર આવ્યો હતો તેના ઉપર પણ આવી ગયો અને ત્યાં જ હલાક થઈ ગયો. આપ ﷺએ લોકોને મક્કા બહાર અબૂ રિગાલની કબરની નિશાની પણ બતાવી અને એ પણ ફરમાવ્યું કે તેની સાથે એક સોનાની લાકડી પણ દફન થઈ ગઈ હતી. સહાબાએ કિરામ (રદિ.)એ કબર ખોલી તો સોનાની લાકડી મળી, તેને કાઢવામાં આવી. આ રિવાયતમાં એ પણ છે કે તાઈફના નિવાસી બનૂ ષકીફ આ જ અબૂ રિગાલની અવલાદ છે." *(મઝહરી)*

આ અઝાબ પામી ચૂકેલ કૌમોની વસ્તીઓને અલ્લાહ તઆલાએ આવનારી પેઢીઓ માટે બોધપાઠ ગ્રહણ કરવાના સ્થાન તરીકે કાયમ રાખ્યું છે અને કુર્આને કરીમે અરબના લોકોને વારંવાર એવી તાકીદ કરી છે કે, તમારા સિરીયાના મુસાફરીના માર્ગમાં આ સ્થળો આજે પણ બોધપાઠ ગ્રહણ કરવાના સ્થાનકો બનીને ઊભા છે. لَمْ تُسْكَنْ مِّنْ بَعْدِهِمْ اِلَّا قَلِيْلًا "(આ તે બદ્નસીબ લોકોના રહેઠાણો છે, અમે તેમનો નાશ કર્યો) જેમના પછી ઘણા થોડા લોકો સિવાય કોઈ વસ્યું નથી." (૨૮ : ૫૮)

કૌમે સાલિહ (અલૈ.)ના અઝાબની ઘટનાના અંતમાં ઈરશાદ થયો કે,

فَتَوَلّٰى عَنۡهُمۡ وَقَالَ يٰقَوۡمِ لَقَدۡ اَبۡلَغۡتُكُمۡ رِسَالَةَ رَبِّىۡ وَنَصَحۡتُ لَكُمۡ وَلٰكِنۡ لَّا تُحِبُّوۡنَ النّٰصِحِيۡنَ

કૌમ ઉપર અઝાબ નાઝિલ થયા પછી હઝરત સાલિહ (અલૈ.) અને તેમના ઉપર ઈમાન લાવનારા મો'મિનો પણ આ સ્થળને છોડીને કોઈ અન્ય ઠેકાણે ચાલ્યા ગયા. અમુક રિવાયતોમાં છે કે, હઝરત સાલિહ (અલૈ.) સાથે ચાર હજાર મો'મિનો હતા. તે બધાને લઈને યમનના વિસ્તાર "હજ્રેમૌત"માં ચાલ્યા ગયા અને ત્યાં જ હઝરત સાલિહ (અલૈ.)ની વફાત થઈ અમુક રિવાયતોથી તેમના મક્કએ મુઅજ્જમહ ચાલ્યા જવાની અને ત્યાં જ વફાત થવાની જાણ થાય છે.

દેખીતી વાક્યરચનાથી જાણ થાય છે કે, હઝરત સાલિહ (અલૈ.)એ ચાલતી વખતે પોતાની કૌમને સંબોધીને ફરમાવ્યું કે, "હે મારી કૌમ ! મેં તમને પોતાના પરવરદિગારનો સંદેશ પહોંચાડી દીધો અને મેં તમારી ભલાઈ કરી પરંતુ અફસોસ તમે શુભચિંતકોને પસંદ જ નથી કરતા."

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે સમગ્ર કૌમ અઝાબથી હલાક થઈ ચૂકી તો હવે તેમને સંબોધન કરવાનો શું લાભ ? જવાબ એ છે કે, એક લાભ તો એ હોઈ શકે છે કે, તેનાથી લોકોને બોધપાઠ મળે અને આ સંબોધન એવું જ છે જેમકે, રસૂલે કરીમ ﷺએ ગઝ્વએ બદ્રમાં મૃત્યુ પામેલા કુરૈશના મુશ્રિકોને સંબોધન કરીને અમુક શબ્દો કહ્યા હતા અને એ પણ શક્ય છે કે, હઝરત સાલિહ (અલૈ.)નું આ સંબોધન અઝાબ નાઝિલ થતાં પહેલાં અને કૌમ નાશ પામતાં પહેલાં થયું હોય, જો કે વર્ણનમાં પાછળથી ઉલ્લેખ થયેલ છે.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૮૦ થી ૮૪)

وَلُوۡطًا اِذۡ قَالَ لِقَوۡمِهٖۤ اَتَاۡتُوۡنَ الۡفَاحِشَةَ مَا سَبَقَكُمۡ بِهَا مِنۡ اَحَدٍ مِّنَ الۡعٰلَمِيۡنَ ﴿۸۰﴾
اِنَّكُمۡ لَتَاۡتُوۡنَ الرِّجَالَ شَهۡوَةً مِّنۡ دُوۡنِ النِّسَآءِ ؕ بَلۡ اَنۡتُمۡ قَوۡمٌ مُّسۡرِفُوۡنَ ﴿۸۱﴾ وَمَا
كَانَ جَوَابَ قَوۡمِهٖۤ اِلَّاۤ اَنۡ قَالُوۡۤا اَخۡرِجُوۡهُمۡ مِّنۡ قَرۡيَتِكُمۡ ۚ اِنَّهُمۡ اُنَاسٌ يَّتَطَهَّرُوۡنَ ﴿۸۲﴾
فَاَنۡجَيۡنٰهُ وَاَهۡلَهٗۤ اِلَّا امۡرَاَتَهٗ ۖ كَانَتۡ مِنَ الۡغٰبِرِيۡنَ ﴿۸۳﴾ وَاَمۡطَرۡنَا عَلَيۡهِمۡ
مَّطَرًا ؕ فَانۡظُرۡ كَيۡفَ كَانَ عَاقِبَةُ الۡمُجۡرِمِيۡنَ ﴿۸۴﴾ ع

## તરજુમો :

*અને લૂત (અલૈ.)ને મોકલ્યા જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, શું તમે એવી બેહયાઈ (નિર્લજ્જતા) કરો છો કે જેને તમારા પહેલાં સમગ્ર દુનિયામાં કોઈએ નથી કરી ? (૮૦) તમે તો પુરુષો ઉપર દોડો છો વાસનાના માર્યા સ્ત્રીઓને છોડીને ! બલકે તમે હદથી વટી જનારા લોકો છો. (૮૧) અને તેમની કોમે કંઈ જવાબ ન આપ્યો પરંતુ એવું જ કહ્યું કે એમને પોતાના શહેરમાંથી કાઢો, આ લોકો ઘણા પાક રહેવા ઈચ્છે છે ! (૮૨) પછી અમે તેમને અને તેમના ઘરવાળાઓને બચાવ્યા પરંતુ તેમની ઓરત, કે ત્યાંના નિવાસીઓ સાથે રહી ગઈ. (૮૩) અને અમે તેમના ઉપર વરસાદ (એટલે કે પથ્થરોનો) વરસાવ્યો પછી જુઓ કેવો થયો ગુનેહગારોનો અંજામ ! (૮૪)*

## તફસીર :

અને અમે લૂત (અલૈ.)ને (અમુક વસ્તીઓ તરફ પયગમ્બર બનાવીને) મોકલ્યા જ્યારે કે તેમણે પોતાની કોમ (એટલે કે, પોતાની ઉમ્મત)ને કહ્યું, શું તમે એવા નિર્લજ્જ કૃત્યો આચરો છો જેને તમારાથી અગાઉ દુનિયાવાળાઓમાંથી કોઈએ કર્યું નથી ? (એટલે કે) તમે પુરુષોની સાથે વાસનાતૃપ્તિ કરો છો સ્ત્રીઓને છોડીને ? (અને આ કામ એટલા માટે નથી કરતા કે તમને કોઈ ધોકો થઈ ગયો છે) બલકે, (આ વિષયમાં) તમે (માનવતાની) હદ વટાવી ચૂક્યા છો અને (આ દુષ્કૃત્યો વિશે) તેમની કોમથી કોઈ (યોગ્ય) જવાબ ન અપાયો એ સિવાય કે (અંતે નિર્લજ્જતાના માર્ગે) પરસ્પર એવું કહેવા લાગ્યા કે આ લોકોને (એટલે કે લૂત અલૈ.ને અને તેમના મો'મિન સાથીઓને) તમે પોતાની (આ) વસ્તીમાંથી કાઢી મૂકો (કારણ કે), આ લોકો બહુ પાકસાફ બને છે (અને અમને ગંદા બતાવે છે પછી ગંદા લોકોમાં પાક લોકોનું શું કામ છે ? એ વાત તેમણે ઠઠ્ઠા–મશ્કરી સ્વરૂપે કહી હતી) બસ, (જ્યારે એટલે સુધી નોબત પહોંચી ગઈ તો) અમે (એ કોમ ઉપર અઝાબ નાઝિલ કર્યો અને) લૂત (અલૈ.)ને અને તેના સંબંધીઓને (એટલે કે તેમના ઘરવાળાઓને અને અન્ય ઈમાનવાળાઓને આ અઝાબથી) બચાવી લીધા (અને એ જ પ્રમાણે ત્યાંથી નીકળી જવાનો પ્રથમથી જ હુકમ થઈ ગયો) તેમની પત્ની સિવાય કે તે (ઈમાન ન લાવવાના કારણે) એ જ લોકોમાં રહી

જેઓ અઝાબમાં રહી ગયા હતા અને (જે અઝાબ તેમના ઉપર નાઝિલ થયો તે એ હતો કે) અમે તેમના ઉપર (નવા પ્રકારનો) વરસાદ વરસાવ્યો (તે પથ્થરોનો વરસાદ હતો), બસ (હે જોનારાઓ) જુઓ તો ખરા ! આ અપરાધીઓનો કેવો અંજામ આવ્યો ! (જો તમે વિચાર કરીને જોશો તો આશ્ચર્ય કરશો અને સમજી જશો કે નાફરમાનોનો કેવો અંત આવ્યો !)

## મસ્અલા અને બોધપાઠ :

અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોના કિસ્સાઓનો જે ક્રમ ઉપરથી ચાલી રહ્યો છે તેનો ચોથો કિસ્સો હઝરત લૂત (અલૈ.)નો છે.

હઝરત લૂત (અલૈ.) હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.)ના ભત્રીજા છે. બંનેનું મૂળ વતન પશ્ચિમ ઈરાકમાં બસરા નજીક બૅબિલોનની ભૂમિના નામથી પ્રખ્યાત હતું, તેમાં મૂર્તિપૂજા પ્રચલિત હતી. હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)નું કુટુંબ પોતે મૂર્તિપૂજામાં સપડાયેલું હતું. અલ્લાહ તઆલાએ તેમની હિદાયત માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને મોકલ્યા. કૌમે વિરોધ કર્યો, જેની નોબત નમરૂદની આગ સુધી પહોંચી. પોતે તેમના પિતાએ ઘરમાંથી કાઢી મૂકવાની ધમકીઓ આપી.

પોતાના કુટુંબીજનોમાંથી ફક્ત તેમની પત્ની હઝરત સારાહ અને ભત્રીજા હઝરત લૂત (અલૈ.) મુસલમાન થયા. فَـــاٰمَـنَ لَـهٗ لُـوۡطٌ "પછી લૂત તેમના ઉપર ઈમાન લાવ્યા" (૨૯ : ૨૬) અંતે તે બંનેને સાથે લઈને વતનથી સિરીયા તરફ હિજરત કરી. ઉર્દૂન નહેર ઉપર પહોંચ્યા પછી અલ્લાહ તઆલાના હુકમથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) કન્આનમાં જઈને સ્થાયી થયા, જે બયતુલ મુકદસની નજીક છે.

હઝરત લૂત (અલૈ.)ને પણ અલ્લાહ તઆલાએ નુબુવ્વત અર્પણ કરીને ઉર્દૂન અને બયતુલ મુકદસની વચ્ચે સદુમ (સોડોમ)ના લોકોની હિદાયત માટે મોકલ્યા. આ વિસ્તાર પાંચ મોટા શહેરો ઉપર આધારિત હતો, જેમના નામ સદુમ, અમૂરહ, અડમહ, સુબૂબીમ, બાલી અથવા સવઘર હતા. તેમના સમૂહને કુર્આને કરીમમાં مُـؤۡتَـفِـكَـةُ (મુઅ્તફિકહ) અને مُـؤۡتَـفِـكَـاتُ (મુઅ્તફિકાત)ના શબ્દોમાં ઘણા ઠેકાણે વર્ણન કર્યું છે. સદુમ આ શહેરોનું પાટનગર અને કેન્દ્ર

સમજવામાં આવતું હતું. હઝરત લૂત (અલૈ.) ત્યાં જ સ્થાયી થયા. જમીન ફળદ્રુપ અને હરિયાળી હતી, દરેક ઠેકાણે અનાજ અને ફળ–ફળાદિની છૂટ હતી (આ ઐતિહાસિક વિગતો બહરે મુહીત, મઝહરી, ઈબ્ને કષીર અલ મનાર વગેરેમાં પ્રસ્તુત છે).

મનુષ્યની સામાન્ય પ્રાકૃતિક ટેવ કુર્આને કરીમે વર્ણન કરી છે, ફરમાવ્યું كَلَّآ اِنَّ الْاِنْسَانَ لَيَطْغٰى، اَنْ رَّاٰهُ اسْتَغْنٰى، એટલે કે, મનુષ્ય જ્યારે પાપ આચરવા લાગે છે અને બળવાખોર વૃત્તિ અપનાવે છે જ્યારે તે જુએ છે કે તે કોઈનો મોહતાજ નથી રહ્યો અને એ જ પ્રમાણે આ લોકો ઉપર પણ અલ્લાહ તઆલાએ પોતાની નેઅ્મતોના દરવાજા ખોલી દીધા હતા. સામાન્ય માનવીની પ્રકૃતિ અને ટેવ પ્રમાણે દોલત અને આર્થિક જાહોજલાલીના નશામાં મદમસ્ત બની અય્યાશીઓ અને રાહતોમાં વાસના અને લોલુપતાના તે કિનારા ઉપર પહોંચી ગયા કે માનવ સ્વભાવગત લજ્જા, શરમ, હયા અને સારા–નરસાનો સ્વાભાવિક ભેદભાવ પણ ભૂલાવી બેઠા તથા એવી સૃષ્ટિ વિરુદ્ધની વાસનાપૂર્તિમાં સપડાઈ ગયા જે હરામ અને ગુનોહ હોવાની સાથે–સાથે સાલસ અને ભલો સ્વભાવ ધરાવનાર વ્યક્તિ માટે જુગુપ્સાપ્રેરક અને નફરત ઉપજાવે એવું કૃત્ય છે કે, સામાન્ય રીતે પશુ–પક્ષીઓ પણ આવું સૃષ્ટિ વિરુદ્ધનું કૃત્ય આચરતા નથી.

હઝરત લૂત (અલૈ.)ને અલ્લાહ તઆલાએ તેમના માર્ગદર્શન માટે નક્કી કર્યા, તેમણે પોતાની કૌમને સંબોધન કરીને ફરમાવ્યું, اَتَاْتُوْنَ الْفَاحِشَةَ مَا سَبَقَكُمْ بِهَا مِنْ اَحَدٍ مِّنَ الْعٰلَمِيْنَ એટલે કે તાકીદ સ્વરૂપે ફરમાવ્યું, "શું તમે એવા નિર્લજ્જ કામો કરો છો જે તમારાથી અગાઉ સમગ્ર દુનિયામાં કોઈએ પણ કર્યા નથી ?"

વ્યભિચાર વિશે તો કુર્આને કરીમે اِنَّهٗ كَانَ فَاحِشَةً "બેશક ! તે નિર્લજ્જ કૃત્યો છે." (૧૭ : ૩૨) અલિફ–લામ વિના જ વર્ણન કર્યું છે અને અહીંયાં અલિફ–લામ સાથે اَلْفَاحِشَةُ (અલ ફાહિશહ) વર્ણન કરીને એ તરફ ઈશારો કર્યો છે કે, આ સૃષ્ટિ વિરુદ્ધનો વ્યભિચાર (Homosexuality) જાણે કે, સમગ્ર નિર્લજ્જ કૃત્યોનું મિશ્રણ અને વ્યભિચારથી વધારે જઘન્ય અપરાધ છે.

ત્યારબાદ એ ફરમાવ્યું કે, આવી નિર્લજ્જતા અને બેહયાઈ તમારાથી અગાઉ દુનિયામાં કોઈએ નથી કરી. અમ્ર બિન દીનાર ફરમાવે છે કે, આ કૌમથી

પહેલાં દુનિયામાં કોઈએ ક્યારેય આવી પ્રવૃત્તિ જોઈ ન હતી (મઝહરી) અને ન જ સડુમના નિવાસીઓથી અગાઉ કોઈ ખરાબમાં ખરાબ વ્યક્તિની કલ્પનામાં આવી નિર્લજ્જતાનું કૃત્ય આચરવાનો વિચાર આવ્યો હતો. ઉમવી ખલીફા અબ્દુલ મલિકે કહ્યું કે, જો કુર્આનમાં કૌમે લૂત (અલૈ.)ની ઘટનાનું વર્ણન ન થયું હોત તો હું ક્યારેય કલ્પી ન શકતો હતો કે કોઈ મનુષ્ય આવું કામ પણ કરી શકે છે ?

*(ઈબ્ને કસીર)*

એમાં તેમની બેહયાઈ ઉપર બે સ્વરૂપે તાકીદ કરવામાં આવી. પ્રથમ તો એ કે, ઘણા બધા ગુનાહોમાં મનુષ્ય પોતાના માહોલ અથવા પોતાના પૂર્વજોના અનુસરણના કારણે સપડાય છે. ભલે તે પણ કોઈ શરઈ દષ્ટિએ યોગ્ય બહાનું નથી, પરંતુ સામાન્ય રીતે તેને પણ કોઈને કોઈ કક્ષામાં બહાનું કહી શકાય છે, પરંતુ આવા ગુનાહો જે અગાઉ કોઈએ કર્યા ન હોય અને ન જ તેની કોઈ આવશ્યકતા હોય ત્યારે એ વધારે ભયંકર, જઘન્ય તથા જુગુપ્સાપ્રેરક અપરાધ છે. બીજું એ સ્વરૂપે કે કોઈ ખરાબ કૃત્ય અથવા કુરિવાજ જે વ્યક્તિ ચાલુ કરે છે તેના ઉપર પોતાના કૃત્યનો ગુનોહ અને અઝાબ તો થાય જ છે તેની સાથે-સાથે તે સમગ્ર લોકોનો અઝાબ અને વબાલ પણ તેના માથે પડે છે જેઓ કયામત સુધી આ કૃત્યથી પ્રભાવિત થઈને ગુનાહમાં સંડોવાઈ જાય છે.

બીજી આયતમાં તેમની આ નિર્લજ્જતાને વધારે સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરવામાં આવી છે કે, "તમે સ્ત્રીઓને છોડીને પુરુષો સાથે વાસનાતૃપ્તિ કરો છો?" તેમાં ઈશારો આપવામાં આવ્યો છે કે, મનુષ્યની પ્રકૃતિ અને સ્વાભાવિક ઈચ્છાપૂર્તિ માટે અલ્લાહ તઆલાએ એક હલાલ અને જાઈઝ પદ્ધતિ સ્ત્રીઓ સાથે નિકાહ કરીને નક્કી કરી દીધી છે. તેને છોડીને અમાનવીય સૃષ્ટિ વિરુદ્ધના નિર્લજ્જ કૃત્યો આચરવા નરી ગંદકી અને ગંદી માનસિકતાની સાબિતી છે.

એટલા માટે સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા મુજ્તહિદ ઈમામોએ આ ગુનાહને સામાન્ય વ્યભિચાર કરતાં વધારે સખત ગુનોહ ઠરાવ્યો છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ ફરમાવ્યું, "આવી પ્રવૃત્તિ કરનારને એવી જ સજા આપવી જોઈએ જેવી કૌમ લૂતને અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવી હતી કે આસમાન ઉપરથી પથ્થર વરસ્યા, જમીનનો વિસ્તાર

ઉલટાવી દેવામાં આવ્યો. એટલા માટે આવા વ્યક્તિને કોઈ ઊંચા પહાડ ઉપરથી નીચે ફેંકી ઉપરથી પથ્થર વરસાવવા જોઈએ.'' મુસ્નદે અહમદ, અબૂદાવુદ, તિરમિઝી અને ઈબ્ને માજહમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત વર્ણન થઈ છે કે, રસૂલુલ્લાહ ﷺએ આવું નિર્લજ્જ કામ કરનારાઓ વિશે ફરમાવ્યું છે કે, فَاقْتُلُوا الْفَاعِلَ وَالْمَفْعُوْلَ بِهِ એટલે કે, ''આવું કૃત્ય આચરનાર ફાઈલ (He-male) અને મફઊલ (She-male) (બંને વ્યક્તિ)ને કતલ કરવામાં આવે.'' *(ઈબ્ને કસીર)*

અંતિમ આયતમાં ફરમાવ્યું, بَلْ اَنْتُمْ قَوْمٌ مُّسْرِفُوْنَ એટલે કે, ''તમે એવી કૌમ છો જે માનવતાની હદો વટાવી ચૂક્યા છો.'' એટલે કે તમારી અસલી બીમારી એ છે કે, તમે દરેક કાર્યમાં તેની મર્યાદા વટાવી જનારા છો. જાતીય ઈચ્છાપૂર્તિના વિષયમાં પણ એવું જ થયું કે, અલ્લાહ તઆલાની નક્કી કરેલ મર્યાદાઓમાંથી નીકળીને સૃષ્ટિ વિરુદ્ધના કૃત્યોમાં સંડોવાઈ ગયા.

ત્રીજી આયતમાં હઝરત લૂત (અલૈ.)ની નસીહતના જવાબમાં તેમની કૌમનો જવાબ આ રીતે વર્ણન થયો છે કે, તે લોકોથી જ્યારે કોઈ યોગ્ય જવાબ ન આપી શકાયો તો જીદમાં આવીને પરસ્પર એવું કહેવા લાગ્યા કે, ''આ લોકો તો ઘણી પવિત્રતા અને સ્વચ્છતાના દાવે'દારો છે, તેનો ઈલાજ એ છે કે તેમને આપણી વસ્તીમાંથી કાઢી મૂકો.''

ત્રીજી અને ચોથી આયતોમાં સદુમની કૌમના આ હઠાગ્રહ અને નિર્લજ્જતાની આકાશી સજાનું વર્ણન છે અને તે એ કે, તે સમગ્ર કૌમ ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ નાઝિલ થયો. ફક્ત હઝરત લૂત (અલૈ.) અને તેમના અમુક સાથીદારો અઝાબથી સુરક્ષિત રહ્યા. કુર્આને કરીમના શબ્દમાં نَجَّيْنٰهُ وَاَهْلَهٗ આવ્યું છે. એટલે કે, ''અમે લૂત (અલૈ.) અને તેના ઘરવાળાઓને અઝાબથી છુટકારો અપાવ્યો.'' અહીંયાં اَهْل (અહ્લ) કોણ લોકો હતા ? અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે, "અહ્લ"માં બે પુત્રીઓ હતી જેઓ મુસલમાન થઈ હતી, પત્ની મુસલમાન ન થઈ હતી. કુર્આન મજીદની એક બીજી આયતમાં فَمَا وَجَدْنَا فِيْهَا غَيْرَ بَيْتٍ مِّنَ الْمُسْلِمِيْنَ (૫૧ : ૩૬) વર્ણન થયું છે કે, તે તમામ વસ્તીઓમાં એક માત્ર ઘર સિવાય કોઈ મુસલમાન ન હતું. તેનાથી દેખીતી રીતે એ જ જાણ થાય છે કે, ફક્ત હઝરત લૂત (અલૈ.) ઘરના લોકો મુસલમાન હતા

જેમને અઝાબથી છુટકારો મળ્યો, તેમાં પણ પત્ની સામેલ ન હતી અને અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે, "અહ્‌લ"નો અર્થ "સામાન્ય" છે. પોતાના ઘરવાળા અને અન્ય સંબંધિત લોકો જેઓ મુસલમાન થઈ ચૂક્યા હતા. ખુલાસો એ છે કે, ગણ્યા–ગાંઠયા અમુક લોકો મુસલમાન હતા જેમને અલ્લાહ તઆલાએ અઝાબથી બચાવવા માટે હઝરત લૂત (અલૈ.)ને હુકમ આપ્યો કે, પત્ની સિવાય અન્ય ઘરવાળા અને સંબંધીઓને લઈને રાતના અંતિમ પહોરમાં આ વસ્તીમાંથી નીકળી જાઓ અને પાછુ વળીને જોશો નહીં. કારણ કે, જેવા તમે આ વસ્તીમાંથી નીકળી જશો, કે તરત જ આ વસ્તી ઉપર અઝાબ આવી જશે.

હઝરત લૂત (અલૈ.)એ અલ્લાહના હુકમનું અનુસરણ કર્યું અને પોતાના ઘરવાળા તથા સંબંધીઓને લઈને રાતના અંતિમ પહોરમાં સડુમમાંથી નીકળી ગયા. પત્ની વિશે બે રિવાયતો છે, એક એ કે તે સાથે આવી જ નહીં અને બીજી એ કે, અમુક દૂર સુધી સાથે ચાલી પરંતુ અલ્લાહના હુકમ વિરુદ્ધ પાછુ વળીને વસ્તીવાળાઓની હાલત જોવા ઈચ્છતી હતી તો તેને પણ અઝાબે પકડી લીધી. કુર્આન મજીદમાં વિવિધ સ્થળોએ આ ઘટનાનું ટૂંકમાં અને વિગતવાર વર્ણન આવ્યું છે. અત્રે ત્રીજી આયતમાં ફક્ત એટલો ઉલ્લેખ છે કે, અમે હઝરત લૂત (અલૈ.) અને તેમના ઘરવાળા તથા તેમના સંબંધીઓને અઝાબથી છુટકારો આપ્યો પરંતુ તેમની પત્ની અઝાબમાં રહી ગઈ. છુટકારો અપાવવાનું આ સ્વરૂપ કે, આ લોકો રાતના અંતિમ પહોરમાં વસ્તીમાંથી નીકળી જાય અને પાછું વળીને ન જુએ, એ બીજી આયતોમાં વર્ણન થયું છે.

ચોથી આયતમાં આ કૌમ ઉપર નાઝિલ થનાર અઝાબનું ટૂંકા શબ્દોમાં ફક્ત એટલું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેમના ઉપર એક નવા જ પ્રકારનો વરસાદ વરસાવવામાં આવ્યો અને સૂરએ હૂદમાં આ અઝાબનું વિગતવાર સ્વરૂપ આ વર્ણન થયું છે, فَلَمَّا جَآءَ اَمْرُنَا جَعَلْنَا عَالِيَهَا سَافِلَهَا وَاَمْطَرْنَا عَلَيْهَا حِجَارَةً مِّنْ سِجِّيْلٍ مَّنْضُوْدٍ مُّسَوَّمَةً عِنْدَ رَبِّكَ وَمَاهِىَ مِنَ الظّٰلِمِيْنَ بِبَعِيْدٍ (૧૧:૮૨–૮૩) એટલે કે, “જ્યારે અમારો અઝાબ આવી પહોંચ્યો તો અમે એ વસ્તીને ઉપર–નીચે કરી નાંખી અને તેમના ઉપર પથ્થરો, કાંકરાઓના થરના થર નિશાન કરેલા તારા પરવરદિગાર પાસેથી વરસાવ્યા અને તે વસ્તી તે અત્યાચારીઓથી કંઈ દૂર નથી.”

આથી જાણ થઈ કે, ઉપરથી પથ્થરોનો વરસાદ પણ વરસ્યો અને નીચેથી જમીનનો સમગ્ર ભાગ હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ઊઠાવીને ઊંધો પલટી નાંખ્યો અને જે પથ્થરોનો વરસાદ થયો તે થર ઉપર થર હતા. એટલે કે એવો સતત વરસાદ થયો કે, થર ઉપર થર જામી ગયા અને આ પથ્થરો નિશાન કરેલા હતા. અમુક મુફસ્સિરોએ નોંધ્યું છે કે દરેક પથ્થર ઉપર તે વ્યક્તિનું નામ લખ્યું હતું જેને તેનો નાશ કરવા માટે ફેંકવામાં આવ્યો હતો. સૂરએ હિજ્રની આયતોમાં આ અઝાબ અગાઉ આ પણ વર્ણન થયું છે, فَاَخَذَتْهُمُ الصَّيْحَةُ مُشْرِقِيْنَ (૧૫ : ૩૭) એટલે કે, "તેમને પકડી લીધા (ભયંકર) અવાજે સૂરજ નીકળવાના સમયે."

તેનાથી જાણ થાય છે કે, પ્રથમ આસમાનમાંથી ભયંકર અવાજના સ્વરૂપમાં કોઈ ચીસ સંભળાઈ (અથવા ધડાકો), ત્યારબાદ બીજો અઝાબ આવ્યો. દેખીતા શબ્દોથી એ સમજવામાં આવે છે કે, ચીસ (કે ધડાકા) પછી પ્રથમ જમીનના વિભાગને ઊલટાવી દેવામાં આવ્યો, તેના ઉપર તેમને વધારે અપમાનિત કરવા માટે પથ્થર વરસાવવામાં આવ્યા અને એ પણ શક્ય છે કે, પ્રથમ પથ્થરો વરસાવવામાં આવ્યા હોય પાછળથી જમીનનો તખ્તો ઊલટાવી દેવામાં આવ્યો હોય, કારણ કે કુર્આનની વર્ણનશૈલીમાં એ જરૂરી નથી કે, જે વસ્તુનું વર્ણન પ્રથમ થયું હોય તે ઘટનાક્રમમાં પણ પ્રથમ જ હોય.

કૌમે લૂત (અલૈ.)ના ભયંકર અઝાબોમાંથી જમીનનો તખ્તો ઊલટાવી દેવાની સજા તેમની નિર્લજ્જતાપૂર્ણ બેહયાઈના કૃત્યો સાથે ખાસ સંબંધ પણ ધરાવે છે કે તેમણે સૃષ્ટિ વિરુદ્ધનું આ જ પ્રકારનું ઊંધું કામ કર્યું હતું.

સૂરએ હૂદની આયતોમાંથી અંતિમ આયતોમાં કુર્આને કરીમે અરબના નિવાસીઓને વધારે તાકીદ માટે એ પણ ફરમાવ્યું, وَمَا هِيَ مِنَ الظّٰلِمِيْنَ بِبَعِيْدٍ એટલે કે "આ ઊલટાવી દેવામાં આવેલ વસ્તીઓ તે જાલિમોથી કંઈ દૂર નથી, સિરીયાના મુસાફરીના માર્ગમાં દરેક સમયે તેમની નજરો સામે આવે છે, પરંતુ આશ્ચર્ય છે કે તેઓ તેનાથી બોધપાઠ ગ્રહણ કરતા નથી."

અને આ દશ્ય ફક્ત કુર્આન નાઝિલ થવાના સમયનું નથી, આજે પણ મોજૂદ છે. બયતુલ મુકદસ અને જોર્ડન નદી વચ્ચે આજે પણ જમીનનો આ વિભાગ "બહરે લૂત" અથવા "બહરે મય્યિત" (મૃત સરોવર–Dead Sea)ના

નામથી ઓળખાય છે. તેની પૃથ્વી પરની સપાટી સમંદરની સપાટી કરતાં વધારે ઊંડાઈમાં છે અને તેના એક ખાસ વિભાગ ઉપર એક સરોવર સ્વરૂપે આશ્ચર્યજનક એવા પ્રકારનું પાણી ઉપસ્થિત છે કે જેમાં કોઈ સજીવ માછલી, દેડકા વગેરે જીવીત નથી રહી શકતું, એટલા માટે તેને "બહરે મય્યિત" (મૃત સરોવર) કહેવામાં આવે છે. આ જ સ્થળ "સડુમ" બતાવવામાં આવે છે. نَعُوْذُ بِاللّٰہِ مِنْ عَذَابِہٖ وَغَضَبِہٖ આમીન.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૮૫-૮૬-૮૭)

وَ اِلٰی مَدْیَنَ اَخَاھُمْ شُعَیْبًا ؕ قَالَ یٰقَوْمِ اعْبُدُوا اللّٰہَ مَا لَکُمْ مِّنْ اِلٰہٍ غَیْرُہٗ ؕ
قَدْ جَآءَتْکُمْ بَیِّنَۃٌ مِّنْ رَّبِّکُمْ فَاَوْفُوا الْکَیْلَ وَ الْمِیْزَانَ وَ لَا تَبْخَسُوا النَّاسَ
اَشْیَآءَھُمْ وَ لَا تُفْسِدُوْا فِی الْاَرْضِ بَعْدَ اِصْلَاحِھَا ؕ ذٰلِکُمْ خَیْرٌ لَّکُمْ اِنْ کُنْتُمْ مُّؤْمِنِیْنَ ﴿۸۵﴾
وَ لَا تَقْعُدُوْا بِکُلِّ صِرَاطٍ تُوْعِدُوْنَ وَ تَصُدُّوْنَ عَنْ سَبِیْلِ اللّٰہِ مَنْ اٰمَنَ بِہٖ
وَ تَبْغُوْنَھَا عِوَجًا ۚ وَ اذْکُرُوْٓا اِذْ کُنْتُمْ قَلِیْلًا فَکَثَّرَکُمْ ۪ وَ انْظُرُوْا کَیْفَ کَانَ عَاقِبَۃُ
الْمُفْسِدِیْنَ ﴿۸۶﴾ وَ اِنْ کَانَ طَآئِفَۃٌ مِّنْکُمْ اٰمَنُوْا بِالَّذِیْٓ اُرْسِلْتُ بِہٖ وَ طَآئِفَۃٌ لَّمْ
یُؤْمِنُوْا فَاصْبِرُوْا حَتّٰی یَحْکُمَ اللّٰہُ بَیْنَنَا ۚ وَ ھُوَ خَیْرُ الْحٰکِمِیْنَ ﴿۸۷﴾

## તરજુમો :

*અને મદયન તરફ તેમના ભાઈ શુઅયબ (અલૈ.)ને મોકલ્યા; બોલ્યા, હે મારી કોમ ! અલ્લાહની બંદગી કરો તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી, તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી દલીલ પહોંચી ચૂકી છે, બસ માપ અને તોલ પૂરું કરો અને લોકોને તેમની વસ્તુઓ ઘટાડીને ન આપો અને જમીન (પ્રદેશ)માં તેની સુધારણા પછી ખરાબી ન નાંખો, આ તમારા માટે બહેતર છે જો તમે ઈમાનવાળા છો. (૮૫) અને માર્ગો ઉપર ન બેસો કે અલ્લાહના માર્ગથી ડરાવો અને રોકો તેને કે જેઓ તેના ઉપર ઈમાન લાવ્યા*

*અને તેમાં અયૂબ (ખામી) શોધો; અને યાદ કરો જ્યારે કે તમે ઘણા થોડા હતા પછી તમને વધારી દીધા, અને જુઓ ! ફસાદ કરનારાઓનો કેવો અંજામ થયો ! (૮૬) અને જો તમારામાંથી એક જૂથ તેના ઉપર ઈમાન લાવ્યું જે મારા થકી મોકલવામાં આવ્યું અને એક જૂથ ઈમાન ન લાવ્યું તો ધીરજ ધરો જ્યાં સુધી અલ્લાહ આપણી વચ્ચે ફૈંસલો કરે અને તે સૌથી ઉત્તમ ફૈંસલો કરનારો છે. (૮૭)*

## તફસીર :

અને અમે મદયન(વાળાઓ) તરફ તેમના ભાઈ (હઝરત) શુઅયબ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) મોકલ્યા, તેમણે (મદયનના નિવાસીઓને) કહ્યું કે હે મારી કોમ ! તમે (માત્ર) અલ્લાહ તઆલાની જ ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ (બનવાપાત્ર જ) નથી, તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી (મારા નબી હોવાની) સ્પષ્ટ દલીલ (કે જે કોઈ મોઅ્જિઝો છે) આવી ચૂકી છે (જ્યારે મારી નુબુવ્વત સાબિત થઈ ચૂકી છે) તો (શરીઅતના હુકમોમાં મારું કહ્યું માનો, એટલા માટે હું કહું છું કે) તમે માપ અને તોલ પૂરેપૂરું કર્યા કરો અને લોકોને તેમની વસ્તુઓમાં નુકસાન ન કર્યા કરો (જેમકે તમારી ટેવ છે) અને પૃથ્વીની સપાટી ઉપર ત્યારબાદ કે (તવહીદ અને અંબિયા અલૈ.ના શિક્ષણ તથા ન્યાય અને હકો સ્થાપિત કરવા માટે અને દરેક રીતે વ્યવસ્થા સ્થાપિત કરવા માટે) તેની સુધારણા (નક્કી) કરી આપવામાં આવી (તો હવે) ફસાદ (અરાજકતા–અવ્યવસ્થા) ન ફેલાવો (એટલે કે તેના હુકમોનો વિરોધ અને કુફ્ર ન કરો કારણ કે, તે ફસાદનું નિમિત્ત છે) આ (જે કંઈ હું કહી રહ્યો છું તેના ઉપર અમલ કરવો) તમારા માટે (દુનિયા અને આખિરત બંનેમાં) લાભદાયક છે જો તમે (મારું) સમર્થન કરો (જેના ઉપર દલીલ સ્થાપિત થઈ ચૂકી છે અને સમર્થન કરીને અમલ કરો તો પ્રસ્તુત હુકમો દુનિયા અને આખિરતમાં નફાકારક છે, આખિરતમાં તો દેખીતું છે કે છુટકારો પ્રાપ્ત થશે અને દુનિયામાં શરીઅત ઉપર અમલ કરવાથી શાંતિ અને વ્યવસ્થા કાયમ રહે છે, ખાસ કરીને પૂરે–પૂરું માપ–તોલ કરવાથી પરસ્પર વિશ્વાસ વધે છે, વેપારની પ્રગતિ થાય છે) અને તમે સડકો ઉપર એ કારણે ન બેસો કે અલ્લાહ ઉપર ઈમાન લાવનારાઓને (ઈમાન લાવવાથી) ધમકીઓ આપો અને (તેમને) અલ્લાહના માર્ગ (એટલે કે

ઈમાન)થી રોકો અને તે (માર્ગ)માં ઉણપ (અને શંકાઓ) શોધવામાં લાગેલા રહો (કે વિના કારણે, વિના સોચે-સમજે વાંધાઓ ઊભા કરી લોકોને બહેકાવો, તે લોકો ઉપરોક્ત વર્ણન કરવામાં આવેલ દુષ્ટતાની સાથે-સાથે એવી અધમ પ્રવૃત્તિમાં પણ સંડોવાયેલા હતા કે, સડકો ઉપર બેસીને આવનાર લોકોને બહેકાવતા હતા કે હઝરત શુઅયબ અલૈ. ઉપર ઈમાન ન લાવશો, નહિતર અમે તમને મારી નાંખીશું. આગળ નેઅ્મતનું વર્ણન કરીને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે અને સજાનું વર્ણન કરીને ચેતવવામાં આવ્યા છે, જેમકે) અને તે હાલતને યાદ કરો જયારે કે તમે (સંખ્યામાં અથવા માલમાં) થોડા હતા પછી અલ્લાહ તઆલાએ તમને (સંખ્યામાં અથવા માલમાં) વધારે કરી દીધા (આ તો ઈમાન લાવવા માટે પ્રેરણા અને પ્રોત્સાહન હતું) અને જુઓ તો કેવો બુરો અંજામ થયો ફસાદ (એટલે કે કુફ્ર, જૂઠ અને અત્યાચાર) આચરનારાઓનો ! (જેમકે કોમે નૂહ, આદ અને ષમૂદ ગુજરી ચૂકી છે, એ જ પ્રમાણે તમારા ઉપર પણ અઝાબ આવવાનો ભય છે, આ કુફ્ર કરનારાઓ માટે ધમકી છે) અને જો (તમને અઝાબ ન આવવાની શંકા હોય કે) તમારામાંથી અમુક (તો) એ હુકમ ઉપર જેને આપીને મને મોકલવામાં આવ્યો છે ઈમાન લાવ્યા છો અને અમુક ઈમાન નથી લાવ્યા (અને તો પણ બંને સમૂહ એક જ પરિસ્થિતિમાં છે, એવું નથી કે ઈમાન ન લાવનારાઓ ઉપર અઝાબ આવી જ ગયો હોય, આથી જાણ થાય છે કે તમે જે અઝાબથી અમને ડરાવો છો તેની કોઈ વાસ્તવિકતા નથી) તો (આ શંકાનો જવાબ એ છે કે, તાત્કાલિક અઝાબ ન આવવાથી એ કેવી રીતે જાણ થઈ કે અઝાબ આવશે જ નહીં ?) જરા થોભી જાઓ એટલે સુધી કે આપણા (એટલે કે બંને પક્ષો) વચ્ચે અલ્લાહ તઆલા (અમલી) ફેંસલો કરી આપે (એટલે કે અઝાબ નાઝિલ કરીને મો'મિનોને તો છુટકારો આપે અને કાફિરોને હલાક કરી નાંખે) અને તે બધા ફેંસલા કરવાવાળાઓમાં બહેતર છે (કે તેનો ફેંસલો બિલકુલ યોગ્ય જ હોય છે).

## મસ્અલા અને બોધપાઠ :

અંબિયા (અલૈ.)ના કિસ્સાઓનો જે ક્રમ પાછલી આયતોથી ચાલી રહ્યો છે, તેમાં પાંચમો કિસ્સો હઝરત શુઅયબ (અલૈ.) અને તેમની કૌમનો છે જે પ્રસ્તુત આયતોમાં વર્ણન થયો છે.

મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકની રિવાયત પ્રમાણે હઝરત શુઅયબ (અલૈ.) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પુત્ર મદયનની અવલાદમાંથી છે અને તેઓ હઝરત લૂત (અલૈ.) સાથે પણ સગાઈ–સંબંધ ધરાવતા હતા. મદયન હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ના પુત્ર છે તથા તેમની વંશ અને અવલાદ પણ મદયનના નામથી જ પ્રખ્યાત થઈ ગઈ અને જે વસ્તીમાં તેઓએ વસવાટ કર્યો હતો તે પણ મદયન કહેવાય છે. જો કે, મદયન એક કૌમનું પણ નામ છે અને એક શહેરનું પણ નામ છે. આ શહેર આજે પણ જોર્ડનના પૂર્વના બંદર "મઆન"ની નજીક મોજૂદ છે. કુર્આને કરીમમાં બીજે ઠેકાણે હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સામાં વર્ણન છે, وَلَمَّا وَرَدَمَآءَ مَدْيَنَ "અને જ્યારે તેઓ મદયનની પાણીવાળી જગ્યાએ આવી પહોંચ્યા." (૨૮ : ૨૩) તેમાં આ જ વસ્તીનું વર્ણન છે. (ઈબ્ને કષીર) હઝરત શુઅયબ (અલૈ.)ને તેમની વાક્છટાના કારણે "ખતીબુલ અંબિયા" પણ કહેવામાં આવતા હતા. *(ઈબ્ને કષીર, બહરે મુહીત)*

હઝરત શુઅયબ (અલૈ.) જે કૌમ તરફ મોકલવામાં આવ્યા છે, કુર્આને કરીમે ક્યાં તો તેમને "અહલે મદયન" અને "અસ્હાબે મદયન"ના નામથી ઉલ્લેખ કર્યો છે અને ક્યાંક "અસ્હાબે અયકહ"ના નામથી ઉલ્લેખ કર્યો છે. اَيْكَة "અયકહ"નો અર્થ "જંગલ" અથવા "વન" થાય છે.

અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે, બંને કૌમો અલગ–અલગ હતી, બંનેની વસ્તીઓ પણ અલગ–અલગ હતી. હઝરત શુઅયબ (અલૈ.) તેમનામાંથી પ્રથમ એક કોમ તરફ મોકલવામાં આવ્યા હતા, તેમના સર્વનાશ પછી બીજી કૌમ તરફ મોકલવામાં આવ્યા. બંને કોમો તરફ જે અઝાબ આવ્યો તેના શબ્દો પણ અલગ–અલગ છે. મદયનવાળાઓ માટે ક્યાંક તો صَيْحَة (સયહહ્) "અવાજ–રાડ–ચીસ" અને ક્યાંક رَجْفَة (રજ્ફહ્)નો ઉલ્લેખ છે અને اَيْكَة (અયકહ)માં લોકો ઉપર عَذَابِ ظُلَّة (અઝાબે ઝુલ્લહ)નું વર્ણન કરવામાં આવ્યું છે. "સયહહ્"નો અર્થ "રાડ–ચીસ–ભયંકર અવાજ" થાય છે અને "રજ્ફહ્"નો અર્થ "ધરતીકંપ" છે અને "ઝુલ્લહ"નો અર્થ "ઘેરા વાદળો" છે. "અયકહ"ના લોકો ઉપર અઝાબનું આ સ્વરૂપ હતું કે, પ્રથમ દિવસે તેમની આખી વસ્તીમાં સખત ગરમી પડી જેનાથી સમગ્ર કૌમ ત્રાસી ઉઠી, ત્યારબાદ તેમના ઉપર જંગલ પાસે એક ઘેરુ વાદળ આવ્યું જેનાથી તે જંગલમાં છાંયડો થઈ ગયો અને ઠંડી

હવાઓ ચાલવા લાગી, એ જોઈને આ સમગ્ર વસ્તી તે વાદળના છાંયડામાં ભેગી થઈ ગઈ. આ બાજુ અલ્લાહના આ અપરાધીઓ પોતાના પગે ચાલીને પોતાના સર્વનાશના સ્થળે આપમેળે પહોંચી ગયા. જ્યારે બધા ભેગ થઈ ગયા તો વાદળોમાંથી આગ વરસી અને જમીનમાં પણ ધરતીકંપ આવ્યો જેનાથી તે સૌનો નાશ થઈ ગયો.

અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે, "મદયન" અને "અયકહ" એક જ કોમનું નામ છે અને અઝાબના જે ત્રણ પ્રકારો હમણા વર્ણન કરવામાં આવ્યા છે, ત્રણે આ કોમ ઉપર ભેગા થઈ ગયા. પ્રથમ વાદળમાંથી અગ્નિવર્ષા થઈ, ત્યારબાદ તેની સાથે ભયંકર ગડગડાટીના સ્વરૂપમાં અવાજ આવ્યો, પછી ધરતીમાં ધરતીકંપ આવ્યો. ઈબ્ને કષીર (રહ.)એ આ જ અભિપ્રાય અપનાવ્યો છે.

મતલબ કે, આ બંને કોમો અલગ-અલગ થઈ અથવા તો આ એક જ કોમના બે નામો છે. હઝરત શુઅયબ (અલૈ.)એ જે સત્યનો સંદેશ તેમને આપ્યો તે પ્રથમ અને બીજી આયતોમાં પ્રસ્તુત છે. આ સંદેશની તફસીરથી પ્રથમ એ સમજી લો કે, ઈસ્લામ જે તમામ અંબિયા (અલૈ.)ની સમાન દા'વત છે તેનો ખુલાસો હકોની અદાયગી છે અને આ હકો બે પ્રકારના છે. એક સીધે-સીધા અલ્લાહ તઆલાના હક જેને કરવા અથવા છોડવાથી મનુષ્યને કોઈ દેખીતો નફો કે નુકસાન તો જાહેર થતું નથી જેમકે ઈબાદતો, નમાઝ, રોઝા વગેરે અને બીજા હકો હુકૂકુલ ઈબાદ છે, જેનો સંબંધ મનુષ્ય સાથે છે અને આ કોમ એ બંને હકોથી બેખબર હતી અને બંનેના વિરુદ્ધ પ્રવૃત્તિ કરી રહી હતી. આ લોકો અલ્લાહ તઆલા અને તેના રસૂલ (અલૈ.) ઉપર ઈમાન ન લાવીને અલ્લાહના હકોનો વિરોધ કરી રહ્યા હતા અને તેની સાથે-સાથે ખરીદ-વેચાણમાં માપ-તોલ ઘટાડીને લોકોના હકોને હડપ કરતા હતા અને તેના ઉપર વિશેષ અપરાધ એ કે, માર્ગો અને સડકોના પ્રવેશદ્વાર ઉપર બેસી જતા અને આવનારા આગંતુકોને ડરાવી-ધમકાવીને પાછા વાળી દેતા હતા અને હઝરત શુઅયબ (અલૈ.) ઉપર ઈમાન લાવવાથી રોકતા હતા. આ પ્રમાણે તેઓ જમીન ઉપર ફસાદ અને અરાજકતા ફેલાવી રહ્યા હતા. આ તેમના જઘન્ય અપરાધો હતા જેની સુધારણા માટે હઝરત શુઅયબ (અલૈ.)ને મોકલવામાં આવ્યા હતા.

પ્રસ્તુત આયતોમાંથી બે આયતોમાં આ કોમની સુધારણા માટે હઝરત શુઅયબ (અલૈ.)એ ત્રણ વાતો ફરમાવી, يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ એટલે કે, “હે મારી કોમ ! તમે અલ્લાહની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ બનવાપાત્ર જ નથી,” આ તે જ તવહીદનું આમંત્રણ છે જે બધા જ અંબિયા (અલૈ.) આપતા આવ્યા છે અને આ તવહીદની માન્યતા બધા જ અકીદહ અને આચરણનો આત્મા છે. કારણ કે, આ કોમ પણ મખ્લૂક પરસ્તી (અલ્લાહની બનાવેલી વસ્તુઓની પૂજા કરવા)માં સંડોવાયેલી હતી અને અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતો, ખાસિયતો અને ગુણ–લક્ષણો તથા તેના હકોથી ગાફેલ હતી, એટલા માટે તેમને પણ સૌ પ્રથમ આ જ સંદેશ આપવામાં આવ્યો અને ફરમાવ્યું, قَدْ جَآءَتْكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ એટલે કે, “તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી સ્પષ્ટ દલીલ આવી ચૂકી છે.” અહીંયાં સ્પષ્ટ દલીલનો અર્થ તે મોઅ્જિઝાઓ (ચમત્કારો) છે, જે હઝરત શુઅયબ (અલૈ.) દ્વારા જાહેર થયા. તફસીરે બહરે મુહીતમાં આ મોઅ્જિઝાઓના વિવિધ સ્વરૂપોનું વર્ણન કરવામાં આવ્યું છે.

બીજી વાત આ ફરમાવી فَاَوْفُوا الْكَيْلَ وَالْمِيْزَانَ وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَهُمْ તેમાં كَيْل (કય્લ)નો અર્થ "માપવું" અને مِيْزَانٌ (મીઝાન)નો અર્થ "વજન તોલવું" થાય છે અને بَخْس (બખ્સ)નો અર્થ "કોઈને તેના હક કરતાં ઓછું આપીને નુકસાન પહોંચાડવું" થાય છે. આ આયતનો ભાવાર્થ એ છે કે, “તમે માપ–તોલ પૂરે–પૂરું કર્યા કરો અને લોકોની વસ્તુઓને ઘટાડીને તેમને નુકસાન ન પહોંચાડ્યા કરો.”

તેમાં પ્રથમ તો એક ખાસ ગુનાહની મનાઈ કરવામાં આવી જે ખરીદ–વેચાણના સમયે માપ–તોલમાં ઘટાડો કરવાના સ્વરૂપમાં કરવામાં આવે છે. પાછળથી لَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَهُمْ ફરમાવીને દરેક પ્રકારના હકોમાં ઘટાડો, ઉણપ તથા ત્રુટી ન કરવાનો હુકમ સામાન્ય કરી દેવામાં આવ્યો. ભલે, તે આર્થિક હકોના સંદર્ભમાં હોય અથવા ઈજ્જત–આબરૂના સંદર્ભમાં અથવા કોઈ અન્ય વસ્તુના સંબંધમાં ! *(બહરે મુહીત)*

એનાથી જાણ થઈ કે, જે પ્રમાણે માપ–તોલમાં હકથી ઓછું આપવું હરામ છે એ જ પ્રમાણે અન્ય માનવોના હકોમાં કમી કરવી પણ હરામ છે.

કોઈની ઈજ્જત અને આબરૂ ઉપર હુમલો કરવો અથવા કોઈના દરજ્જા અને હોદ્દા પ્રમાણે તેનું સન્માન ન કરવું, જેની-જેની આજ્ઞાનું પાલન કરવું વાજિબ છે તેમની આજ્ઞાનો અનાદર કરવો અથવા આળસ કરવી અથવા જે વ્યક્તિનું સન્માન અને ઈજ્જત કરવી વાજિબ છે તેમાં ત્રુટી રાખવી. આ બધા કાર્યો એવા અપરાધમાં સામેલ છે જે હઝરત શુઅયબ (અલૈ.)ની કોમ કર્યા કરતી હતી. હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં રસૂલે કરીમ ﷺએ લોકોની આબરૂને તેમના ખૂન સમાન સન્માનનીય અને સુરક્ષાપાત્ર ઠરાવી આપી છે, એનો પણ આ જ અર્થ છે.

કુર્આને કરીમમાં જ્યાં مُطَفِّفِيْنَ (મુતફ્ફિફીન) અને تَطْفِيْف (તત્ફીફ)નું વર્ણન આવ્યું છે તેમાં આ બધી વસ્તુઓ સામેલ છે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક વ્યક્તિને ઉતાવળે-ઉતાવળે રુકૂઅ્ અને સિજ્દહ કરતા જોયો તો ફરમાવ્યું, قَدْ طَفَّفْتَ એટલે કે, "તેં માપ-તોલમાં ઓછું કર્યું." (મુઅત્તા ઈમામ માલિક) તેનો ભાવાર્થ આ છે કે, નમાઝનો જે હક હતો તેને તેં પૂરો ન કર્યો. તેમાં નમાઝનો હક અદા ન કરવાને تَطْفِيْف (તત્ફીફ)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, لَا تُفْسِدُوْا فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا એટલે કે, "જમીનમાં સુધારા પછી તેમાં ફસાદ (અરાજકતા-અવ્યવસ્થા) ન ફેલાવો." આ વાક્ય આ જ સૂરએ અઅ્રાફમાં અગાઉ પણ આવી ચૂક્યું છે, ત્યાં તેનો અર્થ વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવી ચૂક્યો છે કે, પૃથ્વી (પ્રદેશ)ની દેખીતી સુધારણા દરેક વસ્તુને તેના યોગ્ય સ્થાને ખર્ચ કરવી અને અલ્લાહની મર્યાદાઓનું પાલન કરવું તથા ન્યાય અને ઈન્સાફ સ્થાપિત રાખવા ઉપર અવલંબિત છે અને વ્યક્તિના અંતરમનની સુધારણા અલ્લાહ તઆલા સાથેનો સંબંધ અને અલ્લાહના હુકમોનું નિષ્ઠાપૂર્વક પાલન કરવા ઉપર આધારિત છે. એ જ પ્રમાણે જમીન અથવા પૃથ્વીની જાહેર અને રૂહાની ફસાદ તે સિદ્ધાંતો અને કાયદાઓને છોડી દેવાથી ઉત્પન્ન થાય છે જે સિદ્ધાંતો અને કાયદાઓ હઝરત શુઅયબ (અલૈ.)ની કોમે છોડી દીધા હતા અને ઉપેક્ષિત રાખ્યા હતા, જેના કારણે પૃથ્વી ઉપર જાહેર અને રૂહાની (આધ્યાત્મિક) દરેક પ્રકારની અરાજકતા-અવ્યવસ્થા ફેલાઈ ગઈ હતી. એટલા માટે તેમને એ બોધપાઠ આપવામાં આવ્યો હતો કે, "તમારી આ પ્રવૃત્તિઓ સમગ્ર પૃથ્વીને ખરાબ કરનારી છે, તેનાથી બચો."

પછી ફરમાવ્યું, ذٰلِكُمۡ خَيۡرٌ لَّكُمۡ اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ એટલે કે, "આ જ વાત તમારા માટે લાભદાયક છે જો તમે મારી વાત માનો." મતલબ એ છે કે, જો તમે પોતાની આ નાજાઈઝ પ્રવૃત્તિઓથી રોકાઈ જાઓ તો તેમાં જ તમારી દીન અને દુનિયાની સફળતા અને પ્રગતિ છે. દીન અને આખિરતની કામિયાબી તો દેખીતું છે કે, અલ્લાહના હુકમોના પાલન ઉપર અવલંબિત છે અને દુનિયાની સફળતા એટલા માટે કે જ્યારે લોકોને જાણ થઈ જશે કે ફલાણો વ્યક્તિ માપ–તોલમાં અને અન્ય હકોમાં પ્રામાણિકતાથી કામ કરે છે તો માર્કેટમાં તેની શાખ સ્થાપિત થઈ જશે અને તેના વેપારનો વિકાસ થશે.

ત્રીજી આયતમાં જે ઈરશાદ છે કે, "તમે લોકોને ડરાવવા–ધમકાવવા માટે અને અલ્લાહના રસ્તાથી રોકવા માટે માર્ગો અને સડકો ઉપર ન બેસ્યા કરો." તેનો ભાવાર્થ અમુક મુફસ્સિરોએ એ ઠરાવ્યો છે કે, આ બંને વાક્યોથી એક જ ભાવાર્થ સમજાય છે કે, આ લોકો રસ્તાઓ ઉપર બેસીને હઝરત શુઅયબ (અલૈ.)ની પાસે આવનાર લોકોને રોકતા હતા અને ડરાવતા–ધમકાવતા હતા તેની મનાઈ કરવામાં આવી છે.

અને અમુક લોકોએ નોંધ્યું છે કે, તેમના આ બે અલગ–અલગ અપરાધો હતા. રસ્તાઓ આંતરીને લૂંટફાટ પણ કર્યા કરતા હતા અને હઝરત શુઅયબ (અલૈ.) ઉપર ઈમાન લાવવાથી રોકતા પણ હતા. પ્રથમ વાક્યમાં પ્રથમ વિષય અને બીજા વાક્યમાં બીજો વિષય વર્ણન કરવામાં આવ્યો છે. તફસીરે બહરે મુહીત વગેરેમાં આ જ અભિપ્રાય અપનાવવામાં આવ્યો છે અને માર્ગો ઉપર બેસીને લૂંટફાટ કરવામાં તેને પણ સામેલ ઠરાવી દીધું છે જે શરીઅત વિરુદ્ધ નાજાઈઝ ટેક્ષ વસૂલ કરવા માટે માર્ગો અને સડકો ઉપર ચોકીઓ બનાવવામાં આવે છે.

અલ્લામહ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, જે લોકો સડકો અને માર્ગો ઉપર બેસીને શરીઅત વિરુદ્ધ નાજાઈઝ ટેક્ષ વસૂલ કરે છે તે પણ શુઅયબ (અલૈ.)ની કોમની જેમ જ અપરાધી છે, બલકે તેમનાથી વધારે સખત જાલિમ અને અત્યાચારી છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَتَبۡغُوۡنَهَا عِوَجًا એટલે કે, "તમે લોકો અલ્લાહના માર્ગમાં ઉણપની શોધખોળમાં લાગેલા રહો છો" કે ક્યાંક આંગળી

મૂકવાની જગ્યા મળી આવે તો વાંધાઓ અને શંકાઓની પોથી (ચોપડો) ખોલી નાંખીએ અને લોકોને સત્ય દીનથી બેઝાર કરવાનો પ્રયત્ન કરીએ.

ત્યાર પછીની આયતમાં શરૂથી આયતના અંતે ઈરશાદ ફરમાવ્યું, وَاذْكُرُوْٓا اِذْ كُنْتُمْ قَلِيْلًا فَكَثَّرَكُمْ وَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ તેમાં તે લોકોને તાકીદ માટે પ્રેરણા અને ધમકી બંને પાસાંઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પ્રથમ તો પ્રેરણા માટે અલ્લાહ તઆલાએ એ નેઅ્મત યાદ અપાવી કે, તમે સંખ્યામાં થોડા હતા. અલ્લાહ તઆલાએ તમારો વંશ વધાર્યો અને એક ઘણી મોટી વિશાળ કોમ બનાવી દીધી અથવા તો માલ અને સામાનના આધારે ઓછા હતા, અલ્લાહ તઆલાએ તમને આર્થિક સદ્ધરતા અર્પણ કરીને માલદાર બનાવી દીધા, ત્યારબાદ ધમકી આપવા માટે ફરમાવ્યું કે પોતાનાથી અગાઉની ફસાદ ફેલાવનારી કોમોના પરિણામ ઉપર દષ્ટિપાત કરો કે, કૌમે નૂહ, કૌમે આદ, કૌમે ષમૂદ અને કૌમે લૂત ઉપર કેવો-કેવો અઝાબ આવી ચૂક્યો છે જેથી તમે સમજદારીથી કામ લો.

પાંચમી આયતમાં આ કોમની એક શંકાનો જવાબ છે કે, હઝરત શુઅયબ (અલૈ.)ના ઈમાનના આમંત્રણ પછી આ કોમ બે વિભાગોમાં વહેંચાઈ ગઈ. અમુક લોકો ઈમાન લાવ્યા અને અમુક ઈન્કારી થયા પરંતુ જાહેર સ્વરૂપે આ બંનેમાં કોઈ તફાવત નથી. બંને ગૃપો સમાન રીતે આરામ અને રાહતમાં છે, જો ઈન્કાર કરવો કોઈ અપરાધ હોત તો અપરાધીને સજા મળી હોત, તેના જવાબમાં ફરમાવ્યું, فَاصْبِرُوْا حَتّٰى يَحْكُمَ اللّٰهُ بَيْنَنَا એટલે કે, ઉતાવળ ન કરો, અલ્લાહ તઆલા પોતાના વિવેક અને કૃપાથી અપરાધીઓને મહોલત (મુદ્દત) આપે છે, જ્યારે તે બિલકુલ જ બાગી બની જશે તો પછી ફેંસલો કરી આપવામાં આવશે, તમારો પણ તે જ હાલ છે જો તમે તમારા ઈન્કાર કરવાથી પાછા ન ફર્યા તો ઘણા જ નિકટમાં ઈન્કારીઓ ઉપર નિર્ણાયક અઝાબ આવી જશે.

---

પારહ : (૯)

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૮૮ થી ૯૩)

قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ لَنُخْرِجَنَّكَ يٰشُعَيْبُ وَالَّذِيْنَ اٰمَنُوْا
مَعَكَ مِنْ قَرْيَتِنَآ اَوْ لَتَعُوْدُنَّ فِيْ مِلَّتِنَا ۭ قَالَ اَوَلَوْ كُنَّا كٰرِهِيْنَ ﴿٨٨﴾ قَدِ افْتَرَيْنَا
عَلَى اللّٰهِ كَذِبًا اِنْ عُدْنَا فِيْ مِلَّتِكُمْ بَعْدَ اِذْ نَجّٰىنَا اللّٰهُ مِنْهَا ۭ وَمَا يَكُوْنُ لَنَآ اَنْ
نَّعُوْدَ فِيْهَآ اِلَّآ اَنْ يَّشَاۗءَ اللّٰهُ رَبُّنَا ۭ وَسِعَ رَبُّنَا كُلَّ شَيْءٍ عِلْمًا ۭ عَلَى اللّٰهِ تَوَكَّلْنَا ۭ
رَبَّنَا افْتَحْ بَيْنَنَا وَبَيْنَ قَوْمِنَا بِالْحَقِّ وَاَنْتَ خَيْرُ الْفٰتِحِيْنَ ﴿٨٩﴾ وَقَالَ
الْمَلَاُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ لَىِٕنِ اتَّبَعْتُمْ شُعَيْبًا اِنَّكُمْ اِذًا لَّخٰسِرُوْنَ ﴿٩٠﴾
فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِيْ دَارِهِمْ جٰثِمِيْنَ ﴿٩١﴾ الَّذِيْنَ كَذَّبُوْا شُعَيْبًا كَاَنْ
لَّمْ يَغْنَوْا فِيْهَا ۚ اَلَّذِيْنَ كَذَّبُوْا شُعَيْبًا كَانُوْا هُمُ الْخٰسِرِيْنَ ﴿٩٢﴾ فَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ
يٰقَوْمِ لَقَدْ اَبْلَغْتُكُمْ رِسٰلٰتِ رَبِّيْ وَنَصَحْتُ لَكُمْ ۚ فَكَيْفَ اٰسٰى عَلٰي قَوْمٍ كٰفِرِيْنَ ﴿٩٣﴾

**તરજુમો :**

*તેમની કોમમાં જે ઘમંડી સરદાર હતા, બોલ્યા; હે શુઅયબ (અલૈ.) ! અમે અવશ્ય તને અને તેમને કે જે ઈમાન લાવ્યા તારી સાથે પોતાના શહેરથી કાઢી મૂકીશું અથવા એ કે તમે અમારા દીનમાં પાછા આવી જાઓ; કહ્યું, શું અમે બેઝાર હોય તો પણ !? (૮૮) બેશક ! અમે અલ્લાહ ઉપર જૂઠું બોહતાન બાંધ્યું જો તમારા દીનમાં પાછા આવીએ એ પછી કે અમને અલ્લાહ તેનાથી છુટકારો આપી ચૂક્યો અને અમારું કામ નથી કે એમાં પાછા આવીએ પરંતુ એ કે અમારો પરવરદિગાર અલ્લાહ ઈચ્છે; અમારા પરવરદિગારે દરેક વસ્તુને પોતાના જ્ઞાનમાં ઘેરી રાખેલ છે, અલ્લાહ ઉપર જ અમે ભરોસો કર્યો; હે અમારા પરવરદિગાર ! અમારામાં અને અમારી કોમમાં ન્યાય સાથે ફેંસલો કર અને તું સૌથી ઉત્તમ ફેંસલો કરનારો છે. (૮૯) અને તેમની*

*કોમમાં જે કાફિર સરદાર હતા બોલ્યા, જો શુઅયબ (અલૈ.)નું અનુસરણ કરશો તો તમે નિઃશંક ! ખરાબ થશો. (૯૦) પછી તેમને ધરતીકંપે આવી પકડયા, બસ સવારના (પહોરમાં) પોતાના ઘરોની અંદર ઊંધા પડયા રહી ગયા. (૯૧) જેમણે શુઅયબ (અલૈ.)ને જૂઠાડયા જાણે ત્યાં ક્યારેય વસ્યા જ ન હતા, જેમણે શુઅયૂબ (અલૈ.)ને જૂઠાડયા તેઓ જ ખરાબ થયા. (૯૨) પછી તે લોકોથી ઊલટા ફર્યા અને બોલ્યા, હે મારી કોમ ! હું તમને પોતાના પરવરદિગારના સંદેશ પહોંચાડી ચૂક્યો અને તમારી ખૈરખ્વાહી (ભલાઈની કામના) કરી ચૂક્યો, હવે કાફિરો ઉપર શું અફસોસ કરું !? (૯૩)*

**તફસીર :**

તેમની કોમના ઘમંડી સરદારોએ (જ્યારે આ વાતો સાંભળી તો તેમણે ગુસ્તાખી કરીને) કહ્યું, હે શુઅયબ (અલૈ. યાદ રાખો) ! અમે તમને અને તમારી સાથે જે ઈમાનવાળા છે તેમને અમારી વસ્તીમાંથી કાઢી મુકીશું અથવા એવું થાય કે તમે અમારા ધર્મમાં પાછા ફરી જાઓ, (તો અમે તમને કંઈ જ કહીશું નહિ, આ વાત તો મો'મિનો માટે એટલા માટે કહી કે તે લોકો ઈમાન લાવતા પહેલાં એ જ કુફ્રના રીત–રિવાજ ઉપર હતા, પરંતુ હઝરત શુઅયબ અલૈ. માટે એટલા માટે કહ્યું કે શુઅયબ અલૈ.ના દીનના આમંત્રણની જાહેરાત પહેલાં તેઓ એવું જ સમજતા હતા કે તેઓ તેમના ધર્મમાં જ છે અને તેઓ તેમના જેવી જ માન્યતાઓ ધરાવે છે પરંતુ તે તેમની ગેરસમજ હતી, કારણ કે અંબિયા અલૈ. ક્યારેય કુફ્ર અને શિર્કની માન્યતા પ્રથમથી જ ધરાવતા નથી હોતા); શુઅયબ (અલૈ.)એ જવાબ આપ્યો કે શું અમે તમારા ધર્મમાં આવી જઈશું જો કે અમે (દલીલપૂર્વક અને સમજદારીથી પણ) તેને નાપસંદ (અને જુગુપ્સાપ્રેરક) સમજતા હોય ! (તો પણ !? એટલે કે જ્યારે તે ખોટું હોવાની દલીલ સ્થાપિત થઈ ચૂકી છે તો અમે કેવી રીતે તેને અપનાવી લઈએ ? જો એવું કરીએ તો નઊઝુબિલ્લાહ !) અમે તો અલ્લાહ ઉપર મોટી જૂઠી તોહમત લગાવનારા થઈ જઈશું (જો અલ્લાહ ન કરે) અમે તમારા ધર્મમાં આવી જઈએ (ખાસ કરીને) એ પછી કે અલ્લાહ તઆલાએ અમને તેનાથી છુટકારો આપી દીધો હોય (કારણ કે પ્રથમ તો કુફ્રને દીન સમજવો એ જ સદંતર અલ્લાહ ઉપર તોહમત લગાવવા સમાન છે કે આ દીન નઊઝુબિલ્લાહ ! અલ્લાહને પસંદ છે, ખાસ કરીને મો'મિનનું કાફિર થવું અલ્લાહ

ઉપર ખોટી તોહમત લેખાશે) અને અમારાથી એ શક્ય જ નથી કે તમારા ધર્મમાં પાછા આવી જઈએ, પરંતુ હા ! એ કે અલ્લાહ જ જે અમારો માલિક છે (તેણે અમારા) મુકદર(માં) કર્યું હોય (જેની મસ્લિહત તેના જ ઈલ્મમાં છે તો તે બીજી વાત છે), અમારા પરવરદિગારના ઈલ્મએ દરેક વસ્તુને ઘેરી રાખેલ છે (તે ઈલ્મથી સર્વ કંઈ મસ્લિહતો જાણે છે પરંતુ) અમે અલ્લાહ ઉપર જ ભરોસો રાખીએ છીએ (અને ભરોસો રાખીને એ આશા રાખીએ છીએ કે તે અમને સત્ય ધર્મ ઉપર કાયમ રાખશે અને તેનાથી એ શંકા કરવામાં ન આવે કે તેમને પોતાના સારા અંતનું યકીન ન હતું. અંબિયા અલૈ.ને ખાતિમા બિલ્ ખયરનો વિશ્વાસ અપાવવામાં આવે છે બલકે, એ બાબતની જાહેરાત કરવાનો હેતુ છે કે અલ્લાહ તઆલા જ સઘળી વસ્તુઓનો માલિક છે, અત્રે તે બતાવવામાં આવે છે અને આ બાબત નુબુવ્વતની ખાસિયતોમાંથી છે, જો અન્ય મો'મિનોનું દષ્ટાંત લેવામાં આવે તો તેમાં તો કોઈ શંકા જ નથી. એવો જવાબ આપીને જ્યારે જોયું કે, તેમને સંબોધન કરવું બિલકુલ અસરકારક નથી અને તેમની ઈમાન લાવવાની બિલકુલ આશા નથી તો તેમને સંબોધન કરવાનું છોડીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગી કે) હે અમારા પરવરદિગાર ! અમે અને અમારી (આ) કોમ વચ્ચે ફેંસલો કરી આપ (જે ફેંસલો હંમેશા) સત્ય આધારિત (અને ન્યાયપૂર્ણ હોય છે, કારણ કે અલ્લાહનો ફેંસલો ન્યાયપૂર્ણ અને સત્ય જ હોય છે, એટલે કે હવે અમલી રીતે હકને હક અને બાતિલને બાતિલ હોવું જાહેર અને ખુલ્લું કરી આપ) અને તું જ સૌથી સારો ફેંસલો કરનારો છો અને તેમની કોમના (આ જ ઉપરોક્ત વર્ણન થયા મુજબ) કાફિર સરદારોએ (હઝરત શુઅયબ અલૈ.નું આ પ્રમાણેનું ઉચ્ચ કક્ષાનું વક્તવ્ય સાંભળીને શંકા કરી કે, ક્યાંક શ્રોતાઓ ઉપર તેનો પ્રભાવ ન પડી જાય એટલા માટે તેમણે બાકીના કાફિરોને) કહ્યું કે, જો તમે શુઅયબ (અલૈ.)ના માર્ગે ચાલવા લાગશો તો નિઃશંક ! મોટું નુકસાન ઉઠાવશો (દીનનું પણ, કારણ કે આપણો ધર્મ જ સત્ય છે અને એ સત્યને છોડવામાં દુનિયાનું પણ નુકસાન છે, એટલા માટે કે સંપૂર્ણ માપ–તોલ કરવામાં બચત ઓછી થઈ જશે, મતલબ કે આ બધા પોતાના કુફ્ર અને અત્યાચાર ઉપર કાયમ રહ્યા, હવે અઝાબ આવ્યો) બસ, તેમને ધરતીકંપે પકડી લીધા જેથી પોતાના ઘરોમાં ઊંધા જ પડીને રહી ગયા; જેમણે શુઅયબ (અલૈ.)ને જૂઠાડ્યા હતા (અને મુસલમાનોને તેમના ઘરોમાંથી

કાઢી મૂકવા માટે તત્પર હતા, પોતે) તેમની એ હાલત થઈ ગઈ જેમકે તેમના ઘરોમાં ક્યારેય વસ્યા જ ન હતા; જેમણે હઝરત શુઅયબ (અલૈ.)ને જૂઠાડ્યા હતા (અને તેમનું અનુસરણ કરનારને નુકસાન ઉઠાવનારા બતાવ્યા હતા પોતે) તેઓ જ નુકસાનમાં પડી ગયા; તે વખતે શુઅયબ (અલૈ.) તેમનાથી મોઢું ફેરવીને ચાલ્યા અને (સંબોધન કરી આ પ્રમાણે) કહેવા લાગ્યા કે, હે મારી કોમ ! મેં તો તમને પોતાના પરવરદિગારના હુકમો પહોંચાડી દીધા હતા (જેના ઉપર અમલ કરવો દરેક પ્રકારની સફળતાનું કારણ હતું) અને મેં તમારી ઘણી ખૈરખ્વાહી કરી (એટલે કે ભલું ઈચ્છ્યું કે દરેક રીતે, દરેક પ્રકારે સમજાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ અફસોસ ! તમે ન માન્યું અને આ ખરાબ દિવસ જોવાનો વારો આવ્યો, ત્યારબાદ તેમના કુફ્ર અને દુશ્મનાવટ વગેરેને યાદ કરીને ફરમાવવા લાગ્યા કે, જ્યારે તમે જ પોતાના હાથોથી આ મુસીબત વહોરી છે તો) પછી હું આ કાફિર લોકો(નો નાશ થવા)થી શા માટે દિલગીર થાઉં !?

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત શુઅયબ (અલૈ.)ને તેમની કોમે જ્યારે એવું કહ્યું કે, "જો તમે સત્ય ઉપર હોત તો આપના માનનારાઓનો ખૂબ ફેલાવો થયો હોત અને ન માનનારાઓ ઉપર અઝાબ આવ્યો હોત, પરંતુ થઈ તો એવું રહ્યું છે કે બંને પક્ષો સમાન રીતે એશો–આરામની જિંદગી પસાર કરી રહ્યા છે તો પછી અમે કેવી રીતે તમને સાચા માની લઈએ ?" તેના જવાબમાં હઝરત શુઅયબ (અલૈ.)એ ફરમાવ્યું કે, "ઉતાવળ ન કરો, ઘણો જ જલદી અલ્લાહ તઆલા તમારા અને અમારા દરમિયાન ફેંસલો કરી આપશે." તેના જવાબમાં કૌમના ઘમંડી સરદાઓએ તે જ વાત કહી જે વાત હંમેશા જાલિમ અને અભિમાનીઓ કહ્યા કરે છે કે, "હે શુઅયબ (અલૈ.) ! યા તો તમે અને જેઓ તમારા ઉપર ઈમાન લાવ્યા છે એ બધા અમારા ધર્મમાં પાછા ચાલ્યા આવો, નહિતર અમે તમને બધાને પોતાની વસ્તીમાંથી કાઢી મૂકીશું."

તેમના ધર્મમાં પાછા જવું હઝરત શુઅયબ (અલૈ.)ના મો'મિનો વિશે એટલા માટે સાચું છે કે, તેઓ બધા ઈમાન લાવતા પહેલાં તેમના જ ધર્મ અને રીત–રિવાજ ઉપર હતા, ત્યારબાદ હઝરત શુઅયબ (અલૈ.)ની દા'વત

સ્વીકારીને મુસલમાન થઈ ગયા પરંતુ હઝરત શુઅયબ (અલૈ.) એક દિવસ પણ તેમના જૂઠા ધર્મ અને તેમની જૂઠી નીતિરીતી ઉપર રહ્યા ન હતા અને ન જ કોઈ અલ્લાહના પયગમ્બર (અલૈ.) ક્યારેય કોઈ શિર્કયુક્ત બાતિલ ધર્મનું અનુસરણ કરી શકે છે તો પછી તેમના માટે એવું કહેવું કે, "અમારા ધર્મમાં પાછા ચાલ્યા આવો" લગભગ એ કારણે હતું કે નુબુવ્વત મળતા પહેલાં હઝરત શુઅયબ (અલૈ.)એ તે લોકોની બાતિલ અને જૂઠી માન્યતાઓ તથા પ્રવૃત્તિઓ ઉપર મૌન ધારણ કર્યું હતું અને કોમની અંદર ભળેલા રહેતા હતા, તેના કારણે તેમની કોમે એવી ધારણા બાંધી લીધી કે, હઝરત શુઅયબ (અલૈ.) પણ તેમની જ વિચારસરણીમાં માને છે અને તેમના જ ધર્મના અનુયાયી છે. પરંતુ ઈમાનની દા'વત પછી તેમને જાણ થઈ કે, તેમનો ધર્મ તો અમારા કરતા તદ્દન જૂદા પ્રકારનો છે અને તેમણે એવું ધારી લીધું કે, હઝરત શુઅયબ (અલૈ.) અમારા ધર્મથી ફરી ગયા. હઝરત શુઅયબ (અલૈ.)એ જવાબમાં કહ્યું, اَوَلَوْ كُنَّا كَارِهِيْنَ એટલે કે, "શું તમારો એ અર્થ છે કે તમારો ધર્મ બાતિલ અને નાપસંદ સમજવા છતાં અમે તમારા ધર્મમાં દાખલ થઈ જઈએ ? તેનો અર્થ એ જ છે કે, એવું કદાપિ થઈ શકતું નથી." અહીંયાં સુધી પહેલી આયતનો વિષય છે.

બીજી આયતમાં છે કે, હઝરત શુઅયબ (અલૈ.)એ પોતાની કોમને ફરમાવ્યું કે, "તમારા બાતિલ ધર્મથી અલ્લાહ તઆલાએ અમને છુટકારો આપી દીધો, ત્યારબાદ જો અમે તમારા ધર્મમાં પાછા ફરી જઈએ તો આ અમારા તરફથી અલ્લાહ તઆલા ઉપર સખત ખોટું બોહતાન (આક્ષેપ) હશે."

કારણ કે પ્રથમ તો પોતે કુફ્ર અને શિર્કને પોતાનો ધર્મ બનાવી લેવો એ અર્થ ધરાવે છે કે, આ અલ્લાહ તઆલાનો હુકમ છે જે તેના ઉપર બોહતાન અને આક્ષેપ છે, તદુપરાંત ઈમાન પછી તથા સાચું ઈલ્મ પ્રાપ્ત કરી લીધા પછી કુફ્ર તરફ પાછા ફરવું જાણે કે એ બાબતનો સ્વીકાર કરવો જણાય છે કે, હું ખોટા ધર્મ ઉપર હતો અને સાચો ધર્મ તો હવે જેને હું અપનાવી રહ્યો છું તે આ જ છે અને દેખીતું છે કે, આ બમણું જૂઠ અને બોહતાન છે કે સત્યને જુઠું કહી રહ્યો છું અને જૂઠને સાચું ગણી રહ્યો છું.

હઝરત શુઅયબ (અલૈ.)ના આ નિવેદનમાં એક પ્રકારનો દા'વો હતો કે, અમે હવે તમારા ધર્મમાં પાછા ફરી શકતા નથી અને આવો દા'વો કરવો દેખીતી

રીતે "અબ્દિય્યત"ના વિરુદ્ધ છે, જે અલ્લાહના નિકટવર્તી લોકો માટે અલ્લાહની બારગાહમાં અલ્લાહની મઅ્રિફત ધરાવનાર લોકો માટે શોભાસ્પદ નથી. એટલા માટે ફરમાવ્યું, مَا كَانَ لَنَآ اَنْ نَّعُوْدَ فِيْهَا اِلَّا اَنْ يَّشَآءَ اللّٰهُ رَبُّنَا ۭ وَسِعَ رَبُّنَا كُلَّ شَيْءٍ عِلْمًا ۭ عَلَى اللّٰهِ تَوَكَّلْنَا એટલે કે, "અમે તમારા ધર્મમાં કદાપિ પાછા નથી ફરી શકતા પરંતુ એ સિવાય કે (અલ્લાહ ન ચાહે) અમારા પરવરદિગારની જ ઈચ્છા અને ઈરાદો અમારી ગુમરાહી કરવાનો થાય, અમારા પરવરદિગારના જ્ઞાને દરેક વસ્તુને ઘેરેલી છે, અમે એ જ અલ્લાહ ઉપર ભરોસો કરીએ છીએ."

તેમાં પોતાની અશક્તિ અને લાચારીની જાહેરાત છે તથા પોતે અલ્લાહ ઉપરના ભરોસા અને તેની કૃપાદષ્ટિ ઉપર આધારિત હોવાનો સ્વીકાર છે, જે નુબુવ્વતની ખાસિયતોમાંથી છે કે અમે કોણ કે કોઈ કામ કરવા અથવા તેનાથી બચવાનો દા'વો કરી શકીએ ? કોઈ નેકી કરવી અથવા બુરાઈથી બચવું બધું જ અલ્લાહ તઆલાની કૃપાથી છે, જેમકે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે, لَوْلَا اللّٰهُ مَا اهْتَدَيْنَا وَلَا تَصَدَّقْنَا وَلَا صَلَّيْنَا એટલે કે, "જો અલ્લાહ તઆલાની કૃપા ન હોત તો અમને સત્ય માર્ગ ઉપર હિદાયત ન થઈ હોત અને ન જ અમે સદકહ-ખયરાત કરી શક્યા હોત અને ન જ નમાઝ પઢી શક્યા હોત."

અહીંયાં સુધી કે કોમના અભિમાની સરદારો સાથે વાતચીત કર્યા પછી હઝરત શુઅયબ (અલૈ.)ને અંદાજો થઈ ગયો કે, આ લોકો ઉપર કોઈ વાતની કોઈ અસર થતી નથી, માટે હવે તેમને સંબોધન કરવાનું છોડીને અલ્લાહ તઆલા પાસે આ દુઆ માંગી. رَبَّنَا افْتَحْ بَيْنَنَا وَبَيْنَ قَوْمِنَا بِالْحَقِّ وَاَنْتَ خَيْرُ الْفَاتِحِيْنَ એટલે કે, "હે અમારા પરવરદિગાર ! અમારી અને અમારી કોમ વચ્ચે ફેંસલો કરી આપ ન્યાય પ્રમાણે; અને તું જ સૌથી શ્રેષ્ઠ ફેંસલો કરનારો છે." હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "શબ્દ فَتْحٌ (ફત્હ)નો અર્થ આ સ્થળે "ફેંસલો કરવાનો" છે અને આ અર્થના આધારે فَاتِحٌ (ફાતિહ) "કાઝી-ન્યાયાધીશ"ના અર્થ માટે પણ આવે છે." *(બહરે મુહીત)*

વાસ્તવમાં આ શબ્દોમાં હઝરત શુઅયબ (અલૈ.)ની પોતાની કોમના કુફ્ફારો માટે સત્યાનાશની દુઆ હતી જેનો અલ્લાહ તઆલાએ સ્વીકાર કર્યો અને તે લોકોનો ધરતીકંપ દ્વારા નાશ કર્યો. બીજી આયતનો વિષય પૂર્ણ થયો.

ત્રીજી આયતમાં હઝરત શુઅયબ (અલૈ.)ની કોમના ઘમંડી સરદારોનું એક નિવેદન આ રીતે નોંધ્યું છે કે, તેઓ અંદર–અંદર કહેવા લાગ્યા અથવા હઝરત શુઅયબ (અલૈ.)ના અનુયાયીઓને કહેવા લાગ્યા કે, "જો તમે હઝરત શુઅયબ (અલૈ.)ની તાબે'દારી કરી તો તમે મોટા બેવકૂફ અને અજ્ઞાની ઠરશો."

*(બહરે મુહીત અન અતાઅ્)*

ચોથી આયતમાં આ બળવાખોર કોમના અઝાબનો કિસ્સો આ રીતે વર્ણન કર્યો, فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِیْ دَارِهِمْ جٰثِمِیْنَ એટલે કે, "તેમને સખત અને ભયંકર ધરતીકંપે આવીને પકડી લીધા જેનાથી તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડીને રહી ગયા."

શુઅયબ (અલૈ.)ની કોમનો અઝાબ આ આયતમાં ધરતીકંપ હોવાનું બતાવવામાં આવ્યું છે અને બીજી આયતોમાં اَخَذَهُمْ عَذَابُ يَوْمِ الظُّلَّةِ આવ્યું છે, જેનો અર્થ એ છે કે, તેમને يَوْمِ الظُّلَّةُ (યવમિઝ્ઝુલ્લહ)ના અઝાબે પકડી લીધા. يَوْمُ الظُّلَّةُ નો અર્થ છે, "છાંયડાનો દિવસ" જેનો અર્થ એ છે કે, પ્રથમ તેમના ઉપર ઘનઘોર વાદળોનો છાંયડો આવ્યો, જ્યારે બધા તેની નીચે ભેગા થઈ ગયા તો આ જ વાદળમાંથી તેમના ઉપર પથ્થર અથવા આગ વરસાવવામાં આવી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ બંને આયતોમાં સામ્યતા દર્શાવવા ફરમાવ્યું કે, હઝરત શુઅયબ (અલૈ.)ની કોમ ઉપર પ્રથમ તો એવી સખત ગરમી પડી કે જાણે જહન્નમનો દરવાજો તેમના તરફ ખોલી દેવામાં આવ્યો હોય જેનાથી તેમનો શ્વાસ રૂંધાવા લાગ્યો, ન તો કોઈ છાંયડામાં ચેન પડતું હતું અને ન જ પાણીમાં. આ લોકો ગરમીથી ગભરાઈને ભોંયરાઓમાં સંતાઈ ગયા તો ત્યાં ઉપર કરતાં વધારે સખત ગરમી હતી. પરેશાન થઈને શહેરમાંથી જંગલ તરફ દોડ્યા ત્યાં અલ્લાહ તઆલાએ એક ઘનઘોર વાદળ મોકલી આપ્યું જેની નીચે ઠંડી હવા હતી, આ લોકો ગરમીથી ત્રાસી ચૂક્યા હતા એટલા માટે દોડતા–દોડતા તે વાદળ હેઠળ એકઠા થઈ ગયા, તે સમયે આ આખું વાદળ આગ બનીને તેમના ઉપર વરસી પડ્યું અને ધરતીકંપ પણ આવ્યો, જેનાથી આ બધા લોકો રાખનો ઢગલો બનીને રહી ગયા. આ જ પ્રમાણે આ કોમ ઉપર ધરતીકંપ અને "અઝાબે ઝુલ્લહ" બંને ભેગું થઈ ગયું. *(બહરે મુહીત)*

પાંચમી આયતમાં સય્યિદના શુઅયબ (અલૈ.)ની ઘટનાથી અન્યોને બોધપાઠ આપવામાં આવ્યો છે, જે આ ઘટનાના વર્ણનનો મૂળ હેતુ છે. ફરમાવ્યું, اَلَّـذِيْـنَ كَـذَّبُـوْا شُـعَيْبًـا كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا તેમાં શબ્દ غِـنٰـى (ગિના) તેનો એક અર્થ "કોઈ સ્થળે ખુશહાલી સાથે જીવન વ્યતિત કરવું" થાય છે. આ સ્થળે આ જ ભાવાર્થ હોઈ શકે છે. મતલબ એ કે, આ લોકો જે મકાનોમાં એશો–આરામની જિંદગી બસર કરતા હતા તે અઝાબ પછી તેઓ એવા થઈ ગયા કે, જાણે અહીંયાં ક્યારેય આરામ અને રાહતનું નામો–નિશાન ન હતું. પછી ઈરશાદ ફરમાવ્યો, اَلَّـذِيْـنَ كَـذَّبُوْا شُعَيْبًا كَانُوْا هُمُ الْخٰسِرِيْنَ એટલે કે, "જે લોકોએ હઝરત શુઅયબ (અલૈ.)ને જૂઠાડ્યા તે લોકો જ નુકસાનમાં પડ્યા." આ વાતમાં ઈશારો એ તરફ પણ છે કે, આ લોકો હઝરત શુઅયબ (અલૈ.) અને તેમના મો'મિન સાથીઓને પોતાની વસ્તીમાંથી કાઢી મૂકવાની ધમકીઓ આપી રહ્યા હતા, પરિણામે તેઓએ જ નુકસાન ઉઠાવવું પડ્યું.

છઠ્ઠી આયતમાં ફરમાવ્યું, فَتَـوَلّٰـى عَـنْهُـمْ એટલે કે, "કૌમ ઉપર અઝાબ આવતો જોઈને હઝરત શુઅયબ (અલૈ.) અને તેમના સાથીઓ અહીંયાંથી ચાલી નીકળ્યા." જમહૂર મુફસ્સિરોએ નોંધ્યું છે કે, આ લોકો અહીંયાંથી મક્કા મુઅજ્જમહ આવી ગયા અને અંત સુધી અહીંયાં જ સ્થાયી રહ્યા.

કોમની અંતિમ કક્ષાની બળવાખોરી અને નાફરમાનીથી નિરાશ થઈને હઝરત શુઅયબ (અલૈ.)એ ફૈસલાની દુઆ તો કરી પરંતુ જ્યારે તેના પરિણામે કોમ ઉપર અઝાબ આવ્યો તો પયગમ્બર હોવાના નાતે દિલમાં લાગણી અને દયાના કારણે તેમનું દિલ દ્રવી ઉઠ્યું, ત્યારે પોતાના દિલને તસલ્લી આપવા માટે કોમને સંબોધન કરીને ફરમાવ્યું, "મેં તો તમને તમારા પરવરદિગારના હુકમો પહોંચાડી દીધા હતા અને તમારી ભલાઈ ઈચ્છવામાં કોઈ કસર બાકી છોડી ન હતી, માટે હવે હું કાફિર કોમનો ક્યાં સુધી ગમ કરું !"

**મૂળ કિતાબની ત્રીજી જિલ્દ પૂરી થઈ, અલ્હમ્દુલિલ્લાહ.**

તા. ૨૧ મે ૨૦૦૯ બ મુતાબિક ૨૫ જમા. અવ્વલ ૧૪૩૦

———————

——————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૯૪ થી ૯૯)

وَمَآ أَرْسَلْنَا فِيْ قَرْيَةٍ مِّنْ نَّبِيٍّ إِلَّآ أَخَذْنَآ أَهْلَهَا بِالْبَأْسَآءِ وَالضَّرَّآءِ لَعَلَّهُمْ
يَضَّرَّعُوْنَ ﴿٩٤﴾ ثُمَّ بَدَّلْنَا مَكَانَ السَّيِّئَةِ الْحَسَنَةَ حَتّٰى عَفَوْا وَّقَالُوْا قَدْ مَسَّ اٰبَآءَنَا
الضَّرَّآءُ وَالسَّرَّآءُ فَأَخَذْنٰهُمْ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿٩٥﴾ وَلَوْ أَنَّ أَهْلَ الْقُرٰٓى
اٰمَنُوْا وَاتَّقَوْا لَفَتَحْنَا عَلَيْهِمْ بَرَكٰتٍ مِّنَ السَّمَآءِ وَالْأَرْضِ وَلٰكِنْ كَذَّبُوْا
فَأَخَذْنٰهُمْ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٩٦﴾ أَفَأَمِنَ أَهْلُ الْقُرٰٓى أَنْ يَّأْتِيَهُمْ بَأْسُنَا
بَيَاتًا وَّهُمْ نَآئِمُوْنَ ﴿٩٧﴾ أَوَأَمِنَ أَهْلُ الْقُرٰٓى أَنْ يَّأْتِيَهُمْ بَأْسُنَا ضُحًى وَّهُمْ
يَلْعَبُوْنَ ﴿٩٨﴾ أَفَأَمِنُوْا مَكْرَ اللّٰهِ ۚ فَلَا يَأْمَنُ مَكْرَ اللّٰهِ إِلَّا الْقَوْمُ الْخٰسِرُوْنَ ﴿٩٩﴾ ع

**તરજુમો :**

*અને અમે નથી મોકલ્યા કોઈ વસ્તીમાં કોઈ નબી કે ન પકડયા હોય અમે ત્યાંના લોકોને કઠણાઈ અને તકલીફમાં જેથી તેઓ કરગરે. (૯૪) પછી અમે બુરાઈની જગ્યાએ ભલાઈ બદલી નાંખી એટલે સુધી કે તેઓ (ખુશહાલીમાં) વધી ગયા અને કહેવા લાગ્યા કે અમારા બાપદાદાઓને પણ તકલીફ અને ખુશી પહોંચતી રહી છે, પછી અમે તેમને અચાનક પકડયા અને તેમને ખબર ન હતી. (૯૫) અને જો વસ્તીઓવાળા ઈમાન લાવ્યા હોત અને પરહેઝગારી કરી હોત તો અમે તેમના ઉપર આસમાન અને જમીનથી નેઅ્મતો (બરકતો) ખોલી નાંખી હોત પરંતુ તેમણે જૂઠાડયું, બસ અમે તેમને તેમના અમલોના બદલામાં પકડયા. (૯૬) હવે શું વસ્તીઓવાળા નિર્ભય છે એનાથી કે તેમના ઉપર અમારી આફત રાતોરાત આવી પહોંચે જ્યારે કે સૂતા હોય ? (૯૭) અથવા વસ્તીઓવાળા એ વાતથી નિર્ભય છે કે તેમના ઉપર અમારો અઝાબ દિવસ ચઢયે આવી ચઢે જ્યારે રમી(-કૂદી) રહ્યા હોય! (૯૮) શું અલ્લાહની તદ્બીર (દા'વ)થી નિર્ભય થઈ ગયા ? બસ અલ્લાહની તદ્બીરથી નિર્ભય નથી થતા પરંતુ ખરાબી (નુકસાન)માં પડનારા. (૯૯)*

## તફસીર :

અને અમે (આ ઉપરોક્ત વર્ણન થયેલ વસ્તી અને તે સિવાય અન્ય) કોઈ વસ્તીમાં કોઈ નબી નથી મોકલ્યો કે ત્યાંના રહેનારાઓને (તે નબીની વાત ન માનવા ઉપર પ્રથમ ચેતવણી ન આપી હોય અને તાકીદ કરવાના હેતુથી તેમને) મોહતાજી અને બીમારીમાં ન પકડ્યા હોય જેથી તેઓ ઢીલા પડી જાય (અને પોતાના કુફ્ર અને જૂઠાડવાથી તવબહ કરે), પછી (જ્યારે તેનાથી પણ તેઓ ચેત્યા નહીં તો ચેતવણી સ્વરૂપે એ હેતુથી કે મુસીબત પડ્યા પછી જે નેઅ્મતો આવી છે તેનાથી વધારે કદર થશે અને નેઅ્મત આપનારનું માનવ પ્રકૃતિ પ્રમાણે સ્વાભાવગત આજ્ઞાપાલન કરવા લાગશે) અમે તેમની ખરાબ પરિસ્થિતિની જગ્યાએ ખુશહાલી બદલી આપી એટલે સુધી કે તેમને (માલદારી અને તંદુરસ્તીની સાથે માલ અને અવલાદમાં) ખૂબ પ્રગતિ આપી અને (તે સમયે તેઓ ખોટી સમજના કારણે) કહેવા લાગ્યા કે, (તે પ્રથમ મુસીબત અમારા ઉપર કુફ્ર અથવા જૂઠાડવાના કારણે ન હતી નહિતર આ ખુશહાલી કેમ આવી ? બલકે આ તો યુગપરિવર્તનના કારણે આવું થતું રહે છે, એટલા માટે) અમારા બાપ–દાદાઓને પણ (આ બે પરિસ્થિતિઓ એટલે કે, ક્યારેક) તંગી અને (ક્યારેક) રાહતનો સામનો કરવો પડ્યો હતો (એ જ રીતે અમારા ઉપર પણ આ પરિસ્થિતિઓ ગુજરી ગઈ, જ્યારે તેઓ આ ભૂલમાં પડ્યા) તો (તે સમયે) અમે તેમને અચાનક (ભયંકર અઝાબમાં) પકડી લીધા અને તેમને (આ અઝાબ આવવાની) ખબર પણ ન હતી (એટલે કે જો કે તેમને અંબિયા અલૈ.એ અઝાબની ખબર આપી દીધી હતી પરંતુ કારણ કે તેઓ તે સમયે એ ખબરને જૂઠી સમજતા હતા અને અય્યાશીઓમાં તથા રાહતમાં બધું ભૂલી ચૂક્યા હતા, એટલા માટે તેમને એવી કલ્પના પણ ન હતી અને અમે જે તેમને ભયંકર અઝાબમાં પકડ્યા તો તેનું કારણ ફક્ત તેમનું કુફ્ર અને વિરોધ હતો, નહિતર) જો તે વસ્તીઓના રહેનારા (પયગમ્બરો ઉપર) ઈમાન લઈ આવ્યા હોત અને (જો તેમના વિરોધથી) બચ્યા હોત તો અમે (આસમાન અને જમીનની આફતોના બદલે) તેમના ઉપર આસમાન અને જમીનની બરકતો ખોલી નાંખી હોત (એટલે કે, આસમાનથી વરસાદ અને જમીનમાંથી ઉત્પાદન તેની બરકતો સાથે અર્પણ કર્યું હોત અને જો કે આ સર્વનાશ પહેલાં તેમની ખુશહાલી એક હિકમત માટે

આપવામાં આવી હતી પરંતુ આ ખુશહાલીમાં એટલા માટે બરકત ન હતી કે, અંતે તે જ તેમના જીવનો વબાલ બની ગઈ. આવી ખુશહાલી તે નેઅ્મતોથી વિપરીત છે કે જે ઈમાન અને આજ્ઞાપાલનની સાથે મળે છે કે, તેમાં ભલાઈ અને બરકત હોય છે કે તે ક્યારેય વબાલ નથી બનતી, ન જ દુનિયામાં અને ન તો આખિરતમાં. કહેવાનું તાત્પર્ય એ છે કે જો તેમણે ઈમાન અને અલ્લાહનો ડર અપનાવ્યો હોત તો તેમને પણ આ બરકતો મળી હોત) પરંતુ તેમણે તો (પયગમ્બરોને) જૂઠાડ્યા તો અમે (પણ) તેમના ખરાબ આચરણોના કારણે તેમને ભયંકર અઝાબમાં પકડી લીધા (જેને ઉપર મુજબ اَخَذْنٰهُمْ بَغْتَةً દ્વારા ઓળખાવવામાં આવ્યું છે. આગળ તે સમયે ઉપસ્થિત કુફ્ફારોને ઈબ્રત અને બોધપાઠ આપવા માટે કહેવામાં આવે છે કે), શું (આ ઘટનાઓ સાંભળ્યા) પછી પણ તે (ઉપસ્થિત) વસ્તીઓના રહેનારાઓ (જે રસૂલુલ્લાહ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَની નુબુવ્વતના સમયે મોજૂદ છે) એ વાતથી નચિંત થઈ ગયા હશે કે તેમના ઉપર (પણ) અમારો અઝાબ રાતના સમયે આવી પડે જે સમયે તેઓ સૂતેલા હોય અને શું તે (ઉપસ્થિત) વસ્તીઓના રહેનારાઓ (કુફ્ર અને જૂઠાડવા છતાં કે જે પ્રમાણે અગાઉ થઈ ચૂકેલા કાફિરોના સર્વનાશનું કારણ હતું) એ વાતથી નચિંત થઈ ગયા છે કે (અગાઉ થઈ ચૂકેલી કોમોની જેમ જ) તેમના ઉપર પણ અમારો અઝાબ ભરબપોરે આવી પડે જે સમયે તેઓ પોતાની અર્થવિહીન્ પ્રવૃત્તિઓમાં મશ્ગૂલ હોય; (તેનો અર્થ એ છે કે, દુનિયવી કારોબારમાં વ્યસ્ત હોય) હા ! શું અલ્લાહ તઆલાની આ (અચાનક કરવામાં આવતી) પકડથી (જે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે) નચિંત થઈ ગયા ? બસ, (સમજી રાખો કે) અલ્લાહ તઆલાની પકડથી એ સિવાય કોઈ નચિંત નથી થતું, માત્ર તેઓ જ જે નુકસાન ઉઠાવનારા હોય !

## મસ્અલા અને બોધપાઠ :

અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની કોમોનો ઈતિહાસ તથા તેમની બોધપાઠ ગ્રહણ કરવાપાત્ર પરિસ્થિતિઓ અને ઘટનાઓનો જે ક્રમ કેટલાય રુકૂઓથી ચાલી રહ્યો છે, અહીંયાં સુધી પાંચ અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ વર્ણન થયા છે. છઠ્ઠો કિસ્સો હઝરત મૂસા (અલૈ.) અને તેમની કૌમ બની ઈસ્રાઈલનો છે જે વિગતવાર નવ આયતો પછી આવવાનો છે.

એ વાત અગાઉ વર્ણન થઈ ચૂકી છે કુર્આને કરીમ જગતના ઈતિહાસ અને વિશ્વની કોમોની પરિસ્થિતિઓનું વર્ણન કરે છે, પરંતુ વર્ણન કરવાની શૈલી એવી હોય છે કે સામાન્ય ઈતિહાસની કિતાબો અને કિસ્સા-કહાણીઓના પુસ્તકોની જેમ કોઈ ઘટનાને કે વાર્તાને વિગતવાર ક્રમબદ્ધ રીતે વર્ણન કરવાને બદલે દરેક સ્થળે યોગ્યતાના આધારે કોઈ ઘટનાના એક ભાગનું વર્ણન કરવામાં આવે છે, તેની સાથે તેનાથી પ્રાપ્ત થનાર બોધદાયક પરિણામોનું વર્ણન કરવામાં આવે છે. એ જ પ્રમાણે અહીંયાં આ પાંચ કિસ્સાઓ વર્ણન કર્યા પછી તે આયતોમાં કે જે ઉપર લખવામાં આવી ચૂકી છે અમુક તાકીદ પ્રસ્તુત છે.

પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે નૂહ, આદ તથા ષમૂદની કોમો સાથે જે ઘટનાઓ ઘટિત થઈ તે કંઈ તેમની સાથે ખાસ નથી બલકે, અલ્લાહ જલ્લ શા'નુહૂની સામાન્ય ટેવ (સુન્નતુલ્લાહ) એ જ છે કે, કોમોની હિદાયત અને તેમની સુધારણા તથા સફળતા માટે અંબિયા (અલૈ.)ને મોકલવામાં આવે છે, જેથી તકલીફ અને મુસીબત દ્વારા તેમની દિશા અલ્લાહ તઆલા તરફ ફેરવવામાં આવે છે, કારણ કે મનુષ્ય સ્વાભાવગત મુસીબતના સમયે જ અલ્લાહ તઆલાને યાદ કરતો હોય છે અને આ દેખીતી તકલીફ અને મુસીબત વાસ્તવમાં મહાકૃપાળુ અને મહાદયાળુ અલ્લાહ તઆલાની રહમત અને તેની કૃપા સ્વરૂપે જ હોય છે. જેમકે, મવલાના રૂમીએ કહ્યું,

خلق را با تو چنین بدخو کنند    تا ترا ناچار رو آن سو کنند

મખ્લૂક (અલ્લાહના સર્જન)ને તારી સાથે એટલી ખરાબ વર્તણૂકવાળી બનાવી દે છે કે, તું મજબૂર થઈ જાય અને તું તારો ચહેરો તેની તરફ કરી દે (તવબ્બહ કરે).

પ્રસ્તુત આયતમાં اَخَذْنَآ اَهْلَهَا بِالْبَاْسَآءِ وَالضَّرَّآءِ لَعَلَّهُمْ يَضَّرَّعُوْنَ નો આ જ અર્થ છે. بُؤْس (બુઅ્સ) અને بَاْسَاءُ (બઅ્સાઅ્)નો અર્થ ભૂખ તથા ضَرٌّ (દર્રુઅ્) અને ضَرَّاءُ (દર્રાઅ્)નો અર્થ બીમારીનો થાય છે. કુર્આન મજીદમાં આ શબ્દો અનેક ઠેકાણે આ જ અર્થમાં આવ્યા છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ આ જ અર્થ વર્ણન કર્યો છે. શબ્દકોષના અમુક નિષ્ણાતોએ કહ્યું છે કે, بُؤْس (બુઅ્સ) અને بَاْسَاءُ (બઅ્સાઅ્) આર્થિક નુકસાન માટે પણ બોલવામાં આવે છે અને ضَرٌّ (ઝર્ર) અને ضَرَّاءُ (ઝર્રાઅ્) પ્રાણના નુકસાન માટે પણ બોલાય છે, તેનો હેતુ પણ આ જ છે.

આ આયતનો ભાવાર્થ એ છે કે, જ્યારે કદીપણ અમે કોઈ કોમ તરફ પોતાના રસૂલ મોકલીએ છીએ અને તે કોમ તેમની વાત નથી માનતી તો અમારી આદત એ છે કે, પ્રથમ તેમને દુનિયામાં જ આર્થિક સંકડામણ, જાની નુકસાન અથવા બીમારી વગેરેમાં સપડાવી દઈએ છીએ, જેથી તેઓ કંઈ ઢીલા પડી જાય અને પરિણામ ઉપર દષ્ટિ કરી અલ્લાહના શરણે થઈ જાય. ત્યારબાદ બીજી આયતમાં ફરમાવ્યું, ثُمَّ بَدَّلْنَا مَكَانَ السَّيِّئَةِ الْحَسَنَةَ حَتّٰى عَفَوْا તેમાં سَيِّئَةُ (સય્યિઅહ્)નો અર્થ તે ભૂખ, દુઃખ અથવા બીમારી કે દુઃખદ પરિસ્થિતિ છે, જેનું વર્ણન ઉપર આવી ચૂક્યું અને حَسَنَةُ (હસનહ)નો અર્થ તેનાથી વિપરીત આર્થિક છૂટછાટ, તંદુરસ્ત શરીર તથા જાન અને માલની સલામતી છે. અને શબ્દ عَفَوْا (અફવ) એ عَفْو (અફ્વ)થી બન્યો છે, જેનો એક અર્થ "વધવું" અથવા "પ્રગતિ કરવી" કે "વિકાસ કરવો" પણ થાય છે. દાખલા તરીકે, عَفَاالنَّبَاتُ (અફન્નબાતુ) "ઘાસ અથવા વૃક્ષ વધી ગયું" عَفَاالشَّحْمُ وَالْوَبَرُ "પશુઓની ચરબી અથવા બાલ વધી ગયા", એ જ આ સ્થળે عَفَوْا (અફવ)નો અર્થ છે "વધી જવું" અથવા "પ્રગતિ કરી વિકાસ પામવું."

મતલબ એ છે કે, તે લોકોની પ્રથમ કસોટી ભૂખ, દુઃખ અને બીમારી વગેરેમાં સપડાવીને કરવામાં આવી હતી. જ્યારે તેમાં તેઓ નિષ્ફળ થયા, એટલે કે અલ્લાહ તઆલાના શરણે ન ગયા તો બીજી કસોટી એ રીતે લેવામાં આવી કે, તેમને ભૂખ અને દુઃખના બદલે માલ અને દોલતમાં છૂટછાટ અને બીમારીના બદલે તંદુરસ્તી અને સલામતી અર્પણ કરવામાં આવી. અહીંયાં સુધી કે તેઓ ખૂબ વધી ગયા અને દરેક વસ્તુમાં પ્રગતિ કરી ગયા. આ કસોટીનો હેતુ એ હતો કે, મુસીબત પછી જે રાહત અને દોલત મળે છે, તેનાથી તેઓ શુક્રગુઝાર બને અને આભાર માને અને એ રીતે પણ તેઓ અલ્લાહના શરણે જાય, પરંતુ આ અજ્ઞાની લોકો ભૌતિક રાહતોના રસાસ્વાદને માણવામાં પડીને મદ્‌મસ્ત બની ગયા અને ભૂલી ગયા બલકે, એવું કહેવા લાગ્યા કે, وَقَالُوْا قَدْ مَسَّ اٰبَآءَنَا الضَّرَّآءُ وَالسَّرَّآءُ એટલે કે, આ કોઈ નવી વાત નથી અને ન જ આ કોઈ સારા અથવા નરસા અમલનું પરિણામ છે બલકે, યુગ પરિવર્તન એ તો સતત ચાલતી પ્રક્રિયા છે. ક્યારેક રાહત તો ક્યારેક રંજ અને ગમ, ક્યારેક બીમારી તો ક્યારેક તંદુરસ્તી,

કોઈ વખતે આર્થિક સંકડામણ તો કોઈ વખતે આર્થિક છૂટછાટ થતી રહે છે. અમારા બાપ–દાદાઓએ પણ આવી જ પરિસ્થિતિઓનો સામનો કર્યો છે.

ખુલાસો એ છે કે, પ્રથમ કસોટી તકલીફ અને મુસીબત દ્વારા કરવામાં આવી, તેમાં તેઓ નિષ્ફળ થયા. બીજી કસોટી રાહત અને દોલત આપીને કરવામાં આવી, તેમાં પણ તેઓ નિષ્ફળ રહ્યા અને કોઈ પણ રીતે પોતાની ગુમરાહીથી પાછા ન ફર્યા ત્યારે અચાનક તેઓ અઝાબમાં પકડાઈ ગયા. اَخَذْنٰهُمْ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ તેમાં بَغْتَةً (બગ્તતન્)નો અર્થ "અચાનક", "અણધાર્યુ" થાય છે. ભાવાર્થ એ છે કે, જ્યારે આ લોકો બંને પ્રકારની કસોટીઓમાં નિષ્ફળ રહ્યા અને ભાનમાં ન આવ્યા તો પછી અમે તેમને અચાનક એ પ્રમાણે અઝાબમાં પકડી લીધા કે તેમને તેની ખબર પણ ન થઈ.

ત્રીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَلَوْ اَنَّ اَهْلَ الْقُرٰٓى اٰمَنُوْا وَاتَّقَوْا لَفَتَحْنَا عَلَيْهِمْ بَرَكٰتٍ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ وَلٰكِنْ كَذَّبُوْا فَاَخَذْنٰهُمْ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ એટલે કે, ‘‘જો આ વસ્તીઓમાં રહેનારા ઈમાન લઈ આવ્યા હોત અને નાફરમાનીથી બચી ગયા હોત તો અમે તેમના ઉપર આસમાન અને જમીનની બરકતો ખોલી આપી હોત, પરંતુ તેમણે જૂઠાડ્યા તો અમે તેમને તેમના અમલોના કારણે (તેમને અઝાબમાં) પકડી લીધા.’’

"બરકત"નો શાબ્દિક અર્થ "વધારો થવો અથવા ભલીવાર" થાય છે. આસમાન અને જમીનની બરકતોનો ભાવાર્થ એ છે કે, દરેક પ્રકારની ભલાઈના દ્વાર તેમના માટે ખોલી નાંખવામાં આવ્યા છે. આસમાનથી પાણી આવશ્યકતા મુજબ સમય પ્રમાણે વરસ્યું, જમીનમાંથી દરેક વસ્તુ ઈચ્છા મુજબ ઉત્પન્ન થઈ, પછી આ વસ્તુઓથી લાભ ઉઠાવવાનો અને રાહત પ્રાપ્ત કરવાનો સામાન ભેગો કરવામાં આવ્યો કે, તેમના ઉપર કોઈ પરેશાની કે ચિંતા આવતી ન હતી જેના કારણે મોટામાં મોટી નેઅ્મત તેમને સરળતાથી મળી જતી હતી. દરેક વસ્તુમાં બરકત એટલે કે, તેમાં વધારો થતો હતો.

પછી બરકતનો અનુભવ દુનિયામાં બે રીતે થાય છે. ક્યારેક તો મૂળ વસ્તુ વધી જાય છે, જેમકે રસૂલે કરીમ ﷺના મોઅ્જિઝાઓમાંથી એક મોઅ્જિઝો છે કે એક સામાન્ય વાસણના પાણીથી સમગ્ર કાફલાવાળાઓએ ધરાઈને પાણી પીધું

અને થોડા જ ખાવાથી એક સમૂહનું પેટ ભરાઈ ગયું એવું સહીહ રિવાયતોમાં આવ્યું છે અને ક્યારેક એવું પણ થાય છે કે, દેખીતી રીતે તે વસ્તુમાં કોઈ વધારો થતો નથી, પ્રમાણ એટલું જ રહે છે જેટલું હોય છે પરંતુ તેનાથી એવા અને એટલા કામો નીકળે છે જેટલા તેનાથી બે ઘણી, ચાર ઘણી વસ્તુઓથી પણ નથી નીકળતા અને તેનો એવો અનુભવ સામાન્ય રીતે કરવામાં આવે છે કે કોઈ વાસણ, કપડું, કોઈ ઘર અથવા ઘરનો સામાન એવો બરકતવાળો હોય છે કે તે સમગ્ર જીવન મનુષ્યને રાહત આપે છે અને કામ લાગે છે અને તો પણ તે કાયમ રહે છે અને અમુક વસ્તુઓ એવી હોય છે કે તે બનાવવાના સમયે જ તૂટી જાય છે અથવા સલામત રહે તો પણ તેનાથી લાભ ઉઠાવવાની તક મળતી નથી અથવા જો લાભ પણ ઉઠાવવામાં આવે છે તો સંપૂર્ણ લાભ નથી ઉઠાવી શકાતો.

આ બરકત મનુષ્યના માલમાં પણ થાય છે, પ્રાણમાં પણ થાય છે, કામમાં પણ થાય છે અને સમયમાં પણ થાય છે. અમુક સમયે એક કોળિયો એવો હોય છે કે, મનુષ્યની શક્તિ અને તંદુરસ્તીનું કારણ બની જાય છે અને અમુક સમયે મોટામાં મોટો શક્તિવર્ધક ખોરાક અથવા દવા પણ કામ નથી લાગતી. એ જ પ્રમાણે અમુક રીતે સમયમાં પણ બરકત થાય છે, એક કલાકમાં એટલું કામ થઈ જાય છે કે બીજા સમયમાં ચાર કલાકમાં પણ એટલું કામ નથી થતું. આ બધા સ્વરૂપોમાં જો કે, પ્રમાણના હિસાબે ન તો માલ વધે છે અને ન જ સમય વધે છે પરંતુ બરકતનો અનુભવ એ પ્રમાણે થાય છે કે તેનાથી ઘણા કામ નીકળે છે.

આ આયતે એ બાબત સ્પષ્ટ કરી દીધી કે, આસમાન અને જમીનની સમગ્ર મખ્લૂક અને ઉપસ્થિત પદાર્થોની બરકત ઈમાન અને તકવા ઉપર અવલંબિત છે. તેને અપનાવવામાં આવે તો આખિરતની સફળતાની સાથે-સાથે દુનિયાની સફળતા પણ પ્રાપ્ત થાય છે અને ઈમાન તથા તકવાને છોડી દેવાથી તેની બરકતોથી વંચિત થઈ જવાય છે. આજે વિશ્વની પરિસ્થિતિ ઉપર વિચાર કરવામાં આવે તો એ વાતની અનુભૂતિ એક વાસ્તવિકતા બનીને દૃષ્ટિ સમક્ષ આવે છે કે, આજકાલ દેખીતી રીતે પૃથ્વીમાં ઉત્પાદનો અગાઉના યુગની સરખામણીમાં બહોળા પ્રમાણમાં છે અને ઉપયોગ કરવાની ભૌતિક વસ્તુઓની છૂટછાટ તથા નવા-નવા સંશોધનો તો એ પ્રકારે છે કે અગાઉ થઈ ચૂકેલી નસ્લોને તેની કલ્પના પણ થઈ શકતી ન હતી પરંતુ આ બધા ભૌતિક સામાનની છૂટછાટ અને વિકાસ

છતાં આજનો મનુષ્ય સખત માનસિક તાણમાં, બીમારીમાં તથા બેહાલ નજરે પડે છે. આરામ, રાહત, શાંતિ, સલામતી કે સંતોષનું ક્યાંય અસ્તિત્વ નથી. તેનું કારણ એના સિવાય શું કહી શકાય છે કે, દુનિયાભરના સામાન બહોળા પ્રમાણમાં ઉપસ્થિત છે પરંતુ તેની બરકતો સમાપ્ત થઈ ચૂકી છે.

અત્રે એક વાત એ પણ વિચાર કરવા યોગ્ય છે કે, સૂરએ અન્આમની એક આયતમાં કાફિરો અને ફાજિરો વિશે ઈરશાદ ફરમાવવામાં આવ્યું છે કે, فَلَمَّا نَسُوْا مَاذُكِّرُوْا بِهٖ فَتَحْنَا عَلَيْهِمْ اَبْوَابَ كُلِّ شَىْءٍ (૬ : ૪૪) એટલે કે, "જ્યારે કે તે લોકોએ અલ્લાહના હુકમોને ભૂલાવી દીધા તો અમે તેમના ઉપર દરેક વસ્તુના દરવાજા ખોલી નાંખ્યા અને પછી અચાનક તેમને અઝાબમાં પકડી લીધા." એનાથી જાણ થાય છે કે, દરેક વસ્તુના દરવાજા કોઈના ઉપર ખુલી જવા કોઈ વાસ્તવિક ઈનામ નથી બલકે, તે એક પ્રકારનો અલ્લાહનો ક્રોધ પણ હોઈ શકે છે અને અત્રે એ બતાવવામાં આવ્યું છે કે, "જો તેમણે ઈમાન અને તકવો અપનાવ્યો હોત તો અમે તેમના ઉપર આસમાન અને જમીનની બરકતો આપી હોત." એનાથી જાણ થાય છે કે, આસમાનો અને જમીનની બરકતો અલ્લાહ તઆલાના ઈનામ અને તેની રજામંદીની નિશાની છે.

વાત એમ છે કે, દુનિયાની નેઅ્મતો અને બરકતો ક્યારેક ગુનાહો અને બળવાખોરીની મર્યાદાઓનું ઉલ્લંઘન કરવા ઉપર તેના અપરાધ અને ગુનાહને વધારે સ્પષ્ટ કરવા માટે ફક્ત કામચલાઉ ધોરણે અમુક દિવસ માટે હોય છે, અલ્લાહ તઆલાના ક્રોધ અને ગુસ્સાની નિશાની સ્વરૂપે પણ હોય છે અને ક્યારેક રહમત અને કૃપાદષ્ટિ સ્વરૂપે તથા કાયમી સુધારણા અને સફળતા માટે પણ હોય છે અને તે ઈમાન અને તકવાના સારા બદલા તરીકે પણ હોય છે. સ્વરૂપના આધારે તેમાં ફરક કરવો મુશ્કેલ હોય છે કારણ કે, પરિણામ અને આખિરતની પરિસ્થિતિની કોઈને જાણ નથી પરંતુ અલ્લાહવાળાઓએ નિશાનીઓ દ્વારા ઓળખ પ્રસ્થાપિત કરી છે કે, જ્યારે માલ અને દોલત, રાહત અને આરામની સાથે અલ્લાહ તઆલાનો શુક્ર અને ઈબાદતની વધારે તવફીક થાય તો એવું સમજવામાં આવશે કે તે ઈનામ સ્વરૂપે છે અને જો માલ અને દોલત, ઈજ્જત અને રાહતની સાથે અલ્લાહ તઆલાથી દૂરી અને ગુનાહો વધે તો આ એ બાબતની નિશાની છે કે, આ અલ્લાહ તઆલાના ક્રોધનું એક સ્વરૂપ છે. اَعَاذَنَا اللّٰهُ مِنْهُ અલ્લાહ બચાવે. આમીન.

ચોથી આયતમાં ફરી દુનિયાની કૌમોને ચેતવણી આપવા માટે ઈરશાદ ફરમાવ્યો કે, “આ વસ્તીઓમાં વસનારા એ વાતથી નચિંત થઈને બેઠા છે કે અમારો અઝાબ તેમને એવી પરિસ્થિતિમાં આવી પકડે જ્યારે કે, તેઓ રાત્રે સૂઈ રહ્યા હોય અને શું આ વસ્તીઓવાળા એનાથી નિર્ભય થઈ ગયા છે કે અમારો અઝાબ તેમને એવી પરિસ્થિતિમાં આવીને પકડે જ્યારે કે તેઓ દિવસ ચઢતાં પોતાના ખેલ–કૂદમાં મશ્ગૂલ હોય ? શું આ લોકો અલ્લાહની ગુપ્ત તદ્‌બીરો અને તકદીરથી સંતોષ પામીને બેઠા છે ? સારી પેઠે સમજી લો કે અલ્લાહ તઆલાની ગુપ્ત તદ્‌બીરો એન તકદીરથી નીડર અને નચિંત તે જ કોમ થઈ શકે છે કે જે નુકસાનમાં પડનારી હોય.”

ખુલાસો એ છે કે, આ લોકો જેઓ દુનિયાની રાહત અને અય્યાશીઓમાં મદમસ્ત થઈને અલ્લાહ તઆલાને ભૂલાવી બેઠા છે, તેમણે એ વાતથી નિર્ભય અને નચિંત ન થવું જોઈએ કે, અલ્લાહ તઆલાનો અઝાબ તેમના ઉપર રાત્રિના સમયે અથવા દિવસના સમયે કોઈપણ પરિસ્થિતિમાં આવી શકે છે. જેમકે અગાઉ થઈ ચૂકેલ કોમોની અઝાબની ઘટનાઓનું વર્ણન ઉપર થઈ ચૂક્યું છે. બુદ્ધિનું કામ એ જ છે કે, અન્યોની પરિસ્થિતિમાંથી બોધપાઠ ગ્રહણ કરવામાં આવે અને જે કાર્ય બીજાઓ માટે બરબાદી અને સત્યાનાશનું કારણ બની ચૂક્યું છે તેની પાસે જવાથી પણ બચે.

————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૦૦–૧૦૧–૧૦૨)

أَوَلَمْ يَهْدِ لِلَّذِينَ يَرِثُونَ الْأَرْضَ مِنْ بَعْدِ أَهْلِهَا أَنْ لَوْ نَشَاءُ أَصَبْنَاهُمْ
بِذُنُوبِهِمْ ۚ وَنَطْبَعُ عَلَىٰ قُلُوبِهِمْ فَهُمْ لَا يَسْمَعُونَ ﴿١٠٠﴾ تِلْكَ الْقُرَىٰ نَقُصُّ
عَلَيْكَ مِنْ أَنْبَائِهَا ۚ وَلَقَدْ جَاءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنَاتِ ۚ فَمَا كَانُوا لِيُؤْمِنُوا بِمَا
كَذَّبُوا مِنْ قَبْلُ ۚ كَذَٰلِكَ يَطْبَعُ اللَّهُ عَلَىٰ قُلُوبِ الْكَافِرِينَ ﴿١٠١﴾ وَمَا وَجَدْنَا
لِأَكْثَرِهِمْ مِنْ عَهْدٍ ۖ وَإِنْ وَجَدْنَا أَكْثَرَهُمْ لَفَاسِقِينَ ﴿١٠٢﴾

## તરજુમો :

*શું તે લોકો ઉપર જાહેર ન થયું જેઓ ત્યાંના લોકોના હલાક (નાશ) થયા પછી જમીનના વારિસ થયા કે જો અમે ઈચ્છીએ તો તેમને તેમના ગુનાહો ઉપર પકડી લઈએ ? અને અમે તેમના દિલો ઉપર સીલ મારી દીધું છે, બસ તેઓ સાંભળતા નથી. (૧૦૦) આ વસ્તીઓ છે કે અમે તમને તેમની અમુક હાલતો સંભળાવીએ છીએ અને બેશક ! તેમની પાસે તેમના રસૂલ નિશાનીઓ લઈને પહોંચી ચૂક્યા, પછી કદાપિ ન થયું કે ઈમાન લાવે એ વાત ઉપર જેને પહેલેથી જૂઠાડી ચૂક્યા હતા; આ રીતે અલ્લાહ કાફિરોના દિલો ઉપર સીલ મારી દે છે. (૧૦૧) અને અમે તેમના ઘણા લોકોમાં કરારનું પાલન ન પામ્યું અને તેમનામાં ઘણાને નાફરમાન પામ્યા. (૧૦૨)*

## તફસીર :

(આગળ એ કારણ બતાવવામાં આવે છે કે, તેમણે અઝાબથી શા માટે ડરવું જોઈએ અને એનું કારણ તેમનું અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતો સાથે કુફ્રના ગુનાહમાં સામેલ થવું છે, એટલે કે) અને તે (અગાઉ થઈ ચૂકેલા) જમીન ઉપર રહેનારાઓ પછી જે લોકો (હવે) જમીન ઉપર તેમના બદલે રહે છે, શું તે પ્રસ્તુત ઘટનાઓએ તેમને (હજુ) એ વાત નથી બતાવી કે જો અમે ઈચ્છયું હોત તો તેમને (પણ અગાઉની ઉમ્મતોની જેમ જ) તેમના (કુફ્ર અને જૂઠાડવાના) ગુનાહના કારણે હલાક કરી નાંખ્યા હોત ? (કારણ કે, પાછલી ઉમ્મતોને આ જ ગુનાહોના કારણે હલાક કરવામાં આવી) અને (વાસ્તવમાં આ ઘટનાઓ તો એવી જ છે કે, તેનાથી બોધપાઠ ગ્રહણ કરવો જોઈતો હતો પરંતુ અસલમાં એવું છે કે,) અમે તેમના દિલો ઉપર સીલ મારી દીધું છે, (તેથી સત્ય વાતને) સાંભળતા (પણ) નથી (અને માનવું તો બાજુએ રહ્યું આ મહોર લગાવવાથી તેમની નીડરતા વધી ગઈ કે આવા બોધપાઠયુક્ત ઈબ્રતનાક કિસ્સાઓથી પણ ઈબ્રત અને બોધપાઠ ગ્રહણ કરતા નથી અને તેમના દિલો ઉપર મહોર લગાવવાનું કારણ તેમનું શરૂઆતમાં કુફ્ર કરવું છે. لِقَوْلِهٖ تَعَالٰى طَبَعَ اللّٰهُ عَلَيْهَا بِكُفْرِهِمْ આગળ કદાચ રસૂલુલ્લાહ ﷺને દિલાસો આપવા માટે સમગ્ર વિષયનો ખુલાસો આવ્યો છે કે) આ (પ્રસ્તુત વર્ણન કરવામાં આવેલ) વસ્તીઓના અમુક–અમુક કિસ્સાઓ અમે

તમને વર્ણન કરી રહ્યા છે અને તે સૌ (વસ્તીઓમાં રહેનારાઓ)ની પાસે તેમના પયગમ્બરો મોઅ્જિઝાઓ લઈને આવ્યા હતા (પરંતુ તે) પછી (પણ તેમની જીદ અને હઠધર્મીનું સ્વરૂપ એ હતું કે) તે વસ્તુને તેમણે પ્રથમથી (એક વખતે) જૂઠી કહી દીધી પછી એવું ન બન્યું કે તેને માની લીધું હોય (કારણ કે, તેઓ પથ્થર હૃદય હતા), અલ્લાહ તઆલા એ જ પ્રમાણે કાફિરોના દિલો ઉપર સીલ મારી આપે છે અને (તેમનામાંથી અમુક લોકો મુસીબતોના સમયે ઈમાન લાવવાનું વચન પણ આપે છે પરંતુ) ઘણા લોકોને અમે વચન પાળતા ન જોયા (એટલે કે મુસીબત દૂર થયા પછી ફરી પાછા હતા તેવા જ થઈ જતા હતા) અને અમે મોટા ભાગના લોકોને (રસૂલો, મોઅ્જિઝાઓ, ખુલ્લી અને સ્પષ્ટ નિશાનીઓ અને કરાર તથા વચન કરવા છતાં) હુકમનો અનાદર કરનાર જ જોયા. (બસ, કાફિરો હંમેશાથી એવા જ છે, તમે પણ દિલગીર ન થાઓ).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં પણ પાછલી કોમોની પરિસ્થિતિઓ અને ઘટનાઓ વર્ણવીને પ્રસ્તુત અરબ અને બિનઅરબ કોમોને એ બતાવવાનો હેતુ છે કે, આ ઘટનાઓમાં તમારા માટે મોટો બોધપાઠ અને ઈબ્રત છે કે જે પ્રવૃત્તિઓના કારણે અગાઉ થઈ ચૂકેલા લોકો ઉપર અલ્લાહનો ક્રોધ અને અઝાબ નાઝિલ થયો તે પ્રવૃત્તિઓની પાસે પણ ન જાઓ અને જે કાર્યોના કારણે અંબિયા (અલે.) અને તેમના અનુયાયીઓ તથા આજ્ઞાકારીઓને સફળતા પ્રાપ્ત થઈ તેમનો ભરોસો કરો. એટલા માટે પ્રથમ આયતમાં ઈરશાદ છે,

اَوَلَمۡ يَهۡدِ لِلَّذِيۡنَ يَرِثُوۡنَ الۡاَرۡضَ مِنۡۢ بَعۡدِ اَهۡلِهَاۤ اَنۡ لَّوۡ نَشَآءُ اَصَبۡنٰهُمۡ بِذُنُوۡبِهِمۡ

هَـدٰى (હદા) અને يَـهۡدِىۡ (યહ્દી)નો અર્થ "આંગળી ચીંધનાર" અથવા "માર્ગદર્શન કરવાનો" આવ્યો છે. આ સ્થળે તેનો કર્તા તે ઘટનાઓ છે જે ઉપર વર્ણન કરવામાં આવી છે. ભાવાર્થ એ છે કે, આ (સમકાલિન) યુગના લોકો જે અગાઉ થઈ ચૂકેલી કોમોનો નાશ થઈ ગયા પછી તેમની જમીનો અને મકાનોના વારસદાર બન્યા અથવા હવે પછી બનશે, શું તેમને અગાઉની બોધદાયક ઘટનાઓએ એ નથી બતાવ્યું કે કુફ્ર અને ઈન્કાર તથા અલ્લાહના હુકમોનો વિરોધ કરવાના પરિણામે જે પ્રકારે તેમના પૂર્વજો (એટલે કે, આગલી કોમો)નો સર્વનાશ

થઈ ચૂક્યો છે, એ જ પ્રમાણે જો તેઓ પણ તે જ ગુનાહોનું આચરણ કરશે તો તેમના ઉપર પણ અલ્લાહ તઆલાનો ક્રોધ અને અઝાબ આવી શકે છે ?!

ત્યારબાદ ફરમાવ્યું, وَنَطۡبَعُ عَلٰى قُلُوۡبِهِمۡ فَهُمۡ لَا يَسۡمَعُوۡنَ તેમાં طَبَعُ (તબઅ્)નો અર્થ "છુપાવવું" અથવા "મહોર લગાવી દેવી" થાય છે અને અર્થ એ છે કે, "આ લોકો ભૂતકાળની ઘટનાઓમાંથી કોઈ બોધપાઠ અને માર્ગદર્શન પ્રાપ્ત નથી કરતા, જેનું પરિણામ એ હોય છે કે અલ્લાહના ક્રોધથી તેમના દિલો ઉપર મહોર અને સીલ વાગી જાય છે, પછી તેઓ કશું નથી સાંભળતા." હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "જ્યારે કોઈ વ્યક્તિ પહેલો–પહેલો ગુનોહ કરે છે તો તેના દિલ ઉપર એક કાળો ડાઘ લાગી જાય છે, બીજો ગુનોહ કરે છે તો બીજો અને ત્રીજો ગુનોહ કરે છે તો ત્રીજો ડાઘ લાગી જાય છે. એટલે સુધી કે, જો તે બરાબર ગુનાહોમાં આગળ વધતો ગયો અને તવબહ ન કરી તો આ કાળાશના ડાઘ તેના સમગ્ર હૃદયને ઘેરી લે છે અને મનુષ્યના હૃદયમાં અલ્લાહ તઆલાએ જે સારા અને નરસાનો પરિચય મેળવવાની અને બુરાઈથી બચવાની સ્વાભાવિક વૃત્તિ મૂકી છે તે સમાપ્ત અથવા પરાસ્ત થઈ જાય છે અને તેનું પરિણામ એ હોય છે કે, તે સારી વસ્તુને ખરાબ અને ખરાબ વસ્તુને સારી, ફાયદાકારક વસ્તુને નુકસાનકર્તા અને નુકસાનકર્તા વસ્તુને ફાયદાકારક વસ્તુ સમજવા લાગે છે." આ જ પરિસ્થિતિને કુર્આન શરીફમાં رَانَ (રા'ન) એટલે કે, "હૃદયના કાટ" તરીકે ઓળખાવી છે અને આ જ પરિસ્થિતિનું અંતિમ પરિણામ એ છે જેને طَبَعُ એટલે કે, "મહોર લગાડી દેવાથી" આ આયતમાં અને અન્ય ઘણી આયતોમાં પારિભાષિત કરવામાં આવ્યું છે.

અત્રે એ વાત ધ્યાન આપવા યોગ્ય છે કે, દિલ ઉપર મહોર લાગી જવાનું પરિણામ તો બુદ્ધિ અને સમજદારી નષ્ટ થઈ જવાના સ્વરૂપે આવે છે. કાનોની સાંભળવાની શક્તિ ઉપર તો તેની કોઈ અસર સ્વાભાવિકપણે થતી નથી તો આ આયતમાં એ યોગ્ય લાગે છે કે તેની જગ્યાએ આ فَهُمۡ لَا يَفۡقَهُوۡنَ કહેવામાં આવ્યું હોત એટલે કે, "તેઓ સમજતા નથી" પરંતુ કુર્આનમાં અહીંયાં فَهُمۡ لَا يَسۡمَعُوۡنَ આવ્યું છે, એટલે કે "તેઓ સાંભળતા નથી" કારણ એ છે કે સાંભળવાનો અર્થ આ સ્થળે "માનવાનો" અને "આજ્ઞાપાલન કરવાનો" છે, જે સમજણનું જ પરિણામ હોય છે. મતલબ એ છે કે, દિલો ઉપર સીલ વાગી જવાના કારણે તેઓ

કોઈ સત્ય વાતને માનવા તૈયાર જ નથી હોતા અને એવું પણ કહી શકાય છે કે, મનુષ્યના હૃદય તેના તમામ અવયવો અને પ્રવૃત્તિઓનું કેન્દ્ર છે, જ્યારે હૃદયના કાર્યોમાં ખલેલ હોય છે તો બધા જ અવયવોની પ્રવૃત્તિઓ અસ્તવ્યસ્ત થઈ જાય છે, જ્યારે દિલમાં કોઈ વસ્તુની ભલાઈ અથવા બુરાઈ સમાઈ જાય છે તો પછી દરેક વસ્તુમાં તેને આંખોથી પણ તે જ દેખાય છે, કાનોથી પણ તે જ સંભળાય છે.

چشم بداندیش کہ برکندہ باد عیب نماید ہنرش درنظر

ખોટું વિચારનારની આંખ કદી સારું જોતી નથી,

એને તો મારા મહબૂબના હુનર (કળા)માં પણ ખામી દેખાય છે.

બીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો تِلْکَ الْقُرٰی نَقُصُّ عَلَیْکَ مِنْ اَنْۢبَآئِهَا તેમાં اَنْبَاءُ (અંબાઅ્)એ نبأ (નબઅ્)નું બહુવચન છે. જેનો અર્થ છે "કોઈ મહાન ખબર" ભાવાર્થ એ છે કે, "સર્વનાશ પામેલી વસ્તીઓની અમુક ઘટનાઓ અમે આપને વર્ણન કરી રહ્યા છે", તેમાં શબ્દ مِنْ (મિન)થી તે તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, પાછલી કોમોની પરિસ્થિતિઓ અને ઘટનાઓનું જે વર્ણન થયું છે તે બધી ઘટનાઓનો બધો અહેવાલ નથી બલકે, હજારો ઘટનાઓમાંથી અમુક મહત્ત્વની ઘટનાઓ વર્ણન કરવામાં આવી છે.

ત્યારબાદ وَلَقَدْ جَآئَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ فَمَا كَانُوْا لِيُؤْمِنُوْا بِمَا كَذَّبُوْا مِنْ قَبْلُ ફરમાવ્યું; એટલે કે, આ બધા લોકો પાસે અંબિયા અને રસૂલ (અલૈ.) મોઅ્જિઝાઓ લઈને પહોંચ્યા, જેમના દ્વારા સત્ય અને અસત્યનો ફેંસલો થઈ જાય છે પરંતુ તેમની જીદ અને હઠધર્મીની એ પરિસ્થિતિ હતી કે, જે વસ્તુ વિશે એક વખતે તેમની જીભથી એ નીકળી ગયું હતું કે, આ ખોટું અને જૂઠું છે પછી તેના સત્ય અને હક હોવાની કેટલીય દલીલો અને મોઅ્જિઝાઓ તથા સાબિતીઓ સામે આવી ગઈ પરંતુ તેઓ તેનું સમર્થન અને સ્વીકાર કરવા માટે તૈયાર ન થયા.

આ આયતથી એક તો એ વાતની જાણ થઈ કે, મોઅ્જિઝાઓ અંબિયા અને રસૂલો (અલૈ.)ને અર્પણ કરવામાં આવ્યા છે, જેમાંથી અમુક અંબિયા (અલૈ.)ના મોઅ્જિઝાઓને કુર્આન શરીફમાં વર્ણન કરવામાં આવ્યા છે અને ઘણાઓના નથી કરવામાં આવ્યા, તેનાથી એ સમજવું સાચું નથી હોઈ શકતું કે

જેમના મોઅ્જિઝાઓનું વર્ણન કુર્આનમાં નથી આવ્યું તેમના દ્વારા કોઈ મોઅ્જિઝો જાહેર થયાનું સાબિત જ નથી થતું. સૂરએ હૂદમાં હઝરત હૂદ (અલૈ.)ની કોમનું આ નિવેદન પ્રસ્તુત છે કે, مَا جِئْتَنَا بِبَيِّنَةٍ એટલે કે, તમે કોઈ મોઅ્જિઝો નથી લાવ્યા. આ આયતથી જાણ થઈ કે, તેમનું આ નિવેદન ફક્ત દુશ્મનાવટ અને હઠધર્મીના આધાર ઉપર હતું અથવા એ કે તેમણે મોઅ્જિઝાઓને મા'મૂલી સમજીને એવું કહ્યું.

બીજી વાત ધ્યાન આપવા યોગ્ય એ છે કે, આ આયતમાં આ લોકોની જે પરિસ્થિતિ બતાવવામાં આવી છે કે ખોટી વાત જીભથી નીકળી ગઈ તો તેના રટણ ઉપર અડગ અને મક્કમ રહેતા હતા, તેના વિરુદ્ધ ગમે એટલી સ્પષ્ટ દલીલો આવી જાય છતાં પોતાની વાતનો અને મતનો બચાવ કરતા રહેતા હતા. આ અલ્લાહની ઈન્કારી અને કાફિર કોમોની પરિસ્થિતિ છે, જેમાં મોટે ભાગે મુસલમાનો બલકે અમુક ઉલમા અને ખાસ લોકો પણ સંડોવાયેલા જોવા મળે છે કે, કોઈ વસ્તુને પોતાના અભિપ્રાયથી ખોટી અથવા જૂઠી કહી આપે પછી તેની સત્યતાની હજારો દલીલો પણ સામે આવી જાય છતાં પણ પોતાની ખોટી વાતનું રટણ કરતા રહે છે. આ પરિસ્થિતિ અલ્લાહના ક્રોધ અને અલ્લાહના ગુસ્સાને નોંતરે છે. (અજ મસાઈલુસ્સુલૂક) ત્યારબાદ كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى قُلُوْبِ الْكٰفِرِيْنَ ફરમાવ્યું; એટલે કે, જે રીતે તે લોકોના દિલો ઉપર મહોર મારવામાં આવી એ જ પ્રમાણે સામાન્ય કાફિર અને મુન્કિર લોકોના દિલો ઉપર અલ્લાહ તઆલા મહોર લગાવી દે છે, પછી તેમનામાં નેકી કે સ્વીકાર કરવાની ક્ષમતા બાકી નથી રહેતી.

ત્રીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَمَا وَجَدْنَا لِاَكْثَرِهِمْ مِّنْ عَهْدٍ ج એટલે કે, "તેમનામાંથી મોટા ભાગના લોકોને અમે વાયદો પૂર્ણ કરનારા ન જોયા."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, "વચનનો અર્થ عَهْدِ اَلَسْتُ (અહ્દે અલસ્ત) છે" જે રોઝે અઝલમાં બધી જ મખ્લૂકોને પેદા કરતા પહેલાં તેમની રૂહોને પેદા કરીને લેવામાં આવ્યું હતું, જેમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, اَلَسْتُ بِرَبِّكُمْ એટલે કે, શું હું તમારો પરવરદિગાર નથી ? તે સમયે બધા જ મનુષ્યોની રૂહોએ સ્વીકાર અને કરાર સ્વરૂપે જવાબ આપ્યો હતો. بَلٰى (બલા) એટલે કે, અવશ્ય તું જ અમારો પરવરદિગાર છે. દુનિયામાં આવીને મોટા ભાગના લોકો આ અઝલમાં કરેલા કરારને ભૂલી ગયા. અલ્લાહ

તઆલાને છોડીને તેના સર્જનની પૂજાની લા'નતમાં સપડાઈ ગયા. એટલા માટે આ આયતમાં ફરમાવ્યું કે, અમે તેમનામાંથી મોટા ભાગના લોકોને વાયદો પાળતા ન જોયા એટલે કે, વાયદાની વફાદારી કરતા ન નિહાળ્યા. *(તફસીરે કબીર)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, "વચનનો અર્થ એ ઈમાનનો કરાર છે, જેમકે કુર્આનમાં ફરમાવ્યું, اِلَّا مَنِ اتَّخَذَ عِنۡدَ الرَّحۡمٰنِ عَهۡدًا તેમાં વચનથી ઈમાનનો કરાર અને આજ્ઞાપાલનનો અર્થ છે," માટે આયતના ભાવાર્થનો ખુલાસો એ છે કે, તે લોકોમાંથી મોટા ભાગના ઈમાન અને આજ્ઞાપાલનના વચનને કે જે તેમણે અમારી સાથે કર્યું હતું તેનો ભંગ કર્યો. કરાર કરવાનો અર્થ એ છે કે, સામાન્ય રીતે મનુષ્ય જ્યારે કોઈ મુસીબતમાં સપડાઈ જાય છે તો તે સમયે ગમે એટલો દુષ્ટ અને નાફરમાન હોય તે પણ અલ્લાહને યાદ કરે છે અને મોટા ભાગે દિલથી અથવા જીભથી કરાર કરે છે કે આ મુસીબતથી છુટકારો મળી ગયો તો અલ્લાહ તઆલાની ઈતાઅત અને ઈબાદતમાં લાગી જઈશ, નાફરમાનીથી બચીશ. જેમકે, કુર્આને કરીમમાં ઘણા બધા લોકોની એ પરિસ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે પરંતુ જ્યારે તેમને છુટકારો મળી જાય છે, આરામ અને રાહત મળે છે તો પછી મનેચ્છાઓ અને દીવા સ્વપ્નમાં રાચવા લાગે છે અને પોતાના કરારને ભૂલી જાય છે.

પ્રસ્તુત આયતમાં શબ્દ اَكۡثَرَ (અક્ષર)થી તે તરફ પણ ઈશારો જોવા મળે છે. કારણ કે, ઘણા બધા લોકો તો એવા પથ્થરદિલ હોય છે કે મુસીબતના સમયે પણ તેમને અલ્લાહ યાદ નથી આવતો અને તે સમયે પણ તેઓ ઈમાન અને ફરમાંબરદારીનું વચન લેતા નથી, માટે તેમના વચનભંગની ફરિયાદનો કોઈ અર્થ જ નથી અને ઘણા બધા લોકો એવા પણ હોય છે જેઓ કરાર અને વચન પૂરું કરે છે, ઈમાન અને ફરમાંબરદારીના હકો અદા કરે છે. એટલા માટે ફરમાવ્યું, وَمَا وَجَدۡنَا لِاَكۡثَرِهِمۡ مِّنۡ عَهۡدٍ એટલે કે, "અમે તેમનામાંથી ઘણા લોકોને વચન પાળતા ન જોયા."

ત્યારબાદ ફરમાવ્યું, وَاِنۡ وَّجَدۡنَاۤ اَكۡثَرَهُمۡ لَفٰسِقِيۡنَ એટલે કે, "અમે તેમનામાંથી ઘણા લોકોને આજ્ઞાપાલન અને ફરમાંબરદારીથી ખાલી જોયા."

અહીંયાં સુધી અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની કોમોની

પાંચ ઘટનાઓનું વર્ણન કરીને ઉપસ્થિત લોકોને તેનાથી બોધપાઠ અને નસીહત આપવા માટે તાકીદ કરવામાં આવી છે.

ત્યારબાદ છઠ્ઠો કિસ્સો હઝરત મૂસા (અલૈ.)નો વિગતવાર વર્ણન થયો છે, જેમાં ઘટનાના સંદર્ભમાં સેંકડો હુકમો, મસ્અલાઓ, બોધપાઠ અને નસીહત વગેરે અનેક સ્થળે વર્ણન થયું છે અને એટલા માટે જ કુર્આને કરીમમાં આ ઘટનાઓના અંશોનો વારંવાર ઉલ્લેખ થયો છે.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૦૩ થી ૧૧૦)

ثُمَّ بَعَثْنَا مِنْ بَعْدِهِمْ مُّوسٰى بِاٰيٰتِنَآ اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَظَلَمُوْا بِهَا ۚ فَانْظُرْ كَيْفَ
كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ ﴿١٠٣﴾ وَقَالَ مُوْسٰى يٰفِرْعَوْنُ اِنِّيْ رَسُوْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿١٠٤﴾
حَقِيْقٌ عَلٰٓى اَنْ لَّآ اَقُوْلَ عَلَى اللّٰهِ اِلَّا الْحَقَّ ؕ قَدْ جِئْتُكُمْ بِبَيِّنَةٍ مِّنْ رَّبِّكُمْ
فَاَرْسِلْ مَعِيَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿١٠٥﴾ قَالَ اِنْ كُنْتَ جِئْتَ بِاٰيَةٍ فَاْتِ بِهَآ اِنْ كُنْتَ
مِنَ الصّٰدِقِيْنَ ﴿١٠٦﴾ فَاَلْقٰى عَصَاهُ فَاِذَا هِيَ ثُعْبَانٌ مُّبِيْنٌ ﴿١٠٧﴾ وَّنَزَعَ يَدَهٗ فَاِذَا هِيَ بَيْضَآءُ
لِلنّٰظِرِيْنَ ﴿١٠٨﴾ قَالَ الْمَلَاُ مِنْ قَوْمِ فِرْعَوْنَ اِنَّ هٰذَا لَسٰحِرٌ عَلِيْمٌ ﴿١٠٩﴾ يُّرِيْدُ
اَنْ يُّخْرِجَكُمْ مِّنْ اَرْضِكُمْ ۚ فَمَاذَا تَاْمُرُوْنَ ﴿١١٠﴾

### તરજુમો :

*પછી અમે તેમની પાછળ મૂસા (અલૈ.)ને ફિરઔન અને તેના સરદારો પાસે પોતાની નિશાનીઓ આપીને મોકલ્યા, બસ તેમણે તેમના મુકાબલામાં કુફ્ર કર્યું; બસ જુઓ ફસાદખોરોનો શું અંજામ થયો ! (૧૦૩) અને મૂસા (અલૈ.)એ કહ્યું, હે ફિરઔન ! હું પરવરદિગારે આલમનો રસૂલ છું. (૧૦૪) એ વાત ઉપર કાયમ છું કે અલ્લાહ તરફથી ન કહું પરંતુ જે સત્ય છે, તમારી પાસે તમારા પરવરદિગારની નિશાની લાવ્યો છું, બસ મારી સાથે બની ઈસ્રાઈલને મોકલી દે. (૧૦૫) બોલ્યો, જો તું કોઈ નિશાની લઈને આવ્યો*

*છે તો લાવ તેને ! જો તું સાચો છે. (૧૦૬) ત્યારે તેમણે પોતાનો અસો (લાઠી) નાંખી દીધો તો તે જ વખતે તે દેખીતો સાપ (અઝદહો) બની ગઈ. (૧૦૭) અને પોતાનો હાથ કાઢયો તો તે જ સમયે તે જોનારાઓને સફેદ (ચળકતો) દેખાવા લાગ્યો. (૧૦૮) ફિરઔનની કોમના સરદાર બોલ્યા, આ તો કોઈ ઘણો જાણકાર જાદૂગર છે ! (૧૦૯) તમને તમારા દેશમાંથી કાઢવા ઈચ્છે છે, હવે તમારી શું સલાહ છે ? (૧૧૦)*

## તફસીર :

ત્યારબાદ તે (પ્રસ્તુત પયગમ્બરો) પછી અમે (હઝરત) મૂસા (અલૈ.)ને પોતાની દલીલો (એટલે કે મોઅ્જિઝાઓ) આપીને ફિરઔન અને તેના સરદારો પાસે (તેમની હિદાયતના પ્રચાર માટે) મોકલ્યા, બસ (જ્યારે હઝરત મૂસા અલૈ.એ તે દલીલો જાહેર કરી તો) તે લોકોએ તે (મોઅ્જિઝાઓ)નો હક બિલકુલ અદા ન કર્યો (કારણ કે, તેના હકનો તકાદો એ હતો કે તેઓ ઈમાન લઈ આવે) બસ, જુઓ તે ફસાદખોરોનું કેવું (ખરાબ) પરિણામ આવ્યું ! (જેમકે અન્ય સ્થળોએ તેમના ડૂબવાનો અને નાશ થવાનો ઉલ્લેખ થયો છે, આ તો બધી ઘટનાઓનું ટૂંકમાં વર્ણન હતું, આગળ વિગતવાર વર્ણન છે) અને મૂસા (અલૈ.)એ (ફિરઔનની પાસે અલ્લાહના હુકમથી જઈને) ફરમાવ્યું કે, હું પરવરદિગારે આલમ તરફથી (તમારા લોકોની હિદાયત માટે) પયગમ્બર (નક્કી થયો) છું (જેઓ મને જૂઠો કહે છે એ તેમની ભૂલ છે કારણ કે), મારા માટે એ જ શોભાસ્પદ છે કે હું અલ્લાહ તરફ સત્ય સિવાય કોઈ વાતની નિસ્બત ન કરું (અને હું રિસાલતનો ફક્ત દા'વો જ નથી કરતો બલકે,) હું તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી એક મોટી દલીલ (મોઅ્જિઝો) પણ લાવ્યો છું (જે તમે કહો તો હું બતાવી શકું છું), બસ (જ્યારે હું દલીલપૂર્વક રસૂલ સાબિત થાઉં છું તો હું જે કહું તે આજ્ઞાનું પાલન કરો, એટલા માટે આ હુકમોમાંથી એક હુકમ એ કરું છું કે) તું બની ઈસ્રાઈલને (પોતાની દુષ્ટતામાંથી મુક્તિ આપી) મારી સાથે (સિરીયા કે જે તેમનું અસલી વતન છે) મોકલી આપ; ફિરઔને કહ્યું કે, જો તમે (અલ્લાહ તરફથી) કોઈ મોઅ્જિઝો લઈને આવ્યા છો તો હવે તેને રજૂ કરો જો તમે (આ દા'વામાં) સાચા છો, બસ તેમણે (તરત જ) પોતાનો અસો (લાઠી

જમીન ઉપર) નાંખી દીધો; બસ, અચાનક તે દેખીતો એક સાપ બની ગયો (જેના સાપ હોવામાં કોઈ શંકા ન કરી શકાતી હતી) અને (બીજો મોઅ્જિઝો એ જાહેર થયો કે) પોતાનો હાથ (બગલમાં દબાવીને) બહાર કાઢી લીધો તો તે જ પળે તે બધા જોનારાઓ રૂબરૂ ઘણો જ ચળકતો થઈ ગયો (કે તેને પણ બધાએ જોયો, હઝરત મૂસા અલૈ.નો આ મહાન મોઅ્જિઝો જાહેર થયો તો હવે ફિરઔને દરબારીઓને કહ્યું કે આ વ્યક્તિ તો મોટો નિષ્ણાત જાદૂગર છે, તેનો અસલ ઉદ્દેશ્ય એ છે કે, પોતાના જાદૂથી તમારા લોકો ઉપર વિજય પ્રાપ્ત કરી અહીંયાંનો માલિક બની જાય અને તમને બધાને અહીંયાં વસવાટ ન કરવા દે, બસ એના વિશે તમારો શું સલાહ–મશ્વરો છે ? એટલા માટે સૂરએ શુઅ્રામાં ફિરઔનનું આ નિવેદન નકલ થયું છે, તેને સાંભળીને જેમકે રાજાના સલાહકારોની ટેવ તેમની હામાં હા મેળવવાની હોય છે, ફિરઔનના નિવેદન અને સમર્થનમાં તેના અભિપ્રાયના ટેકા માટે) ફિરઔનની કોમના જે સરદાર (અને દરબારી) લોકો હતા તેમણે (એકબીજાને) કહ્યું કે, હકીકતમાં (જેમકે અમારા બાદશાહ સલામત કહે છે કે) આ વ્યક્તિ મોટો નિષ્ણાત જાદૂગર છે (અવશ્ય) એવું (જ) ઈચ્છે છે કે (પોતાના જાદૂના બળે પોતે બની ઈસ્રાઈલનો સરદાર બની જાય અને) તમને (એ કારણે કે તમે બની ઈસ્રાઈલની દૃષ્ટિમાં દુશ્મન છો) તમારી (આ) જમીન ઉપરથી તમને બહાર કાઢી મૂકે, બસ તમે લોકો (જેમકે બાદશાહ પૂછી રહ્યા છે) શું મશ્વરો આપો છો ?

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતમાં જેટલા કિસ્સાઓ અને અંબિયા (અલૈ.)ની ઘટનાઓ તથા તેમની ઉમ્મતોનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાંથી આ છઠ્ઠો કિસ્સો છે, તેને વધારે વિગતવાર સ્પષ્ટતાથી વર્ણન કરવાનું કારણ એ પણ છે કે, હઝરત મૂસા (અલૈ.)ના મોઅ્જિઝાઓ અન્ય અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ના મોઅ્જિઝાઓ કરતાં સંખ્યામાં પણ વધારે છે અને એ જ પ્રમાણે તેમનાથી વિપરીત તેમની કોમ બની ઈસ્રાઈલની અજ્ઞાનતા અને હઠધર્મી પણ પાછલી ઉમ્મતોના મુકાબલામાં વધારે સખત છે અને એવું પણ છે કે, આ કિસ્સાના સંદર્ભમાં ઘણા બધા બોધપાઠો અને મસ્અલાઓ તથા હુકમો પણ આવે છે.

પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, તેમના પછી એટલે કે હઝરત નૂહ,

હૂદ, સાલિહ, લૂત અને શઅયબ (અલૈ.) પછી અથવા તેમની કોમો પછી અમે હઝરત મૂસા (અલૈ.)ને પોતાની આયતો આપીને ફિરઔન અને તેમની કોમ તરફ મોકલ્યા. આયતોનો અર્થ તવરાતની આયતો પણ હોઈ શકે છે અને હઝરત મૂસા (અલૈ.)ના મોઅ્જિઝાઓ પણ હોઈ શકે છે. "ફિરઔન" તે સમયના મિસ્રના પ્રત્યેક રાજાનો લકબ (ઉપનામ) હતો. હઝરત મૂસા (અલૈ.)ના સમયકાળમાં જે "ફિરઔન" હતો તેનું નામ "કાબૂસ" (Mernephtah) વર્ણન કરવામાં આવ્યું છે. (કુર્તુબી) فَظَلَمُوْا بِهَا નો અર્થ એ છે કે, આ લોકોએ અમારી આયતોથી અત્યાચાર કર્યો અને અલ્લાહની આયતો ઉપર અત્યાચાર કરવાનો અર્થ એ છે કે, તે લોકોએ અલ્લાહની આયતોની કદર ન જાણી, તેના ઉપર શુક્ર કરવાના બદલે નાશુક્રી કરી અને સ્વીકાર કરવાના બદલે ઈન્કાર કર્યો, ઈમાનના બદલે કુફ્ર અપનાવ્યું. કારણ કે, જુલમ અને અત્યાચારનો અસલી અર્થ જ એ છે કે, કોઈ વસ્તુનો તેના યોગ્ય સ્થળ અને મોકા ઉપર ઉપયોગ ન કરવો.

પછી ફરમાવ્યું, فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ એટલે કે, જુઓ તો ખરા કે ફરી આ ફસાદ કરનારાઓનું શું પરિણામ આવ્યું ? ભાવાર્થ એ છે કે, તેમની પરિસ્થિતિ અને ખરાબ પરિણામ ઉપર વિચાર કરો અને બોધપાઠ ગ્રહણ કરો.

બીજી આયતમાં ફરમાવ્યું કે, હઝરત મૂસા (અલૈ.)એ ફિરઔનને કહ્યું કે, હું સમગ્ર વિશ્વોના પાલનહાર તરફથી રસૂલ છું, મારી પરિસ્થિતિ અને નુબુવ્વતના હોદ્દાનો તકાદો એ જ છે કે, હું અલ્લાહ તઆલા તરફ કોઈ વાતની સત્ય સિવાય નિસ્બત ન કરું. કારણ કે, અંબિયા (અલૈ.)ને જે સંદેશ અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવે છે તે તેમની પાસે અલ્લાહની અમાનત હોય છે, તેમાં પોતાના તરફથી ઓછું-વત્તું કરવું એ ખયાનત (અપ્રામાણિકતા) છે અને બધા જ અંબિયા (અલૈ.) ખયાનતથી તથા દરેક પ્રકારના ગુનાહોથી પાક અને માસૂમ (નિર્દોષ) હોય છે. તાત્પર્ય એ છે કે, તમે લોકોએ મારી વાત ઉપર એ રીતે યકીન અને વિશ્વાસ કરવો જોઈએ કે જે પ્રમાણે મારી સચ્ચાઈ તમારા બધાની સામે છે, હું ક્યારેય જૂઠું બોલ્યો નથી અને ન જ જૂઠું બોલી શકું છું. તદુપરાંત قَدْ جِئْتُكُمْ بِبَيِّنَةٍ مِنْ رَّبِّكُمْ فَاَرْسِلْ مَعِيَ بَنِيْٓ اِسْرَآئِيْلَ એટલે કે, ફક્ત વાત એ જ નથી કે હું ક્યારેય જૂઠું નથી બોલ્યો બલકે, મારા દા'વા ઉપર દલીલ સ્વરૂપે મારા

મોઅ્જિઝાઓ પણ છે. એટલા માટે બધી વસ્તુઓનો તકાદો એ જ છે કે, તમે મારી વાત સાંભળો અને માનો. બની ઈસ્રાઈલને કૃત્રિમ ગુલામીમાંથી છુટકારો આપીને મારી સાથે કરી આપો. ફિરઔને અન્ય કોઈ વાત તો કાને ન ધરી પરંતુ મોઅ્જિઝો જોવાની માંગણી કરવા લાગ્યો અને કહ્યું, اِنْ كُنْتَ جِئْتَ بِاٰيَةٍ فَاْتِ بِهَآ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ એટલે કે, "જો તમે સાચે જ કોઈ મોઅ્જિઝો લાવ્યા છે તો રજૂ કરો જો તમે સત્ય બોલનારાઓમાંથી છો."

હઝરત મૂસા (અલૈ.)એ તેની માંગણીને સંતોષવા માટે પોતાની લાઠી (અસો) જમીન ઉપર નાંખી દીધી, તે સાપ બની ગઈ. فَاِذَا هِىَ ثُعْبَانٌ مُّبِيْنٌ તેમાં ثُعْبَانٌ (શુઅ્બાનુન) મોટા સાપને કહેવામાં આવે છે અને તેનું લક્ષણ અને ખાસિયત مُبِيْنٌ (મુબીન) વર્ણન કરીને બતાવ્યું કે, આ લાઠીનો સાપ બની જવો એવી ઘટના ન હતી કે કોઈ અંધારા અથવા પડદામાં કે કોઈ ખૂણામાં જાહેર થઈ હોય કે જેના કારણે કોઈ જોઈ શકે અને કોઈ ન જોઈ શકે, જેમકે મોટે ભાગે હાથ ચાલાકી કરનાર અથવા જાદૂગરોની ટેવ હોય છે, પરંતુ આ ઘટના ભર્યા દરબારમાં બધાની સામે ઘટી હતી.

અમુક ઐતિહાસિક રિવાયતોમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે, સાપે ફિરઔન તરફ મોઢું ફેરવ્યું તો ગભરાઈને શાહી તખ્ત ઉપરથી કૂદીને હઝરત મૂસા (અલૈ.)નું શરણ લીધું અને દરબારના અનેક લોકો તેના ભયના ઓથારથી મૃત્યુ પામ્યા. *(તફસીરે કબીર)*

લાઠીનું જીવતો–જાગતો સાપ બની જવું કોઈ અશક્ય અથવા મુશ્કેલ વાત નથી. હા ! તે ભૌતિક નિયમોના વિરુદ્ધ હોવાના કારણે આશ્ચર્યજનક અને હેરત પમાડનાર અવશ્ય છે અને મોઅ્જિઝા તથા કરામતનો હેતુ જ એ હોય છે કે, જે કાર્ય કોઈ સામાન્ય વ્યક્તિ ન કરી શકે તે અંબિયા (અલૈ.)ના હાથે અલ્લાહ તઆલા તરફથી કરાવવામાં આવે છે, જેથી સામાન્ય લોકો સમજી લે કે તેમની સાથે કોઈ અલ્લાહની અદૃશ્ય શક્તિ કાર્યરત છે. એટલા માટે હઝરત મૂસા (અલૈ.)ની લાકડીનું સાપ બની જવું કોઈ આશ્ચર્યકારક ઘટના નથી કે જેનો ઈન્કાર કરી શકાય.

ત્યારબાદ ફરમાવ્યું, وَنَزَعَ يَدَهٗ فَاِذَا هِىَ بَيْضَآءُ لِلنّٰظِرِيْنَ તેમાં نَزَعَ

(નઝઅ્)નો અર્થ "એક વસ્તુને બીજી વસ્તુમાંથી અમુક કઠણાઈની સાથે કાઢવાનો" થાય છે. ભાવાર્થ એ છે કે, "પોતાનો હાથ ખેંચીને બહાર કાઢયો." અહીંયાં એ બાબતનો ઉલ્લેખ નથી થયો કે કઈ વસ્તુમાંથી બહાર કાઢયો. બીજી આયતોમાં બે વસ્તુઓનો ઉલ્લેખ થયો છે. એક સ્થળે اَدْخِلْ يَدَكَ فِيْ جَيْبِكَ આવ્યું છે જેનો ભાવાર્થ એ છે કે, "તમારો હાથ પોતાના (ઝભ્ભાના) ગરેબાનમાં નાંખો" અને બીજા સ્થળે وَاضْمُمْ يَدَكَ اِلٰى جَنَاحِكَનો ઉલ્લેખ થયો છે, જેનો અર્થ એ છે કે, "તમારો હાથ પોતાની બગલ નીચે દબાવી લો." આ બંને આયતોથી જાણ થાય છે કે, હાથ કાઢવો (ઝભ્ભાના) ગરેબાનની અંદરથી અથવા બગલ નીચેથી હતો. એટલે કે, ક્યારેક ગરેબાનમાં હાથ નાંખીને કાઢવાથી અને ક્યારેક બગલ નીચે દબાવીને કાઢવાથી આ મોઅ્જિઝો જાહેર થતો હતો કે, فَاِذَا هِيَ بَيْضَآءُ لِلنّٰظِرِيْنَ એટલે કે, "આ હાથ જોનારાઓ માટે ચળકતો થઈ જતો હતો."

بَيْضَآءُ (બયૂદાઉ)નો શાબ્દિક અર્થ "સફેદ" થાય છે અને હાથ સફેદ થઈ જવો ક્યારેક કોઢની બીમારીના કારણે પણ થતું હોય છે, એટલા માટે બીજી આયતમાં આ સ્થળે مِنْ غَيْرِ سُوْٓءٍ નો શબ્દ પણ આવ્યો છે, જેનો ભાવાર્થ એ છે કે, "આ હાથ કોઈ બીમારીના કારણે સફેદ થતો ન હતો" (૨૮ : ૩૨ / ૨૭ : ૧૨) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી જાણ થાય છે કે, આ સફેદી પણ મા'મૂલી જેવી-તેવી સફેદી ન હતી બલકે, તેની સાથે પ્રકાશ પણ હતો જેનાથી સમગ્ર આજુબાજુનો વિસ્તાર પ્રકાશિત થઈ જતો હતો. *(કુર્તુબી)*

આ સ્થળે શબ્દ لِلنّٰظِرِيْنَ (લિન્નાઝિરીન) વધારીને તે પ્રકાશ આશ્ચર્યજનક હોવાનું બતાવવામાં આવ્યું છે કે આ એવી આશ્ચર્યજનક રોશની હતી કે, તેને જોવા માટે પ્રેક્ષકો ભેગા થઈ જતા હતા.

તે સમયે ફિરઔનની માંગણી મુજબ હઝરત મૂસા (અલૈ.)એ બે મોઅ્જિઝાઓ બતાવ્યા. એક લાઠીનો સાપ બની જવાનો અને બીજો, હાથ ગરેબાન અથવા બગલમાં નાંખવાથી તે પ્રકાશિત થઈ જવાનો. પ્રથમ મોઅ્જિઝો વિરોધીઓને ધમકાવવા અને ડરાવવા માટે અને બીજો મોઅ્જિઝો તેમને પ્રેરણા અને પ્રોત્સાહન આપવા માટે તથા નિકટ લાવવા માટે છે, જેમાં ઈશારો હતો કે

"હઝરત મૂસા (અલૈ.)નું શિક્ષણ હિદાયતનો એક પ્રકાશ છે અને તેમનું અનુસરણ અને આજ્ઞાપાલન સફળતાનું માધ્યમ છે."

قَالَ الْمَلَاُ مِنْ قَوْمِ فِرْعَوْنَ اِنَّ هٰذَا لَسَاحِرٌ عَلِيْمٌ તેમાં શબ્દ مَلَاٌ (મલઅ્) કોઈ કોમના પ્રભાવશાળી સરદારો માટે બોલવામાં આવે છે. ભાવાર્થ એ છે કે, "ફિરઔનની કોમના સરદાર પોતાની કોમને સંબોધીને કહેવા લાગ્યા કે આ તો મહાન નિષ્ણાત જાદૂગર છે." કારણ એ હતું કે,

فکر ہر کس بقدر ہمت اوست

દરેકની વિચારધારા તેની હિંમત મુજબ હોય છે.

તે બીચારાઓને અલ્લાહ તઆલા અને તેની સંપૂર્ણ શક્તિની શું ખબર ?! જેમણે સમગ્ર જીવન ફિરઔનને પોતાનો પરવરદિગાર અને જાદૂગરને પોતાના માર્ગદર્શક સમજ્યા અને જાદૂગરોની હાથચાલાકીઓ જ જોઈ હતી તેઓ આવી આશ્ચર્યકારક ઘટનાઓ જોઈને એ સિવાય શું કહી શકતા હતા કે આ પણ કોઈ નિષ્ણાત જાદૂગર છે, પરંતુ તે લોકોએ પણ અહીંયાં سَاحِرٌ (સાહિર) ની સાથે عَلِيْمٌ (અલીમ)નો શબ્દ વધારીને એ જાહેર કરી દીધું કે, હઝરત મૂસા (અલૈ.)ના મોઅ્જિઝાઓ વિશે તેમને પણ આ અહેસાસ અને અનુભૂતિ થઈ છે કે, આ કાર્ય સામાન્ય જાદૂગરોનું કામ નથી, એનાથી વિશિષ્ટ અને ભિન્ન પ્રકારનું છે. એટલા માટે એટલો સ્વીકાર કર્યો કે "આ તો મોટો નિષ્ણાત જાદૂગર છે."

### મોઅ્જિઝા અને જાદૂમાં તફાવત :

અલ્લાહ તઆલા હંમેશા અંબિયા (અલૈ.)ના મોઅ્જિઝાઓને એ જ અંદાજમાં જાહેર કરે છે કે, જો જોનારા જરા પણ વિચાર કરે અને હઠધર્મી ન અપનાવે તો મોઅ્જિઝા અને જાદૂનો ફરક આપમેળે સમજી લે. સિહ્ર (જાદૂ) કરનારા મોટે ભાગે નાપાકી અને ગંદકીમાં રહે છે અને જેટલી વધારે નાપાકી અને ગંદકીમાં હોય છે એટલો વધારે તેનો જાદૂ સફળ થતો હોય છે. તેનાથી વિપરીત અંબિયા (અલૈ.) કે તેઓ પાકી, સ્વચ્છતા અને પવિત્રતાનો આદર્શ નમૂનો હોય છે, તેમના સ્વભાવમાં તે વણાયેલું હોય છે અને એ પણ અલ્લાહ તરફથી ઉઘાડો તફાવત હોય છે કે, નુબુવ્વતના દા'વા સાથે કોઈનો જાદૂ ચાલી શકતો નથી.

દિર્ઘદષ્ટિ અને સૂઝબૂઝ ધરાવનાર તો અસલ હકીકત અને વાસ્તવિકતાને જાણે છે કે, જાદૂથી જે વસ્તુઓ જાહેર કરવામાં આવે છે તે બધી ભૌતિક પદાર્થોના કાર્ય-કારણના વર્તુળમાં જ હોય છે. તફાવત માત્ર એટલો હોય છે કે, તે કાર્ય-કારણનો સંબંધ લોકો સામે જાહેર નથી થતો બલકે, ગુપ્ત કારણો હોય છે, એટલા માટે તેઓ એવું સમજે છે કે આ કાર્ય કોઈપણ પ્રકારના જાહેર કારણ વિના થઈ ગયું. જ્યારે કે મોઅ્જિઝાઓ તેનાથી બિલકુલ વિપરીત છે કે તેમાં ભૌતિક પદાર્થો કે કાર્ય-કારણના સંબંધની કોઈ જ દખલગીરી નથી હોતી, તે સીધે-સીધું અલ્લાહ તઆલાનું કાર્ય હોય છે. એટલા માટે કુર્આને કરીમમાં તેની અલ્લાહ તઆલા તરફ નિસ્બત કરવામાં આવી છે. وَلٰكِنَّ اللّٰهَ رَمٰى

આથી જાણ થઈ કે, મોઅ્જિઝા અને જાદૂની વાસ્તવિકતાઓ બિલકુલ ભિન્ન પ્રકારની અને એકબીજાની વિરોધી છે. સચ્ચાઈ સમજનારા લોકો માટે તો કોઈ શંકાને સ્થાન છે જ નહીં. સામાન્ય લોકોને કોઈ શંકા કે ભ્રમ થઈ શકતો હતો પરંતુ અલ્લાહ તઆલાએ આ શંકાને દૂર કરવા માટે પણ એવી વિશેષ નિશાનીઓ અર્પણ કરી આપી છે કે, જેના કારણે લોકો ધોકો ખાવાથી બચી જાય.

ખુલાસો એ છે કે, ફિરઔનની કોમે મૂસા (અલૈ.)ના મોઅ્જિઝાઓને પોતાના જાદૂગરોની પ્રવૃત્તિઓ અને કૃત્યોથી કંઈક અંશે વિશિષ્ટ અને ભિન્ન પ્રકારના જોયા, એટલા માટે તેઓએ મજબૂર થઈને એવું કહ્યું કે, આ તો મોટો નિષ્ણાત જાદૂગર છે, સામાન્ય જાદૂગર તેના જેવા કામો બતાવી શકતો નથી.

يُرِيْدُ اَنْ يُّخْرِجَكُمْ مِّنْ اَرْضِكُمْ فَمَا ذَاتَاْمُرُوْنَ એટલે કે, "આ નિષ્ણાત જાદૂગર એવું ઈચ્છે છે કે, તમને તમારા પ્રદેશમાંથી કાઢી મૂકે તો હવે બતાવો કે તમે શું મશ્વરો આપો છો ?"

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૧૧ થી ૧૨૨)

قَالُوْٓا اَرْجِهْ وَاَخَاهُ وَاَرْسِلْ فِى الْمَدَآئِنِ حٰشِرِيْنَ ﴿١١١﴾ يَاْتُوْكَ بِكُلِّ سٰحِرٍ عَلِيْمٍ ﴿١١٢﴾

وَجَآءَ السَّحَرَةُ فِرْعَوْنَ قَالُوْٓا اِنَّ لَنَا لَاَجْرًا اِنْ كُنَّا نَحْنُ الْغٰلِبِيْنَ ﴿١١٣﴾

قَالَ نَعَمْ وَاِنَّكُمْ لَمِنَ الْمُقَرَّبِيْنَ ﴿١١٤﴾ قَالُوْا يٰمُوْسٰى اِمَّآ اَنْ تُلْقِيَ وَاِمَّآ اَنْ
نَّكُوْنَ نَحْنُ الْمُلْقِيْنَ ﴿١١٥﴾ قَالَ اَلْقُوْا ۚ فَلَمَّآ اَلْقَوْا سَحَرُوْٓا اَعْيُنَ النَّاسِ وَاسْتَرْهَبُوْهُمْ
وَجَآءُوْ بِسِحْرٍ عَظِيْمٍ ﴿١١٦﴾ وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى اَنْ اَلْقِ عَصَاكَ ۚ فَاِذَا هِيَ تَلْقَفُ مَا
يَاْفِكُوْنَ ﴿١١٧﴾ ۚ فَوَقَعَ الْحَقُّ وَبَطَلَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١١٨﴾ ۚ فَغُلِبُوْا هُنَالِكَ وَانْقَلَبُوْا صٰغِرِيْنَ ﴿١١٩﴾ ۚ
وَاُلْقِيَ السَّحَرَةُ سٰجِدِيْنَ ﴿١٢٠﴾ ۚ قَالُوْٓا اٰمَنَّا بِرَبِّ الْعٰلَمِيْنَ ﴿١٢١﴾ ۙ رَبِّ مُوْسٰى وَهٰرُوْنَ ﴿١٢٢﴾

## તરજુમો :

*બોલ્યા, તેને અને તેના ભાઈને ઢીલ આપ અને પરગણાંઓ (નગરો)માં (ઢંઢેરો પીટી લોકોને) એકઠા કરનારાઓને મોકલ (૧૧૧) કે તારી પાસે ભેગા કરી લાવે જે જાણકાર (નિષ્ણાંત) જાદૂગરો હોય. (૧૧૨) અને ફિરઔન પાસે જાદૂગરો આવ્યા, બોલ્યા; અમારા માટે કંઈ વળતર છે જો અમે ગાલિબ (વિજયી) થઈએ ? (૧૧૩) બોલ્યો, હા ! અને નિઃશંક તમે નિકટવર્તી થઈ જશો. (૧૧૪) બોલ્યા, હે મૂસા (અલૈ.) ! યા તો તું નાંખ યા તો અમે નાંખીએ છીએ. (૧૧૫) કહ્યું, નાંખો ! પછી જ્યારે તેમણે નાંખ્યું, લોકોની આંખોને બાંધી દીધી અને તેમને ડરાવી દીધા અને મોટો જાદૂ (સિહ્ર) લાવ્યા. (૧૧૬) અને અમે મૂસા (અલૈ.)ને હુકમ મોકલ્યો કે પોતાનો અસો (લાઠી) નાંખી દો, બસ તે જ વખતે તે ગળવા લાગ્યો જે સાંગ (ભ્રમ) તેમણે રચ્યો હતો. (૧૧૭) બસ, સત્ય જાહેર થઈ ગયું અને ગલત થઈ ગયું જે કંઈ તેમણે કર્યું હતું. (૧૧૮) બસ, તે સ્થળે હારી ગયા અને ઝલીલ થઈને પાછા ફર્યા. (૧૧૯) અને જાદૂગરો સિજ્દહમાં પડી ગયા. (૧૨૦) બોલ્યા, અમે પરવરદિગારે આલમ ઉપર ઈમાન લાવ્યા (૧૨૧) જે મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)નો પરવરદિગાર છે. (૧૨૨)*

## તફસીર :

(મતલબ કે મશ્વરો નક્કી કરી-કરાવીને) તેમણે (ફિરઔનને) કહ્યું કે, તમે એ (હઝરત મૂસા અલૈ.)ને મહોલત આપો અને (પોતાની સીમાઓમાં

ઉપસ્થિત) શહેરોમાં (ઢંઢેરો પીટનારા) ચપરાસીઓને (હુકમનામુ લઈને) મોકલી આપો કે તેઓ (દરેક શહેરોમાંથી) બધા નિષ્ણાત જાદૂગરોને (ભેગા કરી) તારી પાસે લાવીને હાજર કરી આપે (એટલા માટે એવી જ વ્યવસ્થા કરવામાં આવી) અને તે જાદૂગરો ફિરઔનની પાસે હાજર થયા (અને) કહેવા લગ્યા કે, જો અમે (મૂસા અલૈ. ઉપર) વિજય પ્રાપ્ત કરીએ તો (શું) અમને કોઈ મોટો બદલો (અને ઈનામ) મળશે ? ફિરઔને કહ્યું, હા ! (ઈનામ પણ મોટું મળશે) અને (વધારામાં એ થશે કે) તમે (અમારા) નિકટવર્તી લોકોમાં સામેલ થઈ જશો, (મતલબ કે, મૂસા અલૈ.ને ફિરઔન તરફથી તેની જાણકારી આપવામાં આવી અને મુકાબલા માટે તારીખ નક્કી થઈ, તે તારીખના દિવસે બધા એક મેદાનમાં ભેગા થયા, તે સમયે) એ જાદૂગરોએ (હઝરત મૂસા અલૈ.ને) કહ્યું કે, હે મૂસા (અલૈ. ! અમે તમને અધિકાર આપીએ છીએ), ભલે તમે (પ્રથમ પોતાની લાઠી મેદાનમાં) નાંખો (જેનાથી તમે પોતાનો મોઅ્જિઝો–ચમત્કાર બતાવો છો) અને અથવા (જો તમે કહો તો) અમે જ (પોતાના દોરડાંઓ અને લાઠીઓ મેદાનમાં) નાંખીએ; (હઝરત) મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે, તમે જ (પ્રથમ) નાંખો, જ્યારે તેમણે (પોતાના દોરડાંઓ અને લાઠીઓને) નાંખ્યા તો (જાદૂ દ્વારા જોનારા) લોકોની નજરબંદી કરી દીધી (તેના કારણે તે દોરડાંઓ અને લાઠીઓ સાપ સ્વરૂપે હલન–ચલન કરતી દેખાવા લાગી) અને તેમને ડરાવી દીધા અને એક પ્રકારનો મોટો જાદૂ બતાવ્યો અને (તે સમયે) અમે (હઝરત) મૂસા (અલૈ.)ને (વહી દ્વારા) હુકમ આપ્યો કે પોતાની લાઠી નાંખી દો (જેમકે તમે નાંખ્યા કરો છો), બસ લાઠી નાંખતાની સાથે જ તેણે (અજગર બનીને) તેમના બનાવેલા બનાવટી ખેલને ગળવાનું શરૂ કર્યું, બસ (તે સમયે) સત્ય(નું સત્ય હોવું) જાહેર થઈ ગયું અને તેમણે (એટલે કે જાદૂગરોએ) જે કંઈ બનાવ્યું હતું બધું જતું રહ્યું, બસ તે લોકો (એટલે કે ફિરઔન અને તેની કોમ) આ તકે હારી ગયા અને ખૂબ અપમાનિત થયા (અને તેમના મોઢાં પડી ગયાં) અને તેઓ જે જાદૂગરો હતા તે સિજદહમાં પડી ગયા (અને બૂમો પાડી–પાડીને) કહેવા લાગ્યા કે, અમે ઈમાન લઈ આવ્યા દુનિયાઓના પાલનહાર ઉપર જે મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)નો પરવરદિગાર છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં હઝરત મૂસા (અલૈ.)નો બાકીનો કિસ્સો વર્ણન થયો છે. જ્યારે ફિરઔનને હઝરત મૂસા (અલૈ.)એ ખુલ્લો મોઅ્જિઝો બતાવ્યો કે, લાઠીનો સાપ બની ગયો અને પછી તેને હાથમાં પકડ્યો તો વળી પાછી લાઠી બની ગઈ અને હાથને ગરેબાનમાં નાંખીને કાઢ્યો તો તે ચમકવા લાગ્યો. આ અલ્લાહની શક્તિશાળી નિશાનીનો બૌદ્ધિક તકાદો એ હતો કે, તેઓ હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવે પરંતુ જેમકે હંમેશા જૂઠા લોકોની સામાન્ય ટેવ હોય છે કે, તેઓ સત્ય ઉપર પડદો નાંખવાનો પ્રયત્ન કરે છે અને ઈન્કાર કરવા માટે સત્ય વાતને ખોટો વિષય ઠરાવી આપે છે. ફિરઔન અને તેની કોમના સરદારોએ પણ લોકોને એવું જ કહ્યું કે, “આ તો મોટો નિષ્ણાત જાદૂગર છે અને તેનો હેતુ એ છે કે તમારા પ્રદેશ ઉપર કબજો કરીને તમને કાઢી મૂકે તો હવે શું કરવું જોઈએ ?”

ફિરઔનની કોમે આ સાંભળીને જવાબ આપ્યો, اَرۡجِــــهُ وَاَخَـــاهُ وَاَرۡسِـلۡ فِـى الۡـمَـدَآئِـنِ حٰشِرِيۡنَ يَاۡتُوۡكَ بِكُلِّ سٰحِرٍ عَلِيۡمٍ તેમાં શબ્દ اَرۡجِهُ (અર્જિહ) એ اِرۡجَــــــــاءٌ (ઈર્જાઉન)થી બન્યો છે. તેનો અર્થ "ઢીલ આપવી" અને "આશા અપાવવી" થાય છે તથા مَـدَائِنِ (મદાઈન) એ مَـدِيۡنَةٌ (મદીનહ)નું બહુવચન છે, જે દરેક મોટા શહેર માટે બોલવામાં આવે છે. حٰشِــرِيۡـنَ (હાશિરીન) એ حٰشِــرٌ (હાશિરુન)નું બહુવચન છે, જેનો અર્થ "ઉઠાડનાર" અથવા "ભેગા કરનાર" થાય છે. એનો ભાવાર્થ અત્રે તેના સિપાહીઓ છે, જે આજુબાજુના પ્રદેશમાંથી જાદૂગરોને ભેગા કરી લાવે.

આ આયતનો ભાવાર્થ એ છે કે, કોમના લોકોએ એવું મશ્હૂર કરી દીધું કે, આ તો જાદૂગર છે અને જાદૂ દ્વારા અમારા પ્રદેશ ઉપર વિજય મેળવવા ઈચ્છે છે તો તેનો મુકાબલો અમારા માટે કંઈ મુશ્કેલ નથી. અમારા દેશમાં મોટા–મોટા નિષ્ણાત જાદૂગરો છે, તેઓ તેને પોતાના જાદૂથી હરાવી દેશે. અમુક સૈનિકો દેશમાં ચારે બાજુ મોકલી દેવામાં આવે જેથી દરેક શહેર–નગરમાંથી જાદૂગરોને બોલાવી લાવે.

કારણ એ હતું કે, તે જમાનામાં જાદૂ એક કળા સમજવામાં આવતી હતી અને તેનો રિવાજ સર્વસામાન્ય અને પ્રચલિત હતો તથા સામાન્ય લોકો ઉપર જાદૂ

કરીને જાદૂગરો તેમના ઉપર આધિપત્ય ભોગવતા હતા. લગભગ હઝરત મૂસા (અલૈ.)ને અશા (લાઠી) અને يَدِبَيْضَاءُ (યદે બયદાઅ્) "ચમકતા હાથ"નો મોઅ્જિઝો એટલા માટે અર્પણ કર્યો કે, જાદૂગરોનો મુકાબલો થાય અને મોઅ્જિઝાના મુકાબલામાં જાદૂગરોનું અપમાન બધા લોકો પોતાની નરી આંખે નિહાળી લે. જેમકે, અલ્લાહ તઆલાની ટેવ પણ એ છે કે, દરેક યુગના પયગમ્બરોને તેમના સમયકાળની યોગ્યતા આધારે મોઅ્જિઝાઓ અર્પણ કરવામાં આવ્યા હતા. હઝરત ઈસા (અલૈ.)ના યુગમાં યુનાન (ગ્રીસ)ની હુકૂમત અને યુનાની મૅડિકલ વિદ્યા પોતાની પરાકાષ્ઠા ઉપર હતી તો તેમને એ મોઅ્જિઝો આપવામાં આવ્યો કે, તેઓ અલ્લાહના હુકમથી મોઅ્જિઝા સ્વરૂપે જન્મજાત આંધળાઓને દષ્ટિ એનાયત કરતા હતા અને જન્મજાત કોઢિયાઓને તંદુરસ્ત કરી આપતા હતા. રસૂલે કરીમ ﷺના સમયકાળમાં અરબની સૌથી મોટી વિશેષતા સાહિત્યની શ્રેષ્ઠતા અને ઉચ્ચતા હતી તો આપ ﷺનો સૌથી મોટો મોઅ્જિઝો કુર્આને કરીમ બનાવવામાં આવ્યો, જેના મુકાબલા માટે સમગ્ર અરબ અને બિનઅરબ લાચાર થઈ ગયા.

وَجَآءَ السَّحَرَةُ فِرْعَوْنَ قَالُوْٓا اِنَّ لَنَا لَاَجْرًا اِنْ كُنَّا نَحْنُ الْغٰلِبِيْنَ، قَالَ نَعَمْ وَاِنَّكُمْ لَمِنَ الْمُقَرَّبِيْنَ એટલે કે, લોકોના મશ્વરા પ્રમાણે આખા દેશમાંથી જાદૂગરોને ભેગા કરવાની વ્યવસ્થા કરવામાં આવી અને આ જાદુગરો ફિરઔન પાસે પહોંચી ગયા, પછી તેમણે ફિરઔનને પૂછ્યું કે, જો અમે મૂસા (અલૈ.) ઉપર વિજય પ્રાપ્ત કરી લઈએ તો અમને તેનું કોઈ વળતર અને ઇનામ પણ મળશે કે કેમ ? ફિરઔને કહ્યું, હા ! વળતર પણ મળશે અને તેનાથી વિશેષ એ ઇનામ પણ મળશે કે, તમે બધા અમારા નિકટવર્તી વર્તુળમાં સામેલ થઈ જશો.

આ જાદૂગરો જે હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલા માટે સમગ્ર દેશમાંથી ભેગા કરવામાં આવ્યા હતા, તેમની સંખ્યા બાબતે ઐતિહાસિક રિવાયતો વિવિધ પ્રકારે છે. નવસોથી લઈને ત્રણ લાખ સુધીની રિવાયતો છે. તેમની સાથે લાકડીઓ અને દોરડાઓનો એક ઢગલો હતો, જે ત્રણસો ઊંટો ઉપર લાદીને લાવવામાં આવ્યો હતો. *(કુર્તુબી)*

ફિરઔનના જાદૂગરોએ આવતાંની સાથે જ પ્રથમ સોદાબાજીની શરૂઆત કરી કે, અમે મુકાબલો કરીએ અને વિજય પ્રાપ્ત કરી લઈએ તો અમને શું મળશે?

કારણ એ હતું કે, જૂઠાઓની સામે ફક્ત દુનિયાના ફાયદાઓ અને હિત હોય છે, એટલે કોઈપણ કામ કરતા પહેલાં વળતર અને મજૂરીનો સવાલ સામે આવે છે. એનાથી વિપરીત અંબિયા (અલૈ.) અને તેમના નાયબો કે તેઓ દરેક ડગલેને–પગલે આ જાહેરાત કરે છે وَمَآاَسۡئَلُكُمۡ عَلَيۡهِ مِنۡ اَجۡرٍ اِنۡ اَجۡرِىَ اِلَّا عَلٰى رَبِّ الۡعٰلَمِيۡنَ (૨૬:૧૦૯) એટલે કે, અમે તે સત્યનો સંદેશ તમારા લાભ માટે પહોંચાડીએ છીએ, તેના બદલામાં અમે કોઈ વળતરની માંગણી નથી કરતા, બલકે અમારું વળતર ફક્ત રબ્બુલ આલમીને પોતાને માથે લઈ લીધું છે. ફિરઔને તેમને બતાવ્યું કે, તમે લોકો વળતર માંગો છો, અમે વળતર પણ આપીશું અને તેનાથી વધીને એ પણ કે, તમને શાહી દરબારના નિકટવર્તી વર્તુળમાં સામેલ કરી લઈશું.

ફિરઔન સાથે આ વાતચીત કર્યા પછી જાદૂગરોએ હઝરત મૂસા (અલૈ.) સાથે મુકાબલાનું સ્થળ અને સમય નક્કી કર્યો. એટલા માટે એક ખુલ્લા મેદાનમાં ઈદના દિવસે સૂર્ય ચઢ્યા પછીનો સમય આ મુકાબલા માટે નક્કી કરવામાં આવ્યો. જેમકે, કુર્આનની બીજી આયતોમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યું છે, قَالَ مَوۡعِدُكُمۡ يَوۡمُ الزِّيۡنَةِ وَاَنۡ يُّحۡشَرَ النَّاسُ ضُحًى "તમારો નિશ્ચિત દિવસ 'યવ્મુઝ્ઝીનહ' છે જેથી લોકો સૂર્યોદય પછી ભેગા થાય." (૨૦ : ૫૯)

અમુક રિવાયતોમાં છે કે, આ સ્થળે હઝરત મૂસા (અલૈ.)એ જાદૂગરોના સરદાર સાથે વાતચીત કરી કે, જો હું તમારા ઉપર વિજયી થયો તો શું તમે મારા ઉપર ઈમાન લઈ આવશો ? તેણે કહ્યું કે, અમારી પાસે એવો જાદૂ છે કે તેના ઉપર કોઈ વિજય પ્રાપ્ત કરી શકતું જ નથી, એટલા માટે અમારા પરાજિત થવાનો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી અને જો ધારી લો કે, તમે વિજયી થયા તો અમે જાહેરમાં ખુલ્લમ–ખુલ્લા ફિરઔનની નજરોની સામે તમારા ઉપર ઈમાન લઈ આવીશું. *(મઝહરી અને કુર્તુબી)*

قَالُوۡا يٰمُوۡسٰٓى اِمَّآ اَنۡ تُلۡقِىَ وَاِمَّآ اَنۡ نَّكُوۡنَ نَحۡنُ الۡمُلۡقِيۡنَ તેમાં اِلۡقَاءٌ (ઈલ્કાઉન્)નો અર્થ "નાંખવું" થાય છે. તેનો અર્થ એ થાય છે કે, જ્યારે મેદાનમાં મુકાબલા માટે પહોંચ્યા તો જાદૂગરોએ હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું કે, "યા તો તમે પહેલાં નાંખો અથવા અમે પહેલાં નાંખનારાઓમાંથી થઈ જઈએ." જાદૂગરોનું એ કહેવું પોતાની નીડરતા અને મોટાઈ જતાવવા માટે હતું કે, અમને

એની કોઈ પરવા નથી કે, શરૂઆત અમારા તરફથી થાય કે તમારા તરફથી. અમને દરેક પરિસ્થિતિમાં અમારી કળા ઉપર સંતોષ છે. તેમની વર્ણન કરવાની શૈલીથી અનુભૂતિ થાય છે કે, તેઓ એવું જ ઈચ્છતા હતા કે પ્રથમ ઘા તેમના તરફથી કરવામાં આવે, પરંતુ પોતાની શક્તિ બતાવવા માટે તેમણે હઝરત મૂસા (અલૈ.)ને પૂછ્યું કે, શું તમે પહેલ કરવા ઈચ્છો છો કે અમે કરીએ ?

હઝરત મૂસા (અલૈ.)એ તેમની ઈચ્છા જાણી લીધી અને પોતાના મોઅ્જિઝા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાના કારણે તેમને પ્રથમ તક આપી અને ફરમાવ્યું, اَلْقُوْا (અલકૂ) એટલે કે, "તમે જ પહેલાં નાંખો."

ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે, "જાદૂગરોએ હઝરત મૂસા (અલૈ.) સાથે સભ્યતા અને સન્માનનો વર્તાવ કર્યો કે, પ્રથમ તક તેમને આપવાની દરખાસ્ત કરી, તેની આ અસર થઈ કે તેમને ઈમાન લાવવાની તવફીક નસીબ થઈ."

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, પ્રથમ તો જાદૂ પોતે જ એક હરામ કૃત્ય છે અને ઉપરથી જ્યારે તે કોઈ પયગમ્બર (અલૈ.)ને હરાવવા માટે અપનાવવામાં આવે તો તે નિઃશંક ! કુફ્ર છે. વળી, હઝરત મૂસા (અલૈ.)એ કઈ રીતે તે લોકોને પરવાનગી આપવા માટે ફરમાવ્યું اَلْقُوْا (અલકૂ) એટલે કે, "તમે નાંખો ?" પરંતુ વાસ્તવિક પરિસ્થિતિ ઉપર વિચાર કરવાથી આ પ્રશ્ન સમાપ્ત થઈ જાય છે. કારણ કે, અહીંયાં તો ચોક્કસ વિશ્વાસ હતો કે, આ લોકો અવશ્ય પોતાનો જાદૂ રજૂ કરશે. વાતચીત ફક્ત પહેલાં અથવા બીજા નંબરે કરવાની હતી, એમાં હઝરત મૂસા (અલૈ.)એ પોતાની પ્રબળ ઈચ્છાશક્તિની સાબિતી આપવા માટે તેમને જ પ્રથમ તક આપી, તદુપરાંત તેમાં એક લાભ એ હતો કે જાદૂગરોએ પહેલાં પોતાની લાઠીઓ અને દોરડાંઓને સાપ બનાવી દીધા, ત્યાર પછી હઝરત મૂસા (અલૈ.)ના અશા (લાઠી)ના મોઅ્જિઝાએ ફક્ત એ ન કર્યું કે, તે સાપ બની ગયો, બલકે એ પ્રકારે જાહેર થયો કે તે જાદૂગરોના બધા સાપોને ગળી પણ ગયો, જેથી જાદૂગરોની ઉઘાડી ખુલ્લી હાર પ્રથમ ડગલે જ સામે આવી ગઈ.

*(બયાનુલ કુર્આન)*

એ પણ કહી શકાય છે કે, હઝરત મૂસા (અલૈ.)નું આ ફરમાન તેમને

જાદૂગરી કરવાની પરવાનગી માટે ન હતું બલકે, તેમના અપમાનને જાહેર કરવા માટે હતું કે, સારું તમે નાંખીને જૂઓ કે તમારા જાદૂનું શું પરિણામ આવે છે ?!

فَلَمَّآ اَلْقَوْا سَحَرُوْٓا اَعْيُنَ النَّاسِ وَاسْتَرْهَبُوْهُمْ وَجَآءُوْ بِسِحْرٍ عَظِيْمٍ એટલે કે, "જ્યારે જાદૂગરોએ પોતાની લાઠીઓ અને દોરડાંઓ નાંખ્યા તો લોકોની નજરબંદી કરી દીધી અને તેમના ઉપર ડર છવાઈ ગયો અને મોટો જાદૂ બતાવ્યો."

આ આયતથી જાણ થઈ કે, આ લોકોનો જાદૂ એક પ્રકારની નજરબંદી અને ભ્રમણા માત્ર હતી, જેના દ્વારા જોનારાઓ એવી અનુભૂતિ કરવા લાગતા હતા કે, આ લાઠીઓ અને દોરડાંઓ સાપ બનીને દોડી રહ્યા છે. વાસ્તવમાં એવું કશું જ બન્યું ન હતું, તે એવી જ લાકડીઓ અને દોરડીઓ હતી જેવી કે નજરબંદી પહેલાં હતી, તે દોરડાંઓ સાપ બન્યા ન હતા, આ એક પ્રકારનું મેસ્મેરિઝમ (વશીકરણ–સંમોહન) હતું, જેના પ્રભાવ હેઠળ મનુષ્યના વિચારો અને દૃષ્ટિ સંમોહિત થઈ જાય છે.

પરંતુ એનાથી એ જરૂરી નથી કે, જાદૂ ફક્ત આ પ્રકાર ઉપર જ અવલંબિત છે. જાદૂ દ્વારા ભૌતિક પદાર્થોનું સ્વરૂપ નથી બદલી શકાતું. કારણ કે, કોઈપણ શરઈ અથવા બૌદ્ધિક દલીલ તેના નકાર ઉપર કાયમ નથી. બલકે, જાદૂના વિવિધ પ્રકારો અને ઘટનાઓથી સાબિત છે કે, ક્યાંક તો ફક્ત હાથચાલાકી હોય છે કે જેના દ્વારા જોનારાઓને ભ્રમમાં નાંખવામાં આવે છે અને ક્યાંક ફક્ત સંમોહન કે નજરબંદી હોય છે, જેમકે વશીકરણ છે અને ક્યાંક ભૌતિક બંધારણમાં પણ ફેરફાર થઈ જાય છે, જેમકે કોઈ પદાર્થનું ભૌતિક બંધારણ બદલાઈ જવું; તો એ પણ કોઈ શરઈ કે બૌદ્ધિક દલીલો વિરુદ્ધની બાબત નથી. જો કે, આપણી પાસે ન તો તેના સમર્થનમાં કોઈ પ્રમાણભૂત દલીલ છે અને ન જ તેનો વિરોધ કરવા માટે કોઈ સાબિતી છે.

وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى اَنْ اَلْقِ عَصَاكَ فَاِذَا هِىَ تَلْقَفُ مَا يَاْفِكُوْنَ એટલે કે, "અમે હઝરત મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે, પોતાની લાઠી નાંખી દો. તે જમીન ઉપર પડતાંની સાથે જ સૌથી મોટો સાપ બનીને તે બધા સાપોને ગળવા લાગ્યો, જે જાદૂગરોએ બતાવ્યા હતા."

ઐતિહાસિક રિવાયતોમાં છે કે, હજારો જાદૂગરોની હજારો લાકડીઓ અને દોરડાંઓ જ્યારે સાપ બનીને દોડવા લાગ્યા તો આખું મેદાન સાપોથી ભરાઈ ગયું અને એક અજબ પ્રકારનો ડર અને પ્રભાવ સમગ્ર ઉપસ્થિત મેદની ઉપર છવાઈ ગયો હતો, પરંતુ જ્યારે હઝરત મૂસા (અલૈ.)ની લાઠી એક મોટા અજગરના સ્વરૂપમાં સામે આવી તો તેણે બધા જ સાપોને ગળીને ખતમ કરી દીધા.

فَوَقَعَ الْحَقُّ وَبَطَلَ مَا كَانُوْا يَعْمَلُوْنَ એટલે કે, "સત્ય જાહેર થઈ ગયું અને જે કંઈ જાદૂગરોએ બનાવ્યું હતું તે બધું સમાપ્ત અને નષ્ટ થઈ ગયું."

فَغُلِبُوْا هُنَالِكَ وَانْقَلَبُوْا صٰغِرِيْنَ એટલે કે, "તે સ્થળે તે બધા હારી ગયા અને ખૂબ અપમાનિત થયા."

وَاُلْقِيَ السَّحَرَةُ سٰجِدِيْنَ، قَالُوْٓا اٰمَنَّا بِرَبِّ الْعٰلَمِيْنَ، رَبِّ مُوْسٰى وَهٰرُوْنَ એટલે કે, "જાદૂગરોને સિજદહમાં નાંખવામાં આવ્યા (સિજદહમાં પડી ગયા) અને કહેવા લાગ્યા કે, અમે સર્વ જગતના પરવરદિગાર એટલે કે, મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)ના પરવરદિગાર ઉપર ઈમાન લઈ આવ્યા."

"સિજદહમાં નાંખી દેવામાં આવ્યા" આ વાક્ય કહેવાથી એ બાબત તરફ ઈશારો છે કે, હઝરત મૂસા (અલૈ.)નો મોઅ્જિઝો જોઈને તેઓ એવા પ્રભાવિત અને મજબૂર થઈ ગયા કે, અનાયાસે સિજદહમાં પડી ગયા અને એ તરફ પણ ઈશારો હોઈ શકે છે કે, અલ્લાહે તવફીક આપી તેમને સિજદહમાં નાંખી દીધા અને رَبِّ الْعٰلَمِيْنَ (રબ્બિલ આલમીન)ની સાથે رَبِّ مُوْسٰى وَهَارُوْنَ (રબ્બિ મૂસા વ હારૂન) વધારીને પોતાની વાતને ફિરઔનના મુકાબલામાં સ્પષ્ટ કરી દીધી, કારણ કે તે મૂર્ખ તો પોતાને જ "રબ્બિલ આલમીન" કહેતો હતો. આથી "રબ્બિ મૂસા વ હારૂન" કહીને બતાવ્યું કે, અમે તારી ખુદાઈના માનનારા નથી.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૨૩ થી ૧૨૭)

قَالَ فِرْعَوْنُ اٰمَنْتُمْ بِهٖ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ۚ اِنَّ هٰذَا لَمَكْرٌ مَّكَرْتُمُوْهُ فِي الْمَدِيْنَةِ
لِتُخْرِجُوْا مِنْهَآ اَهْلَهَا ۚ فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿١٢٣﴾ لَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ
ثُمَّ لَاُصَلِّبَنَّكُمْ اَجْمَعِيْنَ ﴿١٢٤﴾ قَالُوْٓا اِنَّآ اِلٰى رَبِّنَا مُنْقَلِبُوْنَ ﴿١٢٥﴾ وَمَا تَنْقِمُ مِنَّآ

اِلَّاۤ اَنۡ اٰمَنَّا بِاٰيٰتِ رَبِّنَا لَمَّا جَآءَتۡنَا ؕ رَبَّنَاۤ اَفۡرِغۡ عَلَيۡنَا صَبۡرًا وَّتَوَفَّنَا مُسۡلِمِيۡنَ ﴿۱۲۶﴾

وَقَالَ الۡمَلَاُ مِنۡ قَوۡمِ فِرۡعَوۡنَ اَتَذَرُ مُوۡسٰى وَقَوۡمَهٗ لِيُفۡسِدُوۡا فِى الۡاَرۡضِ وَيَذَرَكَ

وَاٰلِهَتَكَ ؕ قَالَ سَنُقَتِّلُ اَبۡنَآءَهُمۡ وَنَسۡتَحۡىٖ نِسَآءَهُمۡ ۚ وَاِنَّا فَوۡقَهُمۡ قٰهِرُوۡنَ ﴿۱۲۷﴾

## તરજુમો :

*ફિરઔન બોલ્યો, શું તમે મારી પરવાનગીથી પહેલાં એના ઉપર ઈમાન લઈ આવ્યા ? ખરેખર, આ તો એક પ્રપંચ છે જે તમે સૌએ આ શહેરમાં રચ્યો જેથી આ શહેરથી તેના નિવાસીઓને કાઢી મૂકો, બસ હવે તમને (પરિણામની) જાણ થઈ જશે ! (૧૨૩) હું અવશ્ય તમારા હાથ અને બીજી બાજુના પગ કાપી નાંખીશ, પછી તમને સૌને સૂળી ઉપર ચઢાવી દઈશ. (૧૨૪) તેઓ બોલ્યા, અમારે તો અમારા પરવરદિગાર તરફ પાછા વળીને જવાનું જ છે. (૧૨૫) અને તને અમારાથી એ જ દુશ્મની છે કે અમે પોતાના રબ્બની નિશાનીઓને માની લીધી જ્યારે તે અમારા સુધી પહોંચી ? હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર સબ્રના મોઢાં ખોલી નાંખ અને અમને મુસલમાન (હોવાની હાલતમાં) મૃત્યુ આપ. (૧૨૬) અને ફિરઔનની કોમના સરદાર બોલ્યા, તું મુસા (અલૈ.) અને તેમની કોમને કેમ છોડી દે છે કે પ્રદેશમાં ફસાદ મચાવે અને તને અને તારી મૂર્તિઓને મોકૂફ કરી દે ? બોલ્યો, હવે આપણે તેમના દિકરાઓને મારી નાંખીશું અને તેમની ઓરતોને જીવતી રાખીશું અને આપણે તેમના ઉપર બળવાન છીએ. (૧૨૭)*

## તફસીર :

ફિરઔન (ખૂબ ગભરાયો કે, ક્યાંક એવું ન થાય કે મારી સમગ્ર રચ્યત મુસલમાન થઈ જાય તો એક મનઘડત વાત જાદૂગરોને) કહેવા લાગ્યો કે, હા ! તમે મૂસા (અલૈ.) ઉપર ઈમાન લાવ્યા છો તે પહેલાં કે હું તમને પરવાનગી આપું, બેશક ! (એવું પ્રતીત થાય છે કે) આ (જે કંઈ મુકાબલાના નામ ઉપર થયું છે) એક કાર્યવાહી હતી જેના ઉપર તમે અમલ કર્યો આ શહેરમાં (ગુપ્ત ષડયંત્ર રચ્યું કે તમે આ પ્રમાણે કરજો, હું આ પ્રમાણે કરીશ, પછી આ પ્રમાણે હાર-જીત

જાહેર કરજો અને આ કાર્યવાહીની મીલીભગત એટલા માટે કરી છે); જેથી તમે બધા (મળીને) આ શહેરમાંથી ત્યાંના નિવાસીઓને બહાર કાઢી મૂકો, (પછી આરામથી તમે બધા મળીને અહીંયાં રાજ કરો) બસ, (સારું છે) હવે તમને હકીકત જાણ થઈ જાય છે (અને તે એ કે), હું તમારા એક તરફના હાથ અને બીજી તરફના પગ કાપી નાંખીશ, પછી તમને બધાને સૂળી ઉપર લટકાવી દઈશ (જેથી અન્યોને બોધપાઠ મળે); તેમણે જવાબ આપ્યો કે (અમને કોઈ પરવા નથી) અમે મૃત્યુ પામીને (કોઈ ખરાબ ઠેકાણે નહીં પહોંચીએ બલકે) પોતાના માલિકની પાસે જ જઈશું (જ્યાં દરેક પ્રકારની રાહત છે, બસ તેમાં અમારું નુકસાન શું છે ?) અને તેં અમારામાં કઈ ખામી જોઈ છે (તેના ઉપર આટલો શોર–બકોર મચાવે છે) એના સિવાય કે અમે પોતાના પરવરદિગારના હુકમો ઉપર ઈમાન લઈ આવ્યા ? (બસ, એ તો કોઈ ખામીની વાત નથી, પછી ફિરઔનની વાતનો તેનો ઉપર વાંધો ઉઠાવીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગી કે) હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર સબ્ર ઠાલવી દે (કે જો તે સખ્તી કરે તો પણ અડગ રહીએ) અને અમારા પ્રાણ ઈસ્લામની હાલતમાં જ કબજે કર (કે તેની સખ્તીથી પરેશાન થઈને કોઈ વાત ઈમાન વિરુદ્ધ ન નીકળે) અને (જ્યારે હઝરત મૂસા અલૈ.નો આ મહાન મોઅ્જિઝો જાહેર થયો અને જાદૂગરો ઈમાન લઈ આવ્યા અને અમુક લોકો પણ હઝરત મૂસા અલૈ.ના તાબે'દાર બની ગયા તે સમયે) ફિરઔનની કોમના સરદારોએ (કે જેઓ રાજયના વહીવટદારો હતા તેમણે જોયું કે, અમુક માણસો મુસલમાન થઈ ચૂક્યા છે, તેમણે ફિરઔનને) કહ્યું કે, તમે (હઝરત) મૂસા (અલૈ.)ને અને તેની કોમ (અને તેમના તાબે'દારો)ને એમ જ (સદંતર મુક્ત તથા સ્વતંત્ર) રહેવા દેશો કે તેઓ દેશમાં ફસાદ મચાવતા ફરે ? (એટલે કે મૂસા અલૈ.) તમને અને તમારા (નક્કી કરેલા) મઅ્બૂદોને છોડી આપે? (એટલે કે, તેના ઈબાદતપાત્ર હોવાના ઈન્કારી રહે અને મૂસા અલૈ.ની સાથે–સાથે તેની કોમ પણ આ પ્રમાણેની જ માન્યતા ધરાવતી થઈ જાય, માટે તમે તેની પણ કંઈ વ્યવસ્થા કરો.) ફિરઔને કહ્યું કે, (મને એ વ્યવસ્થા યોગ્ય જણાય છે કે) આપણે પણ તે લોકોના પુત્રોને કતલ કરવાનું શરૂ કરી આપીએ (જેથી તેમનું બળ વધવા ન પામે) અને (કારણ કે, સ્ત્રીઓની સંખ્યા વધવાથી કોઈ ભય નથી, વળી સ્ત્રીઓ આપણને પોતાના સેવાના કાર્યોમાં કામ લાગશે

એટલા માટે) સ્ત્રીઓને જીવતી રહેવા દઈશું અને આપણે દરેક રીતે તેમના ઉપર શક્તિ (કાબૂ) ધરાવીએ છીએ (એટલા માટે આ પ્રમાણેની વ્યવસ્થા કરવામાં કોઈ મુશ્કેલી નહીં પડે).

## મસ્અલા અને બોધપાઠ :

આથી અગાઉની આયતોમાં ઉલ્લેખ હતો કે, ફિરઔને પોતાની કોમના સરદારોના સલાહ–સૂચનથી હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલા માટે જે જાદૂગરોને સમગ્ર દેશમાંથી ભેગા કર્યા હતા, તે મુકાબલાના મેદાનમાં હારી ગયા અને ફક્ત એટલું જ નહીં કે તેમણે હાર માની લીધી બલકે, હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન પણ લઈ આવ્યા.

ઐતિહાસિક રિવાયતોમાં છે કે જાદૂગરોના સરદાર મુસલમાન થઈ ગયા તો તેમને જોઈને ફિરઔનની કોમના માણસો પણ હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યા અને તેની જાહેરાત પણ કરી દીધી.

આ મુકાબલા અને મુનાજરા (સંવાદ) પહેલાં તો ફક્ત બે જ વ્યક્તિ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.) ફિરઔનના વિરોધી હતા અને તે સમયે સૌથી મોટા જાદૂગરો જેઓ કોમની સત્તાના માલિક હતા અને તેમની સાથે છ લાખ સામાન્ય લોકો મુસલમાન થઈને એક ઘણી મોટી શક્તિ ફિરઔનના મુકાબલામાં ઊભી થઈ ગઈ.

એ સમયે ફિરઔનની મુશ્કેલી અને તેની ચિંતા અસ્થાને ન હતી પરંતુ તેને છુપાવીને તેણે એક ચાલાક અને હોશિયાર રાજકરણીની જેમ પ્રથમ તો જાદૂગરો ઉપર બળવાખોરીનો એ આક્ષેપ લગાવ્યો કે તમે હઝરત મૂસા (અલૈ.)ની સાથે મળીને ગુપ્ત ષડયંત્રો રચીને આ કાર્ય પોતાના દેશ અને દેશવાસીઓને નુકસાન પહોંચાડવા માટે કર્યું છે. اِنَّ هٰذَا لَمَكْرٌ مَّكَرْتُمُوْهُ فِى الْمَدِيْنَةِ એટલે કે, ''આ એક ષડયંત્ર છે જે તમે મુકાબલાના મેદાનમાં આવતા પહેલાં શહેરની અંદર પરસ્પર રચી રાખ્યું હતું'' અને પછી જાદૂગરોને સંબોધીને કહ્યું કે, اٰمَنْتُمْ بِهٖ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ એટલે કે, ''શું તમે મારી પરવાનગી વિના જ ઈમાન સ્વીકારી લીધું ?'' આ નકારાત્મક ઉચ્ચારણ ચેતવણી સ્વરૂપે હતું અને પોતાની પરવાનગી પહેલાં ઈમાન લાવવાનું વર્ણન કરીને લોકોને એ વિશ્વાસ અપાવવાનો પ્રયત્ન કર્યો કે, હું

પણ પોતે એવું જ ઇચ્છતો હતો કે, જો હઝરત મૂસા (અલૈ.) સત્ય ઉપર હોવાનું સ્પષ્ટ અને સાબિત થઈ જાય તો અમે પણ તેમની વાતો માની લઈએ અને લોકોને પણ પરવાનગી આપીએ કે તેઓ મુસલમાન થઈ જાય, પરંતુ તમે લોકોએ ઉતાવળ કરી અને વાસ્તવિકતાને વિના વિચાર્યે, વિના સમજ્યે એક ષડયંત્રના શિકાર બની ગયા.

આ ચાલાકીથી એક બાજુ તો લોકો સામે હઝરત મૂસા (અલૈ.)ના મોઅ્જિઝા અને જાદૂગરોના ઇસ્લામ સ્વીકારને એક ષડયંત્ર અને પ્રપંચ ઠરાવીને તેમને એ જ જૂની–પુરાણી ગુમરાહીમાં સંડોવાયેલા રાખવાની વ્યવસ્થા કરવા લાગ્યો અને બીજી બાજુ રાજકીય ચાલાકી એ કરી કે, હઝરત મૂસા (અલૈ.)ના અમલ અને જાદૂગરોનો ઇસ્લામ સ્વીકાર કે જે ફક્ત ફિરઔનની ગુમરાહીને છતી કરવા માટે હતું, કૌમ અને સામાન્ય જનતાને તેની સાથે કોઈ સંબંધ ન હતો, તેણે આ બાબતને દેશના નિવાસીઓ વિરુદ્ધ રાજકીય સમસ્યા બનાવવા માટે કહ્યું, لِتُخْرِجُوْا مِنْهَآ اَهْلَهَا એટલે કે, "તમે લોકોએ આ પ્રપંચ એટલા માટે રચ્યો છે કે, તમે ઇચ્છો છો કે મિસ્ર દેશ ઉપર તમે વિજય પ્રાપ્ત કરી લો અને અહીંયાંના નિવાસીઓને બહાર કાઢી મૂકો." આ ચાલાકી કર્યા પછી તે સૌના ઉપર પોતાની ધાક અને હુકૂમતનો રુઆબ તથા ભય જમાવવા માટે જાદૂગરોને ધમકાવવા માંડ્યો. પ્રથમ તો સંદિગ્ધ (અસ્પષ્ટ) રીતે કહ્યું, فَسَوْفَ تَعْلَمُوْنَ એટલે કે, "તમે હવે જોઈ લેશો કે તમારા આ ષડયંત્રનું શું પરિણામ આવે છે ?" ત્યારબાદ તેને સ્પષ્ટ કરીને કહ્યું, لَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ ثُمَّ لَاُصَلِّبَنَّكُمْ اَجْمَعِيْنَ એટલે કે, "હું તમારા બધાના વિરોધી દિશાના હાથ અને પગ કાપીને તમને બધાને શૂળી ઉપર ચઢાવી દઈશ." વિરોધી દિશામાં હાથ–પગ કાપવાનો અર્થ એ છે કે, જમણો હાથ અને ડાબો પગ, જેનાથી માણસના શરીરની બંને બાજુઓ અપંગ થઈ જાય તથા શરીરનું સંતુલન ન રહે અને તે બેકાર થઈ જાય.

ફિરઔને પોતાની આ નામોશી અને બદ્હાલી ઉપર કાબૂ પ્રાપ્ત કરવા અને તેના દરબારીઓ તથા સામાન્ય જનતાને કાબૂમાં રાખવાની ભરપૂર યુક્તિ–પ્રયુક્તિઓ કરી હતી અને તેની અત્યાચારયુક્ત સજાઓ પ્રથમથી જ મશ્હૂર હતી તથા લોકોના દિલોમાં ધાક બેસાડવા માટે અને તેમને હચમચાવી મૂકવા માટે પૂરતી હતી.

પરંતુ ઈસ્લામ અને ઈમાન એક એવી જબરદસ્ત શક્તિ છે કે, જ્યારે તે કોઈના દિલમાં ઘર કરી લે છે તો સમગ્ર દુનિયા અને તેના બધા સ્ત્રોતો અને માધ્યમોનો મુકાબલો કરવા માટે વ્યક્તિ તૈયાર થઈ જાય છે.

આ જાદૂગરો આ જવાબ આપવાના અમુક કલાકો પહેલાં ફિરઔનને પોતાનો ખુદા સમજતા હતા અને એ જ ગુમરાહી માટે લોકોને પ્રોત્સાહિત કરતા હતા, અમુક મિનિટોમાં ઈસ્લામનો કલિમો પઢતાની સાથે જ તેમનામાં એવી કઈ વસ્તુ પેદા થઈ ગઈ હતી કે, જે ફિરઔનની બધી ધમકીઓના જવાબમાં કહે છે, اِنَّـآ اِلٰى رَبِّـنَـا مُنۡقَلِبُوۡنَ એટલે કે, "જો તું અમને કતલ કરી નાંખીશ તો કંઈ વાંધો નથી, અમે પોતાના પરવરદિગાર પાસે ચાલ્યા જઈશું જ્યાં અમને દરેક પ્રકારની રાહત મળશે." જાદૂગરો કારણ કે, ફિરઔનના અત્યાચાર અને તેના જુલમો–સિતમથી અજાણ ન હતા, એટલા માટે એવું ન કહ્યું કે, અમે તારા કાબૂમાં નહીં આવીએ અથવા અમે મુકાબલો કરીશું, બલકે તેની ધમકીને સાચી માનીને એ જવાબ આપ્યો કે, જો અમે માન્યું તો અમને દરેક પ્રકારની સજા આપવા માટે તું દુનિયામાં કાબૂ ધરાવે છે, પરંતુ અમે ઈમાન લાવ્યા પછી દુનિયાની જિંદગીને કોઈ વસ્તુ સમજતા જ નથી, દુનિયા પસાર થઈ જશે તો આ જીવનથી બહેતર જીવન મળશે અને પોતાના પરવરદિગારની મુલાકાત નસીબ થશે અને એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે, આ જિંદગીમાં જે તારું દિલ ઈચ્છે કરી લે, અંતે અમે અને તું બધા જ પરવરદિગારે આલમની સામે રજૂ થવાના છે અને તે જાલિમો પાસેથી મજલૂમો વતી બદલો લેશે અને તે સમયે તારા પોતાના અમલોનું પરિણામ તારી સામે આવી જશે. એટલા માટે એક બીજી આયતમાં આ મોકા ઉપર તે જાદૂગરોના આ શબ્દો વર્ણન થયા છે. فَاقۡضِ مَاۤ اَنۡتَ قَاضٍ اِنَّمَا تَقۡضِىۡ هٰذِهِ الۡـحَيٰوةَ الدُّنۡيَا (૭૨ : ૨૦) એટલે કે, જે તારું મન ચાહે અમારા વિશે હુકમ આપી દે, બસ એટલું જ તો છે કે તારો હુકમ અમારી દુનિયવી જિંદગી ઉપર ચાલી શકે છે અને તારા ક્રોધના પરિણામે તે જિંદગી સમાપ્ત થઈ શકે છે, પરંતુ ઈમાન લાવ્યા પછી અમારી દષ્ટિમાં આ દુનિયવી જિંદગીનું એ મહત્ત્વ બાકી નથી રહ્યું જે ઈમાન લાવતા પહેલાં હતું. કારણ કે, અમને જાણ થઈ ગઈ છે કે આ જીવનની રાહત અને તકલીફ બધું પસાર થઈ જવાનું છે, ચિંતા તે જીવનની કરવી જોઈએ જેના પછી મોત આવવાનું નથી અને જેની રાહત કાયમી છે અને તકલીફ પણ !

વિચાર કરવાની તક છે કે, જે લોકો જેઓ ગઈકાલ સુધી સૌથી ખરાબ કુફ્રમાં સંડોવાયેલા હતા કે, ફિરઔન જેવા વાહિયાત વ્યક્તિને ખુદા માનતા હતા. અલ્લાહ તઆલાની શા'ન અને શ્રેષ્ઠતાથી બિલકુલ અજાણ હતા, તેમનામાં એકી સાથે એવી ક્રાંતિ કઈ રીતે આવી ગઈ કે હવે અગાઉના બધા અકીદાઓ અને અમલોથી તવબહ કરીને સત્ય દીન ઉપર એટલા પરિપક્વ બની ગયા કે તે દીન માટે જીવ સુદ્ધાં આપવા માટે તૈયાર નજરે પડે છે અને દુનિયાથી સીધાવી જવાનું એટલા માટે પસંદ કરે છે કે તેઓ પોતાના પરવરદિગારની પાસે ચાલ્યા જાય.

અને ફક્ત એટલું જ નહીં કે, ઈમાનની શક્તિ અને જિહાદ ફી સબીલિલ્લાહ (અલ્લાહના માર્ગમાં પવિત્ર યુદ્ધ)ની હિંમત તેમનામાં ઉત્પન્ન થઈ ગઈ હતી, બલકે જાણ થાય છે કે વાસ્તવિક જ્ઞાન અને મઅ્રિફત (અલ્લાહના પરિચય)ના દ્વાર તેમના ઉપર ખુલી ગયા હતા. એ જ કારણ છે કે, ફિરઔનના મુકાબલામાં તેમણે આવી હિંમતયુક્ત વર્ણન કરવાની શક્તિ સાથે આ દુઆ પણ કરી.

رَبَّنَآ اَفۡرِغۡ عَلَيۡنَا صَبۡرًا وَّتَوَفَّنَا مُسۡلِمِيۡنَ

*"હે અમારા પાલનહાર ! અમને સંપૂર્ણ ધૈર્ય (સબ્ર) અર્પણ કર અને મુસલમાન હોવાની હાલતમાં જ અમને મોત આપ."*

એમાં ઈશારો તે મઅ્રિફત તરફ છે કે, જો અલ્લાહ તઆલા ન ચાહે તો મનુષ્યના ઈરાદા અથવા હિંમત કંઈ જ કામ લાગતું નથી, એટલા માટે તેની પાસે જ મક્કમ અને કાયમ રહેવાથી દુઆ માંગવી જોઈએ અને આ દુઆ જે સત્યના પરિચયનું પરિણામ અને તેનું કારણ છે તથા દરેક પ્રકારની સમસ્યાઓનો શ્રેષ્ઠ હલ હોવાનું માધ્યમ પણ છે, જે હાલતમાં આ લોકો તે સમયે હતા તે પરિસ્થિતિ જ એ પ્રમાણે હતી. કારણ કે, ધૈર્ય અને મક્કમ નિર્ણય તથા અડગ રહેવું આ જ તે વસ્તુઓ છે જે મનુષ્યને પોતાના હરીફના મુકાબલામાં સફળ બનાવવાનું સૌથી મોટું માધ્યમ છે.

બીજા વિશ્વયુદ્ધના કારણો અને પરિણામો ઉપર વિચાર કરનાર કમિશનોએ પોતાના રિપોર્ટમાં લખ્યું હતું કે, મુસલમાનો કે જેઓ અલ્લાહ અને આખિરત ઉપર ઈમાન ધરાવે છે, આ જ તે કોમ છે જે યુદ્ધના મેદાનમાં સૌથી વધુ

બહાદુર તથા મુસીબતો અને આફતો ઉપર સબ્ર કરવા (ધીરજ ધરવા)માં સૌથી અગ્રેસર છે.

એ જ કારણ છે કે, તે સમયે જર્મન કોમ પોતાની યુદ્ધકળા અને શસ્ત્રકળામાં વિશ્વમાં સૌથી વધુ નિષ્ણાત હતી, તેઓ એ બાબતની તાકીદ કરતા હતા કે, ફૌજમાં પોતાના ધર્મ પ્રમાણે ધાર્મિક વૃત્તિ તથા મૃત્યુ પછી સજીવન થવાનો ડર પેદા કરવાનો પ્રયત્ન કરવામાં આવે. કારણ કે, તેનાથી તે શક્તિ પ્રાપ્ત થાય છે જે અન્ય કોઈ વસ્તુથી પ્રાપ્ત થઈ શકતી નથી. *(તફસીરે મિનાર)*

**જાદૂગરોની ઈમાની ક્રાંતિ હઝરત મૂસા (અલૈ.)ના "મોઅ્જિઝએ અસા" અને "યદે બય્દા"ના મોઅ્જિઝા કરતાં મોટી હતી :**

અફસોસ છે કે, આજે મુસલમાનો અને મુસ્લિમ હુકૂમતો પોતાને શક્તિશાળી બનાવવા માટે દરેક પ્રકારની યુક્તિઓ અપનાવે છે, પરંતુ તેઓ ગુણને ભૂલાવી બેઠા છે જે શક્તિ અને એકતાનો આત્મા છે. ફિરઔનના જાદૂગરોએ પણ પ્રથમ તબક્કામાં જ એ બાબત સમજી લીધી હતી અને સમગ્ર જિંદગી અલ્લાહના ઈન્કારી તથા તેનાથી બેખબર કાફિરો પણ પળવારમાં ન જ ફક્ત મુસલમાન થઈ ગયા બલકે, એક સંપૂર્ણ "આરિફ" (અલ્લાહનો પરિચય અને મઅ્રિફત પ્રાપ્ત કરનાર), "મુજાહિદ" અને "ગાઝી" બની ગયા અને આ મોઅ્જિઝો હઝરત મૂસા (અલૈ.)ના અશા અને ચળકતા હાથના મોઅ્જિઝા કરતા કંઈ ઓછો ન હતો.

**ફિરઔન ઉપર હઝરત મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)ના ડરનો પ્રભાવ :**

ફિરઔનની ચાલાકી અને રાજકીય ચાલબાજીએ તેની અજ્ઞાન કોમને તેની સાથે જૂની ગુમરાહીમાં રચ્યા-પચ્યા રહેવાનો કંઈક તો સામાન પૂરો પાડ્યો, પરંતુ આ આશ્ચર્યજનક ઘટના એટલા માટે હેરતઅંગેજ હતી કે, ફિરઔનના ક્રોધનું સમગ્ર જોર જાદૂગરો ઉપર આવીને સમાપ્ત થઈ ગયું. હઝરત મૂસા (અલૈ.) કે જેઓ મુખ્ય વિરોધી હતા તેમના વિશે ફિરઔનના મુખેથી કંઈ જ ન નીકળ્યું, એટલા માટે તેના સરદારોને કહેવું પડ્યું,

اَتَذَرُ مُوْسٰى وَقَوْمَهٗ لِيُفْسِدُوْا فِى الْاَرْضِ وَيَذَرَكَ وَاٰلِهَتَكَ એટલે કે, "શું

તમે (હઝરત) મૂસા (અલૈ.) અને તેની કોમને એમ જ છોડી દેશો કે તેઓ તમને અને તમારા મઅ્બૂદોને છોડીને આપણા પ્રદેશમાં ફસાદ મચાવતા ફરે ?"

આથી મજબૂર થઈને ફિરઔનને કહેવું પડ્યું, سَنُقَتِّلُ اَبْنَآءَ هُمْ وَنَسْتَحْيٖ نِسَآءَ هُمْ وَاِنَّا فَوْقَهُمْ قَاهِرُوْنَ એટલે કે, તેમનો મા'મલો અમારા માટે ચિંતાનો વિષય નથી. અમે તેમના માટે એ કામ કરીશું કે, તેમનામાં જે સંતાન પુત્ર પેદા થશે તેને કતલ કરી નાંખીશું અને ફક્ત પુત્રીઓને જીવતી છોડી દઈશું, જેનું પરિણામ અમુક મુદતમાં એ આવશે કે, તેની કોમમાં પુરુષો ખાલી થઈને ફક્ત સ્ત્રીઓ રહી જશે, જે અમારી સેવા કરવા માટે દાસી બનાવવાના કામ લાગશે અને અમે તો એ સૌના ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવીએ છીએ, જે ઈચ્છીએ તે કરીએ, તેઓ આપણું કંઈ જ બગાડી શકવાના નથી.

વિવરણકાર ઉલમાએ ફરમાવ્યું કે, કોમના આ પ્રકારે હચમચાવી નાંખવા ઉપર પણ ફિરઔને એ તો કહ્યું કે, અમે બની ઈસ્રાઈલના પુત્રોની હત્યા કરી નાંખીશું પરંતુ હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.) વિશે તે સમયે પણ તેની જીભ ઉપર કોઈ વાત ન આવી. કારણ એ છે કે, આ મોઅ્જિઝા અને ઘટનાએ ફિરઔનના હૃદય અને દિમાગ ઉપર હઝરત મૂસા (અલૈ.)ની સખત ધાક જમાવી દીધી હતી.

હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર (રદિ.) ફરમાવે છે કે, "ફિરઔનની હાલત એવી થઈ ગઈ હતી કે જ્યારે હઝરત મૂસા (અલૈ.)ને જોતો તો તેને પેશાબ થઈ જતો હતો" અને એ બિલકુલ સાચું છે, સાચી ધાક અને ડરની હાલતમાં આવી જ પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે.

ہیبتِ حق است ایں از خلق نیست

આ અલ્લાહ તઆલાનો દબદબો છે મખ્લૂકનો ઉપજાવેલો નથી.

અને મવલાના રૂમી ફરમાવે છે,

ہر کہ ترسید از حق و تقوٰی گزید ترسد از وے جنّ و انس و ہر کہ دید

જે અલ્લાહ તઆલાથી જ ડરે અને તકવો અપનાવે એનાથી જિન્નાત, ઈન્સાન દરેક આંખવાળો ડર રાખે છે.

એટલે કે જેઓ અલ્લાહથી ડરે છે સમગ્ર મખ્લૂક તેમનાથી ડરવા લાગે છે.

આ સ્થળે ફિરઔની કોમે જે એવું કહ્યું કે, હઝરત મૂસા (અલૈ.) તમને અને તમારા મઅ્બૂદોને છોડીને ફસાદ મચાવતા ફરશે, તેનાથી જાણ થાય છે કે ફિરઔન પોતે પોતાની કોમ સામે ખુદાઈનો દાવે'દાર હતો અને اَنَا رَبُّكُمُ الْاَعْلٰى કહેતો હતો પરંતુ પોતે મૂર્તિઓનો પૂજાપાઠ કર્યા કરતો હતો.

અને બની ઈસ્રાઈલને કમજોર કરવા માટે એવો અત્યાચારયુક્ત કાયદો કે જે બાળક પુત્ર જન્મે તેને કતલ કરી નાંખવામાં આવે, તે હવે પુનઃ લાગુ પાડવામાં આવ્યો. આ અગાઉ હઝરત મૂસા (અલૈ.)ના જન્મ અગાઉ આવો કાયદો લાગુ પાડવામાં આવી ચૂક્યો હતો, જે નિષ્ફળ થવાની સાબિતી તે સમય સુધી જોવા મળી રહી હતી. પરંતુ જ્યારે અલ્લાહ તઆલા કોઈ કોમને અપમાનિત કરવા ઈચ્છે છે તો તેની બધી યુક્તિઓ ઠામની ઠામ જ રહી જાય છે જે પરિણામે તેમના માટે જ તબાહી અને બરબાદીનો સામાન પેદા કરી આપે છે. એટલા માટે આગળ જાણ થશે કે, ફિરઔનના આ અત્યાચાર અને જુલમનું પરિણામ તેને અને તેની કોમને લઈને ડૂબ્યું.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૨૮ થી ૧૩૨)

قَالَ مُوْسٰى لِقَوْمِهِ اسْتَعِيْنُوْا بِاللّٰهِ وَاصْبِرُوْا ۚ اِنَّ الْاَرْضَ لِلّٰهِ ۙ يُوْرِثُهَا مَنْ يَّشَآءُ مِنْ
عِبَادِهٖ ؕ وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ ﴿١٢٨﴾ قَالُوْٓا اُوْذِيْنَا مِنْ قَبْلِ اَنْ تَاْتِيَنَا وَمِنْۢ بَعْدِ مَا جِئْتَنَا ؕ
قَالَ عَسٰى رَبُّكُمْ اَنْ يُّهْلِكَ عَدُوَّكُمْ وَيَسْتَخْلِفَكُمْ فِى الْاَرْضِ فَيَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ ﴿١٢٩﴾ ع
وَلَقَدْ اَخَذْنَآ اٰلَ فِرْعَوْنَ بِالسِّنِيْنَ وَنَقْصٍ مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿١٣٠﴾
فَاِذَا جَآءَتْهُمُ الْحَسَنَةُ قَالُوْا لَنَا هٰذِهٖ ۚ وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ يَّطَّيَّرُوْا بِمُوْسٰى
وَمَنْ مَّعَهٗ ؕ اَلَآ اِنَّمَا طٰٓئِرُهُمْ عِنْدَ اللّٰهِ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٣١﴾ وَقَالُوْا مَهْمَا تَاْتِنَا
بِهٖ مِنْ اٰيَةٍ لِّتَسْحَرَنَا بِهَا ۙ فَمَا نَحْنُ لَكَ بِمُؤْمِنِيْنَ ﴿١٣٢﴾

**તરજુમો :**

*મુસા (અલૈ.)એ પોતાની કોમને કહ્યું, અલ્લાહ પાસે મદદ માંગો અને સબ્ર*

*કરો, બેશક ! જમીન અલ્લાહની છે, જેને તે પોતાના બંદાઓમાં ઈચ્છે એનો વારિસ કરી દે અને અંતે ડરનારાઓ (મુત્તકીઓ) માટે ભલાઈ છે. (૧૨૮) તેઓ બોલ્યા, અમારા ઉપર તકલીફો રહી તમારા આવવાથી પહેલાં અને તમારા આવ્યા પછી; કહ્યું, નિકટ છે કે તમારો પરવરદિગાર તમારા દુશ્મનને હલાક કરી દે અને તમને પ્રદેશમાં ખલીફા બનાવી દે, પછી જુએ તમે કેવા કામ કરો છો. (૧૨૯) અને અમે ફિરઔનવાળાઓને દુષ્કાળમાં પકડી લીધા અને ફળોના નુકસાનમાં જેથી તેઓ નસીહત માને. (૧૩૦) પછી જ્યારે તેમને ભલાઈ પહોંચી, કહેવા લાગ્યા; આ અમારા લાયક છે અને જો બુરાઈ પહોંચી તો મૂસા (અલૈ.)ની અને તેમની સાથેવાળાઓની નહૂસત બતાવતા, સાંભળી લો ! તેમની નહૂસત તો અલ્લાહની પાસે છે પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૧૩૧) અને કહેવા લાગ્યા, જે કંઈ તું અમારી પાસે નિશાની લાવીશ કે અમારા ઉપર તેના કારણે જાદૂ કરે, બસ અમે કદાપિ તારા ઉપર ઈમાન લાવીશું નહીં. (૧૩૨)*

## તફસીર :

(આ મજલિસની વાતચીતની ખબર બની ઈસ્રાઈલને પહોંચી તો ખૂબ ગભરાઈ ગયા અને હઝરત મૂસા અલૈ.ને હલ શોધવાનું કહેવા લાગ્યા ત્યારે હઝરત) મૂસા (અલૈ.)એ પોતાની કોમને કહ્યું કે, અલ્લાહની મદદ માંગો અને સબ્ર કરો (ગભરાશો નહીં), આ પૃથ્વી અલ્લાહની છે, જેને ઈચ્છે માલિક (અને શાસક) બનાવે પોતાના બંદાઓમાંથી (બસ, અમુક દિવસ માટે ફિરઔનને એવી માલિકી આપી દીધી છે) અને અંતિમ સફળતા તેમની જ થાય છે જેઓ અલ્લાહ તઆલાથી ડરે છે, (બસ તમે ઈમાન અને તકવા ઉપર કાયમ રહો ઈન્શાઅલ્લાહ! આ સલ્તનત તમને જ મળી જશે, થોડા દિવસ રાહ જોવાની આવશ્યકતા છે) કોમના લોકો (ભય, અફસોસ અને બીકના માર્યા કે જેમાં સ્વાભાવિક પરિણામ ફરિયાદ અને શિકાયત હોય છે) કહેવા લાગ્યા કે, (હે મૂસા અલૈ. !) અમે તો હંમેશા મુસીબતમાં જ રહ્યા, તમારા આગમન પહેલાં પણ (કે ફિરઔન અમારા ઉપર અત્યાચાર આચરતો હતો અને લાંબા સમય સુધી અમારા પુત્રોની હત્યા કરતો રહ્યો) અને તમારા આગમન પછી પણ (કે જાત–જાતની પીડા અને ત્રાસ આપવામાં આવી રહ્યો હતો, એટલે સુધી કે હવે ફરી અવલાદને કતલ કરવાની

યોજના બનાવવામાં આવી રહી છે); મૂસા (અલૈ.)એ ફરમાવ્યું, (ગભરાશો નહીં) ઘણો જ જલદી અલ્લાહ તઆલા તમારા દુશ્મનનો સત્યાનાશ કરી નાંખશે અને તેમના બદલે તમને આ પૃથ્વીના સત્તાધિકારી બનાવી આપશે, પછી તમારી વર્તણૂક જોશે (કે તમે શુક્ર અને કદ્ર કરો છો તથા આજ્ઞાપાલન કરો છો કે ગફલત અને ગુનાહ આચરો છો ? તેમાં આજ્ઞાપાલનની પ્રેરણા આપવામાં આવી છે અને ગુનાહો ઉપર ચેતવણી અને ધમકી આપવામાં આવી છે) અને (જ્યારે ફિરઔન અને તેના અનુયાયીઓએ ઈન્કાર અને વિરોધ માટે કમર કસી લીધી તો) અમે ફિરઔનવાળાઓને (ફિરઔન સહિત) દુષ્કાળ અને ફળોના નુકસાન (ઓછા ઉત્પાદનની સજા)માં સપડાવી દીધા જેથી તેઓ (સત્ય વાતને) સમજી જાય (અને સમજીને સ્વીકાર કરી લે), બસ (તેઓ આમ છતાં પણ ન સમજ્યા, બલકે પરિસ્થિતિ એ હતી કે) જ્યારે તેમના ઉપર સારી પરિસ્થિતિ (એટલે કે સારી પેદાવાર) આવતી તો કહેતા કે આ તો અમારા માટે જ હોવું જોઈતું હતું (એટલે કે અમે સારા અને નસીબદાર છે અને આ અમારા સારા હોવાની જ અસર છે, તેઓ એવું કરતા ન હતા કે તેને અલ્લાહની નેઅ્મત સમજીને તેનો શુક્ર અદા કરે અને તેનું આજ્ઞાપાલન અપનાવે) અને જો તેમને કોઈ નુકસાન (જેમકે દુષ્કાળ તથા ઓછું ઉત્પાદન) થતું તો મૂસા (અલૈ.) અને તેમના સાથીઓની નહૂસત બતાવતા (કે આવું તેમની નહૂસતના કારણે થયું, તેમણે એવું ન વિચાર્યું કે આ પોતાના ખરાબ આચરણ તથા કુફ્ર અને જૂઠાડવાની સજા સ્વરૂપે છે અને એવું સમજીને આજ્ઞાપાલક બની જવા જોઈતા હતા, કારણ કે આ બધા તેમના જ દુષ્કૃત્યોનું પરિણામ હતું, જેમકે ઈરશાદ છે) યાદ રાખો કે, તેમની (આ) નહૂસત(નું કારણ) અલ્લાહની જાણમાં છે, (એટલે કે તેમના કુફ્રિય્યહ અમલો તો અલ્લાહને ખબર જ છે કે આ તેમના જ અમલોની નહૂસત અને તેની સજા છે) પરંતુ (પોતાની બદ્તમીઝીના કારણે) તેમનામાં ઘણા લોકો (તેને) જાણતા ન હતા અને (ઉપરથી) એવું કહેતા હતા (કે ભલે) કોઈપણ આશ્ચર્યકારક બાબત અમારી સામે લાવ કે તેના દ્વારા અમારા ઉપર જાદૂ ચલાવ તો પણ અમે તમારી વાત કદાપિ માનીશું નહીં.

## મસ્અલા અને બોધપાઠ :

ફિરઔને હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલામાં હાર ખાધા પછી બની

ઈસ્રાઈલ ઉપર એ રીતે પોતાનો ગુસ્સો ઉતાર્યો કે, તેમના પુત્રોને કતલ કરીને માત્ર સ્ત્રીઓને બાકી રાખવાનો કાયદો બનાવી લીધો, આથી બની ઈસ્રાઈલ ગભરાઈ ગયા. કારણ કે, હઝરત મૂસા (અલૈ.)ના જન્મ પહેલાં જે જુલમ ફિરઔને તેમના ઉપર આચર્યો હતો તે ફરીવાર આવી ગયો અને હઝરત મૂસા (અલૈ.)ને પણ તેની અનુભૂતિ થવા લાગી તો પયગમ્બર તરીકેની લાગણી, મહોબ્બત અને હિકમત પ્રમાણે આ બલાથી છુટકારો પ્રાપ્ત કરવા માટે તેમણે બે વસ્તુઓની તાકીદ કરી. એક, દુશ્મનના મુકાબલામાં અલ્લાહ તઆલા પાસે મદદ માંગો અને બીજું, જ્યાં સુધી પરિસ્થિતિમાં કોઈ પરિવર્તન ન આવે ત્યાં સુધી સબ્ર અને હિંમતથી કામ લો અને એ પણ બતાવી આપ્યું કે, આ બે વસ્તુઓ ઉપર અમલ કરશો તો આ પ્રદેશ તમારો જ છે, અંતે તમે જ વિજયી થશો. આ જ પ્રથમ આયતનો વિષય છે, જેમાં ફરમાવ્યું, اِسْتَعِيْنُوْا بِاللّٰهِ وَاصْبِرُوْا એટલે કે, “અલ્લાહથી મદદ માંગો અને સબ્ર કરો.” ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યું, اِنَّ الْاَرْضَ لِلّٰهِ يُوْرِثُهَا مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ એટલે કે, “સમગ્ર પૃથ્વી અલ્લાહની છે, તે જેને ઇચ્છે પોતાની જમીનનો વારસ અને માલિક બનાવે છે અને એ વાત નક્કી છે કે, અંતે સફળતા મુત્તકી પરહેઝગારોને જ પ્રાપ્ત થાય છે.” તેમાં ઈશારો એ વાત તરફ છે કે, જો તમે અલ્લાહનો ડર અપનાવશો, જેની રીતભાતનો ઉપર ઉલ્લેખ થયો છે કે અલ્લાહ પાસે મદદ માંગવી અને સબ્ર તથા ધીરજ ધરવી તો પરિણામે તમે જ મિસ્રના માલિક અને કબજેદાર થઈ જશો.

## મુશ્કેલીઓ અને ત્રાસથી છુટકારાનો અકતસીર ઉપાય :

હઝરત મૂસા (અલૈ.)એ બની ઈસ્રાઈલને જે હિકમતયુક્ત ઉપાય દુશ્મનો ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે સૂચવ્યો હતો, જો વિચાર કરવામાં આવે તો આ જ ઉપાય અકસીર છે, જે ક્યારેય ખોટો સાબિત થતો નથી, એના પછી સફળતા નિશ્ચિત હોય છે. આ ઉપાયનો પ્રથમ વિભાગ اِسْتِعَانَتْ بِاللّٰهُ (ઈસ્તિઆનત્ બિલ્લાહ) "અલ્લાહની મદદ માંગવી" છે, જે પ્રસ્તુત ઉપાયનો આત્મા છે. કારણ એ છે કે, સૃષ્ટિનો સર્જનહાર કે જેની મદદનો સાથ હોય તો સમગ્ર સૃષ્ટિનું વલણ તેની મદદ તરફ ફરી જાય છે, કારણ કે સમગ્ર સૃષ્ટિ તેની તાબે'દાર અને ફરમાંબરદાર છે.

خاک وباد وآب وآتش بندہ اند    بامن وتو مردہ باحق زندہ اند

માટી, હવા, પાણી અને આગ એ અલ્લાહના બંદા છે,

આપણી સામે તો મૃત સમાન હોય છે, પરંતુ અલ્લાહની સામે તો તે જીવંત છે.

હદીષમાં છે કે, "જ્યારે અલ્લાહ તઆલા કોઈ કામનો ઈરાદો કરે છે તો તેનો સામાન પણ આપમેળે જ તૈયાર થતો ચાલ્યો જાય છે." એટલા માટે દુશ્મનોના મુકાબલામાં કોઈ મોટામાં મોટી શક્તિ મનુષ્ય માટે એટલી કામ નથી લાગી શકતી જેટલી અલ્લાહ તઆલાની મદદ માંગવી કામ લાગે છે. શરત માત્ર એટલી જ છે કે મદદની માંગણી સાચી હોય, ફક્ત જીભથી અમુક વાક્યો બોલવામાં ન આવતા હોય.

આ નુસ્ખાનો બીજો વિભાગ صَبۡـر (સબ્ર) છે. સબ્રનો અર્થ મૂળ શબ્દાર્થના આધારે "પ્રતિકૂળ પરિસ્થિતિઓ ઉપર મક્કમ રહેવું અને નફ્સ (મનેચ્છાઓ)ને કાબૂમાં રાખવો." કોઈ મુસીબત ઉપર સબ્ર કરવાને પણ એટલા માટે સબ્ર કહેવામાં આવે છે કે તેમાં રડવા–કકળવા અને છાતી કૂટવાની સ્વાભાવિક લાગણી દબાઈ જાય છે.

દરેક અનુભવી બુદ્ધિશાળી જાણે છે કે, દુનિયામાં દરેક મહાન હેતુ માટે ઘણી બધી પ્રતિકૂળ સ્વભાવ વિરુદ્ધ મહેનતો અને તકલીફો સહન કરવી જરૂરી હોય છે. જે વ્યક્તિને મહેનત અને સંઘર્ષની ટેવ હોય તથા સ્વભાવ વિરુદ્ધ વસ્તુઓ સહન કરવાની શક્તિ પ્રાપ્ત થઈ જાય તો તે પોતાના મોટા ભાગના ઉદ્દેશ્યોમાં સફળ થાય છે. હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, "સબ્ર એવી નેઅ્મત છે કે તેનાથી વધારે વિશાળ નેઅ્મત કોઈને નથી મળતી." *(અબૂદાવુદ)*

હઝરત મૂસા (અલૈ.)ના આ હિકમતયુક્ત બોધપાઠ અને તેના પરિણામ સ્વરૂપે મળનારા વિજય અને મદદનો મજબૂત વાયદો હંમેશા આડા પાટે ચાલતી બની ઈસ્રાઈલ કોમને ક્યાંથી સમજમાં આવે ?! આ બધું કંઈ સાંભળીને તેઓ બોલી ઉઠયા, اُوۡذِيۡنَا مِنۡ قَبۡلِ اَنۡ تَاۡتِيَنَا وَمِنۡۢ بَعۡدِ مَاجِئۡتَنَا એટલે કે, "તમારા આવતા પહેલાં પણ અમને ત્રાસ આપવામાં આવ્યો અને તમારા આગમન પછી પણ."

મતબલ એ હતો કે, તમારા આગમન પહેલાં તો એ આશાએ સમય પસાર કરી શકાતો હતો કે, કોઈ પયગમ્બર અમને આ અત્યાચારમાંથી મુક્તિ અપાવવા આવશે. હવે તમે આવ્યા પછી પણ આ જ પીડા અને ત્રાસનો ક્રમ સતત ચાલુ રહે તો અમે શું કરીએ ?

એ સાંભળી ફરી હઝરત મૂસા (અલૈ.)એ વાસ્તવિકતાને સ્પષ્ટ કરવા માટે ફરમાવ્યું, عَسٰى رَبُّكُمْ اَنْ يُّهْلِكَ عَدُوَّكُمْ وَيَسْتَخْلِفَكُمْ فِى الْاَرْضِ એટલે કે, એ બાબત બહુ દૂર નથી કે જો તમે મારી શિખામણ માનો તો ઘણો જ જલદી તમારા દુશ્મનનો સત્યાનાશ થઈ જશે અને પ્રદેશ ઉપર તમારો કબજો અને સત્તા સ્થાપિત થઈ જશે, પરંતુ સાથે જ એ ફરમાવ્યું, فَيَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ જેમાં બતાવવામાં આવ્યું કે, આ દુનિયામાં કોઈ જમીનના ભાગ ઉપર કબજો કે બાદશાહત મૂળ હેતુ નથી, બલકે પૃથ્વીમાં ન્યાય અને ઈન્સાફ સ્થાપિત કરવા માટે તથા અલ્લાહ તઆલાની બતાવેલી ભલાઈઓ ફેલાવવા અને બુરાઈઓથી રોકવા માટે કોઈ વ્યક્તિને કોઈ પ્રદેશની સત્તા આપવામાં આવે છે, આથી જ્યારે તમે મિસ્ર દેશ ઉપર સત્તા પ્રાપ્ત કરી લો તો ખબરદાર થઈ જાઓ, ક્યાંક એવું ન થાય કે તમે પણ સત્તા અને રાજ્યના નશામાં પોતાનાથી અગાઉ થઈ ચૂકેલા લોકોનું પરિણામ ભૂલાવી બેસો.

**રાજ્ય અને સત્તા એ સત્તાધારી શાસક વર્ગની કસોટી છે :**

આ આયતમાં સંબોધન જો કે, ખાસ બની ઈસ્રાઈલ માટે છે પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહૂએ દરેકે દરેક સત્તાધારી શાસક વર્ગ માટે તેમાં તાકીદ ફરમાવી દીધી છે. વાસ્તવમાં રાજ્યસત્તા અલ્લાહ તઆલાનો હક છે પરંતુ મનુષ્યને તેના નાયબની હેસિયતથી તે જ સત્તા આપે છે અને જેની પાસેથી ઈચ્છે છે છીનવી લે છે. تُؤْتِى الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ (૩ : ૨૬)નો આ જ ભાવાર્થ છે. વળી એ પણ કે, જે કોઈને પણ જમીન ઉપર સત્તા અર્પણ કરવામાં આવે છે તે વાસ્તવમાં એ સત્તાધારી વ્યક્તિ અથવા તો એ સત્તાધારી વર્ગની કસોટી હોય છે કે તે હુકૂમતના વાસ્તવિક હેતુ એટલે કે ન્યાય, ઈન્સાફની સ્થાપના, ભલાઈનો હુકમ અને બુરાઈ રોકવાની ફરજ કેટલી હદે પૂર્ણ કરે છે.

તફસીરે બહરે મુહીતમાં આ સ્થળે નકલ કર્યું છે કે, બની અબ્બાસના બીજા ખલીફા મન્સૂરને ખિલાફત મળતા પહેલાં એક દિવસે તેની પાસે અમ્ર બિન ઉબયદ આવી પહોંચ્યા અને આ આયત પઢી, عَسٰى رَبُّكُمْ اَنْ يُّهْلِكَ عَدُوَّكُمْ وَيَسْتَخْلِفَكُمْ فِى الْاَرْضِ જેમાં તેના માટે ખિલાફત મળવાની ખુશખબરી હતી. અચાનક ત્યારબાદ મન્સૂર ખલીફા બની ગયો અને ત્યાર પછી અમ્ર બિન ઉબયદ

તેમના ત્યાં પહોંચ્યા તો મન્સૂરે તેમની આગાહી જે પ્રસ્તુત આયત હેઠળ તેમણે કરી હતી યાદ અપાવી તો અમ્ર બિન ઉબય્દે ઘણો સારો જવાબ આપ્યો કે, હા ! ખલીફા બનવાની આગાહી તો પૂર્ણ થઈ ગઈ પરંતુ એક વસ્તુ બાકી છે કે, فَيَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ ભાવાર્થ એ હતો કે, કોઈ દેશનો ખલીફા અથવા શાસક બની જવું કોઈ ગર્વ અથવા ખુશીની બાબત નથી, કારણ કે ત્યારબાદ અલ્લાહ તઆલા એ પણ જુએ છે કે, ખિલાફત અને હુકૂમતમાં તેની વર્તણૂક કેવી-કેવી રહી. હવે તે જોવાનો સમય છે.

ત્યારબાદ પ્રસ્તુત આયતનો વાયદો પૂર્ણ કરવાની અને ફિરઔનની કોમના પ્રકાર-પ્રકારના અઝાબોમાં સપડાઈ જવાની અને અંતે તેના ડૂબીને નાશ થઈ જવાની વિગતવાર ઘટના વર્ણન કરવામાં આવી છે. જેમાં સૌથી પહેલાં દુકાળનો અઝાબ તથા ચીજવસ્તુઓની અછતનો અઝાબ ફિરઔનની કોમ ઉપર થોપવામાં આવ્યો હતો.

તફસીરની રિવાયતોમાં છે કે, આ દુષ્કાળ તેના ઉપર સતત સાત વર્ષ સુધી રહ્યો અને આ આયતમાં આ દુષ્કાળના વર્ણનમાં બે શબ્દો આવ્યા છે, એક سِنِيْنَ (સિનીન) બીજો શબ્દ ثَمَرَاتٌ (ષમરાત); હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત કતાદહ (રદિ.) વગેરેએ ફરમાવ્યું કે, "દુષ્કાળનો અઝાબ તો ગામડામાં રહેનારાઓ માટે હતો અને ફળોની અછતનો અઝાબ શહેરવાળાઓ માટે હતો." કારણ કે, મોટેભાગે ગામડાઓમાં અનાજનું ઉત્પાદન વધારે થાય છે અને શહેરોમાં ફળોના બગીચાઓ હોય છે, માટે ઈશારો એ તરફ થયો છે કે, ન તો અનાજના ખેતરો બાકી રહ્યા અને ન જ ફળોના બગીચાઓ.

પરંતુ જ્યારે કોઈ કોમ ઉપર અલ્લાહ તઆલા ક્રોધિત થાય છે ત્યારે સાચી વાત તેની સમજમાં નથી આવતી. ફિરઔનની કોમ પણ આવા ક્રોધમાં સપડાઈ ગઈ હતી. અઝાબના આ શરૂઆતના ઝટકાથી પણ તેઓ ચેત્યા નહીં બલકે, તેમના ઉપર પ્રત્યેક આવનારી મુસીબત માટે એવું કહેવા લાગ્યા કે, આ નહૂસત હઝરત મૂસા (અલૈ.) અને તેમના સાથીદારોની છે. فَاِذَا جَآءَتْهُمُ الْحَسَنَةُ قَالُوْا لَنَا هٰذِهٖ وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ يَّطَّيَّرُوْا بِمُوْسٰى وَمَنْ مَّعَهٗ એટલે કે, "જ્યારે તે લોકોને કોઈ ભલાઈ અને રાહત તથા આરામ મળતો હતો તો એવું કહેતા હતા કે, આ અમારો હક છે અને અમને મળવો જ જોઈએ અને જ્યારે કોઈ મુસીબત અને બુરાઈનો

સામનો થતો તો કહેતા કે, આ તો હઝરત મૂસા (અલૈ.) અને તેમના સાથીદારોની નહૂસતની અસર છે.'' અલ્લાહ તઆલાએ તેમના જવાબમાં ઈરશાદ ફરમાવ્યો, اَلَآ اِنَّمَا طٰٓئِرُ هُمْ عِنْدَ اللّٰهِ وَلٰكِنَّ اَكْثَرَ هُمْ لَا يَعْلَمُوْنَ

શબ્દ طَـائِرُ (તાઈર)નો શાબ્દિક અર્થ "પક્ષી" થાય છે. અરબો પક્ષીઓના ડાબે–જમણે ઊતરવાથી સારા અને ખરાબ શુકન લેતા હતા. એટલા માટે શુકન લેવાને પણ طَـائِرُ (તાઈર) કહેવા લાગ્યા. આ આયતમાં طَـائِرُ (તાઈર)નો આ જ અર્થ છે અને આયતનો ભાવાર્થ એ છે કે, તેમના શુકન સારા અથવા ખરાબ જે કંઈ પણ હોય તે બધું અલ્લાહ પાસેથી છે, જે કંઈ આ દુનિયામાં જાહેર થાય છે બધું જ અલ્લાહ તઆલાની કુદરત અને ઈચ્છાથી અસ્તિત્વમાં આવે છે, ન તો તેમાં કોઈની નહૂસતની દખલગીરી છે અને ન જ કોઈની બરકતનો હાથ, આ બધી તેમની ભ્રામક કલ્પના અને અજ્ઞાનતા છે કે, તેઓ પક્ષીઓને ડાબે અથવા જમણે ઊડવાથી સારો અથવા ખરાબ શુકન લઈને પોતાના હેતુઓ અને કાર્યનો આધાર તેના ઉપર રાખે છે.

અને અંતે ફિરઔનની કોમે હઝરત મૂસા (અલૈ.)ના બધા જ મોઅ્જિઝાઓને જાદૂ કહી ઉપેક્ષિત કર્યા અને એવી જાહેરાત કરી દીધી કે, مَهْمَا تَاْتِنَا بِهٖ مِنْ اٰيَةٍ لِّتَسْحَرَنَا بِهَا فَمَا نَحْنُ لَكَ بِمُؤْمِنِيْنَ એટલે કે, ''તમે પોતાની નુબુવ્વતની કેટલીય નિશાનીઓ રજૂ કરીને અમારા ઉપર પોતાનો જાદૂ ચલાવવા ઈચ્છો તો સાંભળી લો, અમે ક્યારેય તમારા ઉપર ઈમાન લાવવાના નથી !''

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૩૩ થી ૧૩૬)

فَاَرْسَلْنَا عَلَيْهِمُ الطُّوْفَانَ وَالْجَرَادَ وَالْقُمَّلَ وَالضَّفَادِعَ وَالدَّمَ اٰيٰتٍ مُّفَصَّلٰتٍ
فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا مُّجْرِمِيْنَ ﴿۱۳۳﴾ وَلَمَّا وَقَعَ عَلَيْهِمُ الرِّجْزُ قَالُوْا
يٰمُوْسَى ادْعُ لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ ۚ لَئِنْ كَشَفْتَ عَنَّا الرِّجْزَ لَنُؤْمِنَنَّ لَكَ
وَلَنُرْسِلَنَّ مَعَكَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿۱۳۴﴾ فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الرِّجْزَ اِلٰٓى اَجَلٍ هُمْ
بٰلِغُوْهُ اِذَا هُمْ يَنْكُثُوْنَ ﴿۱۳۵﴾ فَانْتَقَمْنَا مِنْهُمْ فَاَغْرَقْنٰهُمْ فِى الْيَمِّ بِاَنَّهُمْ كَذَّبُوْا
بِاٰيٰتِنَا وَكَانُوْا عَنْهَا غٰفِلِيْنَ ﴿۱۳۶﴾

## તરજુમો :

*પછી અમે તેમના ઉપર મોકલ્યું તોફાન અને તીડ અને જૂ (જંતુ) અને દેડકાં અને લોહી જુદી–જુદી ઘણી નિશાનીઓ; તો પણ ઘમંડ કરતા રહ્યા અને તે લોકો મુજરિમ હતા. (૧૩૩) અને જ્યારે તેમના ઉપર કોઈ અઝાબ પડતો તો કહેતા, હે મૂસા (અલૈ.) ! અમારા માટે પોતાના પરવરદિગારથી દુઆ કર જેવું તેણે તને બતાવી રાખ્યું છે, જો તેં અમારા ઉપરથી આ અઝાબ દૂર કરી દીધો તો બેશક ! અમે તારા ઉપર ઈમાન લઈ આવીશું અને બની ઈસ્રાઈલને તારી સાથે જવા દઈશું. (૧૩૪) પછી જ્યારે અમે તેમના ઉપરથી એક મુદ્દત સુધી અઝાબ ઉઠાવી લીધો કે તેમને તે મુદ્દત સુધી પહોંચવાનું હતું તે જ વખતે વચનભંગ કરી નાંખતા. (૧૩૫) પછી અમે તેમનાથી બદલો લીધો, બસ અમે તેમને દરિયામાં દૂબાડી દીધા એ કારણે કે તેમણે અમારી આયતોને જૂઠાડી અને તેનાથી ગફલત કરતા હતા. (૧૩૬)*

## તફસીર :

(જ્યારે આ પ્રમાણે બળવાખોરી અપનાવી ત્યારે) પછી અમે (તેમના ઉપર અગાઉ વર્ણન કરવામાં આવેલ બે બલાઓ સિવાયની અન્ય બલાઓ પણ થોપી, જેમકે) તેમના ઉપર (અતિવૃષ્ટિ–પાણીની રેલનું) તોફાન મોકલ્યું, (જેનાથી જાન અને માલનો સર્વનાશ થવાનો ભય ઉત્પન્ન થઈ ગયો) અને (તેનાથી ગભરાઈ ગયા તો હઝરત મૂસા અલૈ. સાથે કરાર કર્યો અને વચન આપ્યું કે, અમારા ઉપરથી આ બલાઓ દૂર કરાવે તો અમે ઈમાન લાવીશું અને જે તમે કહેશો તે આજ્ઞાપાલન કરીશું, પછી જ્યારે તે બલાઓ દૂર થઈ ગઈ અને ઈચ્છા પ્રમાણે જમીનના ઉત્પાદનો અનાજ વગેરે પુષ્કળ પ્રમાણમાં થઈ ગયા તો ફરી પાછા નચિંત થઈ ગયા કે હવે તો પ્રાણ બચી ગયા, માલ પણ થઈ ગયો અને ફરી તે જ કુફ્રના રિવાજ પ્રમાણે કુફ્ર અને દુષ્ટતામાં રાચી પડ્યા, પછી અમે તેમની ખેતીઓ ઉપર) તીડો(નો અઝાબ મોકલ્યો) અને (ફરી જ્યારે ખેતીઓ બરબાદ થઈ જતી જોઈ તો ગભરાઈને પાછા તેવા જ કરાર અને વચન કરવા લાગ્યા અને ફરી એકવાર જ્યારે હઝરત મૂસા અલૈ.એ દુઆ કરી અને આ બલાઓ દૂર થઈ ગઈ તથા અનાજ વગેરે તૈયાર થઈને પોતાના ઘરે લઈ આવ્યા તો ફરી પાછા

નિર્ભય અને નીડર થઈ ગયા કે હવે તો અનાજ પણ કાબૂમાં આવી ગયું છે, ફરી પાછા તે જ જૂની ટેવ પ્રમાણે કુફ્ર અને વિરોધ કરવા મંડી પડ્યા, પછી હવે તેમના અનાજમાં) જંતુઓ (પેદા કરી દીધા) અને (જ્યારે તેઓએ ગભરાઈને એ જ પ્રમાણે પાછા વચન અને કરાર કરીને દુઆ કરાવી અને આ બલા પણ દૂર થઈ ગઈ અને તેમને સંતોષ થઈ ગયો કે હવે અનાજને સાફ–સૂફ કરી ખાઈશું–પીશું, વળી પાછા તે જ કુફ્ર અને તે જ વિરોધ, તેથી આ વખતે અમે તેમના ખાવાને એવું સ્વાદ વગરનું કરી દીધું કે તેમાં) દેડકાઓ (એટલા મોટા પ્રમાણમાં તેમના ખાવાના વાસણોમાં હાંડલીઓમાં પડવાનું શરૂ થયું કે જેનાથી બધું જ ખાવા બેકાર થઈ જતું અને ઘરમાં બેસવું પણ મુશ્કેલ થઈ ગયું) અને (પીવાના પાણીનો પણ એ રીતે અઝાબ આવ્યો કે તેમનું પાણી) લોહી બની જતું (મોંમાં પાણી લેતા તો લોહી બની જતું, મતલબ કે તેમના ઉપર આ પ્રમાણેની બલાઓ થોપવામાં આવી) કે આ બધા (હઝરત મૂસા અલૈ.ના) ખુલ્લમ–ખુલ્લા મોઅ્જિઝા હતા (કે તેમના જૂઠાડવા અને વિરોધ કરવાથી તેમના ઉપર જાહેર થયા અને આ સાત નિશાનીઓ તથા લાઠી અને ચળકતા હાથની આયત ભેગી કરીને "આયાતે તિસ્અહ" آیَـــاتِ تِسْـعَـــةُ કહેવાય છે); બસ, (તેમણે આ મોઅ્જિઝાઓ અને અલ્લાહની ક્રોધની નિશાનીઓ જોઈને ઢીલા પડી જવું જોઈતું હતું પરંતુ) તેઓ (તો પણ) અભિમાન (જ) કરતા રહ્યા અને તે લોકો એક અપરાધી કોમ હતી (કે આટલી સખ્તી અને અઝાબથી પણ પાછી ન વળી હતી) અને જ્યારે તેમના ઉપર કોઈ અઝાબ (ઉપર દર્શાવ્યા પ્રમાણે) આવતો હતો તો એવું કહેતા, હે મૂસા (અલૈ.) ! અમારા માટે પોતાના પરવરદિગારથી એ બાબતની દુઆ કરી આપ જેનો તમે વાયદો કરી રાખ્યો છે, (આ બાબત ક્રોધને દૂર કરાવવાની છે, અમે વાયદો કરીએ છીએ કે જો અઝાબ દૂર કરવામાં આવશે તો અમે પાછા વળી જઈશું) જો તમે આ અઝાબને અમારા ઉપરથી હટાવી દો (એટલે કે, દુઆ કરીને હટાવી દો) તો અમે ચોક્કસ તમારા કહેવાથી ઈમાન લઈ આવીશું અને અમે બની ઈસ્રાઈલને પણ મુક્ત કરીને તમારી સાથે મોકલી આપીશું, પછી જ્યારે (હઝરત મૂસા અલૈ.ની દુઆની બરકતથી) તેમના ઉપરથી અઝાબને એક ખાસ સમય સુધી કે જે સમય સુધી તેમને પહોંચવાનો હતો હટાવી દેવામાં આવતો તો તેઓ તરત જ વાયદાનો ભંગ કરવા લાગતા (જેમકે, ઉપર વર્ણન થઈ ચૂક્યું), પછી

(જ્યારે દરેક રીતે જોઈ લીધું કે તેઓ પોતાની શરારતોથી પાછા વળવાના કે અટકવાના નથી ત્યારે તે સમયે) અમે તેમની પાસેથી (સંપૂર્ણ) બદલો લઈ લીધો, એટલે કે તેમને સમુદ્રમાં ડૂબાડી દીધા (જેમકે બીજા સ્થળે પણ વર્ણન થયેલ છે) એ કારણે કે તેઓ અમારી આયતોને જૂઠાડતા હતા અને તેનાથી બિલકુલ જ બેદરકારી દાખવતા હતા (અને જૂઠાડવું તથા બેદરકારી પણ જેવી તેવી નહીં બલકે, સતત ક્રૂર દુશ્મનાવટ સાથે એટલે કે આજ્ઞાપાલન કરવાનો વારંવાર વાયદો કરતા અને વારંવાર તોડી નાંખતા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં ફિરઔનની કોમ અને હઝરત મૂસા (અલૈ.)નો બાકીનો કિસ્સો ઉપસ્થિત છે કે, ફિરઔનના જાદૂગરો હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલામાં હારી ગયા અને ઈમાન લઈ આવ્યા પરંતુ ફિરઔનની કોમ એ જ પ્રમાણે બળવાખોરી અને કુફ્ર ઉપર અડીખમ રહી.

આ ઘટના પછી ઐતિહાસિક રિવાયતો પ્રમાણે હઝરત મૂસા (અલૈ.) ૨૦ વર્ષો સુધી મિસ્રમાં સ્થાયી રહ્યા અને લોકોને અલ્લાહનો પયગામ સંભળાવતા હતા અને લોકોને સત્ય તરફ આવવાનું આમંત્રણ આપતા રહેતા. આ સમયગાળામાં અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને નવ મોઅ્જિઝાઓ અર્પણ કર્યા. જેના દ્વારા ફિરઔનની કોમને તાકીદ કરીને માર્ગ ઉપર લાવવાનો હેતુ હતો. કુર્આને કરીમમાં وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيٰتٍ માં આ જ નવ મોઅ્જિઝાઓનું વર્ણન છે.

આ નવ મોઅ્જિઝાઓમાંથી સૌ પ્રથમ બે મોઅ્જિઝા અસા (લાઠી) અને ચળકતા હાથની જાહેરાત ફિરઔનના દરબારમાં થઈ અને આ જ બે મોઅ્જિઝાઓ દ્વારા જાદૂગરોના મુકાબલામાં હઝરત મૂસા (અલૈ.)ને વિજય પ્રાપ્ત થયો હતો. ત્યારબાદ એક મોઅ્જિઝો એ હતો જેનું વર્ણન આથી અગાઉની આયતમાં આવી ચૂક્યું છે કે, ફિરઔનની કોમ ઉપર તેમની જીદ અને હઠધર્મીના કારણે દુષ્કાળ થોપી દેવામાં આવ્યો. તેમની જમીનો અને બગીચાઓમાં ઉત્પાદન ખૂબ ઘટી ગયું, જેનાથી તેઓ સખત પરેશાન થઈ ગયા અને અંતે હઝરત મૂસા (અલૈ.) પાસે દુષ્કાળ દૂર કરવા માટેની દુઆ કરાવી. પરંતુ જ્યારે દુષ્કાળ દૂર થઈ

ગયો તો પાછા પોતાની એ જ બળવાખોર વૃત્તિમાં રાચી પડ્યા અને એવું કહેવા લાગ્યા કે, આ દુકાળ તો હઝરત મૂસા (અલૈ.) અને તેમના સાથીદારોની નહૂસતના કારણે હતો, હવે જ્યારે દુષ્કાળ દૂર થઈ ગયો છે તો તે અમારી નેક હાલતના તકાદા સ્વરૂપે છે.

બાકીની છ આયતો અને મોઅ્જિઝાઓનું વર્ણન પ્રસ્તુત આયતોમાં છે.

فَارۡسَلۡنَا عَلَيۡهِمُ الطُّوۡفَانَ وَالۡجَرَادَ وَالۡقُمَّلَ وَالضَّفَادِعَ وَالدَّمَ اٰيٰتٍ مُّفَصَّلٰتٍ

એટલે કે, “અમે પછી તેમના ઉપર તોફાન અને તીડો અને કીડાઓ (Pests) અને દેડકા અને લોહી (અઝાબ સ્વરૂપે) મોકલ્યું.”

તેમાં ફિરઔનની કોમ ઉપર થોપવામાં આવેલા પાંચ પ્રકારના અઝાબનું વર્ણન છે અને તેને આ આયતમાં اٰيٰتٍ مُّفَصَّلٰتٍ ફરમાવ્યું છે, જેનો અર્થ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની તફસીર પ્રમાણે એ છે કે, તેમાંથી દરેક અઝાબ એક નિશ્ચિત સમય સુધી રહ્યો, પછી મુલતવી થઈ ગયો અને અમુક સમયની મહોલત આપવામાં આવી, ત્યારબાદ બીજો અને ત્રીજો અઝાબ એ જ પ્રમાણે અલગ–અલગ કરીને તેમના ઉપર આવ્યો, તેને જ શયખુલ હિન્દ (રહ.)ના તરજુમામાં અપનાવવામાં આવ્યું છે.

ઈબ્ને મન્ઝરે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે, તેમાંથી દરેક અઝાબ ફિરઔનની કોમ ઉપર સાત દિવસ સુધી રહ્યો હતો. શનિવારના દિવસથી શરૂ થઈને બીજા શનિવારના દિવસ સુધી તે દૂર થઈ જતો અને પછી ત્રણ અઠવાડિયાની મહોલત આપવામાં આવતી હતી.

ઈમામ બગવી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, જ્યારે પ્રથમ વખતે ફિરઔનની કોમ ઉપર દુષ્કાળનો અઝાબ થોપવામાં આવ્યો અને તે હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી દૂર થઈ ગયો, પરંતુ એ લોકો પોતાની ખોટી નીતિરીતિ અને બળવાખોરીથી પાછા ન વળ્યા ત્યારે હઝરત મૂસા (અલૈ.)એ દુઆ કરી કે, હે મારા પરવરદિગાર ! આ એવા નપાવટ લોકો છે કે, દુકાળના અઝાબથી પણ પ્રભાવિત ન થયા અને કરાર કરીને ફરી ગયા, હવે તેમના ઉપર કોઈ એવો અઝાબ થોપી દે જે તેમના માટે દર્દનાક હોય અને અમારી કોમ માટે એક શિખામણ પ્રાપ્ત કરવાનું નિમિત્ત હોય અને

પાછળથી આવનારા લોકો માટે એક ઈબ્રત (બોધપાઠ) બને ! તેથી અલ્લાહ તઆલાએ પ્રથમ તેમના ઉપર તોફાનનો અઝાબ મોકલ્યો. પ્રખ્યાત વિવરણકારોના મતે તોફાનનો અર્થ પાણીનું તોફાન છે. ફિરઔનની કોમના બધા ઘરો અને જમીનોને પાણીના તોફાને ઘેરી લીધું, ન તો કોઈ સ્થળે બેસવાની, સૂવાની જગ્યા બાકી રહી અને ન જ જમીનમાં કોઈ ખેતીવાડી કરવાની તક મળી અને આશ્ચર્યની વાત તો એ હતી કે, ફિરઔનના મકાનો અને જમીનોની સાથે જ બની ઈસ્રાઈલના મકાનો અને જમીનો હતા. બની ઈસ્રાઈલના મકાનો અને જમીનો બધા પ્રથમ જેવા જ સૂક્કા હતા, ક્યાંય તોફાનનું પાણી ન હતું અને ફિરઔનની કોમના બધા મકાનો અને જમીનો આ તોફાનથી તરબોળ હતા.

આ તોફાનથી ગભરાઈને ફિરઔનની કોમે હઝરત મૂસા (અલૈ.)ને વિનંતી કરી કે, તમારા પરવરદિગાર પાસે દુઆ કરો કે આ અઝાબ અમારા ઉપરથી દૂર કરી આપે તો અમે ઈમાન લઈ આવીશું અને બની ઈસ્રાઈલને મુક્ત કરી સ્વતંત્રતા આપી દઈશું. હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી તોફાન દૂર થઈ ગયું અને ત્યારબાદ તેમની ખેતીઓ પ્રથમ જેવી જ હરીભરી થઈ ગઈ તો હવે એવું કહેવા લાગ્યા કે, વાસ્તવમાં આ તોફાન એ કોઈ અઝાબ ન હતો બલકે, અમારા ફાયદા માટે આવ્યું હતું, જેનું પરિણામ એ આવ્યું કે અમારી જમીનોનું ઉત્પાદન વધી ગયું. એટલા માટે તેમાં હઝરત મૂસા (અલૈ.)ની કોઈ દખલગીરી નથી અને એવું કહીને બધા જ વાયદા અને વચનને ઉપેક્ષિત કરી નાંખ્યા.

એ જ પ્રમાણે આ લોકો એક મહિનો શાંતિ અને ચેનથી રહેવા લાગ્યા. અલ્લાહ તઆલાએ તેમને ચિંતન અને મનન કરવાનો સમય આપ્યો, પરંતુ તેઓ ભાનમાં ન આવ્યા, તેથી હવે બીજો અઝાબ તીડો સ્વરૂપે તેમના ઉપર થોપવામાં આવ્યો. તીડોના ઝૂંડોએ તેમની સમગ્ર ખેતી અને બગીચાઓ ખાઈ નાંખ્યા. અમુક રિવાયતોમાં છે કે, લાકડાના દરવાજાઓ, છાપરાંઓ અને ઘરના બધા સરસામાનને પણ તીડો ખાઈ ગયા અને આ અઝાબના સમયે પણ હઝરત મૂસા (અલૈ.)નો એ મોઅ્જિઝો તેમની સામે હતો કે, સમગ્ર તીડોના ઝૂંડ ફક્ત "કીબતી" એટલે કે, ફિરઔનની કોમના બાગો, ખેતીઓ અને ઘરો ઉપર છવાયેલા હતા. તેમની સાથે જ આવેલા બની ઈસ્રાઈલના મકાનો, જમીનો અને બગીચાઓ બધું જ સુરક્ષિત હતું.

એ સમયે ફરી ફિરઔનની કોમ બૂમરાણ મચાવવા માંડી અને હઝરત મૂસા (અલૈ.)ને દરખાસ્ત કરી કે, આ વખતે તમે અલ્લાહ તઆલા પાસે દુઆ કરી આપો જો આ અઝાબ હટી જાય તો અમે પાકો વાયદો કરીએ છીએ કે, અમે ઈમાન લઈ આવીશું અને બની ઈસ્રાઈલને મુક્ત કરી દઈશું. હઝરત મૂસા (અલૈ.)એ ફરી દુઆ કરી અને આ અઝાબ પણ હટી ગયો, પરંતુ અઝાબ હટ્યા પછી તેમણે જોયું કે અમારી પાસે હજુપણ એટલા અનાજનો જથ્થો મોજૂદ છે કે, અમે એક વર્ષ સુધી ખાઈ શકીએ છીએ તો ફરી પાછા શરારત અને વચનભંગ માટે તૈયાર થઈ ગયા, ન તો ઈમાન લાવ્યા અને ન જ બની ઈસ્રાઈલને મુક્ત કર્યા.

એક મહિનો ફરી અલ્લાહ તઆલાએ મહોલત આપી. ત્યારબાદ ત્રીજો અઝાબ قُمَّلُ (કુમ્મલ)નો થોપવામાં આવ્યો. શબ્દ قُمَّلُ તે "જૂ" માટે પણ બોલવામાં આવે છે, જે મનુષ્યના વાળ અને કપડાંઓમાં પેદા થઈ જાય છે અને તે કીડાઓને પણ કહેવામાં આવે છે જે અનાજમાં પડે છે, જેને જીતોડી પણ કહેવામાં આવે છે. قُمَّلُ નો આ અઝાબ શક્ય છે કે બંને પ્રકારના કીડાઓ ઉપર આધારિત હોય કે, અનાજમાં જંતુ પડી ગયા અને મનુષ્યના શરીર અને કપડાંઓમાં "જૂ"ઓનું તોફાન ઉમટી પડ્યું.

અનાજની હાલત આ જંતુઓએ એવી કરી નાંખી કે, દશ શેર ઘઉં દળવા માટે કાઢવામાં આવે તો તેમાંથી ત્રણ શેર આટો પણ નીકળતો ન હતો અને "જૂ"ઓએ તેમના બાલ અને પાંપણો તથા ભવાંઓ સુદ્ધાં ખાઈ નાંખ્યા.

અંતે ફરી ફિરઔનની કોમ ત્રાસી ગઈ અને હઝરત મૂસા (અલૈ.)ને ફરિયાદ કરી કે, હવે આ સમયે અમે ક્યારેય વાયદાથી ફરીશું નહીં, તમે દુઆ કરી આપો. હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી આ અઝાબ પણ ટળી ગયો પરંતુ જે બદ્નસીબોએ પોતાના માટે સત્યાનાશ નોંતર્યો હતો તે ક્યાંથી વાયદા કે વચનને નિભાવવાના હતા !? ફરી પાછા રાહત મળતાની સાથે જ સર્વ કંઈ ભૂલી ગયા અને ઈન્કાર કરવા લાગ્યા.

ત્યારબાદ એક મહિનાની મહોલત આવા જ આરામ અને રાહત સાથે આપવામાં આવી, પરંતુ આ મહોલતનો પણ કોઈ લાભ ન ઉઠાવ્યો ત્યારે ચોથો

અઝાબ દેડકાઓ સ્વરૂપે તેમના ઉપર થોપી દેવામાં આવ્યો અને એટલા પુષ્કળ પ્રમાણમાં દેડકાઓ તેમના ઘરોમાં પેદા થઈ ગયા કે, જ્યાં બેસતા ત્યાં તેમના ઘરોમાં દેડકાઓના ઢગલા લાગી જતા, સૂઈ જતા તો સમગ્ર શરીર તેનાથી દબાઈ જતું, પાસું ફેરવવાની પણ જગ્યા ન રહેતી, ખાવા પકાવવાની હાંડલીઓ તથા તૈયાર ખાવામાં, લોટમાં અને દરેક વસ્તુઓમાં દેડકાઓ ભરાઈ જતા. આ અઝાબથી આજિઝ આવી જઈ બધા આક્રંદ કરવા લાગ્યા અને અગાઉની જેમ જ પાકા વાયદાઓની સાથે વચન આપ્યું, ત્યાર પછી હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી આ અઝાબ પણ દૂર થઈ ગયો.

પરંતુ જે કૌમ ઉપર અલ્લાહનો ક્રોધ આવી પડે છે, તેમની બુદ્ધિ અને શા'ન–ભાન ભ્રષ્ટ થઈ જાય છે. આ ઘટનાઓ પછી પણ તેઓ અઝાબથી છુટકારો પામીને ફરી પાછા પોતાની હઠધર્મી ઉપર ડટી ગયા અને કહેવા લાગ્યા કે, હવે તો અમને વધારે વિશ્વાસ થઈ ગયો કે હઝરત મૂસા (અલૈ.) જાદૂગર છે, આ બધા તેમના જાદૂના જ ચમત્કાર છે, તેઓ કોઈ નબી કે રસૂલ નથી.

ફરી એક મહિનાની મુદત અલ્લાહ તઆલાએ આપી, પરંતુ આ મુદતથી પણ તેમણે કોઈ લાભ ન ઉઠાવ્યો, તેથી પાંચમો અઝાબ લોહી સ્વરૂપે થોપવામાં આવ્યો કે તેમના દરેક ખાવા અને પીવાની ચીજવસ્તુઓ લોહી બની જતી, કૂવાઓમાંથી, હોજમાંથી જ્યાં કંઈથી પણ પાણી કાઢતા, પાણી લોહી બની જતું. ખાવા પકાવવા માટે મૂકે તો તે પણ લોહી બની જતું અને આ બધા અઝાબોમાં હઝરત મૂસા (અલૈ.)નો એ મોઅ્જિઝો સતત ચાલુ જ હતો કે, દરેક અઝાબથી બની ઈસ્રાઈલની કોમ બિલકુલ સુરક્ષિત અને સલામત હતી. લોહીના અઝાબના સમયે ફિરઔનની કોમના લોકોએ બની ઈસ્રાઈલના ઘરોમાંથી પાણી માંગ્યું, પરંતુ જ્યારે તે તેમના હાથમાં ગયું તો લોહી થઈ ગયું. એક જ દસ્તરખ્વાન ઉપર બેસીને કીબતી અને બની ઈસ્રાઈલી ખાવું ખાતા તો જે કોળિયો બની ઈસ્રાઈલી ઉઠાવતો તે એ જ સ્વરૂપમાં રહેતો અને જે કોળિયો અથવા પાણીનો ઘૂંટડો કીબતીના મોઢામાં જતો તે લોહી બની જતો. આ અઝાબ પણ પાછલા અઝાબોની જેમ સાત દિવસ રહ્યો. અંતે ફરી પાછા આ દુષ્ટ અને કરારનો ભંગ કરનાર નપાવટ કોમ ફફડી ઊઠી અને ત્રાસીને હઝરત મૂસા (અલૈ.)ને ફરિયાદ કરી તથા અગાઉથી વધારે પાકો વાયદો અને વચન આપ્યું. દુઆ કરવામાં આવી, અઝાબ હટી ગયો, પરંતુ આ લોકો પોતાની તે જ હઠધર્મી ઉપર ડટેલા રહ્યા. આ જ

પ્રમાણે આ પાંચ પ્રકારના અઝાબ તેમના ઉપર સતત આવતા રહ્યા, પરંતુ આ લોકો પોતાની તે જ હઠધર્મી ઉપર અને ગુમરાહી ઉપર કાયમ રહ્યા, તેને જ કુર્આને કરીમે ફરમાવ્યું, فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا مُّجْرِمِيْنَ એટલે કે, "આ લોકોએ ઘમંડથી કામ લીધું અને આ લોકો અપરાધી (માનસ ધરાવતી) કોમ હતી."

ત્યારબાદ એક છઠ્ઠા અઝાબનું વર્ણન પછીની આયતમાં છે, رِجْــــــز (રિજઝ)ના નામથી ઓળખવામાં આવ્યો છે. આ શબ્દ મોટા ભાગે "પ્લેગ" માટે પણ બોલવામાં આવે છે, તથા "શીતળા વગેરે જેવી ચેપી બીમારીઓ" માટે પણ બોલાય છે. તફસીરની રિવાયતોમાં છે કે, આ લોકો ઉપર પ્લેગની મહામારી થોપી દેવામાં આવી, જેમાં તેમના સિત્તેર હજાર લોકોનો નાશ થયો. તે સમયે ફરી તે લોકોએ ફરિયાદ કરી અને ફરી દુઆ કરવાથી તે અઝાબ હટી ગયો પરંતુ ફરી પાછા ટેવ પ્રમાણે તે લોકોએ કરારભંગ કર્યો. આટલી સતત કસોટીઓ અને સમય મળ્યા પછી જ્યારે તેમનામાં કોઈ અહેસાસ પેદા જ ન થયો તો હવે અંતિમ અઝાબ એ આવ્યો કે, આ બધા જ પોતાના મકાનો, જમીનો અને સરસામાન છોડીને હઝરત મૂસા (અલૈ.)નો પીછો કરવા નીકળ્યા અને અંતે તેની કોમ સમુદ્રનો કોળીયો બની ગઈ. فَاَغْرَقْنٰهُمْ فِى الْيَمِّ بِاَنَّهُمْ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَكَانُوْا عَنْهَا غٰفِلِيْنَ.

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૩૭ થી ૧૪૧)

وَاَوْرَثْنَا الْقَوْمَ الَّذِيْنَ كَانُوْا يُسْتَضْعَفُوْنَ مَشَارِقَ الْاَرْضِ وَمَغَارِبَهَا
الَّتِىْ بٰرَكْنَا فِيْهَا ؕ وَتَمَّتْ كَلِمَتُ رَبِّكَ الْحُسْنٰى عَلٰى بَنِىْٓ اِسْرَآءِيْلَ ۙ بِمَا صَبَرُوْا ؕ
وَدَمَّرْنَا مَا كَانَ يَصْنَعُ فِرْعَوْنُ وَقَوْمُهٗ وَمَا كَانُوْا يَعْرِشُوْنَ ﴿۱۳۷﴾ وَجٰوَزْنَا بِبَنِىْٓ
اِسْرَآءِيْلَ الْبَحْرَ فَاَتَوْا عَلٰى قَوْمٍ يَّعْكُفُوْنَ عَلٰٓى اَصْنَامٍ لَّهُمْ ۚ قَالُوْا يٰمُوْسَى اجْعَلْ لَّنَآ
اِلٰهًا كَمَا لَهُمْ اٰلِهَةٌ ؕ قَالَ اِنَّكُمْ قَوْمٌ تَجْهَلُوْنَ ﴿۱۳۸﴾ اِنَّ هٰٓؤُلَآءِ مُتَبَّرٌ مَّا هُمْ فِيْهِ
وَبٰطِلٌ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۳۹﴾ قَالَ اَغَيْرَ اللّٰهِ اَبْغِيْكُمْ اِلٰهًا وَّهُوَ فَضَّلَكُمْ عَلَى
الْعٰلَمِيْنَ ﴿۱۴۰﴾ وَاِذْ اَنْجَيْنٰكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ يَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ ۚ يُقَتِّلُوْنَ
اَبْنَآءَكُمْ وَيَسْتَحْيُوْنَ نِسَآءَكُمْ ؕ وَفِىْ ذٰلِكُمْ بَلَآءٌ مِّنْ رَّبِّكُمْ عَظِيْمٌ ﴿۱۴۱﴾

## તરજુમો :

*અને અમે તે લોકોને આ જમીનના પૂર્વ અને પશ્ચિમના વારિસ કરી દીધા જેઓ કમજોર સમજવામાં આવતા હતા કે જેમાં અમે બરકત રાખી છે; અને તમારા પરવરદિગારનો ભલાઈનો વાયદો બની ઈસ્રાઈલ ઉપર પૂરો થઈ ગયો તેમના સબ્ર કરવાના કારણે; અને અમે ફિરઔન અને તેની કોમે જે કંઈ બનાવ્યું હતું ખરાબ કરી દીધું અને જે ઊંચું કરીને બનાવતા હતા. (૧૩૭) અને અમે બની ઈસ્રાઈલને દરિયા પાર ઉતારી દીધા તો એક કોમ ઉપર પહોંચ્યા જેઓ પોતાની મૂર્તિઓને પૂજવામાં લાગી રહ્યા હતા, કહેવા લાગ્યા; હે મૂસા (અલૈ.) ! અમારી ઈબાદત માટે પણ એક મૂર્તિ બનાવી દે જેવી તેમની મૂર્તિઓ છે; કહ્યું, તમે લોકો તો જહાલત કરો છો. (૧૩૮) આ લોકો; નિ:શંક ! તબાહ થનારી છે તે વસ્તુ જેમાં તેઓ લાગેલા છે અને ખોટું છે જે તેઓ કરી રહ્યા છે. (૧૩૯) કહ્યું, શું અલ્લાહના સિવાય તમારા માટે કોઈ બીજો મઅ્બૂદ શોધું જ્યારે કે તેણે તમને સર્વ જગત ઉપર શ્રેષ્ઠતા આપી ? (૧૪૦) અને તે સમય યાદ કરો જ્યારે અમે તમને ફિરઔનવાળાઓથી છુટકારો આપ્યો કે તમને બુરો (ક્રૂર) અઝાબ આપતા હતા કે તમારા દિકરાઓને મારી નાંખતા હતા અને તમારી ઓરતોને જીવતી રહેવા દેતા હતા અને એમાં તમારા પરવરદિગારની મોટી કસોટી (અહેસાન) છે. (૧૪૧)*

## તફસીર :

અને (ફિરઔન અને ફિરઔનવાળાઓને ડૂબાડીને) અમે તે લોકોને કે જેઓ બિલકુલ કમજોર સમજવામાં આવતા હતા (એટલે કે બની ઈસ્રાઈલ) તેમને પૂર્વ અને પશ્ચિમ (એટલે કે બધી જ સીમાઓ)ના માલિક બનાવી દીધા જેમાં અમે બરકત રાખી છે (દેખીતી બરકત વધારે ઉત્પાદન છે અને અદશ્ય બરકત ઘણા અંબિયા અલૈ. તેમની કોમમાંથી હોવાની તેમજ નબીઓનું એ જ દેશમાં રહેઠાણ તેમજ કબરોનું બનવું એ એમના માટે અદષ્ય બરકતોરૂપે શ્રેષ્ઠતા છે) અને તમારા પરવરદિગારનો સારો વાયદો બની ઈસ્રાઈલના હકમાં તેમના ધૈર્ય (સબ્ર) દાખવવાના કારણે પરિપૂર્ણ થઈ ગયો (જેનો હુકમ તેમને આપવામાં

આવ્યો હતો (اِصۡبِـــــرُوۡا) અને અમે ફિરઔન અને તેની કોમના બનાવેલા કારખાનાઓને અને જે કંઈ તેઓ ઊંચી-ઊંચી ઈમારતો બનાવતા હતા તેનો નાશ કરી નાંખ્યો અને (જે સમુદ્રમાં ફિરઔનને ડૂબાડી દીધો) બની ઈસ્રાઈલને (તે જ) સમુદ્રમાંથી પાર ઉતારી દીધા (જેનો કિસ્સો સૂરએ શુઅ્રામાં છે) પછી (પાર ઊતર્યા પછી) તે લોકો એક કોમ પાસેથી પસાર થયા જે પોતાની અમુક મૂર્તિઓને વળગેલા હતા, (એટલે કે તેનો પૂજાપાઠ કરી રહ્યા હતા) કહેવા લાગ્યા, હે મૂસા (અલૈ.) ! અમારા માટે એક (મૂર્તિ સ્વરૂપનો) મઅ્બૂદ એવો જ નક્કી કરી આપ જેવો તેમનો આ મઅ્બૂદ છે; (હઝરત મૂસા અલૈ.એ) કહ્યું, ખરેખર તમારા લોકોમાં ઘણી અજ્ઞાનતા છે, આ લોકો જે કામમાં લાગ્યા છે (તે અલ્લાહ તરફથી પણ) તબાહ કરવામાં આવશે (જેમકે અલ્લાહની ટેવ હંમેશાથી રહી છે કે, સત્યને અસત્ય ઉપર વિજયી કરીને તેનો સર્વનાશ કરી નાંખે છે) અને તેમનું આ કામ માત્ર પાયા વિનાનું જ છે (કારણ કે, શિર્કનું અસત્ય હોવું સનાતન સત્ય છે અને જાહેર વાસ્તવિકતા છે અને) કહ્યું, શું અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્યને તમારો મઅ્બૂદ બનાવી આપું ? જ્યારે કે તેણે તમને (અમુક નેઅ્મતોમાં) સમગ્ર દુનિયાવાળાઓ ઉપર શ્રેષ્ઠતા અર્પી છે અને (અલ્લાહ તઆલાએ હઝરત મૂસા અલૈ.ના નિવેદનના સમર્થન માટે ઈરશાદ ફરમાવ્યો કે) તે સમયને યાદ કરો જ્યારે અમે તમને ફિરઔનવાળાઓ(ના ત્રાસ અને પીડા)થી બચાવી લીધા જે તમને ઘણી કઠોર તકલીફો પહોંચાડતો હતો કે તમારા પુત્રોને (મોટા પ્રમાણમાં) કતલ કરી નાંખતો હતો અને તમારી સ્ત્રીઓને (પોતાની ગુલામી અને સેવા માટે) છોડી દેતો હતો અને એ (ઘટના)માં તમારા પરવરદિગાર તરફથી ઘણી મોટી કસોટી હતી.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં ફિરઔનની કોમની સતત બળવાખોરીનું અને અલ્લાહ તઆલા તરફથી તેમના ઉપર વિવિધ પ્રકારના અઝાબ દ્વારા ચેતવણી આપવાનું વર્ણન હતું. પ્રસ્તુત આયતોમાં તેના ખરાબ પરિણામ અને બની ઈસ્રાઈલના વિજય તથા તેમની સફળતાનું વર્ણન છે.

પ્રથમ આયતમાં ઈરશાદ છે, وَاَوۡرَثۡنَا الۡقَوۡمَ الَّذِيۡنَ كَانُوۡا يُسۡتَضۡعَفُوۡنَ

مَشَارِقَ الْاَرْضِ وَمَغَارِبَهَا الَّتِىْ بٰرَكْنَا فِيْهَا એટલે કે, “જે કોમને કમજોર અને અશક્ત સમજવામાં આવતી હતી તેમને અમે પૃથ્વીના પૂર્વ અને પશ્ચિમના માલિક બનાવી દીધા જેમાં અમે બરકતો રાખી છે.”

કુર્આનના શબ્દોમાં વિચાર કરો, એ નથી ફરમાવ્યું કે જે કોમ કમજોર અને અશક્ત હતી, બલકે એવું ફરમાવ્યું કે જેને ફિરઔનની કોમ કમજોર અને અશક્ત સમજતી હતી. ઈશારો એ તરફ છે કે, અલ્લાહ તઆલા જે કોમની સહાય અને મદદ કરે છે તે વાસ્તવમાં ક્યારેય કમજોર અથવા અપમાનિત નથી હોતી. ભલે કોઈ સમયે તેમની જાહેર પરિસ્થિતિના કારણે અન્ય લોકો ધોકો ખાઈ બેસે અને તેમને કમજોર સમજી બેસે, પરંતુ પરિણામે બધાને જાણ થઈ જાય છે કે તેઓ કમજોર અથવા અપમાનિત ન હતા. કારણ કે, વાસ્તવમાં શક્તિ અને ઈજ્જત અલ્લાહ તઆલા શા'નુહૂના જ કબજામાં છે. تُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ

અને જમીનના માલિક બનાવી આપવાના માટેનો શબ્દ اَوْرَثْنَا (અવરષ્ના) ઈરશાદ ફરમાવ્યો કે, “અમે તેમને વારસદાર બનાવી દીધા.” તેમાં ઈશારો તે તરફ છે કે, જે પ્રમાણે વારસદાર જ પોતાના વારસાના માલનો હકદાર હોય છે, પિતાની હયાતીમાં જ દરેક વ્યક્તિ એવું જાણી લે છે કે, તેના માલ અને જાયદાદનો માલિક અંતે તેની અવલાદ છે અને આ જ પ્રમાણે અલ્લાહના ઈલ્મમાં બની ઈસ્રાઈલ પ્રથમથી જ ફિરઔનની કોમના પ્રદેશ અને માલની હકદાર હતી.

مَشَارِقُ (મશારિક) એ مَشْرِقٌ (મશ્રિક)નું બહુવચન છે અને مَغَارِبُ (મગારિબ) એ مَغْرِبُ (મગરિબ)નું બહુવચન છે. ઠંડી–ગરમીની વિવિધ ઋતુઓમાં પૂર્વ અને પશ્ચિમના બદલાવના કારણે અત્રે બહુવચન શબ્દનો ઉપયોગ થયો છે અને જમીન (પ્રદેશ)નો ભાવાર્થ આ સ્થળે જમહૂર વિવરણકારોના નિવેદન પ્રમાણે સિરીયા અને ઈજિપ્ત (મિસ્ર)નો ભૂમિપ્રદેશ છે. જેના ઉપર અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલને ફિરઔનની કોમ અને અમાલિકા કોમના સર્વનાશ પછી કબજો અને હુકૂમત અર્પણ કરી.

અને اَلَّتِىْ بٰرَكْنَا فِيْهَا દ્વારા એ બતાવી આપ્યું કે, આ પ્રદેશોમાં અલ્લાહ તઆલાએ વિશિષ્ટરૂપે પોતાની બરકતો ઉતારી છે. સિરીયાના પ્રદેશ વિશે કુર્આને કરીમમાં વિવિધ આયતોમાં તે બરકતવંતી હોવાનું વર્ણન થયું છે. اَلَّتِىْ بٰرَكْنَا فِيْهَا

માં તેનું જ વર્ણન છે. આ જ પ્રમાણે મિસ્ર (ઈજિપ્ત)ની ભૂમિ વિશે પણ બરકતો અને શ્રેષ્ઠતાઓ હોવાનું વર્ણન વિવિધ આયતોમાં થયું છે. વળી તેની પ્રત્યક્ષદર્શન દ્વારા સાબિતીઓ પણ જોવા મળે છે. હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ ફરમાવ્યું કે, "મિસ્રની નાઈલ નદી سَيِّدُ الانْهَارُ (સય્યિદુલ્ અન્હાર) એટલે કે, નદીઓનો સરદાર છે" અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, "બરકતોના દશ ભાગોમાંથી નવ મિસ્રમાં છે અને બાકીનો એક સમગ્ર જમીનમાં છે." *(બહ્રે મુહીત)*

ખુલાસો એ છે કે, જે કોમને ઘમંડ અને સત્તાનો નશો ધરાવનાર લોકોએ પોતાની ટૂંકી દષ્ટિ દ્વારા અપમાનિત અને અશક્ત ધારી રાખી હતી, અમે તેમને જ આ ઘમંડીઓની દોલત, સલતનત, પ્રદેશ અને માલના માલિક બનાવીને બતાવી આપ્યું કે, અલ્લાહ તઆલા અને તેના રસૂલોના વાયદા સાચા હોય છે. ઈરશાદ ફરમાવ્યો, وَتَمَّتْ كَلِمَتُ رَبِّكَ الْحُسْنٰى عَلٰى بَنِىٓ اِسْرَآئِيْلَ એટલે કે, "તમારા પરવરદિગારનો સારો વાયદો બની ઈસ્રાઈલના હકમાં પરિપૂર્ણ થઈ ગયો."

આ સારા વાયદાનો ભાવાર્થ યા તો તે વાયદો છે જે હઝરત મૂસા (અલૈ.)એ પોતાની કોમને કર્યો હતો. عَسٰى رَبُّكُمْ اَنْ يُّهْلِكَ عَدُوَّكُمْ وَيَسْتَخْلِفَكُمْ فِى الْاَرْضِ એટલે કે, "નિકટ છે કે, તમારો પરવરદિગાર તમારા દુશ્મનનો નાશ કરી નાંખે અને તેમની જમીનના તમને માલિક બનાવી દે" અથવા તો એ વાયદો છે જે કુર્આને કરીમમાં અન્ય સ્થળે પોતે અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલ વિશે ફરમાવ્યો છે.

وَنُرِيْدُ اَنْ نَّمُنَّ عَلَى الَّذِيْنَ اسْتُضْعِفُوْا فِى الْاَرْضِ وَنَجْعَلَهُمْ اَئِمَّةً وَّنَجْعَلَهُمُ الْوٰرِثِيْنَ
وَنُمَكِّنَ لَهُمْ فِى الْاَرْضِ وَنُرِىَ فِرْعَوْنَ وَهَامٰنَ وَجُنُوْدَهُمَا مِنْهُمْ مَّا كَانُوْا يَحْذَرُوْنَ

એટલે કે, અમે એવું ઈચ્છીએ છીએ કે આ કોમ ઉપર અહેસાન કરીએ જેમને તેમના પ્રદેશમાં અશક્ત અને અપમાનિત સમજવામાં આવે છે અને તેમને જ સરદાર અને સત્તાધીશ બનાવી આપીએ અને તેમને જ જમીનના વારસદાર ઠરાવી આપીએ અને તે જમીન ઉપર ભોગવટો કરવાનો અધિકાર આપી દઈએ તથા ફિરઔન તથા હામાન અને તેમના લશ્કરોને તે વસ્તુ ઉપસ્થિત કરીને બતાવી

આપીએ જેના ડરથી તે મૂસા (અલૈ.) વિરુદ્ધ પ્રકાર–પ્રકારની યુક્તિઓ પ્રયુક્તિઓ કરી રહ્યા છે. (૨૮ : ૫)

વાસ્તવિકતા એ છે કે, આ બંને ફાયદાઓ એક જ છે. અલ્લાહ તઆલાના વાયદાની બીનાએ હઝરત મૂસા (અલૈ.)એ પોતાની કોમને વાયદો કર્યો હતો. આ આયતમાં તે વાયદાનું પરિપૂર્ણ થવું تَمَّتْ(તમ્મત) શબ્દ વડે વર્ણન કરવામાં આવ્યું. કારણ કે, વાયદાની પરિપૂર્ણતા અને સંપૂર્ણતા તે જ વખતે થાય છે જ્યારે કે તે પૂરો થઈ જાય.

એની સાથે જ બની ઈસ્રાઈલ ઉપર તે ઈનામો અને અહેસાનોનું કારણ પણ વર્ણન કરવામાં આવ્યું, بِمَاصَبَرُوْا (બિમા સબરૂ) એટલે "આ કારણથી કે તે લોકોએ અલ્લાહના માર્ગમાં તકલીફો સહન કરી અને તેના ઉપર અડગ રહ્યા."

તેમાં ઈશારો કરવામાં આવ્યો છે કે, અમારું આ અહેસાન અને ઈનામ કંઈ બની ઈસ્રાઈલની સાથે જ વિશેષરૂપે ન હતું બલકે, તેમના ધૈર્ય (સબ્ર) અને મક્કમ રહેવાના અમલનું પરિણામ હતું. જે વ્યક્તિ અથવા જે કોમ આવો અમલ અપનાવે છે અમારું ઈનામ દરેક સ્થળે દરેક સમયે તેમના માટે મોજૂદ છે.

فضائے بدر پیدا کر فرشتے تیری نصرت کو اُتر سکتے ہیں گردوں سے قطار اندر قطار اب بھی

ગઝવએ બદ્ર જેવું વાતાવરણ (સબ્ર, હિંમત, તવક્કુલ, નમાઝ, દુઆ વગેરે) ઊભું કરો,
ફરિશ્તા તમારી મદદના માટે ઊતરશે આસમાન ઉપરથી કુમકરૂપે હારબંધ !

હઝરત મૂસા (અલૈ.)એ જ્યારે પોતાની કોમને અલ્લાહની મદદનો વાયદો કર્યો હતો, તે સમયે પણ તેમણે કોમને એ જ બતાવ્યું હતું કે, અલ્લાહ તઆલા પાસે મદદ માંગો અને મુસીબતો તથા આફતોનો મક્કમ નિર્ધાર વડે મુકાબલો કરવામાં જ સફળતાનું રહસ્ય છુપાયેલું છે.

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, "આ આયતમાં ઈરશાદ જોવા મળે છે કે જ્યારે મનુષ્યનો મુકાબલો કોઈ એવા વ્યક્તિ અથવા સમૂહ સાથે હોય જેનો પ્રતિકાર કરવો તેની શક્તિમાં ન હોય ત્યારે એવા સમયે સફળતા અને કામિયાબીની સાચી રીત આ જ છે કે મુકાબલો ન કરે, બલકે સબ્ર કરે." તેમણે ફરમાવ્યું કે, "જ્યારે કોઈ વ્યક્તિ કોઈની પીડા અને ત્રાસનો મુકાબલો તેને પીડા

અને ત્રાસ આપીને કરવા ઈચ્છે છે એટલે કે, પોતાનો બદલો પોતે લેવાની ચિંતા કરે છે તો અલ્લાહ તઆલા તેને તેના જ હવાલે કરી આપે છે, સફળ થાય કે નિષ્ફળ અને જ્યારે કોઈ વ્યક્તિ લોકોની પીડા અને ત્રાસનો મુકાબલો સબ્ર અને અલ્લાહની મદદની રાહ જોઈને કરે છે તો અલ્લાહ તઆલા પોતે તેના માટે માર્ગો ખોલી નાંખે છે.''

જે પ્રમાણે અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલને સબ્ર અને મક્કમ રહેવા ઉપર એ વાયદો ફરમાવ્યો હતો કે, તેમને દુશ્મન ઉપર વિજય પ્રાપ્ત થશે અને પૃથ્વી ઉપર સત્તા અર્પણ કરવામાં આવશે. એ જ પ્રમાણે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની ઉમ્મતને પણ આ વાયદો કરવામાં આવ્યો છે, જે સૂરએ નૂરમાં આવ્યો છે. وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ وعَمِلُوا الصّٰلِحٰتِ لَيَسْتَخْلِفَنَّهُمْ فِى الْاَرْضِ ''અલ્લાહે તે લોકોથી વાયદો કરી લીધો જેઓ તમારામાં ઈમાન લાવ્યા છે અને તેમણે નેક કામ કર્યા છે, અલબત્ત તેમને પછી પ્રદેશમાં સત્તા આપશે, જેમકે તેમનાથી આગલાઓને સત્તા આપી હતી.'' (૨૪:૫૫) અને જે પ્રમાણે બની ઈસ્રાઈલે અલ્લાહના વાયદાનો જાત અનુભવ કરી લીધો હતો, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺએ પણ તેનાથી વધારે સ્પષ્ટ રીતે અલ્લાહ તઆલાની મદદનો જાત અનુભવ કરીને સમગ્ર પૃથ્વી ઉપર પોતાની સત્તા અને હુકૂમત કાયમ કરી. *(રૂહુલ બયાન)*

અહીંયાં એવી શંકા કરવામાં ન આવે કે, બની ઈસ્રાઈલે તો સબ્ર (ધીરજ)થી કામ ન લીધું બલકે, જ્યારે હઝરત મૂસા (અલૈ.)એ તેમને સબ્રની તાકીદ કરી ત્યારે તેઓ ગુસ્સે થઈને કહેવા લાગ્યા, اُوْذِيْنَا (ઊઝીના) કારણ એ છે કે, પ્રથમ તો ફિરઔનની પીડા અને ત્રાસના મુકાબલામાં તેમનું ઈમાન ઉપર સતત મક્કમ અને અડીખમ રહેવું સાબિત થઈ ચૂક્યું છે. જો એકાદ વખતે શિકાયતના શબ્દ મોઢેથી નીકળી પણ ગયા તો તેને ધ્યાને લેવામાં નહીં આવે. બીજું એ પણ શક્ય છે કે, બની ઈસ્રાઈલનું આ નિવેદન ફરિયાદ સ્વરૂપે ન પણ હોય બલકે, રંજ–ગમ અને દિલગીરી વ્યક્ત કરવા માટે પણ હોય.

પ્રસ્તુત આયતમાં ત્યાર પછી ફરમાવ્યું, وَدَمَّرْنَا مَا كَانَ يَصْنَعُ فِرْعَوْنُ وَقَوْمُهٗ وَمَا كَانُوْا يَعْرِشُوْنَ એટલે કે, ''અમે તબાહ–બરબાદ કરી દીધી તે બધી વસ્તુઓને જે ફિરઔન અને તેની કોમ બનાવ્યા કરતી હતી અને તે ઈમારતો અથવા વૃક્ષોને જેને તેઓ ઊંચા કર્યા કરતા હતા.'' ફિરઔન અને ફિરઔનની

કોમની બનાવેલી વસ્તુઓમાં તેમના મકાનો, ઈમારતો અને ઘરવપરાશનો જરૂરી સરસામાન વળી તે વિવિધ પ્રકારની યુક્તિઓ કે જે તેઓ હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલા માટે કરતા હતા બધું જ સામેલ છે અને وَمَا كَانُوْا يَعْرِشُوْنَ એટલે કે, “જેને તેઓ ઊંચા કર્યા કરતા હતા” તેમાં ઊંચા–ઊંચા મહેલો અને મકાનો પણ સામેલ છે તથા ઊંચા વૃક્ષો અને તે દ્રાક્ષના વેલાઓ પણ કે જેને તેઓ માંડવાઓ ઉપર ચઢાવ્યા કરતા હતા.

અહીંયાં સુધી ફિરઔનની કોમની તબાહી અને તેના નાશનું વર્ણન હતું. આગળ બની ઈસ્રાઈલના વિજય અને સફળતા પછી તેમની બળવાખોરી, અજ્ઞાનતા અને નાદાનીનું વર્ણન શરૂ થાય છે કે, જે તેમણે અલ્લાહ તઆલાની અસંખ્ય નેઅ્મતોનો પ્રત્યક્ષ અનુભવ કર્યા છતાં કરી. જેનો હેતુ રસૂલે કરીમ ﷺને દિલાસો આપવાનો હતો કે, અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)એ પોતાની ઉમ્મતના હાથે કેવી–કેવી તકલીફો ઉઠાવી છે તેને નજર સમક્ષ રાખવાથી ઉપસ્થિત બળવાખોરોની પીડા અને ત્રાસ હળવો થઈ જશે.

وَجَاوَزْنَا بِبَنِيْٓ اِسْرَآئِيْلَ الْبَحْرَ એટલે કે, “અમે બની ઈસ્રાઈલને સમુદ્રપાર ઉતારી દીધા.” બની ઈસ્રાઈલને ફિરઔનની કોમના મુકાબલામાં ચમત્કારિક સફળતા પ્રાપ્ત થઈ અને સંતોષ મળ્યો ત્યારે તેમનામાં પણ તે જ અસર શરૂ થઈ જે સામાન્ય રીતે કોમોને ખુશહાલી, રાહત, ઈજ્જત તથા દોલત મળવાથી થાય છે કે, તેમનામાં અજ્ઞાનતાપૂર્ણ બાબતોનું ચલણ પેદા થવાનું શરૂ થયું.

ઘટના એમ બની કે આ કોમ હજુ હમણા જ હઝરત મૂસા (અલૈ.)ની પ્રતિષ્ઠા અને સન્માનની સાથે–સાથે જ સમુદ્રપાર ઊતરી હતી અને સમગ્ર ફિરઔનની કોમનો સમુદ્રમાં ડૂબવાનો તમાશો પોતાની આંખોથી જોઈને થોડાક જ આગળ વધ્યા અને એક કબીલા પાસેથી પસાર થયા જે વિવિધ પ્રકારની મૂર્તિઓના પૂજાપાઠમાં રાચેલા હતા. અમુક બની ઈસ્રાઈલને તેમની જ રીતભાત પસંદ પડવા લાગી અને હઝરત મૂસા (અલૈ.)ને ભલામણ કરવા લાગ્યા કે, આ લોકોના ઘણા બધા મઅ્બૂદ છે, તમે અમારા માટે પણ કોઈ એવો મઅ્બૂદ બનાવી આપો કે અમે પણ કોઈ અનુભવી શકાય તેવી વસ્તુને સામે રાખીને ઈબાદત કર્યા કરીએ. અલ્લાહની તઆલાની જાત તો અમારી નજર સમક્ષ નથી.

હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું, اِنَّكُمْ قَوْمٌ تَجْهَلُوْنَ એટલે કે, "તમારામાં ઘણી અજ્ઞાનતા છે." આ લોકો જેમની રીતભાત તમને પસંદ પડી છે તેમના બધા અમલો વ્યર્થ અને બરબાદ થઈ જવાના છે. તેઓ ખોટી બાબતનું અનુસરણ કરી રહ્યા છે, તમારે તેનાથી લાલચમાં ન પડવું જોઈએ. "શું હું તમારા માટે અલ્લાહ સિવાય કોઈ અન્યને મઅ્બૂદ બનાવું ? જફારે કે, અલ્લાહ તઆલાએ જ તમને સમગ્ર દુનિયાવાળાઓ ઉપર શ્રેષ્ઠતા બખ્શી છે." અત્રે તે સમયના ઉપસ્થિત દુનિયાવાળાઓ ઉપર તે શ્રેષ્ઠતા હોવાનું વર્ણન છે કે, તે સમયે હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લાવનારા જ બીજા બધા લોકો કરતા શ્રેષ્ઠ અને ઉચ્ચતા ભોગવતા હતા.

ત્યારબાદ બની ઈસ્રાઈલને તેમનો ભૂતકાળ યાદ અપાવ્યો કે, તેઓ ફિરઔનના હાથોમાં એવા મજબૂર અને લાચાર હતા કે, તેમના પુત્રોની હત્યા કરી નાંખવામાં આવતી હતી. ફક્ત પુત્રીઓને પોતાની સેવા માટે તેઓ રાખી લેતા હતા. અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ની બરકત અને દુઆના કારણે તેમને આ અઝાબમાંથી મુક્તિ અપાવી. શું આ અહેસાનનો બદલો એ હોવો જોઈએ કે તમે તે જ રબ્બુલ આલમીન સાથે દુનિયાના તુચ્છ પથ્થરોને ભાગીદાર બનાવો ? આ કેવો ક્રૂર અત્યાચાર છે ! તેનાથી તવબહ કરો.

---

## આયત : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૪૨)

| |
|---|
| وَوٰعَدْنَا مُوْسٰى ثَلٰثِيْنَ لَيْلَةً وَّاَتْمَمْنٰهَا بِعَشْرٍ فَتَمَّ مِيْقَاتُ رَبِّهٖٓ اَرْبَعِيْنَ لَيْلَةً ۚ |
| وَقَالَ مُوْسٰى لِاَخِيْهِ هٰرُوْنَ اخْلُفْنِيْ فِيْ قَوْمِيْ وَاَصْلِحْ وَلَا تَتَّبِعْ سَبِيْلَ الْمُفْسِدِيْنَ ﴿١٤٢﴾ |

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને ત્રીસ રાત્રિનો વાયદો કર્યો અને તેને બીજા દશથી પૂરો કર્યો, બસ તમારા પરવરદિગારની મુદ્દત પૂરી થઈ ગઈ ચાલીસ રાત્રિ; અને મૂસા (અલૈ.)એ પોતાના ભાઈ હારૂન (અલૈ.)ને કહ્યું કે મારી કોમમાં મારા ખલીફા (નાયબ) રહો અને સુધારણા કરતા રહેજો અને ફસાદખોરોના માર્ગે ન ચાલજો. (૧૪૨)*

## તફસીર :

અને (જ્યારે બની ઈસ્રાઈલ બધી પરેશાનીઓ દૂર થવાથી સંતોષિત થઈ ગયા તો પછી હઝરત મૂસા અલૈ.ને દરખાસ્ત કરી કે, હવે અમને કોઈ શરીઅત મળી જાય તો અમે તેના ઉપર સંતોષપૂર્વક અમલ કરીએ, હઝરત મૂસા અલૈ.એ અલ્લાહ તઆલાને દરખાસ્ત કરી, અલ્લાહ તઆલા એ ઘટના વર્ણન કરે છે કે) અમે (હઝરત) મૂસા (અલૈ.)ને ત્રીસ રાતોનો વાયદો કર્યો (કે તૂર પર્વત ઉપર આવીને એઅ્તિકાફ કરે તો તમને શરીઅત અને કિતાબ તવરાત આપવામાં આવશે) અને દશ રાતો વધારી તે મુદ્દત પૂર્ણ કરી (એટલે કે તવરાત આપીને તેમાં દશ રાતો ઈબાદત માટે વધારી આપી, જેનું વર્ણન સૂરએ બકરહમાં આવી ચૂક્યું છે), આ પ્રમાણે તેમના પરવરદિગારનો (નિશ્ચિત કરેલ) સમય (બધો મળીને) સંપૂર્ણ ચાલીસ રાત્રિઓ થઈ ગઈ અને (હઝરત) મૂસા (અલૈ.)એ (તૂર પહાડ ઉપર જતી વખતે) પોતાના ભાઈ (હઝરત) હારૂન (અલૈ.)ને કહી આપ્યું હતું કે મારા પછી આ લોકોની વ્યવસ્થા સંભાળજો અને સુધારણા કરતા રહેજો અને અવ્યવસ્થા સર્જનાર લોકોના માર્ગ ઉપર અમલ કરશો નહીં.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં હઝરત મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલની તે ઘટનાનું વર્ણન થયું છે જે ફિરઔનના ડૂબી જવા પછી બની ઈસ્રાઈલના સંતોષિત થયા બાદ ઘટી હતી, બની ઈસ્રાઈલે હઝરત મૂસા (અલૈ.)ને દરખાસ્ત કરી કે હવે અમને કોઈ કિતાબ અને શરીઅત મળે તો અમે નચિંત થઈને તેના ઉપર અમલ કરીએ. હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલા પાસે દુઆ માંગી.

તેમાં શબ્દ وٰعَدْنَا (વવાઅદ્‌ના) શબ્દ એ وَعْدَهٗ (વઅ્દહ)થી બન્યો છે અને "વઅ્દહ"ની હકીકત એ છે કે, કોઈને લાભ પહોંચાડવા માટે પ્રથમથી જ તેની જાહેરાત કરી આપવી કે અમે તમારા માટે ફલાણું કાર્ય કરીશું.

આ મોકા ઉપર અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.) ઉપર પોતાનું કલામ નાઝિલ કરવાનો વાયદો કર્યો અને તેના માટે એ શરત લગાવી કે, ત્રીસ રાત્રિ તૂર પર્વત ઉપર એઅ્તિકાફ અને અલ્લાહના ઝિક્રમાં પસાર કરો અને પછી તે ત્રીસ ઉપર અન્ય દશ રાત્રિઓનો વધારો કરીને ચાલીસ કરી દેવામાં આવી.

શબ્દ وَوٰعَدْنَا (વવાઅદ્‌ના)નો મૂળ અર્થ "બંને પક્ષે વાયદો અને કરાર કરવા"નો પણ થાય છે. અહીંયાં પણ અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી તવરાત અર્પણ કરવાનો વાયદો કરવામાં આવ્યો હતો અને હઝરત મૂસા (અલૈ.) તરફથી ત્રીસ–ચાલીસ રાત્રિના એઅ્તિકાફનો. એટલા માટે وَعَدْنَا (વઅદ્‌ના)ના બદલે وَوٰعَدْنَا (વવાઅદ્‌ના) ફરમાવવામાં આવ્યું.

આ આયતમાં અમુક મસ્અલાઓ અને હુકમો વિચાર કરવાપાત્ર છે.

પ્રથમ એ કે, જ્યારે અલ્લાહ તઆલાને મંજૂર જ એ હતું કે, એઅ્તિકાફ ચાલીસ રાત્રિઓનો કરવામાં આવે તો પ્રથમ ત્રીસ અને પાછળથી દશનો વધારો કરીને ચાલીસ કરવામાં શું હિકમત હતી ? પ્રથમથી જ ચાલીસ રાત્રિઓના એઅ્તિકાફનો હુકમ આપી દેવામાં શું વાંધો હતો ? બસ, અલ્લાહ તઆલાની બધી જ હિકમતોને જાણી લેવી આપણા માટે જરૂરી નથી. જો કે, અમુક હિકમતો ઉલમાએ વર્ણન કરી છે.

તફસીરે રૂહુલ બયાનમાં છે કે, તેમાં એક હિકમત ક્રમ અને સરળતાની છે કે કોઈ કામ કોઈના માથે સોંપવામાં આવે ત્યારે પ્રથમથી જ કામના વધારે પ્રમાણનું ભારણ તેના ઉપર નાંખવામાં ન આવે, જેથી તે સરળતાથી સહન કરે, પછી વધારે કામ આપવામાં આવે.

તફસીરે કુર્તુબીમાં છે કે, આ પદ્ધતિમાં સત્તાધિકારી અને ઉલૂલઅમ્ર (શાસક)ને એ વાતનું શિક્ષણ આપવાનો હેતુ છે કે, જો કોઈને કોઈ કાર્ય એક નિશ્ચિત સમયમાં પૂર્ણ કરવાનો હુકમ આપવામાં આવે અને તે તેની નિશ્ચિત સમયમર્યાદામાં તેને પૂર્ણ ન કરી શકે તો તેને વધારે મહોલત આપવામાં આવે. જેમકે, હઝરત મૂસા (અલૈ.)ની ઘટનામાં બન્યું કે ત્રીસ રાત્રિઓ પૂરી કર્યા પછી જે પરિસ્થિતિ પ્રાપ્ત કરવાનો હેતુ હતો તે પૂર્ણ ન થઈ એટલા માટે દશ રાત્રિઓનો વધારો કરવામાં આવ્યો. કારણ કે, તે દશ રાત્રિઓના વધારાનો જે કિસ્સો વિવરણકારોએ વર્ણન કર્યો છે તે એ છે કે, ત્રીસ રાત્રિઓના એઅ્તિકાફમાં હઝરત મૂસા (અલૈ.)એ કાયદા મુજબ ત્રીસ રોઝા પણ સતત રાખ્યા, વચ્ચે ઈફતાર ન કર્યો, ત્રીસમો રોઝો પૂરો કર્યા પછી ઈફતાર કરીને નક્કી સ્થળે તૂર પર્વત ઉપર હાજર થયા ત્યારે અલ્લાહ તઆલા તરફથી ઈરશાદ થયો કે,

રોઝેદારના મોઢામાંથી ખાલી પેટ હોવાથી એક પ્રકારની જે વાસ પેદા થાય છે તે અલ્લાહ તઆલાને ખૂબ પસંદ છે. હઝરત મૂસા (અલૈ.)એ ઈફતાર પછી દાંતણ કરીને તે વાસ દૂર કરી દીધી હતી એટલા માટે વધારે દશ રોઝા રખાવ્યા, જેથી તે વાસ ફરી પેદા થઈ જાય.

અને અમુક તફસીરોની રિવાયતોમાં આ સ્થળે એ નકલ થયું છે કે, ત્રીસમાં રોઝા પછી હઝરત મૂસા (અલૈ.)એ દાંતણ કરી લીધું હતું જેના કારણે તે રોઝાની વાસ દૂર થઈ ગઈ હતી. આ વર્ણનથી તે વાત ઉપર દલીલ નથી લાવી શકાતી કે, રોઝાદાર માટે દાંતણ કરવું મકરૂહ છે અથવા તેની મનાઈ કરવામાં આવી છે, કારણ કે પ્રથમ તો આ રિવાયતની કોઈ સનદ ઉપસ્થિત નથી, બીજું એવું પણ હોઈ શકે છે કે, આ હુકમ માત્ર હઝરત મૂસા (અલૈ.) માટે વ્યક્તિગત રીતે હોય, સામાન્ય લોકો માટે ન હોય અથવા તો હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતમાં જ તે હુકમ સૌના માટે હોય કે રોઝાની હાલતમાં દાંતણ ન કરવામાં આવે. પરંતુ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺમાં તો રોઝાની હાલતમાં દાંતણ કરવાનો રિવાજ હદીષથી પણ સાબિત છે, જેને બયહકીએ હઝરત આયશા સિદીકા (રદિયલ્લાહુ તઆલા અન્હા)થી નકલ કર્યો છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, خَيْرُ خِصَالِ الصَّائِمِ السِّوَاكُ એટલે કે, "રોઝદારનો શ્રેષ્ઠ અમલ "મિસ્વાક" (દાંતણ કરવું) છે." આ રિવાયતને "જામેઅ્ સગીર"માં વર્ણન કરીને "હસન" (પ્રમાણભૂત) કહી છે.

**ખુલાસો :**

આ રિવાયત ઉપર એક સવાલ એ થાય છે કે, હઝરત મૂસા (અલૈ.) જ્યારે હઝરત ખિજર (અલૈ.)ને શોધવા માટે મુસાફરી કરી રહ્યા હતા તો અડધા દિવસની ભૂખની પણ તેમનાથી સબ્ર ન થઈ શકી અને પોતાના સાથીને ફરમાવવા લાગ્યા, اٰتِنَا غَدَآءَنَا لَقَدْ لَقِيْنَا مِنْ سَفَرِنَا هٰذَا نَصَبًا એટલે કે, "અમારો નાસ્તો લાવો, કારણ કે આ મુસાફરીએ આપણને થકવી નાંખ્યા." અને તૂર પર્વત ઉપર સતત ત્રીસ રોઝા એ પ્રમાણે રાખ્યા કે રાત્રે પણ ઈફતાર ન કર્યો, આ આશ્ચર્યજનક બાબત છે.

તફસીરે રૂહુલ બયાનમાં છે કે, આ તફાવત તે બંને મુસાફરીઓના

પ્રકારના કારણે હતો. પ્રથમ મુસાફરી મખ્લૂક (અલ્લાહના સર્જન)ની મખ્લૂક સાથે મખ્લૂકને શોધવા માટે હતી અને કોહે તૂરની મુસાફરી મખ્લૂકથી અલગ થઈને એકમાત્ર અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની શોધ માટે છે. તેનો પ્રભાવ એ જ હોવો જોઈતો હતો કે, બધી જ માનવીય જરૂરિયાતો અને તકાદાઓ ગૌણ થઈ ગયા. ખાવા–પીવાની આવશ્યકતા એટલી ઘટી ગઈ કે ત્રીસ દિવસો સુધી કોઈ તકલીફની અનુભૂતિ સુદ્ધાં ન થઈ.

## ઇબાદતોમાં માત્ર ચંદ્ર આધારિત કેલૅન્ડર પ્રમાણિત છે, દુનિયવી વ્યવહારોમાં સૂર્ય આધારિત કેલૅન્ડરનો ઉપયોગ કરી શકાય છે :

એક અન્ય મસ્અલો આ આયતથી એ સાબિત થયો કે, અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં તારીખનો હિસાબ–કિતાબ રાત્રિથી થાય છે. કારણ કે, આ આયતમાં પણ ત્રીસ દિવસના બદલે ત્રીસ રાતોનું વર્ણન કર્યું છે. આથી અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં મહિનાઓ ચંદ્ર આધારિત કેલૅન્ડરો પ્રમાણે જ પ્રમાણિત હોય છે અને ચંદ્ર આધારિત મહિનાની શરૂઆત ચાંદ જોયા પછી જ થાય છે અને તે રાત્રે જ હોઈ શકે છે. એટલા માટે આ મહિનાઓ રાત્રિથી જ શરૂ થાય છે અને તેની દરેક તારીખ સૂર્ય આથમવાથી શરૂ થાય છે. જેટલા પણ આકાશી ધર્મો છે તે બધાનો હિસાબ આ જ પ્રમાણે ચંદ્ર આધારિત મહિનાઓથી અને તારીખની શરૂઆત સૂર્ય આથમવાના આધારે કરવામાં આવે છે.

કુર્તુબીએ ઈબ્ને અરબીના હવાલાથી નકલ કર્યું છે,

حِسَابُ الشَّمْسِ لِلْمَنَافِعِ وَحِسَابُ الْقَمَرِ لِلْمَنَاسِكِ એટલે કે, "સૂર્યનો હિસાબ દુનિયવી લાભ માટે છે અને ચંદ્રનો હિસાબ ઈબાદતની પરિપૂર્ણતા માટે."

આ ત્રીસ રાત્રિઓ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની તફસીર પ્રમાણે જિલ્કઅ્દહની ત્રીસ રાત્રિઓ હતી અને પછી તેના ઉપર દશ રાતો જિલ્હજ્જાની વધારી દેવામાં આવી. એનાથી જાણ થાય છે કે, તવરાતની અર્પણવિધી હઝરત મૂસા (અલૈ.)ને "યવમુન્નહર" એટલે કે, "ઈદુલ અદ્હા"ના દિવસે થઈ.

*(કુર્તુબી)*

**એક મસ્અલો :**

**વ્યક્તિતની સુધારણામાં ચાલીસ દિવસ–રાતની ખાસ દખલગીરી છે :**

આ આયતના ઈશારાથી એ પણ જાણ થઈ કે, ચાલીસ રાતોને માણસની માનસિક પરિસ્થિતિની સુધારણામાં કોઈ ખાસ દખલગીરી છે, જેમકે એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "જે વ્યક્તિ ચાલીસ દિવસ ઈખ્લાસ સાથે અલ્લાહ તઆલાની ઈબાદત કરે તો અલ્લાહ તઆલા તેના હૃદયમાંથી હિકમતના ઝરણા વહાવે છે." *(રૂહુલ બયાન)*

**મનુષ્યને પોતાના બધા કાર્યોમાં ક્રમ અને ધીરજની તા'લીમ :**

આ આયતથી સાબિત થાય છે કે, મહત્ત્વના કાર્યો માટે એક ખાસ નિશ્ચિત સમયમર્યાદા નક્કી કરવી તથા સરળતાથી ક્રમબદ્ધ સાતત્યથી તેને પૂર્ણ કરવું અલ્લાહની સુન્નત છે, ઉતાવળ અથવા ઝડપ અલ્લાહ તઆલાને પસંદ નથી.

સૌ પ્રથમ પોતે અલ્લાહ તઆલાએ પોતાના કાર્ય એટલે કે, વિશ્વની ઉત્પત્તિ માટે એક નિશ્ચિત સમય મર્યાદા છ દિવસની નક્કી કરીને આ સિદ્ધાંત સ્થાપિત કર્યો છે. જ્યારે કે, અલ્લાહ તઆલાને આસમાન, પૃથ્વી અને સમગ્ર વિશ્વને પેદા કરવા માટે એક ક્ષણની પણ આવશ્યકતા નથી. જ્યારે તે કોઈ વસ્તુને પેદા કરવા માટે હુકમ કરે છે કે, "થઈ જા" તો તે થઈ જાય છે, પરંતુ આ ખાસ કાર્યપદ્ધતિમાં મખ્લૂકને એ માર્ગદર્શન આપવાનું હતું કે, પોતાના કાર્યો ચિંતન, મનન અને ક્રમ જાળવી રાખી પૂર્ણ કરવામાં આવે. એ જ પ્રમાણે હઝરત મૂસા (અલૈ.)ને તવરાત અર્પણ કરવામાં આવી તો તેના માટે પણ એક નિશ્ચિત સમય મર્યાદા નક્કી કરવામાં આવી અને તેમાં આ જ સિદ્ધાંતની તા'લીમ આપવામાં આવી છે. *(કુર્તુબી)*

અને આ જ તે સિદ્ધાંત હતો જેને ઉપેક્ષિત કરવો બની ઈસ્રાઈલની ગુમરાહીનું કારણ બન્યું, કારણ કે હઝરત મૂસા (અલૈ.) અલ્લાહ તઆલાના પાછલા હુકમ પ્રમાણે પોતાની કોમને એવું કહીને ગયા હતા કે, હું ત્રીસ દિવસ માટે જઈ રહ્યો છું; અહીંયાં જ્યારે દશ દિવસનો સમય વધી ગયો તો પોતાની ઉતાવળના કારણે તેઓ એવું કહેવા લાગ્યા કે, હઝરત મૂસા (અલૈ.) તો ક્યાંક ખોવાઈ ગયા, હવે આપણે કોઈ બીજો આગેવાન બનાવી લઈએ. તેનું પરિણામ

એ આવ્યું કે, "સામિરી"ના દાવમાં ફસાઈને વાછરડાની પૂજા કરવાનું શરૂ કરી દીધું. ચિંતન તથા મનન કરીને તેઓ જો પોતાના કાર્યોમાં ધીરજ અને ક્રમ જાળવી રાખવાની ટેવ ધરાવતા હોત તો આવી નોબત ન આવી હોત. *(કુર્તુબી)*

આયતના બીજા વાક્યમાં ઈરશાદ છે, وَقَالَ مُوسٰى لِاَخِيهِ هٰرُوْنَ اخْلُفْنِىْ فِى قَوْمِىْ وَاَصْلِحْ وَلَا تَتَّبِعْ سَبِيْلَ الْمُفْسِدِيْنَ આ વાક્યમાંથી પણ અમુક મસ્અલાઓ અને હુકમો નીકળે છે.

## આવશ્યકતાના સમયે કોઈ વ્યવસ્થાપકને પોતાનો નાયબ બનાવવો જોઈએ :

પ્રથમ બાબત એ કે, જ્યારે હઝરત મૂસા (અલૈ.)એ જ્યારે અલ્લાહ તઆલાના વાયદા પ્રમાણે તૂર પર્વત ઉપર જઈને એઅ્તિકાફનો ઈરાદો કર્યો, ત્યારે પોતાના સાથી હઝરત હારૂન (અલૈ.)ને કહ્યું, اُخْلُفْنِىْ فِىْ قَوْمِىْ એટલે કે, ‘‘મારા પછી તમે આપણી કોમમાં મારા નાયબનો ફરજ અદા કરજો.’’ એનાથી સાબિત થાય છે કે, જે વ્યક્તિ કોઈ કાર્યનો જિમ્મેદાર છે તે જો કોઈ આવશ્યકતા પડવાથી કોઈ સ્થળે જાય તો તેના માટે જરૂરી છે કે તે કાર્યની કોઈ યોગ્ય વ્યવસ્થા કરીને જાય.

વળી એ પણ સાબિત થયું કે, હુકૂમતના જવાબદાર લોકો જ્યારે કોઈ સ્થળે મુસાફરી કરે ત્યારે પોતાના નાયબ અને ખલીફાને નક્કી કરીને જાય.

રસૂલે કરીમ ﷺની સામાન્ય ટેવ એ જ હતી કે, જ્યારે કોઈ સમયે મદીનાથી બહાર જતા તો કોઈ વ્યક્તિને ખલીફા બનાવીને જતા હતા. એક વખતે હઝરત અલી (રદિ.)ને ખલીફા બનાવ્યા, એક વખતે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મક્તુમને ખલીફા બનાવ્યા. એ જ પ્રમાણે વિવિધ મોકાઓ ઉપર વિવિધ સહાબા (રદિ.)ને મદીનામાં ખલીફા (નાયબ) બનાવીને મદીનાની બહાર તશરીફ લઈ ગયા. *(કુર્તુબી)*

હઝરત મૂસા (અલૈ.)એ હઝરત હારૂન (અલૈ.)ને ખલીફા બનાવવાના સમયે તેમને અમુક સૂચનાઓ આપી હતી. એનાથી જાણ થઈ કે, જ્યારે કોઈને નાયબ બનાવવામાં આવે ત્યારે તેના માટે કાર્યની સહૂલત થાય એ માટે જરૂરી સૂચના આપવામાં આવે અને સૂચનાઓમાંથી પ્રથમ સૂચના એ હતી કે, اَصْلِحْ (અસ્લિહ) તેમાં "અસ્લિહ"ના કર્મનું વર્ણન કરવામાં આવ્યું નથી કે કોની

સુધારણા કરવાની છે. એનાથી ઈશારો તે તરફ જ સામાન્ય રીતે છે કે, પોતાની પણ સુધારણા કરો અને તેમની પણ સુધારણા કરો. એટલે કે, જ્યારે તેમનામાં કોઈ ફસાદ અનુભવો તો તેમને સીધા માર્ગ ઉપર લાવવાનો પ્રયત્ન કરો. બીજી સૂચના આ આપી હતી કે, لَا تَتَّبِعْ سَبِيْلَ الْمُفْسِدِيْنَ એટલે કે, ''ફસાદખોરોના માર્ગનું અનુસરણ ન કરો.'' દેખીતું છે કે હઝરત હારૂન (અલૈ.) અલ્લાહના નબી છે, તેમના માટે ફસાદમાં સપડાવવાનો ભય ન હતો, એટલા માટે આ સૂચનાનો હેતુ એ હતો કે ફસાદખોરોની મદદ અથવા તેમને પ્રોત્સાહન મળે તેવું કોઈ કાર્ય ન કરો.

આથી હઝરત હારૂન (અલૈ.)એ જ્યારે કોમને જોઈ કે, "સામિરી"ની પાછળ ચાલવા લાગ્યા છે, એટલે સુધી કે તેના કહેવાથી વાછરડાની પૂજા પણ શરૂ કરી દીધી છે તેથી કોમને આ વાહિયાતપણાથી રોકી અને સામિરીને ધમકાવ્યો, પછી હઝરત મૂસા (અલૈ.)એ પાછા આવ્યા પછી એ વિચાર્યું કે, હઝરત હારૂન (અલૈ.)એ મારા ગયા પછી પોતાની ફરજ અદા કરવામાં ઉણપ રાખી છે, જેથી તેમની પૂછતાછ શરૂ કરી.

હઝરત મૂસા (અલૈ.)ની આ ઘટનાથી તે લોકોએ બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ જેઓ અવ્યવસ્થા અને બેફિકરીને જ સૌથી મોટી મોટાઈ સમજે છે.

————————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૪૩-૧૪૪-૧૪૫)

وَلَمَّا جَآءَ مُوْسٰى لِمِيْقَاتِنَا وَكَلَّمَهٗ رَبُّهٗ ۙ قَالَ رَبِّ اَرِنِيْٓ اَنْظُرْ اِلَيْكَ ؕ قَالَ لَنْ تَرٰىنِيْ
وَلٰكِنِ انْظُرْ اِلَى الْجَبَلِ فَاِنِ اسْتَقَرَّ مَكَانَهٗ فَسَوْفَ تَرٰىنِيْ ۚ فَلَمَّا تَجَلّٰى رَبُّهٗ لِلْجَبَلِ
جَعَلَهٗ دَكًّا وَّخَرَّ مُوْسٰى صَعِقًا ۚ فَلَمَّآ اَفَاقَ قَالَ سُبْحٰنَكَ تُبْتُ اِلَيْكَ وَاَنَا اَوَّلُ
الْمُؤْمِنِيْنَ ﴿١٤٣﴾ قَالَ يٰمُوْسٰٓى اِنِّى اصْطَفَيْتُكَ عَلَى النَّاسِ بِرِسٰلٰتِيْ وَبِكَلَامِيْ ۖ فَخُذْ مَآ
اٰتَيْتُكَ وَكُنْ مِّنَ الشّٰكِرِيْنَ ﴿١٤٤﴾ وَكَتَبْنَا لَهٗ فِى الْاَلْوَاحِ مِنْ كُلِّ شَيْءٍ مَّوْعِظَةً وَّ
تَفْصِيْلًا لِّكُلِّ شَيْءٍ ۚ فَخُذْهَا بِقُوَّةٍ وَّاْمُرْ قَوْمَكَ يَاْخُذُوْا بِاَحْسَنِهَا ؕ سَاُورِيْكُمْ
دَارَ الْفٰسِقِيْنَ ﴿١٤٥﴾

## તરજુમો :

*અને જ્યારે મૂસા (અલૈ.) અમારા વાયદા અનુસાર પહોંચ્યા અને તેમની સાથે તેમના પરવરદિગારે વાતચીત કરી, બોલ્યા; હે મારા પરવરદિગાર ! તું મને બતાવ કે હું તને જોઉં; કહ્યું, તું મને કદાપિ જોઈશ નહીં પરંતુ તમે પહાડ તરફ જોતા રહો, જો તે પોતાના સ્થળે સ્થિર રહે તો તમે મને જોઈ લેશો, પછી જ્યારે તેમના પરવરદિગારે પહાડ તરફ તજલ્લી કરી તેને પાડીને (ટૂકડે–ટૂકડા કરી) સમાંતર કરી દીધો અને મૂસા (અલૈ.) બેહોશ થઈને પડી ગયા, પછી જ્યારે હોશમાં આવ્યા, બોલ્યા; તારી જાત પાક છે, મેં તારા તરફ તવબહ કરી અને હું સૌથી પહેલાં યકીન લાવ્યો. (૧૪૩) કહ્યું, હે મૂસા (અલૈ.) ! મેં તમને (ચૂંટી લઈ) વિશિષ્ટતા આપી લોકોને મારો સંદેશ પહોંચાડવાની અને મારી વાતચીત કરવાની, બસ લો ! જે મેં તમને આપ્યું અને શુક્રગુઝાર રહો. (૧૪૪) અને અમે તેમને તખ્તીઓ ઉપર દરેક પ્રકારની નસીહત અને દરેક વસ્તુની વિગત લખી દીધી, બસ તેને મજબૂતીથી પકડી લો અને પોતાની કોમને હુકમ કરો કે તેની શ્રેષ્ઠ વાતો પકડી રાખે, નિકટમાં હું તમને નાફરમાનોનું ઘર બતાવીશ. (૧૪૫)*

## તફસીર :

અને જ્યારે (હઝરત) મૂસા (અલૈ. આ ઘટનામાં) અમારા (નક્કી કરેલ) સમય ઉપર આવ્યા (હતા જેની પ્રસંગ વર્ણન થઈ રહ્યો છે) અને તેમના પરવરદિગારે તેમની સાથે (ઘણી જ મહેરબાની અને કૃપા કરી) વાતચીત કરી તો (મહોબ્બતની પરાકાષ્ઠામાં અલ્લાહના દર્શન કરવાની તમન્ના પેદા થઈ ગઈ) વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! તારો દીદાર (દર્શન) મને કરાવ કે હું તને એક દષ્ટિ જોઈ લઉં, ઈરશાદ થયો કે તું મને (દુનિયામાં) કદાપિ નથી જોઈ શકતો, (કારણ કે આ દુનિયાની આંખો તેની ઝલક પણ વેઠી શકતી નથી كَمَا فِى الْمِشْكٰوةِ عَنْ مُسْلِمٍ لَاَ حْرَقَتْ سُبُحَاتُ وَجْهِهٖ) પરંતુ (તમારા દિલાસા માટે એ સૂચના આપું છું કે) તમે તે પહાડ તરફ જોતા રહો (અમે તેના ઉપર એક તજલ્લી નાંખીએ છીએ) બસ, જો તે પોતાની જગ્યાએ સ્થિર રહી શકે તો તમે પણ જોઈ શકશો (મતલબ કે, હઝરત મૂસા અલૈ. તે તરફ જોવા લાગ્યા) બસ,

તેમના પરવરદિગારે તેના ઉપર તજલ્લી કરી તો તે (પહાડ)ના ટુકડે–ટુકડા થઈ ગયા અને (હઝરત) મૂસા (અલૈ.) બેહોશ થઈને ઢળી પડયા, પછી જ્યારે હોશમાં આવ્યા તો વિનંતી કરી, બેશક ! તારી જાત (આ આંખોની સહનશક્તિથી) પાક (અને ઉપરવટ) છે, હું તારી પાસે (આ દરખાસ્ત માટે) મા'ફી માંગું છું અને (જે કંઈ તારો ઈરશાદ لَنْ تَرٰنِیْ છે) સૌથી પ્રથમ હું તેના ઉપર વિશ્વાસ કરું છું, ઈરશાદ થયો, હે મૂસા (અલૈ.) ! (એ જ ઘણું છે કે) મેં (તમને) મારા (તરફથી) પયગમ્બરી(નો હોદ્દો આપીને) અને મારી (સાથે) વાતચીત(ની ઈજ્જત બખ્શીને તેના)થી લોકો ઉપર તમને વિશિષ્ટતા પ્રદાન કરી તો (હવે) જે કંઈ મેં તમને અર્પણ કર્યું છે (એટલે કે રિસાલત, વાતચીત અને તવરાત) તેને લઈ લો અને શુક્ર કરો અને અમે અમુક તખ્તીઓ ઉપર દરેક પ્રકારની (આવશ્યક) નસીહત અને (જરૂરી હુકમોના સંદર્ભે) દરેક વસ્તુની વિગત તેમાં લખી દીધી છે (એ જ તખ્તીઓ તવરાત છે, પછી હુકમ થયો કે જ્યારે આ તખ્તીઓ અમે આપી દીધી તો) હુકમ કરો કે તેના સારા–સારા હુકમો ઉપર (એટલે કે, બધા જ હુકમો ઉપર કારણ કે બધા જ હુકમો સારા છે) અમલ કરો, હું હવે ઘણો જ જલદી તમને (એટલે કે બની ઈસ્રાઈલને) તે નાફરમાનોનું (એટલે કે, ફિરઔનનું અથવા અમાલિકાનું) સ્થળ બતાવું છું (તેમાં ખુશખબરી અને વાયદો છે કે, મિસ્ર અથવા સમગ્ર સિરીયા ઉપર ઘણો જ જલદી તમારો કબજો થવા જઈ રહ્યો છે, તેનો મકસદ આજ્ઞાપાલન માટે પ્રોત્સાહન આપવાનો છે અને અલ્લાહની આજ્ઞાપાલનની જ આ બરકતો છે).

## મસ્અલા અને બોધપાઠ :

لَنْ تَرٰنِیْ (લન્ તરાની) એટલે કે, "તું મને જોઈ શકતો નથી." તેમાં ઈશારો એ છે કે, પ્રત્યક્ષ દર્શન અશક્ય નથી પરંતુ જોનાર પોતાના હાલની એવી હાલત હોવાને કારણે તેને સહન કરી શકતો નથી, નહિતર જો દર્શન શક્ય જ ન હોત તો لَنْ تَرٰنِیْ ના બદલે لَنْ اُرٰی કહેવામાં આવ્યું હોત. એટલે કે, "મારા દર્શન થઈ નથી શકતા." *(મઝહરી)*

એનાથી સાબિત થયું કે, અલ્લાહ તઆલાના દીદાર દુનિયામાં પણ બૌદ્ધિક રીતે શક્ય તો છે પરંતુ આ આયતથી مُمْتَنِعُ الْوَقُوْع (આવું બનવું

અશક્ય–મુશ્કેલ છે) હોવું પણ સાબિત થઈ ગયું અને જમહૂર અહલે સુન્નત વલ જમાઅતમાં આ જ મત (માન્યતા) છે કે, દુનિયામાં અલ્લાહ તઆલાના પ્રત્યક્ષ દર્શન બૌદ્ધિક રીતે તો શક્ય છે પરંતુ શરઈ રીતે مُمْتَنِعٌ છે. જેમકે, સહીહ મુસ્લિમની હદીષમાં છે لَنْ يَّرٰى اَحَدٌ مِّنْكُمْ رَبَّهٗ حَتّٰى يَمُوْتَ એટલે કે, "તમારામાંથી કોઈ વ્યક્તિ મૃત્યુ પહેલાં પોતાના પરવરદિગારને જોઈ શકતો નથી."

તેમાં એ વાસ્તવિકતાની સાબિતી છે કે, પ્રસ્તુત પરિસ્થિતિમાં તે શ્રોતા અલ્લાહના દર્શનને વેઠી શકતો નથી એટલા માટે પહાડ ઉપર એક નાની સરખી તજલ્લી નાંખીને બતાવવામાં આવ્યું કે, તું તે પણ વેઠી શકવા સમર્થ નથી. મનુષ્ય તો અત્યંત કમજોર સર્જન છે તે કેવી રીતે આ સહન કરે ?

فَلَمَّا تَجَلّٰى رَبُّهٗ لِلْجَبَلِ તેમાં تَجَلِّى (તજલ્લી)નો અરબી શબ્દકોષના આધારે અર્થ "જાહેર થવું" અથવા "ઉપસ્થિત થવું" થાય છે અને સુફીઓના મતે "તજલ્લી"નો અર્થ "કોઈ વસ્તુના પરોક્ષ દર્શન કરવા" (પ્રતિબીંબ)નો થાય છે. જેમકે કોઈ વસ્તુ અરીસામાં જોવામાં આવે, એટલા માટે તજલ્લીના પ્રત્યક્ષ દર્શન કરી શકાતા નથી, પોતે આ જ આયતમાં તેની સાબિતી મોજૂદ છે કે, અલ્લાહ તઆલાએ દર્શનનો તો નકાર કર્યો અને તજલ્લીની સાબિતી આપી.

ઈમામ અહમદ, તિરમીઝી અને હાકિમે હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે અને તેની સનદને તિરમીઝી અને હાકિમે સાચી ઠરાવી છે કે, નબીએ કરીમ ﷺએ આ આયતની તિલાવત કરીને હાથની નાની આંગણીના ટેરવા ઉપર અંગૂઠો રાખીને ઈશારો ફરમાવ્યો કે, અલ્લાહ જલ્લ શા'નુહૂના નૂરનો ફક્ત આટલો હિસ્સો જાહેર કરવામાં આવ્યો હતો જેનાથી પહાડના ટુકડે–ટુકડા ઉડી ગયા. એ જરૂરી નથી કે, સમગ્ર પહાડ ટુકડા થઈ ગયો હોય બલકે, જે ભાગ ઉપર અલ્લાહ તઆલાએ આ તજલ્લી ફરમાવી તે ભાગ જ તેનાથી પ્રભાવિત થયો હોઈ શકે છે.

**હઝરત મૂસા (અલૈ.) સાથે અલ્લાહ તઆલાની વાતચીત :**

એટલી વાત તો કુર્આનના સ્પષ્ટ શબ્દોથી સાબિત છે કે, અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.) સાથે પ્રત્યક્ષ વાતચીત કરી, પછી આ

વાતચીતમાં પણ એક તો એ છે કે, જે શરૂઆતમાં નુબુવ્વત અર્પણ કરવાના સમયે હતી, બીજી વાતચીત એ છે જે તવરાત અર્પણ કરવાના સમયે થઈ અને જેનું વર્ણન આ આયતમાં છે. આયતના શબ્દોથી એ પણ સાબિત થાય છે કે, આ બીજી વાતચીતને પ્રથમ વાતચીત કરતાં વધારે મહત્ત્વ પ્રાપ્ત થયું હતું.

પરંતુ આ વાતચીતની વાસ્તવિકતા શું અને કયા પ્રકારે હતી તેનું જ્ઞાન અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી હોઈ શકતું, તેમાં બુદ્ધિની જેટલી શક્યતાઓ અને સંભાવનાઓ એવી હોય જે શરીઅતના કોઈ હુકમના વિરુદ્ધ ન જતી હોય, અત્રે તે બધાની ગુંજાઈશ અવશ્ય છે પરંતુ તે શક્યતાઓમાં કોઈ એકને નક્કી કરવી દલીલ વિના દુરુસ્ત નથી અને સલફે સાલિહીન, સહાબા (રદિ.) અને તાબિઈનનો આ જ મત અને અભિપ્રાય આ ઘટનામાં જાણીતો છે કે, આ મા'મલાને અલ્લાહના હવાલે કરવામાં આવે, શક્યતાઓ શોધવાની ફિકરમાં પડવું ન જોઈએ. *(બયાનુલ કુર્આન)*

سَاُورِيْكُمْ دَارَا لفٰسِقِيْنَ આ સ્થળે دَارُالْفَاسِقِيْن (દારુલ ફાસિકીન)નો શું અર્થ છે? તેમાં બે નિવેદનો છે. એક, મિસ્ર અને બીજો સિરીયા. કારણ કે, હઝરત મૂસા (અલૈ.)ના વિજય પહેલા મિસ્ર ઉપર ફિરઔન અને તેની કોમ સત્તા ભોગવતી હતી અને છવાયેલી હતી. તેના કારણે મિસ્રને "દારુલ ફાસિકીન" અને સિરીયા ઉપર અમાલિકાનો કબજો હતો, તે પણ કાફિર અને ફાસિક હતા. એટલા માટે તે સમયનું સિરીયા પણ "દારુલ ફાસિકીન" એટલે કે, ફાસિકોનું ઘર હતું અને બંનેમાંથી આ સ્થળે કયો પ્રદેશ છે તેમાં મતભેદો એ આધાર ઉપર છે કે, ફિરઔનના ડૂબી ગયા પછી બની ઈસ્રાઈલ મિસ્ર પાછા ચાલ્યા ગયા હતા અથવા નહીં ? જો તે સમયે મિસ્ર પાછા ચાલ્યા ગયા અને મિસ્રની સત્તા ઉપર કબજો કર્યો, જેમકે આયત وَاَوْرَثْنَا الْقَوْمَ الَّذِيْنَ થી તેનું સમર્થન થાય છે તો મિસ્ર ઉપર કબજો અને વિજય આ તૂર ઉપર તજલ્લી જોવાની ઘટના પહેલાં થઈ ચૂક્યું છે અને તેમાં سَاُورِيْكُمْ دَارَالْفٰسِقِيْنَ નો અર્થ સિરીયા નક્કી થાય છે અને જો તે સમયે મિસ્ર પરત ન ફર્યા હોય તો બંને પ્રદેશ હોઈ શકે છે.

وَكَتَبْنَا لَهٗ فِى الْاَلْوَاحِ તેનાથી જાણ થાય છે કે, તવરાતની તૈયાર લખેલી તખ્તીઓ હઝરત મૂસા (અલૈ.)ને સોંપવામાં આવી હતી. આ તખ્તીઓના જથ્થાનું નામ જ "તવરાત" છે.

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૪૬ થી ૧૫૧)

سَاَصۡرِفُ عَنۡ اٰيٰتِيَ الَّذِيۡنَ يَتَكَبَّرُوۡنَ فِي الۡاَرۡضِ بِغَيۡرِ الۡحَقِّ ؕ وَاِنۡ يَّرَوۡا كُلَّ اٰيَةٍ لَّا

يُؤۡمِنُوۡا بِهَا ۚ وَاِنۡ يَّرَوۡا سَبِيۡلَ الرُّشۡدِ لَا يَتَّخِذُوۡهُ سَبِيۡلًا ۚ وَاِنۡ يَّرَوۡا سَبِيۡلَ الۡغَيِّ

يَتَّخِذُوۡهُ سَبِيۡلًا ؕ ذٰلِكَ بِاَنَّهُمۡ كَذَّبُوۡا بِاٰيٰتِنَا وَكَانُوۡا عَنۡهَا غٰفِلِيۡنَ ﴿۱۴۶﴾ وَالَّذِيۡنَ كَذَّبُوۡا

ع ۱۷ ۷ بِاٰيٰتِنَا وَلِقَآءِ الۡاٰخِرَةِ حَبِطَتۡ اَعۡمَالُهُمۡ ؕ هَلۡ يُجۡزَوۡنَ اِلَّا مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۱۴۷﴾ ع

وَاتَّخَذَ قَوۡمُ مُوۡسٰى مِنۡۢ بَعۡدِهٖ مِنۡ حُلِيِّهِمۡ عِجۡلًا جَسَدًا لَّهٗ خُوَارٌ ؕ اَلَمۡ يَرَوۡا اَنَّهٗ

لَا يُكَلِّمُهُمۡ وَلَا يَهۡدِيۡهِمۡ سَبِيۡلًا ۘ اِتَّخَذُوۡهُ وَكَانُوۡا ظٰلِمِيۡنَ ﴿۱۴۸﴾ وَلَمَّا سُقِطَ

فِيۡۤ اَيۡدِيۡهِمۡ وَرَاَوۡا اَنَّهُمۡ قَدۡ ضَلُّوۡا ۙ قَالُوۡا لَئِنۡ لَّمۡ يَرۡحَمۡنَا رَبُّنَا وَيَغۡفِرۡ لَنَا

لَنَكُوۡنَنَّ مِنَ الۡخٰسِرِيۡنَ ﴿۱۴۹﴾ وَلَمَّا رَجَعَ مُوۡسٰٓى اِلٰى قَوۡمِهٖ غَضۡبَانَ اَسِفًا ۙ قَالَ

بِئۡسَمَا خَلَفۡتُمُوۡنِيۡ مِنۡۢ بَعۡدِيۡ ۚ اَعَجِلۡتُمۡ اَمۡرَ رَبِّكُمۡ ۚ وَاَلۡقَى الۡاَلۡوَاحَ وَاَخَذَ

بِرَاۡسِ اَخِيۡهِ يَجُرُّهٗۤ اِلَيۡهِ ؕ قَالَ ابۡنَ اُمَّ اِنَّ الۡقَوۡمَ اسۡتَضۡعَفُوۡنِيۡ وَكَادُوۡا

يَقۡتُلُوۡنَنِيۡ ۖ فَلَا تُشۡمِتۡ بِيَ الۡاَعۡدَآءَ وَلَا تَجۡعَلۡنِيۡ مَعَ الۡقَوۡمِ الظّٰلِمِيۡنَ ﴿۱۵۰﴾ قَالَ

ع ۱۸ ۸ رَبِّ اغۡفِرۡ لِيۡ وَلِاَخِيۡ وَاَدۡخِلۡنَا فِيۡ رَحۡمَتِكَ ۖ وَاَنۡتَ اَرۡحَمُ الرّٰحِمِيۡنَ ﴿۱۵۱﴾ ع

## તરજુમો :

*હું તેમને પોતાની આયતોથી વિમુખ કરીશ જેઓ જમીનમાં નાહક ઘમંડ કરે છે અને જો સૌ નિશાનીઓ જોઈ લે (છતાં) તેના ઉપર ઈમાન ન લાવે અને જો હિદાયતનો માર્ગ જોઈ લે તો તેને માર્ગ ન ઠરાવે અને જો ગુમરાહીનો માર્ગ જુએ તો તેને માર્ગ ઠરાવી (અપનાવી) લે; આ એટલા માટે કે તેમણે અમારી આયતોને જૂઠી જાણી અને એનાથી બેખબર રહ્યા. (૧૪૬) અને જેમણે અમારી આયતોને અને આખિરતની મુલાકાતને જૂઠું જાણ્યું તેમની મહેનતો બરબાદ થઈ, તે જ બદલો પામશે જે કંઈ અમલ કરતા હતા. (૧૪૭) અને*

*મૂસા (અલૈ.)ની કોમે તેમની પાછળ પોતાના ઘરેણાથી વાછરડો બનાવી લીધો, એક શરીર (પૂતળું) કે તેમાં ગાયનો અવાજ હતો, શું તેમણે ન જોયું કે તે તેમની સાથે વાત પણ નથી કરતો અને માર્ગ બતાવતો નથી; તેને મઅ્બૂદ બનાવી લીધો ! અને તેઓ જાલિમ હતા. (૧૪૮) અને જ્યારે પસ્તાયા અને સમજ્યા કે ખરેખર અમે ગુમરાહ થઈ ગયા તો કહેવા લાગ્યા, જો અમારા ઉપર અમારો પરવરદિગાર રહમ ન કરે અને અમને મા'ફ ન કરે તો નિ:શંક! અમે તબાહ થઈ જઈશું. (૧૪૯) અને જ્યારે મૂસા (અલૈ.) પોતાની કોમમાં પાછા આવ્યા ગુસ્સાથી ભરાયેલા ! દિલગીર ! બોલ્યા, તમે મારા પછી કેટલી બુરી નાયબગીરી કરી ! કેમ તમે પોતાના પરવરદિગારના હુકમ (આવતા પૂર્વે)થી ઉતાવળ કરી ? અને તે તખ્તીઓ નાંખી અને પોતાના ભાઈનું માથું પકડ્યું, તેમને પોતાની તરફ ખેંચવા લાગ્યા; તેઓ બોલ્યા, હે મારા માં જણ્યા (ભાઈ) ! લોકોએ મને કમજોર સમજ્યો અને નિકટ હતું કે મને મારી નાંખે, બસ મારા ઉપર દુશ્મનોને ન હસાવ અને મને ગુનેહગાર લોકો સાથે સામેલ ન કર. (૧૫૦) બોલ્યા, હે મારા પરવરદિગાર ! મને અને મારા ભાઈને મા'ફ કર અને અમને તારી રહમતમાં દાખલ કર અને તું સૌથી વધારે રહમ કરનારો છે. (૧૫૧)*

## તફસીર :

(હવે આજ્ઞાપાલન માટેના પ્રોત્સાહન પછી વિરોધ કરનારાઓને ધમકી સ્વરૂપે કહેવામાં આવે છે કે) હું એવા લોકોને મારા હુકમોથી વિમુખ (વંચિત) રાખીશ અને જેઓ દુનિયામાં (હુકમો માનવાથી) અભિમાન કરે છે (તેનો તેમને કોઈ અધિકાર પ્રાપ્ત થયો નથી, કારણ કે પોતાને મોટો સમજવાનો અધિકાર માત્ર તેને જ છે જે વાસ્તવમાં મોટો છે અને તે એકમાત્ર અલ્લાહની જાત જ છે) અને (આ વિમુખતાનો પ્રભાવ એવો હશે કે) જો સમગ્ર (દુનિયાભરની) નિશાનીઓ (પણ તેઓ) જોઈ લે તો પણ (પોતાની બદ્‌બખ્તીના કારણે) તેના ઉપર ઈમાન લાવશે નહીં અને જો હિદાયતનો માર્ગ જોઈ લે તો તેને પોતાનો માર્ગ બનાવશે નહીં અને જો ગુમરાહીનો માર્ગ જોઈ લે તો તેને પોતાનો તરીકો બનાવી લે, (એટલે કે સત્યનો સ્વીકાર ન કરવાના કારણે દિલ એટલું કઠણ થઈ જાય છે અને અલ્લાહ તઆલાથી દૂરી એટલી હદે પહોંચી જાય છે) આ (એ પ્રથમ કક્ષાની

વિમુખતા છે) એ કારણથી છે કે તેમણે અમારી આયતોને (અભિમાનના કારણે) જૂઠી બતાવી અને તે(ની વાસ્તવિકતામાં વિચાર કરવા)થી ગાફેલ રહ્યા (આ સજા તો દુનિયામાં થઈ કે તેઓ હિદાયતથી વંચિત રહ્યા) અને (આખિરતમાં એ સજા થશે કે) એ લોકો જેમણે અમારી આયતોને અને કયામતના આવવાને જૂઠાડ્યું તેમના બધા કામ (જેના ઉપર તેમને ફાયદાની આશા હતી) વ્યર્થ થઈ ગયા (અને પરિણામ તેનું જહન્નમ છે) તેમને એ જ સજા આપવામાં આવશે જે કંઈ તેઓ કરતા હતા અને (જ્યારે હઝરત મૂસા અલૈ. તૂર ઉપર તવરાત લેવા માટે ગયા તો હઝરત) મૂસા (અલૈ.)ની કોમે (એટલે કે બની ઈસ્રાઈલે) તેમના (ગયા) પછી પોતાના (કબજામાં રહેલ) ઘરેણાઓમાંથી (જેને તેમણે મિસ્રથી નીકળતી વખતે કીબતીઓ પાસે શાદીના બહાને માંગી લીધા હતા) એક વાછરડો (બનાવ્યો જેનો કિસ્સો સૂરએ તા'હા વર્ણન થયો છે અને તેને પોતાનો મઅ્બૂદ) બનાવ્યો, જે(ની હકીકત માત્ર એટલી હતી કે) એક પૂતળું હતું જેમાં એક અવાજ હતો (અને તેમાં કોઈ ખાસિયત ન હતી, જેનાથી કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ તેને મઅ્બૂદ હોવાની ધારણા બાંધી શકે) શું તેમણે એ ન જોયું કે (તેમાં મનુષ્ય જેટલી પણ શક્તિ ન હતી, કારણ કે) તે તેમનાથી વાત સુદ્ધાં કરતું ન હતું અને ન જ તેમને (દુનિયા અને દીનનો) કોઈ માર્ગ બતાવતું હતું (મઅ્બૂદ તરીકેની સિફતો તો તેનામાં કઈ રીતે હોય ? મતલબ એ કે) એ (વાછરડા)ને તેમણે મઅ્બૂદ ઠરાવી લીધો અને (કારણ કે, તેને મઅ્બૂદ સમજવાનું કોઈ કારણ જ નથી, એટલા માટે આ તેમણે) ઘણું વાહિયાત કામ કર્યું અને (હઝરત મૂસા અલૈ.ના શરણે ગયા પછી કે જેનો કિસ્સો આગળ આવે છે, તેમને ચેતવણી આપવાથી) જ્યારે (ચેતી ગયા અને પોતાની આ હરકત ઉપર) પસ્તાવા લાગ્યા અને જાણ્યું કે વાસ્તવમાં તે (એટલે કે અમે) લોકો ગુમરાહીમાં પડી ગયા તો (અફસોસ અને મા'ફી માંગવા માટે) કહેવા લાગ્યા કે, જો અમારો પરવરદિગાર અમારા ઉપર રહમ ન કરે અને અમારા (આ) ગુનાહ મા'ફ ન કરે તો અમે નુકસાન ઉઠાવનારાઓમાંથી થઈ જઈશું (એટલા માટે ખાસ રીતે તવબહની વિધી પૂર્ણ કરવાનો હુકમ થયો જેનો કિસ્સો સૂરએ બકરહની આયત فَاقْتُلُوْٓا اَنْفُسَكُمْ માં આવી ચૂક્યો છે) અને (હઝરત મૂસા અલૈ.ની તાકીદ કરવાની ઘટના એ રીતે બની કે) જ્યારે (હઝરત) મૂસા (અલૈ.) પોતાની કોમ તરફ (તૂર પર્વત ઉપરથી) પાછા આવ્યા ગુસ્સા અને ગમથી ભરેલા (કારણ કે

તેમને વહી દ્વારા એની જાણ થઈ ગઈ હતી, સૂરએ તા'હામાં છે ...(قَالَ فَإِنَّا قَدْفَتَنَّا) તો (પ્રથમ કોમ તરફ કેન્દ્રિત થઈને) ફરમાવ્યું કે, તમે મારા પછી આ ઘણી અયોગ્ય હરકત કરી, શું પોતાના પરવરદિગારના હુકમ (આવતા) પૂર્વે જ તમે (આવી) ઉતાવળ કરી બેઠા ? (હું તો અલ્લાહનો હુકમ લેવા ગયો હતો તેની રાહ તો જોવી હતી ?!) અને (પછી હઝરત હારૂન અલૈ. તરફ ધ્યાન આપ્યું અને તેમણે પોતાની દિલી લાગણીના પ્રવાહમાં જોશમાં આવી) જલદીથી (તવરાતની) તખ્તીઓ એક બાજુ મૂકી (અને ઉતાવળે એવા જોરથી મૂકી કે, જોનારો જો વિચાર ન કરે તો શંકા થાય કે જેમકે કોઈએ તેને નાંખી દીધી હોય) અને (હાથ ખાલી કરીને) પોતાના ભાઈ (હઝરત હારૂન અલૈ.)નું માથું (એટલે કે માથાના વાળ) પકડીને તેમને પોતાની તરફ ઢસેડવા લાગ્યા (કે તમે કેમ સંપૂર્ણ વ્યવસ્થા ન જાળવી અને તેઓ ખૂબ ક્રોધમાં હોવાના કારણે આવું અનાયાસે જ થઈ ગયું હતું અને આ ગુસ્સો પણ દીન માટે હતો એટલા માટે આ અનિચ્છાવર્તી બાબતને પણ મોઅતબર ઠરાવવામાં આવશે અને તેમની ઈજ્તેહાદી ભૂલ ઉપર કોઈ વાંધો ઉઠાવવામાં નહીં આવે); હારૂન (અલૈ.)એ કહ્યું કે, હે મારા માં જણ્યા (ભાઈ ! મેં મારા સંપૂર્ણ પ્રયત્નો વડે તેમને રોક્યા હતા પરંતુ) તે લોકોએ મને કમજોર સમજ્યો અને (બલકે, શિખામણ આપવાના કારણે) નિકટ હતું કે તેઓ મારી હત્યા કરી નાંખે તો તમે મારા ઉપર (સખ્તી કરીને) દુશ્મનોને ન હસાવો અને મને (આવા વર્તાવથી) તે જાલિમ લોકોમાં સામેલ ન કરો (કે તેમની જેમ જ નારાજગીથી મારી સાથે પણ વર્તવા લાગો, હઝરત) મૂસા (અલૈ.)એ (અલ્લાહ તઆલા પાસે દુઆ કરી અને) કહ્યું કે, હે મારા પરવરદિગાર ! મારી ભૂલ (જો કે તે ઈજ્તિહાદી છે) મા'ફ કર અને મારા ભાઈને પણ (જે ઉણપ કદાચ આ મુશ્રિકોને શિર્ક કરતા અટકાવવામાં થઈ ગઈ હોય, જેમકે તેમના આ નિવેદનથી જાણ થાય છે કે, ...(مَا مَنَعَكَ اِذْ رَاَيْتَهُمْ ضَلُّوْا اَنْ لَّا تَتَّبِعَنِ) અને અમને બંનેને પોતાની (ખાસ) રહમતમાં દાખલ કર અને તું બધા જ રહમ કરવાવાળાઓમાં સૌથી વધારે રહમ કરવાવાળો છે (એટલા માટે અમને દુઆની સ્વીકૃતિની ઉમ્મીદ છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં જે ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, ''હું વિમુખ કરીશ તે

લોકોને પોતાની આયતોથી કે જેઓ મોટા બને છે પૃથ્વી ઉપર કોઈ હક વિના.'' તેમાં "કોઈ હક (અધિકાર) વિના" કહેવાથી ઈશારો એ બાજુ છે કે કોઈ હક વિના ગર્વ કરનારાઓના મુકાબલા માટે ગર્વ કરવાનો અધિકાર હોઈ શકે છે તે ખોટું અથવા ગુનોહ નથી. કારણ કે તે ફક્ત સ્વરૂપના આધારે જ ગર્વ હોય છે, વાસ્તવિકતાના આધારે નથી હોતો. જેમકે કહેવત મશ્હૂર છે اَلتَّكَبُّرُ مَعَ الْمُتَكَبِّرِيْنَ تَوَاضُعٌ ઘમંડીની સાથે ઘમંડપૂર્વક વર્તવું એ જ સભ્યતા છે. *(મસાઈલુસ્સુલુક)*

**ઘમંડ માણસને બુદ્ધિ અને અલ્લાહ તઆલાના જ્ઞાનથી વંચિત કરે છે:**

ઘમંડ કરનારાઓ એટલે કે મોટા બનનારાઓને પોતાની આયતોથી વિમુખ કરી દેવાનો અર્થ એ છે કે, તેમનામાં અલ્લાહની આયતોને સમજવાની કે તેનાથી લાભ ઉઠાવવાની ક્ષમતા નષ્ટ પામે છે અને અલ્લાહની આયતો આ સ્થળે સામાન્ય ભાવાર્થ તરીકે પણ હોઈ શકે છે, જેમાં તવરાત, ઈન્જીલ અથવા કુર્આન શરીફની આયતો સામેલ છે અને તે સઘળી નિશાનીઓ પણ કે જે પૃથ્વી, આકાશો અને સમગ્ર વિશ્વમાં અલ્લાહ તઆલાના કરેલા સર્જનમાં ફેલાયેલી છે. એટલા માટે આયતના વિષયનો ખુલાસો એ થયો કે, તકબ્બુર એટલે કે પોતાને અન્યોથી મોટો અને શ્રેષ્ઠ સમજવો એવી ધિક્કારપાત્ર અને વખોડવા લાયક ટેવ છે કે, જે વ્યક્તિ તેમાં સપડાય જાય છે તેનામાં બુદ્ધિ અને સમજદારી જ નથી રહેતી, એટલા માટે તે અલ્લાહ તઆલાની આયતોને સમજવાથી વંચિત થઈ જાય છે. તેનામાં ન તો કુર્આનની આયતોને સાચી રીતે સમજવાની શક્તિ બાકી રહે છે અને ન જ કુદરતમાં અલ્લાહની નિશાનીઓમાં ચિંતન અને મનન કરીને અલ્લાહ તઆલાનો પરિચય પ્રાપ્ત કરવામાં તેનું દિમાગ ચાલે છે.

રૂહુલ બયાનમાં છે કે, ''આથી જાણ થઈ કે તકબ્બુર અને મિથ્યાભિમાન (ખોટો ઘમંડ) એક એવી ખરાબ ટેવ છે જે ઈલાહી જ્ઞાનની પ્રાપ્તિ વચ્ચે એક આડશ બની જાય છે. કારણ કે, ઈલાહી જ્ઞાન ફક્ત તેની કૃપાદૃષ્ટિ અને રહમતથી જ પ્રાપ્ત થઈ શકે છે અને અલ્લાહની રહમત વિનમ્રતાથી કેન્દ્રિત થતી હોય છે.'' મવલાના રૂમી ફરમાવે છે,

ہر کجا پستی ست آب آنجا رود　　ہر کجا مشکل جواب آنجا رود

પાણી નીચાણ તરફ જ વહેતું હોય છે, જ્યાં સમસ્યા હોય છે તેમાંથી જ જવાબ મળે છે (એટલે કે મુશ્કેલીમાંથી નીકળવાનો રસ્તો શોધો)

પ્રથમ બે આયતોમાં આ વિષય ઈરશાદ ફરમાવ્યા પછી હઝરત મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલની બાકી ઘટના આ પ્રમાણે વર્ણન કરવામાં આવી.

જ્યારે હઝરત મૂસા (અલૈ.) તવરાત મેળવવા માટે કોહે તૂર ઉપર એઅ્તિકાફમાં બેઠા અને શરૂઆતમાં ત્રીસ રાત્રિઓના એઅ્તિકાફનો હુકમ હતો અને તે પ્રમાણે પોતાની કોમને સૂચના આપીને ગયા હતા કે, ત્રીસ દિવસ પછી પાછો આવીશ. ત્યાં અલ્લાહ તઆલાએ ત્રીસ દિવસ ઉપર દશ દિવસની મુદત બીજી વધારી દીધી તો બની ઈસ્રાઈલની કોમ જેમની ઉતાવળ અને શરારત પ્રથમથી જ પ્રખ્યાત હતી તે સમયે પણ જાત-જાતની વાતો બનાવવા લાગી. તેમની કોમમાં એક વ્યક્તિ સામિરી નામનો હતો, જે પોતાની કોમનો મોટો ચોધરી (આગેવાન) માનવામાં આવતો હતો, પરંતુ કાચા અકીદહનો વ્યક્તિ હતો. તેણે તક ઝડપીને એવી પ્રવૃત્તિ કરી કે બની ઈસ્રાઈલ પાસે અમુક ઘરેણાઓ ફિરઔનની કોમના રહી ગયા હતા. તેણે કહ્યું કે, આ ઘરેણાઓ તમે કીબતી લોકો પાસેથી વાપરવા માટે લીધા હતા, હવે તે બધા ડૂબી ગયા અને ઘરેણાઓ તમારી પાસે રહી ગયા માટે એ તમારા માટે હલાલ નથી, કારણ કે કાફિરો સાથે લડાઈના સમયે પ્રાપ્ત કરેલ ગનીમતનો માલ પણ તે યુગમાં મુસલમાનો માટે હલાલ ન હતો. બની ઈસ્રાઈલે તેના કહેવા પ્રમાણે બધા જ ઘરેણાઓ લાવીને તેની પાસે ભેગા કરી આપ્યા. તેણે તે સોના-ચાંદીથી એક વાછરડો અથવા ગાયનું પૂતળું બનાવ્યું અને હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ના ઘોડાની ખરી નીચેની માટી જે તેણે પ્રથમથી જ ક્યાંક ભેગી કરી રાખી હતી તે માટીમાં અલ્લાહ તઆલાએ જીવનનું એક સ્વરૂપ મૂક્યું હતું; તેણે સોના-ચાંદીને આગમાં પીગળાવતી વખતે આ માટી પણ તેમાં ભેગી કરી આપી. તેની એવી અસર થઈ કે, તે ગાયના પૂતળામાં જીવનના ચિહ્નો પેદા થઈ ગયા અને તેમાંથી ગાય જેવો અવાજ નીકળવા લાગ્યો. આ સ્થળે આયતમાં عِجْلًا (ઈજ્લન)ની તફસીર جَسَدًا لَّهٗ خُوَارٌ ફરમાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

સામિરીની આ આશ્ચર્યજનક શયતાની પ્રવૃત્તિ સામે આવી પછી તેણે બની ઈસ્રાઈલને કુફ્રનું આમંત્રણ આપવાનું શરૂ કર્યું કે આ જ ખુદા છે. હઝરત મૂસા (અલૈ.) તો અલ્લાહ તઆલા સાથે વાતચીત કરવા તૂર પર્વત ઉપર ગયા છે અને નઊઝુબિલ્લાહ અહીંયાં વાછરડાને ખુદા ઠરાવવામાં આવી રહ્યો છે. તેઓના મતે

હઝરત મૂસા (અલૈ.)થી ભૂલ થઈ ગઈ, બની ઈસ્રાઈલમાં આ અગાઉ તેમની જ વાત માનવામાં આવતી હતી. પરંતુ હવે આ લોકો સામિરીની વાહિયાત પ્રવૃત્તિ જોઈને તેનામાં વિશ્વાસ અને શ્રદ્ધા ધરાવતા થઈ ગયા અને આ ગાયને ખુદા સમજીને તેની ઈબાદતમાં લાગી ગયા.

પ્રસ્તુત ત્રીજી આયતમાં આ વિષયનું વર્ણન ટૂંકમાં આવ્યું છે અને કુર્આને કરીમમાં અન્ય સ્થળે તેની વધારે વિગત પ્રસ્તુત થઈ છે.

ચોથી આયતમાં હઝરત મૂસા (અલૈ.)ની ચેતવણી આપવાથી બની ઈસ્રાઈલને પસ્તાવો થયો અને તેમની તવબહનું વર્ણન છે. તેમાં سُقِطَ فِیٓ اَیۡدِیۡهِمۡ નો અર્થ અરબી રૂઢિપ્રયોગ પ્રમાણે "અફસોસ (પસ્તાવો) કરવાનો અને લજ્જિત થવાનો" થાય છે.

પાંચમી આયતમાં એ ઘટનાની વિગત વર્ણન થઈ છે કે, જ્યારે હઝરત મૂસા (અલૈ.) કોહે તૂર પરથી પાછા આવ્યા અને પોતાની કોમને વાછરડાની પૂજામાં સપડાયેલી જોઈ તો જો કે, હઝરત મૂસા (અલૈ.)ને તેમની કોમની ગુમરાહીની ખબર અલ્લાહ તઆલાએ કોહે તૂર ઉપર જ આપી દીધી હતી પરંતુ સાંભળવામાં અને જોવામાં હંમેશા ફરક હોય છે, જ્યારે તે લોકોને જોયા કે તેઓ ગાયનો પૂજાપાઠ કરી રહ્યા છે તો તેમના ક્રોધની કોઈ સીમા ન રહી.

પ્રથમ પોતાની કોમ તરફ ધ્યાન આપ્યું અને કહ્યું بِئۡسَمَا خَلَفۡتُمُوۡنِیۡ مِنۡۢ بَعۡدِیۡ એટલે કે, "તમે મારા પછી આ ઘણી જ અયોગ્ય પ્રવૃત્તિ કરી છે" اَعَجِلۡتُمۡ اَمۡرَ رَبِّكُمۡ "શું તમે પોતાના પરવરદિગારના હુકમ આવ્યા પૂર્વે જ ઉતાવળ કરી?" એટલે કે, અલ્લાહ તઆલાની કિતાબ તવરાત આવવાની રાહ તો જોઈ લેવી જોઈતી હતી ! પણ તમે તો ઉતાવળ કરીને આ ગુમરાહી અપનાવી લીધી અને અમુક વિવરણકારોએ આ વાક્યનો આ ભાવાર્થ ઠરાવ્યો છે કે, "શું તમે ઉતાવળ કરીને એવું નક્કી કરી લીધું હતું કે હું મરી ગયો છું ?"

ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.) હઝરત હારૂન (અલૈ.) તરફ કેન્દ્રિત થયા. તેમણે તેમને પોતાના નાયબ બનાવ્યા હતા. હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું, "આ ગુમરાહીથી તે લોકોને કેમ ન રોક્યા ?" તેમના તરફ હાથ લાંબો કરવા માટે હાથને ખાલી કરવાની ચિંતા થઈ તો તવરાતની તખ્તીઓ જે હાથમાં પકડેલી હતી

જલદીથી નીચે મૂકી દીધી. તેને જ કુર્આને કરીમે આ શબ્દોમાં વર્ણન કર્યું છે. وَاَلْقَى الْاَلْوَاحَ તેમાં اِلْقَاءِ (ઈલ્કાઅ્)નો શાબ્દિક અર્થ "નાંખી (મૂકી) દેવું" થાય છે અને اَلْوَاحَ (અલ્વાહ) એ لَوْحَ (લવ્હ)નું બહુવચન છે જેનો અર્થ "તખ્તી" છે. અહીંયાં શબ્દ "ઈલ્કાઅ્"માં એ શંકા થઈ શકે છે કે, હઝરત મૂસા (અલૈ.)એ ગુસ્સાની હાલતમાં તવરાતની તખ્તીઓને બેઅ્દબીથી અસભ્યતાથી નાંખી દીધી.

પરંતુ એ દેખીતું છે કે, તવરાતની તખ્તીઓને અસભ્યતાપૂર્વક નાંખી દેવી મહાન ગુનોહ છે અને અંબિયા (અલૈ.) ગુનાહોથી માસૂમ (નિર્દોષ) છે. એટલા માટે આ આયતનો અત્રે ભાવાર્થ એ જ છે કે, મૂળ મકસદ હઝરત હારૂન (અલૈ.)ને પકડવા માટે પોતાના હાથને ખાલી કરવાનો હતો અને ગુસ્સાની હાલતમાં ખૂબ જલદી તેને મૂકી દીધી જેથી જોનારાઓ એવું સમજ્યા કે, તેને નાંખી દીધી. તેને કુર્આને કરીમે તાકીદ સ્વરૂપે નાંખી દેવાના શબ્દથી પરિભાષિત કર્યું છે. *(બયાનુલ કુર્આન)*

ત્યારબાદ હઝરત હારૂન (અલૈ.)એ પોતાની નાયબગીરીના ફરજમાં ઉણપ રાખી છે એવું વિચારી તેમના માથાના વાળ પકડીને ખેંચવા લાગ્યા ત્યારે હઝરત હારૂન (અલૈ.)એ વિનંતી કરી કે, "મારો કંઈ વાંક-ગુનોહ નથી, કોમે મારી કોઈ વાત માની નહીં અને સાંભળ્યું નહીં, બલકે નિકટ હતું કે તેઓએ મારી હત્યા જ કરી નાંખી હોત, એટલા માટે તમે મારી સાથે આવી વર્તણૂક ન કરો જેનાથી મારા દુશ્મન ખુશ થાય અને તમે મને આ ગુમરાહોમાં સામેલ ન સમજો." ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.)નો ક્રોધ શાંત થયો અને અલ્લાહ પાસે દુઆ કરી, رَبِّ اغْفِرْلِىْ وَلِاَخِىْ وَاَدْخِلْنَا فِىْ رَحْمَتِكَ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ એટલે કે, "હે મારા પરવરદિગાર ! મને પણ મા'ફ કરી દે અને મારા ભાઈને પણ અને અમને પોતાની રહમતમાં દાખલ કરી દે અને તું તો સૌ કૃપા કરનારાઓમાં સૌથી વધારે કૃપા કરનારો છે."

તેમાં પોતાના ભાઈ હઝરત હારૂન (અલૈ.) માટે તો એ બીના ઉપર મગફિરતની દુઆ કરી કે કદાચ તેમનાથી કોઈ ઉણપ કોમની ગુમરાહીને રોકવામાં થઈ હોય અને પોતાના માટે મગફિરતની દુઆ યા તો એ કારણે કરી કે ઉતાવળે-ઉતાવળે તવરાતની તખ્તીઓ નીચે મૂકી જેનું કુર્આને કરીમમાં "નાંખી દેવા"ના શબ્દથી વર્ણન થયું છે અને આ ભૂલ ઉપર ચેતવણી આપવામાં આવી

છે, તેનાથી મા'ફી માંગવાનો પણ હેતુ હોય અને યા તો દુઆની સભ્યતા જ એ છે કે જ્યારે અન્યો માટે દુઆ કરો તો પોતાને પણ તે દુઆમાં સામેલ કરવામાં આવે જેથી જેની દુઆ માંગી રહ્યો છે પોતે તેના કરતાં મોટા હોવાની ભાવના પેદા ન થાય અને પોતે દુઆનો મોહતાજ નથી એવું ન સમજી બેસે.

————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૫૨ થી ૧૫૬)

إِنَّ الَّذِيْنَ اتَّخَذُوا الْعِجْلَ سَيَنَالُهُمْ غَضَبٌ مِّنْ رَّبِّهِمْ وَذِلَّةٌ فِي الْحَيٰوةِ
الدُّنْيَا ۚ وَكَذٰلِكَ نَجْزِي الْمُفْتَرِيْنَ ﴿١٥٢﴾ وَالَّذِيْنَ عَمِلُوا السَّيِّاٰتِ ثُمَّ تَابُوْا مِنْ
بَعْدِهَا وَاٰمَنُوْٓا ۫ إِنَّ رَبَّكَ مِنْ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٥٣﴾ وَلَمَّا سَكَتَ عَنْ
مُّوْسَى الْغَضَبُ أَخَذَ الْأَلْوَاحَ ۖ وَفِيْ نُسْخَتِهَا هُدًى وَّرَحْمَةٌ لِّلَّذِيْنَ هُمْ
لِرَبِّهِمْ يَرْهَبُوْنَ ﴿١٥٤﴾ وَاخْتَارَ مُوْسٰى قَوْمَهٗ سَبْعِيْنَ رَجُلًا لِّمِيْقَاتِنَا ۚ فَلَمَّآ أَخَذَتْهُمُ
الرَّجْفَةُ قَالَ رَبِّ لَوْ شِئْتَ أَهْلَكْتَهُمْ مِّنْ قَبْلُ وَإِيَّايَ ۖ أَتُهْلِكُنَا بِمَا فَعَلَ السُّفَهَآءُ
مِنَّا ۚ إِنْ هِيَ إِلَّا فِتْنَتُكَ ۖ تُضِلُّ بِهَا مَنْ تَشَآءُ وَتَهْدِيْ مَنْ تَشَآءُ ۖ أَنْتَ
وَلِيُّنَا فَاغْفِرْ لَنَا وَارْحَمْنَا وَأَنْتَ خَيْرُ الْغٰفِرِيْنَ ﴿١٥٥﴾ وَاكْتُبْ لَنَا فِيْ هٰذِهِ الدُّنْيَا
حَسَنَةً وَّفِي الْاٰخِرَةِ إِنَّا هُدْنَآ إِلَيْكَ ۖ قَالَ عَذَابِيْٓ أُصِيْبُ بِهٖ مَنْ أَشَآءُ ۚ وَرَحْمَتِيْ
وَسِعَتْ كُلَّ شَيْءٍ ۖ فَسَأَكْتُبُهَا لِلَّذِيْنَ يَتَّقُوْنَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَالَّذِيْنَ هُمْ
بِاٰيٰتِنَا يُؤْمِنُوْنَ ﴿١٥٦﴾

### તરજુમો :

*અલબત્ત જેમણે વાછરડાને મઅ્બૂદ બનાવી લીધો તેમને દુનિયાની જિંદગીમાં તેમના પરવરદિગારનો ગઝબ (ક્રોધ) અને ઝિલ્લત પહોંચશે, અને અમે બોહતાન બાંધનારાઓને આ જ સજા આપીએ છીએ. (૧૫૨) અને જેમણે બુરા કામ કર્યા પછી ત્યારબાદ તવબહ કરી અને ઈમાન લાવ્યા*

*તો નિઃશંક ! તમારો પરવરદિગાર તવબહ પછી અલબત્ત મા'ફ કરનારો મહેરબાન છે. (૧૫૩) અને જ્યારે મૂસા (અલૈ.)નો ગુસ્સો શાંત થઈ ગયો તો તેમણે તખ્તીઓ ઉઠાવી લીધી અને જે તેમાં લખેલું હતું એમાં હિદાયત અને રહમત હતી તેમના માટે જેઓ પોતાના પરવરદિગારથી ડરે છે. (૧૫૪) અને મૂસા (અલૈ.)એ પોતાની કોમમાંથી સિત્તેર પુરુષ અમારા વાયદાના સમય ઉપર લાવવા માટે ચૂંટી લીધા, પછી જ્યારે તેમને ધરતીકંપે પકડ્યા તો બોલ્યા, હે મારા પરવરદિગાર ! જો તેં ઈચ્છયું હોત તો તેમને અને મને પ્રથમથી જ હલાક કરી દીધા હોત, શું અમને એ કામ ઉપર હલાક કરે છે જે અમારી કોમના મૂર્ખાઓએ કર્યું ? આ બધી તારી કસોટી છે, એમાં જેને તું ઈચ્છે ગુમરાહ કરે અને જેને ચાહે સીધો રાખે ! તું જ અમને સંભાળનાર (રક્ષક) છે, બસ અમને મા'ફ કરી દે અને અમારા ઉપર રહમત (કૃપા) કર અને તું સૌથી બહેતર મા'ફ કરનારો છે. (૧૫૫) અને અમારા માટે આ દુનિયામાં અને આખિરતમાં ભલાઈ લખી દે, અમે તારા તરફ રુજૂઅ્ કર્યું (શરણે થયા); કહ્યું, હું મારો અઝાબ તેને નાંખું છું જેના ઉપર ઈચ્છું અને મારી રહમત દરેક વસ્તુને સામેલ છે, બસ તેને તેમના માટે લખી આપીશ જેઓ ડર રાખે છે અને ઝકાત આપે છે અને જેઓ અમારી વાતો ઉપર યકીન રાખે છે. (૧૫૬)*

## તફસીર :

(પછી અલ્લાહ તઆલાએ તે વાછરડો પૂજનારાઓ વિશે હઝરત મૂસા અલૈ.ને ફરમાવ્યું કે) જે લોકોએ વાછરડાની પૂજા કરી છે (જો હવે પણ તવબહ કરશે નહીં તો) તેમના ઉપર ઘણો જ જલદી તેમના પરવરદિગાર તરફથી ક્રોધ અને અપમાન આ દુનિયાની જિંદગીમાં જ પડશે અને (કંઈ આ તેમના માટે જ વિશેષ સ્વરૂપે નથી) અમે (તો) બોહતાન બાંધનારાઓને આવી જ સજા આપીએ છીએ (કે દુનિયામાં જ ગુસ્સાનો ભોગ બને છે અને અપમાનિત થઈ જાય છે, બસ કદાચ કોઈ કારણસર આ અપમાન જાહેર ન થાય અથવા તેમાં મોડું થઈ શકે છે. એટલા માટે સામિરીએ જે તવબહ ન કરી તો તેના ઉપર ક્રોધ અને અપમાન નાઝિલ થયો જેનો કિસ્સો સૂરએ તા'હામાં છે قَالَ فَاذْهَبْ فَاِنَّ لَكَ فِى الْحَيٰوةِ اَنْ تَقُوْلَ لَا مِسَاسَ.....) અને જે લોકોએ ગુનાહના કામ કર્યા (દાખલા તરીકે તેમણે

વાછરડાની પૂજા કરી પરંતુ) પછી તેઓએ તે (ગુનાહ)થી (તેના કર્યા પછી) તવબહ કરી લીધી અને (એ કુફ્રને છોડીને) ઈમાન લઈ આવ્યા, તમારો પરવરદિગાર તેમની તવબહ પછી (તેમના) ગુનાહને મોટો મા'ફ કરનારો (અને તેમની હાલત ઉપર) ઘણી મહેરબાની કરનારો છે (જો કે, તવબહની પૂર્ણતા માટે اُقْتُلُوْٓا اَنْفُسَكُمْનો પણ હુકમ થયો, કારણ કે વાસ્તવમાં આખિરતની રહમત એ શિક્ષામાં જ છે, એટલા માટે તવબહ કરનારાઓની મા'ફી એ પ્રમાણે જ મા'ફ થઈ) અને જ્યારે (હઝરત હારૂન અલૈ.નું એ કારણ સાંભળીને હઝરત) મૂસા (અલૈ.)નો ગુસ્સો ઠંડો થયો, પછી તે તખ્તીઓને ઉઠાવી લીધી અને એ (તખ્તીઓ)ના વિષયોમાં તે લોકો માટે જેઓ પોતાના પરવરદિગારથી ડરતા હતા હિદાયત અને રહમત હતી (એનો ભાવાર્થ તેમાં લખેલા તેમના માટેના હુકમો છે કે તેના ઉપર અમલ કરવાથી એ લોકો હિદાયત અને રહમતના હકદાર થઈ જાય છે) અને (જ્યારે વાછરડાનો કિસ્સો પૂર્ણ થયો પછી હઝરત મૂસા અલૈ.એ સંતોષપૂર્વક તવરાતના હુકમો સંભળાવ્યા, પરંતુ તે લોકોની શંકાઓ અને વાંધાઓ કાઢવાની જ આદત હતી એટલા માટે એમાં પણ શંકા ઊભી કરી કે અમને કેવી રીતે જાણ થાય કે આ અલ્લાહના હુકમો છે ? અમને અલ્લાહ તઆલા પોતે કહી આપે તો અમને વિશ્વાસ થઈ જાય, હઝરત મૂસા અલૈ.એ અલ્લાહ તઆલાને વિનંતી કરી, ત્યાંથી હુકમ થયો કે તેમના અમુક વ્યક્તિઓ જેમને આ લોકો ભરોસાપાત્ર સમજે છે નક્કી કરીને તૂર પર્વત ઉપર લઈ આવો, અમે પોતે તેમને કહી આપીશું કે આ અમારા હુકમો છે અને તેમને તૂર ઉપર લઈ જવા માટે એક સમય નક્કી કરવામાં આવ્યો, આથી હઝરત) મૂસા (અલૈ.)એ સિત્તેર વ્યક્તિઓ પોતાની કોમમાંથી અમારા નક્કી સમય (ઉપર લાવવા) માટે ચૂંટી કાઢ્યા (એટલા માટે ત્યાં પહોંચીને તેમણે અલ્લાહ તઆલાનું કલામ સાંભળ્યું, પરંતુ તેમાં એક બીજો વાંધો કાઢ્યો કે અમને શું ખબર કે આ કોણ બોલી રહ્યું છે ? અમને તો ત્યારે જ વિશ્વાસ થાય કે અમે અલ્લાહ તઆલાને પોતાની આંખોથી ખુલ્લમ–ખુલ્લો જોઈ લઈએ, અલ્લાહ તઆલાના ઈરશાદ પ્રમાણે لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى نَرَى اللّٰهَ جَهْرَةً، અલ્લાહ તઆલાએ આ ગુસ્તાખીની સજા આપી, ધરતીકંપના જોરદાર ઝટકા શરૂ થયા અને ઉપરથી એવી વીજળીના કડાકા થયા કે બધા ત્યાં જ ઢળી પડ્યા) બસ, જ્યારે તેમને ધરતીકંપે (વગેરેએ) પકડી લીધા તો

(હઝરત) મૂસા (અલૈ. ડર્યા કે બની ઈસ્રાઈલ જાહિલ છે અને પ્રથમથી જ ખોટી ધારણા બાંધી રહી છે તેઓ એવું સમજશે કે મેં ક્યાંક લઈ જઈને યુક્તિ કરીને તે બધાને પતાવી દીધા છે, એટલા માટે ગભરાઈને) વિનંતી કરવા લાગ્યા કે, હે મારા પરવરદિગાર ! (એ તો મને વિશ્વાસ છે કે તું આ લોકોને ફક્ત સજા દેવા ઈચ્છે છે ખાસ હલાક કરી દેવાનો હેતુ નથી, કારણ કે) જો તને એ મંજૂર હોત તો તેં આનાથી પહેલાં જ તેમને અને મને હલાક કરી નાંખ્યા હોત (કારણ કે, તેમનું આ હાલતમાં હલાક થવું બની ઈસ્રાઈલના હાથોથી મારા હલાક થવા સમાન છે. બસ, જો તારો એ હેતુ હોત તો તું પ્રથમથી જ એવું કરી શકતો હતો પરંતુ જ્યારે એવું નથી કર્યું તો જાણ થાય છે કે તેમને પણ હલાક કરવાનો હેતુ નથી, કારણ કે તેમાં મારી પણ હલાકત છે અને બદનામી પણ છે, તારાથી મને આશા છે કે તું મને બદનામ નહીં કરે અને) ક્યાંક તું અમારામાંના અમુક બેવકૂફોની પ્રવૃત્તિ ઉપર બધાને હલાક કરી નાંખીશ ? (કે બેવકૂફી તો એ લોકો કરે અને આ પ્રમાણેની ગુસ્તાખી કરે અને એમના કારણે હું બની ઈસ્રાઈલના હાથોથી હલાક થઈ જાઉં, તારાથી ઉમ્મીદ છે કે તું એવું કરીશ નહીં, બસ સાબિત થયું કે) આ ઘટના (ધરતીકંપ અને વીજળીના કડાકા) ફક્ત તારા તરફથી એક કસોટી છે, આવી કસોટીઓથી તું જેને ઈચ્છે ગુમરાહીમાં નાંખી દે (કે અલ્લાહ તઆલાની ફરિયાદ અને નાશુક્રી કરવા માંડે) અને જેને તું ઈચ્છે હિદાયત ઉપર કાયમ રાખે (કે તેની હિકમતો અને મસ્લિહતોને પણ તું સમજે છે, બસ હું તારી દયા અને મહેરબાનીથી તારા હિકમતવાળા હોવાનું જાણું છું, એટલા માટે આ પરીક્ષાથી સંતોષિત છું અને) તું જ તો અમારો કાર્યસાધક છે, અમારા ઉપર મા'ફી અને દયા કર અને તું બધા મા'ફી દેનારાઓમાં સૌથી વધારે છે (બસ તેમની ગુસ્તાખી પણ મા'ફ કરી આપ, એટલામાં તો તે લોકો સાજા–માજા થઈને ઊભા થઈ ગયા, સૂરએ બકરહમાં એની વિગત આવી ચૂકી છે) અને (આ દુઆની સાથે જ તેમણે અલ્લાહની રહમતની વિગત વર્ણવતા એ દુઆ પણ કરી કે) અમારા લોકોના નામે દુનિયામાં પણ ભલાઈ લખી આપ અને (એ જ પ્રમાણે) આખિરતમાં પણ (કારણ કે) અમે તારા તરફ (ઈખ્લાસ અને આજ્ઞાપાલનની સાથે) રુજૂઅ્ (થઈ શરણે) થઈએ છીએ (અલ્લાહ તઆલાએ હઝરત મૂસા અલૈ.ની દુઆ કબૂલ કરી અને) ફરમાવ્યું કે, (હે મૂસા ! પ્રથમ તો મારી રહમત સદંતર મારા ક્રોધ ઉપર

છવાયેલી છે, આથી) હું મારો અઝાબ (અને ગુસ્સો) તો તેના ઉપર જ નાંખું છું જેના ઉપર ઈચ્છું છું (બસ, અઝાબનો હકદાર દરેક નાફરમાન હોય છે પરંતુ તે છતાં પણ બધાને અઝાબ આપતો નથી, બલકે તેમાંથી ખાસ–ખાસ લોકો ઉપર નાંખું છું જે અત્યંત નીચ કક્ષાના બળવાખોર અને શરારતખોર હોય છે) અને મારી રહમત (એવી સર્વત્ર ફેલાયેલી છે કે) બધી જ વસ્તુઓ ઉપર છવાયેલી રહે છે (તેમનામાં ઘણી બધી મખ્લૂક દાખલા તરીકે, શરારતખોર અને આજ્ઞાનો અનાદર કરનારા લોકો આ રહમતના હકદાર નથી પરંતુ તે છતાં તેમનામાંથી ઘણા બધા ઉપર એક પ્રકારની રહમત છે ભલે જો કે તે દુનિયામાં જ હોય, મારી રહમત જે તેના હકદાર નથી તેમના માટે પણ દુનિયામાં સર્વસામાન્ય જ છે) તો તે રહમત તે લોકોના નામે તો (સંપૂર્ણ રીતે) અવશ્ય લખીશ કે જેઓ (તેના વાયદા પ્રમાણે હકદાર પણ છે, એ કારણે કે તેઓ આજ્ઞાપાલન કરે છે, આથી) અલ્લાહ તઆલાથી ડરે છે (જે અમલો દિલ સાથે સંલગ્ન છે) અને ઝકાત પણ આપે છે (જે અમલ જાહેર છે) અને જેઓ અમારી આયતો ઉપર ઈમાન લાવે છે (કે જે અકીદાઓમાંથી છે તો એવા લોકો તો પ્રથમથી જ રહમતના હકદાર છે, બસ જો તમે દરખાસ્ત ન પણ કરી હોત અને હવે તો જ્યારે તમે દરખાસ્ત પણ કરી રહ્યા છો وَاكْتُبْ لَنَا ارْحَمْنَا તો અમે આ દરખાસ્ત સ્વીકાર કરવાની ખુશખબરી આપીએ છીએ, કારણ કે તમે તો એવા જ છો અને પોતાની કોમમાં પણ જે કોઈ રહમતનો હકદાર બનવા ઈચ્છે છે તેમણે પણ આવા જ ગુણ–લક્ષણો અને ખાસિયતો અપનાવવી જોઈએ જેથી તેઓ રહમતના હકદાર બની જાય).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ અઅ્રાફનો ૧૯મો રુકૂઅ્ છે, તેની પ્રથમ આયતમાં વાછરડાની પૂજા કરનારા અને તેના ઉપર કાયમ રહેનારા બની ઈસ્રાઈલના ખરાબ અંજામનું વર્ણન છે કે, આખિરતમાં તેમને પરવરદિગારના ક્રોધનો ભોગ બનવું પડશે, તેના પછી કોઈ જગ્યાએ શરણનું સ્થળ નથી અને દુનિયામાં તેમને અપમાનિત થવું પડશે.

### અમુક ગુનાહોની શિક્ષા દુનિયામાં પણ મળે છે :

જેમકે સામિરી અને તેના સાથીદારોની હાલત હતી કે, તેમણે વાછરડાની

પૂજાથી સાચી તવબહ ન કરી તો અલ્લાહ તઆલાએ તેમને દુનિયામાં જ અપમાનિત કર્યા એ રીતે કે, તેને હઝરત મૂસા (અલૈ.)એ એવો હુકમ આપ્યો કે, તે બધા લોકોથી અલગ રહે, ન તો તે કોઈને હાથ લગાવે અને ન જ કોઈ તેને હાથ લગાવે. આથી તે આખી જિંદગી આ જ પ્રમાણે જાનવરોની સાથે ભટકતો રહ્યો, કોઈપણ માનવી તેની પાસે પણ ફરકતો ન હતો.

તફસીરે કુર્તુબીમાં હઝરત કતાદહ (રદિ.)ની રિવાયતમાં પ્રસ્તુત છે કે, અલ્લાહ તઆલાએ તેના ઉપર અઝાબ થોપી દીધો હતો કે, જ્યારે કોઈ તેને હાથ લગાડે અથવા તે કોઈને હાથ લગાડે તો તરત જ બંનેને તાવ ચઢી જતો હતો.

*(કુર્તુબી)*

તફસીરે રૂહુલ બયાનમાં છે કે, આ ખાસિયત તેના વંશજોમાં આજદિન સુધી બાકી છે અને અંતિમ આયતમાં ફરમાવ્યું, وَكَذٰلِكَ نَجۡزِى الۡمُفۡتَرِيۡنَ એટલે કે, જે લોકો અલ્લાહ ઉપર બોહતાન બાંધે છે તેમને એવી જ સજા આપવામાં આવે છે. સુફિયાન બિન ઉયયૂનહ (રહ.) ફરમાવે છે કે, "જે લોકો દીનમાં બિદ્અત અપનાવે છે તે પણ અલ્લાહ તઆલા ઉપર એ જ પ્રમાણે બોહતાન બાંધવાના અપરાધી થઈને અલ્લાહ તઆલાની સજાના હકદાર બની જાય છે."

*(મઝહરી)*

ઈમામ માલિક (રહ.)એ આ જ આયતથી દલીલ કરીને ફરમાવ્યું કે, "દીનમાં પોતાના તરફથી બિદ્અતો ઘડી કાઢનારની એ જ સજા છે કે, તે આખિરતમાં અલ્લાહના ક્રોધનો હકદાર થશે અને દુનિયામાં અપમાનનો." *(કુર્તુબી)*

બીજી આયતમાં એ લોકોની હાલત વર્ણન થઈ છે, જેમણે હઝરત મૂસા (અલૈ.)ની સૂચના અને તાકીદ પછી પોતાના આ ગુનાહથી તવબહ કરી લીધી અને તવબહ માટે અલ્લાહ તઆલા તરફથી જે કઠોર શરત મૂકવામાં આવી હતી કે, આ બધા લોકો પરસ્પર એકબીજાને કતલ કરે તો જ તેમની તવબહનો સ્વીકાર થશે, આ લોકોએ તે હુકમ ઉપર અમલ કર્યો ત્યારે હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહના હુકમથી તેમને બોલાવ્યા કે, તમારા સૌની તવબહનો સ્વીકાર થઈ ગયો અને આ તવબહની શરત પૂરી કરવામાં જે લોકો માર્યા ગયા તેઓ શહીદ થયા અને જેઓ બાકી રહ્યા તેમની મગફિરત થઈ ગઈ. આ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, જે લોકો ખરાબ અમલોમાં સંડોવાય છે ભલે કેટલાય મોટા ગુનાહો

જેમકે કુફ્ર અથવા બીજી પાપલીલા આચરી હોય, જો તે ત્યારબાદ તેનાથી તવબહ કરી લે અને ઈમાનને ઠીકઠાક કરી લે એટલે કે ઈમાનના તકાદા પ્રમાણે પોતાના આચરણની સુધારણા કરી લે તો અલ્લાહ તઆલા તે સૌને પોતાની રહમતથી મા'ફ કરી આપશે. આથી મનુષ્યથી જયારે પણ કોઈ ગુનોહ થઈ જાય તો તાત્કાલિક તવબહના શરણે જવું જોઈએ.

ત્રીજી આયતમાં એ બાબતનું વર્ણન છે કે, જ્યારે હઝરત મૂસા (અલૈ.)નો ક્રોધ શાંત થયો તો તવરાતની તખ્તીઓ જે ઉતાવળે–ઉતાવળે મૂકી હતી, તે ફરી ઉઠાવી લીધી અને તે પ્રતમાં અલ્લાહ તઆલાથી ડરનારાઓ માટે હિદાયત અને રહમત હતી.

શબ્દ نُسْخَةٌ (નુસ્ખહ) એવા લખાણ માટે બોલવામાં આવે છે જે કોઈ કિતાબ વગેરેમાંથી નકલ કરવામાં આવે. (ગુજરાતી ભાષામાં તેને "પ્રત" કહેવામાં આવે છે.)

અમુક રિવાયતોમાં છે કે, હઝરત મૂસા (અલૈ.)એ જયારે ઉતાવળે–ઉતાવળે તવરાતની તખ્તીઓ મૂકી હતી તો તે તૂટી ગઈ હતી. પછી અલ્લાહ તઆલાએ તેમને કોઈ બીજી વસ્તુમાં લખેલું અર્પણ કર્યું, તેને "નુસ્ખહ" કહેવામાં આવે છે.

## બની ઇસ્રાઈલના સિત્તેર પુરુષોને ચૂંટી કાઢવાની અને તેમની હલાકતની ઘટના :

ચોથી આયતમાં એક ખાસ ઘટનાનું વર્ણન છે કે, હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલાની કિતાબ લાવીને બની ઈસ્રાઈલને આપી તો તેઓ પોતાની શરારત અને હુકમોથી બચવા માટેની જાત–જાતની યુક્તિ–પ્રયુક્તિઓ કરીને કહેવા લાગ્યા કે, અમને એ કેવી રીતે વિશ્વાસ થાય કે, આ અલ્લાહ તઆલાનું કલામ છે ? શક્ય છે કે, તમે પોતે જ પોતાના તરફથી લખી લાવ્યા હોય. તેમને સંતોષ અપાવવા માટે હઝરત મૂસા (અલૈ.)એ દુઆ કરી તો અલ્લાહ તઆલા તરફથી આ ઈરશાદ થયો કે, આ કોમના ચુનંદા વ્યક્તિઓને તમે કોહે તૂર ઉપર લઈ આવો જેથી અમે પોતે તેમને પોતાનું કલામ સંભળાવી આપીએ અને તેમને વિશ્વાસ આવી જાય. હઝરત મૂસા (અલૈ.)એ તેમની કોમમાંથી સિત્તેર

વ્યક્તિઓને ચૂંટી કાઢ્યા અને તૂર પર્વત ઉપર લઈ ગયા. વાયદા પ્રમાણે તેમણે પોતાના કાનોથી અલ્લાહ તઆલાનું કલામ સાંભળી લીધું, પરંતુ જ્યારે આ વાંધાનો પણ જવાબ આપવામાં આવી ચૂક્યો તો હવે એવું બહાનું કાઢવા લાગ્યા કે, અમને શું ખબર કે આ કોણ બોલી રહ્યું છે ? અમે તો ત્યારે જ વિશ્વાસ કરીશું જ્યારે કે અમે અલ્લાહને ખુલ્લમ-ખુલ્લો જોઈ લઈએ. તેમનો આ પ્રશ્ન હઠધર્મી અને અજ્ઞાનતા ઉપર આધારિત હતો, એટલા માટે અલ્લાહનો ક્રોધ તેમના ઉપર વરસ્યો અને નીચેથી એક ધરતીકંપ આવ્યો અને ઉપરથી વીજળીનો કડાકો થયો, જેનાથી તેઓ બેહોશ થઈને પડી ગયા અને જાહેર સ્વરૂપે મૃત્યુ પામ્યા. સૂરએ બકરહમાં આ સ્થળે صَاعِقَةُ (સાઈકહ)નો શબ્દ આવ્યો છે અને અહીંયાં رَجْفَةُ (રજફહ)નો શબ્દ છે. "સાઈકહ"નો અર્થ "વીજળીનો કડાકો" અને "રજફહ"નો અર્થ "ધરતીકંપ"નો થાય છે, એમાં કોઈ શંકા નથી કે બંને વસ્તુઓ એકસાથે થઈ હોય.

મતલબ કે, આ લોકો એવા થઈને પડી ગયા જેમકે મૃત લાશ પડી હોય છે, ભલે તેઓ વાસ્તવમાં મૃત્યુ પણ પામી ચૂક્યા હોય અથવા તો જાહેરમાં મૃત્યુ પામેલા દેખાતા હોય. હઝરત મૂસા (અલૈ.)ને આ ઘટનાથી સખત આઘાત લાગ્યો. પ્રથમ તો એટલા માટે આ લોકો પોતાની કોમના ચુનંદા લોકો હતા, બીજું એ કે હવે પોતાની કોમમાં જઈને શું જવાબ આપીશ તેની ચિંતા થવા લાગી. તેઓ એવી તોહમત લગાવશે કે, મૂસા (અલૈ.)એ તે બધાને ક્યાંક લઈ જઈને કતલ કરાવી નાંખ્યા છે અને આ તોહમત લગાવ્યા પછી એ પણ દેખીતું જ છે કે, આ લોકો મને પણ મારી નાંખશે. એટલા માટે અલ્લાહ જલ્લ શા'નુહૂને વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! હું જાણું છું કે આ ઘટનાથી તારો હેતુ તેમનો નાશ કરવાનો નથી, કારણ કે જો એવું જ હોત તો આ અગાઉ ઘણી બધી ઘટનાઓ બની હતી, જેમાં આ લોકોનો નાશ કરી શકાતો હતો. ફિરઔનની સાથે ડૂબાડી દેવામાં આવ્યા હોત અથવા તો વાછરડાના પૂજાપાઠ વખતે સૌની સામે તેમનો નાશ કરવામાં આવ્યો હોત અને જો તેં ઈચ્છ્યું હોત તો મારો પણ તેમની સાથે નાશ કરી નાંખ્યો હોત પરંતુ તેં એવું નથી ઈચ્છ્યું. આથી જાણ થઈ કે, આ સમયે પણ તેમનો નાશ કરવાનો તારો હેતુ નથી, બલકે શિક્ષા અને ચેતવણી આપવાનો હેતુ છે અને એ કેવી રીતે બની શકે કે તું અમારા સૌનો અમુક મૂર્ખાઓના કૃત્યના

કારણે નાશ કરી નાંખે. આ સ્થળે પોતાની જાતનો નાશ કરવાનું એટલા માટે વર્ણન કર્યું કે, આ સિત્તેર વ્યક્તિઓનું આ પ્રમાણે અદશ્ય રીતે હલાક થઈ જવાનું પરિણામ એ જ આવવાનું હતું કે, હઝરત મૂસા (અલૈ.)ને પણ પોતાની કોમના હાથોએ હલાક કરવામાં આવે.

પછી વિનંતી કરી કે, હું જાણું છું કે આ ફક્ત તારી કસોટી છે, જેના માધ્યમથી તું અમુક લોકોને ગુમરાહ કરે છે કે, અલ્લાહ તઆલા વિશે ફરિયાદ અને તેની નાશુક્રી કરવા લાગે છે અને અમુક લોકોને હિદાયત ઉપર કાયમ રાખે છે કે, તેઓ અલ્લાહ તઆલાની હિકમતો અને મસ્લિહતોને સમજીને સંતોષ પામે છે. હું પણ તારી કૃપાથી તારા હિકમતવાળો હોવાનું જ્ઞાન ધરાવું છું, એટલા માટે આ કસોટીથી સંતોષિત છું અને તું જ તો અમારો કામ બનાવનાર છે, અમારા ઉપર મગફિરત અને રહમત કર અને તું જ સર્વે મા'ફ કરનારાઓમાં સૌથી વધારે મા'ફ કરનારો છે, એટલા માટે તેમની અસભ્ય વર્તણૂક અને ગુસ્તાખીને મા'ફ કરી આપ. આથી તે બધા લોકો સ્વસ્થ અને સાજા થઈને ઊભા થઈ ગયા.

અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે, આ સિત્તેર વ્યક્તિઓ જેમનું વર્ણન આ આયતમાં છે તે નથી જેમણે أَرِنَا اللّٰهَ جَهْرَةً ની દરખાસ્ત કરી હતી અને તેમને صَاعِقَه (સાઈકહ) "વીજળીના કડાકા" દ્વારા હલાક કરવામાં આવ્યા હતા, બલકે આ તે લોકો હતા જે પોતે તો વાછરડાની પૂજામાં સામેલ ન હતા પરંતુ કોમને આવી પ્રવૃત્તિથી રોકવાનો કોઈ પ્રયત્ન પણ ન કર્યો હતો, તેની શિક્ષામાં તેમના ઉપર ધરતીકંપ આવ્યો અને તેઓ બેહોશ થઈ ગયા. (વલ્લાહુ અઅ્લમુ) મતલબ કે, આ લોકો હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી સાજા–માજા જીવીત થઈને ઊભા થઈ ગયા.

પાંચમી આયતમાં હઝરત મૂસા (અલૈ.)ની એ દુઆની પૂર્ણતા પણ વર્ણન થઈ છે وَاكْتُبْ لَنَا فِيْ هٰذِهِ الدُّنْيَا حَسَنَةً وَّفِي الْاٰخِرَةِ اِنَّا هُدْنَآ اِلَيْكَ એટલે કે, "હે અમારા પરવરદિગાર ! તું અમારા માટે આ દુનિયામાં પણ ભલાઈ લખી આપ અને આખિરતમાં પણ; કારણ કે અમે તારા તરફ નિખાલસતા અને આજ્ઞાપાલનની સાથે શરણે આવીએ છીએ."

તેના જવાબમાં અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો, عَذَابِيْٓ اُصِيْبُ بِهٖ مَنْ اَشَآءُ وَرَحْمَتِيْ وَسِعَتْ كُلَّ شَيْءٍ فَسَاَكْتُبُهَا لِلَّذِيْنَ يَتَّقُوْنَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ

وَالَّذِيْنَ هُمْ بِاٰيٰتِنَا يُؤْمِنُوْنَ એટલે કે, હે મૂસા (અલૈ.) ! પ્રથમ તો મારી રહમત સદંતર મારા ક્રોધથી પછીના ક્રમે છે. એટલા માટે હું પોતાનો અઝાબ અને ક્રોધ ફક્ત તેના ઉપર જ કરું છું જેના ઉપર ઈચ્છું છું. જો કે, અઝાબનો હકદાર તો દરેક નાફરમાન હોય છે પરંતુ તે છતાં પણ સૌને અઝાબ આપતો નથી બલકે, તેમાંથી ખાસ–ખાસ લોકો ઉપર અઝાબ નાઝિલ કરું છું જે છેલ્લા દરજ્જાના શરારતખોર અને અધમ હોય છે અને મારી રહમત એટલી સર્વસામાન્ય છે કે બધી વસ્તુઓને પોતાનામાં ઘેરેલી છે. જ્યારે કે, તેમાંથી ઘણા લોકો દાખલા તરીકે, શરારતખોર અને અવજ્ઞા કરનારા તેના હકદાર નથી પરંતુ તેમના ઉપર પણ એક ઘણી મોટી રહમત (કૃપા) છે, ભલે દુનિયામાં જ કેમ ન હોય, બસ જ્યારે મારી કૃપા બધા હક ન ધરાવનારાઓ માટે પણ સર્વસામાન્ય છે તો તે રહમત તે લોકો માટે તો સંપૂર્ણ રીતે આવશ્યક હોવાનું લખી આપીશ જેઓ વાયદા પ્રમાણે તેના હકદાર પણ છે એ કારણે કે તેઓ આજ્ઞાપાલન કરે છે, એટલા માટે તેઓ અલ્લાહ તઆલાથી ડરે છે અને ઝકાત આપે છે અને અમારી આયતો ઉપર ઈમાન લાવે છે એટલા માટે આ લોકો પ્રથમથી જ રહમતના હકદાર છે, તેથી તમને દુઆ કબૂલ થવાની ખુશખબરી આપવામાં આવે છે.

આ જવાબની વિગતમાં વિવરણકાર લોકોએ વિવિધ નિવેદનો કર્યા છે. કારણ કે, અહીંયાં સ્પષ્ટ શબ્દોમાં દુઆ કબૂલ કરવાનું વર્ણન નથી. જેમકે, અન્ય સ્થળોએ સ્પષ્ટ રીતે ફરમાવી દેવામાં આવ્યું, قَدْ اُوْتِيْتَ سُؤْلَكَ يٰمُوْسٰى (૨૦:૩૬) એટલે કે, “હે મૂસા (અલૈ.) ! આપનો સવાલ (માંગણી) પૂરો કરવામાં આવ્યો” અને બીજા સ્થળે ફરમાવ્યું, اُجِيْبَتْ دَّعْوَتُكُمَا (૧૦:૮૯) એટલે કે, “હે મૂસા અને હારૂન (અલૈ.) ! તમારા બંનેની દુઆ સ્વીકારી લેવામાં આવી.” અહીંયાં આ પ્રમાણે કોઈ સ્પષ્ટતા નથી, આથી અમુક લોકોએ આ આયતોનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે, હઝરત મૂસા (અલૈ.)ની આ દરખાસ્ત પોતાની ઉમ્મત વિશે તો કબૂલ ન થઈ, અલબત્ત ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના હકમાં સ્વીકારી લેવામાં આવી, જેનું વર્ણન ત્યાર પછીની આયતોમાં સ્પષ્ટતા સાથે ખુલાસાવાર આવી રહ્યું છે, પરંતુ તફસીરે રૂહુલ મઆનીમાં આ સંભાવના ખૂબ દૂર હોવાનું ઠરાવવામાં આવ્યું છે. એટલા માટે જવાબનું ખરું વર્ણન એ છે કે, હઝરત મૂસા (અલૈ.)ની દુઆના બે વિભાગો હતા. એક એ કે, જે લોકો ઉપર

ગુસ્સો અને અઝાબ થયો છે તેમને મા'ફી આપવામાં આવે અને તેમના ઉપર કૃપા કરવામાં આવે અને બીજું એ કે, મારા માટે અને મારી સમગ્ર કોમ માટે દુનિયા અને આખિરતની સંપૂર્ણ ભલાઈ લખી આપવામાં આવે. પ્રથમ દુઆનો જવાબ આ આયતમાં પ્રસ્તુત છે અને બીજી દુઆનો જવાબ બીજી આયતમાં વર્ણન થયો છે. પ્રથમ આયતનો ખુલાસો એ છે કે, મારી ટેવ એ જ છે કે, હું દરેક ગુનેહગાર ઉપર અઝાબ નથી મોકલતો બલકે, ફક્ત તેમના ઉપર જેમને (અત્યંત શરારત અને અધમતાના કારણે) અઝાબ આપવા ઈચ્છું છું, એટલા માટે તે લોકોને પણ અઝાબ આપવામાં નહીં આવે, આપ નચિંત રહી રહમત (કૃપા)ની દરખાસ્ત કરો તો બસ મારી રહમત તો દરેક વસ્તુ ઉપર છવાયેલી અને વર્ચસ્વ ધરાવનારી છે. માનવી હોય કે અન્ય મખ્લૂક, મો'મિન હોય કે કાફિર, આજ્ઞાપાલક હોય કે અવજ્ઞાકારી, બલકે જેને દુનિયામાં અઝાબ અને તકલીફ આપવામાં આવે છે તે રહમતથી ખાલી નથી હોતું. ઓછામાં ઓછું એટલું તો હોય જ છે કે, જે મુસીબતમાં તે સપડાયેલો છે તેનાથી વધારે મુસીબત તેના ઉપર નાંખવામાં નથી આવી, જ્યારે કે અલ્લાહ તઆલા એવું કરવા માટે પણ શક્તિમાન છે.

મારા મુહતરમ ઉસ્તાદ હઝરત મવલાના અનવર શાહ કશ્મીરી (રહ.)એ ફરમાવ્યું કે, રહમતની વિશાળતાનો અર્થ એ છે કે, રહમતનું વર્તુળ કોઈના માટે તંગ નથી. એનો એ અર્થ નથી કે દરેક વસ્તુ ઉપર રહમત થાય છે જેમકે, ધિક્કારપાત્ર ઈબ્લીસે કહ્યું, "હું પણ એક વસ્તુ છું અને દરેક વસ્તુ રહમતવાળી છે, એટલા માટે હું પણ રહમતને પાત્ર છું." કુર્આને કરીમના શબ્દમાં તે તરફ ઈશારો મોજૂદ છે કે, એવું નથી કહેવામાં આવ્યું કે દરેક વસ્તુ ઉપર રહમત કરવામાં આવશે, બલકે એ ફરમાવ્યું કે રહમતની ખાસિયત તંગ નથી વિશાળ છે, જેના ઉપર અલ્લાહ તઆલા રહમત કરવાનું ઈચ્છે કરી શકે છે. કુર્આને કરીમમાં આ ગવાહી બીજા સ્થળે આ પ્રમાણે આવી છે. فَإِنْ كَذَّبُوكَ فَقُلْ رَبُّكُمْ ذُو رَحْمَةٍ وَاسِعَةٍ وَلَا يُرَدُّ بَأْسُهُ عَنِ الْقَوْمِ الْمُجْرِمِينَ (૬ : ૧૪૭) એટલે કે, "આ લોકો તમને જૂઠાડે તો એમને કહી આપો કે તમારો પરવરદિગાર વિશાળ રહમતવાળો છે પરંતુ અપરાધીઓ ઉપરથી તેના અઝાબને કોઈ ટાળી શકતું નથી." આ આયતમાં બતાવવામાં આવ્યું કે, રહમતની વિશાળતા અપરાધીઓ ઉપર અઝાબનો નકાર કરતી નથી.

ખુલાસો એ છે કે, હઝરત મૂસા (અલૈ.)ની આ દુઆ લોકોના હકમાં કોઈ શરત વિના સ્વીકાર કરવામાં આવી. એટલે કે, મગફિરત અને મા'ફી આપી અને રહમત પણ કરી.

અને બીજી દુઆ જેમાં દુનિયા અને આખિરતની સંપૂર્ણ ભલાઈ તેમના માટે લખી દેવાની દરખાસ્ત હતી તેના વિશે અમુક શરતો લગાવવામાં આવી. મતલબ એ કે, દુનિયામાં તો દરેક મો'મિન અને કાફિર ઉપર રહમત સર્વસામાન્ય હોઈ શકે છે પરંતુ આખિરતની દુનિયા સારા અને બુરાને અલગ પાડવાનું સ્થળ છે, અહીંયાં રહમતના હકદાર ફક્ત તે જ લોકો હશે જેઓ અમુક શરતોને પૂરી કરે છે. પ્રથમ એ કે, તેઓ તકવા અને પરહેઝગારીને અપનાવે, એટલે કે બધા જ શરીઅતના વાજિબ હુકમોને અદા કરે અને નાજાઈઝ (નિષિદ્ધ) કૃત્યોથી દૂર રહે. બીજું એ કે, તેઓ પોતાના માલમાંથી અલ્લાહ તઆલા માટે ઝકાત કાઢે, ત્રીજું એ કે, અમારી બધી આયતો ઉપર કોઈ પણ અપવાદ વિના કે તા'વીલ વિના ઈમાન લાવે. આ ઉપસ્થિત લોકો પણ જો આ ખાસિયતો પોતાનામાં સંપૂર્ણ રીતે પેદા કરી લે તો એમના માટે પણ દુનિયા અને આખિરતની સંપૂર્ણ ભલાઈ લખી આપવામાં આવશે.

પરંતુ ત્યારબાદ આયતમાં એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, આ સિફતો અને ખાસિયતો સંપૂર્ણ ઠોસ રીતે પ્રાપ્ત કરનારા તે લોકો હશે જેઓ તેમના પછી અંતિમ યુગમાં આવશે અને નબીએ ઉમ્મી ﷺનું અનુસરણ કરશે અને તેના પરિણામે તેઓ સંપૂર્ણ સફળતાના હકદાર હશે.

હઝરત કતાદહ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે, જ્યારે આ આયત وَرَحۡمَتِي وَسِعَتۡ كُلَّ شَيۡءٖ નાઝિલ થઈ તો ઈબ્લીસે કહ્યું કે, હું આ રહમતમાં સામેલ છું પરંતુ પાછળના વાક્યમાં બતાવવામાં આવ્યું કે આખિરતની રહમત ઈમાન વગેરે શરતો ઉપર અવલંબિત છે, તે સાંભળીને ઈબ્લીસ નિરાશ અને હતાશ થઈ ગયો પરંતુ યહૂદીઓ અને નસારાએ દા'વો કર્યો કે, અમારામાં તો આ સિફતો પણ મોજૂદ છે, એટલે કે તકવા (અલ્લાહનો ડર) અને ઝકાત અદા કરવી તથા ઈમાન; પરંતુ ત્યારબાદ જે શરત નબીએ ઉમ્મી ﷺ ઉપર ઈમાન લાવવાનું વર્ણન થઈ તો તેનાથી તે યહૂદીઓ અને નસારા બાકાત થઈ ગયા, કારણ કે તેઓ રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન નથી લાવ્યા. મતલબ કે, આ ઈલાહી

વર્ણનશૈલીમાં હઝરત મૂસા (અલૈ.)ની તવબહનું વર્ણન પણ થઈ ગયું અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની વિશિષ્ટ શ્રેષ્ઠતાનો ઉલ્લેખ પણ થયો.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૫૭)

اَلَّذِيْنَ يَتَّبِعُوْنَ الرَّسُوْلَ النَّبِيَّ الْاُمِّيَّ الَّذِيْ يَجِدُوْنَهٗ مَكْتُوْبًا عِنْدَهُمْ فِي
التَّوْرٰىةِ وَالْاِنْجِيْلِ يَاْمُرُهُمْ بِالْمَعْرُوْفِ وَيَنْهٰىهُمْ عَنِ الْمُنْكَرِ وَيُحِلُّ لَهُمُ الطَّيِّبٰتِ
وَيُحَرِّمُ عَلَيْهِمُ الْخَبٰٓئِثَ وَيَضَعُ عَنْهُمْ اِصْرَهُمْ وَالْاَغْلٰلَ الَّتِيْ كَانَتْ عَلَيْهِمْ
فَالَّذِيْنَ اٰمَنُوْا بِهٖ وَعَزَّرُوْهُ وَنَصَرُوْهُ وَاتَّبَعُوا النُّوْرَ الَّذِيْٓ اُنْزِلَ مَعَهٗٓ اُولٰٓئِكَ
هُمُ الْمُفْلِحُوْنَ ﴿۱۵۷﴾

### તરજુમો :

*તે લોકો જેઓ એ રસૂલ (ﷺ)ની પેરવી કરે છે જે નબીએ ઉમ્મી છે કે જેમને પોતાની પાસે તવરાત અને ઈન્જીલમાં લખેલા જુએ છે, તેઓ તેમને નેક કામનો હુકમ કરે છે અને બુરા કામથી મનાઈ કરે છે, અને તેમના માટે બધી પાક વસ્તુઓ હલાલ કરે છે અને તેમના ઉપર હરામ (નાપાક) વસ્તુઓ હરામ કરે છે, અને તેમના ઉપરથી તેમનો ભાર ઉતારે છે અને તે બંધનો જે તેમના ઉપર હતા; બસ જે લોકો તેમના ઉપર ઈમાન લાવ્યા અને તેમની મિત્રતા કરી અને તેમની મદદ કરી અને તે નૂરના તા'બે થયા જે તેમની સાથે ઊતર્યું છે તે જ લોકો પોતાની મુરાદે (સફળતાએ) પહોંચ્યા.(૧૫૭)*

### તફસીર :

જે લોકો એવા રસૂલ નબી-એ-ઉમ્મીનું અનુસરણ કરે છે, જેમને તે પોતાની પાસે તવરાત અને ઈન્જીલમાં લખેલું જુએ છે (તેમના ગુણ અને ખાસિયતો એ પણ છે કે) તેઓ તેમને ભલા (નેક) કામોનો હુકમ કરે છે, ખરાબ વાતોની મનાઈ કરે છે અને પવિત્ર વસ્તુઓને તેમના માટે હલાલ બતાવે છે, (જો

કે તે અગાઉની શરીઅતોમાં હરામ હતી) અને ગંદી વસ્તુઓને (કાયદેસર રીતે) તેમના ઉપર હરામ ફરમાવે છે અને તે લોકો ઉપર જે (અગાઉની શરીઅતોમાં) ભાર અને બંધનો (લાદેલા) હતા (એટલે કે, જે સખત અને કઠોર હુકમોના તેમને પાબંદ બનાવ્યા હતા) તેમને દૂર કરે છે (એટલે કે એવા સખત હુકમો તેમની શરીઅતમાં રદ કરવામાં આવ્યા છે), બસ જે લોકો આ નબી ઉપર ઈમાન લાવે છે અને તેમનું સમર્થન કરે છે અને તેમની મદદ કરે છે અને તેમના પ્રકાશનું અનુસરણ કરે છે જે તેમની સાથે મોકલવામાં આવ્યું છે, (એટલે કે કુર્આન) એવા લોકો જ સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરનારા છે (કે તેમને કાયમી અઝાબમાંથી છુટકારો પ્રાપ્ત થશે).

## મસ્અલા અને બોધપાઠ :

### ખાતમુન્નબિય્યિન હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ અને તેમની ઉમ્મતના વિશિષ્ટ લક્ષણો અને શ્રેષ્ઠતા :

પાછલી આયતોમાં હઝરત મૂસા (અલૈ.)ના દુઆના જવાબમાં ઈરશાદ થયો હતો કે, આમ તો અલ્લાહ તઆલાની રહમત દરેક વસ્તુ અને દરેક વ્યક્તિ માટે વિશાળ છે, તમારી ઉપસ્થિત ઉમ્મત પણ તેનાથી વંચિત નથી, પરંતુ સંપૂર્ણ નેઅ્મત અને રહમતના હકદાર તે લોકો જ હશે જેઓ ઈમાન, તકવા અને ઝકાત વગેરે ખાસ શરતો પૂર્ણ કરે.

આ આયતમાં તે લોકો વિશે જાણકારી આપવામાં આવી છે કે, આ શરતો ઉપર પૂરા ઊતરનારા કોણ લોકો હશે ? અને બતાવ્યું કે આ તે લોકો હશે જેઓ રસૂલે ઉમ્મી ﷺનું અનુસરણ કરશે. આ સંદર્ભે રસૂલે કરીમ ﷺની અમુક વિશિષ્ટ શ્રેષ્ઠતાઓ, ખાસિયતો તથા નિશાનીઓનું વર્ણન કરીને આપ ﷺ ઉપર માત્ર ઈમાન લાવવાનું જ નહીં બલકે, આપ ﷺનું અનુસરણ કરવાનો પણ હુકમ આપવામાં આવ્યો છે. એનાથી જાણ થાય છે કે, આખિરતની સફળતા માટે ઈમાન સાથે શરીઅત અને સુન્નતનું અનુસરણ પણ જરૂરી છે. الرَّسُوْلَ النَّبِیَّ الْاُمِّیَّ આ સ્થળે رَسُوْل (રસૂલ) અને نَبِی (નબી)ના બે લકબો સાથે રસૂલે કરીમ ﷺની એક ત્રીજી ખાસિયત اُمِّی (ઉમ્મી) પણ વર્ણન કરવામાં આવી છે. "ઉમ્મી"નો શાબ્દિક અર્થ "નિરક્ષર" થાય છે, જે વ્યક્તિ લખવા-વાંચવાનું

જાણતો ન હોય તેને "ઉમ્મી" કહેવામાં આવે છે. સામાન્ય રીતે અરબની કોમને કુર્આનમાં اُمِّيّين (ઉમ્મિય્યીન) એટલા માટે કહેવામાં આવી છે કે, તેમનામાં લખવા–વાંચવાનો રિવાજ ખૂબ ઓછો હતો અને ઉમ્મી હોવું કોઈ વ્યક્તિ માટે વખાણવા લાયક ખાસિયત નથી બલકે, તે એક ખામી સમજવામાં આવે છે પરંતુ રસૂલે કરીમ ﷺના જ્ઞાન, અલ્લાહનો ગૂઢ પરિચય, નબવી ખાસિયતો, વિશિષ્ટ ગુણો તથા લક્ષણો સાથે "ઉમ્મી" (નિરક્ષર) હોવું રસૂલે કરીમ ﷺ માટે એક ઘણો જ મોટો વિશિષ્ટ પ્રકારનો ગુણ બની ગયો છે. કારણ કે જ્ઞાન, આચરણ અથવા વર્તનમાં વિશિષ્ટતા જો કોઈ ભણેલા–ગણેલા વ્યક્તિમાં જાહેર થાય તો તેને તેના શિક્ષણનું પરિણામ સમજવામાં આવે છે, પરંતુ એક ઉમ્મી માત્રથી આવા અત્યંત આશ્ચર્યજનક જ્ઞાન, અજોડ સચ્ચાઈ અને અલ્લાહના પરિચયના ગૂઢાર્થો (ઊંડા અર્થો) જાહેર થયા એ આપ ﷺનો ઉઘાડો મોઅ્જિઝો છે, જેને કોઈ તદ્દન નીચ કક્ષાનો વિરોધી કે દુશ્મન પણ નકારી શકતો નથી. ખાસ કરીને જ્યારે કે, રસૂલે કરીમ ﷺની ઉંમરના ચાલીસ વર્ષો મક્કએ મુકર્રમહમાં સૌની સામે એ જ પ્રમાણે પસાર થયા કે ન તો કોઈની પાસેથી એક અક્ષર શીખ્યા અને ન જ અક્ષર વાંચ્યો. ઠીક ૪૦ વર્ષની ઉંમર થતાં અચાનક આપ ﷺની જીભ મુબારક ઉપર તે કલામ વહેવા લાગ્યું જેના એક નાના ટૂકડાનું ઉદાહરણ બનાવી લાવવાથી સમગ્ર દુનિયા લાચાર થઈ ગઈ. આથી તેમનું આવી પરિસ્થિતિમાં ઉમ્મી હોવું એ પોતે જ રસૂલે કરીમ ﷺ અલ્લાહ તરફથી મોકલવામાં આવેલા રસૂલ અને કુર્આન અલ્લાહનું કલામ હોવા ઉપર એક ઘણી જ મોટી સાક્ષી અને સાબિતી છે, એટલા માટે ઉમ્મી હોવું જો કે અન્યો માટે કોઈ વખાણવા લાયક ખાસિયત કે લક્ષણ નથી પરંતુ રસૂલે કરીમ ﷺ માટે ઘણી જ મોટી વિશિષ્ટ પ્રકારની વખાણવા લાયક સિફત અને ગુણ છે, જેમકે (મુતકબ્બિર) "ગર્વિષ્ઠ"નો શબ્દ સામાન્ય મનુષ્ય માટે વખાણવા લાયક શબ્દ નથી, બલકે એક ઐબ છે. પરંતુ અલ્લાહ તઆલા શા'નુહૂ માટે ખાસ અગત્યની વખાણવા લાયક સિફત છે.

આયતમાં રસૂલે કરીમ ﷺની ચોથી ખાસિયત એ વર્ણન કરવામાં આવી કે, તે લોકો રસૂલે કરીમ ﷺને તવરાત અને ઈન્જીલમાં લખેલા જુએ છે. અહીંયાં આ વાત ધ્યાન ખેંચે છે કે, કુર્આને કરીમે એવું નથી કહ્યું કે, "આપની સિફતો અથવા પરિસ્થિતિઓ લખેલી જુઓ છો" બલકે, يَجِدُوْنَهٗ (યજિદૂનહુ)નો શબ્દ

અપનાવવામાં આવ્યો, જેનો અર્થ એ છે કે, "આપ ﷺને લખેલા જોશો." તેમાં ઈશારો એ વાત તરફ છે કે, તવરાત અને ઈન્જીલમાં રસૂલે કરીમ ﷺની સિફતો અને ગુણ–લક્ષણો એટલા વિગતે અને સ્પષ્ટતા સાથે હશે કે તેને જોવું એવું હશે જેમકે, ખુદ રસૂલે કરીમ ﷺને જોઈ લીધા અને તવરાત તથા ઈન્જીલનું એટલા માટે વિશેષરૂપે નામ લીધું કે, બની ઈસ્રાઈલ આ જ બે કિતાબોને માનતા હતા, નહિતર આપ ﷺની હાલત અને સિફતોનું વર્ણન ઝબૂરમાં પણ મોજૂદ છે. પ્રસ્તુત આયતનું અસલ સંબોધન હઝરત મૂસા (અલૈ.) માટે છે, જેમાં તેમને બતાવવામાં આવ્યું છે કે દુનિયા અને આખિરતની સંપૂર્ણ સફળતા આપ ﷺની ઉમ્મતના તે લોકોના હિસ્સામાં છે, જેઓ નબીએ ઉમ્મી ખાતમુલ અંબિયા ﷺ અને ઈસ્લામનું અનુસરણ કરે છે, આ બાબતનું વર્ણન તેઓ તવરાત અને ઈન્જીલમાં લખેલું પામે છે.

## તવરાત અને ઇન્જીલમાં રસૂલે કરીમ ﷺની સિફતો (ગુણ–લક્ષણો) અને નિશાનીઓ :

હાલની તવરાત અને ઈન્જીલમાં અસંખ્ય ફેરફાર અને પરિવર્તનો થઈ જવાના કારણે તે ભરોસાપાત્ર કિતાબો નથી રહી, તે છતાં હજુ પણ તેમાં એવા ઘણા વાક્યો મોજૂદ છે જે આજે પણ રસૂલે કરીમ ﷺની ઓળખ આપે છે અને એટલી વાત તો બિલકુલ સ્પષ્ટ છે કે, જ્યારે કુર્આને કરીમે આ એ'લાન કર્યું કે, ખાતમુલ અંબિયા ﷺની સિફતો અને નિશાનીઓ તવરાત અને ઈન્જીલમાં લખેલી છે, જો આ વાત વાસ્તવિકતાની વિરુદ્ધ હોત તો તે સમયના યહૂદીઓ અને નસારાને તો ઈસ્લામ વિરુદ્ધ એક ઘણું મોટું હથિયાર હાથ લાગ્યું હોત અને તેના દ્વારા તેઓ કુર્આનને જૂઠાડી શક્યા હોત કે, તવરાત અને ઈન્જીલમાં તો ક્યાંય નબીએ ઉમ્મીની હાલતનું વર્ણન નથી પરંતુ તે સમયના યહૂદીઓ અને નસારાએ આ બાબત વિરુદ્ધ કોઈ જાહેરાત ન કરી. આ વાત પોતે જ એ બાબતની સાક્ષી છે કે, તે સમયે તવરાત અને ઈન્જીલમાં રસૂલે કરીમ ﷺની સિફતો અને નિશાનીઓ સ્પષ્ટ રીતે ઉપસ્થિત હતી જેના કારણે તે લોકોના મોંઢાઓ ઉપર આ બાબતે સીલ વાગી ગયું હતું.

ખાતમુલ અંબિયા ﷺની જે સિફતો તવરાત અને ઈન્જીલમાં લખેલી હતી

તેનું અમુક વર્ણન કુર્આને કરીમમાં તવરાત અને ઈન્જીલના હવાલાથી આવ્યું છે અને અમુક હદીષની રિવાયતોમાં એવા લોકોથી નકલ થયું છે જેમણે અસલી તવરાત અને ઈન્જીલને જોઈ અને તેમાં રસૂલે કરીમ ﷺના વર્ણનનો અભ્યાસ કરીને જ તેઓ મુસલમાન થયા.

બયહકીએ "દલાઈલુન્નુબુવ્વહ"માં નકલ કર્યું છે કે હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે, "એક યહૂદી છોકરો નબીએ કરીમ ﷺની સેવા કર્યા કરતો હતો તે અચાનક બીમાર થઈ ગયો. આપ ﷺ તેની બીમારપુરસી કરવા (ખબર લેવા) માટે ગયા, તેમણે જોયું કે તેનો બાપ તેના સરાણે ઊભો હતો અને તવરાત પઢી રહ્યો હતો. રસૂલે કરીમ ﷺએ તેને કહ્યું કે, હે યહૂદી ! હું તને અલ્લાહની કસમ આપું છું જેણે હઝરત મૂસા (અલૈ.) ઉપર તવરાત નાઝિલ ફરમાવી છે કે, શું તું તવરાતમાં મારી હાલત અને સિફતો વિશે તથા મારા જાહેર થવાનું વર્ણન જુએ છે? તેણે ઈન્કાર કર્યો તો દિકરો બોલ્યો, યા રસૂલુલ્લાહ ﷺ ! તે ખોટું કહે છે, તવરાતમાં અમે તમારું વર્ણન અને તમારી સિફતો જોઈ રહ્યા છીએ અને હું ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય કોઈ મઅ્બૂદ નથી અને તમે અલ્લાહના રસૂલ છો. આપ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને હુકમ આપ્યો કે હવે આ મુસલમાન છે, તેના ઈન્તેકાલ પછી તેની કફન–દફન વિધી મુસલમાનોએ કરવી, તેને બાપના હવાલે ન કરવો. *(મઝહરી)*

હઝરત અલી મુર્તુઝા (રદિ.) ફરમાવે છે કે, "રસૂલે કરીમ ﷺના માથે એક યહૂદીનું કરજ હતું, તેણે આવીને રસૂલે કરીમ ﷺ પાસે પોતાનું કરજ માંગ્યું, આપ ﷺએ ફરમાવ્યું કે, આ સમયે મારી પાસે કશું નથી, થોડી મુદત આપ. યહૂદીએ ખૂબ સખ્તાઈપૂર્વક પોતાની માંગણી ચાલુ રાખી અને કહ્યું કે, હું તમને તે સમય સુધી નહીં છોડું જ્યાં સુધી મારું કરજ અદા ન કરી આપો. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તને અધિકાર છે, હું તારી પાસે બેસી જાઉં છું. એટલા માટે રસૂલે કરીમ ﷺ તે જ સ્થળે બેસી ગયા અને ઝુહ્ર, અસ્ર, મગરિબ, ઈશા અને ફરી બીજા દિવસે ફજ્રની નમાઝ ત્યાં જ અદા કરી. સહાબએ કિરામ (રદિ.)એ આ દશ્ય જોયું, તેઓ ખૂબ દિલગીર અને ક્રોધિત થઈ રહ્યા હતા અને ધીમે–ધીમે યહૂદીને ડરાવી ધમકાવીને એવું ઈચ્છતા હતા કે, તે રસૂલે કરીમ ﷺને છોડી દે. રસૂલે કરીમ ﷺએ તેમને એવું કરવાથી અટકાવ્યા અને સહાબા

(રદિ.)ને પૂછ્યું, આ શું કરો છો ? તેમણે વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! અમે એવું કેવી રીતે બરદાશ્ત કરીએ કે, એક યહૂદી તમને કેદ કરી રાખે. આપ ﷺએ ફરમાવ્યું, મને મારા પરવરદિગારે મનાઈ કરી છે કે કોઈ "મુઆહિદ" (જેની સાથે કરાર કરવામાં આવ્યો છે તે) ઉપર જુલમ કરું. યહૂદી આ બધી હકીકત જોઈ અને સાંભળી રહ્યો હતો.

સવાર થતાં જ યહૂદીએ કહ્યું اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ اَنَّکَ رَسُوْلُ اللّٰهِ આ રીતે તેણે ઈસ્લામનો સ્વીકાર કર્યો. તેણે કહ્યું કે, યા રસૂલુલ્લાહ ﷺ ! હું મારો અડધો માલ અલ્લાહના રસ્તામાં આપી દઉં છું અને કસમ છે અલ્લાહની કે, મેં આ સમયે જે કંઈ કર્યું તે ફક્ત આપની પરીક્ષા લેવા માટે કર્યું હતું કે, તવરાતમાં જે તમારી ખાસિયતો વર્ણન કરવામાં આવી છે, તે તમારામાં સાચી રીતે મોજૂદ છે અથવા નહીં ? મેં તવરાતમાં તમારા વિશે આ શબ્દો વાંચ્યા છે.

*"મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ, તેમનો જન્મ મક્કામાં થશે અને હિજરત તયબહ તરફ થશે અને તેમનો પ્રદેશ શામ (સિરીયા) હશે, ન તો તેઓ અત્યંત કઠોર સ્વભાવના હશે, ન કઠોર વાત કરનારા હશે, ન જ બજારોમાં શોર-બકોર કરનારા, તેઓ નિર્લજ્જતાની અને વાહિયાત વાતોથી દૂર રહેશે."*

હવે, મેં આ બધી જ સિફતોની પરીક્ષા કરીને તમને તેમાં ખરા ઊતરેલા જોયા. એટલા માટે ગવાહી આપું છું કે, અલ્લાહના સિવાય કોઈ ઈબાદતને પાત્ર નથી અને તમે અલ્લાહના રસૂલ છો અને આ મારો અડધો માલ છે. તમને અધિકાર છે, જે પ્રમાણે ઈચ્છો ખર્ચ કરો." આ યહૂદી ઘણો માલદાર હતો. અડધો માલ પણ એક ઘણી મોટી રકમ હતી. આ રિવાયતને તફસીરે મઝહરીમાં "દલાઈલુન્નુબુવ્વહ"ના હવાલાથી બયહકીએ નકલ કરી છે.

ઈમામ બગવીએ પોતાની સનદ સાથે કઅ્બ બિન અહબાર (રહ.)થી નકલ કર્યું છે. તેમણે ફરમાવ્યું કે તવરાતમાં રસૂલે કરીમ ﷺ વિશે લખ્યું છે કે,

*"મુહમ્મદ અલ્લાહના રસૂલ અને ચૂંટી કાઢેલા બંદા છે, ન કઠોર સ્વભાવના છે, ન જ બેહૂદી વાતો કરનારા, ન બજારોમાં શોર-બકોર કરનારા, બુરાઈનો બદલો બુરાઈથી નથી આપતા બલકે ક્ષમા અને દરગુજર કરે છે, આપનો જન્મ મક્કામાં અને હિજરત તયબહમાં થશે, પ્રદેશ આપનો શામ (સિરીયા) હશે*

*અને આપની ઉમ્મત حَمَّادِيْنَ (હમ્માદીન) હશે. એટલે કે, રાહત અને તકલીફ બંને પરિસ્થિતિઓમાં અલ્લાહ તઆલાના વખાણ અને શુક્ર અદા કરશે, દરેક ઊંચાઈ ઉપર ચઢતી વખતે તેઓ તકબીર કહ્યા કરશે. તે સૂર્યના છાંયડાઓ ઉપર નજર રાખશે, જેથી તેના દ્વારા સમય જાણી શકે કે, નમાઝો પોત-પોતાના સમયમાં પઢયા કરે, તે પોતાના શરીરના નીચેના ભાગ ઉપર તેહબંદ (લૂંગી)નો ઉપયોગ કરશે અને પોતાના હાથો-પગોને વુઝૂ દ્વારા સ્વચ્છ અને પાક રાખશે. તેમની અઝાન દેનારો વાતાવરણમાં અવાજ બુલંદ કરશે, જિહાદમાં તેમની સફો (હરોળ) એવી હશે જેમકે જમાઅતની નમાઝમાં, રાત્રે તેમની તિલાવત અને ઝિક્રના અવાજો એ રીતે ગુંજશે જેમકે મધમાંખીઓનો ગણગણાટ હોય છે." (મઝહરી)*

ઈબ્ને સઅદ અને ઈબ્ને અસાકિરે હઝરત સહલ મૌલા ખુષયમહની સનદ સાથે નકલ કર્યું છે કે, હઝરત સહલે ફરમાવ્યું કે મેં પોતે ઈન્જીલમાં મુહમ્મદ મુસ્તફા ﷺની આ સિફતો પઢી છે કે,

*"તેઓ ન ઠીંગણા કદના હશે, ન ઘણા લાંબા કદના, સફેદ રંગ અને ઝુલ્ફોવાળા હશે, તેમના બંને ખભાઓ વચ્ચે એક નુબુવ્વતની મહોર (સિક્કો) હશે, સદકહનો સ્વીકાર ન કરશે, હિમાર (ગધેડા) અને ઊંટ ઉપર સવાર થશે, બકરીઓનું દૂધ પોતે દોહી લેશે, ઠીંગડા મારેલ કુરતો વાપરશે અને જે આવું કરે છે તે તકબ્બુર (અભિમાન)થી પવિત્ર હોય છે. તે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના વંશજમાંથી હશે, તેમનું નામ અહમદ હશે."*

ઈબ્ને સઅદથી તબકાતમાં, દારમીએ પોતાની સનદથી, બયહકીએ દલાઈલુન્નુબુવ્વહમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.)થી સનદ નકલ કરી છે, જેઓ યહૂદીઓના સૌથી મોટા આલિમ અને તવરાતના પ્રખ્યાત નિષ્ણાત હતા તેમણે ફરમાવ્યું કે, તવરાતમાં રસૂલુલ્લાહ ﷺ વિશે આ શબ્દો ઉપસ્થિત છે,

*"હે નબી ! અમે તમને મોકલ્યા છે, બધી ઉમ્મતો ઉપર ગવાહ બનાવીને અને નેક અમલ કરનારાઓની ખુશખબરી આપનારા, ખરાબ અમલો કરનારાઓને ડરાવનારા બનાવીને અને ઉમ્મતો એટલે અરબની સુરક્ષા કરનારા બનાવીને, આપ મારા બંદા અને રસૂલ છો, મેં તમારું નામ "મુતવક્કિલ" રાખ્યું છે, ન*

*તમે કઠોર સ્વભાવના છો, ન ઝઘડાખોર, ન તો બજારોમાં શોર-બકોર કરનારા, બુરાઈનો બદલો બુરાઈથી નથી આપતા બલકે ક્ષમા કરો છો અને દરગુજર કરો છો, અલ્લાહ તઆલા તેમને તે સમય સુધી મોત નહીં આપે જ્યાં સુધી તેમના દ્વારા વાંકી (ચાલનારી) કોમ સીધી ન કરી આપે, એટલે સુધી કે તે* لَآ اِلٰـهَ اِلَّا اللّٰـهُ *(લા ઈલાહા ઈલ્લલ્લાહ)ને માનનારા બની જાય અને આંધળી આંખોને ખોલી નાંખે અને બહેરા કાનોને સાંભળવાપાત્ર બનાવી દે અને બંધનોમાં જકડાયેલા હૃદયોને ખોલી નાંખે."*

એના જેવી જ એક રિવાયત બુખારીમાં અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)થી પણ નકલ થઈ છે અને પાછળની કિતાબોના મોટા નિષ્ણાત આલિમ હઝરત વહબ બિન મુનબ્બીહથી બયહકીએ દલાઈલુન્નુબુવ્વહમાં નકલ કર્યું છે કે,

*"અલ્લાહ તઆલાએ ઝબૂરમાં હઝરત દાવુદ (અલૈ.) તરફ એ વહી કરી કે, હે દાવુદ ! તમારા પછી એક નબી આવશે, જેનું નામ અહમદ હશે, હું તેના ઉપર ક્યારેય નારાજ નહીં થાઉં અને તે ક્યારેય મારી નાફરમાની નહીં કરે અને મેં તેના માટે બધી જ આગલી-પાછલી ભૂલો મા'ફ કરી દીધી છે, તેમની ઉમ્મત "ઉમ્મતે મર્હુમા" છે, મેં તેમને તે નફલો આપી છે જે અંબિયા (અલૈ.)ને અર્પણ કરી હતી અને તેમના ઉપર તે ફરજો નક્કી કર્યા છે જે પાછલા અંબિયા (અલૈ.) ઉપર જરૂરી કરવામાં આવ્યા હતા, એટલે સુધી કે તેઓ મહશરમાં મારી સામે એવી હાલતમાં આવશે કે તેમનું નૂર અંબિયા (અલૈ.)ના નૂર જેવું હશે, હે દાવુદ! મેં મુહમ્મદ (ﷺ) અને તેમની ઉમ્મતને તમામ ઉમ્મતો ઉપર શ્રેષ્ઠતા અર્પી છે, મેં તેમને છ વસ્તુઓ ખાસ સ્વરૂપે અર્પણ કરી છે જે બીજી ઉમ્મતોને નથી આપવામાં આવી. એક એ કે, ભૂલો અને ગલતીઓ ઉપર તેમને અઝાબ ન થશે, જો તેમનાથી વિના ઈરાદે ગુનાહ થઈ જાય અને જો તેઓ તેની મા'ફી મારી પાસે માંગશે તો હું મા'ફ કરી આપીશ અને જે માલ તેઓ અલ્લાહના માર્ગમાં નેક ઈરાદે ખર્ચ કરશે તો હું દુનિયામાં જ તેમને તેનાથી ઘણો વધારે માલ અર્પણ કરીશ અને જ્યારે તેમના ઉપર કોઈ મુસીબત પડે અને તેઓ* اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ *(ઈન્ના લિલ્લાહી વ ઈન્ના ઈલયહિ રાજિઊન) કહે તો હું તેમના ઉપર તેની મુસીબતને રહમત અને કૃપામાં બદલી નાંખીશ અને જન્નત તરફની હિદાયત બનાવી આપીશ. જો તે દુઆ કરશે તો હું સ્વીકાર કરીશ,*

*ક્યારેક એ પ્રમાણે કે જે માંગશે તે જ આપી દઈશ અને ક્યારેક એ પ્રમાણે કે તે દુઆ તેમની આખિરતનો સામાન બનાવી આપીશ.''* *(રૂહુલ મઆની)*

સેંકડોમાંથી આ અમુક રિવાયતો તવરાત, ઈન્જીલ અને ઝબૂરના હવાલાથી અત્રે નકલ કરવામાં આવી છે. સમગ્ર રિવાયતોને હદીષવેત્તાઓએ અલગ પુસ્તકોમાં ભેગી કરેલી છે.

તવરાત અને ઈન્જીલમાં ખાતમુન્નબિય્યિન ﷺ અને આપ ﷺની પ્રતિષ્ઠિત ઉમ્મતની ખાસ ફઝીલતો, સિફતો અને નિશાનીઓ ઉપર ઉલમાએ વિગતે અલગથી પુસ્તકો લખ્યા છે અને અંતિમ યુગમાં હઝરત મવલાના રહમતુલ્લાહ કૈરાનવી મુહાજિર મક્કી (રહ.)એ પોતાની કિતાબ ''ઈઝ્હારુલ હક''માં તેને ઘણા ખુલાસાવાર વિગતે સંશોધન આધારિત લખ્યું છે. તેમાં હાલની આધુનિક યુગની તવરાત અને ઈન્જીલ જેમાં અસંખ્ય હેરફેર થઈ ચૂકી છે, તેમાં પણ ઘણી ફઝીલતો અને સિફતોનું વર્ણન ઉપસ્થિત હોવાનું સાબિત કરવામાં આવ્યું છે, તેનો અરબી અને ઉર્દૂમાં તરજુમો પ્રગટ થઈ ચૂક્યો છે જે અભ્યાસ કરવા લાયક છે.

પાછળની આયતોમાં રસૂલે કરીમ ﷺની તે સિફતો અને નિશાનીઓનું વિગતવાર વર્ણન હતું જે તવરાત, ઈન્જીલ અને ઝબૂરમાં લખેલું હતું, તેમાં આપ ﷺની અમુક વિશેષ સિફતો પણ વર્ણન થયેલ છે.

જેમાંથી પ્રથમ સિફત ''અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર'' છે. ''મઅ્રૂફ''નો શાબ્દિક અર્થ ''ખૂબ પ્રચલિત'' છે અને ''મુન્કર''નો શાબ્દિક અર્થ છે કે ''જે ઓળખી ન શકાય, અજનબી હોય'' અને મઅ્રૂફ નેક કામને, ભલાઈના કામને કહેવામાં આવે છે જે શરીઅતમાં પ્રચલિત અને ખૂબ પરિચીત હોય છે અને મુન્કર તે ખરાબ કામો અને દુષ્કૃત્યો છે જે દીન અને શરીઅત માટે અપરિચીત છે.

આ સ્થળે સારા કામોને મઅ્રૂફના શબ્દથી અને ખરાબ કામોને મુન્કરના શબ્દથી ઓળખાવવામાં એ તરફ ઈશારો જોવા મળે છે કે, દીનમાં ફક્ત નેક કામો તે જ સમજવામાં આવશે જે શરૂઆતના યુગના મુસલમાનોમાં પ્રચલિત હતા અને ખૂબ પરિચીત હતા અને જે એવા કાર્યો નથી તે મુન્કર કહેવાશે. એનાથી જાણ થઈ કે, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ જે કામોને નેક અને ભલા નથી

સમજ્યા તે ભલે ગમે એટલા નેક કે સારા દેખાતા હોય શરીઅતની રૂએ તે ભલા નથી. સહીહ હદીષોમાં એટલા માટે આ કાર્યોને જેનું શિક્ષણ આપ ﷺ, સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.) તરફથી નથી મળતું તેને "મુહદષાતુલ ઉમૂર" (દુષ્કૃત્યો) અને બિદ્અત ફરમાવીને ગુમરાહી ઠરાવવામાં આવ્યા છે. આયતનો ભાવાર્થ આ વાક્યમાં એ છે કે, આપ ﷺ લોકોને નેક કામોનો હુકમ કરશે અને ખરાબ કૃત્યો કરવાથી મનાઈ કરશે.

આ સિફત અને લક્ષણ જો કે, તમામ અંબિયા (અલૈ.)માં સર્વસામાન્ય છે અને હોવું જ જોઈએ, કારણ કે દરેક નબી અને રસૂલ એ જ કામ માટે મોકલવામાં આવે છે કે, લોકોને નેક કાર્યો તરફ માર્ગદર્શન કરે અને ખરાબ કામોની મનાઈ કરે, પરંતુ આ સ્થળે રસૂલે કરીમ ﷺની ખાસ અગત્યતાના કારણે તેનું વર્ણન કરવું એ બાબતની ખબર આપવા માટે છે કે, રસૂલે કરીમ ﷺને આ ખાસિયતમાં બીજા અંબિયા (અલૈ.) કરતા કોઈ વિશેષ પ્રકારની વિશિષ્ટતા અને અગત્યતા પ્રાપ્ત છે અને તે વિશિષ્ટતા કેટલાય કારણોના લીધે છે. પ્રથમ એ કામની ખાસ પદ્ધતિ કે દરેક વર્ગના લોકોને તેમની પરિસ્થિતિ અનુરૂપ આમંત્રણ આપવું જેના કારણે તેના દિલમાં વાત ઊતરી જાય અને તેને બોજ કે ભાર ન પડે. રસૂલે કરીમ ﷺની તા'લીમમાં ચિંતન કરવામાં આવે તો એ બાબતની સાબિતી અને પ્રત્યક્ષ દર્શન થશે કે, અલ્લાહ તઆલાએ તેમને એક વિશિષ્ટ પ્રકારનો ખાસ તરીકો અર્પણ કર્યો હતો. અરબના બદુઓ કે જેઓ ઊંટ અને બકરીઓ ચરાવવા સિવાય કશું જ જાણતા ન હતા, તેમની સાથે તેમને સમજી શકાય એવી ભાષામાં વાતચીત કરી અને શ્રેષ્ઠતમ્ જ્ઞાનપૂર્ણ વિષયોને સરળ શબ્દોમાં સમજાવી આપ્યા હતા કે, અભણ લોકોના સમજમાં પણ આવી જાય અને રૉમ તથા ઈરાન અને અન્ય મહાન સામ્રાજ્યોના મોકલેલા વિદ્વાન બુદ્ધિશાળી એલચીઓ સાથે પણ તેમની શૈલી પ્રમાણે વાતચીત કરવામાં આવતી હતી અને કોઈપણ પ્રકારના અપવાદ વિના સૌ આ વાતચીતથી પ્રભાવિત થતા હતા. રસૂલે કરીમ ﷺને અને આપ ﷺની વાતચીતને અલ્લાહે અર્પેલ સ્વીકૃતિ અને એ વાતચીતથી દિલોમાં ઉપસ્થિત થનાર પ્રભાવ પણ એક પ્રકારના મોઅ્જિઝાનું સ્વરૂપ ધરાવતો હતો. મોટાથી મોટો દુશ્મન પણ જે આપ ﷺનું કલામ સાંભળતો તો પ્રભાવિત થયા વિના રહી શકતો ન હતો.

ઉપર તવરાતના હવાલાથી જે રસૂલે કરીમ ﷺની સિફતો વર્ણન કરવામાં આવી તેમાંથી એક એ પણ હતી કે, આપ ﷺ દ્વારા અલ્લાહ તઆલાએ આંધળી આંખોને દૃષ્ટિ અને બહેરા કાનોને શ્રવણ શક્તિ અર્પણ કરી દીધી અને દિલોને ખોલી નાંખ્યા. આ સિફતો કદાચ તે જ ખાસિયતોનું પરિણામ છે કે, રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલાએ અમ્ર બિલ્ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરની વિશિષ્ટ સિફતનો આગવો તરીકો અર્પણ કરી હતી.

બીજી સિફત અને ખાસિયત એ વર્ણન કરવામાં આવી છે કે, રસૂલે કરીમ ﷺ લોકોના માટે પવિત્ર અને ઈચ્છિત (સારી) વસ્તુઓને હલાલ કરશે અને ગંદી વસ્તુઓને હરામ ઠરાવશે. એનો ભાવાર્થ એ છે કે, ઘણી બધી પવિત્ર અને પસંદ કરવામાં આવતી વસ્તુઓ જે બની ઈસ્રાઈલ ઉપર સજા સ્વરૂપે હરામ કરવામાં આવી હતી, રસૂલે કરીમ ﷺ તે વસ્તુઓ હરામ હોવાનો હુકમ રદ કરી આપશે. દાખલા તરીકે, હલાલ જાનવરોની ચરબી વગેરે જે બની ઈસ્રાઈલની દુષ્ટતાની સજા સ્વરૂપે તેમના માટે હરામ કરવામાં આવી હતી, આપ ﷺએ તેને હલાલ ઠરાવી આપ્યું અને ગંદી વસ્તુઓમાં લોહી, મૃત પશુ, દારૂ અને બધા જ હરામ જાનવરો સામેલ છે અને તમામ હરામ માધ્યમોથી રળેલી આવક પણ હરામ છે દાખલા તરીકે વ્યાજ, લાંચ, જુગાર વગેરે. (અલ સિરાજુલ મુનીર) અને અમુક લોકોએ ખરાબ આદતો અને બુરા અખ્લાકને પણ ગંદી વસ્તુઓમાં સામેલ કર્યું છે.

ત્રીજી સિફત આ વર્ણન કરવામાં આવી, وَيَضَعُ عَنْهُمْ اِصْرَهُمْ وَالْاَغْلٰلَ الَّتِىْ كَانَتْ عَلَيْهِمْ એટલે કે, “આપ (ﷺ) લોકો ઉપરથી ભાર અને બંધનો હટાવી દેશે જે એમના ઉપર થોપવામાં આવ્યા હતા.”

તેમાં اِصْر (ઈસ્ર)નો અર્થ "અસહ્ય ભાર" થાય છે, જે વ્યક્તિના હલન–ચલનને પણ અટકાવી દે અને اَغْلَال (અગ્લાલ) એ غُلّ (ગુલ્લુન)નું બહુવચન છે. તે હાથકડીને "ગુલ્લુન" કહેવામાં આવે છે જેના દ્વારા અપરાધીના હાથોને તેની ગરદન સાથે બાંધી દેવામાં આવે છે જેના કારણે તે બિલકુલ પરવશ થઈ જાય છે.

اِصْر (ઈસ્ર) અને اَغْلَال (અગ્લાલ) એટલે કે, અસહ્ય ભાર અને કેદનો

ભાવાર્થ આ આયતમાં તે કઠણ હુકમો અને મુશ્કેલ વાજિબો છે જે વાસ્તવમાં દીનનો હેતુ ન હતો બલકે, બની ઈસ્રાઈલ ઉપર સજા સ્વરૂપે જરૂરી કરવામાં આવ્યું હતું. દાખલા તરીકે, કપડું નાપાક થઈ જાય તો બની ઈસ્રાઈલ માટે પાણીથી ધોવું પૂરતું ન હતું બલકે, વાજિબ એ હતું કે જે જગ્યાએ નાપાકી લાગી છે તેને કાપી નાંખવામાં આવે અને કાફિરો સાથે જિહાદ કરીને જે ગનીમતનો સામાન હાથ લાગે તે તેમના માટે હલાલ ન હતો બલકે, આસમાનથી અગ્નિવર્ષા દ્વારા તે સળગી જતો હતો. શનિવારના દિવસે શિકાર કરવો તેમના માટે હરામ હતો, જે અવયવથી કોઈ ગુનોહ થઈ જાય તે અવયવને કાપી નાંખવું વાજિબ હતું, કોઈની હત્યા ભલે, તે જાણીબૂઝીને ઈરાદાપૂર્વક કરી હોય અથવા ભૂલથી કરી હોય બંને સ્વરૂપોમાં કિસાસ એટલે કે હત્યારાને કતલ કરવો વાજિબ હતું. ''ખૂનબહા'' (હત્યાનું વળતર) આપવાનો કોઈ કાયદો ન હતો.

આ સખત અને કઠણ હુકમો જે બની ઈસ્રાઈલ ઉપર થોપવામાં આવ્યા હતા, કુર્આનમાં اِصْـــر (ઈસ્ર) અને اَغْلَال (અગ્લાલ)થી ઓળખાવવામાં આવ્યા છે અને એ ખબર આપી છે કે, રસૂલે કરીમ ﷺએ આ સખત અને કઠોર હુકમોને રદ કરીને સરળ હુકમો આપ્યા છે. તેને જ રસૂલે કરીમ ﷺની એક હદીષમાં ફરમાવ્યું છે કે, ‘‘મેં તમને એક સરળ અને આસાન શરીઅત ઉપર છોડ્યા છે જેમાં ન કોઈ મહેનત છે અને ન જ કોઈ માર્ગ ભટકવાની શંકા.’’

એક હદીષમાં છે કે, الــدِّيْــنُ يُسْــرٌ એટલે કે, ‘‘દીન સરળ છે.’’ કુર્આને કરીમે ફરમાવ્યું, وَمَــا جَعَـلَ عَـلَيْـكُـمْ فِــى الدِّيْنَ مِنْ حَـرَجٍ એટલે કે, ‘‘અલ્લાહ તઆલાએ તમારા ઉપર દીનના મા'મલામાં કોઈ તંગી નથી નાંખી.’’

નબીએ ઉમ્મી ﷺની ખાસ સિફતો અને વિશેષતાઓ વર્ણન કર્યા પછી ઈરશાદ ફરમાવ્યો, فَالَّذِيْنَ اٰمَنُوْا بِهٖ وَعَزَّرُوْهُ وَنَصَرُوْهُ وَاتَّبَعُوا النُّوْرَ الَّذِىْٓ اُنْزِلَ مَعَهٗٓ ۙ اُولٰٓئِكَ هُـمُ الْمُفْلِحُوْنَ એટલે કે, ‘‘તવરાત અને ઈન્જીલમાં અંતિમ યુગના નબી ﷺની સ્પષ્ટ સિફતો અને નિશાનીઓ બતાવી દેવાનું પરિણામ એ છે કે, જે લોકો આપ ﷺ ઉપર ઈમાન લાવે અને તેમનું સન્માન કરે અને તેમની સહાય કરે અને તેમના પ્રકાશનું અનુસરણ કરે જે આપ ﷺ સાથે મોકલવામાં આવ્યું છે, એટલે કે કુર્આને અઝીમ (તેનું અનુસરણ કરે) તો આ જ લોકો છે જેઓ સફળતા પામનારા છે.’’

અત્રે સફળતા પામવા માટે ચાર શરતોનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન, બીજું તેમનું સન્માન અને ઈજ્જત કરવી, ત્રીજું તેમની સહાય અને મદદ કરવી અને ચોથું કુર્આને કરીમનું અનુસરણ કરવું.

સન્માન અને ઈજ્જત કરવા માટે આ સ્થળે عَـــزَّرُوْهُ (અઝ્ઝુરૂહુ) શબ્દ લાવવામાં આવ્યો છે, જે تَـعْـزِيْـر (તઅ્ઝીર)થી બન્યો છે અને તેનો અસલી અર્થ "પ્રેમ અને લાગણીપૂર્વક મનાઈ કરવી અથવા હિફાઝત કરવી" થાય છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ عَزَّرُوْهُ (અઝ્ઝરૂહુ)નો અર્થ "સન્માન અને ઈજ્જત કરવા"નો બતાવ્યો છે અને મુબર્રદે તેને "શ્રેષ્ઠ કક્ષાની ઈજ્જત અને સન્માન"થી પરિભાષિત કર્યો છે.

ભાવાર્થ એ છે કે, તે લોકો જેઓ રસૂલે કરીમ ﷺની શ્રેષ્ઠતાને સ્વીકારીને ઈજ્જત, સન્માન અને મહોબ્બત સાથે તેમનું સમર્થન અને તેમની હિમાયત કરે અને વિરોધીઓના મુકાબલામાં તેમની મદદ કરે તે જ સંપૂર્ણ સફળતા પામનારા છે. નુબુવ્વતના સમયગાળામાં તો આ સમર્થન અને મદદની બાબત વ્યક્તિગત રીતે રસૂલે કરીમ ﷺ સાથે સંબંધ ધરાવતી હતી, પરંતુ આપ ﷺની વફાત પછી તેમની શરીઅત અને તેમના દીનનું સમર્થન અને મદદ એ જ સમર્થન અને મદદની વ્યાખ્યા છે.

કુર્આને કરીમને આ આયતમાં نُـوْر (નૂર–પ્રકાશ)થી પરિભાષિત કર્યું છે. કારણ એ છે કે, જે પ્રમાણે પ્રકાશના પ્રકાશ હોવા બાબતે કોઈ દલીલ નથી, પ્રકાશ પોતે જ પોતાના અસ્તિત્વની દલીલ હોય છે. એ જ પ્રમાણે કુર્આને કરીમ પોતે પોતાના રબ્બાની કલામ અને સત્ય કલામ હોવાની દલીલ છે કે એક ઉમ્મી માત્રની જીભ મુબારક ઉપર એવા ઉચ્ચ કક્ષાના ગુઢાર્થયુક્ત વાક્યો આવ્યા, જેનું ઉદાહરણ લાવવા માટે સમગ્ર દુનિયા લાચાર થઈ ગઈ. આ બાબત પોતે જ કુર્આને કરીમ અલ્લાહનું કલામ હોવાની દલીલ છે.

વળી, જે પ્રમાણે પ્રકાશ પોતે પણ ચકચકિત હોય છે અને અન્ય અંધારાઓને પણ દૂર કરી અજવાળું ફેલાવી દે છે, એ જ પ્રમાણે કુર્આને કરીમે પણ અંધારાઓમાં ફસાયેલી દુનિયાને અંધકારમાંથી બહાર કાઢી.

**કુર્આને કરીમ સાથે સુન્નતનું અનુસરણ પણ ફરજ છે :**

આ આયતની શરૂઆતમાં يَتَّبِعُوْنَ الرَّسُوْلَ النَّبِيَّ الْاُمِّيَّ ફરમાવ્યું હતું અને અંતમાં وَاتَّبَعُوا النُّوْرَ الَّذِىْٓ اُنْزِلَ مَعَهٗ

એમાં પ્રથમ વાક્યમાં "નબીએ ઉમ્મી ﷺ"નું અનુસરણ કરવાનો હુકમ છે અને અંતિમ વાક્યમાં "કુર્આને કરીમ"નું અનુસરણ કરવાનો. એનાથી સાબિત થયું કે, આખિરતનો છુટકારો કિતાબ અને સુન્નત બંનેના અનુસરણ ઉપર અવલંબિત છે, કારણ કે નબીએ ઉમ્મી ﷺનું અનુસરણ તેમની સુન્નતના અનુસરણ દ્વારા જ થઈ શકે છે.

**રસૂલે કરીમ ﷺનું ફક્તત અનુસરણ જ પૂરતું નથી, અદબ એહતિરામ (માન-સન્માન) અને તેમની મહોબ્બત પણ ફરજ છે :**

આ બંને વાક્યો વચ્ચે عَزَّرُوْهُ وَنَصَرُوْهُ ફરમાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, અત્રે રસૂલે કરીમ ﷺના હુકમોનું એવું અનુસરણ (તાબે'દારી) કરવાનો હેતુ નથી જેમકે, સામાન્ય રીતે દુનિયાના સત્તાધારીઓના હુકમોનું જબરદસ્તીથી અથવા સ્વેચ્છાએ અનુસરણ કરવું પડે છે, બલકે એવું અનુસરણ કરાવવાનો મકસદ છે કે જે માન-સન્માન, મર્યાદા અને મહોબ્બતના પરિણામે હોય છે. એટલે કે, રસૂલે કરીમ ﷺનું માન-સન્માન અને મહોબ્બત દિલમાં એટલી હદે હોય કે તેના કારણે રસૂલે કરીમ ﷺના હુકમોનું અનુસરણ કરવા માટે વ્યક્તિ મજબૂર થઈ જાય, કારણ કે ઉમ્મતને પોતાના રસૂલથી વિવિધ પ્રકારના સંબંધ હોય છે, તેમાંથી એક સંબંધ એ છે કે તે નબી અથવા રસૂલ ઉમ્મતનો અમીર, આગેવાન અને સત્તાધિકારી હોય છે અને ઉમ્મત કે રય્યત તેના તા'બા હેઠળની પ્રજા હોય છે. બીજું એ કે, રસૂલ મહબૂબ છે અને સમગ્ર ઉમ્મત તેમની મહોબ્બત છે.

રસૂલ પોતાના જ્ઞાનની વિશેષતાઓ, શ્રેષ્ઠ આચરણ અને પોતાના વર્તણૂકની રૂએ સન્માનનીય હોય છે અને સમગ્ર ઉમ્મત તેમના મુકાબલામાં તેમનાથી નીચી કક્ષાની અને નિઃસહાય છે.

આપણા રસૂલે કરીમ ﷺમાં બધા જ પ્રકારના શ્રેષ્ઠ દરજ્જાઓ અને વિશિષ્ટતાઓ જોવા મળે છે. એટલા માટે ઉમ્મત માટે જરૂરી છે કે, તેઓ તેમની

દરેક કક્ષા અને દરજ્જાનો હક અદા કરે. રસૂલ સ્વરૂપે પણ તેમના ઉપર ઈમાન લાવે અને આગેવાન તથા સત્તાધિકારીની હેસિયતથી તેમના હુકમોનું અનુસરણ કરે તથા મહબૂબની હેસિયતના કારણે તેમની સાથે ગાઢ મહોબ્બત રાખે અને નુબુવ્વતની વિશિષ્ટતાઓના કારણે તેમનું સન્માન અને ઈજ્જત કરે.

રસૂલુલ્લાહ ﷺની તાબે'દારી અને તેમનું અનુસરણ તો ઉમ્મત ઉપર ફરજ હોવું જ જોઈતું હતું, કારણ કે અંબિયા (અલૈ.)ને મોકલવાનો હેતુ જ તેના વિના પૂર્ણ થતો નથી, પરંતુ અલ્લાહ તઆલાએ આપણા રસૂલે મકબૂલ ﷺ વિશે ફક્ત એટલેથી બસ ન કર્યું, બલકે ઉમ્મત ઉપર તેમની ઈજ્જત, સન્માન, પ્રતિષ્ઠા તથા અદબ જાળવવાને પણ જરૂરી ઠરાવી દીધું છે અને કુર્આને કરીમમાં અનેક સ્થળે આ અદબ (શિસ્ત) અને સભ્યતાઓ શીખવવામાં આવી છે.

આ આયતમાં عَزَّرُوْهُ وَنَصَرُوْهُ ના શબ્દોથી એ જ તરફ માર્ગદર્શન આપવામાં આવ્યું છે અને એક બીજી આયતમાં પણ وَتُعَزِّرُوْهُ وَتُوَقِّرُوْهُ આવ્યું છે અને કેટલીય આયતોમાં એ માર્ગદર્શન કરવામાં આવ્યું છે કે, રસૂલે કરીમ ﷺની સામે એવા મોટા અવાજે વાતો ન કરો કે, તે તેમના અવાજ કરતાં તમારો અવાજ મોટો થઈ જાય. يَآاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا لَاتَرْفَعُوْٓا اَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ (૪૯:૨)

એક સ્થળે ફરમાવ્યું, يَآاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُقَدِّمُوْا بَيْنَ يَدَىِ اللّٰهِ وَرَسُوْلِهٖ (૪૯:૧) એટલે કે, "હે મુસલમાનો ! અલ્લાહ અને તેના રસૂલ ﷺની આગળ-આગળ ન ચાલો" એટલે કે જે મજલિસમાં રસૂલે કરીમ ﷺ ઉપસ્થિત હોય અને કોઈ મા'મલો સામે આવે તો તેમના પહેલાં કોઈ ન બોલે.

હઝરત સહલ ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)એ આ આયતનો ભાવાર્થ એ બતાવ્યો છે કે, રસૂલે કરીમ ﷺ પહેલાં કોઈ ન બોલે અને જ્યારે તેઓ વાતચીત કરે તો બધા શાંત અને મૌન થઈને સાંભળે.

કુર્આનની આયતમાં એ બાબતનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, રસૂલે કરીમ ﷺને બોલાવતી વખતે સભ્યતા જાળવો, એ રીતે ન બોલાવો કે જેવી રીતે પરસ્પર એકબીજાને બોલાવ્યા કરો છો. لَا تَجْعَلُوْا دُعَآءَ الرَّسُوْلِ بَيْنَكُمْ كَدُعَآءِ بَعْضِكُمْ بَعْضًا (૨૪:૬૩) અંતિમ આયતમાં એ તાકીદ કરવામાં આવી છે કે, તેમના ખિલાફ જો કોઈ કાર્ય અસભ્યતાનું કર્યું તો સમગ્ર અમલો વ્યર્થ અને બરબાદ થઈ જશે.

એ જ કારણ છે કે, સહાબએ કિરામ (રદિ.) દરેક સમયે, દરેક પરિસ્થિતિમાં રસૂલે કરીમ ﷺની સાથે દરેક કાર્યમાં સામેલ રહેતા હતા અને એવી પરિસ્થિતિમાં માન–સન્માન અને મર્યાદાના અદબ જાળવવા ખૂબ મુશ્કેલ હોય છે પરંતુ તેમની પરિસ્થિતિ એવી હતી કે, પ્રસ્તુત આયત નાઝિલ થયા પછી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) જ્યારે રસૂલે કરીમ ﷺની સેવામાં કંઈ વિનંતી કરતા ત્યારે એવી રીતે બોલતા હતા કે જેમકે કોઈ ગુપ્ત વાત ધીમેથી કહી રહ્યા હોય. એવી જ હાલત હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની હતી. *(શિફા)*

હઝરત અમ્ર બિન આસ (રદિ.) ફરમાવે છે કે, "રસૂલે કરીમ ﷺથી વધારે મને કોઈ દુનિયામાં પ્રિય ન હતું અને મારી હાલત એવી હતી કે, હું રસૂલે કરીમ ﷺ તરફ નજર ભરીને જોઈ શકતો ન હતો અને જો કોઈ મને આપ ﷺના હુલિયા મુબારક વિશે પૂછતાછ કરે તો હું એને વર્ણન કરવા એટલા માટે સમર્થ નથી કે મેં ક્યારેય રસૂલે કરીમ ﷺને દષ્ટિ ભરીને જોયા જ નથી."

તિરમિઝીમાં હઝરત અનસ (રદિ.)થી નકલ થયું છે કે, સહાબા (રદિ.)ની મજલિસમાં જ્યારે રસૂલે કરીમ ﷺ તશરીફ લાવતા હતા તો બધા નીચી નજર કરીને બેસતા હતા. ફક્ત સિદ્દીકે અકબર અને ફારૂકે આ'ઝમ (રદિ.) રસૂલે કરીમ ﷺ તરફ નજર કરતા અને તેમની સાથે દષ્ટિ મેળવી મુશ્કુરાતા હતા.

ઉરવહ બિન મસઊદને મક્કાના નિવાસીઓએ જાસૂસ બનાવીને મુસલમાનોની પરિસ્થિતિ જાણવા માટે મદીના મોકલ્યો, તેણે સહાબએ કિરામ (રદિ.)ને રસૂલે કરીમ ﷺ ઉપર શમા ઉપર પરવાનાની જેમ (દીપક ઉપર પતંગાની જેમ) ફિદા થતા જોયા, પાછા આવીને તેણે રિપોર્ટ આપ્યો કે, "મેં કૈસર અને કિસ્રાના દરબારો પણ જોયા છે અને નજ્જાશી બાદશાહને પણ મળ્યો છું પરંતુ જે પરિસ્થિતિ હઝરત મુહમ્મદ (ﷺ)ના સહાબાઓની જોઈ છે તે ક્યાંય નથી જોઈ. મારો અભિપ્રાય છે કે તમે લોકો તેમના મુકાબલામાં કદાપિ સફળ નહીં થાઓ."

હઝરત મુગયરા બિન શોઅ્બા (રદિ.)ની હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺ ઘરમાં હોય ત્યારે સહાબએ કિરામ (રદિ.) બહારથી અવાજ આપીને રસૂલે કરીમ ﷺને બોલાવવામાં બેઅદબી (અસભ્યતા) સમજતા હતા અને દરવાજા

ઉપર ટકોરા મારવામાં પણ ફક્ત નખથી ટકોરા મારતા હતા, જેથી વધારે ખખડાટ અને અવાજ ન થાય.

રસૂલે કરીમ ﷺની વફાત પછી પણ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નો ક્રમ એ હતો કે, મસ્જિદે નબવી ﷺમાં ક્યારેય મોટા અવાજે વાત કરવાની વાત તો દૂર વઅ્‌ઝ અને તકરીર પણ મોટા અવાજે પસંદ કરતા ન હતા. મોટા ભાગના લોકોની હાલત એવી હતી કે, જ્યારે કોઈ આપ ﷺનું નામ મુબારક લેતું તો રડવા લાગતા અને દિલગીર થઈ જતા.

એ જ ઈજ્જત, સન્માન અને મહોબ્બતની એ બરકત હતી કે તે લોકોને નુબુવ્વતની વિશેષતાઓનો ખાસ હિસ્સો મળ્યો અને અલ્લાહ તઆલાએ તેમને અંબિયા (અલૈ.) પછી સૌથી ઉચ્ચ કક્ષાનું સ્થાન અર્પણ કર્યું.

---

## આયતો : (સૂરએ અઅ્‌રાફ : આયત નં. ૧૫૮–૧૫૯)

قُلْ يَٰٓأَيُّهَا ٱلنَّاسُ إِنِّى رَسُولُ ٱللَّهِ إِلَيْكُمْ جَمِيعًا ٱلَّذِى لَهُۥ مُلْكُ
ٱلسَّمَٰوَٰتِ وَٱلْأَرْضِ ۖ لَآ إِلَٰهَ إِلَّا هُوَ يُحْىِۦ وَيُمِيتُ ۖ فَـَٔامِنُوا۟ بِٱللَّهِ وَرَسُولِهِ
ٱلنَّبِىِّ ٱلْأُمِّىِّ ٱلَّذِى يُؤْمِنُ بِٱللَّهِ وَكَلِمَٰتِهِۦ وَٱتَّبِعُوهُ لَعَلَّكُمْ تَهْتَدُونَ ﴿١٥٨﴾ وَمِن قَوْمِ
مُوسَىٰٓ أُمَّةٌ يَهْدُونَ بِٱلْحَقِّ وَبِهِۦ يَعْدِلُونَ ﴿١٥٩﴾

### તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહો, હે લોકો ! હું તમારા સૌના તરફ અલ્લાહનો રસૂલ છું જેની હુકૂમત આસમાનો અને જમીનમાં છે, તેના સિવાય કોઈની બંદગી નથી, તે જ જીવાડે છે અને મારે છે, બસ અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના મોકલેલા નબીએ ઉમ્મી ઉપર કે જે અલ્લાહ ઉપર યકીન રાખે છે અને તેના સૌ કલામો ઉપર અને તેમનું અનુસરણ કરો જેથી તમે માર્ગ પામો. (૧૫૮) અને મૂસા (અલૈ.)ની કોમમાં એક જૂથ છે જેઓ સત્યનો માર્ગ બતાવે છે અને એના જ પ્રમાણે ઈન્સાફ કરે છે. (૧૫૯)*

## તફસીર :

(હે નબી ﷺ) તમે કહી આપો ! હે (દુનિયાના) લોકો ! હું તમારા સૌના તરફ તે અલ્લાહનો મોકલેલો (પયગમ્બર) છું જેની બાદશાહત બધા જ આસમાનો અને જમીનમાં છે, તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે જ જીવન આપે છે, તે જ મોત આપે છે એટલા માટે અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના નબીએ ઉમ્મી (ﷺ) ઉપર (પણ ઈમાન લાવો) જેઓ (પોતે પણ) અલ્લાહ ઉપર અને તેના હુકમો ઉપર ઈમાન રાખે છે (એટલે કે, આ ઉચ્ચ કક્ષાનો હોદ્દો હોવા છતાં તેમને અલ્લાહ અને બધા રસૂલો અને કિતાબો ઉપર ઈમાન લાવવામાં કોઈ બાધ નથી તો તમે પણ અલ્લાહ અને રસૂલ ઉપર ઈમાન લાવવાથી કેમ ઈન્કાર કરો છો ?) અને તે (નબી)નું અનુસરણ કરો જેથી તમે સીધા માર્ગ ઉપર આવી જાઓ અને (જો કે, અમુક લોકોએ રસૂલે કરીમ ﷺનો વિરોધ કર્યો છે પરંતુ હઝરત) મૂસા (અલૈ.)ની કોમમાં એક જમાઅત એવી પણ છે જે સત્ય દીન (એટલે કે ઈસ્લામ) પ્રમાણે (લોકોનું) માર્ગદર્શન પણ કરે છે અને તેના જ પ્રમાણે (પોતાના અને અન્યોના વ્યવહારમાં) ન્યાય પણ કરે છે (એનો ભાવાર્થ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ રદિ. વગેરે જેવા લોકો છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં ઈસ્લામના પાયાના સિદ્ધાંતોમાંથી રિસાલતના સિદ્ધાંતના એક મહત્ત્વના પાસાનું વર્ણન થયું છે કે, આપણા રસૂલે કરીમ ﷺની રિસાલત દુનિયાના બધા જ જિન્નાતો અને મનુષ્યો માટે અને તેમનામાં પણ કયામત સુધી આવનારી પેઢીઓ માટે સર્વસામાન્ય છે.

આ આયતમાં રસૂલે કરીમ ﷺને એ જાહેર એ'લાન કરવાનો હુકમ છે કે, તમે લોકોને બતાવી આપો કે, હું તમારા સૌના તરફ રસૂલ બનાવીને મોકલવામાં આવ્યો છું, મારી બઅ્ષત અને રિસાલત પાછલા અંબિયા (અલૈ.)ની જેમ કોઈ ખાસ કોમ અથવા ખાસ પ્રદેશ અથવા એક ખાસ સમય માટે નથી. બલકે, સમગ્ર દુનિયાના મનુષ્યો માટે દુનિયાના દરેક પ્રદેશ અને દરેક દેશ તથા દરેક વસ્તી માટે અને વર્તમાન સમય માટે તથા આવનારી પેઢીઓ માટે કયામત સુધી સર્વસામાન્ય છે અને મનુષ્યો ઉપરાંત જિન્નાતો પણ તેમાં સામેલ છે.

**રસૂલે કરીમ ﷺની નુબુવ્વત સમગ્ર વિશ્વ માટે કયામત સુધી છે; નુબુવ્વતનો ક્રમ રસૂલે કરીમ ﷺ ઉપર પૂર્ણ થઈ ચૂકતયો છે :**

આ જ મૂળ રહસ્ય છે "ખત્મેનુબુવ્વત"ના મસ્આલાનું ! કારણ કે, જ્યારે રસૂલે કરીમ ﷺની નુબુવ્વત કયામત સુધી આવનાર બધી જ પેઢીઓ માટે સર્વસામાન્ય છે તો પછી કોઈ બીજા રસૂલ અથવા નબી આવવાની ન તો આવશ્યકતા છે અને ન જ કોઈ શક્યતા કે સંભાવના છે અને આ જ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની તે વિશેષતાનું રહસ્ય છે કે, તેમાં નબી ﷺના ઈરશાદ પ્રમાણે હંમેશા એક એવી જમાઅત કાયમ રહેશે જે દીનમાં પેદા થનારા બધા જ ફિત્નાઓનો મુકાબલો અને દીની મા'મલામાં પેદા થનારી દરેક ઉણપો અને ત્રુટીઓને દૂર કરતી રહેશે. કિતાબ અને સુન્નતના અર્થઘટનમાં અને વિવરણમાં જે ભૂલો અથવા ક્ષતિઓ ઉપસ્થિત કરવામાં આવશે, આ જમાઅત તેને પણ દૂર કરશે અને અલ્લાહ તઆલાની ખાસ મદદ અને સહાય પણ આ જમાઅતને પ્રાપ્ત થશે, જેના કારણે તે બધા ઉપર ગાલિબ આવીને રહેશે. કારણ કે, વાસ્તવમાં આ જમાઅત જ રસૂલે કરીમ ﷺની રિસાલતની ફરજ અદા કરવામાં તેમના નાયબ છે.

ઈમામ રાઝી (રહ.)એ આયત كُونُوا مَعَ الصَّادِقِيْنَ ના વિવરણ હેઠળ બતાવ્યું છે કે, આ આયતમાં એ ઈશારો મોજૂદ છે કે આ ઉમ્મતમાં "સાદિકીન" (સત્યવાદીઓ)ની એક જમાઅત ઉપસ્થિત હોવાના કારણે કોઈ ખોટી વાત અથવા ગુમરાહી ઉપર સમગ્ર ઉમ્મત સર્વાનુમતે સહમત થઈ જ નથી શકતી.

ઈમામ ઈબ્ને કષીરે ફરમાવ્યું કે, આ આયતમાં રસૂલે કરીમ ﷺના ખાતમુન્નબિય્યિન અને અંતિમ પયગમ્બર હોવા તરફ ઈશારો છે. કારણ કે, જ્યારે આપ ﷺની બઅ્ષત અને રિસાલત કયામત સુધી આવનારી નસ્લો માટે અને સમગ્ર દુનિયા માટે સર્વસામાન્ય છે તો હવે બીજા કોઈ નવા નબી અને રસૂલની આવશ્યકતા બાકી નથી રહેતી. આથી અંતિમ યુગમાં હઝરત ઈસા (અલૈ.) આવશે ત્યારે તેઓ પણ પોતાની જગ્યાએ પોતાની નુબુવ્વત ઉપર સ્થાપિત રહેવા છતાં પણ શરીઅતે મુહમ્મદી ﷺ ઉપર અમલ કરશે, જેમકે સહીહ રિવાયતો અને હદીષોથી સાબિત થયેલ છે.

રસૂલે કરીમ ﷺની બઅ્ષત અને રિસાલત સમગ્ર દુનિયા માટે અને કયામત સુધી સર્વસામાન્ય હોવા ઉપર આ આયત પણ ખૂબ સ્પષ્ટ સાબિતી છે, તદુપરાંત કુર્આને કરીમની અનેક આયતો એની સાક્ષી છે. દાખલા તરીકે, ઈરશાદ છે وَاُوْحِيَ اِلَيَّ هٰذَاالْقُرْاٰنُ لِاُنْذِرَكُمْ بِهٖ وَمَنْۢ بَلَغَ (૬:૧૯) એટલે કે, "આ કુર્આન મારા ઉપર વહી મારફતે મોકલવામાં આવ્યું છે, જેથી હું તમને અલ્લાહના અઝાબથી ડરાવું અને તે લોકોને પણ (ડરાવું) જેમને મારા પછી આ કુર્આન પહોંચે."

## રસૂલે કરીમ ﷺની અમુક અગત્યની વિશેષતાઓ :

ઈબ્ને કષીરે મુસ્નદે અહમદની મજબૂત સનદ સાથે રિવાયત કર્યું છે કે, "ગઝ્વએ તબૂકના મોકા ઉપર રસૂલે કરીમ ﷺ તહજ્જુદની નમાઝમાં મશ્ગૂલ હતા, સહાબએ કિરામ (રદિ.)ને ભય લાગ્યો કે ક્યાંક કોઈ દુશ્મન હુમલો ન કરી બેસે. એટલા માટે બધા રસૂલે કરીમ ﷺની આસપાસ ભેગા થઈ ગયા, જ્યારે આપ ﷺ નમાઝથી પરવાર્યા તો ફરમાવ્યું કે, આજની રાત મને પાંચ વસ્તુઓ એવી અર્પણ કરવામાં આવી છે જે મારાથી અગાઉ કોઈ રસૂલ અથવા નબીને નથી મળી. પ્રથમ એ કે, મારી રિસાલત અને નુબુવ્વતને સમગ્ર દુનિયાની સંપૂર્ણ કોમો માટે સર્વસામાન્ય કરવામાં આવી છે અને મારાથી અગાઉ જેટલા પણ અંબિયા (અલૈ.) આવી ચૂક્યા તેમની દા'વત (આમંત્રણ) અને બઅ્ષત ફક્ત પોત–પોતાની કોમ સાથે ખાસ હતી. બીજી વાત એ કે, મને મારા દુશ્મનના મુકાબલામાં એવો રૂઆબ અર્પણ કરવામાં આવ્યો છે કે તે મારાથી એક મહિનાની મુસાફરીના અંતર ઉપર હોય તો પણ મારો રૂઆબ તેના ઉપર છવાય જાય છે. ત્રીજું એ કે, મારા માટે કાફિરો પાસેથી પ્રાપ્ત કરેલ ગનીમતનો માલ હલાલ કરવામાં આવ્યો છે, જ્યારે કે પાછલી ઉમ્મતો માટે તે હલાલ ન હતો બલકે, તેનો ઉપયોગ કરવો મહાન ગુનોહ સમજવામાં આવતો હતો. તેમના માલે ગનીમતનો ફક્ત એટલો ઉપયોગ હતો કે આસમાનમાંથી એક વીજળી આવીને તેને સળગાવીને નષ્ટ કરી નાંખતી હતી. ચોથું એ કે, મારા માટે સમગ્ર જમીનને મસ્જિદ અને પાક કરવાનું માધ્યમ બનાવી દેવામાં આવી કે, અમારી નમાઝ જમીન ઉપર દરેક સ્થળે થઈ જાય છે, મસ્જિદ સાથે ખાસ નથી. એનાથી વિપરીત અગાઉની ઉમ્મતોમાં તેમની ઈબાદતો ફક્ત ઈબાદતખાનાઓ સાથે ખાસ રીતે

જોડાયેલી હતી. પોતાના ઘરોમાં અથવા જંગલ વગેરેમાં તેમની ઈબાદત, નમાઝ વગેરે થતી ન હતી. વળી એ કે જ્યારે પાણીનો ઉપયોગ કરવાની શક્તિ ન હોય, ભલે તે પાણી ન મળવાના કારણે અથવા તો કોઈ બીમારીના કારણે તો વુઝૂના બદલે માટીથી તયમ્મુમ કરવું આ ઉમ્મત માટે પવિત્રતા, પાકી અને વુઝૂનો બદલ નક્કી કરવામાં આવ્યું છે, પાછલી ઉમ્મતો માટે આ સરળતા ન હતી. પછી ફરમાવ્યું, અને પાંચમી વસ્તુ વિશે તો પૂછવા જેવું જ નથી, તે પોતે જ પોતાનું એક ઉદાહરણ છે. તે એ કે, અલ્લાહ તઆલાએ પોતાના દરેક રસૂલની એક દુઆની કબૂલિયત અને સ્વીકૃતિ એવી અર્પણ કરી છે કે, તેનાથી વિપરીત થઈ જ નથી શકતું અને દરેક રસૂલ અને નબીએ પોત-પોતાની દુઆનો પોતાના ખાસ-ખાસ હેતુઓ માટે ઉપયોગ કરી લીધો તે મકસદ પૂર્ણ થઈ ગયો. મને પણ એ જ કહેવામાં આવ્યું કે, તમે કોઈ દુઆ કરો, મેં પોતાની દુઆને આખિરત માટે સુરક્ષિત કરાવી લીધી. તે દુઆ તમારા અને કયામત સુધી જે વ્યક્તિ لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ)ની સાક્ષી આપનારો છે તેના કામ આવશે.''

વળી, ઈમામ અહમદની એક રિવાયત હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી નકલ થઈ છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, જે વ્યક્તિ મારા મબ્ઊષ (પૃથ્વીપટ ઉપર આગમન) થવાનું સાંભળે, ભલે તે વ્યક્તિ મારી ઉમ્મતમાંથી હોય અથવા યહૂદી કે નસરાની હોય, જો તે મારા ઉપર ઈમાન નહીં લાવે તો તે જહન્નમમાં જશે.''

સહીહ બુખારીમાં આ જ આયત હેઠળ અબૂ દરદાઅ્ (રદિ.)થી નકલ થયું છે કે, ''હઝરત અબૂબક્ર અને ઉમર (રદિ.) દરમિયાન કોઈ વાતમાં મતભેદ થયો, હઝરત ઉમર (રદિ.) નારાજ થઈને ચાલ્યા ગયા. એ જોઈને હઝરત અબૂબક્ર (રદિ.) તેમને મનાવવા માટે ચાલ્યા પરંતુ હઝરત ઉમર (રદિ.) ન માન્યા, એટલે સુધી કે પોતાના ઘેર પહોંચીને દરવાજો બંધ કરી લીધો, મજબૂર થઈ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પાછા આવ્યા અને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા. આ બાજુ અમુક સમય પછી હઝરત ઉમર (રદિ.)ને પોતાના આ કૃત્ય ઉપર પસ્તાવો થયો અને તેઓ પણ ઘરેથી નીકળી રસૂલે કરીમ ﷺની સેવામાં પહોંચી ગયા અને પોતાની ઘટના કહી સંભળાવી. અબૂ દરદાઅ્ (રદિ.) વર્ણન કરે છે કે, આ બાબતે રસૂલે કરીમ ﷺ નારાજ થઈ ગયા, જ્યારે

સિદીકે અકબર (રદિ.)એ જોયું કે હઝરત ઉમર (રદિ.) ઉપર ગુસ્સો થવા લાગ્યો તો વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! વધારે વાંક મારો જ હતો, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, શું તમારાથી એટલું પણ નથી થતું કે મારા એક સાથીને પોતાનો ત્રાસ આપવાથી છોડી દો, શું તમે નથી જાણતા કે જ્યારે મેં અલ્લાહ તઆલાના હુકમથી એ કહ્યું કે, يٰۤاَيُّهَا النَّاسُ اِنِّیْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ جَمِيْعًا તો તમે સૌએ મને જૂઠાડ્યો, ફક્ત અબૂબક્ર (રદિ.) જ હતા કે, જેમણે પ્રથમવારમાં જ મારું સમર્થન અને ખરાઈ કરી.''

ખુલાસો એ છે કે, આ આયતથી રસૂલે કરીમ ﷺનું બધી જ ઉપસ્થિત અને આવનાર પેઢીઓ માટે અને દરેક પ્રદેશ અને દરેક ક્ષેત્રના નાગરિકો માટે, દરેક કોમ અને જ્ઞાતિ માટે સર્વસામાન્ય રસૂલ હોવું સાબિત થઈ ગયું અને એ કે, રસૂલે કરીમ ﷺની બઅ્ષત પછી જે વ્યક્તિ આપ ﷺ ઉપર ઈમાન નહીં લાવે તે ભલે કોઈ અગાઉ થઈ ચૂકેલી શરીઅત અને કિતાબનું અથવા કોઈ અન્ય ધર્મ કે મિલ્લતનું પૂરેપૂરું અનુસરણ તકવા સાથે કાળજીપૂર્વક અપનાવે તો પણ તે કદાપિ છુટકારો પામશે નહીં.

અંતિમ આયતમાં બતાવવામાં આવ્યું કે, હું તે પવિત્ર જાત તરફથી રસૂલ છું જેના માલિકીપણા હેઠળ બધા જ આસમાનો અને જમીન છે અને તે જ જીવન આપે છે, તે જ મૃત્યુ આપે છે.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, فَاٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهِ النَّبِیِّ الْاُمِّیِّ الَّذِیْ يُؤْمِنُ بِاللّٰهِ وَكَلِمٰتِهٖ وَاتَّبِعُوْهُ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ

એટલે જ્યારે એ વાત જાણ થઈ ગઈ કે રસૂલે કરીમ ﷺ વિશ્વની બધી જ કોમો માટે રસૂલ અને નબી છે માટે હવે તેમના અનુસરણ વિના કોઈ છુટકો જ નથી, તેથી આવશ્યક છે કે અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના રસૂલ નબીએ ઉમ્મી ﷺ ઉપર ઈમાન લાવો, જેઓ પોતે પણ અલ્લાહ ઉપર અને તેના કલિમાત ઉપર ઈમાન લાવે છે અને તેમનું અનુસરણ કરો જેથી તમે સત્ય માર્ગ ઉપર કાયમ રહો.

અલ્લાહના "કલિમાત"નો અર્થ અલ્લાહ તઆલાની કિતાબો તવરાત, ઈન્જીલ અને કુર્આન વગેરે છે. ઈમાનના હુકમો પછી ફરી તાબે'દારીનો વિશેષ

હુકમ આપીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, ફક્ત ઈમાન લાવવું અથવા મૌખિક સમર્થન કરવું રસૂલે કરીમ ﷺની તાબે'દારી અને અનુસરણ વિના હિદાયત માટે પૂરતું નથી.

હઝરત જુનૈદ બગદાદી (રહ.)એ ફરમાવ્યું કે, "મખ્લૂક ઉપર અલ્લાહ તઆલા તરફ પહોંચવાના બધા જ માર્ગો બંધ છે ફક્ત એ માર્ગ સિવાય કે જે નબીએ કરીમ ﷺએ બતાવ્યો છે."

**હઝરત મૂસા (અલૈ.)ની કોમમાં એક સત્યનિષ્ઠ વર્ગ (જમાઅત) :**

બીજી આયતમાં ફરમાવ્યું, وَمِنۡ قَوۡمِ مُوۡسٰۤى اُمَّةٌ يَّهۡدُوۡنَ بِالۡحَقِّ وَبِهٖ يَعۡدِلُوۡنَ એટલે કે, "હઝરત મૂસા (અલૈ.)ની કોમમાં એક જમાઅત એવી પણ છે જે પોતે પણ સત્યનું અનુસરણ કરે છે અને પોતાના મતભેદના ફેંસલાઓમાં સત્ય પ્રમાણે ફેંસલો કરે છે."

પાછલી આયતોમાં હઝરત મૂસા (અલૈ.)ની કોમની ખોટી ચાલ–ચલગત, ખોટા વાદ–વિવાદ અને માર્ગ ભટકવાનું વર્ણન થયું હતું. આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે, સમગ્ર બની ઈસ્રાઈલની કોમ આવી નથી બલકે, તેમાં અમુક લોકો સારા પણ છે જે સત્યનું અનુસરણ કરે છે અને સત્ય પ્રમાણે સાચા ફેંસલાઓ પણ કરે છે. આ જ તે લોકો છે જેમણે તવરાત અને ઈન્જીલના સમયમાં તેમની હિદાયત પ્રમાણે સંપૂર્ણ અમલ કર્યો અને જ્યારે ખાતમુન્નબિય્યિન ﷺ મબ્ઊષ થયા તો તવરાત અને ઈન્જીલની ખુશખબરી પ્રમાણે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવ્યા અને તેમનું અનુસરણ કર્યું. બની ઈસ્રાઈલની આ સત્યનિષ્ઠ જમાઅતનું વર્ણન પણ કુર્આનમાં વારંવાર આવ્યું છે. એક સ્થળે ઈરશાદ છે, مِنۡ اَهۡلِ الۡكِتٰبِ اُمَّةٌ قَآئِمَةٌ يَّتۡلُوۡنَ اٰيٰتِ اللّٰهِ اٰنَآءَ الَّيۡلِ وَهُمۡ يَسۡجُدُوۡنَ (૩:૧૧૩) એટલે કે, "અહલે કિતાબમાં એક એવી જમાઅત પણ છે જે સત્ય ઉપર કાયમ છે, અલ્લાહ તઆલાની આયતોની રાતભર તિલાવત કરે છે અને સિજ્દહ કરે છે." એક સ્થળે ઈરશાદ છે, اَلَّذِيۡنَ اٰتَيۡنٰهُمُ الۡكِتٰبَ مِنۡ قَبۡلِهٖ هُمۡ بِهٖ يُؤۡمِنُوۡنَ (૨૮:૫૨) એટલે કે, "(હે નબી ﷺ !) તે લોકો જેમને તમારા અગાઉ કિતાબો (તવરાત અને ઈન્જીલ) આપવામાં આવી હતી તે તમારા ઉપર ઈમાન લાવે છે."

ઈબ્ને જરીર (રહ.) અને ઈબ્ને કષીર (રહ.) વગેરેએ આ સ્થળે એક

કિસ્સો વર્ણન કર્યો છે કે, આ જમાઅતનો અર્થ તે વર્ગ છે જે બની ઈસ્રાઈલની ગુમરાહી અને તેમના દુષ્કૃત્યો, નબીઓની હત્યા વગેરેથી તંગ આવીને તેમનાથી અલગ થઈ ગઈ હતી. બની ઈસ્રાઈલના બાર કબીલાઓમાંથી એક કબીલો હતો જેમણે પોતાની કોમથી ત્રાસી જઈને આ દુઆ કરી કે, યા અલ્લાહ ! અમને આ લોકોથી દૂર કોઈ અન્ય સ્થળે વસાવી દે જેથી અમે પોતાના દીન ઉપર નક્કર રીતે અમલ કરતા રહીએ. અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત વડે તેમને દોઢ વર્ષની મુસાફરીના અંતરે દૂર પૂર્વની કોઈ જમીન ઉપર પહોંચાડી દીધા, જ્યાં તેઓ ખાલિસ ઈબાદતોમાં મશ્ગૂલ રહ્યા અને રસૂલે કરીમ ﷺ મબ્ઊષ થયા પછી પણ કુદરત તરફથી તેમના મુસલમાન થવાનો એ સબબ થયો કે, શબે મેઅ્રાજમાં જિબ્રઈલ અમીન (અલૈ.) રસૂલુલ્લાહ ﷺને તે તરફ લઈ ગયા, તે સમયે તે લોકો રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લઈ આવ્યા. રસૂલે કરીમ ﷺએ તેમને કુર્આનની અમુક સૂરતો પઢાવી અને તેમને પૂછ્યું કે, તમારી પાસે માપ-તોલ કરવાની કોઈ વ્યવસ્થા છે ? અને તમારા લોકોનો રોઝી-રોટીનો શું સામાન છે ? જવાબ આપ્યો કે, અમે જમીનમાં અનાજ વાવીએ છીએ, જ્યારે તૈયાર થાય છે તો લણીને ત્યાં જ ઢગલો કરી દઈએ છીએ, દરેક વ્યક્તિને જેટલી જરૂરત હોય છે ત્યાંથી લઈ આવે છે, માપ-તોલની કોઈ આવશ્યકતા જ નથી હોતી. રસૂલે કરીમ ﷺએ પૂછ્યું, શું તમારામાં કોઈ વ્યક્તિ જૂઠું પણ બોલે છે ? વિનંતી કરી કે, "નહીં !" (કોઈ જૂઠું બોલતું નથી) કારણ કે, જો કોઈ વ્યક્તિ એવું કરે છે તો તરત એક આગ આવીને તેને સળગાવી દે છે. રસૂલે કરીમ ﷺએ પૂછ્યું કે, તમારા બધાના મકાનો બિલકુલ સરખા કેમ છે ? વિનંતી કરી, એટલા માટે કે કોઈને કોઈના ઉપર મોટાઈ જતાવવાની તક ન મળે. પછી પૂછ્યું કે, તમે પોતાના મકાનો સામે પોતાની કબરો કેમ બનાવી રાખી છે ? વિનંતી કરી, જેથી અમે મોતને દરેક સમયે અમારી નજર સમક્ષ રાખીએ. પછી રસૂલુલ્લાહ ﷺ જ્યારે મેઅ્રાજથી પાછા આવીને મક્કા તશરીફ લાવ્યા તો આ આયત નાઝિલ થઈ, وَمِنْ قَوْمِ مُوسٰى اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ તફસીરે કુર્તુબીએ આ રિવાયતને અસલ હોવાનું ઠરાવ્યું છે અને બીજી સંભાવનાઓ પણ લખી છે. ઈબ્ને કષીરે તેને "હિકાયતે અજૂમિય્યહ" તો ફરમાવી છે પરંતુ રદ નથી કરી. અલબત્ત, તફસીરે કુર્તુબીમાં કર્તાએ નકલ કરીને કહ્યું છે કે આ રિવાયત સાચી નથી.

અલબત્ત, આ આયતથી જાણ થઈ કે હઝરત મૂસા (અલૈ.)ની કોમમાં એક જમાઅત એવી પણ છે જે સત્ય ઉપર કાયમ રહી. ભલે, તે જમાઅત એ લોકો હોય જે રસૂલે કરીમ ﷺની બઅ્ષતની ખબર મેળવીને ઈસ્લામની દોલતથી માલા–માલ થયા અથવા તે બની ઈસ્રાઈલનો પેલો બારમો કબીલો હોય જેણે અલ્લાહ તઆલાની જમીનના કોઈ ખાસ ભાગમાં નિવાસ કર્યો છે અને કદાચ ત્યાં કોઈ પહોંચી શકતું ન હોય. (વલ્લાહુ અઅ્લમુ)

————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં ૧૬૦–૧૬૧–૧૬૨)

وَقَطَّعْنٰهُمُ اثْنَتَيْ عَشْرَةَ اَسْبَاطًا اُمَمًا ؕ وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى اِذِ اسْتَسْقٰىهُ قَوْمُهٗٓ
اَنِ اضْرِبْ بِّعَصَاكَ الْحَجَرَ ۚ فَانْۢبَجَسَتْ مِنْهُ اثْنَتَا عَشْرَةَ عَيْنًا ؕ قَدْ عَلِمَ
كُلُّ اُنَاسٍ مَّشْرَبَهُمْ ؕ وَظَلَّلْنَا عَلَيْهِمُ الْغَمَامَ وَاَنْزَلْنَا عَلَيْهِمُ الْمَنَّ وَالسَّلْوٰى ؕ
كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ ؕ وَمَا ظَلَمُوْنَا وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١٦٠﴾ وَاِذْ قِيْلَ
لَهُمُ اسْكُنُوْا هٰذِهِ الْقَرْيَةَ وَكُلُوْا مِنْهَا حَيْثُ شِئْتُمْ وَقُوْلُوْا حِطَّةٌ وَّادْخُلُوا الْبَابَ
سُجَّدًا نَّغْفِرْ لَكُمْ خَطِيْٓـٰٔتِكُمْ ؕ سَنَزِيْدُ الْمُحْسِنِيْنَ ﴿١٦١﴾ فَبَدَّلَ الَّذِيْنَ ظَلَمُوْا مِنْهُمْ
قَوْلًا غَيْرَ الَّذِيْ قِيْلَ لَهُمْ فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَظْلِمُوْنَ ﴿١٦٢﴾ ع

### તરજુમો :

*અને અમે તેમને અલગ–અલગ કરી દીધા બાર દાદાઓની અવલાદ મોટા–મોટા જૂથો, અને અમે મૂસા (અલૈ.)ને હુકમ મોકલ્યો જ્યારે તેમની કોમે તેમની પાસે પાણી માંગ્યું કે પોતાની લાઠી આ પથ્થર ઉપર મારો તો એમાંથી બાર ઝરણા ફૂટી નીકળ્યા, દરેક કબીલાએ પોતાનો ઘાટ ઓળખી લીધો અને અમે તેમના ઉપર વાદળનો છાંયડો કર્યો અને અમે તેમના ઉપર મન્ન અને સલવા ઉતાર્યું તય્યિબ (સાફ–સુથરી) વસ્તુઓ ખાઓ જે રોજી અમે તમને આપી અને તેમણે અમારું કંઈ ન બગાડયું પરંતુ પોતાનું જ*

*નુકસાન કરતા રહ્યા. (૧૬૦) અને જ્યારે તેમને હુકમ થયો કે આ શહેરમાં વસો અને જ્યાંથી ઈચ્છો એમાંથી ખાઓ અને "હિત્તતુન" (અમને મા'ફ કરી દે) કહો અને દરવાજામાં સિજ્દહ કરતાં દાખલ થાઓ તો અમે તમારી ખતાઓ મા'ફ કરી દઈશું અલબત્ત અમે નેકી કરનારાઓને વધારે આપીશું. (૧૬૧) બસ, તેમનામાંથી જાલિમોએ એના સિવાય બીજો શબ્દ બદલી નાંખ્યો જે તેમને કહેવામાં આવ્યો હતો, પછી અમે તેમના ઉપર તેમની શરારતના કારણે આસમાનેથી અઝાબ મોકલ્યો. (૧૬૨)*

## તફસીર :

(અને અમે એક ઈનામ બની ઈસ્રાઈલ ઉપર એ કર્યું કે, તેમની સુધારણાની વ્યવસ્થા માટે) તેમને બાર કબીલાઓમાં વહેંચીને સૌનો અલગ-અલગ સમૂહ નક્કી કરી દીધો (અને દરેક ઉપર એક સરદાર દેખરેખ માટે નક્કી કરી દીધો જેનું વર્ણન સૂરએ માઈદહના ત્રીજા રુકૂઅ્માં وَبَعَثْنَا مِنْهُمُ اثْنَىْ عَشَرَ نَقِيْبًا થયું છે) અને (એક ઈનામ એ આપ્યું કે) અમે (હઝરત) મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો જ્યારે કે તેમની કોમે તેમની પાસે પાણી માંગ્યું (અને તેમણે અલ્લાહ તઆલા પાસે દુઆ કરી તે સમયે તેમને એ હુકમ થયો) કે પોતાની લાઠીને ફલાણા પથ્થર ઉપર મારો (તેમાંથી પાણી નીકળી આવશે) બસ, (પથ્થર ઉપર લાઠી મારતાંની સાથે જ) તરત જ તેમાંથી બાર ઝરણાં (બાર કુટુંબો માટે) ફૂટી નીકળ્યા (આથી) દરેક વ્યક્તિએ પોતાનું પાણી પીવાનું સ્થળ જાણી લીધું અને (એક ઈનામ એ કર્યું કે) અમે તેમના ઉપર વાદળનો છાંયડો કર્યો અને (એક ઈનામ એ કર્યું કે) તેમને (ગય્બના ખજાનાઓમાંથી) મન્ન અને સલવા પહોંચાડ્યું (અને પરવાનગી આપી કે) ખાઓ પવિત્ર વસ્તુઓમાંથી જે અમે અર્પણ કરી છે (પરંતુ તે લોકો તેમાં પણ એક બાબત અલ્લાહના હુકમ વિરુદ્ધ કરી બેઠા) અને (તેનાથી) તેમણે અમારું કોઈ જ નુકસાન કર્યું નથી પરંતુ તેઓ પોતાનું જ નુકસાન કરતા હતા (આ ઘટનાઓ તીહની ખીણમાં બની હતી, જેની વિગત સૂરએ બકરહમાં આવી ચૂકી છે) અને (તે સમયને યાદ કરો) જ્યારે હુકમ આપવામાં આવ્યો કે, તમે લોકો આ વસ્તીમાં જઈને રહો અને ખાઓ તે (વસ્તુઓ)માંથી જે સ્થળે તમને ઈચ્છા થાય અને (એ પણ હુકમ આપવામાં આવ્યો કે જ્યારે અંદર પ્રવેશ કરતા હોય ત્યારે) જીભથી એવું કહેજો કે "હિત્તતુન" (યા અલ્લાહ મા'ફ કરી દે) અને

(આજિઝીથી) નમીને દરવાજામાં પ્રવેશ કરજો અમે તમારી (પાછલી) ભૂલોને મા'ફ કરી આપીશું (એ તો સૌના માટે થયું અને) જે લોકો ભલાઈના કામ કરશે (હું) તેમને વધારે આપીશ, બસ તે જાલિમોએ બદલી નાંખ્યો એક અન્ય શબ્દથી જે એ શબ્દથી વિપરીત હતો જે કહેવાનો તેમને હુકમ કરવામાં આવ્યો હતો તેના કારણે અમે તેમના ઉપર એક આકાશી આફત મોકલી એ કારણથી કે તેઓ હુકમનો અનાદર કરતા હતા.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૬૩ થી ૧૬૬)

وَسْـَٔلْهُمْ عَنِ الْقَرْيَةِ الَّتِىْ كَانَتْ حَاضِرَةَ الْبَحْرِ ۘ اِذْ يَعْدُوْنَ فِى السَّبْتِ اِذْ تَاْتِيْهِمْ
حِيْتَانُهُمْ يَوْمَ سَبْتِهِمْ شُرَّعًا وَّيَوْمَ لَا يَسْبِتُوْنَ ۙ لَا تَاْتِيْهِمْ ۛ كَذٰلِكَ ۛ نَبْلُوْهُمْ بِمَا كَانُوْا
يَفْسُقُوْنَ ﴿١٦٣﴾ وَاِذْ قَالَتْ اُمَّةٌ مِّنْهُمْ لِمَ تَعِظُوْنَ قَوْمًا ۙ اللّٰهُ مُهْلِكُهُمْ اَوْ
مُعَذِّبُهُمْ عَذَابًا شَدِيْدًا ؕ قَالُوْا مَعْذِرَةً اِلٰى رَبِّكُمْ وَلَعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿١٦٤﴾
فَلَمَّا نَسُوْا مَا ذُكِّرُوْا بِهٖۤ اَنْجَيْنَا الَّذِيْنَ يَنْهَوْنَ عَنِ السُّوْٓءِ وَاَخَذْنَا الَّذِيْنَ
ظَلَمُوْا بِعَذَابٍ بَـِٔيْسٍ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿١٦٥﴾ فَلَمَّا عَتَوْا عَنْ مَّا نُهُوْا عَنْهُ قُلْنَا
لَهُمْ كُوْنُوْا قِرَدَةً خٰسِـِٕيْنَ ﴿١٦٦﴾

## તરજુમો :

*અને તેમને તે વસ્તીના હાલ પૂછો જે દરિયાના કિનારે હતી જ્યારે શનિવારના હુકમમાં સીમા ઓળંગવા લાગ્યા જ્યારે તેમની પાસે પાણી ઉપર શનિવારના દિવસે માછલીઓ આવવા લાગી અને જે દિવસે શનિવાર ન હોય તો એ પ્રમાણે આવતી ન હતી, અમે તેમને એટલા માટે અજમાવ્યા કે તેઓ નાફરમાન હતા. (૧૬૩) અને જ્યારે તેમનામાંથી એક સમૂહ બોલ્યો, તે લોકોને શા માટે નસીહત કરો છો જેમને અલ્લાહ ઈચ્છે છે કે હલાક કરે અથવા તેમને કઠોર અઝાબ આપે ! તેઓ તમારા પરવરદિગાર સામે મઅ્ઝિરત હેતુ બોલ્યા અને એટલા માટે કે કદાચ તેઓ ડરે. (૧૬૪) પછી*

*જ્યારે તેઓ એને ભૂલી ગયા જે તેમને સમજાવ્યું હતું તો અમે તેમને છુટકારો આપ્યો જેઓ બુરા કામની મનાઈ કરતા હતા અને ગુનેહગારોને તેમની નાફરમાનીના કારણે ખરાબ અઝાબમાં પકડ્યા. (૧૬૫) પછી જ્યારે એ કામમાં વધવા લાગ્યા જેનાથી તેઓ રોકવામાં આવ્યા હતા તો અમે હુકમ કર્યો, થઈ જાઓ ઝલીલ વાંદરા ! (૧૬૬)*

## તફસીર :

અને તમે તે (પોતાના સમકાલીન યહૂદી) લોકોને (ખાસ) તે વસ્તી(વાળાઓ)ની જેઓ સમુદ્ર કિનારે આબાદ હતા (અને તેમાં યહૂદી રહેતા હતા જેમને શનિવારના દિવસે શિકાર કરવાની મનાઈ હતી) તે સમયની હાલત પૂછો જ્યારે કે તેઓ (એટલે કે ત્યાંના વસનારાઓ) શનિવાર ("સબ્ત" વિશે તેમને જે હુકમ આપવામાં આવ્યો હતો તે) બાબતે (શરઈ) હદથી નીકળી રહ્યા હતા, જ્યારે શનિવારના દિવસે તે (સમુદ્ર)ની માછલીઓ (પાણીની સપાટી ઉપર નીકળીને) જાહેર થઈને તેમની સામે આવતી હતી અને જ્યારે શનિવારનો દિવસ ન હોય તો તેમની સામે આવતી ન હતી, (બલકે ક્યાંક દૂર ચાલી જતી હતી અને તેનું કારણ એ હતું કે) અમે તેમની આ પ્રમાણે (કઠોર) કસોટી કરતા હતા (કે કોણ હુકમ ઉપર મક્કમ વળગી રહે છે અને કોણ નથી રહેતું અને આ કસોટી) એ કારણથી (હતી) કે તેઓ (પ્રથમથી જ) હુકમનો અનાદર કર્યા કરતા હતા (એ જ પ્રમાણે આવા કઠોર હુકમથી તેમની કસોટી કરી અને આજ્ઞાપાલકોને કસોટી દ્વારા રાહત તથા તવફીક અને સમર્થન થકી અલ્લાહની નિકટતા પ્રાપ્ત થતી હોય છે) અને (તેમને તે સમયની હાલત વિશે પૂછો) જ્યારે કે તેમનામાંથી એક વર્ગે (જે તેમને નસીહત કરતાં-કરતાં નસીહતની અસર અને નસીહતનો લાભ થવાની આશાથી નિરાશ થઈ ગયા હતા તેમણે એવા લોકોને કે જેઓ હજુપણ નસીહત અને બોધપાઠ આપતા હતા અને બિલકુલ નિરાશ કે હતાશ પણ ન થયા હતા, જેમકે لَعَلَّهُمْ يَتَّقُوْنَ થી જાણ થાય છે) એવું કહ્યું કે, તમે એવા લોકોને શા માટે બોધપાઠ આપી રહ્યા છો જેઓ (પાસેથી કબૂલ કે સ્વીકાર કરવાની કોઈ આશા-અપેક્ષા નથી, એનાથી જાણ થાય છે કે તેઓ)ને અલ્લાહ તઆલા બિલકુલ હલાક કરનારો છે અથવા (સર્વનાશ ન કરે તો પણ) તેમને (કોઈ અન્ય રીતે) કઠોર સજા આપનારો છે (એટલે કે, આવા લોકો માટે શા માટે વ્યર્થ પ્રયત્નો કરી મહેનત કર્યા કરો છો ?) તેમણે જવાબ આપ્યો કે, તમારા (અને

પોતાના) પરવરદિગાર ઉપર કોઈ આક્ષેપ (બહાનું) બાકી ન રહે એટલા માટે (તેમને નસીહત કરીએ છીએ કે, અલ્લાહની રૂબરૂ કહી શકીએ કે હે અલ્લાહ ! અમે તો તેમને કહ્યું હતું પરંતુ તેમણે ન સાંભળ્યું, અમે લાચાર છીએ) અને (વળી) એટલા માટે કે કદાચ તેઓ ડરી જાય (અને અમલ કરવા માંડે પરંતુ તેઓ અમલ કરનારા ન હતા) બસ, (અંતે) જ્યારે તેઓ એ હુકમને છોડનાર જ રહ્યા જે તેમને સમજાવવામાં આવતો હતો (એટલે કે તેઓએ માન્યું જ નહીં) તો અમે તે લોકોને તો (અઝાબથી) બચાવી લીધા જેઓ આ બુરી વાતની મનાઈ કર્યા કરતા હતા (ભલે, બરાબર મનાઈ કરતા રહ્યા અથવા આશાએ બેસી રહ્યા) અને તે લોકો કે જેઓ (પ્રસ્તુત હુકમમાં) અતિરેક કરતા હતા તેમને (આ હુકમનો અનાદર કરવાના કારણે) એક સખત અઝાબમાં પકડી લીધા, એટલે કે જ્યારે તેઓ જે કામથી તેમને મનાઈ કરવામાં આવી હતી તેમાં હદથી બહાર નીકળી ગયા (આ તફસીર તો થઈ نَسُوْا مَا ذُكِّرُوْا بِهٖ ની) તો અમે તેમને (ક્રોધિત થઈ) કહી આપ્યું કે તમે તુચ્છ (અપમાનિત) વાંદરાઓ બની જાઓ (અને આ તફસીર عَذَابٍۭ بَئِيْسٍ ની થઈ).

પ્રસ્તુત આયતોમાં વર્ણન કરવામાં આવેલ ઘટનાઓ ''મઆ'રિફુલ કુર્આન''ની પ્રથમ જિલ્દમાં સૂરએ બકરહની તફસીર અને ખુલાસામાં વિગતવાર વર્ણન થઈ ચૂકી છે, આ બાબતની જરૂરી વાતો ત્યાં જોઈ શકાય છે.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૬૭-૧૬૮-૧૬૯)

وَاِذْ تَاَذَّنَ رَبُّكَ لَيَبْعَثَنَّ عَلَيْهِمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ يَّسُوْمُهُمْ سُوْٓءَ الْعَذَابِ ؕ
اِنَّ رَبَّكَ لَسَرِيْعُ الْعِقَابِ ۖۚ وَاِنَّهٗ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۶۷﴾ وَقَطَّعْنٰهُمْ فِى الْاَرْضِ
اُمَمًا ۚ مِنْهُمُ الصّٰلِحُوْنَ وَمِنْهُمْ دُوْنَ ذٰلِكَ ؗ وَبَلَوْنٰهُمْ بِالْحَسَنٰتِ وَالسَّيِّاٰتِ لَعَلَّهُمْ
يَرْجِعُوْنَ ﴿۱۶۸﴾ فَخَلَفَ مِنْۢ بَعْدِهِمْ خَلْفٌ وَّرِثُوا الْكِتٰبَ يَاْخُذُوْنَ عَرَضَ هٰذَا الْاَدْنٰى
وَيَقُوْلُوْنَ سَيُغْفَرُ لَنَا ۚ وَاِنْ يَّاْتِهِمْ عَرَضٌ مِّثْلُهٗ يَاْخُذُوْهُ ؕ اَلَمْ يُؤْخَذْ
عَلَيْهِمْ مِّيْثَاقُ الْكِتٰبِ اَنْ لَّا يَقُوْلُوْا عَلَى اللّٰهِ اِلَّا الْحَقَّ وَدَرَسُوْا مَا فِيْهِ ؕ وَالدَّارُ
الْاٰخِرَةُ خَيْرٌ لِّلَّذِيْنَ يَتَّقُوْنَ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿۱۶۹﴾

## તરજુમો :

*અને તે વખતને યાદ કરો જ્યારે તમારા પરવરદિગારે ખબર આપી દીધી હતી કે યહૂદીઓ ઉપર કયામતના દિવસ સુધી એવા વ્યક્તિને અવશ્ય મોકલતો રહીશ કે તેમને ખરાબ અઝાબ આપ્યા કરે, બેશક ! તમારો પરવરદિગાર નિકટમાં અઝાબ કરનારો છે અને તે બખ્શનારો મહેરબાન છે. (૧૬૭) અને અમે તેમને પ્રદેશમાં જૂથોમાં વિખેરી નાંખ્યા તેમનામાંથી અમુક નેક અને અમુક અન્ય પ્રકારના; અને અમે ખુબીઓમાં અને બુરાઈઓમાં તેમની કસોટી કરી જેથી તેઓ પાછા આવે. (૧૬૮) ત્યારબાદ તેમની પાછળ નાલાયકો (દુષ્ટો) આવ્યા જેઓ કિતાબના વારિસ બન્યા (તેના બદલામાં તેઓ) આ તુચ્છ જિંદગીનો સામાન લઈ લે છે અને કહે છે કે અમને મા'ફ થઈ જશે અને જો એવો જ સામાન તેમની સામે ફરીવાર આવે તો તેને (પણ) લઈ લે, શું તેમની પાસેથી કિતાબમાં વચન લેવામાં ન આવ્યું કે અલ્લાહ ઉપર સચ્ચાઈ સિવાય કશું ન બોલે અને તેમણે પઢ્યું છે જે કંઈ એમાં લખ્યું છે ? અને આખિરતનું ઘર ડરનારાઓ માટે ઉત્તમ છે, શું તમે સમજતા નથી ? (૧૬૯)*

## તફસીર :

અને તે સમયને યાદ કરવો જોઈએ કે જ્યારે તમારા પરવરદિગારે (બની ઈસ્રાઈલના અંબિયા અલૈ. મારફતે) એ વાત બતાવી દીધી કે, આ યહૂદીઓ ઉપર (તેમની ગુસ્તાખીઓ અને નાફરમાનીઓની સજા સ્વરૂપે) કયામત(ની નિકટ) સુધી એવો (કોઈને કોઈ) વ્યક્તિ જરૂર થોપતો રહેશે જે તેમને કઠોર સજાઓ (દ્વારા અપમાનજનક તથા કઠોર ત્રાસ)ની પીડા પહોંચાડતો રહેશે (એટલા માટે લાંબા સમયથી યહૂદીઓ કોઈને કોઈ હુકૂમતના તા'બા હેઠળ જ રહેતા ચાલ્યા આવે છે) નિઃશંક ! તમારો પરવરદિગાર (ખરેખર જ્યારે ઈચ્છે) જલદી જ સજા આપી દે છે અને નિઃશંક ! (જો તેઓ પોતાની પ્રવૃત્તિઓથી અટકી જાય અને પાછા ફરે તો) તે મોટો મા'ફ કરનાર અને મહાન રહમતવાળો (પણ) છે અને અમે દુનિયામાં તેમને અલગ-અલગ જૂથોમાં વિખેરી નાંખ્યા, (એટલા માટે કે) અમુક તેમનામાં નેક (પણ) હતા અને અમુક તેમનામાં અન્ય પ્રકારના

(પણ એટલે કે દુરાચારીઓ પણ) હતા અને અમે (તે દુરાચારીઓને પણ પોતાની કૃપાથી તેમની કેળવણી અને સુધારણાનો સામાન પૂરો પાડવામાં જરા પણ ઉણપ બાકી નથી રાખી, બલકે હંમેશા) તેમને ખુશહાલી (એટલે કે તંદુરસ્તી અને માલદારી)થી અને બદ્હાલી (એટલે કે બીમારી અને તકલીફ)થી અજમાવતા રહ્યા કે કદાચ (તેનાથી તેઓ આ દુષ્કૃત્યો કરવાથી) અટકી જાય (કારણ કે, ભલાઈથી પ્રોત્સાહન અને પ્રેરણા મળે છે અને વિકટ પરિસ્થિતિઓથી ચેતવણી અને ધમકીઓ મળે છે, આ હાલત તો તેમના પુરોગામી વડવાઓની હતી) ત્યારબાદ તે (વડવા)ઓથી પછીના લોકો તેમના વારસદાર થયા કે કિતાબ (એટલે કે તવરાત)ને (તો) તેમણે પ્રાપ્ત કરી (પરંતુ તેની સાથે જ હરામખોર એવા છે કે, કિતાબના હુકમોના બદલામાં) આ દુનિયાનો તુચ્છ માલ–સામાન (જો મળે તો ખચકાટ વિના) લઈ લે છે અને (નીડર તો એવા છે કે આ ગુનાહને તદ્દન હલકો સમજીને) કહે છે કે અમારી અવશ્ય મા'ફી થઈ જશે (કારણ કે અમે اَبۡنَـٰٓؤُا اللّٰـهِ وَاَحِبَّآءُ اللّٰـه છે, આવા ગુનાહોને અમારી સ્વીકૃતિ કદાપિ પ્રાપ્ત થતી નથી) જ્યારે કે (તેઓ પોતાની નીડરતા અને ગુનાહો ઉપર બે'બાક બની ગયા છે, એટલે સુધી કે) જો તેમની પાસે (ફરીવાર) એવો જ (દીન વેચવાના બદલામાં) માલ–સામાન આવવા લાગે તો (એ જ નીડરતાથી ફરી) તેને લઈ લે છે (અને ગુનાહો ઉપર નીડર થઈ જવું કુફ્ર છે જેના ઉપર મા'ફીની શક્યતા જ નથી, એટલા માટે આગળ એ જ ઈરશાદ છે કે) શું તેમની પાસેથી તે કિતાબમાં એના વિશે કરાર લેવામાં આવ્યો નથી કે અલ્લાહ તરફ સત્ય (અને વાસ્તવિક) વાત સિવાય અન્ય કોઈ વાતનો સંબંધ નહીં જોડો ? (મતલબ એ છે કે, જ્યારે કોઈ આસમાની કિતાબને માનવામાં આવે છે તો તેનો અર્થ એ હોય છે કે, અમે તેના બધા વિષયોને માનીશું) અને (કરાર પણ કોઈ જેવો–તેવો કરાર નથી લેવામાં આવ્યો જેમાં એવી શંકા ઉપસ્થિત થાય કે, કદાચ આ ખાસ વિષય આ કિતાબમાં હોવાની તેમને જાણ ન હશે બલકે વિગતવાર કરાર લેવામાં આવ્યો, આથી) તેમણે તે કિતાબમાં જે કંઈ (લખ્યું) હતું તેને પઢ્યું (પણ) છે (જેનાથી તે સંભાવના પણ રદ થઈ ગઈ તો પણ આટલી મોટી વાતનો દા'વો કરે છે કે, અમે ગુનાહો ઉપર નીડર થયા છે છતાં અમારી બખ્શીશ થઈ જશે, તેમની આવી માન્યતા અલ્લાહ તઆલા ઉપર નરી આક્ષેપબાજી અને તોહમત છે) અને (તેમણે આ બધો કિસ્સો

દુનિયા માટે કર્યો, બાકી) આખિરતવાળું ઘર તે લોકો માટે (આ દુનિયાથી) ઉત્તમ છે જે (આ અકીદાઓ અને દુષ્કૃત્યોથી) પરહેઝ કરે છે, પછી શું (હે યહૂદીઓ !) તમે (આ બાબતે) સમજતા નથી ?

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોની પ્રથમ આયતમાં હઝરત મૂસા (અલૈ.)નો બાકીનો કિસ્સો વર્ણન કર્યા પછી તેમની ઉમ્મત યહૂદીઓની ખોટી નીતિરીતિની નિંદા અને ખરાબ પરિણામનું વર્ણન આવ્યું છે. આ આયતોમાં પણ તેમની સજા અને ખરાબ અંજામનો ઉલ્લેખ છે.

પ્રથમ આયતમાં તેમને આપવામાં આવેલ બે સજાઓનું વર્ણન છે, જે દુનિયામાં જ તેમના ઉપર થોપવામાં આવી છે. પ્રથમ એ કે, કયામત સુધી અલ્લાહ તઆલા તેમના ઉપર એવા વ્યક્તિઓ જરૂર થોપતો રહેશે, જે તેમને કઠોર સજા આપતા રહેશે અને તેમને અપમાનિત તથા તિરસ્કૃત કરતા રહેશે, એટલા માટે તે સમયથી આજદિન સુધી હંમેશા યહૂદીઓ દરેક સ્થળે અન્યોના ક્રોધનો ભોગ બની પરાજિત અને અન્યોના તાબે જ રહેલી કોમ છે. આજકાલ ઈઝરાયેલની જે કામચલાઉ સરકાર બની છે તેના કારણે કોઈ શંકા કરી શકાતી નથી, કારણ કે જાણકારો જાણે છે કે આજે વાસ્તવમાં ઈઝરાયેલ ન તો કોઈ પોતાની આગવી શક્તિથી સરકાર બનાવી શકે છે અને ન જ આગવી રીતે રાજ્ય કરી શકે છે. વાસ્તવમાં યુરોપ, અમેરિકાના ઈસ્લામ દુશ્મન ષડયંત્રોના પરિણામે તેમને એક લશ્કરી છાવણીથી વધારે કોઈ હેસિયત પ્રાપ્ત નથી અને આજે પણ તેઓ કાયદેસર રીતે તેમના તાબે અને તેમના શરણમાં જ છે. જે દિવસે, જે સમયે આ શક્તિઓ પોતાની મદદનો હાથ તેમના માથા ઉપરથી ઉઠાવી લે, તે જ દિવસે ઈઝરાયેલનું અસ્તિત્વ દુનિયામાં નષ્ટ થઈ શકે છે.

બીજી આયતમાં યહૂદીઓ ઉપર એક અન્ય સજાનું વર્ણન કરવામાં આવ્યું છે જે આ જ દુનિયામાં તેમને આપવામાં આવી, તે એ કે તેમની વસ્તી દુનિયાના વિવિધ વિભાગોમાં વહેંચાઈને વિખરાઈ જશે. કોઈ સ્થળે એક પ્રદેશમાં તેઓ સંગઠિત થઈને નહીં રહી શકે. وَقَطَّعْنٰهُمْ فِى الْاَرْضِ اُمَمًا નો આ જ અર્થ છે. قَطَّعْنَا (કત્તઅ્ના) તે تَقْطِيْعٌ (તકતીઉન્) ક્રિયાપદથી બનેલ શબ્દ છે, જેનો અર્થ

"ટૂકડા–ટૂકડા કરી નાંખવું" થાય છે અને أُمَمٌ (ઉમમ્) એ أُمَّةٌ (ઉમ્મહ)નું બહુવચન છે, જેનો અર્થ છે "એક સમૂહ" અથવા "એક વર્ગ" મતલબ એ છે કે, "અમે યહૂદી કોમના ટૂકડા–ટૂકડા કરીને પૃથ્વીના વિવિધ વિભાગોમાં વિખેરી નાંખ્યા."

આથી જાણ થઈ કે કોઈ કોમનું એક સ્થળે સંગઠિત થવું અથવા બહુમતીમાં હોવું અલ્લાહ તઆલાનું ઈનામ અને અહેસાન છે અને તેમનું વિવિધ સ્થળોએ વિખરાઈ જવું એક પ્રકારનો અલ્લાહનો અઝાબ છે. મુસલમાનો ઉપર અલ્લાહ તઆલાનું એ ઈનામ હંમેશા રહ્યું છે અને ઈન્શાઅલ્લાહ ! તે કયામત સુધી રહેશે કે તેઓ જે સ્થળે પણ રહ્યા તેમની એક જબરદસ્ત સામૂહિક શક્તિ ત્યાં પેદા થઈ ગઈ. મદીના તય્યિબહથી આ ક્રમ શરૂ થયો અને પૂર્વ તથા પશ્ચિમમાં એ જ પરિસ્થિતિ પ્રમાણે આશ્ચર્યજનક રીતે આ ક્રમ ફેલાયો. સુદૂર પૂર્વમાં પાકિસ્તાન, ઈન્ડોનેશિયા, મલેશિયા વગેરે વિવિધ ઈસ્લામી સરકારો તેના પરિણામે બની. તેનાથી વિપરીત યહૂદીઓની હાલત હંમેશા એ રહી છે કે તેઓ વિવિધ દેશો–પ્રદેશોમાં વિખરાયેલા રહ્યા. માલદાર ગમે એટલા હોય પરંતુ ક્યારેય તેમના હાથમાં સત્તા ન આવી.

અમુક વર્ષોથી પેલૅસ્ટાઈનના એક નાના ટૂકડા ઉપર તેમનું કૃત્રિમ રીતે સંગઠન ઊભું કરી મેળવેલ સત્તાનો બાહ્ય દેખાવ જોઈને કોઈએ ધોકામાં પડી છેતરાવું ન જોઈએ, કારણ કે તેમનું આ રીતે કૃત્રિમ સ્વરૂપે એક સ્થળે ભેગું થવું અંતિમ યુગમાં થવું જ જોઈતું હતું, એટલા માટે કે રસૂલે કરીમ સાદિકે મસ્દૂક ﷺની સહીહ હદીષોમાં કયામત નજીક આ પ્રમાણે થવાની ખબર આપવામાં આવી છે કે, અંતિમ સમયમાં હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થશે, નસારા બધા મુસલમાન થઈ જશે અને યહૂદીઓ સાથે જિહાદ કરીને તેમનો સર્વનાશ કરશે. અલ્લાહના અપરાધીની વોરંટ કે પૉલીસ દ્વારા ધરપકડ કરવામાં નથી આવતી, બલકે તેના માટે અદશ્ય રીતે એવી પરિસ્થિતિઓ ઊભી કરવામાં આવે છે કે, અપરાધી પોતાના પગે ચાલીને લાખો પ્રયત્નો કરીને પોતાના સર્વનાશના સ્થળે આપોઆપ પહોંચી જાય છે. હઝરત ઈસા (અલૈ.) સિરીયાના દમાસ્કસમાં નાઝિલ થવાના છે. યહૂદીઓ સામે અહીંયાં જ યુદ્ધ થશે જેથી ઈસા (અલૈ.) માટે તેમનો ખાત્મો કરવો સરળ બને. અલ્લાહે દુનિયાની સમગ્ર જિંદગીમાં તો

યહૂદીઓને વિવિધ પ્રદેશો અને દેશોમાં વિખરાયેલા તથા અન્યોના તા'બા હેઠળ રાખ્યા તથા અપમાનજનક ત્રાસની મજા ચખાડી અને અંતિમ સમયમાં હઝરત ઈસા (અલૈ.)ની સરળતા માટે તેમને તેમના નિકંદનના સ્થળે ભેગા કરી દીધા એટલા માટે તેમનું આ ભેગા થવું અઝાબનું જ એક સ્વરૂપ છે.

રહી તેમની આજે મોજૂદ સરકાર અને કૃત્રિમ સત્તાનો કબજો, બસ આ એક એવો છેતરામણો ધોકો છે જેના ઉપર આજે દુનિયાની કહેવાતી સભ્યતાએ એક ખૂબસૂરત આવરણ ચઢાવેલું છે પરંતુ દુનિયાના કોઈપણ આંતરરાષ્ટ્રીય રાજકરણનો જાણકાર નિષ્ણાત એક મિનિટ માટે પણ આ બાબતે છેતરાઈ શકતો નથી કે ધોકો ખાઈ શકતો નથી, કારણ કે આજે જે પ્રદેશને ઈઝરાયેલ નામ આપવામાં આવ્યું છે તે વાસ્તવમાં રશિયા, અમેરિકા, ઈંગ્લેન્ડની એક સંયુક્ત છાવણીથી વિશેષ કોઈ હેસિયત ધરાવતું નથી. તે ફક્ત તે સરકારોની સહાય અને મદદથી જીવીત છે અને તેમના હુકમોના તાબે રહેવામાં જ તેમના અસ્તિત્વનું રહસ્ય છુપાયેલું છે. દેખીતું છે કે, આ વાસ્તવિક ગુલામીને સ્વતંત્ર સત્તા કે રાજ્યનું નામ આપી દેવાથી તે કોમને કોઈ સત્તા પ્રાપ્ત નથી થઈ જતી. કુર્આને કરીમે કયામત સુધી અપમાન અને ઝિલ્લતના જે અઝાબનું વર્ણન કર્યું છે, તે આજે પણ કાયદેસર રીતે એ જ પ્રમાણે મોજૂદ છે જેનો ઉલ્લેખ પ્રથમ આયતમાં આ શબ્દો સાથે થયો છે وَاِذْ تَاَذَّنَ رَبُّكَ لَيَبْعَثَنَّ عَلَيْهِمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ يَّسُوْمُهُمْ سُوْٓءَ الْعَذَابِ એટલે "જ્યારે કે, તમારા પરવરદિગારે પાકો ઈરાદો કરી લીધો કે તે લોકો ઉપર કોઈ એવી શક્તિને કયામત સુધી થોપી રાખે જે તેમને ભયંકર અઝાબ ચખાડે."

જેમકે પ્રથમ સુલયમાન (અલૈ.)ના હાથે, પછી બુખ્તે નસરના હાથે અને અંતે રસૂલે કરીમ ﷺના હાથે અને ત્યારબાદ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના હાથે, દરેક સ્થળે અપમાન અને ઝિલ્લત સાથે તેમને દેશવટો મળવો ખૂબ મશહૂર અને પ્રખ્યાત છે અને ઈતિહાસની ઘટનાઓ તેની સાક્ષી છે.

આ આયતનું બીજું વાક્ય એ છે, مِنْهُمُ الصّٰلِحُوْنَ وَمِنْهُمْ دُوْنَ ذٰلِكَ એટલે કે, "તે લોકોમાં અમુક લોકો નેક છે અને અમુક બીજા પ્રકારના." બીજા પ્રકારનો અર્થ કાફિરો અને ફાજિરો તથા દુષ્ટ દુરાચારી લોકો છે. મતલબ એ છે કે, યહૂદીઓમાં બધા એક જ પ્રકરના લોકો નથી, અમુક નેક પણ છે. એનાથી તે લોકો સમજવામાં આવે છે જેઓ તવરાતના ઝમાનામાં તવરાતના હુકમોના પૂરા

પાબંદ રહ્યા અને તેની નાફરમાનીમાં ન સપડાયા, ન જ તેમાં કોઈ ખોટી તા'વીલ (ખોટું અર્થઘટન) કે ફેરબદલ કર્યો.

અને એ પણ હોઈ શકે છે કે, એનાથી તે લોકો સમજવામાં આવતા હોય જેઓ કુર્આન નાઝિલ થયા પછી કુર્આનના તાબે'દાર થઈ ગયા અને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લઈ આવ્યા અને તેના મુકાબલામાં તે લોકો છે જેમણે તવરાતને આસમાની કિતાબ માનવા છતાં તેનાથી ઊલટાં કામો કર્યા અથવા તેના હુકમોમાં ફેરબદલ કરીને પોતાની આખિરતને દુનિયાની તુચ્છ અને ગંદી વસ્તુઓના બદલામાં વેચી નાંખી.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَبَلَوْنٰهُمْ بِالْحَسَنٰتِ وَالسَّيِّاٰتِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ એટલે કે, "અમે સારી અને ખરાબ પરિસ્થિતિઓથી તેમની કસોટી કરી જેથી તેઓ પોતાની પ્રવૃત્તિઓથી અટકી જાય." અત્રે સારી હાલતોનો અર્થ માલ અને દોલતનો જથ્થો તથા રાહત અને સહૂલતનો સામાન આપવો છે અને બુરી પરિસ્થિતિનો અર્થ અપમાનિત અને ઝલીલ વગેરે થવાની ઘટનાઓ છે, જે દરેક યુગમાં વિવિધ સ્વરૂપોમાં ઉપસ્થિત થતી રહી છે અથવા તો કોઈ વખતનો દુકાળ, ગરીબી વગેરે જે તેમના ઉપર નાંખવામાં આવી તે પણ ભાવાર્થ તરીકે હોઈ શકે. બંને પરિસ્થિતિઓથી અજમાવવામાં આવ્યા. એક એ કે અહેસાન, ઈનામ અને ભલાઈ કરીને તેમની કસોટી કરવામાં આવી કે, તેઓ અહેસાન કરનારા અને ઈનામ આપનારા પરવરદિગારે આલમના શુક્રગુઝાર અને આજ્ઞાપાલક થાય છે કે નહીં ? બીજું એ કે તેમને વિવિધ પ્રકારની મુશ્કેલીઓ અને પરેશાનીઓમાં સપડાવી દેવામાં આવ્યા કે, આવી કઠોર પરિસ્થિતિઓ દ્વારા તેમની કસોટી કરવામાં આવે કે તેઓ પોતાના પરવરદિગાર તરફ ધ્યાન ધરી તેની શરણમાં જઈને પોતાના દુષ્કૃત્યોથી તવબહ કરે છે કે નહીં ?

પરંતુ યહૂદી કોમ આ બંને પરીક્ષાઓમાં નિષ્ફળ ગઈ.

જ્યારે અલ્લાહ તઆલાએ તેમના ઉપર નેઅ્મતોના દરવાજા ખોલી નાંખ્યા, માલ અને દોલતની આર્થિક છૂટછાટ અર્પણ કરી ત્યારે તેઓ કહેવા લાગ્યા اِنَّ اللّٰهَ فَقِيْرٌ وَّنَحْنُ اَغْنِيَآءُ (૩:૧૮૧) એટલે કે, નઊઝુબિલ્લાહ "અલ્લાહ તઆલા ફકીર છે અને અમે માલદાર છે" અને જ્યારે તેમને ગરીબી અને નાદારી

દ્વારા અજમાવવામાં આવ્યા ત્યારે કહેવા લાગ્યા یَدُاللّٰهِ مَغْلُوْلَةٌ એટલે કે, "અલ્લાહનો હાથ બહુ તંગ થઈ ગયો."

**ખુલાસો :**

આ આયતથી એક ખુલાસો એ મળે છે કે, કોઈ કોમનું એક સ્થળે સમૂહમાં રહેવું અલ્લાહ તઆલાની ઘણી મોટી નેઅ્મત છે અને તેમનું વિખરાઈ જવું એક પ્રકારનો અઝાબ છે. બીજો ખુલાસો એ પ્રાપ્ત થયો કે, આ દુનિયાની રાહત, તકલીફ, ખુશી અને ગમ વાસ્તવમાં અલ્લાહ તઆલાની કસોટીના વિવિધ પ્રશ્નપત્રો છે, જેના દ્વારા તે ઈમાન અને અલ્લાહ ઉપરના ભરોસાની કસોટી કરે છે. ન તો દુનિયાની તકલીફ કંઈ વધારે રડવા-કકળવાની વસ્તુ છે અને ન જ કોઈ રાહતથી ઈતરાઈને અભિમાની બની જવાની જરૂર છે. આખિરતની ચિંતા રાખનાર બુદ્ધિશાળી વ્યક્તિ માટે તો આ બંને વસ્તુઓ ધ્યાન આપવા યોગ્ય બાબત છે જ નહીં.

نہ شادی داد سامانے نہ غم آورد نقصانے    بہ پیش ہمت ما ہر چہ آمد بود مہمانے

દુનિયાનો સામાન ન તો સુખ-ચેન આપી શકે છે અને ન જ દુનિયાની તકલીફ ભય-તકલીફ પહોંચાડે છે, અમારા મક્કમ ઈરાદાઓની સામે દરેક વસ્તુ મહેમાન સ્વરૂપ છે. (મહેમાનની જેમ દુ:ખ-સુખ આવે જાય છે.)

ત્રીજી આયતમાં ઈરશાદ છે, فَخَلَفَ مِنْۢ بَعْدِهِمْ خَلْفٌ وَّرِثُوا الْكِتٰبَ يَاْخُذُوْنَ عَرَضَ هٰذَا الْاَدْنٰى وَيَقُوْلُوْنَ سَيُغْفَرُ لَنَا وَاِنْ يَّاْتِهِمْ عَرَضٌ مِّثْلُهٗ يَاْخُذُوْهُ પહેલો શબ્દ خَلَفَ (ખલફ) એ ક્રિયાપદ છે. જે "ખિલાફત"થી સંલગ્ન ભૂતકૃદંત છે, જેનો અર્થ "નાયબ" અથવા "ખલીફા" છે અને બીજો શબ્દ خَلْفٌ (ખલ્ફુન) એ પણ ક્રિયાપદ છે, તેનો પણ "નાયબ" અથવા "ખલીફા"ના અર્થમાં ઉપયોગ થાય છે. તે એકવચન અને બહુવચન બંને માટે એકસમાન રીતે બોલવામાં આવે છે, પરંતુ خَلْفٌ (ખલ્ફુન) "લામ (ل) સાકિન" કરવાથી મોટા ભાગે "ખરાબ ખલીફા" માટે ઉપયોગ થાય છે. જે પોતાના વડીલોની નિતીરિતીથી વિપરીત બુરાઈઓમાં રચ્યો-પચ્યો રહે અને خَلَف (ખલફ) "લામ (ل) ઉપર ઝબર" સાથે હોય તો નેક અને કાબિલ ખલીફા માટે બોલવામાં આવે છે. જે પોતાના વડીલોના કદમો ઉપર ચાલે છે તેમના હેતુઓની પૂર્ણતા કરે છે. આ શબ્દનો મોટા

ભાગે ઉપયોગ એ પ્રકારે છે કે ક્યાંક-ક્યાંક તેનાથી વિપરીત વિરોધી અર્થ માટે પણ તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

وَرِثُوا الْكِتٰبَ (વરિષુલ કિતાબ) એ "વિરાષત"થી સંલગ્ન શબ્દ છે. એ તે વસ્તુને કહે છે જે કોઈના મૃત્યુ પછી જીવીત રહેનાર વ્યક્તિને મળે છે તેને "મીરાષ" અથવા "વિરાષત" કહેવામાં આવે છે. ભાવાર્થ એ છે કે, તવરાત કિતાબ તે લોકોને પોતાના વડીલો પાસેથી વારસામાં મળી ગઈ એટલે કે, તેમના મૃત્યુ પછી તે લોકોના હાથ લાગી.

શબ્દ عَرَض (અરદ) "સામાન"ના અર્થમાં છે, જે સામાન રોકડના બદલામાં ખરીદવામાં આવે છે અને કોઈ "જંગમ અને સ્થાવર મિલ્કત" માટે પણ બોલવામાં આવે છે, ભલે તે રોકડ રકમ હોય કે માલ-સામાન. તફસીરે મઝહરીમાં છે કે, આ સ્થળે આ જ સામાન્ય અર્થ લેવામાં આવ્યો છે અને આ સ્થળે مَال (માલ)નો શબ્દ عَرَضٌ (અરદ)થી ઓળખાવવામાં એ તરફ ઈશારો છે કે, દુનિયાનો માલ ગમે તેટલો હોય તે અસ્થાયી અને અનિશ્ચિત છે. કારણ કે, "અરદ"નો શબ્દ વાસ્તવમાં جَوْهَرُ (જવહર)ના વિરુદ્ધાર્થી તરીકે અસ્થાયી અને અનિશ્ચિત વસ્તુ માટે ઉપયોગ થાય છે, જેનું પોતાનું કોઈ આગવું અસ્તિત્વ હોતું નથી. બલકે, તે પોતાના અસ્તિત્વમાં કોઈ અન્યના તાબે હોય છે. عَارِضٌ (આરીદ)નો શબ્દ "વાદળ"ના અર્થમાં લેવામાં આવ્યો છે. વાદળનું અસ્તિત્વ પણ ટકી રહેનારું નથી, તે ઘણું જ જલદી વિખરાઈને સમાપ્ત થઈ જાય છે. કુર્આને કરીમમાં هٰذَا عَارِضٌ مُّمْطِرُنَا આ જ અર્થમાં આવ્યું છે.

هٰذَا الْاَدْنٰى (હાઝલ અદના)માં શબ્દ اَدْنٰى (અદના) તે دُنُوٌّ (દુનુવ્વુન)ના અર્થમાં છે, જેનો અર્થ "નિકટ-નજીક" કહી શકાય છે. આ સ્વરૂપમાં "અદના"નો અર્થ اَقْرَب (અકરબ) થઈ જાય છે, જેનું સ્ત્રીવાચક નામ دُنْيَا (દુનિયા) છે, જેનો અર્થ "નજીક" અથવા "નિકટ"નો પણ થાય છે. આખિરતના મુકાબલામાં આ દુનિયા મનુષ્ય માટે નિકટની અથવા નજીકની છે. એટલા માટે તેને "અદના" અને "દુનિયા" કહેવામાં આવે છે અને બીજી સંભાવના એ પણ છે કે, આ શબ્દ دَنَائَة (દનાઅહ) જેનો અર્થ "અપમાન" અને "ઝિલ્લત" છે, જો તે અર્થમાં હોય તો તેનો ભાવાર્થ "અપમાનિત, ઝલીલ અથવા તુચ્છ" થઈ જશે. દુનિયા અને તેનો બધો સર-સામાન આખિરતના મુકાબલામાં તુચ્છ અને ઝલીલ

છે એટલા માટે તેને "અદના" અને "દુનિયા" કહેવામાં આવે છે.

આ આયતનો અર્થ એ છે કે, પ્રથમ યુગથી જ યહૂદીઓમાં બે પ્રકારના લોકો હતા. અમુક નેક, ભલા, તવરાતની શરીઅતના પાબંદ અને અમુક લોકો નાફરમાન, અવજ્ઞાકારી અને ગુનેહગાર હતા. પરંતુ ત્યારબાદ જે લોકો તેમના વંશમાં તેમના નાયબ અને તવરાતના વારસદાર બન્યા તેમણે એ પ્રવૃત્તિ અપનાવી કે, અલ્લાહની કિતાબને વેપારનો માલ બનાવી લીધો કે ગરજવાન લોકો પાસેથી લાંચ–રુશ્વત લઈ અલ્લાહના કલામમાં ફેરબદલ કરી તેને પોતાના ઈચ્છિત સ્વાર્થ પ્રમાણે બનાવવા લાગ્યા.

وَيَقُوْلُوْنَ سَيُغْفَرُلَنَا એના ઉપર વધારે નીડરતા અને હિંમત એ કરવા લાગ્યા કે, તેઓ કહે છે કે જો કે અમે એ ગુનોહ કર્યો છે પરંતુ આ ગુનોહ અમને મા'ફ કરી આપવામાં આવશે. અલ્લાહ તઆલાએ તેમની આ ભૂલ ઉપર આગલા વાક્યમાં આ પ્રમાણે ચેતવણી આપી, وَاِنْ يَّاْتِهِمْ عَرَضٌ مِّثْلُهٗ يَاْخُذُوْهُ એટલે કે, તેમની પરિસ્થિતિ એવી છે કે જો તે સમયે પણ તેમને અલ્લાહના કલામમાં ફેરફાર કરવાના બદલામાં કોઈ માલ મળવા લાગે તો તેઓ હજુ પણ તે માલ લઈને ફેરફાર કરવાથી ખચકાશે નહીં. મતબલ એ છે કે, અલ્લાહ તઆલાની મગફિરત, મા'ફી બિલકુલ સત્ય અને હક છે પરંતુ તે લોકો માટે જ છે જેઓ પોતાના કર્યા ઉપર પસ્તાવો કરે અને હવે પછી આવનાર સમય માટે તેને સદાના માટે છોડી દેવાનો પાકો નિર્ધાર કરે, જેનું નામ ઈસ્લામિક પરિભાષામાં "તવબહ" છે.

આ લોકો પોતાના ગુનાહ ઉપર ડટેલા હોવા છતાં મા'ફી મળવાની આશા રાખે છે, જ્યારે કે તે સમયે તેમને જો પૈસા મળે તો ફરી તે કિતાબમાં ફેરફાર કરવાથી અટકવાના નથી. ગુનાહ ઉપર નીડર થઈને મગફિરતની ઉમ્મીદ રાખવી એ પોતાની જાતને છેતરવાથી વિશેષ કોઈ વાસ્તવિકતા ધરાવતી બાબત નથી.

શું તે લોકો પાસેથી તવરાતમાં એ વચન લેવામાં આવ્યું ન હતું કે તેઓ અલ્લાહ તઆલા તરફ સત્ય સિવાય કોઈ વાતની નિસ્બત નહીં કરે ? અને તે લોકોએ આ કરારને તવરાતમાં પઢયો અને પઢાવ્યો પણ છે. આ બધી તેમની મૂર્ખતા છે, વાત એમ છે કે આખિરતનું ઘર જ પરહેઝગારો માટે અતિઉત્તમ હંમેશા–હંમેશની દોલત છે, શું તેઓ એટલી બાબત પણ નથી સમજતા ?

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૭૦–૧૭૧)

وَالَّذِيْنَ يُمَسِّكُوْنَ بِالْكِتٰبِ وَاَقَامُوا الصَّلٰوةَ ؕ اِنَّا لَا نُضِيْعُ اَجْرَ الْمُصْلِحِيْنَ ﴿١٧٠﴾

وَ اِذْ نَتَقْنَا الْجَبَلَ فَوْقَهُمْ كَاَنَّهٗ ظُلَّةٌ وَّظَنُّوْٓا اَنَّهٗ وَاقِعٌۢ بِهِمْ ۚ خُذُوْا مَآ اٰتَيْنٰكُمْ

بِقُوَّةٍ وَّاذْكُرُوْا مَا فِيْهِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿١٧١﴾ ع

### તરજુમો :

*અને જે લોકો કિતાબને મજબૂતીથી પકડી રહ્યા છે અને નમાઝને કાયમ રાખે છે, બેશક ! અમે નેકીઓવાળાઓનો સવાબ બરબાદ કરીશું નહીં. (૧૭૦) અને જે સમયે અમે તેમના ઉપર છત (સાઈબાન)ની જેમ પહાડ ઉઠાવ્યો અને ડર્યા કે તે તેમના ઉપર પડશે, અમે કહ્યું; જે અમે તમને આપ્યું છે મજબૂતીથી પકડો અને જે એમાં છે યાદ રાખો જેથી તમે બચતા રહો.(૧૭૧)*

### તફસીર :

અને (તેમનામાંથી) જે લોકો કિતાબ (એટલે કે તવરાત)ના પાબંદ છે (જેમાં રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન લાવવાનો પણ હુકમ છે, બસ પાબંદી એનું જ નામ છે કે તેઓ મુસલમાન થઈ ગયા) અને (માન્યતાઓની સાથે–સાથે નેક અમલોના પણ પાબંદ છે, એટલા માટે) નમાઝની પાબંદી કરે છે અમે એવા લોકોનો જેઓ પોતાની (આ પ્રમાણે) સુધારણા કરે (તો તેમનો) સવાબ બરબાદ કરીશું નહીં અને તે સમય પણ વર્ણન કરવા પાત્ર છે જ્યારે અમે પહાડને ઉઠાવીને છત માફક તેઓના (એટલે કે બની ઈસ્રાઈલના) ઉપર (આકાશમાં) અધ્ધર કરી દીધો અને તેમને વિશ્વાસ થઈ ગયો કે હવે તેમના ઉપર પડશે અને (તે સમયે તેમને) કહ્યું કે, (જલદી) કબૂલ કરો જે કિતાબ અમે તમને આપી છે (એટલે કે તવરાત અને) મજબૂતીની સાથે (કબૂલ કરો) અને યાદ રાખો તે (કિતાબ)માં જે હુકમો છે જેનાથી આશા છે કે તમે મુત્તકી બની જાઓ.

### મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં એક કરાર અને વચનનું વર્ણન હતું, જે ખાસ રીતે

બની ઈસ્રાઈલના ઉલમા પાસેથી તવરાત વિશે લેવામાં આવ્યું હતું કે, તેમાં કોઈ ફેરબદલ કે પરિવર્તન કરશો નહીં અને અલ્લાહ તઆલા તરફ સત્ય અને સાચી વાત સિવાય કોઈ બાબતની નિસ્બત કરશો નહીં. આ વાત અગાઉ વર્ણન થઈ ચૂકી હતી કે, બની ઈસ્રાઈલના ઉલમાએ કરારભંગ કર્યો અને ગરજવાન સ્વાર્થી લોકો પાસેથી લાંચ લઈને તવરાતના હુકમો બદલ્યા અને તેમના સ્વાર્થ પ્રમાણે કરીને બતાવ્યા, હવે આ આયત પણ એ જ વિષયના સંદર્ભમાં છે કે, બની ઈસ્રાઈલના બધા જ ઉલમા (વિદ્વાન) એવા ન હતા, તેમાંથી અમુક તેઓ પણ છે જેમણે તવરાતના હુકમોને મજબૂતીથી પકડ્યા અને ઈમાનની સાથે અમલના પણ પાબંદ થયા, નમાઝને સંપૂર્ણ અદબ અને સભ્યતા સાથે કાયમ કરી. એવા લોકો વિશે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા પોતાની જાતની સુધારણા કરનાર લોકોનો સવાબ બરબાદ નથી કર્યા કરતો, એટલા માટે જે લોકોએ ઈમાન અને અમલના બંને ફરજો પૂર્ણ કરી પોતાની સુધારણા કરી લીધી તેમનો અજ્ર (સારો બદલો) વ્યર્થ નથી જઈ શકતો.

આ આયતમાં અમુક બાબતો વિચાર કરવા યોગ્ય છે. પ્રથમ એ કે "કિતાબ"થી અહીંયાં કઈ કિતાબ સમજવામાં આવશે ? તો તેનો જવાબ એ છે કે, આ તે જ કિતાબ છે જેનું વર્ણન અગાઉ થઈ ચૂક્યું છે, એટલે કે "તવરાત" અને એ પણ શક્ય છે કે આસમાની કિતાબો તવરાત, ઈન્જીલ, કુર્આન બધી જ કિતાબો અર્થ તરીકે હોઈ શકે છે.

બીજું એ કે, આ આયતથી જાણ થાય છે કે અલ્લાહની કિતાબને ફક્ત પોતાની પાસે સન્માન, અદબ કે તા'ઝીમની સાથે મૂકી રાખવાથી કોઈ મકસદ પ્રાપ્ત થતો નથી. બલકે, તેનાથી હુકમોની પાબંદી ઈચ્છનીય છે. કદાચ એ જ તરફ ઈશારો કરવા માટે આ આયતમાં કિતાબ લેવાનું અથવા પઢવાનું વર્ણન નથી, નહિતર يَأْخُذُوْنَ (યઅ્ખુઝૂન) અને يَقْرَئُوْنَ (યકરઊન)નો શબ્દ હોત, તેની જગ્યાએ يُمَسِّكُوْنَ (યુમસ્સિકૂન)નો શબ્દ અપનાવવામાં આવ્યો, જેનો અર્થ છે "મજબૂતીથી સંપૂર્ણ રીતે પકડી રાખો" એટલે કે, તેના હુકમો ઉપર અમલ કરો.

ત્રીજી વાત ધ્યાન પ્રેરે છે કે, અત્રે તવરાતના હુકમો ઉપર અમલ અને પાબંદીનું વર્ણન હતું અને તવરાતના હુકમો તો સેંકડો છે, તેમાંથી આ સ્થળે ફક્ત નમાઝ ઉપર કાયમ રહેવાના વર્ણન ઉપર બસ કરવામાં આવ્યું નથી, એમાં

ઈશારો એ વાત તરફ છે કે અલ્લાહની કિતાબના હુકમોમાં સૌથી મહત્ત્વનો શ્રેષ્ઠ અને ઉત્તમ અમલ નમાઝ છે, વળી એ કે નમાઝની પાબંદી અલ્લાહના હુકમોની પાબંદીની ખાસ નિશાની અને પ્રતીક પણ છે કે, તેના દ્વારા આજ્ઞાપાલક અને અવજ્ઞાકારીની ઓળખ છતી થાય છે અને તેની પાબંદીમાં એ ખાસિયત પણ છે કે, જે કોઈપણ નમાઝનો પાબંદ થઈ ગયો તેના માટે અલ્લાહના બીજા હુકમોની પાબંદી કરવી પણ સરળ થઈ જાય છે અને જેણે નમાઝની પાબંદી ન કરી તેનાથી બીજા હુકમોની પાબંદી પણ નહીં થઈ શકે. જેમકે સહીહ હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, "નમાઝ દીનનો સ્તંભ છે જેના ઉપર ઈસ્લામની ઈમારત ઊભી છે, જેણે સ્તંભને સ્થાપિત કરી લીધો તેણે દીનને સ્થાપિત કરી લીધો અને જેણે તેને જમીનદોસ્ત કરી નાંખ્યો તેણે સમગ્ર દીનની ઈમારતને જમીનદોસ્ત કરી નાંખી."

આથી આ આયતમાં وَالَّـذِيْـنَ يُـمَسِّكُوْنَ بِالْكِتٰبِ પછી وَاَقَـامُـوا الصَّلٰوةَ ફરમાવીને એ બતાવી દીધું કે, કિતાબને મજબૂતીથી પકડનારા અને તેના હુકમોની પાબંદી કરનારા ફક્ત તે જ લોકોને સમજવામાં આવશે જેઓ નમાઝને તેની શરતો, અદબો અને નિયમ પ્રમાણે પાબંદીથી અદા કરે અને જે નમાઝમાં આળસ કરે તે કેટલાય વઝીફા પઢે, સંઘર્ષ કરે, તેનું અલ્લાહ તઆલા પાસે કશું જ મહત્ત્વ નથી ભલે તેનાથી કશ્ફ કે કરામત પણ જાહેર થતી હોય.

અહીંયાં સુધી બની ઈસ્રાઈલને તેમના વચનભંગ અને તવરાતના હુકમોમાં ફેરબદલ કરવાની ચેતવણીનું વર્ણન હતું. ત્યારબાદ બીજી આયતમાં બની ઈસ્રાઈલના જ એક ખાસ વચનનું વર્ણન છે જે તેમને તવરાતના હુકમોની પાબંદી માટે ડરાવી ધમકાવીને જાણે કે જબરદસ્તીથી લેવામાં આવ્યું. જેનું વર્ણન સૂરએ બકરહમાં આવી ચૂક્યું છે.

આ આયતમાં શબ્દ نَتَـقْـنَـا (નતક્ના) એ نَتْق (નત્ક)થી બન્યો છે, જેનો અર્થ ખેંચવું અથવા ઉઠાવવું થાય છે. સૂરએ બકરહમાં આ જ કિસ્સાના વર્ણનનો શબ્દ رَفَـعْنَا (રફઅ્ના) આવ્યો હતો, એટલા માટે અહીંયાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ نَتَقْنَا (નત્તકના)ની તફસીર رَفَعْنَا (રફઅ્ના) કરી છે.

અને શબ્દ ظُلَّةٌ (ઝુલ્લહ) એ ظِلّ (ઝિલ્લ)ના અર્થમાં એટલે કે, "છાંયડો"

થાય છે, જેનો અર્થ "છત" છે પરંતુ આ શબ્દ મોટે ભાગે એવી વસ્તુ માટે બોલવામાં આવે છે જેનો છાંયડો માથા ઉપર પડતો હોય પરંતુ તે કોઈ પાયા ઉપર સ્થાપિત હોય અને આ કિસ્સામાં પહાડ તેમના માથાઓ ઉપર અધ્ધર કરી દેવામાં આવ્યો હતો તે છત સ્વરૂપે ન હતો, એટલા માટે આ શબ્દને ઉદાહરણ તરીકે વર્ણન કરવામાં આવ્યો.

આયતનો ભાવાર્થ એ છે કે, તે સમયને પણ યાદ કરવાપાત્ર છે જ્યારે કે અમે બની ઈસ્રાઈલના માથાઓ ઉપર પહાડ ઉઠાવીને અધ્ધર કરી દીધો, જેનાથી તેઓ સમજવા લાગ્યા કે હવે અમારા ઉપર પહાડ પડવાનો છે, એવી પરિસ્થિતિમાં તેમને કહેવામાં આવ્યું, خُذُوا مَآ اٰتَيۡنٰكُمۡ بِقُوَّةٍ એટલે કે, "તે હુકમોને મજબૂત પકડો જે અમે તમને આપ્યા છે અને યાદ રાખો તવરાતના માર્ગદર્શનને જેથી તમે બુરા અમલો અને અખ્લાકથી પાછા ફરો."

આ ઘટના આ પ્રમાણે છે કે, જ્યારે બની ઈસ્રાઈલની ઈચ્છા અને માંગણી પ્રમાણે હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલા પાસે કિતાબ અને શરીઅત માંગી અને હુકમ પ્રમાણે એના માટે ચાલીસ રાતોનો એઅ્તિકાફ કોહે તૂર ઉપર કર્યા પછી અલ્લાહ તઆલાની આ કિતાબ મળી અને બની ઈસ્રાઈલને સંભળાવી, તેમાં અમુક હુકમો એવા હતા જે તેમના સ્વભાવ અને સહૂલતથી વિપરીત હતા, તેને સાંભળીને તેઓ ઈન્કાર કરવા લાગ્યા કે અમારાથી તો આ હુકમો ઉપર અમલ નહીં થઈ શકે, તે સમયે અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને હુકમ આપ્યો, તેમણે તૂર પર્વતને આ વસ્તીની ઉપર અધ્ધર કરી દીધો જેમાં બની ઈસ્રાઈલ નિવાસ કરતા હતા, તેનું ક્ષેત્રફળ ઐતિહાસિક રિવાયતો આધારે ત્રણ ચોરસ માઈલ વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે તે લોકોએ મોતને સામે ઊભેલું જોયું ત્યારે બધા સિજદહમાં પડી ગયા અને તવરાતના હુકમોની પાબંદીનું વચન આપવા લાગ્યા પરંતુ તે છતાં ફરી વારંવાર તેના વિરુદ્ધ અમલ કરતા રહ્યા.

**"દીનમાં બળજબરી નથી;" તેનો સાચો ભાવાર્થ અને એક શંકાનો જવાબ :**

અહીંયાં આ વાત ધ્યાન ખેંચે છે કે, કુર્આને કરીમનું જાહેર એ'લાન

لَآ اِكْـرَاهَ فِـى الـدِّيْـنِ "દીનમાં બળજબરી નથી" એટલે કે, કોઈને જબરદસ્તીથી સત્ય ધર્મનો સ્વીકાર કરવા માટે મજબૂર કરવામાં નહીં આવે અને આ ઘટનાથી જાહેર થાય છે કે, બની ઈસ્રાઈલને દીનના સ્વીકાર માટે મજબૂર કરવામાં આવ્યા.

પરંતુ થોડો વિચાર કરવામાં આવે તો તફાવત સ્પષ્ટ થઈ જશે કે કોઈ ગેરમુસ્લિમને ઈસ્લામ સ્વીકાર કરવા માટે ક્યારેય, ક્યાંય મજબૂર કરવામાં નહીં આવે, પરંતુ જે વ્યક્તિ મજબૂર થઈને ઈસ્લામના વચન અને કરારનો પાબંદ થઈ ગયો ત્યારબાદ જો તે ઈસ્લામના હુકમનો વિરોધ કરવા માંડે તો તેના ઉપર ચોક્કસ બળજબરી કરવામાં આવશે અને તે બળજબરી સ્વરૂપે તે શિક્ષાનો પણ હકદાર બનશે. ઈસ્લામના કાયદાઓમાં ઘણી બધી સજાઓ આવા લોકો માટે નક્કી છે, એનાથી જાણ થઈ કે لَآ اِكْـرَاهَ فِـى الـدِّيْـنِ "દીનમાં કોઈ બળજબરી નથી." (૨ : ૨૫૬)નો સંબંધ ગેરમુસ્લિમો સાથે છે કે તેમને જબરદસ્તીથી મુસલમાન બનાવવામાં આવશે નહીં અને બની ઈસ્રાઈલની ઉપસ્થિત આ ઘટનામાં કોઈને ઈસ્લામ સ્વીકાર કરવા માટે મજબૂર કરવામાં નથી આવ્યા, બલકે તે લોકોએ મુસલમાન હોવા છતાં તવરાતના હુકમો માનવાથી ઈન્કાર કરી દીધો હતો, એટલા માટે તેમના ઉપર જબરદસ્તીથી તવરાતની પાબંદી કરવાનું વચન લેવામાં આવ્યું અને તે لَآ اِكْرَاهَ فِى الدِّيْنِ ના વિરુદ્ધ નથી.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૭૨-૧૭૩-૧૭૪)

| |
|---|
| وَاِذْ اَخَذَ رَبُّكَ مِنْۢ بَنِيْٓ اٰدَمَ مِنْ ظُهُوْرِهِمْ ذُرِّيَّتَهُمْ وَاَشْهَدَهُمْ عَلٰٓى اَنْفُسِهِمْ ۚ |
| اَلَسْتُ بِرَبِّكُمْ ۗ قَالُوْا بَلٰى ۛ شَهِدْنَا ۛ اَنْ تَقُوْلُوْا يَوْمَ الْقِيٰمَةِ اِنَّا كُنَّا عَنْ هٰذَا |
| غٰفِلِيْنَ ﴿١٧٢﴾ اَوْ تَقُوْلُوْٓا اِنَّمَآ اَشْرَكَ اٰبَآؤُنَا مِنْ قَبْلُ وَكُنَّا ذُرِّيَّةً مِّنْۢ بَعْدِهِمْ ۚ |
| اَفَتُهْلِكُنَا بِمَا فَعَلَ الْمُبْطِلُوْنَ ﴿١٧٣﴾ وَكَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ وَلَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿١٧٤﴾ |

**તરજુમો :**

*અને જ્યારે તમારા પરવરદિગારે આદમ (અલૈ.)ની અવલાદની પીઠોમાંથી*

*તેમની અવલાદ કાઢી અને તેમનાથી તેમના જ વિશે એકરાર કરાવ્યો, શું હું તમારો પરવરદિગાર નથી ? બોલ્યા, "હા છો ! અમે એકરાર કરીએ છીએ;" ક્યાંક કયામતના દિવસે કહેવા લાગો, અમને તો એની ખબર ન હતી. (૧૭૨) અથવા કહેવા લાગો શિર્ક તો અમારા બાપદાદાઓએ અમારા પહેલાં કાઢ્યું હતું અને અમે તેમની પાછળ તેમની અવલાદ થયા તો શું તું અમને એ કામ ઉપર હલાક કરે છે જે ગુમરાહોએ કર્યું ? (૧૭૩) અને આ રીતે અમે ખોલીને વાતો વર્ણન કરીએ છીએ જેથી તેઓ પાછા (શરણે) આવે. (૧૭૪)*

## તફસીર :

અને (તેઓ સમક્ષ તે સમયની એ ઘટનાનું વર્ણન કરો) જ્યારે કે તમારા પરવરદિગારે (આલમે અરવાહમાં આદમ અલૈ.ની પીઠમાંથી તો પોતે તેમની અવલાદને અને) આદમની અવલાદની પીઠમાંથી તેમની અવલાદને કાઢી અને (તેમને બુદ્ધિ અર્પણ કરીને) તેમની પાસેથી એ વિશે ઈકરાર લીધો કે શું હું તમારો પરવરદિગાર નથી ? સૌએ (અલ્લાહની આ અર્પણ કરેલ બુદ્ધિથી વાસ્તવિક હકીકતને સમજીને) જવાબ આપ્યો કે, કેમ નહીં ! (ખરેખર તું જ અમારો પરવરદિગાર છે, અલ્લાહ તઆલાએ ત્યાં જેટલા ફરિશ્તાઓ અને મખ્લૂક હાજર હતી તે સૌને ગવાહ કરીને સૌના તરફથી કહ્યું કે) અમે સૌ (આ ઘટનાના) ગવાહ બનીએ છીએ (અને એ કરાર તથા એ ગવાહી બધું એટલા માટે થયું કે) જેથી તમે લોકો (એટલે કે જેથી તમે તવહીદને છોડીને શિર્ક અપનાવવાથી સજા પામી) કયામતના દિવસે એવું ન કહેવા લાગો કે અમે તો એ (તવહીદ)થી બેખબર હતા અથવા એવું કહેવા લાગો કે (વાસ્તવમાં) શિર્ક તો અમારા વડવાઓએ કર્યું હતું અને અમે તો તેમના પછી તેમના વંશમાંથી થયા (અને ટેવ પ્રમાણે નવી પેઢીના અકીદાઓ અને માન્યતાઓ વંશ પરંપરાગત હોય છે એટલા માટે અમે નિર્દોષ છે, બસ અમારી પ્રવૃત્તિઓ ઉપર આ કારણે અમને સજા ન આપી શકાય, જો સજા થાય છે તો તે મોટાઓની ભૂલોનો અમને ભોગ બનાવવામાં આવી રહ્યા છે એવું ગણાશે) બસ, શું તે ખોટા માર્ગ (કાઢવા)વાળાઓની પ્રવૃત્તિ ઉપર તું અમને હલાક કરે છે ? (આથી તે સ્વીકાર અને ગવાહી પછી તમે એવું બહાનું નહીં કાઢી શકો, ત્યારબાદ તે બધાને વાયદો કરવામાં આવ્યો કે આ કરાર અને વચન તમને

દુનિયામાં પયગમ્બરો દ્વારા યાદ અપાવવામાં આવશે, એટલા માટે એવું જ થયું જેમકે અગાઉ વર્ણન થયું છે اِذْاَخَذَ અને તેના તરજુમાથી જાણ થાય છે કે, તમને આ પ્રસંગ વર્ણન કરવાનો હુકમ થયો છે) અને (અંતે પણ તે યાદ અપાવવામાં આવ્યું છે કે) અમે આ જ પ્રમાણે (પોતાની) આયતોને સ્પષ્ટ (ખુલ્લી–ખુલ્લી) વર્ણન કરીએ છીએ (જેથી તેમને તેમનો કરાર અને વચન યાદ આવે) અને જેથી (તે કરારને જાણી લીધા પછી શિર્ક વગેરેથી) તેઓ પાછા વળી જાય.

## મસ્અલા અને બોધપાઠ :

### اَلَسْتُ (અલસ્તુ) કરારની વાસ્તવિકતા અને વિગત :

આ આયતોમાં તે શ્રેષ્ઠતમ્ વૈશ્વિક કરાર અને વચનનું વર્ણન છે જે સર્જનહારનું પોતાના સર્જન સાથે એટલે કે મઅ્બૂદનું બંદા સાથે તે સમયે થયું જ્યારે કે મખ્લૂક (સર્જન) આ નષ્ટ થનારી દુનિયામાં આવી પણ ન હતી, જેને عَهْدِ اَزَلْ (અહ્દે અઝલ) અથવા عَهْدِ اَلَسْتُ (અહ્દે અલસ્તુ) પણ કહેવામાં આવે છે.

અલ્લાહ જલ્લ શા'નુહૂ સમગ્ર દુનિયાઓનો સર્જનહાર અને માલિક છે, જમીન અને આસમાન તથા તેની વચ્ચે તેના સિવાય જે કંઈ પણ છે તેનું જ સર્જન અને મિલકત છે, ન તો તેના ઉપર કોઈનો કોઈ કાયદો ચાલી શકે છે અને ન જ તેની કોઈ પ્રવૃત્તિ ઉપર કોઈને કોઈ પ્રશ્ન કરવાનો અધિકાર છે.

પરંતુ તેણે ફક્ત પોતાની મહેરબાની અને દયાથી દુનિયાની વ્યવસ્થા એવી બનાવી છે કે, દરેક વસ્તુનુ એક નિશ્ચિત તંત્ર અને કાયદો બનાવ્યો છે અને તે કાયદા પ્રમાણે ચાલવાથી દરેક રીતે કાયમી રાહત અને તેનો વિરોધ કરવાથી દરેક પ્રકારનો અઝાબ નક્કી ઠરાવવામાં આવ્યો છે.

પછી વિરોધ કરનાર અપરાધીઓને સજા આપવા માટે તેનું જ્ઞાન સર્વત્ર છવાયેલું અને પૂરતું છે, જે સમગ્ર વિશ્વના અણુએ અણુ ઉપર વર્ચસ્વ ધરાવે છે અને તેના માટે ખુલ્લા અથવા ગુપ્ત બધા જ આચરણ અને પ્રવૃત્તિઓ બલકે, દિલોના ગુપ્ત ઈરાદાઓ સુધી બિલકુલ ખુલ્લા અને જાહેર છે. એટલા માટે એની કોઈ આવશ્યકતા ન હતી કે કોઈ રખેવાળ નક્કી કરવામાં આવે, આ'માલનામું લખવામાં આવે, આ'માલ તોલવામાં આવે અથવા ગવાહ ઊભા કરવામાં આવે.

પરંતુ તેણે માત્ર પોતાની દયા અને મહેરબાનીથી એ પણ ઈચ્છ્યું કે, કોઈને તે સમય સુધી સજા આપવામાં ન આવે જ્યાં સુધી દસ્તાવેજી સાબિતી અને ઈન્કાર ન કરી શકાય એવી ગવાહીઓથી તેના ગુનાહ તેની સામે એ રીતે ખુલીને ન આવી જાય કે તે પોતે પણ પોતાના અપરાધી હોવાનો સ્વીકાર કરી લે અને પોતાની જાતને સજાનો હકદાર સમજી લે.

આથી દરેક મનુષ્યની સાથે તેના દરેક અમલ અને નિવેદનને લખનાર ફરિશ્તાઓ નક્કી કરવામાં આવ્યા છે. مَا يَلْفِظُ مِنْ قَوْلٍ اِلَّا لَدَيْهِ رَقِيْبٌ عَتِيْدٌ "કોઈ વાક્ય વ્યક્તિની જીભથી નથી નીકળતું જેના ઉપર અલ્લાહ તરફથી દેખરેખ રાખનાર ફરિશ્તાઓ નક્કી ન હોય" (૫૦:૧૮) અને كُلُّ صَغِيْرٍ وَّكَبِيْرٍ مُّسْتَطَرٌ ફરમાવ્યું, એટલે કે "મનુષ્યનું દરેક નાનું–મોટું કાર્ય લખેલું છે." (૫૪:૫૩)

પછી મહશરમાં ન્યાયનું ત્રાજવું કાયમ કરીને મનુષ્યના નેક અને ખરાબ અમલોને તોલવામાં આવશે, જો નેકીઓનું પલ્લું ભારે હશે તો છુટકારો મળશે અને ગુનાહો તથા અપરાધોનું પલ્લું ભારે થઈ ગયું તો અઝાબમાં પકડવામાં આવશે, તદુપરાંત જ્યારે ન્યાયાધીશોના ન્યાયાધીશ અહકમુલ હાકિમીનનો દરબાર મહશરમાં કાયમ થશે તો દરેકના અમલ ઉપર ગવાહી પણ લેવામાં આવશે. અમુક અપરાધી ગવાહોને જૂઠાડશે ત્યારે તેમના હાથ, પગ અને શરીરના અવયવો તથા જે સ્થળ અને મકાન કે જેમાં આ દુષ્કૃત્યો કરવામાં આવ્યા હતા તે સૌની ગવાહી લેવામાં આવશે. તે બધા અલ્લાહના હુકમથી બોલવાની શક્તિ ધારણ કરી સાચી–સાચી ઘટના બતાવી આપશે. એટલે સુધી કે, અપરાધીઓ માટે ઈન્કાર કરવાની અથવા જૂઠાડવાની કોઈ તક ન હશે, તેઓ સ્વીકાર અને ઈકરાર કરશે. فَاعْتَرَفُوْا بِذَنْۢبِهِمْ فَسُحْقًا لِّاَصْحٰبِ السَّعِيْرِ "બસ પોતાના ગુનાહોનો સ્વીકાર કરનારા થઈ ગયા, હવે દોઝખવાળા દૂર થઈ જાય." (૬૭:૧૧)

પછી રઊફુર્રહીમ માલિકની ન્યાયી વ્યવસ્થામાં ન્યાય સ્થાપિત કરવા સુધી જ બસ કરવામાં નથી આવ્યું અને દુનિયાની હુકૂમતોની જેમ મનુષ્યને માત્ર નરી એક વ્યવસ્થા અને કાયદા–કાનૂન આપવામાં નથી આવ્યા, બલકે કાયદા–કાનૂનની સાથે કેળવણીની એક વ્યવસ્થા પણ સ્થાપિત કરવામાં આવી.

જેને કોઈપણ શંકા વિના કહી શકાય કે જે રીતે કોઈ લાગણીશીલ બાપ

પોતાના ઘરના વ્યવહારને દુરુસ્ત રાખવા તથા તેના બાળ-બચ્ચાંને સભ્યતા અને અદબ શીખવાડવા માટે પોતાના ઘરના કાયદાઓ અને વ્યવસ્થા બનાવે છે કે જે વ્યક્તિ તેના વિરુદ્ધ અમલ કરશે તેને સજા મળશે, પરંતુ તેની લાગણી અને પ્રેમ તેને એ બાબત ઉપર પ્રેરિત કરે છે કે, એવી વ્યવસ્થા કરે કે જેના કારણે તેમાંથી કોઈપણ ઘરનો સભ્ય સજાનો હકદાર ન થાય, બલકે બધા જ તે વ્યવસ્થા પ્રમાણે ચાલે. બાળક માટે જો સવારે સ્કૂલ જવાની સૂચના અને તેના વિરુદ્ધ કરવાથી સજા નક્કી કરવામાં આવી છે તો બાપ સવારમાં એવી ચિંતા કરે છે કે, બાળક તેના કામ માટે સમય પહેલાં જ તૈયાર થઈ જાય.

રબ્બુલ આલમીનની રહમત પોતાની મખ્લૂક ઉપર માં અને બાપની લાગણી તથા દયાથી કેટલાય ઘણી વધારે છે, એટલા માટે તેણે પોતાની કિતાબને ફક્ત કાયદા અને કલમો સ્વરૂપે નથી બનાવી બલકે, એક માર્ગદર્શિકા બનાવી છે અને દરેક કાયદાની સાથે એવી પદ્ધતિ અને રીત પણ શીખવાડી છે જેના દ્વારા કાયદા ઉપર અમલ કરવો સરળ બની જાય.

આ જ અલ્લાહ તઆલાએ સ્થાપેલ વ્યવસ્થાના તકાદા હેઠળ તેણે પોતાના અંબિયા (અલૈ.) મોકલ્યા, તેની સાથે આસમાની માર્ગદર્શિકાઓ પણ મોકલી, ફરિશ્તાઓની ઘણી મોટી સંખ્યા નેકીઓ અને ભલાઈઓ તરફ માર્ગદર્શન કરવા તથા મદદ કરવા માટે નક્કી કરવામાં આવી.

આ જ ઈલાહી વ્યવસ્થાતંત્રનો એક તકાદો એ પણ હતો કે, દરેક કોમ અને દરેક વ્યક્તિને ગફલતથી જગાડીને પોતાના રબ્બે કરીમને યાદ કરવા માટે વિવિધ પ્રકારનો સામાન પેદા કરવામાં આવે. જમીન અને આસમાનની બધી જ મખ્લૂકો અને દિવસ-રાતના પરિવર્તનો અને પોતે મનુષ્યને પોતાના અસ્તિત્વની યાદ અપાવવા માટે સૃષ્ટિમાં એવી નિશાનીઓ મૂકી કે, જો જરા પણ સભાનપણે વિચારવામાં આવે તો કોઈ પણ સમયે કોઈપણ વ્યક્તિ પોતાના માલિક અને સર્જનહારને ન ભૂલે وَفِى الْاَرْضِ اٰيٰتٌ لِّلْمُوْقِنِيْنَ، وَفِىْٓ اَنْفُسِكُمْ اَفَلَا تُبْصِرُوْنَ (૧૫:૨૦) એટલે કે, "જમીનમાં સમજદાર અને બુદ્ધિશાળીઓ માટે અમારી નિશાનીઓ છે અને તમારા પોતાના અસ્તિત્વમાં પણ ! શું તો પણ તમે નથી જોતા?"

એ જ પ્રમાણે ગાફેલ મનુષ્યને જગાડવા માટે અને નેક કાર્યો ઉપર કાર્યરત કરવા માટે એક વ્યવસ્થા રબ્બુલ આલમીને એ પણ કરી છે કે, વ્યક્તિ, સમુદાયો તથા કોમોને વિવિધ પરિસ્થિતિઓ અને હાલતોમાં પોતાના અંબિયા (અલૈ.) દ્વારા કરાર અને વચન લઈને તેના કાનૂનની પાબંદી માટે તૈયાર કરવામાં આવી.

કુર્આને કરીમની અનેક આયતોમાં ઘણા જ કરાર અને વચનોનું વર્ણન કરવામાં આવ્યું છે, તે વિવિધ વર્ગો પાસેથી વિવિધ સમયોમાં અને વિવિધ પરિસ્થિતિઓમાં લેવામાં આવ્યા. અંબિયા (અલૈ.) પાસેથી વચન લેવામાં આવ્યું કે, જે કંઈ તેમને અલ્લાહ તબારક વ તઆલા તરફથી રિસાલતનો સંદેશ મળે તે પોત–પોતાની ઉમ્મતોને અવશ્ય પહોંચાડી આપે. તેમાં તેમના માટે કોઈનો ડર અને લોકોની નિંદા તથા અપમાનનો ભય હાવી કે પ્રભાવી ન થઈ જાય. અલ્લાહ તઆલાની આ પવિત્ર જમાઅતે પોતાના આ કરારનો સંપૂર્ણ હક અદા કરી દીધો. રિસાલતના સંદેશને પહોંચાડવા માટે પોતાનું સર્વસ્વ કુરબાન કરી દીધું.

એ જ પ્રમાણે દરેક રસૂલ અને નબીની ઉમ્મત પાસેથી એટલા માટે કરાર લેવામાં આવ્યો કે તે પોત–પોતાના અંબિયા (અલૈ.)નું આજ્ઞાપાલન અને અનુસરણ કરશે, પછી ખાસ–ખાસ મહત્ત્વની બાબતોમાં અગત્યતા પૂર્વક તે કરાર પૂરો કરવામાં પોતાની સંપૂર્ણ શક્તિ અને ક્ષમતા ખર્ચવાનું વચન લેવામાં આવ્યું, જેને કોઈએ પૂરો કર્યો તો કોઈએ ન કર્યો.

આ જ વચનોમાંથી એક મહત્ત્વનું વચન એ છે જે બધા જ અંબિયા (અલૈ.) પાસેથી આપણા પ્રાણ પ્યારા રસૂલે કરીમ મુસ્તફા ﷺ વિશે લેવામાં આવ્યું કે, બધા અંબિયા (અલૈ.) નબીએ ઉમ્મી ખાતમુલ અંબિયા ﷺનું અનુસરણ કરશે અને જ્યારે પણ તક મળે તેમની સહાય કરશે, જેનું વર્ણન આ આયતમાં છે. وَاِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ النَّبِيّٖنَ لَمَآ اٰتَيْتُكُمْ مِّنْ كِتَابٍ وَّحِكْمَةٍ ثُمَّ جَآءَكُمْ رَسُوْلٌ مُّصَدِّقٌ لِّمَا مَعَكُمْ لَتُؤْمِنُنَّ بِهٖ وَلَتَنْصُرُنَّهٗ ط "અને જ્યારે અલ્લાહે નબીઓ પાસેથી વચન લીધું કે જે કંઈ મેં તમને આપ્યું કિતાબ અને ઇલ્મ, પછી તમારી પાસે કોઈ રસૂલ આવે કે તમારી પાસેવાળી કિતાબને સાચી બતાવે તો તે રસૂલ ઉપર ઈમાન લાવજો અને તેમની મદદ કરજો." (૩:૮૧)

આ બધા જ કરારો અને વચનો અલ્લાહ તઆલાની સંપૂર્ણ રહમતનું

જગજાહેર પ્રત્યક્ષ દર્શન છે અને તેનો હેતુ એ છે કે, મનુષ્ય જે ગુનાહોનું પૂતળું છે મોટે ભાગે પોતાના ફરજોને ભૂલી જાય છે અને તેને વારંવાર આ કરારો અને વચનો દ્વારા ખબરદાર કરવામાં આવ્યા કે જેથી તેઓ તેના વિરુદ્ધ અમલ કરવાથી તબાહી અને બરબાદીમાં ન સંડોવાઈ જાય.

## بَيُعَتُ (બય્અત) "કરાર" લેવાની વાસ્તવિકતા :

અંબિયા (અલૈ.) અને તેમના નાયબ ઉલમા અને મશાઈખમાં પણ જે "બય્અત" લેવાનો રિવાજ છે તે પણ આ જ અલ્લાહની સુન્નતનું અનુસરણ છે. પોતે રસૂલે કરીમ ﷺએ ઘણા બધા વ્યવહારોમાં સહાબએ કિરામ (રદિ.) પાસેથી બય્અત લીધી હતી, તેમાંથી بَيُعَتِ رِضُوَانُ(બય્અતે રિદ્વાન)નું વર્ણન કુર્આને કરીમમાં આ શબ્દો સાથે મોજૂદ છે لَقَدُ رَضِىَ اللّٰهُ عَنِ الْمُؤْمِنِيْنَ اِذُ يُبَايِعُوْنَكَ تَحْتَ الشَّجَرَةِ (૪૮:૧૮) એટલે કે, "અલ્લાહ તઆલા એ લોકોથી રાજી થઈ ગયો જેમણે એક ખાસ ઝાડ નીચે આપ (ﷺ)ના હાથ ઉપર બય્અત કરી."

હિજરત પહેલાં મદીનાના અન્સારોની بَيُعَتِ عَقُبَهُ (બય્અતે અકબહ) પણ આ જ પ્રકારના કરારોમાંથી છે. ઘણા બધા સહાબએ કિરામ (રદિ.) પાસેથી ઈમાન અને નેક કાર્યોની પાબંદી કરવાનું વચન લેવામાં આવ્યું. સુફીઓમાં જે بَيُعَتِ مُرَوَّجُ (બય્અતે મુરવ્વજ) છે તે પણ ઈમાન અને નેક અમલોની પાબંદી તથા ગુનાહોથી બચવાની કાળજીનો કરાર છે અને આ તે જ અલ્લાહની સુન્નત અને અંબિયા (અલૈ.)ની સુન્નતનું અનુસરણ છે, એ જ કારણે તેમાં ખાસ બરકતો છે કે તેનાથી મનુષ્યને ગુનાહોથી બચવાની અને શરીઅતના હુકમોનું પાલન કરવાની હિંમત અને તવફીક વધી જાય છે. બય્અતની હકીકત જાણવાથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, જે પ્રમાણે બય્અત વિશે સામાન્ય રીતે નાવાકેફ અજ્ઞાન લોકોમાં રિવાજ થઈ ગયો છે કે કોઈ બુઝૂર્ગના હાથ ઉપર હાથ મૂકી આપવાથી જ છુટકારો થઈ જવાનું સમજી બેઠા છે અને એટલા કૃત્યને છુટકારા માટે પૂરતું સમજી બેઠા છે, એ નરી અજ્ઞાનતા છે બલકે બય્અત તો એક કરારનું નામ છે, તેનો ફાયદો ત્યારે જ થાય છે જ્યારે કે તે કરાર ઉપર અમલ કરીને તેને પૂરો કરવામાં આવે, નહિતર વબાલનો ભય છે.

સૂરએ અઅ્રાફની અગાઉ વર્ણન થઈ ચૂકેલ આયતોમાં તે કરારનું વર્ણન હતું જે બની ઈસ્રાઈલ પાસેથી તવરાતના હુકમોની પાબંદીના સંદર્ભમાં લેવામાં આવ્યું હતું. પ્રસ્તુત આયતોમાં આ જ વિશ્વવ્યાપી કરારનો ઉલ્લેખ છે જે સમગ્ર આદમની અવલાદ પાસેથી તેમના દુનિયામાં આવતાં પહેલાં અઝલમાં લેવામાં આવ્યો હતો, જે સામાન્ય બોલચાલની ભાષામાં عَهْدِاَلَسْت (અહ્દે અલસ્તુ)ના નામથી પ્રખ્યાત છે.

وَاِذْ اَخَذَ رَبُّكَ مِنْ بَنِىٓ اٰدَمَ مِنْ ظُهُوْرِهِمْ ذُرِّيَّتَهُمْ وَاَشْهَدَهُمْ عَلٰٓى اَنْفُسِهِمْ..

આ આયતોમાં આદમની અવલાદ એટલે કે, મનુષ્ય માટે શબ્દ ذُرِّيَّتُ (ઝુર્રિય્યત) વાપરવામાં આવ્યો છે. ઈમામ રાગિબ અસ્ફહાનીએ ફરમાવ્યું કે, આ શબ્દ વાસ્તવમાં ذَرْءٌ થી બન્યો છે, જેનો અર્થ છે "પેદા કરવું" કુર્આને કરીમમાં કેટલાય સ્થળે આ શબ્દ આ અર્થમાં વાપરવામાં આવ્યો છે, وَلَقَدْ ذَرَأْنَالِجَهَنَّمَ كَثِيْرًا વગેરે. એટલા માટે "ઝુર્રિય્યત"નો શાબ્દિક તરજુમો "મખ્લૂક" (સર્જન) છે. આ શબ્દ દ્વારા ઈશારો કરવામાં આવ્યો કે, આ કરાર તે બધા જ લોકો માટે સર્વસામાન્ય હતો જે હઝરત આદમ (અલૈ.)ના માધ્યમથી આ દુનિયામાં પેદા કરવામાં આવશે, એટલે કે સમગ્ર મનુષ્યજાતિ.

હદીષની રિવાયતોમાં આ અઝલમાં લેવામાં આવેલા કરારની અમુક વિગતોનું વર્ણન જોવા મળે છે.

ઈમામ માલિક, અબૂદાવુદ, તિરમિઝી અને ઈમામ અહમદ (રહ.)એ મુસ્લિમ બિન યસારથી નકલ કર્યું છે કે, અમુક લોકોએ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને આ આયતનો અર્થ પૂછ્યો તો તેમણે ફરમાવ્યું કે, રસૂલુલ્લાહ ﷺને આ આયતનો અર્થ પૂછવામાં આવ્યો હતો. મેં આપ ﷺ પાસેથી જવાબમાં જે સાંભળ્યું તે આ પ્રમાણે હતું.

*"અલ્લાહ તઆલાએ પ્રથમ આદમ (અલૈ.)ને પેદા કર્યા, પછી પોતાની કુદરતનો હાથ તેમની પીઠ ઉપર ફેરવ્યો તો તેમની પીઠમાંથી જે નેક (ભલા) મનુષ્યો પેદા થવાના હતા તેઓ નીકળી આવ્યા, પછી ફરમાવ્યું કે તેમને મેં જન્નત માટે પેદા કર્યા છે અને આ લોકો જન્નતના જ કાર્યો કરશે. પછી બીજી વખતે તેમની પીઠ ઉપર કુદરતનો હાથ ફેરવ્યો તો જેટલા ગુનેહગારો અને દુષ્ટ*

*મનુષ્યો તેમની નસ્‌લમાં પેદા થવાના હતા તેઓને કાઢવામાં આવ્યા અને ફરમાવ્યું કે, તેમને મેં દોઝખ માટે પેદા કર્યા છે અને તેઓ દોઝખમાં જવાના જ કૃત્યો આચરશે.*

*સહાબએ કિરામ (રદિ.)માંથી એક વ્યક્તિએ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! જ્યારે પ્રથમથી જ જન્નતી અને દોઝખી નિશ્ચિત કરવામાં આવ્યા છે તો પછી અમલ કયા હેતુસર કરવામાં આવે છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા જ્યારે કોઈને જન્નત માટે પેદા કરે છે તો તે જન્નતવાળાઓના જ કામો કરવા લાગે છે, એટલે સુધી કે તેનો અંત કોઈ એવા જ કામ ઉપર થાય છે જે જન્નતવાળાઓના કામ છે અને જ્યારે અલ્લાહ તઆલા કોઈને દોઝખ માટે બનાવે છે તો તે દોઝખના જ કામમાં લાગી જાય છે, એટલે સુધી કે તેનો અંત પણ કોઈ એવા જ કામ ઉપર થાય છે જે જહન્નમવાળાઓના કામ છે.''*

મતલબ એ છે કે, જ્યારે મનુષ્યને જાણ નથી કે, તે કયા વિભાગમાં સામેલ છે તો તેણે પોતાની બુદ્ધિ, શક્તિ તથા પોતાની મરજી એવા કામોમાં જ ખર્ચ કરવી જોઈએ જે જન્નતવાળાઓના કામો છે અને એ જ આશા રાખવી જોઈએ કે તે તેઓમાંથી જ હશે.

ઈમામ અહમદ (રહ.)ની રિવાયતમાં આ જ વિષય હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી નકલ કરવામાં આવ્યો છે, તેમાં એટલો વધારો છે કે પ્રથમ વખતે જે લોકો હઝરત આદમ (અલૈ.)ની પીઠમાંથી નીકળ્યા તેઓ સફેદ રંગના હતા જેમને જન્નતવાળા કહેવામાં આવ્યા અને બીજી વખતે કાળા રંગના હતા જેમને જહન્નમવાળા ઠરાવવામા આવ્યા.

તિરમિઝીમાં આ જ વિષય હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયો છે, તેમાં એ પણ છે કે આ પ્રમાણે કયામત સુધી પેદા થનારી આદમની અવલાદ જે અસ્તિત્વમાં આવશે તેમનામાંથી પણ દરેકના કપાળ ઉપર એક ખાસ પ્રકારની ચમક હતી.

હવે વિચાર માંગી લેતો મુદ્દો એ છે કે, તે હદીષોમાં તો ذُرِّيَّت (ઝુર્રિય્યત)ને હઝરત આદમ (અલૈ.)ની પીઠમાંથી લેવા અને કાઢવાનું વર્ણન છે અને કુર્આને કરીમના શબ્દોમાં બની આદમ એટલે કે, આદમની અવલાદની

પીઠમાંથી કાઢવાનો ઉલ્લેખ છે. તેનો ખુલાસો એ છે કે, આદમ (અલૈ.)ની પીઠમાંથી તે લોકોને કાઢવામાં આવ્યા જેઓ સીધે–સીધા પ્રત્યક્ષ રીતે હઝરત આદમ (અલૈ.)થી પેદા થનારા હતા, પછી તેમની નસ્‌લની પીઠમાંથી અન્યોને અને એ જ પ્રમાણે ક્રમવાર જે પ્રમાણે આ દુનિયામાં આદમ (અલૈ.)ની અવલાદ પેદા થવાની હતી ક્રમબદ્ધ તેમની પીઠમાંથી તેમને કાઢવામાં આવ્યા.

હદીષમાં સૌને હઝરત આદમ (અલૈ.)ની પીઠમાંથી કાઢવાનો ભાવાર્થ પણ એ જ છે કે, હઝરત આદમ (અલૈ.)થી તેમની અવલાદને પછી તેમની અવલાદમાંથી તેમની અવલાદને, આ રીતે ક્રમવાર સૌને પેદા કરવામાં આવ્યા.

કુર્આને કરીમમાં આ સૌ "ઝુર્રિય્યતે આદમ" (આદમના વંશજો) પાસેથી પોતાના પરવરદિગાર અને માલિક હોવાનો કરાર લેવામાં એ તરફ પણ ઈશારો જોવા મળે છે કે, આ "ઝુર્રિય્યતે આદમ" જે તે સમયે પીઠમાંથી કાઢવામાં આવી હતી તે ફક્ત રૂહો ન હતી બલકે રૂહ અને શરીરનું કોઈ સંયુક્ત મિશ્રણ હતું, જેના શરીરને સુંદર પદાર્થથી બનાવવામાં આવ્યું હતું, કારણ કે કેળવણીની આવશ્યકતા મોટે ભાગે શરીરને હોય છે, જેને એક પરિસ્થિતિમાંથી બીજી પરિસ્થિતિ તરફ વિકાસ કરવાનો હોય છે. રૂહોની આ શા'ન નથી, કારણ કે તે તો પ્રથમથી અંત સુધી એક જ પરિસ્થિતિમાં હોય છે, તદુપરાંત હદીષોમાં વર્ણન થયું છે કે તેમનો રંગ સફેદ અને કાળો હશે અથવા તેમના કપાળ ઉપર ચમક હશે એનાથી પણ એ જ પ્રતિતી થાય છે કે ત્યાં શરીર વિનાની રૂહ ન હતી, નહિતર રૂહને તો કોઈ રંગ હોતો નથી, શરીર સાથે જ આ ગુણ–લક્ષણો સંબંધ ધરાવે છે.

અને એ પણ કોઈ આશ્ચર્યકારક વાત નથી કે, કયામત સુધી પેદા થનાર સઘળા મનુષ્યો એક સ્થળે કેવી રીતે સમાવિષ્ટ કરવામાં આવ્યા ? કારણ કે, હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)ની હદીષમાં પ્રસ્તુત છે તેમાં પણ આ ખુલાસો છે કે, તે સમયે જે હઝરત આદમ (અલૈ.)ની પીઠમાંથી ઝુર્રિય્યતને કાઢવામાં આવી હતી તે પોતાના આ મનુષ્ય સ્વરૂપના કદ–કાઠીમાં ન હતી, બલકે નાની કીડીઓ જેવા સ્વરૂપમાં હતી અને વિજ્ઞાનના આ પ્રગતિના યુગમાં તો કોઈ સમજદાર મનુષ્યને એમાં કોઈ શંકા થવી જ ન જોઈએ કે, આટલા મોટા કદ–કાઠીના મનુષ્યને એક કીડી જેવા નાના આકારમાં કેવી રીતે જાહેર કરવામાં આવ્યો. આજે તો એક અણુમાં સમગ્ર સૌરમંડળના સિદ્ધાંતો ઉપસ્થિત હોવાનો અનુભવ કરવામાં આવી

રહ્યો છે. ફિલ્મપટ્ટી વડે વિરાટકાય દશ્યોને નાના પડદા ઉપર બતાવી શકાય છે, એટલા માટે શું મુશ્કેલ છે કે અલ્લાહ તઆલાએ આ કરાર અને વચન સમયે સમગ્ર આદમની અવલાદને ખૂબ નાના કદ સાથે અસ્તિત્વ અર્પણ કર્યું હોય !

**અઝલના કરાર વિશે અમુક પ્રશ્નો અને તેના ઉત્તરો :**

આ "અહ્દે અઝલ" (અમલમાં લેવામાં આવેલ કરાર) વિશે અમુક વસ્તુઓ વધારે ધ્યાન આપવા યોગ્ય છે. પ્રથમ એ કે, આ વચન અને કરાર કયા સ્થળે અને કયા સમયે લેવામાં આવ્યો ? બીજું એ કે, જયારે કરાર એવી પરિસ્થિતિમાં લેવામાં આવ્યો કે હઝરત આદમ (અલૈ.) સિવાય બીજો મનુષ્ય પેદા થયો ન હતો તો તેમને આ બુદ્ધિ અને જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયું કે તે અલ્લાહ તઆલાને ઓળખે અને તે માલિક અને પરવરદિગાર હોવાનો ઈકરાર કરે, કારણ કે અલ્લાહના પરવરદિગાર હોવાનો ઈકરાર તે જ કરી શકે છે જેણે તરબિયત (કેળવણી) પ્રાપ્ત કરી હોય અને કેળવણીનો આ જાત અનુભવ દુનિયામાં પેદા થયા પછી જ થઈ શકે છે.

પ્રથમ સવાલ કે આ કરાર અને વચન કયા સ્થળે અને કયા સમયે લેવામાં આવ્યો ? તો તેના વિશે કુર્આનના વિવરણકારો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મજબૂત રિવાયત સાથે ઈમામ અહમદ, નસાઈ અને હાકિમે નકલ કર્યું છે તે આ છે કે, આ કરાર અને વચન તે સમયે લેવામાં આવ્યો જે સમયે હઝરત આદમ (અલૈ.)ને જન્નતમાંથી જમીન ઉપર ઉતારવામાં આવ્યા અને આ કરારનું સ્થળ "વાદીએ નુઅ્માન" છે જે અરફાતના મેદાનના નામથી મશ્હૂર છે.

*(તફસીરે મઝહરી)*

બીજો પ્રશ્ન કે, આ નવી મખ્લૂક કે જેના હજું અસ્તિવમાં આવવાની પ્રક્રિયા સંપૂર્ણ રીતે પૂર્ણ પણ ન થઈ હતી તે શું સમજી શકે કે, અમને પેદા કરનાર કોણ છે ? અને અમારો પરવરદિગાર કોણ છે ? આવી પરિસ્થિતિમાં અલ્લાહ તઆલા દ્વારા સવાલ થવો પણ એક પ્રકારની સહન ન કરી શકાય એવી પીડા છે અને તેઓ એનો જવાબ પણ શું આપી શકવાના છે ? તેનો જવાબ એ છે કે, સમગ્ર સૃષ્ટિના સર્જનહાર જેની સંપૂર્ણ કુદરત સઘળા મનુષ્યને એક રજકણના સ્વરૂપમાં પેદા કરી શકે છે તેના માટે એ શું મુશ્કેલ કામ છે કે, તેમને તેની બુદ્ધિ, સમજદારી

અને સભાનતા પણ તે સમયે આવશ્યકતા અનુસાર આપી દેવામાં આવી હોય અને હકીકત પણ એ જ છે કે, અલ્લાહ જલ્લ શા'નુહૂએ આ ટૂંકા અસ્તિત્વમાં મનુષ્યના બધા જ ગુણ–લક્ષણો ભેગા કર્યા હતા તેમાં સૌથી મોટો ગુણ અને શક્તિ બુદ્ધિ અને સમજદારીનો છે.

મનુષ્યના પોતાના અસ્તિત્વમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની શ્રેષ્ઠતા અને શક્તિની તે અસંખ્ય નિશાનીઓમાં જરા સરખું ચિંતન કરનાર વ્યક્તિ અલ્લાહ તઆલાના પરિચયથી અજ્ઞાન નથી રહી શકતો. કુર્આને કરીમનો ઈરશાદ છે, وَفِى الْاَرْضِ اٰيٰتٌ لِّلْمُوْقِنِيْنَ، وَفِىْٓ اَنْفُسِكُمْ اَفَلَا تُبْصِرُوْنَ એટલે કે, "જમીનમાં જાણનારાઓ માટે અલ્લાહની નિશાનીઓ છે અને પોતે તમારા અસ્તિત્વમાં પણ; શું તો પણ તમે નથી જોતા !?"

અત્રે એક ત્રીજો સવાલ એ પણ થઈ શકે છે કે, આ અઝલનો અહદ અને કરાર ગમે એટલો વિશ્વાસપૂર્વકનો અને સાચો પણ કેમ ન હોય, પરંતુ ઓછામાં ઓછું એ તો બધાને જ ખબર છે કે આ દુનિયામાં આવ્યા પછી આ કરાર કોઈને યાદ નથી રહ્યો તો પછી આ કરારનો લાભ શું થયો ? તેનો જવાબ એ છે કે, પ્રથમ તો આ મનુષ્યજાતિમાં ઘણા એવા વ્યક્તિઓ પણ છે જેમણે આ સ્વીકાર કર્યો છે કે, અમને આ કરાર સંપૂર્ણ રીતે યાદ છે. હઝરત ઝુન્નૂન મિસ્રી (રહ.)એ ફરમાવ્યું કે, આ કરાર અને વચન મને એવું યાદ છે જેમકે તેને હું આ સમયે સાંભળી રહ્યો છું અને અમુકે તો એટલે સુધી કહ્યું કે મને તો એ પણ યાદ છે કે જ્યારે મારી પાસે આ કરાર લેવામાં આવ્યો ત્યારે મારી આજુબાજુ કોણ–કોણ લોકો ઉપસ્થિત હતા ? હા ! એ દેખીતું છે કે આવા વ્યક્તિઓ જવલ્લેજ જોવા મળે છે, એટલા માટે સામાન્ય લોકો માટે સમજવાની વાત એ છે કે ઘણા બધા કામો એવા હોય છે જે પ્રાકૃતિક પ્રભાવ ધરાવે છે, ભલે કોઈને એ કામ યાદ રહે કે ન રહે, બલકે તેની ખબર પણ ન હોય પરંતુ તે પોતાનો પ્રભાવ અવશ્ય છોડી જાય છે. આ વચન અને કરારનું પણ એવું જ સ્વરૂપ છે કે, વાસ્તવમાં આ કરાર અને વચને મનુષ્યના દિલમાં સચ્ચાઈના પરિચયનું એક એવું બીજ રોપ્યું છે કે જે પોષણ પામી રહ્યું છે, ભલે તેને ખબર હોય કે ન હોય અને તે આ જ બીજના ફળ અને ફૂલ છે કે, દરેક વ્યક્તિના સ્વભાવમાં અલ્લાહ તઆલાની મહોબ્બત અને શ્રેષ્ઠતા જોવા મળે છે, ભલે તે તેની જાહેરાત મૂર્તિપૂજા અથવા મખ્લૂકપૂજાની

ખોટી પદ્ધતિ દ્વારા કરતો હોય, તે અમુક બદ્નસીબ લોકો જેમની માનવ પ્રકૃતિ જ નષ્ટ પામી ચૂકી છે અને તેમની બુદ્ધિ જ ભ્રષ્ટ થઈ ગઈ છે અને તેમનામાં મીઠા કે કડવાની ઓળખ જ બાકી નથી રહી તે લોકો સિવાય બાકીના સમગ્ર દુનિયાના અબજો મનુષ્યો અલ્લાહ તઆલાની ધૂન અને વિચાર કે તેની દિલમાં મહોબ્બતથી ખાલી નથી, પછી ભલે તે ભૌતિક મનેચ્છાઓમાં સપડાઈને અથવા કોઈ માર્ગ ભટકેલ સમાજમાં પડી જઈ તે વસ્તુને ભૂલાવી દે. રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે كُلُّ مَوْلُوْدٍ يُوْلَدُ عَلَى الْفِطْرَةِ وَفِى بَعْضِ الرِّوَايَاتِ عَلٰى هٰذِهِ الْمِلَّةِ (اَخْرَجَهُ الْبُخَارِىُّ وَمُسْلِمٌ) એટલે કે, "દરેક પેદા થનાર "દીને ફિતરત" એટલે કે ઈસ્લામ ઉપર પેદા થાય છે પછી તેના માં-બાપ તેને અન્ય વિચારધારાઓમાં સંડોવી દે છે" અને સહીહ મુસ્લિમની એક હદીષમાં છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મેં મારા બંદાઓને "હનીફ" એટલે કે "એક અલ્લાહને માનનારા પેદા કર્યા છે પછી શયતાનો તેમની પાછળ લાગી ગયા અને તેમને આ સત્ય માર્ગથી દૂર લઈ ગયા."

એ જ પ્રમાણે પોતાના અસ્તિત્વમાં એક પ્રકારનો અદશ્ય પ્રભાવ અને અસર રાખનાર ઘણા બધા અમલો અને પ્રવૃત્તિઓ હોય છે, જે આ દુનિયામાં પણ અંબિયા (અલૈ.)ની તા'લીમથી આજે પણ ચાલુ જ છે, જેની અસર એ છે કે તેને કોઈ સમજે અથવા ન સમજે, યાદ રાખે અથવા ન રાખે, તે દરેક પરિસ્થિતિમાં પોતાનું કાર્ય કર્યે જ જાય છે અને પોતાનો પ્રભાવ અને અસર બતાવીને જ રહે છે.

દાખલા તરીકે, બાળક પેદા થતાની સાથે જ તેના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત અને તકબીર કહેવાની જે સુન્નત દરેક મુસલમાન જાણે છે અને અલ્હમ્દુલિલ્લાહ ! સમગ્ર ઈસ્લામી દુનિયામાં આ સુન્નત પ્રચલિત છે અને તેના ઉપર અમલ થાય છે. જો કે, નવજાત શીશુ ન તો તે શબ્દોના અર્થો સમજે છે અને ન જ તેને મોટો થયા પછી એવું યાદ રહે છે કે, મારા કાનમાં શું શબ્દો કહેવામાં આવ્યા હતા ? તેની હિકમત એ જ તો છે કે, તેના દ્વારા અઝલી કરારને શક્તિ પહોંચાડીને કાનોના માર્ગે દિલમાં ઈમાનના બીજને પોષણ આપવામાં આવે અને તેના આ જ પ્રભાવનો પ્રત્યક્ષ અનુભવ કરવામાં આવે છે કે, મોટો થયા પછી ભલે આ બાળક ઈસ્લામ અથવા ઈસ્લામિયાતથી કેટલોય દૂર થઈ જાય પરંતુ પોતાને મુસલમાન કહે છે અને મુસલમાનોની યાદીથી અલગ થવાને

અત્યંત ખરાબ સમજે છે. એ જ પ્રમાણે જે લોકો કુર્આનની ભાષા નથી જાણતા તેમને પણ કુર્આનની તિલાવતનો હુકમ કદાચ આ જ હિકમત ઉપર આધારિત છે કે તેમને પણ ઓછામાં ઓછો એ અદશ્ય લાભ જરૂર પહોંચી જાય છે કે તેનાથી મનુષ્યના હૃદયમાં ઈમાનનો પ્રકાશ તાજો થઈ જાય.

એટલા માટે અંતિમ આયત اَنْ تَقُوْلُوْا يَوْمَ الْقِيٰمَةِ اِنَّا كُنَّا عَنْ هٰذَا غٰفِلِيْنَ માં ઈરશાદ ફરમાવ્યો, એટલે કે "આ ઈકરાર અમે એટલા માટે લઈએ છીએ કે તમે કયામતના દિવસે એવું ન કહેવા લાગો કે અમે તો તેનાથી અજાણ હતા." ઈશારો એ વાત તરફ છે કે, તે અઝલી સવાલ–જવાબથી તમારા દિલોમાં ઈમાનના પાયાઓ એવા સ્થાપિત થઈ ગયા કે થોડા ચિંતન અને મનનથી કામ લો તો અલ્લાહ જલ્લ શા'નુહૂના માલિકીપણાનો સ્વીકાર કર્યા સિવાય કોઈ છુટકો ન રહેશે.

ત્યારબાદ બીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اَوْ تَقُوْلُوْآ اِنَّمَآ اَشْرَكَ اٰبَآؤُنَا مِنْ قَبْلُ وَكُنَّا ذُرِّيَّةً مِّنْۢ بَعْدِهِمْ اَفَتُهْلِكُنَا بِمَا فَعَلَ الْمُبْطِلُوْنَ એટલે કે, આ ઈકરાર અમે એટલા માટે પણ લીધો છે કે, ક્યાંક તમે કયામતના દિવસે એવું બહાનુ ન કરવા લાગો કે શિર્ક અને મૂર્તિપૂજા તો વાસ્તવમાં અમારા વડવાઓએ અપનાવી લીધું હતું અને અમે તો તેમના પછી તેમની અવલાદ હતા, સાચા–ખોટા અથવા સત્ય–અસત્યને અમે જાણતા ન હતા, એટલા માટે અમારા વડીલોએ જે કંઈ કામ કર્યુ અમે પણ તેને જ અપનાવી લીધું, તો વડીલોના ગુનાહની સજા અમને કેમ આપવામાં આવે છે ? અલ્લાહ તઆલાએ બતાવી આપ્યું કે, અન્યોની પ્રવૃત્તિની સજા તમને આપવામાં આવી નથી, બલકે તમારી અજ્ઞાનતા અને બેદરકારીની આ સજા છે, કારણ કે અઝલી કરાર દ્વારા મનુષ્યમાં એક એવી આંતરિક ચેતના તથા કોઠાસૂઝનું બીજ વાવી દેવામાં આવ્યું હતું કે, થોડું સરખું ચિંતન કરવાથી આખી વાત ચોક્કસ સમજમાં આવી જવી કોઈ મુશ્કેલ કામ ન હતું કે આ પથ્થરની મૂર્તિ જેને અમે પોતાના હાથે કંડારી છે, આ આગ, પાણી, ઝાડ અને મનુષ્ય, એમાંથી કોઈ પણ વસ્તુ એવી નથી જેને કોઈ મનુષ્ય પોતાનો પેદા કરનાર માલિક પરવરદિગાર અથવા મુશ્કેલીઓ અને જરૂરતો પૂરી કરનાર હોવાની શ્રદ્ધા અને વિશ્વાસ કરી શકે.

ત્રીજી આયતમાં આ જ વિષયનું વર્ણન આ જ પ્રમાણે આવ્યું છે,

وَكَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ وَلَعَلَّهُمْ يَرْجِعُوْنَ એટલે કે, "અમે એ જ પ્રમાણે પોતાની નિશાનીઓને ખોલી–ખોલીને વર્ણન કરીએ છીએ જેથી લોકો ગફલત અને ખોટી પ્રવૃત્તિઓથી અટકી જાય." તેનો ભાવાર્થ એ છે કે, અલ્લાહની આયતોમાં થોડુંક પણ ચિંતન કરવામાં આવે તો તે આ વચન અને કરાર તરફ પાછો આવી જશે જે તેનાથી અઝલમાં કરવામાં આવ્યો હતો, એટલે કે અલ્લાહ જલ્લ શા'નુહૂના માલિકીપણાનો સ્વીકાર કરવા લાગશે અને તેના પરિણામે તેના આજ્ઞાપાલનને જરૂરી સમજશે.

———————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૭૫–૧૭૬–૧૭૭)

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ الَّذِيْٓ اٰتَيْنٰهُ اٰيٰتِنَا فَانْسَلَخَ مِنْهَا فَاَتْبَعَهُ الشَّيْطٰنُ فَكَانَ
مِنَ الْغٰوِيْنَ ﴿١٧٥﴾ وَلَوْ شِئْنَا لَرَفَعْنٰهُ بِهَا وَلٰكِنَّهٗٓ اَخْلَدَ اِلَى الْاَرْضِ وَاتَّبَعَ هَوٰىهُ ۚ
فَمَثَلُهٗ كَمَثَلِ الْكَلْبِ ۚ اِنْ تَحْمِلْ عَلَيْهِ يَلْهَثْ اَوْ تَتْرُكْهُ يَلْهَثْ ؕ ذٰلِكَ مَثَلُ
الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿١٧٦﴾
سَآءَ مَثَلَا ِۨ الْقَوْمُ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَاَنْفُسَهُمْ كَانُوْا يَظْلِمُوْنَ ﴿١٧٧﴾

## તરજુમો :

*અને તેમને તે વ્યક્તિની હાલત સંભળાવી દો જેને અમે પોતાની આયતો આપી હતી, પછી તે તેને છોડી નીકળ્યો, પછી તેની પાછળ શયતાન લાગ્યો તો તે ગુમરાહોમાં થઈ ગયો. (૧૭૫) અને અમે ઈચ્છયું હોત તો તેનો રુત્બો આ આયતોના કારણે બુલંદ કર્યો હોત પરંતુ તે તો જમીનનો થઈ રહ્યો અને પોતાની ખ્વાહિશો (મનેચ્છાઓ)ની પાછળ થઈ ગયો તો તેની હાલત એવી છે જેમકે કૂતરો, તેના ઉપર તમે બોજ નાંખો તો હાંફે અને છોડી દો તો (પણ) હાંફે, આ દષ્ટાંત છે તે લોકોનું જેમણે અમારી આયતોને જૂઠાડી, બસ આ અહેવાલ વર્ણન કરો જેથી તેઓ ચિંતન કરે. (૧૭૬) ખરાબ દષ્ટાંત છે તે લોકોનું કે તેમણે અમારી આયતોને જૂઠાડી અને તેઓ પોતાનું જ નુકસાન કરતા રહ્યા. (૧૭૭)*

## તફસીર :

અને તે લોકોને (બોધપાઠ ગ્રહણ કરવા માટે) તે વ્યક્તિની હાલતનું વર્ણન સંભળાવી આપો જેને અમે અમારી આયતો આપી (અને પોતાના હુકમોનું જ્ઞાન આપ્યું) પછી તે એ (આયતો)થી બિલકુલ જ નીકળી ગયો, પછી શયતાન તેની પાછળ લાગી ગયો, બસ (પછી) તે માર્ગ ભટકેલા લોકોમાં સામેલ થઈ ગયો અને જો અમે ઈચ્છયું હોત તો તેને તે આયતો(ના તકાદા ઉપર અમલ કરવા)ના બદલામાં ઉચ્ચ કક્ષાનો દરજ્જો આપ્યો હોત (એટલે કે, જો તેણે આ આયતો ઉપર અમલ કર્યો હોત જે અલ્લાહ તબારક વ તઆલા તરફથી હોવાની અને જે કદર કરવાપાત્ર હોવાની ખબર છે તો તેની સ્વીકૃતિનો દરજ્જો વધી ગયો હોત) પરંતુ તે તો દુનિયા તરફ કેન્દ્રિત થઈ ગયો અને (તેના આ વલણના કારણે) પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરવા લાગ્યો (અને આયતો અને હુકમો ઉપર અમલ કરવાનું છોડી દીધું) બસ, (આયતોને છોડીને જે પરેશાની અને કાયમી અપમાન તેને નસીબ થયું તે આધારે) તેની હાલત કૂતરા જેવી થઈ ગઈ કે જો તું તેના ઉપર હુમલો કરે (અને મારીને કાઢી મૂકે) તો પણ હાંફે અથવા તેને (યથાસ્થિતિ ઉપર જ) છોડી મૂકે તો પણ હાંફે (કોઈપણ પરિસ્થિતિમાં તેને રાહત નથી, એ જ પ્રમાણે એ વ્યક્તિ અપમાનમાં તો કૂતરા સમાન થઈ ગયો અને પરેશાનીમાં પણ કૂતરાના એ ગુણમાં સામેલ થઈ ગયો, બસ જેવી આ વ્યક્તિની હાલત થઈ છે) એ જ હાલત (સામાન્ય રીતે) તે લોકોની છે જેમણે અમારી આયતોને (કે જે તવહીદ અને રિસાલતની દલીલ છે) જૂઠાડી (કે સત્ય જાહેર થયા પછી ફક્ત મનેચ્છાઓનું અનુસરણ કરવાના કારણે સત્યને છોડી દીધું), બસ તમે આ અહેવાલને વર્ણન કરી આપો જેથી તે લોકો (તેને સાંભળીને) કંઈ વિચારે; (વાસ્તવમાં) તે લોકોની હાલત પણ ખરાબ હાલત છે જે અમારી આયતો (તવહીદ અને રિસાલતની દલીલ)ને જૂઠાડે છે અને (આ જૂઠાડવાથી) તેઓ પોતાનું (જ) નુકસાન કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં બની ઈસ્રાઈલનો એક ઈબ્રતનાક (બોધપાઠ ગ્રહણ કરવાપાત્ર) કિસ્સો પ્રસ્તુત છે, જેમાં બની ઈસ્રાઈલના એક મોટા આલિમ અને જેમનું અનુસરણ કરવામાં આવતું હતું તેવા પ્રખ્યાત વિદ્વાન અને ઉચ્ચ કક્ષાના

દીની જ્ઞાનના હોદ્દા ઉપર પહોંચ્યા પછી અચાનક માર્ગ ભટકી ગયેલા અને નિંદાપાત્ર બની ગયેલા વ્યક્તિની ઘટના તેના કારણો સહિત અત્રે વર્ણન થઈ છે અને તેમાંથી ઘણી બધી શિખામણો પ્રાપ્ત થાય છે.

આ કિસ્સાનો સંદર્ભ પાછળની આયતો સાથે એ છે કે, તેમાં જે કરાર અને વચનનું વર્ણન હતું જે અઝલમાં અલ્લાહ તબારક વ તઆલાએ સમગ્ર મનુષ્યજાતિ પાસેથી લીધું હતું અને ત્યારબાદ ખાસ–ખાસ પરિસ્થિતિઓમાં ખાસ–ખાસ કોમો યહૂદીઓ અને નસારાઓ વગેરે પાસેથી લીધું હતું અને પ્રસ્તુત આયતોમાં એનું પણ વર્ણન આવ્યું હતું કે, કરાર લેનારાઓમાંથી ઘણા લોકો આ કરાર અને વચન ઉપર કાયમ નથી રહ્યા, જેમકે યહૂદીઓ કે તેમણે ખાતમુન્નબિય્યિન ﷺના આ દુનિયામાં આવતા પહેલાં તેમની રાહ જોઈ અને તેઓ રસૂલે કરીમ ﷺના ગુણ–લક્ષણો તથા તેમની નિશાનીઓ લોકો સામે વર્ણન કર્યા કરતા હતા અને તેની ખરાઈ કર્યા કરતા હતા પરંતુ જ્યારે રસૂલે કરીમ ﷺ મબઊષ થયા તો દુનિયાના તુચ્છ સ્વાર્થ માટે આપ ﷺ ઉપર ઈમાન લાવવાથી અને આપ ﷺનું અનુસરણ કરવાથી ઈન્કારી થઈ ગયા.

## બની ઇસ્રાઈલના એક વિદ્વાન આલિમ અને અનુકરણીય વ્યકિતતની ગુમરાહીનો ઇબ્રતનાક (બોધપાઠ ગ્રહણ કરવાપાત્ર) કિસ્સો :

આ આયતોમાં રસૂલે કરીમ ﷺને હુકમ થયો છે કે, તમે પોતાની કોમ સમક્ષ આ ઘટના પઢીને સંભળાવો કે જેમાં બની ઈસ્રાઈલના એક મોટા વિદ્વાન અને આલિમ તથા પ્રખ્યાત આગેવાનની એવી જ પ્રગતિ પછી અધોગતિ, ઉચ્ચતા પછી નિમ્નતા અને હિદાયત પછી માર્ગ ભટકી જવાનો કિસ્સો પ્રસ્તુત છે કે, વિશાળ જ્ઞાન અને સંપૂર્ણ મઅ્રિફત (અલ્લાહનો પરિચય) પ્રાપ્ત કર્યા છતાં જ્યારે વ્યક્તિગત સ્વાર્થ તેના ઉપર હાવી થઈ ગયો ત્યારે આ બધું જ્ઞાન અને મઅ્રિફત તથા તેની સ્વીકૃતિ નષ્ટ થઈને તે ગુમરાહ અને અપમાનિત થઈ ગયો.

કુર્આને કરીમમાં આ વ્યક્તિનું નામ અને કોઈ ઓળખ ચોક્કસ નથી કરવામાં આવી, વિવરણકાર ઈમામો સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) દ્વારા તેના વિશે વિવિધ રિવાયતો નકલ થઈ છે, જેમાંથી વધારે પ્રખ્યાત અને સર્વસ્વીકૃત અથવા ભરોસાપાત્ર રિવાયત તે છે જે હઝરત ઈબ્ને મરદૂયાએ હઝરત

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરી છે કે, ‘‘તે વ્યક્તિનું નામ بَلْعَمُ بِنُ بَاعُوْرَا (બલ્અમ બિન બાઊરા) છે. તે સિરીયામાં બયતુલ મુકદ્દસ પાસે કન્આનનો નિવાસી હતો અને એક રિવાયતમાં છે કે તે બની ઈસ્રાઈલમાંથી હતો. અલ્લાહ તઆલાની અમુક કિતાબોનું જ્ઞાન તેને હતું, કુર્આને કરીમમાં તેનો જે ગુણ اَلَّذِىْٓ اٰتَيْنٰهُ اٰيٰتِنَا બતાવ્યો છે એનાથી તેના આ જ જ્ઞાન તરફ ઈશારો છે.’’

જ્યારે ફિરઔનીઓ ડૂબીને નાશ પામ્યા અને મિસ્ર (ઈજિપ્ત)ના વિજય પછી હઝરત મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલને "જબ્બારીન" કોમ સાથે જિહાદ કરવાનો હુકમ મળ્યો અને જબ્બારીને જોયું કે, હઝરત મૂસા (અલૈ.) સમગ્ર બની ઈસ્રાઈલનું લશ્કર લઈને આવી પહોંચ્યા છે તથા તેમને બની ઈસ્રાઈલની દુશ્મન કોમ ફિરઔનીઓના ડૂબી જવાની તથા તેમના સર્વનાશ થવાની ઘટનાની પ્રથમથી જ જાણ હતી તો તેમને ચિંતા થવા લાગી, તેઓ ભેગા થઈને બલ્અમ બિન બાઊરા પાસે આવ્યા અને કહ્યું કે, ‘‘મૂસા (અલૈ.) કઠોર સ્વભાવના વ્યક્તિ છે અને તેમની સાથે મોટું લશ્કર છે તથા તેઓ એટલા માટે આવે છે કે અમને અમારા પ્રદેશમાંથી કાઢી મૂકે, તમે અલ્લાહ તઆલા પાસે એ દુઆ કરો કે તેમને અમારો મુકાબલો ન કરતાં પાછા વાળી દે.’’ કારણ એ હતું કે, બલ્અમ બિન બાઊરાને اِسْمِ اَعْظَمُ (ઈસ્મે આ'ઝમ)ની જાણ હતી, તે તેના દ્વારા જે પણ દુઆ કરતો હતો તે કબૂલ થઈ જતી હતી.

બલ્અમે કહ્યું, ‘‘અફસોસ છે ! તમે કેવી વાત કહો છો ? તે અલ્લાહના નબી છે અને તેમની સાથે અલ્લાહના ફરિશ્તાઓ છે, હું તેમના વિરુદ્ધ કઈ રીતે બદ્દુઆ કરી શકું ! જ્યારે કે તેમનું અલ્લાહની નિકટ જે સ્થાન છે તે પણ હું જાણું છું, જો હું એવું કરું તો મારો દીન અને દુનિયા બંને તબાહ–બરબાદ થઈ જશે.’’

તે લોકોએ ખૂબ આગ્રહ કર્યો તો બલ્અમે કહ્યું, ‘‘સારું, હું મારા પરવરદિગાર પાસેથી આ ઘટના સંદર્ભે જાણી લઈશ કે આવી દુઆ કરવાની પરવાનગી છે કે નહીં ?’’ તેણે "ઈસ્તિખારહ" દ્વારા જાણવા માટે કોઈ અમલ કર્યો, સ્વપ્નમાં તેને બતાવવામાં આવ્યું કે તે કદાપિ એવું ન કરે તેણે કોમને બતાવી આપ્યું કે, ‘‘મને બદ્દુઆ કરવાની મનાઈ કરવામાં આવી છે.’’ તે સમયે જબ્બારીન કોમે બલ્અમને કોઈ મોટી ભેટ–સોગાતો આપી અને વાસ્તવમાં એ

લાંચ હતી, તેણે ભેટ સ્વીકાર કરી લીધી ત્યાર પછી તે કોમના લોકો તેની પાછળ પડી ગયા કે હવે તમે અમારું આ કામ ચોક્કસ કરી આપો, જ્યારે આગ્રહની કોઈ સીમા ન રહી તો અમુક રિવાયતોમાં આવે છે કે તેની પત્નીએ સલાહ આપી કે, આ લાંચ સ્વીકારી લો અને તેમનું કામ કરી આપો. એ સમયે પત્નીને રાજી રાખવા માટે અને માલ–દોલતની મહોબ્બતમાં તે આંધળો થઈ ગયો, એણે હઝરત મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલ વિરુદ્ધ બદ્દુઆ કરવાનું શરૂ કર્યું.

તે સમયે અલ્લાહની કુદરતનો એક આશ્ચર્યજનક ચમત્કાર થયો કે તે જે બદ્દુઆના વાક્યો હઝરત મૂસા (અલૈ.) અને તેમની કોમ માટે કહેવા ઈચ્છતો હતો તેની જીભથી બદ્દુઆના શબ્દો પોતે પોતાની જબ્બારીન કોમ માટે નીકળી ગયા, તે કોમ શોર–બકોર કરવા માંડી કે તું તો અમારા વિરુદ્ધ બદ્દુઆ કરી રહ્યો છે. બલ્અમે કહ્યું કે આ બાબત મારા અધિકારક્ષેત્રથી બહારની બાબત છે, મારી જીભ તેમના વિરુદ્ધ બોલવા માટે મારા કાબૂમાં નથી.

પરિણામ એ આવ્યું કે, તે કોમ ઉપર પણ તબાહી નાઝિલ થઈ અને બલ્અમને આ સજા મળી કે તેની જીભ તેના મોઢામાંથી બહાર નીકળી છાતી સુધી લટકી ગઈ અને તેણે પોતાની કોમને કહ્યું કે, મારી તો આખિરત અને દુનિયા બંને તબાહ થઈ ગઈ, હવે મારી દુઆની કોઈ અસર રહી નથી પરંતુ હું તમને એક યુક્તિ બતાઉં છું જેના દ્વારા તમે હઝરત મૂસા (અલૈ.) ઉપર વિજય પ્રાપ્ત કરી શકો છો.

તે એ કે તમે પોતાની સ્વરૂપવાન યુવતીઓને શણગારીને બની ઈસ્રાઈલના લશ્કરમાં મોકલી આપો અને તેમને તાકીદપૂર્વક એવી સૂચના આપો કે, બની ઈસ્રાઈલના લોકો તેમની સાથે જે કંઈ કરે, કરવા દે, અવરોધ ઊભો ન કરે, આ લોકો પ્રવાસીઓ છે, પોતાના ઘરોએથી લાંબા સમયથી બહાર નીકળેલા છે, આ યુક્તિથી શક્ય છે કે તે લોકો દુષ્કૃત્યોમાં સપડાય જશે અને અલ્લાહ તઆલા નજીક વ્યભિચાર અત્યંત નિંદાપાત્ર અને તેના ગુસ્સાને ઉભારનારી વસ્તુ છે. જે કોમમાં વ્યભિચાર હોય છે તેમના ઉપર અવશ્ય અલ્લાહનો ક્રોધ નાઝિલ થાય છે અને તે ક્યારેય વિજય પ્રાપ્ત કરવા માટે સમર્થ થઈ શકતી નથી.

બલ્અમનું આ શયતાની ષડયંત્ર તે કોમની સમજમાં આવી ગયું, તેના

ઉપર અમલ કરવામાં આવ્યો. બની ઈસ્રાઈલનો એક મોટો વ્યક્તિ આ ચાલનો શિકાર બની ગયો. હઝરત મૂસા (અલૈ.)એ તેને એ વબાલથી અટકાવ્યો પરંતુ તે અટક્યો નહીં અને શયતાનના ષડયંત્રમાં સપડાઈ ગયો.

જેનું પરિણામ એ આવ્યું કે, બની ઈસ્રાઈલમાં સખત પ્રકારનો પ્લેગ ફેલાઈ ગયો, જેમાં એક જ દિવસમાં સિત્તેર હજાર બની ઈસ્રાઈલના લોકો મોતના ઘાટ ઊતરી ગયા, અંતે જે કોઈપણ સ્ત્રી-પુરુષે દુષ્કૃત્ય આચર્યું હતું તેમને બની ઈસ્રાઈલે કતલ કરી જાહેર સ્થળે લટકાવી દીધા કે તેનાથી બધા લોકો બોધપાઠ ગ્રહણ કરે. આ જોઈ બધાએ તવબહ કરી અને તે સમયે પ્લેગ દૂર થઈ ગયો.

કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં એના વિશે ફરમાવ્યું, فَانسَلَخَ مِنْهَا એટલે કે, ''અમે પોતાની આયતો અને તેનું જ્ઞાન અને મઅ્રિફત તે વ્યક્તિને અર્પણ કરી હતી પરંતુ તે તેનાથી નીકળી ગયો,'' اِنْسِلَاخ (ઇન્સિલાખ)નો શબ્દ વાસ્તવમાં જાનવરનું ચામડાની અંદરથી અથવા સાપનું કાંચળીમાંથી નીકળી જવાને કહેવામાં આવે છે. આ સ્થળે આયતોના જ્ઞાનને પહેરવેશ અથવા ચામડાં સાથે સરખાવીને એ બતાવવામાં આવ્યું છે કે, એ વ્યક્તિ જ્ઞાન અને મઅ્રિફતથી બિલકુલ જ અલગ થઈ ગયો. فَاَتْبَعَهُ الشَّيْطٰنُ એટલે કે, ''તેની પાછળ શયતાન લાગી ગયો'' ફરક એ છે કે જ્યાં સુધી આયતોનું જ્ઞાન અલ્લાહના ઝિક્રની સાથે હતું શયતાનનો કાબૂ તેના ઉપર ચાલી શકતો ન હતો પરંતુ જ્યારે તે ઝિક્ર જતો રહ્યો તો શયતાને તેના ઉપર કાબૂ મેળવી લીધો. فَكَانَ مِنَ الْغٰوِيْنَ એટલે કે, ''પછી તે ગુમરાહોમાંથી થઈ ગયો.'' તેનો ભાવાર્થ એ છે કે, શયતાનના કાબૂ હેઠળ આવી જવાનું પરિણામ એ આવ્યું કે તે ગુમરાહોમાં સામેલ થઈ ગયો.

બીજી આયતમાં وَلَوْشِئْنَا لَرَفَعْنٰهُ بِهَا وَلٰكِنَّهٗ اَخْلَدَ اِلَى الْاَرْضِ وَاتَّبَعَ هَوٰهُ ઈરશાદ ફરમાવ્યો, એટલે કે ''જો અમે ઈચ્છયું હોત તો તેને આયતો દ્વારા ઉચ્ચ કક્ષાનો મરતબો આપ્યો હોત પરંતુ તે દુનિયા તરફ કેન્દ્રિત થઈ ગયો અને મનેચ્છાઓની પેરવી કરવા માંડ્યો.'' શબ્દ اَخْلَدَ (અખ્લદ) તે اِخْلَاد (ઈખ્લાદ)થી બન્યો છે, જેનો અર્થ છે ''કોઈ વસ્તુ તરફ આકર્ષાવું અથવા કોઈ સ્થળને આવશ્યક બનાવી લેવું'' અને اَرْض (અર્દ)નો અસલી અર્થ "જમીન" છે, દુનિયાની જેટલી વસ્તુઓ છે, તે બધી યા તો પોતે જમીન છે અથવા જમીનથી

સંબંધિત છે જેમકે ઘર, ખેતી, બાગ–બગીચા, જાયદાદ વગેરે અથવા જમીનથી જ પેદા થનારી કરોડો વસ્તુઓ છે, જે મનુષ્યની જિંદગીના અસ્તિત્વ માટે તથા તેના માટે રાહત અને સહૂલતનો આધાર છે, તેના માટે શબ્દ اَرْض (અર્દ) કહીને આ સ્થળે સમગ્ર દુનિયા અર્થ તરીકે લેવામાં આવી છે. આ આયતમાં એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, અલ્લાહની આયતો અને તેનું જ્ઞાન જ વાસ્તવમાં ઉચ્ચ કક્ષાએ પહોંચવા માટેનું તથા પ્રગતિનું માધ્યમ છે પરંતુ જે વ્યક્તિ આ આયતોનું સન્માન ન કરે અને દુનિયાની ઝલીલ મનેચ્છાઓને અલ્લાહની આયતો ઉપર અગ્રિમતા આપે તો તેના માટે જ્ઞાન એક વબાલ બની જાય છે.

આ જ વબાલનું વર્ણન આયતમાં આ પ્રમાણે કરવામાં આવ્યું છે, فَمَثَلُهٗ كَمَثَلِ الْكَلْبِ اِنْ تَحْمِلْ عَلَيْهِ يَلْهَثْ اَوْتَتْرُكْهُ يَلْهَثْ શબ્દ لَهْثْ (લહષ)નો વાસ્તવિક અર્થ એ છે કે, "જીભ મોઢામાંથી બહાર કાઢી જોર–જોરથી શ્વાસ લેવો" એટલે કે "હાંફવું."

દરેક સજીવ પોતાની જિંદગીમાં એ બાબતનો મોહતાજ છે કે, પોતાના શરીરના ગરમ અને ઝેરીલા ઉચ્છવાસને બહાર ફેંકે અને બહારથી તાજી હવા નાક અને ગળાના માર્ગે અંદર લઈ જાય, તેના ઉપર જ સજીવની જિંદગીનો આધાર છે અને અલ્લાહ તઆલાએ દરેક સજીવ માટે આ અગત્યના કામને એટલું સરળ બનાવી દીધું કે ઈરાદો કર્યા વગર કોઈપણ પ્રકારની મહેનત વિના નાકના નસકોરાઓમાંથી અંદરની હવા બહાર અને બહારની તાજી હવા અંદર જાય છે. તેમાં ન તો તેને કોઈ જોર લગાવવું પડે છે અને ન જ કોઈ મહેનત કે સંઘર્ષની આવશ્યકતા હોય છે. કુદરતી અને સ્વાભાવિક રીતે આ કામ સતત આપમેળે થતું જ રહે છે.

સજીવોમાં ફક્ત કૂતરું એવું જાનવર છે, જેને શ્વાસ લેવા અને બહાર કાઢવામાં જીભ બહાર કાઢીને જોર લગાવી મહેનત કરવી પડે છે અને બીજા જાનવરોની એવી પરિસ્થિતિ ફક્ત એવા સમયે હોય છે જ્યારે કે કોઈ તેમના ઉપર હુમલો કરે અથવા તેઓ થાકી જાય અથવા કોઈ અચાનક મહેનતનું કામ તેમને કરવું પડે.

કુર્આને કરીમે તે વ્યક્તિને કૂતરા સાથે સરખાવ્યો, તેનું કારણ એ છે કે

અલ્લાહના હુકમના વિરુદ્ધ વર્તન કરનારને એ સજા મળી હતી કે તે વ્યક્તિ બલઅમ બિન બાઊરાની જીભ મોઢામાંથી બહાર નીકળીને છાતી સુધી લટકી ગઈ હતી અને તે બરાબર કૂતરાની જેમ જ હાંફતો રહેતો હતો. કોઈ તેના ઉપર હુમલો કરે અથવા ન કરે તે દરેક હાલતમાં હાંફતો હતો.

ત્યારબાદ ફરમાવ્યું, ذٰلِكَ مَثَلُ الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا એટલે કે, "આ જ ઉદાહરણ છે તે લોકોનું જેમણે અમારી આયતો જૂઠાડી." હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું, "એનો અર્થ મક્કાના નિવાસીઓ છે કે, તેઓ કાયમ એવી ઈચ્છા અને તમન્ના કર્યા કરતા હતા કે તેમની પાસે કોઈ માર્ગદર્શક અને રહેબર આવી જાય જે તેમને અલ્લાહ તઆલાના અનુસરણ તરફ આમંત્રણ આપે અને અનુસરણ કરવાની સાચી રીત શિખવાડે. પછી જ્યારે તે માર્ગદર્શક આવી ગયા અને એવી ખુલ્લી નિશાનીઓ સાથે આવ્યા કે તેમના સાચા હોવામાં જરા પણ શંકા-કુશંકાની સંભાવના બાકી ન રહી તો તેમને જૂઠાડવા લાગ્યા અને અલ્લાહની આયતોથી મોઢું ફેરવવા લાગ્યા."

અમુક વિવરણકારોએ ફરમાવ્યું કે, તેનો ભાવાર્થ બની ઈસ્રાઈલ છે જે નબીએ કરીમ ﷺની બઅ્ષત પહેલાં આપ ﷺ ની નિશાનીઓ અને ખાસિયતોને તવરાતમાં પઢીને લોકોને બતાવ્યા કરતા હતા અને રસૂલે કરીમ ﷺના આવવાનો ઈન્તેઝાર કર્યા કરતા હતા પરંતુ જ્યારે આપ ﷺ તશરીફ લાવ્યા ત્યારે સૌથી વધારે દુશ્મની અને વિરોધ એ જ લોકોએ કર્યો અને તવરાતના હુકમોથી એવા સાફ રીતે નીકળીને અળગા થઈ ગયા જેમકે બલ્અમ બિન બાઊરા અલગ થઈને નીકળી ગયો હતો.

અંતિમ આયતમાં ફરમાવ્યું, فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ એટલે કે, "(હે નબી ﷺ !) તમે તે વ્યક્તિનો કિસ્સો તે લોકોને સંભળાવી આપો, કદાચ તેઓ કંઈ વિચારે અને તે ઘટનાથી બોધપાઠ ગ્રહણ કરે."

ત્રીજી આયતમાં ફરમાવ્યું કે, અલ્લાહની આયતોને જૂઠાડનારાઓની ખરાબ હાલત થાય છે અને આ લોકો પોતાની જ જાત ઉપર અત્યાચાર કરી રહ્યા છે અને તેઓ કોઈનું કંઈ જ બગાડી રહ્યા નથી.

પ્રસ્તુત આયતો અને તેમાં વર્ણન કરવામાં આવેલ ઘટનાઓમાં ચિંતન કરનાર લોકો માટે ઘણા બધા લાભો અને બોધપાઠ તથા શિખામણો છે.

પ્રથમ એ કે કોઈ વ્યક્તિએ પોતાના જ્ઞાન, આવડત, મહેનત અને ઈબાદત ઉપર નાઝ (ગર્વ) ન કરવો જોઈએ, હાલત બદલાતાં અને બગડતાં વાર નથી લાગતી. બલ્‌અમ બિન બાઊરાનું જે પરિણામ આવ્યું તે સૌની સામે છે. એટલા માટે અલ્લાહની ઈતાઅત અને ઈબાદતની સાથે–સાથે તેનો આભાર માની દુઆ કરવી જોઈએ અને અલ્લાહ તઆલા ઉપર જ દરેક મનુષ્યએ ભરોસો કરવો જોઈએ.

બીજું એ કે, આ પ્રકારની પરિસ્થિતિઓ અને તેના કારણોથી પણ વ્યક્તિએ બચવું જોઈએ, જ્યાં પણ તેને પોતાના દીનમાં ખરાબી થવાની શંકા હોય, ખાસ કરીને માલ અને સંતાનોના પ્રેમમાં; જેમકે આ ઘટનામાં વર્ણવેલ ખરાબ પરિણામને હંમેશા નજર સમક્ષ રાખવું જોઈએ.

ત્રીજું એ કે, ફસાદખોર અને માર્ગ ભટકેલ લોકો સાથે સંબંધ રાખવો અથવા તેમની ભેટ–સોગાતો અથવા દા'વત વગેરેનો સ્વીકાર કરવાથી પણ બચવું જોઈએ. બલ્‌અમ આ મુસીબતમાં તેમની ભેટ સ્વીકારવાના કારણે સપડાઈ ગયો હતો.

ચોથું એ કે, નિર્લજ્જતા અને વ્યભિચાર સમગ્ર કોમની તબાહી અને વિનાશ માટેનો સામાન હોય છે, જે કોમ પોતાને બલાઓ, આફતો અને મુસીબતોથી સુરક્ષિત રાખવા ઈચ્છતી હોય તેના માટે જરૂરી છે કે તે કોમે નિર્લજ્જતા અને બેહયાઈના કાર્યોથી સંપૂર્ણ બચવું જોઈએ અને તેને રોકવાની સંપૂર્ણ કાળજી રાખવી જોઈએ નહિતર દુષ્કૃત્યો અલ્લાહ તઆલાનો અઝાબ નોંતરશે.

પાંચમું એ કે, અલ્લાહની આયતોનો વિરોધ કરવો પોતે પણ એક અઝાબ જ છે અને તેના કારણે શયતાન એવા વ્યક્તિ ઉપર કાબૂ પ્રાપ્ત કરીને તેને હજારો પ્રકારના દુષ્કૃત્યોમાં સંડોવી દે છે. એટલા માટે જે વ્યક્તિને અલ્લાહ તઆલાએ દીનનું જ્ઞાન અર્પણ કર્યું હોય તેની કદર કરવી જોઈએ અને પોતાના અમલની સુધારણાથી બેફિકર અને નચિંત થઈને ન બેસી જવું જોઈએ.

—————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૭૮-૧૭૯)

مَنۡ یَّہۡدِ اللّٰہُ فَہُوَ الۡمُہۡتَدِیۡ ۚ وَمَنۡ یُّضۡلِلۡ فَاُولٰٓئِکَ ہُمُ الۡخٰسِرُوۡنَ ﴿۱۷۸﴾
وَلَقَدۡ ذَرَاۡنَا لِجَہَنَّمَ کَثِیۡرًا مِّنَ الۡجِنِّ وَالۡاِنۡسِ ۫ۖ لَہُمۡ قُلُوۡبٌ لَّا یَفۡقَہُوۡنَ
بِہَا ۫ وَلَہُمۡ اَعۡیُنٌ لَّا یُبۡصِرُوۡنَ بِہَا ۫ وَلَہُمۡ اٰذَانٌ لَّا یَسۡمَعُوۡنَ بِہَا ؕ اُولٰٓئِکَ
کَالۡاَنۡعَامِ بَلۡ ہُمۡ اَضَلُّ ؕ اُولٰٓئِکَ ہُمُ الۡغٰفِلُوۡنَ ﴿۱۷۹﴾

### તરજુમો :

*જેને અલ્લાહ માર્ગ (હિદાયત) આપે તે જ માર્ગ પામે અને જેને તે ભટકાવી દે બસ તેઓ જ નુકસાનમાં છે. (૧૭૮) અને અમે ઘણા બધા જિન્નાતો અને માનવી દોઝખ માટે પેદા કર્યા; તેમના દિલો છે કે તેનાથી સમજતા નથી અને આંખો છે કે તેનાથી જોતા નથી અને કાન છે કે તેનાથી સાંભળતા નથી, તેઓ એવા છે જેમકે પશુઓ બલકે એનાથી પણ વધારે માર્ગ ભટકેલા, તે જ લોકો ગાફેલ (દુર્લક્ષ સેવનાર) છે. (૧૭૯)*

### તફસીર :

જેને અલ્લાહ તઆલા હિદાયત આપે છે બસ તે જ હિદાયત પ્રાપ્ત કરનાર હોય છે અને જેને ગુમરાહ કરે બસ એવા જ લોકો (કાયમી) નુકસાનમાં પડી જાય છે (પછી તેમનાથી હિદાયતની આશા કરવી અને હિદાયત ન મળવાથી દિલગીર થવું બેકાર છે) અને (જ્યારે તે લોકો પોતાની સમજશક્તિથી કામ જ નથી લેતા તો હિદાયત ક્યાંથી થાય ? બસ તેમના નસીબમાં તો દોઝખ જ છે, આથી) અમે એવા ઘણા બધા જિન્નાતો અને મનુષ્યો દોઝખ(માં રહેવા) માટે પેદા કર્યા છે જેમના (કહેવા માટે તો) દિલ (છે પરંતુ) એવા છે જેનાથી તેઓ (સત્ય વાતને) સમજતા નથી (એટલા માટે સમજવાનો પ્રયત્ન પણ કરતા નથી) અને જેમની (કહેવા માટે તો) આંખો છે પરંતુ એવી છે જેનાથી (ધ્યાન આપીને સત્ય વાતને અને દલીલ સ્વરૂપે કોઈપણ હકીકતને) જોતા નથી અને જેમના (નામ પૂરતા) કાન (છે પરંતુ) એવા છે જેનાથી (ધ્યાન કેન્દ્રિત કરી સત્ય વાતને) સાંભળતા નથી, મતલબ કે આ લોકો (આખિરત તરફથી બેધ્યાન થવામાં) પશુઓ જેવા છે,

બલકે (એવી હાલતમાં છે કે પશુઓને તો આખિરત તરફ ધ્યાન કેન્દ્રિત કરવાની કે લક્ષ આપવાની જરૂર પણ નથી અને તેમને તેના જવાબદાર પણ બનાવવામાં આવ્યા નથી માટે આ પશુઓનું આ બાબત તરફ ધ્યાન કેન્દ્રિત ન કરવું અથવા લક્ષ ન આપવું કોઈ નિંદાપાત્ર બાબત નથી અને આ દુષ્ટ લોકોને તો આ હુકમ છે તો પણ દુર્લક્ષ સેવે છે, બસ એ આધારે) આ લોકો (તે પશુઓથી પણ) વધારે બદ્તર છે (કારણ કે) આ લોકો (ધ્યાન અપાવવા છતાં આખિરતથી) ગાફેલ (એટલે કે દુર્લક્ષ સેવનાર) છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ પ્રથમ આયતનો વિષય એ છે કે, જેને અલ્લાહ તઆલાએ સીધા માર્ગની હિદાયત આપી દીધી તે હિદાયત મેળવનાર છે અને જેને ગુમરાહ કરી દીધો તે જ નુકસાન ઉઠાવનારો છે.

આ વિષય કુર્આન શરીફની ઘણી બધી આયતોમાં વારંવાર આવ્યો છે, જેમાં બતાવવામાં આવ્યું છે કે હિદાયત અને ગુમરાહી તથા દરેક ભલાઈ અને બુરાઈ તથા સારા–નરસાનો સર્જનહાર ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂ જ છે. મનુષ્ય સમક્ષ સારા અને નરસા, સાચા અને ખોટા, ભલા અને બુરા બંને માર્ગો ખુલ્લા કરી દેવામાં આવ્યા છે અને તેને એક ખાસ પ્રકારનો અધિકાર આપવામાં આવ્યો છે, તે પોતાના આ અધિકારથી જો સાચા અને સીધા માર્ગ ઉપર ચાલે તો સવાબ અને જન્નતનો હકદાર બને છે તથા ખરાબ અને ખોટા માર્ગે ચાલે તો અઝાબ અને જહન્નમમાં તેમનું ઠેકાણું હોય છે.

અત્રે એ વાત પણ વિચારવા યોગ્ય છે કે, હિદાયત પ્રાપ્ત કરી લેવાને એકવચનથી વર્ણન કરવામાં આવ્યું છે અને ગુમરાહી અપનાવનારાઓનો બહુવચનમાં ઉલ્લેખ થયો છે, તેમાં ઈશારો એ વાત તરફ છે કે હિદાયતનો માર્ગ એક જ છે, તે સત્ય દીન છે, જે હઝરત આદમ (અલૈ.)થી શરૂ થઈને ખાતમુલ અંબિયા ﷺ સુધી બધા જ અંબિયા (અલૈ.)ની રીતભાત રહી છે. દરેકના મૂળભૂત સિદ્ધાંતો જેમકે તવહીદ (એકેશ્વરવાદ) વગેરે એકસમાન અને એક જ છે, એટલા માટે સત્યનું અનુસરણ કરનારા ભલે કોઈપણ યુગમાં અથવા કોઈપણ નબીની ઉમ્મતમાં હોય તથા કોઈપણ નબીના દીન સાથે સંબંધ ધરાવતા હોય તે બધા એક જ છે.

અને ગુમરાહીના હજારો માર્ગો જુદા-જુદા છે, એટલા માટે ગુમરાહો (માર્ગ ભટકેલાઓ)ને બહુવચનમાં فَاُولٰٓئِکَ هُمُ الْخٰسِرُوْنَ કહીને વર્ણન કરવામાં આવ્યા.

વળી આ આયતમાં એ વાત પણ લક્ષ આપવાપાત્ર છે કે, ગુમરાહી અને ખોટો માર્ગ ધારણ કરનારા લોકોને તો પરિણામે ખરાબ પરિણામ ભોગવવાનું વર્ણન કરવામાં આવ્યું કે તે લોકો નુકસાનમાં પડનારા છે, તેનાથી વિપરીત હિદાયત પામનારા લોકો માટે કોઈ ખાસ બદલાનું અત્રે વર્ણન કરવામાં આવ્યું નથી, બલકે ફક્ત એટલું કહેવાને પૂરતું સમજી લેવામાં આવ્યું છે કે, "તેઓ હિદાયત પામેલા છે." તેમાં એ બાબત તરફ ઈશારો છે કે, આવી મહાન નેઅ્મત એટલે કે, હિદાયત પ્રાપ્ત થઈ ગઈ કે જે દીન અને દુનિયાની સમગ્ર નેઅ્મતો અને રહમતો ઉપર વર્ચસ્વ ધરાવે છે, દુનિયામાં પવિત્ર જિંદગી અને આખિરતમાં જન્નતની અનંતકાલીન નેઅ્મતો હિદાયત સાથે જ સંલગ્ન છે. આ આધારે હિદાયત પોતે જ એક અગત્યની મહાન નેઅ્મત અને મોટું ઈનામ છે, જેને પ્રાપ્ત કર્યા પછી તે નેઅ્મતોનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી રહેતી જે હિદાયતના બદલામાં પ્રાપ્ત થનારી છે.

એનું ઉદાહરણ એવું છે જેમકે કોઈ મોટી હુકૂમત અથવા રાજ્યનો માલિક કોઈ વ્યક્તિને એવું કહી આપે કે તમે અમારા નિકટવર્તી વર્તુળમાંથી છો, અમે તમારી વાત સાંભળીશું અને માની લઈશું તો દરેક જાણકાર જાણે છે કે, દુનિયવી દૃષ્ટિએ આ સન્માનથી વધીને કોઈ મોટો હોદ્દો અથવા સન્માન કે કોઈ દોલત નથી હોઈ શકતી.

એ જ પ્રમાણે જ્યારે અલ્લાહ તઆલાએ કોઈ વ્યક્તિને "હિદાયત પામી ચૂકેલા"નું ઉપનામ આપી દીધું તો તેને દીન અને દુનિયાની સમગ્ર નેઅ્મતો પ્રાપ્ત થઈ ગઈ. એટલા માટે પુરોગામી બુઝૂર્ગોએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાનો ઝિક્ર અને ઈબાદત પોતે જ પોતાનો બદલો અને અલ્લાહ તઆલાની મહાન દેણ છે. જે વ્યક્તિ અલ્લાહના ઝિક્રમાં પરોવાયેલો રહે છે તે, તે જ વખતે અલ્લાહ તઆલાનું ઈનામ અને તેનો રોકડ બદલો મેળવી રહ્યો છે. આખિરત અને જન્નતનું ઈનામ એ બીજું ઈનામ અને નેઅ્મત છે. તેને કુર્આને કરીમના આ આયતના ભાવાર્થથી સમજી શકાય છે, જેમાં ફરમાવ્યું, جَزَآءً مِّنْ رَّبِّکَ عَطَآءً કે એક જ વસ્તુને

"બદલો" પણ કહેવામાં આવ્યો અને "ભેટ" પણ; જ્યારે કે બંને વસ્તુઓ અલગ –અલગ છે, બદલો કોઈ પ્રવૃત્તિનું વળતર હોય છે અને ભેટ કોઈ વળતર વિના પણ હોઈ શકે છે.

એમાં જ બદલો અને ભેટની વાસ્તવિકતા બતાવી આપી કે જે વસ્તુને તમે ભેટ અથવા અમલનું વળતર કે બદલો સમજી રહ્યા છો તે પણ વાસ્તવમાં અમારી ભેટ અને ઈનામ જ છે, કારણ કે જે અમલનો આ બદલો મળ્યો છે તે અમલ પોતે જ અમારું ઈનામ હતું.

બીજી આયતમાં પણ આ જ વિષયની વધારે સ્પષ્ટતા કરવામાં આવી છે કે, હિદાયત અને ગુમરાહી બંને અલ્લાહ તઆલાના કાબૂ અને કબજામાં છે, જેને હિદાયત મળી ગઈ તે વ્યક્તિથી બધા કાર્યો હિદાયતને યોગ્ય હોય એવા જ થાય છે.

خرد چون دفتر تلقین کشاید زمن آن در وجود آید کہ باید

બુદ્ધિ સામે જ્યારે નસીહતોની કિતાબ ખુલી જાય છે તો મારાથી એવા કામો થવા માંડે છે કે જે થવા જ જોઈતા હતા. (મતલબ કે બધું અલ્લાહથી જ થાય છે.)

અને જે ગુમરાહીમાં પડી ગયો તેના દ્વારા બધા કાર્યો તે પ્રમાણેના જ થશે.

એટલા માટે ફરમાવ્યું, وَلَقَدْ ذَرَاْنَا لِجَهَنَّمَ كَثِيْرًا مِّنَ الْجِنِّ وَالْاِنْسِ ۚ لَهُمْ قُلُوْبٌ لَّا يَفْقَهُوْنَ بِهَا ۫ وَلَهُمْ اَعْيُنٌ لَّا يُبْصِرُوْنَ بِهَا ۫ وَلَهُمْ اٰذَانٌ لَّا يَسْمَعُوْنَ بِهَا ۫ એટલે કે, અમે જહન્નમ માટે ઘણા બધા જિન્નાતો અને મનુષ્યોને પેદા કર્યા છે, જેમની નિશાનીઓ એ છે કે તેમની પાસે સમજવા માટે દિલો અને જોવા માટે આંખો અને સાંભળવા માટે કાન છે કે જેમનો તે સાચો ઉપયોગ કરે તો સીધો માર્ગ પામી લે અને લાભ તથા નુકસાનને સમજી લે, પરંતુ તેમની પરિસ્થિતિ એ છે કે ન તો તેઓ દિલોથી વાતને સમજે છે અને ન જ આંખોથી વસ્તુઓને જુએ છે અને ન તો કાનોથી સાંભળવાની બાબતોને સાંભળે છે.

એમાં એ બતાવવામાં આવ્યું કે, જો કે અલ્લાહની તકદીર એક અત્યંત ગૂઢ રહસ્ય છે જેનું આ જગતમાં કોઈને જ્ઞાન નથી હોતું, પરંતુ નિશાનીઓથી અમુક અંદાજો અને અનુમાન લગાવી શકાય છે જેમકે, જહન્નમવાળાઓની નિશાનીઓ એ છે કે તેઓ અલ્લાહ તઆલાએ આપેલી શક્તિ, ક્ષમતા અને સામર્થ્ય અનુસાર

યોગ્ય કામો નથી કરતા. સાચા જ્ઞાન અને મઅ્રિફત માટે જે અલ્લાહ જલ્લ શા'નુહૂએ બુદ્ધિ અને આંખો કે કાન અર્પણ કર્યા છે તેને પણ યોગ્ય સ્થાને વાપરતા નથી અને તેનો જે વાસ્તવિક હેતુ કે જેના દ્વારા કાયમી અને અંતવિહીન્ રાહત અને સહૂલત મળી શકતી હતી તે તેના તરફ લક્ષ પણ આપતા નથી.

**આયતમાં કાફિરોમાં સમજવા, જોવા અને સાંભળવાની શકિતત ન હોવાનું જાહેર થાય છે, જે દેખીતી રીતે વાસ્તવિકતા વિરુદ્ધ લાગે છે, પણ એવું નથી. -યોગ્ય ખુલાસો :**

આ આયતમાં તે લોકોની સમજવાની, જોવાની તથા સાંભળવાની શક્તિ ન હોવાની જાહેરાત થાય છે કે તેઓ ન તો કંઈ સમજે છે, ન જ કોઈ વસ્તુને જુએ છે, ન જ કોઈ વાત સાંભળે છે, જ્યારે કે વાસ્તવિકતા અને સાબિતી એ છે કે આ લોકો ન તો પાગલ અથવા ગાંડા હોય છે કે કંઈ જ ન સમજી શકે અને ન જ તેઓ આંધળા હોય છે કે કંઈ જોઈ ન શકે અને ન જ બહેરા હોય છે કે કંઈ જ સાંભળતા નથી, બલકે સાબિતી અને પ્રત્યક્ષ હકીકત એ છે કે દુનિયાના કાર્યોમાં આ લોકો મોટે ભાગે વધારે ચાલાક અને હોશિયાર નજરે પડે છે.

પરંતુ વાત એમ છે કે, અલ્લાહ તઆલાએ પોતાની મખ્લૂકોમાંથી દરેક સર્જનમાં તેની આવશ્યકતા પ્રમાણે તેની જિંદગીના મૂળભૂત ઉદ્દેશને સમજવા માટેની અક્કલ અને બુદ્ધિ આપી રાખી છે જેનાથી તે વસ્તુસ્થિતિનો વિચાર કરી શકે છે. હવે જે વસ્તુઓને આપણે સુધ-બુધ વગરની અથવા તો બુદ્ધિહીન સમજીએ છીએ વાસ્તવમાં તે પણ પોતાની કક્ષા પ્રમાણે બુદ્ધિ કે સમજદારીથી ખાલી નથી. અલબત્ત આ વસ્તુઓમાં તેમની પોતાની ક્ષમતા અને પ્રમાણ હોય છે જે પ્રમાણ તેમના અસ્તિત્વના હેતુને પૂર્ણ કરવા માટે પૂરતું હોય છે. સૌથી ઓછી બુદ્ધિ ધરાવનાર અને સમજદારી ધરાવનાર જેને કુત્રિમ અને માનવસર્જિત વ્યાખ્યા પ્રમાણે નિર્જીવ સમજવામાં આવે છે જેમકે માટી, પથ્થર વગેરે જે ન તો વૃદ્ધિ પામે છે અને ન જ પોતાના સ્થળેથી હલન-ચલન કરી શકે છે અને તેમનામાં જીવનની કોઈ નિશાની ઓળખવી પણ અત્યંત મુશ્કેલ છે. હવે તેનાથી થોડી ઉપલી કક્ષાના સર્જન એટલે કે વનસ્પતિમાં વિચાર કરીએ કે, જેના અસ્તિત્વનો હેતુ વૃદ્ધિ પામવું, ફળવું-ફૂલવું વગેરે છે તેને તેના પ્રમાણમાં

સમજદારી અને બુદ્ધિ આપવામાં આવી. ત્યાર પછી પ્રાણીઓ અને પશુ–પક્ષીઓ કે જીવ–જંતુઓનો નંબર છે જેમના જીવનના હેતુમાં વૃદ્ધિ પામવી પણ સામેલ છે, હલન–ચલન કરીને પોતાનો ખોરાક શોધવો પણ તથા નુકસાનકર્તા વસ્તુઓથી બચવું અને પોતાનો વંશ પેદા કરવો પણ સામેલ છે. એટલા માટે તેમને જે બુદ્ધિ અને સમજદારી મળી છે તે આ માનવસર્જિત વ્યાખ્યા પ્રમાણેના નિર્જીવો કરતા થોડી વધારે મળી, પરંતુ એટલું જ કે તેનાથી તેઓ પોતાનો ખોરાક પ્રાપ્ત કરી પેટ ભરે, સૂએ, જાગે વગેરેની વ્યવસ્થા કરે, દુશ્મનથી પોતાનો જીવ બચાવે વગેરે. ત્યારબાદ મનુષ્યનો નંબર છે, જેના અસ્તિત્વનો હેતુ બધી જ વસ્તુઓ કરતાં ઉચ્ચ કક્ષાનો એ છે કે તે પોતાના પેદા કરનાર, પોષણ આપનાર પાલનહારને ઓળખે, તેની મરજી પ્રમાણે ચાલે, તેને નાપસંદ હોય એવી અપ્રિય વસ્તુઓથી બચે, સમગ્ર સર્જનની વાસ્તવિકતા ઉપર દષ્ટિપાત કરે અને તે સર્જનને પોતાના ઉપયોગમાં કામે લગાડે અને દરેક વસ્તુઓના પરિણામો અને હેતુઓને સમજે, ખરા–ખોટા, સારા–નરસાને પારખે, બુરાઈઓથી બચે, ભલાઈઓને અપનાવે, આ જ મનુષ્યજાતિની ખાસિયત છે કે તેને પ્રગતિ કરવા માટે મોકળું મેદાન મળ્યું છે જે અન્ય પ્રાણી કે સજીવને પ્રાપ્ત થયું નથી કે, જયારે તે પ્રગતિ કરે છે તો ફરિશ્તાઓની હરોળથી આગળનું સ્થાન પ્રાપ્ત કરી લે છે. તેની ખાસિયત એ છે કે તે સારા આચરણ અને સારી પ્રવૃત્તિ ઉપર સારો બદલો અને દુષ્કૃત્યો ઉપર સજા પણ મેળવશે, એટલા માટે તેને બુદ્ધિ અને સમજદારી પણ સૃષ્ટિના સર્જનમાં સૌથી વધારે અર્પણ કરવામાં આવી છે, જેથી તે સામાન્ય પશુ–પ્રાણીઓના સ્તરથી ઊંચો ઊઠીને પોતાના અસ્તિત્વનો હેતુ પૂર્ણ કરવા યોગ્ય કાર્યોમાં લાગી જાય. અલ્લાહ તઆલાની આપેલી વિશેષ બુદ્ધિ અને સમજદારી અને તેની બખ્શેલી દિર્ઘદષ્ટિ તથા અંતઃચક્ષુથી જોવાની, નિહાળવાની શક્તિને ખર્ચે અને તે અનુસાર કાર્યરત થાય.

જયારે આ વાસ્તવિકતા સામે આવી ચૂકી ત્યારે એક મનુષ્યનું વસ્તુસ્થિતિને સમજવું, જોવું, સાંભળવું અન્ય પશુઓના સમજવા, જોવા અને સાંભળવાથી અલગ પ્રકારનું હોવું જોઈએ. જો તેણે તેમાં પણ તે જ પ્રમાણે પોતાની બુદ્ધિ, દષ્ટિ તથા શ્રવણશક્તિની ક્ષમતાને કામે લગાવી દીધી જેમકે બીજા જાનવરો તે પ્રવૃત્તિઓમાં રત હોય છે અને જે મનુષ્યજાતિ માટે વિશેષ પ્રકારનું

કાર્ય અને પ્રવૃત્તિ હતી જેમકે દરેક વસ્તુના પરિણામ અને અંજામ ઉપર દષ્ટિ કરે, બુરાઈથી બચે, ભલાઈઓને અપનાવે; તેના ઉપર ધ્યાન ન આપ્યું તો તેનામાં અક્કલ હોવા છતાં પણ બુદ્ધિહીન તથા જોવાની શક્તિ હોવા છતાં પણ આંધળો અને સાંભળવાની શક્તિ હોવા છતાં પણ બહેરો જ કહેવામાં આવશે. કુર્આને કરીમે અન્ય સ્થળે صُمٌّ بُكْمٌ عُمْىٌ કહ્યું છે કે, "આવા લોકો બહેરા, મૂંગા અને આંધળા છે."

એમાં એનો ઉલ્લેખ નથી કે તેઓ પોતાના ખાવા–પીવા, રહેવા–સહેવા અને સૂવા–જાગવાની આવશ્યકતાઓને પણ સમજશે નહીં અથવા એ કે, તેનાથી સંબંધિત વસ્તુઓને જોતા–સાંભળતા નથી. બલકે, પોતે કુર્આને કરીમે તે લોકો વિશે એક સ્થળે يَعْلَمُوْنَ ظَاهِرًا مِّنَ الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ عَنِ الْاٰخِرَةِ هُمْ غٰفِلُوْنَ (૩૦:૭) ફરમાવ્યું, એટલે કે આ લોકો દેખીતી દુનિયાની જિંદગીને ખૂબ સારી રીતે જાણે છે પરંતુ આખિરતથી બેદરકાર, જાહિલ અને અજ્ઞાન છે. ફિરઔન અને હામાન અને એમની કોમ વિશે ફરમાવ્યું, وَكَانُوْا مُسْتَبْصِرِيْنَ (૨૯:૩૮) એટલે કે, આ લોકો મોટા તેજસ્વી બુદ્ધિના છે પરંતુ કારણ કે તેમની બુદ્ધિ અને દષ્ટિનો સમગ્ર હેતુ અને વર્તુળ ફક્ત એટલું જ રહ્યું છે જેટલું કે સામાન્ય પશુઓનું હોય છે કે તે પોતાના શરીરની સેવા કરાવી અને પોતાની રૂહની સેવા અને તેની રાહત વિશે કંઈ જ ન વિચાર્યું, ન જોયું, એટલા માટે તેઓ પોતાના આર્થિક ઉપાર્જનમાં તથા દુનિયાની જિંદગીમાં કેટલીય પ્રગતિ કરી લે, ચાંદ અને ગ્રહો ઉપર વિજય પ્રાપ્ત કરી લે, કૃત્રિમ ઉપગ્રહોને દુનિયાના વાતાવરણમાં ફેરવી દે પરંતુ આ બધી સેવા ફક્ત પોતાના શરીરના પાંચ–છ ફૂટના માળખા માટે અને પેટ માટે જ છે, તેનાથી આગળ કશું જ નથી કે જે રૂહ માટે સંપૂર્ણ રાહત અને સહૂલતનો સામાન બને. આથી કુર્આને કરીમે તેમને આંધળા અને બહેરા કહ્યા છે અને આ આયતમાં તેમની સમજવાની, જોવાની અને સાંભળવાની શક્તિ હણાઈ ચૂકી છે એવું જાહેર કરવામાં આવ્યું છે. મતબલ એ છે કે, તે લોકોએ જે સમજવું જોઈતું હતું તે ન સમજ્યું, જે નિહાળવું જોઈતું હતું તે ન જોયું અને ન જ સાંભળ્યું, જેમકે સામાન્ય પશુઓના સ્તરની શારીરિક ક્ષમતાઓ હોય છે, જેમકે ગધેડા, ઘોડા, બળદ, બકરી વગેરે.

આથી પ્રસ્તુત આયતના અંતે આ લોકો વિશે ફરમાવ્યું, اُولٰٓئِكَ كَالْاَنْعَامِ

એટલે કે, ''આ લોકો પશુઓ જેવા છે'' કે તેઓ ફક્ત પોતાના શરીરના માળખાની સેવામાં લાગ્યા છે. રોટી અને પેટ તથા તેની ફિકર–ચિંતા જ તેમના જીવનનો અંતિમ ઉદ્દેશ્ય છે. પછી ફરમાવ્યું, بَلْ هُمْ اَضَلُّ એટલે કે, ''બલકે આ લોકો પશુઓ અને જાનવરોથી પણ વધારે મૂર્ખ છે.'' કારણ એ છે કે, જાનવરો તો શરીરના હુકમોના બાધ્ય પણ નથી, તેમના માટે સજા અને જઝાઅ્ નથી, તેમના જીવનનો હેતુ ફક્ત પોતાની આ જિંદગી અને શરીરના આ ઢાંચાની દુરુસ્તી સુધી રહે તો ઠીક છે પરંતુ મનુષ્યને તો પોતાના અમલોનો હિસાબ આપવાનો છે અને તેના અમલો ઉપર સજા અથવા જઝાઅ્ (સારો બદલો) મળવાનો છે. એટલા માટે પોતાની આ જ પ્રવૃત્તિઓને પોતાના જીવનનો હેતુ અને મકસદ સમજવો એ પશુઓ કરતા પણ વધારે મૂર્ખામી છે, તદુપરાંત પશુઓ પોતાના માલિકની સેવા–ચાકરી સંપૂર્ણ રીતે કરે છે અને અવજ્ઞાકારી (નાફરમાન) માનવી તો પોતાના પાલનહાર અને માલિકની સેવામાં પણ ઊણો ઉતર્યો છે. આથી તે જાનવરોથી પણ વધારે મૂર્ખ, ગાફેલ અને બેદરકાર ઠરાવવામાં આવ્યો. કારણ કે, તે આ બાબતો તરફ દુર્લક્ષ સેવે છે, તેને જ اُولٰٓئِكَ هُمُ الْغٰفِلُوْنَ ફરમાવવામાં આવ્યું.

---

## આયત : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૮૦)

وَ لِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا ۪ وَ ذَرُوا الَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْٓ اَسْمَآئِهٖ ؕ
سَيُجْزَوْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۸۰﴾

## તરજુમો :

*અને સૌ સારા નામ અલ્લાહના માટે છે, બસ તેને તે જ નામ કહીને પોકારો અને તેમને છોડી દો જેઓ એના નામોમાં ખોટા માર્ગે ચાલે છે, તેઓ પોતાના કર્યાનો બદલો પામીને રહેશે. (૧૮૦)*

## તફસીર :

અને સારા–સારા (ખાસ) નામો અલ્લાહના જ માટે (વિશિષ્ટ સ્વરૂપે) છે, બસ તે નામોથી અલ્લાહને પોકારો અને (અન્યોના નામો તેને ન આપ્યા કરો,

બલકે) એવા લોકો સાથે સંબંધ પણ ન રાખો જેઓ તેના (પ્રસ્તુત) નામોમાં ખોટો માર્ગ ધારણ કરે છે, (એ જ પ્રમાણે ગયરૂલ્લાહના નામોથી તેને ન બોલાવો જે નામોથી તે લોકો પોતાના બનાવેલા મઅ્બૂદો અને પૂજ્યોને શ્રદ્ધાપૂર્વક પોકારે છે) તે લોકોને નિકટમાં જ તેમના કર્યાની અવશ્ય સજા મળશે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં જહન્નમનું વર્ણન હતું, જેમણે પોતાની બુદ્ધિ અને સભાનાવસ્થાને અલ્લાહ તઆલાની નિશાનીઓ જોવા, સાંભળવા, સમજવા તથા વિચારવામાં ખર્ચ ન કરી અને આખિરતની કાયમી તથા અંતહીન જિંદગી માટે કોઈ સર-સમાન તૈયાર ન કર્યો, જેનું પરિણામ એ આવ્યું કે અલ્લાહે અર્પેલ બુદ્ધિ અને દિર્ઘદષ્ટિને બરબાદ કરીને અલ્લાહના ઝિક્રના માધ્યમથી પોતાની જાતની સુધારણા અને સફળતા મેળવવા બાજુ લક્ષ ન આપ્યું અને પશુઓથી પણ વધારે માર્ગ ભટકીને મૂર્ખતામાં સંડોવાઈ ગયા.

પ્રસ્તુત આયતમાં તેમની બીમારીનો ઉપચાર અને તેમના દર્દની દવા બતાવવામાં આવી છે અને તે છે અલ્લાહ તઆલા પાસે દુઆ માંગવી અને અલ્લાહનો ઝિક્ર મોટા પ્રમાણમાં કરવો. ફરમાવ્યું وَلِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا એટલે કે, ''અલ્લાહના જ માટે સારા નામ છે તો તમે તેને તે જ નામોથી પોકારો.''

### "અસ્માએ હુસ્ના" (સારા નામો)ની સ્પષ્ટતા :

સારા નામોનો અર્થ અત્રે તે નામો છે, જે શ્રેષ્ઠતાના ગુણ-લક્ષણોમાં ઉચ્ચ કક્ષાની દલીલ સ્થાપિત કરે છે અને દેખીતું છે કે કોઈ વિશેષતાની ઉચ્ચ કક્ષા જેના ઉપર કોઈ બીજી કક્ષા ન હોઈ શકે તે ફક્ત સૃષ્ટિના સર્જનહાર અલ્લાહ જલ્લ શા'નુહૂને જ પ્રાપ્ત છે, તેના સિવાય કોઈ સર્જનને આ સ્થાન પ્રાપ્ત નથી થઈ શકતું, કારણ કે દરેક સર્વગુણ સંપન્ન વ્યક્તિથી બીજો વ્યક્તિ વધારે નિષ્ણાત અને શ્રેષ્ઠ હોઈ શકે છે, وَفَوْقَ كُلِّ ذِىْ عِلْمٍ عَلِيْمٌ (૧૨:૭૬)નો આ જ અર્થ છે ''અને દરેક જ્ઞાનીથી વધીને કોઈ બીજો જ્ઞાની અને વિદ્વાન હોઈ શકે છે.''

આથી આયતમાં એવા શબ્દો અપનાવવામાં આવ્યા જેનાથી જાણ થાય છે કે, આ સારા નામો ફક્ત અલ્લાહની જ ખાસિયત અને વિશિષ્ટતા છે. તે

વિશિષ્ટતા અન્યોને પ્રાપ્ત થઈ નથી. فَادْعُوْهُ بِهَا એટલે કે, જ્યારે આ જાણ થઈ ગઈ કે સારા નામો અલ્લાહના જ માટે છે અને તે સારા નામો તેની જાત સાથે વિશેષ સ્વરૂપે ખાસ છે તો આવશ્યક છે કે અલ્લાહ તઆલાને તે જ અસ્માએ હુસ્નાથી પોકારો.

પોકારવું અથવા બોલાવવું એ دُعَا "દુઆ"નો તરજુમો છે અને આ "દુઆ" શબ્દનો કુર્આનમાં બે પ્રકારના અર્થ માટે ઉપયોગ થયો છે. એક અલ્લાહનો ઝિક્ર, તેના વખાણ અને સ્તુતિ, તેની મોટાઈ અને બડાઈ વર્ણન કરવા માટે અને બીજો અર્થ જરૂરિયાતો અને મુશ્કેલીઓના સમયે અલ્લાહ તઆલા પાસે પોતાની જરૂરિયાતોની માંગણી કરવી તથા મુસીબતો, આફતો અને મુશ્કેલીઓથી સહૂલત મેળવવાની દરખાસ્ત કરવી. આ આયતમાં فَادْعُوْهُ بِهَا ના શબ્દોમાં બંને અર્થો સામેલ છે તો આયતનો અર્થ એ થયો કે વખાણ અને સ્તુતી, મોટાઈ અને બડાઈના લાયક પણ માત્ર તે જ પાક જાત છે અને મુશ્કેલીઓ અને આફતોથી છુટકારો આપનાર તથા જરૂરિયાતો સંતોષવી પણ ફક્ત તેના જ કબજામાં છે. આથી વખાણ અને સ્તુતિ કરો તો તેની જ કરો અને પોતાની જરૂરિયાતોની માંગણી કરો તથા મુસીબતોથી છુટકારા માટે પોકારો તો તેને જ પોકારો.

અને પોકારવાની એ રીત પણ બતાવાવમાં આવી કે, અલ્લાહને તે જ અસ્માએ હુસ્ના (સારા નામો) સાથે પોકારો જે અલ્લાહ તઆલા માટે સાબિત થયેલા છે.

### દુઆના અમુક અદબો (શિસ્ત અને સભ્યતા) :

આ બાબતે આ આયત દ્વારા બે પ્રકારના માર્ગદર્શન ઉમ્મતને મળ્યા છે. એક એ કે, અલ્લાહ તઆલા સિવાય કોઈપણ અન્ય હસ્તી વાસ્તવિક વખાણ અને સ્તુતિ અથવા મુશ્કેલીઓ તથા જરૂરિયાતો દૂર કરવા માટે પોકારવાને લાયક નથી. બીજું એ કે તેને પોકારવા માટે પણ દરેક વ્યક્તિ સ્વતંત્ર નથી કે જે શબ્દો ઈચ્છે અપનાવી લે, બલકે અલ્લાહ તઆલાએ પોતાની કૃપા અને મહેરબાનીથી આપણને તે શબ્દો પણ બતાવી દીધા જે તેની શા'ન અને મરતબાને યોગ્ય છે અને આપણને એ બાબતે બાધ્ય (પાબંદ) કરી આપ્યા કે તેને તે જ શબ્દો સાથે પોકારો,

પોતાની મરજી મુજબ અન્ય શબ્દોથી તેને ન બદલો, કારણ કે મનુષ્યની શક્તિ નથી કે બધા જ પાસાઓની કાળજી રાખી અલ્લાહની શા'ન પ્રમાણે કોઈ અન્ય શબ્દો બનાવી શકે.

બુખારી અને મુસ્લિમે હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાના નવ્વાણુ નામો છે, જે વ્યક્તિ તેને સુરક્ષિત કરી લે તે જન્નતમાં પ્રવેશ પામશે." આ નવ્વાણુ નામો ઈમામ તિરમિઝી અને હાકિમે વિગતવાર બતાવ્યા છે.

અલ્લાહ તઆલાના નવ્વાણુ નામો પઢીને જે હેતુ માટે દુઆ કરવામાં આવે તે કબૂલ થાય છે. અલ્લાહ તઆલાનો વાયદો છે, اُدْعُوْنِیْٓ اَسْتَجِبْ لَکُمْ એટલે કે, "તમે મને પોકારો તો હું તમારી દુઆ કબૂલ કરીશ." જરૂરિયાતો અને મુશ્કેલીઓ માટે દુઆથી વધીને કોઈ યુક્તિ એવી નથી જેમાં કોઈ નુકસાનનો ભય ન હોય અને લાભ નક્કી હોય. પોતાની જરૂરિયાતો માટે અલ્લાહ જલ્લ શા'નુહૂ પાસે દુઆ કરવામાં કોઈ નુકસાનની સંભાવના જ નથી હોતી અને એક રોકડ લાભ એ છે કે, તે દુઆ એક ઈબાદત છે, તેનો સવાબ તેના નામ-એ-આ'માલમાં લખવામાં આવે છે. હદીષમાં છે, اَلدُّعَاءُ مُخُّ الْعِبَادَةِ એટલે કે, "દુઆ કરવી ઈબાદતનું મગજ છે" અને જે હેતુ માટે તેણે દુઆ કરી છે મોટા ભાગે તો તે મકસદ અને હેતુ એ જ પ્રમાણે પ્રાપ્ત થઈ જાય છે અને ક્યારેક એવું પણ થાય છે કે, જે વસ્તુને તેણે પોતાનો મકસદ બનાવ્યો હતો તે તેના માટે લાભદાયક ન હતો, આથી અલ્લાહ તઆલા પોતાની કૃપાથી તેની દુઆને બીજી તરફ ફેરવી દે છે, જે તેના માટે લાભદાયક હોય છે અને વખાણ તથા સ્તુતિની સાથે અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો ઈમાનનો ખોરાક છે, જેના પરિણામે મનુષ્યનું વલણ અલ્લાહ તઆલા સાથે મહોબ્બત સહિત જોડાઈ જાય છે તથા જો દુનિયાની તકલીફો પડે તો તે તુચ્છ અને સરળ લાગે છે.

આથી બુખારી, મુસ્લિમ, તિરમિઝી અને નસાઈની સહીહ હદીષોમાં આવ્યું છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "જે વ્યક્તિને કોઈ ગમ અથવા બેચેની અથવા તો અત્યંત મુશ્કેલ કામ સાથે વાસ્તો પડે તેણે આ શબ્દો પઢવા જોઈએ ઈન્શાઅલ્લાહ ! બધી મુશ્કેલીઓ સહેલી થઈ જશે. તે શબ્દો આ છે,"

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ،

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيْم

મુસ્તદરક હાકિમમાં અનસ (રદિ.)ની રિવાયત પ્રસ્તુત છે કે, રસૂલે કરીમ ﷺએ હઝરત ફાતિમા ઝહ્‌રા (રદિ.)ને ફરમાવ્યું કે, "તમારા માટે એનાથી કઈ વસ્તુ અવરોધરૂપ છે કે તમે મારી વસિય્યતને સાંભળી લો (અને તેના ઉપર અમલ કર્યા કરો). તે વસિય્યત એ છે કે સવાર–સાંજ આ દુઆ કરી લો."

يَا حَيُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ اَصْلِحْ لِيْ شَاْنِيْ كُلَّهٗ وَلَا تَكِلْنِيْ اِلٰى نَفْسِيْ طَرْفَةَ عَيْنٍ

આ દુઆ પણ બધી જ મુશ્કેલીઓ અને જરૂરિયાતો માટે અજોડ છે.

ખુલાસો એ છે કે, પ્રસ્તુત આયતના આ વાક્યમાં ઉમ્મતને બે પ્રકારનું માર્ગદર્શન આપવામાં આવ્યું. એક એ કે વખાણ, સ્તુતિ માટે તથા મુશ્કેલીઓ અને જરૂરિયાતો માટે ફક્ત અલ્લાહ તઆલાને જ પોકારો, તેની મખ્લૂકને નહીં. બીજું એ કે તેને તે જ નામોથી પોકારો જે અલ્લાહ તઆલા માટે સાબિત થયેલા છે, એટલા માટે તેના શબ્દો ન બદલો.

આયતના આગલા વાક્યમાં એના વિશે ઈરશાદ ફરમાવવામાં આવ્યો, وَذَرُوا الَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْٓ اَسْمَآئِهٖ سَيُجْزَوْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ એટલે કે, "એવા લોકોને છોડી દો જેઓ અલ્લાહ તઆલાના સારા નામોમાં ઈલ્હાદ એટલે કે ખોટી નીતિ અપનાવે છે, તેમને તેમની ખોટી નીતિનો બદલો મળી જશે." "ઈલ્હાદ"નો અર્થ લુગત (શબ્દકોષ)માં "વલણ રાખવું" (Inclination) અને "મધ્યમ માર્ગથી હટી જવા"નો છે. કુર્આને કરીમમાં આવેલ શબ્દ اِلْحَادٌ (ઈલ્હાદ)નો અર્થ "કુર્આને કરીમનો સાચો અર્થ છોડીને આમ–તેમની તા'વીલો અને ફેરબદલ કરવા"ના અર્થમાં બોલવામાં આવે છે.

આ આયતમાં રસૂલે કરીમ ﷺને એ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, એવા લોકો સાથે સંબંધ પણ છોડી દો જેઓ અલ્લાહ તઆલાના સારા નામોમાં ઈલ્હાદ અને ખોટી નીતિ ધારણ કરે છે.

**અલ્લાહના નામોમાં ખોટી નીતિ ધારણ કરવાની મનાઈ અને તેના વિવિધ સ્વરૂપો :**

અલ્લાહના નામોમાં ફેરબદલ કરવાના અથવા ખોટી નીતિ ધારણ કરવાના ઘણા સ્વરૂપો હોઈ શકે છે, તે બધા આ આયતના વિષયમાં સામેલ છે. પ્રથમ એ કે, અલ્લાહ તઆલા માટે તે જ નામોનો ઉપયોગ કરવામાં આવે જે કુર્આન અને હદીષમાં અલ્લાહ તઆલા માટે સાબિત થયા હોય. ઉલમાએ હકની સર્વસહમતી છે કે અલ્લાહ તઆલાના નામો અને સિફતોમાં કોઈને એ અધિકાર નથી કે તે જે ઈચ્છે નામ રાખે અથવા જે સિફતોની સાથે ઈચ્છે તેના વખાણ અને સ્તુતિ કરે, બલકે ફક્ત તે જ શબ્દો હોવા જરૂરી છે જે કુર્આન અને સુન્નતમાં અલ્લાહ તઆલા માટે નામ અને સિફત તરીકે વર્ણન કરવામાં આવ્યા છે. દાખલા તરીકે અલ્લાહને "કરીમ" કહી શકાય, "સખી" ન કહી શકાય. "નૂર" કહી શકાય, "અબયદ" (સફેદ) ન કહી શકાય. "શાફી" કહી શકાય, "તબીબ" ન કહી શકાય, કારણ કે આ બીજા શબ્દો સાબિત થયેલ નથી, ભલે આ શબ્દો પરસ્પર સમાનાર્થી છે.

બીજું સ્વરૂપ "ઈલ્હાદ ફીલ અસ્માઅ્" એટલે કે, "નામોમાં ફેરબદલ કરવા"નું એ હોઈ શકે છે કે, અલ્લાહ તઆલાનું જે નામ કુર્આન અને સુન્નતથી સાબિત થયેલ છે તેમાંથી કોઈ નામને અયોગ્ય સમજીને છોડી દેવામાં આવે તો તેનું આવું કરવું બેઅદબી અને અસભ્ય વર્તન હોવું એ જાહેર બાબત છે.

**કોઈ વ્યકિતતને અલ્લાહ તઆલાના ખાસ નામો વડે પોકારવું અથવા સંબોધન કરવું જાઇઝ નથી :**

ત્રીજું સ્વરૂપ એ છે કે, અલ્લાહ તઆલાના ખાસ નામોમાંથી કોઈ નામ કોઈ અન્ય વ્યક્તિ માટે ઉપયોગ કરવામાં આવે પરંતુ તેમાં વિગત એ છે કે, અસ્માએ હુસ્નામાંથી અમુક નામો એવા પણ છે જેને પોતે કુર્આન અને હદીષમાં અન્ય લોકો માટે પણ વાપરવામાં આવ્યા છે અને અમુક નામો તે છે જેને અલ્લાહ તઆલા સિવાય કોઈના માટે ઉપયોગ કરવો કુર્આન અને હદીષથી સાબિત થયેલ નથી; તો જે નામોનો ઉપયોગ કુર્આન અને હદીષથી સાબિત થયેલ છે તે નામો તો અન્યો માટે ઉપયોગ કરી શકાય છે, જેમકે રહીમ, રશીદ, કલીમ, કરીમ, અઝીજ

વગેરે અને અસ્માએ હુસ્નામાંથી તે નામો જેનો ગયરૂલ્લાહ માટે ઉપયોગ કરવો કુર્આન અને સુન્નતથી સાબિત નથી તે ફક્ત અલ્લાહ તઆલા માટે જ ખાસ છે, તેને ગયરૂલ્લાહ માટે ઉપયોગ કરવો ઉપર વર્ણન થયું તે મુજબ ઈલ્હાદમાં સામેલ છે અને નાજાઈઝ તથા હરામ છે જેમકે, રહમાન, સુબ્હાન, રઝ્ઝાક, ખાલિક, ગફ્ફાર, કુદ્દૂસ વગેરે.

પછી આ ખાસ નામોનો ગયરૂલ્લાહ માટે ઉપયોગ કરવો જો કોઈ ખોટી માન્યતાની રૂએ હોય કે તેને જ ખાલિક (સર્જનહાર) સમજતો હોય અથવા રઝ્ઝાક (રોજી આપનાર) સમજીને આ શબ્દોથી સંબોધન કરી રહ્યો છે ત્યારે તો એવું કહેવું કુફ્ર છે અને જો અકીદહ ખોટો નથી ફક્ત બેદરકારીથી અજ્ઞાનતામાં કોઈ વ્યક્તિને ખાલિક, રઝ્ઝાક અથવા રહમાન કે સુબ્હાન કહી દીધું તો આ જો કે કુફ્ર નથી પરંતુ શિર્કિય્યહ શબ્દો હોવાના કારણે સખત ગુનોહ છે.

અફસોસ છે કે આજકાલ મુસલમાનો એવી મોટી ભૂલમાં સંડોવાયા છે કે, અમુક લોકો તો એવા છે કે જેમણે ઈસ્લામી નામો રાખવાનું છોડી દીધું, તેમના ચહેરા-મહોરા અને ટેવોથી પ્રથમ તેમનું મુસલમાન તરીકે ઓળખવું જ મુશ્કેલ હતું પરંતુ તેમના નામથી તેમની ઓળખ ખબર પડી જતી હતી પરંતુ હવે તો નામો પણ અંગ્રેજી શૈલીના રાખવામાં આવ્યા છે. છોકરીઓના સ્ત્રીવાચક નામો ઈસ્લામના તરીકાથી વિરુદ્ધ ખદીજહ, આઈશાહ, ફાતિમાના બદલે નસીમ, શમીમ, શહેનાઝ, નજમા, પરવીન વગેરે હોય છે, તેનાથી વધારે અફસોસની વાત એ છે કે, જે લોકોના ઈસ્લામી નામો છે જેમકે અબ્દુર્રહમાન, અબ્દુલખાલિક, અબ્દુર્રઝ્ઝાક, અબ્દુલગફ્ફાર, અબ્દુલકુદ્દૂસ વગેરે, તે નામમાં ઘટાડો કરીને એ ખોટી રીત અપનાવાવમાં આવે છે કે, ફક્ત છેલ્લો શબ્દ બોલવામાં આવે છે જેમકે રહમાન, ખાલિક, રઝ્ઝાક વગેરે દ્વારા માણસોને સંબોધન કરવામાં આવે છે અને એનાથી વધારે નિંદનીય બાબત એ છે કે, અલ્લાહની કુદરતને અલ્લાહ સાહેબના નામથી પોકારવામાં આવે છે. આ બધું નાજાઈઝ, હરામ તથા ગુનાહે કબીરા છે. જેટલી વખતે આ શબ્દો પોકારવામાં આવે છે એટલી વખતે ગુનાહે કબીરા લાગુ પડે છે અને સાંભળનારા પણ ગુનાહથી ખાલી નથી રહેતા.

આ ગુનાહે બેલઝ્ઝત એટલે કે, લાભ વગરના ગુનાહો છે જેને આપણા હજારો ભાઈઓએ પોતાનો રાત-દિવસનો નિત્યક્રમ બનાવી દીધો છે અને કોઈ

ચિંતા પણ નથી કરતા કે, આ નાની સરખી જણાતી હરકતનું પરિણામ કેટલું ખતરનાક છે. જેના તરફ પ્રસ્તુત આયતના અંતિમ વાક્યમાં તાકીદ કરવામાં આવી છે, سَيُجْزَوْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ એટલે કે, "તેમને પોતાના કર્યાનો બદલો આપવામાં આવશે." એનો બદલો નક્કી નથી કરવામાં આવ્યો એ બાબત સખત અઝાબના સંદેહ (શકયતા) તરફ ઈશારો કરે છે.

જે ગુનાહોમાં દુનિયાનો કોઈ લાભ અથવા સ્વાદ અને રાહત છે તેમાં તો કોઈ કહેનારો એવું પણ કહી શકે છે કે, હું પોતાની ઈચ્છા અને જરૂરિયાતથી મજબૂર હતો પરંતુ અફસોસ એ છે કે, આજે મુસલમાન એવા ઘણા બધા વ્યર્થ ગુનાહોમાં પણ પોતાની અજ્ઞાનતા અને બેદરકારીમાં સંડોવાયેલો નજરે પડે છે જેમાં ન તો દુનિયાનો કોઈ લાભ છે અને ન જ કોઈ નિમ્ન કક્ષાની રાહત અને લિજ્જત છે, કારણ એ છે કે હલાલ અને હરામ, જાઈઝ અને નાજાઈઝ તરફ ધ્યાન જ નથી રહ્યું. નઊઝુબિલ્લાહ !

————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૮૧ થી ૧૮૫)

وَمِمَّنْ خَلَقْنَآ اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ ﴿١٨١﴾ وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا
سَنَسْتَدْرِجُهُمْ مِّنْ حَيْثُ لَا يَعْلَمُوْنَ ﴿١٨٢﴾ وَاُمْلِيْ لَهُمْ ۗ اِنَّ كَيْدِيْ مَتِيْنٌ ﴿١٨٣﴾
اَوَلَمْ يَتَفَكَّرُوْا ۜ مَا بِصَاحِبِهِمْ مِّنْ جِنَّةٍ ۗ اِنْ هُوَ اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿١٨٤﴾ اَوَلَمْ يَنْظُرُوْا
فِيْ مَلَكُوْتِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا خَلَقَ اللّٰهُ مِنْ شَيْءٍ ۙ وَّاَنْ عَسٰٓى اَنْ يَّكُوْنَ
قَدِ اقْتَرَبَ اَجَلُهُمْ ۚ فَبِاَيِّ حَدِيْثٍۢ بَعْدَهٗ يُؤْمِنُوْنَ ﴿١٨٥﴾

## તરજુમો :

*અને તે લોકોમાં કે જેમને અમે પેદા કર્યા છે એક જૂથ છે કે સાચો માર્ગ બતાવે છે અને એના જ પ્રમાણે ઈન્સાફ કરે છે. (૧૮૧) અને જેમણે અમારી આયતોને જૂઠાડી અમે તેમને એવી જગ્યાએથી ધીરે–ધીરે પકડીશું કે તેમને ખબર પણ થશે નહીં. (૧૮૨) અને હું તેમને ઢીલ આપીશ, બેશક ! મારો*

*દા'વ પાકો છે. (૧૮૩) શું તેમણે ઊંડો વિચાર ન કર્યો કે તેમના મિત્રને કંઈ પણ ગાંડપણ નથી ! તે તો ખુલ્લો ડરાવનારો છે. (૧૮૪) શું તેમણે નજર ન કરી આસમાન અને જમીનની સલતનતમાં અને જે કંઈ અલ્લાહે પેદા કર્યું દરેક વસ્તુથી અને એમાં કે કદાચ તેમનો વાયદો નજીક આવી ગયો હોય; બસ ત્યારબાદ કઈ વાત ઉપર ઈમાન લાવશે ? (૧૮૫)*

## તફસીર :

અને અમારી મખ્લૂક જિન્નાત અને મનુષ્યમાં (બધા ગુમરાહ નથી પરંતુ) એક સમૂહ (તેમનામાંથી) એવો પણ છે જેઓ (દીને) હક (એટલે કે ઈસ્લામ) પ્રમાણે (લોકોને) માર્ગદર્શન (પણ) કરે છે અને એ જ પ્રમાણે (પોતાના અને પારકાઓના વ્યવહારમાં) ન્યાય પણ કરે છે અને જે લોકો અમારી આયતોને જૂઠાડે છે અમે તેમને ધીમે–ધીમે (જહન્નમ તરફ) લઈ જઈ રહ્યા છીએ એ રીતે કે તેમને ખબર પણ નથી અને (દુનિયામાં અઝાબ નાઝિલ કરવાથી) તેમને મહોલત આપું છું, બેશક ! મારી યુક્તિઓ ખૂબ જ મજબૂત છે, શું તે લોકોએ એ વાતનો વિચાર ન કર્યો કે તેમને જેનાથી વાસ્તો પડ્યો છે તે તો જરા પણ પાગલ નથી, તે તો ફક્ત એક સાફ–સાફ (અઝાબથી) ડરાવનાર છે, (જે સૈદ્ધાંતિક રીતે પયગમ્બરોનું કામ હોય છે) અને શું તે લોકોએ વિચાર નથી કર્યો આસમાનો અને જમીનની દુનિયામાં અને (વળી) બીજી વસ્તુઓમાં જે અલ્લાહ તઆલાએ પેદા કરી છે ? (તેથી તેમને તવહીદની દલીલો પ્રાપ્ત થઈ જાય) અને એ વાતમાં (પણ વિચાર નથી કર્યો) કે શક્ય છે કે તેમની અઝલ નજીક આવી પહોંચી હોય ! (જેથી અઝાબના ડરથી તેનાથી બચવાની ફિકર કરે અને તે ફિકર–ચિંતાના કારણે જ તેમને સત્ય દીન મળી જાય અને અઝલ–મોત નજીક હોવાની દરેક વખતે સંભાવના રહે છે અને જ્યારે કુર્આન જેવા પ્રભાવશાળી કલામ દ્વારા તેમના ચિંતનમાં જરા સરખી પણ ગતિ જોવા નથી મળતી તો) ત્યારબાદ કુર્આન પછી કોની વાત ઉપર આ લોકો ઈમાન લાવશે ?

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં જહન્નમની હાલતો, સિફતો અને તે લોકોના માર્ગ ભટકવાનું કારણ વર્ણન કરવામાં આવ્યું કે તેમણે અલ્લાહની અર્પણ કરેલી બુદ્ધિ,

સમજદારી તથા પ્રાકૃતિક શક્તિઓને તેના વાસ્તવિક સ્વરૂપે ઉપયોગમાં ન લીધી અને વ્યર્થ વેડફી નાંખી, ત્યારબાદ તેમની બીમારીનો ઈલાજ અલ્લાહના નામો (અસ્માએ હુસ્ના) અને અલ્લાહ તઆલાના ઝિક્ર દ્વારા બતાવવામાં આવ્યો હતો. એનાથી ઊલટું આ આયતથી ઉપરની આયતમાં ઈમાનવાળાઓ અને અહલે હક્કનું વર્ણન હતું, જેમણે અલ્લાહ તઆલાએ અર્પણ કરેલ બુદ્ધિથી સીધો અને સાચો માર્ગ અપનાવ્યો. ઈરશાદ છે, وَمِمَّنْ خَلَقْنَآ اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ એટલે કે, જે લોકોને અમે પેદા કર્યા છે તેમનામાં એક ઉમ્મત એવી છે, જે સત્ય પ્રમાણે માર્ગદર્શન કરે છે, એટલે કે લોકોને સીધા માર્ગ (સીરાતે મુસ્તકીમ)ની દોરવણી આપે છે અને જ્યારે તેમનામાં પરસ્પર કોઈ વિવાદ અથવા ઘટના બને છે તો પોતાના ઝઘડાઓનો ફેંસલો પણ અલ્લાહ તઆલાના બનાવેલ કાયદાઓને આધીન જ કરે છે.

તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ પોતાની સનદ સાથે નકલ કર્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺએ આ આયતની તિલાવત કરીને ઈરશાદ ફરમાવ્યો કે, આ ઉમ્મત જેનું વર્ણન આ આયતમાં છે તે મારી ઉમ્મત છે જે પોતાના બધા ઝઘડાઓના ફેંસલા સત્ય અને ન્યાયપૂર્વક અલ્લાહના કાયદાઓ પ્રમાણે કરશે અને લેન–દેનના બધા જ વ્યવહારોમાં સત્ય અને ન્યાયને નજર સમક્ષ રાખશે."

અબ્દ બિન હુમૈદની એક રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સંબોધન કરીને ફરમાવ્યું કે, "આ આયત તમારા માટે આવી છે અને તમારાથી અગાઉ એક ઉમ્મતને પણ આ ખાસિયતો અર્પણ થઈ ચૂકી છે, પછી આ આયત તિલાવત કરી, وَمِنْ قَوْمِ مُوْسٰىٓ اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ (૭:૧૫૯) જેનો અર્થ એ છે કે, હઝરત મૂસા (અલૈ.)ની ઉમ્મતમાં પણ એક સમૂહ આ ગુણ–લક્ષણો અને ખાસિયતો ધરાવતો હતો કે લોકોના માર્ગદર્શનમાં અને પરસ્પરના વિવાદો નિપટાવવામાં સત્ય એટલે કે, અલ્લાહની શરીઅતનું સંપૂર્ણ અનુસરણ કરતા હતા અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને પણ આ ખાસિયતો અને વિશિષ્ટતાઓ અલ્લાહ તઆલાએ બખ્શી છે."

એનો ખુલાસો એ છે કે, તે બે પ્રકારની ટેવો છે. એક એ કે, અન્ય લોકોની આગેવાની અને માર્ગદર્શન અથવા તો સલાહ–મશવરામાં શરીઅતનું અનુસરણ

કરે અને બીજું એ કે, જો કોઈ પરસ્પરમાં વિવાદ ઉપસ્થિત થઈ જાય તો તેનો ફેંસલો શરીઅતના કાયદા અનુસાર કરે.

વિચાર કરવામાં આવે તો આ જ બે ટેવો એવી છે કે જે કોઈપણ કોમ અને સમુદાયની ભલાઈ તથા દુનિયા અને આખિરતની સફળતાની જામીન થઈ શકે છે કે, સુલેહ અને યુદ્ધ તથા દોસ્તી અને દુશ્મની બલકે, દરેક પરિસ્થિતિમાં તેમનો મુખ્ય ઉદ્દેશ્ય સત્ય અને ન્યાય જ હોય છે. પોતાના મિત્રો અને દોસ્તોની સાથે જે વ્યવહારની રીત અપનાવે તેમાં પણ સત્યનું અનુસરણ હોય અને દુશ્મનો તથા હરીફોના ઝઘડાઓમાં પણ સત્ય સામે પોતાના બધા જ વિચારો અને ઈચ્છાઓને છોડી દે જેનો ખુલાસો એ છે કે તેઓ સત્યવાદી (સાચા) હોય.

ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની બીજી બધી જ ઉમ્મતો ઉપર શ્રેષ્ઠતા અને અગ્રિમતાનું રહસ્ય અને તેમની વિશિષ્ટતાનું કારણ આ જ સચ્ચાઈને વળગી રહેવાનો ગુણ છે કે, તેમણે પોતાની સમગ્ર જિંદગીને સત્યને તાબે કરી, જે સમુદાય અથવા વર્ગની આગેવાની તથા માર્ગદર્શન કર્યું તે પણ નિખાલસપણે સત્યના તકાદાઓ પ્રમાણે જ કર્યું. પોતાની વ્યક્તિગત ઈચ્છાઓને અને કૌટુંબિક અથવા કોમી રિવાજોને તેમાં સદંતર દખલગીરી કરવા ન દીધી અને પરસ્પરના વિવાદોમાં પણ હંમેશા સત્યનો સ્વીકાર કર્યો. સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નો સંપૂર્ણ ઈતિહાસ આ બાબતનો સાક્ષી છે.

અને જયારથી ઉમ્મતની આ બે ટેવોમાં ઉણપ અને ક્ષતિ આવી તે સમયથી જ તેની પડતીની શરૂઆત થઈ ગઈ.

અત્યંત રંજ અને અફસોસ કરવાનો મોકો છે કે, આજે આ જ સત્યને વળગી રહેનાર ઉમ્મત પોતાની મનેચ્છાઓની ગુલામ બનીને રહી ગઈ છે. તેમની પાર્ટીઓ અને જમાઅતો બને છે તો તે પણ માત્ર વ્યક્તિગત સ્વાર્થ અને દુનિયાના તુચ્છ તથા નિમ્ન કક્ષાના નફાના ધોરણ ઉપર આધારિત હોય છે. એકબીજાને જે સિદ્ધાંતોની પાબંદીનું આમંત્રણ આપવામાં આવે છે તે પણ વ્યક્તિગત મનેચ્છાઓ કે કૌટુંબિક રિવાજો હોય છે. કોઈ તેમનો વિરોધ કરે તો બધા તેમનો સામનો કરવા તૈયાર હોય છે પરંતુ સત્ય અને શરીઅત પ્રમાણે ચાલવાનો ન તો ક્યાંય કરાર થાય છે અને ન જ કોઈ તેનું અનુસરણ કરવા માટે કોઈને તાકીદ કરે છે, ન જ

તેના વિરુદ્ધ અમલ કરવાથી કોઈની પેશાની (કપાળ) ઉપર કરચલી પડે છે.

એ જ પ્રમાણે પરસ્પરના ઝઘડાઓ અને વિવાદાસ્પદ મુકદ્દમાઓમાં દુનિયાના થોડા દિવસના નફા માટે અલ્લાહના કાનૂનને છોડીને શયતાનના કાયદાઓ દ્વારા ફૈસલો કરાવવા ઉપર રાજી થઈ જાય છે.

એનું એ દુષ્ટ પરિણામ જે દરેક સ્થળે દરેક દેશમાં અનુભવવામાં આવી રહ્યું છે કે આ ઉમ્મત દરેક સ્થળે અપમાનિત જોવા મળી રહી છે, ભાગ્યે જ અમુક અપવાદો હશે. આ ઉમ્મતે સત્ય દીનથી મોઢું ફેરવ્યું તો સત્યએ તેમની મદદ અને સહાય કરવાનું છોડી દીધું.

સત્યને વળગી રહેવાના અને અપનાવવાના બદલે મનેચ્છાઓ અપનાવવાથી વ્યક્તિગત રીતે કોઈ-કોઈ વ્યક્તિને જે દુનિયવી ફાયદો મળી ગયો તે તેના ઉપર ખુશખુશાલ છે, પરંતુ સમગ્ર કોમ અને મિલ્લતનો વિનાશ કે જે તેનું આવશ્યક પરિણામ છે તેને કોઈ જોનારુ કે સાંભળનારું નથી. જો કોઈ સમગ્ર ઉમ્મતની સફળતા અને પ્રગતિને નજર સમક્ષ રાખે તો તેની સામે કોઈ માર્ગ નહિ હોય કે તે કુર્આનના સિદ્ધાંતોને મજબૂતીથી પકડે, પોતે પણ તેના ઉપર અમલ કરે અને અન્યોને પણ તેના પાબંદ બનાવવાનો પ્રયત્ન કરે.

બીજી આયતમાં આ શંકાનો જવાબ આપવામાં આવ્યો છે કે, જ્યારે કોમી પ્રગતિનો આધાર સત્યને વળગી રહેવા ઉપર અને ન્યાયના અનુસરણ ઉપર આધારિત છે તો અન્ય ગેરમુસ્લિમ કોમો જે સત્યથી ખરેખર દૂર છે, તે શા માટે દુનિયામાં પ્રગતિ અને વિકાસ કરતી નજરે પડે છે ? તેનો જવાબ આ છે, وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا سَنَسْتَدْرِجُهُمْ مِّنْ حَيْثُ لَا يَعْلَمُوْنَ એટલે કે, "અમે અમારી આયતોને જૂઠાડનારાઓને હિકમત અને રહમતના કારણે અચાનક નથી પકડતા બલકે ધીરે-ધીરે, ક્રમે-ક્રમે પકડીએ છીએ જેની તેને ખબર પણ થતી નથી." એટલા માટે દુનિયામાં કાફિરો અને દુષ્ટોની માલદારી, ઈજ્જત અથવા હોદ્દાઓથી કે જાહોજલાલીથી કોઈ ધોકો ન ખાઈ બેસે, કારણ કે તે વાસ્તવમાં તેમના માટે કોઈ ભલાઈનો સામાન નથી બલકે, અલ્લાહ તઆલા તરફથી એક ઢીલ છે. ઢીલનો અર્થ એ છે કે ક્રમે-ક્રમે, આહિસ્તા-આહિસ્તા કોઈ કાર્ય કરવામાં આવે. કુર્આન અને સુન્નતની પરિભાષામાં اِسْتِدْرَاج (ઈસ્તિદ્રાજ) એને કહેવામાં

આવે છે કે, બંદાના ગુનાહો ઉપર દુનિયામાં તેને તકલીફ અથવા મુસીબત ન આવે બલકે, જેમ–જેમ તે ગુનાહોમાં પ્રગતિ કરતો જાય દુનિયાના માલ અને દોલત વધતા જાય, જેનું પરિણામ એ છે કે તેને પોતાના દુષ્ટ કર્મો ઉપર ક્યારેય અફસોસ કે તાકીદ થતી નથી, બલકે તે બેદરકાર રહે છે અને ગફલતથી આંખો ખુલતી નથી તથા પોતાના દુષ્ટ કર્મો તેને ખરાબ પણ લાગતા નથી અને એટલા માટે તે તેનાથી અટકી જવાની ચિંતા કરતો નથી.

મનુષ્યની આવી હાલત તે અસાધ્ય રોગનો ભોગ બનેલ રોગી જેવી છે કે તે તેની બીમારીને જ તંદુરસ્તી સમજે છે અને ઝેરને જ સંજીવની સમજીને ઉપયોગ કરે છે, જેનું પરિણામ એ હોય છે કે ક્યારેક તો દુનિયામાં આ વ્યક્તિને પકડી લેવામાં આવે છે અને ક્યારેક મોત સુધી આ ક્રમ ચાલતો રહે છે. અંતે મોત તેની મોજ–મસ્તી અને મદ્‌હોશીનો અંત લાવે છે અને કાયમી અઝાબ તેનું ઠેકાણું બની જાય છે.

કુર્આને કરીમની વિવિધ સૂરતો અને આયતોમાં આ اِسْتِدْرَاجُ (ઈસ્તિદ્‌રાજ) "ઢીલ"નું વર્ણન થયું છે. ઈરશાદ છે, فَلَمَّا نَسُوْامَا ذُكِّرُوْا بِهٖ فَتَحْنَاعَلَيْهِمْ اَبْوَابَ كُلِّ شَيْءٍ حَتّٰى اِذَا فَرِحُوْا بِمَآ اُوْتُوْٓا اَخَذْنٰهُمْ بَغْتَةً فَاِذَاهُمْ مُّبْلِسُوْنَ (૬:૪૪) એટલે કે, "જ્યારે આ લોકો તે વસ્તુને ભૂલાવી બેઠા જે તેમને યાદ અપાવવામાં આવી હતી તો અમે તેમના ઉપર દરેક વસ્તુના દરવાજા ખોલી નાંખ્યા, એટલે સુધી કે તેઓ પોતાની મળેલી નેઅ્મત અને દોલત ઉપર મિથ્યાભિમાન કરવા લાગ્યા તો અમે તેમને અચાનક અઝાબમાં પકડી લીધા તો તેઓ છુટકારાથી નિરાશ થઈને રહી ગયા."

આ "ઈસ્તિદ્‌રાજ" (ઢીલ આપવી) કાફિરો સાથે પણ હોય છે અને ગુનેહગાર મુસલમાનો સાથે પણ. એટલા માટે સહાબા (રદિ.) અને પુરોગામી બુઝૂર્ગોને જ્યારે કોઈ વખતે દુનિયાની નેઅ્મત અને દોલત અલ્લાહ તઆલાએ અર્પણ કરી તો ભયના ઓથારના કારણે તેઓ ઈસ્તિદ્‌રાજથી ડર્યા કરતા હતા કે, ક્યાંક દુનિયાની આ દોલત અમારા માટે ઈસ્તિદ્‌રાજ સ્વરૂપે ન હોય !

ત્રીજી આયતમાં આ જ ઈસ્તિદ્‌રાજનું વર્ણન છે وَاُمْلِیْ لَهُمْ اِنَّ كَيْدِیْ مَتِيْنٌ એટલે કે, "હું તે ગુનેહગારોને મહોલત આપતો રહું છું અને મારી યુક્તિ ઘણી મજબૂત છે."

ચોથી આયતમાં કાફિરોના જે વાહિયાત વિચારનું ખંડન કરવામાં આવ્યું છે કે, નઊઝુબિલ્લાહ રસૂલે કરીમ ﷺ ઉપર પાગલપણું સવાર છે. ફરમાવ્યું, اَوَلَمۡ يَتَفَكَّرُوۡا مَابِصَاحِبِهِمۡ مِّنۡ جِنَّةٍ اِنۡ هُوَ اِلَّا نَذِيۡرٌ مُّبِيۡنٌ એટલે કે, શું તે લોકોએ ચિંતન અને મનન નથી કર્યું કે જેમનો તેમની સાથે વાસ્તો પડ્યો છે તેમનામાં જરા પણ ગાંડપણ નથી ? તેમની બુદ્ધિ અને હિકમત સામે પણ સમગ્ર દુનિયાના બૌદ્ધિકો, ફિલોસોફરો આશ્ચર્યચકિત અને સ્તબ્ધ છે. તેમના વિશે ગાંડપણની કલ્પના કરવી પોતે જ એક ગાંડપણ છે. રસૂલે કરીમ ﷺ તો સ્પષ્ટ સાફ–સાફ વાસ્તવિકતાઓ વર્ણન કરીને આખિરત અને અલ્લાહના અઝાબથી ડરાવનારા છે.

પાંચમી આયતમાં એ બે બાબતો વિશે ચિંતન કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે. પ્રથમ અલ્લાહ તઆલાની આસમાન અને જમીનની મખ્લૂક અને અવકાશમાં રહેલ અસંખ્ય આશ્ચર્યજનક સર્જનમાં ચિંતન અને મનન તથા પોતાની જિંદગી અને પોતાની પ્રવૃત્તિ ઉપર એક દષ્ટિપાત કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે.

અલ્લાહની આશ્ચર્યજનક સૃષ્ટિમાં જરા જેટલી બુદ્ધિ અથવા સમજદારીથી પણ જો કામ લેવામાં આવે તો આંખે ઉડીને વળગે એવી વાસ્તવિકતા છતી થઈ જાય છે કે, જેને જાડી બુદ્ધિનો માણસ પણ સમજી શકે છે અને તેને અલ્લાહ તઆલાની શા'ન તથા તેની કુદરતના પરિચયના પ્રત્યક્ષ દર્શન થવા લાગે છે તથા થોડી ઊંડી દષ્ટિવાળા વ્યકિત માટે તો વિશ્વનો અણુએ અણુ સર્વશકિતમાન સર્વાધિકારી અને સર્વસત્તાધીશના વખાણ અને સ્તુતિમાં લીન હોય એમ નજરે પડે છે, ત્યારબાદ અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવું તેના માટે એક સ્વાભાવિક તકાદો બની જાય છે.

પોતાની જિંદગીના સમયમાં ચિંતન અને મનનનું પરિણામ એ હોય છે કે, જ્યારે મનુષ્ય સમજી લે કે મોતનો સમય ખબર નથી અને મોતનો ડર અને તેની યાદ જ તે વસ્તુ છે જે મનુષ્યને ઘણા બધા અપરાધોથી બચવા માટે પ્રોત્સાહિત કરે છે. એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَكۡثِرُوۡا ذِكۡرَهَاذِمِ اللَّذَّاتِ الۡمَوۡتُ એટલે કે, "તમે તે વસ્તુઓને વધારે પ્રમાણમાં યાદ કર્યા કરો જે બધા રસાસ્વાદ (લિજ્જત)ને સમાપ્ત કરનાર છે, એટલે કે મોત."

આથી પ્રસ્તુત આયતમાં ફરમાવવામાં આવ્યું, اَوَلَمۡ يَنۡظُرُوۡا فِىۡ مَلَكُوۡتِ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَمَا خَلَقَ اللّٰهُ مِنۡ شَىۡءٍ وَّاَنۡ عَسٰٓى اَنۡ يَّكُوۡنَ قَدِاقۡتَرَبَ اَجَلُهُمۡ તેમાં શબ્દ مَلَكُوۡتَ (મલકૂત) એ مُلۡک (મુલ્ક)થી બન્યો છે. તે અતિશયોક્તિના અર્થમાં બોલવામાં આવે છે, તેનો અર્થ "મહાન પ્રદેશ" છે. આયતનો ભાવાર્થ એ છે કે, આ ઈન્કારીઓએ શું અલ્લાહ તઆલાના મહાન પ્રદેશમાં વિચાર કર્યો નથી જે આસમાનો અને જમીનો અને અસંખ્ય વસ્તુઓ ઉપર છવાયેલ છે અને શું તેના ઉપર દૃષ્ટિ નથી કરી કે એવું બની શકે છે કે તેમનો મૃત્યુનો સમય નજીક હોય ત્યારબાદ ઈમાન અને અમલની ફુરસદ સમાપ્ત થઈ જશે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, فَبِاَىِّ حَدِيۡثٍ ۢ بَعۡدَهٗ يُؤۡمِنُوۡنَ એટલે કે, "જે લોકો કુર્આને કરીમની આ પ્રમાણેની સ્પષ્ટ નિશાનીઓમાં પણ ઈમાન નથી લાવતા પછી તેઓ અન્ય કઈ વસ્તુ ઉપર ઈમાન લાવશે ?"

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૮૬-૧૮૭)

مَنۡ يُّضۡلِلِ اللّٰهُ فَلَا هَادِىَ لَهٗ ؕ وَيَذَرُهُمۡ فِىۡ طُغۡيَانِهِمۡ يَعۡمَهُوۡنَ ﴿۱۸۶﴾ يَسۡـَٔلُوۡنَكَ عَنِ
السَّاعَةِ اَيَّانَ مُرۡسٰٮهَا ؕ قُلۡ اِنَّمَا عِلۡمُهَا عِنۡدَ رَبِّىۡ ۚ لَا يُجَلِّيۡهَا لِوَقۡتِهَاۤ
اِلَّا هُوَ ؔۘ ثَقُلَتۡ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ لَا تَاۡتِيۡكُمۡ اِلَّا بَغۡتَةً ؕ يَسۡـَٔلُوۡنَكَ كَاَنَّكَ
حَفِىٌّ عَنۡهَا ؕ قُلۡ اِنَّمَا عِلۡمُهَا عِنۡدَ اللّٰهِ وَلٰـكِنَّ اَكۡثَرَ النَّاسِ لَا يَعۡلَمُوۡنَ ﴿۱۸۷﴾

## તરજુમો :

*જેને અલ્લાહ ગુમરાહ કરે તેને કોઈ માર્ગ બતાવનાર નથી અને અલ્લાહ તેમને તેમની શરારતો (દુષ્ટ પ્રવૃત્તિઓ)માં ભટકતા છોડી દે છે. (૧૮૬) તમને કયામત વિશે પૂછે છે કે તેના કાયમ થવાનો સમય ક્યારે છે ? તમે કહો ! તેની ખબર તો મારા પરવરદિગારની પાસે જ છે, તે જ તેના સમય ઉપર તેને ખોલી બતાવશે, તે આસમાનો અને જમીનમાં ભારે વાત છે, જ્યારે તમારા ઉપર આવશે તો જાણ વિના (અચાનક) આવશે, તમને પૂછવા લાગે છે કે જાણે તમે તેની શોધખોળમાં લાગેલા છો; તમે કહી આપો ! તેની ખબર ખાસ અલ્લાહ પાસે છે પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૧૮૭)*

## તફસીર :

જેને અલ્લાહ તઆલા ગુમરાહ કરે છે તેને કોઈ માર્ગ ઉપર લાવી નથી શકતું (પછી દિલગીર થવું નિરર્થક છે) અને અલ્લાહ તઆલા તેમને તેમની ગુમરાહીમાં ભટકતા છોડી દે છે (જેથી સમય આવ્યે પૂરી સજા મળી જાય), લોકો તમને કયામત વિશે સવાલ કરે છે કે તે ક્યારે, કયા સમયે કાયમ થશે ? (હે નબી ﷺ!) તમે કહી આપો કે તેનું (એ) જ્ઞાન (કે તે ક્યારે અને કયા સમયે આવશે તે) ફક્ત મારા પરવરદિગારની પાસે જ છે; (અન્ય કોઈને તેની જાણકારી નથી) તેના સમય ઉપર તેને અલ્લાહ સિવાય કોઈ અન્ય જાહેર કરશે નહીં (અને તે જાહેર એવી રીતે થશે કે તે સમયે તેના આવી પડવાની સૌને સંપૂર્ણ ખબર થઈ જશે, તે સમય પહેલાં કોઈને બતાવવા માટે પણ તેને જાહેર કરવામાં ન આવશે, કારણ કે) તે આસમાનો અને જમીનોમાં ભારે મોટો હાદસો હશે (એટલા માટે) તે તમારા ઉપર માત્ર અચાનક (જ્યારે તમને જાણ નહીં હોય એવી પરિસ્થિતિમાં) આવી પડશે (જેથી તે જે પ્રમાણે દરેક પદાર્થ અને દરેક સર્જનને છીન્ન-ભિન્ન કરી દેવા માટે સક્ષમ અને ભારે છે, એ જ પ્રમાણે તે દિલો ઉપર પણ ભારે અસર કરનાર હશે અને પ્રથમથી બતાવી દેવામાં આ રહસ્ય છતું થઈ જાય છે વળી તેમની તેના વિશે પૃચ્છા કરવી પણ એ રીતે છે કે) તેઓ તમને એ જ પ્રમાણે (આગ્રહપૂર્વક) પૂછે છે જેમકે તમે જાણે કે તેનું સંશોધન કરી ચૂક્યા હોય (અને સંશોધન પછી રસૂલે કરીમ ﷺ તેની સંપૂર્ણ જાણકારી પ્રાપ્ત કરી ચૂક્યા હોય) તમે કહી આપો કે તેનું (સંપૂર્ણ) જ્ઞાન માત્ર અલ્લાહ પાસે જ છે પરંતુ મોટા ભાગના લોકો (આ બાબત) જાણતા નથી (કે અમુક જ્ઞાન અલ્લાહ તઆલાએ પોતાના જ્ઞાનના ખજાનામાં ગુપ્ત રાખ્યું છે, અંબિયા અલૈ.ને પણ તેના આવવાની ચોક્કસ જાણકારી આપી નથી, બસ તેને ન જાણવાથી કોઈ નબીને કયામતના નક્કી સમયની જાણકારી ન હોવી નઊઝુબિલ્લાહ નુબુવ્વતના નકાર માટેની દલીલ ન સમજી શકાય, નુબુવ્વત માટે આ જ્ઞાન જરૂરી જ છે એવું સમજવું પણ ભૂલ ભરેલું છે).

## મસ્અલા અને બોધપાઠ :

આથી અગાઉની આયતોમાં કાફિરો અને ઈન્કારીઓની જીદનું, હઠધર્મીનું

તથા કુદરતની ખુલ્લી નિશાનીઓ હોવા છતાં ઈમાન ન લાવવાનું વર્ણન હતું. એ બાબત રસૂલુલ્લાહ ﷺ માટે ઉમ્મત અને દરેક મખ્લૂક સાથે કૃપા તથા રહમતની બીના પર અત્યંત રંજ અને ગમનું કારણ બની શકતી હતી, એટલા માટે પ્રસ્તુત ત્રણ આયતોમાંથી પ્રથમ ત્રણ આયતોમાં રસૂલે કરીમ ﷺને દિલાસો આપવા માટે ઈરશાદ ફરમાવ્યું કે, "જેને અલ્લાહ તઆલા ગુમરાહ કરે તેને કોઈ સીધા માર્ગ ઉપર નથી લાવી શકતું અને એવા લોકોને અલ્લાહ તઆલા ગુમરાહીમાં જ ભટકતા છોડી દે છે."

મતલબ એ છે કે, આ લોકોની હઠધર્મી અને સત્યના સ્વીકાર કરવામાં વાંધા અને વિરોધ ઉપર (હે નબી ﷺ !) તમે ગમગીન ન થાઓ, કારણ કે તમારા હોદ્દાની ફરજ એટલી જ હતી કે સત્ય વાતને સ્પષ્ટપણે ચોખ્ખે-ચોખ્ખી, પ્રભાવશાળી શૈલીથી પહોંચાડી આપો. તે તમે પુરું કરી ચૂક્યા, તમારી જવાબદારી પૂર્ણ થઈ ચૂકી. હવે કોઈનું માનવું, ન માનવું એક તકદીરી બાબત છે, જેમાં તમારી કોઈ દખલગીરી નથી. એટલા માટે તમારે દિલગીર શા માટે થવું જોઈએ !?

આ સૂરતના વિષયોમાંથી ત્રણ વિષય ઘણા મહત્ત્વના હતા. ૧. તવહીદ, ૨. રિસાલત, ૩. આખિરત. અને આ જ ત્રણ વસ્તુઓ ઈમાન અને ઈસ્લામનો મૂળ પાયો છે, તેમાંથી તવહીદ અને રિસાલતનો વિષય પાછલી આયતોમાં વિગતવાર આવી ચૂક્યો છે. પ્રસ્તુત આયતોમાંથી અંતિમ બે આયતોમાં આખિરત અને કયામતના વિષયનો ઉલ્લેખ થયો છે, જેના નાઝિલ થવા માટે પૂર્વભૂમિકા સ્વરૂપે એક ખાસ ઘટના છે જેને ઈમામ ઈબ્ને જરીરે અને અબ્દ બિન હુમૈદે કતાદહની રિવાયતથી વર્ણન કર્યું છે કે, "મક્કાના કુરૈશે રસૂલુલ્લાહ ﷺની ઠેકડી ઉડાવવા મશ્કરી સ્વરૂપે પૂછ્યું કે, તમે કયામત આવવાની ખબર આપો છો અને તેનાથી લોકોને ડરાવો છો, જો તમે સાચા છો તો નક્કી કરીને બતાવી આપો કે કયામત કયા વર્ષે, કઈ તારીખે અને કયા સમયે આવવાની છે ? જેથી અમે તેના આવતા પહેલાં કંઈક તૈયારી કરી લઈએ. તમારા અને અમારા વચ્ચે જે સગાઈ-સંબંધો છે તેનો તકાદો પણ એ જ છે કે, જો તમે સામાન્ય રીતે લોકોને બતાવવા ન ઈચ્છતા હોય તો ઓછામાં ઓછું અમને તો બતાવી જાઓ !" એ ઘટનાના સંદર્ભમાં આ આયત નાઝિલ થઈ, .....يَسْـَٔلُوْنَكَ عَنِ السَّاعَةِ

તેમાં શબ્દ سَاعَةٌ (સાઅહ) અરબી શબ્દકોષના આધારે ખૂબ થોડા સમયને "સાઅહ" કહેવામાં આવે છે, જેની શબ્દકોષના આધારે કોઈ સીમા કે મર્યાદા નક્કી કરવામાં નથી આવી અને જ્યોતિષિઓની પરિભાષામાં રાત અને દિવસના ૨૪ વિભાગોમાંથી એક વિભાગનું નામ "સાઅહ" છે, જેને ગુજરાતીમાં "કલાક" કહેવામાં આવે છે અને કુર્આનની પરિભાષામાં આ શબ્દ તે દિવસ માટે બોલવામાં આવે છે જે દિવસ સમગ્ર મખ્લૂકની મોતનો દિવસ હશે અને તે દિવસ માટે પણ બોલાય છે જેમાં સમગ્ર મખ્લૂક (સૃષ્ટી) પુનઃસજીવન થઈ અલ્લાહ રબ્બુલ આલમીનના દરબારમાં હાજર થશે. اَيَّانَ (અય્યાન)નો અર્થ "ક્યારે" અને مُرْسٰى (મુરસા)નો અર્થ "થોભવાનો" અથવા "કાયમ થવાનો" થાય છે.

لَايُجَلِّيْهَا (લા યુજલ્લીહા) એ تَجْلِيَه (તજલીહ)થી બન્યો છે, જેનો અર્થ છે "ખોલવું અથવા જાહેર થવું". بَغْتَةً (બગ્તતન)નો અર્થ "અચાનક" અને حَفِيٌّ (હફિય્યુન)નો અર્થ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ "જાણકાર" અથવા "વિદ્વાન" હોવાનો વર્ણન કર્યો છે અને વાસ્તવમાં તે વ્યક્તિને "હફી" કહેવામાં આવે છે જે સંશોધન કરીને કોઈપણ બાબતની સંપૂર્ણ જાણકારી પ્રાપ્ત કરી લે.

આયતનો ભાવાર્થ એ છે કે, આ લોકો રસૂલે કરીમ ﷺને કયામત વિશે સવાલ કરે છે કે તે ક્યારે આવશે ? આપ ﷺ કહી આપો કે, તેના નક્કી સમયનું સાચું જ્ઞાન ફક્ત મારા પરવરદિગાર પાસે જ છે, ન તો પહેલેથી કોઈને ખબર છે અને ન જ આવવાના સમયે પણ કોઈને પ્રથમથી તેની જાણ થશે. જ્યારે નિશ્ચિત સમય આવશે તો અલ્લાહ તઆલા જ તેને જાહેર કરશે, કોઈ માધ્યમ વચ્ચે નહીં હોય. આ કયામતની ઘટના આસમાન અને જમીનો ઉપર ઘણી જ ભારે સાબિત થશે કે તેના ટૂકડે-ટૂકડા થઈને ઉડવા માંડશે. એટલા માટે હિકમતનો તકાદો એ છે કે આવી અતિભયંકર ઘટનાની જાહેરાત પ્રથમથી કરવામાં ન આવે, નહિતર વિશ્વાસ કરનારાઓની જિંદગી મુશ્કેલ બની જશે અને ઈન્કારીઓ માટે ઠેકડી ઉડાવવાની અને મશ્કરી કરવાની તક મળશે. આથી ફરમાવ્યું, لَاتَاْتِيْكُمْ اِلَّا بَغْتَةً એટલે કે, "કયામત તમારા ઉપર આચાનક જ આવશે."

બુખારી અને મુસ્લિમની હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયું છે કે, "રસૂલુલ્લાહ ﷺએ કયામત એકાએક અને અચાનક આવવા વિશે

આ પ્રમાણે વર્ણન કર્યું કે, લોકો પોત–પોતાના કારોબારમાં પ્રવૃત્ત હશે, એક વ્યક્તિએ એક ગ્રાહકને બતાવવા માટે કપડાનો તાકો ખોલ્યો હશે તે હજુ સોદાની પતાવટ ન કરવા પામશે કે કયામત કાયમ થઈ જશે, એક વ્યક્તિ પોતાની ઊંટણીનું દૂધ દોહીને લઈ જશે અને હજુ તેનો ઉપયોગ પણ કરવા ન પામશે કે કયામત આવી જશે, કોઈ વ્યક્તિ પોતાના તરણકુંડ (હોજ)નું સમારકામ કરાવી રહ્યો હશે અને તેનાથી ફારેગ પણ ન થવા પામશે કે કયામત સ્થાપિત થઈ જશે, કોઈ વ્યક્તિ ખોરાકનો કોળિયો હાથમાં ઉઠાવશે, હજું મોંઢા સુધી પહોંચ્યો ન હશે કે કયામત આવી પડશે.'' *(રૂહુલ મઆની)*

એનો મકસદ એ છે કે, જે પ્રમાણે દરેક વ્યક્તિનો મોતની તારીખ, સમય નિશ્ચિત છે પણ લોકોથી ગુપ્ત રાખવામાં ઘણી મોટી હિકમતો છે એ જ પ્રમાણે કયામત કે જે સમગ્ર વિશ્વના સામૂહિક મૃત્યુનું નામ છે તેને લોકોથી ગુપ્ત રાખવામાં પણ ઘણી મોટી હિકમતો સમાયેલી છે. પ્રથમ તો એ જ કે કયામતમાં વિશ્વાસ કરનારાઓ માટે જો તેની તારીખ અને સમય જાહેર કરવામાં આવે તો તેમના માટે જિંદગી જીવવી અત્યંત કઠણ બની જાય અને દુનિયાના કાર્યો મુશ્કેલ બની જાય અને ઈન્કારીઓને કયામતને હજુ ઘણી વાર છે એવું સાંભળીને ઠેકડી ઉડાવવાનું અને મઝાક–મશ્કરી કરવાનું બહાનું મળી જાય અને તેમની શરારત તથા બદમાશીમાં ઔર વધારો થાય.

એટલા માટે હિકમતના તકાદાના કારણે તેના નિશ્ચિત સમયને ગુપ્ત રાખવામાં આવ્યો છે જેથી લોકો તેની ભયાનક ઘટનાઓથી હંમેશા ડરતા રહે અને આ ભય જ મનુષ્યને અપરાધ અને ગુનાહોથી દૂર રાખવાનો સૌથી વધારે અસરકારક ઉપચાર છે. એટલા માટે આ આયતો દ્વારા એવી તા'લીમ આપવામાં આવી છે કે જ્યારે તેનું યકીન છે કે, કયામત કોઈને કોઈ દિવસે ચોક્કસ આવવાની જ છે અને અલ્લાહ રબ્બુલ આલમીન સામે બધાને હાજર થવાનું જ છે, તેના સમગ્ર જિંદગીના નાના–મોટા, સારા–ખરાબ અમલોનો હિસાબ લેવામાં આવશે, જેના પરિણામે જન્નતની અકલ્પનીય અને કાયમી નેઅ્મતો મળશે અથવા તો નઊઝુબિલ્લાહ જહન્નમનો તે સખત અઝાબ હશે જેની કલ્પનાથી પણ કલેજું ફાટી પડે છે તો પછી એક બુદ્ધિશાળીનું એ કામ ન હોવું જોઈએ કે, અમલના ફુરસદના સમયને એવી ચર્ચાઓમાં બરબાદ કરે કે આ ઘટના ક્યારે,

કયા વર્ષમાં અને કઈ તારીખે બનવાની છે ? બલકે, બુદ્ધિનો તકાદો તો એ જ છે કે આ જિંદગીની ફુરસદને ગનીમત જાણીને તે દિવસની તૈયારીમાં પોતે પ્રવૃત્ત થઈ જાય અને અલ્લાહ રબ્બુલ ઈજ્જતના હુકમોની નાફરમાનીથી એવો ડરે જેમકે આગથી બધા જ મનુષ્યો ડરે છે.

આયતના અંતે ફરી તે લોકોના સવાલનું પુનરાવર્તન કરીને ફરમાવ્યું કે, يَسْـَٔـلُوْنَكَ كَـاَنَّكَ حَـفِىٌّ عَنْهَـا પ્રથમ સવાલ તો એ વાત વિશે હતો કે, જ્યારે આવી મહત્ત્વની ઘટના ઘટવાની છે તો અમને તેની સંપૂર્ણ સાચી તારીખ સમયની સાથે જાણ હોવી જોઈએ, તેનો જવાબ આ આપવામાં આવ્યો કે, આ સવાલ મૂર્ખતા અને બુદ્ધિહીનતાના કારણે પેદા થયો છે, અક્કલનો તકાદો આ જ છે કે તેની નિશ્ચિત તારીખ અને સમયની કોઈને ખબર આપવામાં ન આવે, જેથી દરેક અમલ કરનાર વ્યક્તિ દરેક સમયે આખિરતના અઝાબથી ડરીને નેક અમલને અપનાવે અને બુરા કૃત્યોથી દૂર રહેવામાં પોતાનું સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિત કરે.

આ બીજો સવાલ પૂછવામાં એ લોકોનો હેતુ એ છે કે તે લોકો એવું સમજે છે કે, રસૂલે કરીમ ﷺને ચોક્કસ કયામતની સાચી તારીખ અને સમયની જાણ છે અને તેમણે અલ્લાહ તઆલા પાસે તહકીક કરીને તેનું જ્ઞાન ચોક્કસ પ્રાપ્ત કરી લીધું છે પરંતુ તેઓ કોઈ કારણસર તે બતાવતા નથી, એટલા માટે પોતાના સગાઈ-સંબંધોનો વાસ્તો આપી રસૂલે કરીમ ﷺને સવાલ કર્યો કે, અમને કયામતની સંપૂર્ણ ખબર આપો. આ સવાલના જવાબમાં ઈરશાદ થયો, قُلْ اِنَّمَا عِلْمُهَا عِنْدَ اللّٰهِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَايَعْلَمُوْنَ

એટલે કે, (હે નબી ﷺ !) તમે લોકોને બતાવી આપો કે વાસ્તવિકતા એ જ છે કે, કયામતની સાચી તારીખ અલ્લાહ જલ્લ શા'નુહૂ સિવાય કોઈ ફરિશ્તા અથવા નબીને પણ ખબર નથી પરંતુ ઘણા બધા લોકો આ હકીકતથી બેખબર છે કે, ઘણા બધા જ્ઞાન અલ્લાહ તઆલા ફક્ત પોતાના માટે જ સુરક્ષિત રાખે છે જેની કોઈ ફરિશ્તા અથવા પયગમ્બરને પણ ખબર નથી હોતી. લોકો પોતાની અજ્ઞાનતાથી એવું સમજે છે કે કયામતની તારીખનું જ્ઞાન નુબુવ્વત અને રિસાલત માટે આવશ્યક છે અને પછી તેનું પરિણામ એ કાઢે છે કે, જ્યારે રસૂલે કરીમ ﷺને તેનું સંપૂર્ણ જ્ઞાન નથી તો આ એ વાતની નિશાની છે કે, નઊઝુબિલ્લાહ !

આપ ﷺ નબી નથી; પરંતુ ઉપર જાણ થઈ ચૂકી છે કે આ અનુમાન મૂળેથી જ ખોટું છે.

ખુલાસો એ છે કે, આવા પ્રશ્નો કરનારા મોટા મૂર્ખ અને અજ્ઞાનીઓ છે, ન તો તેમને મસ્અલાની વાસ્તવિકતાની જાણ છે અને ન જ તેની હિકમત સમજે છે અને ન જ તો તેમને પ્રશ્ન કરવાની પદ્ધતિ ખબર છે.

હા ! નબીએ કરીમ ﷺને કયામતની અમુક નિશાનીઓનું જ્ઞાન આપવામાં આવ્યું હતું અને તે એ કે તે હવે ઘણી નજીક છે, તેનો રસૂલે કરીમ ﷺની ઘણી બધી સહીહ હદીષોમાં સ્પષ્ટ રીતે ઉલ્લેખ થયો છે. ઈરશાદ ફરમાવ્યો કે, "મારી બઅ્ષત અને કયામત એ પ્રમાણે જોડાજોડ અડીને છે, જેમકે હાથની બે આંગળીઓ." *(તિરમિઝી)*

અમુક ઈસ્લામી કિતાબોમાં જે સમગ્ર વિશ્વની જિંદગી સાત હજાર વર્ષ બતાવી છે તે કોઈ પયગમ્બરે ઈસ્લામ ﷺની હદીષ નથી બલકે, ઈસ્રાઈલી રિવાયતોમાંથી લેવામાં આવેલો વિષય છે, ન તો તેની કોઈ કુર્આનની સનદ મોજૂદ છે અને ન જ હદીષની સનદથી કોઈ બાબત સાબિત થયેલ છે.

Geo Physical Data (ભૂસ્તરશાસ્ત્ર પૃથક્કરણ)ના આધારે જે વાસ્તવિકતાઓ સામે આવી છે કે દુનિયાની ઉંમર લાખો વર્ષ છે, આ ન તો કુર્આનની કોઈ આયતથી ટકરાતી બાબત છે અને ન જ કોઈ સહીહ હદીષ તેનાથી વિપરીત છે. ઈસ્લામી રિવાયતોમાં એવી કાચી અને સનદ કે પ્રમાણ વિનાની વાતોને દાખલ કરી દેવાનો મકસદ જ કદાચ એ છે કે, ઈસ્લામ વિરુદ્ધ લોકોમાં બદ્‌ગુમાની અને સુગ પેદા થાય જેનો રદિયો પોતે સહીહ હદીષોમાં મોજૂદ છે. એક સહીહ હદીષમાં પોતે રસૂલે કરીમ ﷺએ પોતાની ઉમ્મતને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યો કે, "તમારું ઉદાહરણ પાછલી ઉમ્મતોની સરખામણીમાં એવું છે જેમકે કાળા બળદના શરીર ઉપર એક સફેદ બાલ હોય." તેનાથી દરેક વ્યક્તિ અંદાજો લગાવી શકે છે કે, રસૂલે કરીમ ﷺની દષ્ટિમાં દુનિયાની ઉમ્મત કેટલી લાંબી હશે કે તેનો અંદાજો લગાવવો પણ અત્યંત કઠિન છે. એટલા માટે હાફિઝ ઈબ્ને હઝમ ઉન્દુલુસીએ ફરમાવ્યું કે, "અમારો અકીદહ એ છે કે વિશ્વની ઉંમરનો સાચો અંદાજો કે અનુમાન નથી લગાવી શકાતું, તેનું સાચું જ્ઞાન ફક્ત તેને પેદા કરનાર સર્જનહારને જ છે." *(મરાગી)*

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૮૮ થી ૧૯૩)

قُلْ لَّآ اَمْلِكُ لِنَفْسِىْ نَفْعًا وَّلَا ضَرًّا اِلَّا مَا شَآءَ اللّٰهُ ۭ وَلَوْ كُنْتُ اَعْلَمُ الْغَيْبَ
لَاسْتَكْثَرْتُ مِنَ الْخَيْرِ ۚۖ وَمَا مَسَّنِيَ السُّوْٓءُ ۚ اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ وَّبَشِيْرٌ
لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿١٨٨﴾ هُوَ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّجَعَلَ مِنْهَا زَوْجَهَا
لِيَسْكُنَ اِلَيْهَا ۚ فَلَمَّا تَغَشّٰىهَا حَمَلَتْ حَمْلًا خَفِيْفًا فَمَرَّتْ بِهٖ ۚ فَلَمَّآ اَثْقَلَتْ
دَّعَوَا اللّٰهَ رَبَّهُمَا لَىِٕنْ اٰتَيْتَنَا صَالِحًا لَّنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿١٨٩﴾ فَلَمَّآ اٰتٰىهُمَا
صَالِحًا جَعَلَا لَهٗ شُرَكَاۗءَ فِيْمَآ اٰتٰىهُمَا ۚ فَتَعٰلَى اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ ﴿١٩٠﴾ اَيُشْرِكُوْنَ مَا
لَا يَخْلُقُ شَيْـًٔا وَّهُمْ يُخْلَقُوْنَ ﴿١٩١﴾ وَلَا يَسْتَطِيْعُوْنَ لَهُمْ نَصْرًا وَّلَآ اَنْفُسَهُمْ
يَنْصُرُوْنَ ﴿١٩٢﴾ وَاِنْ تَدْعُوْهُمْ اِلَى الْهُدٰى لَا يَتَّبِعُوْكُمْ ۭ سَوَاۗءٌ عَلَيْكُمْ اَدَعَوْتُمُوْهُمْ اَمْ
اَنْتُمْ صَامِتُوْنَ ﴿١٩٣﴾

## તરજુમો :

*તમે કહી આપો કે હું માલિક નથી પોતાની જાતના ભલાનો અને ન જ બુરાનો પરંતુ જે અલ્લાહ ચાહે, અને જો હું ગયૂબની વાત જાણી લેતો હોત તો ઘણી બધી ભલાઈઓ પ્રાપ્ત કરી લેતો હોત અને મને ક્યારેય બુરાઈ ન પહોંચત, હું તો બસ ડર અને ખુશખબરી સંભળાવનારો છું ઈમાનવાળા લોકોને. (૧૮૮) તે જ છે જેણે તમને એક જીવથી પેદા કર્યા અને તેનાથી જ એનું જોડું બનાવ્યું જેથી તેની પાસે આરામ પ્રાપ્ત કરે, પછી જ્યારે પુરુષે સ્ત્રીને ઢાંકી, ગર્ભ રહ્યો, હલકો ગર્ભ; તો તેની સાથે ચાલતી ફરતી રહી, પછી જ્યારે ભારે થઈ ગઈ તો બંનેએ અલ્લાહ પોતાના પરવરદિગારને પોકાર્યો કે જો તું અમને સારું-ભલું (સંતાન) બખ્શે તો અમે તારો શુક્ર કરીએ. (૧૮૯) પછી જ્યારે તેમને સારું-ભલું આપ્યું તો તેના માટે તેની બખ્શેલી વસ્તુમાં શરીક (ભાગીદાર) બનાવવા લાગ્યા, બસ અલ્લાહ સૌથી ઉચ્ચ છે તેમના શરીક બનાવવાથી. (૧૯૦) શું એવાઓને શરીક બનાવે છે જેઓ એક વસ્તુ*

*પણ પેદા ન કરે અને તેઓ (પોતે) પેદા થયેલા છે ! (૧૯૧) અને તેમની મદદ (પણ) નથી કરી શકતા અને ન જ પોતાની મદદ કરે. (૧૯૨) અને જો તમે તેમને માર્ગ તરફ પોકારો તો તમારા પોકાર ઉપર ન ચાલે, તમારા માટે સરખું છે કે તેમને પોકારો અથવા મૌન રહો. (૧૯૩)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે કહી આપો કે હું પોતે પોતાની (વ્યક્તિગત) જાત માટે (પણ પછી અન્યની તો વાત જ શી કરવી) કોઈ લાભ (જાહેર કે ગુપ્ત રીતે પ્રાપ્ત કરવા)નો અધિકાર ધરાવતો નથી અને ન જ કોઈ નુકસાન (જાહેર કે ગુપ્ત દૂર કરવા)નો (અધિકાર ધરાવું છું) પરંતુ એટલું જ કે જેટલું અલ્લાહ તઆલાએ ઈચ્છયું હોય (કે મને અધિકાર આપી દે અને જે બાબતમાં અધિકાર નથી આપ્યો તેમાં અમુક સમયે લાભ લેવાનું ચૂકી પણ જવાય છે અને નુકસાન પણ થાય છે, એક બાબત તો આ થઈ) અને (બીજી બાબત એ છે કે) જો હું ગયૂબની વાતો (મારા અધિકાર દ્વારા) જાણતો હોત તો હું (મારા માટે) ઘણા બધા લાભ પ્રાપ્ત કરી લેતો હોત અને કોઈપણ નુકસાન મારા ઉપર આવતું જ ન હોત (કારણ કે ગયૂબના જ્ઞાનના કારણે મને જાણ થઈ જતી હોત કે, ફલાણું કામ મારા માટે ચોક્કસ ફાયદાકારક હશે અને તેને હું અપનાવી લેતો હોત અને ફલાણું કામ મારા માટે ખરેખર નુકસાનકારક છે એટલે હું તેનાથી પરહેઝ કરતો હોત અને હવે કારણ કે, ગયૂબનું ઈલ્મ મારી પાસે નથી એટલા માટે મને અમુક સમયે લાભની જાણ થતી નથી જેથી તેને હું અપનાવું, એ જ પ્રમાણે નુકસાન વિશેના ગયૂબનું જ્ઞાન પણ નથી હોતું કે તેનાથી હું બચું બલકે, અમુક વખતે લાભદાયક વસ્તુને નુકસાનકર્તા અને નુકસાનકારક વસ્તુને લાભદાયક સમજી લઉં છું. આ દલીલનું તાત્પર્ય એ છે કે, ગયૂબના જ્ઞાન માટે લાભ અને નુકસાનનો માલિક હોવું જરૂરી હોવું એ આ વિષય વર્ણન કરવામાં પાછળના ક્રમે છે અને નકાર આવશ્યક હોવો એ આ વિષય વર્ણન કરવામાં અગ્ર સ્થાને છે, બસ એટલા માટે ગયૂબના ઈલ્મનો અત્રે નકાર થાય છે અને તે જ અત્રે કહેવાનો ઉદ્દેશ્ય છે, અર્થાત હું એવી બાબતોમાં ગયૂબનું ઈલ્મ ધરાવતો નથી), હું તો માત્ર (શરીઅતના હુકમો બતાવી સવાબની) ખુશખબરી આપનારો અને (અઝાબથી) ડરાવનારો છું તે લોકોને જેઓ ઈમાન ધરાવે છે (ખુલાસો એ છે કે, નુબુવ્વતનો અસલી હેતુ ગુપ્ત અને

અદશ્ય બાબતોનું સંશોધન કરવાનો નથી, એટલા માટે તે બાબતોનું જ્ઞાન જેમાં કયામતનો નિશ્ચિત સમય જાણવાનું પણ સામેલ છે કે આ નિશ્ચિત સમય ક્યારે છે તેની નબીને જાણકારી મળવી જરૂરી નથી. અલબત્ત, નુબુવ્વતનો વાસ્તવિક હેતુ શરીઅતની બાબતો અને હુકમોનું જ્ઞાન આપવાનો છે જે આપ ﷺને અલ્હમ્દુલિલ્લાહ મળેલ છે) અને અલ્લાહ એવો (સર્વશક્તિમાન તથા સર્જનહાર) છે જેણે તમને એક શરીર (એટલે કે આદમ અલૈ.)થી પેદા કર્યા અને તેમાંથી જ તેનું જોડું બનાવ્યું (એટલે કે, હઝરત હવ્વા અલૈ.; આ વિષયની ચર્ચા સૂરએ નિસાઅ્માં આવી ચૂકી છે) જેથી તે પોતાના તે જોડાથી રાહત પ્રાપ્ત કરે (બસ, જ્યારે તે સર્જનહાર પણ છે અને અહેસાન કરનાર પણ તો ઈબાદતપાત્ર પણ માત્ર તે જ છે) પછી (આગળ તેમની અવલાદ વધી અને તેમાં પણ પતિ–પત્ની થયા પરંતુ તેમનામાં અમુકની એ હાલત થઈ કે) જ્યારે પતિએ પત્નીને ઢાંકી લીધી તો તેનાથી ગર્ભ રહી ગયો (જે પ્રથમ તો) હલકો (રહ્યો), બસ તે તેને (પેટમાં) લઈને (વિના તકલીફે) ચાલતી–ફરતી રહી, પછી જ્યારે તે (ગર્ભવતી સ્ત્રી આ ગર્ભનો ભાર વધી જવાના કારણે) ભારે થઈ ગઈ (અને બંને પતિ–પત્નીને વિશ્વાસ થઈ ગયો કે આ ગર્ભ છે) તો (તે સમયે તેમને જાત–જાતની સંભાવનાઓ અને શંકાઓ થવા લાગી કે જેમકે અમુક ગર્ભમાં ભય અને ખતરાઓ ઉપસ્થિત થાય છે, એટલા માટે) બંને પતિ–પત્ની અલ્લાહથી કે જે તેમનો માલિક છે દુઆ કરવા લાગ્યા કે જો તું અમને સારી–ભલી અવલાદ આપી દે તો અમે ખૂબ આભાર માનીશું, (જેમકે સામાન્ય ટેવ હોય છે કે મુસીબતના સમયે અલ્લાહ તઆલાથી મોટા–મોટા વાયદા અને કરાર કરવામાં આવે છે) બસ જ્યારે અલ્લાહ તઆલાએ તે બંનેને સારી–ભલી અવલાદ આપી દીધી તો અલ્લાહ તઆલાની આપેલી વસ્તુમાં તે બંને ભાગીદાર ઠરાવવા લાગ્યા (વિવિધ સ્વરૂપે જેમકે કોઈએ માન્યતાની દષ્ટિએ કે આ અવલાદ ફલાણા જીવીત અથવા મૃત વ્યક્તિએ આપી છે, કોઈએ પોતાની પ્રવૃત્તિથી કે તેને તેના નામે નજર અને નિયાઝ કરવા લાગ્યા અથવા બાળકને લઈ જઈને તેમની સામે તેમનું માથું ટેકવી દીધું અથવા તો પોતાના નિવેદનોથી કે તેની બંદગી ઉપર નામ રાખી લીધું જેમકે "અબ્દેશમ્સ" અથવા "બંદએ અલી" વગેરે. એટલે કે, એ હક તો માત્ર અલ્લાહનો હતો કે જે અહેસાન કરનાર, ઈનામ આપનાર, સર્જનહાર અને

સર્વશક્તિમાન છે અને તેણે આ ઈબાદતનો હક અન્ય મઅ્બૂદો માટે ખર્ચ કર્યો) બસ, અલ્લાહ તઆલા તેમના શિર્કથી પવિત્ર છે.

(અહીંયાં સુધી તો અલ્લાહ તઆલાની સિફતો અને ખાસિયતોનું વર્ણન હતું જે તેના મઅ્બૂદ હોવાના હકનો તકાદો જાહેર કરે છે, આગળ બાતિલ અને જૂઠા મઅ્બૂદોની ઉણપો અને ત્રુટીઓનું વર્ણન છે, જેનો તકાદો એ છે કે તેઓ ઈબાદતપાત્ર ક્યારેય હોઈ શકતા જ નથી, બસ ફરમાવવામાં આવ્યું કે) શું (અલ્લાહ તઆલાની સાથે) એવાને ભાગીદાર ઠરાવો છો જે કોઈ વસ્તુને બનાવી ન શકે અને (બલકે) તેઓ પોતે જ બનાવવામાં આવ્યા હોય (એટલા માટે દેખીતું છે કે, મૂર્તિપૂજકો પોતે જ તે મૂર્તિઓને પોતાના હાથોથી બનાવે છે) અને (કોઈ વસ્તુનું બનાવવું તો ઘણી મોટી વાત છે) તેઓ (તો એવા લાચાર છે કે તેનાથી સહેલું કાર્ય પણ કરવા સમર્થ નથી, દાખલા તરીકે) તેમની કોઈ પ્રકારની મદદ (પણ) નથી કરી શકતા અને (તેનાથી પણ આગળ વધીને એ કે) તેઓ પોતે પોતાની પણ મદદ નથી કરી શકતા (જો કોઈ ઘટના બને દાખલા તરીકે કોઈ વ્યક્તિ આ મૂર્તિઓને તોડવા-ફોડવા લાગે) અને (તેનાથી આગળ વધીને સાંભળો કે) જો તમે તેમને કોઈ વાત બતાવવા માટે પોકારો તો તમારા કહેવા ઉપર ન ચાલે (તેના બે અર્થ હોઈ શકે છે, એક એ કે તમે તેમને પોકારો કે તેઓ તમને કોઈ વાત બતાવે તો તમારું કહ્યું ન કરે, એટલે કે ન બતાવે અને બીજું તેનાથી વિશેષ એ કે તમે તેમને પોકારો કે આવો, અમે તમને કોઈ વસ્તુ બતાવીએ છીએ તો તમારા કહ્યા ઉપર ન ચાલે, એટલે કે તમારી બતાવેલી વાત ઉપર અમલ ન કરી શકે, મતલબ કે) તમારા માટે બંને બાબતો સરખી છે ભલે તમે તેમને પોકારો (તો તેઓ સાંભળતા નથી) અને અથવા તો તમે મૌન રહો; (જ્યારે તેમનું ન સાંભળવું દેખીતું છે તો મૌન રહેવું જોઈએ, ખુલાસો એ છે કે જે કામ સૌથી સરળ હોય કે, કોઈ વાત બતાવવાથી અથવા પોકારવાથી સાંભળી લેવું; તો તેઓ તેનાથી પણ લાચાર છે તો તેનાથી મુશ્કેલ કાર્ય એ છે કે તે પોતાનું રક્ષણ કરે અને પછી તેનાથી પણ વધારે મુશ્કેલ એ છે કે અન્યોની સહાય કરે અને તેનાથી વધારે અત્યંત કઠણ કામ એ છે કે, કોઈ વસ્તુનું સર્જન કરે તો આ બધી બાબતોથી તે જૂઠા મઅ્બૂદો લાચાર છે, પછી આવા લાચાર અને મોહતાજ જૂઠા મઅ્બૂદો કઈ રીતે બંદગીપાત્ર ઠરી શકે છે ?)

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં મુશ્રિકો અને સામાન્ય જનતાના આ ખોટા અકીદાઓનો રદિયો છે, જે તે લોકોએ અંબિયા (અલૈ.) વિશે સ્થાપિત કરી રાખ્યો હતો કે, તેઓ ગય્બની વાતો જાણતા હોય છે, તેમનું જ્ઞાન અલ્લાહ તઆલાની જેમ સૃષ્ટિના અણુએ અણુ ઉપર છવાયેલું હોય છે. વળી એ કે તેઓ દરેક નફો અને નુકસાનના માલિક હોય છે, જેને ઈચ્છે લાભ અથવા નુકસાન પહોંચાડી શકે છે.

અને આ જ અકીદાના કારણે તેઓ રસૂલુલ્લાહ ﷺને કયામતની નિશ્ચિત તારીખ અને સમય બતાવવાની માંગણી કરતા હતા, જેનું વર્ણન આનાથી અગાઉની આયતમાં આવી ચૂક્યું છે.

આ આયતથી તેમના તે શિર્કયુક્ત અકીદાનો રદિયો થાય છે. બતાવવામાં આવ્યું કે, ગય્બ (અદશ્ય બાબતો)નું જ્ઞાન અને સમગ્ર સૃષ્ટિના અણુએ અણુનું જ્ઞાન અલ્લાહ જલ્લ શા'નુહૂની જ ખાસ સિફત છે, તેમાં કોઈ મખ્લૂકને ભાગીદાર ઠરાવવું ભલે તે ફરિશ્તો હોય અથવા નબી કે રસૂલ એ મહાન અત્યાચાર છે. એ જ પ્રમાણે દરેક લાભ અને નુકસાનનો માલિક હોવું ફક્ત અલ્લાહ તઆલાની જ વિશિષ્ટ પ્રકારની સિફત છે, તેમાં કોઈને ભાગીદાર ઠરાવવું પણ શિર્ક છે જેને સમાપ્ત કરવા માટે જ કુર્આન નાઝિલ થયું અને રસૂલુલ્લાહ ﷺ મબઊષ થયા.

કુર્આને કરીમની અસંખ્ય આયતોમાં વારંવાર એનો રદિયો આપવામાં આવ્યો છે કે, ગય્બનું જ્ઞાન અને દરેક વસ્તુ ઉપર છવાયેલું જ્ઞાન કે જેના દ્વારા વિશ્વનું કોઈ રજકણ પણ અદશ્ય ન રહી શકે એવું જ્ઞાન માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂની જ ખાસ વિશિષ્ટ પ્રકારની સિફત છે. એ જ પ્રમાણે સંપૂર્ણ શક્તિ અને દરેક લાભ તથા નુકસાન તેના જ કબ્જામાં છે, એ પણ તેની જ વિશિષ્ટ પ્રકારની સિફત છે. આવી સિફતોમાં અલ્લાહ તઆલા સિવાય અન્યોને ભાગીદાર ઠરાવવું શિર્ક છે.

આ આયતમાં રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો છે કે, તમે એ બાબતનું એ'લાન કરી આપો કે હું મારી જાત માટે પણ લાભ અને નુકસાનનો માલિક નથી, અન્યોના લાભ અને નુકસાનની તો વાત જ શું કરવી ?

એ જ પ્રમાણે એવું એ'લાન પણ કરી આપો કે, હું આલિમુલ ગય્બ

(અદશ્ય બાબતોનો જાણકાર) નથી કે, દરેક વસ્તુનું જ્ઞાન મારા માટે આવશ્યક (જરૂરી) હોય અને જો મને ગયૂબનું ઈલ્મ હોત તો મેં દરેક લાભદાયક વસ્તુઓને ચોક્કસ પ્રાપ્ત કરી લીધી હોત અને કોઈ લાભ મારા હાથે છૂટવા ન પામ્યો હોત અને દરેક નુકસાનની વસ્તુથી હંમેશા સુરક્ષિત જ રહ્યો હોત અને ક્યારેય કોઈ નુકસાન મને ન પહોંચી શક્યું હોત, જ્યારે કે આ બંને બાબતો અસ્તિત્વ ધરાવતી નથી. ઘણા બધા કામ એવા છે કે, રસૂલુલ્લાહ ﷺએ તેને પ્રાપ્ત કરવા ઈચ્છ્યું પરંતુ તે પ્રાપ્ત ન થઈ શક્યું અને ઘણી બધી તકલીફો અને નુકસાન એવા છે જેનાથી રસૂલે કરીમ ﷺએ બચવાનો ઈરાદો કર્યો પરંતુ તે નુકસાન અને તકલીફ પહોંચી ગઈ. હુદૈબિય્યહના સમયે રસૂલે કરીમ ﷺ સહાબએ કિરામ (રદિ.) સાથે અહેરામ બાંધીને ઉમરહનો ઈરાદો કરી હરમની હદો સુધી પહોંચી ગયા પરંતુ હરમમાં પ્રવેશ અને ઉમરહ અદા કરવાની તક તે સમયે ન મળી શકી, બધાને અહેરામ ખોલીને પાછું આવવું પડ્યું.

એ જ પ્રમાણે ગઝ્વએ ઉહદમાં રસૂલે કરીમ ﷺ ઘાયલ થયા અને મુસલમાનો માટે કામચલાઉ હાર જેવી પરિસ્થિતિ ઊભી થઈ, એ જ પ્રમાણે એવી ઘણી ઘટનાઓ છે જે રસૂલે કરીમ ﷺના જીવનમાં ઘણી પ્રખ્યાત છે.

અને કદાચ આવી ઘટનાઓને જાહેર કરવાનો હેતુ જ એ હોય કે, લોકો ઉપર વાસ્તવિક અમલી સ્વરૂપે એ વાત સ્પષ્ટ કરી દેવામાં આવે કે, અંબિયા (અલૈ.) જો કે, અલ્લાહ તઆલાના સૌથી વધારે નિકટ, સ્વીકૃત અને તમામ સર્જનમાં શ્રેષ્ઠ છે પરંતુ તે છતાં તેઓ અલ્લાહના જ્ઞાન અને શક્તિના માલિક નથી, જેથી લોકો એવી ગેરસમજનો શિકાર ન થઈ જાય, જેમકે ઈસાઈ (ક્રિશ્ચિયનો) માર્ગ ભટકી ગયા કે પોતાના રસૂલને અલ્લાહની સિફતોના માલિક બનાવી બેઠા અને આ રીતે શિર્કમાં સંડોવાઈ ગયા.

આ આયતે એ પણ સ્પષ્ટ કરી દીધું કે, અંબિયા (અલૈ.) ન તો સર્વશક્તિમાન હોય છે અને ન જ આલિમુલ ગયૂબ હોય છે, બલકે તેમને જ્ઞાન અને શક્તિનો એટલો જ ભાગ પ્રાપ્ત થાય છે જેટલો અલ્લાહ તઆલા તરફથી તેમને આપવામાં આવે છે.

હા ! એમાં શંકાને કોઈ સ્થાન નથી કે, જ્ઞાનનો જે ભાગ તેમને અર્પણ થાય

છે તે સમગ્ર મખ્લૂક કરતાં પણ મોટો હોય છે. ખાસ કરીને આપણા રસૂલે કરીમ ﷺને આગળનું અને પાછળનું જ્ઞાન અર્પણ કરવામાં આવ્યું હતું પરંતુ તમામ અંબિયા (અલૈ.)ને જેટલું જ્ઞાન આપ્યું હતું તે બધું અને તેનાથી પણ વધારે રસૂલે કરીમ ﷺને અર્પણ કરવામાં આવ્યું હતું અને આ જ અર્પણ કરવામાં આવેલ જ્ઞાન પ્રમાણે રસૂલે કરીમ ﷺએ હજારો ગય્બની ખબરો આપી છે કે જેના સત્ય હોવાનો અનુભવ દરેક સામાન્ય અને ખાસ લોકોએ કર્યો. એટલા માટે એવું તો કહી શકાય છે કે રસૂલુલ્લાહ ﷺને હજારો, લાખો વસ્તુઓનું ગય્બનું ઈલ્મ અર્પણ કરવામાં આવ્યું હતું પરંતુ તેને કુર્આનની પરિભાષામાં ગય્બનું ઈલ્મ નથી કહી શકાતું અને તેનું કારણ એ છે કે, રસૂલને "આલિમુલ ગય્બ" (સર્વજ્ઞ) કહી શકાય નહીં.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ وَّبَشِيْرٌ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ એટલે કે, (હે નબી ﷺ !) તમે આ પણ એ'લાન કરી આપો કે, મારા હોદ્દાની ફરજ ફક્ત એ છે કે હું દુષ્ટ દુરાચારીઓને અઝાબથી ડરાવું અને નેક લોકોને મહાન સવાબની ખુશખબરી સંભળાવું.

બીજી આયતમાં તવહીદના અકીદહનું વર્ણન છે જે ઈસ્લામનો મુખ્ય અને મૂળ પાયાનો અકીદહ છે, તેની સાથે શિર્ક એ જૂઠ અને અયોગ્ય હોવાનો ઉલ્લેખ પણ વિગતવાર આવ્યો છે.

શરૂઆતની આયતમાં અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરતનો એક કરિશ્મો હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વા (અલૈ.)ની પેદાઈશનો આ રીતે વર્ણન કર્યો છે, خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّجَعَلَ مِنْهَا زَوْجَهَا لِيَسْكُنَ اِلَيْهَا એટલે કે, “અલ્લાહ તઆલાની જ એ શા'ન છે જેણે સમગ્ર માનવજાતિને એક વ્યક્તિ હઝરત આદમ (અલૈ.)થી પેદા કર્યા અને તેમાંથી તેમની પત્ની હઝરત હવ્વાને પેદા કર્યા જેનો મકસદ એ હતો કે આદમ (અલૈ.)ને પોતાનો એક સાથી મળી જાય જેના દ્વારા તેઓ સંતોષ પ્રાપ્ત કરે.”

અલ્લાહ તઆલાની આ આશ્ચર્યજનક કારીગીરીનો તકાદો એ હતો કે, સમગ્ર આદમની અવલાદ હંમેશા તેનો આભાર માને અને કોઈ મખ્લૂકને તેની સંપૂર્ણ સિફતોમાં ભાગીદાર ન ઠરાવે પરંતુ અજ્ઞાનતામાં ડૂબેલા મનુષ્યએ તેનાથી

વિપરીત કર્મો આચર્યા, જેનું વર્ણન આ જ આયતના બીજા વાક્ય અને પછીની આયતમાં આ રીતે કરવામાં આવ્યું,

فَلَمَّا تَغَشّٰهَا حَمَلَتْ حَمْلًا خَفِيْفًا فَمَرَّتْ بِهٖ ۚ فَلَمَّآ اَثْقَلَتْ دَّعَوَا اللّٰهَ رَبَّهُمَا لَئِنْ اٰتَيْتَنَا صَالِحًا لَّنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ○ فَلَمَّآ اٰتٰهُمَا صَالِحًا جَعَلَا لَهٗ شُرَكَآءَ فِيْمَآ اٰتٰهُمَا فَتَعٰلَى اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ ○

એટલે કે, આદમની અવલાદે પોતાની બેદરકારી અને નાશુક્રીથી આ મા'મલામાં એ પ્રવૃત્તિ કરી કે, જ્યારે પુરુષ અને સ્ત્રીના પરસ્પરના મિલનથી ગર્ભ રહી ગયો તો શરૂ–શરૂમાં જ્યાં સુધી ગર્ભનો કોઈ ભાર ન હતો સ્ત્રી સ્વતંત્રપણે ફરતી રહી, પછી જ્યારે અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરતથી ત્રણ અંધારાઓના પડદામાં તેના ગર્ભનો વિકાસ કરીને તેને વધાર્યો અને તેનો ભાર લાગવા માંડ્યો તો હવે માં–બાપ ચિંતામાં પડી ગયા અને ભયની અનુભૂતિ કરવા લાગ્યા કે, આ ગર્ભથી કેવું સંતાન પેદા થશે ? કારણ કે, અમુક સમયે મનુષ્યના પેટથી અજબ–અજબ પ્રકારની મખ્લૂક પણ પેદા થઈ જાય છે અને અમુક સમયે અધૂરું બાળક પણ પેદા થાય છે, જેમકે આંધળું, બહેરું, મૂંગુ અથવા હાથ–પગથી અપંગ. આ ભય લાગવાથી માં–બાપ દુઆઓ માંગવા લાગ્યા કે અમને તંદુરસ્ત, સારું–ભલું બાળક એનાયત કર. જો સારું–ભલું બાળક પેદા થશે તો અમે શુક્રગુઝાર થઈશું, પરંતુ જ્યારે અલ્લાહ તઆલાએ તેમની દુઆ સાંભળી લીધી અને બાળક સારું–ભલું અર્પણ કર્યું તો આભાર માનવાને બદલે શિર્કમાં સંડોવાઈ ગયા અને આ બાળક જ તેમના શિર્કમાં સપડાઈ જવાનું કારણ બન્યું, જેના વિવિધ સ્વરૂપો હોય છે, ક્યારેક તો ખોટી માન્યતા હોય છે, એવું સમજી બેસે છે કે આ સંતાન કોઈ વલી અથવા બુઝુર્ગે આપ્યું છે, ક્યારેક એવું થાય છે કે આ બાળકનો કોઈ જીવીત અથવા મૃત બુઝુર્ગ કે વલી તરફ સંબંધ જોડવામાં આવે છે અને તેમના નામની નઝર અને નિયાઝ માનવા લાગે છે અથવા બાળકને તેમની પાસે લઈ જઈ તેમની સામે પોતાનું માથું ટેકવી આપે છે. એ જ પ્રમાણે ક્યારેક બાળકનું નામ રાખવામાં શિર્કિય્યહ રિવાજ અપનાવવામાં આવે છે જેમકે અબ્દુલ્લાત, અબ્દુલઉઝ્ઝા, અબ્દુશશમ્સ અથવા બંદએ અલી નામ રાખવામાં

આવે છે. જેનાથી એવું સમજવામાં આવે છે કે આ બાળક અલ્લાહ તઆલાના બદલે આ મૂર્તિઓ અથવા તેમના બુઝુર્ગોએ પેદા કર્યું છે. આ બધા શિર્કયુક્ત અકીદાઓ અને અમલો છે જે અલ્લાહ તઆલાની નેઅ્મતના મુકાબલામાં શુક્રના બદલે નાશુક્રીના વિવિધ સ્વરૂપો છે.

ત્રીજી આયતના અંતમાં આ લોકોનો આવો ખોટો માર્ગ અપનાવવાની નીતિને સ્પષ્ટ કરવા માટે ફરમાવ્યું, فَتَعٰلَى اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ એટલે કે, "અલ્લાહ તઆલા તેમના શિર્કથી પવિત્ર છે જેને આ લોકોએ અપનાવ્યું છે."

પ્રસ્તુત આયતોની આ તફસીરથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે, આ આયતના પ્રથમ વાક્યમાં હઝરત આદમ (અલૈ.)નું તથા બીબી હવ્વાનું વર્ણન કરીને આદમની અવલાદને તેમનું અનુસરણ અને આભાર માનવાની શિખામણ આપવામાં આવી છે અને અંતિમ વાક્યોમાં પાછળથી આવનારી મનુષ્યજાતિની ગુમરાહી તથા તેમની ખોટી નીતિરીતિનું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેમણે આભાર માનવાના બદલે શિર્કને અપનાવી લીધું.

આથી જાણ થાય છે કે, શિર્ક અપનાવનારાઓનો સંબંધ હઝરત આદમ (અલૈ.) અને હવ્વા સાથે બિલકુલ નથી. જેના કારણે હઝરત આદમ (અલૈ.)ની પવિત્રતામાં કોઈ શંકા ઉપસ્થિત થાય બલકે, તેનો સંબંધ પાછળથી આવનાર પેઢીઓના આચરણ સાથે છે અને આ તફસીર જે અમે અપનાવી છે, તફસીરે દૂર્રે મન્ષૂરમાં ઈબ્નુલ મંઝર અને ઈબ્ને અબી હાતિમની રિવાયતથી કુર્આનના તફસીરકાર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે.

તિરમિઝી અને હાકિમની રિવાયતોમાં જે એક કિસ્સો હઝરત આદમ (અલૈ.)ને શયતાન દ્વારા ધોકો આપવાનો વર્ણન થયો છે, તેને અમુક લોકોએ ઈસ્રાઈલી રિવાયતો ઠરાવી ભરોસો કરવાપાત્ર નથી સમજ્યો પરંતુ ઘણી બધી હદીષોથી તેનું સમર્થન પણ કર્યું છે, પરંતુ અત્રે પ્રસ્તુત તફસીર ઉપર જો કોઈ આ કિસ્સાની રિવાયતને સાચી પણ માની લે તો પણ આયતની તફસીરમાં કોઈ શંકાને સ્થાન બાકી નથી રહેતું.

આ આયતના અમુક હુકમો અને લાભો આ પ્રમાણે છે.

પ્રથમ એ કે, અલ્લાહ તઆલાએ પુરુષ અને સ્ત્રીના જોડાંઓને સમાન

પ્રજાતિના બનાવ્યા કે, સ્વાભાવિક સામ્યપણું અને સંપૂર્ણ પ્રકારની રાહત અને સંતોષ એકબીજાથી પ્રાપ્ત થઈ શકે અને લગ્નજીવન કે જે દુનિયાના અસ્તિત્વ સાથે સંકળાયેલું છે તે સંપૂર્ણ રીતે પાર પડી શકે.

બીજું એ કે, લગ્નજીવનના જેટલા હકો અને ફરજો પતિ-પત્ની ઉપર પરસ્પર સ્થાપિત થાય છે તે બધાનો ખુલાસો અને અસલ હેતુ સંતોષ છે. દુનિયાના નવા સમાજ અને નવા રિવાજો અને જે વસ્તુઓ રાહત અને સંતોષને બરબાદ કરનારી છે તે લગ્નજીવનના સંબંધના પાયાના દુશ્મનો છે અને આજની આધુનિક દુનિયામાં ગૃહજીવનમાં સામાન્ય રીતે જે કડવાશ નજરે પડે છે અને ચારે તરફ છૂટાછેડા અને તલાકની ભરમાર છે, તેનું સૌથી મોટું કારણ એ જ છે કે સમાજમાં એવી વસ્તુઓને સારી સમજી લેવામાં આવી છે કે જે ગૃહજીવનની શાંતિ અને સંતોષને મૂળેથી જ બરબાદ કરનારી હોય છે. સ્ત્રીઓની સ્વતંત્રતાના નામ ઉપર તેમને નિર્લજ્જતા અને નગ્નતા તરફ વાળવાનું જે વિશ્વવ્યાપી આંદોલન ચાલ્યું છે તેની લગ્નજીવન અને ગૃહસ્થજીવનનો સંતોષ નાશ પામવામાં મોટી દખલગીરી છે અને અનુભવ સાક્ષી છે કે, જેમ-જેમ આ નિર્લજ્જતા અને બેહયાઈ સ્ત્રીઓમાં વધતી જાય છે એ જ ગતિએ ઘરગૃહસ્થીમાં શાંતિ અને સંતોષ સમાપ્ત થતો જાય છે.

ત્રીજું એ કે, બાળકોના એવા નામો રાખવા જેનો શિર્કયુક્ત અર્થ સમજાય ભલે, નામ રાખનારની નિય્યત એવી ન હોય તે પણ એક શિર્કયુક્ત રિવાજ હોવાના કારણે મોટો ગુનોહ છે જેમકે અબ્દુશ્શમ્સ, અબ્દુલઉઝ્ઝા વગેરે નામો રાખવા.

ચોથું એ કે, બાળકોના નામો રાખવામાં પણ શુક્રિયા અદા કરવાની પદ્ધતિ એ છે કે, તેમના નામો તેઓ અલ્લાહના બંદા સાબિત થાય એ પ્રમાણે સુન્નત તરીકા ઉપર રાખવામાં આવે, એટલા માટે રસૂલુલ્લાહ ﷺને અબ્દુર્રહમાન, અબ્દુલ્લાહ વગેરે નામો વધારે પસંદ હતા.

અફસોસ છે કે, આજે મુસલમાનોથી આ રહી-સહી ઈસ્લામી રીત-રસમ પણ સમાપ્ત થઈ રહી છે. પ્રથમ તો નામ જ ગેરઈસ્લામી રાખવામાં આવે છે અને જ્યાં કોઈ માં-બાપ ઈસ્લામી નામ રાખી લે તો તેને પણ અંગ્રેજી શૈલી આધારિત

ટૂંકુ કરીને તેના પરિચયને સમાપ્ત કરવામાં આવે છે. ચહેરા–મહોરા અને દેખાવથી તો કોઈને મુસલમાન સમજવું પ્રથમથી જ મુશ્કેલ થઈ ચૂક્યું હતું, હવે નામોમાં પણ આવી શૈલીએ ઈસ્લામની અંતિમ નિશાનીને પણ અલવિદા કરી દીધી. અલ્લાહ તઆલા આપણને દીની સમજ અને ઈસ્લામની મહોબ્બત અર્પણ કરે. આમીન.

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૯૪ થી ૧૯૮)

إِنَّ الَّذِينَ تَدْعُونَ مِنْ دُونِ اللّٰهِ عِبَادٌ أَمْثَالُكُمْ فَادْعُوهُمْ فَلْيَسْتَجِيبُوا لَكُمْ
إِنْ كُنْتُمْ صٰدِقِينَ ﴿١٩٤﴾ أَلَهُمْ أَرْجُلٌ يَمْشُونَ بِهَا أَمْ لَهُمْ أَيْدٍ يَبْطِشُونَ بِهَا أَمْ لَهُمْ
أَعْيُنٌ يُبْصِرُونَ بِهَا أَمْ لَهُمْ آذَانٌ يَسْمَعُونَ بِهَا قُلِ ادْعُوا شُرَكَاءَكُمْ ثُمَّ
كِيدُونِ فَلَا تُنْظِرُونِ ﴿١٩٥﴾ إِنَّ وَلِيِّيَ اللّٰهُ الَّذِي نَزَّلَ الْكِتٰبَ وَهُوَ يَتَوَلَّى
الصّٰلِحِينَ ﴿١٩٦﴾ وَالَّذِينَ تَدْعُونَ مِنْ دُونِهِ لَا يَسْتَطِيعُونَ نَصْرَكُمْ وَلَا أَنْفُسَهُمْ
يَنْصُرُونَ ﴿١٩٧﴾ وَإِنْ تَدْعُوهُمْ إِلَى الْهُدٰى لَا يَسْمَعُوا وَتَرٰىهُمْ يَنْظُرُونَ إِلَيْكَ
وَهُمْ لَا يُبْصِرُونَ ﴿١٩٨﴾

**તરજુમો :**

*જેમને તમે અલ્લાહના સિવાય પોકારો છો તેઓ તમારા જેવા બંદા છે, ભલા પોકારો તો તેમને બસ જોઈએ કે તે તમારી પોકારને કબૂલ કરે, જો તમે સાચા છો. (૧૯૪) શું તેમના પગ છે જેનાથી ચાલે છે અથવા તેમના હાથ છે જેનાથી પકડે છે અથવા તેમની આંખો છે જેનાથી જુએ છે અથવા તેમના કાન છે જેનાથી સાંભળે છે ? તમે કહી આપો કે પોતાના શરીકો (ભાગીદારો)ને પોકારો, પછી મારા હકમાં બુરાઈ (ષડયંત્રો) કરો અને મને ઢીલ ન આપો. (૧૯૫) મારો હિમાયતી તો અલ્લાહ છે જેણે કિતાબ ઉતારી અને તે જ નેક બંદાઓની હિમાયત કરે છે. (૧૯૬) અને જેમને તમે તેના*

*સિવાય પોકારો છો તેઓ તમારી મદદ નથી કરી શકતા અને ન જ પોતાની જાતને બચાવી શકે છે. (૧૯૭) અને જો તમે તેમને માર્ગ તરફ પોકારો તો કંઈ ન સાંભળે અને તમે તેમને જુઓ છો કે તમારી તરફ તાક્યા કરે છે અને તેઓ કશું જોતા નથી.(૧૯૮)*

## તફસીર :

(મતલબ કે) ખરેખર તમે અલ્લાહને છોડીને જેની પૂજા કરો છો તે પણ તમારા જેવા જ (અલ્લાહને આધીન તેના ગુલામ) બંદાઓ છે (એટલે કે, તમારાથી વધીને નથી ભલે તે કંડારેલી મૂર્તિઓ હોય), બસ (અમે તો તમને સાચા ત્યારે જ માનીશું કે) તમે તેમને પોકારો (અને) પછી તે તમારું કહેલું કરવા જોઈએ જો તમે (તેમના મઅ્બૂદ હોવાના અકીદહમાં) સાચા છો (અને તે બીચારા તમારું કહેલું કઈ રીતે કરશે ? કહેવા અને સાંભળવાની ઈન્દ્રી સુદ્ધાં તેમને નસીબ નથી થઈ, જોઈ લો) શું તેમના પગો છે જેનાથી તેઓ ચાલતા હોય ? અથવા તેમના હાથ છે જેનાથી કોઈ વસ્તુને પકડી શકે ? અથવા તેમની આંખો છે જેનાથી તેઓ જોતા હોય ? અથવા તેમના કાન છે જેનાથી તેઓ સાંભળતા હોય ? (જ્યારે તેમનામાં કોઈ શક્તિ નથી તો કોઈ પ્રવૃત્તિ તેઓ કઈ રીતે કરી શકવાના છે ? અને) તમે (એ પણ) કહી આપો કે, (જે પ્રમાણે તેઓ પોતાના અનુયાયીઓને લાભ પહોંચાડવાથી લાચાર છે, એ જ પ્રમાણે પોતાના વિરોધીઓને નુકસાન પણ પહોંચાડી શકતા નથી, જેમકે તમે કહ્યા કરો છો કે અમારી મૂર્તિઓ સાથે અસભ્યતાથી ન વર્તો, નહિતર તે તમારા ઉપર કોઈ આફત ઉતારી દેશે اَخۡرَجَهٗ فِی الۡبَـابِ عَـنۡ عَبۡـدِالـرَّزَّاقِ فِیۡ قَوۡلِهٖ تَعَالٰی وَ یُخَوِّفُوۡنَکَ بِالَّذِیۡنَ مِنۡ دُوۡنِهٖ અને જો તમે સમજતા હોય કે, તેઓ મને કોઈ નુકસાન પહોંચાડી શકે છે તો) તમે (પોતાના મનની મુરાદ પૂરી કરો અને) પોતાના બધા ભાગીદારોને બોલાવી લો પછી (સૌ મળીને) મને નુકસાન પહોંચાડવાની યુક્તિઓ કરો, પછી (જ્યારે તમારા ષડયંત્રો રચાઈ જાય તો) મને જરા પણ મહોલત ન આપો (બલકે તરત તેને લાગુ કરો, જુઓ શું થાય છે ? અને કંઈ જ થવાનું નથી, કારણ કે તમારા ભાગીદારો તો માત્ર બનાવટી છે અને રહી વાત તમારી, તો તમે જે કંઈ હાથ-પગ મારી શકતા હોય તેનાથી તમે મારું કંઈ જ બગાડી શકવાના નથી કે) ચોક્કસ મારો મદદગાર

અલ્લાહ તઆલા છે જે (મારો મદદગાર અને સહાયક હોવાની ખુલ્લી સાબિતી એ છે કે તે)ણે (મારા ઉપર) આ કિતાબ (ઠોસ અને બધી જ પ્રકારની ભલાઈઓ સાથે) નાઝિલ કરી (અને જો અલ્લાહ મારો સહાયક અને મદદગાર ન હોત તો મને આટલી મોટી નેઅ્મત શા માટે અર્પણ કરે ?) અને (આ વિશિષ્ટ પ્રકારની દલીલ સિવાય એક સામાન્ય નિયમથી પણ તેનું મદદગાર હોવું જાહેર છે, તે નિયમ એ છે કે) તે (સામાન્ય રીતે) નેક બંદાઓની મદદ કર્યા કરે છે (તો અંબિયા અલૈ. તો આ નેક બંદાઓમાં શ્રેષ્ઠ અને સંપૂર્ણ કક્ષાના છે અને હું નબી છું તો મારો પણ અવશ્ય તે મદદગાર થશે, મતલબ એ કે જેના નુકસાનથી તમે મને ડરાવો છો તે પોતે લાચાર છે અને જે મને નુકસાનથી બચાવે છે તે સર્વશક્તિમાન છે, પછી મને શા માટે કોઈ ભય કે ડર હોય ?) અને (જો કે આ જૂઠા મઅ્બૂદો મૂર્તિઓ વગેરેનું લાચાર હોવાનું કારણ તો જગજાહેર થઈ ચૂક્યું છે પરંતુ કારણ કે અત્રે અલ્લાહની શ્રેષ્ઠતા અને સર્વશક્તિમાન હોવાના વર્ણનને રસપ્રદ બનાવવા માટે તથા અલ્લાહ સિવાય અન્ય ગયરુલ્લાહનો નકાર દલીલયુક્ત કરવાનો અને તેઓ દરેક વાતે અસમર્થ અને નિઃસહાય હોવાની જાહેરાત કરવાનો હેતુ છે, એટલા માટે ફરમાવવામાં આવ્યું કે) તમે જે લોકોની અલ્લાહને છોડીને ઈબાદત કરો છો તે (તમારા દુશ્મનોના મુકાબલામાં) તમારી કંઈ જ મદદ કરી શકતા નથી અને (પોતાના દુશ્મનોના મુકાબલામાં જેમકે હું તેમનો દુશ્મન છું પરંતુ મારા વિરુદ્ધ પણ તેઓ) ન જ પોતાની મદદ કરી શકે છે અને (મદદ કરવી તો ઘણી મોટી વાત છે) તેમને (તો) જો કોઈ વાત બતાવવા માટે પોકારો તો તેને (પણ) સાંભળશે નહીં (તેનો પણ તે જ ઉપરોક્ત પ્રમાણેનો અર્થ હોઈ શકે છે) અને (જેમકે તેમની પાસે સાંભળવાની ઈન્દ્રિય છે જ નથી, એ જ પ્રમાણે જોવા માટે આંખો પણ નથી અને તેમની કલ્પનાથી તે મૂર્તિઓની જે આંખો બનાવવામાં આવે છે તે તો ફક્ત નામ પૂરતી હોય છે, તે કોઈ જ કામની નથી હોતી, એટલા માટે) તે (મૂર્તિઓ)ને તમે જુઓ છો કે જાણે કે તે તમને તાકી રહી છે (કારણ કે, તેમની શકલમાં આંખો બનાવેલી હોય છે) અને તે (વાસ્તવમાં) કંઈ પણ જોતા નથી (કારણ કે, વાસ્તવમાં તે તો આંખો નથી તેના ઉપર હાથ, પગ, સ્પર્શ વગેરે દરેક પ્રકારની ઈન્દ્રિય–Senses ન હોવાની જાહેરાત થાય છે, બસ તો આવી લાચાર મૂર્તિઓનો ડર શું જોઈને બતાવો છો ?)

## મસ્અલા અને બોધપાઠ :

وَلِیُ(વલી)નો اِنَّ وَلِیِّ َۦ اللّٰہُ الَّذِیۡ نَزَّلَ الۡکِتٰبَ ۫ۖ وَ ہُوَ یَتَوَلَّی الصّٰلِحِیۡنَ અત્રે અર્થ "રક્ષક" અને "સહાયક" થાય છે અને کِتَـــابٌ (કિતાબ)નો અર્થ "કુર્આન" તથા صَـــالِـحِیۡـن (સાલિહીન)નો અર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના મતે તે લોકો છે જેઓ અલ્લાહ તઆલાની સાથે કોઈની બરાબરી ન કરે, તેમાં અંબિયા (અલૈ.)થી લઈને સામાન્ય નેક મુસલમાનો સુધી બધા સામેલ છે.

અને આયતનો અર્થ એ છે કે, મને તમારા વિરોધની એટલા માટે પરવા નથી કે મારો રક્ષક અને મદદગાર અલ્લાહ તઆલા છે જેણે મારા ઉપર કુર્આન નાઝિલ કર્યું.

અત્રે અલ્લાહ તઆલાની બધી સિફતોમાંથી કુર્આન નાઝિલ કરવાની સિફતને વિશેષ સ્વરૂપે એટલા માટે વર્ણન કરવામાં આવ્યું કે, તમે જે મારી દુશ્મની અને વિરોધ ઉપર અડેલા છો તો તેનું કારણ કુર્આનનું શિક્ષણ અને તેનું આમંત્રણ છે જે હું તમને આપું છું તો જેણે મારા ઉપર આ કુર્આન નાઝિલ કર્યું છે તે જ મારો સહાયક અને સંરક્ષક છે. આથી મને શા માટે કોઈ ફિકર–ચિંતા હોય?

ત્યારબાદ અંતિમ વાક્યમાં સામાન્ય નિયમ બતાવવામાં આવ્યો કે, અંબિયા (અલૈ.)ની તો ઘણી મોટી શા'ન છે. કોઈ સામાન્ય નેક મુસલમાનનો પણ અલ્લાહ તઆલા જ રક્ષક અને તેની દેખરેખ રાખનાર છે, તે તેની સહાય કરે છે. એટલા માટે તેમને કોઈ દુશ્મનથી અથવા કોઈની દુશ્મનીથી નુકસાન થતું નથી. મોટા ભાગે તો દુનિયામાં જ તે તેને ગાલિબ (વિજયી) કરી આપે છે અને જો કોઈ સમયે હિકમતના તકાદા સ્વરૂપે ગાલિબ ન પણ થાય તો પણ તે તેના મૂળ હેતુમાં કોઈ ઉણપ કે ત્રુટી નથી, તે જાહેરમાં નિષ્ફળ દેખાતો હોવા છતાં પોતાના મૂળ મકસદના આધારે સફળ જ થયો હોય છે, કારણ કે મો'મિન સાલિહનો મૂળ હેતુ દરેક કામમાં અલ્લાહ તઆલાને રાઝી કરવો અને તેનું આજ્ઞાપાલન કરવાનો છે, જો તે દુનિયામાં કોઈ કારણથી નિષ્ફળ પણ થઈ જાય તો પણ અલ્લાહની ખુશીનો મૂળ હેતુ તો તેને પ્રાપ્ત થાય જ છે અને તે સફળ જ છે. વલ્લાહુ અઅ્લમુ.

————————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૧૯૯ થી ૨૦૨)

خُذِ الْعَفْوَ وَأْمُرْ بِالْعُرْفِ وَأَعْرِضْ عَنِ الْجٰهِلِيْنَ ﴿١٩٩﴾ وَإِمَّا يَنْزَغَنَّكَ مِنَ
الشَّيْطٰنِ نَزْغٌ فَاسْتَعِذْ بِاللّٰهِ ۚ إِنَّهٗ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٠٠﴾ إِنَّ الَّذِيْنَ اتَّقَوْا إِذَا مَسَّهُمْ
طٰٓئِفٌ مِّنَ الشَّيْطٰنِ تَذَكَّرُوْا فَإِذَا هُمْ مُّبْصِرُوْنَ ﴿٢٠١﴾ وَإِخْوَانُهُمْ يَمُدُّوْنَهُمْ فِي
الْغَيِّ ثُمَّ لَا يُقْصِرُوْنَ ﴿٢٠٢﴾

## તરજુમો :

*દરગુઝર કરવાની ટેવ રાખો અને નેક કામ કરવાનો હુકમ કરો અને જાહિલોથી કિનારો કરો. (૧૯૯) અને જો તમને શયતાનની છેડછાડ ઉશ્કેરે તો અલ્લાહથી પનાહ માંગો, તે જ સઘળું સાંભળનારો જાણનારો છે. (૨૦૦) બેશક ! જેમના દિલમાં ડર છે જ્યાં તેમના ઉપર શયતાન પસાર થયો (તરત જ) ચોંકી ઉઠશે, પછી તે જ વખતે તેમને સૂઝ આવી જાય છે. (૨૦૧) અને જેઓ શયતાનોના ભાઈ છે તેઓ તેમને ગુમરાહીમાં ખેંચતા ચાલ્યા જાય છે, પછી તેઓ કમી કરતા નથી. (૨૦૨)*

## તફસીર :

(લોકો સાથે એ પ્રમાણે વર્તન કરો કે તેમના અમલો અને અખ્લાકમાંથી જો તેમનું) જાહેર વર્તન (યોગ્ય અને સાચું જણાય તો તે)નો સ્વીકાર કરી લો (તેની ઊંડાણપૂર્વક તપાસ અને હકીકતનું સંશોધન ન કર્યા કરો બલકે, જાહેર દૃષ્ટિમાં ઉપરછલ્લી રીતે પણ જો કોઈ કામ સારું હોય તેને ભલું કામ સમજો અને દરેકના માહ્યલાની તો અલ્લાહને જ ખબર છે તો તે બાબત અલ્લાહને સોંપો, કારણ કે સંપૂર્ણ ઈખ્લાસ અને સ્વીકૃતિની શરતોનું મજબૂતપણું વિશિષ્ટતાનો ભાગ છે. તાત્પર્ય એ છે કે સમાજમાં સહૂલત રાખો, કઠોર ન બનો અને આવો વર્તાવ તો સારા કામોમાં કરવાનો છે) અને (જે કામ દેખીતી દૃષ્ટિમાં પણ ખરાબ છે તેમાં એવું વર્તન રાખો કે તે વિષયમાં) નેક કામની તા'લીમ આપ્યા કરો (અને તેની પાછળ ન પડી જાઓ) અને જો (કદાચ તેમની અજ્ઞાનતા ઉપર) તમને કોઈ શયતાન તરફથી (ગુસ્સાનો) વસવસો આવવા લાગે (જેમાં એવી સંભાવના હોય

કે કોઈ વાત મસ્લિહત વિરુદ્ધ થઈ જશે) તો (એવી પરિસ્થિતિમાં તરત જ) અલ્લાહનું શરણ માંગી લો, નિઃશંક ! તે સઘળું સાંભળનાર (અને) સઘળું જાણનાર છે, (તમારી દુઆઓને સાંભળે છે, તમારા હેતુઓને જાણે છે, તે તમને તેનું શરણ આપશે; અને જે પ્રમાણે અલ્લાહનું ધ્યાન અને દુઆ તમારા માટે લાભદાયક છે એ જ પ્રમાણે બધા જ અલ્લાહથી ડરનારા લોકો માટે પણ લાભદાયક છે, કારણ કે) ચોક્કસ (એ વાત છે કે) જે લોકો અલ્લાહથી ડરે છે જ્યારે તેમને કોઈ શયતાન તરફથી (ગુસ્સો અથવા કોઈ અન્ય પ્રવૃત્તિનો) ખતરો આવી જાય છે તો તે (તરત જ અલ્લાહની) યાદમાં લાગી જાય છે (જેમકે દુઆ અને ઝિક્ર તથા અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતા તથા તેના અઝાબ અને સવાબને યાદ કરે છે) બસ, તાત્કાલિક તેમની આંખો ખુલી જાય છે (અને ઘટનાની વાસ્તવિકતા તેમની સામે ખુલીને આવી જાય છે જેનાથી તેમને તે ભયના ઓથાર હેઠળ રહેવું પડતું નથી) અને (તેનાથી વિપરીત) જે શયતાનોના તાબે છે તે (શયતાનો) તેમને ગુમરાહીમાં ખેંચતા ચાલ્યા જાય છે, બસ તેઓ (ગુમરાહીનું અનુસરણ કરવાથી) અટકતા નથી. (ન તો તેઓએ દુઆ કરી અને ન જ તેઓ બચેલા રહ્યા, બસ તે મુશ્રિકો તો શયતાનોના આધીન છે, તેઓ કોઈ રીતે આ પ્રવૃત્તિઓથી અટકતા નથી, એટલા માટે તમારું તેમના ગમ અને ગુસ્સામાં પડવું વ્યર્થ છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આદર્શ કુર્આની અખ્લાક (વર્તન)નું એક નક્કર હિદાયતનામું (માર્ગદર્શિકા) :

પ્રસ્તુત કુર્આનની આયતો કુર્આની ઉચ્ચ અખ્લાકની વર્ણન કરતી નક્કર માર્ગદર્શિકા છે જેના દ્વારા રસૂલે કરીમ ﷺની કેળવણી કરીને તેમને સઘળા આગલા અને પાછલા લોકોમાં "સાહિબે ખુલ્કે અઝીમ" (ઉચ્ચ અખ્લાકના માલિક)નો ખિતાબ આપવામાં આવ્યો છે.

પાછલી આયતોમાં ઈસ્લામના દુશ્મનોની ખોટી નીતિરીતિ, હઠધર્મી અને તેમના અસભ્ય વર્તનનું વર્ણન કર્યા પછી પાછળની આ આયતોમાં તેનાથી વિપરીત રસૂલે કરીમ ﷺને શ્રેષ્ઠ વર્તન કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, જેના ત્રણ વાક્યો છે. પ્રથમ વાક્ય خُذِالْعَفْوَ (ખુઝિલ અફ્વ) અરબી શબ્દકોષના

આધારે عَـفْـو (અફ્વ) શબ્દના ઘણા અર્થો હોઈ શકે છે અને આ સ્થળે દરેક અર્થની શક્યતા છે. એટલા માટે વિવરણકાર ઉલમાના વિવિધ સમૂહોએ વિવિધ પ્રકારનો અર્થ લીધો છે. સર્વસહમતિથી જમહૂર વિવરણકારોએ જે અર્થને અપનાવ્યો છે તે એ છે કે, "અફ્વ" દરેક એવા કાર્યને કહેવામાં આવે છે જે સરળતાથી કોઈપણ પ્રકારની તકલીફ વિના પૂર્ણ થઈ શકે. એ પ્રમાણે આ વાક્યનો અર્થ એ થયો કે, (હે નબી ﷺ !) તમે લોકો પાસેથી ઉત્તમ કક્ષાની અપેક્ષા ન રાખો અને માંગણી ન કરો બલકે, તે જે કક્ષાએ પણ સરળતાથી અમલ કરી શકે તે જ કક્ષાનો સ્વીકાર કરી લો. દાખલા તરીકે, નમાઝની વાસ્તવિક હકીકત તો એ છે કે બંદો સમગ્ર દુનિયાથી અલિપ્ત થઈને એકાગ્ર ચિત્તે પોતાના પરવરદિગારની સામે હાથ બાંધીને એટલા માટે ઊભો છે કે, વખાણ અને સ્તુતિની સાથે પોતાની દરખાસ્તને વિના કોઈ માધ્યમે સીધે–સીધી અલ્લાહના દરબારમાં રજૂ કરી રહ્યો છે, જાણે કે તે નમાઝના સમયે સીધે–સીધો અલ્લાહ જલ્લ શા'નુહૂને સંબોધે છે, તેની જે નિશાનીઓ, ખુશૂઅ્–ખુઝૂઅ્ (એકાગ્રતા અને ધ્યાનમગ્નતા), સભ્યતા અને સન્માન સાથે આ નમાઝ થવી જોઈએ, દેખીતું છે કે લાખો નમાઝીઓમાંથી કોઈ–કોઈ અલ્લાહના બંદાને જ આ નસીબ થાય છે. સામાન્ય લોકો આવી કક્ષા પ્રાપ્ત કરી શકતા નથી તો આ આયત દ્વારા રસૂલે કરીમ ﷺને એ શિક્ષણ આપવામાં આવ્યું છે કે, તમે તે લોકો પાસે તે ઉચ્ચ કક્ષાની માંગણી ન કરો બલકે જે દરજ્જામાં જેને તેઓ સરળતાથી કરી શકે છે તેનો જ સ્વીકાર કરી લો, એ જ પ્રમાણે બીજી ઈબાદતો જેમકે ઝકાત, રોઝહ, હજ્જ અને સામાન્ય વ્યવહાર અને સમાજના શરઈ ફરજોમાં જે લોકો પૂરેપૂરો હક અદા નથી કરી શકતા તેમની જે તે કક્ષાની ફરમાંબરદારી અને અનુસરણ પણ સ્વીકાર કરી લો.

સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)ની રિવાયત પ્રમાણે પોતે રસૂલે કરીમ ﷺ દ્વારા આ આયતનો આ જ અર્થ નકલ કરવામાં આવ્યો છે.

એક રિવાયતમાં છે કે, રસૂલે કરીમ ﷺએ આ આયતના નાઝિલ થવા ઉપર ફરમાવ્યું કે, "મને અલ્લાહ તઆલાએ લોકોના અમલો અને અખ્લાકમાં સરસરી ઈતાઅત સ્વીકાર કરવાનો હુકમ આપ્યો છે. મેં ઈરાદો કરી લીધો છે કે, જ્યાં સુધી હું તે લોકોની સાથે છું એવો જ અમલ કરીશ." *(ઈબ્ને કષીર)*

તફસીરના ઈમામોના એક મોટા સમૂહ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.), હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અને મુજાહિદ (રહ.) વગેરેએ આ વાક્યનો આ જ અર્થ ઠરાવ્યો છે.

"અફ્વ"નો બીજો અર્થ "મા'ફ કરવું" અથવા "દરગુજર કરવું" પણ થાય છે. તફસીરના ઈમામોની એક જમાઅતે આ સ્થળે એ જ અર્થ લઈને આ વાક્યનો અર્થ એ ઠરાવ્યો છે કે, “આપ ﷺ ગુનેહગારો અને ખતાકારોના ગુનાહો અને ભૂલોને મા'ફ કર્યા કરો.”

તફસીરના ઈમામ ઈબ્ને જરીર તબરી (રહ.)એ નકલ કર્યું છે કે, જ્યારે આ આયત નાઝિલ થઈ તો રસૂલે કરીમ ﷺએ જિબ્રઈલે અમીન (અલૈ.)ને આ આયતનો અર્થ પૂછ્યો. જિબ્રઈલે અમીન (અલૈ.)એ અલ્લાહ તઆલાને પૂછ્યા પછી આ અર્થ બતાવ્યો કે, આ આયતમાં આપ ﷺને હુકમ આપવામાં આવ્યો છે કે જે વ્યક્તિ તમારા ઉપર જુલમ કરે તમે તેને મા'ફ કરી આપો અને તમને જે કંઈ જ ન આપે તેના ઉપર તમે બખ્શીશ કરો અને જે તમારી સાથે સંબંધ કાપી નાંખે તમે તેમને પણ મળતા રહો.

આ સ્થળે ઈબ્ને મરદૂયાએ હઝરત સઅદ ઈબ્ને ઉબાદા (રદિ.)થી નકલ કર્યું છે કે, ગઝ્વએ ઉહદમાં જ્યારે રસૂલે કરીમ ﷺના કાકા હઝરત હમ્ઝહ (રદિ.)ને શહીદ કરવામાં આવ્યા અને ઘણી બેદર્દીથી ક્રૂર રીતે તેમના અવયવોને કાપીને લાશનું અપમાન કરવામાં આવ્યું તો રસૂલે કરીમ ﷺએ લાશને આવી પરિસ્થિતિમાં જોઈને ફરમાવ્યું કે, જે લોકોએ હઝરત હમ્ઝહ (રદિ.) સાથે આવો વર્તાવ કર્યો છે તેમના સિત્તેર વ્યક્તિઓ સાથે આવું વર્તન કરીને છોડીશ. તેના ઉપર આ આયત નાઝિલ થઈ, જેમાં રસૂલે કરીમ ﷺને બતાવવામાં આવ્યું કે, તમારું એ સ્થાન નથી, બલકે તમારી શા'ન અને મરતબો એ છે કે મા'ફી અને દરગુજરથી કામ લો.

આ વિષયનું સમર્થન આ હદીષથી પણ થાય છે, જે ઈમામ અહમદ (રહ.)એ ઉકબહ બિન આમિરની રિવાયતથી નકલ કર્યું છે કે, તેમને રસૂલુલ્લાહ ﷺએ જે સર્વશ્રેષ્ઠ સભ્યતાપૂર્ણ વર્તનનું શિક્ષણ આપ્યું તે આ જ હતું કે, “જે વ્યક્તિ તમારા ઉપર અત્યાચાર કરે તેને ક્ષમા આપો અને જે તમારી સાથે સંબંધ

તોડી નાંખે તમે તેનાથી મળતા રહો, જે તમને વંચિત કરે તમે તેમના ઉપર બખ્શીશ કર્યા કરો.''

અને બયહકીએ હઝરત અલી મુર્તુઝા (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ તેમને ફરમાવ્યું કે, હું તમને આગલા અને પાછલા લોકોના વર્તન (અખ્લાક)થી ઉત્તમ અખ્લાકનું શિક્ષણ આપું છું, તે એ છે કે જે વ્યક્તિ તમને વંચિત કરે તમે તેના ઉપર બખ્શીશ કરો, જે તમારા ઉપર જુલમ કરે તમે તેને મા'ફ કરો, જે તમારી સાથે સંબંધ તોડી નાંખે તમે તેને પણ મળ્યા કરો.''

શબ્દ ''અફ્વ''ના પ્રથમ અને બીજા અર્થમાં જો કે તફાવત છે પરંતુ બંનેનું તાત્પર્ય એક જેવું જ છે કે, લોકોના અમલો અને અખ્લાકમાં ઉપરછલ્લી ઈતાઅત અને ફરમાંબરદારીનો પણ સ્વીકાર કરી લો. વધારે સંશોધન (તહકીક) અને ઊંડાણમાં ન ઊતર્યા કરો અને તેમની પાસે ઉચ્ચ કક્ષાના અનુસરણની માંગણી ન કરો અને તેમની ભૂલો અને ક્ષતિઓથી દરગુજર કરો, અત્યાચારનો બદલો ન લો. કારણ કે, રસૂલે કરીમ ﷺનું આચરણ અને વર્તન હંમેશા આ જ બીબામાં ઢળેલું હતું, જેનો સંપૂર્ણ અનુભવ તે સમયે થયો જ્યારે મક્કાના વિજય સમયે આપ ﷺના જાની દુશ્મનો તેમના કબ્જામાં આવ્યા ત્યારે તેમણે બધાને આઝાદ કરીને ફરમાવ્યું કે, ''તમારા અત્યાચારોનો બદલો લેવો તો દૂરની વાત, અમે તમારા અગાઉ કરેલા વર્તનની નિંદા પણ કરતા નથી.''

બીજા વાક્યમાં આ હિદાયતનામું (માર્ગદર્શિકા) وَاْمُرْ بِالْعُرْفِ (વઅ્મુર બિલ્ ઉર્ફિ) છે, તેમાં عُرْف (ઉર્ફ) અત્રે મઅ્રૂફ એટલે કે, ''દરેક સારા અને નેક કામ''ને કહેવામાં આવે છે. અર્થ એ છે કે, જે લોકો આપ ﷺ સાથે બુરાઈ અને અત્યાચારનું વર્તન કરે તમે તેમની પાસેથી બદલો ન લો બલકે મા'ફ કરી આપો, પરંતુ સાથે જ તેમને નેક કાર્યોનું માર્ગદર્શન પણ આપતા રહો, જેમકે બુરાઈનો બદલો નેકીથી, જુલમનો બદલો ફક્ત ન્યાયથી જ નહીં બલકે અહેસાન સાથે આપો.

ત્રીજું વાક્ય وَاَعْرِضْ عَنِ الْجٰهِلِيْنَ છે, જેનો અર્થ એ છે કે અજ્ઞાનીઓ સાથે આપ ﷺ આંખ આડા કાન કરો, જેનો અર્થ એ છે કે જુલમનો બદલો છોડીને તમે તેમની સાથે ભલાઈ અને હમદર્દીનો વર્તાવ કરો અને વિનમ્રતા સાથે

તેમને સત્ય વાત બતાવો, પરંતુ ઘણા અજ્ઞાનીઓ એવા પણ હોય છે જેઓ આવા વિનમ્ર અને ઉચ્ચ કક્ષાના વર્તનથી પણ પ્રભાવિત નથી થતા, તે છતાં પણ અજ્ઞાનીઓ અજ્ઞાનતાપૂર્ણ અને કઠોર વર્તન કરે તો આવા લોકો સાથે તમારું વર્તન એવું હોવું જોઈએ કે તેમની કડવી અને હૃદયભગ્ન અજ્ઞાનતાપૂર્ણ વાતોથી પ્રભાવિત થઈને તેમના જેવી જ કઠોર ભાષાનો ઉપયોગ ન કરો, બલકે તેમનાથી આંખ આડા કાન કરી દૂર થઈ જાવ.

તફસીરના ઈમામ ઈબ્ને કષીરે ફરમાવ્યું કે, “તેમનાથી આંખ આડા કાન કરવાનો અર્થ એ છે કે, તેમની બુરાઈનો જવાબ બુરાઈથી ન આપો, એ અર્થ નથી કે તેમને માર્ગદર્શન આપવાનું છોડી દો, કારણ કે આવી પ્રવૃત્તિ રિસાલત અને નુબુવ્વતના હોદ્દા માટે શોભાસ્પદ નથી.”

સહીહ બુખારીમાં આ સ્થળે એક ઘટના હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા વર્ણન કરવામાં આવી છે કે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની ખિલાફતના સમયગાળામાં ઉયયૂનહ ઈબ્ને હસન મદીનામાં આવ્યા અને પોતાના ભત્રીજા હુર્ર ઈબ્ને કૈસના મહેમાન બન્યા. હઝરત હુર્ર બિન કૈસ તે જ્ઞાની પુરુષોમાંથી હતા જેઓ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના સલાહકારોમાં સામેલ હતા. ઉયયૂનહે પોતાના ભત્રીજા હુર્ર બિન કૈસને કહ્યું કે, તમે અમીરુલ મુઅ્મિનીનના નિકટવર્તી છો, મારા માટે તેમની મુલાકાતનો કોઈ સમય નક્કી કરો. હુર્ર બિન કૈસે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને દરખાસ્ત કરી કે મારા કાકા ઉયયૂનહ તમને મળવા માંગે છે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પરવાનગી આપી દીધી.

પરંતુ ઉયયૂનહે ફારૂકે આ'ઝમ (રદિ.)ની મજલિસમાં પહોંચીને અત્યંત અસભ્ય ખોટી વાતચીત કરી કે ન તો તમે અમારો પૂરો હક આપો છો અને ન જ અમારી સાથે ન્યાય કરો છો. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને તેની વાત ઉપર ગુસ્સો આવ્યો, આથી હુર્ર બિન કૈસે વિનંતી કરી કે, “હે અમીરુલ મુઅ્મિનીન ! અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે, خُذِ الْعَفْوَ وَاْمُرْ بِالْعُرْفِ وَاَعْرِضْ عَنِ الْجٰهِلِيْنَ અને આ વ્યક્તિ પણ જાહિલોમાંથી છે આ આયત સાંભળતા જ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો સમગ્ર ગુસ્સો ઠંડો પડી ગયો અને તેમને કંઈ જ ન કહ્યું.” હઝરત ફારૂકે આ'ઝમ (રદિયલ્લાહુ અન્હુ)ની એ ટેવ ખૂબ પ્રખ્યાત હતી કે,

كَانَ وَقَّافًا عِنْدَ كِتَابِ اللّٰهِ عَزَّوَجَلَّ "અલ્લાહની કિતાબના હુકમો સામે પોતાની ગરદન નાંખી દેતા હતા."

આ આયત વર્તનની શ્રેષ્ઠતા માટેની મજબૂત આયત છે. અમુક વિદ્વાનોએ તેનો ખુલાસો એવો વર્ણન કર્યો છે કે લોકો બે પ્રકારના છે. એક અહેસાન કરનારા, એટલે કે સારા કાર્યો કરનારા અને બીજા દુષ્ટ જાલિમો. આ આયતે બંને પ્રકારના લોકો સાથે ઉચ્ચ કક્ષાના ક્ષમાયુક્ત અખ્લાકથી વર્તવાનું માર્ગદર્શન આપ્યું છે કે, નેક કાર્યો કરનારાઓની જાહેર નેકીને પણ સ્વીકારી લો, વધારે સંશોધન અને તપાસમાં ન પડી જાઓ અને નેકીની ઉચ્ચ કક્ષાની માંગણી ન કરો, બલકે જેટલું તે સરળતાથી કરી શકે તેને પૂરતું સમજો અને દુષ્ટ લોકોની બાબતમાં એવું માર્ગદર્શન છે કે, તેમને નેક કામો શિખવાડો અને નેકીનો રસ્તો બતાવો, જો તેઓ સ્વીકાર ન કરે અને પોતાની ગુમરાહી તથા ભૂલ ઉપર ડટેલા રહે અને અજ્ઞાનતાપૂર્ણ વાતચીતથી રજૂ થાય તો તેમનાથી અલગ થઈ જાઓ અને તેમની અજ્ઞાનતાપૂર્ણ વાતચીતનો જવાબ ન આપો. આ શૈલીથી એવી આશા છે કે, તેમને કોઈ સમયે ભાન થશે અને પોતાની ભૂલથી અટકી જશે.

બીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَاِمَّا يَنْزَغَنَّكَ مِنَ الشَّيْطٰنِ نَزْغٌ فَاسْتَعِذْ بِاللّٰهِ اِنَّهٗ سَمِيْعٌ عَلِيْمٌ એટલે કે, "જો તમને શયતાન તરફથી કોઈ વસવસો આવવા લાગે તો અલ્લાહનું શરણ માંગી લો, તે સઘળું સાંભળનારો, સઘળું જાણનારો છે."

વાસ્તવમાં આ આયત પણ પ્રથમ આયતના વિષયની પૂર્ણતા છે. કારણ કે તેમાં જે માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, જુલમ કરનારાઓ અને અજ્ઞાનતાપૂર્ણ વર્તન કરનારાઓની ભૂલોને ક્ષમા આપો, તેમની દુષ્ટતાનો જવાબ દુષ્ટતાથી ન આપો, મનુષ્યના સ્વભાવ માટે આ બાબત સૌથી વધારે ભારે અને કઠણ છે, ખાસ કરીને એવી પરિસ્થિતિમાં શયતાન સારા–ભલા મનુષ્યને પણ ક્રોધિત કરીને લડાઈ–ઝઘડા માટે ઉશ્કેરે છે. આથી બીજી આયતમાં એવી પ્રેરણા આપવામાં આવી છે કે, જો આવી ધૈર્યની કસોટી કરતી પરિસ્થિતિઓમાં ક્રોધની લાગણી વધારે ઉશ્કેરાતી લાગે તો સમજી લો કે એ શયતાન તરફથી છે અને તેનો ઈલાજ એ છે કે તેનાથી અલ્લાહ તઆલાની પનાહ (શરણ) માંગી લે.

હદીષમાં છે કે, બે વ્યક્તિ રસૂલે કરીમ ﷺ સામે લડાઈ–ઝઘડો કરી રહ્યા હતા અને એક વ્યક્તિ ક્રોધમાં બેકાબૂ થઈ રહ્યો હતો, આપ ﷺએ તેને જોઈને ફરમાવ્યું કે, "હું એક એવું વાક્ય જાણું છું કે જો આ વ્યક્તિ તે વાક્ય કહી દે તો તેનો આ ક્રોધ (ઉશ્કેરાટ) શાંત થઈ જાય. ફરમાવ્યું તે વાક્ય આ છે, اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ (અઊઝુબિલ્લાહી મિનશ્શયતાનિર્રજીમ)" આ વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને સાંભળીને તરત આ વાક્ય પઢ્યું તો સમગ્ર તેનો ગુસ્સો અને ઉશ્કેરાટ સમાપ્ત થઈ ગયો.

**આશ્ચર્યજનક સંયોગ :**

તફસીરના ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ આ સ્થળે એક રસપ્રદ વાત આ લખી છે કે, સમગ્ર કુર્આનમાં ત્રણ આયતો વર્તનશાસ્ત્રનું શિક્ષણ અને પ્રેરણા માટે ખૂબ નક્કર છે. આ ત્રણેના અંતે શયતાનથી અલ્લાહની પનાહ માંગવાનું વર્ણન છે. એક તો આ જ સૂરએ અઅ્રાફની આયત છે, બીજી સૂરએ મો'મિનૂનની આ આયત છે. اِدْفَعْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ السَّيِّئَةَ ط نَحْنُ اَعْلَمُ بِمَا يَصِفُوْنَ وَقُلْ رَّبِّ اَعُوْذُبِكَ مِنْ هَمَزَاتِ الشَّيٰطِيْنِ، وَاَعُوْذُبِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ، (مُؤْمِنُوْن ۹۷) એટલે કે, "બુરાઈને ભલાઈથી દૂર કરો, અમે સારી પેઠે જાણીએ છીએ જે કંઈ આ કહ્યા કરે છે અને તમે એવી દુઆ કરો કે, હે મારા પરવરદિગાર ! હું તારાથી પનાહ (શરણ) માંગું છું શયતાનના દબાણથી અને હે મારા પરવરદિગાર ! હું તારાથી પનાહ માંગું છું એ વાતની કે શયતાનો મારી પાસે આવે." (૨૩:૯૭–૯૮)

ત્રીજી આયત સૂરએ હા–મીમ–સિજદહની આ છે,

وَلَا تَسْتَوِى الْحَسَنَةُ وَلَا السَّيِّئَةُ ط اِدْفَعْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ فَاِذَا الَّذِىْ بَيْنَكَ وَبَيْنَهٗ عَدَاوَةٌ كَاَنَّهٗ وَلِىٌّ حَمِيْمٌ ○ وَمَا يُلَقّٰهَآ اِلَّا الَّذِيْنَ صَبَرُوْا ج وَمَا يُلَقّٰهَا اِلَّا ذُوْحَظٍّ عَظِيْمٍ ○ وَاِمَّا يَنْزَغَنَّكَ مِنَ الشَّيْطٰنِ نَزْغٌ فَاسْتَعِذْ بِاللّٰهِ ط اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ○

એટલે કે, "નેકી અને બદી (દુષ્ટતા) સમાન નથી હોતી, તમે નેક વર્તન દ્વારા ટાળ્યા કરો, પછી અચાનક તમારામાં અને જે વ્યક્તિમાં દુશ્મનાવટ હતી તે એવા થઈ જશે જેમકે કોઈ દિલી દોસ્ત હોય છે અને આ વાત એવા જ લોકોને નસીબ થાય છે જેઓ મોટા ઉદાર સ્વભાવના છે અને આ વાત એવા જ લોકોને

નસીબ થાય છે જેઓ કિસ્મતવાળા છે અને તમને શયતાન તરફથી જો વસવસો આવવા લાગે તો અલ્લાહનું શરણ માંગ્યા કરો. નિઃશંક ! તે સઘળું સાંભળનારો અને સઘળું જાણનારો છે.'' *(૪૧:૩૪-૩૬)*

આ ત્રણે આયતોમાં ક્રોધ અપાવનાર સાથે ક્ષમા અને દરગુજર કરવાનું તથા દુષ્ટ વર્તનનો બદલો ભલાઈ દ્વારા આપવાનું માર્ગદર્શન કરવાની સાથે-સાથે શયતાનથી અલ્લાહનું શરણ માંગવાની હિદાયત કરવામાં આવી છે. એનાથી જાણ થાય છે કે, શયતાનને મનુષ્યના ઝઘડાઓમાં ખાસ રસ હોય છે, જ્યાં ઝઘડાની કોઈ તક ઉપસ્થિત થાય છે શયતાન તેને પોતાના શિકાર કરવાનું સ્થળ બનાવી લે છે અને મોટા-મોટા સહનશીલ સભ્ય વ્યક્તિને પણ ક્રોધ અપાવીને સીમા અને મર્યાદાઓથી બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે.

તેનો ઈલાજ એ છે કે, જ્યારે ગુસ્સો કાબૂમાં આવતો ન દેખાય તો સમજી જાય કે શયતાન મારા ઉપર છવાઈ રહ્યો છે અને અલ્લાહ તઆલા તરફ શરણે જાઓ અને તેની પનાહ માંગો, ત્યારે જ વર્તન અને અખ્લાકની પૂર્ણતા થઈ શકશે. આથી એ પછીની ત્રીજી અને ચોથી આયતમાં પણ શયતાનથી અલ્લાહની પનાહ માંગવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

---

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૨૦૩-૨૦૪)

وَاِذَا لَمْ تَاْتِهِمْ بِاٰيَةٍ قَالُوْا لَوْلَا اجْتَبَيْتَهَا ۭ قُلْ اِنَّمَآ اَتَّبِعُ مَا يُوْحٰٓى اِلَيَّ مِنْ رَّبِّيْ ۚ
هٰذَا بَصَاۗىِٕرُ مِنْ رَّبِّكُمْ وَهُدًى وَّرَحْمَةٌ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۲۰۳﴾ وَاِذَا قُرِئَ الْقُرْاٰنُ
فَاسْتَمِعُوْا لَهٗ وَاَنْصِتُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿۲۰۴﴾

## તરજુમો :

*અને જ્યારે તમે તેમની પાસે કોઈ નિશાની લઈને ન જાઓ તો કહે છે, કેમ તું પોતાના તરફથી બનાવી ન લાવ્યો ? તમે કહી આપો ! હું તો એના ઉપર ચાલું છું જે હુકમ મારા તરફ મારા પરવરદિગાર પાસેથી આવે છે, આ તમારા પરવરદિગાર તરફથી સૂઝ(બૂઝ)ની વાતો છે અને હિદાયત અને*

*રહમત છે તે લોકો માટે જેઓ મો'મિન છે. (૨૦૩) અને જ્યારે કુર્આન પઢવામાં આવે તો તેના તરફ કાન (ધ્યાન) લગાવી રાખો અને ચૂપ રહો જેથી તમારા ઉપર રહમ થાય. (૨૦૪)*

## તફસીર :

(હે નબી ﷺ !) અને જ્યારે તમે (તેમની માંગણી મુજબના મોઅ્જિઝાઓમાંથી જેની ફરમાઈશ તે લોકો દુશ્મનાવટના કારણે કરતા હતા) કોઈ મોઅ્જિઝો તેમની સામે જાહેર નથી કરતા (એ કારણે કે, અલ્લાહ તઆલા તે મોઅ્જિઝાને હિકમતના તકાદા માટે અસ્તિત્વમાં નથી લાવતા) તો તે લોકો (રિસાલતનો નકાર કરવા માટે તમને) કહે છે કે, તમે (જો નબી છો તો) આ મોઅ્જિઝો કેમ (અસ્તિત્વમાં) ન લાવ્યા ? તમે કહી આપો કે, (મારું કામ પોતાના અધિકારથી મોઅ્જિઝા બતાવવાનું નથી બલકે, મારું અસલી કામ તો એ છે કે) હું તેનું જ અનુસરણ કરું છું જે મારા પરવરદિગાર તરફથી હુકમ મોકલવામાં આવ્યો છે, (તેમાં તબ્લીગ પણ આવી ગઈ, અલબત્ત નુબુવ્વતની સાબિતી માટે કોઈ મોઅ્જિઝો હોવો જરૂરી હોય તો તે આવી ચૂક્યો છે કે આ કુર્આન બધાથી ઉચ્ચ કક્ષાનો મોઅ્જિઝો છે, જેની શા'ન એવી છે કે) એ જાણે કે ઘણી બધી દલીલો તમારા પરવરદિગાર તરફથી છે (કારણ કે, તેની દરેક સૂરત એક મોઅ્જિઝો છે તો એ હિસાબે સમગ્ર કુર્આન કેટલી બધી દલીલો છે અને તેનું દલીલ હોવું દેખીતું અને જાહેર છે) અને (રહી વાત તેના લાભની તો તેના ખાસ માનનારાઓ માટે એ લાભ પણ છે, કારણ કે તે) હિદાયત અને રહમત છે તે લોકો માટે જેઓ (તેના ઉપર) ઈમાન ધરાવે છે અને (તમે તે લોકોને એવું પણ કહી આપો કે) જ્યારે કુર્આન પઢવામાં આવે (દાખલા તરીકે રસૂલુલ્લાહ ﷺ તેની તબ્લીગ કરે) તો તેના તરફ કાન લગાવ્યા કરો અને ચૂપ રહ્યા કરો, (જેથી તેના સન્માનનીય હોવાની તથા તેના શિક્ષણની ખૂબી સમજમાં આવી જાય, જેનાથી) આશા છે કે તમારા ઉપર (વધારે અથવા નવેસરથી) રહમ કરવામાં આવે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં રસૂલે કરીમ ﷺ સત્ય રસૂલ હોવાની સાબિતી અને

તેના ઉપર વિરોધીઓની શંકાનો જવાબ અને તે બંને સંદર્ભે શરીઅતના અમુક હુકમોનું વર્ણન કરવામાં આવ્યું છે.

રિસાલતની સાબિતી માટે બધા જ અંબિયા (અલૈ.)ને મોઅ્જિઝાઓ આપવામાં આવે છે. સય્યિદુલ અંબિયા ﷺને આ જ સંદર્ભે એટલા મોઅ્જિઝાઓ અર્પણ કરવામાં આવ્યા હતા જે અગાઉના અંબિયા (અલૈ.)ના મોઅ્જિઝાઓથી ઘણા વધારે પણ છે અને સ્પષ્ટ ખુલ્લા પણ છે.

રસૂલે કરીમ ﷺના મોઅ્જિઝાઓ જે કુર્આને મજીદ અને હદીષની સહીહ રિવાયતોથી સાબિત છે તે મોટી સંખ્યામાં છે. ઉલમાએ તેના ઉપર આગવા પુસ્તકો લખ્યા છે. અલ્લામહ સુયૂતી (રહ.)એ "ખસાઈસે કુબ્રા" નામના બે દળદાર ગ્રંથો આ જ વિષય ઉપર લખ્યા છે જે ખૂબ પ્રખ્યાત છે.

પરંતુ રસૂલે કરીમ ﷺના અસંખ્ય મોઅ્જિઝાઓ સામે આવવા છતાં વિરોધીઓ પોતાની જીદ અને હઠધર્મીના કારણે પોતાના તરફથી નક્કી કરીને નવા–નવા મોઅ્જિઝાઓ બતાવવાની માંગણી કરતા રહેતા હતા, જેનું વર્ણન આ સૂરત પહેલાં પણ આવી ચૂક્યું છે.

અત્રે પ્રસ્તુત પ્રથમ બે આયતોમાંથી પહેલી આયતમાં તેનો એક સૈદ્ધાંતિક જવાબ આપવામાં આવ્યો છે, જેનો ખુલાસો એ છે કે પયગમ્બરના મોઅ્જિઝાઓ તેમની રિસાલતની એક સાબિતી અને સાક્ષી સ્વરૂપે હોય છે અને જ્યારે દાવે'દારનો કોઈ દા'વો ભરોસાપાત્ર સાક્ષીથી સાબિત થઈ જાય અને વિરોધી પક્ષ તરફથી તેના ઉપર કોઈ પ્રતિદલીલ પણ ન હોય તો તેમાં દુનિયાના કોઈપણ ન્યાયાલયને એ અધિકાર નથી આપવામાં આવતો કે વિરોધી પક્ષ તેની માંગણી કરે કે, ફલાણા–ફલાણા ખાસ–ખાસ લોકોની ગવાહીઓ રજૂ કરો તો જ અમે માનીશું, પ્રસ્તુત ગવાહીઓ ઉપર કોઈ પ્રતિદલીલ કર્યા વિના અમે સ્વીકારીશું નહીં. એટલા માટે ઘણા બધા સ્પષ્ટ મોઅ્જિઝાઓ જોઈ લીધા છતાં વિરોધીઓનું એવું કહેવું કે, ફલાણા પ્રકારનો ખાસ મોઅ્જિઝો બતાવો તો જ અમે તમને રસૂલ માનીશું ! આ પ્રકારની હઠધર્મીયુક્ત વાત કોઈપણ અદાલત યોગ્ય અને સાચી સમજશે નહીં અને તે આ માંગણીનો સ્વીકાર કરી શકતી નથી.

આથી પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, જ્યારે તમે તે લોકોનો નક્કી

કરેલો કોઈ ચોક્કસ મોઅ્જિઝો બતાવતા નથી તો આ લોકો તમારી રિસાલતનો ઈન્કાર કરવા માટે કહે છે કે, તમે ફલાણો–ફલાણો મોઅ્જિઝો તો બતાવ્યો નહીં, જેથી તમે તેમને એ જવાબ આપી દો કે, મારું કામ મારા પોતાના અધિકારથી મોઅ્જિઝાઓ બતાવવાનું નથી બલકે મારું અસલી કામ તો એ છે કે હું તે હુકમોનું અનુસરણ કરું જે મને મારા પરવરદિગાર તરફથી વહી દ્વારા મોકલવામાં આવે છે, જેમાં તબ્લીગ (પ્રચાર) પણ સામેલ છે. એટલા માટે હું પોતાના અસલી કાર્યમાં પ્રવૃત્ત છું અને રિસાલત માટે તે બીજા ઘણા મોઅ્જિઝાઓ પણ પૂરતા છે જે તમારા બધા લોકોની સામે આવી ચૂક્યા છે, તેને જોયા પછી કોઈ ખાસ અને ચોક્કસ મોઅ્જિઝો બતાવવાની વાહિયાત માંગણી કરવી ધ્યાન આપવા યોગ્ય બાબત નથી.

જે મોઅ્જિઝાઓ બતાવવામાં આવ્યા છે, તેમાંથી કુર્આન એક મહાન મોઅ્જિઝો છે જેણે સમગ્ર દુનિયાને પોતાના જેવો બલકે પોતાની એક નાની સરખી સૂરતના ઉદાહરણ સ્વરૂપ લાવવાનો ખુલ્લો પડકાર આપ્યો છે અને સમગ્ર દુનિયા સંપૂર્ણ પ્રયત્નો છતાં તેનું ઉદાહરણ લાવવાથી લાચાર થઈ ગઈ, જે એ વાતની અત્યંત સ્પષ્ટ અને ખુલ્લી નિશાની છે કે, કુર્આન કોઈ મનુષ્યનું કલામ નથી બલકે અલ્લાહ જલ્લ શા'નુહૂનું જ અજોડ કલામ છે.

આથી ફરમાવ્યું, هٰـذَابَـصَـآئِـرُ مِـنْ رَّبِّـكُـمْ એટલે કે, આ કુર્આન તમારા પરવરદિગાર તરફથી ઘણી બધી દલીલો અને મોઅ્જિઝાઓનો સંગ્રહ છે, જેમાં સામાન્ય ચિંતન કરનાર પણ એવી શ્રદ્ધા અને યકીન કર્યા વગર નથી રહી શકતો કે, આ કલામ અલ્લાહ તઆલા શા'નુહૂનું જ છે. મખ્લૂકની તેમાં કોઈ જ દખલગીરી નથી. ત્યાર પછી ફરમાવ્યું, وَهُـدًى وَّرَحْـمَةٌ لِّقَـوْمٍ يُّـؤْمِنُوْنَ એટલે કે, ''આ કુર્આનનું સત્ય દલીલ હોવું સમગ્ર દુનિયા માટે છે પરંતુ હેતુ સુધી પહોંચાડનાર અને અલ્લાહ તઆલાની રહમતનો હકદાર બનાવાનાર ફક્ત તે લોકો માટે છે જેઓ તેના ઉપર ઈમાન લાવે છે.''

બીજી આયતમાં બતાવવામાં આવ્યું કે, ''કુર્આને કરીમ મો'મિનો માટે રહમત (કૃપા) છે પરંતુ આ રહમતથી લાભ પ્રાપ્ત કરવા માટે અમુક શરતો અને અદબો (શિષ્ટાચાર) છે'' જેનું સંબોધન સામાન્ય રીતે આ પ્રમાણે કરવામાં

આવ્યું. وَاِذَا قُرِئَ الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ وَاَنْصِتُوْا એટલે કે, "જ્યારે કુર્આન પઢવામાં આવે તો તમે તેના ઉપર કાન લગાવો અને મૌન રહો."

આ આયત ઊતરવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ) વિવિધ રિવાયતોમાં વિવિધ રીત નકલ થયેલ છે કે, આ હુકમ નમાઝની કિરાઅત વિશે આવ્યો છે અથવા ખુત્બા વિશે અથવા સામાન્ય રીતે કુર્આનની દરેક કિરાઅત વિશે ભલે તે નમાઝમાં હોય, ખુત્બામાં હોય કે પછી અન્ય કોઈ પરિસ્થિતિમાં હોય, પરંતુ જમહૂર મુફસ્સિરીનના મતે સહીહ એ છે કે જે રીતે આયતના શબ્દો સામાન્ય છે એ જ પ્રમાણે તેનો હુકમ પણ દરેક પરિસ્થિતિ માટે સામાન્ય છે. અમુક ખાસ પરિસ્થિતિ પ્રમાણે અપવાદોને બાદ કરતાં.

આથી હનફીઓએ આ આયતથી એવી દલીલ કરી છે કે, ઈમામની પાછળ મુક્તદીઓએ કિરાઅત કરવી જોઈએ નહીં અને જે ફુક્હાઓએ મુક્તદીને સૂરએ ફાતિહા પઢવાની સૂચના કરી છે તેમાં પણ અમુકે એવી છૂટ રાખી છે કે, ઈમામના મૌન ધારણ કરવાના સમયે સૂરએ ફાતિહા પઢવામાં આવે, અત્રે તેની ચર્ચામાં પડવાનો હેતુ નથી, આ ચર્ચા વિશે ઉલમાએ આગવા પુસ્તકો નાના–મોટા ગ્રંથો સ્વરૂપે ઘણા બધા લખ્યા છે તેનો અભ્યાસ કરવો જોઈએ.

અસલ વિષય એ આયતનો આ છે કે, કુર્આને કરીમ જે લોકો માટે રહમત ઠરાવવામાં આવ્યું છે તેની શરત એ છે કે, તે કુર્આનના સન્માન અને તેની પ્રતિષ્ઠા (મોભા)ને ઓળખે અને તેના ઉપર અમલ કરે અને કુર્આનનો અદબ એ પણ છે કે, જ્યારે તે પઢવામાં આવે તો સાંભળનાર તેને એકચિત્તે સાંભળે અને મૌન રહે, કાન લગાવી ધ્યાનપૂર્વક સાંભળવામાં એ પણ સામેલ છે કે, સાંભળીને તેના હુકમો ઉપર અમલ કરવા માટે મહેનત કરે. *(મઝહરી અને કુર્તુબી)*

અંતિમ આયતમાં لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ફરમાવીને એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો કે, કુર્આનનું રહમત હોવું પ્રસ્તુત અદબો ઉપર અમલ કરવા ઉપર જ અવલંબિત છે.

**કુર્આનની તિલાવત સમયે મૌન રહીને ધ્યાનપૂર્વક સાંભળવા વિશે અમુક મહત્ત્વના મસ્અલાઓ :**

આથી વિપરીત એ દેખીતું છે કે, જો કોઈએ તેનો વિરોધ કરીને કુર્આનની

બેહૂરમતી અને અપમાન કર્યું તો તે રહમતના બદલે ક્રોધપાત્ર બની અઝાબનો હકદાર થશે.

નમાઝમાં કુર્આન તરફ કાન લગાવી મૌન રહેવું તો સામાન્ય રીતે દરેક મુસલમાનને ખબર છે, જો કોઈ તેમાં ઉણપ રાખતા હોય જેમકે અમુક લોકોને તો એ પણ ખબર નથી હોતી કે ઈમામે કઈ સૂરત પઢી છે, તેઓ માટે જરૂરી છે કે કુર્આનની પ્રતિષ્ઠાને ઓળખે અને ધ્યાનપૂર્વક સાંભળે અને ધ્યાન રાખે. જુમ્આના ખુત્બા વગેરેમાં પણ શરીઅતનો આ જ હુકમ છે. તદુપરાંત આ આયતથી રસૂલે કરીમ ﷺનો ઈરશાદ ખાસ રીતે ખુત્બા વિશે આ આવ્યો છે.

اِذَاخَـرَجَ الْاِمَـامُ فَلَا صَلٰوةَ وَلَا كَلَامَ એટલે કે, "જ્યારે ઈમામ ખુત્બા માટે નીકળી આવે તો ન તો નમાઝ છે અને ન જ વાતચીત."

અને એક હદીષમાં આવ્યું છે કે, "તે સમયે કોઈ વ્યક્તિ બીજાને શિખામણ માટે મૌખિક એમ પણ ન કહે કે, ચૂપ રહો ! સૂચના આપવી જ છે તો હાથથી ઈશારો કરી આપો." મતલબ કે, ખુત્બા દરમિયાન કોઈપણ રીતે વાતચીત, તસ્બીહ, ઝિક્ર, નમાઝ વગેરે જાઈઝ નથી.

ફૂક્હાએ ફરમાવ્યું છે કે, જે હુકમ જુમ્આના ખુત્બાનો છે તે જ ઈદોના ખુત્બાનો પણ છે તથા નિકાહના ખુત્બાનો પણ છે કે, તે સમયે ધ્યાનપૂર્વક સાંભળવું અને મૌન રહેવું વાજિબ છે.

અલબત્ત નમાઝ અને ખુત્બા સિવાય સામાન્ય પરિસ્થિતિમાં કોઈ વ્યક્તિ પોતે વ્યક્તિગત રીતે તિલાવત કરી રહ્યો છે તો અન્યોએ મૌન ધારણ કરી તેના ઉપર કાન લગાવવા વાજિબ છે કે નહીં, તેમાં ફૂક્હામાં વિવિધ પ્રકારના મત પ્રવર્તે છે. અમુક લોકોએ એવી પરિસ્થિતિમાં પણ ધ્યાન આપવાને અને મૌન રહેવાને વાજિબ ઠરાવી તેનાથી વિપરીત વર્તન કરવા ઉપર ગુનોહ થતો હોવાનું જાહેર કર્યું છે અને એટલા માટે એવા સ્થળે જ્યાં લોકો પોતાના કાર્યોમાં મશ્ગૂલ હોય અથવા આરામ વગેરે કરતા હોય ત્યાં કોઈએ મોટા અવાજે કુર્આન પઢવું જાઈઝ નથી અને જે વ્યક્તિ એવા સ્થળોએ મોટા અવાજે કુર્આન પઢે છે તેમને ગુનેહગાર ઠરાવ્યા છે. "ખુલાસતુલ ફતાવા" વગેરેમાં આવું જ લખ્યું છે.

પરંતુ અમુક ફૂક્હાએ એવો ખુલાસો કર્યો છે કે, કાન લગાવવા અને

સાંભળવું ફક્ત તે સ્થળોએ વાજિબ છે જ્યાં કુર્આન સંભળાવવા માટે પઢવામાં આવી રહ્યું હોય, જેમકે નમાઝ અને ખુત્બા વગેરેમાં અને જો કોઈ વ્યક્તિ વ્યક્તિગત રીતે તિલાવત કરી રહ્યો છે અથવા અમુક વ્યક્તિઓ કોઈ એક મકાનમાં પોત–પોતાની રીતે તિલાવત કરી રહ્યા છે તો અન્ય લોકો માટે એ અવાજ ઉપર ધ્યાન આપવું અને મૌન રહેવું વાજિબ નથી. કારણ કે, સહીહ હદીષોથી એવું સાબિત થયેલ છે કે, રસૂલે કરીમ ﷺ રાતની નમાઝમાં મોટેથી કિરાઅત કરતા હતા અને પવિત્ર પત્નીઓ તે સમયે ઊંઘતી હતી, અમુક સમયે રૂમની બહાર પણ રસૂલે કરીમ ﷺનો અવાજ સાંભળી શકાતો હતી.

બુખારી અને મુસ્લિમની એક હદીષમાં છે કે, "રસૂલુલ્લાહ ﷺએ એક મુસાફરીમાં રાત્રે પડાવ નાંખ્યા પછી સવારમાં ફરમાવ્યું કે, મેં પોતાના અશ્અરી સાથીઓને મુસાફરીમાં રાતના અંધારાઓમાં તેમની તિલાવતના અવાજોથી ઓળખી લીધા કે તેમના તંબુઓ કઈ તરફ અને ક્યાં છે, જો કે દિવસે મને તેમના થોભવાના સ્થળની જાણ ન હતી."

આ ઘટનામાં પણ રસૂલે કરીમ ﷺએ તે અશ્અરી લોકોને તેની મનાઈ નથી કરી કે ઊંચા અવાજે કેમ કિરઆત કરી અને ન જ સૂઈ જનારાઓને સૂચના આપી કે જ્યારે કુર્આન પઢવામાં આવી રહ્યું હોય તો તમે બધા ઊઠીને બેસી જાઓ અને કુર્આન સાંભળો.

આ પ્રકારની રિવાયતોથી ફુક્હાએ નમાઝ બહારની તિલાવત વિશે અમુક છૂટછાટ આપી છે પરંતુ શ્રેષ્ઠ અને ઉત્તમ તેમના મતે પણ એ જ છે કે, નમાઝની બહાર પણ જ્યાં કંઈ પણ કુર્આનની તિલાવતનો અવાજ આવે તો તેના ઉપર પણ ધ્યાન આપે અને મૌન રહે અને એટલા જ માટે એવા સ્થળોએ જ્યાં લોકો સૂવામાં અથવા પોતાના વ્યક્તિગત કારોબારમાં પ્રવૃત્ત હોય કુર્આનની તિલાવતને મોટા અવાજે કરવી યોગ્ય નથી.

આથી તે લોકોને પોતાની ભૂલની જાણ થઈ ગઈ જેઓ રેડિયો ઉપર આવતી કુર્આનની તિલાવત સમયે સભાઓમાં રેડિયો ચાલુ કરે છે જ્યાં તેને સાંભળવા તરફ લોકો ધ્યાન કેન્દ્રિત કરતા નથી હોતા. એ જ રીતે રાત્રિના સમયે લાઉડ સ્પીકરો લગાવીને કુર્આનની તિલાવત એ રીતે કરવી કે, તેનો અવાજ

બહાર સાંભળનારાઓની ઊંઘમાં અથવા કામ કરનારાઓના કામમાં ખલેલ ઉત્પન્ન કરે તે યોગ્ય નથી.

અલ્લામહ ઈબ્ને હુમામ (રહ.)એ લખ્યું છે કે, "જે સમયે ઈમામ નમાઝમાં અથવા ખતીબ ખુત્બામાં કોઈ વિષય જન્નત અને દોઝખ વિશે પઢી રહ્યો હોય તો એવા સમયે જન્નતની દુઆ અથવા દોઝખથી પનાહ માંગવી પણ જાઈઝ નથી, કારણ કે આ આયતની રૂએ અલ્લાહ તઆલાની રહમતનો વાયદો એવા વ્યક્તિ માટે છે જે કુર્આનની તિલાવતના સમયે મૌન રહે અને મૌન ન રહ્યો તેના માટે આ વાયદો નથી. અલબત્ત, નફલ નમાઝોમાં એવી આયતોની તિલાવત પછી અમુક ધીમે–ધીમે દુઆ માંગવી સુન્નતથી સાબિત છે અને સવાબનું કારણ પણ છે." *(મઝહરી)*

———————

## આયતો : (સૂરએ અઅ્રાફ : આયત નં. ૨૦૫–૨૦૬)

وَاذْكُرْ رَّبَّكَ فِيْ نَفْسِكَ تَضَرُّعًا وَّخِيْفَةً وَّدُوْنَ الْجَهْرِ مِنَ الْقَوْلِ بِالْغُدُوِّ وَالْاٰصَالِ وَلَا تَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ ﴿٢٠٥﴾ اِنَّ الَّذِيْنَ عِنْدَ رَبِّكَ لَا يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِهٖ وَيُسَبِّحُوْنَهٗ وَلَهٗ يَسْجُدُوْنَ ﴿٢٠٦﴾

## તરજુમો :

*અને પોતાના પરવરદિગારને યાદ કરતા રહો પોતાના દિલમાં કાકલૂદીપૂર્વક અને ડરતાં–ડરતાં અને એવા (ધીમા) અવાજથી કે જે મોટેથી બોલવા કરતાં ઓછો હોય સવારના સમયે અને સાંજના સમયે અને ગાફેલ ન રહો. (૨૦૫) બેશક ! જે તારા પરવરદિગારની નિકટ છે તેઓ તેની બંદગીથી ઘમંડ નથી કરતા અને તેની પાક જાતને યાદ કરે છે અને તેને જ સિજ્દહ કરે છે. (૨૦૬)*

## તફસીર :

અને (આપ ﷺ દરેક વ્યક્તિને એવું પણ કહી આપો કે) હે માનવી ! પોતાના પરવરદિગારને યાદ કર્યા કર (કુર્આન દ્વારા અથવા તસ્બીહ વગેરે દ્વારા,

ભલે) પોતાના દિલમાં (એટલે કે, ધીમા અવાજથી) લાચારી સાથે અને (ભલે) મોટા અવાજની સરખામણીમાં (તે જ લાચારી અને ડર સાથે) સવાર અને સાંજ (એટલે કે, દરેક સમયે) અને (દરેક સમયનો અર્થ એ છે કે) ગફલત કરનાર લોકોમાં સામેલ ન થઈશ (કે ઝિક્રનો નિત્યક્રમ પણ છોડી દો), ખરેખર જે (ફરિશ્તાઓ) તારા પરવરદિગાર સમીપ (નિકટવર્તી) છે તેઓ તેની ઈબાદતથી (જેમાં અસલ બાબત અકીદાઓ છે) તકબ્બુર નથી કરતા અને તેની પવિત્રતા વર્ણન કરે છે (જે મૌખિક અનુસરણ છે) અને તેને સિજદહ કરે છે (જે શારીરિક અનુસરણ છે).

## મસ્અલા અને બોધપાઠ :

આથી અગાઉની આયતમાં કુર્આન શરીફને સાંભળવાના અદબો (શિષ્ટાચાર) અને તેના સન્માનનું વર્ણન હતું. આ બે આયતોમાં જમહૂરના મતે અલ્લાહનો ઝિક્ર સામાન્ય રીતે દરેક પરિસ્થિતિમાં કરવાનો હુકમ છે તથા તેના અદબો પણ વર્ણન કરવામાં આવ્યા છે, જેમાં કુર્આનની તિલાવત પણ સામેલ છે. હઝરત ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)ના મતે તેમાં પણ "ઝિક્ર"નો અર્થ "કુર્આન" જ છે અને જે અદબો એમાં વર્ણન થયા છે તે પણ કુર્આનની તિલાવત અનુસંધાને જ છે પરંતુ આ કોઈ મતભેદ ઉપજાવે એવી બાબત નથી, કારણ કે કુર્આન સિવાય બીજા ઝિક્ર પણ બધાના મતે આ જ હુકમ અને આ જ અદબો ધરાવે છે.

ખુલાસો એ છે કે, આ આયતમાં મનુષ્યને અલ્લાહ તઆલાની યાદ અને તેના ઝિક્રનો હુકમ અને તેની સાથે-સાથે તેના સમય અને અદબોનું વર્ણન કરવામાં આવ્યું છે.

## "ઝિક્રે ખફી" (મૌન રહી ઝિક્ર કરવો) અને "ઝિક્રે ઝહ્ર" (મોટા અવાજે ઝિક્ર કરવો) અને તેના હુકમો :

ઝિક્ર મોટેથી કરવા અથવા ધીમા અવાજે કરવા વિશે પ્રથમ અદબ (શિષ્ટાચાર) એ છે કે, કુઆને કરીમે આ બાબતે આ આયતમાં બે પ્રકારના અધિકાર આપ્યા છે. ઝિક્રે ખફી અને ઝિક્ર ઝહ્ર. ઝિક્રે ખફી વિશે ફરમાવ્યું, وَاذْكُرْ رَّبَّكَ فِىْ نَفْسِكَ એટલે કે, "પોતાના પરવરદિગારને પોતાના દિલમાં યાદ કર્યા કરો." તેના પણ બે સ્વરૂપો છે, એક એ કે જીભ હલાવ્યા વિના ફક્ત

દિલમાં ધ્યાન અને વિચાર દ્વારા અલ્લાહ તઆલાની જાત અને સિફાતને યાદ કરે, જેને "ઝિક્રે કલ્બી" (દિલમાં અલ્લાહને યાદ કરવા) અથવા "ચિંતન" કહેવામાં આવે છે. બીજું એ કે, તેની સાથે–સાથે જીભ દ્વારા પણ ધીમા અવાજે અલ્લાહના નામોના શબ્દોનો ઉચ્ચાર કરે. સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ સ્વરૂપ એ જ છે કે, જે ઝિક્ર કરી રહ્યો છે તેના અર્થને સમજીને દિલમાં પણ તેનો સંપૂર્ણ પ્રભાવ અને ધ્યાન હોય અને જીભથી પણ તેને ઉચ્ચારતો હોય, કારણ કે આ સ્વરૂપમાં હૃદયના ઝિક્રની સાથે–સાથે મૌખિક ઝિક્ર પણ સામેલ થઈ જશે અને જો ફક્ત દિલમાં જ ધ્યાન અને ચિંતનમાં મશગૂલ રહે અને જીભથી કોઈ શબ્દ પણ ન ઉચ્ચારે તો પણ ઘણો મોટો સવાબ છે અને સૌથી નીચેની કક્ષા તેની એ છે કે, ફક્ત જીભ ઉપર ઝિક્ર હોય અને દિલ તેનાથી ખાલી અને ગાફેલ હોય, તેવા જ ઝિક્રને મવલાના રૂમીએ આ શબ્દોમાં કહ્યું છે,

برزُباں تسبیح ودر دِل گاؤ خر     ایں چنیں تسبیح کے دارد اثر

જીભ પર તસ્બીહ અને દિલમાં ગાય, ગધેડો;
આવી તસ્બીહ કેવી રીતે અસર કરી શકે ?

મવલાના રૂમીનો મકસદ એ છે કે, જે દિલ ઝિક્રથી ગાફેલ હોય તેનાથી ઝિક્ર કરવાનો પ્રભાવ અને સંપૂર્ણ બરકતો પ્રાપ્ત થતી નથી, આ એ બાબતનો ઈન્કાર નથી કે ફક્ત મૌખિક ઝિક્ર પણ સવાબ અને લાભથી ખાલી નથી, કારણ કે અમુક સમયે આ પ્રમાણે જીભ દ્વારા કરવામાં આવેલ ઝિક્ર જ દિલથી ઝિક્રનું માધ્યમ અને કારણ બની જાય છે. જીભ દ્વારા કહેતાં–કહેતાં હૃદય પણ પ્રભાવિત થવા લાગે છે અને ઓછામાં ઓછું એક અવયવ પણ ઝિક્રમાં પ્રવૃત્ત તો છે જ અને તે પણ સવાબથી ખાલી નથી, આથી જે લોકોનું ઝિક્ર અને તસ્બીહમાં દિલ ચોંટેલું ન હોય તથા ધ્યાન અને એકાગ્રતા ન હોય તો એવા ઝિક્રને લાભ વિનાનું સમજીને છોડી દેવામાં ન આવે બલકે તેને ચાલું રાખે અને એકાગ્રતા કેળવવાના પ્રયત્નો કરતો રહે.

ઝિક્રની બીજી પદ્ધતિ આ આયતમાં એ બતાવવામાં આવી, ફરમાવ્યું وَدُوْنَ الْـجَهْـرِ مِـنَ الْقَوْلِ એટલે કે, મોટા અવાજની સરખામણીમાં ધીમા અવાજે એટલે કે, અલ્લાહના ઝિક્રમાં પ્રવૃત્ત થનારા એવું પણ કરી શકે છે કે મોટા અવાજે

ઝિક્ર કરે પરંતુ તેનો અદબ એ છે કે, ઘણા મોટા અવાજે જોર-જોરથી બૂમો ન પાડે, સામાન્ય મધ્યમ કક્ષાના અવાજે ઝિક્ર કરે જેમાં અદબ અને સભ્યતા જળવાય રહે. ઘણા જોરથી ઝિક્ર અને તિલાવત કરવી એ બાબતની નિશાની હોય છે કે જેને સંબોધન કરી રહ્યો છે તેનો અદબ અને સન્માન તેના દિલમાં નથી, જે હસ્તીનો અદબ અને સન્માન તથા તેનો રૂઆબ મનુષ્યના દિલમાં હોય છે તેની સામે સ્વાભાવિક રીતે મનુષ્ય ઘણા ધીમા અવાજે બોલે છે, બૂમો કે રાડો પાડી બોલતો નથી, એટલા માટે સામાન્ય અલ્લાહનો ઝિક્ર હોય અથવા કુર્આન વગેરેની તિલાવત હોય જ્યારે અવાજ સાથે પઢવામાં આવે તો એ બાબતનું ધ્યાન રાખવું જોઈએ કે, અવાજ આવશ્યકતા (જરૂરત)થી વધારે મોટો ન થઈ જાય.

ખુલાસો એ છે કે, આ આયતથી અલ્લાહનો ઝિક્ર અને કુર્આનની તિલાવતની ત્રણ રીતો સામે આવી. એક એ કે, ફક્ત હૃદયમાં ઝિક્ર કરે, એટલે કે કુર્આનના અર્થો અને કુર્આનના શબ્દોનો ઝિક્ર કરીને કલ્પના અને ચિંતન કરે, જીભ બિલકુલ હલતી ન હોય. બીજું એ કે, આવા ચિંતનની સાથે જીભ પણ હલાવતા હોય પરંતુ અવાજ ઊંચો ન થાય કે, જેને અન્ય લોકો સાંભળી શકે. ઝિક્રની આ બંને પદ્ધતિ وَاذْكُرْ رَّبَّكَ فِیْ نَفْسِكَ માં સામેલ છે અને ત્રીજી પદ્ધતિ એ છે કે, હૃદયમાં ધ્યાનપૂર્વક અને અલ્લાહનો ડર રાખી ઝિક્ર કરે કે જીભ પણ હલતી હોય અને અવાજ પણ નીકળતો હોય પરંતુ આ પદ્ધતિ માટે અદબ એ જાળવવાનો છે કે અવાજ એટલો વધારે ઊંચો ન કરે કે મધ્યમ કક્ષાથી આગળ વધી જાય. આ પદ્ધતિની કુર્આનના ઈરશાદમાં وَدُوْنَ الْجَهْرِ مِنَ الْقَوْلِ પ્રમાણે તાકીદ કરવામાં આવી છે. કુર્આને કરીમની એક બીજી આયતમાં તેનું વિસ્તૃત સ્પષ્ટીકરણ આ શબ્દોમાં આવ્યું છે, وَلَا تَجْهَرْ بِصَلَاتِكَ وَلَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ ذٰلِكَ سَبِيْلًا તેમાં રસૂલે કરીમ ﷺને હુકમ આપવમાં આવ્યો છે કે, "પોતાની કિરાઅતને ન ઊંચી કર્યા કરો અને ન બિલકુલ મૌન ધારણ કરી કરો, બલકે ઊંચા અવાજ અને બિલકુલ ધીમા અવાજની વચ્ચેનો મધ્યમ કક્ષાનો અવાજ હોય."

નમાઝમાં કુર્આનની કિરાઅત વિશે રસૂલે કરીમ ﷺએ હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને ફારૂકે આ'ઝમ (રદિ.)ને આ જ પ્રમાણેની સૂચના આપી.

સહીહ હદીષમાં છે કે, "એક વખતે રસૂલુલ્લાહ ﷺ રાત્રિના અંતિમ

સમયમાં ઘરેથી બહાર નીકળ્યા. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના ઘરે પહોંચ્યા તો જોયું કે તેઓ નમાઝમાં મશ્ગૂલ હતા, પરંતુ તિલાવત ધીમે કરી રહ્યા હતા, પછી હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ના ઘરે પહોંચ્યા તો જોયું કે તેઓ ઊંચા અવાજે તિલાવત કરી રહ્યા હતા, જ્યારે સવારે આ બંને સહાબાઓ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા તો આપ ﷺએ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને ફરમાવ્યું કે, હું રાત્રે તમારી પાસે આવ્યો તો જોયું કે તમે ધીમેથી તિલાવત કરી રહ્યા હતા, હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ વિનંતી કરી કે, યા રસૂલુલ્લાહ ﷺ! મારે જે હસ્તીને સંભળાવવું હતું તેણે સાંભળી લીધું, એ પૂરતું છે. એ જ પ્રમાણે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને કહ્યું કે, તમે મોટા અવાજે તિલાવત કરી રહ્યા હતા, તેમણે વિનંતી કરી કે કિરાઅત મોટા અવાજે કરવાનો મારો હેતુ એ હતો કે ઊંઘ મારા ઉપર છવાયેલી ન રહે અને શયતાન તેના અવાજથી દૂર ભાગે. રસૂલે કરીમ ﷺએ એવો ફેંસલો કર્યો કે, હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને એવી સૂચના આપી કે થોડો અવાજ ઊંચો કર્યા કરો અને હઝરત ફારૂક (રદિ.)ને કહ્યું કે, અવાજ થોડો ધીમો કર્યા કરો.'' *(અબૂદાવુદ)*

તિરમિઝીમાં રિવાયત છે કે, ''હઝરત આયશા (રદિ.)ને આપ ﷺની તિલાવત વિશે અમુક લોકોએ સવાલ કર્યો કે, રસૂલે કરીમ ﷺ મોટા અવાજે તિલાવત કરતા હતા કે ધીમેથી ? તેમણે કહ્યું, ક્યારેક મોટા અવાજે તો ક્યારેક ધીમેથી બંને રીતે તિલાવત કરતા હતા.''

રાત્રે નફલ નમાઝમાં અને નમાઝ વિનાની તિલાવતમાં અમુક લોકોએ ઊંચા અવાજને પસંદ કર્યો, અમુકે ધીમા અવાજને. એટલા માટે ઈમામે આ'ઝમ હઝરત અબૂ હનીફા (રહ.)એ ફરમાવ્યું કે, ''તિલાવત કરનારને અધિકાર છે જે પ્રમાણે ઈચ્છે તિલાવત કરે.'' અલબત્ત, મોટા અવાજથી તિલાવત કરવાની અમુક શરતો સૌના માટે આવશ્યક છે. પ્રથમ એ કે, તેમાં દેખાડો, નામના અને રિયાનો ભય ન હોય, બીજું એ કે તેના અવાજથી અન્ય લોકોને વાંધો કે તકલીફ ન હોય, કોઈ બીજા વ્યક્તિની નમાઝ અથવા તિલાવત અથવા કોઈ કામ કે વાતચીતમાં ખલેલ ન પડતો હોય અને જ્યાં નામના, દેખાડો અથવા અન્ય લોકોના કામો અથવા આરામમાં ખલેલ પડવાની શંકા હોય તો સૌના મતે ધીમેથી પઢવું જ ઉત્તમ છે.

અને જે હુકમ કુર્આનની તિલાવતનો છે તે જ બીજા ઝિક્ર અને તસ્બીહ વગેરેનો છે કે, ધીમેથી અને ઊંચા અવાજે બંને રીતે જાઈઝ છે. શરત માત્ર એટલી જ છે કે અવાજ એટલો ઊંચો ન હોવો જોઈએ કે જે ખુશૂઅ્ અને ખુઝૂઅ્ તથા અદબથી વિપરીત હોય, વળી તેના અવાજથી અન્ય લોકોના કામ અને આરામમાં દખલગીરી ઉત્પન્ન ન થતી હોય.

અને એ ફેંસલો કે ધીમેથી અથવા મોટેથી તિલાવત કરવામાં ઉત્તમ કઈ તિલાવત છે ? તો આ બાબત વ્યક્તિ અને પરિસ્થિતિના આધારે વિવિધ પ્રકારે છે. અમુક લોકો માટે મોટેથી પઢવું ઉત્તમ હોય છે અને અમુક લોકો માટે ધીમેથી, એ જ પ્રમાણે અમુક સમયે મોટા અવાજે પઢવું ઉત્તમ હોય છે અને અમુક સમયે ધીમા અવાજે. *(તફસીરે મઝહરી અને રૂહુલ બયાન વગેરે)*

તિલાવત અને ઝિક્રનો બીજો અદબ (માન–મર્યાદા) એ છે કે, આજિઝી અને વિનમ્રતા સાથે ઝિક્ર કરવામાં આવે જેનું પરિણામ એ હોય છે કે, મનુષ્યને અલ્લાહ તઆલાની પ્રતિષ્ઠા અને તેના ક્રોધનો ડર હોય અને જે ઝિક્ર કરી રહ્યો છે તેના અર્થ અને ખુલાસા ઉપર ધ્યાન હોય.

ઝિક્રનો ત્રીજો અદબ આ જ આયતમાં خِيْفَة (ખીફહ્)થી આ બતાવવામાં આવ્યો છે કે, ઝિક્ર અને તિલાવતના સમયે મનુષ્યો ઉપર અલ્લાહના ભય અને ડરની પરિસ્થિતિ હોવી જોઈએ. ડર એ બાબતનો કે અમે અલ્લાહ તઆલાની ઈબાદત અને શ્રેષ્ઠતાનો હક અદા કરી શકતા નથી, શક્ય છે કે અમારાથી કોઈ અશોભનીય વર્તન થઈ જાય, વળી પોતાના ગુનાહોથી અલ્લાહના અઝાબનો ડર અને પરિણામ તથા જીવનના અંતનો ડર; ખબર નથી કે અમારો અંત કઈ પરિસ્થિતિ ઉપર થશે ? મતલબ કે, ઝિક્ર અને તિલાવત એ પ્રમાણે કરવામાં આવે, જેમકે કોઈ ભય અને ડર પામેલો વ્યક્તિ કર્યા કરે છે.

દુઆના આ જ અદબો આ જ સૂરએ અઅ્રાફની શરૂઆતમાં પણ એક આયતમાં આ પ્રમાણે આવ્યા છે. اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً (૭:૫૫) અને તેમાં خِيْفَةً (ખીફહ્)ના બદલે خُفْيَةً (ખુફયતન્)નો શબ્દ આવ્યો છે, જેનો અર્થ "ધીમા અવાજથી ઝિક્ર કરવાનો" છે. મતલબ કે, ઝિક્ર અને તિલાવતનો એક અદબ એ પણ છે કે ધીમે તથા નીચા અવાજે તિલાવત કરવામાં આવે પરંતુ આ આયતથી

એનો અર્થ પણ સ્પષ્ટ થઈ ગયો કે, જો કે અવાજ કાઢીને ઝિક્ર કરવાની મનાઈ નથી પરંતુ આવશ્યકતાથી વધારે અવાજ ઊંચો ન કરે, વળી એટલો ઊંચો ન કરે જેમાં ખુશૂઅ્–ખુઝૂઅ્ અને લાચારી તથા ડરનો પ્રભાવ સમાપ્ત થઈ જાય.

અંતિમ આયતમાં ઝિક્ર અને તિલાવતના સમય બતાવ્યા છે. સવારે અને સાંજે ઝિક્ર અને તિલાવત થવી જોઈએ, તેનો અર્થ એ પણ છે કે ઓછામાં ઓછું દિવસમાં બે વખતે સવારે અને સાંજે અલ્લાહના ઝિક્રમાં પ્રવૃત્ત થવું જોઈએ અને એ પણ હોઈ શકે છે કે, સવાર–સાંજ કહેવાનો અર્થ સંપૂર્ણ રાત અને દિવસના કોઈપણ સમયમાં હોય જેમકે પૂર્વ–પશ્ચિમ બોલીને સમગ્ર દુનિયા અર્થ તરીકે લેવામાં આવે છે. એવા સ્વરૂપમાં આયતનો અર્થ એવો થશે કે મનુષ્ય ઉપર આવશ્યક છે કે હંમેશા દરેક પરિસ્થિતિમાં ઝિક્ર અને તિલાવતનો પાબંદ રહે. હઝરત આયશા (રદિ.) ફ઼રમાવે છે કે, "રસૂલુલ્લાહ ﷺ દરેક સમયે દરેક પરિસ્થિતિમાં અલ્લાહની યાદમાં મશ્ગૂલ રહેતા હતા."

અંતિમ આયતમાં ફ઼રમાવ્યું, وَلَا تَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ એટલે કે, અલ્લાહની યાદ છોડીને ગાફ઼ેલ રહેનાર લોકોમાં સામેલ ન થાઓ, કારણ કે એ ઘણું મોટું નુકસાન છે.

બીજી આયતમાં લોકોને શિખામણ અને બોધપાઠ માટે અલ્લાહના દરબારમાં નિકટતા પ્રાપ્ત કરી ચૂકેલાઓની એક વિશિષ્ટ પરિસ્થિતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, જે લોકો અલ્લાહ તઆલાની નિકટ છે તેઓ તેની ઈબાદતથી અભિમાન નથી કરતા. અલ્લાહ તઆલાની નિકટ હોવાનો અર્થ અલ્લાહ તઆલાના સ્વીકાર્ય બંદાઓ હોવાનો છે, જેમાં બધા જ ફ઼રિશ્તા અને બધા જ અંબિયા (અલૈ.) તથા ઉમ્મતના નેક લોકો સામેલ છે અને અભિમાન કરવાનો અર્થ એ છે કે, પોતાની જાતને મોટો વ્યક્તિ સમજી તેની ઈબાદતોમાં ત્રુટી કે ઉણપ નથી રાખતા, બલકે પોતાને લાચાર અને મોહતાજ સમજીને હંમેશા અલ્લાહ તઆલાની યાદ અને ઈબાદતમાં પ્રવૃત્ત રહી તસ્બીહ પઢયા કરે છે અને અલ્લાહ તઆલાને સિજદહ કરતા રહે છે.

એનાથી એ પણ જાણ થઈ કે, જે લોકોને કાયમી ઈબાદત અને અલ્લાહ તઆલાને યાદ કરવાની તવફ઼ીક મળે છે તો તે એ બાબતની નિશાની છે કે તેઓ

દરેક સમયે અલ્લાહ તઆલાની નિકટ છે, અલ્લાહ તઆલાની નિકટતા તેમને પ્રાપ્ત થયેલ છે.

**સિજ્દહની અમુક ફઝીલતો અને હુકમો :**

અત્રે નમાઝની ઈબાદતમાંથી ફક્ત સિજ્દહનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે, નમાઝની બધી શારીરિક ક્રિયાઓમાં સિજ્દહને એક ખાસ ફઝીલત અને શ્રેષ્ઠતા પ્રાપ્ત થયેલ છે.

સહીહ મુસ્લિમમાં છે કે, "એક વ્યક્તિએ હઝરત ષવબાન (રદિ.)ને કહ્યું કે, મને કોઈ એવો અમલ બતાવો જેના કારણે હું જન્નતમાં જઈ શકું. હઝરત ષવબાન (રદિ.) મૌન રહ્યા, તેણે ફરી સવાલ કર્યો. બીજી વાર પણ મૌન રહ્યા, જ્યારે ત્રીજા વખતે આ પ્રશ્નનું પુનરાવર્તન કર્યું તો તેમણે કહ્યું કે, મેં આ જ પ્રશ્ન રસૂલુલ્લાહ ﷺને કર્યો હતો તો આપ ﷺએ મને એ વસિય્યત કરી કે, વધુ પ્રમાણમાં સિજદહ કર્યા કરો, કારણ કે જ્યારે તમે એક સિજ્દહ કરો છો તો તેના કારણે અલ્લાહ તઆલા તમારો એક દરજ્જો (કક્ષા) વધારી આપે છે અને એક ગુનોહ મા'ફ ફરમાવે છે. આ વ્યક્તિ કહે છે કે, હઝરત ષવબાન (રદિ.) પછી હું હઝરત અબૂ દરદઅ્ (રદિ.)ને મળ્યો તો તેમને પણ આ જ સવાલ કર્યો, તેમણે પણ આ જ જવાબ આપ્યો."

સહીહ મુસ્લિમની રિવાયતમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.) દ્વારા નકલ થયું છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, બંદો પોતાના પરવરદિગારની સાથે સૌથી વધારે નિકટ તે સમયે હોય છે જ્યારે બંદો સિજ્દહમાં હોય છે. એટલા માટે તમે સિજ્દહની હાલતમાં ખૂબ દુઆ કર્યા કરો કે તે દુઆ કબૂલ થવાની વધારે આશા છે.

યાદ રાખો કે, એકલા સિજ્દહની કોઈ ઈબાદત પ્રચલિત નથી, એટલા માટે ઈમામે આ'ઝમ (રહ.)ના મતે મોટા ભાગે સિજ્દહનો અર્થ એ છે કે, વધુ પ્રમાણમાં નફલ નમાઝો પઢ્યા કરો, જેટલી નફલ વધારે હશે તેટલા સિજ્દહ વધારે થશે.

પરંતુ જો કોઈ વ્યક્તિ એકલો સિજદહ જ કરીને દુઆ કરે તો તેમાં પણ કોઈ વાંધો નથી અને સિજ્દહમાં દુઆ કરવાની સૂચના અને માર્ગદર્શન નફલ નમાઝો માટે ખાસ છે ફરજ નમાઝો માટે નથી.

સૂરએ અઅ્રાફ પૂર્ણ થઈ, તેની અંતિમ આયત "આયતે સિજદહ" છે. સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયેલ છે કે, જ્યારે કોઈ આદમનો પુત્ર (માનવી) કોઈ સિજ્દહની આયત પઢે છે અને પછી સિજ્દહ–એ–તિલાવત કરે છે તો શયતાન રડતો–રડતો નાસે છે અને કહે છે કે, હાય અફસોસ ! માનવીને સિજ્દહ કરવાનો હુકમ મળ્યો અને તેણે તેનો અમલ કરી લીધો તો તેનું ઠેકાણું જન્નત થયું અને મને સિજ્દહ કરવાનો હુકમ થયો તો મેં નાફરમાની કરી તેથી મારું ઠેકાણું જહન્નમ થયું.

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ અઅ્રાફ પૂરી થઈ.

————————————

**તારીખ :** ૧૪ જૂન ૨૦૦૯ બ મુતાબિક ૨૦ રબીઉલ આખર ૧૪૩૦

**મૂળ લેખક :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી



અલ્હમ્દુલિલ્લાહ !

ચોથી જિલ્દ (ભાગ–૪)

સમાપ્ત



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૮)

# સૂરએ અન્ફાલ

સૂરએ અન્ફાલ મદીનામાં નાઝિલ થઈ, તેમાં ૭૫ આયતો અને ૧૦ રુકૂઅ્ છે.

**આયત : (સૂરએ અન્ફાલ : આયત નં. ૧)**




**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*(હે નબી ﷺ !) તમને ગનીમતનો હુકમ પૂછે છે, તમે કહી આપો કે ગનીમતનો માલ અલ્લાહનો છે અને રસૂલનો, બસ અલ્લાહથી ડરો અને પરસ્પર સુલેહ કરો અને અલ્લાહનો અને તેના રસૂલનો હુકમ માનો જો ઈમાન ધરાવતા હોય. (૧)*

**સૂરતના વિષયો :**

સૂરએ અન્ફાલ જે હવે શરૂ થઈ રહી છે તે મદની સૂરત છે, તેનાથી અગાઉની સૂરત એટલે કે સૂરએ અઅ્રાફમાં મુશ્રિકો અને અહ્‌લે કિતાબની અજ્ઞાનતા, તેમની દુશ્મની, કુફ્ર તથા ફસાદનું વર્ણન અને એ સંદર્ભે ચર્ચા હતી.

આ સૂરતના વધારે પડતા વિષયોમાં ગઝ્વએ બદ્રની પરિસ્થિતિ ઉપર કાફિર લોકોના ખરાબ પરિણામ, તેમની નિષ્ફળતા તથા હાર અને તેમના

મુકાબલામાં મુસલમાનોની સફળતા અને તેમના વિજય વિશે વર્ણન છે, આ વિજય મુસલમાનો માટે અહેસાન અને ઈનામ છે જ્યારે કાફિરોનો પરાજય એ તેમના માટે અઝાબ અને બદલો છે.

આ ઈનામનું સૌથી મોટું કારણ મુસલમાનોનો ઈખ્લાસ અને લિલ્લાહિયત (માત્ર અલ્લાહ ખાતર કરેલ કાર્ય) છે અને એથી વિશેષ તેઓનું પરસ્પર સંગઠિત હોવું છે અને આ નિખાલસતા તથા એકતાનું પરિણામ અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺનું સંપૂર્ણ અનુસરણ છે, એટલા માટે શરૂઆતની સૂરતમાં તકવા, સત્યના અનુસરણ અને અલ્લાહના ઝિક્ર વિશે તથા તેના ઉપર ભરોસો રાખવા વિશે વગેરે બાબતોની તા'લીમ આપવામાં આવી છે.

## તફસીર :

(હે નબી ﷺ !) આ લોકો તમને ગનીમતનો હુકમ પૂછે છે, તમે કહી આપો ! આ ગનીમત અલ્લાહની છે (એટલે કે તે અલ્લાહની મિલકત છે અને તેના વિશે તેનો જ અધિકાર છે, તે જે ઈચ્છે હુકમ આપે) અને રસૂલની છે (તેનો અર્થ એ છે કે અલ્લાહ તઆલાનો હુકમ મેળવીને રસૂલે કરીમ ﷺ તે હુકમને લાગુ પાડશે, ખુલાસો એ છે કે ગનીમતના માલ વિશે તમારી સલાહ અને યોજનાની કોઈ દખલગીરી નથી, બલકે તેનો ફેંસલો શરીઅતના હુકમ પ્રમાણે થશે) માટે તમે (દુનિયાની લાલચમાં ન પડો અને આખિરતના તલબગાર રહો એ પ્રમાણે કે) અલ્લાહ તઆલાથી ડરો, પોતાના પરસ્પરના સંબંધોની સુધારણા કરો (કે પરસ્પર અદેખાઈ અને અદાવત ન રાખો) અને અલ્લાહ તથા તેના રસૂલની ઈતાઅત (આજ્ઞાપાલન) કરો જો તમે ઈમાનવાળા છો.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયત ગઝ્વએ બદ્રમાં ઉપસ્થિત થનાર એક ઘટના સંદર્ભે છે. આયતની વિગતવાર તફસીર પહેલાં જો તે ઘટના નજર સમક્ષ રાખવામાં આવે તો તફસીર સમજવી સરળ થઈ જશે.

ઘટના એમ છે કે, ગઝ્વએ બદ્ર જે કાફિરો અને ઈસ્લામની સૌ પ્રથમ લડાઈ હતી, જ્યારે તેમાં મુસલમાનોનો વિજય થયો અને અમુક ગનીમતનો માલ હાથ લાગ્યો તો સહાબએ કિરામ (રદિ.) વચ્ચે તેની વહેંચણી વિશે એક એવી

ઘટના બની જે ઈખ્લાસ અને એકતાના તે સ્થાનને યોગ્ય ન હતી જે ઈખ્લાસ અને સંગઠનશક્તિના બીબામાં સહાબએ કિરામ (રદિ.)ની સમગ્ર જિંદગી ઢળેલી હતી, એટલા માટે સૌ પ્રથમ આયતમાં તેનો ફેંસલો કરવામાં આવ્યો જેથી આ પવિત્ર સમૂહના દિલોમાં સચ્ચાઈ, નિખાલસતા, એકતા તથા લાગણી સિવાય કંઈ જ ન રહે.

આ ઘટનાની વિગત ગઝ્વએ બદ્રમાં ભાગ લેનાર હઝરત ઉબાદહ (રદિ.)ના મુખે મુસ્નદે અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ, મુસ્તદરક, હાકિમ વગેરેમાં આ પ્રમાણે નકલ થઈ છે કે, "હઝરત ઉબાદહ બિન સામિતે કોઈને પ્રસ્તુત આયતમાં શબ્દ اَنْفَالُ (અન્ફાલ)નો અર્થ પૂછ્યો તો તેમણે ફરમાવ્યું કે, આ આયત અમારા એટલે કે બદ્રી સહાબા (રદિ.) વિશે નાઝિલ થઈ છે, જેની ઘટના એમ હતી કે ગનીમતના માલની વહેંચણીના વિષયમાં અમારા વચ્ચે અમુક વિવાદ ઉપસ્થિત થઈ ગયો હતો, જેણે અમારા અખ્લાક (વર્તન) ઉપર ખરાબ અસર પાડી હતી. અલ્લાહ તઆલાએ આ આયત દ્વારા ગનીમતના માલને અમારા હાથોમાંથી લઈને રસૂલે કરીમ ﷺને સોંપી દીધો અને રસૂલુલ્લાહ ﷺએ બદ્રમાં હાજર રહેનાર બધા લોકોમાં તેને સરખી રીતે વહેંચી દીધો.

પરિસ્થિતિ એવી ઊભી થઈ હતી કે, અમે બધા ગઝ્વએ બદ્રમાં રસૂલુલ્લાહ ﷺની સાથે નીકળ્યા અને બંને જૂથોમાં ઘમાસાણ યુદ્ધ પછી અલ્લાહ તઆલાએ દુશ્મનોને પરાજય આપ્યો તો હવે અમારા લશ્કરના ત્રણ વિભાગો પડી ગયા. અમુક લોકોએ દુશ્મનોનો પીછો કર્યો જેથી તેઓ ફરી પાછા ન આવી શકે, અમુક લોકો કાફિરોને છોડીને ગનીમતનો માલ ભેગો કરવામાં લાગી ગયા અને અમુક લોકો રસૂલુલ્લાહ ﷺની આસપાસ ભેગા થયા કે કોઈપણ તરફથી છૂપાયેલો દુશ્મન રસૂલે કરીમ ﷺ ઉપર હુમલો ન કરી શકે. જ્યારે યુદ્ધ સમાપ્ત થયું અને રાત્રે દરેક વ્યક્તિ પોતાના ઠેકાણા ઉપર પહોંચ્યો તો જે લોકોએ ગનીમતનો માલ ભેગો કર્યો હતો તેઓ કહેવા લાગ્યા કે આ માલ તો અમે ભેગો કર્યો છે એટલા માટે તેમાં અમારા સિવાય કોઈનો ભાગ નથી અને જે લોકો દુશ્મનોનો પીછો કરવા ગયા હતા તેમણે કહ્યું કે, તમે લોકો અમારાથી વધારે તેના હકદાર નથી, કારણ કે અમે જ દુશ્મનોને હરાવીને ભગાડ્યા અને તમારા માટે એવી તક ઉપસ્થિત કરી કે તમે નચિંત થઈને ગનીમતનો માલ એકઠો કરો અને જે

લોકો રસૂલે કરીમ ﷺની સુરક્ષા માટે તેમની આસપાસ રહ્યા હતા તેમણે કહ્યું કે, અમે ઈચ્છયું હોત તો અમે પણ ગનીમતનો માલ ભેગો કરવામાં તમારી સાથે સામેલ થયા હોત, પરંતુ રસૂલે કરીમ ﷺની સુરક્ષા જે જિહાદનું સૌથી મહત્ત્વનું કાર્ય હતું, અમે તેમાં પ્રવૃત્ત રહ્યા એટલા માટે અમે પણ તેના હકદાર છે.

સહાબએ કિરામ (રદિ.)ની આ વાતચીત રસૂલુલ્લાહ ﷺ સુધી પહોંચી તેના ઉપર આ પ્રસ્તુત આયત નાઝિલ થઈ, જેણે સ્પષ્ટ કરી આપ્યું કે આ માલ અલ્લાહનો છે, તેનો કોઈ માલિક અને હકદાર નથી માત્ર એ વ્યક્તિ સિવાય કે જેને રસૂલુલ્લાહ ﷺ આપે. રસૂલે કરીમ ﷺએ અલ્લાહના હુકમને આધીન આ માલ જિહાદમાં સામેલ સૌ લોકોમાં સરખા ભાગે વહેંચી દીધો. (ઈબ્ને કષીર) અને બધા જ સહાબા (રદિ.) અલ્લાહ અને રસૂલ ﷺના ફેંસલા ઉપર રાજી થઈ ગયા અને તેમના દરમિયાન પરસ્પર એકબીજા કરતા વધારે હકદાર હોવાનો અભિપ્રાય બાંધવાની જે પરિસ્થિતિ ઉપસ્થિત થઈ હતી તેનાથી પસ્તાયા.''

મુસ્નદે અહમદમાં છે કે, આ આયતના શા'ને નુઝૂલ (ઊતરવાની પૂર્વભૂમિકા)ની એક બીજી ઘટના હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.)થી પણ નકલ થયેલ છે. ''તેઓ ફરમાવે છે કે, ગઝ્વએ બદ્રમાં મારા ભાઈ ઉમૈર (રદિ.) શહીદ થઈ ગયા, મેં તેના બદલામાં મુશ્રિકોમાંથી સઈદ બિન આસને કતલ કરી નાંખ્યો અને તેની તલવાર લઈને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો, હું ઈચ્છતો હતો કે આ તલવાર મને મળી જાય પરંતુ રસૂલે કરીમ ﷺએ હુકમ આપ્યો કે તેને ગનીમતના માલમાં જમા કરાવી દો. હું હુકમ માનવાથી મજબૂર હતો પરંતુ મારું દિલ તેનો સખત આઘાત અનુભવી રહ્યું હતું કે મારો ભાઈ શહીદ થયો અને મેં તેના બદલામાં એક દુશ્મનને મારીને તેની તલવાર પ્રાપ્ત કરી તે પણ મારી પાસેથી લઈ લેવામાં આવી, પરંતુ હું હુકમનો અમલ કરવા માટે માલે ગનીમતમાં તે તલવાર જમા કરાવવા આગળ વધ્યો તો હજુ થોડે દૂર પણ ન ગયો હતો કે રસૂલુલ્લાહ ﷺ ઉપર સૂરએ અન્ફાલની આ આયત નાઝિલ થઈ અને રસૂલે કરીમ ﷺએ મને પાછો બોલાવીને તે તલવાર મને આપી દીધી.'' અમુક રિવાયતોમાં એવું પણ છે કે, હઝરત સઅદ (રદિ.)એ એવી વિનંતી પણ કરી હતી કે આ તલવાર મને આપવામાં આવે, પરંતુ આપ ﷺએ ફરમાવ્યું કે, ''ન તો તે મારી વસ્તુ છે કે હું કોઈને આપી દઉં અને ન જ તે તમારી

મિલકત છે, તેને સંપૂર્ણ રીતે ગનીમતના માલમાં જમા કરાવી દો, તેનો ફેંસલો જે કંઈ અલ્લાહ તઆલા કરશે તે પ્રમાણે કરવામાં આવશે.'' *(ઈબ્ને કષીર)*

શક્ય છે કે આ બંને ઘટનાઓ બની હોય અને બંનેના જવાબમાં આ આયત નાઝિલ થઈ હોય.

## આયતની સંપૂર્ણ તફસીર આ પ્રમાણે છે :

તેમાં શબ્દ اَنۡفَالُ (અન્ફાલ) એ نَفَلُ (નફલ)નું બહુવચન છે, જેનો અર્થ "કૃપા" અથવા "ઈનામ" થાય છે. નફલ નમાઝો, નફલ રોઝહ, નફલ સદકહને પણ નફલ એટલા માટે કહેવામાં આવે છે કે, તે કોઈના માથે જરૂરી અથવા વાજિબ નથી. આવી ઈબાદત કરનારા પોતાની ખુશીથી ઈબાદત કરે છે. કુર્આન અને સુન્નતની પરિભાષામાં શબ્દ نَفَلُ (નફલ) અને اَنۡفَالُ (અન્ફાલ) માલે ગનીમત માટે પણ બોલવામાં આવે છે જે કાફિરો પાસેથી જિહાદના સમયે પ્રાપ્ત કરવામાં આવ્યો છે, પરંતુ કુર્આને કરીમમાં આ અર્થ માટે ત્રણ શબ્દોનો ઉપયોગ થયો છે. اَنۡفَالُ (અન્ફાલ) غَنِيۡمَةُ (ગનીમહ) અને فَيۡءِ (ફઈ) તેમાં અન્ફાલ શબ્દ તો આ જ આયતમાં આવ્યો છે અને શબ્દ "ગનીમહ" તથા તેની વિગત આ સૂરતની ૪૧ નંબરની આયતમાં આવશે અને શબ્દ "ફઈ" તથા તેના વિશે ખુલાસો સૂરએ હશ્રમાં વર્ણન થશે. ....وَمَآ اَفَآءَ اللّٰهُ (૫૯:૬) અને આ ત્રણેના અર્થમાં થોડો–થોડો તફાવત અને ભિન્નતા છે. જો કે ફરક અને તફાવત મા'મૂલી અને નાનો હોવાના કારણે અમુક સમયે એક શબ્દ બીજાના સ્થાને સમૂળગા માલે ગનીમત માટે પણ ઉપયોગ કરી લેવામાં આવે છે. ગનીમહ સામાન્ય રીતે તે માલને કહેવામાં આવે છે જે યુદ્ધ અને જિહાદ દ્વારા વિરોધી પક્ષ પાસેથી પ્રાપ્ત થાય અને "ફઈ" તે માલને કહેવામાં આવે છે, જે યુદ્ધ કર્યા વિના કે લડ્યા વિના કાફિરો પાસેથી મળે, ભલે તે માલ તેઓ પોતે છોડીને ભાગી જાય અથવા રાજી–ખુશીથી આપવાનો સ્વીકાર કરે અને નફલ તથા અન્ફાલના શબ્દો મોટે ભાગે તે ઈનામ માટે બોલવામાં આવે છે જે જિહાદના અમીર (કમાન્ડર ઈન ચીફ) કોઈ ખાસ મુજાહિદને તેની બહાદુરીના બદલામાં ગનીમતના હિસ્સા ઉપરાંત ઈનામ સ્વરૂપે આપે. આ અર્થ તફસીર ઈબ્ને જરીરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરવામાં આવ્યો છે. *(ઈબ્ને કષીર)*

અને ક્યારેક સમૂળગા માલે ગનીમતને પણ ''નફલ'' અથવા ''અન્ફાલ''ના શબ્દથી ઓળખાવવામાં આવે છે. આ આયતમાં મોટા ભાગના તફસીરકારોએ આ જ સામાન્ય અર્થ લીધો છે. સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ જ સામાન્ય અર્થ નકલ થયો છે અને વાસ્તવિકતા પણ એ જ છે કે આ શબ્દ સામાન્ય અને ખાસ બંને અર્થ માટે બોલવામાં આવે છે. એટલા માટે તેમાં કોઈ મતભેદ નથી અને તેનો શ્રેષ્ઠ ખુલાસો તથા સંશોધન એ છે જે ઈમામ અબૂ ઉબયદ (રહ.)એ પોતાની કિતાબ ''અલ-અમવાલ''માં વર્ણન કર્યું છે. તેઓ ફરમાવે છે કે, વાસ્તવમાં શબ્દકોષમાં 'નફલ', 'કૃપા' અને 'ઈનામ'ને કહેવામાં આવે છે અને આ સન્માનનીય ઉમ્મત ઉપર અલ્લાહ તઆલાનું એ વિશિષ્ટ ઈનામ છે કે જિહાદ અને લડાઈ દ્વારા જે માલ કાફિરો પાસેથી પ્રાપ્ત થાય તેને મુસલમાનો માટે હલાલ કરવામાં આવ્યો, નહિતર પાછલી ઉમ્મતોમાં એવો રિવાજ ન હતો બલકે ગનીમતના માલ માટે નિયમ એવો હતો કે તે કોઈના માટે હલાલ ન હતો, સઘળા માલે ગનીમતને એક સ્થળે ભેગો કરવામાં આવતો હતો અને આસમાન ઉપરથી કુદરતી રીતે એક આગ (વીજળી) આવતી હતી અને તેને સળગાવીને રાખ કરી દેતી હતી, જિહાદ અલ્લાહ નજીક સ્વીકૃત હોવાની આ એક નિશાની હતી અને જો કોઈ માલે ગનીમત ભેગો કરવામાં આવ્યો હોય અને આસમાનથી વીજળી આવીને તેને ન સળગાવે તો તે એ બાબતની નિશાની ગણાતી હતી કે આ જિહાદ અલ્લાહ તઆલા સમીપ સ્વીકૃત નથી, એટલા માટે તે માલે ગનીમતને પણ મરદૂદ (ધિક્કારપાત્ર) અને મન્હૂસ (અપશુકનિયાળ) સમજવામાં આવતો હતો અને તેનો કોઈપણ ઉપયોગ કરતું ન હતું.

રસૂલે કરીમ ﷺથી હઝરત જાબિર (રદિ.)ની રિવાયત બુખારી અને મુસ્લિમમાં નકલ થઈ છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "મને પાંચ વસ્તુઓ એવી અર્પણ થઈ છે જે મારાથી અગાઉ કોઈ પયગમ્બર અને તેમની ઉમ્મતને નથી મળી, આ પાંચ વસ્તુઓમાંથી એક આ છે اُحِلَّتْ لِیَ الْغَنَائِمُ وَلَمْ تُحَلَّ لِاَحَدٍ قَبْلِیْ એટલે કે, મારા માટે ગનીમતના માલને હલાલ કરવામાં આવ્યો છે, જ્યારે કે મારા અગાઉ તે કોઈના માટે પણ હલાલ ન હતો."

પ્રસ્તુત આયતમાં ''અન્ફાલ''નો હુકમ બતાવવામાં આવ્યો છે કે, તે

અલ્લાહનો અને રસૂલે કરીમ ﷺનો છે ! તેનો ભાવાર્થ એ છે કે, વાસ્તવમાં માલિકી તો અલ્લાહ તઆલાની જ છે અને તેનો સંપૂર્ણ ભોગવટો અલ્લાહના રસૂલે કરીમ ﷺનો છે. તેઓ અલ્લાહના હુકમ પ્રમાણે પોતાની વિવેકબુદ્ધિથી તેને વહેંચી આપે છે.

એટલા માટે વિવરણકાર ઈમામોના એક સમૂહે જેમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ, ઈકરિમા, સુદ્દી વગેરે સામેલ છે. એવું ફરમાવ્યું કે આ હુકમ ઈસ્લામની શરૂઆતનો હતો જ્યાં સુધી કે ગનીમતના માલની વહેંચણીનો તે કાનૂન નાઝિલ ન થયો હતો જે આ જ સૂરતના પાંચમાં રુકૂઅ્માં આવી રહ્યો છે, જેમાં સંપૂર્ણ માલે ગનીમતને રસૂલે કરીમ ﷺની વિવેકબુદ્ધિ ઉપર છોડવામાં આવ્યો છે કે, જે પ્રમાણે ઈચ્છે ઉપયોગ કરે અને આગળ જે વિગત અને હુકમો આવે છે તેમાં એવું છે કે કુલ ગનીમતના માલનો પાંચમો ભાગ બયતુલ માલમાં સામાન્ય મુસલમાનોની જરૂરિયાતો માટે સુરક્ષિત રાખવામાં આવશે અને ચાર ભાગ જિહાદમાં સામેલ મુજાહિદોને એક ખાસ કાનૂન હેઠળ વહેંચી દેવામાં આવશે, જેની વિગત સહીહ હદીષોમાં પ્રસ્તુત છે. આ વિગતવારના વર્ણનથી સૂરએ અન્ફાલની પ્રથમ આયતને મન્સૂખ કરી દેવામાં આવી અને અમુક લોકોએ ફરમાવ્યું કે, અહીંયાં કોઈ નાસિખ–મન્સૂખ નથી. બલકે, વિગત અને ખુલાસાનો તફાવત છે. સૂરએ અન્ફાલની પ્રથમ આયત સર્વસામાન્ય છે અને ૪૧મી આયતમાં તેની વિગત અને ખુલાસો ઉપસ્થિત છે. અલબત્ત, "ફઈ"ના માલના હુકમો સૂરએ હશ્રમાં વર્ણન થયા છે, તે સંપૂર્ણ રસૂલે કરીમ ﷺની કોઠાસૂઝ પ્રમાણે આપ ﷺની વિવેકબુદ્ધિ ઉપર છોડી દેવામાં આવ્યું છે, તેઓ તેમાં જે પ્રમાણે ઈચ્છે અમલ કરે. એટલા માટે આ સ્થળે હુકમો વર્ણન કર્યા પછી ઈરશાદ ફરમાવ્યો છે وَمَآ اٰتٰـكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ وَمَا نَهٰكُمْ عَنْهُ فَانْتَهُوْا એટલે કે, "જે કંઈ તમને અમારા રસૂલ આપી દે તેને લઈ લો અને જેનાથી રોકે તેનાથી અટકી જાઓ." (૫૯ : ૭)

આ ખુલાસાથી જાણ થઈ કે, ગનીમતનો માલ તે છે જે યુદ્ધ અને જિહાદ દ્વારા હાથ લાગે અને "ફઈ"નો માલ તે છે જે યુદ્ધ કે જિહાદ વિના હાથમાં આવે અને શબ્દ "અન્ફાલ" બંને માટે સામાન્ય રીતે બોલવામાં આવે છે તથા ખાસ તે ઈનામો માટે પણ બોલવામાં આવે છે જે કોઈ ગાઝી બહાદુર (વિજેતા)ને

જિહાદના અમીર (કમાંડર ઈન ચીફ) દ્વારા ઈનામમાં આપવામાં આવે.

આ ક્રમમાં ગાઝીઓને ઈનામ આપવાના ચાર સ્વરૂપો રસૂલે કરીમ ﷺના સમયકાળમાં પ્રચલિત હતા. એક એ કે, એવું એ'લાન કરવામાં આવતું હતું કે જે વ્યક્તિ કોઈ વિરોધીને કતલ કરે, તો જે સામાન કતલ થયેલા સિપાહી પાસેથી પ્રાપ્ત થાય તે તેનો જ છે જેણે તેને કતલ કર્યો. આ સામાન માલે ગનીમતમાં ભેગો કરવામાં જ નહીં આવે. બીજું એ કે, મોટા લશ્કરમાંથી કોઈ ટૂકડીને અલગ કરી કોઈ ખાસ દિશાએ જિહાદ માટે મોકલવામાં આવે અને એવો હુકમ આપવામાં આવે કે, તે યુદ્ધમાં જે ગનીમતનો માલ પ્રાપ્ત થાય તે, તે જ ખાસ ટૂકડીનો હશે જે ત્યાં ગઈ છે, ફક્ત એટલું કરવું પડશે કે તે માલમાંથી પાંચમો ભાગ સામાન્ય મુસલમાનોની જરૂરિયાત માટે બયતુલ માલ (ઈસ્લામી રાજ્યની તિજોરી)માં જમા કરાવવાનો રહેશે. ત્રીજું એ કે, આ પાંચમો ભાગ જે બયતુલ માલમાં જમા કરાવાવમાં આવે છે તેમાંથી કોઈ ખાસ ગાઝીને તેની વિશિષ્ટ કામગીરીના બદલામાં લશ્કરના વડાની વિવેકબુદ્ધિ મુજબ આપવામાં આવે. ચોથું એ કે, સંપૂર્ણ માલે ગનીમતમાંથી અમુક ભાગ અલગ કરીને સેવાકીય પ્રવૃત્તિઓમાં લાગેલા લોકોને ઈનામ સ્વરૂપે આપવામાં આવે, જેઓ મુજાહિદો ઘોડા વગેરેની દેખરેખ રાખે છે અને તેમના કાર્યોમાં મદદરૂપ બને છે. *(ઈબ્ને કષીર)*

આ આયતના વિષયનો ખુલાસો એવો થયો કે, રસૂલુલ્લાહ ﷺને સંબોધન કરીને ફરમાવ્યું કે, લોકો તમને અન્ફાલ વિશે સવાલ કરે છે. તમે તેમને કહી આપો કે, "અન્ફાલ" બધો અલ્લાહનો છે અને તેના રસૂલ ﷺનો છે, એટલે કે કોઈ વ્યક્તિ તેનો પોતે હકદાર કે માલિક નથી. અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે તેમાં રસૂલે કરીમ ﷺ જે કંઈ ફેસલો કરશે તે જ લાગુ પડશે.

## લોકોની પરસ્પર એકતા અને સંગઠિતતાનો આધાર તકવો તથા અલ્લાહનો ડર છે :

આ આયતના અંતિમ શબ્દોમાં ઈરશાદ છે, فَاتَّقُوا اللّٰهَ وَاَصْلِحُوْا ذَاتَ بَيْنِكُمْ وَاَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗٓ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ જેમાં સહાબએ કિરામ (રદિ.)ને સંબોધન કરીને ઈરશાદ થયો છે કે, અલ્લાહ તઆલાથી ડરો અને પરસ્પરના સંબંધોને ઠીકઠાક રાખો અને તેમાં ઈશારો એ ઘટના તરફ છે જે ગઝ્વએ બદ્રમાં

ગનીમતના માલની વહેંચણી બાબતે સહાબએ કિરામ (રદિ.)માં પરસ્પર ઉપસ્થિત થઈ હતી. જેમાં અંદર-અંદર તણાવ અને મનદુઃખ થવાનો ભય ઊભો થયો હતો. અલ્લાહ તઆલાએ ગનીમતની વહેંચણીનો કજિયો પોતે આ આયત દ્વારા સમાપ્ત કરી દીધો. હવે, તેમના દિલોની સુધારણા અને પરસ્પરના સંબંધોને મજબૂત અને સંગઠિત બનાવવાની યુક્તિ બતાવવામાં આવી છે, જેનું કેન્દ્રબિંદુ તકવા અને અલ્લાહનો ડર છે.

અનુભવ સાક્ષી છે કે જ્યારે તકવા, અલ્લાહ અને આખિરતનો ડર છવાયેલો હોય છે તો મોટા-મોટા ઝઘડાઓ ક્ષણવારમાં સમાપ્ત થઈ જાય છે, પરસ્પર નફરત અને અણગમાના પહાડ ધૂળ બની ઊડી જાય છે, તકવો ધરાવનારની પરિસ્થિતિ મવલાના રૂમીના મતે આ પ્રમાણે છે,

خود چہ جائے جنگ وجدل نیک وبد کیں الم از صلحہا ہم میرمد

સારા-નરસાની લડાઈ, ઝઘડાની શક્યતા નથી હોઈ શકતી,
કે જ્યાં સુલેહ-સમાધાન હોય છે ઝઘડાઓ આપોઆપ સમાપ્ત થઈ જાય છે.

એટલે કે તે લોકોને યુદ્ધ અથવા ઝઘડા-ફસાદથી કોઈ દિલચસ્પી હોતી નથી, તેમને તો અલ્લાહના સર્જનની સુધારણા અને દુરુસ્તી માટે પણ ફુરસદ નથી મળતી, કારણ કે જેનું દિલ અલ્લાહ તઆલાની મહોબ્બત, ડર અને તેની યાદમાં રચ્યું-પચ્યું હોય તેને અન્યો સાથે સંબંધ વધારવાની ફુરસદ જ ક્યાં મળે છે ?!

بسودائے جاناں زجاں مشتغل بذکر حبیب از جہاں مشتغل

પોતાની પ્રિયતમ્ (માશૂકા)માં ગળાડૂબ આશિક પોતાની જાતથી બેખબર હોય છે,
અલ્લાહ તઆલા (હબીબની ઉપમા આપેલ છે)નો ઝિક્ર દુનિયાથી બેખબર કરી દે છે.

આ આયતમાં તકવાની યુક્તિ બતાવવામાં આવી છે, اَصۡلِحُوۡا ذَاتَ بَيۡنِكُمۡ એટલે કે, તકવા દ્વારા પરસ્પરના સંબંધોની સુધારણા કરો. તેની વધારે સ્પષ્ટતા આ પ્રમાણે કરવામાં આવી, وَاَطِيۡعُوا اللّٰهَ وَرَسُوۡلَهٗۤ اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ એટલે કે, અલ્લાહ અને રસૂલ ﷺની સંપૂર્ણ ઇતાઅત કરો જો તમે મો'મિન છો. એટલે કે, ઈમાનનો તકાદો છે ઇતાઅત (અનુસરણ); અને તે ઇતાઅત પરિણામ છે તકવાનું! જ્યારે આ વસ્તુઓ લોકોને પ્રાપ્ત થઈ જાય તો તેમના પરસ્પરના

ઝઘડાઓ આપોઆપ સમાપ્ત થઈ જશે અને દુશ્મનીની જગ્યાએ દિલોમાં પ્રેમ અને મહોબ્બત પેદા થઈ જશે.

---

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૨-૩-૪)

| |
|---|
| إِنَّمَا الْمُؤْمِنُونَ الَّذِينَ إِذَا ذُكِرَ اللَّهُ وَجِلَتْ قُلُوبُهُمْ وَإِذَا تُلِيَتْ عَلَيْهِمْ آيَاتُهُ |
| زَادَتْهُمْ إِيمَانًا وَعَلَىٰ رَبِّهِمْ يَتَوَكَّلُونَ ﴿٢﴾ الَّذِينَ يُقِيمُونَ الصَّلَاةَ وَمِمَّا رَزَقْنَاهُمْ |
| يُنفِقُونَ ﴿٣﴾ أُولَٰئِكَ هُمُ الْمُؤْمِنُونَ حَقًّا ۚ لَّهُمْ دَرَجَاتٌ عِندَ رَبِّهِمْ وَمَغْفِرَةٌ وَرِزْقٌ كَرِيمٌ ﴿٤﴾ |

## તરજુમો :

*ઈમાનવાળા તે જ છે કે જ્યારે અલ્લાહનું નામ આવે તો તેમના દિલ ડરી જાય અને જ્યારે તેમના ઉપર તેનું કલામ પઢવામાં આવે તો તેમનું ઈમાન વધી જાય છે અને તેઓ પોતાના પરવરદિગાર ઉપર ભરોસો રાખે છે. (૨) તે લોકો કે જેઓ નમાઝને કાયમ રાખે છે અને અમે જે તેમને રોજી આપી છે તેમાંથી ખર્ચ કરે છે. (૩) તે જ છે સાચા ઈમાનવાળા, તેમના માટે પોતાના પરવરદિગારની પાસે દરજ્જાઓ છે અને મા'ફી અને ઈજ્જતની રોજી. (૪)*

## તફસીર :

બસ ઈમાનવાળા તો તે જ લોકો હોય છે કે જ્યારે (તેમની સામે) અલ્લાહનો ઉલ્લેખ થાય છે તો (તેની મોટાઈ અને ભયના કારણે) તેમના દિલો ડરી જાય છે અને જ્યારે અલ્લાહની આયતો તેમને પઢીને સંભળાવવામાં આવે છે તો તે આયતો તેમના ઈમાનને ઔર વધારે (મજબૂત) કરી આપે છે અને તે લોકો પોતાના પરવરદિગાર ઉપર ભરોસો કરે છે (અને) જેઓ નમાઝ કાયમ કરે છે અને અમે તેમને જે કંઈ આપ્યું છે તેઓ તેમાંથી ખર્ચ કરે છે (બસ) સાચા ઈમાનવાળા આ જ લોકો છે તેમના માટે તેમના પરવરદિગાર પાસે મોટા-મોટા દરજ્જાઓ છે અને (તેમના માટે) મા'ફી અને ઈજ્જતવાળી રોજી છે.

## મસ્અલા અને બોધપાઠ :

### મો'મિનના વિશિષ્ટ લક્ષણો (સિફતો) :

પ્રસ્તુત આયતોમાં તે ખાસ લક્ષણોનું વર્ણન છે જે દરેક મો'મિનમાં હોવા જોઈએ, એમાં ઈશારો છે કે દરેક મો'મિન પોતાના જાહેર અને બાતિન (માહ્યલા)ની પરિસ્થિતિની સમીક્ષા કરતો રહે. જો આ સિફતો તેનામાં ઉપસ્થિત છે તો અલ્લાહ તઆલાનો આભાર માને કે તેણે તેને મો'મિન તરીકેના આ લક્ષણો અર્પણ કર્યા અને જો તેનામાં આ સિફતોમાંથી કોઈ સિફત ઉપસ્થિત ન હોય અથવા કમજોર કે ઉણપયુક્ત હોય તો તે સિફતોને પ્રાપ્ત કરવા માટે અથવા મજબૂત કરવા માટેની ચિંતામાં લાગી જાય.

### પ્રથમ લક્ષણ; અલ્લાહનો ડર :

પ્રથમ લક્ષણ આ વર્ણન કર્યું, اَلَّذِيْنَ اِذَا ذُكِرَا اللّٰهُ وَجِلَتْ قُلُوْبُهُمْ એટલે કે, “જ્યારે તેમની સામે અલ્લાહના નામનો ઉલ્લેખ કરવામાં આવે તો તેમના દિલો અલ્લાહના ભયથી ધ્રૂજી ઉઠે છે.” મતલબ એ છે કે, અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતા અને પ્રેમ તેમના દિલોમાં ભારો–ભાર પડેલો હોય છે જેનો એક તકાદો પ્રભાવ અને ડર છે. કુર્આને કરીમની એક બીજી આયતમાં એનું વર્ણન કરી અલ્લાહથી મહોબ્બત કરનાર લોકોને ખુશખબરી આપવામાં આવી છે, وَبَشِّرِ الْمُخْبِتِيْنَ الَّذِيْنَ اِذَا ذُكِرَاللّٰهُ وَجِلَتْ قُلُوْبُهُمْ એટલે કે, “ખુશખબરી આપી દો તે વિનમ્ર અને આજિઝી કરનાર અને નરમ સ્વભાવના લોકોને જેમના દિલો ડરી જાય છે જ્યારે (પણ) તેમની સામે અલ્લાહનો ઉલ્લેખ કરવામાં આવે છે.” (૨૨ : ૩૪) બંને આયતોમાં અલ્લાહ તઆલાનો ઉલ્લેખ અને તેને યાદ કરવાના એક ખાસ તકાદાનું વર્ણન છે, એટલે કે અલ્લાહનો પ્રભાવ અને ડર; તથા બીજી આયતમાં અલ્લાહના ઉલ્લેખની એ ખાસિયત પણ વર્ણન કરવામાં આવી છે કે, તેનાથી તેમના દિલો સંતોષિત થઈ જાય છે. اَلَا بِذِكْرِاللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ એટલે કે, “અલ્લાહની યાદથી જ દિલોને સંતોષ (ઈત્મિનાન) પ્રાપ્ત થાય છે.” (૧૩:૨૮)

આથી જાણ થઈ કે આ આયતમાં જે ડર અને પ્રભાવનો ઉલ્લેખ છે તે દિલની શાંતિ અને સંતોષથી વિપરીત નથી. જેમકે કોઈ જંગલી પશુ અથવા દુશ્મનનો ભય દિલોની શાંતિને છિન્ન–ભિન્ન કરી નાંખે છે અલ્લાહના ઝિક્રથી

દિલમાં પેદા થનાર ડર તેનાથી બિલકુલ વિરુદ્ધ પ્રકારનો છે. એટલા માટે અત્રે "ખૌફ" શબ્દનો ઉપયોગ કરવામાં નથી આવ્યો. બલકે, તેને وَجَـــل (વજલ)થી ઓળખવામાં આવ્યો છે. જેનો તરજુમો "સમૂળગો ભય" નથી બલકે તે એક એવો પ્રભાવ છે જે મોટાઓની શા'નના કારણે દિલોમાં ઉપસ્થિત થાય છે. અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે આ સ્થળે અલ્લાહના ઝિક્ર અને યાદનો અર્થ એ છે કે, જો કોઈ વ્યક્તિ કોઈ ગુનાહ કરવાનો ઈરાદો અથવા નિર્ધાર કરી રહ્યો હોય એવી જ હાલતમાં તેને અલ્લાહ તઆલાની યાદ આવી ગઈ તો તે અલ્લાહના અઝાબથી ડરી ગયો અને ગુનાહથી અટકી ગયો, આવી પરિસ્થિતિમાં ડરનો અર્થ અઝાબનો ડર (ભય) જ કહેવાય છે. *(બહરે મુહીત)*

**બીજું લક્ષણ; ઈમાનમાં પ્રગતિ અને વધારો :**

મો'મિનની બીજી ખાસિયત એ બતાવવામાં આવી છે કે, "જ્યારે તેની સામે અલ્લાહ તઆલાની આયતો તિલાવત કરવામાં આવે છે તો તેનું ઈમાન વધી જાય છે." ઈમાન વધવાનો એવો અર્થ જેના ઉપર બધા મુફસ્સિર, મુહદ્દિષ ઉલમાની સહમતિ છે તે એ છે કે ઈમાનની શક્તિ અને સ્વરૂપ તથા ઈમાનના નૂર (પ્રકાશ)માં પ્રગતિ થતી જાય છે અને આ અનુભવસિદ્ધ બાબત છે કે, નેક અમલો કરવાથી ઈમાનમાં શક્તિ અને એવો આત્મવિશ્વાસ પેદા થાય છે કે, નેક અમલો તેની સ્વાભાવિક ટેવ બની જાય છે જેને છોડવાથી તેને તકલીફ થાય છે અને તેને ગુનાહોથી એવી સ્વાભાવિક નફરત થવા લાગે છે કે, તે વ્યક્તિ તેની પાસે પણ જતો નથી. ઈમાનના આ જ સ્થાનને હદીષમાં حَلاوَتِ اِيْــــمَـــــانْ (હલાવતે ઈમાન)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે જેને કોઈએ આ પ્રમાણે કહ્યું છે,

وَاِذَاحَلَّتِ الْحَلاوَةُ قَلْبًا نَشَطَتْ فِى الْعِبَادَةِ الاَعْضَاءُ

એટલે કે, જ્યારે કોઈના દિલમાં ઈમાનના મૂળિયાં મજબૂત રીતે સ્થાપિત થાય છે તો તેના હાથ-પગ અને બધા જ અવયવો અલ્લાહની ઈબાદતમાં રાહત અને લિજ્જતની અનુભૂતિ કરવા લાગે છે.

એટલા માટે આયતના વિષયનો ખુલાસો એવો થયો કે, પાકા મો'મિનની એવી સિફત હોવી જોઈએ કે, જ્યારે તેની સામે અલ્લાહની આયતો પઢવામાં આવે તો તેના ઈમાનમાં પ્રગતિ અને મજબૂતી તથા નેક અમલો કરવાનું આકર્ષણ

અને વલણ વધે. આથી એ પણ જાણ થઈ કે જે રીતે અમુક મુસલમાનો કુર્આન પઢે છે અને સાંભળે છે કે ન તો કુર્આનના અદબ અને સન્માનની કોઈ કાળજી રાખે છે અને ન જ અલ્લાહ જલ્લ શા'નુહૂની શ્રેષ્ઠતા અને બુઝુર્ગી ઉપર દષ્ટિપાત કરે છે, આવી તિલાવતનો કોઈ અર્થ નથી. તેનાથી શ્રેષ્ઠ પરિણામો પ્રાપ્ત કરી શકાતા નથી અથવા કોઈ હેતુ સરતો નથી, ભલે તે સવાબથી ખાલી ન પણ હોય !

### ત્રીજું લક્ષણ; અલ્લાહ ઉપર ભરોસો :

મો'મિનનું ત્રીજું લક્ષણ એ વર્ણન કરવામાં આવ્યું કે, "તે અલ્લાહ ઉપર 'તવક્કુલ' કરે." "તવક્કુલ"નો અર્થ "ભરોસો કરવો" થાય છે. ભાવાર્થ એ છે કે પોતાની બધી જ પ્રવૃત્તિઓ અને પરિસ્થિતિઓમાં તે વ્યક્તિનો સંપૂર્ણ ભરોસો ફક્ત એકમાત્ર અલ્લાહ તઆલાની જાત ઉપર હોય. સહીહ હદીષમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે એનો એ અર્થ નથી કે પોતાની જરૂરિયાતો માટે ભૌતિક સરસામાન અને યુક્તિઓને છોડીને બેસી જાય, બલકે અર્થ એ છે કે ભૌતિક સર-સામાન અને યંત્રોને વાસ્તવિક સફળતા માટે પૂરતું ન સમજે, બલકે પોતાની શક્તિ અને હિંમત પ્રમાણે ભૌતિક સર-સામાન અને યોજનાઓ બનાવીને તથા તેનો ઉપયોગ કર્યા પછી સમગ્ર મા'મલાને અલ્લાહ તઆલાને સોંપે અને સમજે કે, આ સર-સામાન પણ તેણે જ પેદા કર્યો છે અને આ સર-સામાન પ્રાપ્ત કરવાના સબબો પણ તે જ ઊભા કરે છે અને થશે તે જ; જે તે ઇચ્છે છે ! એક હદીષમાં છે કે, اَجْمِلُوْا فِی الطَّلَبِ وَتَوَكَّلُوْا عَلَيْهِ એટલે કે, "રિઝ્ક" અને પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે મધ્યમ કક્ષાની મહેનત અને શોધખોળ દ્વારા અને ભૌતિક સર-સામાન દ્વારા પ્રયત્ન કરી લો, પછી મા'મલો અલ્લાહને સોંપી દો, પોતાના દિલ અને દિમાગને માત્ર ભૌતિક યુક્તિઓ અને સામાનમાં જ ઉલઝાવેલું ન રાખો.

### ચોથું લક્ષણ; નમાઝ કાયમ કરવી :

મો'મિનની ચોથી સિફત નમાઝ કાયમ કરવાને બતાવી છે. તેમાં એ બાબત યાદ રાખવાપાત્ર છે કે, અત્રે નમાઝ પઢવા માટેનો નહીં પરંતુ નમાઝ કાયમ કરવા માટેનો ઉલ્લેખ છે. اِقَامَتْ (ઈકામત)નો શાબ્દિક અર્થ "કોઈ વસ્તુ સીધી ઊભી થવાનો" થાય છે. 'ઈકામતે સલાત'નો અર્થ એ છે કે નમાઝને સંપૂર્ણ

અદબો, નિયમો અને શરતો પ્રમાણે એ રીતે સ્થાપિત કરો જે રીતે રસૂલે કરીમ ﷺના ઉપદેશ દ્વારા અને અમલથી સાબિત થયું છે. અદબ અને શરતોમાં ઉણપ હોય તો નમાઝ પઢવી તો કહી શકાય છે પરંતુ "ઈકામતે સલાત" નથી કહી શકાતું. કુર્આન મજીદમાં નમાઝના જે ફાયદાઓ, નિશાનીઓ તથા બરકતોનું વર્ણન કરવામાં આવ્યું છે અને ફરમાવ્યું છે إِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ (૨૯ : ૪૫) એટલે કે, નમાઝ બધી જ નિર્લજ્જતાઓ અને દરેક ગુનાહોથી રોકે છે, આ પણ ઈકામતે સલાત ઉપર જ અવલંબિત બાબત છે. જ્યારે નમાઝના અદબોમાં ઉણપ હોય તો ભલે ફતવાની દષ્ટિએ તેની નમાઝને તો જાઈઝ કહેવામાં આવશે પરંતુ નમાઝની બરકતોમાં ઉણપના પ્રમાણના કારણે તફાવત ઉત્પન્ન થઈ જશે અને અમુક પરિસ્થિતિઓમાં એવી બરકતોથી સંપૂર્ણ રીતે વંચિત થઈ જશે.

**પાંચમું લક્ષણ; અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવો :**

મો'મિનનું પાંચમુ લક્ષણ એ વર્ણન કરવામાં આવ્યું છે કે, જે કંઈ તેને અલ્લાહ તઆલાએ રિઝ્ક (રોજી) આપ્યું છે તે તેમાંથી અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે. અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં બધા જ સદકહ, ખયરાત, વક્ફ અને કોઈની સાથે સારો વર્તાવ જેમાં ઝકાત, સદકતુલ ફિત્ર વગેરે શરઈ રીતે વાજિબ ખર્ચ પણ સામેલ છે અને નફલ સદકાઓ તથા અન્ય ખર્ચ દાખલા તરીકે, મહેમાનો, મિત્રો અને અલ્લાહના વલીઓ કે બુઝૂર્ગોની આર્થિક મદદ કરવી પણ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવામાં સામેલ છે. મો'મિનના આ પાંચ લક્ષણો વર્ણન કર્યા પછી ઈરશાદ ફરમાવ્યો, أُولٰٓئِكَ هُمُ الْمُؤْمِنُوْنَ حَقًّا એટલે કે, એવા જ લોકો સાચા મો'મિન છે જેમનું જાહેર જીવન અને અંગત જીવન સરખું છે તથા તેમની જીભ અને દિલ એક છે, નહિતર જેમનામાં આ સિફતો નથી તેઓ જીભથી તો اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ કહે છે પરંતુ તેમના દિલોમાં ન તો તવહીદનો રંગ ચઢેલો છે, ન જ તેઓ રસૂલુલ્લાહ ﷺનું અનુસરણ કરે છે, તેમનું વર્તન તેમની વાણીની વિરુદ્ધ છે. આ આયતમાં એ તરફ પણ ઈશારો છે કે દરેક સત્યની એક વાસ્તવિકતા હોય છે, જ્યારે તે પ્રાપ્ત ન થાય તો સત્ય પ્રાપ્ત થતું નથી.

એક વ્યક્તિએ હઝરત હસન બસરી (રહ.)એ પૂછ્યું કે, "હે અબૂ સઈદ !

શું તમે મો'મિન છો ?" તો તેમણે જવાબ આપ્યો, "ભાઈ ! ઈમાન બે પ્રકારના હોય છે, તમારા સવાલનો મતલબ જો એવો છે કે હું અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ, કિતાબો તથા તેના રસૂલો ઉપર તથા જન્નત-દોઝખ, કયામત અને હિસાબ-કિતાબ ઉપર ઈમાન ધરાવું છું તો જવાબ એ છે કે, બેશક ! હું મો'મિન છું અને જો તમારા સવાલનો અર્થ એવો છે કે, હું કામિલ (સંપૂર્ણ) મો'મિન છું ? જેનું વર્ણન સૂરએ અન્ફાલની આયતોમાં છે તો મને કંઈ જ ખબર નથી કે હું તેમાં સામેલ છું કે નહીં ?" સૂરએ અન્ફાલની આયતોથી આ જ આયતોનો ઉલ્લેખ છે જે હમણા ઈરશાદ ફરમાવવામાં આવી لَهُمْ دَرَجٰتٌ عِنْدَ رَبِّهِمْ وَمَغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ

તેમાં સાચા મો'મિનો માટે ત્રણ વસ્તુઓનો વાયદો કરવામાં આવ્યો છે; એક ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ, બીજી મા'ફી અને ત્રીજું શ્રેષ્ઠ રોજી (રિઝ્ક).

તફસીરે બહરે મુહીતમાં છે કે, એનાથી આગળની આયતોમાં સાચા મો'મિનોના જે લક્ષણો વર્ણન થયા છે, તે ત્રણ પ્રકારના છે. એક તે જેનો સંબંધ હૃદય અને માહ્યલા (બાતિન) સાથે છે, જેમકે ઈમાન, અલ્લાહનો ડર, અલ્લાહ ઉપર ભરોસો. બીજા તે છે, જેનો સંબંધ શારીરિક અમલો અને પ્રવૃત્તિઓ સાથે છે, જેમકે નમાઝ વગેરે અને ત્રીજો તે જેનો સંબંધ મનુષ્યના માલ સાથે છે, જેમકે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવો.

આ ત્રણે પ્રકારોના બદલામાં ત્રણ ઈનામોનું વર્ણન આવ્યું છે. એક ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ હૃદય અને બાતિનના લક્ષણોના બદલામાં; તથા મા'ફી તે અમલોના બદલામાં જે મનુષ્યના શરીર સાથે સંબંધ ધરાવે છે જેમકે નમાઝ, રોઝા વગેરે. જેમકે હદીષમાં આવ્યું છે કે, નમાઝ ગુનાહોનો કફ્ફારો થઈ જાય છે અને શ્રેષ્ઠ ઉમદા રિઝ્ક અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાના બદલામાં મળે છે, જે કંઈ ખર્ચ કર્યો તેનાથી ઘણું વધારે ઘણું ઉત્તમ તેને આખિરતમાં મળશે.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૫-૬)

كَمَآ اَخْرَجَكَ رَبُّكَ مِنْۢ بَيْتِكَ بِالْحَقِّ ۠ وَاِنَّ فَرِيْقًا مِّنَ الْمُؤْمِنِيْنَ لَكٰرِهُوْنَ ۝٥

يُجَادِلُوْنَكَ فِي الْحَقِّ بَعْدَ مَا تَبَيَّنَ كَاَنَّمَا يُسَاقُوْنَ اِلَى الْمَوْتِ وَهُمْ يَنْظُرُوْنَ ۝٦

## તરજુમો :

*જેવી રીતે તમને તમારા પરવરદિગારે સત્ય કામના માટે તમારા ઘરેથી કાઢયા અને તે ઈમાનવાળાઓનું એક જૂથ રાજી ન હતું. (૫) તેઓ હક વાતમાં તમારી સાથે તેના જાહેર થઈ ચૂક્યા પછી વિવાદ કરતા હતા, જાણે તેઓ મોત તરફ હાંકવામાં આવી રહ્યા છે અને તેને આંખોથી જોઈ રહ્યા છે. (૬)*

## તફસીર :

(ગનીમતના માલની લોકોની મરજી પ્રમાણે વહેંચણી ન કરવામાં બલકે અલ્લાહ તરફથી તેની વહેંચણી થવામાં જો કે અમુક લોકોને સ્વાભાવિક રીતે ખૂબ બળ પડ્યું પરંતુ સામૂહિક હિતના કારણે તેમાં જ ભલાઈ અને બરકત છે અને આ મા'મલો સ્વભાવ વિરુદ્ધ હોવા છતાં સામૂહિક હિતના સંદર્ભે એવો જ છે) જેમકે તમને તમારા પરવરદિગારે ઘર (અને વસ્તી)માંથી મસ્લિહત સાથે (બદ્ર તરફ) રવાના કર્યા અને મુસલમાનોનું એક જૂથ (પોતાની સંખ્યા અને યુદ્ધનો શસ્ત્ર–સરંજામ ઓછો હોવાના કારણે સ્વાભાવિક રીતે) તેને ભારે સમજતું હતું અને તે મસ્લિહત(ના કામ)માં (એટલે કે જિહાદ અને લશ્કરના મુકાબલાના મા'મલામાં) એ પછી કે તેના પ્રત્યક્ષ દર્શન થઈ ચૂક્યા હતા (પોતાના બચાવ માટે મશ્વરા સ્વરૂપે) તમારી સાથે એવી રીતે વિવાદ કરી રહ્યા હતા કે જાણે કોઈ તેમને મોત તરફ હાંકીને લઈ જાય છે અને તેઓ (જાણે કે મોતને) જોઈ રહ્યા છે (પરંતુ અંતે તેનું પરિણામ પણ સારું આવ્યું કે ઈસ્લામનો વિજય થયો અને કાફિરો પરાજિત થઈ ગયા).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરતની શરૂઆતમાં આ વર્ણન આવી ચૂક્યું છે કે, સૂરએ અન્ફાલમાં મોટા ભાગના વિષયો કાફિરો અને મુશ્રિકો ઉપર અઝાબ તથા બદલો અને મુસલમાનો ઉપર અહેસાન અને ઈનામ વિશે છે, તેના સંદર્ભમાં બંને પક્ષો માટે બોધપાઠ અને શિખામણના હુકમોનું વર્ણન થયું છે અને આ મા'મલામાં સૌ પ્રથમ અને સૌથી મહત્ત્વની ઘટના ગઝ્વએ બદ્રની હતી જેમાં ઘણા માલ–સામાન અને સંખ્યા તથા શક્તિ હોવા છતાં મુશ્રિકોની જાની અને આર્થિક નુકસાનની સાથે–સાથે હાર થઈ

તથા મુસલમાનોને દરેક પ્રકારે ઓછા શસ્ત્ર-સરંજામ અને ઓછા સામાન સાથે હોવા છતાં મહાન વિજય પ્રાપ્ત થયો. આ સૂરતમાં બદ્રની ઘટનાનું વિગતવાર વર્ણન છે જે પ્રસ્તુત આયતોથી શરૂ થઈ રહ્યું છે.

પ્રથમ આયતમાં એ વાતનું વર્ણન છે કે, અમુક મુસલમાનોને બદ્રના જિહાદના સમયે જિહાદ માટેની યોજના નાપસંદ હતી પરંતુ અલ્લાહ તઆલાએ પોતાના ખાસ હુકમ દ્વારા પોતાના રસૂલે કરીમ ﷺને જિહાદનો હુકમ આપ્યો તો નાપસંદ કરનારા પણ સાથે થઈ ગયા. આ વાતને વર્ણન કરવા માટે કુર્આને કરીમે જે શબ્દો અપનાવ્યા છે તે ઘણા પ્રકારે ચિંતન માંગી લે છે.

પ્રથમ આ આયતની શરૂઆત كَمَآ اَخْرَجَكَ رَبُّكَ થી થાય છે, તેનો શબ્દ كَمَا (કમા) એક એવો શબ્દ છે જેનો સરખામણી કરવા માટે ઉપયોગ કરવામાં આવે છે, અત્રે ચિંતન કરવા યોગ્ય બાબત એ છે કે પ્રથમ સરખામણી કઈ વસ્તુની અને કઈ વસ્તુ સાથે કરવામાં આવી રહી છે ? વિવરણકાર ઉલમાએ તેના વિવિધ ખુલાસાઓ વર્ણન કર્યા છે. તફસીરના ઈમામ અબૂ હય્યાને આ પ્રમાણેના પંદર નિવેદનો નોંધ્યા છે તેમાંથી વધારે મહત્ત્વની ત્રણ સંભાવનાઓ છે.

પ્રથમ એ કે, આ સરખામણીનો હેતુ એવો ઉલ્લેખ કરવાનો છે કે જે પ્રમાણે ગઝ્વએ બદ્રમાં ગનીમતનો માલ વહેંચવાના સમયે સહાબએ કિરામ (રદિ.)ના અભિપ્રાયમાં પરસ્પર મતભેદ ઉપસ્થિત થયા હતા, પછી અલ્લાહના હુકમ હેઠળ બધાએ આપ ﷺના હુકમનું પાલન કર્યું અને તેની બરકતો અને સારા પરિણામો સામે આવી ગયા, એ જ પ્રમાણે આ જિહાદની શરૂઆતમાં અમુક લોકો તરફથી નાપસંદગીની શરૂઆત થઈ, પછી અલ્લાહના હુકમ હેઠળ બધાએ અનુસરણ કર્યું અને તેના ફાયદાકારક પરિણામો તથા ઉચ્ચ કક્ષાના લાભોનો જાત અનુભવ કર્યો. આ ખુલાસો فَرَّاءُ (ફર્રાઅ્) અને مُبَرَّدُ (મુબર્રદ) સાથે જોડાયેલો છે. (બહરે મુહીત) આ કથનને બયાનુલ કુર્આનમાં અગ્રિમતા આપવામાં આવી છે, જેમકે તફસીરના ખુલાસાથી જાણ થઈ ચૂકી.

બીજી સંભાવના એ છે કે, પાછલી આયતોમાં સાચા મો'મિનો માટે આખિરતમાં ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ, મગફિરત તથા સન્માનનીય રોજીનો વાયદો કરવામાં આવ્યો હતો. આ આયતોમાં આ વાયદો બિલકુલ સાચો હોવાનું વર્ણન એ રીતે કરવામાં આવ્યું છે કે, આખિરતનો વાયદો જો કે, હજુ આંખો સામે

નથી પરંતુ અલ્લાહ તઆલાનો વાયદો મદદ અને વિજય સ્વરૂપે ગઝ્વએ બદ્રમાં દષ્ટિ સમક્ષ આવી ચૂક્યો છે, તેનાથી શિખામણ પ્રાપ્ત કરો અને શ્રદ્ધા રાખો કે જે પ્રમાણે આ વાયદો દુનિયામાં જ પૂર્ણ થઈ ચૂક્યો છે એ જ પ્રમાણે આખિરતનો વાયદો પણ અવશ્ય પૂરો થશે. *(તફસીરે કુર્તુબી બ હવાલએ નહ્હાસ)*

ત્રીજી સંભાવના એ છે કે, જ્યારે અબૂ હય્યાને વિવરણકારોના પંદર નિવેદનો નોંધ્યા પછી લખ્યું છે કે મને તેમાં કોઈ નિવેદન ઉપર સંતોષ ન હતો, એક દિવસે હું આ જ આયત ઉપર ચિંતન અને મનન કરીને સૂઈ ગયો તો મેં સ્વપ્નમાં જોયું કે, હું કોઈ જગ્યાએ જઈ રહ્યો છું અને એક વ્યક્તિ મારી સાથે છે, હું આ જ આયત વિશે તેની સાથે ચર્ચા કરી રહ્યો છું અને એવું કહી રહ્યો છું કે, મને કોઈ એવી મુશ્કેલી સામે નથી આવી જેવી આ આયતના શબ્દોમાં આવી છે, એવું લાગે છે કે અત્રે કોઈ શબ્દ સુષુપ્ત છે પછી અચાનક સ્વપ્નમાં જ મારા દિલમાં પડ્યું કે, અહીંયાં શબ્દ نَصَرَكَ (નસરક) સુષુપ્ત છે, તેને મેં પોતે પણ પસંદ કર્યું અને જે વ્યક્તિ સાથે ચર્ચા કરી રહ્યો હતો તેણે પણ પસંદ કર્યું. ઊંઘમાંથી ઊઠી વિચાર કર્યો તો મારી શંકા સમાપ્ત થઈ ગઈ. કારણ કે, આ સૂરતમાં શબ્દ كَمَا (કમા) સરખામણી માટે નથી બલકે કારણ વર્ણન કરવા માટે ઉપયોગ કરવામાં આવ્યો છે અને આયતનો ભાવાર્થ એ થઈ ગયો કે, ગઝ્વએ બદ્રમાં અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી તમારી જે ખાસ મદદ અને સહાય થઈ તેનું કારણ એ હતું કે, આ જિહાદમાં તમે જે કંઈ કર્યું તે કંઈ પોતાની ઈચ્છાથી અને અભિપ્રાયથી નથી કર્યું બલકે, માત્ર અલ્લાહ તઆલાના હુકમ અને અલ્લાહ તઆલાની તાબે'દારી માટે કર્યું છે, તેના જ હુકમ ઉપર તમે પોતાના ઘરેથી નીકળ્યા અને સત્યના અનુસરણનું આવું જ પરિણામ હોય છે કે અલ્લાહ તઆલાની મદદ અને સહાય તેની સાથે થઈ જાય છે.

અલબત્ત આયતના આ વાક્યમાં આ ત્રણે અર્થની સંભાવના સાચી હોઈ શકે છે. ત્યારબાદ એના ઉપર દષ્ટિ નાંખો કે કુર્આને કરીમે આ જિહાદ માટે રસૂલે કરીમ ﷺનું પોતે નીકળવાનું વર્ણન નથી કર્યું બલકે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ આપને કાઢયા. તેમાં રસૂલે કરીમ ﷺની બંદા તરીકેની ખાસિયત અને તેમના અનુસરણ તરફ ઈશારો છે કે, આપનું કાર્ય વાસ્તવમાં અલ્લાહ તઆલાનું કાર્ય હોય છે જે આપના શરીરના અવયવો દ્વારા

જાહેર થાય છે, જેમકે એક હદીષે કુદ્સીમાં છે કે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, “બંદો જ્યારે અનુસરણ (ફરમાંબરદારી) અને અબ્દિય્યત (બંદગી) દ્વારા અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત કરી લે છે તો અલ્લાહ તઆલા તેના વિશે એવું ફરમાવે છે કે હું તેની આંખ બની જાઉં છું, તે જે કંઈ જૂએ છે મારા દ્વારા જૂએ છે; હું તેના કાન બની જાઉં છું, તે જે કંઈ સાંભળે છે મારા દ્વારા સાંભળે છે; હું તેના હાથ-પગ બની જાઉં છું, તે જે કંઈ પકડે છે મારા દ્વારા પકડે છે; જે તરફ ચાલે છે, મારા દ્વારા ચાલે છે.” તેનો ખુલાસો એ જ છે કે, અલ્લાહ તઆલાની ખાસ મદદ અને સહાય તેની સાથે જ હોય છે જેની પ્રવૃત્તિઓ દેખીતી રીતે તેની આંખો, કાન, અથવા હાથ-પગથી થાય છે પરંતુ વાસ્તવમાં તે અલ્લાહ તઆલાની કુદરત દ્વારા જ અસ્તિત્વમાં આવતી હોય છે.

رشتہ درگردنم افگندہ دوست    میبرد ہر جا کہ خاطر خواہِ اوست

મારા ગળામાં મારા મિત્રએ સગાઈ-સંબંધ(નો હાર) નાંખી દીધો છે,
તે મને તે જગ્યાએ લઈ જાય છે જ્યાં સુધી એના દિલને પસંદ હોય છે.

ખુલાસો એ છે કે, اَخْــرَجَکَ (અખ્રજક) શબ્દમાં એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, રસૂલે કરીમ ﷺનું જિહાદ માટે નીકળવું વાસ્તવમાં અલ્લાહ તઆલાનું કાઢવાનું હતું જે રસૂલે કરીમ ﷺની જાત દ્વારા જાહેર થયું.

અત્રે એ બાબત પણ ધ્યાન આપવાપાત્ર છે કે, اَخْــرَجَکَ رَبُّکَ ફરમાવ્યું, જેમાં અલ્લાહ જલ્લ શા'નુહૂનું વર્ણન પરવરદિગારની સિફત સાથે કરીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, આ જિહાદ માટે આપનું નીકળવું અલ્લાહની માલિકીપણાની શા'ન અને તેની કેળવણીના તકાદાના કારણે હતું. કારણ કે, તેના દ્વારા મઝલૂમ અને કચડાયેલા મુસલમાનો માટે વિજય તથા અભિમાની, અત્યાચારી કાફિરો માટે અઝાબનું પ્રથમ દર્શન હતું.

مِنْ بَیْتِکَ (મિમ્બૂયતિક)નો અર્થ એ છે, ''આપના ઘરેથી'' (મતલબ એ થયો કે 'કાઢયા આપને આપના રબે આપના ઘરેથી') જમહૂર મુફસ્સિરોના મતે આ ''ઘર''નો અર્થ મદીના તય્યિબહનું ઘર અથવા પોતે મદીનહ તય્યિબહ છે, જેમાં હિજરત પછી રસૂલે કરીમ ﷺ નિવાસ કરતા હતા. કારણ કે, બદ્રની ઘટના હિજરતના બીજા વર્ષે બની છે, તેની સાથે શબ્દ بِالْحَقِّ (બિલ્ હક્કિ)નો વધારો

કરીને બતાવવામાં આવ્યું કે આ સમગ્ર કાર્યવાહી اِحۡقَاقِ حَقٌ અને اِبۡطَالِ بَاطِلٌ (સચ્ચાઈને વેગ આપવા માટે અને ખોટાનું નિકંદન કાઢવા) માટે અમલમાં આવી છે. બીજી હુકૂમતોની જેમ માત્ર પ્રદેશ પ્રાપ્ત કરવાની લાલસા અથવા બાદશાહોના ક્રોધના કારણે નથી.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَاِنَّ فَرِيۡقًا مِّنَ الۡمُؤۡمِنِيۡنَ لَكٰرِهُوۡنَ એટલે કે, "એક જમાઅત મુસલમાનોની આ જિહાદને બોજારૂપે સમજતી હતી અને નાપસંદ કરતી હતી." સહાબએ કિરામ (રદિ.)ની આ દિલગીરી કઈ રીતે અને કેમ સામે આવી તેને સમજવા માટે, વળી આવનારી બીજી આયતોને સંપૂર્ણ રીતે સમજવા માટે ગઝ્વએ બદ્રની શરૂઆતની પરિસ્થિતિઓ અને કારણોને પ્રથમથી જાણી લેવું યોગ્ય છે, એટલા માટે પ્રથમ ગઝ્વએ બદ્રની સંપૂર્ણ ઘટના અત્રે પ્રસ્તુત છે.

ઈબ્ને ઉકબા અને ઈબ્ને આમીરના વર્ણન પ્રમાણે ઘટના એ પ્રમાણે ઘટી કે, રસૂલે કરીમ ﷺને મદીના તય્યિબહમાં એવી ખબર મળી કે, અબૂ સુફિયાન એક વેપારી કાફલા સાથે સિરીયાથી વેપારનો માલ લઈને મક્કએ મુઅઝ્ઝમહ તરફ જઈ રહ્યા છે અને તે વેપારમાં મક્કાના બધા જ કુરૈશીઓ સામેલ છે. ઈબ્ને ઉકબહના વર્ણન પ્રમાણે મક્કામાં કોઈ કુરૈશી સ્ત્રી અને પુરુષ બાકી ન હતા જેનો તેમાં ભાગ ન હોય. જો કોઈની પાસે ફક્ત એક મિષ્કાલ (વજનનું એક માપ) સોનું પણ હતું તો તેણે તેમાં પોતાના ભાગ તરીકે મૂડી રોકાણ કર્યું હતું. આ કાફલાની સંપૂર્ણ મૂડી ઈબ્ને ઉકબહની રિવાયત પ્રમાણે પચાર હજાર દીનાર હતી. દીનાર સોનાનો સિક્કો છે જે સાડા ચાર ગ્રામ (૧૯૭૦ની સાલના માપ પ્રમાણે) હોય છે. સોનાના સન ઈસ્વી ૧૯૭૦ના ભાવના હિસાબથી તેની કિંમત બાવન રૂપિયા અને સંપૂર્ણ મૂડીની કિંમત ૨૬ લાખ રૂપિયા હતી અને તે આ પણ આજના સમયના નહીં બલકે, આજથી ૧૪૦૦ વર્ષ પહેલાંના ૨૬ લાખ રૂપિયા હતી, જે આજના હિસાબે ૨૬ કરોડ રૂપિયા કરતાં પણ વધારે ગણી શકાય છે. આ વેપારી કાફલાની સુરક્ષા અને કારોબાર માટે કુરૈશના સિત્તેર યુવાનો અને સરદારો સાથે હતા, જેનાથી જાણ થાય છે કે આ વેપારી કાફલો વાસ્તવમાં મક્કાના કુરૈશીઓની એક વેપારી કંપની હતી.

બગવીએ ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરેની રિવાયતથી નકલ કર્યું છે કે, આ કાફલામાં ચાલીસ સવારો કુરૈશના સરદારોમાંથી હતા, જેમાં અમ્ર બિન આસ, મુહઝમા બિન નવફલ વગેરે ખાસ વર્ણનપાત્ર છે અને એ પણ ખબર છે કે, કુરૈશની સૌથી મોટી શક્તિ તેમનો આ જ વેપાર અને વેપારી મૂડી હતી, જેના બળથી તેમણે રસૂલે કરીમ ﷺ અને તેમના સાથીઓને ત્રાસ આપી મક્કા છોડવા માટે મજબૂર કરી દીધા હતા. તે સમયે જ્યારે રસૂલુલ્લાહ ﷺને સિરીયાની મુસાફરીએથી આ કાફલાના પાછા ફરવાની ખબર મળી તો રસૂલે કરીમ ﷺનો અભિપ્રાય એ હતો કે, હમણા આ કાફલાનો મુકાબલો કરીને કુરૈશની શક્તિને તોડી નાંખવાની તક છે, સહાબએ કિરામ (રદિ.) સાથે મશવરો કર્યો, રમઝાનનો સમય હતો, પ્રથમથી યુદ્ધની કોઈ તૈયારી ન હતી, અમુક લોકોએ તો ઉત્સાહ અને હિંમત દેખાડી પરંતુ અમુક લોકો ખચકાટ અનુભવતા હતા. રસૂલે કરીમ ﷺએ પણ સૌના ઉપર આ જિહાદમાં ભાગ લેવાને જરૂરી ન ઠરાવ્યું, બલકે એવો હુકમ આપ્યો કે જે લોકોની પાસે સવારીઓ મોજૂદ છે તે અમારી સાથે ચાલે, તે સમયે ઘણા બધા લોકો જિહાદમાં જવાથી અટકી ગયા અને જે લોકો જવા ઈચ્છતા હતા અને તેમની સવારીઓ ગામડાંઓમાં હતી તેમણે રજા માંગી કે અમે પોતાની સવારીઓ લઈ આવીએ જેથી સાથે ચાલીએ, પરંતુ એટલી રાહ જોઈ શકાય એટલો સમય ન હતો, એટલા માટે એવો હુકમ થયો કે જે લોકોની સવારીઓ તેમની પાસે મોજૂદ છે અને જિહાદમાં જવા ઈચ્છે છે તે જ લોકો આવે, બહારથી સવારીઓ મંગાવવાનો સમય નથી, એટલા માટે સાથે જવાનો ઈરાદો રાખનારાઓમાંથી પણ થોડા જ લોકો તૈયાર થઈ શક્યા અને જે લોકોએ આ જિહાદમાં સાથે જવાનો ઈરાદો જ ન કર્યો તેનું કારણ પણ એ હતું કે, રસૂલે કરીમ ﷺએ સૌના માટે આ જિહાદમાં ભાગ લેવાનું વાજિબ ઠરાવ્યું ન હતું અને તે લોકોને એવો પણ સંતોષ હતો કે આ વેપારી કાફલો છે, કોઈ યુદ્ધનું લશ્કર નથી જેના મુકાબલામાં રસૂલુલ્લાહ ﷺ અને આપ ﷺના સાથીઓને વધારે લશ્કર કે મુજાહિદોની આવશ્યકતા હોય. એટલા માટે સહાબએ કિરામ (રદિ.)ની ઘણી મોટી સંખ્યા આ જિહાદમાં સામેલ ન થઈ. રસૂલે કરીમ ﷺએ بِيرِ سُقْيَا (બીરેસુકયા) પર પહોંચીને કૈસ બિન સઅ્સઆ (રદિ.)ને હુકમ આપ્યો કે લશ્કરની ગણતરી કરે તો તેમણે ગણતરી કરીને ખબર આપી કે ૩૧૩ સહાબીઓ

છે. રસૂલે કરીમ ﷺ સાંભળીને ખુશ થયા અને ફરમાવ્યું કે, આ સંખ્યા "અસ્હાબે તાલૂત"ની છે એટલા માટે આ ભલી નિશાની છે, વિજય અને સફળતાની ઉમ્મીદ છે. સહાબએ કિરામ (રદિ.)ની સાથે કુલ સિત્તેર ઊંટો હતા, દરેક ત્રણ વ્યક્તિ માટે એક ઊંટ હતું જેના ઉપર તેઓ વારાફરતી સવાર થતા હતા, પોતે રસૂલે કરીમ ﷺની સાથે પણ બે વ્યક્તિઓ એક ઊંટમાં ભાગીદાર હતા, અબૂ લુબાબા (રદિ.) અને હઝરત અલી (રદિ.); જ્યારે આપ ﷺનો વારો પગે ચાલવાનો આવતો ત્યારે આ સાથીઓ વિનંતી કરતા હતા કે તમે સવારી ઉપર બેસી રહો અમે આપના બદલે પગે ચાલીશું. રહમતુલ્લિલ્ આલમીન ﷺ તરફથી એવો જવાબ મળતો કે ન તો તમે મારાથી વધારે મજબૂત છો અને ન જ હું આખિરતના સવાબથી બેપરવા છું કે હું આ સવાબની તક તમને આપી દઉં, એટલા માટે પોતાના વારામાં રસૂલે કરીમ ﷺ પણ પગપાળા જ ચાલતા હતા.

બીજી બાજુ કોઈ વ્યક્તિએ સિરીયાના મશહૂર સ્થળ عَيْــــنِ زَرْقَـــــا (ઐનેઝરકા) ઉપર પહોંચીને કાફલાના સરદાર અબૂ સુફિયાનને એવી ખબર પહોંચાડી કે, રસૂલુલ્લાહ ﷺ આ કાફલાના ઈન્તેઝારમાં છે અને તમારો પીછો કરશે, અબૂ સુફિયાને કાળજીપૂર્વક યુક્તિ અપનાવી, જ્યારે આ કાફલો હિજાજની સીમાઓમાં દાખલ થયો તો એક હોશિયાર અને બુદ્ધિશાળી વ્યક્તિ ઝમઝમ બિન ઉમરને ૨૦ મિષ્કાલ સોનું એટલે લગભગ બે હજાર રૂપિયા મજૂરી આપીને એ બાબત ઉપર રાજી કરી લીધો કે તે ખૂબ તેજ ગતિએ દોડનારી સાંઢણી ઉપર સવાર થઈને જલદી-જલદી મક્કા મુકર્રમહમાં પહોંચીને એવી ખબર પહોંચાડી આપે કે તેમના કાફલાને સહાબએ કિરામ (રદિ.)થી ખતરો છે.

ઝમઝમ બિન ઉમરે તે સમયના ખાસ રિવાજ પ્રમાણે ખતરાનું એ'લાન કરવા માટે પોતાની ઊંટણીના નાક-કાન કાપી નાંખ્યા અને પોતાના કપડાં આગળ-પાછળથી કાપી નાંખ્યા અને ઊંટણીનું કાથિયું ઊલટું કરીને ઊંટણીની પીઠ ઉપર મૂક્યું. તે સમયના રિવાજ પ્રમાણે આવી નિશાનીને ભયની જાહેરાત સમજવામાં આવતી હતી. જ્યારે તે આ પ્રમાણે મક્કામાં દાખલ થયો તો આખા મક્કામાં કોલાહલ મચી ગયો અને બધા જ કુરૈશ મુકાબલા માટે તૈયાર થઈ ગયા, જે લોકો યુદ્ધ માટે નીકળી શકતા હતા પોતે નીકળ્યા અને જેઓ કોઈ કારણસર પોતે જવાથી મા'ઝૂર હતા તેમણે પોતાના બદલે કોઈ બીજાને યુદ્ધ માટે તૈયાર કર્યો

અને ફક્ત ત્રણ દિવસમાં એક લશ્કર સંપૂર્ણ શસ્ત્ર-સરંજામ સાથે તૈયાર થઈ ગયું.

અને જે લોકો આ યુદ્ધમાં ભાગ લેવાથી ખચકાતા હતા તેમને આ લોકો શંકાની નજરોથી જોતા હતા અને મુસલમાનોની વિચારસરણીને વરેલા સમજતા હતા, એટલા માટે તે લોકોને ખાસ કરીને યુદ્ધ માટે નીકળવા મજબૂર કરવામાં આવ્યા, જે લોકો ખુલ્લમ-ખુલ્લા મુસલમાન ન હતા અને હજુ સુધી પોતાના વ્યક્તિગત કારણોના લીધે હિજરત કરી શકતા ન હતા બલકે, મક્કામાં વસી રહ્યા હતા તેમના અને બનુ હાશિમના કુટુંબમાં; તેમના ઉપર પણ એવું અનુમાન થતું હતું કે, આ લોકો મુસલમાનો સાથે હમદર્દી રાખે છે, આથી તેમને પણ આ યુદ્ધમાં નીકળવા માટે મજબૂર કરવામાં આવ્યા, આ જ મજબૂર લોકોમાં રસૂલે કરીમ ﷺના કાકા હઝરત અબ્બાસ (રદિ.) અને અબૂ તાલિબના બે પુત્રો તાલિબ અને અકીલ પણ હતા.

આ બાજુ આ લશ્કરમાં એક હજાર યુવાનો ૨૦૦ ઘોડા, ૬૦૦ બખ્તર તથા ૯૩ ગાનારી લોંડીઓ તેમના તબલા (વાજિંત્રો) વગેરે લઈને બદ્ર તરફ નીકળી ગયા, દરેક મંઝિલ ઉપર દશ ઊંટ તે લોકોના ભોજન માટે ઝબહ કરવામાં આવતા હતા.

બીજી બાજુ રસૂલે કરીમ ﷺ ફક્ત એક વેપારી કાફલાના અંદાજાથી મુકાબલાની તૈયારી કરીને ૧૨ રમઝાન શનિવારના દિવસે મદિનહ તય્યિબહથી નીકળ્યા અને કેટલીક મંઝિલો પસાર કર્યા પછી બદ્ર પાસે પહોંચીને બે વ્યક્તિઓને આગળ મોકલ્યા કે તે અબૂ સુફિયાનના કાફલાની ખબર લાવે. *(મઝહરી)*

મુખબિરો (જાસૂસો)એ એવી ખબર પહોંચાડી કે, અબૂ સુફિયાનનો કાફલો રસૂલે કરીમ ﷺનો પીછો કરવાની ખબર સાંભળી દરિયાના કિનારે-કિનારે પસાર થઈ ગયો અને તેના રક્ષણ અને મુસલમાનોના મુકાબલા માટે મક્કાએ મુકર્રમહમાંથી એક હજાર જવાનોનું લશ્કર આવી રહ્યું છે.

દેખીતું છે કે આ ખબરે પરિસ્થિતિનો નકશો ઊલટાવી દીધો. તે સમયે રસૂલુલ્લાહ ﷺએ પોતાના સાથી સહાબએ કિરામ (રદિ.) સાથે મશ્વરો કર્યો કે, આ આવનારા લશ્કર સાથે યુદ્ધ કરવું જોઈએ અથવા નહીં ? હઝરત અબૂ અન્સારી (રદિ.) અને અમુક બીજા સાથીઓએ વિનંતી કરી કે, અમારામાં તેમનો

મુકાબલો કરવાની શક્તિ નથી અને ન જ અમે એવા ઈરાદાથી આવ્યા હતા, આવું સાંભળી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) ઊભા થયા અને હુકમ પૂરો કરવા માટે પોતાની જાતને રજૂ કરી, પછી હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) ઊભા થયા અને તેમણે એ જ પ્રમાણે હુકમનું પાલન અને જિહાદ માટે તૈયાર હોવાની જાહેરાત કરી, પછી હઝરત મિકદાદ (રદિ.) ઊભા થયા અને વિનંતી કરી કે,

*"યા રસૂલુલ્લાહ ﷺ ! જે કંઈ આપને અલ્લાહ તઆલાનો હુકમ મળ્યો છે તમે તેને લાગુ પાડો અમે તમારી સાથે છે, ખરેખર અમે તમને તે જવાબ નહીં આપીએ જે બની ઈસ્રાઈલે હઝરત મૂસા (અલૈ.)ને આપ્યો હતો, فَاذْهَبْ اَنْتَ وَرَبُّكَ فَقَاتِلَآ اِنَّا هٰهُنَا قَاعِدُوْنَ (૫ : ૨૪) એટલે કે, જાઓ ! તમે અને તમારો પરવરદિગાર લડી લો ! અમે તો અહીંયાં બેઠા છે, કસમ છે તે પાક જાતની જેણે તમને સત્ય દીન સાથે મોકલ્યા છે, જો તમે અમને હબશા દેશના બરકુલ ગમ્માદ પ્રદેશ સુધી પણ લઈ જશો તો પણ અમે આપ ﷺની સાથે–સાથે રહી યુદ્ધ માટે ચાલીશું."*

રસૂલે કરીમ ﷺ ખુશ થયા અને તેમને દુઆઓ આપી પરંતુ હજુ સુધી અન્સાર તરફથી તરફેણમાં કોઈ અવાજ ન આવ્યો અને એવી સંભાવના હતી કે, અન્સારોએ જે મદદ અને સહાયનો કરાર રસૂલે કરીમ ﷺ સાથે કર્યો હતો તે મદીનાના અંદર માટે હતો મદીનાના બહાર મદદ કરવાના તેઓ બંધાયેલા નથી, એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરી ભેગા થયેલા લોકોને સંબોધન કરીને ફરમાવ્યું કે, "લોકો ! મને મશ્વરો આપો કે આ જિહાદનું પગલું ભરવું જોઈએ અથવા નહીં ?" આ સંબોધનનું રૂખ અન્સાર તરફ હતું. હઝરત સઅદ બિન મઆઝ અન્સારી (રદિ.) સમજી ગયા અને વિનંતી કરી કે, "યા રસૂલુલ્લાહ ﷺ! તમે અમને પૂછવા માંગો છો ?" રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "હા !" સઅદ બિન મઆઝ (રદિ.)એ વિનંતી કરી,

*"યા રસૂલુલ્લાહ ﷺ ! અમે તમારા ઉપર ઈમાન લાવ્યા અને તમારી ગવાહી આપી કે જે કંઈ તમે ફરમાવી રહ્યા છો બધું સત્ય છે અને અમે તમારી સાથે કરાર અને વાયદો કર્યો છે કે, દરેક પરિસ્થિતિમાં તમારું અનુસરણ કરીશું, એટલા માટે તમને જે કંઈ અલ્લાહ તઆલાનો હુકમ મળ્યો છે તેને લાગુ કરો, કસમ છે તે જાતની ! જેણે તમને સત્ય દીન સાથે મોકલ્યા છે, જો તમે અમને*

*સમંદરમાં લઈ જાઓ તો અમે તમારી સાથે દરિયામાં ઘૂસી જઈશું, અમારામાંથી એક વ્યક્તિ પણ તમારાથી પાછળ ન રહેશે, તે કોઈ કઠણ વાત નથી કે તમે કાલે જ અમને દુશ્મન સાથે ભિડાવી આપો, અમને આશા છે કે અલ્લાહ તઆલા તમને અમારા કાર્યથી એવી પરિસ્થિતિનો સાક્ષાત્કાર (જાત અનુભવ) કરાવશે જેનાથી તમારી આંખો ઠંડી થઈ જશે, અમને અલ્લાહના નામ ઉપર જ્યાં ઈચ્છો ત્યાં લઈ જાઓ."*

રસૂલુલ્લાહ ﷺને આ સાંભળીને ખૂબ ખુશી થઈ, તેમણે કાફલાને હુકમ આપ્યો કે અલ્લાહના નામ ઉપર કૂચ કરો અને આ ખુશખબરી સંભળાવી કે, "મને અલ્લાહ તઆલાએ એવો વાયદો કર્યો છે કે, બંને જૂથોમાંથી એક જૂથ ઉપર અમારો વિજય થશે." બંને જૂથોનો અર્થ એક અબૂ સુફિયાનનો વેપારી કાફલો અને બીજો આ મક્કાથી આવનાર લશ્કર છે. પછી ફરમાવ્યું કે, "અલ્લાહની કસમ ! હું જાણે પોતાની આંખોથી મુશ્રિકોની કતલ થવાની જગ્યા જોઈ રહ્યો છું." આ સંપૂર્ણ ઘટના ઈબ્ને કષીર અને મઝહરીમાંથી લેવામાં આવી છે.

ઘટનાની વિગત સાંભળ્યા પછી પ્રસ્તુત આયતોને જૂઓ. પ્રથમ આયતમાં જે એવો ઈરશાદ થયો છે, وَاِنَّ فَرِيْقًا مِّنَ الْمُؤْمِنِيْنَ لَكٰرِهُوْنَ એટલે કે, "મુસલમાનોની એક જમાઅત, તે જિહાદને ભારે સમજી રહી હતી." તેનાથી ઈશારો તે પરિસ્થિતિ તરફ છે, જે સહાબએ કિરામ (રદિ.) પાસેથી મશવરો લેવાના સમયે અમુક સહાબા (રદિ.) તરફથી પ્રગટ થઈ કે તેમણે જિહાદથી કમહિમ્મતી બતાવી.

અને આ જ ઘટનાનું વર્ણન બીજી આયતમાં છે, يُجَادِلُوْنَكَ فِى الْحَقِّ بَعْدَ مَا تَبَيَّنَ كَاَنَّمَا يُسَاقُوْنَ اِلَى الْمَوْتِ وَهُمْ يَنْظُرُوْنَ એટલે કે, "આ લોકો રસૂલે કરીમ ﷺ સાથે સત્યના મા'મલામાં "મુજાદલા" (વિવાદ) અને "મતભેદ" કરે છે, જાણે કે તેમને મોતની તરફ ખેંચવામાં આવી રહ્યા છે જેને તેઓ પોતાની આંખોથી જૂએ છે."

સહાબએ કિરામ (રદિ.)એ જો કે, હુકમનો અનાદર કર્યો ન હતો, બલકે, મશવરાના જવાબમાં પોતાની કમજોરી અને કમહિમ્મતી બતાવી હતી પરંતુ રસૂલુલ્લાહ ﷺના સાથીઓના આવા મશવરાની જાહેરાતને પણ તેમના ઉચ્ચ

કક્ષાના સ્થાનના સંદર્ભમાં અલ્લાહ તઆલાએ પસંદ ન કરી, એટલા માટે નારાજગીના શબ્દોથી તેને વર્ણન કરવામાં આવ્યું.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૭ થી ૧૦)

| |
|---|
| وَاِذْ يَعِدُكُمُ اللّٰهُ اِحْدَى الطَّآئِفَتَيْنِ اَنَّهَا لَكُمْ وَتَوَدُّوْنَ اَنَّ غَيْرَ ذَاتِ الشَّوْكَةِ |
| تَكُوْنُ لَكُمْ وَيُرِيْدُ اللّٰهُ اَنْ يُّحِقَّ الْحَقَّ بِكَلِمٰتِهٖ وَيَقْطَعَ دَابِرَ الْكٰفِرِيْنَ ﴿۷﴾ |
| لِيُحِقَّ الْحَقَّ وَيُبْطِلَ الْبَاطِلَ وَلَوْ كَرِهَ الْمُجْرِمُوْنَ ﴿۸﴾ اِذْ تَسْتَغِيْثُوْنَ رَبَّكُمْ |
| فَاسْتَجَابَ لَكُمْ اَنِّيْ مُمِدُّكُمْ بِاَلْفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُرْدِفِيْنَ ﴿۹﴾ وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى |
| وَلِتَطْمَئِنَّ بِهٖ قُلُوْبُكُمْ وَمَا النَّصْرُ اِلَّا مِنْ عِنْدِ اللّٰهِ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۱۰﴾ ع ۱۰/۱۵ |

### તરજુમો :

*અને જે સમયે અલ્લાહ તમને બે સમૂહોમાંથી એકનો વાયદો કરતો હતો કે તે તમારા હાથ લાગશે અને તમે ઈચ્છતા હતા કે જેમાં કાંટો ન વાગે તે તમને મળે અને અલ્લાહ ઈચ્છતો હતો કે પોતાના કલામોથી સત્યને સાચું કરી દે અને કાફિરોના મૂળિયાં કાપી નાંખે. (૭) જેથી સત્યને સાચું કરે અને જૂઠને જૂઠું કરી દે અને ભલે મુજરિમો નારાજ થાય. (૮) જ્યારે તમે પોતાના પરવરદિગારને ફરિયાદ કરવા લાગ્યા તો તે તમારી ફરિયાદે પહોંચ્યો કે હું તમારી મદદે લગાતાર આવનારા એક હજાર ફરિશ્તાઓ મોકલીશ. (૯) અને આ તો અલ્લાહે ફક્ત ખુશખબરી આપી અને જેથી તેનાથી તમારા દિલ સંતોષિત થઈ જાય અને મદદ નથી પરંતુ અલ્લાહના તરફથી જ, બેશક ! અલ્લાહ મહાબળવાન હિકમતવાળો છે. (૧૦)*

### તફસીર :

અને તમે લોકો તે વખતને યાદ કરો જ્યારે કે અલ્લાહ તઆલા તમને બે જૂથો (એટલે કે વેપારી કાફલો અથવા લશ્કર)માંથી એક (જૂથ)નો વાયદો કરી રહ્યો હતો કે તે (જૂથ) તમારા હાથ લાગશે (એટલે કે પરાજિત થઈ જશે, આ

વાયદો મુસલમાનોને રસૂલે કરીમ ﷺ દ્વારા વહી મારફતે આપવામાં આવ્યો હતો) અને તમે એવી ઈચ્છા કરતા હતા કે શસ્ત્ર–સરંજામ વિનાનું જૂથ (એટલે કે વેપારી કાફલો) તમારા હાથ લાગી જાય અને અલ્લાહને એ મંજૂર હતું કે પોતાના હુકમોથી સત્યનું સત્ય હોવું (દુશ્મનો ઉપર વિજય અપાવીને) સાબિત કરી આપે અને (એ મંજૂર હતું કે) તે કાફિરોના મૂળિયાં કાપી નાંખે જેથી સત્યનું સત્ય હોવું અને બાતિલનું બાતિલ હોવું (સ્પષ્ટ રીતે) સાબિત કરી આપે ભલે આ પાપી લોકો (એટલે કે ભલે પરાજિત થનારા કાફિરો તેને કેટલુંય) નાપસંદ કરે; તે સમયને યાદ કરો જ્યારે કે તમે પોતાના પરવરદિગાર પાસે (પોતાની સંખ્યા અને યુદ્ધના શસ્ત્ર–સરંજામ અને સામગ્રી ઓછી હોવાના કારણે અને દુશ્મનોની સંખ્યા વધારે જોઈને) ફરિયાદ કરી રહ્યા હતા તો અલ્લાહ તઆલાએ તમારી ફરિયાદ સાંભળી લીધી (અને વાયદો કર્યો) કે તમારી એક હજાર ફરિશ્તાઓ દ્વારા મદદ કરીશ જે ક્રમશઃ ચાલ્યા આવશે અને અલ્લાહ તઆલાએ આ મદદ ફક્ત એ (હિકમત)ને લઈને કરી કે (તમને વિજય મળવાની) ખુશખબરી મળે અને જેથી તમારા દિલોને સંતોષ થઈ જાય (એટલે કે મનુષ્યને સ્વાભાવિક સંતોષ સામાન અને ભૌતિક સાધનોથી થાય છે, એટલા માટે તે પણ ભેગું કરી દેવામાં આવ્યું) અને (વાસ્તવમાં તો) મદદ (અને વિજય) ફક્ત અલ્લાહ તઆલા તરફથી જ છે જે જબરદસ્ત હિકમતવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં ગઝ્વએ બદ્રની ઘટના અને તેમાં અલ્લાહ તઆલા તરફથી જે સહાય અને મદદ તથા ખાસ ઈનામો મુસલમાનો ઉપર નાઝિલ થયા તેનું વર્ણન છે.

પ્રથમ અને બીજી આયતમાં એવું વર્ણન કરવામાં આવ્યું છે કે, જે સમયે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ને એવી ખબર મળી કે, કુરૈશીઓનું એક મોટું લશ્કર વેપારી કાફલા અને સુરક્ષા માટે મક્કાથી નીકળી ચૂક્યું છે, તો હવે મુસલમાનો સામે બે જૂથો હતા. એક વેપારી કાફલો, જેને રિવાયતોમાં عِيـــــر (ઈર)થી ઓળખાવવામાં આવ્યું છે અને બીજું તે શસ્ત્રધારી લશ્કર જેણે મક્કાથી કૂચ આદરી હતી. જેને نَـــــفِيْـــــر (નફીર)ના નામથી

ઓળખાવવામાં આવ્યું. આ આયતમાં એ બતાવવામાં આવ્યું કે, તે સમયે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺ અને આપ ﷺ મારફતે બધા મુસલમાનોને એવો વાયદો આપ્યો હતો કે, આ બંને જમાઅતોમાંથી કોઈ એક જૂથ ઉપર તમારો સંપૂર્ણ કબજો થઈ જશે કે તેમના વિશે તમે જે કંઈ ઈચ્છશો તે કરી શકશો.

હવે, એ દેખીતું છે કે વેપારી કાફલા ઉપર કબજો કરવો સરળ વાત હતી તથા તેમાં કોઈ ભય પણ ન હતો, જ્યારે શસ્ત્રસજ્જ લશ્કર ઉપર આવો કબજો મુશ્કેલ તથા ભયથી ભરેલો હતો, એટલા માટે આ સંદિગ્ધ વાયદાને સાંભળીને ઘણા સહાબએ કિરામ (રદિ.)ની તમન્ના અને ઈચ્છા એવી થઈ કે તે જૂથ કે જેના ઉપર મુસલમાનોનો કબજો થવાનો વાયદો અલ્લાહ તઆલા તરફથી થયો છે જે શસ્ત્રસજ્જ નથી તે વેપારી કાફલો હોય, પરંતુ રસૂલે કરીમ ﷺ અને ઘણા બધા આગેવાન સહાબા (રદિ.)ને અલ્લાહ તઆલા તરફથી પ્રેરણા સ્વરૂપે એવો ઈરાદો થયો કે શસ્ત્રસજ્જ લશ્કર ઉપર કબજો થઈ જાય તો સારું !

આ આયતમાં શસ્ત્રસજ્જ ન હતું એવા જૂથ ઉપર કબજો ઈચ્છનાર મુસલમાનોને ચેતવવામાં આવ્યા કે તમારી પોતાની સહૂલતને પસંદ કરવાની વૃત્તિના લીધે અને ભયથી ગભરાવાના કારણે એવી પસંદગી હતી કે શસ્ત્રસજ્જ નથી એવા વેપારી કાફલા ઉપર તમારો કબજો થઈ જાય, પરંતુ અલ્લાહ તઆલાનો ઈરાદો એવો હતો કે ઈસ્લામનો વાસ્તવિક ઉદ્દેશ્ય પ્રાપ્ત થાય, એટલે કે સત્યનું સત્ય હોવું સ્પષ્ટ થઈ જાય અને કાફિરોના મૂળિયાં કપાઈ જાય અને દેખીતું છે કે, આ કામ તે જ સમયે થઈ શકતું હતું જ્યારે કે શસ્ત્રસજ્જ લશ્કર સાથે મુકાબલો થાય અને તેના ઉપર મુસલમાનોને સંપૂર્ણ વિજય અને કબજો મળે.

તેના ખુલાસા સ્વરૂપે મુસલમાનોને એ બાબતની ચેતવણી છે કે, તમે જે સ્વરૂપ પસંદ કર્યું તે અત્યંત કમહિમ્મતી, સહૂલત પસંદી તથા કામચલાઉ લાભની વસ્તુ હતી અને અલ્લાહ તઆલાએ જે ઈરાદો કર્યો તે ઊંચી નૈતિક હિમ્મત તથા ઉચ્ચ કક્ષાના ઉદ્દેશ્યોની પરિપૂર્ણતા અને સંપૂર્ણ તથા કાયમી લાભો ઉપર આધારિત હતો. પછી બીજી આયતમાં તેને વધારે સ્પષ્ટ કર્યું કે, અલ્લાહ તઆલાના કાબૂ બહાર કોઈ વસ્તુ ન હતી, જો તેણે ઈચ્છયું હોત તો વેપારી કાફલા

ઉપર મુસલમાનોનો વિજય અને કબજો થઈ ગયો હોત પરંતુ તેણે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ની શા'ન અનુરૂપ એ જ યોગ્ય સમજ્યું કે, શસ્ત્રસજ્જ લશ્કર સાથે મુકાબલો થાય અને તેના ઉપર સંપૂર્ણ કબજો પ્રાપ્ત થાય જેથી સત્યનું સત્ય હોવું અને જૂઠનું જૂઠ હોવું સ્પષ્ટ થઈ જાય.

અત્રે એ વાત વિચારપાત્ર છે કે અલ્લાહ તઆલા તો સર્વજ્ઞાની અને સર્વવ્યાપી છે, દરેક કામની શરૂઆત તથા પરિણામને જાણે છે, તેના તરફથી આવો સંદિગ્ધ (અસ્પષ્ટ) વાયદો કરવાની મસ્લિહત શું હતી કે તે બે જૂથોમાંથી કોઈ એક જૂથ ઉપર મુસલમાનોને વિજય અને કબજો પ્રાપ્ત થશે, તે તેમાંથી કોઈ એકને નક્કી કરીને પણ કહી શકતો હતો કે ફલાણા જૂથ ઉપર કબજો થશે.

અત્રે આવા સંદિગ્ધ વાયદાનું કારણ (વલ્લાહુ અઅ્લમુ) એવું લાગે છે કે, તેમાં સહાબએ કિરામ (રદિ.)ની કસોટી કરવાનો હેતુ હતો કે તેઓ સરળ કામને પસંદ કરે છે અથવા તો મુશ્કેલ કાર્યને અને તેમની નૈતિક કેળવણી કરવાનો પણ હેતુ હતો જેના દ્વારા તેમને ઉચ્ચ કક્ષાની નૈતિક હિમ્મત અને ઉચ્ચ હેતુઓ માટે સંઘર્ષ કરવાની તથા ખતરાઓથી ન ડરવાની કે ગભરાવાની શિખામણ આપવામાં આવી.

ત્રીજી અને ચોથી આયતોમાં એ ઘટનાનું વર્ણન છે જે શસ્ત્રસજ્જ ફૌજ સાથે મુકાબલો થયા પછી ઉપસ્થિત થઈ કે, રસૂલે કરીમ ﷺએ જ્યારે એવું જોયું કે પોતાના સાથીદારો ફક્ત ૩૧૩ છે અને તે પણ મોટા ભાગના શસ્ત્રવિહોણા છે અને મુકાબલામાં સામે પક્ષે લગભગ એક હજાર શસ્ત્રધારી સૈનિકોનું લશ્કર છે તો અલ્લાહ જલ્લ શા'નુહૂની બારગાહમાં મદદ અને સહાયની દુઆ કરવા માટે હાથ ઉઠાવ્યા. રસૂલે કરીમ ﷺ દુઆ માંગતા હતા અને સહાબએ કિરામ (રદિ.) તેમની સાથે "આમીન" કહેતા હતા. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ રસૂલે કરીમ ﷺના દુઆના જે શબ્દો હતા તેને આ પ્રમાણે વર્ણન કર્યા છે.

*"યા અલ્લાહ ! મને તેં જે વાયદો કર્યો છે તેને જલદી પૂર્ણ કરી આપ, યા અલ્લાહ ! જો આ નાનો સરખો મુસલમાનોનો સમૂહ નષ્ટ થઈ ગયો તો પછી જમીનમાં કોઈ તારી ઈબાદત કરનારું બાકી ન રહેશે (કારણ કે સમગ્ર પૃથ્વી કુફ્ર*

*અને શિર્કથી ભરેલી છે, આ જ અમુક થોડા મુસલમાનો છે જે સાચી ઈબાદત કરે છે).”*

રસૂલે કરીમ ﷺ બરાબર આ જ પ્રમાણે અજિજી અને વિનંતી સાથે દુઆમાં પ્રવૃત્ત રહ્યા, એટલે સુધી કે તેમના ખભ્ભા ઉપરથી ચાદર પણ નીચે સરકી ગઈ. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ આગળ વધીને ચાદર ઓઢાડી અને વિનંતી કરી, “યા રસૂલુલ્લાહ ﷺ ! તમે વધારે ચિંતા ન કરો, અલ્લાહ તઆલા તમારી દુઆ અવશ્ય કબૂલ કરશે અને પોતાનો વાયદો પૂરો કરશે.”

આ આયતમાં اِذْ تَسْتَغِيْثُوْنَ رَبَّكُمْ ના શબ્દોથી જે ઘટનાનું વર્ણન છે જેનો અર્થ એ છે કે, “તે સમયને યાદ રાખવા પાત્ર છે જયારે તમે પોતાના પરવરદિગારથી ફરિયાદ કરી રહ્યા હતા અને સહાય માંગી રહ્યા હતા.” આ ફરિયાદ જો કે, વાસ્તવમાં રસૂલે કરીમ ﷺ તરફથી થઈ હતી પરંતુ બધા જ સહાબા (રદિ.) "આમીન" કહી રહ્યા હતા, એટલા માટે તેને સમગ્ર સમૂહના સંદર્ભમાં કહેવામાં આવ્યું.

ત્યારબાદ આ દુઆની સ્વીકૃતિનું વર્ણન આ રીતે કર્યું, فَاسْتَجَابَ لَكُمْ اَنِّيْ مُمِدُّكُمْ بِاَلْفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُرْدِفِيْنَ એટલે કે, “અલ્લાહ તઆલાએ તમારી ફરિયાદ સાંભળી લીધી અને ફરમાવ્યું કે, એક હજાર ફરિશ્તાઓથી તમારી મદદ કરીશ જે એક પછી એક હરોળ સ્વરૂપે આવતા હશે.”

ફરિશ્તાઓને અલ્લાહ તઆલાએ જે અલૌકિક (અસામાન્ય-દિવ્ય) શક્તિ અને તાકાત અર્પણ કરી છે તેનો અંદાજો એ ઘટનાથી થઈ શકે છે, જયારે કૌમે લૂત (અલૈ.)ના ભૂ ભાગનો તખ્તો પલટાવવાના સમયે બન્યું હતું કે, હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ એક પાંખ દ્વારા આ ભૂ ભાગનો તખ્તો ઉલટાવી દીધો. આવી, અનન્ય (અજોડ) શક્તિશાળી ફરિશ્તાઓની આટલી મોટી સંખ્યા મુકાબલામાં મોકલવાની આવશ્યકતા ન હતી, એક પણ પૂરતો હતો પરંતુ અલ્લાહ તઆલા પોતાના બંદાઓના સ્વભાવથી પરિચિત છે કે તે સંખ્યાથી પણ પ્રભાવિત થાય છે એટલા માટે વિરોધી પક્ષની સંખ્યા પ્રમાણે ફરિશ્તાઓની સંખ્યાનો વાયદો કર્યો જેથી તેમના દિલો સંપૂર્ણ રીતે સંતોષિત થઈ જાય.

ચોથી આયતમાં પણ આ જ વિષય ઈરશાદ ફરમાવ્યો, وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا

بُشْرٰی وَلِتَطْمَئِنَّ بِهٖ قُلُوْبُكُمْ એટલે કે, "અલ્લાહ તઆલાએ આ ફક્ત એટલા માટે કર્યું કે, તમને ખુશખબરી મળે અને જેથી તમારા દિલો તેનાથી સંતોષિત થઈ જાય."

ગઝ્વએ બદ્રમાં અલ્લાહ તઆલાએ જે ફરિશ્તાઓને મદદ માટે મોકલ્યા તેમની સંખ્યા આ સ્થળે એક હજાર છે અને સૂરએ આલિ ઈમ્રાનમાં ત્રણ હજાર તથા પાંચ હજાર વર્ણન કરવામાં આવી છે, તેનું કારણ વાસ્તવમાં ત્રણ જુદા–જુદા વાયદાઓ છે જે વિવિધ પરિસ્થિતિઓમાં કરવામાં આવ્યા છે. પ્રથમ વાયદો એક હજાર ફરિશ્તાઓનો થયો જેનું કારણ રસૂલે કરીમ ﷺની દુઆ અને સામાન્ય મુસલમાનોની ફરિયાદ હતી, બીજો વાયદો જે ત્રણ હજાર ફરિશ્તાઓનો સૂરએ આલિ ઈમ્રાનમાં આ અગાઉ પ્રસ્તુત છે તે એ સમયે કરવામાં આવ્યો જ્યારે મુસલમાનોને એવી ખબર મળી કે કુરૈશી લશ્કર માટે વધારાની કુમક (ટૂકડી) આવી રહી છે. રૂહુલ મઆનીમાં ઈબ્ને અબી શઈબા અને ઈબ્નુલ મંજર વગેરેથી શુઅ્બીની રિવાયત નકલ થઈ છે કે, મુસલમાનોને બદ્રના દિવસે એવી ખબર પહોંચી કે કર્ઝ બિન જાબિર મહારીબી મુશ્રિકોની મદદ માટે કુમક લઈને આવી રહ્યો છે, આ ખબરથી મુસલમાનોમાં બેચેની પેદા થઈ, તેના ઉપર આલિ ઈમ્રાનની આયત اَلَنْ يَّكْفِيَكُمْ اَنْ يُّمِدَّكُمْ رَبُّكُمْ بِثَلٰثَةِ اٰلٰافٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُنْزَلِيْنَ (૩:૧૨૪) નાઝિલ થઈ, જેમાં ત્રણ હજાર ફરિશ્તાઓ મદદ માટે આસમાનથી નાઝિલ કરવાના વાયદાનું વર્ણન કરવામાં આવ્યું.

અને ત્રીજો વાયદો પાંચ હજાર ફરિશ્તાઓનો એ શરત સાથે કરવામાં આવ્યો હતો કે જો વિરોધી પક્ષ અચાનક હુમલાની કાર્યવાહી કરે તો પાંચ હજાર ફરિશ્તાઓની મદદ મોકલવામાં આવશે, તે આલિ ઈમ્રાનની પ્રસ્તુત આયત પછીની આયતમાં આ રીતે આવેલ છે. بَلٰٓى اِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا وَيَاْتُوْكُمْ مِّنْ فَوْرِهِمْ هٰذَا يُمْدِدْكُمْ رَبُّكُمْ بِخَمْسَةِ اٰلٰافٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُسَوِّمِيْنَ એટલે કે, "તમે અડગ રહો અને તકવા ઉપર કાયમ રહો તથા વિરોધી લશ્કર અચાનક એકી સાથે તમારા ઉપર તૂટી પડે તો તમારો પરવરદિગાર તમારી સહાય પાંચ હજાર ફરિશ્તાઓ દ્વારા કરશે જે ખાસ નિશાનીવાળા (એટલે કે ચોક્કસ વર્દીધારી) હશે." (૩ : ૧૨૫)

અમુક વિવરણકાર વિદ્વાનોએ નોંધ્યું છે કે આ વાયદામાં ત્રણ શરતો હતી,

એક "અડગ રહેવું", બીજું "તકવો" અને ત્રીજું "વિરોધી પક્ષ દ્વારા અચાનક એકી સાથે હુમલો થવો." પ્રથમ બે શરતો તો સહાબએ કિરામ (રદિ.)માં મોજૂદ હતી અને તેઓ મેદાનમાં પ્રથમથી અંત સુધી ડટેલા રહ્યા પરંતુ ત્રીજી શરત કાફિરો તરફથી અચાનક એકી સાથે હુમલાની ઘટના ઉપસ્થિત ન થઈ એટલા માટે પાંચ હજાર ફરિશ્તાઓ મોકલવાની નોબત ન આવી.

આથી આ મા'મલો એક હજાર અને ત્રણ હજારના વર્તુળમાં રહ્યો જેમાં એ પણ સંભાવના છે કે ત્રણ હજારનો અર્થ એવો હોય કે એક હજાર પ્રથમ મોકલવામાં આવ્યા તેમની સાથે વધારાના બે હજાર સામેલ કરીને ત્રણ હજારની સંખ્યા પૂર્ણ કરવામાં આવી અને એ પણ શક્યતા છે કે એ ત્રણ હજાર તે પ્રથમ એક હજાર સિવાયના હોય.

અત્રે એ બાબત પણ દષ્ટિપાત કરવા યોગ્ય છે કે આ ત્રણ આયતોમાં ફરિશ્તાઓના ત્રણ સમૂહોને મોકલવાનો વાયદો છે અને દરેક સમૂહ સાથે એક ખાસ સિફત (લક્ષણ)નું વર્ણન છે. સૂરએ અન્ફાલની આયત જેમાં એક હજારનો વાયદો છે તેમાં તો આ ફરિશ્તાઓની સિફતમાં مُرْدِفِيْن (મુરદિફીન) ફરમાવ્યું છે, જેનો અર્થ છે "ક્રમાનુસાર પાછળ લાગનારા" તેમાં કદાચ એ તરફ પ્રથમથી જ ઈશારો કરવામાં આવ્યો કે, આ ફરિશ્તાઓની પાછળ બીજા ફરિશ્તાઓ પણ આવનારા છે અને સૂરએ આલિ ઈમ્રાનની પ્રથમ આયતમાં ફરિશ્તાઓની સિફત مُنْزَلِيْن (મુન્ઝલીન) બતાવવામાં આવી છે, એટલે કે આ ફરિશ્તાઓ આસમાનથી ઉતારવામાં આવશે એમાં ખાસ તે અગત્યતા તરફ ઈશારો છે કે, પૃથ્વી ઉપર જે ફરિશ્તાઓ પ્રથમથી મોજૂદ છે તેમનાથી કામ લેવાના બદલે ખાસ કાળજીપૂર્વક આ ફરિશ્તાઓ આસમાનમાંથી આ જ કામ માટે મોકલવામાં આવશે અને આલિ ઈમ્રાનની બીજી આયત જેમાં પાંચ હજારનું વર્ણન છે તેમાં ફરિશ્તાઓની સિફત مُسَوِّمِيْن (મુસવ્વિમીન) ઈરશાદ ફરમાવી છે કે, તે એક ખાસ પોશાક અને નિશાનીવાળા હશે, જેમકે હદીષની રિવાયતોમાં છે કે બદ્રમાં ઊતરનારા ફરિશ્તાઓના અમામા (પાઘડી) સફેદ રંગના અને ગઝ્વએ હુનૈનમાં મદદ માટે આવનાર ફરિશ્તાઓના અમામા લાલ રંગના હતા.

અંતિમ આયતમાં وَمَا النَّصْرُ اِلَّا مِنْ عِنْدِ اللّٰهِ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ઈરશાદ ફરમાવ્યો, એમાં મુસલમાનોને ચેતવણી આપવામાં આવી કે, જે પણ મદદ

જ્યાંથી મળે છે ભલે દેખીતા સ્વરૂપમાં હોય અથવા ગુપ્ત રીતે બધી જ અલ્લાહ તઆલા તરફથી છે, તે તેના કબજામાં છે, ફરિશ્તાઓની મદદ પણ તેની જ આજ્ઞાને આધીન છે, એટલા માટે તમારી દષ્ટિ ફક્ત તે વહ્દહુ લા શરીક લહુ એકમાત્ર જાત તરફ રહેવી જોઈએ, કારણ કે તે મહાન શક્તિવાળો અને હિકમતવાળો છે.

———————

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૧૧ થી ૧૪)

إِذْ يُغَشِّيكُمُ النُّعَاسَ أَمَنَةً مِّنْهُ وَيُنَزِّلُ عَلَيْكُم مِّنَ السَّمَاءِ مَاءً لِّيُطَهِّرَكُم بِهِ
وَيُذْهِبَ عَنكُمْ رِجْزَ الشَّيْطَانِ وَلِيَرْبِطَ عَلَىٰ قُلُوبِكُمْ وَيُثَبِّتَ بِهِ الْأَقْدَامَ ﴿١١﴾ إِذْ
يُوحِي رَبُّكَ إِلَى الْمَلَائِكَةِ أَنِّي مَعَكُمْ فَثَبِّتُوا الَّذِينَ آمَنُوا ۚ سَأُلْقِي فِي قُلُوبِ
الَّذِينَ كَفَرُوا الرُّعْبَ فَاضْرِبُوا فَوْقَ الْأَعْنَاقِ وَاضْرِبُوا مِنْهُمْ كُلَّ بَنَانٍ ﴿١٢﴾ ذَٰلِكَ
بِأَنَّهُمْ شَاقُّوا اللَّهَ وَرَسُولَهُ ۚ وَمَن يُشَاقِقِ اللَّهَ وَرَسُولَهُ فَإِنَّ اللَّهَ شَدِيدُ
الْعِقَابِ ﴿١٣﴾ ذَٰلِكُمْ فَذُوقُوهُ وَأَنَّ لِلْكَافِرِينَ عَذَابَ النَّارِ ﴿١٤﴾

### તરજુમો :

*જે સમયે કે તેણે તમરા ઉપર પોતાના તરફથી તસ્કીન (મનની શાંતિ) માટે ઊંઘ નાંખી દીધી અને તમારા ઉપર આસમાનેથી પાણી ઉતાર્યું કે તેનાથી તમને પાક કરી દે અને તમારાથી શયતાનની ગંદકી દૂર કરી દે અને તમારા દિલોને મજબૂત કરી દે અને તેનાથી તમારા કદમ જમાવી દે. (૧૧) જ્યારે તમારા પરવરદિગારે ફરિશ્તાઓને હુકમ મોકલ્યો કે હું તમારી સાથે છું, બસ તમે મુસલમાનોના દિલોને અડગ રાખો હું કાફિરોના દિલોમાં દહેશત નાંખી દઈશ, બસ ગરદનો ઉપર મારો અને તેમના (આંગળાના) સાંધે–સાંધા કાપો. (૧૨) આ એટલા માટે કે તેઓ અલ્લાહના અને તેના રસૂલના વિરોધી થયા અને જે કોઈ અલ્લાહનો અને તેના રસૂલનો વિરોધી થયો તો બેશક ! અલ્લાહનો અઝાબ કઠોર છે. (૧૩) આ તો તમે ચાખી લો ! અને જાણી રાખો કે કાફિરો માટે દોઝખનો અઝાબ છે. (૧૪)*

## તફસીર :

તે સમયને યાદ કરો જ્યારે અલ્લાહ તઆલા તમારા ઉપર ઊંઘ નાંખી રહ્યો હતો પોતાના તરફથી સંતોષ આપવા માટે; અને તમારા ઉપર આસમાનથી પાણી વરસાવી રહ્યો હતો જેથી તે પાણી દ્વારા તમને (વિના વુઝૂ અથવા વિના ગુસ્લની પરિસ્થિતિથી) પાક કરી આપે અને (જેથી તેના દ્વારા) તમારાથી શયતાનનો વસવસો દૂર કરે અને (જેથી) તમારા દિલોને મજબૂત કરી આપે અને (જેથી) તમારા પગ જમાવી આપે (એટલે કે તમે રેતીમાં કે દલદલમાં ધસી ન જાઓ); તે સમયને યાદ કરો જ્યારે કે તમારો પરવરદિગાર (તે) ફરિશ્તાઓને (જેઓ મદદ માટે નાઝિલ થયા હતા) હુકમ આપતો હતો કે બસ તમે કાફિરોની ગરદનો ઉપર (હથિયાર) મારો અને તેમના સાંધે–સાંધાને ઘા કરો, આ તે વાતની સજા છે કે તેમણે અલ્લાહ તઆલાનો અને તેના રસૂલનો વિરોધ કર્યો અને જે અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)નો વિરોધ કરે છે તો અલ્લાહ તઆલા (તેને) સખત સજા આપે છે, (ભલે દુનિયામાં કોઈ હિકમતથી અથવા આખિરતમાં અથવા બંને જહાનમાં) બસ (પ્રત્યક્ષ) આ સજા ચાખો અને જાણી લો કે કાફિરો માટે જહન્નમનો અઝાબ નક્કી જ છે.

## મસ્અલા અને બોધપાઠ :

શરૂઆતની સૂરએ અન્ફાલમાં અલ્લાહ તઆલાના જે ઈનામોનું વર્ણન થઈ રહ્યું છે તે તેના ફરમાંબરદાર બંદાઓ ઉપર નાઝિલ થયું, ગઝ્વએ બદ્રની ઘટનાઓ પણ આ જ ક્રમની કડીઓ છે. ગઝ્વએ બદ્રમાં અલ્લાહ તઆલા તરફથી જે ઈનામો અર્પણ થયા તેમાંથી પ્રથમ ઈનામ તો પોતે મુસલમાનોનું આ જિહાદ માટે નીકળવું છે, જેનું વર્ણન આયત اِذْ اَخْرَجَكَ رَبُّكَ માં થયું છે. બીજું ઈનામ ફરિશ્તાઓની મદદનો વાયદો છે જેનું વર્ણન આયત اِذْ يَعِدُكُمُ اللّٰهُ માં આવ્યું છે. ત્રીજું ઈનામ દુઆ કબૂલ થવી અને મદદના વાયદાને પૂરો કરવાનું છે જેનું વર્ણન આયત اِذْ تَسْتَغِيْثُوْنَ رَبَّكُمْ માં થયું છે. પ્રસ્તુત ઉપરોક્ત આયતોમાંથી પ્રથમ આયતમાં ચોથા ઈનામનું વર્ણન છે જેમાં મુસલમાનો માટે બે નેઅ્મતોનો ઉલ્લેખ છે, એક બધા ઉપર ઊંઘ છવાઈ ગઈ જેનાથી પરેશાની, થકાવટ દૂર થઈ ગઈ અને બીજું વરસાદ દ્વારા તેમના માટે પાણીનો પૂરવઠો પૂરો પાડવામાં આવ્યો

અને યુદ્ધના મેદાનને તેમના માટે સમથળ તથા દુશ્મનો માટે કાદવ–કીચડવાળું બનાવી દીધું.

આ ઘટનાની વિગત એવી છે કે, જે સમયે કુફ્ર અને ઈસ્લામનો આ પ્રથમ મુકાબલો થયો તો મક્કાના કાફિરોનું લશ્કર પહેલાં પહોંચીને એક એવા સ્થળ ઉપર પડાવ નાંખી ચૂક્યું હતું જે ઊંચાઈ ઉપર હતું, પાણી તેમનાથી નજીક હતું, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) જ્યારે એ સ્થળે પહોંચ્યા તો ખીણની નીચેના ભાગમાં જગ્યા મળી. કુર્આને કરીમે આ યુદ્ધના મેદાનનો નકશો આ જ સૂરતની ૪૨મી આયતમાં આ પ્રમાણે ખેંચ્યો છે, اِذْ اَنْتُمْ بِالْعُدْوَةِ الدُّنْيَا وَهُمْ بِالْعُدْوَةِ الْقُصْوٰى (૮ : ૪૨) જેનું વિસ્તૃત વર્ણન આગળ આવશે.

જે સ્થળે પહોંચીને રસૂલે કરીમ ﷺએ પ્રથમ પડાવ નાંખ્યો તે સ્થળના જાણકાર હઝરત હબ્બાબ બિન મંઝર (રદિ.)એ તેને યુદ્ધના દષ્ટિકોણથી અયોગ્ય સમજીને વિનંતી કરી કે, "યા રસૂલુલ્લાહ ﷺ ! જે સ્થળને તમે અપનાવ્યું છે શું તે અલ્લાહ તઆલાના હુકમથી છે જેમાં અમને કોઈ અધિકાર નથી ? કે પછી આ ફક્ત અમારા અભિપ્રાય અને મસ્લિહતને આધીન અપનાવવામાં આવ્યું છે ?" રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "ના ! આ કોઈ અલ્લાહના હુકમથી નથી તેમાં ફેરફાર કરી શકાય છે" તો હઝરત હબ્બાબ બિન મંઝર (રદિ.)એ વિનંતી કરી કે, "પછી તો શ્રેષ્ઠ એ જ છે કે આ સ્થળેથી થોડા આગળ કૂચ કરીને મક્કાના સરદારોના લશ્કરની પાસે એક પાણીની જગ્યા છે તેના ઉપર કબજો કરવામાં આવે, ત્યાં આપને છૂટથી પાણી મળી જશે." રસૂલે કરીમ ﷺએ તેમની સલાહ સ્વીકારી લીધી અને ત્યાં જઈને પાણી ઉપર કબજો કર્યો, એક હોજ પાણી માટે બનાવ્યો, તેમાં પાણીનો સંગ્રહ કરવામાં આવ્યો.

તેનાથી સંતોષિત થયા પછી હઝરત સઅદ ઈબ્ને મઆઝ (રદિ.)એ વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! અમારું માનવું એવું છે કે અમે તમારા માટે કોઈ સુરક્ષિત જગ્યાએ એક તંબુ બનાવી આપીએ, જ્યાં આપ રહો અને સવારી પણ તમારી પાસે રહે.

એનો હેતુ એ છે કે અમે દુશ્મનોના મુકાબલામાં જિહાદ કરીશું, જો અલ્લાહ તઆલા અમને વિજય આપશે તો મકસદ એ જ છે અને જો

ખુદા–ન–ખ્વાસ્તા કોઈ બીજી પરિસ્થિતિ સામે આવે તો આપ ﷺ પોતાની સવારીઓ ઉપર સવાર થઈને તે સહાબએ કિરામ (રદિ.)ની સાથે જઈને મળી જાઓ જેઓ મદીના તય્યિબહમાં રહી ગયા છે, કારણ કે મારું અનુમાન એ છે કે તે લોકો પણ તમારી મહોબ્બત અને તમારી વફાદારીમાં અમારાથી ઓછા નથી અને જો તેમને તમારા નીકળતી વખતે એવી કલ્પના હોત કે તમારો સશસ્ત્ર લશ્કર સાથે મુકાબલો થવાનો છે તો તેમનામાંથી કોઈપણ પાછળ ન રહ્યું હોત. તમે મદીનામાં પહોંચી જશો તો તેઓ તમારા સાથીદાર રહેશે.'' રસૂલે કરીમ ﷺએ તેમની આ બહાદુરીપૂર્વકની ભલામણ ઉપર દુઆઓ આપી અને એક નાનો તંબુ આપ ﷺ માટે બનાવવામાં આવ્યો જેમાં રસૂલે કરીમ ﷺ અને હઝરત સિદ્દિકે અકબર (રદિ.) સિવાય કોઈ ન હતું, હઝરત મઆઝ (રદિ.) દરવાજા ઉપર સુરક્ષા માટે તલવાર લઈને ઊભા હતા.

યુદ્ધની પહેલી રાત હતી, ૩૧૩ શસ્ત્ર–સરંજામથી વંચિત લોકોનો મુકાબલો પોતાનાથી ત્રણ ઘણી સંખ્યા એટલે કે, એક હજાર સશસ્ત્ર સેના સાથે હતો, યુદ્ધના મેદાનમાં પણ સારું સ્થળ તેમના કબજામાં આવી ચૂક્યું હતું, નીચાણવાળો વિસ્તાર તે પણ સખત રેતીવાળો જેમાં ચાલવું પણ મુશ્કેલ હતું મુસલમાનોના ફાળે આવ્યો હતો. સ્વભાવિક ચિંતા અને પરેશાનીથી બધા લોકોના દિલમાં શયતાને એવો વસવસો નાંખવાની શરૂઆત પણ કરી હતી કે તમે લોકો પોતાની જાતને સત્ય ઉપર હોવાનું કહો છો અને આવા સમયે પણ આરામ કરવાના બદલે તહજ્જુદ, નમાઝ વગેરેમાં મશ્ગૂલ રહો છો પરંતુ પરિસ્થિતિ તો એવી છે કે દુશ્મન દરેક ક્ષેત્રમાં તમારા ઉપર ભારે અને તમારાથી વધારે મજબૂત છે, આવી પરિસ્થિતિમાં અલ્લાહ તઆલાએ મુસલમાનો ઉપર એક ખાસ પ્રકારની ઊંઘ નાંખી દીધી જેનાથી દરેક મુસલમાનને ભલે તેનો ઈરાદો સૂવાનો હોય કે ન હોય તે સૌને ઊંઘાડી દીધા.

હદીષ કંઠસ્થ કરનાર અબૂ યઅ્લીએ નકલ કર્યું છે કે, ''હઝરત અલી મુર્તઝા (રદિ.)એ ફરમાવ્યું કે ગઝ્વએ બદ્રની તે રાતમાં અમારામાંથી કોઈ બાકી રહ્યું ન હતું કે જેઓ સૂઈ ન ગયા હોય. ફક્ત રસૂલે કરીમ ﷺ આખી રાત જાગતા રહીને સવાર સુધી તહજ્જુદની નમાઝમાં પ્રવૃત્ત હતા.''

ઈબ્ને કષીર (રહ.)એ સહીહ હવાલાથી નકલ કર્યું છે કે, ''રસૂલુલ્લાહ

ﷺ એ રાત્રે જ્યારે કે પોતાના તંબુમાં તહજ્જુદની નમાઝમાં મશ્ગૂલ હતા, આપ ﷺને પણ કોઈ રીતે ઊંઘ આવી પરંતુ તરત જ હસતા–હસતા જાગીને ફરમાવ્યું, હે અબૂબક્ર (રદિ.) ! ખુશખબરી સાંભળો, આ જિબ્રઈલ ટેકરી પાસે ઊભા છે અને એવું કહીને રસૂલે કરીમ ﷺ તંબુની બહાર આ આયત પઢતા–પઢતા નીકળ્યા. سَيُهْزَمُ الْجَمْعُ وَيُوَلُّوْنَ الدُّبُرَ (૫૪ : ૪૫) એટલે કે, નિકટમાં જ દુશ્મનનું લશ્કર હારી જશે અને પીઠ ફેરવીને નાસી છૂટશે.'' અમુક રિવાયતોમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ બહાર નીકળીને વિવિધ સ્થળો તરફ ઈશારો કરીને ફરમાવ્યું, આ અબૂ જહલની કતલ થવાની જગ્યા છે, આ ફલાણાની, આ ફલાણાની અને પછી બરાબર એ જ પ્રમાણે તે ઘટનાઓ ઘટી. *(તફસીરે મઝહરી)*

ગઝ્વએ બદ્રમાં થાક અને પરેશાની દૂર કરવા માટે અલ્લાહ તઆલાએ બધા જ સહાઅબે કિરામ (રદિ.) ઉપર એક ખાસ પ્રકારની ઊંઘ નાંખી દીધી હતી એ જ પ્રમાણે ગઝ્વએ ઉહદમાં પણ એવી જ ઘટના ઘટી.

સુફિયાન ષૌરી (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે, ''યુદ્ધની પરિસ્થિતિમાં ઊંઘ આવવી અલ્લાહ તઆલા તરફથી શાંતિ અને સંતોષની નિશાની હોય છે અને નમાઝમાં ઊંઘ આવવી શયતાન તરફથી હોય છે.'' *(ઈબ્ને કષીર)*

બીજી નેઅ્મત મુસલમાનોને આ રાત્રિમાં એ મળી કે વરસાદ થયો, જેનાથી યુદ્ધના મેદાનનો નકશો બિલકુલ પલટાઈ ગયો, કુરૈશી લશ્કરે જે સ્થળે કબજો કર્યો હતો ત્યાં ખૂબ મૂશળધાર વરસાદ પડયો, જેનાથી મેદાનમાં કાદવ–કીચડ થઈ ગયો, હરવું–ફરવું પણ મુશ્કેલ થઈ ગયું અને જે સ્થળે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ની છાવણી હતી ત્યાં રેતીના કારણે જે વરસાદ પહેલાં ચાલવું, ફરવું મુશ્કેલ હતું ત્યાં હળવો વરસાદ થવાથી બધી જ રેતી જામી ગઈ અને મેદાન બિલકુલ સમથળ અને અનુકૂળ થઈ ગયું.

પ્રસ્તુત આયતોમાં આ જ બે નેઅ્મતોનું વર્ણન છે, ''ઊંઘ'' અને ''વરસાદ''; જેણે યુદ્ધના મેદાનનો નકશો ઉલટાવી નાંખીને તે શયતાની વસવસાઓને ધોઈ નાંખ્યા જે અમુક કમજોર લોકોને સતાવી રહ્યા હતા કે, અમે સત્ય ઉપર હોવા છતાં પરેશાની અને પરાજિત થતા હોય એવું લાગે છે અને

દુશ્મન અસત્ય ઉપર હોવા છતાં શક્તિ અને દબદબા તથા સંતોષપૂર્વકની પરિસ્થિતિમાં છે.

પ્રસ્તુત આયતમાં ફરમાવ્યું કે, "તે સમયને યાદ કરો જ્યારે કે અલ્લાહ તઆલા તમારા ઉપર ઊંઘ નાંખી રહ્યો હતો સંતોષ આપવા માટે અને તમારા ઉપર પાણી વરસાવી રહ્યો હતો, જેથી તે પાણીથી તમને પાક કરી આપે અને તમારાથી શયતાની વસવસાઓને દૂર કરી આપે અને તમારા દિલોને મજબૂત કરી આપે અને તમારા કદમ જમાવી દે."

બીજી આયતમાં પાંચમા ઈનામનું વર્ણન છે, જે આ ગઝ્વએ બદ્રના યુદ્ધના મેદાનમાં મુસલમાનો ઉપર ઉતારવામાં આવ્યું, તે એ કે અલ્લાહ તઆલાના જે ફરિશ્તાઓ મુસલમાનોની સહાય માટે મોકલવામાં આવ્યા હતા તેમને સંબોધન કરીને ફરમાવ્યું કે હું તમારી સાથે છું, તમે ઈમાનવાળાઓની હિમ્મત વધારો, હું હમણા કાફિરોના દિલોમાં ધાક નાંખી દઉં છું, બસ તમે કાફિરોની ગરદનો ઉપર હથિયાર મારો અને તેમના સાંધે–સાંધા ઉપર મારો.

તેમાં ફરિશ્તાઓને બે કામ સોંપવામાં આવ્યા, એક એ કે મુસલમાનોની હિમ્મત વધારો, આ એ પ્રમાણે પણ હોઈ શકે છે કે ફરિશ્તાઓ મેદાનમાં આવીને તેમની સંખ્યાને વધારે અને તેમની સાથે મળીને યુદ્ધમાં ભાગ લે અને એ પ્રમાણે પણ હોઈ શકે છે કે પોતાની શક્તિથી મુસલમાનોના દિલોને મજબૂત કરી દે અને તેમનામાં તાકાત પેદા કરી આપે, બીજું કામ એ પણ તેમને સોંપવામાં આવ્યું હતું કે ફરિશ્તાઓ પોતે પણ યુદ્ધમાં ભાગ લે અને કાફિરો ઉપર આક્રમણ કરે. આ આયતથી જાહેર એ જ થાય છે કે ફરિશ્તાઓએ બંને કામો પૂર્ણ કર્યા. મુસલમાનોના દિલોમાં હિમ્મત અને શક્તિ વધારી અને યુદ્ધમાં પણ ભાગ લીધો અને તેનું સમર્થન અમુક હદીષોની રિવાયતોથી પણ થાય છે જે તફસીરે દૂર્રે મન્સૂર અને મઝહરીમાં વિગતવાર વર્ણન કરવામાં આવી છે અને ફરિશ્તાઓના યુદ્ધની પ્રત્યક્ષ સાબિતીઓ અને ગવાહીઓ સહાબએ કિરામ (રદિ.) દ્વારા નકલ કરવામાં આવી છે.

ત્રીજી આયતમાં એ ઈરશાદ ફરમાવ્યો કે, "કુફ્ર અને ઈસ્લામના આ યુદ્ધમાં જે કંઈ પણ થયું તેનું કારણ એ હતું કે તે કાફિરોએ અલ્લાહ તઆલાનો

અને તેના રસૂલે કરીમ ﷺનો વિરોધ કર્યો અને જે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺનો વિરોધ કરે છે તેમના માટે અલ્લાહ તઆલાનો અઝાબ કઠોર અને સખત હોય છે.'' આથી જાણ થઈ કે ગઝ્વએ બદ્રમાં એક બાજુ તો મુસલમાનો ઉપર ઈનામો નાઝિલ કરવામાં આવ્યા, વિજય અને મદદ તેમને જ પ્રાપ્ત થઈ અને બીજી બાજુ કાફિરો ઉપર મુસલમાનોના હાથે અઝાબ નાઝિલ ફરમાવીને તેમને તેમની દુષ્ટતાની થોડી સજા પણ આપી દીધી અને તેનાથી વધારે ભારે સજા આખિરતમાં થવાની છે જેને ચોથી આયતમાં વર્ણન કરવામાં આવી,

ذٰلِكُمْ فَذُوْقُوْهُ وَاَنَّ لِلْكٰفِرِيْنَ عَذَابَ النَّارِ

એટલે કે આ અમારો થોડો અઝાબ છે, તેને ચાખો અને સમજી લો કે ત્યારબાદ કાફિરો માટે જહન્નમનો અઝાબ આવનારો છે, જે અત્યંત સખત અને અકલ્પનીય તકલીફવાળો છે.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૧૫ થી ૧૯)

| |
|---|
| يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا لَقِيْتُمُ الَّذِيْنَ كَفَرُوْا زَحْفًا فَلَا تُوَلُّوْهُمُ الْاَدْبَارَ ﴿١٥﴾ |
| وَمَنْ يُّوَلِّهِمْ يَوْمَئِذٍ دُبُرَهٗٓ اِلَّا مُتَحَرِّفًا لِّقِتَالٍ اَوْ مُتَحَيِّزًا اِلٰى فِئَةٍ فَقَدْ بَآءَ |
| بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَمَاْوٰىهُ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ﴿١٦﴾ فَلَمْ تَقْتُلُوْهُمْ وَلٰكِنَّ اللّٰهَ |
| قَتَلَهُمْ ۪ وَمَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى ۚ وَلِيُبْلِيَ الْمُؤْمِنِيْنَ مِنْهُ |
| بَلَآءً حَسَنًا ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿١٧﴾ ذٰلِكُمْ وَاَنَّ اللّٰهَ مُوْهِنُ كَيْدِ الْكٰفِرِيْنَ ﴿١٨﴾ اِنْ |
| تَسْتَفْتِحُوْا فَقَدْ جَآءَكُمُ الْفَتْحُ ۚ وَاِنْ تَنْتَهُوْا فَهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَاِنْ تَعُوْدُوْا نَعُدْ ۚ |
| وَلَنْ تُغْنِيَ عَنْكُمْ فِئَتُكُمْ شَيْـًٔا وَّلَوْ كَثُرَتْ ۙ وَاَنَّ اللّٰهَ مَعَ الْمُؤْمِنِيْنَ ﴿١٩﴾ ع |

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે કાફિરો સાથે યુદ્ધના મેદાનમાં ભિડાઓ તો તેમનાથી પીઠ ન ફેરવો. (૧૫) અને જે કોઈ તે દિવસે તેમનાથી પીઠ ફેરવે*

*પરંતુ એ કે લડાઈનો પેંતરો બદલતો હોય અથવા પોતાની કુમકમાં ભળી જતો હોય, બસ (એ હેતુ સિવાય જે પીઠ ફેરવશે) તે અલ્લાહનો ક્રોધ લઈને પાછો ફર્યો અને તેનું ઠેકાણું દોઝખ છે અને તે કેટલું ખરાબ ઠેકાણું છે ! (૧૬) બસ તમે તેમને નથી માર્યા પરંતુ અલ્લાહે તેમને માર્યા અને તમે માટીની મુઠ્ઠી નથી ફેંકી જે વખતે કે ફેંકી હતી પરંતુ અલ્લાહે ફેંકી અને જેથી ઈમાનવાળાઓ ઉપર પોતાના તરફથી ખૂબ અહેસાન કરે, બેશક ! અલ્લાહ સઘળું સાંભળનાર સઘળું જાણનાર છે. (૧૭) આ તો થઈ ચૂક્યું; અને જાણી રાખો કે અલ્લાહ કાફિરોની યુક્તિ (ચાલબાજી)ને મંદ પાડી (નિષ્ફળ કરી) દેશે. (૧૮) અને જો તમે ફેંસલો ઈચ્છતા હોય તો તમારી પાસે ફેંસલો પહોંચી ચૂક્યો અને જો પાછા વળો તો તમારા માટે ઉત્તમ છે અને જો આવું જ કરશો તો અમે પણ ફરી એવું જ કરીશું અને તમારો જથ્થો તમારા કંઈ કામ આવશે નહીં ભલે ઘણો હોય અને જાણી લો કે અલ્લાહ ઈમાનવાળાઓની સાથે છે. (૧૯)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારો કાફિરો સાથે (જિહાદમાં) સામ–સામે મુકાબલો થઈ જાય તો તેમનાથી પીઠ ન ફેરવશો (એટલે કે જિહાદથી નાસી ન છૂટશો) અને જે વ્યક્તિ તેમનાથી એ સ્થળ ઉપર (એટલે કે મુકાબલાના સમયે) પીઠ ફેરવશે પરંતુ હા ! જો લડાઈના માટે પેંતરો બદલતો હોય અથવા પોતાની ફૌજમાં ભળી જવા માંગતો હોય તો તે અપવાદ છે, અન્યથા જો એવું કરશે તો તે અલ્લાહના ક્રોધનો ભોગ બનશે અને તેનું ઠેકાણું જહન્નમ હશે અને તે ઘણી જ ખરાબ જગ્યા છે ( ....فَلَمْ تَقْتُلُوْهُمْ ની અંદર પણ એક કિસ્સા તરફ ઈશારો છે તે એ કે રસૂલે કરીમ ﷺએ બદ્રના દિવસે કાંકરીઓની એક મુઠ્ઠી ઉઠાવીને કાફિરો તરફ ફેંકી જેની રજકણો સૌ કાફિરોની આંખોમાં જઈને પડી અને તેમની હાર થઈ, એ જ પ્રમાણે ફરિશ્તાઓનું મદદ માટે આવવું ઉપર વર્ણન થઈ ચૂક્યું છે, તેના ઉપર વધારે પ્રકાશ પાડવામાં આવે છે કે જ્યારે આવી આશ્ચર્યજનક ઘટનાઓ થઈ કે જે બિલકુલ તમારા અધિકારક્ષેત્રની બહાર છે) બસ, (તેનાથી ખબર પડે છે કે વાસ્તવમાં) તેઓને (એટલે કે કાફિરોને) તમે કતલ નથી કર્યા પરંતુ (હા ! નિઃશંક !) અલ્લાહ તઆલાએ જ તેમને કતલ કર્યા (કારણ કે

કોઈપણ વસ્તુને સાચી રીતે પ્રભાવી કરવી તેની જ કુદરત છે) અને (આ પ્રમાણે વાસ્તવિક પ્રભાવની રૂએ હે નબી ﷺ !) માટીની મુઠ્ઠી (તેમના તરફ) તમે નથી ફેંકી પરંતુ (એની જ કુદરતના પ્રભાવની રૂએ વાસ્તવમાં) અલ્લાહ તઆલાએ તે ફેંકી અને (વાસ્તવિક રીતે દરેક બાબત પ્રભાવી કરનાર અલ્લાહ તઆલા જ છે પછી જે કતલ કરવાની પ્રવૃત્તિઓ વગેરેને બંદાના અમલ પર આધારિત કર્યું છે તો તેમાં તેની હિકમત એ છે કે) જેથી મુસલમાનોને પોતાના તરફથી (તેમના અમલનો) ખૂબ સારો બદલો આપે (અને બદલો આપવાની અલ્લાહની સુન્નત એ વાત પર અવલંબિત છે કે કોઈ પ્રવૃત્તિ માત્ર તેના જ ઈરાદા અને અધિકારથી થઈ હોય) નિઃશંક ! અલ્લાહ તઆલા (તે મો'મિનોના નિવેદનોને) ખૂબ સાંભળનારો (અને તેમની પ્રવૃત્તિઓ અને અહેવાલોને) સારી પેઠે જાણનારો છે (અને આ યુદ્ધની પરિસ્થિતિમાં જે તમને સંઘર્ષ કરવો પડ્યો અને તકલીફ પડી તેની અમને જાણ છે અને અમે તેના ઉપર તમને સારો બદલો આપીશું); એક વાત તો આ થઈ અને બીજી વાત એ છે કે અલ્લાહ તઆલા કાફિરોની યુક્તિઓને કમજોર કરવા માંગતો હતો (અને વધારે કમજોરી તે સમયે જાહેર થાય છે, જ્યારે પોતાના સમકક્ષ બલકે પોતાનાથી કમજોર અને અશક્તના હાથે પરાજિત થઈ જાય અને આ પણ એ બાબત ઉપર અવલંબિત છે કે તે કામો મો'મિનો દ્વારા જાહેર થાય, નહિતર તેઓ એવું કહી શકતા હતા કે અમારી યોજનાઓ અને યુક્તિઓ મજબૂત હતી પરંતુ મજબૂત લોકોની સામે અલ્લાહની યુક્તિઓ હતી તેથી અમારી કાફિરોની યુક્તિઓ ન ચાલી શકી માટે તેનાથી આવનારા સમયમાં મુસલમાનોના મુકાબલામાં તેમની હિમ્મત તૂટી ગઈ ન હોત, કારણ કે તેઓ તેમને કમજોર જ સમજતા હતા), જો તમે લોકો ફેંસલો ઈચ્છતા હોય તો આ ફેંસલો તમારી પાસે આવી ચૂક્યો (કે જે સત્ય ઉપર હતા તેઓ વિજયી થયા) અને જો (હવે સત્ય વધારે સ્પષ્ટ થયા પછી રસૂલે કરીમ ﷺનો વિરોધ કરવાથી) અટકી જાઓ તો એ તમારા માટે અત્યંત સારું છે અને જો (હજુ પણ ન અટક્યા બલકે) તમે ફરી તે જ કામ કરશો (એટલે કે વિરોધ કરશો) તો અમે પણ ફરી આવું જ કામ કરીશું (એટલે કે તમને પરાજિત કરીશું અને મુસલમાનોને વિજયી બનાવીશું) અને (જો તમને પોતાની વધારે સંખ્યા ઉપર ઘમંડ હોય કે હવે પછી આનાથી વધારે સંખ્યા ભેગી કરીશું તો યાદ રાખો કે) તમારું સંખ્યાબળ જરા પણ કામ ન આવશે, ભલે

સંખ્યા કેટલીય વધારે હોય અને સાચી વાત તો એ છે કે અલ્લાહ તઆલા (વાસ્તવમાં) ઈમાનવાળાઓની સાથે છે (એટલે કે તેમનો સહાયક છે, ભલે કોઈ કારણસર કોઈ સમયે તેઓ વિજયી ન થઈ શકે પરંતુ વિજયનું સાચું કારણ આ ઈમાન જ છે, એટલા માટે તેમની સામે મુકાબલો કરવો પોતાનું જ નુકસાન કરવા સમાન છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ બે આયતોમાં ઈસ્લામનો યુદ્ધ વિશેનો એક કાયદો બતાવવામાં આવ્યો છે, પ્રથમ આયતમાં શબ્દ زَحْف (ઝહ્ફ)નો અર્થ બંને લશ્કરોનું મુકાબલા માટે સામ–સામે ભિડાઈ જવું થાય છે, તેનો અર્થ એ છે કે આવું ઘમસાણ યુદ્ધ ચાલુ થયા પછી પીઠ ફેરવવી અને મેદાનમાંથી નાસવું મુસલમાનો માટે જાઈઝ નથી.

બીજી આયતમાં આ હુકમનો એક અપવાદ વર્ણન કર્યો અને નાજાઈઝ પદ્ધતિથી નાસનારાઓ માટે સખત અઝાબનો ઉલ્લેખ છે.

અપવાદ બે પરિસ્થિતિઓમાં છે, اِلَّا مُتَحَرِّفًا لِّقِتَالٍ اَوْمُتَحَيِّزًا اِلٰى فِئَةٍ એટલે કે, યુદ્ધના સમયે પીઠ ફેરવવી ફક્ત બે પરિસ્થિતિઓમાં જાઈઝ છે, એક તો એ કે મેદાનમાંથી પીઠ ફેરવવી ફક્ત યુદ્ધના એક દાવપેચ અને પેંતરા સ્વરૂપે માત્ર દુશ્મનને બતાવવા માટે હોય, વાસ્તવમાં મેદાનમાંથી પીછેહઠ કરવાનો હેતુ ન હોય બલકે વિરોધીઓને ગફલતમાં નાંખવા અને ફરીવાર સંગઠિત થઈ એકીસાથે હુમલો કરવા માટેની યોજના હેઠળ હોય. اِلَّا مُتَحَرِّفًا لِّقِتَالٍ નો આ જ ભાવાર્થ છે, કારણ કે تَحَرُّفٌ (તહર્રુફ)નો અર્થ "કોઈ એક સ્થળે કેન્દ્રિત થઈ જવાનો" થાય છે. *(રૂહૂલ મઆની)*

બીજા અપવાદની પરિસ્થિતિ કે જેમાં મેદાનમાંથી પીઠ ફેરવવાની પરવાનગી છે કે, પોતાના ઉપસ્થિત લશ્કરની કમજોરીની અનુભૂતિ (અનુભવ) કરીને એટલા માટે પીછેહઠ કરે કે મુજાહિદોની વધારે કુમક પ્રાપ્ત કરી ફરી આક્રમણ કરવામાં આવે. اَوْمُتَحَيِّزًا اِلٰى فِئَةٍ નો એ જ અર્થ છે, કારણ કે تَحَيُّزٌ (તહય્યુઝ)નો શાબ્દિક અર્થ "ભળી જવું" અથવા "ભેગા થઈ જવું" થાય છે અને فِئَةٌ (ફિઅહ)નો અર્થ "સમૂહ" થાય છે. મતલબ એ છે કે, પોતાના સમૂહ સાથે

ભળી જઈ શક્તિ પ્રાપ્ત કરવા માટે અને ફરી એકવાર હુમલો કરવાની નિય્યતથી મેદાનમાંથી પીછેહઠ કરે તો તે જાઈઝ છે.

આ અપવાદોનું વર્ણન કર્યા પછી તે લોકોની સજાનું વર્ણન છે જે લોકોએ કોઈ અપવાદજનક પરિસ્થિતિ વિના નાજાઈઝ રીતે મેદાન છોડ્યું અથવા પીઠ ફેરવી, ઈરશાદ છે, فَقَدْ بَآءَ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَمَاْوٰهُ جَهَنَّمُ وَبِئْسَ الْمَصِيْرُ એટલે કે, ''મેદાનેથી ભાગનારા અલ્લાહ તઆલાના ક્રોધ સાથે પાછા ફર્યા અને તેમનું ઠેકાણું જહન્નમ છે અને તે બુરું ઠેકાણું છે.''

આ બંને આયતોથી એ હુકમની જાણ થઈ કે, વિરોધી પક્ષ મુકાબલામાં ગમે તેટલી મોટી સંખ્યા, શક્તિ અને શસ્ત્રધારી હોય મુસલમાનોએ તેમના મુકાબલાથી પીઠ ફેરવવી હરામ છે, ફક્ત બે અપવાદરૂપ પરિસ્થિતિઓમાં; તે એ કે પીઠ ફેરવવી યુદ્ધથી ભાગવા માટે ન હોય બલકે કોઈ યોજના હેઠળ પેંતરો બદલવા માટે હોય અથવા વધારે કુમક–પૂરવઠો પ્રાપ્ત કરીને ફરી એકવાર હુમલો કરવાનો ઈરાદાથી હોય.

ગઝ્વએ બદ્રમાં આ આયતો નાઝિલ થઈ તે સમયે એ જ હુકમ સામાન્ય હતો કે, ભલે ગમે તેટલી મોટી સંખ્યા સાથે મુકાબલો થઈ જાય પોતાની સંખ્યા સામે તેની કોઈ સરખામણી ન કરે અને આ મુકાબલાથી પીઠ ફેરવવી અને યુદ્ધનું મેદાન છોડવું જાઈઝ નથી. બદ્રના મેદાનમાં એવી જ પરિસ્થિતિ હતી કે ૩૧૩ના મુકાબલામાં ત્રણ ઘણી સંખ્યા એટલે કે એક હજાર સૈનિકો હતા, પાછળથી ઘટાડાના હુકમો સૂરએ અન્ફાલની ૬૫ અને ૬૬ નંબરની આયતમાં નાઝિલ થયા. ૬૫ નંબરની આયતમાં ૨૦ મુસલમાનોને ૨૦૦ કાફિરોના અને ૧૦૦ મુસલમાનોને એક હજાર કાફિરોના મુકાબલામાં યુદ્ધ કરવાનો હુકમ છે અને આયત નંબર ૬૬માં વધારે ઘટાડાનો કાયદો નાઝિલ થયો. اَلْاٰنَ خَفَّفَ اللّٰهُ عَنْكُمْ وَعَلِمَ اَنَّ فِيْكُمْ ضَعْفًا ؕ فَاِنْ يَّكُنْ مِّنْكُمْ مِّئَةٌ صَابِرَةٌ يَّغْلِبُوْا مِائَتَيْنِ..... એટલે કે, ''અલ્લાહ તઆલાએ તમારા માટે સરળતા કરી આપી અને તમારી અશક્તિને દૃષ્ટિ સમક્ષ રાખી એ કાયદો લાગુ પાડ્યો કે જો મુસલમાનોમાં સો વ્યક્તિ અડગ હોય તો ૨૦૦ કાફિરો ઉપર વિજયી થઈ શકશે.'' તેમાં ઈશારો કરવામાં આવ્યો કે પોતાનાથી બમણી સંખ્યા સુધી તો મુસલમાનો જ વિજયી રહેવાનું અનુમાન છે, એટલા માટે પીઠ ફેરવવી જાઈઝ નથી. હા ! વિરોધી પક્ષની સંખ્યા બમણા કરતા

વધારે થઈ જાય તો એવા સમયે મેદાનમાંથી પીછેહઠ કરવી જાઈઝ છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, "જે વ્યક્તિ એકલો ત્રણ વ્યક્તિઓના મુકાબલાથી ભાગે તેને નાસી છૂટલો ન કહેવાશે. હા ! જે એક વ્યક્તિ બે વ્યક્તિઓના મુકાબલાથી ભાગે તો તે ભાગેડુ છે, એટલે કે તેણે ગુનાહે કબીરહ (જઘન્ય અપરાધ) આચર્યો." (રૂહુલ બયાન) હવે આ જ હુકમ કયામત સુધી ચાલુ રહેશે. જમહૂર ઉમ્મત અને ચારે ઈમામોના મતે શરીઅતનો હુકમ એ જ છે કે, જ્યાં સુધી વિરોધી પક્ષની સંખ્યા બમણાથી વધારે ન થઈ જાય તે સમય સુધી યુદ્ધના મેદાનમાંથી નાસવું હરામ અને ગુનાહે કબીરહ છે.

સહીહૈનમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે, રસૂલે કરીમ ﷺએ સાત કાર્યોને મનુષ્યો માટે ખૂબ નુકસાનકર્તા બતાવ્યા. તેમાંથી યુદ્ધના મેદાનમાંથી નાસી છૂટવું પણ સામેલ છે અને ગઝ્વએ હુનૈનની ઘટનામાં સહાબએ કિરામ (રદિ.)ની શરૂઆતની પીછેહઠને કુર્આને કરીમે એક શયતાની ભૂલ ઠરાવી છે, જે તેમનો મહાન ગુનાહ હોવાની દલીલ છે.

ફરમાવ્યું اِنَّمَا اسْتَزَ لَّهُمُ الشَّيْطَانُ (શયતાને તેમને સૂવાડી દીધા. ૩:૧૫૫)

તિરમિઝી અને અબૂ દાવુદની એક રિવાયતમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)નો એક કિસ્સો નકલ થયો છે કે, એક સમયે યુદ્ધથી ભાગીને તેમણે મદીનામાં શરણ લીધું અને રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થઈને પોતાના ગુનાહનો સ્વીકાર કર્યો કે, અમે યુદ્ધના મેદાનમાંથી ભાગનારા અપરાધી છીએ. રસૂલે કરીમ ﷺએ તેમનાથી નારાજગી બતાવવાના બદલે તેમને દિલાસો આપ્યો અને ફરમાવ્યું, بَلْ اَنْتُمُ الْعَكَّارُوْنَ وَاَنَافِئَتُكُمْ એટલે કે, "તમે ભાગનારાઓમાંથી નથી બલકે, કુમક પ્રાપ્ત કરીને ફરીવાર હુમલો કરનારા છો અને હું તમારા માટે કુમક છું," તેમાં રસૂલે કરીમ ﷺએ તે વાસ્તવિકતાને સ્પષ્ટ કરી દીધી કે તે લોકોએ ભાગીને મદીનામાં શરણ લીધું તે આ અપવાદમાં સામેલ છે જેમાં કુમક–પૂરવઠો પ્રાપ્ત કરવા માટે મેદાનમાંથી પીછેહઠ કરવાની પરવાનગી આપવામાં આવી છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને અલ્લાહ તઆલાનો ડર, તેની ધાક અને તેની મોટાઈનું તે ખાસ સ્થાન પ્રાપ્ત હતું જેની બીના ઉપર તેઓ આ દેખીતી પીછેહઠથી પણ ગભરાયા અને પોતાની જાતને અપરાધીના સ્વરૂપમાં રસૂલે કરીમ ﷺની સેવામાં રજૂ કરી દીધી.

ત્રીજી આયતમાં ગઝ્‌વએ બદ્રના બાકી કિસ્સાનો ઉલ્લેખ કરવાની સાથે-સાથે મુસલમાનોને એવી સૂચના આપવામાં આવી છે કે, ગઝ્‌વએ બદ્રના ચમત્કારિક વિજયમાં સંખ્યાની બહુમતી અથવા લઘુમતી અથવા કમજોરના શક્તિશાળી ઉપર વિજયી થઈ જવાને પોતાના પ્રયત્નો અને પ્રવૃત્તિનું પરિણામ ન સમજો બલકે, તે પાક જાત તરફ જૂઓ જેની મદદ અને સહાય દ્વારા યુદ્ધનો નકશો પલટાઈ ગયો.

આ આયતમાં જે કિસ્સો વર્ણન થયો તેની વિગત ઈબ્ને જરીર તબરી (રહ.) અને બયહકી વગેરેએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એવી નકલ કરી છે કે, "બદ્રના યુદ્ધના દિવસે જ્યારે મક્કના એક હજાર સૈનિકોનું લશ્કર ટેકરી પાછળથી મેદાનમાં આવ્યું તો મુસલમાનોની ઓછી સંખ્યા અને કમજોરીને તથા પોતાની શક્તિ અને વધારે સંખ્યા ઉપર ગર્વ કરીને અભિમાની શૈલીમાં સામે આવ્યું, તે સમયે રસૂલે કરીમ ﷺએ દુઆ કરી કે, "યા અલ્લાહ ! આ તને જૂઠાડનારા કુરૈશ ગર્વ અને તકબ્બુર કરતા-કરતા આવી રહ્યા છે, તેં જે વિજયનો વાયદો મને કર્યો હતો તેને જલદી પૂરો કરી આપ." (રૂહુલ બયાન) તો હઝરત જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને વિનંતી કરી કે, તમે માટીની એક મુઠ્ઠી લઈને દુશ્મનોના લશ્કર ઉપર ફેંકી દો, આપ ﷺએ એવું જ કર્યું અને ઈબ્ને અબી હાતિમની રિવાયત જે ઈબ્ને ઝૈદથી નકલ થઈ છે કે, રસૂલે કરીમ ﷺએ ત્રણ વખતે માટી અને કાંકરીઓની મુઠ્ઠી ભરી એક લશ્કરના જમણા ભાગ ઉપર, બીજી ડાબા ભાગ ઉપર અને ત્રીજી સામે ફેંકી, જેનું પરિણામ એ આવ્યું કે તે એક અથવા ત્રણ મુઠ્ઠી કાંકરીઓની શક્તિ ચમત્કારિક રીતે મોઅ્જિઝા સ્વરૂપે એ રીતે ફેલાઈ ગઈ કે વિરોધી લશ્કરનો કોઈ વ્યક્તિ બાકી ન રહ્યો જેની આંખોમાં અને ચહેરા ઉપર આ ધૂળ અને કાંકરીઓ ન પહોંચી હોય, જેની અસર એવી થઈ કે સમગ્ર લશ્કરમાં ભાગદોડ મચી ગઈ અને મુસલમાનોએ તેમનો પીછો કર્યો અને ફરિશ્તાઓ તેમની સાથે યુદ્ધમાં સામેલ હતા તે તો અલગ !

*(મઝહરી અને રૂહુલ મઆની)*

અંતે વિરોધી પક્ષના અમુક લોકો કતલ થયા, અમુકને કેદ કરી લેવામાં આવ્યા અને બાકીના નાસી છૂટ્યા અને મેદાન મુસલમાનોના કબજામાં આવી ગયું.

બિલકુલ નિરાશા અને નાઉમ્મીદીની પરિસ્થિતિમાં આ મહાન વિજય મુસલમાનોને પ્રાપ્ત થયો. યુદ્ધના મેદાનમાંથી પાછા આવ્યા બાદ ચર્ચા શરૂ થઈ, સહાબએ કિરામ (રદિ.) પોત–પોતાના કારનામાઓ એકબીજાને કહેવા લાગ્યા તેના ઉપર આ આયત નાઝિલ થઈ. فَلَمْ تَقْتُلُوْهُمْ وَلٰكِنَّ اللّٰهَ قَتَلَهُمْ જેમાં તેમને એ સૂચના આપવામાં આવી કે, "પોતાની કોશીશ અને અમલ ઉપર ગર્વ ન કરો જે કંઈ થયું તે ફક્ત તમારી મહેનત અને કોશિશનું પરિણામ નથી, બલકે માત્ર અલ્લાહ તઆલાની મદદ અને સહાયનું ફળ છે, જે દુશ્મનો તમારા હાથે કતલ થયા તેઓને વાસ્તવમાં તમે કતલ નથી કર્યા બલકે તેમને અલ્લાહ તઆલાએ કતલ કર્યા છે."

એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ઈરશાદ થયો, وَمَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى એટલે કે, "આ કાંકરીઓની મુઠ્ઠી જે તમે ફેંકી તે વાસ્તવમાં તમે નથી ફેંકી બલકે અલ્લાહ તઆલાએ ફેંકી છે." ભાવાર્થ એ છે કે કાંકરીઓ ફેંકવાના પરિણામે તે કાંકરીઓ દુશ્મનના લશ્કરમાં દરેક વ્યક્તિની આંખોમાં પહોંચી અને બધાને આકુળ–વ્યાકુળ કરી દીધા તે આપ ﷺની કાંકરીઓ ફેંકવાની અસર ન હતી બલકે અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત વડે એ પરિસ્થિતિ ઉપસ્થિત કરી હતી.

مَارَمَیْتَ اِذْرَمَیْتَ گفت حق کار ما بر کارہا دارد سبق

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, દુશ્મન પર કાંકરીઓ તમે નથી ફેંકી,
અમારું કામ તમારા કામની પ્રસ્તાવના રૂપે હોય છે.

વિચાર કરવામાં આવે તો મુસલમાનો માટે જિહાદના વિજય અને સફળતાથી વધારે કીંમતી ઉપરોક્ત સૂચના હતી જેણે તેમના માનસને ભૌતિકતા તરફથી પલટાવીને કાર્ય અને કારણના માલિક પરવરદિગારે આલમ તરફ કેન્દ્રિત કરી દીધું અને તેના દ્વારા તે ગર્વ અને મિથ્યાભિમાનની ખરાબીથી બચાવી લેવામાં આવ્યા જેના નશામાં મોટે–ભાગે વિજયી કોમ સપડાય જતી હોય છે અને ત્યારબાદ એ બતાવ્યું કે, વિજય અને પરાજય અમારી આજ્ઞાને આધીન છે અને અમારો વિજય તથા મદદ તે લોકોની સાથે હોય છે જેઓ આજ્ઞાપાલક હોય છે. وَلِيُبْلِيَ الْمُؤْمِنِيْنَ مِنْهُ بَلَآءً حَسَنًا એટલે કે, "આ મહાન વિજય અમે એટલા માટે

આપ્યો છે કે, મો'મિનોને તેમની મહેનતનો સંપૂર્ણ બદલો આપી દેવામાં આવે.''
بَلَاءٌ (બલાઅ્)નો શાબ્દિક અર્થ "કસોટી" થાય છે અને અલ્લાહ તઆલાની કસોટી ક્યારેક મુસીબત અને તકલીફમાં સપડાવીને થાય છે અને ક્યારેક રાહત તથા દોલત આપીને. بَلَاءِ حَسَنٌ (બલાએ હસન) તે કસોટીને કહેવામાં આવે છે જે રાહત, દોલત, વિજય તથા સહાય આપીને કરવામાં આવે છે કે આ લોકો તેને અમારું ઈનામ સમજીને શુક્ર અદા કરે છે કે પછી તેને તેમની પોતાની વ્યક્તિગત શક્તિ અને સામર્થ્યનો પ્રભાવ સમજીને અભિમાન અને ગર્વમાં સપડાઈને પોતાના અમલોને બરબાદ કરી નાંખે છે ? કારણ કે અલ્લાહ તઆલાના દરબારમાં કોઈને ફખ્ર અને ગર્વ કરવાની કોઈ જ છૂટ નથી. મવલાના રૂમીએ કહ્યું છે,

فہم وخاطر تیز کردن نیست راہ جز شکستہ می نگیرد فضل شاہ

દિલો–દિમાગની હોશિયારી અને ચપળતા એ કાંઈ કામ આપતી નથી,
આજિજી, વિનમ્રતા સિવાય તેની (અલ્લાહની) મહેરબાની મળતી જ નથી.

ચોથી આયતમાં તેનાથી વિપરીત આ વિજયનો એક બીજો ફાયદો પણ આ બતાવવામાં આવ્યો કે, ذٰلِكُمْ وَاَنَّ اللّٰهَ مُوْهِنُ كَيْدِ الْكٰفِرِيْنَ એટલે કે, ''આ વિજય અને સહાય એટલા માટે પણ મુસલમાનોને આપવામાં આવી કે, તેના દ્વારા કાફિરોની યુક્તિઓને નિષ્ફળ અને બિનઅસરકારક બનાવી દેવામાં આવે જેનાથી તેઓ સમજી લે કે અલ્લાહ તઆલાની મદદ અમારી સાથે નથી અને કોઈ યુક્તિ અલ્લાહ તઆલાની મદદ વિના સફળ થઈ શકતી નથી.''

પાંચમી આયતમાં પરાજિત કુરૈશના કાફિરોને સંબોધન અને એક ઘટના તરફ ઈશારો છે કે જે ઘટના કુરૈશી લશ્કરને મુસલમાનોના મુકાબલા માટે નીકળતી વેળા ઉપસ્થિત થઈ હતી તે એ કે જ્યારે કુરૈશના કાફિરોનું લશ્કર મુસલમાનોના મુકાબલા માટે તૈયાર થઈ ગયું તો મક્કાથી નીકળતા પહેલાં લશ્કરના સરદાર અબૂ જહલ વગેરેએ બયતુલ્લાહનો પડદો પકડીને દુઆઓ માંગી હતી અને વિચિત્ર વાત એ છે કે, આ દુઆમાં તેમણે પોતાના વિજયની દુઆ કરવાના બદલે સામાન્ય પ્રચલિત શબ્દોમાં આ પ્રમાણે દુઆ માંગી હતી.

*''યા અલ્લાહ ! બંને લશ્કરોમાંથી જે શ્રેષ્ઠ અને ઉત્તમ છે અને બંને સમૂહોમાંથી*

*જે વધારે હિદાયત ઉપર છે અને બંને પક્ષોમાંથી જે વધારે દયાળુ અને શરીફ છે અને બંનેમાંથી જે દીન શ્રેષ્ઠ છે તેને વિજય આપજે.” (મઝહરી)*

આ મૂર્ખ લોકો તો એવું સમજી રહ્યા હતા કે મુસલમાનોના મુકાબલામાં અમે જ વધારે શ્રેષ્ઠ અને ઉત્તમ છે તથા વધારે હિદાયત ઉપર છે, એટલા માટે આ દુઆ અમારા હકમાં છે અને આ દુઆ દ્વારા તેઓ એવું ઈચ્છતા હતા કે, અલ્લાહ તઆલા તરફથી સત્ય અને અસત્યનો ફેંસલો થઈ જાય અને જ્યારે અમે વિજયી થઈ જઈએ તો એ જાણે અલ્લાહ તઆલા તરફથી અમારા સત્ય ઉપર હોવાને લઈ ફેંસલો થયો છે.

પરંતુ તેમને એ ખબર ન હતી કે, આ દુઆમાં વાસ્તવમાં તેઓ પોતાના માટે બદ્દુઆ અને મુસલમાનો માટે દુઆ કરી રહ્યા છે. પરિણામ યુદ્ધ સામે આવ્યા પછી કુર્આને કરીમે તેમને બતાવ્યું, اِنْ تَسْتَفْتِحُوْا فَقَدْ جَآئَكُمُ الْفَتْحُ એટલે કે, “જો તમે અલ્લાહનો ફેંસલો ઈચ્છતા હોય તો તે તમારી સામે આવી ચૂક્યું છે કે સત્યને વિજય અને જૂઠને પરાજય મળ્યો છે.” وَاِنْ تَنْتَهُوْا فَهُوَ خَيْرٌ لَّكُمْ “અને જો તમે હજુ પણ પોતાના કુફ્ર અને દુશ્મનાવટથી અટક્યા તો તે તમારા માટે ઉત્તમ છે” وَاِنْ تَعُوْدُوْا نَعُدْ “અને જો તમે ફરી પોતાની શરારત અને યુદ્ધ તરફ વળ્યા તો અમે પણ મુસલમાનોની મદદ તરફ વળીશું.” وَلَنْ تُغْنِىَ عَنْكُمْ فِئَتُكُمْ شَيْئًا وَّلَوْ كَثُرَتْ એટલે કે, “તમારો સમૂહ અને જથ્થો ગમે તેટલો વધારે હશે, અલ્લાહ તઆલાની મદદના મુકાબલામાં તે તમને કંઈ જ કામ ન લાગશે.” وَاَنَّ اللّٰهَ مَعَ الْمُؤْمِنِيْنَ એટલે કે, “કોઈ જમાઅત તમને શું કામ આપી શકે છે જ્યારે કે સર્વશક્તિમાન અલ્લાહ તઆલા મુસલમાનોની સાથે છે !”

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૨૦ થી ૨૪)

يَآاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَا تَوَلَّوْا عَنْهُ وَاَنْتُمْ تَسْمَعُوْنَ ﴿٢٠﴾
وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ قَالُوْا سَمِعْنَا وَهُمْ لَا يَسْمَعُوْنَ ﴿٢١﴾ اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ اللّٰهِ
الصُّمُّ الْبُكْمُ الَّذِيْنَ لَا يَعْقِلُوْنَ ﴿٢٢﴾ وَلَوْ عَلِمَ اللّٰهُ فِيْهِمْ خَيْرًا لَّاَسْمَعَهُمْ ۭ وَلَوْ

أَسْمَعَهُمْ لَتَوَلَّوا وَّهُمْ مُّعْرِضُونَ ﴿٢٣﴾ يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا اسْتَجِيبُوا لِلَّهِ وَلِلرَّسُولِ إِذَا

دَعَاكُمْ لِمَا يُحْيِيكُمْ ۖ وَاعْلَمُوا أَنَّ اللَّهَ يَحُولُ بَيْنَ الْمَرْءِ وَقَلْبِهِ وَأَنَّهُ إِلَيْهِ

تُحْشَرُونَ ﴿٢٤﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! અલ્લાહનો અને તેના રસૂલનો હુકમ માનો અને સાંભળીને તેનાથી ફરી ન જાઓ. (૨૦) અને તેમના જેવા ન થાઓ જેમણે કહ્યું અમે સાંભળી લીધું અને (જ્યારે કે) તેઓ સાંભળતા નથી. (૨૧) બેશક! બધા સજીવોમાં અલ્લાહ નજીક બદ્તર (અત્યંત નીચ કક્ષાના) તે જ બહેરા, ગૂંગા છે જેઓ સમજતા નથી. (૨૨) અને જો અલ્લાહે તેમનામાં કોઈ ભલાઈ જાણી હોત તો તેમને સંભળાવી દીધું હોત અને જો તેમને હવે સંભળાવી દે તો અવશ્ય મોઢું ફેરવીને નાસે. (૨૩) હે ઈમાનવાળાઓ ! અલ્લાહનો હુકમ માનો અને રસૂલનો જે વખતે તમને તે કામ તરફ બોલાવે જેમાં તમારી જિંદગી છે અને જાણી લો કે અલ્લાહ માણસથી તેના દિલને રોકી લે છે અને એ કે તેની જ પાસે તમે એકઠા થશો. (૨૪)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહનું કહ્યું માનો અને તેના રસૂલનું અને તેમનું કહ્યું માનવાથી મોઢું ન ફેરવો અને તમે (ભરોસો રાખી) સાંભળી તો લો જ છો (એટલે કે જે પ્રમાણે ભરોસાથી સાંભળી લો છો તેવો જ અમલ પણ કર્યા કરો) અને તમે (આજ્ઞાના અનાદરમાં) તે લોકો જેવા ન થઈ જાઓ જેઓ દા'વો તો કરે છે કે અમે સાંભળી લીધું (જેમકે કાફિરો કે તેઓ સઘળું સાંભળવાના તથા મુનાફિકો બધું સાંભળીને તેના ઉપર વિશ્વાસ કરવાના દાવે'દારો હતા) જ્યારે કે તેઓ કંઈ જ સાંભળતા નથી (કારણ કે સમજણ અને માન્યતા બંને પરસ્પર જોડાયેલ છે, મતલબ એ કે વિશ્વાસ અને માન્યતા એ સાંભળવાની પ્રવૃત્તિ છે જ્યારે કે એ પ્રવૃત્તિ જ અસ્તિત્વમાં ન આવી તો અમુક કારણોથી આ પરિસ્થિતિ એ પ્રમાણે થઈ ગઈ જેમકે વિશ્વાસ અને માન્યતાની વાત સાંભળી જ નથી, જેને તમે પણ સખત નિંદાપાત્ર સમજો છો), બેશક ! (એ બાબત નિશ્ચિત છે કે

વિશ્વાસપૂર્વક સાંભળીને આચરણ ન કરનાર અને એક વિના વિશ્વાસે સાંભળનાર જે ન સાંભળવા સમાન જ છે તે બંનેમાં થોડો તફાવત અવશ્ય છે. કારણ કે કાફિર અને ગુનેહગાર સરખા નથી હોતા, એટલા માટે) બદ્તરીન મખ્લૂક અલ્લાહ નજીક તે લોકો છે જેઓ (સત્ય વાતને વિશ્વાસપૂર્વક સાંભળવાથી) બહેરા છે (અને સત્ય વાતને કહેવા માટે) મૂંગા છે (અને) જો કે (સત્ય વાતને) જરા પણ નથી સમજતા (અને વિશ્વાસ હોવા છતાં જે લોકોના અમલમાં થોડી ઉણપ રહી જાય છે તેઓ અતિદુષ્ટ લોકો નથી ભલે ખરાબ છે, બસ તેમણે ખરાબ પણ ન હોવું જોઈએ) અને (જેમની એ હાલત વર્ણન થઈ કે તેઓ વિશ્વાસપૂર્વક સાંભળતા નથી તેનું કારણ એ છે કે તેમનામાં એક મોટી ખુબી અને ગુણની કમી છે અને તે ગુણ સત્યની શોધ છે, કારણ કે વિશ્વાસનો પાયો સંશોધન અને રિસર્ચ છે; તો તે સમયે ભરોસો ન હોય પરંતુ ઓછામાં ઓછું ખચકાટ તો હોવો જ જોઈએ, પછી આ ખચકાટ તેમના માટે સત્યના સંશોધનની બરકતના કારણે સત્યને સ્પષ્ટ કરી આપે છે અને તે ખચકાટ તેમનો વિશ્વાસ બની જાય છે જેમના માટે સાંભળવું નફાકારક હોય છે, બસ તેમનામાં આ જ ગુણની કમી છે, એટલા માટે) જો અલ્લાહ તઆલાએ તેમનામાં કોઈ ખુબી જોઈ હોત (ભાવાર્થ એ છે કે તેમનામાં તે ખુબી ઉપસ્થિત હોત, કારણ કે ખુબી અને ગુણના અસ્તિત્વના સમયે અલ્લાહના જ્ઞાનનો સંબંધ જરૂરી છે અને જો કોઈ વિશેષતા એવી નથી જેના ઉપર છુટકારાનો આધાર છે તો જાણે તેમનામાં કોઈપણ પ્રકારના ગુણ છે જ નથી, એટલે કે જો તેમનામાં સત્યનું સંશોધન કરવાની વૃત્તિ હોત) તો (અલ્લાહ તઆલાએ) તેમને (વિશ્વાસની સાથે) સાંભળવાની તવફીક આપી હોત (જેમકે ઉપર વર્ણન થયું કે સંશોધન કરવાની વૃત્તિથી વિશ્વાસ ઉત્પન્ન થાય છે) અને જો (અલ્લાહ તઆલા) તેમને હવે (ઉપસ્થિત પરિસ્થિતિમાં કે જે પરિસ્થિતિમાં તેમનામાં સત્યનું સંશોધન કરવાની વૃત્તિ જ નથી એવું) સંભળાવી દે (જેમકે તેઓ દેખીતી રીતે કાનોથી સાંભળી લે છે) તો અવશ્ય તેઓ બેરૂખીથી મોઢું ફેરવી લેશે (એટલે એવું નથી કે તેઓ કોઈ ચિંતન અને મનન પછી ભૂલ જાહેર થવાના કારણે મોઢું ફેરવશે, કારણ કે અહીંયાં તો ભૂલનું નામો–નિશાન જ નથી બલકે ગજબ તો એ છે કે તેઓ એ તરફ ધ્યાન પણ આપતા નથી અને) હે ઈમાનવાળાઓ ! (અમે ઉપરોક્ત વર્ણનમાં જે તમને

આજ્ઞાનું પાલન કરવાનો હુકમ આપ્યો છે તે યાદ રાખો કે તેમાં તમારો જ ફાયદો છે કે તે કાયમી જિંદગી માટેનો સામાન છે, જ્યારે એ જ બાબત છે તો) તમે અલ્લાહ અને રસૂલનું કહ્યું માનો જ્યારે કે રસૂલ (જેમનું ફરમાન અલ્લાહનું જ ફરમાન હોય છે) તમને તમારી જિંદગી આપનારી વસ્તુ તરફ (એટલે કે દીન તરફ જેમાં આખિરતના છુટકારાવાળું જીવન પ્રાપ્ત થાય છે) બોલાવે છે (તો એ પરિસ્થિતિમાં જ્યારે કે દરેક બાજુએ તમારો જ લાભ છે કોઈ કારણ નથી કે તમે અમલ ન કરો) અને (તેના વિશે બે વાતો વધારે) જાણી રાખો (એક વાત એ) કે અલ્લાહ તઆલા આડ બની જાય છે વ્યક્તિ અને તેના દિલ દરમિયાનમાં (બે રીતે; એક રીતે એમ કે મો'મિનના દિલમાં આજ્ઞાપાલનની બરકતના કારણે કુફ્ર અને ગુનાહને આવવા નથી દેતો અને બીજી રીત એ કે કાફિરના દિલમાં વિરોધની નહૂસતથી ઈમાન અને આજ્ઞાપાલનને આવવા નથી દેતો, આથી જાણ થઈ કે આજ્ઞાપાલનની પ્રેરણા એ ઘણી મોટી લાભકારક વસ્તુ છે અને વિરોધ કરવાની વૃત્તિ ઘણી નુકસાનકારક બાબત છે) અને (બીજી વાત એ જાણી રાખો કે) નિઃશંક! તમારે સૌને અલ્લાહ પાસે જ ભેગા થવાનું છે (તે સમયે આજ્ઞાપાલન ઉપર સારો બદલો અને વિરોધ કરવા ઉપર સજા થશે તેનાથી પણ આજ્ઞાપાલનનું લાભકારક હોવું અને વિરોધ નુકસાનકારક હોવાનું સાબિત થાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

ગઝ્વએ બદ્ર જેનો કિસ્સો પાછલી આયતોમાં ખૂબ વિગતવાર વર્ણન થયો છે તેમાં ઈસ્લામના અનુયાયીઓ અને કાફિરો બંને માટે ઈબ્રત અને હિકમતના ઘણા બધા બોધપાઠ છે, જેના તરફ ઘટનાના વર્ણનના વચ્ચેના વાક્યોમાં તાકીદ કરવામાં આવી છે.

દાખલા તરીકે, પાછલી આયતોમાં મક્કાના મુશ્રિકોની હાર અને અપમાનની ઘટના વર્ણન કર્યા પછી ઈરશાદ ફરમાવ્યો હતો, ذٰلِكَ بِاَنَّهُمْ شَآقُّوا اللّٰهَ وَرَسُوْلَهٗ એટલે કે, દરેક રીતે શક્તિ અને શસ્ત્ર–સરંજામ હોવા છતાં મક્કાના મુશ્રિકોની હારનું અસલી કારણ અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ હતો, તેમાં તે લોકો માટે એક બોધપાઠની તક છે જે જમીન અને આસમાનના સર્જનહાર તથા માલિકની સંપૂર્ણ શક્તિ અને તેની ગુપ્ત શક્તિઓથી આડા

ફંટાઈને ફક્ત ભૌતિક શક્તિ ઉપર ભરોસો કરે છે અથવા અલ્લાહની નાફરમાની છતાં તેની મદદ અને સહાયની ખોટી તમન્નાથી પોતાની જાતને છેતરે છે.

પ્રસ્તુત આયતોમાં આ જ મસ્અલાનું બીજું પાસું મુસલમાનોને સંબોધન કરીને વર્ણન કરવામાં આવ્યું છે જેનો ખુલાસો એ છે કે મુસલમાનોની સંખ્યા ઓછી તથા શસ્ત્ર–સામાનની ઉણપ હોવા છતાં આટલો મહાન વિજય ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂની મદદ અને સહાયથી જ પ્રાપ્ત થયો અને આ મદદ તથા સહાય સત્યની ઈતાઅત અને આજ્ઞાપાલનનું જ પરિણામ છે. આ આજ્ઞાપાલન ઉપર મજબૂતીથી કાયમ રહેવા માટે મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો, يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ એટલે કે, "હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના રસૂલ ﷺનું આજ્ઞાપાલન કરો અને તેના ઉપર મજબૂતીથી કાયમ રહો." પછી આ વિષયની વિશેષ તાકીદ કરવા માટે وَلَا تَوَلَّوْا عَنْهُ وَاَنْتُمْ تَسْمَعُوْنَ ફરમાવ્યું, એટલે કે "કુર્આન અને સત્યનો કલિમો સાંભળી લીધા છતાં આજ્ઞાપાલનથી મોઢું ન ફેરવો."

સાંભળી લેવાનો અર્થ સત્ય વાતને સાંભળવું છે અને સાંભળવાની ચાર કક્ષાઓ છે, એક એ કે કોઈ અવાજ ફક્ત કાનોથી ધ્યાન વિના જ સાંભળી લેવામાં આવે પરંતુ ન તો તેને સમજવાનો પ્રયત્ન કરે અને ન જ સમજે, ન તો તેના ઉપર વિશ્વાસ કે ભરોસો કરે અને ન જ અમલ કરે. બીજું એ કે કાનોથી સાંભળ્યું પણ, સમજ્યું પણ, પરંતુ ન તો તેના ઉપર ભરોસો કર્યો, ન જ અમલ કર્યો. ત્રીજું એ કે સાંભળ્યું પણ, સમજ્યું પણ, વિશ્વાસ પણ કર્યો પરંતુ અમલ ન કર્યો. ચોથું એ કે સાંભળ્યું પણ, સમજ્યું પણ, વિશ્વાસ પણ કર્યો અને અમલ પણ કર્યો.

એ દેખીતું છે કે, સાંભળવાનો અસલ મકસદ સંપૂર્ણ રીતે તો ચોથી કક્ષાથી જ પ્રાપ્ત થાય છે જે મો'મિનની સંપૂર્ણતાની કક્ષા છે અને શરૂઆતની ત્રણ કક્ષાઓમાં સાંભળવું અધૂરું અને અપૂર્ણ છે જેને એવા સ્વરૂપે સાંભળવું એ ન સાંભળવું જ કહી શકાય, જેમકે આગળની આયતમાં આવે છે અને ત્રીજી કક્ષા જેમાં સત્ય સાંભળવું, સમજવું, વિશ્વાસ કરવો તો ઉપસ્થિત છે પરંતુ અમલ નથી કર્યો, તેમાં જો કે સાંભળવાનો અસલ હેતુ પૂર્ણ નથી થતો પરંતુ વિશ્વાસ પણ એક ખાસ મહત્ત્વ ધરાવે છે, એટલા માટે તે પણ બેકાર કે ફાયદાથી ખાલી નથી, આ

દરજ્જો અને કક્ષા ગુનેહગાર મુસલમાનોની છે અને બીજો દરજ્જો જેમાં ફક્ત સાંભળવા અને સમજવામાં આવે છે, ન તો વિશ્વાસ છે ન જ અમલ તો આ મુનાફિકોની કક્ષા છે કે કુર્આનને તેઓ સાંભળે પણ છે, સમજે પણ છે અને જાહેરમાં વિશ્વાસ અને અમલનો દા'વો પણ કરે છે પરંતુ વાસ્તવમાં અકીદહ અને અમલથી ખાલી છે. પ્રથમ દરજ્જો સામાન્ય મુશ્રિકો અને કાફિરોનો છે જેમણે સત્યનો કલિમો અને કુર્આનની આયતોને તો કાનોથી સાંભળી લીધી પરંતુ ક્યારેય સમજવા અને વિચાર કરવા બાબતે ધ્યાન ન આપ્યું.

પ્રસ્તુત આયતોમાં મુસલમાનોને સંબોધન છે કે, તમે લોકો સત્ય વાતને સાંભળી તો લો છો, એટલે કે સાંભળવું, સમજવું, વિશ્વાસ ધરાવવો તો તમારામાં ઉપસ્થિત છે પરંતુ આગળ તેના ઉપર અમલ કરવાથી અને આજ્ઞાપાલન કરવાથી મોઢું ન ફેરવો જેથી સાંભળવાનો અસલ હેતુ પૂર્ણ થઈ જાય.

બીજી આયતમાં આ જ વિષયને વધારે તાકીદપૂર્વક ઈરશાદ ફરમાવ્યો છે. وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ قَالُوْا سَمِعْنَا وَهُمْ لَا يَسْمَعُوْنَ એટલે કે, ''તમે તે લોકો જેવા ન થઈ જાઓ જેઓ કહે તો છે કે અમે સાંભળી લીધું પરંતુ વાસ્તવમાં તેમણે કંઈ જ સાંભળ્યું નથી.'' એ લોકોમાં સામાન્ય કાફિરો પણ છે જેઓ સાંભળવાનો દા'વો કરે છે પરંતુ વિશ્વાસ નથી કરતા અને મુનાફિકો પણ છે કે જેઓ સાંભળવાની સાથે-સાથે સમજવાના અને વિશ્વાસ કરવાના પણ દાવે'દાર છે પરંતુ વાસ્તવિકતા એમ છે કે ચિંતન અને મનન તથા સત્ય સમજવાથી આ બંને વંચિત છે, એટલા માટે તેમનું સાંભળવું એ ન સાંભળવાના હુકમમાં જ છે. મુસલમાનોને તે લોકોની સમાન કક્ષાના અથવા તેમના જેવા થવાની મનાઈ કરવામાં આવી છે.

ત્રીજી આયતમાં એવા લોકોની સખત ટીકા કરવામાં આવી છે જેઓ સત્ય વાતને વિચાર અને મનનપૂર્વક નથી સાંભળતા અને તેનો સ્વીકાર પણ નથી કરતા, એવા લોકોને કુર્આને કરીમે જાનવરોથી પણ બદ્તર ઠરાવ્યા છે. ઈરશાદ ફરમાવ્યો, اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ اللّٰهِ الصُّمُّ الْبُكْمُ الَّذِيْنَ لَا يَعْقِلُوْنَ

શબ્દ دَوَابّ (દવાબ્બ) એ دَابَّةٌ (દાબ્બતુન)નું બહુવચન છે. અસલ શબ્દકોષના આધારે ''પૃથ્વી ઉપર ચાલનારા દરેક સજીવને دابّة (દાબ્બહ) કહેવામાં આવે છે'' પરંતુ સામાન્ય મહાવરા (રૂઢિપ્રયોગ) અને પ્રચલિત ભાષામાં

ફક્ત ચારપગા જાનવરોને "દાબ્બહ" કહેવામાં આવે છે. આયતનો અર્થ એ થયો કે, સૌથી દુષ્ટ જાનવરો અલ્લાહ નિકટ તે લોકો છે જેઓ સત્યને સાંભળવાથી બહેરા અને તેનો સ્વીકાર કરવાથી ગૂંગા છે અને બહેરા, ગૂંગામાં જો કંઈ અક્કલ હોય છે તો તે પણ ઈશારાઓથી પોતાના દિલની વાત કહી દે છે અને બીજાઓની વાત સમજી પણ લે છે પરંતુ આ લોકો બહેરા, ગૂંગા હોવાની સાથે–સાથે બુદ્ધિહીન, મૂર્ખ પણ છે અને એ દેખીતું છે કે, જે બહેરો, ગૂંગો બુદ્ધિથી પણ વંચિત હોય તેને સમજવા અને સમજાવવા માટેનો કોઈ માર્ગ નથી.

આ આયતમાં અલ્લાહ તબારક વ તઆલાએ સ્પષ્ટ કરી દીધું કે મનુષ્યને જે اَحْسَنِ تَقْوِيْم (સર્વશ્રેષ્ઠ બીબા)માં પેદા કરવામાં આવ્યો અને સમગ્ર સૃષ્ટિથી શ્રેષ્ઠ અશરફુલ મખ્લૂકાત બનાવ્યો અને તમામ સૃષ્ટિને તેની સેવામાં લગાવવામાં આવી, આ બધા ઈનામો ફક્ત સત્યના અનુસરણ કરવા ઉપર આધારિત અને અવલંબિત છે, જ્યારે મનુષ્યને સત્ય વાત સાંભળવા અને માનવાથી જ વાંધો છે તો આ બધા ઈનામો તેના માટે અર્થહીન થઈ જાય છે અને તે જાનવરોથી પણ બદ્તર થઈ જાય છે.

તફસીરે રૂહુલ બયાનમાં છે કે, મનુષ્ય પોતાની અસલ પ્રકૃતિના આધારે બધા જાનવરોથી શ્રેષ્ઠ અને ઉત્તમ છે તથા ફરિશ્તાઓથી (અમલમાં) ઓછો દરજ્જો રાખે છે પરંતુ જ્યારે તે પોતાનો સંઘર્ષ, કોશીશ, અમલ અને અલ્લાહના અનુસરણમાં મહેનત કરે છે તો ફરિશ્તાઓથી પણ ઉચ્ચ અને શ્રેષ્ઠ બની જાય છે અને જો તેણે સત્યના અનુસરણથી મોઢું ફેરવ્યું તો પછી તે اَسْفَلِ سَافِلِيْن (અસ્ફલે સાફિલીન)માંથી બની જાય છે અને "જાનવરોથી પણ વધારે બદ્તર" થઈ જાય છે.

ચોથી આયતમાં છે, وَلَوْ عَلِمَ اللّٰهُ فِيْهِمْ خَيْرًا لَّاَسْمَعَهُمْ وَلَوْ اَسْمَعَهُمْ لَتَوَلَّوْا وَّهُمْ مُّعْرِضُوْنَ એટલે કે, અલ્લાહ તઆલા તેમનામાં કોઈ ભલાઈ જોતો હોત તો તેમને વિશ્વાસપૂર્વક સાંભળવાની તવફીક બખ્શી આપી હોત અને હાલની પરિસ્થિતિ પ્રમાણે કે તેમનામાં સત્યનું સંશોધન કરવાની વૃત્તિ જ નથી અને છતાં તેમને સત્ય વાત સંભળાવે તો તે તેનાથી અવશ્ય બેરૂખીપૂર્વક મોઢું ફેરવી લેશે.

ભલાઈનો અર્થ આ સ્થળે સત્યનું સંશોધન કરવાની વૃત્તિ છે અને તેના

દ્વારા બુદ્ધિ અને યુક્તિના દ્વાર ખુલી જાય છે અને તેનાથી જ વિશ્વાસ અને અમલની પ્રેરણા તથા પ્રોત્સાહન મળે છે અને જેનામાં સત્યનું સંશોધન કરવાની વૃત્તિ જ નથી તો જાણે કે તેનામાં કોઈ ભલાઈ જ નથી, તેનો અર્થ એ છે કે જો તેમનામાં કોઈ ભલાઈ મોજૂદ હોત તો દેખીતું છે કે તે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં અવશ્ય હોત, જ્યારે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં તેમનામાં કોઈ ભલાઈ છે જ નથી તો જાણ થઈ કે વાસ્તવમાં તેઓ દરેક પ્રકારની ભલાઈથી વંચિત છે અને વંચિતતાની પરિસ્થિતિમાં જો તેમનામાં વિચાર અને ચિંતન કરવાનું તથા સત્ય ઉપર વિશ્વાસ કરવાનું આમંત્રણ આપવામાં આવે તો પણ તેઓ તેનો કદાપિ સ્વીકાર કરશે નહીં બલકે મોઢું ફેરવીને ભાગી છૂટશે, એટલે કે તેમનું આ મોઢું ફેરવવું એ કારણે નહિ હોય કે દીનમાં તેમને કોઈ વાંધાજનક બાબત દેખાઈ છે અને તેઓ એટલા માટે તેને માનતા નથી બલકે વાસ્તવિકતા એ છે કે તેમણે સત્ય વાત ઉપર ધ્યાન જ આપ્યું નથી.

આ ચર્ચાથી તે તાર્કિક શંકા પણ દૂર થઈ ગઈ જે જ્ઞાની લોકોના દિલોમાં ક્યારેક ખટકે છે કે, આ અનુમાનનું પહેલું સ્વરૂપ છે કે મધ્યમ સીમાઓ દૂર કરવામાં આવે તો પરિણામ ખોટું આવી રહ્યું છે, જવાબ એ છે કે વાસ્તવમાં અત્રે મધ્યમ સીમાઓ નક્કી નથી, કારણ કે પ્રથમ لَأَسْمَعَهُمْ (લ-અસ્મઅહુમ) "તેણે તેમને સંભળાવ્યું હોત"નો અર્થ જૂદો છે અને બીજા وَلَوْ اَسْمَعَهُمْ (વલવ અસ્મઅહુમ) "તેણે તેમને સંભળાવ્યું"નો અલગ છે. પ્રથમમાં સાંભળેલું કબૂલ કરવું અને બીજામાં સાંભળેલું નફાકારક હોવાનો અર્થ છે. એટલે કે, બીજામાં ફક્ત سِمَاعٌ (સિમાઅ્) "સાંભળવું" છે.

પાંચમી આયતમાં ફરી ઈમાનવાળા લોકોને સંબોધન કરીને અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺના હુકમોનું પાલન તથા અનુસરણની આજ્ઞા એક ખાસ અંદાજથી આપવામાં આવી કે, અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺ તમને જે વસ્તુઓની દા'વત આપે છે તેમાં અલ્લાહ અને તેના રસૂલ ﷺનો પોતાનો કોઈ લાભ કે હિત સમાયેલ નથી બલકે, બધા હુકમો તમારા જ ફાયદા માટે આપવામાં આવ્યા છે. ઈરશાદ છે اِسْتَجِيْبُوْا لِلّٰهِ وَلِلرَّسُوْلِ اِذَا دَعَاكُمْ لِمَا يُحْيِيْكُمْ એટલે કે, "વાત માનો અલ્લાહની અને રસૂલની જ્યારે કે રસૂલ તમને એવી વસ્તુ તરફ બોલાવે જે તમારા માટે જીવનબક્ષ હોય."

તે જિંદગી જેનું વર્ણન આ આયતમાં કરવામાં આવ્યું છે તે શું છે ? તેમાં કેટલીયે સંભાવનાઓ છે, એના માટે વિવરણકાર વિદ્વાનોના વિવિધ નિવેદનો નોંધાયેલા જોવા મળે છે. સુદીએ કહ્યું કે, "આ જિંદગી બખ્શનાર વસ્તુ ઈમાન છે, કારણ કે કાફિર મૃત છે." બીજું એ ફરમાવ્યું કે, "તે કુર્આન છે જેમાં દુનિયા અને આખિરતની જિંદગીની સફળતા છુપાયેલી છે." મુજાહિદે કહ્યું કે "તે સત્ય છે", ઈબ્ને ઈસ્હાકે કહ્યું કે, "તેનો અર્થ જિહાદ છે જેના દ્વારા અલ્લાહ તઆલાએ મુસલમાનોને ઈજ્જત આપી" અને બધી સંભાવનાઓ પોત–પોતાના સ્થળોએ સાચી અને યોગ્ય છે તેમાં કોઈ વિરોધાભાસ નથી, એનો ભાવાર્થ એ છે કે ઈમાન અથવા કુર્આન અથવા સત્યનું અનુસરણ વગેરે એવી બાબતો છે જેનાથી મનુષ્યનું દિલ સજીવન રહે છે અને દિલની જિંદગી એ છે કે, બંદા અને અલ્લાહ તઆલા વચ્ચે જે ગફલત અને મનેચ્છાઓ વગેરેના પડદાઓ અને આડશો ઊભેલી છે તે માર્ગમાંથી હટી જાય છે અને આ પડદાઓનો અંધકાર દૂર થવાથી મઅ્રિફત અને અલ્લાહના પરિચયનો પ્રકાશ દિલમાં સ્થાન પામી લે છે.

તિરમિઝી અને નસાઈએ હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺએ એક દિવસે ઉબય બિન કઅ્બને બોલાવ્યા, ઉબય બિન કઅ્બ (રદિ.) નમાઝ પઢી રહ્યા હતા, જલદી–જલદી નમાઝ પૂરી કરીને હાજર થયા. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મારા પોકારવા ઉપર તમે વાર કેમ લગાડી ? હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)એ વિનંતી કરી કે, હું નમાઝમાં હતો. આપ ﷺએ ફરમાવ્યું કે, શું તમે અલ્લાહનો આ ઈરશાદ નથી સાંભળ્યો ? اِسۡتَجِيۡبُوۡا لِلّٰهِ وَلِلرَّسُوۡلِ اِذَا دَعَاكُمۡ ઉબય બિન કઅ્બ (રદિ.)એ વિનંતી કરી કે, હવે પછી આજ્ઞાપાલન કરીશ. જો નમાઝની પરિસ્થિતિમાં આપ ﷺ બોલાવશો તો પણ તરત જ હાજર થઈ જઈશ."

આ હદીષની બીનાએ અમુક ફુક્હાએ ફરમાવ્યું કે, રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલનના કારણે નમાઝમાં પણ જે કંઈ કાર્ય કરવામાં આવે તો તેનાથી નમાઝ તૂટી નથી જતી અને અમુકે ફરમાવ્યું કે, જો કે નમાઝના તરીકા વિરુદ્ધ પ્રવૃત્તિથી નમાઝ તો તૂટી જશે અને ત્યારબાદ તેની કઝા કરવી પડશે પરંતુ કરવું એ જ જોઈએ કે જ્યારે રસૂલે કરીમ ﷺ કોઈને બોલાવે અને તે નમાઝમાં પણ હોય તો નમાઝ તોડીને પણ તેમના હુકમનું પાલન કરવામાં આવે.

આ સ્વરૂપ તો ફક્ત રસૂલે પાક ﷺનો વિશેષાધિકાર છે, પરંતુ બીજાઓનું એવું કામ જેમાં મોડું કરવાથી કોઈ સખત નુકસાનનો ભય હોય તો તે વખતે પણ નમાઝ તોડી નાંખવી અને પછી કઝા કરી લેવી જોઈએ, જેમકે કોઈ નમાઝી એવું જૂએ કે, કોઈ આંધળો વ્યક્તિ કૂવાના ખાડાની બિલકુલ નજીક પહોંચી ગયો છે અને હવે તે તેમાં પડી જશે તો તરત જ નમાઝ તોડીને તેને બચાવી લે.

અંતિમ આયતમાં ઈરશાદ થયો, وَاعۡلَمُوۡٓا اَنَّ اللّٰهَ يَحُوۡلُ بَيۡنَ الۡمَرۡءِ وَقَلۡبِهٖ એટલે કે, "એ વાત સમજી લો કે અલ્લાહ તઆલા આડ બની જાય છે વ્યક્તિ અને તેના દિલની વચ્ચે." આ વાક્યના બે ભાવાર્થો હોઈ શકે છે અને બંનેમાં મહાન હિકમત અને શિખામણ જોવા મળે છે જે દરેક વ્યક્તિએ દરેક સમયે યાદ રાખવી જોઈએ.

એક ભાવાર્થ તો એ હોઈ શકે છે કે, જ્યારે કોઈ નેક કામ કરવા અથવા ગુનાહથી બચવાનો સમય આવે તો તેણે તરત જ તેના માટે પ્રવૃત્ત થવું જોઈએ, મોડું કરવું જોઈએ નહિ અને આ ફુરસદના સમયને ગનીમત સમજે, કારણ કે અમુક સમયે વ્યક્તિના ઈરાદા વચ્ચે અલ્લાહની ઈચ્છા આડ બની જાય છે અને તે પોતાના ઈરાદામાં સફળ થઈ શકતો નથી. કોઈ બીમારી આવી જાય છે અથવા મોત આવી જાય છે અથવા કોઈ એવી પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઈ જાય છે કે, તેને પોતાનું નિર્ધારિત કામ કરવાની ફુરસદ જ નથી મળતી. એટલા માટે મનુષ્યએ ઉંમરની ફુરસદના સમયને ગનીમત સમજવો જોઈએ અને આજનું કામ કાલ ઉપર ન ટાળવું જોઈએ, કારણ કે ખબર નથી કાલે શું થવાનું છે ?

من نمی گویم زیاں کن یا بفکر سود باش ای زفرصت بے خبر در ہر چہ باشی زود باش

હું તને એવું નથી કહેતો કે તું નુકસાન ઉઠાવ અથવા નફાની ફિકરમાં રહે,
એટલે કે કોઈપણ બાબતમાં તું ફુરસદથી બેખબર ન રહી જલદીથી તે કરી નાંખ.

આ વાક્યનો બીજો ભાવાર્થ એ હોઈ શકે છે કે, તેમાં અલ્લાહ તઆલા પોતે પોતાના બંદાઓથી અત્યંત નિકટ થતો હોવાનું બતાવવામાં આવ્યું, જેમકે બીજી આયતોમાં; نَحۡنُ اَقۡرَبُ اِلَيۡهِ مِنۡ حَبۡلِ الۡوَرِيۡدِ માં અલ્લાહ તઆલા માનવીની ગરદનની નસથી પણ વધારે નજીક હોવાની વાતનો ઉલ્લેખ છે.

મતલબ એ છે કે, મનુષ્યનું દિલ દરેક સમયે અલ્લાહ તઆલાની ખાસ દેખરેખ હેઠળ છે, જ્યારે તે કોઈ બંદાને બુરાઈઓથી રક્ષણ આપવા ઈચ્છે છે તો તેના દિલ અને ગુનાહો વચ્ચે તે આડ બની જાય છે અને જ્યારે કોઈના નસીબમાં દુષ્ટતા લખેલી હોય છે તેનું દિલ અને નેક કામો દરમિયાન આડ ઊભી કરવામાં આવે છે, એટલા માટે રસૂલે કરીમ ﷺ પોતાની દુઆઓમાં મોટા ભાગે આ દુઆ કર્યા કરતા હતા, يَا مُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قَلْبِىْ عَلٰى دِيْنِكَ એટલે કે, "હે દિલોને પલટાવનાર ! મારા દિલને તારા દીન ઉપર અડગ અને કાયમ રાખજે."

કહેવાનું તાત્પર્ય એ જ છે કે, અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના હુકમોના પાલનમાં મોડું ન કરો અને ફુરસદના સમયને ગનીમત જાણીને તરત જ નેક કાર્યમાં પ્રવૃત્ત થઈ જાઓ, ખબર નહિ કે પછી દિલમાં નેકીની ભાવના, ઉમંગ કે ઉત્સાહ બાકી રહે છે કે કેમ ?

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૨૫ થી ૨૮)

وَاتَّقُوْا فِتْنَةً لَّا تُصِيْبَنَّ الَّذِيْنَ ظَلَمُوْا مِنْكُمْ خَآصَّةً ۚ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ
الْعِقَابِ ﴿۲۵﴾ وَاذْكُرُوْٓا اِذْ اَنْتُمْ قَلِيْلٌ مُّسْتَضْعَفُوْنَ فِى الْاَرْضِ تَخَافُوْنَ اَنْ
يَّتَخَطَّفَكُمُ النَّاسُ فَاٰوٰىكُمْ وَاَيَّدَكُمْ بِنَصْرِهٖ وَرَزَقَكُمْ مِّنَ الطَّيِّبٰتِ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۲۶﴾
يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَخُوْنُوا اللّٰهَ وَالرَّسُوْلَ وَتَخُوْنُوْٓا اَمٰنٰتِكُمْ وَاَنْتُمْ
تَعْلَمُوْنَ ﴿۲۷﴾ وَاعْلَمُوْٓا اَنَّمَآ اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ ۙ وَّاَنَّ اللّٰهَ عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ ﴿۲۸﴾ ع

### તરજુમો :

*અને તે ફસાદથી બચતા રહો કે (જે) તમારામાંથી (માત્ર) ખાસ જાલિમો ઉપર જ નહીં પડે (બલકે દરેક ઉપર પડશે) અને જાણી લો કે અલ્લાહનો અઝાબ ઘણો કઠોર છે. (૨૫) અને યાદ કરો જે સમયે તમે થોડા હતા, પ્રદેશમાં મુસ્તદ્અફીન (દબાયેલા કચડાયેલા), ડરતા હતા કે તમને લોકો ઉઠાવી લેશે; પછી તેણે તમને ઠેકાણું આપ્યું અને તમને પોતાની મદદથી*

*શક્તિ આપી અને તમને સ્વચ્છ વસ્તુઓ રોજી (તરીકે) આપી જેથી તમે શુક્ર કરો. (૨૬) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ સાથે ખયાનત ન કરો અને રસૂલ સાથે અને પરસ્પરની અમાનતોમાં જાણીબૂઝી ખયાનત ન કરો. (૨૭) અને જાણી લો કે બેશક ! તમારો માલ અને અવલાદ ખરાબીમાં નાંખનારા છે અને એ કે અલ્લાહ પાસે મોટો સવાબ છે. (૨૮)*

## તફસીર :

અને (જે રીતે તમારા ઉપર પોતાની સુધારણાના સંદર્ભે હુકમોનું આજ્ઞાપાલન વાજિબ છે એ જ પ્રમાણે તે હુકમોનું પણ આજ્ઞાપાલન વાજિબ છે કે પોતાની શક્તિ અનુસાર અન્યોની સુધારણામાં અમ્ર બિલ્ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર હાથથી અથવા મૌખિક રીતે અથવા દિલથી બુરું જાણીને જે અંતિમ દરજ્જામાં સામેલ છે પ્રયત્ન કરો, નહિતર વાસ્તવમાં તે બુરાઈઓનો જે વબાલ તે અમલોને કરનારાઓ ઉપર આવશે એવો જ એ જ મુજબનો તેના વિશે મૌન રહેનાર લોકો ઉપર પણ આવશે જ્યારે કે હકીકત આ જ પ્રમાણે છે તો) તમે એવા વબાલથી બચો જે ખાસ તે લોકો ઉપર જ નહીં આવે જે તમારામાં તે ગુનાહો આચરી રહ્યા છે (બલકે તે ગુનાહોને જોઈને જેમણે મૌન ધારણ કર્યું છે તે પણ આ અઝાબના ભોગ બનશે અને તેનાથી બચવાનો માર્ગ એ જ છે કે મૌન ધારણ ન કરો) અને એ જાણી રાખો કે અલ્લાહ તઆલા સખત સજા આપનારો છે (તેની સજાથી ડરીને બુરાઈ જોઈને મૌન ધારણ કરવાથી બચો) અને (એ હેતુથી તે નેઅ્મતોને યાદ કરીને ઈનામ આપનારની આજ્ઞાપાલનનો શોખ પેદા કરો, અલ્લાહ તઆલાની નેઅ્મતોને અને વિશેષરૂપે) તે પરિસ્થિતિને યાદ કરો કે જ્યારે તમે (એક સમયે એટલે કે હિજરત પહેલાં સંખ્યામાં ઘણા) થોડા હતા (અને શક્તિના આધારે પણ) પ્રદેશ (મક્કા શહેર)માં કમજોર ગણવામાં આવતા હતા (અને અશક્તિ તથા કમજોરીની પરિસ્થિતિના કારણે) એવા ભયમાં રહેતા હતા કે તમને (ક્યાંક વિરોધી) લોકો ઢસડીને લઈ ન જાય; બસ (એવી પરિસ્થિતિમાં) અલ્લાહ તઆલાએ તમને (મદીનામાં સંતોષપૂર્વક) રહેવાની જગ્યા આપી અને તમને પોતાની મદદથી શક્તિ આપી (સામાનથી પણ અને સંખ્યાની દૃષ્ટિએ પણ વધારીને; જેનાથી ઓછી સંખ્યા તથા કમજોરીનો ડર જતો રહ્યો) અને (ફક્ત એટલું જ નહી કે તમારી મુસીબતને જ દૂર કરી આપી બલકે,

ઉચ્ચ કક્ષાની ખુશહાલી પણ અર્પણ કરી કે દુશ્મનો ઉપર ઘણા વિજયો અપાવ્યા) તમને પવિત્ર અને સ્વચ્છ વસ્તુઓ અર્પણ કરી જેથી તમે (તે નેઅ્મતોનો) આભાર માનો (અને મોટો શુક્ર એ છે કે અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની આજ્ઞાનું પાલન કરો). હે ઈમાનવાળાઓ ! (અમે વિરોધ કરવાની તથા ગુનાહો આચરવાની એટલા માટે મનાઈ કરીએ છીએ કે અલ્લાહ અને રસૂલ ﷺના તમારા ઉપર અમુક હકો છે, જેનો લાભ તમને જ મળવાનો છે અને ગુનાહોથી તેના હકોમાં ખલેલ પડે છે જેથી વાસ્તવમાં તમારા જ લાભમાં નુકસાન થાય છે, જ્યારે એ જ વાત છે તો) તમે અલ્લાહ અને રસૂલના હકોમાં ખલેલ ન પાડો અને (પરિણામના આધારે આ વિષયને એ રીતે કહી શકાય છે કે તમે) પોતાની રક્ષણપાત્ર વસ્તુઓમાં (કે તે તમારા માટે લાભકર્તા છે તો તેના માટે પ્રવૃત્તિઓ જરૂરી હોય છે) તેમાં ખલેલ ન નાંખો અને તમે તો (એવો ખલેલ પાડવો નુકસાનકારક હોવાનું) જાણો છો અને (મોટા ભાગે માલ અને અવલાદની મહોબ્બત આજ્ઞાપાલનમાં અવરોધરૂપ બની જાય છે, એટલા માટે તમને ચેતવણી આપવામાં આવે છે કે) તમે એ વાતને જાણી રાખો કે તમારો માલ અને તમારી અવલાદ એક કસોટીની વસ્તુ છે (કે જોઈ લઈએ કે કોણ તેની મહોબ્બતને અગ્રિમતા આપે છે અને કોણ અલ્લાહ તઆલાની મહોબ્બતને અગ્રિમતા આપે છે? બસ, તમે તેમની મહોબ્બતને અગ્રિમતા ન આપો) અને (જો તેમના નફા તરફ નજર જાય તો તમે) એ બાબતને પણ જાણી રાખો કે અલ્લાહ તઆલા પાસે (તે લોકો માટે કે જેઓ અલ્લાહની મહોબ્બતને અગ્રિમતા આપે છે) ઘણો મોટો સવાબ (ઉપસ્થિત) છે (કે તેની સામે આ નષ્ટ થનાર નાના લાભો તુચ્છ છે).

## મસ્અલા અને બોધપાઠ :

કુર્આને કરીમે ગઝ્વએ બદ્રની અમુક સ્પષ્ટતા અને તેમાં મુસલમાનો ઉપર પોતાના ઈનામોનું વર્ણન ફરમાવ્યા પછી તેના પ્રાપ્ત કરવામાં આવેલ પરિણામો અને પછી તેના અનુસંધાને મુસલમાનોને યોગ્ય શિખામણ આપી બોધપાઠ વર્ણન કર્યો છે, જેનો ક્રમ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اسْتَجِيْبُوْا لِلّٰهِ وَلِلرَّسُوْلِ થી શરૂ થયો છે, આ જ સિલસિલાની એ આયતો છે જે ઉપર લખવામાં આવી છે.

એમાંથી પ્રથમ આયતમાં એવા ગુનાહોથી બચવાનું વિશેષરૂપે માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, જેનો સખત અઝાબ માત્ર ગુનાહ કરનારાઓ સુધી

સિમીત નથી રહેતો, બલકે ગુનાહ ન કરનાર લોકો પણ તે અઝાબમાં સપડાઈ જાય છે.

તે ગુનાહ કયા અને કેવા પ્રકારના છે તેમાં વિવરણકાર વિદ્વાનોના વિવિધ નિવેદનો નોંધાયા છે. અમુક વિદ્વાનોએ નોધ્યું છે કે, એ ગુનાહ અમ્ર બિલ્ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર એટલે કે લોકોને નેક કામોની સૂચના અને ખરાબ કામોથી રોકવાનો સંઘર્ષ (મહેનત) છોડી દેવાની બાબત છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાએ એ હુકમ આપ્યો છે કે કોઈ ગુનાહ અને અપરાધને પોતાના માહોલમાં કાયમ ન થવા દો, કારણ કે જો તેમણે એવું ન કર્યું એટલે કે ગુનાહ અને પાપને જોતા રહ્યા અને શક્તિ હોવા છતાં તેનાથી અટકાવ્યા નહીં તો અલ્લાહ તઆલા તે સૌના ઉપર પોતાનો અઝાબ સર્વસમાન રીતે નાઝિલ કરશે જેનાથી ન તો ગુનેહગાર બચશે અને ન જ બેગુનાહ."

અને બેગુનાહનો ભાવાર્થ અત્રે તે લોકો છે જેઓ મૂળ ગુનાહમાં તેમની સામે સામેલ ન હતા પરંતુ અમ્ર બિલ્ મઅ્રૂફને છોડી દેવાના ગુનાહમાં તે પણ સંડોવાયેલા હતા. એટલા માટે એવી શંકા ન થવી જોઈએ કે, એકના ગુનાહનો અઝાબ બીજા ઉપર નાંખવો અન્યાય અને કુર્આની ફૈસલા لَاتَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى વિરુદ્ધ બાબત છે, કારણ કે અત્રે ગુનેહગાર પોતાના અસલ ગુનાહની વબાલમાં અને બેગુનાહ અમ્ર બિલ મઅ્રૂફને છોડી દેવાના ગુનાહમાં પકડવામાં આવ્યા છે, એટલે કે કોઈ અન્યના ગુનાહ બીજાના માથે નાંખવામાં નથી આવ્યા.

ઈમામ બગવી (રહ.)એ شَرْحُ السُّنَّةُ (શર્હુસ્સુન્નહ) અને મઆલિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ અને હઝરત આયશા સિદીકા (રદિ.)થી આ રિવાયત નકલ કરી છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા કોઈ ખાસ સમૂહના ગુનાહોનો અઝાબ સામાન્ય લોકો ઉપર નથી નાંખતો જ્યાં સુધી કે એવી પરિસ્થિતિ પેદા ન થઈ જાય કે તે પોતાના માહોલમાં ગુનાહ થતો જૂએ અને તેનામાં એ શક્તિ પણ હોય કે તે તેને રોકી શકે છે તે છતાં તેણે તેને અટકાવ્યો નહીં તો તે સમયે અલ્લાહ તઆલાનો અઝાબ તે બધાને જ ઘેરી લે છે."

તિરમિઝી અને અબૂ દાવુદ વગેરેમાં સહીહ સનદ સાથે નકલ થયેલ છે કે, હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ પોતાના એક ખુત્બામાં ફરમાવ્યું કે, “મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું કે, આપ ﷺએ ફરમાવ્યું કે, જ્યારે લોકો કોઈ અત્યાચારીને જૂએ અને અત્યાચાર કરવાથી તેના હાથને ન રોકે તો નિકટ છે કે અલ્લાહ તઆલા તે સૌના ઉપર પોતાનો અઝાબ ઉતારી દે.”

સહીહ બુખારીમાં હઝરત નુઅ્માન બિન બશીર (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, “જ્યારે લોકો અલ્લાહ તઆલાના કાયદાઓ અને મર્યાદાઓનું ઉલ્લંઘન કરનારા ગુનેહગાર હોય અને જે લોકો તેમને જોઈને મૌન ધારણ કરે તે છતાં કે તેમનામાં તે ગુનાહ રોકવાની શક્તિ હોય છે અને રોકતા નથી, આ બંને પ્રકારના લોકોનું ઉદાહરણ એવું છે જેમકે કોઈ દરિયાના જહાજમાં બે માળ હોય અને નીચેના માળવાળા ઉપર આવીને પોતાની આવશ્યકતા અનુસાર પાણી લે છે જેનાથી ઉપરવાળા તકલીફ અનુભવે છે, નીચેવાળા આ જોઈને એવી રીત અપનાવે કે જહાજના નીચલા ભાગમાં કાણું કરીને તેમાંથી પોતાના માટે પાણી પ્રાપ્ત કરે અને ઉપરના લોકો તેમની આવી પ્રવૃત્તિ જૂએ છતાં તેમને એવું કરવાથી ન રોકે તો દેખીતું છે કે, પાણી આખા જહાજમાં ભરાઈ જશે અને જ્યારે નીચલા માળવાળા ડૂબી જશે તો ઉપરના માળવાળા પણ ડૂબવાથી બચી નહી શકે.

આ રિવાયતોની બીનાએ વિવરણકાર વિદ્વાનોએ એવું ઠરાવ્યું છે કે, આ આયતમાં فِتْنَةً (ફિત્નહ)નો અર્થ આ જ ગુનોહ એટલે કે અમ્ર બિલ્ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરને છોડી દેવાનો છે.

અને તફસીરે મઝહરીમાં છે કે, આ ગુનાહનો ભાવાર્થ જિહાદ છોડી દેવું છે, ખાસ કરીને જ્યારે કે મુસલમાનોના અમીર તરફથી જિહાદમાં સામેલ થવાનું આમંત્રણ દરેક મુસલમાનને આપવામાં આવે અને ઈસ્લામિક પ્રતીકોની સુરક્ષા તેના ઉપર જ અવલંબિત હોય, કારણ કે એવા વખતે જિહાદ છોડવાનો વબાલ ફક્ત જિહાદ છોડનારાઓ ઉપર નહીં હોય બલકે, બધા મુસલમાનો ઉપર તેનો વબાલ પડે છે, કાફિરોના વિજયના કારણે સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો અને ઘણા બધા નિર્દોષ મુસલમાનો હત્યા અને ખૂનામરકીના શિકાર બને છે, તેમના જાન–માલ

ભયમાં પડી જાય છે, આ સ્વરૂપમાં અઝાબનો અર્થ દુનિયવી તકલીફો અને મુસીબતો હશે.

આ તફસીરનો ખુલાસો એ છે કે, પાછલી આયતોમાં જિહાદ છોડનારાઓની નિંદા કરવામાં આવી છે. وَاِنَّ فَرِيْقًامِّنَ الْمُؤْمِنِيْنَ لَكَارِهُوْنَ (૮:૫) અને يٰۤاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا لَقِيْتُمُ الَّذِيْنَ كَفَرُوْا زَحْفًا فَلَا تُوَلُّوْهُمُ الْاَدْبَارَ (૮:૧૫) વગેરે આયતો આ જ વિષય બાબતે આવી ચૂકી છે.

ગઝ્વએ ઉહદમાં જ્યારે કે અમુક મુસલમાનોથી ભૂલ થઈ કે, પહાડની ટોચની સુરક્ષા છોડીને નીચે આવી ગયા તો તેમની મુસીબત ફક્ત ભૂલ કરનારાઓ ઉપર ન આવી બલકે, સમગ્ર મુસલમાન લશ્કર ઉપર પડી, એટલે સુધી કે રસૂલે કરીમ ﷺ પણ આ લડાઈમાં ઘાયલ થયા.

બીજી આયતમાં પણ અલ્લાહના હુકમોના અનુસરણને સરળ કરવા માટે અને તેનું પ્રોત્સાહન આપવા માટે મુસલમાનોને તેમના ભૂતકાળની વિકટ પરિસ્થિતિઓને તેઓની અશક્તિ અને કમજોરીઓને અને ત્યાર પછી તેમના ઉપર પોતાના ફઝ્લ (કૃપા) અને ઈનામ વડે પરિસ્થિતિનું પરિવર્તન કરીને તેમને શક્તિ અને સંતોષ અર્પણ કરવાનું વર્ણન છે. ઈરશાદ છે,

وَاذْكُرُوْۤا اِذْاَنْتُمْ قَلِيْلٌ مُّسْتَضْعَفُوْنَ فِى الْاَرْضِ تَخَافُوْنَ اَنْ يَّتَخَطَّفَكُمُ النَّاسُ

فَاٰوٰكُمْ وَاَيَّدَكُمْ بِنَصْرِهٖ وَرَزَقَكُمْ مِّنَ الطَّيِّبٰتِ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ

એટલે કે, "હે મુસલમાનો ! પોતાની તે પરિસ્થિતિને યાદ કરો જે હિજરત પહેલાં મક્કાએ મુઅજ્જમહમાં હતી કે, સંખ્યામાં પણ થોડા હતા અને શક્તિમાં પણ; દરેક સમયે એવો ભય રહેતો હતો કે દુશ્મન તેમને ઊંચકી ઢસડી જશે, અલ્લાહ તઆલાએ તેમને મદીનામાં ઉત્તમ કક્ષાનું ઠેકાણું અર્પણ કર્યું અને ન જ ફક્ત ઠેકાણું આપ્યું બલકે પોતાનું સમર્થન અને મદદ કરીને તેમને શક્તિશાળી બનાવી દુશ્મનો ઉપર વિજયી કર્યા તથા આર્થિક છૂટછાટ અર્પણ કરી." આયતમાં છેલ્લે ફરમાવ્યું, لَعَلَّكُمْ تَشْكُرُوْنَ એટલે કે, "તમારી પરિસ્થિતિનું પરિવર્તન અને આ કાયાપલટ તથા અલ્લાહના ઈનામોનો મકસદ એ છે કે તમે શુક્રગુઝાર બંદા બનો અને દેખીતું છે કે, શુક્રગુઝારી તેની આજ્ઞાઓના પાલન અને અનુસરણ ઉપર જ અવલંબિત છે.

ત્રીજી આયતમાં મુસલમાનોને એ હુકમ આપવામાં આવ્યો કે, અલ્લાહ તઆલાના હકોમાં અથવા પરસ્પર બંદાઓના હકોમાં ખયાનત ન કરો કે, તમે હક અદા ન કરો અથવા તેમાં કોઈ ઉણપ અને ત્રુટી રાખો. છેલ્લે આયતમાં وَاَنْتُمْ تَعْلَمُوْنَ ફરમાવીને એવું બતાવવામાં આવ્યું કે, તમે તો ખયાનતની બુરાઈ અને તેના વબાલને જાણો જ છો પછી તેમાં પ્રવૃત્ત થવું બુદ્ધિ અને સમજદારીની વાત નથી અને કારણ કે અલ્લાહના હકો અને બંદાના હકોને પૂર્ણ કરવામાં બેદરકારી અથવા ઉણપનું કારણ સામાન્ય રીતે મનુષ્યનો માલ અને અવલાદ હોય છે, એટલા માટે એ બાબતે ચેતવણી આપવા માટે ફરમાવ્યું કે, وَاعْلَمُوْٓا اَنَّمَآ اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ وَّاَنَّ اللّٰهَ عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ એટલે કે, “આ વાત સમજી રાખો કે તમારો માલ અને તમારી અવલાદ તમારા માટે ફિત્નો છે.”

"ફિત્નહ"નો અર્થ "કસોટી" પણ થાય છે અને "અઝાબ" પણ. એવી વસ્તુઓને પણ ફિત્નહ કહેવામાં આવે છે જે અઝાબનું કારણ બને. કુર્આને કરીમમાં વિવિધ આયતોમાં આ ત્રણે અર્થ માટે "ફિત્નહ" શબ્દ ઉપયોગવામાં આવ્યો છે, અત્રે ત્રણે અર્થની શક્યતા છે. અમુક સમયે માલ અને અવલાદ મનુષ્ય માટે દુનિયામાં જ જીવનો વબાલ બની જાય છે અને તેના કારણે ગફલત અને ગુનાહોમાં સંડોવાઈ જવાથી અઝાબનું કારણ બની જવું તો બિલકુલ જાહેર બાબત છે. પ્રથમ એ કે માલ અને અવલાદ દ્વારા તમારી કસોટી લેવાનો હેતુ હોય છે કે આ વસ્તુઓ અમારા ઈનામો છે, તમે તે ઈનામો લઈને શુક્રગુઝાર (આભારી) થઈને અનુસરણ કરી આજ્ઞાપાલક બનો છો અથવા તો પછી નાશુક્રી અને નાફરમાની કરો છો ! બીજો અને ત્રીજો અર્થ પણ એ જ હોઈ શકે છે કે, માલ અને અવલાદની મહોબ્બતમાં સપડાઈને અલ્લાહ તઆલાને નારાજ કર્યા તો આ જ માલ અને અવલાદ તમારા માટે અઝાબ બની જશે. અમુક સમયે તો દુનિયામાં જ આ વસ્તુઓ મનુષ્યને સખત મુસીબતોમાં સપડાવી દે છે અને દુનિયામાં જ માલ અને અવલાદનો અઝાબ અનુભવવા લાગે છે, નહિતર એ તો જરૂરી જ છે કે દુનિયામાં જે માલ અલ્લાહ તઆલાના હુકમો વિરુદ્ધ કમાવામાં આવ્યો અથવા ખર્ચ કરવામાં આવ્યો તે માલ જ આખિરતમાં તેના માટે સાપ–વીંછી અને આગના ડામ દેવાનું માધ્યમ બની જાય છે, જેમકે કુર્આને કરીમની અનેક આયતોમાં અને અનેક હદીષની રિવાયતોમાં તેના ખુલાસાઓ ઉપસ્થિત છે અને

ત્રીજો અર્થ એ કે એ વસ્તુઓ અઝાબનું કારણ બની જશે તો દેખીતું છે કે જ્યારે આ વસ્તુઓ અલ્લાહ તઆલાથી ગફલત અને તેની આજ્ઞાઓના અનાદરનું કારણ બને તો અઝાબનું કારણ બની ગઈ. અંતિમ આયતમાં وَاَنَّ اللّٰهَ عِنْدَهٗۤ اَجْرٌ عَظِيْمٌ ફરમાવ્યું, એટલે કે "એ પણ સમજી લો કે જે વ્યક્તિ માટે અલ્લાહ અને રસૂલ ﷺના હુકમોના અનુસરણમાં માલ અને અવલાદની મહોબ્બત આડે ન આવે તો તેના માટે અલ્લાહ તઆલા પાસે ઘણો મોટો સવાબ છે."

આ આયતના વિષયમાં સામાન્ય રીતે બધા જ મુસલમાનો સામેલ છે પરંતુ આ આયતો નાઝિલ થવાની પૂર્વભૂમિકા સ્વરૂપે મોટા ભાગના વિવરણકારોના મતે તે ઘટના છે કે, જે હઝરત અબૂ લુબાબહ (રદિ.)ને ગઝ્વએ બનુ કુરયઝામાં ઉપસ્થિત થઈ હતી કે, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)એ બનુ કુરયઝાના કિલ્લાનો ૨૧ દિવસ સુધી ઘેરો ચાલુ રાખ્યો જેનાથી લાચાર થઈને તેમણે (યહૂદીઓએ) વતન છોડીને સિરીયા ચાલ્યા જવાની દરખાસ્ત કરી. રસૂલે કરીમ ﷺએ તેમની (યહૂદીઓની) શરારતોના કારણે તેનો સ્વીકાર ન કર્યો બલકે, આ ઈરશાદ ફરમાવ્યો કે સુલેહનું ફક્ત એ જ સ્વરૂપ છે કે, સઅદ બિન મઆઝ (રદિ.) જે તમારા વિશે ફેંસલો કરે તેના ઉપર રાજી થઈ જાઓ. તેમણે દરખાસ્ત કરી કે, સઅદ બિન મઆઝ (રદિ.)ના બદલે અબૂ લુબાબહને આ કામ સોંપવામાં આવે. હઝરત અબૂ લુબાબહના ઘરના લોકો અને તેમની માલ–મિલકત બનુ કુરયઝામાં હતી, તેમના વિશે તેમનો (યહૂદીઓનો) એ અભિપ્રાય હતો કે તેઓ અમારા કિસ્સામાં રિઆયત કરશે. આપ ﷺએ તેમની દરખાસ્ત પ્રમાણે હઝરત અબૂ લુબાબહ (રદિ.)ને મોકલ્યા. બનુ કુરયઝાના બધા જ સ્ત્રી–પુરુષો તેમની આસપાસ ભેગા થઈને રડવા લાગ્યા અને પૂછ્યું કે, જો અમે રસૂલે કરીમ ﷺના હુકમ ઉપર ઊતરી જઈએ તો અમારા મા'મલામાં તે કોઈ નરમાશનો વ્યવહાર કરશે ? અબૂ લુબાબહ (રદિ.)ને ખબર હતી કે તેમના વિશે નરમાશ વર્તવાનો અભિપ્રાય નથી, તેમણે અમુક તે લોકોના રડવા–કકળવાથી અને કંઈક પોતાના બાલ–બચ્ચાંની મહોબ્બતથી પ્રભાવિત થઈને પોતાના ગળા ઉપર તલવારની જેમ હાથ ફેરવીને ઈશારાથી બતાવી આપ્યું કે તમને કાપી નાંખવામાં આવશે, જાણે કે તેમણે રસૂલે કરીમ ﷺની ગુપ્ત વાતની જાણકારી આપી દીધી.

માલ અને અવલાદની મહોબ્બતમાં આ કામ તો કરી ચૂક્યા પરંતુ તરત જ ચેતી ગયા કે મેં તો રસૂલુલ્લાહ ﷺની ખયાનત કરી, જ્યારે ત્યાંથી પાછા આવ્યા તો એટલો પસ્તાવો થતો હતો કે, આપ ﷺની સેવામાં જવાના બદલે સીધા મસ્જિદમાં પહોંચી ગયા અને મસ્જિદના એક થાંભલા સાથે પોતાને બાંધી દીધા અને કસમ ખાધી કે, જ્યાં સુધી મારી તવબહ કબૂલ નહીં થાય આ જ રીતે બંધાયેલો રહીશ, ભલે આવી પરિસ્થિતિમાં મને મોત આવી જાય. એટલા માટે સાત દિવસ આવી જ પરિસ્થિતિમાં બંધાયેલા ઊભા રહ્યા, તેમના પત્ની અને પુત્રી તેમની દેખરેખ રાખતા હતા. માનવીય હાજતોના સમયે અને નમાઝના સમયે તેમને ખોલી નાંખતા અને હાજતો પૂર્ણ કર્યા પછી ફરીવાર બાંધી દેતા હતા, ખાવા–પીવાની પાસે પણ ન જતા હતા, એટલે સુધી કે બેહોશી છવાઈ જતી હતી.

રસૂલે કરીમ ﷺને જ્યારે પ્રથમ તેની જાણ થઈ તો તેમણે કહ્યું કે, "જો તેઓ પહેલાં મારી પાસે આવી ગયા હોત તો મેં તેમના માટે મા'ફીની દુઆ કરી હોત અને તેમની તવબહ કબૂલ થઈ જાત. હવે, જ્યારે કે તેઓ આ કામ કરી જ ચૂક્યા છે તો હવે તવબહની સ્વીકૃતિ નાઝિલ થવાની રાહ જોવી પડશે."

સાત દિવસ પછી છેલ્લી રાત્રે રસૂલે કરીમ ﷺ ઉપર તેમની તવબહની સ્વીકૃતિ વિશે આ આયતો નાઝિલ થઈ. અમુક લોકોએ તેમને ખુશખબરી સંભળાવી અને તેમને ખોલવા ઇચ્છ્યા પરંતુ તેમણે કહ્યું કે, જ્યાં સુધી રસૂલે કરીમ ﷺ પોતે મને બંધનમાંથી મુક્ત નહીં કરે હું પોતે મુક્ત થવાનું પસંદ નહીં કરું. એટલા માટે જ્યારે આપ ﷺ સવારની નમાઝ માટે તશરીફ લાવ્યા તો પોતાના હાથોથી તેમને મુક્ત કર્યા. પ્રસ્તુત આયતોમાં જે ખયાનત કરવાની તથા માલ અને અવલાદની મહોબ્બતની લાગણીના પૂરમાં વહી જવાની મનાઈનું વર્ણન આવ્યું છે તેનું મૂળ કારણ આ ઘટના છે. વલ્લાહુ અઅ્‌લમુ.

———————

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૨૯ થી ૩૩)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓا۟ إِن تَتَّقُوا۟ ٱللَّهَ يَجْعَل لَّكُمْ فُرْقَانًا وَيُكَفِّرْ عَنكُمْ سَيِّـَٔاتِكُمْ
وَيَغْفِرْ لَكُمْ ۗ وَٱللَّهُ ذُو ٱلْفَضْلِ ٱلْعَظِيمِ ﴿٢٩﴾ وَإِذْ يَمْكُرُ بِكَ ٱلَّذِينَ كَفَرُوا۟ لِيُثْبِتُوكَ
أَوْ يَقْتُلُوكَ أَوْ يُخْرِجُوكَ ۚ وَيَمْكُرُونَ وَيَمْكُرُ ٱللَّهُ ۖ وَٱللَّهُ خَيْرُ ٱلْمَٰكِرِينَ ﴿٣٠﴾

وَ اِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا قَالُوْا قَدْ سَمِعْنَا لَوْ نَشَآءُ لَقُلْنَا مِثْلَ هٰذَآ ۙ اِنْ هٰذَآ اِلَّآ
اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿۳۱﴾ وَ اِذْ قَالُوا اللّٰهُمَّ اِنْ كَانَ هٰذَا هُوَ الْحَقَّ مِنْ عِنْدِكَ فَاَمْطِرْ
عَلَيْنَا حِجَارَةً مِّنَ السَّمَآءِ اَوِ ائْتِنَا بِعَذَابٍ اَلِيْمٍ ﴿۳۲﴾ وَ مَا كَانَ اللّٰهُ لِيُعَذِّبَهُمْ
وَ اَنْتَ فِيْهِمْ ۭ وَ مَا كَانَ اللّٰهُ مُعَذِّبَهُمْ وَ هُمْ يَسْتَغْفِرُوْنَ ﴿۳۳﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહથી ડરતા રહો તો તમારામાં ફેંસલો કરી આપશે અને તમારાથી તમારા ગુનાહ દૂર કરી દેશે અને તમને મા'ફ કરી દેશે અને અલ્લાહની કૃપા ઘણી મોટી છે. (૨૯) અને જ્યારે કાફિરો ષડયંત્ર કરતા હતા કે તમને કેદ કરી દે અથવા મારી નાંખે અથવા કાઢી મૂકે અને તેઓ પણ દાવપેચ કરતા હતા અને અલ્લાહ પણ ગુપ્ત યોજના કરતો હતો અને અલ્લાહની ગુપ્ત યોજનાઓ સૌથી ઉત્તમ છે. (૩૦) અને જ્યારે કોઈ તેમના ઉપર અમારી આયતો પઢે તો કહે, અમે સાંભળી ચૂક્યા જો અમે ઈચ્છીએ તો અમે પણ આવું કહીએ, આ તો કંઈ પણ નથી પરંતુ આગલા લોકોના અહેવાલ છે. (૩૧) અને જ્યારે તેઓ કહેવા લાગ્યા કે યા અલ્લાહ ! જો આ જ દીન તારા તરફથી સત્ય છે તો અમારા ઉપર આસમાનેથી પથ્થર વરસાવી દે અથવા અમારા ઉપર કોઈ કષ્ટદાયક અઝાબ લાવ. (૩૨) અને અલ્લાહ કદાપિ તેમના ઉપર અઝાબ ન કરે જ્યાં સુધી તમે તેમનામાં રહો અને અલ્લાહ કદાપિ તેમના ઉપર અઝાબ કરશે નહીં જ્યાં સુધી તેઓ મા'ફી માંગતા રહેશે. (૩૩)*

## તફસીર :

(અને) હે ઈમાનવાળાઓ ! (અનુસરણ કરવાની વધારે બરકતો સાંભળો, તે એ છે કે) જો તમે અલ્લાહથી ડરતા રહેશો (અને આ રીતે ડરી તેનું અનુસરણ કરતા રહેશો) તો અલ્લાહ તઆલા તમને તે એક ફેંસલાની વસ્તુ (ફુરકાન) આપશે (તેમાં હિદાયત અને દિવ્ય પ્રકાશ છે જેનાથી સત્ય અને અસત્યમાં જ્ઞાનપૂર્ણ ફેસલો થઈ જાય છે અને સત્ય છવાઈ જાય છે તથા આખિરતનો

છુટકારો પ્રાપ્ત થાય છે કે જેનો આધાર સત્ય અને અસત્યમાં કામગીરી મુજબનો ફૈસલો હોય છે; તે બધું જ તેમાં આવી ગયું) અને તમારાથી તમારા ગુનાહો દૂર કરી આપશે અને તમને મા'ફ કરી આપશે અને અલ્લાહ મહાન કૃપાવાળો છે (અલ્લાહ પોતાની કૃપાથી શું-શું આપશે તેની કલ્પના અને અનુમાન પણ લગાવી શકાય નહીં) અને (હે મુહમ્મદ ﷺ ! મુસલમાનોની સામે નેઅ્મતોના ઉલ્લેખ માટે) એ કિસ્સાને પણ વર્ણન કરી આપો જ્યારે કે કાફિર લોકો તમારા વિશે (અત્યંત દુષ્ટ) ષડ્‌યંત્રો વિચારી રહ્યા હતા કે (યા તો) તમને કેદ કરી લે યા તમને કતલ કરી નાંખે અથવા તમને વતનમાંથી કાઢી મૂકે અને તે તો પોતાના ષડ્‌યંત્રો કરી રહ્યા હતા અને અલ્લાહ પોતાની યુક્તિઓ (આ કાફિરોના ષડ્‌યંત્રોને નિષ્ફળ બનાવવા માટે) કરી રહ્યો હતો અને સૌથી વધારે મજબૂત યુક્તિઓ કરનાર અલ્લાહ જ છે (જેની સામે તેમના સમગ્ર ષડ્‌યંત્રો નષ્ટ થઈ ગયા અને તમે સંપૂર્ણ સુરક્ષિત રહ્યા અને હેમખેમ મદીના તય્યિબહ આવી પહોંચ્યા, કારણ કે તમારું આ રીતે બચેલા રહેવું મો'મિનોના હકમાં અત્યંત ખુશનસીબી અને સફળતાની બાબત છે, એટલા માટે આ ઘટનાનો ઉલ્લેખ કરવાનો હુકમ થયો) અને (તે કાફિરોની એવી હાલત છે કે) જ્યારે તેમની સામે અમારી આયતો પઢવામાં આવે છે તો કહે છે કે અમે સાંભળી(ને જોઈ) લીધું (કે આ તો કોઈ મોઅ્જિઝો નથી કારણ કે) જો અમે ઈચ્છીએ તો તેના સમકક્ષ અમે પણ કહી આપીએ (બસ) આ (કુર્આન) તો (અલ્લાહનું કલામ અને મોઅ્જિઝો વગેરે) કંઈ જ નથી ફક્ત પ્રમાણ વિનાની વાતો છે જે અગાઉના લોકો દ્વારા વર્ણન થતી ચાલી આવી રહી છે (કે આગલા લોકો પણ આ જ તવહીદ અને રિસાલત વગેરેનો દા'વો કરતા રહ્યા છે તેમના જ વિષયો તમે નકલ કરી રહ્યા છો) અને (તેનાથી વધીને વર્ણન કરવાપાત્ર પરિસ્થિતિ એ છે) જ્યારે કે તે લોકોએ (પોતાની આ અજ્ઞાનતાપૂર્ણ માન્યતાને સાબિત કરવા માટે અને તેને તુચ્છ જાહેર કરવા માટે એવું પણ) કહ્યું કે, હે અલ્લાહ ! જો આ કુર્આન તારા તરફથી સત્ય છે તો અમારા ઉપર (તેના ન માનવાના કારણે) આસમાનથી પથ્થર વરસાવ અથવા અમારા ઉપર કોઈ (અન્ય) દર્દનાક અઝાબ નાંખ (જે અસ્વાભાવિક હોય જેમકે પથ્થરનો વરસાદ વગેરે હોય અને જ્યારે એવો અઝાબ નથી આવતો તો પોતે સત્ય હોવાનું જાણી ગર્વ કરે છે) અને (એવું નથી સમજતા કે તેમના આ રીતે જૂઠાડવા તથા

માંગણી કરવાના કારણે અઝાબ નાઝિલ નથી થયા કરતો, કારણ એ છે કે) અલ્લાહ તઆલા એવું કરશે નહીં કે તેમનામાં આપ (ﷺ) ઉપસ્થિત હોવા છતાં તેમને (એવો) અઝાબ આપે અને (વળી) અલ્લાહ તઆલા તેમને (એવો) અઝાબ આપશે નહીં એ હાલતમાં કે તેઓ મા'ફી પણ માંગી રહ્યા છે (બસ, તે મા'ફી માંગવી આખિરતમાં ઈમાન ન હોવાના કારણે લાભપાત્ર નહીં હોય પરંતુ અંતે સારા કામો એ એક નેક અમલ છે દુનિયામાં તો કાફિરો માટે લાભકારી થઈ શકે છે, મતલબ એ છે કે અલ્લાહના સામૂહિક અઝાબ માટે બે વસ્તુઓ રુકાવટ છે; એક આપ ﷺનું દુનિયામાં અથવા મક્કામાં મોજૂદ હોવું અને બીજું તે લોકોનું તવાફ વગેરેમાં غُفْرَانَكَ "ગુફરાનક" કહેવું કે જે હિજરત પછી અથવા રસૂલે કરીમ ﷺની વફાત પછી પણ બાકી હતું અને સામૂહિક અઝાબની રુકાવટ સ્વરૂપે એક હદીષ એ પણ છે કે, રસૂલ ﷺનું ઉમ્મતમાં મોજૂદ હોવું આ રુકાવટ કોઈના ઈસ્તિગફાર ન કરવા છતાં બાકી છે. આ બાબતો પોતે સામૂહિક અઝાબ માટે અવરોધક છે ભલે તે સામૂહિક અઝાબ ન આવવાનું જાહેર હોવા છતાં ક્યારેક કોઈ અઝાબ કામચલાઉ ધોરણે મસ્લિહત સ્વરૂપે આવી જાય છે, જેમકે કયામત નજીક અમુક અઝાબ આવશે જેનું હદીષોમાં વર્ણન થયું છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં એ બાબતનો ઉલ્લેખ હતો કે, માનવી માટે માલ અને અવલાદ એક ફિત્નો એટલે કે કસોટીની વસ્તુ છે, કારણ કે આ વસ્તુઓની મહોબ્બતમાં વ્યક્તિ લાગણીના પ્રવાહમાં વહીને સામાન્ય રીતે અલ્લાહ તઆલા અને આખિરતથી બેદરકાર (ગાફિલ) થઈ જાય છે, જ્યારે કે આ મહાન નેઅ્મતનો બૌદ્ધિક તકાદો એ હતો કે અલ્લાહ તઆલાના આ અહેસાનોના કારણે તેના તરફ વધારે કેન્દ્રિત થાય.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયત આ જ વિષયની પૂર્ણતા છે, તેમાં ફરમાવ્યું છે કે જે વ્યક્તિ બુદ્ધિને સ્વભાવ ઉપર વર્ચસ્વ આપીને કસોટીના સમયે અડગ રહ્યા અને અલ્લાહ તઆલાના અનુસરણ અને મહોબ્બતને બધી વસ્તુઓ ઉપર અગ્રસ્થાને રાખી, જેને કુર્આન અને શરીઅતની પરિભાષામાં "તકવો" કહેવામાં આવે છે તો તેને તેના બદલામાં ત્રણ વસ્તુઓ અર્પણ થાય છે, એક ફુરકાન, બીજી ગુનાહોનો કફ્ફારો અને ત્રીજી મગફિરત એટલે કે ક્ષમા.

''ફુરકાન'' અને ''ફર્ક'' બંને સમાનાર્થી ક્રિયાપદના અર્થો છે, રૂઢિપ્રયોગમાં ફુરકાન તે વસ્તુ માટે બોલવામાં આવે છે જે બે વસ્તુઓમાં સ્પષ્ટપણે ફરક અને ફેસલો કરી આપે, એટલા માટે ફૈસલાને ફુરકાન કહેવામાં આવે છે, કારણ કે તે સત્ય અને અસત્યમાં સ્પષ્ટ તફાવત કરી આપે છે. અલ્લાહ તઆલાની મદદને પણ ફુરકાન કહેવામાં આવે છે, કારણ કે તેના દ્વારા સત્યવાદીઓને વિજય પ્રાપ્ત થાય છે અને તેના વિરોધીઓનો પરાજય થાય છે અને આ રીતે સત્ય અને અસત્યનો ફરક સ્પષ્ટ થઈ જાય છે. કુર્આને કરીમમાં આ જ અર્થ માટે ગઝ્વએ બદ્રને يَـوْمُ الْـفُـرْقَـانُ (યવમુલ ફુરકાન) ''ફરક કરવાના દિવસ''ના નામથી ઓળખાવવામાં આવે છે.

આ આયતમાં તકવો ધારણ કરનારને ફુરકાન અર્પણ થયાનું કેટલાક વિવરણકાર સહાબા (રદિ.)ના મતે એ જ અર્થમાં છે કે, અલ્લાહ તઆલાની મદદ અને સુરક્ષા તેમની સાથે હોય છે, કોઈ દુશ્મન તેમને નુકસાન નથી પહોંચાડી શકતો અને બધા જ હેતુઓમાં સફળતા તેમનો મિત્ર હોય છે.

ہر کہ ترسید از حق و تقوٰے گزید ترسد از وے جن و انس و ہر کہ دید

જે કોઈ અલ્લાહથી ડરે અને તકવો ગ્રહણ કરે

તેનાથી જિન્નાત, ઈન્સાન બલકે દરેક આંખવાળા સજીવ ડરે છે.

તફસીરે મહાઈમીમાં છે કે, "તેમાં એ વાત તરફ ઈશારો છે કે અગાઉના કિસ્સાઓમાં હઝરત અબૂ લુબાબહ (રદિ.)થી જે પોતાના બાળ–બચ્ચાંના રક્ષણ માટે ભૂલ થઈ ગઈ હતી, તે એટલા માટે પણ ભૂલ હતી કે બાળ–બચ્ચાંના રક્ષણનો પણ સાચો માર્ગ એ જ હતો કે, અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺના અનુસરણને પોતાનું સંપૂર્ણ ચરિત્ર્ય બનાવે તો સર્વ કાંઈ માલ અને અવલાદ અલ્લાહ તઆલાની સુરક્ષામાં આવી ગયું હોત" અને અમુક વિવરણકાર વિદ્વાનોએ નોંધ્યું છે કે, فُـرْقَانُ (ફુરકાન)નો અર્થ આ આયતમાં તે બુદ્ધિ, દિર્ઘદષ્ટિ તથા કોઠાસૂઝ છે જેના દ્વારા સત્ય અને અસત્ય, ખરા અને ખોટામાં તફાવત કરવો સરળ થઈ જાય, હવે આયતનો ભાવાર્થ એ થયો કે તકવો ધારણ કરનારને અલ્લાહ તઆલા એવી સમજદારી અને કોઠાસૂઝ અર્પણ કરે છે કે તેમના માટે સારા અને નરસાનો ફૈસલો કરવો સરળ થઈ જાય છે.

બીજી વસ્તુ જે તકવાના બદલામાં અર્પણ થાય છે તે كَفَّارَةُ سَيِّئَاتٌ "ગુનાહોનો કફ્ફારો" છે, એટલે કે જે ભૂલો અને ત્રુટીઓ તેમનાથી થઈ જાય છે દુનિયામાં તેનો કફ્ફારો અને બદલો કરી આપવામાં આવે છે, એટલે કે તેમને એવા નેક અમલોની તવફીક થઈ જાય છે જે તેમની બધી ભૂલો ઉપર છવાય જાય છે અને ત્રીજી વસ્તુ જે તકવાના બદલામાં પ્રાપ્ત થાય છે તે આખિરતની મગફિરત (મા'ફી) અને બધા ગુનાહો તથા ભૂલોની ક્ષમા છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَاللّٰهُ ذُوالْفَضْلِ الْعَظِيْمِ એટલે કે, "અલ્લાહ તઆલા મોટો કૃપા કરનાર અને અહેસાન કરનાર છે." તેમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે અમલનો બદલો તો અમલના પ્રમાણ ઉપર હોય છે, અત્રે પણ તકવો (અલ્લાહનો ડર) ધારણ કરનારને જે ત્રણ વસ્તુઓ અર્પણ કરવાનું વર્ણન છે તે તકવાના સારા બદલા સ્વરૂપે હશે પરંતુ અલ્લાહ તઆલા મહાન કૃપાવંત અને અહેસાનવાળો પણ છે, તેની બખ્શીશ અને મહેરબાની કોઈ માપદંડમાં સીમિત નથી, તેના અહેસાન અને ઈનામનું કોઈ અનુમાન પણ લગાવી શકતું નથી, એટલા માટે તકવો (અલ્લાહનો ડર) ધારણ કરનાર માટે અલ્લાહ તઆલાની કૃપા અને ઈનામોથી જે આ ત્રણ વસ્તુઓ અર્પણ થશે તે ઉપરાંત પણ ઘણી બધી આશા રાખવી જોઈએ.

બીજી આયતમાં અલ્લાહ તઆલાના એક ખાસ ઈનામ અને અહેસાનનું વર્ણન છે જે રસૂલુલ્લાહ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) ઉપર બલકે, સમગ્ર દુનિયા ઉપર થયેલ છે કે હિજરત પહેલાં જ્યારે રસૂલે કરીમ ﷺ કાફિરોના ઘેરામાં હતા અને તેઓ આપ ﷺને કેદ પકડવાના અથવા તેમની હત્યા કરવાના ષડ્યંત્રો કરી રહ્યા હતા તો અલ્લાહ તઆલાએ તેમના નાપાક ઈરાદાઓને ધૂળમાં મેળવી દીધા અને રસૂલે કરીમ ﷺને હેમખેમ મદીના તય્યિબહ પહોંચાડી દીધા.

જેની ઘટના તફસીરે ઈબ્ને કષીર અને મઝહરીમાં મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક તથા ઈમામ અહમદ અને ઈમામ જરીર (રહ.) વગેરેએ એ નકલ કરી છે કે, જ્યારે મદીના તય્યિબહથી આવનાર અન્સારોનું મુસલમાન થઈ જવું, મક્કામાં મશ્હૂર થઈ ગયું તો મક્કાના કુરૈશીઓને એવી ચિંતા થવા લાગી કે, અત્યાર સુધી તો તેમનો મા'મલો ફક્ત મક્કાના વર્તુળ સુધી સીમિત હતો જ્યાં દરેક પ્રકારની

શક્તિ અમારા હાથમાં છે અને હવે જ્યારે કે મદીનામાં ઈસ્લામ ફેલાવા લાગ્યો અને ઘણા બધા સહાબએ કિરામ (રદિ.) હિજરત કરીને મદીના તય્યિબહ પહોંચી ગયા તો હવે તેમનું એક કેન્દ્ર મદીના તય્યિબહમાં સ્થાપિત થઈ ગયું, જ્યાં તેઓ દરેક પ્રકારની શક્તિ અમારા વિરુદ્ધ ભેગી કરી શકે છે અને પછી અમારા ઉપર આક્રમણ કરી શકે છે અને તેમને એવી પણ અનુભૂતિ થવા લાગી કે, અત્યાર સુધી તો અમુક સહાબએ કિરામ (રદિ.) જ હિજરત કરીને મદીના તય્યિબહ પહોંચ્યા છે, હવે એ બાબતનું પણ મજબૂત અનુમાન છે કે પોતે (હઝરત) મુહમ્મદ (ﷺ) પણ ત્યાં ચાલ્યા જશે, એટલા માટે મક્કાના આગેવાનો અને સરદારોએ સલાહ–મશ્વરા માટે "દારુલ નદ્વહ"માં એક ખાસ મિટીંગ બોલાવી. દારુલ નદ્વહ મસ્જિદે હરામની બિલકુલ લગોલગ કુસય બિન કિલાબનું મકાન હતું, જેને તે લોકોએ પોતાની સામાજિક સમસ્યાઓના સમયે સલાહ–મશ્વરો કરવા માટે મિટીંગ કરવા નક્કી કરી રાખ્યું હતું અને ઈસ્લામના યુગમાં તેને મસ્જિદે હરામમાં સામેલ કરી લેવામાં આવ્યું છે. કહેવામાં આવે છે કે પ્રવર્તમાન પરિસ્થિતિમાં "બાબુલ ઝિયારત" જ તે સ્થળ હતું જેને દારુલ નદ્વહ કહેવામાં આવતું હતું.

રિવાજ પ્રમાણે આ મહત્ત્વના સલાહ–મશ્વરા માટે કુરૈશના સરદારોની મિટીંગ દારુલ નદ્વહમાં થઈ જેમાં અબૂ જહલ, નજર બિન હારિષ, ઉત્બહ, શયબહ, ઉમય્યા બિન ખલફ, અબૂ સુફિયાન વગેરે કુરૈશના બધા નામચીન લીડરો ભેગા થયા અને રસૂલે કરીમ ﷺ અને ઈસ્લામની વધતી શક્તિનો મુકાબલો કરવાની યુક્તિઓ વિશે વિચારવા લાગ્યા.

હજુ મશ્વરાની મજલિસ શરૂ જ થઈ હતી કે, ઈબ્લીસ મલઊન એક વૃદ્ધ અરબ શૈખના વેશમાં દારુલ નદ્વહના દરવાજે આવીને ઊભો થઈ ગયો. લોકોએ પૂછ્યું કે, તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? તો તેણે કહ્યું કે, હું નજદનો રહેવાસી છું, મને જાણ થઈ કે તમે લોકો એક મશ્વરો કરી રહ્યા છો તો હું કોમી લાગણીના કારણે અત્રે ઉપસ્થિત થઈ ગયો કે શક્ય છે કે, કોઈ લાભદાયક મશ્વરો આપી શકું.

આ સાંભળીને તેને અંદર બોલાવી લેવામાં આવ્યો અને મિટીંગ શરૂ થઈ તો સુહૈલીની એક રિવાયત પ્રમાણે અબૂલ બખ્તરી ઈબ્ને હિશામે એ સલાહ આપી

કે, તેમને એટલે કે રસૂલે કરીમ ﷺને લોખંડની સાંકળોમાં કેદ કરીને મકાનનો દરવાજો બંધ કરી છોડી દેવામાં આવે, એટલે સુધી કે નઊઝુબિલ્લાહ ! તે પોતાની મોતે મરી જાય. આ સાંભળીને શૈખ નજદી ઈબ્લીસ મલઊને કહ્યું કે, આ અભિપ્રાય બરાબર નથી. કારણ કે, જો તમે એવું કર્યું તો મા'મલો ગુપ્ત નહીં રહે બલકે, તેનો પ્રચાર દૂર–દૂર સુધી પહોંચી જશે અને તેમના સહાબાઓ અને સાથીઓના વફાદારીપૂર્વકના કારનામાઓ તમારી સામે છે. શક્ય છે કે આ લોકો ભેગા થઈને તમારા ઉપર હુમલો કરે અને તેમને તમારી કેદમાંથી છોડાવી લે. બધી બાજુથી અવાજ આવ્યો કે, શૈખ નજદીની વાત સાચી છે અને ત્યારબાદ અબૂલ અસ્વદે એ અભિપ્રાય વ્યક્ત કર્યો કે, તેમને મક્કામાંથી કાઢી મૂકવામાં આવે, તે બહાર જઈને જે ઈચ્છે તે કરતા રહે આપણું શહેર તેમના ફસાદથી સુરક્ષિત થઈ જશે અને આપણે અહીંયાં કોઈ લડાઈ–ઝઘડો પણ કરવો નહીં પડે.

શૈખ નજદી આ સાંભળીને ફરી બોલ્યો કે આ અભિપ્રાય પણ ખોટો છે, શું તમને જાણ નથી કે તે કેવી મીઠી વાણી ધરાવનાર વ્યક્તિ છે કે લોકો તેમની વાતો સાંભળીને પીગળી જાય છે, તેમના ઉપર જાદૂ છવાઈ જાય છે. જો તેમને આ રીતે સ્વતંત્ર છોડી દેવામાં આવશે તો ઘણા જ જલદી પોતાનું શક્તિશાળી સંગઠન બનાવી લેશે અને તમારા ઉપર આક્રમણ કરી તમને પરાજિત કરી દેશે. હવે અબૂ જહલ બોલ્યો કે, જે કરવાનું કામ છે તે તમારામાંથી કોઈ જ સમજ્યું નથી. મારી સમજમાં એક વાત આવે છે, તે એ કે આપણે અરબના બધા કબીલાઓમાંથી દરેક કબીલાનો એક નવયુવાન લઈ લઈએ અને દરેકને એક ઉત્તમ પ્રકારની તલવાર આપીએ, આ બધા લોકો એકીસાથે તેમના ઉપર હુમલો કરી તેમને કતલ કરી નાંખે, અમે તેમની ફસાદથી આ રીતે છુટકારો પ્રાપ્ત કરી લઈશું. હવે રહી વાત તેમના કબીલા બનુ અબ્દે મુનાફની માંગણી કે જે તેમને કતલ કરવાના કારણે અમારા ઉપર લાગુ પડશે તો બસ આવી પરિસ્થિતિમાં જ્યારે કે તેમને કોઈ એક વ્યક્તિએ કતલ નહીં કર્યા હોય બલકે, દરેક કબીલાના એક–એક વ્યક્તિએ કર્યા છે તો કિસાસ એટલે કે પ્રાણના બદલે પ્રાણ લેવાની માંગણી બાકી નહીં રહી શકે. ફક્ત "ખૂનબહા" અને "દિય્યત" (વળતર)ના માલની માંગણી રહી જશે તો આપણે બધા કબીલાવાળા તે ભેગું કરી તેમને આપી દઈશું અને નચિંત થઈ જઈશું.

શૈખ નજદી મલઊન ઈબ્લીસે આ સાંભળીને કહ્યું કે, બસ, સાચો અભિપ્રાય આ જ છે અને તેના સિવાય કોઈ વસ્તુ અસરકારક નહીં થઈ શકે. બધી જ મજલિસે તેના સમર્થનમાં પોતાનો અભિપ્રાય આપી દીધો અને આજે જ રાત્રે પોતાના આ નાપાક ઈરાદાને પૂર્ણ કરવાનો નિર્ધાર કર્યો.

પરંતુ અંબિયા (અલૈ.)ની ગયૂબી તાકાતને આ અજ્ઞાનીઓ શું સમજી શકવાના હતા !? આ તરફ જિબ્રઈલ અમીન (અલૈ.)એ દારુલ મશ્વરાની સમગ્ર પરિસ્થિતિની રસૂલે કરીમ ﷺને જાણ કરી એ યુક્તિ બતાવી કે, આજે રાત્રે તમે પોતાના બિસ્તરા ઉપર આરામ ન કરો અને બતાવ્યું કે, હવે તમને મક્કાથી હિજરત કરવાની પરવાનગી આપવામાં આવી છે.

આ બાજુ મશ્વરા પ્રમાણે સાંજે જ કુરૈશના નવયુવાનોએ સરવરે દો આલમ ﷺના મકાનનો ઘેરો ઘાલ્યો, રસૂલે કરીમ ﷺએ એ જોયું તો હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુને હુકમ આપ્યો કે, આજે રાત્રે તેઓ રસૂલે કરીમ ﷺના બિસ્તરા ઉપર આરામ કરે અને એ ખુશખબરી સંભળાવી દીધી કે, જો કે જાહેરમાં તમારા જીવને ખતરો છે પરંતુ દુશ્મન તમારું કંઈ જ બગાડી નહીં શકે.

હઝરત અલી મુર્તઝા (રદિ.)એ આ કામ માટે પોતાને રજૂ કરી દીધા અને આપ ﷺના બિસ્તરા ઉપર સૂઈ ગયા પરંતુ હવે મુશ્કેલી એ સામે હતી કે, આપ ﷺ તેમના ઘેરામાંથી કઈ રીતે નીકળે ? આ મુશ્કેલીને અલ્લાહ તઆલાએ એક મોઅ્જિઝા દ્વારા હલ કરી, તે એ કે અલ્લાહના હુકમથી રસૂલુલ્લાહ ﷺ એક મુઠ્ઠીમાં માટી ભરીને બહાર આવ્યા અને ઘેરો ઘાલવાની જે કંઈ રસૂલે કરીમ ﷺ વિશે વાતચીત ચાલી રહી હતી તેમનો જવાબ આપ્યો પરંતુ અલ્લાહ તઆલાએ તેમની નજરોને અને વિચારવાની શક્તિને આપ ﷺ તરફથી અન્યત્ર ફેરવી દીધી કે કોઈએ આપ ﷺને જોયા નહીં બલકે, આપ ﷺ તેમનામાંથી દરેકના માથા ઉપર માટી નાંખતા–નાંખતા નીકળીને ચાલ્યા ગયા. રસૂલે કરીમ ﷺના ચાલ્યા ગયા પછી કોઈ આવનારાએ તે લોકોને પૂછ્યું કે, અહીંયાં કેમ ઊભા છો ? તો તેમણે બતાવ્યું કે, મુહમ્મદ (ﷺ)ની રાહ જોઈ રહ્યા છીએ. તેણે કહ્યું કે, તમે ભૂલમાં છો તે તો અહીંયાંથી નીકળીને જઈ ચૂક્યા છે અને તમારામાંથી દરેકના માથા ઉપર માટી નાંખતા ગયા છે, તે લોકોએ પોત–પોતાના માથા ઉપર હાથ મૂક્યો તો આ બાબતની ખરાઈ થઈ ગઈ કે દરેકના માથા ઉપર માટી પડી હતી.

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ રસૂલે કરીમ ﷺના બિસ્તર ઉપર સૂઈ ગયા હતા પરંતુ ઘેરો ઘાલનારાઓએ તેમના પાસું ફેરવવાથી તેમને ઓળખી લીધા કે આ મુહમ્મદ (ﷺ) નથી, એટલા માટે કતલ કરવાનો અમલ ન કર્યો. સવાર સુધી ઘેરો ઘાલ્યા પછી આ લોકો ખુબ લજ્જિત અને ભોંઠા પડીને પાછા ગયા. આ રાત અને તેમાં રસૂલે કરીમ ﷺ માટે પોતાના પ્રાણને ભયમાં નાંખવો હઝરત અલી (રદિ.)ની ખાસ વિશેષતાઓમાંથી છે.

કુરૈશના સરદારોના મશ્વરામાં જે ત્રણ અભિપ્રાય રસૂલે કરીમ ﷺ વિશે આપવામાં આવ્યા હતા તે ત્રણેને કુર્આને કરીમની આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે. وَاِذْ يَمْكُرُ بِكَ الَّذِيْنَ كَفَرُوْا لِيُثْبِتُوْكَ اَوْ يَقْتُلُوْكَ اَوْيُخْرِجُوْكَ એટલે કે, તે સમય યાદ રાખવાપાત્ર છે જ્યારે કે કાફિરો તમારા વિરુદ્ધ ષડ્યંત્રો રચી રહ્યા હતા કે તમને કેદ કરે અથવા હત્યા કરે અથવા શહેરમાંથી કાઢી મૂકે.

પરંતુ અલ્લાહ તઆલાએ તેમની બધી યુક્તિઓ ધૂળમાં મેળવી દીધી, એટલા માટે અંતિમ આયતમાં ફરમાવ્યું, وَاللّٰهُ خَيرُ الْمَاكِرِيْنَ એટલે કે, અલ્લાહ તઆલા શ્રેષ્ઠ યુક્તિ કરનાર છે જે બધી જ યુક્તિઓ ઉપર છવાઈ જાય છે, જેમકે આ ઘટનામાં તેનો જાત અનુભવ થઈ ચૂક્યો છે.

શબ્દ مَكْر (મકર)નો અરબી શબ્દકોષ પ્રમાણે અર્થ એ છે કે, કોઈ યુક્તિ અથવા યોજના દ્વારા પોતાના વિરોધી વ્યક્તિને તેના ઇરાદાઓથી અટકાવી દેવો. પછી જો આ કામ કોઈ નેક હેતુસર કરવામાં આવે તો આ مَكْرِ مَحْمُوْد (મક્રે મહમૂદ) અને સારી તથા ઉત્તમ યુક્તિ છે અને જો કોઈ દુષ્ટ હેતુ માટે કરવામાં આવે તો તે નિંદાપાત્ર અને ખરાબ છે, એટલા માટે આ શબ્દ માનવી માટે પણ બોલી શકાય છે અને અલ્લાહ માટે પણ, પરંતુ અલ્લાહ તઆલા માટે ફક્ત એવી પરિસ્થિતિમાં ઉપયોગ થાય છે જ્યાં વાતચીતની લઢણ અને પરસ્પરના મુકાબલા દ્વારા "મકર" (યુક્તિ) નિંદાપાત્ર હોવાની શંકા ન થાય, જેમકે અહીંયાં ઘટિત થયું છે. *(મઝહરી)*

આ સ્થળે એ વાત પણ ધ્યાનપાત્ર છે કે, અંતિમ આયતમાં જે શબ્દ ઈરશાદ ફરમાવ્યો તે અનિશ્ચિતકાળ (Indefinite Tense) છે, જે વર્તમાન અને ભવિષ્ય બંનેના અર્થ ઉપર દલીલ કરે છે. ફરમાવ્યું, وَيَمْكُرُوْنَ وَيَمْكُرُاللّٰهُ એટલે

કે, તે ઈમાનવાળાઓને ત્રાસ આપવાની યુક્તિઓ કરતા રહેશે અને અલ્લાહ તઆલા તેમની યુક્તિઓને નિષ્ફળ કરવાની તદ્બીરો કરતો રહેશે, તેમાં ઈશારો છે કે, કાફિરોની આ કાયમી પ્રકૃતિ રહેશે કે તેઓ મુસલમાનોને નુકસાન પહોંચાડવાના ષડ્યંત્રો કરતા રહેશે, એ જ પ્રમાણે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા પણ હંમેશા સાચા મુસલમાનો વિરુદ્ધ રચવામાં આવતા કાફિરોના ષડ્યંત્રોની નિષ્ફળતા માટે મુસલમાનોની મદદ અને સહાય કરતો રહેશે.

૩૧મી અને ૩૨ મી આયતોમાં આ જ દારુદ નદ્વહમાં સામેલ એક વ્યક્તિ નજર બિન હારિષની એક વાહિયાત વાતચીત અને ૩૩ મી આયતમાં તેનો જવાબ ઉપસ્થિત છે. નજર બિન હારિષ કારણ કે વેપારી વ્યક્તિ હતો, વિવિધ પ્રદેશોની મુસાફરીમાં યહૂદીઓ અને નસારાની કિતાબો અને તેમની ઈબાદત કરવાની પ્રણાલિકા અને શૈલીને વારંવાર જોતો હતો, એટલા માટે જ્યારે તેણે કુર્આને કરીમમાં અગાઉ ગુજરી ચૂકેલ ઉમ્મતોની પરિસ્થિતિઓ અને હાલતોનું વર્ણન સાંભળ્યું તો કહેવા લાગ્યો કે, قَدْ سَمِعْنَا لَوْ نَشَآءُ لَقُلْنَا مِثْلَ هٰذَآ اِنْ هٰـذَآ اِلَّآ اَسَـاطِيْـرُ الْاَوَّلِيْنَ એટલે કે, આ વાતો તો અમારી સાંભળેલી છે, જો અમે ઇચ્છીએ તો અમે પણ કહી શકીએ છીએ, આ તો પુરોગામી લોકોના કિસ્સા–કહાણીઓ છે અને જ્યારે અમુક સહાબા (રદિ.)એ તેની બોલતી બંધ કરી દીધી કે જો તું એવું કલામ કહી શકતો હોય તો પછી કેમ કહેતો નથી ? જ્યારે કે કુર્આને સત્ય અને અસત્યના ફેંસલાનો આધાર તેના ઉપર મૂકી દીધો છે અને સમગ્ર દુનિયાને એ પડકાર આપ્યો છે કે જો વિરોધ કરનાર સાચા હોય તો પોતે કુર્આનની એક નાની સરખી સૂરત સમકક્ષ ઉદાહરણ રજૂ કરે અને વિરોધીઓ વિરોધમાં પોતાના પ્રાણ, માલ, અવલાદ વગેરે ગુમાવવાની તૈયારી રાખતા હતા પરંતુ બધાએ મળીને એક નાની સરખી કુર્આનની સૂરતના મુકાબલામાં કોઈ કલામ રજૂ કરવાની હિમ્મત ન કરી અને ન જ કરી શક્યા, તો હવે એવું કહેવું કે અમે ઈચ્છયું હોત તો અમે પણ આવું જ કલામ કહી શકીએ છીએ, આ તો એક એવી વાત થઈ કે જેને કોઈ સ્વમાની વ્યક્તિ ક્યારેય ઉચ્ચારી શકતો નથી, પછી જ્યારે નજર બિન હારિષ સમક્ષ સહાબએ કિરામ (રદિ.)એ આ અલ્લાહનું કલામ સત્ય હોવાનો ઉલ્લેખ કર્યો તો પોતાના જૂઠા ધર્મ ઉપર પોતે અડગ હોવા અને પાકો હોવાનું બતાવવા માટે કહેવા લાગ્યો, اَللّٰهُـمَّ اِنْ كَـانَ هٰـذَاهُوَ الْحَقَّ مِنْ

عِندِکَ فَاَمۡطِرۡ عَلَیۡنَا حِجَارَۃً مِّنَ السَّمَآءِ اَوِ ائۡتِنَا بِعَذَابٍ اَلِیۡمٍ એટલે કે, હે અલ્લાહ ! જો આ જ કુર્આન તારા તરફથી સત્ય છે તો અમારા ઉપર પથ્થર વરસાવ અથવા કોઈ અન્ય કષ્ટદાયક અઝાબ નાઝિલ ફરમાવ.

કુર્આને કરીમે પોતે તેનો જવાબ આપ્યો. ઈરશાદ છે, وَمَا کَانَ اللّٰہُ لِیُعَذِّبَھُمۡ وَاَنۡتَ فِیۡھِمۡ એટલે કે, અલ્લાહ તઆલા એવું કરશે નહીં કે આપ ﷺના મક્કામાં હોવા છતાં તેમના ઉપર અઝાબ નાઝિલ કરી આપે, કારણ કે પ્રથમ તો બધા જ અંબિયા (અલૈ.)ની સાથે અલ્લાહ તઆલાનો એ નિયમ રહ્યો છે કે, જ્યારે વસ્તીમાં તેઓ મોજૂદ હોય તેમના ઉપર તે સમય સુધી અઝાબ નાઝિલ કરવામાં આવતો નથી, જ્યાં સુધી કે તે પોતાના પયગમ્બરોને ત્યાંથી બહાર ન કાઢી લે, જેમકે હઝરત હૂદ (અલૈ.) અને હઝરત સાલિહ (અલૈ.) તથા હઝરત લૂત (અલૈ.) વિશે બધાને ખબર છે કે, જ્યાં સુધી આ અંબિયા (અલૈ.) વસ્તીમાં રહ્યા ત્યાં અઝાબ ન આવ્યો, જ્યારે તેઓ ત્યાંથી કાઢી લેવામાં આવ્યા ત્યાર પછી જ અઝાબ આવ્યો, ખાસ કરીને સય્યિદુલ અંબિયા ﷺ કે જેઓ રહમતુલ્લિલ્ આલમીન (સઘળા વિશ્વો માટે કૃપા)નો લકબ ધારણ કરીને મોકલવામાં આવ્યા છે, આપ ﷺ કોઈ વસ્તીમાં ઉપસ્થિત હોવા છતાં તે વસ્તી ઉપર અઝાબ નાઝિલ થવો આપ ﷺની માન-મર્યાદાથી વિપરીત બાબત છે.

જવાબનો ખુલાસો એ થયો કે, કુર્આન અને ઈસ્લામના વિરોધના કારણે તમે એ બાબતના હકદાર છો કે તમારા ઉપર પથ્થર વરસાવવામાં આવે પરંતુ રસૂલે કરીમ ﷺ મક્કામાં ઉપસ્થિત હોવાની બાબત આવા અઝાબ માટે અવરોધ સ્વરૂપ છે. ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ ફરમાવ્યું કે, આયતનો આ વિભાગ તે સમયે નાઝિલ થયો જ્યારે કે રસૂલે કરીમ ﷺ મક્કામાં મોજૂદ હતા, ત્યારબાદ મદીનાની હિજરત પછી આયતનો બીજો વિભાગ નાઝિલ થયો. وَمَا کَانَ اللّٰہُ مُعَذِّبَھُمۡ وَھُمۡ یَسۡتَغۡفِرُوۡنَ એટલે કે, અલ્લાહ તઆલા તેમના ઉપર અઝાબ નાઝિલ કરનારો નથી જ્યાં સુધી કે તેઓ ઈસ્તિગફાર કરે છે. રસૂલે કરીમ ﷺના કારણે મક્કા ઉપર અઝાબ નાઝિલ કરવામાં ન આવ્યો.

પછી જ્યારે આ બધા લોકો પણ હિજરત કરીને મદીના મુનવ્વરહ પહોંચી ગયા તો પાછળની આયતનું આ વાક્ય નાઝિલ થયું, وَمَا لَھُمۡ اَلَّا یُعَذِّبَھُمُ اللّٰہُ وَھُمۡ

يَصُدُّوْنَ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ એટલે કે, એ કેવી રીતે બની શકે છે કે અલ્લાહ તઆલા તેમને અઝાબ ન આપે, જ્યારે કે તેઓ લોકોને મસ્જિદે હરામમાં ઈબાદત કરવાથી રોકે છે ?

અર્થ એ છે કે, હવે અઝાબના બંને અવરોધો દૂર થઈ ચૂક્યા, ન તો રસૂલે કરીમ ﷺ મક્કાએ મુકર્રમહમાં રહે છે અને ન જ ઈસ્તિગફાર કરનાર (મા'ફી માંગનાર) મુસલમાનો મક્કામાં બાકી રહ્યા છે તો હવે અઝાબ આવવામાં કોઈ અડચણ બાકી નથી. ખાસ કરીને તેમના અઝાબના હકદાર હોવામાં પોતે ઈસ્લામના વિરોધી હોવા ઉપરાંત તે ગુનાહમાં પણ વધારો થઈ ગયો કે, આ લોકો પોતે તો ઈબાદત કરવાની પાત્રતા ધરાવતા ન હતા અને જે મુસલમાનો ઈબાદત, ઉમરહ અને તવાફ માટે મસ્જિદે હરામમાં જવા ઈચ્છતા હતા તેમને પણ રોકવા લાગ્યા તો હવે તેઓના અઝાબના હકદાર હોવાની બાબત પૂર્ણ થઈ ચૂકી, એટલા માટે મક્કા વિજય (ફત્હે મક્કા) દ્વારા તેમના ઉપર અઝાબ નાઝિલ કરવામાં આવ્યો.

મસ્જિદે હરામમાં પ્રવેશ કરવાથી અટકાવવાની ઘટના ગઝ્વએ હુદૈબિય્યહમાં ઉપસ્થિત થઈ હતી, જ્યારે કે રસૂલે કરીમ ﷺ સહાબએ કિરામ (રદિ.) સહિત ઉમરહના ઈરાદાથી તશરીફ લઈ ગયા અને મક્કાના મુશ્રિકોએ તેમને મક્કામાં પ્રવેશ કરવાથી અટકાવી દીધા અને રસૂલે કરીમ ﷺને અને સૌ સહાબએ કિરામ (રદિ.)ને પોતાનો અહેરામ ખોલવા અને પાછા જવા મજબૂર કર્યા. આ ઘટના સન હિજરી ૬ માં બની, તેના બે વર્ષ પછી સન હિજરી ૮ માં મક્કએ મુકર્રમહ વિજયી થઈ ગયું, આ રીતે તેમના ઉપર મુસલમાનોના હાથે અલ્લાહ તઆલાનો અઝાબ ઊતર્યો.

ઈબ્ને જરીર (રહ.)ની આ તફસીરનો આધાર એના ઉપર છે કે, અઝાબને અટકાવી રાખનાર બાબત રસૂલે કરીમ ﷺનું મક્કામાં હોવું ઠરાવવામાં આવે અને અમુક લોકોએ નોંધ્યું છે કે, રસૂલે કરીમ ﷺનું દુનિયામાં ઉપસ્થિત હોવું અઝાબ માટે અવરોધક છે. જ્યાં સુધી રસૂલે કરીમ ﷺ દુનિયામાં ઉપસ્થિત છે આપ ﷺની કોમ ઉપર અઝાબ નહીં આવી શકે અને તેનું કારણ દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺની પરિસ્થિતિ અન્ય અંબિયા (અલૈ.) જેવી નથી કે તેઓ ખાસ-ખાસ સ્થળો અથવા કબીલાઓ માટે મબઊષ કરવામાં આવતા હતા,

જ્યારે ત્યાંથી નીકળીને અન્ય સ્થળે પહોંચી ગયા તો તે નબીની કોમ ઉપર અઝાબ આવતો હતો, તેનાથી વિપરીત સય્યિદુલ અંબિયા ﷺની બાબત એવી છે કે આપ ﷺની નુબુવ્વત અને રિસાલત સમગ્ર દુનિયા માટે અને કયામત સુધી સર્વસામાન્ય અને કાયમી છે. સમગ્ર દુનિયા આપ ﷺના બઅ્ષતના સ્થાન અને રિસાલતના વર્તુળમાં છે, એટલા માટે જ્યાં સુધી રસૂલે કરીમ ﷺ દુનિયાના કોઈપણ પ્રદેશમાં ઉપસ્થિત છે ત્યાં સુધી આપ ﷺની કોમ ઉપર અઝાબ નહીં આવી શકે.

આ તફસીરનો અર્થ એ થશે કે, મક્કાના નિવસીઓની પ્રવૃત્તિઓનું પરિણામ તો એ જ હોવું જોઈતું હતું કે તેમના ઉપર પથ્થર વરસાવવામાં આવે પરંતુ બે વસ્તુઓ આ અઝાબને આવતાં અટકાવી રાખે છે, એક રસૂલે કરીમ ﷺનું દુનિયામાં ઉપસ્થિત હોવું અને બીજું મક્કાના નિવાસીઓનો ઈસ્તિગફાર કરવો, કારણ કે આ લોકો મુશ્રિક અને કાફિર હોવા છતાં પોતે તવાફ વગેરેમાં غُفْرَانَكَ غُفْرَانَكَ (ગુફરાનક-ગુફરાનક) કહ્યા કરતા હતા અને અલ્લાહ તઆલા પાસે મા'ફીની માંગણી કર્યા કરતા હતા, તેમનો આ ઈસ્તિગફાર કુફ્ર અને શિર્કની સાથે જો કે આખિરતમાં કોઈ લાભદાયક ન થશે પરંતુ દુનિયામાં તેનો પણ એ લાભ તેમને મળી ગયો કે દુનિયામાં તેઓ અઝાબથી બચી ગયા. અલ્લાહ તઆલા કોઈના અમલને વ્યર્થ જવા દેતો નથી, કાફિર અને મુશ્રિક જો કોઈ નેક અમલ અને સદ્‌કૃત્ય કરે છે તો તેનો બદલો તેને આ જ દુનિયામાં આપી દેવામાં આવે છે, ત્યારબાદ જે એ ઈરશાદ થયો કે એવું કેવી રીતે બની શકે છે કે અલ્લાહ તઆલા તેમને અઝાબ ન આપે, જ્યારે કે આ લોકો મુસલમાનોને મસ્જિદે હરામમાં ઈબાદત કરવાથી રોકે છે ! તેનો અર્થ આ સ્વરૂપમાં એ થશે કે દુનિયામાં અઝાબ ન થવાથી આ લોકો મિથ્યાભિમાન કરી સંતોષ ન પામે કે અમે અપરાધ જ નથી કર્યો અથવા તો અમારા ઉપર કોઈ અઝાબ નહીં ઊતરે, જો દુનિયામાં એવી પરિસ્થિતિ ન આવી તો આખિરતના અઝાબથી તેમને કોઈ સ્વરૂપે છુટકારો નથી. આ તફસીર ઉપર مَا لَهُمْ اَلَّا يُعَذِّبَهُمْ માં અઝાબથી આખિરતનો અઝાબ સમજવામાં આવે છે.

પ્રસ્તુત આયતોથી અમુક લાભ પ્રાપ્ત થયા. પ્રથમ એ કે જે વસ્તીમાં લોકો

ઈસ્તિગફાર (અલ્લાહ પાસે મા'ફીની યાચના) કરતા હોય તો અલ્લાહ તઆલાનો નિયમ એ છે કે તેમના ઉપર અઝાબ નાઝિલ થતો નથી.

બીજું એ કે રસૂલુલ્લાહ ﷺના ઉપસ્થિત હોવાના કારણે રસૂલે કરીમ ﷺની ઉમ્મત ઉપર ભલે તે મુસ્લિમ હોય કે કાફિર હોય, અઝાબ આવશે નહીં અને તેનો અર્થ એ છે કે, સામૂહિક અઝાબ કે જેમાં સમગ્ર કોમ નષ્ટ થઈ જાય છે એવો અઝાબ આવશે નહીં, જેમકે કોમે નૂહ, કોમે લૂત અને કોમે શુઅયબ (અલૈ.) વગેરે સાથે બન્યું હતું કે તેમનો સર્વનાશ કરી નાંખવામાં આવ્યો હતો, કોઈ વ્યક્તિ અથવા અમુક લોકો ઉપર અઝાબ આવી જાય તો તે અપવાદ છે અને એ બાબત સામાન્ય નિયમના વિરુદ્ધ નથી, જેમકે પોતે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "મારી ઉમ્મતમાં خَسْف (ખસ્ફ) અને مَسْخ (મસ્ખ)નો અઝાબ આવશે." "ખસ્ફ"નો અર્થ "જમીનમાં ધસી જવું" અને "મસ્ખ"નો અર્થ "ચહેરા બદલાઈને સુવ્વર વગેરે જાનવરોની શકલમાં પરિવર્તિત થઈ જવું" તેનો અર્થ એ જ છે કે ઉમ્મતના અમુક–અમુક લોકો ઉપર આવો અઝાબ પણ આવશે.

રસૂલે કરીમ ﷺનું દુનિયામાં આ સ્વરૂપે બાકી રહેવું કયામત સુધી બાકી રહેશે, કારણ કે આપ ﷺની રિસાલત કયામત સુધી કાયમ છે. વળી રસૂલે કરીમ ﷺ તે સમયે પણ જીવંત છે, ભલે તેમના જીવનનું સ્વરૂપ પાછલી જિંદગીથી અલગ પ્રકારનું છે અને એ ચર્ચા વ્યર્થ અને ફુઝૂલ છે કે, તે બંને જિંદગીઓમાં તફાવત શું છે ? કારણ કે ન તો ઉમ્મતનું આ બાબત ઉપર કોઈ દીની અથવા દુનિયવી કાર્ય અવલંબિત છે અને ન જ પોતે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)એ આવી ફુઝૂલ અને અનાવશ્યક ચર્ચાઓને પસંદ કરી છે, બલકે તેમણે આવી ચર્ચાઓની મનાઈ કરી છે.

ખુલાસો એ છે કે રસૂલે કરીમ ﷺનું પોતાના રોઝામાં જીવંત હોવું અને આપ ﷺની રિસાલતનું કયામત સુધી કાયમ રહેવું એ બાબતની દલીલ છે કે, રસૂલે કરીમ ﷺ કયામત સુધી એક સ્વરૂપે દુનિયામાં ઉપસ્થિત છે, એટલા માટે આ ઉમ્મત કયામત સુધી સામૂહિક અઝાબથી સુરક્ષિત રહેશે.

————————

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૩૪ થી ૩૮)

وَمَا لَهُمْ اَلَّا يُعَذِّبَهُمُ اللّٰهُ وَهُمْ يَصُدُّوْنَ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ وَمَا كَانُوْٓا اَوْلِيَآءَهٗ ؕ
اِنْ اَوْلِيَآؤُهٗٓ اِلَّا الْمُتَّقُوْنَ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۳۴﴾ وَمَا كَانَ صَلَاتُهُمْ
عِنْدَ الْبَيْتِ اِلَّا مُكَآءً وَّتَصْدِيَةً ؕ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿۳۵﴾
اِنَّ الَّذِيْنَ كَفَرُوْا يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ لِيَصُدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ فَسَيُنْفِقُوْنَهَا
ثُمَّ تَكُوْنُ عَلَيْهِمْ حَسْرَةً ثُمَّ يُغْلَبُوْنَ ۬ؕ وَالَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى جَهَنَّمَ يُحْشَرُوْنَ ﴿۳۶﴾ۙ
لِيَمِيْزَ اللّٰهُ الْخَبِيْثَ مِنَ الطَّيِّبِ وَيَجْعَلَ الْخَبِيْثَ بَعْضَهٗ عَلٰى بَعْضٍ فَيَرْكُمَهٗ
جَمِيْعًا فَيَجْعَلَهٗ فِيْ جَهَنَّمَ ؕ اُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿۳۷﴾ قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْٓا اِنْ يَّنْتَهُوْا
يُغْفَرْ لَهُمْ مَّا قَدْ سَلَفَ ۚ وَاِنْ يَّعُوْدُوْا فَقَدْ مَضَتْ سُنَّتُ الْاَوَّلِيْنَ ﴿۳۸﴾ ع ۹ ۱۸

**તરજુમો :**

*અને તેમનામાં શું વાત છે કે તેમના ઉપર અલ્લાહ અઝાબ ન કરે અને તેઓ તો મસ્જિદે હરામથી રોકે છે અને તેઓ તેના અધિકારવાળા (પણ) નથી, તેના અધિકારવાળા તો તે જ છે જેઓ પરહેઝગાર છે પરંતુ તેમનામાં ઘણાઓને તેની ખબર નથી. (૩૪) અને તેમની નમાઝ કા'બાની પાસે ન હતી પરંતુ સીટીઓ વગાડવી અને તાળીઓ પાડવી, બસ અઝાબ ચાખો ! પોતાના કુફ્રનો બદલો. (૩૫) બેશક ! જે લોકો કાફિર છે તેઓ પોતાનો માલ ખર્ચ કરે છે જેથી અલ્લાહના માર્ગથી રોકે, બસ હજુ વધારે ખર્ચ કરશે પછી અંતે તેના ઉપર અફસોસ થશે અને અંતે પરાજિત થશે અને જેઓ કાફિર છે તેઓ દોઝખ તરફ હાંકવામાં આવશે. (૩૬) જેથી અલ્લાહ નાપાકને પાકથી અલગ તારવી દે અને નાપાકને એકને એક ઉપર રાખે, પછી તેમનો ઢગલો એકઠો કરી દે, પછી તેને દોઝખમાં નાંખી દે; તે જ લોકો નુકસાનમાં છે. (૩૭) તમે કાફિરોને કહી આપો કે જો તેઓ પાછા વળે તો જે કંઈ થઈ ચૂક્યું તેમને મા'ફ છે અને જો તો પણ એવું જ કરશે તો આગલા લોકોનો શિરસ્તો પડી ચૂક્યો છે. (૩૮)*

## તફસીર :

અને (આ અવરોધોના કારણે અલ્લાહનો અઝાબ સામૂહિક સ્વરૂપે નાઝિલ ન થવાથી બિલકુલ સંતોષ ન પામો, કારણ કે જે પ્રમાણે અમુક બાબતો અઝાબમાં રુકાવટ છે તે જ પ્રમાણે તેમની પ્રવૃત્તિઓ અઝાબને નોંતરનારી પણ છે, બસ રુકાવટનો પ્રભાવ સામૂહિક અઝાબ ન આવવા સ્વરૂપે જાહેર થઈ ચૂક્યો, હવે તમારી પ્રવૃત્તિઓનો પ્રભાવ સામૂહિક ન હોય એવા અઝાબના નકશા સ્વરૂપે જાહેર થશે, એટલા માટે આ તેમની અઝાબને આમંત્રણ આપવાની પ્રવૃત્તિઓને વર્ણન કરવામાં આવે છે કે) તેઓ શું અધિકાર ધરાવે છે કે તેમને અલ્લાહ તઆલા (બિલકુલ જ મા'મૂલી) સજા (પણ) ન આપે જ્યારે કે (તેમની આ પ્રવૃત્તિઓ સજાને આમંત્રણ આપનારી છે, દાખલા તરીકે) તે લોકો (પયગમ્બર ﷺ અને મુસલમાનોને) મસ્જિદે હરામ(માં જવાથી અને તેમાં નમાઝ પઢવાથી અને તેમાં તવાફ કરવા)થી રોકે છે, (જેમકે હુદૈબિય્યહમાં ખરેખર રોક્યા હતા, જેની ઘટના સૂરએ બકરહમાં આવી ચૂકી છે અને મક્કાના નિવાસ દરમિયાન જબરદસ્તીથી રોક્યા કે એટલા બધા તંગ કરવામાં આવ્યા કે હિજરતની આવશ્યકતા ઊભી થઈ) જ્યારે કે તે લોકો આ મસ્જિદના મુતવલ્લી (બનવાના પણ પાત્ર) નથી (અને ઈબાદત કરનાર લોકોને રોકવાની વાત તો બાજુએ રહી, કારણ કે ઈબાદતથી રોકવાનો અધિકાર તો મસ્જિદના મુતવલ્લીને પણ નથી હોતો અને) તેના મુતવલ્લી (બનવાના પાત્ર) તો માત્ર મુત્તકીઓ સિવાય (કે તેઓ ઈમાન ધરાવે છે) અન્ય કોઈ પણ વ્યક્તિઓ નથી પરંતુ તેમનામાંથી ઘણા લોકો (પોતાના નાલાયકીને) જાણતા નથી, (ભલે જ્ઞાન જ ન હોય અથવા એ કે જ્યારે તે જ્ઞાન ઉપર અમલ ન કર્યો તો તે જ્ઞાન ન હોવા બરાબર છે, મતલબ કે જે સાચે–સાચા નમાઝી હતા તેમને તો મસ્જિદથી આ રીતે રોક્યા) અને (પોતે મસ્જિદનો કેવો હક અદા કર્યો અને તેમાં કેવી સારી નમાઝ પઢી જેનું વર્ણન એ છે કે) તેમની નમાઝ ખાન–એ–કા'બા (પ્રસ્તુત વર્ણનમાં મસ્જિદે હરામ)ની પાસે ફક્ત એ હતી કે સીટીઓ વગાડવી અને તાળીઓ પાડવી (એટલે કે નમાઝના બદલે તેમની આ અયોગ્ય પ્રવૃત્તિઓ થતી હતી) બસ, (તેમની પ્રવૃત્તિઓ અવશ્ય એ બાબતની હકદાર છે કે તેમના ઉપર કોઈ પ્રકારનો અઝાબ આવે, ભલે તે મા'મૂલી અથવા નાના સ્વરૂપે હોય તે નાઝિલ કરીને તેમને સંબોધન કરવામાં

આવે કે લો !) આ અઝાબની મજા ચાખો પોતાના કુફ્રના કારણે (જેની એક અસર આ નિવેદન છે ...لَوۡنَشَآءُ અને એક અસર આ નિવેદન છે ...اِنۡ كَانَ هٰذَا અને એક પ્રભાવ આ પ્રવૃત્તિ છે...يَصُدُّوۡنَ અને એક પ્રભાવ તે પ્રવૃત્તિ છે, مُكَآءً ...وَّتَصۡدِيَةً એટલા માટે અનેકવિધ ગઝ્વાતમાં આ સજા મળી હતી, જેમકે આ સૂરતના બીજા રુકૂઅ્માં પણ છે ....بَعۡدَ ذٰلِكَ بِاَنَّهُمۡ ذٰلِكُمۡ فَذُوۡقُوۡهُ અને ....شَآقُّوا કે અહીંયાં સુધી તો તે લોકોના નિવેદનો અને શારીરિક પ્રવૃત્તિઓનું વર્ણન હતું, આગળ તેમની આર્થિક પ્રવૃત્તિઓનું વર્ણન છે કે,) નિઃશંક ! આ કાફિર લોકો પોતાના માલને એટલા માટે ખર્ચ કરી રહ્યા છે કે અલ્લાહના માર્ગથી (એટલે કે દીનથી લોકોને) રોકે (એટલા માટે રસૂલે કરીમ ﷺના મુકાબલા અને વિરોધનો સામાન ભેગો કરવામાં દેખીતું છે કે જે ખર્ચ થતો હતો તેમાં એ જ હેતુ હતો) બસ આ લોકો તો પોતાના માલને (એ હેતુ માટે) ખર્ચ કરતા જ રહેશે (પરંતુ) પછી (અંતે જ્યારે નિષ્ફળતાના ચિહ્નો અનુભવવા લાગશે ત્યારે) તે માલ તેમના હકમાં પસ્તાવાનું કારણ બની જશે (કે વ્યર્થ ખર્ચ કર્યો અને) પછી (છેવટે) પરાજિત (જ) થઈ જશે (જેનાથી માલનું નુકસાન થવાના અફસોસની સાથે-સાથે આ બીજો અફસોસ પરાજિત થવાનો ભેગો થઈ જશે) અને (આ સજા અને અફસોસ તથા પરાજય તો તેમને દુનિયાની સજા છે અને આખિરતની સજા અલગ છે જેનો ઉલ્લેખ એ છે કે) કાફિર લોકોને દોઝખ તરફ (લઈ જવા માટે કયામતમાં) એકઠા કરવામાં આવશે જેથી અલ્લાહ તઆલા નાપાક (લોકો)ને પાક (લોકો)થી અલગ તારવી આપે (કારણ કે જ્યારે દોઝખીઓને દોઝખ તરફ લાવવામાં આવશે તો દેખીતું છે કે જન્નતવાળાઓને તેમનાથી અલગ કરવામાં આવશે) અને (તેમનાથી અલગ કરીને) નાપાકોને એકબીજા સાથે મેળવી દે, એટલે કે તે બધાને એકબીજાની સાથે કરી પછી તે બધાને જહન્નમમાં નાંખી દેશે, એવા જ લોકો સંપૂર્ણ નુકસાનમાં છે (જેઓ કોઈ સીમામાં કે મર્યાદામાં નથી, હે મુહમ્મદ ﷺ !) તમે કાફિરોને કહી આપો કે જો એ લોકો (પોતાના કુફ્રથી) અટકી જાય (અને ઈસ્લામ કબૂલ કરી લે) તો તેમના બધા ગુનાહ જે (ઈસ્લામ) અગાઉ થઈ ચૂક્યા છે સઘળા મા'ફ કરી દેવામાં આવશે (આ હુકમ તો ઈસ્લામની હાલતનો થયો) અને જો પોતાની તે જ (કુફ્રની) ટેવ ધરાવશે તો (તેમને સંભળાવી આપો કે) અગાઉના કાફિરો માટે (અમારો) નિયમ લાગુ પડી ચૂક્યો છે (કે

દુનિયામાં તેમનો નાશ કરવામાં આવ્યો એટલા માટે તેઓ કત્લ થવાના સ્વરૂપે હલાક પણ થયા અને જિમ્મી પણ બન્યા જેને સારી પેઠે જાણી લો અને તમારા માટે આખિરતનો અઝાબ તેવો જ દર્દનાક હશે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં એ બતાવવામાં આવ્યું હતું કે, મક્કાના મુશ્રિકો પોતાના કુફ્ર અને ઈન્કારના કારણે જો કે એના હકદાર છે કે, તેમના ઉપર આસમાની અઝાબ આવી જાય પરંતુ રસૂલે કરીમ ﷺનું મક્કામાં મોજૂદ હોવું સામૂહિક અઝાબ આવવાના અવરોધ સ્વરૂપ છે અને હિજરત પછી તેઓમાંના કમજોર મુસલમાનોના કારણે એવો અઝાબ ન આવ્યો જે મક્કામાં રહીને અલ્લાહ તઆલાનો ઈસ્તિગફાર (મા'ફી) કરતા રહ્યા છે.

પ્રસ્તુત આયતોમાં એ વર્ણન છે કે, રસૂલુલ્લાહ ﷺ અથવા કમજોર મુસલમાનોની કાળજીના કારણે દુનિયામાં આ અઝાબ ટળી પણ ગયો તો તે લોકોએ એવું ન સમજવું જોઈએ કે તેઓ અઝાબના હકદાર નથી, બલકે તેમના અઝાબનું હકદાર હોવું ઉઘાડું છે અને કુફ્ર તથા ઈન્કાર ઉપરાંત અન્ય અપરાધો પણ એવા છે જેના કારણે તેમના ઉપર અઝાબ આવવો જોઈએ, આ બંને આયતોમાં તેમના ત્રણ પાપ સામેલ કરવામાં આવ્યા છે.

પ્રથમ એ કે, આ લોકો પોતે મસ્જિદે હરામમાં ઈબાદત કરવાપાત્ર તો નથી અને જે મુસલમાનો ત્યાં ઈબાદત એટલે કે નમાઝ અને તવાફ વગેરે કરવા ઈચ્છે છે તેમને ત્યાં આવવાથી અટકાવે છે, તેમાં હુદૈબિય્યહની ઘટના તરફ ઈશારો છે કે સન હિજરી ૬ માં રસૂલે કરીમ ﷺ સહાબએ કિરામ (રદિ.) સાથે ઉમરહ અદા કરવા માટે મક્કા મુકર્રમહ પહોંચ્યા હતા અને મક્કાના મુશ્રિકોએ રસૂલે કરીમ ﷺને રોકીને પાછા જવા મજબૂર કર્યા હતા.

બીજો અપરાધ એ હતો કે, આ મૂર્ખ લોકો એવું સમજતા અને કહેતા હતા કે, અમે મસ્જિદે હરામના વહીવટદાર અને મુતવલ્લી છીએ, જેને ઈચ્છીએ આવવાની પરવાનગી આપીએ અને જેને ઈચ્છીએ તેને પરવાનગી ન આપીએ.

તેમનો આ વિચાર બે પ્રકારની ગેરસમજોનું પરિણામ હતું, પ્રથમ એ કે પોતાને મસ્જિદે હરામના મુતવલ્લી સમજવું; જ્યારે કે કોઈ કાફિર મસ્જિદનો

મુતવલ્લી બની જ નથી શકતો. બીજી ગેરસમજ એ કે, મુતવલ્લીને એ હક છે કે જેને ચાહે મસ્જિદમાં આવવાથી રોકે, જ્યારે કે મસ્જિદ તો અલ્લાહનું ઘર છે તેમાં આવવાથી રોકવાનો કોઈને અધિકાર નથી, ફક્ત એવા ખાસ સ્વરૂપો કે જેમાં મસ્જિદની આમાન્યા ન જળવાતી હોય અથવા બીજા નમાઝીઓને તકલીફનો ભય હોય; જ્યારે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે "પોતાની મસ્જિદોને બચાવો નાના બાળકોથી અને પાગલ લોકોથી અને પરસ્પરના ઝઘડાઓથી." નાના બાળકોથી અત્રે એ બાળકો કહેવામાં આવ્યા છે જેમનાથી નાપાકીનો ભય હોય છે અને પાગલોથી પણ નાપાકીનો ભય હોય છે અને અન્ય નમાઝીઓને તકલીફ પહોંચાડવાનો પણ અને પરસ્પરના ઝઘડાઓથી મસ્જિદની બેહુરમતી પણ થાય છે અને નમાઝીઓને તકલીફ પણ પહોંચે છે.

આ હદીષની રૂએ મસ્જિદના મુતવલ્લીને એ તો હક છે કે એવા નાના બાળકો અથવા પાગલોને મસ્જિદમાં ન આવવા દે અને પરસ્પરના ઝઘડા મસ્જિદમાં ન થવા દે પરંતુ એવી પરિસ્થિતિઓ સિવાય કોઈ મુસલમાનને મસ્જિદમાં જવાથી મસ્જિદના મુતવલ્લીને રોકવાનો અધિકાર નથી.

કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં ફક્ત પ્રથમ વાત વર્ણન કરવાને પૂરતું સમજવામાં આવ્યું કે, તે લોકોને મસ્જિદે હરામના મુતવલ્લી કઈ રીતે માની શકાય ? જ્યારે કે સિદ્ધાંત એ છે કે, તેના મુતવલ્લી ફક્ત મુત્તકી મુસલમાનો જ બની શકે છે, એનાથી જાણ થઈ કે મસ્જિદના મુતવલ્લી મુસલમાન, દીનદાર, પરહેઝગાર હોવા જોઈએ અને અમુક વિવરણકાર લોકોએ اِنْ اَوْلِيَـآؤُهٗ નો સંબંધ અલ્લાહ તઆલા તરફ હોવાનું ઠરાવીને એ અર્થ લખ્યો છે કે, અલ્લાહ તઆલાના વલી ફક્ત મુત્તકી (અલ્લાહથી ડરનાર) અને પરહેઝગાર લોકો જ હોઈ શકે છે.

આ તફસીર પ્રમાણે આયતનું એ પરિણામ નીકળ્યું કે, જે લોકો શરીઅત અને સુન્નત વિરુદ્ધ અમલ કરી રહ્યા હોવા છતાં અલ્લાહના વલી હોવાનો દા'વો કરે તો તે જૂઠા છે અને જે એવા લોકોને અલ્લાહના વલી સમજે તેઓ ધોકામાં છે.

ત્રીજો અપરાધ આ લોકોને એ બતાવવામાં આવ્યો કે કુફ્ર અને શિર્કની ગંદકી અને નાપાકી તો તેમનામાં હતી જ, તેમની પ્રવૃત્તિઓ અને અમલો તો સામાન્ય માનવતાના સ્તરથી પણ નીચ કક્ષાના છે, કારણ કે આ લોકો પોતાની

પ્રવૃત્તિઓને "ઈબાદત" કહે છે, તે મોઢાથી સીટીઓ મારવા અને હાથથી તાળીઓ પાડવા સિવાય બીજું કંઈ નથી અને એ દેખીતું છે કે, જેમાં જરાપણ બુદ્ધિ હોય તે આ પ્રવૃત્તિને ઈબાદત અથવા નમાઝ તો શું કોઈ સાચી માનવીય પ્રવૃત્તિ પણ કહી શકતો નથી, એટલા માટે આયતના અંતમાં ઈરશાદ ફરમાવ્યો, فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ એટલે કે, તમારા કુફ્ર અને અપરાધનું પરિણામ એ જ છે કે હવે અલ્લાહનો અઝાબ ચાખો, અઝાબથી આ સ્થળે આખિરતનો અઝાબ પણ હોઈ શકે છે અને દુનિયાનો અઝાબ પણ; જે ગઝ્વએ બદ્રમાં મુસલમાનોના હાથે તેમને આપવામાં આવ્યો.

ત્યારબાદ ૩૬મી આયતમાં મક્કાના કાફિરોની એક અન્ય ઘટનાનું વર્ણન છે જેમાં તેમણે ઈસ્લામ અને મુસલમાનો વિરુદ્ધ શક્તિ ભેગી કરવા માટે ઘણો બધો માલ એકઠો કર્યો હતો અને પછી તેને સત્ય દીન અને મુસલમાનોનો નાશ કરવા માટે ખર્ચ કર્યો, પરંતુ પરિણામ એ આવ્યું કે તે માલ પણ હાથમાંથી ચાલ્યો ગયો અને તેમનો મકસદ પ્રાપ્ત થવાને બદલે તેઓ અપમાનિત અને ઝલીલ થયા.

મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એ નકલ કર્યું છે કે ગઝ્વએ બદ્રથી પરાજિત થયેલ, ઘાયલ થયેલ, રહ્યા-સહ્યા મક્કાના કાફિરો જ્યારે ત્યાંથી મક્કા પાછા પહોંચ્યા તો જે લોકોના બાપ-બેટા આ યુદ્ધમાં માર્યા ગયા હતા તેઓ વેપારી કાફલાના સરદાર અબૂ સુફિયાન પાસે પહોંચ્યા અને કહ્યું કે તમે જાણો છો કે, આ યુદ્ધ તમારા વેપારી કાફલાની સુરક્ષા માટે લડાયું જેના પરિણામે આ બધું જાની અને માલી નુકસાન ઉઠાવવું પડ્યું, એટલા માટે અમે ઈચ્છીએ છીએ કે આ સંયુક્ત વેપારી કંપનીમાંથી અમારી કંઈક મદદ કરવામાં આવે જેથી અમે હવે પછી મુસલમાનો પાસેથી તેનો બદલો લઈ શકીએ, આ લોકોએ તેને મંજૂર કરીને એક મોટી રકમ આપી દીધી જેને તેમણે ગઝ્વએ બદ્રનો બદલો લેવા માટે ગઝ્વએ ઉહદમાં ખર્ચ કરી અને તેમાં પણ પરિણામે પરાજિત થયા અને પરાજયના ગમ સાથે માલ બરબાદ કરવાનો અફસોસ પણ થયો.

કુર્આને કરીમે આ આયતમાં આ ઘટના ઉપસ્થિત થતા પહેલાં જ રસૂલે કરીમ ﷺને તેના પરિણામની ખબર આપી દીધી, ઈરશાદ ફરમાવ્યો, તે લોકો જેઓ કાફિર છે પોતાના માલને તે કાર્ય માટે ખર્ચ કરવા ઈચ્છે છે કે લોકોને

અલ્લાહના દીનથી રોકી દે, બસ તેનું પરિણામ એ આવશે કે તેઓ પોતાનો માલ પણ ખર્ચ કરી નાંખશે અને પછી તે માલ ખર્ચ કરવા ઉપર અફસોસ કરશે અને પરિણામે પરાજિત થઈ જશે, એટલા માટે ગઝ્‌વએ ઉહદમાં ઠીક એવી જ પરિસ્થિતિ સામે આવી કે ભેગો કરેલો માલ પણ ખર્ચી નાંખ્યો અને પછી પરાજિત થયા તો પરાજયના ગમમાં માલ બરબાદ કરવાનો અફસોસ અને પસ્તાવો થયો.

બગવી વગેરેએ અમુક મુફસ્સિરોએ આ આયતના વિષયને પોતે ગઝ્‌વએ બદ્રના ખર્ચ વિશે હોવાનું જણાવીને ફરમાવ્યું છે કે, ગઝ્‌વએ બદ્રમાં એક હજાર યુવાનોનું જે લશ્કર મુસલમાનોના મુકાબલા માટે ગયું હતું તેમના ખાવા–પીવા, વગેરેનો કુલ ખર્ચ મક્કાના બાર સરદારોએ પોતાના માથે લીધો હતો જેમાં ઉત્બહ અબૂ જહલ, શયબહ વગેરે સામેલ હતા. દેખીતું છે કે એક હજાર વ્યક્તિઓના આવવા–જવા, ખાવા–પીવા વગેરેના ખર્ચ ઉપર મોટી રકમ ખર્ચાઈ હતી, આથી તે લોકોને પોતાની હારની સાથે–સાથે પોતાનો માલ બરબાદ થવાનો પણ સખત અફસોસ અને પસ્તાવો થયો. *(મઝહરી)*

અંતિમ આયતમાં આખિરતના આધારે તે લોકોના ખરાબ પરિણામોનું વર્ણન છે. وَالَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى جَهَنَّمَ يُحْشَرُوْنَ એટલે કે, જે લોકો કાફિર છે તેમનો અંજામ જહન્નમ છે.

પ્રસ્તુત આયતોમાં દીને હકથી રોકવા માટે માલ ખર્ચ કરવાનું જે ખરાબ પરિણામ આવ્યું તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાં આજના તે કાફિરો પણ સામેલ છે જે લોકોને ઈસ્લામથી રોકવા માટે અને પોતાની બાતિલ અને જૂઠી માન્યતાઓ તરફ આમંત્રણ આપવા માટે લાખો રૂપિયા દવાખાનાઓ, શિક્ષણ સંસ્થાઓ, સદકહ ખયરાતના નામે ખર્ચ કરે છે, એ જ પ્રમાણે તે માર્ગ ભટકેલા લોકો પણ તેમાં સામેલ છે જેઓ ઈસ્લામની સામૂહિક માન્યતાઓમાં શંકા–કુશંકાઓ અને ભ્રામક ભ્રમણાઓ ઉત્પન્ન કરીને તેના વિરુદ્ધ લોકોને આમંત્રણ આપવા માટે પોતાનો માલ ખર્ચ કરે છે પરંતુ હક તઆલા પોતાના દીનની સુરક્ષા કરે છે અને ઘણી બધી પરિસ્થિતિઓ એની સાક્ષી પણ આપે છે કે, આ લોકો મોટી–મોટી રકમો ખર્ચ કરવા છતાં પોતાના હેતુ અને ઉદ્દેશયમાં નિષ્ફળ રહે છે.

૩૭ નંબરની આયતમાં પ્રસ્તુત ઘટનાઓના અમુક પરિણામોનું વર્ણન છે, જેનો ખુલાસો એ છે કે પોતાનો જે માલ કાફિરોએ ઈસ્લામ વિરુદ્ધ વાપર્યો અને પછી તેમને અફસોસ અને પસ્તાવો થયો તથા તેઓ અપમાનિત અને ઝલીલ થયા તેનો લાભ એ છે કે,

لِيَمِيزَ اللّٰهُ الْخَبِيثَ مِنَ الطَّيِّبِ એટલે કે, જેથી અલ્લાહ તઆલા નાપાક વસ્તુઓ અને પાક સ્વચ્છ વસ્તુઓમાં તફાવત સ્પષ્ટ રીતે જાહેર કરી આપે, શબ્દ خَبِيْثٌ (ખબીષ) અને طَيِّبٌ (તય્યિબ) બે વિરુદ્ધાર્થી શબ્દો છે. "ખબીષ" નાપાક, ગંદી અને હરામ વસ્તુઓ માટે બોલવામાં આવે છે અને "તય્યિબ" તેનાથી વિપરીત પાક, પવિત્ર, સ્વચ્છ અને હલાલ વસ્તુઓ માટે બોલવામાં આવે છે. આ સ્થળે આ બંને શબ્દોથી કાફિરોનો માલ "ખબીષ" અને મુસલમાનોનો માલ "તય્યિબ" કહેવાનો અર્થ હોઈ શકે છે. આ પરિસ્થિતિમાં અર્થ એ છે કે, કાફિરોએ જે મોટી રકમો ખર્ચ કરી તે ખબીષ અને નાપાક માલ હતો, તેનું ખરાબ પરિણામ એ આવ્યું કે માલ પણ ગયો અને પ્રાણ પણ ગયા, એનાથી વિપરીત મુસલમાનોએ ઘણો થોડો માલ ખર્ચ કર્યો પરંતુ તે માલ પાક અને હલાલ હતો, તેને ખર્ચ કરનારા સફળ થયા અને વધારે માલે ગનીમત પણ હાથ આવ્યો, ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો,

وَيَجْعَلَ الْخَبِيْثَ بَعْضَهٗ عَلٰى بَعْضٍ فَيَرْكُمَهٗ فَيَجْعَلَهٗ فِىْ جَهَنَّمَ اُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ

*"અલ્લાહ તઆલા ભેગા કરી આપે છે એક ખબીષ (નાપાક)ને બીજા ખબીષની સાથે,પછી તે સૌને જહન્નમમાં એકઠા કરી આપશે; આ જ લોકો નુકસાનમાં પડનારા છે."*

મતલબ એ છે કે, જે રીતે દુનિયામાં લોહચુંબક લોઢાને પોતાના તરફ આકર્ષે છે, જે રીતે વિદ્યુતશક્તિ વસ્તુઓને પોતાના તરફ ખેંચે છે અને આધુનિક વિજ્ઞાનના પ્રયોગો દ્વારા આખી દુનિયાની વ્યવસ્થાને પરસ્પરના આકર્ષણની શક્તિઓ ઉપર કાયમ રહેલ બતાવવામાં આવે છે, એ જ પ્રમાણે અમલો અને અખ્લાકમાં પણ એક પ્રકારનું આકર્ષણ હોય છે, એક બુરો અમલ બીજા બુરા અમલને અને એક સારો અમલ બીજા સારા અમલને ખેંચી લાવે છે. ખબીષ અને નાપાક માલ બીજા નાપાક માલને ખેંચી લાવે છે અને પછી આ નાપાક માલ

નાપાક અસરો ઉત્પન્ન કરે છે તેનું પરિણામ એ હોય છે કે, જેટલો પણ ખબીષ માલ છે અલ્લાહ તઆલા આખિરતમાં સૌને જહન્નમમાં એકઠો કરશે અને આ માલ ધારણ કરનારા ઘણા મોટા નુકસાનમાં પડી જશે.

અમુક મુફસ્સિરોએ આ સ્થળે "ખબીષ" અને "તય્યિબ"નો અર્થ સામાન્ય ઠરાવ્યો છે, એટલે કે પાક અને નાપાક. પાકથી મો'મિન અને નાપાકથી કાફિર અર્થ લીધો છે, આ સ્વરૂપમાં ખુલાસો એ થશે કે પ્રસ્તુત પરિસ્તિથિ દ્વારા અલ્લાહ તઆલા એવું ઈચ્છે છે કે, પાક અને નાપાક એટલે કે મો'મિન અને કાફિરમાં તફાવત સ્પષ્ટ થઈ જાય, મો'મિનો જન્નતમાં અને કાફિરો જહન્નમમાં એક સ્થળે એકઠા કરવામાં આવશે.

૩૮ નંબરની આયતમાં કાફિરોને એક ધમકીભર્યું સંબોધન છે, જેમાં એવી તાકીદ પણ કરવામાં આવી છે અને ડરાવવામાં પણ આવ્યા છે, તાકીદ અને પ્રેરણા એ બાબતની છે કે જો તેઓ બધી જ દુષ્ટ પ્રવૃત્તિઓ આચરીને હજુ પણ તવબહ કરી લે અને ઈમાન લઈ આવે તો પાછલા બધા જ ગુનાહો મા'ફ કરવામાં આવશે અને ધમકી આ પ્રમાણે આપવામાં આવી છે કે, જો તેઓ હજુ પણ એવું કરવાથી અટકશે નહીં તો સમજી લો કે, તેમના માટે અલ્લાહ તઆલા માટે કોઈ નવો કાનૂન બનાવવા માટે વિચારવાનો પણ પ્રશ્ન નથી, આગલા યુગોથી જ કાફિરો માટે જે કાનૂન ચાલ્યો આવે છે તે જ તેમના ઉપર પણ લાગુ પાડવામાં આવશે અને તેઓ આખિરતમાં અઝાબના હકદાર થશે.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૩૯-૪૦)

وَقَاتِلُوْهُمْ حَتّٰى لَا تَكُوْنَ فِتْنَةٌ وَّ يَكُوْنَ الدِّيْنُ كُلُّهٗ لِلّٰهِ ۚ فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ بِمَا يَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۳۹﴾ وَ اِنْ تَوَلَّوْا فَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَوْلٰىكُمْ ؕ نِعْمَ الْمَوْلٰى وَنِعْمَ النَّصِيْرُ ﴿۴۰﴾

### તરજુમો :

*અને તેમની સાથે લડતા રહો એટલે સુધી કે ફસાદ (બાકી) ન રહે અને*

*સઘળો હુકમ અલ્લાહનો થઈ જાય, પછી જો તેઓ અટકી જાય તો ખરેખર અલ્લાહ તેમના કામને જુએ છે. (૩૯) અને જો તેઓ ન માને તો જાણી લો કે અલ્લાહ તમારો હિમાયતી છે, કેટલો શ્રેષ્ઠ હિમાયતી છે અને કેટલો શ્રેષ્ઠ મદદગાર છે ! (૪૦)*

## તફસીર :

અને (પછી તેમના આ પ્રમાણે કાફિર રહેવાના સ્વરૂપમાં હે મુસલમાનો!) તમે તેઓ (અરબના કાફિરો)ની સામે એટલી હદે લડો કે તેમનામાં ખોટી માન્યતા (એટલે કે શિર્ક) બાકી ન રહે અને (અલ્લાહનો) દીન (એકમાત્ર) અલ્લાહનો જ થઈ જાય (અને કોઈના દીનનું એકમાત્ર અલ્લાહના માટે જ થઈ જવું ઈસ્લામ કબૂલ કરવા ઉપર અવલંબિત છે માટે અર્થ એ થયો કે શિર્ક છોડીને ઈસ્લામ અપનાવી લો. ખુલાસો એ છે કે જો ઈસ્લામ ન લાવે તો તેમની સાથે લડો, કારણ કે અરબના કાફિરો પાસેથી જિઝીયો લેવામાં આવતો નથી) પછી જો તેઓ (કુફ્રથી) અટકી જાય તો (તેમના જાહેર કરેલા ઈસ્લામને કબૂલ કરી લો દિલની પરિસ્થિતિને ન ટટોલો, કારણ કે જો તેઓ દિલથી ઈમાન લાવશે નહીં તો) અલ્લાહ તઆલા તેમના અમલોને સારી પેઠે જૂએ છે (અને તે પોતે તેમની સામે મા'મલો સમજી લેશે તો તમારે શું) અને જો (ઈસ્લામથી) મોઢું ફેરવે તો (અલ્લાહનું નામ લઈને તેમનો મુકાબલો કરવાથી પીછેહઠ ન કરો) યકીન રાખો કે અલ્લાહ તઆલા (તેમના મુકાબલામાં) તમારો મદદગાર છે તે ઘણો સારો સહાયક છે અને ઘણો જ શ્રેષ્ઠ મદદકર્તા છે (બસ તે તમારી મદદ અને સહાય અવશ્ય કરશે).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ અન્ફાલની ૩૯ નંબરની આયત છે તેમાં આ શબ્દો વિચાર કરવાપાત્ર છે, એક શબ્દ فِتْنَةٌ (ફિત્નહ) અને બીજો دِيْن (દીન); આ બંને શબ્દો અરબી શબ્દકોષના આધારે કેટલાય અર્થોમાં ઉપયોગ થાય છે.

તફસીરના ઈમામોથી, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી પણ આ સ્થળે બે અર્થો નકલ થયા છે, એક એ કે "ફિત્નહ"નો અર્થ કુફ્ર અને શિર્ક છે તથા "દીન"નો અર્થ દીને ઈસ્લામ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી

આ જ તફસીર નકલ થઈ છે. આ તફસીરથી આયતનો અર્થ એ થશે કે, મુસલમાનોએ કાફિરો સાથે તે સમય સુધી યુદ્ધ ચાલુ રાખવું જોઈએ જ્યાં સુધી કે કુફ્ર નષ્ટ થઈને તેની જગ્યાએ ઈસ્લામ આવી જાય, ઈસ્લામ સિવાય કોઈ દીન અને ધર્મ બાકી ન રહે. આ પરિસ્થિતિમાં આ હુકમ ફક્ત મક્કાના નિવાસીઓ માટે અને અરબ માટે ખાસ છે, કારણ કે અરબ ટાપુ ઈસ્લામનું ઘર છે, તેમાં ઈસ્લામ સિવાય કોઈ બીજો ધર્મ રહે તો તે ઈસ્લામ માટે ભયજનક છે, નહિતર સમગ્ર દુનિયામાં બીજા ધર્મો અને મઝહબો સ્થાપિત રહી શકે છે, જેમકે કુર્આને કરીમની બીજી આયતો અને હદીષની રિવાયતો તેની સાક્ષી આપે છે.

બીજી તફસીર જે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) વગેરે દ્વારા નકલ થઈ છે તે આ છે કે ફિત્નાનો અર્થ આ સ્થળે એ પીડા અને અઝાબ તથા કષ્ટ છે, જેનો ક્રમ મક્કાના કાફિરો તરફથી મુસલમાનો ઉપર હંમેશા ચાલુ રહ્યો હતો, જ્યાં સુધી તેઓ મક્કામાં હતા તો તેમના ઘેરામાં ફસાયેલા રહ્યા અને જાત-જાતનો ત્રાસ વેઠતા રહ્યા, પછી જ્યારે મદીના તય્યિબહ હિજરત કરી તો એક-એક મુસલમાનોનો પીછો કરીને તેમની હત્યા અને ખૂનામરકી આચરતા રહ્યા, મદીનામાં પહોંચ્યા પછી પણ સમગ્ર મદીના ઉપર આક્રમણોના સ્વરૂપમાં તેમનો ક્રોધ અને ગુસ્સો જાહેર થતો રહ્યો.

તેનાથી વિપરીત દીનનો અર્થ કહેર અને છવાઈ જવાનો છે. આ સ્વરૂપમાં આ આયતની તફસીર એ થશે કે, મુસલમાનોએ કાફિરો સાથે તે સમય સુધી યુદ્ધ કરતા રહેવું જોઈએ જ્યાં સુધી કે મુસલમાનો તેમના અત્યાચારથી સુરક્ષિત ન થઈ જાય અને દીને ઈસ્લામ છવાઈ ન જાય કે તે અન્યોના જુલ્મોથી મુસલમાનોની હિફાઝત કરી શકે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની એક ઘટનાથી પણ આ તફસીરનું સમર્થન થાય છે. ઘટના એવી છે કે, જ્યારે મક્કાના અમીર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)ના મુકાબલામાં હજ્જાજ બિન યૂસુફે ચઢાઈ કરી અને બંને બાજુ મુસલમાનોની તલવારો મુસલમાનોના મુકાબલામાં ચાલી રહી હતી તો બે વ્યક્તિ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર પાસે હાજર થયા અને કહ્યું કે, હાલના સમયે મુસલમાનો જે બલામાં સપડાયેલા છે તમે જોઈ રહ્યા છો, જ્યારે કે તમે ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ના પુત્ર છો, જેઓ કોઈ પણ રીતે આવા ફિત્નાઓને સહન કરનારા ન હતા, શું કારણ છે કે તમે આ ફિત્નાને દૂર કરવા

માટે મેદાનમાં નથી આવતા ? તો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, કારણ એ છે કે અલ્લાહ તઆલાએ કોઈ મુસલમાનનું લોહી વહાવવું હરામ ઠરાવ્યું છે, તે બંનેએ વિનંતી કરી કે શું તમે કુર્આનની આ આયત નથી પઢતા ? قَاتِلُوْهُمْ حَتّٰى لَاتَكُوْنَ فِتْنَةٌ એટલે કે, મુકાબલો કરતા રહો એટલે સુધી કે ફિત્નો બાકી ન રહે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, બેશક ! હું આ આયત પઢું છું અને તેના ઉપર અમલ પણ કરું છું, અમે આ આયત પ્રમાણે કાફિરો સાથે યુદ્ધ ચાલું રાખ્યું, એટલે સુધી કે ફિત્નો સમાપ્ત થઈ ગયો અને દીને ઈસ્લામનો વિજય થઈ ગયો અને તમે લોકો એવું ઈચ્છો છો કે હવે પરસ્પર યુદ્ધ કરીને ફરી એકવાર ફિત્નો ઉત્પન્ન કરો અને વિજય ગયરૂલ્લાહ અને હકના વિરોધીઓનો થઈ જાય ? મતલબ એ હતો કે, જિહાદ અને યુદ્ધનો હુકમ કુફ્રના ફિત્ના અને કાફિરોના અત્યાચારના મુકાબલા માટે હતો તે અમે કરી ચૂક્યા અને બરાબર કરતા રહ્યા, એટલે સુધી કે એ ફિત્નો નાશ પામ્યો. મુસલમાનોના પરસ્પરના ગૃહયુદ્ધને તેના ઉપર અનુમાનિત કરવું સાચું નથી, બલકે મુસલમાનોના પરસ્પરના યુદ્ધના સમયે તો રસૂલે કરીમ ﷺનું માર્ગદર્શન એ છે કે, તેમાં બેસી રહેનારો ઊભા રહેનારા કરતા ઉત્તમ છે.

આ તફસીરનો ખુલાસો એ છે કે, મુસલમાનોએ ઈસ્લામના દુશ્મનો વિરુદ્ધ જિહાદ અને યુદ્ધ કરવું તે સમય સુધી વાજિબ છે જ્યાં સુધી મુસલમાનો તેમના અત્યાચારનો ફિત્નો ખતમ ન કરી નાંખે અને ઈસ્લામને બધા જ ધર્મો ઉપર વિજય પ્રાપ્ત ન થઈ જાય અને આ પ્રમાણેની પરિસ્થિતિ ફક્ત કયામતની નિકટ ઉપસ્થિત થશે, એટલા માટે જિહાદનો હુકમ કયામત સુધી બાકી અને લાગુ છે.

ઈસ્લામના દુશ્મનો વિરુદ્ધ જિહાદ અને યુદ્ધના પરિણામના બે સ્વરૂપો ઉપસ્થિત થઈ શકતા હતા, એક એ કે તે મુસલમાનો ઉપર અત્યાચાર અને જબરદસ્તી કરવાથી અટકી જાય, ભલે એ રીતે કે તેઓ ઈસ્લામી બિરાદરીમાં સામેલ થઈને ભાઈ બની જાય અથવા તો એ રીતે કે પોતાના ધર્મ ઉપર રહે અને મુસલમાનો ઉપર જુલ્મ અને અત્યાચાર કરવાથી અટકી જાય અને અનુસરણનો આજ્ઞાપાલનનો કરાર કરી લે.

બીજું એ કે તે આ બંને સ્વરૂપોમાંથી કોઈ એકનો સ્વીકાર ન કરે અને

મુકાબલા માટે ડટેલા રહે તો આગલી આયતમાં આ બંને સ્વરૂપોના હુકમો ઉપસ્થિત છે, ઈરશાદ છે,

فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ بِمَا يَعْمَلُوْنَ بَصِيْرٌ ○

*"જો તેઓ અટકી ન જાય તો અલ્લાહ તઆલા તેમના અમલોને સારી પેઠે જૂએ છે."*

આ પ્રમાણે તેમની સાથે વર્તવામાં આવશે જેનો હેતુ એ છે કે, જો તેઓ અટકી જાય તો તેમના વિરુદ્ધ યુદ્ધ અટકાવી દેવામાં આવે તો આ સ્વરૂપમાં મુસલમાનોને એ ભય હોઈ શકતો હતો કે, યુદ્ધ બંધ થવાથી કાફિરો તરફથી સુલેહનો કરાર અથવા મુસલમાન થઈ જવાની જાહેરાત ઘણું શક્ય છે કે તે કોઈ યુદ્ધની ચાલ અને ધોકો પણ હોય, એ સ્વરૂપમાં યુદ્ધ બંધ કરી દેવું મુસલમાનો માટે નુકસાનકર્તા હોઈ શકે છે. તેના જવાબમાં આ શબ્દો કહેવામાં આવ્યા કે મુસલમાનો તો જાહેર અમલોના પાબંદ છે, દિલોને જોનારો અને તેના ગુપ્ત ઈરાદાઓને જાણનારો ફક્ત અલ્લાહ તઆલા છે, એટલા માટે જ્યારે તેઓ મુસલમાન થવાની જાહેરાત કરે અથવા સુલેહનો કરાર કરી લે તો મુસલમાનો એ બાબત ઉપર મજબૂર છે કે યુદ્ધ અને જિહાદ બંધ કરી દેવામાં આવે, રહી એ બાબત કે તેમણે સાચા દિલથી ઈસ્લામ અથવા સુલેહ કબૂલ કરી છે અથવા તેમાં કોઈ ધોકો આપી રહ્યા છે ? તો તેને અલ્લાહ સારી પેઠે જાણે છે, જો તેઓ એવું કરશે તો તેની બીજી વ્યવસ્થા થઈ જશે, મુસલમાનો આ વિચારો અને ભયને પોતાના વર્તનનો પાયો ન બનાવે.

જો ઈસ્લામની જાહેરાત અથવા સુલેહના કરાર પછી તેમના ઉપર હાથ ઉઠાવવામાં આવે તો જિહાદ કરનારા ગુનેહગાર થઈ જશે, જેમકે સહીહ બુખારી અને મુસ્લિમની એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે કે, મને એ બાબતનો હુકમ આપવામાં આવ્યો છે કે હું ઈસ્લામના દુશ્મનો સાથે યુદ્ધ કરતો રહું, એટલે સુધી કે તેઓ કલિમએ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰه (લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ)ને કબૂલ કરીને નમાઝ સ્થાપિત કરે અને ઝકાત અદા કરે અને જ્યારે તેઓ એવું કરી લે તો તેમનું લોહી અને માલ બધું સુરક્ષિત થઈ જશે, માત્ર ઈસ્લામી કાયદા અનુસાર કોઈ ગુનાહ અને અપરાધના કારણે

તેમને સજા આપવામાં આવે તો તે જુદી વાત છે અને તેમના દિલોનો હિસાબ અલ્લાહ તઆલા ઉપર રહેશે કે, તેઓ સાચા દિલથી આ કલિમહ અને ઈસ્લામના અમલોને કબૂલ કરી રહ્યા છે કે માત્ર મુનાફિકત કરી રહ્યા છે ?

બીજી એક હદીષ કે જે અબૂ દાવુદ (રહ.)એ ઘણા બધા સહાબએ કિરામ (રદિ.)ની રિવાયતથી નકલ કરી છે તે આ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, છે કે જે વ્યક્તિ કોઈ કરાર ઉપર એટલે કે તે વ્યક્તિ ઉપર જેણે ઈસ્લામિક હુકૂમતની ઈતાઅત અને વફાદારીનો કરાર કરી લીધો હોય, કોઈ અત્યાચાર કરશે અથવા તેને નુકસાન પહોંચાડશે અથવા તેનાથી કોઈ એવું કામ લેશે જે તેની શક્તિથી વધારે છે અથવા તેમની કોઈ વસ્તુ તેમની દિલી રજામંદી સિવાય લઈ લેશે તો હું કયામતના દિવસે તે મુસલમાન વિરુદ્ધ તે કરાર કરનાર (ગયૂર)ની હિમાયત કરીશ.

કુર્આન મજીદની પ્રસ્તુત આયત અને હદીષની રિવાયતોમાં આ બાબતે દેખીતો મુસલમાનોને એક રાજકીય ભય નજરે પડે છે કે, મોટાથી મોટો ઈસ્લામનો દુશ્મન જ્યારે તેમની પકડમાં આવી જાય અને ફક્ત જીવ બચાવવા માટે ઈસ્લામનો કલિમહ પઢી લે તો મુસલમાનો માટે એ જરૂરી કરવામાં આવ્યું છે કે તે પોતાનો હાથ રોકી લે, આ રીતે તો તે કોઈ દુશ્મન ઉપર ક્યારેય કાબૂ નહીં મેળવી શકે, પરંતુ અલ્લાહ તઆલાએ તેમના ગુપ્ત ઈરાદાઓને પોતાના માથે લઈને મોઅ્જિઝા સ્વરૂપે એ કરી બતાવ્યું કે, અમલી રીતે મુસલમાનોને કોઈપણ મેદાને જંગમાં આવી પરિસ્થિતિનો સામનો થયો નથી. અલબત્ત, સુલેહની પરિસ્થિતિમાં સેંકડો મુનાફિકો પેદા થયા જેમણે ધોકો આપવા માટે પોતાને મુસલમાન જાહેર કર્યા અને દેખીતા નમાઝ–રોઝા પણ અદા કરવા લાગ્યા, તેમાંથી અમુક કમીના લોકોનો તો માત્ર એટલો જ હેતુ હતો કે, મુસલમાનો પાસેથી કંઈક ફાયદો પ્રાપ્ત કરી લઈએ અને દુશ્મની કરવા છતાં તેમના ક્રોધથી સુરક્ષિત રહ્યા અને અમુક એવા પણ હતા જેઓ રાજકીય ફાયદો લઈને મુસલમાનોના રહસ્ય જાણીને તેનો વિરોધીઓ સાથે મળીને ષડયંત્રો કરવા માટે ઉપયોગ કરતા હતા પરંતુ અલ્લાહ તઆલાના કાયદાએ આ બધા વિશે મુસલમાનોને એ જ સૂચના આપી કે, તેઓ તેમની સાથે મુસલમાનો તરીકેનો જ વ્યવહાર કરે જ્યાં સુધી પોતે તેમના તરફથી ઈસ્લામ દુશ્મની અને કરારભંગ

કર્યાનું સાબિત ન થઈ જાય.

કુર્આનનું આ શિક્ષણ તો એ સ્વરૂપમાં હતું કે, જ્યારે કે ઈસ્લામના દુશ્મનો પોતાની દુશ્મનીથી અટકી જવાના કરારનો સ્વીકાર કરે.

અને બીજું સ્વરૂપ એ છે કે, તેઓ પોતાની જીદ અને દુશ્મની ઉપર કાયમ રહે, તેના વિશેનો હુકમ ત્યાર પછીની આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَاِنْ تَوَلَّوْا فَاعْلَمُوْا اَنَّ اللّٰهَ مَوْلٰكُمْ نِعْمَ الْمَوْلٰى وَنِعْمَ النَّصِيْرُ એટલે કે, જો તેઓ વાત ન માને તો તમે એ સમજી રાખો કે, અલ્લાહ તઆલા તમારો મદદગાર અને હિમાયતી છે અને તે ઘણો સારો હિમાયતી અને ઘણો સારો મદદગાર છે.

તેનો હેતુ એ છે કે, જો તેઓ પોતાના અત્યાચાર અને બળજબરી તથા કુફ્ર અને શિર્કથી ન અટકે તો મુસલમાનોના માથે તે જ જવાબદારી છે જે ઉપર પ્રસ્તુત થઈ ચૂકી કે, તેમની સાથે યુદ્ધ ચાલુ રાખે અને જિહાદ તથા યુદ્ધ કે ઘણું મોટું લશ્કર તથા ઘણા બધા શસ્ત્ર-સરંજામ ઉપર સ્વાભાવિક રીતે અવલંબિત હોય છે અને મુસલમાનોને સ્વાભાવિક રીતે આ વસ્તુઓ ઓછી પ્રાપ્ત હતી, એટલા માટે એવું થઈ શકતું હતું કે, મુસલમાનોને યુદ્ધનો હુકમ ભારે લાગે અથવા તો તેઓ પોતાની ઓછી સંખ્યા અને ઓછા સામાનના કારણે એવી અનુભૂતિ કરવા લાગે કે અમે મુકાબલામાં સફળ નહીં થઈ શકીએ, એટલા માટે તેનો ઈલાજ એ રીતે કરવામાં આવ્યો કે મુસલમાનોને બતાવાવમાં આવ્યું કે, જો કે તેઓ સંખ્યા અને સામાનમાં તમારા લોકોથી વધારે છે પરંતુ તેઓ અલ્લાહ તઆલાની ગયૂબી સહાય અને હિમાયત ક્યાંથી લાવશે જે હિમાયત અને સહાય મુસલમાનોને પ્રાપ્ત થયેલી છે ? જેનો તેઓ દરેક મેદાનમાં પોતાના માટે જાત અનુભવ કરી રહ્યા છે અને ફરમાવ્યું કે, એમ તો મદદ અને હિમાયત દુનિયામાં દરેક પક્ષ કોઈને કોઈ પ્રકારે પ્રાપ્ત કરી જ લેતા હોય છે પરંતુ આ મદદ, શક્તિ અને સહાયનો આધાર જ્ઞાન અને અનુભવ ઉપર હોય છે તો એ દેખીતું છે કે, અલ્લાહ તઆલાની તાકાત, જ્ઞાન અને તેના સર્વશક્તિમાન હોવાની સિફતનો કોઈ સમકક્ષ સમગ્ર વિશ્વમાં કોઈ નથી હોઈ શકતો, કારણ કે તે સૌથી મોટો હિમાયતી અને સહાયક છે.

———————

પારહ (૧૦)

## આયત : (સૂરએ અન્ફાલ : આયત નં. ૪૧)

وَاعْلَمُوْٓا اَنَّمَا غَنِمْتُمْ مِّنْ شَيْءٍ فَاَنَّ لِلّٰهِ خُمُسَهٗ وَلِلرَّسُوْلِ وَلِذِي الْقُرْبٰى وَالْيَتٰمٰى
وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۙ اِنْ كُنْتُمْ اٰمَنْتُمْ بِاللّٰهِ وَمَآ اَنْزَلْنَا عَلٰى عَبْدِنَا يَوْمَ
الْفُرْقَانِ يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ ۭ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٤١﴾

## તરજુમો :

*અને જાણી રાખો કે જે કંઈ તમને કોઈ વસ્તુથી ગનીમત મળે બસ તેમાંથી પાંચમો ભાગ અલ્લાહ માટે છે અને રસૂલ માટે અને તેના કુટુંબીઓ માટે અને યતીમો અને મોહતાજો અને મુસાફરો માટે, જો તમને અલ્લાહ ઉપર યકીન છે અને તે વસ્તુ ઉપર જે અમે અમારા બંદા ઉપર ફૈસલાના દિવસે ઊતારી જે દિવસે બંને ફોજો ભિડાઈ ગઈ અને અલ્લાહ ઉપર દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે. (૪૧)*

## તફસીર :

અને આ વાતને જાણી લો કે જે વસ્તુ (કાફિરોની) ગનીમત સ્વરૂપે તમે પ્રાપ્ત કરો તો તેનો હુકમ એ છે કે, (તેના કુલ પાંચ ભાગ કરવામાં આવે, જેમાંથી ચાર ભાગ તો યોદ્ધાઓનો પોતાનો હક છે અને એક હિસ્સો એટલે કે) તેનો પાંચમો ભાગ (પછી પાંચમો ભાગ બીજા પાંચ ભાગમાં વહેંચવામાં આવે જેમાંથી એક તો) અલ્લાહનો અને તેના રસૂલનો છે (એટલે કે રસૂલુલ્લાહ ﷺને મળશે જે આપવું જાણે કે અલ્લાહ તઆલા સમક્ષ રજૂ કરી દેવું ગણાશે) અને (એક ભાગ) આપ (ﷺ)ના રિશ્તેદારોનો અને (એક ભાગ) યતીમોનો છે, (એક ભાગ) ગરીબોનો છે અને (એક ભાગ) મુસાફરોનો છે અને તમે અલ્લાહ ઉપર યકીન રાખતા હોય અને તે વસ્તુ ઉપર (યકીન રાખતા હોવ) જેને અમે પોતાના બંદા (મુહમ્મદ ﷺ) ઉપર ફૈસલાના દિવસે (એટલે) જે દિવસે (બદ્રમાં) બંને જમાઅતો (મો'મિનોની અને કાફિરોની) પરસ્પર સામે આવી હતી નાઝિલ ફરમાવ્યો હતો (તેનો અર્થ તે ગયૂબી મદદ છે કે જે ફરિશ્તાઓ દ્વારા કરવામાં

આવી, એટલે કે તમે અમારા ગયૂબના કાર્યો ઉપર યકીન રાખતા હોવ તો તમે આ હુકમને જાણી રાખો અને તેના ઉપર અમલ કરો, એટલા માટે અમે વધારી દીધું કે તમારા માટે પાંચમો ભાગ કાઢવો ભારે ન લાગે અને એ સમજી લો કે આ બધી ગનીમત અલ્લાહની જ મદદથી તો તમારા હાથમાં આવી છે, પછી તેમાંથી અલ્લાહ અને રસૂલ ﷺ માટે પાંચમો ભાગ કાઢવાનો છે અને બાકીના તે ચાર ભાગ મેળવવા પણ મનુષ્યની શક્તિથી બહારની વાત હતી તે માત્ર અલ્લાહની મદદ વડે જ પ્રાપ્ત થયા છે) અને અલ્લાહ (જ) દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ શક્તિ ધરાવનારો છે (પછી તમારો તો કોઈ હક ન હતો તો પણ તમને આ બધું મળી ગયું).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં ગનીમતના માલના હુકમો અને તેની વહેંચણીનો કાયદો ઉપસ્થિત છે, તે અગાઉ અમુક મહત્ત્વના શબ્દોનો ખુલાસો મેળવી લઈએ. શબ્દ "ગનીમન" લુગત (શબ્દકોષ)માં તે માલને કહેવામાં આવે છે, જે દુશ્મન પાસેથી પ્રાપ્ત કરવામાં આવે છે. શરીઅતની પરિભાષામાં ગેરમુસ્લિમો પાસેથી જે માલ યુદ્ધ અને લડાઈ દ્વારા તેમના ઉપર વિજય મેળવી પ્રાપ્ત કરવામાં આવે છે તેને "ગનીમત" કહેવામાં આવે છે અને જે સુલેહ અથવા પરસ્પર સહમતિથી પ્રાપ્ત થઈ જાય જેમકે ખિરાજ, જિઝિયો વગેરે તો તેને فَيْء (ફઈ) કહેવામાં આવે છે.

કુર્આને કરીમે આ બંને શબ્દોથી તે બંને પ્રકારના હુકમો વર્ણન કર્યા છે. સૂરએ અન્ફાલમાં ગનીમતના માલના હુકમો વર્ણન થયા છે જે યુદ્ધ અને લડાઈના સમયે ગેરમુસ્લિમો પાસેથી પ્રાપ્ત કરવામાં આવે.

અત્રે સૌ પ્રથમ એક વાત નજર સમક્ષ રહેવી જોઈએ તે એ કે ઈસ્લામી અને કુર્આની દષ્ટિકોણ પ્રમાણે સમગ્ર સૃષ્ટિની વાસ્તવિક માલિકી ફક્ત તે હક તઆલાની જ છે જેણે તેને પેદા કરી છે. મનુષ્ય તરફથી કોઈ વસ્તુની માલિકીની ફક્ત એક જ રીત છે કે, અલ્લાહ તઆલાએ પોતાના નિયમ પ્રમાણે કોઈ વ્યક્તિને તેનો કામચલાઉ માલિક ઠરાવી દીધો હોય, જેમકે સૂરએ યાસીનમાં ચારપગા પશુઓના વર્ણનમાં ઈરશાદ છે, اَوَلَمْ يَرَوْا اَنَّا خَلَقْنَا لَهُمْ مِّمَّا عَمِلَتْ اَيْدِيْنَآ اَنْعَامًا فَهُمْ لَهَا مٰلِكُوْنَ એટલે કે, શું આ લોકો નથી જોતા કે પશુઓને અમે પોતાના

હાથોથી બનાવ્યા પછી લોકો તેમના માલિક બની ગયા ? મતબલ એ કે, તેમની માલિકી આગવી નથી, અમે પોતાની કૃપાથી તેમને માલિક બનાવ્યા છે.

જ્યારે કોઈ કોમ અલ્લાહ તઆલા સાથે બળવો કરે છે, એટલે કે કુફ્ર અને શિર્કમાં રાચે છે તો પ્રથમ અલ્લાહ તઆલા તેમની સુધારણા માટે પોતાના રસૂલો અને કિતાબો મોકલે છે, જે દુષ્ટ લોકો આ અલ્લાહના ઈનામોથી પણ પ્રભાવિત નથી થતા તેમના માટે અલ્લાહ તઆલા પોતાના રસૂલોને તેમના મુકાબલામાં જિહાદ અને યુદ્ધ કરવાનો હુકમ આપે છે, જેનો હેતુ એ હોય છે કે આ બળવાખોરોના પ્રાણ અને માલ બધું મુબાહ કરવામાં આવે, તેને અલ્લાહ તઆલાના આપેલા માલથી ફાયદો ઉઠાવવાનો અધિકાર નથી રહેતો, બલકે તેનો માલ સરકારી રાહે જપ્ત કરવામાં આવશે, આ જ જપ્ત કરેલા માલનું બીજું નામ ગનીમતનો માલ છે જે કાફિરોની મિલ્કતમાંથી નીકળીને માત્ર અલ્લાહ તઆલાની મિલ્કતમાં આવી જાય છે.

આ જપ્ત કરેલા માલ માટે પ્રાચીન સમયથી અલ્લાહ તઆલાનો એવો કાયદો રહ્યો હતો કે તેનાથી કોઈને લાભ ઉઠાવવાની પરવાનગી ન હતી પરંતુ એવા માલને એક ખુલ્લા સ્થળે મૂકી દેવામાં આવતો હતો અને આસમાનથી એક વીજળી આવીને તેને સળગાવી દેતી હતી, આ જ તેમના જિહાદની સ્વીકૃતિની નિશાની હતી.

ખાતમુલ અંબિયા ﷺને જે અમુક વિશેષતાઓ અલ્લાહ તઆલા તરફથી અર્પણ થઈ, તેમાંથી એક એ પણ છે કે ગનીમતનો માલ રસૂલે કરીમ ﷺની ઉમ્મત માટે હલાલ કરવામાં આવ્યો. (મુસ્લિમની હદીષ પ્રમાણે) અને હલાલ પણ એવો કે તેને اَطْيَبُ الْاَمْوَال (પવિત્ર માલ) કહેવામાં આવે છે, એટલે કે જે સૌથી વધારે પાક માલ છે. કારણ એ છે કે, જે માલ મનુષ્ય પોતાની મહેનત અને કલા-કારીગીરીથી કમાઈને પ્રાપ્ત કરે છે તેમાં મનુષ્યની માલિકી એકની પાસેથી બીજા પાસે પરિવર્તિત થઈને પરસ્પર એકબીજાની મિલ્કતમાં આવે છે અને આ લેવડ-દેવડમાં હરામ અથવા નાજાઈઝ અથવા તો મકરૂહ પદ્ધતિઓની સંભાવના કે શક્યતા રહેલી હોય છે, એનાથી વિપરીત ગનીમતનો માલ કાફિરોની માલિકી સમાપ્ત કરીને સીધે-સીધી અલ્લાહની મિલ્કતમાં આવી ગયો અને હવે જેને મળે છે તે સીધો અલ્લાહ તઆલાની મિલ્કતમાંથી મળે છે, જેમાં કોઈ શંકા કે હરામની

કોઈ સંભાવના અથવા સુગ રહેતી નથી, જેમકે કૂવામાંથી કાઢેલું પાણી અથવા આપમેળે ઊગી નીકળેલું ઘાસ, જે સીધેસીધું અલ્લાહ તઆલાના ઈનામ સ્વરૂપે મનુષ્યને મળે છે, કોઈ માનવીનું માધ્યમ વચ્ચે નથી હોતું.

તાત્પર્ય એ છે કે ગનીમતનો માલ જે અગાઉની ઉમ્મતો માટે હલાલ ન હતો તે આ ઉમ્મત માટે ઈનામ સ્વરૂપે હલાલ કરી દેવામાં આવ્યો. પ્રસ્તુત આયતમાં તેની વહેંચણીનો કાયદો આ વિષય હેઠળ વર્ણન કરવામાં આવ્યો છે, وَاعۡلَمُوۡٓا اَنَّمَا غَنِمۡتُمۡ مِّنۡ شَیۡءٍ તેમાં અરબી શબ્દકોષના કાયદાથી પ્રથમ તો શબ્દ مَا (મા) એ સર્વસામાન્ય હોવાની દલીલ કરે છે, પછી આ સામાન્યપણાની વધારે તાકીદ માટે શબ્દ مِنۡ شَیۡءٍ (મિન શયઈન) વધારી દેવામાં આવ્યું, જેનો અર્થ એ છે કે જે કંઈ નાની-મોટી વસ્તુ ગનીમત તરીકે પ્રાપ્ત થાય તે આ બધી કાયદા હેઠળ આવરી લેવામાં આવી છે, કોઈ વસ્તુને મા'મૂલી અથવા નાની સમજીને કોઈ વ્યક્તિ વહેંચણીના નિયમથી ઉપરવટ જઈને જો તેને લઈ લેશે તો તે સખત અપરાધી ઠરાવવામાં આવશે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, એક સોય અને તેનો દોરો પણ જો ગનીમતના માલનો ભાગ હોય તો કોઈના માટે તેને પોતાના શરઈ ભાગ સિવાય લઈ લેવું જાઈઝ નથી અને ગનીમતના માલમાંથી કોઈ વસ્તુ ભાગ વિના લેવાને હદીષમાં غُلُوۡل (ગુલુલ્) ફરમાવીને તેના વિશે સખત ધમકી આપવામાં આવી છે અને તે સામાન્ય ચોરી કરતાં વધારે સખત હરામ ઠરાવવામાં આવ્યું છે.

વહેંચણીના નિયમના આ વિષય દ્વારા બધા જ મુજાહિદ મુસલમાનોને તેનાથી ખબરદાર કરી દેવામાં આવ્યા કે અલ્લાહ તઆલાએ આ માલ તમારા માટે હલાલ કરી દીધો છે, પરંતુ એક ખાસ નિયમ હેઠળ હલાલ કરવામાં આવ્યો છે, તેના વિરુદ્ધ જો તે કોઈ લઈ લેશે તો તે જહન્નમનો અંગારો થશે.

કુર્આનના કાયદાની એ જ વિશેષતા છે કે જે દુનિયાના કાયદાઓને પ્રાપ્ત થઈ નથી અને કુર્આનના આ જ કાયદાની સંપૂર્ણ અસર એ જ સફળતાનું રહસ્ય છે કે, પ્રથમ અલ્લાહનો ડર અને આખિરતનો ડર નજર સમક્ષ રાખીને તેમને ડરાવવામાં આવ્યા, બીજા નંબરે તેમના અપરાધ માટે સજાની જોગવાઈ પણ લાગુ પાડવામાં આવી.

નહિતર વિચાર કરવાનું સ્થળ છે કે, યુદ્ધના મેદાનમાં અફરા-તફરીના સમયે જે માલ ગેરમુસ્લિમોના કબ્જા હેઠળથી પ્રાપ્ત કરવામાં આવે તેની વિગત ન તો પ્રથમથી મુસલમાનોના અમીરની જાણમાં છે, ન જ કોઈ અન્યના. આવી પરિસ્થિતિમાં યુદ્ધનું મેદાન કે જે મોટે ભાગે જંગલ અથવા રણ હોય છે જેમાં માલ સંતાડવાની હજારો તકો ઉપસ્થિત હોય છે, નર્યા કાયદાના જોરે આ માલની સુરક્ષા કોઈના કાબૂમાં નથી, ફક્ત અલ્લાહનો ડર અને આખિરતનો ખૌફ જ તે વસ્તુ હતી જેણે પ્રત્યેક મુસલમાનને આ માલમાં મા'મૂલી વપરાશ કરવાથી પણ અટકાવી રાખ્યા.

હવે આ વહેંચણીના નિયમને જૂઓ, ઈરશાદ થયો, فَاَنَّ لِلّٰهِ خُمُسَهٗ وَلِلرَّسُوْلِ وَلِذِی الْقُرْبٰی وَالْیَتٰمٰی وَالْمَسَاكِیْنِ وَابْنِ السَّبِیْلِ એટલે કે, ગનીમતના માલનો પાંચમો ભાગ અલ્લાહ અને તેના રસૂલનો અને તેમના સગાં-વહાલાંનો અને યતીમોનો અને મિસ્કીનો તથા મુસાફરોનો છે.

અત્રે પ્રથમ તો એ વાત વિચાર માંગી લે છે કે, નિયમ સંપૂર્ણ માલે ગનીમતની વહેંચણીનો વર્ણન થઈ રહ્યો છે પરંતુ કુર્આને ફક્ત તેના પાંચમા ભાગની વહેંચણીનો નિયમ અત્રે વર્ણન કર્યો, બાકીના ચાર ભાગનું કોઈ વર્ણન કરવામાં આવ્યું નથી, તેમાં શું રહસ્ય છે ? અને બાકી ચાર ભાગોની વહેંચણીનો શું કાયદો છે ? પરંતુ કુર્આનમાં ચિંતન અને મનન કરવાથી આ બંને વાતોનો જવાબ આ જ શબ્દોમાંથી નીકળી આવે છે કે, કુર્આને કરીમે જિહાદ કરનાર મુસલમાનોને સંબોધન કરીને ફરમાવ્યું, مَا غَنِمْتُمْ (મા-ગનિમ્તુમ) એટલે કે, "જે કંઈ તમે ગનીમતમાં પ્રાપ્ત કર્યું" તેમાં ઈશારો જોવા મળે છે કે, આ માલ તે પ્રાપ્ત કરનારનો હક છે અને ત્યારબાદ જ્યારે એવો ઈરશાદ થયો કે, તેમાંથી પાંચમો ભાગ અલ્લાહ અને રસૂલ વગેરેનો છે તો તેનું પરિણામ સ્પષ્ટ રીતે સામે આવે છે કે બાકી ચાર હિસ્સા غَانِمِیْن (ગાનિમીન) અને مُجَاهِدِیْن (મુજાહિદીન) એટલે કે, જિહાદમાં ભાગ લેનાર મો'મિન યોદ્ધાઓના છે, જેમકે કુર્આને કરીમના વારસા-વહેંચણીના કાયદાઓમાં એક સ્થળે ઈરશાદ છે وَوَرِثَهٗ اَبَوَاهُ فَلِاُمِّهِ الثُّلُثُ (૪ : ૧૧) એટલે કે, જ્યારે કોઈ વ્યક્તિનો વારસ તેના માં-બાપ હોય તો માંનો ત્રીજો ભાગ છે. અત્રે પણ ફક્ત માંના ઉલ્લેખને પૂરતું સમજવામાં આવ્યું, જેનાથી જાણ થઈ કે બાકી બે ભાગ બાપનો હક છે, એ જ પ્રમાણે مَا غَنِمْتُمْ

(મા–ગનિમ્તુમ) પછી જ્યારે ફક્ત પાંચમા ભાગને અલ્લાહ માટે રાખવામાં આવ્યો, તો જાણ થઈ કે બાકીના ચાર ભાગ મુજાહિદોનો હક છે. પછી રસૂલુલ્લાહ ﷺના નિવેદન અને અમલે તેને અને તેની પૂરી વિગતને સ્પષ્ટ કરી દીધી કે, આ ચાર ભાગ મુજાહિદોમાં એક ખાસ નિયમ હેઠળ વહેંચવામાં આવશે.

હવે આ પાંચમાં ભાગની વિગત જોઈ લઈએ જેને કુર્આને કરીમે આ આયતમાં નક્કી કરી દીધી છે. કુર્આનના શબ્દોમાં આ સ્થળે છ શબ્દોનો ઉલ્લેખ છે. لِلّٰهِ (લિલ્લાહી), لِلرَّسُوْلِ (લિર્રસૂલિ), لِذِی الْقُرْبٰی (લિઝિલકુરબા), الْيَتٰمٰی (અલ યતામા), الْمَسَاكِيْنَ (અલ મસાકીન), ابْنِ السَّبِيْلِ (ઈબ્નીસ્સબીલ).

તેમાં શબ્દ لِلّٰهِ (લિલ્લાહી) તો એક વિશિષ્ટ અને મુખ્ય વિષય છે તે ગનીમતના માલના વપરાશનો કે જેમાં આ પાંચમો ભાગ વહેંચવામાં આવશે, એટલે કે આ બધો ખર્ચ ફક્ત અલ્લાહ માટે થશે માટે આ શબ્દને આ સ્થળે લાવવામાં એક ખાસ હિકમત છે, જેના તરફ તફસીરે મઝહરીમાં ઈશારો કરવામાં આવ્યો છે, તે એ કે રસૂલે કરીમ ﷺ અને આપ ﷺના કુટુંબીજનો માટે સદકહનો માલ હરામ કરવામાં આવ્યો છે કે, તે રસૂલે કરીમ ﷺની શા'નના ખિલાફ છે, કારણ કે સદકહ એ સામાન્ય લોકોના માલને પવિત્ર (પાક) કરવા માટે તેમાંથી કાઢેલો ભાગ છે જેને હદીષમાં اَوْسَاخُ النَّاسِ કહેવામાં આવ્યું છે, એટલે કે "લોકોનો મેલ" જે નુબુવ્વતની શા'નના લાયક નથી.

ગનીમતના માલના પાંચમાં ભાગમાંથી કારણ કે રસૂલુલ્લાહ ﷺ અને આપ ﷺના કુટુંબીજનોને પણ કુર્આને કરીમની આ આયતે ભાગ આપ્યો છે. એટલા માટે એ બાબત ઉપર ચેતવવામાં આવ્યા કે આ ભાગ લોકોની મિલકતમાંથી પરિવર્તન પામી નથી આવ્યો બલકે, સીધે–સીધો અલ્લાહ તઆલા તરફથી આવ્યો છે જેમકે હમણા વર્ણન કરવામાં આવ્યું છે કે તે ગનીમતનો માલ કાફિરોની મિલ્કતમાંથી નીકળીને સીધે–સીધો અલ્લાહ તઆલાની એકમાત્ર માલિકી બની જાય છે, પછી અલ્લાહ તઆલા તરફથી તેને ઈનામ સ્વરૂપે વહેંચવામાં આવે છે, એટલા માટે એ વાત તરફ ઈશારો કરવા માટે કે રસૂલુલ્લાહ ﷺ અને ذَوِی الْقُرْبٰی (ઝવિલ્કુરબા)નો જે ભાગ ગનીમતના માલના પાંચમાં ભાગમાંથી આપવામાં આવ્યો છે તે લોકોના સદકહનો માલ નથી બલકે

સીધે-સીધો અલ્લાહ તઆલા તરફથી ખાસ કૃપા અને ઈનામ છે. આયતની શરૂઆતમાં ફરમાવવામાં આવ્યું, لِلّٰهِ (લિલ્લાહી) એટલે કે આ સઘળો માલ વાસ્તવમાં અલ્લાહ તઆલાની જ એકમાત્ર મિલ્કત છે, તેના જ આદેશ પ્રમાણે પ્રસ્તુત માલમાંથી ખર્ચ કરવામાં આવશે અથવા વાપરવામાં આવશે.

એટલા માટે પાંચમાં ભાગના અસલી હિસ્સા પાંચ રહી ગયા. રસૂલ, સગાં-વહાલાં, યતીમ, મિસ્કીન અને મુસાફિર. પછી તેમાં હકનો દરજ્જો અને કક્ષા વિવિધ પ્રકારના છે. કુર્આને કરીમની વિશિષ્ટ શૈલી જૂઓ કે આ દરજ્જાઓના હકનો ફરક કેટલો બારીક અને રસપ્રદ શૈલીથી જાહેર કર્યો કે, આ પાંચમાંથી પ્રથમ બે શબ્દ ઉપર لَامْ (લામ) લાવવામાં આવ્યો. لِلرَّسُوْلِ (લિર્રસૂલી) અને وَلِذِى الْقُرْبٰى (વલિ ઝિલકુરબા) અને બાકી ત્રણ પ્રકારોને શબ્દ لام (લામ) વિના જ પરસ્પર જોડીને ઉલ્લેખ કરવામાં આવ્યો.

અક્ષર لِ (લામ) અરબી ભાષામાં કોઈ વિશિષ્ટતાનું પ્રદર્શન કરવા માટે ઉપયોગ કરવામાં આવે છે. શબ્દ لِلّٰه (લિલ્લાહ)માં શબ્દ لِ (લામ) મિલ્કતની વિશિષ્ટતા વર્ણન કરવા માટે ઉલ્લેખ થયો છે કે, આ બધી વસ્તુઓના વાસ્તવિક માલિક અલ્લાહ તઆલા છે અને શબ્દ لِلرَّسُوْلِ (લિર્રસૂલ)માં ખાસ હક અને અધિકારનું વર્ણન કરવાનો હેતુ છે કે, અલ્લાહ તઆલાએ ગનીમતના પાંચમાં ભાગને વાપરવાનો અને વહેંચણી કરવાનો હક રસૂલે કરીમ ﷺને અર્પણ કર્યો છે, જેનો ખુલાસો ઈમામ તહાવીના સંશોધન અને તફસીરે મઝહરીના વર્ણન અનુસાર એ છે કે જો કે આ સ્થળે પાંચમાં ભાગના હકદારોમાં પાંચ નામોનું વર્ણન છે પરંતુ વાસ્તવમાં તેનો સંપૂર્ણ હક રસૂલે કરીમ ﷺ માટે જ ખાસ છે કે, આપ ﷺ પોતાની કોઠાસૂઝ અને વિવેકબુદ્ધિ પ્રમાણે તે પાંચ પ્રકારના લોકોમાં ગનીમતના પાંચમાં ભાગની વહેંચણી કરી આપે, જેમકે સૂરએ અન્ફાલની પ્રથમ આયતમાં સંપૂર્ણ ગનીમતના માલનો હુકમ એ જ હતો કે, રસૂલે કરીમ ﷺ પોતાની કોઠાસૂઝ પ્રમાણે જેને ઈચ્છે વહેંચી આપે જેને ચાહે આપે وَاعْلَمُوْٓا اَنَّمَا غَنِمْتُمْ આ આયતે કુલ ગનીમતના પાંચ ભાગ કરીને ચાર ભાગને મુજાહિદોનો હક ઠરાવી આપ્યો પરંતુ પાંચમાં ભાગને નિયમ પ્રમાણે એ જ હુકમમાં રહેવા દીધો કે તેનો ઉપયોગ કરવો રસૂલુલ્લાહ ﷺની વિવેકબુદ્ધિ ઉપર છોડવામાં આવ્યું, ફક્ત એટલી વાતનો વધારો થયો કે તે પાંચમાં ભાગના પાંચ વપરાશકારો વર્ણન

કરવામાં આવ્યા કે, આ વપરાશકારો તેના વર્તુળમાં છે પરંતુ જમહૂર ઈમામો અને સંશોધનકારોના મતે રસૂલે કરીમ ﷺની જવાબદારી એ આવશ્યક ન હતી કે તેઓ પાંચમાં ભાગના પાંચ બરાબર ભાગ કરે અને પ્રસ્તુત આયતમાં વર્ણન થયેલ પાંચ પ્રકારના લોકોમાં સરખા ભાગે વહેંચણી કરે બલકે ફક્ત એટલું જરૂરી હતું કે, ગનીમતના પાંચમાં ભાગને તે પાંચ પ્રકારના લોકોમાં સઘળો અથવા અમુકને પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે આપે.

તેની સૌથી મોટી ખુલ્લી દલીલ પોતે આ આયતના શબ્દ અને તેમાં વર્ણન કરવામાં આવેલ વપરાશકારોના પ્રકારો છે કે, આ બધા પ્રકારો વાસ્તવિક રીતે જોવા જઈએ તો ભિન્ન–ભિન્ન નથી બલકે સમાન પણ હોઈ શકે છે, દાખલા તરીકે જે વ્યક્તિ સગાં–વહાલાંમાં સામેલ છે તે યતીમ પણ હોઈ શકે છે અને મિસ્કીન અને મુસાફર પણ હોઈ શકે છે, એ જ પ્રમાણે મિસ્કીન અને મુસાફર યતીમ પણ હોઈ શકે છે અને સગો–વહાલો પણ હોઈ શકે છે, જે મિસ્કીન છે તે મુસાફરોની યાદીમાં પણ આવી શકે છે. જો આ બધા પ્રકારોમાં અલગ–અલગ રીતે સમાન રીતે વહેંચણી કરવાનો હેતુ હોત તો આ પ્રકારો એવા હોવા જોઈતા હતા કે, એક પ્રકારનો વ્યક્તિ બીજા પ્રકારમાં સામેલ ન હોવો જોઈએ, નહિતર પછી એવું અવશ્ય બને છે કે જે સગાં–વહાલાંમાંથી છે અને તે યતીમ પણ છે, મિસ્કીન પણ છે અને મુસાફર પણ છે તો તેને એક સ્વરૂપે એક–એક હિસ્સો મળે તો ચાર ભાગ તેના ભાગે જશે, જેમકે વહેંચણીના ફરજો અથવા વારસા–વહેંચણીનો એ જ કાયદો છે કે, એક વ્યક્તિને મય્યત સાથે અલગ–અલગ પ્રકારની સગાઈ હોય તો દરેક સગાઈનો ભાગ તેને અલગ રીતે મળે છે અને ઉમ્મતમાં એ મતનું કોઈ સમર્થન નથી કરતું કે, એક વ્યક્તિને ગનીમતના પાંચમાં ભાગના ચાર હિસ્સા મળી જાય, આથી જાણ થઈ કે આ આયતનો હેતુ રસૂલે કરીમ ﷺ ઉપર એ પાબંદી લગાવવાનો નથી કે, આ બધા પ્રકારોને ચોક્કસ આપવામાં જ આવે અથવા તો સમાન રીતે આપવામાં આવે, બલકે હેતુ એ છે કે ગનીમતના પાંચમાં ભાગનો માલ આ પાંચ પ્રકારમાંથી જે પ્રકાર ઉપર જેટલો ખર્ચ કરવો રસૂલે કરીમ ﷺના અભિપ્રાયમાં યોગ્ય હોય એટલું આપે. *(તફસીરે મઝહરી)*

આ જ કારણ છે કે, હઝરત ફાતિમા ઝોહરા (રદિ.)એ જ્યારે આ ગનીમતના પાંચમાં ભાગમાંથી એક સેવક (નોકર)નો સવાલ રસૂલે કરીમ ﷺની

સેવામાં રજૂ કર્યો અને ઘરના કામોમાં પોતાની મહેનત, તકલીફ અને કમજોરીને પણ જાહેર કરી તો રસૂલુલ્લાહ ﷺએ એ વિનંતીને માન્ય ન રાખી અને એવો નોકર આપવાથી ઈન્કાર કર્યો કે, મારી સામે તમારી જરૂરતથી વધારે "સુફ્ફા" સહાબએ કિરામ (રદિ.)ની જરૂરત છે, જેઓ અત્યંત ગરીબી અને ભૂખમાં સપડાયેલા છે જેમને છોડીને હું તમને નથી આપી શકતો. *(સહીહ બુખારી, મુસ્લિમ)*

આથી સ્પષ્ટ થઈ ગયું કે, દરેક પ્રકારનો અલગ અધિકાર ન હતો નહિતર સગાં-વહાલાંના અર્થમાં હઝરત ફાતિમા (રદિ.) કરતા કોણ અગ્ર સ્થાને હોઈ શકે છે ? બલકે આ બધું વપરાશકારોનું માત્ર વર્ણન છે, તેમનો અધિકાર નથી.

## ગનીમતના માલના પાંચમાં ભાગની વહેંચણી પછી રસૂલે કરીમ ﷺની વફાત :

જમહૂર ઈમામોના મતે ગનીમતના પાંચમાં ભાગમાંથી જે ભાગ રસૂલે કરીમ ﷺનો રાખવામાં આવ્યો તે આપ ﷺના નુબુવ્વત અને રિસાલતના હોદ્દાની બીના પર એવો જ હતો, જેમકે આપ ﷺને વિશિષ્ટ રીતે એ હક પણ આપવામાં આવ્યો હતો કે સંપૂર્ણ ગનીમતના માલમાંથી રસૂલુલ્લાહ ﷺ પોતાના માટે કોઈ વસ્તુ નક્કી કરીને લઈ લે, જેના કારણે અમુક ગનીમતના માલમાંથી તેમણે અમુક વસ્તુઓ લીધી પણ હતી અને ગનીમતના પાંચમાં ભાગમાંથી તેઓ પોતાના અને પોતાના ઘરવાળાઓનો વઝીફો આપતા હતા. રસૂલે કરીમ ﷺની વફાત પછી આ ભાગ આપમેળે સમાપ્ત થઈ ગયો, કારણ કે તેમના પછી કોઈરસૂલ અથવા નબી નથી.

## ગનીમતના પાંચમાં ભાગમાંથી સગાં-વહાલાંઓનો હિસ્સો :

એમાં તો કોઈને વિરોધ નથી કે, ગરીબ સગાં-વહાલાંઓનો હક ગનીમતના પાંચમાં ભાગમાં બીજા વપરાશકારો એટલે કે યતીમ, મિસ્કીન અને મુસાફર કરતાં અગ્ર સ્થાને છે, કારણ કે રસૂલે કરીમ ﷺના ગરીબ સગાં-વહાલાંની મદદ ઝકાત અને સદકહથી નથી થઈ શકતી, બીજા વપરાશકારોની મદદ ઝકાત અને સદકહથી પણ થઈ શકે છે. (كَمَا صَرَّحَ بِهِ فِي الْهِدَايَةِ وَيُقَدَّمُوْنَ) અલબત્ત, માલદાર સગાં-વહાલાંઓને તેમાંથી કંઈ આપવામાં આવશે નહીં, એમાં ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)નો મત એ છે કે પોતે

રસૂલે કરીમ ﷺ પણ જે સગાં-વહાલાંઓને આપતા હતા તો તેના બે આધાર હતા, એક તેમની જરૂરિયાત અને ગરીબી તથા બીજું દીનની સ્થાપના અને ઈસ્લામના રક્ષણમાં રસૂલુલ્લાહ ﷺની મદદ અને સહાય. બીજું કારણ તો રસૂલુલ્લાહ ﷺની વફાત સાથે સમાપ્ત થઈ ગયું ફક્ત પ્રથમ કારણ ગરીબી અને જરૂરિયાત બાકી રહી ગયું, તે બીના પર કયામત સુધી દરેક ઈમામ અને અમીર તેમને (સાદાતોને) અન્યો ઉપર અગ્રીમતા આપશે. (હિદાયા -જસ્સાસ) ઈમામ શાફઈ (રહ.)થી પણ આ જ નિવેદન નકલ કરવામાં આવ્યું છે. *(કુર્તુબી)*

અમુક ફુકહાના મતે سَهْمِ ذَوِى الْقُرْبٰى ના સ્વરૂપે રસૂલે કરીમ ﷺની સગાઈ હંમેશા માટે બાકી છે જેમાં માલદાર અને ફકીર બધા સામેલ છે, અલબત્ત જે તે સમયનો અમીર પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે તેમને ભાગ આપશે. *(મઝહરી)*

અસલ વસ્તુ આ મા'મલામાં ખુલફાએ રાશીદીનનો અમલ છે કે, તેમણે રસૂલે કરીમ ﷺની વફાત પછી શું કર્યું ? હિદાયાના કર્તાએ એના વિશે લખ્યું છે

اِنَّ الْخُلَفَاءَ الْاَرْبَعَةَ الرَّاشِدِيْنَ قَسَّمُوْهُ عَلٰى ثَلٰثَةِ اَسْهُمٍ

*"ચારે ખુલફાએ રાશીદીને આપ ﷺની વફાત પછી ગનીમતના પાંચમાં ભાગની ફક્ત ત્રણ પ્રકારના લોકોમાં વહેંચણી કરી છે; યતીમ, મિસ્કીન અને ફકીર."*

અલબત્ત, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)થી સાબિત છે કે, ગરીબ સગાં-વહાલાંને ગનીમતના પાંચમાં ભાગમાંથી તેઓ આપ્યા કરતા હતા. (અખ્રજહુ અબૂ દાવુદ) અને દેખીતું છે કે, આ વિશિષ્ટ અમલ ફક્ત હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો નથી, બીજા ખલીફાઓએ પણ આ જ અમલ કર્યો હશે.

જે રિવાયતોથી એવું સાબિત છે કે, સિદ્દીકે અકબર અને ફારૂકે આ'ઝમ (રદિ.) પોતાની ખિલાફતના અંતિમ સમય સુધી સગાં-વહાલાંનો હક કાઢતા હતા અને હઝરત અલી (રદિ.)ને તેના મુતવલ્લી બનાવીને સગાં-વહાલાંઓમાં વહેંચણી કરાવતા હતા. (كَمَا فِى رِوَايَةِ كِتَابِ الْخِرَاجِ لِاَبِى يُوْسُفَ) તો આ તેની વિરોધી બાબત નથી કે, તે વહેંચણી ગરીબ સગાં-વહાલાં માટે ખાસ હોય. વલ્લાહુ અઅ્લમ.

**ફાયદો :**

સગાં-વહાલાંને નક્કી કરવા પોતે રસૂલે કરીમ ﷺએ પોતાના અમલ દ્વારા એ રીતે બતાવ્યું કે, બનુ હાશિમ તો રસૂલે કરીમ ﷺનું પોતાનું કુટુંબ હતું, બનુ અબ્દુલ મુત્તલિબને પણ તેમની સાથે એટલા માટે સામેલ કર્યું હતું કે, આ લોકો પણ અજ્ઞાનકાળમાં અને ત્યાર પછી ઈસ્લામની પરિસ્થિતિમાં ક્યારેય બનુ હાશિમથી અલગ રહ્યા ન હતા, એટલે સુધી કે મક્કાના કુરૈશે જ્યારે બનુ હાશિમ સાથે ખોરાકના પૂરવઠાનો બાયકોટ કર્યો તો તેમને અબી તાલિબની ઘાટીમાં બંધ કરી દેવામાં આવ્યા તો બનુ અબ્દુલ મુત્તલિબને જો કે કુરૈશના બાયકૉટ (અસહકાર)માં સામેલ ન કર્યા હતા પરંતુ આ લોકો પણ પોતાની રાજી-ખુશીથી આ અસહકારના સમયે રસૂલે કરીમ ﷺની સાથે સામેલ થઈ ગયા. *(મઝહરી)*

**ગઝ્વએ બદ્રના દિવસને يَوْمُ الْفُرْقَانِ (યવમુલ ફુરકાન) કહેવામાં આવ્યો**

પ્રસ્તુત આયતમાં બદ્રના દિવસને "યવમુલ ફુરકાન" કહેવામાં આવ્યો છે તેનું કારણ એ છે કે, સૌ પ્રથમ ભૌતિક (દુનિયવી) અને દેખીતા સ્વરૂપે મુસલમાનોને સ્પષ્ટ વિજય મળ્યો હતો તથા કાફિરોને બોધદાયક ઈબ્રતનાક પરાજય પ્રાપ્ત થયો, આ દિવસ તે કારણે કાફિરો અને ઈસ્લામમાં દેખીતા ફેંસલાનો દિવસ "યવમુલ ફુરકાન" કહેવામાં આવ્યો.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૪૨-૪૩-૪૪)

إِذْ أَنْتُمْ بِالْعُدْوَةِ الدُّنْيَا وَهُمْ بِالْعُدْوَةِ الْقُصْوَىٰ وَالرَّكْبُ أَسْفَلَ مِنْكُمْ ۚ وَلَوْ تَوَاعَدْتُمْ
لَاخْتَلَفْتُمْ فِي الْمِيعَادِ ۙ وَلَٰكِنْ لِيَقْضِيَ اللَّهُ أَمْرًا كَانَ مَفْعُولًا ۙ لِيَهْلِكَ مَنْ هَلَكَ
عَنْ بَيِّنَةٍ وَيَحْيَىٰ مَنْ حَيَّ عَنْ بَيِّنَةٍ ۗ وَإِنَّ اللَّهَ لَسَمِيعٌ عَلِيمٌ ﴿٤٢﴾ إِذْ يُرِيكَهُمُ اللَّهُ
فِي مَنَامِكَ قَلِيلًا ۖ وَلَوْ أَرَاكَهُمْ كَثِيرًا لَفَشِلْتُمْ وَلَتَنَازَعْتُمْ فِي الْأَمْرِ
وَلَٰكِنَّ اللَّهَ سَلَّمَ ۗ إِنَّهُ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ ﴿٤٣﴾ وَإِذْ يُرِيكُمُوهُمْ إِذِ الْتَقَيْتُمْ
فِي أَعْيُنِكُمْ قَلِيلًا وَيُقَلِّلُكُمْ فِي أَعْيُنِهِمْ لِيَقْضِيَ اللَّهُ أَمْرًا كَانَ مَفْعُولًا ۗ وَإِلَى اللَّهِ
تُرْجَعُ الْأُمُورُ ﴿٤٤﴾

ع

## તરજુમો :

*જે સમયે તમે નજીકના કિનારા ઉપર હતા અને તેઓ દૂરના કિનારા ઉપર અને કાફલો તમારાથી નીચે ઊતરી ગયો હતો અને જો તમે આપસમાં વાયદો કરી લીધો હોત તો વાયદા ઉપર એક સાથે ન પહોંચત પરંતુ અલ્લાહને એક કામ કરી નાંખવું હતું જે નક્કી થઈ ચૂક્યું હતું જેથી મરે જેને મરવાનું છે દલીલ કાયમ થયા બાદ અને જીવીત રહે જેને જીવવાનું છે દલીલ કાયમ થયા બાદ અને નિઃશંક ! અલ્લાહ સઘળું સાંભળનારો જાણનારો છે. (૪૨) જ્યારે અલ્લાહે તમને તે કાફિર તમારા સ્વપ્નમાં થોડા બતાવ્યા અને પરંતુ તમને ઘણા વધારે બતાવ્યા હોત તો તમે લોકોએ કાયરતા આચરી હોત અને કામમાં વિવાદ નાંખ્યો હોત પરંતુ અલ્લાહે બચાવી લીધા તેને સારી પેઠે ખબર છે જે વાત દિલોમાં છે. (૪૩) અને જ્યારે તમને મુકાબલાના સમયે તે ફોજ તમારી આંખોમાં થોડી બતાવી અને તમને તેમની આંખોમાં થોડા બતાવ્યા જેથી અલ્લાહ એક કામ કરી નાંખે જે નિશ્ચિત થઈ ચૂક્યું હતું અને દરેક કામ અલ્લાહ સુધી પહોંચે છે. (૪૪)*

## તફસીર :

આ તે સમય હતો કે જ્યારે તમે એ મેદાનના આ બાજુના કિનારા ઉપર હતા અને તે લોકો (એટલે કે કાફિરો) તે મેદાનના પેલી બાજુના કિનારે હતા ("આ બાજુ"નો અર્થ મદીના નજીકનું સ્થળ અને "પેલી બાજુ"નો અર્થ મદીનાથી દૂરનું સ્થળ છે) અને તે (કુરૈશનો) કાફલો તમારાથી નીચાણના ભાગે (બચેલો) હતો (એટલે કે સમંદરના કિનારે-કિનારે જઈ રહ્યો હતો. ખુલાસો એ છે કે સંપૂર્ણ ઉત્સાહ અને પ્રોત્સાહન આપે તેવી પરિસ્થિતિ ભેગી થઈ રહી હતી, તે બંને પરસ્પર સામ-સામે હતા અને દરેક એકબીજાને જોઈને જોશમાં આવ્યા હતા, આ બાજુ કાફલો રસ્તામાં જ હતો જેના કારણે કાફિરોના લશ્કરને તેમની મદદનો વિચાર ખૂબ પ્રિય લાગ્યો જેનાથી તેઓના જોશ અને ઉત્સાહમાં વધારો થયો, મતલબ કે મુસલમાનો માટે ઘણો સખત સમય હતો તો પણ અલ્લાહ તઆલાએ તમારા ઉપર એવી ગયબી મદદ કરી જેમકે ઉપર ઈરશાદ થયો (اَنۡزَلۡنَا عَلٰى عَبۡدِنَا) અને (તેની મસ્લિહત તો એ થઈ કે અચાનક મુકાબલો થયો નહિતર) જો

(પ્રથમથી સામાન્ય સ્વાભાવિક નિયમ પ્રમાણે) તમે અને તેઓએ (લડાઈમાં) કોઈ વાત ઠરાવી લીધી હોત (કે ફલાણા સમયે લડીશું) તો (પરિસ્થિતિનો તકાદો એ હતો કે) અવશ્ય આ નક્કી કરેલ બાબત વિશે તમારામાં મતભેદ થયો હોત (એટલે કે ભલે ફક્ત મુસલમાનોમાં પરસ્પર શસ્ત્ર–સરંજામની ઉણપના કારણે કોઈ કંઈ કહેતું હોત તો કોઈ બીજું કહેતું હોત અને ભલે કાફિરો બાબતે મતભેદ હોત જેના કારણે આ તરફની શસ્ત્ર–સરંજામની ઉણપ અને તેમના તરફ મુસલમાનોનો રુઆબ છવાયો હોત, મતલબ કે બંને પ્રકારની આ યુદ્ધમાં નોબત ન આવી, બસ તેમાં જે ફાયદા થયા તે જાહેરમાં ન આવ્યા હોત જેનું વર્ણન لِيَهْلِكَ માં આવ્યું છે) પરંતુ (અલ્લાહ તઆલાએ એવો સામાન ઉપસ્થિત કર્યો કે, તેની તક જ ન આવી, અનાયાસે જ યુદ્ધ થઈ ગયું) જેથી જે કામ અલ્લાહ તઆલાને કરવું મંજૂર હતું તેની પૂર્ણતા કરી દેવામાં આવી, (એટલે જેથી સત્યની નિશાની જાહેર થઈ જાય) અને જેને બરબાદ (એટલે કે ગુમરાહ) થવાનું છે તે નિશાની આવ્યા પછી બરબાદ થાય અને જેને જીવંત (એટલે કે હિદાયત પામેલા) રહેવાનું છે તે (પણ) નિશાની આવ્યા પછી જીવંત રહે (મતલબ એ છે કે અલ્લાહ તઆલાને યુદ્ધ થવું મંજૂર હતું જેથી એક ખાસ પદ્ધતિ પ્રમાણે ઈસ્લામનું સત્ય હોવું જાહેર થઈ જાય કે આ સંખ્યાની ઉણપ અને સર–સામાનની કમી છતાં મુસલમાનો વિજય પામી લે જે અસ્વાભાવિક બાબત છે, જેનાથી જાણ થઈ કે ઈસ્લામ સત્ય છે. બસ તે માટેની અલ્લાહની દલીલ કાયમ થઈ ગઈ, ત્યારબાદ જે ગુમરાહ થશે તે સત્યના સ્પષ્ટીકરણ પછી જ થશે કે જેમાં તેઓ અઝાબના સંપૂર્ણ હકદાર થઈ ગયા અને બહાનાની કોઈ સંભાવના જ બાકી ન રહી, એ જ પ્રમાણે જેમને હિદાયત પામવાની હતી તેઓ સત્ય સ્વીકારી લેશે, ખુલાસો આ હિકમતનો એ થયો કે સત્ય સ્પષ્ટ અને ખુલ્લું થઈ ગયું) અને નિઃશંક ! અલ્લાહ તઆલા સઘળું સાંભળનારો બધું જ જોનારો છે (કે આ સ્પષ્ટીકરણ પછી જીભ અને હૃદયથી મૌખિક રીતે અથવા હૃદયપૂર્વક કોણ કુફ્ર કરે છે ? અને કોણ ઈમાન લઈ આવે છે ? અને) તે સમય પણ વર્ણન કરવાપાત્ર છે કે જ્યારે અલ્લાહ તઆલાએ સ્વપ્નમાં તમને તે લોકો (સંખ્યામાં) ઓછા બતાવ્યા (જેથી તમે સહાબા રદિ.ને તે સ્વપ્નની વિગત બતાવી જેથી તેમના દિલો મજબૂત થઈ ગયા) અને જો અલ્લાહ તઆલાએ તમને તે લોકો વધારે કરીને બતાવ્યા હોત (અને

આપ ﷺએ સહાબાને એવી ખબર આપી દીધી હોત) તો (હે સહાબા રદિ. !) તમે હિમ્મત હારી ગયા હોત અને આ (યુદ્ધના) કાર્યમાં તમે પરસ્પર મતભેદ (અને વિરોધ–વંટોળ) કરતા હોત પરંતુ અલ્લાહ તઆલાએ (આ કાયરતા અને મતભેદથી તમને) બચાવી લીધા, બેશક ! તે દિલોની વાતોને સારી પેઠે જાણનારો છે (તેને ખબર હતી કે આ પ્રકારે કમજોરી પેદા થશે પરંતુ પ્રોત્સાહન આપવા માટે આ પ્રમાણેની યુક્તિ કરી) અને (ફક્ત સ્વપ્નમાં જ આપ ﷺને બતાવવાથી અટકવામાં ન આવ્યું બલકે વાસ્તવમાં પણ એ પ્રમાણે જ થયું હતું એટલા માટે ફરમાવે છે કે) તે સમયને યાદ કરો જ્યારે કે તમે પરસ્પર સામ–સામે થયા, તે લોકોને તમારી નજરમાં ઓછા કરીને બતાવવામાં આવી રહ્યા હતા અને (એ જ પ્રમાણે) તેમની નજરમાં તમને ઓછા કરીને બતાવવામાં આવી રહ્યા હતા જેથી જે કાર્ય અલ્લાહને કરવું મંજૂર હતું તેની પૂર્ણતા કરી દેવામાં આવે (જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે ....لِيَهْلِكَ مَنْ هَلَكَ) અને બધા કાર્યો અલ્લાહ તરફ જ રજૂ કરવામાં આવશે (તે هَالِكٌ અને حَيٌّ એટલે કે, ગુમરાહ લોકોને સજા અને સત્યવાદી લોકોને સારો બદલો આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

ગઝ્‌વએ બદ્ર કુફ્ર અને ઈસ્લામ વચ્ચે તે પ્રથમ યુદ્ધ હતું જેણે જાહેર અને ભૌતિક સ્વરૂપે પણ ઈસ્લામની શ્રેષ્ઠતા અને સત્યતાની સાબિતી પૂરવાર કરી દીધી, એટલા માટે કુર્આને કરીમે તેની વિગત વર્ણન કરવાની ખાસ કાળજી લીધી છે. પ્રસ્તુત આયતોમાં તેનું જ વર્ણન છે જેના વર્ણનમાં ઘણી બધી હિકમતો અને મસ્લિહતો ઉપરાંત એક ખાસ બાબતની જાહેરાત પણ છે કે, આ યુદ્ધમાં દેખીતી રીતે ભૌતિક સ્વરૂપે મુસલમાનોને વિજય પ્રાપ્ત કરવાની કોઈ સંભાવના ન હતી અને મક્કાના મુશ્રિકોને પરાજિત થવાની કોઈ શક્યતા દેખાતી ન હતી પરંતુ અલ્લાહ તઆલાએ ગુપ્ત શક્તિ વડે બધા જ શસ્ત્ર–સરંજામ અને જાહેર કારણોની બાજી પલટાવી નાંખી, આ જ ઘટનાની સ્પષ્ટતા માટે આ આયતોમાં ગઝ્‌વએ બદ્રના યુદ્ધના મોરચાનો પૂરો નકશો કુર્આને કરીમે વર્ણન કર્યો છે, આ આયતોના ખુલાસા અગાઉ અમુક શબ્દોની શબ્દકોષના આધારે સ્પષ્ટતા કરી લઈએ.

عُـدْوَةٌ (ઉદ્‌વતુન)નો અર્થ "એક બાજુ" થાય છે અને શબ્દ دُنْيَـا (દુન્યા) એ اَدْنٰـــى (અદ્‌ના)થી બનેલ છે, જેનો અર્થ "ખૂબ નિકટ" થાય છે. આખિરતના મુકાબલામાં આ જગતને પણ دنيا (દુનિયા) એટલા માટે જ કહેવામાં આવે છે કે, તે આખિરત કરતાં મનુષ્યની ખૂબ નિકટ છે અને શબ્દ قُصْوٰى (કુસ્વા) એ اَقْصٰى (અકસા)થી બન્યો છે અને "અકસા"નો અર્થ "ખૂબ દૂર" થાય છે.

૪૩ નંબરની આયતમાં "હલાકત" અને તેના વિરુદ્ધાર્થી સ્વરૂપે "જીવન"નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ બંને શબ્દોથી મોત અને જિંદગીના સામાન્ય અર્થો લેવામાં નથી આવ્યા, બલકે એક રૂહાની મોત અને જિંદગી અથવા હલાકત કે છુટકારા તરીકેના અર્થમાં રૂહાની જિંદગી ઈસ્લામ અને ઈમાન છે અને રૂહાની મોત શિર્ક અને કુફ્ર છે. કુર્આને કરીમે અનેક સ્થળે આ શબ્દો આ અર્થમાં વાપર્યા છે, એક સ્થળે ઈરશાદ ફરમાવ્યો, يٰۤـــاَيُّهَـا الَّـذِيْـنَ اٰمَـنُـوا اسْتَجِيْبُوْا لِلّٰهِ وَلِـلـرَّسُـوْلِ اِذَادَعَـاكُمْ لِمَا يُحْيِيْكُمْ એટલે કે, "હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને રસૂલનું કહ્યું માનો, જ્યારે તે તમને કોઈ એવી વસ્તુ તરફ બોલાવે જેમાં તમારી જિંદગી છે." (૮ : ૨૪) તેમાં "જિંદગી"નો અર્થ એ વાસ્તવિક જિંદગી અને કાયમી રાહત છે જે ઈમાન અને ઈસ્લામના બદલામાં મળે છે, હવે આ આયતોની તફસીર આ પ્રમાણે થશે.

૪૨ નંબરની આયતમાં ગઝ્વએ બદ્રના યુદ્ધના મોરચાનો નકશો એ રીતે બતાવવામાં આવ્યો છે કે, મુસલમાનો عُـدْوَةُ دُنْيَـا પાસે હતા અને કાફિરો عُـدْوَةُ قُصْوٰى પાસે; મુસલમાનોની છાવણી મેદાનના તે કિનારા ઉપર હતી જે મદીનાથી નજીક હતું અને કાફિરો મેદાનના બીજા કિનારા ઉપર હતા જે મદીનાથી દૂર હતું અને અબૂ સુફિયાનનો વેપારી કાફલો જેના કારણે આ જિહાદની પરિસ્થિતિ ઉપસ્થિત થઈ હતી તે પણ મક્કાથી આવનાર કાફિરના લશ્કરની નજીક અને મુસલમાનોની પહોંચની બહાર ત્રણ કિલોમીટરના અંતર ઉપર સમંદરના કિનારે–કિનારે ચાલી રહ્યો હતો. આ યુદ્ધના નકશાના વર્ણનનો હેતુ એ બતાવ્યો છે કે, યુદ્ધની મોરચાબંધીના આધારે મુસલમાનો બિલકુલ અસ્થાને અને ખોટી જગ્યાએ થોભ્યા હતા જ્યાંથી દુશ્મનો ઉપર કાબૂ મેળવવાની બલકે પોતાનો જીવ બચાવવાની પણ કોઈ શક્યતા કે સંભાવના પણ દેખીતી રીતે લાગતી ન હતી, કારણ કે આ મેદાનની તે બાજુ કે જે મદીનાથી નજીક હતી એક રેતીલી જમીન

હતી જેમાં ચાલવું પણ મુશ્કેલ હતું, પછી પાણીની કોઈ જગ્યા તેમની પાસે ન હતી અને મદીનાથી દૂરની બાજુ જે તરફ કાફિરોએ પોતાની છાવણી અને પડાવ નાંખ્યો હતો તે ચોખ્ખી જમીન હતી અને ત્યાંથી પાણી પણ ખૂબ નજીક હતું.

આ મેદાનના બંને કિનારાઓની જાણકારી આપીને એ પણ બતાવ્યું કે, બંને લશ્કરો બિલકુલ સામ-સામે હતા કે કોઈની શક્તિ અને કમજોરી એકબીજાથી છુપી ન રહી શકે, વળી એ પણ બતાવવામાં આવ્યું કે મક્કાના મુશ્રિકોના લશ્કરને એ પણ સંતોષ પ્રાપ્ત હતો કે, અમારો વેપારી કાફલો મુસલમાનોની પહોંચથી બહાર નીકળી ચૂક્યો છે, હવે જો અમને કોઈ આવશ્યકતા પડે તો તેઓ પણ અમારી મદદ કરી શકે છે, એનાથી વિપરીત મુસલમાનો પોતાની છાવણીના સ્થળના આધારે પણ તકલીફ અને પરેશાનીમાં હતા અને ક્યાંકથી વધારાની કુમક કે સહાય મળવાની પણ સંભાવના ન હતી અને એ વાત પ્રથમથી જ નક્કી હતી અને દરેક ભણેલા-ગણેલા વ્યક્તિને એની જાણકારી છે કે, મુસલમાનોની કુલ સંખ્યા ૩૧૩ હતી અને કાફિરોની સંખ્યા એક હજાર હતી, મુસલમાનોની પાસે સવારીઓની સંખ્યા પણ પૂરતી ન હતી અને શસ્ત્ર-સરંજામ પણ અપૂરતો હતો, તેનાથી વિપરીત કાફિરોનું લશ્કર આ બધી યુદ્ધ-સામગ્રીથી શસ્ત્ર-સજ્જ હતું.

મુસલમાનોનું આ જિહાદમાં કોઈ શસ્ત્રસજ્જ લશ્કર યુદ્ધની તૈયારી કરીને નીકળ્યું ન હતું, કામચલાઉ ધોરણે એક વેપારી કાફલાનો રસ્તો રોકવાના ઈરાદે અને દુશ્મનની શક્તિને કમજોર કરવાના વિચારે ફક્ત ૩૧૩ મુસલમાનો અપૂરતી સાધન-સામગ્રી સાથે નીકળી આવ્યા હતા અને અચાનક કોઈ પ્રથમથી નિર્ધાર કર્યા વિના જ એક હજાર નવયુવાનોના શસ્ત્રસજ્જ લશ્કર સાથે મુકાબલો થઈ ગયો.

કુર્આનની આ આયતે બતાવ્યું કે, લોકોની દષ્ટિમાં આ ઘટના જો કે એક અનાયાસે ઘટેલી ઘટનાના સ્વરૂપમાં પૂર્વ તૈયારી વિના ઘટેલ છે, પરંતુ દુનિયામાં જેટલા પણ આવા અનાયાસે અને અચાનક બનતા પ્રસંગો થતા હોય છે તેને ઉપરછલ્લી દષ્ટિએ જોતાં જો કે તે ફક્ત અનાયાસે કે અચાનક ઘટેલી ઘટના લાગે છે પરંતુ સૃષ્ટિના સર્જનહારની દષ્ટિમાં આ બધું જ એક નક્કર અને કાયમી વ્યવસ્થાપનતંત્રના નિયમ પ્રમાણે બંધાયેલી કડીઓ હોય છે, તેમાં કોઈ વસ્તુ

અકાળે, અક્રમિક કે સમય-સ્થળ-કાળ વિનાની નથી હોતી, જ્યારે તેનું સમગ્ર વ્યવસ્થાતંત્ર જાહેર થઈ જાય તો તે સમયે મનુષ્યને જાણ થઈ શકે છે કે આ અનાયાસે ઘટેલી ઘટનાઓમાં શું-શું હિકમતો છુપાયેલી હતી ?

ગઝ્વએ બદ્રના કિસ્સાને જ લઈ લો તો તેમાં અચાનક અને અનાયાસે જે પરિસ્થિતિ સામે આવી તેમાં એ મસ્લિહત હતી કે, وَلَوْ تَوا عَدْتُّمْ لَا خْتَلَفْتُمْ فِى الْمِيْعَادِ એટલે કે, જો દુનિયાની સામાન્ય લડાઈઓની જેમ આ યુદ્ધના બધા જ પાસાંઓ ઉપર વિચાર અને સમીક્ષા કરવામાં આવે તથા પરસ્પરના લશ્કરો વચ્ચે નિયમ પ્રમાણે યુદ્ધ લડવામાં આવ્યું હોત તો પરિસ્થિતિનો તકાદો એ હતો કે, આ યુદ્ધ ક્યારેય થયું ન હોત, બલકે તેમાં પણ મતભેદ અને વિરોધ-વંટોળ ઊભો થઈ ગયો હોત, ભલે એ રીતે કે પોતે મુસલમાનોનો અભિપ્રાય પોતાની ઓછી સંખ્યા અને કમજોરી તથા વિરોધીઓની મોટી સંખ્યા અને શક્તિ જોઈને નકારાત્મક થઈ ગયો હોત અથવા તો એ રીતે કે બંને પક્ષ એટલે કે, કાફિરો અને મુસલમાનો નક્કી થયેલ વાયદા પ્રમાણે મેદાનમાં ન પહોંચ્યા હોત, મુસલમાનો તો પોતાની ઓછી સંખ્યા અને કમજોરીને જોઈને આ યુદ્ધ લડવાની કદાચ હિંમત જ ન કરી શક્યા હોત અને કાફિરો ઉપર અલ્લાહ તઆલાએ મુસલમાનોનો રુઆબ જમાવેલો હતો જેથી તેઓ પોતાની બહુમતી અને શક્તિ હોવા છતાં મુકાબલા માટે આવવાથી ગભરાયા હોત.

એટલા માટે કુદરતના કાયમી વ્યવસ્થાપન તંત્રએ બંને તરફ એવી પરિસ્થિતિઓનું નિર્માણ કર્યું કે, વધારે વિચારવાનો કે સમજવાનો મોકો જ ન મળ્યો, મક્કાવાળાઓ માટે તો અબૂ સુફિયાનના કાફલાની ગભરામણ ફેલાવતી ફરિયાદે એક ભયાનક પરિસ્થિતિનું નિર્માણ કર્યું કે, આ ખબરે તેમને સામે ચાલીને વિના વિચાર્યે, વિના સમજ્યે કૂચ કરવા માટે પ્રોત્સાહિત કરી દીધા અને મુસલમાનોને એ ઈરાદાએ કે અમારા મુકાબલા માટે કોઈ શસ્ત્રસજ્જ લશ્કર નથી, એક મા'મૂલી વેપારી કાફલો છે, પરંતુ સર્વશક્તિમાન અને સર્વજ્ઞ અલ્લાહ તઆલાને એ મંજૂર હતું કે બંને પક્ષોમાં કાયદેસરનું યુદ્ધ થઈ જાય જેથી યુદ્ધ પછીના જે પરિણામો ઈસ્લામના વિજય સ્વરૂપે જાહેર થવાના છે તે અસ્તિત્વમાં આવીને ઉપસ્થિત થઈ જાય وَلٰكِنْ لِّيَقْضِيَ اللّٰهُ اَمْرًا كَانَ مَفْعُوْلًا એટલે કે, એવી પરિસ્થિતિ હોવા છતાં યુદ્ધ એટલા માટે થઈને રહ્યું કે, અલ્લાહ તઆલાને જે કાર્ય

કરવાનું છે તેની પૂર્ણતા કરી બતાવે અને તે એ હતું કે, એક હજાર યુવાનોના શસ્ત્રસજ્જ લશ્કરના મુકાબલામાં ૩૧૩ અપૂરતા શસ્ત્ર-સરંજામ ધરાવતા મુસલમાનોની એક ટોળી અને તે પણ યુદ્ધના મોરચાની અને યુદ્ધ વિજ્ઞાનના નિયમ પ્રમાણે અયોગ્ય સ્થળે જ્યારે એક પહાડ સાથે ટકરાય છે તો આ પહાડ ટૂકડે-ટૂકડા થઈ જાય છે અને આ નાના ટોળાને વિજય પ્રાપ્ત થાય છે જેનાથી ઉઘાડી આંખોએ એ બાબતનું પ્રત્યક્ષ દર્શન કર્યું છે કે, આ સમૂહની પીઠ ઉપર કોઈ મહાન શક્તિ અને કુદરત કાર્ય કરી રહી છે જેનાથી એક હજારનું લશ્કર વંચિત હતું અને એ પણ દેખીતું છે કે, તેમનું સમર્થન ઈસ્લામના કારણે કરવામાં આવ્યું હતું અને કાફિરોની વંચિતતા તેમના કુફ્રના કારણે હતી, જેનાથી સત્ય અને અસત્ય તથા ખરા અને ખોટાનો સંપૂર્ણ તફાવત દરેક સમજદાર વ્યક્તિની સામે આવી ગયો, એટલા માટે અંતિમ આયતમાં ઈરશાદ છે, لِيَهْلِكَ مَنْ هَلَكَ عَنْ بَيِّنَةٍ وَّيَحْيٰى مَنْ حَيَّ عَنْ بَيِّنَةٍ એટલે કે, બદ્રની ઘટનામાં ઈસ્લામની ખુલ્લી સચ્ચાઈ અને કુફ્ર અને શિર્કનું જૂઠું અને તિરસ્કૃત (હડધુત) હોવું એટલા માટે સ્પષ્ટ અને જાહેર કરી દેવામાં આવ્યું કે, ભવિષ્યમાં જો બરબાદીના માર્ગે વળે તો સમજી વિચારીને પડે અને જેઓ જીવંત રહે તે પણ સમજી વિચારીને રહે, અંધકારમાં ફાંફા ન મારે તથા ખોટા માર્ગે ન વળે.

આ આયતના શબ્દોમાં "હલાકત"નો અર્થ "કુફ્ર" અને "જિંદગી"નો અર્થ "ઈસ્લામ" છે એનો અર્થ એ છે કે, સત્ય સ્પષ્ટ થઈ ગયા પછી ગેરસમજની સંભાવના અને બહાનું તો સમાપ્ત થઈ ગયું, હવે જે લોકો કુફ્ર અપનાવે છે તે દેખતી આંખોએ હલાકત તરફ જઈ રહ્યા છે અને જે લોકો ઈસ્લામ અપનાવે છે તેઓ જોઈ જાળવીને કાયમી જિંદગીને અપનાવી રહ્યા છે, પછી ફરમાવ્યું اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ એટલે કે, અલ્લાહ તઆલા સઘળું સાંભળનાર અને બધું જ જાણનારો છે કે સૌના દિલોમાં છુપાયેલું કુફ્ર અને ઈમાન પણ તેની સામે છે અને તે દરેકની સજા અને બદલો પણ !

૪૩ અને ૪૪ નંબરની બંને આયતોમાં કુદરતના એક ખાસ ચમત્કારનું વર્ણન છે જે ગઝ્વએ બદ્રના મેદાનમાં એ હેતુસર અમલમાં લાવવામાં આવ્યું કે, એવું ન થવા પામે કે બંને લશ્કરોમાંથી કોઈપણ યુદ્ધના મેદાનને છોડીને આ યુદ્ધને સમાપ્ત કરી નાંખે, કારણ કે આ યુદ્ધના પરિણામ દ્વારા ભૌતિક સ્વરૂપે પણ

ઈસ્લામની સચ્ચાઈનું પ્રદર્શન કરવાનો હેતુ હતો.

અને કુદરતનો તે ચમત્કાર પણ હતો કે, કાફિર લશ્કર જો કે વાસ્તવમાં મુસલમાનોથી ત્રણ ઘણું હતું પરંતુ અલ્લાહ તઆલાએ ફક્ત પોતાની શક્તિ વડે મુસલમાનોને તેમની સંખ્યા ઘણી ઓછી કરીને બતાવી, જેથી મુસલમાનોમાં કમજોરી અથવા મતભેદ ઉપસ્થિત ન થઈ જાય અને આ ઘટના બે વખતે બની છે, એક વખતે રસૂલે કરીમ ﷺને સ્વપ્નમાં બતાવવામાં આવ્યું, તેમણે સૌ મુસલમાનોને બતાવી આપ્યું જેનાથી તેમની હિંમત વધી ગઈ અને બીજી વખતે બિલકુલ યુદ્ધના મેદાનમાં જયારે કે બંને લશ્કરો સામ-સામે ઊભા હતા, મુસલમાનોને તેમની સંખ્યા ઓછી બતાવવામાં આવી. ૪૩ નંબરની આયતમાં સ્વપ્નનો ઉલ્લેખ છે અને ૪૪ નંબરની આયતમાં જાગૃતાવસ્થામાં આવું થયાનું પ્રસ્તુત છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે, ''અમારી દષ્ટિમાં પોતાના વિરોધીઓનું લશ્કર એવું દેખાઈ રહ્યું હતું કે મેં મારી પાસે ઊભેલા વ્યક્તિને કહ્યું કે આ લોકો ૯૦ જેટલા હશે, તે વ્યક્તિએ કહ્યું, ના ! ૧૦૦ જેટલા છે.''

અંતિમ આયતમાં એની સાથે એ પણ ઉલ્લેખ છે يُقَلِّلُكُمْ فِيٓ اَعْيُنِهِمْ એટલે કે, અલ્લાહ તઆલાએ મુસલમાનોને પણ વિરોધી લશ્કરની નજરોમાં ઓછા કરીને બતાવ્યા, તેનો એ અર્થ પણ હોઈ શકે છે કે મુસલમાનોની સંખ્યા તો વાસ્તવમાં ઓછી જ હતી, તે સાચી સંખ્યા તેમને બતાવી આપી અને એવું પણ હોઈ શકે છે કે જેટલી સંખ્યા વાસ્તવિક સ્વરૂપે હતી તેનાથી પણ ઓછું કરીને બતાવી, જેમકે અમુક રિવાયતોમાં છે કે અબૂ જહલે મુસલમાનોના લશ્કરને જોઈને પોતાના સાથીદારોને કહ્યું કે, તેમની સંખ્યા એનાથી વધારે નથી લાગતી કે જેમનો ખોરાક એક ઊંટ જેટલો હોય છે, અરબમાં કોઈ લશ્કરની સંખ્યા જાણવા માટે તેનો અંદાજો એ રીતે લગાવવામાં આવતો હતો કે, કેટલા જાનવરો તેમના ખોરાક માટે ઝબહ કરવામાં આવે છે. એક ઊંટ ૧૦૦ વ્યક્તિઓનો ખોરાક સમજવામાં આવતો હતો. રસૂલે કરીમ ﷺએ પણ આ બદ્રના મેદાનમાં ત્યાંથી અમુક લોકો દ્વારા મક્કાના કુરૈશીઓના લશ્કરની જાણકારી મેળવવા માટે પૂછ્યું

હતું કે, તેમના લશ્કરમાં દરરોજ કેટલા ઊંટ ઝબહ કરવામાં આવે છે ? તો રસૂલે કરીમ ﷺને દરરોજની દશ ઊંટની સંખ્યા બતાવવામાં આવી. જેનાથી આપ ﷺએ એક હજારનું લશ્કર હોવાનું અનુમાન લગાવ્યું. ખુલાસો એ છે કે, અબૂ જહલની દષ્ટિમાં મુસલમાનો કુલ સો વ્યક્તિઓની સંખ્યામાં હતા, અહીંયાં પણ ઓછા કરીને બતાવવામાં એ હિકમત હતી કે મુશ્રિકોના દિલો ઉપર મુસલમાનોનો રુઆબ પ્રથમથી જ ન છવાય જાય જેના કારણે તેઓ મેદાન છોડીને નાસી છૂટે.

**ફાયદો :**

આ આયતથી એ પણ જાણ થઈ કે, અમુક સમયે મોઅ્જિઝાઓ પ્રાકૃતિક અને સ્વાભાવિક નિયમોથી વિરુદ્ધ એવા પણ હોઈ શકે છે કે આંખોએ જોયેલું ખોટું થઈ જાય, જેમકે અહીંયાં થયું.

એટલા માટે આ સ્થળે બે વખતે ફરમાવ્યું, لِيَقْضِيَ اللّٰهُ اَمْرًا كَانَ مَفْعُوْلًا એટલે કે, આ કુદરતનો ચમત્કાર અને આંખોના સાક્ષાત્કાર ઉપર એટલા માટે પડદો કરવામાં આવ્યો કે, અલ્લાહ જે કાર્ય કરવા ઈચ્છે છે તે પૂર્ણ થઈ જાય. એટલે કે મુસલમાનોની ઓછી સંખ્યા તથા તેમના અપૂરતા શસ્ત્ર–સરંજામ હોવા છતાં તેમને વિજય અપાવીને ઈસ્લામની સત્યતા પૂરવાર કરવા માટે તેમનું સમર્થન અને ગય્બી મદદની જાહેરાત જે આ યુદ્ધનો હેતુ હતો; પૂર્ણ કરવામાં આવે.

અંતિમ આયતમાં ઈરશાદ છે, وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ એટલે કે, અંતે બધા જ કામો અલ્લાહ તરફ જ લોટવાના (રજૂ થવાના) છે, જે ઈચ્છે તે કરે, જે ચાહે તે હુકમ આપે, લઘુમતીને બહુમતી ઉપર, કમજોરને શક્તિશાળી ઉપર વિજય અપાવી દે, ઓછાને વધારે અને વધારેને ઓછું કરી આપે. મવલાના રૂમીએ ફરમાવ્યું છે,

گرتو خواہی عینِ غم شادی شود — عین بند پائے آزادی شود
چوں تو خواہی آتش آب خوش شود — درتو خواہی آب ہم آتش شود
خاک وبادوآب وآتش بندہ اند — بامن وتو مردہ باحق زندہ اند

જો તું (અલ્લાહ) ચાહે દુ:ખ-સુખ બની જાય,
પગની સાંકળ (બેડી) આઝાદી બની જાય,
જો તું ચાહે તો આગ શ્રેષ્ઠ પાણી બની જાય,
જો તું ચાહે તો પાણી પણ આગ બની જાય.

————————

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૪૫-૪૬-૪૭)

يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا لَقِيْتُمْ فِئَةً فَاثْبُتُوْا وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ
تُفْلِحُوْنَ ۝٤٥ وَاَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَا تَنَازَعُوْا فَتَفْشَلُوْا وَتَذْهَبَ رِيْحُكُمْ
وَاصْبِرُوْا ۭ اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ ۝٤٦ وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ خَرَجُوْا مِنْ دِيَارِهِمْ
بَطَرًا وَّرِئَاۗءَ النَّاسِ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ ۭ وَاللّٰهُ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطٌ ۝٤٧

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જ્યારે કોઈ ફોજથી ભિડાઓ તો અડગ રહો અને અલ્લાહને ખૂબ યાદ કરો જેથી તમે સફળ થાઓ. (૪૫) અને અલ્લાહનો અને તેના રસૂલનો હુકમ માનો અને પરસ્પર ઝઘડો નહીં બસ કાયર બની જશો અને તમારી હવા જતી રહેશે અને સબ્ર કરો નિ:શંક ! અલ્લાહ સબ્ર કરનારાઓની સાથે છે. (૪૬) અને તેમના જેવા ન થઈ જાઓ કે જેઓ પોતાના ઘરોએથી ઈતરાતા (ગર્વ કરતા-કરતા) નીકળ્યા અને લોકોને બતાવવા માટે; અને (લોકોને) અલ્લાહના માર્ગથી રોકતા હતા અને તેઓ જે કંઈ કરે છે અલ્લાહના કાબૂમાં (ઘેરામાં) છે. (૪૭)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારે (કાફિરોના) કોઈ સમૂહ સાથે (જિહાદમાં) મુકાબલાની નોબત આવે તો (આ નિયમોને અનુસરો, એક એ કે) અડગ (અને મક્કમ) રહો (નાસી ન છૂટો) અને (બીજું એ કે) અલ્લાહ તઆલાને ખૂબ વધારે યાદ કરો (કે અલ્લાહના ઝિક્રથી દિલને શક્તિ મળે છે), આશા છે કે તમે (મુકાબલામાં) સફળ થાઓ (કારણ કે દૃઢ નિશ્ચય અને મજબૂત દિલ આ બે

ગુણો જ્યારે ભેગા થશે તો સફળતા હાથવેંતમાં જ છે) અને (ત્રીજું એ કે યુદ્ધ સંબંધિત બધા જ નિયમોમાં) અલ્લાહ અને તેના રસૂલનું અનુસરણ (કરવાની પાબંદી) કર્યા કરો (કે કોઈ કાર્યવાહી શરીઅત વિરુદ્ધની ન થવા પામે) અને (ચોથું એ કે પોતાના ઈમામ–કમાન્ડર સાથે અથવા પરસ્પર પણ) વિવાદ ન કર્યા કરો નહિતર (પરસ્પર વિખવાદના કારણે) કાયર બની જશો, (કારણ કે સામૂહિક શક્તિ વેર–વિખેર થઈ જશે, એકને બીજા ઉપર ભરોસો નહીં હોય તો એકલો વ્યક્તિ શું કરી શકે છે ?) અને તમારી હવા ઉખડી જશે (હવા ઉખડી જવાનો અર્થ તમારો પ્રભાવ સમાપ્ત થઈ જશે, કારણ કે અન્યોને તમારા વિખવાદની જાણ થવાથી એવું થવું આવશ્યક છે) અને (પાંચમું એ કે જો કોઈ ઘટના અજૂગતી બની જાય તો તેના ઉપર) સબ્ર કરો, બેશક ! અલ્લાહ તઆલા સબ્ર કરનારાઓની સાથે છે (અને અલ્લાહ તઆલાનો સાથ તથા તેની મદદ માટે સબ્ર કારણભૂત છે) અને (છઠ્ઠું એ કે નિય્યત નિખાલસ ન રાખતાં ગર્વ અને મિથ્યાભિમાનની જાહેરાત કરીને) તે (કાફિર) લોકો સમાન ન થઈ જાઓ કે જેઓ (આ બદ્રના યુદ્ધ સમયે) પોતાના ઘરોમાંથી ઈતરાતા(–ઈતરાતા અભિમાન સાથે) અને લોકોને (પોતાના શસ્ત્ર–સરંજામ) બતાવતા(–બતાવતા) નીકળ્યા હતા અને (આ મિથ્યાભિમાન અને ગર્વની સાથે–સાથે તેમની એ પણ નિય્યત હતી કે) લોકોને અલ્લાહના માર્ગ (એટલે કે દીન)થી રોકતા હતા (કારણ કે તેઓ મુસલમાનોને આઘાત આપવા નીકળ્યા હતા, જે તેમની દીન સાથેની દુશ્મનીને જાહેર પણ કરતી હતી) અને (અલ્લાહ તઆલા તે લોકોને સંપૂર્ણ સજા આપશે એટલા માટે) અલ્લાહ તઆલાએ તેમની પ્રવૃત્તિઓને (પોતાના જ્ઞાનમાં) ઘેરી (કાબૂમાં) રાખેલ છે.

## મસ્અલા અને બોધપાઠ :

### યુદ્ધ અને જિહાદમાં સફળતા માટે કુર્આનનું માર્ગદર્શન :

પ્રથમ બે આયતોમાં અલ્લાહ તઆલાએ મુસલમાનોને યુદ્ધના મેદાનમાં તથા દુશ્મનોના મુકાબલા માટે એક ખાસ પ્રકારનું માર્ગદર્શન આપ્યું છે, જે તેમના માટે દુનિયામાં સફળતા અને વિજયનો તથા આખિરત માટે છુટકારા તથા કામિયાબીનો અકસીર નુસ્ખો છે અને શરૂઆતના યુગના બધા જ યુદ્ધોમાં મુસલમાનોની સ્વાભાવિક યુદ્ધ નિયમોથી વિપરીત આશ્ચર્યજનક સફળતાઓ અને વિજયોનું રહસ્ય એમાં જ છુપાયેલું છે અને તે અમુક બાબતો આ પ્રમાણે છે.

પ્રથમ ثَبَــــاتٌ (ષબાત) એટલે કે, "અડગ રહેવું" જેનું દિલ પણ મક્કમ અને જેના કદમ પણ મજબૂત છે, કારણ કે જ્યાં સુધી કોઈ વ્યક્તિનું મન મક્કમ અને કૃત નિશ્ચય ન હોય તેના કદમ અને શરીરના અવયવો અડગ રહી નથી શકતા અને આ બાબત એવી છે જેને દરેક મો'મિન અને કાફિર જાણે અને સમજે છે અને દુનિયાની દરેક કોમ પોતાના યુદ્ધોમાં આ બાબતની કાળજી રાખે છે, કારણ કે અનુભવથી આ બાબત કોઈ ગુપ્ત રહસ્ય નથી કે યુદ્ધના મેદાનમાં સૌથી પહેલાં અને સૌથી વધારે સફળતાનું હથિયાર તે મક્કમ મન, અડગ નિર્ધાર તથા અડગ કદમ છે, બીજા બધા હથિયારો તેના વિના બેકાર છે.

બીજું ذِكْرُاللّٰهِ (ઝિક્રુલ્લાહ) આ તે વિશિષ્ટ પ્રકારનું એક ગુપ્ત હથિયાર છે જેનાથી મો'મિન સિવાય સામાન્ય દુનિયા બેદરકાર છે, સમગ્ર દુનિયા યુદ્ધ માટે ઉત્તમ હથિયારો અને નવા-નવા શસ્ત્ર-સરંજામ ઉપ્લબ્ધ કરવા અને લશ્કરને કુશળ યુદ્ધકળામાં પારંગત અને મજબૂત કરવાની સંપૂર્ણ યુક્તિઓ કરે છે પરંતુ તેઓ મુસલમાનોના આ આધ્યાત્મિક અને ગુપ્ત હથિયારથી બેખબર અને અપરિચિત છે, એ જ કારણ છે કે દરેક મેદાનમાં જ્યાં મુસલમાનોનો મુકાબલો તે સૂચના અને માર્ગદર્શન પ્રમાણે કોઈ કોમ સાથે થયો તો વિરોધીઓની સંપૂર્ણ શક્તિ અને શસ્ત્ર-સરંજામને બેકાર કરી દીધો, અલ્લાહના ઝિક્રની પોતાની આગવી અને ગુપ્ત બરકતો તો પોતાની જગ્યાએ છે જ, એ પણ હકીકત છે કે ثَبَاتِ قَدَمْ મનને મક્કમ કરવાનો તેનાથી વધારે સારો કોઈ નુસ્ખો નથી. અલ્લાહનું સ્મરણ અને તેના ઉપર સંપૂર્ણ ભરોસો તે વીજળી જેવી શક્તિ છે જે એક કમજોર માનવીને પહાડો સાથે ટક્કર લેવા માટે પ્રોત્સાહિત કરે છે અને ગમે તેવી મુસીબત કે પરેશાની હોય અલ્લાહનું સ્મરણ આ બધી મુસીબતોને હવામાં ઉડાવી દે છે અને માનવીના હૃદયને મજબૂત અને તેના દૃઢ નિશ્ચયને અડગ રાખે છે.

અત્રે એ વાત પણ ધ્યાનમાં રાખો કે, યુદ્ધ અને લડાઈનો સમય સ્વાભાવિક રીતે એવો સમય હોય છે કે તેમાં કોઈ કોઈને યાદ નથી કરતું, દરેકને પોતાની ચિંતા હોય છે, એટલા માટે અજ્ઞાનતાકાળના શાયરો યુદ્ધના મેદાનમાં પણ પોતાના પ્રિયજનનું સ્મરણ કરવામાં ગર્વ કર્યા કરતા હતા કે, તેઓ એ રીતે પ્રિયજનનું સ્મરણ કરવાને પોતાની સૌથી મોટી હૃદયની શક્તિ અને પાકી

મહોબ્બતની દલીલ સમજતા હતા. એક જાહિલ શાયરે કહ્યું છે, ذَكَرْتُكَ وَالْخَطِّيُّ يَخْطُرُ بَيْنَنَا એટલે કે, "મેં તને તે સમયે પણ યાદ કર્યો જ્યારે કે ભાલાઓ અમારી વચ્ચે ઉછળી રહ્યા હતા."

કુર્આને કરીમે આ ભયજનક પરિસ્થિતિમાં મુસલમાનોને અલ્લાહના ઝિક્રનું પ્રોત્સાહન આપ્યું અને તે પણ ખૂબ વધારે પ્રમાણમાં કરવાની તાકીદ સાથે.

અત્રે એ વાત પણ વિચારવા યોગ્ય છે કે, સંપૂર્ણ કુર્આનમાં અલ્લાહના ઝિક્ર સિવાય કોઈ ઈબાદતને વધારે પ્રમાણમાં કરવાનો હુકમ નથી. દાખલા તરીકે صَلٰوةً كَثِيْرًا (સલાતન કષીરા) "વધુ પ્રમાણમાં નમાઝ" અથવા صِيَامًا كَثِيْرًا (સિયામન કષીરા) "વધુ પ્રમાણમાં રોઝા" ક્યાંય નથી, કારણ એ છે કે અલ્લાહનું સ્મરણ અને ઝિક્ર એક એવી સરળ ઈબાદત છે કે, તેમાં ન તો કોઈ વધારે સમય ખર્ચ થાય છે અને ન જ મહેનત થાય છે અને ન તો કોઈ બીજાના કામમાં તેનાથી અવરોધ પેદા થાય છે, એનાથી વિશેષ એ કે અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી અલ્લાહના ઝિક્ર માટે કોઈ શરત અને પાબંદી વુઝૂ, પાકી, પોશાક, કિબ્લારૂખ થવા વગેરેની નથી લગાવી, દરેક વ્યક્તિ દરેક સમયમાં વુઝૂ સાથે અથવા વિના વુઝૂએ ઊભાં–ઊભાં, બેઠાં–બેઠાં, સૂતાં–સૂતાં અલ્લાહનો ઝિક્ર કરી શકે છે અને તેના ઉપર જો ઈમામ જઝરી (રહ.)ના આ સંશોધનનો ઉમેરો કરી લેવામાં આવે જે તેમણે "હિસ્ને–હસીન"માં લખ્યો છે કે, અલ્લાહનો ઝિક્ર ફક્ત જીભ અથવા દિલથી ઝિક્ર કરવાને જ નથી કહેતા બલકે, દરેક જાઈઝ કામ જે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺના અનુસરણ અને તેમની આજ્ઞા પ્રમાણે કરવામાં આવે તે પણ અલ્લાહનો ઝિક્ર છે, જેથી આ સંશોધન ઉપર અલ્લાહના ઝિક્રનો અર્થ એ પ્રમાણે સામાન્ય અને સરળ થઈ જાય છે કે, સૂતેલા માનવીને પણ "ઝાકિર" (અલ્લાહનો ઝિક્ર કરનાર) કહી શકાય છે, જેમકે અમુક રિવાયતોમાં આવ્યું છે કે, نَوْمُ الْعَالِمِ عِبَادَةٌ એટલે કે, આલિમની ઊંઘ પણ ઈબાદતમાં સામેલ છે, કારણ કે આલિમ (વિદ્વાન) જે પોતાના ઈલ્મના તકાદાઓ ઉપર અમલ કરે છે તેના માટે એ જરૂરી છે કે, તેનું સૂવું અને જાગવું બધું અલ્લાહ તઆલાની આજ્ઞાના વર્તુળમાં જ હોય.

યુદ્ધના મેદાનમાં અલ્લાહના ઝિક્રને વધુ પ્રમાણમાં કરવાનો હુકમ જો કે

દેખીતા સ્વરૂપમાં મુજાહિદો એટલે કે મો'મિન યોદ્ધાઓ માટે એક કાર્યનો વધારો દેખાય છે જે સ્વાભાવિક રીતે મહેનત અને સંઘર્ષ માંગી લેતું કામ છે, પરંતુ અલ્લાહના ઝિક્રની આશ્ચર્યજનક વિશેષતા એ છે કે, આ ઝિક્રના કાર્યમાં મહેનત લાગતી નથી, બલકે તેના દ્વારા એક પ્રકારની ખુશી અને આહ્‌લાદક લિજ્જતના રસાસ્વાદની અનુભૂતિ થાય છે અને માનવીના કાર્યમાં અલ્લાહ તેનો સહાયક અને મદદગાર બની જાય છે, આમ પણ મહેનત અને સંઘર્ષ કરનાર અને કાર્ય કરનારાઓની ટેવ એવી હોય છે કે કોઈ વાક્ય અથવા ગીતનો ગણગણાટ કરતા રહે છે, કુર્આને કરીમે મુસલમાનોને તેના બદલા સ્વરૂપે એ આપ્યું કે તે હજારો લાભો અને હિકમતો ઉપર આધારિત છે, એટલા માટે અંતિમ આયતમાં ફરમાવ્યું, لَعَلَّكُمْ تُفْلِحُوْنَ એટલે કે, જો તમે ثَبَاتٌ (ષબાત) અને ذِكْرُ اللّٰه (ઝિક્રુલ્લાહ)ના બે ગુણ કેળવી લો અને તેનો યુદ્ધના મેદાનમાં ઉપયોગ કરો તો સફળતા અને કામિયાબી તમારી જ છે.

યુદ્ધના મેદાનમાં કરવામાં આવતું અલ્લાહનું રટણ એક તો એ છે કે જે સામાન્ય રીતે નાર–એ–તકબીરના સ્વરૂપે કરવામાં આવે છે, તદુપરાંત ઝિક્રુલ્લાહમાં અલ્લાહ તઆલા તરફ ધ્યાન કેન્દ્રિત કરી દિલમાં તેનું સ્મરણ અને શબ્દોથી તેનું વર્ણન કરવું વગેરે બધું જ સામેલ છે.

૪૬ નંબરની આયતમાં એક ત્રીજી વસ્તુની તાકીદ કરવામાં આવી છે તે اَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ (અતિઉલ્લાહ વર્રસૂલ) છે, એટલે કે અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺનું અનુસરણ કરવાને પોતાના માટે જરૂરી બનાવી લો, કારણ કે અલ્લાહ તઆલાની મદદ અને સહાય તેના અનુસરણ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે, ગુનાહો અને નાફરમાની તો અલ્લાહની નારાજગી અને દરેક પ્રકારની કૃપાથી વંચિતતાનું કારણ હોય છે, આ પ્રમાણે યુદ્ધના મેદાનમાં કુર્આનના માર્ગદર્શનની ત્રણ કલમો સ્પષ્ટ થઈ ગઈ, એક, અડગ અને મક્કમ રહેવું, બીજું, અલ્લાહનો ઝિક્ર વધારે પ્રમાણમાં કરવો અને ત્રીજું, અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની આજ્ઞાનું પાલન કરવું, ત્યાર પછી ફરમાવ્યું, وَلَا تَنَازَعُوْا فَتَفْشَلُوْا وَتَذْهَبَ رِيْحُكُمْ તેમાં નુકસાનના પાસાંઓ ઉપર તાકીદ કરી તેનાથી બચવાનું માર્ગદર્શન આપ્યું છે અને તે નુકસાન કરનાર પાસું જે યુદ્ધમાં સફળતાનું અવરોધક હોય છે તે પરસ્પરના મતભેદ, વાદ–વિવાદ અને વિરોધ–વંટોળ હોય છે, એટલા માટે

ફરમાવ્યું, وَلَا تَنَازَعُوْا (વલા તનાઝઉ) એટલે કે, પરસ્પર ખેંચા–ખેંચી કે વાદ–વિવાદ ન કરો, નહિતર તમારામાં કાયરતા ફેલાઈ જશે અને તમારી હવા ઊખડી જશે.

તેમાં પરસ્પર વિખવાદના બે પરિણામો વર્ણન કરવામાં આવ્યા છે, એક એ કે તમે વ્યક્તિગત સ્વરૂપે અશક્ત અને કાયર થઈ જશો, બીજું એ કે તમારી હવા ઊખડી જશે, દુશ્મનની નજરમાં તુચ્છ થઈ જશો, પરસ્પરની ખેંચા–ખેંચ અને વિખવાદથી અન્યોની નજરમાં તુચ્છ થઈ જવું તો સમજી શકાય એવી વાત છે પરંતુ પોતે પોતાની શક્તિ ઉપર તેનો એવો પ્રભાવ પડે છે કે જેનાથી કાયરતા અને અશક્તિ આવી જાય છે, તેનું કારણ એ છે કે પરસ્પર એકતા અને ભરોસાના સ્વરૂપમાં એક વ્યક્તિ સાથે સંપૂર્ણ સમૂહની શક્તિ જોડાયેલી હોય છે, એટલા માટે એક વ્યક્તિ પોતાનામાં એક આખા સમૂહની શક્તિની અનુભૂતિ કરે છે અને જ્યારે પરસ્પર એકતા અને ભરોસો ન રહ્યો તો હવે તેના એકલાની શક્તિ રહી ગઈ જે યુદ્ધ અને લડાઈના મેદાનમાં કોઈ હેસિયત ધરાવતી નથી.

ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો, وَاصْبِرُوْا (વસ્બિરૂ) એટલે કે, "સબ્ર કરવાને–ધૈર્ય ધરવાને પોતાના માટે જરૂરી કરી લો." અત્રે વાત કરવાની શૈલીથી એવી જાણ થાય છે કે, અહીંયાં વિખવાદ અને ઝઘડાથી બચવાનો સફળ નુસ્ખો બતાવવામાં આવ્યો છે અને એનું વર્ણન એ છે કે, કોઈ સમૂહ કેટલોય સંગઠિત અને પોતાના હેતુમાં કૃત નિશ્ચય હોય પરંતુ વ્યક્તિની સ્વાભાવિક ખાસિયતો હંમેશા ભિન્ન–ભિન્ન હોય છે, વળી કોઈ હેતુ પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવામાં અને મહેનતમાં પણ બુદ્ધિશાળી અને અનુભવી લોકોના મશ્વરાઓનો વિરોધ થવાની પણ સંભાવના રહેલી હોય છે, એટલા માટે અન્યોની સાથે ચાલવા માટે અને તેમને સાથે રાખવા માટે એના સિવાય કોઈ છૂટકો નથી કે વ્યક્તિ પોતાના સ્વભાવ વિરુદ્ધની બાબત ઉપર સબ્ર કરે અને આંખ આડા કાન કરવાની ટેવ બનાવી લે અને પોતાની સલાહ ઉપર એટલો અફર રહી હઠાગ્રહ ન કરે કે તે સલાહ કે અભિપ્રાયનો સ્વીકાર કરવામાં ન આવે તો ઝઘડો કરી બેસે, આ ગુણનું બીજું નામ "સબ્ર" (ધૈર્ય) છે, વર્તમાન સમયમાં એ તો દરેક વ્યક્તિ જાણે અને કહે છે કે પરસ્પરના ઝઘડા અને વિખવાદ ઘણી ખરાબ બાબત છે પરંતુ તેનાથી બચવાના જે ગુણ છે કે વ્યક્તિ પોતાના સ્વભાવ વિરુદ્ધની કોઈ બાબત હોય તો

તેના ઉપર સબ્ર કરવાની ટેવ ધરાવે અને પોતાની વાત મનાવવાની અને ચલાવવાની ચિંતામાં ન પડે, આ ગુણ ઘણા ઓછા લોકોમાં જોવા મળે છે, એટલા માટે એકતા અને સંગઠનની બધી શિખામણો અને નસીહતો ફાયદા વિનાની બનીને રહી જાય છે. વ્યક્તિને અન્યો પાસે પોતાની વાત મનાવવા ઉપર તો શક્તિ નથી હોતી પરંતુ પોતે બીજાઓની વાત માની લેવામાં જો તેની બુદ્ધિ અને પ્રમાણિકતાનો તકાદો એ જ છે કે તેને માનવી ન જોઈએ તો વાદ–વિવાદ અને ઝઘડાથી બચવા માટે ઓછામાં ઓછું મૌન ધારણ કરી લેવું તો દરેક પરિસ્થિતિમાં પોતાના અધિકારમાં હોય છે, એટલા માટે કુર્આને કરીમે ઝઘડાથી બચવાના માર્ગદર્શન સાથે–સાથે સબ્ર કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન સમૂહના દરેક વ્યક્તિને આપી, જેથી ઝઘડાથી બચવું વાસ્તવિક જગતમાં સરળ બની જાય.

અત્રે એ વાત પણ ધ્યાન આપવાપાત્ર છે કે કુર્આને કરીમે આ સ્થળે لَاتَنَازَعُوْا ફરમાવ્યું છે, એટલે કે પરસ્પર ખેંચા–ખેંચીથી રોક્યા છે. અભિપ્રાયનો વિરોધ કરવાની અથવા તેની જાહેરાત કરવાની મનાઈ કરવામાં આવી નથી, અભિપ્રાયનો વિરોધ જો પ્રમાણિકતા અને નિખાલસતાથી કરવામાં આવે તો કોઈ ઝઘડાનું સ્વરૂપ ઉપસ્થિત થતું નથી, લડાઈ–ઝઘડો ત્યાં જ થાય છે જ્યાં વિરોધાભાસી અભિપ્રાયોની સાથે પોતાની વાત મનાવવા અને બીજાની વાત ન માનવાની લાગણી કામ કરી રહી છે અને આ જ તે ભાવના છે જેને કુર્આને કરીમે وَاصْبِرُوْا (વસ્બિરૂ)ના શબ્દથી સમાપ્ત કરી દીધી અને અંતે સબ્ર કરવાનો એક મહાન ફાયદો બતાવ્યો કે સબ્રની કડવાશને દૂર કરી દીધી, ઈરશાદ છે, اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ એટલે કે, સબ્ર કરનારાઓને અલ્લાહની નિકટતા પ્રાપ્ત થાય છે, અલ્લાહ તઆલા દરેક સમયે દરેક પરિસ્થિતિમાં તેમનો સાથી હોય છે અને આ એટલી મોટી દોલત હોય છે કે બંને દુનિયાની બધી જ દોલત તેના મુકાબલામાં તુચ્છ છે.

રસૂલુલ્લાહ ﷺએ અમુક ગઝ્વાતમાં આ જ માર્ગદર્શન ઉપર અમલ કરાવવા માટે યુદ્ધના મેદાનમાં આ ખુત્બો આપ્યો, "હે લોકો ! દુશ્મનના મુકાબલાની તમન્ના ન કરો, બલકે અલ્લાહ તઆલાની મદદ (આફિયત) માંગો અને જ્યારે નાછૂટકે મુકાબલો થઈ જ જાય તો પછી સબ્ર અને મક્કમતાને

પોતાના માટે જરૂરી બનાવી લો અને એવું સમજી લો કે <u>જન્નત તલવારોના છાંયડામાં છે</u>.''

*(મુસ્લિમ)*

૪૭ નંબરની આયતમાં એક બીજા નુકસાનકારક પાસા ઉપર ચેતવણી આપવામાં આવી છે અને તેનાથી બચવાનું માર્ગદર્શન પણ આપવામાં આવ્યું છે, તે એ છે કે પોતાની શક્તિ અને બહુમતી ઉપર ગર્વ કરવો અથવા કાર્યમાં નિખાલસતાના બદલે પોતાનો કોઈ સ્વાર્થ છુપાયેલો હોવો, આ બંને વસ્તુઓ પણ મોટા–મોટા શક્તિશાળી સમૂહોને પરાજિત કરીને જેર કરી નાંખે છે.

આ આયતમાં ઈશારો મક્કાના કુરૈશીઓની પરિસ્થિતિ તરફ પણ છે કે, તેઓ પોતાના વેપારી કાફલાની સુરક્ષા માટે ઘણી મોટી સંખ્યા અને શસ્ત્ર–સરંજામ લઈને પોતાની શક્તિ અને બહુમતી ઉપર ઈતરાઈને મિથ્યાભિમાન સાથે નીકળ્યા હતા અને જ્યારે વેપારી કાફલો મુસલમાનોની પહોંચની બહાર થઈ ગયો તે સમયે પણ એટલા માટે પાછા ન વળ્યા કે તેઓ પોતાની બહાદુરી અને શક્તિનું પ્રદર્શન કરવા ઈચ્છતા હતા.

પ્રમાણિત રિવાયતોમાં છે કે, જ્યારે અબૂ સુફિયાન પોતાનો વેપારી કાફલો લઈને મુસલમાનોની પહોંચથી બહાર નીકળી ગયા તો અબૂ જહલની પાસે એક દૂત મોકલ્યો કે, હવે તમારે આગળ વધવાની આવશ્યકતા નથી રહી પાછા આવી જાઓ અને અન્ય બીજા ઘણા કુરૈશના સરદારોનો પણ એ જ અભિપ્રાય હતો પરંતુ અબૂ જહલ પોતાના ઘમંડ અને પોતાના પ્રખ્યાત થવાની વૃત્તિમાં કસમ ખાઈ બેઠો કે અમે ત્યાં સુધી પાછા નહિ જઈએ જ્યાં સુધી થોડા દિવસ બદ્રના સ્થળે પહોંચીને પોતાની જીતનો જશ્ન ન મનાવી લઈએ.

જેના પરિણામે તે અને તેના મોટા–મોટા સાથીઓ બધા ત્યાં જ ઢગલો થઈ ગયા અને એક ખાડામાં નાંખી દેવામાં આવ્યા. આ આયતમાં મુસલમાનોને એવા જ પ્રકારની બાબતો અને રીતભાતોનું અનુસરણ ન કરવાની સૂચના અને માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

————————

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૪૮-૪૯)

وَاِذْ زَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ وَقَالَ لَا غَالِبَ لَكُمُ الْيَوْمَ مِنَ النَّاسِ وَاِنِّيْ جَارٌ لَّكُمْ ۚ
فَلَمَّا تَرَآءَتِ الْفِئَتٰنِ نَكَصَ عَلٰى عَقِبَيْهِ وَقَالَ اِنِّيْ بَرِيْٓءٌ مِّنْكُمْ اِنِّيْٓ اَرٰى مَا لَا
تَرَوْنَ اِنِّيْٓ اَخَافُ اللّٰهَ ؕ وَاللّٰهُ شَدِيْدُ الْعِقَابِ ﴿٤٨﴾ اِذْ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ
فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ غَرَّ هٰٓؤُلَآءِ دِيْنُهُمْ ؕ وَمَنْ يَّتَوَكَّلْ عَلَى اللّٰهِ فَاِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٤٩﴾

## તરજુમો :

*અને જે સમયે શયતાને તેમની નજરોમાં તેમના અમલોને શણગારી દીધા અને બોલ્યો કે લોકોમાંથી કોઈ પણ તમારા ઉપર આજના દિવસે ગાલિબ (વિજયી) થશે નહીં અને હું તમારો હિમાયતી છું, પછી જ્યારે બંને ફોજો સામસામે થઈ તો તે પોતાની એડીઓ ઉપર ઊલટો ફર્યો અને બોલ્યો, હું તમારી સાથે નથી હું તે જોઉં છું જે તમે નથી જોતા, હું અલ્લાહથી ડરું છું અને અલ્લાહનો અઝાબ ઘણો કઠોર છે. (૪૮) જ્યારે મુનાફિકો અને જેમના દિલોમાં બીમારી છે કહેવા લાગ્યા, આ લોકો પોતાના દીન ઉપર મગરૂર (ઘમંડી) છે અને જે કોઈ અલ્લાહ ઉપર ભરોસો કરે તો અલ્લાહ જબરદસ્ત છે હિકમતવાળો. (૪૯)*

## તફસીર :

અને તે સમયનું તેમને વર્ણન કરો જ્યારે કે શયતાને તેઓ (કાફિરો)ને (ભ્રમણામાં નાંખી) તેમના (કુફ્ર અને દુશ્મની તથા રસૂલુલ્લાહ ﷺનો વિરોધ કરવો વગેરે) અમલો શણગારીને બતાવી આપ્યા (કે તેમણે તે વાતોને સારી સમજી) અને (ભ્રમિત કરવા ઉપરાંત તેમને એ) કહ્યું કે, (તમને એવી શા'ન અને શક્તિ પ્રાપ્ત છે કે તમારા વિરોધી) લોકોમાંથી આજે કોઈ તમારા ઉપર વિજયી થનાર નથી અને હું તમારો સહાયક છું (ન તો બહારના દુશ્મનોથી ડરો અને ન જ અંદરના દુશ્મનોથી કોઈ ભય પામો), પછી જ્યારે બંને સમૂહો (કાફિરો અને મુસલમાનોના) એકબીજાની સામ-સામે થયા (અને તે શયતાને ફરિશ્તાઓને ઊતરતા જોયા) તો તે પોતાના ઊલટા પગે ભાગ્યો અને એવું કહ્યું કે, મારો તમારી

સાથે કોઈ સંબંધ નથી (હું તમારો કોઈ સહાયક કે મદદગાર નથી કારણ કે) હું તે વસ્તુઓ જોઈ રહ્યો છું જે તમને દેખાતી નથી (એટલે કે હું ફરિશ્તાઓ જોઈ રહ્યો છું), હું તો અલ્લાહથી ડરું છું (કે ક્યાંક કોઈ ફરિશ્તા દ્વારા મને દુનિયામાં જ કોઈ સજા અપાવે !) અને અલ્લાહ તઆલા કઠોર સજા આપનાર છે અને તે સમય પણ યાદ કરવાપાત્ર છે જ્યારે (મદીનાના) મુનાફિકો અને (મક્કાવાળાઓમાંથી) જેમના દિલોમાં (શંકાની) બીમારી હતી (મુસલમાનોની વંચિતતા અને તેમના શસ્ત્રવિહોણા હોવાની હાલતમાં કાફિરોના મુકાબલામાં આવી જવાની બાબત જોઈને) એવું કહેતા હતા કે આ (મુસલમાન) લોકોને તેમના ધર્મએ ભૂલમાં નાંખી રાખ્યા છે (કે પોતાનો ધર્મ સત્ય હોવા ઉપર ભરોસો કરીને આવા ખતરામાં આવી પડ્યા તેથી અલ્લાહ તેમને જવાબ આપે છે) અને જે વ્યક્તિ અલ્લાહ ઉપર ભરોસો કરે છે તો (તે મોટા ભાગે વિજયી જ થાય છે કારણ કે) નિઃશંક ! અલ્લાહ તઆલા બહુ જોરાવર છે (અને એટલા માટે પોતાના ઉપર ભરોસો કરનારને વિજય અપાવે છે અને મોટા ભાગે એવા લોકો પરાજિત થાય છે જેમનો તેમાં કોઈ સ્વાર્થ રહેલો હોય છે, કારણ કે) તે હિકમતવાળો (પણ) છે (મતલબ કે જાહેર સર–સામાન હોવા અથવા ન હોવા ઉપર કોઈ આધાર નથી, તે સર્વશક્તિમાન જ બધા સબબો પૂરા પાડે છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ અન્ફાલમાં શરૂઆતથી ગઝ્વએ બદ્રમાં ઉપસ્થિત થનાર ઘટનાઓ અને પરિસ્થિતિઓનો અને તેનાથી પ્રાપ્ત થનારી શિખામણો અને ઈબ્રતોનો અને તે સંદર્ભે હુકમોનો ઉલ્લેખ ચાલી રહ્યો છે, તેમાં એક ઘટનાનો ઉલ્લેખ મક્કાના કુરૈશીઓને શયતાને ધોકામાં નાંખીને મુસલમાનોના મુકાબલા ઉપર પ્રોત્સાહિત કરવાનો અને પછી યુદ્ધના મેદાનમાંથી યુદ્ધ સમયે સાથ છોડીને ભાગી જવાનો છે જેનો પ્રસ્તુત આયતોની શરૂઆતમાં ઉલ્લેખ છે.

શયતાનનો આ ધોકો કુરૈશીઓના દિલોમાં વસવસો અને ભ્રમણા નાંખવાના સ્વરૂપે ઉપસ્થિત થયો હતો અથવા તો મનુષ્યના સ્વરૂપમાં આવીને રૂબરૂ વાતચીત કરીને તેણે આ પ્રમાણે કહ્યું હોય, આ બાબતમાં બંને સંભાવનાઓ હોઈ શકે છે પરંતુ કુર્આનના શબ્દોથી વધારે સમર્થન બીજા સ્વરૂપનું જ થાય છે કે તેણે મનુષ્યના સ્વરૂપે સામે આવીને ધોકો આપ્યો હોય.

ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, જયારે મક્કાના કુરૈશીઓનું લશ્કર મુસલમાનોના મુકાબલા માટે મક્કાથી નીકળ્યું તો તેમના ઉપર એક પ્રકારનો ભય સવાર હતો કે, અમારો નજીકનો કબીલો બનુબક્ર પણ અમારો દુશ્મન છે, ક્યાંક એવું ન બને કે અમે મુસલમાનોનો મુકાબલો કરવા જઈએ અને આ દુશ્મન કબીલો તક જોઈને અમારા ઘરો, સ્ત્રીઓ અને બાળકો ઉપર છાપો મારી દે, વેપારી કાફલાના આગેવાન અબૂ સુફિયાનની ચિંતાજનક ફરિયાદ ઉપર તૈયાર થઈને નીકળી તો ગયા પરંતુ એવો ભય તેમના પગની સાંકળ બનીને રહી ગયો હતો કે અચાનક શયતાન સુરાકહ બિન માલિકના સ્વરૂપમાં એ રીતે સામે આવ્યો કે, તેના હાથમાં ઝંડો છે અને તેની સાથે એક બહાદુર ફૌજની કુમક છે, સુરાકહ બિન માલિક આ વિસ્તાર અને કબીલાનો એક મોટો સરદાર હતો જેનાથી હુમલાનો ભય હતો, તેણે આગળ વધીને કુરૈશી જવાનોના લશ્કરને સંબોધન કર્યું અને બે પ્રકારના ધોકામાં સપડાવી દીધા, પ્રથમ એ કે لَا غَالِبَ لَكُمُ الْيَوْمَ مِنَ النَّاسِ એટલે કે, આજે તમારા ઉપર કોઈપણ વિજયી થનારું નથી, મતલબ એ હતો કે મને તમારા વિરોધી પક્ષની શક્તિનો પણ અંદાજો છે અને તમારી શક્તિ અને બહુમતી સંખ્યાને પણ હું જોઈ રહ્યો છું, એટલા માટે તમને વિશ્વાસ અપાવું છું કે તમે નચિંત થઈને આગળ વધો, તમે જ વિજયી રહેશો, કોઈ તમારા મુકાબલામાં વિજયી થનાર નથી.

બીજું એ કે, جَارٌ لَّكُمْ તમને જે બનુબક્ર વગેરેનો ભય લાગે છે કે તેઓ તમારા ગયા પછી મક્કા ઉપર ચઢાઈ કરશે તો તેની જવાબદારી હું લઉં છું કે, તેઓ એવું કરશે નહીં, હું તમારો સહાયક છું, મક્કાના કુરૈશીઓ સુરાકહ બિન માલિક અને તેના મોટા વ્યક્તિત્વ તથા પ્રભાવથી સુપેરે વાકેફ હતા, તેની આ પ્રમાણેની વાત સાંભળીને તેમના દિલો મજબૂત થઈ ગયા અને તેઓ કબીલા બનુબક્રના ભયથી નચિંત થઈને મુસલમાનોના મુકાબલા માટે તૈયાર થઈ ગયા.

આ બે બાજુની ધોકાબાજીથી શયતાને તે લોકોને તેમની કત્લગાહ તરફ ધકેલી દીધા. فَلَمَّا تَرَآءَتِ الْفِئَتٰنِ نَكَصَ عَلٰى عَقِبَيْهِ જયારે મક્કાના મુશ્રિકો અને મુસલમાનોના બંને લશ્કરો બદ્રના સ્થળે સામ-સામે થઈ ગયા તો શયતાન ઊલટા પગે પાછો વળીને નાસી ગયો.

ગઝ્વએ બદ્રમાં મક્કાના મુશ્રિકોની પીઠ ઉપર એક શયતાનનું લશ્કર પણ આવી ગયું હતું, એટલા માટે અલ્લાહ તઆલાએ તેના મુકાબલામાં ફરિશ્તાઓનું લશ્કર હઝરત જિબ્રઈલ અને હઝરત મીકાઈલ (અલૈ.)ની આગેવાનીમાં મોકલી આપ્યું. ઈમામ ઈબ્ને જરીર વગેરેએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, શયતાન કે જે તે સમયે મનુષ્યના સ્વરૂપમાં સુરાકહ બિન માલિકની શકલમાં પોતાના શયતાની લશ્કરની આગેવાની કરી રહ્યો હતો, જ્યારે હઝરત જિબ્રઈલ (અલૈ.) અને તેમની સાથે ફરિશ્તાઓનું લશ્કર જોયું તો ગભરાઈ ગયો અને તે સમયે તેનો હાથ એક કુરૈશી જવાન હારિષ બિન હિષામના હાથમાં હતો, તરત જ તે પોતાનો હાથ છોડાવીને નાસવા માંડ્યો તો હારિષે તેને ટોક્યો કે આ શું કરે છે ? તો તેણે છાતી ઉપર મારીને હારિષને ફેંકી દીધો અને પોતાનું શયતાની લશ્કર લઈને નાસી છૂટ્યો, હારિષે તેને સુરાકહ સમજી કહ્યું કે "હે અરબના સરદાર સુરાકહ ! તું તો એવું કહેતો હતો કે હું તમારો મદદગાર અને સહાયક છું અને બિલકુલ યુદ્ધના મેદાનની વચ્ચે આવી હરકત કરી રહ્યો છે ?" તો શયતાને સુરાકહની શકલમાં જવાબ આપ્યો, اِنِّىْ بَرِىْٓءٌ مِّنْكُمْ اِنِّىْٓ اَرٰى مَا لَا تَرَوْنَ اِنِّىْٓ اَخَافُ اللّٰهَ "હું તમારા કરારથી મુક્ત થાઉં છું, કારણ કે હું તે વસ્તુ જોઈ રહ્યો છું જે તમે તમારી દૃષ્ટિથી જોઈ શકતા નથી." તેનો અર્થ ફરિશ્તાઓનું લશ્કર હતું અને એ કે "હું અલ્લાહથી ડરું છું, એટલા માટે હું તમારો સાથ છોડી આપું છું."

શયતાને ફરિશ્તાઓનું લશ્કર જોયું તો તેમની શક્તિથી તે વાકેફ હતો, સમજી ગયો કે હવે પોતાની ખૈર નથી ! અને એવું કહ્યું કે, હું અલ્લાહથી ડરું છું. તેને તફસીરના ઈમામ હઝરત કતાદહે કહ્યું કે, "આ તેણે જૂઠું કહ્યું કે જો તે અલ્લાહથી ડરતો હોત તો નાફરમાની શા માટે કરતો હોત !?" પરંતુ મોટા ભાગના વિદ્વાનોએ કહ્યું છે કે તેનું ડરવું પણ તેની જગ્યાએ સાચું છે, કારણ કે તે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને સખત અઝાબને સારી પેઠે જાણે છે, એટલે ન ડરવાનું કોઈ કારણ જ નથી, અલબત્ત નર્યો ડર ઈમાન અને અનુસરણ વિના કોઈ ફાયદાકારક બાબત નથી.

અબૂજહલે જ્યારે સુરાકહને તેના લશ્કરની પીછેહઠથી પોતાના લશ્કરની હિંમત તૂટતી જોઈ તો તેણે વાત બનાવી અને કહ્યું કે, સુરાકહના નાસી જવાથી તમે

પ્રભાવિત ન થજો તેણે તો ગુપ્ત રીતે મુહમ્મદ (ﷺ) સાથે ષડયંત્ર રચી રાખ્યું હતું, શયતાનની પીછેહઠ પછી તેમનો જે અંજામ થવાનો હતો તે થઈ ગયો, પછી જ્યારે આ લોકો મક્કા પાછા આવ્યા અને તેમનામાંથી કોઈની મુલાકાત સુરાકહ બિન માલિક સાથે થઈ તો તેણે સુરાકહને બુરૂં–ભલું કહ્યું કે, બદ્રના યુદ્ધમાં અમારી હાર અને સંપૂર્ણ નુકસાનની જવાબદારી તારા ઉપર જ છે, તેં જ યુદ્ધના સમયે યુદ્ધના મેદાનમાંથી પીછેહઠ કરી અમારા જવાનોની હિંમત તોડી નાંખી, તેણે કહ્યું કે હું ન તો તમારી સાથે ગયો હતો અને ન જ તમારા કોઈ કાર્યમાં ભાગ લીધો હતો, મને તમારી હારની જાણ પણ તમારા મક્કા પહોંચ્યા પછી થઈ.

આ બધી રિવાયતો ઈમામ ઈબ્ને કષીરે પોતાની તફસીરમાં નકલ કર્યા પછી ફરમાવ્યું છે કે, તિરસ્કૃત શયતાનની એ સામાન્ય ટેવ છે કે મનુષ્યને દુષ્ટ કાર્યમાં સપડાવીને ખરા સમયે અલગ હટી જાય છે, કુર્આને કરીમે તેની આ ટેવ વારંવાર વર્ણન કરી છે. એક આયતમાં છે, كَمَثَلِ الشَّيْطٰنِ اِذْقَالَ لِلْاِنْسَانِ اكْفُرْ فَلَمَّا كَفَرَ قَالَ اِنِّىْ بَرِىْٓءٌ مِّنْكَ اِنِّىْٓ اَخَافُ اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ (૫૯ : ૧૬)

## શયતાનની મક્કારી અને ધોકાબાજી તથા તેનાથી બચવાનો ઉપાય :

પ્રસ્તુત આયતની આ ઘટનામાંથી અમુક બોધપાઠ પ્રાપ્ત થાય છે.

પ્રથમ એ કે, શયતાન મનુષ્યનો દુશ્મન છે તે માનવીને નુકસાન પહોંચાડવા માટે જાત–જાતના અને ભાત–ભાતના ષડયંત્રો કરે છે તથા રૂપ બદલે છે, અમુક સમયે ફક્ત દિલમાં વસવસો નાંખીને પરેશાન કરે છે અને અમુક સમયે પ્રત્યક્ષ સામે આવીને ધોકો પણ આપે છે.

બીજું એ કે, શયતાનને અલ્લાહ તઆલાએ એટલી શક્તિ આપી છે કે તે વિવિધ ચહેરા–મ્હોરામાં પ્રગટ થઈ શકે છે, એક પ્રખ્યાત હનફી ફકીહની કિતાબ آكَامُ الْمَرْجَانِ فِىْ اَحْكَامِ الْجَانِّ માં તેને વિસ્તારપૂર્વક સાબિત કરવામાં આવ્યું છે, એટલા માટે સંશોધનકાર સુફી લોકો કે જેઓને કશ્ફ અને ઈલ્હામ થાય છે તેમણે લોકોને એ બાબત ઉપર ચેતવ્યા છે કે, કોઈ વ્યક્તિને જોઈને અથવા તેની વાત સાંભળીને પરિસ્થિતિની તહકીક કર્યા વિના તેની પાછળ નીકળી પડવું ખતરનાક હોય છે, કશ્ફ અને ઈલ્હામમાં શયતાન ચાલ રમી શકે છે, મવલના રૂમી (રહ.)એ ફરમાવ્યું,

اے بسا ابلیس آدم روئے ست　　پس بہر دستے نشاید داد دست

ઘણા જ શયતાનો માણસના રૂપમાં જોવામાં આવે છે,
એટલે તું દરેક હાથમાં (દોસ્તી) માટે પોતાનો હાથ ન આપ.

અને હાફિઝે કહ્યું છે,

درراہِ عشق وسوسہ اہرمن بسے ست　　ہشدار و گوش را بہ پیام سروش دار

ઈશ્કના રસ્તામાં શયતાનના વસવસા (શંકા–કુશંકા) ઘણા જ વધુ આવતા હોય છે,
તેથી તું સભાન રહ્યા કર અને (ફરિશ્તા વડે અથવા અલૌકિક અવાજ વડે)
સંભળાવવામાં આવતા સંદેશા ઉપર ધ્યાન ધર.

**સફળતા માટે ફક્ત નિય્યતની નિખાલસતા પૂરતી નથી, એના પહેલાં સીધા માર્ગે હોવું પણ જરૂરી છે :**

ત્રીજું એ કે જે લોકો કુફ્ર, શિર્ક અથવા બીજા નાજાઈઝ કાર્યોમાં રાચેલા હોય છે તેનું મોટું કારણ એ જ હોય છે કે, શયતાન તેમના દુષ્ટ કાર્યોને ખૂબસૂરત અને શણગારીને તથા લાભકારી જાહેર કરીને તેમના દિલ–દિમાગને સત્ય અને સાચા તથા ખરા પરિણામો તરફથી ફેરવી આપે છે, તેઓ પોતાની ખોટી વાતને જ સાચી અને ખરાબ કૃત્યને જ ભલું સમજવા લાગે છે અને સત્યવાદીઓની જેમ પોતાની જૂઠી વાત ઉપર પ્રાણ આપવા પણ તૈયાર થઈ જાય છે, એટલા માટે કુરૈશના લશ્કર અને તેના સરદાર જ્યારે બયતુલ્લાહથી વિદાય લઈ રહ્યા હતા તો બયતુલ્લાહની સામે આ શબ્દોમાં દુઆ કરીને નીકળ્યા હતા કે, اَللّٰهُمَّ انْصُرْ اِحْدَى الطَّائِفَتَيْنِ એટલે કે, "હે અલ્લાહ ! અમારા બંને સમૂહોમાંથી જે વધારે હિદાયત ઉપર છે તેની સહાય કર અને વિજય આપ." આ અજ્ઞાન લોકો શયતાનના ધોકામાં આવીને પોતે પોતાને જ વધારે હિદાયત અને સત્ય ઉપર સમજતા હતા અને સંપૂર્ણ નિખાલસતા સાથે પોતાના જૂઠા ધર્મ ઉપર જાન અને માલને કુરબાન કરતા હતા.

એનાથી જાણ થાય છે કે, નરી નિખાલસતા પણ જ્યાં સુધી અમલની દિશા જ સાચી ન હોય, પૂરતી નથી.

ત્યારબાદ બીજી આયતમાં મદીનાના મુનાફિકો અને મક્કાના મુશ્રિકોના

એક સંયુક્ત નિવેદનને કે જે તેઓ મુસલમાનો વિશે કરતા હતા વર્ણન કરવામાં આવ્યું છે, જે જાણે કે મુસલમાનો ઉપર દયા ખાઈને કહેવામાં આવ્યું હતું, غَـرَّ هٰـؤُلَاۤءِ دِيـنُهُـمْ એટલે કે, બદ્રના મેદાનમાં આ મુઠ્ઠીભર ગણતરીના અમુક મુસલમાનો આટલી મોટી અને તાકતવર સેના સામે ટક્કર માટે આવી ગયા, તે બીચારાઓને તેમના ધર્મએ ધોકામાં નાંખીને મોતના મોંમાં ધકેલી દીધા છે. અલ્લાહે તેના જવાબમાં ફરમાવ્યું, وَمَنْ يَّتَوَكَّلْ عَلَى اللّٰهِ فَاِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ એટલે કે, જે વ્યક્તિ અલ્લાહ ઉપર ભરોસો કરી લે છે તો યાદ રાખો કે તે ક્યારેય અપમાનિત થતો નથી, કારણ કે અલ્લાહ તઆલા સૌના ઉપર છવાયેલો છે, તેની હિકમત સામે સૌની બુદ્ધિ અને સમજદારી કોઈ વસ્તુ નથી, મતલબ એ કે તમે લોકો ફક્ત ભૌતિક પદાર્થો અને ભૌતિકતાને જાણો છો અને તેના ઉપર ભરોસો કરો છો, તમને તે ગુપ્ત શક્તિની ખબર નથી કે જે આ ભૌતિકતા અને ભૌતિક પદાર્થોના પેદા થયેલ ખજાનાઓનો માલિક છે અને જે તે લોકોની સાથે હોય છે તેઓ અલ્લાહ ઉપર ઈમાન અને ભરોસો રાખે છે, તેઓ જ સફળ છે.

આજે પણ દીનદાર અને ભલાભોળા મુસલમાનોને જોઈને ઘણા બધા બુદ્ધિશાળી અને સમજદાર હોવાના દાવે'દારો આ પ્રમાણે કહ્યા કરે છે કે,

اگلے وقتوں کے ہیں یہ لوگ انہیں کچھ نہ کہو

આ લોકો પ્રાચીન યુગના છે તેમને કશું ન કહો !

પરંતુ તેમનામાં અલ્લાહ ઉપરનું ઈમાન અને ભરોસો સંપૂર્ણ પ્રકારે હોય છે તેમને કોઈનાથી કોઈ નુકસાન પહોંચી શકતું નથી.

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૫૦ થી ૫૩)

وَلَوْ تَرٰۤى اِذْ يَتَوَفَّى الَّذِيْنَ كَفَرُوا ۙ الْمَلٰٓئِكَةُ يَضْرِبُوْنَ وُجُوْهَهُمْ وَاَدْبَارَهُمْ ۚ وَذُوْقُوْا
عَذَابَ الْحَرِيْقِ ﴿۵۰﴾ ذٰلِكَ بِمَا قَدَّمَتْ اَيْدِيْكُمْ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿۵۱﴾
كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ؕ
اِنَّ اللّٰهَ قَوِيٌّ شَدِيْدُ الْعِقَابِ ﴿۵۲﴾ ذٰلِكَ بِاَنَّ اللّٰهَ لَمْ يَكُ مُغَيِّرًا نِّعْمَةً اَنْعَمَهَا عَلٰى
قَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا بِاَنْفُسِهِمْ ۙ وَاَنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۵۳﴾

## તરજુમો :

*અને જો તમે જુઓ જે સમયે ફરિશ્તાઓ કાફિરોનો જીવ કબ્જે કરે છે તેમના મોઢા ઉપર અને તેમની પાછળ મારે છે અને કહે છે, સળગવાનો અઝાબ ચાખો. (૫૦) આ એનો જ બદલો છે જે તમે પોતાના હાથોએ આગળ મોકલ્યું અને એટલા માટે કે અલ્લાહ બંદાઓ ઉપર જુલમ નથી કરતો. (૫૧) જેવી રીતે ફિરઔનવાળાઓની અને જે તેમનાથી પહેલાં હતા (તેમની) નીતિરીતી હતી કે અલ્લાહની વાતોથી ઈન્કારી થયા, બસ અલ્લાહે તેમને તેમના ગુનાહો ઉપર પકડયા, બેશક ! અલ્લાહ મહાબળવાન છે કઠોર અઝાબ આપનારો. (૫૨) એનું કારણ એ છે કે અલ્લાહ તે નેઅ્મતને કદી બદલનાર નથી જે તેણે કોઈ કોમને આપી હતી જ્યાં સુધી તેઓ જ બદલી ન નાંખે પોતાના અંતર(મન)ની વાત અને એ કે અલ્લાહ સઘળું સાંભળનારો સઘળું જાણનારો છે. (૫૩)*

## તફસીર :

અને જો તમે (તે સમયની ઘટના) જૂઓ (તો આશ્ચર્યજનક નજરે પડશે) જ્યારે કે ફરિશ્તાઓ તે (ઉપસ્થિત) કાફિરોનો જીવ કબ્જે કરતા જાય છે (અને) તેમના મોઢાં ઉપર અને તેમની પીઠો ઉપર મારતા જાય છે અને કહેતા જાય છે કે (હમણાં શું ? જરા આગળ ચાલીને જૂઓ !) આગની સજા ભોગવો (અને) આ અઝાબ તે (કુફ્રિય્યહ) અમલોના કારણે છે જેને તમે તમારા હાથે કર્યા છે અને એ વાત ચોક્કસ છે કે અલ્લાહ તઆલા બંદાઓ ઉપર જુલમ કરનારો નથી (બસ અલ્લાહ તઆલા ગુનાહ વિના સજા નથી આપતો, બસ) તેમની પરિસ્થિતિ (એના વિશે) એવી છે (કે કુફ્ર ઉપર સજા ભોગવી રહ્યા છે) જેમકે ફિરઔનવાળાઓની અને તેમના અગાઉના (કાફિર) લોકોની પરિસ્થિતિ હતી કે તેમણે અલ્લાહની આયતોનો ઈન્કાર કર્યો, બસ અલ્લાહ તઆલાએ તેમને (તેમના) ગુનાહો ઉપર (અઝાબમાં) પકડી લીધા, નિઃશંક ! અલ્લાહ તઆલા સર્વશક્તિમાન (છે અને) સખત સજા આપનારો છે (કે તેના મુકાબલામાં કોઈ એવી શક્તિ નથી કે તેના અઝાબને હટાવે અને દૂર કરી શકે અને) એ વાત (પણ છે કે અપરાધ વિના કોઈને સજા આપવામાં આવતી નથી, આ) એ કારણથી છે

(કે અમારો સર્વસામાન્ય કાયદો નક્કી જ છે અને તે એ કે વિના અપરાધે સજા ન આપવી એ કાયદાનો એક પ્રકાર છે અને તે કાયદો એ છે) કે અલ્લાહ તઆલા કોઈ એવી નેઅ્મતને જે કોઈ કોમને અર્પણ કરવામાં આવી હોય નથી બદલતો જ્યાં સુધી કે તે લોકો પોતે પોતાની જાતે તેને બદલી ન નાંખે અને એ બાબત ચોક્કસ છે કે અલ્લાહ તઆલા સઘળું સાંભળનારો અને બધું જ જાણનારો છે. (બસ, તે વાતોના ફેરફારને સાંભળે છે અને કામોના ફેરબદલને જૂએ છે, બસ ઉપસ્થિત કાફિરોએ પોતાની હાલત બદલી નાંખી કે તેમનામાં કુફ્ર હોવા છતાં તેઓમાં ઈમાન લાવવાની શક્યતા હતી તે છતાં ઈન્કાર અને વિરોધ કરીને તે બાબતને દૂર ધકેલી દીધી. બસ, અમે પોતાની નેઅ્મત અને ઉપસ્થિત પરિસ્થિતિ કે જે અગાઉ તેમને પ્રાપ્ત હતી બદલી નાંખી અને તેનું કારણ એ બન્યું કે તેમણે આ પ્રસ્તુત નેઅ્મતને પોતાની જાતે બદલવાનો પ્રયત્ન કર્યો).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ બે આયતોમાં મોતના સમયે કાફિરોને અઝાબ અને ફરિશ્તાઓની ધમકીઓનું વર્ણન છે તેમાં નબીએ કરીમ ﷺને સંબોધન કરીને ફરમાવ્યું છે, જો રસૂલે કરીમ ﷺ તે કાફિરોની પરિસ્થિતિને તે સમયે જૂએ જયારે કે અલ્લાહના ફરિશ્તાઓ તેમના પ્રાણ કબ્જે કરવાના સમયે તેમના ચહેરાઓ અને પીઠો ઉપર મારી રહ્યા હતા અને એવું કહી રહ્યા હતા કે, "આગમાં સળગવાનો અઝાબ ચાખો !" તો આપ ﷺ એક અત્યંત ભયાનક દૃષ્ય જોતા હોત.

તફસીરના ઈમામોમાંથી અમુક લોકોએ તેને તે કુરૈશના કાફિરો વિશે હોવાનું ઠરાવ્યું છે જે બદ્રના મેદાનમાં મુસલમાનોના મુકાબલા માટે આવ્યા હતા અને અલ્લાહ તઆલાએ મુસલમાનોની મદદ માટે ફરિશ્તાઓનું લશ્કર મોકલી દીધું હતું અને એવી પરિસ્થિતિમાં આયતનો અર્થ એ થઈ ગયો કે, બદ્રના મેદાનમાં કુરૈશના જે સરદારો માર્યા ગયા તેમના મારવામાં ફરિશ્તાઓનો હાથ હતો, જે તેમની સામેથી ચહેરાઓ ઉપર અને પાછળથી તેમની પીઠો ઉપર મારીને તેમને હલાક કરી રહ્યા હતા અને સાથે જ આખિરતમાં જહન્નમના અઝાબની ખબર સંભળાવતા હતા.

અને જે લોકોએ આયતના શબ્દમાં સામાન્યપણું હોવાનો મત ધરાવ્યો છે તેમણે આ વિષયને સર્વસામાન્ય ગણ્યો છે, તેમના મત પ્રમાણે આયતનો અર્થ એ છે કે જ્યારે કોઈ કાફિર મૃત્યુ પામે છે ત્યારે મોતના ફરિશ્તા તેમના પ્રાણ કબ્જે કરવાના સમયે તેમના ચહેરાઓ અને પીઠ ઉપર મારે છે, અમુક રિવાયતોમાં છે કે આગના કોરડાઓ અને લોઢાની ગદાઓ તેમના હાથમાં હોય છે જેનાથી તેઓ મૃત્યુ પામનાર કાફિરને મારે છે, પરંતુ કારણ કે આ અઝાબનો સંબંધ આ દુનિયા સાથે નથી બલકે "આલમે બરઝખ"થી છે, એટલા માટે આ અઝાબ સામાન્ય રીતે આંખોથી જોઈ શકાતો નથી.

એટલા માટે રસૂલે કરીમ ﷺને એવું સંબોધન કરવામાં આવ્યું છે કે, જો તમે જોયું હોત તો તે ઘણા ભયાનક દશ્યો જોયા હોત, એનાથી જાણ થાય છે કે મોત પછી બરઝખની દુનિયામાં કાફિરોને અઝાબ થાય છે પરંતુ તેનો સંબંધ અદષ્ય દુનિયા સાથે છે, એટલા માટે તે સામાન્ય રીતે જોઈ શકાતો નથી, કબ્રના અઝાબનું વર્ણન કુર્આને કરીમની અન્ય આયતોમાં પણ આવ્યું છે અને આ બાબતે અનેક હદીષની રિવાયતો નકલ થયેલ છે.

બીજી આયતમાં કાફિરોને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યો કે, દુનિયા અને આખિરતનો આ અઝાબ તમારા પોતાના હાથોની કમાઈ છે, કારણ કે સામાન્ય કારોબાર હાથો દ્વારા જ અસ્તિત્વમાં આવે છે, એટલા માટે હાથોનું વર્ણન કરવામાં આવ્યું. મતલબ એ છે કે આ અઝાબ તમારા પોતાના દુષ્ટ કર્મોનું પરિણામ છે અને એ કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓ ઉપર અત્યાચાર કરનાર નથી કે વિના કારણે અઝાબમાં સપડાવી દે.

ત્રીજી આયતમાં બતાવવામાં આવ્યું કે, તે અપરાધીઓ ઉપર અલ્લાહ તઆલાનો આ અઝાબ કોઈ આશ્ચર્યજનક બાબત નથી, બલકે અલ્લાહની ટેવ એ જ છે કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓની હિદાયત માટે તેમને બુદ્ધિ અને સમજદારી આપે છે જેથી પરિસ્થિતિઓના આટા-પાટાઓમાં તથા તેની આજુબાજુના પર્યાવરણમાં અસંખ્ય એવી વસ્તુઓ ઉપસ્થિત હોય છે જેમાં ચિંતન અને મનન કરવાથી તે અલ્લાહ તઆલાની મહાન શક્તિ અને તેની પ્રતિષ્ઠાનો પરિચય મેળવી લે અને લાચાર સર્જનને તેનો ભાગીદાર ન બનાવે ! પછી વધારે તાકીદ સ્વરૂપે પોતાની કિતાબ અને રસૂલ મોકલે છે, અલ્લાહ તઆલાના રસૂલ

તેમની સમજદારી અને કેળવણીમાં કોઈ કચાસ રાખતા નથી, તે તેમને અલ્લાહ તઆલાની મહાન શક્તિનો સાક્ષાત્કાર પણ મોઅ્જિઝા સ્વરૂપે કરાવે છે, જ્યારે કોઈ વ્યક્તિ અથવા કોમ આ બધી બાબતોથી બિલકુલ આંખો બંધ કરી લે અને અલ્લાહની ચેતવણીઓમાંથી કોઈના ઉપર ધ્યાન ન ધરે તો પછી અલ્લાહ તઆલાની આદત એવા લોકો વિશે એ જ છે કે દુનિયામાં પણ તેમના ઉપર અઝાબ આવે છે અને આખિરતના કાયમી અઝાબમાં પણ તેઓ સપડાઈ જાય છે. ઈરશાદ છે, كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ તેમાં دَاْبِ (દઅ્બ)નો અર્થ "ટેવ" થાય છે, અર્થ એ છે કે જેમકે ફિરઔનવાળાઓ અને તેનાથી અગાઉના બળવાખોર કાફિરો વિશે અલ્લાહ તઆલાની ટેવ દુનિયા જાણી ચૂકી છે કે, ફિરઔનને તેના બધા સેવકો અને યોદ્ધાઓ સહિત દરિયામાં ડૂબાડી દીધો અને તેનાથી અગાઉ આદ અને ષમૂદની કોમોને વિવિધ પ્રકારના અઝાબ દ્વારા હલાક કરવામાં આવ્યા.

كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ તે લોકોએ અલ્લાહ તઆલાની આયતો અને નિશાનીઓને જૂઠાડી તો અલ્લાહ તઆલાએ તેમને પોતાના અઝાબમાં પકડી લીધા, اِنَّ اللّٰهَ قَوِىٌّ شَدِيْدُ الْعِقَابِ કારણ એ છે કે અલ્લાહ તઆલા મહાશક્તિશાળી છે, કોઈ શક્તિશાળી અથવા બહાદુર પોતાની શક્તિના બળે તેના અઝાબમાંથી મુક્તિ પામી શકતો નથી અને અલ્લાહ તઆલાની સજા પણ ઘણી કઠોર હોય છે.

ચોથી આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના ઈનામો અને બખ્શીશને કાયમ રાખવાનો એક ખાસ નિયમ વર્ણન કર્યો છે. اِنَّ اللّٰهَ لَمْ يَكُ مُغَيِّرًا نِّعْمَةً اَنْعَمَهَا عَلٰى قَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا بِاَنْفُسِهِمْ એટલે કે, અલ્લાહ તઆલા જે નેઅ્મત કોઈ કોમને અર્પણ કરે છે તેને તે સમય સુધી નથી બદલતો જ્યાં સુધી એ લોકો પોતે જ પોતાની પરિસ્થિતિ અને અમલોને બદલી ન નાંખે.

અહીંયાં પ્રથમ વાત ધ્યાન આપવા પાત્ર એ છે કે, અલ્લાહ તઆલાની બખ્શીશ અને નેઅ્મતો માટે કોઈ ખાસ કાયદો વર્ણન કરવામાં નથી આવ્યો, ન તો તેના માટે શરત કે સીમા નક્કી કરવામાં આવી અને ન જ તેને કોઈ સારા કાર્યો ઉપર અવલંબિત રાખવામાં આવ્યું, કારણ કે જો એવું હોત તો સૌ પ્રથમ નેઅ્મત જે પોતે આપણું અસ્તિત્વ છે અને તેમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની આશ્ચર્યજનક

કળા–કારીગીરીની હજારો નવાઈ ઉપજાવે એવી નેઅ્મતો અને તંત્રો મૂકવામાં આવ્યા છે, આ નેઅ્મતો દેખીતું છે કે તે સમયે અર્પણ કરવામાં આવી હતી જ્યારે કે ન તો આપણું અસ્તિત્વ હતું કે ન જ આપણા અમલો વજૂદમાં હતા.

ما نبودیم وتقاضا ما نبود    لطف تو نا گفتۂ ما می شنود

ન તો અમે પોતે અસ્તિત્વમાં હતા ન જ અમારી માંગણી હતી,
તું એવો મહેરબાન છે કે અમારી માંગણી ન હોવા છતાં પણ સાંભળે છે
(એટલે કે માંગ્યા વિના આપે છે)

જો અલ્લાહ તઆલાના ઈનામો અને અહેસાનો બંદાઓના નેક અમલોની રાહ જોતા હોત તો આપણું અસ્તિત્વ જ કાયમ ન રહી શક્યું હોત.

અલ્લાહ તઆલાની નેઅ્મત તો તેના રબ્બુલ આલમીન અને રહમાન તથા રહીમ હોવાના સ્વરૂપમાં આપમેળે મળે છે, હા ! આ નેઅ્મત અને કૃપાને કાયમ રાખવા અને સદાના માટે ટકાવી રાખવાનો એક નિમય આ આયતમાં વર્ણન કરવામાં આવ્યો કે, જે કોમને અલ્લાહ તઆલા કોઈ નેઅ્મત આપે છે તેની પાસેથી એ નેઅ્મતને તે સમય સુધી પાછી નથી લેતો જ્યાં સુધી કે તે પોતાની પરિસ્થિતિ અને અમલોને બદલીને પોતે જ અલ્લાહ તઆલાના અઝાબને આમંત્રણ ન આપે.

પરિસ્થિતિ બદલવાનો અર્થ એ છે કે, સારા કૃત્યો અને પોતાની પરિસ્થિતિને બદલીને ખરાબ અમલો અને દુષ્ટ પરિસ્થિતિઓ અપનાવી લે અથવા એ કે અલ્લાહની નેઅ્મતોની વર્ષાના સમયે જે દુષ્ટ કર્મો અને ગુનાહોમાં સપડાયેલો હતો હવે નેઅ્મતો મળ્યા પછી તેનાથી વધારે ખરાબ પ્રવૃત્તિઓમાં સપડાઈ જાય.

એની વિગતથી એ પણ જાણ થઈ ગઈ કે, જે કોમોનું વર્ણન પાછલી આયતોમાં આવ્યું છે એટલે કે કુરૈશના કાફિરો અને ફિરઔનવાળાઓ; તેનો સંબંધ આ આયત સાથે એ બીના ઉપર છે કે, આ લોકો જો કે અલ્લાહ તઆલાની નેઅ્મતો મળવાના સમયે પણ સારી પરિસ્થિતિમાં ન હતા, બલકે બધા જ મુશ્રિકો અને કાફિરો જ હતા અને અલ્લાહના ઈનામો મળ્યા પછી પણ આ લોકો પોતાના દુષ્કૃત્યો અને શરારતોમાં પહેલાંથી વધારે પ્રગતિ કરી ગયા.

ફિરઔનવાળાઓએ બની ઈસ્રાઈલ ઉપર પ્રકાર-પ્રકારના અત્યાચાર કરવાની શરૂઆત કરી દીધી, પછી હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલા અને વિરોધ માટે ઊભા થઈ ગયા જે તેમના પાછલા અપરાધોમાં એક સખત વધારો હતો જેના દ્વારા તેમણે પોતાની પરિસ્થિતિને વધારે દુષ્ટતા તરફ પરિવર્તિત કરી દીધી તો અલ્લાહ તઆલાએ પણ પોતાની નેઅ્મતને અઝાબ અને અપમાન દ્વારા બદલી નાંખી, એ જ પ્રમાણે મક્કાના કુરૈશીઓ જો કે મુશ્રિક અને દુષ્ટ આચાર-વિચારના હતા પરંતુ એની સાથે-સાથે તેમનામાં અમુક સારા અમલો એટલે કે, સગાં-વહાલાંઓ સાથે સારો વર્તાવ, મહેમાન નવાજી, હાજીઓની સેવા-ચાકરી, બયતુલ્લાહની ઈજ્જત વગેરે જેવી સારી ટેવો પણ હતી, અલ્લાહ તઆલાએ તેમના ઉપર દીન અને દુનિયાની નેઅ્મતોના દરવાજાઓ ખોલી દીધા, દુનિયામાં તેમના વેપાર-વાણિજ્યમાં પ્રગતિ આપી અને એવા પ્રદેશમાં કે જ્યાં કોઈ વેપારી કાફલો સલામતી સાથે પસાર થઈ શકતો ન હતો તે લોકોના વેપારી કાફલાઓ સિરીયા અને યમનમાં જતા અને સફળતાપૂર્વક પાછા આવતા હતા, જેનું વર્ણન કુર્આને કરીમે لِإِيلَٰفِ સૂરતમાં رِحْلَةَ الشِّتَآءِ وَالصَّيْفِ (૧૦૬ : ૨)ના વિષય હેઠળ કર્યું છે.

અને દીનના આધારે તેમને તે મહાન નેઅ્મત અર્પણ કરવામાં આવી જે તેમનાથી અગાઉની કોઈ કોમને મળી ન હતી કે, સય્યિદુલ અંબિયા ખાતિમુન્નબિય્યીન ﷺ તેમનામાં મબ્ઊષ થયા, અલ્લાહ તઆલાની શ્રેષ્ઠ અને અંતિમ કિતાબ (કુર્આને કરીમ) તેમનામાં મોકલવામાં આવી.

પરંતુ આ લોકોએ અલ્લાહ તઆલાના તે ઈનામોની શુક્રગુઝારી તથા કદર કરવાના અને તેના દ્વારા પોતાની પરિસ્થિતિને સુધારવાના બદલે પ્રથમ કરતાં પણ વધારે ધૃણાસ્પદ કાર્યોમાં પ્રવૃત્ત થઈ ગયા કે, તેઓ પરસ્પર સદ્‌વર્તાવ છોડીને મુસલમાન થઈ જનારા ભાઈ-ભત્રીજાઓ ઉપર ઘાતકી અત્યાચાર કરવા લાગ્યા, મહેમાન નવાજીના બદલે મુસલમાનો ઉપર દાણા-પાણી બંધ કરવાના કરારો લખવામાં આવ્યા, હાજીઓની સેવા-ચાકરી કરવાને બદલે મુસલમાનોને હરમમાં પ્રવેશવાથી અટકાવવા લાગ્યા, આ તે પરિસ્થિતિ હતી જેને કુરૈશના કાફિરોએ બદલી, તેના પરિણામે અલ્લાહ તઆલાએ પોતાની નેઅ્મતો અને મહેરબાનીઓને અઝાબના સ્વરૂપમાં પરિવર્તિત કરી આપી કે, તેઓ દુનિયામાં

પણ અપમાનિત થયા અને જે હસ્તી દુનિયામાં રહમતુલ્લિલ્ આલમીન (સમગ્ર વિશ્વો માટે દયા અને કૃપા) બનીને આવી હતી તેમના દ્વારા જ તેમની મોત અને તેમના સર્વનાશને આમંત્રણ આપી દીધું.

તફસીરે મઝહરીમાં ભરોસાપાત્ર ઈતિહાસના સંદર્ભથી લખવામાં આવ્યું છે કે, કિલાબ બિન મરવહ જે રસૂલે કરીમ ﷺની ત્રીજી પેઢીએ દાદા છે, તેઓ શરૂઆતથી જ હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના દીનના પાબંદ અને તેના ઉપર કાયમ રહેનારા હતા અને પેઢી-દરપેઢી આ દીનની આગેવાની અને પ્રતિષ્ઠા તેમના હાથમાં જ રહી, કુશય બિન કલાબના યુગના સમયમાં આ લોકોમાં મૂર્તિપૂજાની શરૂઆત થઈ તેનાથી પહેલાં કઅ્બ બિન લય્યનો દીની કાયદો હતો કે તેઓ જુમ્આના દિવસે જેને તેમની ભાષામાં عَـرُوْبَـةُ (અરૂબહ) કહેવામાં આવતું હતું, સઘળા લોકોને ભેગા કરીને પ્રવચન આપ્યા કરતા અને બતાવતા કે, તેમની અવલાદમાં અંતિમ નબી (ﷺ) પેદા થશે, તેમનું અનુસરણ સૌના માટે જરૂરી હશે, જે તેમના ઉપર ઈમાન નહિ લાવે તેનો અમલ સ્વીકાર્ય હશે નહીં. રસૂલે કરીમ ﷺ વિશે તેમની અરબી શાયરીઓ (ઈસ્લામ પહેલાંના) અજ્ઞાનતાકાળના શાયરોમાં ખૂબ પ્રખ્યાત છે અને આ જ કુશય બિન કિલાબ સમગ્ર હાજીઓ માટે ભોજન અને પાણીની વ્યવસ્થા કરતા હતા, એટલે સુધી કે આ વસ્તુઓ રસૂલે કરીમ ﷺના કુટુંબમાં તેમના સમયકાળ સુધી કાયમ રહી, આ ઐતિહાસિક ખુલાસા વડે એ પણ કહી શકાય છે કે કુરૈશની પરિસ્થિતિના પરિવર્તનથી એ અર્થ હોઈ શકે છે કે કુરૈશે ઈબ્રાહીમ (અલૈ.)નો દીન છોડીને મૂર્તિપૂજા અપનાવી લીધી.

મતલબ કે, આયતના વિષયથી એ જાણ થાય છે કે અમુક સમયે અલ્લાહ તઆલા પોતાની નેઅ્મત અમુક એવા લોકોને પણ અર્પણ કરે છે જેઓ પોતાના અમલથી તેના હકદાર નથી હોતા, પરંતુ નેઅ્મત અર્પણ કર્યા પછી જો તે પોતાની પ્રવૃત્તિઓની દિશા સુધારણા અને સાચા માર્ગ તરફ વાળવાના બદલે દુષ્ટ પ્રવૃત્તિઓમાં વધારે પ્રગતિ કરવા લાગે તો પછી આ નેઅ્મત તેમની પાસેથી ખૂંચવી લેવામાં આવે છે અને તેઓ અલ્લાહના અઝાબના હકદાર બની જાય છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَاَنَّ اللّٰـهَ سَـمِيۡـعٌ عَـلِيۡـمٌ એટલે કે, અલ્લાહ

તઆલા તેમની દરેક વાતચીતને સાંભળનાર અને તેમની દરેક પ્રવૃત્તિ અને આચરણને જાણનારો છે અને તેમાં કોઈ ભૂલ અથવા ગેરસમજની સંભાવના નથી.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૫૪ થી ૫૮)

| |
|---|
| كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۭ كَذَّبُوْا بِاٰيٰتِ رَبِّهِمْ فَاَهْلَكْنٰهُمْ بِذُنُوْبِهِمْ |
| وَاَغْرَقْنَآ اٰلَ فِرْعَوْنَ ۚ وَكُلٌّ كَانُوْا ظٰلِمِيْنَ ﴿٥٤﴾ اِنَّ شَرَّ الدَّوَاۗبِّ عِنْدَ اللّٰهِ |
| الَّذِيْنَ كَفَرُوْا فَهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٥٥﴾ اَلَّذِيْنَ عٰهَدْتَّ مِنْهُمْ ثُمَّ يَنْقُضُوْنَ عَهْدَهُمْ |
| فِيْ كُلِّ مَرَّةٍ وَّهُمْ لَا يَتَّقُوْنَ ﴿٥٦﴾ فَاِمَّا تَثْقَفَنَّهُمْ فِي الْحَرْبِ فَشَرِّدْ بِهِمْ مَّنْ خَلْفَهُمْ |
| لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿٥٧﴾ وَاِمَّا تَخَافَنَّ مِنْ قَوْمٍ خِيَانَةً فَانْۢبِذْ اِلَيْهِمْ عَلٰي سَوَاۗءٍ ۭ |
| اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْخَاۗىِٕنِيْنَ ﴿٥٨﴾ |

ع ۱۰/۴

## તરજુમો :

*જેવી રીતે ફિરઔનવાળાઓની અને જે તેમનાથી પહેલાં હતા (તેમની) નીતિરીતી હતી કે તેમણે પોતાના પરવરદિગારની વાતો જૂઠાડી પછી અમે તેમને તેમના ગુનાહો ઉપર હલાક કરી નાખ્યા અને અમે ફિરઔનવાળાઓને ડૂબાડી દીધા અને બધા જ જાલિમો હતા. (૫૪) નિ:શંક ! બધા સજીવોમાં અલ્લાહના ત્યાં બદ્તર તે છે જેઓ ઈન્કારી થયા પછી તેઓ ઈમાન લાવતા (જ) નથી. (૫૫) તેમનામાંથી જેમની સાથે તમે કરાર કર્યો છે પછી તેઓ દરેક વખતે પોતાનો કરાર તોડે છે અને તેઓ ડરતા નથી. (૫૬) બસ, જો તમે તેમને લડાઈમાં પામો તો તેમને એવી સજા આપો કે તેમની પાછળવાળા જોઈને નાસી છૂટે જેથી તેમને ઈબ્રત થાય (બોધ મળે). (૫૭) અને જો તમને કોઈ કોમથી દગાખોરીનો ડર હોય તો તેમનો કરાર તેમના તરફ એવી રીતે ફેંકી દો કે (તેની જાણકારીમાં) તમે અને તેઓ સરખા થઈ જાઓ, બેશક ! અલ્લાહને દગાબાજો પસંદ નથી. (૫૮)*

## તફસીર :

(બસ આ પરિવર્તનના હુકમમાં પણ) તેમની હાલત ફિરઔનવાળાઓ અને તેમનાથી અગાઉના લોકો જેવી છે કે તેમણે પોતાના પરવરદિગારની આયતોને જૂઠાડી તેના ઉપર અમે તેમને તેમના (તે) ગુનાહોના કારણે હલાક કરી નાંખ્યા અને (તેમાંય) ફિરઔનવાળાઓને ખાસ રીતે હલાક કરી નાંખ્યા કે, (તેમને) ડૂબાડી દીધા અને તે (ફિરઔનવાળાઓ અને તે અગાઉના લોકો) બધા જાલિમો હતા, નિઃશંક ! બદ્તરીન મખ્લૂક અલ્લાહ નજીક તે કાફિર લોકો છે (જ્યારે એ બાબત અલ્લાહની જાણમાં જ છે કે એવા લોકો) તો આ ઈમાન ન લાવશે જેમની એ હાલત છે કે તમે તેમનાથી (કેટલીય વાર) કરાર લઈ ચૂક્યા છો (પરંતુ) તે છતાં (પણ) તેઓ દરેક સમયે પોતાનો કરાર ભંગ કરી નાંખે છે અને તે (કરારભંગ કરવાથી) ડરતા નથી, બસ જો તમે લડાઈમાં તે લોકો ઉપર કાબૂ પ્રાપ્ત કરો (અને એ લોકો તમારા હાથમાં આવે) તો તેમના ઉપર આક્રમણ કરીને અને અન્ય લોકો કે જેઓ તેમના સિવાયના છે વેર–વિખેર કરી નાંખો જેથી તે લોકો સમજી જાય (કે કરારભંગ કરવાનો આ વબાલ હતો, અમારે એવું ન કરવું જોઈતું હતું; આ હુકમ તો તે સમયનો છે કે જયારે તે લોકોએ કરારને ખુલ્લમ–ખુલ્લો તોડી નાંખ્યો હોય) અને જો (હજુ સુધી ખુલ્લમ–ખુલ્લો કરારભંગ નથી કર્યો પરંતુ) તમને કોઈ કોમથી ખયાનત (એટલે કે કરારભંગ)ની શંકા હોય તો (પરવાનગી છે કે) તમે તે કરાર તેમને એ રીતે પરત કરી આપો (એટલે કે એ રીતે તે કરારને બાકી ન રહેવા દો કે તેમને તેની જાણ કરી દો) કે તમે અને તે (આ કરાર સમાપ્ત થવાની જાણકારીમાં) બરાબર થઈ જાઓ (અને એવી સ્પષ્ટ જાણકારી આપ્યા વિના યુદ્ધ કરવું ખયાનત છે અને) નિઃશંક ! અલ્લાહ તઆલા ખયાનત કરનારાઓને પસંદ કરતો નથી.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતનો વિષય બલકે શબ્દો લગભગ તે જ છે જે એક આયત અગાઉ આવી ચૂક્યા છે. كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ فَاَخَذَهُمْ بِذُنُوْبِهِمْ પરંતુ વર્ણન કરવાનો હેતુ બંનેમાં ભિન્ન–ભિન્ન છે, પ્રથમ આયતમાં એવું વર્ણન કરવાનો હેતુ હતો કે આ લોકોનું કુફ્ર તેમના

અઝાબનું કારણ બન્યું અને આ આયતમાં મકસદ એ છે કે, અલ્લાહ તઆલાનો સામાન્ય નિયમ એ છે કે, જ્યારે કોઈ કોમ ઉપર અલ્લાહ તઆલાની નેઅ્મતો ઊતરતી હોય અને તે તેની કદર ન જાણે તથા અલ્લાહની સામે ન નમે તો તેની નેઅ્મતો મુસીબતો અને તકલીફો વડે બદલી નાંખવામાં આવે છે. ફિરઔનની કોમ અને તેનાથી અગાઉની કોમોએ પણ જ્યારે અલ્લાહ તઆલાની નેઅ્મતોની કદર ન કરી તો તેમની પાસેથી નેઅ્મતો ઝૂંટવી લેવામાં આવી અને આ નેઅ્મતોના બદલે તેમને અઝાબમાં પકડી લેવામાં આવ્યા, અમુક શબ્દોમાં પણ ક્યાંક–ક્યાંક તફાવત કરીને ખાસ–ખાસ ઈશારા કરવામાં આવ્યા છે, દાખલા તરીકે પ્રથમ આયતમાં كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِના શબ્દો હતા અને અત્રે بِاٰيٰتِ رَبِّهِمْના શબ્દો છે. શબ્દ "અલ્લાહ"ના બદલે અલ્લાહના ગુણવાચક નામ "રબ્બ"નું વર્ણન કરીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે આ લોકો ઘણા મોટા અત્યાચારીઓ અને સત્યથી અપરિચિત રહેનારા હતા કે જે હસ્તી તેમનો પરવરદિગાર (રબ્બ) છે તેણે તેમને તેમના અસ્તિત્વની શરૂઆતથી લઈ ઉપસ્થિત પરિસ્થિતિ સુધી પહોંચાડ્યા અને આ જ નેઅ્મતો અને ઈનામોમાં તેમનું પાલન–પોષણ કર્યું છે, પરંતુ આ દુષ્ટ લોકો તેની જ નિશાનીઓને જૂઠાડવા લાગ્યા.

વળી, પ્રથમ આયતમાં فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ફરમાવ્યું હતું. અત્રે فَاَهْلَكْنٰهُمْ بِذُنُوْبِهِمْ ઈરશાદ થયો છે, એમાં આ સંભાવનાની વિગત અને ખુલાસો થઈ ગયો, કારણ કે પ્રથમ આયતમાં તેમને અઝાબમાં પકડી લીધાનો ઉલ્લેખ થયો છે જેના વિવિધ સ્વરૂપો હોઈ શકે છે કે, તેઓ જીવંત અને બાકી રહીને મુસીબતોમાં ઘેરાય જાય અથવા મૂળેથી તેમનું અસ્તિત્વ જ નષ્ટ કરી નાંખવામાં આવે, આ આયતમાં اَهْلَكْنٰهُمْ (અહ્‌લકનાહુમ) ફરમાવીને સ્પષ્ટ કરી દીધું કે આ બધી કોમોની સજા સજાએ મોત હતી, અમે તેમને હલાક કરી નાંખ્યા, દરેક કોમના સર્વનાશના વિવિધ સ્વરૂપો જાહેર થઈ ચૂક્યા છે, તેમાંથી ફિરઔન કારણ કે ખુદાઈનો દાવે'દાર હતો અને તેની કોમ તેનું સમર્થન કરતી હતી, એટલા માટે વિશેષ સ્વરૂપે એનું વર્ણન કરવામાં આવ્યું છે. وَاَغْرَقْنَآ اٰلَ فِرْعَوْنَ એટલે કે, અમે ફિરઔનવાળાઓને ડૂબાડી દીધા, બીજી કોમોના સર્વનાશ કરવાના વિવિધ સ્વરૂપો અત્રે વર્ણન કરવામાં નથી આવ્યા, બીજી આયતોમાં તેની વિગત પણ ઉપસ્થિત છે કે કોઈના ઉપર ધરતીકંપ આવ્યો તો કોઈને જમીનમાં ધસાવી

દેવામાં આવ્યા, કોઈના ચહેરાઓ બદલી નાંખવામાં આવ્યા, કોઈના ઉપર હવાનું તોફાન આવ્યું અને અંતે મક્કાના મુશ્રિકોને ગઝ્વએ બદ્રમાં અઝાબ આપ્યો.

ત્યાર પછીની આયતમાં તે જ કાફિરો વિશે ઈરશાદ ફરમાવ્યો, اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ اللّٰهِ الَّذِيْنَ كَفَرُوْا તેમાં શબ્દ دَوَابّ (દવાબ્બ) એ دَابَّةُ (દાબ્બહ)નું બહુવચન છે, જેનો શાબ્દિક અર્થ જમીન ઉપર ચાલનારા થાય છે, એટલા માટે મનુષ્ય અને જમીન ઉપર ચાલનારા જેટલા પણ પ્રાણીઓ છે તે બધા જ આ શબ્દમાં સામેલ છે પરંતુ સામાન્ય રૂઢિપ્રયોગમાં આ શબ્દ ખાસ પશુઓ–જાનવરો માટે બોલવામાં આવે છે, તે લોકોની અજ્ઞાનતાની હાલત જાનવરોથી પણ વધારે નિમ્નકક્ષાની હતી, એટલા માટે તેમને આ શબ્દથી ઓળખાવવામાં આવ્યા. આયતનો અર્થ સ્પષ્ટ છે કે, સઘળા જાનવરો અને મનુષ્યોમાં સૌથી બદ્તરીન સજીવ આ લોકો છે. અંતિમ આયતમાં ફરમાવ્યું છે કે, فَهُمْ لَا يُؤْمِنُوْنَ એટલે કે, આ લોકો ઈમાન લાવશે નહીં. અર્થ એ છે કે, તે લોકોએ અલ્લાહની અર્પણ કરેલ બુદ્ધિ અને ક્ષમતાને બરબાદ તથા વ્યર્થ કરી દીધી, પશુઓની જેમ ખાવા–પીવા, સૂવા–જાગવાને જીવનનો હેતુ બનાવી લીધો, એટલા માટે તેમની પહોંચ ઈમાન સુધી ન થઈ શકી.

હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)એ ફરમાવ્યું કે, આ આયત યહૂદીઓના તે છ વ્યક્તિઓ વિશે આવી છે જેના વિશે અલ્લાહ તઆલાએ અગાઉથી જ ખબર આપી દીધી હતી કે આ લોકો છેવટ સુધી ઈમાન નહીં લાવે.

વળી આ શબ્દોમાં તે લોકોને પણ અઝાબથી અલગ કરવાનું મંજૂર છે કે જો કે તે સમયે તેઓ કાફિરોની સાથે થઈ ગયા છે અને મુસલમાનો તથા ઈસ્લામ વિરુદ્ધ સંઘર્ષમાં પ્રવૃત્ત થઈ ગયા છે, પરંતુ ભવિષ્યમાં આવનારા કોઈ સમયમાં ઈસ્લામનો સ્વીકાર કરીને પોતાની ભૂતકાળની ભૂલોથી તવબહ કરી લેશે, એટલા માટે એવું જ થયું કે તેમાંથી ઘણી મોટી સંખ્યામાં લોકો મુસલમાન થઈને ન જ ફક્ત પોતે નેક અને પરહેઝગાર બની ગયા બલકે દુનિયાની સુધારણા કરનારા અને પરહેઝગારીના પ્રચારક બનીને ઊભા થઈ ગયા.

ત્રીજી આયત اَلَّذِيْنَ عٰهَدْتَّ مِنْهُمْ ثُمَّ يَنْقُضُوْنَ عَهْدَهُمْ فِىْ كُلِّ مَرَّةٍ وَّهُمْ لَا يَتَّقُوْنَ આ આયત મદીનાના યહૂદીઓ બનૂ કુરયઝા અને બનૂ નઝીર વિશે છે. પાછલી

આયતોમાં મક્કાના મુશ્રિકો ઉપર બદ્રના મેદાનમાં મુસલમાનોના હાથે અલ્લાહનો અઝાબ નાઝિલ કરવાનું વર્ણન અને પાછલી આયતોમાં કાફિરોથી તેમની બરાબરીનું વર્ણન થયું હતું, આ આયતમાં તે અત્યાચારી સમૂહનું વર્ણન છે, જેઓ મદીનાની હિજરત પછી મુસલમાનો માટે આસ્તીનના સાપ (દગાબાજ ષડ્યંત્રકારીઓ) બન્યા અને જે એક બાજુ તો મુસલમાનો સાથે સુલેહ અને શાંતિનો દા'વો કરતા હતા અને બીજી બાજુ મક્કાના મુશ્રિકો સાથે મળીને મુસલમાનો વિરુદ્ધ ષડ્યંત્રો આચરતા હતા, આ લોકો યહૂદી હતા અને જે રીતે મક્કાના મુશ્રિકોમાં ઈસ્લામ વિરુદ્ધ સૌથી મોટો ઝંડાધારી અબૂજહલ હતો એ જ રીતે મદીનાના યહૂદીઓમાં તેનો ઝંડાધારી કઅ્બ બિન અશરફ હતો.

રસૂલે કરીમ ﷺ જ્યારે હિજરત પછી મદીના તય્યિબહમાં બિરાજમાન થયા, મુસલમાનોના વધતા જતા પ્રભાવને જોઈને આ લોકો દબાઈ ગયા પરંતુ દિલમાં ઈસ્લામ દુશ્મનીની આગ હંમેશા ભડકતી રહેતી હતી.

ઈસ્લામી રાજકરણનો તકાદો હતો કે, જ્યાં સુધી શક્ય હોય મદીનાના યહૂદીઓને કોઈને કોઈ કરાર વડે સાથે રાખવામાં આવે જેથી તેઓ મક્કાવાળાઓના સહાયરૂપ ન બને, યહૂદીઓ પણ પોતે દબાયેલા હોવાના કારણે આ જ બાબતના ઈચ્છુક હતા.

### ઇસ્લામી રાજકરણનું પ્રથમ પગલું; "ઈસ્લામી કવમિયત" (ઇસ્લામિક નાગરિકત્વ) :

રસૂલે કરીમ ﷺએ મદીના તય્યિબહ પહોંચીને ઈસ્લામી રાજકરણની સૌ પ્રથમ બુનિયાદ એને બનાવી કે મુહાજિરો અને અન્સારો વચ્ચેના વતન અને જાતિ પૂર્વગ્રહોને સમાપ્ત કરીને એક નવી કોમ "ઈસ્લામિક કોમ"ના નામે સ્થાપિત કરી, મુહાજિરો અને અન્સારોના વિવિધ કબીલાઓને પરસ્પર ભાઈ–ભાઈ બનાવી દીધા અને રસૂલે કરીમ ﷺ દ્વારા અલ્લાહ તઆલાએ અન્સારના પરસ્પરના મતભેદો જે સદીઓથી ચાલી રહ્યા હતા, બધાને દૂર કરીને પરસ્પરમાં પણ અને મુહાજિરોની સાથે પણ ભાઈ–ભાઈ બનાવી દીધા.

### બીજું પગલું; યહૂદીઓ સાથે કરાર :

આ રાજકરણનું બીજું પગલું એ હતું કે, બે પ્રકારના હરીફો સામે હતા.

એક મક્કાના મુશ્રિકો કે જેમના ત્રાસના કારણે મુસલમાનોને મક્કા છોડવા મજબૂર થવું પડ્યું હતું અને બીજા મદીનાના યહૂદીઓ જેઓ હવે મુસલમાનોના પાડોશી બની ગયા હતા, તેમાંથી યહૂદીઓ સાથે એક કરાર કરવામાં આવ્યો જેનું કરારનામું વિગતવાર લખવામાં આવ્યું અને આ કરારની પાબંદી મદીનાની આજુબાજુના બધા યહૂદીઓ ઉપર અને એ જ રીતે મુહાજિરો અને અન્સારો ઉપર પણ લાગુ પડતી હતી, કરારનું સંપૂર્ણ લખાણ اَلْبِـدَايَــةُ وَالـنِّهَــايَــةُ (અલ બિદાયા વન્નિહાયા) ઈબ્ને કષીરમાં અને સીરતે ઈબ્ને હિશામ વગેરેમાં વિગતવાર ઉપસ્થિત છે, તે કરારની મહત્ત્વની કલમ એ હતી કે પરસ્પર વિરોધના સમયે રસૂલે કરીમ ﷺનો ફેંસલો સૌના માટે અમલ કરવા પાત્ર અને ફરજ હતો, બીજી મહત્ત્વની કલમ એ હતી કે મદીનાના યહૂદીઓ મુસલમાનો વિરુદ્ધ કોઈ દુશ્મનને જાહેરમાં અથવા ગુપ્ત રીતે મદદ નહીં કરે, પરંતુ આ લોકોએ ગઝ્વએ બદ્રના સમયે કરારનો ભંગ કરીને મક્કાના મુશ્રિકોની હથિયારો અને યુદ્ધનો સામાન પહોંચાડીને મદદ કરી, પરંતુ જ્યારે ગઝ્વએ બદ્રનું પરિણામ મુસલમાનોના વિજય સ્વરૂપે અને કાફિરોના શરમજનક પરાજય સ્વરૂપે સામે આવ્યું તો પછી આ લોકો ઉપર રુઆબ છવાઈ ગયો અને રસૂલે કરીમ ﷺ સામે હાજર થઈને મા'ફી માંગી અને બહાનાઓ કાઢવા લાગ્યા કે આ વખતે અમારી ભૂલ થઈ ગઈ, અમને મા'ફ કરી દો, હવે અમે કરારભંગ કરીશું નહીં.

રસૂલે કરીમ ﷺએ ઈસ્લામી વિવેકબુદ્ધિ અને પોતાની સ્વાભાવગત દયાવાનવૃત્તિના કારણે તેમની સાથે બીજી વખતે કરારની પુનરાવૃત્તિ કરી નવિનીકરણ કર્યું, પરંતુ આ લોકો પોતાની આદતથી મજબૂર હતા, ગઝ્વએ ઉહદમાં મુસલમાનોની શરૂઆતના નુકશાનની જાણ થઈ તો તેમનો ઉત્સાહ વધી ગયો અને તેમનો સરદાર કઅ્બ બિન અશરફ પોતે મુસાફરી કરીને મક્કા પહોંચ્યો તથા મક્કાના મુશ્રિકોને એ બાબત ઉપર આમંત્રિત અને પ્રોત્સાહિત કર્યા કે, હવે તમે પૂરી તૈયારી સાથે મુસલમાનો ઉપર હુમલો કરો અને મદીનાના યહૂદીઓ તમારો સાથ આપશે.

આ બીજા વખતનો કરારભંગ હતો જે તે લોકોએ ઈસ્લામ વિરુદ્ધ આચર્યો, પ્રસ્તુત આયતમાં તેમના વારંવારના કરારભંગનું વર્ણન કરીને તેમની શરારતોનું વર્ણન કરવામાં આવ્યું છે કે, આ તે લોકો છે કે જેમની સાથે તમે કરાર કરી લીધો

પરંતુ આ લોકો દરેક સમયે પોતાના કરારનો ભંગ કરતા રહ્યા, અંતિમ આયતમાં ઈરશાદ છે, وَهُمْ لَا يَتَّقُوْنَ એટલે કે, એ લોકો ડરતા નથી; તેનો એ અર્થ પણ હોઈ શકે છે કે આ બદ્નસીબ (અક્કરમી) લોકો કારણ કે દુનિયાની લાલસામાં એવા મસ્ત બની ગયા છે અને બેહોશ થઈ ગયા છે કે તેમને આખિરતની કોઈ ચિંતા જ નથી, એટલા માટે તેઓ આખિરતના અઝાબથી ડરતા નથી અને એ અર્થ પણ હોઈ શકે છે કે, આવા દુષ્ટ કરારભંગ કરનાર લોકોનું જે ખરાબ પરિણામ આ દુનિયામાં થતું હોય છે, આ લોકો પોતાની ગફલત અને મૂર્ખતાના કારણે તેનાથી ડરતા નથી.

પછી સમગ્ર દુનિયાએ આંખોથી જોઈ લીધું કે, તે લોકોને પોતાની આ દુષ્ટતાની સજા ચાખવી પડી, અબૂજહલની જેમ કઅ્બ બિન અશરફ માર્યો ગયો અને મદીનાના યહૂદીઓને દેશનિકાલો આપવામાં આવ્યો.

ચોથી આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺને તેમના કરારભંગ વિશે એક સૂચના અને માર્ગદર્શન આપ્યું છે, જેના શબ્દો આ પ્રમાણે છે, فَاِمَّا تَثْقَفَنَّهُمْ فِى الْحَرْبِ فَشَرِّدْ بِهِمْ مَّنْ خَلْفَهُمْ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ તેમાં શબ્દ تَثْقَفَنَّهُمْ (તષ્કફન્નહુમ)નો અર્થ તેમના ઉપર કાબૂ મેળવવાનો અને شَرِّدْ (શર્રિદ)નું ક્રિયાપદ تَشْرِيْد (તશરીદ)થી બન્યું છે, જેનો વાસ્તવિક અર્થ "ભગાડી મૂકવું" અથવા "વેર-વિખેર" કરી નાંખવું બંને થાય છે. આયતનો અર્થ એ છે કે, જો તમે કોઈ યુદ્ધમાં તે લોકો ઉપર કાબૂ મેળવી લો તો તેમને એવી કઠોર અને દર્દનાક સજા આપો જે અન્યો માટે બોધપાઠ થઈ જાય, તેમની પાછળ જે લોકો છે કે જેમનો સહારો લઈ તેઓ ઈસ્લામ દુશ્મનીમાં લાગ્યા છે તે એવું સમજી લે કે હવે ભલાઈ એમાં જ છે કે, અત્રેથી નાસી છૂટી પોતાનો જીવ બચાવી લે, તેનો અર્થ એ છે કે તેમને એવી સજા આપવામાં આવે જેને જોઈને મક્કાના મુશ્રિકો અને અન્ય દુશ્મન કબીલાઓ પણ પ્રભાવિત થાય અને હવે પછી તેમને મુસલમાનોના મુકાબલા માટે આવવાની હિંમત ન રહે.

અંતિમ આયતમાં لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ફરમાવીને રબ્બુલ આલમીનની સર્વસામાન્ય રહમત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, આ દર્દનાક સજાનો અસલી હેતુ પણ કોઈ બદલો લેવો અથવા પોતાના ગુસ્સાને શાંત પાડવાનો નથી બલકે, તેમાં મસ્લિહત એ છે કે કદાચ આ પરિસ્થિતિ અને હાલત જોઈને એ લોકો

હોશમાં આવી જાય અને પોતાના કર્યા–કરાવ્યા ઉપર અફસોસ કરે અને પોતાની સુધારણા કરી લે.

**સુલેહનો કરાર સમાપ્ત કરવાનું સ્વરૂપ :**

પાંચમી આયતમાં રસૂલે કરીમ ﷺને યુદ્ધ અને સુલેહના નિયમોની એક મહત્ત્વની કલમ બતાવવામાં આવી છે, જેમાં કરારની પાબંદીની ખાસ અગત્યતાના વર્ણનની સાથે–સાથે એ પણ બતાવવામાં આવ્યું છે કે, જો કોઈ સમયે કરારના બીજા પક્ષ તરફથી ખયાનત એટલે કે, કરારભંગનો ભય ઉપસ્થિત થઈ જાય તો એ જરૂરી નથી કે તમારે કરારની પાબંદી કાયદેસર અમલી રાખવી જોઈએ અને એ પણ જાઈઝ નથી કે કરાર સંપૂર્ણપણે રદ કરતાં પહેલાં તમે તેમના વિરુદ્ધ કોઈપણ પગલાં લો, બલકે સાચું સ્વરૂપ એ છે કે તેમને શાંતિ અને યુદ્ધ ન હોય એવી પરિસ્થિતિમાં એની જાણ કરી આપો કે, તમારી ખોટી નિય્યત અથવા કરાર વિરોધની પ્રવૃત્તિઓ અમે જાણી ચૂક્યા છે અથવા એ કે તમારી પ્રવૃત્તિઓ હવે શંકાસ્પદ બની ગઈ છે, એટલા માટે અમે હવેથી આ કરારના પાબંદ રહીશું નહીં, તમને પણ દરેક રીતે અધિકાર છે કે અમારા વિરુદ્ધ જેટલી કાર્યવાહી કરવા ઇચ્છો, કરો ! આયતના શબ્દો છે,

وَاِمَّا تَخَافَنَّ مِنْ قَوْمٍ خِيَانَةً فَانْبِذْ اِلَيْهِمْ عَلٰى سَوَآءٍ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْخَآئِنِيْنَ

*"અને જો તમને કોઈ કોમથી દગાબાજીનો ડર હોય તો (તેમનો કરાર) ફેંકી દો તેમના તરફ કે તમે અને તે બરાબર થઈ જાય; બેશક ! અલ્લાહ તઆલા દગાબાજોને પસંદ કરતો નથી."*

અર્થ એ છે કે, જે કોમ સાથે સુલેહનો કરાર થઈ ચૂક્યો છે તેના મુકાબલામાં કોઈ લશ્કરી પગલું ભરવું ખયાનતમાં સામેલ છે અને અલ્લાહ તઆલા ખયાનત કરનારાઓને પસંદ કરતો નથી, ભલે આ ખયાનત કાફિરો સાથે જ કરવામાં આવે તે પણ જાઈઝ નથી, અલબત્ત જો બીજી રીતે કરારભંગનો ભય ઉપસ્થિત થઈ જાય તો એવું કરી શકાય છે કે સ્પષ્ટ રીતે ખુલ્લમ–ખુલ્લા તેમને જાહેરાત કરી જાણકારી આપી દેવામાં આવે કે, હવે પછી અમે કરારના પાબંદ રહીશું નહીં પરંતુ આ જાહેરાત એવી રીતે થાય કે મુસલમાનો અને બીજો પક્ષ આ

જાહેરાતની જાણકારીમાં એકસમાન હોય, એટલે કે એવી પરિસ્થિતિ ઉપસ્થિત કરવામાં ન આવે કે, આ જાહેરાત અને ચેતવણી પહેલાં જ તેમના ઉપર મુકાબલો કરવાની તૈયારીઓ કરી લેવામાં આવે કે તેઓ કશું જાણતા ન હોવાના કારણે તૈયારી પણ ન કરી શકે બલકે જે કંઈ પણ તૈયારી કરવાની છે તે આ જાહેરાત અને ચેતવણી પછી કરવી.

ઈસ્લામ ન્યાય અને ઈન્સાફનો પક્ષધર છે, ખયાનત અને કરારભંગ કરનાર દુશ્મનોના અધિકારોનું પણ રક્ષણ કરે છે અને મુસલમાનોને તેમના મુકાબલામાં એ બાબતના પાબંદ કરવામાં આવે છે કે, કરારને સમાપ્ત કરતા પહેલાં તેમના વિરુદ્ધ તૈયારી પણ કરવામાં ન આવે. *(મઝહરી વગેરે)*

**કરાર અને વચનપાલનની એક આશ્ચર્યજનક ઘટના :**

અબૂ દાવુદ, તિરમિઝી, નસાઈ, ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)એ સલીમ બિન આમીરની રિવાયતથી નકલ કર્યું છે કે હઝરત મુઆવીયા (રદિ.)નો એક કોમ સાથે એક મુદત માટે યુદ્ધબંધીનો કરાર હતો, હઝરત મુઆવીયા (રદિ.)એ ઈચ્છા વ્યક્ત કરી કે આ યુદ્ધબંધીનો કરાર હોવાથી શાંતિની પરિસ્થિતિમાં પોતાનું લશ્કર અને યુદ્ધનો સરંજામ તે કોમની નિકટ પહોંચાડી દેવામાં આવે જેથી યુદ્ધબંધીનો કરાર પૂરો થતાંની સાથે જ તે દુશ્મન કોમ ઉપર આક્રમણ કરવામાં આવે, પરંતુ બિલકુલ તે સમયે જયારે હઝરત મુઆવીયા (રદિ.)નું લશ્કર તે દિશામાં કૂચ આદરી રહ્યું હતું એ જોવામાં આવ્યું કે એક વૃદ્ધ વ્યકિત ઘોડા ઉપર સવાર ખૂબ જોરથી નારો લગાવી રહ્યો છે اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ وَفَـآءً لَا غَدْرًا એટલે કે, તેણે નાર–એ–તકબીરની સાથે એ પણ કહ્યું કે, આપણે કરારને પૂરો કરવો જોઈએ, કરારભંગ ન કરવો જોઈએ, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે જે કોમ સાથે કોઈ સુલેહ અથવા યુદ્ધબંધીનો કરાર થઈ જાય તો તેમના વિરુદ્ધ કોઈ ગાંઠ ખોલવી ન જોઈએ અથવા બાંધવી ન જોઈએ, હઝરત મુઆવીયા (રદિ.)ને તેની ખબર થઈ, જોયું તો આ કહેનાર વૃદ્ધ વ્યક્તિ હઝરત અમ્ર બિન અમ્બસહ સહાબી (રદિ.) હતા, હઝરત મુઆવીયા (રદિ.)એ તરત જ પોતાના લશ્કરને પાછા વળવાનો હુકમ આપી દીધો જેથી યુદ્ધબંધીના કરારના સમયમાં લશ્કર મોકલવાનું પગલું ખયાનતમાં સામેલ ન થઈ જાય. *(ઈબ્ને કષીર)*

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૫૯ થી ૬૨)

وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ كَفَرُوْا سَبَقُوْا ؕ اِنَّهُمْ لَا يُعْجِزُوْنَ ۝٥٩ وَاَعِدُّوْا لَهُمْ مَّا
اسْتَطَعْتُمْ مِّنْ قُوَّةٍ وَّمِنْ رِّبَاطِ الْخَيْلِ تُرْهِبُوْنَ بِهٖ عَدُوَّ اللّٰهِ وَعَدُوَّكُمْ وَ
اٰخَرِيْنَ مِنْ دُوْنِهِمْ ۚ لَا تَعْلَمُوْنَهُمْ ۚ اَللّٰهُ يَعْلَمُهُمْ ؕ وَمَا تُنْفِقُوْا مِنْ شَيْءٍ فِيْ
سَبِيْلِ اللّٰهِ يُوَفَّ اِلَيْكُمْ وَاَنْتُمْ لَا تُظْلَمُوْنَ ۝٦٠ وَاِنْ جَنَحُوْا لِلسَّلْمِ فَاجْنَحْ
لَهَا وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝٦١ وَاِنْ يُّرِيْدُوْٓا اَنْ يَّخْدَعُوْكَ
فَاِنَّ حَسْبَكَ اللّٰهُ ؕ هُوَ الَّذِيْٓ اَيَّدَكَ بِنَصْرِهٖ وَبِالْمُؤْمِنِيْنَ ۝٦٢

### તરજુમો :

*અને કાફિર લોકો એવું ન સમજે કે તેઓ નાસી છૂટયા (બચી ગયા), તેઓ કદાપિ અમને થકવી શકશે નહીં. (૫૯) અને તેમની લડાઈ માટે જે કંઈ શક્તિથી એકઠું કરી શકો તૈયાર કરો અને પાળેલા ઘોડાઓથી કે તેનાથી અલ્લાહના દુશ્મનો ઉપર અને તમારા દુશ્મનો ઉપર ધાક બેસે અને તેમના સિવાય બીજાઓ ઉપર (પણ) જેમને તમે નથી જાણતા, અલ્લાહ તેમને જાણે છે અને જે કંઈ તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરશો તે તમને પૂરેપૂરું મળશે અને તમારો હક રહી જશે નહીં. (૬૦) અને જો તેઓ સુલેહ તરફ નમે તો તમે પણ એ જ તરફ નમો અને અલ્લાહ ઉપર ભરોસો કરો, નિઃશંક ! તે જ છે સઘળું સાંભળનારો સઘળું જાણનારો. (૬૧) અને જો તેઓ ઈચ્છે કે તમને દગો આપે તો તમારા માટે અલ્લાહ પૂરતો છે, તેણે જ તમને પોતાની મદદની અને મુસલમાનોની શક્તિ આપી. (૬૨)*

### તફસીર :

અને કાફિર લોકો એવું ન સમજે કે તેઓ બચી ગયા, ખરેખર તે લોકો (અલ્લાહ તઆલાને) લાચાર કરી શકતા નથી (કે અલ્લાહના હાથમાં નહીં આવે બલકે તે તેમને દુનિયામાં જ સજા બતાવશે, નહિતર આખિરતમાં તો સજા ચોક્કસ જ છે) અને તે કાફિરોના (મુકાબલા) માટે જે પ્રમાણે તમારાથી થઈ શકે

હથિયારોથી અને પાળેલા ઘોડાઓથી સામાન દુરુસ્ત (તૈયાર) રાખો કે એ (સામાન) વડે તમે તેમના ઉપર (પોતાનો) રુઆબ તથા ધાક જમાવી રાખો જેઓ (કુફ્રના કારણે) અલ્લાહના દુશ્મન છે અને (તમારી પડતીની ફિકરમાં રહેવાના કારણે) તમારા દુશ્મન છે (જેમની સાથે રાત–દિવસ તમારો સામનો થતો રહે છે) અને તે ઉપરાંત અન્ય (કાફિરો) ઉપર પણ (રુઆબ જમાવી રાખો) જેની તમને ખબર નથી (બલકે) તેમને અલ્લાહ જ જાણે છે (જેમકે ફારસ અને રૉમના કાફિરો કે જેનો હજુ સુધી તમારી સાથે મુકાબલો નથી થયો પરંતુ સહાબા રદિ.ના શસ્ત્ર–સરંજામ અને તેમની યુદ્ધકળા તેમના સમયમાં તેમના મુકાબલામાં પણ કામ આવી અને તેમના ઉપર પણ ધાક બેસાડી, અમુકના ઉપર વિજય પ્રાપ્ત કરવામાં આવ્યો અને અમુકે જિઝીયાનો સ્વીકાર કર્યો, આ જ તે રુઆબ અને ધાકનો પ્રભાવ હતો) અને અલ્લાહના માર્ગમાં (જેમાં જિહાદ પણ સામેલ છે) જે કંઈ પણ ખર્ચ કરશો (જેમાં તે ખર્ચ પણ સામેલ છે જે યુદ્ધ–સામગ્રી અને સવારીઓની તૈયારીમાં કરવામાં આવે) તે (એટલે કે તેનું વળતર) તમને (આખિરતમાં) પૂરેપૂરું આપવામાં આવશે અને તમારા માટે (તેમાં) કંઈ જ કમી ન થશે અને જો તે (કાફિરો) સુલેહ તરફ નમે અને (જો સુલેહ છતાં એ સંભાવના દેખાતી હોય કે આ તેમનું એક ષડ્યંત્ર લાગે છે તો) અલ્લાહ ઉપર ભરોસો રાખો (આવી સંભાવનાઓનો ભય ન રાખો) નિઃશંક ! તે સઘળું સાંભળનાર બધું જ જાણનાર છે (તેમના નિવેદનો અને હાલતોથી સંપૂર્ણપણે વાકેફ છે અને તેની પોતે વ્યવસ્થા કરી આપશે) અને જો (વાસ્તવમાં એ શક્યતા સાચી હોય અને) તે લોકો (ખરેખર સુલેહ દ્વારા) તમને ધોકો આપવા ઈચ્છે તો અલ્લાહ તઆલા તમારા માટે (મદદ અને હિફાઝત કરવા) પૂરતો છે (જેમકે તેણે શરૂઆતમાં પણ તમારું રક્ષણ કર્યું હતું એટલા માટે) તે એવો જ છે જેણે તમને પોતાની (ગુપ્ત) મદદ (એટલે કે ફરિશ્તાઓ) દ્વારા અને (જાહેર મદદ એટલે કે) મુસલમાનો દ્વારા બળ પ્રદાન કર્યું.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં તે કાફિરોનું વર્ણન છે જે ગઝ્વએ બદ્રમાં સામેલ ન હતા એટલા માટે બચી ગયા અથવા ભાગ લીધા પછી નાસી છૂટ્યા અને એ પ્રમાણે પોતાના પ્રાણ બચાવી લીધા, તે લોકો વિશે આ આયતમાં

ઈરશાદ છે કે આ લોકો એવું ન સમજે કે અમે બચી ગયા, કારણ કે ગઝ્વએ બદ્ર કાફિરો માટે અલ્લાહનો એક અઝાબ હતો અને તેની પકડથી બચવું કોઈની શક્તિની વાત નથી, એટલા માટે ફરમાવ્યું, اِنَّهُمۡ لَا يُعۡجِزُوۡنَ એટલે કે, આ લોકો પોતાની ચાલાકીથી અલ્લાહને લાચાર કરી શકવાના નથી, તે જ્યારે પકડવા ઈચ્છશે તેઓ એક ડગલું પણ હટી શકશે નહીં, બની શકે છે કે દુનિયામાં જ તેમને પકડી લેવામાં આવે, નહિતર આખિરતમાં તો તેમની ચોક્કસ પકડ થવાની જ છે.

આ આયતે એ તરફ પણ ઈશારો કરી આપ્યો કે, કોઈ અપરાધી ગુનેહગાર જો કોઈ મુસીબત અને તકલીફથી છૂટી જાય અને તો પણ તવબહ ન કરે બલકે, પોતાના ગુનાહ ઉપર અડીખમ અને મક્કમ રહે તો તેઓ એને એ બાબતની નિશાની ન સમજે કે તેઓ સફળ થઈ ગયા અને હંમેશા માટે છૂટી ગયા, બલકે દરેક વખતે તેઓ અલ્લાહની પકડમાં જ છે અને આ ઢીલ તેમનો અઝાબ અને મુસીબતને વધારી રહી છે, ભલે તેઓ તેને અત્યારે અનુભવી શકતા નથી.

### જિહાદ માટે શસ્ત્ર-સરંજામની તૈયારી કરવી ફરજ છે :

બીજી આયતમાં ઈસ્લામના સ્વરક્ષણ માટે કાફિરોનો મુકાબલો કરવાની તૈયારીના હુકમમાં ઈરશાદ થયો છે, وَاَعِدُّوۡا لَهُمۡ مَّا اسۡتَطَعۡتُمۡ એટલે કે, કાફિરો માટે યુદ્ધના સરંજામની તૈયારી કરો જેટલું તમારાથી બની શકે, તેમાં યુદ્ધના સરંજામની તૈયારીની સાથે مَا اسۡتَطَعۡتُمۡની શરત લગાવીને આ ઈરશાદ ફરમાવ્યો કે, તમારી સફળતા માટે એ જરૂરી નથી કે તમારા દુશ્મનો પાસે જેટલો અને જેવો સામાન છે તમે પણ એટલો જ પ્રાપ્ત કરી લો, બલકે એટલું પૂરતું છે કે પોતાની શક્તિ અને સામર્થ્ય અનુસાર જે કંઈ શસ્ત્ર-સરંજામ તૈયાર થઈ શકે તે ભેગો કરી લો તો અલ્લાહ તઆલાની મદદ અને સહાય તમારી સાથે હશે.

ત્યારબાદ એ શસ્ત્ર-સરંજામની વિગત આ પ્રમાણે દર્શાવવામાં આવી. مِنۡ قُوَّةٍ એટલે કે, મુકાબલાની શક્તિ ભેગી કરો અને તેમાં યુદ્ધના બધા જ શસ્ત્રો, સવારીઓ વગેરે પણ સામેલ છે અને પોતાના શરીરની કસરત, યુદ્ધની કળા શીખવી વગેરે પણ; કુર્આને કરીમે આ સ્થળે તે યુગના ઉપસ્થિત હથિયારોનું વર્ણન નથી કર્યું બલકે, શક્તિ અને બળનો સામાન્ય શબ્દ અપનાવીને એ તરફ પણ ઈશારો કરી આપ્યો કે, આ શક્તિ દરેક યુગ અને દરેક પ્રદેશના આધારે

વિવિધ પ્રકારની હોઈ શકે છે, તે યુગના હથિયારો તીર, તલવાર, ભાલા વગેરે હતા, ત્યારબાદના સમયમાં બંદૂક અને તોપોનો યુગ હતો, પછી હવે બૉમ્બ અને રૉકેટનો સમય આવ્યો, એટલે શબ્દ قُــــوَّتٌ (કુવ્વત) "શક્તિ"માં આ બધી જ બાબતો સામેલ છે, એટલા માટે આજના મુસલમાનોએ પોતાની શક્તિ અનુસાર અણુશક્તિ, ટેન્કો અને યુદ્ધ જહાજો, સબમરીનો તથા યુદ્ધ મરીન્સ ભેગી કરવી જોઈએ, કારણ કે આ બધું આ જ શક્તિના અર્થમાં સામેલ છે અને એટલા માટે જે યુદ્ધકળાને શીખવાની આવશ્યકતા હોય તે સૌ જો એ નિય્યતથી હોય કે તેના દ્વારા ઈસ્લામ અને મુસલમાનોની સુરક્ષા તથા કાફિરોના મુકાબલા માટે ઉપયોગ કરવામાં આવશે તો તે પણ જિહાદના હુકમમાં છે.

શબ્દ "કુવ્વત" સામાન્ય રીતે ઉલ્લેખ કર્યા પછી એક ખાસ શક્તિનું વિગતવાર વર્ણન પણ કર્યું, وَمِنْ رِّبَاطِ તેમાં શબ્દ رِبَاطٌ (રિબાત) એ ક્રિયાપદના અર્થમાં ઉપયોગ થયો છે અને તેનો مَرْبُوْط (મરબૂત) "ધાક બેસાડવી"ના અર્થમાં પણ ઉપયોગ થયો છે, પ્રથમ સ્વરૂપમાં તેનો અર્થ થશે કે ઘોડા બાંધવા અને બીજા સ્વરૂપમાં બાંધેલા ઘોડા; બંનેનો હેતુ એક જ છે કે જિહાદની નિય્યતથી ઘોડા પાળવા અથવા પાળેલા ઘોડાઓને ભેગા કરવા વગેરે. યુદ્ધ–સામગ્રીમાં વિશેષ સ્વરૂપે ઘોડાઓનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું કે તે યુગમાં કોઈ પ્રદેશ અથવા કોમને વિજય અપાવવામાં સૌથી વધારે અસરકારક અને લાભદાયી સાધન ઘોડા જ હતા અને આજે પણ ઘણા એવા સ્થળો છે કે જ્યાં ઘોડા વિના જીત નથી મેળવી શકાતી, એટલા માટે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે ઘોડાની પેશાની (કપાળ)માં અલ્લાહે બરકત રાખી છે.

સહીહ હદીષોમાં રસૂલુલ્લાહ ﷺએ યુદ્ધનો સામાન ઉપલબ્ધ કરવા અને તેમાં ઉપયોગની પ્રેક્ટિસ કરવાને મોટી ઈબાદત તથા મોટા સવાબનું કારણ ઠરાવી દીધું છે, તીર બનાવવા અને ચલાવવા માટે મોટા–મોટા સવાબના વાયદાઓ છે.

અને કારણ કે જિહાદનો મૂળ હેતુ ઈસ્લામ અને મુસલમાનોનો સ્વબચાવ છે અને સંરક્ષણ દરેક યુગ અને દરેક કોમનું અલગ–અલગ પ્રકારે થતું હોય છે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

جَاهِدُوا الْمُشْرِكِيْنَ بِاَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ وَاَلْسِنَتِكُمْ

*(રવાહે અબૂ દાવુદ, નસાઈ અને દારમી અન અનસ)*

આ હદીષથી જાણ થાય છે કે, જે પ્રમાણે યુદ્ધ અને રક્ષણ હથિયારો દ્વારા થાય છે એ રીતે અમુક સમયે મૌખિક રીતે પણ થાય છે, કલમ (પેન) પણ જીભના જ હુકમમાં છે, ઈસ્લામ અને કુર્આન વડે કુફ્ર અને ઈલ્હાદના હુમલાઓ તેમાં કરવામાં આવતા ફેરફારો કરવાની ચાલબાજીઓ વગેરેથી સુરક્ષા કરવી જીભથી અથવા કલમથી આ પણ એક ખુલ્લી અને સ્પષ્ટ "નસ" દ્વારા જિહાદમાં સામેલ છે.

પ્રસ્તુત આયતમાં યુદ્ધના સરંજામની તૈયારીનો હુકમ આપ્યા પછી તે સામગ્રી ભેગી કરવાની મસ્લિહત અને તેનો અસલ હેતુ પણ આ શબ્દોમાં વર્ણન થયો, تُرْهِبُوْنَ بِهٖ عَدُوَّ اللّٰهِ وَعَدُوَّكُمْ એટલે કે, યુદ્ધના સરંજામ તથા સ્વબચાવ ભેગા કરવાનો અસલ હેતુ યુદ્ધ અથવા લડાઈ કે ખૂનામરકી નથી બલકે, કાફિરો અને મુશ્રિકોને જેર કરવા, તેમના ઉપર ધાક બેસાડવા અને તેમને પરાજિત કરવા માટે છે, તે ક્યારેક ફક્ત મૌખિક રીતે અથવા કલમ દ્વારા પણ થઈ શકે છે અને અમુક સમયે તેના માટે યુદ્ધ પણ આવશ્યક થઈ જાય છે, જેવી પરિસ્થિતિ સામે હશે એ પ્રમાણે રક્ષણ કરવું ફરજ છે.

ત્યારબાદ ઈરશાદ થયો કે, યુદ્ધ અને જિહાદની તૈયારી વડે જે લોકો ઉપર રોફ અને ધાક બેસાડવાનો હેતુ છે તેમનામાં અમુકને તો મુસલમાનો જાણે છે અને તેઓ તે લોકો છે જેમનાથી મુસલમાનોનો મુકાબલો ચાલુ હતો, એટલે કે મક્કાના કાફિરો અને મદીનાના યહૂદીઓ અને અમુક તે લોકો પણ છે જેમને હજુ સુધી મુસલમાનો જાણતા નથી, તેનો અર્થ આખી દુનિયાના કાફિરો અને મુશ્રિકો છે જે હજુ સુધી મુસલમાનોના મુકાબલામાં નથી આવ્યા પરંતુ ભવિષ્યમાં તેમની સાથે પણ સામનો થવાનો છે, કુર્આને કરીમે આ આયત વડે બતાવી આપ્યું કે, મુસલમાનોએ પોતાના ઉપસ્થિત હરીફના મુકાબલાની તૈયારી કરી લીધી તો તેનો રુઆબ ફક્ત તેમના ઉપર નહીં પડે બલકે દૂર-સુદૂરના કાફિરો, રૉમનો અને ઈરાનીઓ વગેરે ઉપર પણ પડશે, એટલા માટે એવું જ થયું અને ખુલફાએ રાશીદીનના ખિલાફતકાળમાં આ બધા પરાજિત અને પ્રભાવિત થયા.

યુદ્ધનો શસ્ત્ર–સરંજામ ભેગો કરવામાં અને યુદ્ધ કરવામાં માલ–સામાનની પણ અને રકમની પણ જરૂર ઊભી થતી હોય છે, બલકે યુદ્ધની સામગ્રી પણ માલ દ્વારા જ તૈયાર કરવામાં આવી શકે છે, એટલા માટે અલ્લાહના માર્ગમાં માલ ખર્ચ કરવાની ફઝીલત અને તેનો મહાન સવાબ એ રીતે વર્ણન કરવામાં આવ્યો કે, તેના માર્ગમાં તમે જે કંઈ પણ ખર્ચ કરશો તેનું પૂરેપૂરું વળતર તમને આપવામાં આવશે, અમુક સમયે તો માલે ગનીમતના સ્વરૂપે આ બદલો મળી જાય છે, નહિતર આખિરતનો બદલો તો નક્કી જ છે અને દેખીતું છે કે તે વધારે કદર કરવા પાત્ર છે.

ત્રીજી આયતમાં સુલેહના હુકમો અને તેના સંદર્ભોનું વર્ણન છે, ઈરશાદ છે, وَاِنْ جَنَحُوْا لِلسَّلْمِ فَاجْنَحْ لَهَا તેમાં શબ્દ سَلْم (સલ્મ) بِفَتْحِ السِّيْن (બિફત્હે સીન) ઉપર જબર અને سِلْم (સિલ્મ) "સીન" નીચે જેર, બંને સુલેહના અર્થમાં વપરાય છે. આયતનો અર્થ એ છે કે, જો કાફિરો કોઈ સમયે સુલેહ માટે ઝૂકે તો તમારે પણ સુલેહ માટે તૈયાર થઈ જવું જોઈએ, અત્રે આ શબ્દ ભલાઈ સ્વરૂપે ઉપયોગ કરવામાં આવ્યો છે, તેનો અર્થ એ છે કે જ્યારે કાફિરો સુલેહ તરફ વળી જાય તો તમને અધિકાર છે કે, જો મુસલમાનોની ભલાઈ સુલેહમાં અનુભવો તો સુલેહ કરી શકો છો.

અને اِنْ جَنَحُوْا (ઈન જનહૂ)ની શરતથી જાણ થાય છે કે, સુલેહ એવા સમયે જ કરી શકાય છે કે જ્યારે કાફિરો તરફથી સુલેહની ઈચ્છા પ્રગટ કરવામાં આવે, કારણ કે જો તેમની ઈચ્છા વિના જ મુસલમાનો પોતે જ સુલેહની મંત્રણા કરે તો એ તેમની કમજોરી સમજવામાં આવશે.

હા ! જો કોઈ એવો મોકો આવી પડે કે, મુસલમાનો કોઈ ઘેરામાં ફસાઈ જાય અને પોતાની સલામતી માટે કોઈ સારું સ્વરૂપ સુલેહ વગેરેનું દેખાય તો સુલેહ માટે શરૂઆત કરવી પણ ફુક્હાના મતે જાઈઝ અને નુસૂસના ઈશારાઓથી સાબિત થયેલ છે.

અને કારણ કે દુશ્મન તરફથી સુલેહની ઈચ્છા હોવામાં એ સંભાવના રહે છે કે, તેઓ મુસલમાનોને ધોકો આપીને ગફલતમાં નાંખી દે અને પછી અચાનક હુમલો કરી દે, એટલા માટે અંતિમ આયતમાં રસૂલે કરીમ ﷺને આ સૂચના

આપવામાં આવી છે, وَتَوَكَّلْ عَلَى اللّٰهِ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ એટલે કે, તમારે અલ્લાહ તઆલા ઉપર જ ભરોસો કરવો કે તે જ સઘળું સાંભળનાર અને બધું જ જોનારો છે, તે તેમની વાતચીતને પણ સાંભળે છે અને તેમના દિલોના ગુપ્ત ઈરાદાઓને પણ સારી પેઠે જાણે છે, તે તમારી સહાય માટે પૂરતો છે, આપ ﷺ આવી દલીલ વિનાની શક્યતાઓ ઉપર પોતાના કાર્યોનો આધાર ન મૂકે અને આવા ખતરાઓને અલ્લાહને હવાલે સોંપી દે.

ત્યારબાદ ચોથી આયતમાં આ વિષયને હજુ વધારે સ્પષ્ટતાથી વિગતવાર આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યો. وَاِنْ يُّرِيْدُوْٓا اَنْ يَّخْدَعُوْكَ فَاِنَّ حَسْبَكَ اللّٰهُ هُوَ الَّذِيْٓ اَيَّدَكَ بِنَصْرِهٖ وَبِالْمُؤْمِنِيْنَ

એટલે કે, જો એ જ સંભાવના ઉપસ્થિત થઈ જાય કે સુલેહ કરવામાં તેમની નિય્યત ખરાબ હોય કે તમને ધોકો જ આપવા ઈચ્છે છે તો પણ તમે તેની કોઈ પરવા ન કરો, કારણ કે અલ્લાહ તઆલા તમારા માટે પૂરતો છે, પ્રથમ પણ અલ્લાહ તઆલાની મદદ અને તેના સમર્થન વડે જ તમારું કામ ચાલ્યું છે, અલ્લાહ તઆલાએ પોતાની વિશિષ્ટ સહાય દ્વારા આપ ﷺનું સમર્થન કર્યું જે તમારા વિજય અને સફળતાનો મૂળ પાયો અને વાસ્તવિક હકીકત છે અને દેખીતી રીતે મુસલમાનોનો સમૂહ રસૂલે કરીમ ﷺની મદદ માટે ઊભો કરી દેવામાં આવ્યો, જે જાહેર કારણોમાંથી એક કારણ છે તો જે હકીકી માલિકે અને સર્વશક્તિમાન અલ્લાહે બધા જ સબબો સફળતા અને વિજયના ઉપસ્થિત કરી અર્પણ કર્યા તે આજે પણ દુશ્મનોની ધોકાબાજી અને દગાખોરીના બદલામાં તમારી મદદ કરશે, અલ્લાહના આ જ વાયદા હેઠળ આ આયત ઊતર્યા પછી રસૂલે કરીમ ﷺ સાથે સમગ્ર જીવન દરમિયાન ક્યારેય એવી ઘટના નથી બની કે, દુશ્મનોની કોઈ ધોકાબાજી કે દગાખોરીથી કોઈ નુકસાન પહોંચ્યું હોય, એટલા માટે વિવરણકાર વિદ્વાનોએ ફરમાવ્યું છે કે, આ વાયદો રસૂલે કરીમ ﷺ માટે એવો છે કે, وَاللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ (૫:૬૭)નો વાયદો કે આ આયતના નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺએ પોતાની સુરક્ષા કરનાર સહાબા (રદિ.)ને તેમની ફરજમાંથી મુક્તિ આપી દીધી, એટલા માટે એ જાણ થાય છે કે આ વાયદો રસૂલે કરીમ ﷺ સાથે ખાસ હતો. (બયાનુલ કુર્આન) બીજા લોકોએ જાહેર પરિસ્થિતિઓ અને ઘટનાઓના સંદર્ભમાં તેને આધીન રહીને કાર્ય કરવું જોઈએ.

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૬૩ થી ૬૬)

وَاَلَّفَ بَيْنَ قُلُوْبِهِمْ ۭ لَوْ اَنْفَقْتَ مَا فِي الْاَرْضِ جَمِيْعًا مَّآ اَلَّفْتَ بَيْنَ قُلُوْبِهِمْ
وَلٰكِنَّ اللّٰهَ اَلَّفَ بَيْنَهُمْ ۭ اِنَّهٗ عَزِيْزٌ حَكِيْمٌ ۝63 يٰٓاَيُّهَا النَّبِيُّ حَسْبُكَ اللّٰهُ وَمَنِ اتَّبَعَكَ
مِنَ الْمُؤْمِنِيْنَ ۝64 يٰٓاَيُّهَا النَّبِيُّ حَرِّضِ الْمُؤْمِنِيْنَ عَلَي الْقِتَالِ ۭ اِنْ يَّكُنْ مِّنْكُمْ
عِشْرُوْنَ صٰبِرُوْنَ يَغْلِبُوْا مِائَتَيْنِ ۚ وَاِنْ يَّكُنْ مِّنْكُمْ مِّائَةٌ يَّغْلِبُوْٓا اَلْفًا
مِّنَ الَّذِيْنَ كَفَرُوْا بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَفْقَهُوْنَ ۝65 اَلْئٰنَ خَفَّفَ اللّٰهُ عَنْكُمْ وَعَلِمَ اَنَّ
فِيْكُمْ ضَعْفًا ۭ فَاِنْ يَّكُنْ مِّنْكُمْ مِّائَةٌ صَابِرَةٌ يَّغْلِبُوْا مِائَتَيْنِ ۚ وَاِنْ يَّكُنْ مِّنْكُمْ
اَلْفٌ يَّغْلِبُوْٓا اَلْفَيْنِ بِاِذْنِ اللّٰهِ ۭ وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ ۝66

### તરજુમો :

*અને તેમના દિલોમાં ઉલફત (પ્રેમ અને હૂંફની લાગણી) નાંખી, જો તમે જમીનમાં જે કંઈ છે સમગ્ર ખર્ચ કર્યું હોત (તો પણ) તેમના દિલોમાં ઉલફત ન નાંખી શક્યા હોત પરંતુ અલ્લાહે તેમનામાં ઉલફત નાંખી, બેશક ! તે મહાબળવાન છે હિકમતવાળો. (૬૩) હે નબી (ﷺ) ! તમારા માટે અલ્લાહ પૂરતો છે અને જેટલા તમારી સાથે મુસલમાન છે. (૬૪) હે નબી (ﷺ) ! મુસલમાનોને લડાઈનો ઉત્સાહ અપાવો, જો તમારામાં વીસ વ્યક્તિઓ અડગ રહેનારા હોય તો બસો ઉપર ગાલિબ (વિજયી) થાય અને જો તમારામાં સો વ્યક્તિ હોય તો હજાર કાફિરો ઉપર ગાલિબ થાય એટલા માટે કે તે લોકો સમજ ધરાવતા નથી. (૬૫) હવે અલ્લાહે તમારા ઉપરથી ભાર હળવો કરી દીધો અને જાણ્યું કે તમારામાં સુસ્તી (કમજોરી) છે, બસ જો તમારામાં સો વ્યક્તિઓ અડગ રહેનારા હોય તો બસો ઉપર ગાલિબ થાય અને જો તમારામાં હજાર હોય તો અલ્લાહના હુકમથી બે હજાર ઉપર ગાલિબ થાય અને અલ્લાહ અડગ રહેનારાઓ (સબ્ર કરનારાઓ)ની સાથે છે. (૬૬)*

## તફસીર :

અને (મુસલમાનોને મદદનું માધ્યમ બનાવવા માટે) તેમના દિલોમાં એકતા પેદા કરી દીધી (એટલા માટે દેખીતું છે કે જો પરસ્પર એકતા ન હોય તો કોઈ કામ ખાસ કરીને દીનની સહાય ભેગા મળી નથી કરી શકતા અને તેમનામાં રાજ્યનો પ્રેમ અને તેની લાલસા તથા ઈર્ષ્યા અને દુશ્મનીના કારણે આવી એકતા અત્યંત મુશ્કેલ હતી કે) જો તમે (બુદ્ધિ અથવા સંપૂર્ણ યુક્તિ કરીને અને તે સૌ માટે તમારી પાસે એટલો સામાન પણ પૂરતો હોત બલકે એટલે સુધી કે) દુનિયાભરનો માલ (આ કાર્ય માટે) ખર્ચ કર્યો હોત તો પણ તેમના દિલોમાં એકતા પેદા કરી શક્યા ન હોત પરંતુ (આ) અલ્લાહે(પોતાની કુદરત વડે) પરસ્પર એકતા પેદા કરી દીધી, બેશક ! તે જબરદસ્ત છે (કે જે ચાહે પોતાની શક્તિથી કરી આપે છે અને) હિકમતવાળો છે (કે જે પ્રમાણે યોગ્ય હોય તે કામને કરી આપે છે અને જ્યારે અલ્લાહ તઆલાની ગુપ્ત મદદ અને મો'મિનોથી આપ ﷺની સહાય થવાનું જાણી ચૂક્યા તો) હે નબી (ﷺ ! તેનાથી સાબિત થઈ ગયું કે) તમારા માટે (વાસ્તવમાં) અલ્લાહ પૂરતો છે અને જે મો'મિનોએ તમારું અનુસરણ કર્યું છે (દેખીતી રીતે) તે પૂરતું છે, હે પયગમ્બર (ﷺ) ! તમે મો'મિનોને જિહાદ માટે પ્રોત્સાહિત કરો (અને તેના વિશે આ કાયદો સંભળાવી આપો કે) જો તમારામાં વીસ વ્યક્તિઓ અડીખમ રહેનારા હશે તો (તો પોતાનાથી દશ ગણી સંખ્યા ઉપર એટલે કે) બસો ઉપર વિજયી થશે અને (એ જ પ્રમાણે) જો તમારામાંના સો વ્યક્તિઓ હશે તો એક હજાર કાફિરો ઉપર વિજયી થશે, એ કારણે કે તેઓ (એટલે કે કાફિરો) એવા લોકો છે જેઓ (દીન વિશે) કંઈ જ નથી સમજતા (અને એ કારણે કુફ્ર ઉપર મક્કમ છે અને એના લીધે તેમને ગુપ્ત સહાય નથી પહોંચતી જેથી તેઓ પરાજિત થઈ જાય છે, બસ તમારા માટે વાજિબ છે કે પોતાનાથી દશગણાના મુકાબલાથી પણ પીછેહઠ ન કરો, પ્રથમ આ પ્રમાણે હુકમ નાઝિલ થયો હતો પછી જ્યારે સહાબા રદિ.ને આ હુકમ ખૂબ ભારે લાગ્યો તો વિનંતી કરી તેથી અમુક સમય પછી આ બીજી આયત નાઝિલ થઈ તેણે પ્રથમ હુકમને મન્સુખ કરી દીધો એટલે કે) જો તમારામાં સો વ્યક્તિઓ અડીખમ રહેનારા હશે તો (પોતાનાથી બે ગણી સંખ્યા ઉપર એટલે કે) બસો ઉપર વિજયી થશે અને (એ જ પ્રમાણે) જો તમારામાંથી હજાર હશે તો બે હજાર

ઉપર અલ્લાહના હુકમથી વિજયી થશે અને (અમે જે સબ્ર-ધૈર્ય ધરવાની શરત લગાવી તે એટલા માટે છે કે) અલ્લાહ તઆલા સબ્ર કરનાર (એટલે કે જે દિલ અને કદમને અડીખમ અને મક્કમ રાખે તે)ની સાથે છે (એટલે કે તેમની સહાય કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ અન્ફાલની પ્રસ્તુત ચાર આયતોમાંથી પ્રથમ આયતમાં મુસલમાનો માટે વિજય અને સફળતાનું મૂળ કારણ અને તેને પ્રાપ્ત કરવાની પદ્ધતિનું વર્ણન કરવામાં આવ્યું છે, આથી અગાઉની આયતમાં રસૂલે કરીમ ﷺને એ સંબોધન કરવામાં આવ્યું હતું કે, અલ્લાહ તઆલાની જાત જ છે જેણે પોતાની વિશિષ્ટ પ્રકારની સહાય વડે અને મુસલમાનોના સમૂહથી આપનું સમર્થન અને મદદ કરી છે. આ આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, મુસલમાનોના સમૂહની કોઈ મદદ અથવા સહાય દેખીતું છે કે ફક્ત એ જ સ્વરૂપમાં હોઈ શકે છે જ્યારે કે આ સમૂહ પરસ્પર સંગઠિત હોય અને તેમનામાં એકતા સ્થપાયેલી હોય અને સંગઠન તથા એકતા તેમની શક્તિ અને બળ હોય છે, પરસ્પરની એકતા તથા સંગઠનના સંબંધો મજબૂત હોય તો પછી સમગ સમૂહ મજબૂત છે, જો આ સંબંધો ઢીલા હોય તો સમગ્ર સમૂહ ઢીલો અને કમજોર છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના તે ખાસ ઈનામોનું વર્ણન કર્યું જે રસૂલે કરીમ ﷺના સમર્થન અને મદદ માટે સામાન્ય મુસલમાનોને આપવામાં આવ્યું કે, તેમના દિલોમાં સંપૂર્ણ એકતા અને મહોબ્બત પેદા કરી દીધી, જ્યારે કે રસૂલે કરીમ ﷺની મદીનાની હિજરત પહેલાં તેમના બે કબીલાઓ ઔશ અને ખજરજની પરસ્પર સખત લડાઈઓ થઈ ચૂકી હતી અને ઝઘડાઓ ચાલતા રહેતા હતા. રસૂલે કરીમ ﷺની બરકતથી અલ્લાહ તઆલાએ આ જાની દુશ્મનોને પરસ્પર ભાઈ-ભાઈ બનાવી દીધા, મદીનામાં કાયમ થનારી નવા ઈસ્લામી રાજ્યની સ્થાપના અને તેનું ટકવું તથા દુશ્મનો ઉપર કાબૂ પ્રાપ્ત કરવાનું વાસ્તવિક અને ગુપ્ત કારણ તો અલ્લાહ તઆલાની મદદ અને સહાય હતી અને દેખીતું જાહેર કારણ મુસલમાનોમાં સંપૂર્ણ મહોબ્બત, પ્રેમ, લાગણી, સંગઠન અને એકતા હતું.

તેની સાથે-સાથે આ આયતમાં એ પણ બતાવવામાં આવ્યું છે કે, વિવિધ

લોકોના દિલોને જોડીને તેમનામાં પ્રેમ અને મહોબ્બતની ભાવના પેદા કરવી કોઈ મનુષ્યની શક્તિમાં સમાઈ એવી બાબત નથી, આ ફક્ત તે હસ્તીનું જ કામ છે જેણે સૌને પેદા કર્યા છે, જો કોઈ મનુષ્ય સમગ્ર દુનિયાની દોલત પણ આ કાર્ય માટે ખર્ચી નાંખે કે પરસ્પર નફરત રાખનાર લોકોના દિલોમાં મહોબ્બત પેદા કરે તો આવી બાબત ઉપર તે ક્યારેય કાબૂ પ્રાપ્ત કરી શકતો નથી.

**મુસલમાનોની પરસ્પર વાસ્તવિક અને ટકાઉ એકતા અલ્લાહ તઅલાના આજ્ઞાપાલન ઉપર જ અવલંબિત છે :**

આથી એ પણ જાણ થઈ કે, લોકોના દિલોમાં પરસ્પર મહોબ્બત અને પ્રેમ–ભાવના અલ્લાહ તઆલાનું ઈનામ છે અને એ પણ જાહેર બાબત છે કે, અલ્લાહ તઆલાની નાફરમાનીની સાથે દુનિયાના આ ઈનામો પ્રાપ્ત કરી શકાતા નથી, બલકે આ ઈનામોની પ્રાપ્તિ માટે તેનું અનુસરણ અને ખુશ્નૂદી શરત છે.

સંગઠનો અને વ્યક્તિઓ વચ્ચે એકતા અને સંગઠિતતા એક એવી બાબત છે જેના સારા અને લાભદાયક હોવામાં કોઈ ધર્મ, સમાજ અને કોઈ પણ બુદ્ધિ ધરાવનાર ચિંતનશીલ વ્યક્તિને વિરોધ નથી હોઈ શકતો અને એટલા જ માટે દરેક વ્યક્તિ જે લોકોની સુધારણાની ચિંતા કરે છે તે તેમને પરસ્પર સંગઠિત કરવા ઉપર ભાર આપે છે, પરંતુ સામાન્ય દુનિયા આ વાસ્તવિકતાથી બેખબર છે કે દિલોની સંપૂર્ણ અને ટકાઉ એકતા જાહેર યુક્તિઓ કે યોજનાઓ દ્વારા પ્રાપ્ત નથી થતી, એ તો ફક્ત અલ્લાહ તઆલાના અનુસરણ અને તેની ખુશીથી પ્રાપ્ત થાય છે, કુર્આને હકીમે આ વાસ્તવિકતા તરફ કેટલીય આયતોમાં ઈશારા કર્યા છે. એક સ્થળે કહ્યું, وَاعۡتَصِمُوۡا بِحَبۡلِ اللّٰهِ جَمِيۡعًا وَّلَا تَفَرَّقُوۡا (૩:૧૦૩) તેમાં વિરોધ અને ફિરકાબંધીથી બચવાની યુક્તિ બતાવવામાં આવી છે કે, બધા મળીને અલ્લાહની રસ્સીને એટલે કે કુર્આન અથવા ઈસ્લામની શરીઅતને મજબૂતીથી પકડી લો તો બધા પરસ્પર આપોઆપ સંગઠિત થઈ જશો અને પરસ્પરના વાદ–વિવાદો સમાપ્ત થઈ જશે. અભિપ્રાયમાં વિરોધાભાસ હોવો એ બીજી બાબત છે અને તે જ્યાં સુધી પોતાની મર્યાદામાં રહે વિવાદ અને ઝઘડાનું કારણ ક્યારેય બનતું નથી. ઝઘડો–ફસાદ ત્યારે જ ઉપસ્થિત થાય છે જ્યારે કે શરીઅતની મર્યાદાઓનું ઉલ્લંઘન કરવામાં આવે, આજે એકતા–એકતા તો બધા પોકારે છે પરંતુ એકતાનો

અર્થ દરેક વ્યક્તિ પાસે એ હોય છે કે, લોકો મારી વાત માની લે તો એકતા સાધી શકાય, જ્યારે કે અભિપ્રાયોના વિરોધાભાસ બુદ્ધિશાળી અને પ્રમાણિક લોકોમાં થવો જરૂરી અને ટાળી ન શકાય એવી બાબત છે તો એ દેખીતું છે કે, જો દરેક વ્યક્તિનું બીજાની સાથે સહમત થવું એ બાબત ઉપર અવલંબિત રાખવામાં આવે કે, બીજો તેની વાત માની લે તો કયામત સુધી પરસ્પર એકતા નથી સાધી શકાતી, બલકે એકતાનું સાચું અને સ્વાભાવિક સ્વરૂપ તે જ છે જે કુર્આને બતાવ્યું કે, બંને મળીને કોઈ ત્રીજાની વાતનો સ્વીકાર કરી લે અને ત્રીજો તે જ હોવો જોઈએ જેના ફેંસલામાં ભૂલની શક્યતા ન હોય અને દેખીતું છે કે તે માત્ર અલ્લાહ તઆલા જ હોઈ શકે છે, એટલા માટે પ્રસ્તુત આયતમાં એવી સૂચના આપવામાં આવી છે કે, બધા મળીને અલ્લાહની કિતાબને મજબૂતીથી પકડી લો તો પરસ્પરના ઝઘડાઓ સમાપ્ત થઈ જશે અને સંપૂર્ણ એકતા પેદા થઈ જશે.

એક બીજી આયતમાં છે, اِنَّ الَّـذِيْـنَ اٰمَـنُـوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَيَجْعَلُ لَهُمُ الـرَّحْـمٰنُ وُدًّا (૧૯:૯૬) એટલે કે, જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા, અલ્લાહ તઆલા તેમનામાં પરસ્પર પ્રેમ અને મહોબ્બત પેદા કરી આપે છે, આ આયતે સ્પષ્ટ કરી દીધું કે દિલોમાં વાસ્તવિક પ્રેમ અને એકતા પેદા થવાનું મૂળ કારણ ઈમાન અને નેક અમલોની પાબંદી છે, તેના વિના જો ક્યાંક કોઈ એકતા અને સંગઠન કૃત્રિમ રીતે સ્થાપિત પણ કરી લેવામાં આવે તો તે માત્ર બિનપાયેદાર અને કમજોર હશે, નાની સરખી ઠેસ વાગવાથી તે સમાપ્ત થઈ જશે જેનો જાત અનુભવ દુનિયાની સમગ્ર કોમોની પરિસ્થિતિઓ તથા અનુભવોથી થતો રહે છે, ખુલાસો એ છે કે આ આયતમાં રસૂલે કરીમ ﷺ ઉપર અલ્લાહ તઆલાના તે ઈનામોની સ્પષ્ટતા કરવામાં આવી છે જે મદીનાના બધા જ કબીલાઓના દિલોમાં મહોબ્બત પેદા કરીને રસૂલે કરીમ ﷺની મદદ અને સહાય તેમને એક લોખંડની દિવાલ જેવા અડીખમ બનાવી કરવામાં આવી છે.

બીજી આયતમાં પણ આ જ વિષયને ખુલાસા સ્વરૂપે વર્ણન કરીને રસૂલુલ્લાહ ﷺને તસલ્લી આપવામાં આવી છે કે, આપના માટે હકીકતના આધારે અલ્લાહ તઆલા અને જાહેર સ્વરૂપે મો'મિનોની જમાઅત પૂરતી છે, તમે કોઈ મોટામાં મોટા દુશ્મનની સંખ્યા અથવા સરંજામથી ભયભીત ન થાઓ. વિવરણકારોએ ફરમાવ્યું છે કે, આ આયત ગઝ્વએ બદ્રના મેદાનમાં યુદ્ધ શરૂ

થતા પહેલાં નાઝિલ થઈ હતી જેથી ઓછી સંખ્યા અને માલ–સામાનની વંચિતતાના લઈને મુસલમાનો પોતાના વિરોધી પક્ષની મોટી સંખ્યા અને ભારે શસ્ત્ર–સરંજામથી પ્રભાવિત ન થઈ જાય.

ત્રીજી અને ચોથી આયતમાં મુસલમાનો માટે એક યુદ્ધના કાયદાનું વર્ણન છે કે, તેમણે કઈ મર્યાદા સુધી પોતાના હરીફના મુકાબલા ઉપર મક્કમ રહેવું ફરજ છે અને તેનાથી હટી જવું ગુનોહ છે ? પાછલી આયતો અને ઘટનાઓમાં તેનું વર્ણન વિગતવાર આવી ચૂક્યું છે કે, અલ્લાહ તઆલાની ગુપ્ત મદદ મુસલમાનોની સાથે હોય છે, એટલા માટે તેમનો મા'મલો દુનિયાની સામાન્ય કોમ જેવો નથી હોતો, તેઓ થોડી સંખ્યામાં હોવા છતાં ઘણા બધા લોકો ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે, જેમકે કુર્આને કરીમમાં ઈરશાદ છે, كَمۡ مِّنۡ فِئَةٍ قَلِيۡلَةٍ غَلَبَتۡ فِئَةً كَثِيۡرَةً ۢ بِاِذۡنِ اللّٰهِ (૨ : ૨૪૯) એટલે કે, ઘણી નાની સંખ્યા અને સમૂહો અલ્લાહના હુકમથી મોટી સંખ્યાવાળા વિરોધીઓ ઉપર વિજય પ્રાપ્ત કરે છે.

એટલા માટે સૌ પ્રથમ જિહાદ ગઝ્વએ બદ્રમાં ઈસ્લામે દશ મુસલમાનોને સો વ્યક્તિઓ સમાન ઠરાવીને આ હુકમ આપ્યો કે, (૮ : ૬૫)

وَاِنۡ يَّكُنۡ مِّنۡكُمۡ مِّائَةٌ يَّغۡلِبُوۡۤا اَلۡفًا مِّنَ الَّذِيۡنَ كَفَرُوۡا بِاَنَّهُمۡ قَوۡمٌ لَّا يَفۡقَهُوۡنَ "જો *તમારામાંથી વીસ (૨૦) સબ્ર કરનાર (અડીખમ–મક્કમ) હશે તો તેઓ બસો (૨૦૦) ઉપર ગાલિબ આવશે (વિજયી થશે), અને જો તમારામાંથી એકસો (૧૦૦) હશે તો તેઓ એક હજાર (૧૦૦૦) કાફિરો ઉપર ગાલિબ આવશે."*

આ વિષયની વ્યાખ્યા એક ખબર સ્વરૂપે રાખવામાં આવી છે કે, સો મુસલમાનો એક હજાર કાફિરો ઉપર વિજયી થઈ જશે પરંતુ હેતુ એ હુકમ આપવાનો છે કે, સો મુસલમાનોએ એક હજાર કાફિરોના મુકાબલાથી નાસવું જાઈઝ નથી, વિષય ખબર સ્વરૂપે હોવામાં મસ્લિહત એ છે કે મુસલમાનોના દિલ આ ખુશખબરીથી મજબૂત થઈ જાય કે, અલ્લાહનો વાયદો અમારી સુરક્ષા કરીને અમને વિજય અપાવશે અને હુકમને આજ્ઞાર્થવાચક શબ્દો દ્વારા કાયદા સ્વરૂપે રજૂ કરવામાં આવ્યો હોત તો સ્વાભાવિક રીતે તે તેમને ભારે લાગ્યો હોત.

ગઝ્વએ બદ્ર; પ્રથમ યુદ્ધની એવી હાલત હતી કે જ્યારે કે મુસલમાનોની કુલ સંખ્યા મૂળેથી જ ઘણી ઓછી હતી અને તે પણ બધા મુસલમાનો યુદ્ધના

મોરચા ઉપર ગયા ન હતા, બલકે તાત્કાલિક જે લોકો તૈયાર થઈ શક્યા તે જ આ યુદ્ધની સેના બની, એટલા માટે આ યુદ્ધમાં સો મુસલમાનોને એક હજાર કાફિરોનો મુકાબલો કરવાનો હુકમ આપવામાં આવ્યો અને એવી શૈલીમાં આપવામાં આવ્યો કે, વિજય અને મદદનો વાયદો પણ સાથે જ હતો.

ચોથી આયતમાં એ હુકમને હવે પછીના સમય માટે મન્સૂખ (રદ) કરીને બીજો હુકમ આ આપ્યો કે,

اَلْئٰنَ خَفَّفَ اللّٰهُ عَنْكُمْ وَعَلِمَ اَنَّ فِيْكُمْ ضَعْفًا ۗ فَاِنْ يَّكُنْ مِّنْكُمْ مِّائَةٌ صَابِرَةٌ يَّغْلِبُوْا مِائَتَيْنِ ۚ وَاِنْ يَّكُنْ مِّنْكُمْ اَلْفٌ يَّغْلِبُوْٓا اَلْفَيْنِ بِاِذْنِ اللّٰهِ وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ

*"હવે, અલ્લાહે તમારા ઉપરથી ભાર હળવો કર્યો અને જાણી લીધું કે તમે કમજોર છો, બસ જો તમારામાંથી એકસો (૧૦૦) સબ્ર કરનાર (અડીખમ) હોય તો તેઓ બસો (૨૦૦) ઉપર ગાલિબ આવશે." (૮:૬૬)*

અત્રે પણ હેતુ એ છે કે સો મુસલમાનોને બસો કાફિરોના મુકાબલાથી પાછા હટવું જાઈઝ નથી, પ્રથમ આયતમાં એક મુસલમાનને દશનો મુકાબલો કરવાથી પીછેહઠ કરવાની મનાઈ કરવામાં આવી હતી, આ આયતમાં એકને બેના મુકાબલાથી ભાગવાની મનાઈ કરી છે અને આ જ અંતિમ હુકમ છે જે હંમેશા માટે બાકી અને લાગુ પડેલો રહેશે.

અત્રે પણ હુકમનો હુકમના વિષય હેઠળ ઉલ્લેખ નથી, બલકે એક ખબર અને ખુશખબરીની શૈલીમાં વર્ણન થયું છે, જેમાં કહ્યું છે કે એક મુસલમાનને બે કાફિરોના મુકાબલા ઉપર અડીખમ રહેવાનો હુકમ નઊઝુબિલ્લાહ કોઈ અન્યાય કે અત્યાચાર નથી બલકે અલ્લાહ તઆલાએ મુસલમાનોમાં તેમના ઈમાનના કારણે એવી શક્તિ રાખી છે કે તેમનામાંના એક વ્યક્તિ બે વ્યક્તિ સમાન રહે છે.

પરંતુ બંને સ્થળે આ વિજય અને મદદની ખુશખબરીને એ શરત સાથે જોડવામાં આવી છે કે, આ મુસલમાન મક્કમ અને અડીખમ રહેનારા હોય અને દેખીતું છે કે, યુદ્ધ અને જંગના મેદાનમાં પોતાના પ્રાણને જોખમમાં નાંખીને અડીખમ રહેવું તે જ વ્યક્તિનું કામ હોઈ શકે છે કે જેનું ઈમાન સંપૂર્ણ હોય, કારણ કે સંપૂર્ણ ઈમાન મનુષ્યમાં શહાદતનો શોખ અને ભાવના પેદા કરે છે અને આ ભાવના તેમની શક્તિને ઘણી બધી વધારી મૂકે છે.

અંતિમ આયતમાં સામાન્ય કાયદા સ્વરૂપે બતાવવામાં આવ્યું, اِنَّ اللّٰـهَ مَعَ الصّٰبِرِيْنَ એટલે કે, અલ્લાહ તઆલા અડીખમ અને મક્કમ રહેનારનો સાથી છે, તેમાં યુદ્ધના મેદાનમાં અડીખમ રહેનાર પણ સામેલ છે અને સામાન્ય શરીઅતના હુકમોની પાબંદી ઉપર અડીખમ રહેનાર લોકો પણ; આ બધા માટે مَعِيَّتِ اِلٰهِيَّـهْ "અલ્લાહની નિકટતા"નો વાયદો છે અને આ નિકટતા જ તેમના વિજય અને સફળતાનું અસલી રહસ્ય છે, કારણ કે જેને સર્વશક્તિમાન અલ્લાહની નિકટતા પ્રાપ્ત થાય તેને સમગ્ર દુનિયા મળીને પણ પોતાના સ્થાનેથી ડગાવી શકશે નહીં.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૬૭-૬૮-૬૯)

مَا كَانَ لِنَبِيٍّ اَنْ يَّكُوْنَ لَهٗٓ اَسْرٰى حَتّٰى يُثْخِنَ فِى الْاَرْضِ ۭ تُرِيْدُوْنَ عَرَضَ الدُّنْيَا ڰ
وَاللّٰهُ يُرِيْدُ الْاٰخِرَةَ ۭ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٦٧﴾ لَوْلَا كِتٰبٌ مِّنَ اللّٰهِ سَبَقَ لَمَسَّكُمْ فِيْمَآ
اَخَذْتُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿٦٨﴾ فَكُلُوْا مِمَّا غَنِمْتُمْ حَلٰلًا طَيِّبًا ڮ وَّاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ
غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٦٩﴾ ع

### તરજુમો :

*નબી માટે (યોગ્ય) નથી કે પોતાના ત્યાં કેદીઓને રાખે જ્યાં સુધી પ્રદેશમાં સારી પેઠે ખૂનરેઝી ન કરી લે, તમે દુનિયાનો માલ-સામાન ઈચ્છો છો અને અલ્લાહના ત્યાં આખિરત જોઈએ અને અલ્લાહ મહાબળવાન છે હિકમતવાળો. (૬૭) જો એક વાત ન હોત જેને અલ્લાહ પ્રથમથી લખી ચૂક્યો છે તો તમને તે લેવામાં મોટો અઝાબ પહોંચ્યો હોત. (૬૮) બસ, ખાઓ જે તમને ગનીમતમાં હલાલ તય્યિબ (સ્વચ્છ) મળ્યું અને અલ્લાહથી ડરતા રહો, બેશક ! અલ્લાહ મહાન મા'ફ કરનારો મહેરબાન છે. (૬૯)*

### તફસીર :

(હે મુસલમાનો ! તમે નબી ﷺને આ કેદીઓ પાસેથી કંઈ લઈને છોડી દેવાનો જે મશ્વરો આપ્યો તે અસ્થાને હતો, કારણ કે) નબીની શા'નના લાયક નથી કે તેમના કેદીઓ બાકી રહે (બલકે તેમને કતલ કરી નાંખવામાં આવે) જ્યાં

સુધી કે તે જમીનમાં સારી રીતે (કાફિરોની) ખૂનરેઝી ન કરી લે (કારણ કે શરઈ જિહાદનો અસલ હેતુ ફસાદની જડને મિટાવવાનો છે અને કોઈ એવી મર્યાદા બાંધ્યા સિવાય કે જેમાં કાફિરોનો દબદબો બિલકુલ ખતમ થઈ જવો અને ફસાદનું બિલકુલ ખતમ થઈ જવું શક્ય નથી, બસ આ નોબત આવે તે પહેલાં કેદીઓને જીવતા છોડી મૂકવા તમારી સુધારણાની શા'નના યોગ્ય બાબત નથી, અલબત્ત જ્યારે એવી શક્તિ પ્રાપ્ત થઈ જાય પછી કતલ કરવા જરૂરી નથી બલકે એવી પરિસ્થિતિમાં શરીઅતના અન્ય સ્વરૂપો પણ હોઈ શકે છે, બસ આવી અયોગ્ય સલાહ તમે આપ ﷺને શા માટે આપી ?) તમે તો દુનિયાનો માલ-સામાન ઈચ્છો છો (એટલા માટે ફિદિયાની સલાહ આપી) અને અલ્લાહ તઆલા આખિરત(ના હિત)ને ઈચ્છે છે (અને તે હિત એમાં જ છે કે કાફિરો ડરથી પરાજિત થઈ જાય જેમાં આઝાદીથી ઈસ્લામનો પ્રકાશ અને હિદાયત ફેલાય અને વિના રોકટોક લોકો મોટા પ્રમાણમાં મુસલમાન બને અને છુટકારો મેળવે) અને અલ્લાહ તઆલા ઘણો જબરદસ્ત ઘણી મોટી હિકમતવાળો છે (તેણે તમને કાફિરો ઉપર ગાલિબ કરીને અને મોટા પ્રમાણમાં વિજય અપાવીને તમને માલદાર કરી દીધા હોત, બસ કોઈ હિકમતના કારણે તેમાં મોડું થયું છે; જે પ્રવૃત્તિ તમે કરી તે એવી અપ્રિય છે કે) જો અલ્લાહ તઆલાનું એક લખેલું મુકદ્દર (નિશ્ચિત) ન થઈ ચૂક્યું હોત (તે એ કે આ કેદીઓમાંથી અમુક લોકો મુસલમાન થઈ જશે જેઓ ફિત્નો અને ફસાદ કરશે નહીં, જો એવું હોત) તો જે પ્રવૃત્તિ તમે અપનાવી છે તેના વિશે તમારા ઉપર કોઈ મોટી સજા આવી ગઈ હોત (પરંતુ કારણ કે કોઈ ફસાદ ન થયો અને તમારો મશ્વરો ઠીકઠાક નીકળ્યો, એટલા માટે તમે સજાથી બચી ગયા, એટલે કે અમે આ ફિદિયાને મબાહ કરી દીધો) બસ, જે કંઈ તમે (આ ફિદિયામાંથી) લીધું છે તેને હલાલ-પાક સમજીને ખાઓ અને અલ્લાહથી ડરતા રહો (કે હવે પછી દરેક પ્રકારે કાળજી રાખો) બેશક ! અલ્લાહ તઆલા મહાન બખ્શનાર (મા'ફ કરનાર) મોટી રહમતવાળો છે (જેણે તમારા ગુનાહ મા'ફ કરી દીધા એ મા'ફી છે અને ફિદિયો પણ હલાલ કરી દીધો એ તેની રહમત છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોનો સંબંધ ગઝ્વએ બદ્રની એક ખાસ ઘટના સાથે છે,

એટલા માટે તેના વિવરણ પહેલાં સાચી અને પ્રમાણિત હદીષની રિવાયત દ્વારા આ ઘટનાનું વર્ણન કરવું આવશ્યક છે.

ઘટના એ છે કે, ગઝ્વએ બદ્ર ઈસ્લામમમાં સૌ પ્રથમ જિહાદ છે અને અચાનક ઉપસ્થિત થઈ છે. તે સમય સુધી જિહાદ વિશે વિગતવાર હુકમો કુર્આનમાં ઊતર્યા ન હતા. જિહાદમાં જો 'માલે ગનીમત' હાથ લાગે તો એનું શું કરવું ? દુશ્મનના સૈનિક પોતાના કબ્જામાં આવી જાય તો તેમની ધરપકડ કરવી જાઈઝ છે કે નહીં ? અને જો પકડી લેવામાં આવે તો તેમની સાથે શું વર્તાવ કરવામાં આવે ? વગેરે...

ગનીમતના માલ વિશે અગાઉ થઈ ચૂકેલા તમામ અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં કાયદો એ હતો કે, મુસલમાનોએ તેનાથી લાભ ઉઠાવવો અને તેનો ઉપયોગ કરવો હલાલ ન હતો, બલકે હુકમ એ હતો કે સંપૂર્ણ ગનીમતનો માલ ભેગો કરીને કોઈ મેદાનમાં મૂકી દેવામાં આવતો અને અલ્લાહનો કાયદો એ હતો કે, આસમાનથી એક આગ (વીજળી) આવતી અને તે સમગ્ર માલને સળગાવી રાખ કરી દેતી, બસ આ જ તે જિહાદની સ્વીકૃતિની નિશાની સમજવામાં આવતી હતી. જો ગનીમતના માલને સળગાવવા માટે આસમાનથી આગ ન આવે તો એ તે બાબતની નિશાની હતી કે, જિહાદમા કોઈ ઉણપ રહી છે જેના કારણે તે અલ્લાહ સમીપ સ્વીકાર્ય નથી.

સહીહ બુખારી અને મુસ્લિમની રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, મને જે પાંચ વસ્તુઓ અર્પણ કરવામાં આવી છે તે મારાથી પહેલાં કોઈ નબીને અર્પણ કરવામાં નથી આવી, તેમાંથી એક આ પણ છે કે કાફિરો પાસેથી પ્રાપ્ત થનારો ગનીમતનો માલ કોઈના માટે હલાલ ન હતો પરંતુ મારી ઉમ્મત માટે હલાલ કરવામાં આવ્યો છે, ગનીમતના માલને આ ઉમ્મત માટે ખાસ સ્વરૂપે હલાલ કરવો અલ્લાહ તઆલાના જ્ઞાનમાં તો હતું પરંતુ ગઝ્વએ બદ્રની ઘટના સુધી તેના વિશે કોઈ વહી રસૂલે કરીમ ﷺ ઉપર તેના હલાલ હોવાના સંદર્ભમાં નાઝિલ ન થઈ હતી અને ગઝ્વએ બદ્રમાં પરિસ્થિતિ એવી સામે આવી કે, અલ્લાહ તઆલાએ મુસલમાનોને અપેક્ષા વિરુદ્ધ અકલ્પનીય વિજય અર્પણ કર્યો, દુશ્મનો માલ પણ છોડી ગયા જે ગનીમત સ્વરૂપે મુસલમાનોના હાથમાં

આવ્યો અને તેમના મોટા-મોટા સિત્તેર સરદારો મુસલમાનોએ કેદ પકડ્યા, પરંતુ તે બંને વસ્તુઓના જાઈઝ હોવાની સ્પષ્ટતા કોઈ ઈલાહી વહી દ્વારા હજુ સુધી થઈ ન હતી.

એટલા માટે સહાબએ કિરામ (રદિ.)ના આ ઉતાવળિયા પગલાં ઉપર ક્રોધ નાઝિલ થયો, આ જ ક્રોધ અને નારાજગીની જાહેરાત એક વહી દ્વારા કરવામાં આવી જેમાં યુદ્ધ કેદીઓ વિશે મુસલમાનોએ બે વસ્તુઓ અપનાવી હતી પરંતુ આ અધિકાર દેવામાં એક ઈશારો એ તરફ પણ કરવામાં આવ્યો હતો કે, ઘટનાના બંને પાસાંઓમાંથી અલ્લાહ તઆલા નજીક એક પ્રિય અને બીજું નાપસંદ છે. જામેઅ્ તિરમિઝી, સુનને નસાઈ, સહીહ ઈબ્ને હબ્બાનમાં હઝરત અલી મુર્તઝા (રદિ.)ની રિવાયત વડે નકલ થયું છે કે, આ મોકા ઉપર હઝરત જિબ્રઈલ (અલૈ.) રસૂલુલ્લાહ ﷺની પાસે આવ્યા અને એ હુકમ સંભળાવ્યો કે, તમારા સહાબા (રદિ.)ને બે પ્રકારનો અધિકાર આપી દો, એક એ કે તે કેદીઓને કતલ કરીને દુશ્મનોના દબદબાને સદાના માટે સમાપ્ત કરી દો અને બીજું એ કે તે કેદીઓ પાસેથી ફિદિયો એટલે કે અમુક માલ લઈને છોડી આપો, પરંતુ આ બીજા સ્વરૂપમાં અલ્લાહનો હુકમ એ નક્કી થયો છે કે તેના બદલામાં આવતા વર્ષે મુસલમાનોના એટલા જ વ્યક્તિઓ શહીદ થશે, જેટલા કેદીઓ માલ લઈને છોડવામાં આવશે, આ સ્વરૂપ જો કે તેમના અધિકારમાં હતું અને સહાબએ કિરામ (રદિ.)ને બંને વસ્તુઓનો અધિકાર આપવામાં આવ્યો હતો પરંતુ બીજા સ્વરૂપમાં સિત્તેર સહાબા (રદિ.)ની શહાદતના ફેંસલાનું વર્ણન કરવામાં એ તરફ એક નારાજગીનો ઈશારો ચોક્કસ ઉપસ્થિત હતો કે, આ સ્વરૂપ અલ્લાહ તઆલા પાસે પસંદ નથી, કારણ કે જો એ પસંદ હોત તો સિત્તેર મુસલમાનોનું લોહી તેના પરિણામે જરૂરી ન હોત.

સહાબએ કિરામ (રદિ.)ની સામે જ્યારે આ બંને સ્વરૂપો અધિકાર સ્વરૂપે અપનાવવાની જાહેરાત થઈ તો અમુક સહાબા (રદિ.)નો વિચાર એ થયો કે, જો આ લોકોને ફિદિયો લઈને છોડી દેવામાં આવે તો ઘણું શક્ય છે કે આ બધા અથવા અમુક કોઈ સમયે મુસલમાન થઈ જશે જે વાસ્તવિક ફાયદો અને જિહાદનો હેતુ છે, બીજો એ પણ વિચાર હતો કે મુસલમાનો હાલના સમયે ગરીબીની પરિસ્થિતિમાં છે, જો સિત્તેર માણસોનો ફિદિયાનો માલ મળી જાય તો

તેમની તકલીફ પણ દૂર થશે અને આવનારા સમય માટે જિહાદની તૈયારીમાં પણ મદદ મળશે, રહી સિત્તેર મુસલમાનોના શહીદ થવાની વાત બસ તે મુસલમાનો માટે પોતે એક નેઅ્મત અને ખુશીની વાત છે તેનાથી ગભરાવું ન જોઈએ. આ વિચારોને નજર સમક્ષ રાખી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને મોટા ભાગના સહાબા (રદિ.)એ એ જ સલાહ આપી કે, આ કેદીઓને ફિદિયો લઈને આઝાદ કરી દેવામાં આવે, ફક્ત હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) અને સઅદ બિન મઆઝ (રદિ.) વગેરે અમુક સહાબા (રદિ.)એ આ મશ્વરાનો વિરોધ કરીને તે સૌને કતલ કરી નાંખવાનો અભિપ્રાય એ આધાર ઉપર આપ્યો કે, આ સારી તક છે કે ઈસ્લામના મુકાબલામાં શક્તિ અને તાકાત પહોંચાડનારા બધા કુરૈશના સરદારો આ સમયે કાબૂમાં આવી ગયા છે, તેમના ઈસ્લામ સ્વીકાર કરવાનું અનુમાન તો લગાવી શકાય છે પરંતુ મોટે ભાગે એ જ અનુમાન ગાલિબ છે કે આ લોકો પાછા પહોંચીને પહેલાંથી વધારે મુસલમાનો વિરુદ્ધની કાર્યવાહીનું કારણ બનશે.

રસૂલે કરીમ ﷺ જેઓ રહમતુલ્લિલ આલમીન (વિશ્વ માટે દયા અને કૃપા) બનીને તશરીફ લાવ્યા હતા અને રહમતના જીવતા-જાગતા નમૂના સ્વરૂપ હતા, સહાબએ કિરામ (રદિ.)ના બે પ્રકારના અભિપ્રાયો જોઈને રસૂલે કરીમ ﷺએ એવું સ્વીકારી લીધું કે જેમાં કેદીઓના મા'મલામાં રહમત અને સહૂલત હતી કે ફિદિયો લઈને છોડી દેવામાં આવે, રસૂલે કરીમ ﷺએ સિદ્દીકે અકબર (રદિ.) અને ફારૂકે આ'ઝમ (રદિ.)ને સંબોધન કરીને ફરમાવ્યું, لَوِ اتَّفَقْتُمَا مَا خَالَفْتُكُمَا એટલે કે, જો તમે કોઈ એક અભિપ્રાય ઉપર સહમત થઈ ગયા હોત તો તમારા અભિપ્રાયનો હું વિરોધ ન કરત. (મઝહરી) આ અભિપ્રાયના વિરોધ સમયે રસૂલે કરીમ ﷺની દયા અને મહાન કૃપાનો તકાદો એ જ થયો કે, તેમના વિશે સરળતા અપનાવવામાં આવે એટલા માટે એવું જ કરવામાં આવ્યું અને તેના પરિણામે આવતા વર્ષે ગઝ્વએ ઉહદમાં અલ્લાહના ઈશારા પ્રમાણે સિત્તેર મુસલમાનોને શહીદ થવાની ઘટના ઉપસ્થિત થઈ.

تُرِيْدُوْنَ عَرَضَ الدُّنْيَا માં તે સહાબએ કિરામ (રદિ.)ને સંબોધન છે જેમણે ફિદિયો લઈને કેદીઓને છોડી મૂકવાનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો. આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે, તમે લોકોએ અમારા રસૂલ ﷺને અયોગ્ય

સલાહ આપી, કારણ કે કોઈ નબીની પ્રતિષ્ઠા માટે એ યોગ્ય નથી કે તે તેમના દુશ્મન ઉપર કાબૂ પ્રાપ્ત કરી લે તો તેની શક્તિ અને દબદબાને તોડી ન નાંખે અને ફસાદી દુશ્મનને બાકી રાખીને મુસલમાનો માટે હંમેશાની મુસીબત વહોરી લે.

આ આયતમાં حَتّٰى يُثْخِنَ فِى الْاَرْضِ ના શબ્દો આવ્યા છે. શબ્દ اِثْخَانٌ (ઈષ્ખાન)નો અર્થ શબ્દકોષમાં કોઈની શક્તિ અને દબદબાને તોડી નાંખવામાં અતિશયોક્તિથી કામ લેવાનો થાય છે, આ જ અર્થની તાકીદ માટે શબ્દ فِى الْاَرْضِ લાવવામાં આવ્યો છે જેનો હેતુ એ છે કે, દુશ્મનના દબદબાને માટીમાં મેળવી દો.

જે સહાબએ કિરામ (રદિ.)એ ફિદિયો લઈને છોડવાનો અભિપ્રાય આપ્યો હતો, જો કે તેમના અભિપ્રાયમાં એક વિભાગ નિખાલસપણે દીની હતો એટલે કે, આઝાદ થયા પછી આ લોકોના મુસલમાન થઈ જવાની આશા હતી, પરંતુ સાથે જ બીજું પાસું પોતાના વ્યક્તિગત લાભનું પણ હતું કે તેમને આ રીતે માલ હાથ આવશે અને હજુ સુધી કોઈ સ્પષ્ટ અને ખુલ્લી "નસ" દ્વારા આવો માલ જાઈઝ હોવાનું પણ સાબિત થયું ન હતું, એટલા માટે માનવોનો તે સમાજ જે રસૂલે કરીમ ﷺની કેળવણી હેઠળ એ પ્રકારે અને એ માપદંડ આધારે તૈયાર કરવામાં આવી રહ્યો હતો કે, તેમનો મરતબો અને સ્થાન ફરિશ્તાઓથી પણ આગળ રહે એટલા માટે આ માલ તરફ ધ્યાન આપવું પણ એક પ્રકારની મોટી ભૂલ સમજવામાં આવી અને જે કાર્ય જાઈઝ અને નાજાઈઝ કાર્યથી બંને પ્રકારની પદ્ધતિથી પૂર્ણ કરવામાં આવે તો તે કાર્યને સામૂહિક રીતે નાજાઈઝ જ કહેવામાં આવશે, એટલા માટે સહાબએ કિરામ (રદિ.)નું કાર્ય ક્રોધના યોગ્ય ઠરાવીને આ ઈરશાદ નાઝિલ થયો.

تُرِيْدُوْنَ عَرَضَ الدُّنْيَا وَاللّٰهُ يُرِيْدُ الْاٰخِرَةَ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ એટલે કે, તમે લોકો દુનિયા ઈચ્છો છો જ્યારે કે અલ્લાહ તઆલા તમારી પાસેથી એવું ઈચ્છે છે કે તમે આખિરતના તલબગાર બનો. અત્રે ક્રોધ સ્વરૂપે તેમની ફક્ત એ પ્રવૃત્તિનું વર્ણન કરવામાં આવ્યું જે નારાજગીનું કારણ હતું, બીજું કારણ એટલે કે કેદીઓના મુસલમાન થઈ જવાનો આશાવાદ કે તેનું વર્ણન અત્રે થયું નથી જેમાં એ તરફ ઈશારો છે કે, સહાબએ કિરામ (રદિ.) જેવી પવિત્ર અને નિખાલસ જમાઅત માટે આવી સંયુક્ત નિય્યત જેમાં અમુક દીનનો અંશ હોય અને અમુક દુનિયાનો

લાભ હોય એ પણ સ્વીકાર્ય નથી. અત્રે એ વાત પણ ધ્યાન આપવા પાત્ર છે કે, આ આયતમાં ક્રોધ અને ચેતવણીનું સંબોધન સહાબએ કિરામ (રદિ.) તરફ છે, જો કે રસૂલે કરીમ ﷺએ તેમના અભિપ્રાયને સ્વીકારીને એક સ્વરૂપે તેમની સાથે ભાગીદારી કરી લીધી હતી, પરંતુ રસૂલે કરીમ ﷺની આ પ્રવૃત્તિ માત્ર આપ ﷺના રહમતુલ્લિલ આલમીન હોવાના કારણે હતી કે, સહાબએ કિરામ (રદિ.)માં મતભેદ હોવાના સ્વરૂપમાં પણ તે અભિપ્રાયને અપનાવી લીધો જે કેદીઓના હકમાં સહૂલત અને દયાનો હતો.

અંતિમ આયતમાં وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ફરમાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે અલ્લાહ તઆલા જબરદસ્ત હિકમતવાળો છે, જો તમે લોકોએ ઉતાવળ ન કરી હોત તો તે પોતાની કૃપાથી હવે પછી ભવિષ્યમાં થનારા વિજયોમાં તમારા માટે માલ–દોલતનો સામાન પણ અર્પણ કરી આપ્યો હોત.

બીજી આયતમાં આ ગુસ્સાની પૂર્ણતા છે, જેમાં ફરમાવ્યું કે જો અલ્લાહ તઆલાનું એક લખેલું મુકદર ન થઈ ચૂક્યું હોત તો જે કામ તમે અપનાવ્યું કે, માલ લઈને કેદીઓને છોડવાનો ફેંસલો કરી લીધો તેના વિશે તમારા ઉપર કોઈ મોટી સજા આવી પડી હોત.

આ લખેલી તકદીરનો શું અર્થ છે ? તેના વિશે તિરમિઝીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "ગનીમતનો માલ તમારાથી પહેલાં કોઈ ઉમ્મત કે કોઈ કોમના માટે હલાલ ન હતો." બદ્રના સ્થળે જ્યારે મુસલમાનો માલે ગનીમત ભેગો કરવામાં લાગી ગયા જ્યારે કે હજુ સુધી તેમના માટે ગનીમતનો માલ હલાલ કરવામાં આવ્યો ન હતો, તેના ઉપર આ આયત નાઝિલ થઈ કે ગનીમતનો માલ હલાલ થતા પહેલાં મુસલમાનોનું આવું પગલું ભરવું એવો ગુનોહ હતો કે, તેના ઉપર અઝાબ આવવો જોઈતો હતો, પરંતુ કારણ કે અલ્લાહ તઆલાનો એ હુકમ લવહે મહફૂઝમાં લખેલો હતો કે આ ઉમ્મત માટે ગનીમતનો માલ હલાલ કરવામાં આવશે એટલા માટે મુસલમાનોની આ ભૂલ ઉપર અઝાબ નાઝિલ કરવામાં આવ્યો ન હતો.

*(મઝહરી)*

હદીષની અમુક રિવાયતોમાં છે કે, આ આયત નાઝિલ થવા ઉપર રસૂલે

કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહનો અઝાબ બિલકુલ સામે આવી ચૂક્યો હતો, તેને અલ્લાહ તઆલાએ પોતાની મહેરબાનીથી રોકી લીધો અને જો અઝાબ આવી ગયો હોત તો ઉમર બિન ખત્તાબ અને સઅદ બિન મઆઝ (રદિ.) સિવાય તેમનામાંથી કોઈ બચી શક્યું ન હોત. એનાથી જાણ થાય છે કે, કેદીઓને ફિદિયો લઈને છોડી દેવું આ ગુસ્સાનું કારણ હતું અને તિરમિઝીની અગાઉ વર્ણન થઈ ચૂકેલ રિવાયતથી પણ તેનું કારણ માલે ગનીમત ભેગા કરવાનું જાણ થાય છે પરંતુ બંનેમાં કોઈ વિરોધાભાસ નથી, કેદીઓ પાસેથી ફિદિયો લેવો પણ ગનીમતના માલનો જ એક ભાગ છે.

**મસ્અલો :**

પ્રસ્તુત આયતમાં કેદીઓને ફિદિયો (વળતર) લઈને સ્વતંત્ર કરવા ઉપર અથવા ગનીમતનો માલ ભેગા કરવા ઉપર જે ગુસ્સો નાઝિલ થયો અને અલ્લાહના અઝાબથી ડરાવવામાં આવ્યા પરંતુ પછી મા'ફી આપી દેવામાં આવી, તેનાથી એ બાબત ન ખુલી કે ભવિષ્ય માટે આ મા'મલામાં મુસલમાનોએ શું કરવું જોઈએ. એટલા માટે આગલી આયતમાં ગનીમતના માલનો મસ્અલો તો સ્પષ્ટ કરી દેવામાં આવ્યો, فَكُلُوْا مِمَّا غَنِمْتُمْ એટલે કે, જે ગનીમતનો માલ તમારા હાથ આવ્યો છે તે હવે તમે ખાઈ શકો છો અને ભવિષ્યમાં પણ તમારા માટે હલાલ કરવામાં આવ્યો છે પરંતુ તેમાં પણ એક શંકા બાકી રહી જાય છે કે, ગનીમતનો માલ હલાલ કરવાનો હુકમ તો હવે મળ્યો છે આ હુકમ પહેલાં ભૂલથી જે માલ જમા કરી લેવામાં આવ્યો હતો કદાચ તેમાં કોઈ પ્રકારની સુગ હોય, એટલા માટે તેના પછી حَلٰلًا طَيِّبًا ફરમાવીને એ શંકા પણ દૂર કરી દેવામાં આવી કે, જો કે હુકમ નાઝિલ થતા પહેલાં ગનીમતનો માલ ભેગો કરવાનું પગલું યોગ્ય ન હતું પરંતુ હવે જ્યારે કે ગનીમતનો માલ હલાલ થવાનો હુકમ આવી ગયો તો પ્રથમ જમા કરેલો માલ પણ કોઈપણ પ્રકારની સુગ વિના હલાલ છે.

**મસ્અલો :**

અત્રે ફિક્હના નિયમનો એક મસ્અલો દષ્ટિપાત કરવા અને યાદ રાખવા યોગ્ય છે કે, જ્યારે કોઈ નાજાઈઝ પગલું ભર્યા પછી કોઈ આગવી આયત દ્વારા તે માલને હલાલ કરવાનો હુકમ નાઝિલ થઈ જાય તો તે અગાઉ ભરવામાં આવેલ

પગલાની તે માલમાં કોઈ અસર બાકી રહેતી નથી, આ માલ હલાલ અને સ્વચ્છ થઈ જાય છે જેમકે અહીંયાં થયું છે, પરંતુ તેનું જ એક બીજું ઉદાહરણ એ છે કે, કોઈ મા'મલામાં હુકમ તો પ્રથમથી જ નાઝિલ થયો હતો પરંતુ તેની જાહેરાત અમલ કરનારાઓ સામે ન થઈ હતી તે બીના ઉપર તેઓ તેનો વિરોધ કરી બેઠા, પાછળથી જાણ થઈ કે અમારી આ પ્રવૃત્તિ કુર્આન અને સુન્નતના ફલાણા હુકમની વિરુદ્ધ હતી તો આવી પરિસ્થિતિમાં હુકમની જાહેરાત પછી તે માલ હલાલ રહેતો નથી, ભલે પછી તે પાછલી ભૂલને મા'ફ પણ કરી દેવામાં આવી હોય. (نور الانوار ملاجیون)

પ્રસ્તુત આયતમાં ગનીમતના માલને હલાલ અને પવિત્ર તો ઠરાવી દેવામાં આવ્યો પરંતુ અંતિમ આયતમાં આ શરત લગાવી દેવામાં આવી કે, وَاتَّقُوا اللّٰهَ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ તેમાં ઈશારો કરી દેવામાં આવ્યો કે, ગનીમતનો માલ જો કે હલાલ કરી દેવામાં આવ્યો છે પરંતુ તે પણ એક ખાસ કાયદા હેઠળ હલાલ થયો છે, તે કાયદાની વિરુદ્ધ અથવા પોતાના હકથી વધારે લઈ લેશો તો તે જાઈઝ નથી.

અત્રે બે બાબતો હતી, એક ગનીમતનો માલ યુદ્ધ કેદીઓને છોડીને લેવામાં આવે, પ્રથમ બાબત વિશે તો આ આયતે વાતને સ્પષ્ટ અને ચોખ્ખી કરી દીધી પરંતુ બીજી બાબતમાં હજુ સુધી વાત ચોખ્ખી કે સ્પષ્ટ થઈ ન હતી, તેના વિશે સૂરએ મુહમ્મદમાં આ આયત નાઝિલ થઈ, (૪૭ : ૪)

فَاِذَا لَقِيْتُمُ الَّذِيْنَ كَفَرُوْا فَضَرْبَ الرِّقَابِ ؕ حَتّٰٓى اِذَآ اَثْخَنْتُمُوْهُمْ فَشُدُّوا الْوَثَاقَ
فَاِمَّا مَنًّاۢ بَعْدُ وَاِمَّا فِدَآءً حَتّٰى تَضَعَ الْحَرْبُ اَوْزَارَهَا

*"જ્યારે યુદ્ધમાં કાફિરો સાથે તમારો મુકાબલો થાય તો તેમની ગરદનો ઉડાવી દો, એટલે સુધી કે જ્યારે તમે ખૂનરેજી દ્વારા તેમની શક્તિ અને દબદબાને નષ્ટ કરી ચૂકો તો પછી તેમને કેદ કરીને મજબૂતીથી બાંધો, ત્યારબાદ યા તો તેમના ઉપર અહેસાન કરીને કોઈ વળતર વિના જ સ્વતંત્ર કરી આપો અથવા ફિદિયો (વળતર) લઈને છોડી આપો, એટલે સુધી કે યુદ્ધ પોતાના હથિયારો નાંખી દે."*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, ગઝ્વએ બદ્રમાં કેદીઓને ફિદિયો લઈને સ્વતંત્ર કરવા ઉપર ક્રોધ નાઝિલ થયો, આ ઈસ્લામનો

પ્રથમ જિહાદ હતો, તે સમય સુધી કાફિરોની શક્તિ અને દબદબો તૂટી ચૂક્યો ન હતો, અચાનક તેમના ઉપર એક મુસીબત આવી પડી હતી પછી જ્યારે ઈસ્લામ અને મુસલમાનોને સંપૂર્ણ વિજય પ્રાપ્ત થઈ ગયો તો અલ્લાહ તઆલાએ આ હુકમ મન્સૂખ (રદ) કરવા માટે સૂરએ મુહમ્મદની પ્રસ્તુત આયત નાઝિલ કરી, જેમાં નબીએ કરીમ ﷺ અને મુસલમાનોને કેદીઓ વિશે ચાર અધિકાર આપવામાં આવ્યા તે આ પ્રમાણે છે.

اِنْ شَاءُ وْا قَتَلُوْهُمْ وَاِنْ شَاءُ وْا اِسْتَعْبَدُوْهُمْ وَاِنْ شَاءُ وْا اَفَادُوْهُمْ وَاِنْ شَاءُ وْا

اَعْتَقُوْهُمْ (مَظْهَرِیْ)

*"ચાહો તો બધાને કતલ કરી નાંખો અથવા ચાહો તો ગુલામ બનાવી લો અથવા ચાહો તો ફિદિયો લઈને છોડી મૂકો અથવા ચાહો તો વિના ફિદિયો લીધા જ આઝાદ કરી આપો."*

પ્રસ્તુત ચાર અધિકારોમાંથી પ્રથમ બે ઉપર તો સમગ્ર ઉમ્મતની સહમતી અને ઈજ્માઅ્ છે કે, અમીરુલ મુસ્લિમીનને કેદીઓને કતલ કરી નાંખવાનો અધિકાર પણ છે અથવા ગુલામ બનાવી લેવાનો પણ; પરંતુ તેમને વળતર લીધા વિના છોડી દેવા અથવા વળતર લઈને છોડી દેવામાં ઉમ્મતના ફુક્હાના મતભેદ છે.

ઈમામ માલિક, ઈમામ શાફઈ, ઈમામ અહમદ બિન હમ્બલ, ષૌરી, ઈસ્હાક અને તાબિઈનમાંથી હઝરત હસન બસરી તથા અતાઅ્ (રહ.)નો અભિપ્રાય એ છે કે, આ બંને સ્વરૂપોમાં પણ 'અમીરુલ મુસ્લિમીન' માટે જાઈઝ છે કે, કેદીઓને વળતર લઈને છોડી આપે અથવા તો વળતર લીધા વિના જ આઝાદ કરી આપે અથવા તો મુસલમાન કેદીઓ સાથે તેની અદલા-બદલી કરે.

ઈમામ અબૂ હનીફા, અબૂ યુસુફ, મુહમ્મદ, અવજાઈ, કતાદહ, ઝહ્હાક, સુદ્દી અને ઈબ્ને જુરયજ (રહ.) ફરમાવે છે કે, વળતર લીધા વિના છોડવા તો બિલકુલ જાઈઝ નથી, ફિદિયો લઈને છોડવા પણ ઈમામ અબૂ હનીફા (રહ.)ના પ્રખ્યાત અભિપ્રાય પ્રમાણે જાઈઝ નથી, અલબત્ત સીયરે કબીરની રિવાયત એ છે કે જો મુસલમાનોને માલની આવશ્યકતા હોય તો ફિદિયો લઈને છોડી શકે છે,

અલબત્ત મુસલમાન કેદીઓની અદલા-બદલીમાં તેમને છોડી દેવું ઈમામ અબૂ હનીફા (રહ.) અને સાહિબૈન (રહ.)ના મતે જાઈઝ છે.(كَمَا هُوَ اَظْهَرُ الرِّوَايَتَيْنِ عَنْهُمْ .مَظْهَرِى)

જે લોકોએ ફિદિયો લઈને અથવા ફિદિયો લીધા વિના છોડી મૂકવાની પરવાનગી આપી છે તે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે સૂરએ મુહમ્મદની આયતને સૂરએ અન્ફાલની આયતની નાસિખ અને સૂરએ અન્ફાલની આયતને મન્સૂખ ઠરાવે છે. હનફિય્યાએ સૂરએ મુહમ્મદની આયતને મન્સૂખ ઠરાવી છે અને સૂરએ અન્ફાલની આયત فَشَرِّدْبِهِمْ مَّنْ خَلْفَهُمْ અને આયત اُقْتُلُوا الْمُشْرِكِيْنَ حَيْثُ وَجَدْتُّمُوْهُمْ (૯ : ૫)ને તેની નાસિખ ઠરાવી છે, એટલા માટે કેદીઓને સ્વતંત્ર કરી દેવા ભલે ફિદિયો લઈને હોય અથવા ફિદિયો લીધા વિના હોય તેમના મતે જાઈઝ નથી.

*(મઝહરી)*

પરંતુ જો સૂરએ અન્ફાલની આયતના શબ્દો અને સૂરએ મુહમ્મદના શબ્દોમાં વિચાર કરવામાં આવે તો એવી જાણ થાય છે કે, આ બંનેમાં કોઈ નાસિખ અને મન્સૂખ નથી બલકે બે ભિન્ન પ્રકારની પરિસ્થિતિઓમાં બે અલગ-અલગ પ્રકારના હુકમો છે.

સૂરએ અન્ફાલની આયતમાં પણ અસલ હુકમ اِثْخَانُ فِى الْاَرْض એટલે કે, કતલ દ્વારા કાફિરોની શક્તિને તોડી નાંખો અને સૂરએ મુહમ્મદની આયતમાં પણ જે مَنّ وَفِدَاءً એટલે કે, "કેદીઓને વિના વળતર અથવા વળતર લઈને આઝાદ કરી આપો"ને અપનાવવામાં આવ્યું છે, તેનાથી અગાઉ اِثْخَانُ فِى الْاَرْض નું વર્ણન થઈ ચૂક્યું છે, એટલે કે ખૂનરેજી દ્વારા કાફિરોની શક્તિ તૂટી ગયા પછી એ પણ અધિકાર છે કે, કેદીઓને ફિદિયો લઈને અથવા ફિદિયો લીધા વિના જ મુક્ત કરી દેવામાં આવે.

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ની રિવાયત 'સીયરે કબીર'નો પણ આ જ હેતુ હોઈ શકે છે કે, મુસલમાનોની હાલત અને જરૂરિયાતો ઉપર દૃષ્ટિપાત કરી બંને પ્રકારના હુકમો આપી શકાય છે. وَاللّٰهُ سُبْحٰنَهٗ وَتَعَالٰى اَعْلَمُ

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૭૦-૭૧)

يَآ اَيُّهَا النَّبِيُّ قُلْ لِّمَنْ فِيْٓ اَيْدِيْكُمْ مِّنَ الْاَسْرٰٓى ۙ اِنْ يَّعْلَمِ اللّٰهُ فِيْ قُلُوْبِكُمْ خَيْرًا يُّؤْتِكُمْ خَيْرًا مِّمَّآ اُخِذَ مِنْكُمْ وَيَغْفِرْ لَكُمْ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝ وَاِنْ يُّرِيْدُوْا خِيَانَتَكَ فَقَدْ خَانُوا اللّٰهَ مِنْ قَبْلُ فَاَمْكَنَ مِنْهُمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝

## તરજુમો :

*હે નબી (ﷺ) જે તમારા હાથમાં કેદી છે તેમને કહી આપો, જો અલ્લાહ તમારા દિલોમાં કંઈ નેકી જાણશે તો તમને તેનાથી બહેતર આપશે જે તમારાથી છીનવાઈ ગયું અને તમને મા'ફ કરશે અને અલ્લાહ મહાન મા'ફ કરનાર મહેરબાન છે. (૭૦) અને જો તમારી સાથે દગાબાજી કરવા ઈચ્છશે બસ તેઓ આનાથી પહેલાં અલ્લાહ સાથે દગો કરી ચૂક્યા છે પછી તેણે તેમને પકડાવી દીધા અને અલ્લાહ સઘળું કંઈ જાણનારો હિકમતવાળો છે. (૭૧)*

## તફસીર :

હે પયગમ્બર (ﷺ) ! તમારા કબ્જામાં જે કેદીઓ છે (તેમનામાંથી જે મુસલમાન થઈ ગયા) તમે તેમને ફરમાવી આપો કે જો અલ્લાહ તઆલા તમારા દિલોમાં ઈમાન જોશે (એટલે કે તમે દિલથી મુસલમાન થશો, કારણ કે અલ્લાહ તઆલાના જ્ઞાન પ્રમાણે વાસ્તવિકતા શું છે તે તેને જાણે જ છે અને અલ્લાહ તઆલા તેને જ મુસ્લિમ સમજશે જે દિલથી મુસલમાન થયો અને જે વ્યક્તિ ગેરમુસ્લિમ હશે તેને ગેરમુસ્લિમ જ સમજશે, બસ જો તમે દિલથી મુસલમાન થઈ ગયા) તો જે કંઈ તમારી પાસેથી (ફિદિયામાં) લેવામાં આવ્યું છે (દુનિયામાં) તેનાથી બહેતર તમને આપશે અને (આખિરતમાં) તમને બખ્શી આપશે અને અલ્લાહ તઆલા મહાન મગફિરતવાળો છે (એટલા માટે તમને મા'ફ કરી આપશે અને) મોટી રહમતવાળો છે (એટલા માટે તમને તેનો સારો બદલો આપશે) અને જો (ધારી લો કે) આ લોકો (સાચા દિલથી મુસલમાન ન થાય બલકે ફક્ત ઈસ્લામની જાહેરાત દ્વારા તમને ધોકો જ આપવા ઈચ્છે અને દિલમાં) તમારી

સાથે ખયાનત કરવાનો (એટલે કે, કરારભંગ કરી વિરોધ કરી મુકાબલો કરવાનો) ઈરાદો રાખતા હોય તો (કોઈ ચિંતાની વાત નથી, કોઈ ફિકર ન કરો, અલ્લાહ તઆલા તેમને ફરી તમારા હાથોમાં કેદ કરાવી આપશે, જેમકે) આનાથી અગાઉ તેમણે અલ્લાહ સાથે ખયાનત કરી હતી (અને તમારો વિરોધ અને મુકાબલો કર્યો) પછી અલ્લાહ તઆલાએ તેમને તમારા હાથોમાં ગિરફતાર કરાવ્યા અને અલ્લાહ તઆલા ખૂબ જાણનારો છે (કે કોણ ખયાનત કરનાર છે અને) મહાન હિકમતવાળો છે (એવી પરિસ્થિતિ ઉપસ્થિત કરે છે કે જેનાથી ખયાનતકાર પરાજિત થઈ જાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

ગઝ્વએ બદ્રના કેદીઓને ફિદિયો લઈને છોડી દેવામાં આવ્યા. ઈસ્લામ અને મુસલમાનોના તે દુશ્મનો જેમણે તેમને સતાવવામાં, મારવામાં, કતલ કરવામાં કોઈ સમયે પણ કોઈ કસર બાકી રાખી ન હતી અને જ્યારે પણ તક મળી તેમણે મુસલમાનો ઉપર અત્યંત ક્રૂર અત્યાચાર કર્યા, હવે જ્યારે મુસલમાનોના હાથોમાં કેદ થઈ ગયા પછી તેમના પ્રાણને બખ્શી દેવા કોઈ મા'મૂલી વાત ન હતી, એટલા માટે આ તેમના માટે ઘણી જ મોટી ખુશનસીબી અને મહાન ભલાઈ તથા દયાનો મા'મલો હતો, ફિદિયામાં જે રકમ તેમની પાસેથી લેવામાં આવી તે ખૂબ મા'મૂલી હતી.

અલ્લાહ તઆલાની દયા અને કૃપા જૂઓ કે, આ મા'મૂલી રકમ આપવાથી જે એક પ્રકારની તકલીફ તેમને આવી પડી છે તેને પણ કેવી રીતે દૂર કરવામાં આવે છે. પ્રસ્તુત આયતમાં ઈશારો છે કે, જો અલ્લાહ તઆલા તમારા દિલોમાં કોઈ ભલાઈ જોશે તો જે કંઈ તમારી પાસેથી લેવામાં આવ્યું છે તેનાથી ઉત્તમ તમને આપી દેશે અને તેનાથી વધીને એ કે તમારા પાછલા ગુનાહો મા'ફ કરી આપશે, ભલાઈનો અર્થ ઈમાન અને નિખાલસતા છે અને તેનો અર્થ એ છે કે, મુક્ત થયા પછી આ કેદીઓમાં જે લોકો ઈમાન અને ઈસ્લામને ઈખ્લાસ સાથે અપનાવી લેશે તો જે કંઈ ફિદિયામાં આપ્યું છે તેનાથી વધારે તેમને મળી જશે અને કેદીઓને સ્વતંત્ર અને આઝાદ કરી દેવાની સાથે તેમને એ પ્રમાણે આમંત્રણ આપવામાં આવ્યું કે, તેઓ સ્વતંત્ર રીતે ગુપ્તપણે પોતાના નફા અને નુકસાન

ઉપર વિચાર કરે, એટલા માટે ઘટનાઓ સાક્ષી છે કે એ લોકોમાંથી જેઓ મુસલમાન થઈ ગયા અલ્લાહ તઆલાએ તેમને મા'ફ કર્યા અને જન્નતમાં ઉચ્ચ દરજ્જાઓ ઉપરાંત દુનિયામાં પણ તેમને એટલો માલ અને દોલત આપી દીધી કે, જે તેમના ફિદિયામાં આપેલા માલ કરતાં અનેકઘણી વધારે હતી.

મોટા ભાગના વિવરણકારોએ ફરમાવ્યું છે કે, આ આયત હઝરત રસૂલે કરીમ ﷺના કાકા હઝરત અબ્બાસ (રદિ.) વિશે નાઝિલ થઈ હતી, કારણ કે તેઓ પણ બદ્રના કેદીઓમાં સામેલ હતા અને તેમની પાસેથી પણ ફિદિયો લેવામાં આવ્યો હતો અને તેમની સાથે વિશિષ્ટતા એ હતી કે બદ્રના યુદ્ધમાં તેઓ મક્કાથી પોતાની સાથે લગભગ ૭૦૦ ગિન્ની સોનું લઈને આવ્યા હતા જેથી તેને કાફિરોના લશ્કર ઉપર ખર્ચ કરવામાં આવે અને હજુ એ ખર્ચ થવા પામ્યું ન હતું અને તેઓ સોના સહિત કેદ પકડી લેવામાં આવ્યા.

જ્યારે ફિદિયો આપવાનો સમય આવ્યો તો તેમણે રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે, મારી પાસે જે સોનું છે તેને મારા ફિદિયાની રકમ તરીકે લેવામાં આવે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જે માલ તમે કાફિરોની મદદ માટે લાવ્યા હતા તે તો મુસલમાનોનો માલે ગનીમત બની ગયો, હવે ફિદિયો તો તે ઉપરાંતનો હોવો જોઈએ અને સાથે જ એ પણ ફરમાવ્યું કે, પોતાના બે ભત્રીજાઓ અકીલ બિન અબી તાલિબ અને નવફલ બિન હારિષનો ફિદિયો પણ તમે આપો. હઝરત અબ્બાસ (રદિ.)એ વિનંતી કરી કે, જો એટલા માલનો ભાર મારા ઉપર નાંખવામાં આવશે તો મારે કુરૈશ પાસે ભીખ માંગવી પડશે, હું બિલકુલ ફકીર થઈ જઈશ. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, કેમ શું આપની પાસે એટલો માલ મોજૂદ નથી જે મક્કાથી રવાના થવાના સમયે આપની પત્ની ઉમ્મુલ ફઝ્લના હવાલે કર્યો છે ? હઝરત અબ્બાસ (રદિ.)એ પૂછ્યું કે, તમને એ કેવી રીતે ખબર પડી ? જ્યારે કે તે મેં રાતના અંધારામાં અને એકાંતમાં પોતાની પત્નીને સોંપ્યો હતો અને કોઈ ત્રીજો વ્યક્તિ પણ તેનાથી વાકેફ ન હતો. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મને મારા પરવરદિગારે તેની પૂરેપૂરી વિગત બતાવી છે. હઝરત અબ્બાસ (રદિ.)ના દિલમાં એ સાંભળીને રસૂલે કરીમ ﷺ સાચા રસૂલ હોવાનું યકીન થઈ ગયું, તેઓ પ્રથમથી આપ ﷺ ઉપર ભરોસો મૂકતા હતા પરંતુ અમુક શંકાઓ હતી, જે અલ્લાહ તઆલાએ તે સમયે દૂર કરી દીધી અને તેઓ

વાસ્તવમાં તે સમયે જ મુસલમાન થઈ ગયા પરંતુ તેમના ઘણા બધા રૂપિયા મક્કાના કુરૈશીઓ પાસે લેણા તરીકે નીકળતા હતા, જો તેઓએ તે જ સમયે પોતાના મુસલમાન હોવાની જાહેરાત કરી દીધી હોત તો તે રૂપિયા ખોટા થયા હોત, એટલા માટે તેમણે જાહેરાત ન કરી અને રસૂલ ﷺએ પણ કોઈનાથી તેની જાહેરાત ન કરી, મક્કા વિજય પહેલાં તેમણે રસૂલુલ્લાહ ﷺ પાસે પરવાનગી માંગી કે મક્કાથી હિજરત કરીને મદીના આવી જાઉં પરંતુ રસૂલે કરીમ ﷺએ તેમને એ જ સલાહ આપી કે હમણાં હિજરત ન કરો.

હઝરત અબ્બાસ (રદિ.)ની આ વાતચીત ઉપર રસૂલે કરીમ ﷺએ પ્રસ્તુત આયતમાં આવેલ વાયદો પણ તેમને બતાવ્યો કે, જો તમે ઈસ્લામ કબૂલ કરી લો અને નિખાલસ નિય્યત સાથે મો'મિન થઈ જાઓ તો જે કંઈ માલ તમે ફિદિયામાં ખર્ચ કર્યો છે તેનાથી ઉત્તમ અલ્લાહ તઆલા તમને અર્પણ કરશે, એટલા માટે હઝરત અબ્બાસ (રદિ.) ઈસ્લામની જાહેરાત કર્યા પછી ફરમાવ્યા કરતા હતા કે, હું તો આ વાયદાનું પૂર્ણ થવું મારી આંખોથી જોઈ રહ્યો છું, કારણ કે મારી પાસેથી ૨૦ અવકીયા સોનું ફિદિયામાં લેવામાં આવ્યું હતું, અત્યારે મારા વીસ ગુલામ વિવિધ સ્થળોએ વેપારનો કારોબાર કરી રહ્યા છે અને કોઈનો કારોબાર વીસ હજાર દિહરમથી ઓછો નથી અને તેનાથી વિશેષ એ ઈનામ આપવામાં આવ્યું છે કે, મને હાજીઓને 'આબે ઝમઝમ' પીવડાવવાની સેવા સોંપવામાં આવી છે જે મારા માટે એટલી મોટી પ્રતિષ્ઠાનું કામ છે કે, સમગ્ર મક્કાના નિવાસીઓના માલ-દોલતને પણ તેના મુકાબલામાં તુચ્છ સમજું છું.

ગઝ્વએ બદ્રના કેદીઓમાંથી અમુક લોકો મુસલમાન થઈ ગયા હતા પરંતુ તેમના વિશે આ લોકોના દિલોમાં ખટકો હતો કે, કદાચ આ લોકો મક્કા પહોંચીને ઈસ્લામથી ફરી જાય અને અમને કોઈ નુકસાન પહોંચાડે, અલ્લાહ તઆલાએ ત્યાર પછીની આયતમાં તેમના આ ભયને આ પ્રમાણે દૂર કર્યો, اِنْ يُّرِيْدُوْا خِيَانَتَكَ فَقَدْ خَانُوا اللّٰهَ مِنْ قَبْلُ فَاَمْكَنَ مِنْهُمْ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ એટલે કે, જો આ લોકો તમારી સાથે ખયાનત (દગાબાજી)નો જ ઈરાદો કરી લે તો તેનાથી તમને કોઈ નુકસાન પહોંચશે નહીં, આ તો તે જ લોકો છે જેઓ આનાથી પહેલાં અલ્લાહની સાથે ખયાનત કરી ચૂક્યા છે, એટલે કે અજલમાં થયેલા કરારમાં કે જે અલ્લાહ તઆલાને સમગ્ર વિશ્વનો પરવરદિગાર હોવાનો સ્વીકાર

કર્યો હતો તેનો વિરોધ કરવા લાગ્યા હતા, એટલે તેમની આ ખયાનત પોતે તેમના માટે નુકસાનકર્તા સાબિત થઈ કે, પરિણામે અપમાનિત અને બેઆબરૂ થઈને કેદ પકડાયા અને અલ્લાહ તઆલા તો દિલોના રહસ્યોને જાણનારો અને ઘણી મોટી હિકમતવાળો છે, જો આ લોકો હજુપણ તમારો વિરોધ કરવા લાગે તો અલ્લાહ તઆલાના કબ્જા (કાબૂ)થી બહાર ક્યાંય ચાલ્યા જવાના નથી, તે ફરી તેમને એ જ રીતે પકડી લેશે. પાછલી આયતમાં મુક્ત થનારા કેદીઓને ઈસ્લામ તરફ પ્રોત્સાહન આપતી શૈલીમાં આમંત્રણ આપવામાં આવ્યું હતું, આ આયતમાં ધમકી દ્વારા તેમને ચેતવવામાં આવ્યા છે કે તમારી દુનિયા અને આખિરતની ભલાઈ ઈસ્લામ અને ઈમાન ઉપર જ અવલંબિત છે.

અહીંયાં સુધી કાફિરો સાથે યુદ્ધ અને લડાઈ તથા તેમના કેદીઓને મુક્ત કરવાના અને તેમની સાથે સુલેહ અને શાંતિકરાર કરવાના હુકમનું વર્ણન કરવામાં આવ્યું હતું. આગલી આયતમાં અંતિમ સૂરત સુધી આ જ ક્રમના એક ખાસ વિષયનું વર્ણન અને તેના હુકમોની અમુક વિગત પ્રસ્તુત થઈ છે અને તે હિજરતના હુકમો છે, કારણ કે કાફિરોની સાથે મુકાબલામાં ક્યારેક એવી પરિસ્થિતિ પણ આવી શકે છે કે ન તો મુસલમાનોમાં તેમનો મુકાબલો અને યુદ્ધ કરવાની શક્તિ છે અને ન જ સુલેહ ઉપર તેઓ રાજી છે, એવી કમજોરીની પરિસ્થિતિમાં ઈસ્લામ અને મુસલમાનોનો છુટકારાનો માર્ગ હિજરત છે કે, તે શહેર અને પ્રદેશને છોડીને કોઈ અન્ય સ્થળે જઈને વસવાટ કરવામાં આવે જ્યાં ઈસ્લામી હુકમો ઉપર મુક્તપણે અમલ થઈ શકે.

---

## આયતો : (સૂરએ અન્ફાલ : આયત નં. ૭૨ થી ૭૫)

| |
|---|
| اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِيْ سَبِيْلِ اللّٰهِ وَ |
| الَّذِيْنَ اٰوَوْا وَّنَصَرُوْٓا اُولٰٓئِكَ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ؕ وَالَّذِيْنَ اٰمَنُوْا وَلَمْ يُهَاجِرُوْا |
| مَا لَكُمْ مِّنْ وَّلَايَتِهِمْ مِّنْ شَيْءٍ حَتّٰى يُهَاجِرُوْا ۚ وَاِنِ اسْتَنْصَرُوْكُمْ فِي الدِّيْنِ |
| فَعَلَيْكُمُ النَّصْرُ اِلَّا عَلٰى قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۷۲﴾ |

وَالَّذِينَ كَفَرُوا بَعْضُهُمْ أَوْلِيَاءُ بَعْضٍ ۚ إِلَّا تَفْعَلُوهُ تَكُنْ فِتْنَةٌ فِي الْأَرْضِ وَفَسَادٌ
كَبِيرٌ ﴿٧٣﴾ وَالَّذِينَ آمَنُوا وَهَاجَرُوا وَجَاهَدُوا فِي سَبِيلِ اللَّهِ وَالَّذِينَ آوَوْا وَّنَصَرُوا
أُولَٰئِكَ هُمُ الْمُؤْمِنُونَ حَقًّا ۚ لَهُمْ مَغْفِرَةٌ وَرِزْقٌ كَرِيمٌ ﴿٧٤﴾ وَالَّذِينَ آمَنُوا مِنْ بَعْدُ
وَهَاجَرُوا وَجَاهَدُوا مَعَكُمْ فَأُولَٰئِكَ مِنْكُمْ ۚ وَأُولُو الْأَرْحَامِ بَعْضُهُمْ أَوْلَىٰ بِبَعْضٍ فِي
كِتَابِ اللَّهِ ۗ إِنَّ اللَّهَ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿٧٥﴾

## તરજુમો :

*જે લોકો ઈમાન લાવ્યા અને ઘર છોડયું (હિજરત કરી) અને પોતાના માલ અને પ્રાણથી અલ્લાહના માર્ગમાં લડયા અને જે લોકોએ ઠેકાણું આપ્યું (આશરો આપ્યો) અને મદદ કરી તેઓ એકબીજાના રફીક (મિત્ર) છે અને જેઓ ઈમાન લાવ્યા અને ઘર છોડયું નહીં (હિજરત કરી નહીં) તમને તેમની રફાકત (મિત્રતા)થી કંઈ કામ નથી જ્યાં સુધી તેઓ ઘર ન છોડી આવે અને જો તેઓ તમારાથી દીનમાં મદદ ઈચ્છે તો તમારા માટે તેમની મદદ કરવી જરૂરી છે પરંતુ તે લોકો સિવાય કે તેમનામાં અને તમારામાં કરાર હોય અને જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને જુએ છે. (૭૨) અને જે લોકો કાફિર છે તેઓ એકબીજાના રફીક (મિત્ર) છે, જો તમે એવું કરશો નહીં તો પ્રદેશમાં ફિત્નો ફેલાશે અને મોટો ફસાદ થશે. (૭૩) અને જે લોકો ઈમાન લાવ્યા અને પોતાના ઘર છોડયા (હિજરત કરી) અને અલ્લાહના માર્ગમાં લડયા અને જે લોકોએ તેમને ઠેકાણું આપ્યું અને તેમને મદદ કરી તે જ સાચા મુસલમાન છે, તેમના માટે મા'ફી છે અને ઈજ્જતની રોજી. (૭૪) અને જેઓ તેના પછી ઈમાન લાવ્યા અને ઘર છોડી આવ્યા અને તમારી સાથે રહીને લડયા બસ તે લોકો પણ તમારામાં જ છે અને સગાંઓ અલ્લાહના હુકમમાં પરસ્પર એકબીજાના વધારે હકદાર છે, નિઃશંક ! અલ્લાહ દરેક વસ્તુને જાણે છે. (૭૫)*

## તફસીર :

બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે હિજરત પણ કરી અને

પોતાના માલ અને પ્રાણોથી અલ્લાહના માર્ગમાં જિહાદ પણ કર્યો (આ સમૂહને ''મુહાજિર''ના લકબથી ઓળખવામાં આવે છે) અને જે લોકોએ (આ મુહાજિરોને) રહેવાની જગ્યા આપી અને (તેમની) મદદ કરી (અને આ જમાઅતને ''અન્સાર''ના લકબથી ઓળખવામાં આવે છે) અને આ (બંને પ્રકારના) લોકો પરસ્પર એકબીજાના વારસદાર થશે અને જે લોકો ઈમાન તો લાવ્યા અને હિજરત ન કરી તમારો (એટલે કે મુહાજિરોનો) તેમના વારસામાં કોઈ સંબંધ નથી (ન આ તેમના વારિસ છે અને ન તેઓ આ લોકોના વારિસ છે) જ્યાં સુધી કે તેઓ હિજરત ન કરે (અને જ્યારે હિજરત કરી લે તો પછી તે પણ આ હુકમમાં સામેલ થઈ જશે) અને (ભલે તેમનો તમારી સાથે વારસા–સંબંધ ન હોય પરંતુ) જો તેઓ તમારી પાસે દીનના કાર્ય (એટલે કે કાફિરો સાથેના યુદ્ધ)માં મદદ ઈચ્છે તો તમારે (તેમને) મદદ કરવી વાજિબ છે પરંતુ તે કોમના મુકાબલામાં નહીં કે તમારામાં અને તેમનામાં પરસ્પર (સુલેહનો) કરાર હોય અને અલ્લાહ તઆલા તમારા સઘળા કામોને જોઈ રહ્યો છે, (બસ, તેના નક્કી હુકમોમાં દખલગીરી કરીને નારાજગીના હકદાર ન બનજો) અને (જે પ્રમાણે પરસ્પર તમારામાં વારસાઈનો સંબંધ છે એ જ પ્રમાણે) જે લોકો કાફિર છે તે પરસ્પર એકબીજાના વારિસ છે (ન તમે તેમના વારિસ, ન તેઓ તમારા વારિસ) જો આ (પ્રસ્તુત હુકમ) ઉપર અમલ નહીં કરો (બલકે દીનના વિરોધ છતાં માત્ર સગાઈના સંબંધ ઉપર મો'મિન અને કાફિરમાં વારસાઈનો સંબંધ સ્થાપિત કરશો) તો દુનિયામાં મોટો ફિત્નો અને મોટી ફસાદ (અરાજકતા) ફેલાશે, (કારણ કે વારસાઈના સંબંધોના કારણે બધા જ એક જ જમાઅત સમજવામાં આવશે અને ઈસ્લામને શક્તિ અને પ્રતિષ્ઠા એક અલગ સંગઠન અને જમાઅત બનાવ્યા વિના પ્રાપ્ત નથી થઈ શકતી અને ઈસ્લામની કમજોરી દુનિયાના બધા જ ફિત્ના અને ફસાદની જડ છે જેમકે દેખીતું છે) અને (આ વારસાનો હુકમ મુહાજિરો અને અન્સારોમાં પરસ્પર એટલે સુધી કે બધા જ મુહાજિરો સરખા છે, ભલે નબી ﷺની હિજરતના સમયમાં તેમણે હિજરત કરી હોય અથવા તો પાછળથી કરી હોય પરંતુ ફઝીલત અને શ્રેષ્ઠતામાં પરસ્પર સમાન છે કારણ કે) જે લોકો (પ્રથમ) મુસલમાન થયા અને તેમણે (નબી ﷺના હિજરતના સમયે) હિજરત કરી અને (પ્રથમથી જ) અલ્લાહના માર્ગમાં જિહાદ કરતા રહ્યા અને જે લોકોએ

(આ મુહાજિરોને) પોતાના ત્યાં થોભાવ્યા અને તેમની મદદ કરી એ લોકો (તો) ઈમાનનો પૂરો હક અદા કરનારા છે (કારણ કે તેમનો હક એ જ છે કે તેમનો સ્વીકાર કરવામાં અગ્રિમતા આપે) તેમના માટે (આખિરતમાં) મોટી મગફિરત અને (જન્નતમાં) મોટી ઈજ્જતની રોજી (નક્કી) છે અને જે લોકો (નબી ﷺની હિજરત) પછીના સમયમાં ઈમાન લાવ્યા અને હિજરત કરી અને તમારી સાથે મળીને જિહાદ કર્યો (એટલે કે કામ તો બધા જ કર્યા પરંતુ પાછળથી) બસ, એ લોકો (ભલે ફઝીલતમાં તમારા સમકક્ષ નથી પરંતુ તેમને) તમારામાં જ સામેલ સમજવામાં આવશે (ફઝીલતમાં તો એ કારણે કે અમલોના તફાવતથી મરતબામાં ફરક પડે છે અને વારસાના હુકમોમાં એ કારણે સામેલ થયા કે અમલોની ફઝીલતથી શરીઅતના હુકમોમાં કોઈ ફેરફાર થતો નથી) અને (ત્યાર પછી આવનારા મુહાજિરોમાં) જે લોકો (પરસ્પર પાછલા મુહાજિરોના) સગાં-વહાલાં છે (ભલે ફઝીલત અને મરતબામાં ઓછા છે પરંતુ વારસાના આધારે) અલ્લાહની કિતાબ (એટલે કે શરીઅતના હુકમો અથવા વારસાની આયતો)માં એકબીજા(ના વારસા)માં (સગાં-વહાલાં ન હોય તેમના કરતા) વધારે હકદાર છે, (ભલે સગાં-વહાલાં ફઝ્લ અને રુત્બામાં મોટા હોય) બેશક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી પેઠે જાણે છે (એટલા માટે દરેક સમયના હિત પ્રમાણે યોગ્ય હુકમ આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ અન્ફાલની અંતિમ ચાર આયતો છે, તેમાં મૂળ હેતુ હિજરતના તે હુકમો વર્ણન કરવાનો છે જેનો સંબંધ મુહાજિર મુસલમાનોના વારસા સાથે છે, તેનાથી વિપરીત જેઓ મુહાજિર નથી એવા મુસલમાનો અને ગેરમુસ્લિમોના વારસાનું પણ વર્ણન થયું છે.

તે હુકમોનો ખુલાસો એ છે કે, જે લોકો ઉપર શરીઅતના હુકમો લાગુ પડે છે તેઓ પ્રથમ બે પ્રકારના છે, એક મુસ્લિમ અને બીજા કાફિર. પછી મુસ્લિમ તે સમયના આધારે બે પ્રકારના હતા, એક મુહાજિર જેઓ મક્કાથી હિજરત કરવી ફરજ થવાના કારણે મદીના તય્યિબહમાં આવીને સ્થાયી થયા હતા, બીજા ગેરમુહાજિરો જેઓ કોઈ જાઈઝ કારણથી અથવા કોઈ અન્ય બહાનાથી મક્કામાં જ રહી ગયા હતા.

પરસ્પરની સગાઈ અને સંબંધ આ બધા પ્રકારના લોકોમાં સ્થાપિત હતી, કારણ કે ઈસ્લામના શરૂઆતના યુગમાં મોટા ભાગે એવું થતું હતું કે, પુત્ર મુસલમાન છે તો બાપ કાફિર છે, એ જ પ્રમાણે ભાઈ-ભત્રીજા, નાના-મામા વગેરે સગાઈ-સંબંધોની પણ એ જ પરિસ્થિતિ હતી અને મુસલમાન મુહાજિરો અને મુસલમાન ગેરમુહાજિરોના સગાઈ-સંબંધો થવા દેખીતું જ છે.

અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ રહમત અને ઉચ્ચ કક્ષાની હિકમત વડે મરનાર મનુષ્યના છોડેલા માલના હકદાર તેમના જ નજીકના સંબંધીઓ અને રિશ્તેદારોને ઠરાવી આપ્યા છે, જ્યારે કે વાસ્તવિક હકીકત એ હતી કે જેને જે કંઈ પણ દુનિયામાં મળ્યું તે બધું જ અલ્લાહ તઆલાની સાચી મિલકત હતી, તેના જ તરફથી તેને સમગ્ર જીવન ઉપયોગ કરવા અને નફો ઉઠાવવા માટે મનુષ્યને આપીને કામચલાઉ માલિક બનાવી દેવામાં આવ્યો હતો, એટલા માટે બુદ્ધિ અને ન્યાયનો તકાદો એ જ હતો કે દરેક મરનારનો છોડેલો માલ અલ્લાહ તઆલાની મિલકત તરફ પરત થઈ જાય જેનું વાસ્તવિક સ્વરૂપ ઈસ્લામી બયતુલ માલમાં સામેલ કરવાનું હતું, જેના દ્વારા સમગ્ર અલ્લાહ તઆલાની મખ્લૂકનું ભરણ-પોષણ અને કેળવણી થતી રહે પરંતુ એવું કરવામાં એક તો દરેક મનુષ્યની સ્વાભાવિક લાગણીઓને ઠેસ પહોંચે છે જ્યારે કે તે જાણતો હોય કે મારો માલ મારા પછી ન તો મારી અવલાદને મળશે, ન જ માં-બાપ કે પત્નીને; અને પછી તેનું પરિણામ એ પણ સ્વાભાવિક રીતે આવવું જરૂરી હતું કે, કોઈ વ્યક્તિ પોતાનો માલ વધારવાની અને તેને સુરક્ષિત રાખવાની ચિંતા જ કરત નહીં. ફક્ત જિંદગીની મર્યાદા સુધી આવશ્યકતા મુજબ ભેગો કરવાથી વધારે કોઈ વ્યક્તિ મહેનત અથવા સંઘર્ષ કરત નહીં અને એ દેખીતું છે કે, તેનું પરિણામ સમગ્ર માનવજાતિ અને શહેરો માટે તબાહી અને બરબાદીના સ્વરૂપમાં સામે આવ્યું હોત.

એટલા માટે અલ્લાહ તઆલા જલ્લ શા'નુહૂએ વારસાને મનુષ્યના સગાં-વહાલાંઓનો હક ઠરાવી દીધો, ખાસ કરીને એવી સગાઈઓનો જેના ફાયદા માટે તે પોતાની જિંદગીમાં માલ જમા કરતો હતો અને જાત-જાતની મહેનતો કરી તકલીફો ઉઠાવતો હતો.

તેની સાથે–સાથે ઈસ્લામે તે મહત્ત્વના હેતુને પણ વારસા–વહેંચણીમાં નજર સમક્ષ રાખ્યો જેના માટે મનુષ્યનું સર્જન થયું છે, એટલે કે અલ્લાહ તઆલાની ઈતાઅત અને ઈબાદત અને તે આધારે સમગ્ર મનુષ્ય જગતને બે અલગ–અલગ કોમો ઠરાવી દેવામાં આવી, મો'મિન અને કાફિર; કુર્આનની આયત خَلَقَكُمْ فَمِنْكُمْ كَافِرٌ وَّمِنْكُمْ مُّؤْمِنٌ (૬૪ : ૨)નો આ જ અર્થ છે.

અને બે કોમના દષ્ટિકોણે વંશ તથા લોહીના સંબંધોના વારસાના નિયમોને પણ કાપી નાંખ્યા કે ન તો કોઈ મુસલમાનને કાફિર સગાંના વારસામાંથી કોઈ હિસ્સો મળશે અને ન જ કોઈ કાફિરને કોઈ મુસલમાન સગાંની વિરાસતમાં કોઈ અધિકાર હશે. પ્રથમ બે આયતોમાં આ જ વિષયનો ઉલ્લેખ છે અને આ કાયમી હુકમ તથા ગેરમન્સુખ (રદ ન કરવામાં આવેલ) હુકમ છે, ઈસ્લામની શરૂઆતથી લઈને કયામત સુધી ઈસ્લામમાં વારસાનો આ જ કાયદો છે.

તેની સાથે–સાથે પરસ્પર વારસાનો એક બીજો હુકમ મુસલમાન મુહાજિરો અને ગેરમુહાજિરોને આપવામાં આવ્યો છે જેના વિશે પ્રથમ આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, મુસલમાનો જ્યાં સુધી મક્કાથી હિજરત ન કરે તે સમય સુધી તેમનો સંબંધ પણ હિજરત કરનાર મુસલમાનો સાથે વારસા વિશે કપાઈ ગયો છે, ન તો મુહાજિર મુસલમાન પોતાના ગેરમુહાજિર મુસલમાનનો વારસદાર થશે અને ન જ કોઈ ગેરમુહાજિર કોઈ મુહાજિર મુસલમાનના વારસામાંથી કોઈ હિસ્સો મેળવશે, આ હુકમ દેખીતું છે કે તે સમય સુધી હતો જ્યાં સુધી કે મક્કએ મુકર્રમહનો વિજય થયો ન હતો, મક્કા વિજય પછી તો પોતે રસૂલે કરીમ ﷺએ જાહેરાત કરી હતી, لَا هِجْرَةَ بَعْدَ الْفَتْحِ એટલે કે, ફત્હે મક્કા પછી હિજરતનો હુકમ સમાપ્ત થઈ ગયો, હવે જ્યારે હિજરતનો હુકમ જ સમાપ્ત થઈ ગયો તો હિજરત છોડનારાઓ સાથે સંબંધ કપાઈ જવાનો પ્રશ્ન જ ખતમ થઈ ગયો.

એટલા માટે મોટા ભાગના વિવરણકારોએ ફરમાવ્યું છે કે, આ હુકમ મક્કા વિજય પછી મન્સૂખ થઈ ચૂક્યો છે અને અમુક સંશોધનકારોના મતે આ હુકમ પણ કાયમી છે અને રદ થયો નથી પરંતુ પરિસ્થિતિઓ પ્રમાણે તે બદલાયો છે, જે પરિસ્થિતિઓમાં કુર્આન નાઝિલ થવાના સમયે આ હુકમ આવ્યો હતો, જો

કોઈ યુગમાં અથવા કોઈ પ્રદેશમાં ફરી એવી જ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ જાય તો ફરી આ જ હુકમ લાગુ પડશે.

તેનો ખુલાસો એ છે કે, ફત્હે મક્કા પહેલાં દરેક મુસલમાન પુરુષ–સ્ત્રી ઉપર મક્કાથી હિજરત કરવી 'ફરજે ઐન' ઠરાવવામાં આવી હતી. આ હુકમ પૂર્ણ કરવામાં અમુક થોડા મુસલમાનો સિવાય બધા મુસલમાનો હિજરત કરીને મદીના તય્યિબહ આવી ગયા હતા અને તે સમયે મક્કામાં હિજરત ન કરવી એ બાબતની નિશાની બની ગઈ હતી કે તે મુસલમાન નથી, એટલા માટે તે સમયે ગેરમુહાજિરોનો ઈસ્લામ પણ શંકાસ્પદ અને અવિશ્વસનીય હતો, આથી મુહાજિરો અને ગેરમુહાજિરોના પરસ્પરના વારસાના સંબંધને કાપી નાંખવામાં આવ્યા હતા.

હવે જો કોઈ દેશમાં ફરી એવી જ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ જાય કે, ત્યાં રહીને ઈસ્લામના ફરજો અદા કરવાનું બિલકુલ શક્ય ન હોય તો તે પ્રદેશથી હિજરત કરવી પણ ફરજ થઈ જશે અને એવી પરિસ્થિતિમાં કોઈ પ્રકારના મજબૂત કારણ વિના હિજરત ન કરવી જો ચોક્કસ સ્વરૂપે કુફ્રની નિશાની થઈ જાય તો પછી ત્યારે પણ એ જ હુકમ લાગુ પડશે કે મુહાજિરો અને ગેરમુહાજિરોમાં પરસ્પર વારસા સંબંધ બાકી રહેશે નહીં. આ ચર્ચાથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, મુહાજિરો અને ગેરમુહાજિરો વચ્ચે વારસા સંબંધ કપાઈ જવાનો હુકમ કોઈ અલગ પ્રકારનો હુકમ નથી, બલકે તે પ્રથમથી જ આપવામાં આવેલો હુકમ છે જે મુસલમાનો અને ગેરમુસલમાનોમાં વારસાના સંબંધને કાપી નાંખવાનું વર્ણન કરે છે, તફાવત માત્ર એટલો છે કે કુફ્રની આ નિશાનીના કારણે વારસાના સંબંધથી તો વંચિત કરી દેવામાં આવ્યા પરંતુ તેમને માત્ર આ એક નિશાનીના કારણે કાફિર ઠરાવવામાં નહીં આવે જ્યાં સુધી કે સ્પષ્ટ અને ખુલ્લમ ખુલ્લા તેમના ઉપર કુફ્ર સાબિત ન થઈ જાય.

અને લગભગ એ જ મસ્લિહતથી આ સ્થળે એક અન્ય હુકમ ગેરમુહાજિર મુસલમાનો વિશે વર્ણન કરવામાં આવ્યો છે કે, જો તે મુહાજિર મુસલમાનો પાસે મદદ અને સહાય માંગે તો મુહાજિર મુસલમાનોએ તેમની મદદ કરવી જરૂરી છે, જેથી એ જાણ થઈ જાય કે, ગેરમુહાજિર મુસલમાનોને બિલકુલ કાફિરોની

હરોળમાં મૂકવામાં ન આવે, બલકે તેમનો એ ઈસ્લામી હક બાકી રાખવામાં આવ્યો કે આવશ્યકતાના સમયે તેમની સહાય કરવામાં આવે.

અને કારણ કે આ આયતનો શા'ને નુઝૂલ (ઊતરવાની પૂર્વભૂમિકા) એક ખાસ હિજરત છે, મક્કાથી મદીના તરફ; અને ગેરમુહાજિર મુસલમાન તે જ હતા જેઓ મક્કામાં રહી ગયા હતા અને મક્કાના કાફિરોના ઘેરામાં હતા તો એ દેખીતું છે કે, તેઓ જે મદદ માંગતા હતા તે મક્કાના કાફિરોના મુકાબલામાં જ હોઈ શકતી હતી અને જ્યારે કુર્આને કરીમે મુહાજિર મુસલમાનોને તેમની મદદ કરવાનો હુકમ આપી દીધો તો દેખીતું એ જ સમજી શકાતું હતું કે, દરેક પરિસ્થિતિમાં અને દરેક કોમના મુકાબલામાં તેમની મદદ કરવી મુસલમાનો માટે જરૂરી ઠરાવી દેવામાં આવ્યું છે, જો કે તે કોમ કે જેમના મુકાબલા માટે તેઓ મદદ ઈચ્છી રહ્યા છે તેમનો મુસલમાનો સાથે કોઈ યુદ્ધબંધીનો કરાર ન થયો હોય, એટલા માટે કે ઈસ્લામમમાં ન્યાય અને ઈન્સાફ તથા કરારની પાબંદી એક મહત્ત્વની ફરજ છે, આથી આ જ આયતમાં અપવાદ સ્વરૂપે એક હુકમ એ પણ આપવામાં આવ્યો કે જો ગેરમુહાજિરો અન્ય મુસલમાનો પાસે કોઈ એવી કોમના મુકાબલા માટે મદદ ઈચ્છે જેમની સાથે મુસલમાનોએ યુદ્ધબંધીનો કરાર કરી રાખ્યો છે તો પછી તેઓએ પોતાના ભાઈ એવા ગેરમુહાજિર મુસલમાનોની મદદ કરવી કાફિરો સાથેના યુદ્ધબંધીના કરારના કારણે જાઈઝ નથી.

આ બે આયતોના વિષયનો ખુલાસો થયો, હવે તેને શબ્દો સાથે મેળવીને જોઈ લઈએ. ઈરશાદ થયો કે,

اِنَّ الَّذِیۡنَ اٰمَنُوۡا وَهَاجَرُوۡا وَجٰهَدُوۡا بِاَمۡوَالِهِمۡ وَاَنۡفُسِهِمۡ فِیۡ سَبِیۡلِ اللّٰهِ وَالَّذِیۡنَ
اٰوَوْا وَّنَصَرُوۡۤا اُولٰٓئِکَ بَعۡضُهُمۡ اَوۡلِیَآءُ بَعۡضٍ ؕ وَالَّذِیۡنَ اٰمَنُوۡا وَلَمۡ یُهَاجِرُوۡا مَا لَکُمۡ
مِّنۡ وَّلَا یَتِهِمۡ مِّنۡ شَیۡءٍ حَتّٰی یُهَاجِرُوۡا

*"બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે હિજરત કરી અને પોતાના માલ અને પ્રાણોથી અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યો અને જે લોકોએ ઠેકાણું (આશરો) આપ્યું અને સહાય કરી તે જ લોકો એકબીજાના મિત્રો છે અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે હિજરત ન કરી, તમારે તેમની મિત્રતાથી કંઈ લેવા–દેવા નથી ત્યાં સુધી કે તેઓ હિજરત કરે."*

આ સ્થળે કુર્આને કરીમે શબ્દ وَلِـىُّ (વલી) અને وِلَايَـتُ (વિલાયત)નો ઉપયોગ કર્યો છે, જેનો અસલ અર્થ મિત્રતા અને ગાઢ સંબંધનો થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન, કતાદહ, મુજાહિદ (રહ.) વગેરે તફસીરના ઈમામોએ ફરમાવ્યું છે કે, આ સ્થળે "વિલાયત"નો અર્થ "વારસો" અને "વલી"નો અર્થ "વારસદાર" થાય છે અને અમુક લોકોએ વિલાયતનો શાબ્દિક અર્થ મિત્રતા તથા મદદ અને સહાયનો પણ કર્યો છે.

પ્રથમ તફસીર પ્રમાણે આયતનો અર્થ એ થયો કે, મુસલમાન મુહાજિર અને અન્સાર પરસ્પર એકબીજાના વારસ થયા, તેમનો સંબંધ અને વારસો ન તો ગેરમુસ્લિમો સાથે સ્થાપિત રહી શકશે અને ન જ તે મુસલમાનો સાથે જેમણે હિજરત કરી નથી, પ્રથમ હુકમ એટલે કે દીનનો વિરોધ કરવાની બીના પર વિરાસતના સંબંધો કાપી નાંખવાનો તો કાયમી ધોરણે બાકી રહ્યો છે, પરંતુ બીજો હુકમ મક્કા વિજય પછી જ્યારે કે હિજરતની આવશ્યકતા જ ન રહી તો મુહાજિર અને બિનમુહાજિરમાં વારસાનો સંબંધ કપાઈ જવાનો હુકમ બાકી ન રહ્યો, તેનાથી અમુક ફુક્હાએ એ દલીલ કરી છે કે જે પ્રમાણે દીનનો વિરોધ કરવો એ વારસાઈનો સંબંધ કપાઈ જવાનું એક કારણ છે, એ જ પ્રમાણે ભિન્ન–ભિન્ન માતૃભૂમિનું હોવું પણ વારસાઈના સંબંધ કપાઈ જવાનું કારણ છે જેની વિગતવાર ચર્ચા ફિક્હની કિતાબોમાં ઉપસ્થિત છે.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, وَاِنِ اسْتَنْصَرُوْكُمْ فِى الدِّيْنِ فَعَلَيْكُمُ النَّصْرُ اِلَّا عَلٰى قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ ؕ وَاللّٰهُ بِمَاتَعْمَلُوْنَ بَصِيْرٌ એટલે કે, જે લોકોએ હિજરત નથી કરી, જો કે તેમનો વારસાઈનો સંબંધ કાપી નાંખવામાં આવ્યો છે પરંતુ તેઓ જો કે મુસલમાન છે અને તેઓ પોતાના દીનની સુરક્ષા માટે મુહાજિર મુસલમાનો પાસે સહાય માંગે તો તેમના માથે તેમની મદદ કરવી વાજિબ છે, પરંતુ તેની સાથે ન્યાય અને ઈન્સાફનો સિદ્ધાંત અને કરારપાલનની પાબંદીને પણ છોડવી ન જોઈએ એ બતાવવામાં આવ્યું છે, જો તેઓ તમને કોઈ એવી કોમ સાથે મુકાબલા માટે આમંત્રણ આપે અને મદદ માંગે જે કોમ સાથે તમારો યુદ્ધબંધીનો કરાર થઈ ચૂક્યો છે તો તેમના મુકાબલામાં તે મુસલમાનોની મદદ કરવી જાઈઝ નથી.

સુલ્હે હુદૈબિય્યહની શાંતિમંત્રણાના સમયે આ જ બાબત ઉપસ્થિત થઈ,

જે સમયે રસૂલે કરીમ ﷺએ મક્કાના કાફિરો સાથે સુલેહનો કરાર કરી લીધો ત્યારે સુલેહની શરતોમાં એ પણ સામેલ હતું કે, મક્કાથી જે વ્યક્તિ મદીના આવશે તેને રસૂલે કરીમ ﷺ પરત મોકલી આપશે અને બિલકુલ એ જ સુલેહની આ મંત્રણાના સમયે જ અબૂ જન્દલ (રદિ.) જેમને મક્કાના કાફિરોએ કેદ કરીને જાત–જાતની તકલીફોમાં નાંખ્યા હતા કોઈ રીતે છુટકારો મેળવી રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને પોતાના ઉપર કરવામાં આવેલ અત્યાચાર અને પોતે મજલૂમ હોવાની જાહેરાત કરીને રસૂલે કરીમ ﷺ પાસેથી મદદની માંગણી કરી, રસૂલે કરીમ ﷺ જેઓ વિશ્વ માટે દયા અને કૃપા બનીને આવ્યા હતા એક મજલૂમ મુસલમાનની ફરિયાદથી કેટલા પ્રભાવિત થયા હશે તેનું અનુમાન લગાવવું પણ કોઈ વ્યક્તિ માટે સરળ નથી, પરંતુ આ પ્રભાવ હોવા છતાં પ્રસ્તુત આયતના હુકમ પ્રમાણે તેમની મદદ કરવાથી મજબૂરી દર્શાવી અને તેમને પાછા મોકલી દીધા.

તેમનું આ રીતે પાછા ફરવું સૌ મુસલમાનો માટે અત્યંત દુ:ખદાયી અને આઘાતજનક હતું પરંતુ સરવરે કાઈનાત ﷺ અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે જાણે કે તે બાબતનું પ્રત્યક્ષ દર્શન કરી રહ્યા હતા કે હવે આ જુલ્મો–સિતમની જિંદગી બહુ લાંબી નથી રહી અને અમુક દિવસોના સબ્રનો સવાબ અબૂ જન્દલ (રદિ.)ને વધારે મળવાનો છે, ત્યારબાદ ઘણું જ જલદી મક્કા ફતેહ થઈને આ સમગ્ર કિસ્સો સમાપ્ત થવાનો છે, જો કે તે સમયે કુર્આનના ઈરશાદ પ્રમાણે આપ ﷺએ કરારની પાબંદી કરી અને તેમની વ્યક્તિગત મુસીબત ઉપર તે કરારની શરતોને અગ્રિમતા આપી, એ જ ઈસ્લામી શરીઅતની તે વિશિષ્ટ ખાસિયત છે જેણે તેને દુનિયામાં વિજય, ઈજ્જત અને આખિરતની સફળતાના માલિક બનાવ્યા છે નહિતર સામાન્ય રીતે દુનિયાની સરકારો કરારોની એક રમત રમે છે જેના દ્વારા કમજોરને દબાવવા અને શક્તિશાળીને ધોકો દેવાનો હેતુ હોય છે, જે સમયે પોતાનું થોડુંક પણ હિત સામે આવે છે તો તરત જ તેઓ છટકબારીઓ શોધી કરારને સમાપ્ત કરી નાંખે છે અને આક્ષેપ સામા પક્ષના માથે મૂકવાની ફિકર–ચિંતા કરે છે.

બીજી આયતમાં ઈરશાદ છે, وَالَّذِيْنَ كَفَرُوْٓا بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ એટલે કે, કાફિર લોકો પરસ્પર એકબીજાના વલી છે. શબ્દ "વલી" જેમકે ઉપર વર્ણન થઈ

ચૂક્યું એક સામાન્ય અર્થ ધરાવે છે, જેમાં વિરાસત પણ સામેલ છે અને ઘટનાની વિલાયત અને તેનું સંચાલન પણ; એટલા માટે આ આયતથી જાણ થઈ કે, કાફિર લોકો એકબીજાના વારસદાર સમજવામાં આવે છે અને વિરાસતની વહેંચણીનો જે કાયદો તેમના પોતાના ધર્મમાં પ્રચલિત છે તેમના વારસાઈના વ્યવહારમાં એ જ કાયદો અમલમાં આવશે, વળી તેમના યતીમ બાળકોના વાલી અને છોકરીઓના લગ્નના વાલીઓ પણ તેમનામાંથી જ થશે જેનો ખુલાસો એ છે કે, કૌટુંબિક બાબતોમાં ગેરમુસ્લિમોને પોતાના ધાર્મિક કાનૂન પ્રમાણે વર્તવાની ઈસ્લામી હુકૂમતમાં સુરક્ષા પ્રદાન થઈ છે.

અંતિમ આયતમાં ઈરશાદ છે اِلَّا تَفۡعَلُوۡهُ تَكُنۡ فِتۡنَةٌ فِى الۡاَرۡضِ وَفَسَادٌ كَبِيۡرٌ એટલે કે, જો તમે એવું ન કર્યું, તો સમગ્ર પ્રદેશમાં ફિત્નો અને ઘણી મોટી અરાજકતા ફેલાઈ જશે.

આ વાક્યનો સંબંધ તે બધા જ હુકમો સાથે છે જે તેનાથી અગાઉ વર્ણન કરવામાં આવ્યા છે, દાખલા તરીકે આ મુહાજિરો અને અન્સારોને પરસ્પર એકબીજાના વાલી–વારસો હોવું જોઈએ, જેમકે પરસ્પર મદદ અને સહાય પણ સામેલ છે અને વારસા–વહેંચણી પણ; બીજું એ કે, તે સમયના મુહાજિર અને ગેરમુહાજિર મુસલમાનોમાં પરસ્પર વારસાઈનો સંબંધ ન રહેવો જોઈએ પરંતુ મદદ અને સહાયનો સંબંધ પોતાની શરતો સાથે બાકી રહેવો જોઈએ, ત્રીજું એ કે કાફિરો પરસ્પર એકબીજાના વલી છે, તેમના વાલીપણાના કાયદાઓ અને વારસાઈમાં પણ કોઈ મુસલમાને દખલગીરી ન કરવી જોઈએ.

જો આ હુકમ ઉપર અમલ કરવામાં ન આવ્યો તો પૃથ્વી ઉપર મોટો ફિત્નો અને ઘણી મોટી અરાજકતા ફેલાઈ જશે, આ ચેતવણી લગભગ એટલા માટે આપવામાં આવી કે જે હુકમો આ સ્થળે વર્ણન થયા છે તે ન્યાય અને ઈન્સાફ તથા પ્રદેશમાં સામૂહિક શાંતિના પાયાના સિદ્ધાંતનું સ્વરૂપ ધરાવે છે, કારણ કે આ આયતોથી આ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે પરસ્પર મદદ, સહાય અને વારસાઈનો સંબંધ જે પ્રમાણે સગાઈ ઉપર આધારિત છે એ જ પ્રમાણે તેમાં ધાર્મિક અને દીની સંબંધ પણ ગણતરીમાં લેવાપાત્ર છે, બલકે લોહીના સંબંધ ઉપર દીની સંબંધને અગ્રિમતા આપવામાં આવી છે. એ જ કારણથી કાફિર એ

મુસલમાનનો અને મુસલમાન એ કાફિરનો વારસદાર નથી બની શકતો, ભલે તે પરસ્પર લોહીના સગા હોય, જેમકે બાપ–દિકરો કે ભાઈ–ભાઈ વગેરે; એની સાથે જ ધાર્મિક દુશ્મની અને અજ્ઞાનતાના પૂર્વગ્રહથી અટકાવવા માટે એ સૂચનાઓ પણ આપવામાં આવી કે ધાર્મિક સગાઈ અથવા સંબંધ જો કે, ખૂબ મજબૂત અને ટકાઉ છે પરંતુ કરારનો ભંગ કરવો જાઇઝ નથી, એ જ પ્રમાણે એ પણ માર્ગદર્શન આપવામાં આવ્યું કે, કાફિરો પરસ્પર એકબીજાના વાલી–વારસદારો છે, તેમની વ્યક્તિગત વારસાઈ કે વિલાયતમાં દખલગીરી ન કરવામાં આવે, જાહેરમાં તો આ અમુક ગૌણ અને ઓછા મહત્ત્વના હુકમો છે પરંતુ વાસ્તવમાં દુનિયાની શાંતિ માટે ન્યાય અને ઈન્સાફના આધારે અતિઉત્તમ તથા મજબૂત પાયાના સિદ્ધાંતો છે, એટલા જ માટે આ સ્થળે આ હુકમોને વર્ણન કર્યા પછી એવા શબ્દોમાં ચેતવણી આપવામાં આવી જે સામાન્ય રીતે બીજા હુકમો ઉપર આપવામાં નથી આવી કે, જો તમે આ હુકમો ઉપર અમલ ન કર્યો તો પ્રદેશમાં મોટો ફિત્નો અને ભારે અરાજકતા ફેલાઈ જશે. આ શબ્દોમાં પણ એ તરફ ઈશારો છે કે આ હુકમો ફિત્ના અને ફસાદને રોકવામાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે અને તેમાં તેનો પોતાનો આગવો પ્રભાવ છે.

ત્રીજી આયતમાં મક્કાથી હિજરત કરનારા સહાબા (રદિ.) અને તેમની મદદ કરનારા મદીનાના અન્સારોના વખાણ અને તારીફ કરીને તેમના સાચા મુસલમાન હોવાની સાક્ષી તથા તેમને મગફિરત અને ઈજ્જતવાળી રોજી આપવાના વાયદાનું વર્ણન થયું છે. ઈરશાદ થયો, اُولَٓئِکَ هُمُ الْمُؤْمِنُوْنَ حَقًّا એટલે કે, આ જ લોકો સાચા અને પાકા મુસલમાન છે; તેમાં ઈશારો એ તરફ છે કે હિજરત ન કરનારા લોકો પણ જો કે મુસલમાન છે પરંતુ તેમનો ઈસ્લામ સંપૂર્ણ પણ નથી અને યકીની પણ નથી, કારણ કે એ સંભાવના પણ છે કે વાસ્તવમાં તેઓ મુનાફિક હોય, ભલે જાહેરમાં મુસલમાન હોવાનો દા'વો કરતા હોય, ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, لَهُمْ مَّغْفِرَةٌ એટલે કે, તેમના માટે મગફિરત છે, જેમકે સહીહ હદીષોમાં اَلْاِسْلَامُ يَهْدِمُ مَا كَانَ قَبْلَهٗ وَالْهِجْرَةُ تَهْدِمُ مَاكَانَ قَبْلَهَا આવ્યું છે, એટલે કે મુસલમાન થઈ જવું પાછલા બધા ગુનાહોના અંબારો (ઢગલા)ને ઢાંકી દે છે, એ જ પ્રમાણે હિજરત કરવી પાછલા બધા ગુનાહોને ખતમ કરી દે છે.

ચોથી આયતમાં મુહાજિરોના વિવિધ વર્ગોનો હુકમ વર્ણન કર્યો છે કે, જો કે તેમનામાં અમુક લોકો "મુહાજિરીને અવ્વલ" પ્રથમથી જ હિજરત કરનારા છે કે, જેમણે સુલહે હુદૈબિય્યહ પહેલાં હિજરત કરી અને અમુક બીજા દરજ્જાના મુહાજિરો છે કે, જેમણે સુલહે હુદૈબિય્યહ પછી હિજરત કરી અને તેના કારણે તેમના આખિરતના દરજ્જાઓમાં ફરક પડી ગયો પરંતુ દુનિયાના હુકમોમાં તેમનો હુકમ પણ એ જ છે જે પ્રથમથી હિજરત કરનારા મુહાજિરોનો છે કે તેઓ એકબીજાના વારસ છે, આથી મુહાજિરોને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યો, فَاُولٰٓئِکَ مِنۡکُمۡ એટલે કે, આ બીજા દરજ્જાના મુહાજિરો પણ તમારા જ સમૂહમાં સામેલ છે, એટલા માટે વારસાઈના હુકમોમાં પણ તેમનો હુકમ સામાન્ય મુહાજિરો જેવો જ છે.

આ સૂરએ અન્ફાલની બિલકુલ અંતિમ આયત છે, તેના અંતે વારસા–વહેંચણીના કાયદાનું એક મજબૂત બંધારણ વર્ણન કરવામાં આવ્યું જેના દ્વારા તે કામચલાઉ હુકમો મન્સૂખ કરવામાં આવ્યા જે હિજરત પહેલાં મુહાજિરો અને અન્સારો વચ્ચે "મુવાખાત" ભાઈ–ભાઈ બનાવવાની પ્રક્રિયા દ્વારા એકબીજાના વારસદાર બનાવવા વિશે લાગુ પાડવામાં આવ્યા હતા. وَاُولُوا الۡاَرۡحَامِ بَعۡضُهُمۡ اَوۡلٰی بِبَعۡضٍ فِیۡ کِتَابِ اللّٰهِ

શબ્દ اُولُو (ઊલૂ) અરબી ભાષામાં "સાહેબ"ના અર્થમાં આવે છે, જેનો તરજુમો ગુજરાતી ભાષામાં "ધરાવનાર, માલિક વ્યક્તિ અથવા ચોક્કસ વસ્તુની માલિકી ધરાવનાર લોકો" થાય છે. જેમકે, اُولُوا الۡعَقۡل (ઊલૂલ અક્લ) "બુદ્ધિ ધરાવનાર", اُولُوا الۡاَمۡر (ઊલૂલ અમ્ર) "સત્તા ધરાવનાર" એટલા માટે اُولُوا الۡاَرۡحَامۡ (ઊલૂલ અરહામ)નો અર્થ "અરહામવાળા" થાય છે. اَرۡحَامۡ (અરહામ) એ رَحۡمۡ (રહમ)નું બહુવચન છે, જે વાસ્તવમાં એક અવયવનું નામ છે, તે સ્ત્રીનું ગર્ભાશય છે જેમાં બાળકના અસ્તિત્વમાં આવવાની પ્રક્રિયા થાય છે અને કારણ કે સગાઈ–સંબંધોનો તાલ્લુક "રહમ" એટલે કે ગર્ભાશયના ભાગીદાર હોવાથી કાયમ થાય છે, આથી "ઊલૂલ અરહામ"નો સગાઈ સંબંધોના અર્થમાં ઉપયોગ થાય છે.

એટલે આયતનો અર્થ એ થાય છે કે, જો કે એક પ્રકારનું સામાન્ય વાલીપણુ મુસમલમાનોનું પરસ્પર એકબીજા સાથે હોય જ છે, જેના કારણે

આવશ્યકતાના સમયે એકબીજાની સહાય અને મદદ પણ વાજિબ થાય છે અને પરસ્પર એકબીજાના વારસદાર પણ બને છે, પરંતુ જે મુસલમાનો પરસ્પર સગાઈ અને રિશ્તેદારીનો સંબંધ ધરાવતા હોય તો તે અન્ય મુસલમાનો કરતાં અગ્ર સ્થાને છે. فِی کِتٰبِ اللّٰہِ (ફી કિતાબિલ્લાહી)નો અર્થ આ સ્થળે فِیۡ حُکۡمِ اللّٰہِ (ફી હુક્મિલ્લાહી) થાય છે, એટલે કે અલ્લાહ તઆલાએ પોતાના ખાસ હુકમ વડે આ કાયદો બનાવ્યો છે.

આ આયતમાં એ નિયમ બતાવવામાં આવ્યો છે કે, વારસા–વહેંચણી સગાઈ–સંબંધના માપદંડ ઉપર હોવી જોઈએ અને શબ્દ اُولُوا الۡاَرۡحَام (ઊલૂલ અરહામ) તે સગાંઓ એટલે કે લોહીના રિશ્તેદારો માટે બોલવામાં આવે છે, તેમાંથી ખાસ–ખાસ લોહીના સંબંધીઓનો વારસાઈનો હિસ્સો તો પોતે કુર્આને કરીમે સૂરએ નિસાઅ્માં નક્કી કરી દીધો, જેને વારસા–વહેંચણીની પરિભાષામાં "અહલે ફરાઈઝ" વારસો ધરાવનાર અથવા "ઝવિલ્ફુરૂઝ" કહેવામાં આવે છે, તેમને આપ્યા પછી જે માલ બચે તે આ આયતની રૂએ અન્ય રિશ્તેદારોમાં વહેંચાવો જોઈએ અને એ પણ દેખીતું છે કે, બધા સગાં–વહાલાંઓમાં કોઈ માલની વહેંચણી કરવી કોઈના કાબૂમાં નથી, કારણ કે દૂરની રિશ્તેદારીઓ તો સમગ્ર દુનિયાના મનુષ્યોમાં પરસ્પર નિઃશંક ! ઉપસ્થિત છે જ કે સમગ્ર માનવજાત એક જ બાપ અને માં હઝરત આદમ અને હવ્વા (અલૈ.) દ્વારા પેદા થઈ, આથી સગાઈ–સંબંધોમાં વહેંચણી કરવાનું વાસ્તવિક સ્વરૂપ એ જ હોઈ શકે છે કે, નજીકના સગાંઓને દૂરના સગાંઓ ઉપર અગ્ર સ્થાને રાખી નજીકના સગાંને આપવામાં આવશે અને દૂરના સગાંને આ લાભથી વંચિત કરવામાં આવશે જેનું વિગતવાર વર્ણન રસૂલે કરીમ ﷺની હદીષોમાં એ પ્રમાણે મોજૂદ છે કે, ઝવિલ્ફુરૂઝનો હિસ્સો આપ્યા બાદ જે કંઈ બચે તે મય્યતના પિતા તરફના રિશ્તેદારીના દરજ્જા પ્રમાણે આપવામાં આવે, એટલા માટે બાપની રિશ્તેદારીમાં વધારે નજીક હોય તેમને દૂરના રિશ્તેદારો ઉપર અગ્રિમતા આપવામાં આવે અને નજીકની સામે દૂરનાને વંચિત કરવામાં આવે.

અને જો બાપ તરફના કોઈ સગાં જીવીત મોજૂદ નથી તો પછી બાકીના સગાં–વહાલાંઓમાં વહેંચણી કરવામાં આવે.

બાપ તરફની સગાઈ ઉપરાંત જે અન્ય સગાંઓ હોય છે, વારસાઈ અને

ફરાઈઝના જ્ઞાનની પરિભાષામાં શબ્દ "ઝવિલ્અરહામ" તેમના માટે ખાસ કરી દેવામાં આવ્યો છે પરંતુ આ પરિભાષા પાછળથી નક્કી કરવામાં આવી છે. કુર્આને કરીમમાં "ઊલૂલ અરહામ"નો શબ્દ અર્થના આધારે બધા જ સગાં–વહાલાંઓ ઉપર વિશેષ પ્રભાવી છે, જેમાં "ઝવિલ્ફુરૂઝ" અને બાપ તરફના સગાં–વહાલાં "ઝવિલ્અરહામ" બધા સામૂહિક રીતે સામેલ છે.

પછી તેની અમુક વિગત સૂરએ નિસાઅ્ની આયતોમાં આવી ચૂકી છે, જેમાં અમુક–અમુક રિશ્તેદારોના હિસ્સા પોતે અલ્લાહ તઆલાએ નક્કી કરી દીધા છે જેને વારસાઈની પરિભાષામાં "ઝવિલ્ફુરૂઝ" કહેવામાં આવે છે અને બાકીનાઓ વિશે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો,

اَلْحِقُوْا الْفَرَائِضَ بِاَهْلِهَا فَمَابَقِىَ فَهُوَلِاَوْلىٰ رَجُلٍ ذَكَرٍ (بُخَارِىْ)

*"એટલે કે, જેનો ભાગ કુર્આને નક્કી કરી આપ્યો છે તે તેને પૂરે–પૂરો આપ્યા પછી જે કંઈ બચે તે એ લોકોને આપવામાં આવે જે મય્યિતના સૌથી નજીકના પુરુષ હોય."*

*(બુખારી)*

તેમને વારસાઈની પરિભાષામાં عَصَبَاتٌ (અસબાત) કહે છે, જો કોઈ મૃત વ્યક્તિના "અસબાત"માં કોઈ ઉપસ્થિત નથી તો રસૂલુલ્લાહ ﷺના ઈરશાદ પ્રમાણે ફરી અન્ય રિશ્તેદારોને આપવામાં આવે છે જેમને વારસાઈની પરિભાષામાં "ઝવિલ્અરહામ" કહેવામાં આવે છે જેમકે મામા, માસી વગેરે.

સૂરએ અન્ફાલની આ અંતિમ આયતના અંતિમ વાક્યએ ઈસ્લામના વારસાઈ વહેંચણીના તે કાનૂનો મન્સૂખ કરી દીધા જે તેનાથી આગલી આયતોમાં ઉપસ્થિત હતા જેની રૂએ મુહાજિરો અને અન્સારોમાં પરસ્પર વારસાઈ લાગુ પડતી હતી, ભલે તેમની વચ્ચે કોઈ સગાઈ–સંબંધ ન હોય, કારણ કે આ હુકમ એક હંગામી કામચલાઉ હુકમ છે, જે હિજરતની શરૂઆતના સમયમાં આપવામાં આવ્યો હતો.

સૂરએ અન્ફાલ પૂર્ણ થઈ ગઈ. અલ્લાહ તઆલા આપણ સૌને તેને સમજવાની અને તેના ઉપર અમલ કરવાની તવફીક અતા ફરમાવે. આમીન.

تَمَّتْ سُوْرَةُ الْاَنْفَالِ بِعَوْنِ اللّٰهِ تَعَالٰى وَحَمْدِهٖ لَيْلَةَ الْخَمِيْسِ لِثَمَانِىَ وَعِشْرِيْنَ مِنْ جُمَادَى الْاُخْرٰى ١٣٨١ھ وَاَسْأَلُ اللّٰهَ تَعَالَى التَّوْفِيْقَ وَالْعَوْنَ فِىْ تَفْسِيْرِ سُوْرَةِ التَّوْبَةِ وَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهٗ وَاٰخِرَهٗ

مُحَمَّدْ شَفِيْع عُفِىَ عَنْهُ

وَتَمَّ النَّظْرُ الثَّانِىْ عَلَيْهِ يَوْمَ الْجُمُعَةِ لِتِسْعَةَ عَشَرَ مِنْ

جُمَادَى الْاُوْلٰى ١٣٩٠ھ وَالْحَمْدُ لِلّٰهِ عَلٰى ذٰلِكَ

❑❑❑❑❑❑❑❑❑❑❑

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અન્ફાલનો અનુવાદ પૂર્ણ થયો.

**મૂળ લેખક :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની સા. (રહ.)
**અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી
**તારીખ :** ૦૪ જુલાઈ ૨૦૦૯ બ મુતાબિક ૧૧ રજબ ૧૪૩૦ હિજરી.



કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ : (૯)

# સૂરએ તવબહ

સૂરએ તવબહ મદીનામાં ઊતરી, તેની ૧૨૯ આયતો અને ૧૬ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧ થી ૫)

اٰياتها ١٢٩ ۝ ٩ سُوْرَةُ التَّوْبَةِ مَدَنِيَّةٌ ١١٣ ۝ ركوعاتها ١٦

بَرَآءَةٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖٓ اِلَى الَّذِيْنَ عٰهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ۝١ۭ فَسِيْحُوْا فِي الْاَرْضِ
اَرْبَعَةَ اَشْهُرٍ وَّاعْلَمُوْٓا اَنَّكُمْ غَيْرُ مُعْجِزِي اللّٰهِ ۙ وَاَنَّ اللّٰهَ مُخْزِي الْكٰفِرِيْنَ ۝٢
وَاَذَانٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖٓ اِلَى النَّاسِ يَوْمَ الْحَجِّ الْاَكْبَرِ اَنَّ اللّٰهَ بَرِيْٓءٌ مِّنَ الْمُشْرِكِيْنَ ۙ
وَرَسُوْلُهٗ ۭ فَاِنْ تُبْتُمْ فَهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَاِنْ تَوَلَّيْتُمْ فَاعْلَمُوْٓا اَنَّكُمْ غَيْرُ مُعْجِزِي اللّٰهِ ۭ
وَبَشِّرِ الَّذِيْنَ كَفَرُوْا بِعَذَابٍ اَلِيْمٍ ۝٣ۙ اِلَّا الَّذِيْنَ عٰهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ثُمَّ لَمْ
يَنْقُصُوْكُمْ شَيْـًٔا وَّلَمْ يُظَاهِرُوْا عَلَيْكُمْ اَحَدًا فَاَتِمُّوْٓا اِلَيْهِمْ عَهْدَهُمْ اِلٰى مُدَّتِهِمْ ۭ
اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ۝٤ فَاِذَا انْسَلَخَ الْاَشْهُرُ الْحُرُمُ فَاقْتُلُوا الْمُشْرِكِيْنَ حَيْثُ
وَجَدْتُّمُوْهُمْ وَخُذُوْهُمْ وَاحْصُرُوْهُمْ وَاقْعُدُوْا لَهُمْ كُلَّ مَرْصَدٍ ۚ فَاِنْ تَابُوْا وَ
اَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ فَخَلُّوْا سَبِيْلَهُمْ ۭ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٥

**તરજુમો :**

*અલ્લાહ અને તેના રસૂલ તરફથી તે મુશ્રિકોને સ્પષ્ટ જવાબ છે જેમની સાથે*

*તમારો કરાર થયો હતો. (૧) બસ આ પ્રદેશમાં ચાર મહિના ફરી લો અને જાણી લો કે તમે અલ્લાહને થકવી શકશો નહીં અને એ કે અલ્લાહ કાફિરોને અપમાનિત કરનાર છે. (૨) અને અલ્લાહ તરફથી અને તેના રસૂલ તરફથી લોકોને મોટી હજ્જ (હજ્જે અકબર)ના દિવસે સંભળાવી દેવાનું છે કે અલ્લાહ અને તેનો રસૂલ મુશ્રિકોથી અળગા છે, બસ જો તમે તવબહ કરો તો તમારા માટે ઉત્તમ છે અને જો ન માનો તો જાણી લો કે તમે કદાપિ અલ્લાહને થકવી શકશો નહીં અને કાફિરોને દર્દનાક અઝાબની ખુશખબરી સંભળાવી દો. (૩) પરંતુ જે મુશ્રિકો સાથે તમે કરાર કર્યો હતો પછી તેમણે તમારી સાથે કંઈ કુસૂર ન કર્યો અને તમારા મુકાબલામાં કોઈની મદદ ન કરી, બસ તેમની સાથે તેમનો કરાર તેમના વાયદા સુધી પૂરો કરો, નિઃશંક ! અલ્લાહને કાળજીવાળા (મુત્તકીઓ) પસંદ છે. (૪) પછી જ્યારે શરણના ચાર મહિના પસાર થઈ જાય તો મુશ્રિકોને મારો જ્યાં (પણ) પામો અને પકડો અને ઘેરો અને દરેક સ્થળે તેમની તાકમાં બેસો, પછી જો તેઓ તવબહ કરે અને નમાઝ કાયમ રાખે અને ઝકાત આપ્યા કરે તો તેમનો માર્ગ છોડી દો, બેશક ! અલ્લાહ મહાન મા'ફ કરનારો મહેરબાન છે. (૫)*

## તફસીર :

અલ્લાહ તરફથી અને તેના રસૂલ (ﷺ) તરફથી તે મુશ્રિકો(ના કરાર)થી સંબંધ વિચ્છેદ છે જેમણે તમારી સાથે (કોઈ પ્રકારની સમય મર્યાદા નક્કી કર્યા વિના) કરાર કરી રાખ્યો હતો (આ તે ત્રીજા પ્રકારના ગ્રૂપ માટે છે કે જેની વિગત આગળ મસ્અલા અને બોધપાઠ વિભાગમાં આવી રહી છે) અને (ચોથું ગ્રૂપ એટલે કે જેમની સાથે કોઈ જ કરાર ન હતો તેમનો હુકમ પણ મોટે ભાગે અર્થ તરીકે લેવામાં આવ્યો કે જ્યારે કરારથી બંધાયેલા લોકો સાથે કરાર પૂરો થયાની જાહેરાત કરી દીધી તો જેમની સાથે પ્રથમથી કોઈ કરાર જ ન હતો) બસ, (તે બંને ગ્રૂપોને જાણ કરી આપો કે) તમે લોકો આ જમીનમાં ચાર મહિના હરી–ફરી લો (પરવાનગી છે જેથી પોતાનું સ્થળ અને શરણ શોધી લો) અને (તેની સાથે) એ (પણ) જાણી લો કે (આ મહોલતના કારણે જ મુસલમાનોના હાથોથી બચી શકો છો પરંતુ) તમે અલ્લાહ તઆલાને લાચાર નથી કરી શકતા (કે તેના કાબૂમાંથી બહાર નીકળી શકો) અને એ (પણ જાણી રાખો) કે બેશક !

અલ્લાહ તઆલા (આખિરતમાં) કાફિરોને અપમાનિત કરશે (એટલે કે અઝાબ આપશે તમારી ડિપ્લોમેસી તેના અઝાબથી બચાવી નહીં શકે અને કત્લ થવાની શક્યતા દુનિયામાં રહેલી જ છે, તેમાં તવબહ માટેનું પ્રોત્સાહન પણ છે) અને (પ્રથમ તથા બીજા વર્ગનો હુકમ એ છે કે) અલ્લાહ અને રસૂલ (ﷺ) તરફથી મોટી હજ્જની તારીખોમાં સામાન્ય લોકોની સામે એ'લાન કરવામાં આવે છે કે, અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) બંને (કોઈ સમય મર્યાદા નક્કી કર્યા સિવાય હમણાં જ) સંબંધ વિચ્છેદ કરે છે મુશ્રિકો(ને સલામતી આપવા)થી (જેમણે પોતે કરારનો ભંગ કર્યો; તેનાથી અત્રે પ્રથમ પ્રકારની જમાઅત સમજવામાં આવશે પરંતુ) પછી (પણ તેમને કહેવામાં આવે છે કે) જો તમે (કુફ્રથી) તવબહ કરી લો તો તમારા માટે (બંને દુનિયામાં) ઉત્તમ છે (દુનિયામાં તો એટલા માટે કે તમારો કરારભંગ કરવો મા'ફ થઈ જાય છે અને કત્લ થવાથી બચી જશો અને આખિરતમાં દેખીતું છે કે છુટકારો પામી લેશો) અને તમે (ઈસ્લામનો) વિરોધ કર્યો તો એ સમજી રાખો કે તમે અલ્લાહ તઆલાને આજિઝ (લાચાર) નહીં કરી શકો (કે ક્યાંક નીકળીને ભાગી જાઓ) અને (આગળ અલ્લાહને લાચાર ન કરી શકવાની વિગત છે કે) તે કાફિરોને એક દર્દનાક અઝાબની ખબર સંભળાવી આપો (જે આખિરતમાં ઉપસ્થિત થનાર છે, એ તો ચોક્કસ થવાનું જ છે અને દુનિયામાં સજા આપવાની શક્યતા છે તે વળી એક અલગ બાબત છે, મતલબ એ થયો કે જો વિરોધ કરશો તો ચોક્કસ સજા ભોગવશો) હા ! પરંતુ તે મુશ્રિકો (આ કરાર વિચ્છેદથી) બાકાત છે જેમણે તમારી સાથે કરાર કર્યો, પછી તેમણે (કરાર પૂરો કરવામાં) તમારી સાથે જરા પણ કમી ન કરી અને ન જ તમારા મુકાબલામાં (તમારા) કોઈ (દુશ્મન)ની મદદ કરી (એનો અર્થ બીજા નંબરની જમાઅત છે) બસ, તેમના કરારને તેમની (નક્કી) સમય મર્યાદા સુધી પૂરો કરો (અને કરારભંગ ન કરો કારણ કે) ખરેખર અલ્લાહ તઆલા (કરારભંગથી) બચનારાઓને પસંદ કરે છે, (બસ તમે કાળજી રાખશો અને બચેલા રહેશો તો તમે પણ અલ્લાહના પસંદ કરેલાઓમાંથી થઈ જશો. આગળ પ્રથમ જમાઅતના હુકમની પૂર્ણતા છે કે જ્યારે તમે તેમને કોઈ મોહલત જ નથી આપી તો તેમની સાથે પણ લડાઈની સંભાવના હોઈ શકતી હતી, પરંતુ હમણા મુહર્રમના પૂર્ણ થવા સુધી અદબવાળા મહિનાઓ યુદ્ધથી રોકી રાખે છે) બસ, (તેના પસાર થઈ

જવાની રાહ જોઈ લો અને) જ્યારે અદબવાળા મહિના પૂરા થઈ જાય તો (તે સમયે) તે મુશ્રિકો(ની પ્રથમ નંબરની જમાઅત)ને જ્યાં જુઓ મારો, પકડો, બાંધો અને દાવ-ઘાતના સ્થળોએ તેમની તાકમાં બેસો (એટલે કે લડાઈમાં જે-જે થાય છે તે બધાની પરવાનગી છે) પછી જો (કુફ્રથી) તવબહ કરી લે અને (ઈસ્લામના કામો કરવા લાગે, દાખલા તરીકે) નમાઝ પઢવા લાગે, ઝકાત આપવા લાગે તો તેમનો માર્ગ છોડી દો (એટલે કે કતલ અને કેદ ન કરો, કારણ કે) વાસ્તવમાં અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનારો અને મહાકૃપાળુ છે (એટલા માટે એવા વ્યક્તિના કુફ્રને મા'ફ કરી દીધું જે ઈમાન લાવ્યો અને તેના પ્રાણ બચાવી લીધા અને આ જ હુકમ બાકીની અન્ય જમાઅતોનો છે તેમના કરારની સમય મર્યાદા પૂરી થયા પછી).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ બરાઅત શરૂ થઈ રહી છે જેને સૂરએ તવબહ પણ કહેવામાં આવે છે. "બરાઅત" એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં કાફિરો સાથે સંબંધ વિચ્છેદનું વર્ણન છે અને "તવબહ" એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં મુસલમાનોની તવબહ સ્વીકાર થયાનું વર્ણન છે. *(મઝહરી)*

આ સૂરતની એક વિશિષ્ટતા એ છે કે, સમગ્ર કુર્આનની પ્રતમાં આ સૂરતની શરૂઆતનમાં 'બિસ્મિલ્લાહ' લખવામાં નથી આવતી, તેના સિવાય કુર્આનની બધી જ સૂરતોની શરૂઆતમાં બિસ્મિલ્લાહ લખવામાં આવે છે, તેનું કારણ જાણવા માટે પ્રથમ એ જાણી લેવું જરૂરી છે કે કુર્આન મજીદ ૨૩ વર્ષોની મુદતમાં થોડું-થોડું કરીને ઊતર્યું છે, એક જ સૂરતની આયતો વિવિધ પરિસ્થિતિઓમાં અને વિવિધ સમયે નાઝિલ થઈ, હઝરત જિબ્રઈલે અમીન (અલૈ.) જ્યારે વહી લઈને આવતા હતા તો સાથે જ અલ્લાહના હુકમથી એ પણ બતાવતા હતા કે, આ આયત ફલાણી સૂરતમાં ફલાણી આયત પછી ગોઠવવામાં આવે, એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺના વહીના લહ્યા (લખનારા)ઓને રસૂલે કરીમ ﷺ સૂચના આપીને લખાવી દેતા હતા.

અને જ્યારે એક સૂરત પૂર્ણ થઈને બીજી સૂરત શરૂ થતી હતી તો સૂરત શરૂ થતા પહેલાં 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' નાઝિલ થતી હતી, જેનાથી એ

સમજી લેવામાં આવતું હતું કે, પ્રથમ સૂરત પૂર્ણ થઈ ગઈ અને બીજી સૂરત શરૂ થઈ રહી છે, કુર્આને મજીદની બધી જ સૂરતોમાં આવું જ થયું. સૂરએ તવબહ ઊતરવાના આધારે બિલકુલ અંતિમ સૂરતોમાંથી છે, તેની શરૂઆતમાં સામાન્ય નિયમ પ્રમાણે ન તો બિસ્મિલ્લાહ નાઝિલ થઈ અને ન જ રસૂલે કરીમ ﷺએ વહીના કાતિબોને આ બાબતે કોઈ સૂચના આપી અને એ જ પરિસ્થિતિમાં રસૂલે કરીમ ﷺનો ઈન્તેકાલ થઈ ગયો.

કુર્આન એકત્રિત કરનાર હઝરત ઉસ્માન ગની (રદિ.)એ પોતાની ખિલાફતના કાળમાં જ્યારે કુર્આન શરીફને પુસ્તકના સ્વરૂપમાં સંપાદિત કર્યું તો બધી જ સૂરતોથી વિપરીત સૂરએ તવબહની શરૂઆતમાં બિસ્મિલ્લાહ ન હતી, એટલા માટે એ શંકા થઈ કે કદાચ આ કોઈ આગવી સૂરત ન હોય બલકે બીજી કોઈ સૂરતનો ભાગ હોઈ શકે છે, હવે એની ચિંતા થઈ કે જો આ કોઈ બીજી સૂરતનો ભાગ હોય તો તે કઈ સૂરત હોઈ શકે છે ? વિષયોના આધારે સૂરએ અન્ફાલ તેના વિષયવસ્તુ પ્રમાણે યોગ્ય જણાઈ.

હઝરત ઉસ્માન (રદિ.)થી એક રિવાયતમાં એ પણ નક્કી કરવામાં આવ્યું છે કે, રસૂલે કરીમ ﷺના સમયકાળમાં આ બંને સૂરતોને قَرِيْنَتَيْن (કરીનતયૂન) એટલે કે, 'એકબીજાથી મળેલી' કહેવામાં આવતી હતી. (મઝહરી) એટલા માટે તેને સૂરએ અન્ફાલ પછી મૂકવામાં આવી, આ કાળજી એટલા માટે લેવામાં આવી કે બીજી સૂરતનો ભાગ હોય તો તે તેની સાથે રહેવી જોઈએ પરંતુ શક્યતા એ પણ હતી કે આ અલગથી આગવી સૂરત હોય, આથી લખવામાં એવું સ્વરૂપ અપનાવવામાં આવ્યું કે સૂરએ અન્ફાલ પૂર્ણ થવા ઉપર સૂરએ તવબહ શરૂ થતાં પહેલાં અમુક ખાલી જગ્યા છોડી દેવામાં આવી, જેવી રીતે કે સામાન્ય સૂરતોની શરૂઆતમાં બિસ્મિલ્લાહ માટેની જગ્યા હોય છે.

સૂરએ બરાઅત અથવા તો સૂરએ તવબહની શરૂઆતમાં બિસ્મિલ્લાહ ન લખવાની આ તહકીક પોતે કુર્આન એકત્રિત કરનાર હઝરત ઉસ્માન (રદિ.) દ્વારા અબૂ દાવુદ, નસાઈ, મુસ્નદે ઈમામ અહમદ, તિરમિઝી વગેરેમાં કુર્આનના મુફસ્સિર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક સવાલના જવાબમાં નકલ થયું છે. આ સવાલના જવાબમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને હઝરત ઉસ્માન ગની (રદિ.)એ એ પણ પૂછ્યું હતું કે, કુર્આનની સૂરતોનો જે ક્રમ નક્કી

કરવામાં આવ્યો છે, સૌ પ્રથમ મોટી સૂરતો મૂકવામાં આવી છે જેમાં સો આયતોથી વધારે હતી, જેને પરિભાષામાં مِـئِيْـن (મિઅયૂન) કહેવામાં આવે છે, ત્યાર પછી તે મોટી સૂરતો મૂકવામાં આવી જેમાં સોથી ઓછી આયતો છે, જેને مَثَـانِى (મષાની) કહેવામાં આવે છે, ત્યાર પછી નાની સૂરતો મૂકવામાં આવી જેને مُـفَـصَّلَاتْ (મુફસ્સલાત) કે જે સૂરએ કા'ફ પચાસ નંબરની સૂરહથી શરૂ થઈ કુર્આનની અંતિમ ૧૧૪ નંબરની સૂરત સુધી છે તેને કહેવામાં આવે છે, આ ક્રમનો પણ તકાદો એ છે કે સૂરએ તવબહને સૂરએ અન્ફાલ પહેલાં મૂકવામાં આવે, કારણ કે સૂરએ તવબહની આયતો સૂરએ અન્ફાલ કરતાં વધારે છે અને સૂરએ અન્ફાલની આયતો ૧૦૦થી ઓછી છે, શરૂની સાત લાંબી સૂરતો જેને سَبْعِ طِوَالْ (સબ્અ તિવાલ) કહેવામાં આવે છે તેમાં પણ અન્ફાલના બદલે સૂરએ તવબહ જ વધારે યોગ્ય છે તેનાથી વિપરીત કરવામાં શું મસ્લિહત છે ? હઝરત ઉસ્માન (રદિ.)એ જવાબમાં ફરમાવ્યું કે, આ બધી વાતો સાચી છે પરંતુ કુર્આન વિશે કાળજીનો તકાદો એ જ છે જે અપનાવવામાં આવ્યું છે, કારણ કે જો સૂરએ તવબહ આગવી સૂરત ન હોય બલકે, સૂરએ અન્ફાલનો ભાગ હોય તો એ દેખીતું છે કે સૂરએ અન્ફાલની આયતો પ્રથમ નાઝિલ થઈ છે અને સૂરએ તવબહ ત્યાર પછી, એટલા માટે તેને સૂરએ અન્ફાલની આયતો ઉપર અગ્રિમતા આપવી વહી વિના જાઈઝ નથી અને વહીમાં અમને કોઈ એવી સૂચના નથી મળી આથી અન્ફાલને અગ્ર સ્થાને અને તવબહને ત્યાર પછી મૂકવામાં આવી.

આ તહકીકથી એ જાણ થઈ કે, સૂરએ તવબહની શરૂઆતમાં બિસ્મિલ્લાહ ન લખવાનું કારણ એ છે કે, એ બાબતની સંભાવના છે કે સૂરએ તવબહ આગવી સૂરત હોય બલકે સૂરએ અન્ફાલનો કોઈ ભાગ હોય, આ સંભાવના ઉપર અત્રે બિસ્મિલ્લાહ લખવી એવી અયોગ્ય બાબત હશે કે જેમકે કોઈ વ્યક્તિ સૂરતની વચ્ચે બિસ્મિલ્લાહ લખી દે.

આ જ બીના ઉપર ફુક્હાએ ફરમાવ્યું છે કે, જે વ્યક્તિ ઉપરથી સૂરએ અન્ફાલથી તિલાવત કરતો–કરતો આવ્યો હોય અને સૂરએ તવબહ શરૂ થઈ રહી હોય તો બિસ્મિલ્લાહ ન પઢે, પરંતુ જે વ્યક્તિ આ જ સૂરતથી અથવા તો તેની વચ્ચેથી પોતી તિલાવત કરી રહ્યો છે તો તેણે 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' પઢીને તિલાવત શરૂ કરવી જોઈએ, અમુક નાવાકિફ લોકો એવું સમજે છે કે સૂરએ

તવબહની તિલાવતમાં કોઈપણ હાલતમાં બિસ્મિલ્લાહ પઢવી જાઈઝ નથી એ ખોટું છે, તેના ઉપર બીજી ભૂલ એ કરે છે કે, બિસ્મિલ્લાહના બદલે આ લોકો તેની શરૂઆતમાં اَعُوْذُ بِاللّٰهِ مِنَ النَّارِ (અઊઝુબિલ્લાહી મિનન્નાર) પઢે છે જેની કોઈ સાબિતી રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)થી મળતી નથી.

હઝરત અલી કર્રમલ્લાહુ વજૂહહુથી જે રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની નકલ થઈ છે કે, સૂરએ બરાઅતની શરૂઆતમાં બિસ્મિલ્લાહ ન લખવાનું કારણ એ છે કે, બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ એ સલામતી છે અને સૂરએ બરાઅતમાં કાફિરો સાથે સલામતીનો કરાર સમાપ્ત કરવામાં આવ્યો છે, બસ આ એક રસપ્રદ મુદ્દો છે જેનાથી મૂળ હેતુ કે મૂળ કારણનો નકાર થતો નથી, એટલે કે અસલી કારણ તો એ જ છે કે સૂરએ અન્ફાલ અને સૂરએ તવબહ એક હોવાની સંભાવનાની બીનાએ બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખવામાં નથી આવી, પછી તેનું ન લખવાનું એક રસપ્રદ કારણ એ પણ હોઈ શકે છે કે, આ સૂરતમાં કાફિરોથી બેઝારી અને સુલેહ-સલામતીના કરારના વિચ્છેદનું વર્ણન છે જે બિસ્મિલ્લાહ સાથે બંધ બેસતું નથી, આથી કુદરતી રીતે એવા કારણો ઉપસ્થિત કરવામાં આવ્યા કે બિસ્મિલ્લાહ અહીંયાં લખવામાં ન આવે.

સૂરએ તવબહની પ્રસ્તુત આયતોને સંપૂર્ણ રીતે જાણવા માટે અમુક ઘટનાઓ જાણવી જરૂરી છે જેના કારણે આ આયતો નાઝિલ થઈ છે, એટલા માટે પ્રથમ તે ઘટનાઓની ટૂંકમાં વિગત લખવામાં આવે છે.

(૧) સંપૂર્ણ સૂરએ તવબહમાં અમુક ગઝ્વાત અને તે સંબંધિત ઘટનાઓનું અને તેના સંદર્ભમાં ઘણા બધા હુકમો અને મસ્અલાઓનું વર્ણન થયું છે, દાખલા તરીકે અરબના બધા જ કબીલાઓ સાથેના કરારોને સમાપ્ત કરી દેવા; મક્કા વિજય, ગઝ્વએ હુનૈન, ગઝ્વએ તબૂક આ ઘટનાઓમાં ફત્હે મક્કા સૌથી પહેલાં સન હિજરી આઠમાં, પછી ગઝ્વએ હુનૈન તે જ વર્ષે પછી ગઝ્વએ તબૂક રજબ સન હિજરી ૯માં પછી અરબના બધા જ કબીલાઓ સાથે કરારો સમાપ્ત કરવાનું એ'લાન જિલ્હજ્જ સન હિજરી ૯માં થયું.

(૨) કરાર વિચ્છેદ એટલે કે યુદ્ધબંધીના કરારો સમાપ્ત કરવા માટે જે વિષયો આ આયતમાં પ્રસ્તુત છે તેનો ખુલાસો એ છે કે, સન હિજરી ૬માં

રસૂલુલ્લાહ ﷺએ ઉમરહનો ઈરાદો કર્યો અને મક્કાના કુરૈશીઓએ રસૂલે કરીમ ﷺને મક્કામાં પ્રવેશવા ન દીધા અને હુદૈબિય્યહના સ્થળે તેમની સાથે સુલેહ થઈ, આ સુલેહનો સમયગાળો રૂહુલ મઆનીએ નકલ કર્યા પ્રમાણે ૧૦ વર્ષનો નક્કી થયો હતો તેમાં મક્કા ઉપરાંત કુરૈશના બીજા કબીલાઓ પણ સામેલ હતા. સુલેહના કરારની એક કલમ એ પણ રાખવામાં આવી હતી કે કુરૈશ સિવાય બીજા કબીલાઓમાં જેનું મન ચાહે તેઓ કુરૈશના સાથીદાર બની જોડાણ કરી શકે છે અને જેનું મન ચાહે તે રસૂલુલ્લાહ ﷺ સાથે જોડાણ કરીને આપ ﷺ સાથે થઈ શકે છે અને કબીલા બની બકરે કુરૈશ સાથે થવાનું પસંદ કર્યું, એટલા માટે આ કરારની રૂએ એ જરૂરી હતું કે દશ વર્ષો સુધી ન તો પરસ્પર યુદ્ધ થશે, ન જ કોઈ યુદ્ધ કરનારને કોઈપણ દિશાએથી કોઈપણ પ્રકારની મદદ આપવામાં આવશે અને જે કબીલો અથવા પક્ષનો સાથી અને જોડાણ ધરાવનાર છે તે પણ આ જ હુકમમાં ગણવામાં આવશે અને તેના ઉપર આક્રમણ કરવું અથવા આક્રમણકારીને મદદ કરવી કરારભંગ ગણાશે.

આ કરાર સન હિજરી ૬માં થયો, સન હિજરી ૭માં કરાર પ્રમાણે રસૂલે કરીમ ﷺ સહાબા (રદિ.) સાથે પોતાના છૂટી ગયેલા ઉમરહની કઝા કરવા માટે મક્કએ મુઅઝ્ઝમહ તશરીફ લઈ ગયા અને ત્રણ દિવસ થોભીને કરાર પ્રમાણે પરત ચાલ્યા આવ્યા, એ સમય સુધી કોઈ પક્ષ તરફથી સુલેહના કરારનો ભંગ થયો ન હતો.

ત્યાર પછી પાંચ–છ મહિના પસાર થઈ ચૂક્યા હતા કે, કબીલા બની બકરે કબીલા ખુઝાઅહ ઉપર રાતના સમયે આક્રમણ કર્યું અને કુરૈશે પણ એ સમજી લીધું કે રસૂલે કરીમ ﷺ ઘણા દૂર છે અને રાતનો સમય છે, રસૂલે કરીમ ﷺ સુધી આ ઘટનાની જાણકારી અને વિગત પહોંચવી ઘણી મુશ્કેલ છે, તેમણે આ આક્રમણમાં બની બકરને હથિયારો અને જવાનોની મદદ કરી.

આ ઘટના અને પરિસ્થિતિ પ્રમાણે જેને છેવટે કુરૈશે પણ સ્વીકારી લીધી તે સુલેહનો કરાર તૂટી ગયો જે હુદૈબિય્યહમાં દશ વર્ષની મુદ્દતની યુદ્ધબંધી માટે થયો હતો.

કબીલા ખુઝાઅહ રસૂલુલ્લાહ ﷺ સાથે જોડાણ ધરાવતો હતો, તેમણે આ ઘટનાની જાણકારી આપ ﷺને આપી, આપ ﷺએ કુરૈશની કરારભંગની

ખબર સાંભળીને કુરૈશ વિરુદ્ધ યુદ્ધની ગુપ્ત તૈયારીઓ શરૂ કરી દીધી.

કુરૈશને બદ્ર, ઉહદ અને અહઝાબના યુદ્ધોમાં મુસલમાનોની અદષ્ય અને રબ્બાની ચમત્કારિક શક્તિનો અંદાજો થઈ ગયો હતો અને તેના કારણે તેમની શક્તિનો નશો ઊતરી ચૂક્યો હતો, તે સમયે કરારભંગ કર્યા પછી મુસલમાનો તરફથી યુદ્ધનો ભય પેદા થઈ ચૂક્યો હતો. રસૂલે કરીમ ﷺને જાણ થયા પછી સંપૂર્ણ ચૂપકીદીથી આ ભય વધારે મજબૂત થઈ ગયો, મજબૂર થઈને અબૂ સુફિયાનને મદીના મોકલ્યા કે તેઓ જાતે જઈને પરિસ્થિતિનો તાગ મેળવે અને જો રસૂલુલ્લાહ ﷺ તરફથી યુદ્ધની તૈયારીનો અંદાજો થાય તો પાછલી ઘટનાઓ ઉપર મા'ફી અને ક્ષમા–યાચના કરે અને ભવિષ્ય માટે કરારનું નવિનીકરણ કરી લે.

અબૂ સુફિયાનને મદીના પહોંચીને રસૂલે કરીમ ﷺની યુદ્ધની તૈયારીઓનું કંઈક ભાન થયું તો પરેશાન થઈને સહાબા (રદિ.)ના આગળ પડતા લોકોમાંથી એક–એક પાસે ગયા કે, તેઓ સિફારશ કરીને કરારનું નવિનીકરણ કરાવી લે, પરંતુ સૌએ ભૂતકાળના કડવા અનુભવોના કારણે ઈન્કાર કરી દીધો અને અબૂ સુફિયાન નિષ્ફળ થઈને પરત ગયા, મક્કાના કુરૈશ ઉપર ભય અને ધાક છવાઈ ગઈ.

આ બાજુ રસૂલે કરીમ ﷺએ બિદાયહ અને ઈબ્ને કષીરની રિવાયત પ્રમાણે ૧૦ રમઝાન સન હિજરી ૮ના દિવસે મદીના તય્યિબહથી સહાબએ કિરામ (રદિ.)ના મોટા લશ્કર સાથે મક્કા ઉપર આક્રમણ કરવાના ઈરાદે કૂચ કરી અને અંતે મક્કા મુકર્રમહ ઉપર વિજય પ્રાપ્ત થયો.

## મક્કા વિજય (ફત્હે મક્કા)ના સમયે પરાજિત દુશ્મનો સાથે અવિસ્મરણીય દષ્ટાંતરૂપ દયા અને કૃપાનો વર્તાવ :

ફત્હે મક્કા વખતે ઘણા બધા કુરૈશના આગેવાનો જે પ્રથમથી જ ઈસ્લામની સત્યતાનું યકીન ધરાવતા હતા, પરંતુ પોતાની જ્ઞાતિ અને સમાજનો ડર રાખી તેની જાહેરાત કરી શકતા ન હતા, હવે તેમને તક મળી ગઈ અને તેઓ ઈસ્લામ સ્વીકારવાની ઈજ્જતથી સન્માનિત થયા અને જેઓ તે સમયે પણ પોતાના જૂના ધર્મ કુફ્ર ઉપર અડગ રહ્યા તેમને પણ ગણતરીના અમુક વ્યક્તિઓ સિવાય જાન અને માલની સલામતી આપીને પોતાના પયગમ્બર તરીકેના

અવિસ્મરણીય વર્તાવની તે સાબિતી આપી જેનું અન્ય લોકો અનુમાન પણ કરી શકતા ન હતા, કાફિરોની બધી જ પાછલી દુશ્મનીઓ અને અત્યાચારો તથા ક્રૂરતાના બનાવોને ઉપેક્ષિત કરી ઈરશાદ ફરમાવ્યો કે, "હું આજે તમને તે જ વાત કહું છું જે હઝરત યુસુફ (અલૈ.)એ પોતાના ભાઈઓને તે સમયે કહી હતી જ્યારે કે તેઓ માતા–પિતા સાથે હઝરત યુસુફ (અલૈ.) પાસે મિસ્ર પહોંચ્યા હતા لَا تَثْرِيْبَ عَلَيْكُمُ الْيَوْمَ " એટલે કે, તમારા જુલ્મ અને અત્યાચારનો બદલો લેવો અથવા સજા આપવી તો શું અમે તમારી નિંદા કરવાને પણ પસંદ કરતા નથી.

## મક્કા વિજય પહેલાં મુશ્રિકોના ચાર પ્રકારો અને તેમના હુકમો :

મતલબ કે તે સમયે મક્કા ઉપર મુસલમાનોનો સંપૂર્ણ કબજો થઈ ગયો, મક્કા અને મક્કાની આજુબાજુ રહેનારા ગેરમુસ્લિમોના જાન અને માલને રક્ષણ આપી દેવામાં આવ્યું, પરંતુ તે સમયે તે ગેરમુસ્લિમોની વિવિધ પ્રકારની પરિસ્થિતિઓ હતી, એક પ્રકાર તે લોકોનો હતો જેમણે હુદૈબિય્યહમાં સુલેહનો કરાર કર્યો અને તેમણે પોતે જ તેને તોડી નાંખ્યો અને એ જ મક્કા વિજયનું કારણ બન્યું, બીજા અમુક એવા લોકો હતા જેમણે સુલેહનો કરાર કર્યો અને તે એક ખાસ સમય મર્યાદા માટે કર્યો અને તે કરાર ઉપર કાયમ રહ્યા, જેમકે બની કીનાનહના બે કબીલાઓ બની ઝમુરહ અને બની મુદલજ; જેમની સાથે એક મુદ્દત માટે સુલેહ થઈ હતી અને સૂરએ બરાઅત નાઝિલ થવાના સમયે ખાઝિનના નિવેદન પ્રમાણે તેમની સાથે સુલેહની સમય મર્યાદાના નવ મહિના બાકી હતા.

મક્કા વિજય પહેલાં જેટલા મુશ્રિકો અથવા અહલે કિતાબની સાથે રસૂલે કરીમ ﷺએ કરાર કર્યા તે સૌથી એ કડવો અનુભવ રહ્યો હતો કે તેમણે ગુપ્ત અને જાહેર રીતે કરારભંગ કરી દુશ્મનો સાથે મળીને ષડ્યંત્રો રચ્યા, રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોને નુકસાન પહોંચાડવાની પૂરેપૂરી કોશિશો કરી, એટલા માટે આપ ﷺએ પોતાના સતત કડવા અનુભવો અને અલ્લાહના ઈશારા હેઠળ એ ફેંસલો લીધો કે, હવે પછી તેમની સાથે કોઈપણ પ્રકારનો સુલેહનો કરાર કરવામાં નહીં આવે અને અરબ ટાપુને એક ઈસ્લામી કિલ્લાના સ્વરૂપમાં માત્ર મુસલમાનો માટે ખાસ કરી દેવામાં આવે, ગેરમુસ્લિમો અહીંયાંથી બીજા સ્થળે મોકલી દેવામાં આવે, પરંતુ ઈસ્લામની ન્યાય, ઈન્સાફ તથા દયા ભાવનાવાળી

વર્તણૂકે અને રહમતુલ્લિલ આલમીન ﷺની જાહેર રહમત હેઠળ મહોલત આપ્યા વિના એવું કરવું યોગ્ય ન હતું, એટલા માટે સૂરએ બરાઅતની શરૂઆતમાં આ ચારે પ્રકારની ગેરમુસ્લિમ જમાઅતો માટે અલગ–અલગ હુકમો નાઝિલ થયા.

પ્રથમ જમાઅત જે મક્કાના કુરૈશીઓની હતી, જેમણે હુદૈબિય્યહના શાંતિકરારનો પોતે ભંગ કરી તોડી નાંખ્યો હતો, હવે તેઓ કોઈ વધારે મહોલત કે સમય આપવાના હકદાર રહ્યા ન હતા, પરંતુ કારણ કે આ સમય અદબવાળા મહિનાઓનો હતો જેમાં યુદ્ધ અને ખૂનામરકી કરવાની અલ્લાહ તરફથી મનાઈ હતી, એટલા માટે તેમના વિશે તો એ હુકમ આવ્યો જે સૂરએ તવબહની પાંચમી આયતમાં વર્ણન થયો છે فَاِذَا انۡسَلَخَ الۡاَشۡهُرُ الۡحُرُمُ فاقۡتُلُوا الۡمُشۡرِكِيۡنَ حَيۡثُ وَجَدۡ تُّمُوۡهُمۡ.. જેનો હેતુ એ હતો કે, આ લોકોએ કરારભંગ કરીને પોતાનો કોઈ હક બાકી નથી છોડ્યો પરંતુ અદબવાળા મહિનાઓનું સન્માન (એહતિરામ) દરેક રીતે કરવું આવશ્યક છે એટલા માટે અદબવાળા મહિના પૂર્ણ થતા જ યા તો તેઓ અરબ ટાપુથી બહાર નીકળી જાય અથવા મુસલમાન થઈ જાય નહિતર તેમની સાથે યુદ્ધ કરવામાં આવશે.

અને બીજી જમાઅત જેણે કોઈ ખાસ નક્કી સમય મર્યાદા માટે સુલેહ કરાર કર્યો હતો અને તેઓ તેના ઉપર કાયમ રહ્યા તેમનો હુકમ સૂરએ તવબહની આયતમાં આ પ્રમાણે આવ્યો. اِلَّا الَّذِيۡنَ عَاهَدۡ تُّمۡ مِّنَ الۡمُشۡرِكِيۡنَ ثُمَّ لَمۡ يَنۡقُصُوۡكُمۡ شَيۡـًٔـا وَّلَمۡ يُظَاهِرُوۡا عَلَيۡكُمۡ اَحَدًا فَاَتِمُّوۡۤا اِلَيۡهِمۡ عَهۡدَهُمۡ اِلٰى مُدَّتِهِمۡ اِنَّ اللّٰهَ يُحِبُّ الۡمُتَّقِيۡنَ (૯ : ૪) એટલે કે, તે મુશ્રિક લોકો જેમણે તમારી સાથે સુલેહનો કરાર કરી લીધો પછી તેઓએ કરાર ઉપર કાયમ રહેવામાં કોઈ કસર બાકી ન રાખી અને ન જ તમારા મુકાબલામાં કોઈ તમારા દુશ્મનની મદદ કરી તો તેમના કરારને સમય મર્યાદા સુધી પૂર્ણ કરો, કારણ કે અલ્લાહ તઆલા કાળજી રાખનારાઓને પસંદ કરે છે, આ હુકમ બનૂ જમૂરહ અને બનૂ મુદલજનો હતો આ હુકમની રૂએ તેમને નવ મહિનાની મહોલત મળી ગઈ.

અને ત્રીજી અને ચોથી બંને પ્રકારની જમાઅતોનો એક જ હુકમ આવ્યો હતો જે સૂરએ તવબહની પહેલી અને બીજી આયતમાં પ્રસ્તુત છે. (૯ : ૧–૨)

بَرَآءَةٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖٓ اِلَى الَّذِيْنَ عَاهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ○ فَسِيْحُوْا فِى الْاَرْضِ اَرْبَعَةَ اَشْهُرٍ وَّاعْلَمُوْٓا اَنَّكُمْ غَيْرُ مُعْجِزِى اللّٰهِ وَاَنَّ اللّٰهَ مُخْزِى الْكٰفِرِيْنَ ○

એટલે કે, સંબંધ વિચ્છેદનું એ'લાન અલ્લાહ તઆલા તરફથી અને તેના રસૂલ ﷺ તરફથી તે મુશ્રિકો માટે કરવામાં આવે છે જેમણે તમારી સાથે કરાર કર્યો હતો, બસ તમે આ પ્રદેશમાં ચાર મહિના હરી–ફરી લો અને એ જાણી રાખો કે, તમે અલ્લાહ તઆલાને આજિઝ કરી શકતા નથી અને એ કે બેશક ! અલ્લાહ તઆલા કાફિરોને અપમાનિત કરશે.

મતલબ કે, પ્રથમ અને બીજી આયતની રૂએ આ સૌ લોકો સાથે કોઈ સમયસીમા નક્કી કર્યા વિના જો કોઈ કરાર હતો અથવા જેમની સાથે કોઈ કરાર જ થયો ન હતો તે બધાને ચાર મહિનાની મહોલત મળી ગઈ.

અને ચોથી આયતની રૂએ તે લોકોને કરારની મુદત પૂરી થતાં સુધી મહોલત મળી ગઈ જેમની સાથે કોઈ ખાસ સમયસીમા સુધી કરાર થયો હતો અને પાંચમી આયતથી મક્કાના મુશ્રિકો અને અદબવાળા મહિનાઓ પૂર્ણ થતા સુધી મહોલત મળી ગઈ.

## કાફિરો સાથે શાંતિકરારો સમાપ્ત થઈ જવા પછી પણ તેમને મહોલત આપવાનો કૃપાયુક્ત (મહેરબાની અને અખ્લાકવાળો) વર્તાવ :

આ હુકમોને લાગુ પાડવાની અને મહોલત શરૂ થઈ જવાની શરૂઆત તે સમયથી લાગુ પડશે જ્યારે કે આ હુકમોનું એ'લાન સમગ્ર અરબમાં થઈ જાય, આ જાહેર એ'લાન માટે એવી વ્યવસ્થા કરવામાં આવી કે સન હિજરી નવના હજ્જના દિવસોમાં મિના અને અરફાતના મેદાનમાં જાહેર સભામાં ભેગા થયેલા લોકોમાં તેનું એ'લાન કરવામાં આવે, જેનું વર્ણન સૂરએ તવબહની ત્રીજી આયતમાં આ પ્રમાણે આવ્યું છે. (૯ : ૩–૪)

وَاَذَانٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖٓ اِلَى النَّاسِ يَوْمَ الْحَجِّ الْاَكْبَرِ اَنَّ اللّٰهَ بَرِىْٓءٌ مِّنَ الْمُشْرِكِيْنَ وَرَسُوْلُهٗ فَاِنْ تُبْتُمْ فَهُوَ خَيْرٌ لَّكُمْ وَاِنْ تَوَلَّيْتُمْ فَاعْلَمُوْٓا اَنَّكُمْ غَيْرُ مُعْجِزِى اللّٰهِ ؕ وَبَشِّرِ الَّذِيْنَ كَفَرُوْا بِعَذَابٍ اَلِيْمٍ ○

એટલે કે, આ જાહેર એ'લાન છે દરેક સામાન્ય લોકોની સામે અલ્લાહ અને તેના રસૂલ ﷺ તરફથી મોટા હજ્જની તારીખોમાં એ બાબતનું કે અલ્લાહ અને તેના રસૂલ ﷺ બંને છૂટા પડે છે તે મુશ્રિકો (સાથેના કરાર)થી, પછી જો તમે તવબહ કરી લો તો તમારા માટે ઉત્તમ છે અને જો તમે વિરોધ કર્યો તો સમજી રાખો કે, તમે અલ્લાહને લાચાર કરી શકવાના નથી અને તે કાફિરોને એક દર્દનાક અઝાબની ખબર સંભળાવી આપો.

## કાફિરો સાથે કરાર પૂર્ણ કરવામાં આવે તો જાહેર એ'લાન અને સૌને જાણકારી આપ્યા વિના તેમના વિરુદ્ધ કોઈ કાર્યવાહી કરવી યોગ્ય નથી

આ અલ્લાહના હુકમને પૂર્ણ કરવા માટે રસૂલે કરીમ ﷺએ સન હિજરી ૯ની હજ્જમાં હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને હઝરત અલી મુર્તઝા (રદિ.)ને મક્કએ મુકર્રમહ મોકલીને અરફાતના મેદાન અને મિનામાં બધા જ અરબના કબીલાઓ જ્યાં ભેગા હતા તેનું એ'લાન કરાવી આપ્યું અને એ પણ દેખીતું હતું કે મોટા જમાવડા મારફતે સમગ્ર અરબમાં આ હુકમની જાહેરાત થવી જરૂરી હતી, પછી કાળજી સ્વરૂપે હઝરત અલી (રદિ.) મારફતે વિશેષરૂપે યમનમાં પણ તેનું એ'લાન કરાવી આપ્યું.

એ જાહેર એ'લાન પછી પરિસ્થિતિ એવી હતી કે, પ્રથમ જમાઅત એટલે કે મક્કાના મુશ્રિકોને અદબવાળા મહિનાઓ પૂર્ણ થતા સુધીમાં એટલે કે દશ હિજરી પૂર્ણ થતા અને બીજી જમાઅતને રમઝાન ૧૦ હિજરી સુધી અને ત્રીજી-ચોથી જમાઅતને દશ રબિઉલ આખર સન હિજરી ૧૦ સુધી આ ઈસ્લામની હદોથી નીકળી જવું જોઈએ અને જો તેઓ તેનો વિરોધ કરે તો તે યુદ્ધના લાયક ઠરે છે, એ જ પ્રમાણે હવે પછીના વર્ષોમાં હજ્જના સમય સુધી કોઈ કાફિર આ સીમાઓમાં પ્રવેશ નહીં પામી શકે જેનું વર્ણન સૂરએ તવબહની ૨૮મી આયતમાં આવશે, જેમાં ઈરશાદ છે, فَلَا يَقْرَبُوا الْمَسْجِدَ الْحَرَامَ بَعْدَ عَامِهِمْ هٰذَا એટલે કે, આ લોકો આ વર્ષ પછી મસ્જિદે હરામ પાસે જઈ શકશે નહીં અને હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ لَا يَحُجَّنَّ بَعْدَ الْعَامِ مُشْرِكٌ નો આ જ અર્થ છે, સૂરએ તવબહની શરૂઆતની પાંચ આયતોની તફસીર ઘટનાઓના સંદર્ભમાં સામે આવી ચૂકી.

**પ્રસ્તુત પાંચ આયતો વિશે અમુક મસ્અલાઓ અને ફાયદાઓ :**

પ્રથમ એ કે, મક્કા વિજય પછી રસૂલે કરીમ ﷺએ મક્કાના કુરૈશીઓ અને બીજા દુશ્મન કબીલાઓ સાથે જે દયા અને દરગુજરનો તથા રહમો કરમનો વર્તાવ કર્યો તેના દ્વારા મુસલમાનોને પ્રેક્ટિકલી એક ઉચ્ચ નૈતિક કેળવણીની શીખ આપવામાં આવી કે, જ્યારે તમારો કોઈ દુશ્મન તમારા કાબૂમાં આવી જાય અને તમારી સામે લાચાર થઈ જાય તો તેની ભૂતકાળની દુશ્મનીઓ અને ત્રાસનો બદલો ન લો, બલકે તેની સાથે ભલાઈ અને દયાથી કામ લઈને ઈસ્લામી વર્તણૂકની સાબિતી આપો, જો કે એવું કરવું પોતાની સ્વાભાવિક પ્રાકૃતિક લાગણીઓને કચડવા સમાન છે પરંતુ તેમાં અમુક મહાન લાભ પણ રહેલા છે, પ્રથમ પોતે પોતાના માટે કે બદલો લઈને પોતાનો ગુસ્સો ઉતારી લેવાથી ક્ષણિક રીતે જો કે પોતાની આત્માને શાંતિની અનુભૂતિ થાય છે પરંતુ આ રાહત એકને એક દિવસે ફના થવાની છે અને તેના મુકાબલામાં અલ્લાહ તઆલાનો રાજીપો અને જન્નતના ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ જે તેને મળવાના છે તે આ રાહતથી દરેક સ્વરૂપે ઉત્તમ કક્ષાના છે અને કાયમી પણ છે, એટલા માટે અક્કલનો તકાદો એ જ છે કે કાયમી વસ્તુને નષ્ટ થનારી બાબત ઉપર અગ્રિમતા આપવામાં આવે.

બીજું એ કે દુશ્મન ઉપર કાબૂ પ્રાપ્ત કર્યા પછી પોતાના ક્રોધની લાગણીઓને દબાવી દેવી એ બાબતની સાબિતી છે કે તેમની લડાઈ પોતાના નફ્સ અને સ્વાર્થ માટે ન હતી, બલકે ફક્ત અલ્લાહ તઆલા માટે હતી અને આ જ તે ઉચ્ચ કક્ષાનો હેતુ છે, જે ઈસ્લામી જિહાદ અને સામાન્ય રાજાઓના યુદ્ધોમાં તફાવત કરે છે તથા જિહાદ અને ફસાદમાં ફરક સમજાવે છે કે, જે લડાઈ માત્ર અલ્લાહ તઆલા માટે અને તેના હુકમોને લાગુ પાડવા માટે હોય તે જિહાદ છે અને જો એવું નથી તો તે ફસાદ અને અરાજકતા છે.

ત્રીજો લાભ એ થયો કે, દુશ્મનો જ્યારે પરાજિત થઈ ગયા અને કાબૂમાં આવી ગયા તો તેમની સાથે ઉચ્ચ કક્ષાની વર્તણૂકની સાબિતી આપવામાં આવી, આથી માનવતાનો અને નૈતિક ઉચ્ચતાનો તકાદો એ જ હતો કે તેમને મુસલમાનો પ્રત્યે હૃદયપૂર્વક મહોબ્બત પેદા થઈ ગઈ જે તેમના માટે સફળતાની ચાવી છે અને એ જ તો જિહાદનો મૂળભૂત ઉદ્દેશ્ય છે !

**કાફિરો સાથે મા'ફી અને દરગુઝરનો એ અર્થ નથી કે તેમના નુકસાનથી બચવાની કાળજી પણ રાખવામાં ન આવે :**

બીજો મસ્અલો જે પ્રસ્તુત આયતમાં સમજાવવામાં આવ્યો છે તે એ છે કે મા'ફી અને દયાનો એ અર્થ નથી કે, દુશ્મનોના નાપાક ઈરાદાઓથી પોતાની હિફાઝત કરવામાં ન આવે અને તેમને એવા સ્વતંત્ર છોડી દેવામાં આવે કે તેઓ ફરી પાછા મુસલમાનોને નુકસાન અને ત્રાસ પહોંચાડતા રહે પરંતુ મા'ફી અને દયાની સાથે બુદ્ધિનો તકાદો એ જ છે કે, ભૂતકાળના અનુભવો દ્વારા ભવિષ્યના જીવન માટે બોધપાઠ ગ્રહણ કરે અને તે તમામ ફિત્નાઓની જડને કાપી નાંખવામાં આવે જ્યાંથી મુસલમાનો દુશ્મનોના ષડ્યંત્રોના ભોગ બની શકે છે, એટલા માટે રસૂલે કરીમ ﷺનો અત્યંત વિવેકબુદ્ધિયુક્ત ઈરશાદ છે, لَا يُلْدَغُ الْمَرْءُ مِنْ جُحْرٍ وَاحِدٍ مَرَّتَيْنِ એટલે કે, “બુદ્ધિશાળી વ્યક્તિને એક દરમાંથી બે વખતે દંશી શકાય નહીં,” જે દરમાંથી એક વખતે કોઈ ઝેરીલા જાનવરે કોઈને ડંખ માર્યો છે તે તેમાં બીજીવાર હાથ નાંખતો નથી.

સન હિજરી ૯ના શાંતિકરારો સમાપ્ત થવાના કુર્આનના એ'લાન અને મુશ્રિકોને મહોલત તથા શાંતિપૂર્વક હરમની હદોને ખાલી કરવાની સૂચના આ જ વિવેકબુદ્ધિના નમૂનાની સાબિતી છે.

ત્રીજો ફાયદો સૂરએ તવબહની શરૂઆતની આયતોથી એ જાણમાં આવે છે કે, કમજોર કોમોને મહોલત આપ્યા વિના કોઈ સ્થળેથી નીકળી જવાનો હુકમ આપવો અથવા તેમના ઉપર અચાનક હુમલો કરવો કાયરતા અને અમાનવીય કૃત્ય છે, જ્યારે એવું કરવું હોય તો પ્રથમ જાહેર એ'લાન કરવામાં આવે અને તેમને એ બાબતની સંપૂર્ણ મહોલત આપવામાં આવે કે તેઓ જો અમારા કાયદાનો સ્વીકાર નહીં કરે તો સ્વતંત્રતાપૂર્વક જ્યાં ઈચ્છે સહૂલતપૂર્વક જઈ શકે છે, જેમકે પ્રસ્તુત આયતોમાં સન હિજરી ૯ના જાહેર એ'લાન અને ત્યારબાદ બધી જમાઅતોને મહોલત આપવાના હુકમોથી સ્પષ્ટ થાય છે.

ચોથો મસ્અલો પ્રસ્તુત આયતોનો એ જાણ થાય છે કે, કોઈ કોમની સાથે સુલેહનો કરાર કરી લીધા બાદ જો મુદ્દત પહેલાં તે કરાર સમાપ્ત કરી દેવાની આવશ્યકતા ઊભી થાય તો જો કે અમુક શરતો સાથે તેની પરવાનગી છે, પરંતુ

ઉત્તમ એ જ છે કે કરારને તેની સમય મર્યાદા સુધી પૂર્ણ કરવામાં આવે, જેમકે સૂરએ તવબહની ચોથી આયતમાં બનૂ ઝમૂરહ અને બનૂ મુદલજના કરાર નવ મહિના સુધી પૂરા કરવાનો હુકમ આવ્યો છે.

પાંચમો મસ્અલો આ આયતથી એ જાણ થાય છે કે, દુશ્મનોની સાથે દરેક વ્યવહારમાં એ બાબતનો ખ્યાલ રાખવો જોઈએ કે મુસલમાનોની દુશ્મની તેમની સાથે વ્યક્તિગત દુશ્મની નથી, બલકે તેમના કુફ્રિય્યહ અકીદાઓ અને વિચારસરણીની સાથે છે જે તેમના માટે દુનિયા અને આખિરતની બરબાદીનું કારણ છે અને મુસલમાનોનો તેમની સાથે વિરોધ પણ વાસ્તવમાં તેમની હમદર્દી અને ભલાઈ ઉપર જ આધારિત છે, આથી યુદ્ધ અને સુલેહના સ્થળે તેમને શિખામણ અને ભલાઈપૂર્વકની સમજાવટ કરવી કોઈપણ સમયે છોડવી ન જોઈએ, જેમકે આ આયતોમાં અનેક સ્થળે તેનું વર્ણન છે કે જો તમે પોતાની માન્યતાઓથી તવબહ કરી લો તો એ તમારા માટે દુનિયા અને આખિરતની સફળતા છે અને તેની સાથે એ પણ બતાવવામાં આવ્યું કે, જો તવબહ ન કરો તો ફક્ત એટલું જ નહીં કે તમને દુનિયામાં કતલ અથવા બરબાદ કરવામાં આવશે જેને ઘણા બધા કાફિરો પોતાના કોમી કારનામાઓ સમજીને અપનાવી લે છે, બલકે એ પણ સમજી લો કે મર્યા પછી પણ તમે અઝાબથી છુટકારો પામશો નહીં. પ્રસ્તુત આયતોમાં સંબંધ વિચ્છેદ (બાયકોટ)ના એ'લાનની સાથે–સાથે હમદર્દીપૂર્વક સમજાવટનો ક્રમ પણ ચાલુ રહ્યો છે.

છઠ્ઠો મસ્અલો એ છે કે, ચોથી આયતમાં જ્યાં મુસલમાનોને સુલેહની સમયમર્યાદા પૂર્ણ થતાં સુધી શાંતિકરાર પૂરો કરવાની તાકીદ કરવામાં આવી છે તેની સાથે સાથે આયતને આ વાક્ય اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ઉપર પૂર્ણ કરવામાં આવી છે. એટલે કે, "બેશક ! અલ્લાહ તઆલા સાવચેત રહેનારાઓને પસંદ કરે છે." જેમાં એ તરફ ઈશારો છે કે કરાર પૂર્ણ કરવામાં ખૂબ કાળજીથી કામ લો, સામાન્ય કોમોની જેમ તેમાં હીલા અને તા'વીલો તથા યુક્તિઓ કરી તેનો ભંગ કરવાનો માર્ગ ન શોધો.

સાતમો મસ્અલો પાંચમી આયતની વિગતથી જાણ થયો કે, જ્યારે સાચા હેતુ માટે કોઈ કોમ ઉપર આક્રમણ કરવામાં આવે તો પછી તેના મુકાબલા માટે દરેક પ્રકારની શક્તિ સંપૂર્ણ રીતે ઉપયોગવી જોઈએ, તે વખતે નરમી અથવા દયા

ભાવના વાસ્તવમાં રહમદિલી નથી બલકે કાયરતા અને બુઝદીલી હોય છે.

પાંચમો મસ્અલો પ્રસ્તુત પાંચ આયતોથી એ સાબિત થયો કે, કોઈ ગેરમુસ્લિમના મુસલમાન થઈ જવા ઉપર ભરોસો ત્રણ બાબતો ઉપર અવલંબિત છે; એક તવબહ, બીજું નમાઝ કાયમ કરવી અને ત્રીજું ઝકાત અદા કરવી. જ્યાં સુધી તેઓ તેના ઉપર અમલ ન કરે ફક્ત મોઢેથી કલિમો બોલતા રહે તો તેમની સાથે યુદ્ધ બંધ કરવામાં ન આવે, રસૂલે કરીમ ﷺની વફાત પછી જે લોકોએ ઝકાત આપવાનો ઈન્કાર કર્યો હતો તેમની સાથે તેમના મુકાબલામાં સિદ્દીકે અકબર (રદિ.)એ જિહાદ કરવા માટે આ જ આયતથી દલીલ કરીને તમામ સહાબએ કિરામ (રદિ.)ને સંતોષ આપી શાંત પાડી દીધા હતા.

નવમો મસ્અલો આ આયતમાં એ છે કે, يَوْمَ الْحَجِّ الْاَكْبَرِ નો શું અર્થ છે ? તેમાં વિવરણકારોના વિવિધ નિવેદનો નોંધવામાં આવ્યા છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), ફારૂકે આ'ઝમ (રદિ.), અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.), અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.) વગેરે ફરમાવે છે કે, يَوْمَ الْحَجِّ الْاَكْبَرِ નો અર્થ "અરફા"નો દિવસ છે, કારણ કે રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَلْحَجُّ عَرَفَةُ

*(અબૂ દાવુદ, તિરમિઝી)*

અને અમુક લોકોએ ફરમાવ્યું કે, તેનો અર્થ يَوْمُ النَّحْرِ (યવમુન્નહર) એટલે કે, જિલ્હજ્જની ૧૦મી તારીખ છે. હઝરત સુફિયાન થૌરી (રહ.) અને અમુક બીજા ઈમામોએ આ બધા નિવેદનોને ભેગા કરવા માટે ફરમાવ્યું કે, હજ્જના પાંચે દિવસો يَوْمُ الْحَجِّ الْاَكْبَرُ (યવમુલ હજ્જિલ અકબર) સમજવામાં આવે છે જેમાં અરફા અને યવમુન્નહર બંને સામેલ છે અને શબ્દ يَوْمُ مُفْرَدُ (યવમ મુફરદ)નો ઉપયોગ કરવો આ રૂઢિપ્રયોગ પ્રમાણે જ છે, જેમકે ગઝ્વએ બદ્રના અમુક દિવસોને કુર્આને કરીમે يَوْمُ الْفُرْقَانُ (યવમુલ ફુરકાન)ના મુફરદના નામથી ઓળખાવ્યા છે અને અરબની સામાન્ય લડાઈઓને શબ્દ يَوْم (યવ્મ)થી જ ઓળખવામાં આવે છે, જો કે તેમાં ભલે ગમે તેટલા દિવસો પસાર થયા હોય, જેમકે يَوْمِ بُعَاثُ (યવમે બુઆષ), يَوْمِ اُحُدُ (યવમે ઉહુદ) વગેરે અને કારણ કે, ઉમરહને "હજ્જે અસગર" એટલે કે નાની હજ્જ કહેવામાં આવે છે તેનાથી અલગ કરવા માટે હજ્જને "હજ્જે અકબર" કહેવામાં આવ્યું.

આથી જાણ થઈ કે, કુર્આનની પરિભાષામાં દરેક વર્ષની હજ્જ "હજ્જે અકબર" જ છે. સામાન્ય લોકોમાં જે એવું મશ્હૂર થઈ ચૂક્યું છે કે, જે વર્ષે અરફાનો દિવસ જુમ્આનો દિવસ હોય તે જ માત્ર હજ્જે અકબર છે તેની વાસ્તવિકતા એના સિવાય કંઈ નથી કે સંજોગવસાત્ જે વર્ષે રસૂલે કરીમ ﷺએ હજ્જતુલ વદાઅ્ કરી હતી તેમાં અરફાનો દિવસ જુમ્આનો હતો, તે પોતાની જગ્યાએ એક ફઝીલત ચોક્કસ છે પરંતુ પ્રસ્તુત આયતના અર્થ સાથે તેને કોઈ સંબંધ નથી.

ઈમામ જસ્સાસે અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે, હજ્જના દિવસોને હજ્જે અકબર કહેવાથી એ મસ્અલો પણ નીકળી આવ્યો કે, હજ્જના દિવસોમાં ઉમરહ થઈ શકે કે નહીં ? કારણ કે, આ દિવસોને કુર્આને કરીમે હજ્જે અકબર તરીકે ખાસ સ્વરૂપે વર્ણન કર્યું છે.

————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૬ થી ૧૧)

وَاِنْ اَحَدٌ مِّنَ الْمُشْرِكِيْنَ اسْتَجَارَكَ فَاَجِرْهُ حَتّٰى يَسْمَعَ كَلٰمَ اللّٰهِ ثُمَّ
اَبْلِغْهُ مَاْمَنَهٗ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْلَمُوْنَ ۝٦ كَيْفَ يَكُوْنُ لِلْمُشْرِكِيْنَ ع
عَهْدٌ عِنْدَ اللّٰهِ وَعِنْدَ رَسُوْلِهٖۤ اِلَّا الَّذِيْنَ عٰهَدْتُّمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ ۚ
فَمَا اسْتَقَامُوْا لَكُمْ فَاسْتَقِيْمُوْا لَهُمْ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ۝٧ كَيْفَ وَاِنْ يَّظْهَرُوْا
عَلَيْكُمْ لَا يَرْقُبُوْا فِيْكُمْ اِلًّا وَّلَا ذِمَّةً ؕ يُرْضُوْنَكُمْ بِاَفْوَاهِهِمْ وَتَاْبٰى قُلُوْبُهُمْ ۚ
وَاَكْثَرُهُمْ فٰسِقُوْنَ ۝٨ اِشْتَرَوْا بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا فَصَدُّوْا عَنْ سَبِيْلِهٖ ؕ
اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ۝٩ لَا يَرْقُبُوْنَ فِيْ مُؤْمِنٍ اِلًّا وَّلَا ذِمَّةً ؕ وَاُولٰٓئِكَ هُمُ
الْمُعْتَدُوْنَ ۝١٠ فَاِنْ تَابُوْا وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ فَاِخْوَانُكُمْ فِي الدِّيْنِ ؕ
وَنُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ۝١١

## તરજુમો :

*અને જો કોઈ મુશ્રિક તમારી પાસે શરણ માંગે તો તેને શરણ આપી દો અહીંયાં સુધી કે તે અલ્લાહનું કલામ સાંભળી લે, પછી તેને તેની સલામતીની જગ્યાએ પહોંચાડી દો, આ એટલા માટે કે તે લોકો જ્ઞાન ધરાવતા નથી. (૬) અલ્લાહ નજીક અને તેના રસૂલ નજીક મુશ્રિકો માટે કઈ રીતે કરાર થાય ? પરંતુ જે લોકોએ તમારી સાથે મસ્જિદે હરામની પાસે કરાર કર્યો હતો, બસ જ્યાં સુધી તેઓ તમારી સાથે સીધા રહે તમે (પણ) તેમની સાથે સીધા રહો, નિઃશંક ! અલ્લાહને કાળજીવાળા (મુત્તકીઓ) પસંદ છે. (૭) કઈ રીતે સુલેહ રહે ! અને જો તેઓ તમારા ઉપર કાબૂ પામે તો ન તમારી સગાઈ–સંબંધનો લિહાજ રાખે અને ન જ કરારનો, તમને પોતાની મોઢાની વાતથી રાજી કરી દે છે અને તેમના દિલ માનતા નથી અને તેમનામાં ઘણા (વચનભંગ કરનારા) ફાસિક છે. (૮) તેમણે અલ્લાહના હુકમને થોડી કિંમત ઉપર વેચી નાંખ્યા, પછી તેના માર્ગથી રોક્યા, ઘણા જ બુરા કામ છે જે તે લોકો કરી રહ્યા છે. (૯) કોઈ મુસલમાનના હકમાં સગાઈ–સંબંધનો લિહાજ નથી કરતા અને ન જ કરારનો અને તેઓ જ અતિરેક કરનારા છે. (૧૦) બસ જો તવબહ કરે અને નમાઝ કાયમ રાખે અને ઝકાત આપતા રહે તો શરીઅતના હુકમમાં તમારા ભાઈ છે અને અમે જાણનારા લોકો માટે ખોલી(–ખોલી)ને હુકમો વર્ણન કરીએ છીએ. (૧૧)*

## તફસીર :

અને જો કોઈ વ્યક્તિ મુશ્રિકોમાંથી (મહોલત આપેલા સમય પછી તવબહ અને ઈસ્લામના લાભો તથા બરકતો સાંભળીને તેના તરફ આકર્ષાય તથા વાસ્તવિક રીતે ઈસ્લામની સત્યતાના સંશોધનના હેતુથી આપ ﷺ પાસે આવીને) તમારું શરણ માંગે (જેથી શાંતિપૂર્વક સાંભળી શકે અને સમજી શકે) તો (એવી પરિસ્થિતિમાં) તમે તેમને શરણ આપી દો જેથી તે અલ્લાહનું કલામ (સત્ય દીનની સંપૂર્ણ દલીલો સાથે) સાંભળી લે, પછી (ત્યારબાદ) તેને તેની સલામતીની જગ્યામાં પહોંચાડી આપો, (એટલે કે પહોંચવા દો જેથી તે સમજી વિચારીને પોતાનો અભિપ્રાય સ્થાપિત કરી લે) આ હુકમ (એટલે કે શરણ

આપવાનો) એ કારણે (આપવામાં આવે) છે કે તેઓ એવા લોકો છે કે સંપૂર્ણ જાણકારી ધરાવતા નથી (એટલા માટે થોડી મહોલત આપવી જરૂરી છે, પ્રથમ પ્રકારની જમાઅત સાથે કે જેમણે કરારભંગ કર્યો હતો તેમના કરારભંગ થતા પહેલાં આગાહી સ્વરૂપે કહેવામાં આવે છે કે) આ (કુરૈશના) મુશ્રિકોનો કરાર અલ્લાહ નજીક અને તેના રસૂલ નજીક કઈ રીતે (બાંધછોડપાત્ર) રહેશે ? (કારણ કે રિઆયત તો તે કરારની હોય છે જેને બીજો પક્ષ પોતે ન તોડે નહિતર કોઈ રિઆયત બાકી ન રહેશે, મતલબ એ કે આ લોકો કરારને તોડી નાંખે તે વખતે તેમના માટે કોઈ બાંધછોડ ન થશે) પરંતુ જે લોકો સાથે તમે મસ્જિદે હરામ (એટલે કે હરમ શરીફ)ની નજીક કરાર લીધો છે (તેનાથી તે બીજી જમાઅત સમજવામાં આવે છે જેનું બાકાત હોવું ઉપર પણ اِلَّا الَّذِيْنَ عَاهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ثُمَّ لَمْ يَنْقُصُوْكُمْ.... માં આવી ચૂક્યું છે, એટલે કે એ આશા છે કે આ કરારને તેઓ કાયમ રાખશે) બસ, જ્યાં સુધી એ લોકો તમારી સાથે સીધી રીતે રહે (એટલે કે કરાર ન તોડે) તમે પણ તેમની સાથે સીધી રીતે રહો (અને કરારની સમયસીમા પૂરી થવા દો, એટલા માટે સૂરએ બરાઅત નાઝિલ થવાના સમયે કરારની આ સમય સીમામાં નવ મહિના બાકી રહ્યા હતા અને તેમના કરારભંગ ન કરવાના કારણે તેમની આ મુદત પૂરી કરવામાં આવી). નિઃશંક ! અલ્લાહ તઆલા (કરારભંગ કરવાથી) કાળજી રાખનારાઓને પસંદ કરે છે (બસ, તમે પણ કાળજી રાખવાથી અલ્લાહના મહબૂબ બની જશો અને આ લોકોને બાકાત કરી તે પ્રથમ જમાઅત વિશે સંબોધન છે કે) કેવી રીતે (તેમનો કરાર બાંધછોડ કરવાપાત્ર રહેશે ? તે લોકો કરાર ઉપર કદી કાયમ રહેશે પણ ખરા) જ્યારે કે તેમની પરિસ્થિતિ એવી છે કે તેઓ જો તમારા ઉપર ક્યાંક કાબૂ પામી લે તો તમારા વિશે ન સગાઈનો લિહાજ કરે અને ન જ કોલ–કરારનો (કારણ કે તેમની આ સુલેહ મજબૂરી અને જિહાદના ભયના કારણે છે, દિલથી નથી. બસ) એ લોકો તમને (ફક્ત) પોતાની મૌખિક વાતોથી રાજી કરી રહ્યા છે અને તેમના દિલ (એ વાતોને) નથી માનતા (બસ, જ્યારે દિલથી આ કરારને પૂરો કરવાનો ઈરાદો જ નથી તો તે કઈ રીતે પૂરો થશે ?) અને તેમનામાં મોટા ભાગના લોકો શરારતખોર છે (કે કરાર પૂરો કરવા ઈચ્છતા નથી અને જો અમુક લોકો પૂરો કરવા ઈચ્છે પણ છે તો બહુમતીની સામે એક–બે વ્યક્તિઓનું કંઈ જ ચાલતું નથી

અને તેમના શરારતખોર હોવાનું કારણ એ છે કે,) તેમણે અલ્લાહના હુકમોના બદલામાં (દુનિયાની) ફના થનારી (અસ્થાયી) દોલતને અપનાવી રાખી છે, (જેમકે કાફિરોની હાલત હોય છે કે, દીનને છોડીને દુનિયાને તેના ઉપર અગ્રિમતા આપે છે અને જ્યારે દુનિયા વધારે પ્રિય હશે તો જ્યારે કરારભંગ કરવામાં દુનિયાનો સ્વાર્થ પ્રાપ્ત થતો નજરે પડશે તો તેઓ તેમાં કોઈ કસર બાકી નહીં છોડે, તે વ્યક્તિથી વિપરીત જે દીનને અગ્રિમતા આપે છે અને તે અલ્લાહના હુકમો અને કરારની વફાદારી વગેરેનો પાબંદ હશે.) બસ, (આ દુનિયાને દીન ઉપર અગ્રિમતા આપવાના કારણથી) એ લોકો અલ્લાહના (સીધા) માર્ગથી (જેમાં કરારની વફાદારીમાં સામેલ છે) હટી ગયા છે (અને) ખરેખર તેમની આ પ્રવૃત્તિ ખૂબ જ ખરાબ છે (અને અમે જે ઉપર કહ્યું છે ....لَا يَرْقُبُوا فِيكُمْ બસ, તેમાં તમારી કોઈ વિશેષતા નથી, તેની તો એ હાલત છે કે) આ લોકો કોઈ મુસલમાન વિશે (પણ) ન સગાઈ–સંબંધનો લિહાજ રાખે અને ન કોલ–કરારનો. આ લોકો (વિશેષરૂપે આ બાબતમાં) ઘણી જ અતિશયોક્તિ કરી રહ્યા છે, બસ (જ્યારે તેમના કરાર ઉપર ભરોસો અને સંતોષ નથી બલકે કરારભંગ થવાની શક્યતા જ વધારે છે, બલકે તેમના તરફથી વિરોધ થવાની પણ સંભાવના છે, એટલા માટે અમે તેમના વિશે વિગતવાર હુકમ સંભળાવીએ છીએ કે) જો તેઓ (કુફ્રથી) તવબહ કરી લે (એટલે કે મુસલમાન થઈ જાય) અને (તેઓ ઈસ્લામને જાહેર પણ કરી આપે દાખલા તરીકે) નમાઝ પઢવા લાગે અને ઝકાત આપવા લાગે તો (પછી તેમના કરારભંગ વગેરે ઉપર મૂળેથી ધ્યાન આપવામાં નહીં આવે ભલે તેમણે કંઈ કર્યું પણ હોય પરંતુ ઈસ્લામ સ્વીકારવાથી હવે) તેઓ તમારા દીની ભાઈ થઈ જશે (અને ભૂતકાળમાં કરેલું બધું મા'ફ થઈ જશે) અને અમે સમજદાર લોકો(ને બતાવવા) માટે હુકમોને ખૂબ વિગતવાર (સ્પષ્ટ રીતે) વર્ણન કરીએ છીએ, (જેથી આ સ્થળે એવું જ કરવામાં આવ્યુ).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ તવબહની શરૂઆતની પાંચ આયતોમાં એ બાબતનું વર્ણન હતું કે, મક્કા વિજય પછી મક્કા અને તેની આજુબાજુના બધા જ મુશ્રિકો અને કાફિરોના જાન અને માલને જાહેર સુરક્ષા આપવામાં આવી, પરંતુ તેમની ભૂતકાળની ગદ્દારીઓ અને કરારના ઉલ્લંઘન કરવાના અનુભવને કારણે ભવિષ્ય માટે તેમની

સાથે કોઈ કરાર ન કરવાનું નક્કી કરવામાં આવ્યું. આ નિર્ણય છતાં જે લોકોની સાથે કોઈ કરાર આ પહેલાં થઈ ચૂક્યો હતો અને તેમણે કોઈ કરારભંગ કર્યો ન હતો તો તેમના કરારની સમય મર્યાદા પૂરી કરવાના આ આયતમાં હુકમો નાઝિલ થયા અને જેમની સાથે કોઈ કરાર મૂળેથી હતો જ નહીં અથવા કોઈ નક્કી સમય મર્યાદા સુધીનો કરાર ન હતો તેમની સાથે એ બાંધછોડ કરવામાં આવી કે, તેમને તાત્કાલિક મક્કા છોડવાના હુકમના બદલે ચાર મહિનાની લાંબી મુદત આપવામાં આવી કે, આ સમયગાળામાં તેઓ મક્કા છોડીને જ્યાં યોગ્ય સમજે સહૂલત અને શાંતિપૂર્વક ચાલ્યા જાય અથવા જો ઈસ્લામની સચ્ચાઈ તેમના ઉપર સ્પષ્ટ થઈ ચૂકી હોય તો મુસલમાન બની જાય. આ હુકમોનું પરિણામ એ હતું કે આવતા વર્ષ સુધીમાં મક્કએ મુકર્રમહ સરળતાપૂર્વક તે બધા ગદ્દાર મુશ્રિકોથી ખાલી થઈ જાય અને કારણ કે આ મક્કાને તેમનાથી ખાલી કરવું પણ કોઈ બદલાની ભાવનાના કારણે ન હતું બલકે સતત કડવા અનુભવો પછી પોતાની સુરક્ષાની દષ્ટિએ અમલમાં મૂકવામાં આવ્યું હતું, એટલા માટે તેમની સુધારણા અને ભલાઈનો દરવાજો હજુ પણ ખુલ્લો રહી ગયો હતો જેનો ઉલ્લેખ છટ્ઠી આયતમાં છે, જેનો ખુલાસો એ છે કે જો મુશ્રિકોમાંથી કોઈ વ્યક્તિ આપની પાસે શરણ માંગે તો તમારે તેમને શરણ આપી દેવું જોઈએ, જેથી તેઓ તમારી પાસે આવીને અલ્લાહના કલામને સાંભળી શકે અને ઈસ્લામની સત્યતાને સમજી શકે અને ફક્ત એટલું જ નહીં કે કામચલાઉ ધોરણે તેમને પનાહ આપવામાં આવે બલકે, જ્યારે તેઓ પોતાના આ કાર્યને પૂર્ણ કરી ચૂકે તો પોતાની સુરક્ષા અને દેખરેખ હેઠળ તેમને તે સ્થળ સુધી પહોંચાડવા પણ મુસલમાનોની જવાબદારી છે જ્યાં તેઓ પોતાને સુરક્ષિત અને સલામત સમજતા હોય. અંતિમ આયતમાં ફરમાવ્યું કે આ હુકમ એટલા માટે આપવામાં આવ્યો છે કે, એ લોકોને પૂરી ખબર નથી આથી તેઓ નજીક આવીને જાણકારી મેળવી શકે છે.

આ આયતથી પણ અમુક મસ્અલાઓ અને લાભો પ્રાપ્ત થયા, જેને ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ વિગતવાર વર્ણન કર્યા છે.

**ઇસ્લામની સત્યતા દલીલો વડે સમજાવવી ઉલમાએ દીનની ફરજ છે :**

પ્રથમ એ કે, આ આયતથી સાબિત થયું કે જો કોઈ કાફિર મુસલમાન

પાસે એ બાબતની માંગણી કરે કે મને ઈસ્લામની સત્યતા દલીલપૂર્વક સમજાવો તો મુસલમાનો ઉપર જરૂરી છે કે તેની માંગણી પૂરી કરે.

બીજું એ કે, જે વ્યક્તિ ઈસ્લામની હકીકત અને જાણકારી પ્રાપ્ત કરવા માટે આપણી પાસે આવે તો આપણા ઉપર વાજિબ છે કે, તેને પરવાનગી આપે અને તેનું રક્ષણ કરે, તેને કોઈ પ્રકારની તકલીફ અથવા નુકસાન પહોંચાડવું જાઈઝ નથી. તફસીરે કુર્તુબીમાં છે કે, આ હુકમ એ સ્વરૂપમાં છે જ્યારે કે તેના આવવાનો હેતુ અલ્લાહનું કલામ સાંભળવાનો અને ઈસ્લામની હકીકતને જાણવાનો હોય અને જો કોઈ અન્ય ઈરાદો વેપાર વગેરે હોય તો તે મુસલમાનોના સત્તાધિકારી અથવા આગેવાનો ઉપર નિર્ભર છે કે જો યોગ્ય સમજે તો પરવાનગી આપે નહિતર તેમને અધિકાર છે.

**ગેરમુસ્લિમો જેઓ 'દારુલ ઇસ્લામ'ના નાગરિકો ન હોય તેમને આવશ્યકતાથી વધારે દારુલ ઇસ્લામમાં થોભવાની પરવાનગી આપવામાં ન આવે :**

ત્રીજું એ કે, ગેરમુસ્લિમ "હરબી" જેમની સાથે મુસલમાનોનો કોઈ કરાર ન હોય તેમને જરૂરતથી વધારે થોભવાની પરવાનગી આપવી ન જોઈએ, કારણ કે પ્રસ્તુત આયતમાં શરણ આપવાની અને થોભાવવાની આ મર્યાદા નક્કી કરવામાં આવી છે, حَتّٰى يَسْمَعَ كَلَامَ اللّٰهِ એટલે કે, "તેમને પોતાના ત્યાં એટલો સમય થોભાવો કે તેઓ અલ્લાહનું કલામ સાંભળી લે."

ચોથું એ કે, મુસલમાન હાકિમ (સત્તાધિકારી) અથવા અમીરની ફરજોમાંથી છે કે, જ્યારે કોઈ "હરબી ગેરમુસ્લિમ" કોઈ આવશ્યકતાની બીનાએ તેમની પરવાનગી (વીઝા) પ્રાપ્ત કરી મુસલમાનોના પ્રદેશમાં પ્રવેશે તો તેની હાલત ઉપર નજર રાખવામાં આવે અને જ્યારે તે પોતાનું કાર્ય પૂર્ણ કરી લે તો તેને રક્ષણ સાથે પરત મોકલવામાં આવે.

સાતમી, આઠમી, નવમી અને દશમી; આ ચાર આયતોમાં તે કરાર વિચ્છેદની હિકમત વર્ણન કરવામાં આવી છે જે સૂરએ તવબહની શરૂઆતની આયતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ આયતમાં કરારભંગ કરનારા મુશ્રિકોનો પ્રાકૃતિક દષ્ટિકોણ અને મુસલમાનો સાથે તેમની દુશ્મનાવટ અને

કીના–કપટમાં સખત હોવાનું વર્ણન કરીને એ બતાવવામાં આવ્યું છે કે, તેમની પાસેથી કૌલ–કરારની વફાદારીની આશા રાખવી ઠગારી છે. ઈરશાદ થયો કે, અમુક લોકો તેમાંથી બાકાત છે કે જેમનો મસ્જિદે હરામની પાસે તમારી સાથે કરાર થયો હતો, નહિતર તે મુશ્રિકોનો કોઈ કરાર અલ્લાહ અને તેના રસૂલ ﷺની પાસે કઈ રીતે સન્માન કરવાપાત્ર હોઈ શકે છે કે, જ્યારે કે તેમની એવી હાલત છે કે તેમને કોઈ વખતે નાની સરખી તક પણ મળી જાય તો તેઓ તમારા વિશે ન તો સગાઈ–સંબંધનું સન્માન જાળવે, ન જ કૌલ–કરારનું અને તેનું કારણ એ છે કે, આ લોકો કરાર કરવાના સમયે પણ દિલમાં તેને વફાદારીપૂર્વક પૂરો કરવાનો કોઈ ઈરાદો ધરાવતા નથી, બલકે ફક્ત મૌખિક શબ્દો દ્વારા તમને ખુશ કરવા ઈચ્છે છે અને તેમાંથી મોટા ભાગના લોકો ફાસિક એટલે કે કરારનો ભંગ કરનાર ગદ્દારો છે.

## કાફિરોના મુકાબલામાં પણ સચ્ચાઈ ઉપર કાયમ રહેવું અને તેમના વિશે અતિશયોક્તિ કરવાથી બચવાની તાકીદ :

કુર્આને કરીમે આ ઉલ્લેખથી મુસલમાનોને એ માર્ગદર્શન આપ્યું છે કે, પોતાના વિરોધી દુશ્મનોના વિશે જ્યારે કોઈ વાતચીત થાય તો સચ્ચાઈ અને ન્યાય કરવાની કાળજી રાખે, અતિશયોક્તિથી કામ ન લે, જેમકે આ આયતોમાં મક્કાના મુશ્રિકોના વિશે એ બાબતની સંપૂર્ણ કાળજી રાખવામાં આવી છે કે, જો કે ગણતરીના અમુક લોકો સિવાય બધાએ ગદ્દારી અને કરારભંગ કર્યો હતો અને એવી પરિસ્થિતિમાં સામાન્ય રીતે કોઈ કહેનાર બધાને જ ખરાબ કહી શકે છે પરંતુ કુર્આને કરીમે اِلَّا الَّذِيْنَ عَاهَدْتُّمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ કહીને એ લોકોને તેમાંથી બાકાત કરી દીધા જેમણે કરારભંગ કર્યો ન હતો અને એ હુકમ આપ્યો કે, જ્યાં સુધી કરાર ઉપર વફાદારીપૂર્વક કાયમ રહે તમે પણ કરાર ઉપર કાયમ રહો, બીજા લોકોની ખયાનતથી પ્રભાવિત થઈને તેમની સાથે કરારભંગ ન કરો.

ત્યાર પછી કરારભંગ કરનારાઓની જ્યાં એવી પરિસ્થિતિનું વર્ણન કર્યું કે તે લોકોના દિલોમાં શરૂથી ખયાનત ભરેલી હતી, તેમનો કરારને વફાદારીપૂર્વક નિભાવાવનો ઈરાદો જ ન હતો, અહીંયાં પણ اَكْثَرُهُمْ فَاسِقُوْنَ ફરમાવીને ઈશારો કરવામાં આવ્યો કે તેમાંથી બધા લોકોની આવી હાલત નથી, બલકે અમુક શરીફ

લોકો એવા પણ છે જેઓ કરાર ઉપર કાયમ રહેવા ઈચ્છતા હતા પરંતુ બીજાઓની સામે તેમનું કંઈ ચાલી શક્યું નહીં.

આ તે જ વિષય છે જેનું માર્ગદર્શન કુર્આને કરીમમાં બીજા સ્થળે સ્પષ્ટ શબ્દોમાં આ રીતે આવ્યું છે. لَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ اَنْ لَّا تَعْدِلُوْا એટલે કે, "કોઈ કોમની દુશ્મની તમને એ બાબત ઉપર પ્રેરિત ન કરે કે તમે ઈન્સાફને છોડી બેસો." (૫:૮) ત્યાર પછી નવમી આયતમાં તે ગદ્દાર મુશ્રિકોની ગદ્દારીનું કારણ તેમની તે બીમારી બતાવીને તેમને એવું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, તેઓ વિચાર–વિમર્શ કરે અને પોતાની સુધારણા કરી લે અને સામાન્ય મુસલમાનોને પણ ચેતવણી આપવામાં આવી કે જે કારણે આ લોકો ગદ્દારી અને ખયાનતમાં સપડાયા છે તે કારણોથી સંપૂર્ણ રીતે બચવાને પોતાની જિંદગીનો ધ્યેય બનાવી લે અને તે કારણ છે દુનિયા ! કે જ્યારે દુનિયાની માલ–દોલતની મહોબ્બત તેમને આંધળા કરી મૂકે છે તો થોડા પૈસાના બદલામાં જ અલ્લાહની આયતો અને પોતાના ઈમાનને વેચી નાંખે છે અને તેમની આ પ્રવૃત્તિ અત્યંત ખરાબ છે.

દશમી આયતમાં તે લોકોની છેલ્લી કક્ષાની બદમાશીનું વર્ણન થયું છે, لَا يَرْقُبُوْنَ فِىْ مُؤْمِنٍ اِلًّا وَّلَا ذِمَّةً એટલે કે, ફક્ત એટલું જ નહીં કે તે લોકોએ કરાર કરનાર મુસલમાનો સાથે ગદ્દારી કરી અને તેમની સગાઈ તથા કૌલ કરારને પીઠ પાછળ નાંખી દીધું બલકે તેમની પરિસ્થિતિ તો એવી છે કે, કોઈ મુસલમાન વિશે ન તો તેઓ સગાઈ–સંબંધનું સન્માન જાળવનારા છે, ન જ કોઈ કૌલ–કરારનું.

મુશ્રિકોની પ્રસ્તુત પરિસ્થિતિનો સ્વાભાવિક તકાદો એ હોઈ શકતો હતો કે, મુસલમાનો તેમનાથી હંમેશા માટે અલિપ્ત (અલગ) થઈ જાય અને કોઈપણ હાલતમાં તેમની સાથે ભાઈચારાનો સંબંધ સ્થાપિત કરવા માટે તૈયાર ન થાય, એટલા માટે કુર્આને ન્યાય અને ઈન્સાફની સૂચના અગિયારમી આયતમાં આ પ્રમાણે આપી فَاِنْ تَابُوْا وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ فَاِخْوَانُكُمْ فِى الدِّيْنِ એટલે કે, જો આ લોકો તવબહ કરી લે અને નમાઝ કાયમ કરી લે અને ઝકાત આપે તો હજુ પણ તેઓ તમારા દીની ભાઈ છે.

તેમાં બતાવવામાં આવ્યું કે, કોઈ ગમે તેવો કટ્ટર દુશ્મન હોય અને તેણે ગમે એટલો ત્રાસ કે પીડા આપી હોય પરંતુ જ્યારે હવે તે મુસલમાન થઈ ગયો

તો જે રીતે અલ્લાહ તઆલાએ તેના બધા પાછલા ગુનાહોને મા'ફ કરી દીધા છે, મુસલમાનો માટે પણ જરૂરી છે કે પાછલી બધી બાબતોને ભૂલાવી દે અને આજથી તેમને પોતાના દીની ભાઈ સમજે અને ભાઈચારાના સંબંધના હકોને પૂર્ણ કરે.

**ઇસ્લામી બિરાદરીમાં સામેલ થવાની ત્રણ શરતો :**

આ આયતે સ્પષ્ટ કરી દીધું કે ઈસ્લામી બિરાદરીમાં સામેલ થવા માટે ત્રણ શરતો છે, પ્રથમ કુફ્ર અને શિર્કથી તવબહ કરવી, બીજું નમાઝ અદા કરવી અને ત્રીજું ઝકાત આપવી. કારણ કે ઈમાન અને તવબહ તો એક ગુપ્ત અમલ છે જેની વાસ્તવિકતાનું જ્ઞાન સામાન્ય મુસલમાનોને થઈ શકતું નથી, એટલા માટે તેમની બે જાહેર નિશાનીઓનું વર્ણન કરવામાં આવ્યું, એટલે કે નમાઝ અને ઝકાત.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, આ આયતે અહલે કિબ્લા મુસલમાનોના લોહી વહાવવાને હરામ કરી દીધું. એટલે કે, જે લોકો નમાઝ અને ઝકાતના પાબંદ હોય અને તેમના દ્વારા ઈસ્લામ વિરુદ્ધ કોઈ નિવેદન કે પ્રવૃત્તિ સાબિત ન થાય તો તે બધા જ હુકમોમાં તેઓ મુસલમાન સમજવામાં આવશે, ભલે તેમના દિલમાં સાચું ઈમાન હોય કે ન હોય અથવા મુનાફિક હોય.

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ રસૂલે કરીમ ﷺની વફાત પછી ઝકાતનો ઈન્કાર કરનારાઓ ઉપર જિહાદ કરવા માટે આ જ આયતથી દલીલ કરીને સહાબએ કિરામ (રદિ.)ને સંતોષ આપ્યો હતો.

*(ઈબ્ને કષીર)*

અંતિમ આયતમાં કરાર કરવામાં આવેલ વચનબદ્ધ લોકો તથા તવબહ કરનારાઓના સંદર્ભમાં પ્રસ્તુત હુકમોની પાબંદીની તાકીદ કરવા માટે ઈરશાદ થયો, وَنُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ એટલે કે, ''અમે સમજદાર લોકો માટે હુકમોને ખૂબ વિગતપૂર્વક સ્પષ્ટતાથી વર્ણન કર્યા છે.''

---

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૨ થી ૧૬)

| |
|---|
| وَاِنْ نَّكَثُوْٓا اَيْمَانَهُمْ مِّنْۢ بَعْدِ عَهْدِهِمْ وَطَعَنُوْا فِيْ دِيْنِكُمْ فَقَاتِلُوْٓا اَئِمَّةَ الْكُفْرِ ۙ |
| اِنَّهُمْ لَآ اَيْمَانَ لَهُمْ لَعَلَّهُمْ يَنْتَهُوْنَ ﴿١٢﴾ اَلَا تُقَاتِلُوْنَ قَوْمًا نَّكَثُوْٓا اَيْمَانَهُمْ وَهَمُّوْا |
| بِاِخْرَاجِ الرَّسُوْلِ وَهُمْ بَدَءُوْكُمْ اَوَّلَ مَرَّةٍ ۭ اَتَخْشَوْنَهُمْ ۚ فَاللّٰهُ اَحَقُّ اَنْ تَخْشَوْهُ |
| اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٣﴾ قَاتِلُوْهُمْ يُعَذِّبْهُمُ اللّٰهُ بِاَيْدِيْكُمْ وَيُخْزِهِمْ وَيَنْصُرْكُمْ عَلَيْهِمْ |
| وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ﴿١٤﴾ وَيُذْهِبْ غَيْظَ قُلُوْبِهِمْ ۭ وَيَتُوْبُ اللّٰهُ عَلٰي |
| مَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿١٥﴾ اَمْ حَسِبْتُمْ اَنْ تُتْرَكُوْا وَلَمَّا يَعْلَمِ اللّٰهُ الَّذِيْنَ جٰهَدُوْا |
| مِنْكُمْ وَلَمْ يَتَّخِذُوْا مِنْ دُوْنِ اللّٰهِ وَلَا رَسُوْلِهٖ وَلَا الْمُؤْمِنِيْنَ وَلِيْجَةً ۭ وَاللّٰهُ |

ع ۸ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ﴿١٦﴾

## તરજુમો :

*અને જો તેઓ પોતાની કસમો કરાર કર્યા પછી તોડે અને તમારા દીનમાં ઐબ લગાવે તો કાફિરોના સરદારો સાથે લડો બેશક ! તેમની કસમો કંઈ નથી; જેથી તેઓ અટકી જાય. (૧૨) શું એવા લોકો સાથે નથી લડતા જેઓ પોતાની કસમો તોડે અને ફિકરમાં રહે કે રસૂલને કાઢી મૂકે ? અને પ્રથમ તેમણે તમારી છેડતી કરી (છંછેડયા), શું તેમનાથી ડરો છો ? બસ તમને અલ્લાહનો ડર વધારે હોવો જોઈએ જો તમે ઈમાન ધરાવતા હોવ. (૧૩) તેમની સાથે લડો જેથી અલ્લાહ તેમને તમારા હાથે અઝાબ આપે અને અપમાનિત કરે અને તમને તેમના ઉપર ગાલિબ કરે (વર્ચસ્વ આપે) અને મુસલમાન લોકોના દિલો ઠંડા કરે. (૧૪) અને તેમના દિલોની જલન (બળાપો) કાઢે અને અલ્લાહ જેને ઈચ્છશે તવબહ નસીબ કરશે અને અલ્લાહ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૧૫) શું તમે એવું ધારો છો કે છૂટી જશો ! અને જ્યારે કે હજુ અલ્લાહે તમારામાંથી તે લોકોને જાણી નથી લીધા કે જેમણે જિહાદ કર્યો છે ! અને તેમણે અલ્લાહ અને તેના રસૂલ અને*

*મુસલમાનોના સિવાય કોઈને ભેદી નથી બનાવ્યો; અને અલ્લાહને સઘળી ખબર છે જે કંઈ તમે કરી રહ્યા છો. (૧૬)*

## તફસીર :

અને જો તે લોકો કરાર કર્યા પછી પોતાની કસમો (કરારો)ને તોડી નાંખે (જેમકે તેમની હાલત જોતાં એવી સંભાવના વધારે છે) અને (કરાર તોડીને ઈમાન પણ ન લાવે બલકે પોતાના કુફ્ર ઉપર કાયમ રહે જેની એક અસર એ છે કે) તમારા દીન (ઇસ્લામ) ઉપર કટાક્ષ (અને વાંધા ઊભા) કરે તો (એવી પરિસ્થિતિમાં) તમે લોકો એ ઈરાદે કે તેઓ (પોતાના કુફ્રથી) અટકી જાય તે કુફ્રના આગેવાનોથી (ખૂબ) લડો, (કારણ કે આવી પરિસ્થિતિમાં) તેમની કસમો (બાકી) ન રહી, (અહીંયાં સુધી આગાહી થઈ; ત્યાર પછી યુદ્ધનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે કે) તમે એવા લોકો સાથે કેમ નથી લડતા જેમણે પોતાની કસમો તોડી નાંખી (અને બની બક્રના મુકાબલામાં બનુ ખુઝાઅહની મદદ કરી) અને રસૂલ (ﷺ)ને દેશનિકાલ કરવા માટેની યોજના બનાવી અને તેમણે તમારી સાથે છેડછાડ કરવામાં પહેલ કરી (કે તમારા તરફથી કરારની વફાદારીમાં કોઈ ઉણપ નથી રહી, તેમણે આપમેળે મનઘડત વાતો ફેલાવી, બસ એવા લોકો સાથે કેમ લડવામાં ન આવે ?) શું તેમની સામે (લડવાથી) ડરો છો ? (કે તેમની પાસે વધારે સંખ્યા છે) બસ (જો એવી વાત છે તો કદાપિ તેમનાથી ન ડરો, કારણ કે) અલ્લાહ તઆલા એ વાતનો વધારે હકદાર છે કે તમે તેનાથી ડરો જો તમે ઈમાન ધરાવતા હોય (અને તેનાથી ડરવાનો તકાદો એ છે કે તમે તેમનાથી ડર્યા વિના તેમની સામે અલ્લાહના હુકમથી યુદ્ધ કરો, બસ) તેમનાથી લડો અલ્લાહ તઆલા(નો વાયદો છે કે) તેમને તમારા હાથે સજા આપશે અને તેમને અપમાનિત કરશે અને તમને તેમના ઉપર વિજયી કરશે અને (તેમના અપમાન અને ઝિલ્લતથી) ઘણા (એવા) મુસલમાનોના દિલોને શિફા આપશે અને તેમના દિલોના ક્રોધ (અને બળાપા)ને દૂર કરશે (જેઓ પોતે મુકાબલાની શક્તિ ધરાવતા નથી પરંતુ તેમની પ્રવૃત્તિઓ જોઈને દિલમાંને દિલમાં જ ગૂંગળામણ અનુભવે છે) અને (તે જ કાફિરોમાંથી) જેમના ઉપર (અલ્લાહને કૃપા કરવી) મંજૂર હશે અલ્લાહ તઆલા કૃપા (પણ) કરશે (એટલે કે મુસલમાન થવાની તવફીક આપશે, એટલા માટે મક્કા વિજય સમયે કેટલાક લડ્યા અને અપમાનિત થઈને

મરાયા અને અમુક મુસલમાન થઈ ગયા) અને અલ્લાહ તઆલા સર્વજ્ઞ અને મોટી હિકમતવાળો છે (કે સર્વજ્ઞ હોવાના નાતે દરેકનું પરિણામ કુફ્ર કે ઈસ્લામ હોવાનું જાણે છે અને એટલા માટે જ પોતાની હિકમતથી યોગ્ય હુકમો નક્કી કરે છે અને તમે જે લડવાથી પાછી પાની કરો છો ભલે એવા લોકો થોડા જ છે પણ) શું તમે એવું ધારો છો કે તમને એમ જ (આવી જ હાલત ઉપર) છોડી દેવામાં આવશે જ્યારે કે હજુ અલ્લાહ તઆલાએ (જાહેર રીતે) તે લોકોને તો જોયા જ નથી જેમણે તમારામાંથી (આવી પરિસ્થિતિમાં) જિહાદ કર્યો હોય અને અલ્લાહ અને રસૂલ અને મો'મિનોના સિવાય કોઈને પોતાનો ગાઢ જાણભેદુ મિત્ર ન બનાવ્યો હોય (આથી જાહેર થવાનો ઉત્તમ મોકો આવી પરિસ્થિતિ માટે જિહાદ છે જ્યાં મુકાબલો પોતાના જ સગાં-વહાલાં અને નિકટના લોકો સાથે હોય તો કસોટી પૂરી થઈ જાય છે કે કોણ અલ્લાહને ચાહે છે અને કોણ પોતાની જાત-બિરાદરીને ?) અને અલ્લાહ તઆલાને તમારા બધા જ કામોની બધી જ ખબર છે (બસ જો તમે જિહાદમાં સ્ફૂર્તિ બતાવશો અથવા સુસ્તી કરશો તો તે પ્રમાણે બદલો મળશે).

## મસ્અલા અને બોધપાઠ :

મક્કાના કુરૈશ કે જેમની સાથે સન હિજરી ૬માં હુદૈબિય્યહના સ્થળે એક યુદ્ધબંધીનો કરાર કરવામાં આવ્યો હતો તેના વિશે સૂરએ તવબહની શરૂઆતની આયતોમાં એવી આગાહી આપી એવી ખબર આપવામાં આવી હતી કે, આ લોકો પોતાના કરાર ઉપર કાયમ રહેશે નહીં, જેનું વર્ણન સૂરએ તવબહની સાતમી આયતમાં كَيْفَ يَكُوْنُ لِلْمُشْرِكِيْنَ عَهْدٌ ના શબ્દો સ્વરૂપે આવી ચૂક્યું છે અને આઠમી, નવમી અને દશમી આયતોમાં તેમના કરારભંગના કારણો વર્ણન થયા, અગિયારમી આયતમાં એ બાબતનું વર્ણન થયું કે કરારભંગના આ મહાન ગુનાહ પછી પણ જો આ લોકો મુસલમાન થઈ જાય અને પોતાના ઈસ્લામની જાહેરાત નમાઝ અને રોઝા દ્વારા કરવા લાગે તો પછી મુસલમાનો ઉપર આવશ્યક છે કે, તેમના પાછલા અપરાધોની કોઈ અસર પોતાના તેમની સાથેના વ્યવહારમાં બાકી ન રાખે, બલકે તેમને પોતાના દીની ભાઈ સમજે અને તેમની સાથે ભાઈચારાનો વ્યવહાર કરે, પ્રસ્તુત બારમી આયતમાં એ બાબતનું વર્ણન છે કે આગાહી પ્રમાણે જ્યારે એ લોકોએ કરારભંગ કર્યો તો પછી તેમની સાથે મુસલમાનોએ શું કરવું જોઈએ?

એ બાબતે ઈરશાદ થયો, وَاِنْ نَّكَثُوْٓا اَيْمَانَهُمْ مِّنْۢ بَعْدِ عَهْدِهِمْ وَطَعَنُوْا فِيْ دِيْنِكُمْ فَقَاتِلُوْٓا اَئِمَّةَ الْكُفْرِ એટલે કે, જો એ લોકો પોતાના કરાર અને કસમોને તોડી નાંખે અને મુસલમાન પણ ન થાય બલકે, રાબેતા મુજબ તમારા દીને ઈસ્લામ ઉપર લાનતાન કરી ખામીઓ શોધતા રહે તો તે કુફ્રના લીડરો સાથે યુદ્ધ કરો.

અત્રે એ વાત ધ્યાન આપવા પાત્ર છે કે આ સ્થળના તકાદા પ્રમાણે દેખીતું તો એ હતું કે, فَقَاتِلُوْهُمْ (ફકાતિલૂહુમ) કહેવામાં આવ્યું હોત, એટલે કે "તે લોકો સાથે યુદ્ધ કરો" કુર્આન શરીફે આ સ્થળે ટૂંકા સર્વનામનો ઉપયોગ કરવાના બદલે, એટલે કે فَقَاتِلُوْٓا اَئِمَّةَ الْكُفْرِ ફરમાવ્યું, તેમાં اَئِمَّةُ (અઈમ્મહ) એ اِمَامْ (ઈમામ)નું બહુવચન છે, એનો અર્થ એ છે કે તે લોકો પોતાના કરારભંગ કરવાના કારણે કુફ્રના ઈમામો અને આગેવાનો બનીને એ બાબતના હકદાર થઈ ગયા છે કે તેમની સાથે યુદ્ધ કરવામાં આવે, તેમાં યુદ્ધના હુકમની યોગ્યતા અને કારણ પણ વર્ણન થઈ ગયું, અમુક મુફસ્સિરોએ નોંધ્યું છે કે અત્રે اَئِمَّةُ الْكُفْرِ (અઈમ્મતુલ કુફ્ર)નો અર્થ મક્કાના કુરૈશના તે સરદારો છે જે લોકો મુસલમાનો વિરુદ્ધ ઉશ્કેરણી કરવામાં તથા યુદ્ધની તૈયારીઓ કરવામાં સતત પ્રવૃત્ત રહેતા હતા, તેમની સાથે યુદ્ધ કરવાનો વિશેષરૂપે ઉલ્લેખ કરવામાં આવ્યો કે મક્કાના નિવાસીઓની અસલ શક્તિનો સ્ત્રોત આ જ લોકો હતા, તે ઉપરાંત મુસલમાનોના નજીકના સગાં–વહાલાંઓ પણ આ જ લોકોમાંથી હતા જેના કારણે એ ભય હોઈ શકતો હતો કે, મુસલમાનો દ્વારા તેમની સાથેના વ્યવહારમાં કોઈ બાંધછોડની નીતિ અપનાવવામાં આવે. *(મઝહરી)*

**દારુલ ઇસ્લામમાં 'ગેરમુસ્લિમ ઝિમ્મી'ઓને ઇસ્લામ ઉપર જ્ઞાનપૂર્ણ ટિપ્પણી કરવાની પરવાનગી તો છે પરંતુ કટાક્ષ કરવાની અથવા મ્હેણા મારવાની અથવા નીચા દેખાડવાની પરવાનગી નથી :**

طَعَنُوْا فِيْ دِيْنِكُمْ ના શબ્દ વિશે તે અમુક લોકોએ દલીલ કરી છે કે મુસલમાનોના દીન ઉપર મહેણા મારવા અથવા કટાક્ષ કરવો અથવા તેને નીચો દેખાડવો કરારભંગ કરવામાં સામેલ છે, જે વ્યક્તિ ઈસ્લામ અને શરીઅતે ઈસ્લામ ઉપર લાન–તાન કરે છે તેઓ મુસલમાનોના કરારમાં રહી શકતા નથી, પરંતુ ફુક્હાની સહમતીથી તે લાન–તાનનો અર્થ નીંદા કરવી અથવા નીચા

દેખાડવું તે છે જે ઈસ્લામ અને મુસલમાનોની તુચ્છ અને હકીર હોવાની જાહેરાત કરતા હોય, હુકમો અને મસ્અલાઓની તહકીકમાં કોઈ જ્ઞાનપૂર્ણ ટિપ્પણી કરવી તેમાંથી બાકાત છે અને શબ્દાર્થમાં તેને મહેણા મારવા અથવા નીંદા કરવી પણ કહેવાશે નહીં.

એટલા માટે દારુલ ઈસ્લામના ગેરમુસ્લિમ નાગરિકોને જ્ઞાનપૂર્ણ ટિપ્પણી કરવાની પરવાનગી તો આપી શકાય છે, પરંતુ ઈસ્લામ ઉપર નીંદા કરવાની અથવા તો તેને તુચ્છ સમજી અપમાન કરવાની પરવાનગી કદાપિ આપી શકાતી નથી.

આ જ આયતમાં ફરમાવવામાં આવ્યું છે, اِنَّهُمْ لَآ اَيْمَانَ لَهُمْ એટલે કે, આ લોકો એવા છે કે તેમની કસમ કોઈ ભરોસાપાત્ર કસમ નથી, કારણ કે આ લોકો કસમ તોડવાની અને કરારભંગ કરવાની ટેવ ધરાવે છે અને આ બહુવચનનો અર્થ એ પણ હોઈ શકે છે કે, જ્યારે તેમણે પોતાની કસમ તોડી નાંખી તો હવે મુસલમાનો ઉપર પણ તેમની કસમ અને કરારની કોઈ જવાબદારી બાકી નથી રહેતી.

અંતિમ આયતમાં ફરમાવ્યું, لَعَلَّهُمْ يَنْتَهُوْنَ "જેથી તેઓ અટકી જાય" આ અંતિમ વાક્યમાં બતાવવામાં આવ્યું કે, મુસલમાનોનો જિહાદ અને યુદ્ધનો હેતુ સામાન્ય રીતે અન્ય લોકોની જેમ દુશ્મનને સતાવવાનો અથવા બદલાની ભાવનાથી આક્રમણ કરવાનો નથી, જેવી રીતે કે સામાન્ય રાજાઓ પોતાના પ્રદેશના વિસ્તાર માટે કરે છે બલકે ઈસ્લામના યુદ્ધનો હેતુ દુશ્મનની ભલાઈ, તેમની લાગણી તથા એવી ભાવના સાથે હોવો જોઈએ કે આ લોકો પોતાનું ભૂલ ભરેલું વલણ અપનાવવાથી અટકી જાય.

ત્યારબાદ ૧૩મી આયતમાં મુસલમાનોને જિહાદ અને યુદ્ધનું પ્રોત્સાહન આપવા માટે ફરમાવ્યું કે, તમે એવી કોમ સાથે યુદ્ધ માટે તૈયાર કેમ ન થાઓ જેમણે રસૂલુલ્લાહ ﷺને કાઢી મૂકવાનો મનસૂબો ઘડયો હતો ? તેનો અર્થ મદીનાના યહૂદીઓ છે જેમણે રસૂલે કરીમ ﷺને મદીનામાંથી કાઢી મૂકવાની યોજનાઓ બનાવી હતી અને કહ્યું હતું, لَيُخْرِجَنَّ الْاَعَزُّ مِنْهَا الْاَذَلَّ એટલે કે, એવું અવશ્ય થશે કે આબરૂદાર અને શક્તિશાળી, અશક્ત અને ઝલીલને મદીનામાંથી કાઢી મૂકશે, તેમના મતે ઈજ્જતવાળા તેઓ પોતે હતા અને મુસલમાનોને કમજોર

અને તુચ્છ સમજતા હતા, જેના જવાબમાં અલ્લાહ તઆલાએ તેમના જ અભિપ્રાયને તેમની તરફ પલટાવીને પૂરો કરી બતાવ્યો કે, રસૂલુલ્લાહ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)એ તેમને મદીનામાંથી કાઢી મૂકીને એ સાબિત કરી આપ્યું કે, ઈજ્જતવાળા આબરૂદાર મુસલમાનો જ છે તથા અશક્ત અને તુચ્છ યહૂદીઓ હતા.

બીજું કારણ આ યુદ્ધ કરવાનું આ બતાવ્યું, وَهُمْ بَدَءُوْكُمْ اَوَّلَ مَرَّةٍ એટલે કે, યુદ્ધ અને લડાઈની પહેલ તે લોકો તરફથી જ થઈ હવે તો ફક્ત સંરક્ષાત્મક કાર્યવાહી થાય છે, જે દરેક સદ્બુદ્ધિ ધરાવનારનો સ્વાભાવિક તકાદો છે.

પછી મુસલમાનોના દિલોમાંથી તે લોકોનો રુઆબ અને ધાક દૂર કરવા માટે ફરમાવ્યું, اَتَخْشَوْنَهُمْ فَاللّٰهُ اَحَقُّ اَنْ تَخْشَوْهُ એટલે કે, શું તમે લોકો તેમનાથી ભય પામો છો ? જ્યારે કે ભય પામવો અને ડરવું તો માત્ર અલ્લાહ તઆલાથી જ હોવું જોઈએ જેના અઝાબને કોઈ શક્તિ અટકાવી નથી શકતી. અંતે اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ફરમાવીને બતાવ્યું કે, ગયરૂલ્લાહથી એવું ડરવું કે જે શરીઅતના હુકમોને અદા કરવામાં અવરોધક બને તે કોઈ મો'મિન મુસલમાનનું કાર્ય જ નથી.

૧૪ અને ૧૫મી આયતમાં પણ મુસલમાનોને યુદ્ધ અને જિહાદનું પ્રોત્સાહન એક અલગ વિષય હેઠળ આપવામાં આવ્યું છે, જેમાં અમુક અલગ બાબતો બતાવવામાં આવી.

જો તમે તેમની સાથે યુદ્ધ માટે તૈયાર થઈ ગયા તો અલ્લાહ તઆલાની મદદ તમારી સાથે સામેલ હશે અને આ કોમ પોતાના દુષ્કૃત્યોના કારણે અલ્લાહના અઝાબની હકદાર તો થઈ જ ચૂકી છે પરંતુ તેમના ઉપર અલ્લાહનો અઝાબ પાછલી કોમોની જેમ આસમાન અથવા જમીનથી નહીં આવે, બલકે يُعَذِّبْهُمُ اللّٰهُ بِاَيْدِيْكُمْ એટલે કે, તેમને અલ્લાહ તઆલા તમારા હાથોથી અઝાબ આપશે.

બીજું એ કે, આ યુદ્ધના પરિણામે અલ્લાહ તઆલા મુસલમાનોના દિલોને તે રંજ અને ગમથી શિફા અર્પણ કરશે જે કાફિરો તરફથી તેમને સતત પહોંચી રહ્યો છે.

પાછલી આયતમાં لَعَلَّهُمْ يَنْتَهُوْنَ ફરમાવીને મુસલમાનોને એવી સૂચના

આપવામાં આવી હતી કે, કોઈ કોમ ઉપર પોતાનો ગુસ્સો અને ક્રોધ ઉતારવા માટે લડવામાં ન આવે, બલકે તેમની સુધારણા અને હિદાયતને પોતાનો મકસદ બનાવે, આ આયતમાં એ બતાવવામાં આવ્યું કે જ્યારે તેઓ પોતાની નિય્યતને અલ્લાહ તઆલા માટે પાક કરી લે અને ફક્ત અલ્લાહ માટે લડે તો પછી અલ્લાહ તઆલા પોતાની કૃપાથી એવી પરિસ્થિતિઓ ઉત્પન્ન કરશે કે, તેમની દિલગીરી અને ક્રોધનો બદલો પણ આપોઆપ થઈ જશે.

ચોથી વસ્તુ આ ઈરશાદ ફરમાવી, وَيَتُوبُ اللّٰهُ عَلٰى مَنْ يَّشَآءُ એટલે કે, જેના વિશે અલ્લાહ તઆલાને મંજૂર હશે તેમની તવબહનો સ્વીકાર કરી લેશે.

જેનાથી જાણ થાય છે કે, આ જિહાદનો લાભ એ પણ થશે કે દુશ્મનના વર્ગમાં ઘણા બધા લોકોને ઈસ્લામની તવફીક (સદ્ભાગ્ય) મળી જશે અને તેઓ મુસલમાન થઈ જશે, એટલા માટે મક્કા વિજયમાં ઘણા બધા દુષ્ટ મુશ્રિકો અપમાનિત થયા અને ઘણા બધા લોકો ઈસ્લામની દોલતથી પ્રતિષ્ઠા પામ્યા.

આ આયતોમાં જે પરિસ્થિતિઓ અને ઘટનાઓની ખબર ખુશખબરી સ્વરૂપે આપવામાં આવી છે, ઈતિહાસ ગવાહ છે કે તે સૌ એક–એક કરીને એ જ પ્રમાણે પ્રત્યક્ષ સ્વરૂપે સામે આવી જેવી રીતે કે કુર્આને મજીદે ખબર આપી હતી, એટલા માટે આ આયતો ઘણા બધા મોઅ્જિઝાઓ ઉપર આધારિત છે.

————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૭–૧૮)

مَا كَانَ لِلْمُشْرِكِيْنَ اَنْ يَّعْمُرُوْا مَسٰجِدَ اللّٰهِ شٰهِدِيْنَ عَلٰٓى اَنْفُسِهِمْ بِالْكُفْرِ ۭ
اُولٰۗىِٕكَ حَبِطَتْ اَعْمَالُهُمْ ښ وَفِي النَّارِ هُمْ خٰلِدُوْنَ ۝١٧ اِنَّمَا يَعْمُرُ مَسٰجِدَ اللّٰهِ مَنْ اٰمَنَ
بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَاَقَامَ الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ وَلَمْ يَخْشَ اِلَّا اللّٰهَ فَعَسٰٓى اُولٰۗىِٕكَ
اَنْ يَّكُوْنُوْا مِنَ الْمُهْتَدِيْنَ ۝١٨

**તરજુમો :**

*મુશ્રિકોનું કામ નથી કે અલ્લાહની મસ્જિદોને આબાદ કરે અને (જ્યારે કે)*

*પોતાના ઉપર કુફ્રનો સ્વીકાર કરી રહ્યા હોય તે લોકોના અમલો વ્યર્થ ગયા અને તેઓ હંમેશા આગમાં રહેશે. (૧૭) અલ્લાહની મસ્જિદો તે જ આબાદ કરે છે જે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યો અને આખિરતના દિવસ ઉપર અને નમાઝને કાયમ કરી અને ઝકાત આપતો રહ્યો અને અલ્લાહના સિવાય કોઈનાથી ન ડર્યો, બસ તે લોકો આશાવાદી છે કે હિદાયતવાળાઓમાં થાય. (૧૮)*

## તફસીર :

મુશ્રિકોની એ લાયકાત જ નથી કે તેઓ અલ્લાહની મસ્જિદોને (જેમાં મસ્જિદે હરામ પણ આવી ગઈ) આબાદ કરે જે હાલતમાં તેઓ પોતે પોતાના કુફ્ર(ની વાતો)નો સ્વીકાર કરી રહ્યા છે (એટલા માટે તેઓ પોતે પોતાનો ધર્મ એવો બતાવતા હતા અને એવી માન્યતાઓને સ્વીકાર કરતા હતા જે વાસ્તવમાં કુફ્ર છે, મતલબ એ કે મસ્જિદને બાંધવી જો કે ખૂબ પ્રતિષ્ઠિત અને નેક અમલ છે પરંતુ તેમનું શિર્ક આ પ્રતિષ્ઠાનું વિરોધી છે, આ પ્રવૃત્તિની સ્વીકૃતિ જ તેઓ અક્ષમ હોવાના કારણે અમાન્ય છે અને એટલા માટે તેઓ મસ્જિદના અદબ જાળવનારાઓમાંથી નથી પછી તેમના માટે ગર્વ કરવાની શું સંભાવના છે !) આ લોકોના (જેઓ મુશ્રિક છે) બધા અમલો (નેક અમલ જેમકે મસ્જિદને આબાદ કરવું વગેરે) વ્યર્થ (અને બરબાદ) છે (એ કારણે કે તે અમલોની સ્વીકૃતિની શરત પૂરી થતી નથી હવે વ્યર્થ થયેલા અમલો ઉપર ગર્વ કરવાનું કોઈ કારણ નથી) અને તે લોકો હંમેશા દોઝખમાં રહેશે (કારણ કે તેઓ તે અમલ કે જે છુટકારાનું કારણ છે તેને તો બરબાદ કરી રહ્યા હતા) હા ! અલ્લાહની મસ્જિદોને આબાદ કરવી તે લોકોનું કામ છે (એટલે કે તે લોકોનું આ કાર્ય અલ્લાહ નજીક સ્વીકૃતિપ્રાપ્ત છે) જેઓ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર (દિલથી) ઈમાન લાવે (અને જાહેર પ્રવૃત્તિઓ પણ તે પ્રમાણે હોય, દાખલા તરીકે) નમાઝની પાબંદી કરે અને ઝકાત આપે અને (અલ્લાહ ઉપર એવો ભરોસો રાખતા હોય કે) અલ્લાહ સિવાય કોઈ અન્યથી ન ડરે, બસ એવા લોકો વિશે આશા (એટલે કે વાયદો) છે કે પોતાના ઉદ્દેશ્ય (એટલે કે જન્નત અને છુટકારા) સુધી પહોંચી જશે (કારણ કે તેમના અમલો ઈમાનના કારણે સ્વીકૃત થશે તેથી આખિરતમાં લાભ થશે અને મુશ્રિકો આ શરતથી વંચિત છે અને તેમના અમલ

વ્યર્થ અને લાભથી વંચિત હશે તથા તેમનું ગર્વ કરવું પણ વિના કારણનું છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મક્કાના મુશ્રિકોની દુષ્ટ પ્રવૃત્તિઓ, કરારભંગ અને પોતાના જૂઠા ધર્મ માટે દરેક પ્રયત્નનો અને તેના મુકાબલામાં મુસલમાનોને જિહાદનું પ્રોત્સાહન આપવાનો ઉલ્લેખ આવ્યો હતો. પ્રસ્તુત આયતોમાં મુસલમાનોને જિહાદની તાકીદ સાથે એ બતાવવામાં આવ્યું છે કે, યુદ્ધ અને જિહાદ જ તે વસ્તુ છે જેમાં મુસલમાનોની પરીક્ષા થાય છે, નિખાલસ મુસલમાન અને મુનાફિક અથવા કમજોર ઈમાનના મુસલમાનોમાં તફાવત થાય છે અને આ પરીક્ષા જરૂરી છે.

૧૬મી આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, શું તમે એવું સમજી રાખ્યું છે કે તમે ફક્ત ઈસ્લામનો કલિમો મૌખિક કહી લેવાથી અને ઈસ્લામનો દા'વો કરી લેવાથી આઝાદ છોડી દેવામાં આવશો ? જ્યાં સુધી અલ્લાહ તઆલા દેખીતી રીતે પણ તે સાચા અને પાકા મુસલમાનોને ન જોઈ લે જે તમારામાંથી જિહાદ કરનારા છે અને જેઓ અલ્લાહ અને રસૂલ ﷺ અને મુસલમાનો સિવાય અન્ય કોઈને પોતાના રાઝદાર ભેદી મિત્ર નથી બનાવતા.

આ જ આયતમાં તે સામાન્ય લોકોને સંબોધન છે જેઓ મુસલમાન સમજવામાં આવતા હતા, જો કે તેમનામાંથી અમુક મુનાફિક પણ હતા અને અમુક કમજોર ઈમાનવાળા અસમંજસ (ડગુમગુ)ની પરિસ્થિતિમાં હતા. એવા જ લોકોની એવી હાલત હતી કે, પોતાના ગેરમુસ્લિમ મિત્રોને મુસલમાનોના રહસ્યો અને ગુપ્ત બાબતોની જાણકારી આપ્યા કરતા હતા, એટલા માટે આ આયતમાં નિખાલસ મુસલમાનોની બે નિશાનીઓ બતાવવામાં આવી.

### નિખાલસ મુસલમાનોની બે નિશાનીઓ :

પ્રથમ એ કે, અલ્લાહ માટે કાફિરો સાથે જિહાદ કરે, બીજું એ કે કોઈ ગેરમુસ્લિમને પોતાનો રાઝદાર (રહસ્ય અને ભેદની વાતો જાણનાર) ન બનાવે. અંતિમ આયતમાં ફરમાવ્યું, وَاللّٰهُ خَبِيْرٌ بِمَا تَعْمَلُوْنَ એટલે કે, તમે જે કંઈ કરો છો અલ્લાહ તઆલા તે સઘળું જાણે છે અને તેની પાસે કોઈની યુક્તિ કે તા'વીલ ચાલી શકશે નહીં.

પ્રથમ વિષય કુર્આને મજીદની એક બીજી આયતમાં આ શબ્દ સાથે આવ્યો છે. اَحَسِبَ النَّاسُ اَنْ يُّتْرَكُوْا اَنْ يَّقُوْلُوْا اٰمَنَّا وَهُمْ لَا يُفْتَنُوْنَ (૨૯ : ૨) એટલે કે, શું લોકોએ એવું સમજી રાખ્યું છે કે, તેઓ ફક્ત મૌખિક રીતે પોતાને મો'મિન કહેવાથી સ્વતંત્ર છોડી દેવામાં આવશે અને તેમની કોઈ પરીક્ષા લેવામાં નહીં આવે?

**કોઈ ગેરમુસ્લિમને હમરાઝ (ભેદીયો) મિત્ર બનાવવો યોગ્ય નથી :**

પ્રસ્તુત આયતમાં જે શબ્દ وَلِيْجَةً (વલીજત) આવ્યો છે તેનો અર્થ "ભેદીયો" થાય છે અને એક બીજી આયતમાં આ જ અર્થ માટે શબ્દ بِطَانَةً (બિતાનહ) ઉપયોગ કરવામાં આવ્યો છે. "બિતાનહ"નો અસલી અર્થ તે કપડું થાય છે જે બીજા કપડાંઓની નીચે પેટ અને શરીર સાથે લાગેલું હોય (જેમકે અંડરવેર અથવા બનિયાન), તેનો અર્થ એવા વ્યક્તિનો છે કે જે અંદરની ગુપ્ત વાતો અને રહસ્યોથી વાકેફ હોય, તે આયતોના શબ્દો આ છે,

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْا بِطَانَةً مِّنْ دُوْنِكُمْ لَا يَاْلُوْنَكُمْ خَبَالًا

*"હે ઈમાનવાળાઓ ! પોતાના મુસલમાનો સિવાય કોઈ અન્યને રાઝદાર અને ભેદીયો મિત્ર ન બનાવો, તેઓ તમને દગો આપીને બરબાદ કરવામાં કોઈ કસર બાકી નહીં રાખે." (૩ : ૧૧૮)*

ત્યારબાદ ૧૭ અને ૧૮મી આયતોમાં મસ્જિદે હરામ અને બીજી મસ્જિદોને જૂઠી ઈબાદતોથી પવિત્ર કરવા તથા સાચી અને સ્વીકૃત પદ્ધતિ પ્રમાણે ઈબાદત કરવાની સૂચના આપવામાં આવી.

તેની વિગત એ છે કે, મક્કા વિજય પછી રસૂલે કરીમ ﷺએ બયતુલ્લાહ અને મસ્જિદે હરામથી તે બધી જ મૂર્તિઓ કાઢી નાંખી જેની મુશ્રિકો પૂજા કર્યા કરતા હતા, એ જ પ્રમાણે મસ્જિદે હરામ મૂર્તિઓથી પાક થઈ ગઈ પરંતુ રસૂલે કરીમ ﷺએ પોતાના જૂના દુશ્મનો ઉપર વિજય પ્રાપ્ત કર્યા પછી સૌને મા'ફી અને સુરક્ષા પ્રદાન કરી હતી અને તે મુશ્રિકો હજુપણ બયતુલ્લાહ અને હરમમાં ઈબાદત અને તવાફ વગેરે પોતાની બાતિલ અને જૂઠી પદ્ધતિ પ્રમાણે કર્યા કરતા હતા.

હવે આવશ્યકતા એ વાતની આવી પડી કે જે રીતે મસ્જિદે હરામને મૂર્તિઓથી પાક કરવામાં આવે, એ જ પ્રમાણે મૂર્તિપૂજાની તે બધી જ પદ્ધતિઓ અને રીત–રિવાજોથી પણ આ પવિત્ર ભૂમિને પાક કરવામાં આવે અને તેનાથી પાક કરવાનું દેખીતું જાહેર સ્વરૂપ એ હતું કે, મુશ્રિકોને મસ્જિદે હરામમાં પ્રવેશવાની મનાઈ કરવામાં આવે પરંતુ આ તેમને આપવામાં આવેલ સુરક્ષા વિરુદ્ધ ગણી શકાતું હતું અને કરારની પાબંદી ઈસ્લામમાં તે બધી વસ્તુઓ કરતાં અગ્ર સ્થાને અને મહત્ત્વની હતી, એટલા માટે તાત્કાલિક તેના વિશે કોઈ હુકમ આપવામાં ન આવ્યો બલકે, મક્કા વિજયના આગલા જ વર્ષે રસૂલે કરીમ ﷺએ હઝરત સિદીકે અકબર (રદિ.) અને હઝરત અલી મુર્તઝા (રદિ.) દ્વારા મિના અને અરફાતની જાહેર સભાઓમાં એ જાહેરાત કરી દીધી કે, હવેથી કોઈ શિર્કિય્યહ પદ્ધતિ પ્રમાણેની પૂજા, હજ્જ, તવાફ વગેરે હરમમાં થઈ શકશે નહીં અને અજ્ઞાનતામાં જે નગ્ન થઈને તવાફ કરવાની ખરાબ પ્રથા ચાલી રહી હતી, હવે પછી એવી પ્રવૃત્તિની બિલકુલ પરવાનગી આપવામાં નહીં આવે, એટલા માટે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ મિનાના જાહેર જલ્સામાં તેનું એ'લાન કરી દીધું.

لَايَحُجَّنَّ بَعْدَالْعَامِ مُشْرِكٌ وَّلَايَطُوْفَنَّ بِالْبَيْتِ عُرْيَانٌ

*"આ વર્ષ પછી કોઈ મુશ્રિક હજ્જ નહીં કરી શકે અને કોઈ નગ્ન વ્યક્તિ બયતુલ્લાહનો તવાફ નહીં કરી શકે."*

અને આ એક વર્ષની મહોલત એટલા માટે આપવામાં આવી છે કે, તેમાં ઘણા બધા તે લોકો પણ હતા જેમની સાથે મુસલમાનોનો કરાર હતો અને તેઓ હજુ સુધી કરાર ઉપર કાયમ હતા, કરારની મુદત પૂરી થતા પહેલાં તેમને કોઈ નવા નિયમના પાબંદ કરવા ઈસ્લામની ઉદારતાની વિરુદ્ધ હતું, એટલા માટે એક વર્ષ અગાઉ આ જાહેર એ'લાન કરી આપવામાં આવ્યું કે પ્રતિષ્ઠિત હરમને શિર્કિય્યહ પદ્ધતિ પ્રમાણેની પૂજાપાઠ અને રીત–રિવાજોથી પવિત્ર કરવાનું નક્કી કરવામાં આવ્યું છે, કારણ કે આ પ્રકારની ઈબાદતો વાસ્તવમાં ઈબાદત અને મસ્જિદની આબાદી નથી બલકે વેરાની છે.

તે મક્કાના મુશ્રિકો પોતાના શિર્કિય્યહ રીત–રિવાજોને પૂજાપાઠ અને

મસ્જિદે હરામની ઈમારતની આબાદીનું નામ આપતા હતા અને તેના ઉપર ગર્વ કર્યા કરતા હતા કે, અમે બયતુલ્લાહ અને મસ્જિદે હરામના મુતવલ્લી તથા તે ઈમારતના જિમ્મેદાર છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, હઝરત અબ્બાસ (રદિ.) ઈસ્લામ લાવતા પહેલાં ગઝ્વએ બદ્રમાં કેદ પકડાયા અને મુસલમાનોએ તેમના કુફ્ર અને શિર્ક ઉપર કાયમ રહેવા ઉપર નીંદા કરી તો તેમણે જવાબ આપ્યો કે, તમે લોકો ફક્ત અમારી બુરાઈઓ યાદ રાખો છો અને અમારી ભલાઈઓનું ધ્યાન રાખતા નથી, શું તમને ખબર નથી કે અમે બયતુલ્લાહ અને મસ્જિદે હરામને આબાદ રાખનારા અને તેની વ્યવસ્થા કરનારા તથા હાજીઓને પાણી પીવાડવા વગેરેની સેવાઓના મુતવલ્લી પણ છે ? આ બાબતે કુર્આન શરીફની આયત નાઝિલ થઈ, مَا كَانَ لِلْمُشْرِكِيْنَ اَنْ يَّعْمُرُوْا مَسَاجِدَاللّٰهِ એટલે કે, મુશ્રિકોને એ હક નથી કે તેઓ અલ્લાહની મસ્જિદોની તા'મીર કરે, કારણ કે મસ્જિદો ફક્ત તે જ સ્થળ છે જે એકમાત્ર અલ્લાહ વહ્દહુની ઈબાદત કરવા માટે બનાવવામાં આવી છે, કુફ્ર અને શિર્કની વિરોધી છે, કાફિરોની બાંધેલી ઈમારતો મસ્જિદની સાથે ભેગી નથી થઈ શકતી.

મસ્જિદની ઈમારતનો શબ્દ આ આયતમાં આવ્યો છે, તેનો કેટલાય અર્થોમાં ઉપયોગ કરવામાં આવે છે. એક જાહેર અને ઈંટ–ગાળા–ચૂનાની ઈમારત જેને દરવાજા અને બારી–બારણા હોય છે, બીજી મસ્જિદની સુરક્ષા અને સફાઈ તથા જરૂરી વ્યવસ્થા નિભાવ વગેરે અને ત્રીજું ઈબાદત માટે મસ્જિદમાં હાજર થવું. "ઉમરહ" આ જ સંબંધ આધારે કહેવામાં આવે છે કે તેમાં બયતુલ્લાહની ઝિયારત (દર્શન) અને ઈબાદત માટે હાજર થવાનું હોય છે.

મક્કાના મુશ્રિકો ત્રણે અર્થના આધારે પોતાને બયતુલ્લાહના વ્યવસ્થાપક અને મસ્જિદે હરામના જિમ્મેદાર સમજતા હતા અને તેના ઉપર ગર્વ કર્યા કરતા હતા, આ આયતોમાં અલ્લાહ તઆલાએ સ્પષ્ટ કરી દીધું કે મુશ્રિકોને અલ્લાહની મસ્જિદોની ઈમારતનો કોઈ હક નથી, જ્યારે કે તેઓ પોતે પોતાના કુફ્ર અને શિર્કના ગવાહો છે, તે લોકોના અમલો વ્યર્થ અને બરબાદ થઈ ગયા અને તેઓ હંમેશા જહન્નમની આગમાં રહેશે.

પોતે પોતાના કુફ્ર અને શિર્કની ગવાહીનો અર્થ યા તો એ છે કે, પોતાની

શિર્કયુક્ત પ્રવૃત્તિઓ અને અમલોના કારણે જાણે કે, પોતે પોતાના કુફ્ર અને શિર્કની ગવાહી આપી રહ્યા છે અથવા તો સ્વાભાવિક જ્યારે કોઈ નસ્રાની અથવા યહૂદીને પૂછવામાં આવે કે, તમે કોણ છો ? તો તેઓ પોતાને નસ્રાની અથવા યહૂદી કહે છે, એ જ પ્રમાણે અગ્નિપૂજકો અને મૂર્તિપૂજકો પોતાના કુફ્રિય્યહ નામોથી જ પોતાની ઓળખાણ કરાવે છે, આ જ તેમના કુફ્ર અને શિર્કનો સ્વીકાર અને ગવાહી છે. *(ઈબ્ને કષીર)*

આ આયતમાં મસ્જિદની ઈમારતો બાબતે નકારના પાસાનું વર્ણન કરવામાં આવ્યું હતું કે મુશ્રિકો તેના યોગ્ય નથી. બીજી આયતમાં મસ્જિદની ઈમારતના હકારાત્મક પાસાને આ રીતે વર્ણન કર્યું, اِنَّـمَا يَعۡمُرُ مَسٰجِدَ اللّٰهِ مَنۡ اٰمَنَ بِـاللّٰهِ وَالۡيَوۡمِ الۡاٰخِرِ وَاَقَامَ الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ وَلَمۡ يَخۡشَ اِلَّا اللّٰهَ فَعَسٰٓى اُولٰٓئِكَ اَنۡ يَّـكُوۡنُـوۡا مِنَ الۡمُهۡتَدِيۡنَ અર્થ એ છે કે, મસ્જિદોને આબાદ કરવી તે લોકોનું કામ છે જેઓ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવે અને નમાઝની પાબંદી કરે અને ઝકાત આપે અને અલ્લાહ તઆલા સિવાય કોઈનાથી ન ડરે, બસ આવા લોકોથી તો આશા છે કે તેઓ પોતાના મકસદમાં સફળ થશે.

મતલબ એ છે કે, મસ્જિદોની અસલી તા'મીર ફક્ત તે જ લોકો કરી શકે છે જેઓ અકીદહ અને અમલના આધારે અલ્લાહના હુકમોના પાબંદ હોય, અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવતા હોય અને નમાઝ તથા ઝકાતના પાબંદ હોય અને અલ્લાહના સિવાય કોઈનાથી ડરતા ન હોય. આ સ્થળે ફક્ત અલ્લાહ તઆલા અને આખિરતના દિવસ ઉપર ઈમાન લાવવાનું વર્ણન કરવામાં આવ્યું, રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાનો ઉલ્લેખ તેમાં જરૂરી સમજવામાં ન આવ્યો કે અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવાનું કોઈ સ્વરૂપ રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવ્યા સિવાય હોઈ જ નથી શકતું અને તેમના દ્વારા જે હુકમો અલ્લાહ તઆલા તરફથી આવે તેને દિલથી કબૂલ કરે, એટલા માટે અલ્લાહ ઉપરનું ઈમાન સ્વાભાવિક રીતે રસૂલે કરીમ ﷺના ઈમાન લાવવામાં સામેલ છે. એ જ કારણ છે કે "રસૂલે કરીમ ﷺએ એક વખતે સહાબએ કિરામ (રદિ.)ને પૂછ્યું કે, તમે જાણો છો કે અલ્લાહ તઆલા ઉપર ઈમાન શું વસ્તુ છે ? સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, અલ્લાહ અને તેના રસૂલ ﷺ જ વધારે જાણે છે, આપ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા

ઉપર ઈમાન એ છે કે, વ્યક્તિ દિલથી સાક્ષી આપે કે અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતના પાત્ર નથી અને એ કે, મુહમ્મદ ﷺ અલ્લાહના રસૂલ છે." આ હદીષે બતાવી આપ્યું કે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવું અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવામાં સામેલ છે. *(મઝહરી બ હવાલએ સહીહૈન)*

અને આ જે ઈરશાદ ફરમાવ્યો કે, "અલ્લાહ તઆલા સિવાય કોઈનાથી ન ડરે" તેનો અર્થ એ છે કે, દીનના સંદર્ભમાં કોઈના ડરથી અલ્લાહના હુકમને છોડી ન દે, નહિતર ડરવાની વસ્તુઓથી ડરવું અને ભય પામવાનો તકાદો તાર્કિક અને સ્વાભાવિક છે; જંગલી જાનવરો, ઝેરીલા સરીસૃપો, ચોર-ડાકુ વગેરેથી સ્વાભાવિક રીતે ડરવું આ બાબતની વિરુદ્ધ નહીં લેખાય, એ જ કારણ છે કે હઝરત મૂસા (અલૈ.) સામે જ્યારે જાદૂગરોએ દોરડાઓનો સાપ બનાવીને બતાવ્યો તો તેઓ ડરી ગયા, اَوْجَسَ فِیْ نَفْسِهٖ خِیْفَةً مُّوْسٰی એટલા માટે નુકસાન પહોંચાડનાર, પીડા આપનાર બાબતોથી ડરવું કુર્આનના હુકમોથી વિરુદ્ધ નથી, ન જ રિસાલત અને વિલાયતના વિરુદ્ધ છે, હા ! આ ડરથી પરાજિત થઈને અલ્લાહ તઆલાના હુકમોમાં ખલેલ પાડવી અથવા તેને છોડી દેવા એ મો'મીનની શા'ન નથી, એવું જ આ સ્થળે કહેવાનો અર્થ છે.

**આયતના સંદર્ભમાં અમુક મસ્અલાઓ :**

મસ્જિદની ઈમારતો જેના વિશે આ આયતમાં ઉલ્લેખ છે કે, તેની તા'મીર મુશ્રિકો અને કાફિરો નથી કરી શકતા, બલકે તે ફક્ત નેક અને સાલિહ મુસલમાનોનું જ કામ છે, તેનો અર્થ મસ્જિદની જવાબદારી અને વ્યવસ્થાપન કાર્ય છે.

જેનો હેતુ એ છે કે, કોઈ કાફિરને કોઈ ઈસ્લામી વક્ફમાં મુતવલ્લી અને વહીવટદાર બનાવવું જાઈઝ નથી, બાકી રહ્યું જાહેર ભીંત-દરવાજા વગેરે તો જો તેના બાંધકામમાં કોઈ ગેરમુસ્લિમ પાસે પણ કામ કરાવવામાં આવે તો કોઈ વાંધો નથી. *(તફસીરે મરાગી)*

અને આ આયતમાં જે એ ઈરશાદ થયો છે કે, મસ્જિદોની ઈમારત અને આબાદી ફક્ત નેક મુસલમાનોનું જ કાર્ય છે, તેનાથી એ પણ સાબિત થયું કે જે વ્યક્તિ મસ્જિદોની હિફાઝત સાફ-સફાઈ અને બીજી જરૂરિયાતોની વ્યવસ્થા કરે

છે અને જે ઈબાદત અને અલ્લાહના ઝિક્ર માટે અથવા દીનના ઈલ્મ અને કુર્આન પઢવા-પઢાવવા માટે મસ્જિદમાં આવે છે તેની આ પ્રવૃત્તિ તેના સંપૂર્ણ મો'મીન હોવાની ગવાહી છે.

ઈમામ તિરમિઝી અને ઈબ્ને માજહે અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે કે, "તમે જ્યારે કોઈ વ્યક્તિને જૂઓ કે તે મસ્જિદમાં હાજરીનો પાબંદ છે તો તેના ઈમાનની ગવાહી આપો કારણ કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, اِنَّمَا يَعْمُرُ مَسٰجِدَ اللّٰهِ مَنْ اٰمَنَ بِاللّٰهِ"

સહીહૈનની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "જે વ્યક્તિ સવાર-સાંજ મસ્જિદમાં હાજર થાય છે, અલ્લાહ તઆલા તેના માટે જન્નતનો એક દરજ્જો તૈયાર કરી આપે છે."

અને હઝરત સલમાન ફારસી (રદિ.)એ રિવાયત કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "જે વ્યક્તિ મસ્જિદમાં આવે તે અલ્લાહની ઝિયારત કરનાર મહેમાન છે અને મેઝબાન ઉપર એ હક છે કે મહેમાનનું સન્માન કરે."

*(મઝહરી, બ હવાલએ તબરાની, ઈબ્ને જરીર, બયહકી વગેરે)*

કુર્આનના વિવરણકાર હઝરત કાઝી ષનાઉલ્લાહ પાણીપતી (રહ.)એ ફરમાવ્યું કે, મસ્જિદની ઈમારતમાં એ પણ સામેલ છે કે, મસ્જિદને એવી વસ્તુઓથી પાક કરે જેના માટે મસ્જિદ બનાવવામાં નથી આવી, દાખલા તરીકે ખરીદ-વેચાણ, દુનિયાની વાતો, કોઈ ખોવાઈ ગયેલી વસ્તુની શોધ-ખોળ અથવા દુનિયાની વસ્તુઓ માટે લોકો પાસે સવાલ કરવો અથવા તો નકામા શે'ર-શાયરી, લડાઈ-ઝઘડા, કોલાહલ, બૂમ-બરાડા વગેરે માટે મસ્જિદ બનાવવામાં આવી નથી. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૯ થી ૨૩)

| |
|---|
| اَجَعَلْتُمْ سِقَايَةَ الْحَآجِّ وَعِمَارَةَ الْمَسْجِدِ الْحَرَامِ كَمَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ |
| وَجٰهَدَ فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ لَا يَسْتَوٗنَ عِنْدَ اللّٰهِ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۱۹﴾ |
| اَلَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ۙ اَعْظَمُ |

دَرَجَةً عِنْدَ اللّٰهِ ۭ وَاُولٰۗىِٕكَ هُمُ الْفَاۗىِٕزُوْنَ ۝ يُبَشِّرُهُمْ رَبُّهُمْ بِرَحْمَةٍ مِّنْهُ
وَرِضْوَانٍ وَّجَنّٰتٍ لَّهُمْ فِيْهَا نَعِيْمٌ مُّقِيْمٌ ۝ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ۭ اِنَّ اللّٰهَ
عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ ۝ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْٓا اٰبَاۗءَكُمْ وَاِخْوَانَكُمْ اَوْلِيَاۗءَ
اِنِ اسْتَحَبُّوا الْكُفْرَ عَلَى الْاِيْمَانِ ۭ وَمَنْ يَّتَوَلَّهُمْ مِّنْكُمْ فَاُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ۝

## તરજુમો :

*શું તમે હાજીઓને પાણી પીવાડવું અને મસ્જિદે હરામને વસાવવું એના સમાન કરી દીધું જે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યો અને આખિરતના દિવસ ઉપર અને અલ્લાહના માર્ગમાં લડયો ? આ અલ્લાહના નજીક સમાન નથી અને અલ્લાહ જાલિમ લોકોને માર્ગ નથી આપતો. (૧૯) જેઓ ઈમાન લાવ્યા અને ઘર છોડી (હિજરત કરી) આવ્યા અને અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને પ્રાણથી લડયા, તેમના માટે અલ્લાહના ત્યાં મોટો દરજ્જો છે અને તેઓ જ સફળતા પામનારા છે. (૨૦) તેમને તેમનો પરવરદિગાર પોતાના તરફથી ખુશખબરી આપે છે મહેરબાનીની અને રાજીપાની અને બગીચાઓની કે જેમાં તેમને હંમેશાનો આરામ છે. (૨૧) તેમાં સદા રહ્યા કરે, બેશક ! અલ્લાહની પાસે મોટો સવાબ છે. (૨૨) હે ઈમાનવાળાઓ ! પોતાના પિતાઓ અને ભાઈઓને મિત્ર ન બનાવો જો તેઓ કુફ્રને ઈમાન કરતાં પ્રિય રાખે અને જેઓ તમારામાં તેમની મિત્રતા કરે બસ તે જ લોકો ગુનેહગાર છે. (૨૩)*

## તફસીર :

શું તમે લોકોએ હાજીઓને પાણી પીવડાવવાને અને મસ્જિદે હરામને આબાદ રાખવાને તે લોકો(ની પ્રવૃત્તિ) સમાન ઠરાવી લીધું છે કે જેઓ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યા હોય અને તેમણે અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યો હોય ? (તે અમલ ઈમાન અને જિહાદ છે, એટલે કે હાજીઓને પાણી પીવડાવવાની પ્રવૃત્તિ અને ઈમાન લાવી જિહાદ કરવો આ બાબતો સરખી નથી અને જ્યારે આ બંને અમલો સરખા નથી તો) આ (પ્રવૃત્તિ

કરનાર) લોકો (પણ પરસ્પર) અલ્લાહ નજીક સરખા નથી (મતલબ કે આ બંનેની પ્રવૃત્તિઓ અને બંને પોતે પણ પરસ્પર સરખા નથી હોઈ શકતા, તેનો હેતુ એ છે કે ઈમાન અને જિહાદ કરવો આગવી વિશેષતા અને શ્રેષ્ઠતા ધરાવે છે અને મસ્જિદની સાર–સંભાળ વગેરે કરતા ઈમાન અને જિહાદ શ્રેષ્ઠ છે અને તેનાથી મુશ્રિકોની વાતનો જવાબ થઈ ગયો કે તેમનામાં ઈમાન ન હતું અને જિહાદ પણ; અને આ બંને બાબતો એટલે કે હાજીઓને પાણી પીવડાવવા અને મસ્જિદની સાર–સંભાળ રાખવાથી શ્રેષ્ઠ છે અને આ અમુક મો'મિનોની તે વાતનો પણ જવાબ થઈ ગયો કે ઈમાન પછી સાર–સંભાળ અને પાણી પીવડાવવાને જિહાદ કરતા શ્રેષ્ઠ સમજતા હતા) અને (આ પ્રવૃત્તિ ખૂબ જ સ્પષ્ટ અને જાહેર છે પરંતુ) જે લોકો અન્યાયી છે (એટલે કે મુશ્રિકો) અલ્લાહ તઆલા તેમને સમજ નથી આપતો (એટલા માટે તેઓ ઈમાનવાળાઓ જેમ નથી માનતા જેમકે ઈમાનવાળાઓએ આ બાબતને તરત જ માની લીધી. આગળ આ જ વિષયનો ખુલાસો છે જે ઉપર لَايَسْتَوٗنَ નો હેતુ હતો, એટલે કે) જે લોકો ઈમાન લાવ્યા અને (અલ્લાહ માટે) તેમણે વતન છોડ્યું અને અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને પ્રાણથી જિહાદ કર્યો તે દરજ્જામાં અલ્લાહ સમીપ (પાણી પીવડાવવા અને મસ્જિદના વ્યવસ્થાપન કરતા) ઘણા મોટા છે (કારણ કે જો પાણી પીવડાવનાર અને મસ્જિદને આબાદ કરનારામાં ઈમાન ન હોય તો આ મોટાઈ તે જ મુહાજિર મો'મિનો અને મુજાહિદો માટે ખાસ છે અને જો તેમનામાં ઈમાન હોય તો તેઓ પણ મોટા છે પરંતુ આ મુહાજિરો અને મુજાહિદો વધારે મોટા છે) અને આ જ લોકો સંપૂર્ણ સફળ છે (કારણ કે જો તેમના વિરોધીઓમાં ઈમાન ન હોય તો તો પછી સફળતાનો પ્રશ્ન જ નથી અને જો ઈમાન હોય તો સફળતા સંયુક્ત રીતે સરખી છે પરંતુ મુજાહિદોની સફળતા તેમનાથી શ્રેષ્ઠ છે. આગળ આ જ દરજ્જાનું વર્ણન કર્યું છે કે) તેમનો પરવરદિગાર તેમને પોતાના તરફથી ખુશખબરી આપે છે તેમના માટે મહાન રહમત અને મોટી ખુશનૂદીની અને (જન્નતના) એવા બગીચાઓની કે તે (બગીચાઓ)માં કાયમી નેઅ્મત હશે (અને) તેમાં તેઓ હંમેશા–હંમેશા રહેશે, નિઃશંક ! અલ્લાહ તઆલા પાસે મોટો બદલો છે (તેમાંથી તેમને આપવામાં આવશે), હે ઈમાનવાળાઓ ! પોતાના બાપદાદાઓને અને પોતાના ભાઈઓને (પોતાના) મિત્ર ન બનાવો જો તે લોકો કુફ્રને ઈમાનના

મુકાબલામાં (એવું) પ્રિય રાખે (કે તેમનાથી ઈમાન લાવવાની ઉમ્મીદ જ ન રહે) અને જે વ્યક્તિ તમારામાંથી તેમની સાથે મિત્રતા રાખશે બસ એવા લોકો જ મોટા નાફરમાન છે. (મતલબ એ કે તે લોકોની સગાઈ–સંબંધ હિજરત કરવામાં મોટી અડચણ અને અવરોધ છે, જ્યારે આ સંબંધ જ જાઈઝ નથી તો હિજરતમાં શું મુશ્કેલી ?)

## મસ્અલા અને બોધપાઠ :

શરૂની ચાર આયતો ૧૯ થી ૨૩ સુધી એક ખાસ ઘટનાના સંદર્ભમાં છે તે એ કે ઘણા બધા મક્કાના મુશ્રિકો મુસલમાનોના મુકાબલામાં ગર્વ કર્યા કરતા હતા કે, અમે મસ્જિદે હરામને આબાદ રાખીએ છીએ અને હાજીઓને પાણી પીવાડવાની વ્યવસ્થા કરીએ છીએ, તેનાથી વધીને અન્ય કોઈ પ્રવૃત્તિ મોટી હોઈ નથી શકતી. ઈસ્લામ લાવતા પહેલાં જ્યારે હઝરત અબ્બાસ (રદિ.) ગઝ્વએ બદ્રમાં કેદ થઈને મુસલમાનોના કબ્જામાં આવ્યા અને તેમના સગાં–વહાલાંઓએ એ બાબતની નીંદા કરી કે, તમે ઈમાનની નેઅ્મતથી વંચિત છો તો તેમણે પણ એ જ કહ્યું હતું કે, તમે લોકો ઈમાન અને હિજરતને પોતાની પ્રતિષ્ઠાની મોટી મૂડી સમજી રહ્યા છો પરંતુ અમે પણ મસ્જિદે હરામની સાર–સંભાળ અને હાજીઓને પાણી પીવાડવાની મહત્ત્વની સેવાના વ્યવસ્થાપકો છે, જેના સમકક્ષ કોઈ પ્રવૃત્તિ હોઈ જ નથી શકતી, તે ઉપર આ આયતો નાઝિલ થઈ.

*(ઈબ્ને કષીર, બ રિવાયતે અલી બિન અબી તલહા અન અબી અબ્બાસ)*

અને મુસ્નદે અબ્દુર્રઝ્ઝાકની અમુક રિવાયતોમાં છે કે, હઝરત અબ્બાસ (રદિ.)ના મુસલમાન થઈ ગયા પછી તલહા બિન શયબહ, હઝરત અબ્બાસ તથા હઝરત અલી (રદિ.)માં પરસ્પર વાતચીત થઈ રહી હતી. તલહાએ કહ્યું, મને તે સન્માન પ્રાપ્ત છે જે તમારામાંથી કોઈને મળ્યું નથી કે બયતુલ્લાહની ચાવી મારા હાથમાં છે, જો હું ઈચ્છું તો બયતુલ્લાહની અંદર જઈને રાત વિતાવી શકું છું. હઝરત અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, હું હાજીઓને પાણી પીવાડવાનો મુતવલ્લી અને વ્યવસ્થાપક છું અને મસ્જિદે હરામમાં મારા પણ અધિકારો છે. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ કહ્યું કે, મારી સમજમાં નથી આવતું કે તમે લોકો કઈ બાબત ઉપર ગર્વ કરી રહ્યા છો ? મારી પરિસ્થિતિ તો એવી છે કે, મેં બધા લોકોથી છ મહિના પહેલાં બયતુલ્લાહની તરફ નમાઝ પઢી છે અને

રસૂલુલ્લાહ ﷺની સાથે જિહાદમાં સામેલ રહ્યો છું, તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, કોઈ અમલ કેટલોય ઉચ્ચ કક્ષાનો અને શ્રેષ્ઠ હોય ઈમાન વિના અલ્લાહ સમીપ તેની કોઈ કિંમત નથી અને શિર્કની હાલતમાં એવી પ્રવૃત્તિઓ કરનાર અલ્લાહ તઆલા નજીક સ્વીકાર્ય નથી.

સહીહ મુસ્લિમમાં હઝરત નુઅ્માન બિન બશીર (રદિ.)ની રિવાયતથી આ ઘટના વર્ણન થઈ છે, તે એક દિવસે જુમ્આના દિવસે મસ્જિદે નબવી ﷺમાં અમુક સહાબા (રદિ.) સાથે નબીએ કરીમ ﷺના મિમ્બરની પાસે ભેગા થયા હતા, હાજરજનોમાંથી એક વ્યક્તિએ કહ્યું કે ઈસ્લામ અને ઈમાન પછી મારા નજીક હાજીઓને પાણી પીવાડવાથી વધીને કોઈ મોટી પ્રવૃત્તિ નથી અને મને તેના મુકાબલામાં કોઈ અન્ય અમલની પરવા નથી, એક બીજા વ્યક્તિએ તેના જવાબમાં કહ્યું, ના ! એવું નથી, અલ્લાહના માર્ગમાં જિહાદ કરવો સૌથી મોટો અમલ છે અને બંનેમાં બહસ થવા લાગી તો હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ બંનેને ધમકાવીને કહ્યું કે, નબીએ કરીમ ﷺના મિમ્બર પાસે શોર-ગુલ ન કરો, યોગ્ય વાત એ જ છે કે જુમ્આની નમાઝ પઢ્યા પછી આ બાબત રસૂલે કરીમ ﷺને જ પૂછી લો, આ સલાહ પ્રમાણે રસૂલે કરીમ ﷺને પૂછવામાં આવ્યું, તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં જિહાદને મસ્જિદે હરામને આબાદ કરવા અને હાજીઓને પાણી પીવાડવા કરતાં શ્રેષ્ઠ અમલ બતાવ્યો.

અને એમાં કોઈ શંકા નથી કે વાસ્તવમાં આ આયતનું નાઝિલ થવું મુશ્રિકોના ગર્વ અને તકબ્બુરના જવાબમાં હતું, પછી ત્યારબાદ જે ઘટનાઓ મુસલમાનોમાં પરસ્પર બની તેમાં પણ આ જ આયતો દલીલ કરવા માટે રજૂ કરવામાં આવી હોય, જેનાથી સાંભળનારને એવી અનુભૂતિ થઈ હોય કે આ આયતો આ જ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે.

મતલબ કે, પ્રસ્તુત આયતોમાં બંને પ્રકારની ઘટનાઓનો એ જવાબ છે કે, શિર્કની હાલતમાં તો કોઈ પ્રવૃત્તિ ભલે ગમે તેટલી મોટી હોય, સ્વીકૃતીપ્રાપ્ત અને વર્ણન કરવા પાત્ર છે જ નથી, એટલા માટે કોઈ મુશ્રિકોના મસ્જિદને આબાદ કરવાની અથવા હાજીઓને પાણી પીવાડવાની વગેરે પ્રવૃત્તિઓ તેમને મુસલમાનો ઉપર શ્રેષ્ઠતા અપાવતી નથી અને ઈમાન પછી પણ ઈમાન અને જિહાદનો દરજ્જો મસ્જિદે હરામના વ્યવસ્થાપન અને હાજીઓને પાણી પીવાડવા કરતા

ઘણો મોટો છે, જે મુસલમાનો ઈમાન અને જિહાદમાં અગ્ર સ્થાને રહે તેઓ તે મુસલમાનો કરતાં શ્રેષ્ઠ છે જેમણે જિહાદમાં ભાગ નથી લીધો, ફક્ત મસ્જિદે હરામના બાંધકામ અને હાજીઓને પાણી પીવાડવાની સેવા આપતા રહ્યા.

આ પ્રસ્તાવના પછી પ્રસ્તુત આયતના શબ્દો અને તરજુમા ઉપર ફરી એક દષ્ટિપાત કરીએ. ઈરશાદ થયો કે, શું તમે હાજીઓને પાણી પીવાડવાને અને મસ્જિદે હરામને આબાદ રાખવાને તે વ્યક્તિના સમાન ઠરાવી દીધો કે જે અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યો અને તેણે અલ્લાહના રસ્તામાં જિહાદ કર્યો હોય; આ લોકો અલ્લાહ સમીપ સમાન નથી હોઈ શકતા.

હાજીઓને પાણી પીવાડવાનો ઉલ્લેખ કરી ઈશારાથી સમજાવવાનો હેતુ એ છે કે, ઈમાન અને જિહાદ બંને બાબતો હાજીઓને પાણી પીવાડવા કરતાં અને મસ્જિદના વ્યવસ્થાપનકાર્ય કરતાં શ્રેષ્ઠ છે, એટલે કે ઈમાન પણ એ બંનેથી કાર્યોથી શ્રેષ્ઠ છે અને જિહાદ પણ; ઈમાન શ્રેષ્ઠ હોવાથી મુશ્રિકોની એ બાબતનો જવાબ થઈ ગયો અને જિહાદ શ્રેષ્ઠ હોવાથી તે મુસલમાનોની વાતનો જવાબ થઈ ગયો જેઓ મસ્જિદના વ્યવસ્થાપનકાર્યને અને હાજીઓને પાણી પીવાડવાને જિહાદ કરતા ઉત્તમ અને શ્રેષ્ઠ માનતા હતા.

**અલ્લાહનો ઝિક્ર જિહાદથી શ્રેષ્ઠ છે :**

તફસીરે મઝહરીમાં હઝરત કાઝી ષનાઉલ્લાહ (રહ.)એ ફરમાવ્યું કે, આ આયતમાં જે મસ્જિદના વ્યવસ્થાપનકાર્ય ઉપર જિહાદને શ્રેષ્ઠતા અને અગ્રિમતા આપવામાં આવી છે, એ વ્યવસ્થાપનકાર્ય જાહેર અર્થની રૂએ છે, એટલે કે મસ્જિદનું બાંધકામ અને જરૂરી વ્યવસ્થા કે જિહાદ તેના મુકાબલામાં શ્રેષ્ઠ અને ઉત્તમ હોવું સર્વસ્વીકાર્ય છે.

પરંતુ મસ્જિદને આબાદ કરવાનો એક બીજો અર્થ ઈબાદત અને ઝિક્રુલ્લાહ માટે મસ્જિદમાં હાજર થવાનો પણ થાય છે અને વાસ્તવમાં મસ્જિદની અસલી આબાદી અને વ્યવસ્થા તે જ છે. આ અર્થના આધારે રસૂલે કરીમ ﷺના સ્પષ્ટ અને ખુલ્લા ઈરશાદોની બીના ઉપર મસ્જિદની આબાદી જિહાદથી શ્રેષ્ઠ અને ઉત્તમ છે, જેમકે મુસ્નદે અહમદ, તિરમિઝી અને ઈબ્ને માજહમાં હઝરત અબૂ દરદઅ્ (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું

કે, "હું તમને એવો અમલ બતાવું કે જે તમારા બધા અમલોથી ઉત્તમ અને તમારા પરવરદિગાર નજીક સૌથી વધારે શ્રેષ્ઠ હોય અને તમારા દરજ્જાઓને સૌથી વધારે ઊંચા કરનારો હોય અને સોના–ચાંદીને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાથી પણ વધારે શ્રેષ્ઠ હોય અને એનાથી પણ શ્રેષ્ઠ હોય કે તમે જિહાદમાં દુશ્મન સાથે સખત મુકાબલો કરો જેમાં તમે તેને કતલ કરી નાંખો, તે તમને કતલ કરી નાંખે. સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! તે અમલ અવશ્ય બતાવો, આપ ﷺએ ફરમાવ્યું કે, તે અમલ અલ્લાહનો ઝિક્ર છે." આથી જાણ થઈ કે અલ્લાહના ઝિક્રની શ્રેષ્ઠતા જિહાદથી પણ વધારે છે અને મસ્જિદને આબાદ કરવાનો અર્થ જો અલ્લાહનો ઝિક્ર લેવામાં આવે તો પણ જિહાદથી શ્રેષ્ઠ છે, પરંતુ આ સ્થળે મુશ્રિકોનો ગર્વ અને ઘમંડ દેખીતું છે કે અલ્લાહના ઝિક્ર અને ઈબાદત ઉપર ન હતો, બલકે જાહેર વ્યવસ્થાપનકાર્યની બીના ઉપર હતો, એટલા માટે જિહાદ તેનાથી શ્રેષ્ઠ હોવાનું ઠરાવવામાં આવ્યું.

કુર્આન અને સુન્નતના સામૂહિક ઈરશાદોમાં વિચાર કરવાથી જાણ થાય છે કે, કોઈ એક અમલનું બીજા અમલથી શ્રેષ્ઠ હોવું પરિસ્થિતિઓ અને સંજોગોના તાબે હોય છે, અમુક પરિસ્થિતિઓમાં એક અમલ બીજા કરતા ઉત્તમ હોય છે અને સંજોગો બદલાયા પછી પરિસ્થિતિ તેનાથી ઊલટી પણ થઈ શકે છે, જે સમયે ઈસ્લામ અને મુસલમાનોના સંરક્ષણની સખત જરૂરત હોય તે સમયે જિહાદ ચોક્કસ બધી જ ઈબાદતો કરતા ઉત્તમ હશે, જેમકે ગઝ્વએ ખંડકમાં રસૂલે કરીમ ﷺની ચાર નમાઝો કઝા થઈ જવાની ઘટનાથી જાહેર છે અને જે સમયે સખત જરૂરત ન હોય તે સમયે અલ્લાહનો ઝિક્ર અને ઈબાદત જિહાદના મુકાબલામાં શ્રેષ્ઠ હશે.

અંતિમ આયતમાં وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ફરમાવીને એ બતાવ્યું કે, એ કોઈ દૂરની વાત નથી અથવા સુક્ષ્મ બાબત નથી, બલકે બિલકુલ સ્પષ્ટ અને જાહેર છે કે ઈમાન બધા જ અમલોનો પાયો છે અને બધી પ્રવૃત્તિઓ કરતાં શ્રેષ્ઠ છે અને જિહાદ મસ્જિદના વ્યવસ્થાપનકાર્ય તથા હાજીઓને પાણી પીવાડવા કરતા ઉત્તમ છે પરંતુ અલ્લાહ તઆલા અન્યાયી લોકોને સમજ આપતો નથી, આથી તેઓ આ પ્રકારની જાહેર અને ખુલ્લી બાબતોમાં પણ ખોટી ચર્ચાઓ કરતા રહે છે.

૨૦મી આયતમાં આ વિષયની વિગત એ છે કે, પ્રથમ આયત لَايَسْتَـــوٗنَ (લા યસ્તઉન)ના શબ્દોથી વર્ણન થઈ, એટલે કે ઈમાન લાવનાર મુજાહિદ અને ફક્ત મસ્જિદનું વ્યવસ્થાપનકાર્ય કરનાર તથા હાજીઓને પાણી પીવાડનાર અલ્લાહ સમીપ સમાન નથી, તેમાં ઈરશાદ ફરમાવ્યો, اَلَّـذِيْـنَ اٰمَـنُـوْا وَهَـاجَـرُوْا وَجٰهَـدُوْا فِـى سَبِيْـلِ الـلّٰـهِ بِـاَمْـوَالِهِمْ وَاَنْفُسِهِمْ اَعْظَمُ دَرَجَةً عِنْدَ اللّٰهِ وَاُولٰٓئِكَ هُمُ الْـــفَـــآئِـــزُوْنَ એટલે કે, તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને જેમણે હિજરત કરી, પોતાના માલ અને પોતાના પ્રાણથી અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યો તેઓ અલ્લાહ સમીપ દરજ્જામાં મોટા છે અને સંપૂર્ણ સફળ આ જ લોકો છે.

કારણ કે, તેમના મુકાબલામાં જે મુશ્રિકો છે તેમને સફળતાનો કોઈ દરજ્જો (કક્ષા) પ્રાપ્ત જ નથી અને જેઓ મુસલમાન છે જો કે સફળતાના માળખામાં તેઓ પણ ભાગીદાર છે પરંતુ ઉપરોક્ત વર્ણન કરેલ લોકોની સફળતા તેમનાથી વધેલી છે એટલા માટે સંપૂર્ણ સફળ તે જ લોકો છે.

૨૧ મી અને ૨૨મી આયતોમાં આ જ સફળ લોકોનો મહાન બદલો અને તેમના આખિરતના દરજ્જાઓનું વર્ણન છે, يُبَشِّـرُهُـمْ رَبُّهُـمْ بِـرَحْمَةٍ مِّنْهُ وَرِضْوَانٍ وَّجَـنّٰـتٍ لَّهُمْ فِيْهَانَعِيْمٌ مُّقِيْمٌ خٰلِدِيْنَ فِيْهَا اَبَدًا اِنَّ اللّٰهَ عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ એટલે કે, તે લોકોને તેમનો પરવરદિગાર ખુશખબરી સંભળાવે છે પોતાની રહમત અને રજામંદીની અને એવી જન્નતોની જેમાં તેમના માટે હંમેશા કાયમ રહેનારી નેઅ્મતો હશે અને આ લોકો પણ તે નેઅ્મતોમાં ચિર્કાળ (હંમેશા) રહેશે, તેમને ત્યાંથી ક્યારેય બહાર કાઢી મૂકવામાં નહીં આવે, બેશક ! અલ્લાહની પાસે મહાન બદલો છે.

પ્રસ્તુત આયતોમાં હિજરત અને જિહાદની ફઝીલતનું વર્ણન આવ્યું છે, જેમાં વતન, સગાં-વહાલાં, સંબંધીઓ, મિત્રો, ઓળખીતાઓ, માલ-દોલત બધું જ છોડવું પડે છે અને દેખીતું છે કે, મનુષ્યના સ્વભાવ અને પ્રકૃતિ ઉપર આ કાર્ય સૌથી વધારે અઘરું અને કઠોર હોય છે, એટલા માટે આગલી આયતમાં આ વસ્તુઓની સાથે હદથી વધારે સંબંધ અને મહોબ્બતની નીંદા કરીને મુસલમાનોના માનસને હિજરત અને જિહાદ માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા છે. ઈરશાદ થયો, يٰـۤاَيُّهَـا الَّـذِيْـنَ اٰمَنُوْا لَاتَتَّخِذُوْٓا اٰبَآءَ كُمْ وَاِخْوَانَكُمْ اَوْلِيَآءَ اِنِ اسْتَحَبُّوا الْكُفْرَ عَلَـى الْاِيْـمَـانِ وَمَـنْ يَّتَـوَلَّـهُـمْ مِـنْـكُـمْ فَـاُولٰٓـئِكَ هُـمُ الـظّٰلِمُوْنَ એટલે કે, હે

ઈમાનવાળાઓ ! તમે પોતાના બાપ–દાદા અને ભાઈઓને મિત્ર ન બનાવો જો તે લોકો કુફ્રને ઈમાનના મુકાબલામાં પ્રિય રાખે અને તમારામાંથી જે વ્યક્તિ તેમની સાથે તેમના કુફ્ર છતાં મિત્રતા રાખશે, બસ તે જ લોકો મોટા નાફરમાન છે.

માં–બાપ, ભાઈ–બહેન અને બધા જ સગાં–વહાલાંથી સંબંધ મજબૂત રાખવાની અને તેમની સાથે સદ્‌વર્તાવ કરવાની સૂચના અને માર્ગદર્શનથી આખું કુર્આન ભરેલું પડ્યું છે પરંતુ આ આયતમાં એ બતાવવામાં આવ્યું કે, દરેક સંબંધની એક સીમા અને મર્યાદા છે, તેમાંથી દરેક સંબંધ ભલે તે માં–બાપ અને અવલાદનો હોય અથવા સગાં ભાઈ–બહેનનો; અલ્લાહ અને તેના રસૂલ ﷺના સંબંધના મુકાબલામાં તે ઉપેક્ષિત કરવાપાત્ર છે જ્યારે કે આ બંને સંબંધો પરસ્પર ટકરાતા હોય તો પછી સગાઈ–સંબંધ અલ્લાહ અને રસૂલ ﷺનો જ કાયમ રાખવો જોઈએ, તેના મુકાબલામાં બધા જ સંબંધોને ગૌણ સમજવા જોઈએ.

**પ્રસ્તુ આયતો વિશે અમુક ફાયદાઓ અને મસ્અલા :**

પ્રસ્તુત પાંચ આયતોમાં અમુક ફાયદાઓ અને મસ્અલાઓ પ્રાપ્ત થયા. પ્રથમ એ કે, ઈમાન અમલની રૂહ છે તેના વિના કોઈપણ સારી પ્રવૃત્તિ હોય તે ફક્ત અલ્લાહ તઆલા પાસે નિર્જીવ અને સ્વીકૃતિ યોગ્ય નથી, આખિરતના છુટકારામાં તેની કોઈ કિંમત નથી, આ અલ્લાહ તઆલાના ત્યાં બેઈન્સાફી નથી, કાફિરોના એવા નિર્જીવ સારા અમલો પણ બિલકુલ વ્યર્થ અને બરબાદ કરવામાં નથી આવતા, તેનો બદલો તેમને દુનિયામાં જ આરામ, રાહત તથા દોલત આપીને બરાબર કરી આપવામાં આવે છે, જેનું વર્ણન કુર્આને કરીમની અનેક આયતોમાં આવ્યું છે.

બીજો ફાયદો આ આયતોથી એ પ્રાપ્ત થયો કે, ગુનાહો અને નાફરમાનીથી મનુષ્યની બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ જાય છે, કોઈ સારી બાબતને ખરાબ અને ખરાબ બાબતને સારી સમજવા લાગે છે, ૧૯ મી આયતના અંતમાં اِنَّ اللّٰهَ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ કહીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે, જેમકે તેના મુકાબલામાં એક આયતમાં اِنْ تَتَّقُوا اللّٰهَ يَجْعَلْ لَّكُمْ فُرْقَانًا (૮:૨૯) કહીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, આજ્ઞાપાલન અને તકવાથી મનુષ્યની બુદ્ધિને નવજીવન મળે છે, ચિંતનને સાચી દિશા મળે છે અને સારા–નરસાનો ભેદ કરવામાં ભૂલ થતી નથી.

ત્રીજો મસ્અલો એ જાણ થઈ કે, નેક અમલોમાં પણ પરસ્પર શ્રેષ્ઠતા રહેલી છે અને તે જ પ્રમાણે અમલ કરનારના દરજ્જાઓમાં પણ શ્રેષ્ઠતા કાયમ થાય છે, બધા અમલ કરનારાઓ સરખી કક્ષામાં રાખી શકાતા નથી અને અમલ વધારે કરવા ઉપર આધાર નથી, બલકે અમલની શ્રેષ્ઠતા ઉપર છે. સૂરએ મુલ્કમાં આવ્યું છે, لِيَبْلُوَكُمْ اَيُّكُمْ اَحْسَنُ عَمَلًا (૬૭ : ૨) એટલે કે, અલ્લાહ તઆલા તમારી કસોટી કરશે કે કોણ વધારે સારો અમલ કરનારો છે.

ચોથો ફાયદો એ પ્રાપ્ત થયો કે, રાહત અને નેઅ્મત કાયમી રહેવા માટે બે વસ્તુઓ આવશ્યક છે, એક એ કે તે નેઅ્મતો કોઈપણ સમયે સમાપ્ત થનાર નથી, બીજું એ કે કોઈ વખતે તે લોકોને આ નેઅ્મતોથી અલગ કરવામાં ન આવે, એટલા માટે અલ્લાહના સ્વીકૃત બંદાઓ માટે બંને વસ્તુઓની જામીનગીરી આપવામાં આવી. نَعِيْمٌ مُّقِيْمٌ ફરમાવીને નેઅ્મતોનું કાયમી હોવું વર્ણન કરવામાં આવ્યું અને خٰلِدِيْنَ فِيْهَا اَبَدًا ફરમાવીને તે લોકોને ક્યારેય આ નેઅ્મતોથી અલગ ન કરવાનો સંતોષ આપવામાં આવ્યો.

**વાસ્તવિક સગાઈ ઇસ્લામ અને ઈમાનની સગાઈ છે, વંશ–પ્રદેશ, સંબંધો બધું જ તેના ઉપર કુરબાન કરવાનું છે :**

પાંચમો મસ્અલો એક પાયાનો મસ્અલો છે કે, સગાઈ અને દોસ્તીના બધા સંબંધો ઉપર અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺના સંબંધને અગ્રતા આપવાની છે, જે સંબંધ તેનાથી ટકરાય તે તોડવાપાત્ર છે. સહાબએ કિરામ (રદિ.)ની તે પ્રવૃત્તિઓ જેના કારણે તેઓ સમગ્ર ઉમ્મતથી શ્રેષ્ઠ અને ઉત્તમ ઠરાવવામાં આવ્યા હતા તે એ જ વસ્તુ હતી કે, તેમણે રસૂલે કરીમ ﷺ ઉપર પોતાના જાન–માલ અને દરેક સગાઈ–સંબંધોને કુરબાન કરીને પોતાના મુખથી કહ્યું,

تو نخلِ خوش ثمر کیستی کہ سرو وسمن : ہمہ زخویش بریدند وباتو پیوستند

હે સરૂ અને સમન ! તું કેટલા સારા ફળનું ઝાડ છે
કે બધા પોતાનાઓથી જુદા થયા અને તારી સાથે ભળ્યા.

હઝરત બિલાલ હબસી (રદિ.), સુહૈબ રૂમી (રદિ.), સલમાન ફારસી (રદિ.) તથા મક્કાના કુરૈશ, મદીનાના અન્સાર તો બધા પરસ્પર ભાઈ–ભાઈ

બની ગયા અને બદ્ર તથા ઉહદના મેદાનોમાં બાપ-બેટા, ભાઈ-ભાઈની તલવારો આપસમાં ટકરાવીને એ વાતની ગવાહી આપી કે તેમનો મસ્લક આ હતો કે,

ہزار خویش کہ بیگانہ از خدا باشد ؛ فدائے یک تنِ بیگانہ کاشنا باشد

હજારો જે ખુદાથી અજાણ હોય તેને છોડી દે,
અને એક તે પરાયા ઉપર કુર્બાન થઈ જા
જે અલ્લાહની મઅરિફત (પરિચય) ધરાવતો હોય.

اَللّٰهُمَّ ارْزُقْنَا اتِّبَاعَهُمْ وَاجْعَلْ حُبَّكَ اَحَبَّ الْاَشْيَاءِ اِلَيْنَا وَخَشْيَتَكَ اَخْوَفَ الْاَشْيَاءِ عِنْدَنَا

---

**આયત : (સૂરએ તવબહ : આયત નં. ૨૪)**

قُلْ اِنْ كَانَ اٰبَآؤُكُمْ وَاَبْنَآؤُكُمْ وَاِخْوَانُكُمْ وَاَزْوَاجُكُمْ وَعَشِيْرَتُكُمْ وَاَمْوَالُ ۨاقْتَرَفْتُمُوْهَا وَتِجَارَةٌ تَخْشَوْنَ كَسَادَهَا وَمَسٰكِنُ تَرْضَوْنَهَآ اَحَبَّ اِلَيْكُمْ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖ وَجِهَادٍ فِيْ سَبِيْلِهٖ فَتَرَبَّصُوْا حَتّٰى يَاْتِيَ اللّٰهُ بِاَمْرِهٖ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿٢٤﴾ ع

**તરજુમો :**

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! જો તમારા બાપ અને બેટા અને ભાઈ અને સ્ત્રીઓ અને બિરાદરી અને માલ જે તમે કમાયા છો અને વેપાર જેના બંધ થવાથી તમે ડરો છો અને હવેલીઓ જેને પસંદ કરો છો, તમને અલ્લાહથી અને તેના રસૂલથી અને તેના માર્ગમાં લડવાથી વધારે પ્યારી છે તો રાહ જુઓ એટલે સુધી કે અલ્લાહ પોતાનો હુકમ મોકલે; અને અલ્લાહ નાફરમાન લોકોને માર્ગ નથી આપતો. (૨૪)*

**તફસીર :**

(આગળ એ જ વિષયની વધારે વિગત આવી છે કે હે મુહમ્મદ ﷺ !)

તમે (તેમને) કહી આપો કે જો તમારા બાપ-દાદાઓ, તમારા દિકરાઓ અને તમારા ભાઈઓ અને તમારી પત્નીઓ અને તમારા કુટુંબો અને તે માલ જે તમે કમાયા છો અને તે વેપાર જેમાં તમને નુકસાન થવાનો ભય છે અને તે ઘરો જેમાં (રહેવું) તમે પસંદ કરો છો (જો આ વસ્તુઓ) તમને અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)થી અને તેના માર્ગમાં જિહાદ કરવાથી વધારે પ્યારી છે તો તમે રાહ જુઓ એટલે સુધી કે અલ્લાહ તઆલા પોતાનો હુકમ (હિજરત છોડવાની સજામાં) મોકલી આપે. (જેમકે બીજી આયતમાં છે, اِنَّ الَّذِيْنَ تَوَفّٰهُمُ الْمَلٰٓئِكَةُ اِلٰى قَوْلِهٖ فَاُولٰٓئِكَ مَاْوٰهُمْ جَهَنَّمُ અને અલ્લાહ તઆલા નાફરમાન લોકોને પોતાના મકસદ સુધી પહોંચાડતા નથી, એટલે કે તેમનો મકસદ એ હતો કે આ વસ્તુઓ સાથેનો સંબંધ અને લગાવ ઘણો જ જલદી તેમની અપેક્ષા વિરુદ્ધ મોત આવવાથી સમાપ્ત થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ તવબહની આ આયત વાસ્તવમાં તે લોકો માટે છે જેમણે મક્કાથી હિજરત ફરજ હોવાના સમયે હિજરત ન કરી. માં-બાપ, ભાઈ-બહેન, અવલાદ, પત્નીઓ તથા માલ-દોલતની મહોબ્બતે તેમને હિજરતનો ફરજ અદા કરવાથી અટકાવી દીધા, તેમના વિશે અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને એ હુકમ આપ્યો કે આ લોકોને એવું કહી આપો કે,

*"કહી આપો ! જો તમારા બાપ-દાદાઓ, તમારા પુત્રો અને તમારા ભાઈઓ, અને તમારી પત્નીઓ, અને તમારા કુટુંબો અને માલ જે તમે કમાયા અને વેપાર જેના (બંધ થઈ જવાના) નુકસાનથી તમે ડરો છો, અને હવેલીઓ જેને તમે પસંદ કરો છો, તમને અલ્લાહથી અને તેના રસૂલ (ﷺ)થી અને તેના માર્ગમાં જિહાદથી વધારે પ્યારા હોય તો રાહ જુઓ એટલે સુધી કે અલ્લાહનો હુકમ આવી જાય અને અલ્લાહ નાફરમાન લોકોને હિદાયત નથી આપતો."*

આ આયતમાં જે એ ઈરશાદ થયો છે કે, "રાહ જુઓ અહીંયાં સુધી કે અલ્લાહ પોતાનો હુકમ મોકલી આપે." તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે, એ હુકમનો અર્થ જિહાદ-યુદ્ધ અને મક્કા વિજયનો હુકમ છે. અર્થ એ છે કે, તે સમયે દુનિયાના સંબંધો ઉપર અલ્લાહ અને રસૂલ ﷺના સંબંધોને

કુરબાન કરનારાઓ અને અગ્રિમતા આપનારાઓનું ખરાબ પરિણામ જલદી જ સામે આવવાનું છે, જ્યારે કે મક્કાનો વિજય થશે અને નાફરમાની કરનારા અપમાનિત થશે અને તેમના આ સંબંધો તે સમયે તેમને કામ નહીં લાગે.

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, આ સ્થળે આ હુકમનો અર્થ અઝાબનો હુકમ છે કે દુનિયવી સંબંધો ઉપર આખિરતના સંબંધોને કુરબાન કરનારાઓ ઉપર અલ્લાહ તઆલાનો અઝાબનો હુકમ જલદી જ આવવાનો છે, યા તો દુનિયામાં જ ક્યાંક તેમના ઉપર અઝાબ આવશે, નહિતર આખિરતનો અઝાબ આવવો તો બિલકુલ યકીની છે. આયતમાં આ સ્થળે હેતુ તો હિજરત છોડનારાઓને ચેતવણી આપવાનો છે પરંતુ વર્ણન હિજરતના બદલે જિહાદનું કરવામાં આવ્યું જે હિજરત પછીનું પ્રથમ પગલું છે અને તેમાં ઈશારો કરવામાં આવ્યો કે હજુ તો ફક્ત હિજરત અને વતન છોડવાનો હુકમ થયો છે અને તેમાં જ લોકો હિંમત હારી બેઠા, આગળ જિહાદનો હુકમ આવવાનો છે જેમાં અલ્લાહ અને રસૂલ ﷺની મહોબ્બત ઉપર સમગ્ર અન્ય મહોબ્બતોને અને પોતાના પ્રાણને કુરબાન કરવાનો છે અને એ પણ શક્ય છે કે, આ સ્થળે હિજરતને જ જિહાદ તરીકે ઓળખાવામાં આવી હોય, કારણ કે તે પણ વાસ્તવમાં જિહાદનો જ એક ભાગ છે.

અને આયતના અંતે وَاللّٰهُ لَايَهْدِى الْقَوْمَ الْفٰسِقِيْنَ ફરમાવીને એ પણ બતાવી આપ્યું કે, જે લોકો હિજરતનો હુકમ થયા છતાં દુનિયવી સંબંધોને અગ્રિમતા આપીને પોતાની પ્રિય અને પસંદ હોય એવી વસ્તુઓ, પોતાનો માલ, મકાન વગેરે સાથે વળગી રહ્યા તેમની આ પ્રવૃત્તિ દુનિયામાં પણ તેમના માટે ફાયદાકારક નહીં થાય અને તેમનો એ હેતુ પ્રાપ્ત નહીં થાય કે, હંમેશા પોતાના બાળ-બચ્ચાં અને માલ-મકાનમાં શાંતિ અને સલામતી સાથે બેસી રહે, બલકે જિહાદનો હુકમ શરૂ થતા જ આ બધી વસ્તુઓ તેમના માટે જીવની આફત બની જશે, કારણ કે અલ્લાહ તઆલા નાફરમાની કરનારાઓને તેમના ઈચ્છિત હેતુ સુધી નથી પહોંચાડતો.

**હિજરત વિશે અમુક મસ્અલાઓ :**

પ્રથમ મસ્અલો એ કે, જ્યારે મક્કાથી મદીના તરફ હિજરત ફરજ

કરવામાં આવી તો તે ફક્ત એક ફરજ જ ન હતો બલકે, મુસલમાન થવાની નિશાની પણ હતી, જેઓએ શક્તિ હોવા છતાં હિજરત ન કરી તેમને મુસલમાન સમજવામાં આવતા ન હતા, આ હુકમ મક્કા વિજય પછી મન્સૂખ (રદ) થઈ ગયો અને વાસ્તવમાં એ હુકમ બાકી રહી ગયો કે જે સ્થળે મુસલમાન માટે અલ્લાહના હુકમો નમાઝ, રોઝા વગેરે ઉપર અમલ કરવું શક્ય ન હોય એવા સ્થળેથી હિજરત કરવી હંમેશા માટે ફરજ છે, શરત માત્ર એટલી કે હિજરત કરવાની શક્તિ હોય.

બીજી કક્ષા એ છે કે, મનુષ્ય દરેક એવા સ્થળને છોડી દે જ્યાં અલ્લાહની નાફરમાની અને અપરાધ પ્રચલિત હોય, આ બાબત હંમેશા માટે મુસ્તહબ છે.

*(ફત્હુલ બારીની વિગતમાં છે)*

પ્રસ્તુત આયતમાં સીધે–સીધું સંબોધન તે લોકોને કરવામાં આવ્યું છે, જેમણે હિજરત ફરજ થવાના સમયે દુનિયાના સંબંધોની મહોબ્બતથી પરાજિત અને પ્રભાવિત થઈને હિજરત ન કરી પરંતુ આયતના શબ્દોનું મજબૂતપણુ બધા જ મુસલમાનોને એ હુકમ આપે છે કે, અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺની મહોબ્બત એ કક્ષાની હોવી જરૂરી અને વાજિબ છે કે બીજો કોઈ સંબંધ અને મહોબ્બત તેના ઉપર પ્રભાવી ન થવા પામે અને જેણે આ કક્ષાની મહોબ્બત પેદા ન કરી તે અઝાબનો હકદાર થઈ ગયો, તેણે અલ્લાહના અઝાબની રાહ જોવી જોઈએ.

**સાચું ઈમાન એ વિના નથી હોઈ શકતું કે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺની મહોબ્બત સમગ્ર દુનિયા અને પોતે પોતાના પ્રાણથી પણ વધારે હોય ! :**

એટલા માટે એક સહીહ હદીષમાં જે સહીહૈનમાં હઝરત અનસ (રદિ.)થી નકલ થઈ છે આવ્યું છે કે, રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "કોઈ વ્યક્તિ તે સમય સુધી મો'મિન નથી થઈ શકતી જ્યાં સુધી કે હું તેના સમીપ તેના માં–બાપ અને અવલાદ અને દુનિયાના બધા જ લોકોથી વધારે પ્રિય ન થઈ જાઉં."

અબૂ દાવુદ અને તિરમિઝીમાં અબૂ ઉમામહ (રદિ.)થી નકલ થયું છે કે,

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "જેણે કોઈની સાથે દોસ્તી કરી તો અલ્લાહના માટે કરી અને દુશ્મની કરી તો પણ અલ્લાહના માટે કરી અને માલ ખર્ચ કર્યો તો પણ અલ્લાહ માટે અને કોઈ જગ્યાએ ખર્ચ કરવાથી રોકાયો તો પણ અલ્લાહના માટે; તેણે પોતાનું ઈમાન સંપૂર્ણ કરી લીધું."

આ હદીષની રિવાયતોથી પણ સાબિત થયું કે, ઈમાનની પૂર્ણતા એ બાબત ઉપર અવલંબિત છે કે, રસૂલે કરીમ ﷺની મહોબ્બત બધી મહોબ્બતો ઉપર છવાયેલી હોય અને મનુષ્યની દોસ્તી, દુશ્મની, આપવું અથવા ન આપવું બધું અલ્લાહ અને તેના રસૂલ ﷺના હુકમના આધીન હોય.

તફસીરના ઈમામ કાઝી બયઝાવી (રહ.) વગેરેએ ફરમાવ્યું કે, ઘણા ઓછા લોકો છે, જે આ આયતની ચેતવણીથી બાકાત હોય, કારણ કે સામાન્ય રીતે મોટામાં મોટો ઈબાદતગુઝાર, જાહિદ તથા આલિમ અને મુત્તકી પણ બાળ–બચ્ચાં અને માલ–દોલતની મહોબ્બતથી પ્રભાવિત નજરે પડે છે, ભાગ્યે જ અમુક–તમુક ! પરંતુ સાથે જ હઝરત કાઝી બયઝાવી (રહ.)એ ફરમાવ્યું કે, મહોબ્બતનો અર્થ આ સ્થળે ઈચ્છાવર્તી મહોબ્બત છે, અનિચ્છાવર્તી અને સ્વાભાવિક માનવ પ્રકૃતિમાં રહેલી મહોબ્બત અર્થ તરીકે નથી, કારણ કે અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને તેની શક્તિ અને વેઠવાની મર્યાદાથી વધારે તકલીફ નથી આપતો, એટલા માટે જો કોઈ વ્યક્તિના દિલ તે દુનિયવી સંબંધોની સ્વાભાવિક મહોબ્બતથી છલોછલ હોય પરંતુ તેનાથી પ્રભાવિત ન હોય કે તેના કારણે અલ્લાહ અને રસૂલ ﷺના હુકમોની પરવા પણ ન કરે તો તે પણ આ ચેતવણીથી બાકાત છે અને અલ્લાહ તથા રસૂલ ﷺની મહોબ્બતને અગ્ર સ્થાને રાખનાર છે, જેમકે કોઈ બીમાર દવાની કડવાશ અથવા ઑપરેશનની પીડાથી સ્વાભાવિક રીતે ગભરાય છે પરંતુ બૌદ્ધિક રીતે તેને પોતાનો છુટકારો અને સલામતીનું માધ્યમ સમજીને અપનાવે છે તો તે કોઈની દષ્ટિમાં પણ નીંદનીય નથી અને ન જ કોઈ સદ્‌બુદ્ધિ ધરાવનાર તેને એ બાબત ઉપર મજબૂર કરે છે કે, સ્વાભાવિક અને અનિચ્છાવર્તી ગભરાટ અને બીકને પણ દિલમાંથી કાઢી નાંખે ! એ જ પ્રમાણે જો કોઈને માલ–અવલાદ વગેરેની મહોબ્બતના કારણે અમુક અલ્લાહના હુકમો પૂર્ણ કરવામાં અનિચ્છાએ પીડાની અનુભૂતિ થાય છે પરંતુ તે છતાં તે પીડા વેઠીને અલ્લાહના હુકમોને પૂર્ણ કરે છે તો તે પણ નીંદાને પાત્ર નથી,

બલકે વખાણવા લાયક છે અને તે આ આયત પ્રમાણે અલ્લાહ તથા રસૂલ ﷺની મહોબ્બતને અગ્રિમતા આપનાર ગણાશે.

હા ! એ બાબતમાં શંકા નથી કે મહોબ્બતનું ઉચ્ચ કક્ષાનું સ્થાન એ જ છે કે, મહોબ્બત પોતાના સ્વભાવ ઉપર પણ છવાઈ જાય અને પ્રિયજનના આજ્ઞાપાલન કરવામાં રસ અને લિજ્જત આવે અને દરેક કડવાશ તથા તકલીફમાં પણ લિજ્જત આવવા માંડે, જેમકે દુનિયાના નષ્ટ થનાર આનંદ અને રાહતના તલબગારોને રાત–દિવસ જોઈ શકાય છે કે, ઘણા સંઘર્ષો, મહેનતો તથા તકલીફોને પણ હસતા–ખેલતા વેઠે છે, કોઈ કચેરીની નોકરીમાં મહિનો પૂર્ણ થવા પછી મળનાર પગાર સ્વરૂપે અમુક સિક્કાઓની મહોબ્બત મનુષ્યને આરામની નીંદર આપે છે અને તે બધા જ સંબંધો ઉપર એવી રીતે છવાઈ જાય છે કે, તેને મેળવવા માટે હજારો સંઘર્ષયુક્ત પ્રયત્નો, સિફારસો અને લાંચ–રુશ્વત દ્વારા પણ તે મેળવવાનો પ્રયત્ન કરે છે.

رنج راحت شد چو مطلب شد بزرگ ؛ گرد گلّہ توتیائے چشمِ گرگ

જ્યારે હેતુ પ્રાપ્ત કરવો હોય છે ત્યારે તકલીફમાં પણ આનંદ મળે છે,
બકરીઓના ટોળાની ઉડતી ધૂળ પણ વાઘને તો આંખોના સુરમા રૂપે હોય છે.

અલ્લાહવાળાઓને આ સ્થાન અલ્લાહ અને રસૂલ ﷺ અને આખિરતની નેઅ્મતોની મહોબ્બતમાં એવું પ્રાપ્ત છે કે તેના મુકાબલામાં તેમને કોઈ તકલીફ કે, મુસીબત એ તકલીફ જ નથી લાગતી. સહીહૈનની એક હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "ત્રણ ટેવો એવી છે કે જે વ્યક્તિમાં તે જોવા મળે તો તેને ઈમાનનો રસાસ્વાદ (હલાવત) પ્રાપ્ત થાય છે, તે ત્રણ ટેવો આ છે; એક એ કે અલ્લાહ અને તેના રસૂલ ﷺ તેના સમીપ તેના સિવાયની બધી જ વસ્તુઓથી વધારે પ્રિય હોય, બીજું એ કે તે કોઈ અલ્લાહના બંદાથી ફક્ત અલ્લાહ માટે જ મહોબ્બત રાખે અને ત્રીજું એ કે કુફ્ર અને શિર્ક તેને આગમાં નાંખી દીધો હોય એ પ્રમાણે અનુભૂતિ કરાવે."

આ હદીષમાં ઈમાનની હલાવત (રસાસ્વાદ)નો અર્થ મહોબ્બતનું તે સ્થાન છે જે મનુષ્ય માટે દરેક તકલીફ અને મહેનતને લિજ્જતદાર બનાવી દે છે.

از محبّت تلخہا شیریں شود

આ સ્થાનને અમુક ઉલમાઓએ આ રીતે વર્ણવ્યું છે.

وَاِذَا حَلّتِ الْحَلاوَةُ قَلْبًا ؛ نَشَطَتْ فِى الْعِبَادَةِ الْاَعْضَاءُ

*"જ્યારે કોઈના દિલમાં ઈમાનની હલાવત પેદા થઈ જાય છે તો આજ્ઞાપાલનમાં તેના અવયવો લિજ્જત પામવા લાગે છે."*

તેને જ અમુક રિવાયતોમાં بَشَاشَتِ اِيْمَانُ (બશાશતે ઈમાન–Ecstasy)થી ઓળખાવવામાં આવ્યું છે અને એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "મારી આંખોની ઠંડક નમાઝ છે."

કાઝી ષનાઉલ્લાહ પાણીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺની મહોબ્બતનું આ સ્થાન એક ઉચ્ચ કક્ષાની નેઅ્મત છે પરંતુ તે ફક્ત અલ્લાહવાળાઓની સોહબત (મિત્રતા) અને તેમની સાથે નિકટતાથી જ પ્રાપ્ત થાય છે, એટલા માટે સૂફી લોકોએ તેને પોતાના મશાઈખની સેવા દ્વારા પ્રાપ્ત કરવાને જરૂરી ઠરાવ્યું છે. રૂહુલ બયાનના કર્તાએ ફરમાવ્યું છે કે, નિકટતાનું સ્થાન તેને જ પ્રાપ્ત થાય છે જે હજરત ખલીલુલ્લાહ (અલૈ.)ની જેમ પોતાના માલ, અવલાદ અને જાનને અલ્લાહની મહોબ્બતમાં કુરબાન કરવા માટે તૈયાર હોય.

خلیل آسا درملک یقین زن ؛ نوائے لَا اُحِبُّ الْاٰفِلِیْنَ زن

હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની જેમ ઉચ્ચ યકીન બનાવ,
લાઉહિબ્બુલ્આફિલીન (હું અસ્ત થનારને પસંદ નથી કરતો)નો નારો લગાવ.

કાઝી બયઝાવી (રહ.)એ ફરમાવ્યું કે, રસૂલુલ્લાહ ﷺની સુન્નત અને શરીઅતની હિફાઝત તથા તેમાં અવરોધ ઊભા કરનારાઓનો પ્રતિકાર પણ અલ્લાહ અને તેના રસૂલ ﷺની મહોબ્બતની એક ઉઘાડી નિશાની છે.

رَزَقْنَا اللّٰهُ تَعَالٰى وَجَمِيْعَ الْمُسْلِمِيْنَ حُبَّهٗ وَحُبَّ رَسُوْلِهٖ كَمَا يُحِبُّ وَيَرْضَاهُ

———————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૨૫-૨૬-૨૭)

لَقَدْ نَصَرَكُمُ اللّٰهُ فِىْ مَوَاطِنَ كَثِيْرَةٍ ۙ وَّيَوْمَ حُنَيْنٍ ۙ اِذْ اَعْجَبَتْكُمْ كَثْرَتُكُمْ فَلَمْ تُغْنِ
عَنْكُمْ شَيْـًٔا وَّضَاقَتْ عَلَيْكُمُ الْاَرْضُ بِمَا رَحُبَتْ ثُمَّ وَلَّيْتُمْ مُّدْبِرِيْنَ ﴿۲۵﴾ ثُمَّ
اَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ وَعَلَى الْمُؤْمِنِيْنَ وَاَنْزَلَ جُنُوْدًا لَّمْ تَرَوْهَا وَعَذَّبَ
الَّذِيْنَ كَفَرُوْا ۭ وَذٰلِكَ جَزَاۗءُ الْكٰفِرِيْنَ ﴿۲۶﴾ ثُمَّ يَتُوْبُ اللّٰهُ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَلٰى
مَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۲۷﴾

## તરજુમો :

*અલબત્ત, અલ્લાહ તમારી ઘણા મેદાનોમાં મદદ કરી ચૂક્યો છે અને હુનૈનના દિવસે જ્યારે તમે પોતાની મોટી સંખ્યા ઉપર (ઈતરાઈને) ખુશ થયા પછી તે તમારા કંઈ કામ ન આવી અને તમારા ઉપર ધરતી પોતાની વિશાળતા છતાં તંગ થઈ ગઈ, પછી તમે પીઠ ફેરવી હટી ગયા. (૨૫) પછી અલ્લાહે પોતાના તરફથી સકીનહ (પરમ શાંતિ) ઉતારી પોતાના રસૂલ ઉપર અને ઈમાનવાળાઓ ઉપર અને લશ્કર ઉતાર્યા કે જેને તમે નથી જોયા અને કાફિરોને અઝાબ આપ્યો અને ઈન્કારીઓની આ જ સજા છે. (૨૬) ફરી અલ્લાહ ત્યારબાદ જેને ઈચ્છે તવબહ નસીબ કરશે અને અલ્લાહ મહાન મા'ફ કરનારો મહેરબાન છે. (૨૭)*

## તફસીર :

તમને અલ્લાહ તઆલાએ (લડાઈના) ઘણા બધા મોકાઓમાં (કાફિરો ઉપર) વિજય અપાવ્યો (જેમકે બદ્ર વગેરે) અને હુનૈનના દિવસે પણ (જેની આશ્ચર્યજનક ઘટના એમ છે કે તમને વિજય અપાવ્યો) જ્યારે કે (ઘટના એમ બની હતી કે) તમને પોતાની સંખ્યાની વિશાળતાનો ગર્વ થઈ ગયો હતો પછી તે મોટી સંખ્યા તમારા કંઈ કામ ન આવી અને (કાફિરોની તીરવર્ષાના કારણે એવી પરેશાની થઈ કે) તમારા ઉપર જમીન પોતાની વિશાળતા છતાં તંગ થવા લાગી પછી (અંતે) તમે પીઠ ફેરવીને નાસભાગ કરી, ત્યાર પછી અલ્લાહે પોતાના

રસૂલ (ﷺના દિલ) ઉપર અને બીજા મો'મિનો(ના દિલો) ઉપર પોતાની (તરફથી) તસલ્લી (સકીનહ) નાઝિલ ફરમાવી અને (મદદ માટે) એવા લશ્કર (આસમાનથી) નાઝિલ ફરમાવ્યા જેને તમે જોયા નહિ (એટલે કે ફરિશ્તાઓ જેમના આવ્યા પછી તમે ફરી હિંમતપૂર્વક યુદ્ધમાં લાગી ગયા અને વિજયી થયા) અને (અલ્લાહ તઆલાએ) કાફિરોને સજા આપી (એ કાફિરોમાંથી) જેને ઇચ્છે તવબહ નસીબ કરી આપે (એટલા માટે તેમનામાંથી ઘણા બધા મુસલમાન થઈ ગયા) અને અલ્લાહ મહાન મા'ફ કરનાર મોટો રહમ કરનારો છે (કે જે વ્યક્તિ તેમનામાંથી મુસલમાન થયા તેમના બધા પાછલા ગુનાહો મા'ફ કરી જન્નતના હકદાર બનાવી દીધા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતમાં ગઝ્વએ હુનૈનની શરૂઆતની પરાજય જેવી પરિસ્થિતિ પછી વિજય મળવાના સંદર્ભમાં ઘણા બધા સૈદ્ધાંતિક અને ગૌણ મસ્અલાઓ તથા લાભા–લાભનું વર્ણન છે, જેમકે આનાથી આગલી સૂરતમાં મક્કા વિજય અને તેના અનુસંધાનમાં ઘટેલ ઘટનાઓ વિશે વર્ણન હતું. શરૂઆતની આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના તે ઇનામો અને ઉપકારોનું વર્ણન કર્યું છે જે મુસલમાનો ઉપર દરેક પરિસ્થિતિમાં અને દરેક સ્થળે નાઝિલ થતા રહ્યા છે. ઇરશાદ થયો,

لَقَدْ نَصَرَكُمُ اللّٰهُ فِيْ مَوَاطِنَ كَثِيْرَةٍ એટલે કે, “અલ્લાહ તઆલાએ તમારી મદદ ઘણા બધા સ્થળોએ કરી.” આ પ્રસ્તાવના પછી વિશેષ સ્વરૂપે ફરમાવ્યું, وَيَوْمَ حُنَيْنٍ એટલે કે, “ગઝ્વએ હુનૈનના દિવસે પણ અલ્લાહની મદદ પહોંચી.”

ગઝ્વએ હુનૈનની વિશિષ્ટતા એ કારણે વર્ણન કરી કે, તેમાં ઘણી બધી ઘટનાઓ અને પરિસ્થિતિઓ અપેક્ષા વિરુદ્ધ આશ્ચર્યજનક સ્વરૂપે જાહેર થઈ, જેમાં વિચાર કરવાથી મનુષ્યના ઈમાનમાં શક્તિ અને હિંમત પેદા થાય છે, એટલા માટે પ્રસ્તુત આયતોના શાબ્દિક વિવરણથી પહેલાં તે ગઝ્વહમાં ઘટેલ મહત્ત્વની ઘટનાઓ જે હદીષ અને ઇતિહાસની પ્રમાણિત કિતાબોમાં ઉપસ્થિત છે અત્રે વિગતવાર વર્ણન કરવું યોગ્ય જણાય છે, જેથી કરીને પ્રસ્તુત આયતોને સમજવામાં સહેલાઈ થાય અને જે લાભ માટે આ ઘટનાઓ વર્ણન કરવામાં આવી

છે તે નજર સમક્ષ આવી જાય. આ ઘટનાઓનો મોટા ભાગનો ઉલ્લેખ તફસીરે મઝહરીમાંથી લેવામાં આવ્યો છે જેમાં હદીષ અને ઈતિહાસની કિતાબો દ્વારા ઘટનાઓનું વર્ણન છે.

"હુનૈન" મક્કએ મુકર્રમહ અને તાઈફ વચ્ચે એક સ્થળનું નામ છે, જે મક્કએ મુકર્રમહથી દશ માઈલથી અમુક વધારે અંતર ઉપર સ્થિત છે. સન હિજરી ૮ ની રમઝાનમાં જ્યારે મક્કા મુકર્રમહનો વિજય થયો અને મક્કાના કુરૈશે રસૂલે કરીમ ﷺ સામે પોતાના હથિયારો નાંખી દીધા તો અરબના એક ઘણા મોટા પ્રખ્યાત બહાદુર યોદ્ધા અને માલદાર કબીલા હવાઝિન જેની એક પાંખ તાઈફમાં રહેતા બનુ ષકીફ પણ હતા તેમનામાં હલચલ મચી ગઈ, તેમણે ભેગા થઈને એવું કહેવાનું શરૂ કર્યું કે મક્કા વિજય થયા પછી મુસલમાનોને ઘણી શક્તિ પ્રાપ્ત થઈ ગઈ છે તેનાથી પરવારીને ચોક્કસ તેઓ અમારા તરફ કેન્દ્રિત થશે, એટલા માટે બુદ્ધિની વાત એ જ છે કે તેમના આક્રમણ કરતા પહેલાં આપણે પોતે આક્રમણ કરીએ. આ કાર્ય માટે હવાઝિન કબીલાએ પોતાની શાખાઓ કે જે મક્કાથી તાઈફ સુધી ફેલાયેલી હતી ભેગી કરી, તે કબીલાના બધા જ નાના–મોટા અમુક ગણતરીના વ્યક્તિઓ સિવાય કે જેમની સંખ્યા સોથી પણ ઓછી હતી બાકીના બધા જ ભેગા થઈ ગયા.

આ આંદોલનના લીડર માલિક બિન ઔફ હતા, જે પાછળથી મુસલમાન થઈ ગયા, તેમનો ઈસ્લામ પણ ખૂબ મહત્ત્વનો સાબિત થયો, તે સમયે મુસલમાનો વિરુદ્ધ આક્રમણનો સૌથી વધારે જુસ્સો તેમનામાં જ હતો, કબીલાની બહુમતીએ તેમની સલાહની સહમતી દર્શાવીને યુદ્ધની તૈયારીઓ શરૂ કરી દીધી. આ કબીલાની નાની–નાની બે શાખાઓ બનુ કઅ્બ અને બનુ કિલાબ આ સલાહથી સહમત ન હતા. અલ્લાહ તઆલાએ તેમને કંઈક સમજદારી અર્પણ કરી હતી, તેમણે કહ્યું કે જો પૂર્વથી પશ્ચિમ સુધી સમગ્ર દુનિયા પણ (હઝરત) મુહમ્મદ ﷺના મુકાબલામાં ભેગી થઈ જશે તો તેઓ સૌ ઉપર વિજય પામશે, અમે અલ્લાહની તાકાત સાથે યુદ્ધ નથી કરી શકતા, બાકી બીજા બધાઓએ કરારો કર્યા અને માલિક બિન ઔફે તે બધાને સંપૂર્ણ શક્તિ સાથે યુદ્ધ ઉપર ડટેલા રાખવાની એક યુક્તિ એ રાખી કે, દરેક વ્યક્તિના બધા જ બાળ–બચ્ચાં પણ સાથે આવે અને પોત–પોતાના સંપૂર્ણ માલ–સામાનને પણ સાથે લઈને નીકળે, જેનો

હેતુ એ હતો કે તેઓ જ્યારે મેદાનમાંથી નાસવા લાગે તો પત્ની અને બાળકો તથા માલની મહોબ્બત તેમના પગોની સાંકળ બની જાય, મેદાનમાંથી ભાગી છૂટવાની તેમને કોઈ તક ન મળે. તેમની સંખ્યા વિશે ઈતિહાસકારોના વિવિધ નિવેદનો છે. હદીષના હાફિઝ અલ્લામહ ઈબ્ને હજર (રહ.) વગેરેએ એ બાબતને અગ્રિમતા આપી છે કે તેઓ ચોવીસ અથવા અટ્ઠાવીસ હજારનો સમૂહ હતો અને અમુક લોકોએ ચાર હજારની સંખ્યા બતાવી છે, એ શક્ય છે કે સૌના કુટુંબીજનો સ્ત્રીઓ, બાળકો સાથે સંખ્યા ચોવીસ અથવા અટ્ઠાવીસ હજાર હોય અને તેમનામાં લડનાર યોદ્ધાઓ ચાર હજાર હોય.

મતલબ કે, રસૂલે કરીમ ﷺને મક્કએ મુકર્રમહમાં તેમના આ ભયાનક ઈરાદાની જાણકારી મળી તો રસૂલે કરીમ ﷺએ તેમના મુકાબલા માટે જવાનો નિર્ધાર કરી લીધો. મક્કએ મુકર્રમહ ઉપર હઝરત અત્તાબ બિન અસીદ (રદિ.)ને અમીર બનાવ્યા અને હઝરત મઆઝ બિન જબલ (રદિ.)ને તેમની સાથે લોકોને ઈસ્લામનું શિક્ષણ આપવા માટે મૂક્યા અને મક્કાના કુરૈશીઓ પાસેથી યુદ્ધનો શસ્ત્ર-સરંજામ માંગ્યો, સફવાન બિન ઉમય્યા જે કુરૈશનો સરદાર હતો બોલી ઉઠયો કે "શું તમે આ યુદ્ધનો સામાન અમારી પાસેથી ઝૂંટવી લેવા ઈચ્છો છો ?" રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "નહીં ! બલકે અમે તેને ઉધાર સ્વરૂપે માંગીએ છીએ જેને પાછો આપવો અમારી જવાબદારી છે." આ સાંભળીને તેણે સો બખ્તરો આપ્યા અને નવફિલ બિન હારિષે ત્રણ હજાર ભાલાઓ એવી જ રીતે રજૂ કરી દીધા. ઈમામ ઝહરી (રદિ.)ની રિવાયત પ્રમાણે આપ ﷺ ૧૪૦૦૦ સહાબા (રદિ.)નું લશ્કર લઈને આ જિહાદ તરફ કેન્દ્રિત થયા જેમાં ૧૨૦૦૦ મદીનાના અન્સારો હતા, જેઓ મક્કા વિજય માટે રસૂલે કરીમ ﷺની સાથે આવ્યા હતા અને બે હજાર તે મુસલમાનો હતા, જેઓ મક્કા અને મક્કાની આસપાસના લોકોમાંથી ફત્હે મક્કાના સમયે મુસલમાન થઈ ગયા હતા જેમને "તુલકાઅ્" કહેવામાં આવે છે. શવ્વાલની છટ્ઠી તારીખે શનિવારના દિવસે રસૂલે કરીમ ﷺ તે ગઝ્વહ માટે નીકળ્યા અને ફરમાવ્યું કે, કાલે ઈન્શાઅલ્લાહ આપણો પડાવ "ખૈફ બની કિનાનહ"ના સ્થળે હશે જ્યાં ભેગા થઈને મક્કાના કુરૈશે મુસલમાનો વિરુદ્ધ બાયકૉટ (અસહકાર)નો કરાર લખ્યો હતો.

આ ૧૪૦૦૦ મુજાહિદોનું લશ્કર જિહાદ માટે તો નીકળ્યું પરંતુ તેમની

સાથે મક્કાના અસંખ્ય લોકો પુરુષો, સ્ત્રીઓ તમાશો જોવા માટે નીકળ્યા, જેમના દિલોમાં મોટે ભાગે એવું હતું કે, જો આ વખતે મુસલમાનોની હાર થઈ તો અમને પણ અમારો બદલો લેવાનો મોકો મળશે અને જો તેઓ સફળ થયા તો પણ અમને કોઈ નુકસાન નથી.

આ પ્રકારના લોકોમાંથી એક શયબાહ બિન ઉસ્માન પણ હતા જેઓ પાછળથી મુસલમાન થઈને પોતાનો કિસ્સો વર્ણન કરે છે કે, ગઝ્વએ બદ્રમાં મારા પિતા હઝરત હમ્ઝા (રદિ.)ના હાથે અને કાકા હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુના હાથે માર્યા ગયા હતા, જેનો બદલો લેવાની ભાવના અને તેનો ભયાનક ક્રોધ મારા દિલમાં હતો, હું આ તકને ગનીમત જાણીને મુસલમાનોની સાથે થઈ ગયો કે જ્યારે પણ તક મળશે રસૂલે કરીમ ﷺ ઉપર હુમલો કરીશ, હું તેમની સાથે થઈને દરેક સમયે તક શોધતો રહ્યો, એટલે સુધી કે આ જિહાદના શરૂઆતના સમયે જ્યારે અમુક મુસલમાનોના કદમ ડગમગી ગયા અને તેઓ નાસવા લાગ્યા તો હું તક મેળવીને રસૂલે કરીમ ﷺની પાસે પહોંચી ગયો પરંતુ જોયું તો જમણી બાજુ હઝરત અબ્બાસ (રદિ.) આપ ﷺની સુરક્ષા કરી રહ્યા છે અને ડાબી બાજુ હઝરત અબૂ સુફિયાન બિન હારિષ, એટલા માટે હું પાછળની બાજુએ પહોંચીને ઈરાદો જ કરી રહ્યો હતો કે એકદમ તલવારથી રસૂલે કરીમ ﷺ ઉપર હુમલો કરું કે અચાનક તેમની નજર મારા ઉપર પડી અને તેઓએ મને બોલાવ્યો કે, "શયબહ ! અહીં આવો." પોતાની પાસે બોલાવીને પોતાના મુબારક હાથને મારી છાતી ઉપર મૂકી દીધો અને દુઆ કરી, "યા અલ્લાહ ! આનાથી શયતાનને દૂર કરી દે," હવે જ્યારે મેં નજર ઉઠાવી તો રસૂલે કરીમ ﷺ મારા દિલમાં મારી આંખ, કાન અને પ્રાણથી પણ વધારે વહાલા લાગવા માંડ્યા, તેમણે મને હુકમ આપ્યો કે, "જાઓ ! કાફિરો સાથે મુકાબલો કરો." જ્યારે આપ ﷺ આ જિહાદથી પરત આવ્યા તો હું તેમની સેવામાં હાજર થયો, રસૂલે કરીમ ﷺએ મારા દિલના બધા જ વિચારોનો ઈશારો કરી દીધો કે, "તમે મક્કાથી એ નિય્યતે આવ્યા હતા અને મારી આજુબાજુ મારી હત્યા કરવા માટે ફરી રહ્યા હતા પરંતુ અલ્લાહ તઆલાનો ઈરાદો તમારાથી નેક કામ લેવાનો હતો જે થઈને રહ્યું."

એ જ પ્રમાણેની ઘટના નજર બિન હારિષ સાથે બની કે તે પણ એ નિય્યતે હુનૈન ગયા હતા, ત્યાં પહોંચીને અલ્લાહ તઆલાએ તેમના દિલમાં રસૂલે કરીમ

ﷺની માસૂમિયત અને મહોબ્બત નાંખી દીધી અને એક મર્દે મુજાહિદ બનીને દુશ્મનોની સફો સાથે ટકરાઈ ગયા.

આ મુસાફરીમાં અબૂ બુરદહ બિન નિયાર સાથે એ ઘટના બની કે, અવતાસના સ્થળે પહોંચીને તેમણે જોયું કે રસૂલે કરીમ ﷺ એક ઝાડ નીચે બેઠેલા છે અને આપ ﷺની પાસે એક વ્યક્તિ બેઠો છે, આપ ﷺએ વર્ણન કર્યું છે કે "હું સૂઈ ગયો હતો, આ વ્યક્તિ આવ્યો અને મારી તલવાર પોતાના કબ્જામાં લઈને મારા માથા ઉપર ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો, હે મુહમ્મદ (ﷺ) હવે બતાવો ! તમને કોણ મારા હાથે બચાવી શકે છે ? મેં જવાબ આપ્યો કે, અલ્લાહ બચાવી શકે છે, આ સાંભળીને તલવાર તેના હાથમાંથી પડી ગઈ." અબૂ બુરદહે વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! રજા આપો કે અલ્લાહના દુશ્મનની ગરદન ઉડાવી દઉં, આ દુશ્મન કોમનો જાસૂસ લાગે છે." આપ ﷺએ ફરમાવ્યું કે, "અબૂ બુરદહ ! ચૂપ રહો, અલ્લાહ તઆલા મારી સુરક્ષા કરનારો છે જ્યાં સુધી કે મારો દીન સમગ્ર દુનિયા ઉપર છવાઈ ન જાય" અને આપ ﷺએ તે વ્યક્તિને કંઈ બુરુ-ભલું પણ ન કહ્યું અને આઝાદ છોડી દીધો.

હુનૈનના સ્થળે પહોંચીને મુસલમાનોએ પડાવ નાંખ્યો તો હઝરત સુહૈલ બિન હન્ઝલા (રદિ.) રસૂલે કરીમ ﷺની સેવામાં એ ખબર લઈને હાજર થયા કે, એક ઘોડે સવાર વ્યક્તિ હમણા દુશ્મન તરફથી આવ્યો છે, તે બતાવી રહ્યો છે કે કબીલએ હવાઝિન પૂરેપૂરો પોતાના બધા સામાન સાથે મુકાબલા માટે આવી ગયો છે, આપ ﷺ એ સાંભળીને મુસ્કુરાયા અને કહ્યું કે, "પરવા ન કરો; આ બધો સર-સામાન મુસલમાનો માટે માલે ગનીમત તરીકે હાથમાં આવશે."

આ સ્થળે થોભીને રસૂલે કરીમ ﷺએ હઝરત અબ્દુલ્લાહ બિન હદાદને જાસૂસ બનાવીને મોકલ્યા કે દુશ્મનોની પરિસ્થિતિની જાણકારી મેળવે અને તે કોમમાં જઈને બે દિવસ રહે, બધી પરિસ્થિતિ જોતા અને સાંભળતા રહે, તેમણે તેમના આગેવાન અને કમાન્ડર માલિક બિન ઔફને જોયો કે તે પોતાના લોકોને કહી રહ્યો છે કે, મુહમ્મદ (ﷺ)ને હજુ સુધી કોઈ બહાદુર અનુભવી કોમથી પનારો પડ્યો નથી, મક્કાના ભોળા-ભાળા કુરૈશીઓ સાથે મુકાબલો કરી તેમને પોતાની તાકાતનો ગુમાન થઈ ગયો છે, હવે તેમને જાણ થશે, તમે સૌ લોકો સવારમાં જ એવી રીતે સફબંધી કરો કે દરેકની પાછળ તેના પત્ની અને બાળકો

અને માલ–સામાન હોય અને પોતાની તલવારોની મ્યાનોને તોડી નાંખો અને બધા મળીને એકીસાથે આક્રમણ કરો, આ લોકો યુદ્ધના ઘણા અનુભવી હતા તેમણે પોતાની સેનાની અમુક ટૂકડીઓને વિવિધ ખીણોમાં છુપાવી દીધી હતી.

આ રીતે કાફિરોના લશ્કરની ભરપૂર તૈયારીઓ હતી, બીજી બાજુ મુસલમાનોની આ પહેલી જિહાદ હતી જેમાં ૧૪૦૦૦ સૈનિકો મુકાબલા માટે નીકળ્યા હતા અને યુદ્ધનો શસ્ત્ર–સરંજામ પણ વધારે હતો અને આ લોકો બદ્ર અને ઉહદના મેદાનોમાં એવું જોઈ ચૂક્યા હતા કે, ફક્ત ૩૧૩ સામાન વિહોણા લોકોએ એક હજારના શસ્ત્રસજ્જ લશ્કર ઉપર વિજય મેળવ્યો હતો તો આજે પોતાની મોટી સંખ્યા અને યુદ્ધની તૈયારીઓ ઉપર નજર નાંખીને હાકિમ અને બઝારની રિવાયત પ્રમાણે તેમાંથી ઘણા બધાના મુખેથી એવા શબ્દો નીકળ્યા કે, એ શક્ય જ નથી કે અમને કોઈ પરાજિત કરી શકે, આજે તો મુકાબલો થવાની વાર છે કે દુશ્મનો તરત જ નાસવા માંડશે.

માલિકુલ મુલ્ક વ મલકૂતને એ વસ્તુ પસંદ ન હતી કે કોઈ પોતાની શક્તિ ઉપર ભરોસો કરે, એટલા માટે મુસલમાનોને એ શિખામણ એ રીતે મળી કે, જ્યારે બની હવાઝિન કબીલાએ નક્કી કર્યા પ્રમાણે એકી સાથે આક્રમણ કર્યું અને ખીણમાં છુપાયેલી ટૂકડીઓએ ચારે તરફથી ઘેરો નાંખ્યો તો ધૂળની ડમરીઓએ દિવસને રાત બનાવી દીધી. સહાબએ કિરામ (રદિ.)ના કદમ ડગમગી ગયા અને નાસવા લાગ્યા, ફક્ત રસૂલે કરીમ ﷺ પોતાની સવારી ઉપર સવાર થઈને પાછળ હટવાના બદલે આગળ વધતા રહ્યા હતા અને ઘણા ઓછા સહાબએ કિરામ (રદિ.) જેમની સંખ્યા, ૩૦૦ અને અમુકે એકસો અને તેનાથી પણ ઓછી બતાવી છે આપ ﷺની સાથે ડટેલા રહ્યા, તેઓ પણ એવું ઇચ્છતા હતા કે, આપ ﷺ આગળ ન વધે.

આ પરિસ્થિતિ જોઈને રસૂલે કરીમ ﷺએ હઝરત અબ્બાસ (રદિ.)ને હુકમ આપ્યો કે, મોટા અવાજે સહાબએ કિરામ (રદિ.)ને પોકારો કે તે લોકો ક્યાં છે જેમણે ઝાડ નીચે જિહાદની બયૂઅત (કરાર) કરી હતી અને સૂરએ બકરહવાળા લોકો ક્યાં છે ? અને તે અન્સારો ક્યાં છે જેમણે જીવ સટોસટની બાજી લગાવવાનું વચન આપ્યું હતું ? બધાએ જ પાછા આવવું જોઈએ અને રસૂલે કરીમ ﷺ અહીંયાં છે.

હઝરત અબ્બાસ (રદિ.)ના એક પોકારથી વીજળીનો ચમત્કાર થયો અને અચાનક બધા નાસનારાઓને શરમ અને પસ્તાવો થવા લાવ્યો અને તેઓએ ખૂબ બહાદુરીની સાથે પાછા વળીને દુશ્મનનો સંપૂર્ણ મુકાબલો કર્યો અને એ જ હાલતમાં અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓની મદદ મોકલી, તેમનો કમાન્ડર માલિક બિન ઔફ પોતાના બાળ-બચ્ચાં અને બધો સર-સામાન છોડીને નાઠો અને તાઈફના કિલ્લામાં જઈને સંતાઈ ગયો અને પછી બાકીની સમગ્ર કોમ નાસી છૂટી, તેમના સિત્તેર સરદારો માર્યા ગયા, અમુક મુસલમાનોના હાથોથી અમુક બાળકો ઘાયલ થઈ ગયા તો રસૂલે કરીમ ﷺએ સખ્તાઈપૂર્વક મનાઈ કરી, તેમનો સૌનો માલ-સામાન મુસલમાનોના કબ્જામાં આવ્યો, છ હજાર યુદ્ધ કેદીઓ, ચોવીસ હજાર ઊંટો, ચાલીસ હજાર બકરીઓ અને ચાર હજાર અવકિયા ચાંદી હાથ આવી.

પ્રથમ અને બીજી આયતમાં એ વિષયનું વર્ણન છે, ઈરશાદ ફરમાવ્યો, જ્યારે તમને પોતાના સમૂહની વિશાળતાનો ગર્વ થઈ ગયો હતો પછી તે મોટી સંખ્યા તમારા કંઈ જ કામ ન આવી અને જમીન તેની વિશાળતા છતાં તમારા ઉપર તંગ થઈ ગઈ, પછી તમે પીઠ ફેરવીને પીછેહઠ કરવા લાગ્યા, પછી અલ્લાહ તઆલાએ પોતાની તસલ્લી (સકીનહ-દિલાસો) નાઝિલ કરી, પોતાના રસૂલ ﷺ ઉપર અને મુસલમાનો ઉપર અને એવા ફરિશ્તાઓના લશ્કર નાઝિલ કર્યા જેમને તમે ન જોયા અને કાફિરોને તમારા હાથે સજા અપાવી.

બીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો, ثُمَّ اَنۡزَلَ اللّٰهُ سَكِيۡنَتَهٗ عَلٰى رَسُوۡلِهٖ وَعَلَى الۡمُؤۡمِنِيۡنَ એટલે કે, પછી અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺ ઉપર અને બધા મુસલમાનો ઉપર પોતાની તસલ્લી (સકીનહ-સંતોષ) નાઝિલ ફરમાવી.

તેનો અર્થ એ છે કે, ગઝ્વએ હુનૈનની શરૂઆતના ભાગમાં જ્યારે સહાબએ કિરામ (રદિ.)ના કદમ ઉખડી ગયા હતા, અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં પોતાની તસલ્લી નાઝિલ ફરમાવી જેનાથી તેમના ડગમગી ગયેલા કદમ ફરીથી સ્થિર થઈ ગયા અને નાસનારાઓ ફરી પાછા આવ્યા અને રસૂલે કરીમ ﷺ ઉપર અને તે સહાબએ કિરામ (રદિ.) ઉપર જેઓ મજબૂતી સાથે યુદ્ધના મોરચા ઉપર અડગ રહ્યા હતા તસલ્લી નાઝિલ ફરમાવવાનો અર્થ એ છે કે, તેમને

પોતાનો વિજય નજીક જણાવા લાગ્યો અને કારણ કે તસલ્લીના આ બે પ્રકારો હતા, એક નાસનારાઓ માટે અને બીજો પ્રકાર રસૂલે કરીમ ﷺની સાથે અડગ રહેનારાઓ માટે, એના જ તરફ ઈશારો કરવા માટે عَلٰی رَسُوْلِهٖ وَعَلَی الْمُؤْمِنِیْنَને અલગ-અલગ عَلٰی (અલા) સાથે વર્ણન કરવામાં આવ્યું છે.

ત્યારબાદ ફરમાવ્યું, وَاَنْزَلَ جُنُوْدًا لَّمْ تَرَوْهَا એટલે કે, એવું લશ્કર નાઝિલ ફરમાવ્યું જેને તમે જોયું નથી, તેનો અર્થ સામાન્ય લોકોનું ન જોવું છે, લોકોમાંથી અમુક ખાસ લોકોએ જોયાનું જે રિવાયતોમાં વર્ણન થયું છે તે આ બાબતનો નકાર કરતું નથી, પછી ફરમાવ્યું, وَعَذَّبَ الَّذِیْنَ كَفَرُوْا وَذٰلِكَ جَزَآءُ الْكٰفِرِیْنَ એટલે કે, કાફિરોને અલ્લાહ તઆલાએ સજા આપી અને કાફિરોની એ જ સજા છે. આ સજાનો અર્થ તેઓ મુસલમાનોના હાથે પરાજિત થવાનો છે જે સ્પષ્ટ રીતે જોવામાં આવ્યું. અર્થ એ છે કે, તે દુનિયાની સજા હતી જે તાત્કાલિક સ્વરૂપે મળી, આગળ આખિરતના મા'મલાનું વર્ણન છે જે પાછળની આયતમાં આ રીતે આવ્યું છે.

ثُمَّ یَتُوْبُ اللّٰهُ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَلٰی مَنْ یَّشَآءُ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِیْمٌ એટલે કે, પછી અલ્લાહ તઆલા જેને ચાહે તવબહ નસીબ કરી આપે અને અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનારો અને મહાકૃપાળુ છે.

તેમાં ઈશારો છે કે, આ જિહાદમાં જે લોકોને મુસલમાનોના હાથે પરાજિત અને અપમાનિત થવાની સજા મળી ચૂકી છે અને હજુ સુધી તેઓ પોતાના કુફ્ર ઉપર કાયમ છે તેમનામાંથી પણ અમુક લોકોને ઈમાનની તવફીક નસીબ થશે, એટલા માટે એ જ પ્રમાણે થયું જેની વિગત નીચે પ્રમાણે છે.

## હુનૈનનો વિજય અને હવાઝિન તથા સકીફ કબીલાના સરદારોનું મુસલમાન થઈને હાજર થવું તથા કેદીઓને છોડવા :

હુનૈનમાં હવાઝિન અને ષકીફ કબીલાના અમુક સરદારો માર્યા ગયા, અમુક નાસી છૂટયા તેમની સાથે જે તેમના બાળ-બચ્ચાં અને માલ-સામાન હતો તે મુસલમાનોના કેદી અને માલે ગનીમત બનીને મુસલમાનોના હાથ આવ્યો, જેમાં છ હજાર કેદીઓ, ચોવીસ હજાર ઊંટ, ચાલીસ હજારથી વધુ બકરીઓ અને ચાર હજાર અવકિયાથી વધારે ચાંદી હતી જે લગભગ ચાર મણ જેટલી થાય છે. રસૂલે કરીમ ﷺએ હઝરત અબૂ સુફિયાન બિન હર્બને માલે ગનીમતના રખેવાળ નક્કી કર્યા.

પછી હારેલા હવાઝિન અને ષકીફે વિવિધ સ્થળોએ મુસલમાનોનો મુકાબલો કર્યો પરંતુ દરેક સ્થળે તેમને હાર થતી ગઈ, તેઓ ખૂબ જ નાસીપાસ થઈને તાઈફના ખૂબ મજબૂત કિલ્લામાં સંતાઈ ગયા, રસૂલે કરીમ ﷺએ પંદર–વીસ દિવસ સુધી કિલ્લાનો ઘેરો ઘાલ્યો, આ બંધ કિલ્લામાંથી દુશ્મનો અંદરથી જ તીરો વરસાવતા રહ્યા સામે આવવાની કોઈની હિંમત ન થઈ. સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, યા રસૂલુલ્લાહ ﷺ ! આ લોકો માટે બદ્દુઆ કરો પરંતુ આપ ﷺએ તેમના માટે હિદાયતની દુઆ કરી અને અંતે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ–મશ્વરો કરીને પાછા આવવાનો નિર્ણય કર્યો અને જિર્રાનહના સ્થળે પહોંચીને ઈરાદો કર્યો કે પ્રથમ મક્કએ મુઅજ્જમહમાં ઉમરહ કરવામાં આવે, પછી મદીના તય્યિબહ પાછા ફર્યા. મક્કાવાળાઓની મોટી સંખ્યા કે, જેઓ પ્રેક્ષકો (તમાશાઈ) બનીને મુસલમાનોના વિજય અને હારની પરીક્ષા માટે આવ્યા હતા આ સ્થળે પહોંચીને તેમનામાંથી ઘણા લોકોએ મુસલમાન થવાની જાહેરાત કરી.

આ સ્થળે પહોંચીને ગનીમતના માલની વહેંચણીની વ્યવસ્થા કરવામાં આવી હતી, હજુ ગનીમતના માલની વહેંચણી જ થઈ રહી હતી કે અચાનક હવાઝિન કબીલાના ૧૪ સરદારોનું એક પ્રતિનિધિ મંડળ ઝુહૈદ ઈબ્ને સુરદની આગેવાનીમાં રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયું જેમાં રસૂલે કરીમ ﷺના દૂધભાઈ અબૂ યરકાન પણ હતા, તેમણે હાજર થઈને વિનંતી કરી કે અમે મુસલમાન થઈ ચૂક્યા છે અને એવી દરખાસ્ત કરી કે, અમારા બાળ–બચ્ચાં અને અમારો સર–સામાન પાછો આપવામાં આવે, આ દરખાસ્તમાં વિનંતી કરવામાં આવી કે યા રસૂલુલ્લાહ ﷺ ! અમે દૂધના સંબંધમાં (રજાઅત) એકબીજાના રિશ્તેદાર છે અને જે મુસીબત અમારા ઉપર પડી છે તે તમારાથી છૂપી નથી, તમે અમારા ઉપર અહેસાન કરો. પ્રતિનિધિ મંડળનો આગેવાન પોતે શાયર હતો, તેણે કહ્યું કે "યા રસૂલુલ્લાહ ﷺ ! જો અમે રૉમના બાદશાહ અને ઈરાકના રાજાને પોતાની આવી મુસીબતના સમયે કોઈ દરખાસ્ત કરી હોત તો અમારું અનુમાન છે કે, તેઓએ પણ અમારી ભલામણને રદ કરી ન હોત અને તમને તો અલ્લાહ તઆલાએ સદ્‌વર્તણૂકમાં સૌથી ઉચ્ચ કક્ષાનું સ્થાન આપ્યું છે, અમે ઘણી આશાઓ સાથે તમારી પાસે આવ્યા છે."

રહમતુલ્લિલ્ આલમીન ﷺ માટે આ મોકો બેવડી મુશ્કેલીનો હતો, એક બાજુ તે લોકો ઉપર દયા અને કૃપાનો તકાદો એ હતો કે તેમના બધા કેદી અને માલ–દોલત તેમને પરત આપી દેવામાં આવે અને બીજી તરફ એ કે, ગનીમતના માલમાં બધા જ મુજાહિદીનનો હક હોય છે એટલા માટે તે સૌને તેમના અધિકારથી વંચિત કરી દેવા ન્યાયની દષ્ટિએ યોગ્ય નથી, એ કારણે સહીહ બુખારીની રિવાયત પ્રમાણે રસૂલે કરીમ ﷺએ તેમને જવાબમાં ફરમાવ્યું,

"મારી સાથે મુસલમાનોનું મોટું લશ્કર છે જે આ માલના હકદાર છે, હું સાચી અને સ્પષ્ટ વાતને પસંદ કરું છું, એટલા માટે એ કારણે અધિકાર આપું છું કે યા તો તમે પોતાના કેદી પરત લઈ લો અથવા તો માલે ગનીમત ! આ બંનેમાંથી તમે જેને પસંદ કરશો તે તમને આપી દેવામાં આવશે." સૌએ કેદીઓને પરત લેવાનું નક્કી કર્યું તો રસૂલે કરીમ ﷺએ બધા સહાબા (રદિ.)ને ભેગા કરીને એક સંબોધન કર્યું જેમાં હમ્દો ષના પછી ફરમાવ્યું,

*"આ તમારા ભાઈઓ તવબહ કરીને આવ્યા છે, હું એવું ઈચ્છું છું કે તેમના કેદી તેમને પરત આપી દેવામાં આવે અને તમારામાંથી જે વ્યક્તિ રાજી–ખુશીથી પોતાનો સમગ્ર હિસ્સો પાછો આપી દેવા તૈયાર હોય તે ઉપકાર કરે, જે આવું કરવા માટે તૈયાર ન હોય તો અમે તેમને હવે પછીના પ્રથમ ''ફઈ''ના માલમાંથી તેનો બદલો આપી દઈશું."*

**હકોના મા'મલામાં જનસમુદાયનો અભિપ્રાય જાણવા માટે જાહેર સભાઓના અવાજો પૂરતા નથી, બલકે દરેકનો અલગ–અલગ મત જાણવો જોઈએ :**

ચારે બાજુથી એવા અવાજો આવવા લાગ્યા કે, અમે રાજી–ખુશીથી બધા કેદીઓ પરત કરવા માટે તૈયાર છે પરંતુ ન્યાય, ઈન્સાફ તથા હકની બાબતમાં કાળજી નજર સમક્ષ રાખી રસૂલે કરીમ ﷺએ આ પ્રમાણેના વિવિધ અવાજોને પૂરતા ન સમજ્યા અને ફરમાવ્યું કે, "હું નથી જાણતો કે કોણ વ્યક્તિ પોતાનો હક છોડવા માટે રાજી–ખુશીથી તૈયાર થયો છે અને કોણ એવો છે જે શરમા–શરમીમાં મૌન રહ્યો છે, મા'મલો લોકોના અધિકારોનો છે એટલા માટે એવું કરવામાં આવે કે દરેક વર્ગ અને કુટુંબનો આગેવાન પોત–પોતાના વર્ગના

લોકોથી અલગ–અલગ રીતે સાચી વાત જાણીને મને બતાવે.''

તે પ્રમાણે આગેવાનોએ દરેકની અલગ–અલગ રીતે પરવાનગી મેળવ્યા પછી રસૂલે કરીમ ﷺને બતાવ્યું કે, બધા લોકો રાજી–ખુશીથી પોતાનો હક છોડવા તૈયાર છે, ત્યાર પછી રસૂલે કરીમ ﷺએ આ બધા કેદીઓ તેમને પરત કરી આપ્યા.

આ જ તે લોકો હતા જેમના તવબહ કરવા તરફ પ્રસ્તુત ત્રીજી આયતમાં ثُمَّ يَتُوبُ اللّٰهُ مِنْ بَعْدِ ذٰلِكَ..... ફરમાવવામાં આવ્યું છે. ગઝ્વએ હુનૈનમાં ઉપસ્થિત થનાર ઘટનાઓની જે વિગત વર્ણન કરવામાં આવી છે તેનો અમુક ભાગ તો પોતે કુર્આને કરીમમાં પ્રસ્તુત છે અને બાકી વિગત હદીષની પ્રમાણિત રિવાયતોમાંથી લેવામાં આવી છે.

*(મઝહરી અને ઈબ્ને કષીર)*

**હુકમો અને મસ્અલાઓ :**

આ ઘટનાઓના સંદર્ભમાં ઘણા બધા હુકમો અને માર્ગદર્શન તથા બીજા અન્ય લાભો છે તે જ આ ઘટનાઓને વર્ણન કરવાનો મૂળ હેતુ છે.

પ્રસ્તુત આયતો દ્વારા સૌ પ્રથમ એવું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, મુસલમાનોને કોઈ સમયે પણ પોતાની મોટી સંખ્યા અથવા શક્તિ ઉપર ઘમંડ ન કરવો જોઈએ, જે પ્રમાણે અશક્ત અને ઓછા શસ્ત્ર–સરંજામ હોવાની પરિસ્થિતિમાં તેમની દૃષ્ટિ અલ્લાહ તઆલાની મદદ અને સહાય ઉપર જ રહે છે એ જ પ્રમાણે શક્તિ અને બળ પ્રાપ્ત થયું હોય એ સમયે પણ તેમનો સંપૂર્ણ ભરોસો માત્ર અલ્લાહ તઆલાની મદદ ઉપર જ હોવો જોઈએ.

ગઝ્વએ હુનૈનમાં મુસલમાનોની મોટી સંખ્યા અને યુદ્ધનો શસ્ત્ર–સરંજામ મોટા પ્રમાણમાં હોવાના કારણે અમુક સહાબએ કિરામ (રદિ.)ના મુખે આ શબ્દો આવી ગયા હતા કે, ''આજે તો કોઈની મજાલ નથી કે જે અમારી સામે બાજી મારી જાય.'' અલ્લાહ તઆલાએ પોતાના આ પ્રિય વર્ગના મુખે આવા શબ્દો પસંદ ન કર્યા અને તેનું પરિણામ એ આવ્યું કે શરૂઆતના આક્રમણ વખતે મુસલમાનોના કદમ ડગમગી ગયા અને તેઓ પીછેહઠ (નાસવા) કરવા લાગ્યા, પછી અલ્લાહ તઆલાની અદૃષ્ય મદદથી આ રણભૂમિમાં વિજય પ્રાપ્ત કર્યો.

**પરાજિત થયેલ અને કાબૂમાં આવેલ કાફિરોના માલમાં ન્યાયપૂર્વક કાળજી રાખવી :**

બીજી સૂચના આ ઘટના દ્વારા એ પ્રાપ્ત થાય છે કે, રસૂલે કરીમ ﷺએ ગઝ્વએ હુનૈન માટે મક્કાના પરાજિત ગેરમુસ્લિમો પાસેથી જે યુદ્ધ સામગ્રી, બખ્તરો, ભાલાઓ વગેરે લીધું હતું, આ એવી પરિસ્થિતિ હતી કે તેમની પાસેથી આ વસ્તુઓ બળપૂર્વક પણ આંચકી લઈ શકાતી હતી પરંતુ રસૂલે કરીમ ﷺએ તેને ઉધાર કહીને લીધું પછી સૌને તેમની લીધેલી વસ્તુઓ પાછી આપી દીધી.

આ ઘટનાથી મુસલમાનોને દુશ્મનો સાથે પણ સંપૂર્ણ ન્યાય, દયા અને કૃપાનો વ્યવહાર કરવાની શિખામણ મળે છે.

ત્રીજું માર્ગદર્શન નબીએ કરીમ ﷺના ફરમાનથી એ પ્રાપ્ત થાય છે, જેમાં તેમણે હુનૈન તરફ કૂચ કરતી વખતે ખૈફ બની કિનાનહના સ્થળે પડાવના સમયે સંબોધન કર્યું હતું કે, "કાલે આપણે એવા સ્થળે છાવણી નાંખીશું કે જ્યાં બેસીને આપણા દુશ્મન મક્કાના કુરૈશે મુસલમાનો વિરુદ્ધ બોયકૉટ (અસહકાર)નો કરાર કર્યો હતો" તેમાં ઈશારો એ છે કે, જ્યારે મુસલમાનોને અલ્લાહ તઆલાએ વિજય અને શક્તિ અર્પણ કરી તો પોતાની પાછલી મુસીબતોના સમયને પણ ન ભૂલાવ્યો જેથી અલ્લાહ તઆલાનો શુક્ર અદા થઈ શકે, હવાઝિનના પરાજિત લોકોએ વારંવાર આક્રમણ કરવાના અને તીર વરસાવવાના જવાબમાં રહમતુલ્લિલ્ આલમીન ﷺની જીભ મુબારકથી બદ્દુઆના બદલે તેમના માટે હિદાયતની દુઆ કરવી મુસલમાનોને એ શિખામણ આપે છે કે, મુસલમાનોના યુદ્ધ અને જિહાદનો હેતુ ફક્ત દુશ્મનને જેર કરવાનો નથી હોતો બલકે તેમને હિદાયત ઉપર લાવવાનો હોય છે, એટલા માટે એ પ્રયત્નોમાં કોઈ સમયે પણ બેદરકારી ન થવી જોઈએ.

ત્રીજી આયતમાં એ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, જો કાફિરો મુકાબલામાં પરાજિત થઈ જાય તો તેમનાથી પણ નિરાશ ન થાઓ કે તેઓ ક્યારેય ઈસ્લામ સ્વીકારશે નહીં, કારણ કે શક્ય છે કે અલ્લાહ તઆલા તેમને ફરી ઈસ્લામ અને ઈમાનની હિદાયત આપી દે જેમકે હવાઝિનના પ્રતિનિધિ મંડળના ઈસ્લામ સ્વીકારની ઘટનાથી સાબિત થયું.

હવાઝિનના પ્રતિનિધિ મંડળની દરખાસ્ત ઉપર તેમના યુદ્ધ કેદીઓને પરત કરવાના સમયે જ્યારે સહાબએ કિરામ (રદિ.)ના સમૂહને આપ ﷺએ સવાલ કર્યો અને સમૂહ તરફથી એ અવાજો આવ્યા કે, અમે સૌ તેમને ખુશીથી પરત આપવા માટે તૈયાર છીએ તો રસૂલે કરીમ ﷺએ તેને પૂરતું ન સમજ્યું બલકે, અલગ-અલગ રીતે દરેકની વ્યક્તિગત પરવાનગી જાણવાની કાળજી લીધી.

એનાથી સબિત થયું કે, અધિકારની બાબતમાં જ્યાં સુધી સામા પક્ષની રાજી-ખુશીનો સંપૂર્ણ સંતોષ ન થઈ જાય ત્યાં સુધી કોઈનો હક લેવો જાઈઝ નથી, એટલા જ માટે ફુકૂહાએ ફરમાવ્યું કે કોઈ વ્યક્તિ ઉપર પોતાના હોદ્દાનો રુઆબ છાંટીને કોઈ દીની હેતુ માટે ચંદો કરવો પણ યોગ્ય નથી, કારણ કે એવી પરિસ્થિતિમાં ઘણા બધા ડાહ્યા અને આબરૂદાર લોકો ફક્ત શરમા-શરમીથી કંઈક આપી દે છે જ્યારે કે તેઓ સંપૂર્ણ રીતે રાજી નથી હોતા, આ પ્રમાણેના માલમાં બરકત પણ નથી થતી.

———————

## આયત : (સૂરએ તવબહ : આયત નં. ૨૮)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓا۟ إِنَّمَا ٱلْمُشْرِكُونَ نَجَسٌ فَلَا يَقْرَبُوا۟ ٱلْمَسْجِدَ ٱلْحَرَامَ بَعْدَ عَامِهِمْ
هَٰذَا ۚ وَإِنْ خِفْتُمْ عَيْلَةً فَسَوْفَ يُغْنِيكُمُ ٱللَّهُ مِن فَضْلِهِۦٓ إِن شَآءَ ۚ إِنَّ ٱللَّهَ عَلِيمٌ حَكِيمٌ ﴿٢٨﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જે મુશ્રિક (અલ્લાહ સાથે બીજાઓને ભાગીદાર ઠરાવનાર) છે બેશક નજસ (ગંદકી) છે, બસ આ વર્ષ પછી મસ્જિદે હરામની પાસે આવવા ન પામે અને જો તમે ગરીબાઈથી ડરો છો તો અલ્લાહ તમને પોતાની કૃપાથી જો ઈચ્છે માલદાર કરી આપશે; બેશક ! અલ્લાહ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૨૮)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! મુશ્રિક લોકો (પોતાના નાપાક અકીદાઓના કારણે) નાપાક છે, બસ (આ નાપાકી ઉપર જે હુકમો નાઝિલ થયા છે જેમાંથી એક એ

પણ છે કે) તે લોકો આ વર્ષ પછી મસ્જિદે હરામ (એટલે કે હરમ શરીફ)ની પાસે (પણ) ન આવવા પામે (એટલે કે હરમની અંદર પ્રવેશ ન કરવા પામે) અને જો તમને (આ હુકમ લાગુ પડવાથી અમુક આર્થિક કારણોસર) મુફલિસી (ગરીબી)નો ભય હોય (કે લેવડ–દેવડ તેમની સાથે વધારે સંકળાયેલ છે, જો એ વસ્તુ જ ન રહેશે તો કેવી રીતે ચાલશે ?) તો (તમે અલ્લાહ ઉપર ભરોસો રાખો) અલ્લાહ પોતાની મહેરબાનીથી જો ચાહશે (તો તમને તેમના) મોહતાજ નહીં રાખે, બેશક! અલ્લાહ તઆલા (હુકમોની મસ્લિહતોને) ઘણી સારી પેઠે જાણનારો છે (અને આ મસ્લિહતોને પૂર્ણ કરવાના સંદર્ભમાં) મહાન હિકમતવાળો છે (તેથી આ હુકમ નક્કી કર્યો અને તમારી ગરીબી દૂર કરવા માટેનો સામાન પણ તૈયાર કર્યો).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ તવબહની શરૂઆતમાં કાફિરો અને મુશ્રિકો સાથે સંબંધ વિચ્છેદની જાહેરાત કરવામાં આવી હતી, પ્રસ્તુત આયતમાં આ સંબંધ વિચ્છેદની જાહેરાતના સંદર્ભમાં એક હુકમનું વર્ણન છે. સંબંધ વિચ્છેદનો હેતુ એ હતો કે, એક વર્ષની મુદ્દતમાં બધા જ કાફિરો સાથે કરાર સમાપ્ત કરવામાં આવે અથવા મુદ્દત પૂરી કરવામાં આવે અને જાહેરાતના એક વર્ષ પછી કોઈપણ મુશ્રિક હરમની હદોમાં રહેવા ન પામે.

આ આયતમાં એનું જ વર્ણન એક ખાસ શૈલીમાં કરવામાં આવ્યું છે જેમાં આ હુકમની હિકમત અને મસ્લિહત પણ બતાવવામાં આવી અને તેના અમલીકરણમાં અમુક મુસલમાનોને જે ભય હતો તેનો પણ જવાબ આપવામાં આવ્યો, તેમાં શબ્દ نَجَسٌ (નજસ) એ جِيْم (જીમ) ઉપર ઝબરના ઉપયોગથી ઉલ્લેખાયો છે જે "નજાસત" (નાપાકી)ના અર્થમાં છે અને નાપાકી ગંદકીને કહેવામાં આવે છે જેનાથી મનુષ્યને સુગ અને નફરત ઉપજે છે, ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.)એ ફરમાવ્યું કે, તેમાં તે નાપાકી પણ સામેલ છે જે આંખ, નાક, કાન અથવા હાથ વગેરેથી અનુભવાય છે અને તે પણ સામેલ છે જે જ્ઞાન અને બુદ્ધિ દ્વારા જાણી શકાય છે, એટલા માટે શબ્દ "નજસ" તે નાપાકી અને ગંદકીને કહેવામાં આવે છે જે જાહેર રીતે અનુભવી શકાય અને તે નાપાકી પણ કે જેના કારણે શરઈ રૂએ વુઝૂ અથવા ગુસલ ફરજ થાય છે, જેમકે સ્વપ્નદોષ (જનાબત),

હૈઝ (માસિક ધર્મ) અથવા નિફાસ (બાળક પેદા થયા પછીની ગંદકી)ની પરિસ્થિતિ અને તે આંતરિક નાપાકી પણ કે જેનો સંબંધ મનુષ્યના હૃદય (આત્મા) સાથે છે જેમકે જૂઠી માન્યતાઓ, અધમ વિચારો અને દુષ્ટ કર્મો વગેરે.

પ્રસ્તુત આયતમાં શબ્દ اِنَّمَا (ઈન્નમા) લાવવામાં આવ્યો છે જે "હસ્ર" એટલે કે ઘેરાવ માટે ઉપયોગ થાય છે, એટલા માટે اِنَّمَا الْمُشْرِكُوْنَ نَجَسٌ નો અર્થ એ થયો કે, **<u>"મુશ્રિકો નરી નાપાકી જ છે"</u>** અને સાચી વાત એ જ છે કે, સામાન્ય રીતે મુશ્રિકોમાં ત્રણ પ્રકારની નાપાકી હોય છે, કારણ કે ઘણી બધી જાહેર નાપાક વસ્તુઓને તેઓ નાપાક નથી સમજતા, એટલા માટે જાહેર નાપાકીથી પણ બચતા નથી, જેમકે દારૂ અને તેના દ્વારા બનાવવામાં આવેલ વસ્તુઓ અને કાયદેસરની શરઈ નાપાકી જેમકે જનાબતનું ગુસ્લ (સ્નાન) વગેરેનો તો તેઓ અકીદો જ ધરાવતા નથી અને એ જ પ્રમાણે જૂઠી માન્યતાઓ અને આધ્યાત્મિક નાપાકીને તો તેઓ કંઈ જ સમજતા નથી.

એટલા માટે પ્રસ્તુત આયતમાં મુશ્રિકોને નરી નાપાકી ઠરાવવાનો હુકમ આપવામાં આવ્યો. فَلَا يَقْرَبُوا الْمَسْجِدَ الْحَرَامَ بَعْدَ عَامِهِمْ هٰذَا એટલે કે, એવું કરવું જોઈએ કે આ વર્ષ પછી આ મુશ્રિકો મસ્જિદે હરામની પાસે ન જઈ શકે.

મસ્જિદે હરામનો શબ્દ સામાન્ય રીતે આ સ્થળે તેને કહેવામાં આવે છે જે બયતુલ્લાહની ફરતે ચાર દિવાલોથી ઘેરાયેલ છે પરંતુ કુર્આન અને હદીષમાં અમુક સમયે આ શબ્દ સમગ્ર હરમે મક્કા માટે પણ ઉપયોગ થયો છે જે કેટલાય માઈલના વર્તુળમાં અને ચારે તરફ હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ની કાયમ કરેલી સીમાઓથી ઘેરાયેલો છે, જેમકે મેઅ્રાજની ઘટનામાં مِنَ الْمَسْجِدِ الْحَرَامِ (૧૮ : ૧) દ્વારા સર્વાનુમતે એ જ અર્થ લેવામાં આવ્યો છે, કારણ કે મેઅ્રાજની ઘટના પ્રખ્યાત મસ્જિદે હરામની અંદરથી નથી થઈ બલકે હઝરત ઉમ્મે હાની (રદિ.)ના મકાનથી થઈ છે એ જ રીતે આયત اِلَّا الَّذِيْنَ عَاهَدْتُّمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ (૯ : ૭)માં મસ્જિદે હરામનો અર્થ સમગ્ર મસ્જિદે હરામ છે, કારણ કે જે સુલેહની ઘટનાનું તેમાં વર્ણન છે તે હુદૈબિય્યહના સ્થળે થઈ છે જે હરમની હદોની બહાર તેને અડીને આવેલ છે. *(જસ્સાસ)*

આથી આયતનો અર્થ એ થયો કે, આ વર્ષ પછી હરમની હદોમાં

મુશ્રિકોનો પ્રવેશ પ્રતિબંધિત છે. "આ વર્ષ" અત્રે કયા વર્ષને કહેવામાં આવ્યું છે ? અમુક વિદ્વાનોએ ફરમાવ્યું કે તે સન હિજરી ૧૦નું વર્ષ છે, પરંતુ જમહૂર વિવરણકારોના મતે સન હિજરી ૯ હોવાનું વધારે યોગ્ય છે, કારણ કે રસૂલે કરીમ ﷺએ સંબંધ વિચ્છેદની જાહેરાત હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને હઝરત અલી મુર્તઝા (રદિ.) દ્વારા હજ્જના મહિનામાં તે જ સન હિજરી ૯માં કરાવી હતી, એટલા માટે સન હિજરી ૯થી સન હિજરી ૧૦ સુધી તે મહોલતનું વર્ષ છે, સન હિજરી ૧૦ પછી એ કાયદો લાગુ પડ્યો.

## મુશ્રિકોનો મસ્જિદે હરામમાં પ્રવેશ પ્રતિબંધિત હોવો એ મસ્જિદે હરામની આગવી વિશેષતા છે કે બધી જ મસ્જિદો માટે સર્વસામાન્ય હુકમ છે ? :

પ્રસ્તુત આયતમાં જે હુકમ આપવામાં આવ્યો છે કે, સન હિજરી ૧૦ પછીથી કોઈ મુશ્રિક મસ્જિદે હરામની પાસે ન જવા પામે, તેના વિશે ત્રણ બાબતો વિચારવા પાત્ર છે કે આ હુકમ મસ્જિદે હરામની સાથે ખાસ છે અથવા દુનિયાની અન્ય મસ્જિદો પણ આ હુકમમાં સામેલ છે ? અને જો મસ્જિદે હરામ માટે આગવો વિશિષ્ટ હુકમ છે તો કોઈ મુશ્રિકનો મસ્જિદે હરામમાં પ્રવેશ સદંતર પ્રતિબંધિત છે ? અથવા ફક્ત હજ્જ અને ઉમરહ માટે પ્રવેશની મનાઈ છે ? અથવા કોઈ કારણસર જઈ શકે છે ? ત્રીજું એ કે આયતમાં આ હુકમ મુશ્રિકો માટે વર્ણન કરવામાં આવ્યો છે, શું કાફિર અહલે કિતાબ પણ તેમાં સામેલ છે કે કેમ ?

આ વિગતો વિશે કુર્આનમાં મૌન સેવવામાં આવ્યું છે, એટલા માટે કુર્આનના ઈશારાઓ અને હદીષની રિવાયતોને સામે રાખીને મુજ્તહિદીન ઈમામોએ પોતાના ઈજ્તિહાદ પ્રમાણે હુકમો વર્ણન કર્યા છે, આ ક્રમમાં પ્રથમ ચર્ચા એ છે કે કુર્આને કરીમે મુશ્રિકોને નજસ (નાપાક) કયા આધારે ઠરાવ્યા છે ? જો જાહેર ગંદકી અથવા કાયદેસરની શરીઅતની રૂએ જનાબત વગેરે અર્થ તરીકે છે તો દેખીતું છે કે કોઈપણ મસ્જિદમાં નાપાકીનું પ્રવેશ કરવું જાઈઝ નથી, એ જ પ્રમાણે જેના ઉપર ગુસ્લ ફરજ હોય અથવા હૈઝ કે નિફાસવાળી ઓરતનો પ્રવેશ કોઈપણ મસ્જિદમાં જાઈઝ નથી અને જો અત્રે મુશ્રિકોના નજસ (નાપાક)

હોવાનો અર્થ તેમની આધ્યાત્મિક નાપાકી કુફ્ર અને શિર્ક છે તો શક્ય છે કે તેનો હુકમ જાહેર નાપાકી કરતા ભિન્ન પ્રકારનો છે.

તફસીરે કુર્તુબીમાં છે કે, મદીનાના ફુક્હા ઈમામ માલિક (રહ.) વગેરેએ ફરમાવ્યું કે મુશ્રિક દરેક પ્રકારે નાપાક છે, જાહેર નાપાકીથી પણ મોટે ભાગે તેઓ બચતા નથી અને જનાબત વગેરે પછી પણ ગુસ્લ (સ્નાન)ની કાળજી રાખતા નથી તથા કુફ્ર અને શિર્ક જેવી આંતરિક અને આધ્યાત્મિક નાપાકી તો તેમનામાં છે જ, એટલા માટે આ હુકમ બધા જ મુશ્રિકો અને બધી જ મસ્જિદો માટે સર્વસામાન્ય છે અને તેની દલીલમાં હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)નું એ ફરમાન રજૂ કર્યું જેમાં તેમણે શહેરોના વહીવટદારોને એવી સૂચના આપી હતી કે કાફિરોને મસ્જિદોમાં ન પ્રવેશવા દો, તે ફરમાનમાં આ જ પ્રસ્તુત આયત લખી જણાવી હતી.

વળી, એ કે હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

لَااُحِلُّ الْمَسْجِدَ لِحَائِضٍ وَّلَاجُنُبٍ

*“મસ્જિદમાં કોઈ માસિકધર્મવાળી સ્ત્રી અથવા કોઈ અત્યંત નાપાક વ્યક્તિ માટે પ્રવેશ પામવું હું હલાલ સમજતો નથી.”*

અને મુશ્રિકો તથા કાફિરો મોટે ભાગે જનાબતમાં ગુસ્લની કાળજી રાખતા નથી આથી તેમના માટે મસ્જિદોમાં પ્રવેશવાની મનાઈ છે.

ઈમામ શાફઈ (રહ.)એ ફરમાવ્યું કે, આ હુકમ મુશ્રિકો અને કાફિર અહલે કિતાબ બધા માટે સર્વસામાન્ય છે પરંતુ મસ્જિદે હરામ માટે વિશિષ્ટ પ્રકારે છે, અન્ય મસ્જિદોમાં તેમને પ્રવેશવાનો પ્રતિબંધ નથી. (કુર્તુબી) અને દલીલમાં ષુમામહ ઈબ્ને અષાલની ઘટના વર્ણન કરી છે કે, મુસલમાન થતા પહેલાં જ્યારે તેઓ કેદ પકડાયા તો રસૂલે કરીમ ﷺએ તેમને મસ્જિદે નબવીના એક થાંભલા સાથે બાંધી દીધા હતા.

ઈમામે આ'ઝમ હઝરત અબૂ હનીફા (રહ.) નજીક આયતમાં મુશ્રિકોને મસ્જિદે હરામ પાસે જવાની પણ મનાઈ હોવાનો અર્થ એ છે કે, આવતા વર્ષથી તેમના શિર્કયુક્ત રીત–રિવાજ પ્રમાણે હજ્જ અને ઉમરહ કરવાની પરવાનગી ન

હશે અને દલીલ એ છે કે, જે સમયે હજ્જની સીઝનમાં હઝરત અલી (રદિ.) દ્વારા સંબંધ વિચ્છેદની જાહેરાત કરાવવામાં આવી તો તેમાં આ પ્રમાણે એ'લાન હતું. لَايَحُجَّنَ بَعْدَ الْعَامِ مُشْرِكٌ જેમાં જાહેર કરી દીધું હતું કે, આ વર્ષ પછી કોઈ મુશ્રિક હજ્જ કરી શકશે નહીં, એટલા માટે આ આયતમાં فَلَا يَقْرَبُوا الْمَسْجِدَ الْحَرَامَ નો અર્થ પણ આ એ'લાન પ્રમાણે એ જ છે કે, તેમના માટે હજ્જ અને ઉમરહ પ્રતિબંધિત કરવામાં આવ્યો અને જો કે કોઈ જરૂરતના સમયે અથવા મુસલમાનોના અમીરની પરવાનગીથી દાખલ થઈ શકે છે. ષકીફના પ્રતિનિધિ મંડળની ઘટના તેની સાક્ષી છે કે, મક્કા વિજય પછી જ્યારે તેમનું એક પ્રતિનિધિ મંડળ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયું તો આપ ﷺએ તેમને મસ્જિદમાં થોભાવ્યું જ્યારે કે આ લોકો તે સમયે કાફિર હતા, સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી પણ કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! આ લોકો નાપાક કોમ છે." આપ ﷺએ ફરમાવ્યું, "મસ્જિદની જમીન ઉપર આ લોકોની નાપાકીની કોઈ અસર થતી નથી." *(જસ્સાસ)*

આ રિવાયતે એ બાબત પણ સ્પષ્ટ કરી દીધી કે, કુર્આને કરીમમાં મુશ્રિકોને નાપાક કહેવાનો અર્થ તેમની કુફ્ર અને શિર્કની નાપાકી છે, જેમકે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)નો મસ્લક છે, એ જ પ્રમાણે હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કોઈ મુશ્રિક મસ્જિદની પાસે ન જાય એ સિવાય કે તે કોઈ મુસલમાનનો ગુલામ હોય અથવા પાક હોય તો આવશ્યકતા અનુસાર તેને પ્રવેશ આપી શકાય છે. *(કુર્તુબી)*

આ હદીષ પણ એ બાબતની સાક્ષી છે કે, જાહેર નાપાકીને કારણ ઠરાવીને મુશ્રિકોને મસ્જિદે હરામથી રોકવામાં નથી આવ્યા નહિતર તેમાં ગુલામ અને લોંડીનો કોઈ ભેદભાવ નથી બલકે, અસલ આધાર કુફ્ર અને શિર્ક અને તેમનો પ્રભાવ ત્યાં છવાય જવાનો ભય છે, ગુલામ અને લોંડી માટે એવો ભય નથી તેથી તેમને પરવાનગી આપવામાં આવી, તે સિવાય જાહેર નાપાકીના આધારે તો મુસલમાનો પણ તેમાં સામેલ છે કે નાની નાપાકી અથવા તો મોટી નાપાકીની હાલતમાં તેમના માટે પણ મસ્જિદે હરામમાં પ્રવેશ પામવાની મનાઈ છે.

વળી, જમહૂર વિવરણકારોના મતે મસ્જિદે હરામથી આ સ્થળ જ્યારે

સમગ્ર હરમ સ્વરૂપે અર્થ તરીકે છે તો તેનો તકાદો પણ એ જ છે કે, આ પ્રતિબંધ જાહેર નાપાકીના આધાર ઉપર નહીં બલકે કુફ્ર અને શિર્કની નાપાકીની રૂએ છે, એટલા માટે ફક્ત મસ્જિદે હરામમાં તેમનો પ્રવેશ પ્રતિબંધિત કરવામાં નથી આવ્યો, બલકે સમગ્ર હરમે મુહતરમમાં પ્રતિબંધ લાગુ પાડવામાં આવ્યો, કારણ કે તે ઈસ્લામનું એક પ્રતીક અને કિલ્લો (મજબૂત ગઢ) છે તેમાં કોઈ ગેરમુસ્લિમને રહેવા દેવું પસંદ કરવામાં આવી શકતું નથી.

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ની આ તહકીકનો ખુલાસો એ છે કે, જો કે નાપાકીથી મસ્જિદને પાક કરવી એક અલગ મસ્અલો છે, જે કુર્આને મજીદ અને હદીષોથી સાબિત છે પરંતુ આ આયતનો સંબંધ તે મસ્અલા સાથે નથી, બલકે ઈસ્લામનો તે રાજકીય હુકમ છે જેનું એ'લાન સૂરએ બરાઅતની શરૂઆતમાં કરવામાં આવ્યું છે કે, જેટલા મક્કાના મુશ્રિકો હાજર હતા તે સૌથી હરમે મુહતરમને ખાલી કરાવવાનો હેતુ હતો પરંતુ ન્યાય, દયા અને રહમના તકાદાના કારણે સૌને એક ઝાટકે ખાલી કરવાનો હુકમ આપવામાં ન આવ્યો, બલકે જે લોકો સાથે ખાસ કોઈ કરાર થયો હતો અને તે લોકો કરાર ઉપર કાયમ રહ્યા તો તેમના કરારની મુદ્દતને પૂરી કરવાનો અને અન્ય લોકોને અમુક-અમુક મહોલત આપીને વર્ષની અંદર-અંદર આ યોજનાને પૂર્ણ કરવાનો હેતુ હતો, આ જ વર્ણન પ્રસ્તુત આયતમાં આવ્યું છે કે આ વર્ષ પછી મુશ્રિકોને હરમની હદોમાં પ્રવેશની મનાઈ થઈ જશે અને તે મુશ્રિકો હજ્જ અને ઉમરહ નહીં કરવા પામે.

અને જે પ્રમાણે સૂરએ તવબહની આયતોમાં સ્પષ્ટ રીતે એ વર્ણન કરવામાં આવ્યું છે કે, સન હિજરી ૯ પછી કોઈ મુશ્રિક હરમની હદોમાં પ્રવેશ નહીં પામી શકે, હદીષની રિવાયતોમાં રસૂલે કરીમ ﷺએ આ વર્તુળને વધારે વિશાળ કરીને સમગ્ર ટાપુ સમાન અરબ માટે હુકમ આપી દીધો પરંતુ રિસાલતકાળમાં તેની પૂર્ણતા ન થવા પામી, પછી સિદ્દીકે અકબર (રદિ.) કામચલાઉ સમસ્યાઓના કારણે તેના તરફ ધ્યાન ન આપી શક્યા પરંતુ ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના યુગમાં આ હુકમને લાગુ પાડ્યો.

હવે, રહ્યો કાફિરોની નાપાકી અને મસ્જિદને નાપાકીથી પાક કરવાનો મસ્અલો ! તો તે પોતાના સ્થળે છે જ, તે વિશેના મસ્અલાઓ ફિક્હની કિતાબોમાં વિગતવાર દર્શાવવામાં આવ્યા છે, કોઈ મુસલમાન પણ જાહેર નાપાકી અથવા

જનાબતની હાલતમાં કોઈપણ મસ્જિદમાં પ્રવેશી શકતો નથી અને સામાન્ય મુસ્લિમો અને કાફિરો હોય અથવા અહલે કિતાબ; તેઓ પણ સામાન્ય રીતે આ નાપાકીઓથી પાક નથી હોતા, એટલા માટે સખત આવશ્યકતા વિના તેમને કોઈપણ મસ્જિદમાં પ્રવેશ આપવો જાઈઝ નથી.

આ આયતની રૂએ જ્યારે કાફિરો અને મુશ્રિકોનો હરમનો પ્રવેશ પ્રતિબંધિત કરવામાં આવ્યો તો મુસલમાનોની સામે એક આર્થિક સમસ્યા ઉપસ્થિત થઈ કે મક્કામાં કોઈ ઉત્પાદન નથી, બહારથી આવનારઓ જ પોતાની સાથે આવશ્યક ચીજ-વસ્તુઓ લાવતા હતા અને હજ્જની સીઝનમાં મક્કાના નિવાસીઓ માટે બધી જ આવશ્યક ચીજ-વસ્તુઓ ભેગી થઈ જતી હતી, હવે તેમનો પ્રવેશ પ્રતિબંધિત થઈ ગયા પછી કામ કેવી રીતે ચાલશે ? તેનો જવાબ કુર્આનમાં આ આપવામાં આવ્યો وَاِنْ خِفْتُمْ عَيْلَةً فَسَوْفَ يُغْنِيْكُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖٓ اِنْ شَآءَ એટલે કે, જો તમને આર્થિક મુશ્કેલીઓનો ભય હોય તો તમે સમજી રાખો કે બધી જ મખ્લૂકની રોજી-રોટીની વ્યવસ્થા અલ્લાહ તઆલાના હાથમાં છે, જો તે ઈચ્છશે તો આ બધા કાફિરો કરતા પણ તમને વધારે માલદાર કરી દેશે અને અત્રે "જો ઈચ્છશે તો"ની શરત લગાવવાનો અર્થ એ નથી કે એમાં કોઈ શંકા અથવા અડચણ છે, બલકે ઈશારો એ વાત તરફ છે કે ફક્ત ભૌતિકતાને દષ્ટિ સમક્ષ રાખનારાઓ માટે જો કે એ વાત ઘણી મુશ્કેલ અને અસંભવિત દેખાતી લાગે છે કે, જાહેર રોજી-રોટીનું માધ્યમ આ જ ગેરમુસ્લિમો હતા, તેમનો પ્રવેશ પ્રતિબંધિત કરવો પોતાના આર્થિક ઉપાર્જનના માધ્યમોને સમાપ્ત કરવા સમાન છે, પરંતુ તેમને જાણ થઈ જવી જોઈએ કે અલ્લાહ તઆલા આ ભૌતિક માધ્યમોનો મોહતાજ નથી, જ્યારે તેનો ઈરાદો કોઈ કામ વિશે થઈ જાય તો બધા માધ્યમો અને સબબો આપમેળે ઉપસ્થિત થતા ચાલ્યા જાય છે, બસ તેના ચાહવાની વાર છે અને બીજું કંઈ નહીં, એટલા માટે اِنْ شَــــــآءَ (ઈન્શાઅ) "જો ચાહશે તો" ફરમાવીને એ બાજુ ઈશારો કરવામાં આવ્યો.

———————————

—————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૨૯-૩૦)

قَاتِلُوا الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَلَا بِالْيَوْمِ الْاٰخِرِ وَلَا يُحَرِّمُوْنَ مَا حَرَّمَ اللّٰهُ وَرَسُوْلُهٗ
وَلَا يَدِيْنُوْنَ دِيْنَ الْحَقِّ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ حَتّٰى يُعْطُوا الْجِزْيَةَ عَنْ يَّدٍ وَّهُمْ
صٰغِرُوْنَ ﴿٢٩﴾ وَقَالَتِ الْيَهُوْدُ عُزَيْرُ ِۨابْنُ اللّٰهِ وَقَالَتِ النَّصٰرَى الْمَسِيْحُ ابْنُ اللّٰهِ ۭ ذٰلِكَ
قَوْلُهُمْ بِاَفْوَاهِهِمْ ۚ يُضَاهِـُٔوْنَ قَوْلَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَبْلُ ۭ قٰتَلَهُمُ اللّٰهُ ۚ اَنّٰى يُؤْفَكُوْنَ ﴿٣٠﴾

### તરજુમો :

*તે લોકો સામે લડો જેઓ અલ્લાહ ઉપર ઈમાન નથી લાવતા અને ન જ આખિરતના દિવસ ઉપર અને ન (તો) તેને હરામ જાણે છે જેને અલ્લાહે અને તેના રસૂલે હરામ કર્યું અને ન (જ) સાચો દીન સ્વીકારે છે તે લોકોમાંથી જેઓ અહલે કિતાબ છે અહીંયાં સુધી કે તેઓ પોતાના હાથથી અપમાનિત થઈને જિઝીયો આપે. (૨૯) અને યહૂદીઓએ કહ્યું કે ઉઝૈર (અલૈ.) અલ્લાહના બેટા છે અને નસારાએ કહ્યું કે મસીહ (અલૈ.) અલ્લાહના બેટા છે, આ વાતો પોતાના મોઢાથી કહે છે આગલા કાફિરો જેવી જ વાતો કરવા લાગ્યા અલ્લાહ તેમનો નાશ કરે, ક્યાં અવળા જાય છે ! (૩૦)*

### તફસીર :

અહલે કિતાબ કે જેઓ ન અલ્લાહ ઉપર (સંપૂર્ણ) ઈમાન ધરાવે છે અને ન જ કયામતના દિવસ ઉપર (સંપૂર્ણ ઈમાન ધરાવે છે) અને તે વસ્તુઓને હરામ સમજે છે જેને અલ્લાહ તઆલાએ અને તેના રસૂલે (મુહમ્મદ ﷺએ) હરામ બતાવી છે અને ન જ સાચા ધર્મ (ઈસ્લામ)નો સ્વીકાર કરે છે તેમની સાથે ત્યાં સુધી લડો કે તેઓ તાબા હેઠળ આવી રય્યત બનીને જિઝીયો આપવાનો સ્વીકાર કરે અને (અમુક) યહૂદીઓએ કહ્યું કે, (નઊઝુબિલ્લાહ) ઉઝૈર (અલૈ.) અલ્લાહના બેટા છે અને નસારા(માંથી મોટા ભાગનાઓ)એ કહ્યું કે મસીહ (અલૈ.) અલ્લાહના બેટા છે, આ તેમના મોઢાનું નિવેદન છે (જેનું વાસ્તવમાં કોઈ નામો-નિશાન નથી) આ પણ તે લોકો જેવી જ વાતો કરવા લાગ્યા જે તેમનાથી અગાઉ કાફિરો થઈ ચૂક્યા છે (તેનો અર્થ અરબના મુશ્રિકો છે જેઓ ફરિશ્તાઓને

અલ્લાહની દિકરીઓ કહેતા હતા, મતલબ એ કે આ પ્રકારની માન્યતા તો આ કાફિરો પણ ધરાવે છે પછી તેમના જેવી કુફ્રની વાતો આ લોકો બકી રહ્યા છે અને અગાઉથી હોવાનો અર્થ એ છે કે, મુશ્રિકોની ગુમરાહી તો પ્રાચીન સમયથી હતી) અલ્લાહ તેમનો નાશ કરે ! આ ક્યાં અવળા માર્ગે જઈ રહ્યા છે ! (કે અલ્લાહ ઉપર આવો આક્ષેપ કરી રહ્યા છે, આ તો તેમના કુફ્રિય્યહ નિવેદનો હતા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયત મક્કાના મુશ્રિકો સાથે જિહાદ અને યુદ્ધનું વર્ણન હતું, આ પ્રસ્તુત આયતોમાં અહલે કિતાબ (યહૂદી અને નસારા) સાથે જિહાદનું વર્ણન છે. આ જાણે કે ગઝ્વએ તબૂકની પ્રસ્તાવના છે, જે અહલે કિતાબના મુકાબલામાં ઉપસ્થિત થઈ છે. તફસીરે દૂર્રે મન્સૂરમાં મુફસ્સિરુલ કુર્આન હઝરત મુજાહિદ (રહ.)એ નકલ કર્યું છે કે, આ આયતો ગઝ્વએ તબૂક વિશે નાઝિલ થઈ છે અને શબ્દ અહલે કિતાબ જો કે પોતાના શાબ્દિક અર્થના આધારે દરેક તે કાફિર સમૂહ ઉપર લાગુ પડે છે જે કોઈ આસમાની કિતાબ ઉપર ઈમાન ધરાવતા હોય, પરંતુ કુર્આને કરીમની પરિભાષામાં આ શબ્દ ફક્ત યહૂદ અને નસારા માટે ઉપયોગ થયો છે, કારણ કે અરબના આજુબાજુના વિસ્તારમાં આ જ બે ધર્મના લોકો અહલે કિતાબ તરીકે પ્રખ્યાત હતા, એટલા માટે કુર્આને કરીમે અરબના મુશ્રિકોને સંબોધન કરીને કહ્યું છે, (૬ : ૧૫૬)

اَنۡ تَقُوۡلُوۡا اِنَّمَا اُنۡزِلَ الۡكِتٰبُ عَلٰى طَآئِفَتَيۡنِ مِنۡ قَبۡلِنَا وَاِنۡ كُنَّا عَنۡ دِرَاسَتِهِمۡ لَغٰفِلِيۡنَ

જિહાદ અને યુદ્ધનો જે હુકમ આ આયતમાં અહલે કિતાબના મુકાબલા માટે આપવામાં આવ્યો છે તે વાસ્તવમાં અહલે કિતાબની સાથે વિશેષરૂપે આગવો હુકમ નથી, બલકે તમામ કાફિરોના પ્રકારો વિશે આ જ હુકમ છે, કારણ કે આ આયતમાં યુદ્ધના હુકમના જે કારણો ઉપર વર્ણન કરવામાં આવ્યા છે તે બધા જ કાફિરોમાં સરખા છે તો હુકમ પણ સમાન જ હોવો જોઈએ, પરંતુ વર્ણન કરવામાં "અહલે કિતાબ" શબ્દનો આગવી રીતે એટલા માટે ઉપયોગ કરવામાં આવ્યો કે એ શક્યતા હતી કે મુસલમાનો તેમના મુકાબલામાં જિહાદ અને યુદ્ધ કરવાથી એ બીનાએ ખચકાટ અનભુવે કે આ લોકો અમુક હદ સુધી ઈમાન ધરાવે છે, તવરાત અને ઈન્જીલ તથા હઝરત મૂસા (અલૈ.) ઉપર તેમનું ઈમાન છે તો

શક્ય હતું કે, અગાઉના અંબિયા (અલૈ.) અને તેમની કિતાબો સાથે તેમનું જોડાયેલા હોવું મુસલમાનો માટે જિહાદનો અવરોધ સ્વરૂપ બની શકતું હતું, એટલા માટે આગવી રીતે વિશેષ સ્વરૂપે તેમની સાથે યુદ્ધ કરવાનું વર્ણન કરવામાં આવ્યું.

બીજું આ સ્થળે ઉલ્લેખમાં અહલે કિતાબને વિશેષતા આપવામાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે, એક સ્વરૂપે આ લોકો વધારે સજાના હકદાર છે, કારણ કે તેઓ જ્ઞાન ધરાવતા હતા, તેમની પાસે તવરાત અને ઈન્જીલનું જ્ઞાન હતું જેમાં ખાતમુલ અંબિયા ﷺનું વર્ણન તથા તેમનો હુલિયો સુદ્ધાં વિગતપૂર્વક દર્શાવવામાં આવ્યો છે, એ જ્ઞાન હોવા છતાં તેમનું કુફ્ર અને ઈન્કાર તથા ઈસ્લામ અને મુસલમાનો વિરુદ્ધ તેમના ષડ્યંત્રોના કારણે તેઓ પોતાના અપરાધમાં વધારે સખત થઈ ગયા, એટલા માટે વિશિષ્ટરૂપે આગવી શૈલીમાં તેમની સાથે યુદ્ધ કરવાનું વર્ણન કરવામાં આવ્યું.

યુદ્ધના હુકમના ચાર કારણો આ આયતમાં બતાવવામાં આવ્યા છે, પ્રથમ لَايُؤْمِنُوْنَ بِاللّٰهِ એટલે કે, તેઓ અલ્લાહ ઉપર ઈમાન નથી ધરાવતા, બીજું وَلَا بِالْيَوْمِ الْاٰخِرِ એટલે કે, આખિરત ઉપર ઈમાન નથી ધરાવતા, ત્રીજું لَايُحَرِّمُوْنَ مَاحَرَّمَ اللّٰهُ એટલે તે વસ્તુઓને હરામ નથી સમજતા જેને અલ્લાહે હરામ બતાવી છે, ચોથું لَا يَدِيْنُوْنَ دِيْنَ الْحَقِّ એટલે કે, સાચા ધર્મ ઈસ્લામનો સ્વીકાર કરતા નથી.

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અહલે કિતાબ યહૂદી અને નસારા તો દેખીતી રીતે અલ્લાહ તઆલા ઉપર પણ ઈમાન રાખે છે અને આખિરત તથા કયામતની માન્યતા પણ ધરાવે છે પછી આ વસ્તુઓ ઉપર તેમના ઈમાનનો ઈન્કાર કઈ રીતે થઈ શકે છે ? કારણ એ છે કે ફક્ત ઈમાન લાવવાનો શબ્દ પૂરતો નથી, જે પ્રમાણેનું ઈમાન અલ્લાહ તઆલા સમીપ સ્વીકાર્ય અને અપેક્ષિત છે જ્યાં સુધી તે પ્રમાણેનું ઈમાન ન હોય તો તે ન હોવાના જ હુકમમાં છે, યહૂદી અને નસારાએ જો કે જાહેર સ્વરૂપે તો તવહીદનો ઈન્કાર નથી કર્યો પરંતુ જેમકે આગલી આયતમાં આવી રહ્યું છે કે, યહૂદીઓએ હઝરત ઉઝૈર (અલૈ.)ને અને નસારાએ હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહના દિકરા કહીને તેની ખુદાઈમાં તેમને

ભાગીદાર ઠરાવી દીધા, એટલા માટે તેમનો તવહીદનો સ્વીકાર વ્યર્થ અને ઈમાનનો દા'વો ખોટો ઠરે છે.

એ જ પ્રમાણે આખિરત ઉપર જે પ્રમાણે ઈમાન અપેક્ષિત છે તે પણ મોટા ભાગના અહલે કિતાબમાં ન રહ્યું હતું, તેમનામાંથી ઘણા બધા લોકો એવો અકીદહ રાખતા હતા કે, કયામતમાં ભૌતિક શરીર ફરીવાર સજીવન નહીં થાય, બલકે એક પ્રકારની રૂહાની જિંદગી હશે અને જન્નત તથા દોઝખ પણ કોઈ ખાસ સ્થળો નથી, રૂહની ખુશીનું નામ જન્નત અને રંજ-ગમનું નામ જહન્નમ છે જે અલ્લાહ રબ્બુલ ઈજ્જતના ફરમાનોનો ખુલ્લમ-ખુલ્લો વિરોધ કરવા સમાન છે, એટલા માટે આખિરતના દિવસ ઉપર પણ તેમનું ઈમાન વાસ્તવિક ઈમાન ન થયું.

ત્રીજી વસ્તુ જે એ ફરમાવવામાં આવી કે જે વસ્તુઓને અલ્લાહ તઆલાએ હરામ ઠરાવી દીધી છે તેઓ તેને હરામ સમજતા નથી. તેનો અર્થ એ છે કે ઘણી બધી વસ્તુઓ જેને તવરાત અથવા ઈન્જીલે હરામ ઠરાવી હતી તેઓ તેને હરામ હોવાનું માનતા ન હતા, જેમકે વ્યાજ; એ જ પ્રમાણે અન્ય ઘણી બધી ખાવા-પીવાની વસ્તુઓ જે તવરાતમાં અને ઈન્જીલમાં હરામ ઠરાવવામાં આવી હતી તેમણે તેને હરામ ન સમજી અને તેમાં સંડોવાઈ ગયા.

તેનાથી એ મસ્અલો પણ જાણમાં આવ્યો કે જે વસ્તુઓને અલ્લાહ તઆલાએ હરામ ઠરાવી દીધી છે તેને હલાલ સમજવી ફક્ત એક ગુનોહ જ નથી બલકે કુફ્ર છે, એ જ પ્રમાણે કોઈ હલાલ વસ્તુને હરામ ઠરાવી દેવી પણ કુફ્ર છે, હા ! જો હરામને હરામ સમજીને પોતાના અમલની ઉણપ અને ભૂલથી એવી પ્રવૃત્તિ થઈ જાય તો તે કુફ્ર નથી, ગુનોહ અને નાફરમાની ગણાશે.

પ્રસ્તુત આયતમાં તે લોકો સાથે યુદ્ધ અને જિહાદ કરતા રહેવાની એક સીમા અને મર્યાદા પણ બતાવવામાં આવી છે حَتّٰی یُعۡطُوا الۡجِزۡیَۃَ عَنۡ یَّدٍ وَّ ہُمۡ صٰغِرُوۡنَ એટલે કે, આ યુદ્ધનો હુકમ તે સમય સુધી અમલમાં રહેશે જ્યાં સુધી કે તેઓ તાબા હેઠળ આવીને રય્યત બનીને જિઝીયો આપવાનો સ્વીકાર ન કરી લે.

જિઝીયાનો શાબ્દિક અર્થ બદલો અથવા વળતર છે. શરીઅતની પરિભાષામાં તેનો અર્થ તે રકમ છે જે કાફિરોને કતલ ન કરવાના (અને સુરક્ષા

પ્રદાન કરવાના) બદલામાં લેવામાં આવે છે.

કારણ એ છે કે કુફ્ર અને શિર્ક અલ્લાહ અને રસૂલ ﷺ સાથે બળવો છે જેની વાસ્તવિક સજા કત્લ છે, પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ રહમત વડે તેમની આ સજા ઓછી કરી દીધી કે, જો તેઓ ઈસ્લામી હુકૂમતની રય્યત બનીને સામાન્ય ઈસ્લામી કાયદાઓના તાબા હેઠળ રહેવાનો સ્વીકાર કરી લે તો તેમની પાસેથી એક મા'મૂલી રકમ જિઝીયા સ્વરૂપે લઈને તેમને મુક્ત કરી દેવામાં આવે અને ઈસ્લામી પ્રદેશના નાગરિક હોવાના નાતે તેમના પ્રાણ, માલ અને આબરૂની સુરક્ષા ઈસ્લામી હુકૂમતની જવાબદારી થશે, તેમના ધાર્મિક રસ્મો-રિવાજનો કોઈ વિરોધ કરવામાં નહીં આવે; આ જ રકમને જિઝીયો કહેવામાં આવે છે.

જિઝીયો નક્કી કરવો જો પરસ્પર સલાહ-મશ્વરાથી અને રાજી-ખુશીથી હોય તો શરીઅતમાં તેની કોઈ હદ-મર્યાદા નથી, જેટલું પ્રમાણ અને જે વસ્તુ અને શરતો ઉપર પરસ્પર સુલેહનો કરાર થઈ જાય તે જ તેમની પાસેથી લેવામાં આવે છે, જેમકે રસૂલે કરીમ ﷺએ નજરાનના નિવાસીઓ સાથે એવું જ કર્યું હતું કે, તેમના સમગ્ર સમૂહ પાસેથી વાર્ષિક બે હજાર "હુલ્લા" લેવાનો કરાર થઈ ગયો અને હુલ્લા બે કપડાંના જોડને કહે છે, એક લૂંગી અને ચાદર; દરેક હુલ્લાની કિંમતનો અંદાજો પણ એ નક્કી કરવામાં આવ્યો હતો કે તે એક અવકિયા ચાંદીની કિંમતનો હશે, એક અવકિયા એટલે કે ૪૦ દિરહમ વજનના હિસાબે વર્તમાન માપ પ્રમાણે લગભગ સાડા અગિયાર તોલા ચાંદી થાય છે.

એ જ પ્રમાણે નસારા બની તગલબ સાથે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો એવો કરાર થયો કે, તેમનો જિઝીયો ઈલામી ઝકાતના હિસાબે વસૂલ કરવામાં આવે, પરંતુ ઝકાતથી બમણો અને જો મુસલમાનો કોઈ દેશને યુદ્ધ દ્વારા જીતી લે, પછી ત્યાંના નાગરિકોની જાયદાદને તેમની જ માલિકીમાં રહેવા દે અને તે રય્યત બનીને રહેવા માટે રાજી થઈ જાય તો તેમના જિઝીયાનું પ્રમાણ એ જ હશે જે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના ખિલાફતના સમયમાં લાગુ કર્યું હતું કે, મૂડીપતિઓ અને અમીર લોકો પાસેથી ચાર દિરહમ અને મધ્યમ વર્ગ પાસેથી તેના અડધા ફક્ત બે દિરહમ અને ગરીબોમાંથી તંદુરસ્ત અને

મહેનત–મજૂરી અથવા ઉદ્યોગ–ધંધા વગેરે દ્વારા કમાય છે તેમને તેનાથી પણ અડધું એટલે કે એક દિરહમ માસિક, એટલે કે સાડા ત્રણ માશા ચાંદી અથવા તેની કિંમત લેવામાં આવે અને તે બિલકુલ જ મુફલિસ અને અપંગ કે મા'ઝૂર હોય તેમની પાસેથી કંઈ જ લેવામાં ન આવે, એ જ પ્રમાણે સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો અને તેમના સન્યાસીઓ તથા ધાર્મિક આગેવાનો પાસેથી પણ કંઈ જ લેવામાં ન આવે.

આટલી નજીવી રકમ લેવા માટે પણ રસૂલે કરીમ ﷺની સૂચના એ હતી કે, કોઈ વ્યક્તિ ઉપર તેની શક્તિથી વધારે બોજ નાંખવામાં ન આવે અને જે વ્યક્તિ કોઈ ગેરમુસ્લિમ નાગરિક ઉપર જુલમ કરે તો હું કયામતના દિવસે જાલિમના મુકાબલામાં તે ગેરમુસ્લિમની હિમાયત કરીશ. *(મઝહરી)*

આ જ પ્રમાણેની રિવાયતોથી અમુક ફકીહ ઈમામોનો અભિપાય એ છે કે, વાસ્તવમાં જિઝીયાનું કોઈ ખાસ પ્રમાણ શરઈ રૂએ નક્કી કરવામાં નથી આવ્યું, બલકે જે તે સમયના સત્તાધિકારી પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે તે લોકોની પરિસ્થિતિની સમીક્ષા કરીને તેના યોગ્ય નક્કી કરે.

આ વર્ણનથી એ વાસ્તવિકતા પણ સ્પષ્ટ થઈ ગઈ કે, જિઝીયો કાફિરોની કત્લની સજા દૂર કરવાના વળતર સ્વરૂપે છે ઈસ્લામનો બદલો નથી, એટલા માટે એ શંકા કરી શકાતી નથી કે થોડા પૈસા લઈને ઈસ્લામનો વિરોધ કરીને તેમને કુફ્ર ઉપર કાયમ રહેવા દેવાની પરવાનગી કઈ રીતે આપવામાં આવી ? અને તેની સ્પષ્ટ દલીલ એ છે કે પોતાના ધર્મ ઉપર કાયમ રહીને ઈસ્લામી હુકૂમતમાં રહેવાની પરવાનગી ઘણા બધા તે લોકોને મળે છે જેમની પાસેથી જિઝીયો લેવામાં નથી આવતો, દાખલા તરીકે સ્ત્રીઓ, વૃદ્ધો, ધાર્મિક આગેવાનો, અપંગો, મા'ઝૂર વગેરે... જો જિઝીયો ઈસ્લામનો બદલો હોત તો તે તેમની પાસેથી પણ લેવામાં આવતો હોત.

પ્રસ્તુત આયતોમાં જિઝીયાની સાથે عَنْ يَدٍ (અન્ યદિન) પણ ફરમાવ્યું છે, તેમાં શબ્દ عَنْ (અન્) કારણના અર્થમાં અને يَدْ (યદ્) શક્તિ અને વર્ચસ્વના અર્થમાં છે કે, આ જિઝીયો આપવું સ્વૈચ્છિક અથવા ચંદા કે ખયરાત સ્વરૂપે ન હોય, બલકે ઈસ્લામના વર્ચસ્વનો સ્વીકાર કરીને અને તેમના તાબા હેઠળ રહેવાના સ્વરૂપમાં હોય. (કઝા ફિ રૂહ) અને وَهُمْ صَاغِرُوْنَ નો અર્થ ઈમામ

શાફઈ (રહ.)ની તફસીર પ્રમાણે એ છે કે, તે લોકો ઈસ્લામના સામાન્ય કાયદાઓનું પાલન કરવાનું પોતાના માથે જરૂરી ઠરાવી લે. *(રૂહુલ મઆની, મઝહરી)*

આ આયતમાં જે એવી સૂચના આપવામાં આવી છે કે, જ્યારે આ લોકો જિઝીયો આપવાનો સ્વીકાર કરી લે તો યુદ્ધ સમાપ્ત કરી દેવામાં આવે, તેમાં જમહૂર ફુક્હાના મતે બધા જ કાફિરો સામેલ છે, ભલે તે અહલે કિતાબ હોય અથવા તે સિવાયના હોય; અલબત્ત, અરબના મુશ્રિકો તેમાથી બાકાત છે કે તેમની પાસેથી જિઝીયાનો સ્વીકાર કરવામાં ન આવ્યો.

બીજી આયતમાં આ વિષયની વધારે છણાવટ છે, જેનું વર્ણન પ્રથમ આયતમાં સામૂહિક રીતે આવ્યું છે કે, આ અહલે કિતાબ અલ્લાહ ઉપર ઈમાન ધરાવતા નથી. તેની બીજી આયતમાં ફરમાવ્યું કે, યહૂદીઓ તો હઝરત ઉઝૈર (અલૈ.)ને અલ્લાહના બેટા કહે છે અને નસારા હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહના બેટા ઠરાવે છે, એટલા માટે તેમનો તવહીદ અને ઈમાનનો દા'વો ખોટો ઠરે છે.

પછી ફરમાવ્યું, ذٰلِكَ قَوْلُهُمْ بِاَفْوَاهِهِمْ એટલે કે, ''આ તેમના મોંઢાનું નિવેદન છે'' તેનો અર્થ એ પણ થઈ શકે છે કે આ કુફ્રનો કલિમો ફક્ત તેમની જીભ ઉપર છે, ન તો તેઓ તેનું કોઈ કારણ બતાવી શકે છે અને ન જ તેમની પાસે એની કોઈ દલીલ છે.

પછી ઈરશાદ ફરમાવ્યું, يُضَاهِؤُنَ قَوْلَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَبْلُ ؕ قَاتَلَهُمُ اللّٰهُ اَنّٰى يُؤْفَكُوْنَ એટલે કે, આ તે લોકો જેવી વાતો કરવા લાગ્યા છે જે કાફિરો તેમનાથી અગાઉ થઈ ચૂક્યા છે, અલ્લાહ તેમનો નાશ કરે, આ ક્યાં ઊલટા જઈ રહ્યા છે !

અર્થ એ છે કે યહૂદી અને નસારા અંબિયા (અલૈ.)ને અલ્લાહના બેટા કહેવામાં એવા જ થઈ ગયા જેવા કે અગાઉના કાફિરો અને મુશ્રિકો હતા કે, તેઓ ફરિશ્તાઓને તથા લાત અને મનાતને અલ્લાહની દિકરીઓ કહેતા હતા.

———————

—————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૩૧ થી ૩૫)

اِتَّخَذُوْٓا اَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ وَالْمَسِيْحَ ابْنَ مَرْيَمَ ۚ وَمَآ
اُمِرُوْٓا اِلَّا لِيَعْبُدُوْٓا اِلٰهًا وَّاحِدًا ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۭ سُبْحٰنَهٗ عَمَّا يُشْرِكُوْنَ ﴿٣١﴾
يُرِيْدُوْنَ اَنْ يُّطْفِــُٔـوْا نُوْرَ اللّٰهِ بِاَفْوَاهِهِمْ وَيَاْبَى اللّٰهُ اِلَّآ اَنْ يُّتِمَّ نُوْرَهٗ وَلَوْ كَرِهَ
الْكٰفِرُوْنَ ﴿٣٢﴾ هُوَ الَّذِيْٓ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى
الدِّيْنِ كُلِّهٖ ۙ وَلَوْ كَرِهَ الْمُشْرِكُوْنَ ﴿٣٣﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّ كَثِيْرًا مِّنَ الْاَحْبَارِ وَ النصف
الرُّهْبَانِ لَيَاْكُلُوْنَ اَمْوَالَ النَّاسِ بِالْبَاطِلِ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ ۭ وَالَّذِيْنَ يَكْنِزُوْنَ
الذَّهَبَ وَالْفِضَّةَ وَلَا يُنْفِقُوْنَهَا فِيْ سَبِيْلِ اللّٰهِ ۙ فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ﴿٣٤﴾ يَّوْمَ يُحْمٰى
عَلَيْهَا فِيْ نَارِ جَهَنَّمَ فَتُكْوٰى بِهَا جِبَاهُهُمْ وَجُنُوْبُهُمْ وَظُهُوْرُهُمْ ۭ هٰذَا مَا كَنَزْتُمْ
لِاَنْفُسِكُمْ فَذُوْقُوْا مَا كُنْتُمْ تَكْنِزُوْنَ ﴿٣٥﴾

### તરજુમો :

*તેમણે અલ્લાહને છોડીને પોતાના આલિમો અને દૂરવેશોને ખુદા ઠરાવી લીધા અને મરયમના બેટા મસીહ (અલૈ.)ને પણ; અને તેમને હુકમ એ જ થયો હતો કે એક મઅ્બૂદની બંદગી કરો તેના સિવાય કોઈની બંદગી નથી, તે પાક (પવિત્ર) છે તેમના શરીક બતાવવાથી. (૩૧) ઈચ્છે છે કે અલ્લાહનો પ્રકાશ પોતાના મોઢાથી હોલવી નાંખે અને અલ્લાહ પોતાના પ્રકાશને પૂરો કર્યા વિના રહેશે નહીં અને ભલે કાફિરો બુરું માને. (૩૨) તેણે જ પોતાના રસૂલને સાચો દીન અને હિદાયત આપીને મોકલ્યા જેથી તેને દરેક દીન ઉપર ગલબો (વર્ચસ્વ) આપે અને ભલે મુશ્રિકો બુરું માને. (૩૩) હે ઈમાનવાળાઓ ! અહલે કિતાબના ઘણા આલિમો અને દૂરવેશો લોકોનો માલ નાહક ખાય છે અને અલ્લાહના માર્ગથી રોકે છે અને જે લોકો સોના અને ચાંદીને (દાટીને) સંગ્રહી રાખે છે અને તેને અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા બસ તેમને*

*દર્દનાક અઝાબની ખુશખબરી સંભળાવી આપો. (૩૪) જે દિવસે કે તે માલ ઉપર દોઝખની આગ તપાવવામાં આવશે, પછી તેનાથી તેમના માથા (કપાળ) અને પડખાં અને પીઠો ડામવામાં આવશે, (કહેવામાં આવશે) આ છે જે તમે પોતાના માટે (દાટીને) સંગ્રહી રાખ્યું હતું, હવે પોતાના સંગ્રહવાની (દાટવાની) મજા ચાખો. (૩૫)*

**તફસીર :**

(આગળ કાફિરોની પ્રવૃત્તિઓનું વર્ણન છે કે) તેમણે (એટલે કે યહૂદીઓ અને નસારાએ) અલ્લાહ(ની તવહીદ અને આજ્ઞાપાલન)ને છોડીને પોતાના આલિમો અને મશાઈખને (આજ્ઞાપાલનમાં) રબ્બ બનાવી રાખ્યા છે (તેમના આજ્ઞાપાલનને એટલું મહત્ત્વનું સમજે છે કે હરામ-હલાલના હુકમોમાં તેમનું અનુસરણ અલ્લાહના હુકમોની ઉપરવટ જઈને કરે છે અને આવું આજ્ઞાપાલન એ પૂજાનું જ એક સ્વરૂપ છે, બસ આ કારણે તેઓ તેમની ઈબાદત કરે છે એવું કહેવામાં આવ્યું છે) અને મસીહ ઈબ્ને મરયમ (અલૈ.)ને પણ (એક સ્વરૂપે રબ્બ બનાવી રાખ્યા છે કે તેમને અલ્લાહના બેટા કહે છે જે અલ્લાહ હોવા સમાન જ સમજે છે) જ્યારે કે તેમને (અલ્લાહની કિતાબમાં) ફક્ત એ હુકમ આપવામાં આવ્યો છે કે માત્ર એક મઅ્બૂદ (બરહક)ની ઈબાદત કરો જેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી અને તે તેમના શિર્કથી પાક છે (અને આ તો બાતિલના અનુસરણનો ઉલ્લેખ હતો આગળ વર્ણન છે કે તેઓએ સત્ય ધર્મને રદ કર્યો છે અને એ પણ કુફ્ર છે, એટલે કે) તે લોકો એવું ઈચ્છે છે કે અલ્લાહના નૂર (એટલે કે દીને ઈસ્લામ)ને પોતાના મોઢાથી (ફૂંકો મારીને) હોલવી નાંખે (એટલે કે મોઢાથી ટીકા અને નીંદાની વાતો એ હેતુથી કરે છે કે સત્ય ધર્મની પ્રગતિ ન થવા પામે) જ્યારે કે અલ્લાહ તઆલા પોતાના નૂરને સંપૂર્ણ કર્યા વિના નહીં છોડે ભલે કાફિર લોકો (જેમાં આ લોકો પણ આવી ગયા) ગમે એટલા નારાજ થાય (એટલા માટે) તે અલ્લાહ એવો છે કે (આ જ નૂરને પૂર્ણ કરવા માટે) તેણે પોતાના રસૂલ (ﷺ)ને હિદાયત(નો સામાન એટલે કે કુર્આન) અને સાચો ધર્મ (એટલે કે ઈસ્લામ) આપીને (દુનિયામાં) મોકલ્યા છે જેથી તે (ધર્મ)ને (એટલે કે આ જ નૂર બાકીના) બધા જ ધર્મો ઉપર ગાલિબ કરી (વર્ચસ્વ) આપે (કે એ જ તેની પૂર્ણતા છે) ભલે મુશ્રિક (જેમાં આ લોકો પણ સામેલ થઈ ગયા) કેટલાય નાખુશ થાય,

હે ઈમાનવાળાઓ ! મોટા ભાગના અહબાર (અહલે કિતાબના આલિમો) અને રુહબાન (દુરવેશો એટલે કે યહૂદ અને નસારાના મશાઈખો સામાન્ય) લોકોનો માલ અયોગ્ય રીતે ખાય (ઉડાવે) છે, (એટલે કે સત્ય હુકમોને છુપાવીને પોતાની મરજી પ્રમાણે સામાન્ય જનતાને ફત્વો આપીને તેમની પાસેથી ભેટ–સોગાતો સ્વીકારે છે) અને (તેના કારણે તેઓ) અલ્લાહના માર્ગ (એટલે કે દીને ઈસ્લામ)થી (લોકોને) અટકાવી રાખે છે (કારણ કે તેમના જૂઠા ફતવાઓથી ધોકામાં આવીને લોકો ગુમરાહીમાં ફસાયેલા રહે છે અને સત્યનો સ્વીકાર કરતા નથી બલકે, તેની ઉત્કંઠા કે તલબ પણ જાગતી નથી) અને (લાલચના કારણે તેઓ માલ પણ ભેગો કરે છે જે બાબતે આ ચેતવણી આવી છે કે) જે લોકો સોનું–ચાંદી ભેગું કરી રાખે છે અને તેને અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા (એટલે કે ઝકાત નથી આપતા) બસ, તમે તેમને એક મોટી દર્દનાક સજાની ખબર સંભળાવી આપો જે તે દિવસે ઉપસ્થિત થશે કે તેમને દોઝખની આગમાં (પ્રથમ) તપાવવામાં આવશે, પછી તેનાથી તે લોકોની પેશાનીઓ અને તેમના પડખાંઓ અને તેમની પીઠોને ડામ આપવામાં આવશે (અને એ બતાવવામાં આવશે કે) આ તે છે જેને તમે પોતાના માટે ભેગું કરી રાખ્યું હતું બસ, હવે તેને ભેગું કરવાની મજા ચાખો !

## મસ્અલા અને બોધપાઠ :

આ ચારે આયતોમાં યહૂદ અને નસારાના આલિમો અને દુરવેશો (રાહિબો)ની ગુમરાહી અને તેમની કુફ્રિય્યહ પ્રવૃત્તિઓનું વર્ણન છે. اَحْبَار (અહબાર) એ حِبْر (હિબ્ર)નું બહુવચન છે અને رُهْبَان (રુહબાન) એ رَاهِب (રાહિબ)નું બહુવચન છે. "હિબ્ર" યહૂદી અને નસારાના આલિમો અને રાહિબ તેમના ઈબાદત કરનાર દુરવેશોને કહેવામાં આવે છે.

પ્રથમ આયતમાં ફરમાવ્યું કે, આ લોકોએ અલ્લાહને છોડીને પોતાના ધર્મગુરૂ અને પૂજાપાઠ કરનાર લોકોને પોતાના મઅ્બૂદ બનાવી રાખ્યા છે, એ જ પ્રમાણે હઝરત ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)ને પોતાના ખુદા બનાવી લીધા છે, હઝરત ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)ને ખુદા અથવા મઅ્બૂદ બનાવવું તો એટલા માટે જાહેર છે કે તેઓ તેમને અલ્લાહના બેટા માને અને કહે છે અને દુરવેશોને મઅ્બૂદ બનાવવાની જે માન્યતા તેમના માટે અત્રે વર્ણન થઈ છે, જો કે તેઓ

ખુલ્લમ–ખુલ્લી રીતે તેમને પોતાના રબ્બ કહેતા ન હતા, તેનું કારણ એ છે કે તેઓ તેમનું આજ્ઞાપાલન એ રીતે કરતા હતા કે, જે માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂનો જ હક છે, તેમણે તે હકને તેમના હવાલે કરી દીધો હતો કે દરેક પરિસ્થિતિમાં તે દુરવેશોનું આજ્ઞાપાલન કરતા હતા, ભલે તેમનું નિવેદન અને હુકમ અલ્લાહ અને રસૂલ ﷺના વિરુદ્ધ કેમ ન હોય, આથી એ દેખીતું છે કે કોઈનું આ પ્રમાણે આજ્ઞાપાલન કરવું કે તે અલ્લાહ અને રસૂલ ﷺના ફરમાનો વિરુદ્ધ કંઈ કહે તો પણ તેને માનવું એ દેખીતું છે કે આ એવું જ ગણાશે જેમકે કોઈએ તેમને પોતાના પરવરદિગાર અને મઅ્બૂદ સમજી લીધા છે જે ઉઘાડું કુફ્ર છે.

આથી જાણ થઈ કે દીનના મસ્અલાઓમાં અજ્ઞાન જનતા માટે ઉલમાના ફતવાઓનું અનુસરણ અથવા ઈજ્તિહાદી મસ્અલાઓમાં મુજ્તહિદોનું અનુસરણ કરવાની બાબતને આ આયત સાથે કોઈ સંબંધ નથી, કારણ કે આ અનુસરણ અને આજ્ઞાપાલન વાસ્તવમાં અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺના હુકમોનું જ અનુસરણ હોય છે. વિદ્વાન અને સીધા માર્ગ ઉપર ચાલનાર વ્યક્તિ અલ્લાહ અને તેના રસૂલ ﷺના કલામને જોઈને તેના ઉપર અમલ કરે છે અને નાવાકિફ સામાન્ય જનતા ઈલ્મવાળાઓને પૂછીને તેમના હુકમો ઉપર અમલ કરે છે અને ઈલ્મવાળાઓ અને જેઓ ઈજ્તિહાદની કક્ષાએ નથી પહોંચ્યા તેઓ પણ ઈજ્તિહાદી મસ્અલાઓમાં મુજ્તહિદીન ઈમામોનું અનુસરણ કરે છે, આ આજ્ઞાપાલન અને અનુસરણ પોતે કુર્આન શરીફના હુકમ પ્રમાણે છે અને અલ્લાહ તઆલાની જ તાબે'દારી છે, જેમકે ઈરશાદ છે, فَاسْـئَلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُـنْتُـمْ لَاتَـعْـلَـمُوْنَ (૧૬ : ૪૩) એટલે કે, જો તમે પોતે અલ્લાહ અને તેના રસૂલ ﷺના હુકમો નથી જાણતા તો ઈલ્મવાળાઓને પૂછીને અમલ કર્યા કરો.

યહૂદીઓ અને નસારાની સામાન્ય જનતાએ અલ્લાહની કિતાબ અને અલ્લાહ તથા રસૂલના હુકમોને બિલકુલ ઉપેક્ષિત કરીને પોતાના સ્વાર્થ તથા ધંધાદારી આલિમો અથવા જાહિલ પૂજાપાઠ કરનારાઓના નિવેદનો અથવા પ્રવૃત્તિઓને જ પોતાનો દીન બનાવી લીધો હતો તેમની ટીકા આ આયતમાં કરવામાં આવી છે.

ત્યારબાદ ફરમાવ્યું કે, આ લોકોએ એવી ગુમરાહી અપનાવી જ્યારે કે

તેમને અલ્લાહ તઆલા તરફથી માત્ર એક અલ્લાહની ઈબાદત કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો અને તે બધી જ વસ્તુઓના શિર્કથી પાક છે જે આ લોકો અલ્લાહ માટે ભાગીદાર ઠરાવે છે.

આ આયતમાં તો તેમની બાતિલની અને ગયરૂલ્લાહની તાબે'દારી તથા આજ્ઞાપાલનનું વર્ણન હતું, ત્યાર પછીની આયતમાં તેમની એક બીજી ગુમરાહીનો ઉલ્લેખ છે કે આ લોકો ફક્ત એટલેથી બસ નથી કરતા કે, પોતે ગુમરાહીમાં પડી રહે છે બલકે હિદાયત અને સત્ય ધર્મનો નાશ કરવા અને તેને રદ કરવા માટેની કોશીશો કરતા રહે છે, એ જ વિષયને ઉદાહરણ સ્વરૂપે આ રીતે ઉલ્લેખ કર્યો છે કે આ લોકો પોતાના મોંઢાની ફૂંકો વડે અલ્લાહના નૂર (દીને ઈસ્લામના પ્રકાશ)ને બુઝાવવા ઈચ્છે છે, જ્યારે કે તે તેમના સામર્થ્યની વાત છે જ નથી; અલ્લાહ તઆલા એવું નક્કી કરી ચૂક્યો છે કે પોતાના નૂર એટલે કે દીને ઈસ્લામના પ્રકાશને પૂર્ણ કરીને જ રહેશે, ભલે કાફિર લોકોને કેટલોય અણગમો ઉપજે.

ત્યાર પછી ત્રીજી આયતના વિષયનો ખુલાસો પણ એ જ છે કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને હિદાયતનો સામાન એટલે કે, કુર્આન અને દીને હક, એટલે કે સત્ય ધર્મ ઈસ્લામ આપીને એટલા માટે મોકલ્યા છે જેથી તેને દુનિયાના બાકીના બધા જ ધર્મો ઉપર ગાલિબ કરી (વર્ચસ્વ અપાવી) દે. લગભગ આ જ શબ્દો સાથે કુર્આને કરીમમાં અનેક આયતો આવી છે જેમાં એ વાયદો છે કે, દીને ઈસ્લામને દુનિયાના બધા જ ધર્મો ઉપર ગાલિબ કરવામાં આવશે (વર્ચસ્વ આપવામાં આવશે).

તફસીરે મઝહરીમાં છે કે, દીને ઈસ્લામને દુનિયાના અન્ય તમામ ધર્મો ઉપર ગાલિબ કરવાની ખુશખબરી મોટા ભાગે યુગ પરિવર્તન અને પરિસ્થિતિઓને આધીન છે, જેમકે હઝરત મિકદાદ (રદિ.)ની હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "પૃથ્વી પટ ઉપર કોઈ કાચું મકાન (સુદ્ધાં) એવું બાકી નહીં રહેશે જેમાં ઈસ્લામનો કલિમો પ્રવેશ નહીં પામી જાય આબરૂદારોની આબરૂની સાથે અને ઝલીલ લોકોની ઝિલ્લત સાથે; જેને અલ્લાહ તઆલા ઈજ્જત આપશે તે મુસલમાન થઈ જશે અને જેને અપમાનિત કરવો હશે તે ઈસ્લામ તો સ્વીકારશે નહીં પરંતુ ઈસ્લામની હુકૂમતના તા'બામાં આવશે."

એટલા માટે અલ્લાહનો આ વાયદો પૂર્ણ થયો એક હજાર વર્ષો સુધી લગભગ ઈસ્લામની જાહોજલાલી સમગ્ર દુનિયા ઉપર છવાયેલી રહી.

રસૂલે કરીમ ﷺ અને સલફે સાલિહીનના સમયકાળમાં તો આ નૂરની પૂર્ણતાનો જાત અનુભવ સમગ્ર દુનિયા કરી ચૂકી છે અને ભવિષ્યમાં પણ દલીલો અને વાસ્તવિકતાઓના આધારે દરેક યુગમાં દીને ઈસ્લામ એવો સંપૂર્ણ ધર્મ છે કે, કોઈ તટસ્થ બુદ્ધિ ધરાવનાર વાસ્તવવાદી તેના ઉપર કોઈ વાંધો ઉઠાવી શકતો નથી, એટલા માટે કાફિરોના વિરોધ–વંટોળ હોવા છતાં આ સત્ય ધર્મ પોતાના સત્ય હોવાની બધી જ દલીલો દરેક પ્રકારે આપીને હંમેશાથી ગાલિબ છે અને વર્ચસ્વ ધરાવે છે અને જ્યારે પણ મુસલમાનો આ દીનની સંપૂર્ણ પેરવી કરે તો તેમનો જાહેર ગલબો અને હુકૂમત તથા સત્તા પણ તેના પરિણામો સ્વરૂપે મળતી વસ્તુ છે, જેમકે ઈસ્લામના ઈતિહાસનો અનુભવ એ બાબતની સાક્ષી છે કે જ્યારે પણ મુસલમાનોએ કુર્આન અને સુન્નત ઉપર સંપૂર્ણ અમલ કર્યો તો કોઈ પહાડ, કોઈ દરિયા તેમના અડગ નિર્ધારના માર્ગમાં અડચણ નથી બની શક્યા અને તેઓ સમગ્ર દુનિયા ઉપર છવાઈ ગયા અને જ્યારે કદીપણ, જ્યાં કંઈ પણ તેમને પરાજય અથવા પીછેહઠ કરવાની નોબત આવી છે તો તે કુર્આન અને સુન્નતના હુકમોથી ગફલત અને બેદરકારી કરવાના ખરાબ પરિણામ સ્વરૂપે જ છે જે તેમની સામે આવી; દીને હક તો પણ પોતાના સ્થળે વર્ચસ્વ ધરાવનાર અને અડગ અચળ છે.

ચોથી આયતમાં મુસલમાનોને સંબોધન કરીને યહૂદીઓ અને નસારાના આલિમો અને મશાઈખોની એવી પરિસ્થિતિનું વર્ણન છે જેના કારણે જનતામાં ગુમરાહી ફેલાઈ. મુસલમાનોને સંબોધન કરવાથી કદાચ એ તરફ ઈશારો છે કે, જો કે આ પરિસ્થિતિ યહૂદીઓ અને નસારાના ઉલમા અને રાહિબોની વર્ણન થઈ રહી છે પરંતુ મુસલમાન આલિમોએ પણ તેનાથી ચેતેલા રહેવું જોઈએ કે, ક્યાંક તેમની પરિસ્થિતિ પણ તે લોકો જેવી ન થઈ જાય.

આ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, યહૂદીઓ અને નસારાના ઘણા બધા ઉલમા અને મશાઈખની એવી હાલત છે કે બાતિલ પદ્ધતિઓથી લોકોનો માલ ખાય છે અને અલ્લાહના સીધા માર્ગથી તેમને રોકે છે.

યહૂદીઓ અને નસારાના મોટા ભાગના આલિમો અને રાહિબોની એ જ પરિસ્થિતિ હતી અને એવી પરિસ્થિતિમાં સામાન્ય રીતે રહેનારા બધાને જ ખરાબ કહી શકાય છે પરંતુ કુર્આને કરીમે આ સ્થળે શબ્દ كَثِيۡـــرًا (કસીરન)નો વધારો કરીને મુસલમાનોના દુશ્મનોના મા'મલામાં પણ કાળજીથી ઉચ્ચારવાની પ્રેરણા આપી છે કે એવી હાલતને બધા લોકો સાથે જોડીને ન બતાવી, બલકે એવું ફરમાવ્યું કે તેમનામાંથી ઘણા લોકો આવું કરે છે, તેમની ગુમરાહી એ બતાવવામાં આવી કે તેઓ લોકોનો માલ બાતિલ (નાહક) પદ્ધતિથી ખાય છે, આ પદ્ધતિથી અર્થ એ છે કે આ લોકો અમુક સમયે અલ્લાહના હુકમોને છુપાવીને ફેરબદલ કરવાનું પણ કાર્ય કરતા હતા તેના ઉપર વધારે ખરાબ તેમની ગુમરાહી એ બતાવવામાં આવી છે કે, આ કમ્બખ્ત લોકો ફક્ત પોતે જ ગુમરાહ નથી બલકે અન્ય હિદાયતના ઈચ્છુક લોકોને અલ્લાહના માર્ગથી અટકાવવાનું કારણ પણ બને છે, કારણ કે જ્યારે લોકો પોતાના ધાર્મિક પેશ્વાઓને આવી પ્રવૃત્તિઓ કરતા જુએ છે તો તેમનામાં પણ સત્યના અનુસરણની ભાવના મરી પરવારે છે, તદુપરાંત તેમના ખોટા ફતવાઓના આધારે તેઓ ગુમરાહી અને ભૂલને જ સીધું અને સત્ય સમજવા લાગે છે.

યહૂદીઓ અને નસારાના આલિમો અને દુરવેશોની આ બીમારી કે તેઓ પૈસાની લાલચમાં જૂઠા ફતવાઓ આપે છે, દુનિયાની લાલચના કારણે તેમનામાં માલની મહોબ્બત જન્મી હતી એટલા માટે પ્રસ્તુત આયતમાં માલની મહોબ્બતમાં ઓત–પ્રોત થવાનું ખરાબ પરિણામ અને તેના ભયંકર અઝાબનું વર્ણન થયું છે અને એ બીમારીથી છુટકારો પ્રાપ્ત કરવાનો તરીકો પણ બતાવવામાં આવ્યો છે. ઈરશાદ છે وَالَّـذِيۡنَ يَكۡنِزُوۡنَ الذَّهَبَ وَالۡفِضَّةَ وَلَا يُنۡفِقُوۡنَهَا فِىۡ سَبِيۡلِ اللّٰهِ فَبَشِّرۡهُمۡ بِعَذَابٍ اَلِيۡمٍ એટલે કે, જે લોકો સોના–ચાંદી ભેગી કરી રાખે છે અને તેને અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા તેમને દર્દનાક અઝાબની આગાહી સંભળાવી દો.

وَلَا يُـــنۡـــفِـــقُـــوۡنَهَـــا ના શબ્દોથી એ તરફ ઈશારો થયો છે કે, જે લોકો આવશ્યકતા અનુસાર અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે તો બાકી બચેલો માલ તેમના માટે નુકસાનકર્તા નથી.

હદીષમાં પોતે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યું કે, "જે માલની ઝકાત અદા કરવામાં આવે તે كَنَزۡتُمۡ (કનઝ્તુમ)માં સામેલ નથી."

*(અબૂ દાવુદ, અહમદ વગેરે)*

આથી જાણ થાય છે કે, ઝકાત કાઢ્યા પછી જે માલ બાકી રહે તેને ભેગો કરવો કોઈ ગુનોહ નથી.

જમહૂર ફુકૂહા અને ઈમામોનો આ જ મસ્લક છે. وَلَا يُنْفِقُوْنَهَا (વલા યુન્ફિકૂનહા)ની જમીર فِضَّةُ (ફિદ્દહ) તરફ રાજેઅ્ છે જેનો અર્થ "ચાંદી" થાય છે, ઉપરોક્ત સોના અને ચાંદી બંનેનો ઉલ્લેખ હતો પરંતુ જમીર ફક્ત ચાંદી તરફ રાજેઅ્ થઈ ગઈ. તફસીરે મઝહરીમાં તેનો ઈશારો એ બાબતને ઠરાવવામાં આવ્યો છે કે, જ્યારે કોઈ વ્યક્તિની પાસે સોનું અને ચાંદી થોડું–થોડું ઉપસ્થિત હોય તો ચાંદીને ગણતરીમાં લેવામાં આવશે, સોનાની કિંમત પણ ચાંદીના હિસાબથી લગાવીને ઝકાત અદા કરવામાં આવશે.

પાંચમી આયતમાં એ ભયંકર અઝાબની વિગત આ રીતે વર્ણન કરવામાં આવી છે, يَوْمَ يُحْمٰى عَلَيْهَا فِيْ نَارِ جَهَنَّمَ فَتُكْوٰى بِهَا جِبَاهُهُمْ وَجُنُوْبُهُمْ وَظُهُوْرُهُمْ ۖ هٰذَا مَا كَنَزْتُمْ لِاَنْفُسِكُمْ فَذُوْقُوْا مَا كُنْتُمْ تَكْنِزُوْنَ ۖ એટલે કે, ઝકાત અદા ન કરનારને એ દિવસે ભયંકર અઝાબ થશે જ્યારે કે તેમના ભેગા કરેલા સોના–ચાંદીને જહન્નમની આગમાં તપાવવામાં આવશે પછી તેમની પેશાનીઓ, પડખાંઓ અને પીઠો ઉપર ડામવામાં આવશે અને તેમને મૌખિક સજા સ્વરૂપે કહેવામાં આવશે કે આ તે વસ્તુ છે જે તમે પોતાના માટે ભેગી કરી હતી, બસ પોતાની ભેગી કરેલી મૂડીને ચાખો ! એનાથી જાણ થઈ કે, અમલનો બદલો અમલ જ છે જે મૂડી નાજાઈઝ રીતે ભેગી કરી હતી અથવા અસલ મૂડી તો જાઈઝ હતી પરંતુ તેની ઝકાત અદા કરી ન હતી તો પોતે તે મૂડી જ તે લોકોનો અઝાબ બની ગઈ.

આ આયતમાં ડામ આપવા માટે પેશાનીઓ, પડખાંઓ અને પીઠનું વર્ણન કરવામાં આવ્યું છે, યા તો તેનો અર્થ સમગ્ર શરીર છે અથવા તો પછી આ ત્રણ વસ્તુ વિશેષ સ્વરૂપે છે કે, જે બખીલ (કંજૂસ) વ્યક્તિ પોતાની મૂડી અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવા નથી ઈચ્છતો જ્યારે કોઈ ફકીર અથવા ઝકાતનો હકદાર તેની સામે આવે છે તો તેને જોઈને સૌ પ્રથમ તેની પેશાની ઉપર કરચલી પડે છે, પછી તેની આંખોથી આંખો મેળવવાના બદલે ડાબે–જમણે જુએ છે અને તેનાથી પણ જો સવાલ કરનાર ન છોડે તો તે તેના તરફ પીઠ કરે છે, એટલા માટે પેશાની, પડખાં અને પીઠ આ ત્રણ માટે અઝાબ થવાનું વિશેષરૂપે વર્ણન થયું છે.

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૩૬–૩૭)

إِنَّ عِدَّةَ الشُّهُورِ عِندَ اللَّهِ اثْنَا عَشَرَ شَهْرًا فِي كِتَابِ اللَّهِ يَوْمَ خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ
مِنْهَا أَرْبَعَةٌ حُرُمٌ ۚ ذَٰلِكَ الدِّينُ الْقَيِّمُ ۚ فَلَا تَظْلِمُوا فِيهِنَّ أَنفُسَكُمْ ۚ وَقَاتِلُوا
الْمُشْرِكِينَ كَافَّةً كَمَا يُقَاتِلُونَكُمْ كَافَّةً ۚ وَاعْلَمُوا أَنَّ اللَّهَ مَعَ الْمُتَّقِينَ ﴿٣٦﴾ إِنَّمَا
النَّسِيءُ زِيَادَةٌ فِي الْكُفْرِ ۖ يُضَلُّ بِهِ الَّذِينَ كَفَرُوا يُحِلُّونَهُ عَامًا وَيُحَرِّمُونَهُ عَامًا
لِّيُوَاطِئُوا عِدَّةَ مَا حَرَّمَ اللَّهُ فَيُحِلُّوا مَا حَرَّمَ اللَّهُ ۚ زُيِّنَ لَهُمْ سُوءُ أَعْمَالِهِمْ ۗ وَ
اللَّهُ لَا يَهْدِي الْقَوْمَ الْكَافِرِينَ ﴿٣٧﴾

## તરજુમો :

*નિઃશંક ! મહિનાઓની ગણતરી અલ્લાહ નજીક બાર મહિના છે અલ્લાહના હુકમમાં જે દિવસથી તેણે આસમાન અને જમીન પેદા કર્યા હતા તેમાં ચાર મહિના અદબના છે, આ જ છે સીધો દીન; બસ તેમાં પોતાના ઉપર જુલમ ન કરો અને બધા મુશ્રિકોથી દરેક હાલતમાં લડો જેવા તેઓ તમારા સૌની સાથે દરેક હાલતમાં લડે છે અને જાણી લો કે અલ્લાહ ડરનારાઓની સાથે છે. (૩૬) આ જે મહિનો હટાવી દેવું છે બસ કુફ્રના સમયમાં વધારી દીધેલી વાત છે તેનાથી કાફિર ગુમરાહીમાં પડે છે, એ મહિનાને એક વર્ષે હલાલ કરી લે છે અને બીજા વર્ષે હરામ ઠરાવે છે જેથી તે મહિનાઓની ગણતરી પૂરી કરી લે જે અલ્લાહે અદબ માટે રાખ્યા છે, ફરી હલાલ કરી લે છે કે જે મહિનો અલ્લાહે હરામ કર્યો; તેમની દૃષ્ટિમાં તેમના બુરા કામ ભલા કરી દેવામાં આવ્યા અને અલ્લાહ કાફિર લોકોને માર્ગ નથી આપતો. (૩૭)*

## તફસીર :

ખરેખર મહિનાઓની ગણતરી (કે જે) અલ્લાહની કિતાબ (એટલે કે શરીઅતના હુકમ)માં અલ્લાહ નજીક (ભરોસાપાત્ર છે) બાર મહિના (ચંદ્રના હિસાબે) છે (અને એ કંઈ આજથી નથી બલકે) જે દિવસે અલ્લાહ તઆલાએ આસમાન અને ધરતીને પેદા કરી હતી (તે દિવસથી છે અને) તેમાં ખાસ ચાર

મહિનાઓ અદબના છે (જિલ્કદ, જિલ્હજ્જ, મુહર્રમ અને રજ્જબ), આ જ (પ્રસ્તુત હુકમ) દીને મુસ્તકીમ (સીધો દીન) છે (એટલે કે આ મહિનાઓનું બાર હોવું અને તેમાંથી ચાર મહિનાનું ખાસ કરીને અદબવાળા મહિના હોવું અને આદત વિરુદ્ધ અજ્ઞાનતામાં ક્યારેક વર્ષના મહિનાની સંખ્યા વધારી દેતા અને ક્યારેક હુરમતવાળા મહિનાની અગત્યતાને છોડી દેતા, એવું કરવું બદ્દીની છે) બસ, તમે એ બધા મહિનાઓ વિશે (દીનનો વિરોધ કરવાનો ગુનોહ કરી) પોતાનું નુકસાન ન કરજો (એટલે કે આ અજ્ઞાનતાની આદત પ્રમાણે ન કરજો) અને તે મુશ્રિકોમાંથી (જ્યારે કે એ પોતાની કુફ્રિય્યહ પ્રવૃત્તિમાં આ ખાસ આદત પણ આવી ગઈ, તે ન છોડે તો) સૌથી લડજો જેમકે તેઓ સૌ (મુસલમાનો) સાથે યુદ્ધ (કરવા માટે હંમેશા તૈયાર રહી લડાઈ) કરે છે અને (જો તેમના સમૂહ અને શસ્ત્ર-સરંજામનો ભય હોય તો) એ જાણી રાખો કે અલ્લાહ તઆલા પરહેઝગારોનો સાથીદાર છે (બસ, ઈમાન અને તકવાને પોતાનું પ્રતીક બનાવો અને કોઈનાથી ન ડરો, આગળ તેમની અજ્ઞાનતાપૂર્ણ ટેવનું વર્ણન છે કે) આ (મહિનાઓના કે જે હુરમતવાળા છે તેમને આગળ-પાછળ) હટાવી દેવું કુફ્રમાં વધારે પ્રગતી કરવું છે જેનાથી (સામાન્ય જનતાને) કાફિરો ગુમરાહ કર્યે જાય છે (એ રીતે) કે તેઓ આ મહિનાને કોઈ વર્ષે (વ્યક્તિગત સ્વાર્થ હેતુ) હલાલ કરી લે છે અને કોઈ વર્ષે (જ્યારે કોઈ સ્વાર્થ ન હોય ત્યારે) હરામ સમજે છે જેથી અલ્લાહ તઆલાએ જે મહિનાઓ હરામ કર્યા છે (ફક્ત) તેની ગણતરી (કોઈ પ્રકારના મહિના નક્કી કર્યા વિના) પૂરી કરી લે છે, પછી (જ્યારે કોઈ મહિનો નક્કી જ ન રહ્યો તો) અલ્લાહના હરામ કરેલા મહિનાઓને હલાલ કરી લે છે, તેમની (આ) દુષ્ટતા તેમને ભલી જણાય છે (અને તેઓના કુફ્ર ઉપર ડટેલા રહેવાથી તેમના વિશે દિલગીર થવું લાભરહિત છે, કારણ કે) અલ્લાહ તઆલા એવા કાફિરોને હિદાયત(ની તવફીક) નથી આપતો (કારણ કે તેઓ પોતે સીધા માર્ગે આવવા ઈચ્છતા નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કાફિરો અને મુશ્રિકોના કુફ્ર, શિર્ક, ગુમરાહી તથા દુષ્ટ કર્મોનું વર્ણન હતું, આ બે આયતોમાં પણ એ જ ક્રમનો એક વિષય અને અજ્ઞાનતાકાળના અરબના એક અજ્ઞાનતાપૂર્ણ કુરિવાજનો ઉલ્લેખ અને

મુસલમાનોને તેનાથી બચવાની સૂચના આપવામાં આવી છે. આ કુરિવાજ એક ઘટના સંદર્ભે છે, જેની વિગત એ છે કે પ્રાચીન સમયથી અગાઉના અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં વર્ષના બાર મહિનાઓ માનવામાં આવતા હતા અને તેમાંથી ચાર મહિનાઓ ખૂબ અદબવાળા, બરકતવાળા અને સન્માનનીય મહિનાઓ માનવામાં આવતા હતા, ત્રણ મહિનાઓ સતત ક્રમમાં જિલ્કદ, જિલ્હજ્જ અને મુહર્રમ હતા અને એક મહિનો રજ્જબનો હતો.

બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતો એ બાબત ઉપર સહમત છે કે, આ ચાર મહિનાઓમાં દરેક ઈબાદતોનો સવાબ વધારે હોય છે અને જો તેમાં કોઈ ગુનોહ કરે તો તેનો વબાલ અને અઝાબ પણ વધારે હોય છે, પાછલી શરીઅતોમાં આ મહિનાઓમાં યુદ્ધ કરવાની કે લોહી વહાવવાની મનાઈ હતી.

મક્કએ મુકર્રમહના અરબો કારણ કે, હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના માધ્યમથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદ છે એટલા માટે એ સૌ લોકો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની નુબુવ્વત અને રિસાલતને માનતા હતા અને તેમની શરીઅતના અનુયાયી હોવાનો દા'વો કરતા હતા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની શરીઅતમાં આ ચાર મહિનાઓ એટલે કે, જે મહિનાઓમાં યુદ્ધ, ખૂનામરકી, શિકાર વગેરેની મનાઈ હતી અજ્ઞાનતાકાળના અરબો માટે એ હુકમનું પાલન કરવું સખત મુશ્કેલ હતું કે અજ્ઞાનતાના યુગમાં લડાઈ, ખૂનામરકી જ તેમનો ધંધો બનીને રહી ગયો હતો એટલા માટે તેમાં સરળતા પેદા કરવા માટે તેમણે એવા સ્વાર્થી અને જાત-જાતના હિલાઓ, છટકબારીઓ કાઢી કે ક્યારેક આ અદબવાળા મહિનાઓમાં જો યુદ્ધની આવશ્યકતા ઊભી થાય અથવા તો લડતાં-લડતાં વચ્ચે આ મહિનાઓ આવી જાય તો કહી આપતા હતા કે, આ વર્ષે આ મહિનાઓ હરામ નથી થયા આગલા વર્ષે હરામ થશે, દાખલા તરીકે મુહર્રમ આવી જાય તો કહેતા કે મુહર્રમનો મહિનો હરામ નથી બલકે, સફરનો મહિનો હરામ થશે અને વધારે આવશ્યકતા પડે તો કહેતા કે, રબિઉલ અવ્વલ હરામ થશે અથવા એવું કહેતા કે, આ વર્ષે સફરનો મહિનો પહેલો આવી ગયો મુહર્રમ પછી આવશે, આ રીતે મુહર્રમને સફર બનાવી લેતા. મતલબ કે, વર્ષના અદબવાળા ચાર મહિના તો પૂરા કરતા હતા પરંતુ અલ્લાહના નક્કી કરેલ ક્રમની કાળજી લેતા ન હતા, જે મહિનાને ઈચ્છે જિલ્હજ્જ કહી દેતા અને જેને ઈચ્છે રમઝાન કહી

દેતા, જેને ઈચ્છે આગળ કરી દેતા, જેને ઈચ્છે પાછળ કરી દેતા અને ક્યારેક વધારે જરૂરત ઉપસ્થિત થાય, દાખલા તરીકે ચાલુ લડાઈએ દશ મહિના પસાર થઈ જાય તો વર્ષના ફક્ત બે જ મહિનાઓ બાકી રહેતા, આથી તે વર્ષના બીજા બે મહિના વધારી દેતા અને કહેતા કે આ વર્ષ તો ૧૪ મહિનાનું થશે, આ પ્રમાણે બાકીના ચાર મહિનાઓને હુરમતવાળા મહિનાઓ બનાવી લેતા હતા.

મતલબ કે, દીને ઈબ્રાહીમી (અલૈ.)નું એટલું તો સન્માન કરતા હતા કે વર્ષમાં ચાર મહિનાઓનું સન્માન કરતા અને તેમાં યુદ્ધ કે ખૂનામરકી કરતા ન હતા પરંતુ અલ્લાહ તઆલાએ જે મહિનાઓનો ક્રમ નક્કી કર્યો અને એ જ ક્રમથી ચાર મહિનાઓને હુરમતવાળા મહિનાઓ ઠરાવ્યા તેમાં જાત-જાતની યુક્તિઓ અને છટકબારીઓ શોધી પોતાનો સ્વાર્થ પૂરો કરતા હતા.

તેનું પરિણામ એ આવતું કે, આ યુગમાં એ બાબતની વિશેષતા મુશ્કેલ થઈ ગઈ હતી કે કયો મહિનો રમઝાન અથવા શવ્વાલનો છે અને કયો મહિનો જિલ્કદ, જિલ્હજ્જ અથવા રજ્જબનો છે ? હિજરતના આઠમાં વર્ષે જ્યારે મક્કએ મુકર્રમહનો વિજય થયો અને નવમાં વર્ષે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને હજ્જના મોસમમાં સૌ કાફિરો અને મુશ્રિકો સાથે કરારભંગ અને સંબંધ વિચ્છેદની જાહેરાત માટે મોકલ્યા તો આ મહિનો સાચી ગણતરી પ્રમાણે જો કે જિલ્હજ્જનો મહિનો હતો પરંતુ અજ્ઞાનતાના તે જ જૂના રિવાજ પ્રમાણે આ મહિનો જિલ્કદનો ઠરાવવામાં આવ્યો અને આ વર્ષ તેમની નિકટ જિલ્હજ્જના બદલે જિલ્કદનો નક્કી થયો હતો, પછી જ્યારે સન હિજરી ૧૦માં રસૂલે કરીમ ﷺ હજ્જતુલ વદાઅ્ માટે ગયા તો કુદરતી રીતે એવી વ્યવસ્થા બની ગઈ કે, મહિનો અસલ જિલ્હજ્જનો હતો, અજ્ઞાનતાના હિસાબમાં પણ તે જિલ્હજ્જ જ ઠરાવવામાં આવ્યો હતો. એટલા માટે રસૂલે કરીમ ﷺએ પોતાના મિનાના ખુત્બામાં ઈરશાદ ફરમાવ્યો, اَلَا اِنَّ الزَّمَانَ قَدِاسْتَدَارَ كَهَيْئَةِ يَوْمٍ خَلَقَ اللّٰهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ એટલે કે, સમય ફરી-ફરીને પાછો પોતાના અસલ ચક્ર ઉપર આવી ગયો જેના ઉપર તેને અલ્લાહ તઆલાએ જમીન અને આસમાનની ઉત્પત્તિઓના સમયે રાખ્યો હતો, એટલે કે જે મહિનો અસલ જિલ્હજ્જનો હતો અજ્ઞાનતાવાળાઓ નજીક પણ તે જ મહિનો જિલ્હજ્જનો મહિનો ઠર્યો.

આ હતો તે અજ્ઞાનતાનો કુરિવાજ જે મહિનાઓની સંખ્યા અને ક્રમ તથા

તેના નક્કી સમયમાં ઓછું–વત્તું તથા ફેરબદલ કરવા વિશે હતો, જેના કારણે તે બધા જ શરીઅતના હુકમોમાં ખલેલ પડતો હતો જે કોઈ ખાસ મહિના અને તેની ખાસ તારીખ સાથે સંબંધિત છે અથવા જે વર્ષની શરૂઆત અથવા પૂર્ણ થવા સાથે સંબંધિત છે, દાખલા તરીકે અશ્‌રએ જિલ્હજ્જમાં હજ્જના હુકમો અને અશ્‌રએ મુહર્રમમાં રોઝાના હુકમો અને વર્ષ પૂર્ણ થવાથી ઝકાતના હુકમો વગેરે લાગુ પડે છે.

વાત તો સાવ ટૂંકી હતી કે મહિનાઓના નામ બદલીને આગળ–પાછળ કરી દેતા હતા, મુહર્રમને સફર અને સફરને મુહર્રમ બનાવી દેતા હતા પરંતુ તેના પરિણામે સેંકડો શરીઅતના હુકમોની ફેરબદલી થઈને અમલ બરબાદ થઈ ગયા. કુર્આને મજીદની આ બે આયતોમાં જાહિલિયતના કુરિવાજની ખરાબી અને તેનાથી મુસલમાનોને બચવાની સૂચના અને માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

પ્રથમ આયતમાં ઈરશાદ છે, اِنَّ عِدَّةَ الشُّهُوْرِعِنْدَ اللّٰهِ اثْنَا عَشَرَ شَهْرًا તેમાં શબ્દ عِـــدَّةُ (ઈદ્દત) એ સંખ્યાના અર્થમાં છે અને شُـــهُــوْر (શુહૂર) એ شَهْـر (શહ્‌ર)નું બહુવચન છે. "શહ્‌ર"નો અર્થ "મહિનો" છે. તેનો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા સમીપ મહિનાઓની સંખ્યા બાર નક્કી છે, તેમાં કોઈને વત્તુ–ઓછું કરવાનો કોઈ અધિકાર નથી.

ત્યારબાદ فِیْ کِتٰبِ اللّٰهِ (ફિ કિતાબિલ્લાહ)નો શબ્દ વધારીને બતાવવામાં આવ્યું કે, આ વાત "અઝલ"થી "લવહે મહફૂઝ"માં લખવામાં આવી હતી, પછી يَوْمَ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ ફરમાવીને ઈશારો કરવામાં આવ્યો કે, અલ્લાહનો નિર્ણય આ વિષય સંદર્ભે જો કે, અઝલથી લાગુ પડી ચૂક્યો હતો પરંતુ આ મહિનાઓનો ક્રમ અને તેની ગોઠવણી તે સમયે લાગુ પાડવામાં આવી જ્યારે કે આસમાન અને ધરતી પેદા કરવામાં આવ્યા.

પછી ઈરશાદ ફરમાવ્યો, مِـــنْهَـــــااَرْبَـــعَةٌحُـــــرُمٌ એટલે કે, આ બાર મહિનાઓમાંથી ચાર મહિનાઓ હુરમતવાળા (સન્માનનીય) છે, તેમને હુરમતવાળા બે કારણોસર કહેવામાં આવ્યા. એક તો એટલા માટે કે તેમાં યુદ્ધ અને ખૂનામરકી હરામ છે, બીજું એટલા માટે કે આ બરકતવાળા મહિનાઓનું સન્માન કરવું વાજિબ છે, તેમાં ઈબાદતનો સવાબ વધારે મળે છે તેમાંથી પ્રથમ

હુકમ તો શરીઅતે ઈસ્લામમાં મન્સુખ (રદ) થઈ ચૂક્યો પરંતુ બીજો હુકમ અદબ અને સન્માન કરવાનો તથા તેમાં ઈબાદતની પાબંદી કરવાનો હજુપણ ઈસ્લામમાં બાકી છે.

હજ્જતુલ વદાઅ્ના "ખુત્બએ યવમુન્નહર"માં રસૂલે કરીમ ﷺએ આ મહિનાઓનો ખુલાસો અને સ્પષ્ટતા એ ફરમાવી કે, ત્રણ મહિના સતત ક્રમમાં છે જિલ્કદ, જિલ્હજ્જ અને મુહર્રમ તથા એક મહિનો રજ્જબ છે, પરંતુ રજ્જબના મહિનાની બાબતમાં અરબની બે પ્રથાઓ મશ્હૂર હતી, અમુક કબીલાઓ તે મહિનાને રજ્જબ કહેતા હતા જેને આપણે રમઝાન કહીએ છીએ અને કબીલએ મુદર નજીક રજ્જબ તે મહિનો હતો જે જમાદિઉલ આખર અને શાબાન વચ્ચેનો છે, આથી રસૂલુલ્લાહ ﷺએ તેને "રજ્જબે મુદર" કહીને એ સ્પષ્ટતા પણ કરી આપી કે જે જમાદિઉલ આખર અને શાબાનની વચ્ચે છે તે મહિનો રજ્જબનો છે.

ذٰلِکَ الدِّیۡنُ الۡقَیِّمُ આ છે દીને મુસ્તકીમ; એટલે કે મહિનાઓના ક્રમની ગોઠવણી અને તેને નક્કી કરવામાં તથા દરેક મહિનાના ખાસ કરીને અદબવાળા મહિનાના જે હુકમો છે તેને અલ્લાહ તઆલાના અજલી હુકમ પ્રમાણે રાખવો જ "દીને મુસ્તકીમ" (કાયમ રહેનાર ધર્મ) છે, તેમાં પોતાના તરફથી વધતું ઓછું કરવું, ફેરફાર કરવો, ખોટી સમજ અને જૂઠી માન્યતાઓની નિશાની છે.

فَلَا تَظۡلِمُوۡا فِیۡهِنَّ اَنۡفُسَکُمۡ એટલે કે, આ પવિત્ર મહિનાઓમા તમે પોતાનું નુકસાન ન કરી બેસજો કે તેના નક્કી હુકમોનું સન્માન કરી તેનો ભંગ કરી બેસો અને તેમાં ઈબાદતમાં આળસ કરો.

ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, તેમાં ઈશારો એ બાબત તરફ છે કે આ બરકતવાળા મહિનાઓની ખાસિયત એ છે કે તેમાં જે વ્યક્તિ કોઈ ઈબાદત કરે છે તેને બાકીના મહિનાઓમાં પણ તવફીક અને હિંમત પ્રાપ્ત થાય છે, એ જ પ્રમાણે જે વ્યક્તિ પ્રયત્ન કરીને આ મહિનાઓમાં પોતાને ગુનાહોથી અને દુષ્કૃત્યોથી બચાવે તો વર્ષના બાકી મહિનાઓમાં તેના માટે આ બુરાઈઓથી બચવું સરળ થઈ જાય છે, એટલા માટે આ મહિનાઓથી લાભ ન ઉઠાવવો એક પ્રકારનું મોટું નુકસાન છે.

અહીંયાં સુધી મક્કાના મુશ્રિકોના એક અજ્ઞાનતાના ખાસ રિવાજનું વર્ણન

અને તેનો રદિયો હતો, અંતિમ આયત પછી એ હુકમનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે જે સૂરતની શરૂઆતમાં આપવામાં આવ્યો હતો કે, કરારની મુદત પૂર્ણ થયા પછી બધા જ મુશ્રિકો અને કાફિરો સાથે જિહાદ વાજિબ છે.

બીજી આયતમાં પણ એ જ અજ્ઞાનતાના રિવાજનું વર્ણન આ રીતે કર્યું. اِنَّمَا النَّسِیٓءُ زِيَادَةٌ فِى الْكُفْرِ શબ્દ نَسِیُ (નસી) ક્રિયાપદ છે, જેનો અર્થ પાછળ હટાવી દેવું અથવા "પાછળની હરોળમાં કરવું" થાય છે અથવા તો "પાછળથી આવનાર" તરીકે પણ ઉપયોગ થાય છે.

અરબના મુશ્રિકોએ આ મહિનાઓને આગળ-પાછળ કરીને એવું સમજી લીધું હતું કે, આ પ્રમાણે અમારો વ્યક્તિગત સ્વાર્થ પણ સાધી શકાશે અને અલ્લાહની આજ્ઞાનું પાલન પણ થઈ જશે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે આ તમારું મહિનાઓને આગળ-પાછળ કરવું અને પોતાના ક્રમેથી ઉલટ-સુલટ કરી દેવું કુફ્રમાં વધારો છે; જેમાં તે કાફિરોની ગુમરાહી છે અને તે ગુમરાહી વધતી ચાલે છે કે તેઓ હુરમતવાળા મહિનાઓને કોઈ વર્ષે તો હરામ ઠરાવે છે અને કોઈ વર્ષે હલાલ બનાવી લે છે. لِيُوَاطِئُوْا عِدَّةَ مَاحَرَّمَ اللّٰهُ મતલબ એ છે કે, ફક્ત ગણતરી પૂરી કરી લેવાથી આજ્ઞાનું પાલન થતું નથી બલકે, જે હુકમ જે મહિના માટે આપવામાં આવ્યો છે તે જ મહિનામાં તેને પૂર્ણ કરવો જરૂરી છે.

**હુકમો અને મસ્અલાઓ :**

પ્રસ્તુત આયતોથી સાબિત થયું કે, મહિનાઓનો જે ક્રમ અને આ મહિનાઓના જે નામો ઈસ્લામમાં પ્રચલિત છે તે મનુષ્યની બનાવેલી પરિભાષા નથી, બલકે અલ્લાહ રબ્બુલ આલમીને જે દિવસે આસમાન અને જમીનને પેદા કર્યા તે જ દિવસે આ ક્રમ અને તેમના નામો અને તેની સાથે ખાસ-ખાસ મહિનાઓના ખાસ-ખાસ હુકમો પણ નક્કી ઠરાવી લીધા હતા, તેનાથી એ પણ જાણ થઈ કે અલ્લાહ તઆલા નજીક શરીઅતના હુકમોમાં ચંદ્ર આધારિત મહિનાઓ માન્યતાપ્રાપ્ત છે, આ ચંદ્ર આધારિત ગણતરી ઉપર જ શરીઅતના બધા હુકમો રોઝા, હજ્જ, ઝકાત વગેરે નક્કી છે, પરંતુ કુર્આને હકીમે તારીખ અને વર્ષ નક્કી કરવા માટે જે પ્રમાણે ચંદ્રને નિશાની ઠરાવી દીધી છે એ જ પ્રમાણે સૂર્યને પણ નિશાની ઠરાવી છે, لِتَعْلَمُوْا عَدَدَالسِّنِيْنَ وَالْحِسَابَ એટલા માટે

તારીખ અને વર્ષના હિસાબ ચંદ્ર અને સૂર્ય બંને પ્રમાણે જાઈઝ છે, પરંતુ અલ્લાહ તઆલાએ પોતાના હુકમો માટે ચંદ્રની ગણતરી પસંદ કરી અને શરીઅતના હુકમો તેના ઉપર નક્કી ઠરાવ્યા, એટલા માટે ચંદ્ર આધારિત ગણતરીને સુરક્ષિત રાખવી ફરજે કિફાયા છે, જો સમગ્ર ઉમ્મત ચંદ્ર આધારિત ગણતરી છોડીને તેને વિસારી દેશે તો સૌ ગુનેહગાર થશે અને જો તે સુરક્ષિત રહે તો અન્ય ગણતરીઓનો ઉપયોગ પણ જાઈઝ છે પરંતુ અલ્લાહની સુન્નત અને સલફે સાલિહીનની સુન્નતનો વિરોધ કરેલો જરૂર લેખાશે, એટલા માટે આવશ્યકતા વિના તેનો ઉપયોગ કરવો સારું નથી.

---

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૩૮ થી ૪૨)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا مَا لَكُمْ اِذَا قِيْلَ لَكُمُ انْفِرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اثَّاقَلْتُمْ اِلَى
الْاَرْضِ ؕ اَرَضِيْتُمْ بِالْحَيٰوةِ الدُّنْيَا مِنَ الْاٰخِرَةِ ۚ فَمَا مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا فِي
الْاٰخِرَةِ اِلَّا قَلِيْلٌ ﴿۳۸﴾ اِلَّا تَنْفِرُوْا يُعَذِّبْكُمْ عَذَابًا اَلِيْمًا ۙ وَّيَسْتَبْدِلْ
قَوْمًا غَيْرَكُمْ وَلَا تَضُرُّوْهُ شَيْـًٔا ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۳۹﴾ اِلَّا تَنْصُرُوْهُ
فَقَدْ نَصَرَهُ اللّٰهُ اِذْ اَخْرَجَهُ الَّذِيْنَ كَفَرُوْا ثَانِيَ اثْنَيْنِ اِذْ هُمَا فِي الْغَارِ
اِذْ يَقُوْلُ لِصَاحِبِهٖ لَا تَحْزَنْ اِنَّ اللّٰهَ مَعَنَا ۚ فَاَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلَيْهِ
وَاَيَّدَهٗ بِجُنُوْدٍ لَّمْ تَرَوْهَا وَجَعَلَ كَلِمَةَ الَّذِيْنَ كَفَرُوا السُّفْلٰى ؕ وَكَلِمَةُ اللّٰهِ هِيَ
الْعُلْيَا ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۴۰﴾ اِنْفِرُوْا خِفَافًا وَّثِقَالًا وَّجَاهِدُوْا بِاَمْوَالِكُمْ وَ
اَنْفُسِكُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿۴۱﴾ لَوْ كَانَ عَرَضًا قَرِيْبًا
وَّسَفَرًا قَاصِدًا لَّاتَّبَعُوْكَ وَلٰكِنْ بَعُدَتْ عَلَيْهِمُ الشُّقَّةُ ؕ وَسَيَحْلِفُوْنَ بِاللّٰهِ
لَوِ اسْتَطَعْنَا لَخَرَجْنَا مَعَكُمْ ۚ يُهْلِكُوْنَ اَنْفُسَهُمْ ۚ وَاللّٰهُ يَعْلَمُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿۴۲﴾ ع

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમને શું થયું જ્યારે તમને કહેવામાં આવે છે કે અલ્લાહના માર્ગમાં કૂચ કરો તો જમીન ઉપર પડતું નાંખો છો, શું આખિરતને છોડીને દુનિયાની જિંદગી ઉપર ખુશ થઈ ગયા ? બસ આખિરતના મુકાબલામાં દુનિયાની જિંદગીનો નફો ઉઠાવવું કંઈ નથી પરંતુ ઘણું થોડું. (૩૮) અને જો તમે નીકળશો નહીં તો તમને દર્દનાક અઝાબ આપશે અને તમારા સિવાય બદલામાં બીજા લોકો લાવશે અને તમે તેમનું કંઈ બગાડી શકશો નહીં અને અલ્લાહ બધી વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે. (૩૯) જો તમે રસૂલની મદદ નહીં કરો તો તેમની મદદ અલ્લાહે કરી છે જે વખતે તેમને કાફિરોએ કાઢી મૂક્યા હતા કે તેઓ બેમાંના એક હતા, જ્યારે તેઓ બંને ગુફામાં હતા જ્યારે તેઓ પોતાના સાથીને કહી રહ્યા હતા, તમે ગમ ન કરો બેશક અલ્લાહ આપણી સાથે છે, પછી અલ્લાહે પોતાના તરફથી તેમના ઉપર તસ્કીન (પરમ શાંતિ) ઉતારી અને તેમની મદદે તે લશ્કરો મોકલ્યા કે તમે જોયા નહીં અને કાફિરોની વાત હેઠી પાડી અને અલ્લાહની વાત હંમેશા ઉપરવટ (ચઢિયાતી) છે અને અલ્લાહ જબરદસ્ત છે હિકમતવાળો. (૪૦) નીકળો હલકા અને ભારે અને પોતાના માલથી અને પ્રાણથી અલ્લાહના માર્ગમાં લડો આ તમારા હકમાં ઉત્તમ છે જો તમને સમજ છે. (૪૧) જો (ગનીમતનો) માલ નજીક હોત અને સફર હલકો તો તે લોકો અવશ્ય તમારી સાથે થઈ ગયા હોત પરંતુ તેમને રસ્તો લાંબો નજરે પડયો અને હવે અલ્લાહની કસમો ખાશે કે જો અમારાથી થઈ શક્યું હોત તો અમે અવશ્ય તમારી સાથે ચાલ્યા હોત; પોતાની જાતોને વબાલમાં નાંખે છે અને અલ્લાહ જાણે છે કે તેઓ જૂઠા છે. (૪૨)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમને લોકોને શું થઈ ગયું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે અલ્લાહના માર્ગમાં (જિહાદ માટે) નીકળો તો તમે જમીનને લાગી (ચોંટી) જાઓ છો, (એટલે કે ઊઠતા અને ચાલતા નથી) શું તમે આખિરતને દુનિયવી જિંદગીના બદલામાં પૂરતી સમજી લીધી ? બસ દુનિયાની જિંદગીની

કિંમત તો કંઈ પણ નથી, ખૂબ થોડી છે, જો તમે (આ જિહાદ માટે) નહીં નીકળો તો અલ્લાહ તઆલા તમને સખત સજા આપશે (એટલે કે તમને હલાક કરી દેશે) અને તમારા બદલે બીજી કોમ પેદા કરી દેશે (અને તેનાથી પોતાનું કામ લેશે) અને તમે અલ્લાહ(ના દીન)ને કંઈ નુકસાન નહીં પહોંચાડી શકો અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવે છે, જો તમે લોકો રસૂલુલ્લાહ (ﷺ)ની મદદ નહીં કરો તો (અલ્લાહ આપ ﷺની મદદ કરશે જેમકે) અલ્લાહ તઆલા તેમની મદદ તે વખતે કરી ચૂક્યો છે જ્યારે કે (તેઓ આ પરિસ્થિતિથી વધારે મુસીબત અને તકલીફમાં હતા જેમકે) તેમને કાફિરોએ (ત્રાસ આપી–આપીને મક્કાથી) કાઢી મૂક્યા હતા, જ્યારે કે બે વ્યક્તિઓમાં એક તેઓ પોતે હતા (અને બીજા હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. આપની સાથે હતા) જે વખતે બંને (ષૌરની) ગુફામાં (મોજૂદ) હતા, જ્યારે કે તેઓ પોતાના સાથીને કહી રહ્યા હતા કે તમે ગભરાઓ નહીં, બેશક ! અલ્લાહ તઆલા(ની મદદ) આપણી સાથે છે, બસ (તે મદદ એવી થઈ કે) અલ્લાહ તઆલાએ તેઓ(ના દિલ) ઉપર તસલ્લી નાઝિલ કરી અને તેમને (ફરિશ્તાઓના) એવા લશ્કરોથી શક્તિ આપી જેને તમે લોકોએ જોયા નથી અને અલ્લાહ તઆલાએ કાફિરોની વાત (અને યુક્તિઓ) હેઠી પાડી દીધી (કે તેઓ નિષ્ફળ રહ્યા) અને અલ્લાહ તઆલાનો બોલબાલા રહ્યો (કે તેની યુક્તિઓ અને હિફાઝત ઉપરવટ રહી) અલ્લાહ જબરદસ્ત હિકમતવાળો છે (એટલા માટે તેની જ વાત અને હિકમત ઉપરવટ રહી. –જિહાદ માટે) નીકળી પડો (ભલે) થોડા સામાન સાથે (હોવ) અને (ભલે) વધારે સામાન સાથે (હોવ) અને અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને પ્રાણથી જિહાદ કરો એ તમારા માટે ઉત્તમ છે જો તમે યકીન ધરાવતા હોય (તો મોડું ન કરો), જો કંઈ હાથ લાગવાનું હોત અને મુસાફરી પણ મા'મૂલી હોત તો આ (મુનાફિક) લોકો જરૂર તમારી સાથે થઈ ગયા હોત પરંતુ તેમને તો મુસાફરી જ ખૂબ લાંબી લાગવા લાગી હતી (એટલા માટે અહીંયાં જ રહી ગયા) અને હવે (જ્યારે તમે લોકો પરત આવશો તો) અલ્લાહની કસમો ખાશે કે જો અમારી શક્તિમાં હોત તો અમે અવશ્ય તમારી સાથે ચાલ્યા હોત; આ લોકો (જૂઠું બોલી–બોલીને) પોતાની જાતને તબાહ (એટલે કે અઝાબના હકદાર) કરી રહ્યા છે અને અલ્લાહ જાણે છે કે એ લોકો ખરેખર જૂઠા છે (ખરેખર તેમની પાસે શક્તિ હતી છતાં પણ તેઓ ન ગયા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં રસૂલે કરીમ ﷺના ઘણા ગઝ્વહમાંથી એક મહત્ત્વના ગઝ્વહનું વર્ણન અને તેના સંદર્ભમાં ઘણા બધા હુકમો અને સૂચનાઓ આવી છે. આ ગઝ્વહ "ગઝ્વએ તબૂક"ના નામથી ઓળખાય છે અને આ રસૂલે કરીમ ﷺનો લગભગ અંતિમ ગઝ્વહ છે.

"તબૂક" મદીનાના ઉત્તરે સિરીયાની સરહદે એક સ્થળનું નામ હતું, તે સમયે તે ઈસાઈ રૉમનોના શાસનનું એક રાજ્ય હતું, રસૂલે કરીમ ﷺ હિજરીસન ૮માં જ્યારે ફત્હે મક્કા અને ગઝ્વએ હુનૈનથી પરવારીને મદીન-એ-તય્યિબહ પહોંચ્યા તો તે સમયે અરબ ટાપુના બધા જ મહત્ત્વના પ્રદેશ ઉપર ઈસ્લામી હુકૂમતનો ઝંડો ફરકી ચૂક્યો હતો અને મક્કાના મુશ્રિકો સામેના સતત આઠ વર્ષોના યુદ્ધ પછી હવે મુસલમાનોને થોડી શાંતિ મળી હતી.

પરંતુ જે હસ્તી વિશે અલ્લાહે પ્રથમથી જ لِيُظْهِرَهُ عَلَى الدِّينِ كُلِّهِ (૬૧:૯) નાઝિલ કરીને સમગ્ર દુનિયામાં વિજયો અને તેમાં પોતાના દીને હકને વર્ચસ્વ આપવાની ખુશખબરી આપી દીધી હતી તેમને અને તેમના સાથીઓને ફુરસદ ક્યાંથી હોય ! મદીના પહોંચતા જ સિરીયા દેશમાંથી આવનાર વેપારી લોકો જે સિરીયાથી ઝયતૂનનું તેલ લાવીને મદીના વગેરેમાં વેચતા હતા તે લોકોએ એવી ખબર પહોંચાડી કે, રૉમન બાદશાહ હિરકલે પોતાનું લશ્કર તબૂકના સ્થળે સિરીયાની સરહદ ઉપર ભેગું કરી દીધું છે અને સૈનિકોને સંપૂર્ણ એક વર્ષનો પગાર એડવાન્સ આપીને તેમને સંતોષ આપી ખુશ કરી દીધા છે તથા અરબના અમુક કબીલાઓ સાથે પણ તેમણે સાંઠ-ગાંઠ કરી લીધી છે, તેમનો ઈરાદો એવો છે કે મદીના ઉપર એક સામટું આક્રમણ કરવામાં આવે.

જ્યારે રસૂલે કરીમ ﷺને આ વાતની ખબર પહોંચી તો આપ ﷺએ ઈરાદો કરી લીધો કે તેમના આક્રમણ કરતા પહેલાં જ આપણે ત્યાં કૂચ કરીને ત્યાં જ મુકાબલો કરીએ જ્યાં તેનું લશ્કર ભેગું થયું છે.

*(તફસીરે મઝહરી બ હવાલએ મુહમ્મદ ઈબ્ને યુસુફ સાલિહી)*

આ સમય સંજોગોવસાત્ સખત ગરમીની ઋતુનો સમય હતો અને મદીનાના લોકો મોટે ભાગે ખેડૂતો હતા, તેમની ખેતીઓ અને બગીચાઓના ફળો

પાકી રહ્યા હતા જેના ઉપર તેમના અર્થકારણનો એક વર્ષનો આધાર હતો અને એ પણ ખબર છે કે જે રીતે નોકરી કરનાર લોકોના ખિસ્સા મહિનાના અંતે ખાલી થઈ જતા હોય છે એ જ પ્રમાણે ખેડૂત લોકો પણ વર્ષના પૂર્ણ થવાના સમયે ખાલી હાથે હોય છે, એક બાજુ તંગી અને બીજી બાજુ આવક બિલકુલ નજીકમાં જ થવાની ઉમ્મીદ તેના ઉપર વધારે સખત ગરમી આ કોમ માટે જેમને અત્યાર સુધી એક દુશ્મન કોમ સાથે આઠ વર્ષો સતત યુદ્ધોમાં પસાર કર્યા પછી થોડી રાહતની તક મળી હતી હવે એક સખત ધૈર્યની કસોટી સામે આવી હતી.

પરંતુ સમયનો તકાદો હતો અને આ જિહાદ પોતે એક આગવા પ્રકારની અને અગાઉના બધા યુદ્ધો કરતા વિશિષ્ટ પ્રકારની હતી કે, પ્રથમ તો પોતાના જ લોકો સાથે યુદ્ધ થતું હતું અને અહીંયાં રૉમન બાદશાહ હિરકલની કેળવણી પામેલા ટ્રેનીંગ લીધેલા સૈનિકો સાથે મુકાબલો હતો, આથી રસૂલે કરીમ ﷺએ મદીન–એ–તય્યિબહના બધા જ મુસલમાનોને આ જિહાદ માટે નીકળવાનો હુકમ આપ્યો અને અમુક આજુબાજુના અન્ય કબીલાઓને પણ જિહાદમાં ભાગ લેવા માટે આમંત્રણ આપ્યું હતું.

આ જાહેર એ'લાન ઈસ્લામના ફિદાકારો માટે એક સખત કસોટી હતી અને મુનાફિક દાવે'દારોને અલગ તારવવાની તક હતી. તે ઉપરાંત તેનું ચોક્કસ પરિણામ એ હતું કે ઈસ્લામનો કલિમો પઢનારાઓની પરિસ્થિતિ તેમનાથી અલગ થઈ ગઈ. કુર્આને કરીમે તેમની દરેકની પરિસ્થિતિ વિશે અલગ–અલગ ઈરશાદ ફરમાવ્યા છે.

એક હાલત તો તે સંપૂર્ણ અને મો'મિન લોકોની હતી જેઓ કોઈપણ જાતના ખચકાટ વિના જિહાદ માટે તૈયાર થઈ ગયા, બીજા તે લોકો જેઓ શરૂઆતમાં અમુક ખચકાટ અનુભવ્યા પછી સાથે થઈ ગયા. આ બંને વર્ગ વિશે કુર્આને ફરમાવ્યું اَلَّـذِيْنَ اتَّبَعُوْهُ فِىْ سَاعَةِ الْعُسْرَةِ مِنْۢ بَعْدِ مَا كَادَيَزِيْغُ قُلُوْبُ فَرِيْقٍ مِّنْهُمْ (૯ : ૧૧૭) એટલે કે, તે લોકો વખાણને પાત્ર છે જેમણે સખત તંગીના સમયે રસૂલે કરીમ ﷺનું અનુસરણ કર્યું તે પછી કે તેમનામાંના એક વર્ગના દિલો ભૂલ કરવા લાગ્યા હતા.

ત્રીજી હાલત તે લોકોની હતી જે કોઈ સાચા કારણના લીધે આ જિહાદમાં

ન જઈ શક્યા, તેમના વિશે કુર્આને આયત لَيْسَ عَلَى الضُّعَفَاءِ وَلَا عَلَى الْمَرْضٰى (૯ : ૯૧)માં તેમના ન જઈ શકવાના કારણનો સ્વીકાર કરવાની જાહેરાત કરી.

ચોથો પ્રકાર તે લોકોનો હતો જેઓ કોઈપણ પ્રકારનું કારણ ન હોવા છતાં આળસના કારણે જિહાદમાં સામેલ ન થયા, તેમના વિશે અનેક આયતો નાઝિલ થઈ. اٰخَرُوْنَ مُرْجَوْنَ لِاَمْرِ اللّٰهِ (૯:૧૦૨) اٰخَرُوْنَ اعْتَرَفُوْا بِذُنُوْبِهِمْ અને (૯:૧૦૬) અને ....وَعَلَى الثَّلٰثَةِ الَّذِيْنَ خُلِّفُوْا (૯:૧૧૮) ત્રણે આયતો આ જ લોકો વિશે નાઝિલ થઈ, જેમાં તેમની આળસ ઉપર ચેતવણી અને નારાજગી પણ હતી અને અંતે તેમની તવબહ સ્વીકાર થવાની ખુશખબરી પણ !

પાંચમો વર્ગ મુનાફિકોનો હતો જે પોતાના નિફાક (દોગલાપણા)ના કારણે આ સખત પરીક્ષાની ઘડીમાં પોતાના નિફાકને છુપાવી ન શક્યા અને જિહાદમાં સામેલ થવાથી અળગા રહ્યા, આ વર્ગનું વર્ણન ઘણી બધી આયતોમાં આવ્યું છે.

છઠ્ઠા પ્રકારનો વર્ગ તે મુનાફિકોનો હતો જેઓ જાસૂસી અને શરારત માટે મુસલમાનોની સાથે થઈ ગયા તેમની હાલતનું વર્ણન કુર્આનની આ આયતોમાં છે. وَفِيْكُمْ سَمّٰعُوْنَ لَهُمْ(૯:૪૭), وَلَئِنْ سَاَلْتَهُمْ لَيَقُوْلُنَّ (૯:૬૫), وَهَمُّوْا بِمَا لَمْ يَنَالُوْا (૯:૭૪)

પરંતુ આ બધી સખ્તી અને તકલીફ છતાં જિહાદમાં ભાગ લેવાથી અળગા રહેનાર લોકોની કુલ સંખ્યા તો પણ નામની જ હતી, મોટી બહુમતી તે જ મુસલમાનોની હતી જેઓ પોતાના સઘળા લાભ અને રાહતોને કુરબાન કરીને અલ્લાહના માર્ગમાં દરેક પ્રકારની તકલીફ બરદાશ્ત કરવા માટે તૈયાર થઈ ગયા, એટલા માટે આ જિહાદમાં નીકળનાર ઈસ્લામી લશ્કરની સંખ્યા ત્રીસ હજાર હતી જે આ અગાઉ કોઈપણ જિહાદમાં ભેગી થઈ ન હતી.

આ જિહાદનું પરિણામ એ આવ્યું કે, જ્યારે રૉમન બાદશાહ હિરકલને મુસલમાનો આટલી મોટી સંખ્યામાં મુકાબલા માટે આવવાની ખબર પહોંચી તો તેના ઉપર રુઆબ છવાઈ ગયો અને તે મુકાબલા માટે ન આવ્યો. રસૂલે કરીમ ﷺ પોતાના ફરિશ્તા સિફત સહાબએ કિરામ (રદિ.)ના લશ્કર સાથે અમુક દિવસ યુદ્ધના મોરચા ઉપર થોભીને જ્યારે વિરોધીઓ મુકાબલા ઉપર આવવાથી હતાશ થઈ ગયા તો પરત આવ્યા.

જે આયતો ઉપર લખવામાં આવી છે, દેખીતી રીતે તેનો સંબંધ આ ચોથા

વર્ગના લોકોથી છે જેઓ કોઈ સાચા કારણ વિના પોતાની સુસ્તી અને આળસના કારણે જિહાદમાં સામેલ ન થયા. પ્રથમ આયતમાં તેમની આ આળસ અને ગફલત ઉપર ચેતવણી આપવામાં આવી અને તેની સાથે તેમની આળસ અને બેદરકારીની બીમારીનું કારણ અને તેનો ઈલાજ પણ દર્શાવવામાં આવ્યો જે સંદર્ભમાં એ પણ સ્પષ્ટ થઈ ગયું કે,

**દુનિયાની મહોબ્બત અને આખિરતથી બેદરકારી બધા જ અપરાધોનો પાયો છે :**

કારણ કે, બીમારીનું જે કારણ અને તેનો ઈલાજ બતાવવામાં આવ્યો છે, જો કે આ સ્થળે તેનો સંબંધ એક ખાસ ઘટના સાથે હતો પરંતુ જો વિચાર કરવામાં આવે તો સાબિત થશે કે દીનની બાબતમાં દરેક આળસ, ઉણપ, સુસ્તી, બેદરકારી તથા બધા જ ગુનાહો, અપરાધોનું અસલી કારણ આ જ દુનિયાની મહોબ્બત અને આખિરતથી બેદરકારી છે, એટલા માટે હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, حُبُّ الدُّنْيَا رَأْسُ كُلِّ خَطِيْئَةٍ એટલે કે, "દુનિયાની મહોબ્બત દરેક ગલતીઓ અને ગુનાહોની બુનિયાદ છે." આથી પ્રસ્તુત આયતમાં ફરમાવવામાં આવ્યું કે,

*"હે ઈમાનવાળાઓ ! તમને શું થઈ ગયું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે અલ્લાહના માર્ગમાં કૂચ કરો તો તમે જમીન સાથે વળગી રહો છો ? શું તમે આખિરતના મુકાબલામાં દુનિયાની જિંદગીને પસંદ કરી લીધી ? "*

આ બીમારીના નિદાન પછી તેના ઈલાજ માટે આગલા વાક્યમાં આ રીતે ઈરશાદ થયો,

*"બસ, (કંઈ પણ) નથી જિંદગીનો સામાન આખિરતના મુકાબલામાં; પરંતુ ઘણો અલ્પ (થોડો)."*

જેનો ખુલાસો એ છે કે, મોટી ચિંતા તો આખિરતની કાયમી જિંદગીની હોવી જોઈએ આખિરતની ફિકર જ વાસ્તવમાં સમગ્ર બીમારીઓનો એકમાત્ર અને સંપૂર્ણ ઈલાજ છે તથા ગુનાહોના નાશ માટે અજોડ અક્સીર નુસ્ખો છે.

ઈસ્લામની માન્યતાઓનો આધાર મૂળ ત્રણ વસ્તુઓ ઉપર છે; એક તવહીદ, બીજી રિસાલત, અને ત્રીજી આખિરત, તેમાં આખિરતની માન્યતા વાસ્તવમાં કર્મોની સુધારણાનો આત્મા છે અને અપરાધો તથા ગુનાહો સામે એક

લોખંડની દિવાલ છે. જો વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ રીતે જાણ થશે કે, દુનિયામાં શાંતિ અને સલામતી આ માન્યતા વિના સ્થાપિત થઈ શકતી જ નથી, આજની દુનિયામાં ભૌતિક પ્રગતિ પોતાની પરાકાષ્ઠાએ પહોંચી ચૂકી છે, ગુનાહો અને અપરાધોને અટકાવવા માટે પણ કોઈ દેશ કે કોમમાં ભૌતિક યુક્તિઓની કોઈ ઉણપ નથી, કાયદાઓની સાંકળો અને તેના માટે વહીવટી મશીનરીઓ રોજબરોજ પ્રગતિ કરી રહી છે પરંતુ તેની સાથે–સાથે એવું પણ દષ્ટિગોચર થાય છે કે અપરાધો દરેક સ્થળે અને દરેક કોમમાં રોજબરોજ પ્રગતિ કરતા જ જાય છે. આપણી દષ્ટિમાં તેનું કારણ એ સિવાય કંઈ જ નથી કે આ બીમારીનું નિદાન અને ઈલાજની પદ્ધતિ સાચી નથી, બીમારીનું અસલ કારણ (સ્ત્રોત) ભૌતિકતાની પૂજા અને ભૌતિકતામાં રચ્યા–પચ્યા રહી આખિરતથી ગફલત અને બેદરકારી છે અને તેનો એકમાત્ર ઈલાજ અલ્લાહનો ઝિક્ર અને આખિરતની ફિકર–ચિંતા છે, જે સમયે અને જે સ્થળે પણ દુનિયામાં આ અક્સીરી નુસ્ખાનો ઉપયોગ કરવામાં આવ્યો સમગ્ર કોમ અને તેનો સમાજ સાચી માનવતાનું ચિત્ર બનીને ફરિશ્તાઓ માટે પણ ગર્વપાત્ર બની ગયો. રિસાલતકાળના સમયે અને સહાબએ કિરામ (રદિ.)ના સમયકાળમાં આ બાબતનું પ્રત્યક્ષ દર્શન તેની પૂરતી દલીલ છે.

આજની દુનિયા અપરાધોનો ખાત્મો તો ઈચ્છે છે પરંતુ અલ્લાહ અને આખિરતથી ગાફિલ થવા ઈચ્છે છે અને ડગલેને પગલે એવો સામાન ભેગો કરે છે જેમાં રહીને અલ્લાહ તથા આખિરત તરફ ધ્યાન જ ન જાય તો તેનું ચોક્કસ પરિણામ એ જ હતું જે આંખોની સામે આવી રહ્યું છે કે, ઉત્તમથી ઉત્તમ પ્રકારનો કાયદો તથા કાયદો લાગુ પાડનાર એજન્સીઓ બધા જ નિષ્ફળ દેખાય છે. અપરાધ પોતાની જગ્યાએ ન જ ફક્ત મોજૂદ છે બલકે, રોજબરોજ તોફાની ગતિએ પ્રગતિ કરી રહ્યો છે, કાશ ! એક વખતે દુનિયાના બૌદ્ધિકો આ કુર્આનના નુસ્ખાનો ઉપયોગ કરીને જૂએ તો તેઓ કેટલી સરળતાથી બધા જ ગુનાહો ઉપર કાબૂ પ્રાપ્ત કરી શકે છે !

બીજી આયતમાં આળસ અને સુસ્તીથી વર્તનાર લોકોની બીમારી અને તેના ઈલાજ ઉપર ચેતવણી આપ્યા પછી તેનો અંતિમ ફેંસલો આ પણ સંભળાવી દીધો કે,

*"જો (અલ્લાહના માર્ગમાં) નહીં નીકળો તો (અલ્લાહ) તમને દર્દનાક અઝાબ*

*આપશે અને તમારા સિવાય કોઈ અન્ય કોમ બદલામાં લઈ આવશે અને તમે તેમનું કંઈ પણ બગાડી નહીં શકો અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે.''*

ત્રીજી આયતમાં રસૂલે કરીમ ﷺની હિજરતની ઘટના રજૂ કરીને એ બતાવી દીધું કે, અલ્લાહ તઆલાના રસૂલ ﷺ કોઈ મનુષ્યની મદદ અને સહાયના મોહતાજ નથી, અલ્લાહ તઆલા તેમને સીધે–સીધી ગય્બથી મદદ પહોંચાડી શકે છે, જેમકે હિજરતના સમયે બન્યું હતું. જ્યારે આપ ﷺના કબીલાવાળાઓએ અને પોતાના વતનવાળાઓએ જ તેમને વતનમાંથી નીકળવા માટે મજબૂર કરી દીધા ત્યારે મુસાફરીમાં આપ ﷺના સાથી એક હઝરત સિદ્દીકે અકબર (રદિ.) સિવાય કોઈપણ ન હતું, દુશ્મનોના પ્યાદાઓ અને સવારો પીછો કરી રહ્યા હતા, આપ ﷺના શરણનું સ્થળ પણ કોઈ મજબૂત કિલ્લો ન હતો બલકે એક ગુફા હતી જેના કિનારા સુધી શોધખોળ કરનાર દુશ્મનો પહોંચી ચૂક્યા હતા અને ગુફાના સાથી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને તો પોતાના જીવની તો પરવા ન હતી પરંતુ એટલા માટે ગભરાઈ રહ્યા હતા કે, આ દુશ્મનો સરદારે દો આલમ ﷺ ઉપર આક્રમણ કરશે, પરંતુ રસૂલે કરીમ ﷺ ન જ ફક્ત મજબૂત પહાડ બનીને માત્ર પોતે સંતોષિત હતા બલકે, પોતાના સાથી હઝરત સિદિકે અકબર (રદિ.)ને કહેતા હતા કે, لَا تَحْزَنْ اِنَّ اللّٰهَ مَعَنَا ‘‘તમે દિલગીર ન થાઓ અલ્લાહ આપણી સાથે છે.''

આ વાત કહેવા માટે તો બે શબ્દો છે જેને બોલવું કંઈ અઘરું નથી પરંતુ સાંભળનારાઓની પરિસ્થિતિનો સંપૂર્ણ નકશો સામે રાખીને દિલ ઉપર હાથ મૂકીને જૂઓ કે, ફક્ત ભૌતિકતાને દષ્ટિ સમક્ષ રાખનારાઓ માટે આવો સંતોષ શક્ય જ નથી, એનું કારણ તેના સિવાય કંઈ ન હતું જેને કુર્આને આગલા વાક્યમાં ઈરશાદ ફરમાવ્યું કે,

*‘‘તેણે (અલ્લાહે) તેમના ઉપર પોતાની સાંત્વના (તસ્કીન) ઉતારી અને એવા લશ્કરોથી તેમની મદદ કરી જેને તમે જોયા નથી.''*

આ લશ્કર ફરિશ્તાઓનું લશ્કર પણ હોઈ શકે છે અને સમગ્ર દુનિયાની શક્તિઓ પોતે પણ અલ્લાહનું લશ્કર છે તે પણ હોઈ શકે છે, જેનું પરિણામ એ

આવ્યું કે અંતે કુફ્રનો કલિમો હેઠો પડીને રહ્યો અને અલ્લાહનું જ વર્ચસ્વ કાયમ રહ્યું.

ચોથી આયતમાં ફરી તાકીદ સ્વરૂપે આ હુકમનું પુનરાવર્તન કરવામાં આવ્યું કે, જ્યારે રસૂલે કરીમ ﷺએ તમને લોકોને જિહાદ માટે નીકળવાનો હુકમ આપ્યો તો તમારા માથે દરેક પરિસ્થિતિમાં નીકળવું ફરજ થઈ ગયું અને આ આજ્ઞાપાલનમાં જ તમારી ભલાઈ અવલંબિત છે.

પાંચમી આયતમાં જિહાદમાં ગફલત અને સુસ્તીના કારણે સામેલ ન થનારાઓના એક બહાનાનું વર્ણન કરીને તેને રદિયો આપવામાં આવ્યો કે આ બહાનું સ્વીકાર્ય નથી, કારણ કે અલ્લાહ તઆલાએ તેમને શક્તિ અને અધિકાર અર્પણ કર્યા હતા તેમણે અલ્લાહના માર્ગમાં તેનો યોગ્ય ઉપયોગ કર્યો નહીં, એટલા માટે શક્તિ ન હોવાનું બહાનું સાચું નથી.

---

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૪૩ થી પર)

عَفَا اللّٰهُ عَنْكَ ۚ لِمَ اَذِنْتَ لَهُمْ حَتّٰى يَتَبَيَّنَ لَكَ الَّذِيْنَ صَدَقُوْا وَتَعْلَمَ الْكٰذِبِيْنَ ﴿٤٣﴾
لَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ اَنْ يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ
وَاَنْفُسِهِمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ﴿٤٤﴾ اِنَّمَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ
وَالْيَوْمِ الْاٰخِرِ وَارْتَابَتْ قُلُوْبُهُمْ فَهُمْ فِيْ رَيْبِهِمْ يَتَرَدَّدُوْنَ ﴿٤٥﴾ وَلَوْ
اَرَادُوا الْخُرُوْجَ لَاَعَدُّوْا لَهٗ عُدَّةً وَّلٰكِنْ كَرِهَ اللّٰهُ انْۢبِعَاثَهُمْ فَثَبَّطَهُمْ وَقِيْلَ
اقْعُدُوْا مَعَ الْقٰعِدِيْنَ ﴿٤٦﴾ لَوْ خَرَجُوْا فِيْكُمْ مَّا زَادُوْكُمْ اِلَّا خَبَالًا وَّلَاۡاَوْضَعُوْا خِلٰلَكُمْ
يَبْغُوْنَكُمُ الْفِتْنَةَ ۚ وَفِيْكُمْ سَمّٰعُوْنَ لَهُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالظّٰلِمِيْنَ ﴿٤٧﴾ لَقَدِ ابْتَغَوُا
الْفِتْنَةَ مِنْ قَبْلُ وَقَلَّبُوْا لَكَ الْاُمُوْرَ حَتّٰى جَآءَ الْحَقُّ وَظَهَرَ اَمْرُ اللّٰهِ وَهُمْ
كٰرِهُوْنَ ﴿٤٨﴾ وَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ ائْذَنْ لِّيْ وَلَا تَفْتِنِّيْ ؕ اَلَا فِي الْفِتْنَةِ سَقَطُوْا ؕ

وَاِنَّ جَهَنَّمَ لَمُحِيْطَةٌۢ بِالْكٰفِرِيْنَ ۝٤٩ اِنْ تُصِبْكَ حَسَنَةٌ تَسُؤْهُمْ ۚ وَاِنْ تُصِبْكَ
مُصِيْبَةٌ يَّقُوْلُوْا قَدْ اَخَذْنَآ اَمْرَنَا مِنْ قَبْلُ وَيَتَوَلَّوْا وَّهُمْ فَرِحُوْنَ ۝٥٠
قُلْ لَّنْ يُّصِيْبَنَآ اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا ۚ هُوَ مَوْلٰىنَا ۚ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝٥١
قُلْ هَلْ تَرَبَّصُوْنَ بِنَآ اِلَّآ اِحْدَى الْحُسْنَيَيْنِ ۭ وَنَحْنُ نَتَرَبَّصُ بِكُمْ اَنْ
يُّصِيْبَكُمُ اللّٰهُ بِعَذَابٍ مِّنْ عِنْدِهٖٓ اَوْ بِاَيْدِيْنَا ۡ فَتَرَبَّصُوْٓا اِنَّا مَعَكُمْ مُّتَرَبِّصُوْنَ ۝٥٢

**તરજુમો :**

*અલ્લાહ તમને મા'ફ કરે તમે કેમ તેમને રજા આપી દીધી એટલે સુધી કે તમારા ઉપર સાચું કહેનારા જાહેર થઈ ગયા હોત અને તમે જૂઠાઓને જાણી લીધા હોત ! (૪૩) તમારી પાસે તે લોકો છૂટ નથી માંગતા જેઓ અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર ઈમાન લાવ્યા એનાથી કે પોતાના માલ અને પ્રાણથી લડે (નહીં અને બેસી રહે) અને અલ્લાહ ડરનારા (મુત્તકી)ઓને સારી પેઠે જાણે છે. (૪૪) તમારી પાસે રજા તે જ માંગે છે જેઓ અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા નથી અને આખિરતના દિવસ ઉપર; અને તેમના દિલો શંકામાં પડેલા છે, બસ તેઓ પોતાની શંકામાં જ ભટકી રહ્યા છે. (૪૫) અને જો તેઓએ નીકળવાનું ઈચ્છયું હોત તો અવશ્ય તેનો કંઈક સામાન તૈયાર કર્યો હોત પરંતુ અલ્લાહે તેમનું ઊઠવું પસંદ ન કર્યું, બસ તેમને રોકી દીધા તેમને હુકમ થયો કે બેસનારાઓ સાથે બેસી રહો. (૪૬) જો નીકળ્યા હોત તમારા (સંગાથ)માં તો તમારા માટે કંઈ વધાર્યું ન હોત પરંતુ ખરાબી અને તમારી માંહોમાહે બગાડ કરવાની શોધમાં ઘોડા દોડાવ્યા હોત અને તમારામાં અમુક તેમના જાસૂસ છે અને અલ્લાહ જાલિમોને સારી પેઠે જાણે છે. (૪૭) તેઓ પ્રથમથી બગાડની શોધ કરતા રહ્યા છે અને તમારા કામ ઊલટ–સુલટ કરી રહ્યા છે એટલે સુધી કે સાચો વાયદો આવી પહોંચ્યો અને અલ્લાહનો હુકમ ગાલિબ થયો અને તેઓ નાખુશ જ રહ્યા. (૪૮) અને તેમનામાં અમુક કહે છે મને રજા આપો અને ગુમરાહીમાં ન નાંખો; સાંભળો છો ! તેઓ તો ગુમરાહીમાં પડી ચૂકયા છે અને નિ:શંક !*

*દોઝખ કાફિરોને ઘેરી રહી છે. (૪૯) જો તમને કોઈ ભલાઈ પહોંચે તો તે તેમને બુરી લાગે છે અને જો કોઈ મુસીબત પહોંચે તો કહે છે, અમે તો પોતાનું કામ પહેલેથી જ સંભાળી લીધું અને ખુશીઓ મનાવતા પાછા વળી જાય. (૫૦) તમે કહી આપો ! અમને કદાપિ પહોંચશે નહીં પરંતુ તે જ જે અલ્લાહે અમારા માટે લખી દીધું, તે જ અમારો કાર્યસાધક છે અને અલ્લાહ ઉપર જ મુસલમાનોને જોઈએ કે ભરોસો કરે. (૫૧) તમે કહી આપો ! તમે અમારા હકમાં શું ઉમ્મીદ કરશો પરંતુ બે ભલાઈઓમાંથી એકની ? અને અમે તમારા હકમાં આશાવાદી છીએ કે તમારા ઉપર અલ્લાહ પોતાની પાસેથી કોઈ અઝાબ નાંખે અથવા અમારા હાથે, બસ રાહ જુઓ અમે પણ તમારી સાથે રાહ જોઈએ છીએ. (૫૨)*

## તફસીર :

અલ્લાહ તઆલાએ આપ (ﷺ)ને મા'ફ (તો) કરી દીધા (પરંતુ) તમે તેમને (આટલી જલદી) રજા કેમ આપી દીધી હતી જ્યાં સુધી કે તમારી સામે સાચા લોકો જાહેર ન થઈ ગયા હોત અને (જ્યાં સુધી કે) જૂઠાઓને જાણી ન લીધા હોત (જેથી તેઓ ખુશ તો ન થવા પામ્યા હોત કે અમે આપ ﷺને ધોકો આપી દીધો અને) જે લોકો અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવે છે તેઓ પોતાના માલ અને પ્રાણોથી જિહાદ કરવા વિશે (તેમાં સામેલ ન થવાની ક્યારેય) તમારી પાસેથી રજા માંગશે નહીં (બલકે તેઓ હુકમ થતાંની સાથે જ દોડી પડશે) અને અલ્લાહ તઆલા તે મુત્તકીઓને સારી પેઠે જાણે છે (અને તેનો સારો બદલો અને સવાબ આપશે) અલબત્ત, તે લોકો (જિહાદમાં ન જવાની) તમારી પાસે રજા માંગે છે જેઓ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન નથી ધરાવતા અને તેમના દિલ (ઈસ્લામ વિશે) શંકામાં પડ્યા છે, બસ તેઓ પોતાની શંકાઓમાં પડીને હેરાન છે (ક્યારેક સમર્થન આપવાનો વિચાર આવે છે તો ક્યારેક વિરોધ કરવાનો) અને જો તે લોકો (ગઝ્વહમાં) નીકળવાનો ઈરાદો કરતા હોત (જેમકે તેઓ પોતાના બહાનાઓ જાહેર કરે છે કે નીકળવાનો ઈરાદો તો હતો પરંતુ શું કરીએ ફલાણી–ફલાણી જરૂરિયાત સામે આવી ગઈ, બસ જો એવું હોત) તો તે (નીકળવાનો) કંઈ સામાન જરૂર તૈયાર કર્યો હોત (જેમકે સ્વાભાવિક રીતે મુસાફરી માટે જરૂરી હોય છે) પરંતુ (તેમણે તો

શરૂઆતથી ઈરાદો જ કર્યો ન હતો અને તેમાં મોડું થયું, જેમકે આગળ આવે છે لَوۡ خَرَجُوۡا فِيۡكُمۡ અને તેમાં મોડું થવાના કારણે) અલ્લાહ તઆલાએ તેમના જવાને પસંદ ન કર્યું એટલા માટે તેમને તવફીક ન આપી અને (તેમને અલ્લાહના પ્રત્યક્ષ હુકમ વડે) એવું કહી દેવામાં આવ્યું કે અશક્ત લોકો સાથે તમે પણ અહીંયાં બેસી રહો (અને તેમના જવામાં ભલાઈ ન હોવાનું કારણ એ છે કે) જો એ લોકો તમારી સાથે સામેલ થઈ ગયા હોત તો બમણો ફસાદ કરવા ઉપરાંત બીજું શું થયું હોત ! (તેમનો ફિત્નો એ હતો કે) તમારા દરમિયાન ફિત્ના–ફસાદની ચિંતામાં દોડધામ કરતા હોત (એટલે કે ચાડી–ચુગલી કરીને પરસ્પર સુગ નાંખી હોત અને જૂઠી ખબરો ઉડાવીને પરેશાન કર્યા કરતા હોત અને દુશ્મનનો રુઆબ તમારા દિલો ઉપર નાંખવાની કોશીશ કરી હોત, એટલા માટે તેમનું ન જવું સારું થયું) અને (હજુ પણ) તમારામાં તેમના અમુક જાસૂસો મોજૂદ છે (જેમને તેનાથી વધારે યુક્તિઓની કોઈ આવડત નથી) અને આ જાલિમો સાથે અલ્લાહ સારી પેઠે સમજી લેશે (અને તે લોકોના ફસાદ તથા ફિત્નો આજની કોઈ નવી વાત નથી) તેમણે અગાઉ (જંગે ઉહદ વગેરેમાં) પણ ફિત્નો નાંખવાની ફિકર કરી હતી (કે સાથે આવીને હટી ગયા કે જેથી મક્કાના મુસલમાનોનો ઉત્સાહ તૂટી જાય) અને (તે સિવાય પણ) તમારા (નુકસાન પહોંચાડવા) માટે કાર્યવાહીઓમાં ઊલટફેર કરતા જ રહ્યા, એટલે સુધી કે સાચો વાયદો આવી ગયો અને (તેનું આવવું એ છે કે) અલ્લાહનો હુકમ ગાલિબ રહ્યો અને તેમને તે ખૂબ નાપસંદ પડતું રહ્યું (એ જ રીતે ભવિષ્યમાં બિલકુલ હૈયા ધરપત રાખો, કંઈ ફિકર–ચિંતા ન કરો) અને તે (મુનાફિકીન અને પાછળ રહેવાવાળા مُتَخَلِّفِيۡن)માં અમુક લોકો તે છે જેઓ (તમને) કહે છે કે મને (ગઝ્વહમાં ન જવાની અને ઘેર રહેવાની) રજા આપી દો અને મને ખરાબીમાં ન નાંખો; સારી પેઠે સમજી લો કે આ લોકો ખરાબીમાં તો પડી જ ચૂક્યા છે (કારણ કે રસૂલે કરીમ ﷺની નાફરમાની અને કુફ્રથી વધીને બીજી કઈ મોટી ખરાબી છે ?) અને ખરેખર દોઝખ (આખિરત)માં તે કાફિરોને ઘેરી લેશે; જો તમને કોઈ સારી પરિસ્થિતિ સામે આવે તો તેમના માટે તે ગમનું કારણ હોય છે અને જો તમારા ઉપર કોઈ આફત આવી પડે છે તો (ખુશ થઈને) કહે છે કે અમે તો (આ જ કારણે) પ્રથમથી પોતાની કાળજીનું કામ અપનાવી રાખ્યું હતું (કે તેમની સાથે યુદ્ધ વગેરે કરવા ગયા જ ન હતા) અને (એવું કહીને)

તેઓ ખુશ થઈને ચાલ્યા જાય છે, તમે (જવાબમાં તેમને બે વાતો) કહી આપો (એક તો એ કે) અમારા ઉપર કોઈ આફત નથી આવી શકતી પરંતુ તે જ જે અલ્લાહ તઆલાએ અમારા માટે નક્કી કરી રાખી છે, તે અમારો માલિક છે (બસ, હકીકી માલિક જે નક્કી કરે તેના ગુલામોને તેના ઉપર રાજી રહેવું વાજિબ છે) અને (અમારી શું વિશેષતા છે !) સૌ મુસલમાનોએ અલ્લાહ ઉપર જ ભરોસો કરવો જોઈએ. (બીજી વાત એ) ફરમાવી આપો કે, (અમારા માટે જેવી સારી હાલત ઉત્તમ છે તેવી જ આફતો પણ પરિણામના હિસાબે અને દરજ્જાતને ઊંચે લઈ જવા માટે તથા ગુનાહો દૂર કરવા માટે અતિઉત્તમ છે. બસ,) તમે તો અમારા હકમાં બે સારી બાબતોમાંથી એક સારી બાબતની રાહ જોઈ રહ્યા છો, (એટલે કે તમે જે અમારી હાલતની રાહ જોઈ રહ્યા છો કે જોઈએ તો ખરા કે શું–શું થાય છે? તો ભલે અમને ભલાઈ પહોંચે કે મુસીબત, બંને પરિસ્થિતિઓ અમારા માટે અતિઉત્તમ છે) અને અમે તમારા હકમાં તે બાબતની રાહ જોઈએ છીએ કે અલ્લાહ તઆલા તમારા ઉપર કોઈ અઝાબ નાંખે (ભલે) પોતાના તરફથી (દુનિયામાં અથવા આખિરતમાં) અથવા અમારા હાથોથી (જ્યારે કે તમે પોતાના કુફ્રને જાહેર કરી આપો ત્યારે બીજા કાફિરોની જેમ કતલ કરવામાં આવો) બસ, તમે (પોતાની રીતે) રાહ જુઓ (અને) અમે (પણ) તમારી સાથે (પોતાની રીતે) રાહ જોઈએ છીએ.

## મસ્અલા અને બોધપાઠ :

આ રુકૂઅ્ની સંપૂર્ણ ૧૭ આયતોમાંથી મોટા ભાગની આયતોમાં તે મુનાફિકોનું વર્ણન છે જેમણે જૂઠા બહાનાઓ રજૂ કરીને ગઝ્વએ તબૂકમાં ન જવાની પરવાનગી રસૂલે કરીમ ﷺ પાસેથી પ્રાપ્ત કરી લીધી હતી, તેના સંદર્ભમાં ઘણા બધા હુકમો, મસ્અલાઓ તથા હિદાયતો છે.

પ્રથમ આયતમાં એક રસપ્રદ શૈલીમાં રસૂલે કરીમ ﷺને એ વાતની ફરિયાદ છે કે, આ મુનાફિકોએ જૂઠું બોલીને તમારી પાસે બહાનાબાજી કરી અને તમે તેની સાચા–જૂઠાની તહકીક કર્યા વિના તેમને રજા આપી દીધી જેથી આ લોકો ખુશીઓ મનાવે છે અને કહેતા ફરે છે કે, અમે તો રસૂલ ﷺને ખૂબ ધોકો આપ્યો, જો કે આગલી આયતોમાં અલ્લાહ તઆલાએ એની પણ જાહેરાત કરી દીધી કે આ લોકો તો ફક્ત બહાનાઓ અને ઉઝર રજૂ કરી રહ્યા હતા, નહિતર જો

તેમને રજા ન આપવામાં આવી હોત તો પણ આ લોકો જવાના ન હતા અને એક આયતમાં એ બાબતની પણ જાણકારી આપવામાં આવી કે, ધારી લો કે આ લોકો આ જિહાદમાં આવ્યા હોત તો પણ તેનાથી મુસલમાનોને કોઈ લાભ થવાનો ન હતો, બલકે તેમના ષડયંત્રો અને ફિત્નાઓથી વધારે ભય હતો.

પરંતુ હેતુ એ છે કે તેમને જો રજા આપવામાં ન આવી હોત તો પણ તેઓ જવાના તો ન જ હતા પરંતુ તેમનો નિફાક (દોગલાપણુ) ખુલીને સ્પષ્ટ રીતે સામે આવી ચૂક્યો હોત અને તેમને મુસલમાનો ઉપર કટાક્ષ કરવાની કે મહેણા મારવાની કોઈ તક મળી ન હોત કે, અમે તેમને ખૂબ મૂર્ખ બનાવ્યા અને વાસ્તવમાં હેતુ ક્રોધનો નથી બલકે, વાત એ છે કે આવનારા સમયમાં એ લોકોની ચાલબાજીઓથી જાણકાર રહો અને એક પ્રકારે થોડી નારાજગી પણ હોય તો પણ એટલી રસપ્રદ શૈલીમાં દયાભાવની સાથે આ નારાજગીની બાબતને لِمَ اَذِنۡتَ لَهُمۡ દ્વારા શરૂ કરવામાં આવી છે, એટલે કે "તમે શા માટે તે લોકોને પરવાનગી આપી દીધી ?" એ વર્ણન કરતા પહેલા عَفَا اللّٰهُ عَنۡكَ ઉલ્લેખ કરીને ફરમાવી દીધું, જેનો અર્થ એ છે કે, "અલ્લાહ તઆલાએ તમને મા'ફ કરી દીધા."

અને રસૂલે કરીમ ﷺનો હોદ્દો અને તેમનું સ્થાન તથા તેમના અલ્લાહ સાથેના સંબંધ ઉપર દષ્ટિ રાખનારા લોકોએ ફરમાવ્યું છે કે, આપ ﷺનો જે સંબંધ અલ્લાહ તઆલા સાથે હતો તેની સામે આપ ﷺનું હૃદય મુબારક એ સહન જ કરી શકતું ન હતું કે, અલ્લાહ તઆલા તરફથી કોઈ બાબતમાં આપ ﷺ પાસેથી જવાબ માંગવામાં આવે, જો શરૂઆતમાં لِمَ اَذِنۡتَ لَهُمۡ ના શબ્દો વર્ણન કરવામાં આવ્યા હોત તો તે પરિસ્થિતિમાં જવાબ માંગવાનો વિષય ગણાયો હોત તો આપ ﷺનું દિલ મુબારક તેને વેઠી શક્યું ન હોત, એટલા માટે પ્રથમ عَفَا اللّٰهُ عَنۡكَ ફરમાવીને એક બાજુ તો એના ઉપર જાણકારી આપી દીધી કે, કોઈ એવું કામ થઈ ગયું છે જે અલ્લાહ તઆલાને પસંદ નથી પડ્યું, બીજી બાજુ તેની મા'ફીની જાણકારી પ્રથમ આપી દીધી જેથી આગળનું કલામ રસૂલે કરીમ ﷺના હૃદય મુબારકને વધારે ભારે ન પડે.

શબ્દ "મા'ફી"થી એવી શંકા કરવામાં ન આવે કે મા'ફી તો ગુનાહ અને અપરાધની હોય છે અને રસૂલે કરીમ ﷺ તો ગુનાહોથી માસૂમ (નિર્દોષ) હતા

તો પછી મા'ફીનો અહીંયાં શું અર્થ હોઈ શકે છે ? કારણ એ છે કે, મા'ફી જે રીતે ગુનાહો માટે હોય છે એ જ રીતે એવા જ ઉચ્ચ કક્ષાના ગુણ વિરુદ્ધ અને પસંદ ન કરવામાં આવેલ વસ્તુ માટે પણ મા'ફી શબ્દ અપનાવવામાં આવે છે અને આ મા'ફી એ માસૂમિયતની પવિત્રતાનો નકાર કરતી નથી.

બીજી અને ત્રીજી આયતમાં મો'મિનો અને મુનાફિકોનો ફરક બતાવવામાં આવ્યો કે, અલ્લાહ તઆલા ઉપર સાચું ઈમાન રાખનારા આવી પરિસ્થિતિ ઉપર ક્યારેય પોતાના પ્રાણ અને માલની મહોબ્બતમાં જિહાદથી જીવ બચાવવા માટે રસૂલે કરીમ ﷺ પાસે રજા માંગ્યા કરતા નથી, બલકે એ કામ ફક્ત તે જ લોકોનું છે જેમને અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર સાચું ઈમાન નથી અને અલ્લાહ તઆલા મુત્તકી લોકોને સારી પેઠે જાણે છે.

ચોથી આયતમાં તેમનું બહાનું ખોટું હોવાની એક નિશાની એ બતાવવામાં આવી છે કે, وَلَوْ اَرَادُوا الْخُرُوْجَ لَاَعَدُّوْا لَهٗ عُدَّةً જો વાસ્તવમાં આ લોકો જિહાદ માટે નીકળવાનો ઈરાદો ધરાવતા હોત તો તેમના માટે જરૂરી હતું કે કંઈ તૈયારી પણ કરી હોત, પરંતુ તેમણે કોઈ તૈયારી નથી કરી જેનાથી જાણ થાય છે કે તેમના બહાનાઓ ખોટા હતા, વાસ્તવમાં તેમનો ઈરાદો જ જિહાદમાં નીકળવાનો ન હતો.

## યોગ્ય કારણ અને ખોટા બહાનાઓમાં તફાવત :

આ આયતમાં એક મહત્ત્વનો સિદ્ધાંત પ્રતિપાદિત થાય છે જેનાથી યોગ્ય અને અયોગ્ય કારણોમાં તફાવત કરી શકાય છે તે એ કે કારણ તે જ લોકોનું સ્વીકાર્ય થઈ શકે છે જેઓ હુકમ પૂર્ણ કરવા માટે તૈયાર હોય પછી કોઈ અચાનક ઘટનાના કારણે લાચાર થઈ જાય, લાચારીના બધા જ મા'મલાઓનો આ જ હુકમ છે, પરંતુ જેમણે હુકમ પૂર્ણ કરવાની કોઈ તૈયારી જ નથી કરી અને ઈરાદો પણ નથી કર્યો પછી કોઈ બહાનું પણ રજૂ કરે તો આ બહાનું ગુનાહ કરતા વધારે બદ્તર હોવાનો એક દાખલો બનશે, તેને સાચું કારણ સમજવામાં નહીં આવે. જે વ્યક્તિ જુમ્આની નમાઝ માટેની સંપૂર્ણ તૈયારી કરી ચૂક્યો છે અને જવાનો ઈરાદો કરી ચૂક્યો છે અને અચાનક એવું કારણ આવી પડે જેના કારણે તે ન જઈ શકે તો તેનું કારણ યોગ્ય છે અને અલ્લાહ તઆલા એવા વ્યક્તિને તેની ઈબાદતનો સંપૂર્ણ

બદલો અર્પણ કરે છે અને જેણે કોઈ તૈયારી જ નથી કરી પછી અચાનક કોઈ કારણ પણ સામે આવી જાય તો તે ફક્ત બહાનું છે, કોઈ યોગ્ય કારણ નથી.

સવાર–સાંજ નમાઝ માટે ઊઠવાની તૈયારી પૂરી કરી ઘડિયાળમાં એલાર્મ સેટ કર્યું અથવા કોઈને એ કામ સોંપ્યું કે જે સમય ઉપર જગાડી દે પછી સંજોગવસાત્ આ યુક્તિઓ કામ ન લાગી અને તેથી નમાઝ કઝા થઈ ગઈ, જેમકે રસૂલે કરીમ ﷺને "લયલતુત્તઅરીસ"ના સમયે બન્યું કે વખત ઉપર ઊઠવા માટે એવી વ્યવસ્થા કરી હતી કે, હઝરત બિલાલ (રદિ.)ને બેસાડ્યા કે તેઓ સવાર થતાં જ બધાને જગાડી દે પરંતુ સંજોગવસાત્ તેમના ઉપર પણ ઊંઘ સવાર થઈ ગઈ અને સૂર્ય નીકળ્યા પછી જ બધાની આંખ ખુલી તો આવું કારણ સાચું અને યોગ્ય છે, જે બીના ઉપર આપ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને તસલ્લી આપતા ફરમાવ્યું, لَاتَـفْـرِيْطَ فِى النَّوْمِ اِنَّمَا الطَّفْرِيْطُ فِى الْيَقْظَةِ એટલે કે, "ઊંઘમાં વ્યક્તિ લાચાર છે, ભૂલ તે છે જે જાગવાની હાલતમાં ભૂલ કરે." કારણ એ હતું કે તેમણે પોતાના તરફથી સમય ઉપર ઊઠવાની સંપૂર્ણ વ્યવસ્થા કરી લીધી હતી.

ખુલાસો એ છે કે, આજ્ઞાના પાલન માટે તૈયારી કરવાથી અથવા ન કરવાથી જ કોઈ કારણ યોગ્ય હોવાનો અથવા અયોગ્ય કારણ હોવાનો ફેંસલો કરી શકાય છે, ફક્ત મોંઢાના ફડાકાથી કંઈ થતું નથી.

પાંચમી આયતમાં ધોકાથી રજા લેનારા મુનાફિકોની એ પરિસ્થિતિ પણ બતાવી દીધી કે તેમનું તો જિહાદમાં ન જવું જ ઉત્તમ હતું, જો આ લોકો જિહાદમાં ગયા હોત તો પણ ષડ્યંત્રો રચીને જૂઠી ખબરો ફેલાવી ફિત્નો–ફસાદ જ ફેલાવ્યો હોત, وَفِيْـكُـمْ سَمّٰعُوْنَ لَهُمْ એટલે કે, તમારામાં અમુક ભોળા–ભાળા મુસલમાનો એવા પણ છે જે તેમની જૂઠી અફવાઓથી પ્રભાવિત થઈ શકે છે.

لَقَـدِ ابْتَغَوُا الْفِتْنَةَ مِنْ قَبْلُ એટલે કે, આ લોકો આનાથી પહેલાં પણ આવા ફિત્ના અને ફસાદ ફેલાવી ચૂક્યા છે, જેમકે ગઝ્વએ ઉહદમાં બન્યું હતું.

وَظَهَـرَ اَمْرُ اللّٰهِ وَهُمْ كٰرِهُوْنَ એટલે કે, અલ્લાહનો હુકમ ગાલિબ આવ્યો, જ્યારે કે મુનાફિકો તેનાથી ખૂબ જ નાખુશ હતા, આ વર્ણન દ્વારા ઈશારો કરવામાં આવ્યો કે વિજય અને વર્ચસ્વ અલ્લાહ તઆલાના કબ્જામાં જ છે, જેમકે પ્રથમ ઘટનાઓમાં રસૂલે કરીમ ﷺને વિજય અપાવ્યો હતો, આ જિહાદમાં પણ એવું

જ થશે અને મુનાફિકોની બધી ચાલબાજીઓ નિષ્ફળ થવાની છે.

છઠ્ઠી આયતમાં એક ખાસ મુનાફિક ઝદ્દ ઈબ્ને કૈસના એક ખાસ બહાનાનું વર્ણન કરીને તેની ગુમરાહી વર્ણન કરવામાં આવી છે, તેણે જિહાદમાં ન જવા માટેનું એ બહાનું રજૂ કર્યું હતું કે હું નવયુવાન છું, જો હું રૉમનોના મુકાબલા માટે જઈશ તો તેમની સ્વરૂપવાન સ્ત્રીઓના ફિત્નામાં સપડાઈ જવાનો ભય છે. કુર્આને કરીમે તેના જવાબમાં ફરમાવ્યું, اَلَا فِي الْفِتْنَةِ سَقَطُوْا કે આ મૂર્ખ એક કાલ્પનિક ફિત્નાનું બહાનું કાઢીને એક વાસ્તવિક બાબત એટલે કે રસૂલે કરીમ ﷺના હુકમનો વિરોધ કરીને જિહાદને છોડવાના ગુનાહ અને ફિત્નામાં અત્યારે ફસાઈ ગયો.

وَاِنَّ جَهَنَّمَ لَمُحِيْطَةٌ ۢبِالْكٰفِرِيْنَ એટલે કે, જહન્નમે તે બધા કાફિરોને પોતાના ઘેરામાં લીધેલા છે જેમાંથી તેઓ નીકળી શકતા નથી, તેનો અર્થ યા તો એ છે કે આખિરતમાં જહન્નમ તેમને ઘેરામાં લઈ લેશે અથવા એ કે જહન્નમમાં પહોંચવાના કારણોએ તેમને અત્યારે જ પોતાના ઘેરામાં લીધેલા છે અને તેને જ જહન્નમ તરીકે પરિભાષિત કરી દેવામાં આવ્યું, આ અર્થના આધારે જાણે કે તેઓ અત્યારથી જ જહન્નમના વર્તુળમાં આવી ગયા છે.

સાતમી આયતમાં તેમની એક અન્ય મૂર્ખામીનું વર્ણન છે કે, આ લોકો જો કે જાહેરમાં મુસલમાનો સાથે હળે–ભળે છે પરંતુ પરિસ્થિતિ એવી છે કે, اِنْ تُصِبْكَ حَسَنَةٌ تَسُؤْهُمْ એટલે કે, જો તમને કોઈ વિજય અને સફળતા પ્રાપ્ત થાય છે તો તે તેમને સખત નાપસંદ હોય છે. وَاِنْ تُصِبْكَ مُصِيْبَةٌ يَّقُوْلُوْا قَدْاَخَذْنَا اَمْرَنَامِنْ قَبْلُ وَيَتَوَلَّوْا وَّهُمْ فَرِحُوْنَ એટલે કે, જો કોઈ મુસીબત પહોંચે છે તો આ લોકો કહેવા લાગે છે કે અમે તો પ્રથમથી જ જાણતા હતા કે આ લોકો પોતાની જાતને મુસીબતમાં નાંખી રહ્યા છે, એટલા માટે અમે તો પોતાના હિતને અપનાવીને તેમની સાથે સામેલ જ ન થયા અને એવું કહીને તેઓ ખુશીઓ મનાવતા–મનાવતા પાછા ચાલ્યા જાય છે.

આઠમી આયતમાં અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોને મુનાફિકોના પ્રસ્તુત નિવેદનોથી પ્રભાવિત ન થવાની અને અસલ વાસ્તવિકતાને હંમેશા નજર સમક્ષ રાખવાની સૂચના આ શબ્દોમાં આપી કે,

قُلْ لَّنْ يُصِيْبَنَا اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا هُوَ مَوْلَانَا وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ એટલે કે, તમે તે ભૌતિક સર-સામાનની પૂજા કરનારાઓને બતાવી આપો કે તમે ધોકામાં છો, ભૌતિક કારણો તો ફક્ત એક પડદો છે તેનામાં કાર્યરત શક્તિ ફક્ત અલ્લાહ તઆલાની જ છે, આપણા માટે જે પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે તે બધી તે જ છે જે અલ્લાહ તઆલાએ આપણા માટે લખી રાખી છે અને તે જ આપણો મૌલા (માલિક) અને મદદગાર છે અને મુસલમાનોએ તો તેના ઉપર જ ભરોસો રાખવો જોઈએ. ભૌતિક સામાનને તો ફક્ત કારણો અને નિશાનીઓના સ્વરૂપે જ જોવામાં આવે અને તેના ઉપર કોઈ ભલાઈ અથવા બુરાઈનો આધાર હોવાનું ન જાણે.

## તકદીરની માન્યતા યોજનાઓ બનાવવાની સાથે હોવી જોઈએ, આયોજન કર્યા વિના "તવક્કુલ" ખોટું છે :

આ આયતે તકદીરના મસ્અલાનો અને તવક્કુલ (અલ્લાહ ઉપર ભરોસો) રાખવાનો ખુલાસો કર્યો છે કે, તકદીર ઉપર ભરોસો અને યકીન કરવાનો અર્થ એ ન હોવો જોઈએ કે વ્યક્તિ હાથ ઉપર હાથ મૂકીને બેસી રહે અને એવું કહે કે જે કંઈ કિસ્મતમાં હશે તે થઈ જશે, બલકે એવું હોવું જોઈએ કે કારણો અપનાવવાની સાથે-સાથે પોતાની સમગ્ર શક્તિ અને હિંમત ખર્ચ કરવામાં આવે અને પોતાની શક્તિ અને સામર્થ્ય પ્રમાણે માધ્યમો ભેગા કર્યા પછી પરિણામને તકદીર ઉપર અલ્લાહના ભરોસે અને હવાલે કરવામાં આવે, દૃષ્ટિ ફક્ત અલ્લાહ તઆલા ઉપર જ રાખે કે દરેક કાર્યનું પરિણામ તેના જ કાબૂમાં છે.

તકદીર અને તવક્કુલના મસ્અલામાં સામાન્ય રીતે દુનિયાના લોકોમાં ઘણી અફરા-તફરી જોવા મળે છે, અમુક બેદીન લોકો તો તે છે જેઓ મૂળેથી તકદીરની માન્યતા જ ધરાવતા નથી, તેમણે ભૌતિક સર-સામાનને ખુદા બનાવી લીધો છે અને અમુક નાવાકેફ એવા પણ છે જેમણે તકદીર અને તવક્કુલને પોતાની કમહિમ્મતી અને બેકારીનું બહાનું બનાવી લીધું છે. રસૂલે કરીમ ﷺની જિહાદ માટે પૂરે-પૂરી તૈયારી અને ત્યારબાદ આ આયતે અતિશયોક્તિ કે ઉણપ (ઈફરાત વ તફરીત) સમાપ્ત કરીને સાચો માર્ગ બતાવ્યો છે કે,

بر توکّل زانوئے اشتر بہ بند

એટલે કે, માધ્યમો અપનાવવા એ પણ અલ્લાહ તઆલાની જ આપેલી

નેઅ્મત છે તેનાથી લાભ ન ઉઠાવવો નાશુક્રી અને મૂર્ખાઈ છે, અલબત્ત માધ્યમો અને સ્ત્રોતોને તેની કક્ષાથી આગળ ન વધારો અને અકીદહ એવો રાખો કે, પરિણામ તથા લાભા-લાભ આ માધ્યમો કે સ્ત્રોતોના તાબે નથી બલકે અલ્લાહ જલ્લ શા'નુહૂની આજ્ઞાના આધીન જ છે.

નવમી આયતમાં મો'મિન વ્યક્તિના એક વિશિષ્ટ પ્રકારના સ્થાનનું વર્ણન કરીને તેમની મુસીબત ઉપર ખુશ થનારા મુનાફિકોને એ જવાબ આપ્યો કે, તમે જે વસ્તુને અમારા માટે મુસીબત સમજીને ખુશ થાઓ છો અમારા સમીપ તે મુસીબત એ મુસીબત જ નથી, બલકે રાહત અને સફળતાનું જ એક બીજું સ્વરૂપ છે, કારણ કે મો'મિન વ્યક્તિ પોતાના નિર્ધારમાં નિષ્ફળ થઈને પણ કાયમી સવાબ અને બદલાનો હકદાર બની જાય છે જે સમગ્ર સફળતાઓનો અસલ હેતુ છે, એટલા માટે તે નિષ્ફળ થઈને પણ સફળ રહે છે અને તેના બગડેલામાં પણ બનેલું છે.

نہ شوخی چل سکی بادِ صبا کی ؛ بگڑنے میں بھی زلف اس کی بنا کی

હવાની લહેરખીની શરારત કોઈ અસર કરી ન શકી,
તેની લટને ઉડાવવા, બગાડવામાં પણ ઊલટું સૌંદર્ય વધ્યું.

પ્રસ્તુત આતયમાં هَلْ تَرَبَّصُوْنَ بِنَآ اِلَّآ اِحْدَى الْحُسْنَيَيْنِ નો આ જ ભાવાર્થ છે, તેની સાથે એ પણ બતાવવામાં આવ્યું કે કાફિરોની પરિસ્થિતિ તેનાથી બિલકુલ વિપરીત છે કે તેમને કોઈપણ પરિસ્થિતિમાં મુસીબત અને અઝાબથી છુટકારો નથી, યા તો દુનિયામાં જ મુસલમાનોના હાથે તેમના ઉપર અલ્લાહનો અઝાબ આવી જશે અને એ રીતે દુનિયા અને આખિરત બંનેમાં તેઓ અઝાબ ચાખશે અને જો દુનિયામાં કોઈ પ્રકારે બચી ગયા તો આખિરતના અઝાબથી છુટકારાની કોઈ સંભાવના નથી.

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૫૩ થી ૫૯)

قُلْ اَنْفِقُوْا طَوْعًا اَوْ كَرْهًا لَّنْ يُّتَقَبَّلَ مِنْكُمْ ۭ اِنَّكُمْ كُنْتُمْ قَوْمًا فٰسِقِيْنَ ﴿٥٣﴾ وَمَا
مَنَعَهُمْ اَنْ تُقْبَلَ مِنْهُمْ نَفَقٰتُهُمْ اِلَّآ اَنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ وَبِرَسُوْلِهٖ وَلَا يَاْتُوْنَ
الصَّلٰوةَ اِلَّا وَهُمْ كُسَالٰى وَلَا يُنْفِقُوْنَ اِلَّا وَهُمْ كٰرِهُوْنَ ﴿٥٤﴾ فَلَا تُعْجِبْكَ

| |
|---|
| اَمْوَالُهُمْ وَلَاۤ اَوْلَادُهُمْ ؕ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُعَذِّبَهُمْ بِهَا فِى الْحَيٰوةِ الدُّنْيَا |
| وَتَزْهَقَ اَنْفُسُهُمْ وَهُمْ كٰفِرُوْنَ ﴿۵۵﴾ وَيَحْلِفُوْنَ بِاللّٰهِ اِنَّهُمْ لَمِنْكُمْ ؕ وَمَا هُمْ مِّنْكُمْ |
| وَلٰكِنَّهُمْ قَوْمٌ يَّفْرَقُوْنَ ﴿۵۶﴾ لَوْ يَجِدُوْنَ مَلْجَاً اَوْ مَغٰرٰتٍ اَوْ مُدَّخَلًا لَّوَلَّوْا |
| اِلَيْهِ وَهُمْ يَجْمَحُوْنَ ﴿۵۷﴾ وَمِنْهُمْ مَّنْ يَّلْمِزُكَ فِى الصَّدَقٰتِ ۚ فَاِنْ اُعْطُوْا مِنْهَا |
| رَضُوْا وَاِنْ لَّمْ يُعْطَوْا مِنْهَاۤ اِذَا هُمْ يَسْخَطُوْنَ ﴿۵۸﴾ وَلَوْ اَنَّهُمْ رَضُوْا مَاۤ اٰتٰهُمُ اللّٰهُ |
| وَرَسُوْلُهٗ ۙ وَقَالُوْا حَسْبُنَا اللّٰهُ سَيُؤْتِيْنَا اللّٰهُ مِنْ فَضْلِهٖ وَرَسُوْلُهٗۤ ۙ اِنَّاۤ اِلَى اللّٰهِ رٰغِبُوْنَ ﴿۵۹﴾ ع |

## તરજુમો :

*(હે નબી ﷺ !) કહી આપો કે માલ ખર્ચ કરો ખુશીથી અથવા નાખુશીથી, તમારી પાસેથી કદાપિ કબૂલ થશે નહીં, બેશક તમે નાફરમાન લોકો છો. (૫૩) અને તેમના ખર્ચનું કબૂલ થવું મોકૂફ નથી થયું પરંતુ એ જ વાત ઉપર કે તેઓ અલ્લાહથી અને તેના રસૂલથી ઈન્કારી થયા અને નમાઝ માટે નથી આવતા પરંતુ હારેલા-થાકેલા, અને ખર્ચ નથી કરતા પરંતુ ક-મને. (૫૪) બસ તમે તેમના માલ અને અવલાદથી તાજ્જુબ ન કરો, અલ્લાહ એવું જ ઈચ્છે છે કે તેમને તે વસ્તુઓના કારણે દુનિયાની જિંદગીમાં અઝાબમાં રાખે અને તેમના પ્રાણ નીકળે અને તેઓ તે સમય સુધી કાફિર જ રહે. (૫૫) અને અલ્લાહની કસમો ખાય છે કે તેઓ નિઃશંક તમારામાં છે અને તેઓ તમારામાં નથી અને પરંતુ તે લોકો તમારાથી ડરે છે. (૫૬) જો તેઓ શરણનું કોઈ સ્થળ પામે અથવા ગુફા અથવા માથું ઘાલવાની જગ્યા તો એ તરફ જ ઊલટા નાસે (બેકાબૂ બની) દોરડાં તોડીને. (૫૭) અને તેમનામાં અમુક તે છે કે તમને ખયરાત વહેંચવામાં મ્હેણાં મારે છે, બસ જો તેમને તેમાંથી મળે તો રાજી થાય અને જો ન મળે તો તરત જ નાખુશ થઈ જાય. (૫૮) અને કેવું સારું થયું હોત જો તેઓ એના ઉપર જ રાજી થઈ ગયા હોત જે તેમને અલ્લાહે આપ્યું અને તેના રસૂલે; અને કહ્યું હોત, અમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે અમને પોતાની કૃપાથી આપશે અને તેનો રસૂલ; અમારે તો અલ્લાહ જ જોઈએ ! (૫૯)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે (તે મુનાફિકોને) ફરમાવી આપો કે તમે (જિહાદ વગેરેમાં) ભલે ખુશીથી ખર્ચ કરો અથવા નાખુશીથી તમે કોઈ પણ પ્રકારે (અલ્લાહ નજીક) સ્વીકાર્ય નથી (કારણ કે) નિઃશંક ! તમે નાફરમાની કરનારા લોકો છો (તેનાથી કુફ્ર ભાવાર્થ સ્વરૂપે છે જેમકે આગળ આવે છે) અને તેમની ખય્ર–ખયરાત સ્વીકાર્ય થવાનો એ સિવાય કોઈ અવરોધ નથી કે તેમણે અલ્લાહની સાથે અને તેના રસૂલ (ﷺ)ની સાથે કુફ્ર કર્યું (તેને જ ઉપર નાફરમાની કહી હતી અને કાફિરોનો કોઈ અમલ સ્વીકાર્ય નથી) અને (આ છુપા કુફ્રની જાહેર નિશાની એ છે કે) તે લોકો નમાઝ નથી પઢતા પરંતુ આળસની સાથે અને (નેક કામમાં) ખર્ચ નથી કરતા પરંતુ નારાજગીની સાથે (કારણ કે દિલમાં ઈમાન તો છે જ નથી જેનાથી તેમને સવાબની આશા હોય કે એવી આશાથી અમલનો મોહ પેદા થાય, તેઓ ફક્ત બદનામીથી બચવા માટે ખર્ચ કરે છે અને જ્યારે તેઓ એવા નીંદાપાત્ર છે) તો તેમનો માલ અને અવલાદ તમને (એ) આશ્ચર્યમાં ન નાંખે (કે આવા અસ્વીકૃત નીંદનીય લોકોને આટલા ઈનામો કઈ રીતે અર્પણ થયા ? કારણ કે વાસ્તવમાં તેમના માટે આ નેઅ્મત નથી, બલકે એક પ્રકારનો અઝાબ છે, કારણ કે) અલ્લાહ તઆલાને ફક્ત એ મંજૂર છે કે તેમની વસ્તુઓના કારણે દુનિયાની જિંદગીમાં (પણ) તેમને અઝાબમાં સંડોવી આપે અને તેમનો પ્રાણ કુફ્રની હાલતમાં નીકળી જાય (જેથી આખિરતમાં પણ અઝાબમાં સપડાયેલા રહે માટે જે માલ અને અવલાદનું આવું પરિણામ હોય તેને ઈનામ સમજવું જ ભૂલ ભરેલું છે) અને આ (મુનાફિક) લોકો અલ્લાહની કસમો ખાય છે કે તેઓ તમારામાંથી છે (એટલે કે મુસલમાન છે) જ્યારે કે (વાસ્તવમાં) તેઓ તમારામાંથી નથી પરંતુ (વાત એમ છે કે) તેઓ ડરપોક લોકો છે (કે ડરના માર્યા જૂઠી કસમો ખાઈને પોતાના કુફ્રને છુપાવે છે કે અમારી સાથે બીજા કાફિરો જેવો વ્યવહાર મુસલમાનો તરફથી ન થવા પામે અને કોઈ અન્ય જગ્યા કે ઠેકાણું નથી જ્યાં તેઓ સ્વતંત્રતાપૂર્વક ચાલ્યા જાય, નહિતર) એ લોકોને જો કોઈ શરણનું સ્થળ મળી ગયું હોત અથવા (ક્યાંક પહાડ વગેરેમાં) ગુફાઓ (મળી ગઈ હોત) અથવા કોઈ ઘુસી જવાની થોડી જગ્યા (મળી ગઈ હોત) તો તેઓ જરૂર મોઢું ઉઠાવીને તે તરફ દોડી ગયા હોત (પરંતુ પરિસ્થિતિ એવી નથી એટલા માટે જૂઠી

કસમો ખાઈને પોતાને મુસલમાન બતાવી રહ્યા છે) અને તેમનામાંથી અમુક લોકો તે છે જેઓ સદકાઓ(ની વહેંચણી)માં તમારા ઉપર મ્હેણાં–ટોણા કરે છે (કે આ વહેંચણીમાં નઊઝુબિલ્લાહ ન્યાય કરવામાં આવ્યો નથી) તો જો સદકાઓમાંથી તેમને (તેમની મરજી પ્રમાણે) મળી જાય છે તો તેઓ રાજી થઈ જાય છે અને જો સદકાઓમાંથી તેમને (પોતાની મરજી પ્રમાણે) નથી મળતું તો તેઓ નારાજ થઈ જાય છે (જેનાથી જાણ થઈ કે તેમના વાંધાનો અસલ હેતુ કોઈ સિદ્ધાંત નથી બલકે, દુનિયાની લાલચ અને સ્વાર્થ છે) અને તેમના માટે સારું થયું હોત જો તે લોકો એના ઉપર રાજી રહ્યા હોત જે કંઈ અલ્લાહે (અપાવ્યું હતું) અને તેના રસૂલે તેમને આપ્યું હતું અને (તેના વિશે) એવું કહ્યું હોત કે અમને અલ્લાહ(એ અર્પણ કરેલ માલ) પૂરતો છે (અમોને કાનૂની રીતે આટલું જ મળી શકતું હતું તેમાં જ ભલાઈ અને બરકત હશે અને પછી જો જરૂરિયાત ઉપસ્થિત થશે અને તેને યોગ્ય લાગશે તો) ભવિષ્યમાં અલ્લાહ તઆલા પોતાના ફઝ્લથી અમને વધારે આપશે અને તેના રસૂલ (ﷺ) આપશે, અમે (દિલથી) અલ્લાહ તરફ જ મોહ (નજર) રાખીએ છીએ (અને તેનાથી જ બધી ઉમ્મીદો–આશાઓ રાખીએ છીએ).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મુનાફિકોની દુષ્ટતા અને દુષ્કૃત્યોનું વર્ણન હતું, પ્રસ્તુત આ બધી જ આયતોમાં પણ આ જ વિષય છે. اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُعَذِّبَهُمْ بِهَا માં જે એવો ઈરશાદ ફરમાવ્યો કે "મુનાફિકોનો માલ અને અવલાદ તેમના માટે નેઅ્મત નથી, અઝાબ છે." તેનું કારણ એ છે કે દુનિયાની મહોબ્બતમાં રાચેલા મનુષ્ય માટે આ દુનિયામાં જ તે એક અઝાબ અને મુસીબત બની જાય છે. પ્રથમ દુનિયાનો માલ પ્રાપ્ત કરવાની આશાઓ અને યોજનાઓમાં કેવી–કેવી મહેનત અને તકલીફો, શારીરિક સંઘર્ષ તથા માનસિક તણાવ વેઠવો પડતો હોય છે, ન તો દિવસે ચેન, ન જ રાત્રે ઊંઘ, ન તો પોતાના શરીરની ખૈર–ખબર, ન જ બાળ–બચ્ચાં સાથે દિલ બહેલાવવાની ફુરસદ; પછી જો તે માલ પ્રાપ્ત થઈ ગયો તો પણ તેની સુરક્ષા અને તેને વધારવાની ફિકર એક પ્રકારે રાત–દિવસનો અઝાબ જ છે ! અને જો થોડુંક જ નુકસાન થઈ ગયું અથવા કોઈ બીમારી આવી ગઈ તો ગમોનો પહાડ તૂટી પડે છે અને જો બધી વસ્તુઓ સંજોગવસાત મરજી

અને સ્વભાવ પ્રમાણે પ્રાપ્ત પણ થઈ જાય તો તેના ઘટી જવાનો ભય અને વધારતા ચાલવાની ફિકર–ચિંતા કોઈ સમયે પણ ચેનથી બેસવા દેતી નથી.

પછી જ્યારે અંતે આ વસ્તુઓ મોતના સમયે અથવા પહેલાં જ તેના હાથમાંથી જતી રહે છે તો તેના ઉપર ખૂબ અફસોસ છવાઈ જાય છે, આ બધો અઝાબ જ અઝાબ છે જેને મૂર્ખ મનુષ્યએ રાહતનું નામ આપી દીધું છે પરંતુ વાસ્તવમાં રાહત એટલે કે દિલની શાંતિ અને સંતોષ છે કે તેની તેને હવા પણ લાગી નથી, એટલા માટે રાહતના સામાનને રાહત સમજીને તેમાં મગ્ન રહે છે જે વાસ્તવમાં તેના માટે દુનિયામાં ચેન અને આરામનો પણ દુશ્મન છે અને આખિરતના અઝાબની પ્રસ્તાવના પણ છે.

**શું સદકાઓનો માલ કાફિરને આપી શકાય છે ? :**

અંતિમ આયતથી જાણ થાય છે કે, સદકાઓના માલમાંથી મુનાફિકોને પણ હિસ્સો મળ્યા કરતા હતો પરંતુ તે તેમની ઈચ્છા મુજબ ન મળવાથી નારાજ થઈ જતા હતા તથા મ્હેણાં–ટોણા મારવા લાગતા હતા. અત્રે જો સદકાઓનો અર્થ સામાન્ય રીતે લેવામાં આવે તો જેમાં વાજિબ સદકાઓ અથવા નફલ સદકાઓ સામેલ છે તો કોઈ શંકા જ નથી, કારણ કે નફલ સદકાઓમાંથી ગેરમુસ્લિમોને આપવું ઉમ્મતની સર્વસહમતિથી જાઈઝ અને સુન્નતથી સાબિત છે અને જો અત્રે સદકાઓનો અર્થ એ ફરજ સદકાઓ, ઝકાત, ઉશ્ર વગેરે છે તો મુનાફિકોને તેમાંથી હિસ્સો આપવો એ કારણે હતો કે તેઓ પોતાને મુસલમાન જાહેર કરતા હતા અને તેમના કાફિર હોવાની કોઈ જાહેર દલીલ સ્થાપિત થઈ ન હતી અને અલ્લાહ તઆલાએ મસ્લિહતનો હુકમ એ જ આપ્યો હતો કે, મુનાફિકોની સાથે પણ એવો જ વ્યવહાર કરવામાં આવે જે મુસલમાનોની સાથે કરવામાં આવે છે.

*(બયાનુલ કુર્આન)*

لَا يَـاْتُـــوْنَ الـصَّـلٰــوةَ اِلَّا وَهُمْ كُسَـالٰـى આ આયતમાં મુનાફિકોની બે નિશાનીઓ બતાવવામાં આવી છે, એક એ કે નમાઝમાં આવે તો સુસ્તી તથા હારેલા–થાકેલા જેવા અને મને–કમને આવે તથા બીજું અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે તો નારાજગીથી કચવાતા મને જ ખર્ચ કરે.

તેમાં મુસલમાનોને પણ એ બાબતની તાકીદ છે કે, નમાઝમાં સુસ્તી અને

આળસ તથા ઝકાત અને સદકહથી દિલમાં નારાજગી પેદા થવી નિફાકની નિશાની છે, મુસલમાનોએ પ્રયત્ન કરીને પણ આ નિશાનીઓથી બચવું જોઈએ.

---

## આયત : (સૂરએ તવબહ : આયત નં. ૬૦)

إِنَّمَا الصَّدَقٰتُ لِلْفُقَرَآءِ وَالْمَسٰكِيْنِ وَالْعٰمِلِيْنَ عَلَيْهَا وَالْمُؤَلَّفَةِ قُلُوْبُهُمْ
وَفِي الرِّقَابِ وَالْغٰرِمِيْنَ وَفِيْ سَبِيْلِ اللّٰهِ وَابْنِ السَّبِيْلِ ۖ فَرِيْضَةً مِّنَ اللّٰهِ ۗ
وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٦٠﴾

## તરજુમો :

*જે ઝકાત છે બસ તે હક છે મુફલીસો (ગરીબો)નો અને મોહતાજોનો અને ઝકાતના કામ ઉપર જનારાઓનો અને "મુઅલ્લફતુલ કુલૂબ" (જેમનું દિલ ખુશ રાખવાનું મંજૂર હોય તે)નો અને ગરદનો (ગુલામો) છોડાવવામાં અને કરજદારોના કરજ (અદા કરવા)માં અને અલ્લાહના માર્ગમાં અને રસ્તાના મુસાફરનો; અલ્લાહનું ઠરાવેલું છે અને અલ્લાહ સઘળું કંઈ જાણનારો હિકમતવાળો છે. (૬૦)*

## તફસીર :

(ફરજ) સદકાઓ તો ફક્ત ગરીબોનો હક છે અને મોહતાજોનો અને જે કારકૂનો (કર્મચારીઓ) આ સદકાઓ(ને વસૂલ કરવા) માટે નિયુક્ત કરવામાં આવ્યા હોય અને જેમના દિલોને આકર્ષવાનું મંજૂર હોય અને ગુલામોની ગરદનો છોડાવવામાં (ખર્ચ કરવામાં આવે) અને કરજદારોનું કર્જ (અદા કરવામાં) અને જિહાદ (અને તેનો સામાન ખરીદવા)માં અને મુસાફરો(ની મદદ) માટે, આ હુકમ અલ્લાહ તરફથી નક્કી છે અને અલ્લાહ તઆલા મહાન ઈલ્મવાળો છે અને મોટી હિકમતવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

### સદકહ કોને આપવામાં આવે ? :

આ આયતથી અગાઉની આયતમાં સદકહ વિશે રસૂલે કરીમ ﷺ ઉપર

અમુક મુનાફિકોએ વાંધાઓ ઉઠાવ્યા હતા તેના જવાબનો ઉલ્લેખ હતો, જેમાં મુનાફિકોએ રસૂલે કરીમ ﷺ ઉપર એવો આક્ષેપ લગાવ્યો હતો કે તમે (નઊઝુબિલ્લાહ) સદકાઓની વહેંચણી ન્યાયપૂર્વક કરતા નથી, જેને ઈચ્છો છો તેને આપી દો છો.

આ આયતમાં અલ્લાહ તઆલાએ સદકહ કોને–કોને આપવાનો છે તે નક્કી કરીને તેમની ગેરસમજને દૂર કરી દીધી કે અલ્લાહ તઆલાએ પોતે એ વાત નક્કી કરી આપી છે કે, સદકહ કયા–કયા લોકોને આપવામાં આવે અને રસૂલે કરીમ ﷺ સદકાઓની વહેંચણીમાં અલ્લાહના આ જ હુકમનું પાલન કરે છે તેઓ પોતાના અભિપ્રાયથી કંઈ જ કરતા નથી.

તેનું સમર્થન એ હદીષથી પણ થાય છે જે અબૂ દાવુદ અને દારેકુતનીમાં પણ હઝરત ઝિયાદ બિન હારિષની રિવાયતથી નકલ થઈ છે, તેઓ ફરમાવે છે કે "હું રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો તો જાણ થઈ કે આપ ﷺ તેમની (ઝિયાદની) કોમના મુકાબલા માટે એક લશ્કર મુસલમાનોનું રવાના કરી રહ્યા છે, મેં વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તમે લશ્કર ન મોકલો, હું તેમની જવાબદારી લઉં છું કે તેઓ બધા આજ્ઞાપાલક અને તમારા આધીન આવી જશે, પછી મેં પોતાની કોમને પત્ર લખ્યો તો બધા જ મુસલમાન થઈ ગયા, તેના વિશે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, يَـااَخَـا صَـدَاءِ الْمُطَاعَ فِيْ قَوْمِهٖ જેમાં જાણે કે તેમને એ સંબોધન કરવામાં આવ્યું કે, આ પોતાની કોમના અતિપ્રિય અને આગેવાનોમાંથી છે, મેં વિનંતી કરી કે તેમાં મારી કોઈ વિશેષતા નથી અલ્લાહ તઆલાની મહેરબાનીથી તેમને હિદાયત મળી ગઈ અને તેઓ મુસલમાન થઈ ગયા. તેઓ ફરમાવે છે કે, હું હજુ મજલિસમાં હાજર હતો કે એક વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં કંઈક સવાલ કરવા માટે હાજર થયો, રસૂલે કરીમ ﷺએ તેને આ જવાબ આપ્યો કે,

*સદકાઓની વહેંચણીને અલ્લાહ તઆલાએ કોઈ નબી અથવા ગેરનબીના હવાલે પણ નથી કરી, બલકે પોતે જ તેના આઠ હકદારો નક્કી કરી દીધા છે, જો તમે તે આઠમાં સામેલ છો તો તમને આપી શકું છું."*

*(તફસીરે કુર્તુબી, , પેજ : ૧૬૮, જિલ્દ : ૧)*

આયતનો શા'ને નુઝૂલ જાણ કર્યા પછી આયતની સંપૂર્ણ તફસીર અને ખુલાસો સાંભળતા પહેલાં એ સમજી લો કે, અલ્લાહ જલ્લ શા'નુહૂએ બધી જ મખ્લૂક મનુષ્ય, પ્રાણીઓ વગેરેને રોજી આપવાનો વાયદો કર્યો છે, وَمَامِنْ دَآبَّةٍ فِى الْاَرْضِ اِلَّا عَلَى اللّٰهِ رِزْقُهَا (૧૧:૬) અને સાથે જ પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી એવું નથી કર્યું કે સૌને રોજીમાં સરખા કરી દીધા, માલદાર અને ફકીરનો ફરક રાખ્યો તેમાં મનુષ્યની અખ્લાકી કેળવણી અને દુનિયાની વ્યવસ્થા સંબંધી સેંકડો હિકમતો છે જેની વિગતનો અત્રે મોકો નથી. આ હિકમત હેઠળ કોઈને માલદાર બનાવ્યો તો કોઈને ગરીબ-ફકીર, પછી માલદારોના માલમાં ગરીબ અને ફકીરનો ભાગ લગાવી દીધો. ઈરશાદ થયો, وَفِىٓ اَمْوَالِهِمْ حَقٌّ مَّعْلُوْمٌ لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ જેમાં બતાવવામાં આવ્યું કે, માલદારોના માલમાં અલ્લાહ તઆલાએ નક્કી પ્રમાણમાં ફકીરોનો ભાગ રાખી લીધો છે જે તે ફકીરોનો જ હક છે.

તેનાથી એક બાબત એ જાણ થઈ કે, માલદારોના માલમાં જે સદકહ કાઢવાનો હુકમ આપવામાં આવ્યો છે તે કોઈ એમનું અહેસાન નથી, બલકે ફકીરોનો હક છે જેને અદા કરવો તે માલદારોની જવાબદારી અને જરૂરી બાબત છે, બીજું એ પણ જાણ થઈ કે આ હક અલ્લાહ તઆલાએ નક્કી કર્યા છે, એવું નથી કે જેનું મન ચાહે જ્યારે ઈચ્છે તેમાં વધતું-ઓછું કરે, અલ્લાહ તઆલાએ આ નક્કી કરેલા હકનું પ્રમાણ બતાવવાનું કામ પણ રસૂલે કરીમ ﷺને સોંપી દીધું અને એટલા જ માટે આપ ﷺએ તેની એ પ્રમાણે કાળજી રાખી કે સહાબએ કિરામ (રદિ.)ને ન જ ફક્ત મૌખિક રીતે બતાવવાને પૂરતું સમજ્યું બલકે, એ બાબતે વિગતવાર હુકમો લખાવીને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) અને અમ્ર બિન હઝમને સોંપી દીધા, જેનાથી સ્પષ્ટ રીતે એ સાબિત થઈ ગયું કે ઝકાતના નિસાબ (પ્રમાણ) અને દરેક માલના નિસાબનું પ્રમાણ અને ઝકાત હંમેશા માટે અલ્લાહ તઆલાએ નક્કી કરીને પોતાના રસૂલે કરીમ ﷺ મારફતે લોકોને બતાવી દીધું, તેમાં કોઈપણ યુગમાં કોઈપણ પ્રદેશમાં કોઈ વધતું ઓછું અથવા ફેરબદલ કરવાનો કોઈને અધિકાર નથી.

સદકહ-ઝકાતનું ફરજ થવું એ તો સહીહ છે કે, ઈસ્લામની શરૂઆતથી જ મક્કએ મુકર્રમહમાં તેની આયત નાઝિલ થઈ ચૂકી હતી, જેમકે તફસીરના ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ સૂરએ મુઝ્ઝમ્મિલની આયત فَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ

(૭૩ : ૨૦)થી દલીલ કરી છે, કારણ કે આ સૂરત બિલકુલ વહીના શરૂઆતના સમયની સૂરતોમાંથી છે, તેમાં નમાઝની સાથે ઝકાતનો પણ હુકમ છે, અલબત્ત હદીષની રિવાયતોથી એવી જાણ થાય છે કે ઈસ્લામની શરૂઆતમાં ઝકાત માટે કોઈ ખાસ નિસાબ અથવા કોઈ ખાસ પ્રમાણ નક્કી ન હતું, બલકે જે કંઈ એક મુસલમાનની પોતાની જરૂરિયાતો પૂરી કર્યા પછી બચી રહે તે બધું અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવામાં આવતું હતું, નિસાબ નક્કી કરવાનું અને ઝકાતના પ્રમાણનું વર્ણન હિજરત પછી મદીન–એ–તય્યિબહમાં નક્કી થયું છે અને પછી ઝકાત તથા સદકહને વસૂલ કરવાની વ્યવસ્થા અને એ માટેની વહીવટી તથા શાસકીય પદ્ધતિ તો મક્કા વિજય પછી અસ્તિત્વમાં આવી છે.

આ આયતમાં સહાબએ કિરામ (રદિ.) તથા તાબિઈન (રહ.) માટે આ જ વાજિબ સદકાઓ કોના ઉપર ખર્ચ કરવા તેનો ઉલ્લેખ થયો છે જે નમાઝની જેમ મુસલમાનો ઉપર ફરજ છે, કારણ કે જેમના ઉપર ખર્ચ કરવાનો છે તે હકદારો આ આયતમાં નક્કી કરવામાં આવ્યા છે અને તે ફરજ સદકાઓ છે; નફલ સદકહમાં રિવાયતના ખુલાસાઓના કારણે ઘણી બધી છૂટછાટ છે તે આ હકદારો ઉપર અવલંબિત નથી.

જો કે આ આયતોમાં સદકહનો અર્થ સામાન્ય સદકાઓ માટે ઉપયોગ થયો છે, જેમાં વાજિબ અને નફલ બંને સદકાઓ સામેલ છે પરંતુ આ આયતમાં ઉમ્મતના સર્વાનુમત (ઈજમા) દ્વારા ફરજ સદકહના જ હકદારોનું વર્ણન થયું છે અને તફસીરે કુર્તુબીમાં છે કે, કુર્આનમાં જ્યાં કંઈ પણ સદકહ વિશે બોલવામાં આવ્યું છે અને કોઈ નફલ સદકહનો ઈશારો નથી થયો તો ત્યાં ફરજ સદકહ જ અર્થ તરીકે સમજવામાં આવશે.

આ જ આયતને શબ્દ اِنَّمَا (ઈન્નમા)થી શરૂ કરવામાં આવી છે, આ શબ્દ જે અવલંબન–ખાસ (હસ્ર અને ઈનહિસાર) માટે ઉપયોગ કરવામાં આવે છે તેની શરૂઆતના વાક્યમાં જ બતાવવામાં આવ્યું કે, સદકહના જે હકદારો આગળ વર્ણન થઈ રહ્યા છે તે બધા જ વાજિબ સદકાઓ ફક્ત તેમનામાં જ ખર્ચ થવા જોઈએ તે સિવાય અન્ય કોઈના ઉપર વાજિબ સદકાઓ ખર્ચ કરી શકાતા નથી, જેમકે જિહાદની તૈયારી અથવા મસ્જિદ અને મદ્રસાના બાંધકામ અથવા અન્ય બીજી સામાજિક સંસ્થાઓ વગેરે, આ બધી વસ્તુઓ પણ જો કે જરૂરી છે અને

તેમાં ખર્ચ કરવાનો ઘણો મોટો સવાબ છે પરંતુ ફરજ સદકહ જેનું પ્રમાણ અને નિસાબ નક્કી કરવામાં આવ્યો છે તેને (ઝકાતને) તેમાં (મસ્જિદ, મદ્રસાના બાંધકામ વગેરેમાં) લગાવી શકતા નથી.

આયતનો બીજો શબ્દ صَدَقٰتُ (સદકાત) એ "સદકહ"નું બહુવચન છે. સદકહનો અર્થ શબ્દકોષ પ્રમાણે માલના તે ભાગને કહેવામાં આવે છે જે અલ્લાહ માટે જ ખર્ચ કરવામાં આવે. (કામુષ) ઈમામ રાગિબ (રહ.)એ મુફરદાતુલ કુર્આનમાં ફરમાવ્યું કે, સદકહને સદકહ એટલા માટે કહેવામાં આવે છે કે તેને આપનારો જાણે કે એવો દા'વો કરે છે કે હું મારી પ્રવૃત્તિ અને આચરણમાં તથા મારા કહેવા અને કરવામાં સાચો છું, તેને ખર્ચ કરવા માટે મારો કોઈ દુનિયવી સ્વાર્થ નથી, બલકે ફક્ત અલ્લાહની રજામંદી માટે ખર્ચ કરી રહ્યો છું, એટલા માટે જે સદકહમાં કોઈ નામના, પ્રતિષ્ઠા અથવા દુનિયાનો સ્વાર્થ સામેલ થઈ જાય કુર્આને કરીમે તેને નિરર્થક ઠરાવ્યું છે.

શબ્દ "સદકહ" પોતાના વાસ્તવિક અર્થની રૂએ સર્વસામાન્ય છે, તે નફલ સદકહને પણ કહેવામાં આવે છે અને ફરજ ઝકાતને પણ; નફલ માટે તેનો ઉપયોગ સર્વસામાન્ય છે, ફરજ માટે પણ કુર્આને કરીમમાં ઘણા સ્થળે આ શબ્દનો ઉપયોગ થયો છે, જેમકે خُذْ مِنْ اَمْوَالِهِمْ صَدَقَةً (૯ : ૧૦૩) અને આયત اِنَّمَا الصَّدَقٰتُ માં વગેરે.

બલકે, કુર્તુબીનું સંશોધન તો એ છે કે કુર્આનમાં જ્યારે માત્ર શબ્દ "સદકહ" બોલવામાં આવે છે તો તેનાથી ફક્ત ફરજ સદકહ જ અર્થ તરીકે હોય છે અને હદીષની રિવાયતોમાં "સદકહ" શબ્દ દરેક નેક કાર્યો માટે પણ ઉપયોગ થયો છે, જેમકે હદીષમાં છે કે કોઈ મુસલમાનને ખુશ થઈને મળવું પણ સદકહ છે, કોઈ ભાર વેંઢારનારનો ભાર ઊંચકી લેવો પણ સદકહ છે, કૂવામાંથી પાણીની ડોલ પોતાના માટે કાઢી અને તેમાંથી અન્ય કોઈને પાણી આપ્યું તો તે પણ સદકહ છે, આ હદીષમાં શબ્દ સદકહને સામાન્ય રીતે વિવિધ અર્થોમાં ઉપયોગ કરવામાં આવ્યો છે.

ત્રીજો શબ્દ ત્યારપછી لِلْفُقَرَآءِ (લિલ્ ફુકરાઅ્)થી શરૂ થયો છે, તેની શરૂઆતમાં શબ્દ لَامْ (લામ) છે જે ખાસ કરીને વિશિષ્ટતા બતાવવા માટે

ઉપયોગ થાય છે, આથી વાક્યનો અર્થ એ થશે કે બધા જ સદકાઓ ફક્ત તે લોકોનો જ હક છે જેનું વર્ણન હવે પછી થઈ રહ્યું છે.

હવે, આઠ પ્રકારના લોકો કે જેઓ તેના હકદાર છે તેની વિગત સાંભળો જે અહીંયાં ઉપસ્થિત છે રજુ કરેલ છે.

તેમાં પ્રથમ હકદાર ફકીરો છે, બીજા મિસ્કીનો; ફકીર અને મિસ્કીનના મૂળ અર્થમાં જો કે વિરોધાભાસ છે, એકનો અર્થ થાય છે કે "જેની પાસે કશું ન હોય," બીજાનો અર્થ છે કે "જેની પાસે નિસાબ (શરઈ પ્રમાણ) કરતા ઓછું હોય" પરંતુ ઝકાતના હુકમમાં બંને સમાન છે, કોઈ વિરોધાભાસ નથી; જેનો ખુલાસો એ છે કે જે વ્યક્તિની પાસે તેની મૂળ જરૂરિયાત કરતા વધારે શરઈ નિસાબ (પ્રમાણ) જેટલો માલ ન હોય તેને ઝકાત આપી શકાય છે અને તેના માટે ઝકાત લેવી જાઇઝ છે, જરૂરિયાતમાં રહેવાનું મકાન, વપરાશમાં આવતા વાસણો અને કપડાં તથા ફર્નિચર વગેરે બધું સામેલ છે, નિસાબ એટલે કે સાડા સાત તોલા સોનું અથવા સાડા બાવન તોલા ચાંદી અથવા તેની કિંમત જેની પાસે હોય અને કરજદાર પણ ન હોય તો પછી ન તો તેના માટે ઝકાત લેવી જાઇઝ છે અને ન જ તેને ઝકાત આપવી જાઇઝ છે, એ જ પ્રમાણે તે વ્યક્તિ જેની પાસે અમુક ચાંદી અથવા અમુક રોકડ રકમ અને થોડું સોનું છે તો બધાની કિંમત લગાવીને જો સાડા બાવન તોલા ચાંદીની કિંમત બરાબર થઈ જાય તો તે પણ "સાહિબે નિસાબ" (ઝકાતનું શરઈ પ્રમાણ ધારણ કરનાર) ગણાશે, તેને ઝકાત આપવી અથવા તેણે ઝકાત લેવી જાઇઝ નથી અને જે વ્યક્તિ "સાહિબે નિસાબ" નથી પરંતુ તંદુરસ્ત મજબૂત અને કમાઈ શકવા માટે સક્ષમ અને સશક્ત હોય અને તેની પાસે એક દિવસ ગુજરાન ચાલે તેટલું હાજર હોય તો તેને જો કે ઝકાત આપવી તો જાઇઝ છે પરંતુ એના માટે જાઇઝ નથી કે તે લોકોને સવાલ (માંગણી) કરતો ફરે, આ બાબતમાં ઘણા લોકો ગફલત વર્તે છે, આવા લોકો માટે સવાલ કરવો હરામ છે, એવો વ્યક્તિ જે કંઈ સવાલ કરીને પ્રાપ્ત કરે છે તેને રસૂલે કરીમ ﷺએ જહન્નમના અંગારા કહ્યા છે. *(અબૂ દાવુદ અલી રદિ.ની રિવાયત દ્વારા, કુર્તુબી)*

ખુલાસો એ છે કે ફકીર અને મિસ્કીનમાં ઝકાત બાબતે કોઈ તફાવત નથી, અલબત્ત વસિય્યતના હુકમમાં ફરક પડે છે કે મિસ્કીનો માટે વસિય્યત કરી છે તો કેવા લોકોને આપવામાં આવે ? અને ફકીરોના માટે છે તો કેવા લોકોને આપવામાં

આવે ? જેના ઉલ્લેખની અત્રે આવશ્યકતા નથી, ફકીર અને મિસ્કીન બંને હકદારોમાં એ બાબત લગભગ સમાન છે કે જેને ઝકાતનો માલ આપવામાં આવે તે મુસલમાન હોય અને વાસ્તવિકત જરૂરિયાતથી વધારે નિસાબ પ્રમાણે માલનો માલિક ન હોય.

જો કે સામાન્ય સદકહ ગેરમુસ્લિમોને પણ આપી શકાય છે, રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, تَصَدَّقُوْا عَلٰى اَهْلِ الْاَدْيَانِ كُلِّهَا એટલે કે, દરેક ધર્મવાળાઓ ઉપર સદકહ કરો, પરંતુ ઝકાતરૂપી સદકહ વિશે રસૂલે કરીમ ﷺએ હઝરત મઆઝ (રદિ.)ને યમન મોકલતી વેળા એવી સૂચના આપી હતી કે, ઝકાતનો માલ ફક્ત મુસલમાનોના માલદારો પાસેથી લેવામાં આવે અને તેમના જ (મુસલમાનોના) ફકીરો ઉપર ખર્ચ કરવામાં આવે, એટલા માટે ઝકાત તો ફક્ત મુસ્લિમ ફકીરો અને મિસ્કીનો ઉપર જ ખર્ચ કરી શકાય છે, ઝકાત ઉપરાંત બીજા સદકાઓ એટલે સુધી કે સદકતુલ ફિત્ર પણ ગેરમુસ્લિમ ફકીરને આપવો જાઈઝ નથી. *(હિદાયા)*

અને બીજી શરત "સાહિબે નિસાબ" ન હોવાની પોતે ફકીર અને મિસ્કીનની વ્યાખ્યાથી સ્પષ્ટ થઈ જાય છે, કારણ કે ફકીર અને મિસ્કીન એટલી વાતમાં સમાન છે કે તેમની પાસે નિસાબ પ્રમાણે માલ ઉપસ્થિત નથી અને બંને હકદારો પછી અન્ય છ હકદારોનો ઉલ્લેખ થયો છે તેમાં પ્રથમ હકદાર ઝકાત વસૂલ કરવા માટે નિયુક્ત કારકૂનો છે.

ત્રીજા હકદાર اَلْعَامِلِيْنَ عَلَيْهَا છે, અહીંયાં عَامِلِيْن (આમિલીન)નો અર્થ તે લોકો છે જેઓ ઈસ્લામી શાસન તરફથી સદકહ, ઝકાત, ઉશ્ર વગેરે લોકો પાસેથી વસૂલ કરીને બયતુલ માલ (ઈસ્લામી રાજ્યની તિજોરી)માં જમા કરાવવાની સેવા માટે નિયુક્ત કરવામાં આવ્યા છે, આ લોકો પોતાનો બધો જ સમય આ સેવામાં ખર્ચ કરે છે એટલા માટે તેમની જરૂરિયાતોની જવાબદારી ઈસ્લામી હુકૂમત ઉપર છે, કુર્આને કરીમની આ આયતે ઝકાતના હકદારોમાં તેમનો હિસ્સો રાખીને એ નક્કી કરી દીધું કે તેમની સેવાનો હક તે ઝકાત ખાતે જ ઉધારવામાં આવશે.

મૂળ વાત એમ છે કે, અલ્લાહ તઆલાએ મુસલમાનો પાસેથી ઝકાત અને સદકહ વસૂલ કરવાની ફરજ સીધે-સીધી રસૂલે કરીમ ﷺને સોંપી હતી જેનું

વર્ણન આ જ સૂરતમાં આગળ આવનારી આયતમાં આવવાનું છે. خُذْ مِنْ اَمْوَالِهِمْ صَدَقَةً એટલે કે, "તમે મુસલમાનોના માલમાંથી સદકહ વસૂલ કરો." આ આયતનું વિગતવાર વર્ણન તો આગળ આવશે, અત્રે એ બતાવવાનો હેતુ છે કે આ આયતની રૂએ મુસલમાનોના શાસક (અમીર) ઉપર એ ફરજ છે કે, તે ઝકાત અને સદકહને વસૂલ કરે અને એ દેખીતું છે કે, અમીર પોતે તે કાર્ય વ્યક્તિગત રીતે સમગ્ર દેશમાં પોતાના સહાયકો, કર્મચારીઓ વિના કરી શકતો નથી, તે જ સહાયકો અને કર્મચારીઓના સંદર્ભમાં પ્રસ્તુત આયતમાં وَالْعَامِلِيْنَ عَلَيْهَا ના શબ્દો કહેવામાં આવ્યા છે.

આ જ આયતોના પાલનમાં રસૂલે કરીમ ﷺએ ઘણા બધા સહાબએ કિરામ (રદિ.)ને સદકહ વસૂલ કરવા માટે આમિલ (કાર્યકરો) બનાવીને વિવિધ પ્રદેશોમાં મોકલ્યા છે અને પ્રસ્તુત આયતની સૂચના અને માર્ગદર્શન પ્રમાણે જ ઝકાતમાંથી પ્રાપ્ત થતી રકમમાંથી તેમની સેવાનો હક આપવામાં આવ્યો છે, તેમાં તે સહાબા (રદિ.) પણ સામેલ છે જેઓ માલદાર હતા, હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "સદકહ કોઈ માલદાર માટે હલાલ નથી ફક્ત પાંચ વ્યક્તિઓ સિવાય; એક તે વ્યક્તિ જે જિહાદ માટે નીકળ્યો છે અને ત્યાં તેની પાસે આવશ્યકતા–જરૂરત પ્રમાણે માલ નથી ભલે તે ઘરમાં માલદાર હોય, બીજો સદકહ વસૂલ કરનાર આમિલ (કારકૂન) જે સદકહ વસૂલ કરવાની સેવા બજાવે છે, ત્રીજો તે વ્યક્તિ કે ભલે તેની પાસે માલ છે પરંતુ તે પોતાની પાસે ઉપસ્થિત માલ કરતા વધારેનો કરજદાર છે, ચોથો તે વ્યક્તિ જે સદકહનો માલ કોઈ ગરીબ મિસ્કીનને પૈસા આપીને ખરીદે, પાંચમો તે વ્યક્તિ જેને કોઈ ગરીબ ફકીરે સદકહથી પ્રાપ્ત થયેલ માલ ભેટ સ્વરૂપે આપી દીધો હોય."

રહ્યો એ મસ્અલો કે સદકહ વસૂલ કરનાર કારકૂનોને તેમાંથી કેટલી રકમ આપવામાં આવે ? બસ, તેનો હુકમ એ છે કે તેમની મહેનત અને કાર્યના હિસાબે તેમને આપવામાં આવશે. *(અહકામુલ કુર્આન, જસ્સાસ, કુર્તુબી)*

અલબત્ત, એ જરૂરી છે કે ઝકાત વસૂલ કરનાર કારકૂનોનો પગાર વસૂલ કરવામાં આવેલ ઝકાતથી અડધો–અડધ કે તેથી વધારે ન હોવો જોઈએ, જો વસૂલ કરવામાં આવેલ ઝકાત એટલી ઓછી હોય કે કારકૂનોનો પગાર આપ્યા પછી અડધી રકમ પણ બાકી નથી બચતી તો પછી પગાર ઓછો કરવામાં

આવશે, અડધાથી વધારે ખર્ચ કરવામાં આવશે નહીં. *(તફસીરે મઝહરી, ઝહિરિય્યહ)*

પ્રસ્તુત વર્ણનથી જાણ થઈ કે, સદકહ વસૂલ કરનાર આમિલોને જે રકમ ઝકાતના ખાતેથી ઉધારીને પગાર સ્વરૂપે આપવામાં આવે છે તે સદકહ નથી, બલકે તેમની સેવાનું વળતર છે, એટલા માટે તેઓ માલદાર હોવા છતાં પણ આ રકમમાંથી લેવાના હકદાર છે અને ઝકાતની રકમમાંથી તેમને મહેનતાણું આપવું જાઈઝ છે અને ઝકાતના હકદારના આઠ પ્રકારોમાંથી ફક્ત આ જ પ્રકાર એવો છે જેમાં ઝકાતની રકમ સેવાના વળતર સ્વરૂપે આપવામાં આવે છે, નહિતર ઝકાત નામ જ તે દાનનું છે જે ગરીબોને કોઈપણ પ્રકારની સેવાના વળતરમાં આપવામાં ન આવે અને જો કોઈ ગરીબ ફકીર પાસેથી કોઈ સેવા કરાવીને ઝકાતનો માલ આપવામાં આવ્યો તો ઝકાત અદા થશે નહીં.

આથી અત્રે બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે, પ્રથમ એ કે ઝકાતના માલને સેવાના વળતર સ્વરૂપે કેવી રીતે આપવામાં આવ્યો ? બીજું એ કે, માલદાર માટે ઝકાતનો માલ હલાલ કઈ રીતે થયો ? આ બંને પ્રશ્નોનો એક જ ઉત્તર છે કે સદકહના આમિલોના વાસ્તવિક સ્વરૂપને સમજી લેવામાં આવે; તે એ કે આ લોકો ફકીરોના વકીલની હેસિયત ધરાવે છે અને સૌને જ ખબર છે કે, વકીલનો કબ્જો અસલ પોતાના મુવક્કીલના કબ્જાના હુકમમાં હોય છે, જો કોઈ વ્યક્તિ પોતાનું કરજ વસૂલ કરવા માટે કોઈને વકીલ અથવા મુખ્તિયાર બનાવી દે અને કરજદાર એ વકીલને પોતાનું કર્જ સોંપી દે તો વકીલના કબ્જામાં તે માલ આવતાની સાથે જ કરજદાર મુક્ત થઈ જાય છે તો જ્યારે ઝકાતની રકમ વસૂલ કરનાર કારકૂનોએ તે ફકીરોના વકીલ હોવાની હેસિયતથી ઝકાત વસૂલ કરી લીધી તો ઝકાત આપનારની ઝકાત અદા થઈ ગઈ, હવે આ સંપૂર્ણ રકમ તે ફકીરોની મિલ્કત છે જેના તરફથી વકીલ સ્વરૂપે તેમણે આ ઝકાત વસૂલ કરી છે, માટે જે રકમ તેમને સેવાના હક સ્વરૂપે આપવામાં આવે છે તે રકમ તે માલદારો તરફથી નથી, બલકે ફકીરો તરફથી આપવામાં આવે છે અને ફકીરોને તેમાં દરેક પ્રકારનો ખર્ચ કરવાનો અધિકાર છે, તેમને એ પણ અધિકાર છે કે જ્યારે પોતાનું કામ આ લોકો પાસેથી લે છે તો પોતાની રકમમાંથી તેમને તે કામ અને સેવાનું વળતર આપે.

હવે સવાલ એ રહી જાય છે કે, ફકીરોએ તો તેમના વકીલોને મુખ્તિયાર

બનાવ્યા નથી તો આ લોકો તેમના વકીલ કેવી રીતે બની ગયા ? તેનું કારણ એ છે કે ઈસ્લામી હુકૂમતનો અમીર કે જે અલ્લાહ તરફથી સમગ્ર દેશના ફકીરો અને ગરીબોનો વકીલ હોય છે અને બધાની જરૂરિયાતની જવાબદારી તેના ઉપર હોય છે, એટલા માટે પ્રદેશના અમીર જેને–જેને સદકહની વસૂલી માટે કારકૂન બનાવે તે બધા તેના નાયબની હેસિયતથી ફકીરોના વકીલ બની જાય છે.

આથી જાણ થઈ કે સદકહના આમિલોને જે કંઈ આપવામાં આવ્યું તે વાસ્તવમાં ઝકાત આપવામાં આવી નથી પરંતુ જે ફકીરોનો હક છે તે ઝકાત તે ફકીરો તરફથી સેવાના વળતર સ્વરૂપે આપવામાં આવી છે, જેમકે કોઈ ગરીબ ફકીર કોઈને પોતાના મુકદમાનો વકીલ બનાવે અને તેની સેવાના બદલામાં ઝકાતથી પ્રાપ્ત કરેલ માલ અદા કરે તો અહીંયાં ન તો આપનારો ઝકાત સ્વરૂપે કંઈ આપી રહ્યો છે અને ન જ લેનારો ઝકાતની હેસિયતે કંઈ લઈ રહ્યો છે.

**ખુલાસો :**

ઉપરોક્ત વિગતથી એ પણ જાણ થઈ કે, આજકાલ જે ઈસ્લામી મદ્રસાઓ અને અંજુમનોના મોહતમિમ અથવા તેમના તરફથી મોકલવામાં આવતા સફીરો સદકહ અને ઝકાત વગેરે મદ્રસાઓ અને અંજુમનો માટે વસૂલ કરે છે તેમનો એવો હુકમ નથી જે સદકહનો આમિલો માટે આ આયતમાં ઉલ્લેખ થયો છે કે ઝકાતની રકમમાંથી તેમને પગાર આપી શકાય, બલકે મદ્રસાઓ અને અંજુમનો તરફથી અલગ રીતે પગાર આપવો જરૂરી છે, ઝકાતની રકમમાંથી તેમને પગાર આપી શકાય નહીં, કારણ એ છે કે આ લોકો ફકીરોના વકીલ નથી બલકે ઝકાત આપનાર માલદારોના વકીલ છે, તેમના તરફથી ઝકાતના માલને હકદારો ઉપર ખર્ચ કરવાનો તેમને અધિકાર આપવામાં આવ્યો છે, એટલા માટે તેમના કબ્જામાં માલ આવ્યા છતાં પણ ઝકાત ત્યાં સુધી અદા નહીં થાય જ્યાં સુધી તેના હકદાર ઉપર ખર્ચ ન કરે.

ફકીરોના વકીલ ન હોવું એટલા માટે દેખીતું છે કે વાસ્તવિક સ્વરૂપે પણ કોઈ ફકીરે તેમને પોતાનો વકીલ બનાવ્યો નથી તથા અમીરુલ મુઅ્મિનીનની સામાન્ય નાયબગીરીની બીનાએ જે ફકીરોની વકીલાતનો હક ઝકાત વસૂલ કરનાર કારકૂનોને પ્રાપ્ત થાય છે તે પણ તેમને પ્રાપ્ત નથી, એટલા માટે એ

સિવાય કોઈ સ્વરૂપ બાકી નથી કે તેમને ઝકાત આપનાર લોકોના વકીલ ઠરાવવામાં આવે અને જ્યાં સુધી આ માલને ઝકાતના હકદારો ઉપર ખર્ચ કરવામાં ન આવે તેમનો કબ્જો એવો જ છે જેમકે ઝકાતની રકમ જે પોતે માલદાર પાસે મૂકવામાં આવી હોય.

આ મા'મલામાં સામાન્ય રીતે બેદરકારી વર્તવામાં આવે છે, ઘણી બધી સંસ્થાઓમાં ઝકાતનું ફંડ વસૂલ કરીને તેને વરસો–વરસ મૂકી રાખવામાં આવે છે અને ઝકાત આપનારાઓ એવું સમજે છે કે અમારી ઝકાત અદા થઈ ગઈ, જ્યારે કે ઝકાત તે સમય સુધી અદા નથી થતી જ્યાં સુધી તે રકમ ઝકાતના હકદાર ઉપર ખર્ચ ન થઈ જાય.

એ જ પ્રમાણે ઘણા બધા લોકો જાણતા ન હોવાના કારણે તે સફીરોને સદકહના આમિલીનના હુકમમાં સામેલ સમજીને ઝકાતની રકમમાંથી જ તેમનો પગાર આપે છે, આ ન તો દેનાર માટે જાઈઝ લે અને ન જ લેનાર માટે જાઈઝ છે.

**એક બીજો પ્રશ્ન; ઇબાદતનું વળતર :**

અત્રે એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ઈશારાઓ અને રસૂલે કરીમ ﷺની હદીષોના ઘણા બધા ખુલાસાઓથી એ વાત સાબિત છે કે, ઈબાદત ઉપર વળતર અને મજૂરી લેવી હરામ છે, મુસ્નદે અહમદની હદીષમાં અબ્દુર્રહમાન બિન શિબ્લની રિવાયતથી નકલ થયું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِقْرَأُوا الْقُرْاٰنَ وَلَا تَأْكُلُوا بِهٖ એટલે કે, “કુર્આન પઢો પરંતુ તેને ખાવાનું માધ્યમ ન બનાવો” અને અમુક રિવાયતોમાં એ વળતરને જહન્નમનો ટૂકડો બતાવવામાં આવ્યો છે જે કુર્આનના વળતર સ્વરૂપે લેવામાં આવે, એ બાબત ઉપર ઉમ્મતના ફુક્હાની સહમતી છે કે ઈબાદત અને ઈતાઅતનો બદલો કે મજૂરી લેવી જાઈઝ નથી અને એ પણ દેખીતું છે કે સદકહ વસૂલ કરવાનું કામ એક દીની સેવા અને ઈબાદત છે, રસૂલે કરીમ ﷺએ તેને એક પ્રકારનો જિહાદ કહ્યો છે, તેનો તકાદો એ જ હતો કે તેના ઉપર કોઈ વળતર અથવા મજૂરી લેવી હરામ હોય, જ્યારે કે કુર્આને કરીમે આ આયતમાં સ્પષ્ટ રીતે તેને જાઈઝ ઠરાવી દીધું અને ઝકાતના આઠ હકદારોમાં તેને સામેલ કર્યું.

ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં એ વિશે ફરમાવ્યું કે, જે ઈબાદતો

ફરજ અથવા વાજિબે ઐન છે તેની મજૂરી લેવી સદંતર હરામ છે પરંતુ જે ફરજે કિફાયા છે તેના ઉપર કોઈ વળતર કે મજૂરી લેવી આ જ આયતની રૂએ જાઈઝ છે, ફરજે કિફાયાનો અર્થ એ છે કે એક કાર્ય સમગ્ર ઉમ્મત અથવા સમગ્ર શહેરના માથે ફરજ કરવામાં આવ્યું છે પરંતુ એ જરૂરી નથી કે બધા જ તેને કરે, જો અમુક લોકો પણ તે કાર્ય કરી લેશે તો સૌ તે ફરજમાંથી મુક્ત થઈ જશે, અલબત્ત જો કોઈ વ્યક્તિ પણ એ કાર્ય નહીં કરે તો બધા જ ગુનેહગાર થાય છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, આ જ આયતથી સાબિત થયું કે ઈમામત અને ખતીબ તરીકેનું વળતર કે મજૂરી લેવી પણ જાઈઝ છે, કારણ કે તે પણ ફરજે ઐન નથી, બલકે ફરજે કિફાયામાં છે, આ જ પ્રમાણેનો હુકમ કુર્આન–હદીષની તા'લીમ અને બીજા દીની ઈલ્મ શિખવાડવાની બાબતમાં છે કે, આ બધા કામો સમગ્ર ઉમ્મતની જવાબદારી સ્વરૂપે ફરજે કિફાયા છે, જો અમુક લોકો કરી લે તો બધા લોકો મુક્ત થઈ જશે, એટલા માટે જો તેના ઉપર કોઈ મજૂરી કે વળતર અથવા પગાર લેવામાં આવે તો તે પણ જાઈઝ છે.

ઝકાતનો ચોથો હકદાર مُؤَلَّفَةُ الْقُلُوْب (મુઅલ્લફતુલ કુલૂબ) છે, આ તે લોકો છે જેમનું દિલ ખુશ રાખવા માટે તેમને સદકહ આપવામાં આવે છે. સામાન્ય રીતે એવો ઉલ્લેખ કરવામાં આવે છે કે તેમાં ત્રણ–ચાર પ્રકારના લોકો સામેલ હતા, અમુક મુસલમાન અને અમુક ગેરમુસ્લિમ; પછી મુસલમાનોમાંથી અમુક તો તે લોકો હતા જેઓ ગરીબ અને જરૂરિયાતમંદ હતા અને નવમુસ્લિમ પણ, જેમના દિલ એટલા માટે રાજી રાખવામાં આવતા હતા કે તેઓ ઈસ્લામ ઉપર પાકા થઈ જાય અને અમુક તે હતા જેઓ માલદાર પણ હતા અને મુસલમાન થઈ ગયા હતા પરંતુ હજુ સુધી ઈમાનનો રંગ તેમના દિલો ઉપર સંપૂર્ણ રીતે ચઢયો ન હતો અને અમુક તે લોકો હતા જેઓ પોતે તો પાકા મુસલમાન હતા પરંતુ પોતાની કોમને તેમના માધ્યમથી હિદાયત ઉપર લાવવાનો અને પાકા કરવાનો હેતુ હતો.

અને ગેરમુસ્લિમોમાં પણ અમુક તે લોકો હતા જેમના ત્રાસથી બચવા માટે તેમને રાજી રાખવામાં આવતા હતા અને અમુક તે લોકો હતા જેમના વિશે એવો અનુભવ હતો કે ન તો તેઓ પ્રચાર અને શિક્ષણથી પ્રભાવિત થાય છે અને ન જ યુદ્ધ અથવા સખ્તી કરવાથી, બલકે તેઓ અહેસાન અને સદ્‌વર્તણૂક કરવાથી

પ્રભાવિત થાય છે, રહમતુલ્લિલ્ આલમીન ﷺ તો એ જાણતા હતા કે અલ્લાહની મખ્લૂકને કુફ્રના અંધકારમાંથી કાઢીને ઈમાનના પ્રકાશમાં લઈ આવે, એટલા માટે દરેક તે જાઈઝ યુક્તિઓ કરતા હતા જેનાથી એ લોકો પ્રભાવિત થઈ શકે, આ બધા પ્રકારો સામાન્ય રીતે مُـؤَلَّـفَةُ الْقُـلُـوُب (મુઅલ્લફતુલ કુલૂબ)માં સામેલ સમજવામાં આવે છે જેમને આ આયતે સદકહના ચોથા હકદાર ઠરાવ્યા છે.

ચોથા હકદાર મુઅલ્લફતુલ કુલૂબ છે, તેના વિશે ઉપરોક્ત બતાવવામાં આવી ચૂક્યું છે કે આ તે લોકો છે જેમના દિલો રાજી રાખવા માટે તેમને સદકહનો હિસ્સો આપવામાં આવતો હતો, સામાન્ય ધારણા મુજબ તેમાં મુસલમાન અને ગેરમુસ્લિમ બંને પ્રકારના લોકો હતા. ગેરમુસ્લિમોને ઈસ્લામ તરફ આકર્ષવા માટે રાજી રાખવામાં આવતા હતા અને નવમુસ્લિમોને ઈસ્લામ ઉપર પાકા કરવા માટે ખુશ કરવામાં આવતા હતા, સામાન્ય રીતે પ્રખ્યાત એ છે કે તેમને રસૂલે કરીમ ﷺના સમયકાળમાં એક ખાસ કારણ અને મસ્લિહત હેઠળ જેનું વર્ણન આવી ચૂક્યું છે, સદકહ આપવામાં આવતા હતા. આપ ﷺની વફાત પછી જ્યારે ઈસ્લામને ભૌતિક અને આર્થિક શક્તિ પણ પાપ્ત થઈ ગઈ અને કાફિરોના ફિત્નાથી બચવા અથવા નવમુસ્લિમોને ઈસ્લામ ઉપર પાકા કરવા માટે આ પ્રમાણેની તદ્બીરો અને યુક્તિઓની આવશ્યકતા ન રહી તો તે મસ્લિહત અને કારણો પણ સમાપ્ત થઈ ગયા, એટલા માટે તેમનો હિસ્સો પણ સમાપ્ત થઈ ગયો જેને ઘણા બધા ફુક્હાએ મન્સૂખ (રદ) થઈ જવાની વ્યાખ્યા કરી છે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.), હસન બસરી, શુઅ્બી, અબૂ હનીફા, માલિક બિન અનસ સાથે આ નિવેદનનો સંબંધ જોડવામાં આવે છે.

ઘણા બધા લોકોએ ફરમાવ્યું કે, મુઅલ્લફતુલ કુલૂબનો હિસ્સો મન્સૂખ (રદ) નથી થયો, બલકે હઝરત સિદ્દીકે અકબર અને ફારૂકે આ'ઝમ (રદિ.)ના સમયકાળમાં તેને મુલતવી રાખવાનો અર્થ એ હતો કે, તેની આવશ્યકતા ન રહેવાના કારણે તેમના હિસ્સાને મુલતવી કરવામાં આવ્યો હતો, ભવિષ્યના કોઈ સમયમાં પણ ફરી જો આવી આવશ્યકતા આવી પડે તો તે ફરી આપી શકાય છે. ઈમામ ઝહરી, કાઝી અબ્દુલ વહ્હાબ, ઈબ્ને અરબી, ઈમામ શાફઈ અને ઈમામ અહમદ (રહ.)નો આ જ અભિપ્રાય છે, પરંતુ સાચી અને વાસ્તવિક વાત એ છે કે

ગેરમુસ્લિમોને સદકહ વગેરેમાંથી કોઈ સમયે, કોઈ યુગમાં પણ હિસ્સો આપવામાં આવ્યો નથી અને ન જ તેઓ "મુઅલ્લફતુલ કુલૂબ"માં સામેલ છે જેનું વર્ણન સદકાઓના હકદારો તરીકે આવ્યું છે.

ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં એ બધા લોકોના નામો વિગતવાર જણાવ્યા છે જેમના દિલ રાજી રાખવા માટે રસૂલે કરીમ ﷺએ સદકહના ખાતામાંથી તેમને ભાગ આપ્યો. આ બધા લોકોના નામો ગણાવીને ફરમાવ્યું, وَبِالْجُمْلَةِ فَكُلُّهُمْ مُؤْمِنٌ وَلَمْ يَكُنْ فِيْهِمْ كَافِرٌ એટલે કે, ખુલાસો એ છે કે "મુઅલ્લફતુલ કુલૂબ" બધા મુસલમાનો જ હતા તેમાં કોઈ કાફિર સામેલ ન હતો.

એ જ પ્રમાણે તફસીરે મઝહરીમાં છે, لَمْ يَثْبُتْ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَعْطٰى اَحَدًا مِّنَ الْكُفَّارِ لِلْاِيْلَافِ شَيْئًا مِّنَ الزَّكٰوةِ એટલે કે, આ વાત કોઈ રિવાયતથી સાબિત નથી કે રસૂલે કરીમ ﷺએ કોઈ કાફિરને ઝકાતના માલમાંથી તેનું દિલ રાજી રાખવા માટે હિસ્સો આપ્યો હોય, તેનું સમર્થન તફસીરે કશ્શાફની એ વાતથી થાય છે કે સદકહના હકદારોનો ઉલ્લેખ અત્રે તે કાફિરો અને મુનાફિકોના જવાબમાં આવ્યો છે જેઓ રસૂલે કરીમ ﷺ ઉપર સદકહની વહેંચણી વિશે વાંધો ઉઠાવ્યા કરતા હતા કે અમને સદકહ આપવામાં આવતા નથી. આ આયતમાં સદકહના હકદારોની વિગત વર્ણન કરવાનો મકસદ એ છે કે, તેમને બતાવવામાં આવે કે કાફિરનો કોઈ હક સદકહના માલમાં નથી, જો "મુઅલ્લફતુલ કુલૂબ"માં કાફિરો પણ સામેલ હોય તો આવો જવાબ આપવાની આવશ્યકતા જ ન હતી.

તફસીરે મઝહરીમાં એ ભૂલને પણ સારી રીતે સ્પષ્ટ કરવામાં આવી છે જે અમુક હદીષની રિવાયતોના કારણે લોકો સમક્ષ રજૂ થાય છે, જેનાથી સાબિત થાય છે કે રસૂલે કરીમ ﷺએ અમુક ગેરમુસ્લિમોને અમુક ભેટ-સોગાતો આપી છે, એટલા માટે સહીહ મુસ્લિમ અને તિરમિઝીની રિવાયતમાં જે એવો ઉલ્લેખ થયો છે કે, રસૂલે કરીમ ﷺએ સફવાન બિન ઉમય્યાને કાફિર હોવાના સમયે અમુક ભેટ-સોગાત આપી હતી તેના વિશે ઈમામ નવવી (રહ.)ના હવાલાથી એવું લખાણ ફરમાવ્યું કે, આ ભેટ-સોગાત ઝકાતના માલમાંથી ન હતી, બલકે ગઝ્વએ હુનૈનના માલે ગનીમતનો જે ખુમ્સ (પાંચમો ભાગ) બયતુલ માલમાં સામેલ થયો તેમાંથી આપવામાં આવ્યું અને એ દેખીતું છે કે, બયતુલ માલના આ

ખાતામાંથી મુસ્લિમ અને ગેરમુસ્લિમ ઉપર ખર્ચ કરવો ફુકૂહાની સર્વસહમતીથી જાઈઝ છે, પછી ફરમાવ્યું કે ઈમામ બયહકી (રહ.), ઈબ્ને સય્યિદુન્નાસ, ઈમામ ઈબ્ને કષીર (રહ.) વગેરે અમે સૌએ એ જ ઠરાવ્યું છે કે, આ ભેટ–સોગાતો ઝકાતના માલમાંથી નથી બલકે ગનીમતના ખુમ્સમાંથી છે.

**એક મોટો લાભ :**

એનાથી એ પણ જાણ થઈ કે, પોતે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં સદકહનો માલ જો કે તે બયતુલ માલમાં ભેગો કરવામાં આવતો હતો પરંતુ તેનો હિસાબ બિલકુલ અલગ રાખવામાં આવતો હતો અને બયતુલ માલના બીજા આર્થિક ખાતાઓ જેમકે, ગનીમતનો ખુમ્સ અથવા ખુમ્સે મઆદિન (ખાણ–ખનીજનો પાંચમો ભાગ) વગેરેનો હિસાબ અલગ–અલગ રાખવામાં આવતો હતો અને દરેકના હકદારો અને ક્યાં ખર્ચ કરવાનો છે તે બાબત પણ અલગથી લખવામાં આવતી હતી, જેમકે ફુકૂહાએ સ્પષ્ટતા કરી છે કે ઈસ્લામી હુકૂમતના બયતુલ માલમાં ચાર અલગ–અલગ ખાતાઓ રહેવા જોઈએ અને અસલ હુકમ એ છે કે ફક્ત હિસાબ અલગ રાખવાનો નથી, બલકે દરેક ખાતાનો બયતુલ માલ પણ અલગ હોવો જોઈએ, જેથી દરેક તેના હકદારો ઉપર ખર્ચ કરવાની સંપૂર્ણ કાળજી રાખી શકે, અલબત્ત જો કોઈ સમયે કોઈ ખાસ ખાતામાં અછત હોય તો બીજા ખાતામાંથી કર્જ સ્વરૂપે લઈને ખર્ચ કરી શકાય છે. નીચે બયતુલ માલના ખાતાઓનું વિવરણ છે.

**(૧) ખુમ્સ ગનાઈમ (ગનીમતોનો પાંચમો ભાગ) :**

"ખુમ્સે ગનીમત" એટલે કે, જે માલ કાફિરો પાસેથી યુદ્ધ દ્વારા પ્રાપ્ત થાય તેના ચાર ભાગ મુજાહિદોમાં વહેંચીને બાકીનો પાંચમો ભાગ બયતુલ માલનો હક છે. "ખુમ્સે મઆદિન" (ખાણ–ખનીજ વગેરેનો પાંચમો ભાગ) એટલે કે, વિવિધ પ્રકારની ખાણોમાંથી નીકળતી વસ્તુઓમાંથી પાંચમો ભાગ બયતુલ માલનો હક છે. "ખુમ્સે રિકાઝ" એટલે કે પ્રાચીન સમયનો કોઈ ખજાનો જમીનમાંથી મળી આવે, તો તેનો પણ પાંચમો ભાગ બયતુલ માલનો હક છે. આ ત્રણે પ્રકારના ખુમ્સ બયતુલ માલના એક જ ખાતામાં સામેલ છે.

**(૨) સદકહ :**

બીજું ખાતુ સદકહનું છે જેમાં મુસલમાનોના ઝકાત, સદકતુલ ફિત્ર અને તેમની જમીનોના ઉશ્ર સામેલ છે.

**(૩) ખિરાજ અને ફઈ :**

ત્રીજુ ખાતુ ખિરાજ અને ફઈના માલનું છે, જેમાં ગેરમુસ્લિમોની જમીનોની પ્રાપ્ત થયેલ ખિરાજ અને તેમનો જિઝિયો અને તેમની પાસેથી પ્રાપ્ત કરેલ વેપારનો ટેક્ષ અને તે બધા જ પ્રકારનો માલ સામેલ છે જે ગેરમુસ્લિમો પાસેથી તેમની રાજી-ખુશીથી સુધરાઈના કામ માટે લેવામાં આવ્યો હોય.

**(૪) લાવારિસ માલ :**

ચોથું ખાતુ ખોવાયેલ પ્રોપર્ટીનું હોય છે જેમાં લાવારિસ માલ, લાવારિસ વ્યક્તિનો વારસો વગેરે સામેલ છે. આ ચારે ખાતાઓના હકદારો જો કે અલગ-અલગ છે પરંતુ ફકીરો અને મિસ્કીનોનો હક આ ચારે ખાતાઓમાં રાખવામાં આવ્યો છે જેનાથી અંદાજો લગાવી શકાય છે કે ઈસ્લામી કોમના આ ગરીબ અને અશક્ત વર્ગને મજબૂત કરવા માટે પૂરતી કાળજી રાખવામાં આવે છે, જે વાસ્તવમાં ઈસ્લામી હુકૂમતની આગવી વિશેષતા છે નહિતર દુનિયાના સામાન્ય વ્યવસ્થાતંત્રોમાં એક ખાસ વર્ગ પ્રગતિ કરતો રહે છે, ગરીબને ઊભરવાનો મોકો જ નથી મળતો જેના પરિણામે સામ્યવાદ અને કૉમ્યુનિઝમે જન્મ લીધો પરંતુ તે બિલકુલ એક અસ્વાભાવિક અપ્રાકૃતિક સિદ્ધાંત છે, જેમકે કોઈ વરસાદથી બચવા નાળાની વચ્ચે ઊભો થઈ જાય એ રીતે આ સામ્યવાદ પણ માનવતા માટે કાતિલ જુલમ છે.

ખુલાસો એ છે કે, ઈસ્લામી હુકૂમતમાં ચાર બયતુલ માલ ચાર ખાતાઓ માટેના અલગ-અલગ નક્કી કરવામાં આવે છે અને ફકીરો તથા મિસ્કીનોનો હક ચારેયમાં રાખવામાં આવ્યો છે, તેમાંથી પ્રથમ ત્રણ ખાતાઓના હકદારો પોતે કુર્આને કરીમે વિગતપૂર્વક નક્કી કરીને સ્પષ્ટ કર્યા છે. પ્રથમ ખાતુ એટલે કે, "ખુમ્સે ગનાઈમ" એટલે કે, ગનીમતના પાંચમાં ભાગના હકદારોનું વર્ણન સૂરએ અન્ફાલમાં દશમાં સિપારાની શરૂઆતમાં ઉપસ્થિત છે અને બીજું ખાતુ એટલે કે, સદકહના હકદારોનું વર્ણન સૂરએ તવબહની પ્રસ્તુત ૬૦ નંબરની આયતમાં

આવ્યું છે, જેની વિગતવાર ચર્ચા અત્યારે આપણે કરી રહ્યા છીએ અને ત્રીજું ખાતુ જેને ઈસ્લામિક પરિભાષામાં "ફઈ"નો માલ કહેવામાં આવે છે તેનું વર્ણન સૂરએ હશ્રમાં વિગતવાર આવ્યું છે. ઈસ્લામી હુકૂમતના મોટા ભાગે લશ્કરી ખર્ચાઓ અને સરકારી અધિકારીઓના પગારો વગેરે આ જ ખાતામાંથી ખર્ચ કરવામાં આવે છે. ચોથું ખાતુ એટલે કે લાવારિસ માલ; રસૂલે કરીમ ﷺની સૂચના અને માર્ગદર્શન દ્વારા તથા ખુલફાએ રાશિદીનની પદ્ધતિ અનુસાર અપંગ, મોહતાજો અને લાવારિસ બાળકો માટે ખાસ રાખવામાં આવ્યું છે. *(શા'મી, કિતાબુઝ્ઝકાત)*

ખુલાસો એ છે કે ફુક્હાએ બયતુલ માલના ચારે ખાતાઓને અલગ-અલગ રાખવાની અને પોત-પોતાના નક્કી કરવામાં આવેલ હકદારો ઉપર ખર્ચ કરવાની જે સૂચના આપી છે એ બધું કુર્આનના ફરમાનો અને રસૂલે કરીમ ﷺ ત્યારબાદ ખુલફાએ રાશિદીન (રદિ.)ની પદ્ધતિ અનુસાર સ્પષ્ટ રીતે સાબિત થયેલ છે.

આ સંદર્ભના ખુલાસા પછી પાછા અસલ મસ્અલા "મુઅલ્લફતુલ કુલૂબ"ને સમજવું; પ્રસ્તુત વર્ણનમાં સંશોધનકારો, મુહદ્દીસો અને ફુક્હાના ખુલાસાઓથી એ બાબત સાબિત થઈ ચૂકી છે કે મુઅલ્લફતુલ કુલૂબનો કોઈ ભાગ કોઈ કાફિરને કોઈ સમયે પણ આપવામાં નથી આવ્યો, ન તો રસૂલે કરીમ ﷺના સમયકાળમાં અને ન જ ખુલફાએ રાશિદીન (રદિ.)ના સમયકાળમાં અને જે ગેરમુસ્લિમોને આપવાનું સાબિત થયેલ છે તે સદકહ અને ઝકાતના ખાતામાંથી નથી બલકે ગનીમતના ખાતામાંથી આપવામાં આવ્યું છે, જેમાંથી દરેક જરૂરિયાતમંદ મુસ્લિમ અને ગેરમુસ્લિમને આપી શકાય છે, માટે "મુઅલ્લફતુલ કુલૂબ"માં માત્ર મુસ્લિમો જ રહી ગયા અને તેમનામાં જે ફકીરો છે તેમનો ભાગ નિયમ પ્રમાણે બાકી રહેવા ઉપર સંપૂર્ણ ઉમ્મતની સહમતી છે. મતભેદ માત્ર એવા સ્વરૂપમાં રહી ગયા કે આ લોકો માલદાર સાહિબે નિસાબ હોય તો ઈમામ શાફઈ (રહ.) અને ઈમામ અહમદ (રહ.)ના મતે કારણ કે, ઝકાતના બધા જ હકદારોમાં ફકીરો અને જરૂરિયાતમંદોની શરત નથી એટલા માટે તેઓ મુઅલ્લફતુલ કુલૂબમાં એવા લોકોને પણ સામેલ કરે છે જેઓ માલદાર અને પૈસાવાળા છે, ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) અને ઈમામ માલિક (રહ.)ના મતે સદકહ વસૂલ કરનાર કારકૂનો સિવાય બાકી બધા જ હકદારોમાં

ફકીરો અને હાજતમંદોની શરત છે, એટલા માટે મુઅલ્લફતુલ કુલૂબનો ભાગ પણ તેમને એ જ શરત સાથે આપવામાં આવશે કે તેઓ ફકીર અને જરૂરિયાતમંદ હોય, જેમકે غَارِمِيْن (કરજદાર) અને رِقَابُ (ગુલામ) અને اِبْنِ سَبِيْل (મુસાફિર) વગેરે બધામાં એ જ શરત સાથે તેમને ઝકાત આપવામાં આવે છે કે તે આ સ્થળે જરૂરિયાતમંદ હોય ભલે તે પોતાના વતનમાં માલદાર હોય.

આ ખુલાસાનું પરિણામ એ નીકળ્યું કે, મુઅલ્લફતુલ કુલૂબનો ભાગ ચારે ઈમામોના મતે મન્સૂખ (રદ) નથી થયો, ફરક માત્ર એટલો જ છે કે અમુક લોકોએ ફકીરો અને મિસ્કીનો સિવાય કોઈ બીજાને તેના હકદારોમાં ગરીબી અને જરૂરિયાતમંદ હોવાની શરત નથી કરી અને અમુકે તે શરત હોવાનું બતાવ્યું છે. જે લોકોએ એ શરત રાખી છે તે મુઅલ્લફતુલ કુલૂબમાં પણ ફક્ત તે જ લોકોને આપે છે જેઓ જરૂરિયાતમંદ અને ગરીબ હોય, અલબત્ત આ હિસ્સો કાયમ અને બાકી છે. *(તફસીરે મઝહરી)*

આટલે સુધી સદકહના આઠ હકદારોમાંથી ચારનું વર્ણન આવ્યું છે. આ ચારેનો હક શબ્દ لاَمْ (લામ) હેઠળ વર્ણન થયો. لِلْفُقَرَآءِ وَالْمَسَاكِيْنِ આગળ જે ચાર હકદારોનું વર્ણન છે, જેમાં વિષય બદલીને "લામ"ના બદલે શબ્દ فِىْ (ફી)નો ઉપયોગ કરવામાં આવ્યો છે, ફરમાવ્યું, وَفِى الرِّقَابِ وَالْغَارِمِيْنَ ઝમખશરીએ કશ્શાફમાં તેનું કારણ એ વર્ણન કર્યું છે કે, એ વાત તરફ ઈશારો કરવો મંજૂર છે કે આ અંતિમ ચાર હકદારો પ્રથમ ચાર હકદારો કરતા વધારે હકદાર છે, કારણ કે શબ્દ "ફી" યોગ્યતા માટે વાપરવામાં આવે છે જેના કારણે અર્થ એ થશે કે, સદકાઓને તે લોકોની અંદર રાખી દેવો જોઈએ અને તેમના વધારે હકદાર હોવાના કારણે તેઓ વધારે જરૂરિયાતમંદ હોય છે, કારણ કે જે વ્યક્તિ કોઈનો ગુલામ હોય અને કોઈના માલિકીપણા હેઠળ હોય તે સામાન્ય રીતે ફકીરો કરતા વધારે તકલીફમાં છે, એ જ પ્રમાણે જે કોઈનો કરજદાર છે અને લેણદારનો તેનો ઉપર તકાદો છે તે સામાન્ય ગરીબો અને ફકીરો કરતા વધારે તંગીમાં છે કે પોતાના ખર્ચની ફિકરથી પણ વધારે કરજદારના કરજની ફિકર તેના માથે છે.

અને બાકીના ચાર હકદારોમાં સૌ પ્રથમ وَفِى الرِّقَابِ (વફી રિકાબ)નું વર્ણન છે. رِقَابُ (રિકાબ) رَقَبَةُ (રકબહ)નું બહુવચન છે. વાસ્તવમાં ગરદનને

رَقَبَـــــه (રકબહ) કહેવામાં આવે છે. સામાન્ય બોલચાલના રૂઢિપ્રયોગમાં એવા વ્યક્તિને "રકબહ" કહેવામાં આવે છે જેની ગરદન કોઈ અન્યની ગુલામીમાં કેદ હોય.

એમાં ફુક્હાના મતભેદ છે કે, "રિકાબ"નો અર્થ આ આયતમાં શું છે ? જમહૂર ફુક્હા અને મુહદ્દીસીનનો મત એ છે કે, તેનો અર્થ તે ગુલામો છે જેમના માલિકોએ કોઈ ચોક્કસ પ્રમાણમાં માલ નક્કી કરીને કહી દીધું છે કે, જો આટલી રકમ અમને મળી જશે તો તમે આઝાદ છો, જેને કુર્આન અને સુન્નતની પરિભાષામાં مُكَاتَبْ (મુકાતબ) કહેવામાં આવે છે, એવા વ્યક્તિનો માલિક એની પરવાનગી આપી દે છે કે તે વેપાર અથવા મજૂરી દ્વારા માલ કમાય અને માલિકને લાવીને આપે, પ્રસ્તુત આયતમાં "રિકાબ"નો અર્થ એ છે કે તે વ્યક્તિને ઝકાતની રકમમાંથી ભાગ આપીને તેને ગુલામીમાંથી મુક્ત કરાવવા માટે મદદ કરવામાં આવે.

આ પ્રકારના ગુલામો મુફસ્સિરો અને ફુક્હાની સર્વસહમતીથી وَفِـــــــى الـرِّقَـابِ માં સામેલ છે કે ઝકાતની રકમ તેમને આપીને તેમને ગુલામીમાંથી મુક્ત કરવા માટે સહાય કરવામાં આવે, તદુપરાંત અન્ય ગુલામોને ખરીદીને સ્વતંત્ર કરવા અથવા તેમાં માલિકોને ઝકાતની રકમ આપીને એવો કરાર કરી લેવો કે તેઓ તેમને મુક્ત કરી દેશે, તેમાં ફુક્હા ઈમામોનો મતભેદ છે. જમહૂર ઈમામો અબૂ હનીફા, શાફઈ, અહમદ બિન હમ્બલ (રહ.) વગેરે તેને જાઈઝ નથી સમજતા અને હઝરત ઈમામ માલિક (રહ.) પણ એક રિવાયતમાં જમહૂર ઈમામો સાથે સહમત છે કે, فِـــى الـــرِّقـــابِ (ફિર્રિકાબ)નું ફક્ત "મકાતબ" ગુલામોની સાથે ખાસ હોવાનું ફરમાવ્યું છે અને એક રિવાયતમાં ઈમામ માલિક (રહ.)થી પણ એ નકલ થયું છે કે, તે فِـــى الـــرِّقَـــابِ (ફિર્રિકાબ)માં સામાન્ય ગુલામોને સામેલ કરીને તેની પણ પરવાનગી આપે છે કે ઝકાતની રકમથી ગુલામ ખરીદીને સ્વતંત્ર કરવામાં આવે. *(અહકામુલ કુર્આન, ઈબ્ને અરબી, માલિકી)*

જમહૂર ઈમામો અને ફકીહો જે તેને જાઈઝ નથી રાખતા તેમની દૃષ્ટિ સમક્ષ એક ફિક્હી શંકા છે કે જો ઝકાતની રકમથી ગુલામને ખરીદીને આઝાદ કરવામાં આવ્યો તો તેના ઉપર સદકહની વ્યાખ્યા જ સાચી નથી થતી, કારણ કે સદકહ તે માલ છે જે કોઈ હકદારને વળતર વિના આપવામાં આવે, ઝકાતની

રકમ જો માલિકને આપવામાં આવે તો દેખીતું છે કે ન તો તે ઝકાતનો હકદાર છે અને ન જ આ રકમ તેને વિના વળતરે આપવામાં આવી રહી છે અને ગુલામ જે ઝકાતનો હકદાર છે તેને આ રકમ આપવામાં નથી આવી, એ અલગ વાત છે કે આ રકમને દેવાનો ફાયદો ગુલામને પહોંચે છે કે તેને ખરીદીને આઝાદ કરવામાં આવ્યો પરંતુ આ રીતે આઝાદ કરાવવું સદકહની વ્યાખ્યામાં સામેલ નથી થતું અને વાસ્તવિક અર્થને વિના કારણે છોડીને સદકહનો કાલ્પનિક અર્થ લેવો અથવા અન્ય પરોક્ષ અર્થ લેવાની આવશ્યકતા વિના કોઈ યોગ્યતા નથી અને એ પણ દેખીતું છે કે પ્રસ્તુત આયતમાં સદકહના હકદારોનું વર્ણન કરવામાં આવી રહ્યું છે, એટલા માટે "ફીર્રિકાબ"ના અર્થ તરીકે કોઈ એવી વસ્તુ નથી બની શકતી જેના ઉપર સદકહની વ્યાખ્યા જ સાચી ન ઠરે, જો આ ઝકાતની રકમ જો પોતે ગુલામને આપી દેવામાં આવે તો તે ગુલામની કોઈ મિલકત નથી હોતી તે આપમેળે માલિકનો માલ બની જશે, પછી આઝાદ કરવું અથવા ન કરવું પણ તેના અધિકારમાં રહેશે.

આ ફિક્હી શંકાના કારણે જમહૂર અઈમ્મા અને ફુક્હાએ ફરમાવ્યું કે, "ફીર્રિકાબ"નો અર્થ ફક્ત "મકાતબ" ગુલામો છે, એનાથી એ પણ જાણ થઈ કે સદકહ અદા થવા માટેની એ શરત છે કે કોઈ હકદારને માલિક બનાવી તેના કબ્જામાં આપી દેવામાં આવે, જ્યાં સુધી હકદારનો માલિકી હક તરીકે કબ્જો નહીં થાય ઝકાત અદા થશે નહીં.

છઠ્ઠા હકદાર اَلْـغَـارِمِيْـنَ (અલ ગારિમીન) છે, તે غَـارِمٌ (ગારિમ)નું બહુવચન છે, જેનો અર્થ مَـدْيُـوْنٌ (મદ્યૂન) એટલે કે "કરજદાર" છે. આ અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે પાંચમાં અને છઠ્ઠા હકદારને શબ્દ "ફી" સાથે વર્ણન કરવામાં આવ્યો છે. હકદાર હોવાના સ્વરૂપમાં પ્રથમ ચાર હકદારો કરતા આ લોકો વધારે હકદાર છે, એટલા માટે ગુલામોને સ્વતંત્ર અને મુક્ત કરાવવા માટે અથવા કરજદારને કરજ અદા કરવા માટે આપવું સામાન્ય ફકીરો અને મિસ્કીનોને આપવા કરતા વધારે શ્રેષ્ઠ છે, શરત એ છે કે આ કરજદારોની પાસે એટલો માલ ન હોય જેનાથી તેઓ કરજ આપી શકે, કારણ કે શબ્દ غَـــارِمٌ (ગારિમ) શબ્દકોષમાં આવા કરજદારને કહેવામાં આવે છે અને અમુક ફુક્હા અને ઈમામોએ શરત પણ લગાવી છે કે, આ કરજ તેમણે કોઈ નાજાઈઝ કામ

માટે ન કર્યું હોય અને જો કોઈ ગુનાહ માટે કરજ લેવું જેમકે દારૂ વગેરે અથવા શાદી–ગમીના નાજાઈઝ કુરિવાજો વગેરે માટે તો આવા કરજદારને ઝકાતના ખાતામાંથી આપવામાં નહીં આવે જેથી તેના ગુનાહો અને ખોટા ખર્ચાઓને પ્રોત્સાહન ન મળે.

સાતમો હકદાર فِىْ سَبِيْلِ اللّٰهِ (ફી સબીલિલ્લાહ) છે, અત્રે ફરી શબ્દ فِىْ (ફી)નું પુનરાવર્તન કરવામાં આવ્યું છે. તફસીરે કશ્શાફમાં છે કે, આ પુનરાવર્તનથી તે તરફ ઈશારો કરવાનો મકસદ છે કે આ હકદારો પ્રથમ બધા જ હકદારો કરતા શ્રેષ્ઠ અને ઉત્તમ છે, કારણ એ છે કે તેમાં બે ફાયદાઓ છે; એક તો ગરીબ મુફલિસની મદદ અને બીજું એક દીની સેવામાં સહાયતા, કારણ કે "ફી સબીલિલ્લાહ"નો અર્થ તે "ગાઝી" અને મુજાહિદ છે જેની પાસે શસ્ત્રો અને યુદ્ધનો જરૂરી સામાન ખરીદવા માટે પૈસા નથી અથવા તે વ્યક્તિ જેના માથે હજ્જ ફરજ થઈ ચૂકી છે પરંતુ હવે તેની પાસે માલ નથી રહ્યો જેનાથી તે ફરજ હજ્જ અદા કરી શકે. આ બંને કાર્યો કેવળ દીની સેવા અને ઈબાદત છે એટલા માટે ઝકાતના માલને તેના ઉપર ખર્ચ કરવામાં એક મુફલિસની સહાયતા પણ છે અને એક ઈબાદત અદા કરવામાં મદદ પણ છે, એ જ પ્રમાણે ફુકૂહાએ તાલિબે ઈલ્મ (દીની શિક્ષણના વિદ્યાર્થીઓ)ને પણ તેમાં સામેલ કર્યા છે કે તેઓ પણ એક ઈબાદતની અદાયગી માટે ઝકાત લે છે. *(રૂહ બ હવાલએ ઝહિરિયહ)*

"બદાયેઅ્"ના કર્તાએ કહ્યું છે કે, તે વ્યક્તિ જે કોઈ નેક કામ અથવા ઈબાદત કરવા ઈચ્છે છે અને તેની અદાયગીમાં માલની આવશ્યકતા છે તો તે પણ "ફી સબીલિલ્લાહ"માં સામેલ છે, એ શરતે કે તેની પાસે એટલો માલ ન હોય જેનાથી આ કામ પૂર્ણ કરી શકે, જેમકે દીનના શિક્ષણ અને પ્રચાર અને તેના માટે પ્રકાશન વગેરે કે જો કોઈ ઝકાતનો હકદાર આ કામ કરવા ઈચ્છે તો તેની ઝકાતના માલથી સહાય કરવામાં આવે પરંતુ આ માલ માલદાર સાહિબે નિસાબને આપી શકાશે નહીં.

પ્રસ્તુત વિગતથી જાણ થઈ કે, આ બધા જ સ્વરૂપોમાં જે ફી સબીલિલ્લાહનું વિવરણ ઉપસ્થિત છે તેમાં ફકીરી અને જરૂરિયાતમંદ હોવાની શરત સામેલ છે, માલદાર "સાબિહે નિસાબ"ને આ ખાતામાંથી ભાગ મળશે નહીં એ સિવાય કે તેની પાસે ઉપસ્થિત માલ તેની જરૂરિયાતને પૂર્ણ કરી શકતો ન હોય

જે જિહાદ અથવા હજ્જ માટે આવશ્યક છે તો જો કે નિસાબના માલના પ્રમાણમાં મોજૂદ હોવાના કારણે તેને માલદાર તો કહી શકાય છે જેમકે એક હદીષમાં તેને "ગની" (માલદાર) કહેવામાં આવ્યો છે પરંતુ તે પણ આ સ્વરૂપે ફકીર અને જરૂરિયાતમંદ જ થઈ ગયો કે જેટલા પ્રમાણમાં જિહાદ અથવા હજ્જ માટે માલની આવશ્યકતા છે તે તેની પાસે મોજૂદ નથી. ફત્હુલ કદીરમાં શૈખ ઈબ્ને હુમામ (રહ.)એ ફરમાવ્યું કે, સદકહની આયતમાં જેટલા હકદારોનું વર્ણન કરવામાં આવ્યું છે, દરેકના શબ્દો પોતે તેની દલીલ કરે છે કે આ ગરીબી અને જરૂરિયાતમંદ હોવાની રૂએ હકદાર છે, શબ્દ "ફકીર" અને "મિસ્કીન"માં એ દેખીતું છે કે "રિકાબ", "ગારિમીન" અને "ફી સબીલિલ્લાહ", "ઈબ્નસ્સબીલ"ના શબ્દો પણ એ તરફ ઈશારો કરે છે કે તેમની જરૂરિયાત દૂર કરવા માટે તેમને આપવામાં આવે છે, અલબત્ત ઝકાત વસૂલ કરનાર કારકૂનોને તેમની સેવાના બદલા સ્વરૂપે આપવામાં આવે છે, એટલા માટે તેમાં માલદાર અને ફકીર સમાન રીતે સામેલ છે, જેમકે "ગારિમીન"ના હકદારોમાં વર્ણન થઈ ચૂક્યું છે કે, જે વ્યક્તિના માથે દશ હજાર રૂપિયાનું કરજ છે અને તેની પાસે પાંચ હજાર રૂપિયા મોજૂદ છે તો તેને પાંચ હજાર રૂપિયા જેટલી ઝકાત આપી શકાય છે, કારણ કે જે માલ તેની પાસે મોજૂદ છે તે કરજના કારણે તે પાંચ હજાર રૂપિયા ન હોવા બરાબર જ છે.

**તાકીદ (ચેતવણી) :**

શબ્દ "ફી સબીલિલ્લાહ"નો શાબ્દિક અર્થ ઘણો પ્રચલિત છે કે, જે કામ માત્ર અલ્લાહની ખુશી માટે કરવામાં આવે તે બધા આ સામાન્ય અર્થના આધારે "ફી સબીલિલ્લાહ"માં સામેલ છે, જે લોકો રસૂલે કરીમ ﷺની તફસીર અને બયાન તથા તફસીરના ઈમામોના નિવેદનોથી જૂદો મત અપનાવી ફક્ત શાબ્દિક અનુવાદના આધારે કુર્આને શરીફને સમજવા ઈચ્છે છે અહીંયાં તે ઘણી મોટી ભૂલ કરી બેસે છે કે, શબ્દ "ફી સબીલિલ્લાહ"ને જોઈને ઝકાતના હકદારમાં તે બધા જ કામોને સામેલ કરી આપે છે જે કોઈપણ સ્વરૂપે નેકી અથવા ઈબાદત હોય, દાખલા તરીકે મસ્જિદો, દવાખાનાઓ, મુસાફરખાનાઓ વગેરેના બાંધકામમાં તથા કૂવાઓ, પુલો, સડકો વગેરે બનાવવામાં; એ જ પ્રમાણે સમાજ સુધારણાની સંસ્થાઓના કર્મચારીઓના પગારોમાં અને તેમની દરેક પ્રકારની ઑફિસ

કામગીરીની જરૂરિયાતમાં તે બધાને ફી સબીલિલ્લાહમાં સામેલ કરી તેમને ઝકાતના હકદાર ઠરાવી દે છે જે સદંતર ખોટું છે અને ઉમ્મતના ઈજ્માઅથી વિરુદ્ધ બાબત છે. સહાબએ કિરામ (રદિ.) કે જેમણે કુર્આન શરીફને રસૂલે કરીમ ﷺ પાસેથી સીધે-સીધું શીખ્યું અને સમજ્યું છે તેમની અને તાબિઈન ઈમામો (રહ.)ની જેટલી પણ તફસીરો આ શબ્દના સંદર્ભમાં નકલ થઈ છે તેમાં આ શબ્દને હાજીઓ અને મુજાહિદો માટે જ ખાસ હોવાનું ઠરાવવામાં આવ્યું છે.

એક હદીષમાં છે કે, "એક વ્યક્તિએ પોતાના એક ઊંટને ફી સબીલિલ્લાહ વક્ફ કરી દીધું હતું તો આપ ﷺએ તેને કહ્યું કે, આ ઊંટને હાજીઓની મુસાફરીમાં ઉપયોગ કરો." *(મબસુત સરખસી, પેજ : ૧૦, જિલ્દ : ૩)*

તફસીરના ઈમામ ઈબ્ને જરીર અને ઈબ્ને કષીર (રહ.) કુર્આનની તફસીર હદીષની રિવાયતો દ્વારા જ કરવાના પાબંદ છે, તે સૌએ આ શબ્દ ફી સબીલિલ્લાહને એવા મુજાહિદો અને હાજીઓ માટે ખાસ કરી દીધો છે જેની પાસે જિહાદ અથવા હજ્જનો સામાન ન હોય અને જે ફુક્હાએ તાલિબે ઈલ્મો અથવા બીજા નેક કાર્યો કરનારને તેમાં સામેલ કર્યા છે તે એ શરતની સાથે કર્યા છે કે તેઓ ફકીર અને જરૂરિયાતમંદ હોય અને એ દેખીતું છે કે ફકીર અને જરૂરિયાતમંદ તો પોતે જ ઝકાતમાં સૌથી પહેલાં હકદાર છે, તેને ફી સબીલિલ્લાહના અર્થમાં સામેલ ન કરવામાં આવ્યો હોત જ્યારે કે તે પણ ઝકાતનો હકદાર હતો પરંતુ ચારે ઈમામો અને ઉમ્મતના ફુક્હામાંથી કોઈએ પણ એવું કર્યું નથી કે સામાજિક સંસ્થાઓ, મસ્જિદો કે મદ્રસાઓના બાંધકામ કે તેની અન્ય જરૂરિયાતોને ઝકાતના હકદારમાં સામેલ કરી હોય, બલકે તેના વિરુદ્ધ તેની સ્પષ્ટતાઓ રજૂ કરી છે કે ઝકાતના માલમાંથી આ વસ્તુઓ માટે ખર્ચ કરવો જાઈઝ નથી. હનફી ફિક્હમાં શમ્સુલ અઈમ્મહ સરખસી (રહ.)એ મબસૂત (પેજ : ૩૦૨, જિલ્દ : ૨) અને સરહે સીર (પેજ : ૨૪૪, જિલ્દ : ૪) અને મુખ્તસર ખલીલ (પેજ : ૧૬૧, જિલ્દ : ૧)માં અને ફુક્હા હનાબીલામાંથી مُوَفَّقْ (મુવફ્ફક)ના અર્થમાં તેને સંપૂર્ણ વિગતથી લખ્યું છે.

તફસીરના ઈમામ અને ઉમ્મતના ફુક્હાના પ્રસ્તુત ખુલાસાઓ ઉપરાંત જો એક વાત ઉપર વિચાર કરી લેવામાં આવે તો એક વાત સમજવા માટે બિલકુલ પૂરતી છે, તે એ કે જો ઝકાતના મસ્અલામાં એટલું સામાન્યપણુ હોત કે બધી જ

ઈબાદતો અને આજ્ઞાપાલન તથા દરેક પ્રકારની નેકી ઉપર તેને ખર્ચ કરવો તેમાં સામેલ હોય તો પછી કુર્આનમાં આ આઠ હકદારોનું વર્ણન નઊઝુબિલ્લાહ બિલકુલ વ્યર્થ થઈ જાય છે અને રસૂલે કરીમ ﷺના હુકમો પણ કે જે પ્રથમ આ જ હેતુસર વર્ણન થઈ ચૂક્યા છે કે આપ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ સદકહના હકદારો નક્કી કરવાનું કામ નબીને પણ સોંપ્યું નથી, બલકે પોતે જ તેના આઠ હકદારો નક્કી કરી દીધા છે.

તો જો ફી સબીલિલ્લાહના અર્થમાં બધી જ ફરમાંબરદારીઓ અને નેકીઓ સામેલ હોય અને તેમાંથી દરેકમાં ઝકાતનો માલ ખર્ચ કરી શકાય તો પછી નઊઝુબિલ્લાહ આ નબવી ફરમાન બિલકુલ ખોટું ઠરે છે. જાણ થઈ કે "ફી સબીલિલ્લાહ"ના શાબ્દિક અર્થથી જે નાવાકેફ લોકોને સમજમાં આવે છે તે અલ્લાહ તઆલાનો કહેવાનો અર્થ નથી, બલકે અર્થ એ છે જે રસૂલે કરીમ ﷺના આદેશો અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ની સ્પષ્ટતાઓથી સાબિત થયું છે.

આઠમો હકદાર اِبْنُ السَّبِيْل (ઈબ્ન સ્સબીલ) છે. سَبِيْل (સબીલ)નો અર્થ "માર્ગ" અને ઈબ્નનો અર્થ વાસ્તવમાં તો પુત્ર માટે બોલવામાં આવે છે પરંતુ અરબી રૂઢિપ્રયોગમાં "ઈબ્ન" અને "અબ" તથા "અખ" વગેરે શબ્દો એવી વસ્તુઓ માટે પણ બોલવામાં આવે છે જેનો કોઈની સાથે ગાઢ સંબંધ હોય, આ રૂઢિપ્રયોગ પ્રમાણે "ઈબ્ન સ્સબીલ" "વટેમાર્ગુ" અથવા "મુસાફિર"ને કહેવામાં આવે છે, કારણ કે તેનો ગાઢ સંબંધ માર્ગ સાથે જોડાયેલો છે અને તે પોતાની ઈચ્છિત મંઝિલ સુધી પહોંચવા માટે માર્ગ ઉપર રહેશે અને ઝકાતના હકદારમાં તેનો અર્થ તે મુસાફિર છે જેની પાસે સફરમાં જરૂરિયાત પ્રમાણે માલ મોજૂદ ન હોય, જો કે તે પોતાના વતનમાં કેટલોય માલ ધારણ કરતો હોય, આવા મુસાફિરોને ઝકાતનો માલ આપી શકાય છે જેનાથી તે પોતાની મુસાફરીની જરૂરિયાતોને પૂરી કરી લે અને પોતાના વતન પરત જઈ શકે.

અહીંયાં સુધી આ આઠ હકદારોનું વર્ણન પૂર્ણ થઈ ગયું, જે પ્રસ્તુત આયતમાં સદકહ અને ઝકાત વિશે વર્ણન કરવામાં આવ્યું છે, હવે અમુક એવા મસ્અલાઓ વર્ણન કરવામાં આવે છે જેનો સંબંધ તે બધા જ હકદારો માટે સરખો છે.

**મસ્અલ–એ–તમલીક (માલિકી ધોરણે આપી દેવું) :**

જમહૂર ફુક્હા એ બાબતે સહમત છે કે, ઝકાતના પ્રસ્તુત નક્કી કરવામાં આવેલ આઠ હકદારોમાં પણ ઝકાત અદા થવા માટેની શરત એ છે કે, આ હકદારોમાંથી કોઈ હકદારને ઝકાતના માલનો સંપૂર્ણ કબ્જો આપી દેવામાં આવે, માલિકી હક સાથે કબ્જો આપ્યા વિના જો કોઈ માલ તેમના ફાયદા માટે ખર્ચ કરવામાં આવ્યો તો તેનાથી ઝકાત અદા થશે નહીં. એ જ કારણે તે ચારે ઈમામો અને ઉમ્મતના જમહૂર ફુક્હા એ બાબત ઉપર સહમત છે કે ઝકાતની રકમ મસ્જિદો, મદ્રસા, હૉસ્પિટલો, યતીમખાના વગેરેના બાંધકામમાં અથવા તેની જરૂરિયાતોમાં ખર્ચ કરવી જાઈઝ નથી, જો કે એ બધી વસ્તુઓથી તે ફકીરો અને અન્ય લોકોને લાભ પહોંચે છે જેઓ ઝકાતના હકદાર છે પરંતુ તેમનો માલિકી હક આ વસ્તુઓ ઉપર ન હોવાના કારણે તેનાથી ઝકાત અદા થશે નહીં.

અલબત્ત, યતીમખાનાઓ (અનાથાલયો)માં જો અનાથોના જમવા, કપડાં વગેરેને માલિકી હકના સ્વરૂપે આપવામાં આવે તો ફક્ત આ ખર્ચની મર્યાદા સુધી ઝકાતની રકમ ખર્ચ થઈ શકે છે, એ જ પ્રમાણે હૉસ્પિટલોમાં જે દવા જરૂરિયાતમંદ ગરીબોને માલિકી હકે આપવામાં આવે તેટલી કિંમતને ઝકાતની રકમમાંથી ખર્ચ કરી શકાય છે, એ જ પ્રમાણે ઉમ્મતના ફુક્હાની સ્પષ્ટતા છે કે લાવારિસ મય્યિતના કફનની રકમ ઝકાતમાંથી લગાવી શકાતી નથી, કારણ કે મય્યિત પોતે માલિક હોવાની ક્ષમતા ધરાવતી જ નથી, હા ! એવું થઈ શકે છે કે ઝકાતની રકમ કોઈ ગરીબ હકદારને આપવામાં આવે અને તે પોતાની રાજી–ખુશીથી આ રકમથી લાવારિસ મય્યિતના કફનમાં ખર્ચ કરે, એ જ પ્રમાણે જો આ મય્યિતના માથે કરજ છે તો તે કરજની રકમ ઝકાતમાંથી સીધે–સીધી આપી શકાતી નથી, તેનો ગરીબ વારસદાર ઝકાતનો હકદાર હોય તો તેને માલિકી હકે રકમ આપી શકાય છે અને તે વ્યક્તિ આ રકમનો પોતે માલિક બનીને પછી પોતાની રાજી–ખુશીથી આ રકમથી મય્યિતનું કરજ અદા કરે તો તેવું થઈ શકે છે, એ જ પ્રમાણે સામાજિક સુધારણાના બધા કાર્યો જેમકે કૂવા, પુલ, સડક વગેરેના બાંધકામમાં તેનો લાભ ઝકાતના હકદારોને જ મળે છે પરંતુ તેમાં કોઈનો માલિકી હકે કબ્જો ન હોવાના કારણે...... **ઝકાત અદા થશે નહીં.**

આ મસ્અલાઓમાં ચારે મુજ્તહિદ ઈમામો અબૂ હનીફા, શાફઈ, માલિક, અહમદ બિન હમ્બલ (રહ.) અને જમહૂર ઉમ્મતના ફુક્હા સહમત છે. શમસુલ અઈમ્મહ સરકશીએ આ મસ્અલામાં ઈમામ મુહમ્મદ (રહ.)ની કિતાબોની શરહ મબસુત અને શર્હે સિયરમાં સંપૂર્ણ સંશોધન અને વિગત સાથે લખ્યું છે તથા શાફઈ, માલિકી અને હમ્બલી ફુક્હાની પ્રચલિત કિતાબોમાં તેની સ્પષ્ટતાઓ મોજૂદ છે.

શાફઈ ફકીહ ઈમામ અબૂ ઉબયદે "કિતાબુલ અમવાલ"માં ફરમાવ્યું કે, મય્યિત તરફથી તેના કરજની અદાયગી અથવા તેના કફન–દફનના ખર્ચમાં તથા મસ્જિદોના બાંધકામમાં નહેર ખોદવામાં વગેરેમાં ઝકાતનો માલ ખર્ચ કરવો જાઈઝ નથી, કારણ કે સુફિયાન થૌરી (રહ.) અને બધા જ ઈમામો એ બાબત ઉપર સહમત છે કે તેમાં ખર્ચ કરવાથી ઝકાત અદા થશે નહીં, કારણ કે આ તે આઠ હકદારોમાંથી નથી જેમનું વર્ણન કુર્આને કરીમમાં આવ્યું છે.

એ જ પ્રમાણે હમ્બલી ફકીહ મુવફ્ફિક (રહ.)એ લખ્યું છે કે, આ હકદારો સિવાય જેમનું વર્ણન કુર્આને કરીમમાં ઉપસ્થિત છે અન્ય કોઈ નેક કામમાં ઝકાતનો માલ ખર્ચ કરવો જાઈઝ નથી, જેમકે મસ્જિદો બનાવવી અથવા કૂવા કે પાણીની પરબો, પૂલો, સડકો બાંધવી અથવા મરામત કરવી અથવા મુરદાઓના કફન–દફનમાં ખર્ચ કરવો, યા તો મહેમાનોને ખાવું ખવડાવવું; આ કામો નિઃશંક સવાબના કારણો છે પરંતુ સદકાતના હકદારોમાંથી નથી.

મલિકુલ ઉલમાએ ફદાયેઅ્માં ઝકાતની અદાયગી માટે માલિકીપણાની શરત માટે એ દલીલ આપી છે કે, કુર્આનમાં સામાન્ય ઝકાત અને વાજિબ સદકાઓનો શબ્દ اِيْتَاء (ઈતાઅ્)ની સાથે વર્ણન કરવામાં આવ્યો છે.

اَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُاالزَّكٰوةَ (૨:૨૭૭, ૯:૫ અને ૧૧, ૨૨:૪૧)، اَقِيْمُواالصَّلٰوةَ وَاٰتُواالزَّكٰوةَ(૨:૪૩, ૮૩:૧૧૦, ૪:૭૭, ૨૨:૭૮, ૨૪:૫૬, ૭૩:૨૦)، اِقَامِ الصَّلٰوةِ وَاِيْتَآءِ الزَّكٰوةِ(૨૧:૭૩, ૨૪:૩૭)، اٰتُوْا حَقَّهٗ يَوْمَ حَصَادِهٖ(૬:૧૪૧)

વગેરે અને શબ્દ اِيْتَـاءُ (ઈતાઅ્) શબ્દકોષમાં عَـطَـاءُ (અતાઅ્) કરવાના અર્થમાં આવે છે. ઈમામ રાગિબ અસ્ફહાનીએ મુફરદાતુલ કુર્આનમાં ફરમાવ્યું,

وَالْاِيْتَاءُ اَلْاِعْطَاءُ، وَخُصَّ وَضْعُ الصَّدَقَةِ فِى الْقُرْاٰنِ بِالْاِيْتَاءِ

''ઈતાઅ્''નો અર્થ ''અતાઅ્'' (આપી દેવું) થાય છે અને દેખીતું છે કે, કોઈને કોઈ વસ્તુ આપવાનો સાચો અર્થ એ જ છે કે તેને તે વસ્તુનો માલિક બનાવી દેવામાં આવે.

ઝકાત ઉપરાંતના સદકાઓમાં પણ શબ્દ ''ઈતાઅ્'' કુર્આને કરીમમાં માલિક બનાવી દેવા માટે જ ઉપયોગ થયો છે, દાખલા તરીકે اٰتُوا النِّسَآءَ صَدُقٰتِهِنَّ એટલે કે, ‘‘સ્ત્રીઓને તેમની મહર આપી દો.’’ દેખીતું છે કે, મહરની અદાયગી ત્યારે જ પૂર્ણ થાય છે જ્યારે કે મહરની રકમ માલિકી કબ્જા સાથે આપી દેવામાં આવે.

બીજું એ કે, કુર્આને કરીમમાં ઝકાતને સદકહના શબ્દથી ઓળખાવી છે, દાખલા તરીકે اِنَّمَا الصَّدَقٰتُ لِلْفُقَرَاءِ અને સદકહનો સાચો અર્થ એ જ છે કે, કોઈ ફકીર અથવા જરૂરિયાતમંદને તેનો માલિક બનાવી દેવામાં આવે.

કોઈને ખાવું ખવડાવી આપવું અથવા સામાન્ય સુધરાઈના કામોમાં ખર્ચ કરવું સાચા અર્થમાં સદકહ કહેવાતો નથી. શૈખ ઈબ્ને હમામ (રહ.)એ ''ફત્હુલ કદીર''માં લખ્યું છે કે, સદકહની વાસ્તવિકતા એ જ છે કે કોઈ ફકીરને તે માલનો માલિક બનાવી દેવામાં આવે, એ જ પ્રમાણે ઈમામ જસ્સાસે ''અહકામુલ કુર્આન''માં ફરમાવ્યું કે સદકહનો શબ્દ માલિકીનું જ નામ છે.

*(જસ્સાસ, પેજ : ૧૫૨, જિલ્દ : ૨)*

**ઝકાત અદા થવા વિશે અમુક મહત્ત્વના મસ્અલાઓ :**

સહીહ હદીષમાં મસ્અલો છે કે, રસૂલે કરીમ ﷺએ હઝરત મઆઝ (રદિ.)ને સદકહ વસૂલ કરવા વિશે આ સૂચના આપી હતી, خُذْهَا مِنْ اَغْنِيَآئِهِمْ وَرُدَّهَا فِىْ فُقَرَائِهِمْ એટલે કે, ‘‘સદકહ મુસલમાનોના માલદારો પાસેથી લઈને તેમના જ ફકીરોમાં વહેંચી આપો.’’ આ બીનાએ ફુકહાએ ફરમાવ્યું કે, વિના જરૂરતે એક શહેર અથવા વસ્તીની ઝકાત બીજા શહેર કે વસ્તીમાં મોકલવામાં ન આવે, બલકે તે જ શહેર અને વસ્તીના ફકીરો તેના વધારે હકદાર છે, અલબત્ત જો કોઈ વ્યક્તિના સગાં–વહાલાં અન્ય શહેરમાં રહે છે અને તે ગરીબ છે તો પોતાની ઝકાત તેમને મોકલી શકાય છે, કારણ કે રસૂલે કરીમ ﷺએ તેમાં બમણા સવાબની ખુશખબરી આપી છે.

એ જ પ્રમાણે જો કોઈ બીજી વસ્તીના લોકો ભૂખે મરી રહ્યા છે અને પોતાના શહેરના લોકો કરતા તેઓ વધારે જરૂરિયાતવાળા હોય તો ત્યાં પણ મોકલી શકાય છે, કારણ કે સદકહ આપવાનો હેતુ ફકીરોની જરૂરિયાતોને પૂરી કરવાનો છે, એ જ કારણે હઝરત મઆઝ (રદિ.) યમનના સદકહમાં મોટા ભાગે કપડાં લેતા હતા જેથી ગરીબ મુહાજિરો માટે મદીના તય્યિબહમાં મોકલાવી આપે. *(કુર્તુબી બ હવાલએ દારકતની)*

જો એક વ્યક્તિ પોતે એક શહેરમાં રહે છે અને તેનો માલ બીજા શહેરમાં છે તો જે શહેરમાં પોતે રહે છે તે ગણતરીમાં લેવાશે, કારણ કે ઝકાત અદા કરવા માટે આ જ ચોક્કસ વ્યક્તિ જવાબદાર છે. *(કુર્તુબી)*

**મસ્અલો :**

જે માલની ઝકાત વાજિબ છે તેની અદાયગી માટે એ પણ જાઈઝ છે કે, તે જ માલનો ચાલીસમો ભાગ કાઢીને હકદારોને આપવામાં આવે, જેમકે વેપારનું કાપડ, વાસણો, ફર્નિચર વગેરે અને એ પણ છે કે ઝકાતના પ્રમાણમાં માલની કિંમત કાઢીને તે હકદારોમાં વહેંચણી કરે. સહીહ હદીષોથી આવું કરવું સાબિત છે. (કુર્તુબી) અને અમુક ફુક્હા ઈમામોએ ફરમાવ્યું કે, આ યુગમાં રોકડ કિંમત જ આપવી ઉત્તમ છે, કારણ કે ગરીબોની જરૂરિયાતો વિવિધ પ્રકારની અને ભિન્ન–ભિન્ન છે, રોકડ રકમને કોઈપણ જરૂરત પૂરી કરવાના કામમાં લઈ શકાય છે.

**મસ્અલો :**

જે વ્યક્તિ પોતાને મૌખિક રીતે અથવા પોતાની પ્રવૃત્તિથી ઝકાતનો હકદાર અથવા જરૂરિયાતમંદ હોવાનું જાહેર કરે અને સદકહ વગેરેનો સવાલ કરે તો શું આપનાર માટે જરૂરી છે કે તેની વાસ્તવિક પરિસ્થિતિની તહકીક કરે અને આવી તહકીક વિના સદકહ ન આપે ? તે વિશે હદીષની રિવાયતો અને ફુક્હાના નિવેદનો એ છે કે તેની જરૂરત નથી, બલકે તેની જાહેર પરિસ્થિતિ જોઈને જો એવી ધારણા મજબૂત રીતે બંધાઈ જાય કે આ વ્યક્તિ વાસ્તવમાં ગરીબ અને જરૂરિયાતમંદ છે તો તેને ઝકાત આપી શકાય છે, જેમકે હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺની સેવામાં અમુક લોકો ખૂબ જ દયનીય પરિસ્થિતિમાં આવ્યા, આપ

ﷺએ તેમના માટે લોકો પાસેથી સદકહ ભેગો કરવા માટે કહ્યું, જ્યારે પૂરતા પ્રમાણમાં ભેગું થઈ ગયું તો તેમને આપવામાં આવ્યું. આપ ﷺ એની જરૂરત ન સમજી કે આ લોકોની વાસ્તવિક પરિસ્થિતિની તહકીક કરે. *(કુર્તુબી)*

અલબત્ત, કુર્તુબીએ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે સદકહના હકદારોમાંથી એક કરજદાર પણ છે, જો કોઈ વ્યક્તિ એવું કહે કે મારા માથે આટલું કરજ છે તેને અદા કરવા માટે મને ઝકાતની રકમ આપવામાં આવે તો આ કરજની સાબિતી તેની પાસેથી માંગવી જોઈએ. (કુર્તુબી) અને દેખીતું એ છે કે, "ગારિમ", "ફી સબીલિલ્લાહ" અને "ઈબ્ન સ્સબીલ" વગેરેમાં પણ આવી તહકીક કરી લેવી કોઈ મુશ્કેલ કામ નથી, આ હકદારોની યોગ્ય મોકા પ્રમાણે તહકીક કરી લેવી જોઈએ.

**મસ્અલો :**

ઝકાતનો માલ પોતાના નજીકના સગાં–વહાલાંઓને આપવો વધારે સવાબનું કારણ છે પરંતુ પતિ–પત્ની અથવા માં–બાપ અને અવલાદ પરસ્પર એકબીજાને નથી આપી શકતા, કારણ એ છે કે તેમને આપવું એક સ્વરૂપે પોતાની પાસે રાખવા સમાન જ છે, કારણ કે આ લોકોના ખર્ચાઓ મોટે ભાગે સરખા હોય છે, પતિએ જો પત્નીને અથવા પત્નીએ જો પતિને ઝકાત આપી દીધી તો વાસ્તવમાં તે પોતાના માટે જ તેનો ઉપયોગ કરી રહ્યા છે, એ જ પ્રમાણે માં–બાપ અને અવલાદની બાબતમાં પણ આ જ હુકમ છે, અવલાદની અવલાદ એટલે કે દાદા–પરદાદા વિશે પણ આ જ હુકમ છે કે તેમને ઝકાત આપવી જાઈઝ નથી.

**મસ્અલો :**

જો કોઈ વ્યક્તિએ કોઈ વ્યક્તિને પોતાની ધારણા પ્રમાણે ઝકાતનો હકદાર સમજીને ઝકાત આપી દીધી, પાછળથી ખબર પડી કે તે તેનો જ ગુલામ અથવા કાફિર હતો તો ઝકાત અદા થશે નહીં ફરીવાર આપવી પડશે, કારણ કે ગુલામની મિલકત તો માલિકની જ મિલકત હોય છે, તે ઝકાતનો માલ તેની મિલકતમાંથી નીકળ્યો જ નથી એટલા માટે ઝકાત અદા થશે નહીં અને કાફિર તો ઝકાતનો હકદાર હોતો જ નથી.

આ ઉપરાંત જો પાછળથી એવું સાબિત થાય કે, જેને ઝકાત આપવામાં

આવી છે તે માલદાર અથવા હાશિમી સય્યિદ છે અથવા પોતાનો બાપ અથવા બેટો કે પત્ની કે પતિ છે તો ઝકાત ફરી આપવી જરૂરી નથી, કારણ કે ઝકાતની રકમ તેની મિલકતમાંથી નીકળીને સવાબના સ્થળે પહોંચી ચૂકી છે અને હકદાર નક્કી કરવામાં જે ભૂલ અંધારામાં રહીને અથવા તો ગલતીના કારણે થઈ ગઈ તે મા'ફ છે. (દૂર્રે મુખ્તાર) સદકહની આયતની તફસીર અને તેના વિશે વિગતવાર આવશ્યકતા પ્રમાણે જરૂરી મસ્અલાઓ પૂર્ણ થયા.

————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૬૧ થી ૬૬)

وَمِنْهُمُ الَّذِيْنَ يُؤْذُوْنَ النَّبِيَّ وَيَقُوْلُوْنَ هُوَ اُذُنٌ ؕ قُلْ اُذُنُ خَيْرٍ لَّكُمْ
يُؤْمِنُ بِاللّٰهِ وَيُؤْمِنُ لِلْمُؤْمِنِيْنَ وَرَحْمَةٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ ؕ وَالَّذِيْنَ
يُؤْذُوْنَ رَسُوْلَ اللّٰهِ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٦١﴾ يَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ لِيُرْضُوْكُمْ ۚ وَاللّٰهُ
وَرَسُوْلُهٗۤ اَحَقُّ اَنْ يُّرْضُوْهُ اِنْ كَانُوْا مُؤْمِنِيْنَ ﴿٦٢﴾ اَلَمْ يَعْلَمُوْۤا اَنَّهٗ مَنْ
يُّحَادِدِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَاَنَّ لَهٗ نَارَ جَهَنَّمَ خَالِدًا فِيْهَا ؕ ذٰلِكَ الْخِزْيُ الْعَظِيْمُ ﴿٦٣﴾
يَحْذَرُ الْمُنٰفِقُوْنَ اَنْ تُنَزَّلَ عَلَيْهِمْ سُوْرَةٌ تُنَبِّئُهُمْ بِمَا فِيْ قُلُوْبِهِمْ ؕ قُلِ
اسْتَهْزِءُوْا ۚ اِنَّ اللّٰهَ مُخْرِجٌ مَّا تَحْذَرُوْنَ ﴿٦٤﴾ وَلَئِنْ سَاَلْتَهُمْ لَيَقُوْلُنَّ اِنَّمَا
كُنَّا نَخُوْضُ وَنَلْعَبُ ؕ قُلْ اَبِاللّٰهِ وَاٰيٰتِهٖ وَرَسُوْلِهٖ كُنْتُمْ تَسْتَهْزِءُوْنَ ﴿٦٥﴾ لَا
تَعْتَذِرُوْا قَدْ كَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ ؕ اِنْ نَّعْفُ عَنْ طَآئِفَةٍ مِّنْكُمْ نُعَذِّبْ
طَآئِفَةًۢ بِاَنَّهُمْ كَانُوْا مُجْرِمِيْنَ ﴿٦٦﴾

## તરજુમો :

*અને તેમનામાં અમુક લોકો નબી (ﷺ)ની બદગોઈ કરે છે (ત્રાસ આપે છે) અને કહે છે, આ વ્યક્તિ તો કાન છે (કંઈ પણ સાંભળે છે અને વિશ્વાસ કરી લે છે); તમે કહી આપો કાન છે તમારી ભલાઈના માટે ! અલ્લાહ ઉપર*

*યકીન રાખે છે અને મુસલમાનોની વાતનું યકીન કરે છે અને તમારામાંથી ઈમાનવાળાઓના હકમાં રહમત છે અને જે લોકો અલ્લાહના રસૂલની બદગોઈ કરે છે તેમના માટે દર્દનાક અઝાબ છે. (૬૧) તમારી સામે અલ્લાહની કસમો ખાય છે જેથી તમને રાજી કરે અને અલ્લાહને અને તેના રસૂલને અવશ્ય રાજી કરવાના છે જો તેઓ ઈમાન ધરાવે છે. (૬૨) શું તેઓ જાણી નથી ચૂક્યા કે જે કોઈ મુકાબલો કરે અલ્લાહથી અને તેના રસૂલથી તો તેના માટે દોઝખની આગ છે તેમાં સદાય રહે, આ જ છે મોટી રુસ્વાઈ (અપમાન). (૬૩) મુનાફિકો એ વાતથી ડર્યા કરે છે કે મુસલમાનો ઉપર એવી સૂરત નાઝિલ થાય કે તેમને (મુસલમાનોને) બતાવી દે જે તેમના (મુનાફિકોના) દિલોમાં છે, તમે કહી આપો ! ઠઠ્ઠો–મશ્કરી કરતા રહો અલ્લાહ તે વસ્તુને ખોલીને રહેશે જે વસ્તુનો તમને ડર છે. (૬૪) અને જો તમે તેમને પૂછો તો તેઓ કહેશે, અમે તો વાતચીત (ગમ્મત) કરતા હતા અને દિલ્લગી, તમે કહી આપો ! અલ્લાહથી અને તેના હુકમોથી અને તેના રસૂલથી તમે ઠઠ્ઠો–મશ્કરી કરતા હતા. (૬૫) બહાના ન બનાવો તમે તો કાફિર થઈ ગયા ઈમાન જાહેર કર્યા પછી, જો અમે તમારામાંથી અમુકને મા'ફ કરી આપીશું તો અલબત્ત અમુકને અઝાબ પણ આપીશું એ કારણે કે તેઓ ગુનેહગાર હતા. (૬૬)*

## તફસીર :

તે (મુનાફિકો)માં અમુક એવા છે જે નબી (ﷺ)ને ત્રાસ પહોંચાડે છે (એટલે કે આપ ﷺની શા'નમાં એવી વાતો કહે છે કે સાંભળીને તેમને દુઃખ થાય) અને (જ્યારે કોઈ અટકાવે છે તો) કહે છે કે, તમે દરેક વાતો કાન ધરીને સાંભળી લો છો (આપ ﷺને જૂઠું બોલીને ધોકો આપવું સહેલું છે એટલા માટે કોઈ ચિંતા ન કરો) તમે (જવાબમાં) કહી આપો કે (તમે પોતે ધોકામાં છો અને રસૂલ ﷺ વાતને બે પ્રકારે સાંભળી લે છે, એક સાચી રીતે કે દિલથી પણ તેને સાચી સમજે અને બીજી પોતાના સારા સ્વભાવ અને દયા–ભાવનાના કારણે કે તેને જાણી લીધા પછી કે આ વાત માત્ર ખોટી છે પોતાના સાલસ સ્વભાવના કારણે તેને ટાળી દે છે અને કહેનારા ઉપર જૂઠાણાનો કોઈ આક્ષેપ નથી કરતા, બસ) તે નબી (ﷺ) કાન આપીને તો તે જ વાત સાંભળે છે જે તમારા હકમાં

ભલાઈ (જ ભલાઈ) છે (જેનો ખુલાસો અને પરિણામ એ છે) કે તેઓ અલ્લાહ(ની વાતો વહી દ્વારા જાણીને તેના) ઉપર ઈમાન લાવે છે (જેનું સમર્થન કરવામાં ભલાઈ હોવી સમગ્ર વિશ્વ માટે જાહેર છે, કારણ કે ન્યાય અને શિક્ષણ તેના સમર્થન ઉપર જ અવલંબિત છે) અને (નિખાલસ) મો'મિનો(ની વાતો)નો (ઈમાન અને ઈખ્લાસ સ્વરૂપે છે) ભરોસો કરે છે (તેમાં ભલાઈ હોવું જાહેર છે કે જગતનો ન્યાય પરિસ્થિતિની સાચી સૂચના ઉપર અવલંબિત છે અને તેમાં આ મો'મિનો જ નિખાલસ છે, મતલબ કે કાન ધરીને અને સાચું સમજીને તો માત્ર સાચા લોકો અને મુખ્લિસોની વાતો સાંભળે છે) અને (બાકી તમારી શરારતથી ભરપૂર વાતો સાંભળી લે છે તો તેનું કારણ એ છે કે) આપ (ﷺ) તે લોકોની હાલત ઉપર દયા કરે છે જેઓ તમારામાંથી ઈમાનની જાહેરાત કરે છે (ભલે દિલમાં ઈમાન ન હોય, બસ આ દયા અને સદ્વ્યવહારના કારણે તમારી વાતો સાંભળી લે છે અને તેની હકીકત જાણી–સમજી લીધા પછી પણ દરગુજર કરે છે અને મૌન સેવે છે, બસ આ વાતો બીજા પ્રકારે સાંભળે છે કે તમને અને તમારી મૂર્ખતાને પણ જાણી લીધી. ખુલાસો એ છે કે તમે એવું સમજો છો કે હકીકતમાં આપ ﷺ કંઈ સમજતા નથી પરંતુ સાચી પરિસ્થિતિને તમે નથી સમજતા) અને જે લોકો રસૂલ (ﷺ)ને ત્રાસ પહોંચાડે છે (ભલે તે વાતોથી કે જેને કહ્યા પછી اُذُنٌ "ગમ્મત" હોવાનું કહેતા હતા, ખુદ તે જ اُذُنٌ કહેવું આપ ﷺનો ઠઠ્ઠો કરવા માટે હતું કે, નઊઝુબિલ્લાહ આપ ﷺ કશી સમજ ધરાવતા નથી, જે કંઈ સાંભળે છે તે માની લે છે, નઊઝુબિલ્લાહ કાચા કાનના છે) તે લોકોને દર્દનાક સજા થશે, આ લોકો તમારી (એટલે કે મુસલમાનોની) સામે (જૂઠી) કસમો ખાય છે (કે અમે ફલાણી વાત નથી કરી અથવા અમે ગઝ્વહમાં ફલાણુ કારણ હોવાના લીધે નથી જઈ શક્યા) જેથી તમને રાજી કરી લે (જેનાથી તેમના પ્રાણ અને માલ સુરક્ષિત રહે) જ્યારે કે અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) વધારે હક ધરાવે છે જો આ લોકો સાચા મુસલમાન હોય તો તેમને રાજી કરે (જે ઈખ્લાસ અને ઈમાન હોવા ઉપર અવલંબિત છે), શું તેમને ખબર નથી કે જે વ્યક્તિ અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કરશે (જેમકે આ લોકો કરી રહ્યા છે) તો એ વાત નક્કી થઈ ચૂકી છે કે એવા વ્યક્તિને દોઝખની આગ એ પ્રમાણે નસીબ થશે કે તે તેમાં કાયમી ધોરણે રહેશે (અને) આ ઘણું મોટું અપમાન છે, મુનાફિક લોકો (સ્વાભાવિક રીતે) એવો

ભય સેવે છે કે મુસલમાનો ઉપર (આપ ﷺ ઉપર આવતી વહી દ્વારા) કોઈ એવી સૂરત (અથવા આયત) નાઝિલ ન થઈ જાય જે તે મુનાફિકોની ખબર આપી દે (એટલે કે તેમના ઠઠ્ઠા–મશ્કરીની વાતો કે જે તેમણે ખાનગીમાં કરી છે અને મુસલમાન તરીકે પોતાને જાહેર કરે છે પરંતુ દિલોમાં કુફ્રની જે વાતો છે તે મુસલમાનોને ખબર ન પડી જાય) તમે કહી આપો ! સારું, તમે ઠઠ્ઠો–મશ્કરી કરતા રહો (તેમાં તેમના ઠઠ્ઠા–મશ્કરીની જાણકારી બતાવી દેવામાં આવી, એટલા માટે આગળ ફરમાન છે કે) બેશક ! અલ્લાહ તઆલા તે વસ્તુઓને જાહેર કરીને રહેશે જેના (જાહેર થવા)થી તમને ભય રહ્યા કરતો હતો (એટલા માટે ઠઠ્ઠા–મશ્કરીને જાહેર કરી દીધી કે તમે ઠઠ્ઠો કરી રહ્યા હતા) અને (જાહેર થઈ ગયા પછી) જો તમે (તેમને આ ઠઠ્ઠાનું કારણ) પૂછશો તો તેઓ કહી આપશે કે, અમે તો ફક્ત હસી–મજાક અને દિલ્લગી માટે કરી રહ્યા હતા (એવું કહેવું અમારો સાચો હેતુ ન હતો ફક્ત દિલ બહેલાવવા માટે કહેતા હતા કે જેનાથી મુસાફરી સરળ બને અને એમ જ આવી વાતો મૌખિક રીતે કહી રહ્યા હતા) તમે (તેમને) કહી આપો કે, શું અલ્લાહ તઆલાની સાથે, તેની આયતો સાથે અને તેના રસૂલ સાથે ઠઠ્ઠો–મશ્કરી કરતા હતા ? (એટલે કે ભલે હેતુ કોઈપણ હોય પરંતુ એ તો જૂઓ કે તમે કોની ઠઠ્ઠા–મશ્કરી કરી રહ્યા છો !? જેની સાથે ઠઠ્ઠો–મશ્કરી કરવી કોઈપણ રીતે યોગ્ય નથી) તમે હવે (આ બેહૂદા અને વાહિયાત) બહાના ન બનાવો (મતલબ એ કે આ બહાના સ્વીકાર્ય નથી અને આ બહાનાથી ઠઠ્ઠો–મશ્કરી કરવી જાઈઝ નથી થઈ જતું) તમે તો પોતાને મો'મિન કહીને કાફિર કહેવા લાગ્યા (કારણ કે દીનની સાથે ઠઠ્ઠો–મશ્કરી કરવી સદંતર કુફ્ર છે, જો કે તેમના દિલમાં તો પ્રથમથી જ ઈમાન ન હતું, અલબત્ત જો કોઈ દિલથી તવબહ કરી લે અને મો'મિન મુખ્લિસ બની જાય તો કુફ્ર અને કુફ્રના અઝાબથી છૂટી જશે પરંતુ તેની પણ સૌને તવફીક નહીં થાય, હા! અમુક લોકો મુસલમાન થઈ જશે અને તેમને મા'ફ કરી દેવામાં આવશે બસ, આ જ ખુલાસો થયો છે) જો અમે તમારામાંથી અમુકને છોડી પણ આપીએ (એટલા માટે કે તેઓ મુસલમાન થઈ ગયા) તો અમુકને (જરૂરથી) સજા આપીશું એ કારણે કે તેઓ (અલ્લાહના અઝલી ઈલ્મમાં) અપરાધી છે (એટલે કે તેઓ મુસલમાન નથી થયા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં પણ પાછલી આયતોની જેમ મુનાફિકોના વાહિયાત વાંધાઓ અને રસૂલે કરીમ ﷺને ઈજા પહોંચાડવાની અને પછી જૂઠી કસમો ખાઈને પોતાના ઈમાનનો ભરોસો અપાવવાની નોબત અને તેના ઉપર ચેતવણી આવી છે.

આ આયતમાં પ્રસ્તુત છે કે આ લોકો રસૂલુલ્લાહ ﷺ વિશે ઠઠ્ઠા–મશ્કરી સ્વરૂપે એવું કહેતા હતા કે, "તેઓ તો બસ કાન છે" (કાનના કાચા છે) એટલે કે જે કંઈ પણ સાંભળે છે તેના ઉપર વિશ્વાસ કરે છે તેથી અમને કંઈ ફિકર નથી, જો અમારા ષડ્યંત્ર ખુલી પણ જશે તો અમે ફરી પાછા કસમો ખાઈને તેમને પોતે તેનાથી બાકાત હોવાનો ભરોસો અપાવી દઈશું, જેના જવાબમાં અલ્લાહ તઆલાએ તેમની મૂર્ખતાને જાહેર કરી છે કે તે મુનાફિકો અને વિરોધીઓની ખોટી વાતોને સાંભળીને પોતાના ઉચ્ચ કક્ષાના અખ્લાક અને સ્વભાવની બીનાએ રસૂલે કરીમ ﷺ મૌન રહે છે તેનાથી તેઓ એવું ન સમજે છે કે રસૂલે કરીમ ﷺને વાસ્તવિકતાની સમજ નથી અને ફક્ત તમારા કહેવા ઉપર વિશ્વાસ કરી લે છે, બલકે તેમને પૂરે–પૂરી વાતોની બધી જ ખબર છે, તેઓ તમારી વાતો સાંભળીને તમે સાચા હોવાનું સમર્થન નથી કરતા, અલબત્ત પોતાના ઉચ્ચ કક્ષાના સ્વભાવ, શરાફત અને રહમદિલીના કારણે તમારા મોંઢે તેનો રદિયો નથી આપતા.

اِنَّ اللّٰهَ مُخۡرِجٌ مَّاتَحۡذَرُوۡنَ આ આયતમાં એ ખબર આપવામાં આવી છે કે, અલ્લાહ તઆલા મુનાફિકોના ગુપ્ત ષડ્યંત્રો અને શરારતોને જાહેર કરી દેશે, જેની એક ઘટના ગઝ્વએ તબૂકથી પાછા આવતી વેળાની છે, જ્યારે અમુક મુનાફિકોએ રસૂલે કરીમ ﷺને કતલ કરવાનું ષડ્યંત્ર રચ્યું હતું, અલ્લાહ તઆલાએ આપ ﷺને તેની હઝરત જિબ્રઈલ (અલૈ.) દ્વારા વહી મોકલીને ખબર આપી દીધી અને તે માર્ગેથી હટાવી દીધા જ્યાં આ મુનાફિકો આ કામ કરવા માટે ભેગા થયા હતા. *(મઝહરી, અનલ બગવી)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, અલ્લાહ તઆલાએ સિત્તેર મુનાફિકોના નામો તેમના બાપ–દાદાના નામો સહિત, સંપૂર્ણ નિશાની સરનામા સાથે રસૂલે કરીમ ﷺને બતાવી દીધા હતા પરંતુ રહમતુલ્લિલ્ આલમીન ﷺએ તે લોકોના નામો જાહેર ન કર્યા. *(મઝહરી)*

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૬૭ થી ૭૦)

اَلْمُنٰفِقُوْنَ وَالْمُنٰفِقٰتُ بَعْضُهُمْ مِّنْۢ بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمُنْكَرِ وَيَنْهَوْنَ عَنِ
الْمَعْرُوْفِ وَيَقْبِضُوْنَ اَيْدِيَهُمْ ۭ نَسُوا اللّٰهَ فَنَسِيَهُمْ ۭ اِنَّ الْمُنٰفِقِيْنَ هُمُ الْفٰسِقُوْنَ ﴿٦٧﴾
وَعَدَ اللّٰهُ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ وَالْكُفَّارَ نَارَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ۭ هِيَ حَسْبُهُمْ ۚ
وَلَعَنَهُمُ اللّٰهُ ۚ وَلَهُمْ عَذَابٌ مُّقِيْمٌ ﴿٦٨﴾ كَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ كَانُوْٓا اَشَدَّ مِنْكُمْ
قُوَّةً وَّاَكْثَرَ اَمْوَالًا وَّاَوْلَادًا ۭ فَاسْتَمْتَعُوْا بِخَلَاقِهِمْ فَاسْتَمْتَعْتُمْ بِخَلَاقِكُمْ كَمَا
اسْتَمْتَعَ الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ بِخَلَاقِهِمْ وَخُضْتُمْ كَالَّذِيْ خَاضُوْا ۭ اُولٰۗىِٕكَ حَبِطَتْ
اَعْمَالُهُمْ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ وَاُولٰۗىِٕكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿٦٩﴾ اَلَمْ يَاْتِهِمْ نَبَاُ الَّذِيْنَ
مِنْ قَبْلِهِمْ قَوْمِ نُوْحٍ وَّعَادٍ وَّثَمُوْدَ ڏ وَقَوْمِ اِبْرٰهِيْمَ وَاَصْحٰبِ مَدْيَنَ وَالْمُؤْتَفِكٰتِ ۭ
اَتَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ ۚ فَمَا كَانَ اللّٰهُ لِيَظْلِمَهُمْ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٧٠﴾

## તરજુમો :

*મુનાફિક પુરુષો અને અને મુનાફિક સ્ત્રીઓ સૌની એક ચાલ (ચારિત્ર્ય) છે, બુરી વાત શિખવાડે અને ભલી વાત છોડાવે અને પોતાની મુઠ્ઠી બંધ રાખે, અલ્લાહને ભૂલી ગયા બસ તે તેમને ભૂલી ગયો; નિ:શંક ! મુનાફિકો તે જ છે નાફરમાનો (ફાસિકો). (૬૭) અલ્લાહે મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓને અને કાફિરોને દોઝખની આગનો વાયદો આપ્યો છે તેમાં પડયા રહેશે, તે જ તેમને પૂરતું છે અને અલ્લાહ તઆલાએ તેમને ફિટકાર (લા'નત) આપી અને તેમના માટે કાયમ રહેનારો અઝાબ છે. (૬૮) જેવી રીતે તમારાથી આગલા લોકો તમારાથી શક્તિમાં વધારે હતા અને માલ વધારે ધારણ કરતા હતા અને અવલાદ; પછી પોતાના હિસ્સાનો ફાયદો ઉઠાવી ગયા, ફરી તમે પોતાના હિસ્સાનો ફાયદો ઉઠાવ્યો જેવી રીતે તમારાથી આગલા પોતાના હિસ્સાનો ફાયદો ઉઠાવી ગયા અને તમે પણ તેમના જેવી જ ચાલે ચાલો છો; તે લોકો (કે) તેમના અમલ વ્યર્થ ગયા દુનિયામાં અને*

*આખિરતમાં અને તે જ લોકો નુકસાનમાં પડયા. (૬૯) શું તેમને તે લોકોની ખબર પહોંચી નથી જે તેમનાથી પહેલાં હતા નૂહની કોમ અને આદની અને ષમૂદની અને ઈબ્રાહીમની કોમ અને મદયનવાળાઓની અને તે વસ્તીઓની ખબર જે ઊલટાવી દેવામાં આવી હતી તેમની પાસે તેમના રસૂલ સ્પષ્ટ હુકમો લઈને પહોંચ્યા, બસ અલ્લાહ તો એવો ન હતો કે તેમના ઉપર જુલમ કરે પરંતુ તેઓ પોતે પોતાના ઉપર જુલમ કરતા હતા. (૭૦)*

## તફસીર :

મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓ બધા એકબીજા જેવા છે, ખરાબ વાતોની (એટલે કે કુફ્ર અને ઈસ્લામનો વિરોધ કરવાની) તા'લીમ આપે છે અને સારી વાતોથી (એટલે કે ઈમાન અને નબી ﷺનું અનુસરણ કરવાની) મનાઈ કરે છે અને (અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાથી) પોતાના હાથોને બંધ રાખે છે, તેમણે અલ્લાહનો ખ્યાલ ન રાખ્યો (એટલે કે આજ્ઞાપાલન ન કર્યું) બસ, અલ્લાહે તેમનો ખ્યાલ ન રાખ્યો (એટલે કે તેમના ઉપર પોતાની કૃપા ન કરી) નિઃશંક ! આ મુનાફિકો ઘણા જ દુષ્ટ છે, અલ્લાહ તઆલાએ મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓ અને (ખુલ્લમ–ખુલ્લા) કુફ્ર કરનારાઓને દોઝખની આગનું વચન આપી રાખ્યું છે જેમાં તેઓ હંમેશા રહેશે તે તેમના માટે (એટલે કે સજા માટે) પૂરતી છે અને અલ્લાહ તઆલા તેમને પોતાની રહમતથી દૂર કરી દેશે અને તેમને (ઉપરોક્ત આપેલા વાયદા પ્રમાણે) કાયમી અઝાબ થશે (હે મુનાફિકો !) તમારી હાલત (કુફ્ર અને કુફ્રના હકદાર થવાની બાબતમાં) તે લોકો જેવી છે જેઓ તમારાથી અગાઉ(ના સમયમાં) થઈ ચૂકયા છે જેઓ શક્તિમાં, જોરાવર હોવામાં અને અવલાદ અને માલ વધારે હોવામાં તમારાથી પણ વધારે હતા તો તેમણે પોતાના (દુનિયવી) ભાગમાંથી ખૂબ લાભ પ્રાપ્ત કર્યો, બસ તમે પણ પોતાના (દુનિયવી) ભાગમાંથી ખૂબ લાભ ઉઠાવ્યો જેમકે તમારાથી અગાઉના લોકોએ પોતાના (દુનિયવી) ભાગમાંથી લાભ પ્રાપ્ત કર્યો હતો અને તમે પણ (ખરાબ વાતોમાં) એવા જ ઘુસી ગયા જેમકે તે લોકો (ખરાબ વાતોમાં) ઘુસ્યા હતા, તે લોકોના (સારા) અમલો દુનિયા અને આખિરત (સૌ)માં વ્યર્થ થઈ ગયા (કે દુનિયામાં તે અમલો ઉપર સવાબની ખુશખબરી નથી અને આખિરતમાં સવાબ

નથી) અને (તે જ حَبِطَ فِی الدُّنۡيَا وَالۡاٰخِرَةُ ના કારણે) તે લોકો મોટું નુકસાન ઉઠાવનારા છે (કે બંને દુનિયાની ખુશી અને રાહતથી વંચિત છે, બસ એ પ્રમાણે તમે પણ તેમના જેવું કુફ્ર કરો છો તો તેમના જ જેવા નુકસાન ઉઠાવનારા બની જશો અને જેમકે તેમના માલ અને અવલાદ તેમના કંઈ કામ ન આવ્યા તમે તો તે વસ્તુઓમાં તેમનાથી પણ ઓછા છો, તમારા તો તે માલ અને અવલાદ તેમના જેટલા પણ કામ નહીં લાગે. આ તો આખિરતના નુકસાનની ચેતવણી થઈ આગળ દુનિયાના નુકસાનની સંભાવનાનું વર્ણન કરી ચેતવણી આપવામાં આવે છે કે) શું તે લોકોને તે (અઝાબ અને સર્વનાશ થવાની) ખબર નથી પહોંચી જે તેમનાથી પહેલાં થયું છે ? જેમકે કોમે નૂહ (અલૈ.) અને આદ અને ષમૂદ અને ઈબ્રાહીમ (અલૈ.)ની કોમ અને મદયનવાળાઓ અને ઊલટાવી દેવામાં આવેલ વસ્તીઓ (એટલે કે કોમે લૂતની વસ્તી) કે તેમની પાસે તેમના પયગમ્બરો (સત્યની) સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા (પરંતુ એ લોકો ન માનવાથી બરબાદ થઈ ગયા) બસ, (આ બરબાદીમાં) અલ્લાહ તઆલાએ તો તેમના ઉપર અત્યાચાર નથી કર્યો પરંતુ તેઓ પોતે જ પોતાની જાત ઉપર જુલમ કરતા હતા (એ જ પ્રમાણે આ મુનાફિકોએ પણ ડરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત આયતોમાંથી પ્રથમ આયતમાં મુનાફિકોની એક હાલત એ બતાવવામાં આવી કે તેઓ પોતાના હાથને બંધ રાખે છે يَقۡبِضُوۡنَ اَيۡدِيَهُمۡ તફસીરે કુર્તુબીમાં છે કે હાથ બંધ રાખવાનો અર્થ જિહાદ છોડી દેવું અને વાજિબ હકોને અદા ન કરવા થાય છે. نَسُوا اللّٰهَ فَنَسِيَهُمۡ એનો દેખીતો અર્થ એ છે કે, આ લોકોએ અલ્લાહને ભૂલાવી દીધા તો અલ્લાહ તઆલાએ તેમને ભૂલાવી દીધા, અલ્લાહ તઆલા તો ભૂલવાથી અથવા તો ગાફેલ થવાથી પાક છે તો આ સ્થળે ભાવાર્થ એ છે કે, તે લોકોએ અલ્લાહના હુકમોને એ પ્રમાણે છોડી દીધા જેમકે તેઓ તેને ભુલી ગયા છે તો અલ્લાહ તઆલાએ પણ આખિરતના સવાબની બાબતમાં તેમને એવા જ છોડી દીધા કે નેકી અને સવાબમાં ક્યાંય તેમનું નામ ન રહ્યું.

આયત નં. ૫૯ كَالَّذِيۡنَ مِنۡ قَبۡلِكُمۡ ની એક તફસીર એ છે કે આ સંબોધન

મુનાફિકોને છે, જેમકે તફસીરના ખુલાસામાં આવી ચૂક્યું અને બીજી તફસીરમાં આ સંબોધન મુસલમાનોને છે, એટલે કે اَنْتُمْ كَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ નો અર્થ એ છે કે, તમે લોકો પણ પોતાનાથી અગાઉના લોકોની જેમ જ છો, જે રીતે તે લોકો દુનિયાનો રસાસ્વાદ માણવામાં રચ્યા–પચ્યા રહીને આખિરતને ભૂલાવી બેઠા અને જાત–જાતના અને ભાત–ભાતના ગુનાહો અને દુષ્ટ કર્મોમાં સપડાઈ ગયા તમે પણ એમના જેવા જ લોકો બની જશો.

આ આયતની તફસીરમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ રિવાયત કરી છે કે “રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, તમે પણ તે જ તરીકો અપનાવશો જે તમારાથી અગાઉની ઉમ્મતો કરી ચૂકી છે, હાથના હાથ અને વેંતની વેંત એટલે કે હૂબહૂ તેમની નકલ ઉતારશો, એટલે સુધી કે જો તેમનામાંથી કોઈ ઘો ના દરમાં ઘૂસ્યો છે તો તમે પણ ઘુસશો.” હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ આ રિવાયત નકલ કરીને ફરમાવ્યું કે, “આ હદીષના સમર્થન માટે તમારી ઈચ્છા થાય તો કુર્આનની આ આયત પઢી લો. كَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ”

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એ સાંભળીને ફરમાવ્યું કે, مَا اَشْبَهَ اللَّيْلَةَ بِالْبَارِحَةِ આજની રાત ગઈકાલની રાત સાથે કેવી સમાન અને એકરૂપ છે તે પ્રમાણે આ બની ઈસ્રાઈલ છે આપણી તેમની સાથે સરખામણી કરવામાં આવી છે.

*(કુર્તુબી)*

હદીષનો હેતુ સ્પષ્ટ છે કે, અંતિમ યુગમાં મુસલમાનો પણ યહૂદી અને નસારાની પદ્ધતિ ઉપર ચાલવા લાગશે અને મુનાફિકોનો અઝાબ વર્ણન કર્યા પછી આ બાબતને વર્ણન કરવાથી એ તરફ પણ ઈશારો છે કે, યહૂદીઓ અને નસારાની પદ્ધતિઓનું અનુસરણ કરનાર મુસલમાનો તે જ હશે જેમના દિલોમાં સંપૂર્ણ ઈમાન નહીં હોય, નિફાકના જંતુઓ તેમાં જોવા મળશે, ઉમ્મતના નેક લોકોને તેમનાથી બચવાની અને બચાવવાની હિદાયત અને સૂચના આ આયતમાં આપવામાં આવી છે.

————————————

———————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૭૧-૭૨-૭૩)

وَالْمُؤْمِنُوْنَ وَالْمُؤْمِنٰتُ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَ

يَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَيُقِيْمُوْنَ الصَّلٰوةَ وَ يُؤْتُوْنَ الزَّكٰوةَ وَيُطِيْعُوْنَ اللّٰهَ وَ

رَسُوْلَهٗ ؕ اُولٰٓئِكَ سَيَرْحَمُهُمُ اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۷۱﴾ وَعَدَ اللّٰهُ الْمُؤْمِنِيْنَ

وَالْمُؤْمِنٰتِ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا وَمَسٰكِنَ طَيِّبَةً فِيْ جَنّٰتِ

عَدْنٍ ؕ وَرِضْوَانٌ مِّنَ اللّٰهِ اَكْبَرُ ؕ ذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿۷۲﴾ يٰٓاَيُّهَا النَّبِيُّ جَاهِدِ الْكُفَّارَ

وَالْمُنٰفِقِيْنَ وَاغْلُظْ عَلَيْهِمْ ؕ وَمَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ﴿۷۳﴾

## તરજુમો :

*અને ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓ એકબીજાના મદદગાર છે, નેક વાત શિખવાડે છે અને બુરી વાતથી મનાઈ કરે છે અને નમાઝ કાયમ રાખે છે અને ઝકાત આપે છે અને અલ્લાહના અને તેના રસૂલના હુકમ ઉપર ચાલે છે, આ જ તે લોકો છે જેમના ઉપર અલ્લાહ રહમ કરશે, બેશક ! અલ્લાહ જબરદસ્ત છે હિકમતવાળો. (૭૧) અલ્લાહે ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને બગીચાઓનો વાયદો આપ્યો છે કે તેના નીચે નહેરો વહે છે તેમાં જ રહ્યા કરે અને તય્યિબ (સ્વચ્છ) મકાનોનો રહેવાના બગીચાઓમાં અને અલ્લાહનો રાજીપો આ સૌથી મોટો છે, આ જ છે મોટી સફળતા ! (૭૨) હે નબી (ﷺ) ! કાફિરો સાથે જિહાદ કરો અને મુનાફિકો સાથે અને તેમના ઉપર સખતી કરો અને તેમનું ઠેકાણું દોઝખ છે અને તે બુરું ઠેકાણું છે. (૭૩)*

## તફસીર :

અને મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓ એકબીજાના (દીની) મિત્રો છે, સારી વાતોની તા'લીમ આપે છે અને બુરી વાતોથી રોકે છે અને નમાઝની પાબંદી રાખે છે અને ઝકાત આપે છે અને અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)નું કહેવું માને છે, તે લોકો ઉપર અલ્લાહ તઆલા અવશ્ય રહમત કરશે

(જેની વિગત وَعَدَ اللّٰهُ માં આગળ આવી રહી છે), નિઃશંક ! અલ્લાહ તઆલા સર્વશક્તિમાન છે (સારા કૃત્યોનો બદલો આપે છે), હિકમતવાળો છે (યોગ્ય બદલો આપે છે, તેની રહમતનું વર્ણન એ છે કે) અલ્લાહ તઆલાએ વાયદો કર્યો છે ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને બગીચાઓનો કે જેની નીચેથી નહેરો વહે છે તેમાં (આ બધી નેઅ્મતો સાથે) હંમેશા રહેશે અને પવિત્ર મકાનોનો (વાયદો કરી રાખ્યો છે) કે જે આ કાયમી બાગોમાં છે અને અલ્લાહની ખુશ્નૂદી આ બધાથી મોટી નેઅ્મત છે, હે નબી (ﷺ) ! કાફિરો અને મુનાફિકો સાથે જિહાદ કરો અને તેમના ઉપર સખતી કરો (દુનિયામાં તો તેઓ તેના હકદાર છે) અને (આખિરતમાં) તેમનું ઠેકાણું દોઝખ છે અને તે ઘણું જ ખરાબ સ્થળ છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મુનાફિકોની પરિસ્થિતિ, તેમના ષડયંત્રો અને તેમના ત્રાસનું તથા તેના ઉપર તેમને થનારા અઝાબનું વર્ણન હતું. કુર્આનની શૈલી પ્રમાણે એ યોગ્ય હતું કે આ સ્થળે મુખ્લિસ મો'મિનોની પરિસ્થિતિ અને તેમના સવાબના દરજ્જાઓનું પણ વર્ણન થઈ જાય, પ્રસ્તુત આયતોમાં એનું જ વર્ણન છે.

અત્રે એ વાત ધ્યાન આપવા યોગ્ય છે કે, આ સ્થળે મુનાફિકો અને મુખ્લિસ મો'મિનોની સરખામણી કરવામાં આવી છે પરંતુ એક સ્થળે મુનાફિકો માટે તો કહેવામાં આવ્યું છે, بَعْضُهُمْ مِنْۢ بَعْضٍ અને તેના મુકાબલામાં મો'મિનો માટે વર્ણન થયું છે, بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ તેમાં ઈશારો છે કે, મુનાફિકોના પરસ્પરના સંબંધો અને વ્યવહારો ફક્ત કૌટુંબિક સમાનતા અથવા સ્વાર્થ ઉપર આધારિત હોય છે, ન તો તે સંબંધોનું ટકાઉપણુ કે ઉંમર વધારે હોય છે અને ન જ તેના લાભ સ્વરૂપે જે દિલી દોસ્તી અને હમદર્દીનો સંબંધ પેદા થાય છે તે હોય છે, તેનાથી વિપરીત મો'મિનો કે તેઓ પરસ્પર એકબીજાના નિખાલસ મિત્રો અને સાચા હમદર્દો હોય છે. *(કુર્તુબી)*

અને આ દોસ્તી અને હમદર્દી ફક્ત અલ્લાહના માટે હોય છે તો જાહેરમાં અને ખાનગીમાં, હાજરીમાં અથવા ગેરહાજરીમાં એકસમાન હોય છે અને કાયમી તથા ટકાઉ રહે છે, મો'મિન મુખ્લિસની આ જ નિશાની છે, ઈમાન અને નેક કાર્યોની ખાસિયત પણ એ જ છે કે આવી દોસ્તી અને હમદર્દી પરસ્પર પ્રેમ અને

મહોબ્બત પેદા કરે છે. કુર્આને કરીમનો ઈરશાદ એના જ વિશે છે, سَيَجۡعَلُ لَهُمُ الرَّحۡمٰنُ وُدًّا (૧૯ : ૯૬) એટલે કે, જે લોકો ઈમાન લાવ્યા અને નેક કાર્યોના પાબંદ થયા અલ્લાહ તઆલા તેમની વચ્ચે દિલી અને ગાઢ મિત્રતા ઉત્પન્ન કરી દે છે. આજકાલ આપણું ઈમાન અને નેક કાર્યોમાં ઉણપ હોવાને લઈ મુસલમાનોના પરસ્પરના સંબંધો ક્યારેય આવા દષ્ટિગોચર થતા નથી, બલકે સંબંધો સ્વાર્થને આધીન રહી ગયા છે.

جَاهِدِ الۡكُفَّارَ وَالۡمُنَافِقِيۡنَ وَاغۡلُظۡ عَلَيۡهِمۡ આ આયતમાં કાફિરો અને મુનાફિકો બંને સાથે જિહાદ અને તેમના મા'મલામાં સખતી વર્તવાનો હુકમ રસૂલે કરીમ ﷺને આપવામાં આવ્યો છે. ખુલ્લમ–ખુલ્લા કાફિરો સામે જિહાદની બાબત તો સ્પષ્ટ છે પરંતુ મુનાફિકો સાથે જિહાદનો અર્થ રસૂલે કરીમ ﷺના વર્તાવથી એ સાબિત થયું કે, તેમની સાથે જિહાદનો અર્થ મૌખિક જિહાદ છે કે તેમને ઈસ્લામની સચ્ચાઈ સમજાવવા આમંત્રણ આપવામાં આવે જેથી તેઓ પોતાના ઈસ્લામના દા'વામાં નિખાલસ થઈ જાય. *(કુર્તુબી, મઝહરી)*

وَاغۡلُظۡ عَلَيۡهِمۡ માં શબ્દ غِلَظ (ગિલ્ઝ)નો અર્થ આ છે કે, જેને સંબોધન કરવામાં આવ્યું છે તે એવી કાર્યવાહીનો હકદાર છે કે, તેમની સાથે કોઈ બાંધછોડ કે નરમાશ વર્તવામાં ન આવે, આ શબ્દ رَأۡفَت (રઅ્ફત્)ના વિરુદ્ધાર્થી તરીકે ઉપયોગ થાય છે જેનો અર્થ દયા અને નરમદિલી થાય છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, આ સ્થળે غِلۡظَت (ગિલ્ઝત્) ઉપયોગ કરવાથી અમલી (પ્રેક્ટિકલી) غِلۡظَت નો અર્થ એ છે કે, તેમના ઉપર શરીઅત લાગુ પાડવામાં કોઈ બાંધછોડ કે નરમાશ વર્તવામાં ન આવે, મૌખિક રીતે ફક્ત શબ્દો દ્વારા غِلۡظَت અપનાવવાનો અર્થ નથી, કારણ કે એ અંબિયા (અલૈ.)ની સુન્નતના વિરુદ્ધ છે કે તેઓ કોઈની સાથે કઠોર ભાષામાં અને નીંદા કે ટીકાત્મક શૈલીમાં વાતચીત કરતા નથી. એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

اِذَازَنَتۡ أَمَةُ اَحَدِكُمۡ فَلۡيَجۡلِدۡهَا الۡحَدَّوَلَايُثَرِّبۡ عَلَيۡهَا (قُرۡطُبِى)

*“જો તમારી કોઈ બાંદી વ્યભિચાર આચરે છે તો તેની શરઈ સજાની હદ તેના ઉપર લાગુ પાડો પરંતુ મૌખિક નીંદા અને ટીકા કે મહેણા ન મારો.”*

અને રસૂલે કરીમ ﷺની હાલત વિશે પોતે અલ્લાહ તઆલા ફરમાવે છે, وَلَوْ كُنْتَ فَظًّا غَلِيْظَ الْقَلْبِ لَانْفَضُّوْا مِنْ حَوْلِكَ (૩:૧૫૯)એટલે કે, જો તમે સખત વાતચીત કરનાર અથવા કઠણ દિલના હોત તો લોકો આપની પાસેથી દૂર ભાગી ગયા હોત અને આપ ﷺના કાર્યોમાં એવું ક્યાંય જોવા મળતું નથી કે સાબિત થયું નથી કે કાફિરો અને મુનાફિકો સાથે વાતચીત અથવા કોઈ સંબોધનમાં ક્યારેય રસૂલે કરીમ ﷺએ غِلْظَتْ (કઠોર ભાષામાં વાતચીતની શૈલી) અપનાવી હોય.

**ચેતવણી :**

અફસોસ ! કે સંબોધન અને વાતચીતમાં કઠોર ભાષાને કાફિરોના મુકાબલામાં પણ ઈસ્લામે અપનાવ્યું નથી, આજકાલના મુસલમાન બીજા મુસલમાનો વિશે બેધડક સખત ભાષાનો પ્રયોગ કરે છે અને ઘણા લોકો તો તેને દીનની સેવા સમજીને ખુશ થાય છે. ઈન્નાલિલ્લાહ.....

————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૭૪ થી ૭૮)

يَحْلِفُوْنَ بِاللّٰهِ مَا قَالُوْا ۭ وَلَقَدْ قَالُوْا كَلِمَةَ الْكُفْرِ وَكَفَرُوْا بَعْدَ اِسْلَامِهِمْ وَهَمُّوْا
بِمَا لَمْ يَنَالُوْا ۚ وَمَا نَقَمُوْٓا اِلَّآ اَنْ اَغْنٰىهُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ مِنْ فَضْلِهٖ ۚ فَاِنْ يَّتُوْبُوْا يَكُ
خَيْرًا لَّهُمْ ۚ وَاِنْ يَّتَوَلَّوْا يُعَذِّبْهُمُ اللّٰهُ عَذَابًا اَلِيْمًا ۙ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ وَمَا
لَهُمْ فِي الْاَرْضِ مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ۝ وَمِنْهُمْ مَّنْ عٰهَدَ اللّٰهَ لَىِٕنْ اٰتٰىنَا مِنْ
فَضْلِهٖ لَنَصَّدَّقَنَّ وَلَنَكُوْنَنَّ مِنَ الصّٰلِحِيْنَ ۝ فَلَمَّآ اٰتٰىهُمْ مِّنْ فَضْلِهٖ بَخِلُوْا بِهٖ
وَتَوَلَّوْا وَّهُمْ مُّعْرِضُوْنَ ۝ فَاَعْقَبَهُمْ نِفَاقًا فِيْ قُلُوْبِهِمْ اِلٰى يَوْمِ يَلْقَوْنَهٗ بِمَآ
اَخْلَفُوا اللّٰهَ مَا وَعَدُوْهُ وَبِمَا كَانُوْا يَكْذِبُوْنَ ۝ اَلَمْ يَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ
سِرَّهُمْ وَنَجْوٰىهُمْ وَاَنَّ اللّٰهَ عَلَّامُ الْغُيُوْبِ ۝

**તરજુમો :**

*અલ્લાહની કસમો ખાય છે કે અમે નથી કહ્યું અને નિઃશંક તેમણે કુફ્રનો*

*કલિમો (શબ્દ) કહ્યો છે અને મુસલમાન થઈને ઈન્કારી થઈ ગયા અને એ વસ્તુનો ઈરાદો કર્યો હતો જે તેમને ન મળી અને આ બધું કંઈ એનો જ બદલો હતો કે અલ્લાહે અને તેના રસૂલે પોતાના ફઝ્લથી તેમને દોલતમંદ કરી દીધા, બસ જો તવબહ કરી લે તો તેમના હકમાં સારું છે અને જો માનશે નહીં તો તેમને અલ્લાહ અઝાબ આપશે; દર્દનાક અઝાબ દુનિયા અને આખિરતમાં અને પૃથ્વીપટ ઉપર તેમનો કોઈ હિમાયતી અને મદદગાર નહીં હોય. (૭૪) અને તેમનામાં અમુક તે છે કે અલ્લાહ સાથે વાયદો કર્યો હતો જો અમને પોતાની કૃપાથી આપે તો અમે અવશ્ય ખયરાત કરીએ અને અમે નેકીવાળાઓમાં થઈને રહીએ. (૭૫) પછી જ્યારે તેમને પોતાની કૃપાથી આપ્યું તો એમાં કંજૂસાઈ કરી અને ટાળીને ફરી ગયા. (૭૬) પછી તેનો અસર નિફાક તેમના દિલોમાં રાખી દીધો તે દિવસ સુધી કે તેઓ તેનાથી મળશે એ કારણે કે તેમણે જે વાયદો અલ્લાહથી કર્યો હતો એનાથી વિરુદ્ધ કર્યું અને એ કારણે કે જૂઠું બોલતા હતા. (૭૭) શું તેઓ જાણી નથી ચૂક્યા કે અલ્લાહ તેમના ભેદ તેમના મશ્વરાને જાણે છે અને એ કે અલ્લાહ બધી છૂપી વાતોને ઘણી સારી પેઠે જાણે છે. (૭૮)*

## તફસીર :

તે લોકો કસમો ખાય છે કે અમે ફલાણી વાત (દાખલા તરીકે એ કે રસૂલે કરીમ ﷺને કતલ કરી નાંખીએ) નથી કહી જ્યારે કે ખરેખર તેમણે કુફ્રની વાત કહી હતી (કારણ કે રસૂલે કરીમ ﷺની હત્યા કરવા વિશે વાતચીત કરવી કુફ્ર હોવું જાહેર છે) અને (તે વાત કહીને) પોતાના ઈસ્લામ (જાહેર કર્યા) પછી (જાહેરમાં પણ) કાફિર થઈ ગયા (ભલે પોતાના સમૂહમાં જ કે જેની ખબર મુસલમાનોને પણ થઈ ગઈ અને તેનાથી સામાન્ય રીતે તેમનું કુફ્ર ખુલી ગયું) અને તેમણે એવી વાતોનો ઈરાદો કર્યો હતો જે તેમના હાથ ન લાગી (કે રસૂલુલ્લાહ ﷺની હત્યા કરી નાંખીએ પરંતુ તેઓ તેમાં નિષ્ફળ રહ્યા) અને આ તેમણે ફક્ત એ વાતનો બદલો આપ્યો છે કે તેમને અલ્લાહે અને તેના રસૂલ (ﷺ)એ અલ્લાહના રિઝ્કથી માલદાર કરી દીધા (આ અહેસાનનો બદલો તેમની પાસે એ જ હશે કે બુરાઈ કરે) બસ, જો (ત્યાર પછી પણ તેઓ) તવબહ કરે તો તેમના માટે (બંને દુનિયામાં) ઉત્તમ (અને લાભદાયક) હશે (એટલા માટે જલાસ

રદિ.એ તો તવબહ કરી લીધી) અને જો (તવબહ કરવાથી) મોઢું ફેરવ્યું (અને કુફ્ર અને નિફાક ઉપર જ અડગ રહ્યા) તો અલ્લાહ તઆલા દુનિયા અને આખિરત (બંને જગ્યા)માં દર્દનાક અઝાબ આપશે (એટલા માટે સમગ્ર જિંદગી બદનામ અને પરેશાન તથા ભયભીત રહેવું અને મૃત્યું ટાણે મુસીબતના પ્રત્યક્ષ દર્શન કરવા આ દુનિયાનો અઝાબ છે અને આખિરતમાં દોઝખમાં જવું તો દેખીતી વાત છે) અને તેમના દુનિયામાં ન તો કોઈ સાથી છે અને ન જ કોઈ મદદગાર (કે અઝાબથી બચાવી લે અને જ્યારે દુનિયામાં કોઈ સાથી કે સહાયક જ નથી જેમનાથી મોટે ભાગે મદદ થઈ જતી હોય છે તો આખિરતમાં તો પ્રથમ શ્રેણીમાં તેનાથી વંચિત રહેશે) અને તે (મુનાફિકો)માં અમુક લોકો એવા છે કે અલ્લાહ તઆલા સાથે કરાર કરે છે (કારણ કે રસૂલુલ્લાહ ﷺ સાથે કરાર કરવો તે અલ્લાહ સાથે કરાર કરવા સમાન છે અને તે વાયદો એ હતો કે જો) અલ્લાહ તઆલા અમને પોતાના ફઝ્લથી (ઘણો બધો માલ) અર્પણ કરશે તો અમે (તેમાંથી) ખૂબ ખયરાત કરીએ અને અમે (તેના દ્વારા) ખૂબ નેક કામો કર્યા કરીએ, બસ જ્યારે અલ્લાહ તઆલાએ તેમને પોતાની કૃપાથી (ઘણું બધું) આપી દીધું તો તેમાં કંજૂસી કરવા લાગ્યા (કે ઝકાત ન આપી) અને (આજ્ઞાપાલનથી) મોઢું ફેરવવા લાગ્યા અને તેઓ તો મોઢું ફેરવવાની (પ્રથમથી જ) ટેવ ધરાવે છે બસ, અલ્લાહ તઆલાએ તેમની (આ પ્રવૃત્તિની) સજામાં તેમના દિલોમાં નિફાક (સ્થાપિત) કરી દીધો જે અલ્લાહ તઆલા પાસે જવાના દિવસ સુધી (એટલે કે મૃત્યુ સુધી) રહેશે એ કારણે કે તેમણે અલ્લાહ તઆલા સાથેના પોતાના વાયદામાં વિરોધ કર્યો અને એ કારણે કે તેઓ (આ વાયદામાં શરૂથી જ) જૂઠું બોલતા હતા (એટલે કે વાયદો પૂરો કરવાની તેમની નિય્યત તે સમયે પણ ન હતી, બસ નિફાક તો તે સમયે પણ તેમનામાં હતો જેનું પરિણામ આ જૂઠ અને વિરોધ છે, બસ આ જૂઠ અને વિરોધ ઉત્પન્ન થવાથી તેઓ વધારે ક્રોધના હકદાર થયા અને આ વધારે ક્રોધની અસર એ થઈ કે તેઓનો પાછલો નિફાક હવે કાયમી અને દૂર ન થાય એવો થઈ ગયો કે તેમને તવબહ પણ નસીબ નહીં થાય, એવી જ હાલતમાં મૃત્યુ પામીને હંમેશા-હંમેશની જહન્નમમાં રહેવાનું નસીબ થશે અને કુફ્ર ઉપર હોવા છતાં તેઓ ઈસ્લામ અને આજ્ઞાપાલનની જાહેરાત કરે છે તો) શું તેમને (એટલે કે મુનાફિકોને) ખબર નથી કે અલ્લાહ તઆલાને તેમના દિલોની ગુપ્ત વાતો અને

તેમના ગુપ્ત સલાહ–મશ્વરાની બધી ખબર છે ? અને એ કે અલ્લાહ તઆલા બધી જ ગયૂબની (ગુપ્ત) વાતોને સારી પેઠે જાણનારો છે (અને એટલા માટે તે જાહેરમાં ઈસ્લામ અને આજ્ઞાપાલનની જાહેરાત કરવી તેમને કામ આવી શકશે નહીં, ખાસ કરીને બસ તેમના માટે જહન્નમની આગ આવશ્યક છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પહેલી આયત يَحْلِفُوْنَ بِاللّٰهِ માં વળી પાછું મુનાફિકોનું વર્ણન થયું છે કે તેઓ પોતાની મજલિસોમાં કુફ્રના કલિમાઓ કહેતા રહે છે, પછી જો મુસલમાનોને ખબર થઈ જાય છે તો જૂઠી કસમો ખાઈને પોતે પોતાની નિર્દોષતા સાબિત કરવાનો પ્રયત્ન કરે છે, આ આયતના શા'ને નુઝૂલમાં બગવી (રહ.)એ એ કિસ્સો નકલ કર્યો છે કે, રસૂલે કરીમ ﷺએ ગઝ્વએ તબૂકના મોકા ઉપર એક ખુત્બો આપ્યો, તેમાં મુનાફિકોની ખરાબ પરિસ્થિતિ અને તેમના ખરાબ પરિણામનું વર્ણન કર્યું, હાજરજનોમાંથી એક મુનાફિક જુલ્લાસ પણ ઉપસ્થિત હતો, તેણે પોતાની મજલિસમાં જઈને કહ્યું કે મુહમ્મદ (ﷺ) જે કંઈ કહે છે જો તે સાચું છે તો આપણે ગધેડા કરતા પણ વધારે મૂર્ખ છે; તેના આ શબ્દો એક સહાબી હઝરત આમિર બિન કૈસ (રદિ.)એ સાંભળી લીધા તો કહ્યું કે, બેશક ! રસૂલુલ્લાહ ﷺએ જે કંઈ કહ્યું તે સાચું છે અને તમે ગધેડા કરતા પણ વધારે બદ્‌તર છો.

જ્યારે રસૂલુલ્લાહ ﷺ તબૂકની મુસાફરીથી પરત પહોંચ્યા તો આમિર બિન કૈસ (રદિ.)એ આ ઘટના રસૂલે કરીમ ﷺને સંભળાવી અને જુલ્લાસ પોતાની કહેલી વાતથી ફરી ગયો અને કહેવા લાગ્યો કે, આમિર બિન કૈસે મારા ઉપર આક્ષેપ મૂક્યો છે. રસૂલે કરીમ ﷺએ બંનેને હુકમ આપ્યો કે, મિમ્બરે નબવી (ﷺ)ની પાસે ઊભા થઈને કસમ ખાઓ જુલ્લાસે બેધડક જૂઠી કસમ ખાઈ લીધી કે મેં એવું કહ્યું નથી આમિર જૂઠું બોલી રહ્યો છે, હઝરત આમિર (રદિ.)નો વારો આવ્યો તો તેમણે પણ કસમ ખાધી અને પછી દુઆ માટે હાથ ઉઠાવ્યા કે, યા અલ્લાહ ! તું પોતાના રસૂલ ઉપર વહી દ્વારા આ બાબતની વાસ્તવિકતા છતી કરી આપ, તેમની દુઆ ઉપર રસૂલે કરીમ ﷺ અને બધા મુસલમાનોએ "આમીન" કહ્યું, હજું આ લોકો પોતાના સ્થળેથી હટયા પણ ન

હતા કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) વહી લઈને હાજર થયા જેમાં પ્રસ્તુત આયત આવી હતી.

જુલ્લાસે આ આયત સાંભળી તો તરત ઊભા થઈને કહેવા લાગ્યા કે, યા રસૂલુલ્લાહ ﷺ ! હું સ્વીકાર કરું છું કે આ ભૂલ મારાથી થઈ હતી અને આમિર બિન કૈસે જે કંઈ કહ્યું તે સાચું હતું પરંતુ આ જ આયતમાં અલ્લાહ તબારક વ તઆલાએ મને તવબહનો અધિકાર આપી દીધો છે, હું હવે અલ્લાહ પાસે મગફિરત (મા'ફી) માંગું છું અને તવબહ કરું છું, રસૂલુલ્લાહ ﷺએ તેની તવબહનો સ્વીકાર કરી લીધો અને પાછળથી તે પોતાની તવબહ ઉપર કાયમ રહ્યા અને તેમની પરિસ્થિતિ સુધરી ગઈ. *(મઝહરી)*

અમુક મુફસ્સિરોએ આ પ્રમાણેની બીજી ઘટનાઓ આ આયતના શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) સ્વરૂપે વર્ણન કરી છે. ખાસ કરીને એટલા માટે કે આ આયતનું એક વાક્ય આ પણ છે, وَهَمُّوا بِمَا لَمْ يَنَالُوا એટલે કે, "તેમણે ઈરાદો કર્યો એક એવા કામનો જેમાં તેઓ સફળ ન થઈ શક્યા." એનાથી જાણ થાય છે કે, આ આયત એવી ઘટનાના સંદર્ભમાં છે જેમાં મુનાફિકોએ રસૂલે કરીમ ﷺ અને મુસલમાનો વિરુદ્ધ કોઈ ષડ્યંત્ર કર્યું હોય જેમાં તેઓ સફળ થઈ શક્યા નહીં, જેમકે આ જ ગઝ્વએ તબૂકમાંથી પરત આવવાના સમયની ઘટના પ્રખ્યાત છે કે મુનાફિકોમાંથી બાર વ્યક્તિઓ પહાડની એક ખીણમાં એ હેતુથી સંતાઈને બેઠા હતા કે જ્યારે આપ ﷺ અહીંયાં પહોંચે તો અચાનક હુમલો કરીને તેમને કતલ કરી નાંખે, હઝરત જિબ્રઈલ (અલૈ.)એ રસૂલે કરીમ ﷺને ખબર આપી દીધી અને તેઓ તે માર્ગ ઉપરથી ખસી ગયા અને તેમનું ષડ્યંત્ર ધૂળમાં મળી ગયું.

અમુક બીજી ઘટનાઓ પણ મુનાફિકો તરફથી એવી બનતી રહી છે પરંતુ તેમાં કોઈ પરસ્પર વિરોધાભાસ કે નકાર નથી કે બધી જ ઘટનાઓ આ આયતનો હેતુ હોઈ શકે છે.

બીજી આયત وَمِنْهُمْ مَّنْ عٰهَدَ اللّٰهَ પણ એક એવી જ ખાસ ઘટના વિશે છે જે ઈબ્ને જરીર, ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને મરદૂયા, તબરાની અને બયહકીએ હઝરત અબૂ ઉમામહ બાહલી (રદિ.)ની રિવાયતથી નકલ કરી છે કે, એક વ્યક્તિ ષઅ્લબા ઈબ્ને હાતિબ અન્સારીએ રસૂલુલ્લાહ ﷺની સેવામાં ઉપસ્થિત થઈને

એ દરખાસ્ત કરી કે, તમે દુઆ કરો કે હું માલદાર થઈ જાઉં, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે શું તમને મારી રીત-ભાત પસંદ નથી ? કસમ છે તે જાતની જેના કબજામાં મારા પ્રાણ છે, જો હું ઈચ્છું તો મદીનાનો પહાડ સોનાનો બનીને મારી સાથે ફર્યા કરે પરંતુ મને એવી માલદારી પસંદ નથી, એ વ્યક્તિ ચાલ્યો ગયો પરંતુ ફરીવાર તે પાછો આવ્યો અને ફરી તે જ દરખાસ્ત કરી, તે એ વાયદાની સાથે રજૂ થયો કે જો મને માલ મળી જશે તો હું દરેક હકદારને તેનો હક પહોંચાડી આપીશ, રસૂલુલ્લાહ ﷺએ દુઆ કરી આપી જેની અસર એ જાહેર થઈ કે તેની બકરીઓમાં બેહદ વધારો શરૂ થયો, એટલે સુધી કે મદીનાની જગ્યા તેને ઓછી પડવા લાગી તો બહાર ચાલ્યો ગયો અને ઝુહ્ર-અસ્રની બે નમાઝો મદીનામાં આવીને રસૂલે કરીમ ﷺની સાથે પઢતો હતો, બાકી નમાઝોમાં પણ જંગલમાં જ્યાં તેનો આ માલ હતો ત્યાં જ અદા કરતો હતો.

પછી તેની બકરીઓમાં એટલો વધારો થઈ ગયો કે, તેને એ જગ્યા પણ ઓછી પડવા લાગી અને મદીના શહેરથી દૂર જઈને કોઈ જગ્યા લીધી ત્યાંથી ફક્ત જુમ્અહની નમાઝ માટે મદીના આવતો અને પાંચે નમાઝો ત્યાં જ પઢવા લાગ્યો, પછી તેના માલમાં હજુ વધારે પ્રગતિ થઈ અને તે વધવા લાગ્યો તો તેણે એ જગ્યા પણ છોડી દીધી અને મદીનાથી ઘણે દૂર ચાલ્યો ગયો જ્યાં જુમ્અહ અને જમાઅતની નમાઝ બધાથી વંચિત થઈ ગયો.

અમુક મુદત પછી રસૂલે કરીમ ﷺએ તેની હાલત વિશે પૂછ્યું તો લોકોએ બતાવ્યું કે તેનો માલ એટલો વધી ગયો છે કે શહેરની પાસે રહેવાની કોઈ ગુંજાઈશ જ નથી એટલા માટે કોઈ દૂર જગ્યાએ જઈને તે સ્થાયી થયો છે અને હવે અહીંયાં દેખાતો પણ નથી, રસૂલે કરીમ ﷺએ એવું સાંભળીને ત્રણ વખતે કહ્યું, يَـاوَيْـحَ ثَعْلَبَةَ (વયૂહ ષઅ્લબત) એટલે કે, "ષઅ્લબહ ઉપર અફસોસ છે ! ષઅ્લબહ ઉપર અફસોસ છે ! ષઅ્લબહ ઉપર અફસોસ છે !"

અચાનક તે જ સમયમાં એ સદકહની આયત નાઝિલ થઈ જેમાં રસૂલે કરીમ ﷺએ મુસલમાનો પાસેથી સદકહ વસૂલ કરવાનો હુકમ આપ્યો છે. (خُـذْ مِـنْ اَمْوَالِهِمْ صَدَقَةً) રસૂલે કરીમ ﷺએ ઢોરોના સદકાઓનો સંપૂર્ણ કાયદો લખીને બે વ્યક્તિઓને સદકહના જવાબદાર નિયુક્ત કરી કારકૂનોની હેસિયતથી મુસલમાનોના ઢોરોના સદકહ વસૂલ કરવા માટે મોકલ્યા અને એવો હુકમ આપ્યો

કે, ષઅ્‌લબા બિન હાતિમ પાસે પણ જાઓ અને બની સુલૈમના એક અન્ય વ્યક્તિ પાસે પણ જવાનો હુકમ આપ્યો.

એ બંને જ્યારે ષઅ્‌લબા પાસે પહોંચ્યા અને રસૂલે કરીમ ﷺનું ફરમાન બતાવ્યું તો ષઅ્‌લબહ કહેવા લાગ્યો કે આ તો જિઝિયો થઈ ગયો ! જે ગેરમુસ્લિમો પાસેથી લેવામાં આવે છે અને પછી એ પણ કહ્યું કે, સારું; હમણાં તો તમે જાઓ જ્યારે પાછા આવો તો અહીંયાં થઈને જજો; તે બંને ચાલ્યા ગયા.

બીજા વ્યક્તિ સુલૈમીએ રસૂલે કરીમ ﷺનું ફરમાન સાંભળ્યું તો પોતાના ઢોરો ઊંટ અને બકરીઓમાંથી જે સૌથી ઉત્તમ જાનવરો હતા સદકહના નિસાબ (પ્રમાણ) પ્રમાણેના જાનવરો લઈને તેઓ પોતે રસૂલે કરીમ ﷺના કારકૂનો પાસે પહોંચી ગયા, તે કારકૂનોએ કહ્યું કે અમને તો એ હુકમ છે કે, જાનવરોમાં ઉત્તમમાંથી ઉત્તમ અલગ પાડીને ન લઈએ, બલકે મધ્યમ કક્ષાના વસૂલ કરીએ એટલા માટે અમે તો આ નથી લઈ શકતા, સુલૈમીએ આગ્રહ કર્યો કે હું પોતાની ખુશીથી આ જ રજૂ કરવા ઇચ્છું છું તેથી આ જ જાનવરોનો સ્વીકાર કરી લો.

પછી આ બંને વ્યક્તિઓ બીજા મુસલમાનો પાસેથી સદકહ વસૂલ કરતા–કરતા પરત આવ્યા તો પછી ષઅ્‌લબહ પાસે પહોંચ્યા તો તેણે કહ્યું, લાવો! તે સદકહનો કાયદો મને બતાવો, પછી તેને જોઈને એવું જ કહેવા લાગ્યો કે આ તો એક પ્રકારનો જિઝિયો થઈ ગયો જે મુસલમાનો પાસેથી ન લેવો જોઈએ, સારું; હમણા તો તમે જાઓ હું વિચાર કરીને પછી હું કોઈ ફેંસલો કરીશ.

જ્યારે આ બંને લોકો મદીના તય્યિબહ પરત પહોંચ્યા અને રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થયા તો આપ ﷺએ તેમને પરિસ્થિતિ પૂછતાં પહેલા ફરી તે જ વાક્યનું પુનરાવર્તન કર્યું જે પ્રથમ કહ્યું હતું, يَا وَيْحَ ثَعْلَبَةَ يَاوَيْحَ ثَعْلَبَةَ يَا وَيْحَ ثَعْلَبَةَ એટલે કે, ષઅ્‌લબહ ઉપર સખત અફસોસ છે ! ષઅ્‌લબહ ઉપર સખત અફસોસ છે ! ષઅ્‌લબહ ઉપર સખત અફસોસ છે ! આ વાક્ય ત્રણ વખતે કહી પછી સુલૈમીની બાબત ઉપર ખુશ થઈને તેમના માટે દુઆ કરી, આ ઘટના ઉપર આ આયત નાઝિલ થઈ وَمِنْهُمْ مَّنْ عٰهَدَ اللّٰهَ એટલે કે, તેમાંથી અમુક લોકો એવા પણ છે જેમણે અલ્લાહ તઆલા સાથે કરાર કર્યો હતો કે જો અલ્લાહ તઆલા તેમને માલ અર્પણ કરશે તો સદકહ ખયરાત કરશે અને ઉમ્મતના નેક

લોકોની જેમ બધા જ હકદારો, રિશ્તેદારો અને ગરીબોના હકો અદા કરશે, પછી જ્યારે અલ્લાહે તેમને પોતાની કૃપાથી માલ અર્પણ કર્યો તો કંજૂસી કરવા લાગ્યા અને અલ્લાહ અને રસૂલ ﷺના આજ્ઞાપાલનથી ફરી ગયા.

فَاَعْقَبَهُمْ نِفَاقًا فِىْ قُلُوْبِهِمْ એટલે કે, અલ્લાહ તઆલાએ તેમના આ દુષ્કૃત્ય અને કરારભંગના પરિણામે તેમના દિલોમાં નિફાકને વધારે પાકો કરી દીધો કે, હવે તેમને તવબહની તવફીક જ નહીં થાય.

**ખુલાસો :**

એનાથી જાણ થાય છે કે અમુક ખરાબ અમલોની નહૂસત એવી હોય છે કે તવબહની તવફીક નષ્ટ થઈ જાય છે. નઊઝુબિલ્લાહી મિન્હુ...

ઈબ્ને જરીરે અબૂ ઉમામહ (રદિ.)ની વિગતપૂર્વકની રિવાયત જે હમણા વર્ણન કરવામાં આવી છે, તેના અંતે લખ્યું છે કે જ્યારે રસૂલે કરીમ ﷺએ ષઅ્‌લબા માટે يَا وَيْحَ ثَعْلَبَةَ ત્રણ વખતે ફરમાવ્યું તો તે મજલિસમાં ષઅ્‌લબહના અમુક નિકટના અને સગાંઓ પણ ઉપસ્થિત હતા, આ સાંભળીને તેમાંથી એક વ્યક્તિ તરત જ મુસાફરી કરીને ષઅ્‌લબહ પાસે પહોંચ્યો અને તેને બુરું–ભલું કહેવા લાગ્યો અને બતાવ્યું કે તમારા વિશે કુર્આનમાં આયત નાઝિલ થઈ ગઈ છે, એ સાંભળીને ષઅ્‌લબહ ગભરાયો અને મદીનામાં હાજર થઈને દરખાસ્ત કરી કે, મારો સદકહ સ્વીકારી લેવામાં આવે; રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મને અલ્લાહ તઆલાએ તમારો સદકહ સ્વીકારવાની મનાઈ કરી છે, આવું સાંભળીને ષઅ્‌લબહ પોતાના માથા ઉપર માટી નાંખવા લાગ્યો.

રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, આ તો તમારું પોતાનું કૃત્ય છે મેં તમને હુકમ આપ્યો તમે પાલન ન કર્યું, હવે તમારો સદકહ સ્વીકારી નથી શકાતો. ષઅ્‌લબહ નિષ્ફળ થઈને પાછો ચાલ્યો ગયો અને તેના અમુક દિવસો પછી રસૂલે કરીમ ﷺની વફાત થઈ ગઈ અને સિદ્દીકે અકબર (રદિ.) ખલીફા થયા તો ષઅ્‌લબા સિદ્દીકે અકબર (રદિ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું કે, મારો સદકહ કબૂલ કરી લો, સિદ્દીકે અકબર (રદિ.)એ કહ્યું કે જ્યારે રસૂલે કરીમ ﷺએ સ્વીકાર નથી કર્યો તો હું કેવી રીતે સ્વીકારી શકું છું !?

પછી હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની વફાત પછી ષઅ્‌લબહ હઝરત

ફારૂકે આ'ઝમ (રદિ.)ની ખિદમતમાં હાજર થયો અને તે જ દરખાસ્ત કરી, ફરી તે જ જવાબ મળ્યો જે જવાબ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ આપ્યો હતો, પછી હઝરત ઉસ્માને ગની (રદિ.)ના ખિલાફતના સમયકાળમાં તેણે દરખાસ્ત કરી, તેમણે પણ ઈન્કાર કરી દીધો અને હઝરત ઉસ્માન (રદિ.)ના ખિલાફતકાળમાં ષઅ્લબહ મૃત્યુ પામ્યો. ( نَعُوْذُبِاللّٰهِ مِنْ سَيِّئَاتِ الاَعْمَالِ નઊઝુબિલ્લાહી મિન સય્યિઆતિલ અઅ્માલિ) *(મઝહરી)*

**મસ્અલો :**

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે ષઅ્લબહ તવબહ કરીને હાજર થઈ ગયો તો તેની તવબહ કેમ સ્વીકાર કરવામાં ન આવી ? કારણ જાહેર છે કે રસૂલે કરીમ ﷺને વહી દ્વારા જાણ થઈ ગઈ હતી કે આ હવે નિખાલસતાપૂર્વક તવબહ નથી કરી રહ્યો તેના દિલમાં નિફાક મોજૂદ છે, ફક્ત સમયની મસ્લિહત ખાતર મુસલમાનોને ધોકો આપીને રાજી કરવા ઈચ્છે છે, એટલા માટે સ્વીકાર્ય નથી અને જ્યારે આપ ﷺએ તેને મુનાફિક ઠરાવી દીધો તો પછી પાછળથી આવનાર ખલીફાઓને તેનો સદકહ કબૂલ કરવાનો અધિકાર નથી રહેતો, કારણ કે ઝકાત માટે મુસલમાન હોવું ફરજ છે, અલબત્ત રસૂલે કરીમ ﷺ પછી કોઈપણ વ્યક્તિના દિલનો ગુપ્ત નિફાક કતઈ સ્વરૂપે (ચોક્કસપણે) જાણ નથી થઈ શકતી એટલા માટે હવે પછી માટે હુકમ એ જ છે કે જે વ્યક્તિ તવબહ કરી લે અને ઈસ્લામ અને ઈમાનનો સ્વીકાર કરી લે તેની સાથે મુસલમાનો જેવો વ્યવહાર કરવામાં આવશે ભલે તેના દિલમાં ગમે તે હોય. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૭૯-૮૦)

اَلَّذِيْنَ يَلْمِزُوْنَ الْمُطَّوِّعِيْنَ مِنَ الْمُؤْمِنِيْنَ فِى الصَّدَقٰتِ وَالَّذِيْنَ لَا
يَجِدُوْنَ اِلَّا جُهْدَهُمْ فَيَسْخَرُوْنَ مِنْهُمْ ؕ سَخِرَ اللّٰهُ مِنْهُمْ ۫ وَلَهُمْ عَذَابٌ
اَلِيْمٌ ﴿٧٩﴾ اِسْتَغْفِرْ لَهُمْ اَوْ لَا تَسْتَغْفِرْ لَهُمْ ؕ اِنْ تَسْتَغْفِرْ لَهُمْ سَبْعِيْنَ مَرَّةً فَلَنْ
يَّغْفِرَ اللّٰهُ لَهُمْ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿٨٠﴾ ع

## તરજુમો :

*તે લોકો જેઓ તે મુસલમાનો ઉપર મ્હેણા-ટોણા મારે છે જેઓ દિલ ખોલીને ખયરાત કરે છે અને તેમના ઉપર જેઓ રાખતા નથી પરંતુ પોતાની મહેનતનું ! પછી તેમના ઉપર ઠઠ્ઠો (મશ્કરી) કરે છે; અલ્લાહે તેમની સાથે ઠઠ્ઠો કર્યો છે અને તેમના માટે દર્દનાક અઝાબ છે. (૭૯) તમે તેમના માટે મા'ફી માંગો અથવા ન માંગો જો તમે તેમના માટે સિત્તેર વખતે મા'ફી માંગશો તો પણ અલ્લાહ તેમને કદાપિ મા'ફ કરશે નહીં આ એ કારણે કે તેઓ અલ્લાહથી અને તેના રસૂલથી ઈન્કારી થયા અને અલ્લાહ નાફરમાન લોકોને માર્ગ નથી આપતો. (૮૦)*

## તફસીર :

આ (મુનાફિકો) એવા છે કે નફલ સદકહ આપનારા મુસલમાનો ઉપર સદકહ વિશે (થોડો હોવા બાબતે) ટોણા મારે છે અને (ખાસ કરીને) તે લોકો ઉપર (વધારે કટાક્ષ કરે છે) જેમને મહેનત-મજૂરી(ની આવક) સિવાય અન્ય કંઈ ઉપલબ્ધ નથી હોતું (અને તેઓ બિચારા એ જ મજૂરીમાંથી હિંમત કરીને અમુક સદકહ કાઢે છે) એટલે તેમનો ઠઠ્ઠો-મશ્કરી કરે છે (મ્હેણા-ટોણા તો લગભગ બધાને જ મારે છે અને કહે છે કે આ શું થોડી વસ્તુ લાવ્યા ? અને તે મહેનત-મજૂરી કરનાર ગરીબોની ઠઠ્ઠો-મશ્કરી કરે છે કે લો ! આ પણ સદકહ આપવાના યોગ્ય થઈ ગયા !) અલ્લાહ તઆલા તેમના ઠઠ્ઠા-મશ્કરીનો (ખાસ) બદલો આપશે (અને તેમના મ્હેણા-ટોણા પ્રમાણે જ તેમને બદલો મળશે) તેમના માટે (આખિરતમાં) દર્દનાક સજા હશે, આપ (ﷺ) ભલે તે મુનાફિકો માટે ઈસ્તિગફાર કરો (મા'ફી માંગો) અથવા તેમના માટે ઈસ્તિગફાર ન કરો (બંને પરિસ્થિતિઓ સમાન છે કે તેમને તેનાથી કોઈ લાભ થશે નહીં, તેમને મા'ફી મળવાની નથી) જો તમે તેમના માટે સિત્તેર વખતે (એટલે કે ઘણીવાર) ઈસ્તિગફાર કરશો તો પણ અલ્લાહ તઆલા તેમને બખ્શશે નહીં અને એ કારણે કે તેમણે અલ્લાહ અને રસૂલ સાથે કુફ્ર કર્યું અને અલ્લાહ તઆલા એવા નાફરમાન લોકોને (જેઓ ક્યારેય ઈમાન અને સત્યનું સંશોધન કરતા જ નથી) હિદાયત આપ્યા કરતો નથી. (એટલા જ માટે તેઓ આખી જિંદગી કુફ્ર ઉપર કાયમ રહ્યા અને તેના ઉપર જ મૃત્યુ પામ્યા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં નફલ સદકહ આપનાર મુસલમાનો ઉપર મુનાફિકોના મ્હેણા-ટોણાનું વર્ણન છે. સહીહ મુસ્લિમમાં છે કે, હઝરત અબૂ મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા તરફથી અમને સદકહનો હુકમ આપવામાં આવ્યો અને અમારી પરિસ્થિતિ એવી હતી કે અમે મહેનત મજૂરી કરતા હતા (કોઈ માલ અમારી પાસે ન હતો, આ જ મજૂરીમાંથી જે કંઈ અમને મળતું હતું તેમાંથી સદકહ પણ કાઢતા હતા) એટલા માટે અબૂ અકીલે અડધો સાઅ્ (લગભગ પોણા બે શેર) સદકહ રજૂ કર્યો, બીજો વ્યક્તિ આવ્યો તેણે તેનાથી કંઈ વધારે સદકહ કર્યો, મુનાફિકો તેના ઉપર મ્હેણા-ટોણા મારવા લાગ્યા કે શું નાની સરખી તુચ્છ વસ્તુ સદકહ તરીકે લાવ્યા ?! અલ્લાહ તઆલાને આવી વસ્તુની જરૂર નથી ! અને જે કંઈ સદકહ કર્યો તેના ઉપર એ આક્ષેપ લગાવ્યો કે તેણે દેખાડા (રિયા) માટે સદકહ કર્યો, તે સંદર્ભમાં આ આયત નાઝિલ થઈ.

سَخِرَ اللّٰهُ مِنْهُمْ માં ઠઠ્ઠા-મશ્કરીના બદલાને ઠઠ્ઠા-મશ્કરી તરીકે જ ઓળખાવવામાં આવ્યો.

બીજી આયતમાં મુનાફિકો વિશે રસૂલે કરીમ ﷺને જે એ ફરમાવવામાં આવ્યું છે કે, તમે તેમના માટે મા'ફીની યાચના કરો કે ન કરો બધું સરખું છે અને કેટલીય મા'ફી માંગો તેમને મા'ફી મળશે નહીં ! તેની સંપૂર્ણ વિગત આગળ આવનાર આયત لَاتُصَلِّ عَلٰى اَحَدٍ مِّنْهُمْ હેઠળ આવશે.

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૮૧-૮૨-૮૩)

فَرِحَ الْمُخَلَّفُوْنَ بِمَقْعَدِهِمْ خِلٰفَ رَسُوْلِ اللّٰهِ وَكَرِهُوْٓا اَنْ يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ
وَاَنْفُسِهِمْ فِيْ سَبِيْلِ اللّٰهِ وَقَالُوْا لَا تَنْفِرُوْا فِي الْحَرِّ ؕ قُلْ نَارُ جَهَنَّمَ اَشَدُّ حَرًّا ؕ
لَوْ كَانُوْا يَفْقَهُوْنَ ﴿٨١﴾ فَلْيَضْحَكُوْا قَلِيْلًا وَّلْيَبْكُوْا كَثِيْرًا ۚ جَزَآءًۢ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٨٢﴾
فَاِنْ رَّجَعَكَ اللّٰهُ اِلٰى طَآئِفَةٍ مِّنْهُمْ فَاسْتَاْذَنُوْكَ لِلْخُرُوْجِ فَقُلْ لَّنْ تَخْرُجُوْا
مَعِيَ اَبَدًا وَّلَنْ تُقَاتِلُوْا مَعِيَ عَدُوًّا ؕ اِنَّكُمْ رَضِيْتُمْ بِالْقُعُوْدِ اَوَّلَ مَرَّةٍ
فَاقْعُدُوْا مَعَ الْخٰلِفِيْنَ ﴿٨٣﴾

## તરજુમો :

*પાછળ રહી જનારાઓ રસૂલુલ્લાહ (ﷺ)થી જુદા થઈને પોતાના બેસી રહેવાથી ખુશ થઈ ગયા અને એનાથી ગભરાયા કે પોતાના માલથી અને પ્રાણથી અલ્લાહના માર્ગમાં લડે અને બોલ્યા કે ગરમીમાં કૂચ ન કરો, તમે કહો ! દોઝખની આગ સખત ગરમ છે જો તેમને સમજ હોત. (૮૧) બસ તેઓ થોડું હસી લે અને રડે વધારે એનો બદલો જે તેઓ કમાતા હતા. (૮૨) બસ જો અલ્લાહ તમને તેમનામાંથી કોઈ સમૂહ તરફ ફેરવી (પાછા) લઈ જાય પછી તમારાથી નીકળવાની રજા ઈચ્છે તો તમે કહી આપજો કે તમે કદાપિ મારી સાથે નીકળશો નહીં ક્યારેય અને મારી સાથે થઈને કોઈ દુશ્મન સાથે લડશો નહીં, તમને (તો) પ્રથમવાર બેસી રહેવું પસંદ આવ્યું બસ પાછળ રહેનારાઓની સાથે બેસી રહો ! (૮૩)*

## તફસીર :

આ પાછળ રહી જનારા પોતાના બેસી રહેવા ઉપર ખુશ થઈ ગયા રસૂલુલ્લાહ (ﷺ)ના (ગયા) પછી અને તેમણે અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને પ્રાણો વડે જિહાદ કરવું નાપસંદ કર્યું (બે કારણોથી પ્રથમ તો કુફ્ર અને બીજું આરામપસંદ સ્વભાવ) અને (અન્યોને પણ) કહેવા લાગ્યા કે તમે (આવી સખત) ગરમીમાં (ઘરેથી) ન નીકળો, તમે (જવાબમાં) કહી આપો કે જહન્નમની આગ (આનાથી પણ) વધારે (તેજ અને) ગરમ છે, (બસ આશ્ચર્ય છે કે એ ગરમીથી તો બચ્યા પરંતુ જહન્નમમાં જવા માટેનો સામાન પોતે તૈયાર કરી રહ્યા છે કે તેઓ કુફ્ર અને વિરોધ કરવાને છોડતા નથી) કેવું સારું થયું હોત જો તેઓ સમજ્યા હોત ! બસ, (તેમના પ્રસ્તુત કાર્યનું પરિણામ એ છે કે દુનિયામાં) થોડા દિવસો હસી(-રમી) લે અને (પછી આખિરતમાં) ઘણા દિવસો (એટલે કે હંમેશા) રડતા રહે (એટલે કે હસવું થોડાક જ દિવસો માટે છે પછી રડવું હંમેશા-હંમેશા માટે છે) તે કામોના બદલામાં જે કંઈ (કુફ્ર, નિફાક અને વિરોધ વગેરે) કર્યા કરતા હતા (જ્યારે તેમની આ હાલતની જાણ થઈ ગઈ) તો જો અલ્લાહ તઆલા તમને (આ મુસાફરીથી મદીના સહી-સલામત) તેમના કોઈ સમૂહ તરફ પાછા લાવે (તેમને એટલા માટે સમૂહ કહેવામાં આવ્યા છે કે અમુક લોકો ત્યાં સુધીમાં શક્ય છે કે

મૃત્યુ પામે અથવા અન્યત્ર ચાલ્યા જાય અને) પછી આ લોકો (ખુશામત સ્વરૂપે પોતાના ઉપરનો પાછલો આક્ષેપ દૂર કરવા માટે કોઈ જિહાદમાં તમારી સાથે) ચાલવાની પરવાનગી માંગે (અને દિલમાં તે સમયે પણ એ જ હોય કે ખરા સમયે બહાનું કરીશું) તો તમે એવું કહી આપો કે (જો કે અત્યારે દુનિયા બનાવવા માટે વાતો બનાવી રહ્યા છો પરંતુ અલ્લાહ તઆલાએ તમારા અંતઃકરણની વાતો બતાવી દીધી છે એટલા માટે તમને સ્પષ્ટ શબ્દોમાં કહી દેવામાં આવે છે કે) તમે ક્યારેય પણ મારી સાથે (જિહાદમાં) ન નીકળી શકશો અને ન જ મારી સાથે થઈને કોઈ (દીનના) દુશ્મન સામે લડશો (જે નીકળવાનો મૂળ હેતુ છે, કારણ કે) તમે પ્રથમ પણ બેસી રહેવાને પસંદ કર્યું હતું (અને હવે પણ એ જ ઈરાદો છે) તો (ફોગટની એમ જ ખોટી વાતો બનાવ્યા કરો છો બલકે ભૂતકાળની જેમ જ) તે લોકોની સાથે બેસી રહો જેઓ (વાસ્તવમાં) પાછળ રહી જવાના લાયક જ છે (પોતાના કોઈ અંગત કારણના લીધે જેમકે વૃદ્ધો, સ્ત્રીઓ અને બાળકો).

## મસ્અલા અને બોધપાઠ :

આગળ ઉપરથી મુનાફિકોની પરિસ્થિતિનું વર્ણન ચાલી રહ્યું છે જેઓ ગઝ્વએ તબૂકમાં જાહેર હુકમ હોવા છતાં સામેલ ન થયા, પ્રસ્તુત આયતોમાં પણ તે જ લોકોની એક હાલત અને તેના ઉપર આખિરતની સજાની ચેતવણી અને દુનિયામાં હવે પછીના સમય માટે તેમનું નામ ઈસ્લામના મુજાહિદોની યાદીમાંથી કાઢી નાંખવાનું અને ભવિષ્યમાં તેમને કોઈ જિહાદમાં ભાગ ન લેવાની પરવાનગીનું વર્ણન આવ્યું છે.

مُخَلَّفُوْنَ (મુખલ્લફૂન) એ مُخَلَّفٌ (મુખલ્લફુન્)નું બહુવચન છે, જેનો અર્થ છે مَتْرُوكٌ (મતરૂક) એટલે કે જેને છોડી દેવામાં આવ્યો હોય, તેમાં ઈશારો એ વાત તરફ છે કે આ લોકો તો એવું સમજીને ખુશ થઈ રહ્યા છે કે અમે પોતાની જાતને મુસીબતમાં નાંખવાથી બચાવી લીધી અને જિહાદમાં સામેલ ન થયા પરંતુ હકીકત એ છે કે, અલ્લાહ તઆલાએ તેમને તેના યોગ્ય જ સમજ્યા નથી કે તેઓ આ ફઝીલત (શ્રેષ્ઠતા) પામી શકે એટલા માટે તેઓ જિહાદ છોડનારા નથી બલકે,"મતરૂક" છે એટલે કે અલ્લાહ અને રસૂલ ﷺએ જ તેમને છોડી દેવાના લાયક સમજ્યા છે.

خِلَافَ رَسُولِ اللّٰهِ માં શબ્દ خِلَافَ (ખિલાફ)નો અર્થ અહીંયાં "પાછળ" અથવા "પછીનો" પણ થઈ શકે છે, અબૂ ઉબયૃદ (રદિ.)એ આ જ અર્થ લીધો છે જેનો અર્થ એ છે કે આ લોકો રસૂલુલ્લાહ ﷺના જિહાદમાં ગયા પછી તેમની પાછળ રહી જવાથી ખુશ થઈ રહ્યા છે જે વાસ્તવમાં કોઈ ખુશીની બાબત નથી, بِمَقْعَدِهِمْ (બિ-મક્અદિહિમ) આ શબ્દ અત્રે ક્રિયાપદના અર્થમાં قُعُوْدُ (કુઊદ) "બેસી રહેવું" છે.

"ખિલાફ"નો બીજો અર્થ આ સ્થળે "વિરોધ કરવાનો" પણ હોઈ શકે છે કે આ લોકો રસૂલે કરીમ ﷺનો વિરોધ કરીને ઘરમાં બેસી રહ્યા અને ફક્ત પોતે જ ન બેઠા બલકે અન્યોને પણ એવું કરવા માટે પ્રોત્સાહન આપ્યું لَا تَنْفِرُوْا فِى الْحَرِّ એટલે કે "ગરમીની મોસમમાં જિહાદ માટે ન નીકળો."

આ અગાઉ જાણ થઈ ચૂકી છે કે ગઝ્વએ તબૂકનો હુકમ એવા સમયે થયો હતો કે સખત ગરમી પડી રહી હતી, અલ્લાહ તઆલાએ તેમની વાતનો જવાબ આ આપ્યો, قُلْ نَارُ جَهَنَّمَ اَشَدُّ حَرًّا એટલે કે, આ બદ્નસીબો તે સમયની ગરમીને તો જોઈ રહ્યા છે અને તેનાથી બચવાની ચિંતા કરી રહ્યા છે, તેના પરિણામમાં અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની નાફરમાનીના કારણે જે જહન્નમ સાથે વાસ્તો પડવાનો છે તેની ચિંતા નથી કરતા, શું આ મોસમની ગરમી જહન્નમની ગરમી કરતાં વધારે છે ? એ વિશે ફરમાવ્યું,

فَلْيَضْحَكُوْا قَلِيْلًا જેનો શાબ્દિક અર્થ એ છે કે, "હસો થોડું અને રડો વધારે !" આ શબ્દ જો કે હુકમ અને આજ્ઞાર્થ સ્વરૂપે આવ્યો છે પરંતુ વિવરણકારોએ તેને ખબરના અર્થમાં ઠરાવ્યો છે અને તેને આજ્ઞાર્થ સ્વરૂપે વર્ણન કરવાની હિકમત એ ઉલ્લેખી છે કે એવું થવું ચોક્કસ અને ખચીત જ છે, એટલે કે એ વાત ચોક્કસ થવાની જ છે કે તે લોકોની આ ખુશી અને હસી-મજાક થોડા દિવસની છે ત્યાર પછી તેઓના માટે હંમેશા-હંમેશ રડવાનું જ રડવાનું છે ! ઈબ્ને હાતિમ અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ આયતની તફસીરમાં નકલ થયું છે કે,

اَلدُّنْيَا قَلِيْلٌ فَلْيَضْحَكُوْا فِيْهَا مَا شَآؤُا فَاِذَا انْقَطَعَتِ الدُّنْيَا وَصَارُوْا اِلَى اللّٰهِ
فَلْيَسْتَأْنِفُوْا الْبُكَاءَ بُكَاءً لَا يَنْقَطِعُ اَبَدًا (مَظْهَرِى)

*"દુનિયા થોડા દિવસની છે તેમાં જેટલું ઈચ્છો હસી લો પછી જ્યારે દુનિયા*

*સમાપ્ત થઈ જશે અને અલ્લાહની પાસે હાજર થશો તો રડવાનું શરૂ થશે જે ક્યારેય સમાપ્ત નહીં થાય.” (મઝહરી)*

બીજી આયતમાં لَنْ تَخْرُجُوْا (લન્તખ્રૂજૂ)નો ઈરશાદ છે, જેનો અર્થ પ્રસ્તુત તફસીરના ખુલાસા માટે એ લેવામાં આવ્યો છે કે આ લોકો જો આવનાર જિહાદમાં ભાગ લેવાનો ઈરાદો કરે તો પણ કારણ કે તેમના દિલોમાં ઈમાન જ નથી તો તેમનો આ ઈરાદો પણ નિખાલસ નહીં હોય, જ્યારે નીકળવાનો સમય આવશે તે સમયે પહેલાંની જેમ જ યુક્તિ–પ્રયુક્તિઓ કરીને નીકળવાનું ટાળશે, એટલા માટે રસૂલે કરીમ ﷺને હુકમ થયો છે કે જ્યારે તેઓ કોઈ જિહાદમાં આપમેળે સામેલ થવાનું કહે તો પણ તમે તેમને એ હકીકત વર્ણવી આપો કે, તમારા કોઈ નિવેદન કે પ્રવૃત્તિ ઉપર ભરોસો શક્ય નથી, તમે ન તો જિહાદ માટે નીકળશો અને ન જ કોઈ ઈસ્લામના દુશ્મન સામે મારી સાથે મળીને યુદ્ધ કરશો.

મોટા ભાગના વિવરણકારોએ નોંધ્યું છે કે, આ હુકમ તેમને એટલા માટે દુનિયવી સજા સ્વરૂપે આપવામાં આવ્યો હતો કે જો તેઓ સાચે જ કોઈ જિહાદમાં ભાગ લેવાનું કહે તો પણ તેમને સામેલ કરવામાં નહીં આવે.

————————————

## આયત : (સૂરએ તવબહ : આયત નં. ૮૪)

وَلَا تُصَلِّ عَلٰٓى اَحَدٍ مِّنْهُمْ مَّاتَ اَبَدًا وَّلَا تَقُمْ عَلٰى قَبْرِهٖ ؕ اِنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ
وَرَسُوْلِهٖ وَمَاتُوْا وَهُمْ فٰسِقُوْنَ ﴿۸۴﴾

## તરજુમો :

*અને તેમનામાંથી કોઈના ઉપર ક્યારેય (જનાઝાની) નમાઝ ન પઢો જે મરી જાય અને તેમની કબર ઉપર ઊભા ન રહો, તેઓ અલ્લાહથી અને તેના રસૂલથી ઈન્કારી થયા અને તેઓ નાફરમાન (હોવાની હાલતમાં જ) મૃત્યુ પામ્યા. (૮૪)*

## તફસીર :

અને તેમનામાંથી કોઈ મૃત્યુ પામે તો તેમના ઉપર (જનાઝહની) નમાઝ

ન પઢો અને ન (જ કફન-દફન વગેરે માટે) તેમની કબર ઉપર ઊભા રહો, (કારણ કે) તેમણે અલ્લાહ અને રસૂલ (ﷺ) સાથે કુફ્ર કર્યું છે અને તેઓ કુફ્રની હાલતમાં જ મૃત્યુ પામ્યા છે.

## મસ્અલા અને બોધપાઠ :

સહીહ હદીષોથી ઉમ્મતમાં સર્વાનુમતે સાબિત છે કે આ આયત અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિકની મોત અને તેના જનાઝહની નમાઝ વિશે નાઝિલ થઈ અને સહીહૈનની રિવાયતથી સાબિત છે કે તેના જનાઝહ ઉપર રસૂલે કરીમ ﷺએ નમાઝ પઢી અને નમાઝ પઢયા પછી આ આયત નાઝિલ થઈ અને ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ ક્યારેય કોઈ મુનાફિકની જનાઝહની નમાઝ નથી પઢી.

સહીહ મુસ્લિમમાં હઝરત ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતથી આ આયત નાઝિલ થવાની વિગત વર્ણન કરવામાં આવી છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય બિન સલૂલ મૃત્યુ પામ્યો તો તેનો પુત્ર અબ્દુલ્લાહ (રદિ.) કે જેઓ નિખાલસ મુસલમાન હતા અને એક સહાબી હતા, આપ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને દરખાસ્ત કરી કે તમે તમારો કુરતો (પહેરણ) આપો જેથી હું મારા બાપને એ કફનરૂપે પહેરાવું, રસૂલુલ્લાહ ﷺએ પોતાનો કુરતો તેમને આપ્યો, પછી હઝરત અબ્દુલ્લાહ (રદિ.)એ એ પણ દરખાસ્ત કરી કે, તમે તેની જનાઝહની નમાઝ પણ પઢાવી આપો, રસૂલે કરીમ ﷺએ સ્વીકારી લીધું અને જનાઝહની નમાઝ માટે ઊભા થઈ ગયા તો હઝરત ઉમર ખત્તાબ (રદિ.)એ રસૂલે કરીમ ﷺના કપડાં પકડીને વિનંતી કરી કે તમે ! આ મુનાફિકની જનાઝહની નમાઝ પઢો છો ? જ્યારે કે અલ્લાહ તઆલાએ તમને તેમની જનાઝહની નમાઝ પઢવાની મનાઈ કરી છે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે મને અલ્લાહ તઆલાએ અધિકાર આપ્યો છે કે, હું મગફિરતની દુઆ કરું અથવા ન કરું અને આ આયતમાં જે સિત્તેર વખતે ઈસ્તિગફાર કરવાથી પણ મા'ફ નહીં થવાનું વર્ણન છે તો હું સિત્તેરથી વધારે વખત ઈસ્તિગફાર કરી શકું છું. આ આયત સૂરએ તવબહની તે જ આયત છે હમણાં પસાર થઈ છે, એટલે કે, اِسْتَغْفِرْ لَهُمْ اَوْلَا تَسْتَغْفِرْ لَهُمْ اِنْ تَسْتَغْفِرْ لَهُمْ سَبْعِيْنَ مَرَّةً فَلَنْ يَّغْفِرَ اللّٰهُ لَهُمْ પછી રસૂલુલ્લાહ

ﷺએ તેની જનાઝહની નમાઝ પઢી, નમાઝ પછી તરત જ આ આયત નાઝિલ થઈ. ....لَا تُصَلِّ عَلٰى اَحَدٍ مِّنْهُمْ એટલા માટે ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ ક્યારેય કોઈ મુનાફિકની જનાઝહની નમાઝ નથી પઢી.

**પ્રસ્તુત ઘટના વિશે અમુક શંકાઓ અને તેના જવાબો :**

અત્રે એક સવાલ એ ઉપસ્થિત થાય છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય એક એવો મુનાફિક હતો જેનો નિફાક વિવિધ સમયે જાહેર થઈ ચૂક્યો હતો અને બધા મુનાફિકોનો સરદાર માનવામાં આવતો હતો, તેની સાથે રસૂલે કરીમ ﷺએ આવી વિશિષ્ટ પ્રકારની વર્તણૂક કઈ રીતે કરી કે તેને કફન માટે પોતાનો કુરતો મુબારક આપી દીધો ?

તેનો જવાબ એ છે કે તેના બે કારણો હોઈ શકે છે, પ્રથમ એ કે તેનો પુત્ર જે મુખ્લિસ સહાબી હતા તેમણે દરખાસ્ત કરી એટલા માટે ફક્ત તેમનું મન મનાવવા માટે આવું કરવામાં આવ્યું, બીજું એક અન્ય કારણ એ પણ હોઈ શકે છે કે જે બુખારીની હદીષમાં હઝરત જાબિર (રદિ.)થી નકલ થયું છે કે ગઝ્વએ બદ્રના મોકા ઉપર જ્યારે અમુક કુરૈશી સરદારો કેદ પકડવામાં આવ્યા તો તેમાં રસૂલે કરીમ ﷺના કાકા હઝરત અબ્બાસ (રદિ.) પણ હતા, આપ ﷺએ જોયું કે તેમના શરીર ઉપર કુરતો નથી તો સહાબા (રદિ.)ને ઈરશાદ ફરમાવ્યો કે, કોઈ તેમને ખમીસ પહેરાવી આપે, હઝરત અબ્બાસ (રદિ.) ઊંચા કદના હતા અબ્દુલ્લાહ બિન ઉબય સિવાય કોઈનું ખમીસ તેમના શરીર ઉપર ફીટ બેસી ન શક્યું તો અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયનું ખમીસ લઈને રસૂલે કરીમ ﷺ પોતાના કાકા હઝરત અબ્બાસ (રદિ.)ને પહેરાવી દીધું, તેના આ અહેસાનનો બદલો અદા કરવા માટે રસૂલે કરીમ ﷺએ પોતાનું ખમીસ તેને અર્પણ કરી દીધું. *(કુર્તુબી)*

**બીજો સવાલ :**

બીજો સવાલ અત્રે એ ઉસ્પસ્થિત થાય છે કે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને જે એ વિનંતી કરી કે અલ્લાહ તઆલાએ તમને મુનાફિકના જનાઝહની નમાઝ પઢવાથી મનાઈ કરી છે એ કઈ બીનાએ કહ્યું ? કારણ કે તેના પહેલાં કોઈ આયતમાં ખુલ્લમ-ખુલ્લી રીતે રસૂલે કરીમ ﷺને મુનાફિકની જનાઝહની નમાઝથી મનાઈ કરવામાં આવી નથી, તેનાથી જાહેર એ

જ છે કે હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ મનાઈનો વિષય આ જ સૂરએ તવબહની પાછલી આયત ....اِسْتَغْفِرْ لَهُمْ થી સમજ્યો હશે તો હવે સવાલ એ થાય છે કે, જો આ આયત મુનાફિકના જનાઝહની નમાઝની મનાઈ ઉપર દલીલ કરે છે તો રસૂલે કરીમ ﷺએ તેને મનાઈ શા માટે ન ઠરાવી ? બલકે, એવું કહ્યું કે આ આયતમાં મને અધિકાર આપવામાં આવ્યો છે.

**જવાબ :**

જવાબ એ છે કે વાસ્તવમાં આયતના શબ્દોનો જાહેર અર્થ અધિકાર આપવો જ થાય છે અને એ પણ દેખીતું છે કે, સિત્તેર વખતનું વર્ણન પણ તેની જગ્યાએ કોઈ મર્યાદા બાંધવા માટે નથી બલકે કોઈ વસ્તુનું વધારે પ્રમાણ વર્ણન કરવા માટે છે તો આ આયતમાં દેખીતા અર્થના આધારે હેતુ એ થયો કે મુનાફિકની મગફિરત તો થવાની જ નથી ભલે તમે કેટલાય વખતે ઈસ્તિગફાર કરી લો પરંતુ તેમાં ખુલ્લમ–ખુલ્લી રીતે રસૂલે કરીમ ﷺને ઈસ્તિગફાર કરવાથી રોકવામાં પણ નથી આવ્યા અને કુર્આને કરીમની એક બીજી આયત સૂરએ યાસીનમાં તેનું એક ઉદાહરણ છે, જેમાં ફરમાવ્યું છે, سَوَآءٌ عَلَيْهِمْ ءَاَنْذَرْتَهُمْ اَمْ لَمْ تُنْذِرْهُمْ لَا يُؤْمِنُوْنَ ط (૩૬:૧૦) જેમકે આ આયતે રસૂલે કરીમ ﷺને ડરાવવાથી અને તબ્લીગ (પ્રચાર) કરવાથી રોક્યા નથી, બલકે બીજી આયતોથી તબ્લીગ અને દા'વતનો ક્રમ સતત ચાલુ રાખવાનું સાબિત થયું છે, بَلِّغْ مَا اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ (૫:૬૭) અને اِنَّمَا اَنْتَ مُنْذِرٌ وَّ لِكُلِّ قَوْمٍ هَادٍ (૧૩:૭) વગેરે.

ખુલાસો એ છે કે, આયત ءَاَنْذَرْتَهُمْ اَمْ لَمْ تُنْذِرْهُمْ થી તો રસૂલે કરીમ ﷺને એ અધિકાર આપવો સાબિત થયું હતું પછી આગવી દલીલ દ્વારા ચેતવણી આપવાનું અને ડરાવવાનું ચાલુ રાખવું સાબિત થઈ ગયું, રસૂલે કરીમ ﷺએ પ્રસ્તુત આયતથી પણ એ જ સમજી લીધું હતું કે તેમને મા'ફી નહીં મળે પરંતુ કોઈ બીજી આયત દ્વારા રસૂલે કરીમ ﷺને ઈસ્તિગફાર કરવાથી રોકવામાં પણ આવ્યા ન હતા.

રસૂલે કરીમ ﷺ જાણતા હતા કે મારા ખમીસથી અથવા નમાઝ પઢાવવાથી તેની મગફિરત થવાની નથી પરંતુ તેનાથી ઈસ્લામની બીજી મસ્લિહતો દૃષ્ટિ સમક્ષ હોવાની આશા હતી કે, તેના કુટુંબના લોકો અને અન્ય

કાફિરો જ્યારે રસૂલે કરીમ ﷺનો આવો વ્યવહાર તેની સાથે જોશે તો તેઓ ઈસ્લામની નજીક આવી જશે અને મુસલમાન થઈ જશે અને નમાઝ પઢવાની ખુલ્લી મનાઈ તે વખત સુધી થઈ ન હતી એટલા માટે રસૂલે કરીમ ﷺએ નમાઝ પઢી લીધી.

તેનો જવાબ કદાચ એક તો એ વાક્ય છે જે સહીહ બુખારીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે, "જો મને આ ખબર હોત કે સિત્તેર વખતથી વધારે મગફિરતની દુઆ કરવાથી તેમની મગફિરત થઈ જશે તો મેં તે પણ કર્યું હોત." *(કુર્તુબી)*

બીજી સાક્ષી એ હદીષ છે જેમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "મારો કુરતો તેને અલ્લાહના અઝાબથી નહીં બચાવી શકે પરંતુ મેં આ કામ એટલા માટે કર્યું છે કે મને આશા છે કે આવા વ્યવહારથી તેની કોમના હજાર વ્યક્તિ મુસલમાન થઈ જશે." એટલા માટે મગાઝી અને અમુક તફસીરની કિતાબોમાં છે કે તે ઘટનાને જોઈને ખઝરજ કબીલાના એક હજાર વ્યક્તિઓ મુસલમાન થઈ ગયા.

ખુલાસો એ છે કે પાછલી આયતોથી પોતે રસૂલે કરીમ ﷺને એ તો ખાતરી થઈ જ ગઈ હતી કે, મારા કોઈ અમલથી આ મુનાફિકની મગફિરત થવાની નથી પરંતુ આયતના જાહેર શબ્દોમાં અધિકાર આપવામાં આવ્યો હતો અને અન્ય કોઈ બીજી આયતથી તેની મનાઈ પણ હજુ સુધી કરવામાં આવી ન હતી, બીજી તરફ એક કાફિરના અહેસાનથી દુનિયામાં છુટકારો પ્રાપ્ત કરવાનો લાભ પણ હતો અને તે વ્યવહારથી બીજા કાફિરોના મુસલમાન થવાની આશા પણ હતી એટલા માટે રસૂલે કરીમ ﷺએ જનાઝહની નમાઝ પઢવાને અગ્રિમતા આપી અને ફારૂકે આ'ઝમ (રદિ.)એ એવું સમજ્યું કે જ્યારે આ આયતથી એવું સાબિત થઈ ગયું કે મગફિરત થવાની જ નથી તો તેના માટે જનાઝહની નમાઝ પઢવી અને મગફિરતની દુઆ કરવી એક નકામી અને વ્યર્થ બાબત છે જે નુબુવ્વતની શા'ન અને હોદ્દાના વિરુદ્ધ લેખાશે, એટલા માટે તેમણે આ બાબતને મનાઈ તરીકે ઓળખ્યું અને રસૂલ ﷺ પણ જો કે આ પ્રવૃત્તિને તે મુનાફિક માટે કોઈ લાભકારક સમજતા ન હતા પરંતુ તેના દ્વારા બીજાઓના ઈસ્લામ લાવવાનો

ફાયદો નજર સમક્ષ હતો, એટલા માટે તે કોઈ નકામો કે બેકાર અમલ ન હતો એ જ રીતે ન તો રસૂલે કરીમ ﷺ ઉપર કોઈ શંકા બાકી રહે છે અને ન જ ફારૂકે આ'ઝમ (રદિ.)ના નિવેદન ઉપર કોઈ વાંધો ઉઠાવી શકાય છે.

*(બયાનુલ કુર્આન)*

અલબત્ત, જ્યારે ખુલ્લમ–ખુલ્લી આયત નાઝિલ થઈ ગઈ, لَا تُصَلِّ (લા–તુસલ્લી) તો જાણ થઈ કે જો કે નમાઝ પઢવામાં એક દીની મસ્લિહત રસૂલે કરીમ ﷺની નજર સમક્ષ હતી પરંતુ તેમાં એક ખરાબી અને ફસાદ પણ ફેલાવાની શક્યતા હતી કે, આ પ્રવૃત્તિ મુખ્લિસ મુસલમાનોમાં બદ્દિલી પેદા કરી શકતી હતી કે અહીંયાં તો મુનાફિક અને મુખ્લિસ મુસલમાનને એક જ પલ્લામાં તોલવામાં આવે છે, બસ આ ભયના કારણે કુર્આનમાં તેની મનાઈ નાઝિલ થઈ ગઈ અને ત્યાર પછી ક્યારેય રસૂલે કરીમ ﷺએ કોઈ મુનાફિકની જનાઝહની નમાઝ નથી પઢી.

**મસ્અલો :**

આ આયતથી જાણ થઈ કે, કોઈ કાફિરના જનાઝહની નમાઝ અને તેના માટે મગફિરતની દુઆ કરવી જાઈઝ નથી.

**મસ્અલો :**

આ જ આયતથી એ પણ સાબિત થયું કે, કોઈ કાફિરના સન્માન અને માન ખાતર તેની કબ્ર ઉપર ઊભું થવું અથવા તેની ઝિયારત (દર્શન) માટે જવું હરામ છે, કોઈ બોધપાઠ ગ્રહણ કરવા માટે હોય અથવા તો કોઈ મજબૂરીના કારણે હોય તો તે આ હુકમ વિરુદ્ધ બાબત નથી, જેમકે "હિદાયહ"માં છે કે જો કોઈ મુસલમાનનો કાફિર સગો મૃત્યુ પામે અને તેનો કોઈ વાલી–વારસ ન હોય તો મુસલમાન સગાં તેને કોઈ પ્રકારે સુન્નત તરીકા પ્રમાણેની રિઆયત વિના ખાડામાં દાટી શકે છે.

*(બયાનુલ કુર્આન)*

———————————

————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૮૫ થી ૮૯)

وَلَا تُعْجِبْكَ اَمْوَالُهُمْ وَاَوْلَادُهُمْ ۭ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ اَنْ يُّعَذِّبَهُمْ بِهَا فِي الدُّنْيَا وَتَزْهَقَ
اَنْفُسُهُمْ وَهُمْ كٰفِرُوْنَ ﴿٨٥﴾ وَاِذَآ اُنْزِلَتْ سُوْرَةٌ اَنْ اٰمِنُوْا بِاللّٰهِ وَجَاهِدُوْا مَعَ
رَسُوْلِهِ اسْتَاْذَنَكَ اُولُوا الطَّوْلِ مِنْهُمْ وَقَالُوْا ذَرْنَا نَكُنْ مَّعَ الْقٰعِدِيْنَ ﴿٨٦﴾
رَضُوْا بِاَنْ يَّكُوْنُوْا مَعَ الْخَوَالِفِ وَطُبِعَ عَلٰي قُلُوْبِهِمْ فَهُمْ لَا يَفْقَهُوْنَ ﴿٨٧﴾
لٰكِنِ الرَّسُوْلُ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ جٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ۭ وَاُولٰۗىِٕكَ لَهُمُ
الْخَيْرٰتُ ۡ وَاُولٰۗىِٕكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٨٨﴾ اَعَدَّ اللّٰهُ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ۭ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿٨٩﴾ ع

### તરજુમો :

*અને તેમના માલ અને અવલાદથી તાજ્જુબ ન કરો, અલ્લાહ તો એવું જ ઈચ્છે છે કે તેમને તે વસ્તુઓના કારણે દુનિયામાં અઝાબમાં રાખે અને તેમના પ્રાણ નીકળે અને તેઓ તે સમય સુધી કાફિર જ રહે. (૮૫) અને જ્યારે કોઈ સૂરત નાઝિલ થાય છે કે અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના રસૂલની સાથે રહીને જિહાદ કરો તો તમારી પાસે તેમના શક્તિશાળીઓ છૂટ્ટી માંગે છે અને કહે છે કે અમને છોડી દો કે બેસી રહેનારાઓની સાથે રહી જઈએ. (૮૬) ખુશ થયા કે પાછળ રહી જનારી સ્ત્રીઓ સાથે રહી જાય અને તેમના દિલો ઉપર સીલ લગાવી દેવામાં આવ્યું, બસ તેઓ સમજતા જ નથી. (૮૭) પરંતુ રસૂલ અને જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા છે તેઓ પોતાના માલ અને પ્રાણથી લડયા છે અને તેમના જ માટે ભલાઈઓ છે અને તેઓ જ છે સફળતા પામનારા. (૮૮) અલ્લાહે તેમના માટે બગીચા તૈયાર કરી રાખ્યા છે કે તેની નીચે નહેરો વહે છે તેમાં કાયમ રહ્યા કરે, આ જ છે મોટી કામિયાબી. (૮૯)*

### તફસીર :

અને તેમના માલ અને અવલાદ તમને (એ) અચંબામાં ન નાંખે (કે આવા

દુષ્ટ લોકોને આવી નેઅ્મતો કેમ મળી ? વાસ્તવમાં આ તેમના માટે નેઅ્મતો નથી બલકે અઝાબનું એક માધ્યમ છે, કારણ કે) અલ્લાહને ફક્ત એ મંજૂર છે કે આ (પ્રસ્તુત) વસ્તુઓના કારણે દુનિયામાં (પણ) તેમને અઝાબમાં જકડાયેલા રાખે અને તેમનો પ્રાણ કુફ્રની હાલતમાં જ નીકળી જાય (જેનાથી આખિરતમાં પણ તેઓ અઝાબમાં જ સપડાયેલા રહે) અને જ્યારે કુર્આનની કોઈ સૂરત એ વિશે નાઝિલ થાય છે કે તમે (નિખાલસ દિલથી) અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના રસૂલ (ﷺ) સાથે (મળીને કાફિરો સામે) જિહાદ કરો તો તેમનામાંથી શક્તિશાળી લોકો તમારી પાસે છૂટ માંગે છે અને (રજા માંગવાનો વિષય એ હોય છે કે) કહે છે કે અમને રજા આપો કે અમે પણ અહીંયાં થોભનારાઓની સાથે રહી જઈએ (અલબત્ત, ઈમાન અને ઈખ્લાસનો દા'વો કરવામાં કંઈ કરવું પડતું નથી, તેમણે તો કહી દીધું કે અમે નિખાલસ છીએ) તે લોકો (નિર્લજ્જ બની કાયરતા અને ભીરુતાની સાથે) ઘરમાં બેસનારી સ્ત્રીઓ સાથે રહેવા માટે રાજી થઈ ગયા અને તેમના દિલો ઉપર મહોર લાગી ગઈ જેનાથી તેઓ (આ કાયરતા અને સ્વમાનવિહોણી બાબતને પણ) સમજતા નથી, હા ! પરંતુ રસૂલ (ﷺ) અને તમારા સાથીઓમાં જેઓ મુસલમાન છે તેમણે (અલબત્ત આ હુકમને માન્યો અને) પોતાના માલ અને પોતાના પ્રાણ વડે જિહાદ કર્યો અને તેમના જ માટે સમગ્ર ભલાઈઓ છે અને એ જ લોકો સફળ છે (અને તેમની ભલાઈ અને સફળતા એ છે કે) અલ્લાહ તઆલાએ તેમના માટે એવા બગીચાઓ તૈયાર કરી રાખ્યા છે જેની નીચે નહેરો વહે છે (અને) તેઓ તેમાં હંમેશા રહેશે અને એ જ મહાન સફળતા છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં પણ એ જ મુનાફિકોની હાલત વર્ણન કરવામાં આવી જેઓ ગઝ્વએ તબૂકમાં સામેલ ન થવા માટે બહાનાબાજી કરી રોકાઈ ગયા હતા, તે મુનાફિકોમાં અમુક માલદાર અને શક્તિશાળી લોકો પણ હતા, તેમની હાલત જોઈને મુસલમાનોને એવો વિચાર આવી શકતો હતો કે જ્યારે આ લોકો અલ્લાહ સમીપ નીંદનીય અને અસ્વીકાર્ય છે તો તેમને દુનિયામાં આવી નેઅ્મતો કેમ મળી?

તેના જવાબમાં પ્રથમ આયતમાં ફરમાવ્યું કે, જો વિચાર કરશો તો તેમના માલ અને અવલાદ તેમના માટે કૃપા કે ઈનામ સ્વરૂપે નથી, બલકે દુનિયામાં પણ એક પ્રકારનો અઝાબ જ છે અને આખિરતનો અઝાબ તે ઉપરાંતનો છે, દુનિયામાં અઝાબ થવો એ સ્વરૂપે છે કે માલની મહોબ્બત, તેની સુરક્ષા કરવી, પછી તેને વધારવાની ચિંતા કર્યા કરવી તે આ બધી બાબતોમાં એવી રચ્યો-પચ્યો રહે છે કે તેને ક્યારેય કોઈપણ સમયે એ ચિંતા ચેન અને સંતોષથી જીવવા દેતી નથી, રાહતનો માલ-સામાન તેની પાસે ગમે તેટલા ભંડારો હોય પરંતુ તેને રાહત નથી મળતી, જે દિલની શાંતિ અને સંતોષનું નામ છે તે તેને ક્યારેય પ્રાપ્ત થતું નથી. તદુપરાંત આ દુનિયાના માલ અને દોલત આખિરતથી બેદરકાર અને ગાફેલ બનાવીને કુફ્ર તથા ગુનાહમાં સંડોવાવાનું કારણ પણ બને છે, એટલા માટે તે અઝાબનું કારણ હોવું પણ કહી શકાય છે, આથી કુર્આનના શબ્દોમાં لِيُعَذِّبَهُمْ بِهَا (લિયુ અઝ્ઝિબહુમ બિહા) કહેવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલા આ માલ દ્વારા જ તેમને સજા આપવા ઈચ્છે છે.

اُولُوا الطَّوْلِ (ઊલુત્તવ્‌લિ)નો શબ્દ આગવું તારવવા માટે કે ખાસ હોવાનું બતાવવા માટે નથી, બલકે તેનાથી غَيْرُ اُولِى الطَّوْلِ (ગયૂરુ ઉલીત્તવ્‌લિ) એટલે કે, કમજોર (અશક્ત) લોકોની પરિસ્થિતિ સારી પેઠે જાણ થઈ ગઈ કે, તેમની પાસે તો એક દેખીતું કારણ પણ હતું એટલે કે તેઓ કમજોર હતા.

---

## આયત : (સૂરએ તવબહ : આયત નં. ૯૦)

وَجَآءَ الْمُعَذِّرُوْنَ مِنَ الْاَعْرَابِ لِيُؤْذَنَ لَهُمْ وَقَعَدَ الَّذِيْنَ كَذَبُوا اللّٰهَ
وَرَسُوْلَهٗ ۭ سَيُصِيْبُ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابٌ اَلِيْمٌ ۝۹۰

## તરજુમો :

*અને બહાના કાઢનારા ગામડિયાઓ આવ્યા જેથી તેમને છૂટ્ટી મળી જાય અને બેસી રહે જેમણે અલ્લાહથી અને તેના રસૂલથી જૂઠું બોલ્યું હતું, હવે તેમનામાં જે કાફિર છે તેમને દર્દનાક અઝાબ પહોંચશે. (૯૦)*

## તફસીર :

અને અમુક બહાનાખોર લોકો ગામડાઓમાંથી આવ્યા જેથી તેઓને (ઘેર રહેવાની) પરવાનગી મળી જાય અને (તે ગામડિયાઓમાંથી) જેઓ અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) સાથે (ઈમાનના દા'વામાં) બિલકુલ જૂઠું બોલ્યા હતા તેઓ તો બિલકુલ જ બેસી રહ્યા, (તેઓ તો જૂઠા બહાના માટે પણ ન આવ્યા) તેમનામાં જેઓ (અંત સુધી) કાફિર રહેશે તો તેમને (આખિરતમાં) દર્દનાક અઝાબ થશે (અને જેઓ તવબહ કરી લેશે તેઓ અઝાબથી બચી જશે).

## મસ્અલા અને બોધપાઠ :

આ વિગતથી જાણ થઈ કે તે ગામડિયાઓમાં બે પ્રકારના લોકો હતા, એક તો તેઓ જે યુક્તિઓ અને બહાના રજૂ કરીને રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા કે, તેમને જિહાદમાં ન જવાથી રજા આપી દેવામાં આવે અને અમુક એવા ફસાદી લોકો પણ હતા જેમણે એ બાબતની પણ પરવા ન કરી કે પરવાનગી માંગે અને આપમેળે જ પોતાના ઘરોમાં બેસી રહ્યા.

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે, જ્યારે રસૂલે કરીમ ﷺએ જિદ બિન કૈસને જિહાદમાં ન જવાની પરવાનગી આપી તો અમુક મુનાફિકોએ પણ સેવામાં ઉપસ્થિત થઈને અમુક બહાનાબાજીઓ રજૂ કરીને જિહાદમાં ન જવાની રજા માંગી, આપ ﷺએ રજા તો આપી દીધી પરંતુ સમજતા હતા કે આ ખોટા બહાનાઓ બનાવી રહ્યા છે, એટલા માટે તેમનાથી મ્હોં ફેરવી લીધું; તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેણે બતાવી આપ્યું કે, આ બહાનાઓ સ્વીકાર્ય નથી અને એટલા માટે જ તેમને દર્દનાક અઝાબની ચેતવણી સંભળાવવામાં આવી, અલબત્ત તેની સાથે اَلَّذِيۡنَ كَفَرُوۡا مِنۡهُمۡ કહીને ઈશારો કરી આપ્યો કે તેમાંથી અમુકના બહાનાઓ કુફ્ર અને નિફાકના કારણે નથી બલકે સ્વભાવમાં આળસના કારણે હતા, તેઓ આ કાફિરોના અઝાબમાં સામેલ નથી.

—————————

——————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૯૧-૯૨-૯૩)

لَيْسَ عَلَى الضُّعَفَآءِ وَلَا عَلَى الْمَرْضٰى وَلَا عَلَى الَّذِيْنَ لَا يَجِدُوْنَ مَا يُنْفِقُوْنَ
حَرَجٌ اِذَا نَصَحُوْا لِلّٰهِ وَرَسُوْلِهٖ ۭ مَا عَلَى الْمُحْسِنِيْنَ مِنْ سَبِيْلٍ ۭ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۹۱﴾ لا
وَّلَا عَلَى الَّذِيْنَ اِذَا مَآ اَتَوْكَ لِتَحْمِلَهُمْ قُلْتَ لَآ اَجِدُ مَآ اَحْمِلُكُمْ عَلَيْهِ ۠ تَوَلَّوْا وَّ
اَعْيُنُهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ حَزَنًا اَلَّا يَجِدُوْا مَا يُنْفِقُوْنَ ﴿۹۲﴾ ؕ اِنَّمَا السَّبِيْلُ عَلَى
الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ وَهُمْ اَغْنِيَآءُ ۚ رَضُوْا بِاَنْ يَّكُوْنُوْا مَعَ الْخَوَالِفِ ۙ وَطَبَعَ
اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۹۳﴾

## તરજુમો :

*કમજોરો ઉપર અને બીમારો ઉપર કંઈ ગુનાહ નથી અને ન તે લોકો ઉપર જેમની પાસે ખર્ચ કરવા માટે (કશું) નથી જ્યારે કે અલ્લાહ અને તેના રસૂલની સાથે દિલથી સાફ હોય; નેકીવાળાઓ ઉપર આક્ષેપનો કોઈ માર્ગ નથી અને અલ્લાહ મહાન મા'ફ કરનાર મહેરબાન છે. (૯૧) અને ન તે લોકો ઉપર કે જ્યારે તમારી પાસે આવ્યા જેથી તમે તેમને સવારી આપો, તમે કહ્યું, મારી પાસે કોઈ વસ્તુ નથી કે તમને તેના ઉપર સવાર કરી આપું તો પાછા ફર્યા અને તેમની આંખોમાંથી એ ગમમાં આંસુ વહેતા હતા કે તે વસ્તુ ધરાવતા નથી જેને તેઓ ખર્ચ કરે. (૯૨) આક્ષેપનો માર્ગ તો તેમના ઉપર છે જેઓ તમારી પાસે છુટ્ટી માંગે છે અને તેઓ માલદાર છે, એ વાતથી ખુશ થયા કે તેઓ પાછળ રહેનારી (સ્ત્રી)ઓ સાથે રહી જાય અને અલ્લાહે તેમના દિલો ઉપર મહોર લગાવી દીધી, બસ તેઓ જાણતા નથી. (૯૩)*

## તફસીર :

અશક્ત લોકો ઉપર કોઈ ગુનોહ નથી અને ન જ બીમારો ઉપર અને ન તો તે લોકો ઉપર જેઓ પાસે (જિહાદના સર-સામાનની તૈયારી કરવા માટે) ખર્ચ ઉપલબ્ધ નથી જ્યારે કે આ લોકો અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) સાથે (અન્ય હુકમોમાં) નિખાલસતા રાખે (અને હૃદયપૂર્વક આજ્ઞાપાલન કરતા રહે

તો) તેવા ભલાઈ કરનારાઓ ઉપર કોઈપણ પ્રકારનો કોઈ આક્ષેપ (થોપવામાં) આવશે નહીં (કારણ કે لَايُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا) અને અલ્લાહ તઆલા મહાન બખ્શનાર ઘણો જ કૃપાળુ છે (કે જો એ લોકો હકીકતમાં અશક્ત હોય અને પોતાના તરફથી નિખાલસતા અને આજ્ઞાપાલનનો પ્રયત્ન કરે અને વાસ્તવમાં કોઈ ઉણપ રહી પણ જાય તો મા'ફ કરી દેશે) અને ન તે લોકો ઉપર (કોઈ ગુનોહ અને આક્ષેપ છે) કે જે સમયે તેઓ તમારી પાસે એ કારણે આવે છે કે તમે તેમને કોઈ સવારી આપી દો અને તમે (તેમને) કહી આપો છો કે મારી પાસે તો કોઈ વસ્તુ નથી જેના ઉપર હું તમને સવાર કરી આપું તો તેઓ (નિરાશ થઈને) એવી હાલતમાં પાછા ચાલ્યા જાય છે કે તેમની આંખોમાંથી આંસુઓ વહી રહ્યા હોય છે તે ગમના કારણે કે (અફસોસ) પોતાની પાસે (જિહાદની તૈયારીના સામાનમાં) ખર્ચ કરવા માટે કશું જ નથી (ન તો પોતાની પાસે કંઈ છે અને ન જ અન્ય સ્થળેથી કંઈ મળ્યું, મતલબ કે આ પ્રસ્તુત અશક્તો ઉપર કોઈ પકડ થશે નહીં) બસ, આક્ષેપ (અને પકડ) તો ફક્ત તે લોકો ઉપર છે જેઓ માલદાર હોવા (અને બળવાન હોવા) છતાં (ઘરમાં બેસી રહેવાની) પરવાનગી ઈચ્છે છે, તે લોકો (કાયરતા અને ભીરુતા બતાવી સ્વમાનવિહોણા બની) ઘરમાં બેસનારી સ્ત્રીઓ સાથે બેસી રહેવા માટે રાજી થઈ ગયા અને અલ્લાહે તેમના દિલો ઉપર મહોર લગાવી દીધી જેથી તેઓ (ગુનાહ અને સવાબને) જાણતા જ નથી.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતમાં એવા લોકોની પરિસ્થિતિનું વર્ણન હતું, જેઓ વાસ્તવમાં જિહાદમાં ભાગ લેવા માટે અશક્ત ન હતા, પરંતુ આળસ અથવા અન્ય કારણોસર બેસી રહ્યા અથવા તો એવા મુનાફિકો જેમણે પોતાના કુફ્ર અને નિફાકના કારણે યુક્તિ-પ્રયુક્તિઓ કરી બહાનાઓ બનાવીને રસૂલે કરીમ ﷺ પાસે રજા માંગી લીધી હતી અને અમુક તો એવા ફસાદખોર હતા જેમણે બહાના કરવા કે રજા માંગવાની પણ જરૂરત ન સમજી અને એમ જ બેસી રહ્યા, તેમનું અશક્ત ન હોવું તથા તેમનામાં જે કુફ્ર અને નિફાક ઘર કરી ગયો હતો તેના માટે દર્દનાક અઝાબ થવાનું પાછલી આયતોમાં વર્ણન થયું છે.

પ્રસ્તુત આયતોમાં તે નિખાલસ મુસલમાનોનું વર્ણન છે જેઓ વાસ્તવમાં

અશક્ત હોવાના કારણે જિહાદમાં સામેલ થવાથી વંચિત રહ્યા, તેમનામાં અમુક તો આંધળા અથવા બીમાર કે અપંગો હતા જેમનું જિહાદમાં સામેલ ન થવાનું કારણ ખુલ્લમ–ખુલ્લું અને જાહેર હતું અને અમુક તે લોકો પણ હતા જેઓ જિહાદમાં સામેલ થવા માટે તૈયાર હતા, બલકે જિહાદમાં જવા માટે અધીરા હતા પરંતુ તેમની પાસે મુસાફરી માટે સવારીનું જાનવર ન હતું, મુસાફરી લાંબી અને ગરમીનો સમય હતો, તેમણે પોતાના જિહાદની ઉત્કંઠા અને સવારી ન હોવાની મજબૂરીનું વર્ણન કરીને રસૂલે કરીમ ﷺને દરખાસ્ત કરી કે અમારા માટે સવારીની કોઈ વ્યવસ્થા કરવામાં આવે.

તફસીર અને ઈતિહાસની કિતાબોમાં આ પ્રકારની અનેક ઘટનાઓનો ઉલ્લેખ છે, અમુકની હાલત તો એવી હતી કે શરૂઆતમાં રસૂલે કરીમ ﷺએ તેમને કારણ બતાવી દીધું કે અમારી પાસે સવારીની કોઈ વ્યવસ્થા નથી પરંતુ આ લોકો રડતા–રડતા પાછા આવ્યા અને રડતા રહ્યા તો અલ્લાહ તઆલાએ તેમના માટે એવી વ્યવસ્થા કરી આપી કે, છ ઊંટ રસૂલે કરીમ ﷺ પાસે તે જ સમયે આવી ગયા, રસૂલે કરીમ ﷺએ આ ઊંટો તેમને આપી દીધા. (મઝહરી) અને તેમનામાંના ત્રણ વ્યક્તિઓ માટે સવારીની વ્યવસ્થા હઝરત ઉસ્માન ગની (રદિ.)એ કરી આપી, જ્યારે કે તેઓ આ અગાઉ (આ જિહાદ માટે) ઘણી મોટી સંખ્યાની વ્યવસ્થા પોતાના ખર્ચથી કરી ચૂક્યા હતા.

અમુક તેઓ પણ બાકી રહ્યા જેમને અંતિમ સમય સુધી સવારી ન મળી અને મજબૂર થઈને જિહાદમાં જવાથી વંચિત રહી ગયા, પ્રસ્તુત આયતોમાં એ જ લોકોનું વર્ણન થયું છે જેમનું જિહાદમાં ન જવાનું કારણ અલ્લાહ તઆલાએ સ્વીકાર્યું છે, અંતે ફરી એ બાબતે ચેતવણી આપવામાં આવી છે કે આક્ષેપ તો ફક્ત તે લોકો ઉપર છે જેમણે પોતે શક્તિશાળી હોવા છતાં જિહાદમાં ગેરહાજર રહીને સ્ત્રીઓની જેમ બેસી રહેવાનું પસંદ કર્યું. اِنَّمَا السَّبِيْلُ عَلَى الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ وَهُمْ اَغْنِيَآءُ નો આ જ અર્થ છે.

———————————

————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૯૪-૯૫-૯૬)

પારહ (૧૧)

يَعْتَذِرُوْنَ اِلَيْكُمْ اِذَا رَجَعْتُمْ اِلَيْهِمْ ؕ قُلْ لَّا تَعْتَذِرُوْا لَنْ نُّؤْمِنَ لَكُمْ
قَدْ نَبَّاَنَا اللّٰهُ مِنْ اَخْبَارِكُمْ ؕ وَسَيَرَى اللّٰهُ عَمَلَكُمْ وَرَسُوْلُهٗ ثُمَّ تُرَدُّوْنَ اِلٰى
عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۹۴﴾ سَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ
اِذَا انْقَلَبْتُمْ اِلَيْهِمْ لِتُعْرِضُوْا عَنْهُمْ ؕ فَاَعْرِضُوْا عَنْهُمْ ؕ اِنَّهُمْ رِجْسٌ ؗ
وَّمَاْوٰىهُمْ جَهَنَّمُ ۚ جَزَآءًۢ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿۹۵﴾ يَحْلِفُوْنَ لَكُمْ لِتَرْضَوْا عَنْهُمْ ۚ
فَاِنْ تَرْضَوْا عَنْهُمْ فَاِنَّ اللّٰهَ لَا يَرْضٰى عَنِ الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿۹۶﴾

### તરજુમો :

*તમારી પાસે બહાના લાવશે જ્યારે તમે તેમના તરફ પાછા વળીને જશો, તમે કહો, બહાના ન બનાવો અમે તમારી વાત કદાપિ માનીશું નહીં, અમને અલ્લાહ તમારા અહેવાલ બતાવી ચૂક્યો છે અને હવે અલ્લાહ અને તેનો રસૂલ તમારા કામ જોશે પછી તમે તે છૂપા અને જાહેર જાણનાર તરફ પાછા વાળવામાં આવશો, બસ તે તમને બતાવશે જે તમે કરી રહ્યા હતા. (૯૪) હવે તમારી સામે અલ્લાહની કસમો ખાશે જ્યારે તમે તેમના તરફ પાછા વળીને જશો જેથી તમે તેમનાથી દરગુઝર કરો, બસ તમે તેમને તેમની હાલત ઉપર છોડી દો બેશક ! તે લોકો ગંદકી (પલીદ) છે અને તેમનું ઠેકાણું દોઝખ છે તેમના કામોનો બદલો. (૯૫) તે લોકો તમારી સામે કસમો ખાશે જેથી તમે તેમનાથી રાજી થઈ જાઓ, બસ જો તમે તેમનાથી રાજી થઈ ગયા તો અલ્લાહ નાફરમાન લોકોથી રાજી થતો નથી. (૯૬)*

### તફસીર :

આ લોકો તમારા (સૌની) સામે બહાનાઓ રજૂ કરશે જ્યારે કે તમે તેમની પાસે પાછા આવશો (બસ, હે નબી ﷺ !) તમે (સૌના તરફથી સ્પષ્ટપણે) કહી આપો કે (બસ રહેવા દો) આ બહાનાઓ રજૂ ન કરો અને ક્યારેય તમને સાચા

નહીં સમજીએ (કારણ કે) અલ્લાહ તઆલા અમને તમારી (વાસ્તવિક હાલતની) ખબર આપી ચૂક્યો છે (કે તમારું કોઈપણ બહાનું સાચું ન હતું) અને (ભલે) હવે પછી પણ અલ્લાહ તઆલા અને તેના રસૂલ (ﷺ) તમારી પ્રવૃત્તિઓ જોઈ લેશે (ખબર થઈ જશે કે તમે તમારા કહેવા પ્રમાણે કેટલા આજ્ઞાપાલક અને નિખાલસ છો) પછી તે (અલ્લાહ)ની પાસે પાછા મોકલવામાં આવશો જે ગુપ્ત અને જાહેર સઘળું જાણનારો છે, (જેની પાસે તમારી કોઈ પ્રવૃત્તિ ગુપ્ત અને છુપી નથી) પછી તે તમને બતાવી આપશે જે કંઈ તમે કરતા હતા (અને તેનો બદલો આપશે) હા ! તે હવે તમારી સામે અલ્લાહની કસમો ખાશે (કે અમે લાચાર હતા) જ્યારે તમે તેમની પાસે પાછા જશો જેથી તમે તેમને તેમની હાલત ઉપર છોડી દો (અને નીંદા વગેરે ન કરો) બસ, તમે (તેમનો મતલબ પૂરો કરી દો અને) તેમને તેમની હાલત ઉપર છોડી દો (આ નષ્ટ થનારા સ્વાર્થ સાધી લેવાથી તેમનું કંઈ જ ભલું થશે નહીં, કારણ કે) તે લોકો બિલકુલ ગંદા (નાપાક) છે અને (અંતે) તેમનું ઠેકાણું દોઝખ છે તે કાર્યોના બદલામાં જે કંઈ તેઓ (નિફાક અને વિરોધ વગેરે) કર્યા કરતા હતા (વળી, તેનો તકાદો એ પણ છે કે તેમને તેમની હાલત ઉપર જ છોડી દેવામાં આવે, કારણ કે તેમની સાથે વાદ-વિવાદ કરવાનો હેતુ સુધારણા હોય છે અને આ નાપાકોથી એવી આશા રાખી શકાય એમ નથી, વળી) તેઓ એટલા માટે કસમો ખાશે કે તમે તેમનાથી રાજી થઈ જાઓ, બસ (પ્રથમ તો તમે અલ્લાહના દુશ્મનોથી રાજી જ શા માટે થાઓ ! પરંતુ ધારી લો કે) જો તમે તેમનાથી રાજી પણ થઈ જાઓ તો (તેનો કોઈ લાભ નથી કારણ કે) અલ્લાહ તઆલા તો એવા ફસાદી (ફાસિક-નાફરમાન) લોકોથી રાજી થતો નથી (અને અલ્લાહના રાજીપા વિના મખ્લૂકનું રાજી થવું લાભરહિત છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં તે મુનાફિકોનું વર્ણન હતું જેમણે ગઝ્વએ તબૂકમાં નીકળતા પહેલાં જૂઠા બહાનાઓ કાઢીને જિહાદમાં જવાથી લાચારી દર્શાવી હતી, પ્રસ્તુત આયતોમાં એ બાબતોનો ઉલ્લેખ છે જેમણે જિહાદથી પાછા ફર્યા પછી રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને પોતાની જિહાદની ગેરહાજરીનું જૂઠું બહાનું રજૂ કર્યું, આ આયતો મદીના તય્યિબહ આવતા પહેલાં નાઝિલ થઈ ચૂકી હતી જેમાં હવે પછી બનનારી ઘટનાની ખબર હતી કે જ્યારે આપ ﷺ મદીના

પરત આવશે તો મુનાફિકો બહાના કાઢવા માટે રસૂલે કરીમ ﷺ પાસે આવશે અને ઘટના એ પ્રમાણે જ બની.

પ્રસ્તુત આયતોમાં તેમના વિશે રસૂલુલ્લાહ ﷺને ત્રણ હુકમો આપવામાં આવ્યા, પ્રથમ એ કે જ્યારે તે લોકો બહાનાબાજી કરવા માટે આવે તો તમે તેમને કહી આપો કે વ્યર્થ-જૂઠા બહાનાઓ ન કાઢો ! અમે તમારી વાતનું કદાપિ સમર્થન નહીં કરીએ, કારણ કે અલ્લાહ તઆલાએ વહી દ્વારા અમને તમારી બધી પરિસ્થિતિ અને તમારા વિચારોની તથા તમારી શરારત તથા દિલોમાં છુપાયેલા ગુપ્ત ઈરાદાઓ બધું બતાવી દીધું છે જેનાથી તમારું જૂઠું હોવું અમારા ઉપર સ્પષ્ટ થઈ ચૂક્યું છે એટલા માટે તમારા બહાના કાઢવા વ્યર્થ છે, ત્યાર પછી ફરમાવ્યું, ...وَسَيَرَى اللّٰهُ عَمَلَكُمْ તેમાં તેમને મહોલત આપવામાં આવી કે, "હજુપણ તવબહ કરીને નિફાક છોડી સાચા મુસલમાન બની જાઓ." કારણ કે તેમાં એ ફરમાવ્યું છે કે હવે પછી અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) તમારી પ્રવૃત્તિઓ જોશે કે તમે કેવા રહો છો અને શું કરો છો અને તે જ પ્રમાણે તમારી સાથે વ્યવહાર થશે, જો તમે તવબહ કરીને સાચા મુસલમાન થઈ ગયા તો તમારા ગુનાહો મા'ફ થઈ જશે નહિતર આ જૂઠા બહાનાઓ તમને કોઈ લાભ આપશે નહીં.

બીજો હુકમ બીજી આયતમાં વર્ણન થયો છે કે, આ લોકો રસૂલે કરીમ ﷺના પરત આવ્યા પછી જૂઠી કસમો ખાઈને આપ ﷺને સંતોષ અપાવવાનો પ્રયત્ન કરશે અને તેમનો હેતુ એ હશે કે, لِتُعْرِضُوْا عَنْهُمْ એટલે કે, રસૂલે કરીમ ﷺ તેમની જિહાદની ગેરહાજરીથી દરગુઝર કરે, તેમની ટીકા ન કરે, તે બાબતે આ ઈરશાદ થયો કે તેમની આ ઈચ્છા તમે પૂરી કરી આપો. فَاَعْرِضُوْا عَنْهُمْ એટલે કે, તમે તેમનો વાંધો ન ઉઠાવો, ન જ તેમની નીંદા અને ટીકા કરો અને ન જ તેમની સાથે બોલચાલનો સંબંધ રાખો, કારણ કે ટીકા કરવાથી કોઈ લાભ નથી, જ્યારે કે તેમના દિલમાં ઈમાન જ નથી અને તેની કોઈ તલબ કે ઈચ્છા પણ નથી તો નીંદા કરવાથી શું થશે ? વ્યર્થ પોતાનો સમય શા માટે બરબાદ કરવામાં આવે?

ત્રીજો હુકમ ત્રીજી આયતમાં એ છે કે, આ લોકો કસમો ખાઈને રસૂલે કરીમ ﷺને અને મુસલમાનોને રાજી કરવા ઈચ્છશે, તેના વિશે અલ્લાહ તઆલાએ એ માર્ગદર્શન આપી દીધું કે તેમની આ ઈચ્છા પૂરી કરવામાં ન આવે, આપ ﷺ તેમનાથી રાજી ન થશો અને એ પણ ફરમાવ્યું કે, કદાચ ! જો તમે

તેમનાથી રાજી થઈ ગયા તો પણ તેનાથી લાભ એટલા માટે થશે નહીં કે અલ્લાહ તઆલા તેમનાથી રાજી નથી અને અલ્લાહ તઆલા કેવી રીતે રાજી થાય જ્યારે કે તેઓ પોતાની મુનાફિકત અને કુફ્ર ઉપર કાયમ રહ્યા છે !

————————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૯૭-૯૮-૯૯)

| |
|---|
| اَلْاَعْرَابُ اَشَدُّ كُفْرًا وَّنِفَاقًا وَّاَجْدَرُ اَلَّا يَعْلَمُوْا حُدُوْدَ مَآ اَنْزَلَ اللّٰهُ عَلٰى |
| رَسُوْلِهٖ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٩٧﴾ وَمِنَ الْاَعْرَابِ مَنْ يَّتَّخِذُ مَا يُنْفِقُ مَغْرَمًا |
| وَّيَتَرَبَّصُ بِكُمُ الدَّوَآئِرَ ؕ عَلَيْهِمْ دَآئِرَةُ السَّوْءِ ؕ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٩٨﴾ وَمِنَ |
| الْاَعْرَابِ مَنْ يُّؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَيَتَّخِذُ مَا يُنْفِقُ قُرُبٰتٍ عِنْدَ اللّٰهِ |
| وَصَلَوٰتِ الرَّسُوْلِ ؕ اَلَآ اِنَّهَا قُرْبَةٌ لَّهُمْ ؕ سَيُدْخِلُهُمُ اللّٰهُ فِىْ رَحْمَتِهٖ ؕ اِنَّ اللّٰهَ |
| غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٩٩﴾ |

## તરજુમો :

*(અમુક) ગામડિયા કુફ્રમાં અને નિફાકમાં ઘણા કઠોર છે અને તેઓ એના જ લાયક છે કે (તે) કાયદા ન શીખે જે અલ્લાહે પોતાના રસૂલ ઉપર નાઝિલ કર્યા અને અલ્લાહ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૯૭) અને અમુક ગામડિયા એવા છે પોતાના ખર્ચ કરવાને દંડ ગણે છે અને તમારા ઉપર બુરો સમય આવવાની રાહ જુએ છે, તેમના ઉપર જ બુરો સમય આવે અને અલ્લાહ સઘળું સાંભળનારો જાણનારો છે. (૯૮) અને અમુક ગામડિયા તે છે જે અલ્લાહ ઉપર ઈમાન લાવે છે અને કયામતના દિવસ ઉપર અને પોતાના ખર્ચ કરવાને અલ્લાહની નજીક થવાનું (માધ્યમ) ગણે છે અને રસૂલની દુઆ લેવી; સાંભળો છો ! તે તેમના હકમાં નિકટતા છે, અલ્લાહ તેમને પોતાની રહમતમાં દાખલ કરશે, નિઃશંક ! અલ્લાહ મહાન મા'ફ કરનારો મહેરબાન છે. (૯૯)*

## તફસીર :

(આ મુનાફિકોમાં જેઓ) ગામડિયા (છે તે) લોકો (સખત સ્વભાવના કારણે) કુફ્ર અને નિફાકમાં ઘણા જ કઠોર છે અને (જ્ઞાનીઓ-ઉલમા અને બુદ્ધિશાળીઓથી જોજનો દૂર હોવાના કારણે) તેમણે એવું જ હોવું જોઈએ કે તેમને તે હુકમોનું જ્ઞાન ન થાય જે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ (ﷺ) ઉપર નાઝિલ કર્યા છે (કારણ કે જ્યારે જાણકારોથી ખૂબ દૂર રહી ગયા તો તેમનું અજ્ઞાન રહેવું તેનું આવશ્યક પરિણામ છે અને એ જ કારણે સ્વભાવમાં કઠોરતા અને કુફ્ર તથા નિફાકમાં સખતી આવી ગઈ) અને અલ્લાહ તઆલા સઘળું જાણનાર મહાન હિકમતવાળો છે (તે આ બધી પ્રવૃત્તિઓથી વાકેફ છે અને તેમની પ્રવૃત્તિઓ અનુસાર યોગ્ય સજા આપશે) અને તે (પ્રસ્તુત મુનાફિકો) ગામડિયાઓમાંથી અમુક-અમુક એવા છે કે (કુફ્ર અને નિફાક તથા અજ્ઞાનતા ઉપરાંત તેઓ કંજૂસી તથા વેરવૃત્તિવાળા પણ છે, એટલે સુધી કે) જે કંઈ (જિહાદ, ઝકાત વગેરેની તક ઉપર મુસલમાનોની શરમા-શરમી) ખર્ચ કરે છે તેને દંડ (સમાન) સમજે છે (આ તો તેમની બખીલાઈ થઈ) અને (વેરવૃત્તિ એ છે કે) તેઓ મુસલમાનો માટે (સમયની) વિકટ પરિસ્થિતિઓની રાહ જુએ છે (કે ક્યાંક તેમની સાથે કોઈ દુર્ઘટના સર્જાય અને તેમનો નાશ થઈ જાય, બસ) ખરાબ સમય તેમના ઉપર (એટલે કે મુનાફિકો ઉપર) જ આવનારો છે (એટલા માટે મુસલમાનોની વિજયકૂચ ચાલુ રહી અને કાફિરો અપમાનિત થતા રહ્યા અને તેમની બધી જ તમન્નાઓ અફસોસ બની દિલમાં જ રહી ગઈ અને સમગ્ર જિંદગી રંજ-ગમ અને ભયના ઓથારમાં જ પસાર થઈ) અને અલ્લાહ તઆલા (તે કાફિરોના નિફાકની વાતો) સાંભળે છે (અને તેમના ગુપ્ત વિચારો તથા તેમની દુશ્મનાવટભરી ગુપ્ત મંત્રણાઓ અને યોજનાઓ સઘળું) સારી પેઠે જાણે છે (બસ તે સૌની યોગ્ય સજા આપશે) અને ગામડિયાઓમાંથી અમુક એવા છે જેઓ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર (સંપૂર્ણ) ઈમાન ધરાવે છે અને જે કંઈ (નેક કાર્યોમાં) ખર્ચ કરે છે તેને અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરવાનું માધ્યમ અને રસૂલુલ્લાહ ﷺની દુઆ મેળવવાનો ઝરિયો બનાવે છે (કારણ કે આપ ﷺની પવિત્ર ટેવ એવી હતી કે એવી પરિસ્થિતિમાં ખર્ચ કરનારાઓને દુઆ આપતા હતા જેમકે હદીષોમાં આવ્યું છે), યાદ રાખો કે તેમનો આ ખર્ચ કરવો

નિઃશંક તેમના માટે (અલ્લાહની) નિકટતા છે (અને રસૂલ ﷺની દુઆ કરવી તો તે પોતે સાંભળી લેતા હતા માટે તેની ખબર આપવાની જરૂર ન હતી અને તે નિકટતા એ છે કે) અવશ્ય તેમને અલ્લાહ તઆલા પોતાની (ખાસ) રહમતમાં પ્રવેશ આપશે, (કારણ કે) અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનારો મહા દયાળુ છે (બસ, તેમની ભૂલોને મા'ફ કરીને તેમને પોતાની રહમતની છત્રછાયામાં લઈ લેશે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં મદીનાના મુનાફિકોનું વર્ણન હતું, આ આયતોમાં તે મુનફિકોનો ઉલ્લેખ છે જેઓ મદીનાના આસપાસના વિસ્તારમાં ગામડાંઓના નિવાસીઓ હતા. اَعْرَابٌ (અઅ્રાબ) આ શબ્દ عَرَبٌ (અરબ)નું બહુવચન નથી, બલકે બહુવાચક સર્વનામ છે જે ગામડાંઓમાં વસતા નિવાસીઓ માટે બોલવામાં આવે છે, જો તેને વ્યક્તિવાચક સર્વનામ બનાવવું હોય તો اَعْرَابِىٌ (અઅ્રાબી) કહેવામાં આવે છે, જેમકે અન્સારનું વ્યક્તિવાચક સર્વનામ "અન્સારી" છે.

પ્રસ્તુત આયતમાં તેમની પરિસ્થિતિ એ બતાવવામાં આવી છે કે, આ લોકો કુફ્ર અને નિફાકમાં શહેરમાં રહેનારાઓ કરતાં પણ વધારે કઠોર છે, જેનું કારણ એ બતાવવામાં આવ્યું છે કે આ લોકો જ્ઞાનીઓ અને બુદ્ધિશાળીઓથી દૂર રહેવાના કારણે મોટેભાગે અજ્ઞાનતા અને કઠણાઈઓમાં જ સપડાયેલા રહે છે, તેઓ સખત સ્વભાવના કઠોર લોકો છે. اَجْدَرُ اَنْ لَّا يَعْلَمُوْا حُدُوْدَمَآ اَنْزَلَ اللّٰهُ એટલે કે, તે લોકોનો માહોલ જ એવો છે કે તેઓ અલ્લાહની નાઝિલ કરેલી મર્યાદાઓથી અજ્ઞાન રહ્યા, કારણ કે ન તો કુર્આન તેમની સામે આવે છે અને ન જ તેના અર્થ અને તેના હુકમોનું અનુસરણ કરવાની માંગણીથી તેઓ વાકેફ હોય છે.

બીજી આયતમાં પણ તે જ ગામડિયાઓની એક બીજી પરિસ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું કે, આ લોકો જેઓ ઝકાત વગેરેમાં ખર્ચ કરે છે તેને એક પ્રકારનો દંડ સમજીને કરે છે, કારણ એ છે કે તેમના દિલોમાં ઈમાન તો છે જ નથી ! ફક્ત પોતાના કુફ્રને છુપાવવા માટે નમાઝ પણ પઢી લે છે અને ફરજ ઝકાત પણ આપી દે છે પરંતુ દિલમાં સમસમી રહે છે કે આ માલ વ્યર્થ ચાલ્યો ગયો એટલા માટે

તેઓ એવી રાહ જોઈ રહ્યા છે કે કોઈપણ રીતે મુસલમાનો ઉપર કોઈ મુસીબત આવી પડે અને તેમનો પરાજય થઈ જાય તો આ દંડમાંથી અમને મુક્તિ મળી જાય, اَلـــدَّوَائِــــرُ (અદવાઈર) એ دَائِــــرَةُ (દાઈરહ)નું બહુવચન છે, અરબી શબ્દકોષના આધારે دَائِـرَةُ (દાઈરહ) તે પરિવર્તન પામેલી પરિસ્થિતિને કહેવામાં આવે છે જે પ્રથમ સારી હાલતમાં હોય અને ત્યારબાદ ખરાબ મુશ્કેલ પરિસ્થિતિમાં મુકાય જાય, એટલા માટે કુર્આને કરીમે તેના જવાબમાં ફરમાવ્યું عَـلَيۡهِـمۡ دَآئِــرَةُ السَّوۡءِ એટલે કે, તેમના ઉપર જ ખરાબ પરિસ્થિતિ આવવાની છે અને આ લોકો પોતાની પ્રવૃત્તિઓ અને નિવેદનોના કારણે વધારે અપમાનિત થવાના છે.

ગામડિયા મુનાફિકોની પરિસ્થિતિનો ઉલ્લેખ કર્યા પછી કુર્આનની શૈલી પ્રમાણે ત્રીજી આયતમાં તે ગામડિયાઓનું વર્ણન કરવાનું પણ યોગ્ય સમજવામાં આવ્યું છે જેઓ સાચા અને પાકા મુસલમાન છે, જેથી ખબર પડી જાય કે ગામડાના નિવાસીઓ પણ બધા એક જેવા નથી હોતાં તેમનામાં પણ નિખાલસ મુસલમાન અને સમજદાર લોકો પણ હોય છે, તેમની પરિસ્થિતિ એવી હોય છે કે તેઓ જે ઝકાત અને સદકહ આપે છે તો તેને અલ્લાહ તઆલાની નિકટતાનું માધ્યમ સમજીને અને રસૂલુલ્લાહ ﷺની દુઆઓની આશા ઉપર આપે છે.

સદકાઓ અલ્લાહ તઆલાની નિકટતાનું માધ્યમ હોવું તો દેખીતું છે, રસૂલુલ્લાહ ﷺની દુઆઓની આશા એ બીના ઉપર છે કે કુર્આને હકીમે જ્યાં રસૂલુલ્લાહ ﷺને મુસલમાનો પાસેથી ઝકાતનો માલ વસૂલ કરવાનો હુકમ આપ્યો છે ત્યાં એ પણ માર્ગદર્શન આપ્યું છે કે ઝકાત અદા કરનારાઓ માટે રસૂલે કરીમ ﷺ દુઆ પણ કર્યા કરે, જેમકે આગળ આવનારી આયતમાં એનું વર્ણન આવશે, خُـذۡمِـنۡ اَمۡـوَالِهِمۡ صَدَقَةً تُطَهِّرُ هُمۡ وَتُزَكِّيۡهِمۡ بِهَا وَصَلِّ عَلَيۡهِمۡ આ આયતમાં રસૂલુલ્લાહ ﷺને સદકહ વસૂલ કરવાની સાથે એ પણ હુકમ આપવામાં આવ્યો છે કે તેમના માટે દુઆ કર્યા કરે, આ હુકમ શબ્દ صَـلٰـــوةُ (સલાત) સાથે આવ્યો છે. وَصَــــلِّ عَـــلَيۡهِـــمۡ (વસલ્લી અલયહિમ) એટલા માટે જ પ્રસ્તુત આયતમાં રસૂલુલ્લાહ ﷺની દુઆઓનો શબ્દ صَلَوٰتُ થી પરિભાષિત થયો છે.

———————————

## આયત : (સૂરએ તવબહ : આયત નં. ૧૦૦)

وَالسّٰبِقُوْنَ الْاَوَّلُوْنَ مِنَ الْمُهٰجِرِيْنَ وَالْاَنْصَارِ وَالَّذِيْنَ اتَّبَعُوْهُمْ بِاِحْسَانٍ ۙ رَّضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ وَاَعَدَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ تَحْتَهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ۝١٠٠

## તરજુમો :

*અને જે લોકો પાછળના છે સૌથી પહેલા, હિજરત કરનારા અને મદદ કરનારા (મુહાજિરો અને અન્સારો) અને જે તેમનું નેકીની સાથે અનુસરણ કરનારા થયા અલ્લાહ તેમનાથી રાજી થયો અને તેઓ તેનાથી રાજી થયા અને તેમના માટે બગીચા તૈયાર કરી રાખ્યા છે તેની નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહ્યા કરે, આ જ મોટી સફળતા છે. (૧૦૦)*

## તફસીર :

અને જે મુહાજિરો અને અન્સારો (ઈમાન લાવવામાં બધી ઉમ્મત કરતા) પ્રથમ અને પહેલ કરનાર છે (અને બાકીની ઉમ્મતમાં) જેટલા લોકો નિખાલસતાથી (ઈમાન લાવવામાં) તેમનું અનુસરણ કરનાર છે અલ્લાહ તે સૌથી રાજી થયો (કે તેમના ઈમાનનો સ્વીકાર કર્યો જેના ઉપર તેમને યોગ્ય ઈનામ મળશે) અને તે સૌ અલ્લાહથી રાજી થઈ ગયા (કે અજ્ઞાપાલનતા અપનાવી કે જેના કારણે અલ્લાહનો આ રાજીપો ઔર વધી ગયો) અને અલ્લાહે તેમના માટે એવા બગીચાઓ તૈયાર કરી રાખ્યા છે જેની નીચેથી નહેરો વહી રહી હશે, જેમાં તેઓ હંમેશા-હંમેશા માટે રહેશે, (અને) આ જ સૌથી મોટી સફળતા છે.

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી અગાઉની આયતમાં ગામડિયા નિખાલસ મો'મિનોનું વર્ણન હતું, આ આયતમાં બધા જ નિખાલસ મો'મિનોનો ઉલ્લેખ છે જેમાં તેમની શ્રેષ્ઠતાની કક્ષાનો પણ ઉલ્લેખ છે.

اَلسَّابِقُوْنَ الْاَوَّلُوْنَ مِنَ الْمُهَاجِرِيْنَ وَالْاَنْصَارِ આ વાક્યમાં મોટા ભાગના વિવરણકારોએ શબ્દ مِـــــنْ (મિન)ને "તબ્ઈઝ" (અમુક) હોવાનું ઠરાવ્યું છે કે,

મુહાજિર અને અન્સાર સહાબએ કિરામ (રદિ.)ના બે વિભાગો ઠરાવવામાં આવ્યા છે, એક સૌ પ્રથમ ઈમાન લાવવામાં પહેલ કરનાર અને બીજા પાછળથી મુસલમાન થનાર.

પછી તેમાં વિવિધ મત પ્રવર્તે છે, અમુક લોકોએ સહાબએ કિરામમાંથી સૌ પ્રથમ પહેલ કરનાર મુસલમાનો તેમને ઠરાવ્યા છે જેમણે બંને કિબ્લાઓની નમાઝ પઢી છે, એટલે કે કિબ્લો બદલાતા પહેલાં જેઓ મુસલમાન થઈ ચૂક્યા હતા તેઓ સૌ પ્રથમ પહેલ કરનાર (સાબિકીન અવ્વલીન) સહાબાઓ છે, આ નિવેદન સઈદ બિન મુસય્યબ (રહ.) અને કતાદહનું છે. હઝરત અતાઅ્ બિન અબી રબાહે ફરમાવ્યું કે, "સાબિકીન અવ્વલીન" તે સહાબાઓ છે જેઓ ગઝ્વએ બદ્રમાં સામેલ થયા અને શુઅ્બી (રહ.)એ ફરમાવ્યું કે, જે સહાબા (રદિ.)એ હુદૈબિય્યહની "બય્અતે રિદ્વાન"માં ભાગ લીધો તેઓ "સાબિકીન અવ્વલીન" છે અને અન્ય નિવેદનો પ્રમાણે બાકીના સહાબએ કિરામ (રદિ.) મુહાજિર હોય કે અન્સાર સાબિકીન અવ્વલીન પછી બીજા વિભાગમાં છે. *(મઝહરી, કુર્તુબી)*

અને તફસીરે મઝહરીમાં એક નિવેદન એ પણ નકલ થયું છે કે, શબ્દ مِـنْ (મિન)ને આ આયતમાં "તબ્ઈઝ" માટે ન લેવામાં આવે બલકે વર્ણન કરવાના અર્થમાં લેવામાં આવે તો આ વાક્યનો અર્થ એ સમજાશે કે, બધા જ સહાબએ કિરામ (રદિ.) બાકી ઉમ્મત કરતા "સાબિકીન અવ્વલીન" (ઈમાન અને ઈસ્લામ લાવવામાં પહેલ કરનાર) છે અને مِـنَ الْـمُهَاجِرِيْنَ وَالْاَنْصَارِ (મિનલ મુહાજિરીન વલ અન્સારી) તેનું વર્ણન છે. બયાનુલ કુર્આનનો ખુલાસો જે ઉપર તફસીરમાં વર્ણન કરવામાં આવ્યો તેમાં આ જ તફસીરને અપનાવવામાં આવી છે.

પ્રથમ તફસીર પ્રમાણે સહાબએ કિરામ (રદિ.)ના બે વર્ગો થાય છે, એક "સાબિકીન અવ્વલીન" અને બીજા જેઓ કિબ્લાના પરિવર્તન અથવા ગઝ્વએ બદ્ર અથાવ બય્અતે રિદ્વાન પછી મુસલમાન થયા તે છે અને અંતિમ તફસીરનો ખુલાસો એ જ થયો કે, સહાબએ કિરામ (રદિ.) બધા જ "સાબિકીન અવ્વલીન" છે, કારણ કે તેમનું ઈમાન બાકીની ઉમ્મતથી પ્રથમ અને સૌથી પહેલું છે.

وَالَّـذِيْـنَ اتَّبَـعُـوْهُـمْ بِـاِحْسَـانٍ એટલે કે, જે લોકોએ પોતાના અમલો અને પ્રવૃત્તિઓમાં સાબિકીન અવ્વલીનનું અનુસરણ સંપૂર્ણ રીતે કર્યું. પ્રથમ વાક્યની

પહેલી તફસીર પ્રમાણે તે લોકોમાં પ્રથમ કક્ષા તે મુહાજિરો અને અન્સાર સહાબાની છે જેઓ કા'બાના પરિવર્તન અથવા ગઝ્વએ બદ્ર અથવા બય્અતે રિદ્વાન પછી મુસલમાન થઈને સહાબએ કિરામ (રદિ.)માં સામેલ થયા. બીજી કક્ષા ત્યાર પછીના સમગ્ર મુસલમાનોની છે જેઓ કયામત સુધી ઈમાન અને સદાચાર તથા શ્રેષ્ઠ કક્ષાના અખ્લાકમાં સહાબએ કિરામ (રદિ.)ના પગલે ચાલે અને તેમનું સંપૂર્ણ અનુસરણ કરે.

અને બીજી તફસીર પ્રમાણે اَلَّـذِيْـنَ اتَّبَـعُوْا માં સહાબએ કિરામ (રદિ.) પછીના લોકો સામેલ છે જેમને ઈસ્લામિક પરિભાષામાં "તાબિઈન" કહેવામાં આવે છે અને પછી આ જ પરિભાષા પ્રમાણે "તાબિઈન" પછી કયામત સુધી આવનારા બધા મુસલમાનો પણ તેમાં જ સામેલ છે જેઓ ઈમાન અને સદ્કૃત્યોમાં સહાબએ કિરામ (રદિ.)નું સંપૂર્ણ અનુસરણ કરે.

**સહાબએ કિરામ (રદિ.) બધા જ કોઈ અપવાદ વિના જન્નતી છે અને અલ્લાહ તઆલાના રાજીપાથી સન્માનિત થયા છે :**

મુહમ્મદ બિન કઅ્બ અલ્ કુરઝી (રહ.)ને કોઈએ પૂછ્યું કે, રસૂલે કરીમ ﷺના સહાબા (રદિ.) વિશે આપનું શું કહેવું છે ? તેમણે કહ્યું કે, સહાબએ કિરામ (રદિ.) બધા જ જન્નતમાં છે ભલે તે લોકો હોય જેમનાથી ભૂલો અને ગુનાહો પણ થયા છે, તે વ્યક્તિએ પૂછ્યું, આ વાત તમે ક્યાંથી કહી ? (તેની શું દલીલ છે ?) તેમણે ફરમાવ્યું કે, કુર્આને કરીમની આયત પઢો, اَلسَّـابِقُوْنَ الْاَوَّلُوْنَ તેમાં બધા જ સહાબએ કિરામ (રદિ.) વિશે કોઈ પ્રકારની શરત વિના رَضِـيَ الـلّٰـهُ عَـنْهُمْ وَرَضُـوْا عَـنْـهُ ઈરશાદ ફરમાવવામાં આવ્યો છે, અલબત્ત તાબિઈનના વિષયમાં اِتِّبَاعٌ بِاِحْسَانٍ ની શરત લગાવવામાં આવી છે જેનાથી જાણ થઈ કે સહાબએ કિરામ (રદિ.) કોઈપણ પ્રકારની શરત વિના બધા જ કોઈપણ અપવાદ વિના અલ્લાહનો રાજીપો પ્રાપ્ત કરનારાઓમાં ઠરાવવામાં આવ્યા છે.

તફસીરે મઝહરીમાં આ નિવેદન કર્યા પછી નોંધ્યું છે કે, મારા મતે બધા જ સહાબએ કિરામ (રદિ.)ને જન્નતી હોવામાં તેનાથી પણ વધારે દલીલો આ આયતથી છે. لَا يَسْتَـوِىْ مِـنْكُمْ مَّنْ اَنْفَقَ مِنْ قَبْلِ الْفَتْحِ وَقَاتَلَ اُولٰٓئِكَ اَعْظَمُ دَرَجَةً مِّـنَ الَّـذِيْـنَ اَنْفَقُوْا مِنْۢ بَـعْـدُ وَقَاتَلُوْا ؕ وَكُلًّا وَّعَـدَ الـلّٰـهُ الْحُسْنٰى (૫૭ : ૧૦) આ

આયતમાં સંપૂર્ણ સ્પષ્ટતા સાથે એ વર્ણન કરવામાં આવ્યું છે કે સહાબએ કિરામ (રદિ.) અવ્વલીન હોય કે આખરીન; સૌને અલ્લાહ તઆલાએ حُسۡنٰی (હુસ્ના) એટલે કે, જન્નતનો વાયદો કર્યો છે.

રસૂલે કરીમ ﷺની હદીષમાં ઈરશાદ છે કે, જહન્નમની આગ તે મુસલમાનને નથી લાગી શકતી જેણે પણ મને જોયો છે અથવા મારા જોનારાને જોયો છે. *(તિરમિઝી અન જાબિર)*

**તાકીદ :**

જે લોકો સહાબએ કિરામ (રદિ.)ના પરસ્પરના ''મુસાજરાત'' (વાદ–વિવાદો) અને તેમનામાં ઉપસ્થિત થનાર ઘટનાઓની બીનાએ અમુક સહાબએ કિરામ (રદિ.) વિશે એવી ટીકા–ટિપ્પણીઓ કરે છે જેનાથી પઢનારાના દિલોમાં તેમના માટે બદ્‌ગુમાની અને ખોટો ભાવ જન્મી શકે છે, આવી ટીકા–ટિપ્પણી કરનારાઓ પોતાની જાતને એક ભયજનક માર્ગે નાંખી રહ્યા છે. નઊઝુબિલ્લાહ...

---

## આયત : (સૂરએ તવબહ : આયત નં. ૧૦૧)

وَمِمَّنۡ حَوۡلَكُمۡ مِّنَ الۡاَعۡرَابِ مُنٰفِقُوۡنَ ۛؕ وَمِنۡ اَهۡلِ الۡمَدِيۡنَةِ ؔۛ مَرَدُوۡا عَلَى النِّفَاقِ ۚ لَا تَعۡلَمُهُمۡ ؕ نَحۡنُ نَعۡلَمُهُمۡ ؕ سَنُعَذِّبُهُمۡ مَّرَّتَيۡنِ ثُمَّ يُرَدُّوۡنَ اِلٰى عَذَابٍ عَظِيۡمٍ ۚ ﴿۱۰۱﴾

**તરજુમો :**

*અને તમારી આસપાસના અમુક ગામડિયા મુનાફિક છે અને અમુક લોકો મદીનાવાળા; નિફાક (દોગલાપણા) ઉપર અડેલા છે, તમે તેમને નથી જાણતા અમને તે ખબર છે, અમે તેમને બે વખતે અઝાબ આપીશું, ફરી તેઓ મોટા અઝાબ તરફ લોટાવવામાં આવશે. (૧૦૧)*

**તફસીર :**

અને તમારી આજુબાજુ વસનારા (ગામડિયા)ઓમાં અમુક અને મદીનાવાળાઓમાં અમુક એવા મુનાફિકો છે જેઓ નિફાકની પરાકાષ્ઠાએ (એવા) પહોંચી ચૂક્યા છે (કે) તમે (પણ) તેમને નથી જાણતા (કે આ મુનાફિકો છે, બસ)

તેમને અમે જ જાણીએ છીએ, અમે તેમને (બીજા મુનાફિકો કરતા આખિરત પહેલાં પણ) બેવડી સજા આપીશું (એક નિફાકની અને બીજી નિફાકમાં પરિપૂર્ણ થઈ જવાની અને) પછી (આખિરતમાં પણ) તેઓ ઘણા ભારે અઝાબ (એટલે કે કાયમ માટે જહન્નમ) તરફ મોકલી દેવામાં આવશે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછળની ઘણી બધી આયતોથી એ મુનાફિકોનું વર્ણન ચાલ્યું આવે છે જેમનો નિફાક તેમના નિવેદનો અને પ્રવૃત્તિઓથી જાહેર થઈ ચૂક્યો હતો અને રસૂલુલ્લાહ ﷺ ઓળખતા હતા કે આ મુનાફિક છે. આ આયતમાં એવા મુનાફિકોનું વર્ણન છે કે જેમનો નિફાક પરાકાષ્ઠાની મર્યાદા સુધી પહોંચી જવાના કારણે રસૂલુલ્લાહ ﷺ માટે હજુ સુધી ગુપ્ત રહ્યું હતું, આ આયતમાં એવા સખત મુનાફિકો ઉપર આખિરત પહેલાં જ બે અઝાબ થવાનો ઉલ્લેખ થયો છે, એક દુનિયામાં જ કે દરેક સમયે પોતાના નિફાકને છુપાવવાની ફિકર–ચિંતા અને તેના જાહેર થઈ જવાના ડરમાં સપડાયેલા રહે છે તથા મુસલમાનો અને ઈસ્લામથી સખત નફરત અને દુશ્મની રાખવા છતાં જાહેરમાં તેમનું માન–સન્માન કરે છે અને તેમનું અનુસરણ કરવા માટે મજબૂર થવું પણ કોઈ નાનો સરખો અઝાબ નથી અને બીજો અઝાબ કબ્ર તથા બરઝખનો અઝાબ છે જે કયામત અને આખિરત પહેલાં જ તે લોકોને પહોંચશે.

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૦૨ થી ૧૦૬)

وَاٰخَرُوْنَ اعْتَرَفُوْا بِذُنُوْبِهِمْ خَلَطُوْا عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا ؕ عَسَى اللّٰهُ اَنْ يَّتُوْبَ
عَلَيْهِمْ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۰۲﴾ خُذْ مِنْ اَمْوَالِهِمْ صَدَقَةً تُطَهِّرُهُمْ وَ
تُزَكِّيْهِمْ بِهَا وَصَلِّ عَلَيْهِمْ ؕ اِنَّ صَلٰوتَكَ سَكَنٌ لَّهُمْ ؕ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۱۰۳﴾ اَلَمْ
يَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ هُوَ يَقْبَلُ التَّوْبَةَ عَنْ عِبَادِهٖ وَيَاْخُذُ الصَّدَقٰتِ وَاَنَّ اللّٰهَ هُوَ
التَّوَّابُ الرَّحِيْمُ ﴿۱۰۴﴾ وَقُلِ اعْمَلُوْا فَسَيَرَى اللّٰهُ عَمَلَكُمْ وَرَسُوْلُهٗ وَالْمُؤْمِنُوْنَ ؕ
وَسَتُرَدُّوْنَ اِلٰى عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۱۰۵﴾ ع وَاٰخَرُوْنَ
مُرْجَوْنَ لِاَمْرِ اللّٰهِ اِمَّا يُعَذِّبُهُمْ وَاِمَّا يَتُوْبُ عَلَيْهِمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۱۰۶﴾

## તરજુમો :

*અને અમુક (તે) લોકો છે કે તેમણે પોતાના ગુનાહોનો એકરાર કર્યો, તેમણે એક નેક કામ અને બીજું ખરાબ ભેળસેળ કર્યું, નિકટ છે કે અલ્લાહ તેમને મા'ફ કરે બેશક! અલ્લાહ મહાન મા'ફ કરનારો મહેરબાન છે. (૧૦૨) તેમના માલમાંથી ઝકાત લો કે તેના કારણે તમે તેમને પાક કરો અને તમે તેમને બરકતવાળા કરો અને તેમને દુઆ આપો, નિઃશંક ! તમારી દુઆ તેમના માટે તસ્કીન (સાંત્વના) છે અને અલ્લાહ સઘળું કંઈ સાંભળે જાણે છે. (૧૦૩) શું તેઓ જાણી નથી ચૂક્યા કે અલ્લાહ પોતે પોતાના બંદાઓની તવબહ કબૂલ કરે છે અને ઝકાતો લે છે અને એ કે અલ્લાહ જ તવબહ કબૂલ કરનારો મહેરબાન છે. (૧૦૪) અને કહો કે અમલ કર્યે જાઓ ફરી આગળ અલ્લાહ તમારા કામને જોઈ લેશે અને તેનો રસૂલ અને મુસલમાન; અને તમે નિકટમાં તેની પાસે પાછા વાળવામાં આવશો જે સઘળી છૂપી અને જાહેર વસ્તુઓથી વાકેફ છે, પછી તે તમને બતાવી દેશે જે કંઈ તમે કરતા હતા. (૧૦૫) અને અમુક તે લોકો છે કે તેમના કામ અલ્લાહના હુકમ ઉપર ઢીલમાં છે યા (તો) તે તેમને અઝાબ આપે અને યા (તો) તેમને મા'ફ કરે અને અલ્લાહ સઘળું કંઈ જાણનારો હિકમતવાળો છે. (૧૦૬)*

## તફસીર :

અને અમુક લોકો છે જેઓ પોતાની ભૂલોને સ્વીકારે છે જેમણે ભેળસેળીયા અમલ કર્યા હતા, અમુક સારા (જેમકે પોતાની ભૂલોનો સ્વીકાર કર્યો તેની પાછળ તેમનો હેતુ અફસોસ હતો અને આ જ તવબહ હતી તથા આ અગાઉ જે ગઝ્વાત થઈ ગયા તેમાં ભાગ લીધો, મતલબ કે આ કાર્યો તો સારા કર્યા) અને અમુક ખરાબ, (જેમકે કોઈ કારણ વિના હુકમનો અનાદર કર્યો, બસ) અલ્લાહથી આશા (એટલે કે તેનો વાયદો) છે કે તેમના (હાલ) ઉપર (દયા સાથે) ધ્યાન આપશે (એટલે કે તવબહ સ્વીકાર કરી લેશે); નિઃશંક ! અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનાર, મહા દયાળુ છે (જ્યારે આ આયતથી તવબહનો સ્વીકાર થઈ ચૂક્યો અને જ્યારે તે લોકો થાંભલાએથી બંધનમુક્ત થઈ ચૂક્યા તો પોતાનો માલ રસૂલે કરીમ ﷺની સેવામાં લઈને આવ્યા અને દરખાસ્ત કરી કે, તેને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવામાં આવે, ઈરશાદ થયો કે) તમે તેમના માલોમાંથી (જે તેઓ

લાવ્યા છે) સદકહ લઈ લો જેના (લઈ તે) વડે તમે તેમને (ગુનાહોની અસરથી) પાક–સાફ કરી દો અને (જ્યારે તમે લઈ ચૂકો તો) તેમના માટે દુઆ કરો, બેશક ! તમારી દુઆ તેમના માટે (દિલના) સંતોષનું કારણ છે અને અલ્લાહ તઆલા (તેમની ભૂલ કબૂલ કરવાને) સારી પેઠે સાંભળે છે (અને તેમના અફસોસ અને પસ્તાવાને) સઘળું જાણે છે, (એટલા માટે તેમની નિખાલસતાને જોઈને તમને આ હુકમ આપવામાં આવ્યો હતો... આ પ્રસ્તુત સારા અમલો, એટલે કે તવબહ, પસ્તાવો અને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાની પ્રેરણા તથા ગુનાહિત પ્રવૃત્તિઓ જેમકે આજ્ઞાનો અનાદર વગેરેથી ચેતવણી પણ છે, એટલા માટે પ્રથમ પ્રેરણા આપવામાં આવી છે કે) શું તેમને એ ખબર નથી કે અલ્લાહ જ પોતાના બંદાઓની તવબહનો સ્વીકાર કરે છે અને તે જ સદકાઓ સ્વીકારે છે ? અને (શું તેમને) એ (ખબર નથી ?) કે અલ્લાહ જ (તે) તવબહ સ્વીકાર કરવા(ની ખાસિયત)માં અને દયા કરવા(ના લક્ષણ)માં પરિપૂર્ણ છે (એટલા માટે તેમની તવબહ સ્વીકાર કરી અને તેની દયાથી તેમનો માલ સ્વીકાર કરવાનો હુકમ આપવામાં આવ્યો અને તેમના માટે દુઆ કરવાનો આદેશ આપ્યો, બસ હવે પછી પણ ભૂલો યાદ રાખી ગુનાહો થવાથી તવબહ કર્યા કરો અને જો તવફીક થાય તો ખય્ર–ખયરાત પણ કર્યા કરો) અને (પ્રેરણા તથા પ્રોત્સાહન આપ્યા પછી આગળ ચેતવણી પણ આપી છે, એટલે કે) તમે (તેમને એ પણ) કહી આપો કે, (જે ઇચ્છો) અમલ કર્યે જાઓ, બસ (પ્રથમ તો દુનિયામાં જ) હમણા તમારા કર્મોને જોઈ લે છે અલ્લાહ તઆલા, તેના રસૂલ (ﷺ) અને ઈમાનવાળાઓ (બસ, ખરાબ કૃત્યો ઉપર દુનિયામાં જ અપમાન અને રુશ્વાઈ થઈ જાય છે) અને (પછી આખિરતમાં) અવશ્ય તમારે એવા (અલ્લાહ તઆલા) પાસે જવાનું છે જે સમગ્ર ગુપ્ત અને જાહેર વસ્તુઓનો જાણનારો છે, બસ તે તમને તમારું બધું કર્યું(–કારવ્યું) બતાવી દેશે (બસ, ખરાબ અમલો દાખલા તરીકે આજ્ઞાના અનાદર ન કરવાની હવે પછી કાળજી રાખો. આ પ્રથમ પ્રકારના લોકોનો ઉલ્લેખ હતો, બીજા પ્રકારના લોકોનો ઉલ્લેખ આ પ્રમાણે છે) અને અમુક બીજા લોકો છે જેમનો મા'મલો અલ્લાહ તઆલાનો હુકમ આવવા સુધી મુલતવી છે કે (નિખાલસતાથી તવબહ ન હોવાના કારણે) તેમને સજા આપે અથવા (નિખાલસતાપૂર્વક તવબહ કરવાના કારણે) તેમની તવબહનો સ્વીકાર કરી લે

અને અલ્લાહ તઆલા (નિખાલસ હોવા અથવા ન હોવાની પરિસ્થિતિને) ઘણી સારી પેઠે જાણે છે (અને) મહાન હિકમતવાળો છે (બસ, હિકમતના તકાદા સ્વરૂપે નિખાલસ લોકોની તવબહનો સ્વીકાર કરે છે અને નિખાલસતા વિહોણાઓનો સ્વીકાર કરતો નથી અને જો ક્યારેક તવબહ કર્યા વિના જ મા'ફ કરવામાં હિકમત હોય તો એવું પણ કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

ગઝ્વએ તબૂક માટે જ્યારે રસૂલે કરીમ ﷺ તરફથી જાહેર એ'લાન કરવામાં આવ્યું અને બધા જ મુસલમાનોને કૂચ કરવાનો હુકમ આપવામાં આવ્યો તો ઋતુ ઘણી સખત ગરમીની હતી, મુસાફરી ઘણી લાંબી હતી અને એક કાયદેસર મહાસત્તાના કેળવણી પામેલ લશ્કર સાથે મુકાબલો કરવાનો હતો જે ઈસ્લામના ઈતિહાસમાં પ્રથમ ઘટના હતી, આ કારણો હતા જેના લીધે આ હુકમ વિશે લોકોની હાલતો ભિન્ન-ભિન્ન પ્રકારની થઈ ગઈ અને તેમના સમૂહમાં કેટલાય પ્રકારના જૂથો બની ગયા.

એક પ્રકાર તે નિખાલસ લોકોનો હતો જેઓ પ્રથમ હુકમ સાંભળતા જ કોઈપણ પ્રકારના ખચકાટ વિના જિહાદ માટે તૈયાર થઈ ગયા, બીજા પ્રકારના તે લોકો હતા જેઓ શરૂઆતમાં કંઈ થોભ્યા પરંતુ પાછળથી સાથે થઈ ગયા, આયત اَلَّذِيْنَ اتَّبَعُوْهُ فِىْ سَاعَةِ الْعُسْرَةِ مِنْۢ بَعْدِ مَا كَادَ يَزِيْغُ قُلُوْبُ فَرِيْقٍ مِّنْهُمْ (૯:૧૧૭)માં આ જ લોકોનું વર્ણન છે.

ત્રીજો પ્રકાર તે લોકોનો છે જેઓ વાસ્તવમાં અશક્ત અને લાચાર હતા એટલા માટે ન જઈ શક્યા, તેમનું વર્ણન આયત لَيْسَ عَلَى الضُّعَفَآءِ (૯:૯૧)માં આવ્યું છે અને ચોથા પ્રકારના તે નિખાલસ મો'મિનો છે જેઓ કારણ ન હોવા છતાં આળસ અને સુસ્તીના કારણે જિહાદમાં સામેલ ન થયા.

પ્રથમ આયતમાં ફરમાવ્યું કે અમુક લોકો એવા પણ છે જેમણે પોતાના ગુનાહોનો સ્વીકાર કરી લીધો તે લોકોની પ્રવૃત્તિઓ ભેળસેળીયા છે, અમુક સારા કર્મો છે અને અમુક ખરાબ ! આશા છે કે અલ્લાહ તઆલા તેમની તવબહ સ્વીકાર કરી લે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, તે દશ વ્યક્તિઓ હતા જેઓ કોઈ ખરા કારણ વિના ગઝ્વએ તબૂકમાં ન ગયા હતા,

પછી તેમને પોતાના આ કૃત્ય ઉપર પસ્તાવો થયો, તેમાંથી સાત વ્યક્તિઓએ પોતાને મસ્જિદે નબવી ﷺના થાંભલાઓ સાથે બાંધી દીધા અને એ નિર્ણય કર્યો કે, જ્યાં સુધી અમારી તવબહનો સ્વીકાર થઈને પોતે રસૂલે કરીમ ﷺ અમને નહીં ખોલે અમે આ જ પ્રકારે કેદીની જેમ બંધાયેલા રહીશું, આ લોકોમાં હઝરત અબૂ લુબાબહ (રદિ.) વિશે બધી જ રિવાયતોમાં સર્વસહમતીથી આવ્યું છે, બીજા નામો વિશે વિવિધ રિવાયતો છે.

રસૂલુલ્લાહ ﷺએ જ્યારે તેમને બંધાયેલા જોયા અને તેમને એ જાણ થઈ કે, તેમણે એવો નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી નબીએ કરીમ ﷺ તેમને ખોલશે નહીં તે વખત સુધી તેઓ બંધાયેલા રહેશે તો આપ ﷺએ ફરમાવ્યું કે, હું પણ અલ્લાહની કસમ ખાઉં છું કે ત્યાં સુધી હું તેમને ખોલીશ નહીં જ્યાં સુધી મને અલ્લાહ તઆલા તેમને ખોલવાનો હુકમ નહીં આપે, કારણ કે અપરાધ મોટો છે. આ બાબતે પ્રસ્તુત આયત નાઝિલ થઈ અને રસૂલે કરીમ ﷺએ તેમને બંધનમુક્ત કરવાનો હુકમ આપ્યો અને તેમને બંધનોમાંથી ખોલી નાંખવામાં આવ્યા. *(કુર્તુબી)*

સઈદ બિન મુસય્યિબ (રહ.)ની રિવાયત છે કે, જ્યારે અબૂ લુબાબહ (રદિ.)ને ખોલવાનો ઈરાદો કરવામાં આવ્યો તો તેમણે તેનો ઈન્કાર કર્યો અને કહ્યું કે, જ્યાં સુધી પોતે રસૂલે કરીમ ﷺ રાજી થઈને મને પોતાના હાથથી ખોલશે નહીં હું બંધાયેલો રહીશ, એટલા માટે સવારની નમાઝમાં જ્યારે રસૂલે કરીમ ﷺ તશરીફ લાવ્યા તો પોતાના હાથ મુબારકથી તેમના બંધનો ખોલ્યા.

## સારા અને નરસા ભેળસેળીયા કૃત્યો કયા હતા ? :

આયતમાં ફરમાવ્યું છે કે, તે લોકોના અમુક કાર્યો સારા હતા અને અમુક કાર્યો ખરાબ હતા, તેમના નેક કાર્યો તો તેમનું ઈમાન, નમાઝ, રોઝાની પાબંદી અને તેમના આ જિહાદ પહેલાં બીજા ગઝ્‌વાતમાં રસૂલે કરીમ ﷺ સાથેની સામેલગીરી અને પોતે આ તબૂકની ઘટનામાં પોતે ગુનાહનો સ્વીકાર કરી લેવો અને તેના ઉપર પસ્તાવો કરી તવબહ કરવી વગેરે છે અને તેમના બુરા કૃત્યો ગઝ્‌વએ તબૂકમાં સામેલ ન થવું અને પોતાની પ્રવૃત્તિથી મુનાફિકો જેવું કાર્ય કરવું વગેરે છે.

**જે મુસલમાનોની પ્રવૃત્તિઓ સારી અને ખરાબ બંને ભેળસેળ હોય, તેઓ કયામત સુધી આ હુકમમાં સામેલ છે :**

તફસીરે કુર્તુબીમાં છે કે, જો કે આ આયત એક ખાસ વર્ગ વિશે નાઝિલ થઈ છે પરંતુ તેનો હુકમ કયામત સુધી સર્વસામાન્ય છે અને મુસલમાનો માટે જેમના અમલો નેક અને ખરાબ બંને ભેળસેળ હોય જો તેઓ પોતાના ગુનાહોની તવબહ કરી લે તો તેમના માટે મા'ફી અને મગફિરતની આશા રાખી શકાય છે.

અબૂ ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું કે, કુર્આને કરીમની આ આયત આ ઉમ્મત માટે ઘણી આશાઓ જગાડનારી છે અને સહીહ બુખારીમાં સમુરહ બિન જુન્દુલ (રદિ.)ની નબી ﷺની મેઅ્રાજ વિશેની એક વિગતપૂર્વકની હદીષમાં છે કે, સાતમાં આસમાન ઉપર જયારે રસૂલે કરીમ ﷺની મુલાકાત હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સાથે થઈ તો તેમની પાસે અમુક લોકોને જોયા જેમના ચહેરા સફેદ હતા અને અમુક એવા કે તેમના ચહેરાઓ ઉપર અમુક ડાઘ હતા, આ બીજા પ્રકારના લોકો એક નહેરમાં દાખલ થયા અને સ્નાન કરીને પાછા આવ્યા તો તેમના ચહેરા પણ બિલકુલ સાફ-સફેદ થઈ ગયા, જિબ્રઈલ (અલૈ.)એ આપ ﷺને બતાવ્યું કે, આ સફેદ ચહેરાવાળા તે લોકો છે જેઓ ઈમાન લાવ્યા પછી ગુનાહોથી પાક-સાફ રહ્યા. اَلَّـذِيْنَ اٰمَنُوْا وَلَمْ يَلْبِسُوْآ اِيْمَا نَهُمْ بِظُلْمٍ (૬:૮૨) અને બીજા તે લોકો છે જેમણે ભેળસેળીયા સારા અને બુરા બધા જ પ્રકારના કાર્યો કર્યા પછી તવબહ કરી લીધી, અલ્લાહે તેમની તવબહનો સ્વીકાર કરી લીધો અને તેમના ગુનાહો મા'ફ થઈ ગયા. *(કુર્તુબી)*

خُـذْمِـنْ اَمْـوَالِهِمْ صَدَقَةً આ આયતની ઘટના એમ છે કે, જે લોકોનું ઉપર વર્ણન થયું કે તેઓ વિના કારણે ગઝ્વએ તબૂકથી પાછળ રહી ગયા હતા પછી પસ્તાવો કરીને તેમણે પોતાને મસ્જિદના થાંભલાઓ સાથે બાંધી લીધા હતા, પછી પ્રસ્તુત પાછળની આયતમાં તેમની તવબહની સ્વીકૃતિ નાઝિલ થઈ અને તેમને બંધનમાંથી મુક્ત કરવામાં આવ્યા તો આ લોકોએ આભાર સ્વરૂપે પોતાનો સઘળો માલ સદકહ કરવા માટે રજૂ કરી દીધો, રસૂલે કરીમ ﷺએ તેને સ્વીકાર કરવાથી ઈન્કાર કર્યો કે મને માલ લેવાનો હુકમ નથી થયો, આ બાબતે આ પ્રસ્તુત આયત خُـذْ مِـنْ اَمْـوَالِهِـمْ નાઝિલ થઈ અને રસૂલે કરીમ ﷺએ સમગ્ર માલના બદલે એક તૃત્યાંશનો સદકહ કરવાનું સ્વીકાર કરી લીધું, કારણ કે આયતમાં તે

તરફ ઈશારો છે કે સમગ્ર માલ ન લેવામાં આવે બલકે તેનો કોઈ ભાગ લેવામાં આવે, શબ્દ مِنْ (મિન) તે બાબતે સાક્ષી છે.

**મુસલમાનોના સદકાઓ, ઝકાત વગેરે વસૂલ કરવું અને તેને તેના હકદારો ઉપર ખર્ચ કરવો ઇસ્લામી હુકૂમતની જવાબદારી છે :**

આ આયતમાં જો કે, શા'ને નુઝૂલના આધારે એક ખાસ પ્રકારના લોકો પાસેથી સદકહ વસૂલ કરવાનો હુકમ કરવામાં આવ્યો છે પરંતુ તે પોતાની અર્થની દષ્ટિએ સામાન્ય રીતે દરેકને લાગુ પડે છે.

તફસીરે કુર્તુબી, અહકામુલ કુર્આન, જસ્સાસ, મઝહરી વગેરેમાં આ જ બાબતને અગ્રિમતા આપવામાં આવી છે. કુર્તુબી તથા જસ્સાસે એ પણ સ્પષ્ટ કરી આપ્યું છે કે જો આ આયતનો શા'ને નુઝૂલ તે જ ખાસ ઘટના ઠરાવવામાં આવે જેનો ઉપર ઉલ્લેખ થયો છે તો પણ કુર્આનના સિદ્ધાંતની રૂએ આ હુકમ સર્વસામાન્ય જ રહેશે અને કયામત સુધી મુસલમાનો ઉપર લાગુ પડશે, કારણ કે કુર્આને કરીમના મોટા ભાગના હુકમો ખાસ-ખાસ ઘટનાઓના સંદર્ભમાં નાઝિલ થયા પરંતુ તેના અમલનું વર્તુળ કોઈના પણ મતે એક ખાસ ઘટના સુધી મર્યાદિત નથી હોતું બલકે, જ્યાં સુધી કોઈ ખાસ વિશિષ્ટ દલીલ ન હોય આ હુકમ બધા જ મુસલમાનો માટે સર્વસામાન્યપણે લાગુ પડેલો ઠરાવવામાં આવશે.

એટલે સુધી કે સમગ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની એ બાબત ઉપર સહમતી છે કે, આ આયતમાં જો કે સંબોધન ખાસ નબીએ કરીમ ﷺને થયું છે પરંતુ આ હુકમ ન તો રસૂલે કરીમ ﷺ સાથે વિશિષ્ટ સ્વરૂપે જોડાયેલો છે અને ન જ રસૂલે કરીમ ﷺના સમયકાળ સુધી મયાદિત છે, બલકે દરેક તે વ્યક્તિ જે આપ ﷺનો નાયબ અને મુસલમાનોનો અમીર (શાસનકર્તા) હશે તે આ હુકમનો બંધનકર્તા અને તેના આધીન રહેશે, તેની ફરજોમાં એ સામેલ થશે કે મુસલમાનોની ઝકાત-સદકહ વસૂલ કરીને તેને હકદારો ઉપર ર્ખચ કરવાની વ્યવસ્થા કરે.

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ના ખિલાફતના શરૂઆતના સમયમાં જે ઝકાતના ઈન્કારીઓ સાથે જિહાદ કરવાની ઘટના ઉપસ્થિત થઈ તેમાં પણ ઝકાત ન આપનારા અમુક લોકો તો ખુલ્લમ-ખુલ્લા ઈસ્લામથી બળવો કરી બળવાખોર

અને મુર્તદ થઈ ગયા હતા અને અમુક એવા લોકો પણ હતા જેઓ પોતાને મુસલમાન તો કહેતા હતા પરંતુ ઝકાત ન આપવાનું બહાનું કરતા હતા કે આ આયતમાં રસૂલે કરીમ ﷺને અમારી પાસેથી ઝકાત અને સદકહ વસૂલ કરવાનો હુકમ પોતાની હયાતી સુધી હતો, અમે તેનું પાલન કર્યું. રસૂલે કરીમ ﷺની વફાત પછી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને શું હક છે કે અમારી પાસેથી ઝકાત અને સદકાઓની માંગણી કરે ? અને શરૂ–શરૂમાં હઝરત ઉમર (રદિ.)ને તેમની સાથે જિહાદ કરવા માટે એટલા માટે ખચકાટ થયો હતો કે તે લોકો મુસલમાન છે એક આયતની આડશમાં તેઓ ઝકાતથી બચવા ઈચ્છે છે, એટલા માટે તેમની સાથે એવો વ્યવહાર કરવામાં ન આવે જે સામાન્ય મુર્તદોની સાથે કરવામાં આવે છે, પરંતુ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ સંપૂર્ણ પાકા નિર્ધાર અને હિંમત સાથે ફરમાવ્યું કે જે વ્યક્તિ નમાઝ અને ઝકાતમાં ફરક કરશે તેની સાથે હું જિહાદ કરીશ.

ઈશારો એ બાબત તરફ હતો કે, જે લોકો ઝકાતને રસૂલે કરીમ ﷺ સાથે ખાસ રીતે જોડીને આપ ﷺની વફાત પછી તે હુકમ રદ થઈ જવાની માન્યતા ધરાવતા હતા તેઓ કાલે એવું પણ કહી શકતા હતા કે નમાઝ પણ આપ ﷺની સાથે વિશિષ્ટરૂપે હતી, કારણ કે કુર્આને કરીમમાં આ આયત પણ આવી છે, اَقِمِ الصَّلٰوةَ لِدُلُوْكِ الشَّمْسِ (૧૭:૭૮) જેમાં નમાઝને કાયમ કરવાનું સંબોધન નબીએ કરીમ ﷺને કરવામાં આવ્યું છે પરંતુ જે પ્રમાણે નમાઝનો હુકમ સમગ્ર ઉમ્મત માટે સર્વસામાન્ય છે તેને આપ ﷺની સાથે ખાસ રીતે જોડાયેલ બતાવવાની ખોટી તા'વીલો કરનારાઓ કુફ્રથી નથી બચી શકતા એ જ પ્રમાણે આયત خُذْ مِنْ اَمْوَالِهِمْ માં આ તા'વીલ તેમને કુફ્ર અને મુર્તદ થવાથી બચાવી શકશે નહીં, આ બાબતે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને સંતોષ થઈ ગયો અને તેમણે સહાબએ કિરામ (રદિ.)ના સમૂહ સાથે તે લોકો સામે જિહાદ કર્યો.

## ઝકાત એ સરકારનો ટેક્ષ નથી બલકે ઇબાદત છે :

કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં خُذْ مِنْ اَمْوَالِهِمْ પછી જે ઈરશાદ થયો, صَدَقَةً تُطَهِّرُهُمْ وَتُزَكِّيْهِمْ بِهَا તેમાં એ વર્ણન જોવા મળે છે કે, ઝકાત કે સદકહ કોઈ સરકારે લગાવેલ ટેક્ષ નથી જે સામાન્ય રીતે સરકારોનું વ્યવસ્થાતંત્ર સરકાર

ચલાવવા માટે વસૂલ કરે છે, બલકે તેનો હેતુ પોતે માલદારને ગુનાહોથી પવિત્ર અને સ્વચ્છ કરવાનો છે.

અત્રે એ વાત પણ વિચારવા યોગ્ય છે કે, ઝકાત અને સદકહને વસૂલ કરવાથી વાસ્તવમાં બે ફાયદા થાય છે, એક લાભ પોતે માલ ધરાવનાર વ્યક્તિને થાય છે કે તેના દ્વારા તે ગુનાહોથી અને માલની લાલચ તથા મહોબ્બતથી પેદા થનારી સ્વાભાવગત બીમારીઓના જંતુઓથી પવિત્ર અને સ્વચ્છ થઈ જાય છે અને બીજો લાભ એ કે, કોમના આ અશક્ત અને લાચાર વર્ગનું ભરણ–પોષણ થાય છે કે જેઓ પોતે પોતાની જરૂરિયાતો સંતોષી શકવા માટે મજબૂર અથવા અસમર્થ છે, જેમકે યતીમ બાળકો, વિધવા સ્ત્રીઓ, અપંગ અને લાચાર સ્ત્રી–પુરુષો તથા સામાન્ય ફકીરો અને મિસ્કીનો વગેરે.

પરંતુ કુર્આને હકીમે આ સ્થળે ફક્ત પ્રથમ લાભનું વર્ણન કરવા સુધી વાત પહોંચાડી એ તરફ ઈશારો કર્યો છે કે, ઝકાત અને સદકહનો મૂળ હેતુ પ્રથમ પ્રકારનો લાભ જ છે, બીજો લાભ તેના થકી આપમેળે પ્રાપ્ત થઈ જાય છે, એટલા માટે ધારી લો કે કોઈ સ્થળે અથવા કોઈ સમયે કોઈ યતીમ (અનાથ), વિધવા, ફકીર, મિસ્કીન ઉપસ્થિત ન હોય તો પણ માલ ધરાવનાર વ્યક્તિ ઉપરથી ઝકાત આપવાનો હુકમ રદ થશે નહીં.

આ વિષયનું સમર્થન એ બાબતથી પણ થાય છે કે, અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતોમાં જે માલ અલ્લાહ તઆલા માટે કાઢવામાં આવતો હતો તેનો ઉપયોગ કોઈપણ સ્વરૂપે જાઈઝ ન હતો, બલકે રિવાજ એ હતો કે તેને કોઈ અલગ સ્થળ ઉપર મૂકી દેવામાં આવતો હતો અને આકાશી વીજળી આવીને તેને સળગાવી દેતી હતી. આ જ તે વાતની નિશાની હતી કે આ સદકહ અલ્લાહ તઆલાએ સ્વીકારી લીધો છે અને જ્યાં આ આકાશી વીજળી ન આવતી તો સદકહ અસ્વીકૃત હોવાની નિશાની સમજવામાં આવતી હતી પછી આ નીંદાપાત્ર માલને કોઈ હાથ પણ લગાવતું ન હતું.

આ બાબતથી સ્પષ્ટ થઈ ગયું કે, ઝકાત અને સદકહની મૂળ શરત કોઈની જરૂરત પૂરી કરવા માટે નથી, બલકે તે એક આર્થિક ઉધાર અને ઈબાદત છે, જેમકે નમાઝ, રોઝા એ શારીરિક ઈબાદતો છે; આ સન્માનનીય ઉમ્મતની

વિશેષતાઓમાંથી એ પણ છે કે આ માલ જે અલ્લાહ માટે કાઢવામાં આવ્યો છે તેને ઉમ્મતના ફકીરો અને મિસ્કીનો માટે ઉપયોગ કરવો જાઈઝ ઠરાવી દેવામાં આવ્યું, જેમકે મુસ્લિમની સહીહ હદીષમાં રસૂલે કરીમ ﷺ દ્વારા તેની સ્પષ્ટતા વર્ણન થઈ છે.

**એક પ્રશ્ન અને તેનો ઉત્તર :**

અત્રે પ્રસ્તુત ઘટનામાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, પ્રસ્તુત ઘટનામાં જ્યારે આ લોકોની તવબહ સ્વીકાર કરી લેવામાં આવી તો ગુનાહની મા'ફી અને પવિત્રતા તો તવબહ દ્વારા જ પ્રાપ્ત થઈ ચૂકી પછી માલ લેવાને પવિત્રતા કઈ રીતે ઠરાવવામાં આવી ? તેનો શું અર્થ છે ?

જવાબ એ છે કે જો કે તવબહથી ગુનાહો મા'ફ થઈ ગયા પરંતુ ગુનાહ મા'ફ થયા પછી તેનો કંઈક દુષ્પ્રભાવ (ખરાબ અસર) અને કડવાશ બાકી રહી શકે છે જે ભવિષ્યમાં ફરીવાર ગુનાહોના પુનરાવર્તનનું કારણ બની શકે છે, સદકહ કરવાથી તે દુષ્પ્રભાવ દૂર થઈને સંપૂર્ણ પવિત્રતા પ્રાપ્ત થઈ જાય છે.

وَصَلِّ عَلَيْهِمْ (વસલ્લિ અલયહિમ) તેમાં શબ્દ صَلٰوة (સલાત)નો અર્થ તેમના માટે રહમતની દુઆ કરવાનો છે અને રસૂલે કરીમ ﷺથી એ જ નકલ થયું છે કે, અમુક લોકો માટે રસૂલે કરીમ ﷺએ "સલાત" શબ્દનો દુઆ માટે ઉપયોગ કર્યો છે, જેમકે اَللّٰهُمَّ صَلِّ عَلٰى اٰلِ اَبِىْ اَوْفٰى હદીષમાં આવ્યું છે, પરંતુ પાછળના શબ્દોમાં અંબિયા (અલૈ.)ની "સલાત" (દુઆ) વિશિષ્ટ નિશાની બની ગઈ, એટલા માટે મોટા ભાગના ફુક્હાનું એવું નિવેદન છે કે હવે કોઈ વ્યક્તિ માટે દુઆ "સલાત" શબ્દ વડે કરવામાં નહીં આવે, બલકે આ શબ્દને ફક્ત અંબિયા (અલૈ.) માટે વિશિષ્ટ સ્વરૂપે ખાસ રાખવામાં આવશે જેથી તેમની કક્ષાનું અપમાન કે કોઈ શંકાનું સ્થાન બાકી ન રહે. *(બયાનુલ કુર્આન વગેરે)*

અત્રે રસૂલે કરીમ ﷺને સદકહ આપનારાઓ માટે દુઆ કરવાનો હુકમ થયો છે તે કારણે અમુક ફુક્હાએ ફરમાવ્યું કે, ઈમામ અને અમીરે સદકહ કરનારાઓ માટે દુઆ કરવી વાજિબ છે અને અમુક લોકોએ તેને મુસ્તહબ કાર્ય ઠરાવ્યું છે. *(કુર્તુબી)*

وَاٰخَرُوْنَ مُرْجَوْنَ لِاَمْرِ اللّٰهِ દશ મો'મિન સહાબાઓ જેઓ વિના કારણે

ગઝ્વએ તબૂકમાં જવાથી પાછળ રહી ગયા હતા તેમનામાંથી સાત વ્યક્તિઓએ તો પોતાના અફસોસ અને પસ્તાવાની સંપૂર્ણ જાહેરાત પોતાની જાતને મસ્જિદના થાંભલાઓ સાથે બાંધીને કરી આપી હતી, તેમનો હુકમ પ્રથમ આયતમાં આવી ચૂક્યો, وَاٰخَرُوْنَ اعْتَرَفُوْا આ આયત બાકીની તે ત્રણ વ્યક્તિઓ તરફ ઈશારો કરે છે કે જેમણે પોતાને મસ્જિદમાં કેદ કરવાનું આ કાર્ય કર્યું ન હતું અને તેનો ખુલ્લમ-ખુલ્લો સ્વીકાર પણ કર્યો ન હતો, તેમના વિશે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને હુકમ આપી દીધો હતો કે, મુસલમાનો તેમની સાથે સંબંધવિચ્છેદ કરી નાંખે, તેમની સાથે સલામ-કલામ, વાતચીત બંધ કરી દે, આ ઘટના પછી તેમની પરિસ્થિતિ સુધરી ગઈ અને તેઓએ નિખાલસતાપૂર્વક ગુનાહનો સ્વીકાર કરીને તવબહ કરી લીધી એમને પણ મા'ફી આપવાનો હુકમ આપી દેવામાં આવ્યો. *(સહીહ બુખારી અને મુસ્લિમ)*

———————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૦૭ થી ૧૧૦)

وَالَّذِيْنَ اتَّخَذُوْا مَسْجِدًا ضِرَارًا وَّ كُفْرًا وَّ تَفْرِيْقًا بَيْنَ الْمُؤْمِنِيْنَ
وَاِرْصَادًا لِّمَنْ حَارَبَ اللّٰهَ وَرَسُوْلَهٗ مِنْ قَبْلُ ؕ وَلَيَحْلِفُنَّ اِنْ اَرَدْنَاۤ اِلَّا الْحُسْنٰى ؕ
وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿۱۰۷﴾ لَا تَقُمْ فِيْهِ اَبَدًا ؕ لَمَسْجِدٌ اُسِّسَ عَلَى التَّقْوٰى
مِنْ اَوَّلِ يَوْمٍ اَحَقُّ اَنْ تَقُوْمَ فِيْهِ ؕ فِيْهِ رِجَالٌ يُّحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا ؕ وَاللّٰهُ
يُحِبُّ الْمُطَّهِّرِيْنَ ﴿۱۰۸﴾ اَفَمَنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى تَقْوٰى مِنَ اللّٰهِ وَرِضْوَانٍ
خَيْرٌ اَمْ مَّنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى شَفَا جُرُفٍ هَارٍ فَانْهَارَ بِهٖ فِيْ نَارِ جَهَنَّمَ ؕ
وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۱۰۹﴾ لَا يَزَالُ بُنْيَانُهُمُ الَّذِيْ بَنَوْا رِيْبَةً فِيْ قُلُوْبِهِمْ
ع اِلَّاۤ اَنْ تَقَطَّعَ قُلُوْبُهُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۱۱۰﴾

**તરજુમો :**

*અને જેમણે એક મસ્જિદ (ઈસ્લામને) નુકસાન પહોંચાડવા ઉપર અને કુફ્ર*

*ઉપર બનાવી છે અને મુસલમાનોમાં ફૂટ (વિખવાદ) નાંખવા માટે અને તે માણસની તૈયારી માટે જે અલ્લાહ સાથે અને તેના રસૂલ સાથે પહેલેથી લડી રહ્યો છે અને તેઓ કસમો ખાશે કે અમે તો ભલાઈ જ ઈચ્છી હતી અને અલ્લાહ ગવાહ છે કે તેઓ જૂઠા છે. (૧૦૭) તમે તેમાં ક્યારેય ઊભા ન થાઓ અલબત્ત તે મસ્જિદ જેનો પાયો પ્રથમ દિવસથી પરહેઝગારી ઉપર મૂકવામાં આવ્યો તે એ લાયક છે કે તમે તેમાં ઊભા રહો, એમાં એવા લોકો છે જે પવિત્ર રહેવાને પસંદ કરે છે અને અલ્લાહ પવિત્ર રહેનારાઓને પસંદ કરે છે. (૧૦૮) ભલા ! જેણે પોતાની ઈમારતનો પાયો અલ્લાહથી ડરવા ઉપર અને તેની ખુશી ઉપર મૂક્યો તે બહેતર છે અથવા જેણે પોતાની ઈમારતનો પાયો એક ખાઈના કિનારા ઉપર મૂક્યો જે પડું-પડું થઈ રહ્યો છે? પછી તેને લઈને દોઝખની આગમાં પડી ગયો ? અને અલ્લાહ જાલિમ લોકોને માર્ગ નથી આપતો. (૧૦૯) તે ઈમારતથી જેનો તેમણે પાયો નાંખ્યો છે હંમેશા તેમના દિલોમાં શંકા(નું કારણ) રહેશે પરંતુ જ્યારે તેમના દિલ ટૂકડા(-ટૂકડા) થઈ જાય અને અલ્લાહ જ સઘળું જાણનારો મહાન હિકમતવાળો છે. (૧૧૦)*

## તફસીર :

અને અમુક એવા છે જેમણે એ હેતુ માટે મસ્જિદ બનાવી છે કે (ઈસ્લામને) નુકસાન પહોંચાડે અને (તેમાં બેસીને) કુફ્ર (એટલે કે રસૂલ ﷺની દુશ્મની)ની વાતો કરે અને (એ કારણે કે) ઈમાનવાળાઓ(ના સમૂહ)માં ફૂટ નાંખે (કારણ કે જ્યારે બીજી મસ્જિદ બનાવવામાં આવે તો જાહેર કરવામાં આવે કે તે સારી નિય્યતે બની છે તો ચોક્કસ એવું બનશે કે પ્રથમ મસ્જિદના નમાઝીઓ થોડા-થોડા વહેંચાશે) અને (એ પણ હેતુ છે કે) તે વ્યક્તિના થોભવાની તૈયારી કરે જે આ (મસ્જિદ બનાવતા) પહેલાં અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)નો વિરોધી છે (એ વ્યક્તિ અબૂ આમિર રાહિબ છે) અને (તેમને પૂછશો તો) કસમો ખાશે (જેમકે એક વખતે અગાઉ પણ પૂછવાથી કસમો ખાઈ ચૂક્યા છે) કે ભલાઈ સિવાય અમારી કોઈ બીજી નિય્યત નથી અને અલ્લાહ ગવાહ છે કે તેઓ (તેમના દા'વામાં) બિલકુલ જૂઠા છે (જયારે આ મસ્જિદની એ પરિસ્થિતિ છે કે તે વાસ્તવમાં મસ્જિદ જ નથી બલકે ઈસ્લામને નુકસાન પહોંચાડનારી છે તો) તમે

તેમાં કદાપિ (નમાઝ માટે) ઊભા ન થાઓ, અલબત્ત તે મસ્જિદ (એટલે કે મસ્જિદે કુબા)નો પાયો પ્રથમ દિવસથી જ (એટલે કે જ્યારથી તેની યોજના બનાવવામાં આવી) તકવા (અને ઈખ્લાસ) ઉપર મૂકવામાં આવ્યો છે એ (વાસ્તવમાં) એના લાયક છે કે તમે તેમાં (નમાઝ માટે) ઊભા થાઓ (એટલા માટે ક્યારેક–ક્યારેક આપ ﷺ ત્યાં નમાઝ પઢવા માટે જતા હતા) તે (મસ્જિદે કુબા)માં એવા (સારા) લોકો છે કે તેઓ ખૂબ પવિત્ર રહેવાને પસંદ કરે છે અને અલ્લાહ તઆલા ખૂબ પવિત્ર રહેનારાઓને પસંદ કરે છે (જ્યારે બંને મસ્જિદોના કર્તા–ધર્તાઓની હાલત જાણ થઈ ગઈ તો) પછી (સમજી લો કે) વારું, એવો વ્યક્તિ શ્રેષ્ઠ છે જેણે પોતાની ઈમારત (એટલે કે મસ્જિદ)નો પાયો કોઈ ખીણ (એટલે કે ભેખડ)ના કિનારા ઉપર કે જે પડવાની તૈયારીમાં છે મૂક્યો હોય (અર્થ એ છે કે કુફ્રના સ્વાર્થી હેતુઓ છે કે જે બિલકુલ અસ્થાયી અને ટકી શકવાના નથી, તે અત્રે એવા પ્રતીક સ્વરૂપે વર્ણન થયું છે) પછી તે (ઈમારત) એ (તેના કર્તા–ધર્તા)ને લઈને જહન્નમના ખાડામાં જઈ પડે છે (એટલે કે તે ઈમારત પડું–પડું થતી ભેખડ ઉપર બનાવવામાં આવી હોવાના કારણે પડી ગઈ જ્યારે તે કિનારો પાણીમાં કપાઈને પડી જશે તો આ ઈમારત પણ પડી જશે અને તેનો કર્તા–ધર્તા પણ તેમાં પડી જશે, કારણ કે તે આ ઈમારતમાં રહેતો હતો અને તેનો ભાવાર્થ તે લોકોના કુફ્રના સ્વાર્થી હેતુઓની પૂર્તિ છે જે જહન્નમના ખાડામાં લઈ જનાર છે, એટલા માટે એવું ફરમાવવામાં આવ્યું કે તે તેમને જહન્નમમાં લઈ જઈને પડી) અને અલ્લાહ તઆલા એવા જાલિમોને (દીનની) સમજ જ નથી આપતો (કે તેમણે મસ્જિદના નામ ઉપર ઈમારત બનાવી જે દીનના પ્રતીકોમાંથી છે અને તેમાં તેમનો હેતુ કેટલો ફસાદ ફેલાવવાનો હતો !) તેમની આ ઈમારત (મસ્જિદ) જે તેમણે બનાવી છે હંમેશા તેમના દિલોમાં (કાંટાની જેમ) ખટકતી રહેશે (કારણ કે તેને જે હેતુથી બનાવવામાં આવી હતી તે હેતુ પૂર્ણ ન થયો અને તેમના ષડયંત્રો જાહેર થઈ ગયા તે તો અલગ ! અને પછી ઉપરથી તેને જમીનદોસ્ત કરી નાંખવામાં આવી, મતલબ કે તેમના કોઈ અરમાન પૂરા ન થયા એટલા માટે તેમને સમગ્ર જિંદગી અફસોસ અને પસ્તાવો જ નસીબ થયો), હા! જો તેમના (તે) દિલ જ (જે દિલમાં જ તેઓ તમન્ના રાખે છે તે) ફના થઈ જાય તો ભલે ! (તે અરમાન પણ તે સમયે નાશ પામશે) અને અલ્લાહ તઆલા સર્વજ્ઞ

અને મહાન હિકમતવાળો છે (તેમની પરિસ્થિતિને જાણે છે અને તેના યોગ્ય જ સજા આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

મુનાફિકોની પરિસ્થિતિ અને ઈસ્લામ વિરુદ્ધ તેમની પ્રવૃત્તિઓનું વર્ણન ઉપર ઘણી બધી આયતોમાં આવી ચૂક્યું છે. પ્રસ્તુત આતયતોમાં પણ તેમના એક ષડયંત્રનું વર્ણન છે જેની ઘટના એવી છે કે, મદીના તય્યિબહમાં એક વ્યક્તિ અબૂ આમિર નામનો અજ્ઞાનતાના સમયમાં ખ્રીસ્તી હતો અને તે અબૂ આમિર રાહિબના નામથી પ્રખ્યાત હતો, આ તે જ વ્યક્તિ છે જેનો પુત્ર હઝરત હન્ઝલા (રદિ.) ઘણા પ્રખ્યાત સહાબી છે જેમની લાશને ફરિશ્તાઓએ ગુસ્લ આપ્યું હતું એટલા માટે તેઓ غَسِيلِ مَلَائِكَةُ ના નામથી પ્રખ્યાત થયા પરંતુ તેમના પિતા પોતાની ગુમરાહી અને ખ્રીસ્તી ધર્મ ઉપર જ કાયમ રહ્યા.

જ્યારે રસૂલે કરીમ ﷺ મદીના તય્યિબહ તશરીફ લાવ્યા તો અબૂ આમિર રાહિબ સેવામાં ઉપસ્થિત થયો અને ઈસ્લામ ઉપર વાંધા ઉઠાવ્યા, રસૂલે કરીમ ﷺના જવાબથી પણ તે બદ્‌નસીબને સંતોષ ન થયો બલકે તેણે એવું કહ્યું કે આપણા બંનેમાંથી જે જૂઠો હોય તે ધિક્કારપાત્ર બને અને પોતાના સગાં–વહાલાંઓથી દૂર મુસાફરીમાં મરે અને કહ્યું કે તમારા મુકાબલામાં જે પણ દુશ્મન આવશે હું તેની મદદ કરીશ તેથી ગઝ્વએ હુનૈન સુધી બધી જ ગઝ્વાતમાં તે મુસલમાનોના દુશ્મનોના લશ્કરમાં સામેલ રહ્યો. જ્યારે હવાઝિનનો મજબૂત કબીલો પણ હાર ખાઈ ચૂક્યો તો તે નિરાશ અને હતાશ થઈને સિરીયા નાસી છૂટયો કારણ કે આ જ દેશ ખ્રીસ્તીઓનું કેન્દ્ર હતો, ત્યાં જઈને પોતાના સગાં–સંબંધીઓથી દૂર મૃત્યુ પામ્યો, જે દુઆ તેણે કરી હતી તે તેની સામે આવી ગઈ, જ્યારે કોઈ વ્યક્તિને અપમાન નસીબ થાય છે તો તે આવું જ કાર્ય કરતો હોય છે, તે પોતાની જ દુઆથી અપમાનિત અને ઝલીલ થયો.

પરંતુ જ્યાં સુધી જીવતો રહ્યો ઈસ્લામ અને મુસલમાનો વિરુદ્ધ ષડયંત્રો રચતો રહ્યો તેથી રૉમન સમ્રાટ (કયસર)ને એ બાબતે રાજી કરવાનો પ્રયત્ન કર્યો કે તે પોતાના લશ્કર સાથે મદીના ઉપર ચઢાઈ કરે અને ત્યાંથી મુસલમાનોને કાઢી મૂકે.

આ ષડયંત્રની એક ઘટના એવી બની કે તેણે મદીનાના મુનાફિકો કે જેમની સાથે તેની સાંઠ–ગાંઠ હતી પત્રો લખ્યા કે હું એ બાબતનો પ્રયત્ન કરી રહ્યો છું કે, રૉમન સમ્રાટને મદીના ઉપર ચઢાઈ કરવા રાજી કરીશ પરંતુ તમારા લોકોની સામૂહિક અને સંગઠિત શક્તિ જોઈશે જે તે સમયે રૉમન સમ્રાટની મદદ કરે, તેનું સ્વરૂપ એવું છે કે તમે મદીનામાં એક મકાન બનાવો અને એવું જાહેર કરો કે, અમે મસ્જિદ બનાવી રહ્યા છે જેથી મુસલમાનોને શંકા ન થાય, પછી તે મકાનમાં તમે પોતાના લોકોને ભેગા કરો અને જેટલા પ્રમાણમાં હથિયારો અને સરંજામ ભેગો કરી શકતા હોય તે પણ ભેગો કરો અને ત્યાં મુસલમાનો વિરુદ્ધ પરસ્પર સલાહ–મશ્વરા કરી યોજનાઓ ઘડતા રહો.

તેની સલાહ ઉપર બાર મુનાફિકોએ મદીના તય્યિબહના કુબા મહોલ્લામાં કે જ્યાં પ્રથમ હિજરત વખતે રસૂલુલ્લાહ ﷺ થોભ્યા હતા અને એક મસ્જિદ બનાવી હતી ત્યાં જ એક બીજી મસ્જિદનો પાયો નાંખ્યો, આ મુનાફિકોના નામ પણ ઈબ્ને ઈસ્હાક વગેરેએ વર્ણન કર્યા છે, પછી મુસલમાનોને ધોકો આપવા માટે અને અંધારામાં રાખવા માટે એવો ઈરાદો કર્યો કે પોતે રસૂલે કરીમ ﷺ પાસે એક નમાઝ આ સ્થળે પઢાવી લે જેથી બધા મુસલમાનોને સંતોષ થઈ જાય કે આ પણ એક મસ્જિદ છે, જેમકે આ અગાઉ એક મસ્જિદ પ્રથમથી જ અહીંયાં બની ચૂકી છે.

તેમનું એક પ્રતિનિધિ મંડળ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયું અને વિનંતી કરી કે કુબાની હાલની મસ્જિદ ઘણા બધા લોકો માટે દૂર પડે છે, અશક્ત અને બીમાર વ્યક્તિઓને ત્યાં સુધી પહોંચવું મુશ્કેલ છે અને મસ્જિદે કુબા એટલી વિશાળ પણ નથી કે સમગ્ર વસ્તીના લોકો તેમાં સમાવી શકાય, એટલા માટે અમે એક બીજી મસ્જિદ આ કામ માટે બનાવી છે જેથી કમજોર મુસલમાનોને લાભ પહોંચે, તમે આ મસ્જિદમા એક નમાઝ પઢી લો જેથી બરકત થઈ જાય.

રસૂલુલ્લાહ ﷺ તે સમયે ગઝ્વએ તબૂકની તૈયારીમાં મશ્ગૂલ હતા, આપ ﷺએ એ વાયદો કરી લીધો કે અત્યારે તો હું મુસાફરીની તૈયારીમાં છું, પરત આવ્યા પછી અમે તેમાં નમાઝ પઢીશું પરંતુ ગઝ્વએ તબૂકથી પાછા ફરવાના સમયે જ્યારે કે રસૂલે કરીમ ﷺએ મદીના તય્યિબહ પાસે એક સ્થળ

ઉપર પડાવ નાંખ્યો હતો ત્યારે પ્રસ્તુત આયત રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થઈ જેમાં આ મુનાફિકોના ષડયંત્રને ખુલ્લું પાડવામાં આવ્યું હતું.

આયતો નાઝિલ થવાથી આપ ﷺ પોતાના અમુક સહાબીઓ જેમાં આમિર બિન સકન અને વહશી કે જેઓ હઝરત હમ્ઝા (રદિ.)ના કાતિલ પણ છે વગેરે સામેલ હતા, તેમને હુકમ આપ્યો કે હમણા જ જઈને તે મસ્જિદને જમીનદોસ્ત કરી નાંખો અને તેમાં આગ લગાવી દો, આ બધા લોકો તે જ સમયે ગયા અને હુકમનો અમલ કરીને તે ઈમારતને જમીનદોસ્ત કરી નાંખી, આ સમગ્ર ઘટના તફસીરે કુર્તુબી અને મઝહરીએ વર્ણન કરેલ રિવાયતોમાંથી લેવામાં આવેલી છે.

તફસીરે મઝહરીમાં મુહમ્મદ બિન યૂસુફ સાલિહીના હવાલાથી એ પણ વર્ણન થયું છે કે, જ્યારે રસૂલે કરીમ ﷺ કુબાથી મદીના મુનવ્વરહ પહોંચી ગયા તો "મસ્જિદે જિરાર"ની જગ્યા ખાલી પડી હતી, રસૂલે કરીમ ﷺએ આસિમ બિન અદીને એ બાબતની પરવાનગી આપી કે તેઓ તે સ્થળે પોતાનું ઘર બનાવી લે, તેમણે વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! જે સ્થળ વિશે કુર્આને કરીમની આ આયતો નાઝિલ થઈ ચૂકી છે હું તો તે મન્હૂસ સ્થળે પોતાનું ઘર બનાવવાનું પસંદ નથી કરતો, અલબત્ત ષાબિત બિન અકરમ જરૂરિયાતમંદ છે તેમની પાસે કોઈ ઘર નથી, તેમને પરવાનગી આપી દો કે તેઓ ત્યાં પોતાનું ઘર બનાવી લે, એટલા માટે આપ ﷺએ તેમની સલાહ ઉપર આ સ્થળે તેમને આપી દીધું, પરંતુ થયું એમ કે જ્યારથી હઝરત ષાબિત (રદિ.) તે મકાનમાં સ્થાયી થયા તેમને ન તો કોઈ બાળક પેદા થયું અથવા જીવતું ન રહ્યું.

ઈતિહાસકારોએ નોંધ્યું છે કે આ સ્થળ મનુષ્ય તો શું કોઈ પક્ષી પણ ઈંડા કે બચ્ચાં આપવા યોગ્ય ન રહ્યું, કોઈ કબૂતર કે જાનવરનો પણ ત્યાં વંશવેલો વધ્યો નહીં, એટલા માટે ત્યાર પછી આ સ્થળ આજદિન સુધી મસ્જિદે કુબાના અમુક અંતરે વેરાન પડેલી હાલતમાં છે.

ઘટનાની વિગત સાંભળ્યા પછી પસ્તુત આયતના શબ્દોને જૂઓ, પ્રથમ આયતમાં ફરમાવ્યું, وَالَّذِيْنَ اتَّخَذُوْا مَسْجِدًا એટલે કે, જે પ્રમાણે ઉપરોક્ત બીજા મુનાફિકોને અઝાબ, અપમાન અને રુસ્વાઈનું વર્ણન થયું છે એમ આ મુનાફિકો

પણ તેમાં સામેલ છે જેમણે મસ્જિદનું નામ આપી એક એવી ઈમારત બનાવી જેનો હેતુ મુસલમાનોને નુકસાન પહોંચાડવાનો હતો.

આ આયતમાં પ્રસ્તુત મસ્જિદ બનાવવાના ત્રણ હેતુઓ વર્ણન કરવામાં આવ્યા છે. પ્રથમ ضِرَارًا (જિરારન) એટલે કે, મુસલમાનોને નુકસાન પહોંચાડવા માટે; શબ્દ ضَرَرٌ (જરર) અથવા ضِرَارٌ (જિરાર) બંને અરબી ભાષામાં નુકસાન પહોંચાડવાના અર્થમાં ઉપયોગ થાય છે. અમુક લોકોએ એ તફાવત વર્ણન કર્યો છે કે, "જરર" તો તેને કહેવામાં આવે છે જેમાં તે પ્રવૃત્તિ કરનારનો પોતાનો કોઈ લાભ હોય અને બીજાઓને નુકસાન પહોંચે અને "જિરાર" અન્યોને એ નુકસાન પહોંચાડવાનું હોય છે જેમાં તે નુકસાન પહોંચાડનારનો પોતાનો કોઈ લાભ પણ ન હોય, કારણ કે આ મસ્જિદનું પરિણામ એ જ આવવાનું હતું કે તેને બનાવનારાઓને તેનાથી કોઈ લાભ મળ્યો નહીં તેથી અહીંયાં ફક્ત "જિરાર" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

બીજો હેતુ આ મસ્જિદનો تَفْرِيْقًا بَيْنَ الْمُؤْمِنِيْنَ બતાવવામાં આવ્યો છે, એટલે કે, તેમનો મકસદ આ મસ્જિદ બનાવવા પાછળ એ હતો કે મુસલમાનોના સમૂહના બે ટૂકડા થઈ જાય, એક ટૂકડો આ મસ્જિદમાં નમાઝ પઢનારાઓનો અલગ થઈ જાય અને આ જુની મસ્જિદે કુબાના નમાઝી ઘટી જાય અને અમુક લોકો અહીંયાં નમાઝ પઢવા આવે.

ત્રીજો હેતુ اِرْصَادًا لِّمَنْ حَارَبَ اللّٰهَ બતાવવામાં આવ્યો, જેનો ખુલાસો એ છે કે આ મસ્જિદથી આ કામ પણ લેવું હતું કે, અહીંયાં અલ્લાહ અને રસૂલ ﷺના દુશ્મનોને આશરો મળે અને અહીંયાં મુસલમાનો વિરુદ્ધ ષડયંત્રો રચવામાં આવે.

આ બધા કારણોથી એ સાબિત થઈ ગયું કે, જે મસ્જિદને કુર્આને કરીમે "મસ્જિદે જિરાર" ઠરાવી દીધી અને રસૂલે કરીમ ﷺના હુકમથી તેને જમીનદોસ્ત કરી દેવામાં આવી અને આગ લગાવી દેવામાં આવી વાસ્તવમાં તે ન તો મસ્જિદ હતી અને ન જ તેનો મકસદ નમાઝ પઢવા માટે હતો બલકે તેના ત્રણ હેતુઓ હતા જેનું ઉપર વર્ણન થયું, એનાથી જાણ થઈ કે આજકાલ જો કોઈ મુસલમાન એક મસ્જિદના મુકાબલામાં પાસે જ કોઈ બીજી મસ્જિદ બનાવી દે અને તે બનાવવાનો હેતુ માત્ર પરસ્પર અલગાવ અને પ્રથમ મસ્જિદની

જમાઅતને તોડવાનો વગેરે ફસાદી હેતુઓ હોય પરંતુ તેમ છતાં આ સ્થળને શરઈ હેસિયતથી મસ્જિદ જ કહેવામાં આવશે અને બધા જ અદબો અને હુકમો મસ્જિદના જ તેના ઉપર લાગુ પડશે, તેને જમીનદોસ્ત કરવી કે આગ લગાડવી જાઈઝ નથી અને જે લોકો તેમાં નમાઝ પઢશે તેમની નમાઝ પણ અદા થઈ જશે, જો કે આવા હેતુથી મસ્જિદ બનાવવી એક આગવો ગુનોહ છે તે અલગ બાબત છે.

તેનાથી એ પણ જાણ થઈ ગઈ કે આ પ્રમાણે દેખાડા કે નામના માટે કે પછી જીદ અને દુશ્મનાવટના કારણે જો મુસલમાન કોઈ મસ્જિદ બનાવી લે, જો કે મસ્જિદ બનાવનારને તેનો સવાબ મળશે નહીં બલકે ગુનોહ થશે પરંતુ તેને કુર્આનની પરિભાષિત કરેલી "મસ્જિદે જિરાર" કહેવામાં નહીં આવે, અમુક લોકો જે આ પ્રકારની મસ્જિદને "મસ્જિદે જિરાર"નું ઉપનામ આપે છે તે યોગ્ય નથી, અલબત્ત તેને મસ્જિદે જિરાર સમકક્ષ કહી શકાય છે એટલા માટે આવી મસ્જિદ બનાવવાને રોકી પણ શકાય છે જેમકે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક ફરમાન બહાર પાડ્યું હતું જેમાં સૂચના આપવામાં આવી હતી કે, એક મસ્જિદની બિલકુલ પાસે બીજી મસ્જિદ ન બનાવવામાં આવે કે જેનાથી પ્રથમ મસ્જિદની જમાઅત અને રોનક પ્રભાવિત થતી હોય. *(તફસીરે કશ્શાફ)*

આ મસ્જિદે જિરાર વિશે બીજી આયતમાં રસૂલે કરીમ ﷺને આ હુકમ આપવામાં આવ્યો لَا تَقُمْ فِيْهِ اَبَدًا તેમાં કયામનો અર્થ "નમાઝ માટે ઊભા થવું" થાય છે, મતલબ એ છે કે તમે તે નામની મસ્જિદમાં કદાપિ નમાઝ ન પઢો.

**મસ્અલો :**

તેનાથી એટલી જાણ થાય છે કે જો આજે પણ કોઈ નવી મસ્જિદ પ્રથમ મસ્જિદની બિલકુલ નજીક વિના કોઈ જરૂરતે ફક્ત દેખાડા અને નામના માટે અથવા જીદ કે દુશ્મનાવટના લીધે બનાવવામાં આવે તો તેમાં નમાઝ પઢવું સારું નથી, જો કે નમાઝ થઈ જાય છે.

આ જ આયતમાં રસૂલે કરીમ ﷺને એ પણ સૂચના આપી દેવામાં આવી છે કે, તમારા માટે નમાઝ પઢવી તે જ મસ્જિદમાં યોગ્ય છે જેનો પાયો પ્રથમથી જ તકવા ઉપર મૂકવામાં આવ્યો છે અને તેમાં એવા લોકો નમાઝ પઢે છે જેમને પવિત્રતા અને સ્વચ્છતાની પૂરી કાળજી રાખવાનું પસંદ છે અને અલ્લાહ તઆલા પણ એવા પવિત્ર લોકોને પસંદ કરે છે.

પાછલી આયતથી જાહેર થાય છે કે, આ મસ્જિદ એ "મસ્જિદે કુબા" છે, જેમાં તે વખતે રસૂલે કરીમ ﷺ નમાઝ પઢવા માટે ક્યારેક ક્યારેક જતા હતા અને રિવાયતની હદીષોથી એનું સમર્થન પણ મળે છે.

(کَمارَوَاهُ ابْنُ مَرْدَوَيْهِ عَنِ ابْنِ عَبَّاسٍ وَّ عَمْرِ وبْنِ شَيْبَةَ عَنْ سَهْلِ الْاَنْصَارِىْ وَابْنُ خُزَيْمَةَ فِىْ صَحِيْحِهٖ عَنْ عُوَيْمَرِ بْنِ صَاعِدَةَ، اَزْمَظْهَرِىْ)

અને અમુક રિવાયતોમાં જે એ પ્રમાણે આવ્યું છે કે તેનો અર્થ મસ્જિદે નબવી ﷺ છે તો તેનો પણ નકાર નથી થતો, કારણ કે મસ્જિદે નબવી ﷺ જેનો પાયો વહી પ્રમાણે રસૂલે કરીમ ﷺએ પોતાના હાથ મુબારકથી મૂક્યો હોવાનું જગ જાણીતું છે અને તેના કારણે તેની બુનિયાદ તકવા ઉપર છે, કારણ કે રસૂલે કરીમ ﷺથી વધારે પવિત્ર કોણ હોઈ શકે છે ? એટલા માટે તે પણ આ આયતના અર્થ તરીકે હોઈ શકે છે.

(كَمَا رَوَاهُ التِّرْمِذِىُّ وَ صَحَّحَهُ عَنْ اَبِىْ سَعِيْدِنِ ا لْخُدَرِىِّ مَرْفُوْعًا، اَزْقُرْطُبِىْ)

فِيْهِ رِجَالٌ يُّحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا પ્રસ્તુત આયતમાં રસૂલે કરીમ ﷺને નમાઝ પઢવા માટે તે મસ્જિદને યોગ્ય ઠરાવી, જેનો પાયો પ્રથમથી જ તકવા ઉપર મૂકવામાં આવ્યો. જેના અર્થમાં "મસ્જિદે કુબા" અને "મસ્જિદે નબવી ﷺ" બંને સામેલ છે. આ મસ્જિદની એક શ્રેષ્ઠતા એ પણ બતાવવામાં આવી કે તે મસ્જિદના નમાઝીઓ એવા લોકો છે જેઓ પવિત્રતા અને સ્વચ્છતાનો ઘણો જ ખ્યાલ રાખી કાળજી રાખે છે, સ્વચ્છતા અને પવિત્રતાનો અર્થ આ સ્થળે સામાન્ય ગંદકીઓ અને નાપાકીઓથી પાક થવું પણ સામેલ છે અને ગુનાહો તથા દુષ્કૃત્યોથી પવિત્ર થવું પણ તેમાં દાખલ છે, મસ્જિદે કુબા અને મસ્જિદે નબવી ﷺના આ નમાઝીઓ મોટા ભાગે આ સદ્ગુણો ધરાવનારા હતા.

**ખુલાસો :**

તેનાથી એ પણ જાણ થઈ કે કોઈ મસ્જિદની શ્રેષ્ઠતાનો વાસ્તવિક આધાર એ બાબત ઉપર છે કે, તે નિખાલસતાથી માત્ર અલ્લાહ માટે જ બનાવવામાં આવી હોય, તેમાં કોઈ દેખાડો, નામના અથવા કોઈ અન્ય સ્વાર્થી હેતુઓની કોઈ દખલગીરી ન હોય અને એ પણ જાણ થઈ ગઈ કે નમાઝીઓ નેક, સદ્ગુણી, વિદ્વાન, ઈબાદતગુઝાર હોવાથી પણ મસ્જિદની શ્રેષ્ઠતા વધી જાય છે, જે મસ્જિદના નમાઝીઓ સામાન્ય રીતે વિદ્વાનો, સદ્કૃત્ય આચરનારા લોકો,

પરહેઝગારો હોય તો તે મસ્જિદમાં નમાઝ પઢવાની શ્રેષ્ઠતા વધારે છે.

ત્રીજી અને ચોથી આયતમાં આ સ્વીકૃતિપ્રાપ્ત મસ્જિદના મુકાબલામાં મુનાફિકોની બનાવેલી મસ્જિદે જિરારની ટીકા કરવામાં આવી છે કે, તેનું ઉદાહરણ એવું છે જેમકે દરિયાના કિનારા ઉપર અમુક સમયે પાણી જમીનની ભેખડને નીચેથી કોરી ખાય છે અને ઉપર જમીનની સપાટી સરખી નજરે પડે છે, જો તેના ઉપર કોઈ ઈમારત ચણે તો દેખીતું છે કે તે તરત જ પડી જશે, એ જ પ્રમાણે આ મસ્જિદે જિરારનો પાયો પણ ટકાઉ ન હતો, તેનું પરિણામ એ આવ્યું છે કે તેને પાડી નાંખવામાં આવી અને તે જહન્નમની આગમાં ચાલી ગઈ, જહન્નમની આગમાં જવાનો અર્થ પ્રતિકાત્મક સ્વરૂપે હોઈ શકે છે કે તેનાથી તેને બનાવનારા લોકો માટે તેણે જહન્નમનો માર્ગ મોકળો કરી આપ્યો અને અમુક લોકોએ તેને વાસ્તવિક શબ્દો સાથે પણ પરિભાષિત કર્યું છે કે, વાસ્તવમાં જ્યારે આ મસ્જિદ જમીનદોસ્ત કરી નાંખવામાં આવી તો તે જહન્નમમાં ચાલી ગઈ. વલ્લાહુ અઅ્લમુ.

આગળ ફરમાવ્યું કે, તેનું આ ચણતર હંમેશા તેમની શંકા અને નિફાકને વધારતું રહેશે જ્યાં સુધી કે તેમના દિલો ટૂકડે-ટૂકડા ન થઈ જાય, એટલે સુધી કે જ્યાં સુધી તેમની જિંદગી સમાપ્ત ન થઈ જાય તેમની શંકા, નિફાક અને ઈર્ષ્યા તથા ક્રોધની અગ્નિ દિલમાં ભભૂકતી જ રહેશે.

---

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૧૧-૧૧૨)

إِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ أَنْفُسَهُمْ وَأَمْوَالَهُمْ بِأَنَّ لَهُمُ الْجَنَّةَ ۭ يُقَاتِلُوْنَ
فِيْ سَبِيْلِ اللّٰهِ فَيَقْتُلُوْنَ وَيُقْتَلُوْنَ ۣ وَعْدًا عَلَيْهِ حَقًّا فِي التَّوْرٰىةِ وَالْإِنْجِيْلِ
وَالْقُرْاٰنِ ۭ وَمَنْ أَوْفٰى بِعَهْدِهٖ مِنَ اللّٰهِ فَاسْتَبْشِرُوْا بِبَيْعِكُمُ الَّذِيْ بَايَعْتُمْ بِهٖ ۭ وَذٰلِكَ
هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿١١١﴾ اَلتَّآئِبُوْنَ الْعٰبِدُوْنَ الْحٰمِدُوْنَ السَّآئِحُوْنَ الرّٰكِعُوْنَ
السّٰجِدُوْنَ الْاٰمِرُوْنَ بِالْمَعْرُوْفِ وَالنَّاهُوْنَ عَنِ الْمُنْكَرِ وَالْحٰفِظُوْنَ لِحُدُوْدِ اللّٰهِ ۭ وَ
بَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿١١٢﴾

## તરજુમો :

*નિઃશંક ! અલ્લાહે મુસલમાનો પાસેથી તેમના પ્રાણ અને તેમનો માલ ખરીદી લીધો એ કિંમત ઉપર કે તેમના માટે જન્નત છે, અલ્લાહના માર્ગમાં લડે છે પછી મારે છે અને મરે છે, સાચો વાયદો થઈ ચૂક્યો છે તેની જવાબદારી ઉપર તવરાત અને ઈન્જીલ અને કુર્આનમાં અને કોણ છે અલ્લાહથી વધારે કરારનો પાબંદ? બસ ખુશીઓ મનાવો એ સોદા ઉપર જે તમે તેની સાથે કર્યો અને આ જ મોટી સફળતા છે. (૧૧૧) તેઓ તવબહ કરનારા છે, બંદગી કરનારા છે, હમ્દ (શુક્ર) કરનારા, બેતા'લ્લુક રહેનારા (અલ્લાહના માર્ગમાં મુસાફરી કરનારા-રોઝા રાખનારા), રુકૂઅ્ કરનારા, સિજદહ કરનારા, નેક વાતનો હુકમ કરનારા અને બુરી વાતથી રોકનારા અને તે હદોનું રક્ષણ કરનારા જે અલ્લાહે બાંધી અને ઈમાનવાળાઓને ખુશખબરી સંભળાવી દો. (૧૧૨)*

## તફસીર :

નિઃશંક ! અલ્લાહ તઆલાએ મુસલમાનો પાસેથી તેમના પ્રાણ અને તેમના માલને એ બાબતના બદલામાં ખરીદી લીધા છે કે, તેમને જન્નત મળશે (અને અલ્લાહને માલ અને પ્રાણ વેચવાનો ભાવાર્થ એ છે કે) તે લોકો અલ્લાહના માર્ગમાં (એટલે કે જિહાદમાં) લડે છે જેમાં (ક્યારેક તેઓ) મારે છે અને (ક્યારેક) માર્યા (પણ) જાય છે, (એટલે કે તેઓ જિહાદ કરે છે ભલે તેમાં તેઓ "ગાઝી" બને અથવા "શહીદ" થાય) એ (મરવા-મારવા)ના ઉપર (તેમને જન્નતનો) સાચો વાયદો કરવામાં આવ્યો છે તવરાતમાં (પણ) અને ઈન્જીલમાં (પણ) અને કુર્આનમાં (પણ) અને (એ દેખીતું છે કે) અલ્લાહથી વધારે પોતાનું વચન પાળનાર કોણ છે ? (અને તેણે આ સોદા ઉપર જન્નતનો વાયદો કર્યો છે) તો (આવી પરિસ્થિતિમાં) તમે લોકો (જેઓ જિહાદ કરી રહ્યા છે) પોતાના આ (પ્રસ્તુત) સોદા ઉપર જેનો તમે (અલ્લાહ તઆલા સાથે) મા'મલો ઠરાવ્યો છે ખુશી મનાવો (કારણ કે, આ સોદા ઉપર તમને વાયદા પ્રમાણે જન્નત મળશે) અને આ (જન્નત મળવી) મહાન સફળતા છે (માટે અવશ્ય તમારે આ સોદો કરવો જ જોઈએ) તે (મુજાહિદીન એવા છે જેમનામાં જિહાદ સિવાય તે સદ્‌ગુણ સંપન્ન લોકો પણ છે કે ગુનાહોથી) તવબહ કરનારા છે (અને અલ્લાહની) ઈબાદત

કરનારા (છે અને અલ્લાહની) સ્તુતિ કરનારા (છે અને) રોઝા રાખનારા (છે અને) રુકૂઅ્ અને સિજ્દહ કરનારા (છે, એટલે કે નમાઝ પઢે છે અને) નેક વાતોનું શિક્ષણ આપનારા (છે) અને ખરાબ વાતોથી રોકનારા (છે) અને અલ્લાહની મર્યાદાઓનું (એટલે કે હુકમોનું) પાલન કરનારા (છે) અને એવા મો'મિનોને (જેમનામાં જિહાદની સાથે આ લક્ષણો પણ હોય) તમે (તેમને) ખુશખબરી સંભળાવી દો (કે તેમના માટે પ્રસ્તુત જન્નતનો વાયદો છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળની આયતોમાં જિહાદમાં વિના કારણે ભાગ ન લેનારા અને રોકાઈ જનારા લોકોની ટીકાનું વર્ણન હતું અને આ આયતમાં મુજાહિદીનની ફઝીલત અને શ્રેષ્ઠતાનું વર્ણન છે.

### આયતનો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) :

ખુલાસા પ્રમાણે મોટા ભાગના વિવરણકારોના મતે આ આયતો "બય્અતુલ અક્બહ" (રસૂલે કરીમ ﷺ સાથે અક્બહના સ્થળે કરવામાં આવેલ વફાદારીના કરાર)માં સામેલ થનાર લોકો વિશે નાઝિલ થઈ છે, જે હિજરત પહેલાં મક્કએ મુકર્રમહમાં મદીનાના અન્સારો પાસેથી લેવામાં આવી હતી એટલા માટે સંપૂર્ણ સૂરત મદની હોવા છતાં આ આયતોને મક્કી કહેવામાં આવી છે.

અક્બહ પહાડના ભાગને કહેવામાં આવે છે, આ સ્થળે તે અક્બહ અર્થ તરીકે છે જે મિનામાં "જમરતુલ અક્બહ"ની સાથે એક પહાડનો ભાગ છે, વર્તમાન સમયમાં હાજીઓની મોટી સંખ્યાના કારણે પહાડનો આ ભાગ સાફ કરીને મેદાન બનાવી દીધું છે ફક્ત "જમરહ" બાકી રહી ગયો છે, આ અક્બહ ઉપર મદીના તય્યિબહના લોકો સાથે ત્રણ વખતે બય્અત (કરાર) લેવામાં આવી હતી, પ્રથમ નબીએ કરીમ ﷺની બઅ્ષતના અગિયારમાં વર્ષે થઈ હતી જેમાં છ વ્યક્તિઓ મુસલમાન થઈને બય્અત કરીને મદીના પાછા ગયા તો મદીનાના ઘર–ઘરમાં રસૂલે કરીમ ﷺ અને ઈસ્લામની ચર્ચા થવા લાગી, આગલા વર્ષે હજ્જની મોસમમાં બાર વ્યક્તિઓ આ જ સ્થળે ભેગા થયા જેમાં પાંચ અગાઉ

આવી ચૂકેલા અને અન્ય સાત નવા હતા તે સૌએ કરાર કર્યા, હવે મદીનામાં મુસલમાનોની ખાસ્સી સંખ્યા થઈ ગઈ જે ચાલીસ વ્યક્તિઓ કરતા વધારે હતી, તેમણે દરખાસ્ત કરી કે અમને કુર્આન પઢાવવા માટે કોઈ વ્યક્તિને મોકલી આપવામાં આવે, રસૂલે કરીમ ﷺએ હઝરત મુસઅબ બિન ઉમૈર (રદિ.)ને મોકલી આપ્યા, તેમણે ત્યાં ઉપસ્થિત મુસલમાનોને કુર્આન પણ શિખવાડ્યું અને ઈસ્લામનો પ્રચાર પણ કર્યો જેના પરિણામે મદીનામાં મોટી સંખ્યામાં સમૂહો ઈસ્લામના વર્તુળમાં સામેલ થઈ ગયા.

ત્યારબાદ નબીએ કરીમ ﷺની બઅ્ષતના તેરમાં વર્ષે સિત્તેર પુરુષો અને સ્ત્રીઓ આ સ્થળે ભેગા થયા, આ ત્રીજી વખતની બયૂઅતે અક્બહ છે જે છેલ્લી છે અને સામાન્ય રીતે બયૂઅતે અક્બહથી આ જ બયૂઅત (કરાર) અર્થ તરીકે લેવામાં આવે છે, આ બયૂઅત ઈસ્લામના સૈદ્ધાંતિક અકીદાઓ અને અમલો સાથે ખાસ સ્વરૂપે કુફ્ફારો સાથે જિહાદ અને જ્યારે રસૂલુલ્લાહ ﷺ હિજરત કરીને મદીના પહોંચે તો આપ ﷺની સુરક્ષા તથા તેમના સમર્થન અને હિમાયત માટે લેવામાં આવી હતી, તેમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! અત્યારે તો કરાર થઈ રહ્યો છે, તમે જે શરતો પોતાના પરવરદિગાર વિશે અથવા પોતાના વિશે કરવા ઈચ્છો તે સ્પષ્ટ કરવામાં આવે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હું અલ્લાહ તઆલા માટે તો એ શરત મૂકું છું કે તમે બધા તેની જ ઈબાદત કરશો, તેના સિવાય કોઈની ઈબાદત કરશો નહીં અને પોતાના માટે એ શરત છે કે, મારી સુરક્ષા એ પ્રમાણે કરશો જેવી રીતે કે પોતાના પ્રાણની, પોતાના માલની અને પોતાના સંતાનોની સુરક્ષા કરો છો; તે લોકોએ પૂછ્યું કે જો અમે આ બંને શરતો પૂરી કરી આપીએ તો તેના બદલામાં અમને શું મળશે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જન્નત મળશે; તે બધા લોકોએ ખુશ થઈને કહ્યું કે, અમે સૌ આ સોદા ઉપર રાજી છે અને એવા રાજી છે કે ન તો હવે અમે આ કરારને રદ્બાતલ કરવાની દરખાસ્ત કરીશું અને ન જ રદ્બાતલ થવાને પસંદ કરીશું.

આ સ્થળે કારણ કે આ કરારમાં જાહેર સ્વરૂપે એક લેનદેનનો મા'મલો બની ગયો તો તેના સંદર્ભમાં આ આયતના શબ્દો ખરીદ-વેચાણના સ્વરૂપમાં નાઝિલ થઈ. اِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ اَنْفُسَهُمْ وَاَمْوَالَهُمْ بِاَنَّ لَهُمُ الْجَنَّةَ આ

આયત સાંભળીને સૌ પ્રથમ હઝરત બરાઅ્ બિન મઅ્રૂર અને અબૂલ હયષમ તથા અસઅદ (રદિ.)એ રસૂલે કરીમ ﷺના હાથ મુબારક ઉપર પોતાનો હાથ મૂક્યો કે અમે આ બાબતે તૈયાર છીએ, તમારી હિફાઝત અમારી સ્ત્રીઓ, સંતાનોની જેમ કરીશું અને તમારા મુકાબલામાં જો દુનિયાના કાળા-ગોરા ભેગા થઈ જશે તો પણ અમે તેમની સામે મુકાબલો કરીશું.

**જિહાદની સૌથી પ્રથમ આયત આ જ છે :**

મક્કએ મુઅજ્જમહમાં જિહાદ અને યુદ્ધના હુકમો નાઝિલ થયા ન હતા, આ સૌ પ્રથમ આયત છે જે મક્કએ મુકર્રમહમાં જિહાદના સંદર્ભમાં નાઝિલ થઈ અને તેનો અમલ હિજરત પછી શરૂ થયો, ત્યારબાદ બીજી આયત નાઝિલ થઈ, اُذِنَ لِلَّذِيْنَ يُقَاتَلُوْنَ (૨૨:૩૯) જ્યારે આ બયઅતે અક્બહ મક્કહના કુરૈશી કાફિરોથી બિલકુલ ગુપ્ત રીતે પૂર્ણ થઈ ગઈ તો રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને મક્કએ મુકર્રમહથી મદીનાની હિજરતનો હુકમ આપી દીધો અને ક્રમે-ક્રમે સહાબએ કિરામ (રદિ.)નો હિજરતનો સિલસિલો શરૂ થઈ ગયો, રસૂલે કરીમ ﷺ અલ્લાહ તબારક વ તઆલા તરફથી પરવાનગી આવવાની રાહ જોતા રહ્યા, હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ જ્યારે જિહાદનો ઈરાદો કર્યો તો રસૂલે કરીમ ﷺએ તેમને પોતાની સાથે રાખવા માટે રોકી લીધા. (આ સંપૂર્ણ ઘટના તફસીરે મઝહરીના હવાલાથી અત્રે ઉપસ્થિત છે).

يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ (الٰى) فِى التَّوْرٰةِ وَالْاِنْجِيْلِ وَالْقُرْاٰنِ આ આયતથી જાણ થાય છે કે, જિહાદ અને યુદ્ધનો હુકમ બધી જ અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતો માટે પણ બધી કિતાબોમાં નાઝિલ કરવામાં આવ્યો અને એવું જે મશહૂર થયું છે કે, ઈન્જીલમાં જિહાદનો હુકમ નથી, શક્ય છે કે પાછળના લોકોએ જે ફેરબદલ તેમાં કરી છે તેમાં જિહાદના હુકમો કાઢી નાંખ્યા હોય. વલ્લાહુ અઅ્લમુ.

فَاسْتَبْشِرُوْا بِبَيْعِكُمُ આ બયઅતે અક્બહની ઘટનામાં જે કરાર રસૂલે કરીમ ﷺ સાથે થયો તે જાહેર સ્વરૂપમાં ખરીદ-વેચાણ બની ગયો, એટલા માટે આયતની શરૂઆતમાં شِرَاءً (શિરાઅ્) શબ્દથી તેને ઓળખાવવામાં આવ્યો હતો, આ વાક્યમાં મુસલમાનોને સંબોધન કરીને ફરમાવવામાં આવ્યું કે આ સોદો તમારા માટે લાભદાયક તથા મુબારક છે, કારણ કે એક નષ્ટ થનાર નશ્વર વસ્તુ

પ્રાણ અને માલના બદલામાં હંમેશા–હંમેશ તથા કાયમી બાકી રહેનાર વસ્તુ ખરીદી લીધી અને વિચાર કરવામાં આવે તો ખર્ચ ફક્ત માલ થયો, જીવ એટલ કે રૂહ તો મૃત્યુ પામ્યા પછી પણ બાકી રહેશે અને હંમેશા રહેશે અને માલ ઉપર વિચાર કરવામાં આવે તો તે પણ અલ્લાહ અલ્લાહ તઆલાએ જ અર્પણ કરેલ છે, માનવી તો પોતાના જન્મ સમયે ખાલી હાથે આવ્યો હતો, તે અલ્લાહે જ તેને બધા માલ–સામાન અને માલ–દોલતનો માલિક બનાવ્યો છે, પોતે જ આપેલી ભેટ–સોગાતોને આખિરતની નેઅ્મતો અને જન્નતનું વળતર બનાવીને જન્નત આપી દીધી, એટલા માટે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું કે આ આશ્ચર્યજનક સોદો છે કે માલ અને તેની કિંમત બંને તમને જ અર્પણ કરી દેવામાં આવી.

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, સાંભળો ! આ કેવા લાભનો વેપાર છે જે અલ્લાહ તઆલાએ દરેક મો'મિન માટે ખુલ્લો મૂક્યો છે ! અને ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ જ તમને માલ આપ્યો છે અને તેમાંથી થોડો ખર્ચ કરીને જન્નતને ખરીદી લો. *(મઝહરી)*

اَلتَّآئِبُوْنَ الْعٰبِدُوْنَ..... આ લક્ષણો તે જ મો'મિનોના છે જેમના વિશે ઉપર વર્ણન થયું છે કે, અલ્લાહ તઆલાએ તેમના પ્રાણ અને માલને જન્નતના બદલામાં ખરીદી લીધા છે. આ આયત એક ખાસ વર્ગ કે જે બયઅતે અક્બહમાં સામેલ થયા હતા તેમના સંદર્ભમાં ઊતરી છે, પરંતુ અર્થની દષ્ટિએ તે બધા જ અલ્લાહના માર્ગમાં જિહાદ કરનાર મુજાહિદો માટે છે અને જે ગુણ–લક્ષણો તેમનામાં ....اَلتَّآئِبُوْنَ દ્વારા વર્ણન કરવામાં આવ્યા તે શરત સ્વરૂપે નથી, કારણ કે જન્નતનો વાયદો અલ્લાહના માર્ગમાં જિહાદ ઉપર આવ્યો છે, આ લક્ષણો વર્ણન કરવાનો હેતુ એ છે કે જે લોકો જન્નતના હકદાર હોય છે તેમના આવા લક્ષણો હોય છે, ખાસ કરીને બયઅતે અક્બહમાં સામેલ થનારા સહાબા (રદિ.)ની હાલત આ જ પ્રમાણે હતી.

السَّآئِحُوْنَ (અસ્સાઈહૂન)નો અર્થ જમહૂર મુફસ્સિરોના મતે صَآئِمُوْنَ (સાઈમૂન) એટલે કે "રોઝહ રાખનારાઓ" થાય છે, વાસ્તવમાં આ શબ્દ سِيَاحَتْ (સિયાહત્) "હરવું–ફરવું"નો અર્થ ધરાવે છે, ઈસ્લામ પહેલાં નસારાઓના ધર્મમાં હરવા–ફરવાને એક ઈબાદત સમજવામાં આવતી હતી કે મનુષ્ય પોતાનું

ઘર છોડીને ઈબાદત માટે નીકળી જાય, ઈસ્લામમાં તેને "રુહબાનિયત" (સન્યાસીપણુ) ઠરાવવામાં આવ્યું અને તેની મનાઈ કરવામાં આવી, તેની જગ્યાએ રોઝહને ઈબાદત ઠરાવવામાં આવી, કારણ કે હરવા-ફરવાનો અર્થ દુનિયા છોડવાનો મકસદ હતો અને રોઝહ એવી વસ્તુ છે કે, જેમાં પોતાના ઘરમાં રહીને પણ એક નક્કી સમય મર્યાદા સુધી દુનિયાની બધી જ ઈચ્છાઓને છોડી દેવાની હોય છે અને આ બીનાએ અમુક રિવાયતોમાં જિહાદને પણ سِيَاحَتْ ઠરાવવામાં આવ્યું છે. ઈબ્ને માજહ, બયહકી અને હાકિમે સહીહ સનદ વડે રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, سِيَاحَةُ اُمَّتِى الْجِهَادُفِىْ سَبِيْلِ اللّٰهِ એટલે કે, "આ ઉમ્મતનું હરવું-ફરવું અલ્લાહના માર્ગમાં જિહાદ છે."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, કુર્આને કરીમમાં જયાં કંઈ પણ سَائِحِيْنَ (સાઈહીન)નો શબ્દ આવ્યો છે, તેનાથી ભાવાર્થ صَائِمِيْنَ (સાઈમીન) છે, હઝરત ઈકરમા (રદિ.)એ سَائِحِيْنَ ની તફસીરમાં ફરમાવ્યું કે એ દીની તા'લીમના વિદ્યાર્થીઓ છે જેઓ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પોતાના ઘરબાળ છોડીને નીકળી જાય છે. *(મઝહરી)*

આ સ્થળે મો'મિન મુજાહિદોના લક્ષણો તરીકે તવબહ કરનારા, ઈબાદત કરનારા, વખાણ અને સ્તુતિ કરનારા, અલ્લાહના માર્ગમાં મુસાફરી કરનારા (રોઝહ રાખનારા), રુકૂઅ્ કરનારા, સિજદહ કરનારા, ભલાઈનો હુકમ આપનારા અને બુરાઈથી રોકનારા એમ સાત વસ્તુઓનું વર્ણન કર્યા પછી આઠમું લક્ષણ اَلْحٰفِظُوْنَ لِحُدُوْدِ اللّٰهِ ફરમાવ્યું. આ વાસ્તવમાં બધા જ ઉપરોક્ત લક્ષણોનો એક ઠોસ શબ્દ છે, જાણે કે સાત લક્ષણોની જે વિગત બતાવવામાં આવી છે તેનો નીચોડ એ છે કે આ લોકો પોતાના દરેક કાર્ય અને નિવેદનમાં અલ્લાહની મર્યાદાઓ એટલે કે શરીઅતના હુકમોના પાબંદ છે અને આ મર્યાદાઓનું પાલન કરી તેની હિફાઝત કરે છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ એટલે કે, જે મો'મિનોમાં આ પ્રમાણેના લક્ષણો હોય જે ઉપર વર્ણન કરવામાં આવ્યા તેમને એવી નેઅ્મતોની ખુશખબરી સંભળાવી દો જેની કોઈને કલ્પના સુદ્ધાં ન થઈ શકે અને ન જ કોઈ લખાણ દ્વારા તેને સમજી શકાય અને ન જ કોઈ કાનોએ તેનું વર્ણન સાંભળ્યું અને તેનો અર્થ જન્નતની નેઅ્મતો છે.

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૧૩–૧૧૪)

مَا كَانَ لِلنَّبِيِّ وَالَّذِينَ اٰمَنُوْٓا اَنْ يَّسْتَغْفِرُوْا لِلْمُشْرِكِيْنَ وَلَوْ كَانُوْٓا اُولِيْ قُرْبٰى
مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمْ اَنَّهُمْ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿۱۱۳﴾ وَمَا كَانَ اسْتِغْفَارُ اِبْرٰهِيْمَ لِاَبِيْهِ اِلَّا
عَنْ مَّوْعِدَةٍ وَّعَدَهَآ اِيَّاهُ ۚ فَلَمَّا تَبَيَّنَ لَهٗٓ اَنَّهٗ عَدُوٌّ لِّلّٰهِ تَبَرَّاَ مِنْهُ ۭ اِنَّ اِبْرٰهِيْمَ
لَاَوَّاهٌ حَلِيْمٌ ﴿۱۱۴﴾

### તરજુમો :

*નબી માટે અને મુસલમાનો માટે યોગ્ય નથી કે મુશ્રિકોની બખ્શીશ ઈચ્છે ભલે તે નિકટના સગાં હોય જ્યારે કે તેમના ઉપર જાહેર થઈ ચૂક્યું કે તેઓ દોઝખવાળા છે. (૧૧૩) અને ઈબ્રાહીમ (અલૈ.)નું પોતાના બાપ માટે બખ્શીશ માંગવું ન હતું બસ પરંતુ એક વાયદાના કારણે કે તેનાથી વાયદો કરી ચૂક્યો હતો, પછી જ્યારે ઈબ્રાહીમ (અલૈ.) ઉપર જાહેર થઈ ચૂક્યું કે તે અલ્લાહનો દુશ્મન છે તો તેનાથી અળગા થઈ ગયા, બેશક ! ઈબ્રાહીમ (અલૈ.) ઘણા નરમદિલ સહનશીલ હતા. (૧૧૪)*

### તફસીર :

પયગમ્બર (ﷺ) અને બીજા મુસલમાનો માટે જાઈઝ નથી કે મુશ્રિકો માટે મગફિરત (મા'ફી)ની દુઆ માંગે, ભલે તે સગાં–વહાલાં જ (કેમ ન) હોય એ બાબત જાહેર થઈ ગયા પછી કે આ લોકો દોઝખી છે (એ કારણથી કે તેઓ કુફ્ર ઉપર જ મર્યા છે) અને (જો હઝરત ઈબ્રાહીમ અલૈ.ની ઘટનાથી શંકા હોય કે તેમણે પોતાના પિતા માટે મગફિરતની દુઆ કરી હતી તો તેનો જવાબ એ છે કે) ઈબ્રાહીમ (અલૈ.)ની પોતાના બાપ માટે મગફિરતની દુઆ માંગવી (તે તેનાથી અગાઉ થયું હતું જ્યારે કે તેનું દોઝખી હોવું જાહેર થઈ ચૂક્યું અને) તે (પણ) ફક્ત એ વાયદાના કારણે હતું જે તેમણે તેનાથી કરી લીધો હતો (આ નિવેદનમાં سَاَسْتَغْفِرُ لَكَ رَبِّىْ જે જાઈઝ હોવું છે તે તો એટલા માટે હતું કે તેનું દોઝખી હોવું જાહેર થઈ ચૂક્યું ન હતું અને તે મા'ફી માંગવાની ઘટના એટલા માટે ઘટી હતી કે તેમણે વાયદો કરી લીધો હતો, નહિતર જાઈઝ હોવા છતાં પણ આવી ઘટના ન

બની હોત) પછી જ્યારે તેમના ઉપર એ વાત જાહેર થઈ ગઈ કે તે અલ્લાહનો દુશ્મન છે (એટલે કે કાફિર થઈને મર્યો છે) તો તેઓ તેનાથી બિલકુલ અળગા થઈ ગયા (કે ઈસ્તિગફાર કરવાનું પણ છોડી દીધું, કારણ કે તે સમયે મા'ફીની દુઆ માંગવી પણ વ્યર્થ જ છે, કારણ કે કાફિર થઈને મૃત્યુ પામેલ વ્યક્તિ માટે મગફિરતની સંભાવનાની શક્યતા જ નથી તેની હયાતી હોવાની હાલતથી વિપરીત કે, કદાચ તે સમયે દુઆએ મગફિરતનો અર્થ હિદાયતની તવફીક હોઈ શકે છે કે હિદાયતની તવફીક માટે મગફિરત જરૂરી છે અને રહી વાત એ કે તે વાયદો કેમ કરી લીધો હતો ? તેનું કારણ એ છે કે) વાસ્તવમાં ઈબ્રાહીમ (અલૈ.) ઘણા દયાળુ-સહનશીલ સ્વભાવના હતા (કે બાપે તેમને એવી કઠોર વાતો કહી તે છતાં તેમણે સહનશીલતાથી કામ લીધું અને તેનાથી વિશેષ એ કે લાગણીના પ્રવાહમાં આવો વાયદો કરી લીધો અને લાભની સંભાવના સુધી આ વાયદાને પૂરો કર્યો, જ્યારે નિરાશા સાંપડી તો છોડી દીધો, તેનાથી વિપરીત તમારો ઈસ્તિગફાર કે જે મુશ્રિકોના મરવા પછી કરવામાં આવી રહ્યો છે જે વ્યક્તિનું શિર્કની હાલતમાં મરવું સાબિતી સાથે જાહેર થઈ ચૂક્યું છે અને શરીઅતના હુકમ પ્રમાણે એવી જાહેરાત પૂરતી છે પછી અનુમાન લગાવવું ક્યાં સુધી સાચું છે ? અને આવા અનુમાન ઉપર સંભાવના ક્યાં સુધી અવલંબિત હોઈ શકે છે ?).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ તવબહ કાફિરો અને મુશ્રિકોથી સંપૂર્ણ અળગા થવાની અને બિલકુલ અલગ-ઠલગ થઈ જવાના હુકમ ઉપર આધારિત છે. સૂરતની શરૂઆત જ بَرَآءَةٌ مِّنَ اللّٰهِ થી થઈ છે અને એટલા માટે આ સૂરતનું એક નામ "સૂરએ બરાઅત" પણ પ્રખ્યાત છે અને જે પ્રમાણે તેમાં હુકમો આવ્યા છે તે દુનિયવી જિંદગીમાં કાફિરો અને મુશ્રિકો સાથે સંબંધ વિચ્છેદ કરવા અને તેમનાથી અળગા થઈ જવા ઉપર આધારિત છે, આ આયતમાં એ જ હુકમો એટલે કે તેમનાથી અળગા થઈ જવાનો તથા સંબંધ વિચ્છેદ કરવાનો આખિરતની જિંદગીના સંદર્ભમાં આવ્યો છે કે, કાફિર અને મુશ્રિક માટે તેમના મૃત્યુ પછી મગફિરતની દુઆ કરવી પણ જાઈઝ નથી, જેમકે આનાથી અગાઉ એક આયતમાં મુનાફિકોની જનાઝહની નમાઝ પઢવાની રસૂલે કરીમ ﷺને મનાઈ કરવામાં આવી હતી.

આયત ઊતરવાનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) સહીહ બુખારી અને મુસ્લિમની રિવાયત પ્રમાણે એ છે કે, રસૂલે કરીમ ﷺના કાકા અબૂતાલીબ જો કે મુસલમાન થયા ન હતા પરંતુ સમગ્ર જીવન રસૂલે કરીમ ﷺની હિમાયત અને રક્ષણ કરતા રહ્યા અને તેમના વિશે પોતાના કુટુંબ જ્ઞાતિમાંથી કોઈપણ વ્યક્તિનું કહ્યું માન્યું નહીં, રસૂલે કરીમ ﷺએ પણ એ બાબતની ખૂબ કાળજી રાખી હતી કે, કોઈપણ રીતે તેઓ ઈસ્લામનો કલિમો પઢી લે અને ઈમાન લઈ આવે તો તેમની સિફારસ કરવાનો મોકો મળી જશે અને તેઓ જહન્નમના અઝાબથી બચી જશે. મરણશૈયામાં જ્યારે તેમનો અંતિમ સમય હતો ત્યારે રસૂલે કરીમ ﷺને ઘણી ચિંતા હતી કે તેઓ અત્યારે પણ કલિમો પઢી લે તો કામ બની જાય, એટલા માટે એવી હાલતમાં આપ ﷺ તેમની પાસે પહોંચ્યા પરંતુ અબૂ જહલ, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમૈયા પ્રથમથી જ ત્યાં ઉપસ્થિત હતા, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, હે મારા કાકા ! કલિમએ لَآاِلٰـهَ اِلَّا اللّٰهُ (લા ઈલાહ ઈલ્લલ્લાહુ) પઢી લો તો હું આપની બખ્શીશ માટે પ્રયત્ન કરીશ પરંતુ અબૂજહલ બોલી ઊઠ્યો કે, શું તમે અબ્દુલ મુત્તલીબના ધર્મને છોડી દેશો ? રસૂલે કરીમ ﷺએ કેટલાય વખતે ફરી પોતાની વાતનું પુનરાવર્તન કર્યું પરંતુ દરેક સમયે અબૂજહલ એ જ વાત કહી દેતો, એટલે સુધી કે અંતિમ વાતચીતમાં અબૂતાલિબે એવું જ કહ્યું કે, હું અબ્દુલ મુત્તલીબના ધર્મ ઉપર છું અને એ જ હાલતમાં તેમની વફાત થઈ ગઈ. રસૂલે કરીમ ﷺએ કસમ ખાધી કે હું તમારા માટે સતત ઈસ્તિગફાર કરતો રહીશ જ્યાં સુધી કે મને તેની મનાઈ કરવામાં ન આવે, તે બાબતે મનાઈની આ આયત નાઝિલ થઈ જેમાં રસૂલે કરીમ ﷺ અને બધા જ મુસલમાનો માટે કાફિરો અને મુશ્રિકોની મગફિરતની દુઆ કરવાથી મનાઈ કરવામાં આવી ભલે તેઓ નજીકના સગાં જ કેમ ન હોય !

આ બાબતે અમુક મુસલમાનોમાં એ શંકા થઈ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પણ પોતાના કાફિર બાપ માટે દુઆ કરી હતી તેના જવાબમાં બીજી આયત નાઝિલ થઈ, ....مَا كَانَ اسْتِغْفَارُ اِبْرَاهِيْمَ જેનો ખુલાસો એ છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના પિતા માટે જે દુઆ કરી હતી તેની ઘટના એમ છે કે શરૂઆતમાં જ્યાં સુધી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને એ ખબર ન હતી કે, અંતિમ સમય સુધી તે કુફ્ર ઉપર જ કાયમ રહેશે અને તેના ઉપર જ મૃત્યુ પામશે તો તેનું

દોઝખી હોવું ચોક્કસ ન હતું, એ સમયે તેમણે આ વાયદો કરી લીધો હતો કે હું તમારા માટે મગફિરતની દુઆ કરીશ. سَاَسْتَغْفِرُ لَكَ رَبِّىْ (૧૯ : ૪૭) પછી જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ઉપર એ વાત સ્પષ્ટ અને ખુલ્લી થઈ ગઈ કે તે અલ્લાહનો દુશ્મન છે, એટલે કે તેનો કુફ્રની હાલતમાં જ અંત આવ્યો છે તો તેનાથી અળગા થઈ ગયા અને ઈસ્તિગફાર કરવાનું છોડી દીધું.

કુર્આને કરીમમાં વિવિધ સ્થળોએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું જે પોતાના પિતા માટે મગફિરતની દુઆ કરવાનું વર્ણન થયું છે તે બધું એ જ બાબત ઉપર આધારિત હોવું જોઈએ અને તેનો અર્થ એ થયો કે તેમના પિતાને ઈમાન અને ઈસ્લામની તવફીક મળે જેથી તેની મા'ફી થઈ શકે.

ગઝ્વએ ઊહદમાં જ્યારે રસૂલે કરીમ ﷺના ચહેરા મુબારકને કાફિરોએ ઘાયલ કરી દીધો તો આપ ﷺ ચહેરા મુબારકથી લોહી સાફ કરતા-કરતા આ દુઆ કરતા હતા اَللّٰهُمَّ اغْفِرْ لِقَوْمِىْ اِنَّهُمْ لَا يَعْلَمُوْنَ એટલે કે, ''યા અલ્લાહ મારી કોમને મા'ફ કરી દે તેઓ નાદાન છે.'' કાફિરો માટે આ મગફિરત (મા'ફી)ની દુઆનો હેતુ પણ એ જ છે કે તેમને ઈમાન અને ઈસ્લામની તવફીક અર્પણ કર કે જેથી તેઓ મા'ફીપાત્ર બની જાય.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે તેનાથી સાબિત થયું કે હયાત હોય એવા કાફિર માટે એવી નિય્યતથી મગફિરતની દુઆ કરવી જાઈઝ છે કે તેને ઈમાનની તવફીક મળે અને તે મગફિરતનો હકદાર બની જાય.

اِنَّ اِبْرَاهِيْمَ لَاَوَّاهٌ حَلِيْمٌ માં શબ્દ اَوَّاهٌ (અવ્વાહૂન) ઘણા બધા અર્થો માટે ઉપયોગ થાય છે, કુર્તુબી (રહ.)એ તેના વિશે પંદર નિવેદનો નોંધ્યા છે પરંતુ બધા અર્થોમાં સામ્યતા છે કોઈ વાસ્તવિક વિરોધાભાસ નથી, તેમાંથી અમુક અર્થો આ પ્રમાણે છે. ''વધુ પ્રમાણમાં આહ ! કરનારો, વધુ પ્રમાણમાં દુઆ કરનારો, અલ્લાહના બંદાઓ ઉપર રહમ (દયા) કરનારો.'' હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી પણ આ જ અર્થ હોવાનું નકલ થયું છે.

————————

——————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૧૫–૧૧૬)

وَمَا كَانَ اللّٰهُ لِيُضِلَّ قَوْمًا بَعْدَ اِذْ هَدٰىهُمْ حَتّٰى يُبَيِّنَ لَهُمْ مَّا يَتَّقُوْنَ ۭ اِنَّ اللّٰهَ
بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿١١٥﴾ اِنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ يُحْيٖ وَيُمِيْتُ ۭ وَمَا
لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ﴿١١٦﴾

## તરજુમો :

*અને અલ્લાહ એવો નથી કે કોઈ કોમને ગુમરાહ કરે જ્યારે કે તેમને માર્ગ ઉપર લાવી ચૂક્યો જ્યાં સુધી તેમના ઉપર જાહેર ન કરી દે જેનાથી તેમણે બચવું જોઈએ, બેશક ! અલ્લાહ દરેક વસ્તુથી વાકેફ છે. (૧૧૫) અલ્લાહની જ સલતનત છે આસમાનો અને જમીનમાં, જીવાડે છે અને મારે છે અને તમારો અલ્લાહના સિવાય કોઈ હિમાયતી નથી અને ન જ મદદગાર. (૧૧૬)*

## તફસીર :

અને અલ્લાહ તઆલા એવું નથી કરતો કે કોઈ કોમને હિદાયત આપ્યા પછી ગુમરાહ કરે જ્યાં સુધી કે તે કોઈ વસ્તુઓને સાફ–સાફ (ખુલ્લમ–ખુલ્લું) ન બતાવી આપે જેનાથી તેઓ બચતા રહે (બસ, જ્યારે અમે તમને મુસલમાનોને હિદાયત આપી અને તે અગાઉ મુશ્રિકોને મા'ફી માંગવાની મનાઈ બતાવી ન હતી તો એવું કરવાથી તમને એ સજા આપવામાં નહીં આવે કે તમારામાં ગુમરાહીના લક્ષણો પેદા કરવામાં આવે); બેશક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી પેઠે જાણે છે, (બસ, તે એવું પણ જાણે છે કે અમારા બતાવ્યા વિના કોઈ વ્યક્તિ એવા હુકમોને જાણી જ નથી શકતો એટલા માટે તે પ્રવૃત્તિઓથી નુકસાન પણ નથી પહોંચવા દેતો અને) નિઃશંક ! અલ્લાહની જ બાદશાહત છે આસમાનો અને જમીનોમાં; તે જ જીવાડે અને મારે છે (એટલે કે દરેક પ્રકારની બાદશાહત અને શક્તિ તેના માટે ખાસ છે, એટલા માટે જે ઈચ્છે છે તે હુકમ આપી શકે છે અને જે નુકસાનથી બચાવવા ઈચ્છે બચાવી શકે છે) અને તમારો અલ્લાહ સિવાય ન જ કોઈ હિમાયતી છે ન તો કોઈ મદદગાર (બલકે તે અલ્લાહ તઆલા જ હિમાયતી

અને મદદગાર છે એટલા માટે તમને નુકસાનથી બચાવે છે અને જો તમે તે છતાં તેનું આજ્ઞાપાલન ન કર્યું તો તમોને તેના સિવાય કોઈ જ બચાવનાર નથી).

————————————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૧૭–૧૧૮–૧૧૯)

لَقَدْ تَّابَ اللّٰهُ عَلَى النَّبِيِّ وَالْمُهٰجِرِيْنَ وَالْاَنْصَارِ الَّذِيْنَ اتَّبَعُوْهُ فِيْ سَاعَةِ الْعُسْرَةِ
مِنْۢ بَعْدِ مَا كَادَ يَزِيْغُ قُلُوْبُ فَرِيْقٍ مِّنْهُمْ ثُمَّ تَابَ عَلَيْهِمْ ؕ اِنَّهٗ بِهِمْ رَءُوْفٌ
رَّحِيْمٌ ﴿١١٧﴾ وَّعَلَى الثَّلٰثَةِ الَّذِيْنَ خُلِّفُوْا ؕ حَتّٰٓى اِذَا ضَاقَتْ عَلَيْهِمُ الْاَرْضُ بِمَا
رَحُبَتْ وَضَاقَتْ عَلَيْهِمْ اَنْفُسُهُمْ وَظَنُّوْٓا اَنْ لَّا مَلْجَاَ مِنَ اللّٰهِ اِلَّآ اِلَيْهِ ؕ ثُمَّ تَابَ
عَلَيْهِمْ لِيَتُوْبُوْا ؕ اِنَّ اللّٰهَ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿١١٨﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ ع
وَكُوْنُوْا مَعَ الصّٰدِقِيْنَ ﴿١١٩﴾

### તરજુમો :

*ખરેખર, અલ્લાહ મહેરબાન થયો નબી ઉપર અને મુહાજિરો અને અન્સારો ઉપર જેઓ મુશ્કેલીની ઘડીમાં નબીની સાથે રહ્યા એ પછી કે નિકટ હતું કે તેમનામાંથી અમુકના દિલો ફરી જાય, પછી તેમના ઉપર મહેરબાન થયો, બેશક ! તે તેમના ઉપર ઘણો મહેરબાન છે રહમ કરનારો. (૧૧૭) અને તે ત્રણ વ્યક્તિઓ ઉપર જેમનો મા'મલો મુલતવી રાખ્યો હતો એટલે સુધી કે જ્યારે તેમના ઉપર જમીન તેની વિશાળતા છતાં તંગ થઈ ગઈ અને તેમના ઉપર તેમના જીવ તંગ થઈ ગયા અને સમજી ગયા કે અલ્લાહથી ક્યાંય શરણ નથી પરંતુ તેના જ તરફ, પછી તેમના ઉપર મહેરબાન થયો જેથી તેઓ પાછા આવે, બેશક ! અલ્લાહ જ છે મહેરબાન રહમ કરનારો. (૧૧૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને સાચાઓની સાથે રહો. (૧૧૯)*

### તફસીર :

અલ્લાહ તઆલાએ પયગમ્બર (ﷺ)ની હાલત ઉપર ધ્યાન આપ્યું (કે

તેમને નુબુવ્વત અને જિહાદની આગેવાની તથા દરેક પ્રકારની વિશેષતાઓ અર્પણ કરી) અને મુહાજિરો તથા અન્સારોની હાલત ઉપર પણ (ધ્યાન આપ્યું કે તેમને એવી સંઘર્ષયુક્ત જિહાદમાં પણ અડગ રાખ્યા) જેમણે એવી તંગીના સમયે પયગમ્બર (ﷺ)નો સાથ આપ્યો તે પછી કે તેમનામાંથી એક વર્ગના દિલો ફરી જવાની અણી ઉપર હતા (અને જિહાદમાં જવાની હિંમત હારવાના તૈયારીમાં હતા પરંતુ) પછી અલ્લાહે તે (વર્ગ)ની હાલત ઉપર ધ્યાન આપ્યું (કે તેમને સંભાળી લીધા અને અંતે તેઓ સાથે થઈ જ ગયા, બસ) નિઃશંક! અલ્લાહ તઆલા દરેક ઉપર ઘણો જ માયાળુ મહેરબાન છે (કે પોતાની મહેરબાનીથી દરેકની પરિસ્થિતિ ઉપર કઈ-કઈ રીતે ધ્યાન આપ્યું છે ?) અને તે ત્રણ વ્યક્તિઓની હાલત ઉપર પણ (ધ્યાન આપ્યું) જેમનો મા'મલો મુલતવી રાખવામાં આવ્યો હતો એટલે સુધી કે જ્યારે (તેમની પરેશાની એટલી હદે પહોંચી કે) જમીન પોતાની (આટલી મોટી) વિશાળતા છતાં તેમના ઉપર તંગી કરવા લાગી અને તેઓ પોતે પોતાના પ્રાણોથી તંગ આવી ગયા અને તેમણે સમજી લીધું કે અલ્લાહ તઆલા(ની પકડ)થી ક્યાંય (અન્યત્ર) શરણ નથી મળી શકતું એ સિવાય કે તેના જ તરફ શરણ લેવામાં આવે (તે સમયે તે ખાસ ધ્યાન આપવાપાત્ર થયા) પછી તેમની હાલત ઉપર (પણ ખાસ) ધ્યાન આપ્યું જેથી તેઓ હવે પછી પણ (આવા પ્રસંગોએ મુસીબત અને ત્રુટીઓ કે ભૂલો થવાની પરિસ્થિતિમાં અલ્લાહ તરફ) રુજૂઅ્ કર્યા કરે, નિઃશંક ! અલ્લાહ તઆલા ઘણો જ ધ્યાન આપનાર મહાન દયા કરનાર છે, હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને (અમલમાં) સાચાઓની સાથે રહો (એટલે કે જે નિય્યત અને વાતમાં સાચો છે તેના માર્ગ ઉપર ચાલો કે જેથી તમે પણ સચ્ચાઈ અપનાવી લો).

## મસ્અલા અને બોધપાઠ :

અમુક આયતો અગાઉ આયત وَاٰخَرُوْنَ اعْتَرَفُوْا ના વર્ણનમાં લખવામાં આવ્યું હતું કે, ગઝ્વએ તબૂક માટે બધા મુસલમાનોને નીકળવાનો હુકમ જાહેર અને સર્વસામાન્ય હતો તે સમયે લોકોના પાંચ પ્રકારો થઈ ગયા હતા. બે પ્રકાર મુનાફિકોના હતા જેમનું વર્ણન પાછલી આયતોમાં વિગતવાર આવી ચૂક્યું છે, પ્રસ્તુત આયતોમાં મુખ્લિસ મો'મિનોના ત્રણ પ્રકારોનો ઉલ્લેખ છે. પ્રથમ તે લોકો જેઓ જિહાદનો હુકમ મળતાની સાથે તરત જ તૈયાર થઈ ગયા તેમનું વર્ણન

પ્રસ્તુત આયતોના શરૂઆતના વાક્યમાં اِتَّبَعُوْهُ فِىْ سَاعَةِ الْعُسْرَةِ માં થયું છે, બીજા તે લોકો જેમને શરૂઆતમાં અમુક ખચકાટ રહ્યો પછી તરત જ સંભાળી લીધું અને જિહાદ માટે સૌની સાથે સામેલ થઈ ગયા તેનું વર્ણન આ જ આયતમાં આ વાક્યમાં છે, مِنْ بَعْدِ مَا كَادَ يَزِيْغُ قُلُوْبُ فَرِيْقٍ مِّنْهُمْ

ત્રીજા તે મો'મિનો હતા જેઓ જો કે કામચલાઉ સુસ્તી અને આળસના કારણે જિહાદમાં ન ગયા પરંતુ પાછળથી ખૂબ અફસોસ અને પસ્તાવો કરીને તવબહ કરી અને અંતે તે બધાની તવબહનો સ્વીકાર થયો પરંતુ તેમાં પણ ફરી પાછા બે પ્રકારો થઈ ગયા હતા, આ કુલ દશ વ્યક્તિઓ હતા જેમાંથી સાત વ્યક્તિઓએ તો રસૂલે કરીમ ﷺના પરત આવ્યા પછી તરત જ પોતાના અફસોસ અને તવબહની જાહેરાત એ પ્રકારે કરી કે પોતાની જાતને મસ્જિદે નબવીના થાંભલા સાથે બાંધી દીધા કે જ્યાં સુધી અમારી તવબહનો સ્વીકાર નહીં થાય ત્યાં સુધી બંધાયેલા રહીશું. તેમની તવબહની આયતે તવબહમાં તો એ જ વખતે સ્વીકૃતિ નાઝિલ થઈ ગઈ જેનું વર્ણન આગળ થઈ ચૂક્યું છે પરંતુ ત્રણ વ્યક્તિઓ એવા હતા જેમણે આવું કર્યું ન હતું તેમના વિશે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને અસહકાર (મકાતઅહ–બાયકૉટ)નો હુકમ આપ્યો હતો કે કોઈ તેમની સાથે સલામ–કલામ કે વાતચીત નહીં કરે જેના કારણે એ લોકો સખત પરેશાન થઈ ગયા, તેનું વર્ણન બીજી આયત وَعَلَى الثَّلٰثَةِ الَّذِيْنَ خُلِّفُوْا માં થયું છે, જેમાં અંતે તેમની તવબહની સ્વીકૃતિનું વર્ણન છે અને તેની સાથે જ તેમની સાથેના અસહકારનો હુકમ સમાપ્ત કરવામાં આવ્યો. لَقَدْ تَّابَ اللّٰهُ عَلَى النَّبِيِّ وَالْمُهٰجِرِيْنَ وَالْاَنْصَارِ الَّذِيْنَ اتَّبَعُوْهُ فِىْ سَاعَةِ الْعُسْرَةِ એટલે કે, "અલ્લાહ તઆલાએ તવબહ સ્વીકારી લીધી નબીએ કરીમ ﷺ અને તે મુહાજિરો તથા અન્સારોની જેમણે તંગી અને તકલીફના સમયે તેમનું (નબી ﷺનું) અનુસરણ કર્યું."

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, તવબહ તો ગુનાહોની ભૂલના કારણે હોય છે, રસૂલુલ્લાહ ﷺ તો માસૂમ (નિર્દોષ–ગુનાહોથી પાક) છે, તેમની તવબહ સ્વીકાર કરવાનો શું અર્થ છે ? તદુપરાંત જે સહાબા, મુહાજિરો અને અન્સારોમાં પ્રથમથી જ જિહાદ માટે તૈયાર થઈ ગયા તેમનો પણ કોઈ દોષ નથી, તેમની તવબહ કયા ગુનાહ માટે હતી જેનો સ્વીકાર કરવામાં આવ્યો ?

જવાબ એ છે કે અલ્લાહ તઆલાએ તે સૌને ગુનાહથી બચાવી લીધા તેને જ તવબહના નામથી ઓળખાવવામાં આવ્યું છે અથવા એ કે એ સૌ લોકોને અલ્લાહ તઆલાએ تَـــــوَّابٌ (તવ્વાબ) "તવબહ કરનારા" બનાવી દીધા, તેમાં ઈશારો એ બાબત તરફ છે કે તવબહની આવશ્યકતા અને જરૂરતથી કોઈ વ્યક્તિ બાકાત નથી એટલે સુધી કે રસૂલે કરીમ ﷺ અને આપ ﷺના ખાસ-ખાસ સહાબા (રદિ.) પણ; જેમકે એક બીજી આયતમાં છે, وَتُـوْبُـوْااِلَـى اللّٰـهِ جَمِيْعًا એટલે કે, "સૌ અલ્લાહથી તવબહ કરો." (૨૪ : ૩૧) કારણ એ છે કે અલ્લાહની નિકટતાના દરજ્જાઓનો કોઈ છેડો નથી જે વ્યક્તિ જે સ્થળ ઉપર પહોંચે છે તેની આગળ પણ તેનાથી ઊંચો દરજ્જો હોય છે જેના મુકાબલામાં હાલના દરજ્જા ઉપર અટકી જવું એક ઉણપ અને ત્રુટી છે. મવલાના રૂમીએ એ વિષયને એક શે'રમાં આ રીતે વર્ણન કર્યું છે.

اے برادر بے نہایت در گہی ست : ہر چہ بروے می رسی بروے مأ یست

હે ભાઈ ! આ એવો દરબાર છે કે જેનો છેડો જ નથી;

જે પણ કક્ષાએ પહોંચો તેના ઉપર અટકી ન જશો (બલકે આગળ વધજો).

આ આધારે ઉપસ્થિત દરજ્જા કરતાં આગળનો દરજ્જો હોવાથી તવબહની આવશ્યકતા છે જેથી આગળ ઉપરનો તે દરજ્જો પ્રાપ્ત થાય.

سَـاعَةِ الْـعُسْـرَةِ (સાઅતિલ્ ઉસ્રતિ) તે જ જિહાદના મોકાને કુર્આને કરીમે سَـــاعَـــــةِ الْعُسْـــرَةِ થી ઓળખાવ્યું છે, કારણ કે મુસલમાનો તે સમયે ગરીબી અને તંગીમાં હતા, હસન બસરી (રહ.) ફરમાવે છે કે દશ વ્યક્તિઓ માટે એક સવારી હતી જેના ઉપર તેઓ વારાફરતી બેસતા હતા, મુસાફરીનું ભાથું ઘણું ઓછું અને સામાન્ય કક્ષાનું હતું, બીજી બાજુ સખત ગરમી હતી, પાણી પણ અમુક-અમુક સ્થળે જ અને ખૂબ ઓછું હતું.

مِنْۢ بَـعْدِ مَا كَادَ يَزِيْغُ قُلُوْبُ فَرِيْقٍ مِّنْهُمْ તેમાં જે અમુક લોકોના દિલોમાં زَيْغ (ઝય્ગ)નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો અર્થ દીનથી ફરી જવાનો નથી બલકે, સખત ઋતુ અને સામાનના ઓછા હોવાના કારણે હિંમત હારી જવાનો અને જિહાદથી બચવાનો અર્થ છે, હદીષની રિવાયતો એ બાબતે સાક્ષી છે, આ જ ભૂલ માટેની તેમની તવબહનો સ્વીકાર કરવામાં આવ્યો.

خُلِّفُوْا وَعَلَى الثَّلٰثَةِ الَّذِيْنَ خُلِّفُوْا તેમાં (ખુલ્લીફૂ)નો શાબ્દિક અર્થ એ છે કે "જેઓ પાછળ છોડી દે છે." તેનો અર્થ એ થયો કે જેમની તવબહનો મા'મલો મુલતવી રાખવામાં આવ્યો હતો તે ત્રણ વ્યક્તિઓ હઝરત કઅ્બ બિન માલિક શાઈર (રદિ.), હઝરત મુરારા ઈબ્ને રબીઅ્ (રદિ.) અને હઝરત હિલાલ ઈબ્ને ઉમય્યા (રદિ.); આ ત્રણે અન્સારી વડીલો હતા જેઓ આ અગાઉ બયૂઅતે અક્બહ અને રસૂલે કરીમ ﷺ સાથે અન્ય ગઝ્વાતમાં સામેલ રહી ચૂક્યા હતા પરંતુ આ સમયે સંજોગોવસાત્ આવી ભૂલમાં સપડાય ગયા અને મુનાફિકો કે જેઓ આ જિહાદમાં પોતાના નિફાકના કારણે સામેલ ન થયા હતા તેમણે પણ તેમને એવો જ મશવરો આપ્યો જેનાથી તેમની હિંમત તૂટી ગઈ, પરંતુ જ્યારે રસૂલે કરીમ ﷺ આ જિહાદથી પરત આવ્યા તો આ બધા મુનાફિકોએ હાજર થઈને જૂઠા બહાનાઓ રજૂ કરીને અને જૂઠી કસમો ખાઈને રસૂલે કરીમ ﷺને રાજી કરવા ઈચ્છ્યું, આપ ﷺએ તેમના દિલની હાલત અલ્લાહને સોંપી દીધી અને તેમની જાહેર કસમોનો સ્વીકાર કરી લીધો અને તે લોકો આરામથી રહેવા લાગ્યા, અમુક લોકોએ આ ત્રણે અન્સારી બુઝૂર્ગોને પણ એવી જ સલાહ આપી કે તમે પણ જૂઠું બહાનું કાઢી પોતાનો બચાવ રજૂ કરી દો પરંતુ તેમના દિલોએ તેમની નીંદા કરી કે એક ગુનોહ તો જિહાદથી બચવાનો કરી ચૂક્યા છે, હવે બીજો ગુનોહ રસૂલે કરીમ ﷺ સામે જૂઠું બોલવાનો કરીએ !? એટલા માટે સ્પષ્ટ શબ્દોમાં પોતાની ભૂલનો સ્વીકાર કરી લીધો જેના કારણે તેમની સાથે અસહકારની અને તેમની સાથે વાતચીત ન કરવાની સજા લાગુ પાડવામાં આવી, પરિણામ એ આવ્યું કે અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ સૌની હકીકત ખોલી નાંખી, જૂઠી કસમો ખાઈને જૂઠા બહાનાઓ કરનારાઓનો પર્દાફાશ કરવામાં આવ્યો જેનું વર્ણન અને તેમના ખરાબ પરિણામની હાલત આ અગાઉ ઘણી આયતોમાં يَعْتَذِرُوْنَ اِلَيْكُمْ اِذَا رَجَعْتُمْ اِلَيْهِمْ થી عَلَيْهِمْ دَآئِرَةُ السَّوْءِ સુધી વર્ણન થઈ ચૂકી છે અને આ ત્રણ વડીલો જે સાચું બોલ્યા અને સ્વીકાર કર્યો તેમની તવબહ આ આયતમાં નાઝિલ થઈ અને પચાસ દિવસ રસૂલે કરીમ ﷺના અસહકાર અને સહાબએ કિરામ (રદિ.)ના વાતચીત છોડી દેવાની ખૂબ જ કઠોર મુસીબત વેઠ્યા પછી અત્યંત સન્માનનીય રીતે મુબારકબાદી સાથે રસૂલે કરીમ ﷺ અને બધા જ મુસલમાનોમાં તેઓ સ્વીકૃત થયા.

**આ ત્રણે અન્સારી બુઝૂર્ગોની ઘટનાની વિગત સહીહ હદીષો પ્રમાણે :**

સહીહૈન અને બુખારી, મુસ્લિમ તથા અન્ય મોટા ભાગની હદીષની કિતાબોમાં આ ઘટના વિશે હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)ની એક લાંબી હદીષ લખવામાં આવી છે જે ઘણા જ ફાયદાઓ, મસ્અલાઓ તથા વાસ્તવિકતા ઉપર આધારિત છે, એટલા માટે યોગ્ય એ જ જણાય છે કે તેનો સંપૂર્ણ અનુવાદ અત્રે વર્ણન કરી દેવામાં આવે. આ ત્રણે વડીલોમાંથી એક કઅ્બ બિન માલિક (રદિ.) હતા તેમણે પોતાની ઘટનાની વિગત આ પ્રમાણે બતાવી છે કે,

"રસૂલે કરીમ ﷺએ જેટલા ગઝ્વાતમાં ભાગ લીધો તે બધામાં ગઝ્વએ તબૂક સિવાય હું રસૂલે કરીમ ﷺ સાથે રહ્યો, અલબત્ત ગઝ્વએ બદ્રની ઘટના જો કે અચાનક ઉપસ્થિત થઈ હતી અને રસૂલે કરીમ ﷺએ સૌને તેમાં ભાગ લેવાનો હુકમ પણ આપ્યો ન હતો અને ભાગ ન લેનારા ઉપર કોઈ ક્રોધ પણ ન કર્યો હતો તેમાં પણ હું ભાગ ન લઈ શક્યો હતો અને હું "લયલતુલ અકૂબહ"ના કરારમાં પણ હાજર હતો જેમાં અમે ઈસ્લામની હિમાયત અને રક્ષણનો કરાર કર્યો હતો અને મને આ બયૂઅતે અકૂબહની હાજરી ગઝ્વએ બદ્રની હાજરી કરતા પણ વધારે પ્રિય છે, જો કે ગઝ્વએ બદ્ર લોકોમાં વધારે પ્રખ્યાત છે અને મારો કિસ્સો ગઝ્વએ તબૂકમાં ગેરહાજર રહેવાનો એવો છે કે, હું કોઈ વખતે પણ તે સમયથી વધારે ખુશહાલ અને માલદાર ન હતો..... ખરેખર, મારી પાસે ક્યારેય આથી પહેલા બે સવારીઓ ભેગી થઈ ન હતી જે તે સમયે મોજૂદ હતી.

અને રસૂલે કરીમ ﷺની પોતાની પવિત્ર ટેવ ગઝ્વાત વિશે એ પણ હતી કે, મદીનાથી નીકળવાના સમયે પોતાના ઈરાદાને ગુપ્ત રાખવા માટે એવું કરતા હતા કે જે દિશાએ જઈને જિહાદ કરવાનો હોય મદીનામાંથી તેનાથી વિરુદ્ધ દિશાએથી નીકળતા હતા જેથી મુખબીર (ગુપ્ત ખબરો પહોંચાડનાર) મુનાફિકોને વિરોધી પક્ષને ચેતવવાનો મોકો ન મળવા પામે અને ફરમાવ્યા કરતા હતા કે યુદ્ધમાં આ પ્રમાણેની યુક્તિ જાઈઝ છે.

એટલે સુધી કે આ ગઝ્વએ તબૂકની ઘટના ઉપસ્થિત થઈ (આ જિહાદ ઘણા કારણોના લીધે વિશિષ્ટ પ્રકારનો હતો). રસૂલે કરીમ ﷺએ સખત ગરમી અને અછતની હાલતમાં આ જિહાદનો ઈરાદો કર્યો હતો અને મુસાફરી પણ ઘણી

દૂરની હતી, મુકાબલા ઉપર દુશ્મનની શક્તિ અને સંખ્યા ઘણી વધારે હતી, એટલા માટે રસૂલુલ્લાહ ﷺએ આ જિહાદનું ખુલ્લમ–ખુલ્લું એ'લાન કર્યું હતું જેથી મુસલમાનો આ જિહાદ માટે સંપૂર્ણ તૈયારી કરી શકે.

આ જિહાદમાં ભાગ લેનારાઓની સંખ્યા સહીહ મુસ્લિમની રિવાયત પ્રમાણે દશ હજારથી વધારે હતી અને હાકિમની રિવાયત હઝરત મઆઝ (રદિ.)થી એ છે કે, અમે આ જિહાદમાં રસૂલુલ્લાહ ﷺની સાથે નીકળ્યા તો અમારી સંખ્યા ત્રીસ હજારથી વધારે હતી.

આ જિહાદમાં નીકળનારાઓની કોઈ યાદી લખવામાં આવી ન હતી, એટલા માટે જે લોકો જિહાદમાં જવા ઈચ્છતા ન હતા તેમને એ તક મળી ગઈ કે અમે જો નહિ જઈએ તો કોઈને પણ ખબર પડશે નહિ, જે સમયે રસૂલુલ્લાહ ﷺ જિહાદ માટે નીકળ્યા તો આ તે વખત હતો કે ખજૂરો પાકી રહી હતી, બગીચાઓવાળા તેમાં પ્રવૃત્ત હતા, એવી જ પરિસ્થિતિમાં રસૂલે કરીમ ﷺ અને સામાન્ય મુસલમાનોએ મુસાફરીની તૈયારી શરૂ કરી દીધી, જુમેરાતના દિવસે આપ ﷺએ આ મુસાફરીની શરૂઆત કરી અને મુસાફરી માટે રસૂલે કરીમ ﷺને જુમેરાતનો દિવસ પસંદ હતો ભલે મુસાફરી જિહાદની હોય અથવા કોઈ અન્ય હેતુ માટે.

મારી હાલત પણ એવી હતી કે હું રોજ સવારમાં ઈરાદો કરતો હતો કે જિહાદની તૈયારી કરું પરંતુ કોઈ તૈયારી વિના જ પરત આવી જતો, હું દિલમાં કહેતો હતો કે હું આ જિહાદ માટે શક્તિશાળી છું અને મારે નીકળવું જોઈએ પરંતુ એ જ પ્રમાણે આજકાલ–આજકાલ કરતા મારો ઈરાદો ટાળતો રહ્યો, એટલે સુધી કે રસૂલુલ્લાહ ﷺ અને બધા મુસલમાનો જિહાદ માટે રવાના થઈ ગયા તો પણ મારા દિલમાં એ જ વિચાર આવતો રહ્યો કે હું પણ રવાના થઈ જઈશ અને કોઈ સ્થળે માર્ગમાં તેમને જઈ મળીશ અને કાશ ! મેં એવું કર્યું હોત ! પરંતુ (અફસોસ છે કે) હું એ કામ ન કરી શક્યો.

રસૂલે કરીમ ﷺના કૂચ કરી ગયા પછી જ્યારે હું મદીનામાં કોઈ સ્થળે જતો તો એ વાત મને ગમગીન કરતી હતી કે, અત્યારે સમગ્ર મદીનામાં માત્ર તે જ લોકો નજરે પડતા હતા જેઓ નિફાકમાં ડૂબેલા હતા અથવા તો એવા બીમાર અને

લાચાર કે જેઓ મૂળેથી મુસાફરીના યોગ્ય જ ન હતા, બીજી બાજુ સમગ્ર માર્ગમાં રસૂલે કરીમ ﷺને મારો વિચાર ક્યાંય આવ્યો નહીં, એટલે સુધી કે તબૂક પહોંચી ગયા તે સમયે આપ ﷺએ એક મજલિસમાં વર્ણન કર્યુ કે, કઅ્બ બિન માલિક (રદિ.)નું શું થયું ? તે ક્યાં છે ?

બનુ સલમાના લોકોમાંથી એક વ્યક્તિએ કહ્યું, યા રસૂલુલ્લાહ ﷺ ! તેમને જિહાદથી તેમના ઉચ્ચ કક્ષાના પહેરવેશ અને તેના ઉપર નજર નાખવાએ રોકી લીધા છે, હઝરત મઆઝ બિન જબલ (રદિ.)એ કહ્યું કે તમે આ ખરાબ વાત કહી છે, યા રસૂલુલ્લાહ ﷺ ! ખરેખર, મેં તેમનામાં ભલાઈ સિવાય કંઈ જ જોયું નથી, એ સાંભળીને રસૂલુલ્લાહ ﷺ મૌન રહ્યા.

હઝરત કઅ્બ (રદિ.)નું નિવેદન છે કે, જ્યારે મને ખબર મળી કે રસૂલે કરીમ ﷺ પરત આવી રહ્યા છે તો મને ઘણી ચિંતા થઈ અને નિકટ હતું કે, હું ગભરાઈને મારી ગેરહાજરીનું કોઈ બહાનું તૈયાર કરી લઉં અને એવી વાતો રજૂ કરી આપું જેના દ્વારા હું રસૂલે કરીમ ﷺની નારાજગીનો ભોગ ન બનું, એટલા માટે પોતાના ઘરવાળા અને મિત્રોની પણ મદદ લઉં. (મારા દિલમાં આ વિચારો અને ભ્રમણાઓ ઘુમતી રહી) એટલે સુધી કે જ્યારે એ ખબર મળી કે આપ ﷺ પરત આવી ગયા છે તો ખોટા વિચારો મારા દિલમાંથી નીકળી ગયા અને મેં સમજી લીધું કે હું રસૂલે કરીમ ﷺની નારાજગીથી કોઈ એવી બાબતનો આધાર લઈ નીકળી નથી શકતો કે જેમાં જૂઠ હોય, એટલા માટે મેં બિલકુલ સાચું બોલવાનો નિર્ધાર કરી લીધો કે મને ફક્ત સચ્ચાઈ જ છુટકારો અપાવી શકે છે.

રસૂલુલ્લાહ ﷺ પરત આવ્યા તો (ટેવ પ્રમાણે) ચાસ્તના સમયે એટલે કે, સવારના સમયે જ્યારે સૂર્ય થોડી ઊંચાઈ ઉપર હોય છે મદીનામાં પ્રવેશ્યા અને તેમની પવિત્ર ટેવ એ જ હતી કે મુસાફરીમાંથી પરત મોટે ભાગે આ જ સમયે આવતા હતા અને એ ટેવ પણ હતી કે પ્રથમ મસ્જિદમાં જતા હતા, બે રકાતો પઢતા, પછી હઝરત ફાતિમા (રદિ.) પાસે જતા ત્યારબાદ પવિત્ર પત્નીઓને મળતા હતા.

આ આદત પ્રમાણે રસૂલે કરીમ ﷺ પ્રથમ મસ્જિદમાં તશરીફ લઈ ગયા, બે રકાત અદા કરી, પછી મસ્જિદમાં બેસી ગયા; જ્યારે લોકોએ એ જોયું તો

ગઝ્વએ તબૂકમાં ન જનારા મુનાફિકો કે જેમની સંખ્યા ૮૦ થી કંઈક ઉપર હતી સેવામાં હાજર થઈને જૂઠા બહાનાઓ રજૂ કરવા અને જૂઠી કસમો ખાવા લાગ્યા, રસૂલુલ્લાહ ﷺએ તેમના જાહેર નિવેદનોનો તથા કસમોનો સ્વીકાર કરી લીધો અને તેમનાથી બયૂઅત કરી લીધી, તેમના માટે મગફિરતની દુઆ કરી અને તેમના દિલની હાલત અલ્લાહ તઆલાને સોંપી.

એવી જ હાલતમાં હું પણ સેવામાં ઉપસ્થિત થયો અને ચાલતા–ચાલતા સામે જઈને બેસી ગયો, જ્યારે મેં સલામ કરી તો રસૂલુલ્લાહ ﷺ એવું મુશ્કુરાયા જેમકે મોટે ભાગે નારાજ વ્યક્તિ અમુક સમયે મુશ્કુરાય છે અને અમુક રિવાયતોમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ પોતાનું મોઢું ફેરવી લીધું તો મેં વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! તમે મારાથી ચહેરા મુબારકને કેમ ફેરવો છો ? અલ્લાહની કસમ ! મેં નિફાક નથી કર્યો અને ન જ દીનની બાબતમાં કોઈ શંકા–કુશંકામાં સપડાયેલો છું અને ન જ તેમાં કોઈ ફેરફાર કર્યો છે. આપ ﷺએ ફરમાવ્યું, તો પછી જિહાદમાં કેમ ન ગયા ? શું તમે સવારી ખરીદી લીધી ન હતી ?

મેં વિનંતી કરી, બેશક ! યા રસૂલુલ્લાહ ﷺ ! જો હું તમારા સિવાય દુનિયાના બીજા વ્યક્તિ સામે બેઠો હોત તો મને વિશ્વાસ છે કે હું કોઈ બહાનું ઘડી કાઢીને તેની નારાજગીથી બચી ગયો હોત, કારણ કે મને દલીલબાજી કરતા સારી પેઠે આવડે છે પરંતુ અલ્લાહની કસમ ! મેં એ સમજી લીધું છે કે જો હું તમને કોઈ જૂઠી વાત કહીશ જેનાથી તમે રાજી થઈ જાઓ તો કંઈ દૂર નથી કે અલ્લાહ તઆલા.... વાસ્તવિક પરિસ્થિતિ તમારા ઉપર ખોલીને મારાથી આપને નારાજ કરી આપે અને જો હું સાચી વાત બતાવી આપું જેનાથી આપ ખરેખર મારાથી નારાજ થાઓ પરંતુ મને આશા છે કે, અલ્લાહ તઆલા મને મા'ફ કરી દેશે. સાચી વાત એ છે કે જિહાદમાં ગેરહાજર રહેવા માટે મારી પાસે કોઈ યોગ્ય કારણ ન હતું, હું કોઈ સમયે પણ આર્થિક અને શારીરિક રીતે એટલો મજબૂત અને પૈસાવાળો ન થયો હતો જેટલો હું હાલમાં છું.

રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે આ વ્યક્તિ સાચું બોલ્યો છે, પછી ફરમાવ્યું કે, સારું ! જાઓ, એટલે સુધી કે અલ્લાહ તઆલા તમારા વિશે કોઈ ફેસલો કરી આપે, હું ત્યાંથી ઊઠીને ચાલ્યો તો બની સલમાના અમુક વ્યક્તિઓ મારી પાછળ લાગ્યા અને કહેવા લાગ્યા કે આ અગાઉ તો અમારી જાણમાં તમે

કોઈ ગુનોહ નથી કર્યો, આ તમે શું મૂર્ખામી કરી કે તે સમયે કોઈ બહાનું કરી દીધું હોત જેમકે અન્ય ગેરહાજર લોકોએ કર્યું અને તમારા ગુનાહની મા'ફી માટે રસૂલ ﷺનો ઈસ્તિગફાર પૂરતો થઈ ગયો હોત, ખરેખર એ લોકો મને વારંવાર મલામત કરતા રહ્યા એટલે સુધી કે મારા દિલમાં પણ એ વિચાર આવ્યો કે હું પાછો વળી જાઉં અને ફરી સેવામાં હાજર થઈ વિનંતી કરું કે મેં જે વાત પ્રથમ કહી હતી તે ખોટી હતી, મારી પાસે (જિહાદમાં ન જવાનું) સાચું કારણ મોજૂદ હતું.

પછી ફરી મારા દિલે કહ્યું, હું એક ગુનાહને બે ગુનાહ ન બનાવું, એક ગુનોહ તો જિહાદમાં ન જવાનો પ્રથમથી જ થઈ ચૂક્યો છે, બીજો ગુનોહ જૂઠું બોલવાનો થશે, પછી મેં તે લોકોને પૂછ્યું કે શું જિહાદમાં ન જનારાઓ બીજા પણ મારી સાથે છે કે જેમણે પોતાના ગુનાહનો સ્વીકાર કરી લીધો હોય ? તે લોકોએ બતાવ્યું કે બે વ્યક્તિઓ બીજા પણ છે જેમણે તમારી જેમ જ પોતાના ગુનાહનો સ્વીકાર કર્યો અને તેમને પણ તે જ જવાબ આપવામાં આવ્યો જે તમને કહેવામાં આવ્યો છે (કે અલ્લાહના ફેસલાની રાહ જૂઓ), મેં પૂછ્યું કે તે કોણ લોકો છે ? તેમણે બતાવ્યું કે, એક મુરારહ ઈબ્ને રબી અલ ઉમરી અને બીજા હિલાલ બિન ઉમૈયા વાકિફી છે.

ઈબ્ને અબી હાતિમની રિવાયતમાં છે કે, તેમનામાંથી એક વ્યક્તિ એટલે કે મુરારહ (રદિ.)નું ન જવાનું કારણ એ બન્યું કે તેમનો એક બગીચો હતો, તેના ફળો તે સમયે પાકી રહ્યા હતા તો તેમણે પોતાના દિલમાં કહ્યું કે તમે આનાથી અગાઉ ઘણા ગઝ્વાતમાં ભાગ લીધો છે જો આ વર્ષે જિહાદમાં નહીં જાઓ તો શું ગુનોહ છે ? ત્યારબાદ જ્યારે તેઓ પોતાના ગુનાહથી ચેત્યા તો તેમણે અલ્લાહ સાથે કરાર કરી લીધો કે આ બાગ મેં અલ્લાહના માર્ગમાં સદકહ કરી દીધો.

અને બીજા વડીલ હઝરત હિલાલ ઈબ્ને ઉમૈયાની ઘટના એમ બની કે તેઓ બાળ–બચ્ચાંથી લાંબા સમયથી દૂર હતા, આ સમયે બધા ભેગા થઈ ગયા તો એ વિચાર આવ્યો કે આ વર્ષે હું જિહાદમાં ન જાઉં અને પોતાના બાળ–બચ્ચાંઓ સાથે પસાર કરું, તેમને પણ પોતાના ગુનાહનો વિચાર આવ્યો તો તેમણે પણ એ કરાર કર્યો કે હવે હું પોતાના બાળ–બચ્ચાંથી અળગો રહીશ.

આ બાજુ રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને અમો ત્રણે સાથે

વાતચીત (સલામ–કલામ) કરવાની મનાઈ કરી દીધી, તે સમયે અમે તો બધા મુસલમાનો સાથે અગાઉની જેમ જ મહોબ્બત કરતા હતા પરંતુ તે બધાનું વલણ અમારા પ્રત્યે બદલાઈ ગયું હતું.

ઈબ્ને અબી શયબહ (રદિ.)ની રિવાયતમાં છે કે હવે અમારી હાલત એવી થઈ ગઈ કે અમે લોકોની પાસે જતા તો કોઈ અમારી સાથે વાતચીત કરતા ન હતા, ન કોઈ સલામ કરતા, ન જ કોઈ સલામનો જવાબ આપતા.

મુસ્નદે અબ્દુર્રઝ્ઝાકમાં છે કે તે સમયે અમારી દુનિયા બિલકુલ બદલાઈ ગઈ, એવું લાગવા માંડ્યું હતું કે આ તે લોકો નથી જેઓ પહેલાં હતા, ન તો અમારા બગીચાઓ અને મકાનો તે છે જે અગાઉ હતા, બધું જ અજનબી દષ્ટિગોચર થતું હતું, મને સૌથી વધારે ફિકર એ હતી કે જો હું આવી હાલતમાં મૃત્યું પામ્યો તો રસૂલે કરીમ ﷺ મારી જનાઝહની નમાઝ પઢશે નહીં અથવા અલ્લાહ ન ચાહે આ સમયગાળામાં રસૂલે કરીમ ﷺની વફાત થઈ ગઈ તો હું આ જ પ્રમાણે લોકોમાં અપમાનિત થઈને ફરતો રહીશ, તેના કારણે મને સમગ્ર દુનિયા પારકી અને વેરાન દેખાવા લાગી હતી, આવી જ હાલતમાં અમારા ઉપર પચાસ રાતો પસાર થઈ ગઈ, આ સમયગાળામાં મારા બંને મિત્રો (મરારહ અને હિલાલ) તો ભગ્ન હૃદયે ઘરમાં જ બેસી રહ્યા અને રાત–દિવસ આક્રંદ કરતા હતા પરંતુ હું યુવાન વ્યક્તિ હતો, બહાર નીકળતો અને હરતો–ફરતો હતો તથા નમાઝમાં બધા મુસલમાનો સાથે સામેલ થતો હતો અને બજારોમાં ફરતો હતો પરંતુ ન તો કોઈ મારી સાથે વાતચીત કરતું હતું અને ન જ મારા સલામનો જવાબ આપતું હતું, રસૂલે કરીમ ﷺની મજલિસમાં નમાઝ પછી હાજર થતો અને સલામ કરતો તો એવું જોતો હતો કે રસૂલુલ્લાહ ﷺના હોઠ મુબારક ઉપર સલામના જવાબ માટે હલન–ચલન થાય છે કે નહીં ? પછી હું આપ ﷺની પાસે જ નમાઝ પઢતો તો છાની નજરે આપ ﷺ તરફ જોતો હતો તો જાણ થતી કે જ્યારે હું નમાઝમાં મશ્ગૂલ થઈ જાઉં છું તો રસૂલે કરીમ ﷺ મારા તરફ જુએ છે અને હું જ્યારે તેમની સામે જાઉં છું તો તેઓ મોઢું ફેરવી લે છે.

જ્યારે લોકોનો આ અસહકાર ખૂબ વધી ગયો તો એક દિવસે હું મારા પિતળાઈ ભાઈ કતાદહ (રદિ.) પાસે ગયો જેઓ મારા સૌથી વધારે મિત્ર હતા, હું તેમના બગીચામાં દિવાલ કૂદીને દાખલ થયો અને તેમને સલામ કરી, અલ્લાહની

કસમ ! તેમણે પણ મારી સલામનો જવાબ ન આપ્યો, મેં પૂછ્યું કે હે કતાદહ (રદિ.) ! શું તમે નથી જાણતા કે હું અલ્લાહ અને તેના રસૂલ ﷺને મહોબ્બત કરું છું ? તે છતાં પણ કતાદહ (રદિ.)એ મૌન ધારણ કર્યું, કોઈ જવાબ ન આપ્યો. જ્યારે મેં વારંવાર આ સવાલનું પુનરાવર્તન કર્યું તો ત્રીજી અથવા ચોથી વખતે તેમણે ફક્ત એટલું કહ્યું કે અલ્લાહ જાણે છે અને તેના રસૂલ ﷺ. હું રડી પડ્યો અને એ જ પ્રમાણે દિવાલ કૂદીને બગીચાની બહાર આવી ગયો, આ જ સમયગાળામાં હું એક દિવસે મદીનાના બજારમાં ચાલી રહ્યો હતો કે સિરીયાનો એક ખેડૂત વ્યક્તિ જે અનાજ વેચવા માટે સિરીયાથી મદીના આવ્યો હતો તેને જોયો કે લોકોને પૂછી રહ્યો છે કે, મને કોઈ કઅ્બ બિન માલિકનું સરનામું બતાવી શકે છે ? લોકોએ મને જોઈને મારા તરફ ઈશારો કર્યો તે વ્યક્તિ મારી પાસે આવી ગયો અને મને ઘસ્સાનના રાજાનો એક પત્ર આપ્યો જે એક રેશમી રૂમાલ ઉપર લખ્યો હતો જેનો વિષય આ હતો,

*"સલામ બાદ ! મને એ ખબર મળી છે કે તમારા નબી (ﷺ)એ તમારી સાથે બેવફાઈ કરી અને તમને દૂર કરી રાખ્યા છે, અલ્લાહ તઆલાએ તમને અપમાન અને હલાકતના સ્થળે નથી રાખ્યા તમે જો અમારા ત્યાં આવવાનું પસંદ કરો તો આવી જાઓ અમે તમારી મદદ કરીશું."*

મેં જ્યારે આ પત્ર વાંચ્યો તો કહ્યું કે, આ એક બીજી પરીક્ષા અને આજમાઈશ આવી કે હવે કાફિરોને મારાથી એવી લાલચની આશા થઈ ગઈ (કે હું તેમની સાથે ભળી જાઉં), હું આ પત્ર લઈને આગળ વધ્યો, એક દુકાન ઉપર તન્નુર (રોટી શેકવાની ભટ્ટી) લાગેલું હતું તેમાં ફેંકી દીધો.

હઝરત કઅ્બ (રદિ.) ફરમાવે છે કે, જ્યારે પચાસમાંથી ચાલીસ રાતો પસાર થઈ ચૂકી હતી તો અચાનક જોયું કે, રસૂલુલ્લાહ ﷺના એક સંદેશાવાહક ખુઝયમહ બિન ષાબિતે મારી પાસે આવીને કહ્યું કે, રસૂલુલ્લાહ ﷺએ એવો હુકમ આપ્યો છે કે તમે પોતાની પત્નીથી પણ અળગા થઈ જાઓ, મેં પૂછ્યું કે શું તલાક આપી દઉં ? અથવા શું કરું ?તેમણે બતાવ્યું કે નહીં ! માત્ર તેની પાસે જવાનું નથી અને તેનાથી જુદા રહો, એ જ પ્રમાણેનો હુકમ મારા બંને સાથીઓ પાસે પણ પહોંચ્યો, મેં પત્નીને કહી આપ્યું કે તમે તમારા માતા-પિતાના ત્યાં

ચાલ્યા જાઓ અને ત્યાં જ રહો જ્યાં સુધી અલ્લાહ તઆલા કોઈ ફેંસલો કરી આપે.

હિલાલ બિન ઉમૈયા (રદિ.)ની પત્ની ખવલહ બિન્તે આસીમ આ હુકમ સાંભળીને રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને વિનંતી કરી કે, હિલાલ ઈબ્ને ઉમૈયા (રદિ.) એક ઘરડા અને અશક્ત વ્યક્તિ છે અને તેમનો કોઈ નોકર–ચાકર પણ નથી, ઈબ્ને અબી શયબહ (રદિ.)ની એક રિવાયત એવી પણ છે કે તેઓ અશક્ત વ્યક્તિ પણ છે, શું તમે એવું પસંદ નથી કરતા કે હું તેમની સેવા કરતી રહું ? ફરમાવ્યું કે, સેવા કરવાની મનાઈ નથી, અલબત્ત તેઓ તમારી પાસે ન આવે, તેમણે વિનંતી કરી કે તેઓ ઘડપણના કારણે એવા થઈ ગયા છે કે, એમનામાં કોઈ ચેષ્ટા નથી અને અલ્લાહની કસમ ! તેમના ઉપર તો સતત આક્રંદ છવાયેલું રહે છે, રાત–દિવસ રડતા રહે છે.

કઅ્બ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે, મને પણ મારા અમુક સંબંધીઓએ સલાહ આપી કે તમે પણ રસૂલે કરીમ ﷺ પાસે પત્નીને સાથે રાખવાની પરવાનગી માંગી લો, જેમકે આપ ﷺએ હઝરત હિલાલ (રદિ.)ને પરવાનગી આપી છે. મેં કહ્યું કે હું એવું કરીશ નહીં, ખબર નહીં રસૂલુલ્લાહ ﷺ શું જવાબ આપે ! તદુપરાંત હું યુવાન વ્યક્તિ છું (પત્નીને સાથે રાખવી કાળજી વિરુદ્ધ લેખાશે), એટલા માટે આવી પરિસ્થિતિમાં દશ રાતો બીજી પસાર થઈ ચૂકી, એટલે સુધી કે પચાસ રાત સંપૂર્ણ થઈ ગઈ. મુસ્નદે અબ્દુર્રઝ્ઝાકની રિવાયતમાં છે કે એ સમયે મારી તવબહ રસૂલે કરીમ ﷺ ઉપર એક તૃત્યાંશ રાત પસાર થવાના સમયે નાઝિલ થઈ, ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) જે તે સમયે હાજર હતા તેમણે વિનંતી કરી કે પરવાનગી હોય તો હું અત્યારે કઅ્બ બિન માલિક (રદિ.)ને તેની ખબર આપી દઉં, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, એવું થયું તો હમણાં લોકોની ભીડ જામી જશે, રાતની ઊંઘ ખરાબ થઈ જશે.

કઅ્બ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે, પચાસમી રાત પછી સવારની નમાઝ પઢીને હું મારા ઘરની છત ઉપર બેઠો હતો અને હાલત એવી હતી કે જેનું વર્ણન અલ્લાહ તઆલાએ કુર્આનમાં કર્યું છે કે મારા ઉપર મારો પ્રાણ અને જમીન તેની વિશાળતા હોવા છતાં તંગ થઈ ચુકી હતી, અચાનક મેં સલઅ્ પહાડી

ઉપરથી કોઈ પોકારનાર વ્યક્તિનો અવાજ સાંભળ્યો જે મોટા અવાજે કહી રહ્યો હતો કે હે કઅ્બ ઈબ્ને માલિક (રદિ.) ! ખુશખબરી છે.

મુહમ્મદ બિન અમ્રની રિવાયતમાં છે કે, આ મોટા અવાજે કહેનાર અબૂબક્ર (રદિ.) હતા જેમણે સલઅ્ પહાડી ઉપર ચઢીને એ પોકાર કર્યો હતો કે અલ્લાહ તઆલાએ કઅ્બ (રદિ.)ની તવબહ સ્વીકારી લીધી; ખુશખબરી છે, અને ઉક્બહની રિવાયતમાં એવું છે કે, આ ખુશખબરી હઝરત કઅ્બ (રદિ.)ને સંભળાવવા માટે બે વ્યક્તિઓ દોડ્યા, તેમાં એક આગળ નીકળી ગયા તો જે પાછળ રહી ગયો હતો તેણે એવું કર્યું કે, સલઅ્ પહાડી ઉપર ચઢીને પોકાર કર્યો અને કહેવામાં આવે છે કે આ દોડનારા બે વ્યક્તિઓ હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) હતા.

હઝરત કઅ્બ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે, હું આ અવાજ સાંભળીને સિજ્દહમાં પડી ગયો અને અનહદ ખુશીથી રડવા લાગ્યો અને મને જાણ થઈ ગઈ કે હવે સારા દિવસો પાછા આવી ગયા, રસૂલુલ્લાહ ﷺએ સવારની નમાઝ પછી સહાબએ કિરામ (રદિ.)ને અમારી તવબહ કબૂલ થવાની ખબર આપી હતી, હવે દરેક બાજુથી લોકો અમને ત્રણેને મુબારકબાદી આપવા માટે દોડી પડ્યા, અમુક લોકો ઘોડા ઉપર સવાર થઈને મારી પાસે પહોંચ્યા પરંતુ પહાડ ઉપરથી અવાજ આપનારની અવાજ સૌથી પહેલાં પહોંચ્યો હતો.

કઅ્બ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હું રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થવા માટે નીકળ્યો તો લોકો ટોળે–ટોળાં મને મુબારકબાદી આપવા માટે આવી રહ્યા હતા, કઅ્બ (રદિ.) ફરમાવે છે કે હું મસ્જિદે નબવીમાં દાખલ થયો તો જોયું કે રસૂલુલ્લાહ ﷺ બેઠા છે, આપ ﷺની આજુબાજુ સહાબા (રદિ.)નો સમૂહ છે, મને જોઈને સૌ પ્રથમ તલ્હા ઈબ્ને ઉબૈદુલ્લાહ ઊભા થઈને મારા તરફ લપક્યા અને મારી સાથે હસ્તધૂનન (મુસાફહા) કરી તવબહની સ્વીકૃતિની મુબારકબાદી આપી, તલ્હા (રદિ.)નું આ અહેસાન હું ક્યારેય ભૂલતો નથી જ્યારે મેં રસૂલુલ્લાહ ﷺને સલામ કરી તો આપ ﷺનો ચહેરો મુબારક ખુશીથી ચમકી રહ્યો હતો. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હે કઅ્બ (રદિ.) ! ખુશખબરી છે તમને એવા મુબારક દિવસની જે તમારી જિંદગીમાં જન્મથી લઈ આજ સુધી ઉત્તમ દિવસ છે. મેં વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ! આપના તરફથી છે કે અલ્લાહ

તરફથી છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, નહીં ! આ હુકમ અલ્લાહ તઆલાનો છે, તમે સાચું બોલ્યા હતા, અલ્લાહ તઆલાએ તમારી સચ્ચાઈને જાહેર કરી દીધી.

જ્યારે હું આપ ﷺની સાથે બેઠો તો વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ! મારી તવબહ એ છે કે હું મારા બધા માલ–સામાનને છોડી દઉં અને બધો જ માલ અલ્લાહના માર્ગમાં સદકહ કરી આપું. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, નહીં ! અમુક માલ પોતાની જરૂરિયાત માટે રહેવા દો એ ઉત્તમ છે. મેં વિનંતી કરી કે સારું ! અડધો માલ સદકહ કરી આપું, રસૂલે કરીમ ﷺએ તેનો પણ ઈન્કાર કર્યો, મેં પછી એક તૃત્યાંશ માલની પરવાનગી માંગી તો રસૂલે કરીમ ﷺએ તેનો સ્વીકાર કરી લીધો. મેં વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મને અલ્લાહે સાચું બોલવાના કારણે છુટકારો આપ્યો છે એટલા માટે હું વચન આપું છું કે જ્યાં સુધી હું જીવતો રહીશ ક્યારેય સત્ય સિવાય કોઈ વાત બોલીશ નહીં, પછી ફરમાવ્યું કે જ્યારથી મેં રસૂલુલ્લાહ ﷺ સાથે આ સાચું બોલવાનો કરાર કર્યો હતો અલ્હમ્દુલિલ્લાહ ! આજ દિન સુધી કોઈ વાક્ય જૂઠનું મારી જીભ ઉપર આવ્યું નથી અને મને આશા છે કે અલ્લાહ તઆલા બાકી જિંદગીમાં પણ મને જૂઠથી સુરક્ષિત રાખશે, કઅ્બ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહની કસમ ! ઈસ્લામ પછી આનાથી મોટી નેઅ્મત મને મળી નથી કે હું રસૂલુલ્લાહ ﷺ સામે સાચું બોલ્યો અને જૂઠથી બચ્યો, કારણ કે જો હું જૂઠું બોલ્યો હોત તો એ જ પ્રમાણે બરબાદીમાં પડી ગયો હોત જે પ્રમાણે અન્ય જૂઠી કસમો ખાનારા હલાક થઈ ગયા, જેમના વિશે કુર્આનમાં નાઝિલ થયું سَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ اِذَا انْقَلَبْتُمْ اِلَيْهِمْ થી લઈને فَاِنَّ اللّٰهَ لَا يَرْضٰى عَنِ الْقَوْمِ الْفٰسِقِيْنَ અમુક લોકોએ ફરમાવ્યું કે, આ ત્રણે વ્યક્તિઓ સાથે અસહકાર પચાસ દિવસો સુધી ચાલુ રહેવો કદાચ એ હિકમત ઉપર આધારિત હતું કે રસૂલુલ્લાહ ﷺના ગઝ્વએ તબૂકમાં પચાસ દિવસો ખર્ચાયા હતા. *(આ સમગ્ર રિવાયત અને વિગતવારની ઘટના તફસીરે મઝહરીમાંથી લેવામાં આવી છે.)*

**આ હદીષના સંદર્ભમાં હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)ની પ્રસ્તુત ઘટનાના લાભા–લાભ :**

હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)એ પોતાની ઘટનાને જે પ્રકારે વિગતવાર સ્પષ્ટ રીતે વર્ણન કરી છે તેમાં મુસલમાનો માટે ઘણા બધા લાભો અને

સૂચનાઓ છે, એટલા માટે આ સ્થળે આ હદીષને સંપૂર્ણ લખવામાં આવી છે, તે લાભો આ પ્રમાણે છે.

(૧) આ હદીષમાં બતાવવામાં આવ્યું છે કે રસૂલે કરીમ ﷺની સામાન્ય ટેવ ગઝ્વાતમાં એ હતી કે જે બાજુ જવાનું હોય તેનાથી વિરુદ્ધ દિશામાં મદીનામાંથી રવાના થતા જેથી ઈસ્લામના વિરોધીઓને એ જાણ ન થાય કે આપ ﷺ કઈ કોમ અથવા કબીલા સામે જિહાદમાં જઈ રહ્યા છે, તેને જ રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَلْحَرْبُ خُدْعَةٌ એટલે કે, "યુદ્ધ (જિહાદ)માં ધોકો આપવો જાઈઝ છે." તેનાથી અમુક લોકો એ ભૂલમાં પડી જાય છે કે યુદ્ધ અને જિહાદમાં જૂઠું બોલીને વિરોધીઓને ધોકો આપવો જાઈઝ છે; એ સાચું નથી બલકે આ ધોકો આપવાનો અર્થ એ છે કે પોતાની પ્રવૃત્તિ એવી રીતે કરો કે જેનાથી વિરોધીઓ ભૂલમાં પડી જાય જેમકે જિહાદના સમયે વિરોધી દિશાએથી નીકળવું એક ખુલ્લમ-ખુલ્લું જૂઠું બોલીને ધોકો આપવાના અર્થમાં નથી તે તો યુદ્ધમાં પણ જાઈઝ નથી, એ જ પ્રમાણે એ પણ સમજી લેવું જોઈએ કે આ પોતાની પ્રવૃત્તિથી ભૂલમાં નાંખવું જેને જાઈઝ ઠરાવવામાં આવ્યું છે તેનો સંબંધ કોઈ કરાર કે વચન સાથે નથી કારણ કે કરારભંગ કરવો સુલેહ અથવા યુદ્ધની હાલતમાં કોઈપણ સમયમાં જાઈઝ નથી.

(૨) મુસાફરી માટે રસૂલે કરીમ ﷺને જુમેરાતનો દિવસ પસંદ હતો ભલે મુસાફરી જિહાદની હોય અથવા કોઈ અન્ય જરૂરિયાતની.

(૩) પોતાના કોઈ વડીલ, મુરશિદ અથવા ઉસ્તાદ અથવા બાપને રાજી કરવા માટે જૂઠું બોલવું જાઈઝ પણ નથી અને તેનું પરિણામ પણ સારું નથી, રસૂલુલ્લાહ ﷺને તો વાસ્તવિકતાની જાણ વહી દ્વારા થઈ જતી હતી, એટલા માટે જૂઠું બોલવાનું પરિણામ ખરાબ હતું, જેમકે કઅ્બ બિન માલિક (રદિ.) અને બીજા જિહાદમાં ન જનારાઓની પ્રસ્તુત ઘટનાથી સ્પષ્ટ થયું. આપ ﷺ પછી બીજા બુઝૂર્ગો ઉપર વહી તો નથી આવી શકતી, ઈલ્હામ અને કશ્ફથી જાણ થવી પણ જરૂરી નથી પરંતુ અનુભવ સાક્ષી છે કે જૂઠું બોલવાની એક નહૂસત એ હોય છે કે કુદરતી રીતે એવી પરિસ્થિતિઓ ભેગી થઈ જાય છે કે અંતે આ બુઝૂર્ગ તેનાથી નારાજ થઈ જ જાય છે.

(૪) આ ઘટનાથી એ જાણ થઈ કે કોઈ ગુનાહની સજામાં મુસલમાનોના

અમીરને એ પણ હક છે કે કોઈ વ્યક્તિ સાથે વાતચીત બંધ કરી દેવાનો હુકમ આપી દે જેમકે આ ઘટનામાં આ ત્રણે વડીલો સાથે બન્યું હતું.

(૫) આ ઘટનાથી સહાબએ કિરામ (રદિ.)ની રસૂલે કરીમ ﷺ સાથે ગાઢ મહોબ્બત હોવાની જાણ થાય છે કે આ નારાજગીના અને વાતચીત બંધ કરવાના સમયે પણ મહોબ્બતની ભાવનાથી રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થવાનું પણ ન છોડ્યું અને નજર બચાવીને જોવાનું ચાલુ રાખ્યું તથા આપ ﷺનું ધ્યાન જાણવાની તથા તેમની હાલત વિશે જાણકારી મેળવવાની ચિંતા રહેતી.

(૬) હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)ના ગાઢ મિત્ર હઝરત કતાદહ (રદિ.)એ જે વર્તણૂક કરી કે તેમની સલામનો જવાબ ન આપ્યો એ દેખીતું છે કે આ કોઈ દુશ્મની અથવા વિરોધ કે દિલમાં કપટના કારણે ન હતું બલકે અલ્લાહના રસૂલ ﷺના આજ્ઞાપાલનના કારણે આવું કર્યું હતું, એનાથી જાણ થાય છે કે રસૂલુલ્લાહ ﷺના બનાવેલા કાનૂન ફક્ત લોકોના બાહ્ય વ્યવહારમાં લાગુ પડતા ન હતા બલકે તેમના દિલો ઉપર પણ તેમની હુકૂમત હતી તથા તેમની હાજરી કે અનુપસ્થિતિ કોઈ હાલતમાં પણ તેઓ એ હુકમ વિરુદ્ધ પ્રવૃત્તિ કરતા ન હતા ભલે તે હુકમ કોઈ પ્રાણપ્રિય મિત્ર કે રિશ્તેદારના વિરુદ્ધમાં કેમ ન હોય !

(૭) હઝરત કઅ્બ બિન માલિક (રદિ.) પાસે ઘસ્સાનના રાજાનો પત્ર આવ્યો અને તેમણે તેને આગની ભટ્ટી (તન્નુર)માં નાંખી દીધો એ ઘટનાથી સહાબએ કિરામ (રદિ.)નું ઈમાન ખૂબ પાકું હોવાની જાણ થાય છે કે, રસૂલુલ્લાહ ﷺ અને બધા જ મુસલમાનોના સખત સંબંધવિચ્છેદ પછી અને સખત પરેશાનીમાં હોવા છતાં પણ એક મોટા રાજાની લાલચથી પણ તેમના દિલમાં કોઈ નકારાત્મક ભાવ જન્મ્યો નહીં.

(૮) તવબહનો સ્વીકાર નાઝિલ થયા પછી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) તથા અન્ય સહાબા (રદિ.)નું કઅ્બ બિન માલિક (રદિ.)ને ખુશખબરી આપવા માટે દોડવું અને તે અગાઉ આ બધા સલામ–કલામ કરવાથી પણ બચતા હતા તે એ બાબત જાહેર કરે છે કે અસહકારના સમયમાં પણ તે સૌના દિલોમાં હઝરત કઅ્બ (રદિ.)થી મહોબ્બત

અને સંબંધ હતો પરંતુ રસૂલે કરીમ ﷺના હુકમથી તેમણે બધું જ છોડી દીધું હતું જ્યારે તવબહની આયત નાઝિલ થઈ તો તેમના ગાઢ સંબંધોનો અંદાઝો થયો.

(૯) સહાબએ કિરામ (રદિ.)ની હઝરત કઅ્બ (રદિ.)ને ખુશખબરી અને મુબારકબાદી આપવા માટે જવાથી જાણ થાય છે કે કોઈ ખુશીના પ્રસંગે પોતાના દોસ્તો અને પ્રિયજનોને મુબારકબાદી આપવું સુન્નતથી સાબિત થયું છે.

(૧૦) કોઈ ગુનાહની તવબહના સમયે માલનો સદકહ કરવો ગુનાહની અસરને દૂર કરવા માટે ઉત્તમ છે પરંતુ બધો માલ ખયરાત કરી દેવો યોગ્ય નથી, એક તૃત્યાંશ માલથી વધારે સદકહ કરવો રસૂલે કરીમ ﷺએ પસંદ કર્યુ નથી.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَكُوْنُوْا مَعَ الصّٰدِقِيْنَ પાછલી આયતોમાં જે જિહાદમાં ન જવાની ઘટના પછી અમુક મુખ્લિસ લોકોની તવબહનો સ્વીકાર કરવામાં આવ્યો એ બધું તેમના તકવા અને અલ્લાહના ડરનું પરિણામ હતું, એટલા માટે આ આયતમાં સામાન્ય મુસલમાનોને તકવા માટે હિદાયત કરવામાં આવી છે અને كُوْنُوْا مَعَ الصّٰدِقِيْنَ માં એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે તકવાની સિફત પ્રાપ્ત થવાની રીત નેક લોકો અને સાચા લોકોના સાંન્નિધ્યમાં અને તેમની પ્રવૃત્તિઓના સમર્થનમાં છે, તેમાં કદાચ એ ઈશારો પણ છે કે જે લોકોથી આવી ભૂલો થઈ તેમાં મુનાફિકોની મિત્રતા અને તેમની સાથે ઉઠક-બેઠક અને તેમના સલાહ-મશવરાની પણ દખલગીરી હતી, અલ્લાહના નાફરમાનોની મિત્રતાથી બચવું જોઈએ અને સાચા લોકોની મિત્રતા અપનાવવી જોઈએ, આ સ્થળે કુર્આને હકીમે આલિમો, નેક લોકોના બદલે સાચાઓ صَادِقِيْنَ (સાદિકીન)ના શબ્દ દ્વારા આલિમ અને નેક લોકોની ઓળખ પણ બતાવી આપી કે નેક ફક્ત તે જ વ્યક્તિ હોઈ શકે છે જેની જાહેર અને ગુપ્ત હાલત સરખી હોય, નિય્યત અને ઈરાદો પણ સાચો હોય, વાયદાનો પણ પાકો અને સાચો હોય અને તેની પ્રવૃત્તિઓ પણ સત્ય આધારિત હોય.

————————

——————

## આયતો : (સૂરએ તબવહ : આયત નં. ૧૨૦-૧૨૧)

مَا كَانَ لِاَهْلِ الْمَدِيْنَةِ وَمَنْ حَوْلَهُمْ مِّنَ الْاَعْرَابِ اَنْ يَّتَخَلَّفُوْا عَنْ رَّسُوْلِ اللّٰهِ
وَلَا يَرْغَبُوْا بِاَنْفُسِهِمْ عَنْ نَّفْسِهٖ ۭ ذٰلِكَ بِاَنَّهُمْ لَا يُصِيْبُهُمْ ظَمَاٌ وَّلَا نَصَبٌ وَّلَا
مَخْمَصَةٌ فِيْ سَبِيْلِ اللّٰهِ وَلَا يَطَــُٔـوْنَ مَوْطِئًا يَّغِيْظُ الْكُفَّارَ وَلَا يَنَالُوْنَ مِنْ عَدُوٍّ نَّيْلًا
اِلَّا كُتِبَ لَهُمْ بِهٖ عَمَلٌ صَالِحٌ ۭ اِنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ﴿١٢٠﴾ۙ وَلَا يُنْفِقُوْنَ
نَفَقَةً صَغِيْرَةً وَّلَا كَبِيْرَةً وَّلَا يَقْطَعُوْنَ وَادِيًا اِلَّا كُتِبَ لَهُمْ لِيَجْزِيَهُمُ اللّٰهُ اَحْسَنَ
مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٢١﴾

## તરજુમો :

*મદીનાવાળાઓ અને તેમની આસપાસના ગામડિયાઓ માટે (યોગ્ય) નથી કે રસૂલુલ્લાહ (ﷺ)નો સાથ છોડી પાછળ રહી જાય અને ન જ એ કે પોતાના પ્રાણને રસૂલના પ્રાણથી વધારે ચાહે, આ એટલા માટે કે તેમને (જિહાદ કરનારાઓને) અલ્લાહના માર્ગમાં જે તરસ અને થાક અને ભૂખ વેઠવી પડે છે અને જે કોઈપણ સ્થળે તેઓ કદમ મૂકે જેનાથી કાફિરો ક્રોધિત થાય છે અને જે કંઈ પણ તેઓ દુશ્મનો પાસેથી પ્રાપ્ત કરે છે તેના બદલામાં એક સારો અમલ તેમના માટે લખવામાં આવે છે; બેશક ! અલ્લાહ નેક લોકોના સવાબને વ્યર્થ જવા દેતો નથી. (૧૨૦) અને ન ખર્ચ કરે છે કોઈ ખર્ચ નાનો અથવા મોટો અને ન પસાર કરે છે કોઈ મેદાન (ખીણ) પરંતુ તેમના માટે લખવામાં આવે છે જેથી અલ્લાહ તેમને એ કામનો બહેતર બદલો આપે જે તેઓ કરતા હતા. (૧૨૧)*

## તફસીર :

મદીનાના નિવાસીઓ માટે અને જે ગામડિયાઓ તેમની આજુબાજુ (વસે) છે તેમને એ શોભા નથી આપતું કે રસૂલુલ્લાહ (ﷺ)ને સાથ ન આપે, ન જ એ (શોભાસ્પદ હતું) કે પોતાના પ્રાણોને તેમના પ્રાણ કરતા વધારે પ્રિય સમજે (કે આપ ﷺ તો તકલીફો વેઠે અને તેઓ ઘરમાં આરામથી બેસી રહે બલકે

તેમનું આપ ﷺની સાથે જવું જરૂરી હતું અને) આ (સાથે જવાનું જરૂરી હોવું) એ કારણે છે કે (રસૂલુલ્લાહ ﷺની મહોબ્બતનો હક અદા કરવા ઉપરાંત આ મુજાહિદોને દરેક બાબતે ડગલેને પગલે સવાબ પ્રાપ્ત થયો, જો એ લોકો પણ નિખાલસતાની સાથે ગયા હોત તો તેમને પણ એવો સવાબ જરૂર મળ્યો હોત એટલા માટે કે) તેમને (એટલે કે મુજાહિદોને) અલ્લાહના માર્ગ (એટલે કે જિહાદ)માં જે તરસ લાગી અને જે તકલીફ પહોંચી અને જે ભૂખ લાગી અને જે (ખીણો અને) મેદાનો પસાર કર્યા (અને આવા સ્થળો સર કરવા) કાફિરો માટે ગુસ્સાનું કારણ બન્યું અને દુશ્મનોથી જે કંઈ પ્રાપ્ત કર્યું બધું તેમના નામે એક નેક કામ લખવામાં આવ્યું, બેશક ! અલ્લાહ તઆલા નિખાલસ લોકોનો બદલો વ્યર્થ જવા દેતો નથી (બસ, વાયદો કરી લીધો તો હવે તે બેકાર જશે નહીં) અને (વળી) જે કંઈ નાનો અથવા મોટો ખર્ચ કર્યો અને જેટલા મેદાનો તેમને પસાર કરવા પડ્યા એ બધા પણ તેમના નામે (નેકીઓમાં) લખવામાં આવ્યા જેથી અલ્લાહ તઆલા તેમને તેમના (આ બધા) કામોનો સારામાં સારો બદલો આપી દે (કારણ કે જ્યારે સવાબ લખવામાં આવ્યો તો બદલો પણ અવશ્ય મળશે).

## મસ્અલા અને બોધપાઠ :

આ બંને આયતોમાં જિહાદમાં ન જનારા લોકોની ટીકા અને જે લોકો જિહાદમાં ગયા અને ભાગ લીધો તેમની શ્રેષ્ઠતા અને ફઝીલત તથા જિહાદમાં ડગલેને પગલે દરેક પ્રવૃત્તિ ઉપર જે મહેનત અને તકલીફો વેઠવી પડી તેના મહાન સવાબનું વર્ણન છે, જેમાં જિહાદના સમયે દુશ્મનને કોઈ તકલીફ પહોંચાડવી અને એવી ચાલ ચાલવી કે જેનાથી તે ગુસ્સે થાય, આ બધી નેક પ્રવૃત્તિઓ સવાબનું કારણ બને છે.

---

## આયત : (સૂરએ તવબહ : આયત નં. ૧૨૨)

وَمَا كَانَ الْمُؤْمِنُونَ لِيَنْفِرُوا كَافَّةً ۚ فَلَوْلَا نَفَرَ مِنْ كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَائِفَةٌ
لِّيَتَفَقَّهُوا فِي الدِّينِ وَلِيُنْذِرُوا قَوْمَهُمْ إِذَا رَجَعُوا إِلَيْهِمْ لَعَلَّهُمْ يَحْذَرُونَ ﴿١٢٢﴾

## તરજુમો :

*અને મુસલમાનો એવા તો નથી કે બધા જ કૂચ કરે, બસ દરેક સમૂહમાંથી તેમનો એક ભાગ કેમ ન નીકળ્યો જેથી દીનમાં સમજ પેદા કરે અને જેથી પોતાની કોમને ખબર પહોંચાડે જ્યારે કે તેમના તરફ પાછા વળીને આવે જેથી તેઓ બચતા રહે. (૧૨૨)*

## તફસીર :

અને (હંમેશા માટે) મુસલમાનોએ એવું (પણ) ન જ કરવું જોઈએ કે (જિહાદ માટે) બધા જ નીકળી પડે (કે તેમનામાં બીજી ઈસ્લામી જરૂરિયાતો સ્થગિત થઈ જાય) બસ, એવું કેમ ન કરવામાં આવે કે તેમના દરેક મોટા સમૂહમાંથી એક–એક નાનો સમૂહ (જિહાદમાં) ભાગ લેતો રહે (અને અમુક પોતાના વતનમાં રહી જાય) જેથી બાકી રહેલા લોકો (રસૂલુલ્લાહ ﷺના સમયમાં તેમનાથી અને આપના પછી શહેરના ઉલમાથી) દીનની સમજબૂઝ પ્રાપ્ત કરતા રહે અને જેથી આ લોકો પોતાની કોમને (કે જેઓ જિહાદમાં ગયા છે) જ્યારે કે તેઓ તેમની પાસે પાછા આવે (દીનની વાતો સંભળાવીને અલ્લાહની નાફરમાનીથી) ડરાવે જેથી તેઓ (તેમની દીનની વાતો સાંભળીને ખરાબ કૃત્યોથી) બચતા રહે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ તવબહમાં ઘણી અગત્યતા સાથે ગઝ્વએ તબૂકનું સતત વર્ણન ચાલી રહ્યું છે જેમાં રસૂલે કરીમ ﷺ તરફથી જાહેર એ'લાન કરવામાં આવ્યું હતું કે, બધા મુસલમાનો તેમાં સામેલ થાય અને આ હુકમનો વિરોધ કરવો કોઈના માટે પણ જાઈઝ ન હતું, જે લોકો વિરોધમાં સપડાયા તેમાં મોટા ભાગના તો મુનાફિકો હતા જેમનો ઉલ્લેખ ઘણી બધી આયતોમાં ઉપર આવી ચૂક્યો છે અને અમુક નિખાલસ મો'મિનો પણ હતા જે કામચલાઉ આળસ અને સુસ્તીના કારણે સામેલ થવાથી વંચિત રહી ગયા હતા તેમની તવબહ અલ્લાહ તબારક વ તઆલાએ કબૂલ ફરમાવી લીધી, આ બધી ઘટનાઓથી દેખીતી રીતે એ સમજી શકાય છે કે દરેક જિહાદ અને ગઝ્વાતમાં બધા મુસલમાનોએ નીકળવું ફરજ છે તથા તેનાથી બાકાત રહેવું હરામ છે, જો કે શરીઅતનો હુકમ એવો નથી બલકે

જિહાદની જાહેર પરિસ્થિતિ પ્રમાણે ફરજે કિફાયા છે જેનો હુકમ એ છે કે, મુસલમાનોના અમુક સમૂહો જો જિહાદ માટે પૂરતા હોય તો જિહાદમાં પ્રવૃત્ત રહે, એવું કરવાથી બાકીના મુસલમાનો પણ ફરજમાંથી મુક્ત થઈ જશે, હા ! જો જિહાદમાં સામેલ થનારું લશ્કર પૂરતું ન હોય અને તેઓ પરાજિત થવા લાગે તો આજુબાજુના મુસલમાનો ઉપર તેમની મજબૂતી માટે અને સહાય માટે નીકળવું તથા જિહાદમાં સામેલ થવું ફરજ થઈ જાય છે, જો તે પણ પૂરતું ન હોય તો તેમની પાસેના લોકો ઉપર અને જો તે પણ પૂરતું ન હોય તો તેમની આજુબાજુના જે મુસલમાનો છે તેમના ઉપર; એટલે સુધી કે આ રીતે સમગ્ર દુનિયાના મુસલમાનો ઉપર આવી હાલતમાં જિહાદ ફરજે ઐન થઈ જાય છે જેમાં સામેલ ન થવું હરામ છે, એ જ પ્રમાણે ફરજ થવાનું એક સ્વરૂપ એ છે કે મુસલમાનોના અમીર (ઈસ્લામિક હુકૂમતનો શાસક) જરૂરત સમજીને જાહેર એ'લાન કરે અને બધા મુસલમાનોને જિહાદનું આમંત્રણ આપે તો તે સમયે પણ જિહાદમાં સામેલ થવું ફરજ થઈ જાય છે અને તેમાં ભાગ ન લેવો હરામ હોય છે, જેમકે ગઝ્વએ તબૂકમાં જાહેર એ'લાનના કારણે બન્યું હતું. પ્રસ્તુત આયતમાં આ જ હુકમને સ્પષ્ટ કરવામાં આવ્યો છે. આ ગઝ્વએ તબૂકમાં જાહેર એ'લાનના કારણે ખાસ હુકમ હતો, સામાન્ય પરિસ્થિતિમાં જિહાદ ફરજે ઐન નથી કે બધા મુસલમાનો ઉપર જિહાદમાં જવું ફરજ હોય, કારણ કે જિહાદની જેમ ઈસ્લામ અને મુસલમાનોની સામૂહિક સમસ્યાઓ અને જરૂરિયાતો પણ હોય છે જે જિહાદની જેમ જ ફરજે કિફાયા છે, તેના માટે પણ મુસલમાનોના વિવિધ સમૂહોને વહેંચણીના સિદ્ધાંત ઉપર કાર્ય કરવાનું છે, એટલા માટે બધા મુસલમાનોને દરેક જિહાદમાં નીકળવું ન જોઈએ, આ જ વિષય દ્વારા ફરજે કિફાયાની વાસ્તવિકતા પણ તમે સમજી શકો છો કે જે કામ વ્યક્તિગત નથી બલકે સામૂહિક છે અને બધા મુસલમાનો ઉપર તેને પૂરું કરવાની જવાબદારી છે તેને શરીઅતમાં ફરજે કિફાયા ઠરાવવામાં આવ્યું છે, જેથી વહેંચણીના સિદ્ધાંતના આધારે બધા કામો પોત-પોતાના સ્થળે યોગ્ય રીતે ચાલતા રહે અને બધી સામૂહિક ફરજો પણ અદા થતી રહે, મુસલમાન પુરુષો ઉપર જનાઝહની નમાઝ અને મય્યતનું કફન-દફન, મસ્જિદોનું બાંધકામ, તેની દેખરેખ, જિહાદ, ઈસ્લામની સરહદોની સુરક્ષા, આ બધું ફરજે કિફાયા છે કે તેની જવાબદારી તો સમગ્ર દુનિયાના મુસલમાનો ઉપર છે

પરંતુ જરૂરત પ્રમાણે અમુક લોકો આ ફરજ પૂરી કરી લે તો અન્ય મુસલમાનો ફરજમુક્ત થઈ જાય છે, તે જ ફરજે કિફાયાના ક્રમમાં એક મહત્ત્વનું કામ દીનનું શિક્ષણ છે, આ આયતમાં ખાસ સ્વરૂપે તે ફરજ હોવાનું એ જ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું કે જિહાદ જેવા મહત્ત્વના ફરજમાં પણ આ ફરજને છોડવાનો નથી, જેમકે તેનું સ્વરૂપ એ છે કે મોટા સમૂહમાંથી એક નાનો સમૂહ જિહાદ માટે નીકળે અને બાકીના લોકો દીનનું ઈલ્મ (જ્ઞાન) પ્રાપ્ત કરવામાં લાગી જાય પછી આ દીનનું ઈલ્મ પ્રાપ્ત કરીને જિહાદમાં જનારા મુસલમાનોને અને અન્ય લોકોને પણ ઈલ્મ શિખવાડે.

**દીનનું ઇલ્મ પ્રાપ્ત કરવું ફરજ છે અને તેના અદબો (શિષ્ટાચાર) તથા ફરજો :**

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું છે કે આ આયત દીનનું ઈલ્મ પ્રાપ્ત કરવાનો અસલ આધાર છે અને વિચાર કરવામાં આવે તો આ જ આયતમાં દીનના ઈલ્મનો સામૂહિક અભ્યાસક્રમ પણ બતાવી આપ્યો છે અને દીનના ઈલ્મ પછી આલિમની ફરજો પણ બતાવવામાં આવી છે, એટલા માટે આ વિષયને વધારે સ્પષ્ટતાથી અત્રે લખવામાં આવે છે.

**દીનના ઇલ્મની ફઝીલત (શ્રેષ્ઠતા) :**

દીનના ઈલ્મની શ્રેષ્ઠતા અને તેના મહાન સવાબ વિશે વિદ્વાનોએ આગવા પુસ્તકો પણ લખ્યા છે, આ સ્થળે અમુક ટૂંકી રિવાયતો વર્ણન કરવામાં આવે છે. તિરમિઝીએ હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી રિવાયત કરી છે કે, "મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે, જે વ્યક્તિ કોઈ માર્ગ ઉપર ચાલે જેનો હેતુ જ્ઞાન પ્રાપ્ત કરવાનો હોય અલ્લાહ તઆલા તેના ચાલવાના સવાબમાં તેના માર્ગને જન્નત તરફ કરી આપશે અને એ કે અલ્લાહના ફરિશ્તા "તાલિબે ઈલ્મ" (દીની તા'લીમના વિદ્યાર્થી) માટે પોતાની પાંખો બિછાવે છે અને એ કે આલિમ માટે બધા જ આસમાનોની અને જમીનની મખ્લૂક તથા પાણીની માછલીઓ દુઆ અને ઈસ્તિગફાર (મા'ફીની દુઆ) કરે છે અને એ કે આલિમની ફઝીલત (શ્રેષ્ઠતા) વધુ પ્રમાણમાં નફલ ઈબાદત કરનાર ઉપર એવી છે જેમકે ૧૪મી રાતના ચંદ્રની શ્રેષ્ઠતા બાકીના તારાઓ ઉપર છે અને એ કે ઉલમા અંબિયા (અલૈ.)ના વારિસ

છે અને એ કે અંબિયા (અલૈ.) સોના–ચાંદીનો કોઈ વારસો નથી છોડતા પરંતુ ઈલ્મનો વારસો છોડી જાય છે તો જે વ્યક્તિએ આ ઈલ્મના વારસાને પ્રાપ્ત કરી લીધો તેણે મોટી દોલત પ્રાપ્ત કરી લીધી.'' *(કુર્તુબીમાંથી)*

દારમીએ પોતાની મુસ્નદમાં આ હદીષ રિવાયત કરી છે કે, ''રસૂલુલ્લાહ ﷺને કોઈ વ્યક્તિએ પૂછ્યું કે બની ઈસ્રાઈલમાં બે વ્યક્તિઓ હતા, એક આલિમ હતો જે ફક્ત નમાઝ પઢી લેતો હતો અને પછી લોકોને દીનનું શિક્ષણ આપવામાં પ્રવૃત્ત થઈ જતો હતો અને બીજો વ્યક્તિ આખો દિવસ રોઝા રાખતો હતો અને રાત્રે ઈબાદતમાં ઊભો રહેતો હતો; આ બંનેમાં કોણ શ્રેષ્ઠ છે ? આપ ﷺએ ફરમાવ્યું કે, તે આલિમની શ્રેષ્ઠતા ઈબાદતગુઝાર વ્યક્તિ ઉપર એવી છે જેમકે મારી શ્રેષ્ઠતા તમારામાંથી સામાન્ય વ્યક્તિ ઉપર.'' (આ રિવાયત ઈમામ અબ્દુલ બર્રએ કિતાબ જામેઅ્ બયાનુલ ઊલૂમમાં સનદ સાથે હઝરત અબૂ સઈદ ખુદરી રદિ.થી નકલ કરી છે). *(કુર્તુબી)*

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''એક ફકીહ શયતાનના મુકાબલામાં એક હજાર ઈબાદત કરનારાઓથી વધારે મજબૂત અને ભારે છે.'' (તિરમિઝી અન ઈબ્ને અબ્બાસ રદિ. અજ મઝહરી) અને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''જ્યારે વ્યક્તિ મૃત્યુ પામે છે તો તેના અમલનો ક્રમ કપાઈ જાય છે પરંતુ ત્રણ અમલો એવા છે જેનો સવાબ મનુષ્યના મર્યા પછી પણ તેને પહોંચતો રહે છે; એક સદક–એ–જારિયહ જેમકે મસ્જિદ અથવા દીની શિક્ષણની ઈમારતો અથવા તો અન્ય સામાજિક સંસ્થાઓ, બીજું તે ઈલ્મ (જ્ઞાન) છે જેનાથી ત્યાર પછીના લોકો લાભ ઉઠાવતા રહે. (દાખલા તરીકે વિદ્યાર્થી આલિમ બની ગયા તેનાથી પાછળના લોકોને દીનનું જ્ઞાન શિખવાડવાનો ક્રમ ચાલતો રહ્યો અથવા કોઈ પુસ્તક લખ્યું જેનાથી તેના પછીના લોકો પણ ફાયદો ઉઠાવતા રહ્યા.)'' *(કુર્તુબી)*

**દીનના જ્ઞાનના સંદર્ભમાં ફરજે ઐન અને ફરજે કિફાયાની વિગત :**

ઈબ્ને અદી અને બયહકીએ સહીહ સનદથી હઝરત અનસ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે, નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે, طَلَبُ الْعِلْمِ فَرِيْضَةٌ عَلٰى كُلِّ مُسْلِمٍ (મઝહરીમાંથી) એટલે કે, ''દરેક મુસલમાન ઉપર જ્ઞાન પ્રાપ્ત કરવું ફરજ છે.'' એ દેખીતું છે કે આ હદીષ અને પ્રસ્તુત ઉપરોક્ત વર્ણન કરવામાં

આવેલ હદીષોમાં ઈલ્મનો અર્થ "દીનનું ઈલ્મ" જ છે; દુનિયાના જ્ઞાન, કળા, સામાન્ય દુનિયાના કારોબારની જેમ મનુષ્ય માટે ચોક્કસ આવશ્યક છે પરંતુ તેમની તે ફઝીલતો નથી જે પ્રસ્તુત હદીષોમાં આવી છે, દીનનું ઈલ્મ માત્ર એક પ્રકારનું જ્ઞાન નથી બલકે ઘણા બધા જ્ઞાન ઉપર આધારિત એક મજબૂત વ્યવસ્થા છે અને એ પણ દેખીતું છે કે દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રી એવી શક્તિ ધરાવતા નથી કે તે આ બધા જ જ્ઞાનને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરી શકે, એટલા માટે પ્રસ્તુત હદીષમાં જે દરેક મુસલમાન ઉપર ફરજ હોવાનું ફરમાવવામાં આવ્યું છે તેનો અર્થ દીનના ઈલ્મનો માત્ર તે ભાગ છે જેના વિના મનુષ્ય ન તો પોતાની ફરજો અંજામ આપી શકે છે અને ન જ હરામ બાબતોથી બચી શકે છે અને જે ઈમાન અને ઈસ્લામ માટે જરૂરી છે, બાકી જ્ઞાનની વિગતો કુર્આન અને હદીષના બધા જ બોધપાઠ અને મસ્અલાઓ પછી તેમાંથી નીકળનાર શરીઅતના હુકમોની સંપૂર્ણ વિગત; આ બધું ન તો દરેક મુસલમાનની શક્તિમાં છે અને ન જ દરેક ઉપર ફરજે ઐન છે, અલબત્ત સમગ્ર ઈસ્લામી દુનિયાના માથે ફરજે કિફાયા છે, દરેક શહેરમાં એક આલિમ આ બધા જ જ્ઞાન અને શરઈ મસ્અલાઓનો નિષ્ણાત ઉપસ્થિત હોય તો બાકીના મુસલમાનો આ ફરજથી મુક્ત થઈ જાય છે અને જે શહેર અથવા કસ્બામાં એક પણ આલિમ ન હોય તો શહેરવાળાઓ માટે ફરજ છે કે પોતાનામાંથી કોઈને આલિમ બનાવે અથવા બહારથી કોઈ આલિમને બોલાવીને પોતાના શહેરમાં રાખે જેથી આવશ્યકતા ઊભી થતા દરેક સુક્ષ્મ મસ્અલાઓ વિશે પણ આ આલિમથી ફતાવાઓ લઈ શકાય અને અમલ કરી શકાય, એટલા માટે દીનના ઈલ્મમાં ફરજે ઐન અને ફરજે કિફાયાની વિગત નીચે પ્રમાણે છે.

**ફરજે ઐન :**

દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રી ઉપર ફરજ છે કે, ઈસ્લામના સહીહ અને સાચા અકીદાઓનું જ્ઞાન પ્રાપ્ત કરે તથા પાકી અને નાપાકીના હુકમો શીખે. નમાઝ, રોઝા અને બધી જ ઈબાદતો જે શરીઅતે ફરજ અને વાજિબ ઠરાવી છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરે, જે વસ્તુઓને હરામ અથવા મકરૂહ ઠરાવી છે તેનું જ્ઞાન મેળવે, જે વ્યક્તિની પાસે નિસાબ પ્રમાણે માલ હોય તેના ઉપર ઝકાત ફરજ છે તો તેણે ઝકાતના મસ્અલાઓ અને હુકમો જાણવા જોઈએ, જેની શક્તિ હજ્જ

માટેની છે તેના માટે ફરજે ઐન છે કે તે હજ્જના હુકમો અને મસ્અલાઓ જાણે, જેણે ખરીદ-વેચાણ કરવું પડતું હોય અથવા વેપાર કે ઉદ્યોગ અથવા મજૂરી અથવા મહેનતાણાનું કાર્ય કરવું પડે તેના ઉપર ફરજે ઐન છે કે તે ખરીદ-વેચાણ તથા ઈજારાદારી વગેરેના મસ્અલાઓ અને હુકમો શીખે, જ્યારે નિકાહ કરે તો નિકાહના હુકમો અને મસ્અલાઓ, તલાકના હુકમો અને મસ્અલાઓ જાણે, મતલબ કે જે કામ શરીઅતે દરેક મનુષ્યના માથે ફરજ અને વાજિબ કર્યું છે તેના હુકમો અને મસ્અલાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવું પણ દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રી ઉપર ફરજ છે.

**ઇલ્મે તસવ્વુફ (રૂહાની-આધ્યાત્મિક પવિત્રતા) પણ ફરજે ઐનમાં સામેલ છે :**

જાહેર હુકમો નમાઝ, રોઝા તો બધા જ જાણે છે કે ફરજે ઐન છે અને તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું પણ ફરજે ઐન છે, હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં આ જ આયત હેઠળ લખ્યું છે કે દિલ સાથે સંબંધ ધરાવનાર અમલો અને તેના હલાલ-હરામનું જ્ઞાન જેને પરિભાષામાં "ઈલ્મે તસવ્વુફ" કહેવામાં આવે છે, કારણ કે એ ગુપ્ત અમલો પણ દરેક વ્યક્તિ માટે ફરજે ઐન છે તો તેનું જ્ઞાન પણ સૌના ઉપર ફરજે ઐન છે.

આજકાલ જેને ઈલ્મે તસવ્વુફ કહેવામાં આવે છે તે પણ ઘણા બધા પ્રકારના જ્ઞાન અને વિષયો તથા જ્ઞાનનો સમૂહ બની ગયો છે, આ સ્થળે ફરજે ઐનનો અર્થ તેનો માત્ર તે ભાગ છે જેમાં બાતિન અમલો ફરજ અથવા વાજિબના અનુસંધાને છે, દાખલા તરીકે સહીહ અકીદાઓ જેનો સંબંધ દિલ સાથે છે અથવા સબ્ર, ધૈર્ય, શુક્ર, અલ્લાહ ઉપર ભરોસો, કરકસર વગેરે એક ખાસ દરજ્જામાં ફરજ છે અથવા તો ઘમંડ, મિથ્યાભિમાન, ઈર્ષ્યા, અદેખાઈ, દિલનો મેલ, બખીલી, કપટ, લાલચ વગેરે જે કુર્આન અને સુન્નતની રૂએ હરામ છે તેની વાસ્તવિકતા, તેને પ્રાપ્ત કરવાની અથવા હરામ વસ્તુઓથી બચવાની પદ્ધતિ જાણવી પણ દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રી ઉપર ફરજ છે, ઈલ્મે તસવ્વુફનો વાસ્તવિક આધાર આ જ બાબતો ઉપર છે અને તે ફરજે ઐન છે.

**ફરજે કિફાયા :**

સમગ્ર કુર્આન શરીફમાં અર્થ અને મસ્અલાઓને સમજવું બધી જ

હદીષોને સમજવી અને તેનામાં ભરોસાપાત્ર અને અવિશ્વસનિયને ઓળખવી, કુર્આન અને સુન્નતથી જે હુકમો અને મસ્અલાઓ નીકળે છે તે બધાનું જ્ઞાન પ્રાપ્ત કરવું, તેમાં સહાબએ કિરામ (રદિ.), તાબિઈન (રહ.) અને મુજ્તહિદ ઈમામોના નિવેદનો અને કામોથી વાકેફ થવું આ એટલું મોટું કામ છે કે સમગ્ર જિંદગી અને બધો જ વખત તેમાં ખર્ચ કર્યા પછી પણ આ જ્ઞાનમાં પરિપૂર્ણતા મેળવવી સરળ નથી, એટલા માટે શરીઅતે આ જ્ઞાનને ફરજે કિફાયા ઠરાવ્યું છે કે જરૂરત પ્રમાણે લોકો આ બધું જ્ઞાન પ્રાપ્ત કરી લે તો બાકીના મુસલમાનો તેની ફરજથી મુક્ત થઈ જશે.

**ઇલ્મે દીનનો અભ્યાસક્રમ (નિસાબ) :**

કુર્આને હકીમે આ સ્થળે ઈલ્મે દીનની વાસ્તવિકતા અને તેનો અભ્યાસક્રમ પણ એક જ શબ્દમાં બતાવી આપ્યો છે તે لِيَتَفَقَّهُوْا فِى الدِّيْنِ છે, આ સ્થળે દેખીતું હતું કે અત્રે يَتَعَلَّمُوْنَ الدِّيْنَ કહેવામાં આવ્યું હોત, એટલે કે દીનનું જ્ઞાન પ્રાપ્ત કરો પરંતુ કુર્આને આ સ્થળે تَعَلُّمْ (તઅલ્લુમ)નો શબ્દ છોડીને تَفَقُّهُ (તફક્કુહ)નો શબ્દ અપનાવીને એ તરફ ઈશારો કર્યો કે દીનનું ઈલ્મ ફક્ત પઢી લેવું પૂરતું નથી, તે તો બધા જ કાફિર, યહૂદી, નસારાઓ પણ પઢે છે અને શયતાનને સૌથી વધારે તે જ્ઞાન પ્રાપ્ત છે, બલકે દીનના ઈલ્મનો અર્થ દીનની સમજ પેદા કરવાનો છે, અત્રે શબ્દ تَفَقُّهُ નો તરજુમો ફિક્હ સાથે સંલગ્ન છે, "ફિક્હ"નો અર્થ સમજદારીનો થાય છે, અત્રે એ વાત પણ ધ્યાન આપવા યોગ્ય છે કે કુર્આને કરીમે આ સ્થળે مُجَرَّدْ ના સર્વનામથી لِيَفْقَهُوا الدِّيْنَ એટલે કે, "જેથી તેઓ દીનની સમજ લે" નથી ફરમાવ્યું પરંતુ لِيَتَفَقَّهُوْا فِى الدِّيْنِ ફરમાવ્યું, જે વિષય تَفَعُّلْ માંથી છે તેનો અર્થ મહેનત–મુશ્કેલી સાથે હોવાનું થાય છે, મતલબ એ છે કે દીનની સમજબૂઝ પેદા કરવામાં પૂરી મહેનત અને મુસીબત ઉઠાવીને નિષ્ણાત બનવામાં આવે, એ પણ દેખીતું છે કે દીનની સમજબૂઝ ફક્ત એટલી વાતથી પેદા નથી થતી કે પાકી, નાપાકી, નમાઝ, રોઝા અથવા ઝકાત કે હજ્જના મસ્અલાઓ જાણી લેવામાં આવે, આ દુનિયામાં કઈ રીતે રહેવું જોઈએ વાસ્તવમાં તેની ચિંતાનું નામ દીનની સમજબૂઝ છે, એટલા માટે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ ફિક્હની વ્યાખ્યા એ કરી છે કે મનુષ્ય પોતાના બધા જ કામોને સમજી લે જેને કરવું તેના માટે જરૂરી છે અને તે બધા જ કામોને પણ સમજી લે જેનાથી બચવું તેના માટે

જરૂરી છે, આજકાલ જે ફિક્હનું જ્ઞાન મસ્અલાઓ جُزْئِيَّهْ નું ઇલ્મ કહેવામાં આવે છે એ પાછળથી આવેલી પરિભાષા છે, કુર્આન અને સુન્નતમાં ફિક્હની પરિભાષા તે જ છે જે ઇમામે આ'ઝમ (રહ.)એ વર્ણન કરી છે કે જે વ્યક્તિએ દીનની બધી કિતાબો પઢી લીધી પરંતુ સમજબૂઝ પેદા ન થઈ તે કુર્આન અને સુન્નતની પરિભાષામાં આલિમ નથી. આ સંશોધનથી જાણ થઈ કે દીનનું ઇલ્મ પ્રાપ્ત કરવાનો અર્થ કુર્આનની પરિભાષામાં દીનની સમજબૂઝ પેદા કરવાનો છે, તે જે માધ્યમોથી પ્રાપ્ત થાય તે માધ્યમો ભલે કિતાબો હોય, ઉસ્તાદો હોય, મિત્રો હોય એ બધા તેના અભ્યાસક્રમના વિભાગો છે.

**દીનનું ઇલ્મ પ્રાપ્ત કર્યા પછી આલિમની ફરજો :**

આ સ્થળે કુર્આને કરીમે તેને પણ એક જ વાક્યમાં પૂર્ણ કરી દીધું છે તે એ કે, لِيُنْذِرُوْا قَوْمَهُمْ એટલે કે, "જેથી તેઓ પોતાની કોમને અલ્લાહની નાફરમાનીથી ડરાવે." અત્રે એ વાત પણ વિચાર કરવા યોગ્ય છે કે આ વાક્યમાં આલિમની ફરજ કોમને ડરાવવાની બતાવવામાં આવી છે, اِنْذَارْ (ઇન્ઝાર)નો શાબ્દિક અનુવાદ આપણે ડરાવવાનો કરીએ છીએ પરંતુ એ તેનો સંપૂર્ણ તરજુમો નથી, ભાષાની મર્યાદાના કારણે કોઈ એક શબ્દથી તેનો તરજુમો કરવો શક્ય નથી, વાસ્તવિકતા એ છે કે ડરાવવું કેટલાય પ્રકારે હોઈ શકે છે બલકે ડરાવવું દુશ્મન, ચોર, ડાકુ અથવા કોઈ હિંસક પ્રાણી, ઝેરીલા જાનવરો વગેરેથી પણ હોય છે અને એક તે ડરાવવું હોય છે જે પોતાના બાપ પોતાની અવલાદની લાગણી ખાતર તકલીફ અને અન્ય વસ્તુઓથી જેમકે આગ, ઝેરીલા પ્રાણી, નુકસાનકર્તા ખોરાક વગેરેથી ડરાવે છે, જેનો હેતુ અવલાદનો પ્રેમ, લાગણી તથા મહોબ્બત હોય છે તેથી તેની ભાષા અને વર્તણૂક પણ કંઈક અલગ પ્રકારે જ હોય છે, એટલા માટે "ઇન્ઝાર" એવા ડરાવવાને જ કહેવામાં આવે છે, પયગમ્બરો અને રસૂલોને "નઝીર"નો લકબ આપવામાં આવ્યો છે અને આલિમની આ ફરજ "ઇન્ઝાર" વાસ્તવમાં નુબુવ્વતના વારસાનો જ એક ભાગ છે જે હદીષની નસ પ્રમાણે આલિમને પ્રાપ્ત થયેલ છે.

પરંતુ અહીંયાં ધ્યાન આપવા પાત્ર વાત એ છે કે, અંબિયા (અલૈ.)ના બે લકબ (ઉપનામ) "બશીર" અને "નઝીર" આપવામાં આવ્યા છે, "નઝીર"નો અર્થ તો આપણે જાણી ચૂક્યા છે, "બશીર"નો અર્થ "ખુશખબરી

સંભળાવનાર-બશારત આપનાર" થાય છે. અંબિયા (અલૈ.)નું એક કામ એ પણ છે કે નેક કામ કરનારને ખુશખબરી સંભળાવે. આ સ્થળે પણ "ઈન્ઝાર"નો જ ખુલાસો કરવામાં આવ્યો છે પરંતુ બીજી નુસૂસથી જાણ થાય છે કે આલિમની ફરજ એ પણ છે કે નેક કામ કરનારાઓને બશારત આપે-ખુશખબરી સંભળાવે પરંતુ આ સ્થળે ફક્ત ઈન્ઝારના ઉલ્લેખને પૂરતું સમજવું એ તરફ ઈશારો આપે છે કે મનુષ્યના માથે બે કામોની જવાબદારી છે, એક એ કે જે જ્ઞાન તેના માટે દુનિયા અને આખિરતમાં લાભદાયક છે તેને અપનાવે અને બીજું એ કે જે અમલ તેના માટે નુકસાનકર્તા છે તેનાથી બચે, ઉલમા અને બુદ્ધિશાળીઓએ સર્વાનુમતે બંને કાર્યોમાંથી બીજા કાર્યને સૌથી અગ્ર સ્થાને રાખી મહત્ત્વ આપ્યું છે, તેને જ ફુક્હાની પરિભાષામાં جَلْبِ مَنْفَعَتْ (જલબે મનફઅત) "ફાયદાનું કાર્ય કરવું" અને دَفْعِ مَضَرَّتْ (દફએ મઝર્રત) "નુકસાનથી બચવું"ના બે શબ્દો દ્વારા ઓળખાવીને دَفْعِ مَضَرَّتْ ને جَلْبِ مَنْفَعَتْ કરતા અગ્ર સ્થાને ઠરાવ્યું છે, તદુપરાંત નુકસાનકારક બાબત એક સ્વરૂપે લાભદાયક વસ્તુ પ્રાપ્ત કરવાનો હેતુ પણ પૂર્ણ કરે છે કારણ કે જે કાર્ય મનુષ્ય માટે ફાયદાકારક અને જરૂરી છે તેને છોડવું સૌથી મોટું નુકસાન છે તો જે વ્યક્તિ નુકસાનકારક પ્રવૃત્તિઓથી બચવાની કાળજી લે અને જરૂરી અમલોને ન છોડે અને તેની કાળજી રાખે તે પણ એક પ્રકારનો લાભ જ છે.

અત્રે એ પણ જાણ થઈ ગઈ કે આજકાલ જે મોટે ભાગે વઅ્ઝ અને તબ્લીગ ઘણી ઓછી અસરકારક હોય છે તેનું મોટું કારણ એ છે કે તેમાં ઈન્ઝારનો સિદ્ધાંત દેખાતો નથી, જેના વક્તવ્ય અને લઢણમાં લાગણી અને દયાભાવ તથા ભલાઈ ન હોય, શ્રોતા (વાત સાંભળનાર)ને વિશ્વાસ હોય કે તેની વાતચીતનો હેતુ ન તો મને અપમાનિત કરવાનો છે અને ન જ બદનામ કરવાનો છે, ન તો પોતાના દિલની ભડાશ કાઢવાનો છે બલકે આ જે વસ્તુને મારા માટે લાભદાયક અને જરૂરી સમજે છે તે મહોબ્બતના કારણે મને બતાવી રહ્યો છે, જો આજે આપણે તબ્લીગ માટે અને શરીઅતના હુકમો વિરુદ્ધ ચાલતા લોકોને સુધારણા માટેની આમંત્રણની આ પદ્ધતિ અપનાવીએ તો તેનું એક પરિણામ ચોક્કસ એ જ આવશે કે જેને સંબોધન કરીએ છીએ તેની સાથે આપણી વાતચીતથી જીભાજોડી પેદા નહીં થાય, તે જવાબદારીની ફિકરમાં પડવાના બદલે પોતાના અમલની

સમીક્ષા માટે અને પરિણામના વિચાર તરફ ધ્યાન કેન્દ્રિત કરશે અને જો આ ક્રમ ચાલુ થઈ જશે તો કોઈ સમયે ચોક્કસ તે આમંત્રણનો સ્વીકાર પણ કરશે અને બીજું પરિણામ એ તો ચોક્કસ આવવાનું જ છે કે ઓછામાં ઓછું તેની સાથે દિલમાં નફરત અથવા લડાઈ-ઝઘડો ઉત્પન્ન નહીં થાય, જેમકે આજકાલ આપણી સમગ્ર કોમ એમાં સપડાયેલી છે.

અંતે لَعَلَّهُمْ يَحْذَرُوْنَ ફરમાવીને એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે આલિમનું કામ એટલું નથી કે અઝાબથી ડરાવે બલકે, તેના ઉપર નજર પણ રાખવાની છે કે તેના પ્રચાર અને આમંત્રણની અસર કેટલી અને કેવી થઈ ? એક વખતે અસરકારક ન નિવડે તો વારંવાર એ પ્રવૃત્તિ કરતો રહે જેથી તેનું પરિણામ يَحْذَرُوْنَ (યહઝરૂન) આવી શકે, એટલે કે કોમ ગુનાહોથી બચે. વલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૨૩ થી ૧૨૭)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قَاتِلُوا الَّذِيْنَ يَلُوْنَكُمْ مِّنَ الْكُفَّارِ وَلْيَجِدُوْا فِيْكُمْ غِلْظَةً ۭ
وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ﴿١٢٣﴾ وَاِذَا مَآ اُنْزِلَتْ سُوْرَةٌ فَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ اَيُّكُمْ
زَادَتْهُ هٰذِهٖٓ اِيْمَانًا ۚ فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا فَزَادَتْهُمْ اِيْمَانًا وَّهُمْ يَسْتَبْشِرُوْنَ ﴿١٢٤﴾
وَاَمَّا الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ فَزَادَتْهُمْ رِجْسًا اِلٰى رِجْسِهِمْ وَمَاتُوْا وَهُمْ
كٰفِرُوْنَ ﴿١٢٥﴾ اَوَلَا يَرَوْنَ اَنَّهُمْ يُفْتَنُوْنَ فِيْ كُلِّ عَامٍ مَّرَّةً اَوْ مَرَّتَيْنِ ثُمَّ لَا يَتُوْبُوْنَ وَلَا
هُمْ يَذَّكَّرُوْنَ ﴿١٢٦﴾ وَاِذَا مَآ اُنْزِلَتْ سُوْرَةٌ نَّظَرَ بَعْضُهُمْ اِلٰى بَعْضٍ ۭ هَلْ يَرٰىكُمْ مِّنْ
اَحَدٍ ثُمَّ انْصَرَفُوْا ۭ صَرَفَ اللّٰهُ قُلُوْبَهُمْ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَفْقَهُوْنَ ﴿١٢٧﴾

### તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! પોતાના નજીકના કાફિરો સાથે લડતા જાઓ અને તમારા અંદરની કઠોરતા તેમના ઉપર જણાવી જોઈએ અને જાણો કે અલ્લાહ*

*ડરનારાઓની સાથે છે. (૧૨૩) અને જ્યારે કોઈ સૂરત નાઝિલ થાય છે તો તેમનામાં અમુક કહે છે, તમારામાંથી આ સૂરતે કોનું ઈમાન વધારે કરી દીધું? બસ જે લોકો ઈમાન ધરાવે છે તેમનું ઈમાન આ સૂરતે વધારે કરી દીધું અને તેઓ ખુશખુશાલ થાય છે. (૧૨૪) અને જેમના દિલોમાં બીમારી છે બસ તેમના માટે ગંદકી ઉપર ગંદકી વધારી દીધી અને તેઓ મૃત્યુ સુધી કાફિર જ રહ્યા. (૧૨૫) શું નથી જોતા કે તેઓ દરેક વર્ષમાં એક વખતે અથવા બે વખતે અજમાવવામાં આવે છે તો પણ તવબહ નથી કરતા અને ન જ તેઓ નસીહત પકડે છે ? (૧૨૬) અને જ્યારે કોઈ સૂરત નાઝિલ થાય છે તો તેઓ એક–બીજા તરફ જોવા લાગે છે કે શું તમને કોઈ મુસલમાન જુએ છે ? પછી ચાલતી પકડે છે, અલ્લાહે તેમના દિલો ફેરવી દીધા છે એ કારણે કે તે એવા લોકો છે કે સમજ નથી ધરાવતા. (૧૨૭)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તે કાફિરો સામે લડો જેઓ તમારી આસપાસ (રહે) છે અને તેઓ તમારામાં કઠોરતા જોવા જોઈએ (એટલે કે જિહાદના સમયે પણ મજબૂત રહેવું જોઈએ અને સુલેહ ન હોય એવા સમયે તેમની સાથે ઢીલાપણુ વર્તવું ન જોઈએ) અને એ વિશ્વાસ રાખો કે અલ્લાહ તઆલા(ની મદદ) મુત્તકી લોકો સાથે છે (બસ તે કાફિરોથી ન ડરો અને ન જ તેમનાથી દબાઈ જાઓ) અને જ્યારે કોઈ (નવી) સૂરત ઊતરે છે તો અમુક મુનાફિકો (ગરીબ મુસલમાનો સાથે ઠઠ્ઠા–મશ્કરી સ્વરૂપે) કહે છે કે (કહો) આ સૂરતે તમારામાંથી કોના ઈમાનમાં પ્રગતિ આપી ? (આગળ અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે તમે જવાબ ઈચ્છો છો ?) બસ, (સાંભળો) જે લોકો ઈમાનદાર છે આ સૂરતે તેમના ઈમાનમાં (તો) પ્રગતિ આપી છે અને તે (આ પ્રગતિ થવાથી) ખુશ થઈ રહ્યા છે (પરંતુ એ પ્રવૃત્તિ દિલ સાથે સંબંધ ધરાવે છે એટલા માટે એ ખુશી તમે અનુભવી શકતા નથી માટે તમે ઠઠ્ઠો કરો છો) અને જે લોકોના દિલોમાં (નિફાકની) બીમારી છે આ સૂરતે તેમનામાં તેમની (પ્રથમથી જ રહેલ) ગંદકીની સાથે (નવી) ગંદકી વધારી દીધી (કારણ કે પ્રથમ કુર્આનના એક ભાગનો ઈન્કાર કરતા હતા, હવે આ એક નવા ભાગનો પણ ઈન્કાર કરે છે) અને તેઓ કુફ્રની હાલતમાં જ મૃત્યુ પામ્યા (એટલે કે જેઓ તેમનામાં મૃત્યુ પામી ચૂક્યા છે તેઓ કાફિર થઈને જ મર્યા અને

જેઓ આ હઠાગ્રહ ઉપર જ રહેશે તેઓ કાફિર થઈને જ મરશે, જવાબનો ખુલાસો એ થયો કે કુર્આનમાં ઈમાનને પ્રગતિ આપવાની ખાસિયત તો અવશ્ય છે પરંતુ જે લોકોમાં એવી ક્ષમતા જ નથી અને જેમનામાં પ્રથમથી જ ગંદકી અને ઠઠ્ઠો–મશ્કરી કરવાની વૃત્તિ છે તો તે આ ખરાબીમાં વધારે પાકા થઈ જશે. (درباغ لالہ روید و در شورہ بوم خس) અને શું તેમને દેખાતું નથી કે આ લોકો દરેક વર્ષે એક વખતે અથવા બે વખતે કોઈને કોઈ આફતમાં ફસાતા રહે છે (પરંતુ) તો પણ (પોતાની નાપાક પ્રવૃત્તિઓથી) અટકતા નથી અને ન તો કંઈ સમજે છે (જેનાથી હવે પછી અટકવાની તેમને આશા હોય, એટલે કે જે ઘટનાઓથી તેઓએ બોધપાઠ ગ્રહણ કરવો જોઈતો હતો તેના બદલે અને પોતાની સુધારણા કરવાના બદલે તેનો ઠઠ્ઠો–મશ્કરી પોતાની મહેફિલોમાં જઈને વર્ણન કરતા હતા અને આગળ તે નફરતનું વર્ણન છે જે દુષ્કૃત્ય તેઓ નબીએ કરીમ ﷺની મજલિસમાં કરતા હતા, એટલા માટે ઈરશાદ છે) અને જ્યારે કોઈ (નવી) સૂરત નાઝિલ કરવામાં આવે છે તો એકબીજાને જોવા (તાકવા) લાગે છે (અને ઈશારાથી માહોમાહે વાતો કરવા લાગે છે) કે તમને કોઈ (મુસલમાન) જોતો તો નથી ? (કે તેમને ઊઠતા જોઈ લે અને નબીએ કરીમ ﷺને જાણ કરી દે) પછી (ઈશારાને ઈશારામાં જ વાતો કરીને ત્યાંથી ઊઠીને) ચાલવા માંડે છે, (આ લોકો મસ્જિદે નબવી ﷺથી તો શું ફરી ગયા ?) અલ્લાહ તઆલાએ તેમના દિલો (જ ઈમાનથી) ફેરવી દીધા છે એ કારણે કે તેઓ ફક્ત નાસમજ છે (કે પોતાના ફાયદાથી દૂર ભાગે છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં જિહાદની પ્રેરણા અને પ્રોત્સાહન આપવામાં આવ્યું હતું. પ્રસ્તુત આયતોમાં .....يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قَاتِلُوا દ્વારા એ વિગત બતાવવામાં આવી છે કે કાફિરો તો સમગ્ર દુનિયામાં વિસ્તરેલા છે તેમની સાથે જિહાદ અને યુદ્ધનું આયોજન કરવું જોઈએ. આ આયતમાં એ ઈરશાદ છે કે કાફિરોમાંથી જે લોકો તમારી આસપાસ હોય પ્રથમ તેમની સાથે જિહાદ કરવામાં આવે, આસપાસ અને નજીક હોવું સ્થળના આધારે પણ હોઈ શકે છે કે તેઓ તમારી આજુબાજુમાં નિવાસ કરતા કાફિરો હોય, તેઓ સાથે જિહાદને અગ્રતા આપવી

જોઈએ અથવા તો સગાં–વહાલાં કે કુટુંબના આધારે પણ આ નજીક હોવું હોઈ શકે છે કે તેઓને અન્યો કરતા અગ્રિમતા આપવી જોઈએ, કારણ કે ઈસ્લામી જિહાદ વાસ્તવમાં તે લોકોની ભલાઈના તકાદા માટે જ હોય છે અને ભલાઈ તથા લાગણીમાં સગાં–વહાલાંઓ અને સંબંધીઓ અગ્ર સ્થાને છે, જેમકે રસૂલે કરીમ ﷺએ હુકમ આપ્યો છે, وَاَنْذِرْ عَشِيْرَتَكَ الْاَقْرَبِيْنَ એટલે કે, "પોતાના નજીકના સગાંઓને અલ્લાહના અઝાબથી ડરાવો." એટલા માટે રસૂલે કરીમ ﷺએ તેનું પાલન કર્યું અને સૌ પ્રથમ પોતાના કુટુંબના લોકોને ભેગા કરીને સત્યનો કલિમો પહોંચાડ્યો, એ જ પ્રમાણે સ્થળના નિકટ અથવા દૂર હોવાના કારણે મદીનાના નજીકના કાફિરો બનૂ કુરયઝા, બનૂ નઝીર અને ખયબરના નિવાસીઓને અન્યો ઉપર અગ્રિમતા આપવામાં આવી, ત્યાર પછી બાકીના અરબો સાથે યુદ્ધો થયા પછી સૌથી અંતે રૉમના કાફિરો સાથે યુદ્ધનો હુકમ થયો જેના કારણે ગઝ્વએ તબૂકની ઘટના બની.

وَلْيَجِدُوْا فِيْكُمْ غِلْظَةً તેમાં غِلْظَتٌ (ગિલ્ઝત)નો અર્થ "શક્તિ" અને "સખ્તાઈ" (કઠોરતા)નો થાય છે, અર્થ એ છે કે કાફિરો સાથે વર્તણૂકમાં એવું સ્વરૂપ અપનાવો કે તે કોઈપણ સ્વરૂપે તમે કમજોર છો એવું સમજે નહીં. فَزَادَتْهُمْ اِيْمَانًا આ આયતથી જાણ થઈ કે કુર્આનની આયતોની તિલાવત તથા તેમાં ચિંતન–મનન અને તેના તકાદા ઉપર અમલ કરવાથી ઈમાનમાં પ્રગતિ અને વધારો પેદા થાય છે, આ વધારો ઈમાનનો પ્રકાશ અને ઈમાનનો રસાસ્વાદ હોય છે જેનો પ્રભાવ એ હોય છે કે મનુષ્યને અલ્લાહ અને રસૂલ ﷺની આજ્ઞાનું પાલન કરવું સરળ લાગવા માંડે છે, ઈબાદતમાં આનંદ પ્રાપ્ત થાય છે, ગુનાહોથી સ્વાભાવિક સૂગ ઉપજે છે અને તેની દિલમાં ખટક અનુભવાય છે.

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ ફરમાવ્યું કે ઈમાન જ્યારે દિલમાં આવે છે તો એક સફેદ પ્રકાશિત બિંદુ જેવું હોય છે પછી જેમ–જેમ આ ઈમાનમાં પ્રગતિ થતી જાય છે તેમ–તેમ આ સફેદી વધતી જાય છે, એટલે સુધી કે આખું હૃદય પ્રકાશિત (ઝળહળિત) થઈ જાય છે, એ જ પ્રમાણે કુફ્ર અને નિફાક શરૂઆતમાં એક કાળા ડાઘ જેમ દિલ ઉપર લાગે છે પછી જેમ–જેમ ગુનાહો વધતા જાય છે તથા કુફ્રની કઠોરતા વધતી ચાલે છે આ ડાઘ વધતો રહે છે, એટલે સુધી કે આખું દિલ કાળું થઈ જાય છે. *(મઝહરી)*

સહાબએ કિરામ (રદિ.) એ જ કારણે એકબીજાને પરસ્પર કહ્યા કરતા હતા કે અમુક સમય સુધી મળીને બેસો, દીન અને આખિરતની વાતોની ચર્ચા–વિચારણા કરો જેથી આપનું ઈમાન વધે.

يُفْتَنُوْنَ فِيْ كُلِّ عَامٍ مَّرَّةً اَوْ مَرَّتَيْنِ આ આયતમાં મુનાફિકોને એ બાબતે ચેતવણી આપવામાં આવી છે કે તેઓ પોતાના નિફાક અને કરારભંગ વગેરે ગુનાહોના કારણે દરેક વર્ષે વિવિધ પ્રકારની મુસીબતોમાં ક્યારેક એક વખતે તો ક્યારેક બે વખતે સપડાઈ જાય છે, ક્યારેક તેમના દોસ્તો મક્કાના કાફિરો પરાજિત થઈ ગયા તો ક્યારેક તેમના નિફાકની વાતો જાહેર થઈ ગઈ જેનાથી તેઓ મુશ્કેલીમાં મૂકાઈ ગયા, અહીંયાં એક–બેની સંખ્યાને ગણતરીમાં લેવાનો કોઈ અર્થ નથી કે આ ક્રમ સતત ચાલતો રહે છે એમ છતાં પણ શું તેઓ એવી બાબતોને જોઈને બોધપાઠ ગ્રહણ કરતા નથી !?

———————

## આયતો : (સૂરએ તવબહ : આયત નં. ૧૨૮–૧૨૯)

لَقَدْ جَآءَكُمْ رَسُوْلٌ مِّنْ اَنْفُسِكُمْ عَزِيْزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ حَرِيْصٌ عَلَيْكُمْ بِالْمُؤْمِنِيْنَ
رَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٢٨﴾ فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِيَ اللّٰهُ ۖ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ
الْعَرْشِ الْعَظِيْمِ ﴿١٢٩﴾

### તરજુમો :

*ખરેખર, તમારી પાસે તમારામાંનો રસૂલ આવ્યો છે, તેમના ઉપર ભારે છે જે તમને તકલીફ પહોંચે, તમારી ભલાઈની લાલસા રાખે છે, ઈમાનવાળાઓ ઉપર ખૂબ માયાળુ મહેરબાન છે. (૧૨૮) તો પણ જો મોઢું ફેરવે તો કહી આપો ! મને અલ્લાહ પૂરતો છે અને તેના સિવાય કોઈની બંદગી નથી, તેના જ ઉપર મેં ભરોસો કર્યો અને તે જ અર્શે અઝીમનો માલિક છે. (૧૨૯)*

### તફસીર :

(હે લોકો !) તમારી પાસે એક એવા પયગમ્બર આવ્યા છે જેઓ તમારામાંથી જ (બશર) છે (કે જેથી તમારા માટે લાભ મેળવવો સરળ થઈ

જાય), તેમને તમારી તકલીફની વાતો અત્યંત ભારે પડે છે (ઇચ્છે છે કે તમને કોઈ પીડા ન પહોંચે), તેઓ તમારા ભલાઈના ખૂબ ઇચ્છુક રહે છે (તેમની આ હાલત તો સૌની સાથે છે પછી વિશેષ સ્વરૂપે) ઈમાન ધરાવનારાઓ સાથે (તો) ઘણા જ માયાળુ (અને) મહેરબાન (દયાળુ) છે, (આવા રસૂલ ﷺથી ફાયદો ન ઉઠાવવો ઘણી જ મોટી વંચિતતા છે) પછી જો (આ બધું હોવા છતાં પણ તમને રસૂલ માનવાથી અને તમારું અનુસરણ કરવાથી) મોઢું ફેરવે તો તમે કહી આપો ! (તેમાં મારું કોઈ નુકસાન નથી) મારા માટે (તો) અલ્લાહ તઆલા (મદદ કરવા અને મારી સુરક્ષા કરવા) પૂરતો છે, તેના સિવાય કોઈ મઅ્બૂદ હોવાના પાત્ર જ નથી (બસ ઈબાદત માટે તે જ એકમાત્ર જાત છે તો તે સ્વાભાવિક રીતે બધી જ વિશિષ્ટતાઓ અને જ્ઞાન–શક્તિમાં અજોડ છે તો પછી મને કોઈના વિરોધનો શું ડર ?) મેં તેના ઉપર જ ભરોસો કર્યો છે અને તે ઘણા જ મોટા ભારે અર્શનો માલિક છે (તો બીજી વસ્તુઓ તો પ્રથમ શ્રેણીમાં તેની ગુલામ છે, બસ તેના ઉપર ભરોસો કર્યા પછી મને કોઈ ડર કે ભય નથી, અલબત્ત તમે પોતાની ફિકર કરો કે સત્યનો ઈન્કાર કરીને તમે ક્યાં જશો ?)

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ તવબહની અંતિમ આયતો છે જેમાં રસૂલે કરીમ ﷺને અલ્લાહની સંપૂર્ણ મખ્લૂક ઉપર ખાસ કરીને મુસલમાનો ઉપર અનહદ દયાળુ, માયાળુ અને હમદર્દ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે અને અંતિમ આયતમાં રસૂલે કરીમ ﷺને એ માર્ગદર્શન અને સૂચના આપવામાં આવી છે કે તમારી સમગ્ર કોશીશો હોવા છતાં પણ જો અમુક લોકો ઈમાન ન લાવે તો તમે ધીરજ ધરો, સબ્ર કરો અને અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખો.

સૂરએ તવબહની અંતમાં આ વિષય લાવવો એટલા માટે યોગ્ય છે કે આ સૂરતમાં કાફિરો સાથે સંબંધ વિચ્છેદ તથા જિહાદ અને યુદ્ધનું વર્ણન હતું જે અલ્લાહના દીન માટેનું આમંત્રણનું અંતિમ સ્વરૂપ છે જ્યારે કે મૌખિક પ્રચાર અને પ્રસારથી સુધારણાની કોઈ આશા ન રહે, પરંતુ અંબિયા (અલૈ.)નું મૂળ કામ તો દયા તથા લાગણી અને હમદર્દી તથા ભલાઈની ભાવના સાથે અલ્લાહની મખ્લૂકને અલ્લાહ તરફ આવવાનું આમંત્રણ આપવાનું છે અને તેમના તરફથી

વાંધાઓ તથા જો કોઈ તકલીફ કે વિરોધનો સામનો કરવો પડે તો તેને અલ્લાહ તઆલાને સોંપીને તેના ઉપર જ ભરોસો કરો, કારણ કે તે રબ્બુલ અર્શુલ અઝીમ છે, અત્રે "અર્શે અઝીમ"નો રબ્બ (માલિક) કહીને એ બતાવવું મંજૂર છે કે આ સમગ્ર સૃષ્ટિ ઉપર તે જ માત્ર છવાયેલો છે.

અંતિમ બે આયતો હઝરત ઉબય ઈબ્ને કઅ્બ (રદિ.)ના નિવેદન પ્રમાણે કુર્આનની અંતિમ આયતો છે, ત્યારબાદ કોઈ આયત નાઝિલ નથી થઈ અને રસૂલે કરીમ ﷺની વફાત થઈ ગઈ, એવું જ નિવેદન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું પણ છે. *(કુર્તુબી)*

આ બે આયતોની હદીષમાં ઘણી ફઝીલતો આવી છે, હઝરત અબૂ દરદઅ્ (રદિ.) ફરમાવે છે કે જે વ્યક્તિ સવાર–સાંજ આ આયતો સાત વખતે પઢી લેતો હોય તો અલ્લાહ તઆલા તેના બધા જ કાર્યો સરળ કરી આપે છે. વલલાહુ અઅ્લમુ. *(કુર્તુબી)*

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّکَ اَنْتَ السَّمِیْعُ الْعَلِیْمُ، اَللّٰهُمَّ وَ فِّقْنِیْ لِتَکْمِیْلِهٖ کَمَا تُحِبُّ وَتَرْضٰی وَالْطُفْ بِنَافِیْ تَیْسِیْرِ کُلِّ عَسِیْرٍ فَاِنَّ تَیْسِیْرَ کُلِّ عَسِیْرٍ عَلَیْکَ یَسِیْرٌ ط

સૂરએ તબવહ પૂરી થઈ. અલ્હમ્દુલિલ્લાહ !



**મૂળ લેખક :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**ગુજરાતી અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી

**તારીખ :** ઈ.સ. ૪ ઓગષ્ટ ૨૦૦૯, હિજરી સન ૧૨ શાબાન ૧૪૩૦



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)




પ્રકરણ (૧૦)

# સૂરએ યૂનુસ (અલૈ.)

સૂરએ યૂનુસ મક્કામાં નાઝિલ થઈ અને તેમાં ૧૦૯ આયતો છે તથા ૧૧ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૧-૨-૩-૪)

اٰياتها ١٠٩ ‏ ١٠ سُوْرَةُ يُوْنُسَ مَكِّيَّةٌ ٥١ ‏ ركوعاتها ١١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

المنزل الثالث (٣) وقف النبي صلى الله عليه وسلم

الٓرٰ قف تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْحَكِيْمِ ① اَكَانَ لِلنَّاسِ عَجَبًا اَنْ اَوْحَيْنَآ اِلٰى رَجُلٍ
مِّنْهُمْ اَنْ اَنْذِرِ النَّاسَ وَبَشِّرِ الَّذِيْنَ اٰمَنُوْٓا اَنَّ لَهُمْ قَدَمَ صِدْقٍ عِنْدَ رَبِّهِمْ ؕ قَالَ
الْكٰفِرُوْنَ اِنَّ هٰذَا لَسٰحِرٌ مُّبِيْنٌ ② اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ
فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ يُدَبِّرُ الْاَمْرَ ؕ مَا مِنْ شَفِيْعٍ اِلَّا مِنْۢ بَعْدِ
اِذْنِهٖ ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ فَاعْبُدُوْهُ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ③ اِلَيْهِ مَرْجِعُكُمْ جَمِيْعًا ؕ وَعْدَ
اللّٰهِ حَقًّا ؕ اِنَّهٗ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ لِيَجْزِيَ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
بِالْقِسْطِ ؕ وَالَّذِيْنَ كَفَرُوْا لَهُمْ شَرَابٌ مِّنْ حَمِيْمٍ وَّعَذَابٌ اَلِيْمٌۢ بِمَا كَانُوْا يَكْفُرُوْنَ ④

### તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલિફ-લામ-રા; આ આયતો છે પાકી કિતાબની. (૧) શું લોકોને તાજ્જુબ થયો કે અમે તેમનામાંથી એક પુરુષ ઉપર વહી મોકલી ? એ કે લોકોને ડર*

*સંભળાવે અને ઈમાન લાવનારાઓને ખુશખબરી સંભળાવે કે તેમના માટે પોતાના પરવરદિગારના ત્યાં સાચી બુનિયાદ છે ? ઈન્કારીઓ કહેવા લાગ્યા, બેશક ! આ તો ઉઘાડો જાદૂગર છે. (૨) નિઃશંક ! તમારો પરવરદિગાર અલ્લાહ છે જેણે આસમાન અને જમીન છ દિવસમાં બનાવ્યા, પછી અર્શ ઉપર કાયમ થયો, કામની તદ્બીર (આયોજન) કરે છે, કોઈ સિફારસ નથી કરી શકતું પરંતુ તેની પરવાનગી પછી, તે અલ્લાહ છે તમારો પરવરદિગાર, બસ તેની બંદગી કરો, શું તમે ધ્યાન નથી આપતા ? (૩) તેના જ તરફ તમારે સૌને પાછા વળીને જવાનું છે, અલ્લાહનો વાયદો સાચો છે, તે જ પ્રથમ વખતે પેદા કરે છે ફરી તેને બીજીવાર કરશે જેથી તેમને બદલો આપે જેઓ ઈમાન લાવ્યા હતા અને નેક કામ કર્યા હતા, ન્યાયની સાથે; અને જેઓ કાફિર થયા તેમને છછળતું (ઉકળતું) પાણી પીવાનું છે અને દર્દનાક અઝાબ છે એટલા માટે કે કુફ્ર કરતા હતા. (૪)*

## તફસીર :

અલિફ-લામ-રા(નો અર્થ તો અલ્લાહને ખબર છે), આ (જે આગળ આવે છે) હિકમતથી ભરપૂર કિતાબ (એટલે કે કુર્આન)ની આયતો છે (જે સાચી હોવાથી જાણવા અને માનવા યોગ્ય છે અને કારણ કે જેના ઉપર તે ઊતરી છે તેમની નુબુવ્વતનો કાફિરો ઈન્કાર કરતા હતા એટલા માટે જવાબમાં ફરમાવ્યું છે કે) શું તે (મક્કાના) લોકોને એ વાતથી આશ્ચર્ય થયું કે અમે તેમનામાંથી એક વ્યક્તિની પાસે (કે જેઓ તેમની જેમ એક બશર-માનવી છે) વહી મોકલી આપી? (જેનો ખુલાસો એ છે) કે (સામાન્ય રીતે) બધા લોકોને (અલ્લાહના હુકમોની નાફરમાની કરવાથી) ડરાવે છે અને જે ઈમાન લાવે તેમને ખુશખબરી સંભળાવે છે કે તેમના પરવરદિગારની પાસે (પહોંચીને) તેમને સંપૂર્ણ બદલો મળશે (એટલે કે જો આવો વિષય કોઈ માનવી ઉપર વહી દ્વારા નાઝિલ થાય તો કોઈ આશ્ચર્યનું કારણ નથી પરંતુ) કાફિરો (એ પ્રમાણે આશ્ચર્ય કરે છે કે રસૂલે કરીમ ﷺ વિશે) કહેવા લાગ્યા કે (નઊઝુબિલ્લાહ) આ વ્યક્તિ તો નિઃશંક ! ખુલ્લો જાદૂગર છે (તેઓ કહે છે કે આ નબી નથી કારણ કે આ વ્યક્તિ તો મનુષ્ય છે અને નુબુવ્વત મનુષ્ય માટે નથી હોઈ શકતી) નિઃશંક ! તમારો (હકીકી) પરવરદિગાર અલ્લાહ જ છે જેણે આસમાનોને અને જમીનને છ દિવસ(ના

સમય)માં પેદા કર્યા, (બસ ઉચ્ચ કક્ષાનો સર્વશક્તિમાન છે) પછી અર્શ ઉપર (જે એક મહાન તખ્ત છે તેના ઉપર એ પ્રમાણે) કાયમ (અને ગાલિબ) થયો (કે જે તેની શાનના લાયક છે જેથી અર્શથી જમીન અને આસમાનોમાં હુકમો લાગુ પાડ્યા, જેમકે આગળ ઈરશાદ છે કે) તે દરેક કાર્યની (યોગ્ય) તદ્બીર (એટલે કે યોજના) કરે છે (બસ તે હકીમ-હિકમતવાળો પણ છે, તેની સામે) કોઈ સિફારસ કરનાર (સિફારસ) નથી (કરી શકતો) તેની પરવાનગી વિના; (બસ તે મહાન પણ છે) અલ્લાહ આવો તમારો (હકીકી અને સાચો) પરવરદિગાર (માલિક) છે, બસ તમે તેની જ ઈબાદત કરો (અને શિર્ક ન કરો), શું તમે (આ દલીલો સાંભળ્યા) પછી પણ નથી સમજતા ? તમારે સૌને અલ્લાહ પાસે જ જવાનું છે, અલ્લાહે (તેનો) સાચો વાયદો કરી રાખ્યો છે, બેશક ! તે પ્રથમવાર પણ પેદા કરે છે ફરી તે જ બીજીવાર પણ (કયામતમાં) પેદા કરશે જેથી એવા લોકોને કે જેઓ ઈમાન લાવ્યા અને તેમણે નેક કામો કર્યા ન્યાય સાથે (પૂરેપૂરો) બદલો આપે (અને તેમાં થોડું પણ ઓછું ન કરે બલકે ઘણું જ વધારે આપી દે) અને જે લોકોએ કુફ્ર કર્યું (આખિરતમાં) ઊકળતું પાણી પીવા મળશે અને તેમના કુફ્રના કારણે દર્દનાક અઝાબ થશે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ યૂનુસ મક્કી સૂરત છે, અમુક લોકોએ તેની ફક્ત ત્રણ આયતોને મદની કહી છે જે મદીનાની હિજરત પછી નાઝિલ થઈ છે.

આ સૂરતમાં પણ કુર્આન અને ઈસ્લામના પાયાના સિદ્ધાંતો તવહીદ (માત્ર એક અલ્લાહની ઈબાદત), રિસાલત (રસૂલે કરીમ ﷺ અલ્લાહના નબી અને રસૂલ હોવાની માન્યતા), આખિરત (મૃત્યુ પછી કયામતમાં સજીવન કરવામાં આવશે અને સારા-નરસા કૃત્યોનો બદલો આપવામાં આવશેની માન્યતા) વગેરેને વિશ્વની સૃષ્ટિ અને તેમાં થનાર પરિવર્તનોના અવલોકન વડે દલીલ કરીને ચિંતન કરવા માટે આમંત્રણ આપવામાં આવ્યું છે. અમુક બોધપાઠયુક્ત ઐતિહાસિક ઘટનાઓ અને કહાણીઓ દ્વારા તે લોકોને ડરાવવામાં આવ્યા છે જેઓ અલ્લાહ તઆલાની આ ખુલ્લી નિશાનીઓ ઉપર દષ્ટિપાત કરતા નથી અને તેના સંદર્ભમાં શિર્કના ખોટા માર્ગે પડ્યા છે. આ સૂરતમાં તેમની અમુક શંકાઓના જવાબો આપવામાં આવ્યા છે તે જ આ સૂરતના વિષયનો

ખુલાસો છે, સૂરતના આ વિષયો ઉપર વિચાર કરવાથી એ બાબત પણ સરળતાથી સમજી શકાય છે કે પાછલી સૂરત એટલે કે સૂરએ તવબહ અને આ સૂરતમાં પરસ્પર શું અનુસંધાન છે ? સૂરએ તવબહમાં તે જ હેતુઓ માટે કાફિરો અને ઈન્કારીઓ સાથે જિહાદ, કુફ્ર અને શિર્કની શક્તિને ભૌતિક શક્તિ દ્વારા તોડવાનું વર્ણન હતું અને આ સૂરત કારણ કે જિહાદનો હુકમ નાઝિલ થતાં પહેલાં મક્કામાં ઊતરી છે એટલા માટે તેમાં પ્રસ્તુત હેતુઓને મક્કી સમયના કાયદા અનુસાર ફક્ત દલીલો અને ઉઘાડી નિશાનીઓ દ્વારા સાબિત કરવામાં આવ્યા છે.

الٓـــرٰ (અલિફ-લામ-રા) આ શબ્દ "હુરૂફે મુકત્તઅહ" કહેવાય છે જે કુર્આન મજીદની ઘણી બધી સૂરતોની શરૂઆતમાં આવ્યા છે, જેમકે الٓـــمّٓ، حٰـــمٓ، عٓسٓـــقٓ(અલિફ-લામ-મીમ, હા-મીમ, ઐન-સીન-કા'ફ) વગેરે. તેના અર્થના સંશોધનમાં વિવરણકારોની ચર્ચાઓ ઘણી લાંબી છે. સહાબા (રદિ.), તાબિઈન (રહ.) તથા જમહૂર પૂરોગામી સંશોધનકારો, સલફોનું સંશોધન આ પ્રકારના બધા જ "હુરૂફે મુકત્તઅહ" વિશે એ છે કે એ ખાસ શબ્દો છે, બની શકે છે કે તેનો અર્થ રસૂલે કરીમ ﷺને બતાવવામાં આવ્યો હોય પરંતુ તેમણે સામાન્ય ઉમ્મતને ફક્ત તે જ જ્ઞાન અને બોધપાઠની જાણકારી આપી જેને તેમની બુદ્ધિ વેઠી શકી અને (માત્ર તે જ બાબતો જણાવી) જેની જાણકારી ન હોવાથી ઉમ્મતના કામોમાં કોઈ ખામી કે ક્ષતિ ઉપસ્થિત થતી હોય, હુરૂફે મુકત્તઅહના શબ્દોનું રહસ્ય એવું નથી કે જેના ઉપર ઉમ્મતનું કોઈ કામ અટકેલું હોય અથવા તેને ન જાણવાથી તેનામાં કોઈ અડચણ ઉત્પન્ન થાય, એટલા માટે રસૂલે કરીમ ﷺએ પણ તેના અર્થને ઉમ્મત માટે અનાવશ્યક સમજીને વર્ણન કર્યા નથી તેથી આપણે પણ તેના સંશોધનમાં ન પડવું જોઈએ, કારણ કે એટલી હકીકત ચોક્કસ છે કે જો તેનો અર્થ જાણવામાં આપણું કોઈ હિત હોત તો રહમતે આલમ ﷺએ તેને વર્ણન કરવામાં કોઈ કચાશ રાખી ન હોત.

تِـلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْحَكِيْمِ માં શબ્દ تِـلْكَ (તિલ્ક)થી ઈશારો આ સૂરતની આયતો તરફ છે જેનું વર્ણન આગળ આવે છે, કિતાબનો અર્થ કુર્આન છે તેની સિફત આ સ્થળે حَـــكِيْـم (હકીમ)ના શબ્દ વડે વર્ણન કરી છે જેનો અર્થ આ સ્થળે "હિકમતવાળી કિતાબ"નો થાય છે.

બીજી આયતમાં મુશ્રિકોની એક શંકા અને વાંધાનો જવાબ છે. શંકાનો

ખુલાસો એ હતો કે તે લોકોએ પોતાની અજ્ઞાનતાથી એવું ઠરાવી રાખ્યું હતું કે, અલ્લાહ તઆલા તરફથી જે રસૂલ અથવા પયગમ્બર આવે તે 'બશર' એટલે કે મનુષ્ય ન હોવો જોઈએ બલકે કોઈ ફરિશ્તો હોવો જોઈએ. કુર્આને કરીમે તેમની આ વાહિયાત માન્યતાનો જવાબ ઘણે ઠેકાણે વિવિધ વિષયો હેઠળ આપ્યો છે. એક આયતમાં ઈરશાદ ફરમાવ્યો, قُلْ لَّوْ كَانَ فِى الْاَرْضِ مَلٰٓئِكَةٌ يَّمْشُوْنَ مُطْمَئِنِّيْنَ لَنَزَّلْنَا عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ مَلَكًا رَّسُوْلًا એટલે કે, "જો પૃથ્વી ઉપર વસવાટ કરનારા ફરિશ્તા હોત તો અમે તેમના માટે રસૂલ પણ કોઈ ફરિશ્તાને જ બનાવ્યો હોત." (૧૭ : ૯૫) જેનો ખુલાસો એ છે કે રિસાલતનો હેતુ એ વિના પૂર્ણ નથી થઈ શકતો કે જે લોકો તરફ કોઈ રસૂલ મોકલવામાં આવે તે લોકો અને તે રસૂલમાં પરસ્પર સામ્યતા ન હોય. ફરિશ્તાઓની સામ્યતા ફરિશ્તાઓ સાથે અને મનુષ્યની મનુષ્ય સાથે હોય છે તેથી જ્યારે મનુષ્ય માટે રસૂલ મોકલવાનો હેતુ છે તો કોઈ બશર (મનુષ્ય)ને જ રસૂલ બનાવવો જોઈએ.

આ આયતમાં એક બીજી શૈલીથી આ વિષયને એ રીતે વર્ણન કરવામાં આવ્યો છે કે તે લોકો એ બાબત ઉપર આશ્ચર્ય કરતા હતા કે કોઈ માનવીને કેમ રસૂલ બનાવવામાં આવ્યો અને તે રસૂલને નાફરમાન મનુષ્યોને અલ્લાહના અઝાબથી ડરાવવા અને ફરમાંબરદારોને તેના સવાબની ખુશખબરી સંભળાવવાનું કામ કેમ સોંપવામાં આવ્યું ? આ આશ્ચર્ય કરવું પોતે જ એક આશ્ચર્યકારક બાબત છે, કારણ કે મનુષ્યજાતિ તરફ મનુષ્યને જ રસૂલ બનાવીને મોકલવું તાર્કિક રીતે પણ યોગ્ય છે.

આ આયતમાં ઈમાનવાળાઓને આ શબ્દોમાં ખુશખબરી આપવામાં આવી છે, اَنَّ لَهُمْ قَدَمَ صِدْقٍ عِنْدَ رَبِّهِمْ તેમાં શબ્દ قَدَمُ (કદમ)નો મૂળ અર્થ તો તે જ છે જે ગુજરાતીમાં સમજવામાં આવે છે એટલે કે "પગલું"; કારણ કે મનુષ્યના પ્રયત્નો અને અમલ તેની પ્રગતિનું કારણ قَدَمُ (કદમ) "પગલું" હોય છે તેને રૂપક સ્વરૂપે "કદમ" કહેવામાં આવે છે, આ શબ્દ "કદમ"ના વિશેષણ સ્વરૂપે صِدْقٌ (સિદ્દક) લાવીને બતાવવામાં આવ્યું કે આ ઉચ્ચ કક્ષા જે તેમને મળવાની છે તે સાચું છે અને ચોક્કસ પણ છે તથા આ કક્ષા બાકી રહેનારી છે અને ક્યારેય નષ્ટ થવાની નથી, તે દુનિયાના હોદ્દાઓ જેવી નથી કે કોઈ અમલના પરિણામે પ્રથમ તો તે કક્ષા મળવી જ ચોક્કસ હોતું નથી અને મળી પણ જાય તો તેનું ટકી

રહેવું ચોક્કસ હોતું નથી, બલકે તેનું ફના થવું અને નષ્ટ થવું નિશ્ચિત છે, ક્યારેક તો જિંદગીમાં જ તે નષ્ટ થઈ જાય છે અને મોતના સમયે દુનિયાના દરેક હોદ્દાઓ, પદો, માલ-દોલત, નેઅ્મત વગેરે બધાથી જ મનુષ્ય ખાલી હાથે હોય છે, મતલબ કે શબ્દ "સિદ્ક"નો અર્થ આ સ્થળે વિશ્વાસપૂર્વક હોવું અથવા ચોક્કસ યકીની હોવું અથવા સંપૂર્ણ તથા કદી નષ્ટ ન થનાર હોવું સમજવામાં આવે છે, એટલા માટે આ વાક્યનો અર્થ એ થયો કે "ઈમાનવાળાઓને એ ખુશખબરી સંભળાવી આપો કે તેમના માટે તેમના પરવરદિગાર પાસે જે મોટો દરજ્જો છે તે તેમને ચોક્કસ મળશે અને તે કદી નષ્ટ ન થનાર દોલત હશે."

અમુક વિવરણકાર લોકોએ ફરમાવ્યું કે આ સ્થળે શબ્દ "સિદ્ક" લાવવામાં એ તરફ પણ ઈશારો છે કે જન્નતના આ મહાન દરજ્જાઓ ફક્ત સચ્ચાઈ, સિદ્ક અને ઈખ્લાસ (નિખાલસતા) દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે, ફક્ત મૌખિક ઉદ્ગારો અને માત્ર મુખેથી ઈમાનનો કલિમો પઢી લેવો પૂરતું નથી જ્યાં સુધી કે દિલ અને જીભ બંનેથી સચ્ચાઈ સાથે ઈમાન અપનાવી લેવામાં ન આવે જેનું ચોક્કસ પરિણામ નેક અમલોની પાબંદી અને બુરા અમલોથી બચવું છે.

ત્રીજી આયતમાં તવહીદ (માત્ર એક જ અલ્લાહ ઈબાદતપાત્ર હોવાની માન્યતા)ને ઈન્કાર ન કરી શકાય તેવી વાસ્તવિકતા દ્વારા સાબિત કરવામાં આવી છે કે આસમાન અને પૃથ્વીને પેદા કરવામાં અને પછી સમગ્ર વિશ્વના કાર્યોને સંપૂર્ણ તદ્બીર સાથે (આયોજનબદ્ધ) વ્યવસ્થિત ચલાવવામાં જયારે અલ્લાહ તઆલાનો કોઈ ભાગીદાર કે જોડીદાર નથી તો પછી ઈબાદત અને આજ્ઞાપાલનમાં કોઈ બીજો કેવી રીતે ભાગીદાર થઈ શકે છે ! બલકે કોઈ અન્યને તેમાં ભાગીદાર કરવો ઘણો જ મોટો અન્યાય અને જઘન્ય અત્યાચાર છે.

આ આયતમાં ઈરશાદ ફરમાવ્યો છે કે અલ્લાહ તઆલાએ આસમાનો અને જમીનને છ દિવસમાં પેદા કર્યા છે પરંતુ આપણી વ્યાખ્યા પ્રમાણે દિવસને તે સમયગાળો કહેવામાં આવે છે જે સૂર્ય ઊગવાથી લઈ આથમવા સુધીનો હોય છે અને એ દેખીતું છે કે આસમાન, જમીન અને તારાઓ પેદા થતાં પહેલાં સૂર્યનું તો અસ્તિત્વ જ ન હતું તેથી સૂર્ય ઊગવા અને આથમવાનો હિસાબ કેવી રીતે થઈ શકે છે ? એટલા માટે અત્રે એ પ્રમાણ આજના સમયનું તે પ્રમાણ છે જે સૂર્ય ઊગવાથી લઈ આથમવા સુધી આ દુનિયામાં થવાનું હતું.

છ દિવસના ખૂબ ટૂંકા સમયગાળામાં આટલા મોટા વિશ્વને કે જે આસમાનો, પૃથ્વી તથા ગ્રહો અને સમગ્ર સૃષ્ટિ ઉપર આધારિત છે; બનાવીને તૈયાર કરવું તે જ મહાન જાતે અકદસનું કાર્ય છે જે સર્વશક્તિમાન છે, તેની ઉત્પત્તિ માટે તેને ન તો પ્રથમથી કોઈ ભૌતિક સાધન-સામગ્રીની આવશ્યકતા હોવી જરૂરી છે અને ન જ બનાવવા માટે કોઈ કામદારોની અથવા સેવકોની જરૂરત છે બલકે, તેની સંપૂર્ણ શક્તિની એવી શાન અને ખુમારી છે કે જ્યારે તે કોઈ વસ્તુને પેદા કરવા ઈચ્છે છે તો કોઈ ભૌતિક સામાન કે કોઈની સહાયતા વગર જ તાત્કાલિક પેદા કરી દે છે. આ છ દિવસની મહોલત પણ એક ખાસ હિકમત અને મસ્લિહતની રૂએ અપનાવવામાં આવી છે નહિતર તેની શક્તિમાં એ પણ હતું કે સમગ્ર આસમાન અને જમીનને અથવા તેની સમગ્ર સૃષ્ટિને એક પળમાં પેદા કરી આપે.

ત્યારબાદ ફરમાવ્યું, ثُمَّ اسۡتَوٰى عَلَى الۡعَرۡشِ એટલે "પછી અર્શ ઉપર કાયમ (સ્થાપિત) થયો." એટલી વાત કુર્આન અને હદીષથી સાબિત છે કે "અર્શે રહમાન" કોઈ એવી મખ્લૂક છે જે સમગ્ર આસમાનો અને જમીનો તથા વિશ્વની સઘળી સૃષ્ટિ ઉપર છવાયેલી છે, સમગ્ર વિશ્વ તેનામાં સમાયેલું હોય છે, તેનાથી વધારે તેની હકીકત જાણવી મનુષ્યની શક્તિની વાત નથી, જે વ્યક્તિ પોતાના વિજ્ઞાનની અકલ્પ્ય પ્રગતિના યુગમાં પણ ફક્ત નજીકના ગ્રહો સુધી પહોંચવાની તૈયારીમાં છે અને તે પણ હજુ સુધી શક્ય બન્યું નથી અને તેમનું સ્વીકારવું છે કે દૂરના ગ્રહો આપણાથી એટલા દૂર છે કે સંદેશાવ્યવહારના સાધનો પણ તેની જાણકારીનું અનુમાન કે ફક્ત અંદાજાથી વધારે કોઈ વાસ્તવિકતા જાણી શકતા નથી અને ઘણા બધા તારાઓ એવા પણ છે કે જેના કિરણો હજુ સુધી પૃથ્વી ઉપર પહોંચ્યા નથી, જ્યારે કે પ્રકાશની ગતિ એક સેકંડમાં લાખો માઈલની બતાવવામાં આવે છે, જ્યારે ગ્રહો અને તારાઓ સુધી મનુષ્યની પહોંચની આ પરિસ્થિતિ છે તો આસમાન કે જે આ બધા તારાઓ અને ગ્રહોથી ઉપર છે તેનો હાલ આ ગરીબડો માનવ શું જાણી શકે ! અને પછી જે સાતે આસમાનોથી પણ ઉપર અને બધા ઉપર હાવી અને છવાયેલું "અર્શે રહમાન" છે તેની વાસ્તવિકતા સુધી પહોંચવું મનુષ્યની કલ્પના બહારની વાત છે.

પ્રસ્તુત આયતથી એટલી જાણ થઈ કે અલ્લાહ તઆલાએ છ દિવસમાં

આસમાન, જમીન અને સમગ્ર સૃષ્ટિની રચના કરી અને ત્યારબાદ અર્શ ઉપર બિરાજમાન થયો.

એ ચોક્કસ અને દેખીતી બાબત છે કે અલ્લાહ તઆલાની સમગ્ર ખાસિયતો અને લક્ષણો (સિફતો) શરીર તથા શારીરિક પ્રક્રિયાઓથી ઉપરવટ છે, ન તો તેનું અસ્તિત્વ કોઈ ખાસ દિશાએ ખાસ બંધારણ આધારિત છે અને ન જ તે કોઈ મકાનમાં એ પ્રમાણે સ્થાયી છે કે જે પ્રમાણે દુનિયાની વસ્તુઓ પોત-પોતાના સ્થળે સ્થાયી હોય છે, પછી અર્શ ઉપર બિરાજમાન થવું કયા પ્રકારે અને કયા સ્વરૂપે હશે ? આ બાબત "મુતશાબિહાત"માંથી છે જેનો તાગ મનુષ્યની બુદ્ધિ અને સમજદારી મેળવી શકતી નથી, એટલા માટે કુર્આને હકીમના તે વિશે ફરમાનો છે કે وَمَا يَعْلَمُ تَأْوِيْلَهٗ اِلَّا اللّٰهُ، وَالرّٰسِخُوْنَ فِى الْعِلْمِ يَقُوْلُوْنَ اٰمَنَّا بِهٖ (૩:૭) એટલે કે તેના સિવાય અલ્લાહ તઆલાને કોઈ જાણતું નથી અને મજબૂત તથા સાચું જ્ઞાન રાખનારા તેના ઉપર ઈમાન લાવવાનો સ્વીકાર કરે છે પરંતુ તેની હકીકત જાણવાની ચિંતામાં પડતા નથી, એટલા માટે આ પ્રકારની બધી જ બાબતોમાં કે જેમાં અલ્લાહ તઆલાનો સંબંધ ખાસ સ્થળ અથવા દિશા સાથે કરવામાં આવે છે જેમાં અલ્લાહ તઆલા માટે અવયવો, يَدْ، وَجْه، سَاقْ વગેરેના શબ્દો કુર્આનમાં આવ્યા છે (હાથ, ચહેરો વગેરે); તેના વિશે જમહૂર ઉલમાએ ઉમ્મતનો અકીદહ એ છે કે "એ બાબત ઉપર ઈમાન લાવવામાં આવે કે તે પોતાના સ્થળે સત્ય છે અને તેમાં અલ્લાહ તઆલાનો કહેવાનો જે અર્થ અને ભાવાર્થ છે, તે સાચો છે અને તેની વાસ્તવિકતા તથા સ્વરૂપને જાણવાની ચિંતા અને ફિકર તે પોતાની બુદ્ધિથી ઉપરવટ હોવાના કારણે છોડી દેવી જોઈએ."

نہ ہر جائے مرکب تواں تاختن　　　کہ جاہا سپر باید انداختن

જે પાછળના યુગના ઉલમાઓએ આ વસ્તુઓના કોઈ અર્થ વર્ણન કર્યા છે તેમના સમીપ પણ તે ફક્ત એક સંભાવનાના દરજ્જામાં જ છે કે કદાચ આ અર્થ હોઈ શકે, એ અર્થ કે ભાવાર્થને પણ તેઓ ચોક્કસ નથી જાણતા અને નરી સંભાવના જ ગણે છે અને દેખીતું છે કે એના વિશે કોઈ હકીકતની ખાતરી કરી શકાતી નથી, તેમાં સ્પષ્ટ અને સીધો ખુલ્લો મત સલફે સાલિહીન અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)નો જ છે જેમણે આ વસ્તુઓની હકીકતને ઈલ્મે

ઈલાહીને સોંપીને તેના ઉપર કનાઅત કરી (પૂરતું સમજયું), ત્યારબાદ ફરમાવ્યું, يُدَبِّرُ الْاَمْرَ એટલે કે, "અર્શ ઉપર સ્થાપિત થઈને તે તમામ દુનિયાઓની વ્યવસ્થા પોતાની શક્તિ અને સામર્થ્ય દ્વારા કરી રહ્યો છે."

مَا مِنْ شَفِيْعٍ اِلَّا مِنْ ۢبَعْدِ اِذْنِهٖ એટલે કે, કોઈ નબી અને રસૂલને પણ તેની બારગાહમાં સિફારસ કરવાની આપમેળે કોઈ મજાલ નથી જ્યાં સુધી કે અલ્લાહ તઆલા જ તેમને સિફારસ કરવાની પરવાનગી ન આપે ત્યાં સુધી તેઓ પણ સિફારસ કરી શકતા નથી.

ચોથી આયતમાં આખિરતના અકીદહનું વર્ણન છે. اِلَيْهِ مَرْجِعُكُمْ جَمِيْعًا એટલે કે, "તમારે સૌને તેના જ તરફ પાછા વળવાનું છે." وَعْدَ اللّٰهِ حَقًّا "આ અલ્લાહનો સત્ય અને હક વાયદો છે." اِنَّهٗ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ "તે બધી જ મખ્લૂકનો પ્રથમ પેદા કરનારો પણ છે અને તે જ તેમને કયામતમાં ફરીવાર સજીવન કરશે." આ વાક્યોમાં બતાવવામાં આવ્યું કે એમાં કોઈ આશ્ચર્ય કરવાની બાબત જ નથી કે આ સમગ્ર કાઈનાત (સૃષ્ટી) નષ્ટ થઈ ગયા પછી તે ફરી કઈ રીતે સજીવન થશે ? કારણ કે તે જે સૌથી મહાન હસ્તીના કબ્જા અને કાબૂમાં છે તેણે પ્રથમ કોઈપણ પ્રકારના ભૌતિક તત્ત્વ વિના જ અને કોઈપણ પ્રકારના ભૌતિક સર-સામાનના અસ્તિત્વ સિવાય બધું જ પેદા કરી દીધું, હવે તેના માટે શું મુશ્કેલ છે કે તે અસ્તિત્વ ધરાવતી મખ્લૂકને ફના થયા પછી પુનઃ જીવીત કરી આપે ?!

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૫-૬)

هُوَ الَّذِيْ جَعَلَ الشَّمْسَ ضِيَآءً وَّ الْقَمَرَ نُوْرًا وَّ قَدَّرَهٗ مَنَازِلَ لِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ
وَالْحِسَابَ ۭ مَا خَلَقَ اللّٰهُ ذٰلِكَ اِلَّا بِالْحَقِّ ۚ يُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ۝ اِنَّ فِيْ
اخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَمَا خَلَقَ اللّٰهُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَّقُوْنَ ۝

### તરજુમો :

*તે જ છે જેણે સૂરજને ઝળહળતો (ઝિયાઅ્-સ્વયં પ્રકાશિત) અને ચાંદને*

*ચળકતો (નૂર-પરપ્રકાશિત) બનાવ્યો અને તેના માટે મંઝિલો (કક્ષાઓ) નક્કી કરી જેથી વર્ષોની ગણતરી અને હિસાબ જાણો, અલ્લાહે આ બધું કંઈ અમસ્તુ જ નથી બનાવ્યું પરંતુ (સુવ્યવસ્થિત) તદ્બીરથી (આયોજનબદ્ધ); નિશાનીઓ જાહેર કરે છે તે લોકો માટે જેમને સમજ છે. (૫) અલબત્ત, રાત અને દિવસના (વારાફરતી) પરિવર્તિત થવામાં અને જે કંઈ અલ્લાહે આસમાનો અને જમીનમાં પેદા કર્યું છે નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ડરે છે. (૬)*

## તફસીર :

તે અલ્લાહ એવો છે જેણે સૂર્યને ઝળહળતો બનાવ્યો અને ચંદ્રને નૂરાની બનાવ્યો અને તેની (ભ્રમણ માટેની) મંઝિલો (કક્ષાઓ) નક્કી કરી (કે દરરોજ એક મંઝિલ કાપે છે) જેથી (આ અવકાશી પદાર્થો દ્વારા) તમે વર્ષોની ગણતરી અને હિસાબ જાણી લો, અલ્લાહ તઆલાએ આ વસ્તુઓને લાભરહિત બનાવી નથી, તે આ દલીલો તે લોકો માટે સાફ-સાફ બતાવી રહ્યો છે જેઓ બુદ્ધિશાળી છે, નિઃશંક! રાત અને દિવસના એક પછી એક આવવામાં અને જે કંઈ અલ્લાહે આસમાનો અને પૃથ્વીમાં પેદા કર્યું છે તે બધામાં તે લોકો માટે (તવહીદની) દલીલો છે જેઓ (અલ્લાહનો) ડર રાખે છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ ત્રણ આયતોમાં સમગ્ર વિશ્વની સૃષ્ટિની ઘણી બધી નિશાનીઓ પ્રસ્તુત છે જે અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરત અને તેની ઉચ્ચ કક્ષાની હિકમતની સાક્ષી અને તેની દલીલો છે કે રબ્બુલ ઈજ્જત તેના ઉપર સંપૂર્ણ રીતે કાબૂ ધરાવે છે, તે એવી શક્તિ ધરાવે છે કે આ વિશ્વનો નાશ કરે અને તેને કણ-કણમાં પરિવર્તિત કર્યા પછી તે ફરીવાર આ વિખરાયેલા અણુઓ ભેગા કરી નવેસરથી તે સૌને સજીવન કરી આપે અને હિસાબ-કિતાબ કર્યા પછી સારો બદલો અને સજાનો કાનૂન લાગુ પાડે કે બુદ્ધિ અને હિકમતનો આ જ તકાદો છે, એ જ પ્રમાણે આ ત્રણે આયતોનો તે સમગ્ર વિગત સ્વરૂપે ઉલ્લેખ થયો છે કે જેનું પાછળની ત્રણ આયતોમાં આસમાન અને પૃથ્વીને છ દિવસમાં પેદા કરવાના, પછી અર્શ ઉપર બિરાજમાન થવાના વર્ણન પછી يُدَبِّرُ الْاَمْرَ ના શબ્દોમાં વર્ણન

થયું હતું કે તેણે સમગ્ર વિશ્વને ફક્ત પેદા કરીને જ છોડી નથી દીધું, બલકે દરેક સમયે હરપળે દરેક વસ્તુનું વ્યવસ્થાપન તંત્ર પણ તેના જ હાથમાં છે.

આ જ વ્યવસ્થા અને વ્યવસ્થાપનતંત્રનો એક વિભાગ આ છે, هُوَالَّذِىْ جَعَلَ الشَّمْسَ ضِيَآءً وَّالْقَمَرَنُوْرًا આ આયતમાં ضِيَاءُ (ઝિયાઅ્) અને نُوْرُ (નૂર) બંનેનો અર્થ "ચળકાટ" અને "પ્રકાશ"નો થાય છે, તેમાં ઘણા બધા શબ્દકોષના ઈમામોએ આ બંને શબ્દોને સમાનાર્થી ગણ્યા છે, અલ્લામહ ઝમખશરી અને તયૂબી વગેરેએ ફરમાવ્યું કે જો કે પ્રકાશનો અર્થ આ બંને શબ્દોમાં સામ્યતા ધરાવે છે પરંતુ શબ્દ "નૂર" સામાન્ય છે; દરેક મજબૂત, કમજોર, હલકી કે તેજ રોશનીને "નૂર" કહેવામાં આવે છે તથા ضَوْءٌ وَضِيَاءُ "ઝવ્ઉન" અથવા "ઝિયાઅ્" મજબૂત તથા તેજસ્વી પ્રકાશને કહેવામાં આવે છે. મનુષ્યને બંને પ્રકારના પ્રકાશની આવશ્યકતા હોય છે, સામાન્ય વ્યવહાર માટે દિવસની તેજસ્વી રોશનીની આવશ્યકતા છે અને રાત્રિના મા'મૂલી કાર્યો માટે હલકો મંદ પ્રકાશ પસંદ કરવામાં આવે છે, જો દિવસે પણ ફક્ત ચંદ્ર જેમ હલકો અને હળવો પ્રકાશ રહે તો કારોબારમાં ખલેલ પડે અને રાત્રે પણ જો સૂર્ય ચમકતો રહે તો ઊંઘ અને રાત્રિના કાર્યોમાં ખલેલ પડે, એટલા માટે અલ્લાહે બંને પ્રકારની રોશનીની વ્યવસ્થા એ પ્રમાણે કરી કે સૂર્યના પ્રકાશને "ઝૂઅ્" અથવા "ઝિયાઅ્"નો દરજ્જો આપ્યો અને દૈનિક કાર્યો માટે તેને જાહેર કર્યો તથા ચંદ્રના હલકા અને ફિક્કા પ્રકાશને રાત્રિના સમયે ફેલાવ્યો.

કુર્આને કરીમે સૂર્ય અને ચંદ્રના પ્રકાશમાં તફાવત હોવાનું અનેક સ્થળે વિવિધ વિષયો હેઠળ વર્ણન કર્યું છે, સૂરએ નૂહમાં ફરમાવ્યું, وَجَعَلَ الْقَمَرَ فِيْهِنَّ نُوْرًا وَّجَعَلَ الشَّمْسَ سِرَاجًا (૭૧:૧૬) સૂરએ ફુરકાનમાં ઈરશાદ ફરમાવ્યું છે, وَجَعَلَ فِيْهَا سِرَاجًا وَّقَمَرًا مُّنِيْرًا (૨૫:૬૧) તેમાં سِرَاجُ (સિરાજ)નો અર્થ "દીવા"નો થાય છે અને "દીવા"નું અજવાળુ સ્વયં પ્રકાશિત હોય છે એટલે કે તેનું ઉદ્ભવ સ્થાન પોતાનું આગવું હોય છે કોઈ અન્ય વસ્તુથી તેણે પ્રાપ્ત કરેલું હોતું નથી, એટલા માટે અમુક લોકોએ એવું કહ્યું છે કે, "ઝિયાઅ્" કોઈ વસ્તુની પોતાની આગવી (સ્વયં પ્રકાશિત) રોશનીને કહેવામાં આવે છે અને نُوْر (નૂર) જે અન્યના પ્રકાશમાંથી પ્રકાશ પ્રાપ્ત કરેલ પરપ્રકાશિત હોય છે, પરંતુ દેખીતું છે કે યુનાની (ગ્રીક) ફિલોસોફરોથી પ્રભાવિત થઈને આ બાબત કહેવામાં આવી છે

નહિતર શબ્દકોષમાં આવું જોવા મળતું નથી અને કુર્આને કરીમે પણ તેના વિશે કોઈ કતઈ (અંતિમ) ફેંસલો આપ્યો નથી.

ઝજ્જાજે "ઝિયાઅ્" શબ્દને "ઝૂઅ્" શબ્દનું બહુવચન ઠરાવ્યું છે, એ બીનાએ કદાચ એ તરફ ઈશારો હોય કે પ્રકાશના સાત પ્રખ્યાત રંગો અને પ્રકારો જે દુનિયામાં જોવા મળે છે સૂર્ય એ બધા જ પ્રકારોનું મિશ્રણ છે જે ક્યારેક વરસાદ પછી મેઘધનુષ્યમાં જાહેર થાય છે. *(અલ મનાર)*

સૂર્ય અને ચંદ્રના વ્યવસ્થાતંત્રમાં અલ્લાહની નિશાનીઓનું એક ખુલ્લું અવલોકન છે. وَقَدَّرَهٗ مَنَازِلَ لِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ وَالْحِسَابَ તેમાં قَدَّرَ (કદ્દર) શબ્દ "તકદીર"થી બન્યો છે, "તકદીર"નો અર્થ થાય છે કે "કોઈ વસ્તુને સમય, સ્થળ અથવા લક્ષણોના આધારે એક ખાસ નક્કી પ્રમાણિત કક્ષામાં રાખવામાં આવે." રાત અને દિવસના સમયોને એક ખાસ પ્રમાણમાં રાખવા માટે કુર્આને કરીમે ફરમાવ્યું, وَاللّٰهُ يُقَدِّرُ الَّيْلَ وَالنَّهَارَ (૭૩:૨૦) સ્થળના અંતર અને માપને એક ખાસ પ્રમાણ ઉપર રાખવા માટે બીજી જગ્યાએ સિરીયા અને સબા વચ્ચે નિવાસ કરતી વસ્તીઓ વિશે ફરમાવ્યું, وَقَدَّرْنَا فِيْهَا السَّيْرَ (૩૪:૧૮) અને સામાન્ય માપ માટે ફરમાવ્યું, وَخَلَقَ كُلَّ شَيْءٍ فَقَدَّرَهٗ تَقْدِيْرًا (૨૫:૨)

શબ્દ مَنَازِل (મનાઝિલ) એ مَنْزِل (મંઝિલ)નું બહુવચન છે જેનો મૂળ અર્થ "ઊતારાનું સ્થળ" થાય છે. અલ્લાહ તઆલાએ સૂર્ય અને ચંદ્ર બંનેની ગતિ માટે ખાસ હદો અને સીમાઓ નક્કી કરી છે જે દરેકને મંઝિલ (ભ્રમણ કક્ષા) કહેવામાં આવે છે, ચંદ્ર કારણ કે પોતાની ગતિ દરેક મહિનામાં પૂર્ણ કરી લે છે એટલા માટે તેની મંઝિલો ૩૦ અથવા ૨૯ હોય છે પરંતુ દરેક મહિનામાં ચંદ્ર ઓછામાં ઓછો એક દિવસ અદશ્ય રહે છે, એટલા માટે ચંદ્રની મંઝિલો ૨૮ કહેવામાં આવે છે અને સૂર્યનું પરિક્રમણ એક વર્ષમાં પૂરું થાય છે, એટલા માટે તેની ૩૬૦ અથવા ૩૬૫ મંઝિલો હોય છે, પ્રાચીન અલ્પજ્ઞાની અરબોમાં પણ અને ખગોળશાસ્ત્રીઓ તથા અવકાશશાસ્ત્રીઓના મતે પણ આ મંઝિલોના ખાસ-ખાસ નામો તે તારાઓના આધારે રાખવામાં આવ્યા છે જે આ મંઝિલોના વર્તુળમાં હોય છે, જો કે કુર્આને કરીમ આ પારિભાષિત નામોથી ઉપરવટ છે, અત્રે આ શબ્દના ઉલ્લેખનો અર્થ માત્ર અંતર બતાવવાનો છે જેને સૂર્ય અને ચંદ્ર ખાસ-ખાસ દિવસોમાં પૂર્ણ કરે છે.

પ્રસ્તુત આયતમાં قَدَّرَهٗ مَنَازِلَ સર્વનામ સાથે એકવચન સ્વરૂપે વર્ણન થયું છે જ્યારે કે સૂર્ય અને ચંદ્ર બંનેની એકથી વધુ મંઝિલો આવેલી છે એટલા માટે અમુક વિવરણકારોએ ફરમાવ્યું છે કે જો કે અત્રે એકવચનનો ઉપયોગ થયો છે, પરંતુ તેનો અર્થ દરેક એકવચનના આધારે બંનેનો છે જેના કુર્આન અને અરબીના રૂઢિપ્રયોગોમાં ઘણા દાખલાઓ જોવા મળે છે.

અમુક લોકોએ ફરમાવ્યું કે જો કે ભ્રમણ કક્ષાઓ (મંઝિલો) અલ્લાહ તઆલાએ સૂર્ય અને ચંદ્ર બંને માટે જ સ્થાપિત કરી દીધી છે પરંતુ આ સ્થળે વર્ણન ફક્ત ચંદ્રની મંઝિલોનો કરવાનો હેતુ છે, એટલા માટે قَدَّرَهٗ (કદ્દરહુ)નું સર્વનામ ચંદ્ર તરફ છે, આ વિશેષતાનું કારણ એ છે કે સૂર્યની કક્ષાઓ તો વેધશાળાના યંત્રો અને હિસાબો વગેરે વિના જાણી શકાતી નથી, તેનું ઊગવું અને આથમવું એક જ સ્વરૂપે વર્ષના બધા જ દિવસોમાં થતું રહે છે, સાબિતી એ છે કે આંખે જોવાથી કોઈને જાણ નથી થઈ શકતી કે સૂર્ય આજે પોતાની કઈ કક્ષામાં છે, એનાથી વિપરીત ચંદ્ર કે તેની પરિસ્થિતિ દરરોજ વિવિધ સ્વરૂપે હોય છે, મહિનાના અંતે તે બિલકુલ દેખાતો નથી, એ જ પ્રમાણે પરિવર્તનની સાબિતીઓ વડે હિસાબથી અજાણ લોકોને પણ તારીખોની જાણ થઈ શકે છે, દાખલા તરીકે આજે માર્ચની ૮ તારીખ છે, કોઈ વ્યક્તિ સૂર્ય જોઈને એ જાણી નથી શકતો કે આજે ૮ મી માર્ચ છે કે ૨૧મી, એનાથી વિપરીત ચંદ્રને જોઈને કોઈને પણ તારીખની જાણ થઈ શકે છે.

પ્રસ્તુત આયતમાં કારણ કે એ બતાવવાનો હેતુ છે કે અલ્લાહ તઆલાએ આ મહાન નિશાનીઓને ઈન્સાનના લાભ માટે નક્કી કરી છે કે તેના દ્વારા તે વર્ષ અને મહિનાઓ તથા તેની તારીખોનો હિસાબ જાણી શકે અને આ હિસાબ પણ જો કે સૂર્ય અને ચંદ્ર બંને દ્વારા જાણી શકાય છે તથા દુનિયામાં બંને પ્રકારના વર્ષ અને મહિનાઓ સૂર્ય આધારિત તથા ચંદ્ર આધારિત પ્રાચીન સમયથી પ્રખ્યાત પણ છે અને કુર્આને કરીમે પણ "સૂરએ ઈસ્રા"ની આયત નંબર ૧૨માં ફરમાવ્યું وَجَعَلْنَا الَّيْلَ وَالنَّهَارَ اٰيَتَيْنِ فَمَحَوْنَآ اٰيَةَ الَّيْلِ وَجَعَلْنَآ اٰيَةَ النَّهَارِ مُبْصِرَةً لِّتَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ وَلِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ وَالْحِسَابَ (૧૭:૨) તેમાં اٰيَةُ الَّيْلِ (આયતુલ્લઈલ)નો ભાવાર્થ "ચંદ્ર" અને اٰيَةُ النَّهَارُ (આયતુન્નહાર)નો ભાવાર્થ "સૂર્ય" છે અને બંનેનું વર્ણન કર્યા પછી ફરમાવ્યું કે તેનાથી તમે વર્ષોની ગણતરી અને મહિનાઓની

તારીખોનો હિસાબ જાણી શકો છો અને સૂરએ રહમાનમાં ફરમાવ્યું اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ જેમાં એ બતાવવામાં આવ્યું છે કે સૂર્ય અને ચંદ્ર બંને દ્વારા તારીખ, મહિનાઓ અને વર્ષનો હિસાબ જાણી શકાય છે.

પરંતુ ચંદ્ર દ્વારા મહિના અને તારીખનો હિસાબ અવલોકન તથા અનુભવથી જાણી શકાય છે, એથી વિપરીત સૂર્ય કે તેનો હિસાબ અવકાશશાસ્ત્રીઓ કે ખગોળશાસ્ત્રીઓ સિવાય કોઈ બીજો સમજી શકતો નથી, એટલા માટે આ આયતમાં સૂર્ય અને ચંદ્ર બંનેનું વર્ણન કર્યા પછી જ્યારે તેની ભ્રમણ કક્ષાઓ (મંઝિલો) નક્કી કરવાનું વર્ણન કર્યું તો તેને એકવચનના સર્વનામથી قَدَّرَهٗ (કદ્દરહુ) વર્ણન કરીને કક્ષાઓ માત્ર ચંદ્રની વર્ણન કરવામાં આવી.

કારણ કે ઈસ્લામના હુકમોમાં દરેક સ્થળે દરેક મોકા ઉપર એ બાબતની સહૂલત રાખવામાં આવી છે કે શરીઅતના હુકમો પૂર્ણ કરવામાં દરેક વ્યક્તિ માટે સરળતા હોય, ભલે તે કોઈ ભણેલો-ગણેલો વ્યક્તિ હોય અથવા અભણ, શહેરમાં રહેતો હોય કે ગામડિયો, એ જ પ્રમાણે જાહેર ઈસ્લામી હુકમોમાં ચંદ્ર આધારિત કૅલેન્ડર તથા મહિનાઓ અને તારીખો ઉપર આધાર રાખવામાં આવ્યો છે. નમાઝ, રોઝહ, હજ્જ, ઈદ્દત વગેરે ઈસ્લામી ફરજો અને હુકમોમાં ચંદ્રનો હિસાબ ગણતરીમાં લેવામાં આવ્યો છે.

તેનો અર્થ એ નથી કે સૂર્યનો હિસાબ રાખવો અથવા તેનો ઉપયોગ કરવો નાજાઈઝ છે બલકે દરેકને અધિકાર છે કે કોઈ વ્યક્તિ નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત, ઈદ્દત વગેરે મા'મલાઓમાં તો ચંદ્ર આધારિત હિસાબો અને કૅલેન્ડરનો શરીઅત પ્રમાણે ઉપયોગ કરે પરંતુ પોતાના વ્યક્તિગત કારોબાર, વેપાર વગેરેમાં સૂર્ય આધારિત કૅલેન્ડરનો ઉપયોગ કરે, શરત એ છે કે સામૂહિક રીતે મુસલમાનોમાં ચંદ્ર આધારિત હિસાબ પ્રચલિત રહે જેથી રમઝાન અને હજ્જ વગેરેના સમયોની જાણકારી રહે, એવું ન થાય કે તેને જાન્યુઆરી, ફેબ્રુઆરી સિવાય કોઈ મહિનાઓની જાણકારી જ ન હોય, ફુકહાએ ચંદ્ર આધારિત હિસાબને બાકી રાખવો મુસલમાનોના માથે ફરજે કિફાયહ ઠરાવ્યું છે.

એમાં પણ કોઈ શંકા નથી કે અંબિયા (અલૈ.)ની સુન્નત તથા રસૂલે કરીમ

ﷺની સુન્નત ઉપરાંત ખુલફાએ રાશિદીન (રદિ.)માં પણ ચંદ્ર આધારિત કૅલેન્ડર અને હિસાબનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેમનું અનુસરણ બરકત અને સવાબનું કારણ છે.

મતલબ કે પ્રસ્તુત આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની કુદરત અને સંપૂર્ણ હિકમતનું વર્ણન છે કે, તેણે પ્રકાશના બે મહાન ખજાનાઓ વસ્તુસ્થિતિની યોગ્યતા આધારે પેદા કર્યા અને પછી દરેકની ગતિ માટે એવા પ્રમાણ નક્કી કર્યા કે જેનાથી વર્ષ, મહિનાઓ, તારીખ અને સમયની એક-એક મિનિટનો હિસાબ જાણી શકાય છે અને ક્યારેય તેમની ગતિમાં કોઈ તફાવત કે ફરક પડતો નથી અને ન જ તેઓ ક્યારેય આગળ-પાછળ થાય છે અને ન જ આ અલ્લાહના બનાવેલા મશીનોમાં કોઈ રિપેરીંગ કે છુટ્ટી હોય છે, ન તો તેને ઊંજણની જરૂર પડે છે, ન તો મશીનો ક્યારેય ઘસાય કે તૂટે છે, જે ખુમારીથી અજલ (શરૂઆત)થી ચલાવવામાં આવ્યા છે તે જ ખુમારીથી આજે પણ ચાલી રહ્યા છે.

ત્યારબાદ અંતિમ આયતમાં તેના ઉપર વધારે તાકીદ માટે ફરમાવ્યું, مَا خَلَقَ اللّٰهُ ذٰلِكَ اِلَّا بِالْحَقِّ يُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ એટલે કે, "આ બધી વસ્તુઓને અલ્લાહ તઆલાએ લાભરહિત પેદા કરી નથી, બલકે તેમાં મોટી-મોટી હિકમતો અને મનુષ્ય માટે અસંખ્ય લાભો છુપાયેલા છે, તે આ દલીલો (અને નિશાનીઓ)ને તે લોકો માટે ખોલી-ખોલીને વર્ણન કરી રહ્યો છે જેઓ બુદ્ધિ ધરાવે છે."

એ જ પ્રમાણે બીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, "રાત-દિવસના એક પછી એક (વારાફરતી) આવવામાં અને અલ્લાહે જે કંઈ આસમાનો અને જમીનમાં પેદા કર્યું છે તે બધામાં તે લોકો માટે (તવહીદ અને આખિરતની) દલીલો છે જેઓ અલ્લાહ તઆલાનો ડર રાખે છે."

તવહીદની દલીલો તો કુદરતના કારખાનાને કોઈપણ પ્રકારની સહાય કે મદદ વિના આગવા સ્વરૂપે ચલાવવામાં પેદા કરી દીધી છે અને તે ખુલ્લી રીતે જોઈ શકાય છે, કારણ કે આ કારખાનું ન તો ક્યારેય તૂટે છે અને ન જ ક્યારેય બદલાય છે.

આ વસ્તુઓ આખિરતની દલીલો એટલા માટે છે કે, જે હકીમ હસ્તીએ

આ બધી વસ્તુઓને મનુષ્યના ફાયદા માટે બનાવી અને વિરાટ વિશ્વ એક સ્થાયી, મજબૂત, સમવાયી વ્યવસ્થાપનતંત્રના આધીન કર્યું તેનાથી એવું શક્ય જ નથી કે આ સૃષ્ટિથી લાભાન્વિત થનાર માનવીને તેણે લાભરહિત અને માત્ર ખાવા-પીવા માટે પેદા કર્યો હોય, તેના માથે અમુક જવાબદારી અને ફરજ ન મૂકવામાં આવી હોય અને જયારે એવું આવશ્યક થયું કે આ માનવી ઉપર પણ અમુક જવાબદારીઓ અને મર્યાદાઓ હોવી જરૂરી છે તો એ પણ જરૂરી છે કે આ જવાબદારીઓને પૂરી કરનારાઓ અને ન કરનારાઓનો ક્યારેક અને ક્યાંક તો હિસાબ થાય, કરનારાઓને તેનો સારો બદલો મળે અને જવાબદારી પૂરી ન કરનારને સજા મળે, એ પણ જરૂરી છે કે આ દુનિયામાં સારો બદલો કે સજાની એ પ્રથા નથી, અહીંયાં તો ગુનેહગાર અને અપરાધી પણ અમુક સમયે મુત્તકી અને પરહેઝગાર કરતા પણ વધારે સારી રીતે જીવન વ્યતિત કરે છે, એટલા માટે જરૂરી છે કે આ હિસાબ અને સારા-નરસા બદલાનો કોઈ દિવસ નક્કી હોય અને તેનું જ નામ "કયામત" અને "આખિરત" છે.

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૭-૮-૯-૧૦)

إِنَّ الَّذِينَ لَا يَرْجُونَ لِقَاءَنَا وَرَضُوا بِالْحَيٰوةِ الدُّنْيَا وَاطْمَأَنُّوا بِهَا وَالَّذِينَ
هُمْ عَنْ اٰيٰتِنَا غٰفِلُونَ ﴿٧﴾ أُولٰٓئِكَ مَأْوٰهُمُ النَّارُ بِمَا كَانُوا يَكْسِبُونَ ﴿٨﴾ إِنَّ الَّذِينَ
اٰمَنُوا وَعَمِلُوا الصّٰلِحٰتِ يَهْدِيهِمْ رَبُّهُمْ بِإِيمَانِهِمْ ۚ تَجْرِي مِنْ تَحْتِهِمُ
الْأَنْهٰرُ فِي جَنّٰتِ النَّعِيمِ ﴿٩﴾ دَعْوٰهُمْ فِيهَا سُبْحٰنَكَ اللّٰهُمَّ وَتَحِيَّتُهُمْ فِيهَا
سَلٰمٌ ۚ وَاٰخِرُ دَعْوٰهُمْ أَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِينَ ﴿١٠﴾ ع

**તરજુમો :**

*અલબત્ત, જે લોકો અમને મળવાની આશા નથી રાખતા અને દુનિયાની જિંદગી ઉપર ખુશ થયા અને તેના ઉપર જ સંતોષિત થઈ ગયા અને જે લોકો અમારી નિશાનીઓથી ગાફેલ છે (૭) તેવાઓનું ઠેકાણું આગ છે તેનો બદલો કે જે (તેઓ) કમાતા હતા. (૮) અલબત્ત, જે લોકો ઈમાન લાવ્યા અને નેક*

*કામો કર્યા, તેમનો પરવરદિગાર તેમના ઈમાનના કારણે તેમને માર્ગ બતાવશે, (જન્નતના એવા) આરામવાળા બગીચાઓમાં જેની નીચે નહેરો વહેતી હશે. (૯) તેમાં તેમની દુઆ એ (હશે) કે યા અલ્લાહ ! તું પવિત્ર છે (સુબ્હાનકલ્લાહુમ્મ) અને તેમની મુલાકાત(ના સમયની દુઆ) "સલામ" છે અને તેમની દુઆની પૂર્ણતા એ (શબ્દો)ના ઉપર છે કે "સઘળા વખાણ અલ્લાહના માટે છે જે સમગ્ર દુનિયાઓનો પરવરદિગાર છે" (અલ્હમ્દુલિલ્લહી રબ્બિલ આલમીન). (૧૦)*

## તફસીર :

જે લોકોને અમારી પાસે આવવાનો ખટકો નથી અને તેઓ દુનિયાની જિંદગી ઉપર રાજી થઈ ગયા છે (આખિરતની ઈચ્છા મૂળેથી કરતા જ નથી) અને તેમાં મન લગાવી બેઠા છે (ભવિષ્યની કંઈ જ ખબર નથી) અને જે લોકો અમારી આયતોથી (કે જે રસૂલ ﷺના નબી હોવાની દલીલો કરે છે તેનાથી) બિલકુલ ગાફેલ છે એવા લોકોનું ઠેકાણું તેમના (તે) અમલોના કારણે દોઝખ છે (અને) ચોક્કસ જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સદ્કાર્યો કર્યા તેમનો પરવરદિગાર તેમના ઈમાનના કારણે તેમના મકસદ (એટલે કે જન્નત) સુધી પહોંચાડશે, તે (રહેઠાણો) નીચે નહેરો વહેતી હશે આરામના બગીચાઓમાં; (અને જે સમયે તેઓ જન્નતમાં જશે અને આ અજાયબીઓનું અચાનક નિરીક્ષણ કરશે તો તે સમયે) તેમના મોઢામાંથી આ શબ્દો સરી પડશે કે સુબ્હાનલ્લાહ ! અને (પછી જ્યારે તેઓ એકબીજાને જોશે તો) તેમની પરસ્પર સલામ આ હશે 'અસ્સલામુ અલયકુમ' અને (જ્યારે સંતોષથી ત્યાં જઈ બેસશે અને પોતાની પાછલી મુસીબતો અને તકલીફોની અને હાલની કાયમી મનપસંદ જન્નતની નેઅ્મતોની સરખામણી કરશે તો) તેમની (તે સમયની વાતોમાં) અંતિમ વાત આ હશે 'અલ્હમ્દુલિલ્લાહી રબ્બિલ આલમીન' (જેમકે બીજી આયતમાં છે, اَلْحَمْدُلِلّٰهِ الَّذِیْٓ اَذْهَبَ عَنَّاالْحَزَنَ).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરત અને હિકમતના ખાસ–ખાસ દષ્યોને નજરે જોયાની સાબિતીઓ આસમાન, પૃથ્વી, સૂર્ય

અને ચંદ્ર વગેરેની ઉત્પત્તિનું વર્ણન દ્વારા તવહીદના અને આખિરતના અકીદહને એક ઉચ્ચ કક્ષાની શૈલીમાં સાબિત કરવામાં આવ્યો હતો. પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ ત્રણ આયતોમાં એ બતાવવામાં આવ્યું છે કે, વિશ્વની સૃષ્ટિની આવી ખુલ્લમ–ખુલ્લી નિશાનીઓ અને સાબિતીઓ હોવા છતાં મનુષ્યના બે વિભાગો પડી ગયા, એક તે જેમણે કુદરતની આ નિશાનીઓ તરફ થોડું પણ ધ્યાન ન આપ્યું અને ન તો પોતાના પેદા કરનાર માલિકને ઓળખ્યો અને ન જ એ બાબત ઉપર વિચાર કર્યો કે અમે દુનિયાના સામાન્ય પ્રાણીઓની જેમ એક પ્રાણી નથી. અલ્લાહ રબ્બુલ ઈજ્જતે અમને બુદ્ધિ, વિચારશક્તિ, સભાનાવસ્થા વગેરે બધા જ પ્રાણીઓ કરતા વધારે આપ્યું છે અને સમગ્ર સૃષ્ટિને અમારી સેવક બનાવી દીધી છે તો અમારા માથે પણ કોઈ કાર્ય મૂક્યું હશે અને તેનો અમારે પણ હિસાબ આપવાનો હશે જેના માટે જરૂરી છે કે કોઈ હિસાબનો દિવસ અને બદલાનો દિવસ નક્કી હોય જેને કુર્આનની પરિભાષામાં કયામત અને સારા–નરસાના બદલાના આખિરત (હશ્ર–નશ્ર)ના દિવસ તરીકે ઓળખવામાં આવે છે, બલકે તેમણે પોતાની જિંદગીને સામાન્ય પ્રાણીઓના સ્તર ઉપર રાખી. પ્રથમ બે આયતોમાં એ લોકોની ખાસ નિશાનીઓ બતાવીને તેમની આખિરતની સજાનું વર્ણન કર્યું છે, ફરમાવ્યું કે "જે લોકોને અમારી પાસે આવવાનો ખટકો નથી અને તેમની હાલત એવી છે કે આખિરતની કાયમી જિંદગી અને તેની રાહત અને તકલીફને ભૂલાવીને ફક્ત દુનિયાની જિંદગી ઉપર રાજી થઈ ગયા."

બીજું એ કે આ દુનિયામાં એવા સંતોષિત થઈને બેઠા છે કે જાણે અહીંયાંથી ક્યાંય જવાનું જ નથી, કાયમી ધોરણે અહીંયાં જ રહેવાનું છે, તેમને ક્યારેય એવું ધ્યાન નથી રહેતું કે આ દુનિયામાંથી દરેક વ્યક્તિએ રુખસદ થવાનું છે તો આવી મહત્ત્વની બાબતમાં કોઈપણ પ્રકારની શંકાને સ્થાન જ નથી હોઈ શકતું અને જ્યારે અહીંયાંથી જવાની વાત નિશ્ચિત છે તો જ્યાં જવાનું છે ત્યાંની કંઈ તૈયારી હોવી જ જોઈએ.

ત્રીજું એ કે એ લોકો અમારી આયતો અને નિશાનીઓથી સતત બેદરકારી અને ગફલતમાં જ રહે છે, જો તેઓ આસમાન અને જમીન તથા તેની વચ્ચેની સામાન્ય આમ મખ્લૂકો (સૃષ્ટિ)માં અને પોતે પોતાની જાતમાં થોડો સરખો પણ

વિચાર કરે તો વાસ્તવિકતાને સમજવી કંઈ જ મુશ્કેલ ન હોત અને તેઓ આ મૂર્ખામીભરી બેદરકારીમાંથી બહાર નીકળી શકતા હતા.

આવા લોકો જેમની આ નિશાનીઓ બતાવવામાં આવી છે તેમની સજા આખિરતમાં એ છે કે તેમનું ઠેકાણું જહન્નમની આગ છે અને આ સજા પોતે તેમના કૃત્યોનું પરિણામ છે.

અફસોસ છે કે કુર્આને કરીમે જે નિશાનીઓ કાફિરો અને મુન્કિરોની બતાવી છે આજે આપણી મુસલમાનોની હાલત તેનાથી કોઈ સારી નથી, આપણી જિંદગી અને આપણા દિવસ-રાતની પ્રવૃત્તિઓ અને વ્યવહારોને જોઈને કોઈ સમજી શકતું નથી કે આપણને આ દુનિયા સિવાય અન્ય બીજી કોઈપણ ફિકર-ચિંતા લાગી છે અને તે છતાં આપણે આપણી જાતને પાકા અને સાચા મુસલમાન સમજીએ છીએ, જ્યારે કે વાસ્તવિકતા એવી છે કે સાચા અને પાકા મુસલમાન જેઓ આપણા પુરોગામી બુઝુર્ગો હતા, જેમનો ચહેરો જોઈને અલ્લાહ યાદ આવી જતો હતો અને એવી અનુભૂતિ થતી હતી કે આ વ્યક્તિ કોઈ હસ્તીનો ડર અને કોઈના હિસાબની ચિંતા દિલમાં રાખે છે અને બીજા તો બીજા ! રસૂલે કરીમ ﷺ પણ ગુનાહોથી માસૂમ હોવા છતાં તેમની આવી જ હાલત હતી. શમાઈલે તિરમિઝીમાં છે કે રસૂલે કરીમ ﷺ મોટા ભાગે દિલગીર અને ચિંતામગ્ન નજરે પડતા હતા.

ત્રીજી આયતમાં તે ખુશકિસ્મત લોકોનું વર્ણન છે જેમણે અલ્લાહ જલ્લ શા'નુહૂની કુદરતની નિશાનીઓમાં ચિંતન અને મનન કર્યું અને તેને ઓળખીને તેના ઉપર ઈમાન લાવ્યા અને ઈમાનના તકાદાઓ ઉપર અમલ કરીને નેક અમલોના પાબંદ બની ગયા.

કુર્આને કરીમે તે લોકો માટે દુનિયા અને આખિરતમાં જે સારો બદલો અને વળતર નક્કી કર્યું છે તેનું વર્ણન આ રીતે ફરમાવ્યું કે, أُولَـٰئِكَ يَهْدِيهِمْ رَبُّهُمْ بِإِيمَانِهِمْ એટલે કે, તેમનો પરવરદિગાર તેમના ઈમાનના કારણે તેમને ઇચ્છિત મંઝિલ એટલે કે જન્નત બતાવશે જેમાં રાહત અને આરામના બગીચાઓમાં નહેરો વહેતી હશે.

તેમાં શબ્દ "હિદાયત" આવ્યો છે, જેનો પ્રખ્યાત અર્થ "માર્ગ બતાવવો"

અથવા "દેખાડવો" થાય છે અને ક્યારેક "ઇચ્છિત મંઝિલ સુધી પહોંચાડી દેવા"ના અર્થમાં પણ ઉપયોગ થાય છે, આ સ્થળે આ જ ભાવાર્થ છે અને ઇચ્છિત મંઝિલનો ભાવાર્થ જન્નત છે જેની સ્પષ્ટતા પાછળના શબ્દોમાં થઈ છે, જે રીતે પ્રથમ વર્ગના લોકોની સજા તેમના પોતાના કરતૂતોનું પરિણામ હતું એ જ પ્રમાણે આ બીજા વર્ગના લોકો એટલે કે મો'મિનોના બદલા વિશે ફરમાવ્યું કે આ શ્રેષ્ઠ બદલો તેમને તેમના ઈમાનના કારણે મળ્યો છે અને કારણ કે ઉપર ઈમાનની સાથે અમલે સાલિહ (સદ્‌કૃત્યો)નું વર્ણન પણ આવી ચૂક્યું છે, એટલા માટે આ સ્થળે ઈમાનથી તે જ ઈમાનનો ભાવાર્થ છે જેની સાથે "અમલે સાલિહ" પણ હોય, ઈમાન અને અમલે સાલિહનો બદલો અકલ્પનીય અજોડ રાહતો અને નેઅ્મતોનું સ્થળ જન્નત છે.

ચોથી આયતમાં જન્નતમાં પહોંચ્યા પછી જન્નતના નિવાસીઓની અમુક ખાસ પરિસ્થિતિઓનો ઉલ્લેખ થયો છે, પ્રથમ એ કે دَعْوٰىهُمْ فِيْهَا سُبْحٰنَكَ اللّٰهُمَّ તેમાં શબ્દ دَعْوٰی (દઅ્વા) પોતાના પ્રખ્યાત અર્થમાં નથી જેમકે કોઈ દાવે'દાર પોતાના હરીફના મુકાબલામાં દા'વો કર્યા કરે છે, બલકે આ સ્થળે દઅ્વા "દુઆ"ના અર્થમાં છે, અર્થ એ છે કે જન્નતના નિવાસીઓની દુઆ જન્નતમાં પહોંચ્યા પછી એવી હશે કે તેઓ سُبْحٰنَكَ اللّٰهُمَّ (સુબ્હાનકલ્લાહુમ્મ) કહેતા રહેશે, એટલે કે અલ્લાહ જલ્લ શા'નુહૂના વખાણ કરતા રહેશે.

અત્રે એવો સવાલ ઉપસ્થિત થાય છે કે, દુઆ તો પ્રચલિત અર્થના આધારે કોઈ વસ્તુની દરખાસ્ત અથવા કોઈ હેતુ પ્રાપ્તિ માટે કરવામાં આવતી હોય છે, سُبْحٰنَكَ اللّٰهُمَّ (સુબ્હાનકલ્લાહુમ્મ)માં ન તો કોઈ દરખાસ્ત છે અને ન જ માંગણી, તેને દુઆ કયા સ્વરૂપમાં કહેવામાં આવી છે ?

જવાબ એ છે કે આ વાક્યથી એવું બતાવવાનો હેતુ છે કે જન્નતના નિવસીઓને જન્નતમાં દરેક રાહત અને દરેક ઇચ્છિત વસ્તુ પોતાની મનમાની રીતે આપમેળે પ્રાપ્ત થઈ જશે, કોઈ વસ્તુ માંગવાની અથવા દરખાસ્ત કરવાની આવશ્યકતા પણ હશે નહીં, એટલા માટે દરખાસ્ત તથા માંગણીની દુઆની જગ્યાએ તેમના મુખે ફક્ત અલ્લાહના વખાણ (તસ્બીહ) હશે અને તે પણ દુનિયાની જેમ કોઈ ઇબાદતનો ફરજ પૂર્ણ કરવા માટે નહીં હોય બલકે આ વખાણના વાક્યોથી તેઓ આનંદની અનુભૂતિ કરશે અને પોતાની ખુશીથી

"સુબ્હાનકલ્લાહુમ્મ" કહ્યા કરશે, તદુપરાંત એક હદીષે કુદ્સીમાં છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, "જે બંદો મારા વખાણમાં હરપળે લાગેલો રહે એટલે સુધી કે તેને પોતાના મતલબની દુઆ માંગવાની પણ ફુરસદ ન રહે તો હું તેને બધા માંગનારાઓ કરતાં શ્રેષ્ઠ વસ્તુ આપીશ, એટલે કે વણમાંગે તેના બધા કાર્યો પૂરા કરી આપીશ." આ સ્વરૂપે પણ શબ્દ "સુબ્હાનકલ્લાહુમ્મ"ને દુઆ કહી શકાય છે.

આ અર્થના આધારે સહીહ બુખારી અને મુસ્લિમની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺને જ્યારે કોઈ તકલીફ અને બેચેની થતી હતી તો આપ ﷺ આ દુઆ પઢ્યા કરતા હતા.

لَآاِلٰهَ اِلَّااللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ، لَآاِلٰـهَ اِلَّااللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمُ، لَآاِلٰـهَ اِلَّااللّٰهُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيْم

*"અલ્લાહના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, મહાન, ધીરજવાન, અલ્લાહના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, મહાન અર્શનો માલિક, અલ્લાહના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, આસમાનોનો માલિક અને જમીનનો માલિક અને ઉદાત્ત અર્શનો માલિક !"*

ઈમામ તબરી (રહ.)એ ફરમાવ્યું કે, પુરોગામી બુઝૂર્ગો તેને "દુઆએ કર્બ" (તકલીફોમાં માંગવામાં આવતી દુઆ) કહ્યા કરતા હતા તથા મુસીબત અને પરેશાનીના સમયે ઉપરોક્ત શબ્દો પઢીને દુઆ માંગ્યા કરતા હતા. *(તફસીરે કુર્તુબી)*

ઈમામ ઈબ્ને જરીર, ઈમામ ઈબ્ને મુન્ઝિર (રહ.) વગેરેએ એક એવી રિવાયત પણ નકલ કરી છે કે, "જન્નતના નિવસીઓને જ્યારે કોઈ વસ્તુની આવશ્યકતા અને ઈચ્છા હશે તો તેઓ "સુબ્હાનકલ્લાહુમ્મ" કહેશે, એ સાંભળતા જ ફરિશ્તાઓ તેમની ઈચ્છિત વસ્તુ હાજર કરી આપશે, કારણ કે "સુબ્હાનકલ્લાહુમ્મ" જન્નતના નિવાસીઓની એક ખાસ પરિભાષા હશે જેના દ્વારા તેઓ પોતાની ઈચ્છાની જાહેરાત કરશે અને ફરિશ્તાઓ દરેક પ્રકારે તેમની ઈચ્છાપૂર્તિ કરશે. આ આધારે પણ "સુબ્હાનકલ્લાહુમ્મ" વાક્યને દુઆ કહી શકાય છે." *(રૂહુલ મઆની અને કુર્તુબી)*

જન્નતના નિવસીઓની બીજી હાલત એ બતાવી છે કે, تَحِيَّتُهُمْ فِيهَا سَلٰمٌ તેમાં تَحِيَّه (તહિય્યહ) સામાન્ય પ્રચલિત રીતે તે વાક્યને કહેવામાં આવે છે જેના દ્વારા કોઈ આવનાર અથવા મળનાર વ્યક્તિનું સ્વાગત કરવામાં આવે છે, જેમકે "સલામ", "ખુશ આમદીદ" અથવા "અહ્‌લવ્વંસહલવં" વગેરે. આ આયતે બતાવ્યું કે અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી અથવા ફરિશ્તાઓ તરફથી જન્નતના નિવાસીઓનો "તહિય્યહ"નો શબ્દ سَلَامٌ (સલામ) હશે, એટલે કે એવી ખુશખબરી કે તમે દરેક તકલીફ અને અણગમતી વસ્તુઓથી સુરક્ષિત રહેશો, આ "સલામ" પોતે અલ્લાહ તઆલા તરફથી પણ હોઈ શકે છે, જેમકે સૂરએ યાસીનમાં છે, سَلٰمٌ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيمٍ (૩૬:૫૮) અને ફરિશ્તાઓ તરફથી પણ હોઈ શકે છે, જેમેક અન્ય સ્થળોએ ઈરશાદ છે, وَالْمَلٰٓئِكَةُ يَدْخُلُوْنَ عَلَيْهِمْ مِّنْ كُلِّ بَابٍ، سَلٰمٌ عَلَيْكُمْ (૧૩:૨૩-૨૪) એટલે કે, ફરિશ્તાઓ જન્નતના નિવાસીઓ પાસે દરેક દરવાજેથી "સલામુન અલયકુમ" કહીને પ્રવેશ કરશે અને આ બંને બાબતોમાં કોઈ વિરોધાભાસ નથી કે કોઈ સમયે સીધે-સીધી અલ્લાહ તઆલાની સલામ પહોંચશે તો કોઈ સમયે ફરિશ્તાઓ તરફથી; "સલામ"નો શબ્દ જો કે દુનિયામાં "દુઆ" છે પરંતુ જન્નતમાં પહોંચીને તો દરેક ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત થઈ જશે એટલા માટે આ શબ્દ "દુઆ"ના બદલે "ખુશખબરી" માટેનું વાક્ય હશે.

*(રૂહુલ મઆની)*

જન્નતના નિવાસીઓની ત્રીજી હાલત એ બતાવી છે કે, اٰخِرُ دَعْوٰهُمْ اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ એટલે કે, જન્નતના નિવાસીઓની છેલ્લી દુઆ 'અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ્આલમીન' હશે.

મતલબ એ છે કે જન્નતના નિવસીઓને જન્નતમાં પહોંચ્યા પછી અલ્લાહ તઆલાની "મઅ્‌રિફત" (પરિચય)માં પ્રગતિ પ્રાપ્ત થશે, જેમકે હઝરત શિહાબુદ્દીન સુહ્‌રવર્દી (રહ.)એ પોતાની એક પુસ્તિકામાં લખ્યું છે કે જન્નતમાં પહોંચીને સામાન્ય જન્નતના નિવાસીઓને જ્ઞાન અને મઅ્‌રિફતનું તે સ્થાન પ્રાપ્ત થઈ જશે જે દુનિયામાં ઉલમાનું છે અને ઉલમાને તે સ્થાન પ્રાપ્ત થશે જે અહીંયાં અંબિયા (અલૈ.)નું છે અને અંબિયા (અલૈ.)ને તે સ્થાન પ્રાપ્ત થઈ જશે જે દુનિયામાં સય્યિદુલ અંબિયા મુહમ્મદ મુસ્તફા ﷺને પ્રાપ્ત છે અને આપ ﷺને ત્યાં અલ્લાહ તઆલાની અત્યંત નિકટતાનું સ્થાન પ્રાપ્ત થશે અને શક્ય છે કે આ

જ સ્થળનું નામ مَقَامِ مَحْمُوْد (મકામે મહમૂદ) છે જેના માટે અઝાન પછી પઢવામાં આવતી દુઆમાં રસૂલે કરીમ ﷺએ દુઆ કરવાની તાકીદ કરી છે.

ખુલાસો એ છે કે જન્નતના નિવાસીઓની શરૂઆતની દુઆ سُبْحٰنَکَ اللّٰهُمَّ (સુબ્હાનકલ્લાહુમ્મ) અને અંતિમ દુઆ اَلْحَمْدُلِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ હશે, તેમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની સિફતોના બે પ્રકારો તરફ ઈશારો છે, એક ''સિફતે જલાલ'' જેમાં અલ્લાહ જલ્લ શા'નુહૂ દરેક ખામી અથવા ખરાબીથી પાક અને પવિત્ર હોવાનું વર્ણન છે અને બીજી ''સિફતે ઈકરામ'' જેમાં તેની શ્રેષ્ઠતા અને બુઝૂર્ગી તથા મોટાઈના ઉચ્ચ દરજ્જાનું વર્ણન છે. કુર્આને કરીમમાં આયત تَبٰرَکَ اسْمُ رَبِّکَ ذِی الْجَلَالِ وَالْاِکْرَامِ (૫૫:૭૮)માં આ બંને પ્રકારો તરફ ઈશારો કરવામાં આવ્યો છે. વિચાર કરવાથી જાણ થશે કે, سُبُحَانِيَّتُ (સુબ્હાનિયત) અલ્લાહ તઆલાની ''સિફાતે જલાલ''માંથી છે અને વખાણના હકદાર હોવું ''સિફાતે ઈકરામ''માંથી છે તથા સ્વાભાવિક ક્રમ પ્રમાણે ''સિફાતે જલાલ'' એ ''સિફાતે ઈકરામ''થી અગ્ર સ્થાને છે, એટલા માટે જન્નતના નિવાસીઓ શરૂઆતમાં ''સિફાતે જલાલ''ને سُبْحَانَکَ اللّٰهُمَّ (સુબ્હાનકલ્લાહુમ્મ)ના શબ્દથી વર્ણન કરશે અને અંતે ''સિફતે ઈકરામ''ને اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ (અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન)ના શબ્દથી વર્ણન કરશે, આ જ તેમની રાત-દિવસની પ્રવૃત્તિ હશે.

આ ત્રણે પરિસ્થિતિઓમાં સ્વાભાવિક ક્રમ એવો છે કે, જન્નતના નિવાસીઓ જયારે ''સુબ્હાનકલ્લાહુમ્મ'' કહેશે તો તેમને જવાબમાં તેમના પરવરદિગાર તરફથી ''સલામ'' પહોંચશે અને તેના પરિણામે તેઓ ''અલ્હમ્દુલિલ્લાહી રબ્બિલ આલમીન'' કહેશે.

**હુકમો અને મસ્અલા :**

કુર્તુબીએ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, ખાવા-પીવાના અને બધા જ કાર્યોમાં જન્નતના નિવાસીઓના એ અમલ પ્રમાણે સુન્નત એવી છે કે ''બિસ્મિલ્લાહ''થી શરૂ કરે અને ''અલ્હમ્દુલિલ્લાહ'' ઉપર પૂર્ણ કરે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાને એ પસંદ છે કે બંદો જયારે કોઈ વસ્તુ ખાય -પીએ તો 'બિસ્મિલ્લાહ'થી શરૂ કરે અને ફારેગ થાય તો 'અલ્હમ્દુલિલ્લાહ' કહે.

એ મુસ્તહબ છે કે દુઆ કરનાર અંતે એવું કહ્યા કરે, وَاٰخِرُ دَعْوٰنَا اَنِ الْحَمْدُ لِلّٰـهِ رَبِّ الْعٰلَـمِيْنَ અને કુર્તુબીએ ફરમાવ્યું કે તેની સાથે ઉત્તમ એ છે કે "સૂરએ સાફ્ફાત"ની અંતિમ આયતો પણ પઢે. એટલે કે, (૩૭ : ૧૮૦-૧૮૧-૧૮૨)

سُبْحَانَ رَبِّکَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ○ وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ○ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ○

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૧૧ થી ૧૭)

وَلَوْ يُعَجِّلُ اللّٰهُ لِلنَّاسِ الشَّرَّ اسْتِعْجَالَهُمْ بِالْخَيْرِ لَقُضِيَ اِلَيْهِمْ اَجَلُهُمْ ؕ فَنَذَرُ
الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿۱۱﴾ وَاِذَا مَسَّ الْاِنْسَانَ الضُّرُّ
دَعَانَا لِجَنْۢبِهٖٓ اَوْ قَاعِدًا اَوْ قَآئِمًا ۚ فَلَمَّا كَشَفْنَا عَنْهُ ضُرَّهٗ مَرَّ كَاَنْ لَّمْ
يَدْعُنَآ اِلٰى ضُرٍّ مَّسَّهٗ ؕ كَذٰلِكَ زُيِّنَ لِلْمُسْرِفِيْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۲﴾ وَلَقَدْ
اَهْلَكْنَا الْقُرُوْنَ مِنْ قَبْلِكُمْ لَمَّا ظَلَمُوْا ۙ وَجَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ
وَمَا كَانُوْا لِيُؤْمِنُوْا ؕ كَذٰلِكَ نَجْزِي الْقَوْمَ الْمُجْرِمِيْنَ ﴿۱۳﴾ ثُمَّ جَعَلْنٰكُمْ
خَلٰٓئِفَ فِي الْاَرْضِ مِنْۢ بَعْدِهِمْ لِنَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ ﴿۱۴﴾ وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ
اٰيَاتُنَا بَيِّنٰتٍ ۙ قَالَ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا ائْتِ بِقُرْاٰنٍ غَيْرِ هٰذَآ اَوْ
بَدِّلْهُ ؕ قُلْ مَا يَكُوْنُ لِيْٓ اَنْ اُبَدِّلَهٗ مِنْ تِلْقَآئِ نَفْسِيْ ۚ اِنْ اَتَّبِعُ اِلَّا مَا يُوْحٰٓى
اِلَيَّ ۚ اِنِّيْٓ اَخَافُ اِنْ عَصَيْتُ رَبِّيْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿۱۵﴾ قُلْ لَّوْ شَآءَ اللّٰهُ
مَا تَلَوْتُهٗ عَلَيْكُمْ وَلَآ اَدْرٰىكُمْ بِهٖ ۖ فَقَدْ لَبِثْتُ فِيْكُمْ عُمُرًا مِّنْ قَبْلِهٖ ؕ اَفَلَا
تَعْقِلُوْنَ ﴿۱۶﴾ فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوْ كَذَّبَ بِاٰيٰتِهٖ ؕ اِنَّهٗ لَا يُفْلِحُ
الْمُجْرِمُوْنَ ﴿۱۷﴾

## તરજુમો :

*અને જો અલ્લાહ લોકોને ઉતાવળે બુરાઈ પહોંચાડી દે જેમકે તેઓ ઉતાવળે ભલાઈ માંગે છે તો તેમની ઉંમર સમાપ્ત કરી દેવામાં આવે, બસ અમે તેમને તેમની શરારતમાં બહેકેલા છોડી દઈએ છીએ જેમને અમારી મુલાકાતની ઉમ્મીદ નથી. (૧૧) અને જ્યારે મનુષ્યને તકલીફ પહોંચે (તો) અમને પોકારે પડ્યો(-પડ્યો) અથવા બેઠો(-બેઠો) અથવા ઊભો(-ઊભો), પછી જ્યારે અમે તેનાથી તે તકલીફ ખોલી દઈએ (તો) ચાલ્યો જાય જાણે ક્યારેય અમને કોઈ તકલીફ પહોંચવા ઉપર પોકાર્યા જ ન હતા, એ જ રીતે બે'બાક (મર્યાદા ઓળંગવામાં નીડર) લોકોને પસંદ પડ્યું જે કંઈ (તેઓ) કરી રહ્યા છે. (૧૨) અને અલબત્ત અમે તમારાથી પહેલાં સમૂહોનો નાશ કરી ચૂક્યા છે જ્યારે જાલિમ થઈ ગયા; જ્યારે કે તેમની પાસે તેમના રસૂલો ખુલ્લી નિશાનીઓ લાવ્યા હતા અને (તેઓ) કદાપિ ઈમાન લાવનારા ન હતા, આમ જ અમે ગુનેહગારોની કોમને સજા આપીએ છીએ. (૧૩) ફરી અમે તેમના પછી તમને જમીનમાં નાયબ (ઉત્તરાધિકારી) કર્યા જેથી જોઈ લઈએ તમે શું કરો છો ? (૧૪) અને જ્યારે તેમની સામે અમારી ખુલ્લી આયતો પઢવામાં આવે છે તે લોકો કહે છે જેમને અમારાથી મુલાકાતની ઉમ્મીદ નથી; લઈ આવ આના સિવાયનું કોઈ કુર્આન અથવા એને બદલી નાંખ ! તમે કહી આપો, એ મારું કામ નથી કે તેને મારા તરફથી બદલી નાંખું, હું તેની જ તા'બેદારી કરું છું જે મારા તરફ હુકમ આવ્યો, હું મોટા દિવસના અઝાબથી ડરું છું જો પોતાના પરવરદિગારની નાફરમાની કરું. (૧૫) કહી આપો ! જો અલ્લાહે ઈચ્છયું હોત તો હું તેને તમારી સામે પઢતો ન હોત અને ન તે તમને એની ખબર કરત, કારણ કે હું તમારામાં આનાથી પહેલાં એક ઉંમર રહી ચૂક્યો છું શું પછી તમે વિચારતા નથી ? (૧૬) પછી એનાથી મોટો જાલિમ કોણ જે અલ્લાહ ઉપર બોહતાન બાંધે અથવા તેની આયતોને જૂઠાડે, બેશક ! ગુનેહગારોનું ભલું થતું નથી. (૧૭)*

## તફસીર :

અને જો અલ્લાહ તઆલા લોકો ઉપર (તેમની ઉતાવળના કારણે) જલદી

જ નુકસાન થોપી દે જે પ્રમાણે તેઓ ફાયદા માટે ઉતાવળ કરે છે (અને તે પ્રમાણે તે ફાયદો જલદી મળી જાય છે, એ જ પ્રમાણે જો નુકસાન પણ ઉતાવળે કરવામાં આવે) તો તેમનો વાયદો (એટલે કે અઝાબ) ક્યારનોય પૂર્ણ થઈ ચૂક્યો હોત (પરંતુ અમારી હિકમત જેનું વર્ણન હવે આવી રહ્યું છે તેનો તકાદો એ પ્રમાણેનો નથી) બસ, (એટલા માટે) અમે તે લોકોને જેમને અમારી પાસે આવવાનો ખટકો નથી તેમને તેમની હાલત ઉપર (અઝાબ વિના અમુક દિવસો) મુક્ત રાખીએ છીએ કે પોતાની બળવાખોરીમાં ભટકતા રહે (અને અઝાબના હકદાર બની જાય અને તે હિકમત એ જ છે) અને જ્યારે માનવીને (એટલે કે તેમનામાંથી અમુકને) કોઈ તકલીફ પહોંચે છે તો અમને યાચના કરવા લાગે છે સૂતા(-સૂતા) પણ, બેઠા(-બેઠા) પણ, ઊભા(-ઊભા) પણ (અને તે સમયે કોઈ મૂર્તિ વગેરે યાદ નથી રહેતી ضَلَّ مَنْ تَدْعُوْنَ اِلَّآ اِيَّاهُ) પછી જ્યારે (તેમની દુઆ અને વિનંતી પછી) અમે તેમની તે તકલીફ હટાવી આપીએ છીએ તો પછી પોતાની મૂળ પરિસ્થિતિ ઉપર આવી જાય છે (અને અમારાથી એવા અજાણ બની જાય છે) કે જાણે જે તકલીફ તેમને પહોંચી હતી તેને હટાવવા માટે ક્યારેય અમને યાચના કરી જ ન હતી (અને પછી તે જ શિર્કની વાતો કરવા લાગે છે نَسِىَ مَا كَانَ يَدْعُوْٓا اِلَيْهِ مِنْ قَبْلُ وَجَعَلَ لِلّٰهِ اَنْدَادًا) તે હદથી નીકળી જનારાઓના (ખરાબ) અમલો તેમને એ જ પ્રમાણે સારા લાગે છે (જે પ્રમાણે અમે હમણા વર્ણન કર્યું) અને અમે તમારાથી અગાઉ ઘણી બધી કોમોનો (અનેક પ્રકારના અઝાબોથી) નાશ કરી ચૂક્યા છે જ્યારે કે તેમણે જુલમ (એટલે કે કુફ્ર અને શિર્ક) કર્યો, જ્યારે કે તેમની પાસે તેમના પયગમ્બરો પણ દલીલો લઈને આવ્યા અને તે (અંતિમ કક્ષાની દુશ્મનાવટ અને ક્રોધના કારણે) એવા ક્યારે હતા કે ઈમાન લઈ આવે ? અમે મુજરીમ લોકોને આવી જ શિક્ષા આપીએ છીએ (જેવી અમે હમણા વર્ણન કરી છે) ત્યારબાદ તેમના પછી અમે દુનિયામાં તેમના બદલે તમને આબાદ કર્યા જેથી (જાહેર સ્વરૂપે પણ) અમે જોઈ લઈએ કે તમે કયા પ્રકારના કાર્યો કરો છો ? (તમે એવું જ શિર્ક અને કુફ્ર કરો છો અથવા ઈમાન લાવો છો ?) અને જ્યારે તેમની સામે અમારી આયતો પઢવામાં આવે છે જે બિલકુલ સાફ-સાફ છે તો આ લોકો જેમને અમારી પાસે આવવાનો ખટકો નથી (તમને) એવું કહે છે કે (યા તો) આના સિવાય કોઈ (સમગ્ર) બીજું કુર્આન (જ) લઈ આવો (જેમાં અમારા ધર્મ

વિરુદ્ધ વિષયો ન હોય) અથવા (ઓછામાં ઓછું) આ (કુર્આન)માં જ અમુક ફેરબદલ કરી આપો (કે અમારા ધર્મ વિરુદ્ધના વિષયો તેમાંથી કાઢી નાંખવામાં આવે અને આ માંગણીથી એ સાબિત થાય છે કે તેઓ કુર્આનને રસૂલે કરીમ ﷺનું કલામ સમજતા હતા, એટલા માટે અલ્લાહ તઆલા તેમની આ માંગણીના જવાબ સ્વરૂપે રસૂલે કરીમ ﷺને તા'લીમ આપે છે કે) તમે એવું કહી આપો કે (તેના વિષયો દૂર કરવાની અથવા બદલી નાંખવાની બાબત એવી છે કે પોતે) મારાથી એ ન થઈ શકે કે હું પોતાના તરફથી તેમાં ફેરબદલ કરું (અને જ્યારે તેમાં થોડું-ઘણું ફેરબદલ કરવું પણ શક્ય નથી તો પછી સમગ્ર કુર્આનને બદલવું તો બિલકુલ જ અશક્ય છે, કારણ કે તે મારું કલામ નથી બલકે અલ્લાહનું કલામ છે જે વહી દ્વારા આવ્યું છે, જ્યારે આવું છે તો) બસ, હું તો તેનું અનુસરણ કરીશ જે મારી પાસે વહી દ્વારા પહોંચ્યું છે (અને ધારી લો કે ખુદા-ના-ખ્વાસ્તા) જો હું (વહીનું અનુસરણ ન કરું બલકે) મારા પરવરદિગારની નાફરમાની કરું તો હું એક મહાન ભારે દિવસના અઝાબનો ભય રાખું છું (જે ગુનેહગારો માટે ખાસ છે અને તમારા ગુનાહોના કારણે તમારા નસીબમાં છે, બસ હું તે અઝાબ અથવા તેના કારણો એટલે કે ગુનાહોની હિંમત ધરાવતો નથી; અને જો તેમને આ કલામ વહીનું કલામ હોવામાં શંકા છે અને તેઓ તેને તમારું જ કલામ સમજી રહ્યા છે) તો તમે એવું કહી આપો કે (એ તો દેખીતું છે કે આ કલામ મોઅ્જિઝહ છે, કોઈ માનવી તેના ઉપર કાબૂ નથી ધરાવી શકતો ભલે હું પોતે હોઉં અથવા તમે કે અન્ય કોઈ, બસ) જો અલ્લાહ તઆલાને મંજૂર હોત (કે હું આ શ્રેષ્ઠ કલામ તમને ન સંભળાવી શકું અને અલ્લાહ તઆલા મારા દ્વારા તમને તેની જાણકારી ન આપે) તો (મારા ઉપર તે નાઝિલ ન કર્યું હોત, બસ) ન તો હું તમને આ (કલામ) પઢીને સંભળાવતો હોત અને ન જ અલ્લાહ તઆલા તમને તેની જાણકારી આપત, (બસ જ્યારે હું તમને સંભળાવી રહ્યો છું અને મારા દ્વારા તમને જાણકારી પ્રાપ્ત થઈ રહી છે એનાથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાને આ કલામ સંભળાવવું અને તેની જાણકારી આપવી મંજૂર છે અને સંભળાવવું તથા જાણકારી આપવી વહી વિના શક્ય નથી એનાથી જાણ થઈ કે આ વહી અલ્લાહ તરફથી જ છે અને અલ્લાહનું કલામ છે) કારણ કે (અંતે) આ (કલામ જાહેર કરવા)થી પહેલાં પણ તો એક લાંબી ઉંમર સુધી હું તમારામાં રહી ચૂક્યો છું (પછી જો આ મારું કલામ

છે અથવા તો આટલા સમય સુધી એક વાક્ય પણ આ પ્રકારનું બોલ્યો નથી તો અચાનક આ આટલી મોટી વાત બનાવી લીધી એ તો બિલકુલ બુદ્ધિ કે તર્કના વિરુદ્ધ પણ છે) પછી શું (તે છતાં પણ) આટલી અક્કલ (પણ) નથી ધરાવતા ?! (જ્યારે તે અલ્લાહનું કલામ હોવું તથા તેનું સત્ય હોવું સાબિત થઈ ચૂક્યું અને તે છતાં પણ મને તેમાં ફેરબદલ કરવાની દરખાસ્ત કરો છો અને તેને નથી માનતા તો સમજી લો કે) તે વ્યક્તિથી વધારે કોણ જાલિમ હશે જે અલ્લાહ ઉપર જૂઠો આક્ષેપ કરે (જેમકે તમે મારા માટે ઠરાવી રહ્યા છો) અથવા તેની આયતોને જૂઠી બતાવે (જેમકે તમે પોતાના માટે જૂઠી ઠરાવી રહ્યા છો) તો ચોક્કસ એવા મુજરીમો સફળ થશે નહીં (બલકે હંમેશા સજાપાત્ર રહેશે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતનો સંબંધ તે લોકો સાથે છે જેઓ આખિરતના ઈન્કારીઓ છે, એ જ કારણે જ્યારે તેમને આખિરતથી ડરાવવામાં આવે છે તો ઠઠ્ઠો–મશ્કરી કરીને કહેવા માંડે છે, જો તમે સાચા હોય તો આ અઝાબને હમણા જ બોલાવી લો અથવા એ કે આ અઝાબ જલદી કેમ નથી આવી જતો ? જેમકે નજ્ર બિન હારિષે કહ્યું હતું, ‘‘યા અલ્લાહ ! જો આ વાત સાચી હોય તો અમારી ઉપર આસમાનથી પથ્થર વરસાવ અથવા અન્ય કોઈ સખત અઝાબ મોકલી આપ.’’

પ્રથમ આયતમાં એનો જવાબ આપવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલા તો દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે, આ વાયદા મુજબનો અઝાબ તાત્કાલિક તે સમયે પણ નાઝિલ કરી શકે છે પરંતુ પોતાની મહાન હિકમત તથા કૃપા અને દયાના કારણે એવું કરતો નથી. આ નાદાનો જો પોતાના માટે બદ્દુઆ કરે છે અને મુસીબતની માંગણી કરે છે તો જો અલ્લાહ તઆલા તેમની આ બદ્દુઆનો એ જ પ્રમાણે તાત્કાલિક સ્વીકાર કરી લે જેવી રીતે કે તેમની સારી દુઆને ઘણું ખરું કબૂલ કરી લે છે તો તેઓનો નાશ થઈ ગયો હોત.

આ બાબતથી જાણ થાય છે કે, સારી અને ભલાઈની દુઆ બાબતે તો અલ્લાહ તઆલાની ટેવ એવી છે કે મોટે ભાગે જલદી સ્વીકારી લે છે અને ક્યારેક કોઈ હિકમત અથવા મસ્લિહતથી સ્વીકાર ન થાય તો તે આ બાબતથી વિરુદ્ધ

નથી પરંતુ જે મનુષ્ય ક્યારેક પોતાની મૂર્ખામીથી અને ક્યારેક ક્રોધિત અને દિલગીર થઈને પોતાના અથવા પોતાના બાળ-બચ્ચાં માટે બદ્દુઆ કરી બેસે છે અથવા આખિરતના ઈન્કાર કરવાની બીના ઉપર અઝાબને રમત સમજીને પોતાના માટે આમંત્રણ આપે છે ત્યારે તેનો તાત્કાલિક સ્વીકાર કરવામાં નથી આવતો બલકે મહોલત આપવામાં આવે છે, જેથી ઈન્કારીઓને ચિંતન અને મનન કરીને પોતાના ઈન્કારથી અટકવાનો મોકો મળી જાય અને જો કોઈ સમયે દિલગીરી અથવા ક્રોધના કારણે અથવા તો ભગ્ન હૃદયના કારણે બદ્દુઆ કરી બેસે છે તો તેને એની મહોલત મળી જાય છે કે પોતાના સારા-નરસાને જૂએ અને પરિણામ ઉપર નજર કરીને તેનાથી અટકી જાય.

ઈમામ ઈબ્ને જરીર તબરી (રહ.)એ કતાદહ (રદિ.)ની રિવાયતથી તથા બુખારી અને મુસ્લિમે મુજાહિદ (રહ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, આ સ્થળે બદ્દુઆનો ભાવાર્થ એ છે કે અમુક સમયે કોઈ વ્યક્તિ ગુસ્સાની હાલતમાં પોતાની અવલાદ અથવા માલ-દોલતના નાશ થઈ જવાની દુઆ કરી બેસે છે અથવા તે વસ્તુ ઉપર લા'નત અને ફિટકારના શબ્દો કહી નાંખે છે અલ્લાહ તઆલા પોતાની કૃપા અને મહેરબાનીથી આવી દુઆ કબૂલ કરવામાં ઉતાવળ કરતો નથી. ઈમામ કુર્તુબી (રહ.)એ આ સ્થળે એક રિવાયત નકલ કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "મેં અલ્લાહ જલ્લ શા'નુહૂને દુઆ કરી છે કે તે કોઈ મિત્ર અથવા સંબંધીની બદ્દુઆ તેના કોઈ મિત્ર અથવા સંબંધી વિશે સ્વીકાર ન કરે." શહ્ર બિન હવશબ (રહ.) ફરમાવે છે કે, "મેં અમુક કિતાબોમાં વાંચ્યું છે કે જે ફરિશ્તાઓ માનવીની આવશ્યકતાઓ પૂર્ણ કરવા માટે નિમવામાં આવ્યા છે અલ્લાહ તઆલાએ પોતાની દયા અને કૃપાથી તેમને એવી સૂચના આપી રાખી છે કે મારો બંદો જો રંજ અને ગુસ્સામાં કોઈ વાત કહે તો તેને ન લખો." *(કુર્તુબી)*

તે છતાં અમુક સમયે કોઈ કબૂલિયતની ઘડી આવે તો તેમાં મનુષ્યના મુખેથી જે વાત નીકળે છે તે તરત જ કબૂલ થઈ જાય છે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "પોતાની અવલાદ અને માલ માટે ક્યારેય બદ્દુઆ ન કરો, એવું ન થાય કે તે સમય દુઆની કબૂલિયતનો હોય અને આ દુઆ તરત સ્વીકારી લેવામાં આવે (અને તમારે પાછળથી પસ્તાવું પડે)." સહીહ મુસ્લિમમાં આ

હદીષ હઝરત જાબિર (રદિ.)ની રિવાયતથી ગઝ્વએ બુવાતની ઘટના હેઠળ નકલ કરવામાં આવી છે.

આ સૌ રિવાયતોનો ખુલાસો એ છે કે, પ્રસ્તુત આયતોનું સંબોધન જો કે આખિરતના ઈન્કારીઓ અને તેમની તાત્કાલિક અઝાબની માંગણી વિશે છે પરંતુ તેમાં સામાન્ય ભાવાર્થમાં તે મુસલમાનો પણ સામેલ છે જે કોઈ રંજ અને ક્રોધના કારણે પોતાના માલ અથવા અવલાદ વિશે બદ્દુઆ કરી બેસે છે. અલ્લાહ તઆલાની ટેવ તેની દયા અને કૃપાના કારણે બંનેની સાથે એ જ છે કે આવી બદ્દુઆઓને તરત જ લાગુ પાડવામાં નથી આવતી જેથી મનુષ્યને વિચારવાનો અને ચિંતન કરવાનો મોકો મળે.

બીજી આયતમાં તવહીદના અને આખિરતના ઈન્કારીઓ વિશે એક બીજી ઉચ્ચ કક્ષાની શૈલીથી કહેવામાં આવ્યું છે કે, આ લોકો સામાન્ય પરિસ્થિતિમાં રાહત અને સંતોષમાં અલ્લાહ અને આખિરત વિરુદ્ધ દલીલબાજીઓ કરીને અન્યોને અલ્લાહ તઆલાના ભાગીદાર ઠરાવે છે અને તેમની પાસેથી જરૂરિયાત પૂરી થવાની આશાઓ રાખે છે પરંતુ જ્યારે કોઈ મોટી મુસીબત આવી પડે છે તે સમયે આ લોકો અલ્લાહ તઆલા સિવાય જેમનાથી આશા રાખતા હતા પોતે તેમનાથી નિરાશ અને હતાશ થઈને ફક્ત અલ્લાહ તઆલાને જ પોકારે છે અને સૂતાં-સૂતાં, બેઠાં-બેઠાં, ઊભા-ઊભા મતલબ કે દરેક પરિસ્થિતિમાં તેને જ યાચના કરવા મજબૂર થઈ જાય છે પરંતુ તેની સાથે ઉપકારનો બદલો અપકારથી આપવાની હાલત એવી છે કે જ્યારે અલ્લાહ તઆલા તેમની આ મુસીબત દૂર કરી આપે છે તો અલ્લાહ તઆલાથી એવા સ્વતંત્ર અને નચિંત થઈ જાય છે કે જાણે ક્યારેય તેણે અલ્લાહને પોકાર્યો જ નથી અને તેનાથી કોઈ જરૂરિયાત માંગી જ ન હતી. આથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાની સાથે જરૂરિયાત પૂરી કરવામાં કોઈ અન્યને સામેલ કરનારો પોતે પણ આ માન્યતા અને અકીદહ ખોટો હોવાની ગવાહી આપે છે પરંતુ ફરી પોતાની જીદ અને દુશ્મનાવટના કારણે તે જ જૂઠા અકીદહ ઉપર મક્કમ રહે છે.

ત્રીજી આયતમાં આ જ બીજી આયતના એ જ વિષયની વધારે વિગત અને તાકીદ એ પ્રમાણે વર્ણન થઈ છે કે, અલ્લાહ તઆલાની ઢીલ આપવાથી કોઈ એવું ન સમજે કે દુનિયામાં અઝાબ આવી જ નથી શકતો. પાછલી કોમોનો

ઈતિહાસ અને તેમની બગાવત તથા અવજ્ઞાની શિક્ષા સ્વરૂપે વિવિધ પ્રકારના અઝાબો આ જ દુનિયામાં આવી ચૂક્યા છે. આ ઉમ્મતમાં જો કે અલ્લાહ તઆલાએ સય્યિદુલ અંબિયા ﷺની પ્રતિષ્ઠા અને સન્માનના કારણે એવો વાયદો કર્યો છે કે એકસામટો જાહેર અઝાબ નહીં આવે અને અલ્લાહ તઆલાની આ મહેરબાની અને દયાએ તે લોકોને એવા બે'બાક (નીડર) બનાવી દીધા છે કે તેઓ ભારે હિંમત કરીને અલ્લાહના અઝાબને આમંત્રણ આપે છે અને તેની માંગણી કરવા માટે તૈયાર થઈ જાય છે પરંતુ યાદ રાખો કે અલ્લાહ તઆલાના અઝાબથી નચિંત થવું તેમના માટે પણ કોઈ પણ પરિસ્થિતિમાં શોભાસ્પદ નથી, કારણ કે સમગ્ર ઉમ્મત અને સમગ્ર દુનિયા ઉપર જાહેર અઝાબ ન મોકલવાનો વાયદો ચોક્કસ કરવામાં આવ્યો છે પરંતુ ખાસ-ખાસ વ્યક્તિઓ અને કોમો ઉપર અઝાબ આવી જવો આજે પણ શક્ય છે.

ચોથી આયતમાં ફરમાવ્યું, ثُمَّ جَعَلْنٰكُمْ خَلٰٓئِفَ فِى الْاَرْضِ مِنْۢ بَعْدِهِمْ لِنَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ એટલે કે, ફરી પાછલી કોમોને હલાક કર્યા પછી અમે તેમને તેમના ઉત્તરાધિકારી (નાયબ) બનાવ્યા અને જમીનની ખિલાફત (નાયબગીરી) તમારા હવાલે કરી દીધી પરંતુ એવું ન સમજો કે આ જમીનની ખિલાફત તમારા ઐશ અને આરામ માટે તમને સોંપવામાં આવી છે, બલકે આ સન્માન અને પ્રતિષ્ઠાનો અસલ હેતુ એ છે કે તમારી પરીક્ષા લેવામાં આવે કે તમે કેવા અમલો કરો છો ? અગાઉની કોમોના ઈતિહાસથી પ્રભાવિત થઈને પોતાની હાલતની સુધારણા કરો છો અથવા હુકૂમત અને દોલતના નશામાં ઓત-પ્રોત થઈ જાઓ છો ?

આથી જાણ થઈ કે દુનિયાની હુકૂમત અને સત્તા કોઈ ગર્વ અને અભિમાન કરવાની વસ્તુ નથી બલકે, એક ભારે બોજ છે જેની ઘણી બધી જવાબદારીઓ છે.

પાંચમી, છટ્ઠી, સાતમી અને આઠમી, આ ચાર આયતોમાં આખિરતના ઈન્કારીઓના એક ખોટા વિચાર અને તેમની એક અયોગ્ય માંગણીનો રદિયો છે. એ લોકોને ન તો અલ્લાહ તઆલાનો પરિચય પ્રાપ્ત હતો અને ન જ તેઓ વહી તથા રિસાલતના ક્રમ વિશે વાકેફ હતા, અંબિયા (અલૈ.)ને પણ સામાન્ય મનુષ્યની જેમ ધારતા હતા, કુર્આને કરીમ કે જે રસૂલે કરીમ ﷺ દ્વારા દુનિયાને મળ્યું તેના વિશે પણ તેમની એવી માન્યતા હતી કે આ તેમનું પોતાનું કલામ અને તેમનું પોતાનું લખાણ છે, આ જ માન્યતાની રૂએ રસૂલે કરીમ ﷺ પાસે એવી

માંગણી કરી કે આ કુર્આન તો અમારી માન્યતાઓ અને વિચારસરણીથી વિરુદ્ધ છે, જે મૂર્તિઓનું અમારા બાપ-દાદા હંમેશા સન્માન કરતા રહ્યા અને તેમને જરૂરિયાત પૂરી કરનાર માનતા રહ્યા છે; કુર્આન તે સૌને વ્યર્થ અને જૂઠું ઠરાવે છે, ઘણી બધી વસ્તુઓ અને વ્યવહારો જે અમે પેઢીઓથી કરતા આવ્યા છે કુર્આન તે બધાને હરામ ઠરાવે છે અને પછી કુર્આન એવું બતાવે છે કે મૃત્યુ પામ્યા પછી પુનઃજીવીત થવાનું છે અને હિસાબ-કિતાબ આપવાનો છે. આ બધી વસ્તુઓ અમારી બુદ્ધિમાં સમાઈ શકતી નથી, અમે તેને માનવા તૈયાર નથી, એટલા માટે તમે યા તો એવું કરો કે આ કુર્આનના બદલે કોઈ બીજું કુર્આન બનાવી આપો જેમાં આવી વસ્તુઓ ન હોય અથવા ઓછામાં ઓછું તેમાં સુધારા-વધારા કરીને આ અમારા ધર્મની માન્યતા વિરુદ્ધની વસ્તુઓને કાઢી નાંખો.

કુર્આને કરીમે પ્રથમ તેમની ખોટી માન્યતાઓને રદ કરીને રસૂલે કરીમ ﷺને એવું માર્ગદર્શન આપ્યું કે તમે તેમને કહી આપો કે આ ન તો મારું કલામ છે, ન જ હું પોતાના તરફથી તેને બદલી શકું છું, હું તો અલ્લાહની વહીનો તાબે'દાર છું, જો હું તેમાં થોડું-ઘણું પણ પોતાના તરફથી ફેરબદલ કરું તો હું સખત ગુનેહગાર બની જઈશ અને અવજ્ઞાકારીઓ ઉપર જે અઝાબ નક્કી ઠરાવવામાં આવ્યો છે હું તેનાથી ડરું છું, એટલા માટે હું આવું કદાપિ કરી શકતો નથી.

પછી ફરમાવ્યું, હું જે કંઈ કરું છું અલ્લાહ તઆલાની આજ્ઞાના આધીન કરું છું, જો અલ્લાહ તઆલાની ઈચ્છા એવી હોત કે તમને આ કલામ ન સંભળાવવામાં આવે તો ન તો હું તમને સંભળાવતો હોત અને ન જ અલ્લાહ તઆલા તમને તેની જાણકારી આપતો હોત અને જ્યારે અલ્લાહ તઆલાને એવું જ મંજૂર છે કે તમને આ જ કલામ સંભળાવવામાં આવે તો કોની મજાલ છે કે તેમાં કોઈ વધતું-ઓછું કરી શકે !?

ત્યારબાદ કુર્આન અલ્લાહ તરફથી હોવાનું અને તે ઈલાહી કુર્આન હોવાનું એક સ્પષ્ટ અને ખુલ્લી દલીલથી સંભળાવવામાં આવ્યું فَقَدْ لَبِثْتُ فِيْكُمْ عُمُرًا مِّنْ قَبْلِهٖ એટલે કે, તમે થોડીવાર આ પણ વિચારો કે કુર્આન નાઝિલ થવા અગાઉ હું તમારી નજરો સામે ચાલીસ વર્ષની લાંબી જિંદગી પસાર કરી ચૂક્યો છું, એ સમયમાં તમે મને ક્યારેય શે'ર-શાયરી અથવા કોઈ નિબંધ કે લેખ વગેરે લખતો

નથી સાંભળ્યો, જો હું પોતાના તરફથી આવું કલામ કહી શકતો હોત તો મેં કંઈને કંઈ આ ચાલીસ વર્ષોના લાંબા સમયગાળામાં પણ કહ્યું હોત, તદુપરાંત આ ચાલીસ વર્ષોની લાંબી જિંદગીમાં તમે મારી ચાલ-ચલગતમાં સચ્ચાઈ અને પ્રમાણિકતાનો અનુભવ કરી ચૂક્યા છો કે આખી જિંદગીમાં હું ક્યારેય જૂઠું નથી બોલ્યો તો આખરે આજે ચાલીસ વર્ષો પછી જૂઠું બોલવાનું શું કારણ હોઈ શકે છે? તેનાથી દેખીતી રીતે સાબિત થાય છે કે રસૂલે કરીમ ﷺ "સાદિક" (સાચા) અને "અમીન" (પ્રામાણિક) છે, કુર્આનમાં જે કંઈ છે તે અલ્લાહ તઆલાનું જ કલામ છે અને તે તેના તરફથી જ આવેલું છે.

**અગત્યનો ખુલાસો :**

કુર્આને કરીમની આ દલીલે ફક્ત કુર્આનના સત્ય હોવા ઉપર જ સંપૂર્ણ સાબિતી રજૂ નથી કરી બલકે, સામાન્ય વ્યવહારોમાં પણ ખરા-ખોટા તથા હક અને બાતિલની ઓળખનો એક સિદ્ધાંત નક્કી કરી દીધો છે કે કોઈ વ્યક્તિને કોઈ હોદ્દો અથવા કોઈ પદ સોંપવાનું હોય તો તેની યોગ્યતા અને ક્ષમતાને પારખવાનો શ્રેષ્ઠ સિદ્ધાંત એ છે કે તેની પાછલી જિંદગીની સમીક્ષા કરવામાં આવે, જો તેમાં સચ્ચાઈ અને અમાનતદારી (પ્રામાણિકતા) મોજૂદ છે તો ભવિષ્યમાં પણ તેનાથી એ આશા રાખી શકાય છે કે તે સત્ય ઉપર કાયમ રહેશે અને જો પાછલી જિંદગીમાં તેનામાં નિષ્ઠા, પ્રમાણિકતા અને સચ્ચાઈની ગવાહી મોજૂદ નથી તો ભવિષ્ય માટે પણ માત્ર તેના મૌખિક કહેવાથી અથવા દા'વો કરવાના કારણે તેના ઉપર ભરોસો કરવો કોઈ અકલમંદીની વાત નથી, આજે હોદ્દાઓ અને પદોની વહેંચણી તથા જવાબદારીઓની સોંપણીમાં જે પ્રમાણે ભૂલો અને તેના કારણે મહાન ફિત્ના-ફસાદ પેદા થઈ રહ્યા છે તે બધાનું મૂળ કારણ આ જ સ્વાભાવિક સિદ્ધાંતને છોડીને રિવાજ પડી ગયેલ વસ્તુઓની પાછળ પડી જવું છે.

આઠમી આયતમાં આ જ વિષયની વધારે તાકીદ કરવામાં આવી છે જેમાં કોઈ કલામને ખોટી રીતે અલ્લાહ તઆલા તરફ જોડવામાં સખત અઝાબનું વર્ણન મોજૂદ છે.

-------------

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૧૮-૧૯-૨૦)

| |
|---|
| وَ يَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَضُرُّهُمْ وَلَا يَنْفَعُهُمْ وَيَقُوْلُوْنَ هٰٓؤُلَآءِ شُفَعَآؤُنَا |
| عِنْدَ اللّٰهِ ۗ قُلْ اَتُنَبِّـُٔوْنَ اللّٰهَ بِمَا لَا يَعْلَمُ فِي السَّمٰوٰتِ وَلَا فِي الْاَرْضِ ۗ سُبْحٰنَهٗ وَتَعٰلٰى |
| عَمَّا يُشْرِكُوْنَ ﴿١٨﴾ وَمَا كَانَ النَّاسُ اِلَّآ اُمَّةً وَّاحِدَةً فَاخْتَلَفُوْا ۗ وَلَوْلَا كَلِمَةٌ |
| سَبَقَتْ مِنْ رَّبِّكَ لَقُضِيَ بَيْنَهُمْ فِيْمَا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿١٩﴾ وَيَقُوْلُوْنَ لَوْلَآ اُنْزِلَ |
| عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ۚ فَقُلْ اِنَّمَا الْغَيْبُ لِلّٰهِ فَانْتَظِرُوْا ۚ اِنِّيْ مَعَكُمْ مِّنَ الْمُنْتَظِرِيْنَ ﴿٢٠﴾ ع |

### તરજુમો :

*અને અલ્લાહના સિવાય એ વસ્તુની પૂજા કરે છે જે તેમને ન નુકસાન પહોંચાડી શકે અને ન (જ) નફો અને કહે છે, આ તો અલ્લાહની પાસે અમારા સિફારસી છે, તમે કહી આપો ! શું તમે અલ્લાહને એ બતાવો છો જે તેને ખબર નથી આસમાનોમાં અને ન (જ) જમીનમાં ? તે પવિત્ર છે અને એનાથી ઉપરવટ છે જેને (તમે) શરીક કરો છો. (૧૮) અને લોકો જે છે બસ એક જ ઉમ્મત છે પાછળથી જુદા-જુદા થઈ ગયા અને જો તમારા પરવરદિગારની એક વાત પ્રથમ ન થઈ ચૂકી હોત તો તેમનામાં ફેંસલો થઈ ગયો હોત કે જે વાતમાં વિરોધ (મતભેદ) કરી રહ્યા છે. (૧૯) અને કહે છે, એના ઉપર એના પરવરદિગારની એક નિશાની કેમ ન ઊતરી ? બસ તમે કહી આપો કે ગયૂબની વાત અલ્લાહ જ જાણે ! બસ રાહ જુઓ ! હું પણ તમારી સાથે રાહ જોઉં છું ! (૨૦)*

### તફસીર :

અને આ લોકો અલ્લાહ(ની તવહીદ)ને છોડીને એવી વસ્તુઓની ઈબાદત કરે છે જે (ઈબાદત ન કરવાના સ્વરૂપમાં) ન તો તેમને નુકસાન પહોંચાડી શકે છે અને ન જ (ઈબાદત કરવાના સ્વરૂપમાં) તેમને લાભ પહોંચાડી શકે છે અને (પોતાના તરફથી વિના દલીલે એક લાભ નક્કી કરી) કહે છે કે, આ (મઅ્બૂદ) અલ્લાહ પાસે અમારા સિફારસી છે (એટલા માટે અમે તેમની ઈબાદત કરીએ

છીએ) તમે કહી આપો કે શું તમે અલ્લાહ તઆલાને એવી વસ્તુઓ બતાવો છો જેની અલ્લાહ તઆલાને જાણ નથી ન તો આસમાનોમાં ન જ જમીનમાં !? (એટલે કે જે વસ્તુ અલ્લાહની જાણમાં ન હોય તેનું અસ્તિત્વ અને તેનું ઉપસ્થિત હોવું અશક્ય છે અને તમે એવી અશક્ય વસ્તુઓની પાછળ લાગી ગયા છો) અલ્લાહ તઆલા પાક (પવિત્ર) અને સૌથી મહાન છે તે લોકોના શિર્કથી; અને (પ્રથમ) બધા જ માનવો એક જ તરીકા ઉપર હતા (એટલે કે બધા એક જ અલ્લાહની ઈબાદત કરનાર હતા, કારણ કે આદમ અલૈ. તવહીદનો અકીદહ લઈને આવ્યા હતા અને તેમના સંતાનો પણ એક મુદત સુધી તેમના જ અકીદહ અને તરીકા ઉપર કાયમ રહ્યા) પછી (પોતાની અડોડાઈના કારણે) તેમણે (એટલે કે અમુકે) મતભેદ ઉપસ્થિત કરી લીધો (એટલે કે તવહીદથી ફરી ગયા અને મુશ્રિક બની ગયા તથા આ મુશ્રિક લોકો એવા અઝાબના હકદાર છે કે) જો એક વાત ન થઈ ચૂકી હોત જે તમારા પરવરદિગાર તરફથી પ્રથમથી નક્કી થઈ ચૂકી છે (કે તેમને હમણા પૂરોપૂરો અઝાબ નહીં થાય બલકે તે આખિરતમાં આપવામાં આવશે) તો જે વસ્તુમાં આ લોકો મતભેદ કરી રહ્યા છે તેનો પૂરેપૂરો ફેંસલો (દુનિયામાં જ) થઈ ચૂક્યો હોત અને આ લોકો (દુશ્મનાવટના કારણે સેંકડો મોઅ્જિઝાઓ જાહેર થવા છતાં ખાસ કરીને કુર્આનનો મોઅ્જિઝો જોવા છતાં અથવા તેનું ઉદાહરણ લાવવાથી લાચાર હોવા છતાં) એવું કહે છે કે તેના ઉપર (એટલે કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર અમારી માંગણી મુજબના મોઅ્જિઝાઓમાંથી) કોઈ મોઅ્જિઝો કેમ નાઝિલ ન થયો ? તો તમે ફરમાવી આપો કે (મોઅ્જિઝાનો મૂળ હેતુ રસૂલની સચ્ચાઈ અને હક્કાનિય્યતને સાબિત કરવાનો હોય છે તે તો ઘણા બધા મોઅ્જિઝાઓ દ્વારા થઈ ચૂક્યું છે, હવે માંગણી પ્રમાણેના મોઅ્જિઝાઓની કોઈ આવશ્યકતા જ નથી, હા ! શક્યતા છે કે તે જાહેર થાય કે ન પણ થાય ! તેનો સંબંધ ગય્બના ઈલ્મ સાથે છે અને) ગય્બનું ઈલ્મ ફક્ત અલ્લાહને જ છે (મને નથી) એટલા માટે તમે પણ રાહ જૂઓ હું પણ તમારી સાથે રાહ જોઉં છું (કે તમારી દરેક માંગણી પૂર્ણ થાય છે કે નહીં અને માંગણી મુજબના મોઅ્જિઝાઓ જાહેર ન કરવાની હિકમત કુર્આને કરીમમાં ઘણે ઠેકાણે બતાવવામાં આવી છે કે તેની જાહેરાત પછી અલ્લાહની ટેવ એ છે કે જો તે જાહેર થયા છતાં પણ તેઓ ઈમાન નહીં લાવે તો સમગ્ર કોમનો સર્વનાશ કરી

નાંખવામાં આવશે, અલ્લાહ તઆલાને આ ઉમ્મત માટે આવો જાહેર અઝાબ મંજૂર નથી બલકે તેમને કયામત સુધી ટકાવી રાખવાનો ફેંસલો થઈ ચૂક્યો છે).

## મસ્અલા અને બોધપાઠ :

## કાફિર અને મુસલમાન બે અલગ-અલગ કોમ છે; વંશ કે વતન આધારિત રાષ્ટ્રીયતા બધું વ્યર્થ છે :

كَانَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً એટલે કે, બધી જ આદમની અવલાદ શરૂઆતમાં એક જ ઉમ્મત, એક જ કોમ અને એકમાત્ર અલ્લાહમાં ઈમાન ધરાવનારી હતી, શિર્ક અને કુફ્રનું નામો-નિશાન ન હતું, પછી તવહીદમાં મતભેદ પેદા કરીને વિવિધ કોમો તથા વિવિધ જૂથો બની ગયા.

આ એક જ ઉમ્મત અને બધા જ મુસલમાન હોવાની મુદત કેટલી હતી અને ક્યાં સુધી રહી ? હદીષની રિવાયતોથી તથા અમુક ઈસ્લામિક ઐતિહાસિક માધ્યમોથી જાણ થાય છે કે, હઝરત નૂહ (અલૈ.)ના સમયકાળ સુધી એવું જ સ્વરૂપ હતું. નૂહ (અલૈ.)ના સમયકાળમાં કુફ્ર અને શિર્ક જાહેર થયું અને હઝરત નૂહ (અલૈ.)ને તેનો મુકાબલો કરવો પડ્યો. *(તફસીરે મઝહરી)*

એ પણ દેખીતું છે કે, હઝરત આદમ (અલૈ.)થી હઝરત નૂહ (અલૈ.) સુધી એક લાંબો સમયકાળ છે. દુનિયામાં માનવોના વંશો અને વસ્તી મોટી સંખ્યામાં ફેલાઈ ચૂકી હતી, આ બધા મનુષ્યોમાં રંગ, રૂપ તથા સામાજિક જિંદગીમાં વિવિધતા હોવી પણ એક સ્વાભાવિક વસ્તુ હતી અને વિવિધ પ્રદેશોમાં ફેલાઈ ગયા પછી વતનનો વિરોધાભાસ પણ એક ચોક્કસ બાબત છે અને શક્ય છે કે બોલચાલમાં, ભાષાઓમાં પણ અમુક વિવિધતા પેદા થઈ ગઈ હોય, પરંતુ કુર્આને કરીમે આ વંશ, કબીલા તથા જાતિગત અને પ્રાદેશિક વિવિધતાઓને કે જે એક સ્વાભાવિક વિવિધતા છે; ઉમ્મતની એકતામાં દખલગીરી ઊભી કરનાર ઠરાવ્યું નથી અને આ વિવિધતા અને વિરોધાભાસોના કારણે આદમ (અલૈ.)ના સંતાનોને વિવિધ કોમો કે ઉમ્મતોમાં નથી વહેંચી બલકે, એક "ઉમ્મતે વાહિદહ" ઠરાવી દીધી.

હા ! જ્યારે ઈમાન વિરુદ્ધ કુફ્ર અને શિર્ક ફેલાયું તો કાફિર અને મુશ્રિકને અલગ કોમ, અલગ મિલ્લત ઠરાવીને فَاخْتَلَفُوْا (ફખ્તલફૂ) ઈરશાદ ફરમાવ્યો.

કુર્આને કરીમની આયત هُوَالَّذِىْ خَلَقَكُمْ فَمِنْكُمْ كَافِرٌ وَّمِنْكُمْ مُّؤْمِنٌ (૬૪:૨) એ આ વિષયને વધારે સ્પષ્ટ કરી દીધો કે અલ્લાહની મખ્લૂક આદમના સંતાનોને વિવિધ કોમોમાં વહેંચનારી વસ્તુ ફક્ત ઈસ્લામ અને ઈમાનથી મોઢું ફેરવવું જ છે. વંશ, પ્રદેશ કે સગાઈઓથી અલગ-અલગ કોમો નથી બનતી. ભાષા અને પ્રદેશ અથવા રંગ અને વંશની રૂએ માનવોના વિવિધ સમુદાયો કે વર્ગો ઠરાવી દેવાની અજ્ઞાનતા એ નરી મૂર્ખામી છે જે નવા ઝમાનાની કહેવાતી આધુનિકતાએ પેદા કરેલ છે અને આજે ઘણા ભણેલા-ગણેલા લોકો આ નેશનાલિઝમ (રાષ્ટ્રવાદ)ના ભૂતની પાછળ ધૂણવા લાગ્યા છે જે હજારો ફિત્ના અને ફસાદ પોતાના પાલવમાં છુપાવીને બેઠા છે. اَعَاذَا اللّٰهُ الْمُسْلِمِيْنَ مِنْهُ

————————

## આયતો : (સૂરએ યુનૂસ : આયત નં. ૨૧ થી ૨૪)

وَاِذَآ اَذَقْنَا النَّاسَ رَحْمَةً مِّنْۢ بَعْدِ ضَرَّآءَ مَسَّتْهُمْ اِذَا لَهُمْ مَّكْرٌ فِيْٓ اٰيَاتِنَا ؕ قُلِ اللّٰهُ
اَسْرَعُ مَكْرًا ؕ اِنَّ رُسُلَنَا يَكْتُبُوْنَ مَا تَمْكُرُوْنَ ﴿٢١﴾ هُوَ الَّذِيْ يُسَيِّرُكُمْ فِي الْبَرِّ
وَالْبَحْرِ ؕ حَتّٰٓى اِذَا كُنْتُمْ فِي الْفُلْكِ ۚ وَجَرَيْنَ بِهِمْ بِرِيْحٍ طَيِّبَةٍ وَّفَرِحُوْا بِهَا جَآءَتْهَا
رِيْحٌ عَاصِفٌ وَّجَآءَهُمُ الْمَوْجُ مِنْ كُلِّ مَكَانٍ وَّظَنُّوْٓا اَنَّهُمْ اُحِيْطَ بِهِمْ ۙ دَعَوُا اللّٰهَ
مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ ۚ لَئِنْ اَنْجَيْتَنَا مِنْ هٰذِهٖ لَنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿٢٢﴾ فَلَمَّآ
اَنْجٰىهُمْ اِذَا هُمْ يَبْغُوْنَ فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ ؕ يٰٓاَيُّهَا النَّاسُ اِنَّمَا بَغْيُكُمْ عَلٰٓى
اَنْفُسِكُمْ ۙ مَّتَاعَ الْحَيٰوةِ الدُّنْيَا ۫ ثُمَّ اِلَيْنَا مَرْجِعُكُمْ فَنُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٢٣﴾
اِنَّمَا مَثَلُ الْحَيٰوةِ الدُّنْيَا كَمَآءٍ اَنْزَلْنٰهُ مِنَ السَّمَآءِ فَاخْتَلَطَ بِهٖ نَبَاتُ الْاَرْضِ
مِمَّا يَاْكُلُ النَّاسُ وَالْاَنْعَامُ ؕ حَتّٰٓى اِذَآ اَخَذَتِ الْاَرْضُ زُخْرُفَهَا وَازَّيَّنَتْ
وَظَنَّ اَهْلُهَآ اَنَّهُمْ قٰدِرُوْنَ عَلَيْهَآ ۙ اَتٰىهَآ اَمْرُنَا لَيْلًا اَوْ نَهَارًا فَجَعَلْنٰهَا حَصِيْدًا
كَاَنْ لَّمْ تَغْنَ بِالْاَمْسِ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٢٤﴾

## તરજુમો :

*અને જ્યારે અમે લોકોને પોતાની રહમતનો સ્વાદ ચખાડીએ એક તકલીફ પછી જે તેમને પહોંચી હતી તે જ વખતે અમારી આયતોમાં (શરારતયુક્ત) હીલા કરવા લાગે, કહી આપો કે અલ્લાહ સૌથી જલદી હીલા કરી શકે છે ખરેખર અમારા ફરિશ્તા તમારી (શરારતયુક્ત) હીલાબાજી લખે છે. (૨૧) તે જ તમને જંગલ અને દરિયામાં ફેરવે છે અહીંયાં સુધી કે જ્યારે તમે વહાણોમાં બેઠા અને તે લોકોને લઈને સારી હવાથી ચાલ્યા અને એનાથી ખુશ થયા; (અચાનક) વહાણો ઉપર તેજ હવા આવી અને તેના ઉપર દરેક જગ્યાએથી (ઉછળતા) મોજા આવ્યા અને તેમણે જાણી લીધું કે તેઓ ઘેરાઈ ગયા (ત્યારે) અલ્લાહને પોકારવા લાગ્યા તેની બંદગીમાં નિખાલસ થઈને (કે) જો તેં અમને આનાથી બચાવી લીધા તો બેશક અમે શુક્રગુઝાર રહીશું. (૨૨) પછી જ્યારે અલ્લાહે તેમને બચાવી લીધા તે જ સમયે જમીનમાં નાહકની શરારત કરવા લાગ્યા, હે લોકો સાંભળો ! તમારી શરારત તમારા જ ઉપર છે; દુનિયાની જિંદગીનો લાભ ઉઠાવી લો પછી તમારે અમારી પાસે પાછા વળીને આવવાનું છે, પછી અમે બતાવી આપીશું જે કંઈ કે તમે કરતા હતા. (૨૩) દુનિયાની જિંદગીનું તે જ ઉદાહરણ છે જેમકે અમે આસમાનથી પાણી ઉતાર્યું, પછી તેનાથી જમીનમાં (વિવિધ પ્રકારની) ગીચ હરિયાળી નીકળી કે જે માણસો અને પશુઓ ખાય છે, એટલે સુધી કે જ્યારે જમીને રોનક પકડી અને સુશોભિત થઈ ગઈ અને જમીનવાળાઓએ વિચાર્યું કે આ અમારા હાથ આવશે, આચનક તેના ઉપર અમારો હુકમ પહોંચ્યો રાત્રે અથવા દિવસે પછી તેને કાપીને ઢગલો કરી નાંખ્યો જાણે કાલે (તે) અહીંયાં હતી જ નહીં, આ જ રીતે અમે ખોલી(–ખોલી)ને નિશાનીઓ વર્ણન કરીએ છીએ તે લોકો સામે જેઓ વિચાર (ચિંતન–મનન) કરે છે. (૨૪)*

## શબ્દાર્થ :

عَاصِفٌ (આસિફ) "સખત તેજ હવા", حَصِيدًا (હસીદન) "કપાયેલી (નાશ પામેલી) ખેતી", كَاَنْ لَّمْ تَغْنَ એ غَنِىَ بِالْمَكَانِ (ગનીય બિલ મકાન)ના ભાવાર્થમાં છે જેનો અર્થ "કોઈ સ્થળે થોભવાનો" છે.

## તફસીર :

અને જ્યારે અમે લોકોને તે પછી કે તેમના ઉપર મુસીબત પડી ચૂકી હોય કોઈ નેઅ્મતનો સ્વાદ ચખાડી આપીએ છીએ તો તરત જ અમારી આયતો વિશે શરારત કરવા લાગે છે (એટલે કે તેનો વિરોધ કરવા માંડે છે તથા તેને જૂઠાડીને ઠઠ્ઠો–મશ્કરી કરે છે અને વિરોધ તથા દુશ્મનીના કારણે બીજા મોઅ્જિઝાઓ લાવવાની માંગણીઓ કરતા ફરે છે તથા અગાઉ પડેલી કોઈ મુસીબતથી બોધપાઠ ગ્રહણ કરતા નથી, બસ જાણ થઈ કે તેમના વિરોધનું મૂળ કારણ અલ્લાહની નાઝિલ કરેલી આયતો અને મોઅ્જિઝાઓથી અલગાવ અપનાવવો છે અને આ અલગાવ દુનિયાની નેઅ્મતોમાં મસ્ત થઈ જવાના કારણે પેદા થયો છે, આગળ તેના ઉપર ચેતવણી છે) તમે કહી આપો કે અલ્લાહ તઆલા આ શરારતની શિક્ષા ઘણો જ જલદી આપશે, ખચીત ! અમારા ફરિશ્તા તમારી બધી શરારતોને લખી રહ્યા છે, (બસ અલ્લાહની જાણ ઉપરાંત તે એક વહીખાતામાં પણ સુરક્ષિત કરી લેવામાં આવી છે) તે (અલ્લાહ) એવો છે કે તમને સૂક્કા (પૃથ્વીપટ) ઉપર અને દરિયામાં લઈને ફરે છે (એટલે કે જે સાધનો અને માધ્યમો વડે તમે ચાલો–ફરો છો તે બધું અલ્લાહે જ આપેલું છે) એટલે સુધી કે (અમુક સમયે) જ્યારે તમે વહાણમાં સવાર થાઓ છો અને તે વહાણો લોકોને અનુકૂળ હવા દ્વારા લઈને ચાલે છે અને તેઓ તે(ની ગતિ)થી ખુશ થઈ જાય છે (એવી હાલતમાં અચાનક) તેમના ઉપર એક જોશભેર હવા(નું તાંડવ) આવે છે અને ચારે બાજુથી તે (લોકો) ઉપર મોજાં ઊછળતા ચાલ્યા આવે છે અને તેઓ સમજે છે કે (ખરાબ રીતે) ઘેરાઈ ચૂક્યા છે (એવા સમયે) બધા ખાલિસ ભરોસો કરીને અલ્લાહને જ કરગરવા લાગે છે (કે હે અલ્લાહ !) જો તું અમને આ (મુસીબત)થી બચાવી લે તો અમે અવશ્ય સત્યને ઓળખનાર (એટલે કે તવહીદને માનનારા–શુક્ર ગુઝાર) બની જઈશું (એટલે કે તે સમયે તવહીદનો જે ભરોસો ઘર કરી ગયો છે તેના ઉપર કાયમ રહીશું) પછી જ્યારે અલ્લાહ તઆલા તેમને (આ આફતથી) બચાવી લે છે તો તરત જ તેઓ જમીન(ના વિવિધ પ્રદેશો)માં શરારત કરવા માંડે છે (એટલે કે તે જ શિર્ક અને ગુનાહ); હે લોકો ! (સાંભળી લો) આ તમારી શરારત તમારા માટે (તમારા) જીવનો વબાલ થવાની છે (બસ) દુનિયાની જિંદગીમાં (તેનાથી થોડો) ફાયદો ઉઠાવી રહ્યા છો પછી તમારે અમારી પાસે જ પાછા વળવાનું છે

પછી અમે તમારા કરેલા બધા કૃત્યો તમને બતાવી આપીશું (અને તેની શિક્ષા આપીશું) બસ, દુનિયાની જિંદગીની હાલત તો એવી છે જેમકે અમે આસમાનથી પાણી વરસાવ્યું પછી તે (પાણી)થી જમીનની વનસ્પતિ જેને મનુષ્ય અને પ્રાણીઓ ખાય છે ખૂબ ગીચ કરીને ઉગાડી એટલે સુધી કે જ્યારે તે જમીન પોતાના શણગારનો સંપૂર્ણ હિસ્સો લઈ ચૂકી અને તે ખૂબ સુશોભિત થઈ ગઈ (એટલે કે હરિયાળીથી ચારેબાજુ ખુશનૂમા લાગવા માંડી) અને તે (જમીન)ના માલિકોએ સમજી લીધું કે હવે અમારો તે(ની વનસ્પતિ અને ફળો)ના ઉપર બિલકુલ કબ્જો થઈ ગયો છે તો (એવી પરિસ્થિતિમાં) દિવસે અથવા રાત્રે તેના ઉપર અમારા તરફથી કોઈ દુર્ઘટના આવી ગઈ (જેમકે હિમવર્ષા અથવા દુષ્કાળ કે અન્ય કંઈ) બસ, અમે તેમને એવી સાફ કરી દીધી કે જાણે કાલે (ત્યાં) તે ઉપસ્થિત જ ન હતી (બસ, આ વનસ્પતિની જેમ જ દુનિયાની જિંદગી પણ છે) અમે આ પ્રમાણે આયતોને સાફ-સાફ વર્ણન કરીએ છીએ એવા લોકોને (સમજાવવા) માટે જેઓ ચિંતન-મનન કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

قُلِ اللّٰهُ اَسۡرَعُ مَكۡرًا અરબી શબ્દકોષના આધારે શબ્દ مَكۡر (મક્ર) ગુપ્ત યોજનાઓને કહે છે જે સારી પણ હોઈ શકે છે અને ખરાબ પણ હોઈ શકે છે, જે રીતે કે ઉર્દૂ ભાષાના રૂઢિપ્રયોગમાં "ધોકો ન ખાવો"માં શબ્દ مَكۡر (મક્ર) ધોકો કે ફરેબ આપવા માટે ઉપયોગ થાય છે, આ ફરેબ અને ધોકાથી અલ્લાહ તઆલા ઉપરવટ છે.

اِنَّمَا بَغۡيُكُمۡ عَلٰٓى اَنۡفُسِكُمۡ એટલે કે, તમારા અત્યાચારનો વબાલ તમારા ઉપર જ પડી રહ્યો છે, તેનાથી જાણ થઈ કે અત્યાચારનો વબાલ નિશ્ચિત છે અને આખિરત પહેલાં દુનિયામાં પણ ભોગવવો પડે છે.

હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા સીલા-રહમી અને લોકો ઉપર ઉપકાર કરવાનો બદલો પણ ઘણો જલદી આપે છે (કે આખિરત પહેલાં દુનિયામાં જ તેની બરકતો નજરે પડે છે) અને અત્યાચાર તથા સંબંધવિચ્છેદનો બદલો પણ ઘણો જલદી આપે છે (કે દુનિયામાં જ ભોગવવું પડે છે)." *(રવાહુ તિરમિઝી અને ઈબ્ને માજહ બ સનદે હસન)*

એક હદીષમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયત ઉપસ્થિત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "ત્રણ ગુનાહો એવા છે કે તેનો વબાલ તે કરનારના ઉપર જ પડે છે; એક જુલમ, બીજો કરારભંગ અને ત્રીજો દગો અથવા ફરેબ." (رَوَاهُ اَبُوالشَّيْخِ وَابْنُ مَرْدَوِيَّةَ فِى التَّفْسِيْرِ، اَزْمَظْهَرِىْ)

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૨૫ થી ૩૨)

وَاللّٰهُ يَدْعُوْٓا اِلٰى دَارِ السَّلٰمِ ؕ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۲۵﴾ لِلَّذِيْنَ
اَحْسَنُوا الْحُسْنٰى وَزِيَادَةٌ ؕ وَلَا يَرْهَقُ وُجُوْهَهُمْ قَتَرٌ وَّلَا ذِلَّةٌ ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ هُمْ
فِيْهَا خٰلِدُوْنَ ﴿۲۶﴾ وَالَّذِيْنَ كَسَبُوا السَّيِّاٰتِ جَزَآءُ سَيِّئَةٍۭ بِمِثْلِهَا ۙ وَتَرْهَقُهُمْ ذِلَّةٌ ؕ
مَا لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ عَاصِمٍ ۚ كَاَنَّمَآ اُغْشِيَتْ وُجُوْهُهُمْ قِطَعًا مِّنَ الَّيْلِ مُظْلِمًا ؕ اُولٰٓئِكَ
اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۲۷﴾ وَيَوْمَ نَحْشُرُهُمْ جَمِيْعًا ثُمَّ نَقُوْلُ لِلَّذِيْنَ اَشْرَكُوْا
مَكَانَكُمْ اَنْتُمْ وَشُرَكَآؤُكُمْ ۚ فَزَيَّلْنَا بَيْنَهُمْ وَقَالَ شُرَكَآؤُهُمْ مَّا كُنْتُمْ اِيَّانَا تَعْبُدُوْنَ ﴿۲۸﴾
فَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا ۢ بَيْنَنَا وَبَيْنَكُمْ اِنْ كُنَّا عَنْ عِبَادَتِكُمْ لَغٰفِلِيْنَ ﴿۲۹﴾ هُنَالِكَ
تَبْلُوْا كُلُّ نَفْسٍ مَّآ اَسْلَفَتْ وَرُدُّوْٓا اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ الْحَقِّ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا
يَفْتَرُوْنَ ﴿۳۰﴾ ع قُلْ مَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ اَمَّنْ يَّمْلِكُ السَّمْعَ وَالْاَبْصَارَ
وَمَنْ يُّخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَمَنْ يُّدَبِّرُ الْاَمْرَ ؕ
فَسَيَقُوْلُوْنَ اللّٰهُ ۚ فَقُلْ اَفَلَا تَتَّقُوْنَ ﴿۳۱﴾ فَذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمُ الْحَقُّ ۚ فَمَاذَا
بَعْدَ الْحَقِّ اِلَّا الضَّلٰلُ ۚۖ فَاَنّٰى تُصْرَفُوْنَ ﴿۳۲﴾

## તરજુમો :

*અને અલ્લાહ સલામતીના ઘર તરફ બોલાવે છે અને જેને ઇચ્છે સીધો માર્ગ બતાવે છે. (૨૫) જેમણે ભલાઈ કરી તેમના માટે ભલાઈ છે અને વધારો;*

*અને તેમના મોઢાઓ ઉપર કાળાશ ચઢશે નહીં અને ન જ અપમાન, તેઓ જન્નતવાળા છે અને તેમાં જ રહ્યા કરશે. (૨૬) અને જેમણે બુરાઈઓ કમાઈ; બુરાઈનો બદલો તેના બરાબર મળે અને તેમને અપમાન ઢાંકી લેશે, તેમને અલ્લાહથી બચાવનાર કોઈ નથી, જાણે કે તેમના ચહેરા ઢાંકી દેવામાં આવ્યા અંધારી રાતના ટૂકડાઓથી, તેઓ દોઝખવાળા છે તેઓ એમાં જ રહ્યા કરશે. (૨૭) અને જે દિવસે અમે તે સૌને એકઠા કરીશું પછી શિર્ક કરનારાઓને કહીશું, પોત–પોતાની જગ્યાએ તમે અને તમારા શરીક (ભાગીદાર) ઊભા થાઓ, પછી અમે તેમને આપસમાં (સંબંધ) તોડી નંખાવીશું અને તેમના ભાગીદાર કહેશે, તમે અમારી તો બંદગી કરતા ન હતા. (૨૮) બસ અલ્લાહ અમારા અને તમારા વચ્ચે ગવાહ તરીકે પૂરતો છે, અમને તમારી બંદગીની ખબર ન હતી. (૨૯) ત્યાં દરેક કોઈ ચકાસી લેશે જે તેણે પહેલાં કર્યું હતું અને અલ્લાહ તરફ રુજૂઅ્ કરશે (શરણે જશે) જે તેમનો સાચો માલિક છે અને તેમની પાસેથી જતું રહેશે જે જૂઠ બાંધ્યા કરતા હતા. (૩૦) તમે પૂછો, તમને આસમાનથી અને જમીનથી કોણ રોજી આપે છે ? અથવા કાન અને આંખોનો માલિક કોણ છે ? અને કોણ સજીવને મૃતમાંથી કાઢે છે અને મૃતને સજીવમાંથી કાઢે છે ? અને કોણ કામોની તદ્બીર (આયોજન) કરે છે ? બસ, બોલી ઊઠશે કે અલ્લાહ ! તો તમે કહો, પછી ડરતા નથી ? (૩૧) બસ, આ અલ્લાહ છે તમારો સાચો પરવરદિગાર પછી સચ્ચાઈ પછી શું (બાકી) રહી ગયું પરંતુ માત્ર ભટકવું (ગુમરાહી) !? બસ ક્યાંથી પાછા જાઓ છો ? (૩૨)*

## તફસીર :

અને અલ્લાહ તઆલા હંમેશા બાકી રહેનાર ઘર તરફ તમને બોલાવે છે તથા જેને ઈચ્છે છે સીધા માર્ગ ઉપર ચાલવાની તવફીક આપી દે છે (જેથી હંમેશા બાકી રહેનાર ઘર સુધી તે પહોંચી શકે, આગળ સારા બદલા અને સજાનું વર્ણન છે કે) જે લોકોએ નેકી કરી છે (એટલે કે ઈમાન લાવ્યા છે) તેમના માટે ભલાઈ (એટલે કે જન્નત) છે અને એથી વિશેષ (અલ્લાહનો દીદાર) પણ; અને તેમના ચહેરાઓ ઉપર ન તો (રંજ–ગમની) કાળાશ છવાશે અને ન જ રૂસ્વાઈ, આ લોકો જન્નતમાં રહેનારા છે તેઓ તેમાં હંમેશા રહેશે અને જે લોકોએ ખરાબ કૃત્યો

કર્યા (એટલે કે કુફ્ર અને શિર્ક કર્યું) તેમની બુરાઈની સજા તે (બુરાઈ) પ્રમાણે (જ) મળશે (એટલે કે સજા બુરાઈથી વધારે નહીં હોય) અને તેમને અપમાન ઘેરી લેશે, તેમને અલ્લાહ(ના અઝાબ)થી કોઈ નહીં બચાવી શકે (તેમના ચહેરાની નહૂસતની કાળાશની એવી પરિસ્થિતિ હશે કે) તેમના ચહેરાઓ ઉપર અંધારી રાતના પડ ઉપર પડ (એટલે કે અંધકારના ટૂકડાઓ) લપેટી દેવામાં આવ્યા છે, આ લોકો દોઝખમાં રહેનારા છે અને તેમાં હંમેશા રહેશે અને તે દિવસ પણ વર્ણન કરવાપાત્ર છે જે દિવસે અમે તે સૌ (સર્જન)ને (કયામતના મેદાનમાં) ભેગા કરીશું, પછી (બધી જ મખ્લૂકના) મુશ્રિકોને કહીશું કે તમે અને તમારા (નક્કી કરેલા) ભાગીદારો (જેમને તમે અલ્લાહની ઈબાદતમાં ભાગીદાર ઠરાવતા હતા જરા) પોતાના સ્થળે થોભો (જેથી તમને તમારા અકીદહ–માન્યતાની હકીકત જણાવી દેવામાં આવે) પછી અમે તેઓ (જેની પૂજા કરવામાં આવતી હતી તે જૂઠા મઅ્બૂદો–પૂજ્યો) અને તેમની (પૂજા કરનારાઓ–પૂજકો) વચ્ચે પરસ્પર ફૂટ નાંખી દઈશું અને તેમને તે ભાગીદારો (સંબોધન કરીને) કહેશે કે તમે અમારી ઈબાદત કરતા જ ન હતા (કારણ કે ઈબાદતનો હેતુ હોય છે મઅ્બૂદને રાજી કરવો) બસ, અમારા અને તમારા દરમિયાન અલ્લાહ ગવાહ તરીકે પૂરતો છે કે અમને તમારી ઈબાદતની ખબર પણ ન હતી (અને રાજી થવું તો દૂરની વાત અલબત્ત શયતાનોની તા'લીમ હતી અને તેનાથી તે જ રાજી થતો હતો, આ આધારે તમે તે શયતાનોની જ પૂજા કરતા હતા) એ સ્થળે દરેક વ્યક્તિ પોતાના કરેલાની કસોટી કરી લેશે (કે ખરેખર તે પ્રવૃત્તિઓ લાભદાયક હતી અથવા નુકસાનકારક ! એટલા માટે તે મુશ્રિકોની સામે પણ વાસ્તવિકતા છતી થઈ જશે કે જેમની સિફારીસના ભરોસા ઉપર અમે તેમને પૂજતા હતા તેમણે તો અમારા વિરુદ્ધ ગવાહી આપી, નફાની તો હવે આશા જ શું રાખી શકાય ?) અને આ લોકો અલ્લાહ(ના અઝાબની) તરફ જે તેમનો સાચો માલિક છે લોટાવવામાં આવશે અને જે કંઈ મઅ્બૂદો ઘડી રાખ્યા હતા બધા તેમનાથી અદશ્ય (અને ગુમ) થઈ જશે (કોઈપણ ત્યાં કામ લાગશે નહીં), તમે (આ મુશ્રિકોને) કહી આપો કે (બતાવો !) તે કોણ છે જે તમને આસમાન અને જમીનથી રોજી પહોંચાડે છે (એટલે કે આસમાનથી વરસાદ વરસાવે છે અને જમીનમાંથી વનસ્પતિ પેદા કરે છે જેનાથી તમારી રોજી તૈયાર થાય છે) અથવા (એ બતાવો કે) તે કોણ છે જે

(તમારા) કાનો અને આંખો ઉપર સંપૂર્ણ અધિકાર ધરાવે છે ? (કે પેદા પણ તેણે જ કર્યા, રક્ષણ પણ તે જ કરે છે અને જો તે ઈચ્છે તો તેની શ્રવણશક્તિ અને દૃષ્ટિ પણ ખૂંચવી લે) અને તે કોણ છે જે સજીવ (વસ્તુ)ને મૃત (વસ્તુ)માંથી કાઢે છે અને મૃત (વસ્તુ)ને સજીવ (વસ્તુ)માંથી કાઢે છે (જેમકે નુત્ફો–વીર્ય અને ઈંડું સજીવોમાંથી નીકળે છે અને તેમાંથી સજીવ પેદા થાય છે) અને તે કોણ છે જે બધા જ કાર્યોનું આયોજન કરે છે (તેમને સવાલ કરો) ? બસ, અવશ્ય તેઓ (જવાબમાં) એવું જ કહેશે કે (તે બધી પ્રવૃત્તિઓનો કર્તા) "અલ્લાહ" (જ) છે; તો તેમને કહો કે પછી (શિર્ક કરવાથી) કેમ બચતા નથી ? બસ, (જેની આવી પ્રવૃત્તિઓ અને ખાસિયતો વર્ણન થઈ) એ છે અલ્લાહ જે તમારો હકીકી (વાસ્તવિક) પરવરદિગાર છે ! (અને તેનું સત્ય હોવું સાબિત થઈ ચૂક્યું) પછી સત્ય (બાબત) સાબિત થઈ ગયા પછી ગુમરાહી સિવાય શું બાકી રહી ગયું ? (એટલે કે જે સત્યનું વિરોધી છે તે ગુમરાહી છે અને તવહીદનું સત્ય હોવું સાબિત થઈ ચૂક્યું છે, બસ શિર્ક એ ચોક્કસ ગુમરાહી છે) પછી (સત્યને છોડીને) ક્યાં (જૂઠ તરફ) ભટકી રહ્યા છો !

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં દુનિયવી જિંદગી અને તેનું કાયમી ન હોવાનું ઉદાહરણ તે ખેતી સાથે સરખાવવામાં આવ્યું છે જે વરસાદી પાણીથી સિંચાઈને હરિયાળી થઈ લહેરાવા લાગે છે, પછી દરેક પ્રકારના ફળ–ફૂલ તેમાંથી નીકળી આવે છે અને ખેતીના માલિકો ખુશખુશાલ થઈ જાય છે કે હવે અમારી સઘળી જરૂરિયાતો તેનાથી પૂરી થશે પરંતુ તેમની નાફરમાનીઓના કારણે રાત્રે અથવા દિવસે અમારા અઝાબથી કોઈ દુર્ઘટના આવી પડે કે જેનાથી તેમની આ ખેતી એવી રીતે સાફ થઈ જાય જાણે કે ત્યાં પહેલેથી કોઈ વસ્તુ ઉપસ્થિત જ ન હતી, આ તો દુનિયાની જિંદગીની હાલત છે અને ત્યારબાદ પ્રસ્તુત આયતમાં તેના મુકાબલામાં આખિરતના ઘરની હાલત પણ વર્ણન કરવામાં આવી છે.

ઈરશાદ છે, وَاللّٰهُ يَدْعُوْٓا اِلٰى دَارِ السَّلٰمِ એટલે કે, “અલ્લાહ તઆલા માનવોને "દારુસ્સલામ" (સલામતીના ઘર) તરફ આમંત્રણ આપે છે.” એટલે કે એવા ઘર તરફ જેમાં દરેક પ્રકારની સુરક્ષા જ સુરક્ષા છે, ન તો તેમાં કોઈ પ્રકારની

તકલીફ છે અને ન જ રંજ છે, ન તો ગમ છે અને ન જ બીમારીનો ભય છે, ન તો તે નષ્ટ થવાની બીક છે અને ન જ તેની પરિસ્થિતિમાં કોઈ ફેરફાર થવાનો ડર છે.

"દારુસ્સલામ"નો ભાવાર્થ "જન્નત" છે, તેને "દારુસ્સલામ" કહેવાનો અર્થ એ છે કે તેમાં દરેક પ્રકારની સલામતી, શાંતિ અને સંતોષ દરેક વ્યક્તિને પ્રાપ્ત થશે, બીજું કારણ અમુક રિવાયતોમાં એ છે કે જન્નતનું નામ "દારુસ્સલામ" એટલા માટે પણ રાખવામાં આવ્યું છે કે તેમાં વસવાટ કરનારાઓને હંમેશા અલ્લાહ તઆલા તરફથી, વળી ફરિશ્તાઓ તરફથી સલામ પહોંચતા રહેશે બલકે શબ્દ "સલામ" જ જન્નતના નિવાસીઓની વિશિષ્ટ ભાષા હશે જેના દ્વારા તેઓ પોતાની ઈચ્છાઓ જાહેર કરશે અને ફરિશ્તાઓ તેમને તે ઉપલબ્ધ કરાવશે, જેમકે આનાથી આગલી આયતમાં આવી ચૂક્યું છે.

હઝરત યહ્યા બિન મઆઝ (રદિ.)એ આ આયતના વિવરણમાં સામાન્ય લોકોની શિખામણ સ્વરૂપે સંબોધન કરીને ફરમાવ્યું કે, "હે આદમના સંતાન ! તને અલ્લાહ તઆલાએ દારુસ્સલામ તરફ બોલાવ્યો તો તે ઈલાહી આમંત્રણ તરફ ક્યારે અને ક્યાંથી કદમ ઉઠાવીશ ? સારી પેઠે જાણી લે કે આ આમંત્રણનો સ્વીકાર કરવા માટે જો તેં દુનિયામાં જ પ્રયત્નો શરૂ કરી દીધા તો તું સફળ થઈ ગયો અને તું દારુસ્સલામમાં પહોંચી જઈશ અને જો તેં આ દુનિયાની જિંદગીને નકામી વેડફી નાંખ્યા પછી એવું ઈચ્છયું કે કબરમાં પહોંચીને આ આમંત્રણ તરફ ચાલીશ તો તારો માર્ગ રોકી લેવામાં આવશે, તું ત્યાં એક કદમ પણ આગળ વધી શકીશ નહીં, કારણ કે તે "દારુલ અમલ" (કર્મભૂમિ) નથી."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, "દારુસ્સલામ જન્નતના સાત નામોમાંથી એક છે." *(તફસીરે કુર્તુબી)*

જેનાથી જાણ થઈ કે દુનિયામાં કોઈ ઘરનું નામ "દારુસ્સલામ" રાખવું યોગ્ય નથી, જેમકે "જન્નત" અથવા "ફિરદૌસ" નામ રાખવું પણ દુરુસ્ત નથી.

ત્યાર પછી પ્રસ્તુત આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَيَهۡدِىۡ مَنۡ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسۡتَقِيۡمٍ એટલે કે, "અલ્લાહ તઆલા પહોંચાડી દે છે જેને ચાહે સીધા માર્ગ ઉપર."

ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા તરફથી "દારુસ્સલામ"નું આમંત્રણ

બધી જ માનવજાત માટે સર્વસામાન્ય છે અને આ જ ભાવાર્થના આધારે સૌના માટે હિદાયત પણ સર્વસામાન્ય છે, પરંતુ હિદાયતનો ખાસ પ્રકાર કે સીધા માર્ગ ઉપર ઊભા કરી દેવામાં આવે અને ચાલવાની તવફીક આપવામાં આવે એવું ઈનામ ખાસ-ખાસ લોકોને જ નસીબ થતું હોય છે.

પ્રસ્તુત બે આયતોમાં "દારે દુનિયા" (દુનિયાનું ઘર) અને "દારે આખિરત" (આખિરતનું ઘર)ની સરખામણી તથા દુનિયાના નિવાસીઓ અને આખિરતના નિવાસીઓની પરિસ્થિતિઓનું વર્ણન હતું, આગલી ચાર આયતોમાં બંને પક્ષોના સારા બદલા અને સજાનું વર્ણન છે, પ્રથમ જન્નતના નિવાસીઓનો ઉલ્લેખ આ પ્રમાણે કરવામાં આવ્યો કે જે લોકોએ નેકી અપનાવી એટલે કે સૌથી મોટી નેકી ઈમાન અને પછી નેક કાર્યો (સદ્કૃત્યો) ઉપર કાયમ રહ્યા તેમને તેમના અમલોનો શ્રેષ્ઠ અને ઉચ્ચ બદલો મળશે અને ફક્ત બદલો જ નહીં બલકે બદલાથી પણ વધારે મળશે.

આ આયતની તફસીર જે રસૂલે કરીમ ﷺએ પોતે ફરમાવી છે તે એવી છે કે આ સ્થળે "સારા બદલા"નો ભાવાર્થ "જન્નત" છે અને "વધારે"નો ભાવાર્થ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની "ઝિયારત" છે જે જન્નતના નિવાસીઓને પ્રાપ્ત થશે. *(તફસીરે કુર્તુબી બ રિવાયતે અનસ રદિ.)*

જન્નતની એટલી વાસ્તવિકતાથી તો દરેક મુસલમાન વાકેફ છે કે તે એવી રાહતો અને નેઅ્મતોનું કેન્દ્ર છે કે જેની માનવી અત્યારે કલ્પના પણ કરી શકતો નથી અને અલ્લાહ તઆલાની ઝિયારત આ બધી નેઅ્મતો ઉપર શ્રેષ્ઠતા ધરાવે છે.

સહીહ મુસ્લિમમાં હઝરત સુહૈબ (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "જ્યારે જન્નતના નિવાસીઓ જન્નતમાં પ્રવેશ પામી ચૂકશે તો અલ્લાહ તઆલા તેમને સંબોધન કરશે કે શું તમને કોઈ બીજી વસ્તુની જરૂરિયાત છે ? જો હોય તો બતાવો, અમે તેને પૂર્ણ કરી આપીએ. જન્નતના નિવાસીઓ જવાબ આપશે કે તેં અમારા ચહેરાઓ રોશન કર્યા, અમને જન્નતમાં પ્રવેશ આપ્યો, જહન્નમથી છુટકારો આપ્યો તેનાથી વધારે અમે કઈ વસ્તુની માંગણી કરીએ ? તે સમયે વચ્ચેથી પડદો ઉઠાવી લેવામાં આવશે અને જન્નતના નિવાસીઓ અલ્લાહ તઆલાની ઝિયારત કરશે તો જાણ થશે કે જન્નતની

સમગ્ર નેઅ્મતોથી વધીને આ નેઅ્મત હતી જેના તરફ તેમનું ધ્યાન પણ ગયું ન હતું જે સમગ્ર વિશ્વોના માલિક અલ્લાહ રબ્બુલ આલમીને ફક્ત પોતાની કૃપાથી વણમાંગે અર્પણ કર્યું.'' મવલાના રૂમી ફરમાવે છે,

ما نبودیم وتقاضۂ ما نبود لطف تو نا گفتۂ ما می شنود

અને પછી તે જન્નતના નિવાસીઓની હાલત વર્ણન ફરમાવી કે તેમના ચહેરા ઉપર ક્યારેય અણગમો, તકલીફ કે રંજ-ગમનો પ્રભાવ હશે નહીં અને ન જ તેમના ઉપર ક્યારેય અપમાન છવાશે, જે સંજોગો દુનિયામાં ક્યારેક કોઈને કોઈ પ્રસંગે દરેક મનુષ્ય ઉપર આવી પડે છે આખિરતમાં આવો પ્રભાવ જહન્નમવાળાઓ ઉપર છવાશે.

જન્નતવાળાઓથી વિપરીત જહન્નમવાળાઓની પરિસ્થિતિ એ વર્ણન કરી છે કે, જે લોકોએ દુષ્કૃત્યો આચર્યા તેમના દુષ્કૃત્યોનો બદલો તેમને બિલકુલ યોગ્ય અને સરખા પ્રમાણમાં મળશે, તેમના ઉપર કોઈ અત્યાચાર કે અતિરેક કરવામાં નહીં આવે, તેમના ચહેરાઓ ઉપર અપમાન છવાયેલું હશે, કોઈ વ્યક્તિ તેમને અલ્લાહના અઝાબથી બચાવનાર ન હશે, તેમના ચહેરાઓની નહૂસતની કાળાશની એવી હાલત હશે કે જાણે અંધારી રાતના અનેક પડો તેમના ચહેરાઓ ઉપર લપેટી દેવામાં આવ્યા છે.

ત્યાર પછીની બે આયતોમાં એક સંવાદનું વર્ણન થયું છે, તે સંવાદ જહન્નમના નિવાસીઓ અને તેમને માર્ગ ભટકાવનાર મૂર્તિઓ તથા શયતાનો વચ્ચે મહશરમાં થશે. ઈરશાદ થયો છે, તે દિવસે અમે સૌને ભેગા કરીશું, પછી મુશ્રિકોને કહીશું કે તમે અને તમારા નક્કી કરેલા મઅ્બૂદો દરેક પોત-પોતાના સ્થળે થોભી જાઓ જેથી તમે પોતાના અકીદહની વાસ્તવિકતાને જાણી લો, ત્યારબાદ તે લોકોમાં અને તેમના મઅ્બૂદોમાં જે એકતાનો સંબંધ દુનિયામાં જોવા મળતો હતો તેને કાપી નાંખવામાં આવશે, જેનું પરિણામ એવું આવશે કે તે મૂર્તિઓ પોતે બોલી ઉઠશે કે તમે અમારી ઈબાદત કરતા ન હતા અને અલ્લાહને ગવાહ બનાવીને કહેશે કે અમને તમારી શિર્કયુક્ત ઈબાદતની કંઈ જ ખબર ન હતી, કારણ કે ન તો અમારામાં ગ્રહણ કરવાની કે હલન-ચલન કરવાની શક્તિ હતી અને ન જ અમારામાં સમસ્યાઓ સમજવાપાત્ર બુદ્ધિ અને સભાનતા હતી.

છટ્ઠી આયતમાં બંને પક્ષો એટલે કે જન્નતના નિવાસીઓ અને જહન્નમવાળાઓની એકસમાન પરિસ્થિતિનું વર્ણન થયું છે કે, આ સ્થળે એટલે કે મહશરમાં દરેક વ્યક્તિ પોત–પોતાની કરેલી પ્રવૃત્તિઓની કસોટી કરી લેશે કે તે લાભદાયક હતું અથવા નુકસાનકારક અને બધા જ પોતાના હકીકી સત્ય મઅ્બૂદ પાસે પહોંચાડી આપવામાં આવશે અને બધા જ આધારો અને સહારાઓ જે દુનિયામાં મનુષ્ય ઢૂંઢે છે સમાપ્ત કરી દેવામાં આવશે અને મુશ્રિકો જે મૂર્તિઓને પોતાના મદદગાર અને ભલામણ કરનાર સમજ્યા કરતા હતા તે સૌ અદશ્ય થઈ જશે.

સાતમી અને આઠમી આયતમાં કુર્આને કરીમે પોતાની હિકમતસભર અને કેળવણીયુક્ત શૈલીમાં મુશ્રિકોની આંખો ખોલવા માટે તેમના માટે પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે. રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ફરમાવ્યું કે, આસમાનો અને પૃથ્વીમાંથી તમારું રિઝ્ક (રોજી) કોણ આપે છે ? અથવા કોણ તે આંખો અને કાનનો માલિક છે ? તે જ્યારે ઈચ્છે ત્યારે તેની શ્રવણ શક્તિ અને દષ્ટિ પેદા કરે અને જ્યારે ઈચ્છે ત્યારે તેને ખૂંચવી લે અને કોણ છે જે મૃત વસ્તુમાંથી સજીવને પેદા કરે છે ? જેમકે માટીમાંથી ઘાસ અને ઝાડ અથવા તો નુત્ફાથી મનુષ્ય અથવા પ્રાણી અથવા તો ઈંડામાંથી પક્ષી વગેરે અને જીવંતમાંથી મૃતને પેદા કરે છે, જેમકે મનુષ્ય અને પ્રાણીમાંથી નિર્જીવ નુત્ફો અને કોણ છે જે સમગ્ર સૃષ્ટિના કાર્યોનું આયોજન કરે છે ?

પછી ફરમાવ્યું કે જ્યારે તમે તે લોકોને સવાલ કરશો તો તે સૌ એવું જ કહેશે કે, આ બધી વસ્તુઓનો પેદા કરનાર એકમાત્ર અલ્લાહ છે ! તો પછી તેમને કહો કે, તમે અલ્લાહથી કેમ ડરતા નથી ? જ્યારે બધી જ વસ્તુઓનો પેદા કરનારો અને ટકાવી રાખનારો તથા તે બધાને પ્રવૃત્તિમય રાખવાનું આયોજન કરનારો એકમાત્ર તે જ અલ્લાહ છે તો પછી ઈબાદત અને આજ્ઞાપાલનનો હકદાર તેના સિવાય અન્યને કેમ બનાવો છો ?

અંતિમ આયતમાં فَذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمُ الْحَقُّ، فَمَا ذَابَعْدَ الْحَقِّ اِلَّا الضَّلٰلُ ફરમાવ્યું, એટલે કે એ જ તે જાત છે જેની પરિપૂર્ણ સિફતોનું વર્ણન હમણાં–હમણાં થઈ ચૂક્યું. હવે, સત્ય પછી ગુમરાહી સિવાય શું બાકી રહે છે ? એટલે કે, જ્યારે અલ્લાહ તઆલાનું એકમાત્ર સાચા મઅ્બૂદ હોવું સાબિત થઈ

ચૂક્યું તો પછી તે સત્ય મઅ્બૂદને છોડીને અન્યો તરફ ચહેરો ફેરવવો કેટલી અયોગ્ય વાત છે ?!

આ આયતના મસ્અલાઓ અને ખુલાસાઓમાંથી એ વાત યાદ રાખવાપાત્ર છે કે, આ આયતમાં مَاذَابَعْدَ الْحَقِّ اِلَّا الضَّلٰلُ થી એ સાબિત થાય છે કે સત્ય અને ગુમરાહી વચ્ચે કોઈ ત્રીજી બાબત નથી, જે સાચું નથી તે જૂઠું છે અને ગુમરાહીમાં સામેલ છે, એવું કોઈ કાર્ય નથી હોઈ શકતું જે ન તો સત્ય હોય અને ન જ ગુમરાહી હોય અને એવું પણ નથી હોઈ શકતું કે બે વિરોધાભાસી વસ્તુઓ સત્ય હોય, તવહીદના અકીદાના સિદ્ધાંતમાં આ કાયદો જમહૂર ઉમ્મત નજીક સર્વમાન્ય છે. અલબત્ત, ગૌણ મસ્અલાઓ અને વિભાગીય ફિક્હી બાબતમાં ઉલમાના મતભેદો રહ્યા છે, અમુક લોકોના મતે ઈજ્તિહાદિ મસ્અલાઓ (કુર્આન અને હદીષમાં જે બાબતનો ખુલ્લો અને સ્પષ્ટ આદેશ ન હોય તેવા મસ્અલાઓ)માં બંને બાજુએ હક હોવાનું કહેવામાં આવશે અને જમહૂર તેના ઉપર સર્વસહમત છે કે, ઈજ્તિહાદી મસ્અલાઓમાં વિરોધાભાસી બાબતને પણ બાતિલ કે ગુમરાહી કહી શકાતી નથી.

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. 33 થી 36)

| |
|---|
| كَذٰلِكَ حَقَّتْ كَلِمَتُ رَبِّكَ عَلَى الَّذِيْنَ فَسَقُوْٓا اَنَّهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٣٣﴾ |
| قُلْ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ ؕ قُلِ اللّٰهُ يَبْدَؤُا |
| الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ فَاَنّٰى تُؤْفَكُوْنَ ﴿٣٤﴾ قُلْ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّهْدِيْٓ اِلَى |
| الْحَقِّ ؕ قُلِ اللّٰهُ يَهْدِيْ لِلْحَقِّ ؕ اَفَمَنْ يَّهْدِيْٓ اِلَى الْحَقِّ اَحَقُّ اَنْ يُّتَّبَعَ اَمَّنْ لَّا |
| يَهِدِّيْٓ اِلَّآ اَنْ يُّهْدٰى ۚ فَمَا لَكُمْ ۟ كَيْفَ تَحْكُمُوْنَ ﴿٣٥﴾ وَمَا يَتَّبِعُ اَكْثَرُهُمْ اِلَّا |
| ظَنًّا ؕ اِنَّ الظَّنَّ لَا يُغْنِيْ مِنَ الْحَقِّ شَيْـًٔا ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِمَا يَفْعَلُوْنَ ﴿٣٦﴾ |

## તરજુમો :

*એ જ રીતે તમારા પરવરદિગારની વાત તે નાફરમાનો ઉપર સાચી ઠરી કે*

*આ ઈમાન લાવશે નહીં. (૩૩) પૂછો, તમારા શરીકોમાં છે કોઈ જે ખલ્ક (સૃષ્ટિ) પેદા કરે ? પછી બીજીવાર જીવંત કરે ? તમે કહો ! અલ્લાહ પ્રથમવાર પેદા કરે છે ફરી તેનું પુનરાવર્તન કરશે, બસ ક્યાંથી અવળા જાઓ છો ? (૩૪) પૂછો, છે કોઈ તમારા શરીકોમાં જે સાચો માર્ગ બતાવે ? તમે કહો ! અલ્લાહ સાચો માર્ગ બતાવે છે; તો હવે જે કોઈ સાચો માર્ગ બતાવે તેની વાત માનવી જોઈએ અથવા તેની જે પોતે માર્ગ ન પામે પરંતુ જ્યારે કોઈ બીજો તેને માર્ગ બતાવે ? બસ, તમને શું થઈ ગયું ? કેવો ન્યાય કરો છો! અને તેઓ મોટે ભાગે માત્ર અટકળ ઉપર ચાલે છે, બસ અટકળ સત્ય વાતમાં કંઈપણ કામ નથી આપતી, અલ્લાહને સારી પેઠે ખબર છે જે કંઈ તેઓ કરે છે. (૩૫)*

## શબ્દાર્થ :

لَايَهِدِّىْ (લા યહિદ્દી) આ શબ્દ વાસ્તવમાં لَايَهْتَدِىْ (લા યહ્તદી) હતો તે ભાષાકીય પરિવર્તન لَايَهِدِّىْ (લા યહિદ્દી) બની ગયો. لَايَهْتَدِىْ (લા યહ્તદી)નો અર્થ જાહેર છે, એટલે કે, "તે વ્યક્તિ, જે હિદાયત પામતો નથી."

## તફસીર :

(રસૂલે કરીમ ﷺને દિલાસો આપવામાં આવ્યો છે, રસૂલે કરીમ ﷺ લોકોની બાતિલ પૂજાથી ગમગીન અને દિલગીર રહેતા હતા. ઈરશાદ છે કે જે પ્રમાણે આ લોકો ઈમાન નથી લાવતા) એ જ પ્રમાણે તમારા પરવરદિગારની આ (કાયમી) વાત કે તે બધા જ નાફરમાન (માથાભારે) લોકો ઈમાન નહીં લાવે સત્ય સાબિત થઈ ચૂકી છે (પછી તમે શા માટે દિલગીર થાઓ છો ? અને) તમે (તેમને) એવું (પણ) કહો કે શું તમારા (નક્કી કરેલા જૂઠા ઘડી કાઢેલા અલ્લાહના) શરીકોમાં (કે જેઓ બુદ્ધિવાળા પણ છે જેમકે શયતાનો અને જડ મૂર્તિઓ પણ છે) કોઈ એવો છે જે પ્રથમવાર પણ (મખ્લૂકને) પેદા કરે પછી (કયામતમાં) ફરીવાર પણ પેદા કરે ? (જો તેઓ એ કારણથી કે તેમાં ઘડી કાઢેલા જૂઠા મઅ્બૂદોનું અપમાન છે અને એ કારણે જવાબ આપવામાં ખચકાટ અનુભવે તો) તમે કહી આપો કે અલ્લાહ જ પ્રથમવાર પેદા કરે છે પછી તે જ ફરીવાર પેદા કરશે, બસ (આ હકીકત છતી થયા પછી પણ) પછી તમે ક્યાં (સત્યથી) પાછા ફરી જાઓ છો ? (અને) તમે (તેમને એ પણ) કહો કે શું તમારા (નક્કી કરેલા

કહેવાતા બુદ્ધિવાળા અલ્લાહ માટે ઘડી કાઢેલા જૂઠા) શરીકો (જેમકે શયતાનો વગેરે)માં કોઈ એવો છે જે સત્યનો માર્ગ બતાવતો હોય ? તમે કહી આપો કે અલ્લાહ જ સત્યનો માર્ગ (પણ) બતાવે છે (એટલા માટે તેણે બુદ્ધિ આપી, અંબિયા અલૈ.ને મોકલ્યા તેનાથી વિપરીત શયતાનો આ પ્રવૃત્તિઓ ઉપર કાબૂ ધરાવતા નથી અને તેમને જે બુદ્ધિ અર્પણ કરવામાં આવી છે તેને તેઓ અન્યોને સત્ય માર્ગથી ગુમરાહ અને વેગળા કરવામાં ઉપયોગે છે) તો પછી (તેમને કહી આપો કે એ બતાવો કે) જે હસ્તી સત્યનો માર્ગ બતાવતી હોય તે વધારે અનુસરણ પાત્ર છે અથવા તે વ્યક્તિ જેને કોઈના બતાવ્યા વિના માર્ગ જ ન સૂઝે ? (અને તેનાથી વધીને એ કે સમજાવવા છતાં પણ તેઓ તેના ઉપર ન ચાલ્યા જેમકે શયતાનો પછી જ્યારે તેઓ અનુસરણના પાત્ર જ નથી તો ઈબાદતના લાયક ક્યાંથી હોઈ શકે છે ?) તો (હે મુશ્રિકો !) તમને શું થઈ ગયું છે ? તમે કેવો માર્ગ અપનાવ્યો છે ? (કે તવહીદને છોડીને શિર્કને અપનાવો છો ?) અને (તમાશો એ છે કે પોતાના આ ઘડી કાઢેલા જૂઠા અકીદાઓ ઉપર આ લોકો કોઈ દલીલ પણ ધરાવતા નથી, બલકે) તેમનામાંથી મોટા ભાગના લોકો ફક્ત નરી અટકળો ઉપર ચાલી રહ્યા છે (અને) ખરેખર નરી અટકળો સત્ય(પૂરવાર કરવા)માં જરા પણ લાભકારક નથી, (ખૈર) એ જે કંઈ કરી રહ્યા છે બેશક ! અલ્લાહ તઆલાને તે સઘળી ખબર છે (વખત આવ્યે તેની સજા જરૂર મળશે).

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૩૭ થી ૪૦)

وَمَا كَانَ هٰذَا الْقُرْاٰنُ اَنْ يُّفْتَرٰى مِنْ دُوْنِ اللّٰهِ وَلٰكِنْ تَصْدِيْقَ الَّذِيْ
بَيْنَ يَدَيْهِ وَتَفْصِيْلَ الْكِتٰبِ لَا رَيْبَ فِيْهِ مِنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٣٧﴾ اَمْ يَقُوْلُوْنَ
افْتَرٰىهُ ؕ قُلْ فَاْتُوْا بِسُوْرَةٍ مِّثْلِهٖ وَادْعُوْا مَنِ اسْتَطَعْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ
كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٣٨﴾ بَلْ كَذَّبُوْا بِمَا لَمْ يُحِيْطُوْا بِعِلْمِهٖ وَلَمَّا يَاْتِهِمْ تَاْوِيْلُهٗ ؕ كَذٰلِكَ
كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الظّٰلِمِيْنَ ﴿٣٩﴾ وَمِنْهُمْ مَّنْ يُّؤْمِنُ
ع بِهٖ وَمِنْهُمْ مَّنْ لَّا يُؤْمِنُ بِهٖ ؕ وَرَبُّكَ اَعْلَمُ بِالْمُفْسِدِيْنَ ﴿٤٠﴾

## તરજુમો :

*અને તે નથી આ કુર્આન કે કોઈ બનાવી લે અલ્લાહના સિવાય અને પરંતુ ખરાઈ કરે છે આગલા કલામની અને તે વસ્તુઓને વર્ણન કરે છે જે તમારા ઉપર લખવામાં આવી જેમાં કોઈ શંકા નથી પરવરદિગારે આલમ તરફથી. (૩૭) શું લોકો કહે છે કે આ બનાવી લાવ્યો છે ? તમે કહી આપો ! તમે લઈ આવો એક જ સૂરત આવી અને બોલાવી લો જેને બોલાવી શકો અલ્લાહના સિવાય જો તમે સાચા છો ! (૩૮) વાત એમ છે કે જૂઠાડવા લાગ્યા જેને સમજવા ઉપર તેમણે કાબૂ ન પામ્યો અને હજુ તેની હકીકત આવી નથી, આ જ પ્રમાણે તેમનાથી આગલા જૂઠાડતા રહ્યા, બસ જોઈ લો ગુનેહગારોનો કેવો અંજામ થયો ? (૩૯) અને અમુક તેમનામાં કુર્આનનું યકીન કરશે અને અમુક યકીન કરશે નહીં અને તમારો પરવરદિગાર શરારતવાળાઓ (ફસાદખોરો)ને સારી પેઠે જાણે છે. (૪૦)*

## તફસીર :

અને આ કુર્આન ઘડી કાઢેલું નથી કે અલ્લાહ સિવાય કોઈ બનાવી શકે, બલકે આ તો તે કિતાબોની ખરાઈ કરનારું છે જે તેનાથી અગાઉ (નાઝિલ) થઈ ચૂકી છે અને (અલ્લાહ તઆલાના) જરૂરી હુકમોની સ્પષ્ટતા વર્ણન કરનારું છે (અને) તેમાં કોઈ સંદેહ (કે શંકા) નથી (અને તે) સમગ્ર વિશ્વોના માલિક તરફથી (નાઝિલ થયું) છે, (તે ઘડી કાઢેલું ન હોવા છતાં) આ લોકો એવું કહે છે કે (નઊઝુબિલ્લાહ !) તમે તેને ઘડી કાઢયું છે ? આપ (ﷺ તેમને) કહી આપો કે (વારૂં) તો પછી તમે (પણ અરબી જાણો છો અને ઉચ્ચ કક્ષાના સાહિત્યકારો પણ છો તો) તેના જેવી એક જ સૂરત (બનાવી) લાવો અને (એકલા નહીં) જેને-જેને અલ્લાહ સિવાય બોલાવી શકો તેમને (મદદ માટે) બોલાવી લો જો તમે સાચા છો (કે નઊઝુબિલ્લાહ ! આ કુર્આન મેં લખ્યું છે તો તમે પણ લખી લાવો પરંતુ મુશ્કેલી તો એ જ છે કે આ પ્રકારની દલીલોથી ફાયદો તેને જ થાય છે જે સમજવા પણ ઈચ્છતો હોય, બસ જ્યારે તેમણે કદી સમજવાની ઈચ્છા જ નથી રાખી) બલકે, એવી વસ્તુઓને જૂઠાડતા રહ્યા જે(ના સાચા-ખોટા હોવા બાબત)ના જ્ઞાન ઉપર તેમને કાબૂ પ્રાપ્ત ન થયો (અને તેમનો પરિસ્થિતિ સમજવાનો ઈરાદો પણ નથી, શું એવા લોકોથી સમજવાની આશા રાખી શકાય છે ?) અને (તેમની આ

બેફિકરાઈ અને બેદરકારીનું કારણ એ છે કે) હજુ તેમને એ (કુર્આન જૂઠાડવા)નો અંતિમ નતીજો નથી મળ્યો (એટલે કે અઝાબ નથી આવ્યો નહિતર બધો જ ખુમાર ઊતરી ગયો હોત અને આંખો ખુલી ગઈ હોત તથા સત્ય અને અસત્ય સમજાઈ ગયું હોત પરંતુ અંતે ક્યારેક તો તેનું પરિણામ સામે આવવાનું જ છે, બસ તે સમયે તેમનું ઈમાન લાભ નહીં આપે, એટલા માટે જે કાફિર) લોકો તેમના પહેલાં થયા છે આ જ પ્રમાણે (જેમકે કોઈ તહકીક વિના આ લોકો જૂઠાડી રહ્યા છે) તેમણે પણ (સત્યને) જૂઠાડ્યું હતું, બસ જોઈ લો તે અત્યાચારીઓનો અંજામ કેવો (ખરાબ) આવ્યો ! (એ જ પ્રમાણે આ લોકોનો પણ અંજામ આવશે) અને (અમે જે તેમનો ખરાબ અંજામ બતાવી રહ્યા છે તેમાં બધા સામેલ નથી, કારણ કે) તેમનામાંથી અમુક એવા છે જેઓ આ (કુર્આન) ઉપર ઈમાન લઈ આવશે અને અમુક એવા છે કે તેના ઉપર ઈમાન લાવશે નહીં અને તમારો પરવરદિગાર (તે) ફસાદખોરોને સારી પેઠે જાણે છે (જેઓ ઈમાન લાવશે નહીં; બસ ખાસ નક્કી સમયે વાયદા પ્રમાણે તેમને તેની સજા મળશે).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَمَّا يَأْتِهِمْ تَأْوِيلُهُ માં تَأْوِيل (તઅ્વીલ)નો ભાવાર્થ આ સ્થળે مَآل અને પરિણામ છે. ભાવાર્થ એ થશે કે, તે લોકોએ પોતાની ગફલત અને બેદરકારીથી કુર્આનમાં વિચાર અને ચિંતન કર્યું નહીં અને તેને જૂઠાડવાના ખરાબ પરિણામને ઓળખ્યું નથી એટલા માટે તેને જૂઠાડવા લાગ્યા છે, પરંતુ મૃત્યુ પછી તરત જ સૌની સામે વાસ્તવિકતા ખુલી જશે અને પોતાના દુષ્ટ કર્મોના ખરાબ પરિણામ હંમેશા માટે ગળાનો હાર બની જશે.

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૪૧-૪૨-૪૩-૪૪)

وَإِنْ كَذَّبُوكَ فَقُلْ لِي عَمَلِي وَلَكُمْ عَمَلُكُمْ أَنْتُمْ بَرِيئُونَ مِمَّا أَعْمَلُ وَأَنَا بَرِيءٌ
مِمَّا تَعْمَلُونَ ﴿٤١﴾ وَمِنْهُمْ مَنْ يَسْتَمِعُونَ إِلَيْكَ أَفَأَنْتَ تُسْمِعُ الصُّمَّ وَلَوْ كَانُوا
لَا يَعْقِلُونَ ﴿٤٢﴾ وَمِنْهُمْ مَنْ يَنْظُرُ إِلَيْكَ أَفَأَنْتَ تَهْدِي الْعُمْيَ وَلَوْ كَانُوا لَا
يُبْصِرُونَ ﴿٤٣﴾ إِنَّ اللَّهَ لَا يَظْلِمُ النَّاسَ شَيْئًا وَلَٰكِنَّ النَّاسَ أَنْفُسَهُمْ يَظْلِمُونَ ﴿٤٤﴾

## તરજુમો :

*અને જો તમને જૂઠાડે તો કહો, મારા માટે મારું કામ અને તમારા માટે તમારું કામ ! તમારા ઉપર મારા કામની જવાબદારી નથી અને મારા ઉપર જવાબદારી નથી જે તમે કરો છો. (૪૧) અને અમુક તેમનામાં તમારા તરફ કાન રાખે છે, શું તમે બહેરાઓને સંભળાવશો જો કે તેમને સમજ ન હોય ? (૪૨) અને અમુક તેમનામાં તમારા તરફ દષ્ટિ કરે છે, શું તમે આંધળાઓને માર્ગ બતાવશો જો કે તેઓ સૂઝ રાખતા ન હોય ? (૪૩) અલ્લાહ લોકો ઉપર કંઈપણ જુલમ નથી કરતો પરંતુ લોકો પોતાના ઉપર પોતે જુલમ કરે છે. (૪૪)*

## તફસીર :

અને જો (આ સ્પષ્ટ દલીલો પછી પણ હે નબી ﷺ !) તમને જૂઠાડતા રહે તો (બસ અંતે એક વાત) એ કહી આપો કે (સારું !) મારું કર્યું મને મળશે અને તમારું કર્યું તમને મળશે, તમે મારી પ્રવૃત્તિના જવાબદાર નથી અને હું તમારી પ્રવૃત્તિનો જવાબદાર નથી (જે રીતે ઈચ્છો રહો પરંતુ આપને એક દિવસે ખબર પડી જશે) અને (તમે તેમના ઈમાનની આશા છોડી દો, કારણ કે) તેમનામાં (ભલે) અમુક એવા (પણ) છે જેઓ (જાહેરમાં) તમારા તરફ કાન લગાવી-લગાવીને બેસે છે (પરંતુ દિલમાં ઈમાન અને સત્ય પામવાનો કોઈ ઈરાદો નથી, બસ એ આધારે તેમનું સાંભળવું અને ન સાંભળવું સરખું છે, બસ તેમની હાલત બહેરાઓ જેવી છે તો) પછી શું તમે બહેરાઓને સંભળાવો છો (અને તેમના સ્વીકાર કરવાની રાહ જૂઓ છો) જો કે તેમનામાં સમજદારી પણ ન હોય ? (હા ! જો સમજ હોત તો બહેરાશમાં પણ કંઈ કામ ચાલી શક્યું હોત) અને (એ જ પ્રમાણે) તેમનામાં અમુક એવા છે કે (જાહેરમાં) તમને (પોતાના મોઅ્જિઝાઓ અને વિશેષતાઓ સાથે) જોતા રહે છે (પરંતુ સત્યનો સ્વીકાર કરવાની ઈચ્છા ન હોવાના કારણે તેમની પરિસ્થિતિ તો આંધળાઓ જેવી છે તો) પછી શું તમે આંધળાઓને માર્ગ બતાવવા ઈચ્છો છો જો કે તેમનામાં દષ્ટિ પણ ન હોય ? (હા ! જો વિવેકબુદ્ધિ હોત તો અંધાપો હોવા છતાં કંઈ કામ ચાલી શક્યું હોત પરંતુ તેમની બુદ્ધિ જે રીતે ભ્રષ્ટ થઈ ચૂકી છે તેનાથી તો) એ નક્કી વાત છે કે અલ્લાહ

તઆલા લોકો ઉપર અત્યાચાર કરતો નથી (કે તેમને હિદાયતની યોગ્યતા ન આપે અને પછી પકડ કરે) પરંતુ લોકો પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરે છે (કે અલ્લાહે આપેલ યોગ્યતા હોવા છતાં તેને વ્યર્થ વેડફી નાંખે છે અને તેનાથી કામ લેતા નથી).

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૪૫ થી ૫૬)

وَيَوْمَ يَحْشُرُهُمْ كَاَنْ لَّمْ يَلْبَثُوْٓا اِلَّا سَاعَةً مِّنَ النَّهَارِ يَتَعَارَفُوْنَ بَيْنَهُمْ ؕ
قَدْ خَسِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِلِقَآءِ اللّٰهِ وَمَا كَانُوْا مُهْتَدِيْنَ ﴿۴۵﴾ وَاِمَّا نُرِيَنَّكَ بَعْضَ
الَّذِيْ نَعِدُهُمْ اَوْ نَتَوَفَّيَنَّكَ فَاِلَيْنَا مَرْجِعُهُمْ ثُمَّ اللّٰهُ شَهِيْدٌ عَلٰى مَا يَفْعَلُوْنَ ﴿۴۶﴾ وَلِكُلِّ
اُمَّةٍ رَّسُوْلٌ ۚ فَاِذَا جَآءَ رَسُوْلُهُمْ قُضِيَ بَيْنَهُمْ بِالْقِسْطِ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿۴۷﴾ وَيَقُوْلُوْنَ
مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۴۸﴾ قُلْ لَّآ اَمْلِكُ لِنَفْسِيْ ضَرًّا وَّلَا نَفْعًا
اِلَّا مَا شَآءَ اللّٰهُ ؕ لِكُلِّ اُمَّةٍ اَجَلٌ ؕ اِذَا جَآءَ اَجَلُهُمْ فَلَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا
يَسْتَقْدِمُوْنَ ﴿۴۹﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ اَتٰىكُمْ عَذَابُهٗ بَيَاتًا اَوْ نَهَارًا مَّاذَا يَسْتَعْجِلُ مِنْهُ
الْمُجْرِمُوْنَ ﴿۵۰﴾ اَثُمَّ اِذَا مَا وَقَعَ اٰمَنْتُمْ بِهٖ ؕ آٰلْـٰٔنَ وَقَدْ كُنْتُمْ بِهٖ تَسْتَعْجِلُوْنَ ﴿۵۱﴾
ثُمَّ قِيْلَ لِلَّذِيْنَ ظَلَمُوْا ذُوْقُوْا عَذَابَ الْخُلْدِ ۚ هَلْ تُجْزَوْنَ اِلَّا بِمَا كُنْتُمْ
تَكْسِبُوْنَ ﴿۵۲﴾ وَيَسْتَنْۢبِـُٔوْنَكَ اَحَقٌّ هُوَ ؕ قُلْ اِيْ وَرَبِّيْٓ اِنَّهٗ لَحَقٌّ ؕ وَمَآ اَنْتُمْ
بِمُعْجِزِيْنَ ﴿۵۳﴾ وَلَوْ اَنَّ لِكُلِّ نَفْسٍ ظَلَمَتْ مَا فِي الْاَرْضِ لَافْتَدَتْ بِهٖ ؕ وَاَسَرُّوا
النَّدَامَةَ لَمَّا رَاَوُا الْعَذَابَ ۚ وَقُضِيَ بَيْنَهُمْ بِالْقِسْطِ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿۵۴﴾ اَلَآ
اِنَّ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ اَلَآ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّلٰكِنَّ اَكْثَرَهُمْ
لَا يَعْلَمُوْنَ ﴿۵۵﴾ هُوَ يُحْيٖ وَيُمِيْتُ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿۵۶﴾

## તરજુમો :

*અને જે દિવસે તેમને એકઠા કરશે જાણે તેઓ રહ્યા ન હતા પરંતુ દિવસની એક ઘડી, એકબીજાને ઓળખશે; બેશક ! નુકસાનમાં પડયા જેમણે અલ્લાહથી મળવાને જૂઠાડયું અને તેઓ માર્ગ ઉપર ન આવ્યા. (૪૫) અને જો અમે તમને તે વાયદાઓમાંથી કોઈ વસ્તુ બતાવીએ જે અમે તેમનાથી કર્યા છે અથવા તમને વફાત આપીએ, બસ અમારા જ તરફ તેમને પાછા વળવાનું છે પછી અલ્લાહ ગવાહ છે તે કામો ઉપર જે તેઓ કરે છે. (૪૬) અને દરેક ઉમ્મતનો એક રસૂલ છે, પછી જ્યારે તેમની પાસે તેમના રસૂલ પહોંચ્યા તેમનામાં ન્યાયથી ફેંસલો થયો અને તેમના ઉપર જુલમ થતો નથી. (૪૭) અને કહે છે, ક્યારે છે આ વાયદો જો તમે સાચા છો ? (૪૮) (હે નબી ﷺ!) તમે કહો ! હું માલિક નથી મારા માટે બુરાઈનો ન જ ભલાઈનો પરંતુ જે અલ્લાહ ચાહે, દરેક ઉમ્મતનો એક વાયદો છે જ્યારે તેમનો વાયદો આવી પહોંચશે પછી ન તો એક ઘડી પાછળ સરકી શકશે અને ન જ આગળ સરકી શકશે. (૪૯) તમે કહો, ભલા જુઓ તો ! જો તમારા ઉપર તેનો અઝાબ રાતોરાત આવી પહોંચે અથવા દિવસે તો એનાથી પહેલાં ગુનેહગારો શું કરી લેશે ? (૫૦) શું પછી જ્યારે અઝાબ ઉપસ્થિત થઈ ચૂકશે ત્યારે તેના ઉપર યકીન કરશો ? હવે માન્યું ! અને તમે આનો જ તકાદો કરતા હતા ? (૫૧) પછી ગુનેહગારોને કહેશે, કાયમનો અઝાબ ચાખતા રહો, તે જ બદલો મળે છે જે કંઈ કમાતા હતા. (૫૨) અને તમને ખબર પૂછે છે, શું આ વાત સાચી છે ? તમે કહો, અલબત્ત કસમ મારા પરવરદિગારની ! આ સાચું છે અને તમે થકાવી શકશો નહીં. (૫૩) અને જો દરેક ગુનેહગારની પાસે જેટલું કંઈ જમીનમાં છે અલબત્ત પોતાના (છુટકારાના) બદલામાં આપી દે અને છુપા–છુપા પસ્તાશે જ્યારે અઝાબ જોશે અને તેમનામાં ન્યાયથી ફેંસલો થશે અને તેમના ઉપર જુલમ થશે નહીં. (૫૪) સાંભળી રાખો ! અલ્લાહનું છે જે કંઈ છે આસમાનોમાં અને જમીનમાં; સાંભળી રાખો ! અલ્લાહનો વાયદો સાચો છે પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૫૫) તે જ જીવાડે છે અને મારે છે અને તેના જ તરફ પાછા જશો. (૫૬)*

**તફસીર :**

અને તેમને તે દિવસ યાદ અપાવો જેમાં અલ્લાહ તઆલા તેમને એ સ્વરૂપે ભેગા કરશે કે (તેઓ સમજશે કે) જેમકે તેઓ (દુનિયા અથવા બરઝખમાં) આખા દિવસની એક અડધી પળ રહ્યા હશે (કારણ કે તે દિવસ લાંબો પણ હશે અને સખત પણ, એટલા માટે દુનિયા અને બરઝખની મુદ્દત તથા તકલીફ બધું ભૂલીને એવું સમજશે કે તે સમયગાળો ઘણો જ જલદી પસાર થઈ ગયો) અને પરસ્પર એકબીજાને ઓળખશે (પણ ! તે છતાં એકબીજાની મદદ કરી શકશે નહીં તેનાથી વધારે ગમ અને આઘાત લાગશે કારણ કે ઓળખીતા લોકોથી લાભની આશા રહેતી હોય છે) ખરેખર (તે સમયે ઘણા સખત) નુકસાનમાં પડ્યા તે લોકો જેમણે અલ્લાહની પાસે જવાને જૂઠાડ્યું અને તેઓ (દુનિયામાં પણ) હિદાયત પામનારા ન હતા (એટલા માટે આજે નુકસાનમાં પડ્યા બસ તેમના અઝાબનો અસલી દિવસ તો આ દિવસ છે તેમને યાદ અપાવી દો) અને (દુનિયામાં તેમના ઉપર અઝાબ થવો અથવા ન થવો તેનો સંબંધ એ બાબત સાથે છે કે) જે (અઝાબ)નો તેમને અમે વાયદો કરી રહ્યા છે તેમાંથી અમુક થોડો સરખો (અઝાબ) જો અમે તમને બતાવી આપીએ (એટલે કે આપની હયાતીમાં તેમના ઉપર નાઝિલ થઈ જાય) અથવા (તેના નાઝિલ થતા પહેલાં જ) અમે તમને વફાત આપી દઈએ (પછી ભલે તે પાછળથી નાઝિલ થાય અથવા ન પણ થાય) બસ, (બંને સંભાવનાઓ છે કોઈ સંદેહ જરૂરી નથી પરંતુ દરેક હાલત અને દરેક સંભાવનાઓમાં) અમારી પાસે તો તેમને આવવાનું જ છે પછી (સૌને ખબર જ છે કે) અલ્લાહ તઆલા તેમના બધા કૃત્યોની સઘળી જાણકારી ધરાવે છે (બસ, તેના ઉપર સજા આપશે. મતલબ કે આ દુનિયામાં ભલે સજા થાય અથવા ન થાય પરંતુ અસલી મોકા ઉપર અવશ્ય સજા થશે) અને (આ સજા જે એમના માટે નક્કી થઈ છે તે તેમના ઉપર દલીલો પૂર્ણ કર્યા પછી અને ઉઝ્ર-વાંધાઓના સમાધાન કરીને નક્કી થઈ છે અને તેમની શું વિશેષતા છે બલકે, હંમેશાથી અમારી ટેવ એ રહી છે કે જે ઉમ્મતોને અમે જવાબદાર બનાવવા ઈચ્છયું તેમનામાંથી) દરેક ઉમ્મત માટે એક હુકમ પહોંચાડનાર (રસૂલ થયા) છે, બસ જ્યારે તેમના તે રસૂલ (તેમની પાસે) આવી ચૂકે છે (અને હુકમો પહોંચાડી આપે છે ત્યારબાદ) તેમનો ફેંસલો ન્યાય સાથે કરવામાં આવે છે (તે ફેંસલો એ જ છે કે

ન માનનારાઓને હંમેશા-હંમેશના અઝાબમાં નાંખવામાં આવે છે) અને તેમના ઉપર (થોડો પણ) અત્યાચાર કરવામાં નથી આવતો (કારણ કે બધી જ દલીલો પૂર્ણ કર્યા પછી સજા આપવું ન્યાયના વિરુદ્ધ નથી) અને આ લોકો (અઝાબની ચેતવણીઓ સાંભળીને જૂઠના ઈરાદાથી એવું) કહે છે કે (હે નબી ! અને હે મુસલમાનો !) આ વાયદો (અઝાબનો) ક્યારે (ઉપસ્થિત) થશે જો તમે સાચા છો? (તો કેમ ઉપસ્થિત કરાવી નથી લેતા ?) તમે (સૌના તરફથી જવાબમાં) ફરમાવી આપો કે હું (પોતે) પોતાની જાત માટે તો કોઈ લાભ (પ્રાપ્ત કરવા)નો અથવા કોઈ નુકસાન(ને દૂર કરવા)નો અધિકાર ધરાવતો જ નથી પરંતુ જેટલો (અધિકાર) અલ્લાહને મંજૂર હોય (એટલો અધિકાર અલબત્ત પ્રાપ્ત છે, બસ જ્યારે હું ખાસ પોતાના નફા અને નુકસાનનો પણ માલિક નથી તો અન્યોના લાભ અને નુકસાનનો તો હું કઈ રીતે માલિક બની શકું ? બસ, અઝાબ આપવો મારા અધિકારમાં નથી, રહી એ વાત કે તે અઝાબ ક્યારે આવશે ? તો બસ વાત એમ છે કે) દરેક ઉમ્મતના (અઝાબના) માટે (અલ્લાહ સમીપ) એક નક્કી સમય છે (ભલે દુનિયામાં અથવા આખિરતમાં; બસ) જ્યારે તે નક્કી સમય આવી પહોંચે છે તો (તે સમયે) એક ઘડી ન પાછળ હટી શકે છે અને ન આગળ સરકી શકે છે (બલકે તાત્કાલિક અઝાબ આવી પડશે, એ જ પ્રમાણે તમારો અઝાબનો સમય પણ નક્કી છે તે સમયે તે ઉપસ્થિત કરી દેવામાં આવશે અને તેઓ જે માંગણી કરી રહ્યા છે કે જે કંઈ થવાનું હોય જલદી થઈ જાય, જેમકે આયત مَتٰى هٰذَا الْوَعْدُ અને رَبَّنَا عَجِّلْ لَّنَا قِطَّنَا માં તેમની આ ઉતાવળનું વર્ણન છે તો) તમે (એના વિશે તેમને) કહી આપો કે એ તો બતાવી આપો કે તમારા ઉપર જો અલ્લાહનો અઝાબ રાત્રે આવી પડે અથવા દિવસે (આવી પડે) તો (એ તો બતાવો કે) અઝાબમાં કઈ વસ્તુ એવી છે કે મુજરીમ લોકો તેને ઉતાવળે માંગી રહ્યા છે ? (એટલે કે અઝાબ તો સખત બાબત છે તેનાથી પનાહ અને શરણ માંગવું જોઈએ, તે ઉતાવળ કરવાની વસ્તુ નથી અને કારણ કે તેમનો આ ઉતાવળ કરવાનો હેતુ જૂઠાડવાનો છે એટલા માટે કહેવામાં આવ્યું કે) શું (હમણા તો જૂઠાડી રહ્યા છો જ્યારે કે સમય સમર્થનના લાભદાયક હોવાનો છે) પછી જ્યારે તે (અસલી વાસ્તવિકતા સામે) આવી જ પડશે (તે સમયે) તેનો સ્વીકાર કરશો ? (જે સમયે સ્વીકાર કરવું કંઈ જ લાભદાયક હશે નહીં અને તે વખતે કહેવામાં આવશે કે) હા ! હવે માનો જ્યારે કે

(પ્રથમથી) તમે (જૂઠાડવાના હેતુથી) તેની ઉતાવળ મચાવી રહ્યા હતા, પછી જાલિમો (એટલે કે મુશ્રિકો)ને કહેવામાં આવશે કે હંમેશાનો અઝાબ ચાખો તમને તમારી જ કરણીનો બદલો મળ્યો છે અને તેઓ (ઉગ્ર આશ્ચર્ય અને ઈન્કારથી) તમને પૂછે છે કે શું અઝાબ સાચી બાબત છે ? તમે ફરમાવી આપો કે હા ! મારા પરવરદિગારની કસમ ! તે સાચી હકીકત છે તમે કોઈપણ પ્રકારે અલ્લાહને થકવી શકવાના નથી (કે તે અઝાબ આપવા ઈચ્છે અને તમે બચી જાઓ) અને (તે અઝાબની એવી કઠોરતા હશે કે) જો દરેક મુશ્રિક વ્યક્તિ પોતાની પાસે (એટલો માલ) હોય કે સમગ્ર પૃથ્વી ભરાઈ જાય તો પણ તેને આપીને પોતાની જાત બચાવવા ઈચ્છશે (જો કે ત્યાં ન તો કોઈ ખજાનો હશે અને ન જ કોઈ વસ્તુ લેવામાં આવશે પરંતુ કઠોરતા એ કક્ષાની હશે કે માલ હોવાનું ધારી પણ લેવામાં આવે તો તે બધો જ બદલામાં આપી દેવા રાજી થઈ જાય) અને જ્યારે અઝાબ જોઈ લેશે તો (વધારે અપમાનિત થવાની બીકે) પસ્તાવાને (પોતાના દિલમાંને દિલમાં જ) ગુપ્ત રાખશે (એટલે કે તેને મૌખિક રીતે ચિહ્નો દ્વારા અથવા તેને પ્રવૃત્તિ દ્વારા જાહેર થવા દેશે નહીં જેથી જોનારાઓ વધારે હસે નહીં પરંતુ અંતે આ સહનશીલતા પણ તે અઝાબની કઠોરતા સામે ચાલશે નહીં) અને તેમનો ફેંસલો ન્યાય સાથે થશે અને તેમના ઉપર (થોડો પણ) જુલમ થશે નહીં, યાદ રાખો જેટલી વસ્તુઓ આસમાનો અને જમીનમાં છે બધી જ અલ્લાહની મિલકત છે (તેમાં જે પ્રમાણે ઈચ્છે ખર્ચ કરે અને તેમાં આ મુજરીમો પણ સામેલ છે, તેમનો ફેંસલો પણ ઉપર પ્રમાણે થઈ શકે છે) યાદ રાખો કે અલ્લાહનો વાયદો સાચો છે (બસ, કયામત અવશ્ય આવશે) પરંતુ ઘણા બધા લોકો વિશ્વાસ જ ધરાવતા નથી; તે જ જિવાડે છે, તે જ મારે છે (બસ, ફરીવાર પેદા કરવું તેના માટે શું અઘરું છે ?) અને તમે સૌ તેની પાસે જ લાવવામાં આવશો (અને હિસાબ-કિતાબ પછી તેના ઉપર સવાબ અથવા અઝાબ થશે).

## મસ્અલા અને બોધપાઠ :

يَتَعَارَفُوْنَ بَيْنَهُمْ એટલે કે, જ્યારે કયામતમાં મુરદાઓને કબરોમાંથી ઉઠાડવામાં આવશે તો એકબીજાને ઓળખશે, જેમકે કોઈ મુલાકાત થયે લાંબો સમય પસાર જ થયો ન હતો.

ઈમામ બગવી (રહ.)એ તેની તફસીરમાં ફરમાવ્યું કે, શરૂઆતમાં એકબીજાને ઓળખી લેશે પરંતુ પાછળથી કયામતના ભયાનક દશ્યો અને ઘટનાઓ સામે આવી જશે તો આ ઓળખ કપાઈ જશે અને અમુક રિવાયતોમાં છે કે તો પણ ઓળખાણ તો રહેશે જ પરંતુ ભયના માર્યા વાત કરી શકશે નહીં.

*(મઝહરી)*

اَثُمَّ اِذَامَاوَقَعَ اٰمَنْتُمْ بِهٖ آٰلْئٰنَ એટલે કે, "શું તમે ઈમાન તે સમયે લાવશો જ્યારે કે તમારી ઉપર અઝાબ આવી પડશે ?" ભલે મોતના સમયે અથવા તે પહેલાં જ; પરંતુ તે સમયે તમારા ઈમાનના જવાબમાં કહેવામાં આવશે اٰلْـــئٰنَ (આલઆન) શું હવે ઈમાન લાવો છો જ્યારે કે ઈમાનનો સમય પસાર થઈ ચૂક્યો! જેમકે ડૂબતી વખતે ફિરઔને કહ્યું હતું, اٰمَنْتُ اَنَّهٗ لَآاِلٰهَ اِلَّا الَّذِیْٓ اٰمَنَتْ بِهٖ بَنُوْٓا اِسْرَآئِیْلَ જવાબમાં કહેવામાં આવ્યું હતું, آٰلْـئٰنَ (આલઆન) અને તેના ઈમાનનો સ્વીકાર કરવામાં ન આવ્યો, કારણ કે હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે કે, "અલ્લાહ તઆલા બંદાઓની તવબહ કબૂલ કરતો જ રહે છે ત્યાં સુધી કે તે મોતના ગળગળામાં ન સપડાય." એટલે કે સકરાંતના સમયે ઈમાન અને તવબહ અલ્લાહ પાસે ભરોસાપાત્ર નથી, એ જ પ્રમાણે દુનિયામાં અઝાબ આવતા પહેલાં-પહેલાં તવબહનો સ્વીકાર થઈ શકે છે, જ્યારે અઝાબ આવી પડે તો પછી તવબહનો સ્વીકાર થતો નથી. સૂરતના અંતે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમની જે ઘટના આવી રહી છે કે તેમની તવબહ સ્વીકાર કરી લેવામાં આવી અને આ એ જ નિયમ હેઠળ હતું કે તેમણે અઝાબને દૂરથી આવતો જોઈને સાચા દિલથી કરગરીને તવબહ કરી લીધી હતી, એટલા માટે અઝાબ હટાવી લેવામાં આવ્યો હતો, જો અઝાબ તેમના ઉપર આવી પડ્યો હોત તો પછી તવબહનો સ્વીકાર કરવામાં આવ્યો ન હોત.

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૫૭ થી ૬૧)

يٰٓاَيُّهَا النَّاسُ قَدْ جَآءَتْكُمْ مَّوْعِظَةٌ مِّنْ رَّبِّكُمْ وَشِفَآءٌ لِّمَا فِي الصُّدُوْرِ ۙ وَهُدًى
وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ۝٥٧ قُلْ بِفَضْلِ اللّٰهِ وَبِرَحْمَتِهٖ فَبِذٰلِكَ فَلْيَفْرَحُوْا ۭ هُوَ خَيْرٌ مِّمَّا
يَجْمَعُوْنَ ۝٥٨ قُلْ اَرَءَيْتُمْ مَّآ اَنْزَلَ اللّٰهُ لَكُمْ مِّنْ رِّزْقٍ فَجَعَلْتُمْ مِّنْهُ حَرَامًا

وَّحَلٰلًا ؕ قُلۡ آٰللّٰهُ اَذِنَ لَكُمۡ اَمۡ عَلَى اللّٰهِ تَفۡتَرُوۡنَ ﴿۵۹﴾ وَمَا ظَنُّ الَّذِيۡنَ
يَفۡتَرُوۡنَ عَلَى اللّٰهِ الۡكَذِبَ يَوۡمَ الۡقِيٰمَةِ ؕ اِنَّ اللّٰهَ لَذُوۡ فَضۡلٍ عَلَى النَّاسِ وَلٰـكِنَّ
اَكۡثَرَهُمۡ لَا يَشۡكُرُوۡنَ ﴿۶۰﴾ ع وَمَا تَكُوۡنُ فِىۡ شَاۡنٍ وَّمَا تَتۡلُوۡا مِنۡهُ مِنۡ قُرۡاٰنٍ وَّلَا
تَعۡمَلُوۡنَ مِنۡ عَمَلٍ اِلَّا كُنَّا عَلَيۡكُمۡ شُهُوۡدًا اِذۡ تُفِيۡضُوۡنَ فِيۡهِ ؕ وَمَا يَعۡزُبُ
عَنۡ رَّبِّكَ مِنۡ مِّثۡقَالِ ذَرَّةٍ فِى الۡاَرۡضِ وَلَا فِى السَّمَآءِ وَلَاۤ اَصۡغَرَ مِنۡ ذٰ لِكَ وَلَاۤ اَكۡبَرَ
اِلَّا فِىۡ كِتٰبٍ مُّبِيۡنٍ ﴿۶۱﴾

## તરજુમો :

*હે લોકો ! તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી નસીહત આવી છે અને શિફા (ઉપચાર) દિલોના રોગની અને હિદાયત અને રહમત મુસલમાનો માટે. (૫૭) કહો, અલ્લાહની કૃપાથી અને તેની મહેરબાનીથી, બસ એના જ ઉપર તેમણે ખુશ થવું જોઈએ, આ તે વસ્તુઓથી બહેતર છે જે એકઠું કરે છે. (૫૮) કહો, ભલા જુઓ તો અલ્લાહે જે રોજી તમારા માટે ઉતારી પછી તમે તેમાંથી કોઈ હરામ અને કોઈ હલાલ ઠરાવ્યું, કહો ! શું અલ્લાહે તમને હુકમ આપ્યો ? અથવા અલ્લાહ ઉપર આક્ષેપ કરો છો ? (૫૯) અને શું ધારવું છે અલ્લાહ ઉપર જૂઠ ઘડનારાઓનું કયામતના દિવસ વિશે ? અલ્લાહ તો લોકો ઉપર કૃપા કરે છે અને પરંતુ ઘણા લોકો શુક્ર કરતા નથી. (૬૦) અને નથી હોતા તમે કોઈ હાલતમાં અને નથી પઢતા તેમાંથી કંઈ કુર્આન અને નથી કરતા તમે લોકો કંઈ કામ કે અમે તમારી પાસે હાજર નથી હોતા જ્યારે તમે તેમાં પ્રવૃત્ત હોવ છો અને તમારા પરવરદિગારથી અદષ્ય નથી રહેતું એક રજકણ બરાબર પણ જમીનમાં અને ન જ આસમાનમાં અને ન તેનાથી નાનું અને ન જ મોટું જે ખુલ્લી કિતાબમાં નથી. (૬૧)*

## તફસીર :

હે લોકો તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી એક એવી વસ્તુ આવી જે (દુષ્કૃત્યોથી રોકવા માટે) શિખામણ છે અને (જો તેના ઉપર અમલ કરીને

દુષ્કૃત્યોથી બચો તો) દિલોમાં જે (ખરાબ કામોથી) રોગ (પેદા થાય) છે તેના માટે ઉપચાર છે અને (નેક કામો કરનારાઓ માટે) માર્ગદર્શન કરનાર છે અને (જો તેના ઉપર અમલ કરીને સદ્કાર્યો અપનાવ્યા તો) રહમત (અને સવાબનું માધ્યમ) છે (અને આ બધી બરકતો) ઈમાનવાળાઓ માટે (છે કારણ કે અમલ તેઓ જ કરે છે, બસ કુર્આનની આ બરકત સાંભળીને) તમે (તેમને) કહી આપો કે (જ્યારે કુર્આન આવી વસ્તુ છે તો) લોકોએ અલ્લાહ તઆલાના આ ઈનામ અને રહમત ઉપર ખુશ થવું જોઈએ (અને તેને આ મહાન દોલત સમજીને સ્વીકારી લેવું જોઈએ) તે તેનાથી (એટલે કે દુનિયાથી) ઘણું ઉત્તમ છે જેને ભેગું કરી રહ્યા છો (કારણ કે દુનિયાનો લાભ થોડો અને નષ્ટ થનાર છે અને કુર્આનનો લાભ મોટો અને બાકી રહેનાર છે), તમે તેમને કહો કે એ તો બતાવો કે અલ્લાહે તમારા (ફાયદા) માટે જે કંઈ રોઝી મોકલી હતી પછી તમે (પોતાની મનમાની રીતે) તેમાંથી અમુક ભાગ હરામ અને અમુક હલાલ ઠરાવી લીધો (જ્યારે કે તેના હરામ ઠરાવવાની કોઈ દલીલ નથી તો) તમે (તેમને) પૂછો કે શું તમને અલ્લાહે હુકમ આપ્યો છે અથવા (માત્ર) અલ્લાહ ઉપર (પોતાના તરફથી) તોહમત મૂકી રહ્યા છો ? અને જે લોકો અલ્લાહ ઉપર જૂઠા આક્ષેપ કરે છે તેમનું કયામત વિશે શું ધારવું છે ? (જે બિલકુલ ડરતા નથી શું તેઓ સમજે છે કે કયામત નહીં આવે અથવા આવશે પરંતુ અમને કોઈ પૂછતાછ નહીં થાય ?) ખરેખર, લોકો ઉપર અલ્લાહની મહાન કૃપા છે (કે તાત્કાલિક સજા નથી આપતો બલકે તવબહ માટે મહોલત આપી રાખી છે) પરંતુ ઘણા લોકો કદર જાણતા નથી (નહિતર તવબહ કરી લીધી હોત) અને તમે (ભલે) કોઈપણ પરિસ્થિતિમાં હોય અને (એ પરિસ્થિતિમાં) તમે કોઈ સ્થળેથી કુર્આન પઢતા હોવ અને (એ જ પ્રમાણે અન્ય પણ જેટલા લોકો છે) તમે જે પણ કામ કરો છો અમને સૌની સઘળી ખબર રહે છે જ્યારે તમે તે કામ કરવાનું શરૂ કરો છો અને તમારા પરવરદિગાર(ના જ્ઞાન)થી કોઈ વસ્તુ રજકણ બરાબર પણ અદૃશ્ય નથી ન તો જમીનમાં અને ન જ આસમાનમાં (બલકે, બધું જ તેના જ્ઞાનમાં હાજર છે) અને ન કોઈ વસ્તુ એના (પ્રમાણ)થી નાની અને ન કોઈ વસ્તુ (તેનાથી) મોટી પરંતુ આ સર્વકાંઈ (અલ્લાહના જ્ઞાનના ઘેરામાં હોવાના કારણે છે તથા) 'કિતાબે મુબીન' (એટલે કે લવહે મહફૂઝ)માં (લખાયેલ) છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કાફિરો અને મુશ્રિકોની ખરાબ પરિસ્થિતિ તથા આખિરતમાં તેમના ઉપર અનેક પ્રકારના અઝાબોનું વર્ણન હતું.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ બે આયતોમાં તેમની આ ખરાબ પરિસ્થિતિ તથા ગુમરાહીમાંથી નીકળવાની રીત અને આખિરતના અઝાબથી છુટકારો પામવાનું માધ્યમ બતાવવામાં આવ્યું છે અને તે માધ્યમ અલ્લાહની કિતાબ કુર્આન અને તેના રસૂલ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ છે અને માનવી તથા માનવજાત માટે આ બંને એવી મહાન નેઅ્મતો છે કે તે આસમાન અને જમીનની સમગ્ર નેઅ્મતોથી ઉચ્ચ કક્ષાની અને શ્રેષ્ઠ છે. કુર્આનના હુકમો તથા રસૂલે કરીમ ﷺનું અનુસરણ મનુષ્યને સાચા અર્થમાં માનવી બનાવે છે અને જ્યારે માનવ સાચા અર્થમાં પૂર્ણ માનવી બની જાય તો સમગ્ર દુનિયા ઠીકઠાક થઈ જશે અને દુનિયા પણ જન્નત બની જશે.

પ્રથમ આયતમાં કુર્આને કરીમની ચાર વિશેષતાઓનું વર્ણન છે.

એક, مَوْعِظَةٌ مِّنْ رَّبِّكُمْ તેમાં مَوْعِظَه (મવઈઝહ) અને وَعْظ (વઅ્ઝ)નો મૂળ અર્થ એવી વસ્તુઓ વર્ણન કરવાનો છે જેને સાંભળીને માનવીનું મન નરમ થાય અને અલ્લાહ તઆલા તરફ ઝૂકે, દુનિયાની નિષ્કાળજીનો પડદો હટી જાય તથા અખિરતની ફિકર-ચિંતા દષ્ટિ સમક્ષ રહે. કુર્આને કરીમ પ્રથમથી અંત સુધી આ જ ઉચ્ચ કક્ષાની શિખામણને અત્યંત શ્રેષ્ઠ શૈલીથી વર્ણવે છે અને આમંત્રણ આપે છે, તેમાં દરેક સ્થળે વાયદાઓની સાથે ચેતવણીઓ, સવાબની સાથે અઝાબ, દુનિયા અને આખિરતમાં સફળતા અને કામિયાબીની સાથે નિષ્ફળતા અને ગુમરાહી વગેરેનું એવું સંયુક્ત વર્ણન છે જેને સાંભળીને પથ્થર પણ પાણી થઈ જાય, પછી તેના ઉપર કુર્આને કરીમની પ્રતિષ્ઠા કે જે દિલોની કાયા પલટી નાંખવામાં અજોડ છે.

مَوْعِظَه (મવઈઝહ)ની સાથે مِنْ رَّبِّكُمْ (મિર્રબ્બિકુમ)ની શરત કુર્આનની વઅ્ઝના સ્વરૂપને વધારે ઉચ્ચ બનાવે છે કે એનાથી જાણ થઈ કે, આ વઅ્ઝ કોઈ પોતાના જેવા લાચાર મનુષ્ય તરફથી નથી જેના હાથમાં કોઈના લાભ અથવા નુકસાન, અઝાબ અથવા સવાબ કશું જ નથી, બલકે તે રબ્બે કરીમ તરફથી છે

જેના નિવેદનમાં ભૂલની શક્યતા જ નથી અને જેના વાયદા અને ચેતવણીમાં કોઈ કમજોરી, અશક્તિ, ઉણપ કે ત્રુટીનો કોઈ જ ભય નથી.

કુર્આને કરીમનું બીજું લક્ષણ شِفَآءٌ لِّمَافِى الصُّدُوْرِ ઈરશાદ થયેલ છે, તેમાં شِفَاء (શિફાઅ્)નો અર્થ "બીમારી દૂર થવા"નો છે અને صُدُوْر (સુદૂર) એ صَدْر (સદ્ર)નું બહુવચન છે જેનો અર્થ "છાતી" થાય છે, તેનો ભાવાર્થ "હૃદય" અથવા "દિલ" છે.

અર્થ એ છે કે, કુર્આને કરીમ દિલોની બીમારીઓનો સફળ ઈલાજ અને તંદુરસ્તી તથા ઉપચારનો અકસીર નુસ્ખો છે. હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, "કુર્આનના આ લક્ષણથી જાણ થઈ કે તે ખાસ દિલોની બીમારીઓ માટે ઉપચાર છે, શારીરિક બીમારીઓનો ઈલાજ નથી." *(રૂહુલ મઆની)*

પરંતુ બીજા લોકોએ ફરમાવ્યું કે, વાસ્તવમાં કુર્આન દરેક બીમારીનો ઉપચાર છે, ભલે રૂહાની (આધ્યાત્મિક) એટલે કે દિલની બીમારી હોય કે પછી શારીરિક બીમારી, પરંતુ રૂહાની બીમારીઓની તબાહી મનુષ્ય માટે શારીરિક બીમારીઓથી વધારે સખત છે અને તેનો ઈલાજ પણ દરેક વ્યક્તિના કાબૂની વાત નથી, એટલા માટે આ સ્થળે દિલ અને આધ્યાત્મિક બીમારીઓનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનાથી એ જરૂરી નથી બનતું કે તે શારીરિક બીમારીઓ માટે ઉપચાર નથી.

હદીષની રિવાયતો અને ઉમ્મતના ઉલમાના અસંખ્ય અનુભવો એ બાબતે સાક્ષી છે કે, કુર્આને કરીમ જે પ્રમાણે રૂહાની અને દિલની બીમારીઓ માટે ઉચ્ચ કક્ષાનો અક્સીર ઈલાજ છે એ જ પ્રમાણે તે શારીરિક બીમારીઓનો પણ શ્રેષ્ઠ ઈલાજ છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રહ.)ની રિવાયત છે કે, "રસૂલે કરીમ ﷺની સેવામાં એક વ્યક્તિ હાજર થયા અને વિનંતી કરી કે, મને છાતીમાં તકલીફ છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કુર્આન પઢયા કરો, કારણ કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, شِفَآءٌ لِّمَافِى الصُّدُوْرِ એટલે કે, કુર્આન તે બધી જ બીમારીઓની શિફા છે જે છાતીઓમાં હોય છે." *(રૂહુલ મઆની અઝ ઈબ્ને મરદૂયા)*

એ જ પ્રમાણે હઝરત વાષિલા બિન અસ્કઅ્ (રદિ.)ની રિવાયત છે કે,

"એક માણસ રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને વર્ણન કર્યું કે, મારા ગળામાં તકલીફ છે, રસૂલે કરીમ ﷺએ તેને પણ એ જ ફરમાવ્યું કે, કુર્આન પઢયા કરો."

ઉમ્મતના ઉલમાની અમુક રિવાયતો અને નિશાનીઓથી અને અમુક પોતાના અનુભવોથી કુર્આનની આયતોની ખાસિયતો અને લાભોને આગવી કિતાબોમાં ભેગા કરી દેવામાં આવ્યા છે. ઈમામ ગઝાલીની કિતાબ "ખવાસે કુર્આની" તેના વર્ણનમાં ખૂબ પ્રખ્યાત છે જેનું સંપાદન હઝરત હકીમુલ ઉમ્મત મવલાના થાનવી (રહ.)એ "આ'માલે કુર્આની"ના નામથી કર્યું છે અને આ બાબતે અવલોકનો તથા અનુભવો એટલા બધા છે કે એનો ઈન્કાર કરી શકાતો નથી કે કુર્આને કરીમની વિવિધ આયતો વિવિધ શારીરિક બીમારીઓ માટે પણ સંપૂર્ણ ઉપચાર સાબિત થયેલ છે. હા ! એવું અવશ્ય છે કે કુર્આન નાઝિલ થવાનો મૂળ હેતુ અને મકસદ દિલ તથા રૂહની બીમારીઓને જ દૂર કરવાનો છે અને ગૌણ સ્વરૂપે શારીરિક બીમારીઓનો પણ શ્રેષ્ઠ ઉપચાર છે.

એનાથી તે લોકોની મૂર્ખાઈઓ તથા ખોટી માન્યતાઓ પણ જાહેર થઈ ગઈ જેઓ કુર્આને કરીમને ફક્ત શારીરિક બીમારીઓનો ઈલાજ અથવા દુનિયવી જરૂરિયાતો માટે જ પઢે અથવા પઢાવે છે, ન તો રૂહાની બીમારીઓની સુધારણા તરફ ધ્યાન આપે છે અને ન જ કુર્આનની હિદાયતો અને માર્ગદર્શનો ઉપર અમલ કરવા તરફ કેન્દ્રિત થાય છે, આવા જ લોકો માટે અલ્લામહ ઈકબાલ મર્હૂમે ફરમાવ્યું છે,

ترا حاصل زیٰس اش جز ایں نیست کہ از ہم خواندنش آسان بمیری

એટલે કે, તમે કુર્આનની સૂરએ યાસીનથી ફક્ત એટલો જ ફાયદો પ્રાપ્ત કર્યો કે તેને પઢવાથી મોત આસાન થઈ જાય છે, જ્યારે કે આ સૂરતનો અર્થ અને તેની હક્કાનિયત અને પરિચયને પ્રાપ્ત કર્યો હોત તો તેનાથી વધારે લાભ અને બરકતો પ્રાપ્ત કરી શક્યા હોત.

અમુક સંશોધનકાર વિવરણકારોએ ફરમાવ્યું કે, કુર્આનની પ્રથમ ખાસિયત અને લક્ષણ مَوْعِظَةٌ (મવઈઝહ)નો સંબંધ મનુષ્યની જાહેર પ્રવૃત્તિઓ સાથે છે જેને શરીઅત કહેવામાં આવે છે, કુર્આને કરીમ આ જાહેર અમલોની

સુધારણાનું શ્રેષ્ઠ માધ્યમ છે અને شِفَآءٌ لِّمَافِى الصُّدُوْرِ નો સંબંધ મનુષ્યના રૂહાની અમલો સાથે છે જેને "તરીકત" અને "તસવ્વુફ"ના નામથી ઓળખવામાં આવે છે.

આ આયતમાં કુર્આને કરીમની ત્રીજી સિફત અને લક્ષણ هُدًى (હુદન) અને ચોથું લક્ષણ رَحْمَةً (રહ્મહ્) બતાવવામાં આવ્યું છે. "હુદન"નો અર્થ "હિદાયત" એટલે કે, માર્ગદર્શન-રાહનુમાઈ થાય છે. કુર્આને કરીમ માનવીને સત્ય અને તેના વિશ્વાસ તરફ આમંત્રણ આપે છે અને માનવીને બતાવે છે કે સમગ્ર સૃષ્ટિમાં અને પોતે તેમના શરીરોમાં જે અલ્લાહ તઆલાએ પોતની મહાન નિશાનીઓ મૂકેલી છે તેમાં ચિંતન અને મનન કરો, જેથી તમે આ બધી વસ્તુઓના સર્જનહાર અને માલિકનો પરિચય મેળવી શકો.

બીજી આયતમાં ફરમાવ્યું, قُلْ بِفَضْلِ اللّٰهِ وَبِرَحْمَتِهٖ فَبِذٰلِكَ فَلْيَفْرَحُوْا هُوَخَيْرٌ مِّمَّا يَجْمَعُوْنَ એટલે કે, લોકોએ ફક્ત અલ્લાહ તઆલાની કૃપા અને દયાને જ વાસ્તવિક ખુશીની વસ્તુ સમજવી જોઈએ અને માત્ર એવી વસ્તુઓ ઉપર જ આનંદિત થાય, દુનિયાની અમુક દિવસની માલ-મતા અને રાહત તથા ઈજ્જત વાસ્તવમાં ખુશ થવાની વસ્તુઓ જ નથી, કારણ કે પ્રથમ તો તે ગમે તેટલા મોટા પ્રમાણમાં કોઈને પ્રાપ્ત થઈ ગઈ હોય અધૂરી જ રહે છે, સંપૂર્ણ હોતી નથી, બીજું કે દરેક સમયે તેના નષ્ટ થવાનો ભય લાગેલો હોય છે એટલા માટે અંતિમ આયતમાં ફરમાવ્યું, هُوَ خَيْرٌ مِّمَّا يَجْمَعُوْنَ એટલે કે, અલ્લાહ તઆલાનો ફઝ્લ તથા રહમત તે બધી જ માલ-દોલત, ઈજ્જત તથા બાદશાહતથી ઉત્તમ છે જેને મનુષ્ય પોતાની જિંદગીભરનો સરમાયો સમજીને ભેગું કરે છે.

આ આયતમાં બે વસ્તુઓને આનંદ અને ખુશીનો સામાન ઠરાવવામાં આવ્યો છે, એક ફઝ્લ અને બીજી રહમત. આ બંનેનો અર્થ અત્રે શું છે ? તે વિશે એક હદીષ હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી આ પ્રમાણે નકલ થઈ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહના ફઝ્લનો ભાવાર્થ કુર્આન શરીફ છે અને રહમતનો ભાવાર્થ એ છે કે તમને કુર્આન પઢવાની અને તેના ઉપર અમલ કરવાની તવફીક બખ્શવામાં આવી." *(રૂહુલ મઆની અઝ ઈબ્ને મરદૂયા)*

આ જ વિષય હઝરત બરાઅ્ બિન આઝિબ અને હઝરત અબૂ સઈદ

ખુદરી (રદિ.)થી પણ નકલ થયો છે અને ઘણા બધા વિવરણકાર લોકોએ ફરમાવ્યું કે, "ફઝ્લ"નો ભાવાર્થ "કુર્આન" અને "રહમત"નો ભાવાર્થ "ઈસ્લામ" છે અને તેનો અર્થ એ જ છે જે અગાઉની હદીષથી જાણ થઈ કે રહમતનો ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ આપણને કુર્આન શિખવાડ્યું અને તેના ઉપર અમલ કરવાની તવફીક બખ્શી, કારણ કે ઈસ્લામ એ જ વાસ્તવિકતાનો એક વિષય છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે, "ફઝ્લનો ભાવાર્થ "કુર્આન" અને રહમતનો ભાવાર્થ નબીએ કરીમ ﷺ છે." કુર્આને કરીમની આયત وَمَآ اَرۡسَلۡنٰكَ اِلَّا رَحۡمَةً لِّلۡعٰلَمِيۡنَ (૨૧:૧૦૭)થી આ વિષયને સમર્થન મળે છે અને તેનો ખુલાસો પણ પ્રથમ તફસીરથી વિરોધાભાસી નથી, કારણ કે કુર્આન અથવા ઈસ્લામ ઉપર અમલ કરવો રસૂલે કરીમ ﷺના અનુસરણના વિવિધ વિભાગો છે.

આ આયતમાં મશ્હૂર કિરાઅત પ્રમાણે فَلۡيَفۡرَحُوۡا (ફલ્ યફ્રહૂ) "સેગએ ગાઈબ" (ત્રીજા પુરુષ સર્વનામ)થી આવ્યો છે જ્યારે કે તેનું અસલ સંબોધન તે સમયના ઉપસ્થિત લોકો અને હાજરજનો હતા જેનો તકાદો એ હતો કે આ સ્થળે "સેગએ ખિતાબ" (પહેલા પુરુષના સર્વનામનો) ઉપયોગ કરવામાં આવ્યો હોત, જેમકે અમુક કિરાઅતોમાં આવ્યું પણ છે પરંતુ મશ્હૂર કિરાઅતમાં "સેગએ ગાઈબ" ઉપયોગ કરવાની હિકમત એ છે કે, રસૂલે કરીમ ﷺ અથવા ઈસ્લામની સર્વસામાન્ય રહમત ફક્ત તે સમયના ઉપસ્થિત હાજરજનો માટે ખાસ વિશેષ સ્વરૂપે ન હતી બલકે, કયામત સુધી જન્મનારી બધી જ નસ્લ (વંશ) પણ તેમાં સામેલ છે. *(રૂહુલ મઆની)*

**ખુલાસો :**

અત્રે એ વાત વિચારપાત્ર છે કે, કુર્આને કરીમની એક બીજી આયતના જાહેર શબ્દોથી જાણ થાય છે કે ખુશી અને આનંદનું આ દુનિયામાં કોઈ સ્થાન જ નથી. ઈરશાદ છે, لَاتَفۡرَحۡ اِنَّ اللّٰهَ لَايُحِبُّ الۡفَرِحِيۡنَ (૨૮:૭૬) એટલે કે, "ખુશીમાં મસ્ત ન થઈ જાઓ અલ્લાહ તઆલા એવા ખુશ થનારાઓને પસંદ નથી કરતો" અને પ્રસ્તુત આયતમાં આજ્ઞાર્થવાચક સર્વનામ વડે ખુશ થવાનો

હુકમ આપવામાં આવ્યો છે. આ જાહેર વિરોધાભાસનો એક જવાબ તો એ છે કે જ્યાં ખુશ થવાની મનાઈ ફરમાવી છે ત્યાં ખુશીનો સંબંધ દુનિયાની માલ-મતા છે અને જ્યાં ખુશ થવાનો હુકમ આપવામાં આવ્યો છે ત્યાં ખુશીનો સંબંધ અલ્લાહ તઆલાના ફઝ્લ અને રહમતથી છે, બીજો તફાવત એ પણ છે કે મનાઈના સ્થળમાં બધા પકારની ખુશી કે આનંદ ભાવાર્થ તરીકે નથી બલકે, ખુશી અને આનંદમાં મદ્‌મસ્ત બની જવાનો ભાવાર્થ છે અને પરવાનગીના સ્થળે દરેક પ્રકારની ખુશી ભાવાર્થ તરીકે છે.

ત્રીજી આયતમાં તે લોકોને ચેતવણી આપવામાં આવી છે કે, જે લોકો હલાલ અને હરામના મા'મલામાં પોતાના વ્યક્તિગત અભિપ્રાયથી દખલગીરી કરે છે અને કુર્આન તથા સુન્નતની સનદ વિના જે વસ્તુને ઇચ્છે હલાલ ઠરાવી દે છે અને જેને ચાહે હરામ કહી આપે છે તેના ઉપર કયામતની સખત ધમકીઓનું વર્ણન કરવામાં આવ્યું છે જેનાથી જાણ થઈ કે કોઈ વસ્તુ અથવા કોઈ પ્રવૃત્તિનો હલાલ અથવા હરામ હોવાનો મૂળ આધાર મનુષ્યના અભિપ્રાય ઉપર નથી બલકે, તે માત્ર અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺનો અધિકાર છે, તેમના હુકમો વિના કોઈ વસ્તુને ન તો હલાલ કહેવી જાઈઝ છે અને ન જ હરામ.

ચોથી આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂનું જ્ઞાન સમગ્ર સૃષ્ટિ ઉપર છવાયેલું હોવાનું અને તેના અજોડ વિસ્તારનું વર્ણન છે, રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને કહેવામાં આવ્યું છે કે તમે જે પણ કાર્ય અને પરિસ્થિતિમાં રહો છો અથવા કુર્આન પઢો છો તેનો કોઈ વિભાગ અમારાથી ગુપ્ત નથી, એ જ પ્રમાણે બધા જ મનુષ્યો જે કંઈ અમલ કરે છે તે અમારી દષ્ટિ સામે છે અને આસમાન તથા જમીનમાં એક રજકણ પણ અમારાથી ગુપ્ત નથી, બલકે દરેક વસ્તુ "કિતાબે મુબીન" (લવહે મહફૂઝ)માં લખવામાં આવી છે.

દેખીતી રીતે આ સ્થળે અલ્લાહ તઆલાના જ્ઞાનની વિશાળતા અને તેના દરેક વસ્તુ ઉપર છવાયેલા હોવાના વર્ણનમાં હિકમત એ છે કે તેના દ્વારા નબીએ કરીમ ﷺને દિલાસો આપવામાં આવ્યો છે કે, જો કે તમારા વિરોધીઓ અને દુશ્મનો મોટા પ્રમાણમાં છે પરંતુ અલ્લાહ તઆલાની હિફાઝત તમારી સાથે છે, તમને કોઈ ઈજા કે નુકસાન પહોંચી શકશે નહીં.

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૬૨-૬૩-૬૪)

اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٦٢﴾ الَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ﴿٦٣﴾
لَهُمُ الْبُشْرٰى فِى الْحَيٰوةِ الدُّنْيَا وَفِى الْاٰخِرَةِ ۚ لَا تَبْدِيْلَ لِكَلِمٰتِ اللّٰهِ ۚ ذٰلِكَ هُوَ
الْفَوْزُ الْعَظِيْمُ ﴿٦٤﴾

## તરજુમો :

*યાદ રાખો ! જે લોકો અલ્લાહના દોસ્ત છે તેમના ઉપર ન તો ડર છે અને ન જ તેઓ ગમગીન થશે. (૬૨) જે લોકો કે ઈમાન લાવ્યા અને ડરતા રહ્યા. (૬૩) તેમના માટે ખુશખબરી છે દુનિયાની જિંદગીમાં અને આખિરતમાં; અલ્લાહની વાતો બદલાતી નથી, આ જ છે મોટી સફળતા. (૬૪)*

## તફસીર :

(આ તો અલ્લાહ તઆલાના જ્ઞાનનું વર્ણન થયું, આગળ નિખાલસ અને આજ્ઞાપાલક લોકોની સુરક્ષાનું વર્ણન છે કે) યાદ રાખો ! અલ્લાહ તઆલાના મિત્રો ઉપર ન તો કોઈ ભય (આવવાનો) છે અને ન જ તેઓ (કોઈ હેતુ છૂટી જવાના) ગમમાં હોય છે (એટલે કે અલ્લાહ તઆલા તેમને ભયાનક અને દિલગીરીયુક્ત દુર્ઘટનાઓથી બચાવે છે અને) તે (અલ્લાહના દોસ્ત) એવા છે જે ઈમાન લાવ્યા અને (ગુનાહોથી) બચેલા રહે છે (એટલે કે ઈમાન અને તકવાથી અલ્લાહની નિકટતા પ્રાપ્ત થાય છે તથા ખૌફ અને દિલગીરીથી તેમના સુરક્ષિત રહેવાનું કારણ એ જ છે કે) તેમના માટે દુનિયવી જિંદગીમાં પણ અને આખિરતમાં પણ (અલ્લાહ તઆલા તરફથી ભય અને દિલગીરીથી બચવાની) ખુશખબરી છે (અને) અલ્લાહની વાતોમાં (એટલે કે તેના વચનોમાં) કોઈ ફેરફાર થતો નથી (બસ જ્યારે ખુશખબરી આપીને તેમને વચન આપવામાં આવ્યું તો એ વાયદો હંમેશા સાચો હોય છે એટલા માટે ડર અને ભયથી નચિંત થઈ જવું જરૂરી છે અને) આ (ખુશખબરી જે સંભળાવવામાં આવી) ઘણી જ મોટી સફળતા છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતમાં અલ્લાહના વલીઓ (મિત્રો)ની ખાસ શ્રેષ્ઠતાઓ અને

તેમના વખાણ અને ઓળખ આપી, પછી દુનિયા અને આખિરતમાં તેમના માટે ખુશખબરીનું વર્ણન થયું છે. ઈરશાદ છે કે, અલ્લાહના વલીઓ તે લોકો છે જેઓ ઈમાન લાવ્યા અને જેમણે તકવા અને પરહેઝગારી અપનાવી તેમના માટે દુનિયામાં પણ ખુશખબરી છે અને આખિરતમાં પણ.

તેમાં અમુક વાતો વિચારપાત્ર છે, પ્રથમ એ કે અલ્લાહના વલીઓ ઉપર ખૌફ અને ગમ ન હોવાનો શું અર્થ છે ?

બીજું એ કે અલ્લાહના વલીઓની ઓળખ શું છે અને તેમની નિશાની શું છે ? ત્રીજું એ કે દુનિયા અને આખિરતમાં તેમના માટે ખુશખબરીનો શું ભાવાર્થ છે ?

પ્રથમ બાબત કે અલ્લાહના વલીઓ ઉપર ભય અને ગમ હોતો નથી, તેનાથી એ પણ ભાવાર્થ હોઈ શકે છે કે આખિરતમાં હિસાબ-કિતાબ પછી જ્યારે તેમને તેમના સ્થળે એટલે કે જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે તો ડર અને ભયથી તેઓ કાયમી ધોરણે મુક્ત થઈ જશે, ન તો કોઈ તકલીફ કે પરેશાનીનો ભય રહેશે અને ન જ કોઈ પ્રિય અને ઈચ્છિત વસ્તુ હાથથી જતી રહેવાનો ગમ થશે, બલકે જન્નતની નેઅ્મતો કાયમી અને કદી નષ્ટ થનારી હશે નહીં, આ અર્થ આધારે તો આયતના વિષય ઉપર કોઈ જ શંકા નથી પરંતુ એ સવાલ જરૂર ઉપસ્થિત થાય છે કે તેમાં અલ્લાહના વલીઓની કોઈ ખાસિયત કે વિશિષ્ટતા નથી રહી બલકે, જન્નતના બધા જ નિવાસીઓ જેમને જહન્નમથી મુક્તિ મળી ગઈ તેઓ આવી જ પરિસ્થિતિમાં હશે, હા ! એવું કહી શકાય છે કે જે લોકો અંતે જન્નતમાં પહોંચી ગયા તે બધા જ અલ્લાહના વલીઓ કહેવાશે, દુનિયામાં તેમના અમલો કેટલાય વિવિધ પ્રકારના રહ્યા હોય પરંતુ જન્નતમાં પ્રવેશ્યા પછી બધા જ અલ્લાહના વલીઓની યાદીમાં ગણાશે.

પરંતુ ઘણા બધા વિવરણકારોએ ફરમાવ્યું કે, અલ્લાહના વલીઓ ઉપર ખૌફ અને ગમ ન હોવો દુનિયા અને આખિરત બંને માટે સામાન્ય છે અને અલ્લાહના વલીઓની વિશેષતા એ જ છે કે, દુનિયામાં પણ તેઓ ડર અને ગમથી સુરક્ષિત છે અને આખિરતમાં પણ તેમના ઉપર ભય અને ગમ ન હોવો તો સૌ કોઈ જાણે જ છે અને તેમાં બધા જ જન્નતના નિવાસીઓ સામેલ છે.

પરંતુ આવી પરિસ્થિતિ અને ઘટનાના આધારે એવી શંકા રહે છે કે,

દુનિયામાં તો આ બાબત સાબિતીઓના વિરુદ્ધ છે, કારણ કે અલ્લાહના વલીઓ તો શું અંબિયા (અલૈ.) પણ આ દુનિયામાં ભય અને ગમથી સુરક્ષિત નથી બલકે, તેમના ભય અને ગમ અન્યો કરતાં વધારે હોય છે, જેમકે કુર્આનનો ઈશારો છે, اِنَّمَا يَخْشَى اللّٰهَ مِنْ عِبَادِهِ الْعُلَمٰٓؤُا (૩૫:૨૮) એટલે કે, અલ્લાહથી સંપૂર્ણ રીતે ઉલમા જ ડરે છે અને બીજી જગ્યાએ અલ્લાહના વલીઓની આ હાલત વર્ણન કરી છે, وَالَّذِيْنَ هُمْ مِّنْ عَذَابِ رَبِّهِمْ مُّشْفِقُوْنَ اِنَّ عَذَابَ رَبِّهِمْ غَيْرُ مَاْمُوْنٍ "આ લોકો અલ્લાહના અઝાબથી હંમેશા ડરતા રહે છે, કારણ કે તેમના પરવરદિગારનો અઝાબ એવી વસ્તુ નથી જેનાથી કોઈ નચિંત થઈને બેસી શકે."(૭૦:૨૭)

ઘટનાઓથી પણ એવું જ સાબિત થાય છે, જેમકે ''શમાઈલે તિરમિઝી''ની હદીષમાં છે કે "રસૂલે કરીમ ﷺ મોટા ભાગે ચિંતિત અને ગંભીર નજરે પડતા હતા અને રસૂલે કરીમ ﷺએ પોતે ફરમાવ્યું કે, હું તમારા સૌથી વધારે અલ્લાહ તઆલાથી ડરું છું."

સહાબએ કિરામ (રદિ.)માં સૌથી શ્રેષ્ઠ હઝરત સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર ફારૂક (રદિ.) તથા તમામ સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈન (રહ.) તથા અલ્લાહના વલીઓની અલ્લાહને કરગરવાની તથા આખિરતના ડરની અનેક ઘટનાઓ વર્ણન થઈ છે.

રૂહુલ મઆનીમાં અલ્લામહ આલૂસીએ એ ફરમાવ્યું છે કે, અલ્લાહના વલીઓનું દુનિયામાં ડર અને ભયથી સુરક્ષિત હોવું એ આધારે છે કે, જે વસ્તુઓના ભય અને ડરમાં સામાન્ય રીતે દુનિયાવાળાઓ સપડાયેલા રહે છે કે દુનિયાના હેતુઓ તથા મકસદ અને રાહત, ઈજ્જત, દોલત વગેરેમાં જરા સરખી ઉણપ થઈ જાય તો જાણે મરવા લાગે છે અને નાની-નાની તકલીફ તથા પરેશાનીના ડરથી તેનાથી બચવાની યુક્તિઓમાં રાત અને દિવસ ખોવાયેલા રહે છે, અલ્લાહના વલીઓનું સ્થાન આ સૌથી ઉચ્ચ અને ઉપરવટ હોય છે, તેમની દૃષ્ટિમાં ન તો દુનિયાની નષ્ટ થનાર દોલત, આબરૂ, રાહત અને આરામ કોઈ હેસિયત ધરાવે છે જેને પ્રાપ્ત કરવા માટે તેઓ ઓત-પ્રોત થઈ જાય અને ન જ દુનિયાની મહેનત, સંઘર્ષ, તકલીફ અને રંજ તેમના માટે કોઈ મહત્ત્વ ધરાવે છે કે જેનાથી સુરક્ષિત થવા માટે પરેશાન થઈ જાય, બલકે તેમની હાલત તો આ પ્રમાણે હોય છે.

نہ شادی داد سامانے نہ غم آورد نقصانے　　　بہ پیش ہمت ما ہر چہ آمد بود مہمانے

અલ્લાહ જલ્લ શા'નુહૂની મોટાઈ તથા મહોબ્બત અને ડર તથા ભય આ લોકો ઉપર એવો છવાયેલો હોય છે કે, તેના મુકાબલામાં દુનિયાના રંજ-રાહત, નફો અને નુકસાન રજકણ જેટલી પણ હેસિયત ધરાવતા નથી હોતા. અમુક લોકોના કહેવા પ્રમાણે તેમની હાલત આવી છે,

یہ ننگِ عاشقی ہیں سُود و حاصل دیکھنے والے　　　یہاں گمراہ کہلاتے ہیں منزل دیکھنے والے

બીજી બાબત અલ્લાહના વલીઓની ઓળખ અને તેમની નિશાનીઓ વિશે આવી છે. "અવલિયા" એ "વલી"નું બહુવચન છે, "વલી" શબ્દ અરબી ભાષામાં "નિકટ"ના અર્થમાં હોય છે અને "મિત્ર" તથા "પ્રિય"ના અર્થમાં પણ વપરાય છે. અલ્લાહ તઆલાની "નિકટ" તથા તેના "પ્રિય" હોવાનો એક સામાન્ય દરજ્જો તો એવો છે કે તેનાથી દુનિયાનો કોઈ માનવી અથવા પ્રાણી બલકે કોઈ વસ્તુ પણ બાકાત નથી, જો આ નિકટતા ન હોત તો સમગ્ર દુનિયામાં કોઈ વસ્તુનુ અસ્તિત્વ જ ન હોત. સમગ્ર દુનિયાના અસ્તિત્વનું અસલી કારણ તે ખાસ સંપર્ક છે જે તેને હક તઆલા શા'નુહૂ સાથે પ્રાપ્ત થયેલ છે, બસ આ સંપર્કની વાસ્તવિકતાને ન તો કોઈએ સમજી છે અને ન જ કોઈ સમજી શકે છે પરંતુ એક પ્રત્યક્ષ સંપર્ક હોવો યકીની બાબત છે પરંતુ શબ્દ "અવલિયા અલ્લાહ"માં આ પ્રકારની વિલાયતનો દરજ્જો ભાવાર્થ તરીકે નથી બલકે "વિલાયત", "મહોબ્બત" અને "નિકટતા"નો એક બીજો દરજ્જો પણ છે જે અલ્લાહ તઆલાના ખાસ ચુનંદા બંદાઓ સાથે વિશેષ સ્વરૂપે જોડાયેલો હોય છે. આ નિકટતા મહોબ્બત કહેવાય છે, જે લોકોને આવી ખાસ નિકટતા પ્રાપ્ત થાય તેઓ "અવલિયા અલ્લાહ" કહેવાય છે, જેમકે એક હદીષે કુદ્સીમાં છે, અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે "મારો બંદો નફલ ઈબાદતો દ્વારા મારી નિકટતા પ્રાપ્ત કરતો રહે છે, એટલે સુધી કે હું પણ તેની સાથે મહોબ્બત કરવા લાગું છું અને જ્યારે હું તેનાથી મહોબ્બત કરવા લાગું છું તો પછી હું જ તેના કાન બની જાઉં છું, તે જે કંઈ સાંભળે છે તે મારા દ્વારા જ સાંભળે છે, હું જ તેની આંખ બની જાઉં છું, તે જે કંઈ પણ જુએ છે મારાથી જ જુએ છે, હું જ તેના હાથ અને પગ બની જાઉં છું, તે જે કંઈ પણ કરે છે મારા થકી જ કરે છે." તેનો ભાવાર્થ એ છે કે તેની કોઈ

પ્રવૃત્તિ અથવા સુકૂન અને કોઈ કાર્ય મારી મરજી વિરુદ્ધ નથી હોતું.

અને "વિલાયત"ના આ ખાસ દરજ્જાઓ અનેક છે અને અનંત છે, તેનો શ્રેષ્ઠ દરજ્જો અંબિયા (અલૈ.)નો વિભાગ છે, કારણ કે દરેક નબીનું અલ્લાહના વલી હોવું જાહેર છે અને તેમાં સૌથી ઉચ્ચ સ્થાને સય્યિદુલ અંબિયા નબીએ કરીમ ﷺ છે અને છેલ્લું સ્તર આ વિલાયતનું એ છે કે જેને સુફિયાએ કિરામ (રહ.)ની પરિભાષામાં "દરજએ ફના" કહેવામાં આવે છે, જેનો ખુલાસો એ છે કે વ્યક્તિનું હૃદય અલ્લાહ તઆલાની યાદમાં એવું ઓત-પ્રોત થઈ જાય કે દુનિયામાં કોઈની પણ મહોબ્બત તેના ઉપર વર્ચસ્વ ન ધરાવી શકે અને તે જેનાથી મહોબ્બત કરે છે તે માત્ર અલ્લાહના માટે કરે છે અને જેનાથી નફરત કરે છે તે માત્ર અલ્લાહના માટે કરે છે, તેની મહોબ્બત અને અદાવતમાં પોતાની જાતનો કોઈ હિસ્સો નથી હોતો જેનું આવશ્યક પરિણામ એ હોય છે કે તેનું જાહેર અને અંતરમન અલ્લાહ તઆલાની ખુશનૂદી માટે પ્રવૃત્ત રહે છે અને તે દરેક એવી વસ્તુથી બચે છે જે અલ્લાહ તઆલા સમીપ નાપસંદ હોય. એ જ હાલતની નિશાની એ છે કે ઝિક્ર મોટા પ્રમાણમાં અને આજ્ઞાપાલન દરેક વસ્તુમાં એટલે કે અલ્લાહ તઆલાને મોટા પ્રમાણમાં યાદ કરવા અને હંમેશા દરેક પરિસ્થિતિમાં તેના હુકમોનું અનુસરણ કરવું; આ બે ખાસિયતો જે વ્યક્તિમાં ઉપસ્થિત હોય તે અલ્લાહનો વલી કહેવાય છે, જે વ્યક્તિમાં આ બંનેમાંથી એકપણ ન હોય તે આ યાદીમાં સામેલ નથી જેમાં આ બંને ખાસિયતો ઉપસ્થિત હોય તેના નાના-મોટા અનેક દરજ્જાઓ છે જેની કોઈ મર્યાદા નથી, આ જ દરજ્જાઓના આધારે અલ્લાહના વલીઓના દરજ્જાઓ ઉચ્ચ કક્ષાના શ્રેષ્ઠ અથવા વત્તા-ઓછા હોય છે.

એક હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺને સવાલ કરવામાં આવ્યો કે "આ આયતમાં અલ્લાહના વલીઓથી કયા લોકો ભાવાર્થ તરીકે છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, તે લોકો જેઓ માત્ર અલ્લાહ માટે જ પરસ્પર મહોબ્બત કરે છે, કોઈ દુનિયવી સ્વાર્થ વચ્ચે નથી હોતો." (મઝહરી અઝ ઈબ્ને મરદૂયા) અને દેખીતું છે કે આ પરિસ્થિતિ એવા લોકોની જ હોઈ શકે છે જેમનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

અત્રે એક સવાલ એ પણ પેદા થાય છે કે વિલાયતનો આ દરજ્જો પ્રાપ્ત કરવાની પદ્ધતિ શું છે ?

હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં ફરમાવ્યું છે કે, ઉમ્મતના લોકોને વિલાયતનો આ દરજ્જો રસૂલે કરીમ ﷺના સંગાથના ફૈઝ (બરકત)થી જ પ્રાપ્ત થઈ શકે છે, તેનાથી જ અલ્લાહ સાથેના સંબંધનો તે રંગ જે રસૂલે કરીમ ﷺને પ્રાપ્ત હતો; પોતાની લાયકાત અનુસાર તેનો કોઈ ભાગ ઉમ્મતના અવલિયાઓને મળે છે, પછી સંગાથનો આ ફૈઝ સહાબએ કિરામ (રદિ.)ને પ્રત્યક્ષ સ્વરૂપે પ્રાપ્ત થયો હતો, એ જ કારણે તેમનો વિલાયતનો દરજ્જો સમગ્ર ઉમ્મતના બધા જ અવલિયાઓ અને કુતુબોથી ઉચ્ચ કક્ષાનો હતો, પાછળના લોકોને આ જ ફૈઝ એક માધ્યમે અથવા અમુક માધ્યમે પ્રાપ્ત થતો રહે છે, જેટલા માધ્યમો વધતા ચાલે છે તેટલો જ તેમાં ફરક પડતો જાય છે, આ માધ્યમો ફક્ત તે જ લોકો બની શકે છે જેઓ રસૂલે કરીમ ﷺના રંગમાં રંગાઈને આપ ﷺની સુન્નતના અનુસરણ કરનાર હોય છે અને આવા લોકોની મોટા ભાગની મહેફિલો અને સંગાથ જ્યારે આ અનુસરણની સાથે-સાથે તેમના ફરમાનોની અને આજ્ઞાઓના પાલન કરવાની હોય તથા અલ્લાહનો ઝિક્ર પણ મોટા પ્રમાણમાં કરવાની હોય ત્યારે એ જ બાબતો વિલાયતનો દરજ્જો પ્રાપ્ત કરવાના નુસ્ખા છે જે ત્રણ વસ્તુઓ ઉપર આધારિત છે; એક, અલ્લાહના કોઈ વલીનો સાથ-સંગાથ, બીજું તેમનું અનુસરણ અને ત્રીજું અલ્લાહનો મોટા પ્રમાણમાં ઝિક્ર કરવો, શરત એ છે કે આ વધારે પ્રમાણમાં ઝિક્ર કરવો સુન્નત તરીકા ઉપર આધારિત હોય, કારણ કે મોટા પ્રમાણમાં ઝિક્રથી દિલનો અરીસો સ્વચ્છ થઈ જાય છે અને તે વિલાયતના નૂરના કિરણોને સમાવવા પાત્ર બની જાય છે. હદીષ શરીફ છે કે "દરેક વસ્તુ માટે સફાઈ અને સ્વચ્છતાની કોઈ પદ્ધતિ હોય છે, દિલની સ્વચ્છતા અલ્લાહનો ઝિક્ર હોય છે," તેને બયહકીએ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે. *(મઝહરી)*

અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને સવાલ કર્યો કે, "તમે તે વ્યક્તિ વિશે શું ફરમાવો છો જે કોઈ બુઝુર્ગથી મહોબ્બત કરે છે પરંતુ અમલના આધારે તેના દરજ્જા સુધી નથી પહોંચતો ? આપ ﷺએ ફરમાવ્યું, اَلْمَرْءُ مَعَ مَنْ اَحَبَّ એટલે કે, દરેક વ્યક્તિ તેની સાથે જ હશે જેની સાથે તેને મહોબ્બત હશે." એનાથી જાણ થઈ કે, અલ્લાહના વલીઓની મહોબ્બત તથા તેમનો સાથ-સંગાથ મનુષ્ય માટે વિલાયત

પ્રાપ્ત કરવાનું માધ્યમ છે અને બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં હઝરત રઝીન (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, રસૂલે કરીમ ﷺએ હઝરત રઝીન (રદિ.)ને ફરમાવ્યું કે, હું તમને દીનનો એવો સિદ્ધાંત બતાવું જેનાથી તમે દુનિયા અને આખિરતની સફળતા અને કામિયાબી પ્રાપ્ત કરી શકો છો તે એ છે કે, ઝિક્ર કરનારાઓની મજલિસ અને સંગાથને અવશ્ય પકડો અને જ્યારે એકાંતમાં જાઓ તો જેટલું વધારે થઈ શકે અલ્લાહના ઝિક્રથી પોતાની જીભને હલાવતા રહો, જેનાથી મહોબ્બત કરો અલ્લાહના માટે કરો, જેનાથી નફરત કરો અલ્લાહ માટે કરો. *(મઝહરી)*

પરંતુ આ સંગાથ અને મજલિસો તે જ લોકોની લાભદાયક છે જેઓ પોતે અલ્લાહના વલી હોય, સુન્નતના તાબે'દાર હોય અને જેઓ રસૂલે કરીમ ﷺની સુન્નતના તાબે'દાર નથી તેઓ પોતે વિલાયતના દરજ્જાથી વંચિત છે, ભલે તેમનાથી કેટલાય કશ્ફ અને કરામતો જાહેર થતી હોય. જે વ્યક્તિ પ્રસ્તુત ખાસિયતોના આધારે વલી હોય ભલે તેનાથી કશ્ફ અથવા કરામત જાહેર ન થઈ હોય તો પણ તે અલ્લાહનો વલી છે. *(મઝહરી)*

અલ્લાહના વલીની નિશાની અને ઓળખ તફસીરે મઝહરીમાં હદીષે કુદ્સીના હવાલાથી નકલ થઈ છે કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મારા વલીઓ મારા બંદાઓમાંથી તે લોકો છે, જેઓ મારી યાદ સાથે યાદ આવે અને જે લોકોની યાદ સાથે હું યાદ આવું અને ઈબ્ને માઝહમાં હઝરત અસ્મા બિન્તે યઝીદ (રહ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ અલ્લાહના વલીઓની આ ઓળખ બતાવી છે, اَلَّذِيْنَ اِذَا رُءُوْا ذُكِرَ اللّٰهُ એટલે કે, "જેમને જોઈને અલ્લાહ યાદ આવી જાય."

ખુલાસો એ છે કે, જે લોકોના સાથ-સંગાથમાં બેસીને માણસને અલ્લાહના ઝિક્રની તવફીક અને દુનિયાની ચિંતાઓની ઓછી અનુભૂતિ થાય, તે અલ્લાહના વલી હોવાની નિશાની છે.

તફસીરે મઝહરીમાં છે કે, સામાન્ય લોકોએ અલ્લાહના વલીઓની જે નિશાની કશ્ફ, કરામત અથવા અદશ્ય વસ્તુઓની જાણ થવાને સમજી રાખ્યું છે તે ખોટું છે બલકે ધોકો છે, હજારો અલ્લાહના વલીઓ છે જેમનાથી આ પ્રકારની કોઈ વસ્તુ સાબિત નથી થઈ અને તેમનાથી વિપરીત એવા લોકોથી પણ કશ્ફ અને

ગયૂબની ખબરો નકલ થઈ છે જેમના ઈમાનના પણ ઠેકાણા નથી.

અંતિમ આયતમાં એવું ફરમાવવામાં આવ્યું છે કે, વલીઓ માટે દુનિયામાં પણ ખુશખબરી છે અને આખિરતમાં પણ; દુનિયાની ખુશખબરી તો એ છે કે, મોતના સમયે જ્યારે તેની રૂહને અલ્લાહ પાસે લઈ જવામાં આવશે તે સમયે તેને જન્નતની ખુશખબરી મળશે, પછી કયામતના દિવસે કબ્રથી ઉઠવાના સમયે જન્નતની ખુશખબરી આપવામાં આવશે, જેમકે તબરાનીએ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે لَآ اِلٰـهَ اِلَّا اللّٰـهُ (લા ઈલાહ ઈલ્લલ્લાહુ)વાળાઓને ન તો મોતના સમયે કોઈ ભય હશે અને ન જ કબ્રથી ઊઠવાના સમયે, જેમકે મારી આંખો તે સમયની પરિસ્થિતિનું દશ્ય જોઈ રહી છે જ્યારે આ લોકો પોતાની કબરોમાંથી માટી ખંખેરતા(-ખંખેરતા) અને એવું કહેતા(-કહેતા) ઊભા થશે, اَلْحَـمْدُ لِلّٰهِ الَّذِىْٓ اَذْهَبَ عَنَّا الْحَزَنَ (૩૫:૩૪) (એટલે કે) શુક્ર છે અલ્લાહનો જેણે અમારો ગમ દૂર કરી દીધો."

દુનિયાની ખુશખબરી વિશે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, તે સાચા સપનાઓ જે તે વ્યક્તિ પોતે જુએ અથવા તેના માટે કોઈ બીજો વ્યક્તિ જુએ જેમાં તેમના માટે ખુશખબરી હોય. *(રવાહુલ બુખારી અન અબી હુરયરહ રદિ.)*

અને દુનિયાની બીજી ખુશખબરી એ છે કે, સામાન્ય મુસલમાન કોઈપણ સ્વાર્થ વિના તેનાથી મહોબ્બત કરે અને તેને સારો સમજે તેના વિશે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, تِلْكَ عَاجِلُ بُشْرَى الْمُؤْمِنِ એટલે કે, "સામાન્ય મુસલમાનોનું સારા સમજવું તથા તેના વખાણ કરવા મો'મિન માટે રોકડી ખુશખબરી છે." *(મુસ્લિમ અને બગવી)*

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૬૫-૬૬)

وَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ اِنَّ الْعِزَّةَ لِلّٰهِ جَمِيْعًا ۭ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٦٥﴾ اَلَآ اِنَّ لِلّٰهِ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْاَرْضِ ۭ وَمَا يَتَّبِعُ الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ شُرَكَاۗءَ ۭ اِنْ يَّتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ وَاِنْ هُمْ اِلَّا يَخْرُصُوْنَ ﴿٦٦﴾

## તરજુમો :

*અને તેમની વાતનો રંજ ન કરો, વાસ્તવમાં તમામ જોર (ઈજ્જત) અલ્લાહના માટે છે, તે જ છે સઘળું સાંભળનારો જાણનારો. (૬૫) સાંભળો છો ? અલ્લાહનું છે જે કોઈ છે આસમાનોમાં અને જે કોઈ છે જમીનમાં અને આ જે અલ્લાહને છોડીને શરીકોને પોકારનારા પાછળ પડ્યા છે બસ તે કંઈ નથી પરંતુ પોતાની ધારણાઓની પાછળ પડ્યા છે અને કંઈ નથી પરંતુ અટકળો દોડાવે છે. (૬૬)*

## તફસીર :

તમને તેમની વાતો ગમમાં ન નાંખે (એટલે કે તેમની કુફ્રની વાતોથી દિલગીર ન થાઓ કારણ કે જ્ઞાન અને પ્રસ્તુત સુરક્ષા ઉપરાંત) સમગ્ર વર્ચસ્વ (અને શક્તિ) અલ્લાહના માટે (સાબિત) છે, (તે પોતાની શક્તિથી વાયદા અનુસાર તમારી સુરક્ષા કરશે) તે (તેમની વાતો) સાંભળે છે (અને તેમની હાલત) જાણે છે (તે તમારો બદલો તેમની પાસેથી પોતે લઈ લેશે), યાદ રાખો કે જેટલા કંઈ આસમાનોમાં છે અને જેટલા જમીનમાં છે (એટલે કે ફરિશ્તા, જિન્નાત અને મનુષ્યો વગેરે) તે બધા અલ્લાહના જ (તા'બે) છે (તેની હિફાઝત અને સુરક્ષાને કોઈ રોકી નથી શકતું, બસ એટલા માટે સંતોષપૂર્વક તસલ્લી રાખવી જોઈએ) અને (જો કોઈ સંદેહ હોય કે કદાચ તેમના ઘડી કાઢેલા અલ્લાહના ભાગીદારો કોઈ બળવો પોકારી શકે છે તો તેની વાસ્તવિકતા સાંભળી લો કે) જે લોકો અલ્લાહને છોડીને અન્ય (ઘડી કાઢેલા) શરીકોની ઈબાદત કરી રહ્યા છે (તેઓ અલ્લાહ જાણે એ) કઈ વસ્તુનું અનુસરણ કરી રહ્યા છે ??! (એટલે કે તેમની માન્યતાની શું દલીલ છે ? હકીકત તો એ છે કે તેનો કોઈ વુજૂદ જ નથી) ફક્ત પ્રમાણ વિનાની ધારણાઓનું અનુસરણ કરી રહ્યા છે અને ફક્ત અટકળો કરી રહ્યા છે (બસ, વાસ્તવમાં તેમનામાં મઅ્બૂદ હોવાની કોઈ શક્તિ કે જ્ઞાન નથી પછી તેમનો વિરોધ કરવાની શું સંભાવના છે ?)

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૬૭ થી ૭૦)

هُوَ الَّذِي جَعَلَ لَكُمُ اللَّيْلَ لِتَسْكُنُوا فِيهِ وَالنَّهَارَ مُبْصِرًا ۚ إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّقَوْمٍ
يَسْمَعُونَ ﴿٦٧﴾ قَالُوا اتَّخَذَ اللَّهُ وَلَدًا سُبْحَانَهُ ۖ هُوَ الْغَنِيُّ ۖ لَهُ مَا فِي السَّمَاوَاتِ وَمَا
فِي الْأَرْضِ ۚ إِنْ عِندَكُم مِّن سُلْطَانٍ بِهَٰذَا ۚ أَتَقُولُونَ عَلَى اللَّهِ مَا لَا تَعْلَمُونَ ﴿٦٨﴾
قُلْ إِنَّ الَّذِينَ يَفْتَرُونَ عَلَى اللَّهِ الْكَذِبَ لَا يُفْلِحُونَ ﴿٦٩﴾ مَتَاعٌ فِي الدُّنْيَا ثُمَّ إِلَيْنَا
مَرْجِعُهُمْ ثُمَّ نُذِيقُهُمُ الْعَذَابَ الشَّدِيدَ بِمَا كَانُوا يَكْفُرُونَ ﴿٧٠﴾ ع

## તરજુમો :

*તે જ છે જેણે તમારા માટે રાતને બનાવી કે તેમાં ચેન (સુકુન) પ્રાપ્ત કરો અને દિવસ આપ્યો બતાવનારો (પ્રકાશિત), બેશક ! તેમાં તે લોકો માટે નિશાનીઓ છે જેઓ સાંભળે છે. (૬૭) કહે છે અલ્લાહે બેટો ઠરાવી લીધો; તે પવિત્ર છે, તે બેનિયાઝ (ગની) છે, તેનું જ છે જે કંઈ છે આસમાનોમાં અને જે કંઈ છે જમીનમાં, તમારી પાસે એની કોઈ સનદ (પ્રમાણ) નથી; શા માટે અલ્લાહ ઉપર જૂઠું કહો છો જે વાતની તમને ખબર નથી ? (૬૮) કહો! જે લોકો અલ્લાહ ઉપર જૂઠ બાંધે (તોહમત લગાવે) છે ભલાઈ પામતા નથી. (૬૯) દુનિયામાં થોડો લાભ ઉઠાવી લેવો પછી અમારા તરફ તેમને પાછા વળવાનું છે, પછી અમે તેમને કઠોર અઝાબ ચખાડીશું બદલો તેમના કુફ્રનો ! (૭૦)*

## તફસીર :

તે (અલ્લાહ તઆલા) એવો છે જેણે તમારા માટે રાત્રિ બનાવી જેથી તમે આરામ કરો અને દિવસ પણ એ જ પ્રમાણે બનાવ્યો કે (પ્રકાશિત હોવાના કારણે દશ્યો) જોવા માટેનું માધ્યમ છે, તે(ને બનાવવા)માં (તવહીદની) દલીલો છે તે લોકો માટે જેઓ (ચિંતન અને મનન સાથે આ વિષયોને) સાંભળે છે (મુશ્રિકો આ દલીલોમાં વિચાર કરતા નથી અને શિર્કની વાતો કરે છે એટલા માટે) તેઓ કહે છે (નઊઝુબિલ્લાહ !) અલ્લાહ તઆલા અવલાદ ધરાવે છે, સુબ્હાનલ્લાહ ! (કેવી

કઠોર વાત કહી રહ્યા છે ?) તે તો કોઈનો મોહતાજ નથી (અને સૌ તેના મોહતાજ છે) તેની જ મિલકત છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે (બસ, સૌનું મિલકત હોવું અને તેનું માલિક હોવું એ બાબતથી સાબિત થયું કે શ્રેષ્ઠતામાં તેનો કોઈ સમકક્ષ અથવા અન્ય કોઈ તેની જાતનો નથી, બસ જો અવલાદને અલ્લાહની જાતિ એટલે કે સમાન જાતિની કહેવામાં આવે તો તેની જાતિ જૂઠી થઈ ચૂકી અને જો તેને જાતિ વિનાનો કહેવામાં આવે તો જાતિ વિનાની અવલાદ હોવું એક ખામી છે અને અલ્લાહ તઆલા બધી જ ખામીઓથી પવિત્ર છે જેમકે, سُبۡحَانَهٗ માં તે તરફ ઈશારો પણ છે, બસ અવલાદ હોવું સદંતર બાતિલ થઈ ગયું અમે જે અવલાદના નકારનો દા'વો કર્યો હતો તેના ઉપર તો અમે દલીલ સ્થાપિત કરી દીધી છે હવે, રહ્યો તમારો દા'વો તો બસ) તમારી પાસે (બેહૂદા અને વાહિયાત દા'વાઓ સિવાય) એ (દા'વા) ઉપર કોઈ દલીલ (પણ) નથી (તો) શું અલ્લાહ તઆલાના માથે એવી વાત મૂકો છો જેનું તમે (દલીલ વડે) જ્ઞાન ધરાવતા નથી ? આપ (ﷺ આ તોહમત લગાડનારાઓને તેમની જૂઠી તોહમત લગાડવાના કારણે ચેતવણી સંભળાવવા માટે) કહી આપો કે જે લોકો અલ્લાહ ઉપર જૂઠો આક્ષેપ કરે છે (જેમકે મુશ્રિકો કરી રહ્યા છે) તેઓ (કદાપિ) સફળ થશે નહીં (અને જો કોઈને શંકા હોય કે અમે તો એવા લોકોને દુનિયામાં ખૂબ સફળતા અને આરામ તથા રાહતમાં જોઈ રહ્યા છે તો જવાબ એ છે કે) આ દુનિયામાં (અમુક દિવસ) થોડી અય્યાશી છે (જે ઘણી જ જલદી નષ્ટ થઈ જવાની છે) ત્યારબાદ (મૃત્યુ પામીને) અમારી જ પાસે તેમને આવવાનું છે પછી (આખિરતમાં) અમે તેમને તેમના કુફ્રના બદલામાં સખત સજા(ની મજા) ચખાડીશું.

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૭૧-૭૨-૭૩)

وَاتۡلُ عَلَيۡهِمۡ نَبَاَ نُوۡحٍ‌ۘ اِذۡ قَالَ لِقَوۡمِهٖ يٰقَوۡمِ اِنۡ كَانَ كَبُرَ عَلَيۡكُمۡ مَّقَامِىۡ
وَتَذۡكِيۡرِىۡ بِاٰيٰتِ اللّٰهِ فَعَلَى اللّٰهِ تَوَكَّلۡتُ فَاَجۡمِعُوۡۤا اَمۡرَكُمۡ وَشُرَكَآءَكُمۡ ثُمَّ لَا
يَكُنۡ اَمۡرُكُمۡ عَلَيۡكُمۡ غُمَّةً ثُمَّ اقۡضُوۡۤا اِلَىَّ وَلَا تُنۡظِرُوۡنِ ﴿۷۱﴾ فَاِنۡ تَوَلَّيۡتُمۡ فَمَا

سَاَلْتُكُمْ مِّنْ اَجْرٍ ۭ اِنْ اَجْرِيَ اِلَّا عَلَي اللّٰهِ ۙ وَاُمِرْتُ اَنْ اَكُوْنَ مِنَ الْمُسْلِمِيْنَ ﴿٧٢﴾
فَكَذَّبُوْهُ فَنَجَّيْنٰهُ وَمَنْ مَّعَهٗ فِي الْفُلْكِ وَجَعَلْنٰھُمْ خَلٰۗىِٕفَ وَاَغْرَقْنَا الَّذِيْنَ
كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُنْذَرِيْنَ ﴿٧٣﴾

## તરજુમો :

*અને તેમને નૂહ (અલૈ.)નો હાલ સંભળાવો જ્યારે પોતાની કોમને કહ્યું, હે કોમ ! જો તમારા ઉપર ભારે થયું છે મારું ઊભું થવું અને અલ્લાહની આયતોથી નસીહત કરવું તો મેં અલ્લાહ ઉપર ભરોસો કર્યો હવે તમે બધા મળીને પોતાનું કામ નક્કી કરો અને પોતાના ભાગીદારોને ભેગા કરો, પછી તમને તમારા કામમાં કોઈ શંકા ન રહે, પછી મારી સાથે કરી ચૂકો અને મને મહોલત ન આપો. (૭૧) પછી જો મોઢું ફેરવશો તો મેં કોઈ મજૂરી નથી ઈચ્છી, મારી મજૂરી અલ્લાહ ઉપર છે અને મને હુકમ છે કે આજ્ઞાપાલક (મુસ્લિમ) રહું. (૭૨) પછી તેમને જૂઠાડયા, બસ અમે તેમને બચાવી લીધા અને જે તેમની સાથે વહાણમાં હતા અને તેમને સ્થળ (પૃથ્વી) ઉપર આબાદ (સ્થાપિત) કરી દીધા અને જે અમારી વાતોને જૂઠાડતા હતા તેમને ડૂબાડી દીધા, બસ જોઈ લો તેમનો અંજામ કેવો થયો જેમને ડરાવ્યા હતા. (૭૩)*

## તફસીર :

અને આપ (ﷺ) તેમને નૂહ (અલૈ.)નો કિસ્સો પઢીને સંભળાવો (જે તે સમયે બન્યો હતો) જ્યારે કે તેમણે પોતાની કોમને કહ્યું, હે મારી કોમ ! જો તમને મારું રહેવું (એટલે કે નસીહત કરવાની પરિસ્થિતિમાં રહેવું) અને અલ્લાહના હુકમોથી નસીહત કરવું ભારે (અને નાપસંદ) લાગતું હોય તો (ભલે હું કંઈ પરવા નથી કરતો કારણ કે) મારો તો અલ્લાહ ઉપર જ ભરોસો છે, બસ તમે (મને નુકસાન પહોંચાડવા વિશે) તમારી યુક્તિઓ (જે કંઈ કરી શકો) તમારા (ઘડી કાઢેલા) શરીકો (એટલે કે મૂર્તિઓ) સાથે પાકી કરી લો (એટલે કે તમે અને તમારા મઅ્બૂદો બધા મળીને નુકસાન પહોંચાડવાની તમારી ઈચ્છા પૂરી કરી લો) પછી તમારી તે યુક્તિઓ તમારા ગૂંગળાવવાનું (અને દિલની તંગીનું) કારણ

ન થવા પામે (એટલે કે મોટા ભાગે ગુપ્ત યુક્તિઓથી દિલમાં એક પ્રકારની ગૂંગળામણ અનુભવાતી હોય છે, બસ ગુપ્ત યુક્તિઓ કરવાની આવશ્યકતા નથી જે કંઈ યુક્તિઓ દિલ ખોલીને જાહેરમાં કરી શકતા હોય, કરો ! મારો કોઈ લિહાજ કે શરમ ન રાખો અને ન જ મારા ચાલ્યા જવાનો અથવા નાસી છૂટવાનો ભય રાખો કારણ કે, આટલી વ્યક્તિઓના પહેરામાંથી એક વ્યક્તિનું ભાગી છૂટવું અશક્ય જેવું છે પછી ગુપ્ત યોજનાઓની શું આવશ્યકતાઓ છે) પછી મારી સાથે (જે કંઈ કરવાનું છે) કરી ચૂકો અને મને (થોડી પણ) મોહલત ન આપો (હેતુ એ છે કે હું તમારી તે વાતોથી નથી ડરતો અને હું ન જ પ્રચાર કરવાથી રોકાઈશ; આટલે સુધી તો ડરનો નકાર કર્યો, આગળ લાલચનો નકાર કરવામાં આવે છે. એટલે કે) પછી પણ જો તમને વાંધો જ હોય તો (એ સમજી લો કે) મેં તમારી પાસેથી (આ તબ્લીગ કરવાના બદલામાં) કોઈ વળતર તો નથી માંગ્યું (અને હું તમારી પાસે શા માટે માંગું ? કારણ કે) મારું વળતર તો માત્ર (અલ્લાહની કૃપાના વાયદા પ્રમાણે) અલ્લાહના જ માથે છે (મતલબ કે ન તો હું તમારાથી ડરું છુ અને ન જ કોઈ અપેક્ષા રાખું છું) અને (કારણ કે) મને હુકમ કરવામાં આવ્યો છે કે હું આજ્ઞાપાલન કરનારાઓમાં રહું (એટલા માટે તબ્લીગના હુકમનું અનુસરણ કરું છું, જો તમે માનશો નહીં તો તેમાં મારું શું નુકસાન છે ?) બસ (આ નસીહત અને શ્રેષ્ઠ કક્ષાની વાત હોવા છતાં પણ) તે લોકો તેમને જૂઠાડતા રહ્યા બસ (તેમના ઉપર પ્રલયનો અઝાબ થોપવામાં આવ્યો અને) અમે (આ અઝાબથી) તેમને અને જે તેમની સાથે વહાણમાં હતા તેમને (એટલે કે નૂહ અલૈ. અને તેમના સાથીઓને) છૂટકારો આપ્યો અને તેમને (પૃથ્વી ઉપર) આબાદ કર્યા અને (બાકી જે લોકો રહી ગયા હતા) જેમણે અમારી આયતોને જૂઠાડી હતી તેમને (આ પ્રલયમાં) ડૂબાડી દીધા, બસ જોવું જોઈએ તે લોકોનો કેવો (ખરાબ) અંજામ આવ્યો જેમને (અલ્લાહના અઝાબથી) ડરાવવામાં આવી ચૂક્યા હતા ! (એટલે કે તેઓ બેખબર હોવાની પરિસ્થિતિમાં હલાક કરવામાં નથી આવ્યા, બલકે તેમને પ્રથમથી જ કહી દેવામાં આવ્યું હતું અને સમજાવવામાં આવ્યું હતું પરંતુ તેમણે માન્યું નહીં અને સજા ભોગવી).

———————————

## આયત : (સૂરએ યૂનુસ : આયત નં. ૭૪)

ثُمَّ بَعَثْنَا مِنْ بَعْدِهٖ رُسُلًا اِلٰى قَوْمِهِمْ فَجَآءُوْهُمْ بِالْبَيِّنٰتِ فَمَا كَانُوْا لِيُؤْمِنُوْا
بِمَا كَذَّبُوْا بِهٖ مِنْ قَبْلُ ۭ كَذٰلِكَ نَطْبَعُ عَلٰى قُلُوْبِ الْمُعْتَدِيْنَ ۝۷۴

## તરજુમો :

*પછી અમે નૂહ (અલૈ.) પછી તેમની કોમ તરફ કેટલાય પયગમ્બર મોકલ્યા, ફરી તેમની પાસે ખુલ્લી દલીલો લાવ્યા, બસ તેમનાથી એ થયું કે એ વાત ઉપર ઈમાન લઈ આવે જેને પ્રથમથી જૂઠાડી ચૂક્યા હતા, એ જ પ્રમાણે અમે હદથી નીકળી જનારાઓના દિલો ઉપર મહોર લગાવી (સીલ મારી) દઈએ છીએ. (૭૪)*

## તફસીર :

ત્યારબાદ નૂહ (અલૈ.)ના પછી અમે અન્ય રસૂલોને તેમની કોમો તરફ મોકલ્યા, બસ તેઓ તેમની પાસે મોઅ્જિઝાઓ લઈને આવ્યા (પરંતુ) ત્યારબાદ (પણ તેમની જીદ અને હઠની પરિસ્થિતિ એવી હતી કે) જે વસ્તુને તેમણે પ્રથમ વાર (વિરોધ)માં (એક વખતે) જૂઠું કહી દીધું એ ન થયું કે ફરી તેને માની લીધું (અને જેમકે આ લોકો દિલોના કઠણ હતા) અલ્લાહ તઆલા એ જ પ્રમાણે કાફિરોના દિલો ઉપર મહોર લગાવી દે છે.

————————

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૭૫ થી ૮૨)

ثُمَّ بَعَثْنَا مِنْ بَعْدِهِمْ مُّوْسٰى وَهٰرُوْنَ اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ بِاٰيٰتِنَا فَاسْتَكْبَرُوْا
وَكَانُوْا قَوْمًا مُّجْرِمِيْنَ ۝۷۵ فَلَمَّا جَآءَهُمُ الْحَقُّ مِنْ عِنْدِنَا قَالُوْٓا اِنَّ هٰذَا لَسِحْرٌ مُّبِيْنٌ ۝۷۶
قَالَ مُوْسٰٓى اَتَقُوْلُوْنَ لِلْحَقِّ لَمَّا جَآءَكُمْ ۭ اَسِحْرٌ هٰذَا ۭ وَلَا يُفْلِحُ السّٰحِرُوْنَ ۝۷۷ قَالُوْٓا
اَجِئْتَنَا لِتَلْفِتَنَا عَمَّا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا وَتَكُوْنَ لَكُمَا الْكِبْرِيَآءُ فِي الْاَرْضِ ۭ

وَمَا نَحْنُ لَكُمَا بِمُؤْمِنِيْنَ ﴿٧٨﴾ وَقَالَ فِرْعَوْنُ ائْتُوْنِيْ بِكُلِّ سٰحِرٍ عَلِيْمٍ ﴿٧٩﴾ فَلَمَّا جَآءَ
السَّحَرَةُ قَالَ لَهُمْ مُّوْسٰٓى اَلْقُوْا مَآ اَنْتُمْ مُّلْقُوْنَ ﴿٨٠﴾ فَلَمَّآ اَلْقَوْا قَالَ مُوْسٰى مَا
جِئْتُمْ بِهِ ۙ السِّحْرُ ؕ اِنَّ اللّٰهَ سَيُبْطِلُهٗ ؕ اِنَّ اللّٰهَ لَا يُصْلِحُ عَمَلَ الْمُفْسِدِيْنَ ﴿٨١﴾
وَيُحِقُّ اللّٰهُ الْحَقَّ بِكَلِمٰتِهٖ وَلَوْ كَرِهَ الْمُجْرِمُوْنَ ﴿٨٢﴾ ع

## તરજુમો :

*પછી અમે તેમની પાછળ ફિરઔન અને તેના સરદારોની પાસે મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)ને પોતાની નિશાનીઓ આપીને મોકલ્યા, પછી તકબ્બુર (અભિમાન) કરવા લાગ્યા અને તેઓ ગુનેહગાર લોકો હતા. (૭૫) પછી જ્યારે તેમને અમારી પાસેથી સાચી વાત પહોંચી કહેવા લાગ્યા, આ તો ઉઘાડો જાદૂ છે ! (૭૬) મૂસા (અલૈ.)એ કહ્યું, શું તમે સત્ય વાતને આવું કહો છો જ્યારે તે તમારી પાસે પહોંચે ? શું આ જાદૂ છે ? અને જાદૂ કરનારાઓ છુટકારો પામતા નથી. (૭૭) બોલ્યા, શું તમે આવ્યા છો કે અમને તે માર્ગથી ફેરવી આપો જેના ઉપર અમે પોતાના બાપદાદાઓને પામ્યા ? અને તમને બંનેને આ પ્રદેશમાં સરદારી મળી જાય ? અને અમે તમને માનનારા નથી. (૭૮) અને ફિરઔન બોલ્યો, મારી પાસે લાવો જે જાણકાર જાદૂગર હોય. (૭૯) પછી જ્યારે જાદૂગર આવ્યા મૂસા (અલૈ.)એ તેમને કહ્યું, નાંખો જે તમે નાંખો છો ! (૮૦) પછી જ્યારે તેમણે નાંખ્યું મૂસા (અલૈ.) બોલ્યા કે જે તમે લાવ્યા છો બસ જાદૂ છે હવે અલ્લાહ તેને બગાડે છે, નિઃશંક ! અલ્લાહ ફસાદખોરોના કામ શણગારતો નથી. (૮૧) અને અલ્લાહ પોતાના હુકમથી હક વાતને સાચી કરે છે અને ગુનેહગારો ભલે બુરું માને. (૮૨)*

## તફસીર :

ત્યારબાદ તે (પ્રસ્તુત) પયગમ્બરો પછી અમે મૂસા અને હારૂન (અલૈ.)ને ફિરઔન અને તેના સરદારો પાસે પોતાના મોઅ્જિઝાઓ (અસા એટલે કે લાઠી અને ચમકતો હાથ) આપીને મોકલ્યા, બસ તેમણે (એટલે કે ફિરઔન અને તેના સરદારોએ તેનું સમર્થન કરવાથી) અભિમાન કર્યું (અને સત્યની શોધ માટે

વિચાર પણ ન કર્યો) અને તે લોકો પાપાચારીઓ હતા (એટલા માટે અનુસરણ ન કર્યું) પછી જ્યારે (દા'વા પછી) તેમને અમારી પાસેથી તે (મૂસા અલૈ.ની નુબુવ્વતની) સાચી દલીલ પહોંચી (તેનાથી ભાવાર્થ તે મોઅ્જિઝો છે) તો તે લોકો કહેવા લાગ્યા કે ખરેખર આ તો ઉઘાડો જાદૂ છે; મૂસા (અલૈ.)એ કહ્યું, શું તમે આ સાચી દલીલ વિશે જ્યારે કે તે તમારી પાસે પહોંચી ચૂકી આવી વાત કહો છો (કે આ જાદૂ છે) ! શું આ જાદૂ છે ? જ્યારે કે જાદૂગર (જો નુબુવ્વતનો દા'વો કરે તો તે મોઅ્જિઝો જાહેર કરવામાં) સફળ નથી થતો (અને હું સફળ થાઉં છું કે પ્રથમ દા'વો કર્યો હવે મોઅ્જિઝો જાહેર કરી દીધો) તે લોકો (આ નિવેદનનો કંઈ જવાબ ન આપી શક્યા, એમ જ અજ્ઞાનતાથી) કહેવા લાગ્યા, શું તમે અમારી પાસે એટલા માટે આવ્યા છો કે અમને એ તરીકાથી હટાવી દો જેના ઉપર અમે પોતાના વડીલોને જોયા છે અને (એટલા માટે આવ્યા છો કે) તમને બંનેને દુનિયામાં રિયાસત (બાદશાહત અને સરદારી) મળી જાય ? અને (તમે સારી પેઠે જાણી લો કે) અમે તો તમને બંનેને કદાપિ માનીશું નહીં અને ફિરઔને (પોતાના સરદારોને) કહ્યું કે મારી પાસે બધા જ નિષ્ણાત જાદૂગરોને (જે આપણા પ્રદેશમાં છે) હાજર કરો (એટલા માટે તેમને ભેગા કરવામાં આવ્યા) બસ, જ્યારે તેઓ આવ્યા (અને મૂસા અલૈ. સાથે મુકાબલો થયો તો) મૂસા (અલૈ.)એ તેમને કહ્યું કે, નાંખો જે કંઈ તમારે (મેદાનમાં) નાંખવાનું છે, બસ જ્યારે તેમણે (પોતાના જાદૂનો સામાન) નાંખ્યો તો મૂસા (અલૈ.)એ કહ્યું કે જે કંઈ તમે (બનાવીને) લાવ્યા છો જાદૂ છે (ન કે તે જેને ફિરઔનવાળાઓ જાદૂ કહે છે) યકીની વાત છે કે અલ્લાહ તઆલા એ(જાદૂ)ને હમણા અસ્તવ્યસ્ત કરી નાંખશે (કારણ કે) અલ્લાહ તઆલા એવા ફસાદીઓના કાર્ય પૂર્ણ થવા દેતો નથી (જે મોઅ્જિઝા સામે મુકાબલો કરવા રજુ થયા) અને અલ્લાહ તઆલા (જે પ્રમાણે બાતિલ અને મોઅ્જિઝાના મુકાબલામાં સત્ય અને મોઅ્જિઝાઓને સફળ બનાવે છે અને બાતિલને નિષ્ફળ બનાવે છે એ જ પ્રમાણે) સાચી દલીલ (એટલે કે મોઅ્જિઝા)ને પોતાના વાયદા પ્રમાણે (કે નુબુવ્વતની નિશાની સ્વરૂપે) સાચી સાબિત કરી બતાવે છે ભલે અપરાધી (અને કાફિર) લોકોને કેટલુંય નાપસંદ હોય.

———————

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૮૩ થી ૮૬)

فَمَآ اٰمَنَ لِمُوْسٰٓى اِلَّا ذُرِّيَّةٌ مِّنْ قَوْمِهٖ عَلٰى خَوْفٍ مِّنْ فِرْعَوْنَ وَمَلَا۟ئِهِمْ اَنْ يَّفْتِنَهُمْ ؕ وَ
اِنَّ فِرْعَوْنَ لَعَالٍ فِى الْاَرْضِ ۚ وَاِنَّهٗ لَمِنَ الْمُسْرِفِيْنَ ﴿۸۳﴾ وَقَالَ مُوْسٰى يٰقَوْمِ اِنْ
كُنْتُمْ اٰمَنْتُمْ بِاللّٰهِ فَعَلَيْهِ تَوَكَّلُوْٓا اِنْ كُنْتُمْ مُّسْلِمِيْنَ ﴿۸۴﴾ فَقَالُوْا عَلَى اللّٰهِ تَوَكَّلْنَا ۚ رَبَّنَا
لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿۸۵﴾ وَنَجِّنَا بِرَحْمَتِكَ مِنَ الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿۸۶﴾

## તરજુમો :

*પછી કોઈ મૂસા (અલૈ.) ઉપર ઈમાન ન લાવ્યું પરંતુ તેમની કોમના અમુક છોકરાઓ ફિરઔનથી અને તેમના સરદારોથી ડરતાં-ડરતાં કે ક્યાંક તેમને આફતમાં ન નાંખે અને ફિરઔન પ્રદેશમાં ચઢી રહ્યો છે (પ્રબળ છે) અને તેણે હાથ (પણ) છોડી રાખ્યો છે. (૮૩) અને મૂસા (અલૈ.)એ કહ્યું, હે મારી કોમ ! જો તમે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા છો તો એના જ ઉપર ભરોસો કરો જો તમે ફરમાંબરદાર છો. (૮૪) ત્યારે તેઓ બોલ્યા, અમે અલ્લાહ ઉપર ભરોસો કર્યો, હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર આ જાલિમ કોમનું જોર ન અજમાવ. (૮૫) અને અમને મહેરબાની કરીને આ કાફિર લોકોથી છુટકારો અપાવી દે. (૮૬)*

## તફસીર :

બસ (જ્યારે લાઠીનો મોઅ્જિઝો જાહેર થયો તો) મૂસા (અલૈ.) ઉપર (શરૂ-શરૂમાં) તેમની કોમમાંથી ફક્ત અમુક થોડા વ્યક્તિઓ ઈમાન લાવ્યા તે પણ ફિરઔનથી અને તેના અધિકારીઓથી ડરતાં-ડરતાં કે ક્યાંક (જાહેર થવાથી) તેમને તકલીફ (ન) પહોંચાડી દે અને વાસ્તવમાં (તેમનું ડરવું પણ અસ્થાને ન હતું, કારણ કે) ફિરઔન આ પ્રદેશમાં જોર (બાદશાહત) ધરાવતો હતો અને એ વાત પણ હતી કે તે હદ (ન્યાય)થી બહાર નીકળી જતો હતો (અત્યાચાર કરવા લાગતો હતો, પછી જે વ્યક્તિ સત્તાની સાથે સાથે અત્યાચાર કરતો હોય તેનો તો ડર લાગતો જ હોય છે) અને મૂસા (અલૈ.)એ (જ્યારે તેમના ડરને જોયો તો તેમને) કહ્યું કે હે મારી કોમ ! જો તમે (સાચા દિલથી) અલ્લાહ

ઉપર ઈમાન ધરાવતા હોય તો (વિચાર્યા ન કરો, બલકે) તેના ઉપર જ વિશ્વાસ રાખો અને તમે (તેની) આજ્ઞાનું પાલન કરનારા બનો, તેમણે (જવાબમાં) વિનંતી કરી કે અમે અલ્લાહ ઉપર જ વિશ્વાસ કર્યો, (ત્યારબાદ અલ્લાહ તઆલા પાસે દુઆ કરી કે) હે અમારા પરવરદિગાર ! અમને જાલિમ લોકોના જોર-આજમાઈશનો "તખ્તએ મશ્ક" (અખાડો) ન બનાવ અને અમને પોતાની રહમતથી આ કાફિરોથી છુટકારો અપાવ.

————————

## આયતો : (સૂરએ યુનૂસ : આયત નં. ૮૭ થી ૯૧)

وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰى وَاَخِيْهِ اَنْ تَبَوَّاٰ لِقَوْمِكُمَا بِمِصْرَ بُيُوْتًا وَّاجْعَلُوْا
بُيُوْتَكُمْ قِبْلَةً وَّاَقِيْمُوا الصَّلٰوةَ ؕ وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿٨٧﴾ وَقَالَ مُوْسٰى رَبَّنَآ اِنَّكَ
اٰتَيْتَ فِرْعَوْنَ وَمَلَاَهٗ زِيْنَةً وَّاَمْوَالًا فِى الْحَيٰوةِ الدُّنْيَا ۙ رَبَّنَا لِيُضِلُّوْا عَنْ
سَبِيْلِكَ ۚ رَبَّنَا اطْمِسْ عَلٰٓى اَمْوَالِهِمْ وَاشْدُدْ عَلٰى قُلُوْبِهِمْ فَلَا يُؤْمِنُوْا حَتّٰى يَرَوُا
الْعَذَابَ الْاَلِيْمَ ﴿٨٨﴾ قَالَ قَدْ اُجِيْبَتْ دَّعْوَتُكُمَا فَاسْتَقِيْمَا وَلَا تَتَّبِعٰٓنِّ
سَبِيْلَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿٨٩﴾ وَجٰوَزْنَا بِبَنِيْٓ اِسْرَآءِيْلَ الْبَحْرَ فَاَتْبَعَهُمْ فِرْعَوْنُ
وَجُنُوْدُهٗ بَغْيًا وَّعَدْوًا ؕ حَتّٰٓى اِذَآ اَدْرَكَهُ الْغَرَقُ ۙ قَالَ اٰمَنْتُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا الَّذِيْٓ
اٰمَنَتْ بِهٖ بَنُوْٓا اِسْرَآءِيْلَ وَاَنَا مِنَ الْمُسْلِمِيْنَ ﴿٩٠﴾ آٰلْئٰنَ وَقَدْ عَصَيْتَ قَبْلُ
وَكُنْتَ مِنَ الْمُفْسِدِيْنَ ﴿٩١﴾

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને અને તેમના ભાઈને હુકમ મોકલ્યો કે પોતાની કોમના માટે મિસ્રમાં ઘરો બનાવો અને પોતાના ઘરો કિબ્લારૂખ બનાવો અને નમાઝ કાયમ કરો અને ઈમાનવાળાઓને ખુશખબરી આપો. (૮૭) અને મૂસા (અલૈ.)એ કહ્યું, હે અમારા પરવરદિગાર ! તેં ફિરઔનને અને*

*તેના સરદારોને દુનિયાની જિંદગીમાં રોનક અને માલ આપ્યો છે, હે અમારા પરવરદિગાર ! એ માટે કે તારા માર્ગથી ભટકાવે, હે અમારા પરવરદિગાર ! તેમનો માલ મિટાવી દે અને તેમના દિલો કઠોર કરી દે કે જ્યાં સુધી દર્દનાક અઝાબ જોઈ લે ઈમાન ન લાવે. (૮૮) કહ્યું, તમારી દુઆ કબૂલ થઈ ચૂકી, બસ તમે બંને અડગ રહો અને જે નાવાકેફ છે તેમના માર્ગે ન ચાલો. (૮૯) અને અમે બની ઈસ્રાઈલને દરિયાથી પાર કરી દીધા, પછી ફિરઔને તેમનો પીછો કર્યો અને તેના લશ્કરે શરારતથી અને અદાવતથી, એટલે સુધી કે જ્યારે ડૂબવા લાગ્યો બોલ્યો, મેં યકીન કરી લીધું કે કોઈ મઅ્બૂદ નથી પરંતુ જેના ઉપર બની ઈસ્રાઈલ ઈમાન લાવ્યા અને હું ફરમાંબરદારોમાં છું. (૯૦) હવે આવું કહે છે !? અને તું આનાથી પહેલાં (તો) નાફરમાની કરતો રહ્યો અને ગુમરાહોમાં રહ્યો ! (૯૧)*

## તફસીર :

અને અમે (તેની દુઆ કબૂલ કરવાનો સામાન ઉપસ્થિત કર્યો કે) મૂસા (અલૈ.) અને તેમના ભાઈ હારૂન (અલૈ.) પાસે વહી મોકલી કે તમે બંને પોતાના લોકો માટે (કાયદેસર) મિસ્રમાં ઘર બનાવી રાખો (એટલે કે તેઓ ડરીને ઘર ન છોડે અમે તેમની સુરક્ષા કરીશું) અને (નમાઝના સમયે) તમે સૌ પોતાના આ જ ઘરોમાં નમાઝ પઢવાની જગ્યા કાયમ કરી દો (તો મસ્જિદોમાં હાજરી આપવી ડરના કારણે મા'ફ છે) અને (એ જરૂરી છે કે) નમાઝના પાબંદ રહો (જેથી નમાઝની બરકતથી અલ્લાહ તઆલા આ મુસીબતથી જલદી છુટકારો અપાવી દે) અને (હે મૂસા અલૈ. !) તમે મુસલમાનોને ખુશખબરી આપી દો (કે હવે નિકટમાં જ આ મુસીબત દૂર થઈ જશે) અને મૂસા (અલૈ.)એ (દુઆમાં) વિનંતી કરી કે હે અમારા પરવરદિગાર ! (અમને એ વાત જાણ થઈ ગઈ કે) તેં ફિરઔનને અને તેના સરદારોને શણગારનો સામાન અને જાત-જાતનો માલ દુનિયવી જિંદગીમાં હે અમારા પરવરદિગાર એ જ કારણે આપ્યો છે કે તે તારા માર્ગથી (લોકોને) ગુમરાહ કરે, (બસ જ્યારે હિદાયત તેમના મુકદ્દરમાં છે જ નથી અને જે હિકમત હતી તે પ્રાપ્ત થઈ ચૂકી તો હવે તેમના માલ અને તેમની હસ્તીને શા માટે બાકી રાખવામાં આવે ? બસ) હે અમારા પરવરદિગાર તેમના

માલને નેસ્ત–નાબૂદ કરી નાંખ અને (તેમની જાત માટે હલાકતનો સામાન બનાવી દે એ પ્રમાણે કે) તેમના દિલોને (વધારે) કઠણ બનાવી દે (જેનાથી તેઓ નાશ થવાના હકદાર બની જાય) બસ તેઓ ઈમાન ન લાવવા પામે (બલકે દરરોજ તેમનું કુફ્ર વધતું જ રહે) એટલે સુધી કે મહાન અઝાબ(ના હકદાર થઈને તેને) જોઈ લે, (બસ તે સમયે ઈમાનનો લાભ નથી થતો, મૂસા અલૈ. આ દુઆ કરતા રહ્યા અને હારૂન અલૈ. "આમીન" કહેતા રહ્યા. –કઝા ફિલ દૂર્રિ મન્સૂર) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે તમારા બંનેની દુઆ કબૂલ કરી લેવામાં આવી (કારણ કે આમીન કહેવું પણ દુઆમાં સામેલ થવું જ છે; અમે તેમના માલ અને જાતને હવે નષ્ટ કરનારા છે) બસ તમે (પોતાના હોદ્દાનું કાર્ય એટલે કે તબ્લીગ અને પ્રચાર ઉપર) દૃઢ રહો (એટલે કે ભલે હિદાયત તેમની તકદીરમાં ન હોય પરંતુ તબ્લીગમાં તમારો જ ફાયદો છે) અને તે લોકોના માર્ગે ન ચાલો જેઓ (અમારો વાયદો સાચો હોવામાં કે સજાની મોકૂફીમાં હિકમત હોવાનું જ્ઞાન જ ધરાવતા નથી અથવા તો તબ્લીગ આવશ્યક હોવાનું) જાણતા નથી (એટલે કે અમારા વાયદાને સાચો સમજો અને જો તેમનો નાશ થવામાં મોડું થઈ જાય તો તેમાં હિકમત સમજો અને પોતાના પયગમ્બરીના હોદ્દામાં મંડ્યા રહો) અને (જ્યારે અમે ફિરઔનનો નાશ કરવા ઈચ્છયું તો મૂસા અલૈ.ને હુકમ આપ્યો કે બની ઈસ્રાઈલને મિસ્રથી બહાર કાઢીને લઈ જાઓ, એટલા માટે તેઓ સૌને લઈને નીકળી ગયા અને રસ્તામાં ખારો સમુદ્ર આડે આવ્યો અને મૂસા અલૈ.ની દુઆથી તેમાં માર્ગ થઈ ગયો અને) અમે બની ઈસ્રાઈલને (તે) દરિયાથી પાર કરી દીધા પછી તેમની પાછળ–પાછળ ફિરઔન પોતાના લશ્કરની સાથે અત્યાચાર અને અતિરેકના ઈરાદાથી (દરિયામાં) ચાલ્યો (કે દરિયાથી નીકળીને તેમને હણી નાંખે પરંતુ તે દરિયો પાર ન કરી શક્યો) એટલે સુધી કે તે ડૂબવા લાગ્યો (અને અઝાબના ફરિશ્તાઓ નજરે પડવા લાગ્યા) તો (બેબાકળો થઈને) કહેવા લાગ્યો, હું ઈમાન લાવું છું કે જેના ઉપર બની ઈસ્રાઈલ ઈમાન લાવ્યા છે તેના સિવાય કોઈ મઅ્બૂદ નથી અને હું મુસલમાનોમાં સામેલ થાઊં છું (બસ મને આ ડૂબવાથી અને આખિરતના અઝાબથી છુટકારો આપવામાં આવે) અને એ (આખિરતને જોતા) પહેલાં શરારત કરતો રહ્યો અને ફસાદખોરોમાં રહ્યો, હવે છુટકારો ઈચ્છે છે !?

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.) તથા બની ઈસ્રાઈલ અને ફિરઔનની કોમની અમુક ઘટનાઓ અને તેનાથી સંબંધિત હુકમો પ્રસ્તુત છે. પ્રથમ આયતમાં એક ખાસ ઘટના વિશે હુકમ છે અને તે એ કે, બની ઈસ્રાઈલ જેઓ દીને મુસ્વી (અલૈ.) ઉપર અમલ કરતા હતા તેઓ બધા સામાન્ય ટેવ પ્રમાણે નમાઝો ફક્ત પોતાની ઈબાદતગાહો (સીનાગોગ)માં અદા કરતા હતા. આ વિશિષ્ટ સહૂલત ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને અર્પણ થઈ કે દરેક સ્થળે જ્યાં ઈચ્છે નમાઝ અદા કરી લે. સહીહ મુસ્લિમની એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ પોતાની છ વિશેષતાઓમાંથી એક એ પણ વર્ણન કરી છે કે, મારા માટે સમગ્ર પૃથ્વીને મસ્જિદ બનાવી દેવામાં આવી છે કે દરેક સ્થળે નમાઝ અદા થઈ જાય છે અને એ બીજી વાત છે કે ફરજ નમાઝોને મસ્જિદમાં જ અદા કરવી જમાઅતની સાથે સુન્નતે મુઅક્કિદહ ઠરાવવામાં આવ્યું છે અને નફલ નમાઝોને ઘરોમાં અદા કરવી ઉત્તમ છે. રસૂલે કરીમ ﷺનો અમલ એ જ હતો કે, મસ્જિદમાં ફક્ત ફરજ નમાઝો પઢતા હતા અને સુન્નતો તથા નફલો ઘરમાં જઈને અદા કરતા હતા. બની ઈસ્રાઈલ પોતાના ધર્મ પ્રમાણે એ બાબતના પાબંદ હતા કે, નમાઝ ફક્ત પોતાના ઈબાદતખાનાઓમાં અદા કરતા હતા અને ફિરઔન જે તેમને જાત–જાતની અને ભાત–ભાતની પીડાઓ અને ત્રાસ આપી અત્યાચાર કરતો હતો તેણે આ જોઈને તેમના બધા જ ઈબાદતખાનાઓને જમીનદોસ્ત કરાવી નાંખ્યા કે આ લોકો પોતાના ધર્મ પ્રમાણે નમાઝ જ ન પઢી શકે, તેના ઉપર અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલના બંને પયગમ્બરો હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.)ને જે હુકમ આપ્યો તે આ આયતમાં પ્રસ્તુત છે કે, બની ઈસ્રાઈલ માટે મિસ્રમાં નવા મકાનો બનાવવામાં આવે અને તે મકાનોનું રૂખ કિબ્લા તરફ હોય જેથી તેઓ તેમના મકાનમાં આરામથી નમાઝ અદા કરી શકે.

તેનાથી જાણ થઈ કે અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતોમાં જો કે સામાન્ય હુકમ એ જ હતો કે, નમાઝો ફક્ત ઈબાદતખાનાઓમાં પઢવામાં આવે પરંતુ એક ખાસ ઘટનાના કારણે બની ઈસ્રાઈલ માટે એ બાબતની કામચલાઉ પરવાનગી આપવામાં આવી કે ઘરોમાં જ નમાઝ અદા કરવામાં આવે અને પોતાના ઘરોનું રૂખ કિબ્લા તરફ સીધું રાખે અને એ પણ કહી શકાય છે કે, આ જરૂરતના સમયે

પણ તેમના વિશિષ્ટ ઘરોમાં નમાઝ પઢવાની પરવાનગી આપવામાં આવી હતી જેનું રૂખ કિબ્લા તરફ કરવામાં આવ્યું હતું, સામાન્ય ઘરોમાં અને જાહેર સ્થળો ઉપર નમાઝની પરવાનગી તે સમયે પણ ન હતી કે જે પ્રમાણે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને શહેર અને જંગલ દરેક સ્થળોએ નમાઝ અદા કરવાની સહૂલત પ્રાપ્ત થઈ છે. *(રૂહ)*

અત્રે આ સવાલ પણ વિચારપાત્ર છે કે, આ આયતમાં બની ઈસ્રાઈલને જે કિબ્લા તરફ ચહેરો કરવાનો હુકમ આપવામાં આવ્યો છે તેનો ભાવાર્થ કયો કિબ્લો છે ? કા'બા અથવા બયતુલ મુકદસ ? હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, તેનો ભાવાર્થ કા'બા છે અને કા'બા જ હઝરત મૂસા (અલૈ.) અને તેમના સાથીઓનો કિબ્લો હતો. *(કુર્તુબી અને રૂહ)*

બલકે અમુક ઉલમાએ ફરમાવ્યું કે, બધા જ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)નો કિબ્લો વાસ્તવમાં કા'બા જ હતો.

જે હદીષમાં એવો ઈરશાદ છે કે, યહૂદીઓ પોતાની નમાઝોમાં "સખ્રએ બયતુલ મુકદસ" તરફ ચહેરો કરે છે તેને તે સમયકાળના સંદર્ભમાં લેવામાં આવશે જ્યારે કે હઝરત મૂસા (અલૈ.) મિસ્ર છોડીને બયતુલ મુકદસ તરફ રવાના થયા અને આ તે બાબતની વિરુદ્ધ નથી કે મિસ્રમાં સ્થાયી થવાના સમયકાળમાં તેમનો કિબ્લો બયતુલ્લાહ જ હોય.

આ આયતથી એ પણ સાબિત થયું કે, નમાઝ માટે કિબ્લા તરફ ચહેરો હોવાની શરત પાછલા અંબિયા (અલૈ.)ના યુગમાં પણ હતી, એ જ પ્રમાણે પાકી (સ્વચ્છતા) અને "સત્રે ઓરત" (વિશિષ્ટ અંગોને ઢાંકવા) વિશે બધા જ પાછલા અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં નમાઝની શરત હોવું વિશ્વાસપાત્ર રિવાયતોથી સાબિત થયેલ છે.

ઘરોને કિબ્લારૂખ બનાવવાનો હેતુ જ એ હતો કે તેમાં નમાઝ અદા કરવામાં આવે, એટલા માટે ત્યારબાદ اَقِيْمُوا الصَّلٰوةَ નો હુકમ આપીને એવું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, જો ફિરઔન ઈબાદતગાહોમાં નમાઝ અદા કરવાથી અટકાવે છે તો તેનાથી નમાઝનો હુકમ રદ નથી થતો, બલકે તેને પોતાના ઘરોમાં અદા કરો.

અંતિમ આયતમાં હઝરત મૂસા (અલૈ.)ને સંબોધન કરીને હુકમ આપવામાં આવ્યો કે, મો'મિનોને તમે ખુશખબરી સંભળાવી આપો કે તેમનો હેતુ પૂર્ણ થશે, દુશ્મન ઉપર તેમને વિજય પ્રાપ્ત થશે અને આખિરતમાં જન્નત મળશે. *(રૂહ)*

આયતની શરૂઆતમાં હઝરત મૂસા અને હારૂન (અલૈ.)ને અરબીના બે વચન (તસ્નિય્યહ) દ્વારા સંબોધન કરવામાં આવ્યું, કારણ કે મકાનો કિબ્લા તરફ રૂખ કરીને તેમાં નમાઝો પઢવાની પરવાનગી તેમનું જ કામ હતું, ત્યારબાદ બહુવચન (જમઅ્)ના ક્રિયાપદ દ્વારા બધા જ બની ઈસ્રાઈલને સામેલ કરીને નમાઝ કાયમ કરવાનો હુકમ આપવામાં આવ્યો, કારણ કે આ હુકમમાં પયગમ્બર અને ઉમ્મત બધા જ સામેલ છે, અંતે ખુશખબરી આપવાનો હુકમ ખાસ હઝરત મૂસા (અલૈ.)ને આપવામાં આવ્યો, કારણ કે અસલ શરીઅત લાવનાર નબી તેઓ જ હતા, જન્નતની ખુશખબરી આપવાનો અધિકાર માત્ર તેમને જ હતો.

બીજી આયતમાં ફિરઔનની કોમની સુધારણાથી નિરાશ થઈને હઝરત મૂસા (અલૈ.)ની બદ્દુઆનું વર્ણન છે જેની શરૂઆતમાં તેમણે અલ્લાહ તઆલાની બારગાહમાં એ વિનંતી કરી કે, યા અલ્લાહ ! તેં ફિરઔનની કોમને દુનિયાના શણગારનો સર-સામાન અને માલ-દોલત મોટા પ્રમાણમાં અર્પણ કરી છે, મિસ્રથી લઈને હબસા (ઈથોપિયા) સુધીની જમીનમાં સોના-ચાંદી અને હીરા-મોતી (યાકૂત) વગેરે રત્નોની ખાણો અર્પણ કરી રાખી છે. (કુર્તુબી) જેનો પ્રભાવ એ છે કે તેઓ લોકોને તારા માર્ગથી ગુમરાહ કરે છે, કારણ કે સામાન્ય લોકો તેમના જાહેર સર-સામાન અને અય્યાશીઓ તથા રાહતને જોઈને એવી શંકામાં પડી જાય છે કે, જો તેઓ ગુમરાહી ઉપર હોત તો તેમને અલ્લાહ તઆલાની આ નેઅ્મતો કઈ રીતે મળે ? કારણ કે, સામાન્ય લોકોની દષ્ટિ એ વાસ્તવિકતા સુધી નથી પહોંચતી કે દુનિયાની પ્રગતિ અને વિકાસ નેક અમલ વિના કોઈ માનવીના સત્ય ઉપર હોવાની નિશાની નથી હોઈ શકતી, હઝરત મૂસા (અલૈ.)એ ફિરઔનની કોમની સુધારણાથી નિરાશ થઈ ગયા પછી તેમના માલ-દોલતથી અન્યોની ગુમરાહીના ભયની અનુભૂતિ કરીને બદ્દુઆ કરી, رَبَّنَا اطْمِسْ عَلٰى اَمْوَالِهِمْ એટલે કે, "હે મારા પરવરદિગાર ! તેમના માલનું

સ્વરૂપ બદલીને નષ્ટ અને નિરર્થક બનાવી દે.''

હઝરત કતાદહ (રદિ.)નું વર્ણન છે કે, આ દુઆનો પ્રભાવ એ જાહેર થયો કે, ફિરઔનની કોમના બધા જ ઝર–ઝવેરાત અને રોકડ સિક્કા, બાગ–બગીચા, ખેતીઓનું બધું ઉત્પાદન પથ્થરોના સ્વરૂપમાં પરિવર્તિત થઈ ગયું, હઝરત ઉમર ઈબ્ને અઝીઝ (રહ.)ના સમયકાળમાં એક થેલો મળ્યો હતો જેમાં ફિરઔનના સમયની વસ્તુઓ હતી, તેમાં ઈંડા અને બદામો પણ જોવા મળી હતી જે બિલકુલ પથ્થર હતી.

તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ તેમના ફળો લીલોતરી અને અનાજને પથ્થર બનાવી દીધું હતું અને આ અલ્લાહની તે નવ નિશાનીઓ (મોઅ્જિઝાઓ)માંથી છે જેનું વર્ણન કુર્આન ૧૭:૧૦૧માં આવ્યું છે,

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيٰتٍ بَيِّنٰتٍ (અમે મૂસાને ખુલ્લી નવ નિશાનીઓ આપી.)

બીજી બદ્દુઆ હઝરત મૂસા (અલૈ.)એ આ કરી, وَاشْدُدْ عَلٰى قُلُوْبِهِمْ فَلَا يُؤْمِنُوْا حَتّٰى يَرَوُا الْعَذَابَ الْاَلِيْمَ એટલે કે, ''હે મારા પરવરદિગાર ! તેમના દિલોને એવા કઠણ બનાવી દે કે તેમનામાં ઈમાન અને ભલાઈની કોઈ ક્ષમતા જ ન રહે, જેથી તેઓ ભયાનક અઝાબ આવતા પહેલાં ઈમાન ન લાવી શકે.''

આ બદ્દુઆ જાહેર રીતે એક રસૂલ અને પયગમ્બરની જીભ વડે જાહેર થવી ખૂબ અશક્ય જેવી વાત ગણાય છે, કારણ કે પયગમ્બરોની જિંદગીનો હેતુ જ એ હોય છે કે લોકોને ઈમાન અને નેક સદ્કાર્યો તરફ આમંત્રણ આપે અને તેના માટે યોજનાઓ બનાવે.

પરંતુ અત્રે ઘટના એમ છે કે, હઝરત મૂસા (અલૈ.) સમગ્ર યુક્તિઓ કર્યા પછી તેમની સુધારણાથી નિરાશ થઈ ચૂક્યા હતા અને હવે ઈચ્છતા હતા કે, તેઓ પોતાના કૃત્યોની સજા ભોગવે, તેમાં એ સંભાવના પણ હતી કે કદાચ આ લોકો અઝાબને આવતો જોઈને ઈમાનનો સ્વીકાર ન કરી લે અને એ રીતે અઝાબ ટળી જાય, એટલા માટે કુફ્રથી નફરત અને જુગુપ્સા આ દુઆનું કારણ બન્યું, જેમકે ફિરઔન ડૂબવાના સમયે ઈમાનનો સ્વીકાર કરવા લાગ્યો તો જિબ્રઈલ અમીન (અલૈ.)એ તેનું મોઢું બંધ કરી દીધું કે ક્યાંક અલ્લાહની રહમત કેન્દ્રિત થઈને તે અઝાબથી બચી ન જાય.

અને એમ પણ હોઈ શકે છે કે આ બદ્દુઆ વાસ્તવમાં બદ્દુઆ ન હોય બલકે એવું હોય જેમકે શયતાન ઉપર લા'નત કરવામાં આવે છે, તે કુર્આનની નસ પ્રમાણે પોતે જ ફિટકારપાત્ર છે, પછી તેના ઉપર ફિટકાર કરવાનો મતલબ એનાથી વિશેષ કંઈ નથી કે જેના ઉપર અલ્લાહે લા'નત થોપી દીધી અમે પણ તેના ઉપર લા'નત કરીએ છીએ, આવી પરિસ્થિતિમાં આ બદ્દુઆનો ભાવાર્થ એ થયો કે તેમના દિલોનું કઠણ થવું અને ઈમાન તથા સુધારણાપાત્ર ન થવું અલ્લાહ તઆલા તરફથી નક્કી થઈ ચૂક્યું હતું, હઝરત મૂસા (અલૈ.)એ બદ્દુઆ સ્વરૂપે માત્ર તેની જાહેરાત કરી હોય.

ત્રીજી આયતમાં હઝરત મૂસા (અલૈ.)ની દુઆની સ્વીકૃતિનું વર્ણન થયું છે પરંતુ વિષયમાં હઝરત હારૂન (અલૈ.)ને પણ દુઆમાં સામેલ ઠરાવીને આ સંબોધન કરવામાં આવ્યું, قَدْ اُجِيْبَتْ دَّعْوَتُكُمَا એટલે કે, "તમારા બંનેની દુઆનો સ્વીકાર કરી લેવામાં આવ્યો." કારણ એ હતું કે જ્યારે હઝરત મૂસા (અલૈ.) આ દુઆ કરી રહ્યા હતા ત્યારે હઝરત હારૂન (અલૈ.) "આમીન" કહી રહ્યા હતા. એનાથી જાણ થઈ કે કોઈ દુઆ ઉપર "આમીન" કહેવું પણ દુઆમાં જ સામેલ છે અને કારણ કે દુઆનો સુન્નત તરીકો કુર્આને કરીમમાં ધીમા અવાજથી કરવાનો બતાવવામાં આવ્યો છે તેથી "આમીન" પણ ધીમા અવાજે કહેવું વધારે યોગ્ય જણાય છે.

આ આયતમાં દુઆની સ્વીકૃતિની જાણ તે બંને પયગમ્બરોને આપવામાં આવી પરંતુ તેમની થોડી કસોટી પણ કરવામાં આવી કે, દુઆની સ્વીકૃતિની અસર બગવી (રહ.)ના નિવેદન પ્રમાણે ચાલીસ વર્ષો પછી જાહેર થઈ, એટલા માટે આ આયતમાં દુઆની સ્વીકૃતિના વર્ણનની સાથે તે બંને બુઝૂર્ગોને આ પણ સૂચના આપવામાં આવી હતી, فَاسْتَقِيْمَا وَلَا تَتَّبِعٰٓنِّ سَبِيْلَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ એટલે કે, પોતાના હોદ્દાના કાર્ય દા'વત અને તબ્લીગમાં મક્કમ રહો, દુઆની સ્વીકૃતિની અસર મોડેથી જાહેર થાય તો અજ્ઞાનીઓની જેમ ઉતાવળ ન કરો.

ચોથી આયતમાં હઝરત મૂસા (અલૈ.)ના મશ્હૂર મોઅ્જિઝા દરિયો પાર કરવાની અને ફિરઔનના ડૂબવાની ઘટનાનું વર્ણન કર્યા પછી ફરમાવ્યું,

حَتّٰٓى اِذَآ اَدْرَكَهُ الْغَرَقُ قَالَ اٰمَنْتُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا الَّذِيْٓ اٰمَنَتْ بِهٖ بَنُوْٓا اِسْرَآءِيْلَ وَاَنَا مِنَ الْمُسْلِمِيْنَ

એટલે કે, "જ્યારે તે ડૂબવા લાગ્યો તો બોલી ઉઠયો કે હું ઈમાન લાવું છું અલ્લાહ ઉપર કે જેના ઉપર બની ઈસ્રાઈલ ઈમાન લાવ્યા છે, તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી અને હું આજ્ઞાપાલન કરનારાઓમાંથી છું."

પાંચમી આયતમાં પોતે અલ્લાહ તઆલા શા'નુહૂ તરફથી તેનો જવાબ આવ્યો છે, آٰلْـٰٔـنَ وَقَـدْ عَصَيْتَ قَبْلُ وَكُنْتَ مِنَ الْمُفْسِدِيْنَ એટલે કે, "શું હવે તમે મુસલમાન થાઓ છો જ્યારે કે ઈમાન અને ઈસ્લામનો સમય પસાર થઈ ચૂક્યો?"

એનાથી સાબિત થયું કે, મોતના સમયનું ઈમાન લાવવું શરઈ રીતે વિશ્વાસપાત્ર નથી, તેની વધારે સ્પષ્ટતા તે હદીષથી થાય છે જેમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા બંદાની તવબહનો સ્વીકાર કરતો રહે છે જ્યાં સુધી કે મોતના ડૂસ્કાનો સમય ન આવી જાય." *(તિરમિઝી)*

મોતના ડૂસ્કાના સમયનો ભાવાર્થ તે સમય છે જ્યારે રૂહની સકળાંતના સમયે ફરિશ્તાઓ સામે આવી જાય છે, તે સમયે અમલ કરવાના ઘર દુનિયાની જિંદગી પૂર્ણ થઈને આખિરતના હુકમો શરૂ થઈ જાય છે, એટલા માટે તે સમયનો કોઈ અમલ સ્વીકૃતિપ્રાપ્ત નથી, ન તો ઈમાન અને ન જ કુફ્ર; એવા સમયે જે ઈમાન લાવે છે તેને પણ મો'મિન કહેવામાં નહીં આવે અને તેની સાથે કફન-દફનમાં મુસલમાનો જેવો વ્યવહાર કરવામાં નહીં આવે, જેમકે ફિરઔનની આ ઘટનાથી સાબિત છે કે ઈજ્માઅ્ (સર્વસહમતી)થી ફિરઔનનું મોત કુફ્ર ઉપર જ ઠરાવવામાં આવ્યું છે અને કુર્આનની નુસૂસથી પણ એ જ સ્પષ્ટ અને ખુલ્લું સાબિત થયેલ છે અને જે કોઈએ ફિરઔનના આ ઈમાનને ભરોસાપાત્ર કહ્યું છે તો યા તો તેની કોઈ તા'વીલ કરવામાં આવે નહિતર તે ખોટું કહેવામાં આવશે. *(રૂહ)*

એ જ પ્રમાણે અલ્લાહ ન ચાહે જો આવી જ રૂહની સકળાંતની હાલતમાં કોઈ વ્યક્તિની જીભ ઉપર કુફ્રનો કલિમો નીકળી જાય તો તેને પણ કાફિર કહેવામાં નહીં આવે, બલકે તેની જનાઝહની નમાઝ પઢીને મુસલમાનોની જેમ જ દફન કરવામાં આવશે અને તેના કુફ્રના કલિમાની તા'વીલ કરવામાં આવશે, જેમકે અમુક અવલિયા અલ્લાહની પરિસ્થિતિઓથી આ વાતનું સમર્થન થાય છે કે જે વાક્યો તેમના મુખેથી નીકળી રહ્યા હતા કુફ્રના વાક્યો સમજીને લોકો

પરેશાન હતા, પાછળથી કંઈ હોશ આવ્યો અને પોતાનો અર્થ બતાવ્યો તો બધાને સંતોષ થઈ ગયો કે બિલકુલ તે ઈમાન મુજબના જ વાક્યો હતા.

ખુલાસો એ છે કે જે વખતે રૂહ નીકળી રહી હોય અને સકળાંતનો સમય હોય તો તે સમય દુનિયાની જિંદગીમાં સામેલ નથી, તે સમયનો કોઈ પણ અમલ શરઈ રૂએ વિશ્વાસપાત્ર નથી, તેનાથી પહેલાં-પહેલાંનો દરેક અમલ ગણ્ય-માન્ય છે પરંતુ જોનારાઓએ તેમાં ઘણી કાળજી રાખવી જરૂરી છે, કારણ કે તે બાબતનો સાચો અંદાઝો લગાવવામાં ભૂલ થઈ શકે છે કે આ વખત રૂહની સકળાંતનો અને મોતના ડૂસ્કાનો છે અથવા તો તે પહેલાંનો.

———————

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૯૨ થી ૯૮)

فَالْيَوْمَ نُنَجِّيْكَ بِبَدَنِكَ لِتَكُوْنَ لِمَنْ خَلْفَكَ اٰيَةً ۭ وَاِنَّ كَثِيْرًا مِّنَ النَّاسِ عَنْ اٰيٰتِنَا
لَغٰفِلُوْنَ ﴿۹۲﴾ ع وَلَقَدْ بَوَّاْنَا بَنِيْٓ اِسْرَاۗءِيْلَ مُبَوَّاَ صِدْقٍ وَّرَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ ۚ
فَمَا اخْتَلَفُوْا حَتّٰى جَاۗءَهُمُ الْعِلْمُ ۭ اِنَّ رَبَّكَ يَقْضِيْ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا فِيْهِ
يَخْتَلِفُوْنَ ﴿۹۳﴾ فَاِنْ كُنْتَ فِيْ شَكٍّ مِّمَّآ اَنْزَلْنَآ اِلَيْكَ فَسْــَٔـلِ الَّذِيْنَ يَقْرَءُوْنَ
الْكِتٰبَ مِنْ قَبْلِكَ ۚ لَقَدْ جَاۗءَكَ الْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿۹۴﴾ وَلَا
تَكُوْنَنَّ مِنَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِ اللّٰهِ فَتَكُوْنَ مِنَ الْخٰسِرِيْنَ ﴿۹۵﴾ اِنَّ الَّذِيْنَ
حَقَّتْ عَلَيْهِمْ كَلِمَتُ رَبِّكَ لَا يُؤْمِنُوْنَ ﴿۹۶﴾ وَلَوْ جَاۗءَتْهُمْ كُلُّ اٰيَةٍ حَتّٰى يَرَوُا الْعَذَابَ
الْاَلِيْمَ ﴿۹۷﴾ فَلَوْلَا كَانَتْ قَرْيَةٌ اٰمَنَتْ فَنَفَعَهَآ اِيْمَانُهَآ اِلَّا قَوْمَ يُوْنُسَ ۭ لَمَّآ اٰمَنُوْا كَشَفْنَا
عَنْهُمْ عَذَابَ الْخِزْيِ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَمَتَّعْنٰهُمْ اِلٰى حِيْنٍ ﴿۹۸﴾

## તરજુમો :

*બસ આજે અમે તારા શરીરને બચાવીએ છીએ જેથી તું પોતાના પાછલાઓ માટે નિશાની બને અને બેશક ! ઘણા લોકો અમારી કુદરતો ઉપર ધ્યાન નથી*

*આપતા. (૯૨) અને અમે બની ઈસ્રાઈલને ઠેકાણું આપ્યું, સારું ઠેકાણું; અને ખાવા માટે તય્યિબ (સ્વચ્છ) વસ્તુઓ આપી, બસ તેમનામાં મતભેદ ન થયો એટલે સુધી કે તેમને ખબર પહોંચી, બેશક ! તમારો પરવરદિગાર તેમનામાં કયામતના દિવસે ફેંસલો કરશે જે વાતમાં કે તેઓએ મતભેદ કર્યો. (૯૩) બસ, જો તમે શંકામાં છો એ વસ્તુથી કે (જે) અમે તમારા તરફ ઉતારી તો તેમને પૂછો જે તમારાથી પહેલાં કિતાબ પઢે છે, બેશક ! તમારી પાસે તમારા પરવરદિગાર પાસેથી હક વાત આવી છે, બસ તમે કદાપિ શંકા કરનારા ન થાઓ. (૯૪) અને તેમનામાંથી ન થાઓ જેમણે અલ્લાહની વાતોને જૂઠાડી, પછી તમે પણ નુકસાનમાં પડનારા થઈ જશો. (૯૫) જેના ઉપર તમારા પરવરદિગારની વાત સાબિત થઈ ચૂકી તેઓ ઈમાન લાવશે નહીં. (૯૬) ભલે તેમને સઘળી નિશાનીઓ પહોંચે જ્યાં સુધી (કે) દર્દનાક અઝાબ ન જોઈ લે. (૯૭) બસ, કેમ ન થઈ કોઈ વસ્તી કે ઈમાન લાવી હોત પછી તેમનું ઈમાન લાવવું કામ લાગ્યું હોત પરંતુ યૂનુસ (અલૈ.)ની કોમ; જ્યારે તેઓ ઈમાન લાવ્યા અમે તેમના ઉપરથી દુનિયાની જિંદગીમાં ઝિલ્લતનો અઝાબ ઉઠાવી લીધો અને અમે તેમને એક મુદત સુધી લાભ પહોંચાડયો. (૯૮)*

## તફસીર :

(ઈચ્છિત છુટકારા વિના) આજે અમે તારી (એટલે કે ફિરઔનની) લાશને (પાણીમાં તળિયે બેસવાથી) બચાવી લઈશું જેથી તું તેમના માટે બોધપાઠ બને જે તારા પછી (મોજૂદ) છે કે તારી ભયાનક તબાહી જોઈને અલ્લાહના હુકમોના વિરોધ કરવાથી બચે અને વાસ્તવિકતા એ છે કે (તે પછી પણ) ઘણા લોકો અમારી (આવી–આવી) ઈબ્રતોથી ગાફેલ છે (અને હુકમોનો વિરોધ કરવાથી નથી ડરતા) અને અમે (ફિરઔનના ડૂબી ગયા પછી) બની ઈસ્રાઈલને રહેવાનું ઘણું સારું ઠેકાણું આપ્યું (કે તે સમયે તો તે મિસ્રના માલિક બની ગયા અને તેમની પ્રથમ પેઢીને જ બયતુલ મુકદસ અને સિરીયામાં અમાલિકા ઉપર વિજય અપાવીને તે પ્રદેશ તેમને અર્પણ કર્યો) અને અમે તેમને પવિત્ર વસ્તુઓ ખાવા માટે આપી (મિસ્રમાં પણ جَنّٰتٍ وَّعُيُوْنٍ બગીચાઓ અને ઝરણાઓ હતા અને સિરીયાની સરખામણીમાં بٰرَكْنَا فِيْهَا આવ્યું છે) બસ (થવું તો એવું જોઈતું

હતું કે તેઓ અમારી આજ્ઞાપાલનમાં વધારે પ્રવૃત્ત રહેવા જોઈએ પરંતુ તેમણે ઊલટું દીનમાં મતભેદ કરવાનું શરૂ કર્યું અને એવી ગુસ્તાખી કરી કે) તેમણે (અજ્ઞાનતાના કારણે) વિરોધ નથી કર્યો અહીંયાં સુધી કે તેમની પાસે (હુકમોનું) જ્ઞાન પહોંચી ગયું (હતું અને પછી વિરોધ કર્યો, આગળ આ મતભેદ ઉપર ચેતવણી છે કે) નિશ્ચિત વાત છે કે તમારો પરવરદિગાર તે (મતભેદ કરનારા)ઓ દરમિયાન કયામતના દિવસે તે બાબતોમાં (અમલી) ફૈસલો કરશે જેમાં તેઓ મતભેદ કર્યા કરતા હતા, પછી (દીને મુહમ્મદી ﷺની વાસ્તવિકતાની સાબિતી સ્વરૂપે અમે એક એવો પૂરતો તરીકો બતાવીએ છીએ કે જેની પાસે વહી નથી આવતી તો તેના માટે પણ તે પૂરતો છે, પછી એવું છે કે આપ ﷺ તો સાહિબે વહી છો પરંતુ આપ ﷺથી પણ જો આ સંબોધન વિવાદની શરત લગાવીને ફૈસલાની શરત સ્વરૂપે કરવામાં આવે તો એ રીતે શક્ય છે કે) જો (ધારી લો કે) તમે આ (કિતાબ)ની તરફ શંકા (અને સંદેહ)માં હોવ જેને અમે તમારી પાસે મોકલી છે તો (આ શંકાને દૂર કરવાનો એક સરળ તરીકો એ પણ છે કે) તમે તે લોકોને પૂછી જૂઓ જેઓ તમારાથી પહેલાં કિતાબોને પઢે છે (તવરાત અને ઇન્જીલ છે તે مِنْ حَيْثُ الْقِرَاءَةِ ફક્ત પઢવાથી તેમની ખુશખબરીઓની બીના પર આ કુર્આનને સત્ય બતાવશે) બેશક ! તમારી પાસે આપના પરવરદિગાર તરફથી સાચી કિતાબ આવી છે, તમે કદાપિ શંકા કરનારાઓમાંથી ન થાઓ અને ન (સંદેહ કરવાવાળાઓથી વધીને) તે લોકોમાંથી થાઓ જેમણે અલ્લાહની આયતોને જૂઠાડી, ક્યાંક તમે (નઊઝુબિલ્લાહ !) તબાહ ન થઈ જાઓ, ખરેખર જે લોકોના વિશે તમારા પરવરદિગારની (આ કાયમી પહેલેથી નક્કી થયેલ) વાત (કે આ લોકો ઈમાન નહીં લાવે) સાબિત થઈ ચૂકી છે તેઓ (ક્યારેય) ઈમાન નહીં લાવે ભલે તેમની પાસે બધી જ દલીલો (સત્યની સાબિતીની) પહોંચી જાય જ્યાં સુધી કે દર્દનાક અઝાબ ન જોઈ લે (પરંતુ તે વખતે ઈમાન લાભદાયક નથી હોતું) એટલા માટે (જે અગાઉની અનેક વસ્તીઓ ઉપર અઝાબ આવી ચૂક્યો છે તેમાંથી) કોઈ વસ્તી ઈમાન ન લાવી કે ઈમાન લાવવું તેમના માટે લાભાન્વિત હોત (કારણ કે તેમના ઈમાન સાથે અલ્લાહની ઇચ્છા જોડાયેલ ન હતી) હા ! પરંતુ યુનૂસ (અલૈ.)ની કોમ (કે તેમના ઇમાન સાથે અલ્લાહની ઇચ્છા જોડાયેલ હતી એટલા માટે તેઓ અઝાબની શરૂઆતની નિશાનીઓ જોઈને ઈમાન લઈ

આવ્યા અને) જ્યારે તેઓ ઈમાન લઈ આવ્યા તો અમે અપમાનિત કરનારો અઝાબ દુનિયાની જિંદગીમાં તેમના ઉપરથી ટાળી દીધો અને એક ખાસ સમય (એટલે કે મૃત્યુના સમય) સુધી (ખૂબ ભલાઈ સાથે) રાહત આપી (બસ બીજી વસ્તીઓનું ઈમાન ન લાવવું અને યૂનુસ અલૈ.નું ઈમાન લાવવું બંને અલ્લાહની ઈચ્છાથી થયું).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં ફિરઔનને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યો કે, "ડૂબ્યા પછી તારા બદનને પાણીમાંથી કાઢી લઈશું જેથી તારું શરીર પાછળથી આવનાર લોકો માટે અલ્લાહની કુદરતની નિશાની અને બોધપાઠ બની જાય."

તેની ઘટના એમ છે કે દરિયો પાર કર્યા પછી જ્યારે હઝરત મૂસા (અલૈ.)એ બની ઈસ્રાઈલને ફિરઔનના નાશ થવાની ખબર સંભળાવી તો તે લોકો ફિરઔનથી કંઈ એ પ્રકારે પ્રભાવિત અને પરાજિત હતા કે તેનો ઈન્કાર કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ફિરઔનનો નાશ થયો નથી, અલ્લાહ તઆલાએ તેમના માર્ગદર્શન અને અન્યોના બોધપાઠ માટે દરિયાના એક મોજા દ્વારા ફિરઔનની મૃત લાશને કિનારા ઉપર લાવી દીધી જેને બધાએ જોઈ અને તેમને તેના નાશ થવાનો વિશ્વાસ થઈ ગયો અને તેની આ લાશ સૌના માટે બોધપાઠનો નમૂનો બની થઈ, પછી ખબર નથી કે આ લાશનું શું થયું ? જે સ્થળે ફિરઔનની લાશ મળી હતી આજદિન સુધી તે સ્થળ "જબલે ફિરઔન"ના નામથી પ્રખ્યાત છે.

અમુક સમય પહેલાં સમાચારપત્રોમાં એ ખબર છપાઈ હતી કે, ફિરઔનની લાશ સહી-સલામત મળી આવી છે અને સામાન્ય લોકોએ તેના પ્રત્યક્ષ દર્શન પણ કર્યા છે અને તે આજ સુધી "કાહિરહ" (કૅરો)ના અજાયબ ઘર (મ્યુઝિયમ)માં સુરક્ષિત છે પરંતુ એ વિશ્વાસપૂર્વક કહી શકાય નહીં કે આ તે જ ફિરઔન છે જેનો મુકાબલો હઝરત મૂસા (અલૈ.) સાથે થયો હતો અથવા કોઈ બીજો ફિરઔન છે, કારણ કે ફિરઔન શબ્દ કોઈ એક ખાસ વ્યક્તિનું નામ નથી બલકે તે સમયમાં મિસ્રના દરેક રાજાને ફિરઔનનું ઉપનામ આપવામાં આવતું હતું.

પરંતુ કોઈ આશ્ચર્યની વાત નથી કે કુદરતે જે રીતે ડૂબેલી લાશને બોધપાઠ માટે કિનારા ઉપર નાંખી દીધી હતી એ જ પ્રમાણે આવનારી પેઢીઓના બોધપાઠ માટે તેને સડી જવાથી પણ સુરક્ષિત રાખી હોય અને અત્યાર સુધી તે મોજૂદ હોય.

અંતિમ આયતમાં ઈરશાદ છે કે, ઘણા લોકો અમારી આયતો અને નિશાનીઓથી ગાફેલ છે, તેમાં ચિંતન-મનન નથી કરતા અને બોધપાઠ ગ્રહણ નથી કરતા, નહિતર દુનિયાના અણુએ અણુમાં એવી નિશાનીઓ ઉપસ્થિત છે જેને જોઈને અલ્લાહ તઆલાનો અને તેની સંપૂર્ણ કુદરતનો પરિચય મેળવી શકાય છે.

બીજી આયતમાં ફિરઔનના ખરાબ પરિણામથી વિરુદ્ધ તે કોમનું ભવિષ્ય બતાવવામાં આવ્યું છે જેને ફિરઔને અપમાનિત અને ઝલીલ બનાવી રાખી હતી. ફરમાવ્યું કે, મેં બની ઈસ્રાઈલને સારું ઠેકાણું અર્પણ કર્યું, એક આખો પ્રદેશ મિસ્ર પણ તેમને મળી ગયો અને જોર્ડન તથા ફલસ્તીનની પવિત્ર ભૂમિ પણ મળી ગઈ જેને અલ્લાહ તઆલાએ પોતાના ખલીલ વહાલા હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને તેમના વંશજો માટે વારસો બનાવ્યો હતો, સારું ઠેકાણું આપવાને કુર્આનમાં مُبَوَّاَ صِدْقٍ શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે. صِدْق (સિદ્ક)નો અર્થ આ સ્થળે "ભલું" અને "યોગ્ય" થાય છે. ભાવાર્થ એ છે કે, એવું ઠેકાણું તેમને આપવામાં આવ્યું જે તેમના માટે દરેક પ્રકારે યોગ્ય અને મુનાસિબ હતું, ત્યારબાદ ફરમાવ્યું કે અમે તેમને હલાલ અને પવિત્ર વસ્તુઓથી રોજી અર્પણ કરી કે દુનિયાની બધી જ લિજ્જતો અને રાહતો તેમને અર્પણ કરી દીધી.

અંતિમ આયત પછી તેમના અનાચાર અને દુષ્ટ કર્મોનું વર્ણન છે કે, તેમનામાંથી ઘણા લોકોએ સત્તા પ્રાપ્ત કર્યા પછી અલ્લાહ તઆલાની નેઅ્મતોની કદર ન કરી અને તેનું આજ્ઞાપાલન કરવાથી ફરી ગયા. શરૂઆતમાં જે નિશાનીઓ રસૂલે કરીમ ﷺ માટે પઢતા હતા તેનો તકાદો એ હતો કે, આપ ﷺના તશરીફ લાવ્યા પછી સૌ પ્રથમ આ જ લોકો ઈમાન લાવવા જોઈતા હતા પરંતુ એ આશ્ચર્યજનક સંજોગ થયો કે રસૂલે કરીમ ﷺના આવતા પહેલાં તો આ લોકો અંતિમ યુગના નબી ઉપર ભરોસો રાખતા હતા અને તેમની નિશાનીઓ તથા તેમના જાહેર થવાનો સમય નજીક હોવાની ખબરો લોકોને બતાવ્યા કરતા હતા અને પોતાની દુઆઓમાં અંતિમ યુગના નબીનો વસીલો આપીને દુઆઓ

કર્યા કરતા હતા, પરંતુ જ્યારે અંતિમ નબી પોતાની સંપૂર્ણ સાબિતીઓ અને ગવાહી સાથે તથા તવરાતની બતાવેલી નિશાનીઓ સાથે પધાર્યા તો આ લોકો પરસ્પર મતભેદ કરવા લાગ્યા, અમુક લોકો ઈમાન લાવ્યા અને બાકીનાઓએ ઈન્કાર કર્યો. આ આયતમાં રસૂલે કરીમ ﷺના તશરીફ લાવવાનો શબ્દ جَآءَهُمُ الْعِلْمُ તરીકે ઓળખાવવામાં આવ્યો છે. અત્રે عِلْم (ઇલ્મ)નો ભાવાર્થ "વિશ્વાસ" પણ હોઈ શકે છે તો અર્થ એ થશે કે, જ્યારે સાબિતી સાથે વિશ્વાસ કરવા પાત્ર માધ્યમો પણ ભેગા થઈ ગયા તો આ લોકો વિરોધ કરવા લાગ્યા.

અને અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે, આ સ્થળે عِلْم (ઇલ્મ)નો ભાવાર્થ مَعْلُوْم (મા'લૂમ) છે. એટલે કે, જ્યારે તે હસ્તી સામે આવી ચૂકી કે જેના વિશે તવરાતની ખુશખબરીઓ અને આગાહીઓ દ્વારા પ્રથમથી જ ખબર હતી તો હવે વિરોધ કરવા લાગ્યા.

આયતના અંતે ફરમાવ્યું કે, અલ્લાહ તઅલા કયામતના દિવસે તેમના મતભેદનો ફેસલો કરી આપશે, સત્ય અને જૂઠ સ્પષ્ટ થઈ જશે, સત્યના સમર્થકોને જન્નતમાં અને જૂઠના સમર્થકોને દોઝખમાં મોકલી દેવામાં આવશે.

ત્રીજી આયતમાં જાહેર સંબોધન નબીએ કરીમ ﷺને છે પરંતુ એ દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺને વહીમાં શંકા કે સંદેહ હોવાની કોઈ સંભાવના કે શક્યતા જ નથી, એટલા માટે આ સંબોધનનો મૂળ હેતુ તે વાત ઉમ્મતને સંભળાવવાનો છે, પોતે રસૂલે કરીમ ﷺની જાત મુબારકને સંભળાવવાનો હેતુ નથી અને એવું પણ હોઈ શકે છે કે આ સંબોધન સામાન્ય માનવીને પણ થયું હોય કે, "હે માનવી ! જો તને તે અલ્લાહની વહી હોવામાં કોઈ શંકા છે કે જે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના માધ્યમ થકી તારા તરફ મોકલવામાં આવી તો તું તે લોકોને પૂછી લે જેઓ તારાથી પહેલાં અલ્લાહની કિતાબ તવરાત અને ઈન્જીલ પઢતા હતા, તેઓ તને બતાવશે કે અગાઉ થઈ ચૂકેલા બધા જ અંબિયા (અલૈ.) અને તેમની કિતાબો હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની ખુશખબરી સંભળાવતી આવી છે જેનાથી તારો સંદેહ દૂર થઈ જશે."

તફસીરે મઝહરીમાં છે કે, આ આયતથી જાણ થઈ કે જે વ્યક્તિને દીનના કોઈ વિષયમાં શક કે શંકા થઈ જાય તો તેના માટે જરૂરી છે કે, ઉલમાએ હકને

પ્રશ્ન કરીને પોતાની શંકા દૂર કરે તે શંકાને પોષતો ન રહે.

ચોથી, પાંચમી અને છઠ્ઠી આયતોમાં આ જ વિષયનું સમર્થન અને તાકીદ તથા બેદરકારી વર્તનારાઓને ચેતવણી આપવામાં આવી છે.

સાતમી આયતમાં બેદરકાર, નિષ્કાળજી દાખવનારા ઈન્કારીઓને એવી ચેતવણી આપવામાં આવી છે કે જિંદગીની ફુરસદને ગનીમત સમજો, ઈન્કાર અને બળવાખોરીથી હજુ પણ અટકી જાઓ, નહિતર એક એવો સમય આવવાનો છે જ્યારે તવબહ કરશો તો તે સ્વીકાર્ય થશે નહીં, ઈમાન લાવશો તો તે પણ સ્વીકાર્ય ન હશે અને તે સમય તે હશે જ્યારે કે મૃત્યુના સમયે આખિરતનો અઝાબ દષ્ટિ સમક્ષ ઉપસ્થિત થઈ જશે, આ જ સિલસિલામાં હઝરત યૂનુસ (અલૈ.) અને તેમની કોમના એક કિસ્સાનું વર્ણન કરવામાં આવ્યું જેમાં મોટી નસીહતો અને બોધપાઠ છે.

આ આયતમાં ઈરશાદ છે કે, એવું કેમ ન થયું કે ઈન્કાર કરનારી કોમો એવા સમયે ઈમાન લઈ આવે કે તેમનું ઈમાન તેમને લાભ આપે, એટલે કે મોતના સમયે અથવા અઝાબમાં સપડાઈ ચૂક્યા પછી અથવા કયામત શરૂ થઈ જવાના સમયે જ્યારે કે તવબહના દરવાજા બંધ થઈ જશે અને કોઈની તવબહ અને ઈમાન સ્વીકારવામાં નહીં આવે તેનાથી પહેલાં-પહેલાં પોતાની બળવાખોરીથી અને વિરોધથી અટકી ગયા હોત તથા ઈમાન લઈ આવ્યા હોત; તે હઝરત યુનૂસ (અલૈ.)ની કોમ સિવાય કે તેમણે એવો સમય આવતા પહેલાં જ જ્યારે કે અલ્લાહ તઆલાનો અઝાબ આવવાની નિશાનીઓ જોઈ તો તરત જ તવબહ કરી લીધી અને ઈમાન લઈ આવ્યા જેના કારણે અમે તેમના ઉપરથી અપમાનિત કરનાર અઝાબ હટાવી લીધો.

આ તફસીરનો ખુલાસો એ છે કે દુનિયાનો અઝાબ સામે આવી જવાથી પણ તવબહના દરવાજા બંધ થતા નથી, બલકે તવબહનો સ્વીકાર થઈ શકે છે અલબત્ત, આખિરતનો અઝાબ સામે આવી જવાના સમયે તવબહ સ્વીકાર્ય નથી હોતી અને આખિરતનો અઝાબ સામે આવવો યા તો કયામતના દિવસે હશે અથવા મોતના સમયે, ભલે તે સ્વાભાવિક મોત હોય અથવા કોઈ દુનિયવી અઝાબમાં સપડાઈને હોય જેમકે ફિરઔન સાથે બન્યું હતું.

એટલા માટે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમની તવબહ કબૂલ થઈ જવી સામાન્ય ઈલાહી કાનૂનના (નિયમ) વિરુદ્ધ નથી બલકે તેના આધીન જ છે, કારણ કે તેમણે જો કે અઝાબ આવતો જોયો અને તવબહ કરી પરંતુ અઝાબમાં સપડાતા પહેલાં અને મોત આવતા પહેલાં આ તવબહ કરી લીધી, જ્યારે કે તેનાથી વિપરીત ફિરઔન અને અન્ય લોકો કે જેઓ અઝાબમાં સપડાયા પછી અને મોતના ડુસ્કાના સમયે તવબહ કરવા લાગ્યા અને ઈમાનનો એકરાર કર્યો, એટલા માટે તેમનું ઈમાન વિશ્વાસપાત્ર (ગણ્ય–માન્ય) ન થયું અને તવબહનો સ્વીકાર ન થયો.

હઝરત યૂનુસ (અલૈ.)ની કોમની ઘટનાનું એક ઉદાહરણ પોતે કુર્આને કરીમમાં બની ઈસ્રાઈલની તે ઘટના છે કે, જેમાં તૂર પર્વતને તેમના માથાઓ ઉપર અધ્ધર કરીને તેમને ડરાવવામાં આવ્યા અને તવબહ કરવાનો હુકમ આપવામાં આવ્યો તેમણે તવબહ કરી લીધી તો તે જ તવબહનો સ્વીકાર થયો જેનું વર્ણન સૂરએ બકરહમાં આવ્યું છે.

رَفَعۡنَا فَوۡقَكُمُ الطُّوۡرَ خُذُوۡا مَاۤ اٰتَيۡنٰكُمۡ بِقُوَّةٍ

*"અમે તેમના માથાઓ ઉપર તૂર પર્વતને અધ્ધર લટકાવીને હુકમ આપ્યો કે જે હુકમો તમને આપવામાં આવ્યા છે તેને દઢતાથી પકડો." (૨ : ૬૩)*

કારણ એ હતું કે તેમણે અઝાબ શરૂ થવાથી અને મોતમાં સપડાવવાથી પહેલાં ફક્ત અઝાબનો ભય જોઈને તવબહ કરી લીધી હતી, એ જ પ્રમાણે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમે પણ અઝાબને આવતો જોઈને નિખાલસતાપૂર્વક તથા કરગરીને તવબહ કરી લીધી જેની વિગત આગળ આવી રહી છે તો તેમની તવબહનો સ્વીકાર થવો પ્રસ્તુત નિયમના વિરુદ્ધ નથી. *(કુર્તુબી)*

આ સ્થળે અમુક મુઆસિરીન (સમકાલીન લોકો)થી એક ભયંકર ભૂલ થઈ છે કે, હઝરત યુનૂસ (અલૈ.) તરફ રિસાલતના ફરજો અદા કરવામાં ઉણપો રહી ગયાનો સંબંધ જોડી દીધો અને કોમ ઉપરથી અઝાબ હટાવી દેવાનું કારણ પયગમ્બરની ઉણપ–આળસને ઠરાવી દીધું અને એ જ ઉણપ–આળસને (અલ્લાહના) ક્રોધનું કારણ બતાવ્યું જેનું વર્ણન "સૂરએ અંબિયા" અને "સૂરએ સાફ્ફાત"માં આવ્યું છે. તે સમકાલીન લોકોના ભૂલ ભરેલા વાક્યો નીચે મુજબ છે

''قرآن کے اشارات اور صحیفۂ یونسؑ کی تفصیلات پر غور کرنے سے اتنی بات صاف معلوم ہو جاتی ہے کہ حضرت یونس علیہ السلام سے فریضۂ رسالت ادا کرنے میں کچھ کوتاہیاں ہوگئی تھیں اور غالبًا انہوں نے بے صبر ہو کر قبل از وقت اپنا مستقر چھوڑ دیا تھا اس لئے جب آثار عذاب دیکھ کر آشوریوں نے توبہ واستغفار کی تو اللہ تعالٰی نے انہیں معاف کر دیا، قرآن میں خدائی دستور کے جو اصول وکلیات بیان کئے گئے ہیں ان میں ایک مستقل دفعہ یہ بھی ہے کہ اللہ تعالٰی کسی قوم کو اس وقت تک عذاب نہیں دیتا جب تک اس پر اپنی حجت پوری نہیں کر دیتا پس جب نبی ادائے رسالت میں کوتاہی کر گیا اور اللہ کے مقرر کردہ وقت سے پہلے خود ہی اپنی جگہ سے ہٹ گیا تو اللہ تعالٰی کے انصاف نے اس قوم کو عذاب دینا گوارا نہ کیا۔'' اھ (تفہیم القرآن مولانا مودودی، ص۳۱۲، ج۲)

*"કુર્આનના ઈશારાઓ અને સહીફએ યુનૂસ (અલૈ.)ની વિગતો ઉપર વિચાર કરવાથી એટલી બાબતની સ્પષ્ટ જાણ થઈ જાય છે કે, હઝરત યૂનુસ (અલૈ.)થી રિસાલતની ફરજ અદા કરવામાં અમુક કોતાહીઓ થઈ ગઈ હતી અને લગભગ તેમણે અધીરા થઈને સમય પહેલાં જ પોતાનું સ્થાન છોડી દીધું હતું, એટલા માટે જ્યારે અઝાબની નિશાનીઓ જોઈને આશૂરીઓએ તવબહ અને ઈસ્તિગફાર કર્યો તો અલ્લાહ તઆલાએ તેમને મા'ફ કરી દીધા, કુર્આનમાં અલ્લાહના નિયમના જે સિદ્ધાંતોનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાં એક આગવી કલમ એ પણ છે કે અલ્લાહ તઆલા કોઈ કોમને તે સમય સુધી અઝાબ નથી આપતો જ્યાં સુધી તેના ઉપર પોતાની દલીલો પૂર્ણ ન કરી આપે, બસ જ્યારે નબી રિસાલત અદા કરવામાં કોતાહી કરી ગયા અને અલ્લાહના નક્કી કરેલ સમય પહેલાં પોતે જ પોતાના સ્થળેથી હટી ગયા તો અલ્લાહ તઆલાના ન્યાયે તે કોમને અઝાબ આપવું પસંદ ન કર્યું."*

*(તફહીમુલ કુર્આન, મવલાના મવદુદી, જિલ્દ : ૨, પેજ : ૩૧૬)*

અત્રે સૌ પહેલાં જોવાની વાત એ છે કે, અંબિયા (અલૈ.)નું ગુનાહોથી માસૂમ હોવું એક સ્થાપિત અને સર્વગ્રાહી અકીદહ છે જેના ઉપર સમગ્ર ઉમ્મતનો ઈજ્માઅ્ છે, તેની વિગતોમાં અમુક ગૌણ મતભેદ પણ હોઈ શકે છે કે આ પવિત્રતા દરેક પ્રકારના નાના-મોટા ગુનાહોથી (અલ્લાહની હિફાઝત) છે

અથવા ફક્ત મોટા ગુનાહોથી (કબીરહ) ? અને એ કે આ પવિત્રતામાં નુબુવ્વત પહેલાંનો સમય સામેલ છે અથવા નહીં ? પરંતુ તેમાં કોઈ ફિરકો અથવા કોઈ વ્યક્તિનો વિરોધ નથી કે બધા જ અંબિયા (અલૈ.) સમગ્ર રિસાલતની ફરજ અદા કરવામાં ક્યારેય કોતાહી કે ઉણપ કરી શકતા નથી, કારણ કે અંબિયા (અલૈ.) માટે એનાથી મોટો કોઈ ગુનોહ હોઈ જ નથી શકતો કે જે હોદ્દા માટે અલ્લાહ તઆલાએ તેમની નિમણૂક કરી છે તેઓ પોતે જ તેમાં કોતાહી કરી બેસે, આ તો પોતાના હોદ્દાની ફરજમાં ઉઘાડી ખયાનત (અપ્રામાણિકતા) છે જેની સામાન્ય ડાહ્યા માનવોથી પણ આશા રાખી શકાતી નથી. આ ઉણપથી જો પયગમ્બરો પણ માસૂમ (નિર્દોષ) ન હોય તો પછી બીજા ગુનાહોથી પવિત્રતા (હિફાઝાત) લાભરહિત છે.

કુર્આન અને સુન્નતના મજબૂત સિદ્ધાંત અને અકીદહ એટલે કે અંબિયા (અલૈ.)ની પવિત્રતા વિરુદ્ધ દેખીતી રીતે કોઈ સ્થળે કુર્આન અથવા હદીષમાં પણ કોઈ બાબત નજરે પડતી તો ઠોસ સર્વમાન્ય સિદ્ધાંતની રૂએ જરૂરી હતું કે તેની તફસીર અને વિવરણના અર્થ માટે એવો ખુલાસો શોધવો જોઈએ કે જે કુર્આન અને હદીષના કતઈ (અચળ) સિદ્ધાંતોની સાબિતીઓથી વિપરીત અને વિરોધાભાસી ન રહે.

પરંતુ અત્રે તો આશ્ચર્યજનક વાત એ છે કે, પ્રસ્તુત લેખકે જે વાતને કુર્આનના ઈશારાઓ અને સહીફએ યૂનુસ (અલૈ.)ની વિગતોથી રજુ કર્યા છે તે સહીફએ યૂનુસ (અલૈ.)માં હોય તો હોય ! જેનો ઈસ્લામના અનુયાયીઓમાં કોઈ આધાર નથી, એના વિશે કુર્આનનો ઈશારો તો એક પણ નથી બલકે થયું એમ છે કે કેટલાય મુકદમાઓ જોડીને આ પરિણામ જબરદસ્તીથી કાઢવામાં આવ્યું છે, પ્રથમ તો એવું ધારી લેવામાં આવ્યું કે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમથી અઝાબનું ટળી જવું અલ્લાહના નિયમની વિરુદ્ધ બન્યું, જે પોતે આ જ આયતની વર્ણનશૈલીથી પણ બિલકુલ વિરુદ્ધ છે અને સંશોધનકાર તફસીરના ઈમામોના ખુલાસાઓથી પણ વિરુદ્ધ છે, તેની સાથે એવું પણ ધારી લેવામાં આવ્યું કે અલ્લાહના કાયદાને આ સ્થળે એટલા માટે તોડવામાં આવ્યો હતો કે પોતે પયગમ્બરથી રિસાલતના ફરજને અદા કરવામાં કોતાહીઓ થઈ ગઈ હતી, તેની સાથે એવું પણ ધારી લેવામાં આવ્યું કે પયગમ્બર માટે અલ્લાહ તઆલા તરફથી

કોઈ ખાસ સમય નીકળવા માટેનો નક્કી કરવામાં આવ્યો હતો તે નક્કી સમય પહેલાં જ દા'વતની ફરજને છોડીને હઝરત યૂનુસ (અલૈ.) ભાગી છૂટયા.

જો જરા પણ વિચાર અને ન્યાયથી કામ લેવામાં આવે તો સાબિત થઈ જશે કે કુર્આન અને હદીષનો કોઈપણ ઈશારો આ સ્વકલ્પિત મુકદ્દમાઓ તરફ જોવા મળતો નથી.

પોતે કુર્આનની આ આયત પહેલાં વર્ણવેલી બાબત ઉપર વિચાર કરો તો એ આયતના શબ્દો આ પ્રમાણે છે.

فَلَوْلَا كَانَتْ قَرْيَةٌ اٰمَنَتْ فَنَفَعَهَآ اِيْمَانُهَآ اِلَّا قَوْمَ يُوْنُسَ

જેનો ભાવાર્થ સ્પષ્ટ છે કે દુનિયાની સામાન્ય વસ્તીવાળાઓ વિશે અફસોસ જાહેર કરવાના સ્વરૂપે એ ઈશારો છે કે, તેઓ કેમ એવા ન થઈ ગયા કે એવા સમયે ઈમાન લઈ આવ્યા હોત જે સમય સુધી ઈમાન સ્વીકાર્ય અને લાભદાયક હોય છે. એટલે કે અઝાબમાં અથવા તો મોતમાં સપડાવાથી પહેલાં–પહેલાં ઈમાન લઈ આવ્યા હોત તો તેમનું ઈમાન સ્વીકાર્ય થઈ ગયું હોત, પરંતુ હઝરત યૂનુસ (અલૈ.)ની કોમ તેનાથી બાકાત છે કે તેઓ અઝાબની નિશાનીઓ જોઈને અઝાબમાં સપડાવાથી પહેલાં જ ઈમાન લઈ આવી તો તેમનું ઈમાન અને તવબહ સ્વીકૃત થઈ ગઈ.

આયતનો આ સ્પષ્ટ ભાવાર્થ તો પોતે બતાવી રહ્યો છે કે અત્રે કોઈ અલ્લાહનો કાનૂન તોડવામાં નથી આવ્યો, બલકે બિલકુલ અલ્લાહના કાનૂન પ્રમાણે જ તેમનું ઈમાન અને તવબહ સ્વીકારી લેવામાં આવી છે.

મોટા ભાગના વિરણકારો બહરે મુહીત, કુર્તુબી, ઝમખશરી, મઝહરી, રૂહુલ મઆની વગેરેએ આયતનો આ જ ભાવાર્થ લખ્યો છે જેમાં હઝરત યૂનુસ (અલૈ.)ની કોમની તવબહનું સ્વીકાર્ય થવું સામાન્ય અલ્લાહના કાનૂન હેઠળ જ થયું છે. કુર્તુબીના શબ્દો આ પ્રમાણે છે.

وَقَالَ ابْنُ جُبَيْرٍ غَشِيَهُمُ الْعَذَابُ كَمَا يَغْشَى الثَّوْبُ الْقَبْرَ فَلَمَّا صَحَّتْ تَوْبَتُهُمْ رَفَعَ اللّٰهُ عَنْهُمُ الْعَذَابَ وَقَالَ الطَّبْرِىُّ خُصَّ قَوْمُ يُوْنُسَ مِنْ بَيْنِ سَائِرِ الْاُمَمِ بِاَنْ تِيْبَ

عَلَيْهِمْ بَعْدَ مُعَايَنَةِ الْعَذَابِ وَذُكِرَ ذٰلِكَ عَنْ جَمَاعَةٍ مِّنَ الْمُفَسِّرِيْنَ وَقَالَ الزُّجَاجُ اِنَّهُمْ لَمْ يَقَعْ بِهِمُ الْعَذَابُ وَاِنَّمَا رَأَوُا الْعَلَامَةَ الَّتِىْ تَدُلُّ عَلَى الْعَذَابِ وَلَوْرَأَوْا عَيْنَ الْعَذَابِ لَمَا نَفَعَهُمْ اِيْمَانُهُمْ. قُلْتُ. قَوْلُ الزُّجَاجِ حَسَنٌ فَاِنَّ الْمُعَايَنَةَ الَّتِى لَا تَنْفَعُ التَّوْبَةُ مَعَهَا هِىَ التَّلَبُّسُ بِالْعَذَابِ كَقِصَّةِ فِرْعَوْنَ وَلِهٰذَاجَاءَ بِقِصَّةِ قَوْمِ يُوْنُسَ ؑ عَلَى اَثَرِ قِصَّةِ فِرْعَوْنَ وَيَعْضُدُ هٰذَا قَوْلُهٗ عَلَيْهِ السَّلَامُ اِنَّ اللّٰهَ يَقْبَلُ تَوْبَةَ الْعَبْدِ مَالَمْ يُغَرْغِرْ وَالْغَرْغَرَةُ الْحَشْرَجَةُ وَذٰلِكَ هُوَحَالُ التَّلَبُّسِ بِالْمَوْتِ وَقَدْ رُوِىَ مَعْنٰى مَاقُلْنَاهُ عَنْ اِبْنِ مَسْعُوْدٍ ؓ (اِلٰى) وَهٰذَايَدُلُّ عَلَى اَنَّ تَوْبَتَهُمْ قَبْلَ رُؤْيَةِ الْعَذَابِ (اِلٰى) وَعَلٰى هٰذَافَلَااِشْكَالَ وَلَا تَعَارُضَ وَلَا خُصُوْصَ.

*તરજુમો :*

*"ઈબ્ને ઝુબૈર (રદિ.) કહે છે કે અઝાબે તેમને (હઝરત યૂનુસ અલૈ.ની કોમને) એવી રીતે ઢાંકી લીધા હતા જેમકે કબર ઉપર ચાદર; ત્યારબાદ એટલા માટે કે તેમની તવબહ દુરુસ્ત થઈ ગઈ (કે તે અઝાબ આવતા પહેલાં હતી) તો તેમનાથી અઝાબ ઉઠાવી લેવામાં આવ્યો. તબરી ફરમાવે છે કે હઝરત યૂનુસ (અલૈ.)ની કોમને દુનિયાની બધી જ કોમોમાં એ વિશિષ્ટતા આપવામાં આવી છે કે, અઝાબ નજરે જોયા પછી તેમની તવબહ સ્વીકારી લેવામાં આવી. ઝજ્જાઝે ફરમાવ્યું કે, તે લોકો ઉપર હજુ અઝાબ આવ્યો ન હતો બલકે અઝાબની નિશાનીઓ જોઈ હતી અને જો અઝાબ આવી ગયો હોત તો તેમની તવબહ સ્વીકારમાં આવી ન હોત. કુર્તુબી ફરમાવે છે કે, ઝજ્જાઝનું નિવેદન સારું અને ઉત્તમ છે, કારણ કે જે અઝાબને જોયા પછી તવબહ સ્વીકાર્ય નથી હોતી તે એવી છે કે અઝાબમાં સપડાઈ જાય, જેમકે ફિરઓનની ઘટનામાં બન્યું હતું અને એટલા માટે આ સ્વરૂપે (હઝરત) યૂનુસ (અલૈ.)ની કોમની ઘટના ફિરઓનની ઘટના પછીના ક્રમમાં વર્ણન કરવામાં આવી છે જેથી ફરક સ્પષ્ટ થઈ જાય કે ફિરઓનનું ઈમાન અઝાબમાં સપડાઈ ગયા પછી હતું, તેનાથી વિપરીત હઝરત યૂનુસ (અલૈ.)ની કોમ કે તેઓ અઝાબમાં સપડાતા પહેલાં જ ઈમાન લઈ આવ્યા. આ વાતનું સમર્થન રસૂલે કરીમ ﷺના એ ઈરશાદથી*

*પણ થાય છે કે, અલ્લાહ તઆલા બંદાઓની તવબહ એ સમય સુધી કબૂલ કરે છે જ્યાં સુધી કે મોતના ડુસ્કાની હાલતમાં પહોંચી ન જાય અને મોતના ડુસ્કાની હાલત ચાલુ ન થઈ જાય જેને સકરાત કહેવામાં આવે છે અને આ જ વાત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયતથી જાણ થાય છે જેમાં બતાવવામાં આવ્યું છે કે, હઝરત યૂનુસ (અલૈ.)ની કોમે તેમના ઉપર અઝાબ શરૂ થતા પહેલાં જ તવબહ કરી લીધી હતી. કુર્તુબી કહે છે કે, આ નિવેદનના વિવરણ ઉપર ન તો કોઈ સંદેહ છે, ન જ કોઈ વિરોધ કે વાંધો અને ન જ યુનૂસ (અલૈ.)ની કોમની કોઈ વિશિષ્ટતા.''*

તબરી વગેરે વિવરણકારો જેઓ આ ઘટનાને હઝરત યૂનુસ (અલૈ.)ની વિશેષતા બતાવે છે તેમનામાંથી પણ કોઈએ એવું કહ્યું નથી કે, આ વિશેષતાનું કારણ હઝરત યૂનુસ (અલૈ.)ની ભૂલો હતી, બલકે તેમની કોમનું સાચા દિલથી તવબહ કરવું અને અલ્લાહના જ્ઞાનમાં તે કોમનું નિખાલસ હોવું વગેરે કારણો લખ્યા છે.

જ્યારે એ જાણ થઈ ગઈ કે હઝરત યુનૂસ (અલૈ.)ની કોમ ઉપરથી અઝાબ ટળી જવો સામાન્ય કુદરતના કાનૂન વિરુદ્ધ હતું જ નહીં બલકે બિલકુલ તેના પ્રમાણે જ હતું તો એ વાતનો પાયો જ સમાપ્ત થઈ ગયો.

એ જ પ્રમાણે કોઈ પણ કુર્આની ઈશારાથી એ વાત સાબિત નથી થઈ કે, અઝાબની ચેતવણી સંભળાવ્યા પછી હઝરત યૂનુસ (અલૈ.) અલ્લાહની મરજી વિરુદ્ધ પોતાની કોમથી અલગ થઈ ગયા, બલકે સાફ આયતો અને તફસીરની રિવાયતોથી એ જ જાણ થાય છે કે, જેમકે પાછલી ઉમ્મતોની સાથે બનતું હતું કે જ્યારે તેમની ઉમ્મત ઉપર અઝાબ આવવાનો ફેંસલો કરી લેવામાં આવતો હતો તો અલ્લાહ તઆલા પોતાના રસૂલ અને તેમના સાથીઓને ત્યાંથી નીકળી જવાનો હુકમ આપી દેતા હતા, જેમકે હઝરત લૂત (અલૈ.)ની ઘટનાના કુર્આનના વર્ણનમાં પ્રસ્તુત છે કે ત્રણ દિવસ પછી અઝાબ આવશે તો હઝરત યૂનુસ (અલૈ.)નું આ સ્થળેથી નીકળી જવું દેખીતું છે કે તે અલ્લાહના હુકમથી જ થયું છે.

અલબત્ત, હઝરત યૂનુસ (અલૈ.)થી કે જેઓ પયગમ્બરના હોદ્દાની શાનના આધારે એક લગઝિશ થઈ અને તેમાં પણ સૂરએ અંબિયા અને સૂરએ સાફ્ફાતની આયતોમાં "ઈતાબ"ના શબ્દો આવ્યા અને તેના પરિણામે માછલીના

પેટમાં રહેવાની ઘટના બની; તે એવું નથી કે તેમણે રિસાલતના ફરજમાં કોતાહી કરી હતી, બલકે ઘટના એમ છે કે જે ઉપર પ્રમાણિત તફસીરોના હવાલાથી લખવામાં આવી છે કે, જયારે હઝરત યૂનુસ (અલૈ.)એ પોતાની કોમને અલ્લાહના હુકમ પ્રમાણે ત્રણ દિવસ પછી અઝાબ આવવાની ચેતવણી સંભળાવી અને પછી અલ્લાહની મરજીથી પોતાનું સ્થળ છોડીને બહાર ચાલ્યા ગયા અને પાછળથી એવું સાબિત થયું કે અઝાબ ન આવ્યો તો હવે હઝરત યૂનુસ (અલૈ.)ને એવી ચિંતા થવા લાગી કે હું પોતાની કોમમાં પાછો જઈશ તો મને જૂઠો ઠરાવવામાં આવશે અને તે કોમનો એવો રિવાજ હતો કે જે જૂઠો સાબિત થઈ જાય તેને કતલ કરી નાંખવામાં આવે; તો હવે પોતાની કોમ તરફ પાછા વળીને જવામાં જીવનો પણ ડર થયો, એવા સમયે એના સિવાય અન્ય કોઈ માર્ગ ન હતો કે હવે તે વતનથી હિજરત કરવામાં આવે પરંતુ અંબિયા (અલૈ.)ની સુન્નત એ છે કે, જયાં સુધી અલ્લાહ તઆલા તરફથી હિજરતની પરવાનગી ન આવી જાય માત્ર પોતાના અભિપ્રાયથી અંબિયા (અલૈ.) હિજરત નથી કરતા; તો હઝરત યૂનુસ (અલૈ.)ની લગઝિશ એ હતી કે અલ્લાહની પરવાનગી આવતા પહેલાં હિજરતનો ઈરાદો કરીને વહાણ ઉપર સવાર થઈ ગયા જે જો કે પોતાની જાતમાં કોઈ ગુનોહ ન હતો પરંતુ અંબિયા (અલૈ.)ની સુન્નતથી વિરોધાભાસી હતું, જો કુર્આનની આયતોના શબ્દોમાં ચિંતન કરીએ તો હઝરત યૂનુસ (અલૈ.)ની લગઝિશ રિસાલતની અદાયગીમાં કોઈ કોતાહી નથી બલકે, કોમના જુલમ અને અત્યાચારથી બચવા માટે હિજરત "કબ્લલ્ ઈઝ્લ" સિવાય અન્ય કંઈ સાબિત નહિ થાય. સૂરએ સાફ્ફાતની આયત આ જ વિષય માટે લગભગ સ્પષ્ટ છે જેમાં ફરમાવ્યું છે, اِذْ اَبَقَ اِلَى الْفُلْكِ الْمَشْحُوْنِ (૩૭ : ૧૪૦) તેમાં હિજરતના ઈરાદે વહાણ ઉપર સવાર થવાને اَبَقَ (અબક)ના શબ્દથી ઈતાબના સ્વરૂપે પરિભાષિત કરવામાં આવ્યું છે, જેનો અર્થ "કોઈ ગુલામનું પોતાના માલિકની પરવાનગી વિના ભાગી જવું" છે, સૂરએ અંબિયાની આયતમાં છે, وَذَاالنُّوْنِ اِذْ ذَّهَبَ مُغَاضِبًا فَظَنَّ اَنْ لَّنْ نَّقْدِرَ عَلَيْهِ (૮૧ : ૮૭) જેમાં સ્વાભાવિક ડરની બીનાએ કોમથી જીવ બચાવીને હિજરત કરવાને ઈતાબ સ્વરૂપે આ સખત વિષય દ્વારા વર્ણન ફરમાવ્યું છે અને આ બધી રિસાલતની ફરજોની સંપૂર્ણ અદાયગી પછી તે સમયે બન્યું હતું જયારે કે પોતાની કોમમાં પરત જવાથી જીવનો ભય ઉપસ્થિત થઈ ગયો, તફસીરે

રૂહુલ મઆનીમાં આ જ વિષય નીચેના શબ્દોમાં લખ્યો છે.

اَیْ غَضْبَانَ عَلٰی قَوْمِهٖ لِشِدَّةِ شَكِيْمَتِهِمْ وَتَمَادِیْ اِصْرَارِهِمْ مَعَ طُوْلِ دَعْوَتِهٖ اِيَّاهُمْ وَكَانَ ذَهَابُهٗ هٰذَا سَهْمَ هِجْرَةٍ عَنْهُمْ لٰكِنَّهٗ لَمْ يُؤْمَرْبِهٖ

*"હઝરત યૂનુસ (અલૈ.) પોતાની કોમથી નારાજ થઈને એટલા માટે ચાલવા માંડયા કે કોમના સખત વિરોધ અને તેના કુફ્ર ઉપર અડીખમ હોવા છતાં લાંબા સમય સુધી રિસાલતનું આમંત્રણ પહોંચાડતા રહેવાનો જાત અનુભવ કરી ચૂક્યા હતા અને તેમની આ મુસાફરી હિજરત સ્વરૂપે હતી પરંતુ હજુ સુધી તેમને હિજરતની પરવાનગી મળી ન હતી."*

તેનાથી સ્પષ્ટ થઈ ગયું કે રિસાલતની દા'વતમાં કોઈ કોતાહીના કારણે ઈતાબ ન હતો બલકે, ઈજાઝત પહેલાં હિજરત કરવાના કારણે ઈતાબ થયો છે જે પોતાની રીતે કોઈ ગુનોહ ન હતો પરંતુ અંબિયા (અલૈ.)ની સુન્નતના વિરુદ્ધ હોવાના કારણે તેના ઉપર ઈતાબ આવ્યો છે. પ્રસ્તુત લેખક (મુઆસિરે મવસૂફ)ને અમુક ઉલમાએ આ ભૂલથી આગાહ કર્યા તો સૂરએ સાફ્ફાતની તફસીરમાં તેમણે પોતાના અભિપ્રાયનું સમર્થન અને હિમાયતમાં ઘણા બધા મુફસ્સિરોના નિવેદનો પણ નકલ કર્યા છે જેમાં વહબ બિન મુનબ્બિહ વગેરેની અમુક ઈસ્રાઈલી રિવાયતો સિવાય કોઈનાથી તેમનો આ અભિપ્રાય સાચો સાબિત થતો નથી કે હઝરત યૂનુસ (અલૈ.)થી નઊઝુબિલ્લાહ ! રિસાલતનો ફરજ અદા કરવામાં કોતાહીઓ થઈ ગઈ હતી અને એ વાત જ્ઞાન ધરાવનાર લોકોથી છૂપી નથી કે, સામાન્ય રીતે મુફસ્સિરો પોતાની તફસીરોમાં ઈસ્રાઈલી રિવાયતો પણ નકલ કરી આપે છે જેના વિશે તેમના સૌનો એ અભિપ્રાય છે કે આ રિવાયતો આધારભૂત કે વિશ્વાસપાત્ર નથી, શરીઅતના કોઈ હુકમનો તેના ઉપર આધાર રાખી શકાય નહીં, ઈસ્રાઈલી રિવાયતો ભલે ઈસ્લામના મુફસ્સિરોની કિતાબોમાંથી હોય અથવા સહીફએ યૂનુસ (અલૈ.)માં, ફક્ત તે રિવાયતોના સહારે જ હઝરત યૂનુસ (અલૈ.) ઉપર આ મોટું બોહતાન (મોટો આક્ષેપ) લગાવવામાં આવી રહ્યું છે કે તેમનાથી રિસાલતના ફરજો અદા કરવામાં કોતાહીઓ થઈ ગઈ હતી અને તેને કોઈપણ ઈસ્લામના મુફસ્સિરોએ સ્વીકાર્યું નથી.

وَاللّٰهُ سُبۡحَانَهٗ وَتَعَالٰى اَعۡلَمُ وَبِهٖ اَسۡتَغِيۡثُ اَنۡ يَّعۡصِمَنَا مِنَ الۡخَطَايَاوَالزَّلَّاتِ

**હઝરત યૂનુસ (અલૈ.)ની વિગતવાર ઘટના :**

હઝરત યૂનુસ (અલૈ.)ની ઘટના જેનો અમુક ભાગ તો પોતે કુર્આનમાં પ્રસ્તુત છે અને અમુક હદીષો તથા ઈતિહાસની રિવાયતોથી સાબિત છે તે એમ છે કે, હઝરત યૂનુસ (અલૈ.)ની કોમ ઈરાકમાં મૌસૂલના પ્રખ્યાત સ્થળ "નૈનવા"માં નિવાસ કરતી હતી, તેમની સંખ્યા કુર્આને કરીમમાં એક લાખથી વધારે બતાવવામાં આવી છે, તેમની હિદાયત માટે અલ્લાહ તબારક વ તઆલાએ હઝરત યૂનુસ (અલૈ.)ને મોકલ્યા તો તેમણે ઈમાન લાવવાથી ઈન્કાર કર્યો, હઝરત યૂનુસ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો કે તે લોકોને ચેતવણી આપી દો કે ત્રણ દિવસની અંદર-અંદર અઝાબ આવવાનો છે, હઝરત યૂનુસ (અલૈ.)એ કોમમાં તેની જાહેરાત કરી દીધી, હઝરત યૂનુસ (અલૈ.)ની કોમે પરસ્પર મશ્વરો કર્યો તો એ બાબત ઉપર બધા સહમત થયા કે આપણે ક્યારેય યૂનુસ (અલૈ.)ને જૂઠું બોલતા જોયા નથી એટલા માટે તેમની વાત નજરઅંદાજ કરવાપાત્ર નથી, સલાહ-મશ્વરામાં એ નક્કી થયું કે એવું જોવામાં આવે કે હઝરત યૂનુસ (અલૈ.) રાત્રે આપણી અંદર પોતાના સ્થળે સ્થાયી રહે છે તો સમજી લો કે કંઈ થશે નહીં અને જો તેઓ અહીંયાંથી ક્યાંક ચાલ્યા જાય તો વિશ્વાસ કરી લો કે સવારમાં આપણા ઉપર અઝાબ આવી જશે, હઝરત યૂનુસ (અલૈ.) અલ્લાહના ઈરશાદ પ્રમાણે રાત્રે તે વસ્તીમાંથી નીકળી ગયા, સવાર થઈ તો અલ્લાહના અઝાબનો એક કાળો ધૂમાડો વાદળના સ્વરૂપમાં તેમના માથાઓ ઉપર મંડરાવા લાગ્યો અને આસમાનની ઊંચાઈએથી નીચેની તરફ આવવા લાગ્યો તો તેમને વિશ્વાસ થઈ ગયો કે હવે આપણે બધા હલાક થઈ જવાના છે, એ જોઈને તેમણે હઝરત યૂનુસ (અલૈ.)ની શોધખોળ કરી કે તેમના હાથ ઉપર ઈમાન લઈ આવીએ અને અગાઉ જે ઈન્કાર કરતા હતા તેનાથી તવબહ કરી લઈએ, પરંતુ હઝરત યૂનુસ (અલૈ.) તેમને ન મળ્યા તો પોતે જ ખાલિસ નિય્યતથી તવબહ અને ઈસ્તિગફારમાં લાગી ગયા, વસ્તીના એક મેદાનમાં નીકળી આવ્યા; સ્ત્રીઓ, બાળકો અને જાનવરોને તે મેદાનમાં એકઠા કરી દેવામાં આવ્યા, કંતાનના કપડાં પહેરીને કાકલૂદીની સાથે આ મેદાનમાં તવબહ કરીને અઝાબથી પનાહ

માંગવામાં એવા મશ્ગૂલ થઈ ગયા કે સંપૂર્ણ મેદાન આહ અને રડવાની સિસકારીઓથી ગૂંજવા લાગ્યું, અલ્લાહ તઆલાએ તેમની તવબહ સ્વીકારી લીધી અને અઝાબ તેમના ઉપરથી હટાવી દેવામાં આવ્યો જેમકે આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે, રિવાયતોમાં છે કે આ દિવસ આશૂરાનો એટલે કે દશમી મુહર્રમનો હતો.

આ બાજુ હઝરત યૂનુસ (અલૈ.) વસ્તીની બહાર એ ઈન્તેઝારમાં હતા કે, હવે બસ આ કોમ ઉપર અઝાબ નાઝિલ થશે, તેમને તવબહ અને ઈસ્તિગફારની જાણ ન હતી, જ્યારે અઝાબ ટળી ગયો તો તેમને ચિંતા થઈ કે મને જૂઠો ઠરાવવામાં આવશે, કારણ કે મેં એ'લાન કર્યું હતું કે ત્રણ દિવસની અંદર અઝાબ આવી જશે, આ કોમનો કાનૂન એ હતો કે જે વ્યક્તિ જૂઠો જણાય અને તે પોતાના નિવેદનના સમર્થનમાં કોઈ ગવાહી રજૂ ન કરે તો તેને કતલ કરી દેવામાં આવતો હતો તેથી હઝરત યૂનુસ (અલૈ.)ને ચિંતા થઈ કે મને જૂઠો ઠરાવી કતલ કરી નાંખવામાં આવશે.

અંબિયા (અલૈ.) દરેક ગુનાહોથી અને દરેક પ્રકારના પાપોથી માસૂમ હોય છે પરંતુ મનુષ્યના સ્વભાવ અને પ્રકૃતિથી તેઓ પણ ભિન્ન નથી, તે સમયે હઝરત યૂનુસ (અલૈ.)ને સ્વાભાવિક રીતે એ દુઃખ થયું કે, મેં અલ્લાહના હુકમથી એ'લાન કર્યું હતું અને હવે હું તે જાહેરાતના કારણે જૂઠો ઠરાવવામાં આવીશ, હવે પોતાના સ્થળે પાછો જાઉં તો કયા મોઢે જાઉં ? અને કોમના નિયમ પ્રમાણે હત્યાનો ભોગ બનું ! આ રંજ-ગમ અને પરેશાનીની હાલતમાં તે શહેરથી નીકળી જવાનો ઈરાદો કરીને ચાલી નીકળ્યા, એટલે સુધી કે ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર પહોંચી ગયા, ત્યાં એક વહાણ જોયું જેમાં લોકો સવાર થઈ રહ્યા હતા, હઝરત યૂનુસ (અલૈ.)ને તે લોકોએ ઓળખી લીધા અને ભાડા વિના જ તેમને સવાર કરી લીધા, વહાણ રવાના થઈને જ્યારે દરિયાની વચ્ચે પહોંચ્યું તો તે અચાનક રોકાઈ ગયું, ન તો આગળ વધે છે અને ન જ પાછળ જાય છે, વહાણવાળાઓએ પોકાર કર્યો કે અમારા આ વહાણની અલ્લાહ તરફથી એ જ શાન છે કે જ્યારે તેમાં કોઈ જાલિમ ગુનેહગાર અથવા ભાગેડુ ગુલામ સવાર થઈ જાય છે તો આ વહાણ આપમેળે રોકાઈ જાય છે, તે વ્યક્તિને જાહેર કરી દેવો જોઈએ જેથી એક વ્યક્તિના કારણે બધા ઉપર મુસીબત ન આવે.

હઝરત યૂનુસ (અલૈ.) બોલી ઉઠયા કે તે ભાગેડુ ગુલામ અને ગુનેહગાર હું છું, કારણ કે પોતાના શહેરથી ગાયબ થઈને વહાણમાં સવાર થવું એક સ્વાભાવિક ડરના કારણે હતું, અલ્લાહની મરજીથી ન હતું, તેની મરજી વિના આ રીતે આવવું હઝરત યૂનુસ (અલૈ.)ની પયગમ્બર તરીકેની શાન મુજબ તેમણે એક ગુનોહ ઠરાવી દીધો કે પયગમ્બરનું કોઈપણ હલન–ચલન અલ્લાહની મરજી વિરુદ્ધ ન હોવું જોઈતું હતું, એટલા માટે ફરમાવ્યું કે મને દરિયામાં નાંખી દો તો તમે બધા આ અઝાબથી બચી જશો, વહાણવાળા તેના ઉપર તૈયાર ન થયા બલકે તેમણે ચિઠ્ઠીઓ નાંખી જેથી ચિઠ્ઠીમાં જે વ્યક્તિનું નામ આવે તેને દરિયામાં નાંખી દેવામાં આવે, અચાનક ચિઠ્ઠીમાં હઝરત યૂનુસ (અલૈ.)નું જ નામ નીકળી આવ્યું તો તે લોકોને તેના ઉપર ઘણું આશ્ચર્ય થયું તેથી ઘણીવાર ચિઠ્ઠીઓ નાંખી અને તેમાં હઝરત યૂનુસ (અલૈ.)નું જ નામ નીકળવાનું વર્ણન ઉપસ્થિત છે. فَسَاهَمَ فَكَانَ مِنَ الْمُدْحَضِيْنَ (૩૭ : ૧૪૧)

હઝરત યૂનુસ (અલૈ.)ની સાથે અલ્લાહ તઆલાનો આ વ્યવહાર તેમના ખાસ પયગમ્બર તરીકેની શાનના કારણે જ હતો કે, જો કે તેમણે અલ્લાહના કોઈ હુકમનો વિરોધ કર્યો ન હતો જેને ગુનાહ અથવા "મઅ્સિયત" કહેવામાં આવે છે અને કોઈ પયગમ્બરથી એવું થવાની શક્યતા પણ નથી, કારણ કે તેઓ માસૂમ (ગુનાહોથી પવિત્ર) હોય છે પરંતુ પયગમ્બર તરીકેના ઉચ્ચ સ્થાન પ્રમાણે એ યોગ્ય ન હતું. અહીંયાં માત્ર સ્વાભાવિક ડરના કારણે કોઈ સ્થળેથી અલ્લાહના ઈશારા વિના નીકળી જવાની ઘટના બની હતી અને એ બાબત પયગમ્બર તરીકેની શા'નના વિરુદ્ધ હોવાના કારણે તેમની સાથે ઈતાબનો વ્યવહાર થયો.

આ બાજુ ચિઠ્ઠીમાં નામ નીકળવાથી દરિયામાં નાંખવાનો સામાન તૈયાર થઈ રહ્યો હતો અને બીજી બાજુ ઘણી જ મોટી માછલી અલ્લાહના હુકમથી મોઢું ફેલાવવા લાગી હતી કે, તેઓ દરિયામાં આવે તો તેના પેટમાં જગ્યા આપે જેને અલ્લાહ તઆલાએ પ્રથમથી હુકમ આપી રાખ્યો કે, હઝરત યૂનુસ (અલૈ.)નું શરીર જે તારા પેટની અંદર મૂકવામાં આવશે તે તારો ખોરાક નથી બલકે અમે તારા પેટને તેમના થોભવાનું સ્થળ બનાવ્યું છે, હઝરત યૂનુસ (અલૈ.) દરિયામાં ગયા તો તરત જ તે માછલીએ તેમને મોઢામાં લઈ લીધા, તે તેમને દરિયાના તળિયા સુધી લઈ જતી અને દૂર–દૂર ફેરવતી રહી, અમુક લોકોએ સાત દિવસ,

અમુક લોકોએ પાંચ દિવસ તો અમુકે એક દિવસના અમુક કલાકો માછલીના પેટમાં રહેવાનો સમય લખ્યો છે. (મઝહરી) ઘટનાની વાસ્તવિકતા અલ્લાહ તઆલાને ખબર છે, આ હાલતમાં હઝરત યૂનુસ અલયહિસ્સલામે આ દુઆ કરી. لَآ اِلٰـهَ اِلَّآ اَنْـتَ سُبْحَانَكَ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ (૨૧ : ૮૭) અલ્લાહ તઆલાએ એ દુઆને કબૂલ કરી લીધી અને બિલકુલ સહી-સલામત હઝરત યૂનુસ (અલૈ.)ને દરિયાના કિનારા ઉપર નાંખી દીધા, માછલીના પેટની ગરમીથી તેમના શરીર ઉપર કોઈ બાલ રહ્યો ન હતો, અલ્લાહ તઆલાએ તેમની પાસે દૂધીનો એક વેલો લગાવી દીધો જેના પાંદડાઓનો છાંયડો પણ હઝરત યૂનુસ (અલૈ.) માટે એક રાહત બની ગયો અને એક જંગલી બકરીને અલ્લાહ તઆલાએ ઈશારો કર્યો કે, તે સવારે અને સાંજે તેમની પાસે આવીને ઊભી થઈ જતી હતી અને તેઓ તેનું દૂધ પી લેતા હતા.

આ પ્રમાણે હઝરત યૂનુસ (અલૈ.)ની એક લગઝિશ ઉપર તમ્બીહ (તાકીદ) પણ થઈ ગઈ અને પાછળથી તેમની કોમની સંપૂર્ણ હાલત પણ તેમને જાણ થઈ ગઈ.

આ ઘટનાના જેટલા વિભાગો કુર્આનમાં ઉપસ્થિત છે અથવા પ્રમાણભૂત હદીષની રિવાયતોથી સાબિત છે તે તો ચોક્કસ વિશ્વાસપાત્ર છે જ, બાકીના વિભાગો ઐતિહાસિક રિવાયતો છે જેના ઉપર શરીઅતના કોઈ મસ્અલાનો કોઈ આધાર મૂકી શકાય નહીં.

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૯૯-૧૦૦)

وَلَوْ شَآءَ رَبُّكَ لَاٰمَنَ مَنْ فِى الْاَرْضِ كُلُّهُمْ جَمِيْعًا ؕ اَفَاَنْتَ تُكْرِهُ النَّاسَ حَتّٰى يَكُوْنُوْا
مُؤْمِنِيْنَ ۝٩٩ وَمَا كَانَ لِنَفْسٍ اَنْ تُؤْمِنَ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَ يَجْعَلُ الرِّجْسَ عَلَى
الَّذِيْنَ لَا يَعْقِلُوْنَ ۝١٠٠

**તરજુમો :**

*અને જો તમારા પરવરદિગારે ઈચ્છયું હોત બેશક જેટલા લોકો જમીનમાં છે*

*બધા જ ઈમાન લઈ આવ્યા હોત, હવે શું તમે લોકો ઉપર બળજબરી કરશો કે ઈમાનવાળા થઈ જાય ? (૯૯) અને કોઈનાથી નથી થઈ શકતું કે ઈમાન લાવે પરંતુ અલ્લાહના હુકમથી અને તે તેમના ઉપર (કુફ્રની) ગંદકી નાંખે છે જેઓ વિચારતા નથી. (૧૦૦)*

## તફ્સીર :

અને (તે કોમ અને સમયકાળની શું વિશેષતા છે ?) જો તમારા પરવરદિગારે ઈચ્છ્યું હોત તો પૃથ્વીપટ ઉપરના તમામ લોકો ઈમાન લઈ આવ્યા હોત (પરંતુ અમુક હિકમતોના કારણે એવું ઈચ્છ્યું નથી એટલા માટે બધા ઈમાન ન લાવ્યા) બસ (જ્યારે આ વાત છે તો) શું તમે લોકો ઉપર બળજબરી કરી શકો છો જેથી તેઓ ઈમાન લઈ આવે જ્યારે કે કોઈ વ્યક્તિનું ઈમાન લાવવું અલ્લાહના હુકમ (એટલે કે મરજી) વિના શક્ય નથી અને અલ્લાહ તઆલા સમજવા ન માંગતા લોકો ઉપર (કુફ્રની) ગંદકી નાંખે છે.

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૧૦૧-૧૦૨-૧૦૩)

قُلِ انْظُرُوْا مَاذَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَمَا تُغْنِي الْاٰيٰتُ وَالنُّذُرُ عَنْ قَوْمٍ لَّا يُؤْمِنُوْنَ ﴿۱۰۱﴾
فَهَلْ يَنْتَظِرُوْنَ اِلَّا مِثْلَ اَيَّامِ الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلِهِمْ ۭ قُلْ فَانْتَظِرُوْٓا اِنِّيْ مَعَكُمْ
مِّنَ الْمُنْتَظِرِيْنَ ﴿۱۰۲﴾ ثُمَّ نُنَجِّيْ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا كَذٰلِكَ ۚ حَقًّا عَلَيْنَا نُنْجِ
الْمُؤْمِنِيْنَ ﴿۱۰۳﴾ ع

## તરજુમો :

*તમે કહો ! જુઓ તો જે કંઈ છે આસમાનોમાં અને જમીનમાં અને કંઈ કામ નથી આવતી નિશાનીઓ અને ડરાવનારા તે લોકોને જેઓ માનતા નથી. (૧૦૧) બસ હવે કંઈ નથી જેની રાહ જુએ પરંતુ એવા જ દિવસોની જે તેમનાથી પહેલાં પસાર થઈ ચૂક્યા છે, તમે કહો ! હવે રાહ જુઓ હું પણ તમારી સાથે રાહ જોઉં છું. (૧૦૨) પછી અમે પોતાના રસૂલોને બચાવી લઈએ છીએ અને તેમને જેઓ ઈમાન લાવ્યા એ જ પ્રમાણે; અમારી જવાબદારી છે ઈમાનવાળાઓને બચાવી લઈશું. (૧૦૩)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે કહી આપો કે તમે વિચાર કરો (અને જૂઓ કે) શું શું છે આસમાનોમાં અને જમીનમાં (આસમાનોમાં તારા વગેરે અને જમીનમાં અસંખ્ય સજીવ અને અન્ય મખ્લૂક નજરે પડે છે, એટલે કે તેમાં ચિંતન કરીને તવફીકની તાર્કિક અને બૌદ્ધિક દલીલ પણ પ્રાપ્ત થશે, આ તેમના જવાબદાર હોવાનું વર્ણન છે) અને જે લોકો (દુશ્મનાવટના કારણે) ઈમાન નથી લાવતા તેમને દલીલો અને ધમકીઓ કંઈ લાભ પહોંચાડશે નહીં, (આ તેમની દુશ્મનીનું વર્ણન છે) બસ (તેમની આ દુશ્મનાવટની પરિસ્થિતિથી તો એવી જાણ થાય છે કે) તે લોકો (પોતાની હાલતથી તો જાણે) માત્ર તે લોકોની ઘટનાઓની રાહ જોઈ રહ્યા છે જે તેમનાથી અગાઉ પસાર થઈ ચૂક્યા છે, (એટલે કે દલીલો હોવા છતાં અને ધમકીઓ હોવા છતાં; તેમની હાલત તે વ્યક્તિ સમાન છે જેઓ આવા અઝાબની રાહ જોઈ રહ્યા હોય જે પ્રમાણેનો અઝાબ અગાઉની કોમો ઉપર આવ્યો હતો) બસ તમે કહી આપો કે વારું, જો તમે (તેની) રાહ જુઓ હું પણ તમારી સાથે (તેની) રાહ જોનારાઓમાંથી છું, (જે અગાઉની કોમોનું વર્ણન હમણા પસાર થઈ ચૂક્યું હતું અમે તેમના ઉપર અઝાબ મુસલ્લત કરતા હતા) પછી અમે (તે અઝાબથી) પોતાના પયગમ્બરોને અને ઈમાનવાળાઓને બચાવી લેતા હતા (જે પ્રમાણે તે મો'મિનોને અમે છુટકારો આપ્યો હતો) અમે એ જ પ્રમાણે સૌ ઈમાનવાળાઓને છુટકારો આપતા રહીએ છીએ, આ (વાયદા પ્રમાણે) અમારી જવાબદારી છે (બસ, એ જ પ્રમાણે જો તે કાફિરો ઉપર કોઈ મુસીબત આવી પડે તો મુસલમાનો તેનાથી સુરક્ષિત રહેશે ભલે તે છુટકારો દુનિયામાં હોય અથવા આખિરતમાં).

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૧૦૪ થી ૧૦૭)

قُلْ يَٰٓأَيُّهَا النَّاسُ إِنْ كُنْتُمْ فِي شَكٍّ مِّنْ دِينِي فَلَآ أَعْبُدُ الَّذِينَ تَعْبُدُونَ
مِنْ دُونِ اللَّهِ وَلَٰكِنْ أَعْبُدُ اللَّهَ الَّذِي يَتَوَفَّىٰكُمْ ۖ وَأُمِرْتُ أَنْ أَكُونَ مِنَ الْمُؤْمِنِينَ ﴿١٠٤﴾
وَأَنْ أَقِمْ وَجْهَكَ لِلدِّينِ حَنِيفًا ۚ وَلَا تَكُونَنَّ مِنَ الْمُشْرِكِينَ ﴿١٠٥﴾ وَلَا تَدْعُ مِنْ دُونِ اللَّهِ

مَا لَا يَنْفَعُكَ وَلَا يَضُرُّكَ ۚ فَإِنْ فَعَلْتَ فَإِنَّكَ إِذًا مِّنَ الظّٰلِمِيْنَ ﴿١٠٦﴾ وَإِنْ يَّمْسَسْكَ اللّٰهُ
بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗٓ إِلَّا هُوَ ۚ وَإِنْ يُّرِدْكَ بِخَيْرٍ فَلَا رَآدَّ لِفَضْلِهٖ ۭ يُصِيْبُ بِهٖ مَنْ يَّشَآءُ
مِنْ عِبَادِهٖ ۭ وَهُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿١٠٧﴾

## તરજુમો :

*કહી આપો ! હે લોકો જો તમે મારા દીનથી શંકામાં છો તો હું ઈબાદત નથી કરતો જેની તમે અલ્લાહના સિવાય ઈબાદત કરો છો અને પરંતુ હું અલ્લાહની ઈબાદત કરું છું જે તમને ખેંચી લે (વફાત આપે) છે અને મને હુકમ છે કે ઈમાનવાળાઓમાં રહો. (૧૦૪) અને એ કે પોતાનું મોઢું સીધું કરો દીન ઉપર હનીફ થઈને (અડગ રહીને) અને શિર્ક કરનારાઓમાંના ન થાઓ. (૧૦૫) અને અલ્લાહ સિવાય એવાઓને ન પોકારો કે ન તમારું ભલું કરે અને ન બુરું, પછી જો તમે એવું કરો તો તમે પણ તે વખતે જાલિમોમાંથી થાઓ. (૧૦૬) અને જો તમને અલ્લાહ કંઈ તકલીફ પહોંચાડી દે તો તેને તેના સિવાય હટાવનાર કોઈ નથી અને જો તમને કોઈ ભલાઈ પહોંચાડવા ઈચ્છે તો તેની કૃપાને કોઈ ફેરવનાર નથી, પોતાની કૃપા પહોંચાડે પોતાના બંદાઓમાંથી જેના ઉપર ઈચ્છે અને તે જ છે મહાન બખ્શનારો મહેરબાન. (૧૦૭)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે (તેમને) કહી આપો કે હે લોકો ! જો તમે મારા દીન વિશે શંકા (અને સંદેહ)માં હોવ તો (હું તમને તેની વાસ્તવિકતા બતાવું છું તે એ છે કે) હું તે મઅ્બૂદોની ઈબાદત નથી કરતો જેની તમે અલાહને છોડીને ઈબાદત કરો છો પરંતુ હા ! તે મઅ્બૂદની ઈબાદત કરું છું જે તમારા પ્રાણ કબજે કરે છે અને મને (અલ્લાહ તરફથી) એ હુકમ થયો છે કે પોતે પોતાના આ (પ્રસ્તુત માત્ર તવહીદ આધારિત) દીન તરફ એ રીતે કેન્દ્રિત રહેજે કે તે બધા તરીકાઓથી અલગ થઈ જાય અને કદાપિ મુશ્રિક બનીશ નહીં અને (એ હુકમ થયો છે કે) અલ્લાહ(ની તવહીદ)ને છોડીને એવી વસ્તુની ઈબાદત કરીશ નહીં જે તને ન (તો ઈબાદત કરવાની પરિસ્થિતિમાં) કોઈ લાભ પહોંચાડી શકે અને ન (જ ઈબાદત

છોડી દેવાની પરિસ્થિતિમાં) કોઈ નુકસાન પહોંચાડી શકે, પછી જો (ધારી લો કે) એવું કર્યું (એટલે કે અલ્લાહને છોડીને અન્યની ઈબાદત કરી) તો એવી હાલતમાં (અલ્લાહનો) હક બરબાદ કરનારાઓમાંથી થઈ જઈશ અને (મને એવું કહેવામાં આવ્યું છે કે) જો તમને અલ્લાહ તઆલા કોઈ તકલીફ પહોંચાડે તો માત્ર તેના સિવાય બીજું કોઈ તેને દૂર કરનાર નથી અને જો તે તમને કોઈ રાહત પહોંચાડવા ઈચ્છે તો તેની કૃપાને કોઈ હટાવનાર નથી (બલકે) તે પોતાની કૃપા પોતાના બંદાઓમાંથી જેના ઉપર ઈચ્છે નાઝિલ કરે છે અને તે મહાન મા'ફ કરનાર મોટો કૃપાળુ છે (અને તેમાં કૃપાના બધા જ વિભાગો બખ્શીશ, દયા વગેરે સામેલ છે અને આ બખ્શીશ મહાન રહમતની સાથે હોય છે બેશક ! તે ફઝલવાળો પણ છે).

---

## આયતો : (સૂરએ યૂનુસ : આયત નં. ૧૦૮-૧૦૯)

قُلْ يَآ اَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمُ الْحَقُّ مِنْ رَّبِّكُمْ ۚ فَمَنِ اهْتَدٰى فَاِنَّمَا يَهْتَدِىْ لِنَفْسِهٖ ۚ
وَمَنْ ضَلَّ فَاِنَّمَا يَضِلُّ عَلَيْهَا ۚ وَمَآ اَنَا عَلَيْكُمْ بِوَكِيْلٍ ﴿۱۰۸﴾ وَاتَّبِعْ مَا يُوْحٰٓى اِلَيْكَ
وَاصْبِرْ حَتّٰى يَحْكُمَ اللّٰهُ ۚ وَهُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿۱۰۹﴾ ع

### તરજુમો :

*કહી આપો, હે લોકો ! તમને તમારા પરવરદિગાર તરફથી સત્ય પહોંચી ચૂક્યું, હવે જે કોઈ માર્ગ ઉપર આવે બસ તે માર્ગ પામે છે પોતાની ભલાઈ માટે અને જે કોઈ ભટકતો ફરે બસ ભટકતો ફરશે પોતાના બુરા માટે અને હું તમારા ઉપર મુખ્તિયાર નથી. (૧૦૮) અને તમે એના જ ઉપર ચાલો જે તમારા તરફ હુકમ પહોંચ્યો અને સબ્ર કરો જ્યાં સુધી અલ્લાહ ફેંસલો કરે અને તે સૌથી બહેતર ફેંસલો કરનારો છે. (૧૦૯)*

### તફસીર :

(હે નબી ﷺ !) તમે (એ પણ) કહી આપો કે હે લોકો ! તમારી પાસે પરવરદિગાર તરફથી સત્ય પહોંચી ચૂક્યું છે (એટલે કે દીન સમગ્ર દલીલો સાથે પહોંચી ચૂક્યો છે) બસ, (તેના પહોંચી ગયા પછી) જે વ્યક્તિ સીધા માર્ગ ઉપર

આવી જશે બસ તે પોતાના (લાભના) કારણે સીધા માર્ગ ઉપર આવશે અને જે વ્યક્તિ (હજુ પણ) માર્ગ ઉપર નહીં આવે તો તેનું ગુમરાહ હોવું (એટલે કે તેનો વબાલ પણ) તેના ઉપર જ પડશે અને હું તમારા ઉપર (જવાબદાર સ્વરૂપે) થોપવામાં નથી આવ્યો (કે તમારી ગુમરાહીની મને પૂછતાછ થવા માંડે તો જાણી લો કે મારું શું નુકસાન છે ?) અને તમે તેનું અનુસરણ કરતા રહો જે કંઈ તમારી પાસે વહી મોકલવામાં આવે છે (તેમાં બધી પ્રવૃત્તિઓની સાથે તબ્લીગ પણ સામેલ છે) અને (તેમના કુફ્ર અને ત્રાસ ઉપર) ધૈર્ય ધરો એટલે સુધી કે અલ્લાહ તઆલા (તેમનો) ફૈંસલો કરી આપે (ભલે દુનિયામાં નાશ થાય અથવા આખિરતમાં અઝાબનો ફૈંસલો થાય, મતલબ એ કે આપ ﷺ પોતાના વ્યક્તિગત અને હોદ્દાના કાર્યમાં મંડ્યા રહો અને તેમની ચિંતા ન કરો) અને તે (અલ્લાહ તઆલા) બધા ફૈંસલા કરનારાઓમાં ઉત્તમ (ફૈંસલો કરનાર) છે.

સૂરએ યૂનુસ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !



**મૂળ લેખક :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**ગુજરાતી અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી

**તારીખ :** ૧૮ ઓગષ્ટ ૨૦૦૯ મુતાબિક ૨૬ શા'બાન હિ.સ. ૧૪૩૦



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





પ્રકરણ (૧૧)

# સૂરએ હૂદ (અલૈ.)

સૂરએ હૂદ મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૨૩ આયતો અને ૧૦ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૧ થી ૫)**

اٰیاتها ۱۲۳ ۱۱ سُوْرَةُ هُوْدٍ مَّكِّيَّةٌ ۵۲ رکوعاتها ۱۰

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ ۟ كِتٰبٌ اُحْكِمَتْ اٰيٰتُهٗ ثُمَّ فُصِّلَتْ مِنْ لَّدُنْ حَكِيْمٍ خَبِيْرٍ ۙ﴿۱﴾ اَلَّا تَعْبُدُوْٓا اِلَّا اللّٰهَ ؕ
اِنَّنِيْ لَكُمْ مِّنْهُ نَذِيْرٌ وَّبَشِيْرٌ ۙ﴿۲﴾ وَّاَنِ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ يُمَتِّعْكُمْ
مَّتَاعًا حَسَنًا اِلٰٓى اَجَلٍ مُّسَمًّى وَّيُؤْتِ كُلَّ ذِيْ فَضْلٍ فَضْلَهٗ ؕ وَاِنْ تَوَلَّوْا فَاِنِّيْٓ اَخَافُ
عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ كَبِيْرٍ ﴿۳﴾ اِلَى اللّٰهِ مَرْجِعُكُمْ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۴﴾ اَلَآ
اِنَّهُمْ يَثْنُوْنَ صُدُوْرَهُمْ لِيَسْتَخْفُوْا مِنْهُ ؕ اَلَا حِيْنَ يَسْتَغْشُوْنَ ثِيَابَهُمْ ۙ
يَعْلَمُ مَا يُسِرُّوْنَ وَمَا يُعْلِنُوْنَ ۚ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿۵﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો દયાળુ અને કૃપાળુ છે.*

*અલિફ-લામ-રા; આ કિતાબ છે કે તેની વાતોને ચકાસી લીધી છે પછી એક હિકમતવાળા ખબર રાખનારની પાસેથી ખોલવામાં આવી છે. (૧) કે ઈબાદત ન કરો પરંતુ અલ્લાહની, હું તમને તેના જ તરફથી ડર અને ખુશખબરી સંભળાવું છું. (૨) અને એ કે પોતાના પરવરદિગારથી ગુનાહ મા'ફ કરાવું, પછી તેના તરફ રુજૂઅ્ કરો (શરણે જાઓ) કે તમને લાભ*

*પહોંચાડે, સારો લાભ; એક નિશ્ચિત સમય સુધી અને દરેક વધારાવાળાને પોતાનો વધારો આપે અને જો તમે ફરી જશો તો હું તમારા ઉપર એક મોટા દિવસના અઝાબથી ડરું છું. (૩) અલ્લાહના તરફ તમારે પાછા વળીને જવાનું છે અને તે દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે. (૪) સાંભળો છો ! તેઓ પોતાની છાતીઓ બમણી કરે છે જેથી તેમાં છુપાવે, સાંભળો છો ! જે વખતે પોતાના કપડાં ઓઢે (પહેરે) છે; (અલ્લાહ સઘળું) જાણે છે જે કંઈ (તેઓ) છુપાવે અને જે જાહેર કરે છે, તે તો દિલોની વાત જાણનારો છે. (૫)*

## તફસીર :

અલિફ-લામ-રા; (આ હુરૂફે મુકત્તઅહનો અર્થ અલ્લાહને ખબર છે) આ (કુર્આન) એક એવી કિતાબ છે કે જેની આયતો (દલીલોથી) મજબૂત કરવામાં આવી છે પછી (તેની સાથે-સાથે) સાફ-સાફ (પણ) વર્ણન કરવામાં આવી છે (અને આ કિતાબ એવી છે કે) એક હકીમ સર્વજ્ઞ (એટલે કે અલ્લાહ તઆલા) તરફથી (આવી છે જેનો મહાન હેતુ) એ (છે) કે અલ્લાહ તઆલા સિવાય કોઈની ઈબાદત ન કરો, હું તમને અલ્લાહ તરફથી (ઈમાન ન લાવવા ઉપર અઝાબથી) ડરાવનારો અને (ઈમાન લાવવા ઉપર સવાબની) ખુશખબરી આપનારો છું અને (આ કિતાબના હેતુઓમાંથી) એ (પણ છે) કે તમે લોકો પોતાના ગુનાહ (શિર્ક અને કુફ્ર વગેરે) પોતાના પરવરદિગાર પાસે મા'ફ કરાવો (એટલે કે ઈમાન લાવો અને) પછી (ઈમાન લાવીને) તેના તરફ (ઈબાદત માટે) ધ્યાનમગ્ન રહો (એટલે કે નેક કર્મો કરો, બસ ઈમાન અને નેક કર્મોની મદદથી) તે તમને નિશ્ચિત સમય સુધી (એટલે કે મોત સુધી દુનિયામાં) રાહત આપશે અને (આખિરતમાં) દરેક વધારે અમલ કરનારને વધારે સવાબ આપશે (આવું કહેવું પણ એક ખુશખબરી સંભળાવવા સમાન છે) અને જો (ઈમાન લાવવામાં) તમે લોકો વિરોધ (જ) કરતા રહ્યા તો મને (એવી સ્થિતિમાં) તમારા માટે એક મોટા દિવસના અઝાબનો ભય છે (આવું કહેવું ડરાવવા સમાન છે અને અઝાબને બહુ દૂર ન સમજો કારણ કે) તમારે (સૌએ) અલ્લાહની જ પાસે જવાનું છે અને તે દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવે છે (પછી શંકાનું કોઈ કારણ નથી અલબત્ત, જો ત્યાં તમારી હાજરી ન હોય અથવા નઊઝુબિલ્લાહ તમે તેમના કાબૂમાં ન હોય તો અઝાબ ન આવે પરંતુ એવું શક્ય નથી, એટલા માટે એવી પરિસ્થિતિમાં

તવહીદ અને ઈમાનનો વિરોધ કરવો ન જોઈએ. આગળ અલ્લાહના જ્ઞાનની સાબિતી છે અને તેના સર્વજ્ઞ હોવાની અને સંપૂર્ણ કાબૂ ધરાવનાર હોવાની દલીલ છે) યાદ રાખો ! તે લોકો પોતાની છાતીઓને બેવડી કરે છે (અને ઉપરથી કપડાં લપેટી લે છે) જેથી પોતાની વાતો અલ્લાહથી છુપાવી શકે (એટલે કે ઈસ્લામ અને મુસલમાનોના વિરુદ્ધ જે વાતો કરે છે તે એ પ્રમાણે કરે છે કે જેની કોઈને ખબર ન થઈ જાય અને જેને વિશ્વાસ હશે કે અલ્લાહને જરૂર ખબર થાય છે અને આપ ﷺનું સાહિબે વહી હોવું દલીલોથી સાબિત થઈ ચૂક્યું છે, બસ તેઓ છુપાવવાની એવી યોજનાઓ કે યુક્તિઓ કરશે નહીં કારણ કે આવી યુક્તિઓ કરવી તેમની હાસ્યાસ્પદ પ્રવૃત્તિ છે કે જાણે તેઓ અલ્લાહથી છુપાવવાની કોશીશ કરી રહ્યા છે બસ,) યાદ રાખો કે તે લોકો જે સમયે (બેવડા કરીને) પોતાના કપડાં (પોતાના ઉપર) લપેટે છે તે સમયે પણ તે બધું જ જાણે છે જે કંઈ છાના–છાના વાતો કરે છે અને જે કંઈ તેઓ જાહેર વાતો કરે છે, (કારણ કે) ખરેખર તે (અલ્લાહ તો) દિલોની અંદરની વાતો (પણ) જાણે છે (તો પછી મૌખિક કહેલી વાતોને કેમ નહીં જાણે ?)

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ હૂદ તે સૂરતોમાંથી છે જેમાં અગાઉ થઈ ચૂકેલી કોમો ઉપર ઊતરનાર અલ્લાહનો ક્રોધ અને વિવિધ પ્રકારના અઝાબો અને પછી કયામતની ભયંકર ઘટનાઓ તથા સવાબ અને સજાનું વર્ણન એક ખાસ શૈલીમાં આવ્યું છે.

એ જ કારણ છે કે જ્યારે રસૂલે કરીમ ﷺની દાઢી મુબારકના અમુક બાલ સફેદ થઈ ગયા તો હઝરત સિદ્દીક (રદિ.)એ દિલગીરી વ્યક્ત કરતાં અરજ કરી કે, “યા રસૂલુલ્લાહ ﷺ ! તમે વૃદ્ધ થઈ ગયા” તો આપ ﷺએ ફરમાવ્યું, “હા ! મને સૂરએ હૂદે વૃદ્ધ કરી દીધો.” અને અમુક રિવાયતોમાં "સૂરએ હૂદ"ની સાથે "સૂરએ વાકિઅહ" અને સૂરએ મુરસિલાત" તથા "અમ્મ યતસાઅલૂન" અને "સૂરએ તકવીર"નું પણ વર્ણન છે. *(રવાહુલ હાકિમ વત્તિરમિઝી)*

હેતુ એ હતો કે આ ઘટનાઓના ડર અને દહેશતના કારણે ઘડપણના ચિહ્નો જાહેર થઈ ગયા. તેની પ્રથમ આયત "અલિફ–લામ–રા"થી શરૂ કરવામાં આવી છે, આ તે શબ્દોમાંથી છે જેનો ભાવાર્થ અલ્લાહ તઆલા અને તેના રસૂલે

કરીમ ﷺ દરમિયાન રહસ્ય છે, બીજાઓને તેની જાણકારી આપવામાં આવી નથી એટલા માટે તેની ફિકર ચિંતામાં પડવાથી અટકાવવામાં આવ્યા છે.

ત્યારબાદ કુર્આન મજીદ વિશે ફરમાવ્યું કે, આ એક એવી કિતાબ છે જેની આયતોને مُحْكَمْ (મુહકમ) "મજબૂત" બનાવવામાં આવી છે. مُحْكَمْ (મુહકમ) શબ્દ اِحْكَامْ (ઈહકામ)થી બન્યો છે જેનો અર્થ એ છે કે કોઈ વાતને એવી વ્યવસ્થિત કરી દેવામાં આવે જેમાં કોઈ શાબ્દિક અથવા ભાવાર્થની દૃષ્ટિએ ભૂલ કે ફસાદની સંભાવના ન રહે, આ આધારે આયતોને "મુહકમ" બનાવવાનો અર્થ એ થશે કે અલ્લાહ તઆલાએ તેની આયતોને એવી બનાવી છે કે, તેમાં કોઈ શાબ્દિક ભૂલ અથવા અર્થની દૃષ્ટિએ ફસાદ કે ત્રુટી અથવા બાતિલની કોઈ શક્યતા કે સંભાવના જ નથી. *(કુર્તુબી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, "મુહકમ" આ સ્થળે "મન્સૂખ"ના મુકાબલામાં છે અને તેનો ભાવાર્થ એ છે કે આ કિતાબ એટલે કે કુર્આનની આયતોને અલ્લાહ તઆલાએ ઠોસ સ્વરૂપે "મુહકમ" અને "રદ ન થઈ શકે એવી" બનાવી છે, એટલે કે જે પ્રમાણે અગાઉની કિતાબો તવરાત અને ઈન્જીલ વગેરે કુર્આનના નાઝિલ થયા પછી "મન્સૂખ" થઈ ગઈ, આ કિતાબ નાઝિલ થયા પછી નુબુવ્વત અને વહીનો સિલસિલો પૂરો થઈ જવાના કારણે આ કિતાબ એટલે કે, કુર્આન કયામત સુધી મન્સૂખ (રદ) થશે નહીં. (કુર્તુબી) અને કુર્આનની અમુક આયતોનું પોતે જ કુર્આન દ્વારા "મન્સૂખ" થઈ જવું એ આ બાબતનો નકાર નથી.

આ જ આયતમાં કુર્આનની બીજી શાન એ બતાવવામાં આવી, ثُمَّ فُصِّلَتْ એટલે કે પછી આ આયતોને વિગતવાર ખોલી-ખોલીને સ્પષ્ટ કરવામાં આવી. અત્રે تَفْصِيْل (તફસીલ)નો અર્થ એ છે કે, બે વસ્તુઓ દરમિયાન વિભાગો (ફસ્લ) પાડવામાં આવે, એ જ રીતે સામાન્ય પુસ્તકોમાં વિવિધ વિષયોને પ્રકરણોમાં વર્ણન કરવામાં આવે છે. આ સ્થળે આયતોની "તફસીલ"નો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે અકીદહ, ઈબાદતો, વ્યવહાર, સમાજ, નૈતિકતા વગેરે વિષયોની આયતોને અલગ-અલગ કરીને સ્પષ્ટ અને સાફ-સાફ વર્ણન કરવામાં આવી છે.

એ અર્થ પણ હોઈ શકે છે કે, કુર્આને કરીમ અલ્લાહ તઆલા તરફથી તો એકી સાથે સમગ્રતઃ લવહે મહફૂઝમાં સુરક્ષિત કરી દેવામાં આવ્યું હતું પરંતુ પછી વિવિધ કોમો અને પ્રદેશોની પરિસ્થિતિઓ અને જરૂરિયાતો હેઠળ ઘણા બધા હપ્તાઓમાં થોડું-થોડું નાઝિલ કરવામાં આવ્યું જેથી તેને યાદ કરવું પણ સરળ હોય અને તેના ઉપર ક્રમે-ક્રમે અમલ કરવો પણ સહેલો થઈ જાય.

ત્યારબાદ ફરમાવ્યું, مِنۡ لَّدُنۡ حَكِيۡمٍ خَبِيۡرٍ એટલે કે, આ બધી આયતો એક એવી હસ્તી તરફથી આવી છે જે હિકમતવાળી પણ છે અને સર્વજ્ઞ પણ છે, એટલે કે જેની દરેક પ્રવૃત્તિમાં એટલી હિકમતો રહેલી હોય છે કે માનવી તેનો તાગ મેળવી શકતો નથી અને તે સૃષ્ટિના અણુએ અણુમાં ઉપસ્થિત વસ્તુઓથી અને ભવિષ્યમાં ઉપસ્થિત થનાર પ્રત્યેક અણુથી સંપૂર્ણ રીતે બાખબર છે. એ બધા ઉપર દષ્ટિપાત કરીને તેના માટેના યોગ્ય હુકમો નાઝિલ કરે છે. મનુષ્યોની જેમ નહીં કે તેઓ ગમે તેટલા બુદ્ધિશાળી, હોશિયાર અને અનુભવી હોય પરંતુ તેમની બુદ્ધિ અને સમજદારી એક મર્યાદિત વર્તુળમાં ઘેરાયેલી હોય છે અને તેમનો અનુભવ ફક્ત પોતાની આજુબાજુ ઉત્પન્ન થનારી વસ્તુઓ પૂરતો હોય છે જે ઘણા સમયે ભવિષ્યમાં આવનારી પરિસ્થિતિઓ અને ઉપસ્થિત થનારી ઘટનાઓમાં નિષ્ફળ અને ખોટી પણ સાબિત થઈ શકે છે.

બીજી આયતમાં પ્રસ્તુત આયતોનું વર્ણન એક ખૂબ જ અગત્યની મજબૂત વસ્તુથી શરૂ થાય છે, એટલે કે અલ્લાહ તઆલાની "તવહીદ"; ઈરશાદ થયો છે, اَلَّا تَعۡبُدُوۡۤا اِلَّا اللّٰهَ એટલે કે, આ આયતોમાં જે વિષયો વર્ણન કરવામાં આવે છે તેમાં સૌથી મહત્ત્વની અને અગ્ર સ્થાને એ બાબત છે કે એક અલ્લાહ સિવાય અન્ય કોઈની ઈબાદત કે પૂજા કરવામાં ન આવે.

ત્યારબાદ ઈરશાદ થયો, اِنَّنِىۡ لَـكُمۡ مِّنۡهُ نَذِيۡرٌ وَّبَشِيۡرٌ એટલે કે, આ આયતોમાં રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો કે, તેઓ સમગ્ર દુનિયાના લોકોને કહી આપે કે, હું અલ્લાહ તઆલા તરફથી તમને ડરાવનાર અને ખુશખબરી આપનારો છું. ભાવાર્થ એ છે કે નાફરમાની કરનારને અને પોતાની નાજાઈઝ ઈચ્છાઓનું અનુસરણ કરનારને અલ્લાહ તઆલાના અઝાબથી ડરાવું છું અને આજ્ઞાપાલક નેક લોકોને આખિરતની નેઅ્મતો અને બંને દુનિયાઓની રાહતોની ખુશખબરી સંભળાવું છું.

نَـذِيۡرٌ (નઝીર)નો તરજુમો "ડરાવનાર" કરવામાં આવે છે પરંતુ આ શબ્દ ડરાવનારા દુશ્મન કે જંગલી પ્રાણી કે અન્ય નુકસાન પહોંચાડનારા લોકો માટે બોલવામાં નથી આવતો, બલકે نَـذِيۡـر (નઝીર) એવા વ્યક્તિ માટે કહેવામાં આવે છે જે કોઈ પોતાના પ્રિય વ્યક્તિને લાગણી અને મહોબ્બતની ભાવનાના કારણે એવી વસ્તુથી ડરાવે અને બચાવે જે તેના માટે દુનિયા અને આખિરત અથવા તો બંને દુનિયાઓમાં નુકસાન પહોંચાડનારી હોય છે.

ત્રીજી આયતમાં કુર્આનની આયતોના માર્ગદર્શનમાંથી એક જરૂરી માર્ગદર્શનનું વર્ણન આ રીતે ફરમાવ્યું છે, وَاَنِ اسۡتَغۡفِرُوۡا رَبَّكُمۡ ثُمَّ تُوۡبُوۡٓا اِلَيۡهِ એટલે કે, આ "મુહક્કમાત" આયતો (મજબૂત આયતો)માં અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને એ પણ સૂચના આપી છે કે, તે પોતાના પરવરદિગાર પાસે મા'ફી અને ક્ષમા માંગ્યા કરે અને તવબહ કર્યા કરે. મા'ફીનો સંબંધ પાછલા કરેલા ગુનાહોથી છે અને તવબહનો સંબંધ હવે પછી આવા ગુનાહોની નજીક પણ ન ફરકવાના પાકા વાયદા સાથે છે અને વાસ્તવમાં સાચી તવબહ એ જ છે કે, પાછલા ગુનાહો ઉપર પસ્તાવો કરીને અલ્લાહ તઆલા પાસે તેની મા'ફી માંગે અને ભવિષ્યમાં તેને ન કરવાનો પાકો નિર્ધાર અને ઈરાદો કરે, એટલા માટે અમુક બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે ભવિષ્યમાં ગુનાહોથી બચવાનો પાકો નિર્ધાર અને કાળજી લીધા વિના માત્ર મૌખિક રીતે ઈસ્તિગફાર કરવો كَـذَّابِيۡـنَ (કઝ્ઝાબીન) એટલે કે જૂઠા લોકોની તવબહ છે. *(કુર્તુબી)*

અને આવા જ ઈસ્તિગફાર વિશે અમુક લોકોએ ફરમાવ્યું,

معصیت را خندہ می آید ز استغفار ما

અથવા એવું કહો કે આવી તવબહ પોતે જ તવબહ કરવાપાત્ર છે.

ત્યારબાદ સાચી પદ્ધતિથી તવબહ કરનારા અને મા'ફી માંગનારાઓને દુનિયા અને આખિરતની સફળતા તથા રાહત અને સહૂલતની ખુશખબરી આ શબ્દોમાં આપવામાં આવી, يُـمَتِّـعۡـكُـمۡ مَّتَـاعًا حَسَنًا اِلٰٓى اَجَلٍ مُّسَمًّى એટલે કે, જે લોકોએ સાચી પદ્ધતિથી પોતાના પાછલા ગુનાહોથી ઈસ્તિગફાર કર્યો અને હવે પછી તેનાથી બચવાનો પાકો નિર્ધાર કર્યો અને સંપૂર્ણ કાળજી રાખી તો ફક્ત એટલું જ નહીં કે તેમની ભૂલોને મા'ફ કરવામાં આવશે બલકે તેમને સારું જીવન

અર્પણ કરવામાં આવશે અને એ દેખીતું છે કે આ જાહેર જિંદગી છે દુનિયા અને આખિરતનું કાયમી જીવન બંને જિંદગીઓ સામેલ છે. સૂરએ નૂહમાં તેની સ્પષ્ટતા આ રીતે આવી છે; ઈસ્તિગફાર કરનારાઓ વિશે ફરમાન છે, يُـــرْسِـــلِ السَّـمَـآءَ عَـلَيْـكُـمْ مِّدْرَارًاوَّيُمْدِدْكُمْ بِاَمْوَالٍ وَّبَنِيْنَ وَيَجْعَلْ لَّكُمْ جَنّٰتٍ وَّيَجْعَلْ لَّكُمْ اَنْهٰـــــــــارًا એટલે કે, "જો તમે સાચી પદ્ધતિથી અલ્લાહની મગફિરત માંગી તો અલ્લાહ તઆલા તમારા ઉપર રહમતનો વરસાદ કરશે અને તમને માલ અને અવલાદથી માલા–માલ કરશે અને તમને બગીચાઓ અને નહેરો અર્પણ કરશે." (૭૧ : ૧૧) દેખીતું છે કે રહમતનો વરસાદ અને માલ તથા અવલાદનો સંબંધ આ જ દુનિયાની જિંદગી સાથે છે.

એટલા માટે પ્રસ્તુત આયતમાં مَتَـــاعٍ حَسَـنٌ (મતાએ હસન) "ભલાઈના સર–સામાન"ની તફસીર પણ મોટા ભાગના તફસીરકારોએ એ કરી છે કે, ઈસ્તિગફાર અને તવબહના પરિણામે અલ્લાહ તઆલા તમને રોજીની વિશાળતા અને રાહતની સહૂલતો અર્પણ કરશે અને આફતો તથા અઝાબોથી તમારી સુરક્ષા કરશે, દુનિયાની જિંદગી એક દિવસે પૂર્ણ થઈ જવી આવશ્યક છે અને તેની રાહત તથા સહૂલત કુદરતના કાયદા હેઠળ કાયમી નથી હોઈ શકતી, એટલા માટે اِلٰٓـى اَجَـلٍ مُّسَـمًّـى ફરમાવીને માર્ગદર્શન આપવામાં આવ્યું કે, દુનિયામાં પવિત્ર જિંદગી અને રાહતની સહૂલતો એક ખાસ સમય મર્યાદા એટલે કે મોત સુધી પ્રાપ્ત રહેશે, અંતે મોત ઉપર આ બધી વસ્તુઓ સમાપ્ત થઈ જશે.

પરંતુ આ મોત પછી તરત જ બીજી દુનિયાનું જીવન શરૂ થઈ જાય છે અને તેમાં પણ તવબહ અને ઈસ્તિગફાર કરનારાઓને કાયમી રાહતો પ્રાપ્ત થશે.

હઝરત સહલ ઈબ્ને અબ્દુલ્લાહે ફરમાવ્યું કે, مَتَـــــــاعٍ حَسَــــنٌ (મતાએ હસન)નો ભાવાર્થ એ છે કે, મનુષ્યનું ધ્યાન સર્જન ઉપરથી હટીને સર્જક પ્રત્યે કેન્દ્રિત થાય અને અમુક બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે, "મતાએ હસન" એ છે કે માનવી ઉપસ્થિત વસ્તુઓને પૂરતી સમજે, વંચિતતાના ગમમાં ન પડે એટલે કે દુનિયા જેટલા પ્રમાણમાં પ્રાપ્ત થાય તેનાથી સંતોષ માને અને જે પ્રાપ્ત નથી થયું તેના ગમમાં ન પડે.

બીજી ખુશખબરી તવબહ અને ઈસ્તિગફાર કરનારાઓને એ આપવામાં આવી કે, وَيُـؤْتِ كُـلَّ ذِىْ فَـضْـلٍ فَـضْـلَـهٗ તેમાં પ્રથમ فَـضْـل (ફઝ્લ)નો ભાવાર્થ

માનવીના નેક કૃત્યો અને બીજા فَـضْـل (ફઝ્લ)નો ભાવાર્થ અલ્લાહ તઆલાનો ફઝ્લ એટલે કે "જન્નત" છે, અર્થ એ છે કે દરેક નેક અમલ કરનારાઓને અલ્લાહ તઆલા પોતાનો ફઝ્લ એટલે કે "જન્નત" અર્પણ કરશે.

પ્રથમ વાક્યમાં દુનિયા અને આખિરત બંનેમાં "મતાએ હસન" એટલે કે, "સારું જીવન" આપવાનો વાયદો કરવામાં આવ્યો છે અને બીજા વાક્યમાં જન્નતની કદી ન પૂર્ણ થનાર નેઅ્મતોનું વચન અપાયું છે. આયતના અંતે ઈરશાદ થયો, فَـاِنْ تَـوَلَّوْ فَاِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ كَبِيْرٍ એટલે કે, “જો આ શિખામણ અને ભલાઈથી મોઢું ફેરવ્યું તથા પાછલા ગુનાહોથી ઈસ્તિગફાર (મા'ફી) ન કર્યો અને હવે પછી તેનાથી બચવાની કાળજી ન લીધી તો એ મજબૂત સંદેહ છે કે, તમે એક મોટા દિવસના અઝાબમાં સપડાઈ જશો.” "મોટા દિવસ"નો ભાવાર્થ "કયામતનો દિવસ" છે, કારણ કે તે પોતાની લંબાઈના આધારે પણ એક હજાર વર્ષનો દિવસ હશે અને તેમાં ઉપસ્થિત થનાર પરિસ્થિતિઓ અને ઘટનાઓના આધારે પણ તે સૌથી મોટો દિવસ હશે.

પાંચમી આયતમાં આ જ વિષયની વધારે તાકીદ કરવામાં આવી છે કે, દુનિયામાં તમે જે કંઈ પણ કરો અને ગમે તે રીતે જીવન વ્યતિત કરો પરંતુ અંતે મૃત્યુ પછી તમારે અલ્લાહ તબારક વ તઆલા તરફ પાછા વળવાનું છે અને તે દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે, એટલા માટે કોઈ મુશ્કેલ નથી કે મૃત્યુ પછી માટી થઈ ગયા પછી પણ તમારા સૌના અવશેષો એકઠા કરીને તમને નવેસરથી માનવી બનાવીને ઊભા કરી આપે.

છટ્ઠી આયતમાં મુનાફિકોની એક ખરાબ ધારણાનો અને ખોટી વિચારસરણીનો રદિયો આપવામાં આવ્યો છે. આ લોકો પોતાની દુશ્મની અને રસૂલે કરીમ ﷺના વિરોધને પોતાની રીતે ખૂબ ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરતા હતા. તેમના હૃદયમાં જે ઈર્ષ્યા અને કપટની જ્વાળાઓ સળગી રહી હોય છે તેના ઉપર દરેક રીતે પડદો નાંખવાની કોશીશ કરે છે અને એવું સમજે છે કે, આ રીતે અમારી અસલિયતની કોઈને જાણ થશે નહીં પરંતુ વાસ્તવિકતા એમ છે કે તેઓ કપડાંના પદડાઓ લપેટ્યા પછી પણ જે કંઈ કરે છે અલ્લાહ તઆલા માટે સઘળું ખુલ્લું અને જાહેર જ છે. اِنَّـهٗ عَـلِيْـمٌۢ بِذَاتِ الصُّدُوْرِ કારણ કે, તે તો દિલોની ગુપ્ત ઈચ્છાઓ સુદ્ધાં સારી પેઠે જાણે છે.

પારહ (૧૨)

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૬-૭-૮)

وَمَا مِنْ دَآبَّةٍ فِي الْأَرْضِ إِلَّا عَلَى اللَّهِ رِزْقُهَا وَيَعْلَمُ مُسْتَقَرَّهَا وَمُسْتَوْدَعَهَا ۚ كُلٌّ فِي كِتَابٍ مُبِينٍ ﴿٦﴾ وَهُوَ الَّذِي خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ فِي سِتَّةِ أَيَّامٍ وَكَانَ عَرْشُهُ عَلَى الْمَاءِ لِيَبْلُوَكُمْ أَيُّكُمْ أَحْسَنُ عَمَلًا ۗ وَلَئِنْ قُلْتَ إِنَّكُمْ مَبْعُوثُونَ مِنْ بَعْدِ الْمَوْتِ لَيَقُولَنَّ الَّذِينَ كَفَرُوا إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُبِينٌ ﴿٧﴾ وَلَئِنْ أَخَّرْنَا عَنْهُمُ الْعَذَابَ إِلَىٰ أُمَّةٍ مَعْدُودَةٍ لَيَقُولُنَّ مَا يَحْبِسُهُ ۗ أَلَا يَوْمَ يَأْتِيهِمْ لَيْسَ مَصْرُوفًا عَنْهُمْ وَحَاقَ بِهِمْ مَا كَانُوا بِهِ يَسْتَهْزِئُونَ ﴿٨﴾

### તરજુમો :

*અને કોઈ નથી જમીન ઉપર ચાલનારું પરંતુ તેની રોજી અલ્લાહ ઉપર છે અને જાણે છે જ્યાં તે થોભે છે અને જ્યાં સોંપવામાં આવે છે સઘળું કંઈ ખુલ્લી કિતાબમાં ઉપસ્થિત છે. (૬) અને તે જ છે જેણે આસમાન અને જમીન છ દિવસમાં બનાવ્યા અને તેનો તખ્ત (અર્શ) પાણી ઉપર હતો જેથી તમને અજમાવે કે કોણ તમારામાં સારું કામ કરે છે ? અને જો તમે કહો કે તમે મૃત્યુ પછી ઊઠશો તો અલબત્ત કાફિરો કહેવા લાગે, આ કંઈ નથી પરંતુ ઉઘાડો જાદૂ છે. (૭) અને જો અમે તેમનાથી અઝાબને એક નિશ્ચિત સમય સુધી રોકી રાખીએ તો કહેવા લાગશે, કઈ વસ્તુએ અઝાબને રોકી દીધો ? સાંભળો છો ! જે દિવસે તેમના ઉપર આવશે તેમનાથી ફેરવવામાં આવશે નહીં અને તેમને તે વસ્તુ ઘેરી લેશે જેના ઉપર ઠઠ્ઠો (મશ્કરી) કર્યા કરતા હતા. (૮)*

### તફસીર :

અને કોઈ (રોજી પ્રાપ્ત કરનાર) સજીવ પૃથ્વીપટ ઉપર ચાલનાર એવું નથી કે તેની રોજી અલ્લાહના જિમ્મે ન હોય (અને રોજી પહોંચાડવા માટે જ્ઞાનની આવશ્યકતા હોય છે બસ,) તે દરેકના રહેઠાણના સ્થળને અને તેને

સોંપવાના ઠેકાણાને સારી પેઠે જાણે છે (અને દરેકને તેના સ્થળે રોજી પહોંચાડે છે અને જો કે દરેક વસ્તુ અલ્લાહના જ્ઞાનમાં તો છે જ પરંતુ તેની સાથે જ) બધી વસ્તુઓ કિતાબે મુબીન (એટલે કે લવહે મહફૂઝ)માં (પણ લખી લેવામાં આવેલ) છે (મતલબ કે દરેક પરિસ્થિતિઓની સૂચના દરેક રીતે સુરક્ષિત છે, આગળ તેના સર્જનની અમુક હિકમતો વર્ણન કરી છે જેથી કયામતમાં બીજા વખતે સજીવન થવાની વાતનું સમર્થન થાય કારણ કે શરૂઆતનું સર્જન એ બાબતની દલીલ છે કે તે બીજી વખતે પણ પેદા કરી શકે છે) અને તે (અલ્લાહ) એવો છે કે બધા આસમાન અને જમીનને છ દિવસ(ની સમય મર્યાદા)માં પેદા કર્યા તે વખતે તેનો અર્શ પાણી ઉપર હતો (કે આ બંને વસ્તુઓ પહેલાંથી જ પેદા થઈ ચૂકી હતી અને આ એટલા માટે પેદા કરવામાં આવ્યું છે કે) જેથી તમને અજમાવે (જોઈ લે) કે તમારામાં સદ્કર્મો કરનારા કોણ છે ? (મતલબ એ છે કે જમીન અને આસમાનને તમારા લાભ અને વપરાશ માટે પેદા કર્યા જેથી તમે તેને જોઈને તવહીદ માટેની દલીલ મેળવો અને તેનાથી લાભ ઉઠાવીને તે ઈનામનો પાડ માનો તથા સેવા સ્વરૂપે નેક કર્મો કરો જો કે, અમુકે એવું કર્યું અને અમુકે એવું ન કર્યું) અને જો તમે (લોકોને) કહો છો કે ચોક્કસ તમે લોકો મર્યા પછી (કયામતના દિવસે ફરીવાર) જીવીત કરવામાં આવશો તો (તેમનામાં) જે લોકો કાફિર છે તેઓ (કુર્આન વિશે) કહે છે કે આ તો નર્યું ખુલ્લું જાદૂ છે (જાદૂ એટલા માટે કહે છે કે તે બાતિલ હોય છે પરંતુ અસર ધરાવે છે, એ જ રીતે કુર્આનને નઊઝુબિલ્લાહ બાતિલ સમજતા હતા પરંતુ તેના વિષયો પ્રભાવશાળી હોવાનો પણ જાત અનુભવ કરતા હતા, આવું કરવાનો તેમનો હેતુ આખિરતનો ઈન્કાર કરવાનો હતો. આગળ તેમના આ ઈન્કાર કરવાના હેતુના જવાબમાં ઈરશાદ છે) અને જો થોડા દિવસો સુધી (એટલે કે જો આ થોડા દિવસોનો ભાવાર્થ દુનિયાની જિંદગી છે) અમે તેમનાથી (અદશ્ય) અઝાબને મુલતવી રાખીએ છીએ (કે તેમાં ઘણી હિકમતો છે) તો (તેઓ ઈન્કાર અને ઠઠ્ઠા-મશ્કરી સ્વરૂપે) કહેવા લાગે છે કે (જ્યારે અમે તમારા મતે અઝાબના હકદાર છે તો) આ અઝાબને કઈ વસ્તુ રોકી રહી છે ? (એટલે કે જો અઝાબ કોઈ વસ્તુ હોત તો અત્યાર સુધીમાં થઈ ચૂકી હોત, જ્યારે નથી થઈ તો જાણ થાય છે કે એવું કંઈપણ નથી, અલ્લાહ તઆલા તેના જવાબમાં કહે છે કે) યાદ રાખો ! જે દિવસે (નક્કી સમય ઉપર) તે (અઝાબ) તેમના ઉપર આવી પડશે તો પછી

કોઈનો ટાળ્યો ટળશે નહીં અને જે (અઝાબ)ની સાથે તેઓ ઠઠ્ઠો-મશ્કરી કરી રહ્યા હતા તે તેમને ઘેરી લેશે. (મતલબ એ છે કે અઝાબના હકદાર હોવા છતાં મોડું એટલા માટે થાય છે કે અમુક હિકમતોના કારણે તેનો એક નિશ્ચિત સમય છે, પછી તે નિશ્ચિત સમય આવ્યે બધી કસર પૂરી થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અલ્લાહ તઆલાના સર્વત્ર છવાયેલ જ્ઞાનનું વર્ણન હતું જેનાથી સૃષ્ટિનો કોઈ અણુ અને દિલોના ગુપ્ત રહસ્યો પણ છુપા નથી. પ્રસ્તુત આયતોમાં તેના સંદર્ભમાં માનવી ઉપર એક મહાન ઉપકારનું વર્ણન કરવામાં આવ્યું, તે એ કે તેની રોજીની જવાબદારી અલ્લાહ તઆલાએ પોતે પોતાના જિમ્મે લઈ લીધી છે અને ન જ ફક્ત મનુષ્યની રોજી બલકે પૃથ્વી ઉપર ચાલનારા-ફરનારા દરેક સજીવની; તે જ્યાં કંઈ પણ રહે છે અથવા ચાલ્યો જાય છે તેની રોજી તેની પાસે પહોંચી જાય છે, એટલા માટે જો કાફિરો આ ઈરાદે પોતાના કોઈ કાર્યને અલ્લાહથી છુપાવવા ઈચ્છે તો તે તેમની અજ્ઞાનતા અને મૂર્ખાઈ સિવાય કંઈપણ નથી, પછી તેના ઠોસ વર્ણનમાં પૃથ્વીપટ ઉપરના બધા જ પ્રાણીઓ, પક્ષીઓ તથા પૃથ્વીના પેટાળમાં રહેતા સજીવો, પાણી અને સૂક્કા પ્રદેશોમાં વસવાટ કરતા બધા જ પ્રાણીઓ તેમાં સામેલ છે અને આ ઠોસપણાની તાકીદ માટે શબ્દ مِنْ (મિન)નો વધારો કરીને وَمَا مِنْ دَآبَّةٍ ફરમાવ્યું છે. دَابَّةٌ (દાબ્બહ) દરેક તે પ્રાણીને કહેવામાં આવે છે જે જમીન ઉપર ચાલે છે, પક્ષીઓ અને પ્રાણીઓ પણ તેમાં સામેલ છે, કારણ કે તેમનો માળો પણ જમીન ઉપર જ કોઈ સ્થળે હોય છે, દરિયાના પ્રાણીઓ પણ જમીન સાથે જ સંબંધ ધરાવે છે, આ બધા પ્રાણીઓની રોજીની જવાબદારી અલ્લાહ તઆલાએ પોતાના જિમ્મે લઈને એવા શબ્દોથી તેનું વર્ણન કર્યું છે, જેમકે કોઈ ફરજ કોઈના માથે હોય. ઈરશાદ ફરમાવ્યો, عَلَى اللّٰهِ رِزْقُهَا એટલે કે, "અલ્લાહના જિમ્મે છે તેમની રોજી." એ દેખીતું છે કે, આ જવાબદારી અલ્લાહ તઆલા ઉપર નાંખનારી કોઈ અન્ય તાકાત કે શક્તિ નથી, માત્ર એ સિવાય કે તેણે પોતાની કૃપાથી આ વાયદો કરી લીધો, પરંતુ વાયદો એક સાદિક (સત્ય) અને મહાદયાળુનો વાયદો છે જેના વાયદાનો ભંગ થવાની કોઈ શક્યતા જ નથી, આ જ વિશ્વાસને જાહેર કરવા માટે આ સ્થળે શબ્દ عَلٰی (અલા) લાવવામાં આવ્યો છે જે ફરજોના વર્ણન માટે ઉપયોગ થાય છે,

જ્યારે કે અલ્લાહ તઆલા ન તો કોઈના હુકમનો પાબંદ છે અને ન જ તેના માટે કોઈ વસ્તુ ફરજ અથવા વાજિબ છે.

رِزْق (રિઝ્ક) શબ્દકોષમાં તે વસ્તુને કહેવામાં આવે છે જેનાથી સજીવ પોતાનો ખોરાક પ્રાપ્ત કરે અને જેના દ્વારા તેનું જીવન ટકી રહે તથા શરીરમાં વિકાસ અને વૃદ્ધિ થાય છે.

رِزْق (રિઝ્ક) માટે એ જરૂરી નથી હોતું કે, જેની રોજી છે તે તેનો માલિક પણ હોય, કારણ કે બધા જ પ્રાણીઓને "રિઝ્ક" (રોઝી) આપવામાં આવે છે પરંતુ તે તેના માલિક નથી હોતા, તેમનામાં માલિકીપણાની ક્ષમતા જ નથી. એટલા માટે નાનું બાળક પોતાના રિઝ્કનું માલિક નથી હોતું પરંતુ તે છતાં તેને રોજી મળે છે.

"રોજી"ના આ સ્પષ્ટ અર્થના આધારે વિદ્વાનોએ ફરમાવ્યું કે રોજી હલાલ પણ હોઈ શકે છે અને હરામ પણ, કારણ કે જે વ્યક્તિ કોઈ અન્યનો માલ નાજાઈઝ પદ્ધતિથી ખાઈ જાય તો આ માલ એટલે કે ખોરાક તો તે વ્યક્તિનો બની ગયો પરંતુ તે હરામ પદ્ધતિથી તેનો બન્યો, જો તેણે પોતાની લાલચમાં આંધળો થઈને નાજાઈઝ પદ્ધતિનો ઉપયોગ ન કર્યો હોત તો જે રોજી તેના નસીબમાં નક્કી હતી તે રોજી જાઈઝ પદ્ધતિથી પણ તેને મળી હોત.

**રોજી અલ્લાહ તઆલાની જવાબદારી હોવા ઉપર સવાલ-જવાબ :**

અત્રે એક સવાલ એ ઉપસ્થિત થાય છે કે, જ્યારે દરેક સજીવની રોજીની જવાબદારી અલ્લાહે પોતાના માથે લઈ લીધી છે તો પછી એવી ઘટનાઓ શા માટે બને છે કે ઘણા બધા પ્રાણીઓ અને મનુષ્યો ખોરાક ન મળવાના કારણે ભૂખ-તરસથી મૃત્યુ પામે છે. તેના જવાબમાં વિદ્વાનોએ વિવિધ નિવેદનો કર્યા છે.

એક જવાબ એ પણ હોઈ શકે છે કે, રોજીની જવાબદારી તે સમય સુધી છે જ્યાં સુધી કે તેની નિશ્ચિત વય મર્યાદા પૂર્ણ નથી થઈ જતી, જ્યારે તેનું જીવન પૂર્ણ થઈ ગયું તો તેને અલબત્ત મરવાનું જ છે અને તેને આ જગતમાંથી સિધાવી જવાનું છે, જેના સામાન્ય કારણોમાંથી ક્યારેક બીમારી હોય છે, ક્યારેક સળગી જવું, ડૂબી જવું, ઘા વાગવો, ઈજા થવી વગેરે હોય છે. એ જ પ્રમાણે એક કારણ આ પણ હોઈ છે કે તેની રોજી બંધ કરી દેવામાં આવે અને તેનું મૃત્યુ નિપજે.

ઈમામ કુર્તુબી (રહ.)એ આ આયતના સંદર્ભમાં હઝરત અબૂ મૂસા અશઅરી અને હઝરત અબૂ માલિક (રદિ.) વગેરે કબીલએ અશઅરિય્યિનની એક ઘટનાનું વર્ણન કર્યું છે કે, આ લોકો હિજરત કરીને મદીના તય્યિબહ પહોંચ્યા તો જે કંઈ ભાથું અને ખાવા-પીવાનો સામાન તેમની પાસે હતો તે ખતમ થઈ ગયો, તેમણે પોતાના એક વ્યક્તિને રસૂલે કરીમ ﷺની સેવામાં એવી વિનંતી સાથે મોકલ્યો કે તેમના ખાવા-પીવાની કોઈ વ્યવસ્થા કરી આપે, આ વ્યક્તિ જયારે રસૂલે કરીમ ﷺના દરવાજા ઉપર પહોંચ્યો તો અંદરથી અવાજ સાંભળ્યો, રસૂલે કરીમ ﷺ આ આયત પઢી રહ્યા હતા, وَمَا مِنْ دَآبَّةٍ فِى الْاَرْضِ اِلَّا عَلَى اللّٰهِ رِزْقُهَا તે વ્યક્તિને આ આયત સાંભળીને વિચાર આવ્યો કે જયારે અલ્લાહ તઆલાએ બધા જ સજીવોની રોજી પોતાના જિમ્મે લઈ લીધી છે તો પછી અમે અશઅરી પણ અલ્લાહ તઆલા નિકટ બીજા જાનવરોથી ગયા-ગુજરેલા તો નથી, તે ચોક્કસ અમને પણ રોજી પહોંચાડશે, આવો વિચાર કરીને તેઓ ત્યાંથી પાછા ફર્યા. રસૂલે કરીમ ﷺને પોતાની કંઈપણ હાલત બતાવી નહીં, પાછા જઈને પોતાના સાથીદારોને કહ્યું કે ખુશ થઈ જાઓ ! તમારા માટે અલ્લાહ તઆલાની સહાય આવી રહી છે, એનાથી અશઅરી સાથીઓ તેનો એવો અર્થ સમજ્યા કે તેમના સંદેશાવાહકે વચન મુજબ રસૂલે કરીમ ﷺને પોતાની જરૂરિયાતનું વર્ણન કર્યું છે અને આપ ﷺએ તેની વ્યવસ્થા કરવાનો વાયદો કરી લીધો છે, તેઓ એવું સમજીને સંતોષ પામી બેસી ગયા. તેઓ હજુ બેઠા જ હતા કે જોયું કે બે વ્યક્તિઓ એક "કસ્અહ" ગોસ્ત અને રોટલીઓથી ભરેલો ઉઠાવીને લાવી રહ્યા છે. "કસ્અહ" એક મોટું વાસણ હોય છે, તે ઉઠાવી લાવનારાઓએ આ દેગ જેવું વાસણ તે અશઅરી લોકોને આપી દીધું, તેમણે ખૂબ પેટ ભરીને ખાધું, ત્યારપછી પણ બચી રહ્યું તો તે લોકોએ એવું યોગ્ય સમજ્યું કે, બાકી ભોજન રસૂલે કરીમ ﷺને પાછું મોકલી આપવામાં આવે જેથી આપ ﷺ તેને પોતાની જરૂરિયાતમાં ખર્ચ કરે, પોતાના બે માણસોને આ ખાવાનું આપીને રસૂલે કરીમ ﷺ પાસે મોકલવામાં આવ્યા.

ત્યારબાદ આ બધા લોકો રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ આપનું મોકલેલું ભોજન ઘણું જ વધારે અને ખૂબ સ્વાદિષ્ટ હતું." રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "મેં તો કોઈ ભોજન મોકલ્યું જ નથી !"

ત્યારે તેમણે સંપૂર્ણ ઘટના કહી સંભળાવી કે, અમે ફલાણા વ્યક્તિને આપની પાસે મોકલ્યા હતા, તેણે એવો જવાબ આપ્યો કે જેનાથી અમે એવું સમજ્યા કે તમે જ આ જમવાનું મોકલ્યું છે, આવું સાંભળીને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "આ મેં નહીં પરંતુ તે જાતે કુદુસે મોકલ્યું છે જેણે દરેક સજીવને રોજી આપવાની જવાબદારી લીધી છે."

અમુક રિવાયતોમાં છે કે, જે સમયે હઝરત મૂસા (અલૈ.) આગની શોધખોળમાં કોહે તૂર ઉપર પહોંચ્યા અને ત્યાં આગના બદલે "તજલ્લિયાતે ઈલાહી" સામે આવી તો તેમને નુબુવ્વત અને રિસાલત અર્પણ કરીને ફિરઔન અને તેમની કોમની હિદાયત માટે મિસ્ર જવાનો હુકમ મળ્યો ત્યારે તેમને વિચાર આવ્યો કે હું પોતાની પત્નીને જંગલમાં એકલો છોડી આવ્યો છું, તેની કોણ સાર-સંભાળ લેશે ? આ વિચારની સુધારણા માટે અલ્લાહ તબારક વ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે, સામે પડેલી પથ્થરની શીલા ઉપર લાકડી મારો ! તેમણે હુકમ ઉપર અમલ કર્યો તો તે શીલા ફાટી ગઈ અને તેમાંથી એક બીજો પથ્થર નીકળ્યો, હુકમ થયો કે તેના ઉપર પણ લાઠી મારો, એવું કર્યું તો તે પથ્થર ફાટીને તેમાંથી પણ ત્રીજો પથ્થર નીકળ્યો, તેના ઉપર પણ લાઠી મારવાનો હુકમ થયો તો તે ફાટી ગયો અને તેમાંથી એક સજીવ નીકળ્યું જેના મોંમાં લીલું પાદડું હતું.

અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનો વિશ્વાસ તો હઝરત મૂસા (અલૈ.)ને પહેલેથી જ હતો પરંતુ પ્રત્યક્ષ નજરે નિહાળવાનો અનુભવ કંઈ અનેરો આહ્‌લાદક હતો, આ જોઈને હઝરત મૂસા (અલૈ.) ત્યાંથી સીધા મિસ્ર રવાના થઈ ગયા, પોતાની પત્નીને તે જાણ કરવા પણ ન ગયા કે મને મિસ્ર જવાનો હુકમ થયો છે અને હું ત્યાં જઈ રહ્યો છું.

**સમગ્ર મખ્લૂકને રોજી પહોંચાડવાની આશ્ચર્યજનક કુદરતી વ્યવસ્થા :**

આ આયતમાં અલ્લાહ તબારક વ તઆલાએ ફક્ત એ બાબત ઉપર બસ નથી કર્યું કે દરેક સજીવની રોજી પોતાને માથે લઈ લીધી છે, બલકે માનવીને વધારે સંતોષ આપવા માટે ફરમાવ્યું, وَيَعْلَمُ مُسْتَقَرَّهَا وَمُسْتَوْدَعَهَا આ આયતમાં مُسْتَقَرَّ (મુસ્તકર્ર) અને مُسْتَوْدَعٌ (મુસ્તવ્‌દઅ્)નો ભાવાર્થ વિવિધ વિવરણકારોએ

અનેક પ્રકારના નોંધ્યા છે પરંતુ શાબ્દિક અર્થના આધારે તે ભાવાર્થ વધારે નિકટ છે જેને કશ્શાફે અપનાવ્યો કે "મુસ્તકર્ર" તે સ્થળને કહેવામાં આવે છે જ્યાં કોઈ વ્યક્તિ કાયદેસર રીતે પોતાના થોભવાનું સ્થળ અથવા વતન બનાવી લે અને "મુસ્તવ્‌દઅ્‌" તે સ્થળને કહેવામાં આવે છે જ્યાં કામચલાઉ ધોરણે કોઈ આવશ્યકતા માટે થોભવામાં આવે.

ભાવાર્થ એ થયો કે અલ્લાહ તઆલાની જવાબદારીને દુનિયાના લોકો અને સરકારોની જવાબદારી સાથે સરખામણી કરી કલ્પના ન કરો. દુનિયામાં જો કોઈ વ્યક્તિ અથવા જો કોઈ ખાસ સંસ્થા તમારી રોજીની જવાબદારી લઈ લે તો અલબત્ત એટલું કામ તો તમારે પોતે કરવું પડશે કે જો પોતાનું સ્થળ છોડીને કોઈ અન્ય સ્થળે જવાનું હોય તો તે વ્યક્તિ અથવા સંસ્થાને જાણ કરવી પડશે કે હું ફલાણી તારીખથી ફલાણી તારીખ સુધી, ફલાણા શહેર અથવા ફલાણા ગામમાં રહીશ, મારી રોજી ત્યાં પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવે પરંતુ અલ્લાહ તબારક વ તઆલાની જવાબદારીમાં તમારા ઉપર કોઈ એવો ભાર નથી, કારણ કે તે તમારા દરેક હલન-ચલનથી સારી પેઠે વાકેફ છે, તમારા કાયમી રહેઠાણને પણ જાણે છે અને કામચલાઉ થોભવાના સ્થળથી પણ વાકેફ છે, કોઈ દરખાસ્ત કર્યા વિના જ અથવા જાણકારી આપ્યા વિના તે તમારું રાશન-પાણી ત્યાં પહોંચાડી આપે છે.

અલ્લાહ તઆલાના સર્વત્ર છવાયેલા જ્ઞાન અને મજબૂત શક્તિ આગળ ફક્ત તેનો ઈરાદો કરી લેવો સઘળા કાર્યોને પૂર્ણ થવા માટે પૂરતા હતા. કોઈ પુસ્તક કે રજીસ્ટરમાં લખવા-લખાવવાની આવશ્યકતા ન હતી પરંતુ બીચારો માનવી જે પણ વ્યવસ્થાને આધીન હોય છે તે અલ્લાહની રોજીની આ વ્યવસ્થાને પોતાની માનવસર્જિત વ્યવસ્થા ઉપર અનુમાનિત કરે તો ભૂલચૂક થવાનો ખટકો રહી શકતો હતો, એટલા માટે વધારે સંતોષ અને સ્પષ્ટતા માટે ફરમાવ્યું, كُلٌّ فِىْ كِتٰبٍ مُّبِيْنٍ એટલે કે, આ બધું જ એક રોશન કિતાબ (લવહે મહફૂઝ)માં લખવામાં આવ્યું છે જેમાં સમગ્ર સૃષ્ટિની રોજી, ઉંમર, કર્મો વગેરેની સંપૂર્ણ વિગતો લખવામાં આવી છે, જે વખતો-વખત જરૂરિયાત અનુસાર સંબંધિત ફરિશ્તાઓને સોંપવામાં આવે છે.

સહીહ મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી

નકલ થયું છે કે, નબીએ કરીમ ﷺએ એક લાંબી હદીષમાં ફરમાવ્યું જેનો ખુલાસો એ છે કે, માનવી પોતાના જન્મ પહેલાં વિવિધ તબક્કાઓમાંથી પસાર થાય છે, જ્યારે તેના અવયવો સંપૂર્ણ વિકસી જાય છે તો અલ્લાહ તઆલા એક ફરિશ્તાને હુકમ આપે છે જે તેના વિશે ચાર વસ્તુઓ લખી લે છે, પ્રથમ તેના કર્મો કે જે કંઈ તે કરશે, બીજું તેની જિંદગીના વર્ષો, મહિના, દિવસ, મિનિટ અને શ્વાસ સુદ્ધાં લખી લેવામાં આવે છે, ત્રીજું તેને ક્યાં મરવાનું અને ક્યાં દફન થવાનું છે તે, ચોથું તેની રોજી કેટલી છે ? અને કઈ-કઈ રીતે તેને પહોંચશે ? (અને લવહે મહફૂઝમાં આસમાન અને જમીનની પેદાઈશ પહેલાં લખી લીધું હોવાની વાત આ બાબતનો ઈન્કાર કરતી નથી).

બીજી આયતમાં અલ્લાહ તબારક વ તઆલાનું જ્ઞાન સર્વત્ર છવાયેલ હોવાનું અને તેની સર્જન શક્તિની એક ઝલકનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમાં સમગ્ર આસમાનો અને પૃથ્વીને છ દિવસમાં પેદા કરવાની અને તે વસ્તુઓનું સર્જન કરવાથી પહેલાં "અર્શે રહમાન" પાણી ઉપર હતો તેનું વર્ણન છે.

એ બાબતથી જાણ થાય છે કે, આસમાન અને પૃથ્વીના સર્જન પહેલાં પાણી પેદા કરવામાં આવ્યું અને આસમાન અને જમીનને છ દિવસમાં પેદા કરવાની વિગત "સૂરએ હા-મીમ સજદહ"ની આયત નં. ૧૦ અને ૧૧માં આ પ્રમાણે આવી છે કે, બે દિવસમાં પૃથ્વી બનાવવામાં આવી, બે દિવસમાં જમીનના પહાડ, દરિયા, વૃક્ષો અને સજીવોનો ખોરાક તથા તેમના જીવનને ટકાવી રાખવાનો સામાન બનાવવામાં આવ્યો અને બે દિવસમાં સાત આસમાન બનાવવામાં આવ્યા.

તફસીરે મઝહરીમાં છે કે, આસમાનનો ભાવાર્થ તે બધા જ અવકાશી પદાર્થો છે જે પૃથ્વીથી ઊંચે અવકાશમાં છે અને પૃથ્વીનો ભાવાર્થ આખી પૃથ્વી અને પૃથ્વીપટ ઉપરની બધી જ તે વસ્તુઓ છે જે નીચે તરફ છે અને દિવસનો ભાવાર્થ તે નિશ્ચિત સમય છે જે આસમાન અને જમીનની ઉત્પત્તિ પછી સૂર્યના ઊગવાથી લઈ આથમવા સુધી હોય છે, જો કે આસમાન અને પૃથ્વીની ઉત્પત્તિના સમયે ન તો સૂર્ય હતો અને ન જ ઊગવા-આથમવાનું ચક્ર હતું.

અલ્લાહ તબારક વ તઆલાની સંપૂર્ણ શક્તિમાં એ પણ હતું કે તે બધી જ

વસ્તુઓને એક ક્ષણમાં તાત્કાલિક પેદા કરી આપે, પરંતુ તેણે પોતાની હિકમતથી આ વિશ્વની વ્યવસ્થા ક્રમાનુસાર બનાવી છે જે મનુષ્યના સ્વભાવ સાથે મેળ ખાય છે.

આયતના અંતમાં આસમાન અને પૃથ્વીને પેદા કરવાનો મકસદ આ બતાવ્યો છે, لِيَبْلُوَكُمْ اَيُّكُمْ اَحْسَنُ عَمَلًا એટલે કે, આ બધી વસ્તુઓ એટલા માટે પેદા કરવામાં આવી છે કે અમે તમારી પરીક્ષા લઈએ કે કોણ તમારામાંથી સારા કર્મો કરનારા છે ? એનાથી જાણ થઈ કે આસમાન અને પૃથ્વીને પેદા કરવાનો પોતે કોઈ હેતુ ન હતો, બલકે તેમાં કર્મો કરનાર મનુષ્ય માટે બનાવવામાં આવ્યું છે જેથી તે આ પદાર્થોથી પોતાનો લાભ અને રોજી પ્રાપ્ત કરે તથા તેમાં ચિંતન અને મનન કરીને પોતાના માલિક અને પરવરદિગારને પણ ઓળખે.

ખુલાસો એવો થયો કે આસમાન અને જમીનની ઉત્પત્તિનો મૂળ હેતુ માનવી છે, બલકે માનવોમાં પણ ઈમાનવાળાઓ છે અને તેમનામાંથી પણ તે માનવો જે સૌથી સારા કર્મો કરનારા છે અને એ દેખીતું છે કે, સઘળી માનવજાતમાં સૌથી શ્રેષ્ઠ અમલ કરનાર આપણા પ્યારા રસૂલે કરીમ ﷺ છે, એટલા માટે એવું કહેવું યોગ્ય છે કે સમગ્ર સૃષ્ટિને પેદા કરવાનો મૂળ હેતુ રસૂલે કરીમ ﷺનું પવિત્ર અસ્તિત્વ છે. *(મઝહરી)*

અત્રે એ વાત પણ ધ્યાન આપવાપાત્ર છે કે, અલ્લાહ તબારક વ તઆલાએ આ સ્થળે اَحْسَنُ عَمَلًا (અહ્‌સનુ અમલન) ફરમાવ્યું છે, એટલે કે "કોણ સારા અમલ કરનારો છે ?" એવું નથી કહ્યું કે, કોણ વધારે અમલ કરનારો છે ? એનાથી જાણ થઈ કે અલ્લાહ તઆલાની દષ્ટિ નેક કર્મો નમાઝ, રોઝા, તિલાવત અને ઝિક્ર વગેરેના ખૂબ મોટા જથ્થા કરતા વધારે حُسْنِ عَمَلُ (હુસ્ને અમલ) "સારા કર્મો" ઉપર છે, એટલે કે આ જ "હુસ્ને અમલ"ને એક હદીષમાં اِحْسَانُ (ઈહ્‌સાન)થી ઓળખાવવામાં આવ્યું છે જેનો ખુલાસો એ છે કે કોઈપણ કૃત્ય માત્ર અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવા માટે હોય અને કોઈ દુનિયવી સ્વાર્થ તેમાં ન હોય અને તે કાર્યનું સ્વરૂપ પણ એવું અપનાવવામાં આવે કે, જે અલ્લાહ તઆલા નિકટ પસંદ કરવામાં આવ્યું હોય જેને રસૂલે કરીમ ﷺએ પોતાના અમલ દ્વારા બતાવ્યું હોય અને ઉમ્મત માટે તેનું અનુસરણ કરવું જરૂરી ઠરાવ્યું હોય, ખુલાસો એ છે કે નાનો અમલ જે સંપૂર્ણ નિખાલસતા સાથે સુન્નત

પ્રમાણે હોય છે તે નાનું કર્મ તે વધારે જથ્થામાં કરેલા અમલ કરતાં ઉત્તમ છે જેમાં આવી શરતો પૂરી થતી ન હોય અથવા તેમાં ઉણપ હોય.

સાતમી આયતમાં કયામત અને આખિરતના ઈન્કારીઓની પરિસ્થિતિ વર્ણન થઈ છે કે, આ લોકો જે વાત તેમની સમજમાં નથી આવતી તેને જાદૂ કહીને ટાળવા ઈચ્છે છે.

આઠમી આયતમાં તે લોકોની એ શંકાનો જવાબ આપવામાં આવ્યો કે, જેઓ અઝાબની ચેતવણીઓ બાબતે અંબિયા (અલૈ.)નો વિશ્વાસ ન કરીને કહ્યા કરતા હતા કે, જો તમે સાચા છો તો જે અઝાબની ધમકી આપતા હતા તે કેમ નથી આવી જતો ?

---

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૯ થી ૧૪)

وَلَئِنْ أَذَقْنَا الْإِنْسَانَ مِنَّا رَحْمَةً ثُمَّ نَزَعْنَاهَا مِنْهُ ۚ إِنَّهُ لَيَئُوسٌ كَفُورٌ ٩ وَلَئِنْ
أَذَقْنَاهُ نَعْمَاءَ بَعْدَ ضَرَّاءَ مَسَّتْهُ لَيَقُولَنَّ ذَهَبَ السَّيِّئَاتُ عَنِّي ۚ إِنَّهُ لَفَرِحٌ فَخُورٌ ١٠
إِلَّا الَّذِينَ صَبَرُوا وَعَمِلُوا الصَّالِحَاتِ أُولَٰئِكَ لَهُمْ مَغْفِرَةٌ وَأَجْرٌ كَبِيرٌ ١١ فَلَعَلَّكَ
تَارِكٌ بَعْضَ مَا يُوحَىٰ إِلَيْكَ وَضَائِقٌ بِهِ صَدْرُكَ أَنْ يَقُولُوا لَوْلَا أُنْزِلَ عَلَيْهِ كَنْزٌ
أَوْ جَاءَ مَعَهُ مَلَكٌ ۚ إِنَّمَا أَنْتَ نَذِيرٌ ۚ وَاللَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ وَكِيلٌ ١٢ أَمْ يَقُولُونَ
افْتَرَاهُ ۖ قُلْ فَأْتُوا بِعَشْرِ سُوَرٍ مِثْلِهِ مُفْتَرَيَاتٍ وَادْعُوا مَنِ اسْتَطَعْتُمْ مِنْ
دُونِ اللَّهِ إِنْ كُنْتُمْ صَادِقِينَ ١٣ فَإِلَّمْ يَسْتَجِيبُوا لَكُمْ فَاعْلَمُوا أَنَّمَا أُنْزِلَ بِعِلْمِ
اللَّهِ وَأَنْ لَا إِلَٰهَ إِلَّا هُوَ ۖ فَهَلْ أَنْتُمْ مُسْلِمُونَ ١٤

## તરજુમો :

*અને જો અમે માનવીને પોતાના તરફથી રહમત ચખાડીએ પછી તે તેનાથી છીનવી લઈએ તો તે નાઉમ્મીદ નાશુક્રો થાય છે. (૯) અને જો અમે તેને આરામ ચખાડીએ તકલીફ પછી જે તેને પહોંચી હતી તો બોલી ઉઠે મારાથી*

*બુરાઈઓ દૂર થઈ, તે તો ઈતરાનારો શેખીખોર (મિથ્યાભિમાની બડાઈ હાંકનારો) છે. (૧૦) પરંતુ જે લોકો ધીરજવાન છે અને નેકીઓ કરે છે તેમના માટે બખ્શીશ (મા'ફી) છે અને મોટો સવાબ. (૧૧) બસ ક્યાંક તમે છોડી બેસશો તેમાંથી કોઈ વસ્તુ જે તમારા તરફ વહી આવી અને તેનાથી તમારો જીવ તંગ થશે એ વાત ઉપર કે તેઓ કહે છે કેમ તેના ઉપર ખજાનો ન ઊતર્યો અથવા તેની સાથે ફરિશ્તો કેમ ન આવ્યો ? તમે તો (માત્ર) ડરાવનારા છો અને અલ્લાહ દરેક વસ્તુનો જિમ્મેદાર છે. (૧૨) શું કહે છે કે તમે કુર્આનને બનાવી લાવ્યા છો ? કહી આપો ! તમે પણ લઈ આવો એક દશ સૂરત આવી બનાવીને અને બોલાવી લો જેને બોલાવી શકો અલ્લાહના સિવાય જો તમે સાચા હોવ. (૧૩) પછી જો તમારું કહ્યું પુરું ન કરે તો જાણી લો કે કુર્આન તો અલ્લાહની વહીથી ઊતર્યું છે અને એ કે તેના સિવાય કોઈ હાકિમ નથી પછી હવે તમે હુકમ માનો છો ? (૧૪)*

## તફસીર :

અને જો અમે મનુષ્યને પોતાની મહેરબાનીનો સ્વાદ ચખાડીને તેનાથી છીનવી લઈએ છીએ તો તે નિરાશ અને નાશુક્રો (અધીરો) બની જાય છે અને જો તેને કોઈ તકલીફ પછી કે જે તેને પડી હોય કોઈ નેઅ્મતનો સ્વાદ ચખાડીએ તો (એવો ઈતરાય છે કે) કહેવા લાગે છે કે મારા બધા દુ:ખ-દર્દ રુખસદ થઈ ગયા (હવે દુ:ખ ક્યારેય નહિ આવે) તે ઈતરાવા લાગે છે, શેખી (ડંફાસો) હાંકવા લાગે છે પરંતુ જે લોકો નેક સ્વભાવના છે અને નેક કર્મો કરે છે (તેનાથી ભાવાર્થ મો'મિનો છે કે તેમનામાં થોડે ઘણે અંશે આવી નેક સિફતો હોય છે બસ,) એવા નથી હોતા (બલકે નેઅ્મતના છીનવાય જવાના સમયે સબ્રથી કામ લે છે અને નેઅ્મત મળવાના સમયે શુક્ર અને આજ્ઞાપાલન કરે છે બસ,) એવા લોકો માટે મહાન બખ્શીશ અને મોટો સવાબ છે (ખુલાસો એ છે કે મો'મિનો સિવાયના મોટા ભાગના લોકો એવા જ છે કે થોડીવારમાં નીડર થઈ જાય છે અને થોડીવારમાં હતાશ થઈ જાય છે, એટલા માટે આ લોકો અઝાબમાં મોડું થવાથી નચિંત અને ઈન્કારી થઈ ગયા, આ લોકો જેઓ ઈન્કાર અને ઠઠ્ઠો-મશ્કરી કરી રહ્યા છે તેનાથી) બસ, કદાચ તમે (તંગ થઈને) તે હુકમોમાંથી જે તમારા તરફ વહી દ્વારા મોકલવામાં આવે છે અમુકને (એટલે કે તબ્લગીને) છોડી દેવા ઈચ્છો છો ?

(એટલે કે શું એવું શક્ય છે કે તમે તબ્લીગ–દા'વત છોડી દો ? બસ દેખીતું છે કે તમે એવો વિચાર સુદ્ધાં નથી કરી શકતા તો પછી તંગ થવાથી શું ફાયદો ?) અને તમારું દિલ એ વાતથી તંગ થાય છે કે તેઓ કહે છે કે (જો આ નબી છે તો) તેના ઉપર કોઈ ખઝાનો કેમ નાઝિલ ન થયો ? તેમની સાથે કોઈ ફરિશ્તો (કે જે અમારી સાથે પણ વાતચીત કરતો હોત) કેમ ન આવ્યો ? (એટલે કે આવા મોઅ્જિઝાઓ કેમ ન આપવામાં આવ્યા ? બસ, આવી વાતોથી તમે તંગ ન થાઓ, કારણ કે) તમે તો (આ કાફિરોને) માત્ર ડરાવનારા છો (એટલે કે પયગમ્બર છો જેના માટે કોઈપણ મોઅ્જિઝાની આવશ્યકતા નથી) અને દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ અધિકાર ધરાવનાર (તો) માત્ર અલ્લાહ જ છે (આપ ﷺ નથી, જ્યારે વાત એમ જ છે તો આ મોઅ્જિઝાઓને જાહેર કરવા એ તમારા અધિકારક્ષેત્રની બહાર છે પછી તેની ફિકર–ચિંતામાં તંગ શા માટે થાઓ છો ? અને કારણ કે પયગમ્બર માટે જો ખરેખર મોઅ્જિઝાની આવશ્યકતા જ હોય તો તમારો સૌથી મોટો મોઅ્જિઝો તો કુર્આન છે, તો તેને ન માનવાનું શું કારણ છે ?) શું (તેના વિશે) એવું કહે છે કે (નઊઝુબિલ્લાહ !) તમે તે (કુર્આન)ને (પોતાના તરફથી) પોતે બનાવી લીધું છે; તમે જવાબમાં કહી આપો કે (જો આ મારું બનાવેલું હોય) તો (વારું) તમે પણ તેના જેવી દશ સૂરતો (જે તમારી) બનાવેલી હોય લઈ આવો અને (પોતાની મદદ માટે) જેને–જેને અલ્લાહ સિવાય બોલાવી શકતા હોય તો બોલાવી લો જો તમે સાચા છો, પછી જો (તે કાફિરો) તમારા લોકોનું (કુર્આનના ઉદાહરણ બનાવી લાવવાના પડકાર પ્રમાણે) કહેવું ન કરી શક્યા તો તમે (તેમને કહી આપો કે, હવે તો) વિશ્વાસ કરી લો કે આ કુર્આન અલ્લાહના જ જ્ઞાન (અને કુદરત)થી ઊતર્યું છે (તેમાં અન્ય કોઈની કંઈ જ દખલગીરી નથી) અને એ (પણ વિશ્વાસ કરી લો) કે અલ્લાહના સિવાય કોઈ મઅ્બૂદ નથી (કારણ કે, મઅ્બૂદ તો ખુદાઈ સિફતોમાં સર્વાંગ–સંપૂર્ણ હોય છે પછી જો અન્ય કોઈ હોત તો તેને શક્તિ પણ સંપૂર્ણ હોત અને તેણે તેની શક્તિ વડે તમારી મદદ કરી હોત કે જેથી તમે તેનું ઉદાહરણ લઈ આવ્યા હોત, કારણ કે પ્રસંગ દીનની તહકીકનો હતો અને તેનો તકાદો હતો જ્યારે તેનું ઉદાહરણ લાવવાથી તે લોકો લાચાર થઈ ગયા તો હવે રિસાલત અને તવહીદ બંને સાબિત થઈ ગયા, જ્યારે હવે આ બંને સાબિત થઈ ચૂક્યું) તો હવે તો મુસલમાન થાઓ (છો કે કેમ)?

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં રસૂલે કરીમ ﷺની રિસાલતની સચ્ચાઈ અને તેમાં શંકા કરનારાઓનો જવાબ ઉપસ્થિત છે અને શરૂઆતની ત્રણ આયતોમાં મનુષ્યની એક પ્રાકૃતિક બુરી ટેવનું વર્ણન કરીને મુસલમાનોને તેનાથી બચવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

પ્રથમ બે આયતોમાં સ્વાભાવિક રીતે મનુષ્યના ઉતાવળિયા સ્વભાવનું અને વર્તમાન પરિસ્થિતિમાં રાચી પડી ભૂતકાળ અને ભવિષ્યને ભૂલી જવાની વૃત્તિનું વર્ણન થયું છે, ઈરશાદ છે કે જો અમે માનવીને કોઈ નેઅ્મત ચખાડીએ છીએ અને પછી તેની પાસેથી તે પરત લઈ લઈએ છીએ તો તે ઘણો હિંમત હારી જનાર નિરાશ અને નાશુક્રો બની જાય છે, એ જ રીતે જો તેને કોઈ તકલીફ પછી કે જે તેને પડી હતી કોઈ નેઅ્મતનો સ્વાદ ચખાડીએ છીએ તો કહેવા લાગે છે કે મારું બધું દુઃખ-દર્દ દૂર થઈ ગયું અને તે ઈતરાવા લાગે છે અને ડંફાસો હાંકવા લાગે છે.

ભાવાર્થ એ છે કે, મનુષ્ય પોતાની પ્રકૃતિની દૃષ્ટિએ ખૂબ ઉતાવળિયો છે અને વર્તમાન પરિસ્થિતિને જ સઘળુ કાંઈ સમજી લેવાની ટેવ ધરાવનાર હોય છે, આગળ-પાછળની પરિસ્થિતિ અને ઘટનાઓમાં ચિંતન કે મનન કરવાની અથવા તેને યાદ રાખવાની વૃત્તિ ઘણી ઓછી હોય છે, એટલા માટે નેઅ્મત મળ્યા પછી તકલીફ આવી જવાથી તે રહમતથી નાઉમ્મીદ થઈને નાશુક્રી કરવા લાગે છે, એવો વિચાર કરતો નથી કે જે હક તઆલા શા'નુહૂએ પ્રથમવાર નેઅ્મત આપી હતી તે ફરીવાર પણ આપી શકે છે, એ જ પ્રમાણે જો તેને તકલીફ અને મુસીબત પછી કોઈ રાહત અને નેઅ્મત મળી જાય તો પોતાની પાછલી હાલત ઉપર વિચાર કરીને અલ્લાહ તઆલા તરફ શરણે થવાને અને તેના શુક્ર કરવાને બદલે તે વધારે ઈતરાવા અને ગર્વ કરવા લાગે છે તથા પાછલી હાલતને ભૂલીને એવું સમજવા લાગે છે કે, આ નેઅ્મત તો મારો હક છે, મને મળવી જ જોઈએ અને હું હંમેશા આ જ રીતે રહીશ. ગાફેલ માનવી એવો વિચાર કરતો નથી કે જે પ્રમાણે પહેલી પરિસ્થિતિ હતી તે પરિસ્થિતિ બાકી નથી રહી તો એવું પણ થઈ શકે છે કે આ નેઅ્મત અને રાહતની હાલત પણ કાયમ ટકી ન રહે.

چناں نماند چنیں نیز ہم نخواہد ماند

જેવી રીતે તે ન રહી એવી જ રીતે શક્ય છે કે આ પણ ન રહે.

માનવીની વર્તમાનને પૂજવાની અને ભૂતકાળ કે ભવિષ્યકાળને ભૂલી જવાની એવી હાલત છે કે, એક શાસકના લોહી અને લાશ ઉપર બીજો શાસક પોતાની સત્તાની ઈમારત ચણે છે અને ક્યારેય નીચે નજર કરીને જોતો નથી કે, તેનાથી અગાઉનો શાસક પણ મારી જેમ જ રહ્યા કરતો હતો, તેના અંજામથી બેખબર થઈને સત્તાના નશામાં મદ્‌હોશ થઈ તેનો સ્વાદ માણે છે.

આ જ વર્તમાન પરસ્તી અને વર્તમાનની મસ્તીની સુધારણા માટે અલ્લાહ તઆલાની કિતાબો અને રસૂલો આવ્યા છે જે માનવીને ભૂતકાળની બોધપાઠયુક્ત ઘટનાઓ યાદ અપાવીને ભવિષ્યની ચિંતા અને ફિકર અપાવે છે અને એ શિખામણ આપે છે કે વિશ્વના પરિવર્તનશીલ સ્વભાવ અને બદલાતી પરિસ્થિતિઓ તથા હાલતોમાં વિચાર કરો કે કઈ શક્તિ તેના પડદામાં કાર્યરત છે. હઝરત શયખુલ હિન્દ (રહ.)ના કહેવા પ્રમાણે,

انقلاباتِ جہاں واعظ رب ہیں دیکھو ہر تغیر سے صدا آتی ہے فافہم ،فافہم

મો'મિને કામિલ બલકે સંપૂર્ણ માનવી તે જ છે જે દરેક બદલાતી પરિસ્થિતિઓ અને પરિવર્તન પામતી હાલતો તથા દરેક રંજ-રાહતમાં અલ્લાહ તઆલાની કુદરત અને તેની અપાર શક્તિનું અવલોકન કરે, નષ્ટ થનાર રાહત તથા રંજ અને માત્ર ભૌતિક સર-સામાન ઉપર મોહી ન પડે.

બુદ્ધિશાળી વ્યક્તિનું કામ એ છે કે કાર્ય અને કારણથી વધારે કાર્ય-કારણના માલિક તરફ દષ્ટિપાત કરે, તેનાથી જ પોતાનો નાતો (સંબંધ) મજબૂત બાંધે, ત્રીજી આયતમાં આવા જ સંપૂર્ણ મનુષ્યને સામાન્ય માનવ સ્વભાવથી અપવાદ બતાવીને વિશિષ્ટરૂપે તેના માટે ફરમાવ્યું, اِلَّا الَّذِيْنَ صَبَرُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ એટલે કે, માનવીના સ્વભાવની આ સામાન્ય ઉણપથી તે લોકો અપવાદ સ્વરૂપ છે જેમાં બે પ્રકારની સિફતો જોવા મળે છે, એક સબ્ર અને બીજી અમલે સાલિહ (સદ્‌કર્મો).

શબ્દ "સબ્ર" અરબી ભાષામાં ઉર્દૂ રૂઢિપ્રયોગ પ્રમાણે ઘણા જાહેર અર્થમાં

ઉપયોગ થાય છે અને વાસ્તવિક "સબ્ર" શબ્દનો અર્થ "બાંધવું" અથવા "રોકવું" થાય છે. કુર્આન અને સુન્નતની પરિભાષામાં મહેચ્છાઓને તેની અવૈધ ઈચ્છાઓથી રોકવાનું નામ સબ્ર છે, એટલા માટે સબ્રની વ્યાખ્યામાં બધા જ પ્રકારના ગુનાહો અને શરીઅત વિરુદ્ધના કાર્યોથી બચવું સામેલ છે તથા અમલે સાલિહમાં સમગ્ર ફરજો, વાજિબ, સુન્નતો, મુસ્તહબ વગેરે સામેલ છે, ભાવાર્થ એ થયો કે માનવ સ્વભાવની આ સામાન્ય ઉણપથી તે લોકો બચેલા રહેશે જેઓ અલ્લાહ તઆલા ઉપર ઈમાન અને કયામતના ડરના કારણે દરેક એવી વસ્તુથી બચે છે કે જે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺને નાપસંદ છે અને દરેક એવા અમલ તરફ દોડે છે જેનાથી અલ્લાહ અને તેના રસૂલ ﷺ ખુશ થાય છે.

આ જ આયતના અંતે તે સંપૂર્ણ માનવોના બદલા અને સારા વળતરને પણ બતાવવામાં આવ્યું, اُولٰٓئِکَ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ كَبِيْرٌ એટલે કે, એવા લોકો માટે અલ્લાહ તઆલાનો વાયદો છે કે તેમની ભૂલો મા'ફ કરવામાં આવશે અને તેમના નેક અમલોનો ઘણો મોટો બદલો તેમને મળશે.

આ સ્થળે એ વાત પણ ધ્યાન આપવા પાત્ર છે કે, દુનિયાની નેઅ્મતો અને તકલીફો બંને વિશે કુર્આને કરીમે اَذَقْنَا (અઝક્ના) એટલે કે "ચખાડવું" શબ્દ વાપર્યો છે, તેનાથી એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે અસલ નેઅ્મત અને તકલીફ આખિરતની છે, દુનિયામાં ન તો સંપૂર્ણ રાહત છે અને ન જ સંપૂર્ણ તકલીફ; બલકે આ રાહત અને તકલીફ અહીંયાં ચખાડવાના અને નમૂનાના સ્વરૂપમાં છે જેથી મનુષ્યને આખિરતની તકલીફોનો અને નેઅ્મતોનો કંઈક અંશે અંદાજો આવી શકે, એટલા માટે દુનિયાની રાહત ન તો વધારે ખુશ થવાની બાબત છે અને ન જ મુસીબત વધારે દિલગીર થવાની, જો વિચાર કરો તો આજકાલ આ જ પરિભાષામાં સમગ્ર દુનિયા આખિરતનો એક શો-રૂમ છે, જેમાં રાહત અને તકલીફ માત્ર નમૂના પૂરતી રાખવામાં આવી છે.

ચોથી આયત એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે, ઘટના એમ હતી કે મક્કાના મુશ્રિકોએ રસૂલે કરીમ ﷺ સામે વિવિધ પ્રકારની ફરમાઈશો રજુ કરી, તેમાંથી એક એ કે આ કુર્આનમાં અમારી મૂર્તિઓને ખરાબ કહેવામાં આવ્યું છે એટલા માટે અમે તેના ઉપર ઈમાન નથી લાવી શકતા તેથી યા તો તમે

કોઈ બીજું કુર્આન લઈ આવો અથવા તો તેમાં સુધારો-વધારો કરી તેને બદલી નાંખો. ائۡتِ بِقُرۡاٰنٍ غَيۡرِ هٰذَاۤ اَوۡ بَدِّلۡهُ (૧૦:૧૫) *(બગવી, મઝહરી)*

બીજું એ કે અમે તમારા રસૂલ હોવા ઉપર ત્યારે જ વિશ્વાસ કરીએ કે યા તો દુનિયાના રાજાઓ જેટલો તમારા ઉપર કોઈ ખઝાનો નાઝિલ થઈ જાય જે તમે સૌને બખ્શીશ આપો અથવા તો પછી કોઈ ફરિશ્તો આસમાનથી આવી જાય તે તમારી સાથે રહી તમારું સમર્થન કરતો રહે અને ખરાઈ કરતો રહે કે બેશક ! આ અલ્લાહના રસૂલ છે.

રસૂલે કરીમ ﷺ તેમની આ વાહિયાત અને બેહૂદા વાતોથી દુઃખી થયા, કારણ કે રહમતુલ્લિલ્ આલમીન ﷺ માટે એ પણ શક્ય ન હતું કે તેમને તેમની હાલત ઉપર છોડી દે, તેમના ઈમાન લાવવાની ચિંતાને દિલમાંથી કાઢી નાંખે અને ન જ એ શક્ય હતું કે તેમની વાહિયાત શરતોને પૂરી કરે, કારણ કે પ્રથમ તો આ ફરમાઈશો નરી મૂર્ખામી ઉપર આધારિત હતી, મૂર્તિપૂજા તથા અન્ય ખરાબ વસ્તુઓને જો ખરાબ કહેવામાં ન આવે તો હિદાયત કઈ રીતે પ્રાપ્ત થાય ? તથા ખઝાનાને નુબુવ્વત સાથે જોડીને તે લોકોએ નુબુવ્વતને બાદશાહત ઉપર અનુમાનિત કરી લીધી અને એ જ પ્રમાણે અલ્લાહ તબારક વ તઆલાનો એવો કાનૂન નથી કે એવી પરિસ્થિતિઓ ઉપસ્થિત કરે કે લોકો ઈમાન લાવવા ઉપર ભૌતિક સ્વરૂપે મજબૂર થઈ જાય, નહિતર સમગ્ર દુનિયા તેના કાબૂ હેઠળ અને કબ્જામાં છે, કોઈની શું મજાલ હતી કે અલ્લાહ તબારક વ તઆલાની મરજી વિરુદ્ધ કોઈ અકીદહ અથવા કાર્ય કરી શકે ? પરંતુ તેણે પોતાની મહાન હિકમત વડે આ દુનિયાને કસોટીનું ઘર બનાવ્યું છે, અત્રે કોઈ નેકી અથવા અમલ વડે અથવા બુરાઈથી બચવા માટે ભૌતિક કારણો દ્વારા કોઈને મજબૂર કરવામાં આવતા નથી, અલબત્ત આસમાની કિતાબો અને રસૂલો દ્વારા સારા અને નરસા, નેક અને બદનો તફાવત તથા તેનના પરિણામો બતાવીને નેકી ઉપર અમલ અને બદીથી પરહેઝ કરવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા છે, જો રસૂલની સાથે ચમત્કારિક સ્વરૂપે કોઈ ફરિશ્તો તેમના નિવેદનોની ખરાઈ કરવા માટે નિમવામાં આવ્યો હોત અને જ્યારે કોઈ ન માને તો તે વખતે તેને તાત્કાલિક રોકડ અઝાબનો સામનો કરવો પડતો હોત તો આ ઈમાન લાવવા ઉપર મજબૂર કરવાનું એક સ્વરૂપ ગણાયું હોત અને ન જ તેમાં "ઈમાન બિલ ગયૂબ"નું સ્વરૂપ બાકી રહ્યું

હોત કે જે ઈમાનનો આત્મા છે અને ન તો મનુષ્યનો પોતાનો કોઈ અધિકાર રહ્યો હોત જે તેના કર્મોનો આત્મા છે અને તે ઉપરાંત તેમની ફરમાઈશો વાહિયાત અને બેહૂદા હતી, રસૂલે કરીમ ﷺ પાસે એવી રીતે ફરમાઈશો અને માંગણીઓ કરવી પોતે એ બાબતની દલીલ હતી કે આ લોકો રસૂલ અને નબીની હકીકતને જ જાણતા કે ઓળખતા ન હતા, રસૂલ અને અલ્લાહમાં કોઈ તફાવત કરતા ન હતા, રસૂલને અલ્લાહ તઆલાની જેમ સર્વશક્તિમાન સમજી લીધા હતા, એટલા માટે તેમની પાસે એવા કાર્યોની ફરમાઈશો અને માંગણી કરતા હતા કે જે અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્ય કરી શકતું ન હતું.

મતલબ કે રસૂલે કરીમ ﷺ તેમની આવી ફરમાઈશોથી સખત દિલગીર અને દુઃખી થઈ ગયા તો આપ ﷺની તસલ્લી અને તેમને દિલાસો આપવા માટે આ આયત નાઝિલ થઈ, જેમાં પ્રથમ રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ફરમાવવામાં આવ્યું કે, શું તમે તેમના કહેવાથી મજબૂર થઈને અલ્લાહના મોકલેલ કુર્આનનો કોઈ ભાગ છોડી આપશો કે જેનાથી આ લોકો નાખુશ થાય છે, દાખલા તરીકે તેમાં મૂર્તિઓની મજબૂરી અને તેમની લાચારી તથા તેમના કોઈ વસ્તુ ઉપર શક્તિ ન ધરાવતા હોવાનું વર્ણન છે, અને શું તમે તેમની આ ફરમાઈશોથી દુઃખી થઈ જશો ? અહીંયાં શબ્દ لَعَلَّكَ (લઅલ્લક)થી આ વિષયને ઓળખાવવાનો અર્થ એ નથી કે, વાસ્તવમાં રસૂલે કરીમ ﷺ વિશે આવું અનુમાન કે કલ્પના કરી શકાય છે, બલકે તેનો હેતુ આપ ﷺ આ વસ્તુઓથી બિલકુલ પવિત્ર અને બાકાત હોવાનું વર્ણન કરવાનો છે કે "હે રસૂલ (ﷺ) ! તમે ન તો કુર્આનનો કોઈ ભાગ તેમના સન્માન માટે છોડી શકો છો અને ન જ તમારે તેમની માંગણીઓથી દિલગીર થઈને દુઃખી થવું જોઈએ, કારણ કે તમે તો અલ્લાહ તરફથી નઝીર એટલે કે ડરાવનારા બનાવીને મોકલવામાં આવ્યા છો અને બધા કાર્યો અંજામ આપવા તો માત્ર અલ્લાહની શક્તિમાં છે." ડરાવનારની ખાસિયતનું તેની વિશિષ્ટતાના કારણે વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે કાફિરો તો ડરાવવાના જ હકદાર છે, નહિતર રસૂલે કરીમ ﷺ જેવા નઝીર એટલે કે ડરાવનારા છે એવા જ બશીર એટલે કે ખુશખબરી સંભળાવનારા પણ છે, તદુપરાંત નઝીર વાસ્તવમાં તે ડરાવનારને કહે છે જેમાં લાગણી અને મહોબ્બતની ભાવના રહેલી હોય છે જેના કારણે ખરાબ અને નુકસાન કરતી વસ્તુઓથી તે

ડરાવે છે, એટલા માટે "નઝીર"નો ભાવાર્થ પણ "બશીર"ના ભાવાર્થમાં એક રીતે સામેલ છે.

પ્રસ્તુત આયતોમાં મુશ્રિકો તરફથી ખાસ પ્રકારના મોઅ્જિઝાઓની માંગણી કરવામાં આવતી હતી તેનું વર્ણન છે, આગળની આયતોમાં તે બધી વાતોથી ખબરદાર કરવામાં આવ્યા છે, રસૂલે કરીમ ﷺનો કુર્આનનો મોઅ્જિઝો એક સ્પષ્ટ ખુલ્લો મોઅ્જિઝો તમારી સામે આવી ચૂક્યો છે જે મોઅ્જિઝો હોવાનો તમે પણ ઈન્કાર કરી શકતા નથી તો જો આ મોઅ્જિઝાઓની માંગણી સારી નિય્યતે રસૂલે કરીમ ﷺની સચ્ચાઈ જાણવા માટે છે તો તે તો પૂર્ણ થઈ ચૂકી અને જો માત્ર દુશ્મનાવટના કારણે છે તો જો તમારા માંગણી મુજબના મોઅ્જિઝાઓ બતાવી દેવામાં આવે તો પણ દુશ્મનાવટનો ભાવ રાખનાર લોકો પાસેથી શું આશા રાખી શકાય કે તેઓ તેને જોઈને પણ ઈસ્લામ કબૂલ કરી લે ? મતલબ કે, કુર્આને કરીમ સ્પષ્ટ અને ખુલ્લો મોઅ્જિઝો હોવો ઈન્કાર ન કરી શકાય એવી બાબત છે.

આ મોઅ્જિઝા ઉપર મુશ્રિકો અને કાફિરો તરફથી જે શંકા–કુશંકાઓ અને ખોટી વાતો ઘડવામાં આવી તેનો રદિયો આગલી બે આયતોમાં આ પ્રમાણે આપવામાં આવ્યો છે કે આ લોકો એવું કહે છે કે, કુર્આન તો પોતે રસૂલે કરીમ ﷺ બનાવી લાવ્યા છે તે અલ્લાહનું કલામ નથી.

તેના જવાબમાં ફરમાવ્યું કે, જો તમારી એવી જ માન્યતા છે કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ આવું કુર્આન પોતે બનાવી શકે છે તો તમે પણ તેના જેવી દશ સૂરતો બનાવીને બતાવી આપો અને એ પણ જરૂરી નથી કે દશ સૂરતો કોઈ એક જ વ્યક્તિ બનાવી લાવે, બલકે સમગ્ર વિશ્વના લોકો બધા મળીને પણ બનાવી લાવે અને જ્યારે તેઓ દશ સૂરતો બનાવવાથી પણ લાચાર થઈ જાય તો તમે ફરમાવી આપો કે હવે તો વાસ્તવિકતા સ્પષ્ટ થઈ ગઈ, કારણ કે જો આ કુર્આન કોઈ મનુષ્યનું કલામ હોત તો કોઈ અન્ય માનવી પણ તેના જેવું કલામ બનાવી શક્યો હોત અને સૌનું લાચાર થઈ જવું એ બાબતની મજબૂત દલીલ છે કે આ કુર્આન અલ્લાહ તઆલાના જ્ઞાનથી જ નાઝિલ થયું છે જેમાં કોઈ નાના સરખા વધારા–ઘટાડાની પણ શક્યતા નથી અને એવું કરવું મનુષ્યની શક્તિથી ઉપરવટ છે.

કુર્આને કરીમે આ સ્થળે દશ સૂરતો મુકાબલામાં બનાવી લાવવાનો ઈરશાદ ફરમાવ્યો છે અને બીજી એક આયતમાં એવું પણ વર્ણન કર્યું છે કે, એક જ સૂરત તેના જેવી બનાવી લાવો.

કારણ એ છે કે, પ્રથમ દશ સૂરતો બનાવવાનો હુકમ આપવામાં આવ્યો, જ્યારે તેઓ તેનાથી લાચાર થઈ ગયા તો ફરી તેમની લાચારીને વધારે સ્પષ્ટ અને જાહેર કરવા માટે સૂરએ બકરહની આયતમાં ફરમાવવામાં આવ્યું કે, જો તમે કુર્આનને કોઈ ઈન્સાનનું કલામ સમજતા હોય તો તમે વધારે નહિ પણ ફક્ત એક જ સૂરત તેના જેવી બનાવી લાવો, પરંતુ તે કુર્આને કરીમના આ પડકારને તેમના માટે ખૂબ સરળ કરી આપવા છતાં કંઈ ન કરી શક્યા તો હવે કુર્આને કરીમ એક મોઅ્જિઝો હોવું અને નિઃશંક અલ્લાહ તઆલાનું જ કલામ હોવું સાબિત થઈ ચૂક્યું, એટલા માટે અંતમાં ફરમાવ્યું, فَهَلْ اَنْتُمْ مُّسْلِمُوْنَ એટલે કે, શું તમે હવે પણ મુસલમાન અને આજ્ઞાપાલક બનશો અથવા આ જ ગફલતની નિંદ્રામાં પોઢેલા રહેશો ?

---

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૧૫-૧૬-૧૭)

مَنْ كَانَ يُرِيْدُ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا نُوَفِّ اِلَيْهِمْ اَعْمَالَهُمْ فِيْهَا وَهُمْ فِيْهَا لَا
يُبْخَسُوْنَ ⑮ اُولٰٓئِكَ الَّذِيْنَ لَيْسَ لَهُمْ فِى الْاٰخِرَةِ اِلَّا النَّارُ ۖ وَحَبِطَ مَا صَنَعُوْا
فِيْهَا وَبٰطِلٌ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ⑯ اَفَمَنْ كَانَ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّهٖ وَيَتْلُوْهُ
شَاهِدٌ مِّنْهُ وَمِنْ قَبْلِهٖ كِتٰبُ مُوْسٰٓى اِمَامًا وَّرَحْمَةً ۭ اُولٰٓئِكَ يُؤْمِنُوْنَ بِهٖ ۭ وَمَنْ يَّكْفُرْ
بِهٖ مِنَ الْاَحْزَابِ فَالنَّارُ مَوْعِدُهٗ ۚ فَلَا تَكُ فِيْ مِرْيَةٍ مِّنْهُ ۤ اِنَّهُ الْحَقُّ مِنْ رَّبِّكَ
وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُوْنَ ⑰

### તરજુમો :

*જે કોઈ દુનિયાની જિંદગી ઈચ્છે અને તેનો શણગાર અમે તેમને તેમના અમલ દુનિયામાં ભોગવાવી દઈશું અને તેમને તેમાં કંઈ નુકસાન નથી.*

*(૧૫) આ જ છે જેમના માટે આખિરતમાં આગ સિવાય કંઈ નથી અને બરબાદ થયું જે કંઈ અહીંયાં કર્યું હતું અને વ્યર્થ ગયું જે કમાયું હતું. (૧૬) ભલા એક માણસ જે પોતાના પરવરદિગારના સ્પષ્ટ રસ્તા ઉપર છે અને તેની સાથે-સાથે એક ગવાહ છે અલ્લાહ તરફથી અને તેના પહેલાં મૂસા (અલૈ.)ની કિતાબ ગવાહ હતી માર્ગ બતાવતી અને બખ્શાવતી (શું બીજાઓ સમાન છે ?) આ જ લોકો કુર્આનને માને છે અને જે કોઈ તેનાથી ઈન્કારી થયો બધા ફિરકાઓમાંથી બસ તેનું ઠેકાણું દોઝખ છે, બસ તમે એનાથી શંકામાં ન રહો બેશક તે તમારા પરવરદિગાર તરફથી સત્ય છે અને પરંતુ ઘણા લોકો યકીન (વિશ્વાસ) કરતા નથી. (૧૭)*

## તફસીર :

જે વ્યક્તિ (પોતાના ભલાઈના અમલોથી) માત્ર દુનિયાની જિંદગી(નો લાભ) અને તેની રોનક (પ્રાપ્ત કરવા) ઈચ્છે છે (જેમકે નામના, પ્રતિષ્ઠા, હોદ્દો; અને આખિરતનો સવાબ પ્રાપ્ત કરવાની તેનાથી નિય્યત ન હોય) તો અમે એવા લોકોના (તે) અમલો(નો બદલો) તેમને દુનિયામાં જ સંપૂર્ણ રીતે ભોગાવી આપીએ છીએ અને તેમના માટે દુનિયામાં કંઈ કમી નથી હોતી (એટલે કે દુનિયામાં જ તેમના અમલોનું વળતર તેમને નામના, તંદુરસ્તી, માલની આર્થિક છૂટછાટ, અવલાદ અને અન્ય ઈનામો સ્વરૂપે આપી દેવામાં આવે છે, જ્યારે કે તેમની પ્રવૃત્તિઓનો પ્રભાવ વિરોધી પ્રવૃત્તિઓ ઉપર છવાયેલ હોય છે અને જો વિરોધ છવાયેલ હશે તો પછી આ પ્રભાવ અસ્તિત્વમાં આવશે નહીં. આ દુનિયાનું વળતર છે, આખિરતમાં) આ લોકો એવા છે કે તેમના માટે આખિરતમાં દોઝખ સિવાય અન્ય કંઈ (સવાબ વગેરે) નથી અને તેમણે જે કંઈ કર્યું હતું તે આખિરતમાં બધું નકામું (સાબિત) થશે (અને વાસ્તવમાં તો તે) જે કંઈ કરી રહ્યા છે તે (હજુ પણ) બિનઅસરકારક છે (તેમની નિય્યતમાં ખોટ હોવાના કારણે; પરંતુ જાહેર સ્વરૂપના આધારે આ બાબત સાબિત થયેલ સમજવામાં આવે છે પરંતુ આખિરતમાં આ સાબિતીઓ વ્યર્થ થઈ જશે) શું કુર્આનના ઈન્કારીઓ એવા વ્યક્તિની બરાબરી કરી શકે છે જેઓ કુર્આને કરીમ ઉપર કાયમ છે કે જે તમારા પરવરદિગાર તરફથી આવ્યું છે ? અને એ (કુર્આન)ની સાથે એક ગવાહ તો તેમાં જ મોજૂદ છે (એટલે કે તેનું પોતાનું મોઅ્જિઝો હોવું બૌદ્ધિક દલીલથી પણ

સાબિત થઈ ચૂક્યું છે) અને (એક) એનાથી પહેલાં (એટલે કે) મૂસા (અલૈ.)ની કિતાબ (એટલે કે તવરાત તેની સાથે ગવાહી માટે ઉપસ્થિત) છે કે જે (કિતાબ હુકમો બતાવવાના આધારે) ઈમામ છે અને (હુકમો ઉપર જે સવાબ અને બદલો મળશે તેના આધારે તે કિતાબ) રહમત(નું કારણ પણ) છે, (અને આ વર્ણન કરવામાં આવેલ દલીલ છે, મતલબ કે કુર્આનની સાબિતી અને સચ્ચાઈ માટે બૌદ્ધિક અને વર્ણન કરેલ-અકલી અને નકલી બંને પ્રકારની દલીલો ઉપસ્થિત છે બસ, આ દલીલોના કારણે) આવા લોકો (જેમનું વર્ણન થયું કે તેઓ દિર્ઘદષ્ટા છે) આ કુર્આન ઉપર ઈમાન ધરાવે છે અને જે વ્યક્તિ અન્ય ફિરકાઓમાંથી આ કુર્આનનો ઈન્કાર કરશે તો દોઝખ તેના વાયદાનું સ્થળ છે (પછી કુર્આનના ઈન્કારીઓ કુર્આનનું સમર્થન કરનાર વ્યક્તિ સમાન કઈ રીતે હોઈ શકે છે ?) બસ, (હે શ્રોતા!) તમે કુર્આન તરફ શંકામાં ન પડો નિઃશંક ! (નિઃસંદેહ) તે સાચી કિતાબ છે તમારા પરવરદિગારની પાસેથી (આવી છે) પરંતુ (સમગ્ર દલીલો હોવા છતાં આશ્ચર્યની વાત તો એ છે કે) ઘણા બધા લોકો ઈમાન લાવતા નથી.

## મસ્અલા અને બોધપાઠ :

ઈસ્લામના વિરોધીઓને જ્યારે અઝાબની ધમકીઓ સંભળાવવામાં આવતી હતી ત્યારે પોતાની ખયરાત, સદકહ, સમાજ-સેવા અને અન્ય સેવાકીય પ્રવૃત્તિઓના કાર્યોને પોતાના પ્રમાણપત્ર તરીકે રજૂ કરતા હતા કે અમે આવા નેક કાર્યો કરીએ છીએ પછી અમારા ઉપર અઝાબ કેવો ? અને આજે તો ઘણા બધા અજ્ઞાન મુસલમાનો પણ એવી શંકામાં પડેલા નજરે પડે છે કે, જો કાફિર જાહેર કૃત્યો અને વ્યવહારો બરાબર રાખે છે, અલ્લાહની મખ્લૂકની સેવા તથા ખયરાત અને સદકહ (દાન) કરે છે, સડકો, પૂલો, દવાખાનાઓ, પાણીની પરબો બનાવે અને ચલાવે છે તો તેમને મુસલમાનો કરતા સારા સમજવા જોઈએ, પ્રસ્તુત આયતોની પ્રથમ આયતમાં તેનો જવાબ આપવામાં આવ્યો છે.

જવાબનો ખુલાસો એ છે કે, દરેક પ્રવૃત્તિની સ્વીકૃતિ અને આખિરતના છુટકારાનું કારણ હોવાની પ્રથમ શરત એ છે કે, તે પ્રવૃત્તિ માત્ર અલ્લાહ માટે કરવામાં આવી હોય અને અલ્લાહ માટે કરવું એ જ માત્ર વિશ્વસનીય છે જે તેના રસૂલે કરીમ ﷺએ બતાવેલી પદ્ધતિ પ્રમાણે કરવામાં આવ્યું હોય, જે વ્યક્તિ અલ્લાહ અને રસૂલ ﷺ ઉપર ઈમાન જ નથી ધરાવતો તેની બધી જ પ્રવૃત્તિઓ

અને નૈતિકતા વગેરે એક આત્મા વિનાનો ઢાંચો છે જેનું સ્વરૂપ ઉપરછલ્લી નજરે તો સારું દેખાય છે પરંતુ આત્મા ન હોવાને કારણે આખિરતમાં તેનું કોઈ વજન કે અસરકારકતા નથી, અલબત્ત દુનિયામાં (કારણ કે તેનાથી લોકોને લાભ પહોંચ્યો છે અને બાહ્ય સ્વરૂપના આધારે) તે સારી પ્રવૃત્તિ પણ છે, એટલા માટે અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાના ન્યાય અને ઈન્સાફના આધારે આ અમલને પણ બિલકુલ વ્યર્થ ઠરાવ્યો નથી, બલકે તેને કરનાર વ્યક્તિની દૃષ્ટિ સમક્ષ જે હેતુ અને મકસદ હતો કે દુનિયામાં તેની નામના થાય, લોકો તેને ઉદાર, દાનવીર, દયાળુ અને મોટો વ્યક્તિ સમજે, દુનિયાની દોલત, તંદુરસ્તી અને રાહત પ્રાપ્ત થાય તો અલ્લાહ તઆલા તેને આ બધું દુનિયામાં જ આપી દે છે, આખિરતની કલ્પના અને તેનો છુટકારો તેની દૃષ્ટિ સમક્ષ જ ન હતો અને ન જ તેની આત્માવિહોણી પ્રવૃત્તિથી તે નેઅ્મતોની કિંમત બની શકતી હતી, એટલા માટે આ અમલોનું ત્યાં કંઈપણ વળતર મળશે નહીં અને કુફ્ર તથા ગુનાહોના કારણે તે જહન્નમમાં જ રહેશે, આ પ્રથમ આયતના વિષયનો ખુલાસો છે, હવે તેના શબ્દો ઉપર વિચાર કરો.

ઈરશાદ છે કે, જે વ્યક્તિ ફક્ત દુનિયાની જિંદગી અને તેની જાહોજલાલીનો જ ઈરાદો કરતો રહે તો અમે તેમના અમલોનો બદલો દુનિયામાં જ સંપૂર્ણ આપી દઈએ છીએ તેના માટે દુનિયામાં કોઈ કમી નથી હોતી, આ એવા લોકો છે કે તેમના માટે આખિરતમાં દોઝખ સિવાય અન્ય કંઈ નથી.

અત્રે એ બાબત પણ વિચાર કરવા પાત્ર છે કે કુર્આનમાં આ સ્થળે مَنْ اَرَادَ (મન અરા–દ) "તેઓ કે જેમણે ઈચ્છયું"નો ટૂંકા શબ્દો છોડીને مَنْ كَانَ يُرِيْدُ (મન કા–ન યુરીદુ) "તે કે જે ઈચ્છા કરી રહ્યો છે" શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે જે સાતત્ય અને સતત સંઘર્ષ તરફ દલીલ કરે છે, જેનો તરજુમો "ઈરાદો કરતો રહ્યો" થાય છે, એનાથી જાણ થઈ કે આ પરિસ્થિતિ ફક્ત એવા લોકોની છે કે જેઓ પોતાના નેક અમલો અને પ્રવૃત્તિઓથી ફક્ત દુનિયાનો જ લાભ ઉઠાવવા માંગે અને ક્યારેય આખિરતની ફિકર–ચિંતા કરે નહીં અને જે વ્યક્તિ આખિરતની ફિકર–ચિંતા અને ત્યાંના છુટકારા માટે સારા કૃત્યો કરે છે પછી તેની સાથે દુનિયાનો પણ અમુક ઈરાદો કરી લે તો તેઓ એમાં સામેલ નથી.

તફસીરના ઈમામોનો એ બાબતમાં મતભેદ છે કે, આ આયત કાફિરો

માટે આવી છે અથવા મુસલમાનો માટે અથવા મુસલમાનો અને કાફિરો બંનેના માટે.

આયતના અંતિમ વાક્યમાં જે શબ્દો આવ્યા છે કે આખિરતમાં તેમના માટે દોઝખ સિવાય કંઈ નથી, એનાથી દેખીતી રીતે જાણ થાય છે કે કાફિરો વિશે જ આ આયત આવી છે, કારણ કે મુસલમાનો ગમે એટલા ગુનેહગાર હોય ગુનાહોની સજા ભોગવ્યા પછી અંતે જન્નતમાં જશે, આથી "જહ્હાક" વગેરે વિવરણકારોએ આ આયત કાફિરો વિશે ઊતરી હોવાનું ઠરાવ્યું છે.

અમુક લોકોએ કહ્યું છે કે, તેનો ભાવાર્થ તે મુસલમાનો છે જે પોતાના નેક કર્મોથી દુનિયાની ભલાઈ, રાહત, દોલત, ઈજ્જત કે નામનાની મહેચ્છા ધરાવતા હોય છે અને નેક અમલો એવી નિય્યતે જ કરે છે કે દુનિયામાં નામના અને રાહત મળે, પ્રસ્તુત વાક્યનો અર્થ એ છે કે જ્યાં સુધી પોતાના દુષ્કૃત્યોની સજા ન ભોગવી લે તે સમય સુધી તેમને દોઝખ સિવાય કંઈ મળશે નહીં.

વધારે સ્પષ્ટ અને ખુલ્લી પ્રચલિત વાત એ જ છે કે આ આયત તે લોકોના સંદર્ભમાં છે જેઓ પોતાના સદ્કાર્યોથી ફક્ત દુનિયાના લાભ, દોલત, નામના, તંદુરસ્તી વગેરેની નિય્યત રાખે છે, ભલે આવું કરનારા કાફિર હોય જેઓ આખિરતને મૂળેથી માનતા જ નથી અથવા મુસલમાન હોય કે જેઓ મૌખિક રીતે આખિરતની માન્યતા ધરાવે છે પરંતુ અમલમાં તેની ફિકર-ચિંતા રાખતા નથી, બલકે તેમની સમગ્ર ફિકર-ચિંતા દુનિયાના લાભ સાથે સંલગ્ન હોય છે. વિવરણકારોમાંથી મુજાહિદ મયમૂન બિન મહરાન અને મુઆવિયા (રદિ.)એ આ જ ભાવાર્થ અપનાવ્યો છે.

રસૂલે કરીમ ﷺની પ્રખ્યાત હદીષ اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتِ થી પણ આ જ અર્થનું સમર્થન થાય છે કે, જે વ્યક્તિ પોતાના કર્મોમાં જે વસ્તુની નિય્યત કરે છે તેને તે જ મળે છે, જે દુનિયાની નિય્યત કરે છે તેને દુનિયા મળે છે, જે આખિરતની નિય્યત કરે છે તેને આખિરત મળે છે, જે બંનેની નિય્યત કરે છે તેને બંને મળે છે. બધા જ અમલોનો આધાર નિય્યત ઉપર હોવું એક એવો સિદ્ધાંત છે જે દરેક કોમ અને ધર્મમાં સ્વીકારવામાં આવ્યો છે. *(કુર્તુબી)*

એટલા માટે એક હદીષમાં છે કે, "કયામતના દિવસે તે લોકોને લાવવામાં

આવશે જેઓ દુનિયામાં એટલા માટે ઈબાદત કરતા હતા કે લોકોની દષ્ટિમાં તેમની ઈજ્જત થાય, તેમને કહેવામાં આવશે કે તમે નમાઝ પઢી, સદકહ–ખયરાત કર્યો, જિહાદ કર્યો, કુર્આનની તિલાવત કરી પરંતુ આ બધું એ નિય્યતે કર્યું કે તમે નમાઝી, સખી તથા ગાઝી અને કારી કહેવાઓ તો જે તમે ઈચ્છયું હતું તે તમને મળી ગયું, દુનિયામાં એ તમારા ખિતાબો મળી ચૂક્યા, હવે અહીંયાં તમારા તે અમલોનો કોઈ બદલો નથી અને સૌથી પહેલા જહન્નમમાં તે લોકોને નાંખવામાં આવશે.''

હઝરત અબૂ હુરયરહ (રદિ.) આ હદીષ નકલ કરીને રડી પડ્યા અને ફરમાવ્યું કે, કુર્આને કરીમની આયત مَنْ كَانَ يُرِيْدُ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا થી આ હદીષનું સમર્થન થાય છે.

સહીહ મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી નકલ થયું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''અલ્લાહ તઆલા કોઈના ઉપર અત્યાચાર નથી કરતો, મો'મિન જે નેક કામ કરે છે તેને દુનિયામાં પણ કંઈક બદલો મળે છે અને આખિરતમાં સવાબ મળે છે અને કાફિર કારણ કે આખિરતની ફિકર જ નથી રાખતો, એટલા માટે તેનો હિસાબ દુનિયામાં જ ચૂકવી આપવામાં આવે છે તેથી નેક અમલોના બદલામાં દુનિયાની દોલત, ઈજ્જત, તંદુરસ્તી, રાહત તેને આપી દેવામાં આવે છે, એટલે સુધી કે જ્યારે તે આખિરતમાં પહોંચે છે તો તેની પાસે કંઈ નથી હોતું કે જેનું તે વળતર મેળવે.''

તફસીરે મઝહરીમાં છે કે, મો'મિન જો કે દુનિયાની સફળતાની પણ મહેચ્છા ધરાવતા હોય છે પરંતુ આખિરતનો ઈરાદો હંમેશા પ્રભાવી રહે છે, એટલા માટે દુનિયામાં તેને આવશ્યકતા અનુસાર જ મળે છે અને મોટું વળતર આખિરતમાં મેળવે છે.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) એક વખતે રસૂલે કરીમ ﷺના મકાનમાં હાજર હતા તો આખા ઘરમાં અમુક ગણી–ગાંઠી વસ્તુઓ સિવાય કંઈ જોયું નહિ તેથી આપ ﷺને વિનંતી કરી કે, ''દુઆ કરો કે અલ્લાહ તઆલા તમારી ઉમ્મતને પણ દુનિયાની વિશાળતા અર્પણ કરે, કારણ કે અમે ઈરાન અને રૉમને જોઈએ છીએ કે તેઓ દુનિયામાં ઘણી છૂટછાટ અને ખુશહાલીમાં છે, જ્યારે કે

તેઓ અલ્લાહ તઆલાની ઈબાદત પણ નથી કરતા.'' રસૂલે કરીમ ﷺ તકિયાને કમર ટેકવીને બેઠા હતા, હઝરત ઉમર (રદિ.)ના આ શબ્દો સાંભળીને સીધા બેસી ગયા અને ફરમાવ્યું, ''હે ઉમર (રદિ.) ! તમે હજુ સુધી આ જ વિચારમાં પડ્યા છો ? આ તો તે લોકો છે જેમની નેકીનો બદલો તેમને દુનિયામાં જ આપી દેવામાં આવ્યો છે.'' *(મઝહરી)*

જામેઅ્ તિરમિઝી અને મુસ્નદે અહમદમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''જે વ્યક્તિની નિય્યત પોતાના અમલોમાં આખિરતની ઈચ્છા વિશે હોય છે અલ્લાહ તઆલા દુનિયામાં તેના દિલને "ગની" (સંતોષિત) કરી આપે છે અને તેની આવશ્યકતાને પૂર્ણ કરે છે અને દુનિયા તેની પાસે અપમાનિત થઈને આવે છે અને જે વ્યક્તિની નિય્યત દુનિયાની તલબ હોય છે તો અલ્લાહ તઆલા મોહતાજી તેની સામે કરી આપે છે કે તેની જરૂરિયાત ક્યારેય પૂરી થતી જ નથી, કારણ કે દુનિયાની લાલસા તેને ચેનથી બેસવા જ નથી દેતી, એક જરૂરત પૂરી થાય તે પહેલાં બીજી જરૂરત સામે આવી જાય છે અને તે ખૂબ ચિંતામાં પડી જાય છે અને મળે તે જ છે જે અલ્લાહ તઆલાએ તેના માટે લખી દીધું છે !''

પ્રસ્તુત આયતમાં જે એ ઈરશાદ થયો કે, દુનિયાનો ઈરાદો કરનારને તેના અમલનો બદલો દુનિયામાં જ પૂરો કરી આપવામાં આવે છે તેના ઉપર એવી શંકા થઈ શકે છે કે ઘણા બધા લોકો એવા પણ છે કે તેમણે દુનિયાનો ઈરાદો કરવા અને કોશીશ કરવા છતાં દુનિયામાં તેમનો હેતુ પૂરો થતો નથી અને અમુક સમયે કંઈ પણ મળતું નથી, તેનો જવાબ એ છે કે કુર્આને કરીમની આયતમાં આ સ્થળે એક અછડતો ઉલ્લેખ છે, તેની સંપૂર્ણ વિગત "સૂરએ ઈસ્રાઅ્"ની આ આયતમાં છે, જેમાં ફરમાવવામાં આવ્યું, مَنْ كَانَ يُرِيْدُ الْعَاجِلَةَ عَجَّلْنَا لَهٗ فِيْهَا مَا نَشَآءُ لِمَنْ نُّرِيْدُ જેનો ભાવાર્થ છે કે, ''જે વ્યક્તિ દુનિયાનો જ ઈરાદો કરતો રહે છે તેને અમે દુનિયામાં જ રોકડ આપી દઈએ છીએ પરંતુ આ દુનિયા બે શરતો ઉપર અવલંબિત છે, પ્રથમ એ કે જેટલા પ્રમાણમાં દુનિયા ઈચ્છીએ એટલા જ પ્રમાણમાં આપીએ છીએ, તેમની માંગણી અને તલબ જેટલું આપવું જરૂરી નથી, બીજું એ કે ફક્ત તે જ વ્યક્તિને આપીએ છીએ જેને આપવું હિકમતના તકાદા હેઠળ યોગ્ય સમજીએ છીએ, દરેકનું આપવું જરૂરી નથી.''

બીજી આયતમાં નબીએ કરીમ ﷺ અને નિખાલસ મો'મિનોની હાલતને તે લોકોના મુકાબલામાં રજૂ કરવામાં આવી કે જેમના જ્ઞાનની પ્રાપ્તિ અને જીવનનો ધ્યેય માત્ર દુનિયા છે જેથી દુનિયા જોઈ લે કે આ બે વર્ગો એકસમાન હોઈ શકતા નથી, ત્યારબાદ તેમની આ હાલત વર્ણન કરીને રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલતને સમગ્ર વિશ્વના માનવો માટે કયામત સુધી સર્વસામાન્ય હોવાનું અને જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન ન લાવે ભલે કંઈપણ કરતો રહે, તેના ગુમરાહ અને જહન્નમી હોવાનું વર્ણન થયું છે.

પ્રથમ વાક્યમાં ફરમાવ્યું કે, શું કુર્આનના ઈન્કારીઓ એવા વ્યક્તિની બરાબરી કરી શકે છે કે જે કુર્આન ઉપર કાયમ છે જે કુર્આન તેના પરવરદિગાર તરફથી આવ્યું છે; અને તેની સાથે એક ગવાહ તો તેમાં જ મોજૂદ છે અને તેનાથી પહેલાં હઝરત મૂસા (અલૈ.)ની કિતાબ ગવાહ છે, જે આજ્ઞાનું પાલન કરવા લાયક અને લોકો માટે રહમત બનાવીને મોકલવામાં આવી હતી.

આ આયતમાં بَيِّنَةً (બય્યિનહ)નો ભાવાર્થ કુર્આન છે અને شَاهِدٌ (શાહિદ)ના ભાવાર્થ વિશે તફસીરના ઈમામોના વિવિધ નિવેદનો નોંધાયા છે. બયાનુલ કુર્આનમાં હઝરત થાનવી કુદ્દિસ્સિર્રુહુએ એ બાબત અપનાવી છે કે, "શાહિદ"નો ભાવાર્થ કુર્આનની તે પ્રતિષ્ઠા છે જે પોતે કુર્આનમાં ઉપસ્થિત છે, માટે અર્થ એ થશે કે તે લોકો કે જેઓ કુર્આન ઉપર કાયમ છે અને તેમની પાસે કુર્આનની સચ્ચાઈનો એક ગવાહ તો પોતે જ કુર્આનમાં મોજૂદ છે, એટલે કે તેની પ્રતિષ્ઠા; અને બીજો ગવાહ તેના અગાઉ તવરાત સ્વરૂપે આવી ચૂક્યો છે જે હઝરત મૂસા (અલૈ.) લોકો માટે અનુસરણ કરવા લાયક અને અલ્લાહની રહમતના સ્વરૂપે લાવ્યા હતા, કારણ કે તવરાતમાં કુર્આને કરીમનું સત્ય હોવું સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

બીજા વાક્યમાં રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાનને કયામત સુધી છુટકારાનો આધાર ઠરાવી દેવાનું વર્ણન આ પ્રમાણે થયું છે કે, દુનિયાના બધા જ ધર્મો અને ઈજમ્સ (વિચારસરણીઓ)માંથી જે વ્યક્તિ પણ રસૂલે કરીમ ﷺનો ઈન્કાર કરશે તેનું ઠેકાણું જહન્નમ છે.

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે

કરીમ ﷺએ ફરમાવ્યું કે, "કસમ છે તે જાતની જેના કબ્જામાં મારા પ્રાણ છે કે જે યહૂદી અથવા નસરાની મારી દા'વત સાંભળે અને તે છતાં મારી લાવેલી તા'લીમ ઉપર ઈમાન ન લાવે તો તે જહન્નમવાળાઓમાંથી થશે."

એનાથી તે લોકોની ગેરસમજ દૂર થઈ જવી જોઈએ જેઓ ઘણા બધા યહૂદીઓ અને નસારા તથા અન્ય ધર્મના અનુયાયીઓને અમુક જાહેર કૃત્યોના આધારે તેઓ સત્ય ઉપર હોવાનું કહે છે અને રસૂલે કરીમ ﷺ તથા કુર્આન ઉપર ઈમાન વિના ફક્ત જાહેર અમલોને છુટકારા માટે પૂરતા સમજે છે. આવું સમજવું કુર્આન મજીદની પ્રસ્તુત આયત તથા હદીષની તેના વિશેની સહીહ રિવાયતોથી ખુલ્લી બગાવત છે. وَالْعِيَاذُ بِاللّٰه

————————

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૧૮ થી ૨૪)

وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا ؕ اُولٰٓئِكَ يُعْرَضُوْنَ عَلٰى رَبِّهِمْ وَيَقُوْلُ
الْاَشْهَادُ هٰٓؤُلَآءِ الَّذِيْنَ كَذَبُوْا عَلٰى رَبِّهِمْ ۚ اَلَا لَعْنَةُ اللّٰهِ عَلَى الظّٰلِمِيْنَ ۝١٨ الَّذِيْنَ
يَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَيَبْغُوْنَهَا عِوَجًا ؕ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ۝١٩
اُولٰٓئِكَ لَمْ يَكُوْنُوْا مُعْجِزِيْنَ فِى الْاَرْضِ وَمَا كَانَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ اَوْلِيَآءَ ۘ
يُضٰعَفُ لَهُمُ الْعَذَابُ ؕ مَا كَانُوْا يَسْتَطِيْعُوْنَ السَّمْعَ وَمَا كَانُوْا يُبْصِرُوْنَ ۝٢٠ اُولٰٓئِكَ الَّذِيْنَ
خَسِرُوْٓا اَنْفُسَهُمْ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ۝٢١ لَا جَرَمَ اَنَّهُمْ فِى الْاٰخِرَةِ هُمُ الْاَخْسَرُوْنَ ۝٢٢
اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَاَخْبَتُوْٓا اِلٰى رَبِّهِمْ ۙ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ هُمْ فِيْهَا
خٰلِدُوْنَ ۝٢٣ مَثَلُ الْفَرِيْقَيْنِ كَالْاَعْمٰى وَالْاَصَمِّ وَالْبَصِيْرِ وَالسَّمِيْعِ ؕ هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ؕ
اَفَلَا تَذَكَّرُوْنَ ۝٢٤

### તરજુમો :

*અને એનાથી વધીને જાલિમ કોણ જે અલ્લાહ ઉપર જૂઠ બાંધે (તોહમત*

*લગાવે), તે લોકો પોતાના પરવરદિગારની રૂબરૂ આવશે અને ગવાહી દેનારા કહેશે, આ જ છે જેમણે પોતાના પરવરદિગાર ઉપર જૂઠું કહ્યું હતું, સાંભળી લો ! અલ્લાહની ફિટકાર (લા'નત) છે અન્યાયી લોકો ઉપર. (૧૮) કે જેઓ અલ્લાહના માર્ગથી રોકે છે અને તેમાં વાંક શોધે છે અને તેઓ જ આખિરતના ઈન્કારી છે. (૧૯) તે લોકો જમીનમાં નાસીને થકવનાર નથી અને તેમના માટે અલ્લાહના સિવાય કોઈ હિમાયતી નથી, તેમના માટે બમણો અઝાબ છે, ન (તો) સાંભળવાની તાકાત રાખતા હતા અને ન (જ) જોતા હતા. (૨૦) તે જ છે જેઓ પોતાની જાતને નુકસાન કરી બેઠા અને તેમનાથી ગુમ થઈ ગયું જે જૂઠ (આક્ષેપ) બાંધતા હતા. (૨૧) એમાં શંકા નથી કે આ તે જ લોકો છે આખિરતમાં સૌથી વધારે નુકસાનમાં. (૨૨) અલબત્ત જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા અને પોતાના પરવરદિગારની સામે કરગર્યા તેઓ જન્નતના રહેનારા છે, તેઓ તેમાં જ રહ્યા કરશે. (૨૩) તે બંને ફિરકાઓનું ઉદાહરણ એવું છે જેમકે એક તો આંધળો અને બહેરો અને બીજો જોતો અને સાંભળતો; શું બંનેની હાલત સમાન છે ? પછી શું તમે વિચાર નથી કરતા ? (૨૪)*

## તફસીર :

અને એવા વ્યક્તિઓથી વધારે કોણ જાલિમ હશે જે અલ્લાહ ઉપર જૂઠું બોલે ? (કે તેની તવહીદનો તેના રસૂલની રિસાલતનો અને તેના કલામનો ઈન્કાર કરે) આવા લોકો (કયામતના દિવસે) પોતાના પરવરદિગારની સામે (જૂઠો આક્ષેપ કરનાર સ્વરૂપે) રજુ કરવામાં આવશે અને (અમલોના) ગવાહ ફરિશ્તા (ખુલ્લમ–ખુલ્લા) એવું કહેશે કે આ તે લોકો છે જેમણે પોતાના પરવરદિગારનો જૂઠી વાતો સાથે સંબંધ બાંધ્યો હતો, બધા સાંભળી લો કે આવા જાલિમો ઉપર અલ્લાહની (ખૂબ) લા'નત છે જેઓ (પોતાના કુફ્ર અને અત્યાચાર કરવા સાથે–સાથે) બીજાઓને પણ અલ્લાહના માર્ગ (એટલે કે દીન)થી રોકતા હતા અને તે (દીનના માર્ગ)માં ખોટ (અને શંકાઓ) કાઢવાની શોધખોળ (અને ચિંતા)માં રહ્યા કરતા હતા (જેથી બીજાઓને પણ ગુમરાહ કરે) અને આખિરતના પણ ઈન્કારી હતા, (આ ફરિશ્તાઓના એ'લાનનો વિષય હતો.... આગળ

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે) આ લોકો (સમગ્ર) પૃથ્વી (પટ) ઉપર (પણ) અલ્લાહ તઆલાને લાચાર કરી શકતા ન હતા (કે ક્યાંક જઈને સંતાઈ જાય અને અલ્લાહના હાથમાં ન આવે, નઊઝુબિલ્લાહ !) અને ન જ તેમનો અલ્લાહના સિવાય કોઈ મદદગાર થયો (કે તેમને પકડ્યા પછી છોડાવીને લઈ જાય) તેવાઓને (બીજાઓ કરતા) બમણી સજા થશે (એક કાફિર હોવાની અને બીજી બીજાઓને કાફિર બનાવવાનો પ્રયત્ન કરવાની), આ લોકો (નફરતના કારણે અલ્લાહના હુકમોને) સાંભળી શકતા ન હતા અને (દુશ્મનાવટ તથા સત્ય માર્ગથી વેરભાવના કારણે) ન જ (સત્ય માર્ગને) જોતા હતા, આ તે લોકો છે જેઓ પોતાની જાતને બરબાદ કરી બેઠા અને જે મઅ્બૂદ તેમણે ઘડી રાખ્યા હતા (આજે) બધા તેમનાથી ગાયબ (અને ગુમ) થઈ ગયા (કોઈપણ કામ ન આવ્યું બસ) આવશ્યક બાબત છે કે આખિરતમાં સૌથી વધારે નુકસાનમાં આ જ લોકો હશે (આ તો કાફિરોનો અંજામ થશે.... આગળ મુસલમાનોનો અંજામ વર્ણન થયો છે કે) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સારા–સારા કર્મો કર્યા અને (દિલથી) પોતાના પરવરદિગાર તરફ ઝૂક્યા (એટલે કે દિલમાં નમ્રતા અને એકાગ્રતા પેદા કરી) આવા લોકો જન્નતવાળા છે (અને) તેઓ તેમાં હંમેશા રહેશે (આ બંનેના પરિણામનો તફાવત અત્રે વર્ણન કરવામાં આવ્યો.... આગળ વર્તમાન પરિસ્થિતિનો તફાવત એક ઉદાહરણ દ્વારા વર્ણન થયો છે જેના ઉપર તેમના અંજામનો તફાવત નક્કી થાય છે, ઈરશાદ છે કે) બંને પક્ષો (પ્રસ્તુત બંને એટલે કે મો'મિનો અને કાફિરો)ની હાલત એવી છે જેમકે એક વ્યક્તિ હોય જે આંધળો પણ હોય અને બહેરો પણ (જે ન તો વાતને સાંભળે અને ન જ ઈશારાને જોઈ શકે તો તેને સમજવા–સમજાવવાની કોઈ રીત નથી) અને એક વ્યક્તિ છે જે જૂએ પણ છે અને સાંભળે પણ છે (તેના માટે કોઈ બાબતનું સમજવું ઘણું સરળ છે) શું આ બંને વ્યક્તિઓ પરિસ્થિતિમાં સમાન છે ? (કદાપિ નહીં ! આ જ હાલત કાફિરો અને મુસલમાનોની છે કે કાફિરો હિદાયતથી ઘણા દૂર છે અને મુસલમાનો હિદાયત પામી ચૂક્યા છે) શું તમે (આ ફરકને) સમજતા નથી ? (આ બંનેમાં ફરક ઉઘાડો છે અને તેમાં શંકાની કોઈ સંભાવના નથી).

————————

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૨૫ થી ૩૫)

وَلَقَدْ أَرْسَلْنَا نُوحًا إِلَىٰ قَوْمِهِۦٓ إِنِّى لَكُمْ نَذِيرٌ مُّبِينٌ ﴿٢٥﴾ أَن لَّا تَعْبُدُوٓا۟ إِلَّا ٱللَّهَ ۖ إِنِّىٓ
أَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ أَلِيمٍ ﴿٢٦﴾ فَقَالَ ٱلْمَلَأُ ٱلَّذِينَ كَفَرُوا۟ مِن قَوْمِهِۦ مَا
نَرَىٰكَ إِلَّا بَشَرًا مِّثْلَنَا وَمَا نَرَىٰكَ ٱتَّبَعَكَ إِلَّا ٱلَّذِينَ هُمْ أَرَاذِلُنَا بَادِىَ ٱلرَّأْىِ وَمَا
نَرَىٰ لَكُمْ عَلَيْنَا مِن فَضْلٍۭ بَلْ نَظُنُّكُمْ كَٰذِبِينَ ﴿٢٧﴾ قَالَ يَٰقَوْمِ أَرَءَيْتُمْ إِن
كُنتُ عَلَىٰ بَيِّنَةٍ مِّن رَّبِّى وَءَاتَىٰنِى رَحْمَةً مِّنْ عِندِهِۦ فَعُمِّيَتْ عَلَيْكُمْ
أَنُلْزِمُكُمُوهَا وَأَنتُمْ لَهَا كَٰرِهُونَ ﴿٢٨﴾ وَيَٰقَوْمِ لَآ أَسْـَٔلُكُمْ عَلَيْهِ مَالًا ۖ إِنْ أَجْرِىَ إِلَّا عَلَى
ٱللَّهِ ۚ وَمَآ أَنَا۠ بِطَارِدِ ٱلَّذِينَ ءَامَنُوٓا۟ ۚ إِنَّهُم مُّلَٰقُوا۟ رَبِّهِمْ وَلَٰكِنِّىٓ أَرَىٰكُمْ قَوْمًا
تَجْهَلُونَ ﴿٢٩﴾ وَيَٰقَوْمِ مَن يَنصُرُنِى مِنَ ٱللَّهِ إِن طَرَدتُّهُمْ ۚ أَفَلَا تَذَكَّرُونَ ﴿٣٠﴾ وَلَآ
أَقُولُ لَكُمْ عِندِى خَزَآئِنُ ٱللَّهِ وَلَآ أَعْلَمُ ٱلْغَيْبَ وَلَآ أَقُولُ إِنِّى مَلَكٌ وَلَآ أَقُولُ
لِلَّذِينَ تَزْدَرِىٓ أَعْيُنُكُمْ لَن يُؤْتِيَهُمُ ٱللَّهُ خَيْرًا ۖ ٱللَّهُ أَعْلَمُ بِمَا فِىٓ أَنفُسِهِمْ ۖ إِنِّىٓ إِذًا
لَّمِنَ ٱلظَّٰلِمِينَ ﴿٣١﴾ قَالُوا۟ يَٰنُوحُ قَدْ جَٰدَلْتَنَا فَأَكْثَرْتَ جِدَٰلَنَا فَأْتِنَا بِمَا تَعِدُنَآ إِن كُنتَ
مِنَ ٱلصَّٰدِقِينَ ﴿٣٢﴾ قَالَ إِنَّمَا يَأْتِيكُم بِهِ ٱللَّهُ إِن شَآءَ وَمَآ أَنتُم بِمُعْجِزِينَ ﴿٣٣﴾ وَلَا
يَنفَعُكُمْ نُصْحِىٓ إِنْ أَرَدتُّ أَنْ أَنصَحَ لَكُمْ إِن كَانَ ٱللَّهُ يُرِيدُ أَن يُغْوِيَكُمْ ۚ هُوَ
رَبُّكُمْ وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٣٤﴾ أَمْ يَقُولُونَ ٱفْتَرَىٰهُ ۖ قُلْ إِنِ ٱفْتَرَيْتُهُۥ فَعَلَىَّ إِجْرَامِى
وَأَنَا۠ بَرِىٓءٌ مِّمَّا تُجْرِمُونَ ﴿٣٥﴾

## તરજુમો :

*અને અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ તરફ મોકલ્યા કે હું તમને ડરની વાત સ્પષ્ટ કરી (ખોલી)ને સંભળાવું છું (૨૫) કે અલ્લાહના સિવાય કોઈની પૂજા*

*ન કરો, હું તમારા ઉપર દર્દનાક દિવસના અઝાબથી ડરું છું. (૨૬) પછી તેમની કોમના સરદારો બોલ્યા જેઓ કાફિર હતા, અમને તો તું દેખાતો નથી પરંતુ અમારા જેવો એક માણસ અને જોતા નથી કે કોઈ તારા તા'બે થયું હોય પરંતુ જે અમારામાં નીચ કોમ છે વગર વિચાર્યે; અને અમે તમને જોતા નથી (કે) અમારા ઉપર (તમારી) કોઈ શ્રેષ્ઠતા (હોય) બલકે અમને તો ધારણા છે કે તમે બધા જૂઠા છો. (૨૭) બોલ્યા, હે કોમ જુઓ તો ! જો હું પોતાના પરવરદિગારના સાફ રસ્તા ઉપર હોઊં અને તેણે મારા ઉપર પોતાની પાસેથી રહમત મોકલી પછી તેને તમારી આંખથી છુપું રાખ્યું તો શું અમે તમને એના ઉપર મજબૂર કરી શકીએ છીએ ? અને તમે તેનાથી બેઝાર છો (તેનો તિરસ્કાર કરો છો). (૨૮) અને હે મારી કોમ ! હું તમારી પાસે તેના ઉપર કંઈ માલ નથી માંગતો, મારી મજૂરી નથી પરંતુ અલ્લાહ ઉપર અને હું ઈમાનવાળાઓને હાંકી કાઢવાનો નથી, તેમને પોતાના પરવરદિગારને મળવાનું છે પરંતુ હું જોઊં છું તમે લોકો જાહિલ છો. (૨૯) અને હે કોમ ! મને અલ્લાહથી કોણ છોડાવે જો તેમને હાંકી કાઢું, શું તમે ધ્યાન કરતા નથી ? અને હું તમને નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાના છે અને ન (જ) હું ગયૂબની ખબર રાખું અને ન (જ) કહું કે હું ફરિશ્તો છું અને કહીશ નહીં કે જે લોકો તમારી નજરમાં નીચ છે તેમને અલ્લાહ ભલાઈ આપશે નહીં, અલ્લાહ સારી પેઠે જાણે છે જે કંઈ તેમના મનમાં છે, આવું કહું તો હું બેઈન્સાફ હોઊં. (૩૧) બોલ્યા, હે નૂહ (અલૈ.) ! તેં અમારી સાથે ઝઘડો કર્યો અને ખૂબ ઝઘડી ચૂક્યો, હવે લઈ આવ જે તું અમને વાયદો કરે છે જો તું સાચો છે ! (૩૨) કહ્યું કે તેને લાવશે તો અલ્લાહ જ જો ચાહશે અને તમે નાસીને થકાવી શકશો નહીં. (૩૩) અને તમને મારી નસીહત કામ લાગશે નહીં જો ઈચ્છું કે તમને નસીહત કરું જો અલ્લાહ ઈચ્છતો હશે કે તમને ગુમરાહ કરે, તે જ છે તમારો પરવરદિગાર અને તેના જ તરફ પાછા વળી જશો. (૩૪) શું કહે છે કે કુર્આન બનાવી લાવ્યો ? કહી આપો ! જો હું બનાવી લાવ્યો છું તો મારા ઉપર ગુનોહ છે અને મારી જવાબદારી નથી જે તમે ગુનાહ કરો છો. (૩૫)*

## તફસીર :

અને અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ પાસે રસૂલ બનાવીને (એવો સંદેશ આપીને) મોકલ્યા કે તમે અલ્લાહના સિવાય કોઈ અન્યની ઈબાદત ન કરો (અને જે મૂર્તિઓ તમે ઠરાવી રાખી છે "વદ્દ", "સુવા", "યગૂશ", "યઊક" અને "નસર" તેને છોડી દો, એટલા માટે હઝરત નૂહ અલૈ.એ જઈને તેમને ફરમાવ્યું કે) હું તમને (ગયરૂલ્લાહની ઈબાદત કરવાથી) સ્પષ્ટ ખુલ્લી રીતે ડરાવું છું (અને તે ડરાવવાની વિગત એ છે કે) હું તમારા માટે એક મોટા દુઃખદાયક દિવસના અઝાબનો ભય સેવું છું, બસ તેમની કોમના જે કાફિર સરદારો હતા તેઓ (જવાબમાં) કહેવા લાગ્યા કે (તમે જે નુબુવ્વતનો દા'વો કરો છો જેમકે "નઝીરુમ્મુબીન"થી જાણ થાય છે તો અમારા મનમાં તો આ વાત નથી બેસતી, કારણ કે) અમે તો તમને પોતાના જ જેવો માનવી જોઈ રહ્યા છે (અને માનવીનું નબી હોવું અસંભવ છે) અને જે (અમુક લોકો આપનું અનુસરણ કરે છે તેને દલીલ બનાવવામાં આવે તો તે પણ દલીલપાત્ર નથી, કારણ કે) અમે જોઈ રહ્યા છે કે તમારું અનુસરણ તે જ લોકોએ કર્યું છે જેઓ અમારામાં બિલકુલ નીચ કક્ષાના છે (જેમની બુદ્ધિ મોટે ભાગે મંદ હોય છે પછી) તે (અનુસરણ) પણ ફક્ત ઉપરછલ્લી રીતે (થયું છે, એટલે કે પ્રથમ તો તેમનામાં બુદ્ધિ કે સમજદારી જ નથી અને વિચાર કર્યા પછી પણ ભૂલ કરી બેસે છે અને અહીંયાં તો તેમણે વિચાર પણ કર્યો નથી, એટલા માટે એવા લોકોનું તમારું નબી હોવું માની લેવું કોઈ દલીલ નથી બલકે, તેનાથી વિપરીત અમારા માટે અનુસરણ કરવાના અવરોધ સ્વરૂપ છે, કારણ કે સવર્ણો નીચ લોકો સમકક્ષ થવામાં અપમાન અનુભવે છે વળી, મોટા ભાગે આવા નિરુત્સાહી લોકોનો સ્વાર્થ પણ કોઈ માલ પ્રાપ્ત કરવો અથવા કોઈ લાભ ઉઠાવવાનો રહેતો હોય છે બસ, અમારું તો કહેવું છે કે આ લોકો પણ દિલથી ઈમાન નથી લાવ્યા) અને (જો એવું કહેવામાં આવે કે તેઓ નીચ હોવા છતાં તે લોકોને કોઈ ખાસ કાર્યના લીધે અમારા ઉપર શ્રેષ્ઠતા છે જેના આધારે તેમની સલાહ આ વિષયમાં માન્ય છે તો બસ) અમે તમારા લોકોમાં (એટલે કે તમારામાં અને મુસલમાનોમાં) કોઈ વાત પોતાનાથી વધારે નથી જોતા (એટલા માટે તમો મુસલમાનોના અભિપ્રાયને સાચો નથી સમજતા) બલકે અમે તમને (બિલકુલ) જૂઠા સમજીએ છીએ, નૂહ (અલૈ.)એ કહ્યું કે હે મારી કોમ ! (તમે જે

કહો છો કે તમારી નુબુવ્વત વિશે મન માનતું નથી તો) ભલા ! એ તો બતાવો કે જો હું પોતાના પરવરદિગાર તરફથી દલીલ ઉપર (કાયમ) છું (જેનાથી મારી નુબુવ્વત સાબિત થાય છે) અને તેણે મને પોતાની પાસેથી રહમત (એટલે કે નુબુવ્વત) અર્પણ કરી હોય પછી તમને (નુબુવ્વત અથવા તેની સત્યતા) ન સૂઝતી હોય તો (હું શું કરું ? મજબૂર છું) શું અમે એ (દા'વા અથવા દલીલ)ને તમારા માથે મારીએ ? અને તમે તેની નફરત કરતા ચાલ્યા જાઓ ? (મતલબ એ છે કે તમારું એવું કહેવું કે મન માનતું નથી તે એ કારણે છે કે તમે એવું સમજો છો કે માનવી રસૂલ નથી હોઈ શકતો જેની તમારી પાસે કોઈ દલીલ નથી અને મારી પાસે તેના સાચા હોવાની અને સત્ય હોવાની દલીલ છે, એટલે કે મોઅ્જિઝા વગેરે ન કે કોઈનું અનુસરણ, તેનાથી તેનો જવાબ પણ થઈ ગયો કે તેમનું અનુસરણ હુજ્જત નથી પરંતુ કોઈ દલીલનો ફાયદો ચિંતન અને મનન ઉપર અવલંબિત હોય છે તે તો તમે કરતા નથી ! અને આ મારા કાબૂની બહાર વાત છે) અને (આટલી વાત હજુ વધારે કહી કે) હે મારી કોમ ! (એ તો વિચારો કે જો હું નુબુવ્વતનો ખોટો દા'વો કરતો હોત તો અંતે તેમાં મારો શું મતલબ છે ? દાખલા તરીકે એવું જ હોત ને કે હું તેના દ્વારા ખૂબ માલ કમાઉં ! તો તમને જાણ છે કે) હું તમારી પાસેથી તેના (પ્રચાર) ઉપર કંઈ માલ નથી માંગતો, મારું વળતર તો ફક્ત અલ્લાહની જવાબદારી છે (તેનાથી આખિરતમાં તેનો ઇચ્છુક છું, એ જ પ્રમાણે અન્ય હેતુ પણ જો વિચાર કરો તો તમને સંતોષ આપશે પછી કોઈ સ્વાર્થ જ નથી તો પછી મારે જૂઠું બોલવાનો શું ફાયદો હતો ? ખુલાસો એ છે કે જૂઠા દા'વાની કોઈ પ્રવૃત્તિનો અવકાશ જ નથી અને સાચા દા'વા ઉપર દલીલ કાયમ થઈ ચૂકી છે તો પછી શું શંકા હોઈ શકે છે ?) અને (તમે જે નીચ કોમના અનુસરણને તમારા અનુસરણ કરવાનો વિરોધ સમજો છો તો સ્પષ્ટ દલીલ અથવા પરોક્ષ રીતે જો એવું કહેવા માંગતા હોય કે હું તેમને કાઢી મૂકું તો સાંભળી લો !) હું તો તે ઈમાનવાળાઓને કાઢી મૂકવાનો નથી (કારણ કે) આ લોકો પોતાના પરવરદિગારની પાસે (ઇજ્જત અને સ્વીકૃતિની સાથે) જનારા છે (અને ભલા કોઈ વ્યક્તિ ઉચ્ચ સન્માનવાળો મરતબો ધરાવનારને કઈ રીતે કાઢી મૂકી શકે છે?... તો આનાથી એ બાબતનો પણ જવાબ થઈ ગયો કે "આ લોકો દિલથી ઈમાન નથી લાવ્યા") પરંતુ વાસ્તવમાં તમે લોકો હું જોઉં છું કે (ઠાલી અમથી)

જહાલત કરી રહ્યા છો (અને વાહિયાત વાતો કરી રહ્યા છો) અને (ધારી લો કે કદાચ) જો હું તેમને કાઢી પણ મૂકું તો (એ બતાવો કે) મને અલ્લાહની પકડથી કોણ બચાવશે ? (શું તમારામાં એટલી હિંમત છે કે જેથી આવો બેહૂદો સલાહ–મશવરો આપી રહ્યા છો ?) શું તમે આટલી વાત પણ નથી સમજતા ? અને (આ નિવેદનમાં તેમની બધી જ શંકાઓનો જવાબ થઈ ગયો પરંતુ આગળ તે બધા જવાબોની પૂર્ણતા એ રીતે થઈ છે કે જે રીતે મારી નુબુવ્વત દલીલથી સાબિત થઈ ચૂકી છે તો પહેલું તો દલીલની સામે નરી કલ્પના કોઈ વસ્તુ નથી પછી એ કે તે પણ કોઈ હકીકત નથી ધરાવતી અલબત્ત, જો કોઈ આશ્ચર્યજનક ઘટનાનો દા'વો કર્યો હોત તો ઈન્કાર અને વિરોધ કરવો અશક્ય ન હતું પરંતુ દલીલ પછી હવે તેની કોઈ યોગ્યતા પૂરવાર થતી નથી, અલબત્ત જો દલીલ પણ તમારા અવરોધનો તકાદો હોય તો પછી સાંભળવું જરૂરી છે પરંતુ હું તો કોઈ એવા આશ્ચર્યજનક દા'વાઓ કરતો નથી કારણ કે) હું તમને એ નથી કહેતો કે મારી પાસે અલ્લાહ તઆલાના ખઝાના છે અને ન જ (હું એવું કહું છું કે હું) બધી જ ગય્બની વાતો જાણું છું અને ન જ એવું કહું છું કે હું ફરિશ્તો છું અને (આ તો પોતાની નુબુવ્વત વિશે ફરમાવ્યું આગળ પોતાના અનુયાયીઓ વિશે ઈરશાદ છે એટલે કે) જે લોકો તમારી દષ્ટિમાં તુચ્છ છે હું તેમના વિશે (તમારી જેમ) એવું નથી કહી શકતો કે (આ લોકો દિલથી ઈમાન નથી લાવ્યા એટલા માટે) અલ્લાહ તઆલા કદાપિ તેમને સવાબ નહીં આપે તેમના દિલમાં જે કંઈ પણ હોય તેને અલ્લાહ જ સારી પેઠે જાણે છે (તો શક્ય છે કે તેમના દિલોમાં ઈખ્લાસ હોય તો પછી હું આવી વાત કઈ રીતે કહી આપું ?) હું તો (જો એવી વાત કહી આપું તો) એવા સ્વરૂપમાં અત્યાચારીઓમાંથી થઈ જઈશ (કારણ કે વિના દલીલે દા'વો કરવો ગુનોહ છે, જ્યારે નૂહ અલૈ.એ બધી વાતોનો પૂરોપૂરો જવાબ આપી દીધો પછી તેમનાથી તેનો કોઈ જવાબ ન બની શક્યો તો લાચાર થઈને) તે લોકો કહેવા લાગ્યા કે હે નૂહ (અલૈ.) ! તમે અમારાથી વાદ–વિવાદ કરી ચૂક્યા પછી આ વાદ–વિવાદને વધારી પણ ચૂક્યા, બસ (હવે આ બહસને છોડી દો અને) જે વસ્તુથી તમે અમને ધમકાવ્યા કરો છો (કે અઝાબ આવી જશે) તે અમારી સામે લઈ આવો, તેમણે કહ્યું (તેને લાવનારો હું કોણ છું ? મને પહોંચાડી આપવાનો તેમજ સંભળાવી દેવાનો હુકમ હતો જેને હું પુરું કરી ચૂક્યો) તેને તો અલ્લાહ

તઆલા જો તેને મંજૂર હશે તો તમારી સામે લાવશે અને (ત્યાર પછી) તમે તેને થકવી શકશો નહીં (કે તે અઝાબ આપવા ઈચ્છે અને તમે તેને ન થવા દો) અને (જે મારું કામ હતું પહોંચાડી દેવું અને સંભળાવી દેવું તેમાં મેં તમારી સંપૂર્ણ ભલાઈ અને હમદર્દી રાખી પરંતુ) મારી ભલાઈ તમારા કામ નથી આવી શકતી ભલે હું તમારી ગમે એટલી ભલાઈ કરવા ઈચ્છું જ્યારે કે અલ્લાહને જ તમને ગુમરાહ કરવું મંજૂર હોય (તેનું કારણ તમારી દુશ્મની અને મિથ્યાભિમાન છે ભાવાર્થ એ છે કે જ્યારે તમે જ પોતાની બદ્કિસ્મતીથી પોતાના માટે લાભ પ્રાપ્ત કરવા અને નુકસાનથી બચવા ન ઈચ્છો તો મારા ઈચ્છવા ન ઈચ્છવાથી શું થવાનું છે ?) તે જ તમારો માલિક છે (અને તમે તેમના ગુલામ છો તો તમારા ઉપર તેના બધા હકો વાજિબ છે અને તમે તેને દુશ્મનાવટના કારણે બરબાદ કરીને અપરાધી થઈ રહ્યા છો) અને તેની જ પાસે તમારે જવાનું છે, (તે તમારી આ બધી દુશ્મનાવટ અને કુફ્રની કસર કાઢી નાંખશે) શું આ લોકો કહે છે કે મુહમ્મદે આ કુર્આન પોતે ઘડી લીધું છે ? તમે (જવાબમાં) કહી આપો કે જો (ધારી લો કે) મેં ઘડી લીધું હોય તો મારો આ ગુનોહ મારા ઉપર (લાગુ) થશે (અને તમે મારા ગુનાહના જવાબદાર નથી, તેનાથી મુક્ત છો) અને (જો તમે આ દા'વો ઘડી લીધો હશે તો એટલે કે મારા ઉપર આક્ષેપ લગાવ્યો હશે તો તમારો આ ગુનોહ તમારા ઉપર લાગુ પડશે અને) હું તમારા આ ગુનાહથી મુક્ત છું.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત નૂહ (અલૈ.)એ જ્યારે પોતાની કોમને ઈમાનનું આમંત્રણ આપ્યું તો તેમની કોમે તેમની નુબુવ્વત અને રિસાલત ઉપર અમુક શંકાઓ અને વાંધાઓ રજુ કર્યા, હઝરત નૂહ (અલૈ.)એ અલ્લાહના હુકમથી તેના જવાબો આપ્યા જેના સંદર્ભમાં ઘણા સૈદ્ધાંતિક અને ગૌણ મસ્અલાઓ વ્યવહાર અને સામાજિકતાના સંદર્ભમાં પણ નીકળે છે, પ્રસ્તુત આયતોમાં આ જ સંવાદ વર્ણન કરવામાં આવ્યો છે.

ત્રીજી આયતમાં મુશ્રિકોની વાતચીત છે, જેમાં અમુક શંકાઓ અને વાંધાઓ ઊભા કરવામાં આવ્યા છે તે આયતોનો યોગ્ય શબ્દોમાં ખુલાસો આ પ્રમાણે છે.

શબ્દ مَلَأ (મલઉ) સામાન્ય રીતે સમૂહ (ચોક્કસ વર્ગ) માટે બોલવામાં

આવે છે, શબ્દકોષના અમુક નિષ્ણાતોએ કહ્યું છે કે કોમના સરદારો અને જવાબદાર વર્ગને "મલઉ" કહેવામાં આવે છે, بَشَرٌ (બશર)નો તરજુમો "માનવી" અથવા "માનવજાત" થાય છે, اَرَاذِلُ (અરાઝિલ) એ اَرْذَلُ (અરઝલ)નું બહુવચન છે જે નિમ્ન કક્ષાના અથવા તુચ્છ વ્યક્તિને કહેવામાં આવે છે કે જેમની કોમમાં કોઈ હેસિયત અથવા ઈજ્જત ન હોય, بَادِیَ الرَّاْیِ (બાદિયર્રઅ્યિ)નો અર્થ "શરૂઆતની અથવા ઉપરછલ્લી સલાહ" થાય છે.

તે લોકોનો પ્રથમ વાંધો હઝરત નૂહ (અલૈ.)ની નુબુવ્વત અને રિસાલત ઉપર હતો, مَا نَرٰىكَ اِلَّا بَشَرًا مِّثْلَنَا એટલે કે, તમે તો અમારા જેવા જ માનવી છો, અમારી જેમ જ ખાઓ–પીઓ, હરો–ફરો છો અને સૂવો–જાગો છો પછી અમે તમારી આ પ્રકૃતિથી વિરુદ્ધ વિશેષતાનો કઈ રીતે સ્વીકાર કરી લઈએ કે તમે અલ્લાહના રસૂલ અને પયગમ્બર છો ?

તે લોકોનું ધારવું એવું હતું કે, મનુષ્યો તરફ જે વ્યક્તિ અલ્લાહ તઆલા તરફથી રસૂલ બનાવીને મોકલવામાં આવે તે માનવજાતિમાંથી ન હોવો જોઈએ, બલકે કોઈ ફરિશ્તો હોવો જોઈએ જેની વિશિષ્ટતા સમગ્ર માનવજાતિએ મને–ક–મને સ્વીકારવી જ પડે.

તેના જવાબમાં ચોથી આયતમાં વર્ણન થયું, يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّىْ وَاٰتٰىنِىْ رَحْمَةً مِّنْ عِنْدِهٖ فَعُمِّيَتْ عَلَيْكُمْ اَنُلْزِمُكُمُوْهَا وَاَنْتُمْ لَهَا كٰرِهُوْنَ તેમાં બતાવવામાં આવ્યું કે, રસૂલનું માનવજાતિમાંથી હોવાના કારણે નુબુવ્વત અને રિસાલનો નકાર થતો નથી, બલકે વિચાર કરવામાં આવે તો એ જ જરૂરી છે કે મનુષ્યજાતિનો રસૂલ મનુષ્યજાતિમાંથી જ હોવો જોઈએ જેથી મનુષ્યોને તેનાથી દીન શીખવો સરળ થઈ જાય, માનવ અને ફરિશ્તાના સ્વભાવમાં જમીન–આસમાનનો તફાવત છે, જો ફરિશ્તાને રસૂલ બનાવીને મોકલવામાં આવે તો મનુષ્યને તેનાથી પોતાનો દીન શીખવો મુશ્કેલ થઈ જાય, કારણ કે ફરિશ્તાને ન તો ભૂખ લાગે છે અને ન જ તરસ, ન તો ઊંઘ આવે છે અને ન જ થાક લાગે છે, ન જ તેને માનવ આવશ્યકતાઓ અને અન્ય કુદરતી હાજતો ઉપસ્થિત થાય છે, તેને મનુષ્યની આ કમજોરીઓની અનુભૂતિ કઈ રીતે થઈ શકે !? અને આ અનુભૂતિ વિના મનુષ્યો કર્મોમાં તેનું અનુસરણ કઈ રીતે કરી શકે ? આ વિષય કુર્આનની અન્ય આયતોમાં વિગતપૂર્વક ખુલ્લમ–ખુલ્લા અને ઈશારાથી પણ અનેક ઠેકાણે

આવી ચૂક્યો છે, અત્રે તે વર્ણન કરવાના બદલે એવું બતાવ્યું કે જો બુદ્ધિથી કામ લો તો રસૂલ અને પયગમ્બર માટે એ જરૂરી જ નથી કે તે માણસ સિવાય અન્ય મખ્લૂક હોય, હા ! એ જરૂરી છે કે અલ્લાહ તઆલા તરફથી કોઈ ખુલ્લી નિશાની અને દલીલ તેની સાથે હોય જેને જોઈને લોકો માટે એ સ્વીકારવું સરળ થઈ જાય કે આ અલ્લાહ તઆલા તરફથી જ મોકલેલા રસૂલ છે, આ નિશાની અને દલીલ સામાન્ય લોકો માટે અંબિયા (અલૈ.)ના મોઅ્જિઝાઓ હોય છે, એટલા માટે નૂહ (અલૈ.)એ ફરમાવ્યું કે હું મારી સાથે અલ્લાહ તરફથી "બય્યિનહ" (નિશાની) અને "હુજ્જત" (દલીલ) તથા "રહમત" લઈને આવ્યો છું, જો તમે તેને જોયું હોત અને વિચાર કર્યો હોત તો તમે તેનો ઈન્કાર ન કર્યો હોત પરંતુ તમારા ઈન્કાર અને દુશ્મનાવટે તમારી આંખોને તેનાથી આંધળી કરી દીધી અને તમે ઈન્કાર કરી બેઠા અને પોતાની જીદ ઉપર અક્કડ થઈ ગયા.

પરંતુ અલ્લાહ તઆલાની આ રહમત (કૃપા) જે પયગમ્બરો દ્વારા આવે છે એવી વસ્તુ નથી કે બળજબરીથી લોકોના માથે મારવામાં આવે જ્યાં સુધી કે તેઓ પોતે તેના તરફ લગાવ પેદા ન કરે. એમાં ઈશારો જોવા મળ્યો કે ઈમાનની દોલત જે હું લઈને આવ્યો છું જો મારો કાબૂ ચાલ્યો હોત તો તમારા ઈન્કાર અને જીદ છતાં તમારા ઉપર મેં તે થોપી જ દીધું હોત પરંતુ એ કુદરતના કાનૂનની વિરોધી બાબત છે, આ નેઅ્મત જબરદસ્તી કોઈના માથે નાંખી નથી શકાતી, એનાથી એ પણ સાબિત થઈ ગયું કે જબરદસ્તી કોઈને મુસલમાન અથવા મો'મિન બનાવવું કોઈપણ નુબુવ્વતના યુગમાં જાઈઝ રાખવામાં નથી આવ્યું, તલવારના જોરે ઈસ્લામ ફેલાવવાનું સફેદ જૂઠ ઘડનારા પોતે પણ એ વાસ્તવિકતાથી અજાણ નથી પરંતુ આ એક વાત છે કે જે અજ્ઞાનીઓના દિલોમાં શંકા-કુશંકા ઉત્પન્ન કરવા માટે ઉડાવવામાં આવી રહી છે.

એના સંદર્ભમાં એનું એક કારણ પણ સમજાઈ ગયું કે, ફરિશ્તાને રસૂલ કેમ બનાવવામાં ન આવ્યા ? કારણ એ છે કે ફરિશ્તાઓ કે જે અલૌકિક શક્તિઓ ધરાવે છે અને પોતાના અસ્તિત્વના દરેક સ્વરૂપમાં મનુષ્યથી ભિન્ન છે તેમને જોઈને ઈમાન લાવવું તો એક બળજબરીપૂર્વકની પ્રવૃત્તિ થઈ ગઈ હોત, કોઈની શું મજાલ હતી કે તે ફરિશ્તાની સામે હઠધર્મી કરે કે જેવી હઠધર્મી અંબિયા (અલૈ.)ની સામે કરવામાં આવે છે ? શરીઅતમાં તે ઈમાન સ્વીકાર્ય નથી જે કોઈ

અલૌકિક શક્તિ દ્વારા મજબૂર થઈને અપનાવવામાં આવે, બલકે ઈમાનનો હેતુ "ઈમાન બિલ ગયૂબ" છે કે અલ્લાહ તઆલાની અદૃશ્ય શક્તિઓના પ્રત્યક્ષ દર્શન કર્યા વિના ઈમાન અપનાવવામાં આવે.

તેઓનો બીજો વાંધો આ હતો, وَمَا نَرٰکَ اتَّبَعَکَ اِلَّا الَّذِیۡنَ ھُمۡ اَرَاذِلُنَا بَادِیَ الرَّاۡیِ એટલે કે, અમે નિહાળી રહ્યા છે કે તમારા ઉપર ઈમાન લાવનારા બધા ઉપરછલ્લી નજરે તુચ્છ, અપમાનિત અને કમીના લોકો છે; કોઈ શરીફ, પ્રતિષ્ઠિત કે મોટો વ્યક્તિ નથી. આ વાંધાના બે પાસાઓ છે, એક એ કે જો તમારી વાત સાચી હોત તો કોમના મોટા ગણાતા લોકોએ તેનો સ્વીકાર કર્યો હોત તે જૂઠાઓ અને નીચ લોકોનું આપની વાત કબૂલ કરવું એ વાતની નિશાની છે કે આપની દા'વત (આમંત્રણ) સ્વીકાર કરવાપાત્ર જ નથી, બીજું પાસું એ છે કે અમારા માટે આપની ઈમાનની દા'વત સ્વીકાર કરવાથી રૂકાવટ એ છે કે અમે ઈમાન લઈ આવીએ તો મુસલમાન હોવાની હેસિયતથી અમે પણ તે નીચ લોકો સમકક્ષ સમજવામાં આવીશું, નમાઝોની સફોમાં અને અન્ય સભાઓમાં અમારે તેમની સાથે તેમના ખભે-ખભા મિલાવી બેસવું પડશે અને અમે એવું કરી શકતા નથી.

વાસ્તવિકતાથી દૂર આ અજ્ઞાનીઓએ ગરીબો, ફકીરોને કે જેમની પાસે માલ અને આર્થિક છૂટછાટ નથી તથા દુનિયવી જાહોજલાલી કે હોદ્દો નથી તેમને اَرَاذِلُ (અરાઝિલ) એટલે કે "નીચ" ઠરાવી રાખ્યા હતા, જ્યારે કે એ પોતે જ એક અજ્ઞાનતાપૂર્ણ વિચારસરણી છે. સન્માન અને અપમાન, બુદ્ધિ તથા સમજદારી માલ અને દોલત ઉપર આધારિત નથી, બલકે અનુભવ સાક્ષી છે કે હોદ્દો અથવા માલ એક નશો હોય છે જે મનુષ્યને ઘણી બધી યોગ્ય અને સાચી વાતો સમજવા અને સ્વીકાર કરવાથી અટકાવી દે છે, અશક્ત ગરીબ વ્યક્તિ સામે આ અવરોધો હોતા નથી તેથી તે સાચી વાતનો સ્વીકાર કરવામાં અગ્ર સ્થાને રહે છે, એ જ કારણ છે કે પ્રાચીનકાળથી અલ્લાહ તઆલાની પવિત્ર ટેવ (સુન્નતુલ્લાહ) એ જ રહી છે કે પયગમ્બરો ઉપર પ્રથમ ઈમાન લાવનારા ગરીબો અને ફકીરો જ હોય છે, અગાઉ નાઝિલ થઈ ચૂકેલી આસમાની કિતાબોમાં તેના ખુલાસાઓ પણ ઉપસ્થિત છે, એટલા માટે જ જ્યારે રૉમન સમ્રાટ હિરકલ (હરક્યુલસ) પાસે રસૂલે કરીમ ﷺના ઈમાનના આમંત્રણનો મુબારક પત્ર

પહોંચ્યો અને તેને એવી ચિંતા થઈ કે ઘટનાની તહકીક કરવી જોઈએ, કારણ કે તેણે તવરાત અને ઈન્જીલમાં અંબિયા (અલૈ.)ની નિશાનીઓ વાંચેલી હતી, તેણે તે સમયે અરબના જે લોકો સિરીયા આવ્યા હતા તેમને ભેગા કરીને આ નિશાનીઓ વિશે અમુક પ્રશ્નો કર્યા.

તે પ્રશ્નોમાંથી એક પ્રશ્ન એ પણ હતો કે, રસૂલે કરીમ ﷺનું અનુસરણ કરનારાઓમાં કોમના કમજોર અને ગરીબ લોકો છે અથવા તેઓ કે જેઓ કોમના મોટાઓ કહેવાય છે ? તે લોકોએ બતાવ્યું કે, કમજોર અને ગરીબ લોકો છે ! આ સાંભળી હિરકલે એકરાર કર્યો કે આ નિશાની તો સાચા નબી હોવાની છે, કારણ કે અંબિયા (અલૈ.)નું શરૂઆતમાં અનુસરણ કરનારા આ જ કમજોર અને ગરીબ લોકો હોય છે.

ખુલાસો એ છે કે ગરીબો અને ફકીરોને નીચ સમજવું અજ્ઞાનતા હતી, વાસ્તવમાં رَذِيْــــل (રઝીલ) "નીચ" તો તે છે જેઓ પોતાના પેદા કરનાર અને પોષનાર માલિકનો પરિચય ન મેળવે, તેના હુકમો અને આજ્ઞાઓથી મોઢું ફેરવે, તેથી સુફિયાન ષૌરી (રહ.)ને કોઈએ પૂછ્યું કે, "કમીના" અને "રઝીલ" (દુષ્ટ અને નીચ) લોકો કોણ છે ? તો ફરમાવ્યું, “તે લોકો જેઓ બાદશાહો અને અધિકારીઓની ખુશામતમાં પ્રવૃત્ત રહે.” ઈબ્નુલ અઅ્રાબીએ ફરમાવ્યું કે, “કમીનો તે વ્યક્તિ છે જે પોતાનો દીન વેચીને દુનિયા કમાય.” કોઈએ પૂછ્યું કે, સૌથી વધારે કમીનો કોણ છે તો ફરમાવ્યું કે, “તે વ્યક્તિ જે પોતાનો દીન બરબાદ કરીને અન્યની દુનિયા શણગારે.” ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે, “કમીનો તે વ્યક્તિ છે જે સહાબએ કિરામ (રદિ.)ને બુરું કહે, કારણ કે તેઓ સમગ્ર ઉમ્મતના સૌથી વધારે ઉપકારક છે જેમના દ્વારા ઈમાનની દોલત અને શરીઅત સર્વત્ર પહોંચી છે.”

અલબત્ત, તેમની આ અજ્ઞાનતાપૂર્ણ ધારણાઓનો રદિયો ત્રીજી આયતમાં પ્રથમ તો એ રીતે આપવામાં આવ્યો છે કે પયગમ્બરની નજર કોઈના માલ ઉપર નથી હોતી, તે કોઈની પાસેથી પોતાની સેવા અને હમદર્દીનું વળતર નથી લેતા, તેમનું વળતર તો માત્ર અલ્લાહ તઆલાના જિમ્મે હોય છે એટલા માટે તેમની દષ્ટિમાં માલદાર અને ગરીબ સમાન હોય છે, તમે એ બાબતથી ન ડરો કે અમે

માલદાર છે, જો મુસલમાન થઈ જઈશું તો અમારી પાસે માલની માંગણી કરવામાં આવશે.

બીજું એ બતાવવામાં આવ્યું કે જો ઈમાન સ્વીકાર કરવા માટે એ જ શરત રજુ કરો છો કે, હું ગરીબ લોકોને પોતાની પાસેથી કાઢી મૂકું તો સમજી લો કે હું એવું કદાપી કરી શકતો નથી, કારણ કે આ લોકો જો કે ગરીબ છે પરંતુ અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહમાં તેમની પહોંચ અને પ્રતિષ્ઠા છે, એવા લોકોને કાઢી મૂકવા કોઈ બુદ્ધિનું કાર્ય નથી.

અને مُلٰقُوْارَبِّهِمْ (મુલાકૂ રબ્બિહિમ્)નો એ અર્થ પણ હોઈ શકે છે કે જો ધારી લો કે હું તેમને કાઢી મૂકું તો કયામતના દિવસે જયારે આ લોકો પરવરદિગારની સામે જશે અને ફરિયાદ કરશે તો મારી પાસે શું જવાબ હશે ? ચોથી આયતમાં આ જ વિષય છે કે જો હું તેમને કાઢી મૂકું તો મને અલ્લાહના અઝાબથી કોણ બચાવશે ? અંતે ફરમાવ્યું છે કે, આ બધી તમારી અજ્ઞાનતા છે કે તમે માનવજાતને નુબુવ્વતના પાત્ર સમજતા નથી અથવા ગરીબ લોકોને કાઢી મૂકવાની આ માંગણી કરો છો.

પાંચમી આયતમાં હઝરત નૂહ (અલૈ.)નું તે નિવેદન નકલ કરવામાં આવ્યું છે જે તેમણે પોતાની કોમના બધા વાંધાઓ સાંભળ્યા પછી તેમને અમુક સૈદ્ધાંતિક માર્ગદર્શન આપવા માટે આપ્યું હતું, જેમાં બતાવવામાં આવ્યું છે કે નુબુવ્વત અને રિસાલત માટે તે વસ્તુઓ જરૂરી નથી જે તમે સમજી રાખી છે, દાખલા તરીકે પ્રથમ ફરમાવ્યું, وَلَآ اَقُوْلُ لَكُمْ عِنْدِىْ خَزَآئِنُ اللّٰهِ એટલે કે, "હું તમને એવું નથી કહેતો કે અલ્લાહના ખઝાનાઓ મારા હાથમાં છે." તેમાં તે લોકોની એ વિચારસરણીનો રદિયો છે કે જ્યારે અલ્લાહ તઆલા તરફથી તે રસૂલ બનીને આવ્યા છે તો તેમના હાથમાં ખજાના હોવા જોઈએ જેમાંથી તે લોકોને દાન કરતા રહે, હઝરત નૂહ (અલૈ.)એ બતાવી આપ્યું કે અંબિયા (અલૈ.)ની નિમણૂકનો એ હેતુ નથી હોતો કે તેઓ લોકોને દુનિયાની દોલતમાં ગૂંચવી નાંખે એટલા માટે ખજાનાઓની તેમને શું આવશ્યકતા ?

અને એવું પણ હોઈ શકે છે કે તેમાં એ લોકોના તે વિચારનો રદિયો હોય જે અમુક લોકો સમજતા હોય છે કે અલ્લાહે અંબિયા (અલૈ.)ને બલકે

અવલિયાઓને પણ સંપૂર્ણ અધિકારો આપી દીધા છે, અલ્લાહ તઆલાની કુદરતના ખજાનાઓ તેમના હાથમાં હોય છે જેને ચાહે આપે, જેને ચાહે ન આપે; પરંતુ નૂહ (અલૈ.)ના આ નિવેદનથી સ્પષ્ટ થઈ ગયું કે અલ્લાહ તઆલાએ પોતાની કુદરતના ખજાનાઓનો સંપૂર્ણ અધિકાર કોઈ નબીને પણ સુપ્રત કર્યો નથી તો અવલિયાનું તો વર્ણન જ શું કરવું ?! અલબત્ત, અલ્લાહ તઆલા તેમની દુઆઓ અને ઇચ્છાઓ પોતાની કુદરતથી પૂરી કરી શકે છે.

બીજું આ ફરમાવ્યું, وَلَآ اَعۡلَمُ الۡغَيۡبَ (વલા અઅ્‌લમુલ ગય્‌બ) એ જાહિલોની એવી પણ માન્યતા હતી કે જે વ્યક્તિ અલ્લાહ તઆલાનો રસૂલ હોય તે "આલિમુલ ગય્‌બ" (અદૃષ્ય બાબતોનો જાણકાર) હોવો જોઈએ, આ વાક્યએ સ્પષ્ટ કરી દીધું કે નુબુવ્વત અને રિસાલત ઇલ્મે ગય્‌બનો તકાદો ધરાવતી નથી અને એવું કઈ રીતે થાય જ્યારે કે ઇલ્મે ગય્‌બ માત્ર અલ્લાહ તઆલાની વિશિષ્ટ ખાસિયત છે જેમાં કોઈ નબી અથવા ફરિશ્તો પણ ભાગીદાર નથી હોઈ શકતો ! હા ! અલ્લાહ તઆલા પોતાના પયગમ્બરોમાંથી જેને ઇચ્છે છે, જેટલું ઇચ્છે છે ગય્‌બની બાબતોની જાણકારી આપી દે છે પરંતુ તે કારણે તેમને "આલિમુલ ગય્‌બ" કહેવું યોગ્ય નથી, કારણ કે તે તેમના અધિકારમાં નથી હોતું કે જે પણ ગય્‌બને ઇચ્છે; જાણી લે.

ત્રીજી વાત આ કહી, وَلَآ اَقُوۡلُ لَكُمۡ اِنِّىۡ مَلَكٌ એટલે કે, "હું તમને એવું પણ નથી કહેતો કે હું ફરિશ્તો છું." તેમાં તેમની એ માન્યતાનો રદિયો થઈ ગયો કે રસૂલ કોઈ ફરિશ્તો હોવો જોઈએ.

ચોથી વાત આ ઇરશાદ ફરમાવી કે તમારી દૃષ્ટિમાં જે ગરીબો અને વંચિત લોકો તુચ્છ અને ઝલીલ છે હું તમારી જેમ એવું ક્યારેય નથી કહી શકતો કે, અલ્લાહ તઆલા તેમને કોઈ સન્માન કે ભલાઈ આપશે નહીં, કારણ કે ભલાઈ અને પ્રતિષ્ઠાનો સંબંધ માલ-દોલત સાથે નથી બલકે મનુષ્યના હૃદય સાથે છે અને દિલોની હાલત અલ્લાહ તઆલા જ જાણે છે કે કોનું દિલ ભલાઈ અને સુધારણાના પાત્ર છે અને કોનું નથી.

ત્યારબાદ ફરમાવ્યું કે, જો હું પણ તમારી જેમ તેમને તુચ્છ અને અપમાનિત કહેવા લાગું તો હું પણ અત્યાચારીઓમાંથી થઈ જઈશ.

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૩૬ થી ૪૦)

وَاُوْحِىَ اِلٰى نُوْحٍ اَنَّهٗ لَنْ يُّؤْمِنَ مِنْ قَوْمِكَ اِلَّا مَنْ قَدْ اٰمَنَ فَلَا تَبْتَئِسْ بِمَا كَانُوْا
يَفْعَلُوْنَ ﴿٣٦﴾ وَاصْنَعِ الْفُلْكَ بِاَعْيُنِنَا وَوَحْيِنَا وَلَا تُخَاطِبْنِىْ فِى الَّذِيْنَ ظَلَمُوْا
اِنَّهُمْ مُّغْرَقُوْنَ ﴿٣٧﴾ وَيَصْنَعُ الْفُلْكَ وَكُلَّمَا مَرَّ عَلَيْهِ مَلَاٌ مِّنْ قَوْمِهٖ سَخِرُوْا مِنْهُ قَالَ اِنْ
تَسْخَرُوْا مِنَّا فَاِنَّا نَسْخَرُ مِنْكُمْ كَمَا تَسْخَرُوْنَ ﴿٣٨﴾ فَسَوْفَ تَعْلَمُوْنَ مَنْ يَّاْتِيْهِ عَذَابٌ
يُّخْزِيْهِ وَيَحِلُّ عَلَيْهِ عَذَابٌ مُّقِيْمٌ ﴿٣٩﴾ حَتّٰٓى اِذَا جَآءَ اَمْرُنَا وَفَارَ التَّنُّوْرُ قُلْنَا
احْمِلْ فِيْهَا مِنْ كُلٍّ زَوْجَيْنِ اثْنَيْنِ وَاَهْلَكَ اِلَّا مَنْ سَبَقَ عَلَيْهِ الْقَوْلُ وَمَنْ اٰمَنَ وَمَآ
اٰمَنَ مَعَهٗٓ اِلَّا قَلِيْلٌ ﴿٤٠﴾

### તરજુમો :

*અને નૂહ (અલૈ.) તરફ હુકમ થયો કે હવે તમારી કોમમાં (કોઈ) ઈમાન લાવશે નહીં પરંતુ જે ઈમાન લાવી ચૂક્યો, બસ દિલગીર ન રહો તે કામો ઉપર જે (તેઓ) કરી રહ્યા છે. (૩૬) અને અમારી રૂબરૂ અમારા હુકમથી વહાણ બનાવો અને જાલિમોના હકમાં મારાથી વાત ન કરો એ નિઃશંક ડૂબી જશે. (૩૭) અને તેઓ વહાણ બનાવતા હતા અને જ્યારે (ત્યાંથી) તેમની કોમના સરદાર તેમના ઉપર પસાર થતા હતા તેની હસી (મજાક) કરતા; બોલ્યા, જો તમે અમારાથી હસો છો તો અમે તમારાથી હસીએ છીએ જેવા તમે હસો છો. (૩૮) હવે જલદી જાણી લેશો કે કોના ઉપર અઝાબ આવે છે કે તેને અપમાનિત કરે અને તેના ઉપર કાયમી અઝાબ ઊતરે છે. (૩૯) અહીંયાં સુધી કે જ્યારે અમારો હુકમ પહોંચ્યો અને તન્નુરે જોશ માર્યો; અમે કહ્યું, વહાણમાં દરેક પ્રકારના બે જોડાં ચઢાવી લો અને પોતાના ઘરના લોકો પરંતુ જેના ઉપર પ્રથમ હુકમ થઈ ચૂક્યો છે અને બધા ઈમાનવાળાઓને અને તેની સાથે ઈમાન ન લાવ્યા હતા પરંતુ થોડા. (૪૦)*

## તફસીર :

અને (જ્યારે નસીહત કરતાં–કરતાં એક લાંબો સમય પસાર થઈ ચૂક્યો અને કંઈ અસર ન થઈ તો) નૂહ (અલૈ.)ની પાસે વહી મોકલવામાં આવી કે તેઓ સિવાય કે જેઓ (તે સમય સુધી) ઈમાન લાવી ચૂક્યા છે અને કોઈ (નવો) વ્યક્તિ તમારી કોમમાંથી ઈમાન લાવશે નહીં, બસ જે કંઈ આ લોકો (કુફ્ર કરી રહ્યા છે અને ત્રાસ આપી રહ્યા છે તથા ઠઠ્ઠો–મશ્કરી) કરી રહ્યા છે તેમના ઉપર કંઈ જ દિલગીર ન થાઓ (કારણ કે દિલગીરી તો જે અપેક્ષા બહારનું હોય છે તેના ઉપર થાય છે, જ્યારે કે તેમનાથી વિરોધ–વંટોળ સિવાય કોઈ અન્ય અપેક્ષા જ નથી પછી શા માટે દિલગીર થવું જોઈએ ?) અને (કારણ કે અમારો ઈરાદો હવે તેમને ડૂબાડવાનો છે અને એના માટે તોફાન આવવાનું છે બસ,) તમે (આ પૂરના તોફાનથી બચવા માટે) અમારી દેખરેખમાં અને અમારા હુકમથી વહાણ તૈયાર કરી લો (કે તેના દ્વારા તમે અને અમે મો'મિનો એ તોફાનથી સુરક્ષિત રહેશો) અને (એ સાંભળી લો કે) મારાથી કાફિરો(ના છુટકારા) વિશે કોઈ વાતચીત ન કરજો (કારણ કે) તે બધા ડૂબાડવામાં આવશે (તેમના માટે એ નક્કી જ થઈ ચૂક્યું છે માટે તમારી સિફારસ બેકાર જશે, મતલબ કે નૂહ અલૈ.એ વહાણનો સર–સામાન ભેગો કર્યો) અને તે વહાણ તૈયાર કરવા માંડ્યા (ભલે પોતે અથવા અન્ય કારીગરો દ્વારા) અને (તૈયારીના સમય દરમિયાન) જ્યારે તેમની કોમમાંથી કોઈ માલદાર વર્ગનો તેની પાસેથી પસાર થતો હતો તો (આ વહાણ બનતું જોઈને અને એવું સાંભળીને કે તોફાન આવવાનું છે) તેમનો ઠઠ્ઠો–મશ્કરી કરતો (કે જૂઓ પાણીનું તો ક્યાંય નામો–નિશાન નથી મફતમાં મુસીબત ઉઠાવી રહ્યા છે), તેઓ ફરમાવે છે કે જો તમે અમારા ઉપર હસો છો તો અમે તમારા ઉપર હસીએ છીએ જેમકે તમે અમારા ઉપર હસો છો (કે અઝાબ એવો નિકટ આવી પહોંચ્યો છે અને તમને હસવાની સમજ પડી રહી છે અમે એટલા માટે તમારા ઉપર હસીએ છીએ) બસ, હમણા તમને જાણ થઈ જશે કે તે કોણ વ્યક્તિ છે જેના ઉપર (દુનિયામાં) એવો અઝાબ આવી જાય છે જે તેમને અપમાનિત કરી દેશે અને (મૃત્યુ પછી) તેના ઉપર કાયમી અઝાબ નાઝિલ થાય છે (મતલબ કે આ જ પ્રકારના સંવાદો અને ઘટનાઓ બન્યા કરી) એટલે સુધી કે જ્યારે અમારો (અઝાબનો) હુકમ (નિકટ) આવી પહોંચ્યો અને જમીનમાંથી પાણી ઊભરાવાની

શરૂઆત થઈ (અને આ તે તોફાનની શરૂઆત થઈ જવાની નિશાની હતી અને ઉપરથી પાણી વરસવાનું શરૂ થયું તે સમયે) અમે (નૂહ અલૈ.ને) ફરમાવ્યું કે દરેક પ્રકાર(ના પ્રાણીઓ)માંથી (જે મનુષ્ય માટે લાભદાયક છે અને પાણીમાં જીવંત નથી રહી શકતા) એક-એક નર અને એક-એક માદા એટલે કે બે સંખ્યામાં આ (વહાણ)માં ચઢાવી લો અને પોતાના ઘરવાળાઓને પણ (ચઢાવી લો) તેના સિવાય કે જેના ઉપર (ડૂબવાનો) હુકમ લાગુ પડી ચૂક્યો છે (એટલે કે તેમનામાં જે કાફિર હોય જેના સંદર્ભમાં اِنَّهُمْ مُّغْرَقُوْنَ કહેવામાં આવ્યું છે તેમને સવાર ન કરજો અને ઘરવાળાઓ સિવાય) અન્ય ઈમાનવાળાઓને પણ (સવાર કરી લો) અને ઘણા થોડા વ્યક્તિઓ સિવાય તેમની સાથે કોઈ ઈમાન લાવ્યું ન હતું (બસ ઈમાનવાળાઓને જ સવાર કરવાનો હુકમ થયો).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત નૂહ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ લગભગ એક હઝાર વર્ષની લાંબી ઉંમર અર્પણ કરી હતી, એની સાથે અલ્લાહ તઆલા તરફથી દા'વત આપવા અને કોમની સુધારણા કરવાની ચિંતા તથા પયગમ્બર તરીકેનો સંઘર્ષ પણ એ દરજ્જાનો અર્પણ કર્યો હતો કે તેઓ આ લાંબી ઉંમરમાં પણ હંમેશા પોતાની કોમને સત્ય દીન અને કલિમએ તવહીદની દા'વત આપતા રહ્યા, કોમ તરફથી કઠોર અને સખત ત્રાસનો સામનો કરવો પડ્યો, તેમની કોમ તેમના ઉપર પથ્થરબાજી કરતી હતી, એટલે સુધી કે તેઓ બેહોશ થઈ જતા, પછી જ્યારે હોશ આવતો તો દુઆ કરતા હતા કે યા અલ્લાહ ! મારી કોમને મા'ફ કરી આપ, આ મૂર્ખ અને અજ્ઞાન લોકો છે, કશું જાણતા નથી. કોમની એક પેઢી પછી બીજી પેઢીને અને બીજી પછી ત્રીજી પેઢીને આ જ આશાએ આમંત્રણ આપતા રહ્યા કે કદાચ ! તેઓ સત્યનો સ્વીકાર કરી લે.

જ્યારે આવી પ્રવૃત્તિમાં જ સદીઓ પસાર થઈ ચૂકી તો અલ્લાહ રબ્બુલ ઈજ્જતની સામે પોતાની હૃદયદ્રાવક પરિસ્થિતિની ફરિયાદ કરી જે સૂરએ નૂહમાં ઉપસ્થિત છે, رَبِّ اِنِّیْ دَعَوْتُ قَوْمِیْ لَیْلًا وَّنَهَارًا، فَلَمْ یَزِدْهُمْ دُعَآئِیْٓ اِلَّا فِرَارًا (૭૧:૫-૬) અને આટલી લાંબી તકલીફો પછી તે અલ્લાહના બંદાની જીભ ઉપર આ દુઆ આવી, رَبِّ انْصُرْنِیْ بِمَا كَذَّبُوْنِ "હે મારા પરવરદિગાર ! તેમના

જૂઠાણાના મુકાબલામાં મારી મદદ કર.'' (૨૩:૨૬ અને ૩૯) નૂહની કોમનો અત્યાચાર અને બળજબરી મર્યાદા વટાવી ગયા પછી અલ્લાહે હઝરત નૂહ (અલૈ.)ને એ આયતોમાં સંબોધન કર્યું જે ઉપર પ્રસ્તુત છે. *(બગવી, મઝહરી)*

એમાં પ્રથમ તો હઝરત નૂહ (અલૈ.)ને એ બતાવવામાં આવ્યું કે તમારી કોમમાં જેમને ઈમાન લાવવાનું હતું તેઓ ઈમાન લઈ આવ્યા, હવે કોઈ નવો વ્યક્તિ ઈમાન કબૂલ કરશે નહીં, તેમના દિલો ઉપર તેમની હઠધર્મી અને શરારતના કારણે સીલ વાગી ચૂક્યું છે અને એટલા માટે હવે તમે આ કોમનો ગમ ન કરો, તેઓના ઈમાન સ્વીકાર ન કરવાના કારણે દિલગીર અને પરેશાન ન થાઓ.

બીજી વાત એ બતાવવામાં આવી કે, હવે અમે આ કોમ ઉપર પાણીના તોફાન (જળપ્રલય)નો અઝાબ મોકલવાના છે, એટલા માટે તમે એક વહાણ તૈયાર કરો જેમાં તમારા બાળ–બચ્ચાં અને જેટલા પણ મુસલમાનો છે પોતાની જરૂરિયાતની વસ્તુઓ સાથે સમાવી શકાય, જેથી તોફાનના સમયે આ સૌ તેમાં સવાર થઈને છુટકારો પામી શકે. હઝરત નૂહ (અલૈ.)એ હુકમ પ્રમાણે વહાણ બનાવ્યું, પછી જ્યારે તોફાનની શરૂઆતની નિશાનીઓ ઉપસ્થિત થઈ ગઈ કે જમીનમાંથી પાણી ઊભરાવા લાગ્યું તો હઝરત નૂહ (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો કે પોતે પોતાના બાળ–બચ્ચાં અને તે લોકો કે જેઓ તમારા ઉપર ઈમાન લાવ્યા છે આ વહાણમાં સવાર થઈ જાઓ અને માનવ તરીકેની જરૂરિયાતો જે પ્રાણીઓ સાથે સંલગ્ન છે જેમકે ગાય, બળદ, બકરી, ઘોડા, ગધેડા વગેરે તેમનું પણ એક–એક જોડું વહાણમાં સવાર કરી લો, હઝરત નૂહ (અલૈ.)એ હુકમ પ્રમાણે બધાને વહાણમાં સવાર કરાવી લીધા.

અંતે ફરમાવ્યું કે હઝરત નૂહ (અલૈ.) ઉપર ઈમાન લાવનાર અને વહાણ ઉપર સવાર થનાર મુસલમાનોની સંખ્યા ઘણી ઓછી હતી.

વિષયનો ખુલાસો પ્રસ્તુત આયતના સંદર્ભમાં આ પ્રમાણે છે, હવે એક આયતના ભાવાર્થની સ્પષ્ટતા અને તેનાથી સંબંધિત વિષયો તથા મસ્અલાઓ જોઈ લઈએ.

પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, હઝરત નૂહ (અલૈ.) ઉપર એવી

વહી મોકલવામાં આવી કે તેમની કોમમાંથી જેઓ ઈમાન લાવવાના હતા લાવી ચૂક્યા છે, હવે પછી અન્ય કોઈ ઈમાન લાવશે નહીં તેથી આ લોકો જે કંઈ વ્યવહાર તમારી સાથે કરે છે તેનાથી તમે દિલગીર અને પરેશાન ન થાઓ, કારણ કે ગમ અને પરેશાની મોટે ભાગે ત્યારે જ થતી હોય છે જ્યારે કે કોઈનાથી સુધારણા અથવા સફળતાની આશા જોડાયેલી હોય, નિરાશા પણ એક પ્રકારની રાહત હોય છે હવે, તમે તેમનાથી નિરાશ થઈ જાઓ અને જે તકલીફ અને આઘાત હઝરત નૂહ (અલૈ.)ને તેમના ત્રાસથી પહોંચી રહ્યો હતો તેની વ્યવસ્થા તરફ બીજી આયતમા ઈશારો કરવામાં આવ્યો કે તેમને પાણીના તોફાનમાં ડૂબાડી દેવામાં આવશે, એવી જ પરિસ્થિતિમાં હઝરત નૂહ (અલૈ.)ના મુખે પોતાની કોમ માટે આ બદ્દુઆ આવી હતી જેનું વર્ણન સૂરએ નૂહમાં કરવામાં આવ્યું છે.

رَبِّ لَاتَذَرْ عَلَى الْاَرْضِ مِنَ الْكٰفِرِيْنَ دَيَّارًا، اِنَّكَ اِنْ تَذَرْهُمْ يُضِلُّوْا عِبَادَكَ وَلَايَلِدُوْٓا اِلَّا فَاجِرًا كَفَّارًا

*"હે મારા પરવરદિગાર ! હવે આ કાફિરોમાંથી કોઈ પૃથ્વી ઉપર વસવાટ કરનારને છોડીશ નહીં, કારણ કે જો એ (બાકી) રહ્યા તો તેમની હવે પછીની પેઢીઓ પણ આવી જ બળવાખોર અને દુષ્ટ તથા કાફિર હશે." (૭૧:૨૬-૨૭)*

આ જ દુઆ કબૂલ થઈ અને નૂહ (અલૈ.)ની સમગ્ર કોમ પાણીના તોફાનમાં નાશ પામી.

**નૂહ (અલૈ.)ને વહાણ બનાવવાની તા'લીમ :**

હઝરત નૂહ (અલૈ.)ને જ્યારે વહાણ બનાવવાનો હુકમ થયો તે સમયે તેઓ ન તો વહાણને જાણતા હતા અને ન જ તેને બનાવવાની રીત, એટલા માટે બીજી આયતમાં તેમની વહાણ બનાવવાની હકીકત જાહેર કરવા માટે ફરમાવ્યું, وَاصْنَعِ الْفُلْكَ بِاَعْيُنِنَا وَوَحْيِنَا એટલે કે, "તમે વહાણ બનાવો અમારી દેખરેખમાં અને અમારી વહી પ્રમાણે."

હદીષની રિવાયતોમાં છે કે, હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ અલ્લાહની વહી દ્વારા હઝરત નૂહ (અલૈ.)ને વહાણ બનાવવાની બધી જ આવશ્યકતાઓ અને તેની પદ્ધતિ બતાવી, તેમણે સાલના લાકડામાંથી વહાણ તૈયાર કર્યું.

અમુક ઐતિહાસિક કિતાબોમાં એનો ઘટનાક્રમ એ બતાવવામાં આવે છે કે, આ વહાણ ૩૦૦ ગજ લાબું, ૫૦ ગજ પહોળું, ૩૩ ગજ ઊંચું અને ત્રણ માળનું હતું અને પ્રકાશ માટેના બારી-બારણા પ્રચલિત પદ્ધતિ પ્રમાણે ડાબે-જમણે ખુલતા હતા અને આ પ્રમાણે આ વહાણ બનાવવાની કળા અલ્લાહ તઆલાની વહી દ્વારા સૌ પ્રથમ હઝરત નૂહ (અલૈ.)ના હાથોથી શરૂ થઈ પછી તેમાં પ્રગતિ અને વિકાસ થતો રહ્યો.

**બધી જ જરૂરી કળા-કારીગીરીની શરૂઆત વહી દ્વારા થઈ છે :**

હાફિઝ શમશુદ્દીન ઝહબીની "તિબ્બે નબવી"માં અમુક પુરોગામી બુઝુર્ગોથી રિવાયતો નકલ કરવામાં આવી છે કે જેટલી પણ કળા-કારીગીરીઓ અને ઉદ્યોગોની આવશ્યકતા છે તે બધાની શરૂઆત અલ્લાહની વહી દ્વારા કોઈ પયગમ્બર દ્વારા અસ્તિત્વમાં આવી છે, પછી આવશ્યકતા અનુસાર તેમાં સુધારા-વધારા અને વિવિધ સમયકાળ અનુસાર ફેરફારો થતા રહ્યા છે. સૌ પ્રથમ હઝરત આદમ (અલૈ.) તરફ જે વહી આવી છે તેનો મોટો ભાગ જમીનના વસવાટ અને વિવિધ કળા-કારીગીરી વિશે છે, ભાર ઉઠાવવા માટે પૈડાં દ્વારા ચાલતી ગાડીનું સંશોધન આ જ ક્રમના સંશોધનોમાંથી છે.

હઝરત સય્યિદ સાહબ અલીગઢના સ્થાપકે કહ્યું છે કે, આ યુગમાં પ્રકાર-પ્રકારની ગાડીઓ બનાવી લીધી પરંતુ દરેક પ્રકારની ગાડીઓનો આધાર તેની ધરી અને પૈડાંઓ ઉપર જ રહ્યો, ચાહે તે બળદગાડું હોય, ગધેડાગાડી હોય કે પછી રેલગાડી હોય, બલકે ઉચ્ચ કક્ષાની મોટરકારો સુધી આ સિદ્ધાંત એક સમાન છે, એટલા માટે સૌથી મોટો ગાડીઓનો સંશોધનકાર તે વ્યક્તિ છે જેણે પૈડું શોધ્યું કે સમગ્ર દુનિયાની મશીનરીની આત્મા પૈડું જ છે અને જાણ થઈ ચૂકી કે આ સંશોધન પ્રથમ પયગમ્બર હઝરત આદમ (અલૈ.)ના હાથે અલ્લાહની વહી દ્વારા અસ્તિત્વમાં આવ્યું છે.

એટલા માટે એ પણ જાણ થઈ ગઈ કે, વસ્તુઓની જરૂરિયાતની ઉદ્યોગ કે કળા-કારીગીરી એટલું મહત્ત્વ ધરાવે છે કે, તેને વહી દ્વારા અંબિયા (અલૈ.)ને શિખવાડવામાં આવ્યું છે.

હઝરત નૂહ (અલૈ.)ને વહાણ બનાવવાનું માર્ગદર્શન આપવાની

સાથે-સાથે એ પણ ફરમાવવામાં આવ્યું કે, તેમની કોમ ઉપર જળપ્રલય આવશે અને તેઓ ડૂબી જશે તે સમયે તમે તમારી કૃપાદષ્ટિની રૂએ તેમના વિશે કોઈ ભલામણ ન કરજો.

ત્રીજી આયતમાં વહાણ બનાવવાના સમયગાળામાં હઝરત નૂહ (અલૈ.)ની કોમની બેદરકારી અને ખરાબ પરિણામથી નચિંત રહેવાની હાલત વર્ણન કરવામાં આવી છે કે, હઝરત નૂહ (અલૈ.) અલ્લાહના હુકમથી વહાણ બનાવવામાં પ્રવૃત્ત હતા, તેમની કોમના સરદાર જ્યારે તેમને જોતા અને પૂછતા કે આ શું કરી રહ્યા છો ? તો હઝરત નૂહ (અલૈ.) જવાબ આપતા હતા કે જળપ્રલય આવવાનો છે એટલા માટે વહાણ તૈયાર કરી રહ્યો છું, તેમની કોમ તેમનો ઠઠ્ઠો-મશ્કરી કરતી અને તેમની મઝાક ઉડાવતી કે અહીંયાં પીવાના માટે તો પાણીનો દુષ્કાળ છે અને આ બુઝુર્ગ સૂકાભઠ્ઠ પટમાં વહાણ ચલાવવાની ચિંતામાં છે, હઝરત નૂહ (અલૈ.)એ તેમને જવાબમાં કહ્યું કે જે રીતે આજે તમે મારી ઠઠ્ઠો-મશ્કરી કરો છો તો યાદ રાખો કે એક દિવસ એવો પણ આવવાનો છે જેમાં અમે તમારી ઠેકડી ઉડાવીશું, કારણ કે વાસ્તવમાં ઠઠ્ઠો-મશ્કરી અને ઠેકડી ઉડાવવી અંબિયા (અલૈ.)ની શાનના વિરુદ્ધ છે, તે કોઈપણ રીતે જાઈઝ નથી બલકે હરામ છે. કુર્આને કરીમમાં છે કે, لَايَسْخَرْ قَوْمٌ مِّنْ قَوْمٍ عَسٰٓى اَنْ يَّكُوْنُوْا خَيْرًا مِّنْهُمْ "કોઈ કોઈની સાથે ઠઠ્ઠો-મશ્કરી ન કરે, બની શકે છે કે આ તે ઠઠ્ઠો કરનારાઓથી ઉત્તમ હોય." (૪૯:૧૧) માટે અહીંયાં ઠઠ્ઠો-મશ્કરી કરવાનો ભાવાર્થ તેમની ઠેકડી ઉડાવવાનો જવાબ છે કે, જ્યારે તમે અઝાબમાં સપડાયેલા હશો તો અમે તમને બતાવીશું કે આ છે તમારા ઠઠ્ઠા અને મશ્કરીનો અંજામ ! જેમકે ત્યારબાદ ચોથી આયતમાં આવ્યું છે કે, "ઘણી જ જલદી તમને જાણ થઈ જશે કે કોના ઉપર આ અઝાબ આવવાનો છે જે તેને અપમાનિત કરી દેશે અને કોણ કાયમી અઝાબમાં રહે છે." પ્રથમ અઝાબથી દુનિયાનો અઝાબ અને કાયમી સ્થાયી અઝાબથી આખિરતનો હંમેશા-હંમેશનો અઝાબ ભાવાર્થ તરીકે છે.

પાંચમી આયતમાં તોફાનની શરૂઆત અને તેના સંદર્ભમાં સૂચનાઓ તથા ઘટનાઓનો ક્રમ શરૂ થયો છે, તેમાં ઈરશાદ છે, حَتّٰٓى اِذَا جَآءَ اَمْرُنَا وَفَارَ التَّنُّوْرُ એટલે કે, જ્યારે અમારો હુકમ આવી પહોંચ્યો અને ''તન્નૂર''થી પાણી ઊભરાવાની શરૂઆત થઈ ગઈ.

تَنُّوْر (તન્નૂર) વિવિધ અર્થોમાં ઉપયોગ થાય છે, પૃથ્વી પટને પણ "તન્નૂર" કહેવામાં આવે છે. રોટી પકાવવાની ભટ્ટીને પણ "તન્નૂર" કહેવામાં આવે છે, એટલા માટે વિવરણકાર ઈમામોમાંથી અમુકે નોંધ્યું છે કે આ સ્થળે તન્નૂરનો ભાવાર્થ પૃથ્વીનો પટ છે કે તેમાં પાણી ઉભરાવા લાગ્યું.... અમુકે નોંધ્યું છે કે હઝરત આદમ (અલૈ.)નો "તન્નૂર" عَيْنُ الْوَرْدَه (અયનુલ્ વરદહ)ના સ્થળે સિરીયામાં હતો, અત્રે એ ભાવાર્થ છે કે, "તેમાંથી પાણી નીકળવા લાગ્યું." અમુકનું નિવેદન છે કે હઝરત નૂહ (અલૈ.)નું પોતાનું "તન્નૂર" કુફામાં હતું એ ભાવાર્થ તરીકે છે, મોટા ભાગના વિવરણકારો હઝરત હસન, મુજાહિદ, શુઅ્બી (રહ.) તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરેએ આ જ ભાવાર્થને અપનાવ્યો છે.

શુઅ્બી (રહ.) તો કસમ ખાઈને કહ્યા કરતા હતા કે, આ તન્નૂર કુફા શહેરના એક ખૂણામાં હતું અને હઝરત નૂહ (અલૈ.)એ પોતાનું વહાણ કુફાની મસ્જિદની અંદર બનાવ્યું હતું, એ જ મસ્જિદના દરવાજા ઉપર આ તન્નૂર હતું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ હઝરત નૂહ (અલૈ.)ને ફરમાવ્યું હતું કે, “તમે જ્યારે એ જૂઓ કે તમારા ઘરના તન્નૂરમાંથી પાણી ઊભરવા લાગ્યું છે તો સમજી લો કે જળપ્રલય આવી ગયો.”

*(કુર્તુબી અને મઝહરી)*

વિવરણકાર કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું છે કે, જો કે તન્નૂરના અર્થ સંદર્ભે મુફસ્સિરોના નિવેદનો વિવિધ પ્રકારના નજરે પડે છે પરંતુ વાસ્તવિકતા એ છે કે તેમાં કોઈ વિરોધાભાસ નથી કે જ્યારે પ્રલયનું પાણી ઊભરાવાની શરૂઆત થઈ તો રોટી પકાવવાના તન્નૂરમાંથી પણ પાણી નીકળ્યું, પૃથ્વી પટ ઉપરથી પણ પાણી નીકળ્યું, સિરીયાના "અઈનુલ વરદહ"ના તન્નૂરમાંથી પણ પાણી ઊભરાયું, જેમકે કુર્આને કરીમે પોતે સ્પષ્ટતા કરી છે, فَفَتَحْنَآ اَبْوَابَ السَّمَآءِ بِمَآءٍ مُّنْهَمِرٍ وَّفَجَّرْنَا الْاَرْضَ عُيُوْنًا એટલે કે, “અમે આસમાનના દરવાજાઓ મૂશળધાર વરસાદ માટે ખોલી નાંખ્યા અને જમીનમાંથી ઝરણાઓ જ ઝરણાઓ ફૂટી નીકળ્યા.” (૫૪ : ૧૧)

હઝરત શુઅ્બી (રહ.)એ પોતાના વર્ણનમાં એ પણ ફરમાવ્યું છે કે,

કુફાની જામેઅ્ મસ્જિદ એ મસ્જિદે હરામ, મસ્જિદે નબવી તથા મસ્જિદે અક્સા પછી ચોથા નંબરની મસ્જિદ છે જે એક વિશિષ્ટ દરજ્જો ધરાવે છે.

આયતમાં આગળ એવો ઉલ્લેખ થયો છે કે જ્યારે તોફાન શરૂ થઈ ગયું તો હઝરત નૂહ (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો, اِحْمِلْ فِيْهَا مِنْ كُلٍّ زَوْجَيْنِ اثْنَيْنِ એટલે કે, "આ વહાણમાં દરેક જોડાવાળા પ્રાણીઓમાંથી એક-એક જોડું સવાર કરી લો."

એનાથી જાણ થાય છે કે હઝરત નૂહ (અલૈ.)ના વહાણમાં સમગ્ર દુનિયાના પ્રાણીઓ ભેગા કરવામાં આવ્યા ન હતા, બલકે માત્ર તે જ પ્રાણીઓ કે જે નર અને માદાના જોડામાં પેદા થાય છે અને પાણીમાં જીવીત નથી રહી શકતા, એટલા માટે દરિયાઈ પ્રાણીઓ તેમાંથી બાકાત થઈ ગયા અને પૃથ્વી પટ ઉપરના પ્રાણીઓમાંથી પણ નર-માદાની જાતિ વિહોણા કીટકો, ફુદાં બધું બાકાત છે, ફક્ત પાલતું પ્રાણીઓ ગાય, બળદ, ભેંસ, બકરી વગેરે તેમાં સામેલ છે.

અત્રે એ શંકા દૂર થઈ ગઈ કે જે શંકા ઉપરછલ્લી નજરે થઈ શકે છે કે, વહાણમાં આટલી બધી વિશાળતા કેવી રીતે આવી ગઈ કે સમગ્ર દુનિયાના પ્રાણીઓ તેમાં સમાઈ ગયા ?

અને પછી નૂહ (અલૈ.)ને ઈરશાદ ફરમાવ્યો કે, તમે પોતાના ઘરવાળાઓને તેઓ સિવાય કે જેઓ કુફ્ર ઉપર છે વહાણમાં સવાર કરી લો અને તે સૌ લોકોને પણ કે જેઓ તમારા ઉપર ઈમાન લાવ્યા છે પરંતુ ઈમાન લાવનારાઓની સંખ્યા ખૂબ થોડી છે.

વહાણવાળાઓની સાચી સંખ્યા કુર્આન અને હદીષમાં નક્કી કરવામાં આવી નથી. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે કુલ સંખ્યા ૮૦ વ્યક્તિઓની હતી જેમાં હઝરત નૂહ (અલૈ.)ના ત્રણ પુત્રો સામ, હામ અને યાફસ હતા અને તે ત્રણેની પત્નીઓ હતી, ચોથો પુત્ર કાફિરો સાથે રહીને જળપ્રલયમાં ડૂબી ગયો.

————————

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૪૧ થી ૪૪)

وَقَالَ ارْكَبُوْا فِيْهَا بِسْمِ اللّٰهِ مَجْرٖىهَا وَمُرْسٰىهَا ؕ اِنَّ رَبِّيْ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿۴۱﴾ وَهِيَ
تَجْرِيْ بِهِمْ فِيْ مَوْجٍ كَالْجِبَالِ ۫ وَنَادٰى نُوْحُ ۣابْنَهٗ وَكَانَ فِيْ مَعْزِلٍ يّٰبُنَيَّ ارْكَبْ مَّعَنَا
وَلَا تَكُنْ مَّعَ الْكٰفِرِيْنَ ﴿۴۲﴾ قَالَ سَاٰوِيْۤ اِلٰى جَبَلٍ يَّعْصِمُنِيْ مِنَ الْمَآءِ ؕ قَالَ لَا
عَاصِمَ الْيَوْمَ مِنْ اَمْرِ اللّٰهِ اِلَّا مَنْ رَّحِمَ ۚ وَحَالَ بَيْنَهُمَا الْمَوْجُ فَكَانَ مِنَ الْمُغْرَقِيْنَ ﴿۴۳﴾
وَقِيْلَ يٰۤاَرْضُ ابْلَعِيْ مَآءَكِ وَيٰسَمَآءُ اَقْلِعِيْ وَغِيْضَ الْمَآءُ وَقُضِيَ الْاَمْرُ وَاسْتَوَتْ
عَلَى الْجُوْدِيِّ وَقِيْلَ بُعْدًا لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿۴۴﴾

### તરજુમો :

*અને બોલ્યા, એમાં સવાર થઈ જાઓ, અલ્લાહના નામથી છે તેનું ચાલવું અને થોભવું, બેશક ! મારો પરવરદિગાર મહાન બખ્શનારો મહેરબાન છે. (૪૧) અને તે તેમને લહેરોમાં લઈ જઈ રહ્યું હતું જેમકે પહાડ અને નૂહ (અલૈ.)એ પોતાના બેટાને પોકાર્યો અને તે કિનારે થઈ રહ્યો હતો, હે દિકરા ! અમારી સાથે સવાર થઈ જા અને કાફિરો સાથે ન રહે. (૪૨) બોલ્યો, કોઈ પહાડ ઉપર ચઢી જઈશ જે મને પાણીથી બચાવી લેશે; કહ્યું, આજે અલ્લાહના હુકમથી કોઈ બચાવનાર નથી પરંતુ જેના ઉપર તે જ રહમ કરે અને બંને વચ્ચે મોજું આવી ગયું પછી ડૂબનારાઓમાં થઈ ગયો. (૪૩) અને હુકમ આવ્યો, હે પૃથ્વી પોતાનું પાણી ગળી જા ! અને હે આસમાન રોકાઈ જા! અને પાણી સૂકવી દેવામાં આવ્યું અને કામ થઈ ચૂક્યું અને વહાણ જૂદી પહાડ ઉપર થોભ્યું અને હુકમ થયો કે જાલિમ કોમ (રહમતથી) દૂર થાય. (૪૪)*

### તફસીર :

અને નૂહ (અલૈ.)એ (બધા પ્રાણીઓને સવાર કરીને પોતાના અનુયાયીઓને) કહ્યું કે (આવો !) આ વહાણમાં સવાર થઈ જાઓ (અને ડૂબવાનો ભય ન સેવો કારણ કે) તેનું ચાલવું અને થોભવું (બધું) અલ્લાહના જ નામથી છે

(અને તે જ તેનો રક્ષક છે પછી સંદેહ કેમ થાય ! અને જો કે બંદાઓના ગુનાહોનો તકાદો એ જ છે કે તેઓ ડૂબી જાય પરંતુ) બેશક ! મારો પરવરદિગાર મહાન બખ્શનાર મોટો દયાળુ છે (તે પોતાની દયાથી ગુનાહ બખ્શી આપે છે અને રક્ષણ પણ કરે છે, મતલબ કે બધા વહાણ ઉપર સવાર થઈ ગયા અને તે જ સમયે પાણી વધી ગયું) અને તે વહાણ તેમને લઈને પહાડ જેવા મોજાઓમાં ચાલવા લાગ્યું અને નૂહ (અલૈ.)એ પોતાના (એક સગા અથવા સાવકા) પુત્રને (જેનું નામ કન્આન હતું અને તે વિનંતી છતાં ઈમાન લાવ્યો ન હતો અને ઈમાન ન લાવવાના કારણે વહાણમાં સવાર કરવામાં ન આવ્યો હતો અને તે સમયે વહાણના કિનારાની નજીક જ ઊભો હતો અને તે કિનારા ઉપર ઉપસ્થિત હતો ત્યારે અંતિમ દા'વત સ્વરૂપે હઝરત નૂહ અલૈ.એ તેને) પોકાર્યો અને તે (વહાણથી) અલગ સ્થળ ઉપર હતો કે "હે મારા વહાલા પુત્ર ! (વહાણમાં સવાર થઈ જવાની શરત ઈમાન છે સ્વીકારી લે અને જલદીથી) અમારી સાથે સવાર થઈ જા અને (અકીદહમાં) કાફિરોની સાથે ન થઈશ" (એટલે કે કુફ્રને છોડી દે કે ડૂબવાથી બચી જઈશ), તે કહેવા લાગ્યો કે હું હમણા કોઈ પહાડનો આશરો લઈ લઉં છું જે મને પાણી(માં ડૂબવા)થી બચાવી લેશે (કારણ કે તે સમયે હજુ તોફાનની શરૂઆત હતી, પહાડો ઉપર પાણી પહોંચ્યું ન હતું. હઝરત) નૂહ (અલૈ.)એ કહ્યું કે આજે અલ્લાહના ક્રોધથી કોઈ બચાવનાર નથી (ન તો પહાડ અને ન જ કોઈ અન્ય વસ્તુ) પરંતુ જેના ઉપર તે રહમ કરે (તો તે પોતે જ બચાવે. મતલબ કે કન્આન તે સમયે પણ ઈમાન ન લાવ્યો અને પાણી ખૂબ જોરશોરથી વધવા લાગ્યું હતું) અને બંને (બાપ-બેટા)ની વચ્ચે એક મોજું આવી ગયું બસ, તે (પણ કાફિરોની સાથે) ડૂબી ગયો અને (જ્યારે બધા કાફિરો ડૂબી ચૂક્યા તો) હુકમ થયો કે હે જમીન ! પોતાનું પાણી (જે તારી સપાટી ઉપર ઉપસ્થિત છે) શોષી લે અને હે આસમાન ! (વરસવાથી) થંભી જા; (એટલા માટે બંને હુકમો ઉપર અમલ થયો) અને પાણી ઓસરી ગયું અને કિસ્સો ખતમ થયો અને વહાણ જૂદી (પહાડ) ઉપર આવીને થોભ્યું અને કહેવામાં આવ્યું કે કાફિર લોકો રહમતથી દૂર !

## મસ્અલા અને બોધપાઠ :

### વહાણો અને અન્ય સવારીઓ ઉપર સવાર થવાના અદબો (શિષ્ટાચાર)

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં વહાણ અને સવારી ઉપર સવાર

થવાના અદબોનું શિક્ષણ આપવામાં આવ્યું, بِسْمِ اللّٰهِ مَجْرٖهَا وَمُرْسٰهَا કહીને સવાર થાઓ. مَجْرٖے (મજરે)નો અર્થ "ચાલુ રહેવું" અથવા "ચાલવું" થાય છે અને مُرْسٰی (મુરસા)નો અર્થ "રોકાવું" અથવા "થોભી જવું" થાય છે, અર્થ એ છે કે આ વહાણ અને સવારીનું ચાલવું પણ અલ્લાહ તઆલાની જ કુદરત અને તેના નામથી છે અને તેનું રોકાવું અને તેનું થોભવું પણ તેની જ કુદરતના તા'બા હેઠળ છે.

## દરેક સવારીનું ચાલવું અને થોભવું માત્ર અલ્લાહ તઆલાની કુદરતથી જ છે :

માનવી જો થોડા ચિંતનથી કામ લે તો તેને જાણ થશે કે, વહાણ હોય અથવા જમીન ઉપર કોઈ ચાલનાર સવારી; ન તો તેનું ઉત્પન્ન કરવું તેની કુદરતમાં છે અને ન જ ચલાવવું કે થોભાવવું તેના સામર્થ્યમાં છે. માનવી પોતાની ઉપરછલ્લી નજરના કારણે એવું સમજી બેસે છે કે હું જ તેને બનાવું છું અને ચલાવું છું, જ્યારે કે વાસ્તવિકતા એ છે કે ન તો તેણે તે લોખંડ, લાકડું, પિત્તળ, ઍલ્યુમિનિયમ વગેરે પેદા કર્યું છે જે આ બધી સવારીઓનું મૂળ ભૌતિક તત્ત્વ છે અને ન જ એ તેના કાબૂમાં છે કે એક ગ્રામ લોખંડ અથવા એક ફૂટ લાકડું પેદા કરી શકે, પછી આ ભૌતિક તત્ત્વોથી જાત–જાતના યંત્રો બનાવવાની બુદ્ધિ અને સમજ માનવીએ પોતે પેદા કરી લીધી છે ? જો પોતે પેદા કરી લેવું માનવીના કાબૂમાં હોત તો દુનિયામાં કોઈ વ્યક્તિ મૂર્ખ કે મંદ બુદ્ધિનો ન હોત, દરેક વ્યક્તિ અફલાતુન અને અરસ્તુ બનવાનો પ્રયત્ન કરત ! ક્યાંનું લાકડું, ક્યાંનું લોઢું, ક્યાંના યંત્રો અને ઓજારોનો ઉપયોગ કરીને સવારીનો ઢાંચો પણ બની ગયો. હવે, આ મણબંધીને તણબંધી ભારે વજનને લઈને જમીન ઉપર દોડવું અથવા હવામાં ઉડવા માટે જે શક્તિ (પાવર)ની આવશ્યકતા છે તે ભલે પેટ્રોલથી પ્રાપ્ત થતી હોય અથવા હવા કે પાણીના ટકરાવથી વીજળી સ્વરૂપે પ્રાપ્ત થતી હોય, દરેક પરિસ્થિતિમાં વિચારવાની વાત એ છે કે તેમાં માનવીએ કઈ વસ્તુને પેદા કરી છે ? પેટ્રોલ તેણે પેદા કર્યું અથવા હવા ? પાણી તેણે બનાવ્યું ? તેમાં ઑક્સિજન– હાઈડ્રોજનની શક્તિ તેણે ઉત્પન્ન કરી ?

જો માનવી થોડી બુદ્ધિથી કામ લે તો તેને વિજ્ઞાનના આશ્ચર્યજનક અને તેની પ્રગતિના શિખર ઉપર બિરાજતા આ યુગમાં પણ પોતાની પરવશતા અને

લાચારીની અનુભૂતિ થશે અને એનો સ્વીકાર કર્યા વિના નહીં રહી શકે કે દરેક સવારીનું ચાલવું અને થોભવું બધું સૃષ્ટિના સર્જનહાર હક તઆલાના જ કબજામાં છે.

ગાફેલ મનુષ્ય પોતાની બાહ્ય જોડ-તોડની કળાને કે જેનું નામ વૈજ્ઞાનિક સંશોધનો છે તેના ઉપર ગર્વ અને મિથ્યાભિમાનના નશામાં એવો મસ્ત થઈ જાય છે કે વાસ્તવિક હકીકત દષ્ટિથી અદષ્ય થઈ જાય છે, અલ્લાહ તઆલા પોતાના પયગમ્બરો દ્વારા આ ગફલતના પદડાને દૂર કરે છે અને بِسۡمِ اللّٰهِ مَجۡرٖهَا وَمُرۡسٰهَا ની મૂળ હકીકત સામે લાવી દે છે, જોવામાં તો આ એક-બે વાક્યનો ટૂંકો ફકરો છે પરંતુ વિચાર કરવામાં આવે તો આ એક દરવાજાની કૂંચી અને કળ છે કે જે મનુષ્યને ભૌતિક દુનિયામાં રહેવા છતાં આધ્યાત્મિક દુનિયાનો નિવાસી બનાવે છે અને તેને સૃષ્ટિના અણુએ અણુમાં અલ્લાહની આશ્ચર્યજનક કળા-કારીગીરીના અસ્તિત્વનો જાત અનુભવ થવા લાગે છે.

અહીંયાંથી જ મો'મિનની દુનિયા અને કાફિરની દુનિયામાં તફાવત પડી જાય છે, સવારી ઉપર બંને સવાર થાય છે પરંતુ મો'મિનના કદમ જે સવારી ઉપર પડે છે તે તેનાથી ફક્ત જમીનની મુસાફરી પૂર્ણ નથી કરતો બલકે તેનો ઉપરની દુનિયા સાથે પણ સંબંધ જોડી આપે છે.

બીજી અને ત્રીજી આયતમાં બતાવવામાં આવ્યું કે, જ્યારે હઝરત નૂહ (અલૈ.)ના બધા બાળ-બચ્ચાં વહાણમાં સવાર થઈ ગયા પરંતુ એક પુત્ર જેનું નામ કનઆન કહેવામાં આવે છે સવાર થવાથી રહી ગયો ત્યારે બાપની લાગણીયુક્ત ભાવનાથી હઝરત નૂહ (અલૈ.)એ તેને પોકાર્યો કે, "હે મારા બેટા ! મારી સાથે વહાણમાં આવી જા, કાફિરોની સાથે રહીશ નહીં નહિતર ડૂબી જઈશ." આ પુત્ર કાફિરો અને દુશ્મનો સાથે સાંઠ-ગાંઠ ધરાવતો હતો અને વાસ્તવમાં કાફિર હતો પરંતુ લગભગ હઝરત નૂહ (અલૈ.)ને તેના કાફિર હોવાનું વિશ્વાસપૂર્વક જ્ઞાન ન હતું અને જો જ્ઞાન હતું તો કુફ્રથી તવબહ કરીને ઈમાન લાવવાની દા'વત સ્વરૂપે તેને વહાણમાં સવાર થવાનું અને કાફિરોનો સાથ છોડવાની શિખામણ આપવા માટે આવું કહ્યું, પરંતુ આ કમનસીબે તે સમયે પણ જળપ્રલયને હળવાશથી લીધો અને કહેવા લાગ્યો કે તમે ચિંતા ન કરો, હું પહાડ ઉપર ચઢીને જળપ્રલયથી બચી જઈશ. હઝરત નૂહ (અલૈ.)એ ફરી ચેતવણી

આપી કે જાલિમ ! કયા વિચારમાં રાચે છે ? આજે કોઈ ઊંચી ઈમારત અથવા પહાડ કોઈને પણ અલ્લાહના અઝાબથી બચાવનારું કોઈ નથી અને બચવાનું સ્વરૂપ એના સિવાય કંઈ નથી કે અલ્લાહ તઆલા જ તેના ઉપર રહમ ફરમાવે. બાપ–બેટાની આ વાતચીત ચાલી જ રહી હતી કે એક તોફાની મોજું આવ્યું અને બેટાને વહાવીને લઈ ગયું. ઐતિહાસિક રિવાયતોમાં છે કે હઝરત નૂહ (અલૈ.)ના તોફાનનું પાણી મોટા–મોટા પહાડોના શિખરોથી પંદર ગજ અને અમુક રિવાયતોના આધારે ચાલીસ ગજ ઊંચાઈ ઉપર હતું.

ચોથી આયતમાં જળપ્રલય પૂર્ણ થવાનો અને પરિસ્થિતિ સામાન્ય થવાનો ઉલ્લેખ આ પ્રમાણે કરવામાં આવ્યો છે કે, હક તઆલાએ પૃથ્વીને સંબોધન કરીને હુકમ આપ્યો, يٰۤـاَرۡضُ ابۡلَعِىۡ مَآئَكِ ''હે પૃથ્વી ! તું પોતાનું પાણી શોષી લે.'' ભાવાર્થ એ હતો કે જે પ્રમાણે પાણી ઊભર્યું હતું એટલા માટે તેને હુકમ આપવામાં આવ્યો કે પૃથ્વી તેને ફરીવાર પોતાની અંદર ઊતારી લે, આસમાનને હુકમ આપવામાં આવ્યો કે હવે પાણી વરસાવવાનું બંધ કરી આપે, તે જ પ્રમાણે જમીનમાંથી નીકળેલ પાણી ફરી જમીનમાં સમાઈ ગયું અને આસમાનથી પાણી વરસવાનું બંધ થઈ ગયું, આસમાનનું વરસેલું જેટલું પાણી જમીન ઉપર હતું તેને કુદરતે દરિયાઓ અને નહેરોનું સ્વરૂપ આપી દીધું જેથી માનવી લાભ ઉઠાવે.

*(તફસીરે કુર્તુબી અને મઝહરી)*

આ આયતમાં અલ્લાહ તઆલાએ આસમાન અને જમીનને સંબોધન કરીને હુકમો આપ્યા છે, જ્યારે કે જાહેર દષ્ટિમાં તે કોઈ સજીવ કે બુદ્ધિ ધરાવનાર પદાર્થો નથી, એટલા માટે અમુક લોકોએ તેને અલંકારિક સ્વરૂપે વર્ણન થયાનું બતાવ્યું છે પરંતુ ઘટના એમ છે કે આપણી દષ્ટિ અને આપણા ઈન્દ્રિય જ્ઞાનના આધારે દુનિયાના જેટલા પદાર્થો મૃત, નિર્જીવ અને બુદ્ધિહીન છે વાસ્તવમાં તે સૌ પોત–પોતાની રીતે સજીવ અને સમજ ધરાવતા પદાર્થો છે, અલબત્ત તેમની સમજ એ કક્ષામાં નથી કે જે કક્ષામાં મનુષ્ય વગેરે સજીવોને પ્રાપ્ત છે, એટલા માટે તેમને સમજ વિનાના ઠરાવીને શરીઅતના હુકમોના જવાબદાર બનાવવામાં આવ્યા નથી. કુર્આન મજીદની ઘણી બધી આયતો એ બાબતે સાક્ષી છે, જેમકે وَاِنۡ مِّـنۡ شَـىۡءٍ اِلَّا يُسَبِّـحُ بِـحَمۡدِهٖ એટલે કે, ''કોઈ વસ્તુ એવી નથી કે જે અલ્લાહ તઆલાના વખાણ અને તસ્બીહ પઢતી ન હોય'' (૧૭:૪૪) અને એ દેખીતું છે કે

અલ્લાહ તઆલાની તા'રીફ અને વખાણ તેના પરિચય ઉપર અવલંબિત છે અને પરિચય સમજદારી અને બુદ્ધિ ઉપર, આથી જાણ થઈ કે દરેક વસ્તુ ઉપર સમજ કે બુદ્ધિ પોત-પોતાના અસ્તિત્વ અનુસાર ઉપસ્થિત છે. (સજીવ-નિર્જીવ વ્યાખ્યાઓ અને સિદ્ધાંતો માનવસર્જિત છે.) તે પોતાની આ જ બુદ્ધિ અને સમજદારીથી પોતાના સર્જનહારને ઓળખે છે અને જે કામ માટે તેના પેદા કરનારાએ તેને લગાવી છે તેનું કામ તે ખૂબ સારી રીતે સમજે છે અને તેની પૂર્ણતામાં અચૂક રીતે મજબૂતીથી લાગેલ છે. કુર્આનની આયત اَعْطٰی کُلَّ شَیۡءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰی (૨૦:૫૦)નો આ જ અર્થ છે, એટલા માટે આ આયતમાં જો આસમાન અને જમીનના સંબોધનને વાસ્તવિક અર્થમાં સંબોધન ઠરાવવામાં આવે તો કોઈ વાંધો નથી, કારણ કે અલ્લામહ રૂમી (રહ.) ફરમાવે છે,

خاک وباد وآب وآتش زندہ اند　　　　با من وتو مردہ باحق زندہ اند

ચોથી આયતના અંતે ફરમાવ્યું કે, પૃથ્વી અને આસમાને અલ્લાહના હુકમનું પાલન કર્યું અને જળપ્રલયનો કિસ્સો સમાપ્ત થયો તથા હઝરત નૂહ (અલૈ.)નું વહાણ "જૂદી" પહાડ ઉપર થોભી ગયું અને અત્યાચારીઓને હંમેશા માટે "રહમતથી દૂર" કહેવામાં આવ્યા.

"જૂદી" પહાડ આજે પણ આ જ નામથી કાયમ છે, તેનું સ્થિતિ સ્થાન હઝરત નૂહ (અલૈ.)ના મૂળ વતન ઈરાક મૌસૂલના ઉત્તરે ઈબ્ને ઉમર ટાપુ નજીક આર્મેનિયાની સરહદ નજીક છે, આ એક પર્વતમાળા છે જેના એક ભાગનું નામ જૂદી છે, તેના જ એક ભાગને "અરારાત" કહેવામાં આવે છે. હાલની તવરાતમાં વહાણ થોભવાના સ્થળને "અરારાત" બતાવવામાં આવ્યું છે તે બંને રિવાયતોમાં કોઈ એવો મોટો ફરક નથી પરંતુ પ્રખ્યાત પ્રાચીન ઈતિહાસમાં પણ છે કે હઝરત નૂહ (અલૈ.)નું વહાણ "જૂદી" પહાડ ઉપર આવીને થોભ્યું હતું.

પ્રાચીન ઈતિહાસમાં એ પણ ઉપસ્થિત છે કે, ઈરાકના ઘણા બધા સ્થળોએ આ વહાણના ટૂકડાઓ આજે પણ મોજૂદ છે જેને બરકત સ્વરૂપે રાખવા અને ઉપયોગ કરવામાં આવે છે.

તફસીરે તબરી અને બગવીમાં છે કે, હઝરત નૂહ (અલૈ.) દશમી રજ્જબે વહાણ ઉપર સવાર થયા હતા, છ મહિના સુધી આ વહાણ જળપ્રલયમાં ચાલતું

રહ્યું, જયારે બયતુલ્લાહ શરીફના સ્થળે પહોંચ્યું તો સાત વખતે તવાફ કર્યો, અલ્લાહ તઆલાએ પોતાના ઘરને ઊંચું કરીને ડૂબવાથી બચાવી લીધું હતું, પછી દશ મુહર્રમ આશુરામાં તોફાન સમાપ્ત થઈને વહાણ જૂદી પર્વત ઉપર થોભ્યું. હઝરત નૂહ (અલૈ.)એ તે દિવસે શુક્રિયહનો રોઝો રાખ્યો અને વહાણમાં જેટલા વ્યક્તિઓ સાથે હતા બધાને રોઝો રાખવાનો હુકમ આપ્યો, અમુક રિવાયતોમાં છે કે વહાણના સવાર બધા પ્રાણીઓએ પણ તે દિવસે રોઝો રાખ્યો.

*(મઝહરી અને કુર્તુબી)*

આશુરાના દિવસનું એટલે કે દશમી મુહર્રમની તારીખનું મહત્ત્વ બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતમાં પ્રાચીન સમયથી ચાલ્યું આવે છે, શરૂઆતમાં ઈસ્લામમાં રમઝાનના રોઝા ફરજ થવાથી પહેલાં આશુરાનો રોઝો ફરજ હતો, રમઝાન માસના રોઝા ફરજ થવાનો હુકમ નાઝિલ થયા પછી તે ફરજ નથી પરંતુ સુન્નત અને મહાન સવાબ હંમેશા માટે છે.

---

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૪૫ થી ૪૯)

وَنَادٰى نُوْحٌ رَّبَّهٗ فَقَالَ رَبِّ اِنَّ ابْنِیْ مِنْ اَهْلِیْ وَ اِنَّ وَعْدَكَ الْحَقُّ وَاَنْتَ اَحْكَمُ
الْحٰكِمِیْنَ ﴿۴۵﴾ قَالَ یٰنُوْحُ اِنَّهٗ لَیْسَ مِنْ اَهْلِكَ ۚ اِنَّهٗ عَمَلٌ غَیْرُ صَالِحٍ ۖ٘ فَلَا تَسْـَٔلْنِ
مَا لَیْسَ لَكَ بِهٖ عِلْمٌ ؕ اِنِّیْۤ اَعِظُكَ اَنْ تَكُوْنَ مِنَ الْجٰهِلِیْنَ ﴿۴۶﴾ قَالَ رَبِّ اِنِّیْۤ
اَعُوْذُ بِكَ اَنْ اَسْـَٔلَكَ مَا لَیْسَ لِیْ بِهٖ عِلْمٌ ؕ وَ اِلَّا تَغْفِرْ لِیْ وَ تَرْحَمْنِیْۤ
اَكُنْ مِّنَ الْخٰسِرِیْنَ ﴿۴۷﴾ قِیْلَ یٰنُوْحُ اهْبِطْ بِسَلٰمٍ مِّنَّا وَ بَرَكٰتٍ عَلَیْكَ وَ عَلٰۤی اُمَمٍ
مِّمَّنْ مَّعَكَ ؕ وَ اُمَمٌ سَنُمَتِّعُهُمْ ثُمَّ یَمَسُّهُمْ مِّنَّا عَذَابٌ اَلِیْمٌ ﴿۴۸﴾ تِلْكَ مِنْ اَنْۢبَآءِ الْغَیْبِ
نُوْحِیْهَاۤ اِلَیْكَ ۚ مَا كُنْتَ تَعْلَمُهَاۤ اَنْتَ وَ لَا قَوْمُكَ مِنْ قَبْلِ هٰذَا ۛؕ فَاصْبِرْ ۛؕ اِنَّ الْعَاقِبَةَ
لِلْمُتَّقِیْنَ ﴿۴۹﴾ ع

## તરજુમો :

*અને નૂહ (અલૈ.)એ પોતાના પરવરદિગારને પોકાર્યો, કહ્યું, હે પરવરદિગાર! મારો દિકરો મારા ઘરવાળાઓમાં છે અને નિઃશંક તારો વાયદો સાચો છે અને તું સૌથી મોટો હાકિમ છે. (૪૫) કહ્યું, હે નૂહ (અલૈ.)! તે તારા ઘરવાળાઓમાં નથી, તેના અમલ ખરાબ છે; બસ, મને એ ન પૂછો જે તમને ખબર નથી, હું તમને નસીહત કરું છું કે (રખેને) તમે જાહિલોમાંથી ન થઈ જાઓ. (૪૬) બોલ્યા, હે પરવરદિગાર ! હું તારું શરણ લઉં છું એનાથી કે તને પૂછું જે મને ખબર ન હોય અને જો તું મને મા'ફ નહીં કરે અને રહમ નહીં કરે તો હું નુકસાનવાળાઓમાં થાઊં. (૪૭) હુકમ થયો, હે નૂહ (અલૈ.)! સલામતીની સાથે ઊતરો અમારા તરફથી અને બરકતોની સાથે તમારા ઉપર અને તે સમુદાયો ઉપર જે તમારી સાથે છે અને બીજા સમુદાયો છે કે અમે તેમને લાભ આપીશું પછી તેમને અમારા તરફથી દર્દનાક અઝાબ પહોંચશે. (૪૮) આ બધી વાતો ગયૂબની ખબરોની છે કે અમે તમારા તરફ મોકલીએ છીએ, ન તો તમને તેની ખબર હતી અને ન જ આનાથી પહેલાં તમારી કોમને, બસ તમે સબ્ર કરો અલબત્ત ડરનારાઓ માટે પરિણામ ભલું છે. (૪૯)*

## તફસીર :

અને (જ્યારે) નૂહ (અલૈ.)એ (કન્આનને ઈમાન લાવવા માટે કહ્યું અને તેણે ન માન્યું તો તેના ડૂબતાં પહેલાં એ આશાએ કે કદાચ અલ્લાહ તઆલા પોતાની કુદરતથી તેના દિલમાં ઈમાન સ્થાપિત કરે અને તે ઈમાન લઈ આવે એટલા માટે) પોતાના પરવરદિગારને વિનંતી કરીને કહ્યું, હે મારા પરવરદિગાર ! તે મારા ઘરવાળાઓ માંહેનો છે અને તારો (આ) વાયદો બિલકુલ સાચો છે (કે ઘરવાળાઓ જે ઈમાનવાળા છે તેમને તું બચાવી લઈશ) અને (ભલે તે ઈમાનવાળો નથી અને છુટકારાનો હકદાર નથી પરંતુ) તું અહકમુલ હાકિમીન (અને મહાન કુદરતવાળો) છે (જો તું ઈચ્છે તો તેને મો'મિન બનાવી આપે જેથી તે પણ તે સત્ય વાયદાનો હકદાર થઈ જાય. ખુલાસો એ છે કે હઝરત નૂહ અલૈ.એ તેના મો'મિન થઈ જવા માટે દુઆ કરી હતી) અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે હે નૂહ (અલૈ.) ! આ વ્યક્તિ (અમારા જ્ઞાનમાં) તમારા (તે)

ઘરવાળાઓ માંહેનો નથી (જેઓ ઈમાન લાવીને છુટકારો પામશે, એટલે કે તેની કિસ્મતમાં ઈમાન જ નથી બલકે) તે (તેના અંત સુધી) નાશવંત (એટલે કે કાફિર રહેનારો) છે, બસ મારાથી એવી વસ્તુની દરખાસ્ત ન કરો જેની તમને ખબર નથી (એટલે કે એ બાબતની દુઆ ન કરો) હું તમને નસીહત કરું છું કે તમે નાદાનોમાંથી ન થઈ જાઓ, નૂહ (અલૈ.)એ વિનંતી કરી કે હું તારી પનાહ માંગું છું (હવે પછી) તેનાથી કે હું આવા કૃત્યની દરખાસ્ત કરું જેની મને ખબર ન હોય અને (અગાઉ કરેલી દરખાસ્ત મા'ફ કરી આપો, કારણ કે) જો તું મને મા'ફ નહીં કરે અને મારા ઉપર રહમ નહીં કરે તો હું બિલકુલ નુકસાન ઉઠાવનારા માંહેનો થઈ જઈશ (જ્યારે જૂદી પર્વત ઉપર વહાણ થોભ્યા પછી અમુક દિવસે પાણી બિલકુલ ઊતરી ગયું તે સમયે હઝરત નૂહ અલૈ.ને) કહેવામાં આવ્યું, (એટલે કે અલ્લાહ તઆલાએ પોતે કોઈ ફરિશ્તા દ્વારા ઈરશાદ ફરમાવ્યો) કે હે નૂહ ! (અલૈ. હવે જૂદી ઉપરથી જમીન ઉપર) ઊતરો અમારા તરફથી સલામ અને બરકત લઈને જે તમારા ઉપર નાઝિલ થશે અને તે સમૂહો ઉપર જે તમારી સાથે છે (કારણ કે સાથેવાળા બધા મુસલમાન હતા અને આ બાંહેધરીમાં કયામત સુધીના મુસલમાનો સામેલ છે તેમના ઉપર પણ સલામતી અને બરકતો થવાની જાણ થઈ ગઈ) અને (કારણ કે તે સમયના મુસલમાનો પછી આવનાર મુસલમાનો ઉપર પણ બરકતો નાઝિલ થવાની આ દલીલ છે અને અમુક પાછળથી આવનારા લોકોમાં કાફિરોના સમૂહો પણ હશે તેમના માટે તેમનો હાલ પણ વર્ણન કરું છું કે) ઘણા એવા સમૂહો પણ હશે કે અમે તેમને (દુનિયામાં) અમુક દિવસ રાહતો આપીશું પછી (આખિરતમાં) તેમના ઉપર અમારા તરફથી સખત સજા થશે; આ કિસ્સો (તમારા આધારે) ગયૂબની ખબરોમાંથી છે જેને અમે વહી દ્વારા આપ (ﷺ)ને પહોંચાડીએ છીએ, આ (ઘટના)ને તે (અમારા બતાવવા)થી પહેલા ન તો તમે જાણતા હતા અને ન જ તમારી કોમ (જાણતી હતી એટલા માટે કે તે ગયૂબ હતું અને વહી સિવાય જાણકારીનો અન્ય સ્ત્રોત બેશક અધૂરા હોવાનું સાબિત થઈ ગયું કે તમને આ વહી દ્વારા જાણકારી આપવામાં આવી છે અને આ જ નુબુવ્વત છે પરંતુ આ લોકો નુબુવ્વતની સાબિતી પછી પણ તમારો વિરોધ કરે છે) બસ, સબ્ર કરો (જેમકે આ ઘટનામાં હઝરત નૂહ અલૈ.એ સબ્ર કર્યાની આપને જાણકારી આપવામાં આવી છે) બેશક ! અલ્લાહથી ડરનાર

લોકોનો અંજામ સારો જ હોય છે (જેમકે હઝરત નૂહ અલૈ.ના કિસ્સામાં જાણકારી પ્રાપ્ત થઈ કે કાફિરોનો અંજામ બુરો આવ્યો અને મુસલમાનોનું પરિણામ સારું આવ્યું, એ જ પ્રમાણે આ કાફિરોનો અમુક દિવસોનો શોર–બકોર છે પછી અંતે વિજય સત્યનો જ થશે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ હૂદ (અલૈ.)ની પ્રસ્તુત પાંચ આયતોમાં હઝરત નૂહ (અલૈ.)ના જળપ્રલયની બાકીની ઘટના અને તેના સંદર્ભમાં અમુક સૂચનાઓ ઉપસ્થિત છે.

હઝરત નૂહ (અલૈ.)નો દિકરો કનઆન જયારે પોતાના પિતાની શિખામણ અને આમંત્રણ છતાં વહાણમાં સવાર ન થયો ત્યારે તેને ઉછળતા મોજામાં ડૂબતો જોઈને પિતા તરીકેની લાગણીએ એક બીજો માર્ગ અપનાવ્યો કે, તેમણે અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહમાં વિનંતી કરી કે તેં મને વાયદો કર્યો છે કે, મારા ઘરવાળાઓને તોફાનથી બચાવીશ અને નિઃશંક ! તારો વાયદો સાચો અને ખરો છે પરંતુ વાસ્તવિક પરિસ્થિતિ એ છે કે મારો દિકરો જે મારા ઘરવાળાઓમાં સામેલ છે તે તોફાનમાં ડૂબી રહ્યો છે અને તું હાકિમોનો હાકિમ છે, દરેક વસ્તુ તારા કાબૂમાં છે, હજુપણ તું તેને આ જળપ્રલયથી બચાવી શકે છે.

બીજી આયતમાં અલ્લાહ તઆલા તરફથી તેના જવાબમાં હઝરત નૂહ (અલૈ.)ને ચેતવણી આપવામાં આવી કે, આ દિકરો તમારા ઘરવાળાઓમાં સામેલ નથી રહ્યો, કારણ કે તેણે સારા કૃત્યો કર્યા નથી બલકે તે નાશ પામવા લાયક છે, એટલા માટે તમારે એ હકીકતથી અજ્ઞાન રહીને મને કોઈ સવાલ કરવો ન જોઈએ, અમે તમને શિખામણ આપીએ છીએ કે નાદાનોમાં સામેલ ન થઈ જાઓ. અલ્લાહ તઆલાના આ ફરમાનથી બે બાબતોની જાણ થાય છે, પ્રથમ એ કે હઝરત નૂહ (અલૈ.)ને તેમના દિકરાના કુફ્રની સંપૂર્ણ પરિસ્થિતિની જાણ ન હતી, તેના નિફાકના કારણે તેઓ તેને મુસલમાન જ સમજતા હતા એટલા માટે તેને પોતાના કુટુંબનો એક વ્યક્તિ ઠરાવીને પ્રલયથી બચાવવાની દુઆ કરી બેઠા, નહિતર જો તેમને વાસ્તવિકતાની ખબર હોત તો તેઓએ એવી દુઆ ન કરી હોત, કારણ કે તેમને સ્પષ્ટ રીતે પ્રથમથી જ એ સૂચના આપવામાં આવી હતી કે જયારે તોફાન આવી જાય તો પછી તમે આ બળવાખોરોમાંથી કોઈના વિશે કોઈ

ભલામણની વાતચીત ન કરશો, જેમકે પાછળની આયતોમાં આવી ચૂક્યું છે. فَلَا تُخَاطِبۡنِىۡ فِى الَّذِيۡنَ ظَلَمُوۡا، اِنَّهُمۡ مُّغۡرَقُوۡنَ આ સ્પષ્ટ અને ખુલ્લા હુકમ પછી એ અશક્ય હતું કે અલ્લાહના પયગમ્બર તેના વિરુદ્ધ કરવાથી હિંમત કરે, ફક્ત એ સંભાવના બાકી રહે છે જેનો ખુલાસો ઉપર તફસીરમાં લેવામાં આવ્યો છે કે, આ દુઆનો હેતુ તે દિકરાના મો'મિન થઈ જવાની દુઆ છે, એવું નથી કે તેને હાલની પરિસ્થિતિમાં માત્ર તોફાનથી બચાવવામાં આવે પરંતુ હઝરત નૂહ (અલૈ.)ને તેના કુફ્રની અજ્ઞાનતા અને તે આધારે તેના છુટકારાની દુઆને પણ અલ્લાહ તઆલાએ યોગ્ય કારણ ઠરાવ્યું નહીં અને એટલા માટે ચેતવણી આપવામાં આવી કે, જાણ્યા વિના આવી દુઆ કેમ કરી ? અને આ પયગમ્બરની શાનમાં એક એવી લગઝિશ છે જેને હઝરત નૂહ (અલૈ.) તે સમયે પણ પોતાની ત્રુટી તરીકે રજૂ કરશે જ્યારે કે મહશરમાં અલ્લાહની સમગ્ર મખ્લૂક તેમની પાસે સિફારસ કરાવવાની દરખાસ્ત કરશે ત્યારે તેઓ ફરમાવશે કે મારાથી એક એવી લગઝિશ થઈ ચૂકી છે જેથી હું સિફારસની હિંમત કરી શકતો નથી.

**કાફિરો અને જાલિમો માટે દુઆ જાઇઝ નથી :**

એટલા માટે એક મસ્અલા વિશે એ પણ જાણ થઈ કે, દુઆ કરવા માટે એ જરૂરી છે કે દુઆ કરનાર પ્રથમ એવું જાણી લે કે તે જે કામની દુઆ કરી રહ્યો છે તે જાઈઝ અને હલાલ છે કે નહીં ? શંકાસ્પદ પરિસ્થિતિ (કોઈ વસ્તુ હલાલ છે કે હરામ જ્યારે એ બાબતે શંકા હોય ત્યારે તેના) વિશે દુઆ કરવાની મનાઈ કરવામાં આવી છે. તફસીરે રૂહુલ મઆનીમાં કાઝી બયઝાવી (રહ.)ના હવાલાથી વર્ણન કરવામાં આવ્યું કે, જ્યારે આ આયતથી શંકાસ્પદ પરિસ્થિતિ વિશે દુઆ કરવાની મનાઈ હોવાની જાણ થઈ ગઈ તો જે બાબત નાજાઈઝ અને હરામ હોવાની જાણ હોય તેના માટે દુઆ કરવી તો નાજાઈઝ હોવું સ્પષ્ટ રીતે સાબિત થઈ ગયું.

આથી જાણ થઈ કે આજકાલના મશાઇખમાં જે આ સામાન્ય રિવાજ થઈ ગયો છે કે જે કોઈ વ્યક્તિ દુઆ માટે આવ્યો તો તેના માટે હાથ ઉઠાવી લીધા અને દુઆ કરી આપી, જ્યારે કે મોટા ભાગે તેમને એવી ખબર પણ હોય છે કે તેઓ જે મુકદ્દમા માટે દુઆ કરાવી રહ્યા છે તેમાં તે પોતે સત્ય ઉપર નથી અથવા જાલિમ છે અથવા કોઈ એવા હેતુ માટે દુઆ કરાવી રહ્યો છે જે તેના માટે હલાલ નથી,

કોઈ એવી નોકરી અથવા હોદ્દો છે જેમાં આ વ્યક્તિ હરામમાં સપડાશે અથવા કોઈનો હક દબાવીને પોતાના હેતુમાં સફળ થઈ શકશે.

એવી દુઆઓ પરિસ્થિતિની જાણ હોવાના સ્વરૂપમાં તો હરામ અને નાજાઈઝ તો છે જ; જો પરિસ્થિતિ શંકાસ્પદ હોય તો વાસ્તવિકતા જાણ્યા સિવાય અથવા સમગ્ર ઘટનાના જાઈઝ હોવાની જાણકારી મેળવ્યા સિવાય દુઆ કરવી યોગ્ય નથી.

**મો'મિન અને કાફિરમાં ભાઈ-ભાઈનો સંબંધ સ્થાપિત નથી થઈ શકતો, વતન અથવા જ્ઞાતિના આધારે કવમિય્યતનો પાયો મૂળેથી ઇસ્લામ વિરુદ્ધ બળવો છે :**

આ ઘટનાથી બીજા મસ્અલાની જાણ થઈ કે, મો'મિન અને કાફિર વચ્ચે ભલે રિશ્તો લોહીનો હોય પરંતુ દીની ને સામૂહિક બાબતોમાં આ સગપણનો કોઈ પ્રભાવ નહીં પડે, કોઈ વ્યક્તિ કેટલોય ઉચ્ચ જ્ઞાતિનો હોય, કેટલાય મોટા બુઝુર્ગનું સંતાન હોય, એટલે સુધી કે સય્યિદુલ અંબિયા ﷺની અવલાદમાં સામેલ હોવાની પ્રતિષ્ઠા ધરાવતો હોય પરંતુ જો તે મો'મિન નથી તો દીની બાબતોમાં તેના ઉચ્ચ જ્ઞાતિના હોવાને અને નબી ﷺના સગપણને કોઈ ગણતરીમાં લેવામાં આવશે નહીં, બધી જ દીની બાબતોનો આધાર ઈમાન અને નેક કાર્યો તથા તકવા ઉપર છે, જે નેક અને મુત્તકી છે તે પોતાનો છે, જે એવો નથી તે પારકો છે.

ہزار خویش کہ بیگانہ از خدا باشد     فدائے یک تن بیگانہ کاشنا باشد

જો દીની બાબતોમાં આ સગપણને ગણતરીમાં લેવામાં આવી હોત તો બદ્ર અને ઉહદના મેદાનોમાં ભાઈની તલવાર ભાઈ ઉપર ન ચાલી હોત. બદ્ર, ઉહદ અને અહઝાબના યુદ્ધોમાં તો સઘળા એક જ કુટુંબના વ્યક્તિઓ સામ-સામે હતા, આથી સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે ઈસ્લામી કવમિય્યત અને બિરાદરી લોહીના સંબંધ અથવા પ્રદેશ કે ભાષાની એકતાઓ ઉપર આધારિત નથી, બલકે ઈમાન અને અમલ ઉપર આધારિત છે. ઈમાનવાળો ભલે કોઈપણ પ્રદેશનો વતની હોય અને કોઈપણ કુટુંબનો વ્યક્તિ હોય અથવા ગમે તે ભાષા બોલતો હોય, સૌ એક જ કોમ એક જ બિરાદરી છે. اِنَّمَا الْمُؤْمِنُوْنَ اِخْوَةٌ (૪૦:૧૦)નો આ જ અર્થ છે

અને જે ઈમાન અને નેક કાર્યોથી વંચિત છે તે ઈસ્લામી બિરાદરીનો સભ્ય નથી, કુર્આને કરીમે હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ના મુખે આ વાસ્તવિકતાને ખૂબ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરાવી છે. اِنَّا بُرَآؤُ مِنْكُمْ وَمِمَّا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ "અમે તમારાથી પણ અળગા છે અને તમારા મઅ્બૂદોથી પણ." (૬૦:૪)

આ મસ્અલામાં મુજ નાચીઝે દીની બાબતોની શરત એટલા માટે લગાવી છે કે દુનિયવી બાબતોમાં સારો વ્યવહાર, સારો વર્તાવ તથા ઉપકાર અને દયાની વર્તણૂક કરવી એક અલગ બાબત છે, તે કોઈ નેક વ્યક્તિ ન હોય તેની સાથે પણ જાઈઝ બલકે શ્રેષ્ઠ અને સવાબનું કાર્ય છે. રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ના ગેરમુસ્લિમો સાથેના અહેસાન અને સારી વર્તણૂકના અસંખ્ય કિસ્સાઓ આ બાબતે ગવાહ છે.

આજકાલ વતન, ભાષા અથવા તો વંશના આધારો ઉપર કવમિય્યતની જે ઈમારત ચણવામાં આવે છે, જેમકે અરબ બિરાદરી એક કોમ, હિંદી, સિંધી બીજી કોમ ઠરાવવામાં આવે છે તે સુન્નતના વિરુદ્ધ અને રસૂલે કરીમ ﷺના રાજકીય સિદ્ધાંતોથી બળવો પોકારવા સમાન છે.

ત્રીજી આયતમાં હઝરત નૂહ (અલૈ.) તરફથી જે કારણ રજુ કરવામાં આવ્યું છે તેનું વર્ણન છે જેનો ખુલાસો અલ્લાહ રબ્બુલ ઈજ્જત તરફ રુજૂઅ્ થવું તથા આજિઝી અને કાકલૂદી કરવી તથા ખોટા કાર્યોથી બચવા માટે અલ્લાહ તઆલાનું જ શરણ લેવાની દુઆ અને પછી પાછલી ભૂલોની મા'ફી માંગવી તથા મગફિરત અને રહમતની દરખાસ્ત છે.

એનાથી જાણ થઈ કે માનવીથી જો કોઈ ભૂલ થઈ જાય તો હવે પછી આવનારા સમયમાં તેનાથી બચવા માટે માત્ર પોતાના ઈરાદા અને નિર્ધાર ઉપર ભરોસો ન કરે બલકે, અલ્લાહ તઆલાના શરણે જાય અને એવી દુઆ માંગે કે યા અલ્લાહ ! તું જ મને ભૂલો અને ગુનાહોથી બચાવી શકે છે.

ચોથી આયતમાં જળપ્રલયના કિસ્સાનો અંત એ રીતે વર્ણન કર્યો છે કે જ્યારે તોફાન સમાપ્ત થઈ ચૂક્યું અને હઝરત નૂહ (અલૈ.)નું વહાણ "જૂદી પહાડ" ઉપર થોભી ગયું તથા પૃથ્વી ઉપરનું પાણી પૃથ્વીએ શોષી લીધું તથા આસમાનનું બાકી બચેલું પાણી નહેરો અને દરિયાઓ સ્વરૂપે સુરક્ષિત થઈ ગયું

જેના પરિણામે પૃથ્વી માનવ વસવાટ માટે યોગ્ય બની ગઈ ત્યારે હઝરત નૂહ (અલૈ.)ને કહેવામાં આવ્યું કે હવે તમે પહાડ ઉપરથી જમીન ઉપર ઊતરો અને કોઈ ફિકર–ચિંતા ન કરો, કારણ કે તમારા ઉપર અમારા તરફથી સલામતી અને બરકતો થશે, એટલે કે આફતો અને મુસીબતોથી સલામતી થશે અને માલ તથા અવલાદમાં વધારો અને બરકત થશે.

આ ઈરશાદ પ્રમાણે તોફાન પછી દુનિયામાં સમગ્ર માનવ વસવાટ હઝરત નૂહ (અલૈ.)ની અવલાદ છે. કુર્આને બીજી જગ્યાએ ઈરશાદ ફરમાવ્યું છે, وَجَعَلْنَا ذُرِّيَّتَهٗ هُمُ الْبٰقِيْنَ (૩૭:૭૭) એટલે કે, આ ઘટના પછી દુનિયામાં બાકી રહેનાર બધી કોમો માત્ર હઝરત નૂહ (અલૈ.)નો જ વંશ અને અવલાદ હશે, આથી હઝરત નૂહ (અલૈ.)ને ઈતિહાસકારોએ "આદમે ષાની" (બીજા આદમ) કહ્યા છે.

પછી આ સલામતી અને બરકતનો વાયદો જે હઝરત નૂહ (અલૈ.)ને કરવામાં આવ્યો છે તે માત્ર તેમની જાત સુધી મર્યાદિત નથી બલકે કહેવામાં આવ્યું છે, وَعَلٰٓى اُمَمٍ مِّمَّنْ مَّعَكَ એટલે કે, જે ઉમ્મતો અને જમાઅતો તમારી સાથે વહાણમાં સવાર છે તેમના ઉપર પણ અલ્લાહ તઆલા તરફથી સલામતી અને બરકત ઊતરશે. હઝરત નૂહ (અલૈ.) સાથે વહાણમાં સવાર થનારાઓને આયતમાં اُمَم (ઉમમ્)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યા છે જે اُمَّة (ઉમ્મહ)નું બહુવચન છે, જેનો ભાવાર્થ એ છે કે આ વહાણમાં સવાર થનારા વિવિધ કોમો અને ઉમ્મતો ઉપર આધારિત છે જ્યારે કે અગાઉ જાણ થઈ ચૂકી છે કે વહાણમાં સવાર થનાર મોટા ભાગના લોકો હઝરત નૂહ (અલૈ.)ના કુટુંબના લોકો હતા અને ગણતરીના થોડા બીજા મો'મિનો પણ હતા તો આ લોકોને વિવિધ ઉમ્મતો અને કોમો એ આધારે કહેવામાં આવ્યા છે કે તેમની આવનારી પેઢીઓમાં વિવિધ ઉમ્મતો અને કોમો થશે. એનાથી જાણ થઈ કે اُمَمٍ مِّمَّنْ مَّعَكَ ના શબ્દોમાં તે બધા જ માનવવંશો સામેલ છે જે કયામત સુધી પેદા થશે.

એટલા માટે એ બાબતની આવશ્યકતા ઊભી થઈ કે, સલામતી અને બરકતના વિષયમાં સ્પષ્ટતા કરવામાં આવે, કારણ કે કયામત સુધી આવનારી માનવજાતિની પેઢીઓમાં મો'મિન પણ હશે તો મો'મિન માટે તો સલામતી અને બરકત પોતાના સામાન્ય ભાવાર્થના આધારે તો બરાબર છે કે, દુનિયામાં પણ

તેમને સલામતી અને બરકત પ્રાપ્ત થશે અને આખિરતમાં પણ પરંતુ આ જ પેઢીના જે કાફિરો હશે તેઓ તો જહન્નમના કાયમી અઝાબમાં સપડાશે, તેમને સલામતી અને બરકતના હકદાર ઠરાવવા કઈ રીતે યોગ્ય હોઈ શકે ? એટલા માટે આયતના અંતે ફરમાવ્યું, وَاُمَمٌ سَنُمَتِّعُهُمْ ثُمَّ يَمَسُّهُمْ مِّنَّا عَذَابٌ اَلِيْمٌ એટલે કે, દુનિયાની સલામતી અને બરકત તો અલ્લાહ તઆલાનું જાહેર દસ્તરખ્વાન છે જેમાં દોસ્ત અને દુશ્મન બધા જ ખાય-પીએ છે, તેમાં તે લોકો પણ સામેલ હશે જેઓ હઝરત નૂહ (અલૈ.)ની અવલાદમાં કુફ્ર અપનાવશે પરંતુ આખિરતનો છુટકારો અને સફળતા ફક્ત મો'મિનો માટે ખાસ છે, કાફિરોને તેમના સારા કૃત્યોનો બદલો દુનિયામાં જ આપી-અપાવીને ફારેગ કરવામાં આવશે અને આખિરતમાં તેમના માટે અઝાબ સિવાય કંઈ હશે નહીં.

હઝરત નૂહ (અલૈ.)ના પ્રલયની આ વિગત રસૂલે કરીમ ﷺને વહી દ્વારા જાણ કરાવીને તેમની કોમને સંભળાવી તો આ ઘટના પોતે રસૂલે કરીમ ﷺના સત્ય નબી હોવાની એક સાક્ષી બની ગઈ, તેના ઉપર ધ્યાન દોરવા માટે પાંચમી આયતમાં ઈરશાદ થયો કે હઝરત નૂહ (અલૈ.) અને તેમના તોફાનની ઘટના આ ગય્બની ખબરો છે જેને ન તો તમે પ્રથમથી જાણતા હતા અને ન જ તમારી અરબ કોમ તેનાથી વાકેફ હતી, આપ ﷺએ તેમને બતાવ્યું તો તેનો સ્ત્રોત એના સિવાય શું હોઈ શકે છે કે તે માત્ર અલ્લાહની વહી દ્વારા તમને બતાવવામાં આવ્યું છે, કારણ કે જો તમારી કોમના લોકો ભણેલા-ગણેલા અને વિશ્વના ઈતિહાસની જાણકારી રાખનારા હોત તો એ કલ્પના પણ કરી શકાતી હતી કે, તમે તે લોકો પાસેથી સાંભળીને આ ઘટનાઓ વર્ણન કરી આપી છે પરંતુ જ્યારે કે સમગ્ર કોમ પણ આ ઘટનાઓથી અજાણ હતી અને તમે શિક્ષણ પ્રાપ્ત કરવા માટે ક્યારેય કોઈ બીજા દેશનો પ્રવાસ કર્યો નથી તો આ ખબરનો એક માત્ર માર્ગ અને સ્ત્રોત વહી હોવાનું સાબિત થઈ ગયું જે નબી અને પયગમ્બરે બરહક હોવાની સ્પષ્ટ દલીલ છે.

અંતિમ આયતમાં રસૂલે કરીમ ﷺને તસલ્લી આપવા માટે ફરમાવવામાં આવ્યું કે, તમારી નુબુવ્વત અને રિસાલત ઉપર સૂર્યથી વધારે પ્રકાશિત દલીલો સાબિત થઈ ચૂકી હોવા છતાં પણ જો અમુક કમનસીબ બદ્બખ્ત લોકો ન માને અને તમારી સાથે વાદ-વિવાદ કરતા રહે તો તમારે તમારાથી અગાઉ થઈ ચૂકેલા

પયગમ્બર હઝરત નૂહ (અલૈ.)ના જીવનચરિત્રને જોવું જોઈએ કે, તેમણે સમગ્ર એક હજાર વર્ષોની લાંબી ઉંમર તેમના ત્રાસ અને પીડાઓ વેઠવામાં પસાર કરી દીધી અને છતાં જે પ્રમાણે તેમણે ધૈર્ય દાખવ્યું તમે પણ એવા જ ધૈર્યથી કામ લો, કારણ કે એ બાબત નક્કી છે કે અંતે સફળતા મુત્તકી (અલ્લાહથી ડરનાર) લોકોને જ મળે છે.

---

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૫૦ થી ૬૮)

وَاِلٰی عَادٍ اَخَاهُمْ هُوْدًا ؕ قَالَ یٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَیْرُهٗ ؕ اِنْ اَنْتُمْ اِلَّا
مُفْتَرُوْنَ ﴿۵۰﴾ یٰقَوْمِ لَاۤ اَسْـَٔلُكُمْ عَلَیْهِ اَجْرًا ؕ اِنْ اَجْرِیَ اِلَّا عَلَی الَّذِیْ فَطَرَنِیْ ؕ اَفَلَا
تَعْقِلُوْنَ ﴿۵۱﴾ وَیٰقَوْمِ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْۤا اِلَیْهِ یُرْسِلِ السَّمَآءَ عَلَیْكُمْ مِّدْرَارًا
وَّیَزِدْكُمْ قُوَّةً اِلٰی قُوَّتِكُمْ وَلَا تَتَوَلَّوْا مُجْرِمِیْنَ ﴿۵۲﴾ قَالُوْا یٰهُوْدُ مَا جِئْتَنَا بِبَیِّنَةٍ وَّمَا نَحْنُ
بِتَارِكِیْۤ اٰلِهَتِنَا عَنْ قَوْلِكَ وَمَا نَحْنُ لَكَ بِمُؤْمِنِیْنَ ﴿۵۳﴾ اِنْ نَّقُوْلُ اِلَّا اعْتَرٰىكَ بَعْضُ اٰلِهَتِنَا
بِسُوْٓءٍ ؕ قَالَ اِنِّیْۤ اُشْهِدُ اللّٰهَ وَاشْهَدُوْۤا اَنِّیْ بَرِیْٓءٌ مِّمَّا تُشْرِكُوْنَ ﴿۵۴﴾ مِنْ دُوْنِهٖ فَكِیْدُوْنِیْ
جَمِیْعًا ثُمَّ لَا تُنْظِرُوْنِ ﴿۵۵﴾ اِنِّیْ تَوَكَّلْتُ عَلَی اللّٰهِ رَبِّیْ وَرَبِّكُمْ ؕ مَا مِنْ دَآبَّةٍ اِلَّا هُوَ اٰخِذٌۢ بِنَا
صِیَتِهَا ؕ اِنَّ رَبِّیْ عَلٰی صِرَاطٍ مُّسْتَقِیْمٍ ﴿۵۶﴾ فَاِنْ تَوَلَّوْا فَقَدْ اَبْلَغْتُكُمْ مَّاۤ اُرْسِلْتُ بِهٖۤ اِلَیْكُمْ ؕ
وَیَسْتَخْلِفُ رَبِّیْ قَوْمًا غَیْرَكُمْ ۚ وَلَا تَضُرُّوْنَهٗ شَیْـًٔا ؕ اِنَّ رَبِّیْ عَلٰی كُلِّ شَیْءٍ حَفِیْظٌ ﴿۵۷﴾ وَلَمَّا
جَآءَ اَمْرُنَا نَجَّیْنَا هُوْدًا وَّالَّذِیْنَ اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا ۚ وَنَجَّیْنٰهُمْ مِّنْ عَذَابٍ غَلِیْظٍ ﴿۵۸﴾
وَتِلْكَ عَادٌ ۟ۙ جَحَدُوْا بِاٰیٰتِ رَبِّهِمْ وَعَصَوْا رُسُلَهٗ وَاتَّبَعُوْۤا اَمْرَ كُلِّ جَبَّارٍ
عَنِیْدٍ ﴿۵۹﴾ وَاُتْبِعُوْا فِیْ هٰذِهِ الدُّنْیَا لَعْنَةً وَّیَوْمَ الْقِیٰمَةِ ؕ اَلَاۤ اِنَّ عَادًا كَفَرُوْا رَبَّهُمْ ؕ
اَلَا بُعْدًا لِّعَادٍ قَوْمِ هُوْدٍ ﴿۶۰﴾ وَاِلٰی ثَمُوْدَ اَخَاهُمْ صٰلِحًا ۘ قَالَ یٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ

مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ هُوَ اَنْشَاَكُمْ مِّنَ الْاَرْضِ وَاسْتَعْمَرَكُمْ فِيْهَا فَاسْتَغْفِرُوْهُ ثُمَّ تُوْبُوْٓا
اِلَيْهِ ؕ اِنَّ رَبِّيْ قَرِيْبٌ مُّجِيْبٌ ﴿۶۱﴾ قَالُوْا يٰصٰلِحُ قَدْ كُنْتَ فِيْنَا مَرْجُوًّا قَبْلَ هٰذَآ
اَتَنْهٰىنَآ اَنْ نَّعْبُدَ مَا يَعْبُدُ اٰبَآؤُنَا وَاِنَّنَا لَفِيْ شَكٍّ مِّمَّا تَدْعُوْنَآ اِلَيْهِ مُرِيْبٍ ﴿۶۲﴾ قَالَ
يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّيْ وَاٰتٰىنِيْ مِنْهُ رَحْمَةً فَمَنْ يَّنْصُرُنِيْ مِنَ اللّٰهِ
اِنْ عَصَيْتُهٗ ۫ فَمَا تَزِيْدُوْنَنِيْ غَيْرَ تَخْسِيْرٍ ﴿۶۳﴾ وَيٰقَوْمِ هٰذِهٖ نَاقَةُ اللّٰهِ لَكُمْ
اٰيَةً فَذَرُوْهَا تَاْكُلْ فِيْٓ اَرْضِ اللّٰهِ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ عَذَابٌ قَرِيْبٌ ﴿۶۴﴾
فَعَقَرُوْهَا فَقَالَ تَمَتَّعُوْا فِيْ دَارِكُمْ ثَلٰثَةَ اَيَّامٍ ؕ ذٰلِكَ وَعْدٌ غَيْرُ مَكْذُوْبٍ ﴿۶۵﴾ فَلَمَّا
جَآءَ اَمْرُنَا نَجَّيْنَا صٰلِحًا وَّالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَمِنْ خِزْيِ يَوْمِىِٕذٍ ؕ اِنَّ
رَبَّكَ هُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿۶۶﴾ وَاَخَذَ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِيْ دِيَارِهِمْ
جٰثِمِيْنَ ﴿۶۷﴾ ۙ كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ؕ اَلَآ اِنَّ ثَمُوْدَا۠ كَفَرُوْا رَبَّهُمْ ؕ اَلَا بُعْدًا لِّثَمُوْدَ ﴿۶۸﴾ ع

## તરજુમો :

*અને આદ તરફ અમે તેમના ભાઈ હૂદ (અલૈ.)ને મોકલ્યા; બોલ્યા, હે કોમ ! અલ્લાહની બંદગી કરો તેના સિવાય કોઈ તમારો હાકિમ નથી, તમે બધા જૂઠું કહો છો. (૫૦) હે કોમ ! હું તમારાથી એના ઉપર મજૂરી (વળતર) નથી માંગતો, મારી મજૂરી એના જ ઉપર છે જેણે મને પેદા કર્યો પછી તમે શું સમજતા નથી ? (૫૧) અને હે કોમ ! પોતાના પરવરદિગારથી ગુનાહ મા'ફ કરાવો પછી તેના જ તરફ રુજૂઅ્ કરો (તેના શરણમાં જાઓ), તમારા ઉપર આસમાનથી ધારાઓ છોડી દેશે અને તમને વધારે આપશે બળ ઉપર બળ અને ગુનેહગાર થઈને મોઢું ન ફેરવો. (૫૨) બોલ્યા, હે હૂદ (અલૈ.) ! તું અમારી પાસે કોઈ સનદ (પ્રમાણ) લઈને નથી આવ્યો અને અમે તારા કહેવાથી પોતાના મઅ્બૂદોને છોડનારા નથી અને અમે તને માનનારા નથી. (૫૩) અમે તો એવું જ કહીએ છીએ કે તને અમારા કોઈ મઅ્બૂદોએ ખરાબ*

*રીતે વળગાડ પહોંચાડયું છે; બોલ્યા, હું અલ્લાહને ગવાહ કરું છું અને તમે ગવાહ રહો કે હું તેમનાથી અળગો છું જેને તમે ભાગીદાર કરો છો (૫૪) તેના સિવાય; બસ મારા હકમાં તમે બધા મળીને બુરાઈ કરો પછી મને મહોલત ન આપો. (૫૫) મેં અલ્લાહ ઉપર જ ભરોસો કર્યો જે મારો અને તમારો પરવરદિગાર છે, કોઈ નથી જમીન ઉપર પગ મૂકનાર પરંતુ અલ્લાહના હાથમાં તેની ચોટલી છે, નિઃશંક ! મારો પરવરદિગાર સીધા માર્ગ ઉપર છે. (૫૬) પછી જો તમે મોઢું ફેરવશો તો હું તમને પહોંચાડી ચૂક્યો જે મારા હાથે તમારા તરફ મોકલ્યું હતું અને મારો પરવરદિગાર કોઈ બીજા લોકો તમારા સ્થાને કરશે અને અલ્લાહનું કંઈ બગાડી શકશો નહીં, બેશક ! મારો પરવરદિગાર દરેક વસ્તુ ઉપર નિગેહબાન છે. (૫૭) અને જ્યારે અમારો હુકમ પહોંચ્યો અમે હૂદ (અલૈ.)ને અને જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા હતા પોતાની રહમત વડે બચાવી લીધા અને તેમને એક ભારે અઝાબથી બચાવી લીધા. (૫૮) અને આ હતા આદ કે પોતાના પરવરદિગારની વાતોથી ઈન્કારી થયા અને તેના રસૂલોને ન માન્યા અને તેઓના હુકમને માન્યો જેઓ બળજબરી કરનારા વિરોધીઓ હતા. (૫૯) અને પાછળથી તેમને આ દુનિયામાં લા'નત આવી અને કયામતના દિવસે પણ; સાંભળી લો ! આદ પોતાના પરવરદિગારથી ઈન્કારી થયા, સાંભળી લો ! આદ ઉપર ફિટકાર છે જે હૂદ (અલૈ.)ની કોમ હતી. (૬૦) અને ષમૂદ તરફ તેમના ભાઈ સાલિહ (અલૈ.)ને મોકલ્યા; બોલ્યા, હે કોમ ! અલ્લાહની બંદગી કરો તેના સિવાય કોઈ તમારો હાકિમ નથી, તેણે જ તમને જમીનથી બનાવ્યા અને તમને એમાં વસાવ્યા, બસ તેની પાસે ગુનાહ મા'ફ કરાવો અને તેના તરફ રુજૂઅ્ કરો (તેના શરણમાં જાઓ), નિઃશંક મારો પરવરદિગાર નિકટ છે કબૂલ કરનારો. (૬૧) બોલ્યા, હે સાલિહ (અલૈ.) ! તમારાથી તો અમને આનાથી પહેલાં આશા હતી, શું તું અમને તેમની પૂજાથી મનાઈ કરે છે જેમની પૂજા અમારા બાપદાદા કરતા રહ્યા ? અને અમને તો એમાં શંકા છે જેના તરફ તું બોલાવે છે એવી કે દિલ નથી માનતું. (૬૨) બોલ્યા, હે કોમ જુઓ તો ! જો મને પોતાના પરવરદિગાર તરફથી સમજ મળી ગઈ અને તેણે પોતાના તરફથી મને રહમત આપી પછી મને તેનાથી કોણ બચાવે જો તેની*

*નાફરમાની કરું !? બસ, તમે મારું કંઈ જ વધારતા નથી નુકસાનના સિવાય. (૬૩) અને હે કોમ ! આ અલ્લાહની ઊંટણી તમારા માટે નિશાની છે, બસ તેને છોડી દો અલ્લાહની જમીનમાં ખાતી ફરે અને બુરી રીતે હાથ ન લગાવો પછી તમને અઝાબ ઘણો જલદી આવી પકડી લેશે. (૬૪) પછી તેના પગ કાપ્યા ત્યારે કહ્યું, લાભ ઉઠાવી લો પોતાના ઘરોમાં ત્રણ દિવસ, આ વાયદો છે જે જૂઠો થશે નહીં. (૬૫) પછી જ્યારે અમારો હુકમ પહોંચ્યો અમે પોતાની રહમત વડે સાલિહ (અલૈ.)ને અને જે તેમની સાથે ઈમાન લાવ્યા બચાવી લીધા અને તે દિવસના અપમાનથી, નિઃશંક ! તમારો પરવરદિગાર તે જ છે મહાબળવાન જબરદસ્ત ! (૬૬) અને તે જાલિમોને ભયાનક અવાજે પકડી લીધા પછી સવારમાં પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા. (૬૭) જેમકે ક્યારેય ત્યાં રહ્યા જ ન હતા, સાંભળી લો ! ષમૂદ પોતાના પરવરદિગારથી ઈન્કારી થયા, સાંભળી લો ! ફિટકાર છે ષમૂદને. (૬૮)*

## તફસીર :

અને અમે આદ (કોમ) તરફ તેમના (બિરાદરીના અથવા વતનના) ભાઈ (હઝરત) હૂદ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) મોકલ્યા, તેમણે (પોતાની કોમને) કહ્યું, હે મારી કોમ ! તમે (માત્ર) અલ્લાહની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ (હોવા પાત્ર જ) નથી, તમે (આ મૂર્તિપૂજાની માન્યતા વડે) માત્ર જૂઠ ઘડો છો (કારણ કે તેનું બાતિલ હોવું દલીલથી સાબિત થઈ ચૂક્યું છે), હે મારી કોમ ! (મારી નુબુવ્વત જે દલીલોથી સાબિત થઈ ચૂકી છે તેનું વધારે સમર્થન એનાથી પણ થાય છે કે) હું તમારી પાસેથી (તબ્લીગ કરવા ઉપર) કંઈ વળતર નથી માંગતો, મારું વળતર તો માત્ર તે (અલ્લાહ)ના જિમ્મે છે જેણે મને (કંઈ ન હોવામાંથી) પેદા કર્યો, પછી શું તમે (આટલું) નથી સમજતા ? (કે નુબુવ્વતની દલીલ મોજૂદ છે અને તેના વિરુદ્ધ કોઈ શંકાનું કારણ પણ નથી પછી નુબુવ્વત ઉપર શંકા કરવાનું શું કારણ ?) અને હે મારી કોમ ! તમે પોતાના ગુનાહ (કુફ્ર અને શિર્ક વગેરે)થી પોતાના પરવરદિગારની મા'ફી માંગો (એટલે કે ઈમાન લાવો અને) પછી (ઈમાન લાવીને) તેના તરફ (ઈબાદતથી) કેન્દ્રિત થાઓ (એટલે કે નેક અમલો કરો પછી ઈમાન અને નેક કર્મોની બરકતથી) તે તમારા ઉપર ખૂબ વરસાદ વરસાવશે (દૂર્રે મન્ષૂરમાં છે કે કોમે આદ ઉપર ત્રણ વર્ષ સુધી

સતત દુકાળ પડ્યો હતો અને તેના કારણે તેઓને વરસાદની ખૂબ જરૂરત હતી) અને (ઈમાન અને અમલની બરકતથી) તમને શક્તિ આપીને તમારી (અત્યારની ઉપસ્થિત) તાકાતમાં વધારો કરી આપશે (બસ ઈમાન લઈ આવો) અને અપરાધી રહીને (ઈમાનનો) વિરોધ ન કરો, તે લોકોએ જવાબ આપ્યો કે હે હૂદ (અલૈ.) ! તમે અમારી સામે (પોતાના અલ્લાહ તરફથી રસૂલ હોવાની) કોઈ દલીલ રજુ નથી કરી (આવું નિવેદન તેમની દુશ્મનાવટ હતી) અને અમે (માત્ર) તમારા કહેવાથી પોતાના મઅ્બૂદો(ની ઈબાદત)ને છોડનારા નથી અને અમે કોઈ રીતે તમારો વિશ્વાસ કરવાના નથી (અને) અમારું કહેવું તો એ છે કે અમારા મઅ્બૂદોમાંથી કોઈએ આપને કોઈ ખરાબીમાં (દાખલા તરીકે ગાંડપણ વગેરેમાં) સપડાવી રાખ્યા છે (કારણ કે તમે તેમની શાનમાં ગુસ્તાખી કરો છો એટલે તેમણે તમને ગાંડા બનાવી દીધા છે, માટે જ આવી બહેકેલી વાતો કર્યા કરો છો કે અલ્લાહ એક જ છે, હું નબી છું વગેરે...) હૂદ (અલૈ.)એ કહ્યું કે (તમે જ્યારે એવું કહો છો કે મને મૂર્તિઓએ ગાંડો બનાવી દીધો છે તો) હું (ખુલ્લમ–ખુલ્લા) અલ્લાહને ગવાહ બનાવું છું અને તમને પણ (સાંભળી લો અને) ગવાહ રહો કે હું તે વસ્તુઓથી (બિલકુલ) અળગો છું જેને તમે અલ્લાહ સિવાય (ઈબાદતમાં) ભાગીદાર ઠરાવો છો, અલબત્ત (મારી દુશ્મનાવટ પ્રથમથી જ જાહેર છે અને હવે આ તેમનાથી બેઝારીનું એ'લાન કરવાથી તે વધારે સ્પષ્ટ થઈ ગયું તો જો આ મૂર્તિઓમાં તાકાત છે તો) તમે (અને તે) બધા મળીને એકસાથે (દરેક પ્રકારના) દાવપેચ (ષડયંત્રો) રચી લો (અને) પછી મને જરા પણ મહોલત ન આપો, (અને કોઈ કસર બાકી ન રાખો, જુઓ તો ખરા ! મારું શું કરી લેશે અને જ્યારે તેઓ તમારી સાથે મળીને મારું કંઈ જ નુકસાન નથી કરી શકતા તો તમે એકલા મારું શું બગાડી શકવાના છો ? અને આ દા'વો તો એટલા માટે દિલ ખોલીને કરી રહ્યો છું કે મૂર્તિઓ તો માત્ર લાચાર જ છે તેમનાથી તો એટલા માટે જ નથી ડરતો અને રહી વાત તમારી તો જો કે તમારી પાસે થોડી શક્તિ છે પરંતુ મારે તમારાથી ડરવાનું કોઈ કારણ નથી, કારણ કે) મેં અલ્લાહ ઉપર સંપૂર્ણ ભરોસો કરી લીધો છે જે મારો પણ માલિક છે અને તમારો પણ માલિક છે, જેટલા પણ પૃથ્વી ઉપર ચાલનારા છે તે સૌની ચોટી તેણે પકડી રાખી છે (એટલે કે બધા તેના કબજા અને કાબૂમાં છે, તેના હુકમ વિના કોઈ કાન પણ હલાવી શકતું નથી એટલા માટે હું

તમારાથી પણ ડરતો નથી અને આ નિવેદનથી એક નવો મોઅ્જિઝો પણ જાહેર થઈ ગયો કે એક વ્યક્તિ એકલો અટૂલો આવા મોટા–મોટા જોરાવર લોકો સામે આવી વિરોધ–વંટોળની વાતો કરે અને તેઓ તેમનું કંઈ જ ન કરી શકે, બસ જેઓ કહેતા હતા مَا جِئْتَنَا بِبَيِّنَةٍ તેમના માટે આ પણ એક જવાબ થઈ ગયો કે જો પાછળના મોઅ્જિઝાઓ ઉપર એક દષ્ટિપાત કરવામાં આવે તો લો ! આ બીજો મોઅ્જિઝો છે. બસ, નુબુવ્વત ઉપર દલીલ કાયમ થઈ ગઈ અને તેમાં જે શંકા હતી اِعْتَرٰىكَ بَعْضُ اٰلِهَتِنَا بِسُوْٓءٍ તેનો જવાબ પણ થઈ ગયો બસ, નુબુવ્વત સાબિત થઈ ગઈ એટલા માટે તવહીદનું અસ્તિત્વ પણ સાબિત થઈ ગયું જેનો હું દા'વો કરું છું અને તમારું કહેવું ....مَا نَحْنُ بِتَارِكِىٓ اٰلِهَتِنَا ખોટું ઠર્યું અને સીધો સત્ય માર્ગ આ જ છે તથા) ચોક્કસ મારો પરવરદિગાર સીધા માર્ગ ઉપર (ચાલવાથી જ મળે) છે, (બસ તમે પણ આ સીરાતે મુસ્તકીમને અપનાવો જેથી સ્વીકૃત અને તેના વહાલા બની જાઓ) ત્યારબાદ જો (આ સ્પષ્ટ નિવેદન પછી પણ) તમે (સત્ય માર્ગથી) હટેલા રહ્યા તો મને તો (મા'ઝૂર સમજવામાં આવશે કારણ કે) જે સંદેશ આપીને મને મોકલવામાં આવ્યો હતો તે તમને પહોંચાડી ચૂક્યો છું (પરંતુ તમારી આવી બનશે કે અલ્લાહ તઆલા તમારો સર્વનાશ કરી નાંખશે) અને તમારી જગ્યાએ મારો પરવરદિગાર બીજા લોકોને આ પૃથ્વીમાં આબાદ કરશે (બસ તમે આ વિરોધ અને કુફ્રમાં પોતાનું જ નુકસાન કરી રહ્યા છો) અને તેનું કંઈ જ નુકસાન નથી કરી રહ્યા (અને જો આ સર્વનાશ થવામાં પણ કોઈ શંકા હોય અને તમે એવું કહેતા હોય કે અલ્લાહ તઆલાને શું ખબર કે કોણ શું કરી રહ્યું છે ? તો સારી પેઠે સમજી લો કે) ખચીત ! મારો પરવરદિગાર દરેક વસ્તુની દેખરેખ રાખે છે (તેને બધાની જ ખબર રહે છે, મતલબ કે તે તમામ દલીલો છતાં તે લોકોએ ન માન્યું) અને (અઝાબનો સામાન શરૂ થઈ ગયો બસ) જ્યારે અમારો હુકમ (અઝાબ માટે) પહોંચ્યો (અને હવાના તોફાનનો અઝાબ નાઝિલ થયો તો) અમે હૂદ (અલૈ.)ને અને જે તેમની સાથે ઈમાનવાળા હતા તેમને પોતાની કૃપાથી (આ અઝાબથી બચાવી લીધા) અને તેમને અમે એક ઘણા જ કઠોર અઝાબથી બચાવી લીધા (આગળ અન્યોને બોધપાઠ માટે ફરમાવે છે) અને આ (જેનું વર્ણન થયું) કોમે આદ હતી જેમણે પોતાના પરવરદિગારની આયતો (એટલે કે દલીલો અને હુકમો)નો ઈન્કાર કર્યો અને તેમના રસૂલોનું કહ્યું

ન માન્યું અને બધા જ એવા લોકોના કહેવા ઉપર ચાલતા રહ્યા જેઓ અત્યાચારી (અને) જિદ્દી હતા અને (તેમના કર્મોનું એ પરિણામ આવ્યું કે) આ દુનિયામાં પણ લા'નત (ફિટકાર) તેમની સાથે જ રહી અને કયામતના દિવસે પણ (તેમની સાથે જ રહેશે એટલા માટે દુનિયામાં તેનો પ્રભાવ તોફાનથી આવ્યો અને તેમનો સર્વનાશ થયો હતો અને આખિરતમાં કાયમી અઝાબ થશે), સારી પેઠે સાંભળી લો ! કોમે આદે પોતાના પરવરદિગાર સાથે કુફ્ર કર્યું, સારી પેઠે સાંભળી લો ! (આ કુફ્રનું એ પરિણામ આવ્યું કે) રહમતથી દૂરી થઈ (બંને દુનિયામાં) આદની કે જેઓ હૂદ (અલૈ.)ની કોમ હતી અને અમે (કોમે) ષમૂદની પાસે તેમના ભાઈ સાલિહ (અલૈ.)ને પયગમ્બર બનાવીને મોકલ્યા તેમણે (પોતાની કોમને) કહ્યું, હે મારી કોમ ! (માત્ર) અલ્લાહની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ (હોવાના પાત્ર) નથી, (તેનું તમારા ઉપર એ ઈનામ છે કે) તેણે તમને જમીન(ના તત્ત્વમાં)થી પેદા કર્યા અને તમને એ (જમીન)માં વસાવ્યા (એટલે કે તમારી ઉત્પત્તિ અને તમારા અસ્તિત્વને ટકાવી રાખવાની બંને નેઅ્મતોને અર્પણ કરી અને આમાં બધી જ નેઅ્મતો સામેલ છે, જ્યારે તે આવો ઉપકારક છે) તો તમે પોતાના ગુનાહ (શિર્ક અને કુફ્ર વગેરે)ને તેનાથી મા'ફ કરાવો (એટલે કે ઈમાન લાવો અને) પછી (ઈમાન લાવીને) તેના તરફ (ઈબાદતથી) કેન્દ્રિત રહો, (એટલે કે નેક અમલો કરો) બેશક ! મારો પરવરદિગાર (તે વ્યક્તિની) નજીક છે (જે તેના તરફ ધ્યાનમગ્ન થયો અને તે વ્યક્તિની અરજ) સ્વીકાર કરનારો છે (જે તેના ગુનાહો મા'ફ કરાવે છે), તે લોકો કહેવા લાગ્યા, હે સાલિહ (અલૈ.) ! તમે તો આ અગાઉ અમારામાં તેજસ્વી (લાગતા) હતા, (એટલે કે અમને તમારાથી ઘણી આશાઓ હતી કે તમે પોતાની બુદ્ધિ અને હોશિયારીથી કોમનું ગર્વ અને અમારા માટે પ્રતિષ્ઠા હતા અને અમારા સરપરસ્ત બનવાપાત્ર હતા, અફસોસ ! અત્યારે આવી વાતો કરી રહ્યા છો તેનાથી તો બધી આશાઓ ઉપર પાણી ફરતું હોય એવું લાગે છે) શું તમે અમને એવી વસ્તુની ઈબાદતની મનાઈ કરો છો જેની ઈબાદત અમારા વડવાઓ કરતા આવ્યા છે ? (એટલે કે તમે તેનાથી રોકો નહીં) અને જે દીન તરફ તમે અમને બોલાવી રહ્યા છો (એટલે કે તવહીદ) વાસ્તવમાં અમે તો તેના તરફથી ઘણા (ભારે) શંકામાં છે જેણે અમને મૂંઝવણમાં નાંખી રાખ્યા છે (કે તવહીદનો મસ્અલો અમારા માન્યામાં જ નથી આવતો), તેમણે (જવાબમાં) કહ્યું,

હે મારી કોમ ! (તમે જે કહો છો કે હું તમને તવહીદની દા'વત ન આપું અને મૂર્તિપૂજાથી ન રોકું તો) ભલા એ તો બતાવો કે જો હું મારા પરવરદિગાર તરફથી દલીલ ઉપર (કાયમ) છું (જેનાથી તવહીદ સાબિત છે) અને તેણે મને પોતાના તરફથી કૃપા (એટલે કે નુબુવ્વત) અર્પણ કરી છે (તેનાથી તે તવહીદની દા'વત આપવાની જવાબદારી ઉપર નિયુક્ત કરવામાં આવ્યો છું) બસ, (આ હાલતમાં) જો હું અલ્લાહનું કહેવું ન માનું (અને તવહીદની દા'વત આપવાનું છોડી આપું, જેમકે તમે કહો છો) તો (એ બતાવો કે) પછી મને અલ્લાહ(ના અઝાબ)થી કોણ બચાવી લેશે ? તો તમે તો (આવી ખરાબ સલાહ-સૂચનો કરીને) મારું નર્યું નુકસાન જ કરી રહ્યા છો, (એટલે કે જો અલ્લાહ ન ચાહે જો તમારી વાતનો સ્વીકાર કરી લઉં તો મારા હાથમાં નુકસાન સિવાય કંઈ જ આવશે નહીં અને તેમણે કારણ કે, મોઅ્જિઝાની પણ રિસાલતની દલીલ સ્વરૂપે દરખાસ્ત કરી હતી એટલા માટે તમે કહી આપો) હે મારી કોમ ! (તમે જે મોઅ્જિઝાની માંગણી કરો છો) આ અલ્લાહની ઊંટણી છે જે તમારા માટે દલીલ (બનાવીને જાહેર કરવામાં આવી) છે (અને એટલા માટે અલ્લાહની ઊંટણી કહેવાય છે, તે અલ્લાહની દલીલ છે) બસ, (તે મોઅ્જિઝો હોવા ઉપરાંત મારા રસૂલ હોવાની પણ દલીલ છે અને તેના પણ પોતાના અમુક હકો છે અને તે એ છે કે) તેને છોડી દો કે અલ્લાહની જમીનમાં (ઘાસ-ચારો) ખાતી ફર્યા કરે (એ જ પ્રમાણે પોતાના વારાના દિવસે પાણી પીતી રહે જેમકે બીજી આયતમાં આવ્યું છે) અને તેને બુરાઈ (અને તકલીફ આપવા)ની સાથે હાથ પણ ન લગાડશો, ક્યાંક તમને તાત્કાલિક અઝાબ પકડી લેશે (એટલે કે મોડું થશે નહીં) બસ, તેમણે (આ બધી દલીલો અને નિશાનીઓ છતાં) તે (ઊંટણી)ને મારી નાંખી તો સાલિહ (અલૈ.)એ ફરમાવ્યું, (ભલે) તમે પોતાના ઘરોમાં ત્રણ દિવસ હજુ પસાર કરી લો (ત્રણ દિવસ પછી અઝાબ આવી રહ્યો છે અને) આ એવો વાયદો છે જેમાં લેશમાત્ર જૂઠું નથી (કારણ કે તે અલ્લાહ તઆલા તરફથી છે) બસ, (ત્રણ દિવસ પસાર થઈ ગયા પછી) જ્યારે અમારો હુકમ (અઝાબના માટે) આવી પહોંચ્યો અમે સાલિહ (અલૈ.)ને અને જે તેમની સાથે ઈમાનવાળા હતા તેમને પોતાની કૃપાથી (આ અઝાબથી) બચાવી લીધા (તેમને કેવી વસ્તુથી બચાવી લીધા ?) તે દિવસના મોટા અપમાનથી બચાવી લીધા (કારણ કે અલ્લાહના ક્રોધમાં સપડાવાથી વધીને અન્ય

કયું મોટું અપમાન હોઈ શકે છે ?) બેશક ! તમારો પરવરદિગાર જ મહાશક્તિશાળી કાબૂ ધરાવનાર છે (જેને ઈચ્છે સજા આપે, જેને ઈચ્છે બચાવી લે) અને તે જાલિમોને એક ભયંકર ઘરેરાટીએ પકડી લીધા (કે તે જિબ્રઈલ અલૈ.નો ભયાનક અવાજ હતો) જેનાથી તે પોતાના ઘરોમાં ઊંધા પડીને રહી ગયા (અને તેમની એ હાલત થઈ ગઈ) જેમકે તેમના ઘરોમાં ક્યારેય વસ્યા જ ન હતા, સારી પેઠે સાંભળી લો ! (કોમે) ષમૂદે પોતાના પરવરદિગારની સાથે કુફ્ર કર્યું, સારી પેઠે સાંભળી લો ! (તેમના કુફ્રનો અંજામ એ ભોગવવો પડયો કે અલ્લાહની) રહમતથી કોમે ષમૂદને દૂર કરવામાં આવી.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ હૂદની પ્રસ્તુત પ્રથમ અગિયાર આયતોમાં અલ્લાહ તઆલાના મહાન પયગમ્બર હઝરત હૂદ (અલૈ.)નો ઉલ્લેખ છે જેમના નામથી આ સૂરતનું નામ રાખવામાં આવ્યું છે. આ સૂરતમાં હઝરત નૂહ (અલૈ.)થી લઈને હઝરત મૂસા (અલૈ.) સુધી કુર્આને કરીમની ખાસ શૈલીમાં સાત અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોની ઘટનાઓનું વર્ણન છે, જેમાં બોધપાઠ અને શિખામણના એવા દષ્યો ઉપસ્થિત છે કે જેનાથી જેના દિલમાં જરાપણ સમજદારી અને જિંદગી બાકી હોય તો તે તેનાથી પ્રભાવિત થયા વિના રહી શકતો નથી, એમાં બોધપાઠ ઉપરાંત ઈમાન અને સદ્કાર્યોના ઘણા બધા મુખ્ય અને ગૌણ વિષયો તથા મનુષ્યજાતિ માટે ઉત્તમ માર્ગદર્શન તથા સૂચનો ઉપસ્થિત છે.

કિસ્સાઓ અને ઘટનાઓ તો તેમાં સાત પયગમ્બરોની વર્ણન થઈ છે પરંતુ સૂરતનું નામ હઝરત હૂદ (અલૈ.)ના નામથી રાખવામાં આવ્યું છે, તેનાથી જાણ થાય છે કે તેમાં હઝરત હૂદ (અલૈ.)ના કિસ્સાને ખાસ અગત્યતા પ્રાપ્ત થઈ છે.

હઝરત હૂદ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ કોમે આદમાં મોકલ્યા હતા, આ કોમ શરીર સૌષ્ઠવમાં, શક્તિમાં તથા બહાદૂરીના આધારે સમગ્ર દુનિયામાં વિશિષ્ટ કોમ સમજવામાં આવતી હતી, હઝરત હૂદ (અલૈ.) પણ આ જ કોમના સભ્ય હતા. શબ્દ اَخَاهُمْ هُوْدًا (અખાહુમ હુદન)માં એ જ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે પરંતુ આટલી મજબૂત અને બહાદૂર કોમ અફસોસ કે બુદ્ધિ અને સમજદારી ખોઈ બેઠી હતી અને તેમણે પોતાના હાથોથી કોતરેલી પથ્થરોની મૂર્તિઓને પોતાના રબ્બ અને મઅ્બૂદ બનાવી રાખ્યા હતા.

હઝરત હૂદ (અલૈ.)એ જે દીનની દા'વત પોતાની કોમ સામે રજૂ કરી તેની ત્રણ સૈદ્ધાંતિક બાબતોનો શરૂઆતની ત્રણ આયતોમાં ઉલ્લેખ થયો છે. એક, તવહીદની દા'વત અને આ દા'વત એટલે કે અલ્લાહ તઆલા સિવાય કોઈને ઈબાદતપાત્ર સમજવું જૂઠું અને માત્ર કપોળકલ્પિત આક્ષેપબાજી છે, બીજું એ કે હું જે આ તવહીદની દા'વત લઈને આવ્યો છું અને એટલા માટે પોતાની જિંદગીને મેં આ કાર્યમાં વક્ફ કરી રાખી છે તમે એ તો વિચારો અને સમજો કે શા માટે મેં આ મહેનત અને સંઘર્ષનું કાર્ય અપનાવ્યું છે ? ન તો હું તમારી પાસેથી આ સેવાનું કોઈ વળતર માંગું છું અને ન જ મને તમારા તરફથી કોઈ ભૌતિક લાભ પહોંચ્યો છે, જો હું તેને અલ્લાહ તઆલાનું ફરમાન અને સત્ય ન સમજતો હોત તો અંતે તમને આ દા'વત આપવાની આવશ્યકતા જ શું છે ? અને શા માટે હું તમારી સુધારણા કરવામાં આટલી તકલીફ અને મહેનત બરદાસ્ત કરું !?

**વઅ્ઝ અને શિખામણ તથા દીનની દા'વતનું વળતર :**

કુર્આને કરીમે આ વાત લગભગ બધા જ અંબિયા (અલૈ.)ના મુખેથી નકલ કરી છે કે અમે તમારી પાસેથી પોતાની દા'વત અને મહેનતનું કોઈ વળતર માંગતા નથી, તેનાથી જાણ થાય છે કે જો દા'વત અને તબ્લીગનું કોઈ વળતર લેવામાં આવે તો એ દા'વત પ્રભાવશાળી અને અસરકારક રહેતી નથી, જેના ઉપર અનુભવ સાક્ષી છે કે વઅ્ઝ અને બોધપાઠનું વળતર લેનારાઓની વાત શ્રોતાઓ ઉપર અસર કરતી નથી.

ત્રીજી વાત એ ફરમાવી કે પોતાની પાછલી જિંદગીમાં જે કુફ્ર અને ગુનાહ તમે કરી ચૂક્યા છો અલ્લાહ તઆલા પાસે તેને મા'ફ કરાવો અને હવે પછીની જિંદગીમાં આ બધા ગુનાહોથી તવબહ કરો, એટલે કે આ દુષ્કૃત્યો ન આચરવાનો પાકો નિર્ધાર અને કરાર કરો કે હવે પછી અમે તેમની નિકટ પણ જઈશું નહીં, જો તમે આ મા'ફી અને તવબહનું કાર્ય કરી લીધું તો તેના પરિણામે આખિરતની કાયમી સફળતા તો મળશે જ મળશે; દુનિયામાં પણ તેના ઘણા ફાયદાઓના પ્રત્યક્ષ અનુભવ કરશો. એક એ કે તવબહ અને બખ્શીશ કરાવવાથી તમારા ઉપરથી દુષ્કાળ દૂર થઈ જશે અને સમય અનુકૂળ ભારે વરસાદ થશે જેનાથી તમારી રોજીમાં વિશાળતા પેદા થશે અને બીજું એ કે તમારી શક્તિ અને તાકાત ખૂબ વધી જશે.

અહીંયાં "શક્તિ" અને "તાકાત"નો શબ્દ જાહેર શબ્દ છે જેમાં શારીરિક શક્તિ અને તાકાત પણ સામેલ છે તથા જે તાકાત માલ અથવા અવલાદ વધારે પ્રમાણમાં હોવાના કારણે મનુષ્યને પ્રાપ્ત થાય છે તે પણ સામેલ છે.

આથી જાણ થઈ કે ગુનાહોથી તવબહ અને ઈસ્તિગફારની ખાસિયત એ છે કે, દુનિયામાં પણ રોજીમાં છૂટછાટ પ્રાપ્ત થાય છે અને માલ તથા અવલાદમાં પણ બરકત થાય છે.

હઝરત હૂદ (અલૈ.)ની કોમે તેમની દા'વત (આમંત્રણ)નો જવાબ પોતાનું તે જ અજ્ઞાનતાપૂર્ણ વલણ દાખવીને આપ્યો કે તમે અમને કોઈ મોઅ્જિઝો (ચમત્કાર) તો બતાવ્યો નહીં ! ફક્ત મૌખિક વાતો કરો છો, એટલા માટે અમે તમારા કહેવાથી પોતાના મઅ્બૂદોને છોડીશું નહીં, અમે તમારા ઉપર ઈમાન નહીં લાવીએ બલકે, અમારું માનવું તો એવું છે કે અમારા મઅ્બૂદ મૂર્તિઓને બુરું–ભલું કહેવાના કારણે તમે કોઈ માનસિક અસ્થિરતામાં સપડાઈ ગયા છો એટલા માટે આવી વાતો કરો છો.

તેના જવાબમાં હઝરત હૂદ (અલૈ.)એ પોતાની પયગમ્બર તરીકેની હિંમત સાથે ફરમાવ્યું કે, જો તમે મારી વાત નથી માનતા તો સાંભળી લો કે હું અલ્લાહને ગવાહ બનાવું છું અને તમે પણ ગવાહ રહો કે હું અલ્લાહના સિવાય તમારા બધા મઅ્બૂદોથી બેઝાર છું (મારે આ મૂર્તિઓથી કંઈ લેવા–દેવા નથી). હવે, તમે અને તમારી મૂર્તિઓ બધા ભેગા મળીને મારા વિરુદ્ધ જે કંઈ દાવ–પેચ, ષડયંત્રો કરી શકતા હોય તે કરી લો અને જે કંઈ મારું બગાડી શકતા હોય તે બગાડી લો અને મને જરા પણ મહોલત ન આપો.

અને કહ્યું કે હું આટલી મોટી વાત એટલા માટે કહી રહ્યો છું કે મેં અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ ભરોસો કરી લીધો છે જે મારો પણ માલિક છે અને તમારો પણ, જેટલા પૃથ્વી ઉપર ચાલનારા છે તે સૌની ચોટલી તેણે પકડી રાખી છે, કોઈની મજાલ નથી કે તેના હુકમ અને ઈચ્છા વિના કોઈને રજકણ બરાબર પણ નુકસાન કે તકલીફ પહોંચાડી શકે, બેશક ! મારો પરવરદિગાર સીધા માર્ગ ઉપર છે, એટલે કે જે વ્યક્તિ સીધા માર્ગ ઉપર ચાલે છે પરવરદિગાર તેને જ મળે છે અને તેની જ મદદ કરે છે.

સમગ્ર કોમના મુકાબલામાં આવી જાહેરાત અને દા'વો કરીને તેમના સ્વમાનને જગાડવું અને પછી સમગ્ર બહાદૂર કોમમાંથી કોઈની મજાલ ન થવી કે તેમના મુકાબલામાં કોઈ હરકત કરે, આ બધું હઝરત હૂદ (અલૈ.)નો એક આગવો મોઅ્જિઝો હતો જેનાથી તેમની તે વાતનો પણ જવાબ થઈ ગયો કે તમે અમને કોઈ મોઅ્જિઝો તો બતાવ્યો નથી અને એ વાતનો પણ જવાબ થઈ ગયો કે અમારી મૂર્તિઓએ આપને માનસિક બીમારીમાં સપડાવી દીધા છે, કારણ કે જો મૂર્તિઓમાં એવી તાકાત હોત તો તે સમયે તેમને જીવતા છોડયા ન હોત.

ત્યારબાદ ફરમાવ્યું કે જો તમે આ જ પ્રમાણે સત્યથી દૂર રહેશો તો સમજી લો કે જે સંદેશ આપીને મને મોકલવામાં આવ્યો છે તેને હું તમારા સમક્ષ સંપૂર્ણ પહોંચાડી ચૂક્યો છું તો હવે એનું પરિણામ તે સિવાય શું હોઈ શકે છે કે, તમારા ઉપર અલ્લાહ તઆલાનો ક્રોધ અને ગુસ્સો આવી જાય અને તમારા સૌનો સર્વનાશ થઈ જાય અને મારો પરવરદિગાર તમારી જગ્યાએ કોઈ બીજી કોમને આ જમીન ઉપર આબાદ કરી દે અને આ બાબતે તમે જે કંઈ કરી રહ્યા છો તે પોતાનું જ નુકસાન કરી રહ્યા છો, અલ્લાહ તઆલાનું કંઈ પણ નુકસાન નથી કરી રહ્યા. બેશક ! મારો પરવરદિગાર દરેક વસ્તુની દેખરેખ રાખે છે, તે તમારા પ્રત્યેક કામ અને વિચારનો પણ જાણકાર છે.

તે લોકોએ આ વાતોમાંથી કોઈ વાત ઉપર ધ્યાન ન આપ્યું અને પોતાની શરારત અને બળવાખોરી ઉપર કાયમ રહ્યા ત્યાર પછી અલ્લાહ તઆલાનો અઝાબ હવાના તોફાન સ્વરૂપે તેમના ઉપર નાઝિલ થયો, જેણે વૃક્ષોને જડમૂળથી ઉખેડી નાખ્યા, મનુષ્યો અને પ્રાણીઓ હવામાં ઊડીને આકાશની ક્ષિતિજો સુધી જતા અને ત્યાંથી ઊંધા મોઢે નીચે પડતા હતા, આસમાન તરફથી મનુષ્યોને ભયાનક ઘરેરાટી અને અવાજો સંભળાતા હતા, એટલે સુધી કે આ મહાન શરીર સૌષ્ઠવ અને શારીરિક શક્તિ ધરાવનારી કોમ પૂરે–પૂરી હલાક થઈને નાશ પામી.

જયારે આ કોમ ઉપર અલ્લાહના અઝાબનો હુકમ લાગુ પડયો તો અલ્લાહ તઆલાએ પોતાની સુન્નત પ્રમાણે પોતાના પયગમ્બર (અલૈ.) અને તેમના સાથીઓને આ સખત અઝાબથી બચાવી લીધા કે અઝાબ આવતા પહેલાં તેમને પોતાના સ્થળોએથી નીકળી જવાનો હુકમ આપવામાં આવ્યો.

કોમે આદની ઘટના અને અઝાબનું વર્ણન કર્યા પછી અન્યો માટે બોધદાયક વાતો બોધપાઠ પ્રાપ્ત કરવાની પ્રેરણા સ્વરૂપે વર્ણન થઈ છે, જેમાં કોમે આદ જેમણે પોતાના પરવરદિગારની નિશાનીઓને જૂઠાડી અને પોતાના રસૂલોની નાફરમાની કરી તથા એવા લોકોના કહેવા ઉપર ચાલતા રહ્યા જેઓ જાલિમ અને જિદ્દી હતા, તેનું પરિણામ એ આવ્યું કે દુનિયામાં પણ તેમના ઉપર લા'નત થઈ, ફિટકાર વરસ્યો એટલે કે કૃપાથી દૂરી તેમની સાથે હંમેશા લાગેલી રહી અને કયામતમાં પણ એ જ પ્રમાણે આ દૂરી લાગેલી રહેશે.

આ ઘટનાથી જાણ થાય છે કે કોમે આદ ઉપર હવાનું તોફાન આવ્યું હતું પરંતુ સૂરએ મો'મિનૂનમાં એવું આવ્યું છે કે તેમને એક ભયાનક અવાજ દ્વારા હલાક કરવામાં આવ્યા, બની શકે છે કે કોમે હૂદ (અલૈ.) ઉપર બંને પ્રકારના અઝાબો એકસાથે નાઝિલ થયા હોય.

કોમે આદ અને હૂદ (અલૈ.)નો કિસ્સો પૂર્ણ થયો.

ત્યારબાદ આઠ આયતોમાં હઝરત સાલિહ (અલૈ.)નો કિસ્સો ઉલ્લેખાયો છે જે કોમે આદની બીજી શાખા એટલે કે કોમે ષમૂદ તરફ મોકલવામાં આવ્યા હતા, તેમણે પણ પોતાની કોમને સૌ પ્રથમ તવહીદનું આમંત્રણ આપ્યું. તેમની કોમે આદત મુજબ તેમને જૂઠાડ્યા અને એ જીદ કરી કે, તમે સાચા નબી છો એવું અમે ત્યારે જ સ્વીકારીશું જ્યારે કે અમારી સામે આ પહાડની શીલામાંથી એક ઊંટણી આવા–આવા પ્રકારની નીકળી આવે.

હઝરત સાલિહ (અલૈ.)એ તેમને ડરાવ્યા કે જો તમારો મોં માંગ્યો મોઅ્જિઝો અલ્લાહ તઆલાએ જાહેર કરી દીધો અને તે છતાં પણ જો તમે ઈમાન લાવવામાં કોઈ ચૂક કરી તો અલ્લાહની ટેવ પ્રમાણે તમારા ઉપર અઝાબ આવી જશે અને સૌનો નાશ થઈ જશે, પરંતુ તેઓ પોતાની જીદથી પાછા ન ફર્યા અને અલ્લાહ તઆલાએ તેમની માંગણી મુજબનો મોઅ્જિઝો પોતાની સંપૂર્ણ કુદરત વડે જાહેર કરી દીધો. પહાડની શીલા ફાટી અને તેમના બતાવ્યા પ્રમાણે લક્ષણ અને ખાસિયત ધરાવતી ઊંટણી નીકળી આવી. અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો કે આ ઊંટણીને કોઈ તકલીફ ન પહોંચાડે નહિતર તમારા ઉપર અઝાબ આવી જશે પરંતુ તેઓ તેના ઉપર પણ કાયમ ન રહ્યા અને ઊંટણીને મારી નાંખી, અંતે

અલ્લાહ તઆલાએ તેમને પકડી લીધા. હઝરત સાલિહ (અલૈ.) અને તેમના મો'મિન સાથીદારોને અઝાબથી બચાવી લેવામાં આવ્યા, બાકી સમગ્ર કોમ એક સખત ભયાનક અવાજ દ્વારા હલાક કરી નાંખવામાં આવી.

આ ઘટનામાં હઝરત સાલિહ (અલૈ.)ની કોમે તેમને કહ્યું, قَدْ كُنْتَ فِيْنَا مَرْجُوًّا قَبْلَ هٰذَا એટલે કે, તમારા નુબુવ્વતના દા'વા તથા બુતપરસ્તીની મનાઈ કરવાથી અગાઉ અમે તમારા વિશે મોટી આશાઓ રાખતા હતા કે, તમે અમારી કોમ માટે કોઈ મોટા સુધારક અને માર્ગદર્શક સાબિત થશો, તેનું કારણ એ છે કે અલ્લાહ તઆલા પોતાના અંબિયા (અલૈ.)ની કેળવણી બાળપણથી જ અત્યંત પવિત્ર, ચારિત્ર્યવાન ટેવો વગેરે દ્વારા કરે છે જેને જોઈને બધા જ તેમને મહોબ્બત કરે છે અને તેમની સાથે સન્માનપૂર્વક વર્તે છે, જેમકે હઝરત ખાતિમુલ અંબિયા ﷺ સાથે પણ નુબુવ્વતના એ'લાન પહેલાં સમગ્ર અરબ કોમ "અમીન"નો લકબ આપતી હતી અને તેમના સાચા હોવાનો તથા નેક સાલિહ હોવાનો વિશ્વાસ ધરાવતી હતી, નુબુવ્વતનો દા'વો અને મૂર્તિપૂજાની મનાઈ કરવાથી તેઓ બધા વિરોધી બની ગયા.

تَمَتَّعُوْا فِيْ دَارِكُمْ ثَلٰثَةَ اَيَّامٍ એટલે કે, જ્યારે તે લોકોએ અલ્લાહના હુકમનો વિરોધ કરીને આ મોઅ્જિઝાવાળી ઊંટણીને મારી નાંખી તો જે પ્રમાણે તેમને પ્રથમથી ચેતવણી આપવામાં આવી હતી કે જો એવું કરશો તો અલ્લાહનો અઝાબ તમારા ઉપર આવી જશે, હવે તે અઝાબ એ પ્રમાણે આવ્યો કે તેમને ત્રણ દિવસની મહોલત આપવામાં આવી અને બતાવવામાં આવ્યું કે ચોથા દિવસે તમારા સૌનો નાશ થઈ જશે.

તફસીરે કુર્તુબીમાં છે કે આ ત્રણ દિવસ જુમેરાત, જુમ્આ અને શનિવારના હતા, રવિવારના દિવસે તેમના ઉપર અઝાબ નાઝિલ થયો. وَاَخَذَ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ એટલે કે, તે જાલિમોને એક ભયાનક અવાજે પકડી લીધા, આ ભયાનક અવાજ અથવા ઘરેરાટી હઝરત જિબ્રઈલ (અલૈ.)ની હતી જેમાં સમગ્ર દુનિયાની વીજળીઓના કડાકાઓથી વધારે ભયાનકતા સામેલ હતી જેને મનુષ્યનું દિલ અને દિમાગ વેઠી ન શક્યું, જેની ભયાનકતાથી સૌના દિલો ફાટી ગયા અને બધા જ નાશ પામ્યા.

આ આયતથી જાણ થાય છે કે, કોમે સાલિહ (અલૈ.) સખત અવાજ દ્વારા હલાક કરવામાં આવી છે પરંતુ સૂરએ અઅ્રાફમાં તેમના વિશે આ પણ આવ્યું છે, فَاَخَذَتۡهُمُ الرَّجۡفَةُ (૭:૭૮ અને ૯૧) એટલે કે, તેમને ધરતીકંપે પકડી લીધા, તેનાથી જાણ થાય છે કે તેમના ઉપર ધરતીકંપનો અઝાબ પણ આવ્યો હતો. કુર્તુબીએ નોંધ્યું છે કે આ બંને બાબતોમાં કોઈ વિરોધાભાસ નથી, કારણ કે એવું પણ બની શકે છે કે પ્રથમ ધરતીકંપ આવ્યો હોય પછી ભયાનક અવાજ અને ઘરેરાટીથી સૌનો નાશ કરવામાં આવ્યો હોય. વલ્લાહુ અઅ્લમુ...

————————

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૬૯ થી ૭૩)

وَلَقَدۡ جَآءَتۡ رُسُلُنَآ اِبۡرٰهِيۡمَ بِالۡبُشۡرٰى قَالُوۡا سَلٰمًا ؕ قَالَ سَلٰمٌ فَمَا لَبِثَ اَنۡ جَآءَ
بِعِجۡلٍ حَنِيۡذٍ ﴿٦٩﴾ فَلَمَّا رَاٰۤ اَيۡدِيَهُمۡ لَا تَصِلُ اِلَيۡهِ نَكِرَهُمۡ وَاَوۡجَسَ مِنۡهُمۡ خِيۡفَةً ؕ
قَالُوۡا لَا تَخَفۡ اِنَّاۤ اُرۡسِلۡنَاۤ اِلٰى قَوۡمِ لُوۡطٍ ؕ ﴿٧٠﴾ وَامۡرَاَتُهٗ قَآئِمَةٌ فَضَحِكَتۡ فَبَشَّرۡنٰهَا بِاِسۡحٰقَ ۙ
وَمِنۡ وَّرَآءِ اِسۡحٰقَ يَعۡقُوۡبَ ﴿٧١﴾ قَالَتۡ يٰوَيۡلَتٰٓى ءَاَلِدُ وَاَنَا عَجُوۡزٌ وَّهٰذَا بَعۡلِىۡ شَيۡخًا ؕ اِنَّ هٰذَا
لَشَىۡءٌ عَجِيۡبٌ ﴿٧٢﴾ قَالُوۡۤا اَتَعۡجَبِيۡنَ مِنۡ اَمۡرِ اللّٰهِ رَحۡمَتُ اللّٰهِ وَبَرَكٰتُهٗ عَلَيۡكُمۡ اَهۡلَ الۡبَيۡتِ ؕ
اِنَّهٗ حَمِيۡدٌ مَّجِيۡدٌ ﴿٧٣﴾

## તરજુમો :

*અને અલબત્ત ઈબ્રાહીમ (અલૈ.)ની પાસે અમારા મોકલેલા ખુશખબરી લઈને આવી ચૂક્યા છે સલામ બોલ્યા, તેઓ બોલ્યા સલામ છે પછી મોડું ન કર્યું કે એક તળેલું વાછરડું લઈ આવ્યા. (૬૯) પછી જ્યારે જોયું તેમના હાથ ખાવા ઉપર નથી આવતા તો ખટક્યું અને દિલમાં તેમનાથી ડર્યા, તેઓ બોલ્યા, ડરો નહીં અમે લૂત (અલૈ.)ની કોમ તરફ મોકલેલા આવ્યા છે. (૭૦) અને તેમની ઓરત ઊભી હતી ત્યારે તે હસી પડી પછી અમે ઈસ્હાક (અલૈ.)ના પેદા થવાની ખુશખબરી આપી અને ઈસ્હાક પછી યાકૂબ (અલૈ.)ની. (૭૧) બોલી, હાય ! શું હું બાળક જણીશ ? અને હું ઘરડી છું*

*અને આ મારો ધણી ઘરડો છે, આ તો એક અજબ વાત છે. (૭૨) તેઓ બોલ્યા, શું તમે અલ્લાહના હુકમથી તાજ્જુબ કરો છો ? હે ઘરવાળાઓ અલ્લાહની રહમત અને બરકતો તમારા ઉપર છે ! નિઃશંક અલ્લાહ વખાણ કરવામાં આવેલ મોટાઈવાળો છે. (૭૩)*

## તફસીર :

અને અમારા મોકલેલા ફરિશ્તાઓ (માણસના સ્વરૂપમાં હઝરત) ઈબ્રાહીમ (અલૈ.)ની પાસે (તેમના પુત્ર ઈસ્હાક અલૈ.ની) ખુશખબરી લઈને આવ્યા, (જો કે તેમનો આવવાનો મહાન હેતુ કોમે લૂત ઉપર અઝાબ નાઝિલ કરવાનો હતો, અલ્લાહ તઆલાના ઈરશાદ પ્રમાણે ....فَمَا خَطْبُكُمْ) અને (આવવાના સમયે) તેમણે સલામ કરી, ઈબ્રાહીમ (અલૈ.)એ પણ સલામ કરી, (અને તેમને ઓળખ્યા નહીં કે આ ફરિશ્તા છે બલકે સામાન્ય મહેમાન સમજ્યા) પછી મોડું કર્યું નહીં અને એક તળેલું (અલ્લાહ તઆલાના કહેવા પ્રમાણે سَمِيْنٍ) વાછરડું લાવ્યા અને તેમની સામે મૂકી દીધું (એ તો ફરિશ્તા હતા, તેઓ કઈ રીતે ખાઈ શકતા હતા ?) બસ, જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ જોયું કે તેમના હાથ આ ખાવા તરફ લાંબા થતા નથી તો તેમને ડર લાગવા માંડ્યો અને તેમના દિલમાં ભય ઉપસ્થિત થયો (કે આ તો કોઈ મહેમાન નથી કદાચ કોઈ વિરોધી ન હોય કે તેઓ ફસાદ કરવાના ઈરાદે આવ્યા હોય અને હું ઘરમાં છું, મારા નજીકના સંબંધીઓ-સાથીઓ પણ પાસે નથી એટલે સુધી કે બેતકલ્લુફીથી તેમણે આ બાબતને જાહેર પણ કરી દીધી, (قَالَ اِنَّا مِنْكُمْ وَجِلُوْنَ) તે ફરિશ્તા એવું કહેવા લાગ્યા, ડરો નહીં ! (અમે મનુષ્ય નથી ફરિશ્તા છે અને તમારી પાસે ખુશખબરી લઈને આવ્યા છે કે આપને એક બાળક પેદા થશે ઈસ્હાક અને તેના પછી ઈસ્હાકનો એક પુત્ર થશે યાકૂબ અને ખુશખબરી એટલા માટે કહીએ છીએ કે પ્રથમ તો અવલાદ ખુશીની બાબત છે અને ઉપરથી હઝરત ઈબ્રાહીમ અલૈ. ઘરડા થઈ ગયા હતા, પત્ની પણ ઘણા ઘરડા હતા અને અવલાદની કોઈ આશા ન હતી તેમણે નુબુવ્વતના પ્રકાશથી ધ્યાન કેન્દ્રિત કરી ઓળખી લીધા કે ખરેખર આ ફરિશ્તા છે અને એ પણ જાણી લીધું કે તેઓ આ ખુશખબરી ઉપરાંત કોઈ બીજા મોટા કામ માટે આવ્યા છે, એટલા માટે તે જાણવા માટે પ્રશ્ન કર્યો કે فَمَا خَطْبُكُمْ શું કામ માટે આવ્યા છો ? તે સમયે ફરિશ્તાએ કહ્યું કે) અમે કોમ લૂત તરફ

મોકલવામાં આવ્યા છે (કે તેમનો કુફ્રની સજામાં નાશ કરીએ, તેમની વચ્ચે આ વાતચીત થઈ રહી હતી) અને ઈબ્રાહીમ (અલૈ.)ની પત્ની (હઝરત સારાહ ત્યાં) ઊભા(–ઊભા સાંભળી રહ્યા) હતા, બસ (અવલાદની ખબર સાંભળીને જેમની ત્યાર પછી હઝરત ઈસ્માઈલ અલૈ. હાજરાના પેટથી પેદા થવાની ઈચ્છા પણ હતી, ખુશીથી) હસી પડ્યા (અને બોલતાં–બોલતાં આવ્યા, આશ્ચર્યથી હાથ માથા ઉપર માર્યો, અલ્લાહ તઆલા ફરમાવે છે (فَاَقْبَلَتِ امْرَاَتُهٗ فِىْ صَرَّةٍ فَصَكَّتْ وَجْهَهَا) બસ, અમે (એટલે કે અમારા ફરિશ્તાઓએ) તેમને (ફરીવાર) ખુશખબરી આપી ઈસ્હાક (અલૈ.ના પેદા થવા)ની અને ઈસ્હાક (અલૈ.) પછી યાકૂબ (અલૈ.)ની, (જેઓ ઈસ્હાક અલૈ.ના પુત્ર થયા, તેનાથી જાણ થઈ કે તમારા ત્યાં બાળક થશે અને જીવંત પણ રહેશે એટલે સુધી કે તે પણ સંતાનનો પિતા થશે, તે સમયે) કહેવા લાગી કે ઓ–હો ! હવે ઘરડી થઈ ત્યારે બાળક જણીશ ? અને આ મારા પતિ (બેઠા) છે બિલકુલ ઘરડા ! ખરેખર આ તો આશ્ચર્યજનક વાત છે ! ફરિશ્તાઓએ કહ્યું કે શું (નબીના કુટુંબમાં રહીને હંમેશા મોઅ્જિઝાઓ અને આશ્ચર્યજનક ઘટનાઓ જોઈને પણ) તમે અલ્લાહના કામોમાં તાજ્જુબ કરો છો ! (અને વિશેષ કરીને) આ ખાનદાનના લોકો ઉપર તો અલ્લાહ તઆલાની (ખાસ) રહમત અને તેની (પ્રકાર–પ્રકારની) બરકતો (નાઝિલ થતી રહી) છે, બેશક ! તે (અલ્લાહ તઆલા) વખાણના પાત્ર (અને) મોટી શાનવાળો છે (તે ગમે એવું મોટું કામ કરી શકે છે બસ, આશ્ચર્ય કરવાને બદલે તેના વખાણ અને આભાર માનવામાં પ્રવૃત્ત થાઓ).

## મસ્અલા અને બોધપાઠ :

આ પાંચ આયતોમાં હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.)નો એક કિસ્સો પ્રસ્તુત છે કે, અલ્લાહ તઆલાએ અમુક ફરિશ્તાઓને તેમની પાસે સંતાનની ખુશખબરી આપવા માટે મોકલ્યા, કારણ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પત્ની હઝરત સારહથી કોઈ સંતાન ન હતું અને તેમને અવલાદની તમન્ના પણ હતી પરંતુ બંને ઉપર ઘડપણ છવાઈ ગયું હતું, દેખીતી રીતે સંતાનપ્રાપ્તિની કોઈ આશા ન હતી. અલ્લાહ તબારક વ તઆલાએ ફરિશ્તાઓ દ્વારા ખુશખબરી મોકલી અને તે પણ એવી શાનથી કે સંતાન પુત્ર હશે અને તેનું નામ પણ ઈસ્હાક નક્કી કરવામાં આવ્યું અને પછી એ પણ બતાવ્યું કે તે જીવંત

રહેશે અને તે પણ અવલાદવાળા થશે અને તેમના પુત્રનું નામ યાકૂબ હશે અને બંને અલ્લાહ તઆલાના પયગમ્બર અને રસૂલ હશે. આ ફરિશ્તાઓ મનુષ્યની વેશ-ભૂષામાં આવ્યા હતા, એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને સામાન્ય મહેમાન સમજીને મહેમાન નવાઝી શરૂ કરી, તળેલું માંસ સામે લાવીને મૂક્યું પરંતુ તે તો વાસ્તવમાં ફરિશ્તાઓ હતા, તેઓ ખાવા-પીવાની આવશ્યકતાથી ઉપરવટ હતા, એટલા માટે જમવાનું સામે હોવા છતાં તેના તરફ હાથ પણ લંબાવ્યો નહીં. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ જોઈને શંકામાં પડ્યા કે આ લોકો મહેમાનો નથી લાગતા, શક્ય છે કે કોઈ ફસાદની નિય્યતે આવ્યા હોય, ફરિશ્તાઓએ તેમનો આ સંદેહ અને ભય જાણીને વાતને સ્પષ્ટ કરી આપી અને બતાવ્યું કે અમે અલ્લાહ તઆલાના ફરિશ્તા છે અને તમારે ગભરાવાની જરૂર નથી, અમે આપને સંતાનપ્રાપ્તિની ખુશખબરી આપવા ઉપરાંત એક મહત્ત્વના કામ માટે મોકલવામાં આવ્યા છે કે કોમે લૂત (અલૈ.) ઉપર અઝાબ નાઝિલ કરીએ, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પત્ની હઝરત સારહ (અલૈ.) પડદા પાછળ ઊભા-ઊભા આ વાતચીત સાંભળી રહ્યા હતા, જ્યારે તેમને જાણ થઈ કે આ માનવો નથી, ફરિશ્તાઓ છે તો પડદાની આવશ્યકતા ન રહી, ઘડપણમાં સંતાનપ્રાપ્તિની ખુશખબરી સાંભળીને હસી પડ્યા અને કહેવા લાગ્યા કે શું હું ઘડપણમાં અવલાદ જણીશ ? અને આ મારા પતિ પણ ઘરડા છે. ફરિશ્તાઓએ જવાબ આપ્યો કે તમે અલ્લાહ તઆલાના હુકમ ઉપર આશ્ચર્ય કરો છો જેની કુદરતમાં સર્વ કંઈ છે !? ખાસ કરીને તમે નુબુવ્વતના ખાનદાનમાં રહીને તેની કુદરતના અનેકવાર પ્રત્યક્ષ દર્શન કરતા રહો છો અને આ ખાનદાન ઉપર અલ્લાહ તઆલાની અસામાન્ય રહમતો અને બરકતો નાઝિલ થતી રહે છે, જે મોટા ભાગે જાહેર કાર્યકારણના ક્રમથી ઉપરવટ હોય છે તો પછી ઘડપણમાં સંતાનપ્રાપ્તિ થવામાં આશ્ચર્યની શું વાત છે ? આ તે ઘટનાનો ખુલાસો છે, આગળ પ્રસ્તુત આયતોની સંપૂર્ણ વિગત જોઈ લઈએ.

પ્રથમ આયતમાં બતાવવામાં આવ્યું કે આ ફરિશ્તાઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસે કોઈ ખુશખબરી લઈને આવ્યા હતા, તે ખુશખબરીનું વર્ણન આગળ ત્રીજી આયતમાં આવે છે. فَبَشَّرْنٰهَا بِاِسْحٰقَ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, આ ત્રણ

ફરિશ્તાઓ હઝરત જિબ્રઈલ, હઝરત મિકાઈલ અને હઝરત ઈસ્રાફીલ (અલૈ.) હતા. (કુર્તુબી) તેમણે માણસના વેશમાં આવીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને સલામ કરી, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ સલામનો જવાબ આપ્યો અને તેમણે માણસ સમજીને મહેમાન નવાઝી શરૂ કરી.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પ્રથમ તે માનવી છે જેમણે દુનિયામાં મહેમાન નવાઝીનો રિવાજ શરૂ કર્યો. (કુર્તુબી) તેમનો એ નિત્યક્રમ હતો કે ક્યારેય એકલા ભોજન કરતા ન હતા, બલકે દરેક ભોજનના સમયે શોધખોળ કરતા હતા કે કોઈ મહેમાન આવી જાય તો તેમની સાથે ભોજન કરે.

કુર્તુબીએ અમુક ઈસ્રાઈલી રિવાયતોથી નકલ કર્યું છે કે, એક દિવસે ભોજનના સમયે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ મહેમાનની શોધખોળ આરંભી તો એક અજાણ્યો વ્યક્તિ મળ્યો, જ્યારે તેઓ ખાવા બેઠા તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું કે, "બિસ્મિલ્લાહ" કહો. તેણે કહ્યું કે "હું જાણતો નથી કે અલ્લાહ કોણ છે અને શું છે ?" હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેને દસ્તરખ્વાન ઉપરથી ઉઠાડી મૂક્યો, જ્યારે તે બહાર ચાલ્યો ગયો તો હઝરત જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને કહ્યું, "અલ્લાહ તઆલા ફરમાવે છે કે અમે તો તેને તેના કુફ્ર છતાં આખી જિંદગી રોજી આપી અને તમે એક કોળિયો આપવામાં પણ બખીલાઈ કરી!" આ સાંભળીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તેની પાછળ દોડ્યા અને તે વ્યક્તિને પાછો બોલાવ્યો. તેણે કહ્યું કે જ્યાં સુધી તમે એનું કારણ નહીં બતાવો કે મને પ્રથમ કેમ કાઢી મૂક્યો હતો અને હવે પાછા કેમ બોલાવી રહ્યા છો ? હું ત્યાં સુધી તમારી સાથે આવીશ નહીં.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ઘટના કહી બતાવી તો આ જ ઘટના તેના મુસલમાન બનવાનું કારણ બની ગઈ, તેણે કહ્યું કે તે પરવરદિગાર કે જેણે આવો હુકમ મોકલ્યો છે તે ઘણો જ દયાળુ છે, હું તેના ઉપર ઈમાન લાવું છું. ત્યારબાદ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે ગયો અને મો'મિન થઈને કાયદેસર "બિસ્મિલ્લાહ" પઢીને ભોજન કર્યું.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની મહેમાનનવાઝીની ટેવ પ્રમાણે મનુષ્યના વેશમાં આવનારા ફરિશ્તાઓને માનવ અને મહેમાન સમજીને

પરોણાગતી શરૂ કરી અને તરત જ એક તળેલા વાછરડાનો માંસ સામે લાવીને મૂકી દીધો.

બીજી આયતમાં બતાવવામાં આવ્યું છે કે, આવનાર ફરિશ્તાઓ જો કે મનુષ્યની વેશભૂષામાં આવ્યા હતા અને એ પણ શક્ય હતું કે તે સમયે કદાચ તેમને મનુષ્યની લાક્ષણિકતાઓ જેમકે ખાવું–પીવું વગેરે પણ આપી દેવામાં આવ્યું હોય પરંતુ હિકમત એમાં જ હતી કે આ ભોજન તેઓ ન ખાય, જેથી તેમના ફરિશ્તા હોવાનું રહસ્ય જાહેર થાય, એટલા માટે મનુષ્યના વેશમાં પણ તેમની ફરિશ્તા તરીકેની ખાસિયતો બાકી રાખવામાં આવી જેના કારણે તેમણે ભોજનને હાથ પણ લગાવ્યો નહીં.

અમુક રિવાયતોમાં છે કે તેમના હાથમાં અમુક તીર હતા, તે તીરોની અણીઓ આ તળેલા માંસમાં લગાવવા માંડયા, તેમના આ કૃત્યથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તે સમયના રિવાજ પ્રમાણે સ્વાભાવગત ભય લાગ્યો કે કદાચ આ કોઈ દુશ્મન હોય ! કારણ કે તે સમયનો રિવાજ એ હતો કે જ્યારે કોઈ મહેમાન ખાવાનો ઈન્કાર કરે તો તેને ફસાદ અને દુશ્મનાવટની નિશાની સમજવામાં આવતી હતી. (કુર્તુબી) ફરિશ્તાઓએ ભેદ જાહેર કરી દીધો કે અમે ફરિશ્તાઓ છે એટલા માટે નથી ખાતા, તમે કોઈ ભય અનુભવશો નહીં.

**હુકમો અને મસ્અલાઓ :**

પ્રસ્તુત આયતોમાં સામાજિક નીતિ–નિયમોના ઘણા બધા હુકમો અને અગત્યના માર્ગદર્શક સૂચનો પ્રસ્તુત છે જેને ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની તફસીરમાં વિગતપૂર્વક વર્ણન કર્યા છે.

**સલામની સુન્નત :**

قَالُوْا سَلٰمًا قَالَ سَلٰمٌ એનાથી જાણ થઈ કે મુસલમાનો માટે સુન્નત છે કે જ્યારે પરસ્પર મળે તો એકબીજાને સલામ કરે અને આવનાર મહેમાને તેની શરૂઆત કરવી જોઈએ અને બીજાઓએ તેનો જવાબ આપવો જોઈએ.

એ રિવાજ તો દરેક કોમ અને સમાજોમાં જોવા મળે છે કે મુલાકાત ટાણે એકબીજાને ખુશ કરવા માટે અમુક શબ્દો કહે છે પરંતુ ઈસ્લામની તા'લીમ આ બાબતમાં પણ અજોડ અને ઉત્તમ છે, કારણ કે સલામના સુન્નત તરીકા પ્રમાણેના

શબ્દો "અસ્સલામુ અલયકુમ" છે જે અલ્લાહના નામ ઉપર આધારિત હોવાના કારણે અલ્લાહનો ઝિક્ર પણ છે અને જેને એ કહેવામાં આવી રહ્યું છે તેના માટે સલામતીની દુઆ પણ છે અને પોતાના તરફથી તેના પ્રાણ-માલ અને ઈજ્જત-આબરૂની સલામતીની જામિનગીરી પણ છે.

કુર્આને કરીમમાં આ સ્થળે ફરિશ્તાઓ તરફથી ફક્ત سَلٰمًـــا (સલામન) અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તરફથી તેના જવાબમાં سَلٰمٌ (સલામુન)નો ઉલ્લેખ થયો છે, દેખીતા સ્વરૂપમાં અત્રે સલામના સંપૂર્ણ શબ્દોનું વર્ણન કરવાની આવશ્યકતા સમજવામાં નથી આવી, જેમકે સામાન્ય બોલચાલ અને રિવાજમાં કહેવામાં આવે છે કે, ફલાણાએ ફલાણાને સલામ કરી. ભાવાર્થ એ હોય છે કે સંપૂર્ણ વાક્ય "અસ્સલામુ અલયકુમ" કહ્યું, એ જ પ્રમાણે અહીંયાં શબ્દ "સલામ"થી સંપૂર્ણ સુન્નત તરીકા પ્રમાણેનું વાક્ય સલામના ભાવાર્થમાં છે જે રસૂલે કરીમ ﷺએ પોતાના નિવેદનો અને અમલ દ્વારા લોકોને બતાવ્યું છે, એટલે કે સલામની શરૂઆત કરનારનું "અસ્સલામુ અલયકુમ" કહેવું અને તે સલામના જવાબમાં સાંભળનારનું "વ અલયકુમુસ્સલામ વરહમતુલ્લાહ" કહેવું.

**મહેમાન અને મહેમાન નવાઝી (પરોણાગત)ના અમુક સિદ્ધાંતો અને શિષ્ટાચાર :**

فَمَـا لَبِثَ اَنْ جَآءَ بِعِجْلٍ حَنِيْذٍ એટલે કે, "નથી થોભ્યા ઈબ્રાહીમ (અલૈ.) પરંતુ માત્ર એ પ્રમાણે કે લઈ આવ્યા તળેલું વાછરડું."

તેનાથી અમુક બાબતો જાણ થઈ, પ્રથમ એ કે મહેમાનનવાઝીના શિષ્ટાચારમાંથી એ છે કે મહેમાન આવતાં જ જે કંઈ ખાવા-પીવાની ચીજ-વસ્તુ હાજર હોય તે જલદીથી લાવીને તેમની સામે મૂકવામાં આવે, પછી જો આર્થિક છૂટછાટવાળો વ્યક્તિ હોય તો વધારે મહેમાનનવાઝીની વ્યવસ્થા પાછળથી કરે.

બીજી વાત એ જાણ થઈ કે મહેમાન માટે વધારે દોડાદોડી ન કરે બલકે જે કંઈ સરળતાથી સારી વસ્તુ પ્રાપ્ત થઈ જાય તે મહેમાનની સેવામાં રજૂ કરે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના ત્યાં ગાય-બળદ રહેતા હતા, એટલા માટે વાછરડું ઝબહ કરીને તાત્કાલિક તેનું માંસ તળીને સામે લાવી મૂકી દીધું. *(કુર્તુબી)*

ત્રીજું એ કે આવનાર મહેમાનોની મહેમાન નવાઝી કરવી ઈસ્લામના

શિષ્ટાચાર અને મનુષ્યની નૈતિક ફરજ છે, અંબિયા (અલૈ.) અને નેક લોકોની હંમેશા એવી જ ટેવ રહી છે, જો કે એમાં વિદ્વાનોનો મતભેદ છે કે મહેમાન નવાઝી કરવી વાજિબ છે કે નહીં ? જમહૂર ઉલમા એવો મત ધરાવે છે કે મહેમાન નવાઝી વાજિબ નથી સુન્નત અને સદ્કર્મ છે, અમુકે ફરમાવ્યું કે ગામવાળાઓ ઉપર વાજિબ છે કે જે વ્યક્તિ તેમના ગામમાં થોભે તેની મહેમાની કરે, કારણ કે ત્યાં ખાવા–પીવાની બીજી વ્યવસ્થા હોતી નથી અને જો શહેરમાં હોય તો હૉટલ વગેરેથી તેની વ્યવસ્થા થઈ શકે છે, એટલા માટે શહેરવાળાઓ ઉપર વાજિબ નથી. કુર્તુબીએ પોતાની તફસીરમાં આ પ્રમાણેના વિવિધ નિવેદનો નકલ કર્યા છે.

فَلَمَّا رَآی اَیْدِیَهُمْ لَا تَصِلُ اِلَیْهِ نَکِرَهُمْ એટલે કે, "જ્યારે જોયું ઈબ્રાહીમ (અલૈ.)એ કે તેમના હાથ ભોજન સુધી નથી પહોંચતા તો ભય પામ્યા."

આથી જાણ થઈ કે મહેમાન માટે અદબનો નિયમ એ પણ છે કે મહેમાનની સામે જે વસ્તુ મૂકવામાં આવે તેણે તે સ્વીકારવું જોઈએ, ખાવાનું દિલ ન ઈચ્છે અથવા નુકસાનકારક સમજે તો મા'મૂલી મન રાખવા માટે પણ તેને આરોગે.

આ વાક્યથી બીજી બાબત એ જાણ થઈ કે મેજબાને ફક્ત ખાવું સામે મૂકીને પરવારી ન જવું જોઈએ, બલકે એ બાબતનું ધ્યાન રાખે કે મહેમાન ખાઈ રહ્યો છે કે નહીં ? જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ફરિશ્તાઓ ભોજન આરોગી નથી રહ્યા તેનું ધ્યાન રાખ્યું.

પરંતુ આ ધ્યાન રાખવું એ પ્રમાણે હોય કે મહેમાનને ખાવામાં શરમ ન આવે, ઉપરછલ્લી નજરથી જોઈ લે કારણ કે મહેમાનના કોળિયાઓ ગણવા પરોણાગતના શિષ્ટાચારની વિરુદ્ધ છે અને મહેમાન માટે શરમિંદા થવાનું કારણ બને છે, જેમકે હિશામ બિન અબ્દુલ મલિકના દરસ્તરખ્વાન ઉપર એક દિવસે એક ગામડિયાની એ ઘટના બની કે ગામડિયાના કોળિયામાં વાળ હતો, અમીરુલ મુઅ્મિનીન હિશામે જોયું તો બતાવ્યો, ગામડિયો તરત જ ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે અમે એવા વ્યક્તિની પાસે ખાવાનું ખાતા નથી જે અમારા કોળિયાઓને જોતો હોય.

ઈમામ તબરીએ આ સ્થળે વર્ણન કર્યું છે કે, પ્રથમ જ્યારે ફરિશ્તાઓએ

ભોજનનો ઈન્કાર કર્યો તો એવું કહ્યું હતું કે અમે મફતનું ખાતા નથી, જો તમે કિંમત લઈ લો તો ખાઈશું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જવાબમાં ફરમાવ્યું કે, હા ! આ ખાવાની એક કિંમત છે તે અદા કરી આપો, તે કિંમત એ છે કે શરૂઆતમાં અલ્લાહનું નામ લો અને અંતે તેના વખાણ કરો. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ આ સાંભળીને પોતાન સાથીઓને બતાવ્યું કે અલ્લાહ તઆલાએ તેમને જે ખલીલ બનાવ્યા છે આ તેના જ હકદાર છે.

આ ઘટનાથી જાણ થઈ કે ખાવાની શરૂઆતમાં "બિસ્મિલ્લાહ" અને અંતે "અલહમ્દુલિલ્લાહ" કહેવું સુન્નત છે.

---

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૭૪ થી ૮૩)

فَلَمَّا ذَهَبَ عَنْ إِبْرٰهِيْمَ الرَّوْعُ وَجَآءَتْهُ الْبُشْرٰى يُجَادِلُنَا فِيْ قَوْمِ لُوْطٍ ﴿٧٤﴾ إِنَّ إِبْرٰهِيْمَ
لَحَلِيْمٌ أَوَّاهٌ مُّنِيْبٌ ﴿٧٥﴾ يٰۤإِبْرٰهِيْمُ أَعْرِضْ عَنْ هٰذَا ۚ إِنَّهٗ قَدْ جَآءَ أَمْرُ رَبِّكَ ۚ وَإِنَّهُمْ
اٰتِيْهِمْ عَذَابٌ غَيْرُ مَرْدُوْدٍ ﴿٧٦﴾ وَلَمَّا جَآءَتْ رُسُلُنَا لُوْطًا سِيْٓءَ بِهِمْ وَضَاقَ بِهِمْ
ذَرْعًا وَّقَالَ هٰذَا يَوْمٌ عَصِيْبٌ ﴿٧٧﴾ وَجَآءَهٗ قَوْمُهٗ يُهْرَعُوْنَ إِلَيْهِ ۗ وَمِنْ قَبْلُ كَانُوْا
يَعْمَلُوْنَ السَّيِّاٰتِ ۗ قَالَ يٰقَوْمِ هٰٓؤُلَآءِ بَنَاتِيْ هُنَّ أَطْهَرُ لَكُمْ فَاتَّقُوا اللّٰهَ وَلَا تُخْزُوْنِ فِيْ
ضَيْفِيْ ۗ أَلَيْسَ مِنْكُمْ رَجُلٌ رَّشِيْدٌ ﴿٧٨﴾ قَالُوْا لَقَدْ عَلِمْتَ مَا لَنَا فِيْ بَنٰتِكَ مِنْ حَقٍّ ۚ
وَإِنَّكَ لَتَعْلَمُ مَا نُرِيْدُ ﴿٧٩﴾ قَالَ لَوْ أَنَّ لِيْ بِكُمْ قُوَّةً أَوْ اٰوِيْٓ إِلٰى رُكْنٍ شَدِيْدٍ ﴿٨٠﴾ قَالُوْا
يٰلُوْطُ إِنَّا رُسُلُ رَبِّكَ لَنْ يَّصِلُوْٓا إِلَيْكَ فَأَسْرِ بِأَهْلِكَ بِقِطْعٍ مِّنَ الَّيْلِ وَلَا يَلْتَفِتْ
مِنْكُمْ أَحَدٌ إِلَّا امْرَأَتَكَ ۗ إِنَّهٗ مُصِيْبُهَا مَآ أَصَابَهُمْ ۗ إِنَّ مَوْعِدَهُمُ الصُّبْحُ ۗ أَلَيْسَ
الصُّبْحُ بِقَرِيْبٍ ﴿٨١﴾ فَلَمَّا جَآءَ أَمْرُنَا جَعَلْنَا عَالِيَهَا سَافِلَهَا وَأَمْطَرْنَا عَلَيْهَا حِجَارَةً
مِّنْ سِجِّيْلٍ ۙ مَّنْضُوْدٍ ﴿٨٢﴾ مُّسَوَّمَةً عِنْدَ رَبِّكَ ۗ وَمَا هِيَ مِنَ الظّٰلِمِيْنَ بِبَعِيْدٍ ﴿٨٣﴾

## તરજુમો :

*પછી જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)નો ડર જતો રહ્યો અને તેમને ખુશખબરી આવી, અમારી સાથે કોમે લૂતના હકમાં વાદે ચઢયા. (૭૪) અલબત્ત ઈબ્રાહીમ (અલૈ.) સહનશીલ નરમદિલ છે રુજૂઅ્ (શરણે) રહેનારા. (૭૫) હે ઈબ્રાહીમ (અલૈ.) ! એ ખયાલ છોડો તે તો આવી ચૂક્યો તમારા પરવરદિગારનો હુકમ અને તેમના ઉપર અઝાબ આવે છે જે પાછો વાળવામાં નથી આવતો. (૭૬) અને જ્યારે અમારા મોકલેલા લૂત (અલૈ.)ની પાસે પહોંચ્યા તેમના આવવાથી દિલગીર થયા અને દિલમાં તંગ થયા અને બોલ્યા, આજે દિવસ ઘણો કઠોર છે. (૭૭) અને તેમની પાસે તેમની કોમ બેધડક દોડી આવી અને પ્રથમથી (જ) દુષ્કૃત્યો કરી રહ્યા હતા, બોલ્યા, હે કોમ ! આ મારી (કોમની) દિકરીઓ હાજર છે તે તમારા માટે પવિત્ર છે, બસ અલ્લાહથી ડરો અને મને મારા મહેમાનોમાં અપમાનિત ન કરો, શું તમારામાં એક પુરુષ પણ સદાચારી (ભલો) નથી ? (૭૮) બોલ્યા, તું તો અમને જાણે છે તારી (કોમની) દિકરીઓથી કંઈ ગરજ નથી અને તને ખબર છે જે અમે ઈચ્છીએ છીએ. (૭૯) કહેવા લાગ્યા, કાશ તમારા મુકાબલામાં મારી પાસે બળ હોત ! અથવા કોઈ મજબૂત શરણમાં જઈ બેઠો હોત. (૮૦) મહેમાન બોલ્યા, હે લૂત (અલૈ.) ! અમે તારા પરવરદિગારના મોકલેલા છે કદાપિ તમારા સુધી પહોંચી શકશે નહીં, બસ પોતાના લોકોને લઈને નીકળો રાત્રિના અમુક પહોરે અને તમારામાંથી કોઈ પાછું વળીને ન જુએ પરંતુ તમારી ઓરત કે તેને પહોંચીને રહેશે જે તેમને પહોંચશે, તેમના વાયદાનો વખત સવારનો છે શું સવાર નજીક નથી ? (૮૧) પછી જ્યારે અમારો હુકમ પહોંચ્યો અમે તે વસ્તી તળે–ઉપર કરી નાંખી અને અમે તેના ઉપર ખેંગારના પથ્થર લગાતાર વરસાવ્યા (૮૨) તમારા પરવરદિગારની પાસે નિશાન કરેલા અને તે વસ્તી આ જાલિમોથી કંઈ દૂર નથી. (૮૩)*

## તફસીર :

પછી જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)નો તે ડર દૂર થઈ ગયો (જ્યારે ફરિશ્તાઓએ لَا تَخَفْ કહ્યું અને તેમના ફરિશ્તા હોવાની જાણ થઈ ગઈ) અને

તેમને ખુશીના સમાચાર મળ્યા (કે તેમને સંતાન થશે) તો (એ તરફ નચિંત થઈને બીજી બાજુ કેન્દ્રિત થયા અને કોમે લૂત અલૈ.નો નાશ કરવાની બાબતે અને) અમારાથી લૂત (અલૈ.)ની કોમ વિશે (સિફારસ ખૂબ જ) આગ્રહ (પૂર્વક) કરવાનું શરૂ કર્યું (જેની વિગત બીજી આયતમાં છે કે ત્યાં તો હઝરત લૂત અલૈ. પણ મોજૂદ છે એટલા માટે ત્યાં અઝાબ મોકલવામાં ન આવે કે તેમને નુકસાન પહોંચશે, હેતુ એ હશે કે આ બહાનાથી તેમની કોમ બચી જાય જેમકે فِیۡ قَوۡمِ لُوۡطٍ થી દેખીતી રીતે જાણ થાય છે અને કદાચ હઝરત ઈબ્રાહીમ અલૈ.ને તેમના ઈમાન લાવવાની આશા હોય) ખરેખર, ઈબ્રાહીમ (અલૈ.) ખૂબ સહનશીલ, દયાળુ સ્વભાવના અને માયાળુ હતા (તેમણે ભલામણમાં ખૂબ આગ્રહ કર્યો તો ઈરશાદ થયો કે) હે ઈબ્રાહીમ ! (અલૈ. ભલે બહાનું હઝરત લૂત અલૈ.નું છે પરંતુ તમારો મૂળ હેતુ અમે જાણીએ છીએ કે તમે આ કોમની ભલામણ કરી રહ્યા છો બસ,) એ વાતને જવા દો, (તેઓ ઈમાન લાવવાના નથી એટલા માટે) તમારા પરવરદિગારનો હુકમ (તેમના વિશે) આવી ચૂક્યો છે અને (તે કારણે) તેમના ઉપર અવશ્ય એવો અઝાબ આવવાનો છે જે કોઈપણ રીતે ટળવાનો નથી, (એટલા માટે એના વિશે મને કંઈ કહેવું-સાંભળવું બેકાર છે, રહી વાત હઝરત લૂત અલૈ.ના ત્યાં ઉપસ્થિત હોવાની તો અલબત્ત તેમને અને બધા ઈમાનવાળાઓને ત્યાંથી અલગ કરી દેવામાં આવશે ત્યારબાદ અઝાબ આવશે જેથી તેમને કોઈ નુકસાન પહોંચશે નહીં, એટલા માટે તમારી આ વાત પણ સમાપ્ત થઈ ગઈ) અને (હઝરત ઈબ્રાહીમ અલૈ.થી પરવારીને) જ્યારે અમારા તે ફરિશ્તાઓ લૂત (અલૈ.) પાસે આવ્યા તો લૂત (અલૈ.) તેમના આવવાના કારણે (એટલા માટે) દિલગીર થયા (કે તેઓ ખૂબ રૂપાળા નવયુવાનોના સ્વરૂપે આવ્યા હતા અને લૂત અલૈ. તેમને મનુષ્ય સમજતા હતા અને પોતાની કોમના દુષ્ટ સજાતીય દુરાચારનો વિચાર આવ્યો) અને (તેથી) તેમના (આવવાના) કારણે ખૂબ તંગદિલ થયા (અને તંગદિલ થઈને) કહેવા લાગ્યા કે આજનો દિવસ ઘણો ભારે છે (કે તેમના મહેમાનો આટલા ખૂબસૂરત છે અને તેમની કોમની આવી સજાતીય હરકતો છે અને તેઓ પોતે એકલા છે, જૂઓ શું થાય છે ?) અને તેમની કોમ(ને જ્યારે એ ખબર થઈ તો) તેમની (એટલે કે હઝરત લૂત અલૈ.ની) પાસે દોડતી-દોડતી આવી અને પ્રથમથી જ તેઓ બદ્ફેલી કર્યા કરતા હતા (એ જ

કારણે તેઓ અહીંયાં આવ્યા હતા) લૂત (અલૈ.) ઘણા ગભરાયા અને (તેમના સ્વમાનને ઢંઢોળવા) કહેવા લાગ્યા કે હે મારી કોમ ! આ મારી (કોમની વહુઓ) દિકરીઓ (જે તમારા ઘરોમાં) મોજૂદ છે, તે તમારા (જાતીય ઇચ્છાઓ પૂરી કરવા) માટે (સારી અને) ઘણી બધી છે, બસ (આ નવયુવાનો ઉપર અને પુરુષો ઉપર બદ્‌નજર કરવાથી) અલ્લાહથી ડરો અને મારા મહેમાનોમાં મને અપમાનિત ન કરો (એટલે કે આ મહેમાનોને કંઈ કહીને મને લજ્જિત અને અપમાનિત ન કરશો ભલે, તમે તેમનું સન્માન નથી કરતા કે તે મુસાફર છે પણ મારો તો વિચાર કરો ! કે હું તમારામાં રહું છું, અફસોસ ! મને આશ્ચર્ય છે કે) શું તમારામાં કોઈપણ (સારો અને) ભલો માણસ નથી (કે તે તમને સમજાવે અને તમે સમજી જાઓ) ! તે લોકો કહેવા લાગ્યા કે તમને ખબર છે કે અમને તમારી આ (વહુ) દિકરીઓની કોઈ જરૂરત નથી (કારણ કે અમને સ્ત્રીઓમાં રસ જ નથી) અને તમને તો જાણ છે (અહીંયાં આવવામાં) જે અમારો હેતુ છે, લૂત (અલૈ. ખૂબ કરગરીને અને અફસોસથી) કહેવા લાગ્યા, કેટલું સારું થાત જો મારું તમારા ઉપર કોઈ જોર ચાલતું હોત ! (કે હું પોતે તમારા આ દુરાચારને સમાપ્ત કરી આપત) અથવા કોઈ મજબૂત શરણ મેળવી લીધું હોત (ભાવાર્થ એ છે કે મારો કોઈ કુટુંબ–કબીલો હોત કે જેમણે મારી મદદ કરી હોત, જ્યારે હઝરત લૂત અલૈ.ને આટલા બધા દુ:ખી જોયા) તો ફરિશ્તાઓ કહેવા લાગ્યા કે હે લૂત ! (અલૈ. અમે માનવી નથી, શા માટે આટલા બધા ગભરાઓ છો ?) અમે તો તમારા પરવરદિગારના મોકલેલા (ફરિશ્તા) છીએ, (તેઓ અમારું શું બગાડી શકવાના છે બલકે તમે પણ કોઈ ભય ન સેવો, કારણ કે) તેઓ તમારા સુધી કદાપિ પહોંચી શકશે નહીં (કે તમને તકલીફ પહોંચાડી શકશે નહીં અને અમે તેમના ઉપર અઝાબ નાઝિલ કરવા માટે આવ્યા છે) બસ, તમે રાત્રિના કોઈ ભાગમાં પોતાના ઘરવાળાઓને લઈને (અહીંયાંથી બહાર) ચાલ્યા જાઓ અને તમારામાંથી કોઈ પાછું વળીને પણ ન જોશો (એટલે કે બધા જલદી–જલદી ચાલ્યા જાઓ) હા ! પરંતુ તમારી પત્ની (મુસલમાન ન થવાના કારણે તમારી સાથે આવશે નહીં) તેના ઉપર પણ તે જ આફત આવવાની છે જે આ લોકો ઉપર આવશે (અને અમે રાત્રિનો સમય પસાર થવાનું એટલા માટે કહીએ છીએ કે) તેમનો (અઝાબનો) વાયદો સવારના સમયનો છે (લૂત અલૈ. ખૂબ ત્રાસી ચૂક્યા

હતા એટલે ફરમાવવા લાગ્યા, જે કંઈ થવાનું હોય તે થઈ જાય. –કઝા ફિલ દૂર્રે મન્થૂર –ફરિશ્તાઓએ કહ્યું,) શું સવારનો સમય નજીક નથી ? (મતલબ કે લૂત અલૈ. રાતો–રાત દૂર નીકળી ગયા અને સવાર થઈ તથા અઝાબનો સામાન શરૂ થઈ ચૂક્યો) બસ, જ્યારે અમારો હુકમ (અઝાબ માટે) આવી પહોંચ્યો તો અમે એ જમીન(ને ઊલટીને તે)ની ઉપરની સપાટીને નીચે કરી દીધી (અને નીચેનું તળિયું ઉપર કરી દીધું) અને તે જમીન ઉપર ખેંગારના પથ્થરો (તેનો ભાવાર્થ એવા ખેંગાર હોય છે જે પથ્થર જેવા હોય છે) વરસાવવાની શરૂઆત કરી જે લગાતાર વરસી રહ્યા હતા જેના ઉપર તમારા પરવરદિગાર પાસે (એટલે કે આલમે ગયૂબમાં) ખાસ નિશાનીઓ પણ હતી (અન્ય પથ્થરો કરતા આ પથ્થરો વિશિષ્ટ પ્રકારના હતા) અને (મક્કાના નિવાસીઓએ આ ઘટનાથી બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ કારણ કે) આ વસ્તીઓ (કોમે લૂતની) આ જાલિમોથી બહુ દૂર નથી (હંમેશા સિરીયા આવતા–જતા રહે છે અને તેમની બરબાદીના ચિહ્નો જોતા રહે છે, બસ તેમણે અલ્લાહ તઆલા અને રસૂલ ﷺનો વિરોધ કરવાથી ડરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ હૂદમાં મોટા ભાગે અગાઉના અંબિયા (અલૈ.) તથા તેમની કોમની પરિસ્થિતિ તથા અંબિયા (અલૈ.)નો વિરોધ કરવાના કારણે તેમના ઉપર વિવિધ પ્રકારના આસમાની અઝાબોનું વર્ણન આવ્યું છે, પ્રસ્તુત આયતોમાં હઝરત લૂત (અલૈ.) અને તેમની કોમની પરિસ્થિત તથા કોમે લૂત ઉપર સખત અઝાબનું વર્ણન છે.

હઝરત લૂત (અલૈ.)ની કોમ કાફિર હોવા ઉપરાંત એક એવી નિર્લજ્જ બદકારી અને દુરાચારમાં સપડાયેલ હતી જે દુનિયામાં ક્યારેય જોવા મળી ન હતી, જેનાથી જંગલના જાનવરો પણ સુગ અનુભવે છે કે પુરુષ–પુરુષ સાથે મોઢું કાળું કરે છે જેનો વબાલ અને અઝાબ સામાન્ય વ્યભિચાર કરતા પણ વધારે છે, એટલા માટે આ કોમ ઉપર એવો કઠોર અઝાબ આવ્યો કે જે સામાન્ય બેહયાઈ અને વ્યભિચાર કરનારાઓ ઉપર ક્યારેય નથી આવ્યો.

હઝરત લૂત (અલૈ.)ની ઘટના જે આ આયતમાં પ્રસ્તુત છે આ પ્રમાણે છે

કે અલ્લાહ તઆલાએ પોતાના અમુક ફરિશ્તા જેમાં હઝરત જિબ્રઈલ (અલૈ.) પણ આ કોમ ઉપર અઝાબ નાઝિલ કરવા માટે મોકલ્યા, જે પ્રથમ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના ત્યાં ફલસ્તીન (પેલેસ્ટાઈન) પહોંચ્યા જેની ઘટના પાછલી આયતોમાં વર્ણન થઈ ચૂકી છે, ત્યારબાદ હઝરત લૂત (અલૈ.)ની પાસે આવ્યા જેમનું સ્થળ ત્યાંથી દશ-બાર માઈલના અંતરે હતું.

અલ્લાહ તઆલા શા'નુહૂ જે કોમને અઝાબમાં પકડે છે તેના ઉપર તેના કૃત્યોના પ્રમાણમાં જ અને યોગ્ય અઝાબ મોકલે છે, આ તકે પણ અલ્લાહ તઆલાએ આ ફરિશ્તાઓને ખૂબસૂરત-સ્વરૂપવાન યુવાનોના વેશમાં મોકલ્યા હતા, જ્યારે તેઓ હઝરત લૂત (અલૈ.)ના ઘરે પહોંચ્યા તો તેમનો ચહેરો અને વેશ મનુષ્યનો ભાળીને તેઓ તેમને મહેમાન સમજ્યા અને તે જ ક્ષણે તેમને સખત ચિંતા અને રંજ થવા લાગ્યો કે, મહેમાનોની મહેમાની નહિ કરવામાં આવે તો તે પયગમ્બરની શાનથી વિરુદ્ધ લેખાશે અને જો હું તેમને મહેમાન તરીકે અહીંયાં થોભાવીશ તો મારી કોમની દુષ્ટતા તો ખબર જ છે અને તેમનાથી ભય છે કે તેઓ મકાન ઉપર ચઢી આવશે અને આ મહેમાનોને તકલીફ પહોંચાડશે અને હું તેમનું રક્ષણ કરી શકીશ નહીં તથા દિલમાં કહેવા લાગ્યા કે આજે ઘણો કઠોર અને મુસીબતનો દિવસ છે.

અલ્લાહ જલ્લ શા'નુહૂએ આ દુનિયાને આશ્ચર્યજનક બોધપાઠનું સ્થળ બનાવ્યું છે, તેની સંપૂર્ણ શક્તિ અને તેની ઉચ્ચ કક્ષાની હિકમતના અસંખ્ય નજારાઓ થતા રહે છે, આઝર મૂર્તિપૂજકના ઘરે પોતાના વહાલા ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પેદા કરી દીધા, હઝરત લૂત (અલૈ.) જેવા સ્વીકૃત અને નેક પારસા પયગમ્બરની પત્ની કાફિરોથી મળતી હતી અને હઝરત લૂત (અલૈ.)નો વિરોધ કરતી હતી, જ્યારે આ સન્માનનીય મહેમાન સ્વરૂપવાન યુવાનોના વેશમાં હઝરત લૂત (અલૈ.)ના ઘરમાં થોભ્યા તો તેમની પત્નીએ તેમની કોમના શરારતખોર અને દુષ્ટ લોકોને તેની ખબર આપી દીધી કે આજે અમારા ઘરમાં આ પ્રમાણેના મહેમાનો આવ્યા છે. *(કુર્તુબી અને મઝહરી)*

હઝરત લૂત (અલૈ.)નો સેવેલો સંદેહ નજર સમક્ષ આવી ગયો જેનું વર્ણન બીજી આયતમાં છે, وَجَآءَهٗ قَوْمُهٗ يُهْرَعُوْنَ اِلَيْهِ એટલે કે, તેમની પાસે તેમની કોમ

દોડતી-દોડતી આવી ગઈ અને તેઓ પ્રથમથી જ દુષ્ટ હરકતો કર્યા જ કરતા હતા.

તેમાં આ ઈશારો એ વાત તરફ પણ છે કે તેઓ પોતાના દુષ્ટ અને અયોગ્ય કૃત્યોની નહૂસતથી એટલા બધા બેહયા અને બેશરમ બની ચૂક્યા હતા કે જાહેરમાં હઝરત લૂત (અલૈ.)ના મકાન ઉપર દોડતા દોડતા ચઢી આવ્યા.

હઝરત લૂત (અલૈ.)એ જ્યારે જોયું કે, તેમનો મુકાબલો કરવો મુશ્કેલ છે તો તેમને તેમની દુષ્ટતા આચરવાથી રોકવા માટે કહ્યું કે, જો તમે આ દુષ્ટ કર્મોથી અટકી જાઓ તો હું પોતાની દિકરીઓ તમારા સરદારોના નિકાહમાં આપી દઈશ, તે યુગમાં મુસલમાન દિકરીઓના નિકાહ કાફિરો સાથે જાઈઝ હતા અને રસૂલે કરીમ ﷺના શરૂઆતના સમયકાળ સુધી આ જ હુકમ ચાલુ હતો, એટલા માટે રસૂલે કરીમ ﷺ પોતાની બે દિકરીઓના નિકાહ ઉત્બા બિન અબી લહબ અને અબૂલ આસ બિન રબીઅ્ સાથે કર્યા હતા, જ્યારે કે આ બંને વ્યક્તિઓ કાફિર હતા, પાછળથી તે આયતો નાઝિલ થઈ જેમાં મુસલમાન ઓરતોના નિકાહ કાફિર પુરુષો સાથે હરામ ઠરાવવામાં આવ્યા. *(કુર્તુબી)*

અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે આ સ્થળે પોતાની પુત્રીઓનો ભાવાર્થ પોતાની સમગ્ર કોમની દિકરીઓ છે, કારણ કે દરેક પયગમ્બર પોતાની કોમ માટે બાપ સમાન હોય છે અને સમગ્ર ઉમ્મત તેમની આધ્યાત્મિક અવલાદ હોય છે, જેમકે આયતે કરીમા اَلنَّبِیُّ اَوْلٰی بِالْمُؤْمِنِیْنَ مِنْ اَنْفُسِهِمْ وَاَزْوَاجُهٗٓ اُمَّهٰتُهُمْ (૩૩:૬) સાથે અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની કિરાઅતમાં وَهُوَ اَبٌ لَّهُمْ ના શબ્દો પણ આવ્યા છે, જેમાં રસૂલે કરીમ ﷺને પોતાની સમગ્ર ઉમ્મતના પિતા ઠરાવવામાં આવ્યા છે. આ તફસીર પ્રમાણે હઝરત લૂત (અલૈ.)ના આ નિવેદનનો અર્થ એ થશે કે તમે પોતાની નાપાક અને દુષ્ટ ટેવોથી અટકી જાઓ, શરાફત સાથે કોમની દિકરીઓ સાથે નિકાહ કરો અને તેમને પત્નીઓ બનાવો.

ત્યારબાદ હઝરત લૂત (અલૈ.)એ તેમને અલ્લાહ તબારક વ તઆલાના અઝાબથી ડરાવવા માટે ફરમાવ્યું, فَاتَّقُوا اللّٰهَ (ફત્તકુલ્લાહ) અને પછી ખૂબ કાકલૂદીપૂર્વક દરખાસ્ત કરી, وَلَا تُخْزُوْنِ فِیْ ضَیْفِیْ એટલે કે, "મને મારા મહેમાનો બાબતે અપમાનિત ન કરો" અને ફરમાવ્યું, اَلَیْسَ مِنْكُمْ رَجُلٌ رَّشِیْدٌ

એટલે કે, "શું તમારામાં કોઈ એવો ભલો માણસ અને શરીફ વ્યક્તિ નથી જે મારી ફરિયાદ સાંભળે ?"

પરંતુ ત્યાં શરાફત અને માનવતાનો કોઈ પ્રભાવ કે અસર કોઈના ઉપર બાકી રહ્યો ન હતો, સૌએ જવાબમાં કહ્યું, لَقَدْ عَلِمْتَ مَا لَنَا فِىْ بَنَاتِكَ مِنْ حَقٍّ وَّاِنَّكَ لَتَعْلَمُ مَانُرِيْدُ એટલે કે, "તમે જાણો છો કે અમને તમારી દિકરીઓની કોઈ આવશ્યકતા નથી, અમે જે કંઈ ઈચ્છીએ છીએ તે તમને ખબર છે."

તે સમયે દરેક રીતે આજિઝ અને લાચાર થઈને હઝરત લૂત (અલૈ.)ના મુખ મુબારક ઉપર આ શબ્દો આવ્યા. لَوْاَنَّ لِىْ بِكُمْ قُوَّةً اَوْاٰوِىْ اِلٰى رُكْنٍ شَدِيْدٍ એટલે કે, "કાશ ! (અફસોસ !) મારામાં એટલી શક્તિ હોત કે હું આ સમગ્ર કોમનો પોતે મુકાબલો કરી શકતો હોત અથવા પછી કોઈ જૂથ અથવા સમૂહ હોત જે મને આ જાલિમોના હાથોથી છુટકારો અપાવત."

ફરિશ્તાઓએ હઝરત લૂત (અલૈ.)ની આ દુ:ખી પરિસ્થિતિ અને હૈયાવરાળ જોઈને રહસ્ય ખોલી નાંખ્યું અને કહ્યું કે, ગભરાઓ નહીં ! તમારી જમાઅત ઘણી મજબૂત અને શક્તિશાળી છે, અમે અલ્લાહના ફરિશ્તાઓ છીએ, તેમના કાબૂમાં આવવાના નથી અને અમે તેમના ઉપર અઝાબ નાંખવા માટે મોકલવામાં આવ્યા છે.

સહીહ બુખારીની એક હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ તેના વિશે ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા લૂત (અલૈ.) ઉપર રહમ ફરમાવે કે તેઓ કોઈ મજબૂત સંગઠનનું શરણ લેવા મજબૂર થઈ ગયા" અને તિરમિઝીમાં તેની સાથે આ વાક્ય પણ છે કે, "હઝરત લૂત (અલૈ.) પછી અલ્લાહ તઆલાએ કોઈ નબી એવા નથી મોકલ્યા જેમનો કુટુંબ-કબીલો તેમનો હિમાયતી ન હોય." *(કુર્તુબી)*

પોતે રસૂલે કરીમ ﷺ વિશે કુરૈશના કાફિરોએ હજારો પ્રકારની યુક્તિઓ અને ષડયંત્રો રચ્યા પરંતુ આપ ﷺનું સમગ્ર કુટુંબ આપ ﷺના સમર્થનમાં તેમનું હિમાયતી રહ્યું, જો કે ધર્મમાં તે બધા રસૂલે કરીમ ﷺના અનુયાયી ન હતા, એ કારણે સમગ્ર બની હાશિમ તે અસહકાર (મુકાતિઆહ)માં રસૂલે કરીમ ﷺની સાથે સામેલ રહ્યા જેમાં કુરૈશના કાફિરોએ તેમના ઉપર અનાજ-પાણી બંધ કરી દીધું હતું.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે, આ ઘટનામાં જ્યારે કોમે લૂત તેમના ઘર ઉપર ચઢી આવી ત્યારે હઝરત લૂત (અલૈ.)એ પોતાના ઘરના દરવાજા બંધ કરી દીધા હતા અને આ વાતચીત તે નાલાયક કોમ સાથે પડદા પાછળ થઈ રહી હતી, ફરિશ્તાઓ મકાનની અંદર હતા, આ લોકોએ દિવાલ કૂદીને અંદર ઘૂસી દરવાજો તોડવાનો ઈરાદો કર્યો ત્યારે હઝરત લૂત (અલૈ.)ના મુખ મુબારકેથી આ શબ્દો સરી પડયા, જ્યારે ફરિશ્તાઓએ હઝરત લૂત (અલૈ.)ની આ અસહનીય પીડા જોઈ તો વાસ્તવિકતા ખોલી નાંખી અને કહ્યું કે તમે દરવાજો ખોલી નાંખો હવે અમે તેમને અઝાબનો સ્વાદ ચખાડીએ છીએ, દરવાજો ખોલ્યો તો હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ પોતાની પાંખનો ઈશારો તેમની આંખ તરફ કર્યો જેનાથી બધા આંધળા થઈ ગયા અને નાસવા લાગ્યા.

તે સમયે ફરિશ્તાઓએ અલ્લાહનો હુકમ હઝરત લૂત (અલૈ.)ને જણાવ્યો, فَاَسۡرِ بِاَهۡلِكَ بِقِطۡعٍ مِّنَ الَّيۡلِ એટલે કે, "તમે રાતના અંતિમ હિસ્સામાં પોતાના ઘરવાળાઓને લઈને અહીંયાંથી નીકળી જાઓ" અને એ સૂચના આપી કે તેમાંથી કોઈ પાછું વળીને જોશો નહીં આપની પત્ની સિવાય કારણ કે તેના ઉપર પણ તે જ અઝાબ આવવાનો છે જે કોમને થવાનો છે.

તેનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે આ પત્નીને સાથે ન લેવામાં આવે અને એ પણ હોઈ શકે છે કે, પત્ની હોવાની હેસિયતથી તેણી પોતાના ઘરવાળાઓમાં સામેલ થઈને સાથે આવે પરંતુ તે આ હુકમ ઉપર અમલ કરશે નહીં જે તમે પોતાના ઘરવાળાઓને આપશો કે પાછું વળીને જોશો નહીં. અમુક રિવાયતોમાં છે કે એવું જ થયું, આ પત્ની પણ સાથે ચાલી પરંતુ જ્યારે કોમ ઉપર અઝાબ આવવાનો ધડાકો સાંભળ્યો તો પાછું વળીને જોયું અને કોમની તબાહી ઉપર અફસોસની જાહેરાત કરવા લાગી તે જ સમયે એક પથ્થર આવ્યો, જેણે તેનું કામ તમામ કરી નાંખ્યું. *(કુર્તુબી અને મઝહરી)*

ફરિશ્તાઓએ આ પણ બતાવ્યું હતું કે, اِنَّ مَوۡعِدَهُمُ الصُّبۡحُ એટલે કે, તેમના ઉપર સવાર થતાં જ અઝાબ આવી જશે. હઝરત લૂત (અલૈ.)એ ફરમાવ્યું કે, હું ઈચ્છું છું કે હજુ પણ વધારે અઝાબ આવી જાય, તેના ઉપર ફરિશ્તાઓએ કહ્યું, اَلَيۡسَ الصُّبۡحُ بِقَرِيۡبٍ એટલે કે, સવાર તો કંઈ દૂર થતી નથી લાગતી ?

ત્યારબાદ આ અઝાબની ઘટના કુર્આને આ પ્રમાણે વર્ણન કરી કે, જ્યારે અમારો અઝાબ આવી ગયો તો અમે આ વસ્તીઓનો ઉપરનો ભાગ નીચે કરી દીધો અને તેમના ઉપર એવા પથ્થર વરસાવ્યા જેના ઉપર દરેકના નામની નિશાની લાગેલી હતી.

રિવાયતોમાં છે કે, એ ચાર મોટા-મોટા શહેરો હતા જેમાં આ લોકો વસતા હતા, તે જ વસ્તીઓને કુર્આને કરીમે અન્ય સ્થળે مُؤْتَفِكَاتُ (મુઅ્તફિકાત)ના નામથી ઓળખાવ્યા છે, જ્યારે અલ્લાહ તઆલાનો હુકમ થયો તો હઝરત જિબ્રઈલ (અલૈ.)એ પોતાની પાંખો આ બધા શહેરોની નીચે પહોંચાડી બધાને એ પ્રકારે ઉઠાવી લીધા કે દરેક વસ્તુ પોતાની જગ્યાએ જેમની તેમ રહી, પાણી ભરેલા વાસણનું પાણી પણ ઢોળાયું નહીં, આસમાન તરફથી કૂતરા અને પ્રાણીઓ અને મનુષ્યોનો અવાજ આવી રહ્યો હતો. આ બધી વસ્તીઓને આસમાન તરફ સીધી ઉઠાવ્યા પછી ઊંધી કરીને પટકી દેવામાં આવી જે તેમની દુષ્ટ સજાતીય પ્રવૃત્તિના યોગ્ય જ સજા હતી.

અંતિમ આયતમાં કોમે લૂત (અલૈ.)ના અઝાબનું વર્ણન કર્યા પછી પ્રસ્તુત કોમોથી દુનિયાને બોધપાઠ ગ્રહણ કરવા માટે ફરમાવ્યું, وَمَاهِيَ مِنَ الظّٰلِمِيْنَ بِبَعِيْدٍ એટલે કે, પથ્થરોનો અઝાબ આજે પણ આ જાલિમોથી કંઈ દૂર નથી, જે લોકો આ કોમની જેમ અત્યાચાર અને નિર્લજ્જતા ઉપર મક્કમ રહે તેઓ પોતાની જાતને આવા અઝાબથી દૂર ન સમજે. આજે પણ એવો અઝાબ આવી શકે છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં પણ અમુક લોકો એવો અમલ કરશે જે કોમે લૂત કરતી હતી, જ્યારે એવું થવા લાગે તો રાહ જૂઓ તેમના ઉપર પણ તે જ અઝાબ આવશે જે કોમે લૂત ઉપર આવ્યો છે.

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૮૪ થી ૯૫)

وَاِلٰى مَدْيَنَ اَخَاهُمْ شُعَيْبًا ۗ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ۗ وَلَا تَنْقُصُوا
الْمِكْيَالَ وَالْمِيْزَانَ اِنِّيْٓ اَرٰىكُمْ بِخَيْرٍ وَّاِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ مُّحِيْطٍ ﴿٨٤﴾ وَيٰقَوْمِ
اَوْفُوا الْمِكْيَالَ وَالْمِيْزَانَ بِالْقِسْطِ وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَهُمْ وَلَا تَعْثَوْا فِي الْاَرْضِ
مُفْسِدِيْنَ ﴿٨٥﴾ بَقِيَّتُ اللّٰهِ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ۚ وَمَآ اَنَا عَلَيْكُمْ بِحَفِيْظٍ ﴿٨٦﴾

قَالُوْا يٰشُعَيْبُ اَصَلٰوتُكَ تَاْمُرُكَ اَنْ نَّتْرُكَ مَا يَعْبُدُ اٰبَآؤُنَآ اَوْ اَنْ نَّفْعَلَ فِیْٓ اَمْوَالِنَا مَا نَشٰٓؤُا ط
اِنَّكَ لَاَنْتَ الْحَلِيْمُ الرَّشِيْدُ ﴿٨٧﴾ قَالَ يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّیْ
وَرَزَقَنِیْ مِنْهُ رِزْقًا حَسَنًا ط وَمَآ اُرِيْدُ اَنْ اُخَالِفَكُمْ اِلٰى مَآ اَنْهٰكُمْ عَنْهُ ط اِنْ اُرِيْدُ
اِلَّا الْاِصْلَاحَ مَا اسْتَطَعْتُ ط وَمَا تَوْفِيْقِیْٓ اِلَّا بِاللّٰهِ ط عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ ﴿٨٨﴾
وَيٰقَوْمِ لَا يَجْرِمَنَّكُمْ شِقَاقِیْٓ اَنْ يُّصِيْبَكُمْ مِّثْلُ مَآ اَصَابَ قَوْمَ نُوْحٍ اَوْ قَوْمَ هُوْدٍ اَوْ قَوْمَ
صٰلِحٍ ط وَمَا قَوْمُ لُوْطٍ مِّنْكُمْ بِبَعِيْدٍ ﴿٨٩﴾ وَاسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ ط اِنَّ رَبِّیْ
رَحِيْمٌ وَّدُوْدٌ ﴿٩٠﴾ قَالُوْا يٰشُعَيْبُ مَا نَفْقَهُ كَثِيْرًا مِّمَّا تَقُوْلُ وَاِنَّا لَنَرٰىكَ فِيْنَا ضَعِيْفًا ج
وَلَوْلَا رَهْطُكَ لَرَجَمْنٰكَ ز وَمَآ اَنْتَ عَلَيْنَا بِعَزِيْزٍ ﴿٩١﴾ قَالَ يٰقَوْمِ اَرَهْطِیْٓ اَعَزُّ
عَلَيْكُمْ مِّنَ اللّٰهِ ط وَاتَّخَذْتُمُوْهُ وَرَآءَكُمْ ظِهْرِيًّا ط اِنَّ رَبِّیْ بِمَا تَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿٩٢﴾
وَيٰقَوْمِ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ اِنِّیْ عَامِلٌ ط سَوْفَ تَعْلَمُوْنَ لا مَنْ يَّاْتِيْهِ عَذَابٌ يُّخْزِيْهِ
وَمَنْ هُوَ كَاذِبٌ ط وَارْتَقِبُوْٓا اِنِّیْ مَعَكُمْ رَقِيْبٌ ﴿٩٣﴾ وَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا شُعَيْبًا وَّالَّذِيْنَ
اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَاَخَذَتِ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِیْ دِيَارِهِمْ جٰثِمِيْنَ ﴿٩٤﴾ لا
ع ١٤ ٨ كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ط اَلَا بُعْدًا لِّمَدْيَنَ كَمَا بَعِدَتْ ثَمُوْدُ ﴿٩٥﴾ ع

## તરજુમો :

*અને મદયન તરફ તેમના ભાઈ શુઅયૂબ (અલૈ.)ને મોકલ્યા; બોલ્યા, હે મારી કોમ અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી અને માપ અને તોલને ન ઘટાડો, હું તમને સારી હાલતમાં જોઉં છું અને તમારા ઉપર એક ઘેરી લેનારા અઝાબના દિવસથી ડરું છું. (૮૪) અને હે કોમ ! માપ અને તોલને ન્યાયથી પુરું કરો અને લોકોને તેમની વસ્તુઓ ન ઘટાડો અને જમીનમાં ફસાદ ન મચાવો. (૮૫) જે અલ્લાહનું દીધેલું બચી રહે તે તમારા માટે ઉત્તમ છે જો તમે ઈમાનવાળા છો અને હું તમારા ઉપર*

*રખેવાળ નથી. (૮૬) બોલ્યા, હે શુઅયૂબ (અલૈ.) તારી નમાઝ પઢવાએ તને આ શિખવાડ્યું કે અમે છોડી દઈએ જેને અમારા બાપદાદા પૂજતા રહ્યા? અથવા જે કંઈ કે પોતાના માલોમાં કરીએ છીએ છોડી દઈએ ? તું જ (મોટો) ડહાપણવાળો સદાચારી છે !? (૮૭) બોલ્યા, હે કોમ જુઓ તો ! જો મને પોતાના પરવરદિગાર તરફથી સમજ આવી ગઈ અને તેણે રોજી આપી મને નેક રોજી અને હું એવું નથી ઈચ્છતો કે પાછળથી તે કામ કરું જે તમને છોડાવું, હું તો સુધારવા ઈચ્છું છું જ્યાં સુધી બની શકે અને અલ્લાહની મદદથી જ તેની તવફીક થવાની છે, મેં ભરોસો કર્યો છે અને તેના જ તરફ મારું શરણ છે. (૮૮) અને હે મારી કોમ ! મારી સાથે જીદ કરીને કમાશો નહીં એ કે તમારા ઉપર પડે જેવું કંઈ કે પડી ચૂક્યું નૂહ (અલૈ.)ની કોમ ઉપર અથવા હૂદ (અલૈ.)ની કોમ ઉપર અથવા સાલિહ (અલૈ.)ની કોમ ઉપર અને લૂત (અલૈ.)ની કોમ ઉપર; તમારાથી કંઈ જ દૂર નથી. (૮૯) અને પોતાના પરવરદિગારથી ગુનાહ મા'ફ કરાવો અને તેના તરફ રુજૂઅ્ કરો, અલબત્ત મારો પરવરદિગાર મહેરબાન મહોબ્બતવાળો છે. (૯૦) બોલ્યા, હે શુઅયૂબ (અલૈ.) ! અમે ઘણી વાતો સમજતા નથી જે તું કહે છે અને અમે તો જોઈ રહ્યા છીએ કે તું અમારામાં કમજોર છે અને જો તારા ભાઈબંધુ ન હોત તો અમે તને સંગસાર કરી નાંખત અને અમારી દૃષ્ટિમાં તારી કોઈ ઈજ્જત નથી. (૯૧) બોલ્યા, હે કોમ ! શું મારા ભાઈબંધુનું દબાણ તમારા ઉપર અલ્લાહથી વધારે છે અને તમે એને ભૂલાવીને પીઠ પાછળ રાખી દીધો ? નિ:શંક મારા પરવરદિગારના કાબૂમાં છે જે કંઈ તમે કરો છો. (૯૨) અને હે મારી કોમ ! પોતાની જગ્યાએ અમલ કર્યે જાઓ હું પણ અમલ કરું છું, આગળ જાણી લેશો કોના ઉપર અપમાનિત કરનાર અઝાબ આવે છે અને કોણ જૂઠો છે અને તાકતા (રાહ જોતા) રહો હું પણ તમારી સાથે તાકી (રાહ જોઈ) રહ્યો છું. (૯૩) અને જ્યારે અમારો હુકમ પહોંચ્યો, અમે પોતાની મહેરબાનીથી બચાવી લીધા શુઅયૂબ (અલૈ.)ને અને જેઓ તેમની સાથે ઈમાન લાવ્યા હતા અને તે જાલિમોને ગર્જનાએ આવી પકડ્યા પછી સવારે પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા. (૯૪) જાણે ત્યાં ક્યારેય વસ્યા જ ન હતા, સાંભળી લો ! ફિટકાર છે મદયનને જેમકે ફિટકાર થઈ ષમૂદને. (૯૫)*

**તફસીર :**

અને અમે મદ્‌યન(વાળાઓ) તરફ તેમના ભાઈ શુઅય્‌બ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) મોકલ્યા, તેમણે (મદ્‌યનવાળાઓને) કહ્યું કે હે મારી કોમ! તમે (માત્ર) અલ્લાહ તઆલાની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્‌બૂદ (બનવાપાત્ર) નથી (આ દીન અને માન્યતાઓ વિશેનો હુકમ આપવો યોગ્ય પરિસ્થિતિ મુજબનો હતો) અને (બીજો હુકમ વ્યવહાર સંબંધિત તેના યોગ્ય એ આપ્યો કે) તમે માપ–તોલમાં કમી ન કરો (કારણ કે) હું તમને સારી સ્થિતિમાં જોઉં છું (પછી માપ–તોલમાં કમી કરવાની શું જરૂર પડી છે ? અને વાસ્તવમાં તો તેની કોઈ આવશ્યકતા જ નથી હોતી) અને (ઉપરાંત માપ–તોલમાં કમી ન કરવી અલ્લાહ તઆલાની નેઅ્‌મતોનો તકાદો પણ છે, તેનાથી નુકસાનનો ભય પણ છે અને તકાદો પણ છે કારણ કે તેમાં) મને તમારા ઉપર સંદેહ છે એવા દિવસના અઝાબનો જે અઝાબ ભયંકર હશે અને (દરેક રીતે કમી કરવી અત્યાચાર છે, માપ–તોલ પૂરે–પૂરું કરવાની તાકીદ સાથે કમી ન કરવાની મનાઈ પછી તે હુકમની સ્પષ્ટતા કરી કે) હે મારી કોમ ! તમે માપ–તોલ પૂરે–પૂરી રીતે કર્યા કરો અને લોકોને તેમની વસ્તુઓમાં નુકસાન ન કર્યા કરો (જેમકે તમારી ટેવ છે) અને (શિર્ક તથા લોકોના હકોમાં કમી કરીને) જમીનમાં ફસાદ કરીને (તવહીદ અને ન્યાયની) હદથી બહાર ન નીકળો (લોકોના હકો અદા કર્યા પછી) અલ્લાહનું દીધેલું જે કંઈ (હલાલ માલ) બચી જાય તે તમારા માટે (આ હરામ કમાણીથી) ઘણું જ ઉત્તમ છે (કારણ કે હરામમાં ભલે તે વધારે હોય બરકત નથી હોતી અને તેનો અંજામ જહન્નમ છે અને હલાલમાં ભલે તે ઓછું હોય બરકત હોય છે અને તેનું પરિણામ અલ્લાહનો રાજીપો હોય છે) જો તમને વિશ્વાસ હોય (તો માની લો) અને (જો વિશ્વાસ ન કરતા હોય તો તમે જાણી લો કે) હું તમારો પહેરેદાર નથી (કે તમને જબરદસ્તી આ પ્રવૃત્તિઓ છોડાવી આપું, કારણ કે તમે જેવું કરશો તેવું ભોગવશો), તે લોકો (આ બધી શિખામણ અને નસીહત સાંભળીને) કહેવા લાગ્યા, હે શુઅય્‌બ (અલૈ.) ! શું તમારો (જાતે ઘડી કાઢેલ ધર્મ અને ભ્રમ) તકદુસ (નમાઝ પઢવી) તમને (આવી–આવી વાતો) શિખવાડે છે કે (તમે અમને કહો છો કે) અમે તે વસ્તુઓ(ની પૂજા)ને છોડી દઈએ જેની પૂજા અમારા વડીલો કરતા આવ્યા છે ? અને તે વાતને છોડી દઈએ કે અમે પોતાના માલમાં જેવો ઈચ્છીએ

ખર્ચ કરીએ ? ખરેખર, માત્ર તમે જ બુદ્ધિશાળી અને દીન ઉપર ચાલનારા છો ?! (એટલે કે જે વાતોની અમને મનાઈ કરો છો બંનેમાં કોઈ ખરાબી નથી, કારણ કે એક દલીલ અમારી પાસે એ છે કે અમારા વડીલો પણ મૂર્તિપૂજા કરતા ચાલ્યા આવ્યા છે, બીજી બૌદ્ધિક દલીલ એ પણ છે કે આ અમારો માલ છે તેના ઉપર અમારો અધિકાર છે, બસ અમને એ બાબતે કોઈ મનાઈ કરવી ન જોઈએ તથા તેમણે હઝરત શુઅયૂબ અલૈ.ને કટાક્ષમાં સમજદાર અને બુદ્ધિશાળી કહ્યા જે રીતે કે હંમેશા બેદીન લોકોની ટેવ હોય છે કે તેઓ દીનદારોની મજાક અને ઠેકડી ઉડાવે છે, આમ તેમની બંને દલીલો ફસાદ હોવું દેખીતું છે.) શુઅયૂબ (અલૈ.)એ કહ્યું, હે મારી કોમ ! (તમે જો એવું ઈચ્છો છો કે હું તમને તવહીદ અને ન્યાયનો બોધપાઠ ન આપું તો) ભલા એ તો બતાવો કે જો હું પોતાના પરવરદિગાર તરફથી દલીલ ઉપર (કાયમ) છું (જેનાથી તવહીદ અને ન્યાય સાબિત થાય છે) અને તેણે મને પોતાના તરફથી એક ઉત્તમ દોલત (નુબુવ્વત) આપી હોય (જેનો મારા ઉપર પ્રચાર કરવો અને તેના હુકમો ઉપર અમલ કરવો વાજિબ હોય એટલે કે તવહીદ અને ન્યાયનું સત્ય હોવું પણ સાબિત છે અને તેનો પ્રચાર અને તબ્લીગ કરવી પણ વાજિબ છે) તો પછી કઈ રીતે તબ્લીગ ન કરું ? અને હું (જે પ્રમાણે આ વાતોની તમને તા'લીમ આપું છું તેના ઉપર હું પોતે પણ અમલ કરું છું) એવું નથી ઈચ્છતો કે તમારાથી વિરુદ્ધ તે કામોને કરું જેનાથી હું તમને મનાઈ કરું છું (તેનાથી એ પણ ભાવાર્થ છે કે હું તમને પોતે તો માર્ગદર્શન આપું અને પોતે બીજા માર્ગે ચાલું ! મતલબ કે મારી નસીહત માત્ર ભલાઈ અને સાચા હૃદયથી છે જેની નિશાની એ છે કે હું તમને જે વાતો બતાવું છું તેના ઉપર અમલ પણ કરું છું અને તેને પસંદ પણ કરું છું, મતલબ કે) હું તો સુધારણા ઈચ્છું છું જ્યાં સુધી મારી શક્તિમાં છે અને મને જે કંઈ (અમલ અને સુધારણાની) તવફીક થઈ જાય છે માત્ર અલ્લાહ તઆલાની મદદથી જ છે (નહિતર હું કોણ ? અને મારો ઈરાદો શું ?) તેના ઉપર જ ભરોસો કરું છું અને તેના જ તરફ (બધા કાર્યોમાં) રુજૂઅ્ કરું છું (ખુલાસો એ કે તવહીદ અને ન્યાય વાજિબ હોવાની દલીલો પણ સ્થાપિત થઈ ચૂકી છે અને અલ્લાહ તઆલાના હુકમથી તેની તબ્લીગ અને નસીહત આવી લાગણીસભર રીતે સુધારણા કરવાના હેતુથી કરું છું છતાં પણ તમે નથી માનતા બલકે, ઉલટાનું મારાથી એવી આશા રાખો છો કે હું આવી શિખામણ આપવાનું પણ છોડી આપું?

કારણ કે તેમણે આ નિવેદનમાં લાગણી અને સુધારણાની પોતાના તરફ પણ નિસ્બત કરી છે, એટલા માટે مَـــاتَــوۡفِيۡــقِــىۡ ફરમાવ્યું. અહીંયાં સુધી તો તેમના નિવેદનનો જવાબ થયો આગળ ચેતવણી અને પ્રોત્સાન માટે ફરમાવે છે) અને હે મારી કોમ ! મારી જીદ (અને દુશ્મનાવટ) તમારા માટે એનું કારણ ન બની જાય કે તમારા ઉપર પણ એ જ પ્રકારની મુસીબતો આવી પડે જેમકે કોમે નૂહ અથવા કોમે હૂદ અથવા કોમે સાલિહ (અલૈ.) ઉપર પડી હતી અને (જો આ કોમોના કિસ્સા પ્રાચીન થઈ ચૂક્યા છે અને એટલા માટે તેની કોઈ અસર નથી થતી તો) કોમે લૂત (અલૈ.) તો (હજુ પણ) તમારાથી (ઘણા) દૂર(ના યુગની વાત) નથી થઈ (એટલે કે તે કોમો કરતા કોમે લૂતનો સમય નજીક છે, હવે આ તો ચેતવણીનો વિષય થયો આગળ પ્રોત્સાહન આપવામાં આવે છે) અને તમે પોતાના પરવરદિગાર તરફથી પોતાના ગુનાહ (એટલે કે શિર્ક અને અત્યાચાર) મા'ફ કરાવો (એટલે કે ઈમાન લાવો કારણ કે ઈમાનથી બધા ગુનાહો મા'ફ થઈ જાય છે ભલે, હકો અદા કરવા પડે) પછી (આજ્ઞાપાલન અને ઈબાદતની સાથે) તેના તરફ કેન્દ્રિત થઈ જાઓ બેશક ! મારો પરવરદિગાર ખૂબ દયાળુ (અને) મોટી મહોબ્બતવાળો છે (તે ગુનાહોને મા'ફ કરી આપે છે અને આજ્ઞાપાલનને સ્વીકારે છે) તે લોકો (આ અજોડ અને દિલ ઉપર અસર કરનારી તકરીર સાંભળીને લાચાર થઈને સભ્યતાપૂર્વકનો જવાબ સમજીને જો કે અજ્ઞાનતાપૂર્વક) કહેવા લાગ્યા કે શુઅયૂબ ! ઘણી વાતો તમારી કહેલી અમારી સમજમાં નથી આવતી (આ વાત એ કારણે કહી હતી કે તેમણે ખૂબ ધ્યાનપૂર્વક તેમની વાતો ન સાંભળી હોય અથવા ઠટ્ઠો–મશ્કરી કરવા માટે કહી હોય કે નઊઝુબિલ્લાહ ! આ બકવાસ સાંભળવાપાત્ર નથી એટલા માટે કે બેદીનોથી આવી બધી પ્રવૃત્તિઓ જાહેર થતી જ હોય છે) અને અમે તમને પોતાના (સમૂહ)માં અશક્ત જોઈ રહ્યા છે અને જો તમારા કુટુંબ (કે તેઓ અમારા સહધર્મી છે)નો ખ્યાલ ન હોત તો અમે તમને (ક્યારનાય) સંગસાર કરી ચૂક્યા હોત અને અમારી દષ્ટિમાં તમારી કોઈ કિંમત છે જ નહીં (પરંતુ જેનું માન રાખીએ છીએ તેના કારણે અને તેમની સગાઈના કારણે તમને જવા દઈએ છીએ, મતલબ કે ઈન્કાર એ હતો કે તમે અમને આવા બોધપાઠ ન સંભળાવો નહિતર તમારા જીવનો ભય છે, પ્રથમ ઠટ્ઠા–મશ્કરી સ્વરૂપે તબ્લીગથી રોકી રહ્યા હતા અને હવે ધમકી આપીને રોકી

રહ્યા છે) શુઅયૂબ (અલૈ.)એ (જવાબમાં) ફરમાવ્યું, હે મારી કોમ ! (અફસોસ અને તાજ્જુબ છે કે એ બાબત કે મારો જે સંબંધ અલ્લાહ તબારક વ તઆલા સાથે છે કે હું તેનો નબી છું તે તો મને હલાક કરવાથી નથી રોકતી અને જે મારો સંબંધ કુટુંબવાળાઓ સાથે છે કે હું તેમનો સગો છું કે તે તમને રોકી રહી છે, તેનાથી તો એ સમજવું જરૂરી છે કે તમે કુટુંબનું સન્માન અલ્લાહથી પણ વધારે કરો છો તો) શું મારું કુટુંબ તમારા નજીક અલ્લાહથી વધારે (નઊઝુબિલ્લાહ !) સન્માનનીય છે? (કે કુટુંબનો તો ખ્યાલ રાખો) અને તેને (એટલે કે અલ્લાહ તઆલાને) તમે પીઠ પાછળ નાંખી દો ! (એટલે કે તેનું સન્માન ન કરો ! બસ તેનું પરિણામ તમે નિકટમાં જ ભોગવશો કારણ કે) ખરેખર મારા પરવરદિગારે તમારા બધા અમલોને (પોતાના જ્ઞાનમાં) ઘેરી રાખેલ છે અને હે મારી કોમ (જો તમને અઝાબનો પણ વિશ્વાસ નથી તો અંતિમ વાત એ છે કે તમારા માટે જાણવું ઉત્તમ છે) તમે પોતાની હાલત ઉપર અમલ કરતા રહો, હું પણ (મારી રીતે) અમલ કરતો રહું છું (બસ) હવે જલદી જ તમને જાણ થઈ જશે કે તે કોણ વ્યક્તિ છે જેના ઉપર એવો અઝાબ આવવાનો છે જે તેને અપમાનિત કરી દેશે અને તે કોણ વ્યક્તિ છે જે જૂઠો હતો (એટલે કે તમે મને નુબુવ્વતના દા'વમાં જૂઠો કહો છો અને મને નીચ સમજો છો તો હવે જાણ થઈ જશે કે જૂઠો કોણ હતો અને અપમાનિત કરનાર અઝાબ કોના ઉપર આવવાનો છે) અને તમે પણ રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઉં છું (કે જોઈ લઈએ કે અઝાબ આવવાનો છે, જેમકે હું કહું છું અથવા તો નથી આવવાનો જેમકે તમે ધારો છો. મતલબ કે, એક સમયગાળા પછી અઝાબનો સામાન શરૂ થઈ ગયો) અને જ્યારે અમારો હુકમ (અઝાબના માટે) આવી પહોંચ્યો (તો) અમે (આ અઝાબથી) શુઅયૂબ (અલૈ.)ને અને જે તેમના સાથીદારોમાં ઈમાનવાળા હતા તેમને પોતાની (ખાસ) કૃપાથી બચાવી લીધા અને તે જાલિમોને એક ભયંકર અવાજે (કે જે જિબ્રઈલ અલૈ.નો અવાજ હતો) આવી પકડી લીધા, બસ પોતાના ઘરોની અંદર ઊંધા પડીને રહી ગયા (અને મૃત્યુ પામ્યા) જેમકે ક્યારેય તેમના ઘરોમાં વસ્યા જ ન હતા, સારી પેઠે સાંભળી લો (અને બોધપાઠ ગ્રહણ કરો) ! મદ્‌યનને રહમતથી દૂરી થઈ જેમકે ષમૂદ રહમતથી દૂર થયા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં હઝરત શુઅયૂબ (અલૈ.) અને તેમની કોમની ઘટના વર્ણન થઈ છે, તેમની કોમ કુફ્ર અને શિર્ક ઉપરાંત માપ–તોલમાં કમી કર્યા કરતી હતી. હઝરત શુઅયૂબ (અલૈ.)એ તેમને ઈમાનનું આમંત્રણ આપ્યું અને માપ–તોલમાં કમી કરવાથી મનાઈ કરી અને તેનો વિરોધ કરનારને અલ્લાહના અઝાબથી ડરાવ્યા પરંતુ તેઓ પોતાના ઈન્કાર અને શરારત ઉપર કાયમ રહ્યા, તેથી સમગ્ર કોમ એક આખા અઝાબમાં સપડાઈ અને તેના દ્વારા તેમનો નાશ કરવામાં આવ્યો જેની વિગત આ પ્રમાણે છે, وَاِلٰی مَدْیَنَ اَخَاھُمْ شُعَیْبًا એટલે કે, “અમે મદ્‌યન તરફ તેમના ભાઈ શુઅયૂબને મોકલ્યા.” "મદ્‌યન" વાસ્તવમાં એક શહેરનું નામ હતું જેને મદ્‌યન બિન ઈબ્રાહીમે વસાવ્યું હતું, તે સિરીયામાં મઆન નામના સ્થળે હોવાનું બતાવવામાં આવે છે, આ શહેરના નિવાસીઓને મદ્‌યનવાસીઓ કહેવાના બદલે ફક્ત મદ્‌યન કહેવામાં આવે છે, હઝરત શુઅયૂબ (અલૈ.) અલ્લાહ તઆલાના મહાન પયગમ્બરોમાંથી છે જેઓ આ જ કોમે મદ્‌યનમાંથી છે એટલા માટે તેમને મદ્‌યનના ભાઈ કહીને તે નેઅ્મત તરફ ઈશારો કરવામાં આવ્યો કે આ કોમના રસૂલ અલ્લાહ તઆલાએ તેમની કોમમાંથી જ બનાવ્યા કે જેથી તેઓ આકર્ષાઈને તેમની હિદાયતનો સરળતાથી સ્વીકાર કરે.

قَالَ یٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَالَکُمْ مِّنْ اِلٰهٍ غَیْرُهٗ ؕ وَلَا تَنْقُصُوا الْمِکْیَالَ وَالْمِیْزَانَ،

એમાં હઝરત શુઅયૂબ (અલૈ.)એ પ્રથમ તો તવહીદનું આમંત્રણ આપ્યું કારણ કે આ લોકો મુશ્રિક હતા, વૃક્ષોનો પૂજાપાઠ કર્યા કરતા હતા જેને કુર્આને શબ્દ اَیْکَه (અયૂકહ)થી ઓળખાવ્યું છે અને તેનો સંબંધ પણ મદ્‌યનવાળાઓ તરફ જોડીને તેમને اَصْحٰبُ الْاَیْکَه (અસ્હાબુલ અયૂકહ)નો લકબ પણ આપવામાં આવ્યો છે અને લેવડ–દેવડના સમયે માપ–તોલમાં કમી કરીને તેઓ લોકોનો હક માર્યા કરતા હતા, હઝરત શુઅયૂબ (અલૈ.)એ તેમને એવું કરવાની મનાઈ કરી હતી.

### ફાયદો :

અત્રે એ વાત ખાસ ધ્યાન આપવાપાત્ર છે કે કુફ્ર અને શિર્ક બધા

ગુનાહોની જડ છે, જે કોમ તેમાં સપડાય છે તેમને પ્રથમ ઈમાનનું આમંત્રણ આપવામાં આવે છે, ઈમાન પહેલાં બીજા વ્યવહારો અને નૈતિક આચરણો ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. દુનિયામાં તેમનો છુટકારો અથવા અઝાબ પણ આ જ ઈમાન અને કુફ્રના આધાર ઉપર થાય છે, બધા જ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની કોમોની ઘટનાઓ જે કુર્આને કરીમમાં વર્ણન થઈ છે આ જ પદ્ધતિની ગવાહી આપે છે, ફક્ત બે કોમો એવી છે જેમના ઉપર અઝાબ નાઝિલ થવામાં કુફ્રની સાથે-સાથે તેમના દુષ્ટ આચરણોની પણ દખલગીરી રહી છે, એક કોમે લૂત (અલૈ.) જેનું વર્ણન હમણા થઈ ચૂક્યું કે તેમના ઉપર જે અઝાબ સમગ્ર વસ્તીને ઊલટાવી દેવાનો આવ્યો હતો તેનું કારણ તેમના દુષ્ટ સજાતીય સંબંધો બતાવવામાં આવ્યું છે, બીજી કોમ હઝરત શુઅયૂબ (અલૈ.)ની કોમ છે જેમના અઝાબનું કારણ કુફ્ર અને શિર્ક ઉપરાંત માપ-તોલમાં કમી કરવાને પણ ઠરાવવામાં આવ્યું છે.

આથી જાણ થઈ કે આ બંને કામ અલ્લાહ તઆલા નિકટ ખૂબ જ જઘન્ય અપરાધો છે, દેખીતી રીતે તેનું કારણ એ છે કે આ બંને કામો એવા છે કે સમગ્ર માનવજાતિને તેનાથી પારાવાર નુકસાન થાય છે અને સમગ્ર દુનિયામાં તેનાથી મોટી અરાજકતા ફેલાઈ જાય છે.

હઝરત શુઅયૂબ (અલૈ.)એ પોતાની કોમને માપ-તોલમાં કમી કરવાના દુષ્ટ કર્મથી રોકવા માટે પયગમ્બર તરીકેની લાગણી અને મહોબ્બતથી પ્રથમ તો આ ફરમાવ્યું, اِنِّیۡۤ اَرٰىكُمۡ بِخَیۡرٍ وَّاِنِّیۡۤ اَخَافُ عَلَیۡكُمۡ عَذَابَ یَوۡمٍ مُّحِیۡطٍ એટલે કે, હું તમને અત્યારે ખૂબ ખુશહાલી અને આર્થિક છૂટછાટમાં જોઈ રહ્યો છું, કોઈ તંગી કે ભૂખમરો નથી જેના કારણે તમે આ દુષ્ટ કર્મ અપનાવી રહ્યા છો, તદુપરાંત અલ્લાહ તઆલાની નેઅ્મતના શુક્રનો તકાદો એ છે કે તમે તેની મખ્લૂક ઉપર અત્યાચાર ન કરો, પછી એ પણ બતાવ્યું કે જો તમે મારી વાત ન સાંભળી અને આ દુષ્ટ કર્મથી ન અટક્યા તો મને ભય છે કે અલ્લાહ તઆલાનો અઝાબ તમને ઘેરી લેશે, આ અઝાબથી આખિરતનો અઝાબ પણ ભાવાર્થ તરીકે હોઈ શકે છે અને દુનિયાનો પણ; પછી દુનિયાનો અઝાબ પણ વિવિધ પ્રકારે આવી શકે છે, ઓછામાં ઓછો અઝાબ એ છે કે તમારી આ ખુશહાલી અને છૂટછાટ સમાપ્ત થઈ જાય અને તમે દુકાળ તથા ચીજવસ્તુઓની અછતમાં સપડાઈ જાઓ, જેમકે

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે,

*"જ્યારે કોઈ કોમ માપ–તોલમાં કમી કરવા લાગે છે તો અલ્લાહ તઆલા તેને દુકાળ અને ચીજવસ્તુઓની અછતમાં સપડાવી દે છે."*

જો કે માપ–તોલમાં કમીની મનાઈ કરવાથી સંપૂર્ણ માપ–તોલ પોતે જ જરૂરી થઈ જાય છે પરંતુ વધારે તાકીદ કરવા માટે હઝરત શુઅયૂબ (અલૈ.)એ ફરમાવ્યું, وَيٰقَوْمِ اَوْفُوا الْمِكْيَالَ وَالْمِيْزَانَ بِالْقِسْطِ وَلَاتَبْخَسُوا النَّاسَ اَشْيَآءَ هُمْ وَلَاتَعْثَوْا فِى الْاَرْضِ مُفْسِدِيْنَ એટલે કે, "હે મારી કોમ ! તમે માપ અને તોલને ન્યાય સાથે પૂર્ણ કર્યા કરો અને લોકોની વસ્તુઓને ઓછી ન કરો અને જમીનમાં ફસાદ ન ફેલાવતા ફરો" પછી તેમને લાગણીપૂર્વક વાત સમજાવી.

بَقِيَّتُ اللّٰهِ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ، وَمَآاَنَاعَلَيْكُمْ بِحَفِيْظٍ એટલે કે, લોકોના હકો માપ–તોલ પૂરેપૂરું અદા કર્યા પછી જે કંઈ બચી રહે તે જ તમારા માટે ઉત્તમ છે જો તમે મારી વાત માનો અને જો મારી વાત નહીં માનો તો યાદ રાખો કે હું એ બાબતનો જવાબદાર નથી કે તમારા ઉપર કોઈ અઝાબ આવી જાય.

હઝરત શુઅયૂબ (અલૈ.) વિશે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તેઓ "ખતીબુલ અંબિયા (અલૈ.)" છે, તેમણે પોતાની કોમને ખૂબ સારી ભાષામાં સમજાવીને હિદાયત ઉપર લાવવાની ભરપૂર કોશીશ કરી પરંતુ આ બધું સાંભળ્યા પછી પણ કોમે તે જ જવાબ આપ્યો જે જાહિલ કોમ પોતાના સુધારકોને આપ્યા કરતી હોય છે, તેમને મહેણા–ટોણા માર્યા, તેમની ઠેકડી ઉડાવી અને કહેવા લાગ્યા,

اَصَلٰوتُكَ تَاْمُرُكَ اَنْ نَّتْرُكَ مَايَعْبُدُ اٰبَآؤُنَآ اَوْاَنْ نَّفْعَلَ فِيْٓ اَمْوَالِنَا مَانَشٰٓؤُا، اِنَّكَ لَاَنْتَ الْحَلِيْمُ الرَّشِيْدُ

એટલે કે શું તમારી નમાઝ તમને એવું બતાવે છે કે અમે તે મઅ્બૂદોને છોડી દઈએ જેની પૂજા અમારા વડવાઓ કરતા ચાલ્યા આવ્યા છે ? અને એ કે અમે પોતાની માલ–મિલકતમાં ખુદ મુખ્તિયાર ન રહીએ કે જે પ્રમાણે અમારો જીવ ચાહે અમે વ્યવહાર ન કરીએ ? બલકે અમારો વ્યવહાર પણ તમને પૂછી–પૂછી કરીએ કે શું હલાલ છે અને શું હરામ ?

હઝરત શુઅયૂબ (અલૈ.)ની નમાઝ સમગ્ર કોમમાં ખૂબ પ્રખ્યાત હતી, તેઓ ખૂબ મોટા પ્રમાણમાં નફલોની ઈબાદતમાં પ્રવૃત્ત રહેતા હતા, એટલા માટે તેમની શિખામણોને ઠેકડી ઉડાવવા માટે નમાઝ સાથે જોડી દીધી કે શું તમારી આ નમાઝ જ તમને (નઊઝુબિલ્લાહ) આવી ખોટી વાતો શિખવાડે છે ? તેમના નિવેદનોથી એ જાણ થાય છે કે તે લોકો એવું સમજતા હતા કે દીન અને શરીઅતનું કાર્ય માત્ર ઈબાદતો સુધી જ મર્યાદિત છે, વ્યવહારમાં અને સામાજિકતામાં તેની કોઈ દખલગીરી નથી, દરેક વ્યક્તિ પોતાના માલમાં જે પ્રમાણે ચાહે ખર્ચ કરે, તેના ઉપર મર્યાદાઓ લગાવવી દીનનું કામ નથી, જેમકે આજના સમયમાં પણ ઘણા બધા નાસમજ લોકો આવી વિચારસરણી ધરાવે છે.

કોમના નિખાલસ હમદર્દ તથા લાગણી રાખનાર વ્યક્તિની નસીહતનો જવાબ આવી કડવી ભાષામાં આપવામાં આવ્યો પરંતુ પોતે શુઅયૂબ (અલૈ.) પયગમ્બરીનો રુત્બો ધરાવતા હતા, આ બધું કંઈ સાંભળ્યા પછી પણ લાગણીપૂર્વક સંબોધન કરી વધારે ધ્યાન અપાવવા માટે ફરીવાર કહ્યું,

يٰقَوۡمِ اَرَاَيۡتُمۡ اِنۡ كُنۡتُ عَلٰى بَيِّنَةٍ مِّنۡ رَّبِّىۡ وَرَزَقَنِىۡ مِنۡهُ رِزۡقًا حَسَنًا

હે મારી કોમ ! મને બતાવો કે જો હું પોતાના પરવરદિગાર તરફથી સત્ય હોવાની દલીલ અને સંપૂર્ણ સાબિતી ધરાવું છું અને અલ્લાહ તઆલાએ ઉત્તમ રોજી પણ અર્પણ કરી છે કે જાહેર રોજી જેના ઉપર રોજી–રોજગારનો આધાર છે તે પણ અર્પણ કર્યું અને બુદ્ધિ તથા સમજદારી પણ અર્પણ કરી, તદુપરાંત વહી અને નુબુવ્વતનું મહામૂલુ ઇનામ પણ અર્પણ કર્યું તો પછી શું તમારી સલાહ એ છે કે હું આ બધી વસ્તુઓના હોવા છતાં તમારી જેમ ગુમરાહ અને જુલમ અપનાવી લઉં અને સત્ય વાત તમને ન પહોંચાડું ? ત્યારબાદ ફરમાવ્યું,

وَمَاۤ اُرِيۡدُ اَنۡ اُخَالِفَكُمۡ اِلٰى مَاۤ اَنۡهٰكُمۡ عَنۡهُ એટલે કે, એ પણ સમજી લો કે હું જે વસ્તુથી તમન રોકું છું હું પોતે પણ તેની પાસે નથી જતો, જો હું તમને મનાઈ કરું અને પોતે તેને કરતો રહું તો તમારા માટે કંઈક કહેવાની સંભાવના હતી.

એનાથી જાણ થાય છે કે પ્રચારક અને વાઈઝ તથા મુબલ્લિગના અમલને તેની વઅ્ઝ અને નસીહતમાં ઘણી મોટી દખલગીરી હોય છે, જે વસ્તુ ઉપર

વાઈઝ (વક્તા) પોતે અમલ ન કરતો હોય તેની વાતનો અન્યો ઉપર કોઈ પ્રભાવ પડતો નથી, પછી ફરમાવ્યું, اِنۡ اُرِيۡدُ اِلَّا الۡاِصۡلَاحَ مَا اسۡتَطَعۡتُ એટલે કે, મારો મકસદ આ સમગ્ર સંઘર્ષ અને મહેનતનો તથા તમને વારંવાર વિનંતી કરી સમજાવવાનો એ સિવાય કંઈ નથી કે હું તમને મારી શક્તિ અને ક્ષમતાની મર્યાદા સુધી સુધારવાનો પ્રયત્ન કરું અને પછી ફરમાવ્યું કે, આ પ્રયત્ન પણ વાસ્તવમાં મારા અધિકારથી નથી, બલકે وَمَا تَوۡفِيۡقِىۡۤ اِلَّا بِاللّٰهِ، عَلَيۡهِ تَوَكَّلۡتُ وَاِلَيۡهِ اُنِيۡبُ એટલે કે, હું જે કંઈ કરું છું તે બધું અલ્લાહ તઆલાની આપેલી તવફીકથી કરું છું નહિતર એ મારા કાબૂમાં જ ન હતું, મને તેના જ ઉપર ભરોસો છે અને હું દરેક કાર્યમાં તેના જ શરણે જાઉં છું.

આ શિખામણ અને નસીહત પછી તેમણે તેમને અલ્લાહ તઆલાના અઝાબથી ડરાવ્યા, وَيٰقَوۡمِ لَا يَجۡرِمَنَّكُمۡ شِقَاقِىۡۤ اَنۡ يُّصِيۡبَكُمۡ مِّثۡلُ مَاۤ اَصَابَ قَوۡمَ نُوۡحٍ اَوۡ قَوۡمَ هُوۡدٍ اَوۡ قَوۡمَ صٰلِحٍ، وَمَا قَوۡمُ لُوۡطٍ مِّنۡكُمۡ بِبَعِيۡدٍ એટલે કે, તમે વિચારો, સમજો; એવું ન થાય કે મારો વિરોધ અને દુશ્મનાવટ તમારા ઉપર કોઈ એવો અઝાબ લાવી દે, જેમકે તમારાથી અગાઉની કોમે નૂહ (અલૈ.) અથવા કોમે હૂદ (અલૈ.) અથવા કોમે સાલિહ (અલૈ.) ઉપર આવી ચૂક્યો છે અને લૂત (અલૈ.)ની કોમ અને તેમના ઈબ્રતનાક બોધદાયક અઝાબ તો તમારાથી કંઈ દૂર પણ નથી. એટલે કે, અંતરના આધારે કોમે લૂતની ઊલટાવી દેવામાં આવેલ વસ્તીઓ મદ્‌યનની નજીક જ છે અને સમયકાળના આધારે પણ તમારાથી ઘણા નજીકના સમય પહેલાં તેમના ઉપર અઝાબ આવ્યો છે, તેનાથી બોધપાઠ ગ્રહણ કરો અને પોતાની હઠધર્મી અને જીદથી પાછા વળો.

તેમની કોમ આ સાંભળીને વધારે ઉશ્કેરાઈ ગઈ અને કહેવા લાગી કે, જો તમારા કુટુંબનું સમર્થન તમને પ્રાપ્ત ન હોત તો અમે તમને "સંગસાર" કરી નાંખ્યા હોત. હઝરત શુઅયૂબ (અલૈ.)એ આ વાત ઉપર પણ તેમને શિખામણ આપી કે તમને મારા કુટુંબનો તો ડર લાગ્યો પરંતુ અલ્લાહ તઆલાનો કંઈ જ ડર નથી જેના કબજામાં સઘળું કાંઈ છે !

અંતે જ્યારે કોમે કોઈ વાત ન માની ત્યારે હઝરત શુઅયૂબ (અલૈ.)એ ફરમાવ્યું, સારું ! હવે તમે અઝાબની રાહ જુઓ, ત્યારબાદ અલ્લાહ તઆલાએ

હઝરત શુઅયૂબ (અલૈ.) અને તેમના ઉપર ઈમાન લાવનારાઓને કાયદેસર વસ્તીઓમાંથી બહાર કાઢી લીધા અને બાકી બધા હઝરત જિબ્રઈલ (અલૈ.)ના એક ભયંકર અવાજના કારણે એકીસાથે સામૂહિક નાશ પામ્યા.

## હુકમો અને મસ્અલાઓ :

### માપ-તોલમાં કમી કરવાનો મસ્અલો :

પ્રસ્તુત આયતમાં કોમે શુઅયૂબ (અલૈ.) ઉપર અઝાબ આવવાનું કારણ તેમનું માપ-તોલમાં કમી કરવાનું બતાવવામાં આવ્યું છે, જેને تَطْفِيْف (તત્ફીફ) કહેવામાં આવે છે અને કુર્આને કરીમે وَيْلٌ لِّلْمُطَفِّفِيْنَ (૮૩:૧)માં એ વિશે કઠોર અઝાબનું વર્ણન કર્યું અને સમગ્ર ઉમ્મતના ઈજ્માઅ્થી આવું કરવું સખત હરામ છે, હઝરત ઉમર ફારૂક (રદિ.)ના એક ફરમાન હેઠળ હઝરત ઈમામ માલિક (રહ.)એ મુઅત્તામાં ફરમાવ્યું છે કે, માપ-તોલમાં કમી કરવાનો મૂળ ભાવાર્થ એ છે કે કોઈનો જે હક કોઈના જિમ્મે છે તેને પૂરેપૂરો અદા ન કરે બલકે તેમાં કમી કરે, ભલે તે માપવા-તોલવાની વસ્તુ હોય અથવા બીજા પ્રકારની; જો કોઈ નોકર પોતાના હોદ્દાની ફરજની અદાયગીમાં ઉણપ રાખે, કોઈ ઑફિસનો કર્મચારી અથવા કોઈ મજૂર પોતાના નિશ્ચિત સમયમાં કમી કરે અથવા નક્કી કરેલ બાબતમાં ત્રુટી કે ઉણપ રાખે તો તે પણ આ જ યાદીમાં સામેલ છે, કોઈ વ્યક્તિ નમાઝના અદબો, સુન્નતો સંપૂર્ણ રીતે અદા નથી કરતો તે પણ આ જ "તત્ફીફ"નો ગુનેહગાર છે. નઊઝુબિલ્લાહ !

તફસીરે કુર્તુબીમાં છે કે, કોમે શુઅયૂબ (અલૈ.)ની એક ટેવ એ હતી કે પ્રદેશમાં જે સિક્કા અને દિરહમ કે દિનારનું ચલણ હતું તેના કિનારેથી કાપીને સોનું-ચાંદી બચાવી લેતા અને કપાયેલા સિક્કા સંપૂર્ણ કિંમત સાથે ચલાવ્યા કરતા હતા, હઝરત શુઅયૂબ (અલૈ.)એ તેમને એવું કરવાથી રોક્યા હતા.

હદીષમાં રસૂલે કરીમ ﷺએ પણ ઈસ્લામી સલતનતના સિક્કાઓને તોડવાનું હરામ ઠરાવ્યું છે અને આયત تِسْعَةُ رَهْطٍ يُّفْسِدُوْنَ فِى الْاَرْضِ وَلَا يُصْلِحُوْنَ ની તફસીરમાં ઈમામ હઝરત ઝૈદ બિન અસ્લમે એ જ ફરમાવ્યું છે કે આ લોકો દિરહમ અને દિનારને તોડીને પોતાનો ફાયદો પ્રાપ્ત કર્યા કરતા હતા જેને કુર્આને મહાન ફસાદ ઠરાવી દીધું છે.

હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ની ખિલાફતના સમયકાળમાં એક વ્યક્તિને આ પ્રકારના ગુનાહમાં પકડવામાં આવ્યો કે તે દિરહમને કાપતો હતો, હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે તેને કોરડાઓની સજા ફટકારી અને માથું મૂડાવીને શહેરમાં ઘુમાવ્યો. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૯૬ થી ૧૦૧)

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَا وَسُلْطٰنٍ مُّبِيْنٍ ﴿٩٦﴾ اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَاتَّبَعُوْٓا اَمْرَ فِرْعَوْنَ ۚ
وَمَآ اَمْرُ فِرْعَوْنَ بِرَشِيْدٍ ﴿٩٧﴾ يَقْدُمُ قَوْمَهٗ يَوْمَ الْقِيٰمَةِ فَاَوْرَدَهُمُ النَّارَ ۖ وَبِئْسَ الْوِرْدُ
الْمَوْرُوْدُ ﴿٩٨﴾ وَاُتْبِعُوْا فِىْ هٰذِهٖ لَعْنَةً وَّيَوْمَ الْقِيٰمَةِ ۖ بِئْسَ الرِّفْدُ الْمَرْفُوْدُ ﴿٩٩﴾ ذٰلِكَ مِنْ
اَنْۢبَآءِ الْقُرٰى نَقُصُّهٗ عَلَيْكَ مِنْهَا قَآئِمٌ وَّحَصِيْدٌ ﴿١٠٠﴾ وَمَا ظَلَمْنٰهُمْ وَلٰكِنْ ظَلَمُوْٓا
اَنْفُسَهُمْ فَمَآ اَغْنَتْ عَنْهُمْ اٰلِهَتُهُمُ الَّتِىْ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مِنْ شَىْءٍ لَّمَّا جَآءَ اَمْرُ رَبِّكَ ۖ
وَمَا زَادُوْهُمْ غَيْرَ تَتْبِيْبٍ ﴿١٠١﴾

## તરજુમો :

*અને અલબત્ત અમે મૂસા (અલૈ.)ને પોતાની નિશાનીઓ અને સ્પષ્ટ સનદ (પ્રમાણ) આપીને મોકલી ચૂક્યા છે (૯૬) ફિરઔન અને તેના સરદારોની પાસે પછી તેઓ ફિરઔનના હુકમો ઉપર ચાલ્યા અને ફિરઔનની વાત કંઈ કામની નથી. (૯૭) કયામતના દિવસે પોતાની કોમની આગળ હશે, પછી તેમને આગ ઉપર પહોંચાડશે અને બુરો ઘાટ છે જેના ઉપર પહોંચ્યા. (૯૮) અને પાછળથી આ દુનિયામાં લા'નત મળતી રહી અને કયામતના દિવસે પણ, બુરું ઈનામ છે જે તેમને મળ્યું. (૯૯) આ વસ્તીઓની થોડી હાલતો છે અમે તમને સંભળાવીએ છીએ અમુક તેમનામાંથી હજુ સુધી કાયમ છે અને અમુકના મૂળ કપાઈ ગયા. (૧૦૦) અને અમે તેમના ઉપર જુલમ નથી કર્યો પરંતુ તેઓ જ પોતાની જાત ઉપર જુલમ કરી ગયા પછી તેમના (જૂઠા) મઅ્બૂદો કંઈ કામ ન આવ્યા જેમને અલ્લાહના સિવાય કોઈ વસ્તુમાં*

*પોકારતા હતા જે સમયે તમારા પરવરદિગારનો હુકમ પહોંચ્યો અને તેમના હકમાં (તે જૂઠા મઅ્બૂદોએ) સર્વનાશ સિવાય કંઈ વધાર્યું નહીં. (૧૦૧)*

## તફસીર :

અને અમે મૂસા (અલૈ.)ને (પણ) પોતાના મોઅ્જિઝાઓ અને સ્પષ્ટ દલીલો આપીને ફિરઔન અને તેના સરદારો પાસે મોકલ્યા, બસ (ન તો ફિરઔને માન્યું અને ન જ તેના સરદારોએ માન્યું, બલકે ફિરઔન પણ પોતાના કુફ્ર ઉપર રહ્યો અને) તે લોકો (પણ) ફિરઔનની (જ) સલાહ ઉપર ચાલતા રહ્યા અને ફિરઔનની સલાહ કંઈ સાચી ન હતી, તે (ફિરઔન) કયામતના દિવસે પોતાની કોમની આગળ–આગળ હશે, પછી તેમને (સૌને) દોઝખમાં ઊતારી દેશે અને તે (દોઝખ) ઊતરવાની ઘણી જ ખરાબ જગ્યા છે જેમાં આ લોકો ઉતારવામાં આવશે અને આ દુનિયામાં પણ લા'નત તેમની સાથે–સાથે રહી અને કયામતના દિવસે પણ (તેમની સાથે રહેશે, એટલા માટે અહીંયાં ક્રોધથી ડૂબાડવામાં આવ્યા અને ત્યાં તેમને દોઝખ મળશે) ઘણું જ ખરાબ ઈનામ છે જે તેમને આપવામાં આવ્યું, આ (જે કંઈ તેમના કિસ્સાઓનો ઉલ્લેખ થયો) તે (નેસ્ત–નાબૂદ થયેલ) વસ્તીઓની અમુક હાલતો હતી જેને અમે તમને વર્ણન કરીએ છીએ (બસ), અમુક વસ્તીઓ તો તેમાં (હજુ પણ) કાયમ છે (દાખલા તરીકે મિસ્રની ફિરઔનની અવલાદ નાશ થયા પછી પણ આબાદ રહી) અને અમુકનો બિલકુલ સર્વનાશ થઈ ગયો અને (અમે જે આ પ્રસ્તુત વસ્તીવાળાઓને સજાઓ આપી, અલબત્ત) અમે તેમના ઉપર જુલમ નથી કર્યો (કે વિના વાંકે તેમને શિક્ષા આપી હોય, જે કંઈ થયું છે તે) પરંતુ તેમણે પોતે જ પોતાના ઉપર જુલમ કર્યો (કે એવી હરકતો કરી જેના ઉપર સજા વાજિબ થઈ ગઈ) બસ, તેમના તે મઅ્બૂદો જેમને તેઓ અલ્લાહને છોડીને પૂજે છે તેમને કંઈ ફાયદો ન પહોંચાડી શક્યા જ્યારે આપના પરવરદિગારનો હુકમ (અઝાબના માટે) આવી પહોંચ્યો (કે તેમને અઝાબથી બચાવી લે) અને (ફાયદો તો શું પહોંચાડી શકવાના હતા, બલકે) તેમણે તેમને નુકસાન જ પહોંચાડ્યું (એટલે કે તેઓ નુકસાનનું કારણ બન્યા કે તેમની પૂજા કરવાના કારણે સજાપાત્ર બન્યા).

——————————

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૧૦૨ થી ૧૧૧)

وَكَذٰلِكَ اَخْذُ رَبِّكَ اِذَآ اَخَذَ الْقُرٰى وَهِىَ ظَالِمَةٌ ؕ اِنَّ اَخْذَهٗۤ اَلِيْمٌ شَدِيْدٌ ﴿۱۰۲﴾ اِنَّ فِىْ
ذٰلِكَ لَاٰيَةً لِّمَنْ خَافَ عَذَابَ الْاٰخِرَةِ ؕ ذٰلِكَ يَوْمٌ مَّجْمُوْعٌ ۙ لَّهُ النَّاسُ وَذٰلِكَ يَوْمٌ مَّشْهُوْدٌ ﴿۱۰۳﴾
وَمَا نُؤَخِّرُهٗۤ اِلَّا لِاَجَلٍ مَّعْدُوْدٍ ﴿۱۰۴﴾ؕ يَوْمَ يَاْتِ لَا تَكَلَّمُ نَفْسٌ اِلَّا بِاِذْنِهٖ ۚ فَمِنْهُمْ شَقِىٌّ
وَّسَعِيْدٌ ﴿۱۰۵﴾ فَاَمَّا الَّذِيْنَ شَقُوْا فَفِى النَّارِ لَهُمْ فِيْهَا زَفِيْرٌ وَّشَهِيْقٌ ﴿۱۰۶﴾ۙ خٰلِدِيْنَ فِيْهَا
مَا دَامَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ اِلَّا مَا شَآءَ رَبُّكَ ؕ اِنَّ رَبَّكَ فَعَّالٌ لِّمَا يُرِيْدُ ﴿۱۰۷﴾ وَاَمَّا
الَّذِيْنَ سُعِدُوْا فَفِى الْجَنَّةِ خٰلِدِيْنَ فِيْهَا مَا دَامَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ اِلَّا مَا شَآءَ رَبُّكَ ؕ
عَطَآءً غَيْرَ مَجْذُوْذٍ ﴿۱۰۸﴾ فَلَا تَكُ فِىْ مِرْيَةٍ مِّمَّا يَعْبُدُ هٰٓؤُلَآءِ ؕ مَا يَعْبُدُوْنَ اِلَّا كَمَا يَعْبُدُ
اٰبَآؤُهُمْ مِّنْ قَبْلُ ؕ وَاِنَّا لَمُوَفُّوْهُمْ نَصِيْبَهُمْ غَيْرَ مَنْقُوْصٍ ﴿۱۰۹﴾ وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى ع
الْكِتٰبَ فَاخْتُلِفَ فِيْهِ ؕ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَقُضِىَ بَيْنَهُمْ ؕ وَاِنَّهُمْ لَفِىْ شَكٍّ
مِّنْهُ مُرِيْبٍ ﴿۱۱۰﴾ وَاِنَّ كُلًّا لَّمَّا لَيُوَفِّيَنَّهُمْ رَبُّكَ اَعْمَالَهُمْ ؕ اِنَّهٗ بِمَا يَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿۱۱۱﴾

## તરજુમો :

*અને એવી જ છે તમારા પરવરદિગારની પકડ જ્યારે વસ્તીઓને પકડે છે અને તેઓ જુલમ કરતા હોય છે નિઃશંક તેની પકડ દર્દનાક છે (અતિશય) કઠોર. (૧૦૨) આ વાતમાં તેના માટે નિશાની છે જે આખિરતના અઝાબથી ડરે છે, તે એક દિવસ છે જેમાં બધા લોકો એકઠા થશે અને તે દિવસ સૌના રજૂ થવાનો છે. (૧૦૩) અને અમે તેને વાર લગાડીએ છીએ બસ એક વાયદા માટે જે નિશ્ચિત છે. (૧૦૪) જે દિવસે તે આવશે કોઈ સજીવ વાત કરી શકશે નહીં પરંતુ તેના હુકમથી, બસ તેમનામાં અમુક બદબખ્ત (દુષ્ટ) છે અને અમુક નેકબખ્ત (ભલા). (૧૦૫) બસ જે લોકો બદબખ્ત છે તેઓ તો આગમાં છે, તેમને ત્યાં ચીસો પાડવાની છે અને બૂમ-બરાડા. (૧૦૬) હંમેશા તેમાં રહેશે જ્યાં સુધી આસમાન અને જમીન રહે પરંતુ જે તમારો*

*પરવરદિગાર ઈચ્છે, નિઃશંક તમારો પરવરદિગાર જે ઈચ્છે કરી નાંખે છે. (૧૦૭) અને જે લોકો નેકબખ્ત (ભલા) છે બસ જન્નતમાં છે તેમાં હંમેશા રહેશે જ્યાં સુધી આસમાન અને જમીન રહે પરંતુ જે તમારો રબ્બ ઈચ્છે, અમર્યાદ બખ્શીશ છે. (૧૦૮) બસ તમે ધોકામાં ન રહો એ વસ્તુઓથી જેને આ લોકો પૂજે છે, કંઈ નથી પૂજતા પરંતુ એવું જ જેમકે આનાથી પહેલાં તેમના બાપદાદા પૂજતા હતા અને અમે તેમને તેમનો હિસ્સો આપવાના છે એટલે કે અઝાબથી; ઘટાડ્યા વિના. (૧૦૯) અને અલબત્ત અમે મૂસા (અલૈ.)ને કિતાબ આપી હતી પછી તેમાં ફૂટ પડી ગઈ અને જો એક શબ્દ તમારો પરવરદિગાર પ્રથમ ન ફરમાવી ચૂક્યો હોત તો તેમનામાં ફેંસલો થઈ જાત અને તેમને એમાં શંકા છે કે ચૈન પડવા નથી દેતો. (૧૧૦) અને જેટલા લોકો છે જ્યારે સમય આવ્યો તેમને તેમના અમલો તમારો પરવરદિગાર પૂરેપૂરા આપશે, તેને બધી ખબર છે જે કંઈ તેઓ કરી રહ્યા છે. (૧૧૧)*

## તફસીર :

અને તમારા પરવરદિગારની પકડ એવી જ (કઠોર) છે જ્યારે તે કોઈ વસ્તીવાળાઓ ઉપર (પકડ) કરે છે જ્યારે કે તેઓ જુલમ (અને કુફ્ર) કર્યા કરતા હોય, બેશક ! તેની પકડ દર્દનાક (અને) કઠોર છે (કે તેનાથી સખત તકલીફ પહોંચે છે અને તેનાથી કોઈ બચી નથી શકતું), આ ઘટનાઓમાં તે વ્યક્તિ માટે મોટો બોધપાઠ છે જે આખિરતના અઝાબથી ડરતો હોય (બોધપાઠનું કારણ દેખીતું છે કે જ્યારે દુનિયાનો અઝાબ આવો કઠોર છે અને દુનિયા તો બદલાનું સ્થળ પણ નથી તો આખિરત કે જે બદલાનું સ્થળ પણ છે ત્યાં કેવો સખત અઝાબ થશે ?!) તે (એટલે કે આખિરતનો દિવસ) એવો દિવસ હશે કે તેમાં બધા જ મનુષ્ય એકઠા કરવામાં આવશે અને તે દરેકની હાજરીનો દિવસ છે (અને તે દિવસ જો કે હજુ સુધી નથી આવ્યો પરંતુ તેના આવવામાં કોઈ શંકા નથી તે અવશ્ય આવશે જ) અને તેને ફક્ત થોડી મુદત માટે (અમુક મસ્લિહતોના કારણે) મુલતવી કરી રાખ્યો છે, (પછી) જે સમયે તે દિવસ આવશે (ભયના માર્યા લોકોની એવી હાલત હશે કે) કોઈ વ્યક્તિ અલ્લાહની પરવાનગી વિના વાત સુદ્ધાં (પણ) કરી શકશે નહીં (હા ! જ્યારે હિસાબ–કિતાબ માટે નાઝિલ થશે અને

તેમના અમલોનો જવાબ માંગવામાં આવશે તે સમયે અલબત્ત મોઢાથી વાત નીકળશે ભલે તે વાત સ્વીકાર્ય હોય અથવા અસ્વીકાર્ય. બસ, તેની આ હાલતમાં તો બધા જ લોકો સામેલ હશે) પછી (આગળ) તેમનામાં (એ ફરક હશે કે) અમુક તો બદ્બખ્ત (એટલે કે કાફિર) હશે અને અમુક નેકબખ્ત (એટલે કે મો'મિન) હશે, બસ જે લોકો બદ્બખ્ત છે તે તો દોઝખમાં એવી હાલતમાં હશે કે તેમાં તેમના બૂમ–બરાડા પડતા રહેશે (અને) હંમેશા–હંમેશા માટે તેમાં રહેશે જ્યાં સુધી આસમાન અને ધરતી કાયમ છે (આ રૂઢિપ્રયોગ કાયમીપણુ બતાવવા માટે છે) અને કોઈ નીકળવાનો માર્ગ હશે નહીં, હા ! જો અલ્લાહને જ (કાઢવાનું) મંજૂર હોય તો બીજી વાત છે (કારણ કે) આપનો પરવરદિગાર જે કંઈ ઈચ્છે તેને સંપૂર્ણ રીતે કરી શકે છે (પરંતુ શક્તિ હોવા છતાં આ વાત ચોક્કસ નક્કી છે કે અલ્લાહ એ વાત ઈચ્છશે નહીં એટલા માટે તેમને તેમાંથી નીકળવું નસીબ નહીં થાય) અને રહી ગયા તે લોકો જેઓ નેકબખ્ત છે બસ તેઓ જન્નતમાં હશે (અને) તેઓ તેમાં (દાખલ થયા પછી) હંમેશા–હંમેશા માટે રહેશે જ્યાં સુધી આસમાન અને ધરતી કાયમ છે (બસ, જો કે જતાં પહેલા અમુક સજા ભોગવી હોય) તે રહમતથી દૂર ન થશે (અને જ્યારે કાફિરોની વબાલ ઉપરની આયતોથી જાણ થઈ ચૂકી) બસ, (હે શ્રોતા !) જે વસ્તુની આ (લોકો) પૂજા કરે છે તેના વિશે જરા પણ શંકા ન કરજો (બલકે, વિશ્વાસ રાખો કે તેમનો આ અમલ સજાનું કારણ છે તેના બાતિલ હોવાના કારણે અને બાતિલ હોવાની દલીલ એ છે કે) આ લોકો પણ એ જ પ્રમાણે (વિના દલીલે બલકે દલીલ વિરુદ્ધ ગયરૂલ્લાહની) ઈબાદત કરી રહ્યા છે જે પ્રમાણે તેમના અગાઉ તેમના બાપ–દાદા ઈબાદત કરતા હતા (અને દલીલ વિરુદ્ધ અમલ કરવો બાતિલ તથા સજાપાત્ર હોય છે) અને અમે ચોક્કસ (કયામતમાં) તેમનો (અઝાબનો) હિસ્સો તેમને પૂરેપૂરો થોડું પણ ઓછું કર્યા વિના પહોંચાડી આપીશું અને અમે મૂસા (અલૈ.)ને કિતાબ (એટલે કે તવરાત) આપી હતી, બસ તેમાં (પણ કુર્આનની જેમ) વિરોધ કરવામાં આવ્યો (કે કોઈએ માન્યું અને કોઈએ ન માન્યું. આ કોઈ આપના માટે નવી વાત નથી બસ તમે ગમ ન કરો) અને (આ ઈન્કારીઓ એવા અઝાબના હકદાર છે કે) જો એક વાત ન હોત જે આપના પરવરદિગાર તરફથી પ્રથમ ઠરાવવામાં આવી ચૂકી છે (કે સંપૂર્ણ અઝાબ તેમને આખિરતમાં આપવામાં આવશે) તો (જે વસ્તુમાં તેઓ વિરોધ કરી

રહ્યા છે) તેમનો (આખરી) ફૈંસલો (દુનિયામાં જ) થઈ ચૂક્યો હોત (એટલે કે તે અદૃષ્ય અઝાબ ઉપસ્થિત થઈ ચૂક્યો હોત) અને આ લોકો (નિશાનીઓ હોવા છતાં હજુ પણ) એ (ફૈંસલા એટલે કે અદૃષ્ય અઝાબ)ના તરફથી એવી શંકામાં (પડ્યા) છે જેણે તેમને મૂંઝવણમાં નાંખી રાખ્યા છે (કે તેમને અઝાબનો વિશ્વાસ જ નથી આવતો, શંકાનો મતલબ આ જ છે) અને (કોઈના શક અને ઈન્કારના કારણે આ અઝાબ ટળશે નહીં, બલકે) અવશ્ય સૌ એવા જ છે કે તમારો પરવરદિગાર તેમને તેમના અમલો(ના બદલા)નો પૂરો-પૂરો હિસ્સો આપશે, ખરેખર તેમના બધા અમલોની તે સંપૂર્ણ ખબર રાખે છે (જ્યારે તેમના સજાના મા'મલાથી તમારે કોઈ લેવા-દેવા નથી તો તમે અને મુસલમાનો પોતાના કાર્યોમાં લાગેલા રહો તે કામ એ છે જે આગળની આયતોમાં પ્રસ્તુત છે).

———————————

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૧૧૨-૧૧૩)

فَاسْتَقِمْ كَمَآ أُمِرْتَ وَمَنْ تَابَ مَعَكَ وَلَا تَطْغَوْا ۚ إِنَّهُۥ بِمَا تَعْمَلُونَ بَصِيرٌ ﴿١١٢﴾ وَلَا
تَرْكَنُوٓا۟ إِلَى ٱلَّذِينَ ظَلَمُوا۟ فَتَمَسَّكُمُ ٱلنَّارُ وَمَا لَكُم مِّن دُونِ ٱللَّهِ مِنْ أَوْلِيَآءَ ثُمَّ لَا تُنصَرُونَ ﴿١١٣﴾

## તરજુમો :

*બસ તમે સીધા ચાલ્યા જાઓ જેવો તમને હુકમ થયો અને જેણે તમારી સાથે તવબહ કરી અને હદથી ન વધો બેશક ! તે જુએ છે જે કંઈ તમે કરો છો. (૧૧૨) અને તેમના તરફ ન ઢળો જેઓ જાલિમ છે પછી તમને આગ લાગશે અને અલ્લાહના સિવાય તમારો કોઈ મદદગાર નથી, પછી ક્યાંય મદદ પામશો નહીં. (૧૧૩)*

## તફસીર :

(હે નબી ﷺ !) જે પ્રમાણે તમને હુકમ થયો છે (દીનના માર્ગ ઉપર) કાયમ રહો અને તે લોકો પણ (કાયમ રહે) જેઓ કુફ્રથી તવબહ કરીને તમારી સાથે છે અને (દીનના) વર્તુળથી જરાપણ બહાર ન નીકળો, ખરેખર તે (અલ્લાહ) તમારા બધા અમલોને સારી પેઠે જોઈ રહ્યો છે અને (હે મુસલમાનો ! તે) જાલિમોના તરફ (અથવા જેઓ તેમના જેવા હોય તેમના તરફ ગાઢ મિત્રતાથી

અથવા તેમના જેવા અમલો અને અહેવાલોમાં તેમની સમાનતા અને ભાગીદારીથી) ન ઝૂકો (કે) ક્યાંક તમને દોઝખની આગ લાગી જાય અને (તે સમયે) અલ્લાહના સિવાય કોઈ સહાય કરનાર ન હોય પછી તમારી સહાયતા કોઈ તરફથી પણ ન થાય (કારણ કે સહાયતા અને હિમાયત કરવી તો સહેલી છે જ્યારે કોઈ સહાયક કે હિમાયતી જ નથી તો સહાય કરનાર કોણ હશે ?)

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ હૂદ (અલૈ.)માં અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની કોમોની ઘટનાઓ હઝરત નૂહ (અલૈ.)થી શરૂ કરીને હઝરત મૂસા (અલૈ.) સુધી ક્રમબદ્ધ અને વિગતપૂર્વક વર્ણન કરવામાં આવી છે, જેમાં સેંકડો બોધપાઠ, હુકમો, સૂચનાઓ તથા નિયમો બતાવવામાં આવ્યા છે. આ ઘટનાઓની સમાપ્તિ ઉપર રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને તેનાથી બોધપાઠ અને શિખામણ પ્રાપ્ત કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે. ફરમાવ્યું, ذٰلِکَ مِنْ اَنۡبَـآءِ الۡقُرٰی نَقُصُّهٗ عَلَیۡکَ مِنۡهَا قَآئِمٌ وَّحَصِیۡدٌ એટલે કે, આ છે અગાઉના શહેરો અને વસ્તીઓના કિસ્સાઓ જે અમે આપને સંભળાવ્યા છે ! આ વસ્તીઓ જેના ઉપર અલ્લાહનો અઝાબ આવ્યો તેમનામાંથી અમુકની તો હજુ સુધી કંઈક ઈમારતો અથવા ખંડેર મોજૂદ છે અને અમુક વસ્તીઓ એવી કરી નાંખવામાં આવી છે જેવી રીતે કે ખેતી લણી લીધા પછી જમીન સમથળ કરી દેવામાં આવે છે અને પાછલા પાકનું નિશાન સુદ્ધાં બાકી રહેતું નથી.

ત્યારબાદ ફરમાવ્યું, અમે તેમના ઉપર કોઈ જુલમ કર્યો નથી બલકે તેમણે પોતે પોતાની જાત ઉપર જુલમ કર્યો કે પોતાના પેદા કરનાર અને પોષણ આપનારને છોડીને મૂર્તિઓ અને અન્ય વસ્તુઓને પોતાનો ખુદા બનાવી બેઠા, જેનો અંજામ એ થયો કે જ્યારે અલ્લાહ તઆલાનો અઝાબ આવ્યો તો તેમના ઘડી કાઢેલા જૂઠા મઅ્બૂદોએ તેમની કોઈ મદદ ન કરી અને અલ્લાહ તઆલા જ્યારે વસ્તીઓને અઝાબમાં પકડે છે તો તેની પકડ એવી જ સખત અને દર્દનાક હોય છે.

ત્યારબાદ તેમને આખિરતની ચિંતામાં પ્રવૃત્ત કરવા માટે ફરમાવ્યું કે, આ ઘટનાઓમાં તે લોકો માટે મોટો બોધપાઠ અને નિશાનીઓ છે જેઓ આખિરતના

અઝાબથી ડરે છે, જે દિવસે બધી જ આદમ (અલૈ.)ની અવલાદ એક સ્થળે એકઠી અને હાજર હશે તે દિવસની હાલત એવી હશે કે કોઈ વ્યક્તિની મજાલ થશે નહીં કે અલ્લાહની પરવાનગી વિના એક શબ્દ પણ જીભથી બોલી શકે, ત્યારબાદ રસૂલે કરીમ ﷺને પુનરાવર્તિત સ્વરૂપે સંબોધન કરીને ફરમાવ્યું, فَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ وَمَنْ تَابَ مَعَكَ وَلَا تَطْغَوْا اِنَّهٗ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ એટલે કે, તમે દીનના માર્ગ ઉપર એ જ પ્રમાણે કાયમ રહો જે પ્રમાણે તમને હુકમ આપવામાં આવ્યો છે અને તે લોકો પણ કાયમ રહે જેઓ કુફ્રથી તવબહ કરીને તમારી સાથે થઈ ગયા છે અને અલ્લાહ તઆલાની નક્કી કરેલ મર્યાદાઓથી ન નીકળો, કારણ કે તે તમારી બધી પ્રવૃત્તિઓને સારી પેઠે જોઈ રહ્યો છે.

**اِسْتِقَامَتُ (ઇસ્તિકામત)નો ભાવાર્થ તથા અગત્યના ખુલાસાઓ અને મસ્અલાઓ :**

اِسْتِقَامَتُ (ઈસ્તિકામત)નો અર્થ "સીધું ઊભું રહેવું (સ્થિર)" થાય છે, જેમાં કોઈપણ બાજુ થોડો પણ ઝુકાવ કે નમેલું ન હોય. દેખીતું છે કે આ કાર્ય સરળ નથી, કોઈ લોઢા, પથ્થર વગેરેને નિષ્ણાત એન્જિનિયર એ રીતે ઊભું કરી શકે છે કે તેમાં દરેક બાજુ સરખી રીતે સીધું ઊભું રહે, કોઈ તરફ થોડો પણ ઝુકાવ ન હોય પરંતુ કોઈ હલન-ચલન કરનાર વસ્તુને દરેક સમયે દરેક પરિસ્થિતિમાં એક જ હાલત ઉપર કાયમ રાખવું અત્યંત મુશ્કેલ છે આ બાબત જાણકારોથી ગુપ્ત નથી.

રસૂલે કરીમ ﷺ અને બધા જ મુસલમાનોને આ આયતમાં પોતાના પ્રત્યેક કામમાં દરેક પરિસ્થિતિમાં "ઈસ્તિકામત" ઉપર રહેવાનો હુકમ ફરમાવવામાં આવ્યો છે, "ઈસ્તિકામત" શબ્દ તો નાનો છે પરંતુ તેનો ભાવાર્થ ખૂબ મહાનતા અને વિશાળતા ધરાવે છે, કારણ કે તેનો અર્થ એ છે કે મનુષ્ય પોતાની માન્યતાઓ, ઈબાદતો, વ્યવહારો, અખ્લાક, સામાજિકતા, આર્થિક વ્યવહારો અને તેની આવક અને જાવક બધા જ વિષયોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની કાયમ કરેલ મર્યાદાઓ અને હદોની અંદર અને તેના બતાવેલા માર્ગ ઉપર સીધો ચાલતો રહે, તેમાંથી કોઈપણ બાબતમાં કોઈપણ પ્રવૃત્તિ અને ગમે તેવી પરિસ્થિતિમાં કોઈ એક તરફે નમી જાય અથવા તો ઓછું-વધારે થઈ જશે તો "ઈસ્તિકામત" બાકી રહેતી નથી.

દુનિયામાં જેટલી પણ ગુમરાહીઓ અને ખરાબીઓ અસ્તિત્વમાં આવે છે તે બધી આ જ "ઈસ્તિકામત"થી હટી જવાના પરિણામે હોય છે. માન્યતાઓમાં "ઈસ્તિકામત" (સ્થિરતા) ન રહે તો બિદ્અતોની શરૂઆત થઈને કુફ્ર–શિર્ક સુધી નોબત પહોંચી જાય છે. અલ્લાહ તઆલાએ તવહીદ અને તેની જાત તથા સિફતો વિશે જે મોઅ્તદિલ અને સાચા સિદ્ધાંતો રસૂલે કરીમ ﷺને વર્ણન કર્યા છે તેમાં વધારો–ઘટાડો કરનારા ભલે પોતાની સારી નિય્યતથી એવું કરતા હોય તેઓ ગુમરાહ જ કહેવાશે. અંબિયા (અલૈ.)ના સન્માન અને મહોબ્બતની જે હદો નક્કી કરવામાં આવી છે તેમાં ઉણપ રાખનારાનું ગુમરાહ તથા ગુસ્તાખ હોવું તો બધા જ જાણે છે પરંતુ તેમાં વધારો અને અતિશયોક્તિ કરીને રસૂલને ખુદાની સિફતો તથા તેના અધિકારોના માલિક બનાવી દેવું પણ એ જ પ્રમાણે ગુમરાહી છે, યહૂદીઓ અને નસારા આ જ ગુમરાહીમાં ખોવાઈ ગયા. ઈબાદતો અને અલ્લાહની નજદીકી માટે જે તરીકાઓ કુર્આને કરીમ અને રસૂલે કરીમ ﷺએ નક્કી કર્યા છે તેમાં થોડી ઘણી પણ કમી કે ઉણપ જે પ્રમાણે માનવીને સ્થિરતાથી હટાવી દે છે એ જ પ્રમાણે તેમાં પોતાના તરફથી કોઈ વધારો પણ "ઈસ્તિકામત" (સ્થિરતા)ને બરબાદ કરીને માનવીને બિદ્અતોમાં સપડાવી દે છે, ભલે તે ખૂબ જ નેક અને ભલી નિય્યત સાથે એવું સમજતો રહે કે હું મારા પરવરદિગારને રાજી કરી રહ્યો છું પરંતુ તે તેની નારાજગીનું કારણ હોય છે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ ઉમ્મતને બિદ્અતો અને ઉપજાવી કાઢેલી બાબતો વિશે ખૂબ વધારે તાકીદની સાથે મનાઈ કરી છે અને તેને સતત ગુમરાહી ઠરાવી દીધી છે તેથી માણસ માટે જરૂરી છે કે જ્યારે તે કોઈ કામ ઈબાદત અને અલ્લાહ અને રસૂલ ﷺની ખુશી ખાતર કરે તો તે કાર્ય કરતા પહેલાં એ બાબતની સંપૂર્ણ તહકીક કરી લે કે આ કામ રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)થી આ જ પરિસ્થિતિ અને સ્વરૂપમાં સાબિત થયેલ છે કે નહિ ? અને જો સાબિત ન થયું હોય તો તેમાં પોતાની શક્તિ અને સામર્થ્યને વ્યર્થ વેડફે નહિ.

એ જ પ્રમાણે વ્યવહાર અને અખ્લાક તથા સામાજિકતાની બધી બાબતોમાં કુર્આને કરીમના બતાવેલા સિદ્ધાંતો ઉપર રસૂલે કરીમ ﷺએ પોતાની અમલી અને પ્રેક્ટિકલ તા'લીમ વડે એક મધ્યમ અને સાચો માર્ગ સ્થાપિત કરી દીધો છે જેમાં દોસ્તી, દુશ્મની, નરમી, ગરમી, ગુસ્સો અને સહનશીલતા, કંજૂસી

અને સખાવત, આર્થિક લેવડ–દેવડ તથા દુનિયા છોડવી, અલ્લાહ ઉપર ભરોસો કરવો તથા સંભવિત યુક્તિઓ દ્વારા જીવન–જરૂરી ચીજ–વસ્તુઓ ઉત્પન્ન કરવી–કરાવવી અને 'મુસબ્બિબુલ અસ્બાબ' પરવરદિગારે આલમ ઉપર નજર; આ બધી વસ્તુઓમાં એક એવો મધ્યમ અને સીધો માર્ગ મુસલમાનો માટે આપ્યો છે કે તેનું દષ્ટાંત વિશ્વમાં ક્યાંય મળી શકતું નથી, તેને અપનાવવાથી જ માનવ સંપૂર્ણ માનવી બની શકે છે, તે ઈસ્તિકામતથી એટલે કે સ્થિરતાથી થોડું પણ આમ–તેમ નમી જવાના પરિણામે સમાજમાં દરેક પ્રકારની ખરાબીઓ પેદા થાય છે.

ખુલાસો એ છે કે ઈસ્તિકામત એક ઠોસ શબ્દ છે કે દીનના બધા જ વિભાગો અને ફરજો તથા તેના ઉપર સાચો અમલ તેનું વિવરણ છે.

સુફિયાન બિન અબ્દુલ્લાહ ષકફી (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે, મને ઈસ્લામ વિશે કોઈ એવી ઠોસ વાત બતાવી આપો કે તમારા પછી મને કોઈનાથી કંઈ પૂછવાની આવશ્યકતા જ ન રહે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, قُلْ اٰمَنْتُ بِاللّٰهِ ثُمَّ اسْتَقِمْ એટલે કે, "અલ્લાહ ઉપર ઈમાન લાવો અને પછી તેના ઉપર કાયમ રહો." *(રવાહુ મુસ્લિમ અજ કુર્તુબી)*

ઉસ્માન બિન હાજિર અઝ્દી (રહ.) ફરમાવે છે કે, "હું એક વખતે કુર્આનના વિવરણકાર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની સેવામાં હાજર થયો અને વિનંતી કરી કે મને કોઈ વસિય્યત કરો, તેમણે ફરમાવ્યું عَلَيْكَ بِتَقْوَى اللّٰهِ وَالْاِسْتِقَامَةِ اِتَّبِعْ وَلَا تَبْتَدِعْ (રવાહુદારમી ફી મસ્નદિહી અજ કુર્તુબી) તમે તકવો અને અલ્લાહના ડરને મજબૂતીથી પકડો અને ઈસ્તિકામત (સ્થિરતા)ને પણ; જેની રીત એ છે કે દુનિયાના વ્યવહારોમાં શરીઅતનું અનુસરણ કરો અને પોતાના તરફથી કોઈ બિદ્અત ઉત્પન્ન ન કરો."

આ દુનિયામાં સૌથી વધારે મુશ્કેલ કામ ઈસ્તિકામત જ છે, એટલા માટે સંશોધનકાર સુફીઓએ ફરમાવ્યું કે ઈસ્તિકામતનું સ્થાન કરામત કરતાં પણ ઉચ્ચ કક્ષાનું છે, એટલે કે જે વ્યક્તિ દીનના કાર્યોમાં કાયમીપણુ અપનાવે છે ભલે સમગ્ર જીવન તેનાથી કોઈ કરામત જાહેર ન થાય તો પણ તે ઉચ્ચ કક્ષાનો વલી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, સમગ્ર

કુર્આનમાં રસૂલે કરીમ ﷺ ઉપર આ આયતથી વધારે સખત અને કઠોર કોઈ આયત નાઝિલ નથી થઈ અને ફરમાવ્યું કે, જ્યારે સહાબએ કિરામ (રદિ.)એ એક વખતે નબીએ કરીમ ﷺની દાઢી મુબારકમાં અમુક સફેદ બાલ જોયા તો અફસોસ અને હસરતથી વિનંતી કરી કે હવે ઝડપથી ઘડપણ તમારા તરફ આવી રહ્યું છે તો ફરમાવ્યું, 'મને સૂરએ હૂદ (અલૈ.)એ ઘરડો કરી દીધો.' સૂરએ હૂદ (અલૈ.)માં જે અગાઉની કોમો ઉપર સખત અને ભયંકર અઝાબની ઘટનાઓ પ્રસ્તુત છે તે પણ તેનું કારણ હોઈ શકે છે પરંતુ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આ આયત જ તેનું કારણ છે.

તફસીરે કુર્તુબીમાં અબૂ અલી સરીથી નકલ થયું છે કે તેમણે સ્વપ્નમાં રસૂલે કરીમ ﷺને જોયા તો વિનંતી કરી કે આપે એવું ફરમાવ્યું છે કે મને સૂરએ હૂદ (અલૈ.)એ ઘરડો કરી દીધો ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હા ! તેમણે ફરી પૂછ્યું કે, આ સૂરતમાં જે અંબિયા (અલૈ.)ની ઘટનાઓ અને તેમની કોમોના અઝાબનું વર્ણન છે તેણે આપને ઘરડા કરી દીધા ? તો ફરમાવ્યું, નહીં ! બલકે અલ્લાહ તઆલાના આ ઈરશાદે, فَاسۡتَقِمۡ كَمَآ أُمِرۡتَ

એ દેખીતું છે કે રસૂલે કરીમ ﷺ તો સંપૂર્ણ માનવીનો એક તાદષ્ય નમૂનો બનીને દુનિયામાં જન્મ્યા હતા અને સ્વાભાવિક રીતે પણ ઈસ્તિકામત આપની ટેવ હતી પરંતુ તો પણ આટલો બધો ભાર તેમણે એટલા માટે અનુભવ્યો કે આયતમાં મુતલક ઈસ્તિકામતનો હુકમ નથી બલકે હુકમ એ છે કે અલ્લાહના હુકમ પ્રમાણે ઈસ્તિકામત હોવી જોઈએ, અંબિયા (અલૈ.) ઉપર જે પ્રમાણે અલ્લાહનો ડર છવાયેલો હોય છે તે સૌને ખબર છે, આ ભય અને ડરનો જ એ પ્રભાવ હતો કે રસૂલે કરીમ ﷺ સંપૂર્ણ ઈસ્તિકામત ઉપર હોવા છતાં તેમને આવી ચિંતા થઈ.

એવું પણ બની શકે છે કે રસૂલે કરીમ ﷺને પોતાની ઈસ્તિકામતની વધારે ફિકર ન હતી, કારણ કે તેઓને અલ્હમ્દુલિલ્લાહ તે સંપૂર્ણપણે પ્રાપ્ત થઈ હતી પરંતુ આ આયતમાં સમગ્ર ઉમ્મતને પણ એ જ હુકમ આપવામાં આવ્યો છે અને ઉમ્મતનું ઈસ્તિકામત ઉપર કાયમ રહેવું મુશ્કેલ જોઈને શક્ય છે કે તેમને આ ફિકર અને ચિંતા થઈ હોય.

ઈસ્તિકામતના હુકમ પછી ફરમાવ્યું, وَلَا تَطۡغَوۡا (વલા તત્ગવ) આ શબ્દ

طُغْيَانْ (તુગ્યાન)થી બન્યો છે, તેનો અર્થ "સીમામાંથી નીકળી જવું" થાય છે જે ઈસ્તિકામતનો વિરુદ્ધાર્થી શબ્દ છે, આયતમાં ઈસ્તિકામતનો હુકમ હકારાત્મક શૈલીમાં આપવાને પૂરતું ગણ્યું નથી બલકે તેના નકારાત્મક પાસાઓની મનાઈ પણ ખૂબ સ્પષ્ટતાપૂર્વક ખુલાસાવાર કરવામાં આવી કે અકીદાઓ, ઈબાદતો, વ્યવહાર, નૈતિકતા, અખ્લાક વગેરેમાં અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺની નક્કી કરેલ સીમાઓથી બહાર ન નીકળો કે એ દરેક પ્રકારની ફસાદ અને દીની તથા દુનિયવી ખરાબી ઉત્પન્ન થવાનો માર્ગ છે.

બીજી આયતમાં માનવીને ખરાબી તથા બરબાદીથી બચાવવા માટે બીજું એક અગત્યનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. وَلَاتَرْكَنُوْٓا اِلَى الَّذِيْنَ ظَلَمُوْا فَتَمَسَّكُمُ النَّارُ એટલે કે, "જાલિમો તરફ સામાન્ય ઝુકાવ પણ ન રાખો, ક્યાંક એવું ન થાય કે તેમની સાથે તમને પણ જહન્નમની આગ લાગી જાય." لَا تَرْكَنُوْا (લા તર્‌કનૂ) શબ્દ એ رُكُوْن (રુકૂન)થી બન્યો છે જેનો અર્થ છે કે "કોઈના તરફ નાનું સરખું વલણ કે ઝુકાવ કે તેના ઉપર ભરોસો અથવા ખુશી હોય." એટલા માટે આયતનો ભાવાર્થ એ થાય છે કે અત્યાચાર અને જોર-જુલમમાં પોતે ભાગ લેવો તો દીન અને દુનિયાની તબાહી હોવું બધા જ જાણે છે પરંતુ જાલિમો તરફ થોડો પણ ઝુકાવ અને તેમના તરફ ઢળેલું વલણ અથવા તેનાથી રાજી થવું તથા તેમના ઉપર ભરોસો કરવો પણ માનવીને બરબાદીના કિનારા ઉપર લાવી ઊભા કરી દે છે.

આ ઝુકાવ અને વલણનો શું ભાવાર્થ છે ? તેના વિશે સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના અમુક નિવેદનો નકલ થયા છે જેમાં કોઈ વિરોધાભાસ કે મતભેદ નથી, દરેક પોત-પોતાના સ્થળે યોગ્ય અને સાચા છે.

હઝરત કતાદહ (રદિ.) ફરમાવે છે કે, ભાવાર્થ એ છે કે જાલિમો સાથે મિત્રતા ન કરો અને તેમનું કહ્યું ન માનો. ઈબ્ને જુરૈજ (રહ.)એ ફરમાવ્યું કે, જાલિમો તરફ કોઈપણ પ્રકારનું વલણ ન રાખો. અબૂલ આલિયહ (રહ.)એ ફરમાવ્યું કે, તેમના અમલો અને પ્રવૃત્તિઓને પસંદ ન કરો. (કુર્તુબી) સુદ્દી (રહ.)એ ફરમાવ્યું કે, જાલિમો સાથે مُدَاهَنَتْ (મુદાહનત) ન કરો, એટલે કે તેમના ખરાબ અમલો ઉપર મૌન ન રહો અથવા ખુશી જાહેર ન કરો. ઈકરીમા (રહ.)એ ફરમાવ્યું કે, જાલિમોના સોબતમાં ન બેસો. કાઝી બયઝાવી (રહ.)એ

ફરમાવ્યું કે, ચહેરો-મહોરો અને ફેશન તથા રહેવા-સહેવાની પદ્ધતિઓમાં તેમનું અનુસરણ કરવું આ બધું તે જ મનાઈમાં સામેલ છે.

કાઝી બયઝાવી (રહ.)એ ફરમાવ્યું કે, જુલમ અને બળજબરીની મનાઈ તથા હરામ હોવા માટે આ આયતમાં તે અતિશય કઠોરતા છે જે સૌથી વધારે હોવાની કલ્પના કરી શકાય છે, કારણ કે જાલિમોની સાથે મિત્રતા અને ગાઢ સંબંધ જ નહિ બલકે તેમના તરફ ઢળેલું સામાન્ય કક્ષાનું વલણ અને ઝુકાવ તથા તેમની પાસે બેસવાની પણ મનાઈ કરવામાં આવી છે.

ઈમામ અવઝાઈ (રહ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા નજીક કોઈ વ્યક્તિ તે આલિમથી વધારે સુગપાત્ર નથી જે પોતાના દુનિયાના લાભો ખાતર કોઈ જાલિમને મળવા જાય. *(મઝહરી)*

તફસીરે કુર્તુબીમાં છે કે, આ આયતથી જાણ થાય છે કે કાફિરો અને ગુનેહગારો તથા બિદ્અતીઓની સોબતથી બચવું વાજિબ છે એ સિવાય કે કોઈ મજબૂરીથી તેમને મળવું પડે અને વાસ્તવિકતા એ જ છે કે માનવીની સુધારણા અને ફસાદમાં સૌથી મોટી દખલગીરી સોબત અને માહોલની હોય છે, એટલા માટે હઝરત હસન બસરી (રહ.)એ આ બંને આયતોના બે શબ્દો વિશે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ સમગ્ર દીનને બે શબ્દો "લા"માં લાવીને ભેગો કરી દીધો છે, એક પ્રથમ આયતમાં لَاتَطْغَوْا (લા તત્ગવ) અને બીજું બીજી આયતમાં لَاتَرْكَنُوْا (લા તર્કનૂ). પ્રથમ શબ્દમાં શરીઅતની હદોથી બહાર નીકળી જવાની અને બીજા શબ્દમાં ખરાબ લોકોની સોબતની મનાઈ છે અને આ જ બંને બાબતો સમગ્ર દીનનો ખુલાસો છે.

---

## આયતો : (સૂરએ હૂદ : આયત નં. ૧૧૪ થી ૧૨૩)

وَاَقِمِ الصَّلٰوةَ طَرَفَيِ النَّهَارِ وَزُلَفًا مِّنَ الَّيْلِ ؕ اِنَّ الْحَسَنٰتِ يُذْهِبْنَ السَّيِّاٰتِ ؕ ذٰلِكَ
ذِكْرٰى لِلذّٰكِرِيْنَ ﴿۱۱۴﴾ وَاصْبِرْ فَاِنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ﴿۱۱۵﴾ فَلَوْلَا كَانَ
مِنَ الْقُرُوْنِ مِنْ قَبْلِكُمْ اُولُوْا بَقِيَّةٍ يَّنْهَوْنَ عَنِ الْفَسَادِ فِى الْاَرْضِ اِلَّا قَلِيْلًا مِّمَّنْ

أَنْجَيْنَا مِنْهُمْ ۚ وَاتَّبَعَ الَّذِيْنَ ظَلَمُوْا مَآ أُتْرِفُوْا فِيْهِ وَكَانُوْا مُجْرِمِيْنَ ﴿١١٦﴾ وَمَا كَانَ
رَبُّكَ لِيُهْلِكَ الْقُرٰى بِظُلْمٍ وَّ أَهْلُهَا مُصْلِحُوْنَ ﴿١١٧﴾ وَلَوْ شَآءَ رَبُّكَ لَجَعَلَ النَّاسَ
أُمَّةً وَّاحِدَةً وَّلَا يَزَالُوْنَ مُخْتَلِفِيْنَ ﴿١١٨﴾ إِلَّا مَنْ رَّحِمَ رَبُّكَ ۗ وَلِذٰلِكَ خَلَقَهُمْ ۗ
وَتَمَّتْ كَلِمَةُ رَبِّكَ لَأَمْلَئَنَّ جَهَنَّمَ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ أَجْمَعِيْنَ ﴿١١٩﴾ وَكُلًّا نَّقُصُّ
عَلَيْكَ مِنْ أَنْبَآءِ الرُّسُلِ مَا نُثَبِّتُ بِهٖ فُؤَادَكَ ۚ وَجَآءَكَ فِيْ هٰذِهِ الْحَقُّ وَمَوْعِظَةٌ
وَّذِكْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿١٢٠﴾ وَقُلْ لِّلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ ۗ إِنَّا
عٰمِلُوْنَ ﴿١٢١﴾ وَانْتَظِرُوْا ۚ إِنَّا مُنْتَظِرُوْنَ ﴿١٢٢﴾ وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْأَرْضِ وَإِلَيْهِ
يُرْجَعُ الْأَمْرُ كُلُّهٗ فَاعْبُدْهُ وَتَوَكَّلْ عَلَيْهِ ۗ وَمَا رَبُّكَ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿١٢٣﴾ ع

## તરજુમો :

*અને નમાઝને કાયમ કરો દિવસના બંને તરફ(ના છેડે) અને રાતના અમુક ટૂકડાઓમાં, અલબત્ત નેકીઓ બુરાઈઓને દૂર કરે છે; આ યાદગીરી છે યાદ રાખનારાઓ માટે. (૧૧૪) અને સબ્ર કરો અલબત્ત અલ્લાહ નેકી કરનારાઓનો સવાબ વ્યર્થ નથી કરતો. (૧૧૫) બસ તમારાથી પહેલાં જે કોમો થઈ તેમનામાં ભલાઈની અસર રહી હોય એવા લોકો કેમ ન થયા કે પ્રદેશમાં ફસાદથી રોકતા રહ્યા હોત ? પરંતુ ઘણા જ થોડા જેમને અમે તેમનામાંથી બચાવી લીધા અને જે જાલિમો હતા (તે જ લિજ્જતોની) પાછળ પડ્યા રહ્યા જે તેમને આપવામાં આવી હતી અને તેઓ પાપીઓ હતા. (૧૧૬) અને તમારો પરવરદિગાર કદાપિ એવો નથી કે વસ્તીઓનો બળજબરીથી નાશ કરે અને (જ્યારે કે) ત્યાંના લોકો નેક હોય. (૧૧૭) અને જો તમારો પરવરદિગાર ચાહત તો લોકોને એક માર્ગ ઉપર કરી નાંખત અને હંમેશા મતભેદમાં રહે છે. (૧૧૮) પરંતુ જેના ઉપર તમારા પરવરદિગારે રહમ કરી અને એ જ કારણે તેમને પેદા કર્યા છે અને તમારા પરવરદિગારની વાત પૂરી થઈ કે અલબત્ત દોઝખને ભરી દઈશ ભેગા*

*જિન્નાતોથી અને માનવીઓથી. (૧૧૯) અને બધી વસ્તુઓ અમે તમારી પાસે રસૂલોના અહેવાલથી વર્ણન કરીએ છીએ જેનાથી તમારા દિલને તસલ્લી (દિલાસો) આપે અને તમારી પાસે આ સ્વરૂપમાં સત્ય વાત આવી અને નસીહત અને ઈમાનવાળાઓ માટે યાદગીરી. (૧૨૦) અને તેમને કહી આપો જેઓ ઈમાન નથી લાવતા, પોતાની જગ્યાએ અમલ કર્યે જાઓ અમે પણ અમલ કરીએ છીએ. (૧૨૧) અને રાહ જુઓ અમે પણ રાહ જોઈ રહ્યા છીએ. (૧૨૨) અને અલ્લાહની પાસે છે આસમાનોની અને જમીનની છુપી વાત અને તેના જ તરફ સૌ કામોનું રુજૂઅ્ છે, બસ તેની જ બંદગી કરો અને તેના જ ઉપર ભરોસો રાખો અને તમારો પરવરદિગાર (એનાથી) બેખબર નથી જે કામ તમે કરો છો. (૧૨૩)*

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ !) તમે નમાઝની પાબંદી રાખો દિવસના બંને છેડાઓ ઉપર (એટલે કે દિવસના શરૂઆતમાં અને અંતમાં) અને રાતના અમુક ભાગમાં, બેશક ! નેક કાર્યો (નામ-એ-આ'માલમાંથી) બુરા કામોને મિટાવી દે છે, આ વાત (કે નેકીઓથી ગુનાહો મા'ફ થઈ જાય છે) એક (ઠોસ) બોધપાઠ છે બોધપાઠ માનનારાઓ માટે (કારણ કે દરેક ભલાઈ આ જ સર્વસામાન્ય નિયમમાં સામેલ છે પછી દરેક ભલાઈના કામ તરફ આકર્ષણ થવું જોઈએ) અને (આ ઈન્કારીઓ તરફથી જે દુર્વ્યવહાર થતા રહે છે તેના ઉપર) સબ્ર કર્યા કરો કે અલ્લાહ તઆલા ભલાઈ કરનારાઓ માટે સવાબ બેકાર જવા દેતો નથી (સબ્ર પણ ઉચ્ચ કક્ષાની ભલાઈ છે અને તેનો સંપૂર્ણ બદલો મળશે અને જે અગાઉની કોમોની સર્વનાશની ઘટનાઓ પ્રસ્તુત છે) તો (તેનું કારણ એ થયું કે) જે ઉમ્મતો તમારાથી પહેલાં ગુજરી છે તેમનામાં એવા સમજદાર લોકો ન થયા કે જે (અન્યોને) પ્રદેશમાં ફસાદ (એટલે કે કુફ્ર અને શિર્ક) ફેલાવવાથી મનાઈ કરતા હોય અમુક થોડા વ્યક્તિઓ સિવાય કે જેમને તેમનામાં અમે (અઝાબથી) બચાવી લીધા હતા (કે તેઓ તો અલબત્ત જેમકે પોતે જ કુફ્રથી તવબહ કરતા હતા અને બીજાઓને પણ કુફ્ર કરવાથી રોકતા હતા અને તેમના આ જ બંને કાર્યોની બરકતથી તેઓ અઝાબથી બચી ગયા હતા, બાકી બીજા લોકો કારણ કે પોતે પણ કુફ્રમાં સપડાયેલા હતા તેમણે બીજાઓને પણ ન રોક્યા) અને જે લોકો નાફરમાન

હતા તેઓ જે ઐશ-અય્યાશીઓમાં હતા તેની પાછળ જ પડ્યા રહ્યા અને મહા અપરાધીઓ બની ગયા (કે તેનાથી અટક્યા જ નહીં. ખુલાસો એ છે કે નાફરમાની તો તેમનામાં સામાન્ય રીતે હતી જ અને તેને રોકનારો પણ તેમનામાં ન હતો, એટલા માટે બધા એક જ પ્રકારના અઝાબમાં સપડાઈ ગયા નહિતર કુફ્રનો અઝાબ સામાન્ય હોત અને ફસાદનો ખાસ સ્વરૂપે, હવે જ્યારે કોઈ અટકાવનાર જ નથી તો ફસાદ ન કરનાર પણ ફસાદમાં ભાગીદાર ઠરાવવામાં આવ્યા એટલા માટે જે અઝાબ સામૂહિક રીતે કુફ્ર અને ફસાદ ઉપર ઊતર્યો તે પણ સર્વસામાન્ય રહ્યો) અને (તેનાથી સાબિત થઈ ગયું કે) અમારો પરવરદિગાર એવો નથી કે વસ્તીઓને કુફ્રના કારણે હલાક કરી નાંખે અને (જ્યારે કે) તેના રહેનારાઓ (પોતાની અને બીજાની) સુધારણામાં લાગેલા હોય (બલકે જ્યારે સુધારણાના બદલે ફસાદ કરે અને ફસાદ કરનારાઓને એવું કરવાથી ન અટકાવે એવા સમયે તેઓ અઝાબના ખાસ હકદાર બની જાય છે) અને જો અલ્લાહને મંજૂર હોત તો બધા માનવીઓને એક જ તરીકા ઉપર બનાવી દીધા હોત (એટલે કે સૌને મો'મિન બનાવી દીધા હોત પરંતુ અમુક હિકમતોના કારણે એવું મંજૂર ન થયું, એટલા માટે તેઓ દીનના વિરોધી તરીકાઓ ઉપર થઈ ગયા) અને (હવે પછી પણ) હંમેશા મતભેદ (જ) કરતા રહેશે પરંતુ જેના ઉપર તમારા પરવરદિગારની રહમત હોય (તે દીનના વિરુદ્ધ તરીકો નહીં અપનાવે) અને (આ વિરોધ ઉપર ગમ ન કરો અથવા દિલગીર ન થાઓ કે આશ્ચર્ય ન પામો, કારણ કે) અલ્લાહ તઆલાએ તે લોકોને એ જ કારણે પેદા કર્યા છે (કે તેમનામાં મતભેદ રહે) અને (મતભેદ માટે પેદા કરવાનું કારણ એ છે કે) તમારા પરવરદિગારની એ વાત પૂર્ણ થઈ ગઈ કે હું જહન્નમને જિન્નાતોથી અને મનુષ્યો બંનેથી ભરી દઈશ (અને પોતે તેની હિકમત માત્ર અલ્લાહને જ ખબર છે, મતલબ કે તેમનું જહન્નમમાં જવાનું કારણ તેમનું કુફ્ર છે અને તેમનું કુફ્ર ઉપર રહેવાનું કારણ માત્ર અલ્લાહને જ ખબર છે, કારણ કે આ કુફ્રના કારણે જ તેમનું જહન્નમમાં જવું જરૂરી છે અને કાયમી ધોરણે જહન્નમમાં જવા માટે કુફ્ર જરૂરી છે) અને પયગમ્બરોના કિસ્સાઓમાંથી અમે બધા (પ્રસ્તુત) કિસ્સાઓ તમને વર્ણન કરીએ છીએ જેના દ્વારા અમે તમારા દિલને મજબૂતી પ્રદાન કરીએ છીએ (એક ફાયદો આ કિસ્સાઓનો તો એ થયો કે આપ ﷺને તેનાથી તસલ્લી આપવામાં આવી)

અને તે કિસ્સાઓમાં તમારી પાસે એવા અહેવાલ પહોંચાડ્યા છે જે પોતે પણ સાચા (અને બિલકુલ સત્ય) છે અને મુસલમાનો માટે (ખરાબ કામોથી રોકવા માટે) બોધપાઠ છે અને (સારા કામ કરવા માટે) યાદગીરી છે (આ કિસ્સાઓનો આ બીજો ફાયદો વર્ણન થયો, એક ફાયદો નબી માટે અને બીજો ફાયદો ઉમ્મત માટે) અને જે લોકો (આ સત્ય દલીલો અને ઘટનાઓ વર્ણન કર્યા છતાં) ઈમાન નથી લાવતા તેમને કહી આપો કે (હું તમારી સાથે વાદ-વિવાદ કરતો નથી) તમે પોતાની હાલત ઉપર કર્મ કરતા રહો અમે પણ (પોતાની રીતે) કર્મ કરતા રહીએ છીએ અને (તે કર્મોના પરિણામ માટે) તમે (પણ) રાહ જુઓ અમે પણ રાહ જોઈએ છીએ (બસ, ઘણું જ જલદી સત્ય જાહેર થઈ જશે) અને આસમાનો તથા જમીનમાં જેટલી ગુપ્ત વાતો છે તેનું જ્ઞાન માત્ર અલ્લાહને જ છે (તો બંદાના કર્મો તો કોઈ ગયૂબ પણ નથી એટલા માટે તેનું જ્ઞાન તો અવશ્ય હોય જ છે) અને બધા કર્મો તેના તરફ જ રુજૂઅ્ થવાના છે (એટલે કે જ્ઞાન અને અધિકાર બંને અલ્લાહનો જ છે પછી તેને શું મુશ્કેલી છે ? જો કર્મોનો બદલો અથવા શિક્ષા આપે અને જ્યારે તે આવું જ્ઞાન અને અધિકાર ધરાવે છે) તો (હે મુહમ્મદ ﷺ !) તમે તેની જ ઈબાદત કરો (જેમાં તબ્લીગ પણ સામેલ છે) અને તેના જ ઉપર ભરોસો કરો (જો તબ્લીગમાં કોઈ પીડા કે દુઃખની શક્યતા હોય, આ વચ્ચેનું વાક્ય આપ ﷺને સાંત્વના માટે સંબોધન કરવામાં આવ્યું, પછી આગળ ફરી તે જ વિષય છે એટલે કે) તમારો પરવરદિગાર તે વાતોથી બેખબર નથી જે કંઈ તે લોકો કરી રહ્યા છે (જેમકે તેમના કર્મોનું જ્ઞાન અલ્લાહ તઆલાને હોવાનું સાબિત થઈ ચૂક્યું છે).

## મસ્અલા અને બોધપાઠ :

### કુર્આનની વર્ણનશૈલીમાં રસૂલે કરીમ ﷺની મહાનતમ્ શા'ન તરફ એક ઇશારો :

સૂરએ હૂદમાં અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની કોમોના બોધપાઠયુક્ત વર્ણનો કર્યા પછી નબીએ કરીમ ﷺ અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને અમુક સૂચનાઓ આપવામાં આવી છે, જેનો ક્રમ પાછલી આયત فَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ થી શરૂ થયો છે. આ વર્ણનોમાં કુર્આને કરીમની એ રસપ્રદ વર્ણનશૈલી એટલી આકર્ષિત કરનારી અને ભાષાકીય દૃષ્ટિએ ઉચ્ચ કક્ષાની છે કે જે કાર્યનો

હુકમ યોગ્ય શૈલીમાં આપવામાં આવ્યો તેમાં તો રસૂલે કરીમ ﷺને સંબોધન કરવામાં આવ્યું છે અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને સ્વાભાવિક રીતે તેમાં સામેલ કરવામાં આવ્યા છે, જેમકે فَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ وَمَنْ تَابَ مَعَكَ અને પ્રસ્તુત આયતોમાં اَقِمِ الصَّلٰوةَ (અકિમિસ્સલાહ) અને ત્યાર પછી وَاصْبِرْ (વસ્બિર) અને જે કાર્યથી રોકવામાં આવ્યા છે તેનાથી બચવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું તો તેમાં સીધે-સીધું ઉમ્મતને સંબોધન કરવામાં આવ્યું છે, જેમકે પાછલી આયતોમાં છે, لَاتَطْغَوْا અને لَاتَرْكَنُوْٓا اِلَى الَّذِيْنَ ظَلَمُوْا

વિચાર કરવામાં આવે તો સંપૂર્ણ કુર્આનમાં આ જ શૈલીનો ઉપયોગ થયો છે કે આજ્ઞાર્થ અને હકારાત્મક હુકમનું સંબોધન રસૂલે કરીમ ﷺને કરવામાં આવ્યું છે તથા નકાર અને મનાઈનું સંબોધન ઉમ્મતને થયું છે જેમાં રસૂલે કરીમ ﷺની શ્રેષ્ઠ શાનની જાહેરાત થાય છે કે જે કામ છોડવાપાત્ર છે તેનાથી રસૂલે કરીમ ﷺ પોતે જ પરહેઝ કરતા હતા, આપની ઉચ્ચ કક્ષાની નૈતિકતા અને સ્વભાવ જ અલ્લાહ તઆલાએ એવો બનાવ્યો હતો કે કોઈપણ બુરી ઈચ્છા અને ખરાબ વસ્તુ તરફ તેમને આકર્ષણ જ જન્મતું ન હતું, એટલે સુધી કે એવી વસ્તુઓ કે જે ઈસ્લામમાં પ્રથમ જાઈઝ અને હલાલ હતી પરંતુ પરિણામે તેનું હલાલ હોવું અલ્લાહ તઆલાના જ્ઞાનમાં નક્કી હતું રસૂલે કરીમ ﷺ તેના હલાલ હોવાના સમયમાં પણ ક્યારેય તેની પાસે ફરક્યા નથી, જેમકે દારૂ અથવા વ્યાજ અથવા જુગાર વગેરે...

આ આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને આપ ﷺને અને આપની સમગ્ર ઉમ્મતને નમાઝ કાયમ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. વિવરણકાર ઉલમા, સહાબા, તાબિઈન વગેરેની એ બાબત ઉપર સહમતી છે કે, صَلٰوةُ (સલાહ)નો અર્થ આ સ્થળે ફરજ નમાઝો છે. (બહરે મુહીત, કુર્તુબી) અને "ઈકામતે સલાહ"નો ભાવાર્થ તેની સંપૂર્ણ પાબંદી અને કાળજી છે, અમુક લોકોએ ફરમાવ્યું કે એનો ભાવાર્થ નમાઝને તેના બધા જ અદબો સાથે અદા કરવાનો છે, અમુકે ફરમાવ્યું કે નમાઝને તેના શ્રેષ્ઠ સમયમાં અદા કરવાનો ભાવાર્થ છે; આ જ ત્રણ અભિપ્રાયો આયત اَقِمِ الصَّلٰوةَ (અકિમિસ્સલાહ)ની તફસીરમાં વર્ણન થયા છે અને વાસ્તવમાં તેમાં કોઈ વિરોધાભાસ નથી, આ બધી વસ્તુઓ "ઈકામતે સલાહ"ના ભાવાર્થમાં સામેલ છે.

ઈકામતે સલાહનો હુકમ આપ્યા પછી નમાઝના સમયનું સામૂહિક વર્ણન એ પ્રમાણે છે કે દિવસના બંને છેડાઓ ઉપર શરૂ અને અંત ભાગમાં અને રાતના અમુક ભાગોમાં નમાઝ કાયમ કરો, કારણ કે زُلَفًا (જુલફન) એ زُلْفَةً (જુલ્ફતન)નું બહુવચન છે જેનો અર્થ એક ભાગ અથવા એક હિસ્સો છે, દિવસના બંને છેડાઓ ઉપર નમાઝના સમય વિશે તો બધા જ સહમત છે કે પ્રથમ છેડાથી નમાઝે ફજ્ર અને આખરી છેડાથી અમુક લોકોએ મગરિબની નમાઝ ઠરાવી છે જે દિવસ સંપૂર્ણ પૂર્ણ થવાના સમયે હોય છે અને અમુક લોકોએ નમાઝે અસ્રને દિવસના અંતિમ છેડાની નમાઝ ઠરાવી છે, કારણ કે દિવસની અંતિમ નમાઝ તે જ છે, મગરિબ દિવસનો ભાગ નથી બલકે દિવસ પસાર થયા પછી આવે છે અને زُلَفًا مِّنَ الَّيْلِ એટલે કે, રાતના અમુક ભાગની નમાઝનો ભાવાર્થ જમહૂર મુફસ્સિરો હસન બસરી (રહ.), મુજાહિદ (રહ.), મુહમ્મદ બિન કઅ્બ (રહ.), કતાદહ (રહ.), ઝહ્હાક (રહ.) વગેરેએ મગરિબ અને ઈશાની નમાઝ ઠરાવી છે, એક હદીષથી તેનું સમર્થન પણ થાય છે જેમાં ઈરશાદ છે કે, زُلَفًا مِّنَ الَّيْلِ તે મગરિબ અને ઈશા છે. *(તફસીરે ઈબ્ને કષીર)*

જ્યારે طَرَفَيِ النَّهَارِ નો ભાવાર્થ સવાર અને અસરની નમાઝો થઈ અને زُلَفًا مِّنَ الَّيْلِનો મગરિબ અને ઈશા; માટે આ આયતમાં ચાર નમાઝોના સમયનું વર્ણન કરવામાં આવ્યું છે, ફક્ત ઝુહ્રની નમાઝ બાકી રહી ગઈ જે બીજી આયત اَقِمِ الصَّلٰوةَ لِدُلُوْكِ الشَّمْسِ માં આવ્યું છે.

આ આયત اِقَامَتِ صَلٰوةً માં ઈકામતે સલાતના હુકમ પછી એક મહાન લાભ આ પણ બતાવવામાં આવ્યો છે કે, اِنَّ الْحَسَنَاتِ يُذْهِبْنَ السَّيِّاٰتِ એટલે કે, "નેક કાર્યો ખરાબ કાર્યોને મિટાવી દે છે." વિવરણકાર વિદ્વાનોએ નોંધ્યું છે કે નેક કાર્યથી બધા જ ભલાઈના કામો ભાવાર્થ તરીકે છે જેમાં નમાઝ, રોઝા, ઝકાત, સદકાત, સારી વર્તણૂક, ચોખ્ખો અને સ્વચ્છ વ્યવહાર વગેરે બધું જ સામેલ છે પરંતુ નમાઝને તે બધામાં અગ્રિમતા પ્રાપ્ત છે, એ જ પ્રમાણે سَيِّئَات (સય્યિઆત)નો શબ્દ બધા જ બુરા કાર્યો ઉપર છવાયેલો છે અને બધા જ બુરા કાર્યો તેમાં સામેલ છે, ભલે તે ગુનાહે કબીરહ હોય એટલે કે મોટા ગુનાહ અથવા ગુનાહે સગીરહ એટલે કે નાના ગુનાહ, પરંતુ કુર્આન મજીદની એક બીજી આયત અને વળી રસૂલે કરીમ ﷺના અનેક ફરમાનોથી તેને સગીરહ ગુનાહોની સાથે

ખાસ રીતે હોવાનું ઠરાવવામાં આવ્યું છે. ભાવાર્થ એ છે કે તે નેક કાર્યો કે જેમાં નમાઝ સૌથી શ્રેષ્ઠ છે સગીરહ ગુનાહોનો કફ્ફારો (બદલો) કરી દે છે અને તે વ્યક્તિના ગુનાહો મિટાવી દે છે જે તેની પાબંદી કરે છે. કુર્આને કરીમમાં છે, اِنْ تَجْتَنِبُوْا كَبَآئِرَ مَا تُنْهَوْنَ عَنْهُ نُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ એટલે કે, "જો તમે મોટા ગુનાહોથી બચેલા રહો તો અમે તમારા નાના ગુનાહોનો પોતે કફ્ફારો કરી આપીશું." (૪ : ૩૧)

સહીહ મુસ્લિમની હદીષમાં છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે પાંચ નમાઝો અને એક જુમ્અહ બીજી જુમ્અહ સુધી અને એક રમઝાન બીજી રમઝાન સુધી તે બધા જ ગુનાહોનો કફ્ફારો થઈ જાય છે જે તેના દરમિયાન થયા હોય, જ્યારે કે એ વ્યક્તિ મોટા ગુનાહો (એટલે કે કબીરહ ગુનાહો)થી બચેલો રહ્યો." મતલબ એ છે કે મોટા ગુનાહો તો તવબહ વિના મા'ફ નથી થતા પરંતુ નાના ગુનાહો અન્ય નેક કામો નમાઝ, રોઝા, સદકહ વગેરે કરવાથી આપમેળે મા'ફ થઈ જાય છે પરંતુ તફસીરે બહરે મુહીતમાં સંશોધનકાર 'ઉલમાએ ઊસૂલ'નું આ નિવેદન નોંધવામાં આવ્યું છે કે, સગીરહ ગુનાહ પણ નેક કામો કરવાથી ત્યારે જ મા'ફ થાય છે જ્યારે કે વ્યક્તિ તે કરવાથી પસ્તાવો કરે અને હવે પછી ન કરવાનો પાકો નિર્ધાર કરે તેને પુનરાવર્તિત સ્વરૂપે કરતો ન રહે. હદીષની રિવાયતોમાં જેટલા પ્રસંગો કફ્ફારો થઈ જવાના નકલ થયા છે તે સૌનો ખુલાસો પણ એ જ છે કે તેને કરનાર જ્યારે પોતાની ગુનાહિત પ્રવૃત્તિ ઉપર અફસોસ કરે અને હવે પછી આવનારા સમય માટે તવબહ કરે તો તેના ઉપર આપ ﷺએ તે વ્યક્તિના ગુનાહ મા'ફ થઈ જવાની ખુશખબરી સંભળાવી છે.

પ્રખ્યાત હદીષની રિવાયતોમાં કબીરહ ગુનાહો એટલે કે, જઘન્ય અપરાધો આ વસ્તુઓને બતાવી છે; એક, અલ્લાહ તઆલાની જાત અથવા સિફાતમાં કોઈને ભાગીદાર અથવા સમકક્ષ ઠરાવવો. બીજું, જાણીબૂઝીને ફરજ નમાઝ છોડવી. ત્રીજું, કોઈની નાહક હત્યા કરવી. ચોથું, વ્યભિચાર આચરવો. પાંચમું, ચોરી કરવી. છઠ્ઠું, દારૂ પીવું. સાતમું, માં-બાપની નાફરમાની કરવી. આઠમું, જુઠી કસમ ખાવી. નવમું, જૂઠી ગવાહી આપવી અને દશમું, જાદૂ કરવું. અગિયારમું, વ્યાજ ખાવું અને બારમું, યતીમનો માલ નાજાઈઝ પદ્ધતિથી લઈ લેવો. તેરમું, જિહાદમાં મેદાનમાંથી ભાગી છૂટવું. ચૌદમું, પાકદામન સ્ત્રી ઉપર

તોહમત લગાવવી. પંદરમું, કોઈનો માલ નાજાઈઝ રીતે હડપ કરી લેવો. સોળમું, વાયદાનો ભંગ કરવો. સત્તરમું, અમાનતમાં ખયાનત કરવી. અઢારમું, કોઈને ગાળો આપવી. ઓગળીસમું, કોઈ વ્યક્તિને નાહક અપરાધી ઠરાવી દેવો વગેરે. કબીરહ અને સગીરહ એટલે કે મોટા અને નાના ગુનાહોની વિગત વિસ્તારપૂર્વક કિતાબોમાં ઉલમાએ લખેલી છે, મારી કિતાબ "ગુનાહે બેલજ્જત"માં પણ એ ઉપસ્થિત છે ત્યાં જોઈ શકાય છે.

અલબત્ત, ઉપરોક્ત આયતમાં એ વાત સાબિત થઈ કે નેક કાર્યો કરવાથી પણ ગુનાહો મા'ફ થઈ જાય છે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે બુરું કામ કર્યા પછી નેક કામ કરી લો તો તે તેની બુરાઈને મિટાવી દેશે અને ફરમાવ્યું કે લોકો સાથે સારી પદ્ધતિથી વ્યવહાર કરો. *(ઈબ્ને કષીર, બ હવાલએ મુસ્નદે અહમદ)*

હઝરત અબૂઝર ગિફારી (રદિ.)એ ફરમાવ્યું કે, "મેં રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે મને કોઈ વસિય્યત કરો, આપ ﷺએ ફરમાવ્યું કે જો તમારાથી કોઈ ગુનોહ થઈ જાય તો ત્યારબાદ નેકીનું કામ કરો જેથી તે તેને મિટાવી દે."

વાસ્તવમાં આ હદીષોમાં ગુનાહથી તવબહ કરવાનો સુન્નત તરીકો શ્રેષ્ઠ અંદાજથી બતાવવામાં આવ્યો છે, જેમકે મુસ્નદે અહમદમાં રિવાયત થઈ છે કે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી નકલ થયું છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જો કોઈ મુસલમાનથી કોઈ ગુનોહ થઈ જાય તો તેણે વુઝૂ કરીને બે રાકાત નફલ નમાઝ અદા કરી લેવી જોઈએ તો તેના ગુનાહની મા'ફી થઈ જશે. (અર્રિવાયાતિ કુલ્લિહા મિન ઈબ્ને કષીર) આ નમાઝને નમાઝે તવબહ પણ કહેવામાં આવે છે.

ذٰلِکَ ذِکۡرٰی لِلذّٰکِرِیۡنَ એટલે કે, "આ એક નસીહત છે નસીહત માનનારાઓ માટે." આ આયતમાં ذٰلِکَ (ઝાલિક)નો ઈશારો કુર્આને કરીમ તરફ પણ હોઈ શકે છે તથા ભલાઈ કરવાના અને બુરાઈથી રોકાઈ જવાના હુકમો તરફ પણ હોઈ શકે છે જેનું વર્ણન તેના પહેલાં આવ્યું છે, ભાવાર્થ એ છે કે આ કુર્આને કરીમ અથવા તેમાં પ્રસ્તુત હુકમો તે લોકો માટે હિદાયત અને બોધપાઠ છે જેઓ બોધપાઠ સાંભળવા અને માનવાની ટેવ ધરાવે છે, તેમાં ઈશારો એ છે કે હઠધર્મ અને જિદ્દી વ્યક્તિ જેઓ કોઈ વસ્તુ ઉપર વિચાર જ ન કરે તે દરેક પ્રકારની હિદાયતથી વંચિત રહે છે.

وَاصۡبِرۡ فَاِنَّ اللّٰهَ لَا يُضِيۡعُ اَجۡرَ الۡمُحۡسِنِيۡنَ એટલે કે, "તમે સબ્ર કરો અને મક્કમ રહો, (કારણ કે) અલ્લાહ તઆલા નેક અમલ કરનારાઓનો સારો બદલો વ્યર્થ જવા દેતો નથી."

صَبۡر (સબ્ર)નો શાબ્દિક અર્થ "બાંધવું" થાય છે તેથી પોતાની મનેચ્છાઓને કાબૂમાં રાખવા માટે પણ "સબ્ર" બોલવામાં આવે છે જેના ભાવાર્થમાં એ પણ સામેલ છે કે નેક કામો કરવા ઉપર પોતાના નફ્સને મક્કમ રાખો અને એ પણ કે બુરા કામોમાં પ્રવૃત્ત થવાથી પોતાને રોકી રાખો. આ સ્થળે રસૂલે કરીમ ﷺને સબ્રનો હુકમ આપવાથી એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે જે હુકમો પ્રસ્તુત આયતમાં રસૂલે કરીમ ﷺને આપવામાં આવ્યા છે, દાખલા તરીકે ઈસ્તિકામત (હુકમો અદા કરવામાં કાયમીપણુ અને સ્થિરતા), ઈકામતે સલાહ (નમાઝ કાયમ કરવી) વગેરે તેના ઉપર મજબૂતીથી કાયમ રહો અને એ પણ બની શકે છે કે વિરોધીઓના વિરોધ તથા તેમના ત્રાસ ઉપર સબ્ર કરવાનું પ્રોત્સાહન આપવાનો હેતુ હોય અને ત્યારબાદ જે એવો ઈરશાદ થયો છે કે, અલ્લાહ તઆલા મોહસિનીન એટલે કે નેક કાર્યો કરનારનો સારો બદલો વ્યર્થ જવા દેતો નથી, તેમાં દેખીતી રીતે مُحۡسِنِيۡن (મુહસિનીન)નો ભાવાર્થ તે લોકો છે જે પ્રસ્તુત આયત પ્રમાણે ભલાઈના કામો કરવા અને બુરાઈથી રોકાવાના હુકમોની પાબંદી કરે છે, એટલે કે દીનમાં ઈસ્તિકામતનું સ્થાન તેમને પ્રાપ્ત થયું છે, શરીઅતની હદોની સંપૂર્ણ કાળજી રાખે છે, જાલિમોની સાથે મિત્રતા અથવા આવશ્યકતા વિના સંબંધ નથી રાખતા, નમાઝને તેના અદબોની સાથે શ્રેષ્ઠ સમયમાં અદા કરવાના પાબંદ છે અને બધા જ દીનના હુકમો ઉપર મક્કમ અને મજબૂત છે.

આ બધાનો ખુલાસો એ જ છે કે જે اِحۡسَان (ઈહસાન)ની વ્યાખ્યામાં પોતે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ઈતાઅત અને ઈબાદત એ પ્રમાણે કરો કે જાણે તમે અલ્લાહ તઆલાને જોઈ રહ્યા છો અથવા ઓછામાં ઓછું એ કે અલ્લાહ તઆલા તમને જોઈ રહ્યો છે, જ્યારે મનુષ્યને અલ્લાહ તઆલાની જાત અને સિફાતના યકીનનો આ દરજ્જો પ્રાપ્ત થઈ જાય તો તેની પ્રવૃત્તિઓ અને કાર્યો બધું જ આપમેળે દુરુસ્ત થઈ જાય છે. ઉલમાએ સલફમાં ત્રણ વાક્યો એવા પ્રખ્યાત હતા જે તેઓ પરસ્પર એકબીજાને લખ્યા કરતા હતા, તે યાદ રાખવા પાત્ર છે.

પ્રથમ એ કે જે વ્યક્તિ આખિરત માટે કાર્યમાં મશગૂલ થઈ જાય છે અલ્લાહ તઆલા તેના દુનિયાના કામો આપમેળે દુરુસ્ત કરી આપે છે અને તેમની જવાબદારી પોતે લઈ લે છે. બીજું એ કે જે વ્યક્તિ પોતાની રૂહાની, આંતરિક હાલતને દુરુસ્ત કરી લે છે અને હૃદયનું વલણ બધી વસ્તુઓથી હટાવીને અલ્લાહ તઆલા તરફ ફેરવી દે છે તો અલ્લાહ તઆલા તેની જાહેર પરિસ્થિતિને આપમેળે દુરુસ્ત કરી આપે છે. ત્રીજું એ કે જે વ્યક્તિ અલ્લાહ તઆલાની સાથે પોતાનો વ્યવહાર સહીહ અને દુરુસ્ત કરી લે છે તો અલ્લાહ તઆલા તેના અને તમામ લોકો વચ્ચેના વ્યવહારો પોતે દુરુસ્ત કરી આપે છે. આ ત્રણ વાક્યોનું મૂળ લખાણ આ પ્રમાણે છે.

وَكَانَ اَهْلُ الْخَبَرِ يَكْتُبُ بَعْضُهُمْ اِلٰى بَعْضٍ ،بِثَلَاثِ كَلِمٰتٍ، (١) مَنْ عَمِلَ لِاٰخِرَتِهٖ كَفَاهُ اللّٰهُ اَمْرَ دُنْيَاهُ، (٢) وَمَنْ اَصْلَحَ سَرِيْرَتَهٗ، اَصْلَحَ اللّٰهُ عَلَانِيَتَهٗ (٣) وَمَنْ اَصْلَحَ فِيْمَا بَيْنَهٗ وَبَيْنَ اللّٰهِ اَصْلَحَ اللّٰهُ مَابَيْنَهٗ وَبَيْنَ النَّاسِ

*(તફસીરે રૂહુલ બયાન, જિલ્દ : ૨, પેજ : ૧૩૧)*

ત્રીજી અને ચોથી આયતોમાં અગાઉ થઈ ચૂકેલી કોમો ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ અને તેનાથી બચવાનું માર્ગદર્શન આ પ્રમાણે આપવામાં આવ્યું છે. ફરમાવ્યું,

*"આ અગાઉ થઈ ચૂકેલી કોમોમાં અફસોસ છે કે એવું ન થયું કે તેમનામાં કોઈપણ સમજદાર નેક લોકો થયા હોત જે પોતાની કોમને ફસાદ કરવાથી અટકાવી રાખત પરંતુ ઘણા થોડા લોકો સિવાય કે જેમણે અંબિયા (અલૈ.)નું અનુસરણ કર્યું અને તેઓ જ અઝાબથી સુરક્ષિત રહ્યા અને બાકીની સમગ્ર કોમ દુનિયાની લિજ્જતોમાં ફસાઈને અપરાધી બની ગઈ."*

આ આયતમાં બુદ્ધિશાળી અને સમજદાર લોકોને શબ્દ اُولُوا بَقِيَّةٍ (ઊલૂ બકિય્યહ)થી ઓળખાવવામાં આવ્યા છે. "બકિય્યહ"નો શબ્દ "બાકી રહેનારી વસ્તુ" માટે બોલવામાં આવે છે અને મનુષ્યની ટેવ એ છે કે જે વસ્તુ સૌથી વધારે પ્રિય અને વહાલી હોય છે, તેને દરેક પરિસ્થિતિમાં પોતાના માટે સુરક્ષિત અને બાકી રાખવાની કાળજી લે છે, આવશ્યકતા પડે તો અન્ય ચીજવસ્તુઓ કુર્બાન કરે છે પરંતુ તે વસ્તુને નથી આપતો, એટલા માટે અક્કલ અને સમજદારી તથા

વિવેકબુદ્ધિને بَقِيَّةٌ (બકિય્યહ) કહેવામાં આવે છે કારણ કે તે સૌથી વધારે પ્રિય છે.

ચોથી આયતમાં ફરમાવ્યું કે, તમારો પરવરદિગાર શહેરો અને વસ્તીઓને જુલમ કરી નાશ નથી કરતો જ્યારે કે ત્યાંના વસનારાઓ નેકી કરનારા અને મુસલમાન હોય. મતલબ એ છે કે અલ્લાહ તઆલાના ત્યાં જુલમ અને જબરદસ્તીની કોઈ સંભાવના નથી, જેને હલાક કરવામાં આવે છે તે તેનો જ હકદાર હોય છે અને અમુક લોકોએ ફરમાવ્યું છે કે આ આયતમાં "જુલ્મ"નો ભાવાર્થ "શિર્ક" છે અને "મુસ્લિહૂન"નો ભાવાર્થ તે લોકો છે જેઓ કાફિર હોવા છતાં નેક અખ્લાક અને સારું ચારિત્ર્ય ધરાવે છે, કોઈને નુકસાન અને ત્રાસ નથી આપતા, જૂઠું નથી બોલતા, દગો નથી આપતા. આ આયતનો ભાવાર્થ એ છે કે દુનિયાનો અઝાબ કોઈ કોમ ઉપર ફક્ત તેના મુશ્રિક અને કાફિર હોવાના કારણે નથી આવતો જ્યાં સુધી કે અમલો અને અખ્લાકમાં પણ એવા કાર્યો ન કરવા લાગે જેનાથી જમીનમાં ફસાદ ફેલાય છે, અગાઉની જેટલી કોમો ઉપર અઝાબ આવ્યો તેમના ખાસ–ખાસ દુષ્ટ કર્મો તેનું કારણ બન્યા, હઝરત નૂહ (અલૈ.)ની કોમે હઝરત નૂહ (અલૈ.)ને જાત–જાતની તકલીફો આપી, હઝરત શુઅયૂબ (અલૈ.)ની કોમે માપ–તોલમાં કમી કરીને અરાજકતા ફેલાવી, હઝરત લૂત (અલૈ.)ની કોમે અત્યંત દુષ્ટ અને નીચ પ્રકારના સજાતીય વ્યભિચારને અપનાવ્યો, હઝરત મૂસા અને હઝરત ઈસા (અલૈ.)ની કોમે પોતાની કોમ ઉપર જુલમ કર્યો. કુર્આને કરીમે દુનિયામાં તેમના ઉપર અઝાબ આવવાનું કારણ આ જ પ્રવૃત્તિઓ અને કૃત્યોને બતાવ્યા છે. એકલા કુફ્ર અને શિર્કના કારણે દુનિયામાં અઝાબ નથી આવતો, તેની સજા તો જહન્નમની કાયમી આગ છે, એટલા માટે અમુક વિદ્વાનોએ ફરમાવ્યું છે કે રાજ્ય અને રાજસત્તા કુફ્ર અને શિર્કની સાથે તો ચાલી શકે છે પરંતુ જુલ્મ અને જબરદસ્તીની સાથે નથી ચાલી શકતી.

### સારા અને નરસા અખ્લાક (ચરિત્ર) :

પાંચમી આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, જો અલ્લાહ તઆલાએ ઈચ્છયું હોત તો બધા મનુષ્યોને એક જ ઉમ્મત અને મિલ્લત બનાવી દીધી હોત. ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ ઈચ્છયું હોત તો બધી જ મનુષ્યજાતિને જબરદસ્તી ઈસ્લામ કબૂલ કરવા મજબૂર કરી હોત અને બધા જ મુસલમાન થઈ ગયા હોત,

તેમના વચ્ચે કોઈ વિરોધ કે મતભેદ ન રહ્યો હોત પરંતુ હિકમતના તકાદાના કારણે આ દુનિયામાં અલ્લાહ તઆલા કોઈને પણ કોઈ અમલ કરવા માટે મજબૂર નથી કરતો, બલકે તેણે મનુષ્યને એક પ્રકારે અધિકાર સોંપી દીધો છે, તેના હેઠળ તે પોતાનો સારો અથવા નરસો જે ઈચ્છે અમલ (કર્મ) કરી શકે છે અને મનુષ્યની વિવિધ પ્રકારની પ્રકૃતિમાં એટલા માટે જ વિવિધ પ્રકારના માર્ગો હોય છે અને પ્રવૃત્તિઓ પણ અનેક પ્રકારની હોય છે, તેનું પરિણામ એ છે કે અમુક લોકો કાયમી ધોરણે સત્ય ધર્મનો વિરોધ કરતા જ રહેશે તેમનામાંના અમુક લોકો સિવાય કે જેમના ઉપર અલ્લાહ તઆલાએ કૃપા કરી, એટલે કે અંબિયા (અલૈ.)નું અનુસરણ કરનારા લોકો.

એનાથી જાણ થઈ કે ઈખ્તેલાફનો ભાવાર્થ આ સ્થળે દીને હક્ક અને અંબિયા (અલૈ.)ની તા'લીમનો વિરોધ કરવાનો છે, ઈજ્તેહાદી મતભેદ જે અઈમ્મએ દીન (દીનના ઈમામો) અને ફુક્હાએ ઈસ્લામમાં થવો આવશ્યક છે તે સહાબા (રદિ.)ના સમયથી લઈને આજ સુધી ચાલ્યો આવે છે તે આ વિરોધમાં સામેલ નથી અને ન જ તે અલ્લાહની રહમતના વિરુદ્ધ છે, બલકે હિકમતનો તકાદો અને અલ્લાહની કૃપા છે. જે લોકોએ મુજતહિદ ઈમામોના પરસ્પરના ઈજ્તેહાદી વિરોધને આ આયતની રૂએ ખોટા અને અલ્લાહની કૃપાથી વંચિત હોવાનું ઠરાવ્યું છે તે પોતે આ આયતની રૂએ ખોટું છે તથા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના અમલોથી પણ વિરોધી બાબત છે.


وَاللّٰهُ سُبْحَانَهٗ وَتَعَالٰى اَعْلَمُ (વલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા અઅ્લમુ).

સૂરએ હૂદ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !

**મૂળ લેખક :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી

**તારીખ :** ૦૧ સપ્ટેમ્બર ૨૦૦૯ મુતાબિક ૧૦ રમઝાન ૧૪૩૦ હિજરી

❑❑❑❑❑❑❑❑❑

અલ્હમ્દુલિલ્લાહ !

પાંચમી જિલ્દ (ભાગ-૫)

સમાપ્ત



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


મૂળ લેખક

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

અનુવાદક

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



પ્રકાશક

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






પ્રકરણ (૧૨)

# સૂરએ યૂસુફ (અલૈ.)

સૂરએ યૂસુફ (અલૈ.) મક્કામાં નાઝિલ થઈ અને તેની ૧૧૧ આયતો તથા ૧૨ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૧ થી ૬)

اٰياتها ١١١ ۝ ١٢ سُوْرَةُ يُوْسُفَ مَكِّيَّةٌ ٥٣ ۝ رکوعاتها ١٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

الٓرٰ ۚ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ۝١ اِنَّآ اَنْزَلْنٰهُ قُرْءٰنًا عَرَبِيًّا لَّعَلَّكُمْ تَعْقِلُوْنَ ۝٢ نَحْنُ
نَقُصُّ عَلَيْكَ اَحْسَنَ الْقَصَصِ بِمَآ اَوْحَيْنَآ اِلَيْكَ هٰذَا الْقُرْاٰنَ ۖ وَاِنْ كُنْتَ مِنْ قَبْلِهٖ
لَمِنَ الْغٰفِلِيْنَ ۝٣ اِذْ قَالَ يُوْسُفُ لِاَبِيْهِ يٰٓاَبَتِ اِنِّيْ رَاَيْتُ اَحَدَ عَشَرَ كَوْكَبًا
وَّالشَّمْسَ وَالْقَمَرَ رَاَيْتُهُمْ لِيْ سٰجِدِيْنَ ۝٤ قَالَ يٰبُنَيَّ لَا تَقْصُصْ رُءْيَاكَ عَلٰٓى اِخْوَتِكَ
فَيَكِيْدُوْا لَكَ كَيْدًا ۭ اِنَّ الشَّيْطٰنَ لِلْاِنْسَانِ عَدُوٌّ مُّبِيْنٌ ۝٥ وَكَذٰلِكَ يَجْتَبِيْكَ رَبُّكَ
وَيُعَلِّمُكَ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ وَيُتِمُّ نِعْمَتَهٗ عَلَيْكَ وَعَلٰٓى اٰلِ يَعْقُوْبَ كَمَآ
اَتَمَّهَا عَلٰٓى اَبَوَيْكَ مِنْ قَبْلُ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ ۭ اِنَّ رَبَّكَ عَلِيْمٌ حَكِيْمٌ ۝٦ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અલિફ-લામ-રા; આ રોશન કિતાબની આયતો છે. (૧) અમે તેને ઉતાર્યું છે અરબી ભાષાનું કુર્આન જેથી તમે સમજી લો. (૨) અમે વર્ણન કરીએ છીએ તમારી પાસે ઘણા સારા (કિસ્સાનું) વર્ણન એટલા માટે કે અમે તમારા તરફ આ કુર્આન મોકલ્યું અને એથી પહેલાં તમે અલબત્ત બેખબરોમાંથી*

*હતા. (૩) જે વખતે યૂસુફ (અલૈ.)એ પોતાના પિતાને કહ્યું, હે પિતાજી ! મેં સ્વપ્નમાં જોયા અગિયાર તારાઓને અને સૂરજને અને ચાંદને; મેં તેમને પોતાના માટે સિજ્દહ કરતા જોયા. (૪) કહ્યું, હે દિકરા ! પોતાનું સ્વપ્ન પોતાના ભાઈઓ સામે વર્ણન કરીશ નહીં પછી તેઓ તારા માટે કોઈ પ્રપંચ રચશે, અલબત્ત શયતાન માનવનો ઉઘાડો દુશ્મન છે. (૫) અને એ જ પ્રમાણે તને તારો રબ્બ ચૂંટી લેશે અને તને વાતોને ઠેકાણે લગાવવાનું (સ્વપ્નની તા'બીરનું જ્ઞાન) શિખવાડશે અને તારા ઉપર પોતાનું ઈનામ પૂરૂં કરશે અને યાકૂબ (અલૈ.)ના ઘર ઉપર, જેમકે આનાથી પહેલાં તારા બે બાપદાદાઓ ઉપર પૂરું કર્યું છે ઈબ્રાહીમ (અલૈ.) અને ઈસ્હાક (અલૈ.) ઉપર, અલબત્ત તારો પરવરદિગાર સઘળું જાણનાર હિકમતવાળો છે. (૬)*

## તફસીર :

અલિફ–લામ–રા (આ હુરૂફે મુકત્તઅહનો અર્થ અલ્લાહને ખબર છે), આ આયતો એક રોશન કિતાબની છે (જેના શબ્દો અને અર્થો–ભાવાર્થો બિલકુલ સ્પષ્ટ છે), અમે તે કુર્આનને અરબી ભાષામાં ઉતાર્યું છે જેથી તમે (અરબી ભાષા ધરાવનાર હોવાના કારણે અન્યો કરતા પહેલાં) સમજો, (ત્યારબાદ તમારા થકી અન્ય લોકો પણ સમજે) અમે જે આ કુર્આનને આપની પાસે મોકલ્યું છે તેના દ્વારા અમે આપને એક ઘણો ઉત્તમ કિસ્સો વર્ણન કરીએ છીએ અને તેનાથી પહેલાં તમે (આ કિસ્સાથી) બિલકુલ બેખબર હતા, (કારણ કે ન તો તમે કોઈ કિતાબ પઢી હતી અને ન જ કોઈ શિક્ષક પાસે કંઈ શીખ્યા હતા અને આ કિસ્સાની કોઈ એવી શોહરત પણ ન હતી કે સામાન્ય જનતા તેને જાણતી હોય. કિસ્સાની શરૂઆતનો) તે સમય વર્ણન કરવાપાત્ર છે જ્યારે કે યૂસુફ (અલૈ.)એ પોતાના પિતા (હઝરત યાકૂબ અલૈ.)ને કહ્યું કે અબ્બાજાન, મેં (સ્વપ્નમાં) અગિયાર તારાઓ અને સૂર્ય તથા ચંદ્ર જોયા છે, તેમને પોતાની સામે સિજ્દહ કરતા જોયા છે, તેમણે (જવાબમાં) ફરમાવ્યું કે બેટા ! પોતાના આ સ્વપ્નને પોતાના ભાઈઓની સામે વર્ણન ન કરીશ, (કારણ કે તેઓ નુબુવ્વતના કુટુંબમાં હોવાના કારણે આ સ્વપ્નની તા'બીર જાણે છે કે અગિયાર તારાઓ અગિયાર ભાઈઓ છે અને સૂર્ય પિતા તથા ચંદ્ર માં છે અને સિજ્દહ કરવાનો ભાવાર્થ તે બધાનું તમારા માટે આજ્ઞાપાલક

અને ફરમાંબરદાર હોવું છે) તો તે તમારા માટે (ત્રાસ આપવા) કોઈ ખાસ યોજના કરશે (એટલે કે ભાઈઓમાંથી મોટા ભાગના; કારણ કે તેમાંના દશ ભાઈઓ "અલ્લાતી-બાપ શરીક" હતા તેમનાથી ભય હતો, ફક્ત એક ભાઈ સગો ભાઈ બિનયામીન હતો જેનાથી વિરોધનો કોઈ ખતરો ન હતો પરંતુ એ સંભાવના હતી કે કદાચ તેમના મોઢેથી વાત નીકળી જાય) બેશક ! શયતાન મનુષ્યનો ઉઘાડો દુશ્મન છે (એટલા માટે ભાઈઓના દિલોમાં વસવસો નાંખશે) અને (જે પ્રમાણે અલ્લાહ તઆલા તમને આ ઈજ્જત આપશે કે બધા તમારા તાબે'દાર અને આજ્ઞાપાલક બનશે) એવી જ રીતે તમારો પરવરદિગાર તમને (બીજી પ્રતિષ્ઠા અને ઈજ્જત આપવા નુબુવ્વત માટે પણ) ચૂંટી કાઢશે અને તમને સ્વપ્નની તા'બીરનું જ્ઞાન આપશે અને (બીજી નેઅ્મતો આપીને પણ) તમારા ઉપર અને યાકૂબ (અલૈ.)ની અવલાદ ઉપર પોતાનું ઈનામ પૂર્ણ કરશે જેમકે તે આ અગાઉ તમારા દાદા ઈબ્રાહીમ અને ઈસ્હાક (અલૈ.) ઉપર પોતાનું ઈનામ પૂર્ણ કરી ચૂક્યો છે, ખરેખર તમારો પરવરદિગાર સર્વજ્ઞ (અને) મહાન હિકમતવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ યૂસુફની ચાર આયતો સિવાય એ સંપૂર્ણ મક્કી સૂરહ છે. આ સૂરતમાં હઝરત યૂસુફ (અલૈ.)નો કિસ્સો સાતત્યપૂર્વક અને ક્રમબદ્ધ વર્ણન થયો છે અને આ કિસ્સો ફક્ત આ જ સૂરતમાં આવ્યો છે. સમગ્ર કુર્આનમાં બીજીવાર તેનું ક્યાંય વર્ણન થયું નથી. આ વિશિષ્ટતા માત્ર હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાની જ છે નહિતર તમામ અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ અને ઘટનાઓ સમગ્ર કુર્આનમાં અમુક ખાસ હિકમત હેઠળ ટૂંકા-ટૂંકા વિભાગોમાં લાવવામાં આવ્યા છે અને વારંવાર લાવવામાં આવ્યા છે.

હકીકત એ છે કે વિશ્વના ઈતિહાસ તથા ભૂતકાળના અનુભવોમાં મનુષ્ય માટે આવનારા જીવનમાં મોટો બોધપાઠ હોય છે જેના કુદરતી પ્રભાવનો રંગ મનુષ્યના હૃદય અને દિમાગ ઉપર સામાન્ય તા'લીમ કરતા વધારે ઊંડો પડતો હોય છે અને તે પણ ઓછી મહેનતે ! એટલા માટે કુર્આને કરીમ જે સમગ્ર વિશ્વની કોમો માટે અંતિમ હિદાયતનામા (માર્ગદર્શિકા) તરીકે મોકલવામાં

આવ્યું તેમાં સમગ્ર વિશ્વની કોમોના ઈતિહાસનો તે ચૂંટી કાઢેલો ભાગ લેવામાં આવ્યો છે જે માનવીના વર્તમાન અને ભવિષ્યની સુધારણા માટે અક્સીર નુસ્ખો છે, પરંતુ કુર્આને કરીમે વિશ્વના ઈતિહાસના તે વિભાગોને પણ પોતાના ખાસ અને અજોડ અંદાજમાં એ પ્રમાણે લીધા છે કે તેને પઢનાર એવી અનુભૂતિ નથી કરી શકતો કે આ કોઈ ઐતિહાસિક પુસ્તક છે બલકે, દરેક સ્થળે જે કિસ્સાનો કોઈ ટૂકડો બોધપાઠ અને શિખામણ માટે જરૂરી સમજવામાં આવ્યો ફક્ત એટલો જ ભાગ ત્યાં વર્ણન કરવામાં આવ્યો છે, પછી કોઈ અન્ય સ્થળે આ વિભાગની આવશ્યકતા સમજવામાં આવી તો ફરી તેનું પુનરાવર્તન કરવામાં આવ્યું, એટલા માટે આ કિસ્સાઓના વર્ણનમાં ઘટનાઓનો ક્રમ સાચવવામાં આવ્યો નથી બલકે, અમુક જગ્યાએ કિસ્સાના શરૂઆતનો ભાગ પાછળથી અને અંતનો ભાગ પ્રથમ વર્ણન કરવામાં આવ્યો છે. આ જ ખાસ કુર્આનિક શૈલીમાં એ આગવી હિદાયત છે કે દુનિયાના ઈતિહાસને અને ભૂતકાળમાં બનેલ ઘટનાઓને યાદ રાખવાનો કોઈ હેતુ નથી બલકે, માનવ માટે દરેક કિસ્સા અને ખબરથી કોઈ બોધપાઠ અને નસીહત ગ્રહણ કરવાનો હેતુ હોવો જોઈએ.

આથી અમુક સંશોધનકાર લોકોએ ફરમાવ્યું છે મનુષ્યના કલામમાં જે બે પ્રકાર ખબર અને બોધપાઠ પ્રખ્યાત છે તે બંને પ્રકારોમાંથી મૂળ હેતુ તો બોધપાઠનો જ છે. ખબર (ઈન્ફૉર્મેશન) પોતાના ખબર સ્વરૂપમાં કોઈ હેતુ નથી હોતી બલકે, બુદ્ધિશાળી માનવીનો મકસદ દરેક ખબર અને ઘટનાને સાંભળવા અને જોવા પાછળ માત્ર પોતાના વર્તમાનની અને પોતાની કર્મોની સુધારણા હોવો જોઈએ.

હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાને ક્રમબદ્ધ વર્ણન કરવાની એક હિકમત એ પણ હોઈ શકે છે કે ઈતિહાસ લેખન પણ એક આગવી કળા છે, તેમાં એ કળાના નિષ્ણાતો માટે ખાસ માર્ગદર્શન છે કે વર્ણનમાં ન તો એટલું ટૂંકાણ હોવું જોઈએ કે પૂરી વાત ન સમજી શકાય અને ન જ એટલું લંબાણ હોવું જોઈએ કે તેને વાંચવું અથવા યાદ રાખવું મુશ્કેલ બની જાય, કુર્આનના આ કિસ્સાના ઉલ્લેખથી આ બાબતો સ્પષ્ટ થઈ જાય છે.

બીજું કારણ એ પણ હોઈ શકે છે કે અમુક રિવાયતોમાં છે કે યહૂદીઓએ રસૂલે કરીમ ﷺને અજમાવવા માટે કહ્યું હતું કે જો તમે સાચા નબી છો તો અમને

બતાવો કે યાકૂબ (અલૈ.)ની અવલાદ સિરીયાથી મિસ્ર કેમ ચાલી ગઈ ? અને યૂસુફ (અલૈ.)ની ઘટના શું હતી ? તેના જવાબમાં વહી દ્વારા આ સમગ્ર કિસ્સો નાઝિલ કરવામાં આવ્યો જે રસૂલે કરીમ ﷺનો મોઅ્જિઝો અને આપ ﷺની નુબુવ્વતની મોટી ગવાહી હતી કે રસૂલે કરીમ ﷺ ઉમ્મી હતા અને જિંદગી આખી મક્કામાં જ વિતાવી, કોઈ સ્થળે શિક્ષણ પ્રાપ્ત કર્યું નહિ અને ન જ કોઈ પુસ્તક વાંચ્યું, પછી તે બધી જ ઘટનાઓ જે તવરાતમાં ઉપસ્થિત હતી સાચી–સાચી વર્ણન કરી બતાવી બલકે અમુક એવી વાતો પણ બતાવી જેનું વર્ણન તવરાતમાં ન હતું અને તેના સંદર્ભમાં ઘણા બધા હુકમો અને માર્ગદર્શનો છે જેનો આગળ ઉલ્લેખ થશે.

સૌથી પહેલી આયતમાં શબ્દ 'الٓـــــر' (અલિફ–લામ–રા) "મુકત્તઆતે કુર્આનિય્યહ"માંથી છે જેના વિશે જમહૂર સલફ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નો એ ફેંસલો છે કે આ શબ્દ સંબોધન કરનાર અને જેને સંબોધન કરવામાં આવ્યું છે તે એટલે કે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺ વચ્ચે એક રહસ્ય છે જેને કોઈ ત્રીજો વ્યક્તિ નથી સમજી શકતો અને ન જ તેના માટે યોગ્ય છે કે તેણે તેની તહકીકમાં મંડી પડવું જોઈએ.

تِـلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنَ એટલે કે, આ આયતો એ કિતાબની છે જે હલાલના અને હરામના હુકમોમાં અને દરેક કાર્યની સીમાઓ તથા શરતો બતાવીને મનુષ્યને જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં એક મધ્યમમાર્ગી અને સીધી જિંદગીની વ્યવસ્થા બખ્શે છે જેને નાઝિલ કરવાનો વાયદો તવરાતમાં જોવા મળે છે અને યહૂદીઓ તેનાથી વાકેફ છે.

اِنَّـــا اَنْـزَلْـنٰــــهُ قُرْاٰنًا عَرَبِيًّا لَّعَلَّكُمْ تَعْقِلُوْنَ એટલે કે, અમે નાઝિલ કર્યું આ કુર્આનને અરબી ભાષામાં જેથી તમે સમજબૂઝ પ્રાપ્ત કરો.

તેમાં એ તરફ ઈશારો છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાનો પ્રશ્ન કરનાર અરબના યહૂદીઓ હતા. અલ્લાહ તઆલાએ તેમની ભાષામાં જ આ કિસ્સો નાઝિલ કરી દીધો જેથી તેઓ ચિંતન કરે અને રસૂલે કરીમ ﷺની સત્યતા અને હક્કાનિય્યત ઉપર ઈમાન લઈ આવે અને આ કિસ્સામાં જે હુકમો અને હિદાયતો છે તેને પોતાના માટે પોતાના માર્ગની મશાલ બનાવે.

આથી આ સ્થળે શબ્દ لَعَلَّ (લઅલ્લ) "કદાચ"ના અર્થમાં લાવવામાં આવ્યો છે કારણ કે તે લોકો કે જેમને સંબોધન કરવામાં આવી રહ્યું છે તેમની પરિસ્થિતિની જાણ હતી કે આવી સ્પષ્ટ અને ખુલ્લી આયતો સામે આવ્યા પછી પણ તેમના સત્ય સ્વીકારવાનું અનુમાન શંકાસ્પદ હતું.

نَحْنُ نَقُصُّ عَلَيْكَ اَحْسَنَ الْقَصَصِ بِمَآاَوْحَيْنَآ اِلَيْكَ هٰذَا الْقُرْاٰنَ وَاِنْ كُنْتَ مِنْ قَبْلِهٖ لَمِنَ الْغٰفِلِيْنَ

*"અમે તમારા ઉપર ઘણા ઉત્તમ કિસ્સાઓ વર્ણન કરીએ છીએ, અમે તમારા તરફ આ કુર્આન વહી દ્વારા મોકલ્યું અને ખરેખર તમે તેના પહેલાં બધી ઘટનાઓથી અલબત્ત બેખબરોમાંથી હતા."*

તેમાં યહૂદીઓને ઢંઢોળવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે જે રીતે તમે અમારા રસૂલ ﷺની અજમાયશ કરવા ઇચ્છી તેમાં પણ રસૂલે કરીમ ﷺની વિશેષતા સ્પષ્ટ રીતે જાહેર થઈ ગઈ કારણ કે તેઓ આ અગાઉ ઉમ્મી અને વિશ્વના ઈતિહાસથી નાવાકેફ હતા, હવે આ જાણકારીનું કોઈ માધ્યમ અલ્લાહ તઆલાની તા'લીમ વિના અને નુબુવ્વતની વહી વિના અન્ય કંઈ નથી હોઈ શકતું.

اِذْ قَالَ يُوْسُفُ لِاَبِيْهِ يٰٓاَبَتِ اِنِّىْ رَاَيْتُ اَحَدَ عَشَرَ كَوْكَبًا وَّالشَّمْسَ وَالْقَمَرَ رَاَيْتُهُمْ لِىْ سٰجِدِيْنَ ؕ

*"યૂસુફ (અલૈ.)એ પોતાના પિતાને કહ્યું કે, હે અબ્બાજાન ! મેં સ્વપ્નમાં અગિયાર તારાઓ અને સૂર્ય તથા ચંદ્રને જોયા છે અને એવું જોયું છે કે તેઓ મને સિજ્દહ કરી રહ્યા છે."*

આ હઝરત યૂસુફ (અલૈ.)નું સ્વપ્ત હતું જેની તા'બીર વિશે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે તે તારાઓથી ભાવાર્થ હઝરત યૂસુફ (અલૈ.)ના અગિયાર ભાઈઓ તથા સૂર્ય અને ચંદ્રનો ભાવાર્થ માતા અને પિતા છે.

કુર્તુબીમાં છે કે, હઝરત યૂસુફ (અલૈ.)ની માતા જો કે આ ઘટના અગાઉ મૃત્યુ પામી ચૂક્યા હતા પરંતુ તેમની માસી તેમના પિતાના નિકાહમાં આવી

ચૂક્યા હતા. માસી પોતે પણ માં ની જગ્યાએ સમજવામાં આવે છે ખાસ કરીને જ્યારે કે તે પિતાના નિકાહમાં આવી જાય તો પ્રચલિત બોલચાલમાં તેમને માં જ કહેવામાં આવે છે.

قَالَ یٰبُنَیَّ لَاتَقْصُصْ رُءْ یَاکَ عَلٰۤی اِخْوَتِکَ فَیَکِیْدُوْا لَکَ کَیْدًا، اِنَّ الشَّیْطٰنَ لِلْاِنْسَانِ عَدُوٌّ مُّبِیْنٌ

*"બેટા ! તમે પોતાનું આ સ્વપ્ન પોતાના ભાઈઓને કહેશો નહીં, એવું ન થાય કે તેઓ આ સ્વપ્ન સાંભળીને તમારું ઉચ્ચ કક્ષાનું સ્થાન જાણી લઈ તમને હલાક કરવાની કોઈ યોજના ઘડે, કારણ કે શયતાન મનુષ્યનો ઉઘાડો દુશ્મન છે, તે દુનિયાના હોદ્દા અને માલ–દોલત ખાતર માનવીને આવા કામોમાં સપડાવી દે છે."*

આ આયતોમાં અમુક મસ્અલાઓ વર્ણનપાત્ર છે.

**સ્વપ્નની હકીકત અને દરજ્જાઓ તથા તેના પ્રકારો :**

સ્વપ્નની હકીકત અને તેનાથી જાણ થનાર ઘટનાઓ અને ખબરોનો દરજ્જો અને તેનું શું સ્થાન છે ? તફસીરે મઝહરીમાં હઝરત કાઝી ષનાઉલ્લાહ (રહ.)એ ફરમાવ્યું કે, સ્વપ્નની હકીકત એ છે કે માણસનો નફ્સ જે સમયે ઊંઘમાં અથવા બેહોશીના કારણે જાહેર બદનની સભાનતાથી ફારેગ થઈ જાય છે તો તેને તેની વૈચારિક શક્તિના માર્ગના અમુક સ્વરૂપો જોવા મળે છે તેનું નામ ખ્વાબ અથવા સ્વપ્ન છે, પછી તેમાં એક–બે પ્રકાર તો બિલકુલ ગલત છે જેની કોઈ હકીકત કે વાસ્તવિકતા નથી હોતી અને એક પોતાના પ્રકારના આધારે સત્ય છે પરંતુ તે સાચા પ્રકારમાં પણ અમુક બાબતો સામેલ થઈ જવાથી તે ફાસિદ અને બિનભરોસાપાત્ર બની જાય છે.

તેની વિગત એવી છે કે, સ્વપ્નમાં જે મનુષ્ય વિવિધ સ્વરૂપો અને ઘટનાઓ જુએ છે ક્યારેક તો એવી હોય છે કે જાગતાની હાલતમાં જે રીતે માણસ જોતો રહેતો હોય છે તે જ સ્વપ્નમાં પણ તેને દૃષ્ટિગોચર થાય છે અને ક્યારેક એવું પણ થાય છે કે શયતાન.... અમુક સ્વરૂપો અને ઘટનાઓ મગજમાં નાંખી દે છે, ક્યારેક ખુશ કરનારા તો ક્યારેક બિહામણા; આ બંને પ્રકાર બાતિલ છે જેની

ન તો કોઈ હકીકત કે વાસ્તવિકતા છે અને ન જ તેની કોઈ વાસ્તવિક તા'બીર થઈ શકે છે, તેમાં પહેલા પ્રકારને "હદીષુન્નફ્સ" અને બીજા પ્રકારને "તસ્વીલે શયતાની" કહેવામાં આવે છે.

ત્રીજો પ્રકાર જે સાચો અને હક છે તે અલ્લાહ તઆલા તરફથી એક પ્રકારનું ઈલ્હામ હોય છે જે પોતાના બંદાને ખબરદાર કરવા માટે અથવા ખુશખબરી આપવા માટે કરવામાં આવે છે. અલ્લાહ તઆલા પોતાના ગય્બના ખજાનાઓમાંથી અમુક વસ્તુઓ તેના દિલ અને દિમાગમાં નાંખી દે છે.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, મો'મિનનું સ્વપ્ન એક કલામ છે જેમાં તે પોતાના પરવરદિગાર સાથે વાતચીતની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. આ હદીષ તબરાનીએ સહીહ સનદથી રિવાયત કરી છે. *(મઝહરી)*

તેની તહકીક સૂફીઓએ વર્ણન કર્યા પ્રમાણે એ છે કે, જગતમાં જેટલી વસ્તુઓ અસ્તિત્વમાં આવનારી છે તેના અસ્તિત્વથી પહેલા દરેક વસ્તુનું એક ખાસ સ્વરૂપ "આલમે મિષાલ" (અગોચર જગત એટલે કે એવું વિશ્વ કે જ્યાં દરેક સજીવ-નિર્જીવ પદાર્થ માનવે બનાવેલી વ્યાખ્યા આધારે ભૌતિક અસ્તિત્વમાં નથી પરંતુ તેનું એક ચોક્કસ સ્વરૂપ અને આકાર તથા માળખું ઉપસ્થિત છે તે)માં હોય છે અને તે "આલમે મિષાલ"માં જે પ્રમાણે વસ્તુઓ તથા હકીકતો અને શકલો તથા સૂરતો હોય છે તે પ્રમાણે સ્વપ્નની તા'બીરમાં પણ વિવિધ સ્વરૂપો અને ખાસ સૂરતો હોય છે. સ્વપ્નમાં જ્યારે મનુષ્યનું શરીર જાહેર સભાનતાથી ફારેગ હોય છે તો અમુક સમયે તેનો સંબંધ "આલમે મિષાલ" સાથે જોડાઈ જાય છે. ત્યાં જે મખ્લૂકની શકલો હોય છે તે તેને નજરે પડી જાય છે પછી આ સ્વરૂપો અને ચહેરાઓ આલમે ગય્બમાંથી બતાવવામાં આવે છે. અમુક સમયે તેમાં પણ એવા ફાંટાઓ ઉપસ્થિત થઈ જાય છે કે, અસલ વાસ્તવિકતા સાથે અમુક કલ્પના આધારિત અસત્ય સામેલ થઈ જાય છે એટલા માટે તા'બીર કરનારાઓને પણ તેની તા'બીર સમજવી ખૂબ મુશ્કેલ થઈ જાય છે અને અમુક સમયે આવા સ્વપ્નો બધા જ ફાંટાઓથી પાક-સાફ રહે છે તો તે અસલ હકીકત હોય છે પરંતુ તેમાં પણ અમુક સ્વપ્ન તા'બીરના મોહતાજ હોય છે કારણ કે, તેમાં વાસ્તવિક હકીકત સ્પષ્ટ નથી હોતી, આવા સ્વરૂપમાં પણ જો તા'બીર ખોટી થઈ જાય તો ઘટના અલગ પ્રકારની થઈ જાય છે એટલા માટે આવા સ્વરૂપમાં ફક્ત તે

જ સ્વપ્ન અલ્લાહ તરફથી ઈલ્હામ અને સાચા તથા વાસ્તવિકતા આધારિત ગણાશે જે અલ્લાહ તરફથી હોય અને તેમાં કોઈ આડા–અવળા ફાંટાઓ સામેલ ન થયા હોય અને તેની તા'બીર પણ સાચી કરવામાં આવી હોય.

અંબિયા (અલૈ.)ના બધા જ સ્વપ્ન એવા હોય છે એટલા માટે તે સ્વપ્ન પણ વહીનો દરજ્જો ધરાવે છે. સામાન્ય મુસલમાનોના સ્વપ્નમાં દરેક પ્રકારની સંભાવના રહે છે એટલા માટે તે કોઈના માટે હુજ્જત અથવા દલીલ નથી હોતા, તેમના સ્વપ્નમાં ક્યારેક પોતાના સ્વાભાવગત કાલ્પનિક સ્વરૂપોની મિલાવટ થઈ જાય છે અને અમુક સમયે ગુનાહોનો અંધકાર અને તેની નહૂસત સાચા સ્વપ્ન ઉપર છવાયને તેને બિનભરોસાપાત્ર બનાવી દે છે કે અમુક સમયે સાચી તા'બીર પણ સજમાં નથી આવતી.

સ્વપ્નના આ ત્રણ પ્રકારો જે ઉપર વર્ણન કરવામાં આવ્યા છે એ જ વિગત વિશે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે સ્વપ્નના ત્રણ પ્રકારો છે, એક પ્રકાર શયતાની છે જેમાં શયતાન તરફથી અમુક સ્વરૂપો દિમાગમાં આવે છે, બીજું જે વ્યક્તિ પોતાના જાગવાની હાલતમાં જે જોતો રહે છે તે જ સ્વરૂપો સ્વપ્નમાં સામે આવી જાય છે, ત્રીજો પ્રકાર જે સાચો અને સત્ય છે તે નુબુવ્વતના વિભાગોમાંથી ૪૬મો વિભાગ છે એટલે કે તે અલ્લાહ તઆલા તરફથી ઈલ્હામ છે.

**સ્વપ્નમાં નુબુવ્વતનો વિભાગ હોવાનો અર્થ અને તેનો ખુલાસો :**

આ પ્રકાર જે સત્ય અને સાચો છે અને નબી ﷺની સહીહ હદીષોમાં નુબુવ્વતનો એક ભાગ ઠરાવવામાં આવ્યો છે તે બાબતે હદીષની વિવિધ રિવાયતો આવી છે, અમુકમાં ૪૦મો ભાગ અને અમુકમાં ૪૬મો ભાગ બતાવ્યો છે અને અમુક રિવાયતોમાં ૪૯ અને ૫૦ તથા ૭૦ મો ભાગ હોવાનું પણ નકલ થયું છે. આ બધી રિવાયતો તફસીરે કુર્તુબીમાં ભેગી કરીને ઈબ્ને અબ્દુલ બર્રની તહકીક એવી નકલ કરવામાં આવી છે કે તેમાં કોઈ વિરોધાભાસ નથી બલકે, દરેક રિવાયત પોતાની જગ્યાએ સાચી અને સહીહ છે અને વિભાગોની સંખ્યાનો આ વિરોધાભાસ સ્વપ્ન જોનારની વિવિધ પરિસ્થિતિઓની બીના ઉપર છે, જે વ્યક્તિ સચ્ચાઈ, અમાનત, પ્રામાણિકતા અને ઈમાનની શ્રેષ્ઠતા સાથે જોડાયેલ છે તેનું સ્વપ્ન નુબુવ્વતનો ચાલીસમો ભાગ થશે અને જે આ ખાસિયતોમાં થોડો ઓછો છે

તેનો ૪૬ મો અથવા ૫૦ મો ભાગ હશે અને જે હજુ વધારે ઓછો છે તેનું સ્વપ્ન નુબુવ્વતનો ૭૦મો ભાગ હશે.

અત્રે આ વાત ધ્યાન આપવા યોગ્ય છે કે સાચા સ્વપ્નને નુબુવ્વતનો ભાગ કહેવાનો શું ભાવાર્થ છે ? તફસીરે મઝહરીમાં તેનો ખુલાસો એવો વર્ણન કરવામાં આવ્યો છે કે, રસૂલે કરીમ ﷺ ઉપર નુબુવ્વત અને વહીનો ક્રમ ૨૩ વર્ષ સુધી સતત ચાલુ રહ્યો, તેમાંથી પ્રથમ છ મહિનામાં આ વહી સ્વપ્નના સ્વરૂપે આવતી રહી બાકી ૪૫ છ માસિકોમાં હઝરત જિબ્રઈલ (અલૈ.) સંદેશો પહોંચાડવાના સ્વરૂપે આવ્યા આ હિસાબે તે સાચા સ્વપ્ન "વહીએ નુબુવ્વત"નો ૪૬ મો ભાગ થયો અને જે રિવાયતોમાં ઓછી અથવા વત્તી સંખ્યા ઉપસ્થિત છે તે લગભગના સ્વરૂપમાં કહેવામાં આવ્યું છે અથવા તો સનદના આધારે તેને રદ કરવામાં આવ્યું છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, તે નુબુવ્વતનો ભાગ હોવાનો ભાવાર્થ એ છે કે સ્વપ્નમાં અમુક સમયે મનુષ્ય એવી વસ્તુઓ જુએ છે જે તેની શક્તિમાં નથી હોતી, જેમકે તે જુએ છે કે તે આસમાનમાં ઊડી રહ્યો છે અથવા કોઈ એવી અદૃષ્ય વસ્તુ જુએ જેનું જ્ઞાન પ્રાપ્ત કરવું તેની શક્તિમાં ન હતું તો તેનું માધ્યમ અલ્લાહના ઈલ્હામની મદદ સિવાય અન્ય કંઈ નથી હોઈ શકતું જે વાસ્તવમાં નુબુવ્વતની ખાસિયત છે એટલા માટે તેને નુબુવ્વતનો એક ભાગ ઠરાવવામાં આવ્યો.

### કાદિયાની દજ્જાલની એક ધોકાબાજીનો રદિયો :

અત્રે અમુક લોકોને એક ખૂબ મોટી નફ્સની ધોકાબાજી થઈ ગઈ છે કે આ નુબુવ્વતનો ભાગ દુનિયામાં બાકી અને ચાલુ રહેવાથી નુબુવ્વત બાકી રહી છે અને ચાલી રહી છે એવું સમજી બેઠા, જે કુર્આને કરીમની કતઈ નુસૂસ તથા અનેક સહીહ હદીષો વિરુદ્ધ અને સમગ્ર ઉમ્મતના સામૂહિક અકીદએ ખત્મે નુબુવ્વતથી વિપરીત છે અને એવું નથી સમજતા કે કોઈ વસ્તુનો એક ભાગ મોજૂદ હોવાથી તે વસ્તુનું અસ્તિત્વમાં હોવું જરૂરી નથી હોતું, જો કોઈ વ્યક્તિનો એક નખ અથવા એક વાળ ક્યાંક મોજૂદ હોય તો કોઈ વ્યક્તિ એ નથી કહી શકતો કે અહીંયાં તે વ્યક્તિ મોજૂદ છે. મશીનના ઘણા બધા સ્પેર પાર્ટ્સમાંથી જો કોઈની પાસે એક સ્પેર પાર્ટ અથવા એક સ્ક્રુ મોજૂદ છે અને તે કહેવા લાગે કે મારી પાસે ફલાણી

મશીન મોજૂદ છે તો દુનિયાભરના મનુષ્યો તેને યા તો જૂઠો સમજશે અથવા તો મૂર્ખ.

સાચા સ્વપ્ન હદીષના ખુલાસા પ્રમાણે નિઃશંક ! નુબુવ્વતનો ભાગ છે પરંતુ તે આપમેળે નુબુવ્વત નથી, નુબુવ્વત તો ખાતમુલ અંબિયા ﷺ ઉપર સમાપ્ત થઈ ચૂકી છે.

સહીહ બુખારીમાં છે કે રસૂલ ﷺએ ફરમાવ્યું لَمْ يَبْقَ مِنَ النُّبُوَّةِ اِلَّا الْمُبَشِّرَاتُ એટલે કે, હવે પછી નુબુવ્વતનો કોઈ ભાગ مُبَشِّرَاتٌ (મુબશ્શિરાત) સિવાય બાકી રહેશે નહીં. સહાબા (રદિ.)એ વિનંતી કરી કે "મુબશ્શિરાત"નો શું ભાવાર્થ છે ? તો ફરમાવ્યું કે, "સાચા સ્વપ્ન"; જેનાથી સાબિત થયું કે નુબુવ્વત કોઈ પ્રકારની કોઈપણ સ્વરૂપમાં બાકી નથી ફક્ત તેનો નાનો ભાગ બાકી છે જેને "મુબશ્શિરાત" અથવા "સાચા સ્વપ્ન" કહેવામાં આવે છે.

**ક્યારેક કાફિર અને ફાસિક વ્યક્તિનું સ્વપ્ન પણ સાચું થઈ શકે છે:**

એ વાત પણ કુર્આન અને હદીષથી સાબિત છે તથા અનુભવોથી ખબર છે કે સાચા સ્વપ્ન અમુક સમયે ફાસિક-ફાજિર બલકે કાફિર લોકોને પણ આવી શકે છે. સૂરએ યૂસુફમાં જ હઝરત યૂસુફ (અલૈ.)ના જેલના બે સાથીઓના સ્વપ્ન અને તેમનું સાચું હોવું તથા એ પ્રમાણે મિસ્રના રાજાનું સ્વપ્નું અને તેનું સાચું હોવું કુર્આને કરીમમાં ઉપસ્થિત છે જ્યારે કે આ ત્રણે વ્યક્તિઓ મુસલમાન ન હતા. હદીષમાં કિસ્રાનું સ્વપ્ન વર્ણન થયું છે જે તેણે રસૂલે કરીમ ﷺની બઅ્ષત વિશે જોયું હતું તે સ્વપ્ન સાચું થયું જ્યારે કે કિસ્રા મુસલમાન ન હતો. રસૂલે કરીમ ﷺના ફોઈ આતિકાએ કુફ્રની હાલતમાં રસૂલે કરીમ ﷺ વિશે સાચું સ્વપ્ન જોયું હતું, વળી કાફિર રાજા બુખ્તે નસરના જે સ્વપ્નની તા'બીર હઝરત દાનિયાલ (અલૈ.)એ આપી તે સ્વપ્ન પણ સાચું હતું.

એનાથી જાણ થાય છે કે ફક્ત એટલી વાત કે કોઈ સાચું સ્વપ્ન દેખાય અને ઘટના તેના પ્રમાણે બની જાય તો તે નેક અને સાલિહ મુસલમાન હોવાની દલીલ નથી બની શકતું, હા ! એ સાચું છે કે અલ્લાહની ટેવ એ જ છે કે સાચા અને નેક લોકોના સ્વપ્ન મોટે ભાગે સાચા હોય છે અને ફાસિક તથા દુરાચારી લોકોના સ્વપ્ન મોટે ભાગે મનેચ્છાઓ અથવા "હદીષુન્નફ્સ" કે "તસ્વીલે શયતાની" પ્રકારના બાતિલ સ્વપ્ન હોય છે પરંતુ ક્યારેક તેનાથી વિરુદ્ધ પણ થઈ જતું હોય છે.

અલબત્ત, સાચા સ્વપ્ન સામાન્ય ઉમ્મત માટે હદીષના ખુલાસા પ્રમાણે એક ખુશખબરી અથવા ચેતવણીથી વધારે કોઈ સ્થાન ધરાવતું નથી, પોતે સ્વપ્ન જોનાર માટે પણ કોઈ મા'મલામાં હુજ્જત કે દલીલ નથી, અમુક નાવાકેફ લોકો આવા સ્વપ્ન જોઈને જાત-જાતની ભ્રમણાઓમાં સપડાઈ જાય છે, કોઈ તેને પોતાના વલી હોવાની દલીલ સમજી બેસે છે તો કોઈ તેનાથી પ્રાપ્ત થનારી વાતોને શરીઅતના હુકમનો દરજ્જો આપવા માંડે છે; આ બધી વસ્તુઓ પાયાવિહોણી બેબુનિયાદ વાતો છે ખાસ કરીને જ્યારે કે એ પણ જાણ થઈ ચૂકી છે કે સાચા સ્વપ્નાઓમાં પણ મોટે ભાગે મહેચ્છાઓ આધારિત કે શયતાન પ્રેરિત આમ બંને પ્રકારની કલ્પનાઓની ભેળસેળની સંભાવનાઓ રહેલી છે.

## સ્વપ્નનું દરેક વ્યક્તિની સામે વર્ણન કરવું યોગ્ય નથી :

**મસ્અલો :**

આયત ...قَالَ يٰبُنَيَّ હઝરત યાકૂબ (અલૈ.)એ હઝરત યૂસુફ (અલૈ.)ને પોતાનું સ્વપ્ન પોતાના ભાઈઓ સામે વર્ણન કરવાની મનાઈ કરી તેનાથી જાણ થાય છે કે સ્વપ્ન એવા વ્યક્તિની સામે વર્ણન ન કરવું જોઈએ જે તેનો ભલું ઈચ્છનાર અથવા હમદર્દ ન હોય અને ન જ એવા વ્યક્તિની સામે કે જે સ્વપ્નની તા'બીર જોવાનો નિષ્ણાત ન હોય.

જામેઅ્ તિરમિઝીમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, સાચું સ્વપ્ન નુબુવ્વતના ચાલીસ ભાગોમાંથી એક ભાગ છે અને સ્વપ્ન અધ્ધર રહે છે જ્યાં સુધી તે કોઈની સામે વર્ણન કરવામાં ન આવે, જ્યારે વર્ણન કરવામાં આવે અને સાંભળનાર તેની કોઈ તા'બીર આપી દે તો તે તા'બીર પ્રમાણે થઈ જાય છે, એટલા માટે સ્વપ્નને કોઈની સામે વર્ણન ન કરે તે વ્યક્તિ સિવાય કે જે આલિમ (વિદ્વાન) અને બુદ્ધિશાળી હોય અથવા ઓછામાં ઓછો તેનો દોસ્ત કે તેનું ભલું ઈચ્છનાર હોય.

વળી તિરમિઝી અને ઈબ્ને માજહમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''સ્વપ્ન ત્રણ પ્રકારના હોય છે, એક અલ્લાહ તરફથી ખુશખબરી, બીજું નફ્સાની વિચારો (મહેચ્છાઓ), ત્રીજું શયતાની કલ્પનાઓ, આથી જે કોઈ વ્યક્તિ સ્વપ્ન જુએ અને તેને સારું લાગતું હોય તો જો તે ઈચ્છે તો લોકોને વર્ણન કરી આપે અને જો તેમાં કોઈ ખરાબ વાત નજરે પડે તો કોઈને ન કહે બલકે

ઊઠીને નમાઝ પઢી લે.'' સહીહ મુસ્લિમની હદીષમાં પણ છે કે ખરાબ સ્વપ્ન જુએ તો ડાબી બાજુ ત્રણ વખતે ફૂંક મારી દે અને અલ્લાહ પાસે તેની બુરાઈથી પનાહ (શરણ) માંગે અને કોઈને વર્ણન ન કરે તો એ સ્વપ્ન તેને કોઈ નુકસાન પહોંચાડશે નહીં કારણ એ છે કે અમુક સ્વપ્ન તો શયતાની કલ્પનાઓ હોય છે, તે આવી પ્રવૃત્તિ કરવાથી દૂર થઈ જશે અને જો સાચું સ્વપ્ન છે તો આવી પ્રવૃત્તિ દ્વારા તેની બુરાઈ દૂર થઈ જવાની પણ આશા છે.

**મસ્અલો :**

સ્વપ્નની તા'બીર સ્વપ્ન ઉપર અવલંબિત રહેવાનો અર્થ તફસીરે મઝહરીમાં એ ઉલ્લેખ થયો છે કે અમુક તકદીરી બાબતો "તકદીરે મુબરમ" છે એટલે કે સચોટ રીતે નક્કી નથી હોતી બલકે, તે મુઅલ્લક (અધ્ધર) એટલે કે મુલતવી હોય છે કે ફલાણુ કામ થઈ ગયું તો આ મુસીબત ટળી જશે અને ન થયું તો પડી જશે જેને "કઝા–એ–મુઅલ્લક" કહેવામાં આવે છે. આવા સ્વરૂપમાં ખરાબ તા'બીર આપવાથી મા'મલો ખરાબ અને સારી તા'બીર આપવાથી મા'મલો સારો થઈ જાય છે, એટલા માટે તિરમિઝીની પ્રસ્તુત હદીષમાં એવા વ્યક્તિને સ્વપ્ન વર્ણન કરવાની મનાઈ કરવામાં આવી છે જે બુદ્ધિશાળી ન હોય અથવા તો તેનું ભલું ઈચ્છનાર કે હમદર્દ ન હોય અને એ કારણ પણ હોઈ શકે છે કે સ્વપ્નની કોઈ બુરી તા'બીર સાંભળીને તે વ્યક્તિના દિલમાં એવો વિચાર ઘર કરી જશે કે હવે મારા ઉપર મુસીબત પડવાની છે અને હદીષમાં છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, اَنَـا عِـنْـدَ ظَـنِّ عَبْـدِىْ بِـىْ એટલે કે, ''બંદો મારા વિશે જેવું અનુમાન કરે છે હું તેના હકમાં તેવો જ થઈ જાઉં છું.'' જ્યારે અલ્લાહ તઆલા તરફથી મુસીબત આવવા ઉપર વિશ્વાસ થઈ જાય તો અલ્લાહની ટેવ પ્રમાણે તેના ઉપર મુસીબત આવવી આવશ્યક થઈ ગઈ.

**મસ્અલો :**

આ આયતથી એ જાણ થઈ કે જે સ્વપ્નમાં કોઈ વાત તકલીફની અથવા મુસીબતની નજરે પડે તો કોઈને તેનો ઉલ્લેખ ન કરે, હદીષની રિવાયતોથી જાણ થાય છે કે આ મનાઈ ફક્ત લાગણી અને હમદર્દીની બીના ઉપર છે શરઈ રીતે હરામ નથી, આથી જો કોઈની સામે વર્ણન કરી દીધું તો કોઈ ગુનોહ નથી કારણ કે સહીહ હદીષોમાં છે કે ગઝ્વએ ઉહદના સમયે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

મેં સ્વપ્નમાં જોયું છે કે મારી તલવાર "ઝુલ્ફિકાર" તૂટી ગઈ અને જોયું કે અમુક ગાયો ઝબહ થઈ રહી છે, જેની તા'બીર હઝરત હમ્ઝા (રદિ.)ની શહાદત અને ઘણા બધા મુસલમાનોની શહાદત છે પરંતુ આપ ﷺએ આ સ્વપ્નને સહાબા (રદિ.) સામે વર્ણન કરી દીધું હતું. *(કુર્તુબી)*

આ આયતથી એ પણ જાણ થઈ કે, મુસલમાને બીજાઓની બુરાઈથી બચવા માટે તેમની કોઈ ખરાબ ટેવ અથવા નિય્યતની જાહેરાત કરી દેવી જાઈઝ છે, એ ગીબતમાં સામેલ નથી. દાખલા તરીકે કોઈ વ્યક્તિને જાણ થઈ જાય કે ફલાણો વ્યક્તિ કોઈ બીજા વ્યક્તિના ઘરમાં ચોરી કરવાની અથવા તેની હત્યા કરવાની યોજના બનાવી રહ્યો છે તો તેણે તે વ્યક્તિને તેની ખબર આપી દેવી જોઈએ, આ ગીબત અથવા હરામમાં સામેલ નથી જેમકે, હઝરત યાકૂબ (અલૈ.)એ હઝરત યૂસુફ (અલૈ.) સામે એ બાબતની જાહેરાત કરી દીધી હતી કે ભાઈઓથી તેમને જાનનો ખતરો છે.

**મસ્અલો :**

આ જ આયતથી એ પણ જાણ થઈ કે જે વ્યક્તિ વિશે એવી શક્યતા હોય કે તે અમારી ખુશહાલી અને નેઅ્મતોનું વર્ણન સાંભળશે તો તેને ઈર્ષ્યા થશે અને નુકસાન પહોંચાડવાનું વિચારશે તો તેની સામે પોતાની નેઅ્મત, દોલત અથવા ઈજ્જત વગેરેનું વર્ણન ન કરે. રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે,

*"પોતાના મકસદને સફળ બનાવવા માટે તેને ગુપ્ત રાખીને મદદ પ્રાપ્ત કરો કારણ કે દુનિયામાં દરેક નેઅ્મતવાળા વ્યક્તિની ઈર્ષ્યા કરવામાં આવે છે."*

**મસ્અલો :**

આ આયત અને ત્યાર પછીની આયતોથી જેમાં હઝરત યૂસુફ (અલૈ.)ની હત્યા કરવાનો અથવા કૂવામાં નાંખવાનો મશવરો અને તેના ઉપર અમલ કરવાની ઘટના ઉપસ્થિત છે તેનાથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈ અલ્લાહના નબી અને પયગમ્બર ન હતા નહિતર હઝરત યૂસુફ (અલૈ.)ની હત્યાનો સલાહ–મશવરો અને પછી તેમને પતાવી દેવાની યોજનાઓ અને પિતાની નાફરમાનીનો અમલ તેમણે ન કર્યો હોત, કારણ કે અંબિયા (અલૈ.) બધા જ ગુનાહોથી પાક હોવું અને માસૂમ હોવું જરૂરી છે. તબરીની કિતાબમાં જે તેમને

અંબિયા (અલૈ.) કહેવામાં આવ્યા છે તે સાચું નથી. *(કુર્તુબી)*

છટ્ઠી આયતમાં અલ્લાહ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.)ને અમુક ઈનામો અર્પણ કરવાનો વાયદો કર્યો છે, પ્રથમ كَذٰلِكَ يَجْتَبِيْكَ رَبُّكَ એટલે કે અલ્લાહ તઆલા પોતાના ઈનામો અને અહેસાનો માટે આપને ચૂંટી લેશે જે મિસ્રની બાદશાહત તથા ઈજ્જત અને દોલત મળવાથી જાહેર થયા, બીજું وَيُعَلِّمُكَ مِنَ تَاْوِيْلِ الْاَحَادِيْثِ તેમાં "અહાદીષ"નો ભાવાર્થ લોકોના સ્વપ્ન છે, અર્થ એ છે કે અલ્લાહ તઆલા આપને સ્વપ્નની તા'બીરનું જ્ઞાન શિખવાડશે, તેનાથી એ પણ જાણ થઈ કે સ્વપ્નની તા'બીર એક આગવું જ્ઞાન છે જે અલ્લાહ તઆલા અમુક-અમુકને અર્પણ કરી આપે છે દરેક વ્યક્તિ તે બાબતે સક્ષમ નથી હોતો.

**મસ્અલો :**

તફસીરે કુર્તુબીમાં છે કે શદાદ બિન અલહાદે ફરમાવ્યું કે, હઝરત યૂસુફ (અલૈ.)ના આ સ્વપ્નની તા'બીર ચાલીસ વર્ષ પછી જાહેર થઈ, આથી જાણ થઈ કે તા'બીરનું તરત જ જાહેર થઈ જવું જરૂરી નથી.

ત્રીજો વાયદો وَيُتِمُّ نِعْمَتَهٗ عَلَيْكَ એટલે કે, અલ્લાહ તઆલા રસૂલે કરીમ ﷺ ઉપર પોતાની નેઅ્મત પૂરી કરી આપશે, તેમાં નુબુવ્વત આપવા તરફ ઈશારો છે અને તે જ ઈશારો પાછળના વાક્યોમાં પણ છે. كَمَآ اَتَمَّهَآ عَلٰٓى اَبَوَيْكَ مِن قَبْلُ اِبْرَاهِيْمَ وَاِسْحٰقَ એટલે કે, જે પ્રમાણે અમે નુબુવ્વતની નેઅ્મત તમારા બાપ-દાદા હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્હાક (અલૈ.) ઉપર આપનાથી પહેલાં પૂર્ણ કરી ચૂક્યા છે તેમાં એ તરફ પણ ઈશારો થઈ ગયો કે, સ્વપ્નની તા'બીરનું જ્ઞાન જે પ્રમાણે હઝરત યૂસુફ (અલૈ.)ને આપવામાં આવ્યું એ જ પ્રમાણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્હાક (અલૈ.)ને પણ શિખવાડવામાં આવ્યું હતું.

અંતિમ આયતમાં ફરમાવ્યું, اِنَّ رَبَّكَ عَلِيْمٌ حَكِيْمٌ ط એટલે કે, તમારો પરવરદિગાર સઘળું જાણનાર અને મહાન હિકમતવાળો છે એટલા માટે નહિ કે કોઈને કોઈ કળા શિખવાડવી મુશ્કેલ છે અને ન જ હિકમતની રૂએ એ કે તે કળા દરેક વ્યક્તિને જ શિખવાડે છે બલકે, પોતાની હિકમત હેઠળ ચૂંટી કાઢીને કોઈ કોઈને આ નેઅ્મત અર્પણ કરી આપે છે.

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૭ થી ૨૦)

لَقَدْ كَانَ فِيْ يُوْسُفَ وَاِخْوَتِهٖٓ اٰيٰتٌ لِّلسَّآئِلِيْنَ ﴿۷﴾ اِذْ قَالُوْا لَيُوْسُفُ وَاَخُوْهُ
اَحَبُّ اِلٰٓى اَبِيْنَا مِنَّا وَنَحْنُ عُصْبَةٌ ؕ اِنَّ اَبَانَا لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۸﴾ اقْتُلُوْا يُوْسُفَ
اَوِ اطْرَحُوْهُ اَرْضًا يَّخْلُ لَكُمْ وَجْهُ اَبِيْكُمْ وَتَكُوْنُوْا مِنْۢ بَعْدِهٖ قَوْمًا
صٰلِحِيْنَ ﴿۹﴾ قَالَ قَآئِلٌ مِّنْهُمْ لَا تَقْتُلُوْا يُوْسُفَ وَاَلْقُوْهُ فِيْ غَيٰبَتِ الْجُبِّ يَلْتَقِطْهُ
بَعْضُ السَّيَّارَةِ اِنْ كُنْتُمْ فٰعِلِيْنَ ﴿۱۰﴾ قَالُوْا يٰٓاَبَانَا مَا لَكَ لَا تَاْمَنَّا عَلٰى يُوْسُفَ وَ
اِنَّا لَهٗ لَنٰصِحُوْنَ ﴿۱۱﴾ اَرْسِلْهُ مَعَنَا غَدًا يَّرْتَعْ وَيَلْعَبْ وَاِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ﴿۱۲﴾
قَالَ اِنِّيْ لَيَحْزُنُنِيْٓ اَنْ تَذْهَبُوْا بِهٖ وَاَخَافُ اَنْ يَّاْكُلَهُ الذِّئْبُ وَاَنْتُمْ عَنْهُ
غٰفِلُوْنَ ﴿۱۳﴾ قَالُوْا لَئِنْ اَكَلَهُ الذِّئْبُ وَنَحْنُ عُصْبَةٌ اِنَّآ اِذًا لَّخٰسِرُوْنَ ﴿۱۴﴾ فَلَمَّا
ذَهَبُوْا بِهٖ وَاَجْمَعُوْٓا اَنْ يَّجْعَلُوْهُ فِيْ غَيٰبَتِ الْجُبِّ ۚ وَاَوْحَيْنَآ اِلَيْهِ لَتُنَبِّئَنَّهُمْ
بِاَمْرِهِمْ هٰذَا وَهُمْ لَا يَشْعُرُوْنَ ﴿۱۵﴾ وَجَآءُوْٓ اَبَاهُمْ عِشَآءً يَّبْكُوْنَ ﴿۱۶﴾ قَالُوْا
يٰٓاَبَانَآ اِنَّا ذَهَبْنَا نَسْتَبِقُ وَتَرَكْنَا يُوْسُفَ عِنْدَ مَتَاعِنَا فَاَكَلَهُ الذِّئْبُ ۚ وَمَآ اَنْتَ
بِمُؤْمِنٍ لَّنَا وَلَوْ كُنَّا صٰدِقِيْنَ ﴿۱۷﴾ وَجَآءُوْ عَلٰى قَمِيْصِهٖ بِدَمٍ كَذِبٍ ؕ قَالَ بَلْ سَوَّلَتْ
لَكُمْ اَنْفُسُكُمْ اَمْرًا ؕ فَصَبْرٌ جَمِيْلٌ ؕ وَاللّٰهُ الْمُسْتَعَانُ عَلٰى مَا تَصِفُوْنَ ﴿۱۸﴾ وَجَآءَتْ
سَيَّارَةٌ فَاَرْسَلُوْا وَارِدَهُمْ فَاَدْلٰى دَلْوَهٗ ؕ قَالَ يٰبُشْرٰى هٰذَا غُلٰمٌ ؕ وَ
اَسَرُّوْهُ بِضَاعَةً ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِمَا يَعْمَلُوْنَ ﴿۱۹﴾ وَشَرَوْهُ بِثَمَنٍۢ بَخْسٍ دَرَاهِمَ
مَعْدُوْدَةٍ ۚ وَكَانُوْا فِيْهِ مِنَ الزّٰهِدِيْنَ ﴿۲۰﴾

## તરજુમો :

*અલબત્ત, યૂસુફ (અલૈ.)ના કિસ્સામાં અને તેમના ભાઈઓના કિસ્સામાં*

પૂછનારાઓ માટે નિશાનીઓ છે. (૭) જ્યારે (પરસ્પર) કહેવા લાગ્યા અલબત્ત, યૂસુફ (અલૈ.) અને તેનો ભાઈ આપણા બાપને આપણાથી વધારે વહાલા છે અને આપણે તેમનાથી વધારે તાકાતવાળા છે અલબત્ત આપણો બાપ ઉઘાડી ભૂલ ઉપર છે. (૮) યૂસુફ (અલૈ.)ને મારી નાંખો અથવા કોઈ પ્રદેશમાં ફેંકી દો કે તમારા પિતાનું ધ્યાન માત્ર તમારા ઉપર રહે અને ત્યાર પછી નેક બની રહેજો. (૯) તેમનામાંના એક કહેનારાએ કહ્યું, યૂસુફ (અલૈ.)ને મારી ન નાંખો અને તેને અવાવરું કૂવામાં ફેંકી દો કે તેને કોઈ મુસાફર ઉઠાવી લઈ જાય જો તમારે કરવું જ છે તો. (૧૦) બોલ્યા, હે પિતાજી ! શું વાત છે કે તમે અમારો યૂસુફ (અલૈ.) વિશે ભરોસો નથી કરતા અને અમે તો તેના શુભચિંતક છીએ. (૧૧) તેને કાલે અમારી સાથે મોકલો કે ખૂબ ખાય અને રમે(-કૂદે) અને અમે તો તેના રખેવાળ છીએ. (૧૨) બોલ્યા, મને એનાથી ચિંતા (ગમ) થાય છે કે તમે તેને લઈ જાઓ અને એનાથી ડરું છું કે તેને વરૂ ખાઈ જાય અને તમે એનાથી બેખબર રહો. (૧૩) બોલ્યા, જો તેને વરૂ ખાઈ ગયો અને અમે એક બળવાન જૂથ ! તો તો અમે બધું જ કંઈ ગુમાવી દીધું. (૧૪) પછી જ્યારે તેને લઈને ચાલ્યા અને સહમતી સાધી કે તેને અવાવરું કૂવામાં ફેંકી દઈએ અને અમે તેમને (હઝરત યૂસુફ અલૈ.ને) ઈશારો કરી દીધો કે તમે તેમનું આ કૃત્ય તેમને યાદ અપાવશો અને તેઓ તમને ઓળખશે નહીં. (૧૫) અને (બધા ભાઈઓ) પોતાના પિતાની પાસે અંધારું થયે રડતા(-રડતા) આવ્યા. (૧૬) કહેવા લાગ્યા, હે પિતાજી ! અમે (એકબીજાથી) આગળ નીકળવા માટે દોડવા લાગ્યા અને યૂસુફ (અલૈ.)ને પોતાના સામાનની પાસે છોડ્યા, પછી તેને વરૂ ખાઈ ગયો અને તમે અમારું કહ્યું માનવાના નથી અને ભલે અમે સાચા હોય. (૧૭) અને તેમના કુરતા ઉપર ખોટું(-ખોટું) લોહી લગાવી લાવ્યા હતા; બોલ્યા, આવું કદાપિ નથી બલકે તમને તમારા નફસે એક વાત બનાવી આપી છે, હવે (મારા માટે) સબ્ર જ ઉત્તમ છે અને હું એ વાત ઉપર અલ્લાહથી જ મદદ માંગું છું જે તમે જાહેર કરો છો. (૧૮) અને એક કાફલો આવ્યો પછી પોતાનો પાણી ભરી લાવનારો મોકલ્યો, તેણે પોતાની ડોલ લટકાવી; કહેવા લાગ્યો, કેવી ખુશીની વાત છે આ એક છોકરો છે ! અને તેને

*વેપારનો માલ સમજીને સંતાડી દીધો અને અલ્લાહ સારી પેઠે જાણે છે જે કંઈ તેઓ કરે છે. (૧૯) અને તેમના ભાઈ નજીવી કિંમતના ગણતરીના અમુક દિરહમોમાં વેચી આવ્યા અને તેનાથી બેઝાર થઈ રહ્યા હતા. (૨૦)*

## તફસીર :

યૂસુફ (અલૈ.)ના અને તેમના (અલ્લાતી-બાપ શરીક સાવકા) ભાઈઓના કિસ્સામાં (અલ્લાહની કુદરત અને રસૂલે કરીમ ﷺની નુબુવ્વતની) દલીલો મોજૂદ છે તે લોકો માટે જેઓ (આપ ﷺને આ કિસ્સા વિશે) પૂછે છે, (કારણ કે યૂસુફ અલૈ.ને આવી નિઃસહાયતા તથા લાચારીએથી હુકૂમત સુધી પહોંચાડી દેવું એ અલ્લાહનું જ કામ હતું જેનાથી મુસલમાનોને બોધપાઠ અને ઈમાનની શક્તિ પ્રાપ્ત થશે અને યહૂદીઓ જેમણે રસૂલે કરીમ ﷺને કસોટી માટે આ ઘટના વિશે પૂછ્યું હતું તેમના માટે તેમાં નુબુવ્વતની દલીલ મળી શકે છે), તે સમય વર્ણન કરવાપાત્ર છે જ્યારે કે તે (અલ્લાતી) ભાઈઓએ (પરસ્પર સલાહ-મશ્વરા સ્વરૂપે) એવી વાતચીત કરી કે (આ શું વાત થઈ કે) યૂસુફ (અલૈ.) અને તેમના (સગા) ભાઈ (બિનયામીન) આપણા બાપને વધારે પ્યારા છે જ્યારે કે (તેઓ બંને નાની ઉંમરના કારણે તેમની સેવા કરવા લાયક પણ નથી અને) આપણે એક મજબૂત જમાઅત છે (કે પોતાની શક્તિ અને સંખ્યામાં વધારે હોવાના કારણે તેમની દરેક પ્રકારે સેવા પણ કરી શકીએ છીએ) ખરેખર, આપણા બાપ ઉઘાડી ભૂલમાં છે (એટલા માટે એવી યોજના કરવામાં આવે કે તે બંનેમાં પણ વધારે પ્રિય યૂસુફ અલૈ. છે, તેમને કોઈપણ રીતે તેમની પાસેથી હટાવવા જોઈએ, જેનું સ્વરૂપ એ છે કે) યા તો યૂસુફને કતલ કરી નાંખો અથવા તેને કોઈ (દૂર-સુદૂરના) પ્રદેશમાં નાંખી આવો તો (પછી) તમારા બાપનું વલણ ફક્ત તમારા તરફ થઈ જશે અને તમારા બધા કામો બની જશે, તેમનામાંથી એક કહેનારાએ કહ્યું કે યૂસુફને કતલ ન કરો (કે તે ઘણો મોટો અપરાધ છે) અને તેમને કોઈ અંધારા કૂવામાં ફેંકી દો (જેમાં એટલું પાણી ન હોય કે જેમાં ડૂબવાનો ભય હોય, કારણ કે તે પણ હત્યા કરવાનું જ એક સ્વરૂપ ગણાશે અને તે કૂવો વસ્તી અથવા માર્ગથી પણ ખૂબ દૂર ન હોય), જેથી કોઈ રસ્તે ચાલતો મુસાફર કાઢી લઈ જશે જો તમારે (આ કામ) કરવું જ છે (તો આ પ્રમાણે કરો, સૌ આ સલાહ ઉપર સહમત થઈ ગયા અને) બધાએ (મળીને પોતાના બાપને) કહ્યું કે હે

અમારા બાપ ! શું કારણ છે કે યૂસુફના વિશે તમે અમારો ભરોસો નથી કરતા ? (કે ક્યારેય ક્યાંય પણ તેને અમારી સાથે નથી મોકલતા) જ્યારે કે અમે તેના (હૃદયપૂર્વક) ભલું ઈચ્છનારા છે, તમે તેને કાલે અમારી સાથે (જંગલમાં) મોકલો કે જરા તે ખાય, રમે અને અમે તેની સંપૂર્ણ હિફાઝત કરીશું. યાકૂબ (અલૈ.)એ ફરમાવ્યું કે (મને તમારી સાથે મોકલવાથી બે વસ્તુઓ રોકે છે, એક ભય અને બીજી દિલગીરી) મને એ વાત રંજમાં નાંખે છે કે તેને તમે (મારી નજરો સામેથી) લઈ જાઓ અને (ડર એ છે કે) મને એ સંદેહ છે કે તેને કોઈ વરૂ ખાઈ જાય અને તમે (પોતાની પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત રહી) તેનાથી બેખબર થઈ જાઓ, (કારણ કે એ જંગલમાં વરૂઓ ઘણા હતા) તેઓ બોલ્યા, જો તેને વરૂ ખાઈ જાય અને અમારી એક બળવાન જમાઅત (ઉપસ્થિત) હોય તો અમે બિલકુલ જ ગયા-ગુઝર્યા થયા (મતલબ કહી-સાંભળીને હઝરત યાકૂબ અલૈ. પાસેથી તેમને લઈને ચાલ્યા) તો જ્યારે તેમને (પોતાની સાથે જંગલમાં) લઈ ગયા અને (પોતાની યોજના પ્રમાણે) સૌએ પાકો ઈરાદો કરી લીધો કે તેમને કોઈ અંધારા કૂવામાં નાંખી દઈએ (પછી એ યોજના ઉપર અમલ પણ કરી લીધો) અને (તે વખતે યૂસુફ અલૈ.ને તસલ્લી આપવા માટે) અમે તેમની પાસે વહી મોકલી કે (તમે ચિંતા ન કરો, અમે તમને અહીંયાંથી છુટકારો અપાવીને મહાન રુત્બા અને દરજ્જામાં પહોંચાડીશું અને એક દિવસ એવો હશે કે) તમે તે લોકોને આ વાત જણાવશો અને તેઓ તમને (એ કારણ કે અનઅપેક્ષિત રીતે બાદશાહના સ્વરૂપમાં જોશે ત્યારે) ઓળખશે પણ નહીં. (એટલા માટે ઘટના એ જ પ્રમાણે બની કે તેમના ભાઈઓ મિસ્ર પહોંચ્યા અને હઝરત યૂસુફ અલૈ.એ તેમને બતાવ્યું, هَلْ عَلِمْتُمْ مَا فَعَلْتُمْ بِيُوسُفَ "શું તમને ખબર છે કે તમે યૂસુફ અલૈ. સાથે શું કર્યું ?" હઝરત યૂસુફ અલૈ.ની તો આ ઘટના બની) અને (આ બાજુ) તે લોકો પોતાના બાપની પાસે ઈશાના સમયે રડતાં-રડતાં આવ્યા (અને જ્યારે બાપે તેમને રડવાનું કારણ પૂછ્યું તો) કહેવા લાગ્યા, હે અમારા પિતા ! અમે સૌ તો પરસ્પર દોડવામાં (કે કોણ આગળ નીકળી જાય છે ?) ભાગી ગયા અને યૂસુફને અમે (એવા સ્થળે કે જ્યાં વરૂ આવવાનું અનુમાન ન હતું) પોતાના સામાન પાસે છોડ્યા, બસ (અચાનક) એક વરૂ (આવ્યું અને) તેમને ખાઈ ગયું અને તમે તો અમારા કહ્યા ઉપર યકીન કરવાના નથી ભલે અમે કેટલાય સાચા હોય અને

(જ્યારે યાકૂબ અલૈ.ની પાસે આવતા હતા ત્યારે) યૂસુફ (અલૈ.)ના ખમીસ ઉપર ખોટું-ખોટું લોહી પણ લગાવી લાવ્યા હતા (કે જેથી કોઈ જાનવરના લોહીને એક ખમીસ ઉપર પોતાના નિવેદનના પ્રમાણ તરીકે રજુ કરે), યાકૂબ (અલૈ.)એ (જોયું કે હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત પ્રમાણે કુર્તો તો ક્યાંયથી ફાટેલો નથી તો) ફરમાવ્યું, (યૂસુફ અલૈ.ને વરૂએ નથી ખાધા) બલકે તમે પોતાના દિલથી એક વાત ઘડી કાઢી છે, બસ સબ્ર કરવી જ મારા માટે ઉત્તમ છે જેમાં શિકાયતનું નામ સુદ્ધાં નહીં હોય ("સબ્રે જમીલ"ની આ તફસીલ છે કે તેમાં સબ્રની સાથે શિકાયતનો એક શબ્દ સુદ્ધાં મુખે ન આવે. તબરીએ એક મરફૂઅ્ હદીષના હવાલાથી આ વર્ણન કર્યું છે) અને જે વાતો તમે બનાવો છો તેમાં અલ્લાહ જ મદદ કરે (કે તે સમયે મને તેના ઉપર સબ્ર આવી જાય અને તમારું જૂઠ હવે પછી ખુલી જાય, અલબત્ત હઝરત યાકૂબ અલૈ. સબ્ર કરીને બેસી રહ્યા) અને (હઝરત યૂસુફ અલૈ.ની એ ઘટના બની કે અચાનક તે બાજુથી) એક કાફલો આવી નીકળ્યો (જે મિસ્ર જઈ રહ્યો હતો) અને તેમણે પોતાનો માણસ પાણી લાવવા માટે (અહીંયાં કૂવા ઉપર) મોકલ્યો અને તેણે પોતાની ડોલ નાંખી (યૂસુફ અલૈ.એ ડોલને પકડી લીધી, જ્યારે ડોલ બહાર આવી અને યુસૂફ અલૈ.ને જોયા તો ખુશ થઈને) કહેવા લાગ્યો, ઘણી ખુશીની વાત છે ! આ તો ઘણો સારો છોકરો નીકળી આવ્યો (કાફલાવાળાઓને ખબર થઈ તો તેઓ પણ ખુશ થયા) અને તેમને (વેપારનો) માલ ઠરાવીને (એ વિચારે) છુપાવી લીધા (કે કોઈ દા'વેદાર ઊભો ન થઈ જાય, ત્યાર પછી તેને મિસ્ર લઈ જઈને મોટી કિંમત ઉપર વેચી દઈશું) અને અલ્લાહને તેમની બધી પ્રવૃત્તિઓની જાણ હતી (અને આ બાજુ તે ભાઈઓ પણ આસપાસ ભટક્યા કરતા હતા અને કૂવામાં હઝરત યૂસુફ અલૈ.ની ખબર રાખતા હતા, બલકે કંઈ ખાવા પણ પહોંચાડતા રહેતા હતા જેનો હેતુ એ હતો કે તેઓ મરી ન જાય અને કોઈ આવીને તેમને બીજા દેશમાં લઈ જાય અને યાકૂબ અલૈ.ને ખબર ન થાય, તે દિવસે જ્યારે યૂસુફ અલૈ.ને કૂવામાં ન જોયા અને પાસે જ એક કાફલાનો પડાવ જોયો તો શોધવા માટે ત્યાં પહોંચ્યા અને યૂસુફ અલૈ.નો પતો લાગી ગયો તો કાફલાવાળાઓને કહ્યું કે આ અમારો ગુલામ છે, નાસીને આવ્યો હતો અને હવે અમે તેને રાખવા નથી ઈચ્છતા) અને (આ વાત બનાવીને) તેમણે ઘણી જ ઓછી કિંમત ઉપર (કાફલાવાળાઓને) વેચી નાંખ્યા, એટલે કે

ગણતરીના અમુક દિરહમોમાં અને (કારણ એ હતું કે) આ લોકો કંઈ તેમની કદર કરનારા તો હતા જ નહીં (કે તેમને ઉત્તમ માલ સમજીને મોટી કિંમત લઈ વેચી નાંખે બલકે તેમનો હેતુ તો તેમને અહીંયાંથી કાઢી મૂકવાનો જ હતો).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ યૂસુફની પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં એ બાબત ઉપર ખબરદાર કરવામાં આવ્યા છે કે, આ સૂરતમાં આવનાર કિસ્સાઓ હઝરત યૂસુફ (અલૈ.)નો ફક્ત એક કિસ્સો ન સમજવામાં આવે બલકે, તેમાં સવાલ કરનારાઓ અને સંશોધન કરનારાઓ માટે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની મોટી નિશાનીઓ અને માર્ગદર્શનો છે.

તેનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે જે યહૂદીઓએ નબીએ કરીમ ﷺની કસોટી માટે રસૂલે કરીમ ﷺને પૂછ્યું હતું તેમના માટે તેમાં મોટી નિશાનીઓ છે. રિવાયત એ છે કે જ્યારે રસૂલે કરીમ ﷺ મક્કએ મુઅજ્જમહમાં સ્થાયી હતા અને આપ ﷺની ખબર મદીનહ તય્યિબહ પહોંચી તો અહીંયાંના યહૂદીઓએ પોતાના અમુક માણસોને એ કામ માટે મક્કએ મુઅજ્જમહ મોકલ્યા કે તેઓ ત્યાં જઈને રસૂલે કરીમ ﷺની કસોટી કરે, એટલા માટે આ સવાલ એક સંદિગ્ધ શૈલીમાં એ પ્રમાણે કરવામાં આવ્યો કે જો તમે અલ્લાહના સાચા નબી છો તો એ બતાવો કે તે કયા પયગમ્બર છે જેમનો એક પુત્ર સિરીયાથી મિસ્ર ચાલ્યો ગયો અને તેમના બાપ તેમના ગમમાં રડતાં-રડતાં નાબીના (અંધ) થઈ ગયા.

આ ઘટના યહૂદીઓએ એટલા માટે પસંદ કરી હતી કે ન તો આ ઘટના તે વખતે એટલી બધી પ્રખ્યાત હતી અને ન જ મક્કામાં કોઈ આ કિસ્સાથી વાકેફ હતું અને તે સમયે મક્કામાં અહલે કિતાબમાંથી કોઈપણ ન હતું કે જેની પાસેથી તવરાત અને ઈન્જીલના સંદર્ભથી આ કિસ્સાનો કોઈ ભાગ જાણી શકાય, તેમના આ સવાલ ઉપર જ સંપૂર્ણ સૂરએ યૂસુફ નાઝિલ થઈ, જેમાં હઝરત યાકૂબ (અલૈ.) અને હઝરત યૂસુફ (અલૈ.)નો સંપૂર્ણ કિસ્સો ઉપસ્થિત છે અને એટલી વિગતે આવ્યો છે કે તવરાત અને ઈન્જીલમાં પણ આટલા વિસ્તારથી નથી આવ્યો, એટલા માટે તેનું વર્ણન કરવું રસૂલે કરીમ ﷺનો ઉઘાડો મોઅ્જિઝો હતો.

આ આયતનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે સવાલને બાજુએ રાખીને યહૂદીઓ માટે આ ઘટના એવી બાબત ઉપર આધારિત છે કે એમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની મોટી નિશાનીઓ અને સંશોધન કરનારાઓ માટે મહાન માર્ગદર્શનો તથા હુકમો અને મસ્અલાઓ મોજૂદ છે કે જે બાળકને પોતાના ભાઈઓએ હલાકતના અંધારા ખાડામાં ફેંકી દીધો હતો અલ્લાહ તઆલાની કુદરતે તેને ક્યાંથી-ક્યાં પહોંચાડી દીધો અને કેવી રીતે તેની સુરક્ષા કરી અને પોતાના ખાસ બંદાઓને પોતાના હુકમોની પાબંદીનો કેટલો ઘટ્ટ રંગ અર્પણ કર્યો કે યુવાનીના કાળમાં જ તેમને અય્યાશીની અતિસુંદર તક મળે છે પરંતુ તેઓ અલ્લાહ તઆલાના ડરથી પોતાના નફ્સની મનેચ્છાઓ ઉપર કાબૂ પ્રાપ્ત કરે છે અને બિલકુલ સાફ-સુથરા થઈને આ બલાથી નીકળી જાય છે અને જે વ્યક્તિ નેકી અને તકવો અપનાવે છે અલ્લાહ તઆલા તેને પોતાના વિરોધીઓના મુકાબલામાં કેવી રીતે ઈજ્જત બખ્શે છે અને વિરોધીઓને પોતાના કદમોમાં કેવી રીતે લાવી ફેંકે છે ! આ બધા બોધપાઠ અને નસીહતો અલ્લાહની કુદરતની મહાન નિશાનીઓ છે જેની દરેક સંશોધનકાર અને ચિંતન કરનારને જાણ થઈ શકે છે.

*(કુર્તુબી અને મઝહરી)*

આ આયતમાં હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓનું વર્ણન છે, તેમની ઘટના એવી છે કે હઝરત યાકૂબ (અલૈ.)ના હઝરત યૂસુફ (અલૈ.) સહિત બાર પુત્રો હતો, તેમાંથી દરેક પુત્ર અવલાદવાળા થયા અને બધાના કુટુંબોનો વિસ્તાર થયો કારણ કે, હઝરત યાકૂબ (અલૈ.)નો લકબ "ઈસ્રાઈલ" પણ હતો એટલા માટે આ બધા બાર કુટુંબો "બની ઈસ્રાઈલ" કહેવાયા.

આ બાર પુત્રોમાં દશ મોટા પુત્રો હઝરત યાકૂબ (અલૈ.)ની પ્રથમ પત્ની મોહતરમા હઝરત લય્યા બિન્તે લય્યાનના પેટમાં હતા અને તેમના ઈન્તેકાલ પછી હઝરત યાકૂબ (અલૈ.)એ લય્યાની બહેન રાહિલ સાથે નિકાહ કરી લીધા. તેમના પેટથી બે દિકરાઓ હઝરત યૂસુફ (અલૈ.) અને બિનયામીન પેદા થયા એટલા માટે હઝરત યૂસુફ (અલૈ.)ના સગા ભાઈ ફક્ત બિનયામીન હતા, બાકી દશ ભાઈઓ "અલ્લાતી" એટલે કે બાપ શરીક સાવકા ભાઈઓ હતા, હઝરત યૂસુફ (અલૈ.)ની વાલિદહ રાહિલનો ઈન્તેકાલ પણ તેમના બાળપણમાં જ બિનયામીનના જન્મની સાથે જ થઈ ગયો હતો. *(કુર્તુબી)*

બીજી આયતમાં હઝરત યૂસુફ (અલૈ.)નો કિસ્સો શરૂ થાય છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ હઝરત યાકૂબ (અલૈ.)ને ખૂબ અસામાન્ય મહોબ્બત કરતા જોયા અને આવો પ્રેમ તેમના મોટા ભાઈઓને નસીબ થયો ન હતો, એટલા માટે તેમને ઈર્ષ્યા થઈ અને એ પણ શક્ય છે કે કોઈ રીતે તેમને હઝરત યૂસુફ (અલૈ.)ના સ્વપ્નની પણ કદાચ જાણ થઈ ગઈ હોય જેમાં તેમણે એવું અનુભવ્યું હોય કે તેઓ ઘણી મોટી શાનવાળા થવાના છે અને એટલા માટે ઈર્ષ્યા થઈ હોય અને પરસ્પર વાતચીત કરી કે આપણે જોઈ રહ્યા છીએ કે આપણા વાલિદ સાહબ આપણા કરતા હઝરત યૂસુફ (અલૈ.) અને તેના સગા ભાઈ બિયામીનને વધારે મહોબ્બત કરે છે, જ્યારે કે આપણે દશ છે અને તેમનાથી મોટા છે, ઘરના કામકાજ સંભાળવાની આપણામાં વધારે શક્તિ છે અને આ બંને નાના બાળકો છે જેઓ કંઈ કામ કરી શકતા નથી, આપણા પિતાએ આ બાબતનો વિચાર કરવો જોઈએ અને આપણી સાથે વધારે મહોબ્બત રાખવી જોઈએ પરંતુ તેઓ ઉઘાડો અન્યાય કરી રહ્યા છે, એટલા માટે યા તો આપણે યૂસુફને કતલ કરી નાંખો અથવા કોઈ દૂર-સુદૂરના પ્રદેશમાં ફેંકી આવીએ કે જ્યાંથી તેઓ પાછા ન આવી શકે.

આ આયતમાં ભાઈઓએ પોતાના માટે શબ્દ عُصْبَةٌ (ઉસ્બહ)નો ઉપયોગ કર્યો છે, આ શબ્દ અરબી ભાષામાં પાંચથી લઈને દશ સુધીના સમૂહ માટે બોલવામાં આવે છે અને પોતાના પિતા વિશે જે આ કહ્યું કે اِنَّ اَبَانَالَفِیْ ضَلٰلٍ مُّبِیْنٍ તેમાં શબ્દ ضَلَالٍ (દલાલિન)નો શાબ્દિક અર્થ "માર્ગ ભટકવું" છે પરંતુ અહીંયાં તેનો ભાવાર્થ દીની ગુમરાહી નથી નહિતર એવો ખ્યાલ કરવાથી આ બધા કાફિર થઈ ગયા હોત કારણ કે, હઝરત યાકૂબ (અલૈ.) અલ્લાહ તઆલાના નેક પયગમ્બર અને નબી છે અને તેમની શા'નમાં આવો વિચાર લાવવો કતઈ કુફ્ર છે.

યૂસુફ (અલૈ.)ના ભાઈઓ વિશે પોતે કુર્આને કરીમમાં ઉપસ્થિત છે કે, પાછળથી તેમણે પોતાના ગુનાહનો સ્વીકાર કરીને પિતાને મગફિરતની દુઆની દરખાસ્ત કરી જેને તેમના વાલિદ સાહબે કબૂલ કર્યું એનાથી જાહેર થાય છે કે આ બધાની ભૂલ મા'ફ થઈ હતી. આ બધું એવા સ્વરૂપમાં જ હોઈ શકે છે કે તેઓ મુસલમાન હોય નહિતર કાફિરના હકમાં મગફિરતની દુઆ જાઈઝ નથી, એટલા માટે આ ભાઈઓના નબીઓ હોવામાં તો ઉલમાનો મતભેદ છે પરંતુ મુસલમાન હોવામાં કોઈને મતભેદ નથી, એનાથી જાણ થઈ કે શબ્દ ضَلَالٍ (દલાલિન) આ

જગ્યાએ એ અર્થમાં બોલવામાં આવ્યો છે કે ભાઈઓના હકોમાં સમાનતા નથી કરતા.

ત્રીજી આયતમાં એ વર્ણન છે કે તે ભાઈઓમાં મશ્વરો થયો, અમુકે એવી સલાહ આપી કે આપણે યૂસુફની હત્યા કરી નાંખીએ, અમુકે કહ્યું કે કોઈ અવાવરુ કૂવાની ઊંડાઈમાં નાંખી દઈએ તેથી તેમનો કાંટો નીકળી જાય અને તમારા બાપનું સંપૂર્ણ ધ્યાન તમારા તરફ થઈ જાય, રહ્યો એ ગુનોહ કે જે તેને કતલ કરવાનો અથવા કૂવામાં નાંખવાનો થશે પાછળથી તેની તવબહ કરીને નેક બની શકાય છે. આયતના વાક્ય وَتَكُونُوا مِنۢ بَعۡدِهِۦ قَوۡمًا صَٰلِحِينَ નો આ અર્થ પણ વર્ણન કરવામાં આવ્યો છે અને એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે, હઝરત યૂસુફ (અલૈ.)ની હત્યા પછી તમારી હાલત સારી થઈ જશે કારણ કે, બાપના ધ્યાનનું કેન્દ્ર ખતમ થઈ જશે અથવા તો હત્યા પછી બાપ પાસે મા'ફી–સાફી કરીને તમે ફરી હતા તેવા થઈ જશો.

આ તે બાબતની દલીલ છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ અંબિયા ન હતા કારણ કે, તેમણે આ ઘટનામાં ઘણો જ મોટો કબીરહ ગુનોહ કર્યો હતો એક બેગુનાહ અને નિર્દોષની હત્યા કરવાનો ઈરાદો કર્યો તથા બાપની નાફરમાની કરી અને તેમને ત્રાસ આપ્યો તથા કરારનો ભંગ કર્યો, પછી જૂઠી સાજિસ અને ષડયંત્ર કરવું વગેરે બાબતો અંબિયા (અલૈ.)થી નુબુવ્વત પહેલાં પણ જમહૂર અકીદહ પ્રમાણે ક્યારેય નથી થઈ શકતું.

ચોથી આયતમાં છે કે આ જ ભાઈઓમાંથી એકે આ સમગ્ર વાતચીત સાંભળીને કહ્યું કે યૂસુફની હત્યા ન કરો, જો કંઈ કરવું જ હોય તો કૂવાની ઊંડાઈમાં એવી જગ્યાએ નાંખી દો જ્યાં તે જીવતો રહે અને માર્ગે ચાલતા મુસાફર જ્યારે આ કૂવા ઉપર આવે તો તે તેને ઉઠાવીને લઈ જાય, આ પ્રમાણે તેમનો હેતુ પણ પૂર્ણ થઈ જશે અને તેમને લઈને તમારે કોઈ દૂરના સ્થળે પણ જવું નહિ પડે કોઈ કાફલો આવશે તે પોતે પોતાની સાથે કોઈ દૂરના સ્થળે પહોંચાડી દેશે.

આ સલાહ આપનાર તેમનો મોટો ભાઈ યહૂદા હતો અને અમુક રિવાયતોમાં છે કે રૂબેલ સૌથી મોટો ભાઈ હતો, તેણે જ આ સલાહ આપી અને આ તે વ્યક્તિ છે જેનું વર્ણન આગળ આવે છે કે જ્યારે મિસ્રમાં હઝરત યૂસુફ

(અલૈ.)ના નાના ભાઈ બિનયામીનને રોકી લેવામાં આવ્યા તો તેણે કહ્યું કે હું જઈને પિતાને શું મોઢું બતાવીશ એટલા માટે હું કન્આન જતો નથી.

આ આયતમાં غَيَابَةُ الْجُبِّ ફરમાવ્યું છે. غَيَابَه (ગયાબહ) દરેક તે વસ્તુને કહે છે જે કોઈ વસ્તુને છુપાવી લે અને ગાયબ કરી દે, એટલા માટે કબ્રને પણ "ગયાબહ" કહેવામાં આવે છે અને جُب (જુબ્બ) એવા કૂવાને કહેવામાં આવે છે જે ચારે બાજુ થાળું (હવાડો) બનાવ્યા વિનાનો હોય છે.

يَلْتَقِطْهُ بَعْضُ السَّيَّارَةِ માં શબ્દ يَلْتَقِطْهُ (યલ તકિતહુ) એ શબ્દ اِلْتِقَاطُ (ઈલ્તિકાત) لُقْطَهُ (લુક્તહ)થી બન્યો છે. "લુક્તહ" તે રસ્તે રઝળતી અથવા પડી ગયેલી વસ્તુને કહે છે જે કોઈને વિના મહેનતે અને વણમાંગ્યે મળી જાય, જો તે નિર્જીવ વસ્તુ હોય તો તેને لُقْطَهُ (લુક્તહ) કહે છે અને જો તે સજીવ વસ્તુ હોય તો ફુક્હાની પરિભાષામાં لَقِيْط (લકીત) કહેવામાં આવે છે. માનવીને લકીત તે જ સમયે કહેવામાં આવશે જ્યારે કે તે નાનું બાળક હોય, સમજદાર અને પુખ્ત વયનો ન હોય, કુર્તુબીએ આ શબ્દ દ્વારા દલીલ કરી છે કે જે સમયે હઝરત યૂસુફ (અલૈ.)ને કૂવામાં નાંખવામાં આવ્યા હતા ત્યારે તેઓ નાના બાળક હતા, વળી હઝરત યાકૂબ (અલૈ.)નું આવું સૂચન કરવું પણ તેમના બાળક હોવા તરફ ઈશારો છે કે, મને ડર છે કે તેને કોઈ વરૂ ખાઈ જશે કારણ કે, વરૂ બાળકો ઉપર જ હુમલો કરવાનું મોટે ભાગે અનુમાન હોય છે. ઈબ્ને જરીર, ઈબ્નુલ મુંઝિર, ઈબ્ને અબી શયબાની રિવાયતમાં છે કે તે સમયે હઝરત યૂસુફ (અલૈ.)ની ઉંમર સાત વર્ષની હતી. *(મઝહરી)*

ઈમામ કુર્તુબીએ આ સ્થળે لُقْطَهُ (લુક્તહ) અને لَقِيْط (લકીત)માં શરઈ હુકમોની વિગત આપી છે જેની ચર્ચાની અત્રે સંભાવના નથી. અલબત્ત, તેના વિશે એક સૈદ્ધાંતિક વાત એ સમજી લેવી જોઈએ કે ઈસ્લામી શાસન વ્યવસ્થામાં લોકોના પ્રાણ અને માલની સુરક્ષા, માર્ગો અને સડકોની સફાઈ વગેરે ફક્ત સરકારી વિભાગોની જવાબદારી બનાવવામાં નથી આવી બલકે, દરેક વ્યક્તિને તેનો જવાબદાર ઠરાવાયો છે. માર્ગો અને સડકો ઉપર ઊભા થઈને અથવા પોતાનો કોઈ માલ-સામાન નાંખીને વટેમાર્ગુઓ અને રસ્તે ચાલનારાઓ માટે સંકડાશ પેદા કરવા ઉપર હદીષમાં સખત ચેતવણીઓ આવેલી છે. ફરમાવ્યું કે,

"જે વ્યક્તિ મુસલમાનોનો માર્ગ સાંકડો કરી દે તેનો જિહાદ સ્વીકાર્ય નથી." એ જ પ્રમાણે જો માર્ગમાં એવી કોઈ વસ્તુ પડી છે જેનાથી અન્યોને તકલીફ પહોંચવાનો ભય છે, જેમકે કાંટા અથવા કાચના ટૂકડા અથવા પથ્થર વગેરે તેને માર્ગમાંથી હટાવવું ફક્ત મ્યુનિસીપાલિટીની જવાબદારી નથી બનાવી બલકે, દરેક મુસલમાનને પ્રોત્સાહિત કરવાની શૈલીમાં તેના જવાબદાર ઠરાવ્યા છે અને આવું કરનાર માટે મોટું વળતર અને સવાબનો વાયદો કરવામાં આવ્યો છે.

આ જ સિદ્ધાંતો ઉપર કોઈ વ્યક્તિની ખોવાયેલ ચીજવસ્તુ કોઈને મળી જાય તો તેની શરઈ જવાબદારી ફક્ત એટલી જ નથી કે તેને ચોરી ન લે બલકે, એ પણ તેની જવાબદારી છે કે તેને સુરક્ષિત રીતે ઉઠાવીને મૂકી દે અને જાહેરાત કરીને માલિકને શોધે અને જો તે મળી જાય અને નિશાનીઓ વગેરે વર્ણન કરવાથી સંતોષ થઈ જાય કે આ ચીજવસ્તુ તેની જ છે તો તેને આપી દે અને જાહેરાત તથા શોધખોળ કરવા છતાં માલિકનો પત્તો ન લાગે એવા સમયે જો માલના સ્વરૂપ પ્રમાણે એવો અંદાજો થઈ જાય કે હવે તેનો માલિક તેને નહિ શોધે તે સમયે જો તે પોતે ગરીબ અને મુફિલસ છે તો પોતાના માટે ઉપયોગ કરે નહિતર મિસ્કીનો ઉપર સદકહ કરી દે અને દરેક સ્વરૂપમાં આ વસ્તુ માલિક તરફથી સદકહ થયેલી ઠરાવવામાં આવશે, તેનો સવાબ તેના માલિકને મળશે જેમકે આસમાની બયતુલ માલમાં તેના માલિકના નામે આ વસ્તુ જમા કરી લેવામાં આવી.

આ છે જાહેર સેવા અને પરસ્પર સહાયતાના તે સિદ્ધાંતો જેની જવાબદારી ઈસ્લામી સમાજના દરેક નાગરિક ઉપર લાગુ પાડવામાં આવી છે. અફસોસ ! મુસલમાન પોતાના દીનને સમજે અને તેના ઉપર અમલ કરવા લાગે તો દુનિયાની આંખો ખુલી જાય કે સરકારના મોટા–મોટા વિભાગો કરોડો રૂપિયા ખર્ચીને જે કાર્ય નથી કરી શકતા તે આવી સરળતા સાથે કેવી સંપૂર્ણ શાન–બાન સાથે પૂર્ણ થઈ જાય છે.

પાંચમી અને છઠ્ઠી આયતમાં છે કે તે ભાઈઓએ પોતાના બાપ સામે આ દરખાસ્ત આ શબ્દોમાં રજુ કરી હતી કે, "હે અબ્બાજાન ! આ શું વાત છે કે તમને યૂસુફ વિશે અમારા ઉપર ભરોસો નથી જ્યારે કે અમે તેના સંપૂર્ણ ભલુ ઈચ્છનાર અને હમદર્દ છે. કાલે તમે તેને અમારી સાથે (ફરવા–રમવા) મોકલી આપો કે તે

પણ સ્વતંત્રતાથી ખાઈ–પીએ અને રમે અને અમે બધા તેનું સંપૂર્ણ રક્ષણ કરીશું.''

ભાઈઓની આ દરખાસ્તથી જ એ જાણ થાય છે કે તેઓ ક્યારેક આનાથી પહેલાં આવી દરખાસ્ત કરી ચૂક્યા હતા જેનો તેમના પિતાએ સ્વીકાર કર્યો ન હતો એટલા માટે આ વખતે જરા તાકીદપૂર્વક આગ્રહ કરીને પિતાને સંતોષ અપાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ આયતમાં હઝરત યાકૂબ (અલૈ.) પાસેથી રમવા–ફરવા અને સ્વતંત્રતાથી ખાવા–પીવાની પરવાનગી માંગવામાં આવી છે. હઝરત યાકૂબ (અલૈ.)એ તેની કોઈ મનાઈ ન કરી ફક્ત હઝરત યૂસુફ (અલૈ.)ને તેમની સાથે મોકલવામાં થોડા ખચકાટની અનુભૂતિની જાહેરાત કરી જે આગલી આયતમાં આવશે, એનાથી જાણ થઈ કે ફરવા–રમવા અને કૂદવાની જાઇઝ મર્યાદાઓની અંદર તે જાઇઝ અને મુબાહ છે. સહીહ હદીષોથી પણ તે જાઇઝ હોવાની જાણ થાય છે પરંતુ એ શરત છે કે આ ખેલ–કૂદમાં શરીઅતની હદો ઓળંગવામાં ન આવે અને કોઈ નાજાઇઝ કૃત્યની તેમાં મિલાવટ ન હોય. *(કુર્તુબી વગેરે)*

હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ જ્યારે પિતાને આ દરખાસ્ત કરી કે યૂસુફને કાલે અમારી સાથે ફરવા માટે મોકલી આપજો તો હઝરત યાકૂબ (અલૈ.)એ ફરમાવ્યું કે, તેને મોકલવું હું બે કારણોથી પસંદ નથી કરતો, પ્રથમ તો તે મારી આંખોથી દૂર જાય તેનાથી મને ચેન નથી પડતું, બીજું એવો ભય છે કે ક્યાંક એવું ન થાય કે તમારી બેદરકારીના કારણે તેને વરૂ ફાડી ખાય.

હઝરત યાકૂબ (અલૈ.)ને વરૂનો ભય તો એ કારણે થયો કે કન્આનમાં વરૂઓની ઘણી મોટી સંખ્યા હતી અથવા એ કારણે કે તેમણે સ્વપ્નમાં જોયું હતું કે તેઓ કોઈ પહાડી ઉપર છે અને યૂસુફ (અલૈ.)ની તેની તળેટીમાં નીચે છે, અચાનક દશ વરૂઓએ તેમને ઘેરી લીધા અને તેમના ઉપર હુમલો કરવા ઇચ્છયું, એક વરૂએ જ તેમનું રક્ષણ કરીને તેમને છોડાવ્યા પછી હઝરત યૂસુફ (અલૈ.) જમીનની અંદર સંતાઈ ગયા.

જેની તા'બીર પાછળથી એ પ્રમાણે જાહેર થઈ કે દશ વરૂઓ આ દશ ભાઈઓ હતા અને જે વરૂએ તેમની હત્યા થવાથી બચાવ્યા તે તેમનો મોટો ભાઈ

યહૂદા હતો અને જમીનમાં સંતાઈ જવું કૂવાની ઊંડાઈની તા'બીર હતું.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક રિવાયતમાં નકલ થયું છે કે, હઝરત યાકૂબ (અલૈ.)ને આ સ્વપ્નની બીના ઉપર પોતે તેમના ભાઈઓથી ડર હતો અને તેમને જ વરૂઓ કહ્યા હતા પરંતુ મસ્લિહત ખાતર સંપૂર્ણ વાત જાહેર કરી ન હતી. *(કુર્તુબી)*

ભાઈઓએ હઝરત યાકૂબ (અલૈ.)ની આ વાત સાંભળીને કહ્યું કે આપનો આ ડર અને ભય આશ્ચર્યજનક છે, અમે દશ વ્યક્તિઓનો મજબૂત સમૂહ તેની સુરક્ષા માટે મોજૂદ છે, જો અમારા બધાના હોવા છતાં તેમને વરૂ ફાડી ખાય તો અમારું અસ્તિત્વ જ બેકાર થઈ ગયું અને પછી અમારાથી અન્ય કોઈ કામની શું આશા રાખી શકાય છે ?

હઝરત યાકૂબ (અલૈ.)એ પોતાની પયગમ્બરી શાનથી અવલાદ સામે એ વાતને ન ખોલી કે મને ભય તમારાથી જ છે કે પ્રથમ તો તેનાથી બધી અવલાદના દિલો તૂટી ગયા હોત, બીજું કે બાપનું આવું કહ્યા પછી ભય એ હતો કે ભાઈઓની દુશ્મની આવું કહેવાથી વધી ગઈ હોત; તે સમયે છોડી પણ દે તો અન્ય કોઈ સમયે કોઈ બીજા બહાને કતલ કરી નાંખશે એટલા માટે પરવાનગી આપી દીધી પરંતુ ભાઈઓ પાસેથી સંપૂર્ણ વચન અને કરાર લીધો કે તેને કોઈ તકલીફ ન પહોંચવા દે અને મોટા ભાઈ રૂબેલ અથવા યહૂદાને ખાસ કરીને સોંપ્યા કે તમે તેમની ભૂખ અને તરસ તથા બીજી જરૂરિયાતોની સંપૂર્ણ રીતે ખબર રાખજો અને તેને જલદી પાછો લાવજો. ભાઈઓએ પિતા સામે હઝરત યૂસુફ (અલૈ.)ને પોતાના ખભા ઉપર ઉઠાવી લીધા અને વારાફરતી બધા ઉઠાવતા રહ્યા, અમુક અંતર સુધી હઝરત યાકૂબ (અલૈ.) પણ તેમને વળાવવા માટે બહાર નીકળ્યા.

કુર્તુબીએ ઐતિહાસિક રિવાયતોના હવાલાથી વર્ણન કર્યું છે કે જ્યારે આ લોકો હઝરત યાકૂબ (અલૈ.)ની નજરોથી ઓજલ થઈ ગયા તે સમયે હઝરત યૂસુફ (અલૈ.) જે ભાઈના ખભા ઉપર હતા તેમણે તેમને નીચે પટકી દીધા, હઝરત યૂસુફ (અલૈ.) પગપાળા ચાલવા લાગ્યા પરંતુ તેમની ઉંમર નાની હતી, તેમની સાથે દોડવાથી લાચાર હતા તો બીજા ભાઈનું શરણ લીધું તેણે પણ કોઈ હમદર્દી ન બતાવી તો ત્રીજા અને ચોથા દરેક ભાઈને મદદ માટે કહ્યું પરંતુ બધાએ

આ જવાબ આપ્યો કે તેં જે અગિયાર તારાઓ અને ચાંદ-સૂરજને પોતાને સિજ્દહ કરતા જોયા હતા તેમને બોલાવ તે તારી સહાય કરશે !

કુર્તુબીએ આ જ કારણે ફરમાવ્યું છે કે એનાથી જાણ થઈ કે ભાઈઓને કોઈપણ રીતે હઝરત યૂસુફ (અલૈ.)ના સ્વપ્નની જાણ થઈ ગઈ હતી અને તે સ્વપ્ન જ તેમના ક્રોધિત થવાનું કારણ બન્યું હતું.

અંતે હઝરત યૂસુફ (અલૈ.)એ યહૂદાને કહ્યું કે તમે મારા મોટા ભાઈ છો તમે મારી નિર્બળતા અને બાળપણ ઉપર તથા પોતાના પિતાની વૃદ્ધાવસ્થા ઉપર રહમ કરો અને તેમને તે વચન યાદ અપાવ્યું કે જે તેમણે પોતાના પિતાને આપ્યું હતું, તમે કેટલા જલદી તે વચન અને કરારને ભૂલાવી દીધો ? આ સાંભળીને યહૂદાને દયા આવી અને તેણે કહ્યું, જ્યાં સુધી હું જીવું છું આ ભાઈઓ તને કંઈ તકલીફ પહોંચાડી શકશે નહીં.

યહૂદાના દિલમાં અલ્લાહ તઆલાએ દયા અને સાચા અમલની તવફીક નાંખી દીધી તો યહૂદાએ પોતાના બીજા ભાઈઓને સંબોધીને કહ્યું કે, આ નિર્દોષને કતલ કરવું જઘન્ય અપરાધ છે, અલ્લાહથી ડરો અને આ બાળકને તેના પિતા પાસે પહોંચાડી આપો અલબત્ત, તેનાથી એ વચન લો કે બાપથી તમારી કોઈ ફરિયાદ ન કરે.

ભાઈઓએ જવાબ આપ્યો કે અમે જાણીએ છીએ કે તમારો શું મતલબ છે તમે એ ઈચ્છો છો કે બાપના દિલમાં પોતાનો મરતબો અમારા બધા કરતા વધારે કરી લો ? એટલા માટે સાંભળી લો કે જો તમે અમારા ઈરાદામાં ચંચૂપાત કર્યો તો અમે તમારી પણ હત્યા કરી નાંખીશું, યહૂદાએ જોયું કે નવ ભાઈઓના મુકાબલામાં પોતે એકલા કશું નહીં કરી શકે, જેથી કહ્યું કે સારું ! જો તમે એવું નક્કી જ કરી ચૂક્યા છો કે આ બાળકને ખોઈ જ નાંખવો છે તો મારી વાત સાંભળો; અહીંયાં નજીકમાં જ એક પુરાણો કૂવો છે જેમાં ઘણા બધા ઝાડી-ઝાંખડા ફૂટી નીકળ્યા છે, સાપ-વીંછી અને જાત-જાતના ઝેરી જાનવરો તેમાં રહે છે, તમે તેને કૂવામાં નાંખી દો જો કોઈ સાપ વગેરે તેને ડસીને મારી નાંખે તો તમારો હેતુ સરી જશે અને તમે પોતાના હાથે તેનું લોહી વહાવવાથી મુક્ત રહેશો અને જો તે જીવંત પણ રહેશે તો કોઈ કાફલો કદાચ અહીંયાં આવે અને

પાણી માટે કૂવામાં ડોલ નાંખે અને આ નીકળી આવે તો તેને પોતાની સાથે કોઈ બીજા પ્રદેશમાં પહોંચાડી દે, આ સ્વરૂપમાં પણ તમારો હેતુ પ્રાપ્ત થઈ જશે.

આ વાત ઉપર બધા ભાઈઓમાં સહમતી થઈ ગઈ જેનું વર્ણન પ્રસ્તુત આયતમાંથી ત્રીજી આયતમાં આ પ્રમાણે આવ્યું છે. فَلَمَّا ذَهَبُوْا بِهٖ وَاَجْمَعُوْٓا اَنْ يَّجْعَلُوْهُ فِيْ غَيٰبَتِ الْجُبِّ وَاَوْحَيْنَآ اِلَيْهِ لَتُنَبِّئَنَّهُمْ بِاَمْرِهِمْ هٰذَا وَهُمْ لَا يَشْعُرُوْنَ એટલે કે, જ્યારે આ ભાઈ યૂસુફ (અલૈ.)ને જંગલમાં લઈ ગયા અને એ વાત ઉપર બધા સહમત થઈ ગયા કે તેમને કૂવાની ઊંડાઈમાં નાંખી દઈએ ત્યારે અલ્લાહ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.)ને વહી દ્વારા સૂચના આપી કે એક દિવસ એવો આવશે જ્યારે તમે પોતાના ભાઈઓને તેમના આ કરતૂતની જાણકારી આપશો અને તેઓ તે સમયે કંઈ જ જાણતા નહીં હોય.

આ સ્થળે શબ્દ وَاَوْحَيْنَا (વ-અવહયના) فَلَمَّا ذَهَبُوْا (ફલમ્મા ઝહબૂ)નો જવાબ છે, શબ્દ وَاو (વાવ) આ સ્થળે વધારે છે. (કુર્તુબી) ભાવાર્થ એ છે કે ભાઈઓએ મળીને કૂવામાં નાંખવાનો ઈરાદો કરી જ લીધો તો અલ્લાહ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.)ને સંતોષ આપવા માટે વહી મોકલી જેમાં કોઈ આવનારા યુગમાં ભાઈઓથી મુલાકાત કરવાની તેમને ખુશખબરી આપવામાં આવી છે કે તે સમયે તમે પોતાના તે ભાઈઓ કરતા વધારે માલદાર અને ઊંચા રુત્બાવાળા હશો જેના કારણે તમે તેમના આ અત્યાચાર ઉપર હિસાબ માંગશો અને તેઓ બધા આ બાબતથી બેખબર હશે.

ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું કે તેના બે સ્વરૂપો હોઈ શકે છે, એક એ કે આ વહી તેમને કૂવામાં નાંખ્યા પછી તેમને સંતોષ અને અહીંયાંથી છુટકારાની ખુશખબરી આપવા માટે આવી હોય અને બીજું એ કે કૂવામાં નાંખતા પહેલાં જ અલ્લાહ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.) સાથે બનનારી ઘટનાઓની વહી દ્વારા સૂચના આપી દીધી હોય જેમાં એ પણ બતાવી દીધું કે તમારી હત્યા નહીં થાય અને તમે સલામત રહેશો અને એવી પરિસ્થિતિ આવશે કે તમને આ તમારા ભાઈઓની પકડ કરવાનો મોકો મળશે જ્યારે કે તેઓ તમને ઓળખશે પણ નહીં કે તમે તેમના ભાઈ યૂસુફ છો.

આ વહી હઝરત યૂસુફ (અલૈ.) ઉપર બાળપણમાં જ નાઝિલ થઈ.

તફસીરે મઝહરીમાં છે કે આ વહી નુબુવ્વત ન હતી કારણ કે, નુબુવ્વત ચાલીસ વર્ષની ઉંમરમાં અર્પણ થાય છે, બલકે આ વહી એવી જ હતી જેમકે હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને વહી દ્વારા જાણ કરવામાં આવી હતી, હઝરત યૂસુફ (અલૈ.) ઉપર નુબુવ્વતની વહીનો ક્રમ મિસ્ર પહોંચ્યા પછી અને યુવાન થયા પછી શરૂ થયો જેમકે ઇરશાદ છે وَلَمَّا بَلَغَ اَشُدَّهٗۤ اٰتَيۡنٰهُ حُكۡمًا وَّعِلۡمًا અને ઇબ્ને જરીર તથા ઇબ્ને હાતિમ વગેરેએ તેને અપવાદ સ્વરૂપે નુબુવ્વતની વહી જ ઠરાવી છે જેમકે હઝરત ઈસા (અલૈ.)ને બાળપણમાં જ નુબુવ્વત અર્પણ કરવામાં આવી. *(મઝહરી)*

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે મિસ્ર પહોંચ્યા પછી અલ્લાહ તબારક વ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.)ને વહી દ્વારા એ વાતની મનાઈ કરી હતી કે તેઓ પોતાના હાલ-ચાલની ખબર પોતાના ઘરવાળાઓને પહોંચાડે. (કુર્તુબી) એ જ કારણ હતું કે હઝરત યૂસુફ (અલૈ.) જેવા પયગમ્બરને જેલમાંથી છુટકારો અને મિસ્ર દેશની હુકૂમત મળ્યા પછી પણ કોઈ એવું સ્વરૂપ ન કાઢ્યું જેના દ્વારા તેઓ પોતાના વૃદ્ધ પિતાને પોતે સહી-સલામત હોવાની ખબર પહોંચાડી તેમને સંતોષિત કરે.

અલ્લાહ જલ્લ શા'નુહૂની હિકમતોને કોણ જાણી શકે છે જે આ પરિસ્થિતિઓમાં ગુપ્ત હતી, કદાચ એ પણ મંજૂર હોય કે હઝરત યાકૂબ (અલૈ.)ને ગયરૂલ્લાહ સાથે આટલી મહોબ્બત નાપસંદ હોવાની જાણકારી આપવામાં આવી હોય અને એ કે ભાઈઓને હઝરત યૂસુફ (અલૈ.) સામે જરૂરિયાતમંદ બનીને રજુ કરી તેમની આ પ્રવૃત્તિની એક સજા તેમને આપવાનો હેતુ હોય.

ઇમામ કુર્તુબી વગેરે મુફસ્સિરોએ આ સ્થળે હઝરત યૂસુફ (અલૈ.)ને કૂવામાં નાંખવાની ઘટના એ વર્ણન કરી છે કે, જ્યારે તેમને કૂવામાં નાંખવા લાગ્યા ત્યારે તેઓ કૂવાની પાળી સાથે ચિપકી ગયા, ભાઈઓએ તેમનો કૂરતો કાઢીને તેમના હાથ બાંધી દીધા તે સમયે ફરી હઝરત યૂસુફ (અલૈ.)એ ભાઈઓને દયાની દરખાસ્ત કરી પરંતુ એ જવાબ મળ્યો કે અગિયાર તારાઓ જે તને સિજ્દહ કરે છે તેને બોલાવ તે તારી મદદ કરશે, પછી એક ડોલમાં નાંખીને કૂવામાં લટકાવી દીધા, જ્યારે અડધે સુધી પહોંચ્યા તો ડોલનું દોરડું કાપી નાંખ્યું, અલ્લાહ

તઆલાએ પોતાના પયગમ્બર હઝરત યૂસુફ (અલૈ.)ની હિફાઝત કરી, પાણીમાં પડવાના કારણે તેમને કોઈ ઈજા ન થઈ અને નજીકમાં જ એક પથ્થરની શીલા દેખાઈ તેઓ સહી–સલામત તેના ઉપર બેસી ગયા. અમુક રિવાયતોમાં છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)ને હુકમ થયો અને તેમણે તેમને તે પથ્થરની શીલા ઉપર બેસાડી દીધા.

હઝરત યૂસુફ (અલૈ.) ત્રણ દિવસ કૂવામાં રહ્યા, તેમનો ભાઈ યહૂદા બીજા ભાઈઓથી સંતાઈને દરરોજ તેમની પાસે ખાવા–પાણી લાવતો અને ડોલ દ્વારા તેમને પહોંચાડી દેતો હતો.

وَجَآءُوْٓا اَبَاهُمْ عِشَآءً يَّبْكُوْنَ એટલે કે, ઈશાના સમયે આ ભાઈઓ રડતા–રડતા પોતાના પિતા પાસે પહોંચ્યા, હઝરત યાકૂબ (અલૈ.) તેમનો રડવાનો અવાજ સાંભળી બહાર આવ્યા અને પૂછ્યું, શું ઘટના બની છે ? શું તમારી બકરીઓ કે અનાજ ઉપર કોઈએ હુમલો કર્યો છે ? અને યૂસુફ ક્યાં છે ? તો ભાઈઓએ કહ્યું, يٰٓاَبَانَآ اِنَّا ذَهَبْنَا نَسْتَبِقُ وَتَرَكْنَا يُوْسُفَ عِنْدَ مَتَاعِنَا فَاَكَلَهُ الذِّئْبُ وَمَآ اَنْتَ بِمُؤْمِنٍ لَّنَا وَلَوْ كُنَّا صٰدِقِيْنَ એટલે કે, અમે પરસ્પર દોડ લગાવી અને યૂસુફને પોતાના સામાન પાસે છોડ્યા હતા તે દરમિયાન યૂસુફને વરૂએ ફાડી ખાધો અને અમે ગમે એટલા સાચા હોય તમને અમારો વિશ્વાસ આવશે જ નહીં.

ઈબ્ને અરબીએ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે પરસ્પર હરિફાઈ (દોડવાનું) શરીઅતમાં સારી અને જાઈઝ ટેવ છે જે યુદ્ધ અને જિહાદમાં કામ આવે છે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ પોતે પણ હરિફાઈ કર્યાનું સહીહ હદીષોથી સાબિત થયેલ છે અને ઘોડાની હરિફાઈ કરાવવી (એટલે કે ઘોડાદોડ) પણ સાબિત છે, સહાબએ કિરામ (રદિ.)થી સલમા બિન અકુઅ્એ એક વ્યક્તિ સાથે દોડમાં હરિફાઈ લગાવી તો સલમા જીતી ગયા.

પ્રસ્તુત આયત અને તેની રિવાયતોથી અસલ ઘોડાદોડનું જાઈઝ હોવાનું સાબિત છે અને ઘોડાદોડ ઉપરાંત દોડમાં તિરંદાજી વગેરે નિશાનબાજીમાં પરસ્પર મુકાબલો અને હરિફાઈ પણ જાઈઝ છે, પરંતુ આપસમાં હાર–જીતની કોઈ રકમ શરત તરીકે ઠરાવવી જુગાર અને કિમાર છે જેને કુર્આને કરીમે હરામ ઠરાવ્યું છે, આજકાલ ઘોડાદોડ (રેસ)ના જેટલા સ્વરૂપો પ્રચલિત છે તેમાં

કોઈપણ જુગાર અથવા કિમારથી ખાલી નથી એટલા માટે બધા હરામ છે અને જાઈઝ નથી.

પાછલી આયતોમાં વર્ણન હતું કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ પરસ્પર સલાહ-મશ્વરા પછી અંતે એક અવાવરુ કૂવામાં તેમને નાંખી દીધા અને પિતાને આવીને એવું કહ્યું કે તેમને વરૂએ ફાડી ખાધા, પ્રસ્તુત આયતોમાં આગળનો કિસ્સો આ પ્રમાણે વર્ણન થયો છે.

وَجَآءُوْا عَلٰى قَمِيْصِهٖ بِدَمٍ كَذِبٍ એટલે કે, યૂસુફ (અલૈ.)ના ભાઈ યૂસુફ (અલૈ.)ના કુરતા ઉપર ખોટું લોહી લગાવીને લાવ્યા હતા જેથી પિતાને વરૂએ ફાડી ખાધા હોવાનો ભરોસો અપાવી શકાય.

પરંતુ અલ્લાહ તઆલાએ તેમને જૂઠા જાહેર કરવા માટે તેમને એનાથી ગાફેલ કરી દીધા કે કુરતા ઉપર લોહી લગાવવાની સાથે-સાથે તે કુરતાને ફાડી પણ નાંખ્યો હોત કે જેનાથી વરૂએ ફાડી ખાધાનું સાબિત થાય પરંતુ તેમણે સહી-સલામત કુરતા ઉપર બકરીના બચ્ચાનું લોહી લગાવીને બાપને ધોકો આપવા ઈચ્છયું, હઝરત યાકૂબ (અલૈ.)એ કુરતો સહી-સલામત જોઈને કહ્યું, મારા દિકરાઓ ! આ વરૂ કેટલો બુદ્ધિશાળી અને હિકમતવાળો હતો કે યૂસુફને એવી રીતે ફાડી ખાધો કે કુરતો કોઈ જગ્યાએથી ફાટયો પણ નહીં !

એ જ પ્રમાણે હઝરત યાકૂબ (અલૈ.) ઉપર તેમની બનાવટનું રહસ્ય ખુલી ગયું અને ફરમાવ્યું, بَلْ سَوَّلَتْ لَكُمْ اَنْفُسُكُمْ اَمْرًا فَصَبْرٌ جَمِيْلٌ، وَاللّٰهُ الْمُسْتَعَانُ عَلٰى مَا تَصِفُوْنَ યૂસુફને વરૂએ નથી ખાધો બલકે તમારા નફ્સે એક વાત ઘડી કાઢી છે હવે મારા માટે ઉત્તમ એ જ છે કે સબ્ર કરું અને જે કંઈ તમે કહો છો તેના ઉપર અલ્લાહથી મદદ માંગું.

**મસ્અલો :**

હઝરત યાકૂબ (અલૈ.)એ કુરતો સહી-સલામત હોવાથી હઝરત યુસૂફ (અલૈ.)ના ભાઈઓના જૂઠા હોવાની દલીલ કરી છે, એનાથી જાણ થાય છે કે ન્યાયાધીશ અથવા શાસનકર્તાએ પક્ષકારોના દા'વા અને દલીલોની સાથે-સાથે પરિસ્થિતિ અને સાંયોગિક પુરાવાઓ ઉપર પણ દષ્ટિ રાખવી જોઈએ. *(કુર્તુબી)*

માવરડી (રહ.)એ કહ્યું છે કે યૂસુફ (અલૈ.)નું પહેરણ (કુરતો) પણ એક

અજાયબી છે, ત્રણ મહત્ત્વની મહાન ઘટનાઓ આ પહેરણ એટલે કે આ કુરતા સાથે જોડાયેલ છે.

**પ્રથમ ઘટના :** પિતાને ધોકામાં નાંખવા માટે કુરતો લોહીવાળો કરવો અને કુરતાની ગવાહીથી યૂસુફ (અલૈ.)ના ભાઈઓનું જૂઠું સાબિત થવું.

**બીજી ઘટના :** ઝુલેખાંની છે જેમાં પણ હઝરત યૂસુફ (અલૈ.)નો કુરતો જ ગવાહી સ્વરૂપે રજૂ થયો છે.

**ત્રીજી ઘટના :** હઝરત યાકૂબ (અલૈ.)ની આંખોની રોશની પાછી આવવાની બની છે તેમાં પણ તેમના કુરતાને જ આ પ્રતિષ્ઠા મળી હોવાનું સાબિત થાય છે.

**મસ્અલો :**

અમુક ઉલમાએ ફરમાવ્યું છે કે હઝરત યાકૂબ (અલૈ.)એ જે વાત પોતાના પુત્રોને તે સમયે કહી હતી, بَلْ سَوَّلَتْ لَكُمْ اَنْفُسُكُمْ اَمْرًا એટલે કે, તમારા નફ્સે એક વાત બનાવી છે આ જ વાત તે સમયે પણ કહી જ્યારે કે મિસ્રમાં હઝરત યૂસુફ (અલૈ.)ના સગા ભાઈ બિનયામીન એક ચોરીના આક્ષેપમાં પકડવામાં આવ્યા અને તેમના ભાઈઓએ હઝરત યાકૂબ (અલૈ.)ને એ ખબર આપી તો તેમણે ફરમાવ્યું, بَلْ سَوَّلَتْ لَكُمْ اَنْفُسُكُمْ અત્રે વિચાર કરવાની બાબત એ છે કે હઝરત યાકુબ (અલૈ.)એ આ બંને બાબતો પોતાના અભિપ્રાય પ્રમાણે કહી હતી, તેમાં પ્રથમ વાત સાચી હતી અને બીજી વાત સાચી ન હતી કારણ કે, તેમાં ભાઈઓનો વાંક ન હતો. એનાથી જાણ થાય છે કે અભિપ્રાયની ભૂલ પયગમ્બરોથી પણ શરૂઆતમાં થઈ શકે છે જો કે પાછળથી તેમને ઈલાહી વહી દ્વારા આ ભૂલ ઉપર કાયમ રહેવા દેવામાં આવતા નથી.

વળી, કુર્તુબીમાં છે કે એનાથી સાબિત થયું કે અભિપ્રાયની ભૂલ મોટા મહાન લોકોથી પણ થઈ શકે છે એટલા માટે દરેક સલાહ-મશ્વરો આપનારે પોતાની સલાહની મર્યાદાને જાણવી જોઈએ અને તેના ઉપર એવો હઠાગ્રહ ન કરવો જોઈએ કે અન્યોની વાત સાંભળવા કે માનવા જ તૈયાર ન થાય.

وَجَآءَتْ سَيَّارَةٌ فَاَرْسَلُوْا وَارِدَهُمْ فَاَدْلٰى دَلْوَهٗ તેમાં سَيَّارَهْ (સય્યારાહ)નો અર્થ "કાફલો" અને وَارِدْ (વારિદ)નો ભાવાર્થ તે લોકો છે જેઓ કાફલામાં

આગળ-આગળ રહે છે, કાફલાની જરૂરિયાનો પાણી વગેરેની વ્યવસ્થા કરવાની તેમની જવાબદારી હોય છે, اِدْلَاءٌ (ઈદ્લાઉન)નો અર્થ કૂવામાં ડોલ નાંખવાનો છે મતલબ એ છે કે અચાનક એક કાફલો આ ભૂમિ ઉપરથી પસાર થયો. તફસીરે કુર્તુબીમાં છે કે આ કાફલો સિરીયાથી મિસ્ર જઈ રહ્યો હતો, માર્ગ ભૂલીને તેઓ આ વસ્તી વગરના જંગલમાં પહોંચી ગયા અને પાણી લાવનારાઓને કૂવા ઉપર મોકલ્યા.

લોકોની નજરમાં આ એક અચાનક ઘટેલી ઘટના હતી કે સિરીયાનો કાફલો માર્ગ ભૂલીને અહીંયાં પહોંચ્યો અને તેમને અવાવરુ કૂવાથી પાલો પડ્યો પરંતુ સૃષ્ટિનું રહસ્ય જાણનાર જાણે છે કે આ બધી ઘટનાઓ એક સમવાયી અને મજબૂત વ્યવસ્થાપનતંત્રની જોડાયેલી કડીઓ છે. હઝરત યૂસુફ (અલૈ.)ને પેદા કરનાર અને તેની સુરક્ષા કરનાર જ કાફલાને માર્ગથી હટાવીને અહીંયાં લાવે છે અને તેમના માણસોને અવાવરુ કૂવા ઉપર મોકલે છે, આ જ હાલત છે તે તમામ ઘટનાઓ અને કિસ્સાઓની જેને સામાન્ય માણસ અચાનક ઘટેલ ઘટનાઓ સમજે છે અને ફિલસૂફી ડહોળનારાઓ તેને અચાનક ઘટેલી ઘટનાઓ કહ્યા કરે છે જે વાસ્તવમાં તેઓના સૃષ્ટિના વ્યવસ્થાપનતંત્રથી અજાણ હોવા ઉપર આધારિત હોવાની દલીલ છે નહિતર "તક્વીનિયાત"ના સિલસિલામાં કોઈ અચાનક કે અનાયાસે થતી ઘટનાને સ્થાન નથી હોતું, હક્ક સુબ્હાનહુ વ તઆલાની શા'ન فَعَّالٌ لِّمَا يُرِيْدُ (૮૫:૧૬) છે જે ગુપ્ત હિકમતો હેઠળ આવી પરિસ્થિતિઓ પેદા કરી દે છે કે જાહેર પરિસ્થિતિઓ આધારે તેની જોડાયેલ કડીઓ સમજમાં નથી આવતી એટલા માટે મનુષ્ય તેને અચાનક ઘટેલ ઘટનાઓ ઠરાવે છે.

ખૈર, તે માણસનું નામ માલિક બિન ડુબર બતાવવામાં આવે છે, તે કૂવા ઉપર પહોંચ્યો, ડોલ નાંખી અને યૂસુફ (અલૈ.)એ કુદરતની મદદના પ્રત્યક્ષ દર્શન કર્યા, તેમણે ડોલનું દોરડું પકડી લીધું, પાણી વિના ડોલ સાથે એક એવી હસ્તીનો ચહેરો સામે આવ્યો જેની ભવિષ્યમાં ઘટનાર મહાન પ્રતિષ્ઠા અને મોટા દરજ્જાને જો ભૂલી જવામાં આવે છતાં મોજૂદ હાલતમાં પણ પોતાના અત્યંત સ્વરૂપવાન બૌદ્ધિક તેજસ્વીતા સાથે ઉપસ્થિત હતા જે તેમની મહાનતા માટે કંઈ ઓછું ન હતું. એક આશ્ચર્યજનક કૂવાની ઊંડાઈમાંથી મળનાર આ નાનકડા સ્વરૂપવાન અને તેજસ્વી બુદ્ધિવાન બાળકને જોઈને તે પોકારી ઉઠ્યો, يٰبُشْرٰى هٰذَا غُلَامٌ અરે,

ઘણી મોટી ખુશીની વાત છે, આ તો ઘણો સારો છોકરો નીકળી આવ્યો છે ! સહીહ મુસ્લિમમાં શબે મેઅ્‌રાજની હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, હું હઝરત યૂસુફ (અલૈ.)ને મળ્યો તો જોયું કે અલ્લાહ તઆલાએ સમગ્ર દુનિયાના રૂપ અને ખુબસૂરતીમાંથી તેમને અડધે-અડધું અર્પણ કર્યું છે અને બાકી અડધું આખી દુનિયામાં વહેંચ્યું છે.

وَاَسَــــرُّوْهُ بِـضَــــاعَةً એટલે કે, "છુપાવી લીધા તેને એક વેપારનો માલ સમજીને." ભાવાર્થ એ છે કે શરૂમાં તો માલિક બિન ડુબર આ છોકરાને જોઈને આશ્ચર્યથી પોકારી ઉઠયો પછી ઘટના ઉપર વિચાર કરીને એવું નક્કી કર્યું કે તેની ચર્ચા કરવામાં ન આવે, તેને સંતાડી રાખવામાં આવે જેથી તેને વેચીને રકમ પ્રાપ્ત કરી શકાય, જો સમગ્ર કાફલામાં તેની ચર્ચા થઈ ગઈ તો આખો કાફલો તેમાં ભાગીદાર બની જશે.

એ અર્થ પણ હોઈ શકે છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ હકીકતને છુપાવીને તેમને એક વેપારનો માલ બનાવી લીધા જેમકે અમુક રિવાયતોમાં છે કે યહૂદા દરરોજ હઝરત યૂસુફ (અલૈ.)ને કૂવામાં ખાવા પહોંચાડવા માટે જતો હતો, ત્રીજા દિવસે જ્યારે તેમને કૂવામાં ન જોયા તો પાછા આવીને ભાઈઓને ઘટના જણાવી. આ બધા ભાઈઓ ભેગા થઈને ત્યાં પહોંચ્યા અને તહકીક કરી તો કાફલાવાળાઓ પાસેથી હઝરત યૂસુફ (અલૈ.) મળી આવ્યા. તેમણે કહ્યું કે આ છોકરો અમારો ગુલામ છે, નાસીને અહીંયાં આવી ગયો છે તમે ઘણું ખરાબ કર્યું કે તેને પોતાના કબ્જામાં રાખ્યો, માલિક બિન ડુબર અને તેના સાથીઓ ગભરાઈ ગયા કે અમને ચોર સમજવામાં આવશે એટલા માટે ભાઈઓ પાસેથી તેમને ખરીદવાની વાતચીત કરવા લાગ્યા.

જો આવું જ હોય તો આ આયતનો ભાવાર્થ એ થયો કે યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ હઝરત યૂસુફ (અલૈ.)ને પોતે જ વેપારનો માલ બનાવીને તેમને વેચી દીધા હોય. وَاللّٰـهُ عَلِيْـمٌۢ بِـمَـا يَعْمَلُوْنَ એટલે કે, અલ્લાહ તઆલાને તેમની બધી પ્રવૃત્તિઓની જાણકારી હતી.

મતલબ એ છે કે અલ્લાહ તઆલા શા'નુહૂને બધી ખબર હતી કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ શું કરવાના છે અને તેમની પાસેથી ખરીદનારો કાફલો

શું કરશે ? અને તે બાબત ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવતો હતો કે તે સૌની યોજનાઓને માટીમાં મિલાવી આપે પરંતુ તકવીની હિકમતો હેઠળ અલ્લાહ તઆલાએ આ યોજનાઓ ચાલવા દીધી.

ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું છે કે આ વાક્યમાં રસૂલે કરીમ ﷺ માટે પણ એ માર્ગદર્શન છે કે, તમારી કોમ જે કંઈ તમારી સાથે કરી રહી છે અથવા કરશે તે બધું અમારા જ્ઞાન અને કાબૂ બહાર નથી, જો હું ઈચ્છું તો એક પળમાં બધું બદલી નાંખું પરંતુ હિકમતનો તકાદો એ જ છે કે તે લોકો તે વખતે ભલે પોતાનું જોર અજમાવી લે અંતે આપ ﷺને તેમના ઉપર વિજયી કરીને સત્યને વિજયી બનાવવામાં આવશે જેમકે હઝરત યૂસુફ (અલૈ.) સાથે કરવામાં આવ્યું.

وَشَرَوْهُ بِثَمَنٍ بَخْسٍ دَرَاهِمَ مَعْدُوْدَةٍ શબ્દ شِرَا (શિરા) અરબી ભાષામાં ખરીદ અને વેચાણ બંને માટે ઉપયોગ થાય છે, અત્રે પણ બંને અર્થની સંભાવના છે. ઝમીર (સંબોધન) જો યૂસુફ (અલૈ.)ના ભાઈઓ તરફ કરવામાં આવે તો વેચવાનો અર્થ થશે અને કાફલાવાળાઓ તરફ કરવામાં આવે તો ખરીદવાનો અર્થ થશે, મતલબ એ છે કે "વેચી નાંખ્યા યૂસુફ (અલૈ.)ને" અથવા "ખરીદી લીધા કાફલાવાળાઓએ યૂસુફ (અલૈ.)ને ઘણી થોડી કિંમત ઉપર એટલે કે ગણતરીના અમુક દિરહમોના બદલામાં."

કુર્તુબીએ ફરમાવ્યું કે અરબ વેપારીઓની એ ટેવ હતી કે મોટી રકમોના વ્યવહારમાં વજન કર્યા કરતા હતા અને નાની રકમો જે ચાલીસથી વધારે ન હોય તે મા'મલો ગણતરીથી કર્યા કરતા હતા, એટલા માટે دَرَاهِمَ (દરાહિમ)ની સાથે مَعْدُوْدَة (મઅ્દૂદહ)ના શબ્દએ એ બતાવી દીધું કે દિરહમોની સંખ્યા ચાલીસથી ઓછી હતી. ઈબ્ને કષીરે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદની રિવાયત લખી છે કે વીસ દિરહમમાં સોદો થયો અને દશ ભાઈઓએ બે-બે દિરહમ અંદર-અંદર વહેંચી લીધા, દિરહમોની સંખ્યા વિશે બાવીસ અથવા ચાલીસ દિરહમ હોવાનું પણ વિવિધ રિવાયતોમાં નકલ થયું છે. *(ઈબ્ને કષીર)*

وَكَانُوْا فِيْهِ مِنَ الزَّاهِدِيْنَ માં زَاهِدِيْن (ઝાહિદીન) એ زَاهِدٌ (ઝાહિદ)નું બહુવચન છે જે زُهْد (ઝુહ્‌દ)થી બને છે, "ઝુહ્‌દ"નો શાબ્દિક અર્થ "બેધ્યાનપણુ" અથવા તો "આકર્ષણ ન ઉપજવું" થાય છે, રૂઢિપ્રયોગમાં

દુનિયાના માલ અને દોલતથી લગાવ ન હોવાને કહેવામાં આવે છે. આયતનો ભાવાર્થ એ છે કે હઝરત યુસૂફ (અલૈ.)ના ભાઈઓ આ વ્યવહારમાં વાસ્તવમાં માલના ઈચ્છુક ન હતા તેમનો મૂળ હેતુ તો હઝરત યુસૂફ (અલૈ.)ને બાપથી જુદા કરવાનો હતો એટલા માટે થોડા દિરહમોમાં મા'મલો કરી લીધો.

————————

## આયતો : (સૂરએ યૂસુફ઼ : આયત નં. ૨૧–૨૨–૨૩)

وَقَالَ الَّذِي اشْتَرَاهُ مِن مِّصْرَ لِامْرَأَتِهِ أَكْرِمِي مَثْوَاهُ عَسَىٰ أَن يَنفَعَنَا أَوْ نَتَّخِذَهُ
وَلَدًا ۚ وَكَذَٰلِكَ مَكَّنَّا لِيُوسُفَ فِي الْأَرْضِ وَلِنُعَلِّمَهُ مِن تَأْوِيلِ الْأَحَادِيثِ ۚ وَاللَّهُ غَالِبٌ
عَلَىٰ أَمْرِهِ وَلَٰكِنَّ أَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُونَ ﴿٢١﴾ وَلَمَّا بَلَغَ أَشُدَّهُ آتَيْنَاهُ حُكْمًا وَعِلْمًا ۚ وَ
كَذَٰلِكَ نَجْزِي الْمُحْسِنِينَ ﴿٢٢﴾ وَرَاوَدَتْهُ الَّتِي هُوَ فِي بَيْتِهَا عَن نَّفْسِهِ وَغَلَّقَتِ الْأَبْوَابَ
وَقَالَتْ هَيْتَ لَكَ ۚ قَالَ مَعَاذَ اللَّهِ ۖ إِنَّهُ رَبِّي أَحْسَنَ مَثْوَايَ ۖ إِنَّهُ لَا يُفْلِحُ الظَّالِمُونَ ﴿٢٣﴾

## તરજુમો :

*અને મિસ્રના જે વ્યક્તિએ તેમને ખરીદયા તેણે પોતાની પત્નીને કહ્યું, તેને માન–સન્માનથી રાખો કદાચ આપણા કામ આવે અથવા આપણે તેને દિકરો બનાવી લઈએ અને એ જ પ્રમાણે અમે યૂસુફ (અલૈ.)ને તે પ્રદેશમાં જગ્યા આપી અને એટલા માટે કે તેમને વાતોને ઠેકાણા ઉપર બેસાડવાનું કંઈક (જ્ઞાન) શિખવાડીએ અને અલ્લાહ પોતાના કાર્યમાં છવાયેલો રહે છે અને પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૨૧) અને જ્યારે પોતાની યુવાનીએ પહોંચી ગયા અમે તેમને હિકમત (Wisdom) અને જ્ઞાન અર્પણ કર્યુ અને અમે નેકીઓવાળાઓને એવો જ બદલો આપીએ છીએ. (૨૨) અને તેમને તે સ્ત્રીએ ફોસલાવ્યા જેના ઘરમાં તેઓ હતા પોતાના જીવને કાબૂમાં રાખવાથી અને દરવાજા બંધ કરી દીધા અને બોલી, જલદી આવો ! તેમણે (હઝરત યૂસુફ અલૈ.એ) કહ્યું, અલ્લાહની પનાહ ! તે અઝીઝ (ગવર્નર) મારો માલિક છે, મને સારી રીતે રાખ્યો છે, બેશક ! તે લોકો ભલાઈ નથી પામતા જેઓ અન્યાયી હોય છે. (૨૩)*

## તફસીર :

(કાફલાવાળા હઝરત યૂસુફ અલૈ.ને તેમના ભાઈઓ પાસેથી ખરીદીને મિસ્‌ર લઈ ગયા અને ત્યાં અઝીઝે મિસ્‌ર-મિસ્‌રના વહીવટદારને વેચી દીધા) અને જે વ્યક્તિએ તેમને મિસ્‌રમાં ખરીદ્યા હતા (એટલે કે અઝીઝ) તેણે (પોતાના ઘરે લાવીને પોતાની પત્નીને સોંપ્યા અને) પોતાની પત્નીને કહ્યું કે તેને માન-સન્માનથી રાખજે કદાચ શક્ય છે કે (મોટો થઈને) આપણા કામ લાગે અથવા આપણે તેને બેટો બનાવી લઈએ (એ પ્રખ્યાત છે કે એવું એટલા માટે કહ્યું કે તેને સંતાન ન હતા) અને અમે (જે પ્રમાણે યૂસુફ અલૈ.ને પોતાની ખાસ કૃપા વડે અંધારા કૂવામાંથી છુટકારો અપાવ્યો) એ જ પ્રમાણે યૂસુફ (અલૈ.)ને આ ભૂમિ (મિસ્‌ર)માં ખૂબ શક્તિ આપી (તેનો ભાવાર્થ સલતનત છે) અને (આ છુટકારો એ હેતુથી પણ હતો કે) જેથી અમે તેને સ્વપ્નની તા'બીર આપવાનું બતાવીએ (મતલબ એ હતો કે છુટકારો અપાવવાનો મકસદ તેમને જાહેર અને ગુપ્ત દોલતથી માલા-માલ કરવાનો હતો) અને અલ્લાહ તઆલા પોતાના (ઈચ્છિત) કાર્યો ઉપર છવાયેલો (છે અને સંપૂર્ણ કાબૂ ધરાવે) છે, (જે ઈચ્છે કરે છે) પરંતુ ઘણા લોકો જાણતા નથી. (કારણ કે તેમનામાં ઈમાન અને વિશ્વાસ ઓછો હોય છે, આ વિષય ઘટના વર્ણવતી વખતે વચ્ચે એટલા માટે લાવવામાં આવ્યો છે કે હઝરત યૂસુફ અલૈ.ની ઉપસ્થિત પરિસ્થિતિ દેખીતું છે કે ગુલામ બનીને રહેવાની છે અને દેખીતી રીતે તે કોઈ સારી પરિસ્થિતિ ન કહેવાય, પરંતુ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે આ હાલત અમુક દિવસ એક માધ્યમ સ્વરૂપે છે, અસલ મકસદ તેમને ઊંચું સ્થાન અર્પણ કરવાનો છે અને તેનું માધ્યમ અઝીઝે મિસ્‌ર અને તેના ઘરમાં પાલન-પોષણ પામવાને બનાવવામાં આવ્યું, કારણ કે અમીર ઉમરાવોના ઘરમાં પાલન-પોષણ પામવાથી કેળવણી અને અનુભવ વધતો રહે છે તથા રાજકાજનું જ્ઞાન પણ થાય છે, તેનો જ સંદર્ભ આગળ આ રીતે છે) અને જ્યારે તેઓ પોતાની યુવાની (એટલે કે પોતાની યુવાનીમાં અત્યંત સ્વરૂપવાન અને યુવાનીના જોમ)માં પહોંચ્યા અમે તેમને હિકમત અને જ્ઞાન અર્પણ કર્યું (તેનો ભાવાર્થ નુબુવ્વતનું જ્ઞાન અર્પણ કરવાનો છે અને કૂવામાં નાંખવાના સમયે જે તેમના તરફ વહી મોકલવાનું વર્ણન પ્રથમ આવી ચૂક્યું છે તે નુબુવ્વતની વહી ન હતી બલકે એવી વહી હતી જેમકે હઝરત મૂસા અલૈ.ની

વાલિદહને વહી મોકલવામાં આવી હતી) અને અમે નેક લોકોને આ જ પ્રમાણે બદલો આપતા રહીએ છીએ (જે કિસ્સો હઝરત યૂસુફ અલૈ. ઉપર તોહમત લગાવવાનો આગળ વર્ણન થશે તેનાથી પ્રથમ આ વાક્યમાં એ બતાવવામાં આવ્યું કે તે નર્યો આક્ષેપ અને જૂઠી તોહમત હતી, કારણ કે જેને અલ્લાહ તઆલા તરફથી જ્ઞાન અને હિકમત અર્પણ થાય તેનાથી એવું કામ થઈ જ નથી શકતું. આગળ આ તોહમતના કિસ્સાને વર્ણન કરવામાં આવ્યો છે કે હઝરત યૂસુફ અલૈ. અઝીઝે મિસ્રના ઘરમાં આરામ અને રાહત સાથે રહેવા લાગ્યા) અને (તે જ દરમિયાન આ દુર્ઘટના બની કે) જે સ્ત્રીના ઘરમાં હઝરત યૂસુફ (અલૈ.) રહેતા હતા તે (તેમના ઉપર લલચાઈ ગઈ અને) તેમનાથી પોતાનો મતલબ પ્રાપ્ત કરવા માટે તેમને ફોસલાવવા લાગી અને (ઘરના) બધા દરવાજાઓ બંધ કરી દીધા અને (તેમને) કહેવા લાગી, આવી જાઓ ! તમોને જ કહું છું, યુસૂફ (અલૈ.)એ કહ્યું (કે પ્રથમ તો આ પોતે જ મોટો ગુનોહ છે), અલ્લાહ બચાવે ! (બીજું) તે (એટલે કે તારો પતિ) મારો માલિક (અને ઘણો સારો અહેસાન કરનારો) છે કે મને કેવી સારી રીતે રાખ્યો (તો શું હું તેની ઈજ્જતમાં હાથ નાંખું ?) આવા હક ફરામોશ લોકો સફળ થતા નથી (બલકે મોટે ભાગે તો દુનિયામાં જ ઝલીલ અને પરેશાન થાય છે નહિતર આખિરતમાં તો અઝાબ થવો તો ચોક્કસ બાબત છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં હઝરત યૂસુફ (અલૈ.)ની ઘટનાની શરૂઆતનો ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે કાફલાવાળાઓએ જ્યારે તેમને કૂવામાંથી કાઢી લીધા તો હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ તેમને પોતાનો ભાગી છૂટેલો ગુલામ બતાવી થોડા દિરહમોમાં તેમની સાથે સોદો કરી લીધો. પ્રથમ તો એટલા માટે કે તેમને આ મહાન હસ્તીની કદરની ખબર ન હતી, બીજું એટલા માટે કે તેમનો મૂળ હેતુ તેનાથી પૈસા કમાવવાનો ન હતો બલકે પિતાથી દૂર કરી દેવાનો હતો, એટલા માટે ફક્ત વેચી દેવાને જ પૂરતું ન સમજ્યું કારણ કે એ ભય હતો કે કદાચ કાફલાવાળાઓ તેમને અહીંયાં ન છોડી જાય અને તેઓ ફરીવાર કોઈ રીતે પિતા પાસે પહોંચીને અમારી સાજિશનો પર્દાફાશ ન કરી દે એટલા માટે તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)ની રિવાયત પ્રમાણે આ લોકો તે રાહ જોતા રહ્યા કે આ કાફલો તેમને લઈને મિસ્ર માટે રવાના થઈ જાય અને જ્યારે કાફલો રવાના થયો

તો અમુક દૂર સુધી કાફલાની સાથે ચાલ્યા અને તે લોકોને કહ્યું કે જુઓ ! તેને નાસી છુટવાની આદત છે ખુલ્લો ન છોડજો બલકે બાંધીને રાખજો, આ મહાનતમ્ હસ્તીની કદર અને કિંમતથી નાવાકેફ કાફલાવાળા તેમને એ જ પ્રમાણે મિસ્ર સુધી લઈ ગયા. *(તફસીરે ઈબ્ને કષીર)*

પ્રસ્તુત આયતોમાં ત્યાર પછીની ઘટના આ પ્રમાણે વર્ણન થઈ છે, કુર્આનની સંક્ષિપ્ત વર્ણનશૈલીની સાથે કિસ્સાના જેટલા પણ વિભાગો છે આપમેળે સમજમાં આવી શકે છે, તેને વિસ્તૃત રીતે વર્ણન કરવાની આવશ્યકતા સમજવામાં નથી આવી, દાખલા તરીકે કાફલો વિવિધ પડાવોથી પસાર થઈ મિસ્ર સુધી પહોંચ્યો અને ત્યાં જઈને હઝરત યૂસુફ (અલૈ.)ને વેચ્યા વગેરે...વગેરે.... બલકે બધી વિગતોનું વર્ણન અહીંયાંથી શરૂ થાય છે.

وَقَالَ الَّذِى اشْتَرٰهُ مِنْ مِّصْرَ لِامْرَاَتِهٖ اَكْرِمِىْ مَثْوٰهُ એટલે કે, "તે વ્યક્તિએ પોતાની પત્નીને કહ્યું જેણે હઝરત યૂસુફ (અલૈ.)ને મિસ્રમાં ખરીદયા કે યૂસુફ (અલૈ.)ના રહેવા-સહેવાનો સારો બંદોબસ્ત કરો."

મતલબ એ છે કે કાફલાવાળાઓએ તેમને મિસ્ર જઈને વેચવાની જાહેરાત કરી તો તફસીરે કુર્તુબીમાં છે કે લોકોએ બઢી-ચઢીને કિંમતો લગાવવાની શરૂઆત કરી એટલે સુધી કે યૂસુફ (અલૈ.)ના વજન બરાબર સોનું અને એટલું જ મુશ્ક અને એટલા જ વજનનું રેશમી કપડું કિંમતમાં લાગી ગયું.

આ દોલત અલ્લાહ તઆલાએ અઝીઝે મિસ્રના નસીબમાં લખી હતી, તેણે આ બધી વસ્તુઓની કિંમત અદા કરીને હઝરત યૂસુફ (અલૈ.)ને ખરીદી લીધા.

જેમકે કુર્આનના અગાઉના ઈરશાદોથી જાણ થઈ ચૂકી છે કે આ બધું કંઈ કોઈ અચાનક ઘટતી ઘટનાઓ ન હતી બલકે, રબ્બુલ ઈજ્જતની બનાવેલ એક મજબૂત યોજનાના વિભાગો હતા. મિસ્રમાં હઝરત યૂસુફ (અલૈ.)ને ખરીદવા માટે તે દેશના મોટા-મોટા ઈજ્જતવાળા લોકોને અલ્લાહે નક્કી કરી રાખ્યા હતા. ઈબ્ને કષીરે ફરમાવ્યું છે કે તે વ્યક્તિ જેણે મિસ્રમાં હઝરત યૂસુફ (અલૈ.)ને ખરીદયા તે મિસ્રનો નાણામંત્રી હતો જેનું નામ કિત્ફીર અથવા ઈત્ફીર બતાવવામાં આવે છે અને મિસ્રનો રાજા તે યુગમાં અમાલિકા કોમનો એક

વ્યક્તિ રય્યાન બિન ઉસયદ હતો જેણે પાછળથી હઝરત યૂસુફ (અલૈ.)ના હાથે ઈસ્લામ સ્વીકાર્યો અને મુસલમાન થઈને હઝરત યૂસુફ (અલૈ.)ની હયાતીમાં જ વફાત પામ્યો. (મઝહરી) અને અઝીઝે મિસ્‌ર જેમણે હઝરત યૂસુફ (અલૈ.)ને ખરીદયા હતા તેમની પત્નીનું નામ રાઈલ અથવા ઝુલૈખાં બતાવવામાં આવે છે. અઝીઝે મિસ્‌ર કિત્ફીરે હઝરત યૂસુફ (અલૈ.) વિશે પોતાની પત્નીને એ સૂચના આપી હતી કે તેમને રહેવા–સહેવાનું સારું ઠેકાણું આપે, સામાન્ય ગુલામોની જેમ ન રાખે અને તેમની જરૂરિયાતોની સારી વ્યવસ્થા કરે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, દુનિયામાં ત્રણ વ્યક્તિઓ ખૂબ બુદ્ધિશાળી અને સચોટ અનુમાનશક્તિવાળા સાબિત થયા છે. પ્રથમ અઝીઝે મિસ્‌ર જેણે હઝરત યૂસુફ (અલૈ.)ના તેજસ્વીપણાને પોતાના અનુમાનથી જાણીને પત્નીને આ સૂચના આપી. બીજા હઝરત શુઅય્‌બ (અલૈ.)ની તે પુત્રી જેમણે હઝરત મૂસા (અલૈ.) વિશે પોતાના પિતાને કહ્યું, يَـٰٓاَبَـتِ اسۡتَـاجِرۡهُ اِنَّ خَيۡـرَ مَـنِ اسۡتَـاجَـرۡتَ الۡقَوِىُّ الۡاَمِيۡنُ એટલે કે, ‘‘હે અબ્બાજાન ! તેમને નોકર તરીકે રાખી લો એટલા માટે કે ઉત્તમ નોકર તે વ્યક્તિ છે જે મજબૂત પણ હોય અને અમાનતદાર પણ.’’ ત્રીજા હઝરત સિદ્દીકે અકબર (રદિ.) છે જેમણે પોતાના પછી.... હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને ખિલાફત માટે ચૂંટી કાઢયા.

*(ઈબ્ને કસીર)*

وَكَـذٰلِكَ مَـكَّنَّـا لِيُوۡسُفَ فِى الۡاَرۡضِ એટલે કે, ‘‘આ પ્રમાણે અમે યૂસુફ (અલૈ.)ને તે પ્રદેશની હુકૂમત આપી દીધી.’’ તેમાં આવનાર ઘટનાની ખુશખબરી એ છે કે યુસૂફ (અલૈ.) જે અઝીઝે મિસ્‌રના ઘરમાં તે સમયે ગુલામની હેસિયતથી દાખલ થયા છે, ઘણા જ જલદી તેઓ મિસ્‌રના સૌથી મોટા વ્યક્તિ થશે અને હુકૂમત તથા સત્તા તેમને પ્રાપ્ત થશે.

وَلِنُـعَلِّمَهٗ مِنۡ تَاۡوِيۡلِ الۡاَحَادِيۡثِ અહીંયાં શરૂઆતમાં શબ્દ واؤ (વાવ)ને જો عَـطۡف (અત્ફ–Conjunctive) તરીકે માનવામાં આવે તો એક વાક્ય આ અર્થમાં સુષુપ્ત સમજવામાં આવશે જેનો અર્થ છે કે ‘‘અમે યૂસુફ (અલૈ.)ને પ્રદેશની હુકૂમત એટલા માટે આપી કે તેઓ દુનિયામાં ન્યાય અને ઈન્સાફ દ્વારા શાંતિ અને સલામતી સ્થાપિત કરે અને પ્રદેશના નિવાસીઓની રાહતની વ્યવસ્થા કરે અને એટલા માટે કે અમે તેમને વાતોને ઠેકાણે લગાવવાનું શિખવાડીએ.’’

વાતોને ઠેકાણે લગાડવું એક એવો સામાન્ય ભાવાર્થ ધરાવે છે જેમાં ઈલાહી વહીને સમજવી અને તે પ્રમાણે અમલ કરવો પણ સામેલ છે અને તમામ આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કરવું પણ તથા સ્વપ્નની સાચી તા'બીર કરવી પણ સામેલ છે.

وَاللّٰهُ غَالِبٌ عَلٰى اَمْرِهٖ એટલે કે, અલ્લાહ તઆલા છવાયેલો અને સર્વશક્તિમાન છે પોતાના કાર્યો ઉપર; જે તેનો ઈરાદો હોય છે વિશ્વનો બધો જ જાહેર સામાન તે પ્રમાણે થતો ચાલ્યો જાય છે. જેમકે એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "જ્યારે અલ્લાહ તઆલા કોઈ કાર્યનો ઈરાદો કરે છે તો દુનિયાનો બધો જ સામાન તેના માટે તૈયાર કરી દે છે." وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ "પરંતુ મોટા ભાગના લોકો આ હકીકતને સમજતા નથી." અને જાહેર સામાનને જ બધું કંઈ સમજીને તેની ફિકર-ચિંતામાં લાગી જાય છે જ્યારે કે "મુસબ્બીબુલ અસ્બાબ" એટલે કે તમામ કાર્યકારણનો રચયિતા અને સર્વશક્તિમાન તરફ ધ્યાન નથી આપતા.

وَلَمَّا بَلَغَ اَشُدَّهٗ اٰتَيْنٰهُ حُكْمًا وَّعِلْمًا એટલે કે, "જ્યારે હઝરત યૂસુફ (અલૈ.) પોતાની સંપૂર્ણ તાકાત અને યુવાની ઉપર પહોંચી ગયા તો અમે તેમને હિકમત અને જ્ઞાન આપી દીધું."

આ શક્તિ અને યુવાની કઈ ઉંમરમાં પ્રાપ્ત થઈ તે વિશે મુફસ્સિરોના વિવિધ નિવેદનો છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ (રહ.), કતાદહ (રહ.) વગેરેએ ફરમાવ્યું કે, ૩૩ વર્ષની ઉંમર હતી. જહ્હાક (રહ.)એ વીસ વર્ષ અને હસન બસરી (રહ.)એ ચાલીસ વર્ષની બતાવી છે, જો કે એ બાબત ઉપર બધા સહમત છે કે હિકમત અને જ્ઞાન અર્પણ કરવાનો ભાવાર્થ આ સ્થળે નુબુવ્વત અર્પણ કરવાનો છે, તેનાથી એ પણ જાણ થઈ ગઈ કે હઝરત યૂસુફ (અલૈ.)ની નુબુવ્વત મિસ્ર પહોંચ્યા પછી લાંબા સમય બાદ મળી છે અને કૂવાના ઊંડાણમાં જે વહી તેમને મોકલવામાં આવી હતી તે નુબુવ્વતની વહી ન હતી બલકે, તે ભાવાર્થમાં શાબ્દિક વહી હતી જે ગયૂર અંબિયાને પણ મોકલવામાં આવે છે, જેમકે હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ અને હઝરત મરયમ (અલૈ.) વિશે નકલ થયું છે.

وَكَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ "અને અમે આ જ પ્રમાણે બદલો આપતા

રહીએ છીએ નેક કામ કરનારાઓને.'' મતલબ એ છે કે નાશ થવાથી છુટકારો અપાવીને હુકૂમત અને સન્માન સુધી પહોંચવું હઝરત યૂસુફ (અલૈ.)ની ભલાઈની વૃત્તિ, નૈતિકતા, અલ્લાહનો ડર અને નેક કાર્યોનું પરિણામ હતું. આ તેમની સાથે ખાસ નથી જે પણ આવા કર્મો કરશે અમારા ઈનામો આ જ પ્રમાણે મેળવશે.

وَرَاوَدَتْهُ الَّتِىْ هُوَ فِىْ بَيْتِهَا عَنْ نَّفْسِهٖ وَغَلَّقَتِ الْاَبْوَابَ وَقَالَتْ هَيْتَ لَكَ

એટલે કે, ''જે સ્ત્રીના ઘરમાં હઝરત યૂસુફ (અલૈ.) રહેતા હતા તે તેમના ઉપર મોહી પડી અને તેમનાથી પોતાનો મતલબ પ્રાપ્ત કરવા માટે તેમને ફોસલાવા લાગી અને ઘરના બધા જ દરવાજા બંધ કરી દીધા અને તેમને કહેવા લાગી, જલદી આવો ! તમને જ કહું છું.''

પ્રથમ આયતથી જાણ થઈ ચૂકી છે કે આ પત્ની અઝીઝે મિસ્રની પત્ની હતી પરંતુ આ સ્થળે કુર્આને કરીમે અઝીઝની પત્ની માટે ટૂંકો શબ્દ છોડીને اَلَّتِىْ هُوَ بَيْتِهَا ના શબ્દો અપનાવ્યા છે, તેમાં ઈશારો એ તરફ છે કે હઝરત યૂસુફ (અલૈ.) માટે ગુનાહથી બચવાની મુશ્કેલીઓમાં આ બાબતે વિશેષ વધારો કર્યો હતો કે તેઓ આ જ સ્ત્રીના ઘરમાં તેના જ શરણમાં રહેતા હતા, તેના આમંત્રણને ઉપેક્ષિત કરવું સરળ ન હતું.

## ગુનાહથી બચવાનો મજબૂત તરીકો પોતે અલ્લાહ તઆલાની પનાહ (શરણ) માંગવાનો છે :

તેનું જાહેર કારણ એ થયું કે હઝરત યૂસુફ (અલૈ.)એ જ્યારે પોતાને બધી રીતે ઘેરાયેલા જોયા તો પયગમ્બરી અંદાજમાં સૌથી પહેલાં અલ્લાહની પનાહ માંગી, قَالَ مَعَاذَاللّٰهِ ફક્ત પોતાના ઈરાદા અને મજબૂત મનોબળનો ભરોસો ન કર્યો અને એ દેખીતું છે કે જેને અલ્લાહ તઆલાનું શરણ મળી જાય તેને કોણ સીધા માર્ગેથી ભટકાવી શકે છે. ત્યારબાદ પોતાની પયગમ્બરી હિકમત અને શિખામણ સાથે પોતે ઝુલેખાંને એ નસીહત આપવાની શરૂ કરી કે તે પણ અલ્લાહથી ડરે અને પોતાના ઈરાદાને છોડી દે. ફરમાવ્યું, اِنَّهٗ رَبِّىْ اَحْسَنَ مَثْوَاىَ، اِنَّهٗ لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ ''તે મારો ભરણપોષણ કરનાર છે, તેણે મને આરામની જગ્યા આપી, સારી રીતે સમજી લો કે જુલમ કરનાર સફળતા પામતા નથી.''

દેખીતી રીતે એનો ભાવાર્થ એ છે કે તારા પતિ અઝીઝે મિસ્રએ મારું

ભરણપોષણ કર્યું અને મને રહેવાનું સારું ઠેકાણું આપ્યું, તે મારો ઉપકારક છે, હું તેની ઈજ્જત ઉપર કઈ રીતે હાથ નાંખી શકું ! આ તો ઘણો મોટો જુલમ છે ! અને જુલમ કરનારા સફળતા પામતા નથી. આ સંદર્ભે પોતે ઝુલેખાંને પણ આ શિખામણ આપી કે જ્યારે હું તારા પતિના અમુક દિવસના ભરણપોષણનો આટલો હક ઓળખું છું તો તારે તો મારાથી વધારે તેને ઓળખવો જોઈએ.

આ સ્થળે હઝરત યૂસુફ (અલૈ.)એ અઝીઝે મિસ્રને પોતાનો رَبّ (રબ્બ) કહ્યો છે, જ્યારે કે આ શબ્દ અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્ય માટે ઉપયોગ કરવો જાઈઝ નથી. કારણ એ છે કે આવા શબ્દો શિર્કનું કારણ અને મુશ્રિકો સાથે સામ્યતા જન્માવવાનું માધ્યમ હોય છે એટલા માટે શરીઅતે મુહમ્મદિય્યહ ﷺમાં આવા શબ્દોનો ઉપયોગ કરવો પણ પ્રતિબંધિત ઠરાવવામાં આવ્યો. સહીહ મુસ્લિમની હદીષમાં છે કે કોઈ ગુલામ પોતાના માલિકને પોતાનો "રબ્બ" ન કહે અને કોઈ માલિક પોતાના ગુલામને પોતાનો "બંદો" ન કહે પરંતુ આ વિશેષતા શરીઅતે મુહમ્મદિય્યહ ﷺની છે જેમાં શિર્કની મનાઈની સાથે એવી વસ્તુઓની પણ મનાઈ કરવામાં આવી છે જેમાં શિર્કનું માધ્યમ બનવાની સંભાવના હોય, અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં શિર્કથી તો ખૂબ કઠોર રીતે રોકવામાં આવ્યા છે પરંતુ તેના કારણો અને માધ્યમો ઉપર કોઈ પાબંદી ન હતી. આ જ કારણે પાછલી શરીઅતોમાં સજીવના ચિત્રો બનાવવાની પણ મનાઈ ન હતી પરંતુ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺ કારણ કે કયામત સુધી લાગુ પાડવામાં આવી છે એટલા માટે શિર્કથી સંપૂર્ણ રીતે સુરક્ષિત કરવા માટે શિર્કના માધ્યમો એવા સજીવના ચિત્ર દોરવા અને એવા શબ્દોથી પણ રોકવામાં આવ્યા જે શિર્કનું કારણ બની શકે છે અલબત્ત હઝરત યૂસુફ (અલૈ.)નું اِنَّـــهٗ رَبِّـىْ કહેવું પોતાના સ્થળે યોગ્ય હતું.

એ પણ હોઈ શકે છે કે, اِنَّـــــهٗ (ઈન્નહુ)ની ઝમીર અલ્લાહ તઆલા તરફ થતી હોય, તેને જ પોતાનો "રબ્બ" ફરમાવ્યો અને સારું ઠેકાણું પણ વાસ્તવમાં તેણે જ આપ્યું અને તેની નાફરમાની સૌથી મોટો અત્યાચાર છે અને અત્યાચાર કરનારાઓ કામિયાબ થતા નથી.

અમુક મુફસ્સિરો સિદ્દી અને ઈબ્ને ઈસ્હાક વગેરેએ નકલ કર્યું છે કે એકાંતમાં ઝુલેખાંએ હઝરત યૂસુફ (અલૈ.)ને પોતાના તરફ આકર્ષવા માટે

શરૂઆતમાં તેમની ખૂબસૂરતીના વખાણ કરવાના શરૂ કર્યા. કહ્યું કે, તમારા વાળ કેટલા સુંદર છે ! હઝરત યૂસુફ (અલૈ.)એ કહ્યું કે આ વાળ મોત પછી સૌ પ્રથમ મારા શરીરથી અલગ થઈ જશે, પછી કહ્યું કે તમારી આંખો કેટલી સુંદર છે ! હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું, મોત પછી આ બધું પાણી બનીને મારા ચહેરા ઉપર વહી જશે, પછી કહ્યું તમારો ચહેરો કેટલો સુંદર છે ! તો હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે આ બધું માટીનો ખોરાક છે. અલ્લાહ તઆલાએ આખિરતની ચિંતા હઝરત યૂસુફ (અલૈ.) ઉપર એ પ્રમાણે છવાઈ નાંખી હતી કે નવયુવાનીના સમયમાં દુનિયાની બધી જ લિજ્જતો તેમની સામે ફિક્કી થઈ ગઈ. સાચું છે કે આખિરતની ચિંતા જ તે વસ્તુ છે જે મનુષ્યને દરેક સ્થળે દરેક બુરાઈથી સુરક્ષિત રાખે છે. اَللّٰهُمَّ ارْزُقْنَا اِيَّاهُ અલ્લાહુમ્મ અરઝુકના ઈય્યાહુ. અલ્લાહ અમને એની તવફીક અતા ફરમાવે. આમીન.

———————

## આયત : (સૂરએ યૂસુફ : આયત નં. ૨૪)

وَلَقَدْ هَمَّتْ بِهٖ ۚ وَهَمَّ بِهَا لَوْلَآ اَنْ رَّاٰ بُرْهَانَ رَبِّهٖ ؕ كَذٰلِكَ لِنَصْرِفَ عَنْهُ السُّوْٓءَ وَالْفَحْشَآءَ ؕ اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُخْلَصِيْنَ ﴿۲۴﴾

### તરજુમો :

*અને અલબત્ત, તે સ્ત્રીએ તેમની ફિકર (ઈચ્છા) કરી અને તેમણે સ્ત્રીની ફિકર કરી જો તેમણે પોતાના પરવરદિગારની કુદરત (દલીલ)ને ન જોઈ હોત, એવું જ થયું જેથી અમે તેમનાથી બુરાઈ અને બેહયાઈ હટાવી દઈએ, અલબત્ત તે અમારા મુખ્લિસ (નિખાલસ) બંદાઓમાંથી છે. (૨૪)*

### તફસીર :

અને આ સ્ત્રીના દિલમાં તેમનો વિચાર (પાકા ઈરાદા અને નિર્ધારના સ્વરૂપમાં) દઢ થઈ રહ્યો હતો અને તેમને પણ તે સ્ત્રીનો કંઈક–કંઈક વિચાર (સ્વાભાવિક પ્રકૃતિની રૂએ) થઈ રહ્યો હતો, (જે અધિકારથી બહાર છે જેમકે ગરમીના રોઝાઓમાં પાણી તરફ મનુષ્યનો સ્વભાવ અકર્ષાય છે, જો કે રોઝો તોડવાનો વસવસો સુદ્ધાં નથી આવતો, અલબત્ત) જો પોતાના પરવરદિગારની

દલીલને (એટલે કે આ પ્રવૃત્તિ ગુનોહ હોવાની દલીલને જે શરીઅતનો હુકમ છે) તેમણે ન જોઈ હોત (એટલે કે તેમને શરીઅતનું જ્ઞાન તેના ઉપર અમલ કરવાની શક્તિ સાથે પ્રાપ્ત ન થયું હોત) તો વધારે વિચાર આવી જવો અજાયબ ન હતું (કારણ કે તેના માટે બધા જ સાધનો અને પ્રેરક તત્ત્વો મજબૂત સ્વરૂપે ભેગા થઈ ગયા હતા પરંતુ) અમે એ જ પ્રમાણે તેમને ઈલ્મ આપ્યું કે જેથી અમે તેમને સગીરહ-કબીરહ ગુનાહોથી દૂર રાખીએ (એટલે કે ઈરાદાથી પણ બચાવી લઈએ અને કૃત્યથી પણ, કારણ કે) તે અમારા મુખ્લિસ (ચૂંટી કાઢવામાં આવેલા) બંદાઓમાંથી હતા.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતમાં હઝરત યૂસુફ઼ (અલૈ.)ની મહાન કસોટી અને અજમાયશનો ઉલ્લેખ હતો કે અઝીઝે મિસ્રની સ્ત્રીએ ઘરના દરવાજા બંધ કરીને તેમને ગુનાહ તરફ઼ આમંત્રણ આપવાનો પ્રયત્ન કર્યો અને પોતાના તરફ઼ આકર્ષિત કરવા અને ગુનાહમાં સંડોવવાનો બધો જ માહોલ અનુકૂળ કરી દીધો પરંતુ અલ્લાહ રબ્બુલ ઈજ્જતે તે નવયુવાન નેક વ્યક્તિને આવી સખત પરીક્ષામાં પણ મજબૂત મનોબળ ઉપર કાયમ રાખ્યા. તેની વધારે વિગત આ આયતમાં છે કે ઝુલેખાં તો ગુનાહના વિચારમાં લાગેલી જ હતી. હઝરત યૂસુફ઼ (અલૈ.)ના દિલમાં પણ માનવીય પ્રકૃતિના તકાદાથી અમુક-અમુક અનિચ્છાવર્તી આકર્ષણ પેદા થવા લાગ્યું પરંતુ અલ્લાહ તઆલાએ બિલકુલ તે જ સમયે પોતાની દલીલ (બુરહાન) હઝરત યૂસુફ઼ (અલૈ.) સામે ઉપસ્થિત કરી દીધી જેના કારણે તે અનિચ્છાવર્તી આકર્ષણ આગળ વધવાના બદલે બિલકુલ સમાપ્ત થઈ ગયું અને તેઓ પીછો છોડાવીને નાઠા.

આ આયતમાં શબ્દ هَمَّ (હમ્મ)નો અર્થ "વિચાર" અથવા "ઈચ્છા" થાય છે જે બંને એટલે કે ઝુલેખાં અને યૂસુફ઼ (અલૈ.) તરફ઼ જોડી શકાય છે. وَلَقَدْ هَمَّتْ بِهٖ وَهَمَّ بِهَا અને એ પણ જાણ થાય છે કે ઝુલેખાંનો هَمّ (હમ્મ) એટલે કે, ઈચ્છા ગુનાહની હતી તેનાથી હઝરત યૂસુફ઼ (અલૈ.) વિશે પણ આવો જ ખ્યાલ અને ગુમાન થઈ શકતું હતું અને એવું ઈજ્માએ ઉમ્મત દ્વારા શા'ને નુબુવ્વત અને રિસાલતની વિરોધી બાબત છે કારણ કે, જમહૂર ઉમ્મત એ બાબત ઉપર સહમત છે કે અંબિયા (અલૈ.) સગીરહ અને કબીરહ દરેક પ્રકારના ગુનાહોથી માસૂમ

હોય છે. કબીરહ ગુનાહ ન તો જાણીબુઝીને થઈ શકે છે અને ન જ ભૂલથી અથવા અજાણતાના માર્ગે. અલબત્ત, સગીરહ ગુનાહ ભૂલ અથવા અજાણતામાં થવાની સંભાવના હોય છે પરંતુ અંબિયા (અલૈ.)ને તેના ઉપર પણ કાયમ રહેવા દેવામાં આવતા નથી બલકે, જાણકારી આપીને તેમને તે ગુનાહોથી હટાવી દેવામાં આવે છે. *(મુસામરહ)*

مَسْئَلَةُ عِصْمَتْ (મસ્લ-એ-ઈસ્મત) "ચારિત્ર્યની પવિત્રતા" કુર્આન અને સુન્નતથી સાબિત કરવા ઉપરાંત તાર્કિક અને બૌદ્ધિક રીતે પણ એટલા માટે જરૂરી છે કે, જો અંબિયા (અલૈ.)થી ગુનાહ થવાની શક્યતા કે સંભાવના રહેતી હોય તો તેમના લાવેલ દીન અને વહી ઉપર ભરોસો કરવાનો કોઈ માર્ગ નથી રહેતો અને તેમની બઅ્ષત તથા તેમના ઉપર કિતાબ નાઝિલ કરવાનો કોઈ લાભ બાકી નથી રહેતો એટલા માટે અલ્લાહ તઆલાએ પોતાના દરેક પયગમ્બરને બધા જ ગુનાહોથી માસૂમ રાખ્યા છે.

આથી સામૂહિક રીતે એ તો નક્કી થઈ ગયું કે હઝરત યૂસુફ (અલૈ.)ને જે વિચાર પેદા થયો તે ગુનાહના દરજ્જાનો વિચાર ન હતો, તેની વિગત એ છે કે અરબી ભાષામાં શબ્દ هَمَّ (હમ્મ) બે અર્થ માટે બોલવામાં આવે છે. એક, "કોઈ કામનો ઈરાદો અથવા તે કામ કરી લેવાનો નિર્ધાર કરવો" અને બીજું, "ફક્ત દિલમાં ભ્રમ અથવા અનિચ્છાવર્તી ભ્રમણા પેદા થવી." પ્રથમ સ્વરૂપ ગુનાહમાં સામેલ છે અને પકડ કરવાપાત્ર છે, હા ! જો ઈરાદો અને નિર્ધાર કર્યા પછી માત્ર અલ્લાહ તઆલાના ડરથી કોઈ વ્યક્તિ આ ગુનાહને પોતાના અધિકારથી પોતે છોડી દે તો હદીષમાં છે કે અલ્લાહ તઆલા તેના ગુનાહની જગ્યાએ તેના નામ-એ-આ'માલમા એક નેકી લખી લે છે અને બીજું સ્વરૂપ કે માત્ર અનિચ્છાવર્તી ભ્રમણા કે વિચાર આવી જવો કે આ પ્રવૃત્તિનો ઈરાદો બિલકુલ નથી માત્ર વસવસો છે જેમકે ગરમીના રોઝાઓમાં ઠંડા પાણી તરફ સ્વાભાવિક રીતે માનવની પ્રકૃતિ અનિચ્છાએ આકર્ષિત થઈ જાય છે જ્યારે કે રોઝામાં તે પાણી પીવાનો ઈરાદો તો દૂર બલકે કલ્પના પણ નથી હોતી, આ પ્રકારના વસવસા અને ભ્રમ ન તો મનુષ્યના અધિકારમાં છે અને ન જ તેના ઉપર કોઈ પકડ છે અને ન તો તે ગુનાહ છે.

સહીહ બુખારીની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

અલ્લાહ તઆલાએ મારી ઉમ્મત માટે ગુનાહોના વસવસા અને ભ્રમને મા'ફ કરી દીધા છે જ્યારે કે તે તેના ઉપર અમલ ન કરે. (કુર્તુબી) અને સહીહૈનમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ફરિશ્તાઓને ફરમાવે છે કે મારો બંદો જ્યારે કોઈ નેકીનો ઈરાદો કરે તો માત્ર ઈરાદો કરવાના કારણે તેના નામ-એ-આ'માલમાં એક નેકી લખી દો અને જ્યારે તે આ નેકી ઉપર અમલ કરી લે તો દશ નેકીઓ લખી દો અને જો બંદો કોઈ ગુનાહનો ઈરાદો કરે પછી અલ્લાહના ડરથી છોડી દે તો ગુનાહના બદલે તેના નામ-એ-આ'માલમાં એક નેકી લખી દો અને જો તે ગુનોહ કરી જ લે તો ફક્ત એક જ ગુનોહ લખો. *(ઈબ્ને કષીર)*

તફસીરે કુર્તુબીમાં શબ્દ هَمَّ (હમ્મ)ને બંને અર્થો માટે ઉપયોગ થવાનું અરબના રૂઢિપ્રયોગો તથા શેરો (શાયરી-કાવ્ય)ની ગવાહીઓથી સાબિત કર્યું છે.

આથી જાણ થઈ કે જો કે આયતમાં શબ્દ هَمَّ (હમ્મ) ઝુલેખાં અને હઝરત યૂસુફ (અલૈ.) બંને માટે કહેવામાં આવ્યો પરંતુ તે બંનેના હમ્મ એટલે તે વિચારમાં ઘણો જ તફાવત હતો. પ્રથમ ગુનાહમાં સામેલ છે અને બીજો અનિચ્છાવર્તી ભ્રમની હેસિયત ધરાવે છે જે ગુનાહમાં સામેલ નથી, કુર્આને કરીમની વર્ણનશૈલી પણ પોતે આ બાબતની સાક્ષી છે કારણ કે, બંનેના હમ્મ અને વિચાર જો એક જ પ્રકારના હોત તો આ સ્થળે "સેગ-એ-તષ્નિય્યહ" (બે-વચન) તરીકે بِصِيْغَةِ تَثْنِيَهُ وَلَقَدْ هَمَّا કહેવામાં આવ્યું હોત જે ટૂંકું પણ હતું પરંતુ તેને છોડીને બંનેના "હમ્મ" અને વિચારને અલગ-અલગ ફરમાવ્યું અને هَمَّتْ بِهٖ وَهَمَّ بِهَا કહ્યું. તથા ઝુલેખાંના "હમ્મ" અને વિચારની સાથે તાકીદનો શબ્દ لَقَدْ (લકદ્)નો ઉમેરો કર્યો. હઝરત યૂસુફ (અલૈ.)ના હમ્મની સાથે لَامْ (લામ) અને قَدْ (કદ)ની તાકીદ નથી, જેનાથી જાણ થાય છે કે આ ખાસ વર્ણનશૈલી દ્વારા અહીંયાં એવું બતાવવાનો હેતુ છે કે ઝુલેખાંનું "હમ્મ" કેવું અને કેવા પ્રકારનું હતું જ્યારે કે હઝરત યૂસુફ (અલૈ.)નું "હમ્મ" તેનાથી અલગ પ્રકારનું હતું.

સહીહ મુસ્લિમમાં એક હદીષમાં છે કે, જે વખતે હઝરત યૂસુફ (અલૈ.)ને આ ભ્રમણા ઉપસ્થિત થઈ તો ફરિશ્તાઓએ અલ્લાહ જલ્લ શા'નુહૂને વિનંતી કરી કે આપનો આ મુખ્લિસ બંદો ગુનાહના વિચારમાં છે જ્યારે કે તે તેનો વબાલ સારી

રીતે જાણે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે રાહ જુઓ, જો તે આ ગુનોહ કરી લે તો જેવો કર્યો છે તેવો તેના નામ-એ-આ'માલમાં લખી દો અને જો તે તેને છોડી દે તો ગુનાહના બદલે તેના નામ-એ-આ'માલમાં નેકી નોંધી લો કારણ કે, તેણે ફક્ત મારા ડરથી પોતાની ઈચ્છાને છોડી છે (જે ઘણી જ મોટી નેકી છે). *(કુર્તુબી)*

ખુલાસો એ છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના દિલમાં જે વિચાર અથવા આકર્ષણ પેદા થયું તે ફક્ત અનિચ્છાવર્તી વસવસાના દરજ્જામાં હતું જે ગુનાહમાં સામેલ નથી, પછી આ વસવસો કે ભ્રમ વિરુદ્ધ અમલ કરવાથી અલ્લાહ તઆલા સમીપ તેમનો દરજ્જો વધારે બુલંદ થઈ ગયો.

અમુક મુફસ્સિરોએ આ સ્થળે એ પણ ફરમાવ્યું છે કે સંબોધનમાં ક્રમફેર થયો છે. لَوْ لَآاَنْ رَّاٰبُرْهَانَ رَبِّهٖ જે પાછળથી વર્ણન થયું છે તે વાસ્તવમાં અગ્ર સ્થાને છે અને આયતનો અર્થ એ થાય છે કે, "હઝરત યૂસુફ (અલૈ.)ને પણ વિચાર પેદા થઈ ગયો હોત જો અલ્લાહ તઆલાની દલીલ અને બુરહાન (સાબિતી) ન જોઈ લીધું હોત." પરંતુ અલ્લાહ તઆલાની દલીલ અને સાબિતી જોવાના કારણે તેઓ આ هَمَّ (હમ્મ) અથવા વિચારથી પણ બચી ગયા, લખાણ આ પ્રમાણે પણ યોગ્ય છે પરંતુ અમુક લોકોએ આ ક્રમફેરને ભાષાકીય નિયમો અને કાયદાઓ વિરુદ્ધ ઠરાવ્યું છે અને એ આધારે પણ પ્રથમ તફસીર વધારે પ્રચલિત છે કે તેમાં હઝરત યૂસુફ (અલૈ.)ના તકવાની શા'ન તથા તેમની પવિત્રતા વિશેષ બુલંદ થઈ જાય છે કે માનવ સ્વાભાવગત તકાદાઓ અને પ્રકૃતિ છતાં તેઓ ગુનાહથી સુરક્ષિત રહ્યા.

ત્યારબાદ જે ઈરશાદ ફરમાવ્યો, لَوْ لَآاَنْ رَّاٰبُرْهَانَ رَبِّهٖ તેનું અહીંયાં સૈદ્ધાંતિક (પૂરક) વાક્ય સુષુપ્ત છે અને અર્થ એ છે કે, "જો તેઓએ પોતાના પરવરદિગારની સાબિતી અને દલીલને ન જોઈ હોત તો એવા વિચારમાં લાગેલા રહ્યા હોત." પરંતુ અલ્લાહની નિશાની અને સાબિતી જોઈ લેવાના કારણે તે અનિચ્છાવર્તી વિચાર અને વસવસો (ભ્રમ) પણ દિલમાંથી નીકળી ગયો.

કુર્આને કરીમે એ સ્પષ્ટ નથી કર્યું કે તે بُرْهَانَ رَبِّىْ (બુરહાને રબ્બી) "અલ્લાહની સાબિતી અથવા દલીલ" હઝરત યૂસુફ (અલૈ.)ની સામે શું વસ્તુ હતી ? એટલા માટે તે બાબતે મુફસ્સિરોના વિવિધ નિવેદનો નોંધાયા છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ (રહ.), સઈદ બિન ઝુબૈર (રદિ.),

મુહમ્મદ બિન સિરીન (રહ.), હસન બસરી (રહ.) વગેરે મુફસ્સિરોનું નિવેદન છે કે અલ્લાહ તઆલાએ મોઅ્જિઝા સ્વરૂપે તેમને એકાંતમાં હઝરત યાકૂબ (અલૈ.)નો ચહેરો એ પ્રમાણે સામે કરી દીધો કે તેઓ પોતાની આંગણી દાંતોમાં દબાવીને તેમને ચેતવી રહ્યા છે અને અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે અઝીઝે મિસ્રનો ચહેરો તેમની સામે કરી દેવામાં આવ્યો, અમુકે કહ્યું કે હઝરત યૂસુફ (અલૈ.)ની નજર છત તરફ ઊઠી તો તેમાં આ કુર્આનની આયત લખેલી જોઈ, لَاتَقْرَبُوا الزِّنَا اِنَّهٗ كَانَ فَاحِشَةً ط ....وَّسَآءَ سَبِيْلًا એટલે કે, "વ્યભિચારની પાસે પણ ન ભટકો કારણ કે તે ઘણી જ બેહયાઈ (અને અલ્લાહના ક્રોધનું કારણ અને સમાજ માટે) ઘણો જ ખરાબ માર્ગ છે." અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે, ઝુલેખાંના મકાનમાં એક મૂર્તિ હતી તેણે આ મૂર્તિ ઉપર પડદો નાંખ્યો તો હઝરત યુસૂફ (અલૈ.)એ કારણ પૂછ્યું. તેણે કહ્યું કે આ મારો મઅ્બૂદ છે તેની સામે ગુનોહ કરવાની મારી હિંમત નથી. હઝરત યૂસુફ (અલૈ.)એ કહ્યું કે, મારો મઅ્બૂદ તેનાથી વધારે હયા (શરમ)નો હકદાર છે તેની નજરને કોઈ પડદો રોકી શકતો નથી અને અમુક લોકોએ ફરમાવ્યું છે કે હઝરત યૂસુફ (અલૈ.)ની નુબુવ્વત અને અલ્લાહનો પરિચય તથા તેની મઅ્રિફત પોતે જ "બુરહાને રબ્બી" હતું.

તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ તે બધા જ નિવેદનો નકલ કરીને જે વાત ફરમાવી છે તે બધા સંશોધનકારો સમીપ ખૂબ પસંદ કરવામાં આવી છે અને ચોખ્ખી છે, તે એ છે કે જેટલી વાત કુર્આને કરીમે બતાવી દીધી છે બસ તેને પૂરતું સમજવામાં આવે, એટલે એ કે હઝરત યૂસુફ (અલૈ.)એ કોઈ એવી વસ્તુ જોઈ જેનાથી તેમના દિલમાંથી વસવસો જતો રહ્યો, આ વસ્તુ શું હતી તે નક્કી કરવામાં તે બધી જ સંભાવનાઓ હોઈ શકે છે જે મુફસ્સિરોએ વર્ણન કરી છે પરંતુ ચોક્કસ રીતે કોઈ એકને નક્કી કરી શકાય નહીં. *(ઈબ્ને કષીર)*

كَذٰلِكَ لِنَصْرِفَ عَنْهُ السُّوْٓءَ وَالْفَحْشَآءَ ؕ اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُخْلَصِيْنَ એટલે કે, અમે હઝરત યૂસુફ (અલૈ.)ને આ બુરહાન એટલા માટે બતાવ્યું કે તેમનાથી બુરાઈ અને બેહયાઈને હટાવી દઈએ. બુરાઈનો ભાવાર્થ સગીરહ ગુનાહ અને બેહયાઈનો ભાવાર્થ કબીરહ ગુનાહ છે. *(મઝહરી)*

અત્રે આ વાત ધ્યાનપાત્ર છે કે બુરાઈ અને બેહયાઈ (નિર્લજ્જતા)ને હઝરત યુસૂફ (અલૈ.)થી હટાવી દેવાનું વર્ણન ફરમાવવામાં આવ્યું. હઝરત યૂસુફ

(અલૈ.)ને બુરાઈ અને બેહયાઈથી હટાવવાનું નથી કહ્યું, જેમાં ઈશારો એ છે કે હઝરત યૂસુફ (અલૈ.) તો પોતાની નુબુવ્વતની શા'નના કારણે આ ગુનાહથી પોતે જ હટેલા હતા પરંતુ બુરાઈ અને બેહયાઈએ તેમને ઘેરી લીધા હતા. "અમે તેના જાળને તોડી નાંખ્યું." કુર્આને કરીમના આ શબ્દો પણ એ બાબતના સાક્ષી છે કે હઝરત યૂસુફ (અલૈ.) કોઈ મા'મૂલી ગુનાહમાં પણ સપડાયા ન હતા અને તેમના દિલમાં જે વિચાર પેદા થયો હતો તે ગુનાહમાં સામેલ ન હતો નહિતર અહીંયાં તેને આ રીતે વર્ણન કરવામાં આવ્યો હોત કે, "અમે યૂસુફ (અલૈ.)ને ગુનાહથી બચાવી લીધા." અને આવું ન કહ્યું હોત કે "અમે ગુનાહને તેમનાથી હટાવી દીધા."

કારણ કે, હઝરત યૂસુફ (અલૈ.) અમારા મુખ્લિસ બંદાઓમાંથી છે. શબ્દ مُخْلَصِيْنَ (મુખ્લસીન) આ સ્થળે بِفَتْحِ لَامْ (બિ–ફત્હેલામ –લામ ઉપર જબર) સાથે مُخْلَصْ (મુખ્લસ)નું બહુવચન છે જેનો અર્થ "ચૂંટી કાઢેલા" છે. ભાવાર્થ એ છે કે હઝરત યૂસુફ (અલૈ.) અલ્લાહ તઆલાના તે બંદાઓમાંથી છે જેમને અલ્લાહ તઆલાએ પોતાની રિસાલત અને મખ્લૂકની સુધારણા માટે ચૂંટી કાઢયા છે, આવા લોકો ઉપર અલ્લાહ તઆલાની સુરક્ષાનો પહેરો હોય છે કે તેઓ કોઈ બુરાઈમાં સપડાઈ ન જાય. પોતે શયતાને પણ પોતાના નિવેદનમાં... તેનો સ્વીકાર કર્યો કે અલ્લાહ તઆલાના ચૂંટી કાઢેલા બંદાઓ ઉપર તેનું જોર ચાલતું નથી. તેણે કહ્યું, فَبِعِزَّتِكَ لَأُغْوِيَنَّهُمْ اَجْمَعِيْنَ اِلَّا عِبَادَكَ مِنْهُمُ الْمُخْلَصِيْنَ એટલે કે, "કસમ છે તારી ઈજ્જત અને શકિતની કે હું આ બધા મનુષ્યોને ગુમરાહ કરીશ માત્ર તે બંદાઓ સિવાય કે જેને તેં ચૂંટી કાઢયા છે." (૧૫:૪૦)

અમુક કિરાઅતોમાં પણ આ શબ્દ بِكَسْرِ لَامْ (બ–કસરે લામ –લામ નીચે જેર) مُخْلِصِيْنَ (મુખ્લિસીન) પણ આવ્યું છે અને مُخْلِصْ (મુખ્લિસ)નો અર્થ એ છે કે જે અલ્લાહ તઆલાની ઈબાદત અને ફરમાંબરદારી ઈખ્લાસ સાથે કરે, તેમાં દુનિયાની કોઈ મહેચ્છા, સ્વાર્થ, નામના, હોદ્દો વગેરેની લાલચ કે દખલગીરી ન હોય. આ સ્વરૂપમાં આયતનો ભાવાર્થ એ થશે કે જે વ્યક્તિ પણ પોતાના કર્મો અને ઈબાદતમાં મુખ્લિસ હોય અલ્લાહ તઆલા ગુનાહોથી બચવામાં તેની મદદ કરે છે.

આ આયતમાં અલ્લાહ તઆલાએ બે શબ્દો سُوْءُ (સુઅ્) અને فَحْشَاءُ

(ફહ્શા)નો ઉપયોગ કર્યો છે. "સુઅ્"નો શાબ્દિક અર્થ "બુરાઈ" થાય છે અને તેનો ભાવાર્થ સગીરહ ગુનાહ છે અને "ફહ્શા"નો અર્થ "બેહયાઈ" છે તેનો ભાવાર્થ કબીરહ ગુનાહ છે. આથી જાણ થઈ કે અલ્લાહ તઆલાએ હઝરત યુસૂફ (અલૈ.)ને કબીરહ અને સગીરહ બંને ગુનાહોથી સુરક્ષિત રાખ્યા.

આથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે હઝરત હઝરત યૂસુફ (અલૈ.) તરફ કુર્આનમાં જે هَمّ (હમ્મ) એટલે કે "વિચાર"ને જોડવામાં આવ્યો છે તે ફક્ત અનિચ્છાવર્તી વસવસા (ભ્રમ)ના દરજ્જામાં હતું જે ન તો કબીરહ ગુનાહમાં સામેલ છે અને ન જ સગીરહમાં, બલકે મા'ફ છે.

---

## આયતો : (સૂરએ યુસૂફ : આયત નં. ૨૫ થી ૨૯)

وَاسْتَبَقَا الْبَابَ وَقَدَّتْ قَمِيصَهُ مِنْ دُبُرٍ وَّأَلْفَيَا سَيِّدَهَا لَدَا الْبَابِ ۚ قَالَتْ مَا جَزَآءُ
مَنْ أَرَادَ بِأَهْلِكَ سُوٓءًا إِلَّآ أَنْ يُّسْجَنَ أَوْ عَذَابٌ أَلِيمٌ ﴿٢٥﴾ قَالَ هِيَ رَاوَدَتْنِي عَنْ
نَّفْسِي وَشَهِدَ شَاهِدٌ مِّنْ أَهْلِهَا ۚ إِنْ كَانَ قَمِيصُهُ قُدَّ مِنْ قُبُلٍ فَصَدَقَتْ وَهُوَ مِنَ
الْكٰذِبِينَ ﴿٢٦﴾ وَإِنْ كَانَ قَمِيصُهُ قُدَّ مِنْ دُبُرٍ فَكَذَبَتْ وَهُوَ مِنَ الصّٰدِقِينَ ﴿٢٧﴾ فَلَمَّا رَاٰ
قَمِيصَهُ قُدَّ مِنْ دُبُرٍ قَالَ إِنَّهُ مِنْ كَيْدِكُنَّ ۚ إِنَّ كَيْدَكُنَّ عَظِيمٌ ﴿٢٨﴾ يُوسُفُ أَعْرِضْ
عَنْ هٰذَا ۜ وَاسْتَغْفِرِي لِذَنْبِكِ ۖ إِنَّكِ كُنْتِ مِنَ الْخٰطِئِينَ ﴿٢٩﴾ ع

## તરજુમો :

*અને બંને દરવાજા તરફ દોડ્યા અને સ્ત્રીએ તેમનો કુરતો પાછળથી ફાડી નાંખ્યો અને બંને સ્ત્રીના પતિને દરવાજાની પાસે મળી ગયા; તે બોલી, એવા વ્યક્તિની બીજી કોઈ સજા નથી જે તારા ઘરમાં બુરાઈ ઈચ્છે પરંતુ એ જ કે કેદમાં નાંખવામાં આવે અથવા કષ્ટદાયક અઝાબ. (૨૫) (યૂસુફ અલૈ.) બોલ્યા, તેણે જ મારાથી ઈચ્છા કરી કે હું મારા જીવને કાબૂમાં ન રાખું અને સ્ત્રીના લોકોમાંથી એક ગવાહે ગવાહી આપી, જો તેમનો કુરતો આગળથી ફાટેલો છે તો સ્ત્રી સાચી છે અને તેઓ જૂઠા છે. (૨૬) અને જો તેમનો કુરતો*

*પાછળથી ફાટેલો છે તો આ જૂઠી છે અને તેઓ સાચા છે. (૨૭) પછી જ્યારે (અઝીઝે) તેમનો કુરતો પાછળથી ફાટેલો જોયો, કહ્યું, બેશક ! આ તમો ઓરતોનો એક ફરેબ (પ્રપંચ) છે અલબત્ત તમારો ફરેબ મોટો છે. (૨૮) (હે યૂસુફ !) આ વાતને જવા દે અને (હે સ્ત્રી !) તું પોતાનો ગુનાહ મા'ફ કરાવ, બેશક ! તું જ ગુનેહગાર હતી. (૨૯)*

## તફસીર :

(અને જ્યારે આ સ્ત્રીએ ફરી તે જ આગ્રહ કર્યો તો યૂસુફ અલૈ. ત્યાંથી જીવ બચાવીને નાઠા અને તેણી તેમને પકડવા પાછળ દોડી) અને તે બંને આગળ-પાછળ દરવાજા તરફ દોડ્યા અને (દોડીને જ્યારે તેમને પકડવા ગઈ તો) એ સ્ત્રીએ તેમનું પહેરણ પાછળથી ફાડી નાંખ્યું (એટલે કે તે કુરતો પકડીને ખેંચવા ગઈ અને યૂસુફ અલૈ. આગળ તરફ દોડવા ગયા તો પહેરણ ફાટી ગયું પરંતુ યુસૂફ અલૈ. દરવાજાની બહાર નીકળી ગયા) અને (સ્ત્રી પણ સાથે હતી તો) બંનેએ (અચાનક) તે સ્ત્રીનો પતિ દરવાજા પાસે (ઊભેલો) જોયો, સ્ત્રી (પતિને જોઈને ઝટપટ એક ચાલબાજી અને બહાનાબાજી કરવા માંડી અને) બોલી કે જે વ્યક્તિ તારી પત્ની સાથે બદ્કારીનો ઈરાદો કરે તેની સજા એના સિવાય બીજી શું (હોઈ શકે) છે કે તેને જેલમાં મોકલી આપવામાં આવે અથવા અન્ય કોઈ દર્દનાક સજા થાય. (જેમકે શારીરિક ત્રાસ આપવામાં આવે) યૂસુફ (અલૈ.)એ કહ્યું, (કે જે મારા ઉપર આક્ષેપ લગાવવાનો ઈશારો કરી રહી છે તે બિલકુલ જૂઠી છે, બલકે હકીકત તેનાથી બિલકુલ ઊલટી છે કે) એ જ મને પોતાનો હેતુ સિદ્ધ કરવા ફોસલાવતી હતી અને (આ મોકા ઉપર) આ ઓરતના કુટુંબમાંથી એક ગવાહે (જે દૂધ પીતું બાળક હતું તે હઝરત યૂસુફ અલૈ.ના મોઅ્જિઝાથી બોલી ઉઠ્યું અને હઝરત યૂસુફ અલૈ.ની સચ્ચાઈ ઉપર) ગવાહી આપી, (આ બાળકનું બોલવું જ હઝરત યૂસુફ અલૈ.નો મોઅ્જિઝો હતો, તેના ઉપર બીજો મોઅ્જિઝો એ થયો કે આ દૂધ પીતા બાળકે એક યોગ્ય નિશાની બતાવીને બુદ્ધિપૂર્વકનો ફેંસલો પણ કર્યો અને કહ્યું) કે તેમનો કુરતો (જુઓ, ક્યાંથી ફાટ્યો છે ?) જો આગળથી ફાટ્યો છે તો સ્ત્રી સાચી છે અને આ જૂઠા છે અને જો તે કુરતો પાછળથી ફાટ્યો છે તો સ્ત્રી જૂઠી છે અને આ સાચા છે, બસ જ્યારે (અઝીઝે) તેમનો કુરતો પાછળથી ફાટેલો જોયો (તો સ્ત્રીને) કહેવા લાગ્યો કે આ તમારી સ્ત્રીઓની ચાલાકી છે, બેશક !

તમારી ચાલાકીઓ પણ ગઝબની હોય છે, (પછી હઝરત યૂસુફ અલૈ. તરફ ધ્યાન આપીને કહેવા લાગ્યા) હે યૂસુફ (અલૈ.) ! આ વાતને જવા દે (એટલે કે તેની ચર્ચા અથવા વિચાર ન કર) અને (સ્ત્રીથી કહ્યું કે) હે ઓરત ! તું (યૂસુફ પાસે) પોતાના કુસૂરની મા'ફી માંગ, બેશક ! તું જ ઉઘાડી કુસૂરવાર છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ અગાઉની આયતોમાં એ વર્ણન આવ્યું હતું કે જે સમયે અઝીઝે મિસ્રની પત્ની હઝરત યૂસુફ (અલૈ.)ને ગુનાહમાં સંડોવવાના પ્રયત્નમાં પ્રવૃત્ત હતી અને હઝરત યૂસુફ (અલૈ.) તેનાથી બચી રહ્યા હતા પરંતુ સ્વાભાવિક અને અનિચ્છાવર્તી વસવસાઓની ખેંચ-તાણ પણ હતી તો અલ્લાહ તઆલાએ પોતાના ચૂંટી કાઢેલા પયગમ્બરની મદદ માટે કોઈ એવી વસ્તુ મોઅ્જિઝા સ્વરૂપે સામે કરી દીધી જેણે દિલમાંથી તે અનિચ્છાવર્તી વિચાર પણ કાઢી નાંખ્યો ભલે, તે વસ્તુ પોતાના પિતા હઝરત યાકૂબ (અલૈ.)નો ચહેરો હોય અથવા અલ્લાહની વહીની કોઈ આયત હોય.

પ્રસ્તુત આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે યૂસુફ (અલૈ.) એકાંતમાં તે જ અલ્લાહની દલીલ (બુરહાને રબ્બી)ના પ્રત્યક્ષ દર્શન કરતાની સાથે જ ત્યાંથી નાસવા માંડ્યા અને બહાર નીકળવા માટે દરવાજા તરફ દોડ્યા, અઝીઝની પત્ની તેમને પકડવા માટે પાછળ દોડી અને હઝરત યૂસુફ (અલૈ.)નો કુરતો પકડી તેમને બહાર જવાથી રોકવા લાગી, તેઓ પોતાના પાકા નિર્ધાર પ્રમાણે ન રોકાયા અને આ ખેંચ-તાણમાં કુરતો પાછળથી ફાટી ગયો પરંતુ હઝરત યૂસુફ (અલૈ.) દરવાજાની બહાર નીકળી આવ્યા અને તેમની પાછળ ઝુલેખાં પણ બહાર આવી. ઐતિહાસિક રિવાયતોમાં ઉલ્લેખ છે કે દરવાજા ઉપર તાળું મારી દીધું હતું, હઝરત યૂસુફ (અલૈ.) જયારે દોડીને દરવાજા ઉપર પહોંચ્યા તો આ તાળું આપોઆપ ખુલીને નીચે પડી ગયું.

જ્યારે તેઓ બંને દરવાજાની બહાર આવ્યા તો જોયું કે અઝીઝે મિસ્ર સામે ઊભો છે તો તેની પત્ની ભોંઠી પડી ગઈ અને વાત એવી બનાવી કે આક્ષેપ અને તોહમત હઝરત યૂસુફ (અલૈ.) ઉપર નાંખવા માટે કહ્યું કે જે વ્યક્તિ તારી પત્ની સાથે ખરાબ કામનો ઈરાદો કરે તેની સજા તેના સિવાય બીજી શું હોઈ શકે

છે કે તેને જેલમાં નાંખવામાં આવે અથવા કોઈ બીજી શારીરિક સખત શિક્ષા આપવામાં આવે.

હઝરત યૂસુફ (અલૈ.) પોતાની પયગમ્બરી શરાફતની બીના ઉપર લગભગ આ રહસ્યનો પર્દાફાશ ન કરત પરંતુ જ્યારે સ્ત્રીએ પોતે જ પહેલ કરીને હઝરત યૂસુફ (અલૈ.) ઉપર તોહમત લગાવવાનો ઈશારો કર્યો તો મજબૂર થઈને તેમણે હકીકતની જાહેરાત કરી કે, هِىَ رَاوَدَتۡنِىۡ عَنۡ نَّفۡسِىۡ એટલે કે, એ જ મારાથી પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે મને ફોસલાવી રહી હતી.

ઘટના ઘણી નાજુક હતી અને અઝીઝે મિસ્ર માટે તેનો ફેંસલો ઘણો મુશ્કેલ હતો કે આ બેમાંથી કોને સાચું સમજવામાં આવે ? સાક્ષીઓ અને સાબિતીઓરૂપે કોઈ સ્થળ ઉપર હાજર ન હતું પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહૂ જે રીતે પોતાના બરગુઝીદહ (ચૂંટી કાઢેલા) બંદાઓને ગુનાહોથી બચાવી લે છે અને તેમને માસૂમ અને સુરક્ષિત રાખે છે એ જ પ્રમાણે દુનિયામાં પણ તેમને અપમાનથી બચાવવાની વ્યવસ્થા મોઅ્જિઝા સ્વરૂપે કરી આપે છે અને મોટે ભાગે આવી તકે એવા નાના બાળકોથી કામ લેવામાં આવે છે જે સ્વાભાવિક રીતે બોલવા કે વાતચીત કરવાના પાત્ર પણ નથી હોતા, પરંતુ મોઅ્જિઝા સ્વરૂપે તેમને બોલવાની શક્તિ અર્પણ કરીને પોતાના મકબૂલ બંદાઓની નિર્દોષતાને જાહેર કરવામાં આવે છે જેમકે હઝરત મરયમ (અલૈ.) ઉપર જ્યારે લોકો તોહમત લગાવવા માંડ્યા તો ફક્ત એક દિવસના બાળક હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહ તઆલાએ બોલવાની શક્તિ આપીને તેમના મુખેથી પોતાની વાલિદહની પવિત્રતાની જાહેરાત કરી દીધી અને અલ્લાહની કુદરતનો આ એક ખાસ કરિશ્મો સામે કરી દીધો. બની ઈસ્રાઈલના એક બુઝુર્ગ ઝુરૈઝ ઉપર આ જ પ્રમાણે એક તોહમત એક મોટા ષડયંત્ર હેઠળ લગાવવામાં આવી તો નવજાત શીશુએ તેમની નિર્દોષતા માટે ગવાહી આપી. હઝરત મૂસા (અલૈ.) ઉપર ફિરઔનને શંકા ગઈ તો ફિરઔનની પત્નીના વાળ ઓઢનારી સ્ત્રીની નાની છોકરીને બોલવાની શક્તિ અર્પણ કરી અને તેણે હઝરત મૂસા (અલૈ.)ને બાળપણમાં ફિરઔનથી બચાવ્યા.

ઠીક એ જ પ્રમાણે હઝરત યૂસુફ (અલૈ.)ની ઘટનામાં પણ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત પ્રમાણે એક નાના બાળકને બોલવાની શક્તિ અર્પણ કરી અને તે પણ ખૂબ બુદ્ધિપૂર્વક અને

હિકમતભર્યા અંદાજમાં. આ નાનું બાળક તે ઘરના ઘોડિયામાં અંદર પડ્યું હતું, કોઈને એ કલ્પના પણ થઈ શકતી ન હતી કે તે તેમની હરકતોને જોઈ કે સમજી શકે છે અને પછી તેણે કેવા અંદાજમાં વર્ણન કરી ! કાદિરે મુતલક સર્વશક્તિમાન અલ્લાહ તઆલા પોતાની આજ્ઞાપાલનમાં સંઘર્ષ કરનારની શા'ન જાહેર કરવા માટે દુનિયાને બતાવે છે કે આ સૃષ્ટિનો અણુએ અણુ અને કણે કણ તેની ગુપ્ત પૉલીસ છે જે અપરાધીને સારી રીતે ઓળખે છે અને તેના ગુનાહોનો રેકૉર્ડ પણ રાખે છે અને આવશ્યકતા પ્રમાણે તેને જાહેર પણ કરે છે. મેદાને હશ્રમાં હિસાબ-કિતાબના સમયે માનવી પોતાની દુનિયાની જૂની આદત પ્રમાણે જ્યારે પોતાના ગુનાહોનો સ્વીકાર કરવાથી ઈન્કાર કરશે તો તેના જ હાથ-પગ અને ચામડી તથા ભીંતો-દરવાજા તેના વિરુદ્ધ ગવાહ બનીને ઊભા કરી દેવામાં આવશે, તે તેની એક-એક પ્રવૃત્તિને મહશરની મોટી ભીડ સામે ખોલીને મૂકી દેશે, તે સમયે મનુષ્યને જાણ થશે કે હાથ અને પગ તથા ઘરના દરવાજા અને ભીંતો વગેરે મારી સુરક્ષા વ્યવસ્થામાં લાગેલા કોઈપણ મારા ન હતા બલકે, એ બધા અલ્લાહ રબ્બુલ ઈજ્જતના ખુફીયા કારીન્દા (જાસૂસ) હતા.

ખુલાસો એ છે કે નાનું બાળક જે પારણામાં દેખીતી રીતે દુનિયાની દરેક વસ્તુથી બેખબર અને અજાણ પડ્યું હતું, યૂસુફ (અલૈ.)ના મોઅ્જિઝા સ્વરૂપે બિલકુલ તે જ સમયે એ રીતે બોલી ઊઠ્યું જ્યારે કે અઝીઝે મિસ્ર આ ઘટનાની અસમંજસમાં પડી ગયો હતો.

પછી આ બાળક જો ફક્ત એટલું જ બોલ્યું હોત કે હઝરત યૂસુફ (અલૈ.) નિર્દોષ છે અને ઝુલેખાં કુસૂરવાર છે તો આ પણ એક મોઅ્જિઝાના સ્વરૂપે હઝરત યૂસુફ (અલૈ.)ના હકમાં તેમના નિર્દોષ હોવાની એક મોટી સાક્ષી ગણાઈ હોત પરંતુ અલ્લાહ તબારક વ તઆલાએ આ બાળકની જીભ ઉપર એક અત્યંત તાર્કિક અને બુદ્ધિપૂર્વકની વાત કહેવડાવી કે હઝરત યૂસુફ (અલૈ.)ના કુરતાને જુઓ, જો તે આગળથી ફાટેલો છે ત્યારે તો ઝુલેખાંનું કહેવું સાચું છે અને હઝરત યૂસુફ (અલૈ.) જૂઠા હોઈ શકે છે અને જો તે પાછળથી ફાટેલો છે તો તેમાં એ સિવાય કોઈ બીજી શક્યતા જ નથી કે હઝરત યૂસુફ (અલૈ.) ત્યાંથી નાસી રહ્યા હતા અને ઝુલેખાં તેમને રોકી રાખવા ઈચ્છતી હતી.

આ એક એવી વાત હતી કે બાળકને બોલવાની શક્તિની પ્રતિષ્ઠા ઉપરાંત

તે દરેકને સમજમાં આવી શકે એવી વાત હતી અને જ્યારે જોવામાં આવ્યું કે નિશાની પ્રમાણે કુરતો પાછળથી ફાટેલો હોવાનું સાબિત થઈ ગયું ત્યારે હઝરત યૂસુફ (અલૈ.) નિર્દોષ હોવાની જાહેર નિશાની પણ સામે આવી ગઈ.

હઝરત યૂસુફ (અલૈ.)ના ગવાહની જે તફસીર અમે વર્ણન કરી છે તે એક નાનું બાળક હતું જેને અલ્લાહ તઆલાએ મોઅ્જિઝા સ્વરૂપે બોલવાની શક્તિ અર્પણ કરી હતી, આ બાબત રસૂલે કરીમ ﷺની એક હદીષથી પણ સાબિત છે જેને ઈમામ અહમદ (રહ.)એ પોતાની મુસ્નદમાં અને ઈબ્ને હિબ્બાન (રહ.)એ પોતાની કિતાબ "સહીહ"માં અને હાકિમ (રહ.)એ મુસ્તદરકમાં નકલ કરીને હદીષને સાચી ઠરાવી છે. એ હદીષમાં ઈશારો છે કે અલ્લાહ તઆલાએ ચાર બાળકોને પારણામાં જ બોલવાની શક્તિ આપી હતી, આ ચાર તે જ છે જેનો હમણા ઉપર ઉલ્લેખ થયો છે. (મઝહરી) અને અમુક રિવાયતોમાં ગવાહની બીજી તફસીરો પણ નકલ કરવામાં આવી છે પરંતુ ઈબ્ને જરીર અને ઈબ્ને કષીર વગેરે ઈમામોની તફસીરમાં પ્રથમ તફસીરને જ "રાજેહ" (અગ્રક્રમે) અને પ્રચલિત ઠરાવી છે.

**હુકમો અને મસ્અલાઓ :**

પ્રસ્તુત આયતોમાંથી અમુક મહત્ત્વના મસ્અલાઓ અને હુકમો સાબિત થાય છે.

(૧) فَاسْتَبَقَا الْبَابَ આયતથી એ જાણ થઈ કે જે સ્થળે ગુનાહમાં સંડોવાઈ જવાનો ભય હોય તે સ્થળ જ છોડી દેવું જોઈએ જેમકે હઝરત યૂસુફ (અલૈ.) ત્યાંથી નાસી છૂટયા હતા, આ તેની સાબિતી છે.

(૨) અલ્લાહના હુકમોના આજ્ઞાપાલનમાં મનુષ્ય માટે આવશ્યક છે કે પોતાનાથી બનતી શક્તિ વડે પ્રયત્નોમાં ત્રુટી કે ઉણપ ન રાખે ભલે, તેનું પરિણામ જાહેરમાં કંઈ પણ આવતું નજરે ન પડે, પરિણામ અલ્લાહ તઆલાના હાથમાં હોય છે. મનુષ્યનું કામ પોતાની મહેનત અને શક્તિને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરી પોતાની બંદગીની સાબિતી આપવાની છે જેમકે હઝરત યૂસુફ (અલૈ.)એ દરવાજા બંધ હોવા છતાં અને ઐતિહાસિક રિવાયતો પ્રમાણે તાળું લગાવી દીધેલ હોવા છતાં દરવાજા તરફ દોડવામાં પોતાની

સંપૂર્ણ શક્તિ ખર્ચી હતી. આવી પરિસ્થિતિમાં અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી મદદ અને સહાયતાનો જાત અનુભવ થતો હોય છે કે બંદો જ્યારે પોતાનાથી બનતો સંપૂર્ણ પ્રયત્ન કરી લેતો હોય છે ત્યારે અલ્લાહ તઆલા સફળતાના સાધનો પણ ઊભા કરી દે છે. મવલાના રૂમી (રહ.)એ એ જ વિષયને આ પ્રમાણે કહ્યો છે.

گرچہ رخنہ نیست عالم را پدید ؛ خیرہ یوسف وار می باید دوید

આવી પરિસ્થિતિમાં જો જાહેર સફળતા પ્રાપ્ત ન પણ થાય તો બંદા માટે આ નિષ્ફળતા પણ સફળતાથી ઓછી નથી.

گر مرادت را مذاق شکرست ؛ نامرادی نے مرادِ دلبرست

એક બુઝુર્ગ આલિમ જેલમાં હતા, જુમ્આના દિવસે પોતાની શક્તિ પ્રમાણે ગુસ્લ (સ્નાન) કરતા અને પોતાના કપડાં ધોઈ લેતા, પછી જુમ્આ માટે તૈયાર થઈને જેલખાનાના દરવાજા સુધી જતા ત્યાં પહોંચીને વિનંતી કરતા કે યા અલ્લાહ! મારી શક્તિમાં આટલું છે આગળ તારો અધિકાર છે. અલ્લાહ તઆલાની સર્વત્ર છવાયેલી રહમતથી તે કંઈ દૂર ન હતું કે તેમની કરામતથી જેલખાનાના દરવાજા ખુલી જાય અને તેઓ જુમ્આની નમાઝ અદા કરી લે પરંતુ તેની પોતાની હિકમતથી આ બુઝુર્ગને તેણે તે ઉચ્ચ સ્થાન અતા ફરમાવ્યું જેના ઉપર હજારો કરામતો કુરબાન છે કે તેમના આ અમલના કારણે જેલના દરવાજા ન ખુલ્યા પરંતુ તે છતાં તેમણે પોતાના કામમાં હિંમત ન હારી, દરેક જુમ્આના દિવસે સતત આ જ પ્રવૃત્તિ કરતા રહ્યા, આ જ તે ધૈર્ય અને ઈસ્તિકામત (અડગતા) છે જેને સૂફી બુઝુર્ગોએ કરામત કરતા ઉચ્ચ કક્ષાનું ફરમાવ્યું છે.

(૩) આથી સાબિત થાય છે કે કોઈ વ્યક્તિ ઉપર કોઈ ખોટી તોહમત કે આક્ષેપ હોય તો પોતાની સફાઈ રજુ કરવી અંબિયા (અલૈ.)ની સુન્નત છે, આ કોઈ તવક્કુલ અથવા બુઝુર્ગી નથી કે તે સમયે ચૂપ રહીને પોતાની જાતને ગુનેહગાર ઠરાવી લે.

(૪) તેમાં "ગવાહ"નો મસ્અલો છે, આ શબ્દ જ્યારે સામાન્ય ફિક્હી બાબતો અને મુકદમાઓમાં બોલવામાં આવે છે તો તેનાથી તે વ્યક્તિ ભાવાર્થ

તરીકે હોય છે કે જે વિવાદાસ્પદ ઘટના વિશે પોતાની આંખે જોયેલી હકીકત વર્ણન કરે. આ આયતમાં જેને ગવાહ "શાહિદ"ના શબ્દથી ઓળખાવવામાં આવ્યો છે તેણે ઘટના વિશે પોતાનો કોઈ નજરે જોયેલો અહેવાલ વર્ણન નથી કર્યો, બલકે ફેંસલો કરવાના એક સ્વરૂપ તરફ ઈશારો કર્યો, તેને પારિભાષિક અર્થમાં "શાહિદ" કહી શકાય નહીં.

પરંતુ દેખીતું છે કે આ બધી પરિભાષાઓ પાછળના ઉલમા અને ફુક્હાએ પરસ્પર સમજવા સમજાવવા માટે અપનાવી છે, આ પરિભાષા કુર્આને હકીમની નથી અને ન જ તે તેનું પાબંદ છે, કુર્આને કરીમે અત્રે આ વ્યક્તિને "શાહિદ" એ અર્થના આધારે કહ્યો છે કે જે પ્રમાણે ગવાહના વર્ણનથી ઘટના સમજવી સરળ થઈ જાય છે અને કોઈ એક પક્ષ સત્ય ઉપર હોવાનું સાબિત થઈ જાય છે, આ બાળકના વર્ણનથી પણ એ જ લાભ પ્રાપ્ત થઈ ગયો કે અસલ તો આ મોઅ્જિઝા સ્વરૂપેની તેની બોલવાની શક્તિ જ હઝરત યૂસુફ (અલૈ.) નિર્દોષ હોવાની ગવાહી તરીકે પૂરતી હતી, પછી તેણે જે નિશાનીઓ બતાવી તેનો ખુલાસો પણ અંતે હઝરત યૂસુફ (અલૈ.)ના જ નિર્દોષ હોવાની સાબિતી છે, એટલા માટે એ કહેવું સાચું છે કે તેણે હઝરત યૂસુફ (અલૈ.)ના પક્ષમાં ગવાહી આપી જ્યારે કે તેણે હઝરત યૂસુફ (અલૈ.)ને સાચા નથી કહ્યા બલકે બંને શક્યતાનો ઉલ્લેખ કર્યો છે અને ઝુલેખાં સાચી હોવાનું એક એવા સ્વરૂપમાં પણ કાલ્પનિક રીતે સ્વીકાર્યું હતું કે જેમાં તેનું સાચું હોવું ચોક્કસ ન હતું બલકે, બીજી શક્યતા પણ ઉપસ્થિત હતી કારણ કે કુરતાનું આગળથી ફાટવું બંને સ્વરૂપોમાં શક્ય છે અને હઝરત યૂસુફ (અલૈ.)નું સાચા હોવું ફક્ત એવા સ્વરૂપમાં સ્વીકાર્યું હતું કે જેમાં તેના સિવાય કોઈ બીજી શક્યતા જ નથી હોઈ શકતી પરંતુ અંતે પરિણામ એ જ સાંયોગિક પુરાવો હતો કે હઝરત યૂસુફ (અલૈ.) નિર્દોષ સાબિત થયા.

(૫) તેમાં એવું છે કે મુકદ્દમાઓ અને મહત્ત્વના ફેંસલાઓમાં સાંયોગિક પુરાવાઓ અને નિશાનીઓથી કામ લઈ શકાય છે જેમકે આ ગવાહે કુરતાને પાછળથી ફાટવાને એ બાબતની નિશાની ઠરાવી કે હઝરત યૂસુફ (અલૈ.) નાસી રહ્યા હતા અને ઝુલેખાં તેમને પકડી રહી હતી. આ ઘટનામાં આટલી વાત ઉપર તો બધા જ ફુક્હાની સહમતી છે કે ઘટનાની વાસ્તવિકતા ઓળખવામાં નિશાનીઓ અને સાંયોગિક પુરાવાઓથી અવશ્ય કામ લેવામાં આવે જેમકે

અહીંયાં કરવામાં આવ્યું છે પરંતુ ફક્ત સાંયોગિક પુરાવાઓ અને નિશાનીઓને પૂરતી સાબિતીનો દરજ્જો આપી શકાય નહીં, હઝરત યૂસુફ (અલૈ.)ની ઘટનામાં પણ વાસ્તવમાં નિર્દોષ હોવાની સાબિતી તો આ બાળકનું મોઅ્જિઝા સ્વરૂપે બોલી પડવું છે. સાંયોગિક પુરાવા અને નિશાની જેનો ઉલ્લેખ થયો છે તેનાથી આ ઘટનાનું સમર્થન થઈ ગયું.

અલબત્ત, અહીંયાં સુધી એ સાબિત થયું કે જ્યારે ઝુલેખાંએ હઝરત યૂસુફ (અલૈ.) ઉપર તોહમત લગાવી તો અલ્લાહ તઆલાએ એક નાના બાળકને અસ્વાભાવિક રીતે બોલવાની શક્તિ આપી અને તેની જીભે એ તર્કયુક્ત હિકમતભર્યો ફેંસલો જાહેર થયો કે હઝરત યૂસુફ (અલૈ.)ના કુરતાને જૂઓ, જો તે પાછળથી ફાટેલો છે તો તે એ બાબતની સ્પષ્ટ નિશાની છે કે તેઓ નાસી રહ્યા હતા અને ઝુલેખાં પકડી રહી હતી અને હઝરત યૂસુફ (અલૈ.) નિર્દોષ છે.

પ્રસ્તુત આયતોમાંથી અંતિમ બે આયતોમાં એ વર્ણન થયું છે કે અઝીઝે મિસ્ર બાળકના આ પ્રમાણે બોલવાથી જ સમજી ચૂક્યો હતો કે હઝરત યૂસુફ (અલૈ.)ની નિર્દોષતા જાહેર કરવા માટે આ અસ્વાભાવિક સ્વરૂપ સામે આવ્યું છે કે નાનું બાળક પ્રકૃતિ વિરુદ્ધ બોલી ઉઠ્યું, ત્યારબાદ તેના કહેવા પ્રમાણે જ્યારે એ જોયું કે હઝરત યૂસુફ (અલૈ.)નો કુરતો પણ પાછળથી ફાટેલો છે ત્યારે તેને વિશ્વાસ થઈ ગયો કે વાંક ઝુલેખાંનો છે અને હઝરત યૂસુફ (અલૈ.) નિર્દોષ છે, પછી પ્રથમ તેણે ઝુલેખાંને સંબોધીને કહ્યું, اِنَّـهٗ مِـنْ كَيْـدِكُـنَّ એટલે કે, આ બધી તમારી ચાલબાજીઓ છે કે પોતાની ભૂલ બીજાના માથે થોપવા માંગો છો, પછી કહ્યું કે સ્ત્રીઓની ચાલબાજીઓ ઘણી ગજબની હોય છે, તેને સમજવું અને તેમાંથી નીકળવું સરળ નથી હોતું કારણ કે, તેમનું જાહેર ખૂબ નમ્ર અને નાજુક તથા કમજોર હોય છે, જોનારને તેમની વાતનો વિશ્વાસ જલદી આવી જાય છે પરંતુ અક્કલ અને પ્રમાણિકતાની ઉણપના કારણે ઘણા વખતે તે ફરેબ અને ધોકો હોય છે. *(મઝહરી)*

તફસીરે કુર્તુબીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, ‘‘સ્ત્રીઓની ચાલબાજીઓ અને ધોકો શયતાનની ચાલબાજીઓ અને ધોકાથી વધીને હોય છે કારણ કે અલ્લાહ તઆલાએ શયતાનની ચાલબાજી વિશે તો એ ફરમાવ્યું કે તે કમજોર છે, اِنَّ كَيْـدَ الشَّيْـطٰـنِ

اِنَّ كَيۡدَ كُنَّ (૪:૭૬) અને સ્ત્રીઓની ચાલબાજી વિશે આ ફરમાવ્યું, كَانَ ضَعِيۡفًا عَظِيۡم એટલે કે તમારી ચાલબાજીઓ ઘણી મોટી હોય છે.'' એ દેખીતું છે કે તેનો ભાવાર્થ બધી સ્ત્રીઓ નથી બલકે માત્ર તે જ છે જે આ પ્રમાણેના ધોકા અને ફરેબમાં સંડોવાયેલી હોય. અઝીઝે મિસ્રએ ઝૂલેખાંને તેની ભૂલ બતાવ્યા પછી હઝરત યૂસુફ (અલૈ.)ને કહ્યું, يُوۡسُفُ اَعۡرِضۡ عَنۡ هٰذَا એટલે કે, હે યૂસુફ ! તમે આ વાત જવા દો અને કોઈને ન કહો જેથી ફજેતી ન થાય, પછી ઝૂલેખાંને સંબોધીને કહ્યું, وَاسۡتَغۡفِرِىۡ لِذَنۡۢبِكِ اِنَّكِ كُنۡتِ مِنَ الۡخٰطِئِيۡنَ એટલે કે, ઉઘાડી ભૂલ ખરેખર તમારી જ છે તમે પોતાની ભૂલની મા'ફી માંગો, તેનાથી જાહેર રીતે એ ભાવાર્થ છે કે તે પોતાના પતિથી મા'ફી માંગે અને એ અર્થ પણ હોઈ શકે છે કે હઝરત યૂસુફ (અલૈ.)ની મા'ફી માંગે કે પોતે ભૂલ કરી અને તોહમત તેમના માથા ઉપર નાંખી દીધી.

**ખુલાસો :**

અત્રે આ વાત વિચાર કરવાપાત્ર છે કે પતિની સામે પોતાની પત્નીની આવી ખયાનત અને બેહયાઈ (નિર્લજ્જતા) સાબિત થઈ ગયા પછી પણ તે ઉશ્કેરાયો નહીં અને સંપૂર્ણ શાંતિ અને સંતોષથી વાત કરવી મનુષ્યનો સ્વભાવ અને પ્રકૃતિ જોતા આશ્ચર્યજનક ઘટના છે. ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું છે કે એ કારણ પણ હોઈ શકે છે કે અઝીઝે મિસ્ર કોઈ નફ્ફટ માણસ હોય અને એ પણ શક્ય છે કે જે પ્રમાણે અલ્લાહ તઆલાએ જે રીતે હઝરત યૂસુફ (અલૈ.)ને ગુનાહથી અને પછી ફજેતીથી બચાવવાની અસ્વાભાવિક વ્યવસ્થા કરી એ જ વ્યવસ્થાનો એક ભાગ એ પણ હતો કે તેણે અઝીઝે મિસ્રને ગુસ્સે થવા કે ઉશ્કેરાવા ન દીધો નહિતર સામાન્ય ટેવ અને મનુષ્યની પ્રકૃતિ આવી પરિસ્થિતિ ઉપર તહકીક કે હકીકત જાણ્યા વિના જ હાથ ઉઠાવી દે છે અને મુખેથી ગાળો ભાંડવી તો આવી પરિસ્થિતિમાં સામાન્ય બાબત છે. જો સામાન્ય મનુષ્યની પ્રકૃતિ પ્રમાણે અઝીઝે મિસ્ર ઉશ્કેરાઈ ગયો હોત તો શક્ય છે કે તેના હાથ અથવા જીભથી હઝરત યૂસુફ (અલૈ.)ની શાન વિરુદ્ધ કોઈ વાત ચોક્કસ નીકળી હોત પરંતુ આ અલ્લાહની કુદરતનો ચમત્કાર છે કે આજ્ઞાપાલન ઉપર કાયમ રહેનારની ડગલેને પગલે કોઈપણ રીતે હિફાઝત થાય છે.

فَتَبَارَكَ اللّٰهُ اَحۡسَنُ الۡخَالِقِيۡنَ

આગળની આયતોમાં બીજી ઘટના બની છે જે પાછળની ઘટના સાથે જ જોડાયેલી છે, તે એ કે આ ઘટના છુપાવવા છતાં દરબારી લોકોની સ્ત્રીઓમાં ફેલાઈ ગઈ અને સ્ત્રીઓએ અઝીઝની પત્નીને મ્હેણા–ટોણા મારવાની શરૂઆત કરી. અમુક મુફસ્સિરોએ નોંધ્યું છે કે આ પાંચ સ્ત્રીઓ અઝીઝે મિસ્રના નજીકના અધિકારીઓની પત્નીઓ હતી. *(કુર્તુબી, મઝહરી)*

આ સ્ત્રીઓ અંદર–અંદર કહેવા લાગી કે જૂઓ, કેટલી આશ્ચર્ય અને અફસોસની વાત છે કે અઝીઝે મિસ્રની પત્ની આટલો મોટો હોદ્દો હોવા છતાં પોતાના નવયુવાન ગુલામ ઉપર આશિક થઈ ગઈ અને તેની પાસેથી પોતાની ઈચ્છાની પૂર્તિ ચાહે છે, અમે તો તેને મોટી ગુમરાહી ઉપર સમજીએ છીએ. આયતમાં શબ્દ فَتٰـهَا (ફતાહા) કહેવામાં આવ્યું છે, فَتًا (ફતા)નો અર્થ નવયુવાન થાય છે અને સામાન્ય રીતે બોલચાલની ભાષામાં નોકર અથવા ગુલામ જ્યારે નાનો હોય તો ગુલામ માટે કહેવામાં આવે છે. યુવાન હોય તો છોકરાને فَتًـا (ફતા) અને છોકરીને فَتَــاةٌ (ફતાતુન) કહેવામાં આવે છે. તેમાં હઝરત યૂસુફ (અલૈ.)ને ઝૂલેખાંનો ગુલામ યા તો એ કારણે કહેવામાં આવ્યા છે કે પતિની વસ્તુને સ્વાભાવિક રીતે પત્નીની વસ્તુ પણ કહેવામાં આવે છે અથવા તો એટલા માટે કે ઝૂલેખાંએ હઝરત યૂસુફ (અલૈ.)ને પોતાના પતિ પાસેથી ભેટ અથવા ઈનામ સ્વરૂપે લઈ લીધા હતા. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૩૦ થી ૩૫)

وَقَالَ نِسْوَةٌ فِي الْمَدِيْنَةِ امْرَاَتُ الْعَزِيْزِ تُرَاوِدُ فَتٰىهَا عَنْ نَّفْسِهٖ ۚ قَدْ شَغَفَهَا حُبًّا ؕ
اِنَّا لَنَرٰىهَا فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۳۰﴾ فَلَمَّا سَمِعَتْ بِمَكْرِهِنَّ اَرْسَلَتْ اِلَيْهِنَّ وَاَعْتَدَتْ
لَهُنَّ مُتَّكَاً وَّاٰتَتْ كُلَّ وَاحِدَةٍ مِّنْهُنَّ سِكِّيْنًا وَّقَالَتِ اخْرُجْ عَلَيْهِنَّ ۚ فَلَمَّا رَاَيْنَهٗۤ
اَكْبَرْنَهٗ وَقَطَّعْنَ اَيْدِيَهُنَّ وَقُلْنَ حَاشَ لِلّٰهِ مَا هٰذَا بَشَرًا ؕ اِنْ هٰذَاۤ اِلَّا مَلَكٌ
كَرِيْمٌ ﴿۳۱﴾ قَالَتْ فَذٰلِكُنَّ الَّذِيْ لُمْتُنَّنِيْ فِيْهِ ؕ وَلَقَدْ رَاوَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ فَاسْتَعْصَمَ ؕ
وَلَئِنْ لَّمْ يَفْعَلْ مَاۤ اٰمُرُهٗ لَيُسْجَنَنَّ وَلَيَكُوْنًا مِّنَ الصّٰغِرِيْنَ ﴿۳۲﴾ قَالَ رَبِّ السِّجْنُ اَحَبُّ

| |
|---|
| اِلَّا مِمَّا يَدۡعُوۡنَنِىۡۤ اِلَيۡهِ‌ ۚ وَاِلَّا تَصۡرِفۡ عَنِّىۡ كَيۡدَهُنَّ اَصۡبُ اِلَيۡهِنَّ وَاَكُنۡ مِّنَ الۡجٰهِلِيۡنَ ۝٣٣ |
| فَاسۡتَجَابَ لَهٗ رَبُّهٗ فَصَرَفَ عَنۡهُ كَيۡدَهُنَّ‌ ؕ اِنَّهٗ هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ۝٣٤ ثُمَّ بَدَا لَهُمۡ مِّنۡۢ |
| بَعۡدِ مَا رَاَوُا الۡاٰيٰتِ لَيَسۡجُنُنَّهٗ حَتّٰى حِيۡنٍ ۝٣٥ |

ع

## તરજુમો :

*અને સ્ત્રીઓ કહેવા લાગી આ શહેરમાં અઝીઝ (ગવર્નર)ની પત્ની પોતાના ગુલામથી ખ્વાહિશ કરે છે તેના નફસને, એનું દિલ તેની મહોબ્બતમાં જકડાઈ ગયું, અમે તો તેને ઉઘાડી ભૂલ ઉપર જોઈ રહ્યા છીએ. (૩૦) પછી જ્યારે તેણે તેમનો ફરેબ (પ્રપંચ) સાંભળ્યો; તેમને બોલાવી મંગાવી અને તેમના માટે એક મજલિસ તૈયાર કરી અને તેમને દરેકના હાથમાં એક ચાકુ આપ્યું અને બોલી, (યૂસુફ !) એમની સામે નીકળી આવ ! બસ જ્યારે તેમને જોયા દંગ રહી ગઈ અને પોતાના હાથ કાપી નાંખ્યા અને કહેવા લાગી હાશા લિલ્લાહ (Oh God) ! આ વ્યક્તિ માનવી નથી આ તો કોઈ બુઝુર્ગ ફરિશ્તો છે. (૩૧) તે બોલી, આ તે જ છે કે જેના માટે તમે મને મહેણું માર્યું હતું અને મેં તેનાથી તેનું મન લેવા ઈચ્છયું હતું, પછી તેણે કાબૂમાં રાખ્યું અને બેશક ! જો એવું નહીં કરે જે હું કહું છું તો જેલમાં જશે અને અપમાનિત થશે. (૩૨) (યૂસુફ અલૈ.) બોલ્યા, હે પરવરદિગાર ! મને જેલ પસંદ છે એ વાતથી કે જેના તરફ આ મને બોલાવે છે અને જો તું મારાથી તેમનો પ્રપંચ દૂર નહીં કરે તો હું તેમના તરફ ઢળી જઈશ અને અક્કલવિહોણો બની જઈશ. (૩૩) બસ, તેમના પરવરદિગારે તેમની દુઆ કબૂલ કરી લીધી, પછી તેમનાથી તેમનો પ્રપંચ દૂર કર્યો; અલબત્ત તે જ સઘળું સાંભળનારો સર્વજ્ઞ છે. (૩૪) પછી લોકોની સમજમાં આ નિશાનીઓ જોવાથી એવું આવ્યું કે તેમને એક સમય સુધી જેલમાં રાખવામાં આવે. (૩૫)*

## તફસીર :

અને અમુક સ્ત્રીઓએ કે જેઓ શહેરમાં રહેતી હતી એવી વાત કહી કે અઝીઝની પત્ની પોતાના ગુલામને તેનાથી પોતાનો (નાજાઈઝ) હેતુ પ્રાપ્ત કરવા માટે ફોસલાવે છે (કે તે કેટલી નીચ હરકત છે કે પોતાના ગુલામ ઉપર આશિક

થઈ ગઈ છે), તે ગુલામનો એક ઈશ્ક તેના દિલમાં જગ્યા પકડી ચૂક્યો છે, અમે તો તેને ઉઘાડી ભૂલમાં જોઈ રહ્યા છે, બસ જ્યારે તે સ્ત્રીને આ સ્ત્રીઓની બદ્‌ગોઈ(ની ખબર) સાંભળી તો કોઈના દ્વારા તેમને બોલાવી મંગાવી (કે તમારી દા'વત છે) અને તેમના માટે ગાદી-તકિયા લગાવ્યા અને (જ્યારે તે આવી અને તેમની સામે વિવિધ પ્રકારના ભોજન અને ફળો હાજર કર્યા જેમાં અમુક વસ્તુઓ છરીથી કાપીને ખાવાની હતી એટલા માટે) દરેકને તેમનામાંથી એક-એક છરી (પણ) આપી દીધી (જે જાહેરમાં તો ફળ કાપવાનું બહાનું હતું અને હકીકતમાં અસલ હેતુ જે આગળ આવે છે તે હતો કે તેણીઓ હોશ ખોઈને પોતાના હાથોને ઘાયલ કરી લેશે) અને (આ બધો સામાન તૈયાર કરીને હઝરત યુસૂફ અલૈ.ને જે કોઈ બીજા મકાનમાં હતા) કહ્યું કે જરા તેમની સામે તો આવી જાઓ (હઝરત યુસૂફ અલૈ. એવું સમજ્યા કે કોઈ સાચો હેતુ હશે બહાર આવી ગયા), બસ સ્ત્રીઓએ જ્યારે તેમને જોયા તો (તેમના રૂપથી) દંગ રહી ગઈ અને (આશ્ચર્યમાં હોશ ખોઈને) પોતાના હાથ કાપી નાંખ્યા (એટલે કે છરીથી ફળો કાપી રહી હતી પરંતુ જ્યારે હઝરત યૂસુફ અલૈ.ને જોયા તો એટલી બધી પ્રભાવિત અને આકર્ષિત થઈ ગઈ કે ચાકૂ હાથ ઉપર ચાલી ગયા) અને કહેવા લાગી અરે ! આ વ્યક્તિ માણસ કદાપિ નથી, આ તો કોઈ મહાન ફરિશ્તો છે, તે સ્ત્રી બોલી (જોઈ લો !) તે વ્યક્તિ આ જ છે જેના વિશે તમે મને બુરું-ભલું કહેતી હતી (કે પોતાના ગુલામ ઉપર મોહી પડી છે) અને હકીકતમાં મેં તેનાથી પોતાનો હેતુ પૂર્ણ કરવાની ઈચ્છા કરી હતી પરંતુ આ પાક-સાફ રહ્યો અને (પછી હઝરત યૂસુફ અલૈ.ને ધમકાવવા માટે તેમને સંભળાવ્યું કે) જો હવે પછી મારું કહ્યું નહીં માનશે (જેમકે અત્યાર સુધી નથી માન્યું) તો બેશક ! જેલખાનામાં મોકલી દેવામાં આવશે અને બેઈજ્જત પણ થશે. (તે સ્ત્રીઓ પણ હઝરત યૂસુફ અલૈ.ને કહેવા લાગી કે તમારા માટે પોતાની ઉપકારક સ્ત્રીની આવી ઉપેક્ષા કરવી યોગ્ય નથી કે જે તેણી કહે તમારે તેને માની લેવું જોઈએ) યૂસુફ (અલૈ.)એ (આ વાતો સાંભળી કે આ તો બધી જ તેની તરફેણ કરવા લાગી છે તો અલ્લાહ તઆલા પાસે) દુઆ માંગી કે હે મારા પરવરદિગાર ! જે (નાજાઈઝ) કામ તરફ આ સ્ત્રીઓ મને બોલાવી રહી છે તેનાથી જેલખાનામાં જવું જ મને વધારે પસંદ છે અને જો તું તેમના દાવપેચને મારાથી દૂર કરીશ નહીં તો હું તેમના તરફ ઢળી જઈશ અને નાદાનીનું કામ કરી

બેસીશ, બસ તેમની દુઆને તેમના પરવરદિગારે કબૂલ કરી અને તે સ્ત્રીઓના દાવપેચને તેમનાથી દૂર રાખ્યા, બેશક ! તે (દુઆઓને) ખૂબ સાંભળનારો (અને તેમના અહેવાલને) ખૂબ જાણનારો છે, (પછી હઝરત યૂસુફ અલૈ.ની પવિત્રતાની) વિવિધ નિશાનીઓ જોઈ લીધા પછી, (જેનાથી તેમને પોતે તો વિશ્વાસ થઈ ગયો પરંતુ લોકોમાં ચર્ચા થવા લાગી હતી તેને દૂર કરવાના હેતુથી) તે લોકોને (એટલે કે અઝીઝ અને તેના સંબંધીઓને) એ જ યોગ્ય જણાયું કે તેમને એક સમય સુધી જેલમાં રાખે.

## મસ્અલા અને બોધપાઠ :

فَلَمَّا سَمِعَتْ بِمَكْرِهِنَّ اَرْسَلَتْ اِلَيْهِنَّ એટલે કે, જ્યારે ઝૂલેખાંએ તે સ્ત્રીઓના ફરેબની ચર્ચા સાંભળી તો તેણે તેમને ખાવાની દા'વત ઉપર બોલાવી મંગાવી.

અહીંયાં આ સ્ત્રીઓના વર્ણન કરવાને ઝૂલેખાંએ مَكْر (મક્ર) "ધોકાબાજી" કહી છે જ્યારે કે દેખીતી રીતે તેમણે કોઈ ધોકો કર્યો ન હતો પરંતુ કારણ કે છાની–છાની તેની બુરાઈ કરતી હતી એટલા માટે તેને ધોકાબાજીથી ઓળખાવ્યું છે.

وَاَعْتَدَتْ لَهُنَّ مُتَّكَاً એટલે કે, તેમના માટે ગાદી–તકિયાની મજલિસ સજાવવામાં આવી وَاٰتَتْ كُلَّ وَاحِدَةٍ مِّنْهُنَّ سِكِّيْنًا એટલે કે, જ્યારે આ સ્ત્રીઓ આવી ગઈ અને તેમની સામે વિવિધ પ્રકારના ભોજન અને ફળો હાજર કરવામાં આવ્યા જેમાં અમુક વસ્તુઓ ચાકૂથી છોલવાની હતી, એટલા માટે દરેકને એક–એક તેજ ચાકૂ પણ આપ્યું હતું જેનો જાહેર હેતુ તો ફળ છોલવાનો હતો પરંતુ દિલમાં આ વાત ગુપ્ત હતી જે આગળ આવે છે કે આ સ્ત્રીઓ હઝરત યૂસુફ (અલૈ.)ને જોઈને હોશ ખોઈ બેસશે અને ચાકૂથી પોતાના હાથ જખ્મી કરી લેશે.

وَقَالَتِ اخْرُجْ عَلَيْهِنَّ એટલે આ બધો સામાન સરખો કર્યા પછી હઝરત યૂસુફ (અલૈ.)થી કે જેઓ તે વખતે કોઈ બીજા મકાનમાં હતા. ઝૂલેખાંએ કહ્યું કે જરા બહાર આવી જાઓ ! હઝરત યૂસુફ (અલૈ.)ને કારણ કે તેની ખરાબ નિય્યતની ખબર ન હતી એટલા માટે તેઓ આ મજલિસમાં બહાર તશરીફ લઈ આવ્યા.

فَلَمَّا رَاَيْنَهٗٓ اَكْبَرْنَهٗ وَقَطَّعْنَ اَيْدِيَهُنَّ وَقُلْنَ حَاشَ لِلّٰهِ مَا هٰذَا بَشَرًا ؕ اِنْ هٰذَآ اِلَّا مَلَكٌ كَرِيْمٌ એટલે કે, તે સ્ત્રીઓએ જ્યારે હઝરત યૂસુફ (અલૈ.)ને જોયા તો તેમની ખૂબસૂરતીથી દંગ રહી ગઈ અને પોતાના હાથ કાપી નાંખ્યા, એટલે કે ફળ કાપતી વખતે જ્યારે આ આશ્ચર્યજનક ઘટના સામે આવી તો છરી હાથ ઉપર ચાલી ગઈ જેમકે અન્યત્ર વિચાર જવાથી મોટેભાગે આવું થતું હોય છે અને કહેવા લાગી, અલ્લાહની પનાહ ! આ વ્યક્તિ મનુષ્ય કદાપિ નથી હોઈ શકતો, આ તો કોઈ મહાન ફરિશ્તો છે. મતલબ એ હતો કે આવો રોશન અને નૂરાની ચહેરો તો ફરિશ્તાઓનો જ હોઈ શકે છે.

قَالَتْ فَذٰلِكُنَّ الَّذِىْ لُمْتُنَّنِىْ فِيْهِ وَلَقَدْ رَاوَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ فَاسْتَعْصَمَ ؕ وَلَئِنْ لَّمْ يَفْعَلْ مَآ اٰمُرُهٗ لَيُسْجَنَنَّ وَلَيَكُوْنًا مِّنَ الصّٰغِرِيْنَ તે સ્ત્રી બોલી કે જોયું ! તે વ્યક્તિ આ જ છે જેના વિશે તમે મને બૂરું-ભલું કહેતી હતી અને વાસ્તવમાં મેં જ તેનાથી પોતાનો મતલબ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરી હતી પરંતુ એ પાક-સાફ રહ્યો અને હવે પછી એ મારું કહેવું નહીં માને તો બેશક ! જેલખાને મોકલી દેવામાં આવશે અને બેઈજ્જત પણ થશે.

આ સ્ત્રીએ જ્યારે આ જોયું કે મારું રહસ્ય આ સ્ત્રીઓ સામે ખુલી ચૂક્યું છે એટલા માટે તેમની સામે જ હઝરત યૂસુફ (અલૈ.)ને ડરાવવા-ધમકાવવા માંડી, અમુક મુફસ્સિરોએ વર્ણન કર્યું છે કે તે સમયે આ બધી સ્ત્રીઓ પણ હઝરત યૂસુફ (અલૈ.)ને કહેવા લાગી કે આ સ્ત્રી તમારી ઉપકારક છે તેના વિરુદ્ધ ન જવું જોઈએ.

કુર્આને કરીમના અમુક શબ્દો જે આગળ આવશે તેમાં પણ આ વાતનું સમર્થન થાય છે. દાખલા તરીકે, يَدْعُوْنَنِىْ અને كَيْدَهُنَّ જેમાં અમુક સ્ત્રીઓનું નિવેદન બહુવાચક સર્વનામથી વર્ણન કરવામાં આવ્યું છે.

હઝરત યૂસુફ (અલૈ.)એ જ્યારે એ જોયું કે આ સ્ત્રીઓ તો તેનું જ સમર્થન અને તરફેણ કરી રહી છે અને જ્યારે તેમની ચાલબાજીઓથી બચવા માટેનું કોઈ જાહેર સ્વરૂપ બાકી ન રહ્યું તો પછી અલ્લાહ જલ્લ શા'નુહૂના શરણમાં ગયા અને બારગાહે રબ્બુલ ઈજ્જતમાં વિનંતી કરી, رَبِّ السِّجْنُ اَحَبُّ اِلَىَّ مِمَّا يَدْعُوْنَنِىْٓ اِلَيْهِ وَاِلَّا تَصْرِفْ عَنِّىْ كَيْدَهُنَّ اَصْبُ اِلَيْهِنَّ وَاَكُنْ مِّنَ الْجٰهِلِيْنَ એટલે કે, "હે મારા

**પાલનહાર ! આ સ્ત્રીઓ મને જે કામ તરફ આમંત્રણ આપે છે તેનાથી તો મને જેલખાનું વધારે પસંદ છે અને જો તું જ તેમના દાવપેચને મારાથી દૂર નહીં કરે તો શક્ય છે કે હું તેમના તરફ ઢળી જાઉં અને નાદાનીનું કામ કરી બેસું."** હઝરત યૂસુફ (અલૈ.)નું આ ફરમાવવું કે જેલખાનું મને પસંદ છે તે કોઈ જેલ કે કેદની તમન્ના ન હતી બલકે, ગુનાહના મુકાબલામાં આ દુનિયાની મુસીબતને સહેલી સમજવાની જાહેરાત હતી અને અમુક રિવાયતોમાં છે કે જ્યારે હઝરત યૂસુફ (અલૈ.)ને જેલમાં બંધ કરવામાં આવ્યા ત્યારે અલ્લાહ તઆલા તરફથી વહી આવી, તમે જેલમાં પોતાની જાતને પોતે જ નાંખ્યા છે કારણ કે, તમે કહ્યું હતું, اَلسِّجْنُ اَحَبُّ اِلَیَّ એટલે કે, "તેના કરતા મને જેલખાનું વધારે પસંદ છે." અને જો તમે અલ્લાહ પાસે સહૂલત માંગી હોત તો આપને સંપૂર્ણ સહૂલત મળી ગઈ હોત, તેનાથી જાણ થાય છે કે કોઈ મોટી મુસીબતથી બચવા માટે દુઆમાં એવું કહેવું કે આના કરતાં તો આ બહેતર છે કે ફલાણી નાની મુસીબતમાં મને સંડોવી દેવામાં આવે, આવું કહેવું યોગ્ય નથી બલકે, અલ્લાહ તઆલા પાસે દરેક મુસીબત અને બલાના સમયે આફિયત (રાહત) અને સહૂલત જ માંગવી જોઈએ, એટલા માટે રસૂલે કરીમ ﷺએ સબ્રની દુઆ માંગવાથી એક વ્યક્તિને મનાઈ કરી અને ફરમાવ્યું કે, "સબ્ર તો બલા અને મુસીબત ઉપર હોય છે, તું અલ્લાહ તઆલા પાસે સબ્રની દુઆ માંગવાના બદલે આફિયતની દુઆ માંગ." (તિરમિઝી) અને રસૂલે કરીમ ﷺના કાકા હઝરત અબ્બાસ (રદિ.)એ વિનંતી કરી કે મને કોઈ દુઆની તાકીદ કરી આપો તો આપ ﷺએ ફરમાવ્યું કે, "પોતાના પરવરદિગારની પાસે આફિયત (સહૂલત)ની દુઆ માંગ્યા કરો." હઝરત અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે અમુક સમય પછી ફરીવાર મેં આપ ﷺને દુઆ માટે તાકીદ કરવાનો સવાલ કર્યો તો ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા પાસે દુનિયા અને આખિરતની આફિયત માંગ્યા કરો." *(તિરમિઝી અજ તબરાની)*

હઝરત યૂસુફ (અલૈ.)નું એવું કહેવું કે "જો તું તેમની ચાલબાજીઓને દૂર નહીં કરે તો શક્ય છે કે હું તેમના તરફ ઢળી જાઉં." એ નુબુવ્વતની પાકીઝગીના ખિલાફ નથી કારણ કે, ઈસ્મત (પાકીઝગી)નો અર્થ જ એ છે કે અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને ગુનાહથી બચાવવાની તક્વીની રીતે વ્યવસ્થા કરીને તેને ગુનાહથી બચાવી લે અને જો કે નુબુવ્વતના તકાદાના કારણે આ મકસદ પ્રથમથી જ પ્રાપ્ત

હતો પરંતુ તો પણ ડર અને અદબના કારણે તેઓ આ દુઆ કરવા મજબૂર થઈ ગયા, એનાથી એ પણ જાણ થઈ કે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાની મદદ અને સહાયતા વિના ગુનાહથી બચી નથી શકતો અને એ પણ જાણ થઈ કે દરેક ગુનાહનું કામ જહાલતથી જ થાય છે, ઈલ્મનો તકાદો ગુનાહોથી બચવાનો છે.

*(કુર્તુબી)*

فَاسْتَجَابَ لَهُ رَبُّهُ فَصَرَفَ عَنْهُ كَيْدَهُنَّ إِنَّهُ هُوَ السَّمِيعُ الْعَلِيمُ એટલે કે, "તેમની દુઆ તેમના પરવરદિગારે કબૂલ કરી લીધી અને તે સ્ત્રીઓની ચાલબાજીઓ અને હીલાથી તેમને દૂર રાખ્યા, બેશક ! તે સઘળું સાંભળનારો અને બધું જ જાણનારો છે."

અલ્લાહ તઆલાએ તે સ્ત્રીઓના ફરેબથી બચાવવા માટે એ સામાન તૈયાર કર્યો કે, અઝીઝે મિસ્ર અને તેના મિત્રોને જો કે હઝરત યૂસુફ (અલૈ.)ની મોટાઈ અને તેમના તકવા તથા પવિત્રતાની ખુલ્લી નિશાનીઓ જોઈને તેમની પવિત્રતાનો વિશ્વાસ થઈ ચૂક્યો હતો પરંતુ શહેરમાં આ ઘટનાની ચર્ચા થવા લાગી એટલા માટે તે મા'મલો રફે-દફે કરવા માટે તેને તેમાં જ ભલાઈ દેખાઈ કે અમુક મુદત સુધી હઝરત યૂસુફ (અલૈ.)ને જેલમાં બંધ કરી દેવામા આવે જેથી પોતાના ઘરમાં એ વિશે શંકાની પણ કોઈ તક બાકી ન રહે અને લોકોના મુખે પણ આ ચર્ચા બંધ થઈ જાય. ثُمَّ بَدَا لَهُمْ مِّنْ بَعْدِ مَا رَأَوُا الْاٰيٰتِ لَيَسْجُنُنَّهُ حَتّٰى حِيْنٍ એટલે કે, ફરી અઝીઝ અને તેના સલાહકારોએ એમાં જ ભલાઈ સમજી કે અમુક સમયના માટે હઝરત યૂસુફ (અલૈ.)ને કેદમાં રાખવામાં આવે એટલા માટે તેમને જેલખાનામાં મોકલી આપવામાં આવ્યા.

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૩૬ થી ૪૨)

| |
|---|
| وَدَخَلَ مَعَهُ السِّجْنَ فَتَيٰنِ ۖ قَالَ اَحَدُهُمَآ اِنِّيْٓ اَرٰىنِيْٓ اَعْصِرُ خَمْرًا ۚ وَقَالَ الْاٰخَرُ |
| اِنِّيْٓ اَرٰىنِيْٓ اَحْمِلُ فَوْقَ رَاْسِيْ خُبْزًا تَاْكُلُ الطَّيْرُ مِنْهُ ۖ نَبِّئْنَا بِتَاْوِيْلِهٖ ۚ اِنَّا نَرٰىكَ |
| مِنَ الْمُحْسِنِيْنَ ﴿٣٦﴾ قَالَ لَا يَاْتِيْكُمَا طَعَامٌ تُرْزَقٰنِهٖٓ اِلَّا نَبَّاْتُكُمَا بِتَاْوِيْلِهٖ قَبْلَ |

اَنْ يَّاْتِيَكُمَا ۭ ذٰلِكُمَا مِمَّا عَلَّمَنِيْ رَبِّيْ ۭ اِنِّىْ تَرَكْتُ مِلَّةَ قَوْمٍ لَّا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَهُمْ
بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ۝٣٧ وَاتَّبَعْتُ مِلَّةَ اٰبَاۗءِيْٓ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ ۭ مَا
كَانَ لَنَآ اَنْ نُّشْرِكَ بِاللّٰهِ مِنْ شَيْءٍ ۭ ذٰلِكَ مِنْ فَضْلِ اللّٰهِ عَلَيْنَا وَعَلَي النَّاسِ
وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَشْكُرُوْنَ ۝٣٨ يٰصَاحِبَيِ السِّجْنِ ءَاَرْبَابٌ مُّتَفَرِّقُوْنَ خَيْرٌ اَمِ اللّٰهُ
الْوَاحِدُ الْقَهَّارُ ۝٣٩ؕ مَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِهٖٓ اِلَّآ اَسْمَاۗءً سَمَّيْتُمُوْهَآ اَنْتُمْ وَاٰبَاۗؤُكُمْ مَّآ اَنْزَلَ
اللّٰهُ بِهَا مِنْ سُلْطٰنٍ ۭ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ۭ اَمَرَ اَلَّا تَعْبُدُوْٓا اِلَّآ اِيَّاهُ ۭ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ
وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ۝٤٠ يٰصَاحِبَيِ السِّجْنِ اَمَّآ اَحَدُكُمَا فَيَسْقِيْ رَبَّهٗ خَمْرًا ۚ
وَاَمَّا الْاٰخَرُ فَيُصْلَبُ فَتَاْكُلُ الطَّيْرُ مِنْ رَّاْسِهٖ ۭ قُضِيَ الْاَمْرُ الَّذِيْ فِيْهِ
تَسْتَفْتِيٰنِ ۝٤١ؕ وَقَالَ لِلَّذِيْ ظَنَّ اَنَّهٗ نَاجٍ مِّنْهُمَا اذْكُرْنِيْ عِنْدَ رَبِّكَ ۡ فَاَنْسٰىهُ الشَّيْطٰنُ
ع ٥ ذِكْرَ رَبِّهٖ فَلَبِثَ فِي السِّجْنِ بِضْعَ سِنِيْنَ ۝٤٢ۧ

## તરજુમો :

*અને તેમની સાથે બે યુવાનો જેલમાં દાખલ થયા, તેમનામાંનો એક કહેવા લાગ્યો, હું જોઉં છું કે હું દારૂ નિચોવું છું અને બીજાએ કહ્યું કે હું જોઉં છું કે પોતાના માથા ઉપર રોટલીઓ ઉઠાવી રહ્યો છું કે તેમાંથી પક્ષીઓ ખાય છે, અમને એની તા'બીર બતાવ, અમે તમને ભલાઈવાળા જોઈ રહ્યા છે. (૩૬) બોલ્યા, તમારું ખાવા આવવા પામશે નહીં જે દરરોજ તમને મળે છે પરંતુ હું તમને તેના આવવાથી પહેલાં તેની તા'બીર બતાવી ચૂકીશ, આ જ્ઞાન છે કે મને મારા પરવરદિગારે શિખવ્યું છે, મેં તે કોમનો દીન છોડી દીધો કે અલ્લાહ ઉપર ઈમાન નથી લાવતા અને તે લોકો આખિરતના ઈન્કારી છે. (૩૭) અને મેં પોતાના બાપદાદાઓનો દીન પકડયો ઈબ્રાહીમ (અલૈ.) અને ઈસ્હાક (અલૈ.) અને યાકૂબ (અલૈ.)નો, અમારું કામ નથી કે કોઈ વસ્તુને અલ્લાહનો ભાગીદાર કરીએ, આ અમારા ઉપર અલ્લાહની કૃપા છે અને*

*બધા લોકો ઉપર પરંતુ ઘણા લોકો અહેસાન માનતા નથી. (૩૮) હે જેલખાનાના સાથીઓ ! ભલા કેટલાય અલગ-અલગ મઅ્બૂદો સારા અથવા અલ્લાહ એકલો મહાબળવાન !? (૩૯) કંઈ પૂજતા નથી સિવાય એ કે માત્ર નામ છે જે તમે અને તમારા બાપદાદાઓએ રાખી લીધા છે, અલ્લાહે તેની કોઈ સનદ ઉતારી નથી, અલ્લાહના સિવાય કોઈની હુકૂમત નથી, તેણે ફરમાવી દીધું કે બંદગી ન કરો પરંતુ તેની જ, આ જ છે સીધો માર્ગ, પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૪૦) હે જેલખાનાના સાથીઓ ! તમારા બંનેમાં એક તે છે બસ પોતાના માલિકને શરાબ પીવાડશે અને બીજો તે છે જે શૂળીએ ચઢાવવામાં આવશે, પછી પક્ષીઓ તેના માથામાંથી ખાશે; તે કામનો ફેંસલો થઈ ચૂક્યો જેની તહકીક તમે ઈચ્છતા હતા. (૪૧) અને તેને (યૂસુફ અલૈ.એ) કહી દીધું જેના વિશે અનુમાન કર્યું હતું કે બંનેમાંથી એ બચશે કે પોતાના માલિકની પાસે મારું વર્ણન કરજે, બસ તેને શયતાને પોતાના માલિકથી વર્ણન કરવાનું ભૂલાવી દીધું, પછી (યૂસુફ અલૈ.) કેદમાં કેટલાય વર્ષો રહ્યા. (૪૨)*

## તફસીર :

અને યૂસુફ (અલૈ.)ની સાથે (એટલે કે, તે સમયે) અન્ય બે (બાદશાહના) ગુલામ જેલખાનામાં દાખલ થયા (જેમાંથી એક દારૂ પીરસનારો હતો અને બીજો રોટી પકવનારો બાવરચી-રસોઈયો હતો અને તેમને જેલમાં બંધ કરવાનું કારણ એ હતું કે તેમના વિશે એવી શંકા હતી કે તેમણે ખાવા અને શરાબમાં ઝેર ભેળવીને બાદશાહને આપ્યું છે, તેમના મુકદમાની તપાસ ચાલી રહી હતી એટલા માટે તેમને જેલમાં બંધ કરી દીધા, તેમણે જ્યારે હઝરત યૂસુફ અલૈ.માં બુઝુર્ગીના ચિહ્નો જોયા તો) તેમાંથી એકે (હઝરત યૂસુફ અલૈ.ને) કહ્યું કે, હું પોતાને સ્વપ્નમાં જોઉં છું કે (જેમકે) શરાબ (બનાવવા માટે દ્રાક્ષનો લુમખો) નિચોવી રહ્યો છું (અને બાદશાહને તે શરાબ પીવાડી રહ્યો છું) અને બીજાએ કહ્યું કે હું પોતાને એવી રીતે જોઉં છું કે (જેમકે) પોતાના માથા ઉપર રોટલીઓ લઈ જાઉં છું (અને) તેમાંથી પક્ષીઓ (તોડી-તોડીને) ખાય છે અને આ સ્વપ્નની (જે અમે બંનેએ જોયું છે) તા'બીર બતાવો, તમે અમને નેક વ્યક્તિ લાગો છો, યૂસુફ (અલૈ.)એ (જ્યારે એ જોયું કે આ લોકો ભરોસાથી મારા તરફ ઢળ્યા છે તો ઈચ્છયું કે સૌ પ્રથમ તેમને

ઈમાનની દા'વત આપવામાં આવે, એટલા માટે પ્રથમ પોતાના નબી હોવાને એક મોઅ્જિઝાથી સાબિત કરવા માટે) ફરમાવ્યું, (જુઓ) જે ખાવા તમારી પાસે આવે છે જે તમારા ખાવા માટે (જેલખાનામાં) મળે છે હું તેના આવવાથી પહેલાં તેની હકીકત તમને બતાવી આપું છું (કે ફલાણી વસ્તુ આવશે અને તે આવી–આવી હશે અને) આ બતાવી દેવું તે જ્ઞાનના કારણે છે જે મને મારા પરવરદિગારે શિખવાડ્યું છે (એટલે કે મને વહી દ્વારા જાણ થઈ જાય છે તો આ એક મોઅ્જિઝો છે જે નુબુવ્વતની દલીલ છે અને તે વખતે આ મોઅ્જિઝો ખાસ સ્વરૂપે એટલા માટે યોગ્ય હતો કે જે ઘટનામાં કેદીઓએ તા'બીર માટે તેમને પૂછ્યું હતું તે ઘટના પણ ખાવા સંબંધિત હતી, નુબુવ્વતની દલીલ આપ્યા પછી તવહીદની દલીલનો વિષય વર્ણન કર્યો કે) મેં તો તે લોકોનો ધર્મ (પ્રથમથી જ) છોડી દીધો છે જેઓ અલ્લાહ ઉપર ઈમાન નથી લાવ્યા અને તે લોકો આખિરતના પણ ઈન્કારી છે અને મેં પોતાના તે (વડીલ) બાપ–દાદાના ધર્મને અપનાવી રાખ્યો છે ઈબ્રાહીમનો અને ઈસ્હાકનો અને યાકૂબ (અલૈ.)નો (અને આ ધર્મનો મહત્ત્વનો સિદ્ધાંત એ છે કે) અમારા માટે કોઈપણ રીતે યોગ્ય નથી કે અલ્લાહની સાથે કોઈ વસ્તુને (ઈબાદત માટે) ભાગીદાર ઠરાવીએ, આ (તવહીદનો અકીદહ) અમારા ઉપર અને (અન્ય) લોકો ઉપર (પણ) અલ્લાહ તઆલાની એક કૃપા છે (કે તેના કારણે દુનિયા અને આખિરતની સફળતા પ્રાપ્ત થાય છે) પરંતુ ઘણા લોકો (આ નેઅ્મતનો) શુક્ર (અદા) કરતા નથી (અને તવહીદને અપનાવતા નથી), હે જેલખાનાના સાથીઓ ! (જરા સોચી–વિચારીને બતાવો કે ઈબાદત માટે) અલગ–અલગ મઅ્બૂદો સારા છે અથવા એક જ મઅ્બૂદે બરહક જે સૌથી બળવાન છે તે સારો ? તમે લોકો તો અલ્લાહને છોડીને ફક્ત અમુક બેહકીકત નામોની ઈબાદત કરો છો જેને તમે અને તમારા બાપ–દાદાઓએ (પોતે જ) ઠરાવી લીધા છે, અલ્લાહ તઆલાએ તો તેમની (મઅ્બૂદ હોવાની) કોઈ દલીલ (બૌદ્ધિક અથવા આકાશી) મોકલી નથી (અને) હુકમ માત્ર અલ્લાહનો જ છે, તેણે હુકમ આપ્યો છે કે તેના સિવાય અન્ય કોઈ વસ્તુની ઈબાદત ન કરો, આ જ (તવહીદ અને ઈબાદત માત્ર અલ્લાહ તઆલા માટે ખાસ કરતો) સીધો તરીકો છે પરંતુ ઘણા લોકો જાણતા નથી (ઈમાનની દા'વત અને તબ્લીગ પછી હવે તેમના સ્વપ્નની તા'બીર બતાવે છે કે) હે જેલખાનાના સાથીઓ ! તમારામાંથી એક તો

(ગુનાહથી છુટકારો પામી) પોતાના માલિકને (અગાઉ પ્રમાણે) શરાબ પીવાડ્યા કરશે અને બીજો (ગુનેહગાર ઠરીને) સૂળીએ ચઢાવી દેવામાં આવશે અને તેના માથાને પક્ષીઓ (તોડી-તોડીને) ખાશે અને જે વિષયમાં તમે પૂછતા હતા તે આવી જ રીતે નક્કી થઈ ચૂક્યું છે (એટલા માટે મા'મલાની તહકીક અને તપાસ પછી એવું જ થયું કે એક નિર્દોષ સાબિત થયો અને બીજો ગુનેહગાર, બંનેને જેલખાનામાંથી બોલાવવામાં આવ્યા, એકને છુટકારા માટે અને બીજાને સજા આપવા માટે) અને (જ્યારે તેઓ જેલખાનામાંથી જવા લાગ્યા તો) જે વ્યક્તિ ઉપર છુટકારાનું અનુમાન હતું તેને યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે પોતાના માલિકની સામે મારું પણ વર્ણન કરજે (કે એક નિર્દોષ વ્યક્તિ જેલમાં છે અને તેણે કહેવાનો વાયદો કરી લીધો), પછી તેને પોતાના માલિકથી (યૂસુફ અલૈ.નું) વર્ણન કરવાનું શયતાને ભૂલાવી દીધું, (તે કારણે) જેલખાનામાં હજુપણ અમુક વર્ષો તેમને રહેવાનું થયું.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાની એક મહત્ત્વની ઘટના પ્રસ્તુત છે. આ વાત આપણે વારંવાર જાણી ચૂક્યા છે કે કુર્આને કરીમ ન તો કોઈ ઇતિહાસનું પુસ્તક છે અને ન જ કોઈ કિસ્સા-કહાણીઓનું પુસ્તક છે, તેમાં જે ઐતિહાસિક ઘટનાઓ અથવા કિસ્સા-કહાણીઓનું વર્ણન કરવામાં આવે છે તેનો હેતુ માત્ર મનુષ્યને બોધપાઠ અને શિખામણ આપવાનો હોય છે તથા તેમાં જીવનના વિવિધ ક્ષેત્રો માટે મહત્ત્વનું માગદર્શન અને સૂચનાઓ હોય છે. સમગ્ર કુર્આન અને અનેક અંબિયા (અલૈ.)ના કિસ્સાઓમાં માત્ર એક જ કિસ્સો હઝરત યૂસુફ (અલૈ.)નો એવો છે જેને કુર્આને કરીમે સાતત્ય સાથે ક્રમબદ્ધ વર્ણવ્યો છે નહિતર દરેક સ્થળે યોગ્ય ઐતિહાસિક ઘટનાઓના અમુક મહત્ત્વના વિભાગનું વર્ણન કરવાને પૂરતું સમજવામાં આવ્યું છે.

હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાને પ્રથમથી અંત સુધી જોઈએ તો તેમાં સેંકડો બોધપાઠ અને નસીહતોની તકો તથા મનુષ્યની જિંદગીના વિવિધ તબક્કાઓ માટે મહત્ત્વના માર્ગદર્શનો જોવા મળે છે. આ ઘટના પણ ઘણા બધા માર્ગદર્શન પોતાના પાલવમાં સમેટીને શિખામણ માટે ઉપલબ્ધ કરાવે છે.

ઘટના એમ બની કે હઝરત યૂસુફ (અલૈ.)ની પવિત્રતા અને તેમની

સ્વચ્છતા બિલકુલ સ્પષ્ટ થઈ ગઈ હોવા છતાં અઝીઝે મિસ્ર અને તેની પત્નીએ બદનામીની ચર્ચા શાંત પાડવા માટે અમુક સમય માટે હઝરત યૂસુફ (અલૈ.)ને જેલખાનામાં મોકલી આપવાનો ફેંસલો કર્યો જે વાસ્તવમાં હઝરત યૂસુફ (અલૈ.)ની દુઆ અને તેમની તમન્નાની પૂર્ણતા હતી કારણ કે, અઝીઝે મિસ્રના ઘરમાં રહીને ઈસ્મત બચાવવી એક સખત મુશ્કેલ કામ બની ચૂક્યું હતું.

હઝરત યૂસુફ (અલૈ.) જેલખાનામાં પહોંચ્યા તો સાથે જ બે આરોપી કેદીઓ પણ જેલખાનામાં પ્રવેશ્યા, તેમનામાંથી એક રાજાને દારૂ પીરસનારો (સાકી) હતો અને બીજો રસોઈયો હતો. ઈબ્ને કષીરે તફસીરના ઈમામોના હવાલાથી લખ્યું છે કે આ બંને એ આરોપ હેઠળ પકડવામાં આવ્યા હતા કે તેમણે રાજાને ભોજન વગેરેમાં ઝેર આપવાનો પ્રયત્ન કર્યો હતો, તેમનો મુકદ્દમો તપાસ હેઠળ હતો એટલા માટે તે બંનેને જેલખાનામાં રાખવામાં આવ્યા હતા.

હઝરત યૂસુફ (અલૈ.) જેલખાનામાં દાખલ થયા તો પોતાની પયગમ્બર તરીકેની વર્તણૂક, અખ્લાક, દયા અને લાગણીના કારણે બધા કેદીઓની ખબરગીરી કરતા હતા અને તેમને હૂંફ આપ્યા કરતા હતા, જે બીમાર થઈ ગયા હોય તેમની બીમારપુરસી અને સેવા કરતા, જેઓ દિલગીર અને પરેશાન થઈ જાય તેમને સાંત્વના આપતા હતા, ધૈર્યની પ્રેરણા અને પ્રોત્સાહન આપતા તથા છુટકારાની આશાથી તેમના દિલને હૂંફ અને સંતોષ આપતા હતા, પોતે તકલીફ ઉઠાવીને અન્યોને આરામ આપવાની ચિંતા કરતા અને રાતભર અલ્લાહ તઆલાની ઈબાદતમાં મશગૂલ રહેતા હતા. તેમની આ પરિસ્થિતિ જોઈને જેલના બધા કેદીઓ તેમની મોટાઈ અને આધ્યાત્મિકતામાં વિશ્વાસ ધરાવતા થઈ ગયા હતા, જેલનો જેલર પણ તેમનાથી પ્રભાવિત હતો, તેણે કહ્યું, જો મારા અધિકારમાં હોત તો મેં તમને ક્યારનાય છોડી મૂક્યા હોત, હવે હું એટલું જ કરી શકું છું કે અહીંયાં આપને કોઈ તકલીફ ન પહોંચે.

## અમુક આશ્ચર્યજનક હેરત પમાડે એવી ઘટનાઓ :

જેલના જેલર સામે કેદીઓમાંથી અમુકે હઝરત યૂસુફ (અલૈ.)માં પોતાની આસ્થા અને મહોબ્બતની જાહેરાત કરી કે અમને તેમનાથી ઘણી મહોબ્બત છે ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે અલ્લાહના વાસ્તે મારાથી મહોબ્બત ન

કરો કારણ કે, જ્યારે પણ કોઈએ મારાથી મહોબ્બત કરી છે તો મારા ઉપર આફત આવી પડી છે, બાળપણમાં મારી ફોઈને મારાથી મહોબ્બત હતી તેના પરિણામમમાં મારા ઉપર ચોરીનો આક્ષેપ લાગ્યો, પછી મારા પિતાએ મારાથી મહોબ્બત કરી તો હું મારા ભાઈઓના હાથે કૂવામાં કેદ થવાથી લઈ પછી ગુલામી અને દેશ નિકાલ જેવી આફતમાં સપડાયો, અઝીઝની પત્નીએ મારાથી મહોબ્બત કરી તો હું જેલખાનામાં પહોંચી ગયો. *(ઈબ્ને કષીર, મઝહરી)*

આ બે કેદીઓ જે હઝરત યૂસુફ (અલૈ.) સાથે જેલખાનામાં ગયા હતા એક દિવસે તેમણે કહ્યું કે, તમે અમને ઘણા નેક અને ભલા માણસ લાગો છો એટલા માટે તમને અમે પોતાના સ્વપ્નની તા'બીર પૂછવા ઈચ્છીએ છીએ. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને બીજા અમુક તફસીરના ઈમામો ફરમાવે છે કે "આ સ્વપ્ન તેમણે વાસ્તવમાં જોયું હતું." હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે "સ્વપ્ન કંઈ ન હતું ફક્ત હઝરત યૂસુફ (અલૈ.)ની મોટાઈ અને તેમની સચ્ચાઈની કસોટી કરવા માટે સ્વપ્ન ઉપજાવી કાઢ્યું હતું."

જે હોય તે; તેમાં એક શાહી સાકી (એટલે કે બાદશાહનો દારૂ પીરસનારો) હતો, તેણે કહ્યું કે મેં સ્વપ્નમાં જોયું કે હું દ્રાક્ષનો શરાબ કાઢી રહ્યો છું અને બીજો રસોઈયો હતો, તેણે કહ્યું કે મેં જોયું કે મારા માથા ઉપર રોટીઓનો ટોપલો છે તેમાંથી પક્ષીઓ તોડી-તોડીને ખાઈ રહ્યા છે અને દરખાસ્ત કરી કે અમને બંનેને અમારા સ્વપ્નની તા'બીર બતાવો.

હઝરત યૂસુફ (અલૈ.)ને સ્વપ્નની તા'બીર પૂછવામાં આવે છે પરંતુ તેઓ પોતાની પયગમ્બર તરીકેની શૈલીથી આ સવાલના જવાબ પહેલાં ઈમાનની તબ્લીગ અને તેના તરફ આમંત્રણનું કામ શરૂ કરે છે અને દા'વતના સિદ્ધાંતો હેઠળ હિકમત તથા સમજદારીથી કામ લઈને સૌ પ્રથમ તે લોકોના દિલોમાં પોતાનો ભરોસો પેદા કરવા માટે પોતાના તે મોઅ્જિઝાનું વર્ણન કર્યું કે તમારા માટે તમારા ઘેરથી અથવા અન્ય કોઈ સ્થળેથી જે ખાવા આવે છે તેના આવવાથી પહેલાં હું તમને બતાવી આપું છું કે તે કયા પ્રકારનું ભોજન છે ? કેવું અને કેટલું છે? અને કયા સમયે આવશે ? અને તે બરાબર તે જ પ્રમાણે આવે છે. ذٰلِكُمَا مِمَّا عَلَّمَنِىْ رَبِّىْ અને આ કોઈ "રમલ" કે "જફર"ની કળા અથવા કોઈ

જ્યોતિષશાસ્ત્ર વગેરેના પ્રપંચો નથી બલકે, મારો પરવરદિગાર વહી દ્વારા મને બતાવી આપે છે એટલા માટે હું તમને બતાવી આપું. આ એક ખુલ્લો મોઅ્જિઝો હતો જે નુબુવ્વતની દલીલ અને ભરોસો કરવા માટેનું સૌથી મોટું કારણ હતું ત્યારબાદ પ્રથમ કુફ્રની બુરાઈ અને કુફ્રના અપમાનથી પોતાની બેઝારી અને અલગતા વર્ણન કરી અને પછી એ પણ બતાવ્યું કે હું નુબુવ્વતના ખાનદાનનો એક વ્યક્તિ છું અને તેમના જ સત્ય ધર્મનો પાબંદ છું, મારા બાપ-દાદાઓ ઈબ્રાહીમ અને ઈસ્હાક અને યાકૂબ (અલૈ.) છે. આ ખાનદાની પ્રતિષ્ઠા પણ મનુષ્યના સ્વભાવમાં ભરોસો પેદા કરવાનું માધ્યમ હોય છે, ત્યાર પછી ફરમાવ્યું કે અમારા માટે આ કોઈપણ રીતે જાઈઝ નથી કે અમે અલ્લાહ તઆલાની સાથે કોઈને પણ તેના મઅ્બૂદ હોવામાં ભાગીદાર ઠરાવીએ, પછી ફરમાવ્યું કે આ દીને હકની તવફીક અમારા ઉપર અને બધા લોકો ઉપર અલ્લાહ તઆલાની કૃપા છે કે તેણે સમજદારી અર્પણ કરી અને સત્યને કબૂલ કરવું અમારા માટે સરળ કરી દીધું પરંતુ ઘણા લોકો હજુપણ આ નેઅ્મતની કદ્ર અને શુક્ર નથી કરતા, પછી તેમણે કેદીઓને સવાલ કર્યો કે વારુ, તમે જ બતાવો કે મનુષ્ય માટે ઘણા બધા ખુદા અને મઅ્બૂદ હોય તે સારું છે અથવા તો માત્ર તે એક એવા અલ્લાહનો બંદો બને કે જે સર્વશક્તિમાન અને દરેક વસ્તુ ઉપર છવાયેલો છે ? ત્યારબાદ મૂર્તિપૂજાની બુરાઈ એક બીજી પદ્ધતિ દ્વારા એ પ્રમાણે બતાવી કે તમે અને તમારા બાપદાદાઓ અમુક મૂર્તિઓને પોતાનો પરવરદિગાર સમજી બેઠા તો આ તો ફક્ત નામ માત્રના જ છે જે તમે ઘડી લીધા છે, ન તેમની પોતાની કોઈ ખાસિયત એ પાત્રતા ધરાવે છે કે તેમને કોઈ મા'મૂલી શક્તિ અને તાકાતના માલિક સમજવામાં આવે કારણ કે તે બધા જ નિર્જીવ અને જડ છે. આ વાત તો આપણી આંખો દ્વારા સાબિત થઈ ચૂકી છે અને બીજો માર્ગ તેમના સાચા મઅ્બૂદ હોવાનો એ હોઈ શકતો હતો કે અલ્લાહ તઆલા તેમની પૂજાપાઠ માટે હુકમ નાઝિલ ફરમાવે તો ભલે બુદ્ધિ કે તર્ક તેમની ખુદાઈનો સ્વીકાર ન કરતી હોત પરંતુ અલ્લાહ તઆલાના હુકમના કારણે આપણે તે બુદ્ધિ કે તર્કના અભિપ્રાયને છોડીને અલ્લાહના હુકમની તા'બેદારી કરવી પડી હોત પરંતુ અહીંયાં તો એવું પણ કશું નથી કારણ કે, હક તઆલાએ તેમની ઈબાદત માટેની કોઈ સાબિતી કે દલીલ નાઝિલ નથી ફરમાવી બલકે, તેણે તો એ જ બતાવ્યું છે કે હુકમો અને હુકૂમત

માત્ર અલ્લાહ સિવાય કોઈનો હક કે અધિકાર નથી અને તેણે એ હુકમ આપ્યો છે કે તેના સિવાય કોઈની ઈબાદત ન કરો, આ જ તે દીને કય્યિમ (સત્ય-સીધો માર્ગ) છે જે મારા બાપદાદાઓને અલ્લાહ તઆલા તરફથી અર્પણ થયો પરંતુ મોટા ભાગના લોકો આ હકીકતને જાણતા નથી.

હઝરત યૂસુફ (અલૈ.) પોતાની તબ્લીગ અને દા'વત પછી તે લોકોના સ્વપ્નો તરફ કેન્દ્રિત થયા અને ફરમાવ્યું કે, તમારામાંથી એક તો છૂટી જશે અને પછી પોતાની નોકરી ઉપર પાછો નિમણૂક પામી રાજાને શરાબ પીવાડશે અને બીજા ઉપર ગુનોહ સાબિત થશે અને તેને સૂળીએ ચઢાવી દેવામાં આવશે તથા જાનવર તેના શરીરનું માંસ તોડી-તોડીને ખાશે.

**પયગમ્બર તરીકેની લાગણીનું એક આશ્ચર્યજનક ઉદાહરણ :**

ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે જો કે આ બંનેનું સ્વપ્ન અલગ- અલગ હતું અને દરેકની તા'બીર નક્કી હતી અને આ પણ નક્કી હતું કે, શાહી સાકી છૂટીને પોતાની નોકરી ઉપર ફરી નિમણૂક પામશે અને રસોઈયાને સૂળીએ ચઢાવવામાં આવશે પરંતુ પયગમ્બર તરીકેની લાગણી અને પ્રેમના કારણે તેમણે નક્કી કરીને ન બતાવ્યું કે તમારામાંથી ફલાણાને સૂળીએ ચઢાવવામાં આવશે જેથી તે, તે જ સમયે દિલગીર ન થઈ જાય બલકે મોઘમ રીતે એવું કહ્યું કે તમારામાંથી એક છૂટી જશે અને બીજાને સૂળીએ ચઢાવવામાં આવશે.

અંતે ફરમાવ્યું કે મેં તમારા સ્વપ્નની તા'બીર જે આપી છે તે ફક્ત અટકળ અને અનુમાન નથી બલકે આ અલ્લાહ તઆલાનો ફેંસલો છે જે ટળી શકતો નથી. જે તફસીરકારોએ આ લોકોના સ્વપ્નને ખોટું અને બનાવટી કહ્યું છે તેમણે એ પણ ફરમાવ્યું છે કે, જ્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ સ્વપ્નની તા'બીર બતાવી તો તે બંને બોલી ઊઠ્યા કે અમે તો કોઈ સ્વપ્ન નથી જોયું માત્ર વાત ઉપજાવી કાઢી હતી એટલા માટે તેમની આ વાત ઉપર હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું, قُضِيَ الْاَمْرُ الَّذِىْ فِيْهِ تَسْتَفْتِيٰنِ ભલે તમે આ સ્વપ્ન જોયું અથવા નથી જોયું પણ હવે ઘટના એવી જ બનશે જે વર્ણન કરવામાં આવી છે. મકસદ એ છે કે જૂઠું સ્વપ્ન ઉપજાવી કાઢવાનો જે ગુનોહ તમે કર્યો હતો હવે તેની સજા એ જ છે જે સ્વપ્નની તા'બીર તરીકે વર્ણન કરવામાં આવી.

પછી જે વ્યક્તિ વિશે હઝરત યૂસુફ (અલૈ.) સ્વપ્નની તા'બીર દ્વારા એ સમજતા હતા કે તે છૂટીને સ્વતંત્ર થઈ જશે તેને કહ્યું કે, જ્યારે તમે જેલમાંથી આઝાદ થઈને છૂટી જાઓ અને શાહી દરબારમાં પહોંચો તો પોતાના રાજા પાસે મારું પણ વર્ણન કરજો કે એક બેગુનાહ (નિર્દોષ) જેલમાં પડ્યો છે પરંતુ તે વ્યક્તિને આઝાદ થયા પછી હઝરત યૂસુફ (અલૈ.)ની આ વાત યાદ ન રહી જેના પરિણામે હઝરત યૂસુફ (અલૈ.)ની આઝાદી અને છુટકારામાં મોડું થયું અને આ ઘટના પછી અમુક વર્ષો તેઓ વધારે જેલમાં રહ્યા.

અત્રે કુર્આનમાં શબ્દ بِضۡعَ سِنِيۡنَ (બિદ્-અ સિનીન) આવ્યો છે, આ શબ્દ ત્રણથી લઈને નવ સુધીની સંખ્યા માટે બોલવામાં આવે છે, અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે આ ઘટના પછી સાત વર્ષો વધારે જેલમાં રહેવું પડ્યું.

**હુકમો અને મસ્અલાઓ :**

પ્રસ્તુત આયતોમાં ઘણા બધા હુકમો, મસ્અલાઓ, ખુલાસાઓ, માર્ગદર્શનો અને સૂચનાઓ પ્રાપ્ત થાય છે તેમાં વિચાર કરો.

**(૧) મસ્અલો :**

હઝરત યૂસુફ (અલૈ.) જેલમાં મોકલવામાં આવ્યા જે અપરાધીઓ અને બદ્માશોની વસ્તી હોય છે પરંતુ હઝરત યૂસુફ (અલૈ.) તેમની સાથે પણ સારી વર્તણૂક અને સારા વ્યવહારથી તે મા'મલો કરતા હતા કે જેનાથી તે બધા તેમનું માન રાખતા થઈ ગયા, એનાથી જાણ થાય છે કે સુધારક માટે જરૂરી છે કે અપરાધીઓ અને મુજરીમો સાથે પણ હમદર્દી અને ભલાઈનો મા'મલો કરીને તેમને પોતાની તરફેણમાં આકર્ષિત કરી લે, કોઈપણ પગલે નફરતની જાહેરાત ન થવા દે.

**(૨) મસ્અલો :**

આયતના શબ્દ اِنَّا نَرٰکَ مِنَ الۡمُحۡسِنِيۡنَ થી એ જાણ થઈ કે સ્વપ્નની તા'બીર એવા જ લોકોને પૂછવી જોઈએ જે નેક અને ભલો માણસ હોય તથા તેમની હમદર્દી ઉપર ભરોસો હોય.

**(૩) મસ્અલો :**

એ પણ જાણ થઈ કે સત્યનું આમંત્રણ આપનારા અને મખ્લૂકની

સુધારણા અને સેવા કરનારા લોકોની શૈલી અને રીત-ભાત એવી હોવી જોઈએ કે, પ્રથમ પોતાની સદ્‌વર્તણૂક તથા જ્ઞાન અને તેના ઉપર અમલની વિશેષતાઓ દ્વારા અલ્લાહની મખ્લૂક ઉપર પોતાનો વિશ્વાસ સ્થાપિત કરે ભલે, તેમાં તેમને પોતાની અમુક વિશેતાઓની જાહેરાત પણ કરવી પડે જેમકે હઝરત યૂસુફ (અલૈ.)એ આ તકે પોતાના મોઅ્‌જિઝાનું પણ વર્ણન કર્યું અને પોતે નુબુવ્વતના કુટુંબના એક વ્યક્તિ હોવાનું પણ જાહેર કર્યું. આ વિશેષતાની જાહેરાત જો મખ્લૂકની સુધારણાની નિય્યતથી હોય અને તેમાં પોતાની વ્યક્તિગત મોટાઈ સાબિત કરવા માટે ન હોય તો આ તે ''તઝ્‌કિય્યએ નફ્‌સ'' (પવિત્રતાની જાહેરાત) નથી જેની મનાઈ કુર્આને કરીમમાં આવી છે. فَلَا تُزَكُّوْٓا اَنْفُسَكُمْ એટલે કે, "પોતાના નફ્‌સની પવિત્રતાની જાહેરાત ન કરો." *(તફસીરે મઝહરી)*

**(૪) મસ્અલો :**

પ્રચાર અને તબ્લીગનો એક મહત્ત્વનો સિદ્ધાંત એ પણ બતાવવામાં આવ્યો છે કે પ્રચારક અને સુધારકની મહત્ત્વની ફરજ એ છે કે દરેક સમયે, દરેક પરિસ્થિતિમાં પોતાના પ્રચારના કાર્યને અને તબ્લીગને બધા કાર્યોથી અગ્રસ્થાને રાખે, કોઈ તેની પાસે કોઈ અન્ય કામ માટે આવે ત્યારે પણ તે પોતાના અસલી કામને ન ભૂલે, જેમકે હઝરત યૂસુફ (અલૈ.)ની પાસે આ કેદીઓ સ્વપ્નની તા'બીર પૂછવા માટે આવ્યા હતા ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ સ્વપ્નની તા'બીરનો જવાબ આપતા પહેલાં દા'વતો તબ્લીગ દ્વારા તેમને હિદાયત અને સત્યની ભેટ અર્પણ કરી, એવું ન સમજો કે દા'વત અને તબ્લીગ કોઈ જલ્સા અથવા કોઈ મિમ્બર અથવા કોઈ સ્ટેજ ઉપર જ થઈ શકે છે બલકે, વ્યક્તિગત મુલાકાતો, વ્યક્તિગત ચર્ચા અને વાતચીત દ્વારા આ કાર્ય વધારે અસરકારક અને પ્રભાવી હોય છે.

**(૫) મસ્અલો :**

આ બાબત પણ તે જ સુધારણા અને દોરવણી વિશે છે કે હિકમતની સાથે એવી વાત કહેવામાં આવે જે શ્રોતાના દિલમાં ઘર કરી જાય જેમકે, હઝરત યૂસુફ (અલૈ.)એ તેમને એ બતાવ્યું કે મને જે કંઈ વિશેષતા પ્રાપ્ત થઈ તે એનું જ પરિણામ છે કે મેં કુફ્રની મિલ્લતને છોડીને ઈસ્લામ ધર્મ અપનાવ્યો અને કુફ્ર અને શિર્કની ખરાબીઓને દિલ ઉપર અસર કરે એવા અંદાજમાં વર્ણન કરી.

**(૬) મસ્અલો :**

તેનાથી એ સાબિત થયું કે જે મા'મલો સાંભળનાર માટે તકલીફ આપનાર અને તેને નાપસંદ હોય અને તેની જાહેરાત જરૂરી જ હોય તો શ્રોતા સામે જ્યાં સુધી શક્ય હોય એવા અંદાજથી વર્ણન કરવામાં આવે કે તેને ઓછામાં ઓછી તકલીફ પહોંચે જેમકે, સ્વપ્નની તા'બીરમાં એક વ્યક્તિનું સૂળીએ ચઢવું નક્કી હતું પરંતુ હઝરત યૂસુફ (અલૈ.)એ તેને મોઘમ રાખ્યું અને નક્કી કરીને ન બતાવ્યું કે સૂળી ઉપર કોણ ચઢશે ? *(ઈબ્ને કષીર, મઝહરી)*

**(૭) મસ્અલો :**

હઝરત યૂસુફ (અલૈ.)એ જેલમાંથી છુટવા માટે તે કેદીને કહ્યું કે જ્યારે રાજા પાસે જાય તો મારું પણ વર્ણન કરજે કે એક નિર્દોષ જેલમાં છે. તેનાથી જાણ થઈ કે કોઈ મુસીબતમાંથી છુટકારો મેળવવા માટે કોઈ વ્યક્તિના પ્રયત્નને માધ્યમ બનાવવું તવક્કુલની વિરોધી બાબત નથી.

**(૮) મસ્અલો :**

અલ્લાહ જલ્લ શા'નુહૂને પોતાના ચૂંટી કાઢેલા પયગમ્બરો માટે દરેક જાઈઝ પ્રયત્ન પણ પસંદ નથી કે કોઈ વ્યક્તિને તેમના છુટકારાનું માધ્યમ બનાવે, તેમના અને અલ્લાહ તઆલા દરમિયાન કોઈ માધ્યમ ન હોવું જ અંબિયા (અલૈ.)નું વાસ્તવિક સ્થાન છે, કદાચ એટલા માટે જ આ કેદી હઝરત યૂસુફ (અલૈ.)નો સંદેશ કહેવાનો ભૂલી ગયો અને તેમને અમુક વધારે વર્ષો જેલમાં રહેવું પડ્યું. એક હદીષમાં પણ રસૂલે કરીમ ﷺએ આ બાબત તરફ જ ઈશારો કર્યો છે.

———————

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૪૩ થી ૫૦)

وَقَالَ الْمَلِكُ اِنِّیْۤ اَرٰی سَبْعَ بَقَرٰتٍ سِمَانٍ یَّاْكُلُهُنَّ سَبْعٌ عِجَافٌ وَّسَبْعَ سُنْۢبُلٰتٍ
خُضْرٍ وَّاُخَرَ یٰبِسٰتٍ ؕ یٰۤاَیُّهَا الْمَلَاُ اَفْتُوْنِیْ فِیْ رُءْیَایَ اِنْ كُنْتُمْ لِلرُّءْیَا تَعْبُرُوْنَ ﴿۴۳﴾
قَالُوْۤا اَضْغَاثُ اَحْلَامٍ ۚ وَمَا نَحْنُ بِتَاْوِیْلِ الْاَحْلَامِ بِعٰلِمِیْنَ ﴿۴۴﴾ وَقَالَ الَّذِیْ نَجَا مِنْهُمَا

وَادَّكَرَ بَعْدَ اُمَّةٍ اَنَا اُنَبِّئُكُمْ بِتَاْوِيْلِهٖ فَاَرْسِلُوْنِ ﴿۴۵﴾ يُوْسُفُ اَيُّهَا الصِّدِّيْقُ
اَفْتِنَا فِيْ سَبْعِ بَقَرٰتٍ سِمَانٍ يَّاْكُلُهُنَّ سَبْعٌ عِجَافٌ وَّسَبْعِ سُنْۢبُلٰتٍ خُضْرٍ
وَّاُخَرَ يٰبِسٰتٍ ۙ لَّعَلِّيْٓ اَرْجِعُ اِلَى النَّاسِ لَعَلَّهُمْ يَعْلَمُوْنَ ﴿۴۶﴾ قَالَ تَزْرَعُوْنَ سَبْعَ
سِنِيْنَ دَاَبًا ۚ فَمَا حَصَدْتُّمْ فَذَرُوْهُ فِيْ سُنْۢبُلِهٖٓ اِلَّا قَلِيْلًا مِّمَّا تَاْكُلُوْنَ ﴿۴۷﴾
ثُمَّ يَاْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ سَبْعٌ شِدَادٌ يَّاْكُلْنَ مَا قَدَّمْتُمْ لَهُنَّ اِلَّا قَلِيْلًا مِّمَّا
تُحْصِنُوْنَ ﴿۴۸﴾ ثُمَّ يَاْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَامٌ فِيْهِ يُغَاثُ النَّاسُ وَفِيْهِ يَعْصِرُوْنَ ﴿۴۹﴾ ع
وَقَالَ الْمَلِكُ ائْتُوْنِيْ بِهٖ ۚ فَلَمَّا جَآءَهُ الرَّسُوْلُ قَالَ ارْجِعْ اِلٰى رَبِّكَ فَسْــَٔلْهُ مَا بَالُ
النِّسْوَةِ الّٰتِيْ قَطَّعْنَ اَيْدِيَهُنَّ ۭ اِنَّ رَبِّيْ بِكَيْدِهِنَّ عَلِيْمٌ ﴿۵۰﴾

## તરજુમો :

*અને બાદશાહે કહ્યું, હું સ્વપ્નમાં જોઉં છું સાત તગડી ગાયો તેમને સાત દુબળી ગાયો ખાય છે અને સાત લીલી ડૂંડીઓ અને બીજી સુક્કી; હે દરબારીઓ ! મને મારા સ્વપ્નની તા'બીર કહો જો તમે સ્વપ્નની તા'બીર આપનારા હોવ. (૪૩) બોલ્યા, આ કાલ્પનિક સ્વપ્ન છે અને અમને આવા સ્વપ્નોની તા'બીર ખબર નથી. (૪૪) અને તે બોલ્યો જે તે બંનેમાંથી બચી ગયો હતો અને એક મુદ્દત પછી તેને યાદ આવી ગયું, હું તમને તેની તા'બીર બતાવું બસ તમે મને મોકલો. (૪૫) જઈને કહ્યું, હે યૂસુફ ! હે સાચા ! અમને આ સ્વપ્નમાં હુકમ આપ સાત ગાયો તગડી તેને સાત દુબળી ગાયો ખાય અને સાત લીલી ડૂંડીઓ અને બીજી સુક્કી જેથી લોકોની પાસે લઈ જાઉં જેથી તેમને ખબર થાય. (૪૬) કહ્યું, તમે સાત વર્ષ બરાબર ખેતી કરજો, બસ જે કાપો તેને તેની ડૂંડીઓમાં રહેવા દેજો પરંતુ થોડું જ જે તમે ખાઓ. (૪૭) ફરી તેના પછી સાત વર્ષો સખ્તીના (દુકાળના) આવશે તે ખાઈ જશે જે તમે તેના માટે રહેવા દીધું હતું પરંતુ થોડું જ જે બિયારણ માટે બચાવી રાખશો. (૪૮) ત્યાર પછી એક વર્ષ આવશે તેમાં લોકો ઉપર વરસાદ વરસસે અને તેમાં રસ*

*નિચોવશો. (૪૯) અને બાદશાહે કહ્યું, તેને મારી પાસે લઈ આવો, પછી જ્યારે તેમની પાસે મોકલેલો વ્યક્તિ આવ્યો તેને (યૂસુફ અલૈ.એ) કહ્યું, પોતાના માલિકની પાસે પાછો જા અને તેને પૂછ તે સ્ત્રીઓની શું હકીકત છે જેમણે પોતાના હાથ કાપ્યા હતા ? મારો પરવરદિગાર તો બેશક તેમનો બધો પ્રપંચ જાણે છે. (૫૦)*

## તફસીર :

અને (મિસ્રના) બાદશાહે (પણ એક સ્વપ્ન જોયું અને દરબારીઓને ભેગા કરીને તેમને) કહ્યું કે હું (સ્વપ્નમાં શું) જોઉં છું કે સાત ગાયો તાજી-માજી છે જેને સાત દુબળી ગાયો ખાઈ ગઈ અને સાત લીલી કંટીઓ છે, તે ઉપરાંત સાત બીજી છે જે સુક્કી છે (અને સુક્કી કંટીઓ-ડૂંડીઓએ એ જ પ્રમાણે તે સાત લીલી કંટીઓની ઉપર લપેટાઈને તેને પણ સુક્કી કરી દીધી), હે દરબારીઓ ! જો તમે (સ્વપ્નની) તા'બીર જોતા હોય તો મારા આ સ્વપ્ન વિશે મને જવાબ આપો, તે લોકો કહેવા લાગ્યા કે (પ્રથમ તો આ કોઈ સ્વપ્ન જ નથી જેનાથી આપ ચિંતામાં પડી જાઓ) આમ જ પરેશાન (કરનાર કાલ્પનિક) વિચારો છે અને (બીજું) અમે લોકો (રાજ્ય વહીવટના નિષ્ણાતો છે) સ્વપ્નની તા'બીરનું જ્ઞાન ધરાવતા નથી (તે જવાબ એટલા માટે આપ્યો કે પ્રથમ જવાબથી બાદશાહના દિલમાંથી પરેશાની અને વસવસો દૂર કરવો હતો અને બીજા જવાબથી પોતાની લાચારી જાહેર કરવી હતી, ખુલાસો એ છે કે પ્રથમ તો આવું સ્વપ્ન તા'બીરપાત્ર જ નથી અને બીજું અમે આ કળાના નિષ્ણાત નથી, દરબારીઓએ એવું કહ્યું પરંતુ) અને તે (પેલા) બે કેદીઓમાંથી જે છૂટી ગયો હતો (તે મજલિસમાં હાજર હતો) તેણે કહ્યું, અને એક મુદ્દત પછી તેને (હઝરત યૂસુફ અલૈ.ની વસિય્યતનો) ખ્યાલ આવ્યો (તે બોલ્યો), હું તેની તા'બીરની ખબર લાવી આપું છું તમે લોકો મને જરા જવાની રજા આપો (એટલા માટે દરબારમાંથી રજા લઈને તે જેલખાનામાં હઝરત યૂસુફ અલૈ. પાસે પહોંચ્યો અને જઈને કહ્યું), હે યૂસુફ ! હે સત્યવાદી ! તમે અમને આ (સ્વપ્ન)નો જવાબ (એટલે કે તા'બીર) આપો કે સાત ગાયો તાજી-માજી છે તેને સાત દુબળી ગાયો ખાઈ ગઈ અને સાત લીલી કંટીઓ છે અને તે ઉપરાંત (સાત) સુક્કી પણ છે (કે આ સુક્કી કંટીઓના લપેટાઈ જવાથી તે લીલી કંટીઓ પણ સુકાઈ ગઈ, તમે આ સ્વપ્નની તા'બીર બતાવો) જેથી હું (જેમણે મને મોકલ્યો છે) તે લોકોની

પાસે પાછો વળીને જાઉં (અને વર્ણન કરું) જેથી (તેની તા'બીર અને આપની હાલતની) તેમને પણ જાણ થઈ જાય (કે તા'બીર ઉપર અમલ કરે અને આપના છુટકારાનું કોઈ સ્વરૂપ સામે આવે), તેમણે કહ્યું કે (આ સાત તાજી-માજી માતેલી ગાયો અને સાત લીલી કંટીઓનો અર્થ જમીનનું ઉત્પાદન અને વરસાદના વર્ષો છે, બસ) તમે સાત વર્ષો સતત (ખૂબ) અનાજ વાવજો પછી જે પાક લણો તેને કંટીઓમાં જ રહેવા દેજો (જેથી તે સડી ન જાય) હા ! પરંતુ થોડું જે તમારા ખાવા માટે છે (તે કંટીઓમાંથી કાઢવું જ પડશે), પછી તે (સાત વર્ષ) બાદ સાત વર્ષ એવા સખત (અને દુકાળના) આવશે કે જે આ (બધા જ) સંગ્રહને ખાઈ જશે જેને તમે તે વર્ષો માટે ભેગો કરી રાખ્યો હશે, હા ! પરંતુ થોડું જે (બિયારણ માટે) છોડી રાખ્યું હશે (અલબત્ત તે બચી જશે અને આ સુક્કી કંટીઓ અને દુબળી ગાયોથી તે સાત વર્ષો તરફ ઈશારો છે) ત્યારબાદ એ (સાત વર્ષ) પછી એક વર્ષ એવું આવશે જેમાં લોકો માટે ખૂબ વરસાદ થશે અને તેમાં (દ્રાક્ષ એટલી બધી પાકશે કે લોકો તેમાંથી તેનો) રસ નીચોવશે, (અને શરાબમાં પીશે, મતલબ કે તે વ્યક્તિ તા'બીર લઈને દરબારમાં પહોંચ્યો) અને (જઈને વર્ણન કર્યું) રાજાએ (જ્યારે આ સાંભળ્યું તો તે હઝરત યૂસુફ અલૈ.ના જ્ઞાન અને બુદ્ધિનો આસ્થાવાન બની ગયો અને) હુકમ આપ્યો કે તેને મારી પાસે લઈ આવો, (એટલા માટે અહીંયાંથી સંદેશાવાહક ગયો) પછી જ્યારે તેમની પાસે સંદેશાવાહક પહોંચ્યો (અને સંદેશ પહોંચાડ્યો ત્યારે) તેમણે ફરમાવ્યું કે (જ્યાં સુધી મને આ તોહમતથી મુક્ત કરવામાં નહીં આવે અને મારા બેકુસૂર હોવાનું સાબિત ન થઈ જાય હું આવીશ નહીં) તું પોતાની સરકાર પાસે પાછો જા, પછી તેમને પૂછ કે (કંઈ તમને ખબર છે) તે સ્ત્રીઓની શું હાલત છે જેમણે પોતાના હાથ કાપી લીધા હતા ? (મતલબ એ હતો કે તેમને બોલાવીને આ ઘટનાની તપાસ કરો જેના કારણે મને જેલ થઈ અને સ્ત્રીઓની હાલતથી ભાવાર્થ તેમના યૂસુફ અલૈ.ની હાલતથી વાકેફ હોવા અથવા ન હોવાનો છે. હઝરત યૂસુફ અલૈ.એ તે ઓરતોનું વર્ણન કદાચ એટલા માટે કર્યું કે, તેમની સામે ઝુલેખાંએ એકરાર કર્યો હતો وَلَقَدْ رَاوَدْتُّهُ عَنْ نَّفْسِهٖ فَاسْتَعْصَمَ) મારો પરવરદિગાર તે ઓરતોના સમૂહના ફરેબને ખૂબ સારી પેઠે જાણે છે (એટલે કે અલ્લાહને તો ખબર જ છે કે ઝુલેખાંની મારા ઉપર તોહમત લગાવવી એક ચાલબાજી હતી પરંતુ લોકોમાં પણ તેની જાહેરાત થઈ

જવી યોગ્ય છે એટલા માટે બાદશાહે તે સ્ત્રીઓને હાજર કરી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં એ વર્ણન છે કે પછી અલ્લાહ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.)ના છૂટકારા માટે ગય્બના પડદામાં એક સ્વરૂપ એ પેદા કર્યું કે મિસ્રના બાદશાહે એક સ્વપ્ન જોયું જેનાથી તે પરેશાન થઈ ગયો, પોતાના રાજ્યના જ્ઞાનીઓ અને જ્યોતિષીઓને ભેગા કરીને સ્વપ્નની તા'બીર પૂછી તે સ્વપ્ન કોઈની સમજમાં ન આવ્યું, સૌએ આ જવાબ આપ્યો કે اَضۡغَاثُ اَحۡلَامٍ وَمَانَحۡنُ بِتَاْوِيۡلِ الۡاَحۡلَامِ بِعٰلِمِيۡنَ અહીંયાં اَضۡغَاثُ (અદ્ગાસ) એ ضِغۡثٌ (દિગ્સ)નું બહુવચન છે જે એવી પોટલીને કહેવામાં આવે છે જેમાં વિવિધ પ્રકારનો ઘાસચારો ભેગો કર્યો હોય, ભાવાર્થ એ હતો કે આ સ્વપ્ન ભેળસેળીયું છે જેમાં કલ્પનાઓ વગેરે પણ સામેલ છે અને અમે એવા સ્વપ્નની તા'બીર જાણતા નથી, કોઈ સાચું સ્વપ્નું હોત તો તા'બીર વર્ણન કરી આપત.

આ ઘટના જોઈને એક લાંબા સમય પછી તે જેલખાનેથી છૂટેલા કેદીને હઝરત યૂસુફ (અલૈ.)ની વાત યાદ આવી અને તેણે આગળ વધીને કહ્યું કે હું તમારા સ્વપ્નની તા'બીર બતાવી શકીશ, તે સમયે તેણે હઝરત યૂસુફ (અલૈ.)ની વિશેષતાઓ તથા સ્વપ્નની તા'બીરમાં તેમનું સચોટ અને નિષ્ણાત હોવું, વળી તેમનું મઝલૂમ થઈને કેદ ભોગવવી વગેરે ઘટનાનું વર્ણન કરીને એવું ઇચ્છ્યું કે મને જેલખાનામાં તેમને મળવાની પરવાનગી આપવામાં આવે, બાદશાહે તેની વ્યવસ્થા કરી, તે હઝરત યૂસુફ (અલૈ.)ની પાસે હાજર થયો. કુર્આને કરીમે આ બધા ઘટનાક્રમને માત્ર એક શબ્દ فَاَرۡسِلُوۡنِ (ફ-અરસિલૂનિ) ફરમાવીને વર્ણન કરી દીધું છે જેનો અર્થ એ છે કે, “મને મોકલી આપો.” હઝરત યૂસુફ (અલૈ.)ના વર્ણન ઉપર સરકારી મંજૂરી અને જેલખાના સુધી પહોંચવું આ બધો ઘટનાક્રમ આપમેળે સમજમાં આવી જાય છે એટલા માટે તેના ખુલાસાની આવશ્યકતા સમજવામાં નથી આવી આથી આ વર્ણન શરૂ કર્યું.

يُوۡسُفُ اَيُّهَا الصِّدِّيۡقُ એટલે કે, તે વ્યક્તિએ જેલખાનામાં પહોંચીને હઝરત યૂસુફ (અલૈ.)ને ઘટનાની જાણકારી આપવાનું આ પ્રમાણે શરૂ કર્યું કે, પ્રથમ હઝરત યૂસુફ (અલૈ.)ને "સિદીક" કહ્યા એટલે કે કરની અને કથનીમાં સાચા

હોવાનો ઈકરાર કર્યો, પછી દરખાસ્ત કરી કે મને એક સ્વપ્નની તા'બીર બતાવો. સ્વપ્ન એ છે કે બાદશાહે એવું જોયું છે કે સાત માતેલી ગાયો તંદુરસ્ત છે અને બીજી સાત દુબળી ગાયો તેને ખાઈ રહી છે વળી, એ પણ જોયું કે સાત ઘઉંની ડૂંડીઓ ભરેલી અને લીલી છે અને સાત સુક્કી પણ છે.

તે વ્યક્તિએ સ્વપ્ન વર્ણન કર્યા પછી કહ્યું, لَعَلِّىٓ اَرۡجِعُ اِلَى النَّاسِ لَعَلَّهُمۡ يَعۡلَمُوۡنَ એટલે કે, તમે તા'બીર બતાવશો તો શક્ય છે કે હું તે લોકો પાસે જાઉં અને તેમને તા'બીર બતાવું અને શક્ય છે કે તેઓ આ પ્રમાણે તમારી કળા અને કુશળતાથી વાકેફ થઈ જાય.

તફસીરે મઝહરીમાં છે કે ઘટનાઓનું જે સ્વરૂપ "આલમે મિષાલ"માં હોય છે તે જ મનુષ્યને સ્વપ્નમાં દેખાય છે, આ દુનિયામાં તે સ્વરૂપોનો ખાસ અર્થ હોય છે. સ્વપ્નની તા'બીરની કળાનો બધો આધાર તેની જાણકારી ઉપર છે કે ફલાણા મિષાલી સ્વરૂપથી આ દુનિયામાં શું ભાવાર્થ હોય છે. અલ્લાહ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.)ને આ કળા સંપૂર્ણ અર્પણ કરી હતી, તેમણે સ્વપ્ન સાંભળીને સમજી લીધું કે સાત તાજી-માજી રૂષ્ટ-પુષ્ટ ગાયો અને સાત લીલી ભરેલી ડૂંડીઓથી ભાવાર્થ એ છે કે પ્રથમ સાત વર્ષોમાં જમીનનું ઉત્પાદન અને પાક સ્વાભાવિક રીતે પુષ્કળ થશે કારણ કે, બળદને જમીન ખેડવા અને અનાજ ઉગાડવામાં ખાસ દખલગીરી છે એ જ પ્રમાણે સાત દુબળી-પાતળી ગાયો અને સાત સુક્કી ડૂંડીઓનો ભાવાર્થ એ છે કે પ્રથમ સાત વર્ષો પછી સતત સાત વર્ષો સુધી સખત દુકાળ પડશે અને સાત કમજોર ગાયો દ્વારા સાત માતેલી ગાયોને ખાઈ જવાનો ભાવાર્થ એ છે કે સાત વર્ષોમાં જે કંઈ અનાજનો સંગ્રહ ભેગો થશે તે બધો આ દુષ્કાળના વર્ષોમાં ખર્ચ થઈ જશે પરંતુ બિયારણ માટે થોડું અનાજ બચી જશે.

બાદશાહના સ્વપ્નમાં તો દેખીતી રીતે એ જ જાણ થઈ હતી કે સાત વર્ષો સારું ઉત્પાદન થશે અને સાત વર્ષો દુષ્કાળ પડશે પરંતુ હઝરત યૂસુફ (અલૈ.)એ એક વસ્તુ આ પણ ઉમેરીને વર્ણન કરી કે, દુષ્કાળના સાત વર્ષો પછી એક વર્ષ ખૂબ વરસાદ પડશે અને સારું ઉત્પાદન થશે, તેનું જ્ઞાન હઝરત યૂસુફ (અલૈ.)ને યા તો એટલે થયું કે જ્યારે દુકાળના વર્ષ કુલ સાત જ છે તો આઠમાં વર્ષે વરસાદ અને સારું ઉત્પાદન થશે અને હઝરત કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ

તઆલાએ વહી દ્વારા હઝરત યૂસુફ (અલૈ.)ને એ બાબતની જાણકારી આપી દીધી હતી જેથી સ્વપ્નની તા'બીરથી પણ કંઈક વધારે ખબર તેમને પહોંચી, જેનાથી હઝરત યૂસુફ (અલૈ.)ની કુશળતા અને વિશેષતા જાહેર થઈ અને તે તેમના છુટકારાનું કારણ બન્યું. એનાથી વિશેષ એ પણ થયું કે હઝરત યૂસુફ (અલૈ.) ફક્ત તા'બીર કહીને ચૂપ ન રહ્યા બલકે તેની સાથે એક ખૂબ જ હિકમતભરી અને લાગણીસભર સલાહ પણ આપી, તે એ કે પ્રથમ સાત વર્ષોમાં જે વધારે ઉત્પાદન થાય તેને ઘઉંની ડૂંડીઓમાં જ સુરક્ષિત રાખજો જેથી ઘઉં સડી ન જાય. આ અનુભવની વાત છે કે જ્યાં સુધી અનાજને ડૂંડીઓની અંદર રહેવા દેવામાં આવે તો અનાજ સડતું નથી.

ثُمَّ يَاْتِىْ سَبْعٌ شِدَادٌ يَّاْكُلْنَ مَاقَدَّ مْتُمْ لَهُنَّ એટલે કે, પ્રથમ સાત વર્ષો પછી બીજા સાત વર્ષો સખત દુકાળગ્રસ્ત અને સુક્કા આવશે જે પાછલા ભેગા કરેલા સંગ્રહને ખાઈ જશે. સ્વપ્નમાં કારણ કે એવું જોયું હતું કે અશક્ત અને દુબળી ગાયો મજબૂત અને તાજી ગાયોને ખાઈ ગઈ, એટલા માટે સ્વપ્નની તા'બીરમાં તેના યોગ્ય એ જ ફરમાવ્યું કે દુકાળના પાછલા વર્ષોનો ભેગો કરેલો સંગ્રહ ખાઈ જશે જો કે વર્ષો તો કોઈ ખાવાની વસ્તુ નથી, ભાવાર્થ એ છે કે મનુષ્ય અને જાનવરો દુષ્કાળના વર્ષોમાં પાછળનો સંગ્રહ કરેલો જથ્થો ખાઈ જશે.

આ કિસ્સાનો ઘટનાક્રમ જાહેર છે કે એ વ્યક્તિ હઝરત યૂસુફ (અલૈ.) પાસેથી સ્વપ્નની તા'બીર જાણીને પાછો ફર્યો અને રાજાને ખબર આપી, તે તેનાથી સંતોષ પામ્યો તથા હઝરત યૂસુફ (અલૈ.)ની કળા અને કુશળતાનો આસ્થાવાન બની ગયો, પછી કુર્આને કરીમે આ બધી વસ્તુઓનું વર્ણન કરવાની જરૂરત નથી સમજી કારણ કે, આ બધી બાબતો ઘટનાક્રમ વડે આપમેળે સમજાઈ જાય છે ત્યારબાદ આગળ આ ઘટનાનું આ રીતે વર્ણન છે.

وَقَالَ الْمَلِكُ ائْتُوْنِىْ بِهٖ એટલે કે, બાદશાહે હુકમ આપ્યો કે હઝરત યૂસુફ (અલૈ.)ને જેલખાનામાંથી કાઢવામાં આવે અને દરબારમાં લાવવામાં આવે તેથી બાદશાહનો કોઈ સંદેશાવાહક બાદશાહનો આ સંદેશ લઈને જેલખાને પહોંચ્યો.

દેખીતું છે કે મોકો હતો કે હઝરત યૂસુફ (અલૈ.) જેલખાનાની લાંબી મુદ્દતથી તંગ આવી ચૂક્યા હતા અને છુટકારો ઈચ્છતા હતા, જ્યારે બાદશાહનો

સંદેશ તેમને બોલાવવા માટે પહોંચ્યો તો તરત તૈયાર થઈને સાથે થઈ ગયા હોત પરંતુ અલ્લાહ તઆલા પોતાના રસૂલોને જે ઉચ્ચ સ્થાન અર્પણ કરે છે તે અન્ય લોકોની સમજમાં આવતું નથી, તેમણે સંદેશાવાહકને આ જવાબ આપ્યો.

قَالَ ارْجِعْ اِلٰی رَبِّکَ فَسْئَلْهُ مَابَالُ النِّسْوَةِ الّٰتِیْ قَطَّعْنَ اَیْدِیَهُنَّ اِنَّ رَبِّیْ بِکَیْدِهِنَّ عَلِیْمٌ ۝ એટલે કે, હઝરત યૂસુફ (અલૈ.)એ કાસિદને કહ્યું કે તમે પોતાના બાદશાહ પાસે પાછા જઈને પહેલાં એ પૂછો કે તમારી સમીપ તે સ્ત્રીઓનો મા'મલો કેવો છે જેમણે પોતાના હાથ કાપી લીધા હતા ? શું આ ઘટનામાં તેઓ મને શંકાસ્પદ સમજે છે અને મને દોષી ઠરાવે છે ?

અત્રે આ વાત વિચાર માંગી લે છે કે તે વખતે હઝરત યૂસુફ (અલૈ.)એ તે સ્ત્રીઓનું વર્ણન કર્યું જેમણે પોતાના હાથ કાપી નાંખ્યા હતા, અઝીઝનું પત્નીનું નામ ન લીધું જે મૂળ કારણ હતું, તેમાં તે હકની રિઆયત હતી કે જે અઝીઝના ઘરમાં પાલન-પોષણ પામ્યા હતા અને દરેક શરીફ મનુષ્ય માટે આ બાબત લિહાજ કરવાપાત્ર હોય છે. *(કુર્તુબી)*

એક વાત એ પણ છે કે અસલ મકસદ પોતાના છુટકારાની સાબિતીનો હતો અને તે આ સ્ત્રીઓ દ્વારા જ થઈ શકતું હતું અને તેમાં સ્ત્રીઓની પણ કોઈ વધારે ફજેતી ન હતી, જો તેઓ સાચી વાતનો સ્વીકાર પણ કરી લે તો ફક્ત સલાહ આપવાની અપરાધી ઠરતી હતી, તેનાથી વિપરીત અઝીઝની પત્ની કે તેને તહકીક અને તપાસ કરવાનું નિશાન બનાવવામાં આવે તો તેનાથી વધારે ફજેતી થવાનો ડર હતો અને તેની સાથે જ હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું, اِنَّ رَبِّیْ بِکَیْدِهِنَّ عَلِیْمٌ એટલે કે, મારો પરવરદિગાર તો તે જૂઠ અને ફરેબને સારી પેઠે જાણે જ છે, હું ઈચ્છું છું કે બાદશાહ પણ આ હકીકત અને ઘટનાથી વાકેફ થઈ જાય જેમાં એક બારીકાઈભરી શૈલી વડે પોતાના છુટકારાની જાહેરાત પણ છે.

આ સ્થળે સહીહ બુખારી અને જામેઅ્ તિરમિઝીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રસૂલે કરીમ ﷺની એક હદીષનો આ ઈરશાદ નકલ થયો છે કે, "જો હું એટલો સમય જેલમાં રહ્યો હોત કે જેટલું હઝરત યૂસુફ (અલૈ.) રહ્યા છે અને પછી મને છુટકારા માટે બોલાવવામાં આવ્યો હોત તો હું તરત સ્વીકાર લેત."

ઈમામ તબરીની રિવાયતમાં એવા શબ્દો છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના

ધૈર્ય અને સહનશીલતા તથા તેમના અખ્લાકની ઉચ્ચતા આશ્ચર્યજનક છે, જ્યારે તેમને જેલમાં રાજાના સ્વપ્નની તા'બીર પૂછવામાં આવી જો હું તેમની જગ્યાએ હોત તો તા'બીર બતાવવામાં એ શરત લગાવત કે પહેલાં મને જેલમાંથી બહાર કાઢો પછી તા'બીર બતાવીશ, પછી જ્યારે સંદેશાવાહક છુટકારાનો સંદેશ લાવ્યો જો હું તેમની જગ્યાએ હોત તો તરત જેલના દરવાજા તરફ ચાલી પડત. *(કુર્તુબી)*

આ હદીષમાં એ વાત વિચાર કરવાપાત્ર છે કે આ હદીષનો હેતુ હઝરત યૂસુફ (અલૈ.)ના ધૈર્ય, સહનશીલતા અને તેમના ઉચ્ચ અખ્લાકના વખાણ અને પ્રસંશા કરવાનો છે, પરંતુ તેના મુકાબલામાં જે પરિસ્થિતિને રસૂલે કરીમ ﷺએ પોતાના તરફ સંબંધ કરીને ફરમાવી કે, "હું હોત તો મોડું ન કરત" જો તેનો મતલબ એ છે કે રસૂલે કરીમ ﷺ હઝરત યૂસુફ (અલૈ.)ની આ કાર્યપદ્ધતિ (વર્તણૂક)ને શ્રેષ્ઠ ફરમાવી રહ્યા છે અને પોતાની શા'નમાં એવું કહી રહ્યા છે કે હું હોત તો આટલો શ્રેષ્ઠ અમલ ન કરવા પામત બલકે, તેના મુકાબલામાં ઊતરતી કક્ષાને અપનાવી લેત જે દેખીતી રીતે અફઝલુલ અંબિયા ﷺની પ્રતિષ્ઠા અને શા'નમાં યોગ્ય નથી જેથી તેના જવાબમાં એ પણ કહી શકાય છે કે રસૂલે કરીમ ﷺ નિઃસંદેહ તમામ અંબિયા (અલૈ.)માં અફઝલ (સૌથી શ્રેષ્ઠ) છે પરંતુ કોઈ વિભાગીય પ્રવૃત્તિ (જૂઝવી અમલ)માં કોઈ અન્ય પયગમ્બરની અફઝલિયત તેની વિરોધાભાસી નથી.

તદુપરાંત જેમકે તફસીરે કુર્તુબીમાં ફરમાવવામાં આવ્યું છે કે એ પણ હોઈ શકે છે કે હઝરત યૂસુફ (અલૈ.)ની કાર્યપદ્ધતિ (વર્તણૂક)માં તેમની સબ્ર, સહનશીલતા અને ઉચ્ચ અખ્લાકની મહાન સાબિતી છે અને તે પોતાની જગ્યાએ પ્રસંશાપાત્ર છે પરંતુ રસૂલે કરીમ ﷺએ જે કાર્યપદ્ધતિને પોતાના તરફ જોડી ઉમ્મતની તા'લીમ અને અવામની ભલાઈના માટે તે જ યોગ્ય અને શ્રેષ્ઠ છે કારણ કે, બાદશાહોના મિઝાજ (સ્વભાવ)નો કોઈ ભરોસો નથી હોતો, આવા મોકા ઉપર શરતો કરવી અથવા મોડું કરવું સામાન્ય લોકો માટે યોગ્ય નથી હોતું, સંભવ છે કે બાદશાહનો અભિપ્રાય બદલાઈ જાય અને પછી આ જેલની મુસીબત એ જ પ્રમાણે કાયમ રહે. હઝરત યૂસુફ (અલૈ.)ને તો રસૂલ હોવાના કારણે અલ્લાહ તઆલા તરફથી એ જાણ પણ થઈ શકે છે કે તેમાં મોડું કરવાથી કંઈ નુકસાન નહીં થાય પરંતુ અન્યોને તો આ દરજ્જો પ્રાપ્ત નથી હોતો, રહમતુલ્લિલ આલમીન

ﷺના મિઝાજ અને સ્વભાવમાં સામાન્ય મખ્લૂકની ભલાઈનું મહત્ત્વ વધારે હતું એટલા માટે તેમની તા'લીમ માટે ફરમાવ્યું કે મને મોકો મળ્યો હોત તો હું મોડું ન કરત. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૫૧-૫૨)

قَالَ مَا خَطْبُكُنَّ اِذْ رَاوَدْتُّنَّ يُوْسُفَ عَنْ نَّفْسِهٖ ؕ قُلْنَ حَاشَ لِلّٰهِ مَا عَلِمْنَا عَلَيْهِ مِنْ
سُوْٓءٍ ؕ قَالَتِ امْرَاَتُ الْعَزِيْزِ الْـٰٔنَ حَصْحَصَ الْحَقُّ ؗ اَنَا رَاوَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ وَ اِنَّهٗ لَمِنَ
الصّٰدِقِيْنَ ۝٥١ ذٰلِكَ لِيَعْلَمَ اَنِّيْ لَمْ اَخُنْهُ بِالْغَيْبِ وَ اَنَّ اللّٰهَ لَا يَهْدِيْ
كَيْدَ الْخَآئِنِيْنَ ۝٥٢

### તરજુમો :

*બાદશાહે તે સ્ત્રીઓને કહ્યું, તમારી શું હકીકત છે જ્યારે તમે યૂસુફને તેના નફ્સની હિફાઝતથી ફોસલાવ્યો ? તેઓ બોલી, હાશા લિલ્લાહ (Oh God)! અમને તેના ઉપર કંઈ બુરાઈ ખબર નથી; અઝીઝ (ગવર્નર)ની પત્ની બોલી, હવે સાચી વાત ખુલી ગઈ, મેં તેને તેના નફ્સથી ફોસલાવ્યો હતો અને તે સાચો છે. (૫૧) યૂસુફ (અલૈ.)એ કહ્યું, આ એટલા માટે કે અઝીઝ (ગવર્નર) જાણી લે કે મેં છુપાઈને તેની ચોરી નથી કરી અને એ કે અલ્લાહ દગાબાજોનો પ્રપંચ ચલાવતો નથી. (૫૨)*

### તફસીર :

કહ્યું કે તમારી શું ઘટના છે ? જ્યારે તમે યૂસુફ (અલૈ.)થી પોતાના મતલબની ઇચ્છા કરી ? (એટલે કે એકે ઇચ્છા કરી અને બાકીની સ્ત્રીઓએ તેની મદદ કરી, એટલા માટે કોઈ કાર્યમાં મદદગારી કરવી પણ તે કાર્ય કરવા સમાન જ છે, તે સમયે તમે શું જોયું ? કદાચ બાદશાહે આ રીતે એટલા માટે કહ્યું કે અપરાધી સાંભળી લે કે રાજાને એટલી વાત તો ખબર છે જ કે કોઈ સ્ત્રીએ તેને પોતાનો મતલબ પૂરો કરવાની વાત કરી હતી કદાચ તેના નામની પણ જાણ હોઈ શકે છે, આવી હાલતમાં ઇન્કાર ચાલી નહીં શકે. બસ, આ પ્રમાણે અપરાધી પોતે

સ્વીકાર કરી લે) સ્ત્રીઓએ જવાબ આપ્યો કે હાશે લિલ્લાહ ! અમે તેમનામાં જરા પણ બુરાઈની વાત જાણી નથી (તે બિલકુલ પાક-સાફ છે, કદાચ સ્ત્રીઓએ ઝુલેખાંનો તે સ્વીકાર એટલા માટે જાહેર ન કર્યો હોય કે હેતુ હઝરત યૂસુફ અલૈ.ની પવિત્રતાની સાબિતી હતી અને તે હેતુ પૂર્ણ થઈ ગયો અથવા ઝુલેખાં હાજર હોવાથી કદાચ શરમ આડે આવી હોય કે તેનું નામ લે). અઝીઝની પત્ની (કે જે હાજર હતી) કહેવા લાગી કે હવે તો સત્ય વાત (બધા ઉપર) જાહેર થઈ જ ગઈ (હવે છુપાવવું બેકાર છે સાચું એ જ છે કે) મેં જ તેનાથી પોતાની મતલબની ઈચ્છા કરી હતી (ન કે તેમણે જેમકે મેં આક્ષેપ લગાવી દીધો હતો ...مَاجَزَاءُ مَنْ) અને બેશક ! તે જ સાચા છે (અને કદાચ આ બાબતનો સ્વીકાર કરી લેવો મજબૂરીની હાલતમાં ઝુલેખાં સામે ઉપસ્થિત થયું હોય, મતલબ કે બધા જ સ્વરૂપમાં મુકદ્દમો અને જાહેરાત તથા હઝરત યૂસુફ અલૈ.ના નિર્દોષ હોવાની સાબિતી વગેરે બધી જ બાબતો તેમની પાસે કહેવડાવી, તે સમયે હઝરત) યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે આ બધો એહતેમામ (જે મેં કર્યો) ફક્ત એ કારણે હતો જેથી અઝીઝને (વધારે) વિશ્વાસની સાથે જાણ થઈ જાય કે મેં તેની ગેરહાજરીમાં તેની આબરૂ ઉપર હાથ નથી નાંખ્યો અને એ (પણ જાણ થઈ જાય) કે અલ્લાહ ખયાનત કરનારના ફરેબને ચાલવા નથી દેતો. (એટલા માટે ઝુલેખાંએ અઝીઝની સેવામાં ખયાનત કરી હતી કે બીજા ઉપર દાનત બગાડી, અલ્લાહે તેની પોલ ખોલી નાંખી બસ મારો હેતુ આ હતો).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત યૂસુફ (અલૈ.)ને જ્યારે શાહી સંદેશાવાહક છુટકારાનો સંદેશ લઈને બોલાવવા માટે આવ્યો અને તેમણે ખબરીને એવો જવાબ આપ્યો કે પ્રથમ તે સ્ત્રીઓથી મારા મા'મલાની તહકીક કરો જેમણે પોતાના હાથ કાપી લીધા હતા. તેમાં ઘણી બધી હિકમતો સમાયેલી હતી, અલ્લાહ તઆલા પોતાના અંબિયા (અલૈ.)ને જે પ્રમાણે સંપૂર્ણ દીને કામિલ અર્પણ કરે છે એવી જ એમની બુદ્ધિ પણ પૂર્ણ કક્ષાની હોય છે અને વ્યવહાર અને પરિસ્થિતિની સમજ પણ સંપૂર્ણ અર્પણ કરે છે. હઝરત યૂસુફ (અલૈ.)એ શાહી પયગામથી એ અંદાજો કરી લીધો કે બાદશાહે મિસ્ર મને કોઈ પ્રતિષ્ઠા બખ્શશે, તે સમયે અક્કલમંદીનો તકાદો એ જ હતો કે જે ખરાબ કૃત્યની મારા ઉપર તોહમત લગાવવામાં આવી છે

અને જે કારણે મને જેલમાં નાંખવામાં આવ્યો હતો તેની હકીકત બાદશાહ અને બધા જ લોકો સામે સંપૂર્ણ રીતે ખુલ્લી અને સ્પષ્ટ થઈ જાય અને હું તેમાં નિર્દોષ છું એવી કોઈને શંકા ન રહે નહિતર તેનું પરિણામ એ આવશે કે શાહી પ્રતિષ્ઠાથી લોકોની જીભ તો બંધ થઈ જશે પરંતુ તેમના દિલોમાં એ વિચારો ખટકતા રહેશે કે આ તે જ વ્યક્તિ છે કે જેણે પોતાના માલિકની પત્ની ઉપર હાથ નાંખ્યો હતો અને એવી પરિસ્થિતિનું પેદા થઈ જવું પણ શાહી દરબારમાં કોઈ મોટી વાત નથી કે કોઈ સમયે બાદશાહ પણ લોકોના આવા વિચારોથી પ્રભાવિત થઈ જાય, એટલા માટે છુટકારા પહેલાં આ ઘટનાની સફાઈ અને તહકીક જરૂરી સમજી અને પ્રસ્તુત બે આયતોમાંથી બીજી આયતમાં પોતે હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની આ પ્રવૃત્તિ દ્વારા છુટકારામાં મોડું કરવાની બે હિકમતો વર્ણવી છે.

પ્રથમ એ કે, ذٰلِكَ لِيَعْلَمَ اَنِّىْ لَمْ اَخُنْهُ بِالْغَيْبِ એટલે કે, આ મોડું મેં એટલા માટે કર્યું કે અઝીઝે મિસ્રને વિશ્વાસ થઈ જાય કે મેં તેની ગેરહાજરીમાં તેના હકમાં કોઈ ખયાનત નથી કરી.

અઝીઝે મિસ્રને વિશ્વાસ અપાવવાની વધારે ચિંતા એટલા માટે થઈ કે એ ઘણી જ ખરાબ પરિસ્થિતિ હશે કે અઝીઝે મિસ્રના દિલમાં મારા માટે શંકા રહે અને પછી શાહી પ્રતિષ્ઠાના કારણે તે કશું બોલી ન શકે તો તેને મારી પ્રતિષ્ઠા અને ઈજ્જત પણ સખત નાપસંદ પડશે અને તેના ઉપર પાછું મૌન રહેવું પડે તો તેના કારણે તે વધારે તકલીફમાં રહેશે, તે કારણ કે એક સમય સુધી માલિક સ્વરૂપે રહી ચૂક્યો હતો એટલા માટે હઝરત યૂસુફ (અલૈ.)ના પવિત્ર સ્વભાવે તેને તકલીફ પહોંચવાને પણ પસંદ ન કર્યું. એ પણ જાહેર હતું કે જ્યારે અઝીઝે મિસ્રને તેઓ નિર્દોષ હોવાનો વિશ્વાસ થઈ જશે તો અન્ય લોકોની જીભ આપોઆપ બંધ થઈ જશે.

બીજી હિકમત આ ઈરશાદ ફરમાવી, وَاَنَّ اللّٰهَ لَايَهْدِىْ كَيْدَ الْخَآئِنِيْنَ એટલે કે, આ તપાસ એટલા માટે કરાવી કે લોકોને જાણ થઈ જાય કે અલ્લાહ તઆલા ખયાનત કરનારાઓના પ્રપંચોને ચાલવા દેતો નથી.

તેના બે અર્થ હોઈ શકે છે, એક એ કે તપાસ દ્વારા ખયાનત કરનારની ખયાનત જાહેર થાય અને બધા લોકો તેની જાણકારી પ્રાપ્ત કરી લે અને ખયાનત

કરનારનો અંજામ અંતે અપમાન હોય છે જેથી હવે પછી ભવિષ્યમાં બધા લોકો આવા કૃત્યોથી બચવાની કાળજી રાખે, બીજો એ અર્થ પણ હોઈ શકે છે કે જો આ જ શંકાની પરિસ્થિતિમાં હઝરત યૂસુફ (અલૈ.)ને શાહી માન-મરતબો મળી જાય તો જોનારાઓને એવો વિચાર પણ આવી શકતો હતો કે આવા ખયાનત કરનારાઓને મોટા-મોટા હોદ્દાઓ મળી શકે છે એટલા માટે તેમની આસ્થા અને શ્રદ્ધામાં પણ ફરક પડ્યો હોત અને ખયાનતની બુરાઈ દિલમાંથી નીકળી ગઈ હોત, મતલબ કે ઉપરોક્ત હિકમતોને નજર સમક્ષ રાખી હઝરત યૂસુફ (અલૈ.)એ મુક્તિનો સંદેશ મળતાની સાથે તરત જ જેલમાંથી બહાર આવવાનું પસંદ ન કર્યુ બલકે, શાહી અંદાજથી ઘટનાની તપાસની માંગણી કરી.

પ્રસ્તુત પ્રથમ આયતમાં આ પ્રમાણે તપાસનો ખુલાસો ઉપસ્થિત છે. قَالَ مَاخَطْبُكُنَّ اِذْرَاوَدْتُّنَّ يُوْسُفَ عَنْ نَّفْسِهٖ એટલે કે, બાદશાહે તે સ્ત્રીઓને કે જેમણે પોતાના હાથ કાપી નાંખ્યા હતા હાજર કરીને પ્રશ્ન કર્યો કે ઘટના શું છે જ્યારે યૂસુફથી તમે પોતાના મતલબની ઈચ્છા કરી ? બાદશાહના આ પ્રશ્નથી જાણ થઈ કે તેને પોતાની રીતે એ બાબતનો વિશ્વાસ થઈ ગયો હતો કે હઝરત યૂસુફ (અલૈ.)નો દોષ નથી આ સ્ત્રીઓનો જ કુસૂર છે, એટલા માટે એવું કહ્યું કે તમે તેમની પાસેથી પોતાના મતલબની ઈચ્છા કરી ત્યારબાદ સ્ત્રીઓનો જવાબ આ પ્રમાણે હતો.

قُلْنَ حَاشَ لِلّٰهِ مَا عَلِمْنَا عَلَيْهِ مِنْ سُوْٓءٍ ؕ قَالَتِ امْرَاَتُ الْعَزِيْزِ الْـٰٔنَ حَصْحَصَ الْحَقُّ اَنَارَا وَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ وَاِنَّهٗ لَمِنَ الصّٰدِقِيْنَ ؕ

એટલે કે, બધી સ્ત્રીઓએ કહ્યું, حَاشَ لِلّٰهِ! "(હાશ લિલ્લાહ !) અમે તેમનામાં લેશમાત્ર બુરાઈની કોઈ વાત જોઈ ન હતી, અઝીઝની પત્ની કહેવા લાગી કે હવે તો સત્ય વાત જાહેર જ થઈ ગઈ છે, મેં જ તેમનાથી પોતાના મતલબની ઈચ્છા કરી હતી અને બેશક ! તેઓ જ સાચા છે."

હઝરત યૂસુફ (અલૈ.)ની તપાસમાં હઝરત યૂસુફ (અલૈ.)એ તપાસની બાબતમાં અઝીઝે મિસ્રની પત્નીનું નામ લીધું ન હતું પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહૂ જ્યારે કોઈને ઈજ્જત અને પ્રતિષ્ઠા અર્પણ કરે છે તો આપમેળે લોકોના મોંઢા તેની સચ્ચાઈ અને સફાઈ માટે ખુલી જાય છે. આ તકે અઝીઝની પત્નીએ

સત્યની જાહેરાતનું એ'લાન પોતાની જાતે કરી દીધું. અહીંયાં સુધી જે પરિસ્થિતિઓ અને ઘટનાઓ હઝરત યૂસુફ (અલૈ.) વિશે તમે સાંભળી તેમાં ઘણા બધા લાભો અને મસ્અલાઓ તથા માનવજીવન માટે મહત્ત્વના માર્ગદર્શન જોવા મળે છે.

**(૯) મસ્અલો :**

અલ્લાહ તઆલા પોતાના ખાસ અને ચૂંટી કાઢેલા બંદાઓના હેતુઓને પૂર્ણ કરવા માટે પોતે જ અદષ્ય યોજનાઓ વડે વ્યવસ્થા કરે છે, તેમને કોઈ મખ્લૂકના અહેસાનમંદ બનાવવા પસંદ કરતા નથી, એ જ કારણ છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ જે મુક્ત થનાર કેદીને કહ્યું હતું કે બાદશાહને મારો ઉલ્લેખ કરજે તો તેણે તે ભુલાવી દીધું હતું અને પછી જ્યારે ગય્બના પડદામાંથી એક યોજના એવી બનાવવામાં આવી જેમાં હઝરત યૂસુફ (અલૈ.) કોઈના પણ અહેસાનમંદ ન થાય અને સંપૂર્ણ ઈજ્જત અને શા'નની સાથે જેલમાંથી મુક્તિનો હેતુ પણ પૂર્ણ થઈ જાય.

તેનો સામાન એ કર્યો કે મિસ્રના રાજાને એક પરેશાન કરી મૂકનાર સ્વપ્ન બતાવ્યું જેની તા'બીરથી તેના દરબારીઓ તથા જ્ઞાનીઓ અને વિષયના નિષ્ણાતો લાચાર થઈ ગયા, એ જ પ્રમાણે જરૂરતમંદ થઈને હઝરત યૂસુફ (અલૈ.) પાસે જવું પડ્યું. *(ઈબ્ને કષીર)*

**(૧૦) મસ્અલો :**

તેમાં નેક અખ્લાકની તા'લીમ છે કે મુક્ત થનાર કેદીએ હઝરત યૂસુફ (અલૈ.)નું એટલું કામ પણ ન કર્યું કે રાજા સામે તેમનું વર્ણન કરે અને તેથી તેમને વધારે સાત વર્ષો કેદની મુસીબતમાં પસાર કરવા પડ્યા. હવે, સાત વર્ષો પછી જ્યારે તે કેદી પોતાનો સ્વાર્થ એટલે કે સ્વપ્નની તા'બીર લેવા માટે હાજર થયો તો સામાન્ય માનવ પ્રકૃતિનો તકાદો એ હતો કે તેને બુરું-ભલું કહ્યું હોત, તેના ઉપર ગુસ્સે થયા હોત અથવા કહ્યું હોત કે તારાથી મારું આટલું કામ પણ ન થઈ શક્યું?! પરંતુ હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની પયગમ્બર તરીકેની સદ્‌વર્તણૂક જાહેર કરી કે તેની નીંદા તો શું આ ઘટનાનો ઉલ્લેખ સુદ્ધાં ન કર્યો.

*(ઈબ્ને કષીર અને કુર્તુબી)*

**(૧૧) મસ્અલો :**

તેમાં વાત એમ છે કે જે પ્રમાણે હઝરત અંબિયા (અલૈ.) અને ઉમ્મતના ઉલમાની એ ફરજ છે કે તેઓ લોકોની આખિરત દુરુસ્ત કરવાની ચિંતા કરે અને તેમને એવા કામોથી બચાવે જે આખિરતમાં અઝાબ બનશે, એ જ પ્રમાણે તેમણે મુસલમાનોની સામાજિક અને આર્થિક સ્થિતિ ઉપર પણ દષ્ટિ રાખવી જોઈએ કે તેઓ પરેશાન ન થાય જેમકે, હઝરત યૂસુફ (અલૈ.)એ આ તકે માત્ર સ્વપ્નની તા'બીર બતાવી આપવાને પૂરતું ન સમજ્યું બલકે હિકમતભર્યા અંદાજમાં ભલું ઇચ્છીને એવી સલાહ પણ આપી કે ઉત્પાદનના બધા જ ઘઉંને કંટીઓ (ડૂંડીઓ)ની અંદર રહેવા દેવામાં આવે અને ખપ પ્રમાણે સાફ કરી અનાજ કાઢવામાં આવે, જેથી દુષ્કાળના છેલ્લા વર્ષ સુધી તે ખરાબ ન થાય.

**(૧૨) મસ્અલો :**

જે શાસક અથવા જેમનું અનુસરણ કરવામાં આવે છે તેવા "મુક્તદા" લોકોએ એની પણ ફિકર કરવી જોઈએ કે તેના તરફથી લોકોમાં બદ્‌ગુમાની (પૂર્વગ્રહ) પેદા ન થાય જો કે, ભલે આ પૂર્વગ્રહ બિલકુલ ખોટો કેમ ન હોય તેનાથી પણ બચવાની યુક્તિ કરવી જોઈએ કારણ કે, પૂર્વગ્રહ ભલે કોઈ અજ્ઞાનતા અથવા નાદાનીના કારણે હોય અંતે તે દીની પ્રચાર અને પ્રસારના કામમાં દખલગીરી ઊભી કરે છે, લોકોમાં તેની વાતનું વજન નથી રહેતું. *(કુર્તુબી)*

રસૂલે કરીમ ﷺનો ઇરશાદ છે કે, "તોહમત (આક્ષેપ)ના સ્થળોથી પણ બચો." એટલે કે, એવી પરિસ્થિતિ અને એવા સ્થળોથી પણ પોતાને બચાવો જેમાં કોઈને તમારા ઉપર તોહમત લગાવવાની તક મળે, આ હુકમ તો આમ મુસલમાનો માટે છે, ખાસ-ખાસ લોકો અને ઉલમાએ તેમાં બેવડી કાળજી રાખવી જરૂરી છે, પોતે રસૂલે કરીમ ﷺ કે જેઓ બધી જ ત્રુટીઓ અને ગુનાહોથી માસૂમ છે રસૂલે કરીમ ﷺએ પણ તેની કાળજી લીધી છે. એક વખતે પવિત્ર પત્નીઓમાંથી એક પત્ની રસૂલે કરીમ ﷺની સાથે મદીનાની એક ગલીમાંથી પસાર થઈ રહ્યા હતા, કોઈ સહાબી (રદિ.) સામે આવી ગયા તો આપ ﷺએ દૂરથી જ બતાવ્યું કે મારી સાથે ફલાણી પત્ની છે, આ એટલા માટે કહ્યું કે જોનારને કોઈ અજાણી અન્ય સ્ત્રી હોવાની શંકા ન થાય. આ તકે હઝરત યૂસુફ

(અલૈ.)ની જેલથી મુક્તિ અને શાહી આમંત્રણનો સંદેશ મળવા છતાં મુક્તિ પહેલાં તેમણે એવો પ્રયત્ન કર્યો કે લોકોની શંકાઓ દૂર થઈ જાય.

**(૧૩) મસ્અલો :**

તેમાં એ વાત પણ છે કે જે વ્યક્તિના હકો કોઈના માથે હોય અને આ રૂપે તે સન્માનપાત્ર હોય જો ટાળી ન શકાય એવી પરિસ્થિતિમાં તેના વિરુદ્ધ કોઈ કાર્યવાહી કરવી પણ પડે તો તેમાં પણ બનતા પ્રયત્ને તેના સન્માન અને હકોનો ખ્યાલ રાખવો શરાફતનો તકાદો છે જેમકે, હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની નિર્દોષતા પૂરવાર કરવા વિશેના મા'મલાની તપાસ માટે અઝીઝ અથવા અઝીઝની પત્નીનું નામ લેવાના બદલે તે સ્ત્રીઓનું વર્ણન કર્યું જેમનાથી પોતાના હાથ ઘાયલ થયા હતા. (કુર્તુબી) કારણ કે મકસદ આ રીતે પણ પ્રાપ્ત થઈ શકતો હતો.

**(૧૪) મસ્અલો :**

સદ્‌વર્તણૂકની તા'લીમ એ છે કે જે લોકોના હાથે સાત વર્ષો અથવા બાર વર્ષો જેલખાનાની પીડા વેઠવી પડી હતી, જેલમુક્તિના સમયે તેમનાથી કોઈ બદલો લેવો તો શું એટલું પણ બરદાસ્ત ન કર્યું કે તેમને કોઈ મા'મૂલી તકલીફ પહોંચે જેમકે, આયત لِيَعْلَمَ اَنِّىْ لَمْ اَخُنْهُ بِالْغَيْبِ માં તેનો ઉલ્લેખ છે.

---

પારહ તેર (૧૩)

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૫૩ થી ૫૭)

١٣ وَمَآ اُبَرِّئُ نَفْسِيْ ۚ اِنَّ النَّفْسَ لَاَمَّارَةٌۢ بِالسُّوْۗءِ اِلَّا مَا رَحِمَ رَبِّيْ ۭ اِنَّ رَبِّيْ
غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٥٣﴾ وَقَالَ الْمَلِكُ ائْتُوْنِيْ بِهٖٓ اَسْتَخْلِصْهُ لِنَفْسِيْ ۚ فَلَمَّا كَلَّمَهٗ قَالَ اِنَّكَ
الْيَوْمَ لَدَيْنَا مَكِيْنٌ اَمِيْنٌ ﴿٥٤﴾ قَالَ اجْعَلْنِيْ عَلٰي خَزَاۗىِٕنِ الْاَرْضِ ۚ اِنِّىْ حَفِيْظٌ عَلِيْمٌ ﴿٥٥﴾
وَكَذٰلِكَ مَكَّنَّا لِيُوْسُفَ فِي الْاَرْضِ ۚ يَتَبَوَّاُ مِنْهَا حَيْثُ يَشَاۗءُ ۭ نُصِيْبُ بِرَحْمَتِنَا
مَنْ نَّشَاۗءُ وَلَا نُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ﴿٥٦﴾ وَلَاَجْرُ الْاٰخِرَةِ خَيْرٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا
يَتَّقُوْنَ ﴿٥٧﴾ ع

## તરજુમો :

*અને હું પોતાના નફ્સને પાક નથી કહેતો, બેશક ! નફ્સ તો બુરાઈ શિખવાડે છે પરંતુ જે મારા પરવરદિગારે રહમ કરી દીધી, બેશક ! મારો પરવરદિગાર મહાન બખ્શનારો મહેરબાન છે. (૫૩) અને બાદશાહે કહ્યું, તેને મારી પાસે લઈ આવો, હું તેને મારા કામમાં ખાસ કરી લઉં, પછી જ્યારે વાતચીત કરી, તેમને કહ્યું, ખરેખર તેં આજથી અમારી પાસે ભરોસાપાત્ર થઈને સ્થાન પામ્યું. (૫૪) (યૂસુફ અલૈ.એ) કહ્યું, મને દેશના ખજાનાઓ (નાણાખાતા) ઉપર નિમણૂંક આપો, હું દેખરેખ રાખનારો ખૂબ જાણનારો છું. (૫૫) અને આ રીતે અમે યૂસુફ (અલૈ.)ને શક્તિ આપી આ પ્રદેશમાં સ્થાન મેળવતા હતા જ્યાં તેમાં ઈચ્છતા; અમે જેને ચાહીએ પોતાની રહમત પહોંચાડી આપીએ છીએ અને અમે ભલાઈવાળાઓનો બદલો બરબાદ નથી કરતા. (૫૬) અને આખિરતનો સવાબ તેમના માટે ઉત્તમ છે જેઓ ઈમાન લાવ્યા અને બચેલા રહ્યા. (૫૭)*

## તફસીર :

અને હું પોતાના નફ્સને (પણ તેની માનવપ્રકૃતિના આધારે) મુક્ત (અને પવિત્ર) નથી બતાવતો (કારણ કે) નફ્સ તો (દરેકનો) ખરાબ વાત જ બતાવે છે માત્ર તે (નફ્સ)ના સિવાય જેના ઉપર મારો પરવરદિગાર કૃપા કરે (અને તેમાં બુરાઈનો અંશ ન રાખે જેમકે અંબિયા અલૈ.ના નફ્સ مُطْمَئِنَّة "મુત્મઈન્નહ" હોય છે જેમાં હઝરત યૂસુફ અલૈ.નો નફ્સ પણ સામેલ છે. એનો ખુલાસો એ થયો કે મારી પવિત્રતા અને ઈસ્મત મારી વ્યક્તિગત વિશેષતા નથી બલકે તે અલ્લાહની રહમત અને ઈલાહી ઈનામોની અસર છે એટલા માટે મારો નફ્સ મને બુરાઈનો હુકમ નથી આપતો, નહિતર જેમકે અન્યોના નફ્સ હોય છે એવો જ મારો નફ્સ પણ હોત) નિઃશંક ! મારો પરવરદિગાર મહાન મા'ફ કરનારો મોટી રહમતવાળો છે. (એટલે કે ઉપર જે નફ્સના બે પ્રકારો બતાવવામાં આવ્યા ૧. اَمَّارَة "અમ્મારહ" અને ૨. مُطْمَئِنَّة "મુત્મઈન્નહ" બસ, અમ્મારહમાં જો તવબહ કરી લે તો તેને મા'ફી મળી જાય છે અને તવબહના દરજ્જામાં તે لَوَّامَة "લવ્વામહ" કહેવાય છે અને જે મુત્મઈન્નહ છે તેની પોતાની આગવી કોઈ વિશેષતા નથી

બલકે તે અલ્લાહના ઈનામ અને રહમતની અસર છે બસ, અમ્મારહના લવ્વામહ બનવાથી અલ્લાહની મા'ફીની સિફત જાહેર થાય છે અને મુત્મઈન્નહમાં અલ્લાહની કૃપાની સિફત.

આ સઘળો વિષય હઝરત યૂસુફ અલૈ.ના નિવેદનનો હતો, બાકી એ બાબત કે પોતાની સફાઈ રજુ કરવાની રીત છુટકારા પછી પણ શક્ય હતી પછી કેદમાંથી મુક્તિ પહેલાં આવું બધું કરવાને અગ્રિમતા કેમ આપી ? તેનું કારણ એ હોઈ શકે છે કે જેટલો વિશ્વાસ આ ક્રમમાં હોઈ શકે છે તેના કરતાં અન્ય કોઈ બાબતમાં આવો વિશ્વાસ આવી શકતો નથી, કારણ કે આવી નાજુક પરિસ્થિતિમાં પણ તેઓ નિર્દોષ સાબિત થયા વિના છુટવા નથી માંગતા એવું બાદશાહ અને અઝીઝ સમજી શકે, જ્યારે કે આવી કષ્ટદાયક પરિસ્થિતિમાં કેદી માટે મુક્તિ જ એક અંતિમ ઈચ્છા હોય છે; માટે જાણ થઈ કે તેમને પોતાની નિર્દોષતા પૂરવાર થવાનો અને છુટકારાનો સંપૂર્ણ વિશ્વાસ છે એટલા માટે તે સાબિત થઈ જવાનો પૂરો સંતોષ છે અને દેખીતું છે કે આવો સંપૂર્ણ વિશ્વાસ નિર્દોષ વ્યક્તિને જ થઈ શકે છે, ન કે કોઈ ગુનાહમાં સંડોવાયેલા વ્યક્તિને. આ બધી વાતો બાદશાહે સાંભળી) અને (એ સાંભળીને) બાદશાહે કહ્યું કે તેમને મારી પાસે લાવો, હું તેમને ખાસ પોતાના (કામ) માટે રાખીશ (અને અઝીઝ પાસેથી તેને લઈ લઈશ કે તે તેના હાથ હેઠળ ન રહે, એટલા માટે લોકો તેમને બાદશાહ પાસે લાવ્યા) બસ, જ્યારે બાદશાહે તેમની સાથે વાતચીત કરી (અને વાતોથી જ્યારે તેમની વધારે કાર્યકુશળતા અને વિશેષતાઓ જાહેર થઈ) તો બાદશાહે (તેમને) કહ્યું કે તમે અમારા નજીક આજ(થી) મોટા ઈજ્જતદાર અને ભરોસાપાત્ર છો. (ત્યારબાદ તે સ્વપ્નની તા'બીરનો ઉલ્લેખ થયો અને બાદશાહે કહ્યું કે આટલા મોટા દુષ્કાળની વ્યવસ્થા ઘણું ભારે કામ છે, આ વ્યવસ્થા કોને સોંપવામાં આવે ?) યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે દેશના ખજાનાઓ ઉપર મને નિયુક્ત કરી દો (તેનું) રક્ષણ (પણ) કરીશ અને (આવક-જાવકની વ્યવસ્થા અને તેનો હિસાબ-કિતાબ પણ વ્યવસ્થિત પદ્ધતિથી રાખવા માટે હું) સારી રીતે વાકેફ છું (તેમને કોઈ ખાસ હોદ્દો આપવાની જગ્યાએ પોતાના બધા જ અધિકારો દરેક પ્રકારે આપી દીધા તો પછી જાણે હકીકતમાં બાદશાહ તે જ થઈ ગયા, ભલે તે બાદશાહ નામનો રહ્યો અને તેઓ અઝીઝના હોદ્દાથી મશ્હૂર થઈ ગયા, એટલા

માટે ઈરશાદ છે) અને અમે આવી (આશ્ચર્યજનક) રીતે યૂસુફ (અલૈ.)ને (મિસ્ર) પ્રદેશમાં અધિકારવાળા બનાવી દીધા અને તેમાં જ્યાં ઈચ્છયું રહ્યા-સહ્યા (જેમકે બાદશાહોને સ્વતંત્રતા હોય છે, એટલે કે એક સમય તે હતો કે તેઓ કૂવામાં કેદ હતા પછી અઝીઝની ગુલામીમાં રહ્યા, પછી જેલખાને ગયા અને આજે આ પ્રમાણે સ્વતંત્રતા અને આવા અધિકાર અર્પણ થયા, વાત એમ છે કે) અમે જેના ઉપર ઈચ્છીએ પોતાની ઈનાયત (કૃપા) કેન્દ્રિત કરી આપીએ અને અમે નેકી કરનારાઓનો બદલો વ્યર્થ જવા દેતા નથી (એટલે કે દુનિયામાં પણ નેકીનો બદલો મળે છે કે પવિત્ર જિંદગી અર્પણ થાય છે, ભલે માલદાર બનાવીને જેમકે હઝરત યૂસુફ અલૈ. માટે હતું અથવા તો માલદારી વિના જ સંતોષવૃત્તિ અને અલ્લાહની ખૂશ્નુદી અર્પણ કરીને કે જેનાથી આનંદમય જીવન પ્રાપ્ત થાય છે, આ તો આજે દુનિયામાં બદલો મળ્યો) અને આખિરતનો બદલો તેનાથી વધીને છે ઈમાન અને તકવાવાળાઓ માટે.

## મસ્અલા અને બોધપાઠ :

### પોતાની જાતની પવિત્રતાનું વર્ણન કરવું યોગ્ય નથી પરંતુ અમુક પરિસ્થિતિઓમાં જાઇઝ છે :

આ પહેલાં આવી ચૂકેલી આયતમાં હઝરત યૂસુફ (અલૈ.)નું એ નિવેદન પ્રસ્તુત હતું કે જે આક્ષેપ મારા ઉપર થોપવામાં આવ્યો હતો તેની સફાઈ અને ઘટનાની સંપૂર્ણ તપાસથી પહેલાં હું કેદમાંથી મુક્ત થવાનું પસંદ કરતો નથી કારણ કે, અઝીઝે મિસ્ર અને બાદશાહને સંપૂર્ણ વિશ્વાસ થઈ જાય કે મેં કોઈ ખયાનત કરી ન હતી બલકે, આક્ષેપ બિલકુલ જૂઠો હતો, તેમાં કારણ કે પોતાની નિર્દોષતા અને પવિત્રતાનું વર્ણન એક ટાળી ન શકાય એવું આવશ્યક થઈ રહ્યું હતું જે દેખીતી રીતે પોતાના નફ્સની પવિત્રતા અને પાકીની જાહેરાત છે અને અલ્લાહ તઆલાને એ પસંદ નથી જેમકે, કુર્આન મજીદમાં ઈરશાદ છે, اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يُزَكُّوْنَ اَنْفُسَهُمْ بَلِ اللّٰهُ يُزَكِّىْ مَنْ يَّشَآءُ એટલે કે, "શું તમે નથી જોયા તે લોકોને જેઓ પોતાની જાતને પવિત્ર કહે છે ? બલકે અલ્લાહ તઆલાનો હક છે કે તે જેને ચાહે પવિત્ર ઠરાવે." (૪:૪૯) અને સૂરએ નજ્મમાં પણ આ જ વિષયની એક આયત છે. فَلَا تُزَكُّوْٓا اَنْفُسَكُمْ هُوَ اَعْلَمُ بِمَنِ اتَّقٰى એટલે કે, "તમે પોતાના

નફ્સની પવિત્રતાના દા'વેદાર ન બનો અલ્લાહ તઆલા સારી પેઠે જાણે છે કે કોણ વાસ્તવમાં અલ્લાહથી ડરનાર (મુત્તકી) છે.'' (૫૩:૩૨)

એટલા માટે પ્રસ્તુત આયતમાં હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની મુક્તિની જાહેરાતની સાથે જ એ વાસ્તવિકતાની જાહેરાત કરી દીધી કે મારું આવું કહેવું મારા તકવા અને પવિત્રતાને જતાવવા માટે નથી પરંતુ હકીકત એ છે કે જ્યારે મનુષ્યનો નફ્સ જેનો ઢાંચો આગ-પાણી અને હવાથી બન્યો છે તે તો પોતાની પ્રકૃતિથી દરેક વ્યક્તિને ખરાબ કામ તરફ જ આકર્ષિત કરતો રહે છે તે સિવાય કે જેમના ઉપર મારો પરવરદિગાર પોતાની રહમત ફરમાવે અને તેના નફ્સને બુરા તકાદાઓથી પવિત્ર કરી આપે જેમકે, અંબિયા (અલૈ.)નો નફ્સ હોય છે અને એવા જ નફ્સને કુર્આનમાં "નફ્સે મુત્મઈન્નહ"નો લકબ આપવામાં આવ્યો છે. ખુલાસો એ થયો કે આવી મહાન કસોટીના સમયે મારું બચી જવું એ કોઈ મારી વ્યક્તિગત વિશેષતા ન હતી બલકે, અલ્લાહ તઆલાની જ રહમત અને તેની જ સહાયતાનું પરિણામ હતું, જો તે મારા નફ્સમાંથી નાપાક ઈચ્છાઓ ન કાઢી નાંખે તો હું પણ એવો જ થઈ જાઉં જેમકે સામાન્ય માનવી હોય છે કે જેઓ નફ્સની ઈચ્છાઓથી પરાજિત અને તેના ગુલામ થઈ જાય છે.

અમુક રિવાયતોમાં છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ આ વાક્યો એટલા માટે કહ્યા કે એક પ્રકારનો વિચાર તો તેમના દિલમાં પણ પેદા થઈ જ ગયો હતો જો કે તે અનિચ્છાવર્તી ભ્રમણા માત્ર હતો પરંતુ નુબુવ્વતની શા'ન સમક્ષ તે પણ એક લગ્ઝિશ અને બુરાઈ જ હતી એટલા માટે તેમણે જાહેરાત કરી કે હું મારા નફ્સને પણ બિલકુલ જ પવિત્ર અને મુક્ત સમજતો નથી.

### મનુષ્યના નફ્સ (Self)ની ત્રણ હાલતો :

આ આયતમાં આ મસ્અલો ધ્યાન ખેંચે છે કે તેમાં દરેક માનવીના નફ્સને اَمَّـــارَةٌ بِالسُّوْءِ (અમ્મારતુન બિસ્સૂઈ) એટલે કે, "બુરા કામોનો હુકમ કરનારો" કહ્યો છે જેમકે, એક હદીષમાં છે કે "રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સવાલ કર્યો કે એવા મિત્ર વિશે તમારો શું વિચાર છે જેની હાલત એવી હોય કે જો તમે તેની ઈજ્જત અને સન્માન કરો, ખાવું ખવડાવો, કપડાં પહેરાવો તો તો તે તમને બલા અને મુસીબતમાં નાંખી દે અને જો તમે તેમનું અપમાન કરો,

ભૂખા–નાગા રાખો તો તમારી સાથે ભલાઈનો વર્તાવ કરે ? સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તેનાથી વધારે ખરાબ મિત્ર તો આ જગતમાં કોઈ નથી હોઈ શકતો. આપ ﷺએ ફરમાવ્યું, કસમ છે તે હસ્તીની જેના કબ્જામાં મારો પ્રાણ છે કે તમારા નફ્સ જે તમારા સરાણે છે તે એવો જ મિત્ર છે !" (કુર્તુબી) અને એક હદીષમાં છે કે, તમારો સૌથી મોટો દુશ્મન તમારો નફ્સ છે જે તમને ખરાબ કામોમાં સપડાવીને અપમાનિત અને બેઈજ્જત પણ કરે છે અને જાત–જાતની મુસીબતોમાં સપડાવી દે છે.

અલબત્ત, પ્રસ્તુત આયતથી અને હદીષની તે રિવાયતોથી જાણ થાય છે કે મનુષ્યનો નફ્સ ખરાબ કામોનો જ આગ્રહ સેવે છે પરંતુ સૂરએ કિયામહમાં આ જ મનુષ્યના નફ્સને "લવ્વામહ"નો લકબ આપીને તેને એ સન્માન બખ્શ્યું છે કે અલ્લાહ રબ્બુલ ઈજ્જતે તેની કસમ ખાધી છે لَآ اُقْسِمُ بِيَوْمِ الْقِيٰمَةِ وَلَآ اُقْسِمُ بِالنَّفْسِ اللَّوَّامَةِ (૭૫:૧–૨) અને સૂરએ ફજ્રમાં આ જ મનુષ્યના નફ્સને مُطْمَئِنَّةُ (મુત્મઈન્નહ)નો લકબ આપીને જન્નતની ખુશખબરી સંભળાવી છે, يٰٓاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ارْجِعِىٓ اِلٰى رَبِّكِ (૮૯:૨૭–૨૮) એ જ પ્રમાણે મનુષ્યના નફ્સને એક સ્થળે اَمَّارَةٌ بِالسُّوْٓءِ (અમ્મારતુન બિસ્સૂઈ) કહેવામાં આવ્યું છે અને બીજા સ્થળે لَوَّامَةٌ (લવ્વામહ) અને ત્રીજા સ્થળે مُطْمَئِنَّةٌ (મુત્મઈન્નહ) કહેવામાં આવ્યું છે.

તેનો ખુલાસો એ છે કે દરેક મનુષ્યનો નફ્સ પોતાની પ્રકૃતિમાં اَمَّارَةٌ بِالسُّوْٓءِ છે એટલે કે તે ખરાબ કામોનો જ આગ્રહ કરે છે પરંતુ જ્યારે માનવી આખિરત અને અલ્લાહના ડરથી આ તકાદાઓને પૂરા ન કરે તો તેનો નફ્સ "લવ્વામહ" બની જાય છે, એટલે કે ખરાબ કામો ઉપર તેની નીંદા કરનારો અને તેનાથી તવબહ કરનારો; જેમકે સામાન્ય નેક લોકોના નફ્સ હોય છે અને જ્યારે કોઈ માનવી નફ્સની વિરુદ્ધ સંઘર્ષ કરતાં–કરતાં પોતાના નફ્સને એવી પરિસ્થિતિમાં પહોંચાડી દે કે ખરાબ કામોનો તકાદો કે આગ્રહ તેમાં બાકી જ ન રહે તો તે "નફ્સે મુત્મઈન્નહ" બની જાય છે, ઉમ્મતના નેક લોકોને આ સ્થાન "મુજાહિદા" (સંઘર્ષ) અને "રિયાઝત" (સતત અલ્લાહની યાદ)થી પ્રાપ્ત થઈ શકે છે અને તો પણ એવી પરિસ્થિતિનું હંમેશા બાકી રહેવું ચોક્કસ નથી હોતું, જો કે અંબિયા (અલૈ.)ને આવા જ નફ્સે મુત્મઈન્નહ કોઈપણ પ્રકારના આગોતરા શ્રમ–સંઘર્ષો વિના પ્રાપ્ત થઈ જાય છે અને તે હંમેશા એક જ પરિસ્થિતિમાં રહે છે. આ પ્રમાણે

નફ્સની ત્રણ પરિસ્થિતિઓના આધારે ત્રણ પ્રકારના કૃત્યો તેની સાથે જોડવામાં આવ્યા છે.

اِنَّ رَبِّــیۡ لَغَـفُوۡرٌ رَّحِیۡمٌ અંતિમ આયતમાં ફરમાવ્યું કે, મારો પરવરદિગાર મા'ફ કરનારો અને અત્યંત કૃપાળુ છે. શબ્દ غَفُوۡرٌ (ગફૂર) એ તરફ ઈશારો કરે છે કે, "નફ્સે અમ્મારહ બિસ્સૂઈ" જ્યારે પોતાની ભૂલો ઉપર પસ્તાવો કરીને તવબહ કરે અને "નફ્સે લવ્વામહ" બની જાય તો અલ્લાહ તઆલા મા'ફી આપનાર તરીકે ઘણો મોટો છે અને તે મા'ફ કરી દેશે અને શબ્દ "રહીમ"માં એવો ઈશારો જોવા મળે છે કે જ્યારે વ્યક્તિને "નફ્સે મુત્મઈન્નહ" નસીબ થાય તો તે પણ અલ્લાહ તઆલાની રહમતનું જ પરિણામ છે.

وَقَـالَ الۡـمَـلِکُ ائۡتُوۡنِـیۡ.... એટલે કે, મિસ્રના બાદશાહે જ્યારે હઝરત યૂસુફ (અલૈ.)ના કહેવા પ્રમાણે સ્ત્રીઓથી ઘટનાની તપાસ કરી અને ઝૂલેખાં તથા અન્ય સ્ત્રીઓએ ઘટનાની વાસ્તવિકતાનો સ્વીકાર કરી લીધો તો બાદશાહે હુકમ આપ્યો કે હઝરત યૂસુફ (અલૈ.)ને મારી પાસે લાવવામાં આવે જેથી હું તેમને મારો ખાસ સલાહકાર બનાવી લઉં, હુકમ પ્રમાણે હઝરત યૂસુફ (અલૈ.)ને ઈજ્જત અને માન-સન્માન સાથે જેલખાનામાંથી દરબારમાં લાવવામાં આવ્યા અને પરસ્પર વાતચીત પછી હઝરત યૂસુફ (અલૈ.)ની આવડત અને બૌદ્ધિક ક્ષમતાઓનો સંપૂર્ણ અંદાજો થઈ ગયો ત્યારે બાદશાહે કહ્યું કે આજે તમે અમારા સમીપ પ્રિય અને ભરોસાપાત્ર વ્યક્તિ છો.

ઈમામ બગવી (રહ.)એ નકલ કર્યું છે કે જ્યારે બાદશાહનો સંદેશાવાહક જેલમાં હઝરત યૂસુફ (અલૈ.)ની પાસે બીજીવાર પહોંચ્યો અને બાદશાહનું આમંત્રણ તેમને પહોંચાડ્યું ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ બધા જેલવાળાઓ માટે દુઆ કરી, ગુસ્લ કર્યું અને નવા કપડાં પહેર્યા, જ્યારે શાહી દરબારમાં પહોંચ્યા ત્યારે આ દુઆ કરી, حَسۡبِیۡ رَبِّیۡ مِنۡ دُنۡیَایَ وَحَسۡبِیۡ رَبِّیۡ مِنۡ خَلۡقِهٖ عَزَّ جَارُهٗ وَجَلَّ ثَنَائُهٗ وَلَآ اِلٰهَ غَیۡرُهٗ એટલે કે, "મારી દુનિયા માટે મારો પરવરદિગાર મને પૂરતો છે અને સમગ્ર મખ્લૂકના બદલે મારો પરવરદિગાર મારા માટે પૂરતો છે, જે કોઈ તેની શરણ-પનાહમાં આવી ગયો તે બિલકુલ સુરક્ષિત છે, તેના સિવાય કોઈ મઅ્બૂદ નથી."

જ્યારે દરબારમાં પહોંચ્યા તો પછી અલ્લાહ તઆલા સમક્ષ રજુ થઈને આ પ્રમાણે દુઆ કરી અને અરબી ભાષામાં સલામ કરી اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللّٰهِ (અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વબરકાતુહ) અને બાદશાહ માટે ઈબ્રાની (હિબ્રુ) ભાષામાં દુઆ કરી. બાદશાહ જો કે ઘણી બધી ભાષાઓ જાણતો હતો પરંતુ અરબી અને ઈબ્રાની ભાષાથી વાકેફ ન હતો. હઝરત યૂસુફ (અલૈ.)એ બતાવ્યું કે સલામ અરબી ભાષામાં કરવામાં આવી છે અને દુઆ ઈબ્રાની ભાષામાં.

આ રિવાયતમાં એ પણ છે કે બાદશાહે હઝરત યૂસુફ (અલૈ.) સાથે વિવિધ ભાષાઓમાં વાતચીત કરી, હઝરત યૂસુફ (અલૈ.)એ તેમને તે જ ભાષામાં જવાબ આપ્યો તથા અરબી અને ઈબ્રાની આ બે ભાષાઓ એનાથી વધારાની સંભળાવી કે આ ભાષાઓથી બાદશાહ વાકેફ ન હતો. આ ઘટનાએ બાદશાહના દિલમાં હઝરત યૂસુફ (અલૈ.) પ્રત્યે અસામાન્ય માન–મોભો વધારી દીધો.

પછી મિસ્રના બાદશાહે કહ્યું, હું ઈચ્છું છું કે હું આપનાથી પોતાના સ્વપ્નની તા'બીર કોઈ માધ્યમ વિના સીધે–સીધી સાંભળવા ઈચ્છું છું. હઝરત યૂસુફ (અલૈ.)એ પ્રથમ તેના સ્વપ્નની એવી વિગતો બતાવી જે હજુ સુધી બાદશાહે પણ કોઈને વર્ણન કરી ન હતી, પછી તા'બીર બતાવી.

મિસ્રના બાદશાહે કહ્યું કે મને તા'બીરથી વધારે એ બાબતનું આશ્ચર્ય છે કે, સ્વપ્નની આ વિગતો તમને કઈ રીતે જાણ થઈ ? ત્યારબાદ મિસ્રના બાદશાહે સલાહ માંગી કે હવે મારે શું કરવું જોઈએ ? ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ મશ્વરો આપ્યો કે પ્રથમ સાત વર્ષો જેમાં ખૂબ વરસાદ થશે તેમાં તમે વધારેથી વધારે ખેતી કરાવીને અનાજ ઉગાડવાની વ્યવસ્થા કરો અને બધા લોકોને સૂચના આપો કે પોત–પોતાની જમીનોમાં વધારેથી વધારે ખેતી કરે અને જેટલું અનાજ પ્રાપ્ત થાય તેમાંથી પાંચમો ભાગ પોતાની પાસે સંગ્રહ કરતા રહે.

એ જ પ્રમાણે મિસ્રના લોકો પાસે દુષ્કાળના સાત વર્ષો માટે સંગ્રહ ભેગો થઈ જશે અને તમે તેમના માટે નચિંત થઈ જશો. સરકારને જેટલા પ્રમાણમાં સરકારી અનાજ મહેસૂલ દ્વારા અથવા સરકારી જમીન દ્વારા પ્રાપ્ત થાય તેને બહારના લોકો માટે ભેગું કરી રાખો કારણ કે, આ દુકાળ દૂર–સુદૂર સુધી ફેલાઈ

જશે, બહારના લોકો તે સમયે તમારા મોહતાજ હશે એવા વખતે તમે અનાજ આપીને અલ્લાહની મખ્લૂકની મદદ કરજો અને નજીવી કિંમત પણ રાખજો તો સરકારી ખજાનામાં એટલો માલ ભેગો થઈ જશે જે તેના અગાઉ ક્યારેય ભેગો થયો ન હતો. મિસ્રનો બાદશાહ આ સલાહથી બેહદ ખુશ અને સંતોષિત થઈ ગયો પરંતુ કહેવા લાગ્યો કે આ મહાન યોજનાની વ્યવસ્થા અને વહીવટ કેવી રીતે થશે અને કોણ કરશે ? ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું,

اِجْعَلْنِىْ عَلٰى خَزَآئِنِ الْاَرْضِ اِنِّىْ حَفِيْظٌ عَلِيْمٌ એટલે કે, દેશના ખજાના (જેમાં જમીનના પાકનું ઉત્પાદન પણ સામેલ છે) તમે મને સોંપી દો, હું તેની સુરક્ષા પણ સંપૂર્ણ રીતે કરી શકું છું અને ખર્ચ કરવાની જગ્યાઓ અને ખર્ચ કરવાના પ્રમાણના અંદાજાથી પણ સંપૂર્ણપણે વાકેફ છું. *(કુર્તુબી અને મઝહરી)*

આ બે શબ્દોમાં હઝરત યૂસુફ (અલૈ.)એ તે બધી જ ખાસિયતો ભેગી કરી દીધી જે એક વઝીરે ખજાના (નાણા–મહેસૂલ મંત્રી)માં હોવી જોઈએ કારણ કે, પ્રથમ જરૂરિયાત તો ખજાનાના અમાનતદાર માટે એ હોય છે કે તે સરકારી માલને વ્યર્થ વેડફાવા ન દે બલકે, સંપૂર્ણ હિફાઝતથી તેને ભેગો કરે, પછી ગેરહકદાર લોકો ઉપર અને જે ખોટા ખર્ચાઓ થઈ રહ્યા છે તેના ઉપર ખર્ચ ન થવા દે અને બીજી જરૂરિયાત તેની એ છે કે જ્યાં જે પ્રમાણે ખર્ચ કરવાની આવશ્યકતા છે ત્યાં કોઈ કમી કે ઉણપ ન રાખે અને જરૂરિયાતના પ્રમાણ કરતા વધારે ખર્ચ ન કરે. શબ્દ حَفِيْظٌ (હફીઝ) પ્રથમ જરૂરિયાત પૂરી કરવાની જામીનગીરી છે અને શબ્દ عَلِيْمٌ (અલીમ) બીજી જરૂરિયાતની.

મિસ્રનો બાદશાહ જો કે હઝરત યૂસુફ (અલૈ.)ના હુન્નર–ઈમાનદારી અને અકલમંદી–બુદ્ધિ ક્ષમતાઓનો પ્રશંસક હતો અને તેમની કુશાગ્ર બુદ્ધિનો પૂરેપૂરો આસ્થાવાન થઈ ચૂક્યો હતો પરંતુ સીધે–સીધો ખજાનાના મંત્રાલયનો હોદ્દો તેમને સોંપ્યો નહિ બલકે એક વર્ષ સુધી તેમને સન્માનનીય મહેમાન તરીકે રાખ્યા.

વર્ષ પૂરું થયા પછી તેમને ફક્ત ખજાનાનું મંત્રાલય જ નહિ બલકે સમગ્ર દેશનો વહીવટ સોંપી દીધો, કદાચ હેતુ એ હતો કે જ્યાં સુધી ઘરમાં રાખીને તેમની વર્તણૂક, ટેવો વગેરેનો અનુભવ ન થઈ જાય આટલો મોટો હોદ્દો સોંપવો યોગ્ય

નથી જેમકે સા'દી સીરાઝી (રહ.)એ ફરમાવ્યું છે,

چو یوسف کسے در صلاح و تمیز : بیک سال باید کہ گردد عزیز

અમુક વિવરણકારોએ લખ્યું છે કે તે જ સમયગાળામાં ઝૂલેખાંના પતિ કિતફીરનો ઈન્તેકાલ થઈ ગયો તો મિસ્રના રાજાએ હઝરત યૂસુફ (અલૈ.) સાથે તેમની શાદી કરાવી દીધી, તે વખતે હઝરત યૂસુફ (અલૈ.)એ તેમને ફરમાવ્યું કે શું આ સ્વરૂપ તેનાથી ઉત્તમ નથી જે તું ઈચ્છતી હતી ? ઝૂલેખાંએ પોતાની ભૂલનો સ્વીકાર કરી પોતાનો બચાવ કર્યો.

અલ્લાહ જલ્લ શા'નુહૂએ ઘણી જ ઈજ્જત અને સન્માન સાથે તેમની ઈચ્છા પૂર્ણ કરી તથા ખૂબ રાહત અને આરામ સાથે જીવન પસાર કર્યું, ઐતિહાસિક રિવાયતો પ્રમાણે બે પુત્રો પણ પેદા થયા હતા જેમનું નામ ઈફરાઈમ અને મનશા હતું.

અમુક રિવાયતોમાં છે કે શાદી પછી હઝરત યૂસુફ (અલૈ.)ના દિલમાં ઝૂલૈખાંની મહોબ્બત અલ્લાહ જલ્લ શા'નુહૂએ તેનાથી વધારે પેદા કરી દીધી જેટલી ઝૂલૈખાંને હઝરત યૂસુફ (અલૈ.) સાથે હતી, અહીંયાં સુધી કે એક વખતે હઝરત યૂસુફ (અલૈ.)એ તેમને શિકાયત કરી કે તેનું શું કારણ છે કે તમે મારી સાથે હવે એટલી મહોબ્બત નથી રાખતા જેટલી પહેલાં હતી, ઝૂલૈખાંએ કહ્યું આપના માધ્યમથી અને આપના પ્રતાપે મને અલ્લાહ તઆલાની મહોબ્બત પ્રાપ્ત થઈ ગઈ છે, તેની સામે બધા જ સંબંધો અને વિચારો ગૌણ બની ગયા છે. આ ઘટના અમુક બીજી વિગતો સાથે તફસીરે કુર્તુબી અને મઝહરીમાં વર્ણન થઈ છે.

હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાના સંદર્ભમાં જે સામાન્ય મનુષ્યો માટે ઘણી બધી શિખામણ, બોધપાઠ, માર્ગદર્શન તથા તા'લીમ આવી છે તેમાંથી અમુકનું વર્ણન અગાઉ થઈ ચૂક્યું છે, પ્રસ્તુત આયતોમાં અન્ય મસ્અલાઓ અને માર્ગદર્શનો નીચે પ્રમાણે છે.

**(૧) મસ્અલો :**

હઝરત યૂસુફ (અલૈ.)નું નિવેદન وَمَآ اُبَرِّئُ نَفۡسِیۡ માં નેક અને મુત્તકી

પરહેઝગાર બંદાઓ માટે એ માર્ગદર્શન છે કે જ્યારે તેમને કોઈ ગુનાહથી બચવાની તવફીક થઈ જાય ત્યારે તે તેના ઉપર ગર્વ ન કરે અને તેના મુકાબલામાં ગુનેહગારોને તુચ્છ ન સમજે બલકે, ઈરશાદે યૂસુફી (હઝરત યૂસુફ અલૈ.ના નિવેદનો) પ્રમાણે એ વાતને પોતાના દિલમાં જમાવી રાખે કે તેમાં અમારી કોઈ વ્યક્તિગત વિશેષતા નથી બલકે અલ્લાહ તઆલાની કૃપા છે કે તેણે "નફ્સે અમ્મારહ"ને અમારા ઉપર ગાલિબ ન થવા દીધો નહિતર દરેક મનુષ્યનો નફ્સ તેની પ્રકૃતિના આધારે બુરા કૃત્યો તરફ જ ખેંચે છે.

**સરકારનો કોઈ હોદ્દો પોતે માંગવો જાઇઝ નથી પરંતુ અમુક શરતો સાથે પરવાનગી છે :**

**(૨) મસ્અલો :**

اِجْعَلْنِىْ عَلٰى خَزَآئِنِ الْاَرْضِ થી એ જાણ થઈ કે કોઈ સરકારી હોદ્દો અથવા જવાબદારીની માંગણી કરવી અમુક સ્વરૂપોમાં જાઈઝ છે, જેમકે હઝરત યૂસુફ (અલૈ.)એ પ્રદેશના ખજાનાની વઝારતની વ્યવસ્થા અને વહીવટની જવાબદારી માંગી હતી.

પરંતુ તેમાં એ વિગત છે કે જ્યારે કોઈ ખાસ હોદ્દા વિશે એ જાણ હોય કે કોઈ બીજો વ્યક્તિ તેના કરતા સારી વ્યવસ્થા નથી કરી શકતો અને પોતાના વિશે એ અંદાજો હોય કે હોદ્દાનું કામ સારી રીતે પૂર્ણ કરી શકીશ અને કોઈ ગુનાહમાં સંડોવાવાનો કોઈ ભય ન હોય તો આવા સ્વરૂપમાં હોદ્દાની પોતે માંગણી કરવી પણ જાઈઝ છે એ શરતે કે હોદ્દા અને માલની મહોબ્બત તેનું કારણ ન હોય, બલકે અલ્લાહની મખ્લૂકની સાચી સેવા અને ન્યાય સાથે તેમના હકો ઓળખવાનો હેતુ હોય, જેમકે હઝરત યૂસુફ (અલૈ.) સામે ફક્ત આ જ હેતુ હતો અને જ્યાં આ સ્વરૂપ ન હોય તો હદીષમાં રસૂલે કરીમ ﷺએ હુકૂમતના કોઈ હોદ્દાની જાતે માંગણી કરવાથી રોક્યા છે અને જેણે પોતે કોઈ હોદ્દાની દરખાસ્ત કરી તેમને હોદ્દો કે પદ આપ્યા નથી.

સહીહ મુસ્લિમની એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ હઝરત અબ્દુર્રહમાન બિન સમુરહ (રદિ.)ને ફરમાવ્યું કે, ક્યારેય કોઈ (પ્રાંતની) સુબેદારીની માંગણી ન કરો કારણ કે, જો તમે પોતે સવાલ કરીને સુબેદારીનું પદ

પ્રાપ્ત પણ કરી લીધું તો અલ્લાહ તઆલાનું સમર્થન નહિ હોય કે જેના દ્વારા તમે ભૂલો અને ત્રુટીઓથી બચી શકો અને જો દરખાસ્ત કર્યા વિના અને માંગણી વિના તમને કોઈ પદ કે હોદ્દો મળી ગયો તો અલ્લાહ તઆલા તરફથી તમને મદદ અને સમર્થન થશે જેના કારણે તમે આ હોદ્દાના સંપૂર્ણ હકો પૂરા કરી શકશો.

એ જ પ્રમાણે સહીહ મુસ્લિમની એક બીજી હદીષમાં છે કે, એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને કોઈ હોદ્દાની દરખાસ્ત કરી, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, اِنَّا لَنْ نَّسْتَعْمِلَ عَلٰى عَمَلِنَا مَنْ اَرَادَهٗ એટલે કે, "અમે પોતાનો હોદ્દો કોઈ એવા વ્યક્તિને નથી આપ્યા કરતા જે પોતે તેની માંગણી કરે."

**હઝરત યૂસુફ (અલૈ.)એ જે પદની પ્રાપ્તિ માટે માંગણી કરી તે ખાસ હિક્મત ઉપર આધારિત હતી :**

પરંતુ હઝરત યૂસુફ (અલૈ.)ની ઘટના જૂદી છે કારણ કે તેઓ જાણતા હતા કે મિસ્રનો બાદશાહ કાફિર છે, તેના અધિકારીઓ અને સ્ટાફ પણ બધો એવો જ છે અને દેશ ઉપર એક ભયંકર દુષ્કાળ આવવાનો છે, તે સમયે સ્વાર્થી લોકો અલ્લાહની સામાન્ય મખ્લૂક ઉપર દયા કરશે નહીં અને લાખો મનુષ્યો ભૂખે મરી જશે. કોઈ એવો બીજો વ્યક્તિ ઉપસ્થિત ન હતો જે ગરીબોના હકોમાં ન્યાય કરી શકે એટલા માટે પોતે આ હોદ્દાની દરખાસ્ત કરી, જો કે તેની સાથે તેમને પોતાની કેટલીક કુશળતા અને વિશેષતાઓની જાહેરાત આવશ્યકતા મુજબ કરવી પડી જેથી બાદશાહ સંતોષિત થઈને હોદ્દો તેમને સોંપી આપે.

જો આજે પણ કોઈ વ્યક્તિ એવી અનુભૂતિ કરે કે હુકૂમતનું કોઈ પદ અથવા હોદ્દો એવો છે જેની ફરજને કોઈ બીજો વ્યક્તિ સાચી રીતે પૂર્ણ કરનારો ઉપસ્થિત નથી અને તેને પોતે એવી ખાતરી છે કે તે સાચી પદ્ધતિથી તેને પૂર્ણ કરી શકે છે તો તેના માટે જાઈઝ છે, બલકે વાજિબ છે કે તે હોદ્દા કે પદને પ્રાપ્ત કરવાની દરખાસ્ત પોતે કરે પરંતુ પોતાની પ્રતિષ્ઠા અને માલ માટે નહિ બલકે મખ્લૂકની સેવા માટે; જેનો સંબંધ દિલની નિય્યત અને ઈરાદા સાથે છે જેને અલ્લાહ તઆલા સારી પેઠે જાણે છે. *(કુર્તુબી)*

ખુલફાએ રાશિદીન (રહ.)એ ખિલાફતની જવાબદારી આ જ કારણે ઉઠાવી લીધી હતી કે તેઓ જાણતા હતા કે તે સમયે કોઈ બીજો આ જવાબદારીને

સાચી રીતે પૂર્ણ કરી શકશે નહીં. સહાબએ કિરામ (રદિ.)માંથી હઝરત અલી (રદિ.) અને હઝરત મુઆવિયા (રદિ.) તથા હઝરત હુસૈન (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.) વચ્ચે જે મતભેદો ઉપસ્થિત થયા તે બધા એ જ કારણે હતા કે તેમનામાં દરેક એવું વિચારતા હતા કે આ સમયે ખિલાફતની ફરજ હું સામા પક્ષ કરતા વધારે હિકમત અને શક્તિ સાથે સંપૂર્ણ રીતે અદા કરી શકીશ, ઈજ્જત અને માલની ઈચ્છા કોઈનો અસલી હેતુ ન હતો.

## શું કોઈ કાફિર હુકૂમતના હોદ્દાનો સ્વીકાર કરવો જાઇઝ છે ?

**(૩) મસ્અલો :**

ત્રીજો મસ્અલો એ છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ મિસ્રના બાદશાહની નોકરીનો સ્વીકાર કરી લીધો જ્યારે કે તે કાફિર હતો એનાથી જાણ થઈ કે કાફિર અથવા ફાસિક શાસકની હુકૂમતનો હોદો અમુક ખાસ સંજોગોમાં સ્વીકારવો જાઈઝ છે.

પરંતુ ઈમામ જસ્સાસ (રહ.)એ આયતે કરીમા فَلَنْ اَكُوْنَ ظَهِيْرًا لِّلْمُجْرِمِيْنَ હેઠળ લખ્યું છે કે, આ આયતની રૂએ જાલિમો અને કાફિરોની મદદ અથવા સમર્થન કરવું જાઈઝ નથી અને દેખીતું છે કે તેમની હુકૂમતનો હોદ્દો અથવા પદ સ્વીકારવું એ તેમની પ્રવૃત્તિમાં ભાગીદાર થવું અથવા તેમની મદદ કરવું ગણાશે અને આવી મદદ કે ભાગીદારીને કુર્આને કરીમે ઘણી બધી આયતોમાં હરામ ઠરાવ્યું છે.

હઝરત યૂસુફ (અલૈ.)એ જે આ નોકરી પણ સ્વીકારી અને પોતે જ દરખાસ્ત કરીને પ્રાપ્ત કરી તેનું ખાસ કારણ તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ એ ઠરાવ્યું છે કે મિસ્રનો બાદશાહ તે સમયે મુસલમાન થઈ ચૂક્યો હતો પરંતુ કુર્આન અને સુન્નતમાં એના વિશે કોઈ દલીલ ઉપસ્થિત નથી એટલા માટે આમ મુફસ્સિરોએ તેનું કારણ એ ઠરાવ્યું છે કે હઝરત યૂસુફ (અલૈ.)ને મિસ્રના બાદશાહ બાબતે એ જાણ થઈ ચૂકી હતી કે તે તેમના કામમાં દખલગીરી કરશે નહીં અને કોઈ શરીઅત વિરુદ્ધ કાયદો લાગુ પાડવા માટે તેમને મજબૂર કરશે નહીં બલકે, તેમને સંપૂર્ણ અધિકારો આપશે જેના દ્વારા તે પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે હક અને સત્ય કાયદા–કાનૂન ઉપર અમલ કરી શકશે, આવા સંપૂર્ણ

અધિકારની સાથે કે કોઈ શરીઅત વિરુદ્ધ કાયદા ઉપર મજબૂર ન હોય અને કોઈ કાફિર અથવા જાલિમની નોકરી સ્વીકારે તો જો કે આ કાફિર અને જાલિમની સાથે સહકાર કરવાની સૂગ (કબાહત) છતાં પણ ઉપસ્થિત છે પરંતુ જે પરિસ્થિતિમાં તેને સત્તા સ્થાનેથી હટાવવાની શક્તિ ન હોય અને તેનો હોદ્દો કે પદ સ્વીકાર ન કરવાના સ્વરૂપમાં અલ્લાહની મખ્લૂકના હકો વ્યર્થ અને બરબાદ થઈ જવાના અથવા જુલમ અને અત્યાચાર થવાનો મજબૂત સંદેહ હોય તો મજબૂરી હેઠળ આવા સહકારની છૂટ હઝરત યૂસુફ (અલૈ.)ના અમલથી સાબિત થઈ જાય છે જેમાં પોતે કોઈ શરીઅત વિરુદ્ધ કાર્ય ન કરવું પડતું હોય, કારણ કે વાસ્તવમાં એ તેના ગુનાહમાં મદદગારી ગણાશે નહિ. જો તે એક દૂરના માધ્યમ સ્વરૂપે હોય તો એનાથી પણ તેની મદદ કરવું ગણાય જાય પરંતુ આવા દુર્ગામી કારણો વિશે પ્રસ્તુત પરિસ્થિતિઓમાં શરીઅતમાં ગુંજાઈશ છે, જેની વિગત ફુક્હાઓએ વર્ણન કરી છે. સલફે સાલિહીન (પુરોગામી વિદ્વાનો), સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)માંથી ઘણા લોકો વિશે આવી જ પરિસ્થિતિઓ અને સંજોગોમાં અત્યાચારી અને જાલિમ સત્તાધીશોના હોદ્દાઓ સ્વીકાર કર્યાનું સાબિત છે. *(કુર્તુબી અને મઝહરી)*

અલ્લામહ માવરડી (રહ.)એ શરઈ રાજકાજ વિશે પોતાની કિતાબમાં નકલ કર્યું છે કે અમુક લોકોએ હઝરત યૂસુફ (અલૈ.)ના આ અમલના કારણે કાફિર અને જાલિમ સત્તાધીશોનો હોદ્દો એ શરત સાથે સ્વીકાર કરવાનું જાઈઝ ઠરાવ્યું છે કે, પોતે તેમાં કોઈ શરીઅત વિરુદ્ધ કાર્ય ન કરવું પડતું હોય અને અમુક લોકોએ આ શરત સાથે પણ તેને એટલા માટે જાઈઝ નથી રાખ્યું કે તેમાં પણ જાલિમો અને અત્યાચારીઓ મજબૂત થાય છે અને તેમનું સમર્થન થાય છે, આ લોકો હઝરત યૂસુફ (અલૈ.)કામનો વિવિધ રીતે ખુલાસો વર્ણન કરે છે જેનો ખુલાસો એ છે કે આ અમલ હઝરત યૂસુફ (અલૈ.)ની વ્યક્તિગત જાત અથવા તેમની શરીઅત સાથે ખાસ હતો, હવે તે અન્યો માટે જાઈઝ નથી પરંતુ જમહૂર ઉલમા અને ફુક્હાએ પ્રથમ અભિપ્રાયને જ અપનાવીને તેને જાઈઝ ઠરાવ્યું છે.

*(કુર્તુબી)*

તફસીરે બહરે મુહીતમાં છે કે જ્યાં એવી જાણ થાય કે વિદ્વાનો અને નેક લોકો જો આ હોદ્દાનો સ્વીકાર નહીં કરે તો લોકોના હકો બરબાદ થઈ જશે, ન્યાય નહિ થઈ શકે ત્યાં આ હોદ્દાઓ કે પદો સ્વીકાર કરી લેવા જાઈઝ બલકે સવાબનું

કામ છે એ શરતે કે આવા હોદ્દાઓ કે પદોમાં તેને પોતે કોઈ શરીઅત વિરુદ્ધ કાર્યો કરવાની મજબૂરી ઉપસ્થિત ન થાય.

**(૪) મસ્અલો :**

હઝરત યૂસુફ (અલૈ.)ના નિવેદન حَفِيۡظٌ عَلِيۡمٌ થી એ સાબિત થાય છે કે આવશ્યકતાની તકે પોતાની કોઈ કાર્યકુશળતા અથવા વિશિષ્ટ પ્રકારની કુનેહ કે આવડતનું વર્ણન કરવું એ "તઝ્કિય્યએ નફ્સ" એટલે કે, પોતાની પવિત્રતા બતાવવાની બાબતમાં સામેલ નથી જેની કુર્આને કરીમમાં મનાઈ આવી છે એ શરતે કે આવું વર્ણન કરવું અભિમાન અથવા ગર્વ અને ફખ્ર તથા મોટાઈ બતાવવાના હેતુથી ન હોય.

وَكَذٰلِكَ مَكَّنَّا لِيُوۡسُفَ فِى الۡاَرۡضِ يَتَبَوَّاُ مِنۡهَا حَيۡثُ يَشَآءُ نُصِيۡبُ بِرَحۡمَتِنَا مَنۡ نَّشَآءُ وَلَا نُضِيۡعُ اَجۡرَ الۡمُحۡسِنِيۡنَ એટલે કે, જે પ્રમાણે અમે હઝરત યૂસુફ (અલૈ.)ને મિસ્રના બાદશાહના દરબારમાં ઈજ્જત, માન–પાન અને હોદ્દો એનાયત કર્યો એ જ પ્રમાણે અમે તેમને આખા મિસ્રમાં સંપૂર્ણ સત્તા અર્પણ કરી કે તેની જમીનમાં જે રીતે ચાહે હુકમો લાગુ પાડે અમે જેને ઈચ્છીએ છીએ પોતાની રહમતો અને નેઅ્મતોની નવાઝિશ કરતા રહીએ છીએ અને અમે નેક કાર્ય કરનારના બદલાને ક્યારેય વ્યર્થ જવા દેતા નથી.

તેની વિગત અને ખુલાસો એ છે કે મિસ્રના બાદશાહે એક વર્ષ અનુભવ કર્યા પછી દરબારમાં એક ઉત્સવ મનાવ્યો જેમાં બધા જ અધિકારીઓ, હોદ્દેદારો તથા સત્તાધીશોને ભેગા કર્યા અને હઝરત યૂસુફ (અલૈ.)ના માથા ઉપર તાજ મૂકીને તેમને મજલિસમાં લાવવામાં આવ્યા અને માત્ર ખજાનાની જવાબદારી નહીં બલકે સમગ્ર હુકૂમતનો વહીવટ તેમને સોંપીને પોતે એકાંતવાસી થઈ ગયા.

*(કુર્તુબી અને મઝહરી વગેરે)*

હઝરત યૂસુફ (અલૈ.)એ રાજકારભારને એવી રીતે સંભાળ્યો કે કોઈને કોઈ શિકાયત બાકી ન રહી, સમગ્ર દેશ તેમનો ચાહક બની ગયો અને પૂરા પ્રદેશમાં શાંતિ, પ્રગતિ અને સમૃદ્ધિ સર્વસામાન્ય થઈ ગઈ. પોતે હઝરત યૂસુફ (અલૈ.)ને પણ સરકારની આ બધી જ જવાબદારીઓમાં કોઈ મુશ્કેલી અથવા રંજ કે તકલીફ ન પડી.

તફસીરના ઈમામ હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે, હઝરત યૂસુફ (અલૈ.) સમક્ષ કારણ કે આ બધી જાહોજલાલી અને હોદ્દાથી માત્ર અલ્લાહ તઆલાના હુકમોનો રિવાજ અને તેના દીનની સ્થાપના કરવાનો હેતુ હતો એટલા માટે તેઓ કોઈપણ સમયે તેનાથી બેદરકાર કે ગાફેલ રહ્યા નહીં, તેમણે મિસ્રના બાદશાહને ઈસ્લામ અને ઈમાનનું આમંત્રણ આપ્યું, એટલે સુધી કે સતત દા'વતના પ્રયત્નનું આ પરિણામ જાહેર થયું કે મિસ્રનો બાદશાહ પણ મુસલમાન થઈ ગયો.

وَلَاَجۡــرُ الۡاٰخِــرَةِ خَيۡرٌ لِّلَّذِيۡنَ اٰمَنُوۡا وَكَانُوۡا يَتَّقُوۡنَ એટલે કે, "આખિરતનો સવાબ અને બદલો આ દુનિયાની નેઅ્મતોથી અનેકઘણો વધીને છે તે લોકો માટે જેઓ મો'મિન થયા અને જેમણે તકવો તથા પરહેઝગારી અપનાવી."

મતલબ એ છે કે દુનિયાની દોલત અને સલ્તનત અને હુકૂમતનું સ્વરૂપ તો અર્પણ થઈ ગયું હતું તેની સાથે આખિરતના ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ તેમના માટે તૈયાર છે, તેની સાથે એ પણ બતાવ્યું કે આ દરજ્જાઓ દુનિયા અને આખિરતમાં હઝરત યૂસુફ (અલૈ.)ની આગવી વિશેષતા કે ખાસિયત નથી બલકે, તે સર્વસામાન્ય ઈનામ છે દરેક તે વ્યક્તિના માટે જે ઈમાન અને તકવો તથા પરહેઝગારી અપનાવી લે છે.

હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની હુકૂમતના સમયકાળમાં સામાન્ય જનતાને રાહત પહોંચાડવા માટે તે કામો કર્યા જેનો દાખલો મળવો મુશ્કેલ છે. જ્યારે સ્વપ્નની તા'બીર પ્રમાણે સાત વર્ષો ખુશહાલીમાં પસાર થઈ ગયા અને દુષ્કાળ શરૂ થયો તો હઝરત યૂસુફ (અલૈ.)એ પેટ ભરીને ખાવાનું પણ છોડી દીધું, લોકોએ કહ્યું કે મિસ્ર દેશના બધા જ ખજાના તમારા કબ્જામાં છે અને તમે ભૂખા રહો છો ? તો ફરમાવ્યું કે, હું આ એટલા માટે કરું છું કે જેથી સામાન્ય લોકોની ભૂખનો અહેસાસ અને અનુભૂતિ મારા દિલમાંથી અદષ્ય ન થઈ જાય અને શાહી રસોઈયાઓને પણ હુકમ આપ્યો હતો કે દિવસમાં ફક્ત એક વખતે બપોરનું જમવાનું બનાવે જેથી શાહી મહેલના બધા જ લોકો પણ સામાન્ય જનતાની ભૂખનો અમુક હિસ્સો અનુભવી શકે.

————————

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૫૮ થી ૬૨)

وَجَآءَ اِخْوَةُ يُوْسُفَ فَدَخَلُوْا عَلَيْهِ فَعَرَفَهُمْ وَهُمْ لَهٗ مُنْكِرُوْنَ ﴿٥٨﴾ وَلَمَّا جَهَّزَهُمْ
بِجَهَازِهِمْ قَالَ ائْتُوْنِيْ بِاَخٍ لَّكُمْ مِّنْ اَبِيْكُمْ ۚ اَلَا تَرَوْنَ اَنِّيْٓ اُوْفِي الْكَيْلَ
وَاَنَا خَيْرُ الْمُنْزِلِيْنَ ﴿٥٩﴾ فَاِنْ لَّمْ تَاْتُوْنِيْ بِهٖ فَلَا كَيْلَ لَكُمْ عِنْدِيْ وَلَا تَقْرَبُوْنِ ﴿٦٠﴾
قَالُوْا سَنُرَاوِدُ عَنْهُ اَبَاهُ وَاِنَّا لَفٰعِلُوْنَ ﴿٦١﴾ وَقَالَ لِفِتْيٰنِهِ اجْعَلُوْا بِضَاعَتَهُمْ فِيْ
رِحَالِهِمْ لَعَلَّهُمْ يَعْرِفُوْنَهَآ اِذَا انْقَلَبُوْٓا اِلٰٓى اَهْلِهِمْ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٦٢﴾

### તરજુમો :

*અને યૂસુફ (અલૈ.)ના ભાઈઓ આવ્યા પછી તેમની પાસે દાખલ થયા તો તેમણે (હઝરત યૂસુફ અલૈ.એ) તેમને ઓળખી લીધા અને તેઓએ તેમને ન ઓળખ્યા. (૫૮) અને જ્યારે તેમને તેમનો સામાન તૈયાર કરી દીધો, કહ્યું, મારી પાસે એક ભાઈ લઈ આવજો જે તમારા પિતા તરફથી છે, તમે જોતા નથી કે હું માપ પૂરેપૂરું આપું છું અને મહેમાનોને સારી રીતે ઉતારો આપું છું! (૫૯) પછી જો તેને મારી પાસે ન લાવ્યા તો તમારા માટે મારી પાસે ભરતી નથી અને મારી પાસે આવશો નહીં. (૬૦) બોલ્યા, અમે તેના પિતાથી ઈચ્છા કરીશું અને અમારે આ કામ કરવાનું છે. (૬૧) અને પોતાના સેવકોને કહી આપ્યું, તેમની પુંજી તેમના સામાનમાં મૂકી દો કદાચ તેને ઓળખે જ્યારે પોતાના ઘરે પાછા જાય, કદાચ તેઓ ફરી આવે. (૬૨)*

### તફસીર :

(મતલબ કે હઝરત યૂસુફ અલૈ.એ સત્તા પ્રાપ્ત કર્યા પછી અનાજની વાવણી કરાવવાનું અને તેનો સંગ્રહ કરાવવાનું શરૂ કર્યું, એટલે સુધી કે દૂર-સુદૂરથી આ ખબર સાંભળીને મિસ્‌ર રાજ્ય તરફ અનાજ ખરીદવા માટે લોકોના ટોળે-ટોળાં આવવાના શરૂ થઈ ગયા) અને (કનૂઆનમાં પણ દુકાળ પડ્યો હતો) યૂસુફ (અલૈ.)ના ભાઈ (પણ બિનયામીન સિવાય અનાજ લેવા મિસ્‌રમાં) આવ્યા, પછી યૂસુફ (અલૈ.)ની પાસે પહોંચ્યા, અલબત્ત યૂસુફ

(અલૈ.)એ (તો) તેમને ઓળખી લીધા અને તેમણે યૂસુફ (અલૈ.)ને ન ઓળખ્યા (કારણ કે તે ભાઈઓમાં ઘણો ઓછો બદલાવ આવ્યો હતો, વળી હઝરત યૂસુફ અલૈ.ને તેમના આવવાનું પાકું અનુમાન પણ હતું વળી, આવનારા મહેમાનોને પૂછી પણ લેતા હતા કે તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? વળી, ઓળખીતા લોકોને થોડી ઘણી નિશાનીઓથી મોટે ભાગે ઓળખી જ લેવાતા હોય છે, જો કે હઝરત યૂસુફ અલૈ. વાલીદે મુહતરમ અને ભાઈથી જુદાઈના સમયે ઘણી નાની ઉંમરના હતા, તેમનામાં વધારે બદલાવ આવી ગયો હતો એટલા માટે તેમના ભાઈઓને આ યૂસુફ અલૈ. જ છે એવી ભાગ્યે જ કલ્પના થઈ શકતી હતી, વળી સત્તાધિકારીથી કોઈ પૂછી પણ નથી શકતું કે તમે કોણ છો ? હઝરત યૂસુફ અલૈ.નો નિયમ હતો કે દરેક વ્યક્તિને તેની જરૂરિયાત મુજબ અનાજ નજીવી કિંમતમાં વેચતા હતા, એટલા માટે તેમને પણ જ્યારે એક વ્યક્તિ દીઠ એક-એક ઊંટ પર લાદી શકાય એટલું અનાજ કિંમત આપીને મળવા લાગ્યું તો તેમણે કહ્યું કે અમારો એક બાપ શરીક અલ્લાતી ભાઈ હજુ બાકી છે તેને અમારા બાપે એ કારણે અમારી સાથે નથી મોકલ્યો કે તેમનો એક પુત્ર ખોવાઈ ગયો હતો, એટલા માટે તેમણે તેને પોતાની તસલ્લી ખાતર પાસે રાખી લીધો છે, તેના ભાગનું પણ એક ઊંટ-ભાર અનાજ આપી દેવામાં આવે. હઝરત યૂસુફ અલૈ.એ ફરમાવ્યું કે એ નિયમ વિરુદ્ધ છે જો તેનો ભાગ જોઈતો હોય તો તે પોતે આવીને લઈ જાય, મતલબ કે ફક્ત તેમના ભાગનું અનાજ તેમને આપી દીધું) અને જ્યારે યૂસુફ (અલૈ.)એ (આ અનાજનો) સામાન તૈયાર કરી દીધો તો (જતી વખતે) ફરમાવ્યું કે (જો આ અનાજ વપરાય જાય અને હજુપણ આવવાનો ઈરાદો કરો તો) પોતાના અલ્લાતી ભાઈને પણ (સાથે) લાવજો (જેથી તેનો ભાગ પણ આપી શકાય) તમે જોતા નથી કે હું સંપૂર્ણ માપતોલ કરી આપું છું અને હું સૌથી વધારે મહેમાન નવાજી કરું છું ! (બસ, જો તમારો તે ભાઈ આવશે તો તેને પણ પૂરો હિસ્સો આપીશું અને તેની ખૂબ મહેમાન નવાજી કરીશ જેવી રીતે કે તમે પોતાની સાથે થયેલો વ્યવહાર જોયો, મતલબ કે આવવામાં તો લાભ જ લાભ છે) અને જો તમે (ફરીવાર આવ્યા અને) તેને મારી પાસે ન લાવ્યા તો (હું સમજીશ કે તમે મને ધોકો આપીને વધારે અનાજ લેવા ઈચ્છતા હતા તો એ સજામાં) ન તો મારી પાસે તમારા નામનું અનાજ હશે અને ન જ તમે મારી પાસે આવજો. (બસ, તેને ન

લાવવામાં તમારું નુકસાન જ થશે, તમારા ભાગનું અનાજ પણ નહીં મળે) તેઓ બોલ્યા, (જૂઓ !) અમે (બધા જ પ્રયત્નો કરીને) તેના બાપથી તેને માંગીશું અને અમે આ કામને (એટલે કે દરખાસ્ત અને પ્રયત્નને) અવશ્ય કરીશું (આગળ પિતાના અધિકારમાં છે) અને (જ્યારે ત્યાંથી બિલકુલ ચાલવા લાગ્યા તો) યૂસુફ (અલૈ.)એ પોતાના નોકરોને કહી આપ્યું કે તેમની જમા પુંજી (જેના બદલામાં તેમણે અનાજ ખરીદ્યું છે તે)ને (તેમના જ) માલ–સામાનમાં (છુપાવીને) મૂકી આપો જેથી જ્યારે પોતાના ઘરે જાય તો તેમને (જ્યારે તે સામાન પાછો) મળે તો કદાચ (આ અહેસાન અને ભલાઈ જોઈને) ફરી બીજીવાર આવે (કારણ કે હઝરત યૂસુફ અલૈ.ને તેમનું બીજીવાર આવવું અને પોતાના ભાઈને સાથે લાવવું મંજૂર હતું એટલા માટે કોઈપણ રીતે તેની યુક્તિ કરી, પ્રથમ વાયદો કર્યો કે જો તેને સાથે લાવશો તો તેને પણ ભાગ મળશે અને બીજી ધમકી સંભળાવી કે જો નહીં લાવો તો પોતાનો ભાગ પણ નહીં મળે અને ત્રીજું જે પૈસા રોકડ સિવાય બીજી કંઈ વસ્તુ હતી તે પણ તેમને પરત આપી દીધી બે વિચારથી, એક એ કે તે અહેસાન અને ભલાઈ સમજીને ફરીવાર આવશે અને બીજું એટલા માટે કે કદાચ જો તેમની પાસે હવે વધારે પૈસા ન હોય અને એટલા માટે ફરીવાર ન આવી શકે અને જો આ પૈસા હશે તો ફરીવાર પાછા આવી શકે છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછળની આયતોમાં હઝરત યૂસુફ (અલૈ.)ને મિસ્રની સંપૂર્ણ સત્તા અલ્લાહ તઆલાની કૃપાથી પ્રાપ્ત થઈ જવાનું વર્ણન હતું. પ્રસ્તુત આયતોમાં હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ અનાજ લેવા માટે મિસ્ર આવ્યા તેનું વર્ણન છે અને એ પણ ગૌણ સ્વરૂપે આવી ગયું કે દશ ભાઈઓ મિસ્ર આવ્યા હતા, હઝરત યૂસુફ (અલૈ.)ના સગા નાના ભાઈ બિનયામીન સાથે ન હતા.

વચ્ચેના કિસ્સાની વિગત કુર્આને કરીમે એટલા માટે નથી આપી કે ઘટનાક્રમથી તે આપોઆપ સમજમાં આવી જાય છે.

ઈબ્ને કષીર (રહ.)એ તફસીરના ઈમામોમાંથી સુદ્દી અને મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક વગેરેના હવાલાથી જે વિગત વર્ણન કરી છે તે જો ઐતિહાસિક અથવા તો ઈસ્રાઈલી રિવાયતોમાંથી લેવામાં આવી હોય તો પણ એટલા માટે સ્વીકાર્ય છે કે કુર્આનની નુસૂસમાં તેનો ઈશારો મોજૂદ છે.

તે લોકોએ ફરમાવ્યું કે હઝરત યૂસુફ (અલૈ.)એ મિસ્ર પ્રદેશનું પ્રધાનપદ પ્રાપ્ત કર્યા પછી સાત વર્ષ સ્વપ્નની તા'બીર પ્રમાણે પૂરા પ્રદેશ માટે ખૂબ રાહત અને સારા ઉત્પાદનના વર્ષો હતા અને તેમાં સારો પાક થયો અને વધારેથી વધારે અનાજનું ઉત્પાદન કરવાનો અને સંગ્રહ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો ત્યારબાદ એ જ સ્વપ્નનો બીજો ભાગ સામે આવ્યો કે સખત દુષ્કાળ પડયો, તે સાત વર્ષો સુધી સતત ચાલુ રહ્યો, તે સમયે હઝરત યૂસુફ (અલૈ.) કારણ કે પ્રથમથી જ જાણતા હતા કે આ દુકાળ સાત વર્ષો સુધી સતત એકધારો ચાલશે એટલા માટે દુકાળના શરૂઆતના વર્ષોમાં દેશમાં ઉપસ્થિત સંગ્રહને ખૂબ કાળજીથી ભેગો કરાવી લીધો અને સંપૂર્ણ સુરક્ષા સાથે મૂકી દીધો.

મિસ્રના નિવાસીઓની પાસે તેમની જરૂરિયાત મુજબનું અનાજ પ્રથમથી જમા કરાવી દેવામાં આવ્યું હતું, હવે જ્યારે દુકાળ ખૂબ વ્યાપક પ્રમાણમાં પડયો તો આજુબાજુથી લોકો સમેટાઈને મિસ્ર આવવા લાગ્યા ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ એક ખાસ નિયમ પ્રમાણે અનાજ વેચવાનું શરૂ કર્યું કે એક ઊંટ જેટલું અનાજ ઉઠાવી શકે છે એક વ્યક્તિને તેટલું અનાજ મળશે, તેનાથી વધારે મળશે નહિ. જેનું માપ કુર્તુબીએ એક وَسَـــــقٌ (વસક) એટલે કે ૬૦ સાઅ્ લખ્યું છે જે આપણા વજન પ્રમાણે ૨૧૦ શેર એટલે કે પાંચ મણથી કંઈક વધારે થાય છે.

અને આ કામની એટલી કાળજી કરવામાં આવતી કે અનાજનું વેચાણ તેઓ પોતાની દેખરેખ હેઠળ જ કરાવતા હતા, જ્યારે આ દુકાળ માત્ર મિસ્રમાં ન રહ્યો બલકે વ્યાપક પ્રમાણમાં દૂર–સુદૂરના પ્રદેશોમાં ફેલાઈ ગયો ત્યારે કન્આનની ભૂમિ કે જે ફલસ્તીનનો એક હિસ્સો છે અને હઝરત યાકૂબ (અલૈ.)નું વતન છે અને આજની તારીખે પણ આ શહેર ખલીલના નામથી એક રોનકવાળા શહેર સ્વરૂપે મોજૂદ છે, અહીંયાં જ હઝરત ઈબ્રાહીમ, હઝરત ઈસ્હાક, હઝરત યાકૂબ અને હઝરત યુસૂફ (અલૈ.)ની મઝારો આવેલી છે, આ ભૂ ભાગ પણ આ દુકાળના મારથી ન બચી શક્યો અને હઝરત યાકૂબ (અલૈ.)ના કુટુંબમાં તેનાથી બેચેની પેદા થઈ, સાથે–સાથે મિસ્ર વિશે એ બાબત પ્રખ્યાત થઈ ચૂકી હતી કે ત્યાં કિંમત આપીને અનાજ મળી જાય છે, હઝરત યાકૂબ (અલૈ.) સુધી પણ આ ખબર પહોંચી કે કોઈ ઘણો જ નેક અને રહમદિલ માણસ છે તે બધા અલ્લાહના બંદાઓને અનાજ આપે છે, તેમણે પોતાના પુત્રોને કહ્યું કે તમે પણ જાઓ અને

મિસ્રથી અનાજ લઈ આવો.

કારણ કે આ ખબર પડી ચૂકી હતી કે એક વ્યક્તિને એક ઊંટના વજન જેટલા અનાજથી વધારે આપવામાં આવતું નથી, એટલા માટે બધાજ પુત્રોને મોકલવાની યોજના બનાવી પરંતુ સૌથી નાના ભાઈ બિનયામીનને કે જેઓ હઝરત યૂસુફ (અલૈ.)ના સગા ભાઈ હતા અને હઝરત યૂસુફ (અલૈ.)ના ગુમ થયા પછી હઝરત યાકૂબ (અલૈ.)ની મહોબ્બત અને લાગણી તેમની સાથે વધારે બંધાઈ ગઈ હતી તેમને પોતાની પાસે પોતાની સાંત્વના માટે અને ખબરગીરી કરવા માટે રોકી લીધા.

દશ ભાઈ કન્આનથી મુસાફરી કરીને મિસ્ર પહોંચ્યા, હઝરત યૂસુફ (અલૈ.) શાહી કપડાં પહેરી રાજાના તખ્ત ઉપર તાજના માલિકની હેસિયતરૂપે સામે આવ્યા અને ભાઈઓએ તેમને બાળપણમાં સાત વર્ષની ઉંમરમાં કાફલાવાળાઓના હાથે વેચી દીધા હતા તે વખતે તેમને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત પ્રમાણે ચાલીસ વર્ષો થઈ ચૂક્યા હતા.

*(કુર્તુબી, મઝહરી)*

દેખીતું છે કે આટલી મુદતમાં વ્યક્તિનો હુલિયો, ચહેરો-મ્હોરો પણ અમુક હદે બદલાઈ જાય છે અને કદાચ આ બાબતે તેમને ભ્રમ કે કલ્પના પણ થઈ શકતી ન હતી કે જે બાળકને ગુલામ બનાવીને વેચી દેવામાં આવ્યો હતો તે કોઈ દેશનો પ્રધાન અથવા રાજા બની શકે છે, એટલા માટે ભાઈઓએ હઝરત યૂસુફ (અલૈ.)ને ન ઓળખ્યા પરંતુ હઝરત યૂસુફ (અલૈ.)એ તેમને ઓળખી લીધો. પ્રસ્તુત આયતમાં فَعَرَفَهُمْ وَهُمْ لَهُ مُنكِرُونَ નો આ જ ભાવાર્થ છે, અરબી ભાષામાં ઈન્કારનો મૂળ અર્થ અજનબી સમજવું જ થાય છે એટલા માટે مُنكِرُونَ (મુન્કીરુન)નો અર્થ નાવાકેફ અને અજાણ થયો.

હઝરત યૂસુફ (અલૈ.)ને ઓળખવા વિશે ઈબ્ને કષીરે સુદ્દીના હવાલાથી એ પણ વર્ણન કર્યું છે કે જ્યારે આ દશ ભાઈઓ દરબારમાં પહોંચ્યા તો હઝરત યૂસુફ (અલૈ.)એ વધારે સંતોષ ખાતર તેમને એવા સવાલ કર્યા જેવી રીતે કે શંકાસ્પદ લોકો વિશે કરવામાં આવે છે, જેથી તેઓ સંપૂર્ણ હકીકત ચોખ્ખે-ચોખ્ખી ખોલી-ખોલીને વર્ણન કરી આપે. પ્રથમ તેમને એ પૂછવામાં

આવ્યું કે તમે લોકો મિસ્રના રહેનારા છો કે નહીં ? તમારી ભાષા તો ઈબ્રાની (હિબ્રુ) છે તમે અહીંયાં કઈ રીતે પહોંચી ગયા ? તેમણે વિનંતી કરી કે અમારા દેશમાં ભીંસણ દુષ્કાળ પડ્યો છે અને અમે તમારા વખાણ સાંભળ્યા એટલા માટે અનાજ મેળવવા માટે આવ્યા છે. હઝરત યૂસુફ (અલૈ.)એ ફરીવાર પૂછ્યું કે અમને એ કેવી રીતે સંતોષ થાય કે તમે સાચું કહી રહ્યા છો ? અને તમે કોઈ દુશ્મનના જાસૂસ વગેરે નથી ? તે ભાઈઓએ વિનંતી કરી કે અલ્લાહની પનાહ ! અમે એવા કદાપિ નથી હોઈ શકતા, અમે તો અલ્લાહના રસૂલ હઝરત યાકૂબ (અલૈ.)ના પુત્રો છે જેઓ કન્આનમાં રહે છે.

હઝરત યૂસુફ (અલૈ.)ના આ સવાલોનો પૂરો મકસદ એ જ હતો કે તેઓ જરા ખોલી–ખોલીને સ્પષ્ટ રીતે સંપૂર્ણ વિગત વર્ણન કરે, ત્યારબાદ હઝરત યૂસુફ (અલૈ.)એ પૂછ્યું કે તમારા પિતાને તમારા સિવાય કોઈ અન્ય અવલાદ પણ છે ? તો તેમણે બતાવ્યું કે અમે બાર ભાઈ હતા, તેમાંથી એક નાનો ભાઈ જંગલમાં ગુમ થઈ ગયો અને અમારા પિતાને તેની સાથે સૌથી વધુ મહોબ્બત હતી, ત્યારબાદ તે તેના નાના સગા ભાઈની સાથે વધારે મહોબ્બત કરવા લાગ્યા અને એટલા જ માટે આ સમયે પણ તેને મુસાફરીમાં અમારી સાથે નથી મોકલ્યો જેથી તે તેમની તસલ્લીનું કારણ બને.

હઝરત યૂસુફ (અલૈ.)એ આ વાતો સાંભળીને હુકમ આપ્યો કે તેમને શાહી મહેમાન સ્વરૂપે ઉતારો આપવામાં આવે અને નિયમ પ્રમાણે અનાજ પણ આપવામાં આવે.

અનાજની વહેંચણીમાં હઝરત યૂસુફ (અલૈ.)એ એ કાયદો બનાવ્યો હતો કે એક વખતે કોઈ એક વ્યક્તિને એક ઊંટ જેટલું વજન ઉઠાવી શકે તેનાથી વધારે આપતા ન હતા પરંતુ જ્યારે હિસાબ પ્રમાણે તે પૂર્ણ થઈ જાય તો ફરી બીજીવાર આપી દેતા હતા.

ભાઈઓની સંપૂર્ણ વિગતો જાણી લીધા બાદ તેમના દિલમાં એ વિચાર આવવો સ્વાભાવિક હતો કે તેઓ ફરીવાર પણ આવશે, એટલા માટે એક વ્યવસ્થા જાહેર રીતે એ કરી કે પોતે તે ભાઈઓને કહ્યું, اُئْتُوْنِیْ بِاَخٍ لَّكُمْ مِّنْ اَبِیْكُمْ اَلَا تَرَوْنَ اَنِّیْٓ اُوْفِی الْكَیْلَ وَاَنَا خَیْرُ الْمُنْزِلِیْنَ એટલે કે, જ્યારે તમે ફરીવાર આવો તો તમારા

બાપ શરીક સાવકા ભાઈને પણ સાથે લેતા આવજો, તમે જોઈ રહ્યા છો કે હું કેવી રીતે પૂરે-પૂરું અનાજ આપું છું અને કેવી રીતે મહેમાન નવાજી કરું છું !

અને પછી એક ધમકી પણ આપી, فَاِنْ لَّمْ تَاْتُوْنِىْ بِهٖ فَلَا كَيْلَ لَكُمْ عِنْدِىْ وَلَا تَقْرَبُوْنِ એટલે કે, જો તમે પોતાની સાથે તે પોતાના ભાઈને સાથે ન લાવ્યા તો પછી હું તમારામાંથી કોઈને પણ અનાજ નહીં આપું. (કારણ કે હું સમજીશ કે તમે મારાથી જૂઠું બોલ્યા હતા) એ જ પ્રમાણે તમે મારી પાસે ન આવજો.

બીજી વ્યવસ્થા ગુપ્ત રીતે એ કરી કે જે રોકડ અથવા ઘરેણા વગેરે ભાઈઓએ અનાજની કિંમત તરીકે આપ્યા હતા તેના વિશે પોતાના સેવકોને હુકમ આપી દીધો કે તેને સંતાડીને તેમના જ સામાનમાં એ રીતે બાંધી આપો કે અત્યારે તેમને તેની ખબર ન થાય, જેથી તે લોકો જ્યારે ઘરે પહોંચીને સામાન ખોલે તો પોતાની રોકડ અને ઘરેણાને જૂએ કે તેમને પાછા મળ્યા છે તો શક્ય છે કે તેઓ ફરીવાર અનાજ લેવા માટે આવી શકે છે.

ઈબ્ને કષીરે હઝરત યૂસુફ (અલૈ.)ના આ કાર્યમાં ઘણી બધી સંભાવનાઓ વર્ણન કરી છે, એક એ કે હઝરત યૂસુફ (અલૈ.)ને આ વિચાર આવ્યો કે કદાચ તેમની પાસે આ રોકડ અને ઘરેણા સિવાય અન્ય કંઈ હશે જ નહીં તો બીજીવાર અનાજ લેવા માટે નહીં આવી શકે, બીજી એ પણ શક્યતા છે કે પોતાના પિતા અને ભાઈઓ પાસેથી અનાજની કિંમત લેવું પસંદ ન કર્યું એટલા માટે તેમણે શાહી ખજાનામાં આ કિંમત પોતાના તરફથી જમા કરાવી દીધી અને તેમની રકમ તેમને પાછી આપી દીધી અને એક સંભાવના એ પણ છે કે તેઓ જાણતા હતા કે જ્યારે આ સામાન તેમની પાસે પાછો જશે અને પિતાને તેની જાણ થશે તો તેઓ અલ્લાહના રસૂલ છે, તેઓ આ પાછા આપેલ સામાનને મિસ્રના હુકૂમતના ખજાનાની અમાનત સમજીને તેને અવશ્ય પાછો મોકલાવશે એટલા માટે ભાઈઓનું બીજીવાર આવવું વધારે ચોક્કસ થઈ જશે.

અલબત્ત, હઝરત યૂસુફ (અલૈ.)એ આ બધી વ્યવસ્થા એટલા માટે કરી કે હવે પછી પણ ભાઈઓના આવવાનો ક્રમ ચાલુ રહે અને તેઓ પોતાના સગા નાના ભાઈ બિનયામીનને સાથે લાવે તો તેની મુલાકાત પણ થઈ જાય.

**મસ્અલા અને ફાયદા :**

હઝરત યૂસુફ (અલૈ.)ના આ કિસ્સાથી એ બાબત જાઈઝ હોવાની જાણ થઈ કે જયારે કોઈ પ્રદેશની પરિસ્થિતિ એટલી ખરાબ થઈ જાય કે સરકાર વ્યવસ્થા અને વહીવટ સ્થાપિત ન કરે તો ઘણા બધા લોકો પોતાની જીવન-જરૂરી ચીજ-વસ્તુઓથી વંચિત થઈ જાય, એવા સંજોગોમાં સરકાર આવી ચીજ-વસ્તુઓને પોતાના તા'બા હેઠળ અને કંટ્રોલમાં લઈ શકે છે તથા અનાજ વગેરેની યોગ્ય કિંમત નક્કી કરી શકે છે. ઉમ્મતના ફુકૂહાએ તેની વિગતવાર છણાવટ કરી છે.

## હઝરત યૂસુફ (અલૈ.)ની પોતાની હાલતની પિતાને જાણકારી ન આપવી એ અલ્લાહના હુકમના કારણે હતું :

હઝરત યૂસુફ (અલૈ.)ની આ ઘટનામાં એક બીજી બાબત અત્યંત આશ્ચર્યજનક એ છે કે એક બાજુ તો તેમના વાલિદ પયગમ્બર હઝરત યાકૂબ (અલૈ.)ને તેમના ગુમાવવાનો એટલો બધો આઘાત લાગ્યો હતો કે રડતાં-રડતાં તેઓ આંધળા થઈ ગયા હતા અને બીજી બાજુ હઝરત યૂસુફ (અલૈ.) જે પોતે પણ નબી અને રસૂલ છે બાપની સાથે સ્વાભાવિક અને માનવ-લાગણીની રૂએ મહોબ્બત હોવા ઉપરાંત તેમના હકોથી પણ સંપૂર્ણ રીતે જાણકાર છે પરંતુ ચાલીસ વર્ષોના લાંબા સમય સુધી એક વખતે પણ ક્યારેય એ વિચાર ન આવ્યો કે મારા પિતા મારી જુદાઈથી બેચેન છે, પોતાની સારા-ભલાની ખબર કોઈ માધ્યમ દ્વારા તેમના સુધી પહોંચાડી આપે, ખબર પહોંચાડી આપવી તો તેમના માટે કોઈ અઘરી બાબત ન હતી જ્યારે કે તેઓ ગુલામીના સ્વરૂપમાં મિસ્ર પહોંચી ગયા હતા ત્યારબાદ અઝીઝે મિસ્રના ઘરમાં તેમને દરેક પ્રકારની સ્વતંત્રતા અને રાહત તથા સહૂલત પણ હતી, તે સમયે કોઈના દ્વારા ઘર સુધી પત્ર અથવા ખબર પહોંચાડી દેવું કોઈ મુશ્કેલ કાર્ય ન હતું એ જ પ્રમાણે જેલની જિંદગીમાં પણ દુનિયા જાણે છે કે બધી ખબરો આમથી તેમ પહોંચાડી જ શકાય છે, ખાસ કરીને જ્યારે અલ્લાહ તઆલાએ જેલમાંથી ઈજ્જત અને માન-સન્માન સાથે મુક્તિ આપી અને મિસ્ર દેશની સત્તા તેમના હાથમાં આવી એવા સમયે તો સામે ચાલીને પોતે પિતાની સેવામાં હાજર થવું તે સૌથી પહેલું કામ હોવું જોઈતું

હતું અને એ કંઈ મસ્લિહતના ખિલાફ કારણ હોત તો ઓછામાં ઓછું એક સંદેશાવાહકને પણ મોકલીને વાલિદને સંતોષ અપાવવો એ તેમના માટે મા'મૂલી વાત હતી.

પરંતુ અલ્લાહના પયગમ્બર હઝરત યૂસુફ (અલૈ.)થી ક્યાંય એવું નકલ નથી થયું કે તેમણે એવો ઈરાદો પણ કર્યો હોય, બલકે જ્યારે તેમના ભાઈઓ અનાજ લેવા માટે આવ્યા તો તેમને પણ વાસ્તવિક ઘટનાની જાહેરાત કર્યા વિના જ રવાના કરી દીધા.

આ બધી પરિસ્થિતિઓ કોઈ સામાન્ય વ્યક્તિ માટે પણ કલ્પનાની બહાર છે, અલ્લાહના ચૂંટી કાઢેલા રસૂલ કઈ રીતે આવી પરિસ્થિતિ સહન કરી ગયા ?!

આ આશ્ચર્યજનક મૌનનો હંમેશા આ જ જવાબ દિલમાં આવ્યા કરતો હતો કે કદાચ અલ્લાહ તઆલાએ પોતાની ઉચ્ચ કક્ષાની હિકમત હેઠળ હઝરત યૂસુફ (અલૈ.)ને તે જાહેરાત કરવાથી રોકી રાખ્યા હશે, તફસીરે કુર્તુબીમાં તેનો ખુલાસો મળી ગયો કે અલ્લાહ તઆલાએ વહી દ્વારા હઝરત યૂસુફ (અલૈ.)ને અટકાવી દીધા હતા કે તેઓ પોતાના ઘરે પોતાના વિશેની કોઈ ખબર ન મોકલે.

અલ્લાહ તઆલાની હિકમતોને તે જ જાણે છે મનુષ્ય તેનો તાગ મેળવી શકતો નથી, ક્યારેક કોઈ વસ્તુ કોઈની સમજમાં આવી પણ જાય છે. અત્રે જાહેર સ્વરૂપે અસલ હિકમત તે કસોટીની પૂર્ણતા કરવાની લાગે છે જે હઝરત યાકૂબ (અલૈ.)ની લેવામાં આવી રહી હતી અને એ જ કારણ હતું કે આ ઘટનાની શરૂઆતમાં જ જ્યારે હઝરત યાકૂબ (અલૈ.)ને અંદાજો થઈ ગયો હતો કે હઝરત યૂસુફ (અલૈ.)ને વરૂએ ફાડી નથી ખાધા બલકે, તેમના ભાઈઓએ જ કોઈ શરારત કરી છે ત્યારે તેનો સ્વાભાવિક તકાદો એ જ હતો કે તે જ સમયે સ્થળ ઉપર પહોંચીને તેની તપાસ કરી હોત પરંતુ અલ્લાહ તઆલાએ તેમનું ધ્યાન તે તરફ જવા જ ન દીધું અને ત્યારબાદ એક લાંબા સમય સુધી ભાઈઓને એવું જ કહ્યું કે "જાઓ ! યૂસુફ અને તેના ભાઈને શોધી લાવો." જ્યારે અલ્લાહ તઆલા કોઈ કામ કરવા ઈચ્છે છે તો તેના બધા જ કારણો અને સબબો આ પ્રકારે એકઠા કરી આપે છે.

———————

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૬૩ થી ૬૬)

فَلَمَّا رَجَعُوْٓا اِلٰٓى اَبِيْهِمْ قَالُوْا يٰٓاَبَانَا مُنِعَ مِنَّا الْكَيْلُ فَاَرْسِلْ مَعَنَآ اَخَانَا نَكْتَلْ وَاِنَّا
لَهٗ لَحٰفِظُوْنَ ﴿٦٣﴾ قَالَ هَلْ اٰمَنُكُمْ عَلَيْهِ اِلَّا كَمَآ اَمِنْتُكُمْ عَلٰٓى اَخِيْهِ مِنْ قَبْلُ
فَاللّٰهُ خَيْرٌ حٰفِظًا وَّهُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿٦٤﴾ وَلَمَّا فَتَحُوْا مَتَاعَهُمْ وَجَدُوْا بِضَاعَتَهُمْ رُدَّتْ
اِلَيْهِمْ قَالُوْا يٰٓاَبَانَا مَا نَبْغِيْ هٰذِهٖ بِضَاعَتُنَا رُدَّتْ اِلَيْنَا وَنَمِيْرُ اَهْلَنَا وَنَحْفَظُ اَخَانَا
وَنَزْدَادُ كَيْلَ بَعِيْرٍ ذٰلِكَ كَيْلٌ يَّسِيْرٌ ﴿٦٥﴾ قَالَ لَنْ اُرْسِلَهٗ مَعَكُمْ حَتّٰى تُؤْتُوْنِ مَوْثِقًا
مِّنَ اللّٰهِ لَتَاْتُنَّنِيْ بِهٖٓ اِلَّآ اَنْ يُّحَاطَ بِكُمْ فَلَمَّآ اٰتَوْهُ مَوْثِقَهُمْ قَالَ اللّٰهُ عَلٰى مَا نَقُوْلُ وَكِيْلٌ ﴿٦٦﴾

## તરજુમો :

*પછી જ્યારે પોતાના બાપની પાસે પહોંચ્યા, કહ્યું, હે પિતાજી ! અમારી ભરતી રોકી દેવામાં આવી, બસ અમારી સાથે અમારા ભાઈને મોકલો કે ભરતી લઈ આવીએ અને અમે તેના રખેવાળ છીએ. (૬૩) કહ્યું, હું તમારો એના વિશે શું ભરોસો કરું પરંતુ એવો જ જેવો ભરોસો આનાથી પહેલાં તેના ભાઈ વિશે કર્યો હતો ! બસ, અલ્લાહ જ સારો રક્ષક છે અને તે જ બધા મહેરબાનોથી મહેરબાન છે. (૬૪) અને જ્યારે પોતાની બાંધેલી વસ્તુ ખોલી તો પોતાની પુંજી જોઈ કે તેમને પાછી આપી દેવામાં આવી હતી, બોલ્યા, હે પિતાજી ! અમારે બીજું શું જોઈએ ! આ અમારી પુંજી અમને પાછી આપવામાં આવી છે, હવે જઈએ તો અમે પોતાના ઘર માટે પુરવઠો લાવીએ અને પોતાના ભાઈનું રક્ષણ કરીશું અને એક ઊંટની ભરતી વધારે લઈએ, તે ભરતી સહેલી છે. (૬૫) કહ્યું, કદાપિ તેને તમારી સાથે મોકલીશ નહીં એટલે સુધી કે મને અલ્લાહનું વચન આપો અલબત્ત તેને મારી પાસે પહોંચાડી આપશો પરંતુ એ કે બધા ઘેરી લેવામાં આવો, પછી જ્યારે તેમને સૌએ વચન આપ્યું, બોલ્યા, અલ્લાહ આપણી વાતો ઉપર દેખરેખ રાખનાર છે. (૬૬)*

## તફસીર :

બસ, જ્યારે પાછા ફરીને પોતાના પિતા (હઝરત યાકૂબ અલૈ.) પાસે પહોંચ્યા, કહેવા લાગ્યા, હે અમારા બાપ ! (અમારી ઘણી મહેમાન નવાજી અને ખાતરદારી કરવામાં આવી તથા અનાજ પણ મળ્યું પરંતુ બિનયામીનના ભાગનું અનાજ ન મળ્યું બલકે બિનયામીન સાથે નહીં આવે તો હવે પછી) અમારા માટે અનાજનો (સદંતર) પ્રતિબંધ કરી દેવામાં આવશે બસ (આવી પરિસ્થિતિમાં જરૂરી છે કે) તમે અમારા ભાઈ (બિનયામીન)ને અમારી સાથે મોકલી આપો જેથી (ફરીવાર અનાજ લાવવા માટે જે બાબત અવરોધરૂપે છે તે દૂર થઈ જાય અને) અમે (ફરીવાર) અનાજ લાવી શકીએ અને (જો તેને મોકલવામાં તમને કોઈ સંદેહ જ અવરોધ છે તો તેના વિશે અમારી વિનંતી છે કે) અમે તેની સંપૂર્ણ હિફાઝત કરીશું, તેમણે (હઝરત યાકૂબ અલૈ.એ) ફરમાવ્યું કે બસ (રહેવા દો !) હું તેના વિશે પણ તમારો તેવો જ ભરોસો કરું છું જેમકે તેનાથી અગાઉ તેના ભાઈ (હઝરત યૂસુફ અલૈ.) વિશે હું તમારો ભરોસો કરી ચૂક્યો છું, (એટલે કે દિલ તો મારું ગવાહી નથી આપતું પરંતુ તમે કહો છો કે તેના વિના હવે પછી અનાજ મળશે નહીં અને સ્વાભાવિક રીતે જિંદગીનો આધાર અનાજ ઉપર છે અને જીવ બચાવવો ફરજ છે) બસ, (જો લઈ જ જતા હોય તો) અલ્લાહ(ને સોંપું છું કે તે જ) સૌથી મોટો દેખરેખ રાખનાર છે (મારા દેખરેખ રાખવાથી શું થવાનું છે) અને તે બધા મહેરબાનોથી વધારે મહેરબાન છે (મારી મહોબ્બત અને લાગણીથી શું થવાનું હતું ?) અને (આ વાતચીત પછી) જ્યારે તેમણે પોતાનો સામાન ખોલ્યો તો (તેમાં) તેમની જમા પુંજી (પણ) મળી કે તેમને જ પરત કરવામાં આવી, કહેવા લાગ્યા કે હે વાલિદ સાહબ ! (લો) આ અમારે શું જોઈએ ? આ અમારી જમા પુંજી પણ અમને પાછી આપવામાં આવી છે (આટલો દયાળુ બાદશાહ છે અને તેનાથી વધારે કયા ઈનામની રાહ જોઈએ ? આ ઈનામ પૂરતું છે અને તેનો તકાદો પણ એ જ છે કે આવા દયાળુ બાદશાહની પાસે ફરી એકવાર જઈએ અને તે બિનયામીનને સાથે લઈ જવા ઉપર મોકૂફ છે, એટલા માટે પરવાનગી આપી દો કે અમે તેને સાથે લઈ જઈએ) અને પોતાના ઘરવાળાઓ માટે (બીજો વધારે) પૂરવઠો લાવીશું અને પોતાના ભાઈની ખૂબ હિફાઝત કરીશું અને એક ઊંટની ભરતી અનાજ બીજું વધારે લાવીશું. (કારણ કે જેટલા પ્રમાણમાં અત્યારે લાવ્યા

છે) આ તો થોડું જ અનાજ છે (અને જલદી જ પૂરું થઈ જશે, પછી વધારે જરૂરત પડશે અને આ અનાજ મળવું બિનયામીનને લઈ જવા ઉપર મોકૂફ઼ છે) તેમણે (હઝરત યાકૂબ અલૈ.એ) ફરમાવ્યું કે, (આવી પરિસ્થિતિમાં હું તેને મોકલવાથી ઈન્કાર નથી કરતો પરંતુ) જ્યાં સુધી તમે લોકો હિફાઝતની કસમ ન ખાઓ (તે સમયે મજબૂરી હતી એટલા માટે બધાએ તેની કસમ ખાધી) બસ, જ્યારે તેઓ કસમ ખાઈને પોતાના બાપને વચન આપી ચૂક્યા તો તેમણે ફરમાવ્યું કે આપણે બધા જે વાતચીત કરી રહ્યા છે તે બધું અલ્લાહના હવાલે છે (એટલે કે તે જ આપણા વચન અને કોલ–કરારનો ગવાહ છે, તે બધું જ સાંભળી રહ્યો છે અને તે જ આ વચનને પૂર્ણ કરી શકે છે, અલબત્ત આવું કહેવાના બે હેતુઓ હતા, પ્રથમ એ કે તેમને પોતાનું વચન યાદ રાખવાની તાકીદ અને ચેતવણી કે અલ્લાહને હરપળે હાજર સમજજો અને બીજો હેતુ એ કે આ તદ્બીર અપનાવ્યા પછી બધું અલ્લાહના તકદીરના ભરોસે છોડવું કે જે તવક્કુલની રૂહ છે અને ત્યારબાદ બિનયામીનને સાથે લઈ જવાની પરવાનગી આપી દીધી, મતલબ કે તેઓ બધા ફરી એકવાર મિસ્ર જવા માટે બિનયામીનને લઈને તૈયાર થઈ ગયા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં ઘટનાનો બાકીનો ભાગ આ પ્રમાણે પ્રસ્તુત છે કે, જ્યારે હઝરત યૂસુફ઼ (અલૈ.)ના ભાઈઓ મિસ્રથી અનાજ લઈને ઘરે પાછા આવ્યા તો મિસ્રની ઘટનાનું વર્ણન પોતાના પિતાથી કરીને એ પણ બતાવ્યું કે મિસ્રના સત્તાધીશે હવે પછી અમને અનાજ આપવા માટે એ શરત કરી આપી છે કે પોતાના નાના ભાઈને સાથે લાવશો તો જ અનાજ મળશે નહિતર નહીં મળે એટલા માટે તમે હવે પછી બિનયામીનને પણ અમારી સાથે મોકલી આપો જેથી અમને હવે પછી અનાજ મળી શકે અને અમે આ ભાઈની સંપૂર્ણ સુરક્ષા કરનારા છે તેને કોઈપણ પ્રકારની તકલીફ઼ પડવા નહીં દઈએ.

તેમના પિતાએ ફરમાવ્યું કે શું એ વિશે હું તમારા ઉપર એવો જ ભરોસો કરું જેવો કે આ અગાઉ તેના ભાઈ યૂસુફ઼ વિશે કર્યો હતો, જેનો હેતુ જાહેર હતો કે હવે મને તમારી વાતનો શું ભરોસો હોઈ શકે છે ? એક વખતે તમારા ઉપર ભરોસો કરીને મુસીબત ઉઠાવી ચૂક્યો છું, તમે તે વખતે પણ હિફાઝતના આ જ શબ્દો બોલ્યા હતા.

આ તો તેમની વાતનો જવાબ હતો પરંતુ પછી કુટુંબની જરૂરિયાતને નજર સમક્ષ રાખી પયગમ્બર તરીકેના અલ્લાહના ભરોસા પ્રમાણે વાસ્તવિક પરિસ્થિતિને સામે રાખી એવું નક્કી કર્યું કે લાભ અથવા નુકસાન પહોંચાડવું બંદાના હાથમાં નથી જ્યાં સુધી કે અલ્લાહ તઆલાની ઈચ્છા અને ઈરાદો ન હોય અને જ્યાં સુધી તેનો ઈરાદો ન હોય તેને કોઈ ટાળી શકતું નથી, એટલા માટે મખ્લૂક ઉપર ભરોસો કરવો પણ ખોટું છે અને તેની શિકાયત ઉપર કોઈ મા'મલાનો આધાર રાખવો પણ અયોગ્ય છે.

એટલા માટે ફરમાવ્યું, فَاللّٰهُ خَيْرٌ حَافِظًا એટલે કે, તમારી સુરક્ષાનું પરિણામ પહેલાં પણ જોઈ ચૂક્યો છું હવે તો હું અલ્લાહ તઆલાની જ હિફાઝત ઉપર ભરોસો કરું છું وَهُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ અને તે સૌથી વધારે કૃપા કરનાર છે, તેનાથી જ આશા છે કે તે મારી કમજોરી અને ઉપસ્થિત દિલગીરી (રંજ-ગમ) ઉપર દયા કરી મને બમણો આઘાત નહીં પહોંચાડે.

ખુલાસો એ છે કે હઝરત યાકૂબ (અલૈ.)એ જાહેર પરિસ્થિતિઓ અને પોતાની અવલાદના વચન અને કરાર ઉપર ભરોસો ન કર્યો પરંતુ અલ્લાહ તઆલાના ભરોસા ઉપર નાના દિકરાને પણ સાથે મોકલવા માટે તૈયાર થઈ ગયા. وَلَمَّا فَتَحُوْا مَتَاعَهُمْ وَجَدُوْا بِضَاعَتَهُمْ رُدَّتْ اِلَيْهِمْ قَالُوْا يٰۤاَبَانَا مَا نَبْغِىْ هٰذِهٖ بِضَاعَتُنَا رُدَّتْ اِلَيْنَا وَنَمِيْرُ اَهْلَنَا وَنَحْفَظُ اَخَانَا وَنَزْدَادُ كَيْلَ بَعِيْرٍ ذٰلِكَ كَيْلٌ يَّسِيْرٌ

અત્યાર સુધી તો હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ દ્વારા આ શરૂઆતની વાતચીત તથા મુસાફરીના અહેવાલ વર્ણન કરવાના વિષયમાં વાત થઈ રહી હતી હજુ તો સામાન ખોલ્યો ન હતો, ત્યારબાદ જ્યારે સામાન ખોલ્યો અને જ્યારે જોયું કે તેમની રકમ-પુંજી તેમને પાછી આપવામાં આવી છે એટલા માટે رُدَّتْ اِلَيْنَا કહ્યું, એટલે કે આ અમારી પુંજી અમને પાછી આપવામાં આવી છે અને ફરી સન્માનનીય પિતાને વિનંતી કરી કે, مَا نَبْغِىْ એટલે કે, અમને બીજું વધારે શું જોઈએ કે અનાજ પણ આવી ગયું અને તેની કિંમત પણ પાછી મળી ગઈ, હવે તો અમે અવશ્ય ફરીવાર પોતાના ભાઈઓને સાથે લઈને સંતોષપૂર્વક જવા ઈચ્છીએ છીએ કારણ કે, આ વ્યવહારથી જાણ થઈ કે મિસ્રના સત્તાધીશ અમારા ઉપર ઘણા મહેરબાન છે એટલા માટે કોઈ શંકા નથી અને પોતાના કુટુંબ માટે અનાજ લાવીશું અને ભાઈનું રક્ષણ પણ કરીશું અને તેના ભાગનું અનાજ પણ આ વખતે

વધારે મળી જશે કારણ કે, અમે જે કંઈ લાવ્યા છે તે અમારા ખર્ચ કરવાના હિસાબે ઘણું ઓછું છે, અમુક દિવસમાં પૂરું થઈ જશે.

હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ જે આ વાક્ય مَـانَبۡـغِىۡ કહ્યું તેનો એક જાહેર ભાવાર્થ તો એ પણ થાય છે જે હમણા બતાવવામાં આવ્યો કે અમને તેનાથી વધારે બીજું શું જોઈએ ? અને આ વાક્યમાં શબ્દ مَـا (મા)ને નકારનારના અર્થમાં લેવામાં આવે તો એ ભાવાર્થ થઈ શકે છે કે હઝરત યાકૂબ (અલૈ.)ના પુત્રોએ પોતાના પિતાને વિનંતી કરી કે હવે તો અમારી પાસે અનાજ લાવવા માટેની કિંમત પણ ઉપલબ્ધ છે, અમે તમારી પાસે કંઈ જ માંગતા નથી ફક્ત બિનયામીનને અમારી સાથે મોકલી આપો.

તેમના પિતાએ આ બધી વાતચીત સાંભળીને જવાબ આપ્યો, لَـنۡ اُرۡسِـلَـهٗ مَـعَـكُـمۡ حَتّٰـى تُـؤۡتُـوۡنِ مَوۡثِقًا مِّنَ اللّٰهِ لَتَاۡتُنَّنِىۡ بِهٖۤ એટલે કે, હું બિનયામીનને તમારી સાથે ત્યાં સુધી નહીં મોકલું જ્યાં સુધી તમે અલ્લાહની કસમ અને એ કરાર અને વચન મને ન આપો કે તમે તેને અવશ્ય પોતાની સાથે પાછો લાવશો પરંતુ હકીકતભરી નજરો સામે એ વાત હંમેશા રહે છે કે મનુષ્ય તો બીચારો છે, ભલે તેની જાહેર શક્તિ અને બળ ગમે તેટલું હોય તો પણ તે દરેક વસ્તુમાં મજબૂર અને અલ્લાહ જલ્લ શા'નુહૂની શક્તિ સામે લાચાર છે, તે કોઈ વ્યક્તિને હિફાઝતની સાથે પાછો લાવવાનું વચન અને કરાર શું કરી શકવાનો છે ? કારણ કે તેનો તેના ઉપર સંપૂર્ણ કાબૂ નથી હોતો એટલા માટે આ વચનમાં એક વધારો પણ કર્યો, اِلَّاۤ اَنۡ يُّـحَـاطَ بِكُمۡ એટલે કે, માત્ર એ સ્વરૂપ સિવાય કે તમે બધા કોઈના ઘેરામાં આવી જાઓ. તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ તેનો ભાવાર્થ એ વર્ણન કર્યો છે કે તમારા બધાનો નાશ થઈ જાય અને કતાદહ (રહ.)એ ફરમાવ્યું છે કે, તેનો ભાવાર્થ એ છે કે, "તમે બિલકુલ લાચાર અને પરાજિત થઈ જાઓ."

فَـلَـمَّـاۤ اٰتَـوۡهُ مَـوۡثِـقَهُمۡ قَالَ اللّٰهُ عَلٰى مَا نَقُوۡلُ وَكِيۡلٌ એટલે કે, જ્યારે તેમના પુત્રોએ માંગણી પ્રમાણે કોલ-કરાર કરી વચન આપ્યું, એટલે કે બધાએ કસમો ખાઈ લીધી અને પિતાને સંતોષ અપાવવા માટે ઘણું મજબૂત વચન આપ્યું તો હઝરત યાકૂબ (અલૈ.)એ ફરમાવ્યું કે, બિનયામીનની હિફાઝત માટે સોગંદ દેવા અથવા સોગંદ લેવાનું જે કાર્ય આપણે કરી રહ્યા છે તે બધા મા'મલાનો ભરોસો

એકમાત્ર અલ્લાહ ઉપર જ છે, તેની જ તવફીકથી કોઈ વ્યક્તિ કોઈની સુરક્ષા કરી શકે છે અને પોતાના વચનને પૂરું કરી શકે છે નહિતર મનુષ્ય લાચાર છે, તેના કાબૂમાં કોઈ બાબત નથી હોતી.

**માર્ગદર્શન અને મસ્અલાઓ :**

પ્રસ્તુત આયતોમાં માનવી માટે ઘણી બધી હિદાયતો (માર્ગદર્શનો) અને હુકમો છે તેને યાદ રાખવું જોઈએ, જે નીચે પ્રમાણે છે.

**અવલાદથી ગુનાહ અથવા ભૂલ થઈ જાય તો સંબંધ કાપી નાંખવાના બદલે તેમની સુધારણાની ચિંતા કરવી જોઈએ :**

(૧) હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓથી જે ભૂલ પહેલા વખતે થઈ તે ઘણી જ સખત અને ગુનાહે કબીરહ હતી, દાખલા તરીકે પ્રથમ જૂઠું બોલીને પોતાના પિતાને એ વાત ઉપર રાજી કર્યા કે તેઓ હઝરત યૂસુફ (અલૈ.)ને પોતાની સાથે ઘુમવા-ફરવા માટે મોકલી આપે. બીજું, પિતાને વચન આપીને તેનો ભંગ કર્યો. ત્રીજું, નાના માસુમ ભાઈ સાથે બેરહમી અને બેદર્દીથી કઠોર વ્યવહાર કર્યો. ચોથું, કમજોર પિતાનું ખૂબ દિલ દુખાવ્યું. પાંચમું, એક નિર્દોષ વ્યક્તિની હત્યા કરવાની યોજના બનાવી. છટ્ઠું, એક આઝાદ માનવીને જબરદસ્તી અને નિર્દયતાપૂર્વક વેચી દીધો.

આ બધા અત્યંત ધૃણાસ્પદ અને જઘન્ય અપરાધો છે જ્યારે હઝરત યાકૂબ (અલૈ.) સામે એ બાબત સ્પષ્ટ થઈ ગઈ કે આ ભાઈઓ જૂઠું બોલી રહ્યા છે અને તેઓએ જાણીબૂઝીને હઝરત યૂસુફ (અલૈ.)ને ખોઈ નાંખ્યા છે તો તેનો તકાદો દેખીતી રીતે એ હતો કે તેઓએ આ પુત્રો સાથે સંબંધ કાપી નાંખ્યો હોત અથવા તેમને કાઢી મૂક્યા હોત પરંતુ હઝરત યાકૂબ (અલૈ.)એ એવું ન કર્યું બલકે તેઓ પહેલાંની જેમ જ પિતાની સેવામાં જ રહ્યા, એટલે સુધી કે તેમણે તેમને જ મિસ્રથી અનાજ લાવવા માટે મોકલ્યા અને તેનાથી વિશેષ એ કે તેમના નાના ભાઈ વિશે પિતા પાસે વિનંતી કરવાનો મોકો મળ્યો અને અંતે તેમની વાત માની નાના પુત્રને પણ તેમના હવાલે કરી દીધો.

આ ઘટનાથી જાણ થઈ કે સંતાનોથી કોઈ ગુનોહ અથવા ભૂલ થઈ જાય તો પિતાએ તેમની કેળવણી કરીને તે ભૂલ સુધારવાની ચિંતા કરવી જોઈએ અને

જ્યાં સુધી સુધરવાની આશા હોય સંબંધ કાપવો ન જોઈએ જેમકે, હઝરત યાકૂબ (અલૈ.)એ એવું જ કર્યું અને અંતે આ બધા પુત્રોને પોતાની ભૂલો ઉપર પસ્તાવો થયો અને તેમણે ગુનાહોથી તવબહ કરી. હા ! જો સંતાનોના સુધરવાથી બિલકુલ જ નિરાશા સાંપડે અને તેમની સાથે સંબંધ કાયમ રાખવામાં અન્યોના દીનમાં પણ નુકસાન થવાનો ભય ઉપસ્થિત થાય તો એવા સમયે સંબંધ કાપી નાંખવું વધુ યોગ્ય છે.

(૨) બીજું માર્ગદર્શન ભલાઈભરી વર્તણૂક અને એક સારા વ્યવહાર વિશે છે જે અહીંયાં હઝરત યાકૂબ (અલૈ.)એ જાહેર કરી કે પોતાના પુત્રોના આટલા ભયંકર અપરાધો છતાં તેમની સાથે એવી વર્તણૂક અને વ્યવહાર કર્યો કે તેઓ ફરી એકવાર નાના પુત્રને સાથે લઈ જવાની દરખાસ્ત કરવાની હિંમત કરી શક્યા.

(૩) ત્રીજું માર્ગદર્શન એ મળે છે કે એવી પરિસ્થિતિમાં સુધારણાનો હેતુ ભૂલ કરનારને બતાવી દેવો પણ યોગ્ય છે કે તમારી વર્તણૂકનો તકાદો તો એ હતો કે તમારી વાત માનવામાં ન આવે પરંતુ અમે તેનાથી દરગુજર કરીએ છીએ જેથી તે હવે પછી શરમાઈને તેનાથી સંપૂર્ણ રીતે તવબહ કરનાર થઈ જાય જેમકે, હઝરત યાકૂબ (અલૈ.)એ તેમને એ વાત યાદ અપાવી અને જતાવ્યું કે બિનયામીન વિશે પણ હું તમારો એવો જ ભરોસો અને સંતોષ કરી લઉં જેમકે યૂસુફ વિશે મેં કર્યો હતો ? પરંતુ જ્યારે આવું યાદ અપાવી જતાવ્યા પછી તેમની પરિસ્થિતિ લક્ષમાં રાખીને અફસોસ અને પસ્તાવો થયાનું અનુમાન કરી અલ્લાહ ઉપર તવક્કુલ કર્યો અને નાના પુત્રને તેમના હવાલે કરી દીધો.

(૪) ચોથું માર્ગદર્શન એ છે કે કોઈ મનુષ્યએ કરેલ હિફાઝત અને સુરક્ષાના વાયદા ઉપર વાસ્તવિક રીતે ભરોસો કરવો ભૂલ છે, અસલ ભરોસો તો માત્ર અલ્લાહ ઉપર જ હોવો જોઈએ કે તે જ વાસ્તવિક કાર્યસાધક અને મુસબ્બિબુલ અસ્બાબ (કાર્ય–કારણનો માલિક) છે. કારણો ઉપલબ્ધ કરાવવા પછી તેમાં અસર પેદા કરવી બધું તેના જ કાબૂમાં છે એટલા માટે જ હઝરત યાકૂબ (અલૈ.)એ ફરમાવ્યું, فَاللّٰهُ خَيْرٌ حَافِظًا

કઅ્બ બિન અહ્બારનું નિવેદન છે કે એ વખતે કારણ કે હઝરત યાકૂબ (અલૈ.)એ ફક્ત સંતાનોના કહેવા ઉપર ભરોસો ન કર્યો બલકે, સમગ્ર મા'મલો

અલ્લાહને સોંપ્યો એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, કસમ છે મારી ઈજ્જત અને જલાલની ! કે હવે હું તમારા બંને પુત્રોને તમારી પાસે પરત મોકલી આપીશ.

(૫) જો બીજા વ્યક્તિનો માલ અથવા વસ્તુ પોતાના સામાનમાં નીકળે અને સો ટકા વિશ્વાસ અને સાંયોગિક પુરાવાઓ તેની ગવાહી આપતા હોય કે તેનો હેતુ જાણીબૂઝીને આવું કરવાનો છે અને અમને આપવા માટે જ તેણે આ વસ્તુ અમારા સામાનમાં બાંધી આપી છે તો તેને પોતાના માટે રાખી લેવી અને તેમાંથી પોતાના માટે ખર્ચ કરવો જાઈઝ છે જેમકે, આ પુંજી જે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓના સામાનમાંથી નીકળી હતી અને સો ટકા વિશ્વાસ અને સંજોગો એ બાબતના સાક્ષી હતા કે કોઈ ભૂલના કારણે આવું નથી કર્યું બલકે જાણીબૂઝીને આ કિંમત તેમને પાછી આપવામાં આવી છે, એટલા માટે હઝરત યાકૂબ (અલૈ.)એ આ રકમ પરત કરવાની સૂચના ન આપી પરંતુ જ્યાં એવી શંકા ઉપસ્થિત થઈ જાય કે કદાચ આ ભૂલથી અમારી પાસે આવી ગયું છે ત્યારે માલિકને પૂછતાછ અને તપાસ કર્યા વિના તેનો ઉપયોગ કરવો જાઈઝ નથી.

(૬) કોઈ વ્યક્તિને એવી કસમ આપવી ન જોઈએ કે જેનું પૂરું કરવું બિલકુલ તેના કાબૂમાં ન હોય જેમકે, હઝરત યાકૂબ (અલૈ.)એ બિનયામીનને સહી-સલામત પરત લાવવાની કસમ ખવડાવી તો તેમાં એ પરિસ્થિતિનો અપવાદ બતાવી દેવામાં આવ્યો કે તેઓ બિલકુલ લાચાર અને મજબૂર થઈ જાય અથવા પોતે પણ બધા હલાકતમાં પડી જાય.

એટલા માટે રસૂલે કરીમ ﷺએ જ્યારે સહાબા (રદિ.) પાસેથી પોતાની આજ્ઞાપાલનનું વચન અને કરાર લીધો તો પોતે તેમાં પોતાની ક્ષમતા અને સામર્થ્યની શરત લગાવી દીધી, એટલે કે જ્યાં સુધી અમારી શક્તિ અને સમર્થતામાં સામેલ છે અમે આપનું સંપૂર્ણ અનુસરણ કરીશું.

(૭) તેમાં વાત એમ છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પાસેથી કરાર અને વચન લેવું કે તેઓ બિનયામીનને પરત લાવશે, તેનાથી જાણ થાય છે કે કોઈ વ્યક્તિની જામિનગીરી (કફાલત) જાઈઝ છે, એટલે કે કોઈ મુકદમામાં કોઈ વ્યક્તિને મુકદમાની તારીખે જામિનગીરી આપવી બરાબર છે.

આ મસ્આલામાં ઈમામ માલિક (રહ.)નો મતભેદ છે, તેઓ ફક્ત આર્થિક ચીજોની જામિનગીરીને જાઈઝ ગણે છે, કોઈ વ્યક્તિની જાતની જામિનગીરીને જાઈઝ નથી ગણતા.

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૬૭-૬૮-૬૯)

وَقَالَ يٰبَنِيَّ لَا تَدْخُلُوْا مِنْۢ بَابٍ وَّاحِدٍ وَّادْخُلُوْا مِنْ اَبْوَابٍ مُّتَفَرِّقَةٍ ؕ وَمَاۤ اُغْنِيْ عَنْكُمْ مِّنَ

اللّٰهِ مِنْ شَيْءٍ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ ۚ وَعَلَيْهِ فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُوْنَ ﴿٦٧﴾

وَلَمَّا دَخَلُوْا مِنْ حَيْثُ اَمَرَهُمْ اَبُوْهُمْ ؕ مَا كَانَ يُغْنِيْ عَنْهُمْ مِّنَ اللّٰهِ مِنْ شَيْءٍ اِلَّا حَاجَةً

فِيْ نَفْسِ يَعْقُوْبَ قَضٰىهَا ؕ وَاِنَّهٗ لَذُوْ عِلْمٍ لِّمَا عَلَّمْنٰهُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٦٨﴾ ع

وَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰۤى اِلَيْهِ اَخَاهُ قَالَ اِنِّيْۤ اَنَا اَخُوْكَ فَلَا تَبْتَئِسْ بِمَا كَانُوْا

يَعْمَلُوْنَ ﴿٦٩﴾

## તરજુમો :

*અને કહ્યું, હે દિકરાઓ ! એક દરવાજેથી દાખલ ન થજો અને જુદા-જુદા કેટલાયે દરવાજાઓએથી દાખલ થજો અને હું તમને અલ્લાહની કોઈ વાતથી બચાવી શકતો નથી, અલ્લાહના સિવાય કોઈનો હુકમ નથી, એના જ ઉપર મને ભરોસો છે અને એના જ ઉપર ભરોસો કરનારાઓનો ભરોસો હોવો જોઈએ. (૬૭) અને જ્યારે દાખલ થયા જ્યાંથી તેમના બાપે કહ્યું હતું, અલ્લાહની કોઈ વાતથી કંઈ બચાવી શકતા ન હતા પરંતુ યાકૂબ (અલૈ.)ના મનમાં એક ઈચ્છા હતી બસ પૂરી કરી ચૂક્યા અને તે તો જાણતો હતો જે કંઈ અમે તેને શિખવાડ્યું પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૬૮) અને જ્યારે યૂસુફ (અલૈ.)ની પાસે દાખલ થયા તો પોતાની પાસે પોતાના ભાઈને રાખ્યો, કહ્યું, ખરેખર હું તારો ભાઈ છું, બસ તે કામોથી દિલગીર થઈશ નહીં જે તેમણે કર્યા છે. (૬૯)*

**તફસીર :**

અને (જતી વખતે હઝરત) યાકૂબ (અલૈ.)એ (તેમને) ફરમાવ્યું કે હે મારા દિકરાઓ ! (જ્યારે મિસ્રમાં પહોંચો તો) સૌ એક જ દરવાજેથી પ્રવેશશો નહીં બલકે ભિન્ન–ભિન્ન પ્રવેશદ્વારોએથી દાખલ થજો અને (આ ફક્ત એક જાહેર યુક્તિ છે અમુક અણગમતી બાબતોથી બચવાની, દાખલા તરીકે ખરાબ નજર વગેરેથી નહિતર) અલ્લાહ તઆલાના હુકમને તમારા ઉપરથી હું ટાળી નથી શકતો, હુકમ તો બસ અલ્લાહનો જ (ચાલે) છે (તે છતાં જાહેર યુક્તિને કારણે આવું કહ્યું છે બાકી દિલથી તો) તેના જ ઉપર ભરોસો રાખું છું અને તેના જ ઉપર ભરોસો રાખનારાઓએ ભરોસો રાખવો જોઈએ. (એટલે કે તમે પણ તેના જ ઉપર ભરોસો રાખો અને કોઈ તદ્બીર કે યોજનાઓ ઉપર દષ્ટિ ન નાંખો, મતલબ કે બધા રજા લઈને ચાલ્યા) અને જ્યારે (મિસ્ર પહોંચીને) જે પ્રમાણે તેમના બાપે કહ્યું હતું એ જ પ્રમાણે (શહેરની) અંદર દાખલ થયા તો બાપના અરમાન પૂરા થઈ ગયા (નહિતર), તેમના બાપનો તેનાથી (એટલે કે આ યુક્તિ બતાવવાથી) અલ્લાહ તઆલાનો હુકમ ટાળવાનો હેતુ ન હતો (જેથી તેમના ઉપર કોઈ પ્રકારનો આક્ષેપ અથવા આ યુક્તિ લાભકારક ન હોવાથી તેમના ઉપર શંકા અવશ્ય થઈ હોત એટલા માટે પોતે તેમણે ફરમાવ્યું .....(مَـآاُغْـنِـىْ عَـنْكُمْ) પરંતુ યાકૂબ (અલૈ.)ના મનમાં (યુક્તિ સ્વરૂપે) એક અરમાન (થયું) હતું જેને તેમણે જાહેર કરી દીધું અને તેઓ નિઃશંક ઘણા મોટા જાણકાર હતા, આ એ કારણે કે અમે તેમને જ્ઞાન આપ્યું હતું (તેઓ જ્ઞાનના વિરુદ્ધ યુક્તિને અકીદહની દષ્ટિએ ચોક્કસ અસરકારક હોવાનું ક્યારેય સમજતા ન હતા માત્ર તેમણે પોતાના નિવેદનના કારણે એક યુક્તિ કરી હતી જે શરીઅતની દષ્ટિએ પણ માન્ય છે) પરંતુ મોટા ભાગના લોકો તેનું જ્ઞાન ધરાવતા નથી (બલકે પોતાની અજ્ઞાનતાથી યોજનાઓ અને યુક્તિઓને સાચે–સાચી અસરકારક હોવાની માન્યતા ધરાવી લે છે) અને જ્યારે એ લોકો (એટલે કે યૂસુફ અલૈ.ના ભાઈઓ) યૂસુફ (અલૈ.)ની પાસે પહોંચ્યા (અને બિનયામીનને રજુ કરીને કહ્યું કે, અમે આપના હુકમ પ્રમાણે તેને લાવ્યા છીએ ત્યારે) તેમણે પોતાના ભાઈને પોતાની પાસે બોલાવી લીધા (અને એકાંતમાં તેમનાથી) કહ્યું કે હું તારો ભાઈ (યૂસુફ) છું, બસ આ લોકો જે કંઈ (ખરાબ વર્તન) કરતા રહ્યા છે તેનાથી દિલગીર ન થા (કારણ કે હવે તો

અલ્લાહે આપણી મુલાકાત કરાવી દીધી છે, હવે બધો ગમ ભૂલી જવો જોઈએ. હઝરત યૂસુફ અલૈ. સાથે તો ભાઈઓએ કરેલું ખરાબ વર્તન દેખીતું છે કે ખૂબ જાણીતું છે, રહી વાત બિનયામીન સાથે તેમના ભાઈઓના ખરાબ વર્તણૂકની, અલબત્ત કદાચ તેમને પણ કોઈ ત્રાસ આપ્યો હોય કે ન પણ આપ્યો હોય પરંતુ યૂસુફ અલૈ.ની જુદાઈ તેમના માટે કોઈ મોટી તકલીફથી ઓછી ન હતી, પછી બંને ભાઈઓએ મશવરો કર્યો કે કોઈ એવું સ્વરૂપ હોય કે બિનયામીન યૂસુફ અલૈ. પાસે રહે, કારણ કે આમ જ રહેવા દેવામાં તો બીજા ભાઈઓએ વચન અને કરારના કારણે આગ્રહ કર્યો હોત અને વાદ-વિવાદ થવો નક્કી હતો અને કદાચ બિનયામીનને રાખવાનું રહસ્ય પણ ખૂલી જાય અને જો વાત ગુપ્ત રહી તો યાકૂબ અલૈ.નો ગમ વધી જશે કે વિના કારણે બિનયામીનને કેમ તેમની પાસે રહેવા દીધા અથવા રાખવામાં આવ્યા. હઝરત યૂસુફ અલૈ.એ ફરમાવ્યું કે એક યુક્તિ તો છે પરંતુ તેમાં તમારી થોડી બદનામી છે, બિનયામીને કહ્યું મને કોઈ પરવા નથી, મતલબ કે આ યુક્તિ અમલમાં મૂકવામાં આવી અને સૌને અનાજ આપીને રવાના કરવાનો સામાન તૈયાર કરવામાં આવ્યો).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓનું નાના ભાઈ બિનયામીનને સાથે લઈને બીજી વખતે મિસ્રની મુસાફરીએ રવાના થવાનું વર્ણન છે, તે સમયે હઝરત યાકૂબ (અલૈ.)એ તેમને મિસ્રના શહેરમાં દાખલ થવા માટે એક ખાસ વસિય્યત એ કરી કે હવે તમે અગિયાર ભાઈઓ ત્યાં જઈ જ રહ્યા છો તો શહેરના એક જ દરવાજેથી બધા પ્રવેશ ન કરજો બલકે, શહેરની હદ પાસે પહોંચીને વિવિધ પ્રવેશદ્વારોએથી શહેરમાં દાખલ થજો.

આ વસિય્યતનું કારણ એ સંદેહ હતો કે આ બધા નવયુવાનો અને તંદુરસ્ત તથા કદાવર અને ખૂબસૂરત છે તથા પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવે છે, એવું ન થાય કે જ્યારે લોકોને જાણ થાય કે આ એક જ બાપની અવલાદ અને ભાઈઓ છે તો કોઈની ખરાબ નજર લાગી જાય જેનાથી તેમને કોઈ તકલીફ પહોંચે અથવા સામૂહિક સ્વરૂપે ભેગા દાખલ થવામાં અમુક લોકો ઈર્ષ્યા કરવા લાગે અને તેમને કોઈ તકલીફ પહોંચાડે.

હઝરત યાકૂબ (અલૈ.)એ તેમને આ વસિય્યત પ્રથમ વખતે નથી કરી, આ

બીજી મુસાફરીના સમયે જ કરી હતી, તેનું કારણ કદાચ એ છે કે પ્રથમ વખતે તો આ લોકો મિસ્રમાં મુસાફર તરીકે અને જરૂરિયાતમંદ તરીકે પ્રવેશ પામ્યા હતા, ન તો કોઈ તેમને ઓળખતું હતું અને ન જ તેમની પરિસ્થિતિ ઉપર કોઈનું વધારે ધ્યાન આપવાનો ભય હતો, પરંતુ પ્રથમ મુસાફરીમાં જ મિસ્રના બાદશાહે તેમની અસાધારણ ઈજ્જત કરી જેનાથી સામાન્ય દરબારીઓ અને શહેરના લોકોમાં તેમની ઓળખ થઈ ગઈ તો હવે એ ભય મજબૂત બની ગયો કે કોઈની નજર લાગી જાય અને બધાને એક શક્તિશાળી સમૂહ સમજીને અમુક લોકો ઈર્ષ્યા કરવા લાગે અને વળી આ વખતે બિનયામીન નાનો ભાઈ સાથે હોવું પણ પિતા માટે વધારે ધ્યાન દેવાનું કારણ બન્યું.

**ખરાબ નજર લાગવી અને તેની ખરાબ અસર થવી સત્ય હકીકત છે:**

એનાથી જાણ થઈ કે મનુષ્યની નજર લાગી જવી અને તેનાથી કોઈ બીજા પ્રાણી અથવા માણસને તકલીફ થઈ જવી અથવા નુકસાન પહોંચવું સત્ય હકીકત છે, ફક્ત અજ્ઞાનતાપૂર્ણ ભ્રમ, કલ્પના કે વહેમ નથી એટલા માટે હઝરત યાકૂબ (અલૈ.)ને તેની ચિંતા થઈ.

રસૂલે કરીમ ﷺએ પણ તેનું સમર્થન કર્યું છે, એક હદીષમાં છે કે ખરાબ નજર એક મનુષ્યને કબરમાં અને ઊંટને હાંડી–વાસણ (તાંસડી)માં ધકેલી દે છે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ જે વસ્તુઓથી પનાહ માંગી અને ઉમ્મતને પનાહ માંગવાની તાકીદ કરી છે તેમાં مِنْ كُلِّ عَيْنٍ لَّامَّةٍ પણ ઉપસ્થિત છે એટલે કે, "હું પનાહ માંગું છું ખરાબ નજરથી." *(કુર્તુબી)*

સહાબએ કિરામ (રદિ.)માં અબૂ સહલ બિન હુનૈફની ઘટના ઘણી પ્રખ્યાત છે કે તેમણે એક વખતે ગુસ્લ કરી નવા કપડાં પહેર્યાં તો તેમના રૂપાળા તંદુરસ્ત શરીર ઉપર આમીર બિન રબીઆની નજર પડી ગઈ અને તેમની જીભેથી નીકળ્યું કે મેં આજ દિન સુધી આટલું ખૂબસૂરત શરીર કોઈનું જોયું નથી, આવું કહેવું જ હતું કે તરત સહલ બિન હુનૈફને સખત તાવ ચઢી ગયો. રસૂલે કરીમ ﷺને જ્યારે તેની જાણ થઈ તો આપ ﷺએ ઈલાજ બતાવ્યો અને આમીર બિન રબીઆને હુકમ આપ્યો કે તે વુઝૂ કરે અને વુઝૂનું પાણી કોઈ વાસણમાં ભેગું કરે અને આ પાણી સહલ બિન હુનૈફના શરીર ઉપર નાંખવામાં

આવે, એટલા માટે એવું જ કરવામાં આવ્યું ત્યારે તરત તાવ ઊતરી ગયો અને તે બિલકુલ તંદુરસ્ત થઈને જે મિશન માટે રસૂલે કરીમ ﷺ સાથે જઈ રહ્યા હતા તેના ઉપર રવાના થઈ ગયા. આ ઘટનામાં રસૂલે કરીમ ﷺએ આમીર બિન રબીઆને આ તાકીદ પણ કરી,

عَلَامَ يَقْتُلُ اَحَدُكُمْ اَخَاهُ، اَلَّابَرَّكْتَ، اِنَّ الْعَيْنَ حَقٌّ

*"કોઈ વ્યક્તિ પોતાના ભાઈને શા માટે કતલ કરે છે ? તમે એવું કેમ ન કર્યું જ્યારે તેનું શરીર સારું લાગ્યું તો બરકતની દુઆ કરી લીધી હોત ! નજરની અસર થવી સત્ય છે."*

આ હદીષથી એ પણ જાણ થઈ કે જ્યારે કોઈ વ્યક્તિને કોઈ બીજાના પ્રાણ અને માલમાં કોઈ સારી વાત આશ્ચર્યજનક લાગે તો તેણે તેના માટે દુઆ કરી લેવી જોઈએ કે અલ્લાહ તઆલા તેમાં બરકત અતા ફરમાવે, અમુક રિવાયતોમાં છે કે, مَاشَآءَ اللّٰهُ لَا قُوَّةَ اِلَّا بِاللّٰه (માશાઅલ્લાહુ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ) કહે, તેનાથી ખરાબ નજરની અસર જતી રહે છે અને એ પણ જાણ થઈ કે કોઈની ખરાબ નજર કોઈને લાગી જાય તો જેની નજર લાગી છે તે વ્યક્તિના હાથ-પગ અને ચહેરો ધોયેલું પાણી નજર લાગનારના શરીર ઉપર નાંખવાથી તેની ખરાબ અસર દૂર થઈ જાય છે.

કુર્તુબીએ ફરમાવ્યું કે અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાની આ બાબતે સહમતી છે કે ખરાબ નજર લાગી જવી અને તેનાથી નુકસાન પહોંચવું સત્ય છે.

હઝરત યાકૂબ (અલૈ.)એ એક બાજુ ખરાબ નજર અથવા ઈર્ષ્યાના ભયે પોતાની અવલાદને એ વસિય્યત કરી કે બધા મળીને એક જ દરવાજેથી શહેરમાં દાખલ ન થજો, બીજી બાજુ એક વાસ્તવિકતાની જાહેરાત પણ જરૂરી સમજી જેનાથી ગફલત કરવાની બીનાએ આવી ઘટનાઓમાં ઘણા બધા સામાન્ય લોકો અજ્ઞાનતાપૂર્ણ વિચારો અને વહેમોનો શિકાર બની જાય છે, તે એ કે ખરાબ નજરની અસર કોઈ વ્યક્તિની જાન અને માલમાં એક પ્રકારનું મેસ્મેરિઝમ છે અને તે એવું છે જેમકે ખરાબ દવા અથવા ખરાબ ખોરાક માણસને બીમારી કરી દે છે, ગરમી-શરદીની સખ્તી બીમારીઓ પેદા કરે છે એ જ પ્રમાણે ખરાબ નજર

અથવા મેસ્મેરિઝમનો ખરાબ પ્રભાવ પણ આ જ સ્વાભાવિક કારણોમાંથી છે કે નજર અથવા વિચારની શક્તિથી તેમાં અસર જાહેર થઈ જાય છે, તેની પોતાની કોઈ સાચી અસર હોતી નથી બલકે, આ બધું દુનિયાના સ્વાભાવિક કારણો અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરત અને તેની ઈચ્છા તથા ઈરાદાના તા'બે છે, અલ્લાહની તકદીરના મુકાબલામાં ન તો કોઈ વસ્તુ ફાયદાકારક થઈ શકે છે અને ન જ નુકસાનકારક યુક્તિની કોઈ અસર ઉપસ્થિત થઈ શકે છે, એટલા માટે ફરમાવ્યું, وَمَا اُغْنِىْ عَنْكُمْ مِّنَ اللّٰهِ مِنْ شَىْءٍ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ عَلَيْهِ تَوَكَّلْتُ وَعَلَيْهِ فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُوْنَ એટલે કે, ખરાબ નજરથી બચવાની જે તદ્‌બીર (યુક્તિ) મેં બતાવી છે હું જાણું છું કે તે અલ્લાહ તઆલાની ઈચ્છા અને ઈરાદાને ટાળી નથી શકતી, હુકમ તો માત્ર અલ્લાહનો જ ચાલે છે અલબત્ત, મનુષ્યને જાહેર તદ્‌બીર કરવાનો હુકમ છે એટલા માટે આ વસિય્યત કરવામાં આવી પરંતુ મારો ભરોસો આ તદ્‌બીર ઉપર નથી બલકે અલ્લાહ ઉપર જ ભરોસો છે અને દરેક વ્યક્તિ માટે એ જરૂરી છે કે તેના જ ઉપર ભરોસો અને વિશ્વાસ કરે, ભૌતિક માધ્યમો અને યુક્તિઓ ઉપર ભરોસો ન કરે.

હઝરત યાકૂબ (અલૈ.)એ જે વાસ્તવિકતાની જાહેરાત કરી સંજોગોવસાત્ થયું પણ એમ જ ! આ મુસાફરીમાં બિનયામીનને હિફાઝતથી પાછા લાવવાની બધી યોજનાઓ પૂર્ણ કર્યા છતાં બધી વસ્તુઓ નિષ્ફળ ગઈ અને બિનયામીનને મિસ્રમાં રોકી લેવામાં આવ્યા જેના પરિણામે હઝરત યાકૂબ (અલૈ.)ને એક બીજો સખત આઘાત લાગ્યો, આ તદ્‌બીર કે યોજનાનું નિષ્ફળ થવું જે આગલી આયતમાં વર્ણન થયું છે તેનો મકસદ એ જ છે કે તેના અસલી હેતુના આધારે યોજના નિષ્ફળ થઈ ગઈ જો કે, ખરાબ નજર અથવા ઈર્ષ્યા વગેરેથી બચવાની યુક્તિ સફળ થઈ કારણ કે, આ મુસાફરીમાં એવી કોઈ ઘટના બની નહીં પરંતુ અલ્લાહની તકદીર દ્વારા જે ઘટના ઉપસ્થિત થવાની હતી તે તરફ હઝરત યાકૂબ (અલૈ.)નું ધ્યાન ગયું નહીં અને ન જ તેના માટે કોઈ યોજના કરી શક્યા પરંતુ આ જાહેર નિષ્ફળતા છતાં તેમના ભરોસાની બરકતથી આ બીજો આઘાત પહેલા આઘાતનો ઈલાજ સાબિત થયો અને ખૂબ આફિયત તથા માન-સન્માન સાથે હઝરત યૂસુફ (અલૈ.) અને બિનયામીન બંને સાથે અંતે મુલાકાત નસીબ થઈ.

આ જ વિષયનું વર્ણન ત્યાર પછીની આયતમાં આ રીતે આવ્યું કે પુત્રોએ

પિતાના હુકમનું પાલન કર્યું, શહેરના વિવિધ પ્રવેશદ્વારોએથી મિસ્રમાં પ્રવેશ્યા તો બાપના અરમાન પૂરા થયા, તેમની આ યુક્તિ અલ્લાહના કોઈ હુકમને ટાળી શકતી ન હતી પરંતુ હઝરત યાકૂબ (અલૈ.)નો બાપ તરીકેની લાગણીનો તકાદો એ જ હતો જે તેમણે પૂરો કર્યો.

આયતના અંતે હઝરત યાકૂબ (અલૈ.)ના વખાણ આ શબ્દોમાં કરવામાં આવ્યા છે. اِنَّهٗ لَذُوْعِلْمٍ لِّمَا عَلَّمْنٰهُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ હઝરત યાકૂબ (અલૈ.) મહાજ્ઞાની હતા કારણ કે તેમને અમે જ્ઞાન આપ્યું હતું, મતલબ એ છે કે સામાન્ય લોકોની જેમ તેમનું જ્ઞાન પુસ્તકીયું અથવા તો ઔપચારિક રીતે પ્રાપ્ત કરેલ ન હતું બલકે પ્રત્યક્ષ સ્વરૂપે અલ્લાહ તઆલાએ અર્પણ કરેલું વહીનું જ્ઞાન હતું, એટલા માટે તેમણે જાહેર યુક્તિ જે શરઈ રીતે માન્ય અને યોગ્ય છે તે તો કરી લીધી પરંતુ તેના ઉપર ભરોસો ન કર્યો પરંતુ મોટા ભાગના લોકો એ વાતની વાસ્તવિકતાને જાણતા નથી અને અજ્ઞાનતાથી હઝરત યાકૂબ (અલૈ.) વિશે એવી શંકામાં પડી જાય છે કે આવી તદ્‌બીરો કે યુક્તિઓ કરવી પયગમ્બરની પ્રતિષ્ઠા માટે યોગ્ય ન હતી.

અમુક વિવરણકાર લોકોએ નોંધ્યું છે કે પ્રથમ શબ્દ "ઇલ્મ" છે, ઇલ્મનો ભાવાર્થ "ઇલ્મ"ના તકાદાઓ ઉપર અમલ કરવાનો છે અને અર્થ એ છે કે અમે જે જ્ઞાન તેમને અર્પણ કર્યું તેઓ તેના ઉપર કાર્યરત હતા અને તેના પાબંદ હતા, એટલા માટે જાહેર તદ્‌બીરો ઉપર તેમણે ભરોસો ન કર્યો બલકે ભરોસો અને વિશ્વાસ માત્ર અલ્લાહ તઆલાનો જ કર્યો.

فَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰٓى اِلَيْهِ اَخَاهُ قَالَ اِنِّيْٓ اَنَا اَخُوْكَ فَلَا تَبْتَئِسْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ એટલે કે જ્યારે મિસ્ર પહોંચ્યા પછી આ બધા ભાઈઓ હઝરત યૂસુફ (અલૈ.)ના દરબારમાં હાજર થયા તો તેમણે જોયું કે તેઓ વાયદા પ્રમાણે તેમના સગા ભાઈને પણ સાથે લઈ આવ્યા છે ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના સગા ભાઈ બિનયામીનને ખાસ પોતાની પાસે થોભાવ્યા. તફસીરના ઈમામ કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે આ બધા ભાઈઓના ઉતારાની હઝરત યૂસુફ (અલૈ.)એ એવી વ્યવસ્થા કરી હતી કે બે–બેને એક–એક રૂમમાં ઉતારો આપ્યો અને બિનયામીન એકલા રહી ગયા તો તેમને પોતાની સાથે રોકાવા માટે કહ્યું, જ્યારે એકાંતની તક મળી તો હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના સગાભાઈ ઉપર આ રહસ્ય ખોલી નાંખ્યું અને બતાવી દીધું કે હું તમારો સગો ભાઈ યૂસુફ છું

હવે તમે કોઈ ચિંતા ન કરો અને જે કંઈ આ ભાઈઓએ અત્યાર સુધી કર્યું છે તેનાથી પરેશાન ન થાઓ.

**હુકમો અને મસ્અલાઓ :**

પ્રસ્તુત બે આયતોમાં અમુક મસ્અલાઓ અને હુકમોની જાણ થાય છે.

(૧) ખરાબ નજર લાગી જવી સત્ય છે તેનાથી બચવાની તદ્બીર (યુક્તિ) કરવી એ જ પ્રમાણે શરીઅતમાં માન્ય છે જેવી રીતે કે ખરાબ ભોજન અને ખરાબ પ્રવૃત્તિથી બચવાની તદ્બીર કરવી માન્ય છે.

(૨) લોકોની ઈર્ષ્યાથી બચવા માટે પોતાની ખાસ નેઅ્મતો અને ગુણોને અન્ય લોકોથી છુપાવવું દુરુસ્ત છે.

(૩) ખરાબ અસરોથી બચવા માટે જાહેર અને ભૌતિક યોજનાઓ કરવી તવક્કુલ અને નબીઓની પ્રતિષ્ઠાની વિરોધી બાબત નથી.

(૪) જ્યારે એક વ્યક્તિથી અન્ય કોઈ વ્યક્તિને કોઈ તકલીફ પહોંચવાનો ભય હોય તો ઉત્તમ એ જ છે કે તેનાથી તેને ચેતવી આપે અને તે ભયથી બચવાની સંપૂર્ણ શક્ય એટલી યોજના બતાવી દે, જેમકે હઝરત યાકૂબ (અલૈ.)એ કર્યું.

(૫) જ્યારે કોઈ વ્યક્તિને અન્ય કોઈ વ્યક્તિની વિશેષતા અથવા નેઅ્મત આશ્ચર્યજનક અને નવાઈ ઉપજાવે એવી લાગે અને ભય હોય કે તેને ખરાબ નજર લાગી જશે તો તેના ઉપર વાજિબ છે કે તેને જોઈને بَارَكَ اللّٰهُ یا مَاشَاءَ اللّٰه (બારકલ્લાહ અથવા માશાઅલ્લાહ) કહે, જેથી અન્યોને તકલીફ ન પહોંચે.

(૬) ખરાબ નજરથી બચવા માટે દરેક શક્ય યોજના કરવી જાઈઝ છે, તેમાં એક એ પણ છે કે કોઈ દુઆ અથવા તાવીઝ વગેરેનો ઈલાજ પણ કરવામાં આવે જેમકે, રસૂલે કરીમ ﷺએ હઝરત જાફર બિન અબી તા'લીબના બે પુત્રોને અશક્ત અને દુર્બળ જોઈને તેમને પરવાનગી આપી કે તાવીઝ વગેરે દ્વારા તેમનો ઈલાજ કરવામાં આવે.

(૭) બુદ્ધિશાળી મુસલમાનનું કામ એ છે કે દરેક કાર્યમાં મૂળ ભરોસો તો અલ્લાહ ઉપર જ રાખે પરંતુ જાહેર અને ભૌતિક કારણો પણ ઉપેક્ષિત ન કરે, જે પ્રમાણે જાઈઝ માધ્યમો પોતાના મકસદની પ્રાપ્તિ માટે તેના અધિકારમાં હોય તેણે તેને અપનાવવામાં ઉણપ ન રાખવી જોઈએ, જેમકે હઝરત યાકૂબ (અલૈ.)એ કર્યું અને રસૂલે કરીમ ﷺએ પણ તેની તા'લીમ આપી છે. રૉમના એક

બુદ્ધિશાળીએ કહ્યું છે કે, *بر توکّل زانوے اشتر بہ بند* એટલે કે, આ જ પયગમ્બરની પદ્ધતિનો અને રસૂલોની સુન્નતનો ભરોસો છે.

(૮) અત્રે એક સવાલ એ ઉપસ્થિત થાય છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના નાના ભાઈને બોલાવવા માટે તો પ્રયત્ન અને તાકીદ કરી અને જ્યારે તે આવી ગયા તો તેમના ઉપર પોતાનું રહસ્ય જાહેર કરી દીધું પરંતુ પોતાના આદરણીય પિતાને બોલાવવાની ચિંતા ન કરી અને ન જ તેમને પોતાની ખયૂર-ખબરની જાણકારી આપવા વિશે પગલાં ભર્યાં, તેનું કારણ એ જ છે જે અગાઉ વર્ણન કરવામાં આવ્યું કે આ સમગ્ર ચાલીસ વર્ષોના સમયમાં ઘણી બધી તકો હતી કે પોતાના પિતાને પોતાના સારા-ભલાના સમાચાર આપી શકાયા હોત પરંતુ આ જે કંઈ થયું તે અલ્લાહની કુદરત અને વહીના ઈશારાથી જ થયું, હજુ સુધી અલ્લાહ તઆલા તરફથી તેમને પરવાનગી ન મળી હોય કે પોતાના પિતાને પરિસ્થિતિની જાણકારી આપવામાં આવે કારણ કે, હજુ તેમની બીજી કસોટી બિનયામીનથી જુદાઈની પણ બાકી હતી, તેને પૂર્ણ થવા માટે જ આ સ્વરૂપો પેદા થયા.

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૭૦ થી ૭૬)

فَلَمَّا جَهَّزَهُمْ بِجَهَازِهِمْ جَعَلَ السِّقَايَةَ فِيْ رَحْلِ اَخِيْهِ ثُمَّ اَذَّنَ مُؤَذِّنٌ اَيَّتُهَا الْعِيْرُ
اِنَّكُمْ لَسٰرِقُوْنَ ﴿٧٠﴾ قَالُوْا وَاَقْبَلُوْا عَلَيْهِمْ مَّاذَا تَفْقِدُوْنَ ﴿٧١﴾ قَالُوْا نَفْقِدُ صُوَاعَ الْمَلِكِ
وَلِمَنْ جَآءَ بِهٖ حِمْلُ بَعِيْرٍ وَّاَنَا بِهٖ زَعِيْمٌ ﴿٧٢﴾ قَالُوْا تَاللّٰهِ لَقَدْ عَلِمْتُمْ مَّا جِئْنَا لِنُفْسِدَ
فِى الْاَرْضِ وَمَا كُنَّا سٰرِقِيْنَ ﴿٧٣﴾ قَالُوْا فَمَا جَزَآؤُهٗۤ اِنْ كُنْتُمْ كٰذِبِيْنَ ﴿٧٤﴾ قَالُوْا
جَزَآؤُهٗ مَنْ وُّجِدَ فِيْ رَحْلِهٖ فَهُوَ جَزَآؤُهٗ ؕ كَذٰلِكَ نَجْزِى الظّٰلِمِيْنَ ﴿٧٥﴾ فَبَدَ
اَ بِاَوْعِيَتِهِمْ قَبْلَ وِعَآءِ اَخِيْهِ ثُمَّ اسْتَخْرَجَهَا مِنْ وِّعَآءِ اَخِيْهِ ؕ كَذٰلِكَ كِدْنَا لِيُوْسُفَ ؕ
مَا كَانَ لِيَاْخُذَ اَخَاهُ فِيْ دِيْنِ الْمَلِكِ اِلَّاۤ اَنْ يَّشَآءَ اللّٰهُ ؕ نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ ؕ
وَفَوْقَ كُلِّ ذِيْ عِلْمٍ عَلِيْمٌ ﴿٧٦﴾

## તરજુમો :

*પછી જ્યારે તેમના માટે તેમનો સામાન તૈયાર કરી દીધો, પીવાનો પ્યાલો પોતાના ભાઈના સામાનમાં મૂકી દીધો, પછી પોકારનારાએ પોકાર્યું, હે કાફલાવાળાઓ ! ખરેખર તમે તો ચોર છો. (૭૦) તેમના તરફ મોઢું કરી કહેવા લાગ્યા, તમારી શું વસ્તુ ગુમ થઈ ગઈ છે ? (૭૧) બોલ્યા, અમને બાદશાહનું માપલું (વાસણ) મળતું નથી અને જે કોઈ તેને લાવે તેને એક ઊંટના ભાર (જેટલું) મળે અને હું તેનો જામીન છું. (૭૨) બોલ્યા, અલ્લાહની કસમ ! તમને ખબર છે અમે પ્રદેશમાં ફસાદ કરવા નથી આવ્યા અને ન જ અમે ક્યારેય ચોર હતા. (૭૩) બોલ્યા, પછી શું સજા છે એની જો તમે જૂઠા નીકળો ? (૭૪) કહેવા લાગ્યા, તેની સજા એ છે કે જેના સામાનમાંથી હાથ લાગે તે જ એના બદલામાં જાય, અમે જાલિમોને આવી જ સજા આપીએ છીએ. (૭૫) પછી યૂસુફ (અલૈ.)એ પોતાના ભાઈના પોટલાથી પહેલાં તેમના પોટલાંઓ જોવાનું શરૂ કર્યું, અંતે તે વાસણ પોતાના ભાઈના પોટલામાંથી નીકળ્યું, આમ અમે યૂસુફ (અલૈ.)ને યુક્તિ બતાવી, તે પોતાના ભાઈને તે બાદશાહના ધર્મ પ્રમાણે કદી લઈ શકતા ન હતા પરંતુ અલ્લાહ જે ઈચ્છે; અમે જેના ઈચ્છીએ દરજ્જાઓ બુલંદ કરીએ છીએ અને દરેક જાણકારથી ઉપર એક જાણકાર છે. (૭૬)*

## તફસીર :

પછી જ્યારે યૂસુફ (અલૈ.)એ તેમનો સામાન (અનાજ અને રવાના થવાનો) તૈયાર કરી દીધો તો (પોતે અથવા કોઈ ભરોસાપાત્ર વ્યક્તિ દ્વારા) પાણી પીવાનું વાસણ (કે તે જ અનાજ આપવાનું માપ હતું) પોતાના ભાઈના સામાનમાં મૂકી દીધું, પછી (જ્યારે આ લોકો ચાલવા લાગ્યા તો હઝરત યૂસુફ અલૈ.ના હુકમથી પાછળથી) એક પોકારનારાએ પોકાર્યું કે હે કાફલાવાળાઓ ! તમે જરૂર ચોર છો, તેઓ તે (શોધખોળ કરનાર) તરફ ધ્યાન આપીને કહેવા લાગ્યા કે તમારી શું વસ્તુ ખોવાઈ ગઈ છે ? (કે જેની ચોરીની અમારા ઉપર શંકા કરો છો?) તેમણે કહ્યું કે અમને બાદશાહનો પ્યાલો નથી મળતો (તે ગૂમ થયો છે) અને જે વ્યક્તિ તેને (લાવીને) હાજર કરે તેને એક ઊંટ જેટલું (અનાજ ઈનામમાં

ખજાનામાંથી) મળશે (અને અથવા એ કે જો પોતે ચોર પણ માલ આપી દે તો મા'ફી પછી એટલું ઈનામ સ્વરૂપે મળે) અને હું તે અપાવવાની જવાબદારી લઉં છું (અને આ એ'લાન અને ઈનામનો વાયદો હઝરત યૂસુફ અલૈ.ના હુકમથી હશે) આ લોકો કહેવા લાગ્યા કે ખરેખર તમે સારી પેઠે જાણો છો કે અમે આ દેશમાં ફસાદ ફેલાવવા (કે જેમાં ચોરી પણ સામેલ છે) નથી આવ્યા અને અમે લોકો ચોરી કરનારા નથી (એટલે કે અમારો એ ધંધો નથી), તે (શોધનારા) લોકોએ કહ્યું, વારુ, જો તમે જૂઠા નીકળ્યા તો (અને તમારી ઉપર ચોરી સાબિત થઈ ગઈ હોય તો) તે (ચોર)ની શું સજા છે ? તેમણે (હઝરત યાકૂબ અલૈ.ની શરીઅત પ્રમાણે) જવાબ આપ્યો કે તેની સજા એ છે કે તે જે વ્યક્તિના સામાનમાંથી મળે બસ તે જ પોતાની સજાથી (એટલે કે ચોરીના બદલામાં પોતે તે ચોરને તે ચોરી થયેલી વસ્તુનો માલિક પોતાનો ગુલામ બનાવી લે) અમે લોકો જાલિમો (એટલે કે ચોરો)ને આ જ પ્રમાણે સજા આપીએ છીએ. (એટલે કે અમારી શરીઅતમાં આ જ મસ્અલો અને અમલ છે, મતલબ કે આ વાત નક્કી થયા પછી માલ-સામાન ઉતારી દેવામાં આવ્યો) પછી (તલાશીના સમયે) યૂસુફ (અલૈ.)એ (પોતે અથવા કોઈ ભરોસાપાત્ર વ્યક્તિ દ્વારા) પોતાના ભાઈના (સામાનના) પોટલાંની તલાશી પહેલાં શરૂઆત બીજા ભાઈઓના (સામાનના) પોટલાંઓથી કરી (એટલે કે તલાશી લીધી અને અંતે) તે (વાસણ)ને પોતાના ભાઈના (સામાનના) પોટલાંમાંથી કાઢ્યું, અમે યૂસુફ (અલૈ.) માટે આ જ પ્રમાણે (બિનયામીનને પોતાની પાસે રાખવાની) યુક્તિ કરી (આ યુક્તિનું કારણ એ થયું કે હઝરત) યૂસુફ (અલૈ.) પોતાના ભાઈને આ (મિસ્રના) બાદશાહના કાયદા પ્રમાણે લઈ શકતા ન હતા (કારણ કે તેમના કાયદામાં અમુક દંડ અથવા હળવી શિક્ષા હતી (رَوَى الطَّبْرَانِىُ عَنْ مَعْمَرٍ وَالْاَوَّلُ فِىْ رُوْحِ الْمَعَانِىْ) પરંતુ એ છે કે અલ્લાહ તઆલાને જ મંજૂર હતું (એટલા માટે યૂસુફ અલૈ.ના દિલમાં આ યુક્તિ આવી અને તે લોકોના મોઢેથી જ આ ફત્વો નીકળ્યો અને આ ઉપસ્થિત ઘટનાક્રમથી તદ્બીર અને યોજના સફળ થઈ અને કારણ કે વાસ્તવમાં આ ગુલામ બનાવવાના હેતુથી ન હતું બલકે, બિનયામીને ખુશી-ખુશી ગુલામી અપનાવી હતી એટલા માટે اِسْتِرْقَاقِ حُرٌ "આઝાદ વ્યક્તિને ગુલામ બનાવવા"ની શંકા ન થઈ શકે અને જો કે યૂસુફ અલૈ. ઘણા મોટા જ્ઞાની અને બુદ્ધિશાળી હતા પરંતુ તો પણ અમારી

પાસેથી યુક્તિ શિખવાના મોહતાજ હતા, બલકે) અમે જેને ઈચ્છીએ છીએ (જ્ઞાનમાં) ખાસ દરજ્જાઓ સુધી પહોંચાડી આપીએ છીએ અને બધા જ જ્ઞાનવાળાઓથી વધીને એક મોટો જાણકાર છે. (એટલે કે અલ્લાહ તઆલા; જ્યારે કે મખ્લૂકનું જ્ઞાન અધૂરું ઠરે છે અને સર્જનહારનું જ્ઞાન સંપૂર્ણ તો દેખીતું છે કે દરેક મખ્લૂક પોતાના જ્ઞાન અને યુક્તિમાં પોતાના સર્જનહારની મોહતાજ છે એટલા માટે كَذٰلِكَ અને اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ કહેવામાં આવ્યું, જેનો ખુલાસો એ છે કે જ્યારે તેમના સામાનમાંથી વાસણ મળ્યું અને બિનયામીનને રોકી લેવામાં આવ્યા તો તેઓ બધા ખૂબ લજ્જિત થયા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં એ વર્ણન છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના સગા ભાઈ બિનયામીનને પોતાની પાસે રોકી લેવા માટે એ યુક્તિ અને યોજના અપનાવી કે જ્યારે આ બધા ભાઈઓને નિયમ પ્રમાણે અનાજ આપી દેવામાં આવ્યું તો પછી દરેક ભાઈનું અનાજ એક આગવા ઊંટ ઉપર અલગ-અલગ દરેકના નામ સાથે લાદવામાં આવ્યું.

બિનયામીન માટે જે અનાજ ઊંટ ઉપર લાદ્યું હતું તેમાં એક વાસણ સંતાડી દેવામાં આવ્યું, આ વાસણને કુર્આને કરીમે એક સ્થળે શબ્દ سِقَايَةُ (સિકાયહ) અને બીજા સ્થળે صُوَاعَ الْمَلِكِ (સુવાઅલ મલિકી)ના શબ્દોથી ઓળખાવ્યું છે. "સિકાયહ"નો અર્થ "પાણી પીવાનું વાસણ" અને "સુવાઅ" પણ એ જ પ્રમાણેના વાસણને કહેવામાં આવે છે, તેને "મલિક" એટલે કે રાજા સાથે જોડીને એટલી વાત જાણ થઈ કે આ વાસણ કોઈ ખાસ કિંમતી અને મોઘું હશે. અમુક રિવાયતોમાં છે આ વાસણ કિંમતી હિરાજડિત હતું, અમુકમાં છે કે સોનાનું હતું અને અમુકે ચાંદીનું કહ્યું છે, જે કંઈ પણ હોય આ વાસણ જે બિનયામીનના સામાનમાં સંતાડવામાં આવ્યું હતું તે ખૂબ કિંમતી હોવા ઉપરાંત મિસ્રના બાદશાહનું કોઈ ખાસ વાસણ હશે, કદાચ યા તો બાદશાહ તેનો પોતે ઉપયોગ કરતો હોય અથવા એ કે બાદશાહે પોતે તે વાસણને અનાજ માપવાનું માપ બનાવ્યું હોય.

ثُمَّ اَذَّنَ مُؤَذِّنٌ اَيَّتُهَا الْعِيْرُ اِنَّكُمْ لَسَارِقُوْنَ એટલે કે, થોડીવાર પછી એક

પોકારનારાએ પોકાર્યું કે હે કાફલાવાળા ! તમે ચોર છો.

અત્રે શબ્દ ثُمَّ (ષુમ્મ)થી જાણ થાય છે કે આ પોકારનારાએ તરત જ નથી પોકાર્યું, બલકે થોડો સમય પસાર થવા દીધો એટલે સુધી કે કાફલો રવાના થઈ ગયો ત્યારબાદ પોકાર કરવામાં આવ્યો, જેથી કોઈને આ બનાવટી યુક્તિની જાણ ન થાય, મતલબ કે તે પોકારનારાએ યૂસુફ (અલૈ.)ના ભાઈઓના કાફલાને ચોર ઠરાવ્યો.

قَالُوْا وَاَقْبَلُوْا عَلَيْهِمْ مَّاذَا تَفْقِدُوْنَ એટલે કે, હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પોકારનાર તરફ ધ્યાન આપી કહેવા માંડ્યા કે તમે અમને ચોર બનાવી રહ્યા છો ? એ તો કહો કે તમારી કઈ વસ્તુ ખોવાઈ ગઈ છે ? قَالُوْا نَفْقِدُ صُوَاعَ الْمَلِكِ وَلِمَنْ جَآءَ بِهٖ حِمْلُ بَعِيْرٍ وَّاَنَا بِهٖ زَعِيْمٌ પોકારનારાએ કહ્યું કે, બાદશાહનો "સુવાઅ" એટલે કે વાસણ ગુમ થઈ ગયું છે અને જે વ્યક્તિ તેને ગમે ત્યાંથી શોધી લાવશે તેને એક ઊંટ ઉપર લાદેલા વજન જેટલું અનાજ ઈનામમાં મળશે અને તેના માટે હું જવાબદાર છું.

અત્રે એક પ્રશ્ન તો એ ઉપસ્થિત થાય છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની પાસે બિનયામીનને રોકી લેવા માટે આ હીલો શા માટે કર્યો ? જ્યારે કે તેમને ખબર હતી કે તેમના વાલિદ સાહબ ઉપર તેમની પોતાની જુદાઈનો આઘાત અસહ્ય હતો, હવે બીજા ભાઈને રોકીને તેનો આઘાત આપવાનું કઈ રીતે પસંદ કર્યું ?

બીજો પ્રશ્ન તેનાથી વધારે અગત્યનો એ છે કે બેગુનાહ ભાઈઓ ઉપર ચોરીનો આરોપ મૂકવો અને તેના માટે આવી બનાવટી યુક્તિ કરવી કે તેમના સામાનમાં ગુપ્ત રીતે કોઈ વસ્તુ મૂકી દીધી અને પછી જાહેરમાં તેમનું અપમાન જાહેર થયું, આ બધું કામ નાજાઈઝ છે, અલ્લાહના નબી હઝરત યૂસુફ (અલૈ.)એ આવું બધું કરવું કેમ પસંદ કર્યું ?

અમુક તફસીરકારો કુર્તુબી વગેરેએ વર્ણન કર્યું છે કે જ્યારે બિનયામીને હઝરત યૂસુફ (અલૈ.)ને ઓળખી લીધા અને તેઓ સંતોષ પામી ગયા તો ભાઈને એ દરખાસ્ત કરી કે હવે મને આ ભાઈઓની સાથે પાછા ન મોકલો, મને પોતાની પાસે રાખો. હઝરત યૂસુફ (અલૈ.)એ પ્રથમ તો એ જ કારણ રજુ કર્યું કે જો તમે

અહીંયાં રોકાઈ ગયા તો પિતાને વધારે આઘાત લાગશે અને બીજું, પોતાની પાસે તમને રોકી રાખવાનું એના સિવાય કોઈ સ્વરૂપ પણ નથી કે હું તમારા ઉપર ચોરીનો આક્ષેપ લગાવું અને એ આરોપમાં પકડીને પોતાની પાસે રાખી લઉં, બિનયામીન તે ભાઈઓની વર્તણૂક અને વ્યવહારથી એટલા બધા દુ:ખી અને ત્રાસી ગયા હતા કે આ બધી વાતો માટે તેઓ તૈયાર થઈ ગયા.

પરંતુ જો આ ઘટના સાચી હોય તો પણ પિતાના દિલને દુ:ખ પહોંચાડવું અને બધા ભાઈઓની ફજેતી કરવી અને તેમને ચોર કહેવું ફક્ત બિનયામીનના રાજી થઈ જવાથી તો જાઈઝ નથી થઈ શકતું ! અને અમુક લોકોનો એવો ખુલાસો કરવો કે પોકારનારનું તેમને ચોર કહેવું હઝરત યૂસુફ (અલૈ.)ના જ્ઞાન અને પરવાનગીથી નહિ હોય, તે એક દલીલ વિનાનો દા'વો અને ઘટનાક્રમના આધારે જોડ વિનાની વાત લાગે છે, એ જ પ્રમાણે એવી તા'વીલ કરવી કે તે ભાઈઓએ હઝરત યૂસુફ (અલૈ.)ને વાલિદ પાસેથી ચોરી લીધા અને તેમને વેચી દીધા હતા એટલા માટે તેમને ચોર કહેવામાં આવ્યા, આ પણ એક તા'વીલ જ છે એટલા માટે આ બધા સવાલોનો સાચો જવાબ એ જ છે જે કુર્તુબી અને મઝહરી વગેરેએ આપ્યો છે કે આ ઘટનામાં જે કંઈ કરવામાં આવ્યું છે અને કહેવામાં આવ્યું છે તે ન તો બિનયામીનની ઈચ્છાનું પરિણામ હતું અને ન જ હઝરત યૂસુફ (અલૈ.)ની પોતાની યુક્તિ હતી બલકે આ બધા કામ અલ્લાહના હુકમથી તેની ઉચ્ચ કક્ષાની હિકમતના પરિણામ સ્વરૂપે હતા, જેમાં હઝરત યાકૂબ (અલૈ.)ની કસોટી અને પરીક્ષાની પૂર્ણતા થઈ રહી હતી. આ જવાબ તરફ પોતે કુર્આને કરીમમાં આ આયતમાં ઈશારો મોજૂદ છે. كَذٰلِكَ كِدْنَا لِيُوْسُفَ એટલે કે, અમે આ રીતે તદ્બીર કરી (હઝરત) યૂસુફ (અલૈ.) માટે પોતાના ભાઈને રોકવાની.

આ આયતમાં સ્પષ્ટ રીતે આ હીલા અને યુક્તિને અલ્લાહ તઆલાએ પોતાની સાથે જોડી દીધું છે કે આ બધા કામ જ્યારે અલ્લાહ તઆલાના હુકમથી થયા તો તેને નાજાઈઝ કહેવાનો કોઈ અર્થ નથી રહેતો, તેનું ઉદાહરણ એવું જ ગણાશે જેમકે હઝરત મૂસા (અલૈ.) અને ખિઝર (અલૈ.)ની ઘટનામાં નાવડીનું તોડી નાંખવું, છોકરાની હત્યા કરવી વગેરે જે જાહેરમાં તો ગુનાહ હતા એટલે હઝરત મૂસા (અલૈ.)એ તેના ઉપર વાંધો ઉઠાવ્યો હતો, પરંતુ હઝરત ખિઝર (અલૈ.) આ બધા કામો અલ્લાહના હુકમથી તેની ખાસ મસ્લિહત હેઠળ કરી રહ્યા

હતા, એટલા માટે તેમના માટે એનો કોઈ ગુનોહ ન હતો. قَالُوْا تَاللّٰهِ لَقَدْ عَلِمْتُمْ مَّا جِئْنَا لِنُفْسِدَ فِى الْاَرْضِ وَمَا كُنَّا سٰرِقِيْنَ એટલે કે, જ્યારે શાહી એ'લાન કરનારાએ યૂસુફ (અલૈ.)ના ભાઈઓ ઉપર ચોરીનો આરોપ લાગાવ્યો તો તેમણે કહ્યું, રાજકારભારના લોકો પણ અમારી પરિસ્થિતિથી વાકેફ છે કે અમે કોઈ ફસાદ કરવા માટે અત્રે અહીંયાં નથી આવ્યા, ન જ અમે ચોર છે.

قَالُوْا فَمَا جَزَآؤُهٗۤ اِنْ كُنْتُمْ كٰذِبِيْنَ એટલે કે, શાહી નોકરોએ કહ્યું કે જો તમારું જૂઠ સાબિત થઈ જાય તો બતાવો ચોરની શું સજા છે ? قَالُوْا جَزَآؤُهٗ مَنْ وُّجِدَ فِىْ رَحْلِهٖ فَهُوَ جَزَآؤُهٗ كَذٰلِكَ نَجْزِى الظّٰلِمِيْنَ એટલે કે, યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ કહ્યું કે, જે ભાઈના સામાનમાંથી ચોરીનો માલ નીકળે તે વ્યક્તિ પોતે જ તેનો બદલો છે, અમે ચોરોની આ જ પ્રમાણે સજા આપતા રહીએ છીએ.

અર્થ એ છે કે હઝરત યાકૂબ (અલૈ.)ની શરીઅતમાં ચોરની સજા એ છે કે જે વ્યક્તિનો સામાન ચોર્યો હોય તે વ્યક્તિ ચોરને પોતાનો ગુલામ બનાવીને રાખે, સરકારી કર્મચારીઓએ આ પ્રમાણે પોતે જ યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પાસેથી યાકૂબ (અલૈ.)ની શરીઅત પ્રમાણે ચોરની સજા જાણી તેમને તેના પાબંદ બનાવી લીધા કે બિનયામીનના સામાનમાંથી ચોરીનો માલ મળે તો તે પોતાના જ ફેંસલા પ્રમાણે બિનયામીનને હઝરત યૂસુફ (અલૈ.)ને સોંપી દેવા મજબૂર થઈ જાય.

فَبَدَاَ بِاَوْعِيَتِهِمْ قَبْلَ وِعَآءِ اَخِيْهِ એટલે કે, સરકારી તપાસ કરનારાઓએ પ્રથમ અસલ યોજના (સાજિસ) ઉપર પડદો નાંખવા માટે સૌથી પહેલા બધા ભાઈઓના સામાનની તલાસી લીધી અને પહેલો બિનયામીનનો સામાન ન ખોલ્યો જેથી તેમને કોઈ શંકા ન જાય.

ثُمَّ اسْتَخْرَجَهَا مِنْ وِّعَآءِ اَخِيْهِ એટલે કે, અંતે બિનયામીનનો સામાન ખોલવામાં આવ્યો તો તેમાંથી રાજાનું વાસણ નીકળી આવ્યું, તે સમયે તો બધા ભાઈઓની ગરદનો શરમથી ઝૂકી ગઈ અને બિનયામીનને બુરું-ભલું કહેવા લાગ્યા કે તેં અમારું મોઢું કાળું કરી નાંખ્યું, كَذٰلِكَ كِدْنَا لِيُوْسُفَ مَا كَانَ لِيَاْخُذَ اَخَاهُ فِىْ دِيْنِ الْمَلِكِ اِلَّاۤ اَنْ يَّشَآءَ اللّٰهُ એટલે કે, આ રીતે અમે યૂસુફ (અલૈ.) માટે તદ્‌બીર કરી, તે પોતાના ભાઈને મિસ્રના રાજાના કાયદા પ્રમાણે ગિરફતાર કરી શકતા ન હતા કારણ કે, મિસ્રના કાયદામાં ચોરની એ સજા હતી કે તેને શારીરિક

મારપીટની સજા આપવામાં આવે અને ચોરીના માલથી બેઘણી કિંમત વસૂલ કરીને છોડી દેવામાં આવે પરંતુ તેમણે અહીંયાં યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પાસેથી જ ચોરની સજાનો હુકમ યાકૂબ (અલૈ.)ની શરીઅત પ્રમાણે પૂછી લીધો હતો અને તેની રૂએ બિનયામીનને પોતાની પાસે રોકી લેવું યોગ્ય થઈ ગયું, આ જ પ્રમાણે અલ્લાહ તઆલાની હિકમત અને તેની ઇચ્છાથી હઝરત યૂસુફ (અલૈ.)ની આ ઇચ્છા પણ પૂર્ણ થઈ.

نَرۡفَعُ دَرَجٰتٍ مَّنۡ نَّشَآءُ وَفَوۡقَ كُلِّ ذِى عِلۡمٍ عَلِيۡمٌ ط એટલે કે, અમે જેને ઇચ્છીએ છીએ તેના દરજ્જાઓ બુલંદ કરી આપીએ છીએ જેમકે, આ ઘટનામાં હઝરત યૂસુફ (અલૈ.)ના દરજ્જાઓ તેમના ભાઈઓના મુકાબલામાં બુલંદ કરવામાં આવ્યા અને દરેક જ્ઞાનવાળાઓના ઉપર તેનાથી વધારે જ્ઞાનવાળો મોજૂદ છે.

મતલબ એ થયો કે મખ્લૂકમાં અમે જ્ઞાનના આધારે અમુકને અમુક ઉપર શ્રેષ્ઠતા બખ્શી છે, મોટાથી મોટા જ્ઞાનીના મુકાબલામાં કોઈ તેનાથી વધારે જ્ઞાન રાખનારો મોજૂદ હોય છે અને જો કોઈ વ્યક્તિ એવો છે કે સમગ્ર સૃષ્ટિમાં તેનાથી વધારે જ્ઞાન ધરાવનાર કોઈ જ નથી તો પછી અલ્લાહ રબ્બુલ ઇજ્જતનું જ્ઞાન તો સૌથી ઉચ્ચ અને ઉપરવટ છે.

**હુકમો અને મસ્અલાઓ :**

પ્રસ્તુત આયતોથી અમુક હુકમો અને મસ્અલાઓ પ્રાપ્ત થાય છે.

(૧) આયત وَلِمَنۡ جَآءَ بِهٖ حِمۡلُ بَعِيۡرٍ થી સાબિત થયું કે કોઈ નક્કી કામ કરવા ઉપર કોઈ વળતર અથવા ઇનામ નક્કી કરીને જાહેર એ'લાન કરવું કે જે વ્યક્તિ આ કામ કરી લે તેને આ પ્રમાણે ઇનામ અથવા વળતર મળશે, જેમકે રીઢા ગુનેહગારોને પકડવા અથવા ખોવાયેલી વસ્તુ મેળવવા માટે આ પ્રકારની ઇનામી જાહેરાતોનો સામાન્ય રીતે રિવાજ છે, જો કે આ પ્રકારના વ્યવહારો ઉપર ફિકહી ઇજારાની વ્યાખ્યા સાબિત નથી થતી પરંતુ આ આયતની રૂએ તે જાઇઝ હોવાનું સાબિત થાય છે. *(કુર્તુબી)*

(૨) اَنَا بِهٖ زَعِيۡمٌ થી જાણ થઈ કે જે વ્યક્તિ કોઈ બીજા વ્યક્તિ તરફથી માલના હકનો જામિન બની શકે છે તો એવા સ્વરૂપમાં જમહૂર ઉમ્મતના ફુકહાનો

અભિપ્રાય એ છે કે, હકદારને અધિકાર હોય છે કે તે પોતાનો માલ મૂળ દેવાદાર પાસેથી અથવા તો જામિન પાસેથી જેની પાસેથી પણ ઈચ્છે વસૂલ કરી શકે છે, હા ! જો જામિન પાસેથી વસૂલ કરવામાં આવે તો જામિનને અધિકાર હશે કે જેટલો માલ તેની પાસેથી લેણદારે લીધો છે તે પ્રમાણેનો માલ તે મૂળ દેવાદાર પાસેથી વસૂલ કરે. *(કુર્તુબી, બિલાફન લિ માલિક)*

(૩) كَذٰلِكَ كِدْنَا لِيُوسُفَ થી જાણ થઈ કે કોઈ શરઈ મસ્લિહતની બીનાએ વ્યવહારના સ્વરૂપમાં કોઈ એવું પરિવર્તન અપનાવવું જેનાથી હુકમ બદલાઈ જાય, જેને ફુક્હાની પરિભાષામાં "હીલ-એ-શરઈય્યહ" કહેવામાં આવે છે એ શરઈ રૂએ જાઈઝ છે, શરત એ છે કે તેનાથી શરીઅતના હુકમોનો ભંગ થતો ન હોય નહિતર આવા હીલા ફુક્હાના સર્વાનુમતે હરામ છે જેમકે ઝકાતથી બચવા માટે કોઈ હીલો કરવો અથવા રમઝાન પહેલાં કોઈ અનાવશ્યક બિનજરૂરી મુસાફરી ફક્ત એટલા માટે કરવી કે રોઝા ન રાખવાની શક્યતા નીકળી આવે, આવું કરવું સર્વાનુમતે હરામ છે, એટલા માટે જ હીલા કરવાના કારણે અમુક કોમો ઉપર અલ્લાહનો અઝાબ આવ્યો છે અને રસૂલે કરીમ ﷺએ આવા હીલાઓ કરવાની મનાઈ ફરમાવી છે તથા ઉમ્મત તેને સર્વાનુમતે હરામ ગણે છે, તેના ઉપર અમલ કરવાથી કોઈ કાર્ય જાઈઝ નથી થઈ જતું બલકે, બમણો ગુનોહ લાગુ પડે છે, એક તો અસલ નાજાઈઝ કામનો અને બીજું આ નાજાઈઝ હીલો કરવાનો જે એક સ્વરૂપે અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺ સાથે ચાલબાજી કરવા સમાન છે, એ જ પ્રમાણેના હીલાઓ નાજાઈઝ હોવા ઈમામ બુખારી (રહ.)એ "કિતાબુલ હીલ"માં સાબિત કર્યું છે.

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૭૭ થી ૮૨)

قَالُوْٓا اِنْ يَّسْرِقْ فَقَدْ سَرَقَ اَخٌ لَّهٗ مِنْ قَبْلُ ۚ فَاَسَرَّهَا يُوْسُفُ فِيْ نَفْسِهٖ وَلَمْ يُبْدِهَا لَهُمْ ۚ
قَالَ اَنْتُمْ شَرٌّ مَّكَانًا ۚ وَاللّٰهُ اَعْلَمُ بِمَا تَصِفُوْنَ ﴿۷۷﴾ قَالُوْا يٰٓاَيُّهَا الْعَزِيْزُ اِنَّ لَهٗٓ اَبًا شَيْخًا
كَبِيْرًا فَخُذْ اَحَدَنَا مَكَانَهٗ ۚ اِنَّا نَرٰىكَ مِنَ الْمُحْسِنِيْنَ ﴿۷۸﴾ قَالَ مَعَاذَ اللّٰهِ اَنْ نَّاْخُذَ اِلَّا
مَنْ وَّجَدْنَا مَتَاعَنَا عِنْدَهٗٓ ۙ اِنَّآ اِذًا لَّظٰلِمُوْنَ ﴿۷۹﴾ فَلَمَّا اسْتَيْـَٔسُوْا مِنْهُ خَلَصُوْا نَجِيًّا ۭ قَالَ ع

كَبِيْرُهُمْ اَلَمْ تَعْلَمُوْٓا اَنَّ اَبَاكُمْ قَدْ اَخَذَ عَلَيْكُمْ مَّوْثِقًا مِّنَ اللّٰهِ وَمِنْ قَبْلُ مَا فَرَّطْتُّمْ فِيْ
يُوْسُفَ ۚ فَلَنْ اَبْرَحَ الْاَرْضَ حَتّٰى يَاْذَنَ لِيْٓ اَبِيْٓ اَوْ يَحْكُمَ اللّٰهُ لِيْ ۚ وَهُوَ خَيْرُ الْحٰكِمِيْنَ ﴿٨٠﴾
اِرْجِعُوْٓا اِلٰٓى اَبِيْكُمْ فَقُوْلُوْا يٰٓاَبَانَآ اِنَّ ابْنَكَ سَرَقَ ۚ وَمَا شَهِدْنَآ اِلَّا بِمَا عَلِمْنَا وَمَا كُنَّا لِلْغَيْبِ
حٰفِظِيْنَ ﴿٨١﴾ وَسْـَٔلِ الْقَرْيَةَ الَّتِيْ كُنَّا فِيْهَا وَالْعِيْرَ الَّتِيْٓ اَقْبَلْنَا فِيْهَا ۭ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿٨٢﴾

## તરજુમો :

*કહેવા લાગ્યા, જો તેણે ચોર્યું તો તેના ભાઈએ પણ આનાથી પહેલાં ચોરી કરી હતી, ત્યારે યૂસુફ (અલૈ.)એ પોતાના મનમાં ધીમેથી કહ્યું અને તેમને ન જતાવ્યું, મનમાં કહ્યું કે તમે દરજ્જામાં બદ્તર છો અને અલ્લાહ સારી પેઠે જાણે છે જે તમે વર્ણન કરો છો. (૭૭) કહેવા લાગ્યા, હે અઝીઝ (ગવર્નર) ! તેનો મોટી ઉંમરનો ઘણો ઘરડો એક બાપ છે, બસ અમારામાંથી એકને તેની જગ્યાએ રાખી લે, અમે તમને ઉપકાર કરનારા ભાળીએ છીએ. (૭૮) બોલ્યા, અલ્લાહ શરણ આપે કે અમે કોઈ (બીજા)ને પકડીએ પરંતુ (એના બદલે) જેની પાસે અમે પોતાની વસ્તુ મેળવી, તો તો અમે જરૂર અન્યાયી થયા. (૭૯) પછી જ્યારે એનાથી નિરાશ થયા મશ્વરો કરવા એકાંતમાં બેઠા, તેમનો મોટો બોલ્યો, શું તમને ખબર નથી તમારા પિતાએ તમારાથી અલ્લાહનું વચન લીધું છે અને પહેલાં યૂસુફ (અલૈ.) વિશે એક ભૂલ કરી ચૂક્યા છો, બસ હું તો કદાપિ આ પ્રદેશમાંથી હટીશ નહીં જ્યાં સુધી કે મને મારો બાપ હુકમ આપે અથવા અલ્લાહ મારો કજિયો ઉકેલી દે અને તે જ સૌથી ઉત્તમ ઉકેલ કરનારો છે. (૮૦) પછી પોતાના પિતાની પાસે જાઓ અને કહો, હે પિતાજી ! તમારા પુત્રએ તો ચોરી કરી અને અમે તે જ કહ્યું હતું જે અમને ખબર હતી અને અમને ગયૂબની વાતનું જ્ઞાન ન હતું. (૮૧) અને તે વસ્તીથી પૂછી લો જેમાં અમે હતા અને તે કાફલાથી જેમાં અમે આવ્યા છે અને બેશક અમે સાચું કહીએ છીએ. (૮૨)*

## તફસીર :

કહેવા લાગ્યા કે જો તેણે ચોરી કરી તો (નવાઈની વાત નથી કારણ કે)

તેનો એક ભાઈ (હતો તે) પણ (આ જ પ્રમાણે) આનાથી પહેલાં ચોરી કરી ચૂક્યો છે (જેનો કિસ્સો દૂર્રે મન્થૂરમાં આ પ્રમાણે લખ્યો છે કે હઝરત યૂસુફ અલૈ.નું તેમના ફોઈ પાલન-પોષણ કરતા હતા, જ્યારે તેઓ સમજણા થયા હઝરત યાકૂબ અલૈ.એ તેમને ઘરે લાવવા ઇચ્છયું પરંતુ તેમની ફોઈ તેમને ઘણી જ ચાહતી હતી, તેણે તેમને પોતાની પાસે રાખી લેવા ચાહ્યું એટલા માટે તેમની કમ્મરમાં એક پٹکا (પટકા) કપડાંની અંદર બાંધીને એવી જાહેરાત કરી દીધી, پٹکا (પટકા) ગુમ થઈ ગયો અને બધે શોધખોળ કરી ત્યારે તેમની કમ્મરમાંથી નીકળ્યો, તે સમયની શરીઅતના કાયદા પ્રમાણે તેમને પોતાની ફોઈના કબ્જામાં રહેવું પડ્યું એટલે સુધી કે તેમની ફોઈ મૃત્યુ પામી, પછી હઝરત યાકૂબ અલૈ. પાસે આવી ગયા.... અને શક્ય છે કે આ ચોરીની ઘટનાનું સ્વરૂપ હઝરત યૂસુફ અલૈ.ની રજામંદીથી થયું હતું, એટલા માટે અહીંયાં પણ આઝાદને ગુલામ બનાવવાની ઘટના બની નથી અને દરેક રીતે સાંયોગિક પુરાવા તથા હઝરત યૂસુફ અલૈ.ની વર્તણૂક અને વ્યવહારમાં થોડું ચિંતન કરવાથી તેઓ નિર્દોષ હોવાની આપને ચોક્કસ જાણ થઈ જશે પરંતુ બિનયામીન ઉપર ભાઈઓનો જે ગુસ્સો હતો તેમાં આવી વાત પણ કહી આપી) બસ, યૂસુફ (અલૈ.)એ આ વાતને (કે જે આગળ આવે છે) પોતાના દિલમાં ગુપ્ત રાખી અને તેને તેમની સામે (મુખેથી) જાહેર ન કરી, (એટલે કે દિલમાં) એવું કહ્યું કે આ (ચોરીના) દરજ્જામાં તમે તો તેનાથી પણ વધારે ખરાબ છો (એટલે કે અમે બંને ભાઈઓ ઉપર તો ચોરી સાબિત નથી થઈ અને તમે તો એટલું મોટું કામ કર્યું કે કોઈ તો માલ ગાયબ કરે પણ તમે તો એક માણસને ગાયબ કરી દીધો કે મને બાપથી જુદાઈ કરાવી આપી અને દેખીતું છે કે કોઈ વ્યક્તિની ચોરી માલની ચોરી કરતા વધારે મોટો અપરાધ છે) અને જે કંઈ તમે (અમારા બંને ભાઈઓ વિશે) વર્ણન કરી રહ્યા છો (કે અમે ચોર છે) તે(ની હકીકત)ની અલ્લાહને જ સારી પેઠે ખબર છે (કે અમે ચોર નથી, જ્યારે ભાઈઓએ જોયું કે તેમણે બિનયામીનને પકડી લીધા અને તેના ઉપર કબ્જો કરી લીધો ત્યારે હવે ખુશામત કરી) કહેવા લાગ્યા હે અઝીઝ ! એ (બિનયામીન)ના એક ઘણા જ ઘરડા બાપ છે (અને તે તેને ખૂબ પ્રેમ કરે છે, તેના ગમમાં અલ્લાહને ખબર તેમની શું હાલત થશે ? અને અમારી સાથે તેના જેવી મહોબ્બત નથી) બસ, તમે (એવું કરો કે) એના બદલે અમારામાંથી કોઈ એકને

રાખી લો (અને તેને પોતાનો ગુલામ બનાવી લો) અમે તમને નેક સ્વભાવના જોયા છે (આશા છે કે તમે આ દરખાસ્ત મંજૂર કરી લેશો, હઝરત) યૂસુફ (અલૈ.)એ કહ્યું, આવી (અન્યાયી) વાતથી અલ્લાહ બચાવે કે જેની પાસે અમે પોતાની વસ્તુ મેળવી છે તેના સિવાય કોઈ બીજાને પકડીને રાખી લઈએ. (જો અમે એવું કરીએ તો) આવી પરિસ્થિતિમાં તો અમે મોટા અન્યાયી સમજવામાં આવીશું (કે કોઈ આઝાદ વ્યક્તિને ગુલામ બનાવી લેવું અને ગુલામો જેવો વ્યવહાર કરવો તેની રજામંદીથી પણ હરામ છે) પછી જ્યારે તેમને યૂસુફ (અલૈ.)થી તો (તેમના આ સ્પષ્ટ જવાબના કારણે) બિલકુલ આશા ન રહી (કે તેઓ બિનયામીનને પાછો આપશે) ત્યારે (આ સ્થળેથી) અલગ થઈને પરસ્પર મશ્વરો કરવા લાગ્યા (કે શું કરવું જોઈએ ? પછી જ્યારે બહુમતી ભાઈઓની એવી સલાહ આવી કે મજબૂરી છે, સૌએ પાછા જવું જોઈએ) પરંતુ તેમનામાં જે સૌથી મોટો હતો તેણે કહ્યું કે (તમે બધા પાછા જવાની સલાહ તો આપો છો પરંતુ) શું તમને જાણ નથી કે આપણા બાપ ખુદાના સોગંદ લેવડાવીને પાકું વચન લઈ ચૂક્યા છે (કે તમે તેને પોતાની સાથે પાછો લાવશો પરંતુ જો ઘરે જઈશું તો મજબૂરી છે બસ આપણા બધા પાસે તો ઘર જ નથી કે કોઈ યોજનાની શક્યતા ઊભી થાય, આપણે બધા તો ઘેરાયેલા નથી કે કોઈ યુક્તિ ન કરી શકાય એટલા માટે આપણે કોઈ યુક્તિ કરવી જોઈએ) અને તેનાથી પહેલાં યૂસુફના વિશે કેટલી મોટી ભૂલ કરી ચૂક્યા છે (કે તેમની સાથે જે કંઈ વર્તાવ થયો તેનાથી બાપના હક બિલકુલ બરબાદ થઈ ગયા, બસ તે બુરાઈ જ શરમાવા માટે શું ઓછી છે ? જે એક નવી શરમ સાથે લઈને તેમની પાસે જઈએ ?) બસ, હું તો આ ભૂમીથી હટીશ નહીં એટલે સુધી કે મારો બાપ મને (હાજરી માટે) પરવાનગી ન આપી દે અથવા અલ્લાહ તઆલા આ મુશ્કેલીને હલ કરી દે અને તે જ ખૂબ હલ કરનારો છે (એટલે કોઈ તદ્બીરથી બિનયામીન છૂટી જાય, મતલબ હું યા તો તેને લઈને આવીશ અથવા તો મને બોલાવશે તો આવીશ, બસ મને અહીંયાં છોડી દો અને) તમે પોતાના બાપની પાસે જાઓ અને (પાછા જઈને તેમને) કહો કે હે બાપ ! આપના પુત્ર (બિનયામીન)એ ચોરી કરી (એટલા માટે પકડાયો છે) અને અમે તો તે જ વર્ણન કરીએ છીએ જે અમને (સાબિતી સાથે) જાણ થયું છે અને અમે (કોલ-કરાર આપવાના સમયે) ગય્બની વાતોના જાણકાર ન હતા (કે તે ચોરી કરશે નહિતર

અમે ક્યારેય વચન ન આપ્યું હોત) અને (જો અમારા કહેવાનો વિશ્વાસ ન હોય તો) તે વસ્તી (એટલે કે મિસ્ર)વાળાઓને (કોઈ પોતાના ભરોસાપાત્ર વ્યક્તિ મારફતે) પૂછી મંગાવો જ્યાં અમે (તે સમયે) મોજૂદ હતા (જ્યારે ચોરીની વસ્તુ પ્રાપ્ત કરવામાં આવી) અને તે કાફલાવાળાઓને પૂછી લો જેમાં અમે સામેલ થઈને (અહીંયાં) આવ્યા છે (અને વધારે જાણવા માટે કન્આનની આજુબાજુના લોકો પણ અનાજ લેવા માટે આવ્યા હશે તેમને પૂછી લો) અને યકીન કરો અમે બિલકુલ સાચું કહીએ છીએ. (એટલા માટે બધાએ મોટા ભાઈને ત્યાં છોડી દીધો અને પોતે આવીને સઘળી હકીકત વર્ણન કરી).

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી અગાઉની આયતોમાં આવ્યું હતું કે મિસ્રમાં હઝરત યૂસુફ (અલૈ.)ના સગા ભાઈ બિનયામીનના સામાનમાં એક શાહી વાસણ છુપાવીને અને પછી તેમના સામાનમાંથી યુક્તિપૂર્વક કાઢીને તેમના ઉપર ચોરીનો આરોપ મૂકવામાં આવ્યો હતો.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં એ છે કે જ્યારે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓની સામે બિનયામીનના સામાનમાંથી ચોરીની વસ્તુ નીકળી તો શરમના માર્યા તેમની આંખો ઝૂકી ગઈ અને તેઓ ચિડાઈને કહેવા લાગ્યા, اِنْ يَّسْرِقْ فَقَدْ سَرَقَ اَخٌ لَّهٗ مِنْ قَبْلُ એટલે કે, જો તેણે ચોરી કરી તો કોઈ મોટી નવાઈની વાત નથી, તેનો એક ભાઈ હતો તેણે પણ આ જ પ્રમાણે તેનાથી પહેલાં ચોરી કરી હતી મતલબ એ હતો કે આ અમારો સગો ભાઈ નથી, બાપ શરીક (બાપીકો) અલ્લાતી ભાઈ છે, તેનો એક સગો ભાઈ હતો તેણે પણ ચોરી કરી હતી.

હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ તે વખતે પોતે હઝરત યૂસુફ (અલૈ.) ઉપર પણ ચોરીનો આરોપ લગાવી દીધો જેમાં એક ઘટના તરફ ઈશારો છે જે હઝરત યૂસુફ (અલૈ.)ના બાળપણમાં બની હતી, જેમાં ઠીક એ જ પ્રમાણે જેમકે અહીંયાં બિનયામીન ઉપર ચોરીનો આરોપ લગાવવાનું કાવતરૂ કરવામાં આવ્યું છે તે સમયે હઝરત યૂસુફ (અલૈ.) ઉપર તેમની જાણ બહાર આવી જ યુક્તિ કરવામાં આવી હતી અને આ બધા ભાઈઓને તે સારી પેઠે જાણ પણ હતી કે

હઝરત યૂસુફ (અલૈ.) તે આરોપથી બિલકુલ મુક્ત છે પરંતુ તે સમયે બિનયામીન ઉપર ગુસ્સાના કારણે તેમણે આ ઘટનાને પણ ચોરી ઠરાવીને તેનો આરોપ તેમના ભાઈ હઝરત યૂસુફ (અલૈ.) ઉપર લગાવી દીધો.

એ ઘટના શું હતી તેમાં વિવિધ રિવાયતો છે. ઈબ્ને કષીર (રહ.)એ મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક અને મુજાહિદ (રહ.) જેવા તફસીરના ઈમામોથી નકલ કર્યું છે કે, હઝરત યૂસુફ (અલૈ.)ના જન્મના થોડા જ સમય પછી બિનયામીન પેદા થયા તો આ જન્મ જ તેમની માતાનું મોતનું કારણ બની ગઈ, હઝરત યૂસુફ (અલૈ.) અને બિનયામીન બંને ભાઈઓ માતા વિનાના થઈ ગયા તો તેમની કેળવણી અને ઉછેર તેમની ફોઈની ગોદમાં થયો. અલ્લાહ તઆલાએ હઝરત યૂસુફ (અલૈ.)ને બાળપણમાં જ કંઈ એવી શા'ન અર્પણ કરી હતી કે જે કોઈપણ તેમને જોતું તે તેમને બેહદ મહોબ્બત કરવા લાગતું હતું, ફોઈની પણ એવી જ પરિસ્થિતિ હતી કે કોઈ પણ સમયે તેમને પોતાની નજરોથી ગાયબ કરવા શક્તિમાન ન હતા, બીજી બાજુ તેમના પિતા હઝરત યાકૂબ (અલૈ.)ની પણ કંઈ આવી જ હાલત હતી પરંતુ ઘણા નાના હોવાના કારણે એ વાતની આવશ્યકતા હતી કે તેમને કોઈ સ્ત્રીની દેખરેખ હેઠળ રાખવામાં આવે એટલા માટે ફોઈના હવાલે કરવામાં આવ્યા હતા, હવે જ્યારે કે તેઓ ચાલવા–ફરવાના યોગ્ય થઈ ગયા તો હઝરત યાકૂબ (અલૈ.)એ ઈરાદો કર્યો કે હઝરત યૂસુફ (અલૈ.)ને પોતાની સાથે રાખે, ફોઈને કહ્યું તો તેમણે આનાકાની કરી, પછી જ્યારે વધારે આગ્રહ કર્યો તો મજબૂર થઈને હઝરત યૂસુફ (અલૈ.)ને તેમના વાલિદના હવાલે કરી દીધા, પરંતુ એક યુક્તિ તેમને પાછા લેવાની એ કરી કે કોઈની પાસે એક જૂનો કમરપટો હતો જે હઝરત ઈસ્હાક (અલૈ.)ના તરફથી તેમને પહોંચ્યો હતો અને તેની ખૂબ કદર–કિંમત સમજવામાં આવતી હતી, આ કમરપટો ફોઈએ હઝરત યૂસુફ (અલૈ.)ના કપડાની નીચે કમર ઉપર બાંધી દીધો.

હઝરત યૂસુફ (અલૈ.)ના ગયા પછી એ જાહેરાત કરી કે મારો કમરપટો ચોરી થઈ ગયો છે, પછી તલાશી લેવામાં આવી તો તે હઝરત યૂસુફ (અલૈ.) પાસેથી નીકળ્યો, હઝરત યાકૂબ (અલૈ.)ની શરીઅતના હુકમ પ્રમાણે હવે ફોઈને આ અધિકાર થઈ ગયો હતો કે હઝરત યૂસુફ (અલૈ.)ને પોતાના ગુલામ બનાવીને રાખે, હઝરત યાકૂબ (અલૈ.)એ એ જોયું કે જ્યારે શરીઅતના હુકમ આધારે ફોઈ

હઝરત યૂસુફ (અલૈ.)ની માલિક બની ગઈ તો તેમના હવાલે કરી દીધા અને જ્યાં સુધી ફોઈ જીવતા રહ્યા હઝરત યૂસુફ (અલૈ.) તેમની જ કેળવણી હેઠળ રહ્યા.

ઘટના આ હતી જેમાં ચોરીનો આક્ષેપ હઝરત યૂસુફ (અલૈ.) ઉપર લાગ્યો અને પછી દરેક વ્યક્તિ ઉપર વાસ્તવિકતા જાહેર થઈ ગઈ કે, હઝરત યૂસુફ (અલૈ.) ચોરીની મા'મૂલી શંકાથી પણ મુક્ત છે, ફોઈએ જ તેમની મહોબ્બતના કારણે આવી યુક્તિ કરી તેમને ફસાવ્યા હતા, ભાઈઓને પણ આ હકીકતની ખબર હતી તેની બીના ઉપર કોઈપણ રીતે યોગ્ય ન હતું કે તેમના તરફ ચોરીનો ઇલ્ઝામ લગાવવામાં આવે પરંતુ તેમના હકમાં ભાઈઓએ જે અતિરેક અને ખોટો વ્યવહાર અત્યાર સુધી અપનાવી રાખ્યો હતો આ પણ તેનો જ એક અંતિમ ભાગ હતો.

فَاَسَرَّهَا يُوْسُفُ فِىْ نَفْسِهٖ وَلَمْ يُبْدِهَا لَهُمْ એટલે કે, હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓની આ વાત સાંભળીને તેમણે દિલમાં રાખી કે આ લોકો હજુ સુધી પણ મારી પાછળ પડ્યા છે કે ચોરીનો આક્ષેપ લગાવી રહ્યા છે પરંતુ તેની જાહેરાત ભાઈઓ ઉપર ન થવા દીધી કે, હઝરત યૂસુફ (અલૈ.)એ તેમની આ વાત સાંભળી છે અને તેની કંઈ અસર થઈ છે.

قَالَ اَنْتُمْ شَرٌّ مَّكَانًا وَّاللّٰهُ اَعْلَمُ بِمَا تَصِفُوْنَ હઝરત યૂસુફ (અલૈ.)એ (પોતાના દિલમાં) કહ્યું કે તમે લોકો ખરાબ દરજ્જા અને ખરાબ પરિસ્થિતિમાં છો કે ભાઈ ઉપર ચોરીનો આરોપ જાણીબૂજીને લગાવો છો અને ફરમાવ્યું કે અલ્લાહ તઆલા જ સઘળું જાણનારો છે કે જે કંઈ તમે કરી રહ્યા છો તે સાચું છે કે ખોટું ? પ્રથમ વાક્ય તો દિલમાં કહેવામાં આવ્યું છે અને બીજું વાક્ય શક્ય છે કે ભાઈઓના જવાબરૂપે જાહેરમાં કહી દીધું હોય.

قَالُوْا يٰۤاَيُّهَا الْعَزِيْزُ اِنَّ لَهٗۤ اَبًا شَيْخًا كَبِيْرًا فَخُذْ اَحَدَنَا مَكَانَهٗ اِنَّا نَرٰكَ مِنَ الْمُحْسِنِيْنَ હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ જ્યારે જોયું કે કોઈ વાત ચાલશે નહીં અને બિનયામીનને અહીંયાં છોડ્યા સિવાય કોઈ વિકલ્પ નથી તો તેમણે અઝીઝે મિસ્રની ખુશામત શરૂ કરી અને એ દરખાસ્ત કરી કે તેમના પિતા ખૂબ ઘરડા માણસ છે અને ખૂબ કમજોર છે (બિનયામીનની જુદાઈ તેમનાથી સહન નહીં થાય) એટલા માટે તમે તેના બદલે અમારામાંથી કોઈને પકડી લો, આ

દરખાસ્ત તમને અમે એ આશાએ કરી રહ્યા છે કે અમે એવી અનુભૂતિ કરીએ છીએ કે તમે મહાન અહેસાન કરનારા છો અથવા એ કે તમે આનાથી પહેલાં પણ અમારી સાથે અહેસાનનો વર્તાવ કર્યો છે.

قَالَ مَعَاذَ اللّٰهِ اَنْ نَّاْخُذَ اِلَّامَنْ وَّجَدْنَا مَتَاعَنَا عِنْدَهٗٓ اِنَّآ اِذًا لَّظٰلِمُوْنَ، હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના ભાઈઓની દરખાસ્તનો જવાબ નિયમ પ્રમાણે એ આપ્યો કે, એ વાત તો અમારા અધિકાર ક્ષેત્રમાં નથી કે જેને ઇચ્છીએ પકડી લઈએ બલકે, જેની પાસેથી ચોરીનો માલ મળ્યો હોય જો તેના સિવાય બીજા કોઈને પકડી લઈએ તો તમારા જ ફત્વા-ફૈસલા પ્રમાણે અમે જાલિમ ઠરીશું કારણ કે તમે જ એ કહ્યું છે કે જેની પાસેથી ચોરીનો માલ નીકળે તે જ ચોરીનો બદલો છે.

فَلَمَّا اسْتَيْـَٔسُوْا مِنْهُ خَلَصُوْا نَجِيًّا એટલે કે, જ્યારે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ બિનયામીનની મુક્તિથી નિરાશ થઈ ગયા તો પરસ્પર સલાહ-મશ્વરો કરવા માટે એક અલગ સ્થળે ભેગા થયા.

قَالَ كَبِيْرُهُمْ.... તેમના મોટા ભાઈએ કહ્યું કે તમને એ ખબર નથી કે તમારા બાપે તમારાથી બિનયામીનને પાછો લાવવાનો પાકો કરાર લીધો હતો અને એ કે તમે આનાથી પહેલા પણ યૂસુફ (અલૈ.)ના મા'મલામાં એક ભૂલ કરી ચૂક્યા છો એટલા માટે હું તો હવે મિસ્રની ભૂમિને તે સમય સુધી નહીં છોડું જ્યાં સુધી મારા પિતા પોતે જ મને અહીંયાંથી પાછા જવાનો હુકમ ન આપે અથવા અલ્લાહ તઆલા તરફથી વહી દ્વારા મને અહીંયાંથી હુકમ થાય અને અલ્લાહ તઆલા જ ઉત્તમ હુકમ કરનારો છે.

આ મોટા ભાઈ કે જેમણે આ પ્રકારની વાતચીત કરી હોવાનું વર્ણન થયું છે અમુકના કહેવા પ્રમાણે તે યહૂદા હતા અને એ જો કે ઉંમરમાં સૌથી મોટા નથી પરંતુ જ્ઞાન અને બુદ્ધિમાં મોટા હતા અને અમુક મુફસ્સિરોએ કહ્યું છે કે તે રૂબેલ છે જે ઉંમરમાં સૌથી મોટા છે અને હઝરત યૂસુફ (અલૈ.)ને કતલ ન કરવાની સલાહ તેમણે જ આપી હતી, અમુકનું કહેવું છે કે મોટો ભાઈ શમઊન છે જે હોદ્દા અને મરતબાના આધારે બધા ભાઈઓમાં મોટા સમજવામાં આવતા હતા.

اِرْجِعُوْٓا اِلٰٓى اَبِيْكُمْ એટલે કે, મોટા ભાઈએ કહ્યું કે હું તો અહીંયાં જ રહીશ,

તમે બધા ભાઈઓ પિતા પાસે પાછા જાઓ અને તેમને બતાવો કે તમારા પુત્રએ ચોરી કરી અને અમે જે કંઈ કરી રહ્યા છે તે પોતાની આંખોથી જોયેલી પરિસ્થિતિ છે કે ચોરીનો સામાન તેના સામાનમાંથી અમારી સામે મળ્યો.

وَمَا كُنَّا لِلْغَيْبِ حٰفِظِيْنَ એટલે કે, અમે જે આપને વચન આપ્યું હતું કે બિનયામીનને અમે અવશ્ય પાછો લાવીશું એ વચન જાહેર પરિસ્થિતિના આધારે આપ્યું હતું અદષ્ય બાબતો અમે જાણતા ન હતા કે તે ચોરી કરીને ગિરફતાર થશે અને અમે મજબૂર થઈ જઈશું. આ વાક્યનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે અમે બિનયામીનનું સંપૂર્ણ રક્ષણ કર્યું અને કાળજી રાખી કે કોઈ કામ એવું ન થઈ જાય જેના કારણે તે તકલીફમાં પડે પરંતુ અમારી આ કોશીશ જાહેર પરિસ્થિતિઓની હદ સુધી હોઈ શકતી હતી, અમારી નજરોથી અદષ્ય રીતે અજાણતામાં તેનાથી આ કામ થઈ જશે અમને તેનું જ્ઞાન ન હતું.

હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પોતાના પિતાને એક દગો આપી ચૂક્યા હતા અને તેઓ જાણતા હતા કે અમારા પ્રસ્તુત વર્ણનથી પિતાને કદાપિ સંતોષ નહીં થાય અને તેઓ અમારી વાત ઉપર ક્યારેય વિશ્વાસ નહીં કરે, એટલા માટે વધારે તાકીદ માટે કહ્યું કે તમને અમારો વિશ્વાસ ન આવે તો તમે તે શહેરના લોકોથી તહકીક કરી લો જે શહેરમાં અમે હતા, એટલે કે મિસ્‌ર શહેર અને તમે તે કાફલાવાળાઓથી પણ તહકીક કરી શકો છો જે અમારી સાથે મિસ્‌રથી કન્‌આન આવ્યો છે અને અમે આ વાતમાં બિલકુલ સાચા છે.

તફસીરે મઝહરીમાં આ સ્થળે આ સવાલને દોહરાવવામાં આવ્યો છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ પિતા સાથે આ પ્રમાણે વ્યવહાર કઈ રીતે કર્યો ? પોતે પોતાની હાલતની પણ જાણકારી ન આપી અને નાના ભાઈને પણ પોતાની પાસે રોકી લીધા જ્યારે કે વારંવાર આ ભાઈ મિસ્‌ર આવતા રહ્યા તે છતાં તેમને પોતાનું રહસ્ય ન બતાવ્યું કે પિતાને ખબર પણ ન મોકલી, આ બધી વાતોનો જવાબ તફસીરે મઝહરીમાં આ જ આપવામાં આવ્યો છે. اِنَّهٗ عَمِلَ ذٰلِكَ بِاَمْرِ اللّٰهِ تَعَالٰى لِيَزِيْدَ فِىْ بَلَآءِ يَعْقُوْبَ એટલે કે, હઝરત યૂસુફ (અલૈ.)એ આ બધું કામ અલ્લાહ તઆલાના હુકમથી કર્યું જેની ઇચ્છા હઝરત યાકૂબ (અલૈ.)ની કસોટી અને તકલીફની પૂર્ણતા કરવાની હતી.

**હુકમો અને મસ્અલાઓ :**

وَمَا شَهِدْنَآ اِلَّا بِمَا عَلِمْنَا થી સાબિત થયું કે, મનુષ્ય જ્યારે કોઈનાથી કોઈ વ્યવહાર અને કરાર કરે છે તો તે જાહેર પરિસ્થિતિ ઉપર આધારિત હોય છે, એવી વસ્તુઓ ઉપર તે હાવી નથી હોતો કે જે કોઈની જાણમાં નથી. હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ પિતા સાથે બિનયામીનની હિફાઝતનો જે વાયદો કર્યો હતો તે પોતાના અધિકાર અને શક્તિની હદ સુધી મર્યાદિત હતો અને આ ચોરીના આરોપનો જ્યારે મા'મલો આવી ગયો અને તેમને પકડવામાં આવ્યા તેનાથી આ કરાર ઉપર કોઈ અસર નથી પડતો.

બીજો મસ્અલો તફસીરે કુર્તુબીમાં આ આયતથી એ સંપાદન કરવામાં આવ્યો છે કે આ વાક્યથી સાબિત થયું કે ગવાહીનો આધાર જાણકારી ઉપર છે, જાણકારી ભલે કોઈપણ પદ્ધતિથી પ્રાપ્ત થાય તે પ્રમાણે ગવાહી આપી શકાય છે, એટલા માટે કોઈ ઘટનાની ગવાહી જે રીતે તેને પોતાની આંખોએ જોઈ હોય આપી શકાય છે, એ જ પ્રમાણે કોઈ ભરોસાપાત્ર અને સાચા વ્યક્તિ પાસેથી સાંભળીને પણ આપી શકાય છે, શરત એ છે કે અસલ ઘટનાને ન છુપાવે, તેને વર્ણન કરી આપે કે મેં આ ઘટના નજરે નથી જોઈ પરંતુ ફલાણા સાચા વ્યક્તિ પાસેથી સાંભળી છે, આ જ સિદ્ધાંતની બીનાએ ફુક્હાએ માલિકીયહે આંધળાની ગવાહીને પણ જાઈઝ ઠરાવી છે.

**મસ્અલો :**

પ્રસ્તુત આયતોથી એ પણ સાબિત થયું કે જો કોઈ વ્યક્તિ સાચો છે અને સન્માર્ગ ઉપર છે પરંતુ પરિસ્થિતિ એવી છે કે જોનારાને તે ખોટા માર્ગે અથવા ગુનાહમાં હોવાની શંકા ઉદ્ભવે તો તેની શંકાને દૂર કરવી જોઈએ, જેથી જોનાર બદ્ગુમાની (પૂર્વગ્રહ)ના ગુનાહમાં ન સપડાય, જેમકે બિનયામીનની ઘટનામાં અગાઉ બની ચૂકેલા હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાના કારણે આરોપ અને શંકાનો મોકો ઉપસ્થિત થઈ ગયો હતો એટલા માટે તેમની સફાઈ માટે વસ્તીવાળાઓની ગવાહી અને કાફલાવાળાઓની ગવાહી રજુ કરવામાં આવી.

રસૂલે કરીમ ﷺએ પોતાના કર્મોથી પણ તેની તાકીદ ફરમાવી છે, જ્યારે આપ ﷺ હઝરત સફીય્યહ (રદિ.) ઉમ્મુલ મુઅ્મિનીનની સાથે મસ્જિદની એક

ગલીમાંથી પસાર થઈ રહ્યા હતા તો તે ગલીના સામે છેડે બે વ્યક્તિઓ દેખાયા તો રસૂલે કરીમ ﷺએ સામેથી ફરમાવ્યું કે, મારી સાથે સફિય્યહ બિન્તે હુય્ય છે. આ બંને વ્યક્તિઓએ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ! શું તમારા વિશે કોઈને કોઈ બદ્ગુમાની થઈ શકે છે ? ત્યારે ફરમાવ્યું કે, હા ! શયતાન માણસની રગ-રગમાં પ્રવેશતો રહે છે, બની શકે છે કે કોઈના દિલમાં શંકા નાંખી દે.

*(બુખારી અને મુસ્લિમ, કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૮૩ થી ૮૭)

قَالَ بَلْ سَوَّلَتْ لَكُمْ اَنْفُسُكُمْ اَمْرًا ؕ فَصَبْرٌ جَمِيْلٌ ؕ عَسَى اللّٰهُ اَنْ يَّاْتِيَنِيْ بِهِمْ جَمِيْعًا ؕ
اِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ ﴿۸۳﴾ وَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ يٰۤاَسَفٰى عَلٰى يُوْسُفَ وَابْيَضَّتْ عَيْنٰهُ
مِنَ الْحُزْنِ فَهُوَ كَظِيْمٌ ﴿۸۴﴾ قَالُوْا تَاللّٰهِ تَفْتَؤُا تَذْكُرُ يُوْسُفَ حَتّٰى تَكُوْنَ حَرَضًا اَوْ تَكُوْنَ
مِنَ الْهٰلِكِيْنَ ﴿۸۵﴾ قَالَ اِنَّمَاۤ اَشْكُوْا بَثِّيْ وَحُزْنِيْۤ اِلَى اللّٰهِ وَاَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا
تَعْلَمُوْنَ ﴿۸۶﴾ يٰبَنِيَّ اذْهَبُوْا فَتَحَسَّسُوْا مِنْ يُّوْسُفَ وَاَخِيْهِ وَلَا تَايْـَٔسُوْا مِنْ رَّوْحِ اللّٰهِ ؕ
اِنَّهٗ لَا يَايْـَٔسُ مِنْ رَّوْحِ اللّٰهِ اِلَّا الْقَوْمُ الْكٰفِرُوْنَ ﴿۸۷﴾

### તરજુમો :

*(યાકૂબ અલૈ.) બોલ્યા, કંઈ નથી; તમારા નફ્સે એક વાત બનાવી લીધી છે, હવે સબ્ર જ ઉત્તમ છે, કદાચ અલ્લાહ તે સૌને મારી પાસે લઈ આવે, તે જ સઘળું જાણનાર હિકમતોવાળો છે. (૮૩) અને તેમની પાસેથી પાછા ફર્યા અને બોલ્યા, હાય અફસોસ યૂસુફ (અલૈ.) ઉપર ! અને તેમની આંખો ગમથી સફેદ થઈ ગઈ, બસ તેઓ પોતાને રૂંધી રહ્યા હતા. (૮૪) કહેવા લાગ્યા, અલ્લાહની કસમ ! તમે યૂસુફ (અલૈ.)ની યાદને છોડવાના નથી જ્યાં સુધી કે ઓગળી જાઓ અથવા મુરદા થઈ જાઓ. (૮૫) બોલ્યા, હું તો મારી બેચેની અને ગમ અલ્લાહની સામે ખોલું છું અને અલ્લાહના તરફથી હું જાણું છું જે તમે નથી જાણતા. (૮૬) હે દિકરાઓ ! જાઓ અને યૂસુફ (અલૈ.)ની*

*શોધખોળ કરો અને તેના ભાઈની અને અલ્લાહની રહમત (ફૈઝ)થી નાઉમ્મીદ ન થાઓ, બેશક ! અલ્લાહની રહમત (ફૈઝ)થી નાઉમ્મીદ નથી થતા પરંતુ તે જ લોકો જેઓ કાફિર છે. (૮૭)*

## તફસીર :

(હઝરત) યાકૂબ (અલૈ. હઝરત યૂસુફ અલૈ.ના મા'મલામાં આ બધા પુત્રોથી ધોકો ખાઈ ચૂક્યા હતા, તો તે ભૂતકાળ ઉપર અનુમાન કરીને) ફરમાવવા લાગ્યા, (કે બિનયામીન ચોરીમાં સંડોવાયો નથી) બલકે તમે પોતાના દિલથી એક વાત ઘડી કાઢી છે, બસ (ખૈર, ભૂતકાળની જેમ) સબ્ર જ કરીશ જેમાં ફરિયાદનું નામ નહિ હોય (મને) અલ્લાહથી ઉમ્મીદ છે કે એમને (એટલે કે યૂસુફ અલૈ. અને બિનયામીન અને જે મોટો ભાઈ હવે મિસ્રમાં રહી ગયો છે તેમને) મારા સુધી પહોંચાડી આપે (કારણ કે), તે (દરેક પ્રકારની પરિસ્થિતિને) ખૂબ સારી પેઠે જાણે છે (એટલા માટે તેને બધાની ખબર છે કે તેઓ ક્યાં-ક્યાં અને કઈ-કઈ હાલતમા છે ? અને તે) મહાન હિકમતવાળો છે (જ્યારે મુલાકાત કરાવવા ઈચ્છશે હજારો માધ્યમો અને તદ્‌બીરો દુરુસ્ત કરી આપશે) અને (આ જવાબ આપીને એ કારણે કે તેમને ખૂબ દુઃખ થયું હતું) તેમણે બીજી તરફ ચહેરો કરી દીધો અને (તે જુનો ગમ તેમનો તાજો થઈ ગયો હોવાના કારણે હઝરત યૂસુફ અલૈ.ને યાદ કરીને) કહેવા લાગ્યા, હાય યૂસુફ ! અફસોસ ! અને ગમથી (રડતાં-રડતાં) તેમની આંખો સફેદ પડી ગઈ (કારણ કે વધારે રડવાથી આંખોની રોશની ઓછી થઈ જાય છે અથવા તો બિલકુલ અંધાપો આવી જાય છે) અને તે (ગમથી મનમાંને મનમાં) રુંધાયા કરતા હતા (કારણ કે સખત ગમની સાથે જ્યારે ધૈર્ય હોય છે જેમકે સબ્ર કરનારાઓની શા'ન હોય છે તો એક પ્રકારની મનમાં રુંધાવાની કેફિયત પેદા થાય છે) પુત્રો કહેવા લાગ્યા, ખરેખર ! (એવું લાગે છે કે) તમે હંમેશા-હંમેશ યૂસુફની યાદગીરીમાં લાગેલા રહેશો એટલે સુધી કે ગળાઈ (દુબળા પડી) જશો અથવા પ્રાણ ખોઈ બેસશો (તો પોતાના ગમથી શું લાભ ?) યાકૂબ (અલૈ.)એ ફરમાવ્યું, (તમારી સાથે મારા રડવાની શું ચર્ચા !) હું તો પોતાના રંજ-ગમ ફક્ત અલ્લાહ સામે ખોલું છું (તમને કંઈ જ નથી કહેતો) અને અલ્લાહની વાતો જેટલી હું જાણું છું તમે નથી જાણતા (વાતોનો ભાવાર્થ અત્રે યા તો અલ્લાહની રહમત અથવા કૃપા છે અથવા તો તે ઈલ્હામ છે જે સૌને ફરી

પાછા મળવા વિશે સીધે–સીધું થયું હતું અથવા તો સ્વપ્ન દ્વારા હઝરત યૂસુફ અલૈ. માટે છે કે જેની તા'બીર હજુ સુધી જાહેર થઈ ન હતી અને તે અવશ્ય બનવાનું જ હતું) હે મારા દિકરાઓ ! (હું મારો ગમ માત્ર અલ્લાહના દરબારમાં રજુ કરું છું અને તે તમામ કાર્ય–કારણનો માલિક છે પરંતુ એક જાહેર તદ્‌બીર તમે પણ કરો, એકવાર ફરી મુસાફરીમાં) જાઓ અને યૂસુફ તથા તેના ભાઈની શોધખોળ કરો (એટલે કે એ ફિકર અને યુક્તિ શોધો જેનાથી યૂસુફનું કોઈ નિશાન મળે અને બિનયામીનની મુક્તિ થાય) અને અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ ન થાઓ, બેશક ! અલ્લાહની રહમતથી તે જ લોકો નિરાશ થાય છે જેઓ કાફિર છે.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત યાકૂબ (અલૈ.)ના નાના દિકરા બિનયામીનની મિસ્‌રમાં ધરપકડ પછી તેમના ભાઈઓ વતન પરત આવ્યા અને હઝરત યાકૂબ (અલૈ.)ને આખી ઘટના કહી સંભળાવી અને વિશ્વાસ અપાવવાનો પ્રયત્ન કર્યો કે અમે આ ઘટનામાં બિલકુલ સાચા છે, આ વાતનું સમર્થન અને ખરાઈ તમે મિસ્‌રના લોકોથી પણ કરી શકો છો અને જે કાફલો અમારી સાથે મિસ્‌રથી કન્‌આન આવ્યો છે તેમનાથી પણ જાણકારી પ્રાપ્ત કરી શકો છો કે બિનયામીનની ચોરી પકડાઈ ગઈ એટલા માટે તેની ધરપકડ થઈ. આ અગાઉ હઝરત યાકૂબ (અલૈ.) સામે હઝરત યૂસુફ (અલૈ.) વિશે આ પુત્રોનું જૂઠ અને ફરેબ સાબિત થઈ ચૂક્યું હતું એટલા માટે આ સમયે પણ તેમને વિશ્વાસ ન થયો, જો કે હકીકતમાં તે સમયે તેમણે કોઈ જૂઠી વાત બનાવી ન હતી આથી આ મોકા ઉપર પણ તેમણે એ જ શબ્દો કહ્યા જે હઝરત યૂસુફ (અલૈ.)ના ગુમ થવાના સમયે કહ્યા હતા. بَلْ سَوَّلَتْ لَكُمْ اَنفُسُكُمْ اَمْرًا، فَصَبْرٌ جَمِيْلٌ એટલે કે, આ વાતો જે તમે કહી રહ્યા છો તે સાચી નથી, તમે પોતે જ કોઈ વાત ઘડી કાઢી છે પરંતુ હું હજુ પણ સબ્ર જ કરું છું જે મારા માટે ઉત્તમ છે.

કુર્તુબીએ તેનું એ પરિણામ કાઢ્યું છે કે મુજ્‌તહિદ પોતાની વાત જે ઈજ્‌તિહાદથી કહે છે તેમાં ભૂલ થઈ શકે છે બલકે, એટલે સુધી કે પયગમ્બર પણ જે વાત પોતાના ઈજ્‌તિહાદથી કહે તેમાં પણ શરૂઆતમાં ગલતી થઈ જવાની શક્યતા છે, જેમકે આ મા'મલામાં બન્યું હતું કે પુત્રોના સાચને જૂઠું ઠરાવવામાં

આવ્યું પરંતુ અંબિયા (અલૈ.)ની ખાસિયત એ હોય છે કે તેમને અલ્લાહ તરફથી પોતાની ભૂલ ઉપર ચેતવી દેવામાં આવે છે અને તે ભૂલ સુધારી લેવામાં આવે છે અને પરિણામે તેઓ સત્ય પામી લે છે.

અહીંયાં એ પણ શક્ય છે કે હઝરત યાકૂબ (અલૈ.)ના દિમાગમાં વાત બનાવવા (ઉપજાવી કાઢવા)નો ભાવાર્થ તે વાત બનાવવાનો હોય જે મિસ્રમાં બનાવવામાં આવી કે એક ખાસ હેતુ માટે ચોરીનું સ્વરૂપ ઊભું કરીને બિનયામીનને પકડવામાં આવ્યા જેનું પરિણામ ભવિષ્યમાં ઉત્તમ સ્વરૂપે ખુલવાનું હતું. આ આયતના આગલા વાક્યમાં એ તરફ પણ ઈશારો હોઈ શકે છે જેમાં ફરમાવ્યું, عَسَى اللّٰهُ اَنْ يَّاْتِيَنِىْ بِهِمْ جَمِيْعًا ط એટલે કે, નિકટમાં છે કે અલ્લાહ તઆલા તે બધાની મારી સાથે મુલાકાત કરાવી આપે.

ખુલાસો એ છે કે હઝરત યાકૂબ (અલૈ.)એ આ વખતે પોતાના પુત્રોની વાતને સ્વીકારી નહીં તેનો હેતુ એ હતો કે વાસ્તવમાં ચોરી થઈ જ ન હતી અને ન જ બિનયામીન પકડાયા છે પરંતુ વાત કંઈ બીજી જ છે અને તેઓ પોતાની જગ્યાએ સાચા હતા પરંતુ પુત્રોએ પોતાની જાણકારી પ્રમાણે જે કંઈ કહ્યું હતું તે પણ કંઈ ખોટું ન હતું.

وَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ يٰاَسَفٰى عَلٰى يُوْسُفَ وَابْيَضَّتْ عَيْنٰهُ مِنَ الْحُزْنِ فَهُوَ كَظِيْمٌ ط
એટલે કે, હઝરત યાકૂબ (અલૈ.)એ તે બીજા આઘાત પછી પુત્રો સાથે આ વિશે વાતચીત કરવાનું છોડીને પોતાના પરવરદિગાર સામે કરગરવાનું શરૂ કર્યું અને ફરમાવ્યું કે મને સખત રંજ અને ગમ છે યૂસુફનો અને તે રંજ અને ગમમાં રડતાં-રડતાં તેમની આંખો સફેદ થઈ ગઈ, એટલે કે તેમની દષ્ટિ જતી રહી અને ખૂબ કમજોર થઈ ગયા. તફસીરના ઈમામ મુકાતિલ (રહ.) ફરમાવે છે કે આવી પરિસ્થિતિ હઝરત યાકૂબ (અલૈ.) ઉપર છ વર્ષો સુધી રહી કે તેમની જોવાની શક્તિ લગભગ ક્ષીણ થઈ ચૂકી હતી. فَهُوَ كَظِيْمٌ એટલે કે, પછી તેઓ મૌન થઈ ગયા, કોઈનાથી પોતાનું દુઃખ કહેતા ન હતા. كَظِيْم (કઝીમ) એ كَظْم (કઝ્મ)થી બને છે જેનો અર્થ "બંધ થઈ જવું" અથવા "ભરાઈ જવું" થાય છે. ભાવાર્થ એ છે કે ગમ અને રંજથી તેમનું દિલ ભરાઈ ગયું અને તેમની જીભ બંધ થઈ ગઈ કે કોઈને પોતાનો રંજ-ગમ વર્ણન કરતા ન હતા.

એટલા માટે كَظْم (કઝ્મ)નો અર્થ "ગુસ્સાને પી જવા"નો પણ થાય છે, ગુસ્સો દિલમાં ભરેલો હોવા છતાં ઝુબાન અથવા હાથ કોઈ વસ્તુ ગુસ્સાના તકાદા પ્રમાણે પ્રવૃત્તિ ન કરે તો હદીષમાં છે, وَمَن يَّكْظِمِ الْغَيْظَ يَأْجُرُهُ اللّٰهُ એટલે કે, "જે વ્યક્તિ પોતાના ગુસ્સાને પી જાય અને તેના તકાદા ઉપર અમલ કરવાની શક્તિ હોવા છતાં તેના ઉપર અમલ ન કરે અલ્લાહ તઆલા તેને મહાન બદલો આપશે."

એક હદીષમાં છે કે "હશ્રના દિવસે અલ્લાહ તઆલા એકત્રિત લોકો સામે જાહેરમાં એવા (ઉપરોક્ત પ્રમાણે ગુસ્સાને પી જનારા) લોકોને સામે લાવીને જન્નતી નેઅ્મતોનો અધિકાર આપશે કે જે ઇચ્છે તે લઈ લે."

ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ આ સ્થળે એક હદીષ નકલ કરી છે કે, મુસીબતના સમયે اِنَّـا لِلّٰـهِ وَاِنَّـآ اِلَيْـهِ رَاجِعُوْنَ (ઈન્નાલિલ્લાહી વઈન્ના ઈલયહિ રાજીઊન) પઢવાનું પ્રોત્સાહન અને તાકીદ આ ઉમ્મતની વિશેષતાઓમાંથી છે કે આ વાક્ય મનુષ્યને રંજ–ગમ અને તકલીફથી મુક્તિ અપાવવા માટે ઘણું અસરકારક છે ખાસ કરીને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને; આથી જાણ થાય છે કે તે સખત અને ઊંડા આઘાત અને ગમના સમયે હઝરત યાકૂબ (અલૈ.)એ આ વાક્યના બદલે يٰـاَسَفٰـى عَلٰى يُوْسُفَ ફરમાવ્યું, બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં પણ આ હદીષ ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા નકલ કરી છે.

## હઝરત યાકૂબ (અલૈ.)ને આટલી બેપનાહ મહોબ્બત હઝરત યૂસુફ (અલૈ.) સાથે કેમ હતી ? :

આ સ્થળે હઝરત યાકૂબ (અલૈ.)ની હઝરત યૂસુફ (અલૈ.) સાથે આવી અસામાન્ય અને બેપનાહ મહોબ્બત તથા તેમની જુદાઈના ગમ ઉપર આટલા આઘાત અને તેમની જુદાઈના સમગ્ર સમયમાં જે અમુક રિવાયતોના આધારે ચાલીસ વર્ષ અને અમુક રિવાયતોના આધારે એંસી વર્ષ બતાવવામાં આવે છે, કેમ સતત રડતા રહ્યા એટલે સુધી કે તેમણે દૃષ્ટિ પણ ગુમાવી દીધી ! દેખીતી રીતે આ બાબત તેમની પયગમ્બર તરીકેની શા'નના યોગ્ય નથી કે અવલાદ સાથે આટલી મહોબ્બત કરે જ્યારે કુર્આને કરીમે અવલાદને ફિત્નો ઠરાવ્યો છે, ઈરશાદ છે, اِنَّـمَآ اَمْـوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ એટલે કે, "તમારો માલ અને અવલાદ ફિત્નો અને

કસોટી છે.'' અને અંબિયા (અલૈ.)ની શા'ન કુર્આને કરીમે આ બતાવી છે કે, اِنَّآ اَخۡلَصۡنٰهُمۡ بِخَالِصَةٍ ذِكۡرَى الدَّارِ એટલે કે, ''અમે અંબિયા (અલૈ.)ને એક ખાસ સિફત સાથે ખાસ કરી લીધા છે, તે સિફત આ છે કે આખિરતના ઘરની યાદ.'' માલિક બિન દીનાર (રહ.)એ તેનો ભાવાર્થ એ વર્ણન કર્યો છે કે અમે તેમના દિલોમાંથી દુનિયાની મહોબ્બત કાઢી નાંખી અને ફક્ત આખિરતની મહોબ્બતથી તેમના દિલો ભરી દીધા, તેમની અંતિમ દષ્ટિ કોઈ વસ્તુના લેવા અથવા છોડવામાં ફક્ત આખિરત હોય છે.

આ બધી બાબતોથી આ મજબૂત શંકા એ સ્વરૂપે સામે આવી શકે છે કે હઝરત યાકૂબ (અલૈ.)નું અવલાદની મહોબ્બતમાં આટલું બધું ઓત–પ્રોત થઈ જવું કેવી રીતે યોગ્ય છે ?

હઝરત કાઝી ષનાઉલ્લાહ (રહ.)એ તફસીરે મઝહરીમાં આ શંકાનું વર્ણન કરીને હઝરત મુજદ્દિદે અલફે ષાની (રહ.)ના એક ખાસ સંશોધનનો હવાલો આપ્યો છે જેનો ખુલાસો આ પ્રમાણે છે કે, નિઃશંક ! દુનિયા અને દુનિયાના પદાર્થોની મહોબ્બત ટીકાપાત્ર છે, કુર્આન અને હદીષની અનેક નુસૂસ (આયતો) આ બાબતે સાક્ષી છે પરંતુ દુનિયામાં જે વસ્તુઓ આખિરત સાથે સંબંધ ધરાવે છે તેનો પ્રેમ વાસ્તવમાં આખિરતની મહોબ્બતમાં સામેલ છે. હઝરત યૂસુફ (અલૈ.)ની વિશેષતા અને ગુણ માત્ર ખૂબસૂરતી ન હતી બલકે પયગમ્બર તરીકેની પવિત્રતા તથા સારું ચારિત્ર પણ હતું. આ બધી વિશેષતાઓના કારણે તેમની સાથેનો પ્રેમ કોઈ દુનિયવી વસ્તુનો પ્રેમ ન હતો બલકે, વાસ્તવમાં આખિરતની જ મહોબ્બત હતી. (انتهٰى)

અત્રે એ વાત પણ ધ્યાનપાત્ર છે કે આ પ્રેમ જો કે વાસ્તવમાં દુનિયાનો પ્રેમ ન હતો પરંતુ તેમાં પણ એક પ્રકારનું દુનિયવી સ્વરૂપ દેખાતું હતું એટલા માટે આ મહોબ્બત હઝરત યાકૂબ (અલૈ.) માટે કસોટી અને આજમાઈશનું માધ્યમ બની ગયું અને ચાલીસ વર્ષોની જુદાઈનો અસહ્ય આઘાત સહન કરવો પડ્યો અને આ ઘટનાના પ્રથમથી અંત સુધીના વિભાગો એ બાબતની સાક્ષી આપે છે કે અલ્લાહ તઆલા તરફથી કંઈ એવો ઘટનાક્રમ બનતો ચાલ્યો ગયો કે આઘાત લાંબાથી લાંબો થતો ગયો નહિતર ઘટનાની શરૂઆતમાં આટલો ગાઢ પ્રેમ કરનાર પિતા માટે એ શક્ય ન હતું કે તેઓ પુત્રોની વાત સાંભળીને ઘરમાં

બેસી રહ્યા હોત બલકે, સ્થળ ઉપર પહોંચીને તેની સ્થળ તપાસ અવશ્ય કરી હોત અને તે સમયે તેમને જાણ થઈ ગઈ હોત, પરંતુ અલ્લાહ તઆલા તરફથી જ આવા સ્વરૂપો બનતા ચાલ્યા ગયા કે તે સમયે તેમને એ બાબતનું ધ્યાન ન રહ્યું, ત્યારબાદ હઝરત યૂસુફ (અલૈ.)ને વહી દ્વારા પોતાની હાલતની પિતાને ખબર મોકલવાથી અટકાવી દેવામાં આવ્યા એટલે સુધી કે મિસ્રની સત્તા અને શાસન પ્રાપ્ત થયા પછી પણ તેમણે કોઈ એવો પ્રયત્ન ન કર્યો અને તેનાથી પણ વધારે ધૈર્યની કસોટી કરતી એ ઘટનાઓ બની જે વારંવાર તેમના ભાઈઓના મિસ્ર જવા વિશે ઉપસ્થિત થતી રહી, તે સમયે પણ તેમના ભાઈઓ સામે પણ આ બાબતની જાહેરાત ન કરી અને ન જ પિતાને ખબર પહોંચાડવાનો પ્રયત્ન કર્યો બલકે, બીજા ભાઈને પણ પોતાની પાસે એક યુક્તિ દ્વારા રોકીને પિતાના આઘાતને બમણો કરી દીધો. આ બધી વસ્તુઓ હઝરત યૂસુફ (અલૈ.) જેવા બરગુઝીદહ પયગમ્બર દ્વારા ત્યાં સુધી શક્ય ન હતી જ્યાં સુધી કે તેમને વહી દ્વારા આવું કરવાથી અટકાવી દેવામાં ન આવ્યા હોય, એટલા જ માટે કુર્તુબી વગેરે તફસીરકારોએ હઝરત યૂસુફ (અલૈ.)ની આ બધી પ્રવૃત્તિઓને અલ્લાહની વહી દ્વારા હુકમ મળ્યો હોવાનું ઠરાવ્યું છે અને كَذٰلِكَ كِدْنَا لِيُوْسُفَ ના કુર્આનના ઈરશાદમાં પણ એ જ તરફ ઈશારો જોવા મળે છે.... વલ્લાહુ અઅ્લમુ.

قَالُوْا تَاللّٰهِ تَفْتَؤُا تَذْكُرُ يُوْسُفَ એટલે કે, પુત્રોએ પિતાને આ સખત આઘાત અને રંજો-ગમમાં વિલાપ કરતા અને તેના ઉપર ધૈર્ય કરીને મનમાંને મનમાં ઘૂંટાતા જોઈને કહેવા લાગ્યા કે, ખરેખર તમે તો યૂસુફ (અલૈ.)ને હંમેશા યાદ જ કરતા રહેશો એટલે સુધી કે તમે બીમાર પડી જશો અથવા મૃત્યુ પામનારાઓમાં સામેલ થઈ જશો. (અંતે દરેક આઘાત અને ગમની કોઈ મર્યાદા અને સીમા હોય છે, દિવસો પસાર થતા મનુષ્ય બધું ભૂલી જાય છે પરંતુ તમે આટલો લાંબો સમય પસાર થયા પછી પણ એ જ પ્રથમ દિવસ પ્રમાણે વિલાપ કરો છો અને તમારો ગમ એ જ પ્રમાણે હજુ તાજો છે).

હઝરત યાકૂબ અલયહિસ્સલામે પુત્રોની વાત સાંભળીને ફરમાવ્યું, اِنَّمَآ اَشْكُوْا بَثِّيْ وَحُزْنِيْٓ اِلَى اللّٰهِ એટલે કે, હું તો પોતાની ફરિયાદ અને રંજ-ગમની જાહેરાત તમારી અથવા અન્ય કોઈની સમક્ષ નથી કરતો બલકે, અલ્લાહ જલ્લ શા'નુહૂની પવિત્ર જાત સામે કરું છું એટલા માટે મને મારી હાલત ઉપર છોડી દો

અને સાથે જ એ પણ જાહેર કર્યું કે મારું આ યાદ કરવું વ્યર્થ જશે નહીં, હું મારા અલ્લાહ તઆલા તરફથી તે વસ્તુ જાણું છું જેની તમને ખબર નથી, એટલે કે અલ્લાહ તઆલાએ મને વાયદો કર્યો છે કે ફરીવાર મને તે બધા સાથે મુલાકાત કરાવશે.

يٰبَنِيَّ اذْهَبُوْا فَتَحَسَّسُوْا مِنْ يُّوْسُفَ وَاَخِيْهِ એટલે કે, હે મારા દિકરાઓ ! જાઓ, યૂસુફ અને તેના ભાઈને શોધી કાઢો અને અલ્લાહની કૃપાથી હતાશ ન થાઓ, કારણ કે તેની રહમતથી કાફિરો સિવાય કોઈ નિરાશ (હતાશ) થતું નથી.

હઝરત યાકૂબ (અલૈ.)એ આટલી મુદ્દત પછી પોતાના દિકરાઓને હુકમ આપ્યો કે, જાઓ ! યૂસુફ અને તેના ભાઈને શોધો અને તેમના મળવાથી નિરાશ ન થાઓ, આનાથી પહેલા આ પ્રમાણે તેમણે ક્યારેય હુકમ આપ્યો ન હતો. આ બધી બાબતો અલ્લાહની તકદીરના તા'બા હેઠળ હતી, આનાથી પહેલાં તેમની મુલાકાત તેમના નસીબમાં ન હતી એટલા માટે એવું કોઈ પણ કામ કરવામાં ન આવ્યું અને હવે મુલાકાતનો સમય આવી ચૂક્યો હતો એટલા માટે અલ્લાહ તઆલાએ તેની યોગ્ય તદ્બીર દિલમાં નાંખી.

અને બંનેને શોધવાની દિશા મિસ્રને જ ઠરાવવામાં આવી જે બિનયામીનના માટે તો ચોક્કસ અને યોગ્ય હતી પરંતુ હઝરત યૂસુફ (અલૈ.)ને મિસ્રમાં શોધખોળ કરવાનું જાહેર પરિસ્થિતિ અનુસાર કોઈ ઔચિત્ય (કારણ) ન હતું પરંતુ અલ્લાહ તઆલા જ્યારે કોઈ કાર્યનો નિર્ધાર કરી લે છે તો તે કાર્યના યોગ્ય કારણો અને સામાન એકઠો કરી દે છે, એટલા માટે આ વખતે શોધખોળ માટે પુત્રોને ફરી એકવાર મિસ્ર જવાની સૂચના આપી. અમુક વિદ્વાનોએ નોંધ્યું છે કે હઝરત યાકૂબ (અલૈ.)એ પ્રથમ વખતે અઝીઝે મિસ્રના તે વ્યવહારથી કે તેમની પુંજી પણ તેમના સામાનમાં પાછી મૂકી દીધી હતી એ દિશાએ અનુમાન થઈ ગયું હતું કે આ સત્તાધીશ કોઈ ઘણો જ શરીફ, દયાળુ છે બલકે કદાચ હઝરત યૂસુફ (અલૈ.) જ છે.

**હુકમો અને મસ્અલાઓ :**

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે હઝરત યાકૂબ (અલૈ.)ની ઘટનાથી સાબિત થયું કે દરેક મુસલમાન ઉપર વાજિબ છે કે જ્યારે તેના ઉપર કોઈ

મુસીબત અથવા તકલીફ પોતાની જાત અથવા પોતાની અવલાદ કે માલ વિશે ઉપસ્થિત થાય તો તેનો ઈલાજ "સબ્રે જમીલ" અને અલ્લાહ તઆલાના ફેંસલા ઉપર રાજી થઈને કરે અને હઝરત યાકૂબ (અલૈ.) તથા અન્ય નબીઓનું અનુસરણ કરે.

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા નજીક મનુષ્ય જે પ્રમાણે મુસીબતના ઘૂંટ પી જાય છે તે બધામાં બે ઘૂંટ વધારે પ્રિય છે, એક, મુસીબત ઉપર સબ્ર (ધૈર્ય) અને બીજો, ગુસ્સાને પી જવો.

હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ ﷺનો ઈરશાદ છે, مَنْ بَثَّ لَمْ يَصْبِرْ એટલે કે, જે વ્યક્તિ પોતાની મુસીબત સૌની સામે વર્ણન કરતો ફરે તેણે સબ્ર નથી કરી.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાએ હઝરત યાકૂબ (અલૈ.)ને આ સબ્ર ઉપર શહીદોનો સવાબ અર્પણ કર્યો અને આ ઉમ્મતમાં પણ જે વ્યક્તિ મુસીબત ઉપર સબ્ર કરશે તેને આવો જ બદલો મળશે."

ઈમામ કુર્તુબી (રહ.)એ હઝરત યાકૂબ (અલૈ.)ની આ કઠોર કસોટીનું એક કારણ એ પણ વર્ણન કર્યું છે જે અમુક રિવાયતોમાં આવ્યું છે કે એક દિવસે હઝરત યાકૂબ (અલૈ.) તહજ્જુદની નમાઝ પઢી રહ્યા હતા અને હઝરત યૂસુફ (અલૈ.) તેમની સામે સૂઈ રહ્યા હતા, અચાનક હઝરત યૂસુફ (અલૈ.)ના નસકોરા બોલાવવા (ખર્રાટા)નો અવાજ નીકળી ગયો આથી તેમનું ધ્યાન હઝરત યૂસુફ (અલૈ.) તરફ ચાલ્યું ગયું, પછી બીજી અને ત્રીજી વખતે આવું જ થયું ત્યારે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને ફરમાવ્યું, જુઓ ! આ મારો દોસ્ત અને પ્રિય બંદો મને સંબોધન અને વિનંતી કરવાની વચ્ચે મારા સિવાય અન્યની તરફ ધ્યાન આપી રહ્યો છે, કસમ છે મારી ઈજ્જત અને જલાલની કે હું તેની બંને આંખો કાઢી લઈશ જેનાથી મારાથી ગયૂર તરફ ધ્યાન આપ્યું છે અને જેના તરફ ધ્યાન આપ્યું છે તેને તેનાથી એક લાંબા સમય સુધી જુદા કરી આપીશ.

બુખારીની એક હદીષમાં હઝરત આયશા (રદિ.)ની રિવાયતમાં આવ્યું છે કે તેમણે રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે, નમાઝમાં કોઈ બીજી તરફ જોવું કેવું છે ? ત્યારે આપ ﷺએ ફરમાવ્યું કે, તેના દ્વારા શયતાન બંદાની નમાઝને ઊંચકી લે છે. અલ્લાહ બચાવે...

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૮૮ થી ૯૨)

فَلَمَّا دَخَلُوْا عَلَيْهِ قَالُوْا يٰٓاَيُّهَا الْعَزِيْزُ مَسَّنَا وَاَهْلَنَا الضُّرُّ وَجِئْنَا بِبِضَاعَةٍ مُّزْجٰىةٍ
فَاَوْفِ لَنَا الْكَيْلَ وَتَصَدَّقْ عَلَيْنَا ؕ اِنَّ اللّٰهَ يَجْزِى الْمُتَصَدِّقِيْنَ ﴿۸۸﴾ قَالَ هَلْ
عَلِمْتُمْ مَّا فَعَلْتُمْ بِيُوْسُفَ وَاَخِيْهِ اِذْ اَنْتُمْ جٰهِلُوْنَ ﴿۸۹﴾ قَالُوْٓا ءَاِنَّكَ لَاَنْتَ يُوْسُفُ ؕ
قَالَ اَنَا يُوْسُفُ وَهٰذَآ اَخِىْ ٞ قَدْ مَنَّ اللّٰهُ عَلَيْنَا ؕ اِنَّهٗ مَنْ يَّتَّقِ وَيَصْبِرْ فَاِنَّ اللّٰهَ لَا
يُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ﴿۹۰﴾ قَالُوْا تَاللّٰهِ لَقَدْ اٰثَرَكَ اللّٰهُ عَلَيْنَا وَاِنْ كُنَّا لَخٰطِئِيْنَ ﴿۹۱﴾
قَالَ لَا تَثْرِيْبَ عَلَيْكُمُ الْيَوْمَ ؕ يَغْفِرُ اللّٰهُ لَكُمْ ٞ وَهُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿۹۲﴾

## તરજુમો :

*પછી જ્યારે તેમની પાસે દાખલ થયા, બોલ્યા, હે અઝીઝ (ગવર્નર) ! અમારા ઉપર અને અમારા ઘર ઉપર કઠણાઈ પડી અને અમે અધૂરી પુંજી લાવ્યા છે, બસ અમને ભરતી પૂરેપૂરી આપ અને અમારા ઉપર ખયરાત કર, અલ્લાહ ખયરાત કરનારાઓને બદલો આપે છે. (૮૮) (યૂસુફ અલૈ.એ કહ્યું) કંઈ તમને ખબર છે કે તમે યૂસુફ (અલૈ.) સાથે શું કર્યું અને તેના ભાઈની સાથે; જ્યારે તમને સમજ ન હતી ? (૮૯) બોલ્યા, એ સાચું ! તું જ યૂસુફ છે ? કહ્યું, હું યૂસુફ છું અને આ મારો ભાઈ છે, અલ્લાહે અમારા ઉપર અહેસાન કર્યું, અલબત્ત જે કોઈ ડરે છે અને સબ્ર કરે છે તો અલ્લાહ નેકીઓવાળાનો હક બરબાદ નથી કરતો. (૯૦) બોલ્યા, અલ્લાહની કસમ ! અલબત્ત અલ્લાહે તમને અમારા કરતાં પસંદ કર્યા અને અમે ખતાકાર હતા. (૯૧) કહ્યું, આજે તમારા ઉપર કોઈ આક્ષેપ નથી, અલ્લાહ તમને મા'ફ કરે અને તે સૌ મહેરબાનોથી વધારે મહેરબાન છે. (૯૨)*

## તફસીર :

પછી (હઝરત યાકૂબ અલૈ.ના હુકમ પ્રમાણે જે તેમણે ફરમાવ્યો હતો, تَحَسَّسُوْا مِنْ يُّوْسُفَ وَاَخِيْهِ મિસ્ર ચાલવા માંડ્યા, કારણ કે બિનયામીનને મિસ્રમાં જ છોડી આવ્યા હતા, એવો વિચાર થયો હશે કે જેનું ઠેકાણું ખબર છે

પ્રથમ તેને પાછા લાવવાની કોઈ યોજના બનાવીએ અથવા બાદશાહ પાસે માંગીએ પછી યૂસુફ અલૈ.ની શોધખોળ કરીશું, મતલબ કે મિસ્ર પહોંચીને) જ્યારે યૂસુફ (અલૈ.)ની પાસે (જેને તેઓ અઝીઝ સમજી રહ્યા હતા) પહોંચ્યા, (અને અનાજની પણ જરૂરિયાત હતી, બસ એ વિચાર આવ્યો કે અનાજના બહાને અઝીઝે મિસ્ર પાસે જઈએ અને તેને ખરીદવાના બહાને ખુશામતની વાતો કરીએ, જ્યારે તેના સ્વભાવમાં નમ્રતા દેખાય અને તે ખુશમિઝાજ લાગે તો બિનયામીનની દરખાસ્ત કરીએ, એટલા માટે પ્રથમ અનાજ લેવાની વાતચીત શરૂ કરી અને) કહેવા લાગ્યા, હે અઝીઝ ! અમને અને અમારા ઘરવાળાઓને (દુષ્કાળના કારણે) ઘણી તકલીફ પહોંચી રહી છે અને (કારણ કે અમને નાદારીએ ઘેરી લીધા છે એટલા માટે અનાજ ખરીદવા માટે પૂરતા નાણા પણ ઉપલબ્ધ નથી થયા) અમે જે કંઈ નકામી વસ્તુ લાવ્યા છે બસ તમે (તેના નકામી હોવા તરફ ધ્યાન ન આપીને) પૂરતું અનાજ આપી દો (અને આ નકામા હોવાથી અનાજના પ્રમાણમાં કોઈ કમી ન કરજો) અને (અમારો કોઈ હક નથી બલકે) અમને ખયરાત (સમજીને) આપી દો, બેશક ! અલ્લાહ તઆલા ખયરાત આપનારાઓને (ભલે હકીકતમાં ખયરાત આપે અથવા તો સહૂલત કરી આપે તે પણ ખયરાતમાં જ સામેલ છે) સારો બદલો આપે છે, (જો મો'મિન છે તો આખિરતમાં પણ નહીં તો દુનિયામાં જ બદલો મળે છે) યૂસુફ (અલૈ.)એ (જ્યારે તેમના આવા કાકલૂદીભર્યા શબ્દો સાંભળ્યા તો તેમનાથી રહી ન શકાયું અને તેમણે એવો ઈરાદો કર્યો કે હવે હું તેમની સામે જાહેર થઈ જાઉં અને કોઈ આશ્ચર્યની વાત નથી કે કદાચ ! દિલની રોશનીથી જાણી લીધું હોય કે હવે આ વખતે તેઓ શોધવા માટે આવ્યા છે તો હવે જુદાઈનો સમયગાળો પૂર્ણ થયો છે, કદાચ આ તેમના ઉપર કશ્ફ થઈ ગયો હોય, બસ ઓળખ છતી કરવા સ્વરૂપે) ફરમાવ્યું, (કહો) તે પણ તમને યાદ છે જે કંઈ તમે યૂસુફ અને તેના ભાઈની સાથે (વર્તન) કર્યું હતું જ્યારે કે તમારી અજ્ઞાનતાનો સમય હતો ? (અને તમારામાં સારા-નરસાની સમજ ન હતી, આવું સાંભળીને પ્રથમ તો તેઓ આશ્ચર્યચકિત્ થઈ ગયા કે અઝીઝે મિસ્રને યૂસુફના કિસ્સાથી શું લેવા-દેવા ? આ બાજુ તે શરૂઆતના સમયના સ્વપ્નની શક્યતા પ્રમાણે એવી સંભાવના પણ દેખાતી હતી કે હઝરત યૂસુફ અલૈ. કોઈ મોટા હોદ્દા ઉપર પહોંચ્યા હોય અને અમારે સૌને તેમની સામે શરમથી ગરદન

ઝૂકાવવી પડે એટલા માટે આ વાતચીતમાં તેમને સંદેહ થયો અને વિચાર કર્યો તો તેમને કંઈ ઓળખ છતી થતી ચાલી અને વધારે પાકું કરવા માટે) કહેવા લાગ્યા, શું ખરેખર તમે જ યૂસુફ છો ? તેમણે કહ્યું, (હા !) હું યૂસુફ છું અને આ (બિનયામીન) મારો (સગો) ભાઈ છે. (આ વાક્ય એટલા માટે વધારી દીધું કે, પોતાના યૂસુફ હોવાની તેમને પાકી ખાતરી થઈ જાય અથવા તેમની શોધખોળમાં તેઓની સફળતાની ખુશખબરી માટે હોય શકે છે, એટલા માટે કહ્યું જેને તમે શોધવા નીકળ્યા છે તે અમે બંને એક જ સ્થળે ભેગા છીએ). અમારા ઉપર અલ્લાહ તઆલાએ ઉપકાર કર્યો (કે અમને બંનેને પ્રથમ સબ્ર અને તકવાની તવફીક અર્પણ કરી, પછી તેની બરકતથી અમારી તકલીફને રાહતથી અને અમારી જુદાઈને મિલનથી અને અમારી તંગીને આર્થિક છૂટછાટ અને હોદ્દામાં ફેરવી દીધી) ખરેખર, જે વ્યક્તિ ગુનાહોથી બચે છે અને (મુસીબતો ઉપર) સબ્ર કરે છે તો અલ્લાહ તઆલા એવા નેક કામ કરનારાઓનો બદલો વ્યર્થ જવા દેતો નથી, તે (બધા જ પાછલા કિસ્સાઓને યાદ કરીને પસ્તાયા અને મા'ફી સ્વરૂપે) કહેવા લાગ્યા, ખરેખર કોઈ શંકા નથી, તમને તો અલ્લાહ તઆલાએ અમારા ઉપર શ્રેષ્ઠતા અર્પણ કરી છે (અને તમે તેના લાયક જ હતા) અને અમે (જે કંઈ કર્યું) બેશક ! (તેમાં) ખતાકાર હતા (અલ્લાહના વાસ્તે મા'ફ કરી આપો) યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું, નહીં ! આજે તમારા ઉપર (મારા તરફથી) કોઈ આક્ષેપ નથી (એટલા માટે નચિંત થઈ જાઓ, મારું દિલ સાફ થઈ ગયું છે) અલ્લાહ તઆલા તમારી ભૂલ મા'ફ કરે અને તે બધા મહેરબાનોથી વધારે મહેરબાન છે (તવબહ કરનારનો કુસૂર મા'ફ કરી આપે છે, આ દુઆથી એ પણ અર્થ થઈ ગયો કે મેં પણ તમને મા'ફ કરી આપ્યા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં હઝરત યૂસુફ (અલૈ.) અને તેમના ભાઈઓનો બાકીનો કિસ્સો ઉપસ્થિત છે કે તેમના પિતા હઝરત યાકૂબ (અલૈ.)એ તેમને એ હુકમ આપ્યો કે, જાઓ ! યૂસુફ અને તેના ભાઈને શોધી લાવો તો તેમણે ત્રીજી વખતે મિસ્રની મુસાફરી કરી કારણ કે બિનયામીન ત્યાં હોવાની તો તેમને ખબર જ હતી એટલા માટે પ્રથમ કોશીશ તેમની મુક્તિ માટે કરવાની હતી અને યૂસુફ (અલૈ.) મિસ્રમાં હોવાની તેમને ખબર ન હતી, પરંતુ જ્યારે કોઈ કામનો સમય આવી

જાય છે તો મનુષ્યની યોજનાઓ અજાણતામાં જ સાચી થતી જાય છે, જેમકે એક હદીષમાં છે કે જ્યારે અલ્લાહ તઆલા કોઈ કામનો ઈરાદો ફરમાવી લે છે તો તેના સબબો આપમેળે ભેગા કરી આપે છે, એટલા માટે હઝરત યૂસુફ (અલૈ.)ની શોધખોળ માટે પણ અજાણતામાં જ મિસ્રની મુસાફરી યોગ્ય હતી અને અનાજની પણ જરૂરત હતી અને એ વાત પણ હતી કે અનાજ માંગવાના બહાને અઝીઝે મિસ્રની મુલાકાત થશે અને તેમની પાસેથી પોતાના ભાઈ બિનયામીનની મુક્તિ માટે વિનંતી અને કાકલૂદી કરી શકીશું.

فَلَمَّا دَخَلُوْا عَلَيْهِ قَالُوْا الاٰيَة એટલે કે, જ્યારે યૂસુફના ભાઈઓ પિતાના હુકમ પ્રમાણે મિસ્ર પહોંચ્યા અને અઝીઝે મિસ્રને મળ્યા તો ખુશામત સાથે વાતચીત શરૂ કરી અને પોતાની અંતિમ કક્ષાની લાચારી અને વંચિતતાને જાહેર કરી કહ્યું, હે અઝીઝ ! અમને અમારા ઘરવાળાઓને દુષ્કાળના કારણે સખત તકલીફ પહોંચી રહી છે એટલે સુધી કે હવે અમારી પાસે અનાજ ખરીદવા માટે પૂરતી કિંમત પણ ઉપલબ્ધ નથી, અમે મજબૂર થઈને અમુક નકામી વસ્તુઓ અનાજ ખરીદવા માટે લાવ્યા છે, તમારી ઉદારતાથી આ નકામી વસ્તુનો સ્વીકાર કરી લો અને તેના બદલામાં પૂરતું એટલું જ અનાજ આપો જેટલું કે સારી કિંમતી વસ્તુઓના બદલામાં આપવામાં આવે છે, એ દેખીતું છે કે અમારો કોઈ હક નથી તમે અમને ખયરાત સમજીને આપી દો, નિઃશંક ! અલ્લાહ તઆલા ખયરાત આપનારાઓને સારો બદલો આપે છે.

આ નકામી વસ્તુઓ શું હતી ? કુર્આન અને હદીષમાં તેનો કોઈ ખુલાસો જોવા મળતો નથી, એના વિશે તફસીરકારોના વિવિધ નિવેદનો નોંધાયા છે. અમુકે કહ્યું કે ખોટા દિરહમો હતા જે બજારમાં ચાલી શકે તેમ ન હતા, અમુકે કહ્યું કે અમુક ઘરવખરીનો સામાન હતો. આ શબ્દ مُزْجٰة નો તરજુમો છે જેનો મૂળ અર્થ એવી વસ્તુઓનો થાય છે જે પોતે ન ચાલી શકે બલકે તેને જબરદસ્તી ચલાવવામાં આવે.

હઝરત યૂસુફ (અલૈ.)એ જ્યારે ભાઈઓની આ અત્યંત કાકલૂદીભરી વિનંતીના શબ્દો સાંભળ્યા અને તેમની અત્યંત ખરાબ હાલત જોઈ તો સ્વાભાવિક રીતે હવે વાસ્તવિકતા જાહેર કરવા મજબૂર થઈ રહ્યા હતા અને ઘટનાક્રમની ગતિથી એ અંદાજો થઈ ગયો હતો કે હઝરત યૂસુફ (અલૈ.) ઉપર જે પોતાની

હાલતની જાહેરાત કરવાનું બંધન અલ્લાહ તઆલા તરફથી હતું હવે તેના સમાપ્ત થવાનો સમય આવી ચૂક્યો હતો. તફસીરે કુર્તુબી અને મઝહરીમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે આ તકે હઝરત યાકૂબ (અલૈ.)એ અઝીઝે મિસ્ર (હઝરત યૂસુફ અલૈ.)ના નામ એક પત્ર લખ્યો હતો જેનો વિષય આ હતો.

*"યાકૂબ સફીઅલ્લાહ ઈબ્ને ઈસ્હાક ઝબીહુલ્લાહ ઈબ્ને ઈબ્રાહીમ ખલીલુલ્લાહ તરફથી અઝીઝે મિસ્રની સેવામાં ! અમ્મા બાદ, અમારું પુરું કુટુંબ બલાઓ અને કસોટીઓમાં પ્રખ્યાત છે, મારા દાદા ઈબ્રાહીમ ખલીલુલ્લાહની નમરૂદની આગથી પરીક્ષા લેવામાં આવી, પછી મારા પિતા ઈસ્હાકની કઠોર કસોટી કરવામાં આવી, પછી મારા એક પુત્ર દ્વારા મારી પરીક્ષા લેવામાં આવી જે મને સૌથી વધારે પ્રિય હતો એટલે સુધી કે તેની જુદાઈમાં મારી દષ્ટિ જતી રહી ત્યારબાદ તેનો એક નાનો ભાઈ મારા ગમની સાંત્વનાનો સામાન હતો જેને તમે ચોરીના આરોપમાં પકડી લીધો અને હું બતાવું છું કે અમે અંબિયા (અલૈ.)ની અવલાદ છે, ન તો અમે ક્યારેય ચોરી કરી છે અને ન જ અમારી અવલાદમાં કોઈ ચોર પેદા થયો. વસ્સલામ."*

હઝરત યૂસુફ (અલૈ.)એ જ્યારે આ પત્ર વાંચ્યો તો કાંપી ઊઠયા અને અનાયાસે (બેકાબૂ થઈ) રડવા લાગ્યા અને પોતાના રહસ્યને ખોલી નાંખ્યું. આ પરિચય અને ઓળખ સ્વરૂપે ભાઈઓને એ સવાલ કર્યો કે તમને કંઈ એ પણ યાદ છે કે તમે યૂસુફ અને તેના ભાઈની સાથે શું–શું વર્તાવ કર્યો હતો જ્યારે કે તે તમારી જહાલતકાળનો સમય હતો ? તમારામાં સારા–નરસાની સમજ ન હતી અને તેના પરિણામથી ગાફેલ અને બેદરકાર હતા !

હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ જ્યારે આ સવાલ સાંભળ્યો તો ચક્કર ખાઈ ગયા કે અઝીઝે મિસ્રને યૂસુફના કિસ્સાથી શું લેવા–દેવા ? પછી તે બાજુ પણ ધ્યાન ગયું કે યૂસુફે જે સ્વપ્ન બાળપણમાં જોયું હતું, તેની તા'બીર પણ આ જ હતી કે તેમને કોઈ ઉચ્ચ હોદ્દો પ્રાપ્ત થશે અને અમારે બધાને તેમની સામે ઝૂકવું પડશે, ક્યાંક આ અઝીઝે મિસ્ર પોતે જ યૂસુફ ન હોય ! પછી જ્યારે વધારે વિચાર અને ધ્યાન આપ્યું તો અમુક નિશાનીઓથી ઓળખી લીધા અને વધારે તહકીક અને પાકું કરવા માટે તેમને કહ્યું,

اَئِنَّکَ لَاَنۡتَ یُوۡسُفُ શું ખરેખર તમે જ યૂસુફ (અલૈ.) છો ? ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે, હા ! હું જ યૂસુફ છું અને આ બિનયામીન મારો સગો ભાઈ છે, ભાઈનો ઉલ્લેખ એટલા માટે વધારી દીધો કે તેમને સારી રીતે પાકો વિશ્વાસ થઈ જાય, વળી એટલા માટે પણ કે તેમના ઉપર તે સમયે પોતાના હેતુની સંપૂર્ણ સફળતા જાહેર થઈ જાય કે જે બે ભાઈઓને શોધવા તમે નીકળ્યા હતા તે બંને એક જ સ્થળે એક જ સમયે તમને મળી ગયા, પછી ફરમાવ્યું,

قَدۡمَنَّ اللّٰهُ عَلَیۡنَا ؕ اِنَّهٗ مَنۡ یَّتَّقِ وَیَصۡبِرۡ فَاِنَّ اللّٰهَ لَا یُضِیۡعُ اَجۡرَ الۡمُحۡسِنِیۡنَ ؕ

એટલે કે, અલ્લાહ તઆલાએ અમારા ઉપર મોટું અહેસાન અને કૃપા કરી કે, પ્રથમ અમને બંનેને સબ્ર અને તકવાના બે ગુણ અર્પણ કર્યા જે સંપૂર્ણ સફળતા અને દરેક મુસીબતનું સુરક્ષા કવચ છે, પછી અમારી તકલીફને રાહતથી, અમારી જુદાઈને મિલનથી, માલ અને હોદ્દાની વંચિતતાને તેની છૂટછાટથી પરિવર્તિત કરી દીધી, બેશક ! જે વ્યક્તિ ગુનાહોથી બચે છે અને મુસીબતમાં સબ્ર કરે છે તો અલ્લાહ તઆલા એવા નેક કામ કરનારાઓના સારા બદલાને વ્યર્થ જવા દેતો નથી.

હવે, હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પાસે પોતાના ગુનાહ અને ભૂલનો એકરાર કરવા સિવાય અને હઝરત યૂસુફ (અલૈ.)ની શ્રેષ્ઠતા તથા તેમની બુઝૂર્ગીનો સ્વીકાર કરવા સિવાય કોઈ છૂટકો ન હતો. સૌએ એકીસાથે કહ્યું, تَاللّٰهِ لَقَدۡ اٰثَرَکَ اللّٰهُ عَلَیۡنَا وَاِنۡ کُنَّا لَخٰطِئِیۡنَ ખરેખર, અલ્લાહ તઆલાએ તમને અમારા બધા ઉપર શ્રેષ્ઠતા અને ઉચ્ચતા અર્પી છે અને તમે તેના જ હકદાર હતા અને અમે જે કંઈ કર્યું બેશક ! અમે તેમાં ખતાવાર (ભૂલ ઉપર) હતા, અલ્લાહના વાસ્તે મા'ફ કરી આપો, હઝરત યૂસુફ (અલૈ.)એ જવાબમાં પોતાની પયગમ્બર તરીકેની શાન પ્રમાણે ફરમાવ્યું,

لَاتَثۡرِیۡبَ عَلَیۡکُمُ એટલે કે, મેં તમારી પાસેથી તમારા અત્યાચારનો બદલો નથી લીધો, આજે તમારી કોઈ નીંદા પણ નથી કરતું, આ રીતે પોતાના તરફથી મા'ફીની ખુશખબરી પણ સંભળાવી દીધી અને પછી અલ્લાહ તઆલા પાસે દુઆ કરી, یَغۡفِرُ اللّٰهُ لَکُمۡ وَهُوَ اَرۡحَمُ الرّٰحِمِیۡنَ એટલે કે, અલ્લાહ તઆલા તમારી ભૂલોને મા'ફ કરે તે બધા મહેરબાનોથી વધારે મહેરબાન છે.

પછી ફરમાવ્યું, اِذْهَبُوْا بِقَمِيْصِىْ هٰذَا فَاَلْقُوْهُ عَلٰى وَجْهِ اَبِىْ يَاْتِ بَصِيْرًا، وَاْتُوْنِىْ بِاَهْلِكُمْ اَجْمَعِيْنَ એટલે કે, મારો આ કુરતો લઈને જાઓ અને તેને મારા પિતાના ચહેરા ઉપર નાંખી દો તેનાથી તેમની દૃષ્ટિ રોશન થઈ જશે જેનાથી તેઓ અહીંયાં પધારી શકશે અને પોતાના બાકીના ઘરવાળાઓને પણ મારી પાસે લઈ આવો જેથી બધા મળીએ અને ખુશ થઈએ અને અલ્લાહ તઆલાની આપેલી નેઅ્મતોથી લાભ ઉઠાવીએ અને શુક્ર કરીએ (ઉપકાર માનીએ).

## હુકમો અને માર્ગદર્શનો :

પ્રસ્તુત આયતોથી ઘણા બધા હુકમો અને મસ્અલાઓ તથા માનવજીવન માટે મહત્ત્વના માર્ગદર્શન પ્રાપ્ત થાય છે.

પ્રથમ શબ્દ تَصَدَّقْ عَلَيْنَا (તસદક અલયના)થી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ અંબિયા (અલૈ.)ની અવલાદ છે, તેમના માટે સદકહ અને ખયરાત કઈ રીતે હલાલ હતું ? બીજું, જો સદકહ હલાલ પણ હોય તો સવાલ કરવો કઈ રીતે જાઇઝ હતો ? હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ જો નબીઓ ન પણ હોય તે છતાં પણ હઝરત યૂસુફ (અલૈ.) તો પયગમ્બર હતા તેમણે આ ભૂલની તેમને કેમ જાણ ન કરી ?

તેનો સ્પષ્ટ જવાબ એ છે કે, અહીંયાં શબ્દ "સદકહ"થી વાસ્તવિક સદકહ ભાવાર્થ તરીકે નથી બલકે, વ્યવહારમાં સરળતા કરવાને "સદકહ" અને "ખયરાત" કરવાથી ઓળખાવવામાં આવ્યું છે, કારણ કે મફત અનાજનો સવાલ તો તેમણે કર્યો જ ન હતો બલકે અમુક નકામી ચીજ-વસ્તુઓ રજુ કરી હતી અને દરખાસ્તનો હેતુ એ હતો કે તેમને ઓછી કિંમતે ભાવમાં સહૂલત કરી સ્વીકારી લેવામાં આવે, તે ઉપરાંત એવું પણ હોઈ શકે છે કે અંબિયા (અલૈ.)ની અવલાદ માટે સદકહ અને ખયરાત હરામ હોવું માત્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટેનો ખાસ હુકમ હોય જેમકે, તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)નું પણ એ જ નિવેદન છે. *(બયાનુલ કુર્આન)*

اِنَّ اللّٰهَ يَجْزِى الْمُتَصَدِّقِيْنَ થી જાણ થઈ કે અલ્લાહ તઆલા સદકહ અને અને ખયરાત કરનારાઓને સારો બદલો આપે છે પરંતુ તેની વિગત એ છે કે સદકહ અને ખયરાતનો એક બદલો તો સર્વસામાન્ય છે કે દરેક મો'મિન અને

કાફિરને દુનિયામાં જ મળે છે તે બલા ટળવાના સ્વરૂપે છે તથા મુસીબતો દૂર થવી વગેરે છે અને એક બદલો આખિરતની સાથે ખાસ છે એટલે કે જન્નત; અને ફક્ત તે ઈમાનવાળાઓનો હિસ્સો છે. અત્રે અઝીઝે મિસ્રને સંબોધન થયું છે અને હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓને હજુ સુધી એ ખબર ન હતી કે તેઓ મો'મિન છે કે નહીં ? એટલા માટે તેમણે એવું સર્વસામાન્ય વાક્ય કહ્યું જેમાં દુનિયા અને આખિરત બંનેનો બદલો સામેલ છે. *(બયાનુલ કુર્આન)*

તદુપરાંત દેખીતી રીતે આ જગ્યાએ મોકો એવો પણ છે કે આ સંબોધન અઝીઝે મિસ્ર (હઝરત યૂસુફ અલૈ.)ને હતું એટલા માટે આ વાક્યમાં પણ સંબોધનના આજ્ઞા સ્વરૂપે જ એવું કહેવામાં આવ્યું હોત કે તમને અલ્લાહ તઆલા સારો બદલો આપે પરંતુ તેમનું મો'મિન હોવું હજુ સુધી તેમને જાણ ન હતી, એટલા માટે તેમણે સામાન્ય વિષય અપનાવ્યો અને ખાસ સ્વરૂપે તેમને બદલો મળવાનું વર્ણન ન કર્યું. *(કુર્તુબી)*

قَدْ مَنَّ اللّٰهُ عَلَيْنَا થી સાબિત થયું કે જ્યારે માનવી કોઈ તકલીફ અથવા મુસીબતમાં સપડાય છે અને અલ્લાહ તઆલા તેને તેનાથી છુટકારો આપી પોતાની નેઅ્મતથી નવાઝે તો હવે તેણે પોતાની પાછલી તકલીફોનું વર્ણન કરવાને બદલે અલ્લાહ તઆલાના તે ઈનામ અને અહેસાનનું જ વર્ણન કરવું જોઈએ જે હવે તેને પ્રાપ્ત થયું છે, મુસીબતથી છુટકારો અને અલ્લાહના ઈનામ પ્રાપ્ત કર્યા પછી પણ પાછલી તકલીફોના અને મુસીબતોના રોદણા રડતાં રહેવું એ નાશુક્રી છે, આ જ નાશુક્રીને કુર્આને કરીમે كَنُوْد (કનૂદ) કહ્યું છે. اِنَّ الْاِنْسَانَ لِرَبِّهٖ لَكَنُوْد તેમાં "કનૂદ" તે વ્યક્તિને કહે છે જે અહેસાન યાદ ન રાખે, ફક્ત તકલીફો અને મુસીબતોને યાદ રાખે.

આથી હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓની પ્રવૃત્તિથી લાંબા સમય સુધી જે મુસીબતો વેઠવી પડી હતી તેનું તે સમયે કોઈ વર્ણન કર્યું નહીં, બલકે અલ્લાહ જલ્લ શા'નુહૂના ઈનામોનો જ ઉલ્લેખ કર્યો.

**સબ્ર (ધૈર્ય) અને તકવા (અલ્લાહનો ડર) દરેક મુસીબતનો ઇલાજ છે:**

اِنَّهٗ مَنْ يَّتَّقِ وَيَصْبِرْ થી જાણ થઈ કે તકવા એટલે કે ગુનાહોથી બચવું અને તકલીફો ઉપર સબ્ર અને ધીરજ ધરવી તથા મક્કમ રહેવું, આ બે લક્ષણો એવા છે

જે મનુષ્યને દરેક મુસીબતોથી અને બલાઓથી છુટકારો અપાવે છે. કુર્આને કરીમે ઘણા બધા ઠેકાણે આ બે લક્ષણો ઉપર મનુષ્યની સફળતા અને કામિયાબીનો આધાર રાખ્યો છે. ઈરશાદ છે, وَاِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا لَا يَضُرُّكُمْ كَيْدُهُمْ شَيْـًٔا એટલે કે, જો તમે સબ્ર અને તકવો અપનાવી લો તો દુશ્મનોની વિરોધી યુક્તિઓ તમારું કોઈ નુકસાન પહોંચાડી શકશે નહીં. (૩:૧૨૦)

અત્રે દેખીતી રીતે એ દા'વો થતો હોવાની જાણ થાય છે કે હઝરત યૂસુફ (અલૈ.) પોતાના મુત્તકી અને સબ્ર કરનારા હોવાની જાહેરાત કરી રહ્યા છે કે, અમારા સબ્ર અને તકવાના કારણે અમને મુસીબત અને મુશ્કેલીઓથી છુટકારો પ્રાપ્ત થયો અને ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ મળ્યા પરંતુ કોઈનો પોતાના તકવાનો દા'વો કરવો કુર્આનની નસ (સ્પષ્ટ દલીલ) દ્વારા મનાઈ કરવામાં આવી છે. فَلَا تُزَكُّوْٓا اَنْفُسَكُمْ هُوَ اَعْلَمُ بِمَنِ اتَّقٰى એટલે કે, "પોતાની પવિત્રતા ન જતાવો અલ્લાહ જ જાણે છે કે કોણ મુત્તકી છે." (૫૩:૩૨) પરંતુ અત્રે વાસ્તવમાં દા'વો નથી બલકે, નેઅ્મતોની જાહેરાત અને અલ્લાહ તઆલાના ઉપકારોનો ઉલ્લેખ છે કે તેણે પ્રથમ અમને સબ્ર અને તકવાની તવકફીનું ઈનામ અર્પણ કર્યું પછી તેના દ્વારા બધા જ પ્રકારની નેઅ્મતો અર્પણ કરી.

لَا تَثْرِيْبَ عَلَيْكُمُ الْيَوْمَ એટલે કે, આજે તમારા ઉપર કોઈ મલામત નથી, આ ઉચ્ચ કક્ષાના દયાયુક્ત વ્યવહારનું ઉચ્ચ સ્થાન છે કે જાલિમને ફક્ત મા'ફ જ નથી કર્યા બલકે એ પણ જાહેર કરી દીધું કે આજે તમારા ઉપર કોઈ મલામત (ટીકા-નીંદા) પણ નથી.

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૯૩ થી ૧૦૦)

اِذْهَبُوْا بِقَمِيْصِيْ هٰذَا فَاَلْقُوْهُ عَلٰى وَجْهِ اَبِيْ يَاْتِ بَصِيْرًا ۚ وَاْتُوْنِيْ بِاَهْلِكُمْ اَجْمَعِيْنَ ﴿٩٣﴾ ع
وَلَمَّا فَصَلَتِ الْعِيْرُ قَالَ اَبُوْهُمْ اِنِّيْ لَاَجِدُ رِيْحَ يُوْسُفَ لَوْلَآ اَنْ تُفَنِّدُوْنِ ﴿٩٤﴾ قَالُوْا
تَاللّٰهِ اِنَّكَ لَفِيْ ضَلٰلِكَ الْقَدِيْمِ ﴿٩٥﴾ فَلَمَّآ اَنْ جَآءَ الْبَشِيْرُ اَلْقٰىهُ عَلٰى وَجْهِهٖ فَارْتَدَّ
بَصِيْرًا ۚ قَالَ اَلَمْ اَقُلْ لَّكُمْ ۚ اِنِّيْٓ اَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٩٦﴾ قَالُوْا يٰٓاَبَانَا

اسْتَغْفِرْ لَنَا ذُنُوبَنَآ إِنَّا كُنَّا خٰطِـِٕيْنَ ۝٩٧ قَالَ سَوْفَ أَسْتَغْفِرُ لَكُمْ رَبِّيْ ۭ إِنَّهٗ هُوَ
الْغَفُوْرُ الرَّحِيْمُ ۝٩٨ فَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰٓى إِلَيْهِ أَبَوَيْهِ وَقَالَ ادْخُلُوْا مِصْرَ إِنْ
شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ ۝٩٩ وَرَفَعَ أَبَوَيْهِ عَلَى الْعَرْشِ وَخَرُّوْا لَهٗ سُجَّدًا ۚ وَقَالَ يٰٓأَبَتِ
هٰذَا تَأْوِيْلُ رُءْيَايَ مِنْ قَبْلُ ۡ قَدْ جَعَلَهَا رَبِّيْ حَقًّا ۭ وَقَدْ أَحْسَنَ بِيْٓ إِذْ أَخْرَجَنِيْ مِنَ
السِّجْنِ وَجَآءَ بِكُمْ مِّنَ الْبَدْوِ مِنْۢ بَعْدِ أَنْ نَّزَغَ الشَّيْطٰنُ بَيْنِيْ وَبَيْنَ إِخْوَتِيْ ۭ إِنَّ رَبِّيْ
لَطِيْفٌ لِّمَا يَشَآءُ ۭ إِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ ۝١٠٠

## તરજુમો :

*આ મારો કુરતો લઈ જાઓ અને તેને મારા બાપના મોઢાં ઉપર નાંખો કે આંખોથી દેખતા (થઈને) ચાલ્યા આવે અને મારી પાસે પોતાના બધા ઘરવાળાઓને લઈ આવો. (૯૩) અને જ્યારે કાફલો અલગ થયો, તેમના બાપે કહ્યું, હું યૂસુફ (અલૈ.)ની ગંધ પામું છું, જો મને એવું ન કહો કે ઘરડો બહેકી ગયો. (૯૪) લોકો બોલ્યા, અલ્લાહની કસમ ! તમે તો પોતાની તે જ જૂની ભૂલમાં છો. (૯૫) પછી જ્યારે ખુશખબરીવાળો પહોંચ્યો, તેણે તે કુરતો તેમના મોઢાં ઉપર નાંખ્યો, પછી ફરી પાછા દેખતા થઈ ગયા; બોલ્યા, મેં તમને એ ન કહ્યું હતું કે હું અલ્લાહના તરફથી જાણું છું જે તમે નથી જાણતા. (૯૬) બોલ્યા, હે પિતાજી ! અમારા ગુનાહોને મા'ફ કરાવ, બેશક ! અમે ખતાકાર હતા. (૯૭) કહ્યું, થોભો ! તમને પોતાના પરવરદિગારથી બખ્શાવીશ, તે જ છે બખ્શનારો મહેરબાન. (૯૮) પછી જ્યારે યૂસુફ (અલૈ.)ની પાસે દાખલ થયા, પોતાના માતા–પિતાને પોતાની પાસે જગ્યા આપી અને કહ્યું, અલ્લાહે ઈચ્છયું તો મિસ્રમાં ઈત્મિનાનથી (સંતોષપૂર્વક) દાખલ થાઓ. (૯૯) અને પોતાના માતા–પિતાને તખ્ત ઉપર ઊંચા બેસાડ્યા અને સૌ તેમની આગળ સિજ્દહમાં પડ્યા અને કહ્યું, હે પિતાજી ! આ તા'વીલ (તા'બીર) છે મારા પ્રથમ સ્વપ્નની, તેને મારા પરવરદિગારે સાચું કરી દીધું અને તેણે મારા ઉપર ઈનામ કર્યું જ્યારે મને જેલખાનેથી*

*કાઢયો અને તમને ગામડેથી લઈ આવ્યો એ પછી કે શયતાન મારા અને મારા ભાઈઓમાં ઝઘડો નાંખી ચૂક્યો હતો, મારો પરવરદિગાર તદ્બીરથી કરે છે જે ઈચ્છે છે; બેશક ! તે જ છે સઘળું જાણનાર હિકમતવાળો. (૧૦૦)*

## તફસીર :

હવે તમે (મારા બાપને જઈને ખુશખબરી આપો અને ખુશખબરીની સાથે) મારો આ કુરતો (પણ) લેતા જાઓ અને તેને મારા પિતાના ચહેરા ઉપર નાંખી દો, (તેનાથી) તેમની આંખો રોશન થઈ જશે (અને અહીંયાં પધારશે) અને પોતાના (બાકી) ઘરવાળાઓને (પણ) સૌને મારી પાસે લઈ આવો (કે બધા મળીએ અને ખુશ થઈએ, કારણ કે અત્યારની પરિસ્થિતિમાં મારું ત્યાં જવું મુશ્કેલ છે એટલા માટે ઘરવાળા જ અહીંયાં ચાલ્યા આવે) અને જ્યારે (યૂસુફ અલૈ. સાથે વાતચીત થઈ ચૂકી અને તેમના કહ્યા પ્રમાણે કુરતો લઈને ચાલવાની તૈયારી કરી અને) કાફલો (મિસ્ર શહેરથી) ચાલ્યો, (જેમાં આ લોકો પણ હતા) તો તેમના પિતાએ (પાસેવાળાઓને) કહેવાનું શરૂ કર્યું કે જો તમે મને ઘડપણમાં બહેકેલી વાતો કરનારો ન સમજો તો એક વાત કહું કે મને તો યૂસુફ (અલૈ.)ની સુગંધ આવી રહી છે (મોઅ્જિઝો ઈચ્છાવર્તી નથી હોતો એટલા માટે પ્રથમ તેની જાણ ન થઈ), તે (પાસેવાળા) કહેવા લાગ્યા, ખરેખર તમે તો પોતાના તે જ ખોટા ભ્રમમાં પડેલા છો (કે યૂસુફ જીવતો છે અને મળશે, એ જ વિચાર છવાયેલો હોવાના કારણે હવે તેની ખૂશ્બુનો ભ્રમ થઈ ગયો છે ન તો વાસ્તવમાં કોઈ સુગંધ છે અને ન જ કંઈ બીજું છે, હઝરત યાકૂબ અલૈ. મૌન રહ્યા) બસ, જ્યારે (યૂસુફ અલૈ. સહી-સલામત હોવાની) ખુશખબરી લાવનાર (કુરતા સાથે અહીંયાં) આવી પહોંચ્યો તો (આવતાંની સાથે જ) તેણે તે કુરતો તેમના મોઢા ઉપર નાંખી દીધો બસ, (આંખોને લાગતાની સાથે જ તેની ખૂશ્બુ મગજમાં પહોંચી અને) તરત જ તેમની આંખો ખુલી ગઈ (અને તેમને સમગ્ર ઘટના કહી સંભળાવી), તેમણે (બેટાઓને) કહ્યું, હું તમને કહેતો ન હતો કે અલ્લાહની વાતોને જેટલી હું જાણું છું તેટલી તમે નથી જાણતા (અને એટલા માટે મેં તમને યૂસુફની શોધખોળ માટે મોકલ્યા હતા, જૂઓ ! અંતે અલ્લાહ તઆલાએ મારી આશા સાચી કરી બતાવી, તેમનું આ નિવેદન આનાથી ઉપરના એક રુકૂઅ્માં આવી ચૂક્યું છે, તે સમયે) બધા પુત્રોએ કહ્યું કે હે અમારા બાપ ! અમારા માટે (અલ્લાહ પાસે) અમારા

ગુનાહોની મા'ફી કરાવો (અમે જે કંઈ તમને હઝરત યૂસુફ અલૈ. વિશે તકલીફ આપી) અમે બેશક ! ખતાવાર હતા, (મતલબ એ છે કે તમે પણ અમને મા'ફ કરી આપો કારણ કે સ્વાભાવિક રીતે કોઈના માટે મા'ફી તે જ માંગે છે જે પોતે પણ એનાથી હિસાબ લેવા નથી ઈચ્છતો) યાકૂબ (અલૈ.)એ ફરમાવ્યું, જલદી જ તમારા માટે પોતાના પરવરદિગારથી મા'ફીની દુઆ કરીશ બેશક ! તે મહાન મા'ફ કરનાર મોટો દયાળુ છે (અને તેનાથી તેમનું મા'ફ કરી દેવું પણ જાણ થઈ ગયું, તે "જલદી" કહેવાનો અર્થ એ છે કે તહજ્જુદનો સમય આવવા દો કે જે કબૂલિયતની ઘડી હોય છે –કઝા ફિ દૂર્રે મન્ષૂર, મર્ફુઅન. –મતલબ કે મિસ્ર જવા માટે બધા તૈયાર થઈને ચાલવા માંડ્યા અને હઝરત યૂસુફ અલૈ. તેમની ખબર સાંભળીને તેમના સ્વાગત માટે મિસ્રની બહાર તશરીફ લાવ્યા અને બહાર જ મુલાકાતની વ્યવસ્થા કરવામાં આવી) પછી જ્યારે સૌ યૂસુફ (અલૈ.)ની પાસે પહોંચ્યા તો તેમણે (બધાને મળીને) પોતાના માતા-પિતાને પોતાની પાસે (સન્માનનીય) જગ્યા આપી અને (વાતચીતથી ફારેગ થઈને) કહ્યું, બધા મિસ્રમાં ચાલો (અને) ઈન્શાઅલ્લાહ ! (ત્યાં) અમન-ચેનથી રહો (જુદાઈનો ગમ અને દુષ્કાળની વિટંબળાઓ બધી દૂર થઈ ગઈ, મતલબ કે બધા મિસ્ર પહોંચ્યા) અને (ત્યાં પહોંચીને સન્માનથી) પોતાના માતા-પિતાને (શાહી) તખ્ત ઉપર ઊંચા બેસાડ્યા અને (તે સમયે બધાના દિલો ઉપર હઝરત યૂસુફ અલૈ.ની એવી ઈજ્જત અને સન્માન છવાઈ ગયું કે) સૌ તેમની સામે સિજ્દહમાં પડી ગયા અને (આ હાલત જોઈને) તેઓ કહેવા લાગ્યા, હે બાપ ! આ છે મારા સ્વપ્નની તા'બીર જે શરૂઆતના સમયમાં જોયું હતું (કે સૂર્ય, ચંદ્ર અને અગિયાર તારાઓ મને સિજ્દહ કરે છે), મારા પરવરદિગારે એ (સ્વપ્ન)ને સાચું કરી બતાવ્યું (એટલે કે તે સાચું હોવું જાહેર કરી બતાવ્યું) અને (આ સન્માન ઉપરાંત મારા પરવરદિગારે અન્ય ઈનામો પણ આપ્યા, એટલા માટે) મારી સાથે (એક) તે સમયે અહેસાન કર્યું જે સમયે મને જેલખાનામાંથી કાઢ્યો (અને તે સમયે રાજા સુધી પહોંચાડ્યો) અને (બીજું ઈનામ એ આપ્યું કે) શયતાને મારા અને મારા ભાઈઓ દરમિયાન વિવાદ કરાવી દીધો હતો (જેનો તકાદો એ હતો કે, સમગ્ર જિંદગી ક્યારેય ભેગા ન થઈએ પરંતુ અલ્લાહ તઆલાએ કૃપા કરી અને) એ છતાં તમને સૌને (જેમાં મારા ભાઈઓ પણ છે) બહારથી (અહીંયાં) લઈ આવ્યા (અને બધાને ભેગા કરી

દીધા) નિ:શંક ! મારો પરવરદિગાર જે ઈચ્છે છે તેની ઉત્તમ યોજના કરે છે, નિ:શંક ! તે સર્વજ્ઞ અને મહાન હિકમતવાળો છે (પોતાના જ્ઞાન અને હિકમતથી બધા કાર્યોની યોજના સારી રીતે પૂર્ણ કરી આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સા વિશે પાછલી આયતોથી એ જાણી ચૂક્યા છે કે જ્યારે અલ્લાહ તઆલાના હુકમથી એનો સમય આવ્યો કે હઝરત યૂસુફ (અલૈ.) પોતાનું રહસ્ય પોતાના ભાઈઓ ઉપર જાહેર કરી દે ત્યારે તેમણે હકીકત જાહેર કરી દીધી અને તેમના ભાઈઓએ તેમની મા'ફી માંગી, હઝરત યૂસુફ (અલૈ.)એ ન જ માત્ર મા'ફ કરી દીધું બલકે ભૂતકાળની ઘટનાઓ ઉપર તેમની કોઈ ટીકા કરવાનું પણ પસંદ ન કર્યું, તેમના માટે અલ્લાહ તઆલા પાસે દુઆ કરી અને હવે પિતાથી મુલાકાતની ચિંતા કરી. પરિસ્થિતિ અનુસાર એ યોગ્ય સમજવામાં આવ્યું કે વાલિદ સાહેબને જ સમગ્ર કુટુંબ સાથે અહીંયાં જ બોલાવી લઈએ પરંતુ જાણ થઈ ચૂકી હતી કે તેમની આંખોની રોશની જુદાઈના ગમમાં જતી રહી છે એટલા માટે સૌ પ્રથમ એની ચિંતા થઈ એટલે ભાઈઓને કહ્યું,

اِذْ هَبُوْا بِقَمِيْصِىْ هٰذَا فَاَلْقُوْهُ عَلٰى وَجْهِ اَبِىْ يَاْتِ بَصِيْرًا એટલે કે, તમે મારો આ કુરતો લઈ જાઓ અને મારા વાલિદના ચહેરા ઉપર નાંખી દો તો તેમની આંખોની રોશની પાછી આવી જશે. એ દેખીતું છે કે કોઈના કુરતાને ચહેરા ઉપર નાંખી દેવાથી દૃષ્ટિ પાછી આવી જવામાં કોઈ દેખીતું ભૌતિક કારણ હોઈ શકતું નથી બલકે આ એક મોઅ્જિઝો હતો, જે હઝરત યૂસુફ (અલૈ.)એ અલ્લાહના હુકમથી જાહેર કર્યો અને અલ્લાહના હુકમથી તેમણે જાણ થઈ ગઈ હતી કે જ્યારે તેમનું પહેરણ પોતાના પિતાના ચહેરા ઉપર નાંખવામાં આવશે તો અલ્લાહ તઆલા તેમની દૃષ્ટિ પાછી આપશે.

જહ્હાક તથા મુજાહિદ (રહ.) વગેરે તફસીરના ઈમામોએ નોંધ્યું છે કે, આ તેમના પહેરણની વિશેષતા હતી કારણ કે તે સામાન્ય કપડાંઓ જેવું ન હતું બલકે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે જન્નતમાંથી તે સમયે લાવવામાં આવ્યું હતું જ્યારે તેમને નગ્ન કરીને નમરૂદે આગમાં નાંખ્યા હતા, પછી આ જન્નતનો લિબાસ હંમેશા હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસે સુરક્ષિત રહ્યો અને તેમની વફાત

પછી હઝરત ઈસ્હાક (અલૈ.) પાસે રહ્યો અને તેમની વફાત પછી હઝરત યાકૂબ (અલૈ.)ને મળ્યો, તેમણે તેને એક ખૂબ બરકતવાળી વસ્તુ સ્વરૂપે એક નળીમાં નાંખીને હઝરત યૂસુફ (અલૈ.)ના ગળામાં તાવીજ બનાવીને નાંખી દીધો હતો જેથી તે ખરાબ નજરથી સુરક્ષિત રહે. હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ જ્યારે તેમનો કુરતો તેમના પિતાને ધોકો આપવા માટે ઉતારી લીધો અને તેમને નગ્ન કરીને કુવામાં નાંખી દેવામાં આવ્યા અને હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) તશરીફ લાવ્યા તો ગળામાંની નળી ખોલીને આ કુરતો બહાર કાઢયો અને હઝરત યૂસુફ (અલૈ.)ને પહેરાવી દીધો અને આ તેમની પાસે ત્યારથી બરાબર સુરક્ષિત રહ્યો હતો. તે સમયે પણ હઝરત જિબ્રઈલ (અલૈ.)એ એ મશ્વરો આપ્યો હતો કે આ જન્નતનો પહેરવેશ છે, તેની ખાસિયત એ છે કે આંધળાના ચહેરા ઉપર નાંખી દેવાથી તેની આંખોની રોશની પાછી આવી જાય છે અને ફરમાવ્યું કે તેને પોતાના પિતાની પાસે મોકલી આપો તો તેમની દૃષ્ટિ પાછી આવી જશે.

હઝરત મુજદ્દીદ અલ્ફે ષાની (રહ.)નું સંશોધન એ છે કે હઝરત યૂસુફ (અલૈ.)ની ખુબસૂરતી અને રૂપ–રંગ અને તેમનું અસ્તિત્વ પોતે જ એક જન્નતની વસ્તુ હતી, એટલા માટે તેમના શરીરને અડકનાર દરેક કુરતામાં તે ખાસિયત હોઈ શકે છે. *(મઝહરી)*

وَأْتُونِىْ بِاَهْلِكُم اَجْمَعِيْنَ એટલે કે, તમે બધા ભાઈઓ પોતાના ઘરવાળાઓને મારી પાસે મિસ્ર લઈ આવો. અસલ હેતુ તો પિતાને બોલાવવાનો હતો પરંતુ અહીંયાં માત્ર પિતાના બદલે સમગ્ર કુટુંબ લાવવાનું વર્ણન કર્યું, કદાચ એટલા માટે કે પિતાને અહીંયાં લાવવા માટે કહેવું અદબ અને શિષ્ટાચારના ખિલાફ સમજવામાં આવ્યું હોત અને એ વિશ્વાસ હતો કે જ્યારે પિતાની આંખોની રોશની પાછી આવશે અને અહીંયાં આવવાથી કોઈ અવરોધ બાકી નહીં રહે તો તેઓ પોતે જ અહીંયાં અવશ્ય આવશે. કુર્તુબીએ એક રિવાયત નકલ કરી છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓને યહૂદાએ કહ્યું કે આ કુરતો હું લઈ જઈશ કારણ કે, તેમના કુરતા ઉપર ખોટું લોહી લગાવીને હું જ લઈ ગયો હતો જેનાથી વાલિદ સાહબને ખૂબ આઘાત લાગ્યો હતો હવે તે આઘાતનો ઈલાજ (ભરપાઈ) પણ મારા જ હાથે થવો જોઈએ.

وَلَمَّا فَصَلَتِ الْعِيْرُ એટલે કે, જ્યારે કાફલો શહેરથી બહાર નીકળ્યો હતો

ત્યારે હઝરત યાકૂબ (અલૈ.)એ પોતાની પાસેવાળાઓને કહ્યું કે જો તમે મને મૂર્ખ ન કહો તો હું તમને એક વાત બતાવું કે મને યૂસુફની ખુશ્બૂ આવી રહી છે, મિસ્ર શહેરથી કન્આન સુધી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત પ્રમાણે આઠ દિવસની મુસાફરીનો માર્ગ હતો અને હઝરત હસન (રદિ.)એ ફરમાવ્યું કે, "એંસી (૮૦) ફરસખ" એટલે કે લગભગ ૨૫૦ માઈલનું અંતર હતું. અલ્લાહ તઆલાએ આટલા દૂરથી હઝરત યૂસુફ (અલૈ.)ના પહેરણ દ્વારા હઝરત યૂસુફ (અલૈ.)ની ખુશ્બૂ હઝરત યાકૂબ (અલૈ.)ના દિમાગ સુધી પહોંચાડી દીધી અને આ એક અજાયબી છે કે જ્યારે હઝરત યૂસુફ (અલૈ.) પોતાના વતન કન્આનના જ એક કૂવામાં ત્રણ દિવસ સુધી પડ્યા રહ્યા તે સમયે તેમને આ સુગંધ ન અનુભવાઈ. એનાથી જાણ થાય છે કે કોઈ મોઅ્જિઝો પયગમ્બરના પોતાના અધિકારમાં નથી હોતો બલકે વાસ્તવમાં મોઅ્જિઝો પયગમ્બરની પોતાની પ્રવૃત્તિ કે કાર્ય પણ નથી હોતું, બલકે તે સીધે-સીધું અલ્લાહનું કાર્ય હોય છે, જ્યારે અલ્લાહ તઆલા ઈરાદો ફરમાવે છે તો મોઅ્જિઝો જાહેર કરી આપે છે અને જ્યારે અલ્લાહનો હુકમ નથી હોતો તો ખૂબ નજીકની ચીજ પણ ખૂબ દૂર થઈ જાય છે.

قَالُوْا تَاللّٰهِ اِنَّکَ لَفِیْ ضَلٰلِکَ الْقَدِیْمِ એટલે કે, ઉપસ્થિત માણસોએ હઝરત યાકૂબ (અલૈ.)ની વાત સાંભળીને કહ્યું કે, ખરેખર તમે તો પોતાના તે જ જૂના ખોટા વિચારના ભ્રમમાં છો કે યૂસુફ જીવતો છે અને તે ફરી મળશે.

فَلَمَّآ اَنْ جَآءَ الْبَشِیْرُ એટલે કે, જ્યારે આ ખુશખબરી આપનારો કન્આન પહોંચ્યો અને હઝરત યૂસુફ (અલૈ.)નું ખમીસ (કુરતો) યાકૂબ (અલૈ.)ના ચહેરા ઉપર નાંખ્યું તો તરત જ તેમની દૃષ્ટિ પાછી આવી, ખુશખબરી આપનાર તે જ હઝરત યૂસુફ (અલૈ.)નો ભાઈ યહૂદા હતો જે તેમનું ખમીસ મિસ્રથી લાવ્યો હતો.

قَالَ اَلَمْ اَقُلْ لَّکُمْ اِنِّیْٓ اَعْلَمُ مِنَ اللّٰهِ مَالَا تَعْلَمُوْنَ એટલે કે, શું હું કહી રહ્યો ન હતો કે મને અલ્લાહ તઆલા તરફથી તે જ્ઞાન પ્રાપ્ત થયું છે જેની તમને લોકોને ખબર નથી કે યૂસુફ જીવંત છે અને તે ફરી મળશે !

قَالُوْا یٰٓـاَبَانَا اسْتَغْفِرْ لَنَا ذُنُوْبَنَا اِنَّا کُنَّا خٰطِئِیْنَ હવે જ્યારે કે, વાસ્તવિક

**પરિસ્થિતિ સ્પષ્ટ થઈને સામે આવી ગઈ તો યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ પિતાથી પોતાની ભૂલની મા'ફી એ શા'નથી માંગી કે પિતાને દરખાસ્ત કરી કે અમારા માટે અલ્લાહ તઆલા પાસે મા'ફીની દુઆ કરો અને એ દેખીતું છે કે જે વ્યક્તિ અલ્લાહ પાસે તેમની ભૂલો મા'ફ કરાવવાની દરખાસ્ત કરશે તે પોતે પણ તેમની ભૂલો મા'ફ કરી ચૂક્યો હશે.**

**قَالَ سَوۡفَ اَسۡتَغۡفِرُ لَكُمۡ رَبِّىۡ એટલે કે, યાકૂબ (અલૈ.)એ ફરમાવ્યું કે હું જલદી જ તમારા માટે અલ્લાહ તઆલા પાસે મા'ફીની દુઆ કરીશ.**

**અત્રે, હઝરત યાકૂબ (અલૈ.)એ તરત જ દુઆ કરવાના બદલે વાયદો કર્યો કે નિકટમાં જ દુઆ કરીશ તેનું કારણ સામાન્ય વિવરણકારોએ એ નોંધ્યું છે કે તેનો હેતુ એ હતો કે કાળજીપૂર્વક રાત્રિના અંતિમ સમયે દુઆ કરવામાં આવે કારણ કે, તે સમયે કરવામાં આવેલી દુઆ મોટે ભાગે કબૂલ કરવામાં આવે છે, જેમકે સહીહ બુખારી અને મુસ્લિમની હદીષમાં છે કે અલ્લાહ તઆલા દરેક રાત્રિના અંતિમ ત્રીજા ભાગમાં જમીનની પાસેના આસમાન ઉપર નાઝિલ થાય છે અને આ એ'લાન કરે છે કે કોણ છે જે મારાથી દુઆ માંગે તો હું તેની દુઆ કબૂલ કરી લઉં ? કોણ છે જે મારી પાસે મા'ફી માંગે અને હું તેને મા'ફ કરી દઉં ?**

**فَلَمَّا دَخَلُوۡا عَلَيۡهِ અમુક રિવાયતોમાં છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ તે સમયે પોતાના ભાઈઓની સાથે ૨૦૦ ઊંટો ઉપર લાદેલો ઘણો બધો સામાન, વસ્ત્રો અને બીજી ઘણી જરૂરિયાતની વસ્તુઓ મોકલી હતી જેથી સમગ્ર કુટુંબ મિસ્ર આવવા માટે સારી તૈયારી કરી શકે, તે પ્રમાણે હઝરત યાકૂબ (અલૈ.) અને તેમની અવલાદ તથા બધા જ સંબંધીઓ મિસ્ર આવવા માટે તૈયાર થઈને નીકળ્યા, એક રિવાયત પ્રમાણે તેમની સંખ્યા ૭૨ અને બીજી રિવાયતમાં ૯૩ વ્યક્તિઓ (પુરુષો અને સ્ત્રીઓ) ઉપર આધારિત હતી.**

**બીજી બાજુ જ્યારે મિસ્ર પહોંચવાનો સમય નજીક આવ્યો તો હઝરત યૂસુફ (અલૈ.) અને મિસ્રના લોકો સ્વાગત માટે બહાર તશરીફ લાવ્યા અને ચાર હજાર સૈનિકો તેમની સાથે સલામી આપવા માટે નીકળ્યા, જ્યારે આ લોકો મિસ્રમાં હઝરત યૂસુફ (અલૈ.)ના મકાનમાં દાખલ થયા તો તેમણે પોતાના માતા-પિતાને પોતાની પાસે થોભાવ્યા.**

અહીંયાં માતા–પિતાનું વર્ણન છે, જ્યારે કે હઝરત યૂસુફ (અલૈ.)ની વાલિદહનો ઈન્તેકાલ તેમના બાળપણમાં જ થઈ ચૂક્યો હતો પરંતુ ત્યારબાદ હઝરત યાકૂબ (અલૈ.)એ તેમની જ બહેન લય્યા સાથે નિકાહ કરી લીધા હતા જે હઝરત યૂસુફ (અલૈ.)ના માસી હોવાના સ્વરૂપે માં સમાન જ હતા અને પિતાના નિકાહમાં હોવાના સ્વરૂપે પણ માં કહેવાડવાના જ હકદાર હતા.

*(આ ખુલાસો એ રિવાયત પ્રમાણે છે જેમાં કહેવામાં આવ્યું છે કે હઝરત યૂસુફ અલૈ.ના વાલિદહ બિનયામીનના જન્મ સમયે ઈન્તેકાલ કરી ગયા હતા. એ જ બીનાએ અહીંયાં લેખકનું આ લખાણ આગળના પેજ નં. ૧૭ અને ૧૮ ઉર્દૂ જિલ્દ પાંચના લખાણથી વિરોધાભાસી જાણ થાય છે, જેમાં હઝરત યૂસુફ અલૈ.ના વાલિદહ રાહિલ ઠરાવવામાં આવ્યા છે પરંતુ વાસ્તવમાં એના વિશે કોઈ પ્રમાણભૂત રિવાયત ઉપસ્થિત નથી, ઈસ્રાઈલી રિવાયતો છે અને તેમાં પણ વિરોધાભાસ છે, પોતે રૂહુલ મઆનીના લેખકે લખ્યું છે કે યહૂદીઓ હઝરત યૂસુફ અલૈ.ની વાલિદહના બિનયામીનના જન્મ સમયે ઈન્તેકાલ કરી જવાની માન્યતા ધરાવતા નથી, જો આ રિવાયતને લેવામાં આવે તો કોઈ શંકા બાકી રહેતી નથી અને આ સ્વરૂપમાં وَرَفَعَ اَبَوَيْهِ માં હઝરત યૂસુફ અલૈ.ના સગા વાલિદહ ભાવાર્થ તરીકે હોઈ શકે છે. ઈબ્ને જરીર અને ઈબ્ને કષીર રહ. તેને જ વધારે પ્રચલિત હોવાનું ઠરાવે છે. એટલા માટે ઈબ્ને કષીર રહ. તેના ઉપર ચર્ચા કરતા ફરમાવે છે, وَظَاهِرُ الْقُرْاٰنِ يَدُلُّ عَلٰى سِيَاقِهَا –મુહમ્મદ તકી ઉસ્માની).*

وَقَالَ ادْخُلُوْا مِصْرَ اِنْ شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ હઝરત યૂસુફ (અલૈ.)એ બધા કુટુંબના લોકોને કહ્યું, તમે બધા મિસ્રમાં અલ્લાહના હુકમથી નચિંત અને ભયમુક્ત થઈને પ્રવેશ કરો. મતલબ એ હતો કે બીજા દેશમાં દાખલ થનાર મુસાફરો ઉપર જે બંધનો સ્વાભાવિક રીતે હોય છે તમે બધા તે બંધનો અને પાબંદીઓથી બાકાત છો.

وَرَفَعَ اَبَوَيْهِ عَلَى الْعَرْشِ એટલે કે, હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના માતા–પિતાને પોતાના શાહી તખ્ત ઉપર બેસાડ્યા.

وَخَرُّوْا لَهٗ سُجَّدًا એટલે કે, માતા–પિતા અને બધા ભાઈઓએ હઝરત

યૂસુફ (અલૈ.)ની સામે સિજ્દહ કર્યો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, આ "સિજ્દએ શુક્ર" અલ્લાહ તઆલા માટે કરવામાં આવ્યો હતો હઝરત યૂસુફ (અલૈ.) માટે ન હતો અને અમુક લોકોએ કહ્યું છે કે "સિજ્દએ ઈબાદત" તો દરેક પયગમ્બરની શરીઅતમાં ગયરુલ્લાહ માટે તો હરામ જ હતો પરંતુ "સિજ્દએ તઅ્ઝીમ" (સન્માન માટે સિજ્દહ) અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં જાઈઝ હતો જે શરીઅતે મુહમ્મદી ﷺમાં શિર્કનું પ્રવેશદ્વાર હોવાના કારણે પ્રતિબંધિત થઈ ગયો છે, જેમકે સહીહૈનની હદીષમાં પ્રસ્તુત છે કે “કોઈ પણ ગયરુલ્લાહ માટે સિજ્દહ હલાલ નથી.”

وَقَالَ يٰۤاَبَتِ هٰذَا تَاْوِيْلُ رُءْيَایَ હઝરત યૂસુફ (અલૈ.)ની સામે જ્યારે માં-બાપ અને અગિયાર ભાઈઓએ એકી વખતે સિજ્દહ કર્યો ત્યારે તેમને તેમના બાળપણનું સ્વપ્ન યાદ આવી ગયું અને કહ્યું કે, અબ્બાજાન ! આ મારા તે સ્વપ્નની તા'બીર છે જે મેં બાળપણમાં જોયું હતું કે સૂર્ય અને ચંદ્ર તથા અગિયાર તારાઓ મને સિજ્દહ કરી રહ્યા છે, અલ્લાહ તઆલાનો શુક્ર છે જેણે મને આ સ્વપ્નની સચ્ચાઈને આંખોથી બતાવી દીધી.

**હુકમો અને મસ્અલાઓ :**

(૧) હઝરત યાકૂબ (અલૈ.)એ પોતાના પુત્રોની મા'ફીની દરખાસ્ત અને મગફિરતની દુઆ માટે એવું કહ્યું કે હું ઘણો જ જલદી તમારા માટે મા'ફીની દુઆ કરીશ અને તરત દુઆ ન કરી.

એ મોડું કરવાનું એક કારણ અમુક લોકોએ એવું પણ વર્ણન કર્યું છે કે તેમને મંજૂર હતું કે હઝરત યૂસુફ (અલૈ.)ને મળીને પ્રથમ એ તહકીક કરી લેવામાં આવે કે તેમણે તેમની ભૂલ મા'ફ કરી છે કે નહીં ? કારણ કે જ્યાં સુધી મઝલૂમ મા'ફી ન આપે અલ્લાહના ત્યાં મા'ફી નથી થતી, આવી પરિસ્થિતિમાં મા'ફીની દુઆ કરવી યોગ્ય ન હતી.

આ વાત પોતાની જગ્યાએ બિલકુલ સાચી અને સૈદ્ધાંતિક છે કે બંદાઓના હકોની તવબહ તેના વિના નથી થઈ શકતી જ્યાં સુધી કે જેનો હક છે તે પોતાનો હક વસૂલ ન કરી લે અથવા મા'ફ ન કરી આપે, ફક્ત મૌખિક તવબહ અને

ઇસ્તિગફાર પૂરતો નથી.

(૨) હઝરત સુફિયાન ષૌરી (રહ.)ની રિવાયત છે કે, જ્યારે યહૂદા હઝરત યૂસુફ (અલૈ.)નું પહેરણ લઈને આવ્યા અને હઝરત યાકૂબ (અલૈ.)ના ચહેરા ઉપર નાંખ્યું તો તેમણે પૂછ્યું કે, યૂસુફ કેવા છે ? તો તેમણે બતાવ્યું કે તેઓ મિસ્રના બાદશાહ છે. હઝરત યાકૂબ (અલૈ.)એ પૂછ્યું કે, હું એ નથી પૂછતો કે તેઓ બાદશાહ છે કે ફકીર ! હું એ પૂછું છું કે તેઓ ઈમાન અને અમલના આધારે કઈ પરિસ્થિતિમાં છે ? ત્યારે તેમણે તેમના તકવા અને પવિત્રતાની પરિસ્થિતિ બતાવી. આ છે અંબિયા (અલૈ.)ની મહોબ્બત અને અવલાદ સાથેનો સંબંધ ! શારીરિક સહૂલત અને રાહત કરતાં વધારે તેમની આધ્યાત્મિક પરિસ્થિતિની ફિકર કરે છે, દરેક મુસલમાનોએ તેમનું અનુસરણ કરવું જોઈએ.

(૩) હઝરત હસન (રહ.)થી રિવાયત છે કે જ્યારે ખુશખબરી આપનાર હઝરત યૂસુફ (અલૈ.)નું પહેરણ લઈને પહોંચ્યા ત્યારે હઝરત યાકૂબ (અલૈ.) એવું ઇચ્છતા હતા કે તેને કંઈક ઇનામ આપે પરંતુ પરિસ્થિતિ અનુકૂળ ન હતી, એટલા માટે દિલગીરી વ્યક્ત કરી કે અમારા ઘરમાં સાત દિવસથી રોટી પકાવી નથી, એટલા માટે હું કોઈ ભૌતિક ઇનામ તો નથી આપી શકતો પરંતુ એ દુઆ આપું છું કે અલ્લાહ તઆલા તમારા ઉપર મોતની સકરાતને સરળ કરે. કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે આ દુઆ તેમના માટે સૌથી ઉત્તમ ઇનામ હતું.

(૪) આ ઘટનાથી એ પણ જાણ થાય છે કે ખુશખબરી આપનારને ઇનામ આપવું અંબિયા (અલૈ.)ની સુન્નત છે, સહાબએ કિરામ (રદિ.)માં હઝરત કઅ્બ બિન માલિકનો કિસ્સો મશ્હૂર છે કે ગઝ્વએ તબૂકમાં ભાગ ન લેવાના કારણે તેમના ઉપર જ્યારે "ઇતાબ" (ક્રોધ) થયો અને પાછળથી તવબહ કબૂલ કરવામાં આવી ત્યારે જે વ્યક્તિ તવબહ કબૂલ કરવાની ખુશખબરી લાવ્યો હતો તેને પોતાના કપડાંની જોડી ઉતારીને પહેરાવી દીધી.

વળી, તેનાથી એ પણ સાબિત થયું કે ખુશીના પ્રસંગે ખુશીની જાહેરાત માટે દોસ્તો વગેરેની દા'વત કરવી પણ સુન્નત છે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ જ્યારે સૂરએ બકરહ પઢીને પૂર્ણ કરી ત્યારે તેની ખુશીમાં એક ઊંટ ઝબહ કરીને લોકોને ખવડાવ્યું.

(૫) હઝરત યાકૂબ (અલૈ.)ના પુત્રો સામે જ્યારે ઘટનાની વાસ્તવિકતા જાહેર થઈ ગઈ ત્યાર પછી પોતાના પિતા અને ભાઈની તેમણે મા'ફી માંગી, તેનાથી જાણ થાય છે કે જે વ્યક્તિના હાથ અથવા જીભથી કોઈ વ્યક્તિને પીડા પહોંચી છે અથવા તેનો કોઈ હક તેના માથે બાકી રહી ગયો છે તેના ઉપર જરૂરી છે કે તરત તેના હકને અદા કરે અથવા તેને મા'ફ કરાવી લે.

સહીહ બુખારીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જે વ્યક્તિને જિમ્મે કોઈ અન્ય વ્યક્તિનો આર્થિક હક વાજિબ હોય અથવા તેણે કોઈ ઈજા હાથ અથવા જીભથી પહોંચાડી હોય તેણે આજે જ તેને અદા કરી દેવું જોઈએ અથવા મા'ફી માંગીને તેનાથી મુક્તિ પ્રાપ્ત કરવી જોઈએ તે પહેલાં કે કયામતનો દિવસ આવી જાય, ત્યાં કોઈની પાસે કોઈ માલ હક અદા કરવા માટે ન હશે એટલા માટે તેના નેક કર્મો મઝલૂમને આપી દેવામાં આવશે અને તે ખાલી હાથે રહી જશે અને જો તેના નેક કર્મો પણ નહિ હોય તો હકદારના જે ગુનાહ છે તે તેના માથા ઉપર નાંખી દેવામાં આવશે. وَالْعَيَاذُ بِاللّٰهِ تَعَالٰى

## હઝરત યૂસુફ (અલૈ.)ના ધૈર્ય અને શુક્રનો દરજ્જો :

ત્યારબાદ હઝરત યૂસુફ (અલૈ.)એ માતા-પિતા સામે પોતાની આપવીતી વર્ણન કરવાની શરૂઆત કરી, અહીંયાં એક ક્ષણ થોભીને વિચાર કરો કે આજે જો કોઈને આટલા દુઃખો અને પીડાનો સામનો કરવો પડે જેટલો કે હઝરત યૂસુફ (અલૈ.) ઉપર પડ્યા તો માતા-પિતાથી આટલી લાંબી જુદાઈ અને નિરાશા પછી મિલનનો પ્રસંગ હોય ત્યારે તે માતા-પિતા સામે આપવીતી શું વર્ણન કરે ? બલકે કેટલો રડશે, કકળશે અને રડાવશે અને કેટલાય દિવસ-રાત પોતાના દુઃખડાઓની દાસ્તાનો સંભળાવવામાં ખર્ચ કરશે પરંતુ અહીંયાં બંને પક્ષે અલ્લાહના રસૂલ અને પયગમ્બરો છે, તેમની મિલનની રીત-ભાત તો જૂઓ ! હઝરત યાકૂબ (અલૈ.)ના જુદા થયેલા અતિપ્રિય પુત્ર હજારો તકલીફો સહન કર્યા પછી જ્યારે પિતાને મળે છે ત્યારે શું કહે છે ? وَقَدْ اَحْسَنَ بِىْٓ اِذْ اَخْرَجَنِىْ مِنَ السِّجْنِ وَجَآءَ بِكُم مِّنَ الْبَدْوِ مِنْۢ بَعْدِ اَنْ نَّزَغَ الشَّيْطٰنُ بَيْنِىْ وَبَيْنَ اِخْوَتِىْ એટલે કે, "અલ્લાહ તઆલાએ મારા ઉપર અહેસાન કર્યું જ્યારે કે મને જેલખાનામાંથી

કાઢવામાં આવ્યો અને આપને બહારગામથી અહીંયાં લઈ આવ્યો તે પછી કે શયતાને મારા અને મારા ભાઈઓ વચ્ચે ફસાદ નંખાવી દીધો હતો.''

હઝરત યૂસુફ (અલૈ.)ના દુઃખડાઓ ક્રમવાર ત્રણ બાબતોમાં વહેંચાયેલા છે; પ્રથમ, ભાઈઓનો જુલમ અને જબરદસ્તી; બીજું, માતા-પિતાથી લાંબી જુદાઈ; ત્રીજું, કેદખાનાની તકલીફો. અલ્લાહ તઆલાના આ ચૂંટી કાઢેલા પયગમ્બરે પોતાના વર્ણનમાં પ્રથમ તો ઘટનાક્રમ બદલીને જેલખાનાની વાતથી શરૂઆત કરી અને તેમાં કેદમાં દાખલ થવાની અથવા ત્યાંની તકલીફોનું નામ સુદ્ધાં ન લીધું બલકે, જેલખાનામાંથી નીકળવાનું વર્ણન અલ્લાહના શુક્ર સાથે કર્યું, જેલખાનેથી છુટકારો અને તેના ઉપર અલ્લાહના શુક્રના સંદર્ભમાં એ પણ બતાવ્યું કે હું કોઈ સમયે જેલખાનામાં પણ રહ્યો છું.

અત્રે એ વાત પણ ધ્યાન આપવાપાત્ર છે કે હઝરત યૂસુફ (અલૈ.)એ જેલખાનેથી નીકળવાનું વર્ણન કર્યું ભાઈઓએ કે જેમણે તેમને કૂવામાં નાંખી દીધા હતા તેનું એ સ્વરૂપે પણ વર્ણન ન કર્યું કે અલ્લાહ તઆલાએ મને એ કૂવામાંથી કાઢયો, કારણ એ છે કે ભાઈઓની ભૂલ તેઓ પ્રથમથી જ મા'ફ કરી ચૂક્યા હતા અને ફરમાવી ચૂક્યા હતા لَا تَثْرِيْبَ عَلَيْكُمُ الْيَوْمَ એટલા માટે, એ યોગ્ય પણ ન સમજ્યું કે હવે તે કૂવાનો કોઈપણ રીતે ઉલ્લેખ થાય જેથી ભાઈઓ શરમ ન અનુભવે. *(કુર્તુબી)*

ત્યારબાદ માતા-પિતાની લાંબી અને ધૈર્યયુક્ત (સબ્રભરી) જુદાઈ અને તેના અનુભવોનું વર્ણન કરવું હતું ત્યારે એ બધી વાતોને છોડીને તેના અંતિમ પરિણામ તથા માતા-પિતાના મિલનનું વર્ણન અલ્લાહ તઆલાના શુક્ર સાથે કર્યું કે, આપને بَدْوِ (બદ્વ) એટલે કે ગામડેથી મિસ્ર શહેર સુધી પહોંચાડી દીધા જેમાં તે નેઅ્મત તરફ પણ ઈશારો છે કે હઝરત યાકૂબ (અલૈ.)નું વતન ગામડામાં હતું જ્યાં આર્થિક ઉપાર્જનની સરળતા ઓછી હોય છે, અલ્લાહ તઆલાએ ત્યાંથી તેમને શહેરમાં શાહી સન્માનમાં પહોંચાડી દીધા.

હવે, પ્રથમ વાત એ રહી કે ભાઈઓનો જુલમ અને જબરદસ્તી; બસ, તેને પણ શયતાનના હવાલે કરીને એવી જાહેરાત કરી દીધી કે મારા ભાઈઓ તો એવા ન હતા કે આવું કામ કરે પરંતુ શયતાને તેમને ધોકામાં નાંખીને આવી રીતે ફસાદ કરાવી દીધો.

આ છે નુબુવ્વતની શા'ન ! મુસીબતો અને તકલીફો ઉપર ફક્ત સબ્ર (ધૈર્ય) જ ન કરે બલકે દરેક સ્થળે અલ્લાહ તઆલાનો ઉપકાર માનવાનું પાસું શોધી લે છે, એટલા માટે તેમની કોઈ પરિસ્થિતિ એવી નથી હોતી કે જેમાં તેઓ અલ્લાહ તઆલાના શુક્રગુઝાર અને ઉપકાર માનનાર ન હોય ! તેનાથી વિપરીત સામાન્ય માણસો કે તેમની પરિસ્થિતિ એવી હોય છે કે અલ્લાહ તઆલાની હજારો નેઅ્મતો વરસતી રહે તો પણ કોઈનો ઉલ્લેખ ન કરે અને જો કોઈ સમયે કોઈ મુસીબત આવી પડે તો તેને જીવન-પર્યંત ગાતા રહે. કુર્આનમાં એની જ ફરિયાદ કરવામાં આવી છે. اِنَّ الْاِنْسَانَ لِرَبِّهٖ لَكَنُوْدٌ એટલે કે, "નિઃશંક ! મનુષ્ય પોતાના પરવરદિગારનો ઘણો જ નાશુક્રો છે."

હઝરત યૂસુફ (અલૈ.)એ મુસીબતની દાસ્તાન માત્ર ત્રણ શબ્દોમાં ટૂંકાવીને ફરમાવ્યું, اِنَّ رَبِّىْ لَطِيْفٌ لِّمَا يَشَآءُ اِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ ط એટલે કે, "મારો પરવરદિગાર જે ઈચ્છે છે તેની યોજના સુંદર રીતે પૂર્ણ કરે છે નિઃશંક ! તે સર્વજ્ઞ અને મહાન હિકમતવાળો છે."

---

## આયત : (સૂરએ યૂસુફ : આયત નં. ૧૦૧)

رَبِّ قَدْ اٰتَيْتَنِىْ مِنَ الْمُلْكِ وَعَلَّمْتَنِىْ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ ۚ فَاطِرَ السَّمٰوٰتِ وَ
الْاَرْضِ ۚ اَنْتَ وَلِىّٖ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ تَوَفَّنِىْ مُسْلِمًا وَّاَلْحِقْنِىْ بِالصّٰلِحِيْنَ ﴿١٠١﴾

## તરજુમો :

*હે પરવરદિગાર ! તેં મને અમુક હુકૂમત આપી અને મને વાતોનું પરિણામ કાઢવાનું અમુક શીખવ્યું, હે આસમાનો અને જમીનના પેદા કરનાર ! તું જ મારો દુનિયામાં અને આખિરતમાં કાર્યસાધક છે, મને ઈસ્લામ ઉપર મોત આપ અને મને સાલિહીન (નેકીઓવાળા)માં મેળવી આપ. (૧૦૧)*

## તફસીર :

(ત્યારબાદ બધા સુખેથી રહેવા લાગ્યા એટલે સુધી કે હઝરત યાકૂબ અલૈ.ની ઉમ્ર પૂર્ણ થવાના આરે પહોંચી અને તેમની વફાત પછી તેમની વસિય્યત પ્રમાણે તેમને સિરીયામાં લઈ જઈને પોતાના વડીલોની પાસે દફન કરવામાં

આવ્યા, પછી હઝરત યૂસુફ અલૈ.ને પણ આખિરતનો શોખ પેદા થયો અને તેમણે દુઆ કરી કે) હે મારા પરવરદિગાર ! તેં મને (દરેક પ્રકારની નેઅ્મતો આપી, જાહેર પણ અને ગુપ્ત પણ, દાખલા તરીકે) બાદશાહતનો મોટો હિસ્સો આપ્યો અને (ગુપ્ત રીતે પણ, દાખલા તરીકે) મને સ્વપ્નની તા'બીર આપવાનું શિક્ષણ આપ્યું (જે મહાન જ્ઞાન છે, ખાસ કરીને જ્યારે કે તે સાચું હોય જે વહી ઉપર અવલંબિત છે, તેનું અસ્તિત્વ નુબુવ્વતની નિશાનીમાંથી છે), હે આસમાનો અને જમીનના સર્જનહાર ! તું જ મારો કાર્યસાધક છે દુનિયામાં પણ અને આખિરતમાં પણ (બસ, જે રીતે દુનિયામાં મારા સઘળા કામ બનાવી આપ્યા અને બાદશાહત આપી, જ્ઞાન આપ્યું એ જ પ્રમાણે આખિરતના કામ પણ બનાવી આપ કે) મને ફરમાંબરદારીની હાલતમાં દુનિયાથી ઉઠાવજે અને ખાસ નેક બંદાઓમાં સામેલ કરી આપજે (એટલે કે મારા વડીલોની સાથે કે જેઓ અંબિયાઓ થયા છે તેમનામાં મને પણ પહોંચાડી આપજે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં તો વાલિદ સાહબને સંબોધન હતું ત્યારબાદ જ્યારે કે માતા-પિતા અને ભાઈઓનું મિલન થવાથી એક મહત્ત્વનો મકસદ પૂર્ણ થઈને સંતોષ થયો ત્યારે અલ્લાહ તઆલાની બારગાહમાં સીધે-સીધી તા'રીફ અને વખાણ સાથે આ દુઆમાં મશ્ગૂલ થઈ ગયા અને ફરમાવ્યું. رَبِّ قَدۡ اٰتَيۡتَنِىۡ مِنَ الۡمُلۡكِ وَعَلَّمۡتَنِىۡ مِنۡ تَاۡوِيۡلِ الۡاَحَادِيۡثِ ۚ فَاطِرَ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ۚ اَنۡتَ وَلِىّٖ فِى الدُّنۡيَا وَالۡاٰخِرَةِ ۚ تَوَفَّنِىۡ مُسۡلِمًا وَّاَلۡحِقۡنِىۡ بِالصّٰلِحِيۡنَ "હે મારા પરવરદિગાર ! તેં મને એક પ્રદેશ(નો સત્તાધિકાર) અર્પણ કર્યો અને મને વાતોનું પરિણામ કાઢવાનું શિખવાડ્યું, હે આસમાનો અને પૃથ્વીને પેદા કરનાર ! તું મારો દુનિયામાં અને આખિરતમાં કાર્યસાધક છે; મને ઈસ્લામ (ફરમાંબરદારી) ઉપર મોત આપ અને મને પૂર્ણ નેક લોકોમાં મિલાવી દે." સંપૂર્ણ (કામિલ) નેક બંદાઓ માત્ર અંબિયા (અલૈ.) જ હોઈ શકે છે જેઓ દરેક પ્રકારના ગુનાહોથી માસુમ હોય છે. *(મઝહરી)*

આ દુઆમાં સારી મોત-સારા અંત વિશેની દુઆ ધ્યાન આપવાપાત્ર છે કે, અલ્લાહ તઆલાના સ્વીકૃત (મકબૂલ) બંદાઓનો રંગ એવો હોય છે કે તેમને દુનિયા અને આખિરતના કેટલાય ઊંચા દરજ્જાઓ પ્રાપ્ત થઈ જાય અને કેટલાય મોટા હોદ્દાઓ કે પદો તેમના કદમોમાં આવી પડે તેઓ કોઈપણ સમયે તેનાથી

અભિમાન કરતા નથી બલકે, દરેક સમયે તેમને એવો ભય સતાવતો રહે છે કે ક્યાંક આ પરિસ્થિતિ ઓછી અથવા સમાપ્ત ન થઈ જાય ! એટલા માટે તેઓ દુઆ માંગતા રહે છે કે અલ્લાહ તઆલાની આપેલી જાહેર અને ગુપ્ત નેઅ્મતો મોત સુધી યથાવત્ રહે બલકે તેમાં વધારો થતો રહે.

અહીંયાં સુધી હઝરત યૂસુફ (અલૈ.)નો આશ્ચર્યજનક કિસ્સો અને તેના સંદર્ભમાં કરવામાં આવેલા માર્ગદર્શનનો ક્રમ જે કુર્આને કરીમમાં ઉપસ્થિત છે પૂર્ણ થયો, ત્યારબાદનો કિસ્સો કુર્આને કરીમ અથવા કોઈ પ્રખ્યાત રિવાયતોમાં નકલ થયો નથી, મોટા ભાગના તફસીરના ઉલમાઓએ ઐતિહાસિક અથવા ઈસ્રાઈલી રિવાયતોના હવાલાઓથી નકલ કર્યું છે.

તફસીરે ઈબ્ને કષીરમાં હઝરત હસન (રહ.)ની રિવાયતથી નકલ થયું છે કે હઝરત યૂસુફ (અલૈ.)ને જે સમયે ભાઈઓએ કૂવામાં નાંખ્યા હતા તો તેમની ઉંમર સાત વર્ષની હતી, પછી એંસી વર્ષ સુધી પિતાથી ગાયબ રહ્યા અને માતા-પિતાની મુલાકાત પછી ૨૩ વર્ષો જીવંત રહ્યા અને ૧૨૦ વર્ષની ઉંમરમાં વફાત પામ્યા.

મુહમ્મદ બિન ઈસ્હાકે ફરમાવ્યું કે, અહલે કિતાબની રિવાયતોમાં છે કે હઝરત યૂસુફ (અલૈ.) અને હઝરત યાકૂબ (અલૈ.)ની જુદાઈનો સમયગાળો ચાલીસ વર્ષનો હતો, ત્યારબાદ હઝરત યાકૂબ (અલૈ.) મિસ્ર ગયા અને મિસ્ર ગયા પછી સત્તર વર્ષ સુધી જીવ્યા અને ત્યારબાદ તેમની વફાત થઈ.

તફસીરે કુર્તુબીમાં ઈતિહાસકારોના હવાલાથી ઉલ્લેખ છે કે, મિસ્રમાં ૨૪ વર્ષ રહ્યા પછી હઝરત યાકૂબ (અલૈ.)ની વફાત થઈ અને વફાત પહેલાં હઝરત યૂસુફ (અલૈ.)ને એ વસિય્યત કરી હતી કે મારી મય્યિતને મારા વતન (લઈ જઈ) મોકલી મારા પિતા ઈસ્હાક (અલૈ.)ની પાસે મને દફન કરવામાં આવે.

સઈદ બિન ઝુબૈર (રદિ.)એ ફરમાવ્યું કે, હઝરત યાકૂબ (અલૈ.)ને સાગના લાકડાના તાબૂતમાં મૂકીને બયતુલ મુકદસ તરફ રવાના કરવામાં આવ્યું એ કારણે સામાન્ય યહૂદીઓમાં એ રિવાજ ચાલી પડ્યો કે પોતાના મુરદાઓને દૂર-દૂરથી બયતુલ મુકદસ લઈ જઈને દફન કરે છે, હઝરત યાકૂબ (અલૈ.)ની ઉંમર તેમની વફાત સમયે ૧૪૭ વર્ષની હતી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, હઝરત યાકૂબ (અલૈ.) પોતાની અવલાદ સહિત જ્યારે મિસ્રમાં દાખલ થયા તો તેમની સંખ્યા ૯૩ પુરુષ અને સ્ત્રીઓ ઉપર આધારિત હતી અને જ્યારે યાકૂબ (અલૈ.)ની આ અવલાદ એટલે કે બની ઈસ્રાઈલ હઝરત મૂસા (અલૈ.) સાથે મિસ્રથી નીકળ્યા ત્યારે તેમની સંખ્યા છ લાખ સિત્તેર હજાર હતી. *(કુર્તુબી વ ઈબ્ને કષીર)*

આ પહેલાં વર્ણન થઈ ચૂક્યું છે કે, અગાઉના અઝીઝે મિસ્રના ઈન્તેકાલ પછી હઝરત યૂસુફ (અલૈ.)ની શાદી મિસ્રના બાદશાહે ઝૂલેખાં સાથે કરાવી દીધી હતી.

તવરાત અને અહલે કિતાબના ઈતિહાસમાં છે કે તેનાથી હઝરત યૂસુફ (અલૈ.)ને બે પુત્રો ઈફરાઈમ અને મનશા અને એક પુત્રી રહમત બિન્તે યૂસુફ પેદા થયા. રહમતના નિકાહ હઝરત ઐયૂબ (અલૈ.)ની સાથે થયા અને ઈફરાઈમની અવલાદમાં હઝરત યૂશઅ્ બિન નૂન પેદા થયા જે હઝરત મૂસા (અલૈ.)ના સાથી હતા. *(મઝહરી)*

હઝરત યૂસુફ (અલૈ.)નો ઈન્તેકાલ ૧૨૦ વર્ષની ઉંમરમાં થયો અને નાઈલ નદીના કિનારે દફન કરવામાં આવ્યા.

ઈબ્ને ઈસ્હાકે હઝરત ઉરવહ ઈબ્ને ઝુબૈર (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે જ્યારે હઝરત મૂસા (અલૈ.)ને હુકમ થયો કે બની ઈસ્રાઈલને સાથે લઈને મિસ્રથી નીકળી જાઓ ત્યારે અલ્લાહ તઆલાએ વહી દ્વારા તેમને હુકમ આપ્યો કે હઝરત યૂસુફ (અલૈ.)ની લાશને મિસ્રમાં ન છોડો, તેને પોતાની સાથે લઈને સિરીયા ચાલ્યા જાઓ અને તેમના બાપ-દાદાની પાસે દફન કરો. આ હુકમ પ્રમાણે હઝરત મૂસા (અલૈ.)એ શોધખોળ કરીને તેમની કબર શોધી કાઢી જે એક સંગે મરમરના તાબૂતમાં હતી, તેને પોતાની સાથે કન્આનની ભૂમી ફલસ્તિનમાં લઈ ગયા અને હઝરત ઈસ્હાક અને હઝરત યાકૂબ (અલૈ.)ની સાથે દફન કર્યા. *(મઝહરી)*

હઝરત યૂસુફ (અલૈ.) પછી અમાલિકા કોમના ફિરઔનોએ મિસ્ર ઉપર કબ્જો કરી લીધો અને બની ઈસ્રાઈલ તેમની રાજસત્તામાં રહીને હઝરત યૂસુફ (અલૈ.)ના દીન ઉપર કાયમ રહ્યા પરંતુ તેમને વિદેશી સમજીને અનેક પ્રકારની

પીડાઓ અને ત્રાસ આપવામાં આવ્યો, એટલે સુધી કે હઝરત મૂસા (અલૈ.)એ તેમને અલ્લાહ તઆલાની મદદ દ્વારા આ અઝાબમાંથી બહાર કાઢયા. *(મઝહરી)*

**માર્ગદર્શન અને હુકમો :**

પ્રસ્તુત આયતોથી તો એક મસ્અલો એ જણાય છે કે માતા-પિતાનું સન્માન અને ઈજ્જત કરવી વાજિબ છે જેમકે હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાથી સાબિત થયું, બીજા મસ્અલા વિશે એ જાણ થઈ કે હઝરત યૂસુફ (અલૈ.)ની શરીઅતમાં "સિજ્દએ તા'ઝીમી" (માન-સન્માન ખાતર કરવામાં આવતો સિજ્દહ) જાઈઝ હતો, એટલા માટે માતા અને ભાઈઓએ તેમને સિજ્દહ કર્યો પરંતુ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺ માટે સિજ્દહને ખાસ ઈબાદતની નિશાની ઠરાવવામાં આવી અને તેને ગયરુલ્લાહ માટે હરામ ઠરાવવામાં આવ્યો. કુર્આને મજીદમાં ફરમાવ્યું, لَا تَسْجُدُوْا لِلشَّمْسِ وَلَا لِلْقَمَرِ (૪૧:૩૭) અને હદીષમાં છે કે હઝરત મઆઝ (રદિ.) જ્યારે સિરીયા ગયા અને ત્યાં જોયું કે નસારા પોતાના વડીલોને સિજ્દહ કરે છે ત્યારે પાછા આવીને રસૂલે કરીમ ﷺની સામે સિજ્દહ કરવા લાગ્યા, આપ ﷺએ મનાઈ કરી અને કહ્યું કે "જો કોઈનો સિજ્દહ કરવો હું જાઈઝ સમજતો હોત તો સ્ત્રીને કહ્યું હોત કે તે પોતાના પતિને સિજ્દહ કર્યા કરે." એ જ પ્રમાણે હઝરત સલમાન ફારસી (રદિ.)એ રસૂલે કરીમ ﷺને સિજ્દહ કરવા ઈચ્છયું તો આપ ﷺએ કહ્યું, لَا تَسْجُدْ لِيْ يَا سَلْمَانُ وَاسْجُدْ لِلْحَيِّ الَّذِيْ لَا يَمُوْتُ એટલે કે, "હે સલમાન ! મને સિજ્દહ ન કરો બલકે સિજ્દહ ફક્ત તે જાતને કરો જે હય્યુ અને કય્યુમ છે જેનો ક્યારેય અંત નથી." *(ઈબ્ને કષીર)*

આથી જાણ થઈ કે જ્યારે રસૂલુલ્લાહ ﷺ માટે સિજ્દએ તઅ્ઝીમી જાઈઝ નથી તો અન્ય કોઈ બુઝૂર્ગ અથવા પીર માટે કેવી રીતે જાઈઝ હોઈ શકે છે?!

هٰذَا تَاوِيْلُ رُؤْيَايَ થી જાણ થઈ કે સ્વપ્નની તા'બીર અમુક સમયે લાંબા સમય પછી જાહેર થાય છે જેમકે આ ઘટનામાં ૪૦ અથવા ૮૦ વર્ષ પછી જાહેર થઈ. *(ઈબ્ને જરીર અને ઈબ્ને કષીર)*

قَدْ اَحْسَنَ بِيْ થી સાબિત થાય છે કે જે વ્યક્તિ કોઈ બીમારી અથવા મુસીબતમાં ફસાયો હોય પછી તેમાંથી તેનો છુટકારો થઈ જાય તો પયગમ્બરી સુન્નત એ જ છે કે તે છુટકારા ઉપર અલ્લાહનો શુક્ર અદા કરે તથા બીમારી અને

મુસીબતનું વર્ણન કરવાનું ભૂલી જાય.

إِنَّ رَبِّى لَطِيفٌ لِّمَا يَشَآءُ થી જાણ થાય છે કે અલ્લાહ તઆલા જે કામનો ઈરાદો કરે છે તેના માટે એવી બારીક અને ગુપ્ત યોજનાઓ તથા સાધનો ઉત્પન્ન કરે છે કે જેની કોઈ કલ્પના અને ભ્રમ સુદ્ધાં નથી થઈ શકતો.

تَوَفَّنِى مُسْلِمًا માં હઝરત યૂસુફ (અલૈ.)એ ઈમાન અને ઈસ્લામ ઉપર મોતની દુઆ માંગી છે, એનાથી જાણ થાય છે કે અમુક ખાસ સંજોગોમાં મોતની દુઆ કરવાની મનાઈ નથી અને સહીહ હદીષોમાં મોતની તમન્ના કરવાની જે મનાઈ કરવામાં આવી છે તેનો ખુલાસો એ છે કે દુનિયાની તકલીફોથી ગભરાઈને હિંમત હારી જઈ બેસબ્રીથી મોત માંગવામાં આવે તે દુરુસ્ત નથી, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "કોઈ વ્યક્તિ કોઈ મુસીબતના કારણે મોતની તમન્ના ન કરે, જો કહેવું જ હોય તો એવું કહે કે, યા અલ્લાહ ! જ્યાં સુધી મારા માટે જિંદગી ઉત્તમ છે તે સમય સુધી જીવંત રાખ અને જ્યારે મોત બહેતર હોય તો મને મોત આપી દે."

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૧૦૨ થી ૧૦૯)

ذٰلِكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ ۚ وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ اَجْمَعُوْٓا اَمْرَهُمْ وَهُمْ
يَمْكُرُوْنَ ﴿١٠٢﴾ وَمَآ اَكْثَرُ النَّاسِ وَلَوْ حَرَصْتَ بِمُؤْمِنِيْنَ ﴿١٠٣﴾ وَمَا تَسْـَٔلُهُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ۗ
اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿١٠٤﴾ وَكَاَيِّنْ مِّنْ اٰيَةٍ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ يَمُرُّوْنَ عَلَيْهَا وَهُمْ عَنْهَا ع
مُعْرِضُوْنَ ﴿١٠٥﴾ وَمَا يُؤْمِنُ اَكْثَرُهُمْ بِاللّٰهِ اِلَّا وَهُمْ مُّشْرِكُوْنَ ﴿١٠٦﴾ اَفَاَمِنُوْٓا اَنْ تَاْتِيَهُمْ غَاشِيَةٌ
مِّنْ عَذَابِ اللّٰهِ اَوْ تَاْتِيَهُمُ السَّاعَةُ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿١٠٧﴾ قُلْ هٰذِهٖ سَبِيْلِىْٓ اَدْعُوْٓا
اِلَى اللّٰهِ ۚ عَلٰى بَصِيْرَةٍ اَنَا وَمَنِ اتَّبَعَنِىْ ۗ وَسُبْحٰنَ اللّٰهِ وَمَآ اَنَا مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٠٨﴾
وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِىْٓ اِلَيْهِمْ مِّنْ اَهْلِ الْقُرٰى ۗ اَفَلَمْ يَسِيْرُوْا فِى الْاَرْضِ
فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۗ وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ لِّلَّذِيْنَ اتَّقَوْا ۗ
اَفَلَا تَعْقِلُوْنَ ﴿١٠٩﴾

## તરજુમો :

*(હે મુહમ્મદ ﷺ !) આ ગયૂબની ખબરો છે, અમે તમારી પાસે મોકલીએ છીએ અને તમે તેમની પાસે ન હતા જ્યારે તેઓ પોતાનું કામ ઠરાવવા લાગ્યા અને ચાલબાજી કરવા લાગ્યા. (૧૦૨) અને ઘણા લોકો વિશ્વાસ કરનારા નથી ભલે તમે કેટલુંય ઈચ્છો. (૧૦૩) અને તમે આના ઉપર તેમની પાસેથી કંઈ બદલો માંગતા નથી, આ તો બીજું કંઈ નથી પરંતુ સમગ્ર વિશ્વને નસીહત છે. (૧૦૪) અને ઉત્તમ નિશાનીઓ છે આસમાનો અને જમીનમાં જેના ઉપર તેમનું જવું-આવવું રહે છે અને તેઓ એના ઉપર ધ્યાન નથી કરતા. (૧૦૫) અને ઘણા લોકો અલ્લાહ ઉપર ઈમાન નથી લાવતા પરંતુ સાથે જ શરીક પણ કરે છે. (૧૦૬) શું એનાથી નીડર થઈ ગયા કે તેમને એક આફત અલ્લાહના અઝાબની આવી ઢાંકી લે અથવા કયામત અચાનક આવી પહોંચે અને તેમને ખબર ન હોય ? (૧૦૭) કહી આપો ! આ મારો માર્ગ છે, અલ્લાહ તરફ બોલાવું છું સમજીબૂઝીને હું અને જે મારી સાથે છે અને અલ્લાહ પવિત્ર છે અને હું ભાગીદાર બનાવનારાઓમાં નથી. (૧૦૮) અને અમે તમારા પહેલાં જેટલા મોકલ્યા તે સૌ પુરુષ જ હતા કે અમે તેમને વહી મોકલતા હતા, વસ્તીઓમાં રહેનારા, બસ શું તે લોકોએ પ્રદેશની મુસાફરી નથી કરી કે જોઈ લીધું હોત તે લોકોનો કેવો અંજામ થયો જેઓ તેમનાથી અગાઉ હતા અને આખિરતનું ઘર તો બચનારાઓ માટે ઉત્તમ છે, શું હજુપણ નથી સમજતા ? (૧૦૯)*

## તફસીર :

આ કિસ્સો (જે ઉપર વર્ણન કરવામાં આવ્યો તમારા માટે) ગયૂબની ખબરોમાંથી છે, (કારણ કે તમારી પાસે કોઈ જાહેર માધ્યમ તેને જાણવાનું નથી, ફક્ત) અમે (જ) વહી દ્વારા તમને આ કિસ્સો બતાવીએ છીએ અને (એ દેખીતું છે કે) તમે તે (યૂસુફ અલૈ.ના ભાઈઓ)ની પાસે તે સમયે ઉપસ્થિત ન હતા જ્યારે કે તેમણે પોતાનો ઈરાદો (હઝરત યૂસુફ અલૈ.ને કૂવામાં નાંખવાનો) પાકો કરી લીધો હતો અને તે (તેના વિશે) યોજના કરી રહ્યા હતા (કે આ લોકો આપ ﷺને એવું કહે કે તેમને અમસ્તા જ લઈ જાય وَغَيْرَ ذٰلِكَ અને એ જ પ્રમાણે આ વાત

યકીની છે કે તમને કોઈએ આ કિસ્સો સંભળાવ્યો પણ નથી અને આપે સાંભળ્યો પણ નથી, બસ આ સ્પષ્ટ દલીલ છે નુબુવ્વતની અને સાહિબે વહી હોવાની) અને (નુબુવ્વતની દલીલ કાયમ થઈ હોવા છતાં પણ) ઘણા લોકો ઈમાન નથી લાવતા, બસ તમારું કેટલુંય દિલ ચાહે અને (તેમનું ઈમાન ન લાવવાથી આપ ﷺનું કોઈ જ નુકસાન નથી. કારણ કે) તમે તેમની પાસેથી આ (કુર્આન) ઉપર કોઈ વળતર તો ઈચ્છતા નથી (જેમાં એ સંભાવના હોય કે જો આ લોકો કુર્આનનો સ્વીકાર ન કરશે તો તમને વળતર નહિ મળે), આ (કુર્આન) તો માત્ર સમગ્ર વિશ્વોના માટે એક નસીહત છે (જે નહિ માને તેનું જ નુકસાન થશે) અને (જે પ્રમાણે આ લોકો નુબુવ્વતના ઈન્કારી છે એ જ પ્રમાણે દલીલો હોવા છતાં તેઓ તવહીદના પણ ઈન્કારી છે એટલા માટે) ઘણી બધી નિશાનીઓ છે (કે જે તવહીદ ઉપર દલીલ સ્વરૂપે છે) આસમાનોમાં (જેમકે તારામંડળો વગેરે) અને પૃથ્વીમાં (જેમકે જીવસૃષ્ટિ વગેરે) જેના ઉપરથી તેઓ પસાર થતા રહે છે (એટલે કે તેનો જાત અનુભવ કરતા રહે છે) અને તે તેના તરફ (લેશમાત્ર) ધ્યાન આપતા નથી (એટલે કે તેનાથી દલીલ પકડતા નથી) અને ઘણા લોકો જે અલ્લાહને માને છે તે એવી રીતે કે સાથે શિર્ક પણ કરતા જાય છે (બસ, તવહીદ વિના અલ્લાહની માન્યતા તેને ન માનવા સમાન જ છે જેથી આ લોકો અલ્લાહની સાથે પણ કુફ્ર કરે છે અને નુબુવ્વતની સાથે પણ કુફ્ર કરે છે) બસ શું (અલ્લાહના અને તેના રસૂલના ઈન્કારી થઈને) પછી પણ એ વાતથી સંતોષ પામીને બેઠા છો કે તેના ઉપર અલ્લાહના અઝાબની કોઈ એવી આફત આવી પડે જે તેમના ઉપર છવાઈ જાય અથવા તેમના ઉપર અચાનક કયામત આવી જાય અને તેમને (પ્રથમથી) ખબર પણ ન થાય (મતલબ એ છે કે કુફ્રના કારણે ભલે દુનિયામાં જ કોઈ અઝાબ નાઝિલ થઈ જાય અથવા કયામતના દિવસે તે અઝાબ આવીને રહે તેમણે ડરવું જોઈએ અને કુફ્રને છોડી દેવું જોઈએ) તમે કહી આપો કે હું અલ્લાહ તરફ એ પ્રમાણે બોલાવું છું કે હું (તવહીદ અને પોતાના અલ્લાહ તરફથી પ્રચારક હોવાની) દલીલ ઉપર કાયમ છું, હું પણ અને મારા સાથીઓ પણ (એટલે કે મારી પાસે પણ દલીલ છે તવહીદ અને રિસાલતની અને મારી સાથેવાળાઓ પણ દલીલની સાથે મારા ઉપર ઈમાન લાવ્યા છે, હું વિના દલીલની વાત તરફ કોઈને બોલાવતો નથી, દલીલ સાંભળો અને સમજો. બસ, કહેવાનો ખુલાસો એ છે કે

અલ્લાહ એકમાત્ર છે અને હું તેનો નબી છું) અને અલ્લાહ (શિર્કથી) પવિત્ર છે અને હું (આ તરીકાનો સ્વીકાર કરું છું અને) મુશ્રિકોમાંથી નથી અને (આ જે નુબુવ્વત ઉપર શંકા કરો છો કે નબી ફરિશ્તો હોવો જોઈએ ફક્ત અર્થહીન, વ્યર્થ અને બેકાર વાતો છે કારણ કે) અમે તમારા અગાઉ વિવિધ વસ્તીવાળાઓમાંથી જેટલા (રસૂલ) મોકલ્યા બધા પુરુષો જ હતા જેમની પાસે અમે વહી મોકલતા હતા (કોઈપણ ફરિશ્તો ન હતો જેમને તેમણે ન માન્યા અને આવી જ ખોટી શંકાઓ કરતા રહ્યા તેમને સજાઓ આપવામાં આવી, એ જ પ્રમાણે આ લોકોને પણ સજા આપવામાં આવશે ભલે દુનિયામાં અથવા આખિરતમાં અને આ લોકો જેઓ નચિંત થઈ ગયા છે) તો શું આ લોકો પ્રદેશમાં (ક્યાંય) હરતા–ફરતા નથી કે (પોતાની આંખોથી) જોઈ લે કે તે લોકોનો કેવો (બુરો) અંજામ થયો જેઓ તેમનાથી અગાઉ (કાફિર) થઈ ગુજર્યા છે અને (યાદ રાખો કે દુનિયાની મહોબ્બતમાં મદ્‌હોશ થઈને તમે કુફ્રને અપનાવ્યું છે તો આ દુનિયા નષ્ટ થનાર છે અને તુચ્છ પણ છે) અલબત્ત, આખિરતની દુનિયા તે લોકો માટે ખૂબ સફળતાની વસ્તુ છે જેઓ (શિર્ક વગેરેથી) બચેલા રહે છે (અને તવહીદ તથા આજ્ઞાપાલન અપનાવે છે) તો શું તમે આટલું પણ નથી સમજતા ? (કે આ નષ્ટ થનાર તુચ્છ વસ્તુ સારી છે કે સદા કાયમ રહેનાર આખિરત ?)

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં હઝરત યૂસુફ (અલૈ.)નો સંપૂર્ણ કિસ્સો વર્ણન કર્યા પછી પ્રથમ નબીએ કરીમ ﷺને સંબોધન છે.

ذٰلِكَ مِنْ اَنْبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ એટલે કે, આ કિસ્સો ગય્બની તે ખબરોમાંથી છે જે અમે વહી દ્વારા તમને બતાવીએ છીએ, તમે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પાસે મોજૂદ ન હતા જ્યારે કે તેઓ હઝરત યૂસુફ (અલૈ.)ને કૂવામાં નાંખવાનું નક્કી કરી ચૂક્યા હતા અને તેના માટે યોજનાઓ ઘડી રહ્યા હતા.

આ જાહેરાતનો અર્થ એ છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના આ કિસ્સાને સંપૂર્ણ વિગત સાથે સાચે–સાચો વર્ણન કરી આપવો રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને વહીની સ્પષ્ટ દલીલ છે કારણ કે, આ કિસ્સો રસૂલે કરીમ ﷺના યુગથી

હજારો વર્ષ પહેલાંનો છે, ન તો આપ ﷺ ત્યાં ઉપસ્થિત હતા કે તેને જોઈને તેઓ તેને વર્ણન કરે અને ન જ આપ ﷺએ કોઈની પાસેથી તેનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું, યા તો ઈતિહાસની કિતાબો જોઈને અથવા કોઈની પાસેથી સાંભળીને વર્ણન કરી લીધું હોય એવું પણ નથી બન્યું, એટલા માટે માત્ર અલ્લાહની વહી સિવાય તેને જાણવાનો અન્ય કોઈ માર્ગ નથી.

કુર્આને કરીમે આ સ્થળે ફક્ત એટલી વાત ઉપર બસ કર્યું છે કે તમે ત્યાં મોજૂદ ન હતા, કોઈ બીજા વ્યક્તિ અથવા પુસ્તક દ્વારા તેનું જ્ઞાન પ્રાપ્ત ન કરવાનું વર્ણન એટલા માટે આવશ્યક સમજવામાં ન આવ્યું હતું કે સમગ્ર અરબ જગત જાણતું હતું કે રસૂલે કરીમ ﷺ ઉમ્મી છે, આપ ﷺ કોઈની પાસેથી લખવાનું-પઢવાનું નથી શીખ્યા અને એ પણ બધાને જાણ હતી કે રસૂલે કરીમ ﷺની સમગ્ર જિંદગી મક્કએ મુઅજ્જમહમાં પસાર થઈ છે, સિરીયા દેશની મુસાફરી પોતાના કાકા અબૂ તાલીબની સાથે કરી હતી જેમાં માર્ગમાંથી જ પાછા આવી ગયા હતા, બીજી મુસાફરી વેપાર માટે કરી તેમાં પણ અમુક દિવસો કામ કર્યા પછી પરત આવી ગયા, આ મુસાફરીમાં પણ કોઈ વિદ્વાન સાથે મુલકાત થવાની અથવા કોઈ શૈક્ષણિક સંસ્થાથી સંબંધ હોવાની કોઈ શક્યતા ન હતી એટલા માટે આ સ્થળે તેનું વર્ણન કરવાની આવશ્યકતા સમજવામાં નથી આવી અને કુર્આને કરીમમાં અન્ય સ્થળે એવું પણ વર્ણન થયું છે, مَا كُنْتَ تَعْلَمُهَآ اَنْتَ وَلَا قَوْمُكَ مِنْ قَبْلِ هٰذَا એટલે, કુર્આનના નાઝિલ થતા પહેલાં આ ઘટનાને આપ ﷺ જાણતા ન હતા અને ન જ આપ ﷺની કોમ તેને જાણતી હતી. (૧૧:૪૯)

ઈમામ બગવી (રહ.)એ ફરમાવ્યું કે યહૂદીઓ અને કુરૈશીઓએ મળીને રસૂલે કરીમ ﷺની કસોટી માટે એ પ્રશ્ન કર્યો હતો કે જો તમે પોતાના નુબુવ્વતના દા'વામાં સાચા છો તો હઝરત યૂસુફ (અલૈ.)નો કિસ્સો બતાવો કે શું અને કેવી રીતે બન્યું ? જ્યારે રસૂલે કરીમ ﷺએ અલ્લાહની વહી દ્વારા આ બધું બતાવી આપ્યું અને તો પણ તેઓ પોતાના કુફ્ર અને ઈન્કાર ઉપર મક્કમ રહ્યા તો રસૂલે કરીમ ﷺને આઘાત લાગ્યો, તેના ઉપર આગલી આયતમાં ફરમાવવામાં આવ્યું કે તમારી નુબુવ્વત અને રિસાલતની નિશાનીઓ સ્પષ્ટ થઈ ગયા પછી પણ ઘણા લોકો ઈમાન લાવશે નહીં ભલે તમે કેટલાય પ્રયત્નો કરો, મતલબ એ છે કે રસૂલે કરીમ ﷺનું કામ તબ્લીગ અને સુધારણાનો પ્રયત્ન છે તેને સફળ બનાવવો ન તો

તમારા અધિકારમાં છે અને ન જ તમારી જવાબદારી છે એટલા માટે તમને તેનાથી કોઈ રંજ કે ગમ ન થવો જોઈએ, ત્યારબાદ ફરમાવ્યું,

وَمَا تَسْـَٔلُهُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ એટલે કે, તમે તેમને જે કંઈ તબ્લીગ કરવાના અને સીધા માર્ગ ઉપર લાવવાના પ્રયત્નો કરો છો તેના ઉપર તે લોકો પાસેથી કોઈ વળતર તો માંગતા નથી જેના કારણે તેમને સાંભળવા અને માનવામાં કોઈ મુશ્કેલી થાય, બલકે તમારું કલામ તો ફક્ત ભલાઈ અને નસીહત છે સમગ્ર દુનિયાવાળાઓ માટે, તેમાં તે તરફ પણ ઈશારો જોવા મળે છે કે જ્યારે આ પ્રયત્નથી તમારો કોઈ દુનિયાનો લાભ નથી બલકે આખિરતનો સવાબ અને કોમની ભલાઈ છે તો તે હેતુ તમને પ્રાપ્ત થઈ ચૂક્યો પછી આપ ﷺ શા માટે ગમગીન (દિલગીર) થાઓ છો !

وَكَاَيِّنْ مِّنْ اٰيَةٍ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ يَمُرُّوْنَ عَلَيْهَا وَهُمْ عَنْهَا مُعْرِضُوْنَ એટલે કે, આ લોકો ફક્ત એટલું જ નહીં કે કોઈ શિખામણ આપનારની શિખામણને જીદ અથવા હઠધર્મીના કારણે નથી સાંભળતા, બલકે તેમની હાલત તો એવી છે કે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની જે ખુલ્લમ-ખુલ્લી નિશાનીઓ આસમાનો અને પૃથ્વી ઉપર દરેક સમયે દૃષ્ટિ સમક્ષ રહે છે તેના ઉપર પણ તેઓ બેધ્યાન રહે છે અને બેદરકારીથી પસાર થઈ જાય છે, બિલકુલ દૃષ્ટિપાત કરતા નથી કે કોની કુદરત અને મોટાઈની આ નિશાનીઓ છે ? આસમાન અને પૃથ્વીમાં અલ્લાહ તઆલાની ખુદાઈ અને હિકમત તથા કુદરતની અસંખ્ય નિશાનીઓ ઉપસ્થિત છે, તેમાંથી એ પણ છે કે જે પાછલી કોમો ઉપર અઝાબ આવ્યો અને તેમને ઊલટાવી દેવામાં આવી અથવા બરબાદ કરવામાં આવી તે વસ્તીઓ ઉપર તેમની નજર તો પડે છે પરંતુ તેનાથી કોઈ બોધપાઠ ગ્રહણ કરતા નથી.

આ વર્ણન તો એવા લોકોનું હતું જેઓ અલ્લાહ તઆલાના અસ્તિત્વ તથા તેની હિકમત અને કુદરતની જ માન્યતા ધરાવતા ન હતા, આગળ એવા લોકોનો ઉલ્લેખ છે જેઓ અલ્લાહ તઆલાને તો માને છે પરંતુ તેની ખુદાઈમાં અન્ય વસ્તુઓને ભાગીદાર ઠરાવે છે, ફરમાવ્યું,

وَمَا يُؤْمِنُ اَكْثَرُهُمْ بِاللّٰهِ اِلَّا وَهُمْ مُّشْرِكُوْنَ એટલે કે, તેમાં જે લોકો

અલ્લાહ તઆલા ઉપર ઈમાન પણ લાવે છે તો તે પણ શિર્કની સાથે ! એટલે કે અલ્લાહ તઆલાના જ્ઞાન અને કુદરત વગેરે સિફતોમાં અન્યોને ભાગીદાર ઠરાવે છે જે ઉઘાડો અત્યાચાર અને અજ્ઞાનતા છે.

ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે, આ આયતના મફહૂમ (સમજવામાં આવતા અર્થ)માં તે મુસલમાનો પણ સામેલ છે જે ઈમાન હોવા છતાં વિવિધ પ્રકારના શિર્કમાં સંડોવાયા છે. મુસ્નદે અહમદમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "મને તમારા ઉપર જે વસ્તુનો ભય છે તેમાં સૌથી વધારે ખતરનાક "શિર્કે અસગર" (નાનું શિર્ક) છે. સહાબએ કિરામ (રદિ.)ના પૂછવાથી ફરમાવ્યું, "રિયા" (દેખાડો) શિર્કે અસગર છે." એ જ પ્રમાણે એક હદીષમાં ગયરુલ્લાહ (અલ્લાહ સિવાય અન્ય)ની કસમ ખાવાને શિર્ક ફરમાવ્યું છે. (ઈબ્ને કષીર, અનલ તિરમિઝી) અલ્લાહ તઆલા સિવાય કોઈ બીજાના નામની નિયાઝ માનવી પણ ફુકહાની સહમતીથી તેમાં જ સામેલ છે, ત્યારબાદ તેમાં બેદરકારી અને અજ્ઞાનતા જાહેર થવા ઉપર અફસોસ અને આશ્ચર્ય છે કે આ લોકો પોતાના ઈન્કાર અને બળવાખોરી છતાં એ વાતથી કેવી રીતે નચિંત થઈ ગયા કે શક્ય છે કે તેમના ઉપર અલ્લાહ તઆલા તરફથી કોઈ અઝાબની દુર્ઘટના આવી પડે અથવા અચાનક તેમના ઉપર કયામત આવી જાય કે તેના માટે તેઓ તૈયાર ન હોય !

قُلْ هٰذِهٖ سَبِيْلِيْٓ اَدْعُوْٓا اِلَى اللّٰهِ عَلٰى بَصِيْرَةٍ اَنَا وَمَنِ اتَّبَعَنِيْ وَسُبْحٰنَ اللّٰهِ وَمَآ اَنَا مِنَ الْمُشْرِكِيْنَ એટલે કે, આપ ﷺ તે લોકોને કહી આપો કે (તમે માનો અથવા ન માનો) મારો તો આ જ તરીકો અને કાર્ય છે કે લોકોને બસીરત અને યકીનની સાથે અલ્લાહ તરફ દા'વત આપતો રહું, હું પણ અને જે લોકો મારું અનુસરણ કરનારા છે તે લોકો પણ.

મતલબ એ છે કે મારી આ દા'વત કોઈ ઉપરછલ્લી બાબત ઉપર આધારિત નથી બલકે સમગ્ર તર્ક અને બુદ્ધિ તથા હિકમતનો નિચોડ-ફળ છે, આ આમંત્રણ અને બસીરત (સમજદારી)માં રસૂલે કરીમ ﷺએ પોતાના અનુયાયીઓ અને આજ્ઞાપાલકોને પણ સામેલ ફરમાવ્યા છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ સહાબએ કિરામ (રદિ.) છે જે રિસાલતના જ્ઞાનના ખજાના અને અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાના સૈનિકો છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, "રસૂલુલ્લાહ ﷺના સહાબા આ બધી જ ઉમ્મતના શ્રેષ્ઠ લોકોમાંથી છે જેમના દિલ પવિત્ર અને તેમનું જ્ઞાન ખૂબ ઊંડું છે, તેમનામાં તકલ્લુફ (ઔપચારિકતા)નું નામ સુદ્ધાં નથી, અલ્લાહ તઆલાએ તેમને પોતાના રસૂલુલ્લાહ ﷺના સંગાથ અને સેવા માટે ચૂંટી લીધા છે, તમે તેમના અખ્લાક અને ટેવો તથા તરીકાઓને શીખો કારણ કે તેઓ જ સીધા માર્ગ ઉપર છે."

એ પણ ભાવાર્થ હોઈ શકે છે કે مَــنِ اتَّبَــعَــنِــىْ (મનિત્તબઅની) દરેક તે વ્યક્તિ માટે સામાન્ય હોય કે જે કયામત સુધી રસૂલે કરીમ ﷺની દા'વતને ઉમ્મત સુધી પહોંચાડવાની સેવામાં પ્રવૃત્ત હોય. કલ્બી અને ઈબ્ને ઝૈદે ફરમાવ્યું કે આ આયતથી એ પણ જાણ થાય છે કે જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺના અનુસરણનો દા'વો કરે છે તેના ઉપર જરૂરી છે કે આપ ﷺની દા'વતને લોકોમાં ફેલાવે અને કુર્આનના શિક્ષણને આમ કરે (સર્વત્ર ફેલાવે). *(મઝહરી)*

سُبْـحٰـنَ الـلّٰـهِ وَمَـآ اَنَا مِنَ الْمُشْرِكِيْنَ એટલે કે, "અલ્લાહ શિર્કથી પાક છે અને હું શિર્ક કરનારાઓમાંથી નથી." ઉપરોક્ત એવું વર્ણન આવ્યું હતું કે મોટા ભાગના લોકો જ્યારે અલ્લાહ ઉપર ઈમાન પણ લાવે છે તો તેની સાથે–સાથે નાનું અથવા મોટું શિર્ક ભેળસેળ કરે છે એટલા માટે શિર્કથી પોતે બિલકુલ મુક્ત હોવાની જાહેરાત કરી. ખુલાસો એ છે કે મારા આમંત્રણનો હેતુ આ નથી કે હું લોકોને પોતાના બંદા બનાવું પરંતુ હું પોતે પણ અલ્લાહનો જ બંદો છું અને તેની જ બંદગી તરફ આમંત્રણ આપું છું અલબત્ત, "દાઈ" (આમંત્રણ આપનાર નબી અને રસૂલ) તરીકે મારા ઉપર ઈમાન લાવવું ફરજ છે.

આના ઉપર જે મક્કાના મુશ્રિકોએ શંકા રજુ કરી હતી કે અલ્લાહ તઆલાના રસૂલ અને સંદેશાવાહક તો મનુષ્ય નહિ બલકે ફરિશ્તા હોવા જોઈએ તેનો જવાબ આગલી આયતમાં આ રીતે આપવામાં આવ્યો.

وَمَـآ اَرْسَـلْـنَـا مِـنْ قَبْـلِـكَ اِلَّا رِجَـالًا نُّوْحِىْٓ اِلَيْهِمْ مِّنْ اَهْلِ الْقُرٰى એટલે કે, તેમનો એ વિચાર પાયા વગરનો છે કે અલ્લાહના રસૂલ અને પયગમ્બર ફરિશ્તા હોવા જોઈએ મનુષ્ય નથી હોઈ શકતો, બલકે ઘટના તેનાથી વિપરીત છે કે માનવી માટે અલ્લાહનો રસૂલ માનવી જ થતો ચાલ્યો આવ્યો છે અલબત્ત,

સામાન્ય માનવો કરતા તેને એ વિશેષતા પ્રાપ્ત થતી હોય છે કે તેને અલ્લાહ તબારક વ તઆલા તરફથી સીધે-સીધી વહી અને પયગામ (સંદેશો) આવે છે અને તે કોઈની કોશીશ અથવા કર્મોનું પરિણામ નથી હોતું. અલ્લાહ તઆલા પોતે જ પોતાના બંદાઓમાંથી જેને યોગ્ય સમજે છે આ કાર્ય માટે નિયુક્ત કરી દે છે અને તેની નિયુક્તિ એવી ખાસ સિફતો અને વિશેષતાઓના આધારે હોય છે જે સામાન્ય માણસોમાં હોતી નથી.

આગળ તે લોકોને ચેતવણી છે જેઓ અલ્લાહ તરફના "દાઈ" અને રસૂલના માર્ગદર્શનનો વિરોધ કરીને અલ્લાહના અઝાબને આમંત્રણ આપે છે. ફરમાવ્યું,

اَفَلَمۡ يَسِيۡرُوۡا فِى الۡاَرۡضِ فَيَنۡظُرُوۡا كَيۡفَ كَانَ عَاقِبَةُ الَّذِيۡنَ مِنۡ قَبۡلِهِمۡ وَلَدَارُ الۡاٰخِرَةِ خَيۡرٌ لِّلَّذِيۡنَ اتَّقَوۡا اَفَلَا تَعۡقِلُوۡنَ એટલે કે, શું આ લોકો જમીનમાં હરતા ફરતા નથી કે તેઓ પાછલી કોમોની હાલતોને નજરે જુએ કે રસૂલોના ઈન્કારે તેમને કેવા ખરાબ પરિણામમાં સપડાવી દીધા ? પરંતુ આ લોકો દુનિયાના જાહેર શણગાર તથા સહૂલતમાં મસ્ત થઈને આખિરતને ભૂલાવી બેઠા છે જ્યારે કે પરહેઝગારો-સંયમી લોકો માટે આખિરત આ દુનિયાથી અનેક ઘણી વધારે ઉત્તમ છે, શું આ લોકોમાં એટલી પણ બુદ્ધિ નથી કે દુનિયાની અમુક દિવસની રાહતને આખિરતની કાયમી અને સંપૂર્ણ નેઅ્મતો તથા રાહતો ઉપર અગ્રિમતા આપે છે !

## હુકમો અને માર્ગદર્શન :

## "ગય્બની ખબરો" (અદષ્ય બાબતોની જાણકારી) અને "ઇલ્મે ગય્બ" (અદષ્ય બાબતોના જ્ઞાન)માં તફાવત :

ذٰلِكَ مِنۡ اَنۡۢبَآءِ الۡغَيۡبِ نُوۡحِيۡهِ اِلَيۡكَ "આ સર્વકાંઈ ગય્બની ખબરોમાંથી છે જે અમે આપ ﷺને વહી દ્વારા બતાવીએ છીએ." (૩:૪૪) આ જ વિષય લગભગ આ જ શબ્દો સાથે સૂરએ આલિ ઈમ્રાનની આયત નં. ૪૩માં હઝરત મરયમના કિસ્સામાં આવ્યો છે. ذٰلِكَ مِنۡ اَنۡۢبَآءِ الۡغَيۡبِ نُوۡحِيۡهِ اِلَيۡكَ અને સૂરએ હૂદની આયત નં. ૪૮માં નૂહ (અલૈ.)ની ઘટના વિશે આવ્યો છે. تِلۡكَ مِنۡ اَنۡۢبَآءِ الۡغَيۡبِ نُوۡحِيۡهَآ اِلَيۡكَ (૧૧:૪૯)

આ આયતોથી એક વાત તો એ જાણ થઈ કે અલ્લાહ તઆલા પોતાના અંબિયા (અલૈ.)ને ઘણી બધી ગયૂબની ખબરોની વહી દ્વારા જાણકારી આપી દે છે, ખાસ કરીને આપણા સય્યિદુર્રસૂલ ﷺને આ ગયૂબની ખબરોનો ખાસ ભાગ અર્પણ કરવામાં આવ્યો છે જે બધા જ અગાઉના અંબિયા (અલૈ.)થી વધારે છે, એ જ કારણ છે કે આપ ﷺએ ઉમ્મતને કયામત સુધી થનાર ઘણી બધી ઘટનાઓની વિગતવાર અથવા ટૂંકમાં ખબરો આપી દીધી છે, હદીષની કિતાબોમાં "કિતાબુલ ફિતન"ની બધી જ હદીષો તેનાથી ભરી પડી છે.

સામાન્ય જનતા કારણ કે ગયૂબનું જ્ઞાન ફક્ત તેને જ સમજે છે કે કોઈ વ્યક્તિ ગયૂબની ખબરો (અદષ્ય બાબતો)થી કોઈપણ રીતે વાકેફ થઈ જાય અને આ ગુણ રસૂલે કરીમ ﷺમાં પૂર્ણ કક્ષાએ મોજૂદ છે, એટલા માટે તેઓ એવું ધારે છે કે રસૂલે કરીમ ﷺ "આલિમુલ ગયૂબ" હતા પરંતુ કુર્આને કરીમે સ્પષ્ટ શબ્દોમાં જાહેરાત કરી છે, لَا يَعْلَمُ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ (૨૭:૬૫) જેનાથી જાણ થાય છે કે "આલિમુલ ગયૂબ" અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ હોઈ જ નથી શકતું. "ઈલ્મે ગયૂબ" અલ્લાહ જલ્લ શા'નુહૂની ખાસ સિફત છે તેમાં કોઈ રસૂલ અથવા ફરિશ્તાને સામેલ સમજવું તેમને અલ્લાહની સમકક્ષ બનાવવા સમાન અને ઈસાઈઓની પ્રવૃત્તિ છે જેઓ રસૂલને અલ્લાહનો બેટો અને ખુદાઈમાં ભાગીદાર ઠરાવે છે. કુર્આને કરીમની પ્રસ્તુત આયતોથી ઘટનાની સંપૂર્ણ હકીકત સ્પષ્ટ થઈ ગઈ કે "ઈલ્મે ગયૂબ" તો માત્ર અલ્લાહ તઆલાની જ ખાસ સિફત છે અને "આલિમુલ ગયૂબ" માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂ જ છે અલબત્ત, ગયૂબની ઘણી બધી ખબરો અલ્લાહ તઆલાએ પોતાના રસૂલોને વહી દ્વારા બતાવી આપી છે, આ કુર્આનની પરિભાષામાં "ઈલ્મે ગયૂબ" કહેવાતું નથી અને સામાન્ય જનતા કારણ કે આ બારીક તફાવતને સમજતી નથી બલકે ગયૂબની ખબરોને જ "ઈલ્મે ગયૂબ" કહેવા માંડે છે અને જ્યારે કુર્આની પરિભાષા પ્રમાણે ગયરુલ્લાહ માટે "ઈલ્મે ગયૂબ"ના નકારનું વર્ણન કરવામાં આવે છે તો તેનો વિરોધ કરવા માંડે છે જેની હકીકત એથી વધારે નથી કે

اختلافِ خلق از نام اوفتاد ؛ چوں بمعنی رفت آرام اوفتاد

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِىٓ اِلَيْهِمْ مِّنْ اَهْلِ الْقُرٰى આ આયતમાં

અલ્લાહ તઆલાએ રસૂલો વિશે શબ્દ رِجَالًا (રિજાલન)નો ઉપયોગ કર્યો છે, એનાથી જાણ થઈ કે રસૂલો હંમેશા પુરુષ જ હોય છે સ્ત્રી નબી અથવા રસૂલ નથી હોઈ શકતી.

ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ જમહૂર ઉલમાનો એ જ અભિપ્રાય નકલ કર્યો છે કે અલ્લાહ તઆલાએ કોઈ સ્ત્રીને નબી અથવા રસૂલ નથી બનાવી, અમુક ઉલમાએ અમુક સ્ત્રીઓ વિશે નબી હોવાનો સ્વીકાર કર્યો છે, દાખલા તરીકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પવિત્ર પત્ની બીબી સારહ અને હઝરત મૂસા (અલૈ.)ના વાલિદહ તથા હઝરત ઈસા (અલૈ.)ના વાલિદહ હઝરત મરયમ; કારણ કે આ ત્રણે સ્ત્રીઓ વિશે કુર્આને કરીમમાં એવા શબ્દો મોજૂદ છે જેમાં એવું સમજાય છે કે અલ્લાહના હુકમથી ફરિશ્તાઓએ તેમની સાથે વાતચીત કરી અને ખુશખબરી સંભળાવી અથવા તો પોતે તેમને અલ્લાહની વહીથી જાણ થઈ પરંતુ જમહૂર ઉલમાના મતે આ આયતોથી આ ત્રણે સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને મોટાઈ તથા અલ્લાહ તઆલા નજીક તેમનો મહાન દરજ્જો હોવાનું તો સાબિત થાય છે પરંતુ તેઓ ફરમાવે છે કે માત્ર આ શબ્દો તેમની નુબુવ્વત અને રિસાલતની સાબિતી માટે પૂરતા નથી.

આ જ આયતમાં اَهْلِ الْقُرٰى (અહ્‌લિલ્ કુરા)થી જાણ થાય છે કે અલ્લાહ તઆલા પોતાના રસૂલ સામાન્ય રીતે શહેરો અને કસ્બાઓના રહેનારાઓમાંથી મોકલે છે ગામડાં અને જંગલના નિવાસીઓમાંથી રસૂલો થતા નથી, કારણ કે સામાન્યતઃ (પ્રાચીન સમયના) ગામડાં અને જંગલના નિવાસીઓ કઠોર સ્વભાવના તથા બુદ્ધિ અને સમજદારીમાં ઓછા હતા. *(ઈબ્ને કષીર, કુર્તુબી વગેરે)*

---

## આયતો : (સૂરએ યૂસુફ : આયત નં. ૧૧૦-૧૧૧)

حَتّٰٓى اِذَا اسْتَيْـَٔسَ الرُّسُلُ وَظَنُّوْٓا اَنَّهُمْ قَدْ كُذِبُوْا جَآءَهُمْ نَصْرُنَا ۙ فَنُجِّيَ
مَنْ نَّشَآءُ ۭ وَلَا يُرَدُّ بَاْسُنَا عَنِ الْقَوْمِ الْمُجْرِمِيْنَ ۝١١٠ لَقَدْ كَانَ فِيْ قَصَصِهِمْ عِبْرَةٌ
لِّاُولِي الْاَلْبَابِ ۭ مَا كَانَ حَدِيْثًا يُّفْتَرٰى وَلٰكِنْ تَصْدِيْقَ الَّذِيْ بَيْنَ يَدَيْهِ
وَتَفْصِيْلَ كُلِّ شَيْءٍ وَّهُدًى وَّرَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ۝١١١ ع

## તરજુમો :

*એટલે સુધી કે જ્યારે રસૂલ નાઉમ્મીદ થવા લાગ્યા અને ખયાલ કરવા લાગ્યા કે તેમને જૂઠું કહેવામાં આવ્યું હતું (ત્યારે) તેમને અમારી મદદ પહોંચી, પછી જેમને અમે ઈચ્છયું બચાવી દીધા અને અમારો અઝાબ ગુનેહગાર કોમથી ટળતો નથી. (૧૧૦) અલબત્ત બુદ્ધિશાળીઓએ તેમના અહેવાલથી પોતાની હાલતનું અનુમાન કરવાનું છે; (આ) કંઈ બનાવેલી વાત નથી પરંતુ એ કલામ પ્રમાણે છે જે આનાથી અગાઉ છે અને દરેક વસ્તુનું વર્ણન અને હિદાયત અને રહમત તે લોકોને માટે જેઓ ઈમાન લાવે છે. (૧૧૧)*

## તફસીર :

(જો તમે કાફિરો ઉપર અઝાબનું મોડું થવાથી તેના ન આવવાની શંકામાં પડ્યા હોય તો તે તમારી ભૂલ છે, એટલા માટે કે અમે અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતોના કાફિરોને પણ લાંબી-લાંબી મહોલતો આપી હતી) એટલે સુધી કે (આ લાંબી મુદત થવાના કારણે) પયગમ્બર (એ વાતથી) માયૂસ થઈ ગયા (કે અમે અલ્લાહ તરફથી કાફિરો ઉપર અઝાબ આવવાનો જે વખત પોતાના અનુમાન અને અંદાજાથી નક્કી કરી લીધો હતો તે સમયમાં કાફિરો ઉપર અઝાબ આવીને અમારો વિજય-સરસાઈ અને સચ્ચાઈ જાહેર થઈ જશે) અને તેઓ (પયગમ્બરો)ને તીવ્ર ધારણા એવી થઈ ગઈ હતી કે (અલ્લાહના વાયદાનો સમય નક્કી કરવામાં) અમારી સમજ પ્રમાણે અમે ભૂલ કરી (કે ફક્ત અંદાજાથી અને અનુમાન લગાવી અલ્લાહની મદદ જલદી આવી જવાની ઈચ્છાથી અઝાબનો સમય નજીક હોવાનું નક્કી કરી લીધું જ્યારે કે વાયદો બેમુદતી છે, આવી માયૂસીની હાલતમાં) તેમને અમારી મદદ પહોંચી (તે મદદ એ કે કાફિરો ઉપર અઝાબ આવ્યો) પછી (તે અઝાબથી) અમે જેને ઈચ્છયું તેને બચાવી લેવામાં આવ્યા (તેનો ભાવાર્થ મો'મિનોને બચાવી લેવામાં આવ્યા) અને (આ અઝાબમાં કાફિરોનો નાશ કરવામાં આવ્યો કારણ કે) અમારો અઝાબ અપરાધી લોકો ઉપરથી હટતો નથી (બલકે તેમના ઉપર અવશ્ય આવે છે ભલે મોડેથી તો મોડેથી! બસ આ મક્કાના કાફિરો પણ એ ધોકામાં ન રહે) તેઓના (એટલે કે અગાઉના અંબિયા અલૈ. અને આગલી ઉમ્મતોના) કિસ્સામાં સમજદાર લોકો

માટે (મોટી) ઈબ્રત છે, (તેનાથી ઈબ્રત અને શિખામણ પ્રાપ્ત કરે છે કે આજ્ઞાપાલનનું આવું પરિણામ છે અને ગુનાહોનું આવું પરિણામ છે) આ કુર્આન (જેમાં આ કિસ્સાઓ છે) કોઈ ઘડી કાઢેલી વાત નથી (કે તેમાં શિખામણ ન હોય) બલકે તેનાથી અગાઉ જે આસમાની કિતાબો (નાઝિલ) થઈ ચૂકી છે આ તેની તસ્દીક (ખરાઈ) કરનાર છે અને દરેક (જરૂરી) વાતોની છણાવટ કરનાર છે અને ઈમાનવાળાઓ માટે હિદાયત તથા રહમતનું માધ્યમ છે (બસ, આવી કિતાબમાં જે શિખામણના વિષયો હોય તેનાથી શિખામણ પ્રાપ્ત કરવી જરૂરી છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અંબિયા (અલૈ.)ને મોકલવાનું અને સત્યની દા'વત આપવાનું વર્ણન હતું અને અંબિયા (અલૈ.) વિશે અમુક શંકાઓનો જવાબ આપવામાં આવ્યો હતો, પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં એ બાબતે ચેતવણી આપવામાં આવી છે કે આ લોકો અંબિયા (અલૈ.)ના વિરોધ કરવાના ખરાબ પરિણામ ઉપર દષ્ટિપાત કરતા નથી, જો તેઓ જરા પણ વિચાર કરે અને પોતાની આજુબાજુના શહેરો અને સ્થળોના ઈતિહાસ ઉપર નજર નાંખે તો તેમને જાણ થઈ જશે કે અંબિયા (અલૈ.)નો વિરોધ કરનારનું ખરાબ પરિણામ આ દુનિયામાં પણ કેટલું કઠોર આવ્યું છે, જેમકે કોમે લૂત (અલૈ.)ની વસ્તીને ઊલટાવી દેવામાં આવી હતી, કોમે આદ અને ષમૂદને જાત-જાતના અઝાબો દ્વારા નેસ્ત-નાબૂદ કરી નાંખવામાં આવી હતી અને આખિરતનો અઝાબ તેનાથી પણ વધારે કઠોર છે.

બીજી આયતમાં માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે દુનિયાની તકલીફો અને રાહતો તો અંતે અમુક દિવસની છે, અસલ ચિંતા આખિરતની હોવી જોઈએ જ્યાં કાયમી ધોરણે રહેવાનું છે અને ત્યાંની રંજ અથવા રાહત પણ કાયમી છે તથા ફરમાવ્યું કે આખિરતની દુરુસ્તી તકવા ઉપર અવલંબિત છે જેનો અર્થ એ છે કે શરીઅતના બધા જ હુકમોની પાબંદી કરવામાં આવે.

આ આયતમાં અગાઉ થઈ ચૂકેલા રસૂલો અને તેમની ઉમ્મતોની હાલતોથી હાજર (વર્તમાન) લોકોને ખબરદાર કરવામાં આવે છે, એટલા માટે આગલી આયતમાં તેમની એક શંકા અને સંદેહ દૂર કરવામાં આવ્યો, તે એ કે

ઘણા લોકો રસૂલે કરીમ ﷺ દ્વારા અલ્લાહના અઝાબથી ડરાવવાનું વર્ણન તો લાંબા સમયથી સાંભળી રહ્યા હતા અને કોઈ અઝાબ આવતો દેખાતો ન હતો, એનાથી તેમની હિંમત વધી રહી હતી કે કોઈ અઝાબ જો આવવાનો હોત તો અત્યાર સુધી આવી ચૂક્યો હોત, એટલા માટે ફરમાવવામાં આવ્યું કે અલ્લાહ જલ્લ શા'નુહૂ પોતાની રહમત અને પૂર્ણ કક્ષાની હિકમત વડે અમુક સમયે અપરાધી કોમોને મહોલત આપતો રહે છે અને આ મહોલત અમુક સમયે ઘણી લાંબી પણ થઈ જાય છે જેના કારણે બળવાખોરો (બદમાશો)ની હિંમત વધી જાય છે અને પયગમ્બરોને એક પ્રકારે પરેશાની થવા લાગે છે. ઈરશાદ ફરમાવ્યો,

حَتّٰـى اِذَااسۡتَـاۡيۡـئَـسَ الرُّسُلُ وَظَنُّوۡۤا اَنَّهُمۡ قَدۡ كُذِبُوۡا جَآءَ هُمۡ نَصۡرُنَا فَنُجِّىَ مَنۡ نَّشَـآءُ وَلَا يُـرَدُّ بَـاۡسُنَـا عَنِ الۡقَـوۡمِ الۡمُجۡـرِمِيۡنَ ط એટલે કે, પાછલી ઉમ્મતોના નાફરમાનોને લાંબી-લાંબી મહોલતો આપવામાં આવી એટલે સુધી કે લાંબા સમય સુધી તેમના ઉપર અઝાબ ન આવવાથી પયગમ્બર એ વિચાર કરીને માયૂસ થઈ ગયા કે અલ્લાહ તઆલાના અઝાબના વાયદાનો જે સમય અમે પોતાના અંદાજાથી પોતાના દિમાગોમાં નક્કી કરી રાખ્યો હતો તે સમય સુધીમાં કાફિરો ઉપર અઝાબ આવશે નહીં અને સત્યની સર્વોપરીતા જાહેર થશે નહીં અને તે પયગમ્બરોને એવું પાકું અનુમાન થઈ ગયું કે અલ્લાહનો આ વાયદો અમારા અંદાજાથી નક્કી કરવામાં અમારી સમજે ભૂલ કરી છે કે અલ્લાહ તઆલાએ તો કોઈ નક્કી સમય બતાવ્યો ન હતો, અમે અમુક ચોક્કસ નિશાનીઓથી નક્કી કરી લીધો હતો. એવી જ માયૂસીની હાલતમાં તેમને અમારી મદદ પહોંચી, તે એ કે વાયદા પ્રમાણે કાફિરો ઉપર અઝાબ આવ્યો, પછી તે અઝાબથી અમે જેને ઈચ્છ્યું તેમને બચાવી લેવામાં આવ્યા. તેનો ભાવાર્થ એ છે કે અંબિયા (અલૈ.)ને માનનારા મો'મિનોને બચાવી લેવામાં આવ્યા અને કાફિરોનો નાશ થઈ ગયો કારણ કે અમારો અઝાબ અપરાધી લોકો ઉપરથી હટતો નથી, બલકે તે અવશ્ય આવીને જ રહે છે એટલા માટે મક્કાના કાફિરોએ અઝાબમાં મોડું થવાથી ધોકામાં ન રહેવું જોઈએ.

આ આયતમાં શબ્દ كُـذِبُـوۡا (કુઝીબૂ) મશહૂર કિરાઅત પ્રમાણે પઢવામાં આવ્યો છે અને તેની તફસીર જે અમે અપનાવી છે તે જ સૌથી વધારે સાચી અને ડાઘરહિત છે કે શબ્દ كُـذِبُـوۡا (કુઝીબૂ)નો ખુલાસો "પોતાનું અનુમાન અને

ધારણાનું ખોટું હોવું" થાય છે જે એક પ્રકારની ઈજ્તિહાદી ભૂલ છે અને અંબિયા (અલૈ.)થી એવી કોઈ ઈજ્તિહાદી ભૂલ થઈ શકે છે, અંબિયા (અલૈ.) અને બીજા મુજ્તહિદોમાં ફરક છે કે અંબિયા (અલૈ.)થી જ્યારે કોઈ ઈજ્તિહાદી ભૂલ થઈ જાય છે ત્યારે અલ્લાહ તઆલા તેમને તે ભૂલ ઉપર કાયમ રહેવા દેતા નથી, બલકે તેમને જાણ કરીને હકીકત ખોલી નાંખવામાં આવે છે, બીજા મુજ્તહિદોને એ સ્થાન પ્રાપ્ત નથી. રસૂલે કરીમ ﷺનો "સુલહે હુદૈબિય્યહ"નો કિસ્સો આ વિષય માટે પૂરતો સાક્ષી છે, કારણ કે કુર્આને કરીમમાં પ્રસ્તુત છે કે આ ઘટનાની બુનિયાદ રસૂલે કરીમ ﷺનું સ્વપ્ન છે જે આપ ﷺએ જોયું કે આપ ﷺ સહાબા (રદિ.) સાથે બયતુલ્લાહનો તવાફ કરી રહ્યા છે અને અંબિયા (અલૈ.)નું સ્વપ્ન પણ વહીના હુકમમાં હોય છે, એટલા માટે આ ઘટના બનવી ચોક્કસ થઈ ગયું પરંતુ સ્વપ્નમાં તેનો કોઈ ખાસ સમય અને મુદત બતાવવામાં આવી ન હતી, રસૂલે કરીમ ﷺએ પોતાના અંદાજાથી એવું ધારી લીધું હતું કે એવું આ જ વર્ષે થશે, એટલા માટે સહાબએ કિરામ (રદિ.)માં આવું એ'લાન કરીને તેમની મોટી સંખ્યા લઈને ઉમરહ માટે મક્કએ મુઅજ્જમહ રવાના થઈ ગયા પરંતુ મક્કાના કુરૈશીઓએ વિરોધ કર્યો અને તે સમયે તવાફ અને ઉમરહની નોબત ન આવી, બલકે તેની પૂર્ણતા બે વર્ષ પછી સન હિજરી આઠમાં મક્કા વિજય (ફત્હે મક્કા) સ્વરૂપે સામે આવી અને આ ઘટનાથી જાણ થઈ કે જે સ્વપ્ન રસૂલે કરીમ ﷺએ જોયું હતું તે સત્ય અને ચોક્કસ હતું પરંતુ તેનો સમય જે નિશાનીઓ અને અંદાજાથી રસૂલે કરીમ ﷺએ નક્કી કર્યો હતો તેમાં ભૂલ થઈ પરંતુ આ ભૂલને તે જ સમયે દૂર કરી આપવામાં આવી.

એ જ પ્રમાણે પ્રસ્તુત આયતમાં قَدْ كُذِبُوْا (કદ કુઝીબૂ)નો પણ એ જ અર્થ સમજવામાં આવે છે કે કાફિરો ઉપર અઝાબ આવવામાં મોડું થયું અને જે સમયે અંબિયા (અલૈ.)એ પોતાના અંદાજાથી પોતાના દિમાગમાં નક્કી કરી રાખ્યો હતો તે સમયે અઝાબ ન આવ્યો ત્યારે તેમને એવી ધારણા બંધાઈ ગઈ કે અમે સમય નક્કી કરવામાં ભૂલ કરી છે. આ તફસીર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે અને અલ્લામહ તય્યબીએ કહ્યું કે આ રિવાયત સાચી છે કારણ કે સહીહ બુખારીમાં વર્ણન કરવામાં આવી છે. *(મઝહરી)*

અમુક કિરાઅતોમાં આ શબ્દ ذَال (ઝાલ) ઉપર તસ્દીદ સાથે قَدْ كُذِّبُوْا

(કદ કુઝિ્ઝબૂ) પણ આવ્યો છે જેનું ક્રિયાપદ تَكْذِيْب (તકઝીબ) છે, આ સ્વરૂપમાં અર્થ એ થશે કે અંબિયા (અલૈ.)એ જે અંદાજાથી અઝાબનો સમય નક્કી કરી રાખ્યો હતો તે સમય ઉપર અઝાબ ન આવવાથી તેમને એવો ભય ઉત્પન્ન થઈ ગયો કે હવે જે મુસલમાન છે તેઓ પણ અમારી "તકઝીબ" કરવા (જૂઠાડવા) ન લાગે કે જે કંઈ અમે કહ્યું હતું તે પૂરું થયું નથી, એવી હાલતમાં અલ્લાહ તઆલાએ પોતાનો વાયદો પૂરો કરી બતાવ્યો અને ઈન્કારીઓ ઉપર અઝાબ આવી પડ્યો તથા મો'મિનોને તેનાથી છુટકારો મળ્યો, એ જ પ્રમાણે તેમની સર્વોપરીતા જાહેર થઈ ગઈ.

لَقَدْ كَانَ فِیْ قَصَصِهِمْ عِبْرَةٌ لِّاُولِی الْاَلْبَابِ ط એટલે કે, આ લોકોના કિસ્સાઓમાં બુદ્ધિશાળીઓ માટે મોટી ઈબ્રત (શિખામણ) છે.

તેનો ભાવાર્થ બધા અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ જે કુર્આનમાં પ્રસ્તુત છે તે પણ હોઈ શકે છે અને ખાસ હઝરત યૂસુફ (અલૈ.)નો કિસ્સો જે આ સૂરતમાં વર્ણન થયો છે તે પણ, કારણ કે આ ઘટનામાં એ વાત સંપૂર્ણ રીતે સ્પષ્ટ થઈને સામે આવી ગઈ કે અલ્લાહ તઆલાના આજ્ઞાપાલક બંદાઓનું કઈ કઈ રીતે મદદ અને સમર્થન થાય છે કે કૂવામાંથી કાઢીને બાદશાહતના તખ્ત ઉપર તથા બદનામીમાંથી છુટકારો આપીને માન-સન્માન અને પ્રતિષ્ઠાની પરાકાષ્ઠાએ પહોંચાડી દેવામાં આવે છે અને ષડયંત્રો તથા ચાલબાજીઓ કરનારનું પરિણામ ઝિલ્લત અને અપમાન જ હોય છે.

مَا كَانَ حَدِيْثًا يُّفْتَرٰی وَلٰكِنْ تَصْدِيْقَ الَّذِیْ بَيْنَ يَدَيْهِ એટલે કે, આ કિસ્સો કોઈ ઘડી કાઢેલી વાર્તા નથી બલકે ખરાઈ છે તે કિતાોબોની જે આનાથી પહેલાં નાઝિલ થઈ ચૂકી છે, કારણ કે તવરાત અને ઈન્જીલમાં પણ યૂસુફ (અલૈ.)નો કિસ્સો વર્ણન થયો છે અને હઝરત વહબ બિન મુનબ્બિહ ફરમાવે છે કે જેટલી આસમાની કિતાબો અને સહીફાઓ નાઝિલ થયા છે તે હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાથી ખાલી નથી. *(મઝહરી)*

وَتَفْصِيْلَ كُلِّ شَیْءٍ وَّهُدًی وَّرَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ط એટલે કે, "આ કુર્આન વિગત (સ્પષ્ટતા) છે દરેક વસ્તુની." ભાવાર્થ એ છે કે કુર્આને કરીમમાં દરેક એવી વસ્તુની સ્પષ્ટતા મોજૂદ છે જેની દીનમાં માનવીને જરૂરત છે; ઈબાદતો,

વ્યવહાર, આચાર-વિચાર, સામાજિકતા, સરકાર, રાજકરણ વગેરે માનવ જિંદગીની દરેક વ્યક્તિગત અથવા સામૂહિક પરિસ્થિતિ વિશેના હુકમો અને માર્ગદર્શનો તેમાં મોજૂદ છે અને ફરમાવ્યું કે, "આ કુર્આન હિદાયત અને રહમત છે ઈમાન લાવનારાઓ માટે." તેમાં ઈમાન લાવનારાઓનો એટલા માટે નિશ્ચિત સ્વરૂપે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તેનો નફો ઈમાનવાળાઓને જ પહોંચી શકે, કાફિરો માટે પણ જો કે કુર્આન હિદાયત અને રહમત જ છે પરંતુ તેમની પોતાની કુફ્રની દુષ્ટતા અને નાફરમાનીના કારણે આ રહમત અને હિદાયત તેમના માટે વબાલ બની ગઈ.

શૈખ અબૂ મન્ષૂરે ફરમાવ્યું કે સંપૂર્ણ સૂરએ યૂસુફ અને તેમાં વર્ણન કરવામાં આવેલ હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સાથી રસૂલે કરીમ ﷺને તસલ્લી (સાંત્વના) આપવાનો હેતુ છે કે આપ ﷺને જે કંઈ પીડાઓ અને ત્રાસ પોતાની કોમના હાથે પહોંચી રહ્યો છે અગાઉના અંબિયા (અલૈ.)ને પણ આવો જ ત્રાસ પહોંચતો રહ્યો પરંતુ પરિણામે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરોને સર્વોપરી બનાવ્યા અને આપ ﷺની સાથે પણ એવો જ મા'મલો થવાનો છે.

સૂરએ યૂસુફ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !



**તારીખ :** ૨૮ રમઝાન હિજરી સન ૧૪૩૦ બ મુતાબિક ૧૯ સપ્ટેમ્બર ૨૦૦૯



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ : (૧૩)

# સૂરએ રઅ્દ

સૂરએ રઅ્દ મક્કામાં નાઝિલ થઈ અને તેમાં ૪૩ આયતો છે અને ૬ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૧ થી ૪)

(اٰیاتها ۴۳) (۱۳ سُوْرَةُ الرَّعْدِ مَدَنِيَّةٌ ۹۶) (رکوعاتها ۶)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓرٰ ۚ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ ؕ وَالَّذِيْٓ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ الْحَقُّ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا
يُؤْمِنُوْنَ ١ اَللّٰهُ الَّذِيْ رَفَعَ السَّمٰوٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ
وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ؕ كُلٌّ يَّجْرِيْ لِاَجَلٍ مُّسَمًّى ؕ يُدَبِّرُ الْاَمْرَ يُفَصِّلُ الْاٰيٰتِ لَعَلَّكُمْ
بِلِقَآءِ رَبِّكُمْ تُوْقِنُوْنَ ٢ وَهُوَ الَّذِيْ مَدَّ الْاَرْضَ وَجَعَلَ فِيْهَا رَوَاسِيَ وَاَنْهٰرًا ؕ
وَمِنْ كُلِّ الثَّمَرٰتِ جَعَلَ فِيْهَا زَوْجَيْنِ اثْنَيْنِ يُغْشِي الَّيْلَ النَّهَارَ ؕ اِنَّ فِيْ ذٰلِكَ
لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ٣ وَفِي الْاَرْضِ قِطَعٌ مُّتَجٰوِرٰتٌ وَّجَنّٰتٌ مِّنْ اَعْنَابٍ
وَّزَرْعٌ وَّنَخِيْلٌ صِنْوَانٌ وَّغَيْرُ صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ وَّاحِدٍ ۟ وَنُفَضِّلُ بَعْضَهَا عَلٰى
بَعْضٍ فِي الْاُكُلِ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ٤

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અલિફ-લામ-મીમ-રા; આ આયતો છે કિતાબની અને જે કંઈ તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી ઊતર્યું બસ સત્ય છે પરંતુ ઘણા લોકો*

*માનતા નથી. (૧) અલ્લાહ તે છે જેણે વિના થાંભલાએ આસમાન બનાવ્યા તમે તેને જુઓ છો, પછી અર્શ ઉપર કાયમ થયો અને સૂરજ અને ચંદ્રને કામે લગાવી દીધા દરેક નિશ્ચિત સમય ઉપર ચાલે છે, કાર્યની તદ્‌બીર (આયોજન) કરે છે, નિશાનીઓ જાહેર કરે છે કે કદાચ તમે પોતાના પરવરદિગારથી મળવાનું યકીન કરો. (૨) અને તે જ છે જેણે જમીન ફેલાવી અને તેમાં ભાર (પર્વતો) રાખ્યા અને નદીઓ અને એમાં દરેક મેવા (ફળ–ફ્રુટ)ના જોડાંઓ બે–બે પ્રકારે રાખ્યા, દિવસ ઉપર રાતને ઢાંકે છે, તેમાં તેમના માટે નિશાનીઓ છે કે જેઓ ચિંતન કરે છે. (૩) અને જમીનમાં વિવિધ ટૂકડાં (ખેતરો) છે એકબીજા સાથે જોડાયેલા અને દ્રાક્ષના બગીચાઓ છે અને ખેતીઓ અને ખજૂરો છે એકનું મૂળ બીજા સાથે મળેલું અને અમુક મળેલું ન હોય એવું, તેમને પાણી પણ એક જ આપવામાં આવે છે અને અમે છીએ કે તેમાંથી એકને બીજાથી મેવાઓમાં વધારી દઈએ છીએ, આ વસ્તુઓમાં નિશાનીઓ છે તેમના માટે જેઓ ચિંતન કરે છે. (૪)*

## તફસીર :

અલિફ–લામ–મીમ–રા; (તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે) આ (જે તમે સાંભળી રહ્યા છો) આયતો છે એક મહાન કિતાબ (એટલે કે કુર્આન)ની અને જે કંઈ તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી નાઝિલ કરવામાં આવે છે એ બિલકુલ સત્ય છે અને (તેનો તકાદો એ હતો કે સૌએ જ ઈમાન લાવવું જોઈએ) પરંતુ ઘણા બધા લોકો ઈમાન લાવતા નથી (આયતની ગોઠવણી : ઉપર કુર્આનની હકીકતનો વિષય હતો આગળ તવહીદનો વિષય છે જે કુર્આનનો એક મહાન હેતુ અને મકસદ છે) અલ્લાહ એવો (સર્વશક્તિમાન) છે કે તેણે આસમાનોને વિના થાંભલાઓએ ઊંચું ઊભું કરી દીધું એટલા માટે તમે તે (આસમાનો)ને (એ જ પ્રમાણે) જોઈ રહ્યા છો, પછી અર્શ ઉપર (જે એક તખ્ત છે જેની હકીકત અલ્લાહને ખબર છે) કાયમ (સ્થાપિત) થયો (એ પ્રમાણે કે જે તેની શા'નના લાયક છે) અને સૂર્ય અને ચંદ્રને કામે લગાડ્યા (આ) દરેક (સૂર્ય, ચંદ્ર અને અવકાશી પદાર્થો પોતાની નિશ્ચિત ભ્રમણ કક્ષામાં) એક નિશ્ચિત સમય ઉપર ગતિ કરતા રહે છે (એટલા માટે સૂર્ય પોતાની ભ્રમણ કક્ષામાં એક વર્ષમાં પરિક્રમણ કરે છે અને ચંદ્ર પૃથ્વીની આસપાસ પોતાની કક્ષામાં પરિભ્રમણ કરે

છે), તે જ (અલ્લાહ) દરેક કાર્યની (કે જે વિશ્વમાં ઉપસ્થિત થતા રહે છે) યોજના ઘડે છે (તદ્બીર કરે છે અને) દલીલો (તક્વીની અને શરઈ)ને ચોખ્ખે–ચોખ્ખી વર્ણન કરે છે જેથી તમે પોતાના પરવરદિગારની પાસે જવાનું (એટલે કે કયામતનું) યકીન કરી લો (તેની સંભાવના તો એ પ્રમાણે છે કે જ્યારે અલ્લાહ તઆલા આટલી મહાન વસ્તુઓનું સર્જન કરવા ઉપર શક્તિમાન છે તો મૃત શરીરને જીવંત કરવું કોઈ મોટી વાત નથી, તેના ઉપર પણ તે કાબૂ ધરાવે છે અને તેના અસ્તિત્વમાં આવવાનો વિશ્વાસ એ પ્રમાણે સાચી ખબર છે જે રીતે એક શક્ય વસ્તુની ખબર આપવામાં આવતી હોય છે, એ જ પ્રમાણે આ ખબર પણ કોઈપણ પ્રકારની શંકા વિના બિલકુલ સાચી છે) અને તે એવો છે કે તેણે જમીનને ફેલાવી દીધી અને એ (જમીન)માં પહાડો અને નહેરો પેદા કરી અને તેમાં દરેક પ્રકારના ફળોના બે–બે પ્રકારો તૈયાર કર્યા (દાખલા તરીકે ખાટું–મીઠું, નાનું–મોટું, કોઈનો કેવો રંગ તો કોઈનો બીજો વગેરે અને) રાત્રિ(ના અંધકાર)થી દિવસ(ના પ્રકાશ)ને ઢાંકી આપે છે, (એટલે કે રાત્રિના અંધકારથી દિવસના પ્રકાશને છુપાવી દે છે અને તેને દૂર કરી દે છે) આ (પ્રસ્તુત) કાર્યોમાં ચિંતન કરનાર (અને સમજનાર) માટે (તવહીદની) દલીલો (મોજૂદ) છે (આ પ્રકારનું વર્ણન બીજા સિપારાના ચોથા રુકૂઅ્ની શરૂઆતમાં આવી ચૂક્યું છે) અને (એ જ પ્રમાણે બીજી પણ તવહીદની દલીલો છે જેમકે) જમીનમાં પાસે–પાસે વિવિધ ટૂકડાંઓ (ખેતરો) છે (જે પાસે–પાસે હોવા છતાં વિવિધ પ્રકારની માટી અને વિવિધ પ્રકારની ફળદ્રુપતા ધરાવે છે) અને દ્રાક્ષના બગીચાઓ છે અને (વિવિધ) ખેતીઓ છે અને ખજૂરી(ના ઝાડો) છે જેમાં અમુક તો એવા છે કે એક થડ ઉપર જઈ બે થડો થઈ જાય છે અને અમુકમાં બે થડો નથી થતા, (બલકે મૂળિયાંથી ડાળીઓ સુધી એક જ થડ હોય છે અને) સૌને એક જ પ્રકારનું પાણી સીંચવામાં આવે છે અને (તે છતાં તેમાં પણ) અમે એકને બીજા ઉપર શ્રેષ્ઠતા આપીએ છીએ અને આ (પ્રસ્તુત) બાબતોમાં (પણ) સમજદારો માટે (તવહીદને સમજવાની) દલીલો (મોજૂદ) છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરત મક્કી છે અને તેની કુલ ૪૩ આયતો છે. આ સૂરતમાં પણ કુર્આન મજીદનું સત્ય કલામ હોવાનું વર્ણન તથા તવહીદ અને રિસાલતનું બયાન

અને તેમાં ઉપજાવી કાઢવામાં આવતી શંકાઓનો જવાબ ઉપસ્થિત છે.

الٓـمّٓـرٰ (અલિફ–લામ–મીમ–રા) આ શબ્દો "હુરૂફે મુકત્તઅહ" છે જેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે, ઉમ્મતને તેનો અર્થ બતાવવામાં નથી આવ્યો, સામાન્ય ઉમ્મતે તેના સંશોધનમાં પડવું યોગ્ય નથી.

## રસૂલે કરીમ ﷺની હદીષ પણ કુર્આનની જેમ જ અલ્લાહની વહી છે

પ્રથમ આયતમાં કુર્આને કરીમ અલ્લાહનું કલામ હોવાનું અને તે સત્ય હોવાનું વર્ણન છે كِتَـابُ (કિતાબ)નો ભાવાર્થ કુર્આન શરીફ છે અને وَالَّـذِیْ اُنْزِلَ اِلَیْکَ مِـنْ رَّبِّکَ થી પણ બની શકે છે કે "કુર્આન" જ ભાવાર્થ તરીકે હોય પરંતુ واؤ (વાવ) حُـرُفِ عَطْف (હુરૂફે અત્ફ) દેખીતી રીતે એવું ઈચ્છે છે કે કિતાબ અને اَلَّــــــذِیْٓ اُنْــــــزِلَ اِلَیْکَ બે વસ્તુઓ અલગ–અલગ હોય, આવા સ્વરૂપમાં "કિતાબ"નો ભાવાર્થ "કુર્આન" અને اَلَّــذِیْ اُنْـزِلَ اِلَیْکَનો ભાવાર્થ તે વહી હોય જે કુર્આન ઉપરાંત રસૂલે કરીમ ﷺ ઉપર આવી છે, કારણ કે એમાં તો કોઈ શંકા નથી કે રસૂલે કરીમ ﷺ ઉપર આવનાર વહી ફક્ત કુર્આન સુધી મર્યાદિત નથી, પોતે કુર્આનમાં છે કે وَمَـا یَنْطِقُ عَنِ الْھَوٰیٓ اِنْ ھُوَ اِلَّا وَحْیٌ یُّوْحٰی (૫૩:૩) એટલે કે, રસૂલે કરીમ ﷺ જે કંઈ કહે છે તે કોઈ પોતાના તરફથી નથી કહેતા બલકે એક વહી હોય છે જે અલ્લાહ તઆલા તરફથી તેમને મોકલવામાં આવે છે, આથી સાબિત થાય છે કે રસૂલે કરીમ ﷺ જે કુર્આન ઉપરાંત અન્ય હુકમો આપે છે તે પણ અલ્લાહ તરફથી જ નાઝિલ થયેલા છે, ફરક માત્ર એ છે કે કુર્આનની તિલાવત કરવામાં આવે છે અને તે હુકમોની તિલાવત કરવામાં આવતી નથી અને આ ફરકનું કારણ એ છે કે, કુર્આનના અર્થો અને શબ્દો બંને અલ્લાહ તબારક વ તઆલા તરફથી હોય છે અને કુર્આન ઉપરાંત જે હદીષ અથવા આપ ﷺના હુકમો હોય છે તેનો અર્થ પણ જો કે અલ્લાહ તઆલા તરફથી જ નાઝિલ થયેલ છે પરંતુ શબ્દો અલ્લાહ તઆલાના નથી હોતા એટલા માટે નમાઝમાં તેની તિલાવત કરી શકાતી નથી.

આ આયતનો અર્થ એ થશે કે આ કુર્આન અને જે કંઈ હુકમો આપ ﷺ ઉપર નાઝિલ કરવામાં આવે છે તે બધા સત્ય છે જેમાં કોઈ શંકા અથવા સંદેહની સંભાવના નથી પરંતુ મોટા ભાગના લોકો ચિંતન અને મનન ન કરવાના કારણે

તેના ઉપર ઈમાન લાવતા નથી.

બીજી આયતમાં અલ્લાહ તઆલાના અસ્તિત્વ અને તેની તવહીદની દલીલો ઉપસ્થિત છે કે તેની સૃષ્ટિ (મખ્લૂક) અને તેના સર્જનમાં થોડો વિચાર કરો અને ચિંતન કરો તો સ્વીકાર કરવો પડશે કે આ બધી સૃષ્ટિનો રચયિતા (સર્જનહાર) કોઈ એવી હસ્તી છે જે સર્વશક્તિમાન છે અને બધી જ મખ્લૂક -સમગ્ર કાઈનાત તેના કબ્જામાં છે.

ઈરશાદ ફરમાવ્યો, اَللّٰهُ الَّذِیْ رَفَعَ السَّمٰوٰتِ بِغَيْرِ عَمَدٍ تَرَوْنَهَا એટલે કે, અલ્લાહ તઆલા એવો છે જેણે આસમાનોને આટલા મોટા વિશાળ અને ઊંચા ઉઠાવ્યા કોઈ થાંભલા વિના, જેમકે તમે તે આસમાનોને આ જ પરિસ્થિતિમાં જોઈ રહ્યા છો.

**આસમાનને નિહાળવું :**

સામાન્ય રીતે એવું કહેવામાં આવે છે કે આ નીલવર્ણનો રંગ જે આપણને ઉપર દેખાય રહ્યો છે તે આસમાનનો રંગ છે પરંતુ ફિલોસોફરો કહે છે કે આ રંગ પ્રકાશ અને અંધારાના પરાવર્તનના સિદ્ધાંતોના કારણે અનુભવાય છે, કારણ કે નીચે તારાઓનો પ્રકાશ અને તેના ઉપર અંધારું છે તો બહારથી નીલવર્ણ દેખાય છે, જેમકે ઊંડા પાણી ઉપર પ્રકાશ પડે છે તો તે નીલા રંગનું દેખાય છે. કુર્આને કરીમની અમુક આયતો એવી છે, જેમાં આસમાનને જોવાનું વર્ણન છે, જેમકે આ જ પ્રસ્તુત આયતમાં تَرَوْنَهَا (તરવનહા)ના શબ્દો છે અને બીજી આયતમાં وَاِلَى السَّمَآءِ كَيْفَ رُفِعَتْ (૮૮:૧૮)ના શબ્દો છે, ફિલોસોફરોનું આ સંશોધન આ આયતોનો નકાર કરતું નથી, કારણ કે એવું શક્ય છે કે આસમાનનો રંગ પણ નીલવર્ણ હોય અથવા કોઈ બીજો રંગ હોય પરંતુ વચ્ચે પ્રકાશ અને અંધારાના પરાવર્તનના કારણે તે નીલા (ભૂરા) રંગનું દેખાતું હોય છે, તેનાથી ઈન્કારની કોઈ દલીલ નથી કે આ અવકાશના રંગમાં આસમાનનો રંગ પણ સામેલ હોય અને એ પણ શક્ય છે કે કુર્આને કરીમે જ્યાં આસમાનને જોવાનું વર્ણન કર્યું છે તે મોઘમ સ્વરૂપે હોય કે આસમાનનું અસ્તિત્વ એવી ચોક્કસ દલીલોથી સાબિત છે કે જાણે તેને જોઈ જ લીધું. *(રૂહુલ મઆની)*

ત્યાર પછી ફરમાવ્યું, ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ એટલે કે, પછી અર્શ જે

સલ્તનતના તખ્ત સમાન હોઈ શકે છે; કાયમ થયો અને એ રીતે બિરાજમાન થયો જે તેની શા"નના લાયક છે. આ બિરાજવાનું સ્વરૂપ કોઈ નથી સમજી શકતું, એટલો વિશ્વાસ રાખવો પૂરતો છે કે જે પ્રમાણે સ્થાપિત થવાની અલ્લાહની શા'ન છે તે અત્રે ભાવાર્થ તરીકે છે.

وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ كُلٌّ يَّجْرِىْ لِاَجَلٍ مُّسَمًّى એટલે કે, અલ્લાહ તઆલાએ સૂર્ય અને ચંદ્રને કામે લગાડ્યા અને હુકમના આધીન કર્યા છે તેમાંથી દરેક એક નિશ્ચિત કક્ષામાં ગતિ કરે છે.

مُسَخَّرٌ (મુસખ્ખર) કામે લગાડવાનો ભાવાર્થ એ છે કે સૂર્ય અને ચંદ્રને જે જે કામે લગાડ્યા છે તે બરાબર તેમાં પ્રવૃત્ત છે, હજારો વર્ષો પસાર થયા પરંતુ ન તો ક્યારેય તેમની ગતિમાં વધારો કે ઘટાડો થાય છે અને ન જ તેઓ થાકી જાય છે અથવા ન જ ક્યારેય પોતાના નક્કી કાર્યથી વિરુદ્ધ અન્ય પ્રવૃત્તિમાં લાગી જાય છે તથા નિશ્ચિત સમયમર્યાદામાં ગતિ કરવાનો એ અર્થ પણ હોઈ શકે છે કે સંપૂર્ણ વિશ્વ માટે જે અંતિમ સમય કયામત નિશ્ચિત છે બધા તેના જ તરફ ગતિ કરી રહ્યા છે, તે મંઝિલે પહોંચીને તેમનું આ સમગ્ર વ્યવસ્થાપનતંત્ર નષ્ટ થઈ જશે.

એ અર્થ પણ હોઈ શકે છે કે હક્ક સુબ્હાનહુ વ તઆલાએ દરેક ગ્રહો માટે એક ખાસ ગતિ અને ખાસ કક્ષા નક્કી કરી આપી છે કે હંમેશા પોતાની ભ્રમણ કક્ષામાં પોતાની નિશ્ચિત ગતિ સાથે ભ્રમણ કરે છે, ચાંદ પોતાની કક્ષામાં પોતાની ગતિ નિશ્ચિત સમયમાં પૂરી કરે છે એ જ રીતે સૂર્ય એક વર્ષમાં પોતાની ભ્રમણ કક્ષામાં પરિક્રમણ પૂર્ણ કરે છે.

આ ગ્રહો અને અવકાશી પદાર્થોનું વિસ્મયકારી અસ્તિત્વ એક ખાસ વ્યવસ્થાપનતંત્ર ઉપર અને ખાસ ગતિ અને કક્ષાઓ સાથે હજારો વર્ષોથી એકધારું સમાન રીતે આ જ પ્રમાણે ચાલતું રહે છે, તેમાં ન તો કોઈ મશીનરી કે યંત્ર ઘસાઈ છે કે તૂટે છે અને ન જ તેને ઊંજણની કે ગ્રીસીંગની જરૂર પડે છે, માણસના ઉદ્યોગોમાં આટલી વિજ્ઞાનની પ્રગતિની પરાકાષ્ઠા પછી પણ આ અવકાશી પદાર્થોનું અનુકરણ તો શું તેનો એક હજારમો ભાગ પણ મળવો અશક્ય છે, કુદરતનું આ વિસ્મયકારી વ્યવસ્થાપનતંત્ર ઊંચા અવાજે પોકારી રહ્યું છે કે તેને બનાવનાર અને ચલાવનાર કોઈ એવી હસ્તી અવશ્ય છે જે મનુષ્યની બૌદ્ધિક ક્ષમતા અને તેની કલ્પનાથી પણ ઉપરવટ છે.

**દરેક વસ્તુની યોજના વાસ્તવમાં અલ્લાહ તઆલાનું જ કાર્ય છે મનુષ્યની યોજના તો નામ પૂરતી હોય છે :**

يُدَبِّرُ الْاَمْرَ એટલે કે, અલ્લાહ તઆલા જ દરેક કામની યોજના કરે છે, મનુષ્ય જે પોતાની યોજનાઓ ઉપર ગર્વ કરે છે થોડી દૃષ્ટિ ઘુમાવીને જૂએ તો જાણ થશે કે તેની યોજના ન તો કોઈ વસ્તુને ઉત્પન્ન કરી શકે છે અને ન જ તેને બનાવી શકે છે, તેની સમગ્ર યોજનાઓનો ખુલાસો એનાથી વિશેષ કાંઈ નથી કે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની પેદા કરેલી વસ્તુઓને લાભકારી ઉપયોગના સ્વરૂપમાં પરિવર્તિત કરી લે અને સમજી લે, વિશ્વના બધા જ પદાર્થોના ઉપયોગની વ્યવસ્થાપન એ તેની શક્તિ બહારની વસ્તુ છે, કારણ કે મનુષ્ય પોતાના દરેક કાર્યમાં અન્ય હજારો માનવો, પ્રાણીઓ અને અન્ય સૃષ્ટિના અંશો (મખ્લૂક)નો મોહતાજ (અને પરવશ) છે જેને પોતાની યોજના પ્રમાણે તે કામમાં લગાડી શકતો નથી, અલ્લાહની કુદરતે જ દરેક વસ્તુની કડી બીજી વસ્તુ સાથે એવી રીતે જોડી છે કે દરેક વસ્તુનું એક સમવાયીતંત્ર સ્થાપિત થાય છે અને એકબીજા તરફ આપોઆપ આકર્ષાય છે, તમારે મકાન બનાવવાની આવશ્યકતા ઊભી થાય છે તો નકશો બનાવનાર આર્કિટેક્ટથી લઈને રંગ-રોગન કરનાર સુધી સેંકડો માણસો પોતાની શક્તિ અને પોતાની કળા લઈને આપની સેવા માટે તૈયાર નજરે પડે છે, બાંધકામનો સામાન જે અનેક દુકાનોમાં વિખરાયેલો પડ્યો છે બધો જ આપને તૈયાર મળી જાય છે, શું આપની શક્તિમાં એ હતું કે પોતાના માલ અથવા યોજનાના બળ વડે આ બધી વસ્તુઓ આપમેળે બનાવી લો ? અને બધા માણસોને પોતાની સેવા માટે હાજર કરી લો ? તમે તો શું મોટામાં મોટી સરકાર પણ કાયદાના બળે આવી વ્યવસ્થા સ્થાપિત નથી કરી શકતી, નિઃશંક ! આ યોજના અને વિશ્વના વ્યવસ્થાપનતંત્રની સ્થાપના માત્ર અને માત્ર હય્યુ અને કય્યુમ અલ્લાહ રબ્બુલ ઈજ્જતનું જ કામ છે, મનુષ્ય જો તેને પોતાની યોજના ઠરાવે તો તે જહાલત સિવાય બીજું શું હોઈ શકે છે !?

يُفَصِّلُ الْاٰيٰتِ એટલે કે, તે પોતાની આયતોને છણાવટથી વર્ણન કરે છે, તેનો ભાવાર્થ કુર્આનની આયતો પણ હોઈ શકે છે જેને અલ્લાહ તઆલાએ વિગતપૂર્વક ઉતારી છે, પછી નબીએ કરીમ ﷺ દ્વારા તેનો વધારે ખુલાસો અને વિવરણ સમજાવ્યું છે.

અને આ આયતોથી એ આયતો પણ ભાવાર્થ તરીકે હોઈ શકે છે કે, અલ્લાહ તબારક વ તઆલાની કુદરતની જે અસંખ્ય નિશાનીઓ અને દલીલો આકાશ અને પૃથ્વી તથા પોતે મનુષ્યના અસ્તિત્વમાં ઉપસ્થિત છે તે પણ હોઈ શકે છે, જે ઘણી જ વિગતપૂર્વક દરેક સમયે દરેક સ્થળે મનુષ્યની દષ્ટિ સામે ઉપલબ્ધ છે.

لَعَلَّكُمْ بِلِقَآءِ رَبِّكُمْ تُوْقِنُوْنَ ط એટલે કે, આ બધી સૃષ્ટિ અને તેના વિસ્મયકારી વ્યવસ્થાપનતંત્ર અને યોજનાઓ અલ્લાહ તઆલાએ એટલા માટે સ્થાપિત કરી છે કે તમે તેમાં ચિંતન કરો ત્યારે તમને આખિરત અને કયામતનો વિશ્વાસ થઈ જશે, કારણ કે આ આશ્ચર્યજનક વ્યવસ્થાપનતંત્રમાં અને વિશ્વની ઉત્પત્તિ ઉપર દષ્ટિ કર્યા પછી એ શંકા મૂળેથી નહીં રહે કે આખિરતમાં મનુષ્યને કઈ રીતે પુનઃસજીવન કરવામાં આવશે અને અવશ્ય તેને અલ્લાહની કુદરતથી બાકાત નહીં સમજે અને જ્યારે એવું અલ્લાહની કુદરતમાં શક્ય હોવાની જાણ થઈ જાય અને જ્યારે એક એવી હસ્તીએ તેની ખબર આપી કે જેના મુખેથી સમગ્ર જિંદગી કોઈ જૂઠ નથી નીકળ્યું તો તે (આખિરત) ઘટવામાં અને સાબિત થવામાં શું શંકા બાકી હોઈ શકે છે ?

وَهُوَ الَّذِىْ مَدَّ الْاَرْضَ وَجَعَلَ فِيْهَا رَوَاسِىَ وَاَنْهٰرًا ط એટલે કે, "અને તે જ એ જાત છે જેણે જમીનને ફેલાવી અને તેમાં વજનદાર પહાડો અને નહેરો (નદીઓ) બનાવી."

જમીનને ફેલાવવાના શબ્દથી તેની ગોળ સપાટીનો નકાર થતો નથી, કારણ કે ગોળ વસ્તુ જ્યારે ખૂબ મોટા વિસ્તારમાં હોય તો તેનો દરેક ભાગ અલગ–અલગ એક ફેલાયેલી સપાટી જ દષ્ટિગોચર થાય છે અને કુર્આને કરીમનું સંબોધન સામાન્ય લોકોની પોતાની એવી જ દષ્ટિ પ્રમાણે હોય છે જેમકે એક જાહેર રીતે જોનાર તેની ફેલાયેલી સપાટીને જ જૂએ છે, એટલા માટે તેને ફેલાવવાથી ઓળખાવવામાં આવ્યું છે, પછી તેનું સમતોલપણું જાળવી રાખવા માટે અને વળી અન્ય ઘણા બધા ફાયદાઓ માટે તેના ઉપર ઊંચા–ઊંચા વજનદાર પહાડો સ્થાપી દીધા જે એક બાજુ તો પૃથ્વીના સમતોલપણાને સ્થાપિત રાખે છે અને બીજી બાજુ સમગ્ર મખ્લૂકને પાણી પહોંચાડવાની વ્યવસ્થા કરે છે,

પાણીનો ઘણો મોટો જથ્થો તેના શિખરો ઉપર બરફ સ્વરૂપે મૂકી દેવામાં આવે છે જેના માટે ન તો કોઈ હોજ કે ટાંકી બનાવવાની આવશ્યકતા છે અને ન જ નાપાક થવાની સંભાવના કે સડી જવાની શક્યતા છે ! પછી તેને પૃથ્વી નીચેની એક કુદરતી પાઈપલાઈન દ્વારા સમગ્ર દુનિયામાં ફેલાવવામાં આવે છે. તેનાથી જ ક્યાંક તો ખુલ્લી નદીઓ અને નહેરો નીકળે છે અને અમુક સ્થળે પૃથ્વીના ભૂગર્ભમાં સંગ્રહ થઈ કૂવાઓ દ્વારા અથવા પાણીના ભૂગર્ભ સ્ત્રોતોના વહેણમાંથી પાણી પ્રાપ્ત કરવામાં આવે છે.

وَمِنْ كُلِّ الثَّمَرٰتِ جَعَلَ فِيْهَا زَوْجَيْنِ اثْنَيْنِ એટલે કે, "પછી તે જમીનમાંથી અનેક પ્રકારના ફળો કાઢ્યા અને દરેક ફળ બે–બે પ્રકારના પેદા કર્યા." નાના–મોટા, લાલ–સફેદ, ખાટા–મીઠા અને એ પણ શક્ય છે કે તેનાથી નર–માદા ફળો ભાવાર્થ તરીકે હોય અને ફક્ત બે ન હોય બલકે અનેક પ્રકારના અને ભાત–ભાતના ફળો ભાવાર્થ તરીકે હોય જેની સંખ્યા ઓછામાં ઓછી બે તો હોય જ એટલા માટે નર–માદા اِثْنَيْن (ઇસ્નૈન)થી ઓળખાવવામાં આવ્યા અને તે પણ નર–માદાના ભાવાર્થમાં હોઈ શકે છે, જેમકે ઘણા બધા વૃક્ષો વિશે અનુભવસિદ્ધ સાબિત થયેલ બાબત છે કે તેમનામાં નર–માદા હોય છે, જેમકે ખજૂર, પપૈયા વગેરે અન્ય વૃક્ષોમાં પણ આ જ સંભાવના છે ભલે હજુ સુધી સંશોધનો અન્ય વૃક્ષો સુધી ન પહોંચ્યા હોય.

يُغْشِى الَّيْلَ النَّهَارَ એટલે કે, "અલ્લાહ તઆલા જ ઢાંકી દે છે રાતને દિવસ ઉપર." ભાવાર્થ એ છે કે દિવસના પ્રકાશ પછી રાત લઈ આવે છે, જેમકે કોઈ પ્રકાશિત વસ્તુને કોઈ પડદામાં ઢાંકી દેવામાં આવે.

اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ط નિઃશંક ! આ સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિ અને તેના આયોજન તથા વ્યવસ્થાપનતંત્રમાં ચિંતન કરનારાઓ માટે અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરતની ઘણી બધી નિશાનીઓ ઉપલબ્ધ છે.

وَفِى الْاَرْضِ قِطَعٌ مُّتَجٰوِرٰتٌ وَّجَنّٰتٌ مِّنْ اَعْنَابٍ وَّزَرْعٌ وَّنَخِيْلٌ صِنْوَانٌ وَّغَيْرُ صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ وَّاحِدٍ وَّنُفَضِّلُ بَعْضَهَا عَلٰى بَعْضٍ فِى الْاُكُلِ એટલે કે, ત્યારબાદ જમીનમાં ઘણા બધા ટૂકડા પરસ્પર જોડાયેલા હોવા છતાં પ્રકૃતિ અને વિશેષતામાં વિવિધ પ્રકારના છે, કોઈ ક્ષારવાળી જમીન છે તો કોઈ પોચી, કોઈ

કઠણ છે તો કોઈ ખેતી લાયક, કોઈ બગીચા લાયક; અને આ ટૂકડાઓમાં દ્રાક્ષના બગીચા છે અને ખેતી છે અને ખજૂરના ઝાડો છે જેમાં અમુક એવા છે કે એક થડ ઉપર જઈને બે થડો થઈ જાય છે, જેમકે સામાન્ય ઝાડો અને અમુકમાં એક જ થડ રહે છે જેમકે ખજૂરી વગેરે.

અને આ બધા ફળો જો કે એક જ જમીનમાં પેદા થાય છે, એક જ પાણીથી સીંચવામાં આવે છે, એક જ સૂર્યના કિરણો અને વિવિધ પ્રકારની હવાઓ અને પર્યાવરણો બધા માટે સરખું જ હોય છે પરંતુ તે છતાં પણ તેના રંગ અને સ્વાદ વિવિધ પ્રકારના અને નાના–મોટાનો ઉઘાડો તફાવત હોય છે.

તેમનામાં એક પ્રકારની સમાનતા હોવા છતાં ભાત–ભાતની વિવિધતા એ વાતની મજબૂત અને સ્પષ્ટ દલીલ છે કે આ બધો કારોબાર કોઈ હકીમ અને આયોજનકર્તાના ફરમાનના આધીન કાર્યરત છે અને આ ફક્ત ઉત્પત્તિ વિશેની ઉત્ક્રાંતિવાદની થિયરી નથી જેમકે અમુક જાહિલો સમજે છે, કારણ કે જો આ માત્ર ભૌતિક પદાર્થોની ઉત્પત્તિની તબક્કાવાર ઉત્ક્રાંતિ હોત તો પછી આ તત્ત્વો સરખા હોવા છતાં તેમનામાં વિવિધતા કેમ હોય છે ? એક જ જમીનમાંથી, એક જ ઋતુમાં, એક જ પ્રકારનું ફળ નીકળે છે, બીજી ઋતુમાં એ જ પ્રમાણે એક જ વૃક્ષની એક જ ડાળ ઉપર નાના–મોટા અથવા જુદા–જુદા સ્વાદ ધરાવતા ફળો કેમ પેદા થાય છે ?

اِنَّ فِیۡ ذٰلِکَ لَاٰیٰتٍ لِّقَوۡمٍ یَّعۡقِلُوۡنَ એમાં કોઈ શંકા નથી કે અલ્લાહ તઆલાની કુદરત અને શ્રેષ્ઠતા અને તેની વહદાનિયત (એકમાત્ર હોવાની) દલીલ કરનારી ઘણી બધી નિશાનીઓ ઉપસ્થિત છે બુદ્ધિશાળીઓ માટે; તેમાં એક ઈશારો એ છે કે જે લોકો આ વસ્તુઓમાં ચિંતન નથી કરતા તે બુદ્ધિશાળી નથી, ભલે દુનિયામાં તેમને કેટલાય બુદ્ધિશાળી સમજવામાં આવતા હોય !

———————————

——————

———

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૫ થી ૮)

وَإِنْ تَعْجَبْ فَعَجَبٌ قَوْلُهُمْ ءَإِذَا كُنَّا تُرٰبًا ءَإِنَّا لَفِىْ خَلْقٍ جَدِيْدٍ ۬ؕ أُولٰٓئِكَ
الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ ۚ وَأُولٰٓئِكَ الْأَغْلٰلُ فِىْٓ أَعْنَاقِهِمْ ۚ وَأُولٰٓئِكَ أَصْحٰبُ النَّارِ ۚ
هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٥﴾ وَيَسْتَعْجِلُوْنَكَ بِالسَّيِّئَةِ قَبْلَ الْحَسَنَةِ وَقَدْ خَلَتْ مِنْ قَبْلِهِمُ
الْمَثُلٰتُ ۭ وَإِنَّ رَبَّكَ لَذُوْ مَغْفِرَةٍ لِّلنَّاسِ عَلٰى ظُلْمِهِمْ ۚ وَإِنَّ رَبَّكَ لَشَدِيْدُ الْعِقَابِ ﴿٦﴾
وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَآ أُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ۭ إِنَّمَآ أَنْتَ مُنْذِرٌ وَّلِكُلِّ قَوْمٍ
هَادٍ ﴿٧﴾ اَللّٰهُ يَعْلَمُ مَا تَحْمِلُ كُلُّ أُنْثٰى وَمَا تَغِيْضُ الْأَرْحَامُ وَمَا تَزْدَادُ ۭ وَكُلُّ شَىْءٍ ع
عِنْدَهٗ بِمِقْدَارٍ ﴿٨﴾

## તરજુમો :

*અને જો તમે અચંબાની વાત ચાહો તો તેમનું કહેવું અજબ છે કે શું જ્યારે અમે માટી બની ગયા તો શું નવેસરથી બનાવવામાં આવીશું ? તેઓ જ છે જેઓ પોતાના પરવરદિગારથી ઈન્કારી થઈ ગયા અને તેઓ જ છે કે તેમની ગરદનોમાં તોક (બેડી) છે અને તેઓ દોઝખવાળા છે, તેઓ હંમેશા એમાં જ રહેશે. (૫) અને તમારી પાસે બુરાઈને ભલાઈથી પહેલાં ઉતાવળે માંગે છે અને તેમનાથી પહેલાં ઘણા અઝાબ પસાર થઈ ચૂક્યા છે અને તમારો પરવરદિગાર લોકોને તેમના જુલમ છતાં મા'ફ પણ કરે છે અને તમારા પરવરદિગારનો અઝાબ પણ કઠોર છે. (૬) અને કાફિર કહે છે, તેના ઉપર તેના પરવરદિગાર તરફથી કોઈ નિશાની કેમ ન ઊતરી ? તમારું કામ તો ડર સંભળાવી દેવું છે અને દરેક કોમ માટે માર્ગ બતાવનાર થયો છે. (૭) અલ્લાહ જાણે છે જે દરેક માદા પેટ (ગર્ભ)માં રાખે છે અને જે પેટ સંકોરાય છે અને વધે છે અને દરેક વસ્તુનો તેના ત્યાં અંદાજો છે. (૮)*

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ !) જો તમને (તે લોકોના કયામતના ઈન્કારથી)

આશ્ચર્ય થાય તો (ખરેખર) તેમનું આ નિવેદન અજબનું જ છે કે જ્યારે અમે (મૃત્યુ પામીને) માટી થઈ જઈશું શું (માટી બન્યા પછી પણ) અમે નવેસરથી (કયામતમાં) ફરીવાર પેદા થઈશું ? (આશ્ચર્ય કરવા લાયક આ વાત એટલા માટે છે કે જે જાત આવી પ્રસ્તુત વસ્તુઓના સર્જન માટે પ્રથમ વખતે શક્તિ ધરાવે છે તેના માટે ફરીવાર પેદા કરવું શું મુશ્કેલ છે ? અને એ જ તેનો જવાબ છે તેમની ફરીવાર પેદા થવાની અશક્યતાનો અને તેમના નુબુવ્વતના ઈન્કારનો પણ; આગળ તેમના માટે ચેતવણી છે કે) આ તે લોકો છે કે જેમણે પોતાના પરવરદિગારની સાથે કુફ્ર કર્યું (કારણ કે ફરીવાર પેદા કરવાના ઈન્કારથી અલ્લાહની કુદરતનો ઈન્કાર કર્યો અને કયામતનો ઈન્કાર કરવો એ નુબુવ્વતના ઈન્કાર કરવા સમાન છે) અને આવા લોકોની ગરદનોમાં (દોઝખમાં) તોક નાંખવામાં આવશે અને આવા લોકો દોઝખી છે (અને) તેઓ તેમાં હંમેશા રહેશે અને આ લોકો રાહત(ની મુદત પૂર્ણ થવા)થી પહેલાં તમારી પાસે મુસીબત (નાઝિલ થવા)નો તકાદો કરે છે (કે જો તમે નબી હોય તો જાઓ અઝાબને લઈ આવો, જેનાથી જાણ થાય છે કે તેઓ આ અઝાબ આવવાનું ઘણું અશક્ય સમજતા હતા) જ્યારે કે તેમનાથી અગાઉ (અન્ય કાફિરો ઉપર) અઝાબની ઘટનાઓ પસાર થઈ ચૂકી છે (તો તેમના ઉપર આ અઝાબ આવી જવો કોઈ અસંભવ વાત નથી) અને (અલ્લાહ તઆલાનું મહાકૃપાળુ અને મહાદયાળુ હોવાનું સાંભળીને આ લોકો મગરૂર ન થઈ જાય કે હવે તેમને અઝાબ નહીં થાય, કારણ કે તે ફક્ત ગફૂરો રહીમ જ નથી અને વળી બધાના માટે ગફૂરો રહીમ નથી બલકે બે બાબતો પોત–પોતાના મોકા ઉપર જાહેર થાય છે, એટલે કે) એ વાત પણ નિશ્ચિત છે કે તમારો પરવરદિગાર લોકોની ભૂલો છતાં તેમની (એક ખાસ દરજ્જાની) વ્યર્થ પ્રવૃત્તિઓ કરવા છતાં મા'ફ કરી આપે છે અને એ વાત પણ નિશ્ચિત છે કે તમારો પરવરદિગાર સખત સજા (પણ) આપે છે (એટલે કે તેમાં બંને ખાસિયતો છે અને દરેક લક્ષણ જાહેર થવાની શરતો અને કારણો છે, અલબત્ત તેમણે વિના કારણે પોતાને રહમત અને મા'ફીના હકદાર કેવી રીતે સમજી લીધા ? બલકે તેમના કુફ્રના કારણે તેમના માટે અલ્લાહ કઠોર સજા આપનાર પણ છે) અને આ કાફિરો (નુબુવ્વતના ઈન્કાર કરવાના હેતુસર) એવું (પણ) કહે છે કે તેમના ઉપર ખાસ મોઅ્જિઝો (જે અમે ઇચ્છીએ છીએ) કેમ નાઝિલ કરવામાં ન આવ્યો ? (અને

આ વાંધો ફક્ત મૂર્ખાઈ છે, કારણ કે આપ ﷺ મોઅ્જિઝાના માલિક નથી બલકે) તમે તો ફક્ત (કાફિરોને અલ્લાહના અઝાબથી) ડરાવનાર (એટલે કે નબી) છો (અને નબી માટે કોઈપણ એક મોઅ્જિઝો હોવો જરૂરી છે તે જાહેર થઈ ચૂક્યો, કોઈ ખાસ મોઅ્જિઝાની મૂળેથી આવશ્યકતા નથી) અને (તમે કોઈ અનોખા નબી નથી બલકે) દરેક કોમ માટે (પાછલી ઉમ્મતોમાં) માર્ગદર્શકો થતા ચાલ્યા આવ્યા છે (તેમનામાં પણ આ જ કાયદો ચાલ્યો આવે છે કે નુબુવ્વતના દા'વા માટે કોઈ એક દલીલ પૂરતી ઠરાવવામાં આવી, કોઈ ખાસ દલીલની વ્યવસ્થા માંગણી મુજબ કરવામાં નથી આવી) અલ્લાહ તઆલાને બધી ખબર રહે છે જે કંઈ કોઈ સ્ત્રીના ગર્ભમાં રહે છે અને જે કંઈ ગર્ભમાં વધઘટ થાય છે અને દરેક વસ્તુ અલ્લાહ સમીપ એક ખાસ અંદાજાથી છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ ત્રણ આયતોમાં કાફિરોની શંકાનો જવાબ આપવામાં આવ્યો છે જે નુબુવ્વત વિશે હતો અને તેની સાથે ઈન્કારીઓ માટે અઝાબની ધમકીનો પણ ઉલ્લેખ થયો છે.

તેમની શંકાઓ ત્રણ પ્રકારની હતી; એક એ કે આ લોકો મૃત્યુ પછી પુનઃસજીવન થવાને અને મહશરમાં હિસાબ–કિતાબને અશક્ય અને તર્કહીન સમજતા હતા, આ જ બીનાએ આખિરતની ખબર આપનાર અંબિયા (અલૈ.)ને જૂઠાડતા હતા અને તેમની નુબુવ્વતનો ઈન્કાર કરતા હતા, જેમકે કુર્આને કરીમે તેમની આ શંકા આ આયતમાં વર્ણન કરી છે, هَلْ نَدُلُّكُمْ عَلٰى رَجُلٍ يُّنَبِّئُكُمْ اِذَا مُزِّقْتُمْ كُلَّ مُمَزَّقٍ اِنَّكُمْ لَفِىْ خَلْقٍ جَدِيْدٍ ۚ (૩૪:૭) તેમાં અંબિયા (અલૈ.)ની ઠેકડી ઉડાવવા માટે તેઓ કહે છે કે આવો, અમે તમને એવો વ્યક્તિ બતાવીએ જે તમને એવું બતાવે છે કે જ્યારે તમે મૃત્યુ પછી ક્ષત–વિક્ષત (કણ–કણ) થઈ જશો અને તમારી માટીના રજકણો પણ સમગ્ર દુનિયામાં ફેલાઈ જશે અને એવા સમયે તમે પુનઃ સજીવન કરવામાં આવશો.

## મૃત્યુ પછી પુનઃ જીવીત થવાની સાબિતી :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં તેમની એ શંકાનો જવાબ આપવામાં આવ્યો, وَاِنْ تَعْجَبْ فَعَجَبٌ قَوْلُهُمْ ءَاِذَا كُنَّا تُرٰبًا ءَاِنَّا لَفِىْ خَلْقٍ جَدِيْدٍ ۚ

તેમાં રસૂલે કરીમ ﷺને સંબોધન છે કે જો તમને એના ઉપર આશ્ચર્ય થાય છે કે આ કાફિરો તમારા ખુલ્લા મોઅ્જિઝાઓ અને તમારી નુબુવ્વત ઉપર અલ્લાહ તઆલાની સ્પષ્ટ નિશાનીઓ જોવા છતાં તમારી નુબુવ્વતનો ઈન્કાર કરે છે અને એવા નિર્જીવ પથ્થરોને માને છે જેમાં ન તો જીવન છે અને ન જ સમજદારી, તેઓ પોતે પોતાના લાભ અને નુકસાન ઉપર પણ કાબૂ ધરાવતા નથી તો પછી તેઓ બીજાઓને શું નફો કે લાભ પહોંચાડી શકવાના છે ?

પરંતુ એનાથી વધારે આશ્ચર્યની વાત તો એ છે કે તેઓ એવું કહે છે કે શું એવું બની શકે છે કે જ્યારે અમે મૃત્યુ પામી માટી થઈ જઈશું તો અમને પુનઃ સજીવન કરવામાં આવશે ? કુર્આને આ આશ્ચર્યનું કારણ ખુલાસાવાર વર્ણન નથી કર્યું કારણ કે પાછલી આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની કુદરતના વિસ્મયકારી નજારાઓ વર્ણન કરીને એ બાબતને સાબિત કરવામાં આવી છે કે તે એવો સર્વશક્તિમાન છે જે સમગ્ર સૃષ્ટિને અસ્તિત્વમાં લાવ્યો અને પછી દરેક વસ્તુના અસ્તિત્વમાં કેવી–કેવી હિકમતો મૂકી કે મનુષ્ય તેનો તાગ મેળવવાથી અશક્ત છે અને તેના ગૂઢ રહસ્યો સુધી પહોંચી પણ નથી શકતો અને એ દેખીતું છે કે જે હસ્તી પ્રથમ વખતે બિલકુલ અસ્તિત્વમાં ન હોય એવી એક વસ્તુને અસ્તિત્વમાં લાવી શકે છે તો તેનું બીજીવાર પેદા કરી દેવું કોઈ મુશ્કેલ કામ નથી, માનવી પણ કોઈ નવી વસ્તુ બનાવવા ઈચ્છે છે તો પ્રથમ વખતે તેને મુશ્કેલી પડે છે અને જો તે એ જ વસ્તુને બીજીવાર બનાવવા ઈચ્છે તો તેના માટે તે સરળ થઈ જાય છે.

માટે આશ્ચર્યની વાત એ છે કે આ લોકો એને માનતા જ નથી કે પ્રથમ વખતે સમગ્ર સૃષ્ટિને અસંખ્ય હિકમતો સાથે તેણે જ પેદા કરી છે પછી ફરીવાર પેદા કરવું કેવી રીતે અશક્ય અને બુદ્ધિથી વિપરીત સમજવામાં આવી શકે છે ?!

કદાચ આ ઈન્કારીઓ સમીપ સૌથી મોટો સંદેહ એ છે કે મૃત્યુ થયા પછી અને માટી બની ગયા પછી મનુષ્યના શરીરના અવશેષો અને રજકણો સમગ્ર દુનિયામાં વિખરાઈ જાય છે, હવાઓ તેને ક્યાંથી–ક્યાં થઈ જાય છે અને બીજા કારણો અથવા માધ્યમોથી પણ તે અવશેષો સમગ્ર વિશ્વમાં ફેલાઈ જાય છે, પછી કયામતના દિવસે તે બધા અવશેષો કઈ રીતે એકત્રિત કરવામાં આવશે અને પછી તેમને એકત્રિત કરીને પુનઃ સજીવન કઈ રીતે કરવામાં આવશે ?

પરંતુ તેઓ એ નિહાળતા નથી કે હાલના સમયે જે અસ્તિત્વ તેમને પ્રાપ્ત થયું છે તેમાં શું સમગ્ર દુનિયાના અવશેષો એકત્રિત નથી થયા ? દુનિયાની પૂર્વ અને પશ્ચિમની વસ્તુઓ, પાણી અને હવા દ્વારા આવેલા અણુઓ મનુષ્યના ખોરાકમાં સામેલ થઈને તેના શરીરનો ભાગ બને છે, આ બીચારાને ઘણા વખતે તેની ખબર પણ નથી પડતી કે એક કોળિયો જે મોઢા સુધી લઈ જઈ રહ્યો છે તેમાં કેટલા અવશેષો આફ્રિકાના, કેટલા અમેરિકાના અને કેટલા પૂર્વના દેશોના છે તો જે જાતે પોતાની પૂર્ણ કક્ષાની હિકમતો અને કર્મોની યોજનાઓ હેઠળ હાલમાં વિવિધ માધ્યમો દ્વારા એક–એક મનુષ્ય અને પ્રાણીઓના અસ્તિત્વને સમગ્ર દુનિયાના વિખરાયેલા અણુઓ ભેગા કરીને ઊભા કરી દીધા છે કાલે તેના માટે તે કેવી રીતે મુશ્કેલ હશે કે તે બધા અવશેષોને ભેગા કરી નાંખે ! જ્યારે કે દુનિયાની બધી શક્તિઓ હવા અને પાણી તથા અન્ય તમામ શક્તિઓ સમગ્ર તેના હુકમના તા'બે તથા તેના જ આધીન પ્રવૃત્ત છે, તેના ઈશારાઓ ઉપર હવા પોતાનામાં રહેલા અને પાણી પોતાનામાં તથા પર્યાવરણ પોતાનામાં રહેલા બધા જ અવશેષોને ભેગા કરી આપે તેમાં શું સંદેહ છે ?

વાસ્તવિકતા એ છે કે તેમણે અલ્લાહ તઆલાની શકિત અને કદર ઓળખી જ નથી, તેની કુદરતને પોતાની શક્તિ ઉપર અનુમાનિત કરે છે, જ્યારે કે આસમાન અને પૃથ્વી તથા સમગ્ર વિશ્વની બધી જ વસ્તુઓ પોત–પોતાની ક્ષમતા પ્રમાણે સંવેદનશીલતા ધરાવે છે અને અલ્લાહ તઆલાના હુકમના તા'બે જ કાર્યરત છે.

خاک وباد وآب وآتش زندہ اند : بامن وتو مردہ باحق زندہ اند

ખુલાસો એ છે કે ખુલ્લી નિશાનીઓ જોયા છતાં જે પ્રમાણે તેમનું નુબુવ્વતનું ઈન્કાર કરવું અજબ છે અને તેનાથી વધારે આશ્ચર્યજનક વાત એ છે કે કયામતમાં પુનઃ સજીવન થવાની વાતનો અને હશ્રના દિવસનો તેઓ ઈન્કાર કરી રહ્યા છે ?!

ત્યારબાદ આ માથાભારે ઈન્કારીઓની સજાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે આ લોકો માત્ર રસૂલે કરીમ ﷺનો જ ઈન્કાર નથી કરતા બલકે વાસ્તવમાં પોતાના પરવરદિગારનો જ ઈન્કાર કરી રહ્યા છે, તેમની સજા એ હશે કે તેમની

ગરદનોમાં "તોક" (Shackles–બેડીઓ) નાંખવામાં આવશે અને તેઓ હંમેશા-હંમેશા દોઝખમાં રહેશે.

ઈન્કારીઓની બીજી શંકા એ હતી કે જો તમે ખરેખર અલ્લાહના નબી અને રસૂલ છે તો નબીનો વિરોધ કરવાના કારણે જે અઝાબની ધમકીઓ તમે સંભળાવો છો તે અઝાબ કેમ નથી આવતો ? તેનો જવાબ બીજી આયતમાં આ આપવામાં આવ્યો, وَيَسْتَعْجِلُوْنَكَ بِالسَّيِّئَةِ قَبْلَ الْحَسَنَةِ وَقَدْ خَلَتْ مِنْ قَبْلِهِمُ الْمَثُلٰتُ وَاِنَّ رَبَّكَ لَذُوْ مَغْفِرَةٍ لِّلنَّاسِ عَلٰى ظُلْمِهِمْ ج وَاِنَّ رَبَّكَ لَشَدِيْدُ الْعِقَابِ ط એટલે કે, આ લોકો હંમેશા રાહતની મુદ્દત પૂર્ણ થતા પહેલાં તમારી પાસે મુસીબત નાઝિલ થવાનો તકાદો કરે છે (કે જો તમે નબી છો તો તાત્કાલિક અઝાબ મંગાવી લો, જેનાથી જાણ થાય છે કે આ લોકો અઝાબ આવવાનું ઘણું છેટું અને અશક્ય સમજતા હતા) જ્યારે કે તેમનાથી પહેલાં અન્ય કાફિરો ઉપર ઘણી બધી અઝાબની ઘટનાઓ પસાર થઈ ચૂકી છે જેને બધા લોકો નિહાળી ચૂક્યા છે તો તેમના ઉપર અઝાબ આવી જવો કોઈ દૂરની વાત નથી, અહીંયાં શબ્દ مَثُلٰت (મષુલાત) ઉપયોગ થયો છે જે مَثُلَةٌ (મષુલહ)નું બહુવચન છે, જેનો અર્થ એ છે કે એવી સજા જે મનુષ્યને સૌની સામે અપમાનિત કરે અને બીજાઓ માટે બોધપાઠનું માધ્યમ બને.

ત્યારબાદ ફરમાવ્યું કે બેશક ! આપ ﷺનો પરવરદિગાર લોકોની ગુનાહો અને નાફરમાનીઓ છતાં મહાન મગફિરત (મા'ફ) કરનાર અને રહમતવાળો (કૃપાળુ) પણ છે અને જે લોકો તેની મગફિરત અને રહમતથી લાભ ન ઉઠાવે, પોતાની શરારત અને નાફરમાની ઉપર મક્કમ રહે તેમના માટે સખત અઝાબ આપનારો પણ છે, એટલા માટે અલ્લાહ તઆલાના મહાકૃપાળુ અને મહાદયાળુ હોવા વિશે કોઈ ગેરસમજમાં ન પડી જાય કે અમારા ઉપર અઝાબ આવી જ નથી શકતો.

ત્રીજી શંકા આ કાફિરોની એ હતી કે જો કે રસૂલે કરીમ ﷺના ઘણા બધા મોઅ્જિઝાઓ અમે જોઈ ચૂક્યા છે પરંતુ જે ખાસ-ખાસ પ્રકારના મોઅ્જિઝાઓની અમે માંગણી કરી છે તે કેમ જાહેર નથી કરતા ? તેનો જવાબ ત્રીજી આયતમાં આપવામાં આવ્યો છે.

يَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ط اِنَّمَآ اَنْتَ مُنْذِرٌ وَّلِكُلِّ قَوْمٍ هَادٍ ط

એટલે કે, આ કાફિરો તમારી નુબુવ્વત ઉપર વાંધો ઉઠાવવા માટે એવું કહે છે કે તેમના ઉપર ખાસ મોઅ્જિઝો જેની અમે માંગણી કરીએ છીએ તે કેમ નાઝિલ કરવામાં ન આવ્યો ? બસ, તેનો જવાબ સ્પષ્ટ છે કે મોઅ્જિઝો જાહેર કરવો પયગમ્બર અને નબીના અધિકારમાં નથી હોતું, બલકે સીધે-સીધું તે અલ્લાહ તઆલાનું કાર્ય હોય છે, તે પોતાની હિકમતથી જે સમયે જે પ્રમાણેનો મોઅ્જિઝો જાહેર કરવાનું પસંદ કરે છે તેને જાહેર કરી આપે છે, તે કોઈની માંગણી અને ઈચ્છાનો બંધાયેલો નથી એટલા માટે ફરમાવ્યું, اِنَّمَآ اَنْتَ مُنْذِرٌ એટલે કે, તમે કાફિરોને અલ્લાહના અઝાબથી ફક્ત ડરાવનારા છો મોઅ્જિઝા જાહેર કરવા તમારું કામ નથી.

وَلِكُلِّ قَوْمٍ هَادٍ એટલે કે, દરેક કોમ માટે પાછલી ઉમ્મતોમાં "હાદી" (માર્ગદર્શકો) થતા ચાલ્યા આવે છે તમે કોઈ અનોખા નબી નથી, બધા જ અંબિયા (અલૈ.)નું કાર્ય એ હતું કે તેઓ કોમનું માર્ગદર્શન કરે અને અલ્લાહના અઝાબથી ડરાવે, મોઅ્જિઝાઓ જાહેર કરવા કોઈના અધિકારમાં નથી, અલ્લાહ તઆલા જ્યારે અને જે સમયે મોઅ્જિઝો જાહેર કરવાનું પસંદ કરે છે તે સમયે જાહેર કરી આપે છે.

## શું દરેક કોમ અને દેશમાં નબી આવવા જરૂરી છે ? :

આ આયતમાં જે એ ઈરશાદ છે કે દરેક કોમ માટે એક હાદી છે તેનાથી સાબિત થયું કે કોઈ કોમ, કોઈ દેશ કે કોઈ ખૂણો અલ્લાહ તઆલા તરફથી દા'વત આપનાર અને માર્ગદર્શન આપનારથી ખાલી નથી હોઈ શકતો, તે ભલે કોઈ નબી હોય અથવા તેમના નાયબ કે જે નબીની દા'વતનો પ્રચાર કરનારા અને ફેલાવનારા હોય, જેમકે સૂરએ યાસીનમાં નબી તરફથી કોઈ કોમ તરફ પ્રથમ બે વ્યક્તિઓને દા'વત અને માર્ગદર્શન માટે મોકલવાનું વર્ણન છે, જે પોતે નબી ન હતા અને પછી ત્રીજા વ્યક્તિને તેમનું સમર્થન અને મદદ માટે મોકલવું પણ પ્રસ્તુત છે.

એટલા માટે આ આયતથી એ જરૂરી નથી થતું કે ભારતમાં પણ કોઈ નબી અથવા રસૂલ પેદા થયા હોય, અલબત્ત નબીની દા'વત પહોંચાડનાર અને

તેને ફેલાવનાર ઉલમાનું અત્રે મોટા પ્રમાણમાં આવવું સાબિત થયેલ છે અને વળી અહીંયાં અસંખ્ય એવા માર્ગદર્શકોનું પેદા થવું પણ દરેક વ્યક્તિને ખબર છે.

અહીંયાં સુધી ત્રણ આયતોમાં નુબુવ્વતના ઈન્કાર કરનારાઓની શંકાઓનો જવાબ હતો, ચોથી આયતમાં ફરી તે જ તવહીદનો વિષય પ્રસ્તુત છે જેનું વર્ણન આ સૂરતની શરૂઆતમાં આવી રહ્યું છે, ઈરશાદ છે, اَللّٰهُ يَعْلَمُ مَاتَحْمِلُ كُلُّ اُنْثٰى وَمَا تَغِيْضُ الْاَرْحَامُ وَمَا تَزْدَادُ وَكُلُّ شَيْءٍ عِنْدَهٗ بِمِقْدَارٍ ط એટલે કે, અલ્લાહ તઆલાને બધી ખબર રહે છે જે કંઈ કોઈ સ્ત્રીના ગર્ભમાં રહે છે, પુત્ર હોય કે પુત્રી, ખૂબસૂરત હોય કે બદ્શકલ, નેક હોય કે ખરાબ અને જે કંઈ તે ઓરતોના ગર્ભાશયમાં વધ–ઘટ થાય છે, ક્યારેક એક બાળક પેદા થાય છે તો ક્યારેક બે, ક્યારેક જલદી પેદા થાય છે તો ક્યારેક મોડેથી.

આ આયતમાં અલ્લાહ તઆલાની એક ખાસ સિફતનું વર્ણન છે કે તે આલિમુલ ગય્બ (અદષ્ય બાબતોનો જાણકાર) છે, સમગ્ર સૃષ્ટિ અને તેના સર્જન (મખ્લૂક)ના અણુએ અણુથી વાકેફ છે અને દરેક અણુની બદલાતી પરિસ્થિતિઓથી જ્ઞાત (વાકેફ) છે, તેની સાથે જ મનુષ્યના સર્જનના દરેક તબક્કા અને દરેક પરિવર્તનો તથા ખાસિયતોથી સંપૂર્ણ રીતે વાકેફ હોવાનું વર્ણન છે કે ગર્ભનું ચોક્કસ અને સાચું જ્ઞાન ફક્ત તેને જ હોય છે કે તે પુત્ર છે કે પુત્રી અથવા બંને અથવા કંઈ નથી અથવા ફક્ત પાણી અને હવા છે. નિશાનીઓ અને અનુમાનથી કોઈ હકીમ અથવા ડૉક્ટર જે કંઈ આ બાબતમાં પોતાનો અભિપ્રાય આપે છે તેનું મહત્ત્વ એક શક્યતા અને અંદાજાથી વધીને કંઈ નથી હોતું, અમુક વખતે ઘટના તેમના અભિપ્રાયથી વિપરીત પણ બને છે, એક્ષરેની મશીનરી (જેમકે સોનોગ્રાફી) વગેરે પણ આ વાસ્તવિકતા (સો ટકા) સત્ય પુરવાર કરી શકતું નથી, તેનું ચોક્કસ અને સાચું જ્ઞાન માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂને જ હોઈ શકે છે, તેનું જ વર્ણન એક બીજી આયતમાં આ પ્રમાણે છે. وَيَعْلَمُ مَا فِى الْاَرْحَامِ "અલ્લાહ તઆલા જ જાણે છે જે કંઈ ગર્ભાશયોમાં છે."(૩૧:૩૪) (કદાચ મૅડીકલ ઉપકરણોથી ગર્ભ પરીક્ષણ કરી જાતી વિશે જાણી પણ શકાતું હોય પરંતુ તો પણ બીજી બધી બાબતો જેમકે તે બાળક ખૂબસૂરત થશે કે બદ્સૂરત ? લાંબું થશે કે ટૂંકું ? રંગે કેવું હશે ? સ્વભાવે કેવું હશે ? કેટલું જીવશે ? કેવી–કેવી પ્રવૃત્તિઓ કરશે ? સમાજ માટે લાભદાયક છે કે હાનિકારક ? એ જ પ્રમાણે

શાદી, તેની પેઢી, તેનો વંશ વેલો, તેની રોજી, તેની આર્થિક પરિસ્થિતિ; મતલબ કે માનવ જીવનને સ્પર્શતી દરેક બાબતો માતાના ગર્ભાશયમાં રહેલા ગર્ભની ફક્ત જાતિ પરીક્ષણ કરવાથી જાણી નથી શકાતી, જ્યારે કે અલ્લાહ તઆલાને તે ગર્ભમાં પોષણ પામતા બાળક વિશે માત્ર તે પુત્ર કે પુત્રી હોવાનું જ જ્ઞાન નથી, બલકે તેની માતાના ગર્ભમાં સ્થાપનાથી લઈને તેના જન્મ અને જન્મથી લઈને મૃત્યુ સુધીની દરેક પરિસ્થિતિની પૂરે-પૂરી જાણકારી હોય છે, જે જાણકારી મેળવવા માટે મૅડીકલ સાયન્સ તો શું સમગ્ર દુનિયાના વૈજ્ઞાનિકો મળીને પણ માત્ર એક વ્યક્તિ વિશેની આવી જાણકારી આખી પૃથ્વીમાં યંત્રો બિછાવીને પણ ક્યારેય કરી શકે એમ નથી ! બીજું કે ગર્ભના પ્રાથમિક તબક્કામાં એટલે કે માતાના ઉદરમાં જ્યારે ગર્ભ રોપાય છે તેના શરૂઆતના તબક્કામાં કોઈપણ પ્રકારે ગર્ભ પરીક્ષણ દ્વારા પણ જાણી નથી શકાતું કે તે બાળક પુત્ર હશે કે પુત્રી; આમ ગર્ભ પરિપક્વ થયા પછી જ આજનું વિજ્ઞાન આવી જાણકારી પ્રાપ્ત કરી શકે છે માટે શરૂઆતના ગર્ભાધાનના તબક્કામાં પણ પુત્ર કે પુત્રીનું હોવું જાણી શકાતું નથી, આથી આ બાબત પણ પ્રસ્તુત વિષયની વિરોધાભાસી નથી. -અનુવાદક)

શબ્દ تَغِيْض (તગીઝ) અરબી ભાષામાં "ઓછું હોવું" અથવા "સુક્કુ હોવું"ના અર્થમાં આવે છે, પ્રસ્તુત આયતના અર્થમાં تَزْدَادُ (તઝ્દાદુ)નો શબ્દ નક્કી કરવામાં આવ્યો કે આ સ્થળે અર્થ "ઓછું હોવાનો" છે, ભાવાર્થ એ છે કે માતાના ગર્ભાશયમાં જે કંઈ વધ-ઘટ થાય છે તેનું સાચું જ્ઞાન પણ માત્ર અલ્લાહ તઆલાને જ છે, તેની વધ-ઘટનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે પેદા થનાર બાળકોની સંખ્યામાં ઓછું-વધતું હોય, એટલે કે ગર્ભમાં માત્ર એક બાળક છે અથવા વધારે અને એ પણ હોઈ શકે છે કે જન્મના સમયની વધ-ઘટ ભાવાર્થ તરીકે હોય કે આ ગર્ભ કેટલા મહિના, કેટલા દિવસ અને કેટલા કલાકોમાં પેદા થઈને એક મનુષ્યનું જાહેર સ્વરૂપ અસ્તિત્વમાં આવશે તેનું ચોક્કસ જ્ઞાન પણ અલ્લાહ રબ્બુલ ઈજ્જત સિવાય કોઈને પણ હોઈ શકતું નથી.

તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે, ગર્ભ ધારણ કર્યો હોય તેવા સમયમાં જે લોહી સ્ત્રીને આવી (રક્તસ્ત્રાવ થઈ) જાય છે તે ગર્ભ કદની તંદુરસ્તીમાં ઉણપ હોવાનું કારણ બને છે. تَغِيْضُ الْاَرْحَامُ (તગીઝુલ અરહામ)નો

ભાવાર્થ આ જ ઉણપ છે અને વાસ્તવિકતા એ છે કે જેટલા પ્રકારો ઉણપ (ખોડખાંપણ)ના છે તે બધા જ આ આયતના શબ્દોમાં સમાયેલા છે એટલા માટે તેમાં કોઈ વિરોધાભાસ નથી.

كُلُّ شَيْءٍ عِندَهُ بِمِقْدَارٍ એટલે કે, અલ્લાહ તઆલા સમીપ દરેક વસ્તુનો એક ખાસ અંદાજો અને માપદંડ નક્કી છે, ન તો તેમાં કમી થઈ શકે છે અને ન જ વધારો. બાળકની બધી જ પરિસ્થિતિઓ પણ તેમાં સામેલ છે, એટલે કે તેની દરેક વસ્તુ અલ્લાહ સમીપ નક્કી છે કે કેટલા દિવસ બાળક ગર્ભમાં રહેશે ? પછી કેટલા દિવસ સુધી દુનિયામાં જીવંત રહેશે ? કેટલી રોજી તેને પ્રાપ્ત થશે ? વગેરે...વગેરે અલ્લાહ જલ્લ શા'નુહૂનું આ અજોડ જ્ઞાન તેની તવહીદની સ્પષ્ટ દલીલ છે.

———————————

## આયતો : (સૂરએ રઅ્‌દ : આયત નં. ૯ થી ૧૫)

| |
|---|
| عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْكَبِيْرُ الْمُتَعَالِ ﴿٩﴾ سَوَآءٌ مِّنْكُمْ مَّنْ اَسَرَّ الْقَوْلَ وَمَنْ جَهَرَ بِهٖ وَمَنْ هُوَ |
| مُسْتَخْفٍۭ بِالَّيْلِ وَسَارِبٌۢ بِالنَّهَارِ ﴿١٠﴾ لَهٗ مُعَقِّبٰتٌ مِّنْۢ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖ |
| يَحْفَظُوْنَهٗ مِنْ اَمْرِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ لَا يُغَيِّرُ مَا بِقَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا بِاَنْفُسِهِمْ ؕ وَاِذَآ |
| اَرَادَ اللّٰهُ بِقَوْمٍ سُوْٓءًا فَلَا مَرَدَّ لَهٗ ۚ وَمَا لَهُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّالٍ ﴿١١﴾ هُوَ الَّذِيْ يُرِيْكُمُ |
| الْبَرْقَ خَوْفًا وَّطَمَعًا وَّيُنْشِئُ السَّحَابَ الثِّقَالَ ﴿١٢﴾ وَيُسَبِّحُ الرَّعْدُ بِحَمْدِهٖ وَالْمَلٰٓئِكَةُ |
| مِنْ خِيْفَتِهٖ ۚ وَيُرْسِلُ الصَّوَاعِقَ فَيُصِيْبُ بِهَا مَنْ يَّشَآءُ وَهُمْ يُجَادِلُوْنَ فِي اللّٰهِ ۚ وَ |
| هُوَ شَدِيْدُ الْمِحَالِ ﴿١٣﴾ لَهٗ دَعْوَةُ الْحَقِّ ؕ وَالَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِهٖ لَا يَسْتَجِيْبُوْنَ |
| لَهُمْ بِشَيْءٍ اِلَّا كَبَاسِطِ كَفَّيْهِ اِلَى الْمَآءِ لِيَبْلُغَ فَاهُ وَمَا هُوَ بِبَالِغِهٖ ؕ وَمَا دُعَآءُ الْكٰفِرِيْنَ اِلَّا |
| فِيْ ضَلٰلٍ ﴿١٤﴾ وَلِلّٰهِ يَسْجُدُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّكَرْهًا وَّظِلٰلُهُمْ بِالْغُدُوِّ |
| وَالْاٰصَالِ ﴿١٥﴾ السجدة |

السجدة ٣

**તરજુમો :**

*છુપા અને જાહેરનો જાણનાર અને સૌથી મોટો સર્વોપરી. (૯) સરખા છે તમારામાંથી જે ધીમે વાત કહે અથવા પોકારીને (મોટેથી) અને જે રાતમાં છુપાઈ રહ્યું છે અને જે દિવસે ગલીઓમાં ફરે છે. (૧૦) તેના પહેરેદારો છે બંદાની આગળથી અને પાછળથી તેની રખેવાળી કરે છે અલ્લાહના હુકમથી, અલ્લાહ કોઈ કોમની હાલતને નથી બદલતો જ્યાં સુધી (કે) જે તેમના નફ્સ (દિલો)માં છે તે ન બદલે અને જ્યારે અલ્લાહ કોઈ કોમ ઉપર આફત ઈચ્છે છે પછી તે ટળતી નથી અને તેમનો તેના સિવાય કોઈ મદદગાર નથી. (૧૧) તે જ છે તમને ડર અને આશા માટે વીજળી બતાવે છે અને ભારે વાદળ ઉઠાવે છે. (૧૨) અને ગર્જનાર (રઅ્દ) તેની ખુબીઓ વર્ણન કરે છે અને બધા ફરિશ્તા તેના ડરથી અને કડકતી વીજળીઓ મોકલે છે, પછી જેના ઉપર ઈચ્છે નાંખે છે અને આ લોકો અલ્લાહની વાતમાં ઝઘડે છે અને તેની પકડ સખત છે. (૧૩) તેને જ પોકારવું સાચું છે અને જે લોકોને કે તેના સિવાય પોકારે છે તે તેમના કંઈપણ કામ આવતા નથી પરંતુ જેમકે કોઈએ બંને હાથ પાણી તરફ ફેલાવી દીધા કે તેના મોઢાં સુધી આવી પહોંચે અને તે કદાપિ તેના સુધી પહોંચશે નહીં અને કાફિરોની જેટલી પોકાર છે સઘળી ગુમરાહી છે. (૧૪) અને અલ્લાહને સિજ્દહ કરે છે જે કંઈ આસમાનોમાં છે અને જમીનમાં ખુશીથી કે લાચારીથી (અનિચ્છાએ) અને તેમના પડછાયા સવાર અને સાંજ ! (૧૫)*

**તફસીર :**

તે તમામ ગુપ્ત અને જાહેર વસ્તુઓને જાણનારો છે, સૌથી મોટો (અને) સર્વોપરી છે, તમારામાંથી જે વ્યક્તિ કોઈ વાત ધીમેથી (છાના–છાના) કહો અને જે પોકારીને કહો અને જે વ્યક્તિ રાતમાં ક્યાંક સંતાઈ જાય અને જે દિવસમાં હરે–ફરે આ બધું (અલ્લાહના જ્ઞાનમાં) સરખું છે, (એટલે કે સૌને સમાન રીતે જાણે છે જેમકે તમારામાંથી દરેક વ્યક્તિને જાણે છે અને દરેકની સુરક્ષા પણ કરે છે એટલા માટે તમારામાંથી) દરેક વ્યક્તિ(ની સુરક્ષા) માટે અમુક ફરિશ્તાઓ (નક્કી) છે જેની બદલી થતી રહે છે, અમુક તેની આગળ અને અમુક તેની

પાછળ, તે અલ્લાહના હુકમથી (ઘણી બધી બલાઓથી) તેની હિફાઝત કરે છે (અને તેને કોઈ એવું ન સમજે કે જ્યારે ફરિશ્તા અમારા ચોકીદાર છે તો પછી અમે જે ઈચ્છીએ કરીએ, ગુનાહો કરીએ અથવા કુફ્ર, કોઈ રીતે અઝાબ આવશે જ નહીં, આવું સમજવું ખોટું છે કારણ કે) ખરેખર અલ્લાહ તઆલા (શરૂઆતમાં તો કોઈને અઝાબ આપતો નથી કારણ કે એ તેની ટેવ છે કે) કોઈ કોમની (સારી) હાલતમાં ફેરબદલ નથી કરતો જ્યાં સુધી કે લોકો પોતે પોતાની (ક્ષમતા અને સામર્થ્યથી) હાલતને બદલી નથી નાંખતા (પરંતુ તેની સાથે એ પણ છે કે જ્યારે તેઓ પોતાની ક્ષમતામાં ખલેલ ઉત્પન્ન કરવા લાગે છે તો પછી અલ્લાહ તઆલા તરફથી મુસીબત અને ક્રોધ નક્કી કરવામાં આવે છે) અને જ્યારે અલ્લાહ તઆલા કોઈ કોમ ઉપર મુસીબત નાંખવાનું નક્કી કરી લે છે તો પછી તેના ટળવાનું કોઈ સ્વરૂપ હોતું નથી (તે થઈને જ રહે છે) અને (એવા સમયે) અલ્લાહના સિવાય કોઈ (જેમની સુરક્ષાનો તેમને ભરોસો છે) તેમનો મદદગાર નથી રહેતો, (એટલે સુધી કે ફરિશ્તાઓ પણ તેમનું રક્ષણ નથી કરતા અને જો કોઈ તેમનું રક્ષણ કરવા ઈચ્છે તો તે પણ તેમના કામ લાગતું નથી) તે એવો (મહાન) છે કે તમને (વરસાદના સમયે ચમકતી) વીજળી બતાવે છે જેનાથી (તેના પડવાનો) ભય પણ હોય છે અને (તેનાથી વરસાદની) આશા પણ હોય છે અને તે વાદળોને (પણ) ઉઠાવે છે જે પાણીથી ભરેલા હોય છે અને <u>રઅ્દ</u> (ફરિશ્તો) તેના વખાણની સાથે તેની પવિત્રતા વર્ણન કરે છે અને (બીજા) ફરિશ્તા પણ તેના ડરથી (તેના વખાણ અને પવિત્રતા વર્ણન કરે છે); અને તે (જમીન તરફ) વીજળીઓ મોકલે છે પછી જેના ઉપર ઈચ્છે નાંખી દે છે અને તે લોકો અલ્લાહ વિશે (એટલે કે તેની તવહીદમાં તે છતાં કે તે આવો સર્વોચ્ચ અને મહાન છે) ઝઘડે છે જ્યારે કે તે ઘણો જ સખત પકડવાળો છે (કે તેનાથી જ ડરવું જોઈએ પરંતુ આ લોકો ડરતા નથી અને તેની સાથે ભાગીદાર ઠરાવે છે અને તે એવો દુઆઓને કબૂલ કરનારો છે કે) સાચું પોકારવું તેના જ માટે ખાસ છે (કારણ કે એને કબૂલ કરવાની શક્તિ તેની જ છે) અને અલ્લાહના સિવાય જેને આ લોકો (જરૂરતો અને પોતાની મુસીબતોમાં) પોકારે છે તેઓ (શક્તિ ન હોવાના કારણે) તેમની દરખાસ્તને એથી વધારે મંજૂર નથી કરી શકતા (જાણે કે) જેટલું પાણી તે વ્યક્તિની દરખાસ્તને મંજૂર કરે છે જેણે પોતાના બંને હાથ પાણી તરફ ફેલાવેલા હોય છે (અને તેને ઈશારાથી પોતાના

તરફ બોલાવી રહ્યો હોય) જેથી તે (પાણી) તેના મોઢાં સુધી (ઊડીને) આવી જાય અને તે (પોતે) તેના મોઢાં સુધી (માત્ર ઈશારાથી કોઈપણ રીતે) આવવાનું નથી (બસ, જે પ્રમાણે પાણી તેની દરખાસ્ત કબૂલ કરવાથી લાચાર છે એ જ પ્રમાણે તેમના મઅ્બૂદો પણ લાચાર છે એટલા માટે) કાફિરોની (તેમને) દરખાસ્ત કરવી માત્ર બિનઅસરકારક છે અને અલ્લાહ તઆલા (એવો સર્વશક્તિમાન છે કે તેની) સામે જ બધા આજ્ઞાપાલક બનેલ છે, જેટલું કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે (અમુક) ખુશીથી અને (અમુક) મજબૂરીથી (ખુશીથી એ કે સ્વેચ્છાએ આપમેળે ઈબાદત કરે છે અને મજબૂરીથી એ ભાવાર્થ છે કે અલ્લાહ તઆલા જે મખ્લૂકમાં જે ફેરફાર કરવા ઈચ્છે છે તે તેનો વિરોધ નથી કરી શકતી) અને તે (જમીનવાળાઓ)ના પડછાયા પણ (આજ્ઞાપાલક છે) સવાર અને સાંજના સમયમાં (એટલે કે પડછાયાને જેટલો ઈચ્છે વધારે, જેટલો ઈચ્છે ઘટાડે અને સવાર અને સાંજના સમયે પડછાયા લાંબા હોય છે અને તેના ઘટવા–વધવાને વધારે સ્પષ્ટ રીતે જોઈ શકાય છે એટલા માટે આ ખાસિયત વર્ણન થઈ નહિતર પડછાયા પણ આ અર્થમાં દરેક રીતે આજ્ઞાપાલક છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોથી અલ્લાહ જલ્લ શા'નુહૂની ખાસ મહત્ત્વપૂર્ણ અને પરિપૂર્ણ સિફતનો ક્રમ ચાલી રહ્યો છે જે વાસ્તવમાં તવહીદની દલીલો છે, આ આયતમાં પણ ફરમાવ્યું,

عَالِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْكَبِيْرُ الْمُتَعَالِ માં غَيْب (ગય્બ)નો ભાવાર્થ તે વસ્તુ છે જે મનુષ્યની સભાનતા (ઈન્દ્રિય જ્ઞાન–ચેતાતંત્રો)થી ગાયબ છે, એટલે કે ન જ આંખોથી તેને જોઈ શકે અને ન તો કાનોથી તેને સાંભળી શકે તથા ન તો નાક તેને સુંઘી શકે અને ન જ જીભથી તેને ચાખી શકે તથા ન જ હાથથી સ્પર્શ કરીને જાણી શકે.

شَهَادَتٌ (શહાદત) ગય્બનો વિરુદ્ધાર્થી શબ્દ છે અને તે એવી વસ્તુઓ છે કે જેને મનુષ્યની પ્રસ્તુત પાંચ ઈન્દ્રિયો દ્વારા જાણી શકાય છે, ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાની ખાસ પરિપૂર્ણતાની સિફત એ છે કે તે દરેક ગય્બને એ પ્રમાણે જાણે છે જેવી રીતે કે દૃષ્ટિ સમક્ષ હાજર અને મોજૂદ વસ્તુને જાણી શકાય છે.

اَلْكَبِيْرُ (અલ કબીર)નો અર્થ "સૌથી મોટો" અને مُتَعَالُ (મુતઆલ)નો

અર્થ "સર્વોચ્ચ" અને "સર્વોપરી" થાય છે, આ બંને શબ્દોનો ભાવાર્થ એ છે કે તે મખ્લૂકની ખાસિયતોથી સર્વોચ્ચ, ઉપરવટ તથા સર્વોપરી છે, કાફિરો અને મુશ્રિકો અલ્લાહ તઆલા માટે ગૌણ સ્વરૂપે મોટાઈ અને સર્વોચ્ચ હોવાનો સ્વીકાર તો કરે છે પરંતુ પોતાની અધૂરી સમજ વડે અલ્લાહ તઆલાને પણ સામાન્ય મનુષ્યો ઉપર અનુમાનિત કરીને અલ્લાહ તઆલા માટે એવી સિફતો અને લક્ષણો સાબિત કરે છે કે જે તેની શા'ન અને મરતબાથી જોજનો દૂર હોય છે, જેમકે યહૂદી, નસારાએ અલ્લાહ તઆલાનો બેટો હોવાની માન્યતા ધરાવી, કોઈએ અલ્લાહ માટે માનવોની જેમ શરીર અને અવયવો હોવાની માન્યતા રાખી, કોઈએ તેને દિશા અને સ્થળમાં મર્યાદિત સમજ્યો જ્યારે કે આ બધી જ પરિસ્થિતિઓ અને ખાસિયતોથી અલ્લાહ તઆલા ઉપરવટ અને સર્વોપરી છે, કુર્આને કરીમ તેની વર્ણન કરેલ સિફતોથી બેઝારી જાહેર કરવા માટે વારંવાર ફરમાવે છે, سُبۡحَانَ اللّٰهِ عَمَّا يَصِفُوۡنَ એટલે કે, “પાક (પવિત્ર) છે અલ્લાહ તે સિફતોથી જે આ લોકો વર્ણન કરે છે.”

પ્રથમ વાક્યમાં عَالِمُ الۡغَيۡبِ وَالشَّهَادَةِ અને તેનાથી પહેલી આયત اَللّٰهُ يَعۡلَمُ مَا تَحۡمِلُ كُلُّ اُنۡثٰى માં અલ્લાહ જલ્લ શા'નુહૂના પૂર્ણ જ્ઞાનની ખાસિયત અને લક્ષણનું વર્ણન હતું, બીજા વાક્યમાં اَلۡكَبِيۡرُ الۡمُتَعَالِ માં અલ્લાહની પૂર્ણ શક્તિ અને તેની ઉચ્ચતાનું વર્ણન છે કે તેની શક્તિ અને તાકાત મનુષ્યની કલ્પનાથી ઉપરવટ છે, ત્યાર પછીની આયતમાં પણ આ જ પૂર્ણ જ્ઞાનની અને પૂર્ણ કુદરતની વિશિષ્ટતાને એક ખાસ શૈલીમાં વર્ણન કરી. سَوَآءٌ مِّنۡكُمۡ مَّنۡ اَسَرَّ الۡقَوۡلَ وَمَنۡ جَهَرَ بِهٖ وَمَنۡ هُوَ مُسۡتَخۡفٍۢ بِالَّيۡلِ وَسَارِبٌۢ بِالنَّهَارِ

اَسَرَّ الۡقَوۡلَ માં اِسۡرَارٌ (ઈસ્રાર)નો અર્થ "ગુપ્ત વાતચીત" અને جَهۡر (જહ્ર)નો અર્થ "ખુલ્લમ-ખુલ્લી વાતચીત"નો થાય છે, જે વાતચીત મનુષ્ય કોઈ બીજા વ્યક્તિને સંભળાવવા કરે છે તેને جَهۡر (જહ્ર) કહે છે અને જે પોતે પોતાને સંભળાવવા માટે કહે છે તેને سِرّ (સિર્ર) કહે છે, مُسۡتَخۡفٍ (મુસ્તખફિન)નો અર્થ "સંતાઈ જનાર" અને سَارِبٌ (સારિબ)નો અર્થ "આઝાદી અને બેફિકરીથી માર્ગ ઉપર હરનાર-ફરનાર" થાય છે.

આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ જલ્લ શા'નુહૂનું જ્ઞાન સર્વત્ર છવાયેલું હોવાના કારણે તેના સમીપ ગુપ્ત વાતચીત કરનાર અથવા મોટા અવાજે વાતચીત

કરનાર બંને એકસમાન છે, તે બંનેની વાતને સરખી રીતે સાંભળે અને જાણે છે, એ જ પ્રમાણે જે વ્યક્તિ રાતના અંધારાઓમાં સંતાયેલો હોય છે અને જે દિવસના પ્રકાશમાં ખુલ્લા માર્ગ ઉપર ચાલી રહ્યો છે આ બંને તેના જ્ઞાન અને શક્તિના આધારે એકસમાન છે, બંનેની આંતરિક અને બાહ્ય બધી પરિસ્થિતિઓને સમાન રીતે જાણે છે અને બંને ઉપર તેની કુદરત એકસમાન રીતે છવાયેલી છે, કોઈ તેની શક્તિ અને કુદરતથી બાકાત નથી, તેનો વધારે ખુલાસો આગલી આયતમાં આ પ્રમાણે છે, لَهٗ مُعَقِّبٰتٌ مِّنْ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖ يَحْفَظُوْنَهٗ مِنْ اَمْرِ اللّٰهِ ط

مُعَقِّبٰت (મુઅક્કિબાત) એ مُعَقِّبَةٌ (મુઅક્કિબહ)નું બહુવચન છે, આ તે જૂથ અથવા વર્ગને કહેવામાં આવે છે જે બીજા ગૃપ અથવા જૂથની સાથે પાછળથી જોડાઈને આવે, તેને "મુઅક્કિબહ" અથવા "મુતઅક્કિબહ" કહેવામાં આવે છે, مِنْ بَيْنِ يَدَيْهِ નો શાબ્દિક અર્થ "બંને હાથની વચ્ચે હોવું" થાય છે, તેનો ભાવાર્થ વ્યક્તિની સામેની દિશા અથવા વિસ્તાર થાય છે. وَمِنْ خَلْفِهٖ (વમિન ખલ્ફિહી) "પાછળની દિશા અથવા વિસ્તાર" مِنْ اَمْرِ اللّٰهِ (મિન અમ્રિલ્લાહ)માં مِنْ (મિન) باء سببیت (કારણદર્શક)ના અર્થ માટે છે તે بِاَمْرِ اللّٰهِ ના અર્થમાં આવ્યું છે, અમુક કિરાઅતોમાં આ શબ્દ بِاَمْرِ اللّٰه થી નકલ થયો છે. *(રૂહુલ મઆની)*

આયતનો ભાવાર્થ એ છે કે જે વ્યક્તિ ભલે પોતાની વાતચીતને સંતાડે અથવા જાહેર કરવા ઈચ્છે, એ જ પ્રમાણે પોતાના ચાલવા–ફરવાને ગુપ્ત રાખવા ઈચ્છે અથવા ખુલ્લા (પ્રકાશિત) માર્ગો અને સડકો ઉપર ફરે, આ બધા મનુષ્યો માટે અલ્લાહ તરફથી ફરિશ્તાઓની જમાઅત નક્કી છે જે તેમની આગળ અને પાછળથી તેમને ઘેરી રાખતા હોય છે જેમની સેવા અને ફરજ બદલાતી રહે છે અને તે વારાફરતી આવતા રહે છે, તેમને એ કામની જવાબદારી સોંપવામાં આવી છે કે તેઓ અલ્લાહ તઆલાના હુકમથી માનવોનું રક્ષણ કરે.

સહીહ બુખારીની હદીષમાં છે કે ફરિશ્તાઓની બે જમાઅતો સુરક્ષા માટે નક્કી છે, એક રાત માટે અને બીજી દિવસ માટે અને આ બંને જમાઅતો સવાર અને અસરની નમાઝોમાં ભેગી થાય છે, સવારની નમાઝ પછી રાતના ચોકીદારો રવાના થઈ જાય છે અને દિવસના ચોકીદારો કામ સંભાળી લે છે અને અસરની નમાઝ પછી તેઓ રવાના થઈ જાય છે અને રાતના ફરિશ્તા ડ્યુટી માટે લાગી જાય છે.

અબૂ દાવુદની એક હદીષમાં હઝરત અલી (રદિ.)ની હદીષ નકલ થઈ છે કે દરેક મનુષ્યની સાથે અમુક રક્ષણ કરનારા ફરિશ્તાઓ મોજૂદ છે જે તેનું રક્ષણ કરતા રહે છે કે તેમના ઉપર કોઈ દિવાલ વગેરે પડી ન જાય અથવા તેઓ કોઈ ખાડા કે ગુફામાં ગબડી ન પડે અથવા કોઈ પશુ કે માણસ તેને તકલીફ ન પહોંચાડે, અલબત્ત અલ્લાહનો હુકમ જ્યારે કોઈ મનુષ્યને બલા અને મુસીબતમાં નાંખવાનો લાગુ થઈ જાય છે તો રક્ષણ કરનાર ફરિશ્તાઓ ત્યાંથી હટી જાય છે.

*(રૂહુલ મઆની)*

ઈબ્ને જરીરની એક હદીષ હઝરત ઉસ્માન ગની (રદિ.)થી રિવાયત થઈ છે, તેનાથી એ જાણ થાય છે કે આ ચોકીદાર ફરિશ્તાઓનું કાર્ય માત્ર દુનિયાની તકલીફો અને મુસીબતોથી સુરક્ષા કરવાનું નથી બલકે તે મનુષ્યોને ગુનાહોથી બચાવવા અને સુરક્ષિત રાખવાનો પણ પ્રયત્ન કરતા રહે છે, મનુષ્યના દિલમાં નેકી અને અલ્લાહના ડરની ભાવના જાગૃત કરતા રહે છે જેના દ્વારા તે ગુનાહથી બચે છે અને જો તો પણ તે ફરિશ્તાઓના ઈલ્હામથી ગફલત વર્તીને ગુનાહમાં સંડોવાઈ જાય તો તે એવી દુઆ અને પ્રયત્ન કરે છે કે આ વ્યક્તિ જલદી તવબહ કરીને ગુનાહોથી પવિત્ર થઈ જાય, પછી જો તેઓ કોઈ રીતે ચેતી નથી જતા ત્યારે તે તેના નામ–એ–આ'માલમાં ગુનાહનું કાર્ય લખી લે છે.

ખુલાસો એ છે કે આ ચોકીદાર ફરિશ્તાઓ દીન અને દુનિયા બંનેની મુસીબતો અને આફતોથી મનુષ્યને સૂતાં–જાગતા સુરક્ષા કરતા રહે છે. હઝરત કઅ્બ બિન અહ્બાર (રદિ.) ફરમાવે છે કે જો મનુષ્ય ઉપરથી આ અલ્લાહના પેહરેદારોની હિફાઝત હટાવી દેવામાં આવે તો જિન્નાત તેમની જિંદગી વબાલ બનાવી દે પરંતુ આ બધા સુરક્ષાના પહેરા તે જ સમય સુધી કાર્યરત રહે છે જ્યાં સુધી કે અલ્લાહની તકદીર તેમની સુરક્ષાની પરવાનગી આપે છે અને જ્યારે અલ્લાહ તઆલા જ કોઈ બંદાને બલામાં સપડાવવાનું ઈચ્છે તો આ સુરક્ષાના પેહરા હટી જાય છે, તેનું વર્ણન આગલી આયતમાં આ પ્રમાણે કરવામાં આવ્યું.

اِنَّ اللّٰهَ لَا يُغَيِّرُ مَا بِقَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا بِاَنْفُسِهِمْ وَاِذَآ اَرَادَ اللّٰهُ بِقَوْمٍ سُوْٓءًا فَلَا مَرَدَّ لَهٗ وَمَا لَهُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّالٍ એટલે કે, અલ્લાહ તઆલા કોઈ કોમની સલામતી અને સારી હાલતને આફત અને મુસીબતમાં તે સમય સુધી પરિવર્તિત કરતો નથી જ્યાં સુધી તે કોમ પોતે જ પોતાના અમલો અને અહેવાલોને બુરાઈ અને ફસાદમાં

પરિવર્તિત ન કરી લે અને તે જ્યારે પોતાની પરિસ્થિતિને બળવો અને આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવામાં બદલી નાંખે છે તો અલ્લાહ તઆલા પણ પોતાની પદ્ધતિ બદલી નાંખે છે અને એ દેખીતું છે કે જ્યારે અલ્લાહ તઆલા જ કોઈનું બુરું ઈચ્છે અને અઝાબ આપવા ઈચ્છે તો પછી ન તો કોઈ તેને ટાળી શકે છે અને ન જ કોઈ રબ્બાની હુકમના વિરુદ્ધ તેમને મદદ પહોંચાડી શકે છે.

ખુલાસો એ છે કે અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી મનુષ્યની સુરક્ષા માટે પહેરો લાગેલો રહે છે પરંતુ જ્યારે કોઈ કોમ અલ્લાહ તઆલાની નેઅ્મતોનો શુક્ર અને તેનું આજ્ઞાપાલન છોડીને દુષ્ટ આચરણ તથા બળવાખોરી અપનાવી લે તો અલ્લાહ તઆલા પણ પોતાની સુરક્ષાનો પહેરો ઉઠાવી લે છે, પછી અલ્લાહ તઆલાનો ક્રોધ અને અઝાબ તેમના ઉપર આવે છે અને તેનાથી બચવાનું કોઈ સ્વરૂપ બાકી નથી રહેતું.

આ ખુલાસાથી જાણ થઈ કે પ્રસ્તુત આયતમાં પરિસ્થિતિના પરિવર્તનનો ભાવાર્થ એ છે કે જ્યારે કોઈ કોમ આજ્ઞાપાલન અને અલ્લાહનો આભાર અને ઉપકાર માનવાનું છોડીને પોતાની પરિસ્થિતિમાં ખરાબ પરિવર્તન ઉત્પન્ન કરી લે ત્યારે અલ્લાહ તઆલા પણ પોતાની રહમત અને સુરક્ષાની પદ્ધતિને બદલી નાંખે છે.

આ આયતનો જે સામાન્ય રીતે એ અર્થ વર્ણન કરવામાં આવે છે કે કોઈ કોમમાં સારી ક્રાંતિ તે સમય સુધી નથી આવતી જ્યાં સુધી તે પોતે સારી ક્રાંતિ અને પરિવર્તન માટે પોતાની હાલતને ઠીકઠાક ન કરી લે, આ જ ભાવાર્થમાં આ શે'ર પણ ખૂબ પ્રખ્યાત છે.

خدا نے آج تک اُس قوم کی حالت نہیں بدلی    نہ ہو جسکو خیال آپ اپنی حالت کے بدلنے کا

ખુદાને આજ તક ઉસ કોમ કી હાલત નહીં બદલી,
ન હો જિસકો ખયાલ આપ અપની હાલત કે બદલને કા.

આ વાત એક હદ સુધી જો કે સાચી છે પરંતુ પ્રસ્તુત આયતનો એ ભાવાર્થ નથી અને તેનું સાચું હોવું પણ એક સામાન્ય કાયદા હેઠળ છે કે જે વ્યક્તિ પોતે પોતાની પરિસ્થિતિની સુધારણાનો ઈરાદો નથી કરતો અલ્લાહ તઆલા તરફથી પણ તેની મદદ અને સહાયતાનો કોઈ વાયદો નથી, બલકે આ વાયદો પણ એવી જ હાલતમાં છે જ્યારે કોઈ પોતે જ પોતાની સુધારણાની ફિકર–ચિંતા કરે, જેમકે

આયતે કરીમા وَالَّذِيْنَ جَاهَدُوْا فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا (૨૯:૬૯) થી જાણ થાય છે કે અલ્લાહ તરફથી હિદાયતના માર્ગ ત્યારે જ ખુલે છે જ્યારે પોતે પોતાનામાં હિદાયતની તલબ ઉપસ્થિત હોય પરંતુ અલ્લાહના ઈનામો આ કાયદાના બંધાયેલા નથી, ઘણા વખતે એ વિના પણ અલ્લાહના ઈનામ અર્પણ થઈ જાય છે.

دادِ حق را قابلیت شرط نیست بلکہ شرطِ قابلیت دادہست

પોતે આપણું અસ્તિત્વ અને તેમાં બેશુમાર નેઅ્મતો ન તો આપણા પ્રયત્નતોનું પરિણામ છે અને ન જ આપણે તેની ક્યારેય દુઆ માંગી હતી કે અમને આવું અસ્તિત્વ અર્પણ કરવામાં આવે જેના આંખ, નાક, કાન અને બધા જ શારીરિક અવયવો તંદુરસ્ત હોય, આ બધી નેઅ્મતો વિના માંગે જ મળી ગઈ છે.

ما نبودیم و تقاضا ما نبود لطفِ تو نا گفتہء ما می شنود

અલબત્ત, ઈનામોનો હક અને વાયદો પોતાના પ્રયત્ન વિના પ્રાપ્ત થતો નથી અને કોઈ કોમનું પ્રયત્ન અથવા આચરણ વિના ઈનામોની રાહ જોતા રહેવું પોતાની જાતને છેતરવા સમાન છે.

هُوَ الَّذِىْ يُرِيْكُمُ الْبَرْقَ خَوْفًا وَّطَمَعًا وَّيُنْشِئُ السَّحَابَ الثِّقَالَ એટલે કે, અલ્લાહ તઆલાની જ જાત પવિત્ર છે જે તમને વીજળીના કડાકા બતાવે છે, તે મનુષ્ય માટે ડર પણ બની શકે છે કે જે જગ્યાએ પડી જાય સર્વ કાંઈ રાખ કરી નાંખે અને આશા પણ હોય છે કે વીજળીના ચમકારા પછી વરસાદ આવશે જે મનુષ્ય અને પ્રાણીઓની જિંદગીનો આધાર છે અને તે જ પવિત્ર હસ્તી છે જેણે મોટા-મોટા ભારે વાદળો મહાસાગરોની બાષ્પથી બનાવીને ઉઠાવ્યા છે અને પછી તે પાણી ભરેલા વાદળોને અવકાશમાં ઘણા ઝડપથી આમથી તેમ લઈ જાય છે અને પોતાના હુકમ અનુસાર જે જમીન ઉપર ઈચ્છે છે વરસાવે છે.

وَيُسَبِّحُ الرَّعْدُ بِحَمْدِهٖ وَالْمَلٰٓئِكَةُ مِنْ خِيْفَتِهٖ એટલે કે, "તસ્બીહ પઢે છે "રઅ્દ" અલ્લાહ તઆલાના વખાણ અને શુક્રની અને તસ્બીહ પઢે છે ફરિશ્તાઓ તેના ડરથી." رَعْدُ (રઅ્દ) રૂઢિપ્રયોગ અને મહાવરામાં "વાદળની ગર્જના"ને કહેવામાં આવે છે જે વાદળોના પરસ્પર ટકરાવથી પેદા થાય છે, તેની તસ્બીહ પઢવાનો ભાવાર્થ તે જ તસ્બીહ છે જેના વિશે કુર્આને કરીમની એક બીજી આયતમાં આવ્યું છે કે જમીન અને આસમાનમાં કોઈ વસ્તુ એવી નથી જે અલ્લાહ

તઆલાની તસ્બીહ (વખાણ) ન કરતી હોય પરંતુ આ તસ્બીહ સામાન્ય લોકો સાંભળી નથી શકતા.

અમુક હદીષની રિવાયતોમાં છે કે, "રઅ્દ" તે ફરિશ્તાનું નામ છે જે વરસાદ વરસાવવા માટે નિયુક્ત કરવામાં આવ્યો છે, આ અર્થના આધારે તેનું તસ્બીહ પઢવું દેખીતું છે.

صَاعِقَةُ (સાઈકહ)નું બહુવચન છે, જમીન ઉપર પડનારી વીજળીને "સાઈકહ" કહેવામાં આવે છે. આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા જ આ વીજળીઓને જમીન ઉપર મોકલે છે, તેના દ્વારા જેને ઈચ્છે છે સળગાવી દે છે. — وَيُرْسِلُ الصَّوَاعِقَ فَيُصِيْبُ بِهَا مَنْ يَّشَآءُ માં صَوَاعِقُ (સવાઈક) એ

وَهُمْ يُجَادِلُوْنَ فِى اللّٰهِ وَهُوَ شَدِيْدُ الْمِحَالِ માં શબ્દ مِحَالُ (મિહાલિ) م "મીમ"ના કસ્ર (સુષુપ્ત રાખવા) સાથે "હીલા" અથવા "યોજના"ના અર્થમાં છે અને "અઝાબ" તથા "ક્રોધ"ના અર્થમાં પણ તથા "શક્તિ"ના અર્થમાં પણ. આયતનો ભાવાર્થ એ છે કે આ લોકો અલ્લાહ તઆલાની તવહીદ વિશે પરસ્પર ઝઘડા અને વિવાદમાં પડેલા છે જ્યારે કે અલ્લાહ તઆલા મહાન મજબૂત તદ્‌બીર (યોજના) કરનારો છે જેની સામે કોઈનું કંઈ જ ચાલતું નથી.

---

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૧૬-૧૭)

قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ قُلِ اللّٰهُ ؕ قُلْ اَفَاتَّخَذْتُمْ مِّنْ دُوْنِهٖۤ اَوْلِيَآءَ لَا يَمْلِكُوْنَ
لِاَنْفُسِهِمْ نَفْعًا وَّلَا ضَرًّا ؕ قُلْ هَلْ يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ ۙ اَمْ هَلْ تَسْتَوِى الظُّلُمٰتُ
وَالنُّوْرُ ۚ اَمْ جَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ خَلَقُوْا كَخَلْقِهٖ فَتَشَابَهَ الْخَلْقُ عَلَيْهِمْ ؕ قُلِ اللّٰهُ
خَالِقُ كُلِّ شَىْءٍ وَّهُوَ الْوَاحِدُ الْقَهَّارُ ﴿١٦﴾ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَسَالَتْ اَوْدِيَةٌۢ
بِقَدَرِهَا فَاحْتَمَلَ السَّيْلُ زَبَدًا رَّابِيًا ؕ وَمِمَّا يُوْقِدُوْنَ عَلَيْهِ فِى النَّارِ ابْتِغَآءَ حِلْيَةٍ
اَوْ مَتَاعٍ زَبَدٌ مِّثْلُهٗ ؕ كَذٰلِكَ يَضْرِبُ اللّٰهُ الْحَقَّ وَالْبَاطِلَ ۬ؕ فَاَمَّا الزَّبَدُ فَيَذْهَبُ
جُفَآءً ۚ وَاَمَّا مَا يَنْفَعُ النَّاسَ فَيَمْكُثُ فِى الْاَرْضِ ؕ كَذٰلِكَ يَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ ﴿١٧﴾

## તરજુમો :

*પૂછો, આસમાનો અને જમીનનો પરવરદિગાર કોણ છે ? કહી આપો, અલ્લાહ; કહો, પછી શું તમે તેના સિવાય એવા હિમાયતી પકડયા છે જે પોતાના ભલા અને બુરાના માલિક નથી ? કહો, શું આંધળો અને દેખતો સરખા હોય છે અથવા શું અંધારુ અને અજવાળું સરખું છે ? શું તેમણે અલ્લાહના માટે ભાગીદાર ઠરાવ્યા છે કે તેમણે કંઈ પેદા કર્યું છે જેવું અલ્લાહે પેદા કર્યું પછી તેમના સમીપ (બંનેનું) સર્જન એકસરખું (મુશતબહ) થઈ ગયું ? કહો, અલ્લાહ દરેક વસ્તુનો પેદા કરનારો છે અને તે જ વાહિદ (એકલો છે) મહાબળવાન છે. (૧૬) તેણે આસમાનેથી પાણી ઉતાર્યું, પછી (નદી-)નાળા (Wadis) પોત-પોતાના પ્રમાણમાં વહેવા લાગ્યા, પછી તે વહેણ ફૂલેલું ફીણ ઉપર લઈ આવ્યું અને જે વસ્તુને આગમાં તપાવે છે ઘરેણા બનાવવા માટે અથવા સામાન બનાવવા માટે એમાં પણ એવું જ ફીણ (મેલ) હોય છે, આ રીતે અલ્લાહ સત્ય અને અસત્યને વર્ણન કરે છે; બસ તે ફીણ તો સુકાઈને જતું રહે છે અને તે જે લોકોના કામ આવે છે બસ જમીનમાં બાકી રહે છે, આ પ્રમાણે અલ્લાહ ઉદાહરણો વર્ણન કરે છે. (૧૭)*

## તફસીર :

આપ (ﷺ તેમને એવું) કહી આપો કે આસમાનો અને જમીનનો પરવરદિગાર (એટલે કે સર્જનહાર અને સુરક્ષા કરનાર હંમેશા મોજૂદ) કોણ છે ? (અને કારણ કે તેનો જવાબ નક્કી જ છે એટલા માટે જવાબ પણ) તમે (જ) કહી આપો કે અલ્લાહ છે, (પછી) તમે એ કહો કે શું (આ તવહીદની દલીલો સાંભળી) છતાં પણ તમે અલ્લાહના સિવાય અન્યને મદદગાર (એટલે કે મઅ્બૂદ) ઠરાવી રાખ્યા છે જે (અશક્ત હોવાના કારણે) પોતે જ પોતાની જાતનો લાભ અથવા નુકસાનનો પણ અધિકાર ધરાવતા નથી ? (અને શિર્કના રદિયા અને તવહીદની સત્યતા પુરવાર કર્યા પછી તવહીદની માન્યતા ધરાવનાર તથા શિર્ક કરનાર તથા પોતે શિર્ક અને તવહીદ વચ્ચે તફાવત જાહેર કરવા માટે) તમે એ (પણ) કહી આપો કે શું આંધળો અને દષ્ટિવાળો સમાન હોઈ શકે છે ? (આ ઉદાહરણ મુશ્રિકો અને તવહીદની માન્યતા ધરાવનારાઓ માટેનું છે) અથવા

ક્યારેય અંધારુ અને અજવાળું સમાન હોઈ શકે છે ? (આ ઉદાહરણ શિર્ક અને તવહીદનું છે) અથવા તેમણે અલ્લાહના એવા ભાગીદાર ઠરાવી રાખ્યા છે કે તેમણે પણ (કોઈ વસ્તુનું) સર્જન કર્યું છે જેમકે અલ્લાહ (તેમના સ્વીકાર પ્રમાણે પણ) સર્જન કરે છે ? પછી (આ કારણે) તેમને (બંનેનું) પેદા કરવું એકસમાન લાગે છે ? (અને એથી દલીલ કરી હોય કે જ્યારે બંને સરખા સર્જક છે તો બંને સરખા મઅ્બૂદ પણ થશે તે વિશે પણ) તમે કહી આપો કે અલ્લાહ જ દરેક વસ્તુનો સર્જક છે અને તે જ (પોતાની જાત અને પરિપૂર્ણ લક્ષણોમાં) એકમાત્ર છે (અને બધી મખ્લૂક ઉપર) ગાલિબ છે, અલ્લાહ તઆલાએ આસમાનથી પાણી વરસાવ્યું, પછી (તે પાણીથી) નાળાંઓ પોતાના પ્રમાણમાં (પાણી ભરીને) વહે છે (એટલે કે નાના ઝરણામાં થોડું પાણી અને મોટી નદીઓમાં વધારે પાણી) પછી તે વહેતું (પાણી) ફૂલેલા ફીણને વહાવી લાવ્યું જે તે (પાણી)ની (સપાટી) ઉપર (આવી રહ્યું) છે (એક મેલ તો આ પ્રકારનો છે) અને જે વસ્તુઓને આગની અંદર (નાંખીને) ઘરેણા અથવા અન્ય સામાન (વાસણો વગેરે) બનાવવાના હેતુથી તપાવવામાં આવે છે તેમાં પણ એવો જ મેલ (ફીણ ઉપર આવી જાય) છે, (બસ આ બે ઉદાહરણો તે બાબતો છે એક કામની વસ્તુ કે અસલ પાણી અને ચોખ્ખો માલ અને ધાતુ છે તથા બીજી નકામી વસ્તુ જેમકે ફીણ અને ધાતુનો મેલ વગેરે છે, મતલબ કે) અલ્લાહ તઆલા સત્ય (એટલે કે તવહીદ અને ઈમાન વગેરે) અને બાતિલ (એટલે કે કુફ્ર અને શિર્ક વગેરે)નું આ જ પ્રમાણે ઉદાહરણ વર્ણન કરે છે (જેની પૂર્ણતા આગલા વિષયથી થઈ જાય છે) બસ, (આ બંને પ્રસ્તુત ઉદાહરણોમાં) જે મેલ હતો તે તો ફેંકી દેવામાં આવે છે અને જે વસ્તુ લોકો માટે લાભદાયી છે તે દુનિયામાં (લાભ પહોંચાડવાની સાથે) બાકી રહે છે (અને જે રીતે સત્ય અને અસત્યને ઉદાહરણ આપી વર્ણન કરવામાં આવ્યું), અલ્લાહ તઆલા એ જ પ્રમાણે (દરેક જરૂરી બાબતમાં) ઉદાહરણો વર્ણન કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ બંને ઉદાહરણોનો ખુલાસો એ છે કે જે રીતે મેલ અને કચરો અમુક અસલી વસ્તુઓની ઉપર તરી આવે છે પરંતુ અંતે તે ફેંકી દેવામાં આવે છે અને અસલી વસ્તુ જ બાકી રહી જાય છે, એ જ પ્રમાણે બાતિલ (અસત્ય) ભલે અમુક

દિવસ સત્ય ઉપર છવાયેલું કે ગાલિબ નજરે પડે પરંતુ અંતે બાતિલ પરાજિત અને નષ્ટ થઈ જનાર છે અને સત્ય જ બાકી અને કાયમ રહે છે.

*(કઝા ફિલ જલાલૈન)*

---

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૧૮ થી ૨૪)

لِلَّذِيْنَ اسْتَجَابُوْا لِرَبِّهِمُ الْحُسْنٰى ؔ وَالَّذِيْنَ لَمْ يَسْتَجِيْبُوْا لَهٗ لَوْ اَنَّ لَهُمْ مَّا فِى الْاَرْضِ
جَمِيْعًا وَّمِثْلَهٗ مَعَهٗ لَافْتَدَوْا بِهٖ ؕ اُولٰٓئِكَ لَهُمْ سُوْٓءُ الْحِسَابِ ۙ وَمَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ
وَبِئْسَ الْمِهَادُ ﴿۱۸﴾ اَفَمَنْ يَّعْلَمُ اَنَّمَآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ الْحَقُّ كَمَنْ هُوَ اَعْمٰى ؕ اِنَّمَا يَتَذَكَّرُ
اُولُوا الْاَلْبَابِ ﴿۱۹﴾ الَّذِيْنَ يُوْفُوْنَ بِعَهْدِ اللّٰهِ وَلَا يَنْقُضُوْنَ الْمِيْثَاقَ ﴿۲۰﴾ وَالَّذِيْنَ يَصِلُوْنَ مَآ
اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ وَيَخْشَوْنَ رَبَّهُمْ وَيَخَافُوْنَ سُوْٓءَ الْحِسَابِ ﴿۲۱﴾ وَالَّذِيْنَ صَبَرُوا
ابْتِغَآءَ وَجْهِ رَبِّهِمْ وَاَقَامُوا الصَّلٰوةَ وَاَنْفَقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّعَلَانِيَةً وَّيَدْرَءُوْنَ
بِالْحَسَنَةِ السَّيِّئَةَ اُولٰٓئِكَ لَهُمْ عُقْبَى الدَّارِ ﴿۲۲﴾ جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا وَمَنْ صَلَحَ مِنْ
اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ وَالْمَلٰٓئِكَةُ يَدْخُلُوْنَ عَلَيْهِمْ مِّنْ كُلِّ بَابٍ ﴿۲۳﴾ سَلٰمٌ عَلَيْكُمْ
بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى الدَّارِ ﴿۲۴﴾

## તરજુમો :

*જેમણે પોતાના પરવરદિગારનો હુકમ માન્યો તેમના માટે ભલાઈ છે અને જેમણે તેનો હુકમ ન માન્યો જો તેમની પાસે જે કંઈ જમીનમાં છે તે સઘળું હોય અને એટલું જ તેની સાથે તો તે સઘળું પોતાના બદલામાં આપી દે (છતાં પણ) તે લોકો માટે બુરો હિસાબ છે અને તેમનું ઠેકાણું દોઝખ છે અને તે આરામનું ખરાબ ઠેકાણું છે. (૧૮) ભલા ! જે વ્યક્તિ જાણે છે કે જે કંઈ તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી ઊતર્યું સત્ય છે, એના સમાન હોઈ શકે છે કે જે આંધળો હોય ! સમજે તે જ છે જેમને બુદ્ધિ છે. (૧૯) તે*

*લોકો જેઓ અલ્લાહના કરારને પૂરો કરે છે અને તે કરારને તોડતા નથી. (૨૦) અને તે લોકો જેઓ જોડે છે જેને અલ્લાહે જોડવાનું ફરમાવ્યું અને પોતાના પરવરદિગારથી ડરે છે અને બુરા હિસાબનો ખૌફ રાખે છે. (૨૧) અને તે લોકો જેમણે સબ્ર કરી પોતાના પરવરદિગારની ખુશીને અને નમાઝ કાયમ રાખી અને અમારા આપેલામાંથી ખર્ચ કર્યો છુપો અને જાહેર અને બુરાઈના મુકાબલામાં ભલાઈ કરે છે તે લોકો માટે જ આખિરતનું ઘર છે. (૨૨) રહેવાના બગીચા છે તેમાં દાખલ થશે અને જે તેમના બાપદાદાઓમાં નેક થયા અને પત્નીઓમાં અને અવલાદમાં અને તેમની પાસે ફરિશ્તા દરેક દરવાજાએથી આવશે. (૨૩) કહેશે, તમારા ઉપર સલામતી એના બદલામાં કે તમે સબ્ર કરી, બસ આકિબત (આખિરત)નું ઘર ઘણું સારું મળ્યું. (૨૪)*

## તફસીર :

જે લોકોએ પોતાના પરવરદિગારનું કહેવું માની લીધું (અને તવહીદ તથા આજ્ઞાપાલન અપનાવી લીધું) તેમના માટે સારો બદલો (એટલે કે જન્નત નક્કી) છે અને જે લોકોએ તેનું કહ્યું ન માન્યું (અને કુફ્ર તથા ગુનાહ ઉપર કાયમ રહ્યા) તેમની પાસે (કયામતના દિવસે) જો સમગ્ર દુનિયાભરની વસ્તુઓ (મોજૂદ) હોય અને (બલકે) તેની સાથે જ તેના બરાબર અન્ય પણ (માલ–દોલત) હોય તો બધી પોતાના છુટકારા માટે આપી દે (છતાં પણ) તે લોકોનો સખત હિસાબ થશે (જેને બીજી આયતમાં "હિસાબે અસીર" કહેવામાં આવ્યું છે) અને તેમનું ઠેકાણું (હંમેશા માટે) દોઝખ છે અને તે ઘણું ખરાબ ઠેકાણું છે, જે વ્યક્તિ એવો વિશ્વાસ રાખતો હોય કે જે કંઈ તમારા પરવરદિગાર તરફથી તમારા ઉપર નાઝિલ થયું છે તે બધું સત્ય છે (તો) શું એવો વ્યક્તિ એના જેવો હોઈ શકે છે જે (આ જ્ઞાનથી) આંધળો છે ? (એટલે કે કાફિર અને મો'મિન સમાન નથી) બસ, શિખામણ તો સમજદાર લોકો જ સ્વીકાર કરે છે (અને) આ (સમજદાર) લોકો એવા છે કે અલ્લાહે જે કંઈ તેમની સાથે કરાર કર્યો તેને પૂરો કરે છે અને (તે) કરારને તોડતા નથી અને તેઓ એવા છે કે અલ્લાહે જે સંબંધોને સ્થાપિત કરવાનો હુકમ આપ્યો છે તેને કાયમ રાખે છે અને પોતાના પરવરદિગારથી ડરે છે અને સખત અઝાબનો ભય રાખે છે (જે કાફિરોની સાથે ખાસ હશે, એટલા માટે કુફ્રથી બચે છે) અને આ લોકો એવા છે કે પોતાના પરવરદિગારની ખુશીના તલબગાર રહીને (સત્ય દીન

ઉપર) મજબૂત રહે છે અને નમાઝની પાબંદી રાખે છે અને જે કંઈ અમે તેમને રોજી આપી છે તેમાંથી છાનાં–છાનાં પણ અને જાહેર રીતે પણ (જેવી તક હોય છે) ખર્ચ કરતા રહે છે અને (લોકોની) ગેરવર્તણૂકને (જે તેમની સાથે કરવામાં આવે છે) સારી વર્તણૂકથી ટાળી આપે છે (એટલે કે કોઈ તેમની સાથે ખરાબ વર્તણૂક કરે તો કંઈ માઠું લગાડતા નથી બલકે તેની સાથે સારો વર્તાવ કરે છે) તે દુનિયામાં (એટલે કે આખિરતમાં) તે લોકો માટે સારું પરિણામ છે, એટલે કે હંમેશા રહેનારી જન્નતમાં તે લોકો પણ દાખલ થશે અને તેમના માં–બાપ અને પત્ની અને અવલાદમાં જે (જન્નતના) લાયક (મો'મિન) હશે (ભલે તેઓ તેમના દરજ્જાના ન પણ હોય) તે પણ (જન્નતમાં તેમની બરકતથી તેમના દરજ્જાઓમાં) દાખલ થશે અને ફરિશ્તા તેમની પાસે દરેક (દિશાઓના) દરવાજાએથી આવતા હશે (અને એવું કહેતા હશે) કે તમે (દરેક આફત અને ભયથી) સહી–સલામત રહેશો એ કારણે કે તમે (સત્ય દીન ઉપર) મજબૂત રહ્યા હતા, બસ આ દુનિયામાં તમારું પરિણામ ઘણું સારું છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં સત્ય અને અસત્યને ઉદાહરણો દ્વારા સ્પષ્ટ કરવામાં આવ્યું હતું, પ્રસ્તુત આયતોમાં સત્ય અને અસત્ય ઉપર આચરણ કરનાર લોકોની નિશાનીઓ, તેમના ગુણ–લક્ષણો, તેમના સારા અને ખરાબ આચરણો અને તેના બદલા તથા સજાનું વર્ણન છે.

પ્રથમ આયતમાં અલ્લાહના હુકમોનું અનુસરણ અને આજ્ઞાપાલન કરનારાઓ માટે સારા બદલાનું અને નાફરમાની કરનારાઓ માટે સખત અઝાબનું વર્ણન છે.

બીજી આયતમાં આ બંનેનું ઉદાહરણ દષ્ટિવાળા અને આંધાળાથી આપવામાં આવ્યું છે અને તેના અંતે ફરમાવ્યું, اِنَّمَا يَتَذَكَّرُ اُولُوا الْاَلْبَابِ એટલે કે, "જો કે એ વાત સ્પષ્ટ છે પરંતુ તેને તે જ સમજી શકે છે જેઓ બુદ્ધિશાળી છે." જેની બુદ્ધિ ગફલત અને ગુનાહોથી બેકાર થઈ ગઈ છે તે આટલા મોટા મહાન તફાવતને પણ સમજતા નથી.

ત્રીજી આયતથી આ બંને વર્ગોના ખાસ–ખાસ અમલો અને નિશાનીઓનું

વર્ણન શરૂ થયું છે, પ્રથમ અલ્લાહના હુકમને માનનારાઓની ખાસિયતો આ વર્ણન કરવામાં આવી છે, اَلَّذِيْنَ يُوفُوْنَ بِعَهْدِ اللّٰهِ એટલે કે, “આ તે લોકો છે જેઓ અલ્લાહ તઆલા સાથે કરેલા કરારને પૂરો કરે છે.” તેનો ભાવાર્થ તે તમામ વચનો અને કરારો છે જે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ પાસેથી લીધા છે, જેમાં બધાની પાસેથી સૌથી પ્રથમ કરાર અલ્લાહ જ તેનો પરવરદિગાર હોવાના સ્વીકારનો છે, આ કરાર અઝલમાં બધી જ રૂહોને હાજર કરીને લેવામાં આવ્યો હતો. اَلَسْتُ بِرَبِّكُمْ એટલે કે, “શું હું તમારો રબ્બ નથી ?” જેના જવાબમાં સૌએ એકી અવાજે કહ્યું હતું, بَلٰى (બલા) “હા ! કેમ નહીં ! તું જ અવશ્ય અમારો રબ્બ છે.” એ જ પ્રમાણે બધા જ અલ્લાહના હુકમોના અનુસરણ તથા બધા જ ફરજોની અદાયગી અને નાજાઈઝ વસ્તુઓથી બચવાની અલ્લાહ તબારક વ તઆલા તરફથી બંદાઓને વસિય્યત કરવામાં આવી હતી તેનો સ્વીકાર કુર્આન શરીફની વિવિધ આયતોમાં ઉલ્લેખાયો છે.

બીજી સિફત وَلَا يَنْقُضُوْنَ الْمِيْثَاقَ છે, એટલે કે “તેઓ કોઈ કરાર અને વચનનો ભંગ કરતા નથી.” તેમાં તે કરાર અને વચન પણ સામેલ છે જે અલ્લાહ અને બંદાઓ વચ્ચે છે, જેનું વર્ણન હમણા પ્રથમ વાક્યમાં عَهْدُ اللّٰهِ (અહ્દુલ્લાહિ)ના શબ્દોમાં કરવામાં આવ્યું છે અને તે કરાર પણ જે ઉમ્મતના લોકો પોતાના નબી અથવા રસૂલ સાથે કરે છે અને તે કરાર પણ જે એક વ્યક્તિ બીજા વ્યક્તિ સાથે કરે છે.

અબૂ દાવુદે હઝરત ઔફ બિન માલિક (રદિ.)ની રિવાયતથી આ હદીષ નકલ કરી છે કે, રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.) પાસેથી એ કરાર ઉપર બય્અત લીધી હતી કે અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર કરશે નહીં અને પાંચ વખતની નમાઝ પાબંદીથી અદા કરશે અને પોતાના અમીરનું અનુસરણ કરશે અને કોઈ વ્યક્તિ પાસે કોઈ વસ્તુનો સવાલ નહીં કરે.

જે લોકો આ બય્અતમાં સામેલ હતા તેમની હાલત આ કરારમાં એવી હતી કે જો ઘોડા ઉપર સવારીના સમયે તેમના હાથમાંથી કોરડો પડી જાય તો કોઈ વ્યક્તિને એવું કહેતા ન હતા કે આ કોરડો આપી દો બલકે પોતે સવારી ઉપરથી ઊતરીને તેને ઉઠાવી લેતા હતા.

આ સહાબએ કિરામ (રદિ.)ના દિલોમાં રસૂલે કરીમ ﷺની મહોબ્બત અને સન્માન તથા આજ્ઞાપાલન કરવાની ભાવનાનો અસર હતો, નહિતર એ દેખીતું હતું કે આપ ﷺનો હેતુ આવો સવાલ કરવાથી મનાઈ કરવાનો ન હતો, જેમકે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) એક સમયે મસ્જિદમાં દાખલ થઈ રહ્યા હતા, જોયું કે રસૂલે કરીમ ﷺ ખુત્બો આપી રહ્યા છે અને અચાનક તેમના મસ્જિદમાં દાખલ થવાના સમયે આપ ﷺની જીભ મુબારકથી આ વાક્યો નીકળ્યા કે બેસી જાઓ; હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) જાણતા હતા કે તેનો એ મતલબ નથી કે સડક ઉપર અથવા અયોગ્ય સ્થળે કોઈ છે તો તે ત્યાં જ બેસી જાય પરંતુ આજ્ઞાપાલન કરવાની ભાવનાએ તેમના કદમ આગળ વધવા ન દીધા અને તેઓ દરવાજાની બહાર જ જ્યાં અવાજ કાને પડ્યો તે જ જગ્યાએ બેસી ગયા.

ત્રીજી સિફત અલ્લાહ તઆલાએ આજ્ઞાપાલક લોકોની આ બતાવી છે કે, وَالَّذِيْنَ يَصِلُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ એટલે કે, તે લોકો એવા છે કે અલ્લાહ તઆલાએ જે સંબંધોને કાયમ રાખવાનો હુકમ આપ્યો છે તેને કાયમ રાખે છે. તેની પ્રખ્યાત તફસીર તો એ જ છે કે સગાં–વહાલાંઓ સાથે સંબંધો કાયમ રાખવા અને તેના તકાદાઓ ઉપર અમલ કરવાનો અલ્લાહ તઆલાએ જે હુકમ આપ્યો છે આ લોકો તે સંબંધોને કાયમ રાખે છે, અમુક વિવરણકાર લોકોએ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ એ છે કે આ લોકો ઈમાનની સાથે નેક અમલને અથવા રસૂલે કરીમ ﷺ અને કુર્આન ઉપર ઈમાનની સાથે પાછલા અંબિયા (અલૈ.) અને તેમની કિતાબો ઉપર પણ ઈમાન જોડી રાખે છે.

ચોથી સિફત આ વર્ણન કરી, وَيَخْشَوْنَ رَبَّهُمْ એટલે કે, “આ લોકો પોતાના પરવરદિગારથી ડરે છે.” અહીંયાં 'ખૌફ'ના બદલે خَشْيَة (ખશ્યહ)નો શબ્દ ઉપયોગ કરવામાં તે તરફ ઈશારો છે કે અલ્લાહ તઆલાથી તેમનો ખૌફ એ કક્ષાનો નથી જે પ્રમાણે કે કોઈ હિંસક પ્રાણી અથવા ઝેરીલા જાનવર કે દુષ્ટ વ્યક્તિનો ડર હોય છે, બલકે એવો ડર હોય છે જેમકે અવલાદને માં–બાપનો, વિદ્યાર્થીને શિક્ષકનો ડર સ્વાભાવિક હોય છે કે તેમનો ઈરાદો કોઈને નુકસાન પહોંચાડવાનો નથી હોતો, આમ એ કક્ષાનો ડર નથી હોતો બલકે સન્માન અને મહોબ્બતના કારણે એવો ડર હોય છે કે ક્યાંક અમારા કોઈ નિવેદન અથવા

પ્રવૃત્તિથી અમે અલ્લાહ તઆલા નજીક નાપસંદ અથવા નીંદાપાત્ર ન બની જઈએ, એટલા માટે વખાણના સ્થળે જ્યાં કંઈ પણ અલ્લાહ તઆલાના ડરનું વર્ણન છે મોટે ભાગે ત્યાં આ જ શબ્દ "ખશિય્યત"નો ઉપયોગ થયો છે, કારણ કે "ખશિય્યત" એવા ડરને કહેવામાં આવે છે જે સન્માન અને મહોબ્બતના કારણે પેદા થાય છે તેથી આગલા વાક્યમાં જ્યાં હિસાબની કઠોરતાનો ડર વર્ણન કરવામાં આવ્યો છે ત્યાં "ખશિય્યત"નો શબ્દ નથી આવ્યો બલકે "ખૌફ" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ઈરશાદ છે,

وَيَخَافُوْنَ سُوْٓءَ الْحِسَابِ એટલે કે, "આ લોકો ખરાબ હિસાબથી ડરે છે." "ખરાબ હિસાબ"નો ભાવાર્થ હિસાબમાં સખ્તી અને કડકાઈ છે, હઝરત આયશા સિદીકા (રદિ.) ફરમાવે છે કે મનુષ્યનો છુટકારો તો અલ્લાહની રહમતથી થઈ શકે છે કે અમલોના હિસાબના સમયે મોટે ભાગે દરગુજર અને મા'ફીથી કામ લેવામાં આવે નહિતર જે વ્યક્તિ પાસેથી પણ પૂરેપૂરો કણે–કણનો જો હિસાબ લેવામાં આવ્યો તો તેના માટે અઝાબથી બચવું શક્ય નથી, કારણ કે એવો કોણ છે જેનાથી કોઈ ગુનોહ અથવા ભૂલ ક્યારેય ન થઈ હોય ? આ હિસાબની સખ્તી અને કઠોરતાનો ડર નેક અને ફરમાંબરદાર લોકોની પાંચમી ખાસિયત છે.

છટ્ઠી સિફત આ વર્ણન કરી, وَالَّذِيْنَ صَبَرُوا ابْتِغَاءَ وَجْهِ رَبِّهِمْ એટલે કે, "તે લોકો માત્ર અલ્લાહ તઆલાની ખુશનૂદી માટે સબ્ર કરે છે (ધૈર્ય ધરે છે)."

"સબ્ર"નો અર્થ અરબી ભાષામાં તેના સમજવામાં આવતા અર્થના આધારે ઘણો સામાન્ય છે જે ઉર્દૂ ભાષામાં પણ સમજવામાં આવે છે કે કોઈ મુસીબત અને તકલીફ ઉપર સબ્ર કરે, ધૈર્ય દાખવે, કારણ કે તેનો મૂળ અર્થ સ્વભાવ વિરુદ્ધ વસ્તુઓથી પરેશાન ન થવાનો છે બલકે મક્કમતાથી પોતાના કાર્યો ઉપર અડીખમ રહે અને લાગેલો રહે એટલા માટે તેના બે પ્રકાર વર્ણન કરવામાં આવે છે, એક صَبْرٌ عَلَى الطَّاعَةِ (સબ્ર અલત્તાઅહ) એટલે કે, અલ્લાહ તઆલાના હુકમો પૂરા કરવામાં મક્કમ અને અડગ રહે અને બીજું, صَبْرٌ عَنِ الْمَعْصِيَةِ (સબ્ર અનલ્ મઅ્શિય્યહ) એટલે કે, ગુનાહોથી બચવા ઉપર મક્કમ અને અડગ રહેવું.

સબ્રની સાથે اِبْتِغَاءَ وَجْهِ رَبِّهِمْ ની શરત મૂકીને એ બતાવ્યું કે સદંતર સબ્ર કોઈ શ્રેષ્ઠતાની વસ્તુ નથી, કારણ કે ક્યારેક કોઈ સમયે તો બેસબ્રા અને અધીરા વ્યક્તિને પણ પરિણામે એક સમય પછી સબ્ર આવી જ જાય છે જે અનિચ્છાવર્તી

સબ્ર હોય છે, તેની કોઈ ખાસ ફઝીલત કે શ્રેષ્ઠતા નથી અને ન જ એવી અનિચ્છાવર્તી પરિસ્થિતિનો અલ્લાહ તઆલા કોઈને હુકમ આપે છે, એટલા માટે હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, الصَّبْرُ عِنْدَ الصَّدْمَةِ الْاُوْلٰى એટલે કે, અસલી અને ભરોસાપાત્ર સબ્ર તો તે જ છે જે શરૂઆતના આઘાતના સમયે અપનાવવામાં આવે, નહિતર પાછળથી તો કોઈને કોઈ સમયે પરિસ્થિતિ અનુસાર સંજોગોને વશ થઈને મનુષ્યને સબ્ર આવી જ જાય છે, બલકે વખાણવા લાયક અને પ્રશંષાપાત્ર તે જ સબ્ર છે જે પોતાની સ્વેચ્છાએ અપનાવે અને સ્વભાવ વિરુદ્ધ પ્રવૃત્તિઓને સહન કરે, ભલે તે ફરજો અને વાજિબો અદા કરવામાં હોય અથવા હરામ કે મકરૂહ વસ્તુઓથી બચવા માટે હોય.

એટલા માટે જો કોઈ વ્યક્તિ ચોરીની નિય્યતથી કોઈના મકાનમાં દાખલ થઈ ગયો પરંતુ ત્યાં ચોરીનો મોકો ન મળ્યો, સબ્ર કરીને પાછો આવી ગયો તો આ અનિચ્છાવર્તી ગેરઈખ્તિયારી સબ્ર કોઈ વખાણ કે પ્રસંશાપાત્ર નથી, સવાબ તો તેને ત્યારે જ મળે કે તે આ ગુનાહથી બચવા માટે અલ્લાહથી ડરે અને તેની ખુશ્નૂદી પ્રાપ્ત કરવાના કારણે સબ્ર કરે.

સાતમી સિફત اَقَامُوا الصَّلٰوةَ છે, "ઈકામતે સલાહ"નો અર્થ નમાઝને સંપૂર્ણ અદબો અને શરતો સાથે ખુશૂઅ્ અને ખુઝૂઅ્ (એકાગ્રતા) સહિત અદા કરવી, માત્ર નમાઝ પઢવી તેનો ભાવાર્થ નથી, એટલા માટે કુર્આને કરીમમાં સામાન્યપણે નમાઝનો હુકમ "ઈકામતે સલાહ"ના શબ્દથી આપવામાં આવ્યો છે.

આઠમી સિફત وَاَنْفَقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّعَلَانِيَةً છે એટલે કે, "તે લોકો અલ્લાહની આપેલી રોજીમાંથી કંઈક અલ્લાહના નામ ઉપર પણ ખર્ચ કરે છે." તેમાં ઈશારો કરવામાં આવ્યો કે તમારાથી જે માલ ઝકાત વગેરે સ્વરૂપે અલ્લાહ તઆલા માંગણી કરે છે તે કંઈ તમારી પાસે નથી માંગતો, બલકે પોતાની જ આપેલી રોજીમાંથી આપેલો હિસ્સો અને તે પણ માત્ર અઢી ટકા જેવું નાનું પ્રમાણ આપની પાસેથી માંગવામાં આવે છે જેને આપવામાં સ્વાભાવિક રીતે આપને કોઈ આનાકાની ન હોવી જોઈએ.

માલને અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવાની સાથે ગુપ્ત અને જાહેરની શરતથી જાણ થાય છે કે સદકહ અને ખયરાતમાં દરેક સ્થળે ગુપ્ત રીતે

આપવું સુન્નત નથી, બલકે અમુક સમયે તેની જાહેરાત પણ યોગ્ય અને ખરી હોય છે, એટલા માટે ઉલમાએ ફરમાવ્યું કે ઝકાત અને વાજિબ સદકહની જાહેરાત અને એ'લાન યોગ્ય અને ઉત્તમ છે તેને ગુપ્ત રાખવું યોગ્ય નથી જેથી અન્ય લોકોને પણ તેની પ્રેરણા અને પ્રોત્સાહન મળે, અલબત્ત નફલી સદકહને ગુપ્ત રીતે આપવા ઉત્તમ અને શ્રેષ્ઠ છે, જે હદીષોમાં ગુપ્ત રીતે આપવાની ફઝીલત (શ્રેષ્ઠતા) વર્ણવવામાં આવી છે તે નફ્લ સદકાઓના સંદર્ભમાં છે.

નવમી સિફત يَدْرَؤُنَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ છે. એટલે કે, “આ લોકો બુરાઈને ભલાઈથી, દુશ્મનીને દોસ્તીથી, જુલ્મને મા'ફીથી દૂર કરે છે.” બુરાઈનો જવાબ બુરાઈથી નથી આપતા અને અમુક લોકોએ તેનો ભાવાર્થ એ પણ વર્ણન કર્યો છે કે ગુનાહને નેકીથી દૂર કરે છે, એટલે કે જો કોઈ સમયે કોઈ ભૂલ અથવા ગુનોહ થઈ જાય છે તો તેના પછી આજ્ઞાપાલન અને ઈબાદત વધારે પ્રમાણમાં કરવાની એટલી કાળજી લે છે કે તેના પાછલા ગુનાહો દૂર થઈ જાય છે. હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ હઝરત મઆઝ (રદિ.)ને વસિય્યત કરી કે, “બુરાઈ પછી નેકી કરી લો તો તે બુરાઈને મિટાવી દેશે.” ભાવાર્થ એ છે કે તે બુરાઈ અને ગુનાહ ઉપર પસ્તાવો કરીને તવબહ કરી લીધી અને તેની પાછળ નેક અમલ કર્યો તો આ નેક અમલ પાછલા ગુનાહોને મિટાવી દેશે પરંતુ પસ્તાવા અને તવબહ સિવાય ગુનાહ પછી કોઈ નેક અમલ કરી લેવો ગુનાહની મા'ફી માટે પૂરતું નથી હોતું.

અલ્લાહ જલ્લ શા'નુહૂના આજ્ઞાપાલકોની આ ખાસિયતો વર્ણન કર્યા પછી તેમના સારા વળતરનું આ પ્રમાણે વર્ણન કરે છે, أُولَٰئِكَ لَهُمْ عُقْبَى الدَّارِ આ આયતમાં دَارٌ (દાર)નો ભાવાર્થ "દારે આખિરત" (આખિરતનું ઘર) એટલે કે, "આખિરતની સફળતા" તે જ લોકો માટે છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે આ સ્થળે "દાર"નો ભાવાર્થ "દારે દુનિયા" છે અને તેનો ભાવાર્થ એ છે કે નેક લોકોને જો કે દુનિયામાં તકલીફો પણ પડતી હોય છે પરંતુ અંતે દુનિયામાં પણ સફળતા તેમના જ હિસ્સામાં આવે છે.

આગળ આ જ عُقْبَى الدَّارِ (ઉક્બદ્દાર) એટલે કે, "આખિરતના ઘરની સફળતા"નું વર્ણન છે કે તે جَنّٰتُ عَدْنٍ (જન્નાતુ અદ્નિન) હશે જેમાં તેઓ પ્રવેશ પામશે. عَدْن (અદ્ન)નો અર્થ સ્થાપિત થવું અથવા ટકી રહેવું છે, ભાવાર્થ એ છે કે તેમને તે જન્નતોમાંથી ક્યારેય બહાર કાઢવામાં નહીં આવે, બલકે તેમાં તેમને

કાયમી ધોરણે હંમેશા-હંમેશ માટે રાખવામાં આવશે અને અમુક લોકોએ ફરમાવ્યું કે, "અદ્દન" જન્નતના મધ્ય ભાગનું નામ છે જે જન્નતના સ્થળોમાં પણ ઉચ્ચ કક્ષાનું છે.

ત્યારબાદ તે લોકો માટે એક બીજું ઈનામ એ વર્ણન કરવામાં આવ્યું કે આ રબ્બાની ઈનામ ફક્ત તે લોકો સુધી મર્યાદિત નહિ હોય, બલકે તેમના બાપ-દાદાઓ, તેમની પત્નીઓ અને સંતાનોને પણ તેમાં હિસ્સો મળશે, શરત આ છે કે તેઓ સાલિહ (નેક) હોય જેની નાનામાં નાની કક્ષા એ છે કે તેઓ મુસલમાન હોય, તેનો ભાવાર્થ એ છે કે તે લોકોના બાપ-દાદાઓ અને તેમની પત્નીઓના પોતાના અમલો જો કે તે સ્થાન સુધી પહોંચવા પાત્ર ન હતા પરંતુ અલ્લાહના સ્વીકૃત બંદાઓની બરકત અને તેમના સન્માનના કારણે તેમને પણ ઉચ્ચ કક્ષાએ પહોંચાડી દેવામાં આવશે.

ત્યારબાદ આખિરતના ઘરમાં તેમની સફળતાનો વિશેષ ઉલ્લેખ એ છે કે ફરિશ્તાઓ દરેક દરવાજેથી તેમને સલામ કરતા-કરતા પ્રવેશ કરે છે અને કહે છે કે, તમારા ધૈર્યના કારણે સઘળી તકલીફોથી સલામતી છે અને આ કેવું સારું પરિણામ છે આખિરતના ઘરનું !

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૨૫ થી ૩૦)

وَالَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْۢ بَعْدِ مِيْثَاقِهٖ وَيَقْطَعُوْنَ مَاۤ اَمَرَ اللّٰهُ بِهٖۤ اَنْ يُّوْصَلَ
وَيُفْسِدُوْنَ فِي الْاَرْضِ ۙ اُولٰٓئِكَ لَهُمُ اللَّعْنَةُ وَلَهُمْ سُوْٓءُ الدَّارِ ﴿٢٥﴾ اَللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ
وَيَقْدِرُ ؕ وَفَرِحُوْا بِالْحَيٰوةِ الدُّنْيَا ؕ وَمَا الْحَيٰوةُ الدُّنْيَا فِي الْاٰخِرَةِ اِلَّا مَتَاعٌ ﴿٢٦﴾ ع
وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَاۤ اُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ؕ قُلْ اِنَّ اللّٰهَ يُضِلُّ مَنْ يَّشَآءُ
وَيَهْدِيْۤ اِلَيْهِ مَنْ اَنَابَ ﴿٢٧﴾ اَلَّذِيْنَ اٰمَنُوْا وَتَطْمَئِنُّ قُلُوْبُهُمْ بِذِكْرِ اللّٰهِ ؕ اَلَا بِذِكْرِ اللّٰهِ
تَطْمَئِنُّ الْقُلُوْبُ ﴿٢٨﴾ اَلَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ طُوْبٰى لَهُمْ وَحُسْنُ مَاٰبٍ ﴿٢٩﴾ كَذٰلِكَ
اَرْسَلْنٰكَ فِيْۤ اُمَّةٍ قَدْ خَلَتْ مِنْ قَبْلِهَاۤ اُمَمٌ لِّتَتْلُوَا۟ عَلَيْهِمُ الَّذِيْۤ اَوْحَيْنَاۤ اِلَيْكَ
وَهُمْ يَكْفُرُوْنَ بِالرَّحْمٰنِ ؕ قُلْ هُوَ رَبِّيْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ مَتَابِ ﴿٣٠﴾

## તરજુમો :

*અને જે લોકો અલ્લાહનો કરાર મજબૂત કર્યા પછી તોડે છે અને તે વસ્તુને કાપી નાંખે છે જેને અલ્લાહે જોડવાનું ફરમાવ્યું અને એવા લોકો પ્રદેશમાં ફસાદ કરે છે તેમના માટે લા'નત (ફિટકાર) છે અને તેમના માટે બુરું ઘર છે. (૨૫) અને અલ્લાહ જેને ચાહે રોજી વિસ્તારી આપે છે અને તંગ કરે છે અને દુનિયાની જિંદગી ઉપર મોહી પડયા છે અને આખિરતની આગળ દુનિયાની જિંદગી કંઈ નથી પરંતુ તુચ્છ (માલ-)મત્તા. (૨૬) અને કાફિર કહે છે, કેમ તેના ઉપર તેના પરવરદિગાર તરફથી કોઈ નિશાની ન ઊતરી ? કહી આપો, અલ્લાહ જેને ચાહે ગુમરાહ કરે છે અને પોતાના તરફ માર્ગ બતાવે છે તેને જે રુજૂઅ્ (શરણે) થયો. (૨૭) તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને તેમના દિલ અલ્લાહની યાદથી ઈત્મિનાન પામે છે, સાંભળો છો ! અલ્લાહની યાદથી જ દિલ ઈત્મિનાન (સંતોષ) પામે છે. (૨૮) જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામ કર્યા તેમના માટે ખુશહાલી છે અને સારું ઠેકાણું. (૨૯) એ જ રીતે અમે તમને એક ઉમ્મતમાં મોકલ્યા કે એના પહેલાં ઘણી ઉમ્મતો ગુઝરી ચૂકી છે જેથી તમે તેમને સંભળાવી આપો જે હુકમ અમે તમને મોકલ્યો અને તેઓ રહમાનથી ઈન્કારી થાય છે, તમે કહી આપો ! તે જ મારો રબ્બ છે, તેના સિવાય કોઈની બંદગી નથી, એના જ ઉપર મેં ભરોસો કર્યો છે અને તેના જ તરફ રુજૂઅ્ કરીને (શરણે થઈને) આવું છું. (૩૦)*

## તફસીર :

અને જેઓ અલ્લાહ તઆલાના કરારોને તેને પાકા કર્યા પછી તોડી નાંખે છે અને અલ્લાહ તઆલા જે બાબતોને જોડી રાખવાનો હુકમ ફરમાવે છે તેને કાપી નાંખે છે અને દુનિયામાં ફસાદ કરે છે એવા લોકો ઉપર લા'નત થશે અને તેમના માટે આ દુનિયામાં ખરાબી હશે, (એટલે કે જાહેર દોલત અને ખુશહાલીને જોઈને એવા ધોકામાં ન પડવું જોઈએ કે આ લોકો અલ્લાહની કૃપા મેળવી રહ્યા છે, કારણ કે રોજીની હાલત તો એવી છે કે) અલ્લાહ જેને ઈચ્છે વધારે રોજી આપે છે (અને જેના માટે ઈચ્છે) તંગી કરી આપે છે (રહમત અને ક્રોધનું તે માપદંડ નથી) અને આ (કાફિર) લોકો દુનિયાની જિંદગી (અને તેની અય્યાશીઓ અને

આનંદ–પ્રમોદ) ઉપર ઈતરાય(ને ઘમંડ કરે) છે અને (આ તેમનું ઈતરાવું બિલકુલ વ્યર્થ અને ખોટું છે, કારણ કે) આ દુનિયાની જિંદગી (અને તેની અય્યાશીઓ અને રાહતો) આખિરતના મુકાબલામાં એક તુચ્છ સામાન સિવાય બીજું કંઈ પણ નથી અને આ કાફિર લોકો (તમારી નુબુવ્વતમાં વાંધો ઉઠાવવા અને મહેણા મારવા માટે એવું) કહે છે કે તે (પયગમ્બર)ના ઉપર કોઈ મોઅ્જિઝો (અમારી ફરમાઈશ અને માંગણી મુજબના મોઅ્જિઝાઓમાંથી) તેના પરવરદિગાર તરફથી કેમ નાઝિલ કરવામાં નથી આવ્યો ? તમે કહી આપો કે વાસ્તવમાં (તમારી આ વાહિયાત માંગણીઓથી સ્પષ્ટ રીતે જાણ થાય છે કે) અલ્લાહ તઆલા જેને ચાહે ગુમરાહ કરી આપે છે (કારણની જાણ થવી દેખીતું છે કે પૂરતા મોઅ્જિઝા હોવા છતાં અને તે મોઅ્જિઝાઓમાં પણ સૌથી ઉચ્ચ કક્ષાનો મોઅ્જિઝો કુર્આન પણ ઉપસ્થિત છે તે છતાં આ લોકો વ્યર્થ વાતો કરે છે, જેનાથી જાણ થાય છે કે તેમની કિસ્મતમાં જ) ગુમરાહી લખી છે અને (જે પ્રમાણે આ નપાવટ–માથાભારે લોકોને કુર્આન જે મહાન મોઅ્જિઝો છે હિદાયત માટે પૂરતો ન થયો અને ગુમરાહી જ તેમના નસીબમાં આવી એ જ પ્રમાણે) જે વ્યક્તિ તેના તરફ કેન્દ્રિત થઈ જાય છે (અને સત્યનો તલબગાર હોય છે જેનું સ્વરૂપ આગળ આવે છે ..اَلَّذِيْنَ آمَنُوْا وَتَطْمَئِنُّ અલ્લાહ તઆલા) તેને પોતાના તરફ (પહોંચાડી દેવા માટે) માર્ગદર્શન કરી આપે છે (અને ગુમરાહીથી બચાવી લે છે, તેનો ભાવાર્થ) તે લોકો છે જેઓ ઈમાન લાવ્યા અને અલ્લાહના ઝિક્રથી (અને આ ઝિક્ર માટે કુર્આન સૌથી મોટું એકમ છે) તેમના દિલોને સંતોષ થાય છે, (જેની સૌથી મોટી બાબત ઈમાન છે, એટલે કે તેઓ કુર્આનની પ્રતિષ્ઠાને નુબુવ્વતની ઉચ્ચ કક્ષાની દલીલ માટે પૂરતી સમજે છે અને વાહિયાત ફરમાઈશો કે માંગણીઓ કરતા નથી, પછી અલ્લાહની યાદ અને આજ્ઞાપાલનમાં તેમને એવું આકર્ષણ જન્મે છે કે દુનિયાની જિંદગીના સામાન વડે કાફિરોને એવું આકર્ષણ અને રાહત મળતી નથી અને) સારી પેઠે સમજી લો કે અલ્લાહના ઝિક્ર(ની આવી જ ખાસિયત છે કે તેના)થી દિલને સંતોષ થઈ જાય છે (એટલે કે જે કક્ષાનો ઝિક્ર હશે એ જ કક્ષાનો સંતોષ પ્રાપ્ત થશે, એટલા માટે કુર્આનથી ઈમાનનો અને નેક અમલોથી આજ્ઞાપાલનનો ખૂબ મજબૂત સંબંધ અને અલ્લાહ તરફનું ધ્યાન પ્રાપ્ત થાય છે, મતલબ કે) જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામો કર્યા (જેનું વર્ણન

ઉપર થયું) તેમના માટે (દુનિયામાં) ખુશહાલી અને (આખિરતમાં) નેક પરિણામ છે (જેને બીજી આયતમાં ....فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً وَّلَنَجْزِيَنَّهُمْ اَجْرَهُمْ થી ઓળખાવવામાં આવ્યું છે, એ જ પ્રમાણે) અમે તમને એક એવી ઉમ્મતના રસૂલ બનાવીને મોકલ્યા છે કે તે (ઉમ્મત)થી પહેલાં અન્ય ઘણી ઉમ્મતો ગુજરી ચૂકી છે (અને તમને તેમના તરફ એટલા માટે રસૂલ બનાવીને મોકલ્યા છે) જેથી તેમને તે કિતાબ પઢીને સંભળાવો જે અમે તમારી પાસે વહી દ્વારા મોકલી છે અને (તેમણે આ ઉચ્ચ કક્ષાની નેઅ્મતની કદર કરવી જોઈતી હતી અને તે કિતાબ ઉપર કે તે મોઅ્જિઝો છે એવું માનીને ઈમાન લઈ આવ્યા હોત પરંતુ) તે લોકો આટલા મોટા રહમતવાળાની નાકદરી કરે છે (અને કુર્આન ઉપર ઈમાન નથી લાવતા), તમે કહી આપો કે (તમારા ઈમાન ન લાવવાથી મને કોઈ નુકસાન નથી કારણ કે તમે વધારેમાં વધારે મારો વિરોધ કરશો, બસ તેનાથી મને એટલા માટે ભય નથી કે) તે મારો પરવરદિગાર (અને નિગેહબાન) છે, તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી (બસ તો તે જરૂર બધી જ સિફતોમાં સંપૂર્ણ અને કામિલ છે અને હિફાઝત માટે પૂરતો છે એટલા માટે) મેં તેના જ ઉપર ભરોસો કરી લીધો અને તેની જ પાસે મારે જવાનું છે. (ખુલાસો એ કે મારી સુરક્ષા માટે તો અલ્લાહ તઆલા પૂરતો છે તમે વિરોધ કરીને મારું કંઈ જ બગાડી શકવાના નથી, અલબત્ત તેમાં તમારું જ નુકસાન છે).

## મસ્અલા અને બોધપાઠ :

રુકૂઅ્ની શરૂઆતમાં કુલ મનુષ્યજાતિના બે પ્રકારો બતાવાવમાં આવ્યા હતા કે તેમાં અમુક લોકો અલ્લાહ તઆલાના ફરમાંબરદાર છે અને અમુક નાફરમાન, પછી ફરમાંબરદાર આજ્ઞાપાલક બંદાઓના અમુક લક્ષણો અને નિશાનીઓનો ઉલ્લેખ થયો અને આખિરતમાં તેમના માટે શ્રેષ્ઠ બદલાનું વર્ણન થયું.

હવે બીજા પ્રકારની નિશાનીઓ અને સિફતો તથા તેમની સજાનો ઉલ્લેખ આ આયતોમાં છે તેમાં તે શરારતખોર અને અવજ્ઞાકારી નાફરમાન બંદાઓની એક ટેવ તો આ બતાવી, اَلَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْۢ بَعْدِ مِيْثَاقِهٖ એટલે કે, "આ લોકો અલ્લાહ તઆલાનો કરાર પાકો કર્યા પછી તોડી નાંખે છે." અલ્લાહ

તઆલાના કરારમાં એ કરાર એ પણ સામેલ છે જે અઝલમાં અલ્લાહ તઆલાના પરવરદિગાર હોવાનો અને તેની તવહીદનો અને તેના એકમાત્ર હોવા વિશેનો કરાર બધી જ પેદા થનારી રૂહો પાસેથી લેવામાં આવ્યો હતો જેને કાફિરો અને મુશ્રિકોએ દુનિયામાં આવીને તોડી નાંખ્યો અને અલ્લાહ સાથે સેંકડો, હજારો પરવરદિગાર અને મઅ્બૂદો બનાવી બેઠા.

અને તે તમામ કરારો પણ તેમાં સામેલ છે જેની પાબંદી عَهْدِ لَااِلٰهَ اِلَّا اللّٰهُ ના સંદર્ભમાં મનુષ્ય ઉપર જરૂરી થઈ જાય છે, કારણ કે કલિમએ તય્યિબહ لَا اِلٰــهَ الَّاالـلّٰــهُ مُـحَمَّدُ رَّسُوْلُ اللّٰهِ (લા ઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ ﷺ) વાસ્તવમાં એક મહાન કરારનો વિષય છે જેના હેઠળ અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺના બતાવેલા તમામ હુકમોની પાબંદી અને જે વસ્તુઓથી રોકવામાં આવ્યા તેનાથી બચવાનો કરાર પણ સામેલ છે, એટલા માટે જ્યારે કોઈ મનુષ્ય અલ્લાહના કોઈ હુકમ અથવા રસૂલના કોઈ હુકમથી વિમુખ થાય છે તો તે આ ઈમાનના કરારનો ભંગ કરે છે.

બીજી ટેવ આ નાફરમાન બંદાઓની આ બતાવવામાં આવી.

وَيَـقْـطَعُوْنَ مَآاَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ એટલે કે, ‘‘આ લોકો તે સંબંધોને કાપી નાંખે છે જેને કાયમ કરવાનો અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો હતો.’’ તેમાં મનુષ્યના તે સંબંધો પણ સામેલ છે જે તેને અલ્લાહ જલ્લ શા'નુહૂ અને રસૂલુલ્લાહ ﷺ સાથે છે. આ સંબંધો કાપવા તેને જ કહેવાય છે કે તે તેમના હુકમોનો વિરોધ કરે અને સગાઈ–સંબંધો તથા અન્ય સંબંધો પણ તેમાં સામેલ છે જેને કાયમ રાખવાનો અને જેમના હકો અદા કરવાનો કુર્આને કરીમે અનેક ઠેકાણે હુકમ આપ્યો છે.

અલ્લાહ તઆલાની નાફરમાની કરનારા આવા હકો અને સંબંધોને પણ તોડી નાંખે છે, દાખલા તરીકે માં–બાપ, ભાઈ–બહેન, પાડોશી અને અન્ય સંબંધીઓના જે હકો અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺએ મનુષ્યો ઉપર લગાવ્યા છે આ લોકો તેને અદા કરતા નથી.

ત્રીજી ટેવ આ બતાવી છે,

وَيُــفْسِــدُوْنَ فِــى الْاَرْضِ એટલે કે, આ લોકો જમીનમાં ફસાદ મચાવે છે

અને આ ત્રીજી ખસલત વાસ્તવમાં પ્રથમ બે ટેવોનું જ પરિણામ છે કે જે લોકો અલ્લાહ તઆલા અને બંદાઓના કરારની પરવા નથી કરતા અને કોઈના હકો અને સંબંધોની આણ નથી વર્તતા, દેખીતું છે કે તેમના આચરણ અને પ્રવૃત્તિઓ અન્ય લોકો માટે નુકસાનકારક હોવાથી ત્રાસનું કારણ બનશે, લડાઈ–ઝઘડા, ખૂનામરકીનું બજાર ગરમ થશે અને આ જ બાબત પૃથ્વી ઉપર સૌથી મોટો ફસાદ અને અરાજકતા છે.

બળવાખોરો અને અવજ્ઞાકારી બંદાઓની આ ત્રણ ખસલતો બતાવ્યા પછી તેમની આ સજા બતાવવામાં આવી છે. اُولٰٓئِکَ لَھُمُ اللَّعْنَۃُ وَلَھُمْ سُوْٓءُ الدَّارِ એટલે કે, "તેમના માટે લા'નત છે અને બુરું ઠેકાણું છે." લા'નતનો અર્થ અલ્લાહ તઆલાની રહમતથી દૂર થવું અને વંચિત થવું થાય છે અને દેખીતું છે કે તેની રહમતથી દૂર થવું બધા જ અઝાબોમાંથી સૌથી મોટો અઝાબ છે અને બધી મુસીબતોમાં સૌથી મોટી મુસીબત છે.

**હુકમો અને માર્ગદર્શન :**

પ્રસ્તુત આયતોમાં મનુષ્યની જિંદગીના વિવિધ ક્ષેત્રો વિશે ખાસ–ખાસ હુકમો અને માર્ગદર્શનો આવ્યા છે, અમુકમાં ખુલ્લમ–ખુલ્લા અને અમુકમાં ઈશારાઓથી દાખલા તરીકે,

(૧) اَلَّذِیْنَ یُوْفُوْنَ بِعَھْدِ اللّٰہِ وَلَا یَنْقُضُوْنَ الْمِیْثَاقَ થી સાબિત થયું કે જે કરારો કોઈની સાથે કરી લેવામાં આવે તેની પાબંદી ફરજ છે અને તેનો વિરોધ કરવો હરામ છે, ભલે તે કરાર અલ્લાહ અને રસૂલ ﷺ સાથે હોય જેમકે ઈમાનનો કરાર અથવા તો કોઈ મખ્લૂકમાંથી કોઈની સાથે હોય, ભલે મુસલમાન સાથે હોય અથવા કાફિર સાથે; કરાર તોડવો અને તેનો ભંગ કરવો દરેક રીતે હરામ છે.

(૨) وَالَّذِیْنَ یَصِلُوْنَ مَآ اَمَرَ اللّٰہُ بِہٖٓ اَنْ یُّوْصَلَ થી જાણ થાય છે કે ઈસ્લામની તા'લીમ સન્યાસીપણાની જેમ સંબંધો છોડવાની નથી, બલકે આવશ્યકતા સંબંધો સ્થાપિત કરવાની અને ટકાવી રાખવાની છે અને તે સંબંધોના હકો અદા કરવા જરૂરી ઠરાવવામાં આવ્યું છે, માં–બાપના હકો, સંતાનો, પત્ની અને બહેન–ભાઈના હકો, અન્ય સગાં–વહાલાં અને પાડોશીઓના હકો અલ્લાહ

તઆલાએ દરેક મુનષ્ય ઉપર જરૂરી ઠરાવ્યા છે તેને ઉપેક્ષિત કરીને નફલ ઈબાદતમાં અને કોઈ દીની સેવામાં લાગી જવું પણ જાઈઝ નથી તો પછી બીજા કામોમાં લાગીને તેને ભૂલાવી દેવું તો કેવી રીતે જાઈઝ થશે ?!

સીલારહમી (સદ્વ્યવહાર) અને સગાં–વહાલાંઓના સંબંધોને કાયમ રાખવા અને તેમની ખૈર–ખબર રાખવી તથા તેમના હકોની તાકીદ કુર્આને કરીમમાં અનેક આયતોમાં આવી છે.

બુખારી અને મુસ્લિમની હદીષમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયત પ્રસ્તુત છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ એવું ઈચ્છતો હોય કે અલ્લાહ તઆલા તેની રોજીમાં વધારો કરે અને કાર્યોમાં બરકત અતા ફરમાવે તો તેણે સીલારહમી કરવી જોઈએ અને સીલારહમીનો અર્થ એ જ છે કે જેની સાથે સગાઈના ખાસ સંબંધો છે તેમની ખૈર–ખબર રાખે અને પોતાની શક્તિ અનુસાર મદદ તથા સહાયતા કરે."

હઝરત અબૂ ઐયુબ અન્સારી (રદિ.) ફરમાવે છે કે, "એક ગામડિયો અરબ રસૂલે કરીમ ﷺના મકાન ઉપર હાજર થયો અને સવાલ કર્યો કે મને એ બતાવી આપો કે તે કયો અમલ છે જે મને જન્નતની નજીક અને જહન્નમથી દૂર કરી આપે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાની ઈબાદત કરો અને તેની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવો અને નમાઝ કાયમ કરો, ઝકાત અદા કરો અને સીલારહમી કરો." *(બગવી)*

સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે સીલારહમી એટલી બાબતનું નામ નથી કે તમે બીજા સંબંધીના અહેસાનનો બદલો અદા કરો અને તેણે તમારી સાથે કોઈ અહેસાન કર્યું છે તો તમે પણ અહેસાન કરો, બલકે અસલ સીલારહમી એ છે કે તમારા સગાં–વહાલાં તમારા હકો અદા ન કરે, તમારાથી સંબંધ ન રાખે તે છતાં પણ તમે માત્ર અલ્લાહ માટે તેમની સાથે સંબંધ કાયમ રાખો અને તેમના ઉપર અહેસાન કરો."

સગાં–વહાલાંઓના હકો અદા કરવા અને તેમની સાથે સંબંધો નિભાવવાના વિચારથી જ રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, પોતાના

પેઢીનામાઓને સુરક્ષિત રાખો જેના દ્વારા તમારી પોતાની સગાઈઓ સુરક્ષિત રહી શકે અને તમે તેમના હકો અદા કરી શકો, પછી ઈરશાદ ફરમાવ્યો કે સીલારહમીના ફાયદાઓ એ છે કે તેનાથી પરસ્પર મહોબ્બત પેદા થાય છે અને માલમાં બરકત તથા વધારો થાય છે તથા જિંદગીમાં બરકત થાય છે. (આ હદીષ તિરમિઝીએ રિવાયત કરી છે.)

સહીહ મુસ્લિમમાં એક હદીષમાં છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મોટી સીલારહમી એ છે કે વ્યક્તિ પોતાના બાપના મૃત્યુ પછી તેમના દોસ્તોની સાથે એવા જ સંબંધો કાયમ રાખે જેવી રીતે કે પોતાના બાપની સાથે તેના સંબંધો હતા."

(૩) وَالَّذِيْنَ صَبَرُوا ابْتِغَاءَ وَجْهِ رَبِّهِمْ થી જાણ થાય છે કે ધૈર્ય ધરવાની જે શ્રેષ્ઠતાઓ કુર્આન અને હદીષમાં આવી છે કે સબ્ર કરનારથી અલ્લાહ જલ્લ શા'નુહૂની મદદ તથા સહાયતા પ્રાપ્ત થાય છે અને બેહિસાબ સવાબ અને બદલો મળે છે, આ બધું એવા સમયે છે જ્યારે કે અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવા માટે સબ્ર અપનાવી હોય નહિ તો દરેક વ્યક્તિને કોઈને કોઈ પ્રસંગે ધીરજ ધરવી જ પડતી હોય છે.

સબ્રનો મૂળ અર્થ પોતાના નફ્સને કાબૂમાં રાખવો અને મક્કમ રહેવાનો છે જેના વિવિધ સ્વરૂપો છે; એક, મુસીબત અને તકલીફ ઉપર સબ્ર કરે અને ગભરાય નહીં તથા નિરાશ કે હતાશ ન થાય, અલ્લાહ જલ્લ શા'નુહૂ ઉપર નજર રાખે અને આશાવાદી રહે; બીજું, તેની આજ્ઞાપાલન કરવામાં સબ્ર કરે કે અલ્લાહ તઆલાના હુકમોની પાબંદી જો કે નફ્સને મુશ્કેલ ગણાય છે છતાં તેના ઉપર કાયમ રહે; ત્રીજું, ગુનાહો અને બુરાઈઓથી સબ્ર કે, જો કે નફ્સનો તકાદો બુરાઈ તરફ ચાલવાનો હોય પરંતુ અલ્લાહ તઆલાના ડરથી તે તરફ ન ચાલે.

(૪) وَاَنْفَقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّعَلَانِيَةً થી જાણ થઈ કે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવો ગુપ્ત અથવા જાહેર બંને રીતે યોગ્ય છે, અલબત્ત ઉત્તમ એ છે કે વાજિબ સદકાઓ ઝકાત, સદકતુલ ફિત્ર વગેરેને ખુલ્લમ–ખુલ્લું અદા કરે જેથી અન્ય મુસલમાનોને પણ તે અદા કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન મળે અને નફલ સદકાઓ જે વાજિબ નથી તેને ગુપ્ત રીતે અદા કરે જેથી રિયાકારી

અથવા ખોટી નામના અને દેખાડાની શંકાથી છુટકારો મળે.

(૫) يَدْرَءُوْنَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ થી જાણ થઈ કે દરેક બુરાઈને દૂર કરવા માટે જે બૌદ્ધિક અને સ્વાભાવિક તકાદાઓ છે ઈસ્લામમાં તેની પદ્ધતિ એ નથી કે બુરાઈનો જવાબ બુરાઈથી આપીને તેને દૂર કરવામાં આવે, બલકે ઈસ્લામની તા'લીમ એ છે કે બુરાઈને ભલાઈ દ્વારા દૂર કરો, જેણે તમારા ઉપર અત્યાચાર કર્યો છે તમે તેની સાથે ઈન્સાફથી વર્તો, જેણે તમારી સાથે સંબંધનો હક અદા નથી કર્યો તમે તેમનો હક અદા કરો, જેણે તમારા ઉપર ગુસ્સો કર્યો તમે તેના જવાબમાં સહનશીલતા અને ક્ષમાવૃત્તિથી વર્તો જેનું ચોક્કસ પરિણામ એવું આવશે કે તમારો દુશ્મન પણ દોસ્ત બની જશે અને શરારતખોર પણ આપની સામે નેક બની જશે.

અને આ વાક્યનો એક ભાવાર્થ એ પણ છે કે ગુનાહોનો બદલો આજ્ઞાપાલન કરીને અદા કરો કે જો ક્યારેક કોઈ ગુનોહ થઈ જાય તો તરત તેની તવબહ કરો અને પછી અલ્લાહ તઆલાની ઈબાદતમાં લાગી જાઓ તો તેનાથી તમારા પાછલા ગુનાહો પણ મા'ફ થઈ જશે.

હઝરત અબૂઝર ગિફારી (રહ.)એ ફરમાવ્યું કે, "રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે જ્યારે તમારાથી કોઈ બુરાઈ અથવા ગુનોહ થઈ જાય તો ત્યારબાદ તમે નેક અમલ કરી લો તેનાથી તે ગુનોહ દૂર થઈ જશે." (રવાહુ અહમદ, બ સનદે સહીહ, મઝહરી) આ નેક અમલોની શરત એ છે કે પાછલા ગુનાહોથી તવબહ કરીને નેક અમલ અપનાવી લે.

جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ તેનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાના સ્વીકૃત અને નેક બંદાઓને પોતે પણ જન્નતમાં ઠેકાણું મળશે અને તેમના સન્માનમાં તેમના માં-બાપ, પત્ની અને સંતાનોને પણ; શરત એ છે કે આ લોકો નેક એટલે કે મો'મિન અને મુસલમાન હોય, કાફિર ન હોય, ભલે નેક અમલોમાં તેઓ પોતાના તે વડીલો સમકક્ષ ન હોય પરંતુ અલ્લાહ તઆલા આ વડીલોની બરકતથી તે લોકોને પણ તે જ જન્નતના ઠેકાણામાં પહોંચાડી આપશે જ્યાં તેમના વડીલોનું ઠેકાણું છે, જેમકે બીજી આયતમાં આવ્યું છે. اَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ એટલે કે, "અમારા નેક બંદાઓના વંશ અને સંતાનોને પણ તેમની સાથે કરી દઈશું." (૫૨:૨૧)

એનાથી જાણ થઈ કે વડીલોની સાથે સંબંધ ભલે વંશનો અથવા સગાઈનો હોય અથવા મિત્રતાનો, તે આખિરતમાં પણ ઈમાનની શરત સાથે ફાયદો પહોંચાડશે.

(૬) سَلَامٌ عَلَيْكُمْ بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى الدَّارِ થી જાણ થઈ કે, આખિરતનો છુટકારો અને ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ બધા એનું જ પરિણામ હોય છે કે મનુષ્ય દુનિયામાં ધીરજથી કામ લે, અલ્લાહ તઆલા અને બંદાઓના હકોને અદા કરવા માટે તથા તેની નાફરમાનીઓથી બચવા માટે પોતાના નફ્સને મજબૂર કરતો રહે.

أُولَٰئِكَ لَهُمُ اللَّعْنَةُ وَلَهُمْ سُوءُ الدَّارِ જે રીતે પ્રથમ આયતોમાં અલ્લાહ તઆલાના આજ્ઞાપાલક બંદાઓના સારા બદલાનું એ વર્ણન આવ્યું છે કે તેમનું સ્થાન જન્નતમાં હશે, ફરિશ્તા તેમને સલામ કરશે અને બતાવશે કે આ જન્નતની કાયમી નેઅ્મતો બધી તમારા સબ્ર અને ધૈર્યનું તથા આજ્ઞાપાલન કરવાનું પરિણામ છે, એ જ પ્રમાણે આ આયતમાં અવજ્ઞાકારી બળવાખોર લોકોનું ખરાબ પરિણામ એ બતાવ્યું છે કે તેમના ઉપર અલ્લાહની લા'નત છે, એટલે કે તેઓ અલ્લાહની રહમતથી દૂર છે અને તેમના માટે જહન્નમતનું ઠેકાણું નક્કી છે. એનાથી આ જાણ થઈ કે વાયદાનો ભંગ કરવો અને સગાં-વહાલાંઓ તથા પ્રિયજનોથી સંબંધો કાપવા લા'નત અને જહન્નમમાં જવાનું કારણ બને છે. નઊઝુબિલ્લાહિ મિન્હ.

---

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૩૧-૩૨-૩૩)

وَلَوْ أَنَّ قُرْآنًا سُيِّرَتْ بِهِ الْجِبَالُ أَوْ قُطِّعَتْ بِهِ الْأَرْضُ أَوْ كُلِّمَ بِهِ الْمَوْتَىٰ ۗ بَلْ لِلَّهِ
الْأَمْرُ جَمِيعًا ۗ أَفَلَمْ يَيْأَسِ الَّذِينَ آمَنُوا أَنْ لَوْ يَشَاءُ اللَّهُ لَهَدَى النَّاسَ جَمِيعًا ۗ
وَلَا يَزَالُ الَّذِينَ كَفَرُوا تُصِيبُهُمْ بِمَا صَنَعُوا قَارِعَةٌ أَوْ تَحُلُّ قَرِيبًا مِنْ دَارِهِمْ حَتَّىٰ
يَأْتِيَ وَعْدُ اللَّهِ ۚ إِنَّ اللَّهَ لَا يُخْلِفُ الْمِيعَادَ ﴿٣١﴾ وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِنْ قَبْلِكَ
فَأَمْلَيْتُ لِلَّذِينَ كَفَرُوا ثُمَّ أَخَذْتُهُمْ ۖ فَكَيْفَ كَانَ عِقَابِ ﴿٣٢﴾ أَفَمَنْ هُوَ قَائِمٌ عَلَىٰ كُلِّ

نَفْسٍۭ بِمَا كَسَبَتْ ۚ وَجَعَلُوا لِلّٰهِ شُرَكَآءَ ؕ قُلْ سَمُّوْهُمْ ؕ اَمْ تُنَبِّئُوْنَهٗ بِمَا لَا يَعْلَمُ فِى الْاَرْضِ
اَمْ بِظَاهِرٍ مِّنَ الْقَوْلِ ؕ بَلْ زُيِّنَ لِلَّذِيْنَ كَفَرُوْا مَكْرُهُمْ وَصُدُّوْا عَنِ السَّبِيْلِ ؕ وَمَنْ يُّضْلِلِ
اللّٰهُ فَمَا لَهٗ مِنْ هَادٍ ﴿٣٣﴾

## તરજુમો :

*અને જો કોઈ કુર્આન થયું હોત કે તેનાથી પહાડ ચાલે અથવા તેનાથી જમીન ટૂકડા થઈ જાય અથવા તેનાથી મુરદા બોલે તો શું થાત ? બલકે સઘળા કામ તો અલ્લાહના જ હાથમાં છે, બસ શું ઈમાનવાળાઓને એના ઉપર સંતોષ નથી કે જો અલ્લાહ ચાહે તો સઘળા લોકોને માર્ગ ઉપર લાવે અને ઈન્કારીઓને તેમના કરતૂત ઉપર બરાબર આફત પહોંચતી રહેશે અથવા તેમના ઘરની નજીક ઊતરશે એટલે સુધી કે અલ્લાહનો વાયદો આવી પહોંચે, બેશક ! અલ્લાહ પોતાનો વાયદો ખિલાફ નથી કરતો. (૩૧) અને તમારાથી અગાઉ કેટલાય રસૂલોનો ઠઠ્ઠો કરી ચૂક્યા છે, બસ મેં ઈન્કારીઓને ઢીલ આપી પછી તેમને પકડી લીધા, બસ મારો બદલો કેવો હતો ! (૩૨) ભલા જે દરેકના માથા ઉપર જે કંઈ તેણે કર્યું છે લઈને ઊભો છે અને અલ્લાહના માટે ભાગીદાર નક્કી કરે છે ? કહો, તેમનું નામ લો અથવા અલ્લાહને બતાવો છો જે તે જમીનમાં નથી જાણતો ? અથવા ઉપર ઉપર જ વાતો કરો છો ? એવું નથી ! બલકે ઈન્કારીઓને તેમના ફરેબ (પ્રપંચ) ભલા સૂઝાડી દીધા છે અને તેઓ માર્ગથી રોકી દેવામાં આવ્યા છે અને જેને અલ્લાહ ગુમરાહ કરે બસ તેને કોઈ માર્ગ બતાવનાર નથી. (૩૩)*

## તફસીર :

અને (હે પયગમ્બર અને હે મુસલમાનો ! આ કાફિરોની દુશ્મનાટ-હઠધર્મીનું સ્વરૂપ એવું છે કે કુર્આનની જે ઉપસ્થિત પરિસ્થિતિ છે કે તેનો મોઅ્જિઝો હોવું ચિંતન અને મનન ઉપર અવલંબિત છે તેના સિવાય) જો કોઈ કુર્આન એવું હોત જેના દ્વારા પહાડ (પોતાની જગ્યાએથી) હટાવી દેવામાં આવે અથવા તેના દ્વારા જમીન ટૂકડા થઈ જાય અથવા તેના દ્વારા મુરદાઓ સાથે કોઈ વાતો કરાવી દેવામાં આવે (એટલે કે મુરદાઓ સજીવન થઈ જાય અથવા કોઈ

તેમની સાથે વાતો કરી લે અને આ તે મોઅ્જિઝાઓ છે જેની ફરમાઈશ અને માંગણી મોટા ભાગે કાફિરો કર્યા કરતા હતા, અમુક સદંતર અને અમુક એ પ્રમાણે કે કુર્આનને હાજર રૂપમાં તો અમે મોઅ્જિઝો માનતા નથી અલબત્ત જો કુર્આનથી તે પ્રકૃતિ વિરુદ્ધની બાબતો પ્રાપ્ત થાય તો અમે તેને મોઅ્જિઝો માની લઈએ, મતલબ એ કે કુર્આનથી ઉપરોક્ત વર્ણવ્યા પ્રમાણેના મોઅ્જિઝાઓ પણ જાહેર થતા રહે જેનાથી બંને પ્રકારના લોકોની ફરમાઈશો પૂરી થઈ જાય, એટલે કે જે ફક્ત ઉપરોક્ત અશક્ય બાબતોના દા'વેદાર હતા અને એ લોકો પણ જે તે બાબતોનું કુર્આન દ્વારા જાહેર થવાનું ઈચ્છતા હતા) તો પણ આ લોકો ઈમાન ન લાવ્યા હોત (કારણ કે આ કારણો વાસ્તવમાં અસરકર્તા નથી) બલકે, બધો અધિકાર માત્ર અલ્લાહનો જ છે (અને તે જેને તવફીક અર્પણ કરે છે તે જ ઈમાન લાવે છે અને તેની આદત છે કે તે માંગણી કરનારને તવફીક આપે છે અને વિરોધ કરનારને વંચિત રાખે છે અને કારણ કે અમુક મુસલમાનોનું મન એવું ઈચ્છતું હતું કે આવા મોઅ્જિઝાઓ જાહેર થઈ જાય તો કદાચ તેઓ ઈમાન લઈ આવે એટલા માટે આગળ તેમને જવાબ સ્વરૂપે કહેવામાં આવ્યું કે) શું (આ સાંભળીને કે આ વિરોધીઓ ઈમાન નહિ લાવે અને એ કે બધો જ અધિકાર માત્ર અલ્લાહને જ છે અને એ કે કારણો–સાધનો વાસ્તવિક અસરકારક બાબતો નથી, શું આવું સાંભળ્યા) છતાં પણ ઈમાનવાળાઓને એ વાતમાં સંતોષ નથી થતો કે જો અલ્લાહ તઆલાએ ઈચ્છ્યું હોત તો સમગ્ર (દુનિયાભરના) વ્યક્તિઓને હિદાયત આપી દીધી હોત (પરંતુ અમુક હિકમતોના કારણે એવું કર્યુ નથી, માટે બધા ઈમાન નહીં લાવે જેનું મોટું કારણ દુશ્મનાવટ છે તો પછી આ વિરોધીઓના ઈમાન લાવવાની ફિકરમાં કેમ લાગેલા છો ?) અને (જ્યારે તહકીક થઈ ગઈ કે આ લોકો ઈમાન નહીં લાવે તો એ બાબતનો વિચાર આવી શકે છે કે પછી તેમને સજા કેમ આપવામાં નથી આવતી ? તેના વિશે ઈરશાદ છે કે) આ (મક્કાના) કાફિર તો હંમેશા (દરરોજ) એવી હાલતમાં રહે છે કે તેમની દુષ્ટતાના કારણે તેમના ઉપર કોઈને કોઈ આફત પડતી રહે છે (ક્યાંક હત્યા, ક્યાંક કેદ, ક્યાંક અપમાન અથવા પરાજય) અથવા (અમુક આફતો જો તેમના ઉપર ન પણ પડે પરંતુ) તેમની વસ્તીઓ નજીક (તો) નાઝિલ થતી રહે છે (દાખલા તરીકે કોઈ કોમ ઉપર આફત આવી અને તેમને ડર પેદા થઈ ગયો કે ક્યાંક અમારા ઉપર

પણ આ બલા ન આવે) એટલે સુધી કે (એવી હાલતમાં) અલ્લાહનો વાયદો આવી જશે (એટલે કે આખિરતના અઝાબનો સામનો થઈ જશે જે મર્યા પછી શરૂ થઈ જશે અને) ખરેખર અલ્લાહ તઆલા વાયદાનો ભંગ કરતો નથી (બસ, અઝાબ આવવો તેમના ઉપર યકીની છે ભલે અમુક સમયે થોડો મોડેથી આવે) અને (આ લોકોની આ જૂઠાડવાની બાબત તથા ઠેકડી ઉડાવવું કંઈ તમારી સાથે ખાસ નથી અને તે જ પ્રમાણે તેમના અઝાબમાં વિલંબ થવો એ કંઈ માત્ર એમની સાથે જ નથી બન્યું બલકે અગાઉના રસૂલ અને તેમની ઉમ્મતો સાથે પણ આવું બની ચૂક્યું છે એટલા માટે) ઘણા બધા પયગમ્બરોની સાથે કે જેઓ તમારા અગાઉ થઈ ચૂક્યા છે (કાફિરો તરફથી) ઠેકડી ઉડાવવામાં આવી ચૂકી છે, પછી હું તે કાફિરોને મહોલત આપતો રહું છું, પછી મેં તેમની પકડ કરી, બસ (સમજવાની વાત એ છે કે) મારી સજા કેવા પ્રકારની હતી ? (એટલે કે ખૂબ કઠોર હતી, જ્યારે અલ્લાહ તઆલાની શા'ન જાણ થઈ ગઈ કે તે જ કુલમુખ્તિયાર છે ત્યારે આવું જાણી લીધા અને સાબિત થઈ ગયા) પછી (પણ) શું (અલ્લાહ તઆલા) જે દરેકના કામોથી વાકેફ હોય અને એ લોકોના ઘડી કાઢેલા ભાગીદારો બરાબર થઈ શકે છે ?! એ છતાં પણ તેમણે અલ્લાહના ભાગીદારો નક્કી કર્યા છે, તમે કહી આપો કે (જરા) તે (ભાગીદારો)ના નામ તો લો ! (હું પણ સાંભળું, કોણ છે અને કેવા છે ?) શું (તમે વાસ્તવમાં તેમને ભાગીદાર સમજીને દા'વો કરો છો ? ત્યારે તો એ જરૂરી થઈ જાય છે કે) તમે અલ્લાહ તઆલાને એવી વાતની ખબર આપો છો કે દુનિયા(ભર)માં તે(ના અસ્તિત્વ)ની ખબર અલ્લાહ તઆલાને ન હોય !? (કારણ કે અલ્લાહ તઆલા તેને જ મોજૂદ જાણે છે જે વાસ્તવમાં મોજૂદ છે અને જેનું કોઈ અસ્તિત્વ જ નથી તેને મોજૂદ જાણતા નથી, કારણ કે એનાથી જ્ઞાનનું ખોટું હોવું સાબિત થાય છે જો કે સ્વીકારમાં બંને સરખા છે, મતલબ કે તેમને હકીકી ભાગીદાર કહેવાથી આ અશક્ય બાબત–અમ્રે મહાલ જરૂરી થાય છે બસ તેમનું ભાગીદાર હોવું પણ અશક્ય છે) અથવા (એ કે તેમને હકીકતમાં ભાગીદાર નથી કહેતા બલકે) ફક્ત જાહેર શબ્દોના આધારે તેમને ભાગીદાર કહો છો (અને આ ભાગીદારીનું વાસ્તવિક પાત્ર ક્યાંય નથી, જો આ બીજી કલમ છે તો તેમના ભાગીદાર ન હોવાનો પોતે સ્વીકાર કરો છો, બસ મતલબ કે ભાગીદારીનો રદિયો બંને કલમો ઉપર સાબિત થઈ ગયો, પ્રથમ કલમમાં દલીલથી અને બીજી

કલમમાં તમારા સ્વીકારથી અને આ તર્ક ઉચ્ચ દરજ્જામાં બિલકુલ પૂરતો છે પરંતુ આ લોકો તો પણ માનશે નહીં) બલકે, તે કાફિરોને પોતાની ખોટી વાતો (જેના ઉપર વિશ્વાસ ધરાવીને શિર્કમાં સપડાયા છે) ઘણી ભલી લાગે છે અને (તે જ કારણથી) આ લોકો (સીધા) માર્ગથી વંચિત રહી ગયા છે અને (વાસ્તવમાં વાત એ જ છે જે ઉપર بَل لِّلّٰهِ الْاَمْرُ ના ભાવાર્થથી જાણ થઈ ચૂકી છે, એટલે કે) જેને અલ્લાહ તઆલા ગુમરાહીમાં રાખે તેને કોઈ માર્ગ ઉપર લાવનાર નથી (અલબત્ત, તેને જ ગુમરાહ રાખે છે જે સત્ય જાહેર થવા છતાં દુશ્મનાવટમાં રાચે છે).

## મસ્અલા અને બોધપાઠ :

મક્કાના મુશ્રિકો સામે ઈસ્લામની સચ્ચાઈની સ્પષ્ટ દલીલો અને રસૂલે કરીમ ﷺના સાચા રસૂલ હોવાની નિશાનીઓ આપ ﷺની જિંદગીના દરેક ક્ષેત્રથી, પછી આશ્ચર્યજનક મોઅ્જિઝાઓથી સંપૂર્ણ રીતે ખુલ્લી થઈ ચૂકી હતી અને તેમનો આગેવાન અબૂજહલ એ કહી ચૂક્યો હતો કે બનૂ હાશિમ સાથે અમારો કૌટુંબિક મુકાબલો છે, અમે તેમની આ શ્રેષ્ઠતાને કઈ રીતે સ્વીકાર કરી લઈએ કે અલ્લાહનો રસૂલ તેમનામાંથી આવ્યો ? એટલા માટે તે કંઈ પણ કહે અને ગમે તેવી નિશાનીઓ બતાવે અમે તેના ઉપર કદાપિ ઈમાન લાવીશું નહીં, આથી તે દરેક તકે આ હઠધર્મીની જાહેરાત વાહિયાત પ્રકારના પ્રશ્નો અને માંગણીઓ દ્વારા કર્યા કરતો હતો. પ્રસ્તુત આયતો પણ અબૂજહલ અને તેના સાથીઓના એક સવાલના જવાબમાં નાઝિલ થઈ છે.

તફસીરે બગવીમાં છે કે મક્કાના મુશ્રિકો જેમાં અબૂજહલ બિન હિશામ અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમય્યહ વિશેષરૂપે વર્ણન કરવાપાત્ર છે. તેઓ એક દિવસે બયતુલ્લાહની પાછળ જઈને બેસી ગયા અને અબ્દુલ્લાહ બિન ઉમય્યાને રસૂલે કરીમ ﷺ પાસે મોકલ્યો, તેણે કહ્યું કે જો તમે એવું ઈચ્છતા હોય કે તમારી કોમ અને અમે બધા તમને રસૂલ સ્વીકારી લઈએ અને તમારું અનુસરણ કરીએ તો અમારી અમુક માંગણીઓ છે, પોતાના કુર્આન દ્વારા તેને પૂર્ણ કરી આપો તો અમે બધા ઈસ્લામનો સ્વીકાર કરી લઈશું.

માંગણીઓમાં એક તો એ હતી કે મક્કા શહેરની જમીન ખૂબ તંગ છે, ચારે

તરફ પહાડોથી ઘેરાયેલો એક ખીણ પ્રદેશ છે જેમાં ન તો ખેતીવાડી કે બાગ–બગીચાની શક્યતા છે અને ન જ બાગાયત કે અન્ય જરૂરિયાતોની સંભાવના છે, તમે મોઅ્જિઝા દ્વારા આ પહાડોને દૂર હટાવી આપો જેથી મક્કાની જમીનનો વિસ્તાર વધી જાય, અંતે આપના જ કહેવા પ્રમાણે હઝરત દાવુદ (અલૈ.) માટે પહાડોએ આવું જ કર્યું હતું જ્યારે તેઓ તસ્બીહ પઢતા તેમની સાથે પહાડ પણ તસ્બીહ પઢતા હતા, તમે તમારા નિવેદન પ્રમાણે અલ્લાહ નજીક હઝરત દાવુદ (અલૈ.)થી ઊતરતી કક્ષાના નથી.

બીજી માંગણી તેમણે એ રજુ કરી હતી કે જે રીતે હઝરત સુલયમાન (અલૈ.) માટે તમારા નિવેદન પ્રમાણે અલ્લાહ તઆલાએ હવાને તા'બે કરી રાખી હતી કે જમીનના મોટા–મોટા અંતરોને ટૂંકા કરી દીધા હતા, તમે પણ અમારા માટે એવું કરી આપો કે જેથી અમારા માટે સિરીયા તથા યમન વગેરેની મુસાફરી સરળ થઈ જાય.

ત્રીજી માંગણી એ હતી કે જે પ્રમાણે હઝરત ઈસા (અલૈ.) મૃત્યુ પામેલાને સજીવન કરી આપતા હતા તમે પણ તેમનાથી ઊતરતી કક્ષાના નથી, તમે પણ અમારા માટે અમારા દાદા કુસય્યને સજીવન કરી આપો જેથી અમે તેમને એ પૂછી શકીએ કે તમારો દીન સાચો છે કે નહીં ?

*(મઝહરી, બ હવાલએ બગવી વ ઈબ્ને અબી હાતિમ વ ઈબ્ને મરદુયા)*

પ્રસ્તુત આયતોમાં તે વાહિયાત માંગણીઓનો જવાબ આ પ્રમાણે આપવામાં આવ્યો, وَلَوْ اَنَّ قُرْاٰنًا سُيِّرَتْ بِهِ الْجِبَالُ اَوْقُطِّعَتْ بِهِ الْاَرضُ اَوْ كُلِّمَ بِهِ الْمَوْتٰى، بَلْ لِّلّٰهِ الْاَمْرُ جَمِيْعًا (૬:૧૧૧)

તેમાં تَسْيِيْرِ جِبَالْ થી પર્વતોને પોતાની જગ્યાએથી હટાવવા અને قُطِّعَتْ بِهِ الْاَرْضُ નો ભાવાર્થ ઓછા સમયમાં ખૂબ લાંબી મુસાફરી પૂર્ણ કરવી અને كُلِّمَ بِهِ الْمَوْتٰى નો ભાવાર્થ મૃત વ્યક્તિને સજીવન કરી તેની સાથે વાતચીત કરવી છે અને لَوْ (લવ) શરત માટેના શબ્દનો જવાબ અત્રે ઈશારામાં આપવામાં આવ્યો છે જે સુષુપ્ત છે, એટલે કે لَمَا آمَنُوْا (લમા આમનુ) જેમકે, કુર્આન મજીદમાં એક બીજા ઠેકાણે આવો જ વિષય તેના જ જવાબ સ્વરૂપે પ્રસ્તુત છે, وَلَوْ اَنَّنَا نَزَّلْنَا اِلَيْهِمُ الْمَلٰٓئِكَةَ وَكَلَّمَهُمُ الْمَوْتٰى وَحَشَرْنَا عَلَيْهِمْ كُلَّ شَىْءٍ قُبُلًا مَّا كَانُوْا لِيُؤْمِنُوْا

તેનો ભાવાર્થ એ છે કે જો કુર્આન દ્વારા મોઅ્જિઝા સ્વરૂપે તેમની આ માંગણીઓ પૂરી કરવામાં આવે ત્યારે પણ તેઓ ઈમાન લાવવાના નથી, કારણ કે તેઓ આ માંગણીઓથી અગાઉ આવા મોઅ્જિઝાઓનો જાતઅનુભવ કરી ચૂક્યા છે જે તેમના માંગણી કરવામાં આવી રહેલા મોઅ્જિઝાઓ કરતા અનેક ઘણા મોટા છે. રસૂલે કરીમ ﷺના ઈશારાથી ચાંદના બે ટૂકડા થઈ જવા પહાડોના પોતાની જગ્યાએથી હટી જવાથી અને હવાને પોતાના કાબૂમાં કરવા કરતાં વધારે આશ્ચર્યજનક મોઅ્જિઝો છે, એ જ પ્રમાણે નિર્જીવ કાંકરીઓનું રસૂલે કરીમ ﷺના હાથમાં બોલવું અને અલ્લાહના વખાણ કરવા કોઈ મૃત વ્યક્તિને પુનઃસજીવન થઈને બોલવાથી ઘણો મોટો મોઅ્જિઝો છે. "લયલતુલ મેઅ્રાજ"માં મસ્જિદે અક્સા અને પછી ત્યાંથી આસમાનોની મુસાફરી અને ખૂબ ટૂંકા સમયમાં પાછા આવવું, હવા કાબૂમાં કરવી અથવા "તખ્તે સુલયમાની"ની અજાયબી કરતાંય કેટલું વધારે મહાન છે પરંતુ આ જાલિમો આ બધું કંઈ જોયા પછી પણ જ્યારે ઈમાન ન લાવ્યા તો હવે તેમની માંગણીઓથી પણ તેમની નિય્યતની જાણ થાય છે કે ફક્ત સમય પસાર કરવાનો હેતુ છે તેમની સત્યનો સ્વીકાર કરવાની કોઈ ઈચ્છા કે હેતુ નથી. મુશ્રિકોની આ માંગણીઓનો મકસદ કારણ કે એ જ હતો કે જો અમારી માંગણી પૂર્ણ કરવામાં ન આવે તો અમે કહીશું, મઆઝલ્લાહ ! અલ્લાહ તઆલાને જ આ કાર્યો કરવાની શક્તિ નથી અથવા પછી રસૂલે કરીમ ﷺની વાત અલ્લાહ તઆલાના ત્યાં સ્વીકાર્ય અને સુનાવણીપાત્ર નથી જેનાથી સમજી શકાય છે કે તે અલ્લાહના રસૂલ નથી, એટલા માટે ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, بَلْ لِّلّٰهِ الْاَمْرُ جَمِيْعًا એટલે કે, "અલ્લાહ તઆલાના માટે જ છે સઘળો અધિકાર." મતલબ એ છે કે પ્રસ્તુત માંગણીઓને પૂરી ન કરવી એ કારણે નથી કે તે અલ્લાહ તઆલાની કુદરતની બહાર છે જ્યારે કે વાસ્તવિકતા એ છે કે દુનિયાની મસ્લિહતોને તે જ જાણે છે, તેણે જ પોતાની હિકમતથી આ માંગણીઓને પૂર્ણ કરવું યોગ્ય નથી સમજ્યું, કારણ કે માંગણી કરનારાઓની હઠધર્મી અને તેમની નિય્યતની ખોટ તેને ખબર છે, તે જાણે છે કે આ બધી માંગણીઓ પૂર્ણ કરવામાં આવશે ત્યારે પણ તેઓ ઈમાન લાવશે નહીં.

اَفَلَمْ يَايْئَسِ الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ لَّوْ يَشَآءُ اللّٰهُ لَهَدَى النَّاسَ جَمِيْعًا ઈમામ બગવી (રહ.)એ નકલ કર્યું છે કે સહાબએ કિરામ (રદિ.)એ જ્યારે મક્કાના મુશ્રિકોની

આ માંગણીઓ સાંભળી તો એવી તમન્ના કરવા લાગ્યા કે મોઅ્જિઝા સ્વરૂપે આ માંગણીઓ પૂર્ણ કરવામાં આવે તો સારું છે કે બધા જ મક્કાવાળા મુસલમાન થઈ જશે અને ઈસ્લામને ખૂબ શક્તિ પ્રાપ્ત થશે, આથી આ આયત નાઝિલ થઈ જેનો ભાવાર્થ એ છે કે શું ઈમાનવાળા તે મુશ્રિકોના બહાનાઓ અને વાહિયાત પ્રકારની ચર્ચાઓને જોવા અને જાણવા છતાં હજુ સુધી તેમના ઈમાન લાવવાથી નિરાશ નથી થયા કે આવી તમન્ના કરવા લાગ્યા જ્યારે કે તેઓ એ પણ જાણે છે કે જો અલ્લાહ તઆલાએ ચાહ્યું હોત તો બધા જ મનુષ્યોને એવી હિદાયત આપી દેવામાં આવી હોત કે તેઓ મુસલમાન બન્યા વિના રહી જ ન શક્યા હોત, પરંતુ હિકમતનો તકાદો એવો ન હતો કે બધાને ઈસ્લામ અને ઈમાન ઉપર મજબૂર કરવામાં આવે બલકે, હિકમત એ જ હતી કે દરેક વ્યક્તિનો પોતાનો અધિકાર બાકી રહે, પોતાના અધિકારથી જ ઈસ્લામનો સ્વીકાર કરે અથવા કુફ્રને અપનાવે.

وَلَا يَزَالُ الَّذِيْنَ كَفَرُوْا تُصِيْبُهُمْ بِمَا صَنَعُوْا قَارِعَةٌ اَوْتَحُلُّ قَرِيْبًا مِّنْ دَارِهِمْ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, قَارِعَةٌ (કારીઅહુ)નો અર્થ "મુસીબત" અને "આફત" છે. આ આયતનો ભાવાર્થ એ છે કે તે મુશ્રિકોની માંગણીઓ તો એટલા માટે મંજૂર કરવામાં આવી નથી કે તેમની નિય્યતની ખોટ અને હઠધર્મી ખબર જ હતી કે આ માંગણીઓ પૂર્ણ કરવા છતાં પણ તેઓ ઈમાન લાવવાના નથી, આથી એ લોકો અલ્લાહ સમીપ એ જ બાબતના હકદાર છે કે તેમના ઉપર દુનિયામાં પણ આફતો અને મુસીબતો આવે, જેમકે મક્કાવાળાઓ ઉપર પણ ક્યારેક તો દુષ્કાળની મુસીબત આવી, ક્યારેક ઈસ્લામી ગઝ્વાત (પવિત્ર યુદ્ધો) જેમકે બદ્ર, ઉહદ વગેરેમાં તેમના ઉપર કત્લ અને કેદ થવાની આફતો નાઝિલ થઈ, કોઈના ઉપર વીજળી પડી ગઈ, તો કોઈ અન્ય બલામાં સપડાઈ ગયો. اَوْتَحُلُّ قَرِيْبًا مِّنْ دَارِهِمْ એટલે કે, ક્યારેક એવું પણ થશે કે મુસીબત સીધે-સીધી તેમના ઉપર નહિ આવે બલકે તેમની નજીકવાળી વસ્તીઓ ઉપર આવશે જેનાથી તેઓ બોધપાઠ ગ્રહણ કરે અને પોતાનો ખરાબ અંજામ તેમને દષ્ટિગોચર થવા લાગે.

حَتّٰى يَاْتِىَ وَعْدُ اللّٰهِ اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادَ એટલે કે, આ મુસીબતો અને આફતોનો આ ક્રમ ચાલતો જ રહેશે જ્યાં સુધી કે અલ્લાહ તઆલાનો વાયદો પૂરો ન થઈ જાય, કારણ કે અલ્લાહ તઆલાનો વાયદો ક્યારેય ટળી નથી શકતો, આ

વાયદાનો ભાવાર્થ મક્કા વિજયનો વાયદો છે. મતલબ એ કે તે લોકો ઉપર વિવિધ પ્રકારની આફતો આવતી રહેશે એટલે સુધી કે અંતે મક્કા મુકર્રમહનો વિજય થશે અને આ બધા લોકો પરાજિત અને નિરાશ બનીને રહી જશે.

પ્રસ્તુત આયતમાં اَوۡ تَحُلُّ قَرِیۡبًا مِّنۡ دَارِهِمۡ થી જાણ થાય છે કે જે કોમ અને વસ્તીના આસપાસના વિસ્તાર ઉપર કોઈ અઝાબ અથવા મુસીબત કે આફત આવે છે ત્યારે તેમાં અલ્લાહ તઆલા શા'નુહૂની એ હિકમત પણ છુપાયેલી હોય છે કે આજુબાજુની વસ્તીઓને પણ ચેતવણી આપવામાં આવે અને તેઓ અન્યોથી બોધપાઠ ગ્રહણ કરીને પોતાના અમલો ઠીકઠાક કરી લે ત્યારે આ બીજાઓનો અઝાબ તેમના માટે રહમત બની જશે, નહિતર પછી એક દિવસે તેમનો પણ એ જ અંજામ થવાનો છે જે બીજાઓનો જોવા મળે છે.

આજે આપણા દેશમાં આપણા આજુબાજુના વિસ્તારોમાં દરરોજ કોઈ વર્ગ કે કોઈ વસ્તી ઉપર વિવિધ પ્રકારની આફતો આવતી રહે છે, ક્યાંક રેલની તબાહી અને બરબાદી તો ક્યાંક હવાનું તોફાન, ક્યાંક ધરતીકંપનો અઝાબ તો ક્યાંક અન્ય કોઈ આફત; કુર્આને કરીમના આ ઈરશાદ પ્રમાણે આ ફક્ત તે વસ્તીઓ અને કોમોની જ સજા નથી હોતી બલકે આજુબાજુના લોકોને પણ ચેતવણી હોય છે, પાછલા યુગમાં જો કે જ્ઞાન અને કળાની આટલી ટીપટાપ ન હતી પરંતુ લોકોના દિલોમાં અલ્લાહનો ડર હતો, કોઈ સ્થળે આ પ્રમાણે કોઈ દુર્ઘટના બની જાય ત્યારે તે લોકો પોતે પણ અને તેની આજુબાજુના વિસ્તારના લોકો પણ ડરી જતા હતા અને અલ્લાહ તઆલા તરફ રુજૂઅ્ કરી તેના શરણે જતા હતા, પોતાના ગુનાહોની તવબહ કરતા હતા અને મા'ફી તથા સદકહ અને ખયરાતને છુટકારાનું માધ્યમ સમજતા હતા અને આંખોથી જોઈ શકાતું હતું કે તેમની મુસીબતો ઘણી સરળતાથી ટળી જતી હતી. આજે આપણી ગફલત અને બેદરકારીનો એ આલમ છે કે મુસીબતના સમયે પણ અલ્લાહ યાદ નથી આવતો અને અન્ય બધું જ યાદ આવે છે, દુનિયાની સામાન્ય ગેરમુસ્લિમ કોમોની જેમ આપણી નજરો પણ ફક્ત ભૌતિક કારણો ઉપર ચોંટેલી રહે છે પરંતુ "મુસબ્બીબુલ અસ્બાબ" સમગ્ર કાર્યકારણના માલિક તરફ ધ્યાન આપવાની તે સમયે પણ તવફીક ઘણા ઓછા લોકોને થાય છે, તેનું જ પરિણામ એ આવે છે કે દુર્ઘટનાઓનો ક્રમ સતત ચાલ્યા કરે છે અને દુનિયા હંમેશા તેનો ભોગ બનતી રહે છે.

حَتّٰی یَاْتِیَ وَعْدُ اللّٰہِ اِنَّ اللّٰہَ لَا یُخْلِفُ الْمِیْعَادَ એટલે કે, આ કાફિરો અને મુશ્રિકો ઉપર દુનિયામાં પણ વિવિધ પ્રકારના અઝાબો અને આફતોનો આ ક્રમ ચાલતો જ રહેશે એટલે સુધી કે અલ્લાહ તઆલાનો વાયદો આવી પહોંચશે, કારણ કે અલ્લાહ તઆલા પોતાના વાયદાથી વિપરીત ક્યારેય કરતો નથી.

વાયદાનો ભાવાર્થ આ સ્થળે મક્કા વિજય છે જેનો વાયદો અલ્લાહ તઆલાએ નબીએ કરીમ ﷺને કર્યો હતો. આ આયતનો ભાવાર્થ એ છે કે અંતે મક્કા ફતેહ થઈને ત્યાંના બધા મુશ્રિકો તહસ-નહસ અને પરાજિત તથા નિર્માલ્ય થવાના જ છે, એથી પહેલાં પણ તેમના અપરાધોની અમુક-અમુક સજા તેમને મળતી રહેશે અને એવું પણ હોઈ શકે છે કે, وَعْدُ اللّٰہِ (વઅ્દુલ્લાહ)નો ભાવાર્થ આ સ્થળે કયામતનો દિવસ હોય જેનો વાયદો બધા જ પયગમ્બરોને કરવામાં આવ્યો છે અને હંમેશાથી કરેલો છે, તે દિવસે તો દરેક કાફિર અપરાધી પોતાના કર્યાની સંપૂર્ણ સજા ભોગવશે. પ્રસ્તુત ઘટનામાં મુશ્રિકોના વાહિયાત સવાલો અને તેમની હઠધર્મીથી રસૂલે કરીમ ﷺને રંજ અને તકલીફ પહોંચવાનો ભય હતો, એટલા માટે આગલી આયતમાં આપ ﷺની તસલ્લી માટે ફરમાવવામાં આવ્યું, وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ فَاَمْلَيْتُ لِلَّذِيْنَ كَفَرُوْا ثُمَّ اَخَذْتُهُمْ فَكَيْفَ كَانَ عِقَابِ આ પરિસ્થિતિ જે તમારા ઉપર આવી છે તે માત્ર તમારા ઉપર નથી આવી, તમારાથી અગાઉના અંબિયા (અલૈ.) ઉપર પણ આ જ પ્રકારની હાલતો આવી ચૂકી છે કે મુજરિમો અને ઈન્કારીઓને તેમની સજા ઉપર તરત પકડવામાં નથી આવ્યા અને તે અંબિયા (અલૈ.)ની સાથે ઠેકડી ઉડાવતા અને મજાક-મશ્કરી કરતા રહ્યા, જ્યારે તેઓ તેની પરાકાષ્ઠાએ પહોંચી ગયા તો પછી તેમને અલ્લાહના અઝાબે પકડી લીધા અને કેવા પકડ્યા કે કોઈને મુકાબલો કરવાની હિંમત ન રહી !

اَفَمَنْ هُوَ قَآئِمٌ عَلٰى كُلِّ نَفْسٍ આ આયતમાં મુશ્રિકોની અજ્ઞાનતા અને બુદ્ધિહીનતાને એ પ્રમાણે સ્પષ્ટ કરવામાં આવી છે કે આ કેવા મૂર્ખાઓ છે કે નિર્જીવ અને સમજ વિનાની મૂર્તિઓને તે પવિત્ર જાતના સમકક્ષ ઠરાવે છે જે દરેક વ્યક્તિ ઉપર દેખરેખ રાખનાર તથા તેમના આચરણ અને પ્રવૃત્તિઓનો હિસાબ લેનાર છે, પછી ફરમાવ્યું કે એનું વાસ્તવિક કારણ એ છે કે શયતાને તેમની આ જહાલતને જ તેમની નજરમાં શણગારી રાખી છે તે તેને જ મોટી શ્રેષ્ઠતા અને સફળતા સમજે છે.

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૩૪ થી ૩૭)

لَهُمْ عَذَابٌ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَلَعَذَابُ الْاٰخِرَةِ اَشَقُّ ۚ وَمَا لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ وَّاقٍ ﴿۳۴﴾ مَثَلُ
الْجَنَّةِ الَّتِيْ وُعِدَ الْمُتَّقُوْنَ ۭ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۭ اُكُلُهَا دَاۗىِٕمٌ وَّظِلُّهَا ۭ تِلْكَ
عُقْبَى الَّذِيْنَ اتَّقَوْا ڰ وَّعُقْبَى الْكٰفِرِيْنَ النَّارُ ﴿۳۵﴾ وَالَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَفْرَحُوْنَ بِمَآ
اُنْزِلَ اِلَيْكَ وَمِنَ الْاَحْزَابِ مَنْ يُّنْكِرُ بَعْضَهٗ ۭ قُلْ اِنَّمَآ اُمِرْتُ اَنْ اَعْبُدَ اللّٰهَ وَلَآ اُشْرِكَ بِهٖ ۭ
اِلَيْهِ اَدْعُوْا وَاِلَيْهِ مَاٰبِ ﴿۳۶﴾ وَكَذٰلِكَ اَنْزَلْنٰهُ حُكْمًا عَرَبِيًّا ۭ وَلَىِٕنِ اتَّبَعْتَ اَهْوَاۗءَهُمْ بَعْدَ
مَا جَاۗءَكَ مِنَ الْعِلْمِ ۙ مَا لَكَ مِنَ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّلَا وَاقٍ ﴿۳۷﴾ ع

### તરજુમો :

*તેમને દુનિયાની જિંદગીમાં માર પડે છે અને આખિરતનો માર તો ઘણો જ સખત છે અને તેમને અલ્લાહથી બચાવનારું કોઈ નથી. (૩૪) જન્નતની હાલત જેનો પરહેઝગારોને વાયદો છે તેની નીચે નહેરો વહે છે તેના મેવાઓ હંમેશા છે અને છાંયડો પણ; આ તેમનો બદલો છે જેઓ ડરતા રહ્યા અને ઈન્કારીઓનો બદલો આગ છે. (૩૫) અને તે લોકો જેમને અમે કિતાબ આપી એનાથી ખુશ થાય છે જે તમારા ઉપર નાઝિલ થયું અને અમુક જૂથો તેની અમુક વાતો નથી માનતા, કહો, મને એ જ હુકમ થયો છે કે અલ્લાહની બંદગી કરું અને તેનો ભાગીદાર ન કરું, તેના જ તરફ બોલાવું છું અને તેના જ તરફ મારું ઠેકાણું છે. (૩૬) અને એ જ રીતે અમે આ હુકમ (કલામ) અરબી ભાષામાં ઉતાર્યું અને જો તમે તેમની ઈચ્છા પ્રમાણે ચાલ્યા એ જ્ઞાન પછી કે જે તમને પહોંચી ચૂક્યું (તો) તમારો અલ્લાહથી કોઈ હિમાયતી નથી અને ન જ બચાવનારો. (૩૭)*

### તફસીર :

તે કાફિરો માટે દુનિયાની જિંદગીમાં (પણ) અઝાબ છે (તે કતલ, કેદ, અપમાન, બીમારીઓ અને આફતો સ્વરૂપે છે) અને આખિરતનો અઝાબ તેનાથી અનેકઘણો વધારે કઠોર છે (કારણ કે કઠોર પણ છે અને કાયમી પણ છે) અને

અલ્લાહ(ના અઝાબ)થી તેમને કોઈ બચાવનાર નહીં હોય (અને) જે જન્નતનો મુત્તકી લોકોને (એટલે કે જે લોકો કુફ્ર અને શિર્કથી બચેલા છે તેમને) વાયદો કરવામાં આવ્યો છે તેનું સ્વરૂપ એ છે કે તે(ની ઈમારતો અને મહેલો)ની નીચેથી નહેરો વહેતી હશે અને તેના ફળો અને તેના છાંયડા કાયમી રહેશે, આ તો અંજામ થયો પરહેઝગારોનો અને કાફિરોનો અંજામ દોઝખ હશે અને જે લોકોને અમે (આસમાની) કિતાબ (એટલે કે તવરાત અને ઈન્જીલ) આપી છે (અને તે તેને સંપૂર્ણ રીતે માનતા હતા) તેઓ એ (કિતાબ)થી ખુશ થાય છે જે તમારા ઉપર નાઝિલ કરવામાં આવી છે (કારણ કે તેની ખબર પોતાની કિતાબોમાં મેળવે છે અને ખુશ થઈને માની લે છે અને ઈમાન લઈ આવે છે જેમકે યહૂદીઓમાં અબ્દુલ્લાહ ઈબ્ને સલામ રદિ. અને તેમના સાથીદારો અને નસારામાં નજ્જાશી અને તેમના કાસદો જેનું વર્ણન અન્ય આયતોમાં પણ છે) અને તેમના જ સમૂહમાં અમુક એવા છે જે એ (કિતાબ)ના અમુક હિસ્સાનો (જેમાં તેમની કિતાબના વિરુદ્ધ હુકમો છે) ઈન્કાર કરે છે (અને કુફ્ર કરે છે) તમે (તેમને) કહી આપો કે (હુકમો બે પ્રકારના છે, એક સૈદ્ધાંતિક-મુખ્ય અને બીજા ગૌણ-પેટા વિભાગમાં અને જો તમે મુખ્ય સૈદ્ધાંતિક હુકમોના વિરોધી છો તો બસ તે બધી શરીઅતોમાં સરખા છે એટલા માટે) મને (તવહીદ વિશે) ફક્ત એ હુકમ થયો છે કે હું અલ્લાહની ઈબાદત કરું અને કોઈને તેનો ભાગીદાર ન ઠરાવું (અને નુબુવ્વત વિશે એ વાત છે કે) હું (લોકોને) અલ્લાહ તરફ જ બોલાવું છું (એટલે કે નુબુવ્વતનો હેતુ એ છે કે હું અલ્લાહ તઆલા તરફ જ આમંત્રણ આપું છું) અને (આખિરત વિશે મારો અકીદહ એ છે કે) તેના જ તરફ મારે (દુનિયાથી પાછા વળીને) જવાનું છે (એટલે કે મુખ્ય આ ત્રણ સિદ્ધાંતો છે, બસ તેમાંથી એક વાત પણ ઈન્કાર કરવાપાત્ર નથી એટલા માટે તવહીદ સૌના સમીપ માન્ય છે, જેમકે આ જ વિષય બીજી આયતમાં પણ છે. .....تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَاءٍ بَيْنَنَا અને નુબુવ્વતમાં પોતાના માટે માલ અને હોદ્દો નથી ઈચ્છતો કે જેનાથી ઈન્કાર કરવાની કોઈ સંભાવના હોય, માત્ર અલ્લાહ તરફ આમંત્રણ આપું છું બસ, આવા લોકો પહેલાં પણ થયા છે જેને તમે પણ માનો છો જેમકે આ જ વિષય બીજી જગ્યાએ પણ છે .....مَا كَانَ لِبَشَرٍ اَنْ يُّؤْتِيَهُ اللّٰهُ الْكِتَابَ એ જ પ્રમાણે આખિરત વિશેનો અકીદહ સરખો અને માન્ય તથા ઈન્કાર ન કરી શકાય એવો છે અને જો ગૌણ

બાબતોમાં વિરોધ હોય તો તેનો જવાબ અલ્લાહ તઆલા આ પ્રમાણે આપે છે કે અમે જે રીતે અન્ય રસૂલોને ખાસ–ખાસ ભાષાઓમાં ખાસ હુકમો આપ્યા) એ જ પ્રમાણે અમે આ (કુર્આન)ને એ રીતે નાઝિલ કર્યું કે તે ખાસ હુકમ અરબી ભાષામાં (અરબીની ચોખવટથી ઈશારો થઈ ગયો કે બીજા અંબિયાને બીજી ભાષા તરફ અને બીજી ભાષાઓની વિવિધતાથી ઈશારો થઈ ગયો વિવિધ ઉમ્મતો તરફ; તો આ જવાબનો ખુલાસો એ થયો કે ગૌણ બાબતોમાં વિવિધતા ઉમ્મતોની વિવિધતાના કારણે થઈ છે કારણ કે ઉમ્મતોની મસ્લિહતો દરેક ભાષામાં જુદી–જુદી છે, બસ આ શરીઅતોની વિવિધતા વિરોધ કરવાપાત્ર નથી એટલા માટે પોતે તમારી માન્ય શરીઅતોમાં પણ તેમાં આવી ગૌણ બાબતોનો વિરોધ થયો છે, પછી તમારે વિરોધ અને ઈન્કાર કરવાની શું શક્યતા અને સંભાવના બાકી રહે છે ?) અને (હે મુહમ્મદ ﷺ !) જો તમે (ધારી લો કે) તેમની મનેચ્છાઓનું (એટલે કે જે રદ થઈ ચૂકેલા છે તે હુકમો અથવા તો તેમણે જે ફેરબદલ કરી નાંખ્યા છે તે હુકમોનું) અનુસરણ કરવા લાગ્યા તે પછી કે તમારી પાસે (હેતુપૂર્ણ હુકમોનું સ્પષ્ટ) જ્ઞાન (સાચે–સાચું) પહોંચી ચૂક્યું છે તો અલ્લાહ તઆલાના મુકાબલામાં ન તો કોઈ તમારો મદદગાર હશે અને ન જ કોઈ બચાવનાર (અને જ્યારે નબીને આવું સંબોધન કરવામાં આવી રહ્યું છે તો અન્ય લોકો ઈન્કાર કરીને ક્યાં રહેશે ? બસ, તેમાં અહલે કિતાબ ચેતવણી છે અને બંને રીતે ઈન્કારીઓ અને વિરોધીઓનો જવાબ આપી દેવામાં આવ્યો).

———————————

## આયતો : (સૂરએ રઅ્દ : આયત નં. ૩૮ થી ૪૩)

وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ وَجَعَلْنَا لَهُمْ اَزْوَاجًا وَّذُرِّيَّةً ۭ وَمَا كَانَ لِرَسُوْلٍ
اَنْ يَّاْتِيَ بِاٰيَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ۭ لِكُلِّ اَجَلٍ كِتَابٌ ﴿٣٨﴾ يَمْحُوا اللّٰهُ مَا يَشَاۗءُ وَيُثْبِتُ ښ
وَعِنْدَهٗۤ اُمُّ الْكِتٰبِ ﴿٣٩﴾ وَاِنْ مَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِيْ نَعِدُهُمْ اَوْ نَتَوَفَّيَنَّكَ فَاِنَّمَا عَلَيْكَ
الْبَلٰغُ وَعَلَيْنَا الْحِسَابُ ﴿٤٠﴾ اَوَلَمْ يَرَوْا اَنَّا نَاْتِي الْاَرْضَ نَنْقُصُهَا مِنْ اَطْرَافِهَا ۭ وَاللّٰهُ
يَحْكُمُ لَا مُعَقِّبَ لِحُكْمِهٖ ۭ وَهُوَ سَرِيْعُ الْحِسَابِ ﴿٤١﴾ وَقَدْ مَكَرَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَلِلّٰهِ الْمَكْرُ

جَمِيۡعًا ؕ يَعۡلَمُ مَا تَكۡسِبُ كُلُّ نَفۡسٍ ؕ وَسَيَعۡلَمُ الۡكُفّٰرُ لِمَنۡ عُقۡبَى الدَّارِ ﴿۴۲﴾ وَيَقُوۡلُ
الَّذِيۡنَ كَفَرُوۡا لَسۡتَ مُرۡسَلًا ؕ قُلۡ كَفٰى بِاللّٰهِ شَهِيۡدًا ۢ بَيۡنِىۡ وَبَيۡنَكُمۡ ۙ وَمَنۡ
عِنۡدَهٗ عِلۡمُ الۡكِتٰبِ ﴿۴۳﴾ ع

## તરજુમો :

*અને અમે કેટલાય રસૂલ તમારાથી અગાઉ મોકલી ચૂક્યા છે અને અમે તેમને પત્નીઓ આપી હતી અને અવલાદ અને કોઈ રસૂલથી થયું નહીં કે તે કોઈ નિશાની લઈ આવે પરંતુ અલ્લાહના ઈજન (હુકમ)થી, દરેક વાયદો લખેલો છે. (૩૮) અલ્લાહ જે ચાહે મિટાવે છે અને બાકી રાખે છે અને તેની જ પાસે અસલ કિતાબ છે. (૩૯) અને જો અમે તમને કોઈ વાયદો બતાવીએ જે અમે તેમને કર્યો છે અથવા તમને ઉઠાવી લઈએ, બસ તમારી જવાબદારી તો પહોંચાડી દેવાની છે અને હિસાબ લેવો અમારી જવાબદારી છે. (૪૦) શું તેઓ જોતા નથી કે અમે જમીનને તેના કિનારાઓએથી ઘટાડતા ચાલ્યા આવીએ છીએ અને અલ્લાહ હુકમ કરે છે, કોઈ નથી કે તેના હુકમને પાછળ નાંખે અને તે જલદી હિસાબ લે છે. (૪૧) અને પ્રપંચ કરી ચૂક્યા છે જે તેમનાથી અગાઉ હતા, બસ અલ્લાહના હાથમાં છે બધા ફરેબ, જાણે છે જે કંઈ દરેક નફ્સ કમાય છે અને હવે કાફિરો જાણી લેવાના છે કે પાછલું (આકિબતનું) ઘર કોનું થાય છે. (૪૨) અને કાફિર કહે છે તું મોકલેલો નથી આવ્યો, કહી આપો ! અલ્લાહ મારા અને તમારા વચ્ચે ગવાહ પૂરતો છે અને જેને કિતાબની ખબર છે. (૪૩)*

## તફસીર :

અને (અહલે કિતાબમાંથી અમુક જે નુબુવ્વત ઉપર કટાક્ષ કરે છે કે તેમની પાસે ઘણી પત્નીઓ છે તો બસ તેનો જવાબ એ છે કે) અમે ખરેખર તમારા અગાઉ ઘણા બધા રસૂલો મોકલ્યા અને અમે તેમને પત્નીઓ અને બાળકો પણ આપ્યા (આ રિસાલતનો નકાર કરતી કોઈ પ્રવૃત્તિ નથી, આવો જ વિષય બીજી આયતમાં છે ....(اَمۡ يَحۡسُدُوۡنَ النَّاسَ عَلٰى مَاۤ اٰتٰهُمُ اللّٰهُ) અને (કારણ કે શરીઅતોની વિવિધતાની શંકા અન્ય શંકાઓથી વધારે મશ્હૂર છે અને તેનો

ખુલાસો ઉપર ફક્ત અછડતો રજુ થયો હતો એટલા માટે આગળ આ શંકાનો જવાબ ફરીવાર વધુ વિગતે વર્ણવવામાં આવે છે કે જે વ્યક્તિ નબી ઉપર શરીઅતોની વિવિધતાની શંકા કરે છે તે અંદરખાનેથી નબીને હુકમોના માલિક સમજે છે જ્યારે કે) કોઈ પયગમ્બરના અધિકારમાં એ બાબત નથી કે એક આયત (એટલે કે એક હુકમ) અલ્લાહના હુકમ વિના (પોતાના તરફથી) લાવી શકે (બલકે, હુકમો નક્કી થવું અલ્લાહ તઆલાની મરજી અને તેના હુકમ ઉપર અવલંબિત છે અને અલ્લાહ તઆલાની હિકમત અને મસ્લિહતના આધારે આ ક્રમ નક્કી છે કે) દરેક યુગની યોગ્યતાના આધારે ખાસ–ખાસ હુકમો હોય છે (પછી બીજા યુગમાં અમુક બાબતોમાં અલગ પ્રકારના હુકમો આવે છે અને પ્રથમ હુકમો મુલતવી થઈ જાય છે અને અમુક હુકમો યથાવત્ રહે છે. બસ,) અલ્લાહ તઆલા (જ) જે હુકમને ચાહે મુલતવી કરી આપે છે અને જે હુકમને ઈચ્છે કાયમ રાખે છે અને મૂળ કિતાબ (એટલે કે લવહે મહફૂઝ) તેની જ પાસે (રહે) છે (અને આ બધા હુકમો નાસિખ–રદ કરનાર અને મન્સૂખ–રદ થયેલ તથા મુસ્તમર–ચાલુ રહેલા તેમાં લખાયેલા છે, તે કિતાબ આ બધાની સર્વગ્રાહી સંગ્રાહક અને એક પ્રકારે સંપૂર્ણ માપદંડ છે, એટલે કે દુનિયામાં આ હુકમો આવે છે તે અલ્લાહના જ કબ્જામાં છે બસ, પાછલા હુકમો પ્રમાણે અથવા બદલાયેલા હુકમો લાવવામાં કોઈને કાબૂ અને કોઈપણ છૂટ નથી હોઈ શકતી.)

અને (આ લોકો જે એ બીના ઉપર નુબુવ્વતનો ઈન્કાર કરે છે કે જો તમે નબી છો તો નુબુવ્વતનો ઈન્કાર ઉપર જે અઝાબનો વાયદો કરવામાં આવે છે તે અઝાબ કેમ નાઝિલ નથી થતો ? તેના વિશે સાંભળી લો કે) જે વાતનો (એટલે કે અઝાબનો) અમે તેમને (નુબુવ્વતના ઈન્કાર કરવા ઉપર) વાયદો કરી રહ્યા છે તેમાં અમુક ઘટનાઓ જો અમે તમને બતાવી આપીએ (એટલે કે આપ ﷺની હયાતીમાં કોઈ અઝાબ તેમના ઉપર નાઝિલ થઈ જાય) ભલે (તે અઝાબના નાઝિલ થવા પહેલાં) અમે તમને વફાત આપી દઈએ (પછી પાછળથી તે અઝાબ આવી પડે, ભલે દુનિયામાં અથવા આખિરતમાં બંને પરિસ્થિતિમાં આપ ﷺ કોઈ ચિંતા કે દરકાર ન રાખો, કારણ કે) બસ, તમારી જવાબદારી તો ફક્ત (હુકમોને) પહોંચાડી દેવાની છે અને હિસાબ–પકડ કરવું અમારું કામ છે (આપ ﷺ એ ચિંતામાં શા માટે પડો કે જો ખરેખર થઈ જાય તો સારું છે, કદાચ તેઓ

ઈમાન લઈ આવે અને તે લોકો ઉપર પણ તાજ્જુબ છે કે કુફ્ર ઉપર અઝાબ આવી પડવામાં કઈ રીતે ઈન્કાર કરી રહ્યા છે ?) શું (અઝાબની ઘટનાઓમાંથી) એ બાબતને જોઈ રહ્યા નથી કે (અમે ઈસ્લામના વિજય દ્વારા તેમની) જમીનને ચારે તરફથી બરાબર ઓછી કરતા ચાલ્યા આવીએ છીએ ? (એટલે કે તેમની અમલદારી ઈસ્લામી વિજયના કારણે દરરોજ ઘટતી ચાલે છે. બસ, આ પણ એક પ્રકારનો અઝાબ છે જે અસલી અઝાબની પ્રસ્તાવના છે, જેમકે બીજી આયતમાં છે (وَلَـنُـذِيْقَنَّهُمْ مِّنَ الْعَذَابِ الْاَدْنٰى دُوْنَ الْعَذَابِ الْاَكْبَرِ) અને અલ્લાહ તઆલા જે ઈચ્છે છે હુકમ કરે છે, તેના હુકમને કોઈ હટાવનાર નથી (બસ, અઝાબ થોડો હોય અથવા મોટો હોય, જે પણ હોય તેને કોઈ તેમના ખુદાઈ ભાગીદારો અથવા ખુદાઈ ભાગીદારો ન હોય તે પણ રદ કરી શકશે નહીં) અને (જો તેમને થોડી મહોલત પણ મળી ગઈ તો શું થયું ?) તે ઘણો જ જલદી હિસાબ લેનારો છે (ફક્ત થોડીવાર મોડું થશે પછી તરત જ સજા શરૂ થઈ જશે) અને (આ લોકો જે રસૂલે કરીમ ﷺને કષ્ટ આપે છે અને ઈસ્લામનું અપમાન કરવા જાત-જાતની યુક્તિઓ કરે છે તો તેનાથી કંઈ થતું નથી એટલા માટે) તેમનાથી પહેલાં જે (કાફિર) લોકો થઈ ચૂક્યા છે તેમણે (પણ આ જ હેતુ અને મકસદ માટે મોટી-મોટી) યુક્તિઓ કરી, બસ (કંઈ પણ ન થયું. કારણ કે) અસલ યુક્તિ તો અલ્લાહની જ છે (તેની સામે કોઈનું કંઈ ચાલતું નથી બસ, અલ્લાહે તેમની તે યુક્તિઓ ન ચાલવા દીધી અને) તેને બધી ખબર રહે છે જે વ્યક્તિ જે કંઈ પણ કરે છે (પછી તેને સમય ઉપર સજા આપે છે) અને (એ જ પ્રમાણે) આ કાફિરો(ના અમલો પણ બધા તેને ખબર છે, તેઓ)ને (પણ) હવે ખબર થઈ જવાની છે કે આ દુનિયામાં નેક પરિણામ કોના હિસ્સામાં છે (તેમના હિસ્સામાં કે મુસલમાનોના ? મતલબ કે ઘણા જ જલદી તેમને પોતાનું ખરાબ પરિણામ અને પોતાના આચરણની સજાની ખબર પડી જશે) અને આ કાફિર લોકો (તે સજાઓને ભૂલી ગયા) એવું કહી રહ્યા છે કે (નઊઝુબિલ્લાહ !) તમે પયગમ્બર નથી, આપ (ﷺ) કહી આપો કે (તમારો ઈન્કાર કરવો અર્થ વગરનો છે અને તેનાથી શું થવાનું છે ?) મારા અને તમારા વચ્ચે (મારી નુબુવ્વત ઉપર) અલ્લાહ તઆલા અને તે વ્યક્તિ જેની પાસે (આસમાની) કિતાબનું જ્ઞાન છે, (જેમાં મારી નુબુવ્વતની ખરાઈ છે) પૂરતા ગવાહ છે (તેનો ભાવાર્થ અહલે કિતાબના વિદ્વાનો

જે ન્યાયપ્રિય હતા અને જે નુબુવ્વતની આગાહીઓ જોઈને ઈમાન લઈ આવ્યા હતા, મતલબ એ થયો કે મારી નુબુવ્વતની બે દલીલો છે, એક બૌદ્ધિક અને બીજી અલ્લાહ તરફથી નાઝિલ થયેલ, બૌદ્ધિક અને તાર્કિક દલીલ તો એ છે કે અલ્લાહ તઆલાએ મોઅ્જિઝા અર્પણ કર્યા જે નુબુવ્વતની દલીલ છે અને અલ્લાહ તઆલાના ગવાહ હોવાનો આ જ અર્થ છે અને અલ્લાહ તરફથી નાઝિલ થયેલ પાછલી આસમાની કિતાબોમાં તેની ખબર મોજૂદ છે, જો વિશ્વાસ ન આવે તો ન્યાયપ્રિય વિદ્વાનો-ઉલમાથી પૂછી લો તેઓ જાહેર કરી આપશે, અલબત્ત બૌદ્ધિક, તાર્કિક તથા નાઝિલ થયેલ દલીલો છતાં નુબુવ્વતનો ઈન્કાર કરવો દુષ્ટતા અને કમનસીબી સિવાય બીજું શું છે ?! કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિએ નુબુવ્વત વિશે શંકામાં ન પડવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

કાફિરો અને મુશ્રિકોની રસૂલો અને નબીઓ વિશે એક સામાન્ય વિચારસરણી એ હતી કે તેઓ મનુષ્યજાતિ સિવાય એટલે કે માનવ સિવાય કોઈ બીજી મખ્લૂક ફરિશ્તાઓ સ્વરૂપની હોવી જોઈએ, જેના કારણે સામાન્ય મનુષ્યો ઉપર તેમની શ્રેષ્ઠતા સ્પષ્ટ થઈ જાય. કુર્આને કરીમે તેમની આ ખોટી વિચારસરણીનો જવાબ વિવિધ આયતોમાં આપ્યો છે કે તમે નુબુવ્વત અને રિસાલતની વાસ્તવિકતા તથા તેની હિકમતને નથી ઓળખતા એટલા માટે આવી કલ્પનાઓ કરી રહ્યા છો, કારણ કે રસૂલને અલ્લાહ તઆલાએ એક નમૂનો બનાવીને મોકલ્યા છે કે ઉમ્મતના બધા જ મનુષ્યો તેમનું અનુસરણ કરે, તેમના જેવા અમલો અને અખ્લાક શીખે અને એ જાહેર છે કે કોઈ વ્યક્તિ પોતાના જેવા મનુષ્યનું જ અનુસરણ અને અનુકરણ કરી શકે છે, જો રસૂલ કે નબી તેની પ્રજાતિનો ન હોય તો તેમનું અનુસરણ કરવું મનુષ્ય માટે અશક્ય છે, દાખલા તરીકે ફરિશ્તાને ન તો ભૂખ લાગે છે અને ન જ તરસ, ન તો તેને મનેચ્છાઓથી કોઈ વાસ્તો છે અને ન જ તેમને ઊંઘ આવે છે અને ન જ તેઓ થાકે છે. હવે જો માનવોને તેમનું અનુસરણ અને અનુકરણ કરવાનો હુકમ આપવામાં આવે તો તેમના માટે તેમની શક્તિથી વધારે તકલીફ ઊભી થઈ શકે છે અને આવી પરિસ્થિતિમાં પણ મુશ્રિકોનો એ જ વાંધો હોત, ખાસ કરીને જ્યારે રસૂલે કરીમ ﷺની પત્નીઓની સંખ્યાથી તેમની એ શંકા અને સંદેહ વધી ગયો તેનો જવાબ

પ્રથમ આયતના શરૂઆતના વાક્યોમાં આ પ્રમાણે આપવામાં આવ્યો કે એક અથવા એકથી વધારે નિકાહ કરવા અને પત્ની તથા બાળકો હોવા નુબુવ્વત અને રિસાલતની વિરુદ્ધ દલીલ કઈ રીતે સમજી લીધી ? અલ્લાહ તઆલાની તો શરૂઆતથી જ એ સુન્નત રહી છે કે તે પોતાના પયગમ્બરોને ઘરબારવાળા અને અવલાદવાળા બનાવે છે, જેટલા અંબિયા (અલૈ.) અગાઉ થઈ ચૂક્યા છે અને તેમાંથી અમુકની નુબુવ્વતના તમે માનનારા પણ છો તે બધાઓને પણ અનેક પત્નીઓ હતી અને તેઓ પણ અવલાદવાળા હતા, તેમને નુબુવ્વત અથવા રિસાલત અને મોટાઈ કે વિલાયતના વિરુદ્ધ સમજવું માત્ર મૂર્ખાઈ છે.

સહીહ બુખારી અને મુસ્લિમમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે હું તો રોઝા પણ રાખું છું અને ઈફતાર પણ કરું છું (એટલે એવો નથી કે હંમેશા રોઝા જ રાખ્યા કરું) અને ફરમાવ્યું કે હું રાત્રે સૂઈ પણ જાઉં છું અને નમાઝ માટે ઊભો પણ થાઉં છું (એટલે કે એવો નથી કે રાતભર ઈબાદત જ કર્યા કરું) અને માંસ પણ ખાઉં છું અને સ્ત્રીઓ સાથે નિકાહ પણ કરું છું, જે વ્યક્તિ મારી આ સુન્નતને વાંધાજનક સમજે તે મુસલમાન નથી. مَا كَانَ لِرَسُوْلٍ اَنْ يَّاْتِيَ بِاٰيَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ એટલે કે, કોઈ રસૂલને અધિકાર નથી કે તે એક આયત પણ અલ્લાહ તઆલાના હુકમ વિના પોતે લાવી શકે.

કાફિરો અને મુશ્રિકો જે વાહિયાત સવાલો હંમેશા અંબિયા (અલૈ.)ની સામે રજુ કરતા આવ્યા છે અને આપ ﷺની સામે પણ તે યુગના મુશ્રિકોએ રજુ કર્યા તેમાં બે સવાલ ઘણા પ્રખ્યાત છે, એક એ કે અલ્લાહની કિતાબમાં અમારી ઈચ્છા પ્રમાણે હુકમો નાઝિલ થયા કરે જેમકે સૂરએ યૂનુસમાં તેમની આ દરખાસ્તનું વર્ણન છે. اِئْتِ بِقُرْاٰنٍ غَيْرِ هٰذَا اَوْبَدِّلْهُ એટલે કે, યા તો તમે આ ઉપસ્થિત કુર્આનના બદલે બિલકુલ કોઈ બીજું કુર્આન લાવો જેમાં અમારી મૂર્તિઓની પૂજાની મનાઈ કરવામાં ન આવી હોય અથવા તો તમે પોતે જ તેના લાવેલા હુકમોને બદલી નાંખો, અઝાબના બદલે રહમત અને હરામના બદલે હલાલ કરી આપો.

બીજો સવાલ અંબિયા (અલૈ.)ના સ્પષ્ટ મોઅ્જિઝાઓ જોઈ લીધા છતાં નવા-નવા પ્રકારના મોઅ્જિઝાઓની માંગણી કરવી કે ફલાણા પ્રકારનો મોઅ્જિઝો બતાવો તો અમે મુસલમાન થઈશું, કુર્આને કરીમના આ વાક્યમાં

શબ્દ آيَة (આયહ)થી બંને વસ્તુઓ ભાવાર્થ તરીકે હોઈ શકે છે, કારણ કે કુર્આનની પરિભાષામાં કુર્આનની આયતને પણ આયત કહેવામાં આવે છે અને મોઅ્જિઝાને પણ; એટલા માટે આ આયતની તફસીરમાં વિવરણકારોમાંથી અમુકે કુર્આનની આયત ભાવાર્થ તરીકે લઈને એવો ભાવાર્થ વર્ણન કર્યો છે કે કોઈ પયગમ્બરને એ અધિકાર નથી હોતો કે પોતાના તરફથી પોતાની કિતાબમાં કોઈ આયત બનાવી લે અને અમુકે આ આયતનો ભાવાર્થ મોઅ્જિઝો લઈને એવો ભાવાર્થ ઠરાવ્યો છે કે કોઈ રસૂલ અથવા નબીને અલ્લાહ તઆલાએ એવો અધિકાર નથી આપ્યો કે જે સમયે ઈચ્છે અને જે પ્રમાણે ઈચ્છે મોઅ્જિઝો જાહેર કરે, તફસીરે રૂહુલ મઆનીમાં ફરમાવ્યું કે "ઉમૂમે મજાઝ"ના કાયદા પ્રમાણે આ સ્થળે બંને અર્થ ભાવાર્થ તરીકે હોઈ શકે છે અને બંને તફસીરો સાચી હોઈ શકે છે.

આ આધારે આયતના વિષયનો ખુલાસો એ થયો કે અમારા રસૂલ પાસે કુર્આનની આયતો બદલવાની માંગણી વ્યર્થ અને ખોટી છે, અમે એવો અધિકાર કોઈ રસૂલને નથી આપ્યો, એ જ પ્રમાણે એવી માંગણી કરવી કે ફલાણો ખાસ પ્રકારનો મોઅ્જિઝો બતાવો, એ પણ નુબુવ્વતની વાસ્તવિકતાથી અજ્ઞાનતાની દલીલ છે, કારણ કે કોઈ નબી અથવા રસૂલના અધિકારમાં નથી હોતું કે લોકોની ઈચ્છા પ્રમાણે તે જેવો ઈચ્છે મોઅ્જિઝો જાહેર કરે.

لِكُلِّ اَجَلٍ كِتَابٌ માં اَجَلُ (અઝલ)નો અર્થ નક્કી સમય અથવા મુદતને કહેવામાં આવે છે અને كِتَابٌ (કિતાબ) આ સ્થળે ક્રિયાપદના અર્થમાં છે, એટલે કે ભાવાર્થ એ છે કે દરેક વસ્તુની એક નક્કી સમયસીમા અને પ્રમાણ અલ્લાહ તઆલા પાસે લખેલું છે, તેને "અઝલ"થી લખી દેવામાં આવ્યું છે કે ફલાણો વ્યક્તિ ફલાણા સમયે પેદા થશે અને આટલા દિવસો જીવીત રહેશે, ક્યાં-ક્યાં જશે, શું-શું કામો કરશે અને કયા સમયે અને ક્યાં મરશે.

એ જ પ્રમાણે એ પણ લખેલું છે કે ફલાણા યુગમાં ફલાણા પયગમ્બર ઉપર શું વહી અને હુકમો નાઝિલ થશે, કારણ કે હુકમોનું દરેક યુગ અને દરેક કોમની યોગ્ય પરિસ્થિતિ પ્રમાણે આવતા રહેવું જ તર્કસંગત અને ન્યાયનો તકાદો છે અને એ પણ લખેલું છે કે ફલાણા પયગમ્બર દ્વારા ફલાણા સમયે કયા-કયા પ્રકારનો મોઅ્જિઝો જાહેર થશે ?

એટલા માટે રસૂલે કરીમ ﷺ પાસે એવી માંગણી કરવી કે ફલાણા પ્રકારના કુર્આનના હુકમમાં ફેરબદલ કરાવો અથવા એવી માંગણી કરવી કે ફલાણો ખાસ મોઅ્જિઝો બતાવો, એક વાહિયાત અને ખોટી માંગણી છે જે રિસાલત અને નુબુવ્વતની હકીકતથી અજ્ઞાન હોવા ઉપર આધારિત છે.

يَمۡحُوا اللّٰهُ مَا يَشَآءُ وَيُثۡبِتُ وَعِنۡدَهٗۤ اُمُّ الۡكِتٰبِ તેમાં اُمُّ الۡكِتٰبِ (ઉમ્મુલ કિતાબ)નો શાબ્દિક અર્થ "મૂળ કિતાબ" અથવા "અસલ કિતાબ" થાય છે, તેનો ભાવાર્થ તે "લવહે મહફૂઝ" છે જેમાં કોઈ તબદીલી કે પરિવર્તન થઈ શકતું નથી.

આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા પોતાની સંપૂર્ણ કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમતથી જે વસ્તુને ઈચ્છે છે મિટાવી દે છે અને જે વસ્તુને ચાહે છે કાયમ અને બાકી રાખે છે અને તેના મિટાવવા અને બાકી રાખવા પછી જે કંઈ પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે તે અલ્લાહ તઆલાની પાસે સુરક્ષિત છે જેના ઉપર કોઈની પહોંચ નથી અને ન જ તેમાં કોઈ વધારો-ઘટાડો થઈ શકે છે.

તફસીરના ઈમામોમાંથી હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર અને કતાદહ (રદિ.) વગેરેએ આ આયતને પણ શરીઅતના હુકમો રદ કરવાના અને બાકી રાખવાના એટલે કે "નસ્ખ"ના મસ્અલા વિશે હોવાનું ઠરાવ્યું છે. આ આયતનો ભાવાર્થ એ વર્ણન કર્યો કે અલ્લાહ તઆલા જે દરેક યુગ અને દરેક કોમ માટે વિવિધ રસૂલો દ્વારા પોતાની કિતાબો મોકલે છે જેમાં શરીઅતના હુકમો અને ફરજોનું વર્ણન હોય છે, એ જરૂરી નથી કે આ બધા જ હુકમો કાયમી હોય અને હંમેશા બાકી રહે બલકે કોમોની પરિસ્થિતિઓ અને દરેક યુગના પરિવર્તનો પ્રમાણે પોતાની હિકમત દ્વારા જે હુકમને ઈચ્છે છે રદ કરી દે છે અને જેને ઈચ્છે છે કાયમ અને બાકી રાખે છે અને અસલ કિતાબ દરેક હાલતમાં તેની પાસે સુરક્ષિત છે જેમાં પ્રથમથી જ એ લખેલું છે કે ફલાણો હુકમ ફલાણી કોમ માટે નાઝિલ કરવામાં આવ્યો છે, આ એક ખાસ મુદ્દત માટે ખાસ પરિસ્થિતિની બીનાએ છે, જ્યારે આ સમયગાળો પસાર થઈ જશે અથવા તે પરિસ્થિતિ પણ બદલાઈ જશે તો આ હુકમ પણ બદલાઈ જશે. આ "ઉમ્મુલ કિતાબ"માં તેની મુદ્દત અને નક્કી સમય પણ ચોક્કસ ગણતરી સાથે નક્કી કરવામાં આવ્યો છે અને એ પણ કે આ હુકમને બદલીને કયો હુકમ લાવવામાં આવશે ?

આથી એ શંકા પણ નિર્મૂળ થઈ ગઈ કે અલ્લાહના હુકમો ક્યારેય મન્સૂખ (રદ) ન થવા જોઈએ, કારણ કે કોઈ હુકમ લાગુ પાડ્યા પછી મન્સૂખ (રદ) કરવો તે એ બાબતની નિશાની છે કે હુકમ લાગુ પાડનારને પરિસ્થિતિનો અંદાજો ન હતો, એટલા માટે પરિસ્થિતિ જોયા પછી તેને મન્સૂખ કરવો પડ્યો અને દેખીતું છે કે અલ્લાહ તઆલાની શા'ન આ બધી વસ્તુઓથી ઉપરવટ છે, કારણ કે કોઈ વસ્તુ તેના જ્ઞાનથી બાકાત નથી. ઉપરોક્ત ચર્ચાથી જાણ થઈ કે જે હુકમને મન્સૂખ કરવામાં આવે છે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં પ્રથમથી જ હોય છે કે આ હુકમ ફક્ત આટલા સમય માટે લાગુ પાડવામાં આવ્યો છે ત્યારબાદ તેને બદલવામાં આવશે, તેનું ઉદાહરણ એવું હોય છે જેમકે કોઈ બીમારની હાલત જોઈને કોઈ હકીમ અથવા ડૉક્ટર એક દવા તે સમયે પરિસ્થિતિ અનુસાર નક્કી કરે છે અને તે જાણે છે કે આ દવાની આ પ્રમાણે અસર થશે અને ત્યારબાદ આ દવાને બદલીને બીજી દવા આપવામાં આવશે. ખુલાસો એ છે કે આ તફસીર પ્રમાણે આયતમાં "મહ્વ વ ઈસ્બાત"નો ભાવાર્થ હુકમોનું મન્સૂખ (રદ) થવું અથવા બાકી રહેવું છે.

તફસીરના ઈમામોમાંથી એક વર્ગ સુફિયાન ષૌરી (રહ.) અને વકીઅ્ (રહ.) વગેરેએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આ આયતની બીજી તફસીર વર્ણન કરી જેમાં આયતના વિષયને તકદીરના લખાણ સંબંધિત હોવાનું ઠરાવ્યું છે અને આયતનો ભાવાર્થ એ વર્ણન કરવામાં આવ્યો છે કે કુર્આન અને હદીષના ખુલાસાઓ પ્રમાણે મખ્લૂક (સર્જન)ની તકદીરો અને દરેક વ્યક્તિની ઉંમર તથા જિંદગીપર્યંત મળનાર રોજી અને ઉપસ્થિત થનાર રાહત તથા મુસીબત અને તે બધી વસ્તુઓના પ્રમાણ અલ્લાહ તઆલાએ અઝલમાં મખ્લૂકોની પેદાઈશથી પણ પહેલાં લખેલા છે, પછી બાળકના જન્મ સમયે ફરિશ્તાઓને પણ લખાવી દેવામાં આવે છે અને દરેક વર્ષે શબેકદ્રમાં આ વર્ષની અંદર રજુ થનાર ઘટનાઓની યાદી ફરિશ્તાઓને સોંપી દેવામાં આવે છે.

ખુલાસો એ છે કે મખ્લૂકમાં દરેક સભ્યની ઉંમર, રોજી, હલન–ચલન, સ્થાયી થવું વગેરે નક્કી છે, લખેલ છે; પરંતુ અલ્લાહ તઆલા આ તકદીરના લખાણમાંથી જેને ચાહે મિટાવી દે છે અને ચાહે બાકી રાખે છે. وَعِنۡدَهٗۤ اُمُّ الۡكِتٰبِ એટલે કે, અસલ કિતાબ જેના પ્રમાણે મિટાવવા અથવા બાકી રાખવા પછી પરિણામે અમલ કરવાનો છે તે અલ્લાહ તઆલાની પાસે છે, તેમાં કોઈ ફેરબદલ

કે પરિવર્તન થઈ શકતું નથી.

તેનો ખુલાસો એ છે કે ઘણી બધી સહીહ હદીષોથી જાણ થાય છે કે અમુક અમલોથી મનુષ્યની ઉંમર અને રોજી વધી જાય છે, અમુકના કારણે ઘટી જાય છે. સહીહ બુખારીમાં છે કે સીલારહમી ઉંમરમાં વધારાનું કારણ બને છે અને મુસ્નદે અહમદની રિવાયતમાં છે કે અમુક સમયે વ્યક્તિ કોઈ એવો ગુનોહ કરી બેસે છે કે તેના કારણે રોજીથી વંચિત કરી દેવામાં આવે છે અને માં–બાપની સેવા તથા આજ્ઞાપાલનથી ઉંમર વધી જાય છે તથા અલ્લાહની તકદીરને દુઆ સિવાય કોઈ વસ્તુ ટાળી શકતી નથી.

આ તમામ રિવાયતોથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાએ જે ઉંમર અથવા રોજી વગેરે કોઈની તકદીરમાં લખી આપ્યું છે તે અમુક આચરણના કારણે ઓછું અથવા વધારે થઈ શકે છે અને દુઆના કારણે પણ તકદીર બદલાઈ શકે છે.

આ આયતમાં આ જ વિષયનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું કે તકદીરની કિતાબમાં લખેલી ઉંમર અથવા રોજી, મુસીબત કે રાહત વગેરેમાં જે ફેરબદલ અને પરિવર્તન કોઈ અમલ અથવા દુઆના કારણે થાય છે તેનો ભાવાર્થ તે તકદીરની કિતાબ જ છે જે ફરિશ્તાઓના હાથમાં અથવા તેમના જ્ઞાનમાં છે, તેમાંથી અમુક સમયે કોઈ હુકમ કોઈ ખાસ શરત ઉપર અવલંબિત હોય છે, જ્યારે તે શરત જોવા ન મળે તો આ હુકમ બાકી નથી રહેતો અને પછી આ શરત અમુક સમયે તો લખેલી હોય છે તે ફરિશ્તાઓની જાણમાં હોય છે અને અમુક સમયે લખેલી નથી હોતી, ફક્ત અલ્લાહ તઆલાના જ્ઞાનમાં હોય છે, જ્યારે તે હુકમ બદલી નાંખવામાં આવે છે તો બધા આશ્ચર્યમાં પડી જાય છે, એ જ પ્રમાણેની તકદીર "તકદીરે મુઅલ્લક" કહેવાય છે જેમાં આ આયતના ખુલાસા પ્રમાણે "મહ્‌વ" (રદ થવું) અને "ઈષ્બાત" (બાકી રહેવું) થતું રહે છે, એટલે કે "મિટાવી દેવું અથવા બાકી રાખવું" થતું રહે છે પરંતુ આયતના અંતિમ વાક્ય وَعِنْدَهٗٓ اُمُّ الْكِتٰبِએ બતાવી દીધું કે આ "તકદીરે મુઅલ્લક" ઉપર એક "તકદીરે મુબરમ" પણ છે જે "ઉમ્મુલ કિતાબ"માં લખાણ સ્વરૂપે અલ્લાહ તઆલાની પાસે છે, તે ફક્ત અલ્લાહના જ્ઞાન માટે ખાસ છે, તેમાં તે હુકમો લખવામાં આવે છે જે અમલોની શરત અથવા દુઆ પછી અંતિમ પરિણામ સ્વરૂપે હોય છે,

એટલા માટે તે "મહ્વ" અને "ઈષ્બાત" અને વધારા–ઘટાડાથી બિલકુલ બાકાત છે. *(ઈબ્ને કષીર)*

وَاِنْ مَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِىْ نَعِدُ هُمْ اَوْنَتَوَ فَّيَنَّكَ આ આયતમાં રસૂલે કરીમ ﷺને તસલ્લી આપવા અને સંતોષિત કરવા ખાતર ઈરશાદ ફરમાવ્યો કે, અલ્લાહ તઆલાએ તમને જે વાયદો કર્યો છે કે ઈસ્લામનો સંપૂર્ણ વિજય થશે અને કુફ્ર તથા કાફિરો અપમાનિત અને ઝલીલ થશે તે તો થઈને રહેશે જ પરંતુ તમે એ ચિંતામાં ન પડો કે આ સંપૂર્ણ વિજય ક્યારે થશે ? શક્ય છે કે તમારી જિંદગીમાં જ થઈ જાય અથવા એ પણ શક્ય છે કે તમારી વફાત પછી થાય અને તમારા સંતોષ માટે એ પણ પૂરતું છે કે તમે બરાબર જોઈ રહ્યા છો કે અમે કાફિરોની જમીનોને તેમના આજુબાજુના વિસ્તારોએથી ઘટાડતા જઈ રહ્યા છે, એટલે કે આ આજુબાજુના વિસ્તાર મુસલમાનોના કબ્જામાં આવી રહ્યા છે, એ જ પ્રમાણે તેમના કબ્જા હેઠળની જમીન ઘટી રહી છે અને મુસલમાનો માટે બહોળો વિસ્તાર અને ખુલાસો થતો જાય છે, એ જ પ્રમાણે એક દિવસ આ વિજયની પૂર્ણતા પણ થઈ જશે, હુકમ અલ્લાહ તઆલાના જ હાથમાં છે, તેના હુકમને કોઈ ટાળનાર નથી, તે ઘણો જ જલદી હિસાબ લેનારો છે.

સૂરએ રઅ્દ પૂરી થઈ, અલ્હમ્દુલિલ્લાહ.



**મૂળ લેખક :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**ગુજરાતી અનુવાદક :** ઈલ્યાસ પટેલ (ખાનપુરી)

**તારીખ :** ૨૭ સપ્ટેમ્બર ૨૦૦૯ બ મુતાબિક ૭ શવ્વાલ ૧૪૩૦ હિજરી



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**


હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)


**અનુવાદક**


ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)


**પ્રકાશક**


હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






પ્રકરણ (૧૪)

# સૂરએ ઇબ્રાહીમ (અલૈ.)

સૂરએ ઈબ્રાહીમ મક્કામાં નાઝિલ થઈ, તેની બાવન આયતો છે અને સાત રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૧-૨-૩)

آيَاتُهَا ٥٢ ﴿ ١٤ سُوْرَةُ اِبْرٰهِيْمَ مَكِّيَّةٌ ٧٢ ﴾ رُكُوْعَاتُهَا ٧

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ ۚ كِتٰبٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ لِتُخْرِجَ النَّاسَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۙ بِاِذْنِ رَبِّهِمْ اِلٰى
صِرَاطِ الْعَزِيْزِ الْحَمِيْدِ ۙ ① اللّٰهِ الَّذِيْ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ وَوَيْلٌ
لِّلْكٰفِرِيْنَ مِنْ عَذَابٍ شَدِيْدِ ۙ ② الَّذِيْنَ يَسْتَحِبُّوْنَ الْحَيٰوةَ الدُّنْيَا عَلَى الْاٰخِرَةِ
وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَيَبْغُوْنَهَا عِوَجًا ۭ اُولٰۗىِٕكَ فِيْ ضَلٰلٍۢ بَعِيْدٍ ③

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલિફ-લામ-રા; આ એક કિતાબ છે કે અમે તમારા તરફ ઉતારી કે તમે લોકોને અંધારાઓમાંથી અજવાળા તરફ તેમના પરવરદિગારના હુકમથી કાઢો એ જબરદસ્ત ખુબીઓવાળાના માર્ગ ઉપર. (૧) અલ્લાહનું છે જે કંઈ કે આસમાનોમાં મોજૂદ છે અને જે કંઈ જમીનમાં છે અને કાફિરોને એક કઠોર અઝાબની મુસીબત છે (૨) કે જેઓ દુનિયાની જિંદગીને આખિરત ઉપર પસંદ કરે છે અને અલ્લાહના માર્ગથી રોકે છે અને તેમાં વંકાશ (ખામીઓ) ઢૂંઢે છે, તેઓ માર્ગ ભૂલીને દૂર જઈ પડયા છે. (૩)*

## તફસીર :

અલિફ–લામ–રા; (તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે), આ (કુર્આન) એક કિતાબ છે, જેને અમે તમારા ઉપર નાઝિલ ફરમાવી છે જેથી તમે (તેના દ્વારા) બધા જ લોકોને તેમના પરવરદિગારના હુકમથી (તબ્લીગ અને પ્રચાર–પ્રસાર દ્વારા કુફ્રના) અંધકારોમાંથી કાઢીને (ઈમાન અને હિદાયતના) પ્રકાશ તરફ એટલે સર્વત્ર છવાયેલ ગાલિબ સિફતોવાળા (અલ્લાહ)ના માર્ગ તરફ લાવો (પ્રકાશ તરફ લાવવાનો મતલબ એ છે કે તેનો માર્ગ બતાવે) જે એવો અલ્લાહ છે કે તેની જ મિલકત છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે અને (જ્યારે આ કિતાબ અલ્લાહનો માર્ગ બતાવે છે ત્યારે) ઘણી જ મોટી ખરાબી છે (એટલે કે) ઘણો સખત અઝાબ છે તે કાફિરોને જેઓ (તેના માર્ગને ન તો પોતે જ સ્વીકારે છે બલકે) દુનિયાની જિંદગીને આખિરત ઉપર અગ્રિમતા આપે છે (એટલા માટે સત્ય દીનની શોધ કરતા નથી) અને (ન જ અન્યોને આ માર્ગ અપનાવાવ દે છે બલકે) અલ્લાહના માર્ગથી રોકે છે અને તેમાં ખામીઓ (એટલે કે શંકાઓ) શોધતા ફરે છે (કે જેના વડે અન્યોને પણ તેઓ ગુમરાહ કરી શકે) આવા લોકો ઘણી દૂરની ગુમરાહીમાં જઈ પડ્યા છે (એટલે કે તેમની ગુમરાહી સત્યથી ઘણી દૂર છે).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરત અને તેના વિષયો :

આ કુર્આને કરીમની ચૌદમી સૂરત "સૂરએ ઈબ્રાહીમ" શરૂ થાય છે, આ સૂરત મક્કી છે અને તે હિજરત પહેલાં નાઝિલ થઈ, અમુક આયતો મદની અથવા મક્કી હોવા વિશે મતભેદો છે.

આ સૂરતની શરૂઆતમાં રિસાલત અને નુબુવ્વત તથા તેની અમુક ખાસિયતોનું વર્ણન છે, પછી તવહીદનો વિષય અને તેની ગવાહીઓનું વર્ણન છે, આ જ ક્રમમાં હઝરત ઈબ્રાહિમ (અલૈ.)નો કિસ્સો વર્ણન કરવામાં આવ્યો છે અને એ જ સંદર્ભમાં સૂરતનું નામ "સૂરએ ઈબ્રાહીમ" રાખવામાં આવ્યું છે.

الٓرٰ قف كِتٰبٌ اَنۡزَلۡنٰهُ اِلَيۡكَ لِتُخۡرِجَ النَّاسَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوۡرِ ۙ بِاِذۡنِ رَبِّهِمۡ

તેમાં "અલિફ-લામ-રા" એ હુરૂફે મુકત્તઆતમાંથી છે જેના વિશે વારંવાર ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે તેમાં સુરક્ષિત અને બિલકુલ સ્વચ્છ પદ્ધતિ સલફે સાલિહીન (પુરોગામી) બુઝૂર્ગોની એ રહી છે કે તેના ઉપર ઈમાન અને યકીન રાખવામાં આવે કે તેનો જે કંઈ પણ ભાવાર્થ છે તે સત્ય છે પરંતુ તેના અર્થના સંશોધન અને તહકીકમાં ઊંડા ઊતરવું ન જોઈએ.

كِتٰبٌ اَنۡزَلۡنٰهُ اِلَيۡكَ માં અરબી વ્યાકરણ "નહ્વી તરકીબ"ના આધારે વધારે સ્પષ્ટ અને ચોખ્ખી વાત એ છે કે તેને શબ્દ هٰذَا (હાઝા) સુષુપ્તની ખબર ઠરાવવામાં આવે અને વાક્યનો ભાવાર્થ એ છે કે આ તે કિતાબ છે જેને અમે તમારા તરફ નાઝિલ કરી છે; તેમાં નાઝિલ કરવાનો સંબંધ અલ્લાહ તઆલા તરફ અને સંબોધનનો સંબંધ રસૂલે કરીમ ﷺ તરફ કરવામાં બે વસ્તુઓ તરફ ઈશારો જોવા મળે છે, એક એ કે આ કિતાબ અત્યંત ઉચ્ચ કક્ષાની છે કે તેને પોતે અલ્લાહ તઆલાએ નાઝિલ કરી છે, બીજું રસૂલે કરીમ ﷺના ઉચ્ચ કક્ષાના મરતબાવાળા હોવા તરફ ઈશારો છે કે આપ ﷺને તે (કિતાબ) દ્વારા સૌ પ્રથમ સંબોધન કરવામાં આવ્યું.

لِتُخۡرِجَ النَّاسَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوۡرِ بِاِذۡنِ رَبِّهِمۡ શબ્દ نَاسٌ (નાસ) જાહેર જનતા માટે બોલવામાં આવે છે, જેનો ભાવાર્થ સમગ્ર દુનિયાના હાલના અને હવે પછી આવનારા મનુષ્યો છે. ظُلُمٰتٌ (જુલૂમાત) એ ظُلۡمَةٌ (જુલ્મતુન)નું બહુવચન છે, જેનો ખૂબ પ્રચલિત અર્થ "અંધકાર" છે, અત્રે "જુલૂમાત"નો ભાવાર્થ કુફ્ર અને શિર્ક તથા દુષ્કૃત્યોનું અંધારું છે તથા "નૂર"નો ભાવાર્થ ઈમાનનો પ્રકાશ છે, એટલા માટે "જુલૂમાત"નો બહુવચન દ્વારા ઉલ્લેખ થયો, કારણ કે કુફ્ર અને શિર્કના ઘણા બધા પ્રકારો છે એ જ પ્રમાણે દુષ્ટ કર્મો પણ અસંખ્ય છે અને "નૂર" શબ્દ એકવચનમાં લાવવામાં આવ્યો, કારણ કે ઈમાન અને સત્ય એકમાત્ર છે. ભાવાર્થ એ છે કે આ કિતાબ અમે આપ ﷺ તરફ એટલા માટે નાઝિલ કરી છે કે તમે તેના દ્વારા સમગ્ર વિશ્વના મનુષ્યોને કુફ્ર અને શિર્કના તથા દુષ્કૃત્યોના અંધારાઓમાંથી છુટકારો અપાવીને ઈમાન અને સત્યના પ્રકાશમાં લઈ આવો તેમના પરવરદિગારની પરવાનગીથી; અત્રે શબ્દ رَبّ (રબ્બ) લાવવામાં એ તરફ ઈશારો જોવા મળે છે કે અલ્લાહ તઆલાનું સામાન્ય મનુષ્યો ઉપર એ ઇનામ છે કે પોતાની કિતાબ અને પયગમ્બર ﷺ દ્વારા તેમને અંધકારોમાંથી છુટકારો

અપાવે, તેનું કારણ અને હેતુ તેની આ દયા અને મહેરબાની સિવાય અન્ય કંઈ નથી જે સમગ્ર મનુષ્યોનો સર્જક અને માલિક છે, પોતાની પાલક તરીકેની શા'ન તેમના ઉપર છવાયેલી રાખી છે નહિતર અલ્લાહ તઆલાના માથે કોઈનો હક નથી અને ન જ તેના ઉપર કોઈનો કાબૂ ચાલી શકે છે.

## હિદાયત (માર્ગદર્શન) આપવી માત્ર અલ્લાહ તઆલાનું જ કામ છે :

આ આયતમાં અંધકારોમાંથી છુટકારો અપાવીને પ્રકાશ તરફ લઈ જવાને રસૂલે કરીમ ﷺનું કર્મ ઠરાવવામાં આવ્યું છે જયારે કે હિદાયત આપવી વાસ્તવમાં અલ્લાહ તઆલાનું જ કૃત્ય છે, જેમકે એક અન્ય આયતમાં ઈરશાદ છે, اِنَّکَ لَا تَهْدِیْ مَنْ اَحْبَبْتَ وَلٰكِنَّ اللّٰهَ یَهْدِیْ مَنْ یَّشَآءُ એટલે કે, "તમે પોતાના અધિકારથી કોઈને હિદાયત નથી આપી શકતા, બલકે અલ્લાહ તઆલા જ જેને હિદાયત આપવા ઈચ્છે હિદાયત આપે છે." (૨૮:૫૬) આથી આ આયતમાં بِاِذْنِ رَبِّهِمْ (બિઈઝ્નિ રબ્બિહિમ)નો શબ્દ વધારીને આ શંકા ખતમ કરી દેવામાં આવી, કારણ કે આયતનો ભાવાર્થ એ થયો કે આ કુફ્ર અને શિર્કના અંધકારોમાંથી કાઢીને ઈમાન અને નેક કર્મોના પ્રકાશમાં લાવવું જો કે મૂળ વાસ્તવિકતાના આધારે તમારા હાથમાં નથી પરંતુ અલ્લાહ તઆલાના હુકમો અને પરવાનગીથી આપ ﷺ એવું કરી શકો છો.

## હુકમો અને માર્ગદર્શન :

આ આયતથી જાણ થાય છે કે સમગ્ર માનવજાત એટલે કે આદમપુત્રોને બુરાઈઓના અંધકારોમાંથી કાઢવા અને પ્રકાશમાં લઈ જવાનું એકમાત્ર માધ્યમ અને માનવને તથા માનવતાને દુનિયા અને આખિરતની બરબાદી અને સર્વનાશથી છુટકારો અપાવવાનો એકમાત્ર માર્ગ કુર્આને કરીમ છે, જેટલા જેટલા લોકો તેના નજીક આવશે એ જ પ્રમાણે તેમને દુનિયામાં પણ શાંતિ અને સલામતી તથા આફિયત અને સંતોષ પ્રાપ્ત થશે અને આખિરતમાં કામિયાબી અને સફળતા પ્રાપ્ત થશે અને જેટલા તેનાથી દૂર થશે એટલી જ બંને દુનિયાની ખરાબીઓ, બરબાદીઓ, મુસીબતો અને પરેશાનીઓની ખીણમાં જઈ પડશે.

આયતના શબ્દોમાં એ ખુલ્લું કરવામાં નથી આવ્યું કે આપ ﷺ કુર્આન દ્વારા કઈ રીતે લોકોને અંધકારોમાંથી છુટકારો અપાવીને પ્રકાશમાં લાવશે પરંતુ

એટલી વાત સ્પષ્ટ છે કે કોઈ કિતાબ દ્વારા કોઈ કોમને ઠીકઠાક કરવાની રીત એ જ હોય છે કે તે કિતાબની તા'લીમ અને માર્ગદર્શનને તે કોમમાં ફેલાવવામાં આવે અને તેમને તેના પાબંદ બનાવવામાં આવે.

## કુર્આને કરીમની તિલાવત પણ એક આગવો હેતુ છે :

કુર્આને કરીમની એક વિશિષ્ટ ખાસિયત એ પણ છે કે તેની તિલાવત (પઠન) અને વિના સમજ્યે તેના શબ્દોને પઢવું પણ મનુષ્યના નફ્સ ઉપર અસરકારક અને પ્રભાવી થાય છે અને તેના માટે બુરાઈઓથી બચવામાં સહાયક બને છે, ઓછામાં ઓછું કુફ્ર–શિર્કની કેટલીય ખૂબસૂરત જાળ હોય કુર્આન શરીફ પઢનાર ભલે તેને વિના સમજ્યે જ પઢતો હોય તે આ જાળમાં ફસાતો નથી. હિન્દુઓની ચળવળ "શુદ્ધિ સંગઠન"ના સમયમાં તેની પ્રત્યક્ષ સાબિતી થઈ ચૂકી છે કે તેમના જાળમાં ફક્ત અમુક તે લોકો જ ફસાયા જેઓ કુર્આનની તિલાવતથી ખૂબ દૂર હતા, આજકાલ ઈસાઈ મિશનરીઓ મુસલમાનોને દુનિયાના દરેક ખૂણામાં જાત–જાતની લોભામણી અને સોનેરી જાળ પાથરી ફસાવવા માટે ફરતી રહે છે પરંતુ તેનો જો કોઈ અસર થાય છે તો ફક્ત એવા કુટુંબો ઉપર જ કે જેઓ કુર્આનની તિલાવતથી પણ ગાફેલ છે, ભલે જાહિલ હોવાના કારણે અથવા તો આધુનિક શિક્ષણના દુષ્પ્રભાવના કારણે.

કદાચ આ જ અદષ્ય પ્રભાવ તરફ ઈશારો કરવા માટે કુર્આને કરીમે જ્યાં રસૂલે કરીમ ﷺની બઅ્ષતનો મકસદ બતાવી દીધો ત્યાં જ તા'લીમ અને તેના ભાવાર્થથી પહેલાં તેની તિલાવતનું અલગથી વર્ણન પણ કર્યું. يَتْلُوْ عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ (૩:૧૬૪ અને ૬૨:૨) એટલે કે, રસૂલે કરીમ ﷺને ત્રણ કાર્યો માટે મોકલવામાં આવ્યા છે, પ્રથમ કામ કુર્આન મજીદની તિલાવત છે અને દેખીતું છે કે તિલાવત (પઠન)નો સંબંધ શબ્દો સાથે છે; ભાવાર્થને સમજવામાં આવે છે તેની તિલાવત કરવામાં આવતી નથી. બીજું કાર્ય લોકોને બુરાઈઓથી પાક કરવું અને ત્રીજું કાર્ય કુર્આને કરીમ અને હિકમત એટલે કે સુન્નતે રસૂલ ﷺની તા'લીમ આપવી.

ખુલાસો એ છે કે કુર્આને કરીમ એક એવી માર્ગદર્શિકા છે જેનો ભાવાર્થ સમજીને તેના ઉપર પઠન કરવું તો મૂળ હેતુ છે જ અને તેનું માનવ જિંદગીની

સુધારણામાં અસરકારક હોવું પણ દેખીતું છે, તેની સાથે–સાથે તેના શબ્દોની તિલાવત પણ મનુષ્યના નફ્સની અદષ્ય રીતે સુધારણા કરવામાં ખૂબ મહત્ત્વની ભૂમિકા ભજવે છે.

આ આયતમાં અલ્લાહ તઆલાના હુકમથી અંધારાઓમાંથી કાઢીને પ્રકાશ તરફ લઈ જવાનો સંબંધ રસૂલે કરીમ ﷺ તરફ કરીને એ પણ બતાવવામાં આવ્યું કે જો કે હિદાયતનું પેદા કરવું વાસ્તવમાં અલ્લાહ તઆલાનું જ કાર્ય છે પરંતુ રસૂલે કરીમ ﷺના માધ્યમ વિના તેને પ્રાપ્ત કરી શકાય નહીં, કુર્આને કરીમના ભાવાર્થ અને વ્યાખ્યા પણ એ જ ભરોસાપાત્ર છે જેને રસૂલે કરીમ ﷺએ પોતાના નિવેદનો અથવા અમલથી બતાવ્યું હોય, તેના વિરુદ્ધ કોઈ વ્યાખ્યા કે અર્થ ભરોસાપાત્ર નથી.

اِلٰى صِرَاطِ الْعَزِيْزِ الْحَمِيْدِ اللّٰهِ الَّذِىْ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ આ આયતની શરૂઆતમાં જે અંધારા અને અજવાળાનું વર્ણન આવ્યું છે દેખીતું છે કે આ તે અંધારું અને પ્રકાશ નથી જે આપણે આંખોથી અનુભવીએ છીએ, એટલા માટે તેને સ્પષ્ટ કરવા માટે આ વાક્યમાં ઈશારો કરવામાં આવ્યો કે, તે પ્રકાશ અલ્લાહનો એવો માર્ગ છે જેના ઉપર ચાલનારો ન તો અંધારામાં ચાલનારાની જેમ માર્ગ ભટકે છે અને ન જ તેનાથી કોઈ ભૂલ થાય છે અને ન જ તે પોતાની મંઝિલ સુધી પહોંચવામાં નિષ્ફળ જાય છે. અલ્લાહ તઆલાના રસ્તાથી અત્રે ભાવાર્થ તે માર્ગ છે જેના ઉપર ચાલીને માનવી અલ્લાહ સુધી પહોંચી શકે છે અને તેની ખુશીનો દરજ્જો પ્રાપ્ત કરી શકે છે.

આ સ્થળે "અલ્લાહ" શબ્દ પાછળથી લાવવામાં આવ્યો છે, તેનાથી પહેલાં તેની બે સિફતો "અઝીઝ" અને "હમીદ" વર્ણન કરવામાં આવી છે, "અઝીઝ"નો અર્થ અરબી શબ્દકોષ પ્રમાણે "બળવાન" અને "સર્વોપરી" થાય છે અને "હમીદ"નો અર્થ તે હસ્તી જે વખાણના લાયક છે. આ બંને સિફતોને "અલ્લાહ" શબ્દ પહેલાં લાવવામાં એ તરફ ઈશારો છે કે આ માર્ગ જે "જાતે કુદુસ" તરફ લઈ જનારો છે તે મહાબળવાન અને સર્વોપરી પણ છે અને દરેક પ્રકારના વખાણનો લાયક પણ છે, એટલા માટે તેના ઉપર ચાલનાર ન તો ક્યારેય ઠોકર ખાશે અને ન જ તેનો પ્રયત્ન વ્યર્થ જશે, બલકે તેનું ઇચ્છિત મંઝિલ

ઉપર પહોંચવું એક ચોક્કસ હકીકત છે, શરત માત્ર એટલી છે કે તે આ માર્ગને ન છોડે.

અલ્લાહ તઆલાની આ બે સિફતો પ્રથમ વર્ણન કર્યા પછી ફરમાવ્યું, اَللّٰهِ الَّذِىْ لَهٗ مَافِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ એટલે કે, આ તે હસ્તી છે કે જે કંઈ આસમાનો અને જમીનમાં છે તે બધું તેનું જ પેદા કરેલું અને તેની જ ખાસ મિલકત છે જેમાં કોઈ ભાગીદાર નથી.

وَوَيْلٌ لِّلْكٰفِرِيْنَ مِنْ عَذَابٍ شَدِيْدٍ શબ્દ وَيْل (વયૂલ) સખત અને કઠોર અઝાબ તથા સર્વનાશના અર્થમાં આવે છે, ભાવાર્થ એ છે કે જે લોકો આ કુર્આનની નેઅ્મતના ઈન્કારી છે અને કુફ્ર-શિર્કના અંધારાઓમાં જ રહેવાને પસંદ કરે છે તેમના માટે મોટી બરબાદી અને સર્વનાશ છે તે કઠોર અઝાબના કારણે જે એમના ઉપર આવવાનો છે.

**ભાવાર્થનો ખુલાસો :**

આયતનો ખુલાસો એ છે કે કુર્આને કરીમ એટલા માટે નાઝિલ કરવામાં આવ્યું છે કે બધા માનવોને અંધકારોમાંથી કાઢીને અલ્લાહના માર્ગના પ્રકાશમાં લઈ આવે, પરંતુ જે બદ્‌નસીબ કુર્આનના જ ઈન્કારી થઈ જાય તો તે પોતાના હાથોથી પોતાને અઝાબમાં નાંખી રહ્યા છે, જે લોકો કુર્આન અલ્લાહનું કલામ હોવાના જ ઈન્કારી છે તે તો આ ધમકીના ભાવાર્થ હેઠળ છે જ પરંતુ જેઓ આસ્થાના આધારે ઈન્કારી નથી પરંતુ પોતાની પ્રવૃત્તિઓ દ્વારા કુર્આનને છોડી દે છે, ન તો તેની તિલાવતથી તેમને કોઈ લેવા-દેવા છે અને ન જ તેને સમજવા અને અમલ કરવા તરફ ધ્યાન આપે છે, તે બદ્‌નસીબ પણ મુસલમાન હોવા છતાં આ ધમકીથી બિલકુલ બાકાત નથી.

اَلَّذِيْنَ يَسْتَحِبُّوْنَ الْحَيٰوةَ الدُّنْيَا عَلَى الْاٰخِرَةِ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَيَبْغُوْنَهَا عِوَجًا اُولٰٓئِكَ فِىْ ضَلٰلٍ بَعِيْدٍ ط આ આયતમાં કુર્આનના ઈન્કારી કાફિરોની ત્રણ હાલતો બતાવી છે, એક એ કે તેઓ દુનિયાની જિંદગીને આખિરતની જિંદગી કરતાં વધારે પસંદ કરે છે અને તેને અગ્રિમતા આપે છે, એટલા જ માટે દુનિયાના લાભ તથા ફાયદા માટે આખિરતનું નુકસાન કરવું પસંદ કરી લે છે, તેમાં તેમની બીમારીના નિદાન તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે આ

લોકો કુર્આને કરીમના સ્પષ્ટ મોઅ્જિઝાઓ જોવા છતાં તેનો ઈન્કાર કેમ કરે છે ? કારણ એ છે કે તેમને દુનિયાની અત્યારની જિંદગીની મહોબ્બતે આખિરતના મા'મલાથી આંધળા બનાવી રાખ્યા છે તેથી તેમને પોતાનો અંધકાર જ પસંદ છે તેમની પ્રકાશ તરફ આવવાની કોઈ ઈચ્છા કે તમન્ના નથી.

તેમની બીજી ટેવ એ વર્ણન કરી કે તેઓ પોતે તો અંધકારોમાં રહેવાનું પસંદ કરે છે, તેના ઉપર અત્યાચાર એ છે કે પોતાની ભૂલ ઉપર પડદો નાંખવા માટે અન્યોને પણ પ્રકાશના ધોરીમાર્ગ એટલે કે અલ્લાહના માર્ગથી રોકે છે.

**કુર્આન સમજવામાં અમુક ભૂલો તરફ અંગૂલી નિર્દેશ :**

ત્રીજી ટેવ يَبۡغُوۡنَهَا عِوَجًا માં વર્ણન કરી છે, તેના બે અર્થો હોઈ શકે છે, એક એ કે આ લોકો પોતાના દુષ્ટ મહેચ્છાઓ અને દુષ્ટ આચરણોના કારણે એવી ચિંતામાં રહેતા હોય છે કે અલ્લાહ તઆલાના પ્રકાશિત અને સીધા માર્ગમાં કોઈ ત્રુટી અને ખામી દેખાય તો તેનો વાંધો ઉઠાવે અને કટાક્ષની તક મળે. ઈબ્ને કષીરે આ જ ભાવાર્થ વર્ણન કર્યો છે.

આ વાક્યનો એ અર્થ પણ હોઈ શકે છે કે આ લોકો એવી ફિકરમાં લાગેલા રહે છે કે અલ્લાહનો માર્ગ એટલે કે કુર્આન અને સુન્નતમાં કોઈ વસ્તુ તેમના વિચારો અને ઈચ્છાઓ પ્રમાણે મળી જાય ત્યારે તેને પોતાની સચ્ચાઈ ઉપર દલીલ તરીકે રજુ કરે. તફસીરે કુર્તુબીમાં આ જ ભાવાર્થને અપનાવવામાં આવ્યો છે, જેમકે આજકાલ અસંખ્ય શિક્ષિત લોકો એમાં સપડાયેલા છે કે પોતાના દિલમાં એક વિચાર ક્યારેક પોતાની ભૂલથી અથવા તો ક્યારેક અન્ય કોમોથી પ્રભાવિત થઈને ઘડી લે છે પછી કુર્આન અને હદીષમાં તેની દલીલો શોધતા ફરે છે અને ક્યાંક કોઈ શબ્દ તેમના વિચાર પ્રમાણે બંધ બેસતો નજરે પડી ગયો તો તેને પોતાની સત્યતા પૂરવાર કરવા માટે કુર્આની દલીલ સમજે છે, જ્યારે કે આ પદ્ધતિ સૈદ્ધાંતિક રીતે પણ તદ્દન ખોટી છે કારણ કે મો'મિનનું કાર્ય એ છે કે તે પોતાના વિચારો અને ઈચ્છાઓથી ખાલી થઈ કિતાબ અને સુન્નતને જૂએ, જે કંઈ તેમાં સ્પષ્ટ રીતે સાબિત થઈ જાય તેને જ પોતાનો અભિપ્રાય કે વિચારસરણી ઠરાવે.

اُولٰٓئِكَ فِىۡ ضَلٰلٍۢ بَعِيۡدٍ આ વાક્યમાં તે કાફિરોના ખરાબ અંજામનું વર્ણન

કરવામાં આવ્યું છે જેમના ત્રણ પ્રકારના લક્ષણો ઉપર વર્ણન થયા છે અને તેનો ખુલાસો એ છે કે આ લોકો પોતાની ગુમરાહીમાં ઘણે દૂર જઈ પડ્યા છે કે હવે તેમનું સીધા માર્ગ ઉપર આવવું અત્યંત કઠિન છે.

**હુકમો અને મસ્અલાઓ :**

તફસીરે કુર્તુબીમાં છે કે જો કે આ આયતમાં ખુલાસાવાર કાફિરોની આ ત્રણ ટેવો વર્ણન કરવામાં આવી છે અને તેમનો એ અંજામ પણ વર્ણન કરવામાં આવ્યો છે કે તેઓ ગુમરાહીમાં દૂર સુધી જઈ પડ્યા છે પરંતુ સિદ્ધાંતની રૂએ જે મુસલમાનમાં પણ આ ત્રણ લક્ષણો મોજૂદ છે તે પણ આ ધમકી હેઠળ આવી જાય છે, આ ત્રણ લક્ષણોનો ખુલાસો આ પ્રમાણે છે.

(૧) દુનિયાની મહોબ્બતને આખિરત ઉપર સર્વોપરી રાખે એટલે સુધી કે દીનના પ્રકાશમાં ન આવે.

(૨) અન્યોને પણ પોતાની સાથે ભાગીદાર રાખવા માટે અલ્લાહના માર્ગથી રોકે.

(૩) કુર્આન અને સુન્નતને હેરફેર કરીને પોતાની વિચારસરણી ઉપર દલીલ બનાવવાનો પ્રયત્ન કરે, નઊઝુબિલ્લાહ.

—————————

**આયત : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૪)**

وَمَآ اَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ اِلَّا بِلِسَانِ قَوْمِهٖ لِيُبَيِّنَ لَهُمْ ۭ فَيُضِلُّ اللّٰهُ مَنْ يَّشَاۗءُ
وَيَهْدِيْ مَنْ يَّشَاۗءُ ۭ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝

**તરજુમો :**

*અને અમે કોઈ રસૂલ નથી મોકલ્યો પરંતુ પોતાની કોમની ભાષા બોલનારો જેથી તેમને સમજાવે, પછી અલ્લાહ જેને ચાહે માર્ગ ભૂલાડે છે અને જેને ચાહે માર્ગ બતાવી આપે છે અને તે જબરદસ્ત હિકમતોવાળો છે. (૪)*

**તફસીર :**

અને (આ કિતાબ અલ્લાહ તરફથી નાઝિલ કરવામાં જે અમુક કાફિરોને એવી શંકા છે કે આ અરબી ભાષામાં કેમ છે ? તેનાથી એવી શંકા ઉપસ્થિત થાય

છે કે તેને પોતે પયગમ્બર ﷺએ લખી નાંખ્યું હશે, અજમી-બિનઅરબી ભાષાઓમાં કેમ નથી ? જેથી એ શંકા જ ન રહે અને કુર્આન બીજી આસમાની કિતાબોની જેમ અજમી ભાષાઓમાં ઉતરેલ હોવાની સામ્યતા પણ ધરાવતું થઈ જાય તો આવી શંકા માત્ર ખોટી બાબત અને અસ્થાને છે, કારણ કે) અમે બધા જ (અગાઉના) પયગમ્બરોને (પણ) તેમની કોમની ભાષામાં પયગમ્બર બનાવીને મોકલ્યા છે જેથી (તેમની ભાષામાં) તેના દ્વારા (અલ્લાહના હુકમોને) વર્ણન કરે (કે અસલ હેતુ સ્પષ્ટ અને ખુલ્લી રીતે વર્ણન કરવાનો છે તો બધી કિતાબોનું એક જ ભાષામાં હોવું એ કોઈ ધ્યેય કે લક્ષ્યાંક નથી), પછી (ઉલ્લેખ કર્યા પછી) જેને અલ્લાહ તઆલા ઈચ્છે ગુમરાહ કરે છે (કે તે આ હુકમોને કબૂલ નથી કરતો) અને જેને ઈચ્છે હિદાયત આપે છે (કે તે આ હુકમોને કબૂલ કરી લે છે) અને તે (બધી પ્રવૃત્તિઓ ઉપર) ગાલિબ (અને) હિકમતવાળો છે, (બસ ગાલિબ હોવાના કારણે તે બધાને હિદાયત આપી શકતો હતો પરંતુ ઘણી બધી હિકમતોના કારણે એવું કર્યું નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાની આ નેઅ્મત અને સહૂલતનું વર્ણન કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ જ્યારે પણ કોઈ રસૂલને કોઈ કોમ તરફ મોકલ્યા છે તો તે કોમની ભાષામાં જ મોકલ્યા છે, જેથી તેઓ અલ્લાહના હુકમો તેમની જ ભાષામાં અને તેમના જ રૂઢિપ્રયોગો અને કહેવતો આધારે બતાવે અને તેમના માટે તે સમજવું સરળ હોય, જો રસૂલની ભાષા ઉમ્મતની ભાષા કરતા જુદી હોય તો દેખીતું છે કે તેના હુકમો સમજવામાં ઉમ્મતને તરજુમો કરાવવાની તકલીફ પણ ઉઠાવવી પડે અને તો પણ સાચા હુકમો સમજવા શંકાસ્પદ રહે, એટલા માટે જો ઈબ્રાની (હિબ્રુ) ભાષા બોલનારાઓ તરફ કોઈ રસૂલ મોકલ્યા તો રસૂલની ભાષા પણ ઈબ્રાની જ હતી, ફારસીઓના રસૂલની ભાષા પણ ફારસી, બર્બરોના રસૂલની ભાષામાં પણ બર્બરી રાખવામાં આવી, ભલે એ સ્વરૂપે કે જે વ્યક્તિને રસૂલ બનાવવામાં આવ્યા તે પોતે તે કોમના વ્યક્તિ હોય અથવા તેની માતૃભાષા તે કોમની ભાષા હોય અથવા તેમનો જન્મ અને માતૃભાષા જો કે અન્ય કંઈ હોય અને અલ્લાહ તઆલાએ એવી પરિસ્થિતિઓ ઉત્પન્ન કરી હોય કે તેમણે તે કોમની ભાષા શીખી લીધી, જેમકે હઝરત લૂત (અલૈ.) જો કે મૂળ ઈરાકના

વતની હતા જેમની ભાષા ફારસી હતી પરંતુ સિરીયા દેશ તરફ હિજરત કર્યા પછી તેમણે તે જ લોકોમાં શાદી કરી અને સિરીયનોની ભાષા જ તેમની ભાષા બની ગઈ ત્યારે અલ્લાહ તઆલાએ તેમને સિરીયાના એક ભૂ-ભાગના નબી બનાવ્યા.

આપણા રસૂલે કરીમ ﷺ જેમની બઅ્ષત સ્થળના આધારે પણ સમગ્ર વિશ્વ માટે અને યુગ કે કાળના આધારે પણ કયામત માટે સર્વસામાન્ય છે, દુનિયાની કોઈ કોમ કોઈપણ પ્રદેશમાં રહેનારી હોય, કોઈપણ ભાષા બોલનારી હોય આપ ﷺની રિસાલત અને નુબુવ્વતના વર્તુળથી બહાર નથી અને કયામત સુધી જેટલી કોમો અને ભાષાઓ નવી પેદા થતી રહેશે તે પણ તે બધા પણ રસૂલે કરીમ ﷺની દા'વતમાં સામેલ થશે, જેમકે કુર્આને કરીમનો ઈરશાદ છે, يَـآاَيُّهَـا الـنَّـاسُ اِنِّـىْ رَسُـوْلُ اللّٰهِ اِلَيْكُمْ جَمِيْعًا એટલે કે, "હે લોકો ! હું અલ્લાહનો રસૂલ છું તમારા સૌની તરફ." (૭:૧૫૮) અને સહીહ બુખારી તથા મુસ્લિમમાં હઝરત જાબીર (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે, "રસૂલે કરીમ ﷺએ સમગ્ર અંબિયા (અલૈ.) કરતાં પોતાની પાંચ વિશિષ્ટ ખાસિયતનું વર્ણન કરતાં ફરમાવ્યું કે, મારાથી અગાઉ દરેક રસૂલ અને નબી ખાસ પોતાની કોમ અને જ્ઞાતિ તરફ મોકલવામાં આવ્યા કરતા હતા, અલ્લાહ તઆલાએ મને આદમની અવલાદની બધી જ કોમો તરફ મોકલ્યો છે."

અલ્લાહ તઆલાએ આ વિશ્વમાં મનુષ્યની વસ્તીને હઝરત આદમ (અલૈ.)થી શરૂ કરી અને તેમને જ મનુષ્યોના પ્રથમ નબી અને પયગમ્બર બનાવ્યા, પછી માનવવસ્તી જે પ્રમાણે પોતાની આર્થિક અને ભૌગોલિક સ્વરૂપે ફેલાતી અને પ્રગતિ કરતી રહી એ જ પ્રમાણે હિદાયત અને માર્ગદર્શનની વ્યવસ્થા પણ અલ્લાહ તઆલા તરફથી વિવિધ રસૂલો અને પયગમ્બરો દ્વારા થતી રહી, સમયના પ્રત્યેક કાળ અને દરેક કોમની યોગ્ય પરિસ્થિતિ પ્રમાણે હુકમો અને શરીઅતો નાઝિલ થતી રહી, એટલે સુધી કે માનવજાત જ્યારે પોતાની પ્રગતિની પરાકાષ્ઠાએ પહોંચી ત્યારે અલ્લાહ તઆલાએ સય્યિદુલ અવ્વલીન વ આખરીન ઈમામુલ અંબિયા મુહમ્મદ મુસ્તફા ﷺને આ સમગ્ર દુનિયાના રસૂલ બનાવીને મોકલ્યા અને જે કિતાબ તથા શરીઅત આપ ﷺને આપી તેને સમગ્ર દુનિયા અને કયામત સુધીના પૂર્ણ કાળ માટે સંપૂર્ણ અને અંતિમ ઠરાવી દેવામાં આવી અને ઈરશાદ ફરમાવ્યો, اَلْيَـوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِىْ એટલે

કે, "મેં આજે તમારા માટે તમારા દીનને પૂર્ણ કરી દીધો અને પોતાની નેઅ્મત તમારા માટે સંપૂર્ણ કરી." (પ:૩)

પછી અંબિયા (અલૈ.)ની શરીઅતો પણ પોતાના સમય અને પોતાના વિસ્તારના આધારે સંપૂર્ણ અને પૂરતી હતી એને પણ અધૂરી કહી શકાય નહીં, પરંતુ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺની સંપૂર્ણતા કોઈ ખાસ સમય અને ખાસ વિસ્તાર સાથે સંબંધિત નથી, તે દરેક સ્થળ અને કાળ માટે સમાન રીતે લાગુ પડે છે, એ જ સ્વરૂપમાં દીનની પૂર્ણતા આ શરીઅત સાથે ખાસ છે અને એ જ કારણે રસૂલે કરીમ ﷺ ઉપર નુબુવ્વતનો ક્રમ સમાપ્ત કરી દેવામાં આવ્યો.

**કુર્આન અરબી ભાષામાં કેમ છે ? :**

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે પ્રમાણે પાછલી ઉમ્મતોના રસૂલ તેમની ભાષામાં જ મોકલવામાં આવ્યા તેનો તરજુમો કરવાની મહેનત કે આવશ્યકતા ન રહી તો પછી રસૂલે કરીમ ﷺ ફક્ત અરબમાં અરબી ભાષા સાથે શા માટે મોકલવામાં આવ્યા ? અને આપ ﷺની કિતાબ કુર્આન પણ અરબી ભાષામાં જ કેમ નાઝિલ થઈ ? પરંતુ વિચાર અને ચિંતનથી કામ લઈએ તો જવાબ ચોખ્ખો અને સ્પષ્ટ છે જે દરેક વ્યક્તિ સમજી શકે છે કે જ્યારે રસૂલે કરીમ ﷺનું આગમન (બઅ્ષત) અને તેમની દા'વત દુનિયાની બધી જ કોમો માટે સર્વસામાન્ય છે જેમાં સેંકડો ભાષાઓ પ્રચલિત છે તો આ સૌની હિદાયત માટે બે જ સ્વરૂપો શક્ય હતા, એક એ કે આ કુર્આન દરેક કોમની ભાષામાં અલગ–અલગ નાઝિલ થયું હોત અને રસૂલે કરીમ ﷺનું શિક્ષણ અને માર્ગદર્શન પણ દરેક કોમની ભાષામાં અલગ–અલગ હોત, અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની સામે તેની વ્યવસ્થા કરવી કોઈ મુશ્કેલ કાર્ય ન હતું પરંતુ સમગ્ર વિશ્વની કોમો માટે એક રસૂલ, એક કિતાબ, એક શરીઅત મોકલવાનો જે એક મહાન હેતુ આ બધી વિશ્વની કોમોમાં હજારો પ્રકારના વિરોધ–વંટોળ હોવા છતાં દીન, વ્યવહાર અને સામાજિક એકતા અને એક સર્વાનુમતિ પેદા કરવાનો છે તે આ સ્વરૂપમાં પ્રાપ્ત થઈ શક્યો ન હોત.

તદુપરાંત જ્યારે દરેક કોમ અને પ્રદેશના કુર્આન અને હદીષો અલગ–અલગ ભાષાઓમાં હોત તો તેમાં કુર્આનના ફેરબદલના અસંખ્ય માર્ગો

ખુલી ગયા હોત અને કુર્આને કરીમના કલામનું સુરક્ષિત રહેવું જે તેની એવી ખાસિયત અને લક્ષણ છે કે બિનમુસ્લિમો અને કુર્આનના ઇન્કારીઓ પણ તેનો સ્વીકાર કરવાથી દૂર ભાગી નથી શકતા, આ મોઅ્જિઝો વિશિષ્ટ સ્વરૂપે કાયમ ન રહી શક્યો હોત અને એક જ દીન, એક જ કિતાબ હોવા છતાં તેને માનનારાઓમાં એટલા બધા વિવિધ પ્રકારના માર્ગો ઉત્પન્ન થઈ ગયા હોત કે કોઈ એકતા બિંદુ બાકી ન રહ્યું હોત, તેનો આ અંદાજો એ રીતે લગાવી શકાય છે કે કુર્આને કરીમને એક અરબી ભાષામાં ઉતારવા છતાં તેનો પરિચય અને તફસીરોમાં કેટલા બધા જાઈઝ વિરોધાભાસ ઉપસ્થિત થયા અને નાજાઈઝ તથા ખોટા માર્ગોથી વિરોધાભાસ ઊભા થવાની તો કોઈ સીમા નથી પરંતુ આ બધું હોવા છતાં મુસલમાનોની કોમી એકતા અને તેમની વિશિષ્ટ ઓળખ તે સૌ લોકોમાં મોજૂદ છે જેઓ કુર્આન ઉપર અમુક હદે પણ અમલ કરે છે.

ખુલાસો એ છે કે રસૂલે કરીમ ﷺની રિસાલત અને બઅ્ષત સમગ્ર દુનિયાની બધી જ કોમો માટે સર્વસામાન્ય હોવાના સ્વરૂપમાં તે સૌની તા'લીમ અને માર્ગદર્શનનું એ સ્વરૂપ કે કુર્આન દરેક કોમની ભાષામાં અલગ–અલગ હોત તો કોઈ ઓછી સમજ ધરાવનાર વ્યક્તિ પણ તેને યોગ્ય નહીં સમજે, એટલા માટે જરૂરી થયું કે કુર્આન કોઈ એક જ ભાષામાં આવે અને રસૂલ ﷺની ભાષા પણ તે જ ભાષા હોય, પછી બીજા પ્રદેશો અને વિસ્તારોની ભાષામાં તેના તરજુમા પહોંચાડવામાં અને ફેલાવવામાં આવે, રસૂલે કરીમ ﷺના નાયબ ઉલમા દરેક કોમ અને દરેક દેશમાં આપ ﷺની આપેલી હિદાયતો અને તા'લીમને પોત–પોતાની કોમ અને દેશની ભાષાઓમાં સમજાવે અને પ્રકાશિત કરે, એટલા માટે અલ્લાહ તઆલાએ સમગ્ર દુનિયાની ભાષાઓમાંથી અરબી ભાષાને ચૂંટી કાઢી જેના ઘણા બધા કારણો છે.

**અરબી ભાષાની વિશિષ્ટતા :**

પ્રથમ એ કે અરબી ભાષા આસમાનની વહીવટી ભાષા છે, ફરિશ્તાઓની ભાષા અરબી છે, લવહે મહફૂઝની ભાષા અરબી છે, જેમકે કુર્આનની આયત بَلْ هُوَ قُرْاٰنٌ مَّجِيْدٌ فِيْ لَوْحٍ مَّحْفُوْظٍ (૮૫:૨૧–૨૨)થી જાણ થાય છે અને જન્નત જે (મો'મિન) મનુષ્યોનું અસલી વતન છે અને તેમાં પાછા વળીને જવાનું છે તેની

ભાષા પણ અરબી છે. તબરાની, મુસ્તદરક, હાકિમ, શોઅ્બુલ ઈમાન બયહકીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત નકલ થઈ છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَحِبُّوا الْعَرَبَ لِثَلَاثٍ لِاَنِّیْ عَرَبِیٌّ وَالْقُرْاٰنُ عَرَبِیٌّ وَكَلَامُ اَهْلِ الْجَنَّةِ عَرَبِیٌّ" (આ રિવાયતને હાકિમે મુસ્તદરકમાં સહીહ કહી છે, જામેઅ્ સગીરમાં પણ સાચી હોવાની નિશાની બતાવી છે, અમુક હદીષવેત્તાઓએ તેને કમજોર અને ઊતરતી કક્ષાની કહી છે.) હાફિઝે હદીષ ઈબ્ને તયમિય્યાએ કહ્યું છે કે, આ હદીષના વિષયથી સાબિત થાય છે કે તે "હસન"ના દરજ્જાથી ઓછી નથી.

*(ફયઝુલ કદીર, સરહે જામેઅ્ સગીર, પેજ : ૧૭૯, જિલ્દ : ૧)*

હદીષનો ભાવાર્થ એ છે કે, "તમે લોકો ત્રણ કારણોના લઈ અરબ સાથે મહોબ્બત કરો, એક એ કારણે કે હું અરબી છું, બીજું એ કારણે કે કુર્આન અરબીમાં છે અને ત્રીજું એ કારણે કે જન્નતના નિવાસીઓની ભાષા અરબી છે." તફસીરે કુર્તુબી વગેરેમાં આ રિવાયત પણ નકલ થઈ છે કે હઝરત આદમ (અલૈ.)ની ભાષા જન્નતમાં અરબી હતી, જમીન ઉપર ઉતારવામાં આવ્યા અને તવબહ સ્વીકાર્યા પછી અરબી ભાષામાં જ અમુક પરિવર્તન થઈને સિરીયાક (Syriac) ભાષા ઉત્પન્ન થઈ.

આથી તે રિવાયતોને પણ સમર્થન અને મજબૂતી પ્રદાન થાય છે જે અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા નકલ થઈ છે કે અલ્લાહ તઆલાએ જેટલી પણ કિતાબો અંબિયા (અલૈ.) ઉપર નાઝિલ ફરમાવી છે તેની અસલી ભાષા અરબી જ હતી, જિબ્રઈલ (અલૈ.)એ ત્યાંની પ્રાદેશિક ભાષામાં તરજુમો કરીને બતાવ્યું અને તેમણે પોતાની કોમની ભાષામાં ઉમ્મતોને પહોંચાડ્યું, આ રિવાયતો અલ્લામહ સુયૂતિએ ઈત્કાનમાં અને પ્રસ્તુત આયતની તફસીર હેઠળ મોટા ભાગના વિવરણકારોએ નકલ કરી છે, તેનો ખુલાસો એ છે કે બધી આસમાની કિતાબોની મૂળ ભાષા અરબી છે પરંતુ કુર્આને કરીમ સિવાય બીજી કિતાબો પ્રાદેશિક અથવા કોમી ભાષામાં તરજુમો કરીને આપવામાં આવી છે, એટલા માટે તેના અર્થો તો બધા અલ્લાહ તઆલા તરફથી છે પરંતુ શબ્દો બદલાયેલા છે, એ માત્ર કુર્આનની જ વિશેષતા છે કે તેના ભાવાર્થને જેમ તેના શબ્દો પણ અલ્લાહ તઆલા તરફથી જ આવ્યા છે અને કદાચ એ જ કારણ છે કે કુર્આને કરીમે એ દા'વો કર્યો છે કે સમગ્ર દુનિયાના જિન્નાતો અને મનુષ્યો ભેગા

થઈને પણ કુર્આને કરીમની એક નાની સૂરત બલકે એક આયતનું ઉદાહરણ રજુ નહીં કરી શકે, કારણ કે તે અર્થ અને શબ્દના સ્વરૂપે અલ્લાહનું કલામ અને અલ્લાહની એક સિફત છે જેની કોઈ નકલ ઉતારી શકતું નથી, અર્થના સ્વરૂપે તો બીજી આસમાની કિતાબો પણ અલ્લાહનું કલામ છે પરંતુ તેમાં કદાચ અરબી શબ્દોના બદલે તરજુમો હોવાના કારણે આ દા'વો કરવામાં નથી આવ્યો નહિતર કુર્આનની જેમ અલ્લાહના કલામ હોવાના સ્વરૂપે દરેક (આસમાની) કિતાબની એકરૂપતા અને અજોડતા ખચીત હતી.

અરબી ભાષાને પસંદ કરવાનું એક ખાસ કારણ પોતે તે ભાષાની પોતાની ક્ષમતાઓ પણ છે કે એક અર્થને સમજાવવા માટે તેમાં અસંખ્ય સ્વરૂપો અને તરીકાઓ છે.

એક કારણ એ પણ છે કે મુસલમાનને અલ્લાહ તઆલાએ સ્વાભાવિક રીતે અરબી ભાષા સાથે એક લગાવ અર્પણ કર્યો છે જેના કારણે દરેક વ્યક્તિ સરળતાથી અરબી ભાષા જરૂરત પ્રમાણે શીખી લે છે, એ જ કારણ છે કે સહાબએ કિરામ (રદિ.) જે પણ દેશમાં પહોંચ્યા થોડા જ સમયમાં કોઈપણ પ્રકારની બળજબરી કે દાબ–દબાણ વિના સમગ્ર દેશની ભાષા અરબી થઈ ગઈ, મિસ્ર, સિરીયા, ઈરાક બધામાંથી કોઈની પણ ભાષા અરબી ન હતી જે આજે અરબ દેશો કહેવાય છે.

એક કારણ એ પણ છે કે અરબ લોકો જો કે ઈસ્લામ પહેલાં સખત અધમ કૃત્યોમાં રાચેલા હતા પરંતુ તે કોમની ક્ષમતાઓ તથા બુદ્ધિ અને ભાવનાઓ આવી પરિસ્થિતિઓમાં પણ અજોડ હતી, એ જ કારણ હતું કે અલ્લાહ તઆલાએ પોતાના સૌથી મોટા અને અંતિમ રસૂલ ﷺને તેમનામાં પેદા કર્યા અને તેમની ભાષાને કુર્આન માટે અપનાવી અને રસૂલે કરીમ ﷺને સૌથી પહેલાં તેમનું જ માર્ગદર્શન અને તા'લીમનો હુકમ આપ્યો. وَاَنْذِرْ عَشِيْرَتَكَ الْاَقْرَبِيْنَ અને સૌ પ્રથમ તે જ કોમના એવા વ્યક્તિઓ પોતાના રસૂલ ﷺની આસપાસ ભેગા કરી દીધા કે જેમણે રસૂલે કરીમ ﷺ ઉપર પોતાના પ્રાણ, માલ, અવલાદ બધું જ કંઈ કુરબાન કર્યું અને આપ ﷺના શિક્ષણને પોતાના પ્રાણથી વધારે પ્રિય સમજ્યું અને એ રીતે તેમના ઉપર રસૂલે કરીમ ﷺનો સંગાથ અને તા'લીમનો એવો ઘેરો ગાઢ રંગ ચઢાવ્યો કે સમગ્ર દુનિયામાં એક એવો ઉદાહરણીય સમાજ પેદા થઈ

ગયો જેનો દાખલો તેનાથી પહેલાં આસમાનો અને જમીને જોયો ન હતો, રસૂલે કરીમ ﷺએ આ અજોડ માનવસમૂહને કુર્આનની તા'લીમ ફેલાવવા અને તેનો પ્રચાર-પ્રસાર કરવા ઊભા કરી દીધા અને ફરમાવ્યું,

بَلِّغُوْا عَنِّیْ وَلَوْ اٰيَةً એટલે કે, "મારાથી સાંભળેલી આયતોને ઉમ્મત સુધી પહોંચાડી આપે." પ્રાણપ્યારા સહાબા (રદિ.)એ આ સૂચનાને પોતાના પાલવે બાંધી લીધી અને દુનિયાના ખૂણા-ખૂણામાં પહોંચીને કુર્આન અને તેની તા'લીમને ફેલાવી દીધી, રસૂલે કરીમ ﷺની વફાતના પચ્ચીસ વર્ષો પસાર થયા ન હતા કે કુર્આનનો અવાજ પૂર્વથી લઈ પશ્ચિમ સુધી ગૂંજવા લાગ્યો.

બીજી બાજુ અલ્લાહ તઆલાએ તકૂદીરી અને તક્વીની સ્વરૂપે રસૂલે કરીમ ﷺની દા'વતી ઉમ્મત જેમાં દુનિયાના મુશ્રિકો અને અહલે કિતાબ યહૂદીઓ તથા નસારા બધા સામેલ છે તેમાં ખાસ પ્રભાવ અને શીખવા-શિખવાડવાની ભાવના અને લેખન તથા પ્રકાશન, પ્રચાર અને પ્રસારની વૃત્તિ એવી પેદા કરી આપી કે તેનો દાખલો દુનિયાના પાછલા ઈતિહાસમાં જોવા નથી મળતો, તેના પરિણામે બિનઆરબ કોમોમાં ન જ ફક્ત કુર્આન અને સુન્નતનું શિક્ષણ પ્રાપ્ત કરવાની મજબૂત ભાવના પેદા થઈ બલકે અરબી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં તથા તેના પ્રકાશન અને પ્રસારણમાં બિનઆરબોના પગલાંઓ અરબો કરતાં જરાય પાછળ નથી.

આ એક આશ્ચર્યજનક વાસ્તવિકતા છે કે તે સમયે અરબી શબ્દકોષ અને રૂઢિપ્રયોગો તથા તેના વ્યાકરણ (નહ્વ અને શર્ફ)ના નિયમો ઉપર જેટલા પુસ્તકો દુનિયામાં ઉપસ્થિત છે તે મોટા ભાગે બિનઆરબોએ જ લખેલા છે, કુર્આન અને સુન્નત (હદીષ)નું સંપાદન પ્રકાશન કરવું તથા તેની તફસીર, વિવરણ અને સ્પષ્ટતાઓમાં પણ બિનઆરબોનો હિસ્સો આરબો કરતાં જરાય ઓછો નથી.

આ પ્રમાણે રસૂલે કરીમ ﷺની ભાષા અને આપ ﷺ ઉપર નાઝિલ થયેલ પુસ્તક કુર્આન અરબીમાં હોવા છતાં સમગ્ર દુનિયા ઉપર છવાઈ ગયું અને દા'વત તથા તબ્લીગની સીમા સુધી આરબ અને બિનઆરબનો તફાવત સમાપ્ત થઈ ગયો, દરેક પ્રદેશ અને કોમ તથા દરેક બિનઅરબી ભાષાના લોકોમાં એવા વિદ્વાનો પેદા થયા કે જેમણે કુર્આન અને સુન્નતના શિક્ષણને પોતાની પ્રાદેશિક

ભાષામાં અત્યંત સરળતા સાથે પહોંચાડી દીધું અને રસૂલને પોતાની કોમની ભાષામાં મોકલવાની જે હિકમત હતી તે પ્રાપ્ત થઈ ગઈ.

અંતિમ આયતમાં ફરમાવ્યું કે અમે લોકોની સરળતા માટે પોતાના રસૂલોને તેમની ભાષાઓમાં એટલા માટે મોકલ્યા કે તેઓ અમારા હુકમો સારી રીતે સમજાવી આપે પરંતુ હિદાયત અને ગુમરાહી તે છતાં પણ કોઈ માનવીના કાબૂની વાત નથી, અલ્લાહ તઆલાના જ કાબૂમાં છે, તે જેને ઇચ્છે છે ગુમરાહ રાખે છે અને જેને ઇચ્છે છે હિદાયત આપે છે, તે જ સૌથી મહાન શક્તિશાળી અને હિકમતવાળો છે.

---

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૫-૬-૭-૮)

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَآ اَنْ اَخْرِجْ قَوْمَكَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۙ وَذَكِّرْهُمْ
بِاَيّٰىمِ اللّٰهِ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ۝٥ وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهِ اذْكُرُوْا
نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ اَنْجٰىكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ يَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ وَيُذَبِّحُوْنَ
اَبْنَآءَكُمْ وَيَسْتَحْيُوْنَ نِسَآءَكُمْ ؕ وَفِيْ ذٰلِكُمْ بَلَآءٌ مِّنْ رَّبِّكُمْ عَظِيْمٌ ۝٦ ع وَاِذْ تَاَذَّنَ
رَبُّكُمْ لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ وَلَئِنْ كَفَرْتُمْ اِنَّ عَذَابِيْ لَشَدِيْدٌ ۝٧ وَقَالَ مُوْسٰٓى
اِنْ تَكْفُرُوْٓا اَنْتُمْ وَمَنْ فِي الْاَرْضِ جَمِيْعًا ۙ فَاِنَّ اللّٰهَ لَغَنِيٌّ حَمِيْدٌ ۝٨

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને પોતાની નિશાનીઓ આપીને મોકલ્યા હતા કે પોતાની કોમને અંધારાઓમાંથી અજવાળા તરફ કાઢો અને તેમને અલ્લાહનો દીન યાદ અપાવો, અલબત્ત તેમાં તેના માટે નિશાનીઓ છે જે સબ્ર કરનાર શુક્રગુઝાર છે. (૫) અને જ્યારે મૂસા (અલૈ.)એ પોતાની કોમને કહ્યું, પોતાના ઉપર અલ્લાહનું અહેસાન યાદ કરો જ્યારે તમને ફિરઔનની કોમથી છોડાવ્યા, તેઓ તમને બુરો (ઘાતકી) અઝાબ પહોંચાડતા હતા અને તમારા દિકરાઓને કાપી નાંખતા હતા અને તમારી સ્ત્રીઓને જીવતી રાખતા*

*અને તેમાં તમારા પરવરદિગાર તરફથી મોટી મદદ થઈ. (૬) અને જ્યારે તમારા પરવરદિગારે સંભળાવી દીધું, જો અહેસાન માનશો તો તમને વધારે આપીશ અને જો નાશુક્રી કરશો તો અલબત્ત મારો અઝાબ ઘણો કઠોર છે. (૭) અને મૂસા (અલૈ.)એ કહ્યું, જો તમે કુફ્ર કરશો અને જમીનમાં છે તે સઘળા લોકો (પણ); તો (પણ) અલ્લાહ બેપરવા છે બધી ખુબીઓવાળો.(૮)*

**તફસીર :**

અને અમે મૂસા (અલૈ.)ને પોતાની નિશાનીઓ આપીને મોકલ્યા કે પોતાની કોમને (કુફ્ર અને ગુનાહોના) અંધકારોમાંથી (કાઢીને ઈમાન અને આજ્ઞાપાલનના) પ્રકાશ તરફ લાવે અને તેમને અલ્લાહ તઆલાના વ્યવહારો (અઝાબ અને નેઅ્મતના) યાદ અપાવે, બેશક ! તે મા'મલાઓમાં બોધપાઠો છે દરેક સબ્ર કરનાર શુક્ર કરનાર માટે (કારણ કે નેઅ્મતને યાદ કરીને શુક્ર કરો અને ક્રોધ પછી તેનાથી થયેલ પડતીને યાદ કરીને ભવિષ્યની ઘટનાઓ ઉપર સબ્ર કરો) અને તે સમયને યાદ કરો કે જ્યારે (અમારા આ ઉપરોક્ત વર્ણન પ્રમાણે) મૂસા (અલૈ.)એ પોતાની કોમને કહ્યું કે તમે અલ્લાહ તઆલાના પોતાની ઉપરના ઈનામો યાદ કરો જ્યારે કે તમને ફિરઔનવાળાઓથી છુટકારો અપાવ્યો જે તમને કષ્ટદાયક પીડાઓ પહોંચાડતા હતા અને તમારા દિકરાઓને કાપી નાંખતા હતા અને તમારી દિકરીઓને (કે જે મોટી થઈને સ્ત્રીઓ બની જતી હતી) જીવતી છોડી દેતા હતા, (જેથી તેમની પાસેથી સેવાનું કામ લેવામાં આવે, બસ એ પણ એક પ્રકારે કતલ કરવા જેવું જ થયું કે તે પણ એક પ્રકારનો અઝાબ જ હતો) અને એ (મુસીબત અને છુટકારો બંને)માં તમારા પરવરદિગાર તરફથી એક મોટી પરીક્ષા છે (એટલે કે મુસીબતમાં બલા હતી અને છુટકારામાં નેઅ્મત હતી અને બલા તથા મુસીબત બંનેમાં બંદા માટે કસોટી હોય છે, બસ તેમની સમક્ષ હઝરત મૂસા અલૈ.એ અલ્લાહના દિવસો એટલે કે નેઅ્મતો અને મુસીબતો બંનેનું વર્ણન કરી આપ્યું) અને (મૂસા અલૈ.એ એ પણ ફરમાવ્યું કે હે મારી કોમ !) તે સમયને યાદ કરો, જ્યારે કે તમારા પરવરદિગારે (મારા માધ્યમથી) તમને ખબર આપી દીધી છે કે જો (મારી નેઅ્મતોને સાંભળીને) તમે શુક્ર કરશો તો તમને (ભલે દુનિયામાં અથવા આખિરતમાં તો જરૂર) વધારે નેઅ્મત આપીશ અને જો તમે

(આ નેઅ્મતોને સાંભળીને) નાશુક્રી કરશો તો (એવું સમજી રાખો કે) મારો અઝાબ ઘણો કઠોર છે (નાશુક્રીમાં તે અઝાબની સંભાવના રહેલી છે) અને મૂસા (અલૈ.)એ (એ પણ) ફરમાવ્યું કે જો તમે અને સમગ્ર દુનિયાના માનવો મળીને પણ નાશુક્રી (કુફ્ર) કરવા લાગો તો અલ્લાહ તઆલા(ને કોઈ નુકસાન નથી કારણ કે તે) બિલકુલ બેપરવા છે (અને પોતાની જાતમાં) બધી જ ખુબીઓવાળો છે, (કોઈ અન્યમાં તે ખુબીઓ હોવાની શક્યતા જ નથી એટલા માટે અલ્લાહ તઆલાને નુકસાન પહોંચી જ નથી શકતું અને તમે પોતાનું નુકસાન સાંભળી ચૂક્યા છો اِنَّ عَذَابِیْ لَشَدِیْدٌ એટલા માટે શુક્ર કરો અને ઉપકાર માનો, નાશુક્રી ન કરો).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં પ્રસ્તુત છે કે અમે હઝરત મૂસા (અલૈ.)ને પોતાની આયતો આપીને મોકલ્યા કે તે પોતાની કોમને કુફ્ર અને ગુનાહના અંધકારોમાંથી ઈમાન અને આજ્ઞાપાલનના પ્રકાશમાં લઈ આવે.

શબ્દ آيــــاتٌ (આયાત)થી તવરાતની આયતો પણ ભાવાર્થ હોઈ શકે છે અને તેને નાઝિલ કરવાનો મકસદ સત્યનો પ્રકાશ ફેલાવવાનો હતો તથા "આયાત"નો બીજો અર્થ "મોઅ્જિઝા"નો પણ આવ્યો છે તે પણ આ સ્થળે ભાવાર્થ તરીકે હોઈ શકે છે. હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહ તઆલાએ ખાસ બે મોઅ્જિઝાઓ અર્પણ કર્યા હતા તેમાં લાઠીનો સાપ બની જવાના અને હાથ પ્રકાશિત થઈ જવાના મોઅ્જિઝાનો કુર્આન શરીફમાં ઘણે ઠેકાણે ઉલ્લેખ છે, "આયાત"ને મોઅ્જિઝાઓના અર્થમાં લેવામાં આવે તો ભાવાર્થ એ થશે કે હઝરત મૂસા (અલૈ.)ને એવા ખુલ્લા મોઅ્જિઝાઓ આપીને મોકલવામાં આવ્યા કે જેને જોયા પછી કોઈ શરીફ અને સમજદાર ઈન્સાન પોતાના ઈન્કાર અને આજ્ઞાના અનાદર ઉપર કાયમ રહી શકે નહીં.

## એક મુદ્દો :

આ આયતમાં શબ્દ قَــــــــوْمٌ (કવ્મ) આવ્યો છે કે પોતાની કોમને અંધકારોમાંથી પ્રકાશમાં લાવો પરંતુ આ જ વિષય આ જ સૂરતની પ્રથમ આયતમાં જ્યારે રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને વર્ણન કરવામાં આવ્યો તો

ત્યાં قَوۡم (કવ્મ)ના બદલે શબ્દ نَاسُ (નાસ)નો ઉપયોગ કરવામાં આવ્યો. لِتُخۡرِجَ النَّاسَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوۡرِ તેમાં એ ઈશારો છે કે હઝરત મૂસા (અલૈ.)ની નુબુવ્વત અને બઅ્ષત ફક્ત પોતાની કોમ બની ઈસ્રાઈલ અને મિસ્રની કોમો તરફ હતી અને રસૂલે કરીમ ﷺને સમગ્ર દુનિયાની માનવજાત માટે મોકલવામાં આવ્યા છે.

પછી ઈરશાદ ફરમાવ્યો, وَذَكِّرۡهُمۡ بِاَيّٰمِ اللّٰهِ એટલે કે, અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે પોતાની કોમને اَيّٰامُ اللّٰهِ (અય્યામુલ્લાહ) "અલ્લાહના દિવસો" યાદ અપાવો.

**"અય્યામુલ્લાહ" શું છે ? :**

"અય્યામ" એ "યવ્મ"નું બહુવચન છે જેનો અર્થ "દિવસ" થાય છે, શબ્દ "અય્યામુલ્લાહ" બે અર્થો માટે બોલવામાં આવે છે અને તે બંને અત્રે ભાવાર્થ તરીકે હોઈ શકે છે, પ્રથમ તે ખાસ દિવસો જેમાં કોઈ યુદ્ધ થયું અથવા ક્રાંતિ આવી; બીજું, ગઝ્વએ બદ્ર અથવા અહ્ઝાબ અને હુનૈન વગેરેની ઘટનાઓ અથવા તો પાછલી ઉમ્મતો ઉપર અઝાબ નાઝિલ થવાની ઘટનાઓ છે જેમાં મોટી-મોટી કોમો તળે-ઉપર અથવા નેસ્તો-નાબૂદ કરી નાંખવામાં આવી, આ સ્વરૂપમાં "અય્યામુલ્લાહ" (અલ્લાહના દિવસો) યાદ અપાવવામાં તે કોમોને કુફ્રના ખરાબ પરિણામથી ડરાવવાનો અને તેનાથી ચેતવણી આપવાનો હેતુ છે.

બીજો અર્થ અય્યામુલ્લાહનો અલ્લાહ તઆલાના ઈનામો અને ઉપકારોનો પણ આવે છે, તેને યાદ અપાવવાનો હેતુ એ હશે કે ડાહ્યા માણસને જ્યારે કોઈ ઉપકારકના ઉપકારની યાદ અપાવવામાં આવે છે ત્યારે તે તેનો વિરોધ અને તેની આજ્ઞાનો અનાદર કરવાથી શરમાઈ જાય છે.

કુર્આન મજીદની શૈલી અને સુધારણાની પદ્ધતિ સામાન્ય રીતે એ છે કે જ્યારે કોઈ હુકમ આપવામાં આવે છે તો સાથે-સાથે એ હુકમ ઉપર અમલ કરવાની સરળતા માટે તદ્બીર (યોજનાઓ અને યુક્તિઓ) પણ બતાવવામાં આવે છે, અહીંયાં પ્રથમ વાક્યમાં હઝરત મૂસા (અલૈ.)ને એ હુકમ આપવામાં આવ્યો છે કે અલ્લાહ તઆલાની "આયાત" (નિશાની) સંભળાવીને અથવા મોઅ્જિઝાઓ બતાવીને પોતાની કોમને કુફ્રના અંધકારોમાંથી કાઢો અને

ઈમાનના પ્રકાશમાં લાવો, તેની તદ્‌બીર આ વાક્યમાં એ ઈરશાદ ફરમાવી કે નાફરમાનોને સીધા માર્ગ ઉપર લાવવાની બે યુક્તિઓ છે, એક તેમને સજાથી ડરાવો અને બીજું ઈનામો અને ઉપકારોને યાદ અપાવીને આજ્ઞાપાલન તરફ આમંત્રણ આપો. વાક્ય ذَكِّرْهُمْ بِاَيّٰمِ اللّٰهِ માં આ બંને વસ્તુઓ ભાવાર્થ તરીકે હોઈ શકે છે કે પાછલી ઉમ્મતોની નાફરમાનીઓનું ખરાબ પરિણામ તેમના ઉપર આવનાર અઝાબ અને જિહાદમાં તેમના સ્વજનોનું માર્યા જવું અથવા અપમાનિત થવું વગેરે તેમને યાદ અપાવો જેથી તેઓ બોધપાઠ ગ્રહણ કરીને તેનાથી બચી જાય, એ જ પ્રમાણે આ કોમ ઉપર જે અલ્લાહ તઆલાની નેઅ્મતો દિવસ-રાત વરસતી રહે છે અને જે ખાસ-ખાસ નેઅ્મતો (ઈનામો) દરેક પરિસ્થિતિમાં તેમના માટે ઊતરતી રહે છે, દાખલા તરીકે "તીહ"ની ખીણમાં તેમના માથાઓ ઉપર વાદળનો છાંયડો, ખોરાક માટે "મન્ન" અને "સલવા" ઉતારવા, પાણીની જરૂરિયાત ઊભી થઈ તો પથ્થરમાંથી ઝરણા વહાવવા વગેરે તેમને યાદ અપાવીને અલ્લાહ તઆલાના આજ્ઞાપાલન અને તેની તવહીદ તરફ આમંત્રણ આપવામાં આવે.

اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ط તેમાં آيَاتُ (આયાત)નો ભાવાર્થ "નિશાનીઓ" અને "દલીલો" છે તથા صَبَّارُ (સબ્બાર) એ صَبْر (સબ્ર)થી બનેલ છે જેનો અર્થ "ઘણો જ સબ્ર કરનાર" થાય છે અને شَكُوْر (શકૂર) એ شُكْر (શુક્ર)નો અતિશયોક્તિ અલંકાર છે જેનો અર્થ "અત્યંત આભાર માનનાર અથવા શુક્ર કરનાર" થાય છે. આ વાક્યનો ભાવાર્થ એ છે કે અલ્લાહના દિવસો એટલે કે અગાઉની ઘટનાઓ ભલે જે ઈન્કારીઓના સજા અથવા અઝાબના સંદર્ભમાં હોય અથવા અલ્લાહ તઆલાના ઈનામો અને ઉપકારો વિશે હોય દરેક પરિસ્થિતિમાં ભૂતકાળની ઘટનાઓમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને મહાન હિકમતની મોટી નિશાનીઓ અને દલીલો ઉપસ્થિત છે દરેક તે વ્યક્તિ માટે જે ખૂબ ધૈર્ય દાખવનાર અને ખૂબ આભાર માનનાર હોય છે.

અર્થ એ છે કે ખુલ્લી નિશાનીઓ અને દલીલો જો કે દરેક વિચાર કરનારના માર્ગદર્શન માટે હોય છે પરંતુ બદ્‌નસીબ કાફિરો તેમાં ચિંતન કે મનન કરતા જ નથી અને તેનાથી કોઈ લાભ ઉઠાવતા નથી, લાભ માત્ર તે લોકો જ ઉઠાવે છે જેઓ મોટા પ્રમાણમાં સબ્ર અને શુક્ર કરે છે, તેનો ભાવાર્થ મો'મિન લોકો

છે કારણ કે બયહકીએ હઝરત અનસ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે ઈમાનના બે ભાગો છે, અડધો સબ્ર અને અડધો શુક્ર. *(મઝહરી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, સબ્ર અડધું ઈમાન છે અને સહીહ મુસ્લિમ તથા મુસ્નદે અહમદમાં હઝરત સુહૈબ (રદિ.)ની રિવાયતથી આવ્યું છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે મો'મિનની દરેક પરિસ્થિતિમાં ખયૂર જ ખયૂર અને ભલું જ ભલું છે અને આ વાત મો'મિન સિવાય અન્ય કોઈને નસીબ નથી થઈ, કારણ કે મો'મિનને જો કોઈ રાહત, નેઅ્મત અથવા ઈજ્જત મળે છે ત્યારે તે તેના ઉપર અલ્લાહ તઆલાનો શુક્રગુઝાર હોય છે જે તેના માટે દીન અને દુનિયામાં ખયૂર અને ભલાઈનો સામાન બની જાય છે (દુનિયામાં તો અલ્લાહના વાયદા પ્રમાણે નેઅ્મત વધારી આપવામાં આવે છે અને કાયમ રહે છે તથા આખિરતમાં તેના શુક્રનો મહાન બદલો તેને મળે છે) અને જો મો'મિનને કોઈ તકલીફ અથવા મુસીબત આવી પડે તો તે તેના ઉપર ધૈર્ય દાખવે છે તો તેના સબ્રના કારણે તે મુસીબત પણ તેના માટે નેઅ્મત અને રાહતનો સામાન બની જાય છે. દુનિયામાં એ પ્રમાણે કે સબ્ર કરનારાઓને અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત થાય છે. કુર્આનમાં છે, اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ અને અલ્લાહ તઆલા જેની સાથે હોય અંતે આ મુસીબત તેના માટે રાહતમાં પરિવર્તિત થઈ જાય છે અને આખિરતમાં એ જ પ્રમાણે સબ્રનો મહાન બદલો અલ્લાહ તઆલા નજીક બેહિસાબ છે જેમકે કુર્આને કરીમમાં ઈરશાદ છે اِنَّمَا يُوَفَّى الصّٰبِرُوْنَ اَجْرَهُمْ بِغَيْرِ حِسَابٍ

ખુલાસો એ છે કે મો'મિન માટે કોઈ પરિસ્થિતિ ખરાબ નથી હોતી, બધું સારું જ સારું છે, તે પડવામાં પણ ઊભરી આવે છે અને તેના બગાડમાં પણ તેનું કંઈ બનતું હોય છે.

نہ شوخی چل سکی بادِ صبا کی، بگڑنے میں بھی زلف اس کی بنا کی

ઈમાન તે દોલત છે જે મુસીબત અને તકલીફને પણ રાહત અને ઈનામમાં પરિવર્તિત કરી દે છે, હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)એ ફરમાવ્યું કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલૈ.)ને ફરમાવ્યું

કે હું તમારા પછી એક ઉમ્મત એવી પેદા કરવાનો છું કે જો તેમના મનની મુરાદ પૂરી થાય અને તેમની ઇચ્છા પ્રમાણે કાર્ય થઈ જાય તો તેઓ શુક્ર અદા કરશે અને જો તેમની ઇચ્છા અને મરજી વિરુદ્ધ અણગમાયુક્ત અને નાપસંદ સ્વરૂપની પરિસ્થિતિ સામે આવી પડે તો તેઓ તેને સવાબનું માધ્યમ સમજીને સબ્ર કરશે અને આ સમજદારી તથા સહનશીલતા તેમની પોતાની વ્યક્તિગત બુદ્ધિ કે સહનશીલતાનું પરિણામ નથી બલકે અમે તેમને પોતાના જ્ઞાન અને સહનશીલતાનો એક ભાગ અર્પણ કરીશું. *(મઝહરી)*

શુક્રની હકીકતનો ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાએ આપેલી નેઅ્મતોને તેની નાફરમાની અને હરામ કામોમાં ખર્ચ ન કરે અને જીભથી પણ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે અને પોતાના આચરણ અને પ્રવૃત્તિઓને પણ તેની મરજી પ્રમાણે બનાવે.

સબ્રનો ખુલાસો એ છે કે સ્વભાવ વિરુદ્ધના હુકમોથી પરેશાન ન થાય, પોતાના નિવેદનો અને કર્મોમાં નાશુક્રીથી બચે અને અલ્લાહ તઆલાની રહમતનો દુનિયામાં પણ આશાવાદી રહે અને આખિરતમાં સબ્રના મહાન બદલાનો વિશ્વાસ રાખે.

બીજી આયતમાં આગલા વિષયની વધારે વિગત છે કે હઝરત મૂસા (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો કે તેઓ પોતાની કોમ બની ઈસ્રાઈલને અલ્લાહ તઆલાની એ ખાસ નેઅ્મતો યાદ અપાવે કે હઝરત મૂસા (અલૈ.)થી પહેલાં ફિરઔને તેમને નાજાઇઝ પદ્ધતિથી ગુલામ બનાવી રાખ્યા હતા અને પછી તે ગુલામોની સાથે પણ માનવતાનો વ્યવહાર ન હતો, તેમના પુત્ર સંતાનોની પેદા થતાં જ હત્યા કરી નાંખવામાં આવતી હતી અને માત્ર સ્ત્રી સંતાનને પોતાની સેવા માટે રાખી લેતા હતા, હઝરત મૂસા (અલૈ.)ના આગમન પછી તેમની બરકતથી અલ્લાહ તઆલાએ તેમને આ ફિરઔની અઝાબથી છુટકારો અપાવ્યો.

## શુક્ર (આભાર) માનવો અને નાશુક્રી (ઉપકારનો બદલો અપકાર)ના પરિણામ :

وَاِذْتَاَذَّنَ رَبُّكُمْ لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ وَلَئِنْ كَفَرْتُمْ اِنَّ عَذَابِىْ لَشَدِيْد શબ્દ تَــــــأَذَّنَ (તઅઝ્ઝન) એ اِذْن (ઇઝ્ન) અને ખબર આપવા માટે તથા એ'લાન

કરવાના અર્થમાં છે, આયતનો ભાવાર્થ એ છે કે આ વાત યાદ રાખવાની છે કે અલ્લાહ તઆલાએ આ જાહેર એ'લાન આપ્યું છે કે જો તમે મારી નેઅ્મતોનો શુક્ર અદા કર્યા કરો કે તે નેઅ્મતોને મારી નાફરમાની અને નાજાઇઝ કાર્યોમાં ખર્ચ ન કરો અને પોતાના આચરણો અને કર્મોને મારી મરજી પ્રમાણે બનાવવાનો પ્રયત્ન કરો તો હું તે નેઅ્મતોમાં હજુ પણ વધારો કરી આપીશ. આ વધારો નેઅ્મતના જથ્થાના પ્રમાણમાં પણ હોઈ શકે છે અને તેના બાકી રહેવામાં અને ટકી રહેવામાં પણ હોઈ શકે છે. "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિને શુક્ર અદા કરવાની તવફીક થઈ ગઈ તે કોઈ નેઅ્મતોમાં બરકત અને વધારાથી વંચિત ન થશે." (રવાહુ ઈબ્ને મરદૂયા અન ઈબ્ને અબ્બાસ, મઝહરી) અને ફરમાવ્યું કે જો તમે મારી નેઅ્મતોની નાશુક્રી કરી તો મારો અઝાબ પણ ઘણો કઠોર છે. નાશુક્રીનો ખુલાસો એ જ છે કે અલ્લાહની નેઅ્મતોને તેની નાફરમાની અને નાજાઇઝ કામોમાં વાપરવામાં આવે અથવા તેના ફરજો અને વાજિબોની અદાયગીમાં આળસ કરે અને નેઅ્મતોની નાશુક્રીનો કઠોર અઝાબ દુનિયામાં પણ હોઈ શકે છે કે આ નેઅ્મતો છીનવી લેવામાં આવે અથવા એવી મુસીબતમાં સપડાઈ જાય કે નેઅ્મતનો લાભ ન ઉઠાવી શકે અને આખિરતમાં પણ અઝાબમાં સપડાઈ જાય.

અત્રે એ વાત યાદ રાખવાપાત્ર છે કે આ આયતમાં અલ્લાહ તઆલાએ શુક્રગુઝારો માટે જે બદલા અને સવાબ તથા નેઅ્મતોના વધારાનો વાયદો અને તે પણ તાકીદના શબ્દ સાથે કર્યો છે, لَاَزِيۡدَنَّكُمۡ પરંતુ તેનાથી વિપરીત નાશુક્રી કરનારાઓ માટે આ નથી ફરમાવ્યું કે, لَاُعَذِّبَنَّكُمۡ એટલે કે, તેમાં તમને અવશ્ય અઝાબ આપીશ, બલકે માત્ર એટલું કહીને ડરાવ્યા છે કે મારો અઝાબ જેને પણ થશે તે ઘણો કઠોર હોય છે. આ ખાસ વ્યાખ્યામાં ઈશારો છે કે દરેક નાશુક્રાને અઝાબમાં સપડાવવું કંઈ જરૂરી નથી, અલ્લાહ તઆલા તરફથી મા'ફીની પણ શક્યતા છે.

قَالَ مُوۡسٰى اِنۡ تَكۡفُرُوۡۤا اَنۡتُمۡ وَمَنۡ فِى الۡاَرۡضِ جَمِيۡعًا، فَاِنَّ اللّٰهَ لَغَنِىٌّ حَمِيۡدٌ ط

એટલે કે, મૂસા (અલૈ.)એ પોતાની કોમને ફરમાવ્યું કે જો તમે બધા અને જેટલા મનુષ્યો જમીન ઉપર વસે છે તે સૌ અલ્લાહ તઆલાની નેઅ્મતોની નાશુક્રી કરવા

લાગે તો યાદ રાખો કે તેમાં અલ્લાહ તઆલાનું કોઈ નુકસાન નથી, તે તો બધાના વખાણ તસ્બીહ તથા શુક્ર અને નાશુક્રથી બેપરવા અને ઉપરવટ છે અને તે પોતાની જાતમાં "હમીદ" એટલે કે વખાણનો હકદાર છે, તેના વખાણ તમે નહીં કરો તો અલ્લાહના વખાણ બધા ફરિશ્તા અને કાઈનાતનો કણે-કણ કરી રહ્યો છે.

શુક્રનો લાભ જે કંઈ છે તે તમારા જ માટે છે, એટલા માટે શુક્રગુઝારીની તાકીદ અલ્લાહ તઆલા તરફથી કંઈ તેના પોતાના ફાયદા માટે નથી બલકે તેની દયા અને કૃપાથી તમને જ લાભ પહોંચાડવા માટે છે.

----------

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૯ થી ૧૫)

اَلَمْ يَاْتِكُمْ نَبَؤُا الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ قَوْمِ نُوْحٍ وَّعَادٍ وَّثَمُوْدَ ۬ۛ وَالَّذِيْنَ مِنْۢ بَعْدِهِمْ ۛ لَا
يَعْلَمُهُمْ اِلَّا اللّٰهُ ؕ جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ فَرَدُّوْٓا اَيْدِيَهُمْ فِيْٓ اَفْوَاهِهِمْ وَقَالُوْٓا اِنَّا كَفَرْنَا
بِمَآ اُرْسِلْتُمْ بِهٖ وَاِنَّا لَفِيْ شَكٍّ مِّمَّا تَدْعُوْنَنَآ اِلَيْهِ مُرِيْبٍ ۝٩ قَالَتْ رُسُلُهُمْ اَفِي اللّٰهِ
شَكٌّ فَاطِرِ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ يَدْعُوْكُمْ لِيَغْفِرَ لَكُمْ مِّنْ ذُنُوْبِكُمْ وَيُؤَخِّرَكُمْ اِلٰٓى اَجَلٍ
مُّسَمًّى ؕ قَالُوْٓا اِنْ اَنْتُمْ اِلَّا بَشَرٌ مِّثْلُنَا ؕ تُرِيْدُوْنَ اَنْ تَصُدُّوْنَا عَمَّا كَانَ يَعْبُدُ اٰبَآؤُنَا فَاْتُوْنَا
بِسُلْطٰنٍ مُّبِيْنٍ ۝١٠ قَالَتْ لَهُمْ رُسُلُهُمْ اِنْ نَّحْنُ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ وَلٰكِنَّ اللّٰهَ يَمُنُّ عَلٰى مَنْ يَّشَآءُ
مِنْ عِبَادِهٖ ؕ وَمَا كَانَ لَنَآ اَنْ نَّاْتِيَكُمْ بِسُلْطٰنٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝١١
وَمَا لَنَآ اَلَّا نَتَوَكَّلَ عَلَى اللّٰهِ وَقَدْ هَدٰىنَا سُبُلَنَا ؕ وَلَنَصْبِرَنَّ عَلٰى مَآ اٰذَيْتُمُوْنَا ؕ وَعَلَى
اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُوْنَ ۝١٢ وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِرُسُلِهِمْ لَنُخْرِجَنَّكُمْ مِّنْ اَرْضِنَآ
اَوْ لَتَعُوْدُنَّ فِيْ مِلَّتِنَا ؕ فَاَوْحٰٓى اِلَيْهِمْ رَبُّهُمْ لَنُهْلِكَنَّ الظّٰلِمِيْنَ ۝١٣ وَلَنُسْكِنَنَّكُمُ الْاَرْضَ
مِنْۢ بَعْدِهِمْ ؕ ذٰلِكَ لِمَنْ خَافَ مَقَامِيْ وَخَافَ وَعِيْدِ ۝١٤ وَاسْتَفْتَحُوْا وَخَابَ كُلُّ
جَبَّارٍ عَنِيْدٍ ۝١٥

## તરજુમો :

*શું તમને તે લોકોની ખબર નથી પહોંચી જેઓ તમારાથી પહેલા હતા ? કોમે નૂહની અને આદ અને ષમૂદ અને જે તેમની પાછળ થયા, કોઈને તેમની ખબર નથી પરંતુ અલ્લાહને; તેમની પાસે નિશાનીઓ લઈને તેમના રસૂલ આવ્યા, પછી તેમણે પોતાના હાથ પોતાના મોઢાંમાં ઊલટા દઈ દીધા અને બોલ્યા, અમે નથી માનતા જે તમને આપીને મોકલવામાં આવ્યા અને અમને તો એ માર્ગમાં શંકા છે જેના તરફ તમે અમને બોલાવો છો; વિમાસણમાં નાંખનાર. (૯) તેમના રસૂલ બોલ્યા, શું અલ્લાહમાં શંકા છે જેણે આસમાનો અને જમીન બનાવ્યા ? તે તમને બોલાવે છે જેથી તમને તમારા કંઈક ગુનાહ બખ્શે અને તમને એક વાયદા સુધી ઢીલ આપે જે નક્કી થઈ ચૂક્યો છે; કહેવા લાગ્યા, તમે તો એ જ અમારા જેવા માનવી છો, તમે ઈચ્છો છો કે તે વસ્તુઓથી અમને રોકી દો જેમને અમારા બાપદાદા પૂજતા રહ્યા ? બસ લાવો કોઈ ઉઘાડું પ્રમાણ (સનદ). (૧૦) તેમને તેમના રસૂલોએ કહ્યું, અમે તો એ જ તમારા જેવા માનવી છીએ પરંતુ અલ્લાહ પોતાના બંદાઓમાં જેના ઉપર ચાહે અહેસાન કરે છે અને અમારું કામ નથી કે તમારી પાસે સનદ (પ્રમાણ) લઈ આવીએ પરંતુ અલ્લાહના હુકમથી અને ઈમાનવાળાઓનો અલ્લાહ ઉપર જ ભરોસો હોવો જોઈએ. (૧૧) અને અમને શું થયું કે અલ્લાહ ઉપર ભરોસો ન કરીએ અને તે અમને અમારા માર્ગો સૂઝાડી ચૂક્યો અને અમે પીડા ઉપર ધૈર્ય દાખવીશું જે તમે અમને આપો છો અને અલ્લાહ ઉપર જ ભરોસો હોવો જોઈએ ભરોસો કરનારાઓનો. (૧૨) અને કાફિરોએ પોતાના રસૂલોને કહ્યું, અમે તમને પોતાની ભૂમિમાંથી કાઢી મૂકીશું અથવા અમારા ધર્મમાં પાછા આવો, ત્યારે તેમને તેમના પરવરદિગારે હુકમ મોકલ્યો, અમે આ જાલિમોનો નાશ કરીશું. (૧૩) અને તમને આ ભૂમિમાં તેમના પછી આબાદ કરીશું, આ તેને મળે છે જે મારી સામે ઊભા થવાથી ડરે છે મારા અઝાબના વાયદાથી. (૧૪) અને પયગમ્બર ફેંસલો માંગવા લાગ્યા અને દરેક મિથ્યાભિમાની જિદ્દી પરાસ્ત થયો. (૧૫)*

## તફસીર :

(હે મક્કાના કાફિરો) શું તમને તે લોકો(ની ઘટનાઓ)ની ખબર (ભલે

ઉપરછલ્લી હોય) નથી પહોંચી જે તમારાથી પહેલાં ગુઝરી ચૂક્યા છે ? એટલે કે કોમે નૂહ અને આદ અને ષમૂદ (તથા કોમે સાલિહ) અને જે લોકો તેમના પછી થયા છે જે(ની વિસ્તૃત વિગત)ની અલ્લાહ તઆલા સિવાય કોઈને જાણ નથી (કારણ કે તેમની પરિસ્થિતિની વિગતો વિસ્તૃત રીતે વર્ણન થઈ નથી અને તે ઘટનાઓ એ છે કે) તેમના પયગમ્બરો તેમની પાસે દલીલો લઈને આવ્યા, બસ તે કોમો(માં જે કાફિરો હતા તેઓ)એ પોતાના હાથ તે પયગમ્બરોના મોઢામાં દઈ દીધા (એટલે કે માનવાના તો શું હતા બલકે એવા પ્રયત્નો કર્યા કે તેમને વાત સુદ્ધાં ન કરવા દીધી) અને કહેવા લાગ્યા કે જે હુકમ આપીને તમને (અમારા તરફ) મોકલવામાં આવ્યા છે (એટલે કે તવહીદ અને ઈમાન લઈને) અમે તો તેના તરફથી ઘણી મોટી શંકામાં છીએ જેણે (અમને) વિમાસણમાં નાંખી દીધા છે (આ કહેવાનો હેતુ તવહીદનો સ્પષ્ટ ઈન્કાર કરવાનો છે અને રિસાલતનો ઈન્કાર تَدْعُوْنَا "તદ્ઊના" છે જેનો ખુલાસો એ છે કે તમે તમારા અભિપ્રાયથી પોતે આ તવહીદની દા'વત આપી રહ્યા છો, તમે અલ્લાહના ચૂંટી કાઢવામાં આવેલા રસૂલ નથી) તેમના પયગમ્બરોએ (એ વાતના જવાબમાં) કહ્યું, શું (તમને) અલ્લાહ તઆલા વિશે (એટલે કે તેની તવહીદમાં) શંકા (અને ઈન્કાર) છે જે આસમાન અને જમીનો પેદા કરનારો છે ? (એટલે કે તેની સૃષ્ટિને પેદા કરવું પોતે તેની જાત અને વહ્દાનિયત વિશે દલીલ છે, પછી આ દલીલ હોવા છતાં શંકા કરવી ઘણા આશ્ચર્યની વાત છે અને તમે જે અલ્લાહની તવહીદની દા'વતને અમારા તરફથી હોવાનું કહી રહ્યા છો તો તે પણ સદંતર ખોટું છે, જો કે તવહીદ સત્ય હોવાના કારણે એ પાત્ર છે કે જો કોઈ પોતાના અભિપ્રાયથી પણ તેનું આમંત્રણ આપે તો તે પણ યોગ્ય છે પરંતુ વિવાદાસ્પદ પરિસ્થિતિના કારણે અમે જાહેર કરીએ છીએ કે તે અલ્લાહનો જ હુકમ છે અને અમે તેના હુકમથી જ તવહીદનું આમંત્રણ આપીએ છીએ. બસ,) તે (જ) તમને (તવહીદ તરફ) બોલાવી રહ્યો છે જેથી (તેના સ્વીકાર કરવાની બરકતથી) તમારા (પાછલા) ગુનાહ મા'ફ કરી આપે અને (તમારી ઉંમરની) નક્કી સમયમર્યાદા સુધી તમને (ભલાઈ અને ખુબી સાથે) જીવન આપે (મતલબ એ છે કે તવહીદ પોતે સત્ય છે અને તમારા માટે બંને દુનિયામાં લાભદાયક પણ છે અને આ જવાબમાં બંને બાબતો વિશેનો જવાબ થઈ ગયો, તવહીદ વિશે પણ ....اَفِی اللّٰہِ شَکٌّ માં અને રિસાલત વિશે પણ یَدْعُوْكُمْ

માં જેમકે આયતના તરજુમાની ચર્ચાથી જાહેર થાય છે) પછી તેમણે (ત્યારબાદ બંને બાબતો વિશે વાતચીત શરૂ કરી અને) કહ્યું કે, તમે (પયગમ્બર નથી બલકે) ફક્ત એક માનવી છો જેવા અમે છે (અને માનવી હોવું રિસાલતનો નકાર કરે છે, તમે જે કહો છો તે અલ્લાહ તરફથી નથી બલકે) તમે (પોતાના અભિપ્રાયથી) એવું ઈચ્છો છો કે અમારા બાપ–દાદા જે વસ્તુની ઈબાદત કરતા હતા (એટલે કે મૂર્તિઓની) તેનાથી અમને અટકાવી દો ? બસ, (જો રિસાલતના દા'વેદાર હોય તો ખુલ્લી દલીલો સિવાય અન્ય) કોઈ સ્પષ્ટ મોઅ્જિઝો બતાવો (જે આ બધા કરતા ખુલ્લમ–ખુલ્લો અને જાહેર હોય, તેમાં નુબુવ્વત ઉપર તો દેખીતું છે અને يَعْبُدُ اٰبَآؤُنَا માં તવહીદ તરફ ઈશારો છે જેનો ખુલાસો એ છે કે શિર્કની સત્ય હોવાની દલીલ એ છે કે અમારા બાપ–દાદા પણ મૂર્તિઓની જ પૂજા કરતા હતા) તેમના રસૂલોએ (તેના જવાબમાં) કહ્યું કે (તમારી વાતચીતના અનેક પાસાંઓ છે તવહીદનો ઈન્કાર માટે બાપ–દાદાની પ્રવૃત્તિઓને દલીલ બનાવવી અને નુબુવ્વતનો ઈન્કાર કરવા માટે ખુલ્લમ–ખુલ્લી નિશાનીઓ અને મોઅ્જિઝાઓની માંગણી કરવી એ છતાં કે અમુક ખુલ્લી નિશાનીઓ મોજૂદ છે, બસ પ્રથમ બાબત વિશે فَاطِرِ السَّمٰوٰتِ وَالْاَرْضِ માં જવાબ આવી ગયો, કારણ કે બૌદ્ધિક દલીલ સામે રિવાજ અથવા પ્રથા કોઈ બાબત નથી, બીજા વાંધા વિશે અમે પોતાના માનવ હોવાની બાબતનો સ્વીકાર કરીએ છીએ કે ખરેખર) અમે પણ તમારા જેવા મનુષ્ય છે પરંતુ (માનવ હોવું એ નુબુવ્વતની કોઈ વિરોધી બાબત નથી, કારણ કે નુબુવ્વત એક ઉચ્ચ કક્ષાનું અલ્લાહનું અહેસાન અને ઉપકાર છે તથા) અલ્લાહ(ને અધિકાર છે કે) પોતાના બંદાઓમાંથી જેના ઉપર ઈચ્છે (તે) અહેસાન કરે (અને અહેસાન મનુષ્ય સિવાય અન્ય ઉપર જ હોવું જોઈએ એવી કોઈ ખાસિયત હોવાની કોઈ દલીલ નથી) અને (ત્રીજા વાંધા વિશે વાત એમ છે કે, દા'વા માટે જેમાં નુબુવ્વતનો દા'વો પણ સામેલ છે, દલીલ અને પ્રત્યક્ષ જોવું જે નુબુવ્વતની દલીલ સ્વરૂપે મોઅ્જિઝો જાહેર થવો જરૂરી છે તો તે જાહેર કરવામાં આવી ચૂક્યો છે, હવે રહી વાત ખાસ તમારી માંગણી મુજબના ખુલ્લા મોઅ્જિઝાની કે જેને સ્પષ્ટ અને ચોખ્ખી દલીલ કહી રહ્યા છો તો પ્રથમ તો વાદ–વિવાદ વિશે કરાતી ચર્ચાના કાયદા પ્રમાણે માંગણી મુજબની કોઈ ચોક્કસ દલીલ રજુ કરવી જરૂરી નથી, બીજું) આ વાત અમારા કબ્જામાં નથી કે અમે

તમને કોઈ મોઅ્જિઝો બતાવી શકીએ અલ્લાહના હુકમ વિના ! (બસ, તમારી બધી જ શંકાઓનો જવાબ આપી દેવામાં આવ્યો, પછી જો તેમ છતાં પણ તમે નહીં માનો અને વિરોધ કરતા જશો તો ખૈર અમે તમારા વિરોધથી ડરતા નથી બલકે અલ્લાહ ઉપર ભરોસો કરીએ છીએ) અને અલ્લાહ ઉપર જ બધા ઈમાનવાળાઓએ ભરોસો કરવો જોઈએ (કારણ કે અમે પણ ઈમાનવાળા છીએ અને ઈમાનનો તકાદો તવક્કુલ છે એટલા માટે અમે પણ તેને અપનાવીએ છીએ) અને અમારી પાસે અલ્લાહ ઉપર ભરોસો ન કરવા માટેનું કયું કારણ હોઈ શકે છે જ્યારે કે તેણે (અમારી હાલત ઉપર એટલી મહેરબાની કરી કે) અમને અમારા (બંને દુનિયાના લાભના) માર્ગો બતાવી દીધા (જેની આટલી કૃપા હોય તેના ઉપર તો અવશ્ય ભરોસો કરવો જ જોઈએ) અને (બીજા બધા બહારના નુકસાનથી તો અમે બેફિકર થઈ ગયા, રહી અંદરના નુકસાનની વાત તો તમારા વિરોધ કરવાથી દિલગીરી અને રંજ થાય છે) તમે (દુશ્મનાવટ અને વિરોધ કરીને) જે કંઈ અમને ત્રાસ પહોંચાડ્યો છે અમે તેના ઉપર સબ્ર કરીશું (બસ, તેનાથી પણ અમને નુકસાન ન રહ્યું અને આ સબ્રનો ખુલાસો પણ તે જ તવક્કુલ છે) અને અલ્લાહ ઉપર જ ભરોસો કરનારાઓએ (સદા) ભરોસો રાખવો જોઈએ અને (તે બધી જ દલીલો સ્થાપિત કર્યા પછી પણ કાફિરો નમ્ર ન થયા બલકે) તે કાફિરોએ પોતાના રસૂલોને કહ્યું કે અમે તમને પોતાની ભૂમિમાંથી કાઢી મૂકીશું અથવા એવું થાય કે તમે અમારા ધર્મમાં પાછા ફરો, (પછી لَـــَـاَ "પાછા ફરવું" એટલા માટે કહ્યું કે નબીની બઅ્ષતના સમયગાળા પહેલાં ચૂપકીદીથી તેઓ પણ એવું જ સમજતા હતા કે તે પયગમ્બરોની માન્યતાઓ પણ અમારા જેવી જ હશે) બસ, તે રસૂલો ઉપર તેમના પરવરદિગારે (દિલાસા માટે) વહી નાઝિલ ફરમાવી કે (આ બીચારાઓ તમને દેશનિકાલો શું આપી શકવાના ?) અમે (જ) એ જાલિમોનો જરૂર નાશ કરી નાંખીશું અને તેમના (હલાક કર્યા) પછી તમને આ ભૂમિમાં આબાદ રાખીશું (અને) આ (વાયદો આબાદ રાખવાનો કંઈ તમારી સાથે ખાસ નથી, બલકે) દરેક તે વ્યક્તિ માટે (સર્વસામાન્ય) છે જે મારી રૂબરૂ ઊભો થવાથી ડરે અને મારી ધમકીથી ડરે (ભાવાર્થ એ છે કે મુસલમાન હોય જેની નિશાની કયામતનો ડર અને આ અલ્લાહની ચેતવણીઓનો ડર હોય છે અને સૌના માટે આ વાયદો અઝાબથી છુટકારો આપવા માટે સર્વસામાન્ય છે) અને

(પયગમ્બરોએ જ્યારે આ વિષય કાફિરોને સંભળાવ્યો તો તેમણે દલીલોના ફેંસલાને ન માન્યો હવે અઝાબનો ફેંસલો થવાનો છે, એટલે કે અઝાબ આવવાનો છે ત્યારે) કાફિરો (કારણ કે બેવડી અજ્ઞાનતા અને દુશ્મનાવટમાં ડૂબેલા હતા તેનાથી પણ ન ડર્યા બલકે તદ્દન બેપરવા બનીને તેઓ) ફેંસલો ઇચ્છવા લાગ્યા (જેમકે આયત فَأْتِنَا بِمَا تَعِدُنَا وَاَمْثَالُهَا થી જાણ થાય છે) અને (જ્યારે તે ફેંસલો આવી ગયો ત્યારે) જેટલા મિથ્યાભિમાની (બળવાખોર અને) જિદ્દી લોકો હતા તે બધા પણ (આ ફેંસલામાં) નિષ્ફળ (અને પરાસ્ત) થયા, (એટલે કે તેમનો નાશ થઈ ગયો અને જે તેમના મનની મુરાદ હતી કે પોતે સત્ય ઉપર છે તો વિજય અમારો જ થવો જોઈએ તે પણ પ્રાપ્ત ન થયો).

---

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૧૬-૧૭)

| |
|---|
| مِّنْ وَّرَآئِهٖ جَهَنَّمُ وَيُسْقٰى مِنْ مَّآءٍ صَدِيْدٍ ۝١٦ يَّتَجَرَّعُهٗ وَلَا يَكَادُ يُسِيْغُهٗ |
| وَيَاْتِيْهِ الْمَوْتُ مِنْ كُلِّ مَكَانٍ وَّمَا هُوَ بِمَيِّتٍ ۭ وَمِنْ وَّرَآئِهٖ عَذَابٌ غَلِيْظٌ ۝١٧ |

### તરજુમો :

*તેની આગળ દોઝખ છે અને તેને પરૂંનું પાણી પીવાડીશું. (૧૬) તેને ઘૂંટડે-ઘૂંટડે પીએ છે અને ગળેથી નથી ઉતારી શકતો અને તેના ઉપર દરેક બાજુએથી મોત ચાલી આવે છે અને તે મરતો નથી અને તેના પછી કઠોર અઝાબ છે. (૧૭)*

### તફસીર :

(જે મિથ્યાભિમાની "જબ્બાર-અનીદ" -માથાભારે-બળવાખોરનું ઉપર વર્ણન થયું છે પોતાના દુનિયવી અઝાબ સિવાય) તેની આગળ દોઝખ(નો અઝાબ આવવાનો) છે અને તેને (દોઝખમાં) એવું પાણી પીવાડવામાં આવશે કે જે લોહી-પરું (સમાન) હશે જેને (ખૂબ તરસના કારણે) ઘૂંટડો-ઘૂંટડો કરીને પીશે અને (ગરમી અને સૂગની તિવ્રતાના કારણે) ગળેથી સરળતા સાથે ઉતારવાનું કોઈ સ્વરૂપ ન હશે અને (ચારે) બાજુએથી તેના ઉપર મોત(નો સામાન) આવશે અને કોઈ રીતે મરશે નહીં (બલકે આ જ પ્રમાણે કષ્ટ ભોગવતો રહેશે) અને (પછી

એમ પણ નહીં થાય કે આ પ્રસ્તુત અઝાબ એક હાલત ઉપર રહે બલકે) તે (વ્યક્તિ)ને હજુ (વધારે) સખત અઝાબનો સામનો (લગાતાર) થશે, (જેથી ટેવ પડવાની શકયતા જ નહીં હોઈ શકે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, كُلَّمَا نَضِجَتْ جُلُوْدُهُمْ بَدَّلْنٰهُمْ جُلُوْدًا غَيْرَهَا).

---

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૧૮ થી ૨૨)

مَثَلُ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ اَعْمَالُهُمْ كَرَمَادِ ۣاشْتَدَّتْ بِهِ الرِّيْحُ فِيْ يَوْمٍ
عَاصِفٍ ۭ لَا يَقْدِرُوْنَ مِمَّا كَسَبُوْا عَلٰي شَيْءٍ ۭ ذٰلِكَ هُوَ الضَّلٰلُ الْبَعِيْدُ ﴿١٨﴾ اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ
خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ۭ اِنْ يَّشَاْ يُذْهِبْكُمْ وَيَاْتِ بِخَلْقٍ جَدِيْدٍ ﴿١٩﴾ وَّمَا ذٰلِكَ
عَلَي اللّٰهِ بِعَزِيْزٍ ﴿٢٠﴾ وَبَرَزُوْا لِلّٰهِ جَمِيْعًا فَقَالَ الضُّعَفٰۗؤُا لِلَّذِيْنَ اسْتَكْبَرُوْٓا اِنَّا كُنَّا لَكُمْ
تَبَعًا فَهَلْ اَنْتُمْ مُّغْنُوْنَ عَنَّا مِنْ عَذَابِ اللّٰهِ مِنْ شَيْءٍ ۭ قَالُوْا لَوْ هَدٰىنَا اللّٰهُ لَهَدَيْنٰكُمْ ۭ
سَوَاۗءٌ عَلَيْنَآ اَجَزِعْنَآ اَمْ صَبَرْنَا مَا لَنَا مِنْ مَّحِيْصٍ ﴿٢١﴾ ۧ وَقَالَ الشَّيْطٰنُ لَمَّا قُضِيَ الْاَمْرُ
اِنَّ اللّٰهَ وَعَدَكُمْ وَعْدَ الْحَقِّ وَوَعَدْتُّكُمْ فَاَخْلَفْتُكُمْ ۭ وَمَا كَانَ لِيَ عَلَيْكُمْ مِّنْ سُلْطٰنٍ
اِلَّآ اَنْ دَعَوْتُكُمْ فَاسْتَجَبْتُمْ لِيْ ۚ فَلَا تَلُوْمُوْنِيْ وَلُوْمُوْٓا اَنْفُسَكُمْ ۭ مَآ اَنَا بِمُصْرِخِكُمْ وَمَآ اَنْتُمْ
بِمُصْرِخِيَّ ۭ اِنِّىْ كَفَرْتُ بِمَآ اَشْرَكْتُمُوْنِ مِنْ قَبْلُ ۭ اِنَّ الظّٰلِمِيْنَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٢٢﴾

## તરજુમો :

*તે લોકોની હાલત જેઓ પોતાના પરવરદિગારથી ઈન્કારી થયા તેમના અમલ (એવા) છે જેમકે તે રાખ, તેના ઉપર આંધીના દિવસે જોશભેર હવા ચાલે, પોતાની કમાઈમાંથી તેમના હાથમાં કંઈ હશે નહીં, આ જ છે ભટકીને દૂર જઈ પડવું ! (૧૮) શું તમે જોયું નથી કે અલ્લાહે આસમાન બનાવ્યા અને જમીન જેવી કે હોવી જોઈએ !? જો ઈચ્છે તમને લઈ જાય અને કોઈ નવી પેદાઈશ (મખ્લૂક) લાવે. (૧૯) અને આ અલ્લાહને કંઈ મુશ્કેલ નથી.*

*(૨૦) અને સૌ અલ્લાહની સામે ઊભા હશે, પછી કમજોર કહેશે ગર્વિષ્ઠોને, અમે તો તમારા તા'બે હતા; બસ શું અલ્લાહના કોઈ અઝાબથી અમને કંઈ બચાવશો ? તેઓ કહેશે, જો અલ્લાહે અમને હિદાયત કરી હોત તો અલબત્ત અમે તમને હિદાયત કરી હોત, હવે અમારા માટે સમાન છે અમે બેકરારી (Deplore) કરીએ અથવા ધૈર્ય દાખવીએ, અમને કોઈ છુટકારો નથી ! (૨૧) અને શયતાન બોલ્યો જ્યારે સઘળા કામનો ફેંસલો થઈ ચૂક્યો, બેશક! અલ્લાહે તમને સાચો વાયદો આપ્યો હતો અને મેં તમારાથી વાયદો કર્યો પછી જૂઠો કર્યો અને મારી તમારા ઉપર કોઈ સત્તા ન હતી પરંતુ એ કે મેં તમને બોલાવ્યા પછી તમે મારી વાતને માની લીધી, બસ મને ઈલ્જામ (આક્ષેપ) ન આપો અને પોતાની જાતને ઈલ્જામ આપો, ન તો હું તમારી ફરિયાદને પહોંચી વળું અને ન જ તમે મારી ફરિયાદને પહોંચી વળો, હું ઈન્કારી છું જે તમે મને આનાથી પહેલાં ભાગીદાર બનાવ્યો હતો; અલબત્ત જે જાલિમ છે તેમના માટે દર્દનાક અઝાબ છે. (૨૨)*

## તફસીર :

(અને કાફિરો જો પોતાના છુટકારા વિશે એવું વિચારતા હોય કે અમારા અમલો અમને લાભ પહોંચાડશે તો તેનો નિયમ સાંભળી લો કે) જે લોકો પોતાના પરવરદિગારની સાથે કુફ્ર કરે છે તેમની હાલત તેમના અમલના આધારે એવી છે (એટલે કે તેમના અમલોનો એવો દાખલો છે) જેમકે કોઈ રાખ હોય (જે ઊડવામાં ઘણી હલકી હોય છે) જેને તેજ આંધીના દિવસે તેજ ગતિની હવા ઉડાવીને લઈ જાય (કે આવા સ્વરૂપમાં તે રાખનું નામો–નિશાન પણ નહીં રહે, એ જ પ્રમાણે) એ લોકોએ જે કંઈ અમલો કર્યા હતા તેનો કોઈ ભાગ (એટલે કે અસર અને લાભની દૃષ્ટિએ) તેમને પ્રાપ્ત ન થશે (તે રાખની જેમ બરબાદ અને વ્યર્થ થઈ જશે) એ પણ ઘણી દૂર સુધીની ગુમરાહી છે (કે તેમને ધારણા તો એવી હતી કે અમારા અમલો નેક નફાકારક અને પછી તે લાભ આપવાના બદલે ખરાબ અને નુકસાનકર્તા સાબિત થયા જેમકે મૂર્તિઓની પૂજાપાઠ અને તેમના અમલો નુકસાનકર્તા થયા, જેમકે સીલારહમી કેદીઓને છોડાવવા વગેરે અને કારણ કે સત્યથી તે અમલો ઘણા વેગળા છે એટલા માટે આવું કહેવામાં આવ્યું, બસ આ તરીકાથી તો છુટકારાની કોઈ શક્યતા ન રહી અને જો તેમની એવી

ધારણા હોય કે કયામતનું અસ્તિત્વ જ અશક્ય છે અને એ સ્વરૂપમાં અઝાબની કોઈ સંભાવના નથી તો તેનો જવાબ એ છે કે) શું (હે સાંભળનાર !) તને એ વાતની ખબર નથી કે અલ્લાહ તઆલાએ આસમાનોને અને જમીનને બિલકુલ ઠીક–ઠાક (એટલે કે લાભદાયક અને ફાયદાકારક) પેદા કર્યા છે (અને તેનું સર્વશક્તિમાન હોવું તેનાથી જાહેર થાય છે, બસ જ્યારે તે સર્વશક્તિમાન છે તો) જો તે ઇચ્છે તો તમને બધાને નષ્ટ કરી નાંખે અને એક બીજી નવી મખ્લૂક પેદા કરી આપે અને એવું (કરવું) અલ્લાહના માટે કોઈ મુશ્કેલ કાર્ય નથી (બસ, જ્યારે નવી મખ્લૂક પેદા કરવી તેના માટે સરળ છે તો તમને ફરીવાર પેદા કરી દેવા શું મુશ્કેલ હોઈ શકે છે ?) અને (જો એવી ભ્રમણા હોય કે અમારા વડીલો અમને બચાવી લેશે તો તેની હકીકત સાંભળી લો કે કયામતના દિવસે) અલ્લાહની સામે બધા રજુ થશે પછી નાના દરજ્જાના લોકો (એટલે કે સામાન્ય જનતા અને અનુયાયીઓ) મોટા દરજ્જાના લોકોથી (એટલે કે ખાસ જેમની તાબે'દારી કરતા હતા તેમને નિંદા અને ક્રોધથી) કહેશે કે અમે (દુનિયામાં) તમારા તા'બે હતા (એટલે સુધી કે દીનનો જે માર્ગ તમે અમને બતાવ્યો અમે તેના ઉપર જ ચાલ્યા અને આજે અમારા ઉપર આ મુસીબત છે) તો શું તમે અલ્લાહના અઝાબનો કોઈ હિસ્સો અમારાથી હટાવી શકો છો ? (એટલે કે જો બિલકુલ ન બચાવી શકો તો થોડી ઘણી રીતે બચાવી શકશો ?) તેઓ (જવાબમાં) કહેશે કે (અમે તમને શું બચાવીએ ? અમે પોતે જ નથી બચી શકતા, અલબત્ત) જો અલ્લાહે અમને (કોઈ) માર્ગ (બચાવવાનો) બતાવ્યો હોત તો અમે તમને પણ (તે) માર્ગ બતાવી આપ્યો હોત (અને હવે તો) આપણા સૌના માટે બંને સ્વરૂપો સરખા છે, ભલે અમે પરેશાન થઈએ (જેમકે તમારી પરેશાની فَهَلْ اَنْتُمْ مُّغْنُوْنَ થી જાહેર થાય છે અને અમારી પરેશાની તો لَوْهَدٰىنَا اللّٰهُ થી જાહેર થઈ રહી છે), ભલે સબ્ર કરીએ (બંને હાલતોમાં) આપણા બચવાનું કોઈ સ્વરૂપ નથી (બસ, આ સવાલ અને જવાબથી એ જાણ થઈ ગઈ કે કુફ્ર અપનાવના માટે તેમના વડીલો પણ પોતાના અનુયાયીઓ માટે કામ આવશે નહીં માટે આ તરીકો પણ છુટકારા માટે શક્ય ન રહ્યો) અને (જો એવો ભરોસો હોય કે અલ્લાહ સિવાયના આ ઘડી કાઢેલા મઅ્બૂદો કામ આવશે તો તેમની હાલત એ બાબતથી જાણ થઈ જશે કે) જ્યારે (કયામતમાં) બધા જ મુકદ્દમાઓનો ફૈસલો થઈ ચૂકશે (એટલે કે ઈમાનવાળા

જન્નતમાં અને કાફિરો દોઝખમાં મોકલી દેવામાં આવશે) ત્યારે (દોઝખવાળા બધા શયતાનોની પાસે કે તે પણ ત્યાં જ હશે જઈને તેની નિંદા કરશે કે તેં કમ્બખ્તે જ અમને ડૂબાડ્યા હતા, તું પણ ડૂબ્યો અને સાથે અમને પણ ડૂબાડ્યા, તે સમયે) શયતાન (જવાબમાં) કહેશે કે (મારા ઉપર તમારી નિંદા કરવી ખોટી છે કારણ કે) અલ્લાહ તઆલાએ (તમને જેટલા વાયદા કર્યા હતા બધા) સાચા વાયદા કર્યા હતા (કે કયામત આવશે અને કુફ્રથી બરબાદી થશે અને ઈમાનથી છુટકારો મળશે) અને મેં પણ તમને વાયદો કર્યો હતો (કે કયામત નહીં આવે અને તમારી કુફ્રની રીતભાત જ છુટકારાની રીતભાત છે) મેં તમારાથી તે વાયદાની વિરુદ્ધ કર્યું હતું (અને અલ્લાહ તઆલાના વાયદાઓના સત્ય હોવા ઉપર અને મારા વાયદાઓ જૂઠા હોવા ઉપર મજબૂત દલીલો સ્થાપિત થઈ ચૂકી હતી તે છતાં તમે મારા વાયદાને સાચો સમજ્યો અને અલ્લાહ તઆલાના વાયદાઓને ખોટા સમજ્યા તો તમે તમારા હાથે પોતે ડૂબ્યા) અને (જો તમે એવું કહો કે અંતે સાચા વાયદાઓને જૂઠા સમજવા અને જૂઠા વાયદાઓને સાચા સમજવાનું કારણ પણ હું જ થયો તો વાત એમ છે કે વાસ્તવમાં હું ગુમરાહ કરવા પૂરતું કારણ ચોક્કસ બન્યો છું પરંતુ એ જૂઓ કે મારા ફોસલાવ્યા પછી પણ તમને અધિકાર હતો, તમે લાચાર કે મજબૂર ન હતા તો દેખીતું છે કે) મારું તમારા ઉપર બીજું તો કંઈ જોર ચાલતું ન હતું એ સિવાય કે મેં તમને (ગુમરાહી તરફ) બોલાવ્યા હતા બસ, તમે (પોતાના અધિકારથી પોતે) મારું કહ્યું માની લીધું (જો ન માન્યું હોત તો હું તમને જબરદસ્તી ગુમરાહ કરી શકતો ન હતો, જ્યારે આ વાત સાબિત છે) તો મારા ઉપર (બધી) નિંદા ન કરો (એ રીતે કે તમે પોતાને બિલકુલ નિર્દોષ સમજવા લાગો) અને (વધારે) મલામત પોતાની જાતની કરો (કારણ કે અઝાબનું મૂળ કારણ તો તમારા પોતાના જ કૃત્યો છે અને મારું કામ તો ફક્ત એક કારણ છે જે ઘણું દૂરનું અને બિનજરૂરી છે બસ, પોતાની જાતની ટીકા કરો અને આ ટીકાનો જવાબ છે અને જો આ નિવેદનથી તેનો હેતુ મદદ અથવા તેની સહાયનો છે તો હું તમારામાંથી કોઈની કંઈ મદદ કરી શકતો નથી, બલકે હું પોતે જ મુસીબતમાં છું તથા મદદનો મોહતાજ છું પરંતુ હું જાણું છું કે કોઈ મારી મદદ નહીં કરે નહિતર હું પણ તમારી પાસેથી પોતાના માટે મદદ માંગત કારણ કે મારી પરિસ્થિતિ પણ તમારા જેવી જ છે બસ, હવે) ન તો હું તમારો મદદગાર (બની શકું) છું અને ન જ

તમે મારા મદદગાર (બની શકો) છો (અલબત્ત, જો હું તમારા શિર્કના તરીકાને સત્ય સમજું તો પણ આ સંબંધના કારણે મદદની માંગણી કરવાની સંભાવના રહી હોત પરંતુ) હું પોતે તમારી આ પ્રવૃત્તિથી બેઝાર છું (અને તેને ખોટી સમજું છું) કે તમે આનાથી પહેલાં (દુનિયામાં) મને (અલ્લાહનો) ભાગીદાર ઠરાવી દેતા હતા (એટલે કે ઈબાદત માટે મૂર્તિઓ વગેરે ઘડીને મારું એવું આજ્ઞાપાલન કરતા હતા જે અલ્લાહ તઆલાનો એકમાત્ર હક હતો બસ તે મૂર્તિઓને અલ્લાહના ભાગીદાર ઠરાવવું એક અર્થમાં શયતાનને ભાગીદાર ઠરાવવા સમાન છે બસ, મારો તમારી સાથે કોઈ સંબંધ નથી, ન તો હું તમારી સહાયતા કરી શકું છું અને ન જ તમારો મદદ માંગવાનો અધિકાર છે માટે) બેશક ! જાલિમો માટે કષ્ટદાયક અઝાબ (નક્કી) છે (બસ, અઝાબમાં પડ્યા રહો, ન તો મારી ટીકા કરવાથી કોઈ લાભની આશા રાખો અને ન જ મારી પાસેથી મદદ માંગો, તમે જે જુલમ કર્યો હતો તેને ભોગવો અને મેં જે જુલમ કર્યો હતો હું તેને ભોગવીશ અને આ વાતચીત બંધ કરો, આ ખુલાસો થયો ઈબ્લીસના જવાબનો. બસ, તેનાથી અલ્લાહ સિવાયના મઅ્બૂદોનો ભરોસો ખતમ થયો કારણ કે જે આ મઅ્બૂદોની ઈબાદતનો મૂળ સ્ત્રોત અને સ્થાપક છે અને વાસ્તવમાં ગયરૂલ્લાહની ઈબાદતથી વધારે તે જ રાજી થાય છે એટલા માટે આ જ બીના ઉપર કયામતના દિવસે જહન્નમવાસીઓ તેને જ બધું કહેશે અને સંભળાવશે અને કોઈ ગયરૂલ્લાહ મઅ્બૂદને કંઈ પણ ન કહેશે, જ્યારે તેણે જવાબ સ્પષ્ટ અને ખુલ્લો આપી દીધો ત્યારે બીજાઓ પાસેથી તો તેમને શું આશા હોઈ શકે છે ? બસ, કાફિરોના છુટકારાના બધા તરીકાઓ બંધ થઈ ચૂક્યા અને આ જ આ વિષયનો હેતુ હતો).

---

## આયત : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૨૩)

وَأُدْخِلَ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ جَنَّاتٍ تَجْرِي مِن تَحْتِهَا الْأَنْهَارُ خَالِدِينَ

فِيهَا بِإِذْنِ رَبِّهِمْ ۖ تَحِيَّتُهُمْ فِيهَا سَلَامٌ ﴿٢٣﴾

### તરજુમો :

*અને જે લોકો ઈમાન લાવ્યા હતા અને નેક કામ કર્યા હતા બગીચાઓમાં*

*દાખલ કરવામાં આવ્યા જેની નીચે નહેરો વહે છે, તેમાં પોતાના પરવરદિગારના હુકમથી હંમેશા રહે, ત્યાં તેમની મુલાકાત (વેળાના શબ્દો) "સલામ" છે. (૨૩)*

## તફસીર :

અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે નેક કર્મો કર્યા તેઓ એવા બગીચાઓમાં દાખલ કરવામાં આવશે જેની નીચે નહેરો વહેતી હશે (અને) તેઓ તેમાં પોતાના પરવરદિગારના હુકમથી હંમેશા-હંમેશા રહેશે (અને) ત્યાં તેમને "સલામ" (આ શબ્દથી) કરવામાં આવશે ("અસ્સલામુ અલયકુમ" એટલે કે પરસ્પર એકબીજાઓને પણ અને ફરિશ્તાઓ તરફથી પણ અલ્લાહ તઆલાના ફરમાનના કારણે اِلَّاقِيۡلًا سَـلٰـمًـا سَـلٰمًا ولقوله تعالٰی وَالۡمَلٰٓئِكَةُ يَدۡخُلُوۡنَ عَلَيۡهِمۡ مِّنۡ كُلِّ بَابٍ ط سَلَامٌ عَلَيۡكُمۡ بِمَا صَبَرۡتُمۡ.....).

---

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૨૪-૨૫)

| |
|---|
| اَلَمۡ تَرَ كَيۡفَ ضَرَبَ اللّٰهُ مَثَلًا كَلِمَةً طَيِّبَةً كَشَجَرَةٍ طَيِّبَةٍ اَصۡلُهَا ثَابِتٌ وَّفَرۡعُهَا فِي |
| السَّمَآءِ ﴿٢٤﴾ تُؤۡتِيۡۤ اُكُلَهَا كُلَّ حِيۡنٍۢ بِاِذۡنِ رَبِّهَا ؕ وَيَضۡرِبُ اللّٰهُ الۡاَمۡثَالَ لِلنَّاسِ لَعَلَّهُمۡ |
| يَتَذَكَّرُوۡنَ ﴿٢٥﴾ |

## તરજુમો :

*તમે જોયું નહીં અલ્લાહે એક ઉદાહરણ કેવું વર્ણન કર્યું, પવિત્ર વાત, જેમકે એક પવિત્ર વૃક્ષ; તેનું મૂળ મજબૂત છે અને ડાળ આસમાનમાં છે. (૨૪) દરેક વખતે પોતાના પરવરદિગારના હુકમથી પોતાના ફળ લાવે છે અને અલ્લાહ લોકો માટે દૃષ્ટાંતો વર્ણન કરે છે જેથી તેઓ ચિંતન કરે. (૨૫)*

## તફસીર :

શું તમને ખબર નથી (એટલે કે હવે જાણ થઈ ગઈ) કે અલ્લાહ તઆલાએ કેવું (ઉત્તમ અને યોગ્ય) ઉદાહરણ વર્ણન કર્યું છે કલિમએ તય્યિબહનું (એટલે કે તવહીદના કલિમાનું અને ઈમાનનું) કે તે એક પવિત્ર વૃક્ષ સમાન છે

(તેનો ભાવાર્થ ખજૂરનું ઝાડ હોઈ શકે છે) જેના મૂળિયાં (જમીનની અંદર) ખૂબ ઊંડે હોય છે અને તેના ડાળખાંઓ ઊંચાઈ તરફ વિકાસ પામતા હોય (અને વૃક્ષ) અલ્લાહના હુકમથી દરેક ઋતુમાં (એટલે કે જ્યારે તેની ઋતુ આવી જાય) પોતાનું ફળ આપે છે (એટલે કે ખૂબ ફૂલે-ફળે છે, કોઈ ઋતુ ખાલી નથી જતી, એ જ પ્રમાણે "કલિમએ તવહીદ" એટલે કે લા ઈલાહા ઈલ્લલ્લાહનું એક મૂળ છે, એટલે કે મો'મિનના હૃદયમાં વિશ્વાસના મૂળિયાં મજબૂતી સાથે સ્થાપિત થઈ ગયા છે અને તેના અમુક ડાળખાંઓ છે અને તે નેક અમલો છે જે ઈમાન લાવવાથી ફરજ થાય છે અને સ્વીકૃતિ પામવા આસમાન તરફ લઈ જવાય છે, પછી તેના ઉપર કાયમી ખુશીનો બદલો નક્કી થાય છે) અને અલ્લાહ તઆલા (આ પ્રકારના) ઉદાહરણો લોકો(ને બતાવવા) માટે વર્ણન કરે છે જેથી તેઓ (મૂળ હેતુને) સારી પેઠે સમજી લે (કારણ કે ઉદાહરણો અને દાખલાઓથી મૂળ હેતુની સ્પષ્ટતા થઈ જાય છે).

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૨૬ થી ૨૯)

| |
|---|
| وَمَثَلُ كَلِمَةٍ خَبِيْثَةٍ كَشَجَرَةٍ خَبِيْثَةِ اجْتُثَّتْ مِنْ فَوْقِ الْاَرْضِ مَا لَهَا مِنْ |
| قَرَارٍ ﴿٢٦﴾ يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَفِى الْاٰخِرَةِ ج |
| وَيُضِلُّ اللّٰهُ الظّٰلِمِيْنَ قف وَيَفْعَلُ اللّٰهُ مَا يَشَآءُ ﴿٢٧﴾ ع اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ بَدَّلُوْا |
| نِعْمَتَ اللّٰهِ كُفْرًا وَّاَحَلُّوْا قَوْمَهُمْ دَارَ الْبَوَارِ ﴿٢٨﴾ لا جَهَنَّمَ ج يَصْلَوْنَهَا ط وَبِئْسَ الْقَرَارُ ﴿٢٩﴾ |

### તરજુમો :

*અને ગંદી વાતનું દષ્ટાંત જેમકે ગંદુ વૃક્ષ; તેને જમીન ઉપરથી ઉખેડી લીધું, તેને કંઈ સ્થાયિત્વ નથી. (૨૬) અલ્લાહ ઈમાનવાળાઓને દુનિયાની જિંદગીમાં અને આખિરતમાં મજબૂત વાતથી મજબૂત કરે છે અને અલ્લાહ બેઈન્સાફોને ભટકાવી દે છે અને અલ્લાહ જે ઈચ્છે કરે છે. (૨૭) તમે તેમને નથી જોયા જેમણે અલ્લાહના અહેસાનનો બદલો નાશુક્રીથી કર્યો અને પોતાની કોમને તબાહીના ઘરમાં ઉતારી ? (૨૮) જે દોઝખ છે તેમાં દાખલ થશે અને તે ઘણું ખરાબ ઠેકાણું છે. (૨૯)*

## તફસીર :

અને નાપાક (ગંદી) વાતનું (એટલે કે કુફ્ર અને શિર્કના કલિમાનું) ઉદાહરણ એવું છે જેમકે એક ખરાબ વૃક્ષ હોય (ભાવાર્થ કાંટાળા થોરનું ઝાડ) કે તેને જમીનની ઉપર–ઉપરથી જ ઉખેડી લેવામાં આવે (અને) તેને (જમીનમાં) કોઈ સ્થાયિત્વ ન હોય, (આ વૃક્ષને એ આધારે ખરાબ કહ્યું કે તે વૃક્ષનો સ્વાદ અને રંગ અથવા તેના ફળની ગંધ અને રંગ ખરાબ છે આ ગુણો પવિત્રતાના વિરુદ્ધ કહેવાય અને ઉપરથી ઉખેડી લેવાનો ભાવાર્થ એ છે કે તેના મૂળિયાં દૂર સુધી ન પહોંચ્યા હોય બલકે તે ઉપર ઉપર જ રહ્યા છે, આ اَصۡلُهَا ثَابِتٌ થી વિપરીત છે અને مَا لَهَا مِنۡ قَرَارٍ આ જ તાકીદ માટે ફરમાવ્યું અને તેના ડાળખાંઓનું ઊંચે ન જવું અને તેના ફળનું تَفَكُّهَا 'ફળ તરીકે ખાવાપાત્ર' ન હોવું દેખીતું છે, આ જ હાલત કુફ્રના કલિમાની છે કે ભલે કાફિરના દિલમાં તેની જડો છે પરંતુ સત્ય સામે તે બિલકુલ પરાજિત અને પરાસ્ત થઈ જવા સમાન છે, જેમકે તેને મૂળિયાં જ ન હોય قَالَ تَعَالٰی حُجَّتُهُمۡ دَاحِضَةٌ અને કદાચ مَا لَهَا مِنۡ قَرَارٍ ના ખુલાસાથી કુફ્રની આ જ કમજોરી અને પરાજય બતાવવાનો હેતુ છે અને કારણ કે તેમના કર્મો સ્વીકૃત નથી હોતા એટલા માટે જાણે કે આ વૃક્ષની ડાળખીઓ પણ ઊંચે સુધી નથી ફેલાતી અને એ જ પ્રમાણે તેમના અમલો ઉપર અલ્લાહની ખુશી અને તેનો રાજીપો નથી હોતો એટલા માટે તેના ફળનો પણ નકાર જાહેર થાય છે, કારણ કે સ્વીકૃતિ અને રાજીપાની કાફિર માટે બિલકુલ શક્યતા નથી હોતી એટલા માટે દાખલો આપતી વખતે કુફ્રના કલીમા વિશે તેના ફળો અને ડાળખીઓનું વર્ણન છોડી દેવામાં આવ્યું, તેનાથી વિપરીત ફક્ત કુફ્રનું વર્ણન એટલા માટે થયું કે તેનું અસ્તિત્વ અનુભવી પણ શકાય છે તથા તે જિહાદ વગેરેના હુકમોમાં ભરોસાપાત્ર પણ છે, આ તે બંને વૃક્ષોનું ઉદાહરણ આવી ગયું આગળ તેની અસરનું વર્ણન છે કે) અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને આ પાકી વાત (એટલે કે કલિમએ તય્યિબહ મજબૂત મૂળિયાંવાળા વૃક્ષની બરકત)થી દુનિયામાં અને આખિરત (બંને સ્થળો)માં (દીનમાં અને કસોટીમાં) મજબૂત રાખે છે અને (કુફ્રના તે નાપાક કલિમાની નહૂસતથી) જાલિમો (એટલે કે કાફિરો)ને (બંને સ્થળે દીનમાં અને કસોટીમાં) પરાસ્ત કરે છે અને (કોઈને મજબૂત રાખવા અને તેને પરાસ્ત કરવામાં હજારો હિકમતો છે, અલબત્ત) અલ્લાહ તઆલા (પોતાની હિકમતથી)

જે ઇચ્છે છે કરે છે, શું તમે તે લોકોને નથી જોયા (એટલે કે તેમની આશ્ચર્યજનક પરિસ્થિતિ નથી જોઈ) જેમણે અલ્લાહની નેઅ્મતોના (આભાર માનવાને) બદલે કુફ્ર કર્યું (તેનો ભાવાર્થ તે મક્કાના કાફિરો છે. –કઝા ફી દૂર્રે મન્પૂર અન ઈબ્ને અબ્બાસ) અને જેમણે પોતાની કોમને હલાકતના ઘર એટલે કે જહન્નમમાં પહોંચાડયા (એટલે કે તેમને પણ કુફ્રની તા'લીમ આપી જેનાથી) તેઓ તે (જહન્નમ)માં દાખલ થશે અને તે રહેવાનું ઘણું ખરાબ ઠેકાણું છે (તેમાં ઈશારો થઈ ગયો કે તેમાં પ્રવેશ પામવો સદાના માટે અને કાયમી હશે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોથી પહેલાં એક આયતમાં અલ્લાહ તઆલાએ કાફિરોના કર્મોનું એ ઉદાહરણ વર્ણન કર્યું છે કે તેઓ રાખ જેવા છે જેના ઉપર તેજ ગતિની હવા ચાલે તો તેનો કણે–કણ હવામાં વિખરાઈને ઊડી જાય છે અને તેનું નિશાન સુદ્ધાં બાકી રહેતું નથી, પછી તેને કોઈ ભેગી કરવા અથવા તેનાથી કામ લેવા ઈચ્છે તો તે અશક્ય બની જાય છે مَثَلُ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ اَعْمَالُهُمْ كَرَمَادِ ۨ اشْتَدَّتْ بِهِ الرِّيْحُ فِيْ يَوْمٍ عَاصِفٍ ભાવાર્થ એ છે કે કાફિરોના કર્મો જે જાહેરમાં સારા પણ હોય તે પણ અલ્લાહ તઆલા સમીપ સ્વીકાર્ય નથી એટલા માટે બધું વ્યર્થ અને બેકાર છે.

ત્યાર પછી પ્રસ્તુત આયતોમાં પ્રથમ મો'મિન અને તેમના અમલોનું એક ઉદાહરણ આપવામાં આવ્યું છે, પછી કાફિરો અને મુનાફિકોના અમલોનો દાખલો આપવામાં આવ્યો. પ્રથમ આયતમાં મો'મિન અને તેમના કર્મોનું ઉદાહરણ એક એવા વૃક્ષથી આપવામાં આવ્યું છે જેનું થડ મજબૂત અને ઊંચું હોય તથા તેના મૂળિયાં ખૂબ ઊંડે સુધી ઊતર્યા હોય અને જમીનની નીચેથી પાણીના ઝરણાંઓના પાણીથી તે સીંચાતા હોય, ઊંડા મૂળિયાંઓના કારણે આ વૃક્ષને સ્થિરતા અને મજબૂતી પણ પ્રાપ્ત થઈ હોય કે હવાના સૂસવાટાથી તે પડી ન જાય અને જમીનની સપાટીથી દૂર હોવાના કારણે તેના ફળો ગંદકીથી પાક અને સ્વચ્છ રહેતા હોય, બીજું લક્ષણ આ વૃક્ષનું એ છે કે તેના ડાળખાં ઊંચાઈ ઉપર આસમાન તરફ હોય અને ત્રીજી ખાસિયત આ વૃક્ષની એ છે કે તેના ફળો દરેક સમયે દરેક પરિસ્થિતિમાં ખાઈ શકાય, આ ઝાડ કયું અને ક્યાં છે ? તેના વિશે વિવરણકારોના

વિવિધ નિવેદનો છે પરંતુ મોટે ભાગે આ ઝાડ ખજૂરનું ઝાડ હોય તેમ લાગે છે તેનું સમર્થન અનુભવ અને પ્રત્યક્ષ સાબિતીથી પણ થઈ શકે છે તથા રિવાયતો અને હદીષથી પણ. ખજૂરના ઝાડનું થડ ઊંચું હોવું તથા મજબૂત હોવું તો અનુભવની વસ્તુ છે, બધા જ જાણે છે તેના મૂળિયાંનું જમીનમાં ખૂબ ઊંડે સુધી પહોંચવું પણ ખૂબ પ્રખ્યાત બાબત છે અને તેના ફળો પણ દરેક પરિસ્થિતિમાં દરેક ઋતુમાં ખાઈ શકાય છે, જે સમયે તેનું ફળ વૃક્ષ ઉપર લાગે છે તે સમયથી તે પાકવાના સમયગાળા સુધી દરેક પરિસ્થિતિ અને દરેક સ્વરૂપમાં તેનું ફળ વિવિધ પદ્ધતિએ ચટણી અથવા અચાર (અથાણા) સ્વરૂપે પણ અથવા અન્ય રીતે ખાઈ શકાય છે, પછી ફળ પાકી ગયા પછી તેનો સંગ્રહ આખું વર્ષ કરી શકાય છે, સવાર અને સાંજ, દિવસ અને રાત, ગરમી અને ઠંડી; મતલબ કે દરેક ઋતુ અને દરેક સમયે તે કામ લાગે છે, આ વૃક્ષનો ગુદો પણ ખાઈ શકાય છે, તેનો નીરો પણ કાઢવામાં આવે છે, તેના પાંડદાઓ પણ ઘણા લાભદાયક વસ્તુઓ છે જેનાથી ચટાઈ વગેરે બને છે, તેના ઠળિયા પ્રાણીઓનો ખોરાક છે, બીજા વૃક્ષો આ ઝાડ જેવા નથી કારણ કે તે વૃક્ષોના ફળો એક ખાસ ઋતુમાં જ આવે છે અને સમાપ્ત થઈ જાય છે, તેનો સંગ્રહ નથી કરી શકાતો અને ન જ તેની દરેક વસ્તુથી લાભ ઉઠાવી શકાય છે.

તિરમિઝી, નસઈ, ઈબ્ને હબ્બાન અને હાકિમે હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે "શજ્રે તય્યિબહ" (જેનું વર્ણન કુર્આનમાં છે) ખજૂરનું ઝાડ છે અને "શજ્રે ખબીશહ" شَجَرَةً خَبِيثَةً હન્ઝલ (કાંટાળા થોર Colocynth, citrullus colocynthis)નું ઝાડ. *(મઝહરી)*

મુસ્નદે અહમદમાં હઝરત મુજાહિદ (રહ.)ની રિવાયતથી નકલ થયેલ છે કે, "હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે એક દિવસે અમે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા, કોઈ વ્યક્તિ આપ ﷺ પાસે ખજૂરના ઝાડનો માવો (થડનો ગર્ભ) લાવ્યો, તે સમયે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સવાલ કર્યો કે વૃક્ષોમાંથી એક એવું વૃક્ષ પણ છે જે મો'મિન પુરુષનું ઉદાહરણ છે (અને બુખારીની રિવાયતમાં આ સ્થળે એવું પણ વર્ણન છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તે વૃક્ષના પાંડદા કોઈપણ ઋતુમાં ખરતા નથી), બતાવો તે વૃક્ષ કયું છે ? ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે મારા દિલમાં એ આવ્યું કે, હું

કહી આપું કે તે ખજૂરનું વૃક્ષ છે પરંતુ મજલિસમાં હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) તથા અન્ય વડીલ સહાબાઓ મોજૂદ હતા, તેમને મૌન જોઈને હું બોલવાની હિંમત ન કરી શક્યો, પછી પોતે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તે ખજૂરનું વૃક્ષ છે.

મો'મિનનું ઉદાહરણ આપવાનું એક કારણ એ છે કે કલિમએ તય્યિબહમાં ઈમાન તેનું મૂળ છે જે ઘણું જ મજબૂત અને સ્થાયી છે, દુનિયાનો વા વંટોળ (દુર્ઘટનાઓ) તેને હલાવી શકતા નથી, પૂર્ણ મો'મિનોના, સહાબા (રદિ.)ના, તાબિઈન (રહ.)ના બલકે દરેક યુગના પાકા મુસલમાનોના આવા ઉદાહરણો કંઈ કમ નથી કે ઈમાનના મુકાબલામાં તેઓએ ન તો પ્રાણની પરવા કરી અને ન જ કોઈ અન્ય વસ્તુની; (ઉદાહરણ આપવાનું) બીજું કારણ તેની સફાઈ અને સ્વચ્છતા છે કે દુનિયાની ગંદકીઓ અને નાપાકીઓથી તે પ્રભાવિત નથી થતું, જેમકે મોટા વૃક્ષો ઉપર પૃથ્વીની સપાટી ઉપરની ગંદકીની કોઈ અસર નથી થતી. આ બે લક્ષણો اَصْلُهَا ثَابِتٌ નું ઉદાહરણ છે, ત્રીજું કારણ એ છે કે જેવી રીતે ખજૂરના વૃક્ષના ડાળખાંઓ ઊંચે આસમાન તરફ હોય છે મો'મિનના ઈમાનની ઊપજ એટલે કે તેના અમલો પણ આસમાન તરફ ઉઠાવવામાં આવે છે, કુર્આને કરીમમાં છે, اِلَيْهِ يَصْعَدُ الْكَلِمُ الطَّيِّبُ એટલે કે, "અલ્લાહ તઆલા તરફ ઉઠાવવામાં આવે છે પવિત્ર કલિમાઓ." મતલબ એ છે કે જે પ્રમાણે ખજૂરનું ફળ દરેક સમયે દરેક પરિસ્થિતિમાં દરેક ઋતુમાં દિવસે અને રાત્રે ખાવામાં આવે છે મો'મિનના નેક અમલો પણ દરેક સમયે દરેક ઋતુમાં અને દરેક પરિસ્થિતિમાં સવાર-સાંજ ચાલુ જ રહે છે અને જે પ્રમાણે ખજૂરના વૃક્ષની દરેક વસ્તુ લાભદાયક છે મો'મિનનું દરેક વચન અને પ્રવૃત્તિ તથા તેનું હરવું-ફરવું કે મૌન રહેવું અને તેનાથી ઉપસ્થિત થનાર અસરો સમગ્ર દુનિયા માટે લાભદાયક અને ફાયદાકારક હોય છે, શરત માત્ર એટલી છે કે તે પૂર્ણ મો'મિન હોય તથા અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺની તા'લીમનો પાબંદ હોય.

પ્રસ્તુત ચર્ચાથી જાણ થઈ કે, تُؤْتِىْ اُكُلَهَا كُلَّ حِيْنٍ માં اُكُلَ (ઉકુલ)નો ભાવાર્થ "ફળ અને ખાવા લાયક વસ્તુ" છે અને حِيْنٍ (હીન)નો ભાવાર્થ "દરેક સમયે દરેક પરિસ્થિતિમાં" છે, મોટા ભાગના વિવરણકારોએ એને જ અગ્રિમતા આપી છે, અમુક લોકોએ બીજા નિવેદનો પણ કર્યા છે.

**કાફિરોનું ઉદાહરણ :**

તેનાથી વિપરીત બીજું ઉદાહરણ કાફિરોનું شَجَرَةٌ خَبِيْثَةٌ (શજરએ ખબીશહ)થી આપવામાં આવ્યું છે, જે પ્રમાણે "કલિમતુ તય્યિબહ"નો ભાવાર્થ لَا اِلٰـهَ اِلَّا اللّٰهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ)નું કથન છે એટલે કે "ઈમાન" છે એ જ પ્રમાણે كَلِمَةً خَبِيْثَةً (કલિમએ ખબીશહ)નો ભાવાર્થ "કુફ્રના વાક્યો અને કુફ્રની પ્રવૃત્તિઓ" છે. شَجَرَةً خَبِيْثَةً (શજ્રએ ખબીશહ)નો ભાવાર્થ "હન્ઝલ" (કાંટાળા થોર –Colocynth, citrullus colocynthis)નું ઝાડ છે અને અમુકે "લસણ" વગેરેને કહ્યું છે, વલ્લાહુ અઅ્લમુ.

આ "શજ્રએ ખબીશહ"નું કુર્આને એ વર્ણન કર્યું છે કે તેના મૂળિયાં જમીનની અંદર વધારે ઊંડા નથી ઊતરતા, એટલા માટે જ્યારે કોઈ ઇચ્છે તે ઝાડને સંપૂર્ણ મૂળ સહિત જમીનમાંથી ઊખેડી શકે છે. اُجْتُثَّتْ مِنْ فَوْقِ الْاَرْضِ નો આ જ અર્થ છે, કારણ કે اُجْتُثَّتْ (ઉજતુષ્ષત્)નો મૂળ અર્થ એ છે કે "કોઈ વસ્તુને મૂળિયાં સહિત પૂરે-પૂરું ઉઠાવી લેવામાં આવે."

કાફિરના અમલો તે વૃક્ષ સાથે સરખાવવાનું કારણ દેખીતું છે કે પ્રથમ તો તેમના અકીદાઓ (માન્યતાઓ)નું કોઈ મૂળ કે પાયો જ નથી, થોડીવારમાં જ હલી જાય છે, બીજું દુનિયાની ગંદકીથી પ્રભાવિત થાય છે, ત્રીજું તેમના વૃક્ષના ફળ-ફૂલ એટલે કે તેમના અમલો અને પ્રવૃત્તિઓ અલ્લાહ સમીપ નિરર્થક છે.

**ઈમાનનો ખાસ પ્રભાવ (અસર) :**

ત્યારબાદ મો'મિનના ઈમાન અને કલિમએ તય્યિબહનો એક ખાસ પ્રભાવ બીજી આયતમાં વર્ણન કરવામાં આવ્યો છે. يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَ فِى الْاٰخِرَةِ એટલે કે, મો'મિનનો કલિમએ તય્યિબહ મજબૂત અને સ્થાયી વૃક્ષની જેમ એક પાકું અને મક્કમ વચન છે જેને અલ્લાહ તઆલા હંમેશા કાયમ અને ટકાવી રાખે છે દુનિયામાં પણ અને આખિરતમાં પણ; એ શરતે કે આ કલિમો ઈખ્લાસ સાથે કહેવામાં આવે અને "લા ઈલાહા ઈલ્લલ્લાહ"ના ભાવાર્થથી સંપૂર્ણ રીતે સમજીને અપનાવવામાં આવે.

મતલબ એ છે કે આ કલિમએ તય્યિબહ ઉપર ઈમાન રાખનારનું દુનિયામાં પણ અલ્લાહ તઆલા તરફથી સમર્થન થાય છે જેના કારણે તે મૃત્યુ

સુધી આ કલિમા ઉપર કાયમ રહે છે, ભલે તેના વિરુદ્ધ કેટલીય દુર્ઘટનાઓનો મુકાબલો કરવો પડે અને આખિરતમાં આ કલિમાને કાયમ અને ટકાવી રાખીને તેની મદદ કરવામાં આવે છે, સહીહ બુખારી અને મુસ્લિમની એક હદીષમાં છે કે આખિરતનો ભાવાર્થ આ આયતમાં "બરઝખ" એટલે કે "કબ્રની દુનિયા" છે.

**કબ્રનો અઝાબ અને સવાબ કુર્આન અને હદીષથી સાબિત છે :**

હદીષ એ છે કે "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જયારે કબ્રમાં મો'મિનને સવાલ કરવામાં આવશે તો એવા ભયાનક સ્થળે અને સખત પરિસ્થિતિમાં પણ તે અલ્લાહ તઆલાના સમર્થન અને સહાયતા વડે આ કલિમા ઉપર કાયમ રહેશે અને "લા ઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ ﷺ"ની ગવાહી આપશે" અને પછી ફરમાવ્યું કે "કુર્આનના ઈરશાદ يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَفِى الْاٰخِرَةِ નો આ જ ભાવાર્થ છે." (આ હદીષની રિવાયત હઝરત બરાઅ્ બિન આઝિબ રદિ.એ નકલ કરી છે) એ જ પ્રમાણે લગભગ ચાલીસ સહાબએ કિરામ (રદિ.) પાસેથી વિશ્વાસપાત્ર પ્રમાણો સાથે આ જ વિષયની હદીષો નકલ થઈ છે જેને ઈમામ ઈબ્ને કષીરે આ સ્થળે પોતાની તફસીરમાં ભેગી કરી છે અને શૈખ જલાલુદીન સુયૂતિ (રહ.)એ પોતાની કિતાબ رسالة التَّثْبِيْتُ عِنْدَ التَّبْيِيْت માં અને "સરહુસ્સુદૂર"માં સિત્તેર હદીષોનો હવાલો નકલ કરીને આ રિવાયતોને મજબૂત અને મુતવાતિર કહી છે, તે બધા સહાબએ કિરામ (રદિ.)એ પ્રસ્તુત આયતમાં આખિરતનો ભાવાર્થ કબ્ર (આલમે બરઝખ) અને આ આયતને કબ્રના અઝાબ અને સવાબ સંબંધિત હોવાનું ઠરાવ્યું છે.

મૃત્યુ પામ્યા અને દફન થયા પછી કબ્રમાં મનુષ્યનું પુનઃસજીવન થઈને ફરિશ્તાઓના સવાલોના જવાબ આપવા, પછી તે પરીક્ષામાં સફળતા અને નિષ્ફળતા ઉપર સવાબ અને અઝાબ થવો કુર્આન મજીદની લગભગ દશ આયતોમાં ઈશારાથી અને રસૂલે કરીમ ﷺની સિત્તેર મુતવાતિર હદીષોમાં ઘણી સ્પષ્ટતા સાથે ખુલાસાપૂર્વક ઉલ્લેખ થયો છે જેમાં મુસલમાનોને શંકા અથવા સંદેહની કોઈ સંભાવના નથી રહેતી, હવે તે સામાન્ય શંકાઓ કે જે દુનિયામાં જોનારાઓને આ સવાબ અને અઝાબ દેખાતો નથી તો તેના વિગતવાર જવાબની

અત્યારે અહીંયાં ગુંજાઇશ નથી, ઉપરછલ્લી રીતે એટલું સમજી લેવું પૂરતું છે કે કોઈ વસ્તુ નજરે ન દેખાવી એ તેનું અસ્તિત્વ ન હોવાની કોઈ દલીલ નથી, જિન્નાત અને ફરિશ્તાઓ કોઈને દેખાતા નથી પરંતુ તે મોજૂદ છે, હવા દેખાતી નથી પરંતુ તે મોજૂદ છે, જે સૃષ્ટિના અવકાશનો આ યુગમાં રૉકેટો દ્વારા સાક્ષાત્કાર થઈ રહ્યો છે તે બધું આ પહેલાં અદષ્ય જણાતું હતું પરંતુ અસ્તિત્વમાં હતું જ; સ્વપ્ન જોનાર સ્વપ્નમાં કોઈ મુસીબતમાં સપડાઈને સખત અઝાબથી બેચેન થઈ જાય છે પરંતુ પાસે બેસનારને તેની કંઈ જ ખબર નથી હોતી.

સૈદ્ધાંતિક વાત એ છે કે એક વિશ્વને બીજા વિશ્વની પરિસ્થિતિઓ ઉપર અનુમાનિત કરવું પોતે જ ખોટી વાત છે, જ્યારે સૃષ્ટિના સર્જનહારે પોતાના રસૂલ ﷺ દ્વારા બીજા વિશ્વમાં પહોંચ્યા પછી તે અઝાબ અને સવાબની ખબર આપી દીધી છે તો તેના ઉપર ઈમાન અને આસ્થા રાખવી જરૂરી છે.

આયતના અંતમાં ફરમાવ્યું, يُضِلُّ اللّٰهُ الظّٰلِمِيْنَ એટલે કે, અલ્લાહ તઆલા મો'મિનોને તો કલિમએ તય્યિબહ અને મજબૂત વચન ઉપર મક્કમ રાખે છે અને તેના પરિણામે કબ્રમાં જ તેમના માટે રાહતનો સામાન ભેગો થઈ જાય છે પરંતુ જાલિમો એટલે કે કાફિરો અને મુશ્રિકોને અલ્લાહ તઆલાની આ મદદ અને સહાય નથી મળતી, મુન્કર અને નકીરના પ્રશ્નોનો સાચો ઉત્તર આપી શકતા નથી અને પરિણામે અત્યારથી જ એક પ્રકારના અઝાબમાં સપડાઈ જાય છે.

وَيَفْعَلُ اللّٰهُ مَايَشَآءُ એટલે કે, “અલ્લાહ તઆલા જે ઇચ્છે છે તે કરે છે.” કોઈ શક્તિ નથી જે તેના ઈરાદા અને તેની ઇચ્છાને અટકાવી શકે. હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.), હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.), હુઝયફા ઈબ્ને અમાન (રદિ.) વગેરે સહાબાઓએ ફરમાવ્યું છે કે, “મો'મિન માટે એની આસ્થા રાખવી જરૂરી છે કે તેને જે જે વસ્તુઓ પ્રાપ્ત થઈ છે તે અલ્લાહના ઈરાદા અને ઇચ્છાથી પ્રાપ્ત થઈ છે, તેનું ન મળવું અશક્ય હતું; એ જ પ્રમાણે જે વસ્તુ પ્રાપ્ત નથી થઈ તેનું પ્રાપ્ત થવું શક્ય ન હતું અને ફરમાવ્યું કે જો તમને આ બાબત ઉપર વિશ્વાસ ન હોય તો તમારું ઠેકાણું જહન્નમ છે.”

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ بَدَّلُوْا نِعْمَةَ اللّٰهِ كُفْرًا وَّاَحَلُّوْا قَوْمَهُمْ دَارَ الْبَوَارِ جَهَنَّمَ يَصْلَوْنَهَا وَبِئْسَ الْقَرَارُ ط એટલે કે, “શું તમે તે લોકોને જોતા નથી જેમણે અલ્લાહ

તઆલાની નેઅ્મતોના બદલામાં કુફ્રને અપનાવી લીધું અને પોતાની કોમને જે તેમના કહ્યા ઉપર ચાલતી હતી સર્વનાશ અને બરબાદીના સ્થળે ઉતારી દીધી, તે જહન્નમમાં બળશે અને જહન્નમ ઘણું જ ખરાબ ઠેકાણું છે.''

અત્રે نِـعْـمَةَ اللّٰـهِ (નિઅ્મતુલ્લાહ)થી અલ્લાહ તઆલાની સર્વસામાન્ય નેઅ્મતો પણ ભાવાર્થ તરીકે હોઈ શકે છે જેની અનુભૂતિ અને પ્રત્યક્ષ અનુભવ દરેકને થઈ શકે છે અને જેનો સંબંધ મનુષ્યના જાહેર ફાયદાઓથી છે, જેમકે ખાવા–પીવા અને પહેરવાની ચીજવસ્તુઓ, જમીન અને મકાન વગેરે અને તે ખાસ અદષ્ય નેઅ્મતો પણ હોઈ શકે છે જે મનુષ્યના માર્ગદર્શન અને તેની સફળતા માટે અલ્લાહ તઆલા તરફથી આવી હોય, દાખલા તરીકે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો અને જે નિશાનીઓ અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતથી પોતાના અસ્તિત્વના દરેક સાંધામાં, ત્યારબાદ પૃથ્વી અને તેના અસંખ્ય સર્જનમાં અને આસમાન તથા તેના અંતવિહીન વિસ્તારમાં, મતલબ કે સમગ્ર વિશ્વમાં મનુષ્યની હિદાયતનો સામાન છે.

આ બંને પ્રકારની નેઅ્મતોનો તકાદો એ હતો કે માનવી અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતા અને કુદરતને ઓળખે, તેની નેઅ્મતોનો શુક્રગુઝાર થઈને તેના આજ્ઞાપાલનમાં લાગી જાય પરંતુ કાફિરો અને મુશ્રિકોએ નેઅ્મતોનો મુકાબલો શુક્રના બદલે નેઅ્મતોના ઈન્કાર અને બળવાખોરી તથા નાફરમાનીથી કર્યો કે તેમણે પોતાની કોમને સર્વનાશ અને બરબાદીના સ્થળે ધકેલી દીધી અને પોતે પણ હલાક થયા.

## હુકમો અને માર્ગદર્શનો :

આ ત્રણે આયતોમાં "તવહીદ" અને "કલિમએ તય્યિબહ" લા ઈલાહા ઈલ્લલ્લાહની શ્રેષ્ઠતા અને ફઝીલત તથા તેની બરકત અને લાભા–લાભ તથા તેના ઈન્કારની નહૂસત અને ખરાબ પરિણામનું વર્ણન થયું છે કે, તવહીદ એવી કદી ન નષ્ટ થનારી દોલત છે જેની બરકતથી દુનિયામાં અલ્લાહ તઆલાનું સમર્થન પ્રાપ્ત થાય છે અને આખિરત તથા કબ્રમાં પણ સહાયતા મળે છે અને તેનો ઈન્કાર અલ્લાહ તઆલાની નેઅ્મતોને અઝાબમાં પરિવર્તિત કરી નાંખવા સમાન છે.

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. 30 થી 3૪)

وَجَعَلُوْا لِلّٰهِ اَنْدَادًا لِّيُضِلُّوْا عَنْ سَبِيْلِهٖ ؕ قُلْ تَمَتَّعُوْا فَاِنَّ مَصِيْرَكُمْ اِلَى النَّارِ ﴿۳۰﴾
قُلْ لِّعِبَادِيَ الَّذِيْنَ اٰمَنُوْا يُقِيْمُوا الصَّلٰوةَ وَيُنْفِقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّعَلَانِيَةً مِّنْ قَبْلِ
اَنْ يَّاْتِيَ يَوْمٌ لَّا بَيْعٌ فِيْهِ وَلَا خِلٰلٌ ﴿۳۱﴾ اَللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَاَنْزَلَ مِنَ
السَّمَآءِ مَآءً فَاَخْرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ وَسَخَّرَ لَكُمُ الْفُلْكَ لِتَجْرِيَ فِي الْبَحْرِ
بِاَمْرِهٖ ۚ وَسَخَّرَ لَكُمُ الْاَنْهٰرَ ﴿۳۲﴾ وَسَخَّرَ لَكُمُ الشَّمْسَ وَالْقَمَرَ دَآئِبَيْنِ ۚ وَسَخَّرَ لَكُمُ الَّيْلَ
وَالنَّهَارَ ﴿۳۳﴾ وَاٰتٰىكُمْ مِّنْ كُلِّ مَا سَاَلْتُمُوْهُ ؕ وَاِنْ تَعُدُّوْا نِعْمَتَ اللّٰهِ لَا تُحْصُوْهَا ؕ اِنَّ الْاِنْسَانَ
لَظَلُوْمٌ كَفَّارٌ ﴿۳۴﴾ ع

ع ۱۸

## તરજુમો :

*અને અલ્લાહના માટે સમકક્ષ ઠરાવ્યા કે લોકોને તેના માર્ગથી ભટકાવે; તમે કહો, મોજમજા કરી લો ! પછી તમારે આગ તરફ પાછા ફરવાનું છે. (૩૦) મારા બંદાઓને કહી આપો જેઓ ઈમાન લાવ્યા છે, નમાઝ કાયમ રાખે અને અમારી આપેલી રોજીમાંથી ખર્ચ કરે છુપો અને જાહેર, એ પહેલાં કે તે દિવસ આવે જેમાં ન સોદો છે ન દોસ્તી. (૩૧) અલ્લાહ તે છે જેણે આસમાન અને જમીન બનાવ્યા અને આસમાનથી પાણી ઉતાર્યું, પછી એમાંથી તમારી રોજી કાઢી, મેવાઓ; અને વહાણને તમારા કહેવામાં કર્યા કે દરિયામાં તેના હુકમથી ચાલે અને નદીઓને તમારા કામે લગાવી દીધી. (૩૨) અને સૂરજ અને ચાંદને તમારા કામમાં લગાવી દીધા બરાબર એક નિયમ પ્રમાણે અને રાત અને દિવસને તમારા કામમાં લગાવી દીધા. (૩૩) અને તમને દરેક વસ્તુમાંથી આપ્યું જે તમે માંગ્યું અને જો અલ્લાહના અહેસાન ગણો તો પૂરા ન કરી શકો, બેશક ! માનવી ઘણો અન્યાયી નાશુક્રો છે. (૩૪)*

## તફસીર :

અને (ઉપર જે કહેવામાં આવ્યું છે તે લોકોએ નેઅ્મતનો શુક્ર કરવાના બદલે કુફ્ર કર્યું અને પોતાની કોમને જહન્નમમાં પહોંચાડી તે કુફ્ર અને જહન્નમમાં પહોંચાડવાનું વર્ણન એ છે કે) તે લોકોએ અલ્લાહના ભાગીદાર ઠરાવી દીધા જેથી (અન્યોને પણ) તેના દીનથી ગુમરાહ કરે (બસ, ભાગીદાર ઠરાવી દેવું કુફ્ર છે અને બીજાઓને ગુમરાહ કરવું જહન્નમમાં પહોંચાડવું છે) તમે (તે સૌને) કહી આપો કે થોડા દિવસ લાભ લઈ લો કારણ કે અંતે પરિણામે તમારે દોઝખમાં જવાનું છે (લાભનો અર્થ કુફ્રની પરિસ્થિતિમાં રહેવું છે, કારણ કે દરેક વ્યક્તિને પોતાના ધર્મમાં રહેવામાં મજા આવે છે અને થોડો સમય કુફ્ર કરી લો આ તેમને ચેતવણીરૂપે છે અને શબ્દ "કારણ કે" નો એ મતલબ છે કે કારણ કે જહન્નમમાં જવું તમારા માટે જરૂરી છે એટલા માટે તમારું કુફ્રથી અટકી જવું મુશ્કેલ છે. ખૈર, હજુ થોડા દિવસો પસાર કરી લો પછી તમારે આ મુસીબતનો સામનો કરવાનો જ છે) જે મારા ખાસ ઈમાનવાળા બંદાઓ છે (આ નેઅ્મતોની નાશુક્રીના વબાલથી ચેતવણી આપીને સુરક્ષિત રાખવા માટે) તેમને કહી આપો કે તે (અલ્લાહની નેઅ્મતોનો એવી રીતે શુક્ર અદા કરતા રહે કે) નમાઝની પાબંદી રાખે અને અમે જે કંઈ તેમને આપ્યું છે તેમાંથી (શરીઅતના નિયમ પ્રમાણે) ગુપ્ત રીતે અને જાહેરમાં (જેવી તક હોય) ખર્ચ કર્યા કરે એવો દિવસ આવતા પહેલાં-પહેલાં જેમાં ન તો ખરીદ-વેચાણ થશે અને ન જ મિત્રતા થશે, (મતલબ એ છે કે શારીરિક ઈબાદતો અને આર્થિક ઈબાદતોને અદા કરતા રહે અને નેઅ્મતોનો શુક્ર આ જ છે) અલ્લાહ એવો છે જેણે આસમાનો અને જમીનને પેદા કર્યા અને આસમાનથી પાણી વરસાવ્યું, પછી તે પાણીથી ફળોના પ્રકારોથી તમારા માટે રોજી પેદા કરી અને તમારા નફા માટે વહાણ (અને જહાજો)ને (પોતાની શક્તિના) આધીન બનાવી દીધા જેથી તે અલ્લાહના હુકમ (અને શક્તિ) વડે દરિયામાં ચાલે (અને તમારો વેપાર અને મુસાફરીનો હેતુ પ્રાપ્ત થાય) અને તમારા લાભ માટે નહેરોને (પોતાની કુદરતના) આધીન બનાવી (જેથી તેમાંથી પાણી પીઓ અને જમીનને સીંચો અને તેમાં વહાણ ચલાવો) અને તમારા લાભ માટે સૂરજ અને ચંદ્રને (પોતાની કુદરતના) આધીન બનાવ્યા જે હંમેશા ગતિમાં જ રહે છે (જેથી તમને પ્રકાશ અને ગરમી વગેરેનો લાભ થાય) અને તમારા લાભ

માટે રાત અને દિવસને (પોતાની શક્તિના) આધીન બનાવ્યા (જેથી તમને ધંધો-રોજગાર અને રાહતનો લાભ પ્રાપ્ત થાય) અને જે-જે વસ્તુઓ તમે માંગી (અને જે તમારી પરિસ્થિતિ માટે યોગ્ય હતી) તમને દરેક વસ્તુ આપી અને (પ્રસ્તુત વસ્તુઓ સુધી જ શા માટે તેની નેઅ્મતો મર્યાદિત રહે, બલકે) અલ્લાહ તઆલાની નેઅ્મતો (તો એવી અસંખ્ય છે કે) જો (તેમને) ગણવા લાગો તો ગણતરી પણ ન કરી શકાય (પરંતુ) સત્ય એ છે કે મનુષ્ય ઘણો જ અન્યાયી, ઘણો જ નાશુક્રો છે (અલ્લાહ તઆલાની નેઅ્મતોની કદર નથી કરતો અને ઉપકાર નથી માનતો બલકે તેનાથી ઊલટું કુફ્ર અને ગુનાહો કરવા માંડે છે જેમકે ઉપર આવ્યું છે اَلَمْ تَرَاِلَى الَّذِيْنَ بَدَّلُوْا نِعْمَةَ اللّٰهِ كُفْرًا)

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ ઈબ્રાહીમની શરૂઆતમાં રિસાલત અને નુબુવ્વત તથા અલ્લાહ તરફ પાછા વળવાના અને આખિરત વિશેના વિષયો હતા, ત્યારબાદ તવહીદની શ્રેષ્ઠતા અને કુફ્ર તથા શિર્કના કલિમાની નીંદાનું વર્ણન દાખલાઓ દ્વારા આપવામાં આવ્યું, ત્યારબાદ મુશ્રિકોની ટીકા એ વાત ઉપર કરવામાં આવી કે તેમણે અલ્લાહ તઆલાની નેઅ્મતોનો શુક્ર અદા કરવાના બદલે નાશુક્રી અને કુફ્રનો માર્ગ અપનાવ્યો.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં કાફિરો અને મુશ્રિકોની ટીકા અને તેમના ખરાબ પરિણામનું વર્ણન છે, બીજી આયતમાં મો'મિનોની શ્રેષ્ઠતા અને તેનો શુક્ર અદા કરવા માટે અલ્લાહના અમુક હુકમોની તાકીદ કરવામાં આવી છે. ત્રીજી, ચોથી અને પાંચમી આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની મહાન નેઅ્મતોનું વર્ણન કરીને એ બાબત ઉપર પ્રોત્સાહન આપવામાં આવ્યું છે કે અલ્લાહની નેઅ્મતોને તેની નાફરમાનીમાં ખર્ચ ન કરો.

## વિવરણ અને ખુલાસો :

اَنْدَادً (અનદાદ) એ نِدّ (નિદ)નું બહુવચન છે, જેનો અર્થ સમાન અથવા સમકક્ષનો થાય છે, મૂર્તિઓને "અનદાદ" એટલા માટે કહેવામાં આવે છે કે મુશ્રિકોએ તેને પોતાના આચરણમાં અલ્લાહ સમકક્ષ ઠરાવી રાખી હતી, تَمَتُّعُ (તમત્તુઅ્)નો અર્થ કોઈ વસ્તુથી અમુક દિવસ કામચલાઉ લાભ પ્રાપ્ત કરવાનો

થાય છે, આ આયતમાં મુશ્રિકોની તે ખોટી માન્યતાનો નકાર છે કે તેમણે મૂર્તિઓને અલ્લાહ સમકક્ષ અને તેની ભાગીદાર ઠરાવી દીધી અને રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો કે તે લોકોને બતાવી આપે કે તેનું પરિણામ શું આવવાનું છે ? ફરમાવ્યું કે, અમુક દિવસ દુનિયાની નેઅ્મતોનો લાભ ઉઠાવી લો પરંતુ તમારું ઠેકાણું જહન્નમની આગ છે.

બીજી આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન છે કે, (મક્કાના કાફિરોએ તો અલ્લાહની નેઅ્મતને કુફ્રથી બદલી નાંખી) આપ ﷺ મારા મો'મિન બંદાઓને કહી આપો કે નમાઝની પાબંદી રાખે અને અમે જે રોજી તેમને આપી છે તેમાંથી અલ્લાહના માર્ગમાં ખર્ચ કર્યા કરે ગુપ્ત રીતે અને જાહેરમાં. આ આયતમાં મો'મિન બંદાઓ માટે ઘણી મોટી ખુશખબરી અને સન્માન (બહુમાન) છે, પ્રથમ એ કે અલ્લાહ તઆલાએ તેમને પોતાના બંદા કહીને પોકાર્યા, વળી સિફતે ઈમાનની સાથે સંબંધ જોડ્યો, પછી તેમને કાયમી રાહત અને પ્રતિષ્ઠા પામવા માટેની રીત બતાવી કે નમાઝની પાબંદી કરે, ન તો તેના સમયમાં આળસ (સુસ્તી) કરે અને ન જ તેના અરકાનોમાં અને અદબમાં આળસ કરે તથા અલ્લાહની જ આપેલી રોજીમાંથી અમુક તેના માર્ગમાં પણ ખર્ચ કર્યા કરે, ખર્ચ કરવાના બંને સ્વરૂપોને જાઇઝ ઠરાવ્યા કે ગુપ્ત રીતે પણ સદકહ-ખયરાત કરે અથવા જાહેરમાં ખુલ્લી રીતે ખર્ચ કરે. અમુક ઉલમાએ ફરમાવ્યું કે ફરજ ઝકાત અને સદકતુલ ફિત્ર વગેરે જાહેરમાં આપવું જોઈએ જેથી બીજાઓને પ્રેરણા થાય અને નફલ સદકાઓ ખયરાત વગેરે ગુપ્ત રીતે આપવું ઉત્તમ છે કે તેમાં નામના કે શોહરતનો ભય ન રહે અને અસલ આધાર નિય્યત તથા પરિસ્થિતિ ઉપર છે, જો જાહેર કરીને ખુલ્લમ-ખુલ્લું આપવામાં નામના અથવા શોહરતની વૃત્તિ આવી જાય તો સદકહની ફઝીલત ખતમ થઈ જશે, ભલે તે ફરજ હોય અથવા નફલ અને જો નિય્યત એ હોય કે બીજાઓને પ્રેરણા મળે તો ફરજ અને નફલ બંનેમાં જાહેરાત કરીને અથવા ખુલ્લમ-ખુલ્લું આપવું જાઇઝ છે.

مِنۡ قَبۡلِ اَنۡ یَّاۡتِیَ یَوۡمٌ لَّا بَیۡعٌ فِیۡهِ وَلَا خِلٰلٌ શબ્દ خِلٰلٌ (ખિલાલ) એ خُلَّةٌ (ખુલ્લતુન)નું બહુવચન પણ હોઈ શકે છે જેનો અર્થ નિઃસ્વાર્થ મિત્રતા થાય છે અને આ શબ્દને સર્વનામના સ્વરૂપમાં مُفَاعَلَةٌ (મુફાઅલહ)નું ક્રિયાપદ પણ કહેવામાં આવે છે, જેમકે قِتَالٌ (કિતાલ) دِفَاعٌ (દિફાઅ્) વગેરે. આ સ્વરૂપમાં

તેનો અર્થ બે વ્યક્તિઓમાં પરસ્પર નિખાલસતાપૂર્ણ મિત્રતા કરવાનો થશે, આ વાક્યનો સંબંધ ઉપર વર્ણન થયેલ બંને હુકમો એટલે કે નમાઝ અને સદકહ સાથે છે.

મતલબ એ છે કે આજે તો અલ્લાહ તઆલાએ ફુરસદની તાકાત આપી રાખી છે કે નમાઝ અદા કરો અને પાછલી ઉંમરમાં બેદરકારીના કારણે કોઈ નમાઝ રહી ગઈ હોય તો તેની કઝા કરો, એ જ પ્રમાણે આજે માલ તમારી મિલકત તમારા કબ્જામાં છે તેને અલ્લાહના માટે ખર્ચ કરીને કાયમી જિંદગીનું કામ બનાવી શકો છો પરંતુ તે દિવસ નજીક આવી રહ્યો છે જ્યારે કે આ બંને શક્તિઓ અને તમારું આધિપત્ય તમારી પાસેથી લઈ લેવામાં આવશે, ન તો તમારું શરીર નમાઝ પઢવાના પાત્ર રહેશે અને ન જ તમારી મિલકત તમારી રહેશે અને ન જ તમારા કબ્જામાં કોઈ માલ રહેશે કે જેનાથી કોઈના ડૂબાડેલા હકને અદા કરી શકો અને તે દિવસે કોઈ ખરીદ-વેચાણ અને લે-વેચ પણ નહિ થઈ કે કોઈ એવી વસ્તુ ખરીદી લો જેના દ્વારા તે ઉણપો અને ગુનાહોનો કફ્ફારો અદા કરી શકો અને તે દિવસે પરસ્પરના મિત્રતાના સંબંધો પણ કામ આવી શકશે નહીં, કોઈ વહાલો મિત્ર કોઈના ગુનાહોનો ભાર ઉઠાવી નહીં શકે અને ન જ તેના ઉપરથી અઝાબને હટાવી શકશે.

"તે દિવસ"નો ભાવાર્થ દેખીતું છે કે "હશ્ર અને કયામત"નો દિવસ છે અને એ પણ કહી શકાય છે કે એ મોતનો દિવસ હોય, કારણ કે આ બધા ચિહ્નો મોતના સમયથી જ શરૂ થઈ જાય છે, ન તો શરીરમાં કોઈ અમલ કરવાની ક્ષમતા બાકી રહે છે અને ન જ તેનો માલ તેની મિલકતમાં રહે છે.

**હુકમો અને માર્ગદર્શનો :**

આ આયતમાં જે આ ઈશારો છે કે કયામતના દિવસે કોઈની મિત્રતા કામ આવશે નહીં, તેનો અર્થ એ છે કે ફક્ત દુનિયાની દોસ્તીઓ તે દિવસે કામ નહીં આવે પરંતુ જે લોકોની મિત્રતા અને સંબંધો માત્ર અલ્લાહ માટે અને તેના દીનના કાર્યો માટે હોય તેમની દોસ્તી તે સમયે પણ કામ આવશે કે અલ્લાહ તઆલાના નેક અને સ્વીકૃત બંદાઓ અન્યોની સિફારસ કરશે, જેમકે ઘણી બધી હદીસોમાં નકલ થયું છે, કુર્આનમાં ઈશારો છે اَلْاَخِلَّاءُ يَوْمَئِذٍۢ بَعْضُهُمْ لِبَعْضٍ عَدُوٌّ اِلَّا الْمُتَّقِيْنَ

એટલે કે, તે લોકો દુનિયામાં પરસ્પર મિત્રો હતા, આજે એકબીજાના શત્રુ બની ગયા કે એવું ઇચ્છે છે કે દોસ્ત ઉપર પોતાનો ગુનોહ નાંખીને પોતે છૂટી જાય પરંતુ તે લોકો જેઓ તક્વો ઇખ્તિયાર કરે છે કારણ કે તકવાવાળા લોકો ત્યાં પણ એકબીજાની મદદ સિફારસરૂપે કરી શકશે.

ત્રીજી, ચોથી અને પાંચમી આયતોમાં અલ્લાહ તઆલાની મોટી–મોટી નેઅ્મતોને યાદ અપાવીને માનવીને તેની ઇબાદત અને આજ્ઞાપાલન તરફ આમંત્રણ આપવામાં આવ્યું છે. ઇરશાદ છે કે અલ્લાહ તઆલા જ તે જાત છે જેણે આસમાન અને પૃથ્વીને પેદા કર્યા જેના ઉપર મનુષ્યના અસ્તિતવની શરૂઆત અને તેનું ટકી રહેવું અવલંબિત છે, પછી આસમાનથી પાણી ઉતાર્યું જેના દ્વારા જાત–જાતના ફળો પેદા કર્યા જેથી તમારી રોજી (ખોરાક) બની શકે, શબ્દ ثَمَرَاتٌ (ષમરાત) એ ثَمَرَةٌ (ષમરહ)નું બહુવચન છે, દરેક વસ્તુથી પ્રાપ્ત થનાર પરિણામને તે વસ્તુનો "ષમરહ" કહેવામાં આવે છે, એટલા માટે "ષમરહ"ના શબ્દમાં દરેક તે વસ્તુ પણ સામેલ છે જે મનુષ્યનો ખોરાક બની શકે છે અને તે વસ્તુઓ પણ જે તેનો પોષાક બને છે અને તે ચીજ–વસ્તુઓ પણ જેનાથી તેના રહેવા–સહેવાનું મકાન બને છે, કારણ કે શબ્દ رزق (રિઝ્ક) જે આ આયતમાં ઉલ્લેખાયો છે એ માનવીની બધી જ જરૂરિયાતો ઉપર છવાયેલો છે અને તેમાં દરેક જીવનનિર્વાહની વસ્તુ સામેલ છે. *(મઝહરી)*

ત્યારબાદ ફરમાવ્યું કે અલ્લાહ જલ્લ શા'નુહૂએ જ વહાણો અને જહાજોને તમારા કામમાં લગાડ્યા કે તે અલ્લાહના હુકમથી દરિયાઓમાં હરે–ફરે છે, શબ્દ سَخَّرَ (સખ્ખર) જે આ આયતમાં આવ્યો છે તેનો ભાવાર્થ એ જ છે કે અલ્લાહ તઆલાએ આ વસ્તુઓનો ઉપયોગ તમારા માટે સરળ બનાવી દીધો છે. લાકડું, લોખંડ અને તેનાથી વહાણ અથવા જહાજ બનાવવાના યંત્રો અને ઓજારો અને તેનાથી સાચું કામ લેવાની બુદ્ધિ તથા સમજદારી, આ બધી વસ્તુઓ તેની જ આપેલી છે, એટલા માટે આ વસ્તુઓની ઉપલબ્ધી ઉપર ગર્વ ન કરે કે અમે તેનું સંશોધન કર્યું છે અને બનાવ્યું છે, કારણ કે જે વસ્તુઓથી તેમાં કામ લેવામાં આવ્યું છે તેમાંથી કોઈપણ વસ્તુ તમે ઉત્પન્ન કરેલ નથી અને ન જ તમે ઉત્પન્ન કરી શકો છો, સૃષ્ટિના સર્જનહારે બનાવેલ લાકડું, લોઢું, તાંબુ, પિત્તળને જ ઉપયોગમાં લાવી આ સંશોધનનું ગર્વ પોતાના નામે કરી રહ્યા છો, નહિતર વાસ્તવિકતા જુઓ

તો પોતે તમારું અસ્તિત્વ તમારા હાથ-પગ, તમારું દિમાગ અને બુદ્ધિ પણ તમારી બનાવેલી નથી.

ત્યારબાદ ફરમાવ્યું કે અમે તમારા માટે સૂર્ય અને ચંદ્રને કામે લગાડયા છે, આ બંને હંમેશા એક નિશ્ચિત ગતિમાં ચાલતા રહે છે. دَائِبَيۡن (દાઈબયૂન) તે دَأْب (દાબ)થી બન્યો છે જેનો અર્થ "આદત" છે. ભાવાર્થ એ છે કે દરેક સમયે દરેક પરિસ્થિતિમાં ગતિ કરતા રહેવું આ બંને અવકાશી પદાર્થોની ટેવ બનાવી દેવામાં આવી છે કે ક્યારેય તે તેના વિરુદ્ધ કરતા નથી, કામે લગાડવાનો એ અર્થ નથી કે તે તમારા હુકમ અને ઈશારા ઉપર ચાલ્યા કરે, કારણ કે જો સૂર્ય અને ચંદ્રને આ પ્રમાણે મનુષ્યના હુકમ આધીન કરી દેવામાં આવે કે તે તેના ઈશારાથી ચાલે તો મનુષ્યોના પરસ્પરના વિરોધ અને વાદ-વિવાદનું એ પરિણામ આવ્યું હોત કે એક માનવી એવું કહેતો હોત કે આજે સૂર્ય બે કલાક પછી નીકળશે કારણ કે રાતમાં વધારે કામ છે, બીજો એવું ઈચ્છતો હોત કે બે કલાક વહેલો નીકળે કે દિવસે વધારે કામ છે, એટલા માટે અલ્લાહ રબ્બુલ ઈજ્જતે આસમાન અને તારાઓને મનુષ્યના લાભ માટે તો બનાવ્યા પરંતુ એ અર્થમાં કામે લગાડ્યા કે દરેક સમયે દરેક પરિસ્થિતિમાં અલ્લાહની હિકમત અને હુકમ હેઠળ મનુષ્યના કાર્યમાં લાગેલા રહે છે, એવું નથી કે તેનું ઊગવું, આથમવું અથવા તેની ગતિ મનુષ્યની મરજીના તા'બે થઈ જાય.

એ જ પ્રમાણે એ ઈરશાદ છે કે અમે રાત અને દિવસને તમારા માટે કામે લગાડ્યા, તેનો ભાવાર્થ પણ એ જ છે કે તે બંનેને મનુષ્યની સેવા અને રાહતના કાર્યમાં લગાડ્યા.

وَاٰتٰـكُمۡ مِّنۡ كُلِّ مَاسَاَلۡتُمُوۡهُ એટલે કે, અલ્લાહ તઆલાએ તમને દરેક તે વસ્તુમાંથી આપ્યું જે તમે માંગ્યું, જો કે અલ્લાહ તઆલાની બખ્શીશ અને ઈનામો કોઈના માંગવા ઉપર અવલંબિત નથી, આપણે તો આપણું પોતાનું અસ્તિત્વ પણ માંગ્યું ન હતું, તેણે જ પોતાની કૃપા વડે વણમાંગે અર્પણ કર્યું.

مانبودیم وتقاضا مانبود ؛ لطفِ تو ناگفتۂ ما می شنود

એ જ રીતે આસમાન, જમીન, ચાંદ, સૂર્ય વગેરે પેદા કરવાની દુઆ કોણે માંગી હતી ? આ બધું કંઈ માલિકે વિના માંગ્યે જ આપી દીધું છે એટલા જ માટે કાઝી બયઝાવી (રહ.)એ આ શબ્દનો એ ભાવાર્થ વર્ણન કર્યો છે કે, અલ્લાહ

તઆલાએ તમને દરેક તે વસ્તુ આપી જે માંગવાપાત્ર છે ભલે તમે તે માંગ્યું ન હોય, પરંતુ જો શબ્દોનો જાહેર અર્થ ભાવાર્થ તરીકે હોય તો એમાં પણ કોઈ શંકા નથી કે સામાન્ય રીતે માનવી જે કંઈ માંગે અથવા અપેક્ષા રાખે છે મોટે ભાગે તો તેને આપી જ દેવામાં આવે છે અને જ્યારે તેનો સવાલ પોતાના જાહેર સ્વરૂપમાં પૂર્ણ કરવામાં નથી આવતો, તેમાં તે વ્યક્તિ માટે અથવા તો સમગ્ર વિશ્વ માટે કોઈ મસ્લિહત હોય છે જેનું તેને જ્ઞાન નથી હોતું, પરંતુ સર્વજ્ઞ અને સર્વવ્યાપી અલ્લાહ જ જાણે છે કે જો તેનો આ સવાલ પૂરો કરવામાં આવ્યો તો પોતે તેના માટે અથવા તેના કુટુંબ માટે અથવા સમગ્ર વિશ્વ માટે તે નુકસાનકારક બની જશે, આવા સ્વરૂપમાં સવાલ પૂરો ન કરવો જ મોટી નેઅ્મત હોય છે પરંતુ મનુષ્ય પોતાના અધૂરા જ્ઞાનના કારણે તેને જાણી શકતો નથી એટલા માટે તે દિલગીર થાય છે.

وَإِنْ تَعُدُّوا نِعْمَةَ اللّٰهِ لَا تُحْصُوهَا એટલે કે, અલ્લાહ તઆલાની નેઅ્મતો માનવી ઉપર એ પ્રમાણે છે કે બધા મનુષ્ય મળીને તેની ગણતરી કરવા ઈચ્છે તો પણ ગણી ન શકે, મનુષ્ય પોતાના અસ્તિત્વમાં જ પોતે એક નાની સરખી દુનિયા છે; તેની આંખો, નાક, કાન, હાથ, પગ અને શરીરના દરેક સાંધાઓ બલકે પ્રત્યેક નસો અને વહેતા લોહીમાં બલકે માનવ શરીરના પ્રત્યેક તંત્રમાં અલ્લાહ રબ્બુલ ઈજ્જતની અંતવિહીન નેઅ્મતો રહેલી છે જેનાથી આ હરતા-ફરતા કરોડો નાજુક યંત્રોની આશ્ચર્યજનક ફેક્ટરીઓ દરેક સમયે કાર્યમાં પ્રવૃત્ત છે, પછી આસમાન અને પૃથ્વી તથા તેનામાં રહેલી કુદરતની મખ્લૂક, સમંદર-પહાડની મખ્લૂક, જે આધુનિક સંશોધનો દ્વારા અને તેમાં પોતાના જીવનનું સમર્પણ કરનારા હજારો નિષ્ણાતો પણ તેનો તાગ મેળવી નથી શકતા, પછી આ નેઅ્મતો ફક્ત એટલી જ નથી જે સામાન્ય રીતે યોગ્ય સ્વરૂપે નેઅ્મત સમજવામાં આવે છે બલકે દરેક બીમારી, દરેક તકલીફ, દરેક મુસીબત, દરેક રંજ-ગમથી સુરક્ષિત રહેવું એક આગવી નેઅ્મત છે, એક વ્યક્તિને કેટલા પ્રકારની બીમારીઓ અને કેટલા પ્રકારની શારીરિક અને માનસિક તકલીફો દુનિયામાં પડી શકે છે તેની ગણતરી એક વ્યક્તિથી નથી થઈ શકતી, તેનાથી અંદાજો લગાવી શકાય છે કે અલ્લાહ તઆલાની સંપૂર્ણ નેઅ્મતો અને ઈનામોની ગણતરી કઈ રીતે કરી શકાય ?!

ન્યાયનો તકાદો એ હતો કે અસંખ્ય નેઅ્મતોના બદલામાં અસંખ્ય ઈબાદતો અને અસંખ્ય શુક્ર જરૂરી હોત પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહૂએ અશક્ત માનવીની અશક્તિને ધ્યાને રાખી; જ્યારે તે વાસ્તવિકતા ઉપર દષ્ટિપાત કરીને એવો સ્વીકાર કરી લે કે વાજિબ શુક્રથી છૂટી જવું તેના કાબૂમાં નથી ત્યારે આ જ સ્વીકૃતિને શુક્ર અદા કરવા સમાન ઠરાવી દેવામાં આવ્યું, જેમકે અલ્લાહ તઆલાએ હઝરત દાવુદ (અલૈ.)ના આવા જ સ્વીકાર ઉપર ઈરશાદ ફરમાવ્યો કે يَادَاوٗدُ اَلْاٰنَ قَدْشَكَرْتَ એટલે કે, આ સ્વીકાર કરી લેવો જ શુક્ર અદા કરવા માટે પૂરતો છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, اِنَّ الْاِنْسَانَ لَظَلُوْمٌ كَفَّارٌ એટલે કે, "ઈન્સાન ઘણો જ અન્યાયી અને ઘણો નાશુક્રો છે." એટલે કે, ઈન્સાફનો તકાદો તો એ હતો કે કોઈ તકલીફ અને મુસીબત પડે તો સબ્ર અને શાંતિથી કામ લે, જીભ અને દિલને ફરિયાદથી પાક રાખે અને સમજે કે જે કંઈ થયું છે એક સમગ્ર વિશ્વના શાસક તથા હિકમતવાળા તરફથી આવ્યું છે, તે પણ હિકમતના તકાદાની બીનાએ એક નેઅ્મત જ છે અને જ્યારે કોઈ રાહત અને નેઅ્મત મળે તો દિલ અને જીભ તેનો આભાર માને, પરંતુ સામાન્ય માણસની ટેવ એનાથી વિપરીત છે કે થોડી મુસીબત અને તકલીફ પડી જાય ત્યારે બેસબ્રી કરવા માંડે છે અને બધાને કહેતો ફરે છે અને થોડી નેઅ્મત અને દોલત મળી જાય તો તેમાં મસ્ત બનીને અલ્લાહ તઆલાને ભૂલાવી દે છે, એટલા માટે મુખ્લિસ મો'મિનોની સિફત પાછલી આયતમાં صَبَّارٌ (સબ્બાર-સબ્ર કરનાર) અને شَكُوْرٌ (શકૂર-શુક્ર કરનાર) બતાવવામાં આવી છે.

---

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૩૫ થી ૪૧)

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ اٰمِنًا وَّاجْنُبْنِيْ وَبَنِيَّ اَنْ نَّعْبُدَ الْاَصْنَامَ ﴿٣٥﴾
رَبِّ اِنَّهُنَّ اَضْلَلْنَ كَثِيْرًا مِّنَ النَّاسِ ۚ فَمَنْ تَبِعَنِيْ فَاِنَّهٗ مِنِّيْ ۚ وَمَنْ عَصَانِيْ فَاِنَّكَ غَفُوْرٌ
رَّحِيْمٌ ﴿٣٦﴾ رَبَّنَآ اِنِّيْٓ اَسْكَنْتُ مِنْ ذُرِّيَّتِيْ بِوَادٍ غَيْرِ ذِيْ زَرْعٍ عِنْدَ بَيْتِكَ الْمُحَرَّمِ ۙ رَبَّنَا

لِيُقِيمُوا الصَّلٰوةَ فَاجْعَلْ اَفْـِٕدَةً مِّنَ النَّاسِ تَهْوِيْۤ اِلَيْهِمْ وَارْزُقْهُمْ مِّنَ الثَّمَرٰتِ
لَعَلَّهُمْ يَشْكُرُوْنَ ﴿٣٧﴾ رَبَّنَآ اِنَّكَ تَعْلَمُ مَا نُخْفِيْ وَمَا نُعْلِنُ ؕ وَمَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْ شَيْءٍ
فِي الْاَرْضِ وَلَا فِي السَّمَآءِ ﴿٣٨﴾ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ وَهَبَ لِيْ عَلَى الْكِبَرِ اِسْمٰعِيْلَ وَاِسْحٰقَ ؕ
اِنَّ رَبِّيْ لَسَمِيْعُ الدُّعَآءِ ﴿٣٩﴾ رَبِّ اجْعَلْنِيْ مُقِيْمَ الصَّلٰوةِ وَمِنْ ذُرِّيَّتِيْ ۖۗ رَبَّنَا وَتَقَبَّلْ
ع ٦ ١٨ دُعَآءِ ﴿٤٠﴾ رَبَّنَا اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِلْمُؤْمِنِيْنَ يَوْمَ يَقُوْمُ الْحِسَابُ ﴿٤١﴾

## તરજુમો :

*અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, હે પરવરદિગાર ! આ શહેરને શાંતિવાળુ કરી દે અને મને અને મારી અવલાદને એ વાતથી દૂર રાખ કે અમે મૂર્તિઓને પૂજીએ. (૩૫) હે પરવરદિગાર ! તેમણે ઘણા લોકોને ગુમરાહ કર્યા, બસ જેણે મારી પેરવી કરી (અનુસરણ કર્યું) બસ તે તો મારો છે અને જેણે મારું કહ્યું ન માન્યું બસ તું બખ્શનારો મહેરબાન છે. (૩૬) હે પરવરદિગાર ! મેં પોતાની એક અવલાદને મેદાનમાં વસાવી છે જ્યાં ખેતી નથી તારા સન્માનનીય ઘરની પાસે, હે અમારા પરવરદિગાર ! જેથી નમાઝને કાયમ રાખે, બસ અમુક લોકોના દિલને એવા કર કે તેમના તરફ કેન્દ્રિત થાય અને તેમને મેવાઓમાંથી રોજી આપ જેથી તેઓ શુક્ર કરે. (૩૭) હે અમારા પરવરદિગાર ! તું તો જાણે છે જે કંઈ અમે છુપાઈને કરીએ છીએ અને જે કંઈ બતાવીને કરીએ છીએ અને અલ્લાહ ઉપર કોઈ વસ્તુ છુપી નથી જમીનમાં અને ન જ આસમાનમાં. (૩૮) અલ્લાહનો શુક્ર છે જેણે મને આટલી મોટી ઉંમરમાં ઈસ્માઈલ અને ઈસ્હાક બખ્શ્યા, બેશક ! મારો પરવરદિગાર દુઆને સાંભળે છે. (૩૯) હે મારા પરવરદિગાર ! મને એવો કર કે નમાઝ કાયમ રાખું અને મારી અવલાદમાંથી પણ; હે મારા પરવરદિગાર ! અને મારી દુઆ કબૂલ કર. (૪૦) હે અમારા પરવરદિગાર! મને મા'ફ કર અને મારા માં-બાપને અને બધા ઈમાનવાળાઓને જે દિવસે હિસાબ કાયમ થાય. (૪૧)*

**તફસીર :**

અને (તે સમય પણ યાદ કરવાપાત્ર છે) જ્યારે કે ઈબ્રાહીમ (અલૈ.)એ (હઝરત ઈસ્માઈલ અને હઝરત હાજરાંને અલ્લાહના હુકમથી મક્કાના મેદાનમાં લાવીને છોડ્યા તે સમયે દુઆ સ્વરૂપે) કહ્યું કે હે મારા પરવરદિગાર ! આ (મક્કા) શહેરને શાંતિવાળું બનાવી દે (કે તેના રહેનારાઓ શાંતિના હકદાર રહે, એટલે કે તેને હરમ બનાવી આપ) અને મને અને મારા ખાસ સંતાનોને મૂર્તિઓની ઈબાદતથી (કે જે હાલના સમયે અજ્ઞાનીઓમાં પ્રચલિત છે) બચાવી રાખ, (જેમકે તેં અત્યાર સુધી બચાવી રાખ્યા છે) હે મારા પરવરદિગાર ! (હું મૂર્તિઓની ઈબાદતથી બચવાની દુઆ એટલા માટે કરું છું કે) આ મૂર્તિઓએ ઘણા બધા મનુષ્યોને ગુમરાહ કરી દીધા (એટલે કે તેમની ગુમરાહીનું કારણ બની ગઈ, એટલા માટે ડરીને તારું શરણ ઈચ્છું છું અને હું જે પ્રમાણે સંતાનોના બચવાની દુઆ કરું છું એ જ પ્રમાણે તેમને પણ કહેતો અને સાંભળતો રહીશ) પછી (મારા કહ્યા–સાંભળ્યા પછી) જે વ્યક્તિ મારા માર્ગ ઉપર ચાલશે તે તો મારો છે (અને તેના માટે મા'ફીનો વાયદો છે જ) અને જે વ્યક્તિ (આ વિષયમાં) મારું કહ્યું ન માને (બસ, તેને તું હિદાયત આપી દે કારણ કે) તું ખૂબ મા'ફ કરનાર (અને) અત્યંત દયાળુ છે, (તેમની મા'ફી અને રહમતનો સામાન પણ ઉપલબ્ધ કરાવી શકે છે કે તેમને હિદાયત આપે, આ દુઆનો હેતુ મો'મિનો માટે સિફારસ અને ગેરમો'મિનો માટે હિદાયતની માંગણી છે) હે અમારા પરવરદિગાર ! હું મારી અવલાદને (એટલે કે ઈસ્માઈલ અલૈ.ને અને તેમના દ્વારા તેમના વંશને) તારા પ્રતિષ્ઠિત ઘર (એટલે કે ખાન–એ–કા'બા)ની નજીક (કે જે પહેલેથી જ ત્યાં બનેલું હતું અને હંમેશા લોકો તેનો અદબ કરતા આવ્યા છે) એક (નાના) મેદાનમાં જે (રણ વિસ્તાર હોવાના કારણે) ખેતીના યોગ્ય (પણ) નથી; વસાવું છું, હે અમારા પરવરદિગાર ! (બયતુલ હરામની પાસે એટલા માટે વસાવું છું) જેથી તે લોકો નમાઝની (ખાસ) પાબંદી રાખે, (અને કારણ કે આ અત્યારે નાનું સરખું મેદાન છે) તો તું અમુક લોકોના દિલો તેના તરફ આકર્ષિત કરી આપ (કે અહીંયાં આવીને વસવાટ કરે જેથી આબાદી ઉપર રોનક છવાય જાય) અને (કારણ કે અહીંયાં ખેતી વગેરે નથી એટલા માટે) તેમને (ફક્ત પોતાની કુદરતથી) ફળો ખાવા માટે આપ જેથી આ લોકો (તે નેઅ્મતોનો) શુક્ર અદા કરે, હે અમારા

પરવરદિગાર ! (આ દુઆઓ ફક્ત પોતાની બંદગી અને જરૂરિયાતને જાહેર કરવા માટે છે તને મારી જરૂરિયાતની જાણ કરવા માટે નથી કારણ કે) તને તો સઘળું કંઈ ખબર છે જે અમે પોતાના દિલમાં રાખીએ અને જેને જાહેર કરી આપીએ અને (અમારા જાહેર અને ગુપ્ત રાખવાની શું વાત છે ?) અલ્લાહ તઆલાથી (તો) કોઈ વસ્તુ પણ ગુપ્ત નથી, ન તો જમીનમાં અને ન જ આસમાનમાં (અમુક દુઆઓ આગળ આવશે અને વચમાં અમુક વખાણ અને શુક્રના વાક્યો આવ્યા, જેથી શુક્રની બરકતથી આ દુઆઓ કબૂલ થવાપાત્ર બની જાય એટલા માટે ફરમાવ્યું) સઘળા વખાણ (અને તા'રીફ) અલ્લાહ માટે જ છે જેણે મને ઘડપણમાં ઈસ્માઈલ અને ઈસ્હાક (બે પુત્રો) અર્પણ કર્યા, વાસ્તવમાં મારો પરવરદિગાર દુઆને ઘણી સાંભળનારો (એટલે કે કબૂલ કરનારો) છે (કે સંતાન આપવા સંબંધિત મારી આ દુઆ رَبِّ هَبۡ لِیۡ مِنَ الصّٰلِحِیۡنَ કબૂલ કરી લીધી, પછી આ નેઅ્મતનો શુક્ર અદા કરીને આગળ બાકીની દુઆઓ રજુ કરે છે કે) હે મારા પરવરદિગાર ! (જે મારી નિય્યત છે પોતાની અવલાદને બયતે મહરમની પાસે વસાવવાથી કે તેઓ નમાઝની પાબંદી રાખશે તેને પૂર્ણ કરી આપ અને જેવી તેમના માટે નમાઝની પાબંદી મારો હેતુ છે એ જ પ્રમાણે પોતાના માટે પણ એ જ લક્ષ્ય છે, એટલા માટે મારા અને તેમના બંનેના માટે દુઆ કરું છું અને કારણ કે મને વહી દ્વારા જાણ થઈ ગઈ છે કે તેમનામાં અમુક ગેરમો'મિનો પણ થશે એટલા માટે દુઆ સૌના માટે નથી કરી શકતો, બસ આ વિષય ઉપર દૃષ્ટિ રાખીને આ દુઆ કરું છું કે) મને પણ નમાઝની (ખાસ) પાબંદી કરનારો બનાવ અને મારી અવલાદમાં પણ અમુકને (નમાઝની પાબંદી રાખનારા બનાવ), હે અમારા પરવરદિગાર ! અને મારી (આ) દુઆ કબૂલ કર (અને) હે અમારા પરવરદિગાર ! મા'ફ કરી આપ અને મારા માં–બાપને પણ અને બધા મો'મિનોને પણ હિસાબ કાયમ થવાના દિવસે (એટલે કે કયામતના દિવસે બધા જ ઉપસ્થિત મો'મિનોની મગફિરત–મા'ફી કરી આપ).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતમાં તવહીદના અકીદાની સ્વીકૃતિ અને મહત્ત્વનું તથા શિર્કની અજ્ઞાનતા તથા ટીકાનું વર્ણન હતું, તવહીદના મા'મલામાં અંબિયા (અલૈ.)ના વર્ગમાં ખૂબ સફળ સંઘર્ષ કરનાર હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ

(અલૈ.)નો સંઘર્ષ હતો, એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના દીનને ખાસ રીતે "દીને હનીફ"નું નામ આપવામાં આવ્યું છે.

આ જ યોગ્યતા આધારે અત્રે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના કિસ્સાનું વર્ણન પ્રસ્તુત આયતોમાં કરવામાં આવ્યું છે, એક કારણ એ પણ છે કે પાછલી એક આયત اَلَّـذِيْـنَ بَـدَّلُوْا نِعْمَتَ اللّٰهِ كُفْرًاમાં મક્કાના કુરૈશીઓમાંના તે લોકોની નીંદા વર્ણન કરવામાં આવી હતી જેમણે પોતાના બાપદાદાના અનુસરણની બીના ઉપર ઈમાનને કુફ્રથી અને તવહીદને શિર્કથી બદલી નાંખ્યું હતું, આ આયતોમાં તેમને બતાવવામાં આવ્યું છે કે તમારા પૂર્વજ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો અકીદહ અને અમલ શું હતો ? જેથી હે બાપદાદાના અનુસરણનો સ્વભાવ ધરાવનારાઓ તેના ઉપર એક દષ્ટિપાત કરો અને પોતાના કુફ્રથી અટકી જાઓ. *(બહરે મુહીત)*

એ દેખીતું છે કે અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ અને પરિસ્થિતિઓના વર્ણનથી કુર્આને કરીમનો હેતુ માત્ર તેમનો ઈતિહાસ વર્ણન કરવાનો નથી હોતો બલકે, તેમનામાં મનુષ્ય જીવનના પ્રત્યેક ક્ષેત્ર વિશેના માર્ગદર્શક સિદ્ધાંતો હોય છે, તેને જ ચાલુ રાખવા માટે આ ઘટનાઓનું કુર્આનમાં વારંવાર પુનવરાવર્તન કરવામાં આવ્યું છે.

આ સ્થળે પ્રથમ આયતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની બે દુઆઓ ઉપસ્થિત છે. પ્રથમ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ اٰمِنًا એટલે કે, "હે મારા પરવરદિગાર ! આ (મક્કા) શહેરને શાંતિનું સ્થળ બનાવી આપ." સૂરએ બકરહમાં પણ આ જ દુઆ ઉપસ્થિત હતી પરંતુ તેમાં શબ્દ بَـلَـدَ (બલદ) લામ વિના بَـلَـدًا ફરમાવ્યું છે જેનો અર્થ અનિશ્ચિત શહેર છે, કારણ એ છે કે આ દુઆ તે સમયે કરવામાં આવી હતી જ્યારે કે મક્કા શહેરની વસ્તીનો વસવાટ થયો ન હતો, એટલા માટે સામાન્ય શબ્દોમાં એ દુઆ કરી કે આ સ્થળને એક શાંતિવાળું શહેર બનાવી આપ.

બીજી દુઆ તે સમયે કરી છે કે જ્યારે કે મક્કાની વસ્તી વસી ચૂકી હતી ત્યારે મક્કા શહેરને નક્કી કરીને દુઆ કરી કે તેને શાંતિનું શહેર બનાવ, બીજી બાજુ આ દુઆ કરી કે મને અને મારી અવલાદને મૂર્તિપૂજાથી બચાવ.

અંબિયા (અલૈ.) જો કે માસૂમ હોય છે, તેમનાથી શિર્ક અને મૂર્તિપૂજા થઈ શકતી નથી બલકે તેમનાથી કોઈ ગુનોહ પણ થઈ શકતો નથી પરંતુ અત્રે હઝરત

ખલીલ (અલૈ.)એ આ દુઆમાં પોતાને પણ સામેલ કર્યા છે તેનું કારણ કદાચ એ છે કે સ્વાભાવિક ડરની અસરથી અંબિયા (અલૈ.) પણ દરેક સમયે પોતાના માટે ભયની અનુભૂતિ કરતા રહે છે અથવા તો મૂળ હેતુ પોતાની અવલાદને શિર્ક અને મૂર્તિપૂજાથી બચાવવાની દુઆ કરવાનો હતો, અવલાદને તેનું મહત્ત્વ સમજાવવા માટે પોતાને પણ દુઆમાં સામેલ કરી લીધા.

અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાના ખલીલની દુઆ કબૂલ કરી, તેમની અવલાદ શિર્ક અને મૂર્તિપૂજાથી સુરક્ષિત રહી તેના ઉપર એ સવાલ થઈ શકે છે કે મક્કાના નિવાસીઓ તો સામાન્ય રીતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદ જ છે તેમનામાં તો મૂર્તિપૂજા મોજૂદ હતી. બહરે મુહીતમાં તેનો જવાબ સુફિયાન બિન ઉયઈનહના હવાલાથી આ આપવામાં આવ્યો છે કે, હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાં કોઈએ વાસ્તવમાં મૂર્તિપૂજા નથી કરી બલકે જે સમયે મક્કા ઉપર જુરહમ કોમના લોકોએ કબ્જો કરીને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદને હરમમાંથી કાઢી મૂક્યા ત્યારે આ લોકો હરમ સાથે અમર્યાદ મહોબ્બત અને સન્માનના કારણે ત્યાંના અમુક પથ્થરો પોતાની સાથે ઉઠાવીને લઈ ગયા હતા, તેને હરમે મહોતરમ અને બયતુલ્લાહની યાદગીરી સ્વરૂપે સામે રાખીને ઈબાદત કરતા અને તેની આસપાસ તવાફ કર્યા કરતા હતા, જેમાં કોઈ ગયરૂલ્લાહ તરફ તેમનું વલણ ન હતું બલકે જે પ્રમાણે બયતુલ્લાહ તરફ મોઢું કરીને નમાઝ પઢવું અથવા બયતુલ્લાહની આસપાસ તવાફ કરવો અલ્લાહની જ ઈબાદત છે એ જ પ્રમાણે તેઓ આ પથ્થર તરફ રૂખ કરીને અને તેની આસપાસ તવાફ કરવાને અલ્લાહની ઈબાદતના વિરુદ્ધ સમજતા ન હતા ત્યારબાદ આ જ તરીકો મૂર્તિપૂજાનું કારણ બની ગયો.

બીજી આયતમાં પોતાની આ દુઆના કારણે એ વર્ણન કર્યું કે મૂર્તિપૂજાથી અમે એટલા માટે શરણ માંગીએ છીએ કે આ મૂર્તિઓએ ઘણા બધા લોકોને માર્ગ ભટકાવી દીધા છે, એવું એટલા માટે કહ્યું કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાના પિતા અને કોમનો અનુભવ કરી ચૂક્યા હતા કે મૂર્તિપૂજાના રિવાજે તેમને ભલાઈ અને સુધારણાથી વંચિત કરી રાખ્યા હતા.

અંતિમ આયતમાં فَمَنْ تَبِعَنِىْ فَاِنَّهٗ مِنِّىْ وَمَنْ عَصَانِىْ فَاِنَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ફરમાવ્યું, એટલે કે તેમનામાં જે વ્યક્તિ મારું અનુસરણ કરે એટલે કે ઈમાન અને

નેક કૃત્યોનો પાબંદ થઈ જાય તો તે મારો જ છે. મતલબ એ છે કે તેના ઉપર કૃપા અને દયાની ઉમ્મીદ તો જાહેર છે અને જે વ્યક્તિ મારી અવજ્ઞા કરે તો તું ઘણો મોટો મા'ફ કરનારો ઘણો જ દયાળુ છે, તેમાં નાફરમાનીથી જો ફક્ત અમલ પ્રત્યેની નાફરમાની એટલે કે ખરાબ કર્મો ભાવાર્થ તરીકે લેવામાં આવે તો અર્થ જાહેર છે કે તારી કૃપાથી તેમની પણ મા'ફીની આશા છે અને જો નાફરમાનીનો ભાવાર્થ કુફ્ર અને ઈન્કાર લેવામાં આવે તો દેખીતું છે કે કાફિર અને મુશ્રિકને મા'ફી નથી મળતી અને તેમની સિફારસ ન કરવાનો હુકમ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અગાઉ મળી ચૂક્યો હતો પછી તેમની મા'ફીની આશાની જાહેરાત કરવી યોગ્ય હોઈ શકતું ન હતું, એટલા માટે બહરે મુહીતમાં ફરમાવ્યું કે આ સ્થળે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની સિફારસ અથવા તો દુઆના શબ્દો અપનાવ્યા નથી, એ નથી કહ્યું કે તું તેમની મગફિરત કરી આપ, અલબત્ત પોતાની પયગમ્બર તરીકેની ઉચ્ચ કક્ષાની ભાવના કે જેના પાલવમાં કાફિરો પણ રહે છે અને દરેક પયગમ્બરની દિલી તમન્ના પણ એ જ હોય છે કે કોઈ કાફિર પણ અઝાબમાં ન સપડાય, એટલા માટે પોતાની સ્વાભાવગત ઈચ્છાની જાહેરાત આ વિષયથી કરી કે "તું તો ઘણો દયાળુ અને રહમવાળો છે." એવું નથી ફરમાવ્યું કે તેમની સાથે મા'ફી અને દયાનો વર્તાવ કર, જેમકે હઝરત ઈસા (અલૈ.)એ પોતાની ઉમ્મતના કાફિરો વિશે કહ્યું, وَاِنۡ تَغۡفِرۡ لَهُمۡ فَاِنَّكَ اَنۡتَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ એટલે કે, જો તું તેમને મા'ફ કરી આપે તો તું ઘણો બળવાન અને હિકમતવાળો છે, સઘળું કંઈ કરી શકે છે, કોઈ રોકનાર નથી.

આ બંને બુઝૂર્ગોએ કાફિરો વિશે સિફારસ કરવાનું પગલું એટલા માટે નથી લીધું કે તે હકની સભ્યતાથી વિરુદ્ધ હતું પરંતુ એ પણ નથી ફરમાવ્યું કે તે કાફિરો ઉપર અઝાબ નાઝિલ કરી દે, બલકે અદબ સહિત એક ખાસ રીતે તેમની પણ મગફિરત થઈ જવા વિશે દિલી ઈચ્છા પ્રગટ કરી.

## હુકમો અને માર્ગદર્શનો :

દુઆ તો દરેક મનુષ્ય માંગે છે પરંતુ માંગવાની પદ્ધતિ દરેકને હસ્તગત નથી હોતી, અંબિયા (અલૈ.)ની દુઆઓ બોધપાઠયુક્ત હોય છે તેનાથી અંદાજો થાય છે કે કઈ વસ્તુ માંગવાની છે ? આ દુઆ-એ-ઈબ્રાહીમીના બે વિભાગો છે;

એક, મક્કા શહેરને ભય અને ખતરાથી આઝાદ કરીને શાંતિવાળુ બનાવી દેવું અને બીજું, પોતાની અવલાદને મૂર્તિપૂજાથી હંમેશા માટે છુટકારો અપાવવો.

વિચારપૂર્વક જોવામાં આવે તો મનુષ્યની સુધારણા અને સફળતાના આ જ બે મુખ્ય પાયા છે, કારણ કે માનવીને જો પોતાના રહેવા-સહેવાના સ્થળે ખતરો તથા દુશ્મનોના આક્રમણના કારણે શાંતિ અને સલામતી ન હોય તો ન તો દુનિયવી આધારે અને ન જ ભૌતિક આધારે તેમના જીવનમાં ખુશીઓ અને આનંદ આવી શકે છે અને ન જ દીની અને આધ્યાત્મિક આધારે. દુનિયાના સઘળા કામો અને રાહતોનો આધાર શાંતિ અને સલામતી ઉપર હોવું દેખીતું છે, જે વ્યક્તિ દુશ્મનોના ઘેરામાં અને વિવિધ પ્રકારના ભયના ઓથાર હેઠળ ઘેરાયેલો હોય તેની સામે દુનિયાની મોટામાં મોટી નેઅ્મતો ખાવા-પીવા, સૂવા-જાગવાની ઉત્તમ રાહતો ઉચ્ચ કક્ષાના મહેલો અને બંગલા, માલ અને દોલતનું મોટા પ્રમાણમાં હોવું બધું કડવું બની જાય છે.

દીની આધારે પણ દરેક આજ્ઞાપાલન અને ઈબાદત તથા અલ્લાહના હુકમોનું અનુસરણ મનુષ્ય તે જ વખતે કરી શકે છે જ્યારે તેને કંઈ શાંતિ અને સલામતી તથા સંતોષ પ્રાપ્ત થાય.

એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પ્રથમ દુઆમાં માનવીની સફળતાની બધી જ જરૂરિયાતો આર્થિક અને સામાજિક તથા દીની અને આખિરત લક્ષી બધું જ સામેલ કરી દીધું, આ એક વાક્યથી હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની અવલાદ માટે દુનિયાની સઘળી મહત્ત્વની વસ્તુઓ માંગી લીધી.

આ દુઆથી એ પણ જાણ થઈ કે અવલાદની હમદર્દી અને તેમની આર્થિક રાહતની વ્યવસ્થા કરવી પણ પોતાની શક્તિ પ્રમાણે પિતાની ફરજોમાંથી છે, તેનો પ્રયત્ન કરવો અલ્લાહના માર્ગમાં ઝહ્દ અને દુનિયાનો મોહ છોડવાના વિરુદ્ધ નથી.

બીજી દુઆ પણ ઘણી જ ઠોસ અને મજબૂત છે, કારણ કે તે ગુનાહ જેમાં મા'ફીની કોઈ શક્યતા નથી તે શિર્ક અને મૂર્તિપૂજા છે તેનાથી સુરક્ષિત રહેવાની દુઆ કરી, ત્યારબાદ જો કોઈ ગુનાહનું આચરણ થઈ પણ જાય તો તેનો કફ્ફારો અન્ય કર્મોથી પણ થઈ શકે છે અને કોઈની સિફારસથી પણ મા'ફ થઈ જઈ શકે

છે અને જો عِبَادَتِ اَصْنَام (ઈબાદતે અસ્નામ એટલે કે મૂર્તિપૂજા)નો અર્થ "સૂફિયા-એ-કિરામ"ના નિવેદનો પ્રમાણે પોતાના વિશાળ અર્થમાં લેવામાં આવે કે દરેક તે વસ્તુ જે મનુષ્યને અલ્લાહથી ગાફિલ કરે છે તે તેની મૂર્તિ છે અને તેની મહોબ્બતમાં ઓત-પ્રોત થઈને અલ્લાહ તઆલાની નાફરમાની ઉપર ડટી જવું એક રીતે તેની જ ઈબાદત છે તો આ દુઆ એટલે કે "ઈબાદતે અસ્નામ"થી સુરક્ષિત રહેવામાં તમામ ગુનાહોથી સુરક્ષિત હોવાનો વિષય આવી જાય છે, અમુક "સુફિયા-એ-કિરામે" આ જ અર્થમાં પોતાના નફ્સને સંબોધન કરીને ગફલત અને ગુનાહો ઉપર ટીકા કરી છે.

سودہ گشت از سجدۂ راہِ بتاں پیشانیم　　چند بر خود تہمتِ دینِ مُسلمانی نہم

આરિફ રૂમી (રહ.)એ ફરમાવ્યું,

ہر خیالِ شہوتے در رہ بُتے ست

ત્રીજી આયતમાં હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ની એક અન્ય હિકમતપૂર્ણ દુઆ આ રીતે ઉપસ્થિત છે. .....رَبَّنَآ اِنِّیۡۤ اَسۡکَنۡتُ "હે મારા પરવરદિગાર ! મેં પોતાના અમુક વંશજો એટલે કે બાળ-બચ્ચાંને એક એવા પહાડની ખીણમાં થોભાવ્યા છે જેમાં કોઈ ખેતી વગેરે નથી થઈ શકતી (અને દેખીતી રીતે ત્યાં જીવનનો કોઈ સર-સામાન ઉપસ્થિત નથી) આ પહાડની ખીણ તારી પ્રતિષ્ઠાવાળા ઘરની પાસે છે જેથી આ લોકો નમાઝ કાયમ કરે એટલા માટે તમે અમુક લોકોના દિલોને તેના તરફ આકર્ષિત કરી આપો કે તેમની હૂંફ અને આબાદીનો સામાન બની જાય અને તેમને ષમરાત (ફળો) અર્પણ કર જેથી એ લોકો શુક્રગુઝાર બને."

હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની દુઆની ઘટના એવી છે કે બયતુલ્લાહ શરીફનું બાંધકામ જે હઝરત નૂહ (અલૈ.)ના તોફાનમાં નામશેષ થઈ ગયું હતું, જ્યારે અલ્લાહ તઆલાએ તેને પુનઃ બાંધકામનો ઈરાદો કર્યો તો પોતાના ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તેના માટે ચૂંટી કાઢીને તેમને સિરીયા દેશથી હિજરત કરાવી, હઝરત હાજરા અને પુત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને આ પાણી વિનાના વેરાન સ્થળે સ્થાયી કરવા માટે નક્કી કર્યા.

સહીહ બુખારીમાં છે કે હઝરત ઈસ્માઈલ (અલૈ.) તે સમયે દૂધ પીતા બાળક હતા, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ હુકમ પ્રમાણે તેમને અને તેમની વાલિદહ હાજરાને ઉપસ્થિત બયતુલ્લાહ અને "ઝમઝમ"ના કૂવા પાસે થોભાવ્યા, તે સમયે આ સ્થળ પહાડોથી ઘેરાયેલ એક ચટિયલ મેદાન હતું, દૂર દૂર સુધી ન તો પાણી હતું અને ન જ વસ્તી, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમના માટે એક ભાથું (તેમાં અમુક ખાવા-પીવાની વસ્તુ અને એક પાણીનો મસ્કીઝહ) રાખી દીધું હતું.

ત્યારબાદ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને સિરીયા દેશ પાછા ફરવાનો હુકમ મળ્યો હતો, હુકમના અમલીકરણ માટે રવાના થઈ ગયા, પત્ની અને દૂધ પીતા બાળકને આ વેરાન-ઉજ્જડ જંગલમાં છોડવાની જે સ્વાભાવિક અને પ્રાકૃતિક અસર હતી તેની જાહેરાત તો એ દુઆથી જ થશે જે પાછળથી કરવામાં આવી પરંતુ અલ્લાહના હુકમનો અમલ કરવામાં એટલું મોડું પણ પસંદ ન કર્યું કે હઝરત હાજરાને ખબર આપી દે અને અમુક તસલ્લીના શબ્દો કહી આપે.

પરિણામ એ આવ્યું કે જ્યારે હઝરત હાજરાએ તેમને જતા જોયા તો વારંવાર પોકાર્યા કે આ જંગલમાં તમે અમને કોના ભરોસે છોડીને જઈ રહ્યા છો જ્યાં ન તો કોઈ મનુષ્ય છે અને ન જ જિંદગીનો સામાન ? પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પાછા વળીને ન જોયું ત્યારે હઝરત હાજરાને વિચાર આવ્યો કે અલ્લાહના ખલીલ આવી બેવફાઈ કદાપિ ન કરી શકે, કદાચ અલ્લાહનો હુકમ મળ્યો હશે તો પોકારીને પૂછ્યું કે શું તમને અલ્લાહે અહીંયાંથી ચાલ્યા જવાનો હુકમ આપ્યો છે ? ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પાછા વળીને જવાબ આપ્યો કે, હા ! હઝરત હાજરા (અલૈ.)એ એ સાંભળીને ફરમાવ્યું, اِذَنْ لَایُضَیِّعَنَا એટલે કે, હવે કોઈ પરવા નથી કે માલિકે તમને અહીંયાંથી ચાલ્યા જવાનો હુકમ આપ્યો છે, તે અમને પણ બરબાદ નહીં કરે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) આગળ વધતા રહ્યા એટલે સુધી કે એક પહાડીની પાછળ પહોંચી ગયા, જ્યાંથી હઝરત હાજરા અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) આંખોથી ઓજલ (અદૃષ્ય) થઈ ગયા તે સમયે બયતુલ્લાહ તરફ કેન્દ્રિત થઈને તે દુઆ માંગી જે આ આયતમાં પ્રસ્તુત છે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની

પ્રસ્તુત દુઆના સંદર્ભમાં ઘણી બધી હિદાયતો અને મસ્અલાઓ છે તેનું વર્ણન આ પ્રમાણે છે.

**હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની દુઆઓથી પ્રાપ્ત થતા માર્ગદર્શન અને હુકમ :**

(૧) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ એક બાજુ તો અલ્લાહના ખલીલ હોવાના સ્થાનનો હક અદા કર્યો કે જે સમયે અને જે સ્થળે તેમને એ હુકમ મળ્યો કે તમે સિરીયા પાછા ચાલ્યા જાઓ, હવે પાણી વિનાના ઉજ્જડ (લકોદક) મેદાનમાં પત્ની અને દૂધ પીતા બાળકને છોડીને ચાલ્યા જવામાં અને અલ્લાહના હુકમને પૂર્ણ કરવામાં જરા પણ ખચકાટ ન અનુભવ્યો, આ હુકમને પૂર્ણ કરવામાં એટલું મોડું કરવું પણ પસંદ ન કર્યું કે પોતાની પત્નીની પાસે જઈને તેમને તસલ્લી આપે અને કહે કે મને આ હુકમ મળ્યો છે, તમે ગભરાશો નહીં, બલકે જે સમયે જે સ્થળે હુકમ મળ્યો તરત જ અલ્લાહના હુકમને પૂર્ણ કરવા માટે ચાલવા માંડ્યા.

બીજી બાજુ પોતાના બાળ–બચ્ચાંના હકો અને તેમની મહોબ્બતનો એ હક અદા કર્યો કે પહાડીની પાછળ તેમનાથી ઓજલ થતાં જ અલ્લાહ તઆલાની બારગાહમાં તેમના રક્ષણ તથા શાંતિ અને સલામતીની સાથે રાખવાની આ દુઆ ફરમાવીને તેમની રાહતનો સામાન તૈયાર કરી દીધો, કારણ કે તેઓ પોતાની જગ્યાએ સંતોષિત હતા કે અલ્લાહના હુકમને પૂર્ણ કરવાની સાથે જે દુઆ કરવામાં આવશે તે બારગાહે કરીમમાં કદાપિ રદ કરવામાં નહીં આવે અને એવું જ થયું કે આ લાચાર અને નિઃસહાય સ્ત્રી અને બાળક ન જ પોતે આબાદ થયા બલકે તેમના પ્રતાપે એક શહેર વસી ગયું અને ન જ ફક્ત એ કે તેમના જીવનની જરૂરિયાતો તેમને સંતોષપૂર્વક પ્રાપ્ત થઈ બલકે તેમના પ્રતાપે આજદિન સુધી મક્કાના નિવાસીઓ ઉપર દરેક પ્રકારની નેઅ્મતોના દરવાજા ખુલ્લા છે.

આ છે પયગમ્બર તરીકેની મક્કમતા અને અડગતા તથા ભલાઈયુક્ત ઈન્તેજામ ! એક વિભાગ તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે ત્યારે બીજા વિભાગને કદાપિ ઉપેક્ષિત નથી થવા દેતા, તેઓ સામાન્ય સુફિયાએ કિરામની જેમ પરિસ્થિતિથી પરાજિત નથી થતા અને આ જ તે તા'લીમ છે જેના દ્વારા એક માનવી સંપૂર્ણ માનવી બને છે.

(૨) غَيْرِ ذِي زَرْعٍ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જ્યારે અલ્લાહ તઆલા તરફથી એ હુકમ મળ્યો કે દૂધ પીતા બાળક અને તેમની માતાને આ સુક્કા મેદાનમાં છોડીને સિરીયા પ્રદેશમાં ચાલ્યા જાઓ તો આ હુકમથી એટલો તો વિશ્વાસ થઈ ચૂક્યો હતો કે અલ્લાહ તઆલા તેમને બરબાદ કરશે નહીં, બલકે તેમના માટે પાણીની જરૂર વ્યવસ્થા કરવામાં આવશે, તેથી بِوَادٍ غَيْرِ ذِي مَاءٍ કહ્યું નથી બલકે, غَيْرِ ذِي زَرْعٍ ફરમાવીને એ દરખાસ્ત કરી કે તેમને ફળો અને ષમરાત અર્પણ કર ભલે કોઈ બીજી જગ્યાએથી લાવવામાં આવે. આ જ કારણ છે કે મક્કાએ મુકર્રમહમાં આજદિન સુધી ખેતીવાડીની કોઈ ખાસ વ્યવસ્થા નથી પરંતુ દુનિયાભરના ફળો અને દરેક વસ્તુના ઉત્પાદનો ત્યાં એટલા મોટા પ્રમાણમાં પહોંચે છે કે બીજા અન્ય ઘણા શહેરોને તેનું મળવું મુશ્કેલ છે.

*(બહરે મુહીત)*

(૩) عِنْدَ بَيْتِكَ الْمُحَرَّمِ થી સાબિત થયું કે બયતુલ્લાહ શરીફનું બાંધકામ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)થી પહેલાં થઈ ચૂક્યું હતું, જેમકે ઈમામ કુર્તુબી (રહ.)એ સૂરએ બકરહની તફસીરમાં અનેક રિવાયતોથી સાબિત કર્યું છે કે સૌથી પ્રથમ બયતુલ્લાહનું બાંધકામ હઝરત આદમ (અલૈ.)એ કર્યું છે, જ્યારે તેમને પૃથ્વી ઉપર ઉતારવામાં આવ્યા ત્યારે મોઅ્જિઝા સ્વરૂપે (હાલમાં શ્રીલંકા સ્થિત) "સરાનદ્વિપ પહાડ" ઉપરથી આ સ્થળ સુધી તેમને પહોંચાડવામાં આવ્યા અને હઝરત જિબ્રઈલ (અલૈ.)એ બયતુલ્લાહના સ્થળની નિશાની પણ બતાવી આપી, એ જ પ્રમાણે હઝરત આદમ (અલૈ.)એ તેનું બાંધકામ કર્યું, તેઓ પોતે અને તેમના સંતાનો તેની આસપાસ તવાફ કરતા હતા, એટલે સુધી કે હઝરત નૂહ (અલૈ.)ના તોફાનમાં બયતુલ્લાહને ઉઠાવી લેવામાં આવ્યું અને તેના પાયાઓ જમીનમાં મોજૂદ રહ્યા, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આ જ બુનિયાદો ઉપર બયતુલ્લાહના નવા બાંધકામનો હુકમ મળ્યો, હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ પ્રાચીન બુનિયાદો બતાવી આપી, પછી આ ઈબ્રાહીમ (અલૈ.)નું બાંધકામ અરબના અજ્ઞાનતાના યુગમાં જમીનદોસ્ત થઈ ગયું ત્યારે કુરૈશે તે જ યુગમાં નવેસરથી તેનું બાંધકામ કર્યું જે બાંધકામમાં અબૂતાલીબની સાથે નુબુવ્વત પહેલાં રસૂલે કરીમ ﷺએ પણ ભાગ લીધો.

તેમાં બયતુલ્લાહનો ગુણ مُحَرَّمٌ (મુહર્રમ) વર્ણન કરવામાં આવ્યો છે,

''મુહર્રમ''નો અર્થ ''સન્માનનીય'' પણ થઈ શકે છે અને ''સુરક્ષિત'' પણ, બયતુલ્લાહ શરીફમાં આ બંને લક્ષણો મોજૂદ છે કે તે હંમેશા ''સન્માનનીય અને ઈજ્જતવાળુ'' રહ્યું અને હંમેશા દુશ્મનોથી સુરક્ષિત પણ રહ્યું છે.

(૪) لِيُقِيۡمُوا الصَّلٰوةَ હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ દુઆની શરૂઆતમાં પોતાના બાળક અને તેની માતાની લાચારી અને દરિદ્ર હાલતનું વર્ણન કર્યા પછી સૌ પ્રથમ જે દુઆ કરી તે એ છે કે તેમને નમાઝના પાબંદ બનાવી દે, કારણ કે નમાઝ દુનિયા અને આખિરતની બધી જ ભલાઈઓ અને બરકત માટે મહાન વસ્તુ છે, તેનાથી જાણ થઈ કે અવલાદના હકમાં તેનાથી મોટી કોઈ હમદર્દી અને ભલાઈ નથી હોઈ શકતી કે તેમને નમાઝના પાબંદ બનાવવામાં આવે અને જો કે ત્યાં તે સમયે ફક્ત એક સ્ત્રી અને બાળકને છોડ્યા હતા પરંતુ દુઆમાં બહુવચનનો ઉપયોગ કરીને ફરમાવ્યું જેનાથી જાણ થાય છે કે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને જાણ થઈ ગઈ હતી કે અહીંયાં એક શહેર આબાદ થશે અને તેમના બાળકનો વંશવેલો ચાલશે, એટલા માટે દુઆમાં તે બધાને સામેલ કરી લીધા.

(૫) اَفۡئِدَةً مِّنَ النَّاسِ માં اَفۡئِدَه (અફ્ઈદહ) એ فُوَاد (ફૂઆદ)નું બહુવચન છે જેનો અર્થ ''દિલ'' થાય છે, આ સ્થળે શબ્દ ''અફ્ઈદહ''ને ''નકિરહ'' અને તેની સાથે શબ્દ مِنۡ (મિન) લાવવામાં આવ્યો છે જે વિભાગો પાડવા માટે અને ઓછું કરવા માટે વપરાય છે, એટલા માટે અર્થ એ થયો કે અમુક લોકોના દિલોને તેના તરફ આકર્ષિત કરી આપ. તફસીરના ઈમામ હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું છે કે જો આ દુઆમાં આ શબ્દ અમુક ભાગ અથવા તો ઓછું કરવા માટે ન હોત બલકે اَفۡئِدَةَ النَّاسِ કહી આપ્યું હોત તો સમગ્ર દુનિયાના મુસલમાનો અને ગેરમુસ્લિમો, યહૂદીઓ અને નસારા તથા પૂર્વ અને પશ્ચિમના બધા જ લોકો મક્કા ઉપર તૂટી પડત જે તેમના માટે મુશ્કેલીનું કારણ બન્યું હોત અને વાસ્તવિકતાને નજર સમક્ષ રાખી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ દુઆમાં આ શબ્દો કહ્યા કે અમુક લોકોના દિલોને તેના તરફ આકર્ષિત કરી આપ.

(૬) وَارۡزُقۡهُمۡ مِّنَ الثَّمَرٰتِ માં ثَمَرَاتُ (ષમરાત) એ ثَمَرَةَ (ષમરહ)નું બહુવચન છે જેનો અર્થ ''ફળ'' થાય છે અને સ્વાભાવિક રીતે એ તે ફળોને કહેવામાં આવે છે જે ખાવામાં આવે છે, આ આધારે દુઆનો ખુલાસો એ થયો કે તે

લોકોને ખાવા માટે દરેક જગ્યાએથી ફળો અર્પણ કર.

અને ક્યારેક શબ્દ "ષમરહ" પરિણામ અને ઉત્પાદનના અર્થમાં પણ આવે છે જે ખાવા-પીવાની વસ્તુઓથી વધારે સામાન્ય હોય છે, દરેક લાભદાયક વસ્તુના પરિણામ અને ઉત્પાદનને તેનો "ષમરહ" કહેવામાં આવે છે, યંત્રો અને ઉદ્યોગો તથા કારખાનાઓના "ષમરાત" તેનું ઉત્પાદન કહેવાય છે, કર્મચારીઓ અને મજૂરોનો ષમરહ તેમનો પગાર અને મજૂરી કહેવાય છે, કુર્આને કરીમની એક આયતમાં આ દુઆમાં ثَـمَرٰتُ كُلِّ شَيْءٍ નો શબ્દ પણ આવ્યો છે, તેમાં શબ્દ شَـجَـرٌ (શજર)ના બદલે શબ્દ شَـيْءٍ (શયૂઈન) લાવવામાં આવ્યો છે, જેનાથી તે તરફ ઈશારો હોઈ શકે છે કે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ તે લોકો માટે માત્ર ખાવાના ફળોની દુઆ નથી માંગી બલકે દરેક વસ્તુના "ષમરાત" અને પ્રાપ્ત થનાર પરિણામોની દુઆ માંગી છે, જેમાં દુનિયાભરના ઉદ્યોગો તથા તેમાંથી પ્રાપ્ત થનાર લાભદાયક વસ્તુઓ બધું જ સામેલ છે, કદાચ આ દુઆની જ એ અસર છે કે મક્કએ મુકર્રમહમાં કોઈ ખેતીવાડી ન થતી હોવા છતાં તેમજ ન જ કોઈ વેપારનું કે કોઈ ઉદ્યોગનું કેન્દ્ર હોવા છતાં દુનિયાભરની સમગ્ર વસ્તુઓ પૂર્વ અને પશ્ચિમથી અહીંયાં પહોંચીને મક્કએ મુઅજ્જમહમાં આવે છે જે લગભગ દુનિયાના કોઈ મોટાથી મોટા શહેરને પણ પ્રાપ્ત નથી થઈ.

(૭) હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની અવલાદ માટે એ દુઆ નથી કરી કે મક્કાની જમીનને ખેતી લાયક બનાવી આપ નહિતર તે કંઈ મુશ્કેલ કાર્ય ન હતું કે મક્કાની ખીણ અને સમગ્ર પહાડો હરિયાળા બનાવી દેવામાં આવ્યા હોત, જેમાં બગીચાઓ અને ખેતરો હોત પરંતુ હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની અવલાદ માટે આ ખેતીની પ્રવૃત્તિ પસંદ ન કરી, એટલા માટે દુઆ ફરમાવી કે અમુક લોકોના દિલોને તેના તરફ આકર્ષિત કરી આપ જે પૂર્વ અને પશ્ચિમ સમગ્ર વિશ્વમાંથી આ બાજુ આવ્યા કરે, તેમનું આ એકઠા થવું સમગ્ર દુનિયા માટે માર્ગદર્શન અને હિદાયતનું તથા મક્કાના નિવાસીઓ માટે પ્રગતિ અને વિકાસનું માધ્યમ બને.

સમગ્ર વિશ્વમાંથી ચારેબાજુની વસ્તુઓ પણ અહીંયાં પહોંચ્યા કરે અને મક્કાના નિવાસીઓને માલ-દોલતના માધ્યમો પણ હાથ લાગે, અલ્લાહ જલ્લ શા'નુહૂએ એ દુઆ કબૂલ ફરમાવી અને આજદિન સુધી મક્કાના નિવાસીઓની

ખેતી અને ઉદ્યોગ વિના પણ જીવનની સમગ્ર જરૂરિયાતો પૂરી થઈ રહી છે અને તેઓ માલામાલ છે.

لَعَلَّهُمۡ يَشۡكُرُوۡنَ માં ઈશારો કરવામાં આવ્યો કે અવલાદ માટે આર્થિક રાહત અને શાંતિની દુઆ પણ એટલા માટે કરવામાં આવી કે તેઓ શુક્રગુઝાર બનીને તેના ઉપર પણ સવાબ પ્રાપ્ત કરે, તે પ્રમાણે દુઆની શરૂઆત નમાઝની પાબંદીથી થઈ અને અંત શુક્રગુઝારી ઉપર; વચ્ચે આર્થિક રાહત તથા શાંતિ અને સલામતીનું વર્ણન આવ્યું, તેમાં એ તા'લીમ છે કે મુસલમાને એવું જ હોવું જોઈએ કે તેના આચરણ અને વ્યવહાર તેની વિચારસરણી અને તેની પ્રવૃત્તિઓ ઉપર આખિરતની સફળતા છવાયેલી હોય અને દુનિયાના કાર્યો જરૂરત પ્રમાણે હોય.

رَبَّنَاۤ اِنَّكَ تَعۡلَمُ مَا نُخۡفِىۡ وَمَا نُعۡلِنُ ؕ وَمَا يَخۡفٰى عَلَى اللّٰهِ مِنۡ شَىۡءٍ فِى الۡاَرۡضِ وَلَا فِى السَّمَآءِ આ આયતમાં દુઆની પૂર્ણતા અલ્લાહ જલ્લ શા'નુહૂના સર્વત્ર છવાયેલા જ્ઞાનનો હવાલો આપીને કરવામાં આવી છે અને શબ્દ رَبَّنَا (રબ્બના) "હે અમારા પરવરદિગાર !" વિનમ્રતા અને વિનવણી માટે વારંવાર લાવવામાં આવ્યો છે કે તું અમારી દરેક હાલતથી વાકેફ છે, અમારી દિલની ગુપ્ત પરિસ્થિતિઓ અને જાહેર હાલતથી બધાથી સારી પેઠે વાકેફ છે.

ગુપ્ત પરિસ્થિતિઓનો ભાવાર્થ તે રંજ અને ગમ તથા ચિંતા છે જે દૂધપીતા શિશુ અને તેની માતાને એક ખુલ્લા મેદાનમાં કોઈપણ પ્રકારના સરસામાન વિના ફરિયાદ કરતા છોડવાથી અને તેમની જુદાઈથી સ્વાભાવિક રીતે જે ચિંતા થાય છે તે થઈ રહી હતી અને જાહેર વિનંતી અને અરજગુઝારીથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ અને હઝરત હાજરા (અલૈ.)ના તે શબ્દો ભાવાર્થ તરીકે છે જે તેમણે અલ્લાહના હુકમની ખબર સાંભળીને કહ્યા કે જ્યારે અલ્લાહ તઆલાએ તમને જવાનો હુકમ આપ્યો છે તો તે અમારા માટે પણ પૂરતો છે અને તે અમને વ્યર્થ બરબાદ નહીં કરે.

અંતિમ આયતમાં અલ્લાહના જ્ઞાનની આ જ વિશાળતાનું વિશેષ વર્ણન છે કે અમારું જાહેર અને અમારું ગુપ્ત તો શું સમગ્ર જમીન અને આસમાનમાં કોઈ વસ્તુ અલ્લાહ તઆલા માટે ગુપ્ત નથી. اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡ وَهَبَ لِىۡ عَلَى الۡكِبَرِ اِسۡمٰعِيۡلَ وَاِسۡحٰقَ ؕ اِنَّ رَبِّىۡ لَسَمِيۡعُ الدُّعَآءِ આ આયતનો વિષય પણ આ

દુઆની પૂર્ણતા છે, કારણ કે દુઆના અદબોમાં એ પણ છે કે દુઆની સાથે અલ્લાહ તઆલાના વખાણ અને તેની તા'રીફ કરવામાં આવે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ વિશેષ સ્વરૂપે અલ્લાહ તઆલાની તે નેઅ્મતનો શુક્ર અદા કર્યો કે વૃદ્ધાવસ્થામાં પણ અલ્લાહ તઆલાએ તેમની દુઆ કબૂલ કરીને નેક અવલાદ હઝરત ઈસ્માઈલ અને હઝરત ઈસ્હાક (અલૈ.) અર્પણ કર્યા.

આ દુઆ અને વખાણમાં તે તરફ પણ ઈશારો છે કે આ બાળક જે નિઃસહાય અને ચટિયલ મેદાનમાં છોડવામાં આવ્યું છે એ તેં જ અર્પણ કરેલ છે અને તું જ તેનું રક્ષણ કરજે, અંતે વખાણ અને તા'રીફની પૂર્ણતા اِنَّ رَبِّیۡ لَسَمِیۡعُ الدُّعَآءِ દ્વારા કરવામાં આવી. એટલે કે, નિઃશંક ! મારો પરવરદિગાર દુઆઓને સાંભળનારો અને સ્વીકારનારો છે.

આ વખાણ અને તા'રીફ પછી પણ દુઆમાં મશ્ગૂલ થઈ ગયા અને ફરમાવ્યું, رَبِّ اجۡعَلۡنِیۡ مُقِیۡمَ الصَّلٰوةِ وَمِنۡ ذُرِّیَّتِیۡ رَبَّنَا وَتَقَبَّلۡ دُعَاءِ જેમાં પોતાના માટે અને પોતાની અવલાદ માટે નમાઝની પાબંદી ઉપર કાયમ રહેવાની દુઆ કરી અને અંતે ફરી વિનમ્રતા અને આઝિજી સ્વરૂપે વિનવણી કરી કે હે મારા પરવરદિગાર ! મારી આ દુઆનો સ્વીકાર કર.

અંતે એક ઠોસ દુઆ કરી رَبَّنَا اغۡفِرۡلِیۡ وَلِوَالِدَیَّ وَلِلۡمُؤۡمِنِیۡنَ یَوۡمَ یَقُوۡمُ الۡحِسَابُ એટલે કે, "હે અમારા પરવરદિગાર ! મારી અને મારા માતા–પિતાની તથા સમગ્ર મો'મિનોની મગફિરત (મા'ફી) ફરમાવ તે દિવસે જ્યારે કે મહશરમાં સંપૂર્ણ જિંદગીના અમલોનો હિસાબ લેવામાં આવશે."

તેમાં વાલિદૈન માટે પણ મગફિરતની દુઆ કરી જ્યારે કે તેમના વાલિદ એટલે કે આઝરનું કાફિર હોવું કુર્આને કરીમમાં પ્રસ્તુત છે, બની શકે છે કે આ દુઆ તે સમયે કરી હોય જ્યારે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને કાફિરોની સિફારસ અને મગફિરતની દુઆ કરવાની મનાઈ કરવામાં ન આવી હતી, જેમકે બીજે ઠેકાણે કુર્આને કરીમમાં છે, وَاغۡفِرۡ لِاَبِیۡۤ اِنَّهٗ کَانَ مِنَ الضَّآلِّیۡنَ ۙ

**હુકમો અને માર્ગદર્શનો :**

પ્રસ્તુત આયતોથી દુઆના અદબો (શિષ્ટાચાર)ની સામાન્ય જાણકારી પ્રાપ્ત થાય છે કે વારંવાર દુઆને વિનમ્રતા અને વિનંતી સાથે કરવામાં આવે અને

તેની સાથે અલ્લાહ તઆલાના વખાણ અને તા'રીફ પણ કરવામાં આવે, એવું કરવાથી દુઆની સ્વીકૃતિની આશા વધી જાય છે.

———————

## આયતો : (સૂરએ ઇબ્રાહીમ : આયત નં. ૪૨ થી ૫૨)

وَلَا تَحْسَبَنَّ اللّٰهَ غَافِلًا عَمَّا يَعْمَلُ الظّٰلِمُوْنَ ۬ اِنَّمَا يُؤَخِّرُهُمْ لِيَوْمٍ تَشْخَصُ فِيْهِ
الْاَبْصَارُ ﴿۴۲﴾ مُهْطِعِيْنَ مُقْنِعِيْ رُءُوْسِهِمْ لَا يَرْتَدُّ اِلَيْهِمْ طَرْفُهُمْ ۚ وَاَفْـِٕدَتُهُمْ هَوَآءٌ ﴿۴۳﴾
وَاَنْذِرِ النَّاسَ يَوْمَ يَاْتِيْهِمُ الْعَذَابُ فَيَقُوْلُ الَّذِيْنَ ظَلَمُوْا رَبَّنَآ اَخِّرْنَآ اِلٰٓى اَجَلٍ قَرِيْبٍ ۙ
نُّجِبْ دَعْوَتَكَ وَنَتَّبِعِ الرُّسُلَ ؕ اَوَلَمْ تَكُوْنُوْٓا اَقْسَمْتُمْ مِّنْ قَبْلُ مَا لَكُمْ مِّنْ زَوَالٍ ﴿۴۴﴾ وَّسَكَنْتُمْ
فِيْ مَسٰكِنِ الَّذِيْنَ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ وَتَبَيَّنَ لَكُمْ كَيْفَ فَعَلْنَا بِهِمْ وَضَرَبْنَا لَكُمُ الْاَمْثَالَ ﴿۴۵﴾
وَقَدْ مَكَرُوْا مَكْرَهُمْ وَعِنْدَ اللّٰهِ مَكْرُهُمْ ؕ وَاِنْ كَانَ مَكْرُهُمْ لِتَزُوْلَ مِنْهُ الْجِبَالُ ﴿۴۶﴾
فَلَا تَحْسَبَنَّ اللّٰهَ مُخْلِفَ وَعْدِهٖ رُسُلَهٗ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ﴿۴۷﴾ يَوْمَ تُبَدَّلُ الْاَرْضُ
غَيْرَ الْاَرْضِ وَالسَّمٰوٰتُ وَبَرَزُوْا لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ ﴿۴۸﴾ وَتَرَى الْمُجْرِمِيْنَ يَوْمَئِذٍ
مُّقَرَّنِيْنَ فِي الْاَصْفَادِ ﴿۴۹﴾ سَرَابِيْلُهُمْ مِّنْ قَطِرَانٍ وَّتَغْشٰى وُجُوْهَهُمُ النَّارُ ۙ ﴿۵۰﴾ لِيَجْزِيَ اللّٰهُ
كُلَّ نَفْسٍ مَّا كَسَبَتْ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۵۱﴾ هٰذَا بَلٰغٌ لِّلنَّاسِ وَلِيُنْذَرُوْا بِهٖ
وَلِيَعْلَمُوْٓا اَنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ وَّلِيَذَّكَّرَ اُولُوا الْاَلْبَابِ ﴿۵۲﴾ ع

### તરજુમો :

*અને કદાપિ વિચાર ન કરો કે અલ્લાહ તે કામોથી બેખબર છે જે બેઇન્સાફો કરે છે, તેમને તો તે દિવસના માટે ઢીલ આપી રાખી છે કે આંખો પથરાઈ જશે. (૪૨) પોતાના માથા ઉપર ઉઠાવી દોડતા હશે, તેમના તરફ તેમની આંખો ફરીને નહીં આવે અને તેમના દિલ ઊડી ગયા હશે. (૪૩) અને લોકોને તે દિવસથી ડરાવી આપો કે તેમના ઉપર અઝાબ આવશે ત્યારે*

*જાલિમો કહેશે, હે અમારા પરવરદિગાર ! અમને થોડી મુદ્દત સુધી મહોલત આપ કે અમે તારી દા'વતને કબૂલ કરી લઈએ અને રસૂલોની પેરવી કરી લઈએ; શું તમે પહેલાં કસમ ખાતા ન હતા કે તમારે દુનિયાથી ટળવાનું નથી? (૪૪) અને તમે તે જ લોકોની વસ્તીઓમાં આબાદ હતા જેમણે પોતાની જાત ઉપર જુલમ કર્યો અને તમને ખુલી ચૂક્યું હતું કે અમે તેમની સાથે કેવું કર્યુ અને અમે તમને બધા કિસ્સા બતાવ્યા. (૪૫) અને આ પોતાના પ્રપંચ બનાવી ચૂક્યા છે અને તેમના પ્રપંચ અલ્લાહની સામે છે અને તેમના પ્રપંચ એવા હતા કે તેનાથી પહાડ ટળી જાય. (૪૬) બસ, વિચાર ન કરો કે અલ્લાહ પોતાના રસૂલોથી પોતાનો વાયદો ખિલાફ કરશે, બેશક ! અલ્લાહ જબરદસ્ત બદલો લેનારો છે. (૪૭) જે દિવસે આ જમીનથી બીજી જમીન બદલવામાં આવે અને આસમાનો બદલવામાં આવે અને લોકો નીકળી આવે એક વાહિદ (એક માત્ર) કહ્હાર (મહાબળવાન) અલ્લાહની સામે. (૪૮) અને તે દિવસે ગુનેહગારોને જુઓ તો પરસ્પર સાંકળોમાં જકડાયેલા. (૪૯) તેમના કુરતા ગંધકના અને તેમના મોઢાંને આગ ઢાંકી લે છે. (૫૦) જેથી અલ્લાહ દરેક નફ્સને તેની કમાઈનો બદલો આપે, બેશક ! અલ્લાહ જલદી હિસાબ કરનારો છે. (૫૧) આ ખબર લોકોને પહોંચાડી દેવાની છે અને જેથી તેનાથી ચોંકી જાય અને જેથી જાણી લે કે મઅ્બૂદ તે જ એક માત્ર છે અને જેથી બુદ્ધિશાળીઓ વિચારી લે. (૫૨)*

## તફસીર :

અને (હે શ્રોતાગણ !) જે કંઈ આ જાલિમ (કાફિર) લોકો કરી રહ્યા છે તેનાથી અલ્લાહ તઆલાને (જલદી અઝાબ ન દેવાની બીનાએ) બેખબર ન સમજો, (કારણ કે) તેમને ફક્ત તે દિવસ સુધી મહોલત આપી રાખી છે જેમાં તે લોકોની દૃષ્ટિ (આશ્ચર્ય અને ભયાનક હેબતના કારણે) ફાટેલી રહી જશે, (અને તેઓ બોલાવ્યા પ્રમાણે હિસાબ આપવા ઊભા રહેવાની જગ્યા તરફ) દોડતા હશે (અને) તેમની નજરો તેમના તરફ હટીને ન આવશે (એટલે કે એવી ટકટકી બંધાઈ જશે કે આંખોના પલકારા પણ નહીં વાગે) અને તેમના દિલ (ભયાનક ડરના કારણે) બિલકુલ બદ્હવાસ થઈ જશે અને (જ્યારે તે દિવસ આવશે તો પછી મહોલત નહીં હોય બસ,) તમે તે લોકોને તે દિવસ (આવવા)થી ડરાવો જે

દિવસે તેમના ઉપર અઝાબ આવી પડશે પછી મહોલત નહીં હોય પછી આ જાલિમ લોકો કહેશે કે હે અમારા પરવરદિગાર ! એક ટૂંક સમય સુધી અમને (વધારે) મહોલત આપ (અને દુનિયામાં ફરી મોકલી આપ), અમે (આ મુદ્દતમાં) તારું બધું કહ્યું માની લઈશું અને પયગમ્બરોનું અનુસરણ કરીશું (જવાબમાં ઈરશાદ થશે કે શું અમે દુનિયામાં તમને એક લાંબી મહોલત આપી ન હતી ? અને) શું તમે (તે મહોલતના લંબાણના કારણે જ) આનાથી પહેલાં (દુનિયામાં) કસમો ખાધી ન હતી કે તમારે (દુનિયામાંથી) ક્યાંય જવાનું જ નથી ? (એટલે કે કયામતના ઈન્કારી હતા અને તેના ઉપર કસમો ખાતા હતા وَاَقۡسَمُوۡا بِاللّٰهِ جَهۡدَ اَيۡمَانِهِمۡ لَا يَبۡعَثُ اللّٰهُ مَنۡ يَّمُوۡتُ) જ્યારે કે (ઈન્કારથી પાછા વળવાના–ફેરવિચાર કરવાના બધા જ કારણો એકઠા હતા એટલા માટે કે) તમે (અગાઉના) લોકોના રહેવાના સ્થળોમાં રહેતા હતા જેમણે (કુફ્ર અને કયામતનો ઈન્કાર કરીને) પોતાની જાતનું નુકસાન કર્યું હતું અને તમને (પાકી ખબરોથી) એ જાણ પણ થઈ ગઈ હતી કે અમે તેમની સાથે કેવો વર્તાવ કર્યો હતો (કે તેમના કુફ્ર અને ઈન્કાર કરવાથી તેમને સજાઓ આપી, તેનાથી તમને જાણ થઈ શકતી હતી કે ઈન્કાર કરવો ક્રોધનું કારણ બને છે, બસ કયામતના આગમનનનું સમર્થન કરવું વાજિબ છે અને તેમના રહેઠાણોમાં રહેવું દરેક સમયે તેમને આ પરિસ્થિતિ યાદ અપાવવાનું કારણ બની શકતું હતું, બસ ઈન્કાર કરવાની કોઈપણ સમયે છૂટ ન હતી) અને તદુપરાંત (આ ઘટનાઓને સાંભળવી કે જે તેમના બોધપાઠ માટે પૂરતી હતી) અમે (પણ) તમને દાખલાઓ વર્ણન કર્યા, (એટલે કે આકાશી કિતાબોમાં અમે પણ આ ઘટનાઓને ઉદાહરણ સ્વરૂપે વર્ણન કરી કે જો તમે એવું કરશો તો તમે એવા જ નિંદાપાત્ર અને અઝાબના હકદાર થશો, બસ ઘટનાઓને પ્રથમ જાણકારી સ્વરૂપે સાંભળવું પછી અમારું તેમના ઉપર વર્ણન કરવું પછી તેનાથી બોધપાઠ ગ્રહણ કરવો અને તેનાથી ચેતવણી આપવી આ બધા કારણોનો તકાદો એ હતો કે તમારે કયામતનો ઈન્કાર ન કરવો જોઈતો હતો) અને (અમે અગાઉના લોકોને તેમના કુફ્રના ઈન્કાર કરવાના કારણે જે સજાઓ આપી) તે લોકોએ (દીને હકને મિટાવવામાં) પોતાની બનતી બધી જ મોટી–મોટી યુક્તિઓ કરી હતી અને તેમની (આ બધી) ચાલબાજીઓ અલ્લાહ સમક્ષ હતી (તેના જ્ઞાનથી ગુપ્ત રહી શકતી ન હતી) અને વાસ્તવમાં તે ચાલબાજીઓ એવી હતી કે

(આશ્ચર્ય નથી કે) તેનાથી પહાડ પણ (પોતાની જગ્યાએથી) ટળી જાય, (પરંતુ તે છતાં સત્ય જ ઉપરવટ રહ્યું અને તેમની સઘળી ચાલબાજીઓ વ્યર્થ અને બેકાર થઈ ગઈ અને તેઓનો નાશ કરવામાં આવ્યો, તેનાથી પણ જાણ થઈ ગઈ કે સત્ય તે જ છે જે પયગમ્બર કહેતા હતા અને તેનો ઈન્કાર કરવો ગુસ્સા અને અઝાબનું કારણ છે, જ્યારે કયામતમાં તેમના પરાસ્ત થવાની જાણ થઈ ગઈ ત્યારે) બસ, (હે શ્રોતા !) અલ્લાહ તઆલાને પોતાના રસૂલો સાથે વાયદા ખિલાફી કરનારો ન સમજજે (એટલા માટે કયામતના દિવસે તે ઈન્કારીઓને અઝાબનો વાયદો છે તે પૂરો કરવામાં આવશે જેમકે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે) બેશક ! અલ્લાહ તઆલા ઘણો જબરદસ્ત (અને) સંપૂર્ણ બદલો લેનારો છે (કે તેને બદલો લેવાથી કોઈ અટકાવી નથી શકતું, તેની શક્તિ પણ સંપૂર્ણ છે અને તેની ઈચ્છાના સંબંધ વિશે ઉપર જાણ થઈ ચૂકી પછી વાયદા ખિલાફી કરવાની કોઈ શક્યતા બાકી નથી રહેતી અને આ બદલો તે દિવસે લેવાશે) જે દિવસે બીજી જમીન બદલી નાંખવામાં આવશે આ જમીન ઉપરાંત અને આસમાન પણ (બીજું બદલી નાંખવામાં આવશે આ આસમાનો ઉપરાંત, કારણ કે પ્રથમ વખતના સૂર ફૂંકાવાના કારણે બધી જમીનો અને આસમાનો તૂટી–ફૂટી જશે અને પછી ફરીવાર નવેસરથી જમીન અને આસમાન બનાવવામાં આવશે) અને બધા જ એકમાત્ર જબરદસ્ત (જોરાવર) અલ્લાહ સમક્ષ રજુ થશે (તેનો ભાવાર્થ કયામતનો દિવસ છે, એટલે કે કયામતમાં બદલો લેવામાં આવશે) અને (તે દિવસે હે શ્રોતા !) તું મુજરિમોને (એટલે કે કાફિરોને) જંઝીરોમાં જકડાયેલા જોઈશ, (અને) તેમનો પોશાક ગંધકનો હશે (એટલે કે તેમના સમગ્ર શરીર ઉપર ગંધક વિંટળાયેલું હશે કે તેમને આગ ઘણી જ જલદી અને ઝડપી લાગી જાય અને ગંધક એક રસાયણ હોય છે كَمَا فِى كُتُبِ اللُّغَاتُ وَالطِّبْ) અને આગ તેમના ચહેરાઓ ઉપર (પણ) લપેટાયેલી હશે (આ બધું કંઈ એટલા માટે થશે) જેથી અલ્લાહ તઆલા દરેક (મુજરિમ) વ્યક્તિને તેના કર્યાની સજા આપે (અને જો કે આવા અપરાધીઓ અસંખ્ય હશે પરંતુ) ખરેખર અલ્લાહ તઆલા(ને તેમનો હિસાબ–કિતાબ કરવો કંઈ મુશ્કેલ નથી, કારણ કે તે) ઘણો જ જલદી હિસાબ લેનારો છે (સૌનો ફેંસલો શરૂ કરીને તરત પૂર્ણ કરી આપશે) આ (કુર્આન) લોકો માટે હુકમો પહોંચાડવું છે (જેથી દા'વત આપનાર રસૂલે કરીમ ﷺનું સમર્થન કરે) અને જેથી તેના દ્વારા

(અઝાબથી) ડરાવવામાં આવે અને જેથી એ વાતનો વિશ્વાસ કરી લે કે તે જ એકમાત્ર સત્ય મઅ્બૂદ છે અને જેથી બુદ્ધિશાળી લોકો બોધપાઠ ગ્રહણ કરે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ ઈબ્રાહીમમાં અંબિયા (અલૈ.) અને તેમની કોમોની અમુક પરિસ્થિતિઓ અને ઘટનાઓની વિગત તથા અલ્લાહના હુકમોનો વિરોધ કરનારાઓનું ખરાબ પરિણામ અને અંતે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)નું વર્ણન હતું જેમણે બયતુલ્લાહનું બાંધકામ કર્યું અને જેમની અવલાદ માટે અલ્લાહ તઆલાએ મક્ક–એ–મુકર્રમહમાં વસ્તી વસાવી અને ત્યાંના વસનારાઓને દરેક પ્રકારની શાંતિ અને સલામતી તથા અસામાન્ય આર્થિક સહૂલતો અર્પણ કરી, તેમની અવલાદ બની ઈસ્માઈલ કુર્આને કરીમ અને રસૂલે કરીમ ﷺના પ્રથમ સંબોધકો છે.

સૂરએ ઈબ્રાહીમના આ અંતિમ રુકૂઅ્માં ખુલાસા સ્વરૂપે તે જ મક્કામાં નિવાસ કરતી પાછલી કોમોના અહેવાલોથી બોધપાઠ ગ્રહણ કરવાની પ્રેરણા અને હવે પછી પણ સભાન ન થવાના સ્વરૂપમાં કયામતના ભયાનક અઝાબોથી ડરાવવામાં આવ્યા છે.

પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺ અને દરેક મજલૂમને દિલાસો આપવામાં આવ્યો છે અને જાલિમ માટે કઠોર અઝાબની ધમકી આપવામાં આવી છે કે અત્યાચારી અને અપરાધી લોકો અલ્લાહ તઆલાની ઢીલ આપવાના કારણે નચિંત ન થઈ જાય અને એ ન સમજી લે કે અલ્લાહ તઆલાને તેમના અપરાધોની ખબર નથી એટલા માટે તેમના ગુનાહો ફૂલી–ફાલી રહ્યા છે છતાં કોઈ અઝાબ અને મુસીબત તેમના ઉપર નથી આવતી, બલકે તેઓ જે કંઈ કરી રહ્યા છે બધું અલ્લાહ તઆલાની નજરમાં છે પરંતુ અલ્લાહ તઆલા પોતાની રહમત અને તકાદાના કારણે ઢીલ આપી રહ્યો છે.

لَا تَحْسَبَنَّ اللّٰهَ غَافِلًا એટલે કે, “એવું ન સમજો કે અલ્લાહ તઆલા ગાફેલ છે.” આ સંબોધન દેખીતી રીતે દરેક તે વ્યક્તિ માટે છે જેને તેની નિષ્કાળજીએ અને શયતાને ધોકામાં નાંખી રાખ્યો છે અને જો આ સંબોધન રસૂલે કરીમ ﷺ માટે હોય તો પણ તેનો હેતુ ઉમ્મતના ગાફેલ લોકોને સંભળાવવાનો

અને ચેતવણી આપવાનો છે, કારણ કે રસૂલે કરીમ ﷺથી એ વાતની શક્યતાની કલ્પના સુદ્ધાં ન કરી શકાય કે તેઓ મઆઝલ્લાહ ! અલ્લાહ તઆલાને પરિસ્થિતિઓથી બેખબર અથવા ગાફેલ સમજે.

બીજી આયતમાં બતાવવામાં આવ્યું છે કે આ જાલિમો ઉપર તાત્કાલિક અઝાબ ન આવવો તેમના માટે કંઈ સારી વાત નથી, કારણ કે તેમનું પરિણામ એ છે કે આ લોકો અચાનક કયામત અને આખિરતના અઝાબમાં પકડી લેવામાં આવશે, આગળ સૂરત પૂર્ણ થતાં સુધી આ જ આખિરતના અઝાબની વિગતો અને ભયાનક પરિસ્થિતિઓનું વર્ણન છે.

لِيَوۡمٍ تَشۡخَصُ فِيۡهِ الۡاَبۡصَارُ એટલે કે, "તે દિવસે જ્યારે કે આંખો ફાટેલી રહી જશે." مُهۡطِعِيۡنَ مُقۡنِعِىۡ رُءُوۡسِهِمۡ એટલે કે, "ડર અને આશ્ચર્યના કારણે માથાઓ ઉપર ઉઠાવેલા હશે અને દિશાહીન દોડી રહ્યા હશે." لَا يَرۡتَدُّ اِلَيۡهِمۡ طَرۡفُهُمۡ એટલે કે, "તેઓ પલકારા પણ નહીં મારે" وَاَفۡـئِدَتُهُمۡ هَوَآءٌ "તેમના દિલો ખાલી (અને) બદ્હવાસ હશે."

આ પરિસ્થિતિનું વર્ણન કર્યા પછી રસૂલે કરીમ ﷺને સંબોધન છે કે, તમે તમારી કોમને તે દિવસના અઝાબથી ડરાવો જેમાં જાલિમ અને મુજરિમ લોકો મજબૂર થઈને પોકારશે કે હે અમારા પરવરદિગાર ! અમને થોડી મહોલત આપી દે, એટલે કે દુનિયામાં અમુક દિવસો માટે મોકલી આપ જેથી અમે તારું આમંત્રણ કબૂલ કરીએ અને તારા રસૂલોનું અનુસરણ કરીને આ અઝાબથી છુટકારો પ્રાપ્ત કરી શકીએ. અલ્લાહ તઆલા તરફથી તેમની દરખાસ્તનો એ જવાબ હશે કે હવે તમે આવું કહી રહ્યા છો ? શું તમે આનાથી પહેલાં એ કસમો ખાધી ન હતી કે અમારી દોલત અને જાહોજલાલીની કોઈ પડતી નથી થવાની અમે હંમેશા દુનિયામાં આવા જ ઐશ અને રાહતમાં રહીશું અને પુનઃસજીવન થવાનો અને આખિરતની દુનિયાનો ઈન્કાર કર્યો હતો ?

وَسَكَنۡتُمۡ فِىۡ مَسٰكِنِ الَّذِيۡنَ ظَلَمُوۡۤا اَنۡفُسَهُمۡ وَتَبَيَّنَ لَكُمۡ كَيۡفَ فَعَلۡنَا بِهِمۡ وَضَرَبۡنَا لَكُمُ الۡاَمۡثَالَ દેખીતું છે કે, આ સંબોધન અરબના મુશ્રિકોને છે જેના માટે નબીએ કરીમ ﷺને આ હુકમ થયો છે, اَنۡذِرِ النَّاسَ એટલે કે, "તે લોકોને ડરાવો" આ સંબોધનમાં તેમને ચેતવવામાં આવ્યા છે કે પાછલી કોમોની હાલતો

અને ક્રાંતિઓ તમારા માટે ઉત્તમ નસીહત કરનાર છે, આશ્ચર્ય છે કે તમે તેનાથી બોધપાઠ ગ્રહણ કરતા નથી જ્યારે કે તમે તે જ નાશ થઈ ચૂકેલી કોમોના ઘરોમાં વસી રહ્યા છો અને હરો–ફરો છો અને તમને અમુક પરિસ્થિતિઓનો જાતઅનુભવ અમુક ચોક્કસ ખબરોથી પણ જાણ થઈ ચૂકી છે કે અલ્લાહ તઆલાએ તેમની નાફરમાનીઓના કારણે તેમના ઉપર કેવો કઠોર અઝાબ નાઝિલ કર્યો અને અમે પણ તમને સીધા માર્ગ ઉપર લાવવા માટે ઘણા બધા દાખલાઓ વર્ણન કર્યા તે છતાં પણ તમે ભાનમાં નથી આવતા.

وَقَدْ مَكَرُوْا مَكْرَهُمْ وَعِنْدَ اللّٰهِ مَكْرُهُمْ وَاِنْ كَانَ مَكْرُهُمْ لِتَزُوْلَ مِنْهُ الْجِبَالُ

એટલે કે, તે લોકોએ સત્ય ધર્મને નષ્ટ કરવા અને સત્યનું આમંત્રણ કબૂલ કરનારા મુસલમાનોને કષ્ટ આપવા અને તેમને પીડાઓ પહોંચાડવા માટે ભરપૂર ચાલબાજીઓ કરી અને અલ્લાહ તઆલા સમક્ષ તેમની બધી ગુપ્ત અને જાહેર યુક્તિઓ મોજૂદ છે, તે સૌથી વાકેફ છે અને તેને નિષ્ફળ બનાવવા માટે શક્તિશાળી છે, જો કે તેમની ચાલબાજીઓ એવી સખત અને મોટી હતી કે તેના મુકાબલામાં પહાડ પણ પોતાના સ્થળેથી હટી જાય પરંતુ અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત સામે આ બધી યુક્તિઓ નિષ્ફળ અને વ્યર્થ થઈને રહી ગઈ.

જે વિરોધી યુક્તિઓ અને ચાલબાજીઓનું આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે તેમાં એ પણ શક્યતા છે કે તેનો ભાવાર્થ અગાઉ નાશ થઈ ચૂકેલી કોમોની ચાલબાજીઓ હોય, દાખલા તરીકે નમરૂદ, ફિરઔન, કોમે આદ અને ષમૂદ વગેરે અને એ પણ શક્ય છે કે તે સમયે ઉપસ્થિત અરબના મુશ્રિકોની હાલત વર્ણન કરવામાં આવી હોય કે તેમણે રસૂલે કરીમ ﷺના મુકાબલામાં ઘણી ઊંડી અને ગુપ્ત યોજનાઓ અને ચાલબાજીઓ કરી હોય પરંતુ અલ્લાહ તઆલાએ તે બધાને નિષ્ફળ બનાવી દીધી.

મોટા ભાગના વિવરણકારોએ وَاِنْ كَانَ مَكْرُهُمْ માં શબ્દ اِنْ (ઈન)ને નકારવાચક શબ્દ ઠરાવ્યો છે અને તેનો અર્થ એવો કર્યો છે કે "જો કે તેમણે ઘણી યુક્તિઓ કરી અને ચાલો ચાલી પરંતુ તેમની યુક્તિઓ અને ચાલોથી એ શક્ય ન હતું કે પહાડ પોતાના સ્થળેથી ટળી જાય." આ પહાડનો ભાવાર્થ રસૂલે કરીમ ﷺ અને તેમના મક્કમ ઈરાદાઓ છે કે કાફિરની કોઈ ચાલ તેના ઉપર અસર કે પ્રભાવ પાડી શકતી નથી.

ત્યારબાદ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને સંભળાવવા માટે રસૂલે કરીમ ﷺને અથવા દરેક સંબોધકને આ ચેતવણી આપવામાં આવી, فَلَا تَحْسَبَنَّ اللّٰهَ مُخْلِفَ وَعْدِهٖ رُسُلَهٗ اِنَّ اللّٰهَ عَزِيْزٌ ذُو انْتِقَامٍ એટલે કે, કોઈ એવું ન સમજે કે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલોને જે વિજયનો, મદદનો તથા સફળતાનો વાયદો કર્યો છે તે તેના વિરુદ્ધ કરશે, નિઃશંક ! અલ્લાહ તઆલા જબરદસ્ત છે અને બદલો લેનારો છે, તે અવશ્ય પોતાના પયગમ્બરોના દુશ્મનો પાસેથી બદલો લેશે અને પયગમ્બરોને જે વાયદો કર્યો છે તેને પૂરો કરશે.

ત્યાર પછીની આયતોમાં ફરી કયામતની ભયાનક પરિસ્થિતિઓ અને ઘટનાઓનું વર્ણન છે, ઈરશાદ ફરમાવ્યો, يَوْمَ تُبَدَّلُ الْاَرْضُ غَيْرَ الْاَرْضِ وَالسَّمٰوٰتُ وَبَرَزُوْا لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ એટલે કે, "કયામતનો દિવસ એવો હશે કે તેમાં હાલની જમીન પણ બદલી નાંખવામાં આવશે અને આસમાન પણ અને બધા જ એકમાત્ર અલ્લાહ વાહિદુલ કહ્હાર સમક્ષ હાજર થશે."

જમીન અને આસમાના બદલી નાંખવમાનો એ અર્થ પણ હોઈ શકે છે કે તેના લક્ષણો અને તેનું સ્વરૂપ બદલી નાંખવામાં આવે, જેમકે કુર્આને કરીમની બીજી આયતો અને હદીષની રિવાયતોમાં છે કે સમગ્ર પૃથ્વી એક સરખી સપાટી બનાવી દેવામાં આવશે જેમાં ન તો કોઈ મકાનની આડશ હશે અને ન જ કોઈ વૃક્ષ વગેરેની આડશ હશે, ન તો કોઈ પહાડ કે ટેકરી રહેશે અને ન જ કોઈ ગુફા કે ખીણ; કુર્આને કરીમે આ પરિસ્થિતિનું વર્ણન આ પ્રમાણે કર્યું છે. لَا تَرٰى فِيْهَا عِوَجًا وَّلَآ اَمْتًا (૨૦:૧૦૭) એટલે કે, બાંધકામો અને પહાડોના કારણે જે આજકાલ માર્ગો અને સડકો વળાંક લઈને પસાર થાય છે અને ક્યાંક ઊંચાઈ છે તો ઊંડાઈ; એવું સ્વરૂપ બાકી નહીં રહે બલકે બધું ચોખ્ખું સપાટ મેદાન થઈ જશે.

અને જમીન તથા આસમાનના પરિવર્તનનો એ અર્થ પણ હોઈ શકે છે કે બિલકુલ જ આ જમીનના બદલામાં બીજી જમીન અને આસમાનની જગ્યાએ બીજું આસમાન બનાવી દેવામાં આવે. હદીષની રિવાયતો જે તેના સંદર્ભમાં નકલ થઈ છે તેમાં પણ અમુક દ્વારા માત્ર લક્ષણોનું પરિવર્તન થવાની જાણ થાય છે અને અમુકથી સંપૂર્ણ પરિવર્તન.

હદીષના ઈમામ બયહકીએ પ્રમાણિત સનદથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

મસ્ઊદ (રદિ.)થી આ આયતના સંદર્ભમાં એ નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મહશરની જમીન બિલકુલ નવી અને ચાંદીની જેમ સફેદ હશે અને તે જમીન એવી હશે જેના ઉપર કોઈએ કોઈ ગુનોહ કર્યો ન હશે, જેના ઉપર કોઈનું અન્યાયી રીતે લોહી નહીં વહ્યું હોય, એ જ પ્રમાણે મુસ્નદે અહમદ અને તફસીરે ઈબ્ને જરીરની હદીષમાં આ જ વિષય હઝરત અનસ (રદિ.) દ્વારા નકલ થયો છે. *(તફસીરે મઝહરી)*

સહીહૈન બુખારી અને મુસ્લિમમાં હઝરત સહલ બિન સઅદ (રદિ.)ની રિવાયત છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે લોકો એક એવી જમીન ઉપર ઉઠાવવામાં આવશે જે એવી ચોખ્ખી અને સફેદ હશે જેમકે મેદાની રોટલી, તેમાં કોઈની કોઈ નિશાની (મકાન, બાગ, વૃક્ષ, પહાડ, ટેકરી વગેરે) કંઈ જ નહીં હોય." આ જ વિષય બયહકીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આ આયતની તફસીરમાં વર્ણન કર્યો છે.

હાકિમે મજબૂત સનદ સાથે હઝરત જાબીર (રદિ.)થી નકલ કરી છે કે "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કયામતના દિવસે જમીન એ પ્રમાણે ખેંચવામાં આવશે કે જેવી રીતે ચામડાંને ખેંચવામાં આવે છે જેનાથી તેની કરચલીઓ અને ઊંચ–નીચ નીકળી જાય, તેના કારણે જમીનની ગુફાઓ અને પહાડ બધું બરાબર થઈને એક સપાટ સપાટી બની જશે અને તે સમયે બધી જ આદમની અવલાદ આ જમીન ઉપર ભેગી થશે, આ એકત્રિત થયેલા લોકોના કારણે એક વ્યક્તિના હિસ્સામાં માત્ર એટલી જ જમીન હશે જેના ઉપર તે ઊભો રહી શકે, પછી મહશરમાં સૌથી પહેલાં મને બોલાવવામાં આવશે, હું અલ્લાહ રબ્બુલ ઈજ્જતની સામે સિજ્દહમાં પડી જઈશ પછી મને સિફારસની પરવાનગી આપવામાં આવશે તો હું સમગ્ર મખ્લૂક માટે સિફારસ કરીશ કે તેમનો હિસાબ–કિતાબ જલદી થઈ જાય."

આ અંતિમ રિવાયતથી એ જાહેર થાય છે કે જમીનનું પરિવર્તન માત્ર તેની સિફતો અને લક્ષણોનું પરિવર્તન હશે કે ગુફાઓ અને પહાડો, ઈમારતો અને વૃક્ષો નહીં રહે પરંતુ જમીન આ જ બાકી રહેશે અને અગાઉની બધી રિવાયતોથી જાણ થાય છે કે મહશરની જમીન આ ઉપસ્થિત જમીન સિવાય કોઈ અન્ય જમીન હશે અને જે પરિવર્તનનું વર્ણન આ આયતમાં છે તે તેની જાતમાં પરિવર્તન થવાના ભાવાર્થમાં છે.

બયાનુલ કુર્આનમાં હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ ફરમાવ્યું કે આ બંને વાતોમાં કોઈ વિરોધાભાસ નથી, બની શકે છે કે આ જમીનના પ્રથમ સ્વરૂપમાં જ પરિવર્તન કરવામાં આવે અથવા તો હિસાબ–કિતાબ માટે તેને કોઈ બીજી જમીન તરફ ફેરવી દેવામાં આવે.

તફસીરે મઝહરીમાં મુસ્નદે અબ્દ ઈબ્ને હમીદથી હઝરત ઈકરીમા (રદિ.)નું એક નિવેદન નકલ થયું છે જેનાથી તેનું સમર્થન થાય છે, તેના શબ્દોનો તરજુમો આ છે કે આ જમીન સંકોચાઈ જશે અને તેની બાજુમાં જ એક બીજી જમીન હશે જેના ઉપર લોકોને હિસાબ–કિતાબ માટે ઊભા કરવામાં આવશે.

સહીહ મુસ્લિમમાં હઝરત ષવબાન (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે, રસૂલે કરીમ ﷺની પાસે એક યહુદી આલિમ આવ્યો અને એવો પ્રશ્ન કર્યો કે જે દિવસે આ જમીન બદલી નાંખવામાં આવશે તો માનવો ક્યાં હશે ? રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે પુલ સિરાત પાસે એક અંધારામાં હશે.

આથી એ પણ જાણ થાય છે કે સૌને પ્રસ્તુત જમીનથી પુલ સિરાત દ્વારા બીજી તરફ લઈ જવામાં આવશે અને ઈબ્ને જરીર (રહ.)એ પોતાની તફસીરમાં અનેક સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી એ નિવેદનો નકલ કર્યા છે કે, તે સમયે હાલની જમીન અને તેની બધી નદીઓ આગ બની જશે, જેમકે આ સમગ્ર વિસ્તાર જેમાં અત્યારે દુનિયા આબાદ છે તે સમયે જહન્નમનો વિસ્તાર થઈ જશે અને વાસ્તવિકતાની અલ્લાહ તઆલાને જ ખબર છે, બંદાને એના માન્યા સિવાય કોઈ છૂટકો નથી.

زباں تازہ کردن باقرارِ تو ؛ نینگیختن علّت از کارِ تو

અંતિમ આયતોમાં જહન્નમવાળાઓની એ હાલત બતાવવામાં આવી છે કે મુજરિમ લોકોને એક સાંકળમાં બાંધવામાં આવશે, એટલે કે દરેક ગુનાહના મુજરિમો અલગ–અલગ એકઠા કરીને એક જગ્યાએ બાંધી દેવામાં આવશે અને તેમને જે પોષાક પહેરાવવામાં આવશે તે ગંધકનો હશે જે જ્વલનશીલ હોય છે અને તરત જ આગ પકડી લે છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે આ બધા કયામતના અહેવાલ

લોકોની ચેતવણી માટે વર્ણન થયા છે જેથી તેઓ હજુપણ સમજી લે કે ઈબાદત અને આજ્ઞાપાલનના પાત્ર માત્ર એક જ જાત અને તે અલ્લાહ તબારક વ તઆલાની જાત છે અને જેથી જેમનામાં કંઈપણ બુદ્ધિ અને સભાનતા હોય તેઓ શિર્કથી અટકી જાય.



સૂરએ ઈબ્રાહીમ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !

**તારીખ :** ૪ ઓક્ટોબર ૨૦૦૯ બ મુતાબિક ૧૫ શવ્વાલ ૧૪૩૦ હિજરી

# એક સ્મૃતિ અને સૂચના

નાચીઝ (હું મુહમ્મદ શફીઅ્ ઉસ્માની) ન તો એ પાત્રતા ધરાવતો હતો કે કુર્આનની તફસીર લખવાની હિંમત કરે અને ન જ ક્યારેય આવા વિચારની હિંમત કરતો હતો, અલબત્ત પોતાના મુરશિદ હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)ની તફસીર "બયાનુલ કુર્આન" જે આ યુગની અજોડ મધ્યમ કક્ષાની તફસીર છે, ન તો ખૂબ ટૂંકી કે કુર્આનના વિષયોને સમજવામાં મુશ્કેલી થાય અને ન જ ખૂબ લાંબી કે અભ્યાસ કરવામાં મુશ્કેલી પડે, પછી અલ્લાહ તઆલાએ અર્પણ કરેલ જ્ઞાન, સમજદારી અને તકવા તથા પવિત્રતાની બરકતથી વિવિધ વિષયોમાં તેમને લખી નાંખવાની જે ખાસ આવડત અલ્લાહ તઆલાએ હઝરત મૌસૂફને અર્પણ કરી હતી તે મોટી તફસીરોથી પણ પ્રાપ્ત થવું મુશ્કેલ હતું, પરંતુ આ તફસીર હઝરત (રહ.)એ વિદ્વાનો માટે તેમની જ ભાષા અને જ્ઞાનપૂર્ણ વ્યાખ્યાઓ આધારે લખી છે, સામાન્ય જનસમૂહ ખાસ કરીને આ યુગના સામાન્ય લોકો જેઓ અરબી ભાષા અને તેની વ્યાખ્યાઓથી ઘણા દૂર થઈ ચૂક્યા છે તેમને આ તફસીરથી ફાયદો મળવો મુશ્કેલ હતો.

એટલા માટે એ વિચાર ઘણા વખતે આવ્યા કરતો હતો કે તેના આશ્ચર્યજનક વિષયોને હાલની સરળ ભાષામાં લખવામાં આવે પરંતુ એ પણ કોઈ સહેલું કાર્ય ન હતું.

અલ્લાહ તઆલાના હુકમથી અને તેની જ અર્પણ કરેલ તવફીકથી તેની શરૂઆત એ રીતે થઈ ગઈ કે રેડિયો પાકિસ્તાનના ડાયરેક્ટર સાહેબે મને આગ્રહ કર્યો કે રેડિયો ઉપર એક સિલસિલો કુર્આનની ખાસ–ખાસ આયતોનો "મઆરિફુલ કુર્આન"ના વિષય હેઠળ પ્રસારિત કરવામાં આવે, તેમનો આગ્રહ આ કાર્યની શરૂઆતનું કારણ બની ગયો અને રેડિયો પાકિસ્તાન ઉપર ૩ શવ્વાલ સન હિજરી ૧૩૭૩ બ મુતાબિક ૨ જુલાઈ ૧૯૫૪ ઈ.સ.થી શરૂ થઈને ૧૫ સફર સન હિજરી ૧૩૮૪ બ મુતાબિક ૨૫ જૂન ૧૯૬૪ સુધી દરેક જુમ્આના દિવસે આ સિલસિલો ચાલુ રહ્યો, જે સૂરએ ઈબ્રાહીમની પૂર્ણતા ઉપર રેડિયો પાકિસ્તાન તરફથી સમાપ્ત કરી દેવામાં આવ્યો.

અલ્લાહ તઆલાએ તેને મારી કલ્પના કે અનુમાનથી વધારે સ્વીકૃતિ અર્પણ કરી અને દુનિયામાં ચારે તરફથી તેને પુસ્તક સ્વરૂપે સંપાદન કરવાનો તકાદો થવા લાગ્યો, તેનો ઈરાદો કર્યો તો જેટલું કામ તે સમય સુધી થઈ ચૂક્યું હતું તે પણ એક પ્રકારે અધૂરું હતું, આ સિલસિલો ખાસ–ખાસ ચૂંટી કાઢેલી આયતોનો હતો, વચ્ચેની આયતો કે જે માત્ર ઈલ્મી આયતો હતી, રેડિયો ઉપર સામાન્ય જનસમૂહ માટે તેની સફસીર સમજવું સરળ ન હતું, તે બાકી હતું; પુસ્તક સ્વરૂપમાં સંપાદિત કરવા માટે તેનો ક્રમ પણ પૂર્ણ કરવાનો હતો જે સમયની વ્યસ્તતાના કારણે પૂર્ણ કરવો મુશ્કેલ હતો.

કુદરતના આશ્ચર્યોમાંથી છે કે રમઝાન સન હિજરી ૧૩૮૮માં નાચીઝ સખત બીમાર થઈને હરવા–ફરવાથી પણ મા'ઝૂર થઈ ગયો અને મોત સામે હોવાની અનુભૂતિ થવા લાગી તો એવો અફસોસ સતાવવા લાગ્યો કે આ સંગ્રહ (અપ્રગટ પ્રતો) આમ જ વ્યર્થ થઈ જશે, અલ્લાહ તઆલાએ દિલમાં એ ભાવના પેદા કરી દીધી કે સૂતાં–બેઠાં "મઆરિફુલ કુર્આન"ની હસ્તપ્રતો ઉપર પુનઃ અવલોકન અને વચ્ચેની જે આયતો રહી ગઈ હતી તેની પૂર્ણતા કોઈપણ રીતે આવી હાલતમાં કરી દેવામાં આવે.

આ બાજુ બીમારીનો સિલસિલો લાંબો ચાલ્યો, બીમારીએ બીજી બધી જ પ્રવૃત્તિઓ પ્રથમથી જ છોડાવી દીધી હતી, હવે ફક્ત આ પ્રવૃત્તિ બાકી રહી ગઈ એટલા માટે કુદરતની આશ્ચર્યજનક વયવસ્થાએ આ જ બીમારીમાં અલ્હમ્દુલિલ્લાહ ! આ કામ ૨૯ રજ્જબ સન હિજરી ૧૩૯૦ સુધીમાં પૂર્ણ કરાવી દીધું.

અહીંયાં સુધી સૂરએ ઈબ્રાહીમની પૂર્ણતા અને કુર્આને પાકના ૧૩ સિપારાઓ રેડિયોના પ્રસારણ દ્વારા પૂર્ણ થઈ ગયા.

હવે, અલ્લાહ તઆલાએ આગલા વિભાગ લખવાની તવફીક અને હિંમત અર્પણ કરી દીધી, હરવા–ફરવાથી મા'ઝૂરીની તકલીફ પણ દૂર કરી દીધી, જો કે વિવિધ બીમારીઓનો ક્રમ લગભગ સતત ચાલુ રહ્યો અને અશક્તિ પણ વધતી ચાલી પરંતુ અલ્લાહ તઆલાની કૃપા અને કરમ અને તેની મદદથી ૩૦ શાબાન સન હિજરી ૧૩૧૩થી કુર્આનના આગલા સિપારાઓની તફસીર લખવાનું શરૂ

કરીને આ સમયે જ્યારે કે ''મઆરિફુલ કુર્આન''ની ત્રણ જિલ્દો છપાઈને પ્રકાશિત થઈ ચૂકી છે એટલે કે ૨૫ સફર સન હિજરી ૧૩૯૧માં આ તફસીરની પ્રત કુર્આને કરીમની ચોથી મંઝિલ સૂરએ ફુરકાન ૧૯ સિપારા સુધી અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની કૃપાથી સંપૂર્ણ થઈ ચૂકી છે.

આ સમયે પણ વિવિધ બીમારીઓ અને કમજોરીનો સિલસિલો પણ ચાલુ છે અને અલ્હમ્દુલિલ્લાહ આ કામ પણ ચાલું છે, કંઈ દૂર નથી કે અલ્લાહ તઆલા પોતાની કૃપાથી તેને પૂર્ણ કરવાની તવફીક અતા ફરમાવે.

وَمَاذٰلِکَ عَلَی اللّٰہِ بِعَزِیْزٍ

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

૨૫ સફર હિજરી સન ૧૩૯૧



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૧૫)

# સૂરએ હિજ્ર

સૂરએ હિજ્ર મક્કામાં નાઝિલ થઈ, તેની ૯૯ આયતો અને ૬ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૧ થી ૫)**

آیاتها ٩٩ ۞ ١٥ سُوْرَةُ الْحِجْرِ مَكِّيَّةٌ ٥٤ ۞ رکوعاتها ٦

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ ۟ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ وَقُرْاٰنٍ مُّبِيْنٍ ①

પારહ (૧૪)

رُبَمَا يَوَدُّ الَّذِيْنَ كَفَرُوْا لَوْ كَانُوْا مُسْلِمِيْنَ ② ذَرْهُمْ يَاْكُلُوْا وَيَتَمَتَّعُوْا وَ

يُلْهِهِمُ الْاَمَلُ فَسَوْفَ يَعْلَمُوْنَ ③ وَمَآ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍ اِلَّا وَلَهَا كِتَابٌ مَّعْلُوْمٌ ④

مَا تَسْبِقُ مِنْ اُمَّةٍ اَجَلَهَا وَمَا يَسْتَاْخِرُوْنَ ⑤

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલિફ-લામ-રા; આ આયતો છે કિતાબની અને સ્પષ્ટ કુર્આનની. (૧) કોઈ વખતે આ લોકો તમન્ના કરશે જેઓ ઈન્કારી છે, કેવું સારું થાત જો મુસલમાન હોત ! (૨) તેમને છોડી દો ખાઈ લે અને વર્તી લે અને ઉમ્મીદમાં લાગેલા રહે, બસ હવે પછી જાણી લેશે. (૩) અને કોઈ વસ્તીનો અમે નાશ નથી કર્યો પરંતુ તેનો નિશ્ચિત સમય લખેલો હતો. (૪) ન તો કોઈ ઉમ્મત પોતાના નિશ્ચિત સમયથી આગળ વધે છે અને ન જ પાછળ રહે છે. (૫)*

## તફસીર :

અલિફ-લામ-રા (તેનો અર્થ અલ્લાહને ખબર છે), આ આયતો છે એક સંપૂર્ણ કિતાબની અને સ્પષ્ટ કુર્આનની (એટલે કે આ બંને એની સિફતો એટલે કે ખાસિયતો છે સંપૂર્ણ કિતાબ હોવાની પણ અને સ્પષ્ટ કુર્આન હોવાની પણ, આ શબ્દોથી કુર્આનનું સત્ય કલામ હોવું સ્પષ્ટ કર્યા પછી તે લોકોની હસરત અને અઝાબનું વર્ણન છે જેઓ કુર્આન ઉપર ઈમાન નથી લાવતા અથવા તેના હુકમોનું અનુસરણ નથી કરતા, ફરમાવ્યું رُبَمَا يَوَدُّ એટલે કે, જ્યારે કયામતના હિસાબ-કિતાબના મેદાનમાં કાફિરોને ઉપર જાત-જાતનો અઝાબ થશે ત્યારે) કાફિર લોકો વારંવાર તમન્ના કરશે કે કેવું સારું થાત જો તેઓ (એટલે કે અમે દુનિયામાં) મુસલમાન હોત ! (વારંવાર એટલા માટે કે જ્યારે કોઈ નવી કઠોરતા અથવા મુસીબત જોશે તો દરેક સમયે પોતાના ઈસ્લામ ન લાવવા ઉપર અફસોસ તાજો થતો રહેશે) તમે (દુનિયામાં તે કાફિરો ઉપર ગમ ન કરો) તેમને તેમની હાલત ઉપર રહેવા દો કે તેઓ ખૂબ ખાઈ લે અને લાભ ઉઠાવી લે તથા આશાઓ (કલ્પિત-યોજનાઓ) તેમને ગફલતમાં નાંખી રાખે, તેમને હમણા (મરતાંની સાથે જ) વાસ્તવિકતાની ખબર થઈ જવાની છે (અને દુનિયામાં જે તેમને તેમના કુફ્ર અને દુષ્કૃત્યોની તાત્કાલિક સજા નથી મળતી તેનું કારણ એ છે કે અલ્લાહ તઆલાએ સજાનો એક સમય નક્કી કરી રાખ્યો છે, હમણાં તે સમય આવ્યો નથી) અને અમે જેટલી વસ્તીઓનો (કુફ્રના કારણે) નાશ કર્યો છે તે સૌના માટે એક નક્કી સમય લખાયેલો હોતો રહ્યો છે અને (અમારો નિયમ એ છે કે) કોઈ ઉમ્મત પોતાના નક્કી સમય પહેલાં ન હલાક થાય છે, ન જ પાછળ રહે છે (બલકે નક્કી સમયે જ તેનો નાશ થાય છે, એ જ પ્રમાણે જ્યારે તેમનો સમય આવી જશે તો તેમને પણ સજા આપવામાં આવશે).

## મસ્અલા અને બોધપાઠ :

ذَرْهُمْ يَأْكُلُوا.... થી જાણ થઈ કે ખાવા-પીવાને જીવનનો હેતુ અને અસલી લક્ષ્યાંક બનાવી લેવું તથા દુનિયાની અય્યાશીઓ અને રાહતોના સામાનમાં મોતથી નચિંત થઈને લાંબી-લાંબી યોજનાઓમાં લાગેલા રહેવું કાફિરોથી જ થઈ શકે છે, જેમનું આખિરત તથા તેના હિસાબ-કિતાબ અને સારા

બદલા કે સજા ઉપર ઈમાન નથી, મો'મિન પણ ખાય-પીએ છે તથા પોતાની આર્થિક જરૂરિયાતનો સામાન જરૂરત પૂરતો ઉપલબ્ધ કરે છે તથા ભવિષ્યના કારોબારની યોજના પણ બનાવે છે પરંતુ મોત અને આખિરતની ચિંતાથી બેખબર થઈને તે કામ નથી કરતો, એટલા માટે દરેક કાર્યમાં હલાલ અને હરામની ચિંતા રહે છે તથા વ્યર્થ યોજનાઓમાં પ્રવૃત્ત નથી રહેતો. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "ચાર વસ્તુઓ બદ્‌બખ્તી અને બદ્‌નસીબીની નિશાની છે, આંખોમાંથી આંસુ ન વહેવા (એટલે કે પોતાના ગુનાહો અને ગફલતો ઉપર પસ્તાવો કરીને ન રડવું) તથા કઠણ હૃદય, તરંગી યોજનાઓ અને દુનિયાની લાલચ."

*(કુર્તુબી અન મુસ્નદિલ બઝ્ઝાર અન અનસ રદિ.)*

તરંગી યોજનાઓનો અર્થ એ છે કે દુનિયાની મહોબ્બત અને લાલચમાં મૂર્ખામીભરી રીતે મોત અને આખિરતથી નચિંત થઈને લાંબી-લાંબી યોજનાઓ બનાવવામાં આવે. (કુર્તુબી) જે યોજનાઓ દીનના હેતુઓ માટે અથવા કોઈ કોમ કે પ્રદેશ માટે ભવિષ્યના ફાયદા માટે બનાવવામાં આવે છે તે આમાં સામેલ નથી, કારણ કે તે આખિરતની ચિંતાનું જ એક સ્વરૂપ હોય છે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "આ ઉમ્મતના પ્રથમ વર્ગનો છુટકારો સંપૂર્ણ ઈમાન અને દુનિયાથી અલિપ્તતાના કારણે થશે અને અંતિમ ઉમ્મતના લોકો કંજૂસાઈ તથા તરંગી યોજનાઓના કારણે હલાક થશે."

હજરત અબૂ દરદાઅ્ (રદિ.)થી નકલ થયું છે કે, તેઓ દમાસ્કસની જુમ્આ મસ્જિદના મિમ્બર ઉપર ઊભા થયા અને ફરમાવ્યું, "હે દમિસ્ક (દમાસ્કસ)ના નિવાસીઓ ! શું તમે પોતાના એક હમદર્દ અને ભલું ઈચ્છનાર ભાઈની વાત સાંભળશો ? સાંભળી લો કે તમારાથી અગાઉ ઘણા મોટા-મોટા લોકો થઈ ચૂક્યા છે જેમણે માલ અને સામાન ઘણો બધો ભેગો કર્યો અને મોટા-મોટા શાનદાર મહેલો બાંધ્યા અને દૂર-સુદૂર સુધીની લાંબી-લાંબી યોજનાઓ બનાવી, આજે તે બધા હલાક થઈ ચૂક્યા છે, તેમના મકાનો તેમની કબરો છે અને તેમની લાંબી-લાંબી આશાઓ બધું જ ધોકો અને ફરેબ સાબિત થયું, કોમે આદ તમારી નજીક હતી જેણે પોતાના માણસોથી અને દરેક પ્રકારના માલ-સામાનથી તથા હથિયારો અને ઘોડાઓથી દેશને ભરી દીધો હતો, આજે

કોઈ છે જે તેમનો વારસો મારાથી બે દિરહમમાં ખરીદવા માટે તૈયાર થઈ જાય?"

હઝતર હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, "જે વ્યક્તિ પોતાના જીવનમાં લાંબી–લાંબી આશાઓ બાંધતો ફરે છે તેના અમલ અવશ્ય ખરાબ થઈ જાય છે." *(કુર્તુબી)*

———————

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૬–૭–૮)

وَقَالُوْا يٰٓاَيُّهَا الَّذِيْ نُزِّلَ عَلَيْهِ الذِّكْرُ اِنَّكَ لَمَجْنُوْنٌ ۝٦ لَوْمَا تَاْتِيْنَا بِالْمَلٰٓئِكَةِ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ۝٧ مَا نُنَزِّلُ الْمَلٰٓئِكَةَ اِلَّا بِالْحَقِّ وَمَا كَانُوْٓا اِذًا مُّنْظَرِيْنَ ۝٨

## તરજુમો :

*અને લોકો કહે છે, હે તે માણસ કે તારા ઉપર કુર્આન ઊતર્યું છે ! બેશક તું દિવાનો (મજનૂન) છે. (૬) કેમ અમારી પાસે ફરિશ્તાઓને નથી લઈ આવતો જો તું સાચો છે !? (૭) અમે ફરિશ્તાઓને નથી ઉતારતા પરંતુ સત્ય સાથે (કામ પુરું કરીને) અને તે સમયે તેમને મહોલત મળશે નહીં. (૮)*

## તફસીર :

(اِلَّا بِالْحَقِّ માં શબ્દ حَقٌّ "હક"નો ભાવાર્થ "અઝાબનો ફેંસલો" છે અને અમુક વિવરણકારોએ કુર્આન અથવા રિસાલત ભાવાર્થ તરીકે હોવાનું ઠરાવ્યું છે. બયાનુલ કુર્આનમાં પ્રથમ અર્થને અગ્રિમતા આપવામાં આવી છે, આ અર્થ હઝરત હસન બસરી રહ.થી નકલ થયો છે. આયતોની તફસીર આ પ્રમાણે છે).

અને તે (મક્કાના) કાફિરોએ (રસૂલે કરીમ ﷺને) એવું કહ્યું કે હે તે માણસ જેના ઉપર (તેના દા'વા પ્રમાણે) કુર્આન નાઝિલ કરવામાં આવ્યું છે ! તમે (નઊઝુબિલ્લાહ !) મજનૂન છો (અને નુબુવ્વતનો ખોટો દા'વો કરો છો, નહિતર) જો તમે (આ દા'વામાં) સાચા હોય તો અમારી પાસે ફરિશ્તાઓને કેમ નથી લાવતા ?! (જે અમારી સામે તમારી સચ્ચાઈની ગવાહી આપે, અલ્લાહનો ઈરશાદ છે, لَوْلَآ اُنْزِلَ اِلَيْهِ مَلَكٌ فَيَكُوْنَ مَعَهٗ نَذِيْرًا ط *૨૫:૭*– અલ્લાહ તઆલા

જવાબ આપે છે કે) અમે ફરિશ્તાઓને (જે પ્રમાણે તેઓ માંગણી કરી રહ્યા છે) ફક્ત ફેંસલા માટે જ ઉતાર્યા કરીએ છીએ અને (જો એવું થાય તો) તે સમયે તેમને મહોલત પણ આપવામાં નથી આવતી (બલકે, જ્યારે તેમના આવવા ઉપર પણ ઈમાન નથી લાવતા જેમકે તેમની હાલતથી જ આ નક્કી થઈ રહ્યું છે તો તાત્કાલિક તેમનો નાશ કરી નાંખવામાં આવત જેમકે સૂરએ અન્આમના પ્રથમ રુકૂઅ્ની અંતિમ આયતોમાં તેનું કારણ વર્ણન થઈ ચૂક્યું છે).

————————

## આયત : (સૂરએ હિજ્ર : આયત નં. ૯)

إِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَإِنَّا لَهُ لَحَافِظُونَ ۝٩

## તરજુમો :

*અમે પોતે આ નસીહત ઉતારી છે અને અમે તેના રક્ષક (મુહાફિઝ) છીએ.(૯)*

## તફસીર :

અમે કુર્આનને નાઝિલ કર્યું છે અને (આ દા'વો વિના દલીલે નથી બલકે તેના મોઅ્જિઝો હોવું દલીલો આધારિત છે અને કુર્આનની એક પ્રતિષ્ઠાનું વર્ણન તો બીજી સૂરતોમાં આવી ચૂક્યું છે કે કોઈ મનુષ્ય તેની એક સૂરતનું ઉદાહરણ નથી બનાવી શકતો, બીજી પ્રતિષ્ઠા એ છે કે) અમે એ (કુર્આન)ના રક્ષક (અને નિગેહબાન) છે, (તેમાં કોઈ ઓછું-વત્તું નથી કરી શકતું જેમકે અન્ય કિતાબોમાં થાય છે, આ એવો ખુલ્લો મોઅ્જિઝો છે જેને દરેક સામાન્ય અને ખાસ વ્યક્તિ સમજી શકે છે, પ્રથમ મોઅ્જિઝો કે કુર્આનની સાહિત્યિક ઉચ્ચતા તથા વર્ણનશૈલીની શ્રેષ્ઠતા તથા તેના સર્વગ્રાહીપણાનો કોઈ મુકાબલો નથી કરી શકતું, તેને તો વિદ્વાન લોકો જ સમજી શકે છે પરંતુ સુધારો-વધારો કે તેમાં વત્તું-ઓછું ન થવું તેને એક અજ્ઞાન અને જાહિલ વ્યક્તિ પણ જોઈ શકે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### મા'મૂન રસીદના દરબારની એક ઘટના :

ઈમામ કુર્તુબી (રહ.)એ આ સ્થળે પ્રમાણિત સનદ સાથે એક ઘટના

અમીરુલ મુઅ્મિનીન મા'મૂન રસીદના દરબારની નકલ કરી છે કે મા'મૂનની ટેવ હતી કે ક્યારેક ક્યારેક તેના દરબારમાં જ્ઞાનપૂર્ણ વિષય ઉપર ચર્ચા-વિચારણા, બહષ તથા જ્ઞાન-ગોષ્ઠી થયા કરતી હતી જેમાં દરેક જ્ઞાની વ્યક્તિને આવવાની પરવાનગી હતી, એવી જ એક જ્ઞાન-ગોષ્ઠીમાં એક યહૂદી પણ આવી ગયો, જે ચહેરે-મહોરે અને પોશાક વગેરેથી પણ એક વિશિષ્ટ વ્યક્તિ લાગતો હતો, પછી તેણે વાતચીત કરી તો તે પણ ખૂબ ઉચ્ચ કક્ષાની સાહિત્યિક બૌદ્ધિક વાતચીત હતી, જયારે મજલિસ પૂર્ણ થઈ તો મા'મૂને તેને બોલાવીને પૂછ્યું કે તમે ઈસ્રાઈલી છો ? તેણે સ્વીકાર કર્યો. મા'મૂને (પરીક્ષા લેવા માટે) કહ્યું કે, જો તમે મુસલમાન થઈ જાઓ તો અમે તમારી સાથે ઘણો સારો વ્યવહાર કરીશું.

તેણે જવાબ આપ્યો કે હું તો મારા અને મારા બાપ-દાદાના ધર્મને નથી છોડતો, વાત પૂરી થઈ અને આ વ્યક્તિ ચાલ્યો ગયો, પછી એક વર્ષ પછી આ જ માણસ મુસલમાન થઈને પાછો આવ્યો અને જ્ઞાન-ગોષ્ઠીમાં ઈસ્લામી ફિક્હના વિષય ઉપર ઉત્તમ તકરીર અને સુંદર સંશોધનો રજુ કર્યા, મજલિસ પૂર્ણ થયા પછી મા'મૂને તેને બોલાવીને કહ્યું કે તમે તે જ વ્યક્તિ છો જે ગયા વર્ષે આવ્યા હતા? જવાબ આપ્યો, હા હું તે જ છું; મા'મૂને પૂછ્યું કે તે સમયે તો તમે ઈસ્લામ સ્વીકારવાથી ઈન્કાર કર્યો હતો પછી હવે મુસલમાન થવાનું કારણ શું બન્યું ?

તેણે જવાબમાં કહ્યું કે હું અહીંયાંથી પાછો ફર્યો તો મેં ઉપસ્થિત ધર્મોનું સંશોધન કરવાનો ઈરાદો કર્યો, હું એક ઘણો સારો લહિયો અને કાતિબ છું, કિતાબો લખીને વેચું છું તો સારી કિંમતથી વેચાય જાય છે. મેં પરીક્ષા માટે તવરાતની ત્રણ પ્રતો લખી જેમાં ઘણી જગ્યાએ પોતાના તરફથી સુધારો-વધારો કરી નાંખ્યો અને આ પ્રતોને સીનેગોગમાં લઈ ગયો, યહૂદીઓએ ખૂબ લગાવથી તેને ખરીદી લીધી, પછી એ જ પ્રમાણે ઈન્જીલ (બાઈબલ)ની ત્રણ પ્રતો સુધારો-વધારો કરીને લખેલી તૈયાર કરીને ખ્રીસ્તીઓના ચર્ચમાં લઈ ગયો ત્યાં પણ ઈસાઈઓએ આ પ્રતો ખૂબ માન-સન્માન સાથે મારી પાસેથી ખરીદી લીધી, પછી આ જ કામ મેં કુર્આન સાથે કર્યું તેની પણ ત્રણ ઉત્તમ કક્ષાની પ્રતો તૈયાર કરી જેમાં પોતાના તરફથી સુધારો-વધારો કર્યો હતો, તેને લઈને જ્યારે હું વેચવા માટે નીકળ્યો તો જેની પાસે હું લઈ ગયો તેણે જોયું કે સાચું છે કે નહીં ? જ્યારે તેમાં સુધારો-વધારો જોયો તો તેમણે મને પરત કરી દીધી.

આ ઘટનામાંથી મેં એ બોધપાઠ લીધો કે આ કિતાબ સુરક્ષિત છે અને અલ્લાહ તઆલાએ જ તેની સુરક્ષા કરી છે એટલા માટે હું મુસલમાન થઈ ગયો. આ ઘટનાના રિવાયત કરનાર કાઝી યહ્યા બિન અકષમ કહે છે કે અચાનક તે જ વર્ષે મને હજ્જ પઢવાની તક મળી, ત્યાં સુફિયાન બિન ઉયઈનિયહથી મુલાકાત થઈ તો આ ઘટના મેં તેમને કહી સંભળાવી, તેમણે કહ્યું કે બેશક ! એવું જ થયું હોવું જોઈએ કારણ કે તેમાં કુર્આનની સચ્ચાઈ ઉપસ્થિત છે, યહ્યા બિન અકષમે પૂછ્યું, કુર્આનની કઈ આયતમાં સુધારો-વધારો કર્યો હતો ? તો તેમણે કહ્યું કે કુર્આને કરીમે જ્યાં તવરાત અને ઈન્જીલનું વર્ણન કર્યું છે તેમાં ફરમાવ્યું છે, بِمَا اسْتُحْفِظُوْا مِنْ كِتٰبِ اللّٰهِ એટલે કે, યહૂદીઓ અને નસારાને અલ્લાહની કિતાબ તવરાત અને ઈન્જીલના રક્ષણની જવાબદારી સોંપવામાં આવી છે, એ જ કારણ બન્યું કે નસારાએ રક્ષણની ફરજને અદા ન કરી ત્યારે આ કિતાબોમાં સુધારા-વધારા થઈને તે રદ-બાતલ થઈ ગઈ, તેનાથી વિપરીત કુર્આને કરીમ કે તેના વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, اِنَّا لَهٗ لَحٰفِظُوْنَ એટલે કે, "અમે જ તેના રક્ષક છીએ." એટલા માટે તેની સુરક્ષા અલ્લાહ તઆલાએ પોતે કરી તેથી દુશ્મનોના હજારો પ્રયત્નો છતાં એક નુક્તો અથવા એક ઝેર-ઝબરનો ફરક પણ ન આવી શક્યો, આજે રિસાલતના સમયકાળને પણ લગભગ ૧૪૦૦ ઉપરાંત વર્ષો થઈ ચૂક્યા છે, બધા જ દીની અને ઈસ્લામી અમલોમાં મુસલમાનોની આળસ અને ગફલત છતાં કુર્આને કરીમને કંઠસ્થ (હિફ્ઝ) કરવાનો ક્રમ સમગ્ર દુનિયાના પૂર્વ અને પશ્ચિમમાં એવી રીતે કાયમ છે કે દરેક યુગમાં લાખો બલકે કરડો મુસલમાન નવયુવાનો, વૃદ્ધો, છોકરા અને છોકરીઓ એવા હાજર હોય છે કે જેમના દિલમાં સંપૂર્ણ કુર્આન સુરક્ષિત હોય છે, કોઈ મોટામાં મોટા વિદ્વાનની પણ મજાલ નથી કે એક અક્ષર સુદ્ધાં ખોટો પઢે, તે જ સમયે ઘણા બધા વૃદ્ધો અને બાળકો તેની ભૂલને પકડી પાડશે.

## કુર્આનના રક્ષણના વાયદામાં હદીષનું રક્ષણ પણ સામેલ છે :

બધા જ વિદ્વાનો એ બાબતે સર્વસહમત છે કે કુર્આન ન જ ફક્ત તેના શબ્દોનું નામ છે અને ન જ માત્ર કુર્આનના અર્થોનું બલકે તે બંનેના સંયુક્ત મિશ્રણને કુર્આન કહેવામાં આવે છે, કારણ એ છે કે અર્થો અને કુર્આનના વિષયો

તો બીજી કિતાબોમાં મોજૂદ છે અને ઈસ્લામી લેખનમાં તેના મોટા ભાગના વિષયો વર્ણન થતા હોય છે પરંતુ તેને કુર્આન કહેવામાં આવતું નથી, કારણ કે એ કુર્આનના શબ્દો નથી હોતા, એવી જ રીતે જો કોઈ વ્યક્તિ કુર્આને કરીમના છૂટા-છૂટા શબ્દો અને અલગ-અલગ વાક્યો લઈને એક લેખ અથવા પુસ્તક લખી નાંખે તો તેને પણ કોઈ કુર્આન કહેશે નહીં ભલે તેમાં એક શબ્દ પણ કુર્આને કરીમથી બહારનો ન હોય, એનાથી જાણ થઈ કે કુર્આને કરીમ માત્ર તે "રબ્બાની પ્રત"નું નામ છે જેના શબ્દો અને અર્થો સંયુક્ત સ્વરૂપે સુરક્ષિત છે.

તેનાથી એ મસ્અલાની જાણ થાય છે કે કોઈ ભાષા દાખલા તરીકે ઉર્દૂ અથવા અંગ્રેજી વગેરેમાં જે ફક્ત કુર્આનનો અનુવાદ પ્રકાશિત કરીને લોકો તેને ઉર્દૂ અથવા અંગ્રેજી કુર્આનનું નામ આપી દે છે તે બિલકુલ જાઈઝ નથી, કારણ કે તે કુર્આન નથી અને જ્યારે એ જાણ થઈ કે કુર્આન ફક્ત કુર્આનના શબ્દોનું નામ નથી, બલકે અર્થો પણ તેનું એક અંગ છે તો કુર્આનની હિફાઝતની જે જવાબદારી આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના માથે ઠરાવી છે તેમાં જે પ્રમાણે કુર્આનના શબ્દોની સુરક્ષાનો વાયદો અને જવાબદારી છે એ જ પ્રમાણે અર્થો અને કુર્આનના વિષયોની સુરક્ષા તથા અર્થોની હેરફેરથી પણ તેને સુરક્ષિત રાખવાની પણ જવાબદારી અલ્લાહ તઆલાએ જ લઈ લીધી છે.

એ દેખીતું છે કે કુર્આનના અર્થો તે જ છે જેનું શિક્ષણ આપવા માટે રસૂલે કરીમ ﷺને મોકલવામાં આવ્યા હતા, જેમકે કુર્આને કરીમે ફરમાવ્યું છે, لِتُبَيِّـنَ لِلنَّاسِ مَا نُزِّلَ اِلَيْهِمْ એટલે કે, "તમને એટલા માટે મોકલવામાં આવ્યા છે કે તમે લોકોને બતાવી આપો આ કલામનો મફહૂમ (અર્થ); જે તેમના માટે ઉતારવામાં આવ્યો છે." (૧૬:૪૪) અને એ જ અર્થ આ આયતનો છે.

يُـعَـلِّـمُهُـمُ الْكِتٰبَ وَالْـحِـكْـمَةَ અને એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِنَّـمَا بُعِثْتُ مَعَلِّمًا એટલે કે, "હું તો મુઅલ્લિમ (શિખવાડનાર-શિક્ષક) બનાવીને મોકલવામાં આવ્યો છું." અને જ્યારે રસુલે કરીમ ﷺને કુર્આનના અર્થો વર્ણન કરવા અને તેની તા'લીમ માટે મોકલવામાં આવ્યા ત્યારે તેમણે ઉમ્મતને જે નિવેદનો અને પ્રવૃત્તિઓ દ્વારા શિક્ષણ આપ્યું તે જ નિવેદનો અને પ્રવૃત્તિઓનું નામ "હદીષ" છે.

**રસૂલે કરીમ ﷺની હદીષોને સમૂળગી અસુરક્ષિત કહેનારા વાસ્તવમાં કુર્આનને અસુરક્ષિત કહે છે :**

જે લોકો આજકાલ દુનિયાને એવા ભ્રમમાં નાંખવા ઇચ્છે છે કે હદીષોના સંગ્રહો જે પ્રમાણિત કિતાબોમાં મોજૂદ છે તે એટલા માટે ભરોસાપાત્ર નથી કે તે રસૂલે કરીમ ﷺથી ઘણા પાછળના યુગમાં સંપાદિત કરવામાં આવ્યા છે.

પ્રથમ તો એવું કહેવું સાચું નથી, કારણ કે હદીષની સુરક્ષા અને તેનું લેખિત સંપાદન પોતે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં જ શરૂ થઈ ચૂક્યું હતું, પાછળથી તેની પૂર્ણતા થઈ, તદુપરાંત રસૂલે કરીમ ﷺની હદીષ વાસ્તવમાં કુર્આનની તફસીર અને કુર્આનના અર્થો છે, તેની સુરક્ષા અલ્લાહ તઆલાએ પોતાના જિમ્મે લીધી છે, પછી એ કેવી રીતે બની શકે છે કે કુર્આનના ફક્ત શબ્દો સુરક્ષિત રહી જાય અને અર્થો (એટલે કે રસૂલે કરીમ ﷺની હદીષો)નો નાશ થઈ જાય ?

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૧૦ થી ૧૫)

وَلَقَدْ أَرْسَلْنَا مِن قَبْلِكَ فِي شِيَعِ الْأَوَّلِينَ ﴿١٠﴾ وَمَا يَأْتِيهِم مِّن رَّسُولٍ إِلَّا
كَانُوا بِهِ يَسْتَهْزِئُونَ ﴿١١﴾ كَذَٰلِكَ نَسْلُكُهُ فِي قُلُوبِ الْمُجْرِمِينَ ﴿١٢﴾ لَا يُؤْمِنُونَ بِهِ وَقَدْ
خَلَتْ سُنَّةُ الْأَوَّلِينَ ﴿١٣﴾ وَلَوْ فَتَحْنَا عَلَيْهِم بَابًا مِّنَ السَّمَاءِ فَظَلُّوا فِيهِ يَعْرُجُونَ ﴿١٤﴾
لَقَالُوا إِنَّمَا سُكِّرَتْ أَبْصَارُنَا بَلْ نَحْنُ قَوْمٌ مَّسْحُورُونَ ﴿١٥﴾ ع

### તરજુમો :

*અને અમે તમારાથી અગાઉ આગલા વર્ગોમાં રસૂલ મોકલી ચૂક્યા છે. (૧૦) અને તેમની પાસે કોઈ રસૂલ નથી આવતો પરંતુ તેની હસી-મજાક કરતા રહે છે. (૧૧) એ જ પ્રમાણે અમે તેને ગુનેહગારોના દિલમાં બેસાડી દઈએ છીએ. (૧૨) તેના ઉપર યકીન (ઈમાન) લાવશે નહીં અને આગલાઓની આ રસમ ચાલી આવી છે. (૧૩) અને જો અમે તેમના ઉપર*

*આસમાનથી દરવાજો ખોલી દઈએ અને આખો દિવસ તેમાં ચઢતા રહે, (૧૪) તો પણ એવું જ કહેશે કે અમારી નજરબંધી કરી છે, નહીં ! બલકે અમો લોકો ઉપર જાદૂ થયો છે. (૧૫)*

## શબ્દાર્થ :

اَلشِّيَعُ (અશિયઅ્) એ شِيْعَةٌ (શીઆ)નું બહુવચન છે જેનો અર્થ કોઈ વ્યક્તિના અનુયાયી અથવા સહાયકનો પણ થાય છે અને એવા ફિરકાને પણ શીઆ કહેવામાં આવે છે જે ખાસ માન્યતા અને વિચારસરણી ઉપર સહમતી ધરાવતા હોય, ભાવાર્થ એ છે કે અમે દરેક કોમ અને દરેક વર્ગોમાં રસૂલ મોકલ્યા, તેમાં શબ્દ اِلٰـى (ઈલા)ના બદલે فِـىْ شِيَـعِ الْاَوَّلِيْـنَ (ફી શીયઈલ અવ્વલીન) કહીને એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે દરેક વર્ગોના રસૂલ તે જ વર્ગના લોકોમાંથી મોકલવામાં આવ્યા જેથી લોકોને તેમના ઉપર ભરોસો કરવો સરળ થાય અને તેઓ પણ તેમના સ્વભાવ અને પ્રકૃતિથી વાકેફ થઈને તેમની સુધારણા માટે યોગ્ય આયોજન કરી શકે.

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ ! આપ તેમના જૂઠાડવાનો ગમ ન કરો, કારણ કે આ વ્યવહાર અંબિયા અલૈ. સાથે હંમેશા થતો ચાલ્યો આવ્યો છે એટલા માટે) અમે તમારાથી અગાઉ પણ પયગમ્બરોને આગલા લોકોના ઘણા બધા સમૂહોમાં મોકલ્યા હતા, (અને તેમની એવી હાલત હતી કે) કોઈ રસૂલ તેમની પાસે એવો નથી આવ્યો જેની સાથે તેમણે ઠઠ્ઠો–મશ્કરી ન કરી હોય, (જે જૂઠાડવાની એક અત્યંત ધૃણાસ્પદ પ્રવૃત્તિ અને પ્રકાર છે, બસ જે પ્રમાણે તે લોકોના દિલોમાં આ ઠઠ્ઠો–મશ્કરી પેદા થઈ હતી) એ જ પ્રમાણે અમે આ ઠઠ્ઠા–મશ્કરી તે મુજરિમો (એટલે કે મક્કાના કાફિરો)ના દિલોમાં નાંખી આપીએ છીએ (જેના કારણે) આ લોકો કુર્આન ઉપર ઈમાન નથી લાવતા અને આ રિવાજ પહેલેથી જ ચાલ્યો આવે છે (કે અંબિયા અલૈ.ને જૂઠાડતા રહે છે બસ, તમે દિલગીર ન થાઓ) અને (તેમની દુશ્મનાવટનું સ્વરૂપ તો એવું છે કે ફરિશ્તાઓનું આસમાનથી આવવું તો એક બાજુએ રહ્યું તેનાથી વધીને) જો (પોતે તેમને આસમાન ઉપર મોકલી દેવામાં આવે એ પ્રમાણે કે) અમે તેમના માટે આસમાનમાં કોઈ દરવાજો ખોલી આપીએ

પછી તેઓ દિવસના સમયે (જેમાં ઊંઘ કે સ્વપ્ન હોવાની પણ કોઈ શંકા ન રહે) તે (દરવાજા)માં(થી આસમાને) ચઢી જાય તો પણ એવું કહી આપે કે અમારી નજરબંધી કરવામાં આવી હતી (જેનાથી અમે પોતાને આસમાન ઉપર ચઢેલા જોઈ રહ્યા છીએ અને વાસ્તવમાં અમે ચઢી નથી રહ્યા અને નજરબંધીમાં આ ઘટનાની કોઈ ખાસિયત નથી) બલકે, અમારા લોકો ઉપર તો બિલકુલ જાદૂ કરી રાખ્યો છે (જો અમને આનાથી પણ વધીને કોઈ મોઅ્જિઝો બતાવવામાં આવશે તો પણ તે વાસ્તવમાં કોઈ મોઅ્જિઝો હશે નહીં).

————————

## આયત : (સૂરએ હિજ્ર : આયત નં. ૧૬)

وَلَقَدْ جَعَلْنَا فِي السَّمَآءِ بُرُوْجًا وَّزَيَّنّٰهَا لِلنّٰظِرِيْنَ ﴿١٦﴾

### તરજુમો :

*અને અમે આસમાનમાં બુર્જ બનાવ્યા છે અને તેને જોનારાઓની નજરમાં રોનક આપી. (૧૬)*

### તફસીર :

(પાછલી આયતોમાં ઈન્કારીઓની હઠધર્મી અને દુશ્મનાવટનું વર્ણન હતું, આ આયતોમાં જે આગળ આવી રહી છે અલ્લાહ જલ્લ શા'નુહૂના અસ્તિત્વ તવહીદ, જ્ઞાન અને શક્તિની સ્પષ્ટ દલીલો, આસમાન અને પૃથ્વી અને સમગ્ર અવકાશ અને વિશ્વની મખ્લૂક–સર્જનની પરિસ્થિતિઓને તેના તાદષ્ય અનુભવ દ્વારા વર્ણન કરવામાં આવી છે જેમાં થોડું પણ ચિંતન કરવામાં આવે તો કોઈપણ બુદ્ધિશાળીને ઈન્કાર કરવાની મજાલ રહેતી નથી. ઈરશાદ છે,)

અને બેશક ! અમે આસમાનોમાં મોટા–મોટા તારાઓ પેદા કર્યા અને જોનારાઓ માટે આસમાનને (તારાઓથી શણગારી) સુશોભિત કર્યું.

### મસ્અલા અને બોધપાઠ :

بُـرُوْجًا (બુરૂજન) એ بُرُج (બુર્જ)નું બહુવચન છે જે મોટા–મોટા મહેલો અને કિલ્લાઓ માટે પણ બોલવામાં આવે છે, વિવરણકાર ઈમામો મુજાહિદ,

કતાદહ, અબૂ સાલિહ (રહ.) વગેરેએ આ સ્થળે "બુરૂજ"ની તફસીર "મોટા તારાઓ"થી કરી છે અને આ આયતમાં જે મોટા તારાઓને આસમાનમાં પેદા કરવાનો ઈશારો છે; અત્રે આસમાનનો ભાવાર્થ "આકાશ" છે જેને આધુનિક પરિભાષામાં "અવકાશ" (ખલાઅ્) કહેવામાં આવે છે અને શબ્દ سَمَاءٌ (સમાઅ્)નો બંને અર્થમાં ઉપયોગ પ્રચલિત છે, એટલા માટે દૂર સુધી વિસ્તરેલ ભૌતિક અવકાશને પણ "સમાઅ્" કહેવામાં આવે છે અને આ આકાશની ઘણી નીચે વિસ્તરેલ અવકાશને પણ કુર્આને કરીમે અનેક ઠેકાણે શબ્દ "સમાઅ્"થી ઓળખાવ્યું છે અને ગ્રહો તથા તારાઓનું આસમાનની અંદર નહીં બલકે, અવકાશમાં હોવા વિશેનું સંપૂર્ણ સંશોધન અને ચર્ચા કુર્આને કરીમની આયતોથી વળી પ્રાચીન અને આધુનિક ખગોળશાસ્ત્રના સંશોધનો દ્વારા ઈન્શાઅલ્લાહ સૂરએ ફુરકાનની આયત નં.૧૬ تَبَارَكَ الَّذِىْ جَعَلَ فِى السَّمَآءِ بُرُوْجًا وَّجَعَلَ فِيْهَا سِرَاجًا وَّقَمَرًا مُّنِيْرًا ની તફસીરમાં આવશે.

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૧૭-૧૮)

وَحَفِظْنٰهَا مِنْ كُلِّ شَيْطٰنٍ رَّجِيْمٍ ﴿١٧﴾ اِلَّا مَنِ اسْتَرَقَ السَّمْعَ فَاَتْبَعَهٗ شِهَابٌ مُّبِيْنٌ ﴿١٨﴾

## તર્જુમો :

*અને અમે તેને દરેક શયતાન મરદૂદથી સુરક્ષિત રાખ્યું. (૧૭) પરંતુ જે ચોરીથી સાંભળીને નાઠો બસ તેની પાછળ ચમકતો અંગારો પડ્યો. (૧૮)*

## તફસીર :

આસમાનને (તારાઓ દ્વારા) દરેક શયતાન મરદૂદથી સુરક્ષિત કરી દીધું (કે ત્યાં સુધી તેની પહોંચ હોતી નથી) હા ! પરંતુ કોઈ વાત (ફરિશ્તાઓની) ચોરી-છુપે સાંભળીને ભાગે તો તેની પાછળ એક પ્રકાશિત ભડકો થાય છે (અને તેની અસરથી તે શયતાન હલાક અથવા બેહોશ થઈ જાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

**(The Meteor) ખરતા તારા-ઉલ્કાપાત :**

આ આયતોથી એક બાબત તો એ સાબિત થઈ કે શયતાનોની પહોંચ

આસમાનો સુધી હોઈ શકતી નથી, ઈબ્લીસ મરદૂદનું હઝરત આદમ (અલૈ.)ની પેદાઈશના સમયે આસમાનોમાં હોવું અને હઝરત આદમ (અલૈ.) તથા હવ્વા (અલૈ.)ને ધોકામાં નાંખવું વગેરે, આ બધું હઝરત આદમ (અલૈ.)ના જમીન ઉપર ઊતરતા પહેલાંની ઘટનાઓ છે, તે સમય સુધી જિન્નાત અને શયતાનોની આસમાનમાં પ્રવેશની મનાઈ ન હતી, હઝરત આદમ (અલૈ.)ને ઉતાર્યા પછી અને શયતાનને બહાર કાઢી મૂક્યા પછી આ પ્રવેશની મનાઈ થઈ ગઈ, સૂરએ જિન્નની આયતમાં આ ઉપસ્થિત છે, اِنَّـا كُـنَّا نَقْعُدُ مِنْهَا مَقَاعِدَ لِلسَّمْعِ فَمَنْ يَّسْتَمِعِ الْاٰنَ يَـجِـدْلَــهٗ شِهَـابًـا رَّصَـدًا તેનાથી એ જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺની બઅ્‌ષતથી પહેલાં સુધી શયતાનો આસમાનોની ખબરો ફરિશ્તાઓની પરસ્પરની વાતચીતથી સાંભળી લેતા હતા, તેનાથી એ જરૂરી નથી થતું કે શયતાનો આસમાનમાં પ્રવેશ કરીને આ સાંભળતા હતા. نَـقْعُدُ مِنْهَا مَقَاعِدَ ના શબ્દોથી પણ એ અર્થ હોઈ શકે છે કે ચોરોની જેમ આસમાની અવકાશમાં જ્યાં અમુક અવકાશી પદાર્થો હોય છે ત્યાં સંતાઈને બેસી જતા હોય અને સાંભળી લેતા હોય એ શક્ય છે અને આ શબ્દોથી પોતે પણ એ જ જાહેર થાય છે કે નબીએ કરીમ ﷺની બઅ્‌ષત પહેલાં પણ જિન્નાતો અને શયતાનોનો આસમાનોમાં પ્રવેશ પ્રતિબંધિત જ હતો પરંતુ અમુક અવકાશી પદાર્થો સુધી પહોંચીને ચોરી–છુપે કંઈક સાંભળી લેતા હતા, નબીએ કરીમ ﷺની બઅ્‌ષત પછી વહીની સુરક્ષાની એ વધારે યોજના બની કે શયતાનોની આ ચોરીને પણ સળગતા અંગારાથી રોકી લેવામાં આવી.

રહ્યો એ સવાલ કે આસમાનોની અંદર ફરિશ્તાઓની વાતચીતને આસમાનોથી બહાર શયતાનો કઈ રીતે સાંભળી શકતા હતા ? બસ આ કોઈ અશક્ય વસ્તુ નથી, શક્ય છે કે અવકાશી પદાર્થો અવાજને અવરોધતા ન હોય અને એ પણ શક્ય છે કે ફરિશ્તાઓ કોઈ સમયે આસમાનોથી નીચે ઊતરીને પરસ્પર એવી વાતચીત કરતા હોય જેને શયતાનો સાંભળીને ભાગતા હોય, સહીહ બુખારીમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની હદીષથી તેનું સમર્થન થાય છે કે ફરિશ્તાઓ આસમાનની નીચે જ્યાં વાદળો હોય છે ક્યારેક કોઈ સમયે અહીંયાં સુધી ઊતરે છે અને આસમાની ખબરોની પરસ્પર ચર્ચા કરે છે, શયતાનો તે જ અવકાશમાં છુપાઈને આ ખબરો સાંભળતા હતા જેને સળગતા અંગારાઓ

દ્વારા બંધ કરવામાં આવ્યા, તેની સંપૂર્ણ વિગત ઈન્શાઅલ્લાહ સૂરએ જિન્નમાં اَنَّا كُنَّا نَقْعُدُ مِنْهَا مَقَاعِدَ لِلسَّمْعِ (૭૨:૯)ની તફસીરમાં આવશે.

**બીજો મસ્અલો :**

આ આયતમાં شِهَابٌ ثَاقِبٌ (શિહાબ)નો શબ્દ છે, કુર્આને કરીમના ફરમાનથી જાણ થાય છે કે આ "શિહાબ" (અંગારા) વહીની હિફાઝત માટે શયતાનોને મારવા માટે પેદા થાય છે, તેના દ્વારા શયતાનોને ભગાડવામાં આવે છે જેથી તેઓ ફરિશ્તાઓની વાતો ન સાંભળે.

તેમાં એક શંકા એ થાય છે કે અવકાશમાં અંગારાઓનું અસ્તિત્વ કોઈ નવી વસ્તુ નથી, રસૂલે કરીમ ﷺની બઅ્ષત પહેલાં પણ ખરતા તારાઓ નજરે જોવામાં આવતા હતા અને ત્યાર પછી પણ આ ક્રમ સતત ચાલુ જ છે તો એ કેવી રીતે શક્ય હોઈ શકે છે કે ખરતા તારાઓ શયતાનને ભગાડવા માટે પેદા થાય છે કે જે નબીએ કરીમ ﷺના સમયકાળની વિશેષતા છે ? એનાથી દેખીતી રીતે એ જ વાતને મજબૂતી પ્રદાન થાય છે જે ખગોળશાસ્ત્રીઓનો મત છે કે ખરતા તારાઓની વાસ્તવિકતા એટલી જ છે કે સૂર્યની ગરમીથી (રસાયણોની) જે બાષ્પ જમીનમાંથી ઊંચે જાય છે તેમાં અમુક જ્વલનશીલ પદાર્થો પણ હોય છે, ઉપર જઈને જ્યારે તેને સૂર્ય અથવા કોઈ અન્ય કારણે વધારે ગરમી મળે છે તો તે સળગી ઉઠે છે અને જોનારાઓને એવી અનુભૂતિ થાય છે કે કોઈ તારો ખર્યો છે, એટલા માટે રૂઢિપ્રયોગમાં પણ તેને "તારો ખરવો" જ કહેવામાં આવે છે, અરબી ભાષામાં પણ તેના માટે اِنْقِضَاضِ كَوْكَبْ ના શબ્દનો ઉપયોગ થયો છે જે તેનો જ સમાનાર્થી છે.

જવાબ એ છે કે આ બંને વાતોમાં કોઈ વિરોધાભાસ કે વાંધો નથી, જમીનથી ઉપરથી ઊઠનાર બાષ્પ સળગી ઊઠે એ પણ શક્ય છે અને એ પણ કોઈ દૂરની વાત નથી કે કોઈ તારા અથવા ગ્રહમાંથી કોઈ અંગારો નીકળીને ખરે (ઉલ્કાપાત થાય) અને એવું થવું સામાન્ય રીતે હંમેશાથી થતું રહ્યું હોય પરંતુ નબીએ કરીમ ﷺની બઅ્ષત પહેલાં આ અંગારાઓ (ઉલ્કાપાત)થી કોઈ કામ લેવામાં ન આવ્યું હોય અને આપ ﷺની બઅ્ષત પછી તે ખરતા તારાઓના અંગારાઓથી એ કામ લેવામાં આવ્યું હોય કે શયતાનો ફરિશ્તાઓની જે વાતો

ચોરી છુપે સાંભળવા ઈચ્છે તેમને આ અંગારાઓથી મારવામાં આવે.

અલ્લામહ આલૂસી (રહ.)એ રૂહુલ મઆનીમાં આ જ ખુલાસો વર્ણન કર્યો છે અને નકલ કર્યું છે કે હદીષના ઈમામ ઝહરી (રહ.)ને કોઈએ પૂછ્યું કે શું રસૂલે કરીમ ﷺની બઅ્ષત પહેલાં પણ તારાઓ ખરતા હતા ? ફરમાવ્યું કે હા! તેના ઉપર તેણે સૂરએ જિન્નની પ્રસ્તુત આયત વાંધા સ્વરૂપે રજુ કરી તો ફરમાવ્યું કે ખરતા તારાઓ તો પ્રથમથી જ હતા પરંતુ બઅ્ષતે નબવી (રહ.) પછી જ્યારે શયતાન ઉપર કડકાઈ કરવામાં આવી ત્યારે તેનાથી શયતાનને ભગાડવાનું કામ લેવામાં આવ્યું.

સહીહ મુસ્લિમની એક હદીષમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પોતે રસૂલે કરીમ ﷺનું આ ફરમાન મોજૂદ છે કે આપ ﷺ સહાબા (રદિ.)ની એક સભામાં ઉપસ્થિત હતા કે એક તારો ખર્યો, આપ ﷺએ પૂછ્યું કે તમે અજ્ઞાનતાના કાળમાં એટલે કે ઈસ્લામથી પહેલાં આ તારાઓ ખરવાને શું સમજ્યા કરતા હતા ? લોકોએ કહ્યું કે અમે એવું સમજ્યા કરતા હતા કે દુનિયામાં કોઈ મોટી ઘટના ઉત્પન્ન થવાની છે અથવા કોઈ મોટો વ્યક્તિ મૃત્યુ પામશે અથવા પેદા થશે, આપ ﷺએ ફરમાવ્યું કે આ ખોટો વિચાર છે, તેને કોઈના મૃત્યુ અથવા જીવવાથી કોઈ સંબંધ નથી, આ અંગારાઓ તો શયતાનને ભગાડવા માટે ફેંકવામાં આવે છે.

ઉપરોક્ત ચર્ચાનો ખુલાસો એ છે કે ખરતા તારાઓ વિશે જે કંઈ પણ ખગોળશાસ્ત્રીઓએ કહ્યું છે તે પણ કુર્આનનું વિરોધાભાસી નથી અને એ પણ કંઈ દૂર નથી કે આ અંગારાઓ સીધે-સીધા ગ્રહોમાંથી તોડીને ફેંકવામાં આવ્યા હોય, કુર્આનનો મકસદ બંને સ્વરૂપોમાં ચોખ્ખો અને સ્પષ્ટ છે.

[સકળ બ્રહ્માંડમાં કરોડો પ્રકારના અવકાશી પદાર્થો અસ્તિત્વ ધરાવે છે જેમાં સૂર્ય, ચંદ્ર, આકાશગંગા, તારાઓ, ગ્રહો, નિહારીકાઓ ઉપરાંત અસંખ્ય પ્રકારના વાયુઓ તથા અન્ય દષ્ય-અદષ્ય પદાર્થો અસ્તિત્વ ધરાવે છે, દરેકનું બંધારણ, ગુરૂત્વાકર્ષણ, ગતિઓ, અવકાશમાં તેનું સ્થાન વગેરે એક સુનિશ્ચિત અને સમવાયી વિરાટ વિશ્વમાં નક્કી હોય છે, ખગોળશાસ્ત્રના મતે ખરતા

તારાઓ એટલે કે જેને સામાન્ય રીતે ઉલ્કાઓ કહેવામાં આવે છે એ અવકાશી પદાર્થોમાંથી અવકાશમાં છૂટા પડેલા રજકણો અથવા કોઈ માર્ગ ભટકેલ અવકાશી પદાર્થો હોય છે જે પૃથ્વીના ગુરૂત્વાકર્ષણના કારણે પૃથ્વીના વાતાવરણમાં પ્રવેશતાં હવાના ઘર્ષણથી સળગી ઉઠે છે જેને ઉલ્કા અથવા ખરતા તારા તરીકે સામાન્ય રીતે ઓળખવામાં આવે છે.

કુર્આને કરીમમાં જે "શિહાબ" એટલે કે સળગતા અંગારાનું વર્ણન છે શક્ય છે કે તે આ ઉલ્કાપિંડો પણ હોય જેનો ખુલાસો ઉપરોક્ત તફસીરમાં આવી ચૂક્યો છે અને એ પણ શક્ય છે કે આ "શિહાબ" કે જેના દ્વારા શયતાનોને ભગાડવામાં આવે છે તે કોઈ એવા અવકાશી પદાર્થો હોય શકે છે કે જેને ખગોળશાસ્ત્ર સંપૂર્ણ રીતે સમજાવી શકવા અસમર્થ હોય, કારણ કે કરોડો-અબજો અવકાશી પદાર્થોનો તાગ હજુ સુધી ખગોળશાસ્ત્ર પણ સંપૂર્ણ રીતે મેળવી શક્યું નથી, તેણે ખરતા તારાઓ અથવા ઉલ્કાઓ વિશે જે થિયરી રજુ કરી છે તે માત્ર એક થિયરી છે અને સાયન્સ કે અવકાશ વિજ્ઞાનમાં કોઈ થિયરી કાયમી ધોરણે કોઈ સનાતન સત્ય નથી હોતી, જો કે ઉલ્કાઓ વિશે તેમની થિયરી પણ સાચી છે પરંતુ સાથે-સાથે એ પણ શક્ય છે કે ખરતા તારાઓ એ માત્ર ખરતા ઉલ્કાપિંડો અથવા પૃથ્વીના ગુરૂત્વાકર્ષણ દ્વારા આકર્ષાઈને આવતા પ્રકાશિત પદાર્થો જ ન હોય બલકે અવકાશમાં નજરે પડતા પ્રકાશના તેજ લિસોટા ખરતી ઉલ્કાઓના કારણે પણ થતા હોઈ શકે છે અને એ પણ શક્ય છે કે તે કોઈ તેના જ સમકક્ષ કોઈ એવા જ તેજ લિસોટાવાળો અંગારા સ્વરૂપનો પદાર્થ હોય કે જેને કુર્આને "શિહાબ" કહ્યો છે અને તે શયતાનોને ભગાડવા માટે મારવામાં આવતા હોય શકે છે અને આ "શિહાબ" ખરતા તારાઓની સમકક્ષ હોવાના કારણે તેને પણ સામાન્ય પરિભાષામાં "ઉલ્કા" અથવા "ખરતા તારા" કહેવામાં આવતા હોય શકે છે. -અનુવાદક]

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૧૯ થી ૨૫)

وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ شَيْءٍ مَّوْزُوْنٍ ١٩
وَجَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ وَمَنْ لَّسْتُمْ لَهٗ بِرٰزِقِيْنَ ٢٠ وَاِنْ مِّنْ شَيْءٍ اِلَّا عِنْدَنَا
خَزَآئِنُهٗ ۡ وَمَا نُنَزِّلُهٗٓ اِلَّا بِقَدَرٍ مَّعْلُوْمٍ ٢١ وَاَرْسَلْنَا الرِّيٰحَ لَوَاقِحَ فَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ
مَآءً فَاَسْقَيْنٰكُمُوْهُ ۚ وَمَآ اَنْتُمْ لَهٗ بِخٰزِنِيْنَ ٢٢ وَاِنَّا لَنَحْنُ نُحْيٖ وَنُمِيْتُ وَنَحْنُ
الْوٰرِثُوْنَ ٢٣ وَلَقَدْ عَلِمْنَا الْمُسْتَقْدِمِيْنَ مِنْكُمْ وَلَقَدْ عَلِمْنَا الْمُسْتَاْخِرِيْنَ ٢٤ وَاِنَّ
ع رَبَّكَ هُوَ يَحْشُرُهُمْ ۭ اِنَّهٗ حَكِيْمٌ عَلِيْمٌ ٢٥

## તરજુમો :

*અને અમે જમીનને ફેલાવી અને તેમાં ભાર (પહાડો) રાખી દીધા અને તેમાં દરેક વસ્તુ પ્રમાણસર ઉગાડી. (૧૯) અને તમારા માટે તેમાં જીવન નિર્વાહનો સામાન બનાવી દીધો અને તે વસ્તુઓ જેમને તમે રોજી નથી આપતા. (૨૦) અને દરેક વસ્તુના અમારી પાસે ખજાના છે અને અમે તેને નિશ્ચિત પ્રમાણમાં ઉતારીએ છીએ. (૨૧) અને અમે રસભરી હવાઓ ચલાવી, પછી અમે આસમાનથી પાણી ઉતાર્યું પછી તે તમને પીવાડયું અને તમારી પાસે તેના ખજાના નથી. (૨૨) અને અમે જ છે જીવાડનારા અને મારનારા અને અમે જ છે પાછળ રહેનારા. (૨૩) અને અમે તમારામાંથી આગળ વધનારાઓને જાણી રાખ્યા છે અને પાછળ રહેનારાઓને જાણી રાખ્યા છે. (૨૪) અને તમારો પરવરદિગાર તે જ તેમને એકઠા કરી લાવશે, બેશક ! તે જ હિકમતોવાળો સઘળું જાણનાર છે. (૨૫)*

## તફસીર :

અને અમે પૃથ્વીને ફેલાવી દીધી અને તે (જમીન)માં ભારે-ભારે પહાડો નાંખી દીધા અને તેમાં દરેક પ્રકારને (જરૂરિયાતોનું ઉત્પાદન) એક નક્કી માત્રામાં ઉગાડ્યું અને અમે તમારા માટે તે (પૃથ્વી)માં જીવન નિર્વાહનો સામાન બનાવ્યો

(જેમાં જીવન જરૂરિયાતની બધી જ વસ્તુઓ સામેલ છે જેમકે ખાવા-પીવા, પહેરવા-ઓઢવા, રહેવા-સહેવા સંબંધી બધી જ વસ્તુઓ અને આ જીવન જરૂરિયાતનો સામાન ફક્ત તમને જ નથી આપ્યો, બલકે) તેમને પણ આપ્યો જેમને તમે રોજી નથી આપતા (એટલે કે તે બધી જ મખ્લૂકો જે જાહેરમાં પણ તમારા હાથથી ખાતી-પીતી નથી અથવા જીવન નિર્વાહનો સામાન પ્રાપ્ત કરતી નથી, દેખીતી રીતે આ એટલા માટે કહેવામાં આવ્યું કે ઘરના પાલતું ગાય, બકરી, ભેંસ, ઘોડા, બળદ, ગધેડા વગેરે પણ વાસ્તવમાં પોતાની રોજી અને જીવન નિર્વાહનો સામાન અલ્લાહ તઆલા તરફથી જ મેળવે છે પરંતુ જાહેર સ્વરૂપમાં તેમનો ખોરાક અને વ્યવસ્થા માસણના હાથમાં હોય છે, તે ઉપરાંત દુનિયાના દરેક ભૂચળ, જળચર, ખેચર અને હિંસક પ્રાણીઓ એવા પણ છે જેના જીવન નિર્વાહનો સામાન કોઈ માણસના હાથમાં નથી અથવા તો તેની કોઈ તેમાં દખલગીરી નથી, ન જ તેની તેમાં કોઈ શક્તિ છે અને આવા જાનવરો અસંખ્ય અને અગણિત છે કે માનવ તેને ઓળખી પણ નથી શકતો, ન જ તેને ગણી શકે છે) અને જેટલી વસ્તુઓ (જીવનની જરૂરિયાતો સાથે સંબંધ ધરાવે) છે અમારી પાસે બધાના ખજાનાઓ (ભરેલા પડયા) છે અને અમે (પોતાની ખાસ હિકમત પ્રમાણે) તે (વસ્તુઓ)ને એક નક્કી પ્રમાણમાં ઉતારતા રહીએ છીએ અને અમે જ હવાઓને મોકલતા રહીએ છીએ જેઓ વાદળને પાણીથી ભરી આપે છે, પછી અમે જ આસમાનથી પાણી વરસાવીએ છીએ પછી તે પાણી તમને પીવા માટે આપીએ છીએ અને તમે તેનો સંગ્રહ કરીને રાખનારા ન હતા (કે હવે પછી થનાર વરસાદ સુધી તેના સંગ્રહનો ઉપયોગ કરતા રહો) અને અમે જ છે કે સજીવન કરીએ છીએ અને મૃત્યુ આપીએ છીએ અને (સૌના મર્યા પછી) અમે જ બાકી રહી જવાના છે અને અમે જ જાણીએ છીએ તમારાથી આગળ જનારાઓને અને અમે જાણીએ છીએ પાછળ રહેનારાઓને અને બેશક ! તમારો પરવરદિગાર જ આ બધી વસ્તુઓને (કયામતમાં) એકઠી કરશે, (આ એટલા માટે ફરમાવ્યું કે ઉપર તવહીદ સાબિત થઈ છે તેમાં તવહીદનો ઈન્કાર કરનારાઓની સજા તરફ ઈશારો કરવામાં આવ્યો છે) બેશક ! તે હિકમતવાળો છે (દરેક વ્યક્તિને તેનો યોગ્ય બદલો આપશે અને) જ્ઞાનવાળો છે (બધાના કર્મોની તેને સંપૂર્ણ ખબર છે).

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહની હિકમત જીવન નિર્વાહની આવશ્યકતા માટે યોગ્ય અને પ્રમાણસર હોય છે :

مِنْ كُلِّ شَيْءٍ مَّوْزُوْنٍ નો એક ભાવાર્થ તો એ જ છે જે તેના તરજુમામાં લેવામાં આવ્યો છે કે હિકમતના તકાદા પ્રમાણે દરેક ઊગનાર વસ્તુ એક નક્કી પ્રમાણમાં ઊગાડી જેમાં ઓછું થઈ જાય તો જીવનમાં મુશ્કેલીઓ ઊભી થાય અને વધારે પ્રમાણમાં થાય તો પણ મુશ્કેલીઓ પેદા કરે, મનુષ્યની જરૂરત પ્રમાણેના ઘઉં તથા ચોખા વગેરે અને ઉત્તમ કક્ષાના ફળો જો એટલા વધારે પ્રમાણમાં ઉત્પન્ન થાય કે માનવી અને પ્રાણીઓના ખાવા-પીવા પછી પણ ઘણું બધું બચી રહે તો દેખીતું છે કે તે સડવા માંડશે અને તેનો સંગ્રહ કરવો પણ મુશ્કેલ થશે અને ફેંકવા માટે પણ જગ્યા નહીં રહે.

આથી જાણ થઈ કે અલ્લાહ તઆલાની કુદરતમાં તો એ પણ હતું કે જે દાણાઓ અને ફળો ઉપર માનવીની જિંદગી અવલંબિત છે તેને એટલા વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરી આપે કે દરેક વ્યક્તિને દરેક સ્થળે મફતમાં મળ્યા કરે અને નચિંત થઈને તેનો ઉપયોગ કર્યા પછી પણ તેના મોટા-મોટા ઢગલાઓ પડ્યા રહે પરંતુ એવું થવું માનવી માટે અઝાબ બની ગયું હોત, એટલા માટે આ આવશ્યક વસ્તુઓને એક ચોક્કસ પ્રમાણમાં ઉતારવામાં આવી કે તેની કદર અને કિંમત પણ બાકી રહે અને તે વધારાનું બેકાર બચેલું પણ ન રહે.

અને مِنْ كُلِّ شَيْءٍ مَّوْزُوْنٍ નો એક ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે બધી ઊગનારી વસ્તુઓને અલ્લાહ તઆલાએ એક ખાસ પ્રમાણ અને યોગ્યતા સાથે ઉત્પન્ન કરી છે જેથી તેમાં ખૂબસૂરતી અને આકર્ષણ પેદા થાય છે, વિવિધ વૃક્ષોના થડો ડાળીઓ, પાંદડા, ફૂલ અને ફળ, વિવિધ કદ, વિવિધ સ્વરૂપ, વિવિધ રંગ અને વિવિધ સ્વાદના પેદા કરવામાં આવ્યા, જેના પ્રમાણસર અને ખૂબસૂરત અસ્તિત્વથી મનુષ્ય લાભ ઉઠાવે છે પરંતુ તેની હિકમતોની વિગતનો તાગ કોઈ માનવીના કાબૂની વાત નથી.

### સમગ્ર મખ્લૂકને પાણી પહોંચાડવાનું અને પાણી સીંચનનું એક આશ્ચર્યજનક ઇલાહી તંત્ર :

وَاَرْسَلْنَا الرِّيٰحَ થી مَآ اَنْتُمْ لَهٗ بِخٰزِنِيْنَ સુધી અલ્લાહની કુદરતની તે

હિકમતપૂર્ણ વ્યવસ્થા તરફ ઈશારો છે જેના દ્વારા પૃથ્વી ઉપર વસનારા બધા જ માનવો, જાનવરો, પશુઓ, પક્ષીઓ, હિંસક પ્રાણીઓ માટે આવશ્યકતા અનુસાર પાણી પહોંચાડવાનું એવું વ્યવસ્થિત વ્યવસ્થાપનતંત્ર કાયમ કરવામાં આવ્યું છે કે દરેક વ્યક્તિને દરેક સ્થળે, દરેક પરિસ્થિતિમાં પોતાની આવશ્યકતા અનુસાર પીવા, નહાવા, ધોવા તથા ખેતી અને વૃક્ષોને સીંચવા માટે વિના કિંમતે પાણી મળી જાય છે અને જે કંઈ કોઈને કૂવા બનાવવામાં અથવા પાઈપ લગાવવામાં ખર્ચ કરવો પડે છે તે પોતાની સરળતા માટેની કિંમત છે, પાણીના એક ટીપાની કિંમત પણ કોઈ આપી નથી શકતું અને ન જ તે કોઈની પાસે માંગવામાં આવે છે.

આ આયતમાં પ્રથમ તો એ બાબતનું વર્ણન કરવામાં આવ્યું કે કેવી રીતે અલ્લાહ તબારક વ તઆલાની શક્તિ અને કુદરતથી સમંદરના પાણીને સમગ્ર પૃથ્વી ઉપર પહોંચાડવાની એક આશ્ચર્યજનક વ્યવસ્થા બનાવવામાં આવી છે કે સમંદરોના પાણીથી બાષ્પીભવન થઈને તેનાથી વરસાદના વાદળો પેદા થાય છે, ઉપરથી હવાઓ ચલાવી જેણે તેને વાદળના સ્વરૂપમાં પરિવર્તિત કરીને પાણીથી ભરેલા પહાડો જેવા જહાઝ બનાવી દીધા, પછી પાણીથી ભરભૂર તે જહાઝોને એટલે કે વાદળાઓને દુનિયાના દરેક ખૂણાઓમાં જ્યાં-જ્યાં પહોંચવાનું છે ત્યાં પહોંચાડી દીધા, ત્યાબાદ અલ્લાહના ફરમાન અનુસાર જે જમીન ઉપર જેટલું પાણી નાંખવાનો હુકમ છે તે પ્રમાણે આ સ્વયં સંચાલિત હવાઈજહાઝરૂપી વાદળોએ ત્યાં પાણી વરસાવી દીધું.

એ જ પ્રમાણે આ સમંદરોનું પાણી પૃથ્વીના ખૂણે-ખૂણામાં વસનારા મનુષ્યો અને પ્રાણીઓને ઘેર બેઠાં મળી જાય છે, આ જ વ્યવસ્થામાં એક આશ્ચર્યજનક પરિવર્તન પાણીના સ્વાદ અને બીજા સ્વરૂપોમાં ઉત્પન્ન કરવામાં આવે છે, કારણ કે સમંદરના પાણીને અલ્લાહ તઆલાએ પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી અત્યંત ક્ષારયુક્ત ખારું બનાવ્યું છે કે હજારો ટન મીઠું તેમાંથી કાઢીને તેનો ઉપયોગ કરવામાં આવે છે, તેમાં એ પણ મહાન હિકમત છે કે આ મહાન પાણીના સ્ત્રોતો અને સમંદરોમાં કરોડો પ્રકારના જાનવરો રહે છે અને તેમાં જ મરે અને સડે છે અને સમગ્ર પૃથ્વીનું ગંદુ પાણી અંતે તેમાં જ ભેગું થાય છે અને આ પાણી મીઠું હોત તો તે એક દિવસે સડી ગયું હોત અને તેની દુર્ગંધ એટલી સખત હોત કે પૃથ્વીની સપાટી ઉપર રહેનારાઓની તંદુરસ્તી અને જીવન પણ

મુશ્કેલ બની ચૂક્યું હોત, એટલા માટે અલ્લાહ તઆલાએ તેને પોતાની કુદરતથી એવું તેજાબી ખારું બનાવ્યું કે દુનિયાભરની ગંદકીઓ તેમાં પહોંચીને નામશેષ થઈ જાય છે, મતલબ કે તેની હિકમતની બીના પર સમંદરનું પાણી ખારું બલકે કડવું બનાવવામાં આવ્યું જે પીવા માટેના કામમાં નથી આવી શકતું અને ન જ તેનાથી તરસ મટી શકે છે, કુદરતની વ્યવસ્થાએ જે પાણીના હવાઈ જહાઝ સ્વરૂપે વાદળો તૈયાર કર્યા તેને ફક્ત સમંદરી પાણીનો ખજાનો જ ન બનાવ્યો બલકે બાષ્પ ઉપર જવાથી લઈને જમીન ઉપર વરસાદ સ્વરૂપે વરસવા સુધી તેમાં એવા પરિવર્તનો કોઈપણ પ્રકારના જાહેર યંત્ર વિના ઉત્પન્ન કરી દીધા કે તે પાણી મીઠાની ખારાશથી અલગ થઈને પીવાલાયક મીઠું પાણી બની ગયું, ''સૂરએ મુરસલાત''માં એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

وَاَسۡقَيۡنٰكُمۡ مَّآءً فُرَاتًا (૭૭:૨૭) તેમાં શબ્દ فُرَاتٌ (ફુરાત)નો અર્થ એવું મીઠું પાણી થાય છે જેનાથી તરસ મિટાવી શકાય, તેનો ભાવાર્થ એ છે કે અમે વાદળોને કુદરતી યંત્રોમાંથી પસાર કરીને સમંદરના ખારા અને કડવા પાણીને તમારા પીવા માટે મીઠું બનાવ્યું.

સૂરએ વાકિઅહમાં આ જ વિશે ઈરશાદ થયો છે.

اَفَرَأَيۡتُمُ الۡمَآءَ الَّذِىۡ تَشۡرَبُوۡنَ ءَاَنۡتُمۡ اَنۡزَلۡتُمُوۡهُ مِنَ الۡمُزۡنِ اَمۡ نَحۡنُ الۡمُنۡزِلُوۡنَ ۝ لَوۡ نَشَآءُ جَعَلۡنٰهُ اُجَاجًا فَلَوۡلَا تَشۡكُرُوۡنَ ۝

*''વારું ! જુઓ તો પાણીને જે તમે પીઓ છો, શું વાદળોથી તમે ઉતાર્યું અથવા અમે ઉતારનારા છે ? જો અમે ઈચ્છીએ તો તેને ખારું કરી દઈએ, પછી કેમ તમે અહેસાન (ઉપકાર) નથી માનતા ?''*

અહીંયાં સુધી તો અલ્લાહની કુદરતના તે ચમત્કારો બતાવ્યા કે સમંદરના ખારાં પાણીને મીઠા પાણીમાં પરિવર્તિત કરીને સંપૂર્ણ પૃથ્વી ઉપર વાદળો દ્વારા કેવી સુંદર વ્યવસ્થા સાથે પહોંચાડ્યું કે દરેક ખૂણામાં ન જ ફક્ત મનુષ્યોને બલકે તે જાનવરોને પણ જેનું મનુષ્યએ સંશોધન પણ નથી કર્યું અને તેને કોઈ જાણતું પણ નથી તેમને પોતાના સ્થળે પાણી પહોંચાડી આપ્યું અને તે પણ બિલકુલ મફતમાં બલકે જબરદસ્તી !

પરંતુ મનુષ્ય અને જાનવરોની સમસ્યા ફક્ત આટલી વાતથી હલ નથી થઈ જતી કારણ કે પાણી તેમની એવી આવશ્યકતા છે જેનો ઉપયોગ દરરોજ બલકે દરેક સમયે થાય છે, એટલા માટે તેની આવશ્યકતા દિન-બદિન પૂર્ણ કરવાની એક ખાસ પદ્ધતિ તો એ હતી કે દરેક સ્થળે વર્ષના બાર મહિના દરરોજ વરસાદ પડ્યા કરે પરંતુ આ સ્વરૂપમાં તેની પાણીની જરૂરિયાત તો દૂર થઈ જાત પરંતુ અન્ય જીવન જરૂરી આવશ્યકતાઓમાં ઘણી બધી દખલગીરી ઊભી થઈ હોત, તેનો અંદાજો કોઈપણ અનુભવી માટે લગાવવો મુશ્કેલ નથી, આખા વર્ષના દરેક દિવસે વરસતા વરસાદે તંદુરસ્તી ઉપર કેટલોય નકારાત્મક પ્રભાવ ઊભો કર્યો હોત, ઉપરાંત ધંધા અને રોજગાર માટે હરવા-ફરવામાં પણ ખૂબ ખલેલ ઊભી કરી હોત.

બીજી પદ્ધતિ એ હતી કે વર્ષ દરમિયાન ખાસ-ખાસ મહિનાઓમાં એટલો વરસાદ થઈ જાય કે તેનું પાણી બાકીના મહિનાઓ માટે પૂરતું થઈ જાય પરંતુ તેના માટે એવી જરૂરત હોત કે દરેક વ્યક્તિનો એક પાણીનો કોઠો (પ્રમાણ) નક્કી કરીને તેને સોંપી આપવામાં આવે કે તે પોતાના કોઠા અને હિસ્સાનું પાણી પોતે પોતાના રક્ષણ હેઠળ રાખે.

અંદાજો લગાવો કે જો આવું કરવામાં આવ્યું હોત તો દરેક વ્યક્તિ આટલી બધી ટાંકીઓ અથવા વાસણો વગેરે ક્યાંથી લાવ્યા હોત કે જેમાં ત્રણ કે છ માસની જરૂરિયાતનું પાણી ભેગું કરીને રાખી લે અને જો તે કોઈ રીતે એવું કરી પણ લે તો દેખીતું છે કે અમુક દિવસ પછી આ પાણી સડી જાય બલકે પીવા કે ઉપયોગ કરવાના પાત્ર પણ ન રહ્યું હોત, એટલા માટે અલ્લાહની કુદરતે તેને બાકી રાખવા માટે અને જરૂરિયાતના સમયે દરેક સ્થળે ઉપલબ્ધ કરવા માટે એક બીજા પ્રકારની આશ્ચર્યજનક વ્યવસ્થા ઊભી કરી કે જે પાણી વરસવાનું હોય છે તેનો અમુક ભાગ તો તાત્કાલિક વૃક્ષો, ખેતીઓ, મનુષ્યો અને પ્રાણીઓને પીવા માટે કામમાં આવી જ જાય છે, અમુક ખુલ્લા તળાવો અને સરોવરો વગેરેમાં સુરક્ષિત થઈ જાય છે તથા તેનો ઘણો મોટો ભાગ બરફ સ્વરૂપે સફેદ સમંદરો બનાવીને પહાડોના શિખરો ઉપર લાદી દેવામાં આવે છે, જ્યાં સુધી ન તો ધૂળ-કચરો પહોંચી શકે છે અને ન જ કોઈ ગંદકી વગેરે, પછી જો તે પાણી આ પ્રવાહી સ્વરૂપોમાં રહેતું હોત તો હવા દ્વારા અમુક ધૂળ-કચરો કે બીજી ગંદકીઓ તેમાં

ભળી જવાનો ભય રહ્યો હોત, પક્ષીઓ અને પ્રાણીઓનો તેમાં મૃત્યુ પામવાનો ભય રહ્યો હોત જેનાથી તે પાણી ખરાબ થઈ ગયું હોત પરંતુ કુદરતે તે પાણીના મહાન ખજાનાઓને સફેદ બરફના સમંદર બનાવીને પહાડો ઉપર લાદી દીધા જ્યાંથી થોડું-થોડું વહીને પહાડોના બોગદાંઓમાં સંચરી જાય છે અને પછી ઝરણાઓ સ્વરૂપે દરેક સ્થળે પહોંચી જાય છે અને જ્યાં આ ઝરણાઓ નથી પહોંચતા ત્યાં ભૂમિગત ઝરણાઓ અને વહેણો આ પાણી મનુષ્યની નસોની જેમ જમીનના પ્રત્યેક ખૂણામાં વહે છે અને કૂવા ખોદવાથી તે પ્રાપ્ત થવા લાગે છે.

ખુલાસો એ છે કે પાણી પહોંચાડવાના આ આશ્ચર્યજનક ઈલાહી તંત્રએ હજારો નેઅ્મતો પોતાના અંદર સમાવેલ છે, પ્રથમ તો પાણી પેદા કરવું જ એક મોટી નેઅ્મત છે, પછી વાદળો દ્વારા તેને જમીનના પ્રત્યેક ખૂણામાં પહોંચાડવું બીજી નેઅ્મત છે, પછી તેને મનુષ્યના પીવાપાત્ર બનાવી દેવું ત્રીજી નેઅ્મત છે, પછી મનુષ્યને તેના પીવાની તક આપવી ચોથી નેઅ્મત છે, ત્યારબાદ તે પાણીને આવશ્યકતા અનુસાર ભેગું કરી સુરક્ષિત રાખવાની મજબૂત વ્યવસ્થા પાંચમી નેઅ્મત છે, પછી મનુષ્યને તેના પીવા અને સીંચવાની દરેક તકો આપવી છઠ્ઠી નેઅ્મત છે, કારણ કે પાણી ઉપલબ્ધ હોવા છતાં એવી આફતો આવી શકે છે કે મનુષ્ય તેને પીવાની કે લાભ ઉઠાવવાની શક્તિ ધરાવતો ન હોય, કુર્આને કરીમની આયત فَاَسْقَيْنٰكُمُوْهُ وَمَآ اَنْتُمْ لَهٗ بِخَازِنِيْنَ માં અલ્લાહ તઆલાની આ જ નેઅ્મતો તરફ ઈશારો કરી ખબરદાર કરવામાં આવ્યા છે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

## નેક કાર્યોમાં આગળ વધવામાં અને પાછળ રહેવામાં દરજ્જાઓનો તફાવત :

وَلَقَدْ عَلِمْنَا الْمُسْتَقْدِمِيْنَ مِنْكُمْ وَلَقَدْ عَلِمْنَا الْمُسْتَاْخِرِيْنَ માં مُسْتَقْدِمِيْنَ (મુસ્તકદિમીન) અગ્રસ્થાન માટે અને مُسْتَاْخِرِيْنَ (મુસ્તઅ્ખિરીન) પાછળની હરોળ માટેની વિવિધ તફસીરો થઈ છે, અમુક તફસીરો સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી પણ વિવિધ પ્રકારની નકલ થઈ છે. "મુસ્તકદિમીન" તે લોકો છે જેઓ અત્યાર સુધી પેદા થઈ ચૂક્યા છે અને "મુસ્તઅ્ખિરીન" તેઓ છે જેઓ હજુ જન્મ્યા જ નથી. (કતાદહ અને ઈકરીમા) "મુસ્તકદિમીન"થી ભાવાર્થ "મૃત્યુ પામેલ" છે અને "મુસ્તઅ્ખિરીન"થી તે લોકો જેઓ હજુ "જીવંત" છે. (ઈબ્ને

અબ્બાસ, જહ્હાક) "મુસ્તકદિમીન"નો ભાવાર્થ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺથી અગાઉના લોકો છે અને "મુસ્તઅ્ખિરીન"થી ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ છે. (મુજાહિદ) "મુસ્તકદિમીન"નો ભાવાર્થ આજ્ઞાપાલક અને ભલા લોકો છે જ્યારે "મુસ્તઅ્ખિરીન"નો ભાવાર્થ ગુનેહગારો અને ગાફિલ લોકો છે. (હસન અને કતાદહ) "મુસ્તકદિમીન" તે લોકો છે જેઓ નમાઝની સફો અથવા જિહાદની સફો તથા બીજા નેક કાર્યોમાં આગળ રહેનારા છે તથા 'મુસ્તઅ્ખિરીન" તેઓ છે જેઓ આ બાબતોમાં પાછલી હરોળમાં રહે છે અને મોડું કરનારા છે. હસન બસરી, સઈદ બિન મુસયબ, કુર્તુબી અને શોઅ્બી (રહ.) વગેરે તફસીરના ઈમામોની આ જ તફસીર છે અને એ દેખીતું છે કે વાસ્તવમાં આ નિવેદનોમાં કોઈ ખાસ મતભેદ નથી, બધા જ ભાવાર્થો એકઠા થઈ શકે છે કારણ કે અલ્લાહ જલ્લ શા'નુહૂનું જ્ઞાન બધા પ્રકારના "મુસ્તકદિમીન" અને "મુસ્તઅ્ખિરીન" ઉપર સર્વત્ર છવાયેલું છે.

કુર્તુબીએ પોતાની તફસીરમાં ફરમાવ્યું કે આ આયતથી નમાઝમાં પ્રથમ સફની અને શરૂ વખતમાં નમાઝ અદા કરી લેવાની ફઝીલત સાબિત થાય છે, જેમકે હદીષમાં છે કે "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જો લોકોને ખબર થઈ જાય કે અઝાન કહેવાની અને નમાઝની પ્રથમ સફમાં ઊભા થવાની કેટલી મોટી ફઝીલત છે તો બધા જ વ્યક્તિઓ એ કોશીશમાં લાગી જાય કે પ્રથમ સફમાં જ ઊભા રહે અને બધાના માટે જગ્યા ન રહે તો ચિઠ્ઠી નાંખવી પડે."

કુર્તુબીએ તેની સાથે હઝરત કઅ્બનું એ નિવેદન પણ નકલ કર્યું છે કે, આ ઉમ્મતમાં અમુક એવા લોકો પણ છે કે જ્યારે તેઓ સિજ્દહમાં જાય છે તો જેટલા વ્યક્તિઓ તેની પાછળ છે તે સૌની મગફિરત થઈ જાય છે, એટલા માટે હઝરત કઅ્બ (રદિ.) અંતિમ સફમાં રહેવાનું પસંદ કરતા હતા કે કદાચ આગલી સફોમાં અલ્લાહનો કોઈ બંદો તેના દરબારમાં એવી પ્રતિષ્ઠા ધરાવતો હોય કે તેની બરકતથી મારી પણ મગફિરત થઈ જાય. اِنْتَهٰى كَلَامُهٗ

એ દેખીતું છે કે અસલ ફઝીલત અને શ્રેષ્ઠતા તો પ્રથમ સફમાં જ છે જેમકે કુર્આનની આયત અને હદીષના ખુલાસાઓથી સાબિત થયું છે પરંતુ જે વ્યક્તિને કોઈ કારણે પ્રથમ સફમાં જગ્યા ન મળે તો તેને પણ એક દરજ્જો વધારે ફઝીલત એ પ્રાપ્ત રહેશે કે કદાચ આગલી સફોમાંથી કોઈ નેક બંદાના કારણે તેની પણ

મગફિરત થઈ જાય અને પ્રસ્તુત આયતમાં જે પ્રમાણે નમાઝની પ્રથમ સફની ફઝીલત સાબિત થઈ એ જ પ્રમાણે જિહાદની પ્રથમ સફની ફઝીલત પણ સાબિત થઈ ગઈ.

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૨૬ થી ૪૪)

وَلَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ مِنْ صَلْصَالٍ مِّنْ حَمَاٍ مَّسْنُوْنٍ ﴿٢٦﴾ وَالْجَآنَّ خَلَقْنٰهُ مِنْ قَبْلُ
مِنْ نَّارِ السَّمُوْمِ ﴿٢٧﴾ وَاِذْ قَالَ رَبُّكَ لِلْمَلٰٓئِكَةِ اِنِّيْ خَالِقٌۢ بَشَرًا مِّنْ صَلْصَالٍ مِّنْ
حَمَاٍ مَّسْنُوْنٍ ﴿٢٨﴾ فَاِذَا سَوَّيْتُهٗ وَنَفَخْتُ فِيْهِ مِنْ رُّوْحِيْ فَقَعُوْا لَهٗ سٰجِدِيْنَ ﴿٢٩﴾ فَسَجَدَ
الْمَلٰٓئِكَةُ كُلُّهُمْ اَجْمَعُوْنَ ﴿٣٠﴾ اِلَّآ اِبْلِيْسَ ؕ اَبٰٓى اَنْ يَّكُوْنَ مَعَ السّٰجِدِيْنَ ﴿٣١﴾ قَالَ
يٰٓاِبْلِيْسُ مَا لَكَ اَلَّا تَكُوْنَ مَعَ السّٰجِدِيْنَ ﴿٣٢﴾ قَالَ لَمْ اَكُنْ لِّاَسْجُدَ لِبَشَرٍ خَلَقْتَهٗ مِنْ
صَلْصَالٍ مِّنْ حَمَاٍ مَّسْنُوْنٍ ﴿٣٣﴾ قَالَ فَاخْرُجْ مِنْهَا فَاِنَّكَ رَجِيْمٌ ﴿٣٤﴾ وَّاِنَّ عَلَيْكَ اللَّعْنَةَ
اِلٰى يَوْمِ الدِّيْنِ ﴿٣٥﴾ قَالَ رَبِّ فَاَنْظِرْنِيْٓ اِلٰى يَوْمِ يُبْعَثُوْنَ ﴿٣٦﴾ قَالَ فَاِنَّكَ مِنَ الْمُنْظَرِيْنَ ﴿٣٧﴾
اِلٰى يَوْمِ الْوَقْتِ الْمَعْلُوْمِ ﴿٣٨﴾ قَالَ رَبِّ بِمَآ اَغْوَيْتَنِيْ لَاُزَيِّنَنَّ لَهُمْ فِي الْاَرْضِ
وَلَاُغْوِيَنَّهُمْ اَجْمَعِيْنَ ﴿٣٩﴾ اِلَّا عِبَادَكَ مِنْهُمُ الْمُخْلَصِيْنَ ﴿٤٠﴾ قَالَ هٰذَا صِرَاطٌ عَلَيَّ
مُسْتَقِيْمٌ ﴿٤١﴾ اِنَّ عِبَادِيْ لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطٰنٌ اِلَّا مَنِ اتَّبَعَكَ مِنَ الْغٰوِيْنَ ﴿٤٢﴾
وَاِنَّ جَهَنَّمَ لَمَوْعِدُهُمْ اَجْمَعِيْنَ ﴿٤٣﴾ لَهَا سَبْعَةُ اَبْوَابٍ ؕ لِكُلِّ بَابٍ مِّنْهُمْ جُزْءٌ مَّقْسُوْمٌ ﴿٤٤﴾ ع

## તરજુમો :

*અને અમે મનુષ્યને ખણખણતી માટીના સડેલા કાદવ (A sound-giving clay made of decayed mud)થી બનાવ્યો. (૨૬) અને અમે જાન્ન (જિન્નાત)ને તેનાથી પહેલાં લૂ (ધૂમાડા વિનાની ગરમ હવા–Fire of hot wind)ની આગથી બનાવ્યો. (૨૭) અને જ્યારે તમારા પરવરદિગારે*

*ફરિશ્તાઓને કહ્યું, હું એક માનવી બનાવીશ ખણખણતી માટીના સડેલા કાદવથી. (૨૮) પછી જ્યારે તેને ઠીકઠાક કરું અને તેમાં પોતાની રૂહથી ફૂંકી દઉં તો તેની સામે સિજ્દહમાં પડી જજો. (૨૯) ત્યારે તે ફરિશ્તાઓએ સૌએ મળીને સિજ્દહ કર્યો. (૩૦) પરંતુ ઈબ્લીસે ન માન્યું કે સિજ્દહ કરનારાઓ સાથે થાય. (૩૧) ફરમાવ્યું, હે ઈબ્લીસ ! તને શું થયું કે સિજ્દહ કરનારાઓની સાથે ન થયો ? (૩૨) બોલ્યો, હું તે નથી કે એક માનવીને સિજ્દહ કરું જેને તેં ખણખણતી માટીના સડેલા કાદવથી બનાવ્યો. (૩૩) ફરમાવ્યું, તો તું નીકળ અહીંયાંથી ! તારા ઉપર માર છે (૩૪) અને તારા ઉપર ફિટકાર છે તે દિવસ સુધી કે ઈન્સાફ થાય. (૩૫) બોલ્યો, હે પરવરદિગાર ! તું મને તે દિવસ સુધી ઢીલ આપ કે મુરદા જીવતા થાય. (૩૬) ફરમાવ્યું, તો (જા) તને ઢીલ આપી ! (૩૭) તે જ નિશ્ચિત સમયના દિવસ સુધી. (૩૮) બોલ્યો, હે પરવરદિગાર ! જેવો તેં મને માર્ગથી ભટકાવ્યો હું પણ તે સૌને જમીનમાં શણગાર (દીવા-સ્વપ્નો) બતાવીશ અને તે સૌને માર્ગથી ભટકાવીશ. (૩૯) પરંતુ જે તારા ચુનંદા બંદાઓ છે. (૪૦) ફરમાવ્યું, આ મારા સુધી સીધો માર્ગ છે. (૪૧) જે મારા બંદા છે તારું તેમના ઉપર કંઈ જોર નથી પરંતુ જે તારા માર્ગે ચાલ્યો ભટકેલાઓમાં. (૪૨) અને તે સૌનો દોઝખ ઉપર વાયદો છે. (૪૩) તેના સાત દરવાજા છે, દરેક દરવાજા માટે તેમનામાંથી એક વર્ગ વહેંચેલો છે. (૪૪)*

## તફસીર :

અને અમે માનવ (એટલે કે માનવજાતિના પ્રથમ મનુષ્ય હઝરત આદમ અલૈ.)ને ખણખણતી માટીથી જે સડેલા કાદવની બનેલી હતી પેદા કર્યો (એટલે કે પ્રથમ ગાળાને ખૂબ ગુંદવામાં આવ્યો કે તેમાંથી ગંધ આવવા લાગી, પછી તે સુકાઈ ગયો અને સુકાવાથી ખણખણ બોલવા લાગ્યો જેમકે માટીનું વાસણ ટકોરો મારવાથી ખણખણે છે, પછી આ સુકા કાદવમાંથી આદમનું પૂતળુ બનાવ્યું જે ઘણી મોટી કુદરતની નિશાની છે) અને જિન્નાતને (એટલે કે આ જાતિના મૂળ અબૂલ જાન્ન-જિન્નાત પિતાને) તેનાથી પહેલાં (એટલે કે હઝરત આદમ અલૈ.થી પહેલાં) આગથી કે તે (પોતાના ઉત્કૃષ્ઠ સ્વરૂપે) એક ગરમ હવા હતી પેદા કરી ચૂક્યો હતો, (મતલબ એ છે કે તે આગમાં ધૂમાડા અને બીજી અશુદ્ધિઓના અંશો

ન હતા એટલા માટે તે હવા જેવી અદષ્ય લાગતી હતી, કારણ કે આગનું દેખાવું તેનામાં રહેલ અશુદ્ધિઓ અને ધૂમાડાના કારણે હોય છે, તેને બીજી આયતમાં આ રીતે ફરમાવ્યું કે, (وَخَلَقَ الْجَانَّ مِنْ مَّارِجٍ مِّنْ نَّارٍ ۚ) અને તે સમયને યાદ કરવાપાત્ર છે જ્યારે તમારા પરવરદિગારે ફરિશ્તાઓને ફરમાવ્યું કે હું એક બશર (મનુષ્ય)ને (એટલે કે તેના પૂતળાને) ખણખણતી માટીથી કે જે સડેલા કાદવથી બનેલી હશે પેદા કરવાનો છું, બસ હું જ્યારે તેને (એટલે કે તેના શારીરિક અંગોને) સંપૂર્ણ બનાવી ચૂકું અને તેમાં પોતાની (તરફથી) રૂહ નાંખી આપું તો સૌ તેની સામે સિજ્દહમાં પડી જજો, બસ (જ્યારે અલ્લાહ તઆલાએ તેને બનાવી લીધો તો) બધા જ ફરિશ્તાઓએ (હઝરત આદમ અલૈ.ને) સિજ્દહ કર્યો પરંતુ ઈબ્લીસ કે તેણે એ વાતનો સ્વીકાર ન કર્યો કે સિજ્દહ કરનારાઓની સાથે સામેલ થાય, (એટલે કે સિજ્દહ ન કર્યો) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, હે ઈબ્લીસ ! તારું શું કારણ બન્યું કે સિજ્દહ કરનારાઓમાં સામેલ ન થયો ? કહેવા લાગ્યો કે હું એવો નથી કે બશરને સિજ્દહ કરું કે જેને તેં ખણખણતી માટીથી કે જે સડેલા કાદવની બનેલી છે પેદા કર્યો છે (એટલે કે, આવા તુચ્છ અને ઊતરતી કક્ષાના પદાર્થથી બનાવવામાં આવ્યો છે અને હું પ્રકાશિત ઉચ્ચ કક્ષાની આગથી પેદા કરવામાં આવ્યો છું તો પ્રકાશિત થઈને કાળાશને કેવી રીતે સિજ્દહ કરું ?) ઈરશાદ થયો, તો (સારું પછી) આસમાનથી નીકળ કારણ કે બેશક ! તું (આ પ્રવૃત્તિથી) મરદૂદ બની ગયો અને બેશક ! તારા ઉપર (મારી) લા'નત કયામત સુધી રહેશે (જેમકે બીજી આયતમાં છે, عَلَيْكَ لَعْنَتِىْ એટલે કે, કયામત સુધી તું મારી રહમતથી દૂર રહીશ, તવબહની તવફીક થશે નહીં અને સ્વીકૃતિપ્રાપ્ત કે ઈજ્જતવાળો બનીશ નહીં અને દેખીતું છે કે કયામત સુધી જેને રહમત પ્રાપ્ત ન થાય તો પછી તે કયામતમાં સન્માનનીય બનવાની શક્યતા જ નથી, બસ જે સમય સુધી શક્યતા હતી તેમાં તેણે ઈન્કાર કરી દીધો અને એટલા માટે એવી શંકા કરવામાં ન આવે કે તેને તો મહોલત માંગવાથી પહેલાં મહોલત આપવાનો વાયદો કરવામાં આવ્યો. વાત આમ છે કે તેને કયામત સુધીની જિંદગી આપવાનો હેતુ ન હતો કે એવી શંકા થાય બલકે હેતુ એ છે કે દુનિયાની જિંદગીમાં તું મલઊન મરદૂદ જ છે ભલે તે કયામત સુધી કેમ ન હોય !) કહેવા લાગ્યો (કે જો મને આદમ અલૈ.ના કારણે મરદૂદ કર્યો છે) તો પછી મને (મૃત્યુથી) મહોલત આપ કયામતના દિવસ સુધી

(કે જેથી તેને અને તેની અવલાદ પાસેથી સારી રીતે બદલો લઉં) ઈરશાદ થયો, (જ્યારે તું મહોલત માંગે છે) તો (જા !) તને નક્કી સમય સુધીની મહોલત આપવામાં આવી; કહેવા લાગ્યો, હે મારા પરવરદિગાર ! તેં મને (તારા તક્વીની હુકમથી) ગુમરાહ કર્યો છે, હું કસમ ખાઉં છું કે હું દુનિયામાં તેમની (એટલે કે હઝરત આદમ અલૈ. અને હઝરત આદમ અલૈ.ની અવલાદની) દષ્ટિમાં ગુનાહને શણગારીને બતાવીશ અને તે બધાને ગુમરાહ કરીશ માત્ર તારા તે બંદાઓ સિવાય જેને તેં ચૂંટી કાઢ્યા છે (એટલે કે તેં તેમને મારી અસરથી સુરક્ષિત રાખ્યા છે) ઈરશાદ થયો કે (હા !) આ (ચૂંટાઈ જવું જે અમલે સાલિહ એટલે કે નેક કાર્યો અને સંપૂર્ણ ફરમાંબરદારીના કારણે છે તે) એક સીધો માર્ગ છે જે મારા સુધી પહોંચે છે (એટલે કે તેના ઉપર ચાલીને અમારા નિકટવર્તી બની જાય છે) ખરેખર મારા તે બંદાઓ ઉપર તારું જરા પણ જોર ચાલશે નહીં, પરંતુ હા ! જે ગુમરાહ લોકોમાંથી તારા માર્ગ ઉપર ચાલવા લાગે (તો ચાલે) અને (જે લોકો તારા માર્ગ ઉપર ચાલશે) તે સૌનું ઠેકાણું જહન્નમ છે જેના સાત દરવાજા છે, દરેક દરવાજા(માં જવા) માટે તે લોકોના અલગ-અલગ વિભાગો છે (કે કોઈ એક દરવાજેથી જશે તો બીજા દરવાજાએથી).

## મસ્અલા અને બોધપાઠ :

### ઇન્સાનના શરીરમાં રૂહ ફૂંકવી અને તેની સામે ફરિશ્તાને સિજ્દહ કરાવવાની ટૂંકી વિગત :

રૂહ કોઈ ભૌતિક વસ્તુ છે અથવા કોઈ અભૌતિક ? આ વિષય ઉપર વિદ્વાનો અને ઉલમાના મતભેદો પ્રાચીન સમયથી ચાલ્યા આવે છે, શૈખ અબ્દુર્રઊફ મુનાદીએ ફરમાવ્યું કે તેમાં વિદ્વાનોના નિવેદનો એક હજાર જેટલા નોંધાયેલા જોવા મળે છે પરંતુ બધા જ અનુમાનો અને અંદાજો માત્ર છે, કોઈ ચોક્કસ વાત વિશ્વાસપૂર્વક કહી શકાય નહીં. ઈમામ ગઝાલી (રહ.), ઈમામ રાઝી (રહ.) અને મોટા ભાગના સૂફીઓ તથા ફિલોસોફરો તો એવું કહે છે કે તે ભૌતિક વસ્તુ નથી બલકે કોઈ અભૌતિક વસ્તુ (Essence) છે, ઈમામ રાઝી (રહ.)એ તેની બાર દલીલો રજુ કરી છે.

પરંતુ જમહૂર ઉલમાએ ઉમ્મત "રૂહ"ને એક શ્રેષ્ઠતમ્ (સુક્ષ્મ) ભૌતિક

પદાર્થ ઠરાવે છે. نَفُخ (નફ્ખ)નો અર્થ "ફૂંક મારવા"નો થાય છે, જો જમહૂરના અભિપ્રાય પ્રમાણે "રૂહ"ને એક ઉચ્ચ કક્ષાનો ભૌતિક પદાર્થ ઠરાવવામાં આવે તો તેને "ફૂંકવું" જાહેર છે અને જો તેને અભૌતિક માની લેવામાં આવે તો "ફૂંકવા"નો અર્થ તેને (શરીર સાથે જોડી) અસ્તિત્વમાં લાવી દેવાનો થશે. *(બયાનુલ કુર્આન)*

## "રૂહ" તથા "નફ્સ" વિશે હઝરત કાઝી ષનાઉલ્લાહ (રહ.)નું સંશોધન :

અત્રે એક લાંબી ચર્ચા છોડીને માત્ર એક ખાસ રિસર્ચ ઉપર બસ કરવામાં આવે છે જે તફસીરે મઝહરીમાં કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ લખી છે.

હઝરત કાઝી સા. (રહ.) ફરમાવે છે કે "રૂહ"ના બે પ્રકાર છે; એક, "ઊલવી" (ઉચ્ચ કક્ષાની) અને બીજી, "સિફલી" (નિમ્ન કક્ષાની). "રૂહે ઊલવી" એટલે કે ઉચ્ચ કક્ષાની રૂહનું ભૌતિક બંધારણ અલ્લાહ તઆલાની એક ખાસ મખ્લૂક છે જેની વાસ્તવિકતાનો તાગ મેળવવો મુશ્કેલ છે, "અહલે કશ્ફ" (અદષ્ય બાબતોની અલ્લાહ તઆલા તરફથી જાણકારી પ્રાપ્ત કરનાર)ને તેનું વાસ્તવિક સ્થળ અર્શ ઉપર દેખાય છે, કારણ કે તે અર્શથી વધારે શ્રેષ્ઠ છે અને "રૂહે ઊલવી"નો અહલે કશ્ફની દષ્ટિએ ઉપર-નીચે પાંચ દરજ્જાઓમાં અનુભવ કરવામાં આવે છે, તે પાંચ દરજ્જા આ છે. قَلْب (કલ્બ), رُوْح (રૂહ), سِرّ (સિર્ર), خَفِی (ખફી), اَخْفٰی (અખ્ફા) અને આ બધું "આલમે અમ્ર"ની શ્રેષ્ઠતાઓ (સુક્ષ્મતા)માંથી છે જેના તરફ કુર્આને કરીમે ઈશારો કર્યો છે. قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّیْ (૧૭:૮૫)

"સિફલી રૂહ" (નીચલા દરજ્જાની રૂહ) તે ફૂંક (બાષ્પ) છે જે મનુષ્યના શરીરમાં ચાર તત્ત્વો આગ, પાણી, માટી અને હવાથી પેદા થઈ છે અને આ જ નીચલા દરજ્જાની રૂહ "રૂહે સિફલી"ને નફ્સ કહેવામાં આવે છે.

અલ્લાહ તઆલાએ આ રૂહે સિફલીને જેને નફ્સ કહેવામાં આવે છે "અરવાહે ઊલૂયા" (ઉચ્ચ કક્ષાની રૂહ)નો આઈનો બનાવ્યો છે જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું છે, જે પ્રમાણે આઈનો જ્યારે સૂર્યની સામે ધરવામાં આવે તો સૂર્ય ઘણો દૂર હોવા છતાં તેનું પ્રતિબિંબ આઈનામાં આવી જાય છે અને પ્રકાશના કારણે આઈનો પણ સૂર્યની જેમ ચમકી ઉઠે છે તથા સૂર્યની ગરમી પણ તેમાં આવી જાય

છે જે કપડાં સુદ્ધાંને સળગાવી શકે છે, એ જ પ્રમાણે "અરવાહે ઊલૂયા" જો કે પોતાના અસ્તિત્વના કારણે ઘણી જ ઉચ્ચ કક્ષાએ અને ખૂબ ઉચ્ચ સ્થાને લાંબા અંતરે છે પરંતુ તેનું પ્રતિબિંબ આ રૂહે સિફલીના આઈનામાં આવીને અરવાહે ઊલૂયાનું પ્રતિબિંબ અને પ્રભાવ તેમાં પરાવર્તિત કરી આપે છે અને આ જ પરાવર્તન જે નફ્સમાં પેદા થાય છે દરેકે દરેક વ્યક્તિ માટે "અરવાહે જુઝઈય્યહ" (વિભિન્ન ગૌણ વિભાગો) કહેવામાં આવે છે.

ત્યારબાદ આ રૂહે સિફલી જેને નફ્સ કહેવામાં આવે છે પોતાની તે અસરો અને સ્વરૂપની સાથે જેને અરવાહે ઊલૂયાથી પ્રાપ્ત કર્યું છે તેનો સંબંધ મનુષ્યના શરીરમાં સૌ પ્રથમ હૃદયના સ્નાયુઓ સાથે હોય છે, તે સંબંધનું જ નામ જિંદગી અથવા હયાત છે, રૂહે સિફલીનો સંબંધ સૌથી પહેલાં મનુષ્યના હૃદયમાં જિંદગી અને તેનાથી સંલગ્ન અસરો (સંવેદનાઓ) પેદા કરે છે જેને નફ્સએ અરવાહે ઊલૂયાથી પ્રાપ્ત કરી છે, આ રૂહે સિફલી સંપૂર્ણ શરીરમાં ફેલાયેલ બારિક નસોમાં વહે છે જેને "શરાઈન" (કોષ-જીવરસ) કહે છે, એ જ પ્રમાણે તે આખા શરીરના દરેક વિભાગમાં પહોંચી જાય છે.

રૂહે સિફલીને માનવ શરીરમાં વહેતી કરવાને જ "નફ્ખે રૂહ" (રૂહ ફૂંકવી) તરીકે ઓળખાવવામાં આવ્યું છે કારણ કે તે કોઈ વસ્તુમાં ફૂંક મારવા સમાન બાબત છે.

પ્રસ્તુત આયતમાં અલ્લાહ તઆલાએ રૂહનો સંબંધ પોતાના તરફ જોડીને مِنْ رُّوْحِیْ (મિર્રૂહી) એટલા માટે ફરમાવ્યું કે સમગ્ર મખ્લૂકોમાં મનુષ્યની રૂહ શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાની હોવાનું સ્પષ્ટ થઈ જાય, કારણ કે તે ભૌતિક પદાર્થની મદદ વિના માત્ર અલ્લાહના હુકમથી પેદા થાય છે, વળી તેમાં "તજલ્લિયાતે રહમાનિયહ"નો સ્વીકાર કરવાની એવી ક્ષમતા છે જે મનુષ્ય સિવાય અન્ય કોઈ પ્રાણીની રૂહમાં નથી.

અને મનુષ્યની પેદાઈશમાં જો કે મુખ્ય ભાગ માટીનો છે એટલા માટે કુર્આને કરીમમાં મનુષ્યની પેદાઈશને માટી સાથે જોડવામાં આવી છે પરંતુ વાસ્તવમાં તે દશ વસ્તુઓનું મિશ્રણ છે, જેમાં પાંચ પદાર્થો "આલમે ખલ્ક" (ભૌતિક દુનિયા) અને પાંચ "આલમે અમ્ર" (અભૌતિક દુનિયા-માત્ર

અલ્લાહના હુકમ)ની છે, ભૌતિક દુનિયાના ચાર તત્ત્વો આગ, પાણી, માટી અને હવા અને પાંચમું તે ચારથી પેદા થનાર શ્રેષ્ઠ (સુક્ષ્મ) કક્ષાની ફૂંક (બાષ્પ) જેને રૂહે સિફલી અથવા નફ્સ કહેવામાં આવે છે અને આલમે અમ્રની પાંચ વસ્તુઓ તે છે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે એટલે કે ૧. કલ્બ (હૃદય), ૨. રૂહ (આત્મા), ૩. સિર્ર (રહસ્ય), ૪. ખફી (ગુપ્ત) અને ૫. અખ્ફા (સંપૂર્ણ છુપાયેલું).

આ જ સંપૂર્ણતાના કારણે મનુષ્ય અલ્લાહની ખિલાફતનો હકદાર બન્યો અને મઅ્રિફત (અલ્લાહનો પરિચય)નો પ્રકાશ તથા મહોબ્બત અને ઈશ્કની આગને સહન કરવા માટે શક્તિમાન બન્યો, જેનું પરિણામ જો કે તેનું સ્વરૂપ સ્પષ્ટ નથી પરંતુ અલ્લાહ સાથેનો સંપર્ક પ્રાપ્ત થવા ઉપર આધારિત છે, કારણ કે રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَلْمَرْءُ مَعَ مَنْ اَحَبَّ એટલે કે, "દરેક મનુષ્ય તેની સાથે હશે જેનાથી તેને મહોબ્બત છે."

અને મનુષ્યમાં તજલ્લિયાતે ઈલાહીને સહન કરવાની ક્ષમતા તથા અલ્લાહની નિકટતાનો જે દરજ્જો તેનાથી પ્રાપ્ત છે તે જ કારણે હિકમતે ઈલાહીયાનો તકાદો એ થયો કે તેને ફરિશ્તાઓ માટે સિજ્દહ પાત્ર બનાવવામાં આવ્યો, ઈરશાદ થયો, فَقَعُوْا لَهٗ سٰجِدِيْنَ

## સિજ્દહનો હુકમ ફરિશ્તાઓને થયો હતો; ઇબ્લીસને તેમના તા'બે કરી તેમાં સામેલ ઠરાવવામાં આવ્યો :

સૂરએ અઅ્રાફમાં ઈબ્લીસને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યો છે, مَا مَنَعَكَ اَنْ لَّا تَسْجُدَ اِذْ اَمَرْتُكَ (૭:૧૨) તેનાથી જાણ થાય છે કે સિજ્દહનો હુકમ ફરિશ્તાઓની સાથે ઈબ્લીસને પણ આપવામાં આવ્યો છે, એટલા માટે આ સૂરતની જે આયતો હમણા ઉપર પઢી ચૂક્યા છો તેનાથી દેખીતું છે કે આ હુકમ ફરિશ્તાઓ માટે ખાસ હોવાની જાણ થાય છે, તેનો અર્થ એ હોઈ શકે છે કે સૈદ્ધાંતિક રીતે આ હુકમ ફરિશ્તાઓને આપવામાં આવ્યો પરંતુ ઈબ્લીસ પણ કારણ કે ફરિશ્તાઓની અંદર મોજૂદ હતો, એટલા માટે સ્વાભાવિક રીતે તે પણ આ હુકમમાં સામેલ હતો, કારણ કે હઝરત આદમ (અલૈ.)ના સન્માન અને પ્રતિષ્ઠા માટે જ્યારે અલ્લાહ તઆલાની અતિપવિત્ર મખ્લૂક ફરિશ્તાઓને હુકમ

આપવામાં આવ્યો તો અન્ય મખ્લૂકનું સ્વાભાવિક રીતે આ હુકમમાં સામેલ થવું બિલકુલ જાહેર હતું, એટલા માટે ઈબ્લીસે જવાબમાં એ ન કહ્યું કે મને સિજ્દહનો હુકમ જ આપવામાં નથી આવ્યો તો પછી એના ઉપર અમલ ન કરવાનો અપરાધ મને લાગુ પડતો નથી અને કદાચ કુર્આનના શબ્દો اَبٰـى اَنْ يَّكُوْنَ مَعَ السّٰجِدِيْنَ માં પણ તેના જ તરફ ઈશારો છે કે, اَبٰـى اَنْ يَّسْجُدَ ના બદલે اَنْ يَّـكُوْنَ مَعَ السّٰجِدِيْنَ નું વર્ણન કર્યું જેનાથી એ તરફ ઈશારો જોવા મળે છે કે મૂળ સિજ્દહ તો ફરિશ્તાઓનો જ હતો પરંતુ બૌદ્ધિક રીતે જરૂરી હતું કે ઈબ્લીસ પણ જ્યારે તેમનામાં ઉપસ્થિત હતો તો તે પણ સિજ્દહ કરનાર ફરિશ્તાઓની સાથે સામેલ થઈ જાય અને એટલા માટે જ સામેલ ન થવાના કારણે તે ક્રોધનો ભોગ બન્યો.

**અલ્લાહના ખાસ બંદાઓ ઉપર શયતાનનું જોર ન ચાલવાનો ભાવાર્થ :**

اِنَّ عِبَـادِىْ لَيْـسَ لَكَ عَـلَيْهِـمْ سُـلْطٰـنٌ થી જાણ થાય છે કે અલ્લાહ તઆલાના ખાસ-ખાસ અને ચૂંટી કાઢેલા બંદાઓ ઉપર શયતાની ધોકાનો કોઈ પ્રભાવ નથી હોતો, પરંતુ આ જ આદમ (અલૈ.)ની ઘટનામાં એ પણ વર્ણન થયું છે કે હઝરત આદમ (અલૈ.) અને બીબી હવ્વા ઉપર તેનો ફરેબ ચાલી ગયો, એ જ પ્રમાણે સહાબએ કિરામ (રદિ.)ના વિશે કુર્આને કરીમમાં ઈરશાદ છે, اِنَّـمَـا اسْتَـزَلَّهُـمُ الشَّيْـطٰـنُ بِبَعْضِ مَـا كَسَبُوْا (૩:૧૫૫) જેનાથી જાણ થાય છે કે સહાબા (રદિ.) ઉપર પણ તે તકે શયતાનની ચાલબાજી ચાલી ગઈ.

એટલા માટે પ્રસ્તુત આયતમાં અલ્લાહના ખાસ બંદાઓ ઉપર શયતાનનો કાબૂ કે જોર ન હોવાનો ભાવાર્થ એ છે કે તેમના દિલો અને બુદ્ધિ ઉપર શયતાન એવો કાબૂ નથી મેળવી શકતો કે તે પોતાની ભૂલ ઉપર કોઈ સમયે જાગૃત જ ન થાય કે જેના કારણે તેમને તવબહ નસીબ ન થાય અથવા કોઈ એવો ગુનાહ કરી બેસે જેની મગફિરત (મા'ફી) જ ન થઈ શકે.

પ્રસ્તુત ઘટનાઓ તેનાથી વિપરીત નથી કારણ કે હઝરત આદમ અને હવ્વા (અલૈ.)એ તવબહ કરી અને આ તવબહનો સ્વીકાર થયો, એ જ પ્રમાણે સહાબએ કિરામ (રદિ.)એ પણ તવબહ કરી લીધી હતી અને શયતાનની ચાલબાજીથી જે ગુનાહમાં સંડોવણી થઈ તે મા'ફ કરવામાં આવી.

**જહન્નમના સાત દરવાજા :**

لَهَـا سَبْـعَةُ اَبْـوَابٍ ઈમામ અહમદ (રહ.), ઈબ્ને જરીર (રહ.), તબરી

(રહ.) અને બયહકી (રહ.)એ હઝરત અલી (રદિ.)ની રિવાયતથી લખ્યું છે કે, જહન્નમના સાત દરવાજા ઉપર-નીચે સાત વિભાગોના આધારે છે અને અમુક લોકોએ તેને સામાન્ય દરવાજાઓ ઠરાવ્યા છે, દરેક દરવાજો ખાસ પ્રકારના અપરાધીઓ માટે નક્કી કરવામાં આવ્યો છે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૪૫ થી ૫૦)

| |
|---|
| اِنَّ الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ﴿٤٥﴾ اُدْخُلُوْهَا بِسَلٰمٍ اٰمِنِيْنَ ﴿٤٦﴾ وَنَزَعْنَا مَا فِيْ صُدُوْرِهِمْ |
| مِّنْ غِلٍّ اِخْوَانًا عَلٰى سُرُرٍ مُّتَقٰبِلِيْنَ ﴿٤٧﴾ لَا يَمَسُّهُمْ فِيْهَا نَصَبٌ وَّمَا هُمْ مِّنْهَا بِمُخْرَجِيْنَ ﴿٤٨﴾ |
| نَبِّئْ عِبَادِيْٓ اَنِّيْٓ اَنَا الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿٤٩﴾ وَاَنَّ عَذَابِيْ هُوَ الْعَذَابُ الْاَلِيْمُ ﴿٥٠﴾ |

## તરજુમો :

*પરહેઝગારો બગીચાઓ અને ઝરણાઓમાં છે. (૪૫) તેમને કહેશે, તેમાં સલામતી અને ઈત્મિનાનથી જાઓ. (૪૬) અને અમે જે તેમના દિલોમાં નારાજગી હતી તે કાઢી નાંખી, ભાઈ થઈ ગયા, તખ્તાઓ ઉપર સામ-સામે બેઠા. (૪૭) તેમને ત્યાં કોઈ તકલીફ પહોંચશે નહીં અને ન જ ત્યાંથી તેમને કોઈ કાઢે. (૪૮) મારા બંદાઓને ખબર સંભળાવી આપો કે હું અસલ બખ્શનારો મહેરબાન છું. (૪૯) અને એ પણ કે મારો અઝાબ તે જ દર્દનાક અઝાબ છે. (૫૦)*

## તફસીર :

બેશક ! અલ્લાહ તઆલાથી ડરનારાઓ (એટલે કે, ઈમાનવાળાઓ) બગીચાઓ અને ઝરણાઓમાં (નિવાસ કરતા) હશે, (પ્રથમથી જ જો ગુનાહો હોય તો મા'ફ કરવામાં આવ્યા અને ભલે ગુનાહોની સજા ભોગવીને ત્યારબાદ તેને કહેવામાં આવશે કે) તમે એ (જન્નાતી વ ઉયૂન -બાગ ઝરણા)માં સલામતી અને શાંતિપૂર્વક પ્રવેશ કરો (એટલે કે તે સમયે પણ દરેક નાપસંદ વસ્તુથી સલામતી છે અને હવે પછી પણ કોઈ નુકસાન કે દુઃખ-દર્દનો ભય નથી) અને (દુનિયામાં સ્વાભાવિક તકાદાઓથી) તેમના દિલોમાં જે કીનો-કપટ હતો અમે તે બધું

(તેમના દિલોમાંથી જન્નતમાં દાખલ થતા પહેલાં જ) દૂર કરી આપીશું કે ભાઈ ભાઈની જેમ (મહોબ્બત અને પ્રેમથી) રહેશે, સામ સામે તખ્તાઓ ઉપર બેસશે, ત્યાં તેમને કોઈપણ તકલીફ નહીં પહોંચે અને ન જ તેઓ ત્યાંથી કાઢી મૂકવામાં આવશે, (હે મુહમ્મદ ﷺ !) તમે મારા બંદાઓને ખબર આપી દો કે હું મહાન મા'ફ કરનાર અને મહાદયાળુ પણ છું અને (વળી) એ કે મારી સજા (પણ) કષ્ટદાયક સજા છે (જેથી તેનાથી આગાહ થઈને ચેતીને ઈમાન અને તકવાનું આકર્ષણ તથા કુફ્ર અને ગુનાહનો ડર પેદા થાય).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જન્નતના નિવાસીઓ જ્યારે જન્નતમાં પ્રવેશ કરશે તો સૌ પ્રથમ તેમની સામે પાણીના બે ઝરણાઓ રજુ કરવામાં આવશે, પ્રથમ ઝરણામાંથી તેઓ પાણી પીશે ત્યારે તે સૌના દિલોમાંથી પરસ્પરનું મનદુઃખ જે ક્યારેક દુનિયામાં ઉપસ્થિત થયું હતું અને સ્વાભાવિક રીતે તેની અસર અંત સુધી ઉપસ્થિત રહી હતી તે બધું ધોવાઈ જશે અને સહુના દિલોમાં પરસ્પર પ્રેમ અને મહોબ્બત પેદા થઈ જશે, કારણ કે પરસ્પરનું મનદુઃખ પણ એક તકલીફ અને અઝાબ છે અને જન્નત દરેક પ્રકારની તકલીફથી પવિત્ર છે.

એક સહીહ હદીષમાં એ નકલ થયું છે કે જે વ્યક્તિના દિલમાં જરા બરાબર પણ કીનો (કપટ) કોઈ મુસલમાન પ્રત્યે હશે તે જન્નતમાં નહીં જાય, જેનો ભાવાર્થ તે કીનો અને અદાવત છે જે દુનિયવી સ્વાર્થના કારણે અને પોતાની ઈચ્છાથી તેણે અપનાવ્યો છે અને તેના કારણે આ વ્યક્તિ હંમેશા એવી તાકમાં રહ્યો છે કે જ્યારે મોકો મળે પોતાના દુશ્મનને તકલીફ અને નુકસાન પહોંચાડે, માનવ સ્વભાવની જે પ્રકૃતિ અને અનિચ્છાવર્તી અણગમાઓ છે તે આમાં સામેલ નથી, એ જ પ્રમાણે કોઈ શરઈ કારણો ઉપર આધારિત હોઈ એવા જ બુગ્ઝ અને કપટનું વર્ણન આ આયતમાં છે કે જન્નતના નિવાસીઓના દિલોમાંથી દરેક પ્રકારનો કીનો-કપટ અને મનદુઃખ દૂર કરી દેવામાં આવશે.

તેના વિશે હઝરત અલી કર્રમલ્લાહુ વજૂહહુ ફરમાવે છે કે, "મને આશા છે કે હું અને તલ્હા તથા ઝૂબૈર એ જ લોકોમાં હોઈશું જેમના દિલોનો મેલ

જન્નતમાં પ્રવેશના સમયે દૂર કરી આપવામાં આવશે.'' ઈશારો તે આંતરવિગ્રહો અને મતભેદો તરફ છે જે તે લોકો અને હઝરત અલી (રદિ.) વચ્ચે ઉપસ્થિત થયા હતા.

لَا يَمَسُّهُمْ فِيهَا نَصَبٌ وَّمَا هُمْ مِّنْهَا بِمُخْرَجِيْنَ આ આયતથી જન્નતની બે વિશિષ્ટતાઓની જાણ થઈ, પ્રથમ એ કે કોઈને ક્યારેય થાક અથવા કમજોરીની અનુભૂતિ નહીં થાય, તેનાથી વિપરીત દુનિયામાં કે અહીંયાં મહેનત અને મજૂરીના કામોમાં કમજોરી કે થકાવટનો અનુભવ થાય છે, ખાસ આરામ અને હરવા–ફરવાથી પણ કોઈ કોઈ વખતે વ્યક્તિ થાકી જાય છે અને કમજોરીનો અનુભવ કરવા લાગે છે, ભલે તે કેટલુંય રસપ્રદ કાર્ય કે પ્રવૃત્તિ હોય.

બીજી વાત એ જાણ થઈ કે જે આરામ અને રાહત તથા નેઅ્મતો ત્યાં જે કોઈને પણ મળી જશે પછી તે કાયમી હશે, ન તો તે નેઅ્મતો ક્યારેય ઓછી થશે અને ન જ તેમાંથી કોઈ વ્યક્તિને બહાર કાઢી મૂકવામાં આવશે. સૂરએ સુઆદમાં ઈરશાદ છે, اِنَّ هٰذَا لَرِزْقُنَا مَا لَهٗ مِنْ نَّفَادٍ (૩૮:૫૪) એટલે કે, આ અમારી રોજી છે જે ક્યારેય ખતમ થશે નહીં અને આ આયતમાં ફરમાવ્યું, وَمَا هُمْ مِّنْهَا بِمُخْرَجِيْنَ એટલે કે, તેમને ક્યારેય તે નેઅ્મતો અને રાહતોમાંથી કાઢવામાં નહીં આવે દુનિયાના વ્યવહારોથી વિપરીત કે અહીંયાં જો કોઈ વ્યક્તિ કોઈને મોટામાં મોટું ઈનામ અથવા રાહત આપી પણ દે તો એ ભય દરેક વખતે સતાવતો રહે છે કે જેણે આ ઈનામ આપ્યું છે તે કોઈ સમયે નારાજ થઈને અહીંયાંથી કાઢી મૂકશે.

એક ત્રીજી સંભાવના જે એ હતી કે ન તો જન્નતની નેઅ્મતો પૂરી થશે અને ન જ તેને ત્યાંથી બહાર કાઢવામાં આવશે પરંતુ તે પોતે જ ત્યાં રહેતાં–રહેતાં અકળાઈ ઉઠશે અને બહાર જવાની ઈચ્છા કરશે, કુર્આને કરીમે આ સંભાવનાને પણ એક વાક્યમાં આ શબ્દો સાથે સમાપ્ત કરી દીધી કે, لَا يَبْغُوْنَ عَنْهَا حِوَلًا (૧૮:૧૦૮) એટલે કે, આ લોકો પણ ત્યાંથી પાછા ફરીને જવાની ક્યારેય ઈચ્છા કરશે નહીં.

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૫૧ થી ૭૭)

وَنَبِّئْهُمْ عَنْ ضَيْفِ إِبْرٰهِيْمَ ﴿٥١﴾ إِذْ دَخَلُوْا عَلَيْهِ فَقَالُوْا سَلٰمًا ط قَالَ إِنَّا مِنْكُمْ
وَجِلُوْنَ ﴿٥٢﴾ قَالُوْا لَا تَوْجَلْ إِنَّا نُبَشِّرُكَ بِغُلٰمٍ عَلِيْمٍ ﴿٥٣﴾ قَالَ أَبَشَّرْتُمُوْنِيْ عَلٰٓى أَنْ
مَّسَّنِيَ الْكِبَرُ فَبِمَ تُبَشِّرُوْنَ ﴿٥٤﴾ قَالُوْا بَشَّرْنٰكَ بِالْحَقِّ فَلَا تَكُنْ مِّنَ الْقٰنِطِيْنَ ﴿٥٥﴾ قَالَ وَمَنْ
يَّقْنَطُ مِنْ رَّحْمَةِ رَبِّهٖٓ إِلَّا الضَّآلُّوْنَ ﴿٥٦﴾ قَالَ فَمَا خَطْبُكُمْ أَيُّهَا الْمُرْسَلُوْنَ ﴿٥٧﴾ قَالُوْٓا
إِنَّآ أُرْسِلْنَآ إِلٰى قَوْمٍ مُّجْرِمِيْنَ ﴿٥٨﴾ إِلَّآ اٰلَ لُوْطٍ ط إِنَّا لَمُنَجُّوْهُمْ أَجْمَعِيْنَ ﴿٥٩﴾ إِلَّا
امْرَأَتَهٗ قَدَّرْنَآ ۙ إِنَّهَا لَمِنَ الْغٰبِرِيْنَ ﴿٦٠﴾ فَلَمَّا جَآءَ اٰلَ لُوْطِ ِالْمُرْسَلُوْنَ ﴿٦١﴾ قَالَ
إِنَّكُمْ قَوْمٌ مُّنْكَرُوْنَ ﴿٦٢﴾ قَالُوْا بَلْ جِئْنٰكَ بِمَا كَانُوْا فِيْهِ يَمْتَرُوْنَ ﴿٦٣﴾ وَاَتَيْنٰكَ بِالْحَقِّ
وَإِنَّا لَصٰدِقُوْنَ ﴿٦٤﴾ فَأَسْرِ بِأَهْلِكَ بِقِطْعٍ مِّنَ الَّيْلِ وَاتَّبِعْ أَدْبَارَهُمْ وَلَا يَلْتَفِتْ
مِنْكُمْ أَحَدٌ وَّامْضُوْا حَيْثُ تُؤْمَرُوْنَ ﴿٦٥﴾ وَقَضَيْنَآ إِلَيْهِ ذٰلِكَ الْأَمْرَ أَنَّ دَابِرَ هٰٓؤُلَآءِ
مَقْطُوْعٌ مُّصْبِحِيْنَ ﴿٦٦﴾ وَجَآءَ أَهْلُ الْمَدِيْنَةِ يَسْتَبْشِرُوْنَ ﴿٦٧﴾ قَالَ إِنَّ هٰٓؤُلَآءِ ضَيْفِيْ فَلَا
تَفْضَحُوْنِ ﴿٦٨﴾ وَاتَّقُوا اللّٰهَ وَلَا تُخْزُوْنِ ﴿٦٩﴾ قَالُوْٓا أَوَلَمْ نَنْهَكَ عَنِ الْعٰلَمِيْنَ ﴿٧٠﴾
قَالَ هٰٓؤُلَآءِ بَنٰتِيْٓ إِنْ كُنْتُمْ فٰعِلِيْنَ ﴿٧١﴾ لَعَمْرُكَ إِنَّهُمْ لَفِيْ سَكْرَتِهِمْ يَعْمَهُوْنَ ﴿٧٢﴾
فَأَخَذَتْهُمُ الصَّيْحَةُ مُشْرِقِيْنَ ﴿٧٣﴾ فَجَعَلْنَا عَالِيَهَا سَافِلَهَا وَأَمْطَرْنَا عَلَيْهِمْ حِجَارَةً
مِّنْ سِجِّيْلٍ ﴿٧٤﴾ إِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّلْمُتَوَسِّمِيْنَ ﴿٧٥﴾ وَإِنَّهَا لَبِسَبِيْلٍ مُّقِيْمٍ ﴿٧٦﴾
إِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّلْمُؤْمِنِيْنَ ﴿٧٧﴾

### તરજુમો :

*અને તેમને ઈબ્રાહીમ (અલૈ.)ના મહેમાનોનો હાલ સંભળાવી દો. (૫૧) જ્યારે તેમના ઘરમાં ચાલ્યા આવ્યા અને બોલ્યા, ''સલામ''; તેઓ બોલ્યા,*

*અમને તમારાથી ભય જણાય છે. (૫૨) (ફરિશ્તા) બોલ્યા, ડરો નહીં; અમે તમને એક હોશિયાર છોકરાની ખુશખબરી સંભળાવીએ છીએ. (૫૩) (ઈબ્રાહીમ અલૈ.) બોલ્યા, મને શું ખુશખબરી સંભળાવો છો !? જ્યારે મને ઘડપણ પહોંચી ચૂક્યું, હવે શાની ખુશખબરી સંભળાવો છો ! (૫૪) (ફરિશ્તા) બોલ્યા, અમે તમને સાચી ખુશખબરી સંભળાવી, બસ નાઉમ્મીદોમાંથી ન થાઓ. (૫૫) (ઈબ્રાહીમ અલૈ.) બોલ્યા, અને કોણ પોતાના પરવરદિગારની રહમતથી આશા તોડે પરંતુ જે ગુમરાહ છે. (૫૬) બોલ્યા, પછી તમારું શું અભિયાન છે હે અલ્લાહના મોકલેલાઓ ? (૫૭) (ફરિશ્તા) બોલ્યા, અમે એક ગુનેહગાર કોમ ઉપર મોકલેલા આવ્યા છીએ. (૫૮) પરંતુ લૂત (અલૈ.)ના ઘરવાળાઓ; અમે તેમને સૌને બચાવી લઈશું. (૫૯) પરંતુ એક તેમની ઓરત અમે ઠરાવી લીધું તે રહી જનારાઓમાંની છે. (૬૦) પછી જ્યારે તે મોકલેલાઓ લૂત (અલૈ.)ના ઘરે પહોંચ્યા. (૬૧) (લૂત અલૈ.) બોલ્યા, તમે અસાધારણ (અજનબી) લોકો છો. (૬૨) (ફરિશ્તા) બોલ્યા, નહીં; પરંતુ અમે તમારી પાસે તે વસ્તુ લઈને આવ્યા છે જેમાં તેઓ ઝઘડતા હતા. (૬૩) અમે તમારી પાસે પાકી વાત લાવ્યા છે અને અમે સાચું કહીએ છીએ. (૬૪) બસ, પોતાના ઘરવાળાઓને લઈને નીકળો અમુક રાત રહેતાં પહેલાં અને તમે તેમની પાછળ ચાલો અને તમારામાંથી કોઈ પાછું વળીને ન જુએ અને ચાલ્યા જાઓ જ્યાં તમને હુકમ છે. (૬૫) અને અમે નક્કી કરી લીધી તેની એ વાત કે સવાર થતાં તેમના મૂળિયાં કપાઈ જશે. (૬૬) અને શહેરના લોકો ખુશીઓ મનાવતા આવ્યા. (૬૭) લૂત (અલૈ.)એ કહ્યું, આ લોકો મારા મહેમાન છે, બસ મને અપમાનિત ન કરો. (૬૮) અને અલ્લાહથી ડરો અને મારી આબરૂ ન ખોવો. (૬૯) બોલ્યા, શું અમે તમને મનાઈ નથી કરી દુનિયાભરની હિમાયતથી ? (૭૦) (લૂત અલૈ.) બોલ્યા, આ મારી (કોમની) દિકરીઓ (જે તમારી પત્નીઓ છે) હાજર છે જો તમારે કરવું છે. (૭૧) કસમ છે તમારા પ્રાણની ! તેઓ પોતાની મસ્તીમાં મદ્હોશ છે. (૭૨) પછી તેમને સૂરજ નીકળતી વખતે ભયાનક અવાજે પકડી લીધા. (૭૩) પછી અમે તે વસ્તી ઉપર-તળે કરી નાંખી અને તેમના ઉપર ખેંગારના પથ્થર વરસાવ્યા.*

*(૭૪) બેશક ! તેમાં લક્ષ આપનારાઓ માટે નિશાનીઓ છે. (૭૫) અને તે વસ્તી સીધા માર્ગ ઉપર આવેલ છે. (૭૬) અલબત્ત તેમાં ઈમાનવાળાઓ માટે નિશાની છે. (૭૭)*

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ !) તમે તેમને (લોકોને) ઈબ્રાહીમ (અલૈ.)ના મહેમાનો(ની ઘટના)ની પણ ખબર આપી દો (તે બનાવ તે સમયે બન્યો હતો) જ્યારે કે તે (મહેમાનો જો કે વાસ્તવમાં ફરિશ્તાઓ હતા અને મનુષ્યની શકલના કારણે હઝરત ઈબ્રાહીમ અલૈ. તેમને મહેમાન સમજ્યા) તેમની (એટલે કે હઝરત ઈબ્રાહીમ અલૈ.ની) પાસે આવ્યા પછી (આવીને) તેમણે અસ્સલામુ અલયકુમ કહ્યું, (ઈબ્રાહીમ અલૈ. તેમને મહેમાન સમજીને તરત જ તેમના માટે ખાવાનું તૈયાર કરી લાવ્યા પરંતુ કારણ કે તેઓ ફરિશ્તાઓ હતા તેમણે ખાધું નહીં ત્યારે) ઈબ્રાહીમ (અલૈ. દિલમાં ડરી ગયા કે આ લોકો ખાવું કેમ નથી ખાતા ? કારણ કે તે ફરિશ્તા મનુષ્યની શકલમાં હતા અને તેઓ તેમને મનુષ્ય જ સમજતા હતા અને રહી શંકા ન ખાવાની તો એવું સમજ્યા કે આ લોકો કદાચ દુશ્મન ન હોય અને) કહેવા લાગ્યા કે અમે તો તમારાથી ડરીએ છીએ, (ફરિશ્તાઓએ કહ્યું) તમે ડરો નહીં કારણ કે અમે (ફરિશ્તા છે, અલ્લાહ તરફથી ખુશખબરી લઈને આવ્યા છે અને) તમને એક પુત્રની ખુશખબરી આપીએ છીએ, તે ઘણો મોટો વિદ્વાન હશે (મતલબ એ છે કે તે નબી થશે, કારણ કે મનુષ્યોમાં સૌથી વધારે જ્ઞાન અંબિયા અલૈ.નું હોય છે, આ પુત્રની ખુશખબરી હઝરત ઈસ્હાક અલૈ.ની છે અને બીજી આયતોમાં હઝરત ઈસ્હાક અલૈ.ની સાથે હઝરત યાકૂબ અલૈ.ની ખુશખબરી પણ ઉપસ્થિત છે), ઈબ્રાહીમ (અલૈ.) કહેવા લાગ્યા કે શું તમે મને આવી પરિસ્થિતિમાં (પુત્રની) ખુશખબરી આપો છો કે મને વૃદ્ધાવસ્થા આવી પહોંચી ? (બસ, આવી હાલતમાં મને) કઈ વસ્તુની ખુશખબરી આપો છો ! (મતલબ એ કે આ બાબત સ્વાભાવિક રીતે આશ્ચર્યજનક છે, જો કે તે અલ્લાહની કુદરત માટે અઘરી વાત નથી) તે (ફરિશ્તા) બોલ્યા કે અમે તમને સાચી બાબતની ખુશખબરી આપીએ છીએ (એટલે કે ચોક્કસ તમારા ત્યાં પુત્ર જન્મશે), બસ તમે નિરાશ ન થાઓ (એટલે કે પોતાના વૃદ્ધાવસ્થા ઉપર નજર ન કરો કે આવી સ્વાભાવિક બાબતો ઉપર નજર કરવાથી નિરાશાના વસવસાઓ છવાઈ જાય છે), ઈબ્રાહીમ

(અલૈ.)એ ફરમાવ્યું કે ભલા પોતાના પરવરદિગારની રહમતથી કોણ નાઉમ્મીદ થાય છે ગુમરાહ લોકો સિવાય (એટલે કે હું નબી થઈને ગુમરાહીના ગુણ કઈ રીતે અપનાવી શકું છું ? ફક્ત હેતુ એ છે કે આ બાબત આશ્ચર્યકારક છે, બાકી અલ્લાહનો વાયદો સાચો છે અને મને ઉમ્મીદથી વધીને તેનો સંપૂર્ણ વિશ્વાસ છે, ત્યારબાદ નુબુવ્વતની દીર્ઘદષ્ટિથી જાણ થઈ કે આ ફરિશ્તાઓ આવવાનું કારણ ખુશખબરી સિવાય કોઈ બીજું મોટું કાર્ય પણ છે) તો ફરમાવવા લાગ્યા કે (જ્યારે નિશાનીઓથી મને એ જાણ થઈ ગઈ કે તમારા આવવાનો અન્ય પણ હેતુ છે) તો (એ બતાવો કે) હવે તમે કયા અભિયાન ઉપર છો હે ફરિશ્તાઓ ! ફરિશ્તાઓએ કહ્યું કે અમે એક અપરાધી કોમ ઉપર (તેમને સજા આપવા માટે) મોકલવામાં આવ્યા છે (તેનાથી ભાવાર્થ કોમે લૂત છે) પરંતુ લૂત (અલૈ.)ના કુટુંબ; કે અમે તે સૌને (અઝાબથી) બચાવી લઈશું (એટલે કે તેમને બચવાની રીત બતાવી આપીશું કે આ મુજરિમોથી અલગ થઈ જાઓ) તેમની (એટલે કે હઝરત લૂત અલૈ.ની) પત્ની સિવાય એના વિશે અમે નક્કી કરી રાખ્યું છે કે તે ચોક્કસ તે જ મુજરિમ કોમમાં રહી જશે (અને તેમની સાથે જ અઝાબમાં સામેલ થશે).

પછી જ્યારે તે ફરિશ્તાઓ લૂત (અલૈ.)ના કુટુંબ પાસે આવ્યા (તો મનુષ્યની શકલમાં હતા એટલા માટે હઝરત લૂત અલૈ.) કહેવા લાગ્યા કે તમે તો અજનબી માણસો (લાગો) છો, (જુઓ, શહેરવાળાઓ તમારી સાથે કેવો વર્તાવ કરે છે ! કારણ કે તેઓ અજાણ્યા લોકોને પરેશાન કર્યા કરે છે) તેમણે કહ્યું, નહીં ! (અમે મનુષ્ય નથી) બલકે અમે (ફરિશ્તાઓ છીએ) તમારી પાસે તે વસ્તુ (એટલે કે તે અઝાબ) લઈને આવ્યા છે જેમાં આ લોકો શંકા કર્યા કરતા હતા અને અમે તમારી પાસે ચોક્કસ ઉપસ્થિત થનારી વસ્તુ (એટલે કે અઝાબ) લઈને આવ્યા છે અને અમે (આ ખબર દેવામાં) બિલકુલ સાચા છે, બસ તમે રાતના કોઈ ભાગમાં પોતાના ઘરવાળાઓને લઈને (અહીંયાંથી) ચાલ્યા જાઓ અને તમે સૌની પાછળ રહેજો (જેથી કોઈ બાકી ન રહી જાય અથવા પાછું ન વળી જાય અને તમારા રુઆબ અને બીકના કારણે કોઈ પાછું વળીને ન જુએ જેની મનાઈ કરવામાં આવી છે) અને તમારામાંથી કોઈ પાછું વળીને પણ ન જુએ (એટલે કે બધા જલદી ચાલ્યા જાય) અને જે સ્થળે (જવાનો) તમને હુકમ થયો છે તે તરફ બધા જ ચાલ્યા જાઓ (તફસીરે દૂર્રે મન્થૂરમાં સુદ્દીના હવાલાથી નકલ થયું છે કે તે સ્થળ સિરીયા

છે જેના તરફ હિજરત કરવાનો આ લોકોને હુકમ આપવામાં આવ્યો) અને અમે (તે ફરિશ્તાઓના માધ્યમથી) લૂત (અલૈ.)ની પાસે એ હુકમ મોકલ્યો કે સવાર થતાં જ બિલકુલ તેમના મૂળિયાં કાપી નાંખવામાં આવશે, (એટલે કે તેમનો બિલકુલ સર્વનાશ કરી તેમને બરબાદ કરી નાંખવામાં આવશે, ફરિશ્તાઓની આ વાતચીત ઘટનાક્રમને આધારે તે કિસ્સા પછી જ થઈ છે જેનું વર્ણન આગળ આવી રહ્યું છે પરંતુ તેને વર્ણન કરવામાં એટલા માટે અગ્રસ્થાને રાખવામાં આવ્યું કે કિસ્સો વર્ણન કરવાનો જે હેતુ છે એટલે કે નાફરમાનો ઉપર અઝાબ અને ફરમાંબરદારોનો છુટકારો અને સફળતા; તે પ્રથમથી જ કાળજીપૂર્વક સૌને ખબર થઈ જાય, આગલો કિસ્સો આ પ્રમાણે છે) અને શહેરના લોકો (એ ખબર સાંભળીને કે હઝરત લૂત અલૈ.ના ત્યાં રૂપાળા છોકરાઓ આવ્યા છે) ખૂબ ખુશીઓ મનાવતા-મનાવતા (પોતાની બુરી નિય્યત અને ખરાબ કૃત્યના ઈરાદાથી લૂત અલૈ.ના ઘરે) આવ્યા; લૂત (અલૈ.)એ (જે અત્યાર સુધી ફરિશ્તાઓને મનુષ્ય અને પોતાના મહેમાન સમજી રહ્યા હતા તેમની ખરાબ નિય્યતનો અનુભવ કરીને) ફરમાવ્યું કે આ લોકો મારા મહેમાન છે (તેમને પરેશાન કરીને) મને (સામાન્ય લોકોમાં) અપમાનિત ન કરો (કારણ કે મહેમાનોનું અપમાન મેજબાનનું અપમાન હોય છે, જો તમે આ પરદેશીઓ ઉપર રહમ નથી કરતા તો ઓછામાં ઓછો મારો તો વિચાર કરો કે હું તમારી વસ્તીમાં રહેનારો છું, તદુપરાંત જે ઈરાદો તમે કરી રહ્યા છો તે અલ્લાહ તઆલાના ગુસ્સા અને ક્રોધનું કારણ છે) તમે અલ્લાહથી ડરો અને મને (આ મહેમાનોની દૃષ્ટિમાં) બેઆબરૂ ન કરો (તે મહેમાન એવું સમજશે કે પોતાની વસ્તીના લોકોમાં પણ તેમની કોઈ ઈજ્જત નથી), તેઓ કહેવા લાગ્યા (કે આ અપમાન અમારા તરફથી નથી તમે પોતે તમારા હાથે ખરીદ્યુ છે કે તેમને પોતાના મહેમાન બનાવ્યા) શું અમે તમને દુનિયાભરના લોકો(ને પોતાના મહેમાન બનાવવા)ની (વારંવાર) મનાઈ નથી કરી ચૂક્યા ? (ન તો તમે તેમને મહેમાન બનાવ્યા હોત અને ન જ તમારા અપમાનની નોબત આવી હોત) લૂત (અલૈ.)એ ફરમાવ્યું કે (એ તો બતાવો કે આ વાહિયાત પ્રવૃત્તિની શું આવશ્યકતા છે જેના કારણે અમને કોઈના મહેમાન બનાવવાની પણ પરવાનગી આપવામાં આવતી નથી ? સ્વાભાવિક જાતીયતા સંતોષવા માટે) અમારી વહુ-દિકરીઓ (એટલે કે તમારી પત્નીઓ જે

તમારા ઘરોમાં) મોજૂદ છે જો તમે મારું કહેવું કરો (તો ઈજ્જતવાળા તરીકાથી પોતાની ઈચ્છા સંતોષો પરંતુ તેઓ કોઈનું ક્યાં સાંભળવાના હતા ?) તમારા પ્રાણની કસમ પોતાની મસ્તીમાં મદ્હોશ હતા ! બસ, સૂરજ નીકળવાના સમયે તેમને સખત અવાજે પકડી લીધા (આ તરજુમો مُشْرِقِيْنَ "મુશરીકીન"નો છે, બસ તેના પહેલાં જે مُصْبِحِيْنَ "મુસ્બિહીન"નો શબ્દ આવ્યો છે તેનો અર્થ "સવારના પહોર"નો થાય છે, આ બંનેનું ભેગા થવું એ આધારે શક્ય છે કે સવારથી શરૂઆત થઈ અને "ઈશ્રાક" સુધીમાં નાશ થયો) પછી (આ ભયાનક અવાજ પછી) અમે તે વસ્તીઓ(ની જમીનને ઉલટાવીને તે)ને નીચે કરી દીધી (અને નીચેનું તળિયું ઉપર કરી દીધું) અને તે લોકો ઉપર કાંકરાઓના પથ્થર વરસાવવાનું શરૂ કર્યું, આ ઘટનામાં ઘણી નિશાનીઓ છે સમજદાર લોકો માટે (દાખલા તરીકે એક તો એ કે ખરાબ કૃત્યોનું પરિણામ ખરાબ જ આવે છે, જો અમુક દિવસની મહોલત અને ઢીલ મળી જાય તો તેનાથી ધોકો ન ખાવો જોઈએ, બીજું એ કે કાયમી અને બાકી રહેનારી રાહત અને ઈજ્જત માત્ર અલ્લાહ તઆલા ઉપર ઈમાન અને તેના આજ્ઞાપાલન ઉપર જ અવલંબિત છે, ત્રીજું એ કે અલ્લાહ તઆલાની કુદરતને મનુષ્યની શક્તિ ઉપર અનુમાનિત કરીને ધોકામાં ન સપડાવું જોઈએ. અલ્લાહ તઆલાની શક્તિમાં અને કાબૂમાં સર્વકંઈ છે એટલે કે તે જાહેર કારણોથી અને ભૌતિક માધ્યમો વિરુદ્ધ પણ જે ચાહે કરી શકે છે.) وَغَيْرُ ذٰلِكَ

## મસ્અલા અને બોધપાઠ :

### રસૂલે કરીમ ﷺની વિશિષ્ટ પ્રતિષ્ઠા અને સન્માન :

لَعَمْرُكَ (લઅમ્રુક) વિશે રૂહુલ મઆનીમાં જમહૂર વિવરણકારોનું નિવેદન નોંધવામાં આવ્યું છે કે, لَعَمْرُكَ (લઅમ્રુક)નું સંબોધન રસૂલે કરીમ ﷺને થયું છે, અલ્લાહ તઆલાએ આપ ﷺના પ્રાણના કસમ ખાધા છે. બયહકીએ દલાઈલુલ નુબુવ્વહમાં અને અબૂ નઈમ તથા ઈબ્ને મરદૂયા વગેરેએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે અલ્લાહ તઆલાએ સમગ્ર મખ્લૂક અને કાઈનાતમાં કોઈને પણ હઝરત મુહમ્મદ ﷺથી વધીને ઈજ્જત, સન્માન અને પ્રતિષ્ઠા અર્પણ કરી નથી, એ જ કારણ છે કે

અલ્લાહ તઆલાએ કોઈ પયગમ્બર અથવા કોઈ ફરિશ્તાની જિંદગી ઉપર ક્યારેય કસમ નથી ખાધી અને આ આયતમાં રસૂલે કરીમ ﷺની ઉંમર અને જિંદગીની કસમ ખાધી છે જે આપ ﷺનું ઉચ્ચ કક્ષાનું સન્માન અને પ્રતિષ્ઠા છે.

**અલ્લાહ તઆલા સિવાય અન્યની કસમ ખાવી :**

કોઈ માનવી માટે જાઈઝ નથી કે અલ્લાહ તઆલાના મુબારક નામો અને સિફતો સિવાય કોઈ અન્ય વસ્તુના સોગંદ ખાય, કારણ કે સોગંદ તેના લેવામાં આવે છે જેને સૌથી મોટો સમજવામાં આવે છે અને દેખીતું છે કે સૌથી મોટો માત્ર અલ્લાહ તઆલા જ છે.

હદીષમાં છે કે "રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું કે પોતાની માતાઓ અને પિતાઓ તથા મૂર્તિઓની કસમ ન ખાઓ અને અલ્લાહ તઆલા સિવાય કોઈની કસમ ન ખાઓ અને અલ્લાહ તઆલાની કસમ પણ ફક્ત તે સમયે ખાઓ જ્યારે તમે પોતાના નિવેદનમાં સાચા હોવ." *(રવાહુ અબૂ દાવુદ, નસઈ અન અબી હુરયરહ)*

સહીહૈનમાં છે કે એક વખતે રસૂલે કરીમ ﷺએ હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ને જોયા કે પોતાના પિતાના સોગંદ ખાઈ રહ્યા છે ત્યારે રસૂલે કરીમ ﷺએ પોકારીને ફરમાવ્યું, ખબરદાર રહો ! અલ્લાહ તઆલા પિતાઓની કસમ ખાવાની મનાઈ ફરમાવે છે જેણે સોગંદ લેવાના હોય અલ્લાહના નામ ઉપર સોગંદ લે નહિતર મૌન રહે. *(કુર્તુબી, માઈદહ)*

પરંતુ આ હુકમ સામાન્ય મખ્લૂક માટે છે અલ્લાહ જલ્લ શા'નુહૂ પોતે પોતાની મખ્લૂકમાંથી વિવિધ વસ્તુઓની કસમ ખાય છે, એવું કરવું તેના માટે ખાસ હોય છે જેનો હેતુ કોઈ ખાસ આધારે તે વસ્તુને શ્રેષ્ઠ અને મહાન લાભકારી હોવાનું વર્ણન કરવાનો હોય છે અને સામાન્ય મખ્લૂકને અલ્લાહ સિવાય અન્યની કસમ ખાવાથી રોકવાનું જે કારણ છે તે અત્રે મોજૂદ નથી, કારણ કે અલ્લાહ તઆલાના કલામમાં એવી કોઈ શક્યતા નથી કે તે પોતાની કોઈ મખ્લૂકને સૌથી મોટો અથવા સૌથી ઉચ્ચ કક્ષાનો સમજે, કારણ કે સર્વ પ્રકારની મોટાઈ તો માત્ર અલ્લાહ તઆલાની જાત સાથે જ ખાસ છે.

**જે વસ્તીઓ ઉપર અઝાબ નાઝિલ થયો તેનાથી બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ :**

اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّلْمُتَوَسِّمِيْنَ وَاِنَّهَا لَبِسَبِيْلٍ مُّقِيْمٍ તેમાં અલ્લાહ

તઆલાએ તે વસ્તીઓનું સ્થાન વર્ણન કર્યું છે જે અરબથી સિરીયા સુધી જનારા માર્ગ ઉપર આવેલ છે અને સાથે જ ઈરશાદ ફરમાવ્યો કે, તેમાં બુદ્ધિશાળીઓ માટે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની મોટી નિશાનીઓ છે.

એક બીજી આયતમાં તેના વિશે આ પણ ઈરશાદ થયો છે, لَمْ تُسْكَنْ مِنْ بَعْدِهِمْ اِلَّا قَلِيْلًا (૨૮:૫૮) એટલે કે, આ વસ્તીઓ અલ્લાહના અઝાબ દ્વારા વેરાન થયા પછી ફરી બીજીવાર આબાદ નથી થઈ અમુક થોડી વસ્તીઓ સિવાય. આ વર્ણનોથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાએ તે વસ્તીઓને અને તેમના મકાનોને આવનારી પેઢીઓ માટે બોધપાઠ ગ્રહણ કરવાનો સામાન બનાવ્યો છે.

એ જ કારણ છે કે રસૂલે કરીમ ﷺ જ્યારે તે સ્થળોએથી પસાર થયા છે ત્યારે આપ ﷺ ઉપર અલ્લાહ તઆલાના પ્રભાવની એક ખાસ પરિસ્થિતિ છવાઈ જતી હતી, જેનાથી મુબારક માથું નમી જતું હતું અને આપ ﷺ પોતાની સવારીને તે સ્થળોએથી ઝડપથી અને જલદી પસાર કરવાની કોશીશ કરતા હતા, રસૂલે કરીમ ﷺએ આ રીતીનીતિથી એ સુન્નત કાયમ કરી આપી કે જે સ્થળોએ અલ્લાહ તઆલાનો અઝાબ આવ્યો છે તેને તમાશાની જગ્યા બનાવવી ઘણા જ પથ્થરદિલ માનવી દ્વારા આચરાતી પ્રવૃત્તિ છે, બલકે આ સ્થળોએથી બોધપાઠ ગ્રહણ કરવાની રીત એ જ છે કે ત્યાં પહોંચીને અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતને ધ્યાનમાં રાખે અને તેના અઝાબનો ભય અને ડર મનમાં પેદા કરે.

હઝરત લૂત (અલૈ.)ની વસ્તીઓ કે જેના ભૂ ભાગને તળે-ઉપર કરી નાંખવામાં આવ્યો હતો કુર્આને કરીમના ઈરશાદ પ્રમાણે અરબથી શામ જનારા માર્ગ ઉપર જોર્ડનના વિસ્તારમાં આજે પણ સમુદ્રની સપાટીથી ઘણી ઊંડાઈએ એક મોટા રણ વિસ્તાર સ્વરૂપે મોજૂદ છે, તેના એક ઘણા મોટા ભાગ ઉપર એક ખાસ પ્રકારનું પાણી અને (મૃત) સરોવર સ્વરૂપે ઉપસ્થિત છે, તે પાણીમાં કોઈ માછલી, દેડકાં વગેરે સજીવો જીવંત રહી શકતા નથી, એટલા માટે આ સરોવરને "બહરે મય્યિત" (મૃત સરોવર-Dead Sea) કહેવામાં આવે છે અને "બહરે લૂત"ના નામથી પણ ઓળખવામાં આવે છે, સંશોધનથી જાણ થઈ છે કે વાસ્તવમાં તેમાં પાણીનું પ્રમાણ ઘણું ઓછું અને તૈલી (ક્ષારયુક્ત) પદાર્થોનું પ્રમાણ વધારે છે એટલા માટે કોઈ સજીવ આ પાણીમાં જીવંત રહી શકતું નથી.

આજકાલ પુરાતત્ત્વ ખાતાએ અમુક રહેઠાણ માટેની ઈમારતો અને હૉટલો વગેરે પણ ત્યાં બનાવ્યા છે અને આખિરતથી ગાફેલ ભૌતિકતાના પૂજારી લોકોએ આજકાલ તેને એક પર્યટન સ્થળ બનાવી દીધું છે, લોકો તમાશા સ્વરૂપે તેને જોવા આવે છે, કુર્આને કરીમે આ બેદરકારી અને ગફલત ઉપર ચેતવણી માટે અંતે ફરમાવ્યું, اِنَّ فِیۡ ذٰلِکَ لَاٰیَۃً لِّلۡمُؤۡمِنِیۡنَ એટલે કે, વાસ્તવમાં તો આ ઘટનાઓ અને સ્થળો દરેક બુદ્ધિશાળી અને દિર્ઘદષ્ટા માટે બોધપાઠ ગ્રહણ કરવાનું માધ્યમ છે પરંતુ તે બોધપાઠથી લાભ ઉઠાવનાર માત્ર મો'મિનો જ હોય છે, અન્ય લોકો આ સ્થળોને એક પર્યટક બની તમાશા સ્વરૂપે જ જોઈને રવાના થઈ જાય છે.

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૭૮ થી ૮૬)

| |
|---|
| وَاِنۡ کَانَ اَصۡحٰبُ الۡاَیۡکَۃِ لَظٰلِمِیۡنَ ﴿۷۸﴾ فَانۡتَقَمۡنَا مِنۡہُمۡ ۘ وَ اِنَّہُمَا لَبِاِمَامٍ مُّبِیۡنٍ ﴿۷۹﴾ |
| وَ لَقَدۡ کَذَّبَ اَصۡحٰبُ الۡحِجۡرِ الۡمُرۡسَلِیۡنَ ﴿۸۰﴾ وَ اٰتَیۡنٰہُمۡ اٰیٰتِنَا فَکَانُوۡا عَنۡہَا مُعۡرِضِیۡنَ ﴿۸۱﴾ |
| وَ کَانُوۡا یَنۡحِتُوۡنَ مِنَ الۡجِبَالِ بُیُوۡتًا اٰمِنِیۡنَ ﴿۸۲﴾ فَاَخَذَتۡہُمُ الصَّیۡحَۃُ مُصۡبِحِیۡنَ ﴿۸۳﴾ فَمَاۤ اَغۡنٰی |
| عَنۡہُمۡ مَّا کَانُوۡا یَکۡسِبُوۡنَ ﴿۸۴﴾ وَ مَا خَلَقۡنَا السَّمٰوٰتِ وَ الۡاَرۡضَ وَ مَا بَیۡنَہُمَاۤ اِلَّا بِالۡحَقِّ ؕ |
| وَ اِنَّ السَّاعَۃَ لَاٰتِیَۃٌ فَاصۡفَحِ الصَّفۡحَ الۡجَمِیۡلَ ﴿۸۵﴾ اِنَّ رَبَّکَ ہُوَ الۡخَلّٰقُ الۡعَلِیۡمُ ﴿۸۶﴾ |

## તરજુમો :

*અને ખરેખર "અઈકહ" (શુઅયૂબ અલૈ.ની કોમ)ના લોકો ગુનેહગાર હતા. (૭૮) બસ અમે તેમનાથી બદલો લીધો અને આ બંને વસ્તીઓ ખુલ્લા માર્ગ ઉપર ઉપસ્થિત છે. (૭૯) અને બેશક ! હિજ્રવાળાઓએ રસૂલોને જૂઠાડ્યા. (૮૦) અને અમે તેમને પોતાની નિશાનીઓ આપી, બસ તેનાથી મોઢું ફેરવનારા રહ્યા. (૮૧) અને એવા હતા કે ઈત્મિનાનની સાથે પહાડોના ઘર કોતરતા હતા. (૮૨) પછી તેમને સવારના સમયે ભયાનક અવાજે પકડ્યા. (૮૩) પછી તેમના કામ ન આવ્યું જે કંઈ કમાયું હતું. (૮૪) અને અમે આસમાન અને જમીન બનાવ્યા નથી અને જે તેમની વચ્ચે છે હિકમત*

*વિના ! અને બેશક કયામત આવનારી છે, બસ કિનારો કરો (દરગુઝર કરો); સારી રીતે કિનારો. (૮૫) તમારો પરવરદિગાર જે છે, તે જ છે પેદા કરનાર સઘળું જાણનાર. (૮૬)*

## તફસીર :

### અઈકહ અને હિજ્રના નિવાસીઓની ઘટના :

અને અઈકહવાળા (હઝરત શુઅયૂબ અલૈ.ની કોમના લોકો પણ) ઘણા જાલિમ હતા, બસ અમે તેમની પાસેથી (પણ) બદલો લીધો (અને અઝાબ આપી તેમનો નાશ કર્યો) અને બંને (કોમની) વસ્તીઓ ખુલ્લી સડક ઉપર (આવેલ) છે (અને સિરીયા જવાના માર્ગ ઉપર નજરે પડે છે) અને "હિજ્ર"વાળાઓએ (પણ) પયગમ્બરોને જૂઠાડ્યા (કારણ કે જ્યારે હઝરત સાલિહ અલૈ.ને જૂઠા કહ્યા અને બધા પયગમ્બરોનો મૂળ દીન એક જ હોય છે તો જાણે તેમણે બધા પયગમ્બરોને જ જૂઠાડ્યા) અને અમે તેમને પોતાની (તરફથી) નિશાનીઓ આપી, (જેનાથી અલ્લાહ તઆલાની તવહીદ અને હઝરત સાલિહ અલૈ.ની નુબુવ્વત સાબિત થઈ હતી, દાખલા તરીકે તવહીદની દલીલો અને ઊંટણીનો મોઅ્જિઝો હઝરત સાલિહ અલૈ.ને આપવામાં આવ્યો હતો) બસ, તે લોકો તે (નિશાનીઓ)થી મોઢું ફેરવતા (જ) રહ્યા અને તે લોકો પહાડોને કોતરી-કોતરીને તેમાં ઘરો બનાવતા હતા કે (તેમાં બધી આફતોથી) રક્ષણમાં રહે, બસ તેમને સવારના સમયે (ભલે વહેલી સવારમાં જ હોય અથવા દિવસ ચઢ્યા પછી હોય આ બંને શક્યતા છે) ભયંકર અવાજે પકડી લીધા બસ તેમને (દુનિયવી) કમાણી કંઈ કામ ન લાગી (અને તેમના મજબૂત મકાનોમાં અઝાબથી કામ તમામ થઈ ગયું, તે આફતથી તેમના ઘરોએ તેમને ન બચાવ્યા બલકે તે આફતની તેમને કલ્પના પણ ન હતી અને જો હોત તો પણ તેઓ શું કરી શકવાના હતા ?)

## મસ્અલા અને બોધપાઠ :

اَيْـــكَـــــــهُ (અઈકહ)નો અર્થ ગીચ "જંગલ" થાય છે, અમુક કહે છે કે મદ્યનની પાસે એક ગીચ જંગલ હતું એટલા માટે અઈકહના નિવાસીઓને اَصْـحَـابِ مَدْيَنْ (અસ્હાબે મદ્યન) "મદ્યનવાળા"નો લકબ આપવામાં આવ્યો છે, અમુકે કહ્યું છે કે "અસ્હાબે અઈકહ" અને "અસ્હાબે મદ્યન" બે

અલગ-અલગ કોમો હતી, એક કોમનો નાશ થયા પછી હઝરત શુઅયૂબ (અલૈ.)ને બીજી કોમ તરફ મોકલવામાં આવ્યા.

તફસીરે રૂહુલ મઆનીમાં ઈબ્ને અસાકીરના હવાલાથી આ "મરફૂઅ્ હદીષ" નકલ કરવામાં આવી છે, اِنَّ مَدْيَنَ وَاَصْحَابَ الْاَيْكَةِ اُمَّتَانِ بَعَثَ اللّٰهُ تَعَالٰى اِلَيْهِمَا شُعَيْبًا (મદ્યન અને અઈકહના લોકો બે અલગ-અલગ કોમો હતી, અલ્લાહ તઆલાએ હઝરત શુઅયૂબ અલૈ.ને તેમના તરફ મોકલ્યા હતા.)

અને "હિજ્ર" એક "ખીણ પ્રદેશ" છે જે હિજાઝ અને સિરીયાની વચ્ચે આવેલ છે તેમાં કોમે ષમૂદ વસવાટ કરતી હતી.

સૂરતની શરૂઆતમાં રસૂલે કરીમ ﷺને મક્કાના કાફિરો દ્વારા જે સખત વિરોધ અને દુશ્મનાવટનો સામનો કરવો પડ્યો હતો તેનું વર્ણન હતું, તેની સાથે-સાથે આપ ﷺને તસલ્લી આપવાનો વિષય પણ વર્ણન કરવામાં આવ્યો હતો, હવે સૂરત પૂર્ણ થવા ઉપર આ જ દુશ્મનાવટ અને વિરોધ વિશે રસૂલે કરીમ ﷺને દિલાસો આપવા માટે વિગતવાર વિષયને વર્ણન કરવામાં આવી રહ્યો છે એટલા માટે ઈરશાદ થયો છે.

## બાકીની આયતોની તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ ! તમે તે લોકોની દુશ્મનાવટ અને વિરોધથી દિલગીર ન થાઓ, કારણ કે એક દિવસે તેમનો ફેંસલો થવાનો છે અને તે કયામતનો દિવસ છે જેના આવવા વિશે અમે તમને વર્ણન કરીએ છીએ કે) અમે આસમાનો અને જમીનને અને તેની મધ્યમાંની દરેક વસ્તુઓને કોઈ મસ્લિહત (હેતુ) વિના પેદા નથી કરી, (બલકે એ હેતુથી પેદા કરી છે કે તેને જોઈને વિરાટ વિશ્વના સર્જકનું અસ્તિત્વ અને તેની વહ્દાનિયત-એકત્વ અને શ્રેષ્ઠતા ઉપર દલીલ કાયમ કરીને તેની આજ્ઞાનું પાલન કરે અને એ દલીલ કાયમ થયા પછી જો એવું નહીં કરે તો તેમના માટે અવશ્ય અઝાબ છે) અને (દુનિયામાં અઝાબ પૂર્ણ થતો નથી તો અન્ય ઠેકાણે પણ હોવો જોઈએ આથી તેના માટે કયામત નક્કી કરવામાં આવી છે બસ,) અવશ્ય કયામત આવનાર છે, (ત્યાં સૌને ભોગવવું પડશે) બસ તમે (કોઈ ગમ ન કરો બલકે) ખૂબી સાથે (તેમની શરારતોને) દરગુઝર કરો, (દરગુઝર અને સહન કરવાનો મતલબ એ છે કે તેનાથી ચિંતા ન

કરો અને દિલગીર ન થાઓ, એનો વિચાર પણ ન કરો અને ખૂબીનો અર્થ એ છે કે તેની કોઈ ફરિયાદ પણ ન કરો કારણ કે) નિઃશંક ! તમારો પરવરદિગાર મહાન સર્જનહાર (છે, એનાથી સાબિત થયું કે તે) સર્વજ્ઞ (જાણકાર પણ) છે (બધી જ પરિસ્થિતિઓની તેને જાણકારી છે, તમારી સબ્રની પણ અને શરારતખોરોની શરારતની પણ એટલા માટે તેમની પાસેથી સંપૂર્ણ બદલો લેવામાં આવશે).

---

## આયતો : (સૂરએ હિજ્ર : આયત નં. ૮૭ થી ૯૯)

وَلَقَدْ آتَيْنَاكَ سَبْعًا مِّنَ الْمَثَانِي وَالْقُرْآنَ الْعَظِيمَ ﴿٨٧﴾ لَا تَمُدَّنَّ عَيْنَيْكَ إِلَىٰ مَا مَتَّعْنَا بِهِ
أَزْوَاجًا مِّنْهُمْ وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَاخْفِضْ جَنَاحَكَ لِلْمُؤْمِنِينَ ﴿٨٨﴾ وَقُلْ
إِنِّي أَنَا النَّذِيرُ الْمُبِينُ ﴿٨٩﴾ كَمَا أَنزَلْنَا عَلَى الْمُقْتَسِمِينَ ﴿٩٠﴾ الَّذِينَ جَعَلُوا الْقُرْآنَ
عِضِينَ ﴿٩١﴾ فَوَرَبِّكَ لَنَسْأَلَنَّهُمْ أَجْمَعِينَ ﴿٩٢﴾ عَمَّا كَانُوا يَعْمَلُونَ ﴿٩٣﴾ فَاصْدَعْ بِمَا تُؤْمَرُ
وَأَعْرِضْ عَنِ الْمُشْرِكِينَ ﴿٩٤﴾ إِنَّا كَفَيْنَاكَ الْمُسْتَهْزِئِينَ ﴿٩٥﴾ الَّذِينَ
يَجْعَلُونَ مَعَ اللَّهِ إِلَٰهًا آخَرَ ۚ فَسَوْفَ يَعْلَمُونَ ﴿٩٦﴾ وَلَقَدْ نَعْلَمُ أَنَّكَ يَضِيقُ
صَدْرُكَ بِمَا يَقُولُونَ ﴿٩٧﴾ فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَكُن مِّنَ السَّاجِدِينَ ﴿٩٨﴾
وَاعْبُدْ رَبَّكَ حَتَّىٰ يَأْتِيَكَ الْيَقِينُ ﴿٩٩﴾

## તરજુમો :

*અને અમે તમને વઝીફો આપ્યો છે, સાત આયતો; અને મોટા દરજ્જાનું કુર્આન. (૮૭) પોતાની આંખો તે વસ્તુઓ ઉપર ન નાંખો જે અમે તેમનામાંથી કેટલાય પ્રકારના લોકોને વાપરવા માટે આપી અને તેના ઉપર ગમ ન કરો અને ઈમાનવાળાઓ માટે પોતાના ખભા ઝુકાવો. (૮૮) અને કહો, હું તે જ છું સ્પષ્ટ ડરાવનારો. (૮૯) જેવા અમે મોકલ્યો હતો તે ભાગલા પાડનારાઓ (Schismatics) ઉપર (૯૦) જેમણે કુર્આનના ટૂકડા કર્યા છે. (૯૧) બસ તમારા પરવરદિગારની કસમ છે, અમારે તે સૌને*

*પૂછવાનું છે (૯૨) જે કંઈ તેઓ કરતા હતા. (૯૩) બસ ખોલીને સંભળાવી દો જે તમને હુકમ થયો અને મુશ્રિકોની પરવા ન કરો. (૯૪) અમે ઠઠ્ઠો કરનારાઓ માટે તમારા તરફથી પૂરતા છે. (૯૫) કે જેઓ અલ્લાહની સાથે બીજાની બંદગી ઠરાવે છે, બસ નજીકમાં જ જાણી લેશે. (૯૬) અને અમે જાણીએ છીએ કે તમારી છાતી તેમની વાતોથી રૂંધાય છે. (૯૭) બસ, તમે પોતાના પરવરદિગારની ખૂબીઓ યાદ કરો અને સિજ્દહ કરનારાઓમાંથી થાઓ. (૯૮) અને પોતાના પરવરદિગારની બંદગી કર્યે જાઓ જ્યાં સુધી તમારી પાસે ચોક્કસ વાત આવે. (૯૯)*

## તફસીર :

અને (આપ ﷺ તેમના મા'મલાને ન જુઓ કે તે દિલગીરીનો સબબ બને, તમારી સાથે અમારો વ્યવહાર જુઓ કે અમારા તરફથી તમારી સાથે કેવા પ્રમાણમાં મહેરબાની અને કૃપા એનાયત થઈ છે અટલા માટે) અમે તમને (એક ઘણી મોટી નેઅ્મત એટલે કે) સાત આયતો આપી જે (નમાઝમાં) વારંવાર પઢવામાં આવે છે અને તે (ખૂબ ઉચ્ચ કક્ષાના વિષયો ઉપર આધારિત હોવાના કારણે એ પાત્ર છે કે તેને આપીને જાણે એવું કહેવામાં આવે કે) કુર્આને અઝીમ આપ્યું (તેનો ભાવાર્થ સૂરએ ફાતિહા છે જેની શ્રેષ્ઠતાના કારણે તેનું નામ "ઉમ્મુલ કુર્આન" પણ છે, બસ આ નેઅ્મત અને અર્પણ કરનાર તરફ દષ્ટિ રાખો કે તમારું દિલ શાંતિ મેળવીને ખુશ થશે, તે લોકોની દુશ્મનાવટ અને વિરોધ તરફ ધ્યાન ન આપો અને) તમે પોતાની આંખો ઉઠાવીને પણ તે વસ્તુને ન જુઓ (એટલે કે ન તો અફસોસ સ્વરૂપે અને ન જ નારાજ થઈને) કે જે અમે વિવિધ પ્રકારના કાફિરોને (દાખલા તરીકે યહૂદીઓ, નસારા, મૂર્તિપૂજકો અને અગ્નિપૂજકોને) વાપરવા માટે આપી રાખી છે (અને ઘણી જ જલદી તેમનાથી તે જુદી થઈ જવાની છે) અને તેમની (કુફ્રની હાલત) ઉપર (કંઈ) ગમ ન કરો (નારાજગી સ્વરૂપે નજર કરવાનો અર્થ એ છે કે કારણ કે તેઓ અલ્લાહના દુશ્મન છે એટલા માટે અલ્લાહના દુશ્મનો ઉપર ક્રોધ થાય કે આવી નેઅ્મતો તેમની પાસે ન હોવી જોઈએ, તેનો જવાબ مَتَّعۡنَا માં ઈશારો કર્યો કે તે કોઈ ભારે નેઅ્મત નથી કે તે અલ્લાહના દુશ્મનો પાસે ન હોવી જોઈએ. આ વસ્તુઓ તો બધી નાશ થવાની છે, ઘણી જ જલદી જતી રહેશે અને અફસોસની દષ્ટિ કરવાનો ભાવાર્થ એ

છે કે અફસોસ ! આ વસ્તુઓએ તેમને ઈમાન લાવવાથી અટકાવી રાખ્યા છે, જો એવું ન હોત તો કદાચ તેઓ ઈમાન લઈ આવ્યા હોત, તેનો જવાબ لَا تَحْزَنْ માં આપવામાં આવ્યો છે જેની વિગત એ છે કે તેમની પ્રકૃતિમાં અમર્યાદ દુશ્મનાવટ છે, તેમનાથી કોઈ રીતે આશા નથી અને દિલગીરી કે કોઈ અપેક્ષા વિરુદ્ધ કાર્ય ઉપર થતી હોય છે, હવે જ્યારે અપેક્ષા જ નથી તો પછી એવું દિલગીર થવું પણ કારણ વિનાનું છે અને લાલચ સ્વરૂપે દષ્ટિ નાંખવાની તો આપ ﷺ માટે કોઈ શક્યતા કે સંભાવના જ નથી, મતલબ એ કે તમે કોઈપણ રીતે આ કાફિરોની ફિકર ચિંતામાં ન પડો) અને મુસલમાનો ઉપર દયાભાવ રાખો, (એટલે કે ચિંતા અને મહોબ્બત રાખવા માટે મુસલમાનો પૂરતા છે અને તેનાથી તેમને લાભ પણ છે) અને (કાફિરો માટે કારણ કે ચિંતા કરવાથી કોઈ પરિણામ આવતું નથી એટલા માટે તેમની કોઈ પરવા ન કરો, અલબત્ત તબ્લીગ કરવી જે તમારા હોદ્દાની ફરજ છે તેને અદા કરતા રહો અને એટલું) કહી આપો કે હું ખુલ્લમ-ખુલ્લો (તમને અલ્લાહના અઝાબથી) ડરાવનારો છું (અને અલ્લાહ તરફથી તમને આ વિષય પહોંચાડું છું કે તે અઝાબ જેનાથી અમારા નબી ડરાવે છે અમે તમારા ઉપર કોઈ વખતે અવશ્ય નાઝિલ કરીશું) જેમકે અમે (તે અઝાબ) તે લોકો ઉપર (ભૂતકાળમાં વિવિધ સમયે) નાઝિલ કર્યો છે જેમણે (અલ્લાહના હુકમોના) ભાગ પાડી રાખ્યા હતા એટલે કે આસમાની કિતાબના વિવિધ હિસ્સાઓ ઠરાવ્યા હતા (અને તેમનામાં જે પોતાની મરજી પ્રમાણે હતું તેને માની લીધું અને જે તેમની મરજી વિરુદ્ધ હતું તેનો ઈન્કાર કર્યો, તેનો ભાવાર્થ પાછલા યહૂદીઓ અને નસારા છે જેમના ઉપર અંબિયા અલૈ.નો વિરોધ કરવાના કારણે અઝાબ થયો એટલે કે ચહેરાઓ બદલાઈ જવાનો, વાંદરાઓ જેવા તથા સુવ્વર જેવા થઈ જવાનો, કેદ થવાનો, કતલ થવાનો, અપમાનિત થવાનો વગેરે અઝબ.... મશ્હૂર છે. મતલબ એ છે કે અઝાબ નાઝિલ થવો કોઈ મોટી વાત નથી, અગાઉ આ બધું થઈ ચૂક્યું છે અને જો તમારા ઉપર પણ અઝાબ આવી જાય તો કોઈ આશ્ચર્યની વાત નથી ભલે તે અઝાબ દુનિયામાં આવે અથવા આખિરતમાં અને પ્રસ્તુત ચર્ચાથી એ વાત જાહેર થઈ ગઈ કે જે પ્રમાણે અગાઉના લોકો અંબિયા અલૈ.ના વિરોધ કરવાના કારણે અઝાબના હકદાર બન્યા હતા એ જ પ્રમાણે ઉપસ્થિત લોકો પણ અઝાબના હકદાર થઈ ગયા છે) બસ, (હે

મુહમ્મદ ﷺ !) તમારા પરવરદિગારની (એટલે કે મારી પોતાની) કસમ ! અમે તે સૌ (આગલા અને પાછલા લોકો)થી તેમના અમલોની (કયામતના દિવસે) અવશ્ય પૂછતાછ કરીશું, (પછી દરેકને તેના યોગ્ય સજા આપીશું) મતલબ (વાતચીતનો એ છે કે) તમને જે વાત(ને પહોંચાડવા)નો હુકમ આપવામાં આવ્યો છે તેને (તો) સાફ–સાફ સંભળાવી આપો અને (જો તેઓ ન માને તો) મુશ્રિકો(ના ન માનવા)ની (સદંતર) પરવા ન કરો (એટલે કે દિલગીર ન થાઓ, જેમકે ઉપર આવ્યું છે لَا تَحْزَنْ અને ન જ સ્વાભાવિક રીતે ભય અનુભવો કે આ વિરોધીઓ ઘણા બધા છે કારણ કે) આ લોકો જો (કે તમારા અને અલ્લાહના વિરોધી છે એટલા માટે તમારા ઉપર તો) હસે છે (અને) અલ્લાહ તઆલાની સાથે અન્યને મઅ્બૂદ ઠરાવે છે, તેઓ(ની શરારત અને પરપીડનવૃત્તિ)થી આપ (ﷺને સુરક્ષિત રાખવા) માટે (અને તેમની પાસેથી બદલો લેવા માટે) અમે પૂરતા છીએ, બસ તેમને હવે ખબર થઈ જવાની છે (કે ઠટ્ઠો–મશ્કરી અને શિર્કનું પરિણામ શું હોય છે ? મતલબ કે જ્યારે અમે પૂરતા છે પછી ભય શાનો ?) અને ખરેખર અમને ખબર છે કે આ લોકો જે (કુફ્ર અને ઠટ્ઠા–મશ્કરીની) વાતો કરે છે તેનાથી તમારી છાતી રૂંધાય છે (કે આ સ્વાભાવિક વાત છે), બસ (તેનો ઈલાજ એ છે કે) તમે પોતાના પરવરદિગારની તસ્બીહ અને વખાણ કરતા રહો અને નમાઝ પઢનારાઓમાંથી રહો અને પોતાના પરવરદિગારની ઈબાદત કરતા રહો એટલે સુધી કે (એવી હાલતમાં) તમને મોત આવી જાય, (એટલે કે વફાત સુધી ઝિક્ર અને ઈબાદતમાં મશ્ગૂલ રહો કારણ કે અલ્લાહના ઝિક્ર અને ઈબાદતમાં આખિરતના મહાન સવાબ ઉપરાંત એ ખાસિયત પણ છે કે દુનિયામાં જ્યારે મનુષ્ય તે તરફ લાગી જાય છે તો દુનિયાનો રંજ–ગમ તથા તકલીફ અને મુસીબત હલકી થઈ જાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ ફાતિહા સંપૂર્ણ કુર્આનનું મૂળ તત્ત્વ તથા તેનો ખુલાસો છે :

આ આયતોમાં સૂરએ ફાતિહાને કુર્આને અઝીમ કહેવામાં એ તરફ ઈશારો છે કે સૂરએ ફાતિહા એક સ્વરૂપે સંપૂર્ણ કુર્આન છે, કારણ કે ઈસ્લામના મૂળ સિદ્ધાંતો બધા જ તેમાં સમાયા છે.

**મહશરમાં કઈ વસ્તુનો સવાલ થશે ? :**

આયતમાં પ્રસ્તુત છે કે અલ્લાહ તઆલાએ પોતાની પવિત્ર જાતની કસમ ખાઈને ફરમાવ્યું છે કે સૌ આગલા અને પાછલાઓને જરૂર સવાલ અને પૂછતાછ થશે.

સહાબએ કિરામ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને સવાલ કર્યો કે, આ પ્રશ્ન કઈ બાબત વિશે હશે ? ત્યારે આપ ﷺએ ફરમાવ્યું, لَآاِلٰـهَ اِلَّا اللّٰـه (લા ઈલાહા ઈલ્લલ્લાહ) વિશે હશે. તફસીરે કુર્તુબીમાં આ રિવાયતને નકલ કરીને ફરમાવ્યું છે, અમારા નિકટ તેનો ભાવાર્થ તે વચનને વ્યવહારિક દષ્ટિએ પૂર્ણ કરવાનો છે જેની નિશાની કલિમએ તય્યિબહ لَآاِلٰـهَ اِلَّا اللّٰـه (લા ઈલાહા ઈલ્લલ્લાહ) છે ફક્ત મૌખિક નિવેદન કરવું પૂરતું નથી, કારણ કે મૌખિક સ્વીકાર તો મુનાફિકો પણ કરતા હતા, હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે "ઈમાન કોઈ ખાસ હુલિયો કે દેખાવ બનાવી લેવાથી અને દીન ફક્ત તમન્નાઓ કરવાથી નથી બનતું બલકે ઈમાન તે વિશ્વાસનું નામ છે જે દિલમાં નાંખવામાં આવ્યો હોય અને અમલો દ્વારા તેની સત્યતાનું સમર્થન થતું હોય." જેમકે, એક હદીષમાં હઝરત ઝૈદ ઈબ્ને અરકમ (રદિ.)થી આ રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે "જે વ્યક્તિ ઈખ્લાસ સાથે لَآاِلٰـهَ اِلَّا اللّٰه (લા ઈલાહા ઈલ્લલ્લાહ) કહેશે તે અવશ્ય જન્નતમાં જશે. લોકોએ પૂછ્યું, યા રસૂલુલ્લાહ ﷺ ! આ કલિમામાં ઈખ્લાસનો શું અર્થ છે ? આપ ﷺએ ફરમાવ્યું કે, જ્યારે આ કલિમો મનુષ્યને અલ્લાહના હરામ કરેલા અને નાજાઈઝ કામોથી અટકાવી દે તો તે ઈખ્લાસની સાથે છે."

*(કુર્તુબી)*

**તબ્લીગ (પ્રચાર-પ્રસાર) અને શિખામણમાં ક્રમબદ્ધ સામર્થ્ય અપનાવવું:**

فَاصۡدَعۡ بِمَا تُؤۡمَرُ આ આયત નાઝિલ થતા પહેલાં રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) છુપી-છુપી રીતે ઈબાદત અને તિલાવત કરતા હતા તથા પ્રચારનો ક્રમ પણ ગુપ્ત જ હતો. એક-એક, બે-બે વ્યક્તિઓને આમંત્રણ આપવામાં આવતું હતું, કારણ કે જાહેરાત અને ખુલ્લમ-ખુલ્લા એ'લાનમાં કાફિરો તરફથી પીડા અથવા કષ્ટ પહોંચવાનો ભય હતો, આ આયતમાં અલ્લાહ તઆલાએ ઠેકડી ઉડાવનારા તથા કષ્ટ પહોંચાડનારા કાફિરોની પીડાઓથી

સુરક્ષિત રાખવાની પોતે જવાબદારી લઈ લીધી છે, એટલા માટે તે સમયે નચિંત થઈને ખુલ્લમ-ખુલ્લી જાહેરાત અને એ'લાન દ્વારા તિલાવત અને ઈબાદત તથા પ્રચાર અને પ્રસારનો ક્રમ શરૂ થયો.

اِنَّا كَفَيْنٰكَ الْمُسْتَهْزِئِيْنَ માં જે લોકોનું વર્ણન છે તેમના આગેવાનો પાંચ વ્યક્તિઓ હતી. ૧. આસ ઈબ્ને વાઈલ, ૨. અસ્વદ બિન મુત્તલિબ, ૩. અસ્વદ ઈબ્ને અબ્દે યગૂષ, ૪. વલિદ બિન મુગયરા, ૫. હારિષ બિન તલા-તલાહ. આ પાંચેય ચમત્કારિક સ્વરૂપે એક જ સમયે હઝરત જિબ્રઈલ (અલૈ.)ના ઈશારાથી હલાક કરવામાં આવ્યા, આ ઘટનાથી દા'વત અને તબ્લીગના મા'મલામાં એ હાસિલ થયું કે જો માનવી કોઈ એવા સ્થળે અથવા એવી પરિસ્થિતિમાં સપડાઈ જાય કે ત્યાં સત્ય વાતને ખુલ્લમ-ખુલ્લા કહેવાથી તે લોકોને તો કોઈ લાભ પહોંચાવાની આશા ન હોય અને પોતે પોતાનું જ નુકસાન અને તકલીફ પહોંચવાનો સંદેહ હોય તો એવી પરિસ્થિતિમાં આ કાર્ય ગુપ્ત રીતે કરવું પણ યોગ્ય અને જાઈઝ છે, અલબત્ત જ્યારે જાહેર એ'લાન કરવાની શક્તિ પ્રાપ્ત થઈ જાય તો પછી જાહેરાત કરવામાં આળસ કરવામાં ન આવે.

## દુશ્મનોની ઇજાથી દિલમાં રૂંધાતા રહેવાનો ઇલાજ :

وَلَقَدْ نَعْلَمُ اِلٰى فَسَبِّحْ થી જાણ થઈ કે જ્યારે મનુષ્યને દુશ્મનોની વાતોથી રંજ અને ગમ પહોંચે તથા છાતી રૂંધાય તો તેનો રૂહાની (આધ્યાત્મિક) ઈલાજ એ છે કે અલ્લાહ તઆલાની તસ્બીહ અને ઈબાદતમાં મશ્ગૂલ થઈ જાય, અલ્લાહ તઆલા પોતે તે તકલીફને દૂર કરી દેશે.



સૂરએ હિજ્રનો અનુવાદ પૂર્ણ થયો, અલ્હમ્દુલિલ્લાહ !

**તારીખ :** ૧૨ ઓક્ટોબર ૨૦૦૯ મુતાબિક ૨૩ શવ્વાલ ૧૪૩૦ હિજરી



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






પ્રકરણ (૧૬)

# સૂરએ નહ્‌લ

સૂરએ નહ્‌લ મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૨૮ આયતો છે તથા ૧૬ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૧–૨)**



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલ્લાહનો હુકમ આવી પહોંચ્યો બસ તેની ઉતાવળ ન કરો, તે પવિત્ર છે અને મહાન છે તેમના ભાગીદાર બતાવવાથી. (૧) ફરિશ્તાઓને પોતાના હુકમથી પોતાના બંદાઓમાં જેના ઉપર ઈચ્છે ભેદ (રૂહ–Spirit) સાથે ઉતારે છે કે ચેતવી દો કે મારા સિવાય કોઈની બંદગી નથી, બસ મારાથી ડરો. (૨)*

**તફસીર :**

આ સૂરતનું નામ "સૂરએ નહ્‌લ" એ આધારે રાખવામાં આવ્યું છે કે તેમાં "નહ્‌લ" એટલે કે "મધમાખીઓ"નું વર્ણન કુદરતની આશ્ચર્યજનક કળા–કારીગીરીના વર્ણનના સંદર્ભમાં થયું છે, તેનું બીજું નામ "સૂરએ નિઅ્‌મ" પણ છે.

(કુર્તુબી) "નિઅ્મ"માં ن (નૂન) સુષુપ્ત રાખવાથી "નેઅ્મત"નું બહુવચન થાય છે એટલા માટે આ સૂરતમાં ખાસ સ્વરૂપે અલ્લાહ જલ્લ શા'નુહૂની મહાન નેઅ્મતોનું વર્ણન છે.

અલ્લાહ તઆલાનો હુકમ (એટલે કે કુફ્રની સજાનો વખત નિકટ) આવી પહોંચ્યો છે, બસ તમે તેમાં (નકારાત્મક) ઉતાવળ ન કરો, (બલકે તવહીદને અપનાવો અને એની હકીકત સાંભળો કે) તે (અલ્લાહ) લોકોના શિર્કથી પાક અને ઉચ્ચતમ્ છે, તે અલ્લાહ તઆલા ફરિશ્તાઓ(ની જાતિના હઝરત જિબ્રઈલ અલૈ.)ને વહી એટલે કે પોતાનો હુકમ આપીને પોતાના બંદાઓમાંથી જેના ઉપર ઈચ્છે (એટલે કે અંબિયા અલૈ. ઉપર) નાઝિલ ફરમાવે છે (અને તે હુકમ) એ (છે) કે લોકોને ખબરદાર કરો કે મારા સિવાય કોઈ ઈબાદતના પાત્ર નથી, બસ મારાથી જ ડરતા રહો (એટલે કે મારી સાથે કોઈને ભાગીદાર ન ઠરાવો નહિતર સજા થશે).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરત કોઈપણ પ્રકારની પ્રસ્તાવના વિના એક સખત ધમકી અને સખત ચેતવણી સ્વરૂપે શરૂ કરવામાં આવી, જેનું કારણ મુશ્રિકોનું એવું કહેવું હતું કે હે મુહમ્મદ (ﷺ) ! તમે અમને કયામતથી અને અલ્લાહના અઝાબથી ડરાવતા રહો છો અને બતાવો છો કે અલ્લાહ તઆલાએ તમને વિજય અપાવવાનો અને વિરોધીઓને સજા અપાવવાનો વાયદો કર્યો છે તો અમને તો એવું કંઈ થતું દેખાતું નથી. તેના જવાબમાં ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહનો હુકમ આવી પહોંચ્યો છે તમે ઉતાવળ ન કરો.

અલ્લાહના હુકમથી આ સ્થળે તે વાયદો ભાવાર્થ તરીકે છે જેને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺ સાથે કર્યો હતો કે તેમના દુશ્મનોને પરાસ્ત અને પરાજિત કરવામાં આવશે તથા મુસલમાનોને વિજય અને સહાયતા તથા ઈજ્જત અને દબદબો પ્રાપ્ત થશે, આ આયતમાં અલ્લાહ તઆલાએ કઠોર શૈલીમાં ઈરશાદ ફરમાવ્યો છે કે અલ્લાહ તઆલાનો હુકમ આવી પહોંચ્યો એટલે કે હવે પહોંચવાનો જ છે જેને તમે જલદી જ જોઈ લેશો.

અમુક લોકોએ ફરમાવ્યું કે તેમાં અલ્લાહના હુકમનો ભાવાર્થ "કયામત"

છે, તેના આવી પહોંચવાનો અર્થ પણ એ જ છે કે તે નિકટમાં જ ઉપસ્થિત થશે અને સમગ્ર દુનિયાની જિંદગીના આધારે જોવા જઈએ તો કયામતનું નિકટ હોવું અથવા આવી પહોંચવું પણ કંઈ બહુ દૂર નથી. *(બહરે મુહીત)*

ત્યાર પછીના વાક્યમાં જે વર્ણન થયું છે કે અલ્લાહ તઆલા શિર્કથી પવિત્ર છે, તેનો ભાવાર્થ એ છે કે આ લોકો જે અલ્લાહ તઆલાના વાયદાને ખોટો ઠરાવી રહ્યા છે તે કુફ્ર અને શિર્ક છે, અલ્લાહ તઆલા તેનાથી પવિત્ર છે. *(બહર)*

આ આયતનો ખુલાસો એક સખત ચેતવણી દ્વારા તવહીદનું આમંત્રણ આપવાનો છે, બીજી આયતમાં દલીલ સ્વરૂપે તવહીદની સાબિતી કે હઝરત આદમ (અલૈ.)થી લઈને અંબિયા (અલૈ.) સુધી દુનિયાના વિવિધ પ્રદેશોમાં, વિવિધ યુગોમાં જે કોઈ પણ નબીઓ, રસૂલો આવતા રહ્યા છે તેમણે આ જ તવહીદના અકીદાને રજુ કર્યો છે, જ્યારે કે એક નબીને બીજાની પરિસ્થિતિ અથવા તેમની તા'લીમને જાણવાનું કોઈ જાહેર માધ્યમ પણ ઉપસ્થિત ન હતું, વિચાર કરો કે ઓછામાં ઓછા એક લાખ ચોવીસ હજાર બુદ્ધિશાળીઓ જે વિવિધ સમયે વિવિધ પ્રદેશોમાં દુનિયાના વિવિધ ખૂણાઓમાં પેદા થયા અને તે સૌ એક જ વાતને માનનારા હોય તો સામાન્ય માણસની પ્રકૃતિ પણ એ સમજવા મજબૂર થઈ જાય છે કે આ વાત ખોટી નથી હોઈ શકતી, ઈમાન લાવવા માટે માત્ર આ દલીલ પણ પૂરતી છે.

શબ્દ "રૂહ"નો ભાવાર્થ આ આયતમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના મતે અને અમુક મુફસ્સિરોના મતે "હિદાયત" (માર્ગદર્શન) છે. (બહ્‌ર) આ આયતમાં તવહીદની સાબિતીઓ રિવાયતો દ્વારા અને દલીલપૂર્વક રજુ કર્યા પછી આગલી આયતમાં આ જ તવહીદના અકીદાને બૌદ્ધિક અને તાર્કિક સ્વરૂપે પણ અલ્લાહ તઆલાની નેઅ્‌મતો રજુ કરીને સાબિત કરવામાં આવ્યો છે.

---

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૩ થી ૮)

خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ؕ تَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ۝٣ خَلَقَ الْاِنْسَانَ مِنْ نُّطْفَةٍ
فَاِذَا هُوَ خَصِيْمٌ مُّبِيْنٌ ۝٤ وَالْاَنْعَامَ خَلَقَهَا ۚ لَكُمْ فِيْهَا دِفْءٌ وَّمَنَافِعُ وَمِنْهَا
تَاْكُلُوْنَ ۝٥ وَلَكُمْ فِيْهَا جَمَالٌ حِيْنَ تُرِيْحُوْنَ وَحِيْنَ تَسْرَحُوْنَ ۝٦ وَتَحْمِلُ
اَثْقَالَكُمْ اِلٰى بَلَدٍ لَّمْ تَكُوْنُوْا بٰلِغِيْهِ اِلَّا بِشِقِّ الْاَنْفُسِ ؕ اِنَّ رَبَّكُمْ لَرَءُوْفٌ
رَّحِيْمٌ ۝٧ وَّالْخَيْلَ وَالْبِغَالَ وَالْحَمِيْرَ لِتَرْكَبُوْهَا وَزِيْنَةً ؕ وَيَخْلُقُ مَا لَا تَعْلَمُوْنَ ۝٨

## તરજુમો :

*આસમાન અને જમીન ઠીકઠીક બનાવ્યા, તે મહાન છે તેમના ભાગીદાર બતાવવાથી. (૩) માણસને એક ટીપાં (નુત્ફા)થી બનાવ્યો, પછી ત્યારે જ ઝઘડો કરનારો બોલનારો બની ગયો. (૪) અને પશુઓ બનાવી દીધા તમારા માટે તેમાં હૂંફ મેળવવાનો સામાન છે અને ઘણા ફાયદા અને અમુકને આરોગો છો. (૫) અને તમને તેનાથી ઈજ્જત છે જ્યારે સાંજે ચરાવીને લાવો છો અને જ્યારે ચરાવવા લઈ જાઓ છો. (૬) અને તમારો ભાર ઉઠાવી લઈ ચાલે છે તે શહેરો સુધી કે તમે ત્યાં પહોંચી શકતા ન હતા પરંતુ ભારે કઠણાઈથી, બેશક ! તમારો પરવરદિગાર ખૂબ માયાળુ મહેરબાન છે. (૭) અને ઘોડા પેદા કર્યા અને ખચ્ચરો અને ગધેડાં કે તેમના ઉપર સવાર થાઓ અને શણગાર માટે અને પેદા કરે છે જે તમે નથી જાણતા. (૮)*

## શબ્દાર્થ :

خَصِيْم (ખસીમ) એ خُصُوْمَت (ખુસૂમત)થી બને છે જેનો અર્થ "ઝઘડાખોર" થાય છે, اَنْعَام (અન્આમ) એ نَعَم (નઅમ્)નું બહુવચન છે તે પશુઓમાંથી ઊંટ, બકરી, ગાય વગેરેને કહેવામાં આવે છે. *(મુફરદાત અલ રાગિબ)*

دِفْءٌ (દિફ્ઉન) "ગરમી અથવા ગરમી આપતી વસ્તુ અથવા હૂંફ આપનાર વસ્તુ"ને કહેવામાં આવે છે, તેનો ભાવાર્થ "ઊન" છે જેનાથી ગરમ કપડાં બનાવવામાં આવે છે. تُرِيْحُوْن (તુરીહૂન) એ رِوَاح (રિવાહ)થી અને

تَسۡـرَحُوۡنَ (તસ્રહૂન) એ سِـرَاحٌ (સિરાહ)થી બન્યો છે, પશુઓ સવારના સમયે ચરવાના મેદાનો તરફ જાય છે તેને "સૂરાહ" કહે છે અને સાંજે ઘેર પાછા આવે છે તેને "રવાહ" કહે છે, شِـقِّ الۡاَنۡفُـسِ (શિક્કિલ અનફૂસ) જાત–મહેનત અને સતત કરવામાં આવતા સંઘર્ષને કહેવામાં આવે છે.

## તફસીર :

(અલ્લાહ તઆલાએ) આસમાનોને અને જમીનને હિકમતથી બનાવ્યા, તે તેમના શિર્કથી પવિત્ર છે (અને) મનુષ્યને નુત્ફાથી બનાવ્યો પછી તે અચાનક ખુલ્લમ–ખુલ્લો (અલ્લાહની જાત અને તેની સિફતોમાં) ઝઘડવા લાગ્યો, (એટલે કે અમુક એવા પણ થયા, મતલબ એ છે કે અમારી આ નેઅ્‌મતો હોવા છતાં મનુષ્ય તરફથી નાશુક્રી થઈ) અને તેણે જ પશુઓને બનાવ્યા અને તેમાં તમારા માટે શરદી(થી બચવા)નો સામાન પણ છે (જાનવરોના બાલ અને ચામડાંથી મનુષ્યના કપડાં અને અન્ય વસ્તુઓ બને છે), બીજા પણ ઘણા બધા લાભો છે (જેમકે દૂધ, સવારી, ભાર વહન કરવો વગેરે..) અને તેમાં (જે ખાવાપાત્ર છે તેને) ખાઓ પણ છો અને તેના કારણે તમારી રોનક પણ છે જ્યારે કે સાંજના સમયે (તે પશુઓને જંગલમાંથી ઘરે) લાવો છો અને જ્યારે કે સવારના સમયે (ઘરેથી જંગલમાં) છોડી આપો છો અને તે તમારો ભાર પણ (લાદીને) એવા શહેરોમાં લઈ જાય છે જ્યાં તમે તમારા પ્રાણને મહેનતમાં નાંખ્યા વિના પહોંચી નથી શકતા, ખરેખર તમારો પરવરદિગાર મહાદયાળુ અને રહમતવાળો છે (કે તમારી સહૂલત માટે કેવો કેવો સામાન પેદા કર્યો) અને ઘોડા તથા ખચ્ચર અને ગધેડા પણ પેદા કર્યા જેથી તેના ઉપર સવાર થાઓ અને વળી શણગારવા માટે પણ અને તે એવી–એવી વસ્તુઓ (તમારી સવારી વગેરે માટે) બનાવે છે જેની તમને ખબર પણ નથી.

## મસ્અલા અને બોધપાઠ :

આયતોમાં સૃષ્ટિના સર્જનની મહાન નિશાનીઓ દ્વારા અલ્લાહ તઆલાની તવહીદની સાબિતીઓ છે, પ્રથમ તો સૌથી પહેલી મખ્લૂક આસમાન અને જમીનનું વર્ણન કર્યું તેનાથી મનુષ્યના સર્જનનું વર્ણન કર્યું જેને અલ્લાહ તઆલાએ સૃષ્ટિનો ઊપરી બનાવ્યો છે, મનુષ્યની શરૂઆત એક તુચ્છ નુત્ફા

(ટીપા)થી થવાનું વર્ણન કરવામાં આવ્યું, فَاِذَا هُوَ خَصِيۡمٌ مُّبِيۡنٌ એટલે કે, જ્યારે આ અશક્ત સર્જન એવા મનુષ્યને શક્તિ અને બોલવાની ક્ષમતા અર્પણ થઈ ત્યારે અલ્લાહ તઆલાની જ જાત અને સિફતોમાં વાદ-વિવાદ કરવા લાગ્યો.

મનુષ્ય પછી તે વસ્તુઓના સર્જનનું વર્ણન કર્યું જે મનુષ્યના લાભ માટે ખાસ સ્વરૂપે બનાવવામાં આવી છે અને કુર્આનના સૌ પ્રથમ સંબોધકો અરબો હતા તથા અરબોનો આર્થિક વ્યવહારનો મોટો આધાર તેમના પાળેલા પશુઓ ઊંટ, ગાય, બકરી ઉપર હતો, એટલા માટે પ્રથમ તેનું વર્ણન કર્યું, وَالۡاَنۡعَامَ خَلَقَهَا પછી اَنۡعَامٌ (અન્‌આમ) દ્વારા જે લાભ મનુષ્યને પ્રાપ્ત થાય છે તેમાંથી બે ફાયદા ખાસ સ્વરૂપે વર્ણન કર્યા, એક لَكُمۡ فِيۡهَا دِفۡءٌ એટલે કે, આ જાનવરોના ઊનથી માણસ પોતાના કપડાં બનાવે છે અને તેના ચામડાંથી અન્ય જીવન ઉપયોગી ચીજ-વસ્તુઓ બનાવે છે તથા ટોપીઓ વગેરે તૈયાર કરીને ઠંડીની ૠતુમાં હૂંફ મેળવે છે.

બીજો લાભ وَمِنۡهَا تَاۡكُلُوۡنَ એટલે કે, મનુષ્ય આ જાનવરોને ઝબહ કરીને પોતાનો ખોરાક પણ બનાવી શકે છે અને જ્યાં સુધી જીવતો રહે છે તેનું દૂધ પણ પોતાના શ્રેષ્ઠ ખોરાક તરીકે પેદા થતું રહે છે અને તે દૂધમાંથી ઘી, માખણ વગેરે ઉપયોગી વસ્તુઓ ઉત્પન્ન કરવામાં આવે છે.

અન્ય બીજા ફાયદાઓ માટે ફરમાવ્યું, وَمَنَافِعُ (વ મનાફિઉ) એટલે કે, અસંખ્ય ફાયદાઓ અને લાભો ઈન્સાન માટે છે, જેમકે જાનવરોના માંસ, ચામડાં, હાડકાં, બાલ વગેરેમાંથી ઉપયોગી વસ્તુઓ બનાવી શકાય છે, આ ઠોસપણામાં જે નવા-નવા સંશોધનો થતા રહે છે એ બાબત તરફ પણ ઈશારો છે અને જે પ્રાણીજ તત્ત્વોથી મનુષ્યનો ખોરાક, પોશાક, દવા તથા અન્ય ઉપયોગી વસ્તુઓ માટે અત્યાર સુધી જે સંશોધનો થઈ ચૂક્યા છે અને જે કયામત સુધી થતા રહેશે તે બધું જ સામેલ છે.

ત્યારબાદ તે પશુઓનો એક અન્ય લાભ અરબની શૃંગારવૃત્તિ પ્રમાણે એ વર્ણન કર્યો કે તેમાં તમારા માટે ખૂબસૂરતી અને શણગારનું માધ્યમ પણ છે, ખાસ કરીને જ્યારે તમે સાંજે જંગલોમાંથી ઢોરો ચરાવીને સાંજે તમારા ઘરે આવો છો અથવા સવારે ઘરેથી ઢોરો ચરાવવા માટે જંગલો તરફ જાઓ છો, કારણ કે તે સમયે પશુઓના માલિકોની એક ખાસ શા'ન અને દબદબાની જાહેરાત થાય છે.

અંતે આ જાનવરોનો એક અન્ય મહત્ત્વનો લાભ એ વર્ણન કર્યો કે, આ જાનવરો તમારો ભાર વેંઢારીને તમારો સામાન દૂર-સુદૂર સુધી પહોંચાડે છે જ્યાં તમને અથવા તમારા સામાનને પહોંચાડવો તમારી જાન જોખમમાં નાંખવા વિના શક્ય ન હતું, ઊંટ અને બળદ ખાસ કરીને ઈન્સાનની આ સેવા મોટા પાયે કરે છે; આજે રેલગાડીઓ, ટ્રકો, હવાઈ જહાજોના યુગમાં પણ મનુષ્ય આ જાનવરોથી બિલકુલ અળગો નથી થયો. દુનિયામાં કેટલાય સ્થળો એવા છે જ્યાં આ બધી જ નવી શોધાયેલી સવારીઓ અથવા માલવાહક વાહનો કામ નથી આપી શકતા ત્યાં ફરી તેમની જ સેવાઓ પ્રાપ્ત કરવા માટે માનવી મજબૂર હોય છે.

اَنْعَامُ (અન્‌આમ) એટલે કે ઊંટ અને બળદ વગેરેનું માલ વહન કરવાનું વર્ણન આવ્યું ત્યારે એના પછી તે પશુઓ અથવા જાનવરોનું વર્ણન કરવું પણ યોગ્ય જણાયું કે જેનું સર્જન જ સવારી અને માલ વહન કરવા માટે થયું છે, તેમના દૂધ અથવા માંસથી મનુષ્યને બિલકુલ લાભ નથી થતો, કારણ કે શરઈ રૂએ તે અખ્લાકી બીમારીઓનું કારણ હોવાના કારણે તેની મનાઈ કરવામાં આવી છે.

وَالْخَيْلَ وَالْبِغَالَ وَالْحَمِيْرَ لِتَرْكَبُوْهَا وَزِيْنَةً એટલે કે અમે ઘોડા, ખચ્ચર અને ગધેડા પેદા કર્યા કે જેથી તેના ઉપર સવાર થઈ શકો, તેમાં માલ વહન કરવાનો ઉલ્લેખ પણ ગૌણ સ્વરૂપે આવી ગયો અને તેમને એટલા માટે પેદા કરવામાં આવ્યા કે તે તમારા માટે શણગાર બને અને શણગારથી તે જ શા'ન અને દબદબો ભાવાર્થ તરીકે છે જે ઘણું ખરું આ જાનવરોના માલિકોને દુનિયામાં પ્રાપ્ત થાય છે.

## કુર્આનમાં રેલગાડી, મોટર કાર કે હવાઈ જહાઝનું વર્ણન :

અંતે સવારીના ત્રણ જાનવરો ઘોડા, ખચ્ચર અને ગધેડાનું ખાસ સ્વરૂપે વર્ણન કર્યા પછી બીજા પ્રકારના જાનવરો વિશે "ઈસ્તિકબાલ"ના ક્રિયાપદ વડે ફરમાવ્યું, وَيَخْلُقُ مَالَا تَعْلَمُوْنَ એટલે કે, "અલ્લાહ તઆલા પેદા કરશે તે વસ્તુઓ જેને તમે નથી જાણતા."..........................................

..............................................................................

................................તેમાં તે બધી જ નવા સંશોધન પ્રમાણેની સવારીઓ અને ગાડીઓ પણ સામેલ છે જેનું પ્રાચીન યુગમાં ન તો અસ્તિત્વ હતું

અને ન જ કોઈ તેની કલ્પના હતી, દાખલા તરીકે ટ્રેન, મોટર કાર, હવાઈ જહાઝ વગેરે જેનું અત્યાર સુધી સંશોધન થઈ ચૂક્યું છે અને તે તમામ વસ્તુઓ પણ તેમાં સામેલ છે જેનું સંશોધન હવે પછીના યુગમાં થશે, કારણ કે તે બધી વસ્તુઓનું સર્જન વાસ્તવમાં સર્જનહાર અલ્લાહની જ પ્રવૃત્તિ છે, પ્રાચીન વિજ્ઞાન અથવા આધુનિક વિજ્ઞાનનું ફક્ત એટલું જ કાર્ય છે કે કુદરતની પેદા કરેલ ધાતુઓમાં કુદરતની જ આપેલી બુદ્ધિ અને સમજદારી દ્વારા જોડ-તોડ કરીને તેના વિવિધ યંત્રો બનાવી લે છે અને પછી તેમાં અલ્લાહની અર્પણ કરેલ હવા, પાણી, આગ વગેરેથી વીજળીક ગતિ ઉત્પન્ન કરી લે છે અથવા કુદરતના જ આપેલા ખજાનાઓમાંથી પેટ્રોલ કાઢીને તે સવારીઓમાં ઉપયોગ કરે છે, પ્રાચીન વિજ્ઞાન અથવા આધુનિક વિજ્ઞાન બધા મળીને ન તો કોઈ લોઢું, પિત્તળ પેદા કરી શકે છે અને ન જ એલ્યુમિનિયમ જેવી હલકી ધાતુ બનાવી શકે છે, ન જ લાકડું ઉત્પન્ન કરી શકે છે, ન જ હવા અને પાણી પેદા કરી શકે છે, તેનું કાર્ય એનાથી વધારે કંઈ નથી કે અલ્લાહની કુદરતે પેદા કરેલ શક્તિઓનો ઉપયોગ કરવાનું શીખી લે, દુનિયાના સમગ્ર સંશોધનો ફક્ત આ જ ઉપયોગની વિગત છે એટલા માટે જ્યારે જરા પણ કોઈ ચિંતન અને મનનથી કામ કરે તો આ બધા નવા સંશોધનોનો સર્જક તે જ સર્જનહાર અલ્લાહને કહેવા અને સ્વીકાર કરવા સિવાય કોઈ છૂટકો નથી.

અત્રે એ વાત ખાસ ધ્યાન આપવાપાત્ર છે કે અગાઉની બધી જ વસ્તુઓના સર્જનમાં ભૂતકાળનો શબ્દ خَلَقَ (ખલક) ઉપયોગ કરવામાં આવ્યો છે અને પ્રખ્યાત સવારીઓનું વર્ણન કરવામાં ભવિષ્યકાળનો શબ્દ يَخْلُقُ (યખ્લૂકુ) ઉપયોગ કરવામાં આવ્યો છે, વિષયના આ પરિવર્તનથી જાહેર અને સ્પષ્ટ થઈ ગયું કે આ શબ્દ તે સવારીઓ અને વાહન વ્યવહારની બીજી વસ્તુઓ વિશે છે જે હજુ અસ્તિત્વમાં આવી નથી અને અલ્લાહ તઆલાના જ્ઞાનમાં ભવિષ્યના યુગમાં કઈ-કઈ સવારીઓ અને બીજી વસ્તુઓ પેદા કરવાની છે તેની જાહેરાત આ ટૂંકા વાક્યમાં કરી દીધી.

અલ્લાહ જલ્લ શા'નુહૂ એ પણ કરી શકતો હતો કે આવનાર યુગમાં અસ્તિત્વમાં આવનાર બધા જ નવા-નવા સંશોધનોનું નામ લઈને વર્ણન કરી આપ્યું હોત પરંતુ તે યુગમાં જો મોટર, ટ્રેન, વિમાન વગેરેના શબ્દોનો ઉપયોગ કરવામાં પણ આવ્યો હોત તો તેનાથી મનમાં ગૂંચવાડા સિવાય કોઈ લાભ થવાનો

ન હતો, કારણ કે આ વસ્તુઓની હજુ સુધી કલ્પના કરવી પણ લોકો માટે સરળ ન હતી અને ન જ આ શબ્દોનો તે વસ્તુઓ માટે તે સમયે ક્યાંય ઉપયોગ થતો હતો કે તેનાથી કંઈ સમજમાં આવી શકે.

મારા પિતા હઝરત મવલાના મુહમ્મદ યાસીન (રહ.)એ ફરમાવ્યું કે અમારા ઉસ્તાદ હઝરત મવલાના મુહમ્મદ યાકૂબ નાનોતવી (રહ.) ફરમાવ્યા કરતા હતા કે કુર્આને કરીમમાં ટ્રેનનું વર્ણન મોજૂદ છે અને આ જ આયતને દલીલ તરીકે રજુ કરતા હતા, તે સમય સુધી હજુ મોટર કારો એટલી બધી પ્રચલિત થઈ ન હતી અને હવાઈ જહાઝોનું સંશોધન થયું ન હતું એટલા માટે તેઓએ રેલગાડીના વર્ણનને પૂરતું સમજ્યું.

**મસ્અલો :**

કુર્આને કરીમે પ્રથમ اَنۡعَام (અન્આમ) એટલે કે ઊંટ, ગાય, બકરીનું વર્ણન કર્યું અને તેમના ફાયદાઓમાંથી એક મહત્ત્વનો ફાયદો તેમના માંસનો ખોરાક તરીકે ઉપયોગ કરવાને ઠરાવ્યો, ત્યાર પછી તેનાથી અલગ તારવીને ફરમાવ્યું, وَالۡخَيۡلَ وَالۡبِغَالَ وَالۡحَمِيۡرَ તેના લાભોમાં તેને સવારીના ઉપયોગમાં લેવું તથા તેનાથી પોતાનો શણગાર પ્રાપ્ત કરવાનો ઉલ્લેખ કર્યો પરંતુ માંસ ખાવાનું અહીંયાં વર્ણન ન કર્યું, તેમાં એ દલીલ જોવા મળે છે કે ઘોડા, ખચ્ચર અને ગધેડાનો માંસ હલાલ નથી, ખચ્ચર અને ગધેડાનો ગોસ્ત હરામ હોવા ઉપર તો જમહૂર ફુક્હાની સહમતી છે અને એક અલગ હદીષમાં તે હરામ હોવાનું ખુલ્લમ–ખુલ્લું વર્ણન પણ આવ્યું છે પરંતુ ઘોડા વિશે હદીષની બે રિવાયતો વિરોધાભાસી સ્વરૂપે આવી છે, એકથી હલાલ અને બીજાથી હરામ હોવાની જાણ થાય છે એટલા માટે ઉમ્મતના ફુક્હાના નિવેદનો આ મસ્અલામાં વિવિધ પ્રકારના થઈ ગયા, અમુકે હલાલ ઠરાવ્યું અને અમુકે હરામ. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ આ જ વિરોધાભાસની દલીલના કારણે ઘોડાને માંસને ગધેડા અને ખચ્ચરના માંસની જેમ હરામ તો નથી કહ્યો પરંતુ મકરૂહ ઠરાવ્યો છે.

*(અહકામુલ કુર્આન, જસ્સાસ)*

**મસ્અલો :**

આ આયતથી ખૂબસૂરતી અને શણગાર જાઈઝ હોવાની જાણ થાય છે, જો કે ગર્વ અને તકબ્બુર હરામ છે, ફરક એ છે કે ખૂબસૂરતી અને શણગારની પ્રાપ્તિ

પોતાના દિલની ખુશી અથવા અલ્લાહ તઆલાની નેઅ્મતની જાહેરાત હોય છે, ન તો દિલમાં પોતાને તે નેઅ્મતનો હકદાર સમજે અને ન જ અન્યોને તુચ્છ જાણે, બલકે અલ્લાહ તઆલાનું અર્પણ કરેલ ઈનામ હોવું હંમેશા તેની દૃષ્ટિમાં રહે તથા તકબ્બુર અને ગર્વમાં પોતાને આ નેઅ્મતનો હકદાર સમજવો તથા અન્યોને તુચ્છ સમજવા હરામ છે. *(બયાનુલ કુર્આન)*

---

## આયત : (સૂરએ નહ્લ : આયત નં. ૯)

ع وَعَلَى اللّٰهِ قَصْدُ السَّبِيْلِ وَمِنْهَا جَآئِرٌ ۭ وَلَوْ شَآءَ لَهَدٰىكُمْ اَجْمَعِيْنَ ۝

## તરજુમો :

*અને અલ્લાહ સુધી સીધો માર્ગ પહોંચે છે અને અમુક માર્ગો વાંકા પણ છે અને જો તે ઈચ્છે તો તમને સૌને સીધો માર્ગ આપે. (૯)*

## તફસીર :

અને (પાછળ આપેલી દલીલોથી જે) સીધો માર્ગ (દીનનો સાબિત થયો છે તે ખાસ) અલ્લાહ સુધી પહોંચે છે અને અમુક માર્ગો (કે જે દીન વિરુદ્ધ છે) વાંકા પણ છે (કે તેનાથી અલ્લાહ સુધી પહોંચી શકવું શક્ય નથી બસ, અમુક તો સીધા માર્ગો ઉપર ચાલે છે અને અમુક વાંકાઓ ઉપર) અને જો અલ્લાહ તઆલાએ ચાહ્યું હોત તો તમને સૌને ઈચ્છિત (મંઝિલ) સુધી પહોંચાડી દીધા હોત (પરંતુ તે તેને જ પહોંચાડે છે જે સીધા માર્ગના ઈચ્છુક હોય છે وَالَّذِيْنَ جَاهَدُوْا فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا એટલા માટે તમારે દલીલો ઉપર વિચાર કરવો જોઈએ અને તેનાથી સત્યની ઈચ્છાશક્તિ પ્રબળ બનાવો અને જેથી તમને તેનાથી ઈચ્છિત મંઝિલની પ્રાપ્તિ થાય).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની મહાન નેઅ્મતોનું વર્ણન કરીને તવહીદની બૌદ્ધિક અને તાર્કિક દલીલો ભેગી કરવામાં આવી. આગળ પણ એ જ નેઅ્મતોનું વર્ણન છે, વચ્ચે આ આયત એક ઉદાહરણ સ્વરૂપે એ બાબત ઉપર વધારે તાકીદ સ્વરૂપે લાવવામાં આવી છે કે અલ્લાહ તઆલાએ પોતાના જૂના વાયદાની બીનાએ એની જવાબદારી પોતાના ઉપર લઈ લીધી છે કે લોકો માટે તે

"સીરાતે મુસ્તકીમ" (સીધો માર્ગ) સ્પષ્ટ કરી આપે કે જે અલ્લાહ સુધી પહોંચાડનાર છે, એટલા માટે અલ્લાહની નેઅ્‌મતોને રજુ કરીને અલ્લાહ તઆલાના અસ્તિત્વ અને તવફીકની દલીલો એકઠી કરવામાં આવી રહી છે.

પરંતુ તેનાથી વિપરીત અમુક લોકોએ બીજા વાંકા-ચૂંકા માર્ગો પણ અપનાવી રાખ્યા છે, તેઓ બધી જ સ્પષ્ટ નિશાનીઓ અને દલીલોથી કોઈ જ ફાયદો નથી ઉઠાવતા બલકે ગુમરાહીમાં ભટકતા ફરે છે.

પછી ઈરશાદ ફરમાવ્યો કે જો અલ્લાહ તઆલાએ ઈચ્છ્યું હોત તો સૌને સીધા માર્ગ ઉપર મજબૂર કરીને તેના ઉપર ચલાવ્યા હોત, તે તેના અધિકારમાં હતું પરંતુ હિકમત અને મસ્લિહતનો તકાદો એ હતો કે બળજબરી કરવામાં ન આવે, બંને માર્ગો સામે રજુ કરી દેવામાં આવે, ચાલનારો જે રસ્તે ચાલવા ઈચ્છે ચાલ્યો જાય. "સીરાતે મુસ્તકીમ" અલ્લાહ તઆલા અને જન્નત સુધી પહોંચાડશે અને વાંકા-ચૂંકા માર્ગો જહન્નમમાં પહોંચાડશે, મનુષ્યને અધિકાર આપી દેવામાં આવ્યો છે કે જે માર્ગને ઈચ્છે અપનાવે.

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૧૦ થી ૧૬)

هُوَ الَّذِيْٓ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً لَّكُمْ مِّنْهُ شَرَابٌ وَّمِنْهُ شَجَرٌ فِيْهِ تُسِيْمُوْنَ ﴿١٠﴾
يُنْۢبِتُ لَكُمْ بِهِ الزَّرْعَ وَالزَّيْتُوْنَ وَالنَّخِيْلَ وَالْاَعْنَابَ وَمِنْ كُلِّ الثَّمَرٰتِ ۭ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿١١﴾ وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ۙ وَالشَّمْسَ وَالْقَمَرَ ۭ
وَالنُّجُوْمُ مُسَخَّرٰتٌۢ بِاَمْرِهٖ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿١٢﴾ وَمَا ذَرَاَ
لَكُمْ فِي الْاَرْضِ مُخْتَلِفًا اَلْوَانُهٗ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّذَّكَّرُوْنَ ﴿١٣﴾ وَهُوَ الَّذِيْ
سَخَّرَ الْبَحْرَ لِتَاْكُلُوْا مِنْهُ لَحْمًا طَرِيًّا وَّتَسْتَخْرِجُوْا مِنْهُ حِلْيَةً تَلْبَسُوْنَهَا ۚ
وَتَرَى الْفُلْكَ مَوَاخِرَ فِيْهِ وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿١٤﴾ وَاَلْقٰى
فِي الْاَرْضِ رَوَاسِيَ اَنْ تَمِيْدَ بِكُمْ وَاَنْهٰرًا وَّسُبُلًا لَّعَلَّكُمْ تَهْتَدُوْنَ ﴿١٥﴾
وَعَلٰمٰتٍ ۭ وَبِالنَّجْمِ هُمْ يَهْتَدُوْنَ ﴿١٦﴾

## તરજુમો :

*તે જ છે જેણે આસમાનથી તમારા માટે પાણી ઉતાર્યું, તેનાથી પીઓ છો અને તેનાથી જ વૃક્ષો (વનસ્પતિ) થાય છે જેમાં ચરાવો છો. (૧૦) તમારા માટે તેનાથી ખેતી ઉગાડે છે અને ઝયતૂન અને ખજૂરો અને દ્રાક્ષ અને દરેક પ્રકારના મેવા, તેમાં અલબત્ત તે લોકો માટે નિશાની છે જેઓ ઊંડો વિચાર કરે છે. (૧૧) અને તમારા કામમાં લગાવી દીધા રાત અને દિવસ અને સૂરજ અને ચંદ્રને અને તારાઓ કામમાં લાગ્યા છે તેના હુકમથી, તેમાં તે લોકો માટે નિશાનીઓ છે જેઓ સમજ ધરાવે છે. (૧૨) અને જે રંગબેરંગી વસ્તુઓ તમારા માટે જમીનમાં ફેલાવી તેમાં તે લોકો માટે નિશાની છે જેઓ વિચારે છે. (૧૩) અને તે જ છે જેણે દરિયાને કામે લગાવી દીધા કે તેમાંથી તાજો માંસ ખાઓ અને તેમાંથી ઘરેણા કાઢો જે પહેરો છો અને તમે વહાણોને જુઓ છો કે તેમાં પાણી ચીરીને ચાલે છે અને એટલા માટે કે તેનાથી તેના ફઝ્‌લ (રોજી)માંથી તલાશ કરો અને જેથી અહેસાન માનો. (૧૪) અને જમીન ઉપર ભાર (પહાડો) રાખી દીધા કે ક્યાંક તમને લઈને ઝૂકી જાય અને નદીઓ બનાવી અને માર્ગો જેથી તમે માર્ગ પામો. (૧૫) અને નિશાનીઓ બનાવી અને તારાઓથી લોકો માર્ગ પામે છે. (૧૬)*

## તફસીર :

તે (અલ્લાહ) એવો છે જેણે તમારા (લાભ) માટે આસમાનથી પાણી વરસાવ્યું જેનાથી તમને પીવાનું મળે છે અને જે(ના કારણ)થી વૃક્ષો (પેદા થાય) છે, તેમાં તમે (પોતાના ઢોર-ઢાંખર) ચરાવવા છોડી આપો છો (અને) તે (પાણી)થી તમારા (લાભ) માટે ખેતી અને ઝયતુન અને ખજૂર અને દ્રાક્ષ અને દરેક પ્રકારના ફળો (જમીનમાંથી) ઉગાડે છે, બેશક ! આ (પ્રસ્તુત બાબતો)માં વિચારનારાઓ માટે (તવહીદની) દલીલ (મોજૂદ) છે અને તેણે (અલ્લાહે) તમારા (લાભ) માટે રાત અને દિવસ તથા સૂરજ અને ચંદ્રને (પોતાના હુકમથી) કામે લગાડ્યા અને (એ જ રીતે) તારાઓ (પણ) તેના હુકમથી કામે લગાડ્યા છે, બેશક ! આ (પ્રસ્તુત બાબતો)માં (પણ) બુદ્ધિશાળી લોકો માટે (તવહીદની) અમુક દલીલો (મોજૂદ) છે અને (એ જ પ્રમાણે) તે વસ્તુઓને પણ (અલ્લાહે

પોતાના હુકમથી) કામે લગાડી છે જેને તમારા (લાભ) માટે એ રીતે પેદા કરી છે કે તેના વિવિધ પ્રકાર (એટલે કે વિવિધ વર્ગ અને પ્રકાર તથા રંગ) છે, (તેમાં બધા જ પ્રાણીઓ, જીવજંતુઓ, વનસ્પતિ તથા જળચર, ભૂચર, ખેચર બધા જ સજીવ–નિર્જીવ સામેલ છે) બેશક ! આ (પ્રસ્તુત બાબતો)માં (પણ) સમજદાર લોકો માટે (તવહીદની) દલીલ (મોજૂદ) છે અને તે (અલ્લાહ) એવો છે કે તેણે દરિયાને (પણ પોતાના હુકમથી) કામે લગાડ્યા જેથી તેમાંથી તાજો–તાજો માંસ (એટલે કે માછલીઓ કાઢીને) ખાઓ છો અને (જેથી) તેમાંથી (મોતીઓના) આભૂષણો કાઢો છો જેને તમે (પુરુષ અને સ્ત્રી) બધા પહેરો છો અને (હે શ્રોતા ! આ દરિયાનો એક લાભ એ પણ છે કે) તું વહાણોને (નાના હોય કે મોટા) જુએ છે કે એ (દરિયા)માં (તેનું) પાણી ચીરતા ચાલી જઈ રહ્યા છે અને (વળી એટલા માટે દરિયાને અલ્લાહના હુકમથી કામે લગાડ્યો) જેથી તમે (તેમાં વેપારનો માલ લઈને મુસાફરી કરો અને તેના દ્વારા) અલ્લાહની રોજીની શોધખોળ કરો અને જેથી (આ બધા લાભો જોઈને તેનો) શુક્ર (અદા) કરો અને તેણે જમીનમાં પહાડ મૂકી દીધા જેથી તે (જમીન) તમને લઈને ડગમગવા (અને હલવા) ન લાગે અને તેણે (નાના–નાના) ઝરણાઓ અને માર્ગો બનાવ્યા જેથી (તે માર્ગો દ્વારા પોતાની) ઈચ્છિત મંઝિલ સુધી પહોંચી શકો અને (તે માર્ગોની ઓળખ માટે) ઘણી બધી નિશાનીઓ બનાવી (જેમકે પહાડ, વૃક્ષો, ઈમારતો વગેરે) જેનાથી માર્ગો ઓળખવામાં આવે છે (નહિતર જો સમગ્ર પૃથ્વીની સપાટી એક સરખી પરિસ્થિતિ ઉપર હોત તો માર્ગો કદાપિ ઓળખી ન શકાત) અને તારાઓથી પણ લોકો માર્ગો જાણે છે (આ બાબત જાહેર અને પ્રસિદ્ધ છે).

## મસ્અલા અને બોધપાઠ :

مِنۡهُ شَجَرٌ فِيۡهِ تُسِيۡمُوۡنَ તેમાં શબ્દ شَجَرُ (શજર) મોટા ભાગે વૃક્ષ માટે બોલવામાં આવે છે જે થડ ઉપર ઊગેલ હોય છે અને ક્યારેક સદંતર જમીનમાંથી ઊગનારી વનસ્પતિ માટે પણ "શજ્ર" શબ્દનો ઉપયોગ થાય છે; ઘાસ, વેલા વગેરે પણ તેમાં સામેલ છે. આ આયતમાં આ જ ભાવાર્થ છે કારણ કે આગળ પશુઓ અને ઢોર–ઢાંખરને ચરાવવાનું વર્ણન છે, તેનો સંબંધ મોટે ભાગે ઘાસ સાથે જ હોય છે.

تُسِيْمُوْنَ (તુસીમૂન) એ اِسَامَةٌ (ઈસામત)થી બન્યો છે જેનો અર્થ "ઢોરોને ચરાવવાના સ્થળોએ ચરવા માટે છોડવા" છે, اِنَّ فِىْ ذٰلِکَ لَاٰيَةً لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ આ બધી આયતોમાં અલ્લાહ તઆલાની નેઅ્મતો તથા આશ્ચર્યજનક હિકમતપૂર્ણ સ્વરૂપે થયેલ સૃષ્ટિના સર્જનનું વર્ણન છે જેમાં ચિંતન અને મનન કરનાર લોકો માટે એવી દલીલો અને સાબિતીઓ ઉપસ્થિત છે કે તેનાથી અલ્લાહ તઆલાની તવહીદનો જાણે કે જાત અનુભવ થવા લાગે છે, એટલા માટે આ નેઅ્મતોનું વર્ણન કરતાં–કરતાં વારંવાર આ બાબત ઉપર ધ્યાન દોરવામાં આવે છે. આ આયતના અંતે ફરમાવ્યું કે તેમાં વિચારશીલ લોકો માટે દલીલ છે, કારણ કે ખેતી અને વૃક્ષો તથા તેના ફળ–ફૂલ વગેરેનો સંબંધ અલ્લાહ જલ્લ શા'નુહૂની કળા–કારીગીરી તથા તેની હિકમત સાથે થયેલ ઉત્પત્તિ ચિંતન અને મનન માંગી લે છે કે માનવી એવું વિચારે કે દાણો અથવા ગોટલી જમીનની અંદર નાંખવાથી અને પાણી આપવાથી આપોઆપ એવું નથી બની શકતું કે તેમાંથી એક ઘટાદાર વૃક્ષ બની જાય અને તેના ઉપર રંગબેરંગી ફૂલો લાગે, તેમાં કોઈ ખેડૂત કે જમીનદારની પ્રવૃત્તિની કોઈ દખલગીરી નથી, આ બધું સર્વશક્તિમાન અલ્લાહ તઆલાની કારીગીરી અને તેની હિકમત સાથે સંલગ્ન છે અને ત્યારબાદ દિવસ અને રાત્રિ તથા તારાઓનું અલ્લાહ તઆલાના હુકમથી ચાલવાનું વર્ણન થયું છે અને અંતે ઈરશાદ ફરમાવ્યો,

اِنَّ فِىْ ذٰلِکَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ط એટલે કે, "તે વસ્તુઓમાં અમુક દલીલો છે બુદ્ધિશાળી લોકો માટે." એમાં એ બાબત તરફ ઈશારો છે કે આ વસ્તુઓનું અલ્લાહના હુકમથી કામે લાગવું એવું જાહેર છે કે તેમાં ખૂબ ઊંડો વિચાર કે ચિંતન કરવાની આવશ્યતા પણ નથી જેનામાં થોડી ઘણી બુદ્ધિ હશે તે પણ સમજી જશે, કારણ કે વનસ્પતિ અને વૃક્ષોના ઉગાડવામાં તો જાહેર સ્વરૂપે કંઈને કંઈ મનુષ્યની પ્રવૃત્તિની થોડી ઘણી દખલગીરી હોવાનું દેખાય છે પરંતુ રાત–દિવસ અને તારાઓમાં તો મનુષ્યની પ્રવૃત્તિની કોઈ દખલગીરી નથી.

ત્યારબાદ જમીનના બીજા વિવિધ પ્રકારના ઉત્પાદનોનું વર્ણન કર્યું.

اِنَّ فِىْ ذٰلِکَ لَاٰيَةً لِّقَوْمٍ يَّذَّكَّرُوْنَ કે તેમાં તે લોકો માટે દલીલ છે જેઓ બોધપાઠ ગ્રહણ કરે છે. ભાવાર્થ એ છે કે અહીંયાં પણ ખૂબ ઊંડા ચિંતન અને

મનનની આવશ્યકતા નથી, કારણ કે તેની દલીલો બિલકુલ ખુલ્લી અને સ્પષ્ટ છે પરંતુ શરત એ છે કે કોઈ તેના તરફ ધ્યાનથી જુએ અને બોધપાઠ ગ્રહણ કરે નહિતર બેવકૂફ અને નચિંત વ્યક્તિ જે આ બાજુ ધ્યાન જ નથી આપતો તેનાથી તેને કોઈ લાભ થઈ શકતો નથી.

سَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ રાત અને દિવસને કામે લગાડવાનો અર્થ એ છે કે તેને મનુષ્યના કામે લગાડવા માટે પોતાની કુદરતના હુકમના આધીન બનાવ્યા કે રાત માણસને આરામ અને રાહતનો સામાન પૂરો પાડે છે અને દિવસ તેના કાર્યના રસ્તાઓ સમથળ કરે છે, તેને કામે લગાડવાનો એ અર્થ નથી કે રાત અને દિવસ મનુષ્યના હુકમને આધીન રહીને ચાલે છે.

هُوَ الَّذِىْ سَخَّرَ الْبَحْرَ لِتَاْكُلُوْا આસમાન અને જમીનની મખ્લૂકો અને તેમાં મનુષ્યના લાભો અને ફાયદાઓનું વર્ણન કર્યા પછી સમંદરની અંદર અલ્લાહ તઆલાની ઉચ્ચ કક્ષાની હિકમતથી મનુષ્યને શું શું ફાયદાઓ છે તેનો ઉલ્લેખ છે કે દરિયામાં મનુષ્યના ખોરાકની કેવી સારી વ્યવસ્થા કરવામાં આવી છે કે માછલીનું તાજું માંસ તેને મળે છે.

لِتَاْكُلُوْا مِنْهُ لَحْمًا طَرِيًّا ના શબ્દોમાં માછલીનો તાજો ગોસ્ત ઠરાવી દેવાથી તે તરફ પણ ઈશારો જોવા મળે છે કે બીજા પશુઓની જેમ તેને ઝબહ કરવાની શરત નથી, તે જેમકે તૈયાર બનાવેલ માંસ છે.

وَتَسْتَخْرِجُوْا مِنْهُ حِلْيَةً تَلْبَسُوْنَهَا દરિયાનો આ બીજો લાભ બતાવવામાં આવ્યો છે કે તેમાં ડૂબકી લગાવીને માનવી પોતાના માટે મોતીઓ કાઢે છે. حِلْيَةً (હિલ્યહ)નો શાબ્દિક અર્થ "શણગાર"નો થાય છે, ભાવાર્થ મોતી અથવા જર–ઝવેરાતનો છે જે દરિયામાંથી નીકળે છે અને તેનો હાર બનાવીને સ્ત્રીઓ ગળામાં અથવા અન્ય રીતે કાનોમાં પહેરે છે, આ ઘરેણાં જો કે સ્ત્રીઓ પહેરે છે પરંતુ કુર્આનમાં પુરુષવાચક શબ્દ ઉપયોગ થયો છે تَلْبَسُوْنَهَا એટલે કે "તમે લોકો પહેરો છો." ઈશારો એ વાત તરફ છે કે સ્ત્રીઓનું ઘરેણાં પહેરવું વાસ્તવમાં પુરુષોના લાભ માટે છે, સ્ત્રીઓનો શણગાર વાસ્તવમાં પુરુષોનો હક છે, તે પોતાની પત્નીને શણગારનો પોષાક અને અને આભૂષણો કે ઘરેણાં પહેરવા માટે મજબૂર પણ કરી શકે છે તે ઉપરાંત ઝવેરાતનો ઉપયોગ પુરુષ પણ વીંટી વગેરેમાં કરી શકે છે.

وَتَرَى الْفُلْكَ مَوَاخِرَ فِيهِ وَلِتَبْتَغُوا مِنْ فَضْلِهِ દરિયાનો આ ત્રીજો લાભ બતાવવામાં આવ્યો છે. فُلْك (ફુલ્ક)નો અર્થ "નાવ" અને مَوَاخِر (મવાખિર) એ مَاخِرَة (માખિરહ)નું બહુવચન છે. مَخْر (મખ્ર)નો અર્થ પાણીને ચીરવાનો થાય છે, ભાવાર્થ તે વહાણો અને દરિયાઈ જહાઝો જેઓ પાણીમાં મોજાંઓને ચીરીને અંતર કાપે છે.

આ આયતનો ભાવાર્થ એ છે કે દરિયાને અલ્લાહ તઆલાએ દૂરના પ્રદેશોની મુસાફરીનો માર્ગ બનાવ્યો છે, દૂર–સુદૂરના દેશોમાં દરિયાઈ માર્ગે મુસાફરી કરવી તથા વેપારના માલ–સામાનની આયાત–નિકાસ કરવી સરળ બનાવી દીધી છે અને તેને રોજી પ્રાપ્ત કરવાનું ઉત્તમ માધ્યમ ઠરાવ્યું છે કારણ કે દરિયાઈ માર્ગે થતો વેપાર સૌથી વધારે નફાકારક હોય છે.

وَاَلْقٰى فِى الْاَرْضِ رَوَاسِىَ اَنْ تَمِيْدَ بِكُمْ માં رَوَاسِىَ (રવાસિયહ) એ رَاسِيَه (રાસિયહ)નું બહુવચન છે, તે ભારે પહાડોને કહેવામાં આવે છે. تَمِيْد (તમીદ) એ مَيْد (મયૂદ) ક્રિયાપદથી બને છે, જેનો અર્થ ડગમગવું અથવા હાલવું, અસ્થિર રહેવું થાય છે.

આયતનો ભાવાર્થ એ છે કે પૃથ્વીના ભૂ–ભાગને અલ્લાહ તઆલાએ ઘણી બધી હિકમતો હેઠળ મજબૂત અને સ્થિર વસ્તુઓથી નથી બનાવ્યો, એટલા માટે તે કોઈ બાજુએ ભારે અને કોઈ બાજુએ હલકો હોય છે, આથી તેનું પરિણામ એ આવી શક્યું હોત કે પૃથ્વીને સામાન્ય ફિલોસોફીઓના સિદ્ધાંતો પ્રમાણે બિલકુલ સ્થિર સમજવામાં આવે અથવા અમુક પ્રાચીન અથવા આધુનિક ફિલોસોફીઓ પ્રમાણે ગતિમય અને સતત પરિવર્તન પામતી ઠરાવવામાં આવે, એ બંને પરિસ્થિતિમાં જમીનની અંદર ભૂગર્ભમાં એક અસ્થિર પ્રકારની હલચલ ચાલુ હોય છે જેને કાપવાથી અથવા ડગમગાવવાથી ઓળખાવવામાં આવે છે, આ ડગુમગુ સ્થિતિ રોકવા માટે અને જમીનના ભૂ–ભાગને સ્થિર રાખવા માટે અલ્લાહ તઆલાએ જમીન ઉપર પહાડોનું વજન મૂકી દીધું, જેથી તે અસ્થિર બની ડગુમગુ હલન–ચલન ન કરી શકે, બાકી રહી પૃથ્વીની ગતિ અને અવકાશમાં તેનું સ્થાન કે જે બધા જ ગ્રહો અવકાશમાં પોતાની કક્ષામાં તરે છે અને પ્રાચીન ફિલોસોફીમાં ફીષાગોરષનો એ જ સિદ્ધાંત હતો તથા આધુનિક ફિલોસોફરો બધા એના ઉપર સહમત છે અને નવા અનુભવો દ્વારા તે વધારે સ્પષ્ટ અને જાહેર થઈ ચૂક્યું છે, કુર્આને કરીમમાં ન તો કોઈ જગ્યાએ તેની

સાબિતી છે અને ન જ તેનો નકાર છે, બલકે આ ડગુમગુ અસ્થિર પરિસ્થિતિ જેને પહાડો દ્વારા સ્થિર કરવામાં આવી છે તેને પૃથ્વીના પરિભ્રમણ કે પરિક્રમણની ગતિ માટે વધારે નિશ્ચિત કરવામાં આવી જે અન્ય ગ્રહોની જેમ જમીન માટે પણ હોવાનું સાબિત થાય છે. વલ્લાહુ અઅ્‌લમુ.

وَعَلٰمٰتٍ ؕ وَبِالنَّجْمِ هُمْ يَهْتَدُوْنَ ઉપર કારણ કે વેપારી મુસાફરીનું વર્ણન આવ્યું છે તો યોગ્ય એ છે કે તે સરળતાઓ અને સહૂલતોનું પણ વર્ણન કરવામાં આવે જે અલ્લાહ તઆલાએ પ્રવાસીઓને અંતર કાપવામાં અને પોતાની ઈચ્છિત મંઝિલ સુધી પહોંચાડવા માટે જમીન અને આસમાનમાં પેદા ફરમાવ્યું. وَعَلٰمٰتٍ (વ અલામાતી) એટલે કે અમે જમીનમાં માર્ગને ઓળખવા માટે ઘણી બધી નિશાનીઓ પહાડો, નદીઓ, વૃક્ષો, મકાનો વગેરે દ્વારા સ્થાપિત કરી છે, દેખીતું છે કે જો જમીન એક સપાટ વિસ્તાર હોત તો માનવી કોઈ મંઝિલ સુધી પહોંચવા માટે કેવી રીતે માર્ગ ભટકતો હોત !

وَبِالنَّجْمِ هُمْ يَهْتَدُوْنَ એટલે કે, મુસાફરી કરનારા જેવી રીતે પૃથ્વી પરની નિશાનીઓ જોઈને પોતાનો માર્ગ ઓળખે છે એ જ પ્રમાણે તારાઓ દ્વારા પણ દિશાઓ જાણીને માર્ગ ઓળખવામાં આવે છે, આ વિષયમાં એ તરફ ઈશારો થયાનું જાણ થાય છે કે તારાઓના સર્જનનો મૂળ હેતુ તો કંઈક બીજો છે પરંતુ તેની સાથે-સાથે તેનો એક લાભ એ પણ છે કે તેનાથી માર્ગ ઓળખવામાં આવે છે.

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૧૭ થી ૨૩)

اَفَمَنْ يَّخْلُقُ كَمَنْ لَّا يَخْلُقُ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿۱۷﴾ وَاِنْ تَعُدُّوْا نِعْمَةَ اللّٰهِ لَا تُحْصُوْهَا ؕ
اِنَّ اللّٰهَ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۸﴾ وَاللّٰهُ يَعْلَمُ مَا تُسِرُّوْنَ وَمَا تُعْلِنُوْنَ ﴿۱۹﴾ وَالَّذِيْنَ
يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَا يَخْلُقُوْنَ شَيْئًا وَّهُمْ يُخْلَقُوْنَ ﴿۲۰﴾ ؕ اَمْوَاتٌ غَيْرُ اَحْيَآءٍ ۚ وَمَا
يَشْعُرُوْنَ ۙ اَيَّانَ يُبْعَثُوْنَ ﴿۲۱﴾ ع اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَالَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ
قُلُوْبُهُمْ مُّنْكِرَةٌ وَّهُمْ مُّسْتَكْبِرُوْنَ ﴿۲۲﴾ لَا جَرَمَ اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا يُسِرُّوْنَ وَمَا يُعْلِنُوْنَ ؕ
اِنَّهٗ لَا يُحِبُّ الْمُسْتَكْبِرِيْنَ ﴿۲۳﴾

## તરજુમો :

*ભલા જે પેદા કરે એ તેના સમાન છે જે કંઈ પેદા ન કરે ? શું તમે વિચારતા નથી ? (૧૭) અને જો અલ્લાહની નેઅ્મતોને ગણવા બેસો તો તેને પુરું નહીં કરી શકો, બેશક ! અલ્લાહ બખ્શનારો મહેરબાન છે. (૧૮) અને અલ્લાહ જાણે છે જે તમે છુપાવો છો અને જે જાહેર કરો છો. (૧૯) અને જેમને અલ્લાહના સિવાય પોકારે છે કંઈ પેદા નથી કરતા અને તે પોતે પેદા કરવામાં આવેલા છે. (૨૦) મુરદા છે જેમાં જીવ નથી અને નથી જાણતા ક્યારે ઉઠાડવામાં આવશે. (૨૧) મઅ્બૂદ તમારો એક માત્ર મઅ્બૂદ છે, બસ જેને આખિરતની જિંદગીનું યકીન નથી તેમના દિલ નથી માનતા અને તેઓ અભિમાની છે. (૨૨) નિશ્ચિત વાત છે કે અલ્લાહ જાણે છે જે કંઈ છુપાવે છે અને જે કંઈ જાહેર કરે છે, બેશક ! તે અભિમાન કરનારાઓને પસંદ નથી કરતો. (૨૩)*

## તફસીર :

બસ, (જ્યારે અલ્લાહ તઆલા સમગ્ર સૃષ્ટિના સર્જનહાર હોવાનું અને તે સૃષ્ટિના અંશો મનુષ્ય માટે લાભદાયક હોવાનું સાબિત થઈ ચૂક્યું ત્યારે) શું જે પેદા કરે છે (એટલે કે અલ્લાહ તઆલા) તે એના જેવો થઈ જશે જે પેદા નથી કરી શકતો ? (કે તમે બંનેને મઅ્બૂદ સમજવા લાગ્યા કે તેમાં અલ્લાહ તઆલાનું અપમાન છે કે તેને મૂર્તિઓ સમકક્ષ ઠરાવી દીધો !?) પછી શું તમે (એટલું પણ) નથી સમજતા અને (અલ્લાહ તઆલાએ જે ઉપર તવહીદની દલીલોમાં પોતાની નેઅ્મતો બતાવી છે તેના ઉપર શું અવલંબન છે ? તે તો એટલા મોટા પ્રમાણમાં છે કે) જો તમે અલ્લાહ તઆલાની (તે) નેઅ્મતોને ગણવા લાગો તો (ક્યારેય) ન ગણી શકો (પરંતુ મુશ્રિકો શુક્ર અને કદર કરતા નથી અને આ અપરાધ એટલો મોટો હતો કે ન તો મા'ફ કરાવવાથી મા'ફ થાય અને ન જ તેના ઉપર મક્કમ રહેવાથી આ નેઅ્મતો મળે પરંતુ) ખરેખર અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનારો મહાદયાળુ છે (કે કોઈ શિર્કથી તવબહ કરે તો મા'ફી થઈ જાય છે અને ન કરે તો પણ જીવનપર્યંત બધી જ નેઅ્મતો તેની પાસેથી ઝૂંટવી લેવામાં આવતી નથી) અને (હા ! નેઅ્મતોથી લાભ ઉઠાવીને કોઈ એવું સમજે કે ક્યારેય સજા

થશે નહીં પરંતુ આખિરતમાં અવશ્ય સજા થશે કારણ કે) અલ્લાહ તઆલા તમારી ગુપ્ત અને જાહેર બધી જ પરિસ્થિતિઓને જાણે છે (બસ, તે પ્રમાણે સજા આપશે, આ તો અલ્લાહ તઆલાના સર્જનહાર, સમગ્ર નેઅ્‌મતો આપનાર તથા અહેસાન કરનાર હોવાનું વર્ણન હતું) અને જેની આ લોકો અલ્લાહને છોડીને ઈબાદત કરે છે તે કોઈ વસ્તુ પેદા નથી કરી શકતા અને તે પોતે જ પેદા કરવામાં આવ્યા છે (અને ઉપર એક ઠોસ નિયમ સાબિત થઈ ચૂક્યો છે કે સર્જનહાર અને સર્જન એકસમાન નથી હોઈ શકતા તો પછી આ સર્જન ઈબાદતપાત્ર કઈ રીતે બની શકે છે ? અને) તે (જૂઠા મઅ્‌બૂદો) મુરદા (નિર્જીવ) છે, (ભલે તે મૂર્તિઓ હોય અથવા તે લોકો કે જેઓ મરી ચૂક્યા છે અથવા તો જીવંત છે પરંતુ અવશ્ય મરવાના છે, દાખલા તરીકે જિન્નાતો અને હઝરત ઈસા અલૈ. વગેરે તેઓ) જીવંત (રહેવાના) નથી, (બસ તેઓ સર્જનહાર કેવી રીતે બની શકે છે ? શક્ય જ નથી) અને તેઓને (એટલે કે ઘડી કાઢવામાં આવેલા મઅ્‌બૂદોને એટલી પણ) ખબર નથી કે (કયામતમાં) મુરદાઓને ક્યારે ઉઠાડવામાં આવશે (એટલે કે અમુકને તો જ્ઞાન જ નથી અને અમુકને તેનો નિશ્ચિત સમય ખબર નથી, જ્યારે કે મઅ્‌બૂદ માટે તો દરેક વસ્તુનું જ્ઞાન હોવું જરૂરી છે ખાસ કરીને કયામતનું કે કયામતમાં સારા અને નરસા કૃત્યોનો બદલો મળશે તો મઅ્‌બૂદ માટે તેનું જ્ઞાન હોવું આવશ્યક છે તો તેઓ કઈ રીતે અલ્લાહની સમકક્ષ જ્ઞાન ધરાવતા થયા ? આ ચર્ચાથી સાબિત થયું કે) તમારો સત્ય મઅ્‌બૂદ એકમાત્ર મઅ્‌બૂદ છે તો (તે સત્ય હોવા છતાં) જે લોકો આખિરત ઉપર ઈમાન નથી લાવતા (અને એટલા માટે તેઓ ડરતા પણ નથી કે તવહીદનો સ્વીકાર પણ નથી કરતા તો જાણ થઈ કે) તેમના દિલ (જ એવા અપાત્ર છે કે યોગ્ય વાતના) ઈન્કારી થઈ રહ્યા છે અને (જાણ થઈ કે) તેઓ સત્ય વાત સ્વીકારવાથી અભિમાન કરે છે (અને) જરૂરી વાત છે કે અલ્લાહ તઆલા તે સૌના ગુપ્ત અહેવાલો અને જાહેર સઘળું જાણે છે (અને એ પણ) નિશ્ચિત વાત છે કે અલ્લાહ તઆલા અભિમાન કરનારાઓને પસંદ નથી કરતો (બસ, જ્યારે તેમના અભિમાનની જાણ છે તો તેને પણ નાપસંદ કરશે અને સજા આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની નેઅ્‌મતોની અને સૃષ્ટિના

સર્જનની વિસ્તૃત ચર્ચા કર્યા પછી એ બાબત ઉપર ચેતવણી આપવામાં આવી કે જેના માટે આ બધી નેઅ્‌મતોની વિગત વર્ણન કરવામાં આવી છે તે તવહીદ છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતના લાયક જ નથી એટલા માટે ફરમાવ્યું કે જ્યારે એ સાબિત થઈ ચૂક્યું છે કે અલ્લાહ જ એકમાત્ર જમીન અને આસમાનનો રચયિતા છે, તેણે જ પર્વતો અને દરિયાઓ બનાવ્યા, વનસ્પતિ જગત અને પ્રાણીઓ પેદા કર્યા, વૃક્ષો અને તેના ફૂલ–ફળ બનાવ્યા તો શું તે જાત પાક જે આ બધી વસ્તુઓનો સર્જનહાર છે તે મૂર્તિઓ જેવો થઈ જશે જે કંઈ જ પેદા નથી કરી શકતી ? તો શું તમે એટલું પણ નથી સમજતા !?

————————

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૨૪ થી ૨૯)

وَإِذَا قِيلَ لَهُم مَّاذَآ أَنزَلَ رَبُّكُمْ ۙ قَالُوٓا أَسَاطِيرُ الْأَوَّلِينَ ﴿٢٤﴾ لِيَحْمِلُوٓا أَوْزَارَهُمْ
كَامِلَةً يَوْمَ الْقِيَامَةِ ۙ وَمِنْ أَوْزَارِ الَّذِينَ يُضِلُّونَهُم بِغَيْرِ عِلْمٍ ۗ أَلَا سَآءَ مَا يَزِرُونَ ﴿٢٥﴾ ع
قَدْ مَكَرَ الَّذِينَ مِن قَبْلِهِمْ فَأَتَى اللَّهُ بُنْيَانَهُم مِّنَ الْقَوَاعِدِ فَخَرَّ عَلَيْهِمُ السَّقْفُ
مِن فَوْقِهِمْ وَأَتَاهُمُ الْعَذَابُ مِنْ حَيْثُ لَا يَشْعُرُونَ ﴿٢٦﴾ ثُمَّ يَوْمَ الْقِيَامَةِ يُخْزِيهِمْ
وَيَقُولُ أَيْنَ شُرَكَآءِيَ الَّذِينَ كُنتُمْ تُشَآقُّونَ فِيهِمْ ۚ قَالَ الَّذِينَ أُوتُوا الْعِلْمَ إِنَّ الْخِزْيَ
الْيَوْمَ وَالسُّوٓءَ عَلَى الْكَافِرِينَ ﴿٢٧﴾ الَّذِينَ تَتَوَفَّاهُمُ الْمَلَآئِكَةُ ظَالِمِيٓ أَنفُسِهِمْ ۖ فَأَلْقَوُا
السَّلَمَ مَا كُنَّا نَعْمَلُ مِن سُوٓءٍ ۚ بَلَىٰٓ إِنَّ اللَّهَ عَلِيمٌ بِمَا كُنتُمْ تَعْمَلُونَ ﴿٢٨﴾ فَادْخُلُوٓا
أَبْوَابَ جَهَنَّمَ خَالِدِينَ فِيهَا ۖ فَلَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِينَ ﴿٢٩﴾

## તરજુમો :

*અને જ્યારે તેમને પૂછવામાં આવે કે તમારા પરવરદિગારે શું ઉતાર્યું ? તો કહે, આગલાઓની વાર્તાઓ છે. (૨૪) જેથી કયામતના દિવસે પોતાનો પૂરો ભાર ઉઠાવે અને કંઈક ભાર તેમનો જેમને વિના તહકીકે બહેકાવે છે; સાંભળો છો ! ખરાબ ભાર છે જે તેઓ ઉઠાવે છે. (૨૫) અલબત્ત દગાબાજી*

*કરી ચૂક્યા છે જેઓ તેમનાથી અગાઉ હતા, પછી અલ્લાહનો હુકમ પહોંચ્યો તેમની ઈમારત ઉપર પાયાઓએથી પછી ઉપરથી તેમના ઉપર છત પડી ગઈ અને તેમના ઉપર અઝાબ આવ્યો જ્યાંથી તેમને ખબર ન હતી. (૨૬) પછી કયામતના દિવસે તેમને અપમાનિત કરશે અને કહેશે, ક્યાં છે મારા ભાગીદાર જેમના ઉપર તમને ઘણી હઠધર્મી (જીદ) હતી ? બોલશે જેમને ખબર આપવામાં આવી હતી, બેશક ! આજના દિવસે અપમાન અને ખરાબી ઈન્કારીઓ ઉપર છે. (૨૭) જેમનો ફરિશ્તા જીવ કાઢે છે અને તે પોતાની જાત માટે બુરું કરી રહ્યા છે ત્યારે આજ્ઞાપાલન જાહેર કરશે કે અમે તો કંઈ બુરાઈ કરતા ન હતા; કેમ નહીં ! અલ્લાહ સારી પેઠે જાણે છે જે તમે કરતા હતા. (૨૮) બસ દોઝખના દરવાજાઓમાં દાખલ થાઓ, તેમાં જ સદા રહ્યા કરો, બસ કેવું બુરું ઠેકાણું છે અભિમાન કરનારાઓનું ! (૨૯)*

## તફસીર :

અને જ્યારે તેમને કહેવામાં આવે છે (એટલે કે કોઈ અજાણ્યો વ્યક્તિ જાણવા માટે અથવા કોઈ જાણતો હોય એવો વ્યક્તિ કસોટી માટે તેમને પૂછે છે) કે તમારા પરવરદિગારે શું વસ્તુ નાઝિલ કરી છે ? (એટલે કે કુર્આને હકીમ રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ કર્યું છે તો શું તે સાચું છે ?) તો કહે છે કે (સાહેબ તે પરવરદિગારનું નાઝિલ કરેલું ક્યાં છે ?) એ તો ફક્ત અપ્રમાણિક વાતો છે જે અગાઉનાઓથી (નકલ થતી) ચાલી આવી રહી છે (એટલે કે આવા દા'વેદારો પ્રથમથી જ તવહીદ અને નુબુવ્વતનો દા'વો કરતા રહ્યા છે તેમનાથી જ આ પણ નકલ કરવા લાગ્યા છે બાકી આ દા'વા પ્રમાણેનું કશું ખુદાએ આપેલ નથી), પરિણામ એ(વું કહેવા)નું એ હશે કે તે લોકોને કયામતના દિવસે પોતાના ગુનાહોનો સંપૂર્ણ ભાર અને જેમને આ લોકો અજ્ઞાનતાથી ગુમરાહ કરી રહ્યા હતા તેમના ગુનાહોનો પણ અમુક ભાર ઉઠાવવો પડશે. (ગુમરાહ કરવાનો ભાવાર્થ આવું કહેવું છે, اَسَاطِيۡرُ الۡاَوَّلِيۡنَ કારણ કે તેનાથી બીજા વ્યક્તિની માન્યતા પણ ખરાબ થાય છે અને જે વ્યક્તિ કોઈને ગુમરાહ કર્યા કરે છે તે ગમુરાહને તો ગુમરાહીનો ગુનોહ થાય જ છે અને તેને માર્ગ ભટકાવનારને પણ તેની ગુમરાહીનું કારણ બની જવાના કારણે ગુનોહ થાય છે. આ حِصَّہ تَسَبُّب ને અમુક ભાર કહ્યો છે અને પોતાના ગુનાહોનો સંપૂર્ણ ભાર ઉઠાવવો દેખીતું છે) સારી પેઠે યાદ રાખો કે

જે ગુનાહને આ પોતાના ઉપર લાદી રહ્યા છે તે ઘણો ખરાબ ભાર છે (અને તેમણે જે ગુમરાહ કરવાની આ યુક્તિ કાઢી છે કે અન્યોને પણ એવી વાતો કરીને બહેકાવે છે બસ, આ વ્યક્તિઓ સત્યના મુકાબલામાં ચાલશે નહીં બલકે પોતે જ તેના ઉપર તેનો સંપૂર્ણ વબાલ પડશે એટલા માટે) જે લોકો તેનાથી પહેલાં ગુઝરી ચૂક્યા છે તેમણે (અંબિયા અલૈ.ના મુકાબલા અને વિરોધમાં) મોટી–મોટી યુક્તિઓ કરી, બસ અલ્લાહ તઆલાએ તે(ઓની યોજના)ઓનું તૈયાર ઘર પાયામાંથી ફેંકી દીધું પછી (તે એવા નિષ્ફળ થઈ ગયા જેમકે) ઉપરથી તેમના ઉપર (તે ઘરની) છત આવીને પડી (હોય, એટલે કે જેવી રીતે છત પડવાથી બધા દબાઈ જાય છે એ જ પ્રમાણે તેઓ બિલકુલ નુકસાન અને ઘાટામાં રહ્યા) અને (નિષ્ફળતા ઉપરાંત) તેમના ઉપર (અલ્લાહનો) અઝાબ એવી રીતે આવ્યો કે તેમને કલ્પના પણ ન હતી (કારણ કે તેમની યોજનાઓ અને યુક્તિઓના કારણે સફળતાની ઈચ્છાઓ કરતા હતા પરંતુ તેમની અપેક્ષાઓના વિરુદ્ધ તેમની નિષ્ફળતાઓથી વધીને અઝાબ આવી ગયો જેની કલ્પના પણ તેમના દિમાગમાં ન હતી, અગાઉ થઈ ચૂકેલા કાફિરો ઉપર અઝાબ આવવાનું તો પ્રખ્યાત અને પ્રચલિત છે આ હાલત તો તેમની દુનિયામાં છે) પછી કયામતના દિવસે તેમના (માટે એ હશે કે) અલ્લાહ તઆલા તેમને અપમાનિત કરશે અને (તેમાંથી એક અપમાન એ હશે કે તેમને) એવું કહેશે કે (તમે જે) મારા ભાગીદાર (બનાવી રાખ્યા હતા) જેના વિશે તમે (અંબિયા અલૈ. અને ઈમાનવાળાઓ સાથે) ઝઘડો કર્યા કરતા હતા (હવે તે) ક્યાં છે ? (આવી પરિસ્થિતિને જોઈને સત્યને) જાણનારા કહેશે કે આજે પૂરેપૂરું અપમાન અને અઝાબ કાફિરો ઉપર છે જેમનો પ્રાણ ફરિશ્તાઓએ કુફ્રની હાલતમાં કબ્જે કર્યો હતો (અને તેઓ અંતિમ સમય સુધી કાફિર રહ્યા હતા, કદાચ તે જ્ઞાનીઓનું નિવેદન વચ્ચે એટલા માટે વર્ણન થયું હોય કે કાફિરોનું અપમાન જાહેર થવાનું સૌને જાણ થઈ જાય) પછી કાફિર લોકો (પોતાના ભાગીદારોના જવાબમાં) સુલેહનો સંદેશ આપશે (અને કહેશે) કે (શિર્ક કે જે પ્રથમ કક્ષાની બુરાઈ અને અલ્લાહ તઆલાનો વિરોધ છે અમારી શું મજાલ હતી કે અમે તેને કરીએ ?) અમે તો કોઈ ખરાબ કામ (જેમાં અલ્લાહ તઆલાનો મા'મૂલી વિરોધ પણ હોય) કરતા ન હતા (આ સુલેહનો વિષય એટલા માટે કહેવામાં આવ્યો કે દુનિયામાં શિર્કના તે વિવિધ પ્રકારો છે જેનો તેઓ ખૂબ ઉત્સાહ

અને જોશથી એકરાર કરતા હતા, અલ્લાહના કહેવા પ્રમાણે لَوْشَآءَ اللّٰهُ مَآ اَشْرَكْنَا અને શિર્કનો સ્વીકાર વિરોધનો સ્વીકાર હતો ખાસ કરીને અંબિયા અલૈ.ની સાથે તો ખુલ્લમ-ખુલ્લા વિરોધના દા'વેદાર હતા, ત્યાં આ શિર્કથી ઈન્કાર કરીને તેમનો વિરોધ કરવાનો ઈન્કાર કરશે એટલા માટે તેને "સુલેહ" કહેવામાં આવી અને આ ઈન્કાર એવો છે જેમકે બીજી આયતમાં છે, وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ અલ્લાહ તઆલા તેમના આ નિવેદનને રદ કરશે કે) કેમ નહીં ! (બલકે, વાસ્તવમાં તમે ઘણા બધા મોટા-મોટા વિરોધના કામો કર્યા) બેશક ! અલ્લાહ તઆલાને તમારા બધા આચરણોની સંપૂર્ણ ખબર છે, (વારું) જહન્નમના દરવાજામાં(થી જહન્નમમાં) દાખલ થઈ જાઓ (અને) તેમાં હંમેશા-હંમેશા માટે રહો, મતલબ (કે સત્ય વાત ઉપર) અભિમાન (અને વિરોધ તથા તેનો મુકાબલો) કરનારાઓનું તે ખરાબ ઠેકાણું છે (આ આખિરતના અઝાબનું વર્ણન થયું, બસ આયતનો ખુલાસો એ થયો કે તમે પોતાનાથી અગાઉના કાફિરોની નુકસાનપૂર્ણ પરિસ્થિતિ તથા દુનિયા અને આખિરતના અઝાબને સાંભળી લીધો એ જ પ્રમાણે તે યુક્તિઓ અને છળકપટ દીનના વિરુદ્ધ અને સત્યના મુકાબલામાં તમે કરી રહ્યા છો તેનાથી અલ્લાહની મખ્લૂકને ગુમરાહ કરવા ઈચ્છો છો તો તમારું પરિણામ પણ એવું જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતમાં અલ્લાહ તઆલાની નેઅ્મતો અને વિશ્વના સર્જનમાં તે એકમાત્ર હોવાનો ઉલ્લેખ કરીને મુશ્રિકોની પોતાની ગુમરાહીનું વર્ણન હતું, આ આયતોમાં અન્યોને ગુમરાહ કરવાનું અને તેના ઉપર અઝાબનું વર્ણન છે તથા તેનાથી પહેલા એક પ્રશ્ન કુર્આન વિશે છે અને તે પ્રશ્નનું સંબોધન અહીંયાં મુશ્રિકોને છે અને તેમના અજ્ઞાનતાપૂર્ણ જવાબનો અત્રે ઉલ્લેખ કરીને તેના ઉપર ધમકીનું વર્ણન કરવામાં આવ્યું છે તથા પાંચ આયતો પછી આ જ પ્રશ્ન પરહેઝગાર મો'મિનોને સંબોધન કરીને કરવામાં આવ્યો તથા તેનો જવાબ અને તે જવાબ ઉપર ઈનામોના વાયદાનું વર્ણન છે.

કુર્આને કરીમે એ નથી ખોલ્યું કે પ્રશ્ન કરનાર કોણ હતું ? એટલા માટે વિવરણકારોના તેમાં વિવિધ નિવેદનો છે, કોઈએ કાફિરોને પ્રશ્ન કરનાર ઠરાવ્યા,

કોઈએ મુસલમાનોને, કોઈએ એક પ્રશ્ન મુશ્રિકોએ અને બીજો પ્રશ્ન મો'મિનોએ કરવાનું ઠરાવ્યું પરંતુ કુર્આને કરીમે આ બાબત મોઘમ રાખીને એ તરફ ઈશારો કરી આપ્યો છે કે એ ચર્ચામાં પડવાની આવશ્યકતા જ શું છે કે પ્રશ્ન કોના તરફથી થયો હતો ? જવાબ જોવો જોઈએ અને પરિણામ તરફ દૃષ્ટિ કરવી જોઈએ કે જેને કુર્આને કરીમે વર્ણન કર્યું છે.

મુશ્રિકો તરફથી જવાબનો ખુલાસો એ છે કે તેમણે એનો સ્વીકાર નથી કર્યો કે કોઈ કલામ અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયું છે, બલકે કુર્આનને અગાઉના લોકોની વાર્તાઓ ઠરાવી દીધી, કુર્આને કરીમે તેના ઉપર આ ધમકી સંભળાવી કે આ જાલિમો કુર્આનને વાર્તાઓ બતાવીને અન્યોને પણ ગુમરાહ કરે છે તેનું એ પરિણામ તો તેમણે ભોગવવું જ પડશે કે કયામતના દિવસે પોતાના ગુનાહોનો સંપૂર્ણ વબાલ તેમના ઉપર પડવાનો જ છે ઉપરથી જેમને તેઓ ગુમરાહ કરી રહ્યા છે તેમના ભાગનો અમુક વબાલ પણ તેમના ઉપર પડશે અને પછી ફરમાવ્યું કે જે ભારને આ લોકો પોતાના ઉપર લાદી રહ્યા છે તે ઘણો ખરાબ ભાર છે.

———————

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૩૦ થી ૩૪)

وَقِيْلَ لِلَّذِيْنَ اتَّقَوْا مَاذَآ اَنْزَلَ رَبُّكُمْ ؕ قَالُوْا خَيْرًا ؕ لِلَّذِيْنَ اَحْسَنُوْا فِيْ هٰذِهِ
الدُّنْيَا حَسَنَةٌ ؕ وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ ؕ وَلَنِعْمَ دَارُ الْمُتَّقِيْنَ ۙ﴿۳۰﴾ جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا
تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ لَهُمْ فِيْهَا مَا يَشَآءُوْنَ ؕ كَذٰلِكَ يَجْزِي اللّٰهُ الْمُتَّقِيْنَ ۙ﴿۳۱﴾
الَّذِيْنَ تَتَوَفّٰىهُمُ الْمَلٰٓئِكَةُ طَيِّبِيْنَ ۙ يَقُوْلُوْنَ سَلٰمٌ عَلَيْكُمُ ۙ ادْخُلُوا الْجَنَّةَ
بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۳۲﴾ هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ تَاْتِيَهُمُ الْمَلٰٓئِكَةُ اَوْ يَاْتِيَ اَمْرُ رَبِّكَ ؕ
كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿۳۳﴾
ع ۴/۹/۱۰ فَاَصَابَهُمْ سَيِّاٰتُ مَا عَمِلُوْا وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿۳۴﴾ ع

## તરજુમો :

*અને પરહેઝગારોને પૂછયું, તમારા પરવરદિગારે શું ઉતાર્યું ? બોલ્યા, નેક વાત; જેમણે આ દુનિયામાં ભલાઈ કરી તેમના માટે ભલાઈ છે અને આખિરતનું ઘર ઉત્તમ છે અને પરહેઝગારોનું કેટલું સારું ઘર છે ! (૩૦) હંમેશા રહેવા માટેના બગીચા છે જેમાં તેઓ જશે, તેની નીચેથી નહેરો વહે છે, તેમના માટે ત્યાં છે જે ઈચ્છશે, અલ્લાહ પરહેઝગારોને આવો બદલો આપશે. (૩૧) જેનો પ્રાણ ફરિશ્તા કબ્જો કરે છે અને તે પવિત્ર છે (તો) ફરિશ્તા કહે છે, સલામતી તમારા ઉપર, જન્નતમાં જાઓ, જે તમે કરતા હતા તેનો બદલો છે. (૩૨) શું કાફિર હવે એની રાહ જોઈ રહ્યા છે કે તેમના ઉપર ફરિશ્તા આવે અથવા તમારા પરવરદિગારનો હુકમ પહોંચે ? તેમનાથી આગલાઓએ આ જ પ્રમાણે કર્યું હતું અને અલ્લાહે તેમના ઉપર જુલમ ન કર્યો પરંતુ તેઓ પોતે પોતાનું બુરું કરતા રહ્યા. (૩૩) પછી તેમના માથા ઉપર તેમના બુરા કામ પડયા અને તેમના ઉપર ઊલટો પડયો જે ઠઠ્ઠો તેઓ કરતા હતા. (૩૪)*

## તફસીર :

અને જે લોકો શિર્કથી બચે છે તેમનાથી (જ્યારે કુર્આન વિશે) કહેવામાં આવે છે કે તમારા પરવરદિગારે શું વસ્તુ નાઝિલ ફરમાવી છે ? તેઓ કહે છે કે મોટી ભલાઈ (અને બરકતની વસ્તુ) નાઝિલ કરી છે જે લોકોએ નેક કામો કર્યા છે (તેમના આ નિવેદનમાં બધા જ નેક આચરણો સામેલ થઈ ગયા) તેમના માટે દુનિયામાં પણ ભલાઈ છે (તે ભલાઈ સવાબનો વાયદો અને ખુશખબરી છે) અને આખિરતમાં તો (એ કારણે કે ત્યાં આ વાયદા પ્રમાણે ઘટનાઓ જાહેર થવા માંડશે અને) વધારે ઉત્તમ (તથા ખુશીનું કારણ) છે તથા ખરેખર તે શિર્કથી બચનારાઓનું ઘણું સારું ઘર છે, તે ઘર (શું છે ?) હંમેશા રહેનારા બગીચાઓ છે જેમાં તેઓ દાખલ થશે, તે બાગોની (ઈમારતો અને મહેલોની) નીચેથી નહેરો વહેતી હશે, જે વસ્તુઓની તેમને ઈચ્છા થશે ત્યાં તેમને મળશે (અને એ જ વસ્તુ ખાસ શા માટે જેનું નિવેદન આ સ્થળે ઉપસ્થિત છે, બલકે) એ જ પ્રમાણેનો બદલો અલ્લાહ તઆલા સઘળા શિર્કથી બચનારાઓને આપશે જેમની રૂહ

ફરિશ્તા એવી હાલતમાં કબ્જે કરે છે કે તેઓ (શિર્કથી) પાક(-સાફ) હોય છે (મતલબ એ છે કે મૃત્યુ સુધી તવહીદ ઉપર કાયમ રહે છે અને) તે (ફરિશ્તાઓ) કહેતા જાય છે "અસ્સલામુ અલયકુમ" તમારી (રૂહ કબ્જે કર્યા પછી) જન્નતમાં ચાલ્યા જજો પોતાના અમલોના કારણે; આ લોકો (જે પોતાના કુફ્ર અને દુશ્મનાવટ તથા અજ્ઞાનતા ઉપર હઠધર્મી કરી રહ્યા છે અને સત્યની દલીલો સ્પષ્ટ થઈ જવા છતાં ઈમાન નથી લાવતા તો જાણ થાય છે કે તેઓ માત્ર) એ જ વાતની રાહ જોઈ રહ્યા છે કે તેમની પાસે (મોતના) ફરિશ્તાઓ આવી જાય અથવા પોતાના પરવરદિગારનો હુકમ (એટલે કે કયામત) આવી જાય, (એટલે શું મોતના સમયે અથવા કયામતમાં ઈમાન લાવશે ? જ્યારે કે તે સમયે ઈમાનનો સ્વીકાર થશે નહીં, બસ તે સમયે બધા જ કાફિરો સત્યની વાસ્તવિકતાને સામે જોઈને તવબહ કરશે જે રીતે કે કુફ્ર ઉપર આ લોકો જીદ કરી રહ્યા છે) એવી જ રીતે તેમનાથી પહેલાં અગાઉ જે લોકો હતા તેમણે પણ (કુફ્ર ઉપર જીદ અને હઠધર્મીનું કૃત્ય) કર્યું હતું અને (આ જીદના કારણે તેઓ સજાપાત્ર ઠર્યા બસ) તેમના ઉપર અલ્લાહ તઆલાએ જરા પણ અત્યાચાર નથી કર્યો પરંતુ તેઓ પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરી રહ્યા હતા (કે સજાના કર્મો જાણીબૂઝીને કરતા હતા), અંતે તેમના દુષ્કૃત્યોની તેમને સજા મળી અને જે અઝાબ(ની ખબર મળવા) ઉપર તેઓ હસતા હતા તેમને તેણે જ (એટલે કે તે જ અઝાબે) ઘેરી લીધા (બસ એવો જ તમારો પણ હાલ થશે).

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૩૫ થી ૪૦)

وَقَالَ الَّذِيْنَ اَشْرَكُوْا لَوْ شَآءَ اللّٰهُ مَا عَبَدْنَا مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ نَّحْنُ وَلَآ اٰبَآؤُنَا
وَلَا حَرَّمْنَا مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ ۭ كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۚ فَهَلْ عَلَى
الرُّسُلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٣٥﴾ وَلَقَدْ بَعَثْنَا فِيْ كُلِّ اُمَّةٍ رَّسُوْلًا اَنِ اعْبُدُوا اللّٰهَ
وَاجْتَنِبُوا الطَّاغُوْتَ ۚ فَمِنْهُمْ مَّنْ هَدَى اللّٰهُ وَمِنْهُمْ مَّنْ حَقَّتْ عَلَيْهِ الضَّلٰلَةُ ۭ
فَسِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ﴿٣٦﴾ اِنْ تَحْرِصْ عَلٰى

هُدٰىهُمْ فَاِنَّ اللّٰهَ لَا يَهْدِيْ مَنْ يُّضِلُّ وَمَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ۝٣٧ وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ
اَيْمَانِهِمْ ۙ لَا يَبْعَثُ اللّٰهُ مَنْ يَّمُوْتُ ۭ بَلٰى وَعْدًا عَلَيْهِ حَقًّا وَّلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا
يَعْلَمُوْنَ ۝٣٨ ۙ لِيُبَيِّنَ لَهُمُ الَّذِيْ يَخْتَلِفُوْنَ فِيْهِ وَلِيَعْلَمَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّهُمْ كَانُوْا
كٰذِبِيْنَ ۝٣٩ اِنَّمَا قَوْلُنَا لِشَيْءٍ اِذَآ اَرَدْنٰهُ اَنْ نَّقُوْلَ لَهٗ كُنْ فَيَكُوْنُ ۝٤٠ ع

## તરજુમો :

*અને શિર્ક કરનારા બોલ્યા, જો અલ્લાહે ઈચ્છયું હોત અમે તેના સિવાય કોઈ વસ્તુને ન પૂજતા હોત અને ન (જ) અમારા બાપદાદા અને અમે તેના હુકમ વિના કોઈ વસ્તુને હરામ ન ઠરાવી લીધી હોત, આ જ પ્રમાણે તેમનાથી આગલાઓએ કર્યું, બસ રસૂલોના જિમ્મે નથી પરંતુ સાફ-સાફ પહોંચાડી દેવું. (૩૫) અને અમે દરેક ઉમ્મતમાં રસૂલ ઉઠાવ્યા છે કે અલ્લાહની બંદગી કરો અને તાગૂત (જૂઠા મઅ્‌બૂદો)થી બચો, પછી તેમનામાંથી અલ્લાહે કોઈને હિદાયત કરી અને કોઈના ઉપર ગુમરાહી સાબિત થઈ, બસ પ્રદેશમાં મુસાફરી કરો પછી જુઓ જૂઠાડનારાઓનો કેવો અંજામ થયો ! (૩૬) જો તમે તેમને માર્ગ ઉપર લાવવાની લાલચ કરો તો અલ્લાહ માર્ગ નથી આપતો જેને ભટકાવે છે અને તેમનો કોઈ મદદગાર નથી. (૩૭) અને અલ્લાહની કસમો ખાય છે, સખત કસમો કે જે કોઈ મરી જાય અલ્લાહ ઉઠાડશે નહીં; કેમ નહીં ! તેના ઉપર પાકો વાયદો થઈ ચૂક્યો છે પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૩૮) ઉઠાડશે જેથી તેમના ઉપર જાહેર કરી દે જે વાતમાં ઝઘડે છે અને જેથી કાફિર જાણી લે કે તેઓ જૂઠા હતા. (૩૯) જ્યારે અમે કોઈ વસ્તુને કરવા ઈચ્છીએ અમારું કહેવું એ જ છે કે તેને કહીએ "થઈ જા !" તો તે થઈ જાય. (૪૦)*

## તફસીર :

અને મુશ્રિક લોકો એવું કહે છે કે જો અલ્લાહ તઆલાને (પોતાની મરજીથી એ બાબત) મંજૂર હોત (કે અમે ગયરૂલ્લાહની ઈબાદત ન કરીએ જે અમારા તરીકા અને સિદ્ધાંતમાં છે અને અમુક વસ્તુઓને હરામ ન કરીએ જે

અમારા રિવાજ અને ચલણમાં છે, મતલબ એ કે જો અલ્લાહ તઆલા અમારા ઉપસ્થિત સિદ્ધાંતો અને રિવાજોને નાપસંદ કરતો હોત) તો અલ્લાહના સિવાય કોઈ વસ્તુની ન તો અમે ઈબાદત કરતા હોત અને ન જ અમારા બાપ-દાદા અને ન અમે તેના (હુકમ) વિના કોઈ વસ્તુને હરામ કહી શક્યા હોત (તેનાથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાને અમારો તરીકો પસંદ છે નહિતર અમને શા માટે આવું કરવા દે ? હે મુહમ્મદ ﷺ ! આપ તેનાથી ગમગીન ન થાઓ, કારણ કે આ વાહિયાત જીભાજોડી કોઈ નવી વાત નથી બલકે) જે (કાફિરો) તેમનાથી અગાઉ થયા છે આવી જ પ્રવૃત્તિ તેમણે પણ કરી હતી (એટલે કે પોતાના પયગમ્બરો સાથે વાહિયાત જીભાજોડી કરતા હતા), બસ પયગમ્બરો(નું એનાથી કંઈ જ ન બગડ્યું અને તેઓ જે તરીકા ઉપર બોલાવે છે તેનાથી તેમને શું નુકસાન પહોંચ્યું ? તેમ)ની જવાબદારી તો (હુકમોને) માત્ર સાફ-સાફ પહોંચાડી દેવાની છે (સાફ-સાફ એ કે સ્પષ્ટ દા'વો હોય અને સાચી દલીલ તેના ઉપર કાયમ થાય, એ જ પ્રમાણે આપ ﷺની જવાબદારી પણ આ જ કામ હતું કે જે આપ ﷺ કરી રહ્યા છે, પછી જો તેઓ દુશ્મનાવટના કારણે દા'વા અને દલીલમાં વિચાર ન કરે તો તે જાણે) અને (જે પ્રમાણે તેમનો વ્યવહાર તમારી સાથે એટલે કે ખોટી જીભાજોડી કરવી કોઈ નવી વાત નથી એ જ પ્રમાણે આપ ﷺનો વ્યવહાર તેમની સાથે તવહીદ અને સત્ય દીન તરફ બોલાવવું પણ કોઈ નવી વાત નથી બલકે તેની તા'લીમ પણ પ્રાચીન સમયથી ચાલી આવે છે એટલા માટે) અમે દરેક ઉમ્મતમાં (પાછલી ઉમ્મતોમાંથી) કોઈને કોઈ પયગમ્બર (આ વાતની તા'લીમ માટે) મોકલતા રહ્યા છે કે તમે (ખાસ) અલ્લાહની ઈબાદત કરો અને શયતાન(ના માર્ગ)થી (કે તે કુફ્ર અને શિર્ક છે) બચતા રહો (તેમાં અમુક વસ્તુઓ જે તમે પોતાના માટે હરામ કરો છો તે પણ આવી ગયું જેને મુશ્રિકો આપમેળે પોતાના અભિપ્રાયથી હરામ કર્યા કરતા હતા, કારણ કે તે પણ કુફ્ર અને શિર્કનો એક વિભાગ હતો) બસ, તેમનામાંથી અમુક તે થયા જેમને અલ્લાહે હિદાયત આપી (કે તેમણે સત્યનો સ્વીકાર કરી લીધો) અને અમુક તેમનામાં તે થયા જેમના ઉપર ગુમરાહી સાબિત થઈ ગઈ (મતલબ એ કે કાફિરો અને અંબિયા અલૈ.માં આ બાબત આ જ પ્રમાણે ચાલી આવી રહી છે અને હિદાયત તથા ગુમરાહી વિશે અલ્લાહ તઆલાનો મા'મલો પણ હંમેશાથી આ જ પ્રમાણે ચાલુ છે કે કાફિરોની

ખોટી જીદ પણ પરાપૂર્વેથી ચાલી આવે છે અને અંબિયા અલૈ. પણ હંમેશાથી સત્યની તા'લીમ આપે છે અને ઘણાનું હિદાયત ન પામવું પણ જૂની વાત છે, પછી આપ ﷺને દિલગીરી શા માટે થાય ? અહીંયાં સુધી સાંત્વના આપવામાં આવી જેમાં વિષયના અંતે તેમની શંકાનો પણ સંપૂર્ણ જવાબ આપવામાં આવ્યો કે આવી વાતો કરવી ગુમરાહી છે જે ગુમરાહી હોવાનું આગળ સમર્થન અને આ જવાબનો વધારે ખુલાસો છે, એટલે કે જો રસૂલ સાથે ખોટી જીભાજોડી કરવી ગુમરાહી હોવું તમને જાણ ન હોય) તો (વારું) જમીનમાં હરો-ફરો, (અને નિશાનીઓ) જુઓ કે (પયગમ્બરોને જૂઠાડનારાઓનું) કેવું (ખરાબ) પરિણામ આવ્યું ?! (બસ, જો તેઓ ગુમરાહ ન હતા તો તેમના ઉપર અઝાબ કેમ ઊતર્યો ? અને તેમને અચાનક બનેલ ઘટનાઓ એટલા માટે નથી કહી શકાતી કે તે પ્રકૃતિના નિયમ વિરુદ્ધ પણ થયું છે અને અંબિયા અલૈ.ની આગાહીઓ પછી થયું અને મો'મિનો તેનાથી બચેલા રહ્યા, પછી તે અઝાબ હોવામાં શું સંદેહ છે અને કારણ કે રસૂલે કરીમ ﷺને ઉમ્મતના કોઈ વ્યક્તિની ગુમરાહીથી પણ સખત આઘાત લાગતો હતો એટલા માટે આગળ ફરી આપ ﷺને સંબોધન છે કે જે પ્રમાણે અગાઉના અમુક લોકો થયા છે જેમના ઉપર ગુમરાહી કાયમ થઈ ચૂકી હતી એ જ પ્રમાણે આ લોકો પણ છે, બસ) તેમના સત્ય માર્ગ ઉપર આવવાની જો તમને તમન્ના હોય તો (કોઈ નતીજો નથી કારણ કે) અલ્લાહ તઆલા એવા વ્યક્તિને હિદાયત નથી આપતો જેને (તે વ્યક્તિની દુશ્મનાવટના કારણે) ગુમરાહ કરે છે (અલબત્ત, જો તે દુશ્મનાવટને છોડી દે તો હિદાયત આપી દે છે પરંતુ તેઓ આ દુશ્મનાવટને છોડશે નહીં એટલા માટે તેમને હિદાયત પણ મળશે નહીં) અને (ગુમરાહી તથા અઝાબ વિશે જો તેમનું એવું અનુમાન હોય કે અમારા મઅ્બૂદો આવી પરિસ્થિતિમાં પણ અઝાબથી બચાવી લેશે તો તેઓ સમજી લે કે અલ્લાહ તઆલાના મુકાબલામાં) તેમનો કોઈ હિમાયતી નહીં હોય (આટલે સુધી તેમની પ્રથમ શંકાનો જવાબ આપવામાં આવ્યો હતો, આગળ બીજી શંકા વિશે વર્ણન છે) અને આ લોકો ઘણું જોર લગાવીને અલ્લાહની કસમો ખાય છે કે જે મરી જાય છે અલ્લાહ તઆલા તેને ફરીવાર જીવંત કરશે નહીં (અને કયામત આવવાની નથી, તેનો આગળ જવાબ છે કે) કેમ જીવંત નહીં કરે ? (એટલે કે અવશ્ય ફરીવાર સજીવન કરશે) અને આ વાયદાની અલ્લાહ તઆલાએ પોતાના માથે જવાબદારી જરૂરી કરી રાખી છે

પરંતુ ઘણા લોકો (સાચી દલીલ સાબિત થઈ હોવા છતાં તેના ઉપર) વિશ્વાસ ધરાવતા નથી (અને આ ફરીવાર સજીવન કરવું એટલા માટે થશે) જેથી (દીન વિશે) જે વસ્તુમાં આ લોકો (દુનિયામાં) મતભેદ કર્યા કરતા હતા (અને અંબિયા અલૈ.ના ફૈસલાઓથી સીધા માર્ગ ઉપર આવતા ન હતા), તેમની રૂબરૂ તે(ની વાસ્તવિકતા)ને જાહેર કરી આપે અને જેથી (આ વાસ્તવિકતા જાહેર થવાથી) કાફિર લોકો (સંપૂર્ણ) વિશ્વાસ કરી લે કે વાસ્તવમાં તેઓ (પોતે) જ જૂઠા હતા (અને અંબિયા અલૈ. તથા મો'મિનો સાચા હતા બસ, કયામતનું આવવું નિશ્ચિત છે અને અઝાબનો ફૈસલો થવો જરૂરી છે, આ જવાબ થયો لَايَبۡعَثُ اللّٰهُ નો અને કારણ કે આ લોકો કયામતનો એટલા માટે ઈન્કાર કરતા હતા કે મૃત્યુ પછી ફરીવાર સજીવન થવું તેમની કલ્પનામાં કોઈ રીતે સમાતું ન હતું એટલા માટે આગળ પોતાની સંપૂર્ણ કુદરતની સાબિતીઓ દ્વારા તેમની શંકાઓ દૂર કરવા માટે ફરમાવે છે કે અમારી કુદરત એવી મહાન છે કે) અમે જે વસ્તુને (પેદા કરવા) ઈચ્છીએ છીએ (અમને તેમાં કોઈ મહેનત કે સંઘર્ષ કરવો પડતો નથી) બસ તેને અમારું એટલું જ કહેવું (પૂરતું) હોય છે કે તું (પેદા) થઈ જા, બસ તે (ઉપસ્થિત) થઈ જાય છે (તો આટલા મહાન શક્તિશાળી માટે નિર્જીવ વસ્તુઓને ફરીવાર સજીવ કરી દેવું કોઈ મુશ્કેલ કામ નથી, જેમકે પ્રથમ વખતે તેમાં જીવ નાંખી ચૂક્યો છે હવે, આ રીતે બંને શંકાઓનો જવાબ સંપૂર્ણ થઈ ગયો. વલિલ્લાહિલ્ હમ્દ).

## મસ્અલા અને બોધપાઠ :

તે કાફિરોને પ્રથમ શંકા તો એ હતી કે અલ્લાહ તઆલાને જો અમારા કુફ્ર-શિર્ક અને નાજાઈઝ કામો પસંદ નથી તો તે અમને તેનાથી બળજબરીથી કેમ રોકી લેતો નથી ?

આ શંકાનું વાહિયાતપણું સ્પષ્ટ હતું એટલા માટે તેનો જવાબ આપવાના બદલે માત્ર રસૂલે કરીમ ﷺને તસલ્લી આપવા ઉપર બસ કરવામાં આવ્યું કે, આવા બેહૂદા સવાલોથી તમે દિલગીર ન થાઓ અને આ શંકાની બેહૂદગીનું કારણ જાહેર છે કે અલ્લાહ તઆલાએ આ દુનિયાની વ્યવસ્થા જ એવા પાયા ઉપર સ્થાપિત કરી છે કે મનુષ્યને બિલકુલ મજબૂર કરવામાં નથી આવ્યો, એક

પ્રકારનો તેને અધિકાર આપવામાં આવ્યો છે, આ જ અધિકારને તે અલ્લાહ તઆલાના આજ્ઞાપાલન માટે ઉપયોગ કરે તો સવાબ અને જો નાફરમાનીમાં ઉપયોગ કરે તો અઝાબનો વાયદો તથા ચેતવણી આપવામાં આવી છે, તેના જ પરિણામે કયામત અને હશ્રની બધી ઘટનાઓ ઉપસ્થિત થવાની છે. જો અલ્લાહ તઆલાએ ઈચ્છ્યું હોત કે બધાને પોતાની આજ્ઞાપાલન ઉપર મજબૂર કરે તો કોઈની શું મજાલ હતી કે તે તેની આજ્ઞાથી બાકાત રહી જાય ? પરંતુ હિકમતના તકાદાના કારણે મજબૂર કરવું યોગ્ય ન હતું, એટલા માટે મનુષ્યને અધિકાર આપવામાં આવ્યો, તો હવે કાફિરોનું એવું કહેવું કે જો અલ્લાહ તઆલાને અમારો તરીકો પસંદ ન હતો તો અમને મજબૂર કેમ નથી કરી આપતો ? આ એક મૂર્ખામીભર્યો અને વાહિયાત સવાલ છે.

## શું હિન્દુસ્તાન અને પાકિસ્તાનમાં પણ અલ્લાહના રસૂલ આવ્યા છે ?

لَقَدْ بَعَثْنَا فِيْ كُلِّ اُمَّةٍ رَّسُوْلًا આ આયતથી અને વળી બીજી આયત وَاِنْ مِّنْ اُمَّةٍ اِلَّا خَلَا فِيْهَا نَذِيْرٌ (૩૫:૨૪)થી એ જાણ થાય છે કે હિન્દુસ્તાન અને પાકિસ્તાનના વિસ્તારોમાં પણ અલ્લાહ તઆલાના પયગમ્બરો જરૂર આવ્યા હશે, ભલે તે અહીંયાંના મૂળ નિવાસીઓ હોય અથવા કોઈ બીજા પ્રદેશમાં હોય અને તેમના નાયબો કે પ્રચારકો અહીંયાં પહોંચ્યા હોય અને આયત لِتُنْذِرَ قَوْمًا مَّآ اَتٰهُمْ مِّنْ نَّذِيْرٍ (૨૮:૪૬)નો જે આ ભાવાર્થ છે કે રસૂલે કરીમ ﷺ જે ઉમ્મત તરફ મોકલવામાં આવ્યા છે તેમના તરફ આપ ﷺ પહેલાં કોઈ રસૂલ નથી આવ્યા, તેનો જવાબ એ હોઈ શકે છે કે તેનો ભાવાર્થ દેખીતી રીતે તે અરબ કોમ છે જે આપ ﷺના આગમન અને નુબુવ્વતની સૌ પ્રથમ સંબોધક બની કે તેમનામાં હઝરત ઈસ્માઈલ (અલૈ.) પછી કોઈ રસૂલ આવ્યા ન હતા, એટલા માટે આ લોકોનો લકબ કુર્આને કરીમમાં اُمِّيِّيْنَ (ઉમ્મિય્યિન) રાખવામાં આવ્યો છે, એનાથી એ જરૂરી નથી કે બાકીની દુનિયામાં પણ રસૂલે કરીમ ﷺ અગાઉ કોઈ રસૂલ આવ્યા ન હોય. વલ્લાહુ અઅ્લમુ.

---

---

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૪૧-૪૨)

وَالَّذِيْنَ هَاجَرُوْا فِي اللّٰهِ مِنْۢ بَعْدِ مَا ظُلِمُوْا لَنُبَوِّئَنَّهُمْ فِي الدُّنْيَا حَسَنَةً ۭ
وَلَاَجْرُ الْاٰخِرَةِ اَكْبَرُ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿۴۱﴾ الَّذِيْنَ صَبَرُوْا وَعَلٰي رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿۴۲﴾

## તરજુમો :

*અને જેમણે અલ્લાહના માટે ઘર છોડ્યું (હિજરત કરી) એ પછી કે જુલમ ઉઠાવ્યો, અલબત્ત અમે તેમને દુનિયામાં સારું ઠેકાણું આપીશું અને આખિરતનો સવાબ તો ઘણો મોટો છે જો તેમને ખબર હોત ! (૪૧) જેઓ મક્કમ રહ્યા (સબ્ર કરી) અને પોતાના પરવરદિગાર ઉપર ભરોસો કર્યો.(૪૨)*

## તફસીર :

અને જે લોકોએ અલ્લાહ તઆલા માટે પોતાનું વતન (મક્કા) છોડી દીધું (અને હબશા ચાલ્યા ગયા) એ પછી કે તેમના ઉપર (કાફિરો તરફથી) જુલમ કરવામાં આવ્યો (કારણ કે આવી મજબૂરીમાં વતન છોડવું ઘણું કઠોર લાગતું હોય છે) અમે તેમને દુનિયામાં અવશ્ય સારું ઠેકાણું આપીશું (એટલે કે તેમને મદીના પહોંચાડીને ખૂબ શાંતિ અને રાહત આપીશું એટલા માટે અમુકને મદીનામાં અલ્લાહ તઆલાએ પહોંચાડી દીધા અને તેને જ તેમનું કાયમી વતન ઠરાવી દીધું, એટલા માટે તેને ઠેકાણું કહ્યું અને દરેક રીતે ત્યાં તેમની પ્રગતિ થઈ એટલા માટે حَسَنَه "હસનહ" કહેવામાં આવ્યું અને હબશાનું થોભવું કામચલાઉ હતું એટલા માટે તેને ઠેકાણું ન કહ્યું) અને આખિરતનો સવાબ (તેનાથી) ઘણો મોટો છે (કે ભલાઈ પણ છે અને હંમેશા ટકી રહેનાર પણ છે), કાશ ! (આ આખિરતના સવાબની) તેઓ (બેખબર કાફિરો)ને (પણ) ખબર હોત (અને તેને પ્રાપ્ત કરવાના આકર્ષણથી મુસલમાન બની ગયા હોત) તે (આ વાયદાના એટલા માટે હકદાર છે કે તેઓ) એવા છે જે (અણગમતી ઘટનાઓ ઉપર પણ) સબ્ર કરે છે (એટલા માટે વતન છોડવું ભલે તેમને નાપસંદ છે પરંતુ તેવું કર્યા સિવાય દીન ઉપર અમલ કરી શકતા ન હતા, દીન માટે વતન છોડ્યું અને સબ્ર કરી) અને (તેઓ દરેક હાલતમાં) પોતાના પરવરદિગાર ઉપર ભરોસો રાખે છે (વતન

છોડતી સમયે આ વિચાર ન કર્યો કે શું ખાઈશું-પીશું ? અને ક્યાંથી ?)

## મસ્અલા અને બોધપાઠ :

### ખુલાસો અને વિવરણ :

اَلَّذِيْنَ هَاجَرُوْا આ વાક્ય "હિજરત" માટે વાપરવામાં આવ્યું છે, "હિજરત"નો શાબ્દિક અર્થ "વતન છોડવા"નો થાય છે, ઈસ્લામમાં જે અલ્લાહ તઆલા માટે વતનને છોડવામાં આવે તે ઘણી મોટી ઈબાદત અને ઈતાઅત છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَلْهِجْرَةُ تَهْدِمُ مَا كَانَ قَبْلَهَا એટલે કે, "હિજરત તે બધા જ ગુનાહોને ખતમ કરી નાંખે છે જે માણસે હિજરત પહેલાં કર્યા હોય."

આ હિજરત અમુક પરિસ્થિતિઓમાં ફરજ અને વાજિબ અને અમુક પરિસ્થિતિઓમાં મુસ્તહબ તથા શ્રેષ્ઠ હોય છે, તેના વિગતવાર હુકમો સૂરએ નિસાઅ્‌ની આયત નં. ૯૭ اَلَمْ تَكُنْ اَرْضُ اللّٰهِ وَاسِعَةً فَتُهَاجِرُوْا فِيْهَا હેઠળ વર્ણન થઈ ચૂક્યા છે, આ સ્થળે ફક્ત તેના વાયદાઓનું વર્ણન છે જે અલ્લાહે મુહાજિરોને કર્યા છે.

### શું હિજરત દુનિયામાં પણ છૂટછાટ અને રાહતનું કારણ બને છે ? :

પ્રસ્તુત આયતમાં અમુક શરતો સાથે મુહાજિરો માટે બે મહાન વાયદાઓ કરવામાં આવ્યા છે, પ્રથમ તો દુનિયામાં જ સારું ઠેકાણું આપવાનો અને બીજું આખિરતમાં અગણિત મહાન સવાબ; દુનિયામાં સારું ઠેકાણું એક ખૂબ ઠોસ શબ્દ છે જેમાં સારી રોજી મળે, દુશ્મનો ઉપર વિજય પ્રાપ્ત થાય, સામાન્ય લોકોની જીભ ઉપર તેમના વખાણ અને ભલાઈ હોય, ઈજ્જત અને પ્રતિષ્ઠા મળે જે તેમના કુટુંબો અને અવલાદ સુધી ચાલતી રહે. *(કુર્તુબી)*

આયતનો શા'ને નુઝૂલ (ઊતરવાની પૂર્વભૂમિકા) સૈદ્ધાંતિક રીતે તે પ્રથમ હિજરત છે જે સહાબએ કિરામ (રદિ.)એ હબશા (ઈથોપિયા) તરફ કરી અને એ પણ સંભાવના છે કે હબશાની હિજરત અને ત્યાર પછીની મદીનહ મુનવ્વરહની હિજરત બંને તેમાં સામેલ હોય, આયતમાં અહીંયાં હબશાના મુહાજિરો અથવા મદીનાના મુહાજિરોનું વર્ણન છે, એટલા માટે અમુક વિદ્વાનોએ નિવેદન કર્યું છે કે આ વાયદો તે જ સહાબએ કિરામ (રદિ.) માટે હતો જેમણે હબશા તરફ અથવા

પછી મદીના તરફ હિજરત કરી હતી અને અલ્લાહ તઆલાનો આ વાયદો દુનિયામાં પૂર્ણ થઈ ચૂક્યો જેનો સૌએ નજરે જોઈ લીધો કે અલ્લાહ તઆલાએ મદીના મુનવ્વરહને તેમનું કેવું સારું ઠેકાણું બનાવ્યું, પીડા આપનારા પાડોશીઓના બદલે હમદર્દ અને સહાયક સાથીઓ પાડોશી તરીકે મળ્યા, દુશ્મનો ઉપર વિજય અને સંપૂર્ણ દબદબો પ્રાપ્ત થયો, હિજરતના થોડા જ સમય પસાર થયા પછી તેમના ઉપર રોજીના દરવાજા ખોલી નાંખવામાં આવ્યા, ગરીબો અને મિસ્કીનો માલદાર બની ગયા, દુનિયાના પ્રદેશોનો વિજય પ્રાપ્ત કર્યો, તેમના સદ્‌વર્તાવ અને સારા કર્મોના કારનામા બાકી રહેતી દુનિયા સુધી દરેક પોતીકા કે પારકાની જીભ ઉપર છે, તેમને અને તેમની પેઢીઓને અલ્લાહ તઆલાએ ખૂબ ઈજ્જત અને પ્રતિષ્ઠા બખ્શી. આ તો દુનિયામાં થનારી વસ્તુઓ હતી જે થઈ ચૂકી અને આખિરતનો વાયદો પૂર્ણ થવાનું નિશ્ચિત જ છે પરંતુ તફસીરે બહરે મુહીતમાં અબૂ હય્યાન કહે છે,

وَالَّذِيْنَ هَاجَرُوْا عَامٌّ فِى الْمُهَاجِرِيْنَ كَائِنًا مَّا كَانُوْا فَيَشْمَلُ اَوَّلَهُمْ وَاٰخِرَهُمْ

(ص ۴۹۲، ج۵)

*"اَلَّذِيْنَ નો શબ્દ દુનિયાના બધા જ મુહાજિરો માટે સર્વસામાન્ય છે અને તેમને સામેલ કરે છે કે તે કોઈપણ ખૂણા અથવા કોઈપણ યુગના મુહાજિરો હોય, એટલા માટે આ શબ્દમાં પ્રથમ હિજરત કરનાર લોકો પણ સામેલ છે અને કયામત સુધી અલ્લાહ તઆલા માટે દરેક હિજરત કરનારો તેમાં સામેલ છે."*

સામાન્ય તફસીરના સિદ્ધાંતોનો તકાદો પણ એ જ છે કે આયતનો શા'ને નુઝૂલ ભલે કોઈ ખાસ ઘટના કે કોઈ ખાસ વર્ગ હોય પરંતુ શબ્દનું સર્વસામાન્યપણું જોવામાં આવે છે, એટલા માટે આ વાયદામાં સમગ્ર દુનિયાના કોઈપણ યુગના બધા જ મુહાજિરો પણ સામેલ છે અને આ બંને વાયદાઓ સમગ્ર મુહાજિરો માટે પૂર્ણ થવા નિશ્ચિત બાબત છે.

એ જ પ્રમાણેનો એક વાયદો મુહાજિરો સાથે સૂરએ નિસાઅ્‌ની આ આયત સાથે કરવામાં આવ્યો છે. وَمَنْ يُّهَاجِرْ فِىْ سَبِيْلِ اللّٰهِ يَجِدْ فِى الْاَرْضِ مُرَاغَمًا كَثِيْرًا وَّسَعَةً જેમાં રહેઠાણનું વિસ્તારવું અને રાહત તથા છૂટછાટનો ખાસ

રીતે વાયદો થયો છે પરંતુ કુર્આને કરીમે આ વાયદાઓની સાથે મુહાજિરોની અમુક ખાસિયતો અને હિજરતની અમુક શરતો પણ વર્ણન કરી છે તેથી આ વાયદાઓના હકદાર તે જ મુહાજિરો હોઈ શકે છે જેઓ આવી સિફતો ધરાવતા હોય અને જેમણે જરૂરી શરતો પૂર્ણ કરી હોય.

તેમાં સૌ પ્રથમ શરત તો فِیْ سَبِیْلِ اللّٰهِ ની છે, એટલે કે હિજરત કરવાનો હેતુ માત્ર અલ્લાહ તઆલાને રાજી કરવાનો છે તેમાં દુનિયાના લાભો, વેપાર, નોકરી વગેરે અથવા પોતાના વ્યક્તિગત લાભો નજર સમક્ષ ન હોય, બીજી શરત તે મુહાજિરો મઝલૂમ હોવા જોઈએ તે છે, مِنْۢ بَعْدِ مَا ظُلِمُوْا ત્રીજી ખાસિયત શરૂઆતની તકલીફો અને મુસીબતો ઉપર ધૈર્ય ધરી મક્કમ રહેવાની છે, اَلَّذِيْنَ صَبَرُوْا અને ચોથું લક્ષણ સમગ્ર ભૌતિક યોજનાઓની કાળજી રાખ્યા પછી પણ ભરોસો માત્ર અલ્લાહ તઆલા ઉપર જ રાખવાનો છે કે વિજય અને મદદ તથા પ્રત્યેક સફળતા ફક્ત તેના જ હાથમાં છે, وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ

આથી જાણ થઈ કે શરૂઆતની મુશ્કેલીઓ અને તકલીફો તો દરેક કાર્યમાં હોય જ છે, તેને સહન કર્યા પછી પણ જો કોઈ મુહાજિરને સારું ઠેકાણું અને સારી પરિસ્થિતિ ન મળે તો કુર્આનના વાયદામાં શંકા કરવાને બદલે પોતાની નિય્યત અને ઈખ્લાસ તથા નેક અમલોની સમીક્ષા કરે જેના ઉપર આ વાયદો કરવામાં આવ્યો છે તો તેને જાણ થશે કે વાંક તેનો પોતાનો જ હતો, ક્યાંક નિય્યતમાં ખોટ હોય છે તો ક્યાંક ધીરજ અને મક્કમતા તથા અલ્લાહ ઉપરના ભરોસામાં ઉણપ હોય છે.

## વતન છોડવાના અને હિજરતના વિવિધ પ્રકારો અને તેના હુકમો :

ઈમામ કુર્તુબીએ આ સ્થળે હિજરત અને વતન છોડવાના પ્રકારો અને તેના અમુક હુકમો ઉપર એક લાભદાયક વિષય લખ્યો છે, ફાયદાઓની પૂર્ણતા માટે અત્રે તેને નકલ કરી રહ્યો છું, ઈમામ કુર્તુબીએ ઈબ્ને અરબીના હવાલાથી લખ્યું છે કે વતનથી નીકળવું અને પૃથ્વી ઉપર સફર કરવો ક્યારેક તો કોઈ વસ્તુથી બચવા અને દૂર ભાગવા માટે હોય છે અને ક્યારેક કોઈ વસ્તુને મેળવવા અને તેના સંશોધન માટે હોય છે, પ્રથમ પ્રકારની મુસાફરી જે કોઈ વસ્તુથી ભાગવા અને બચવા માટે છે તેને હિજરત કહેવામાં આવે છે અને તેના છ પ્રકારો છે.

**(૧) દારુલ કુફ્ર (કુફ્રના પ્રદેશ)માંથી દારુલ ઈસ્લામમાં જવું :** આ પ્રકારની મુસાફરી રિસાલતના સમયમાં પણ ફરજ હતી અને કયામત સુધી પોતાની ક્ષમતા અને સામર્થ્યની શરત સાથે ફરજ છે. (જ્યારે દારુલ કુફ્રમાં પોતાના પ્રાણ, માલ તથા ઈજ્જત-આબરૂની સલામતી ન હોય અથવા દીની ફરજને અદા કરવી શક્ય ન હોય તે છતાં દારુલ હરબમાં સ્થાયી રહ્યો તો ગુનેહગાર થશે).

**(૨) દારુલ બિદ્‌અતમાંથી નીકળી જવું :** ઈબ્ને કાસિમ કહે છે કે મેં ઈમામ માલિક (રહ.)ને કહેતા સાંભળ્યા છે કે, કોઈ મુસલમાન માટે એવા સ્થળે સ્થાયી થવું હલાલ નથી જેમાં પુરોગામી બુઝૂર્ગોની નીંદા અને અત્યાચાર કરવામાં આવતો હોય, ઈબ્ને અરબીનું આ નિવેદન નકલ કરીને લખે છે કે એ બિલકુલ સાચું છે, તમે કોઈ હરામ વસ્તુને નિર્મૂળ નથી કરી શકતા તો તમારા ઉપર જરૂરી છે કે પોતે તમે ત્યાંથી દૂર થઈ જાઓ એટલે કે અલગ થઈ જાઓ, જેમકે ઈરશાદે રબ્બાની છે وَاِذَا رَأَيْتَ الَّذِيْنَ يَخُوْضُوْنَ فِيْٓ اٰيٰتِنَا فَاَعْرِضْ عَنْهُمْ

**(૩) એવી હિજરત કે જે સ્થળે હરામનું વર્ચસ્વ હોય ત્યાંથી નીકળી જાઓ :** એવા સ્થળેથી નીકળી જવું જોઈએ કારણ કે હલાલની તલબ દરેક મુસલમાન ઉપર ફરજ છે.

**(૪) શારીરિક પીડાથી બચવા માટે હિજરત કરવી :** આ હિજરત જાઈઝ અને અલ્લાહ તઆલા તરફથી ઈનામ છે કે મનુષ્ય જે સ્થળે દુશ્મનોની શારીરિક પીડાનો ભય અનુભવે ત્યાંથી નીકળી જાય જેથી આ ભયથી છુટકારો મળે, આ ચોથા પ્રકારની હિજરત સૌ પ્રથમ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કરી, બલકે કોમની પીડાઓથી છુટકારો પ્રાપ્ત કરવા માટે ઈરાકથી સિરીયા તરફ રવાના થયા અને ફરમાવ્યું, فَخَرَجَ مِنْهَا خَآئِفًا يَّتَرَقَّبُ (૨૮:૨૧)

**(૫) આબોહવાની ખરાબી અને બીમારીઓના ભયથી બચવા માટે હિજરત કરવી :** શરીઅતે ઈસ્લામે તેની પણ પરવાનગી આપી છે, જેમકે રસૂલે કરીમ ﷺએ અમુક ગોવાળિયાઓને મદીનાથી બહાર જંગલમાં રહેવાનો ઈરશાદ ફરમાવ્યો, કારણ કે શહેરની આબોહવા તેમને માફક આવતી ન હતી, એ જ પ્રમાણે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ હઝરત અબૂ ઉબયદહ (રદિ.)ને હુકમ મોકલ્યો હતો કે પાટનગરને જોર્ડનથી બદલીને કોઈ ઊંચા સ્થળે લઈ જવામાં આવે જેની આબોહવા ખરાબ ન હોય.

**પરંતુ આ તે સમયે છે કે જ્યારે કોઈ સ્થળે પ્લેગ અથવા કોઈ મહામારી (વ્યાપક બીમારી) ફેલાયેલી ન હોય અને જે સ્થળે કોઈ મહામારી ફેલાઈ જાય તો તેના માટે હુકમ એ છે કે જે લોકો તે સ્થળે પ્રથમથી હાજર છે તેઓ તો ત્યાંથી ભાગશે નહીં અને જેઓ બહાર છે તેઓ ત્યાંથી અંદર નહીં જાય, જેમકે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ સિરીયાની મુસાફરીના સમયે કર્યું હતું કે સિરીયાની સરહદ ઉપર પહોંચીને તેમને જાણ થઈ કે સિરીયામાં પ્લેગ ફેલાયેલો છે તો તેઓએ તે પ્રદેશમાં દાખલ થવામાં ખચકાટ અનુભવ્યો, સહાબએ કિરામ (રદિ.)ના સતત સલાહ-મશ્વરા પછી અંતે જ્યારે હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.)એ તેમને આ હદીષ સંભળાવી કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે,**

**اِذَا وَقَعَ بِاَرۡضٍ وَاَنۡتُمۡ بِهَا فَلَا تَخۡرُجُوۡا مِنۡهَا وَاِذَا وَقَعَ بِاَرۡضٍ وَلَسۡتُمۡ بِهَا فَلَا تَهۡبِطُوۡا عَلَيۡهَا.** (رَوَاهُ التِّرۡمِذِىُّ وَقَالَ حَدِيۡثٌ حَسَنٌ صَحِيۡحٌ)

*"જ્યારે કોઈ પ્રદેશમાં પ્લેગ ફેલાઈ જાય અને તમે ત્યાં હાજર હોય તો હવે ત્યાંથી ન નીકળો અને જ્યારે તમે પ્રથમથી જ ત્યાં મોજૂદ નથી ત્યાં પ્લેગ ફેલાવાની ખબર સાંભળો તો તેમાં પ્રવેશ ન કરો."*

**તે સમયે હઝરત ફારૂક (રદિ.)એ હદીષના હુકમનું અનુસરણ કરીને સમગ્ર કાફલાને લઈને પાછા વળવાનું એ'લાન કર્યું.**

**અમુક ઉલમાએ ફરમાવ્યું છે કે હદીષ શરીફના આ હુકમમાં એક ખાસ હિકમત એ પણ છે કે જે લોકો એવા સ્થળે સ્થાયી છે જ્યાં કોઈ રોગ ફેલાઈ ચૂક્યો છે ત્યાંના લોકોમાં રોગના જીવાણુઓ હોવાની શક્યતા વધારે છે, તેઓ જો ત્યાંથી ભાગશે તો જેમના શરીરમાં આ જીવાણુઓ બીમારી ફેલાવી ચૂક્યા છે તો તેઓ તો બચશે નહીં અને જ્યાં તેઓ જશે ત્યાંના લોકોને પણ તેનાથી પ્રભાવિત કરશે એટલા માટે આ હિકમતપૂર્ણ ફેંસલો ફરમાવ્યો.**

**(૬) પોતાના માલની સુરક્ષા માટે હિજરત :** જ્યારે કોઈ સ્થળે કોઈ વ્યક્તિ **ચોર-ડાકૂઓનો ભય અનુભવે તો ત્યાંથી અન્ય સ્થળે ચાલ્યા જાય, શરીઅતે ઈસ્લામે એની પણ પરવાનગી આપી છે, કારણ કે મુસલમાનનો માલ પણ એવો ઈજ્જતવાળો અને સન્માનનીય છે જેવો સન્માનનીય તેનો જીવ છે.**

આ છ પ્રકારો તો વતન છોડવાના એવા પ્રકારો છે જે કોઈ વસ્તુથી દૂર ભાગવા અને બચવા માટે કરવામાં આવે અને જે મુસાફરી કોઈ વસ્તુને પ્રાપ્ત કરવા માટે અથવા તેની શોધખોળ માટે કરવામાં આવે, તેના નવ પ્રકારો છે.

**(૧) બોધપાઠ ગ્રહણ કરવા માટેની મુસાફરી :** એટલે કે દુનિયાનો પ્રવાસ અને મુસાફરી એટલા માટે કરવામાં આવે કે અલ્લાહ તઆલાની મખ્લૂક અને તેની સંપૂર્ણ કુદરત તથા અગાઉ થઈ ચૂકેલી કોમોને પ્રત્યક્ષ નજરે નિહાળીને બોધપાઠ ગ્રહણ કરે. કુર્આને કરીમમાં આવી મુસાફરીને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે, اَوَلَمْ يَسِيْرُوْا فِى الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ હઝરત ઝુલ્કરનૈનના સફરને પણ અમુક વિદ્વાનોએ આ જ પ્રકારની મુસાફરી ઠરાવી છે અને અમુકે ફરમાવ્યું છે કે તેમની મુસાફરી પૃથ્વી ઉપર અલ્લાહનો કાયદો પ્રસ્થાપિત કરવા માટે હતી.

**(૨) હજ્જ માટે મુસાફરી કરવી :** તેનું અમુક શરતોની સાથે ફરજ હોવું ઈસ્લામી શરીઅતમાં સૌને ખબર છે.

**(૩) જિહાદ માટે મુસાફરી કરવી :** તે પણ સમય અનુરૂપ ફરજ, વાજિબ અથવા મુસ્તહબ હોય છે જેની મુસલમાનોને ખબર છે.

**(૪) રોજીની શોધખોળ માટે મુસાફરી કરવી :** જ્યારે કોઈ વ્યક્તિ પોતાના વતનમાં આવશ્યકતા અનુસાર રોજી પ્રાપ્ત ન કરી શકે તો તેના માટે જરૂરી થઈ જાય છે કે ત્યાંથી મુસાફરી કરીને અન્ય સ્થળે રોજી–રોજગારની શોધખોળ કરે.

**(૫) વેપાર અર્થે મુસાફરી કરવી :** એટલે કે આવશ્યકતા પ્રમાણે વધારે માલ પ્રાપ્ત કરવા માટે મુસાફરી કરવી એ પણ શરીઅતમાં જાઈઝ છે, અલ્લાહનું ફરમાન છે, لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ અહીંયાં اِبْتِغَاءُ (ઈબ્તિગાએ ફઝ્‌લ)નો ભાવાર્થ "વેપાર" છે, અલ્લાહ તઆલાએ હજ્જની મુસાફરીમાં પણ વેપારની પરવાનગી આપી દીધી છે ત્યારે વેપાર માટે મુસાફરી કરવી અગ્ર સ્થાને જાઈઝ છે.

**(૬) જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની મુસાફરી :** તેમાં આવશ્યકતા પ્રમાણે દીનનું જ્ઞાન પ્રાપ્ત કરવું ફરજે ઐન (દરેકના માટે ફરજ) અને તેનાથી વધારે અમુક જરૂરી ઈલ્મ પ્રાપ્ત કરવું ફરજે કિફાયહ હોવું પ્રચલિત બાબત છે.

**(૭) કોઈ સ્થળને પવિત્ર અને બરકતવાળું સમજીને તેના તરફ મુસાફરી કરવીઃ** આવી મુસાફરી ત્રણ મસ્જિદો સિવાય યોગ્ય નથી; એક, મસ્જિદે હરામ (મક્કા-એ-મુકર્રમહ), બીજી મસ્જિદે નબવી ﷺ અને ત્રીજી મસ્જિદે અકશા (બયતુલ મુકદસ). [આ કુર્તુબી અને ઈબ્ને અરબીનો અભિપ્રાય છે, બીજા પુરોગામી બુઝૂર્ગોએ સામાન્ય બરકતવાળા સ્થળો તરફ મુસાફરી કરવાને પણ જાઈઝ ઠરાવ્યું છે. -મુહમ્મદ શફીઅ્ ઉસ્માની સા. (રહ.)]

**(૮) ઈસ્લામી સરહદોની સુરક્ષા માટે મુસાફરી કરવી :** જેને "રબાત" કહેવામાં આવે છે, ઘણી બધી હદીષોમાં તેની ઘણી ફઝીલત આવેલી છે.

**(૯) સગાં-વહાલાંઓ અને દોસ્તોની મુલાકાત માટે મુસાફરી કરવી :** હદીષમાં તેને પણ સવાબ અને સારા વળતરનું કારણ હોવાનું ઠરાવ્યું છે, જેમકે સહીહ મુસ્લિમની હદીષમાં સગાં-વહાલાંઓ અને પ્રિયજનની મુલાકાત માટે મુસાફરી કરનાર માટે ફરિશ્તાઓની દુઆનું વર્ણન કરવામાં આવ્યું છે. (આ ત્યારે છે જ્યારે કે તેમની મુલાકાતથી અલ્લાહને રાજી કરવાનો હેતુ હોય કોઈ ભૌતિક સ્વાર્થ ન હોય. -વલ્લાહુ અઅ્લમુ) *(કુર્તુબી, પેજ : ૩૪૯ થી ૩૫૧, જિલ્દ : ૫, સૂરએ નિસાઅ્)*

---

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૪૩-૪૪)

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِيْٓ اِلَيْهِمْ فَسْــَٔلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ
لَا تَعْلَمُوْنَ ﴿٤٣﴾ بِالْبَيِّنٰتِ وَالزُّبُرِ ۭ وَاَنْزَلْنَآ اِلَيْكَ الذِّكْرَ لِتُبَيِّنَ لِلنَّاسِ
مَا نُزِّلَ اِلَيْهِمْ وَلَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿٤٤﴾

## તરજુમો :

*અને તમારાથી અગાઉ પણ અમે આ જ પુરુષ મોકલ્યા હતા કે અમે તેમના તરફ હુકમ મોકલતા હતા, બસ યાદ રાખનારાઓથી પૂછો જો તમને જાણકારી નથી. (૪૩) તેમને નિશાનીઓ આપીને મોકલ્યા હતા અને કિતાબો અને અમે તમારા ઉપર આ સ્મરણ (કુર્આન) ઉતાર્યું કે લોકોની સામે તે વસ્તુ ખોલી આપો જે તેમના માટે ઊતરી જેથી તેઓ ઊંડો વિચાર કરે. (૪૪)*

## તફસીર :

અને (આ ઈન્કારી લોકો જે આપ ﷺની રિસાલત અને નુબુવ્વતનો એ બીનાએ ઈન્કાર કરી રહ્યા છે કે તમે માનવજાતમાંથી છો અને તેમના સમીપ કોઈ નબી અથવા રસૂલ કોઈ માનવજાતમાંથી ન હોવો જોઈએ, આ તેમની અજ્ઞાનતાપૂર્ણ માન્યતા છે કારણ કે) અમે તમારા પહેલાં પણ ફક્ત પુરુષોને જ રસૂલો બનાવીને મોઅ્‌જિઝાઓ અને કિતાબો આપીને મોકલ્યા છે કે તેમના ઉપર વહી મોકલ્યા કરતા હતા, (હે મક્કાના ઈન્કારીઓ !) જો તમને જ્ઞાન નથી તો અન્ય જ્ઞાનીઓને પૂછી જુઓ (જેમને અગાઉના અંબિયા અલૈ.ની હાલતનું જ્ઞાન હોય અને તે તમારી માન્યતા પ્રમાણે પણ મુસલમાનોની તરફદારી ન કરે અને એ જ પ્રમાણે તમને પણ રસૂલ બનાવીને) તમારા ઉપર પણ આ કુર્આન ઉતાર્યું છે જેથી જે હિદાયત (તમારા માધ્યમથી) લોકોની પાસે મોકલવામાં આવી છે તે હિદાયતો તમે તેમના ઉપર સ્પષ્ટ કરીને સમજાવી આપો અને જેથી તેઓ તેનું ચિંતન-મનન કર્યા કરે.

## મસ્અલા અને બોધપાઠ :

રૂહુલ મઆનીમાં છે કે આ આયત નાઝિલ થયા પછી મુશ્રિકોએ પોતાના ખેપીયાઓને મદીના તય્યિબહ યહૂદીઓ પાસે પરિસ્થિતિથી વાકેફ થવા માટે મોકલ્યા કે શું એ વાત ખરી છે કે અગાઉ પણ બધા અંબિયા (અલૈ.) મનુષ્ય અને માનવજાતમાંથી જ થતા આવ્યા છે ?

જો કે શબ્દ اَهْلُ الذِّكْرِ (અહ્‌લુઝ્‌ઝિક્રિ)માં અહલે કિતાબ અને મો'મિનો બધા જ સામેલ હતા પરંતુ એ દેખીતું છે કે મુશ્રિકોને સંતોષ ગેરમુસ્લિમોના નિવેદનથી જ થઈ શકતો હતો અને પોતે રસૂલે કરીમ ﷺની વાત ઉપર તેમને સંતોષ ન હતો તો બીજા મુસલમાનોની વાત તો તેઓ કઈ રીતે માની શકવાના હતા ?

اَهْلُ الذِّكْرِ (અહ્‌લુઝ્‌ઝિક્રિ) શબ્દ ذِكْر (ઝિક્ર)નો અમુક અર્થો માટે ઉપયોગ થાય છે, તેનો એક અર્થ 'જ્ઞાન'નો પણ થાય છે. આ જ સંદર્ભે કુર્આનમાં તવરાતને પણ 'ઝિક્ર' કહેવામાં આવી છે. وَلَقَدْ كَتَبْنَا فِى الزَّبُوْرِ مِنْ بَعْدِ الذِّكْرِ (૨૧:૧૦૫) અને કુર્આને કરીમને પણ "ઝિક્ર"ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું

છે જેમકે ત્યાર પછીની આયતમાં اَنْـزَلْـنَـا اِلَيْكَ الذِّكْـرَ (૨૧:૧૦૬)માં કુર્આને કરીમ ભાવાર્થ તરીકે છે, એટલા માટે "અહ્લુઝ્ઝિક્રિ"ના શબ્દનો અર્થ અત્રે "જ્ઞાનીઓ" થાય છે અને અત્રે તે જ્ઞાનીઓ કયા લોકો છે ? તેમાં દેખીતું એ છે કે અહલે કિતાબના વિદ્વાનો "યહૂદ અને નસારા" ભાવાર્થ તરીકે છે. આ નિવેદન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન, સુદ્દી (રહ.) વગેરેનું છે અને અમુક લોકોએ આ સ્થળે પણ "ઝિક્ર" કુર્આનના ભાવાર્થ તરીકે લઈને "ઝિક્ર"ની તફસીર "કુર્આનવાળાઓ" કરી છે, તેનાથી વધારે સ્પષ્ટ વાત રમાની, જઝ્ઝાજ, ઝહરીની છે, તેઓ કહે છે કે, اَلْـمُـرَادُ بِـاَهْلِ الذِّكْرِ عُلَمَاءُ اَخْبَارِ الْاُمَمِ السَّالِفَةِ كَائِنًامَّنْ كَانَ فَـالـذِّكْـرُ بِـمَـعْـنَـى الْـحِفْظِ كَاَنَّهُ قِيْلَ اِسْاَلُوا الْمُطَّلِعِيْنَ عَلَى اَخْبَارِ الْاُمَمِ يُعَلِّمُوْكُمْ بِـــــذَٰلِكَ આ સંશોધનની બીનાએ અહલે કિતાબ પણ તેમાં સામેલ છે અને કુર્આનવાળાઓ પણ.

بَيِّـــنَـــاتُ (બય્યિનાત)નો અર્થ ઘણો પ્રચલિત છે અને તેનો ભાવાર્થ અત્રે "મોઅ્જિઝાઓ" છે, زُبُـرُ (ઝુબુર) વાસ્તવમાં زَبَـرَةُ (ઝબરહ)નું બહુવચન છે જે "લોઢાના મોટા ટૂકડાઓ"ને કહેવામાં આવે છે. اٰتُـوْنِـىْ زُبَـرَالْـحَدِيْدِ (૧૮:૯૬) ટૂકડાઓને જોડીને લખવાને (ઝબરહ) કહેવામાં આવે છે અને આવી લખેલી કિતાબને "ઝુબુર" અથવા "ઝબૂર" કહેવામાં આવે છે, અત્રે તેનો ભાવાર્થ અલ્લાહની કિતાબ છે જેમાં તવરાત, ઈન્જીલ, ઝબૂર અને કુર્આન સામેલ છે.

## મુજ્તહિદીન ઇમામોની તકલીદ ગેરમુજ્તહિદ ઉપર વાજિબ છે :

પ્રસ્તુત આયતનું આ વાક્ય فَسْـئَـلُـوْٓا اَهْـلَ الـذِّكْـرِاِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ આ સ્થળે જો કે એક ખાસ વિષય હેઠળ આવ્યું છે પરંતુ તેના શબ્દો સર્વસામાન્ય છે જે સમગ્ર વ્યવહારને સ્પર્શે છે, એટલા માટે કુર્આનની શૈલીના આધારે વાસ્તવમાં આ એક મહત્ત્વનો નિયમ છે જે તાર્કિક અને બૌદ્ધિક રીતે પણ તથા શરઈ રૂએ પણ અગત્યનો છે કે, જે લોકો હુકમો નથી જાણતા તેઓ જાણકારોને પૂછીને અમલ કરે અને ન જાણનારાઓ ઉપર ફરજ છે કે જાણકારોના બતાવેલા ઉપર અમલ કરે તેનું નામ જ "તકલીદ" છે. કુર્આનનો આ સ્પષ્ટ હુકમ પણ છે અને બૌદ્ધિક કે તાર્કિક રીતે પણ તેના સિવાય અમલ અથવા આચરણને પ્રચલિત કરવાનું કોઈ અન્ય સ્વરૂપ હોઈ શકતું નથી, ઉમ્મતના સહાબા (રદિ.)ના સમયકાળથી લઈને

આજદિન સુધી કોઈ પ્રકારના વિરોધ વિના આ જ નિયમ ઉપર અમલ થતો આવ્યો છે, જે તકલીદના ઈન્કારીઓ છે તે પણ આવી તકલીદનો ઈન્કાર નથી કરતા કે જે લોકો આલિમ નથી તેઓ ઉલમા પાસેથી ફત્વો લઈને અમલ કરે છે અને દેખીતું છે કે નાવાકેફ સામાન્ય જનતાને જો ઉલમા કુર્આન અને હદીષની દલીલો બતાવી પણ આપે તો તેઓ તે દલીલોને પણ તે જ ઉલમાના ભરોસા ઉપર સ્વીકાર કરશે, તેમનામાં પોતે દલીલો સમજવાની અને પારખવાની ક્ષમતા છે જ નથી અને તકલીદ તેનું જ નામ છે કે ન જાણનારો કોઈ જાણકાર ઉપર ભરોસો કરી કોઈ હુકમને શરીઅતનો હુકમ ઠરાવીને અમલ કરે, આ તકલીદ તે છે જેના જાઈઝ હોવા બલકે વાજિબ હોવામાં કોઈ મતભેદની સંભાવના નથી, અલબત્ત તે ઉલમા જેઓ પોતે કુર્આન અને હદીષને અથવા ઈજ્માઅ્ને સમજવાની ક્ષમતા ધરાવે છે તેમને એવા હુકમોમાં કે જે કુર્આન અને હદીષમાં સ્પષ્ટ અને ખુલ્લમ-ખુલ્લા વર્ણન થયા છે તથા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) વચ્ચે તે મસ્અલાઓમાં કોઈ મતભેદ પણ નથી એવા હુકમોમાં તે ઉલમા સીધે-સીધા કુર્આન અને હદીષ તથા ઈજ્માઅ્ ઉપર અમલ કરે, તેમાં ઉલમાને કોઈ મુજ્તહિદની તકલીદની આવશ્યકતા નથી પરંતુ તે હુકમો અને મસ્અલાઓ જે કુર્આન અને સુન્નતમાં ખુલ્લમ-ખુલ્લા વર્ણન નથી થયા અથવા જેમાં કુર્આનની આયતો અને હદીષની રિવાયતોમાં દેખીતો કોઈ વિરોધાભાસ નજરે પડે છે તે મસ્અલાઓ અને હુકમો ઈજ્તેહાદ માંગી લે છે, તેને પરિભાષામાં અને વ્યાખ્યામાં "મુજ્તહિદ ફીહિ મસ્અલાઓ" કહેવામાં આવે છે, તેનો હુકમ એ છે કે જે તા'લીમને ઈજ્તેહાદનો દરજ્જો પ્રાપ્ત નથી થયો તેને પણ આ મસ્અલાઓમાં કોઈ મુજ્તહિદ ઈમામની તકલીદ જરૂરી છે, ફક્ત પોતાના વ્યક્તિગત અભિપ્રાયના ભરોસા ઉપર એક આયત અથવા રિવાયતને અગ્રિમતા આપીને તેને અપનાવવું તથા બીજી આયત અથવા રિવાયતને ઓછા વજનવાળી ઠરાવી દેવું તેના માટે જાઈઝ નથી.

એ જ પ્રમાણે જે હુકમો કુર્આન અને સુન્નતમાં ખુલ્લમ-ખુલ્લા વર્ણન નથી થયા તેને કુર્આન અને સુન્નતના વર્ણન કરેલ સિદ્ધાંતો પ્રમાણે પ્રતિપાદિત કરવું અને તેનો શરીઅતનો હુકમ નક્કી કરવો એ પણ તે જ ઉમ્મતના મુજ્તહિદોનું કાર્ય છે જેમને અરબી ભાષા તથા અરબી શબ્દકોષ અને રૂઢિપ્રયોગો તથા તેના

ઉપયોગનું વળી કુર્આને સુન્નતના બધા જ જ્ઞાનનું સારું એવું જ્ઞાન પ્રાપ્ત હોય તથા તે પરહેઝગારી અને અમલના ઉચ્ચ સ્થાને બિરાજમાન હોય, જેમકે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.), ઈમામ શાફઈ (રહ.), ઈમામ માલિક (રહ.), ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) અથવા અવજાઈ, ફકીહ અબૂલ્લઈશ વગેરે જેમનામાં અલ્લાહ તઆલાની મહોબ્બત નુબુવ્વતના સમયકાળ અને સહાબાઓ (રદિ.) તથા તાબિઈન (રહ.)ના સંગાથની બરકતથી શરીઅતના સિદ્ધાંતો તથા તેના હેતુઓ સમજવાની ખાસ ભાવના તથા નુસૂસવાળા હુકમો દ્વારા ગેરનુસૂસ હુકમોને કયાસ કરવાની તથા તેનાથી હુકમ પ્રતિપાદિત કરવાની ખાસ રીત અર્પણ થઈ હતી. આવા મુજ્‌તહિદ ફીહિ મસ્અલાઓમાં સામાન્ય મુસલમાનોએ પણ મુજ્‌હિદ ઈમામોમાંથી કોઈની તકલીદ કરવી જરૂરી છે, અઈમ્મએ મુજ્‌તહિદીન વિરુદ્ધ કોઈ નવો અભિપ્રાય અપનાવવો ભૂલ છે.

એ જ કારણ છે કે ઉમ્મતના પુરોગામી ઉલમા, મુહદ્દીસો અને ફકીહો, ઈમામ ગઝાલી, ઈમામ રાઝી, તિરમિઝી, તહાવી, મઝની, ઈબ્ને હમામ, ઈબ્ને કદામહ, રાસી (રહ.) જેવા લાખો પુરોગામી વિદ્વાનો તેમના અરબી જ્ઞાન તથા શરીઅતના વિદ્વતાપૂર્ણ સ્થાનમાં નિષ્ણાતનો દરજ્જો ધરાવતા હતા તે છતાં આવા ઈજ્‌તિહાદી મસ્અલાઓમાં અઈમ્મએ મુજ્‌તહિદીનની તકલીદના જ પાબંદ રહ્યા છે, બધા મુજ્‌તહિદીન વિરુદ્ધ પોતાના અભિપ્રાયથી કોઈ ફત્વો આપવો જાઈઝ નથી સમજ્યું.

અલબત્ત, જ્ઞાનીઓ અને પરહેઝગાર લોકોને તે ઉચ્ચ કક્ષાનું સ્થાન પ્રાપ્ત હતું કે મુજ્‌તહિદોના નિવેદનો તથા અભિપ્રાયોને કુર્આન અને સુન્નતની દલીલોથી પારખતા અને કસોટી કરતા હતા, ત્યારબાદ અઈમ્મએ મુજ્‌તહિદીનમાંથી જે ઈમામના નિવેદનને તેઓ કિતાબ અને સુન્નતની સાથે વધારે નિકટ જોતા તેને અપનાવી લેતા હતા પરંતુ અઈમ્મએ મુજ્‌તહિદીનના મસ્લકથી બિલકુલ બહાર નીકળી જવું અને તે સૌના વિરુદ્ધ કોઈ અભિપ્રાય સ્થાપિત કરવો કદાપિ જાઈઝ સમજતા ન હતા, તકલીદની મૂળ હકીકત આટલી જ છે.

ત્યારબાદ દિન-બ-દિન જ્ઞાનનું સ્તર ઘટતું ગયું તથા પરહેઝગારી અને અલ્લાહના ડરના બદલે સ્વાર્થ તથા મનેચ્છાઓ છવાવા લાગી, આવી હાલતમાં

જો આ સ્વતંત્રતા આપવામાં આવે કે જે મસ્અલામાં ઇચ્છે કોઈ એક ઈમામનું નિવેદન અપનાવી લે અને જેમાં ઇચ્છે કોઈ બીજાના નિવેદનને લઈ લે તો તેનાથી અવશ્ય એવી અસર થઈ હોત કે લોકો શરીઅતના અનુસરણનું નામ લઈને પોતાની મનેચ્છાઓની ગુલામીમાં સપડાઈ ગયા હોત કે જે ઈમામના નિવેદનમાં પોતાનો અંગત સ્વાર્થ પૂરો થતો નજરે પડે તેને અપનાવી લે અને એ દેખીતું છે કે આવું કરવું કોઈપણ રીતે દીન અને શરીઅતનું અનુસરણ નથી, બલકે પોતાનો સ્વાર્થ અને મનેચ્છાઓનું અનુસરણ છે, અલ્લામહ શાતબીએ "મુવાફિકાત"માં એક ઘણો લાંબો ખુલાસો લખ્યો છે અને ઇબ્ને તયમિય્યાએ પણ સામાન્ય તકલીદના વિરોધ છતાં આ પ્રકારના અનુસરણને પોતાના ફતાવામાં ઉમ્મતના ઈજ્માઅ્થી હરામ કહ્યું છે, એટલા માટે પાછલા ફુક્હાએ એવું જરૂરી સમજ્યું કે અમલ કરનારાઓએ કોઈ એક જ મુજ્તહિદ ઈમામની તકલીદની પાબંદી કરવી જોઈએ, અહીંયાંથી વ્યક્તિગત તકલીદની શરૂઆત થઈ જે વાસ્તવમાં એક વ્યવસ્થા જાળવવા માટેનો હુકમ છે, જેનાથી વાસ્તવમાં દીનની વ્યવસ્થા કાયમ રહે છે અને લોકો દીનની આડમાં પોતાના નફ્સ અને મહેચ્છાના અનુસરણનો શિકાર બનતા નથી, તેનું ઉદાહરણ બિલકુલ તે છે જે હઝરત ઉસ્માનગની (રદિ.)એ સહાબા (રદિ.)ના ઈજ્માથી કુર્આનના "સબ્અતિ અહ્રુફ" (એટલે કે Seven Versions-સાત લુગતો)માંથી ફક્ત એકને નક્કી કર્યું, જો કે સાતેય લુગતો કુર્આનની જ લુગતો હતી. હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) દ્વારા રસૂલે કરીમ ﷺની ઇચ્છા પ્રમાણે નાઝિલ થઈ પરંતુ જ્યારે કુર્આન બિનઆરબોમાં ફેલાયું અને વિવિધ લુગતોમાં પઢવાથી કુર્આનની તહરીફ (સુધારા-વધારા)નો ભય અનુભવાવા લાગ્યો તો સહાબા (રદિ.)ના ઈજ્માથી મુસલમાનો ઉપર જરૂરી ઠરાવી દીધું કે ફક્ત એક જ લુગતમાં કુર્આને કરીમ લખવામાં અને પઢવામાં આવે, હઝરત ઉસ્માનગની (રદિ.)એ આ જ એક લુગત પ્રમાણે બધી જ હસ્તપ્રતો લખાવીને વિશ્વમાં ચારે તરફ મોકલી આપી અને આજદિન સુધી સમગ્ર ઉમ્મત તેની જ પાબંદ છે, તેનો એ અર્થ નથી કે બીજી લુગતો સાચી ન હતી બલકે દીનની વ્યવસ્થા અને કુર્આનની સુરક્ષા માટે ફક્ત એક જ લુગત અપનાવી લેવામાં આવી, એ જ પ્રમાણે અઈમ્મએ મુજ્તહિદીન બધા સાચા છે, તેમનામાંથી કોઈ એકને તકલીદ માટે નક્કી કરવાનો એ અર્થ કદાપિ નથી કે જે નક્કી કરેલ

ઈમામની તકલીદ કોઈએ અપનાવી છે તેના નજીક બીજા ઈમામો તકલીદ કરવાપાત્ર નથી, બલકે પોતાની સહૂલત અને સરળતા જે ઈમામની તકલીદમાં જોઈ તેને અપનાવી લીધી અને બીજા ઈમામોને પણ એ જ પ્રમાણે સન્માનપાત્ર સમજ્યા.

આ બિલકુલ એવું જ છે જેમકે બીમાર વ્યક્તિ શહેરના હકીમ અથવા ડૉક્ટરમાંથી કોઈ એકને જ પોતાના ઈલાજ માટે નક્કી કરવો જરૂરી સમજે છે, કારણ કે બીમાર પોતાના અભિપ્રાયથી ક્યારેક કોઈ ડૉક્ટરને પૂછીને દવાનો ઉપયોગ કરે, ક્યારેક કોઈ બીજાને પૂછીને દવા વાપરે તો આ તેની હલાકતનું કારણ બને છે, જ્યારે તે કોઈ ડૉક્ટરને પોતાના ઈલાજ માટે નક્કી કરે છે તો તેનો એ અર્થ કદાપિ નથી હોતો કે બીજા ડૉક્ટર નિષ્ણાત નથી અથવા તેમનામાં ઈલાજ કરવાની ક્ષમતા નથી.

હનફી, શાફઈ, માલિકી અને હમ્બલી જે વહેંચણી ઉમ્મતમાં સ્થાપિત થઈ છે તેની વાસ્તવિકતા એનાથી વધારે કંઈ જ ન હતી, તેમાં ફિરકાબંદી અને વિભાજનનો રંગ તથા પરસ્પર વિવાદ કે ઝઘડાઓને ઉત્તેજન આપવું ન તો કોઈ દીનનું કાર્ય છે અને ન જ ક્યારેય સમજદાર ઉલમાએ તેને સારી વાત સમજી છે, અમુક ઉલમાના નિવેદનમાં ઈલ્મી ચર્ચા તથા સંશોધનને મુનાજરાનો રંગ ચઢાવવામાં આવ્યો છે અને અમુકે કટાક્ષ તથા મ્હેણા-ટોણા સુધીની નોબત આવી છે, પછી અજ્ઞાનતાપૂર્ણ રીતે વાદ-વિવાદ અને મતભેદોએ એટલે સુધી નોબત પહોંચાડી જે આજે મોટે ભાગે દીનદારી અને ધાર્મિકપણાની નિશાની બની ગઈ. فَاِلَى اللّٰهِ الْمُشْتَكٰى وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْم

**ચેતવણી :**

તકલીદ અને ઈજ્તિહાદના મસ્અલા ઉપર અત્રે જે કંઈ લખવામાં આવ્યું છે તે આ વિષયનો ખૂબ ટૂંકો ખુલાસો છે જે સામાન્ય મુસલમાનોને સમજવા માટે પૂરતો છે, વિદ્વતાપૂર્ણ સંશોધન તથા ફિકૂહના સિદ્ધાંતોનો વિગતવાર ખુલાસો કિતાબોમાં વિસ્તારથી મોજૂદ છે, ખાસ કરીને "કિતાબુલ મુવાફિકાત" અલ્લામહ શાતિબી, ચોથી જિલ્દ બાબુલ ઈજ્તિહાદ તથા અલ્લામહ શઈફુદ્દીન આમદીની કિતાબ "અહકામુલ અહકામ" જિલ્દ : ૩ અલ્કાઈદતુષ્ષાલિષહ ફિલ

મુજતહિદીન, હઝરત શાહ વલિયુલ્લાહ દહેલવી (રહ.)ની કિતાબો "હુજ્જતુલ્લાહુલ બાલિગહ" અને "રિસાલા ઈક્દ અલ જિદ્" અને હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની કિતાબ "અલ ઈક્તિસાદ ફિલ તકલીદ વલ ઈજ્તિહાદ" વગેરે આ વિષયના સંદર્ભમાં ખાસ નોંધપાત્ર છે, જ્ઞાનીઓ તેના તરફ રુજૂઅ્ કરે.

**કુર્આન સમજવા માટે રસૂલે કરીમ ﷺની હદીષ જરૂરી છે, હદીષનો ઇન્કાર વાસ્તવમાં કુર્આનનો ઇન્કાર છે :**

وَاَنْزَلْنَا اِلَيْکَ الذِّکْرَ لِتُبَيِّنَ لِلنَّاسِ આ આયતમાં "ઝિક્ર"નો ભાવાર્થ સર્વસહમતીથી કુર્આન મજીદ છે અને રસૂલે કરીમ ﷺને તે "ઝિક્ર" એટલે કે કુર્આન સમજાવવાના જવાબદાર ઠરાવવામાં આવ્યા છે, મતલબ કે આપ ﷺ કુર્આનની નાઝિલ થયેલ આયતોનું વર્ણન અને સ્પષ્ટતા લોકો સામે કરી આપે, તેમાં એ બાબતની સ્પષ્ટ સાબિતી છે કે કુર્આને કરીમની સચ્ચાઈ અને તેનો પરિચય તથા હુકમો અને સાચી રીતે સમજવું વગેરે બાબતો રસૂલે કરીમ ﷺના વર્ણન ઉપર અવલંબિત છે, જો દરેક વ્યક્તિ માત્ર અરબી ભાષા અને અરબી સાહિત્યનો જાણકાર થઈને કુર્આનના હુકમોને અલ્લાહ તઆલાની ઈચ્છા પ્રમાણે સમજવા માટે શક્તિ ધરાવતો હોત તો રસૂલે કરીમ ﷺને તેના વર્ણન અને સ્પષ્ટતા કરવાની સેવા સોંપવાનો કોઈ અર્થ રહેતો નથી.

અલ્લામહ સાતિબી (રહ.)એ "મુવાફિકાત"માં સંપૂર્ણ વિસ્તારપૂર્વક સાબિત કર્યું છે કે રસૂલે કરીમ ﷺની સુન્નત અલ્લાહની સંપૂર્ણ કિતાબનું વર્ણન છે, કારણ કે કુર્આને કરીમે રસૂલે કરીમ ﷺ વિશે કહ્યું છે, وَاِنَّکَ لَعَلٰى خُلُقٍ عَظِيْمٍ (૬૮:૪) અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ આ خُلُقٍ عَظِيْمٍ (ખુલુકે અઝીમ)નું વિવરણ આ ફરમાવ્યું છે, كَانَ خُلُقُهُ الْقُرْاٰنَ તેનો ખુલાસો એ થયો કે રસૂલે કરીમ ﷺ દ્વારા જે કોઈપણ નિવેદન અથવા પ્રવૃત્તિ સાબિત થાય છે તે બધું જ કુર્આનનો જ ઈરશાદ છે, અમુક તો જાહેર રીતે કોઈ આયતની તફસીર અને ખુલાસો હોય છે જેને સામાન્ય વિદ્વાનો જાણે છે અને અમુક સ્થળે કુર્આનમાં દેખીતી રીતે તેનું કોઈ વર્ણન નથી હોતું પરંતુ રસૂલે કરીમ ﷺના દિલ મુબારકમાં વહી સ્વરૂપે તેને સ્થાયી કરી આપવામાં આવે છે, તે પણ એક સ્વરૂપે કુર્આનના જ

હુકમમાં હોય છે, કારણ કે કુર્આનના ખુલાસા પ્રમાણે રસૂલે કરીમ ﷺની કોઈ વાત પોતાની મનેચ્છાથી નથી હોતી બલકે તે અલ્લાહ તબારક વ તઆલા તરફથી વહી હોય છે. وَمَا يَنْطِقُ عَنِ الْهَوٰىٓ اِنْ هُوَ اِلَّا وَحْيٌ يُّوْحٰى (૫૩:૩-૪) એનાથી જાણ થઈ કે રસૂલે કરીમ ﷺની બધી જ ઈબાદતો, વ્યવહારો, વર્તન, ટેવો સર્વકાંઈ અલ્લાહની વહી અને કુર્આનના હુકમમાં છે અને જ્યાં કંઈ પણ આપ ﷺએ પોતાના ઈજ્તિહાદથી કોઈ કાર્ય કર્યું છે તો તે અંતે અલ્લાહની વહીથી અથવા તો તેના ઉપર કોઈ મનાઈ ન કરવાના કારણે તેનું સમર્થન અને ખરાઈ કરી આપવામાં આવી છે, એટલા માટે તે પણ વહીના હુકમમાં આવી જાય છે.

ખુલાસો એ છે કે આ આયતે રસૂલે કરીમ ﷺના આગમનનો હેતુ કુર્આને કરીમનું વિવરણ વર્ણન કરવાને ફરમાવી આપ્યો છે, જેમકે સૂરએ જુમ્અહ વગેરેની અનેક આયતોમાં કિતાબની તા'લીમના શબ્દોથી આ બઅ્ષતનો હેતુ વર્ણન કરવામાં આવ્યો છે, હવે તે હદીષનો સંગ્રહ જેને સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી લઈને અંતિમ મુહદીસો સુધી ઉમ્મતના તેજસ્વી લોકોએ પોતાના પ્રાણથી પણ વધારે રક્ષણ કરીને ઉમ્મત સુધી પહોંચાડ્યા છે અને તેના સંશોધનમાં જિંદગીઓ ખર્ચીને હદીષની રિવાયતોના દરજ્જાઓ સ્થાપિત કર્યા છે અને જે રિવાયતને સનદ (પ્રમાણ)ના સ્વરૂપમાં એ દરજ્જાએ ન જોઈ કે તેના ઉપર શરીઅતના હુકમનો પાયો રાખવામાં આવે તેને હદીષના સંગ્રહથી અલગ કરીને માત્ર તે રિવાયતો ઉપર આગવી કિતાબો લખી આપી છે જે આખી જિંદગીની ટીકાઓ અને સંશોધનો પછી સાચી અને ભરોસાપાત્ર સાબિત થઈ છે.

જો આજે કોઈ વ્યક્તિ આ હદીષના સંગ્રહને કોઈ હીલા-બહાના કરીને ભરોસો કરવાપાત્ર નથી કહેતો તો તેનો સાફ અર્થ એ છે કે, નઊઝુબિલ્લાહ રસૂલે કરીમ ﷺએ આ કુર્આનના હુકમોનો વિરોધ કર્યો કે કુર્આનના વિષયોને તેમણે વર્ણન કર્યા નથી અથવા એ કે આપ ﷺએ તો વર્ણન કર્યા હતા પરંતુ તે કાયમ અને સુરક્ષિત નથી રહ્યા અને કુર્આનના તે બંને સ્વરૂપો અર્થની દષ્ટિએ સુરક્ષિત ન રહ્યા જેની હિફાઝતની જવાબદારી પોતે અલ્લાહ તઆલાએ પોતાના માથે રાખી છે. وَاِنَّا لَهٗ لَحٰفِظُوْنَ (૧૫:૯) તેમનો આ દા'વો કુર્આનની આ "નસ" (Textual Authority) વિરુદ્ધ છે, તેનાથી સાબિત થયું કે જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺની

સુન્નતને ઈસ્લામની હુજ્જત અથવા સંપૂર્ણ દલીલ માનવાથી ઈન્કાર કરે છે એક રીતે તે વાસ્તવમાં કુર્આનનો જ ઈન્કાર છે, નઊઝુબિલ્લાહ.

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૪૫-૪૬-૪૭)

اَفَاَمِنَ الَّذِيْنَ مَكَرُوا السَّيِّاٰتِ اَنْ يَّخْسِفَ اللّٰهُ بِهِمُ الْاَرْضَ اَوْ يَاْتِيَهُمُ الْعَذَابُ
مِنْ حَيْثُ لَا يَشْعُرُوْنَ ﴿٤٥﴾ اَوْ يَاْخُذَهُمْ فِيْ تَقَلُّبِهِمْ فَمَا هُمْ بِمُعْجِزِيْنَ ﴿٤٦﴾
اَوْ يَاْخُذَهُمْ عَلٰى تَخَوُّفٍ ؕ فَاِنَّ رَبَّكُمْ لَرَءُوْفٌ رَّحِيْمٌ ﴿٤٧﴾

### તરજુમો :

*બસ શું તે લોકો નીડર બની ગયા જેઓ ખરાબ પ્રપંચ કરે છે એનાથી કે અલ્લાહ તેમને જમીનમાં ધસાવી દે અથવા તેમના ઉપર અઝાબ આવી પહોંચે જ્યાંથી ખબર (ધારણા) ન રાખતા હોય ? (૪૫) અથવા તેમને ચાલતા-ફરતા પકડી લે, બસ તેઓ આજિઝ કરનારા નથી. (૪૬) અથવા તેમને ડરાવ્યા પછી પકડી લે, બસ તમારો પરવરદિગાર ઘણો માયાળુ મહેરબાન છે. (૪૭)*

### તફસીર :

જે લોકો (સત્ય દીનને જૂઠાડવા માટે) ખરાબ-ખરાબ પ્રપંચો કરે છે (કે ક્યાંક તો તેમાં શંકાઓ અને હુકમોમાં વાંધા ઊભા કરે છે અને સત્યનો ઈન્કાર કરે છે કે તે ખોટું છે અથવા તો ક્યાંક અન્યોને પણ રોકે છે કે આ ખોટો ધર્મ છે) શું આવા લોકો (આવી કુફ્રની કાર્યવાહીઓ કર્યા) પછી પણ એ વાતથી નચિંત (અને નીડર થઈને બેઠા) છે કે અલ્લાહ તઆલા તેમને (તેમના કુફ્રના વબાલમાં) જમીનમાં ધસાવી દે અથવા તેમના ઉપર એવી જગ્યાએથી અઝાબ આવી પડે જ્યાંથી તેમને કલ્પના પણ ન હોય (જેમકે બદ્રના યુદ્ધમાં એવા શસ્ત્રવિહોણા મુસલમાનોના હાથે તેમને સજા મળી કે ક્યારેય તેમની બુદ્ધિ પ્રમાણે એવી સંભાવના ન હતી કે તેઓ અમારા ઉપર વિજય પ્રાપ્ત કરશે) અથવા તેમને હરતા-ફરતા (કોઈ આફતમાં) પકડી લે, (જેમકે કોઈ બીમારી અચાનક આવી

પડે) બસ, (જો આ બાબતોમાંથી કોઈ બાબત થઈ જાય તો) આ લોકો અલ્લાહને હરાવી (પણ) નથી શકતા અથવા તેમને ડરાવ્યા પછી પકડી લે (જેમકે દુકાળ અથવા કોઈ ચેપી રોગ આવી પડે અને ક્રમે–ક્રમે તેમનો નાશ થઈ જાય એટલે કે તેમણે નીડર ન થવું જોઈએ, અલ્લાહની શક્તિમાં બધું જ છે પરંતુ મહોલત આપવામાં આવી રહી છે) બસ, (તેનું કારણ એ છે કે) તમારો પરવરદિગાર અનહદ માયાળુ મહાદયાળુ છે (એટલા માટે મહોલત આપી છે કે હજુપણ સમજી જાઓ અને સફળતા તથા છુટકારાના તરીકાને અપનાવી લો).

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી અગાઉની આયતોમાં કાફિરોને આખિરતના અઝાબથી ડરાવવામાં આવ્યા હતા. ثُمَّ يَوْمَ الْقِيٰمَةِ يُخْزِيْهِمْ આ આયતોમાં તેમને એ બાબતથી ડરાવવામાં આવ્યા છે કે એવું પણ બની શકે છે કે આખિરતના અઝાબથી પહેલાં દુનિયામાં પણ અલ્લાહના અઝાબમાં તેઓ પકડી લેવામાં આવે કે જે જમીન ઉપર બેઠા હોય તેમાં જ ધસાવી દેવામાં આવે અથવા અન્ય કોઈ કલ્પના ન હોય એવા માર્ગે અલ્લાહના અઝાબમાં પકડાઈ જાય, જેમકે ગઝ્‌વએ બદ્રમાં એક હજાર બહાદુર શસ્ત્રસજ્જ યોદ્ધાઓને અમુક નિઃશસ્ત્ર મુસલમાનોના હાથે એવી સજા મળી જેની તેમને કોઈ કલ્પના સુદ્ધાં પણ થઈ શકતી ન હતી અથવા એવું પણ બની શકે છે કે હરતા–ફરતા અલ્લાહના કોઈ અઝાબમાં પકડાઈ જાય કે કોઈ ગંભીર બીમારીમાં પટકાઈ જાય અથવા કોઈ ઊંચા સ્થળેથી પડી જાય અથવા કોઈ સખત વસ્તુ સાથે અથડાઈને નાશ પામે અને અઝાબનું એ સ્વરૂપ પણ હોઈ શકે છે કે અઝાબ અચાનક ન આવે પરંતુ માલ અને તંદુરસ્તી તથા સામાન અને રાહત તથા સંતોષ ઘટતો ચાલ્યો જાય, એવી રીતે ઘટતાં–ઘટતાં તે કોમનો નાશ થઈ જાય.

શબ્દ تَخَوُّفٌ (તખવ્વુફ) આ આયતમાં આવ્યો છે, તે દેખીતી રીતે خَوْفٌ (ખૌફ) શબ્દથી બન્યો છે અને અમુક વિવરણકારોએ તેના અર્થના આધારે એ તફસીર કરી છે કે એક વર્ગને અઝાબમાં પકડી લેવામાં આવે જેથી બીજો વર્ગ ડરી જાય, એ જ પ્રમાણે બીજા વર્ગને અઝાબમાં પકડી લેવામાં આવે જેથી ત્રીજો વર્ગ ડરી જાય, એ જ પ્રમાણે ડરતાં–ડરતાં સૌનો ખાત્મો થઈ જાય.

પરંતુ કુર્આનના મુફસ્સિર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને મુજાહિદ (રહ.) વગેરે તફસીરકાર ઈમામોએ અત્રે શબ્દ تَـخَـوُّفٌ (તખવ્વુફ)ને تَـنَـقُّـصُ (તનક્કુસ)ના અર્થમાં લીધું છે અને આ જ અર્થના આધારે તેનો તરજુમો ઘટાડતાં-ઘટાડતાં કર્યો છે.

હઝરત સઈદ બિન મુસયફ (રદિ.)એ ફરમાવ્યું છે કે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને પણ આ શબ્દના અર્થમાં થોડો ખચકાટ થયો તો તેમણે મિમ્બર ઉપરથી સહાબા (રદિ.)ને સંબોધન કરીને ફરમાવ્યું કે શબ્દ تَخَوُّفٌ (તખવ્વુફ)નો તમે શું અર્થ સમજો છો ? સામાન્ય શ્રોતાગણ મૌન રહ્યો પરંતુ ''કબીલએ હુઝય્‌લ''ના એક વ્યક્તિએ વિનંતી કરી કે “હે અમીરુલ મુઅ્‌મિનીન ! આ અમારા કબીલાનો એક ખાસ શબ્દકોષ છે, અમારા ત્યાં આ શબ્દ تَـــنَـــقُّـــصُ (તનક્કુસ)ના અર્થમાં ઉપયોગ થાય છે.” એટલે કે ''ક્રમે-ક્રમે ઘટવું'' હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પ્રશ્ન કર્યો કે, “શું અરબો પોતાની શાયરીમાં આ શબ્દ ''તન્કીસ''ના અર્થમાં ઉપયોગ કરે છે ?” તેણે વિનંતી કરી, હા ! અને પોતાના કબીલાના શાઈર અબૂ કબીર હઝલીનો એક શે'ર રજુ કર્યો જેમાં આ શબ્દ ''ક્રમે-ક્રમે ઘટવા''ના અર્થમાં લેવામાં આવ્યો હતો, આ બાબત ઉપર હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું કે, “હે લોકો ! (ઈસ્લામ અગાઉની) અજ્ઞાનતાકાળની શે'રોનું જ્ઞાન પ્રાપ્ત કરો કારણ કે તેમાં તમારી કિતાબની તફસીર અને તમારા કલામના અર્થોનો ફેંસલો થાય છે.” (હઝરત ફારૂકે આ'ઝમ રદિ.ના કહેવાનો અર્થ એવો લાગે છે કે અરબી ભાષાનું ગદ્ય-પદ્ય અને દરેક પ્રકારનું સાહિત્યિક જ્ઞાન પ્રાપ્ત કરવાથી કુર્આનના અર્થો અને તેનું વિવરણ સમજવામાં મદદ મળે છે.)

## કુર્આનના અર્થો સમજવા માટે સામાન્ય અરબી ભાષાનું જ્ઞાન પૂરતું નથી :

એનાથી એક વાત તો એ સાબિત થઈ કે સામાન્ય રીતે અરબી ભાષા બોલવા-લખવાની પાત્રતા કુર્આન સમજવા માટે પૂરતી નથી, બલકે તેમાં એટલી નિપૂણતા અને સંપૂર્ણ જાણકારી જરૂરી છે કે જેનાથી પ્રાચીન અજ્ઞાનતાકાળના અરબોના કલામને સંપૂર્ણ રીતે સમજી શકાય, કારણ કે કુર્આને કરીમ આ જ

ભાષામાં અને તેમના જ રૂઢિપ્રયોગો અને કહેવતો પ્રમાણે નાઝિલ થયું છે, આ દરજ્જાનું અરબી સાહિત્ય કુર્આન સમજવા માટે શીખવું જરૂરી છે.

**અરબી સાહિત્ય શીખવા માટે (ઇસ્લામ અગાઉની) અજ્ઞાનતાકાળના શાયરોની શાઈરી પઢવી જાઇઝ છે, જો કે તે ભેળસેળિયા હોય છે :**

એનાથી એ પણ જાણ થાય છે કે કુર્આને કરીમને સમજવા માટે ઈસ્લામ અગાઉની અજ્ઞાનતાકાળની અરબી ભાષા તથા તેના શબ્દકોષ, રૂઢિપ્રયોગો અને કહેવતો સમજવા માટે અજ્ઞાનતાકાળના શાયરોનું કલામ શીખવું-શિખવાડવું જાઈઝ છે, જો કે એ દેખીતું છે કે અજ્ઞાનતાકાળના શાયરોના કલામ અજ્ઞાનતાપૂર્ણ રીત-રિવાજો અને ઈસ્લામ વિરુદ્ધ પ્રવૃત્તિઓ તથા આચરણો ઉપર આધારિત હોઈ શકે છે પરંતુ કુર્આન સમજવાની આવશ્યકતા માટે તેને શીખવું-શિખવાડવું જાઈઝ ઠરાવવામાં આવ્યું. (તેમાં કોઈ કુફ્રિય્યહ-શિર્કિય્યહ કલામ સામેલ ન હોવું જોઈએ, જેમકે મૂર્તિઓના વખાણ વગેરે).

**દુનિયાનો અઝાબ પણ એક પ્રકારે રહમત છે :**

પ્રસ્તુત આયતોમાં દુનિયામાં અઝાબના વિવિધ પ્રકારોનું વર્ણન કર્યા પછી આયતોના અંતમાં ફરમાવ્યું, اِنَّ رَبَّكُمْ لَرَءُوْفٌ رَّحِيْمٌ ۚ તેમાં પ્રથમ તો શબ્દ رَبّ (રબ્બ)થી એ તરફ ઈશારો કર્યો છે કે દુનિયાનો અઝાબ મનુષ્યને ચેતવણી આપવા માટે માલિકીપણાની શા'નના તકાદા હેઠળ હોય છે, પછી لَامِ تَاكِيْد (લામે તાકીદ)ની સાથે અલ્લાહ તઆલા માયાળુ અને મહાદયાળુ હોવાનું બતાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે દુનિયાની ચેતવણીઓ વાસ્તવમાં મહેરબાની અને અલ્લાહની રહમતનું એક સ્વરૂપ છે જેથી બેદરકાર ગફલતમાં પડેલ મનુષ્ય તેનાથી ચેતીને પોતાના અમલોની સુધારણા કરી લે.

―――――――――

――――――

――

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૪૮ થી ૫૭)

اَوَلَمْ يَرَوْا اِلٰى مَا خَلَقَ اللّٰهُ مِنْ شَيْءٍ يَّتَفَيَّؤُا ظِلٰلُهٗ عَنِ الْيَمِيْنِ وَالشَّمَآئِلِ سُجَّدًا لِّلّٰهِ
وَهُمْ دٰخِرُوْنَ ﴿۴۸﴾ وَلِلّٰهِ يَسْجُدُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ مِنْ دَآبَّةٍ وَّ
الْمَلٰٓئِكَةُ وَهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ﴿۴۹﴾ يَخَافُوْنَ رَبَّهُمْ مِّنْ فَوْقِهِمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ﴿۵۰﴾
وَقَالَ اللّٰهُ لَا تَتَّخِذُوْٓا اِلٰهَيْنِ اثْنَيْنِ ۚ اِنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَاِيَّايَ فَارْهَبُوْنِ ﴿۵۱﴾
وَلَهٗ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلَهُ الدِّيْنُ وَاصِبًا ۭ اَفَغَيْرَ اللّٰهِ تَتَّقُوْنَ ﴿۵۲﴾ وَمَا بِكُمْ
مِّنْ نِّعْمَةٍ فَمِنَ اللّٰهِ ثُمَّ اِذَا مَسَّكُمُ الضُّرُّ فَاِلَيْهِ تَجْـَٔرُوْنَ ﴿۵۳﴾ ثُمَّ اِذَا كَشَفَ
الضُّرَّ عَنْكُمْ اِذَا فَرِيْقٌ مِّنْكُمْ بِرَبِّهِمْ يُشْرِكُوْنَ ﴿۵۴﴾ لِيَكْفُرُوْا بِمَآ اٰتَيْنٰهُمْ ۭ فَتَمَتَّعُوْا
فَسَوْفَ تَعْلَمُوْنَ ﴿۵۵﴾ وَيَجْعَلُوْنَ لِمَا لَا يَعْلَمُوْنَ نَصِيْبًا مِّمَّا رَزَقْنٰهُمْ ۭ تَاللّٰهِ
لَتُسْـَٔلُنَّ عَمَّا كُنْتُمْ تَفْتَرُوْنَ ﴿۵۶﴾ وَيَجْعَلُوْنَ لِلّٰهِ الْبَنٰتِ سُبْحٰنَهٗ ۙ وَلَهُمْ مَّا يَشْتَهُوْنَ ﴿۵۷﴾

### તરજુમો :

*શું તેઓ જોતા નથી કોઈ વસ્તુ કે જે અલ્લાહે પેદા કરી કે તેના પડછાયા ઢળે છે જમણી તરફથી અને ડાબી તરફથી અલ્લાહને સિજ્દહ કરતા(-કરતા) અને તે વિનવણીમાં છે. (૪૮) અને અલ્લાહને સિજ્દહ કરે છે જે આસમાનમાં છે અને જે જમીનમાં છે સજીવોમાંથી અને ફરિશ્તા અને તેઓ અભિમાન નથી કરતા. (૪૯) પોતાના પરવરદિગારનો ડર રાખે છે પોતાના ઉપરથી અને કરે છે જે હુકમ મેળવે છે. (૫૦) અને અલ્લાહે કહ્યું છે, બે મઅ્બૂદ ન પકડો; તે મઅ્બૂદ (ઈબાદતપાત્ર) એક જ છે, બસ મારાથી ડરો. (૫૧) અને તેનું જ છે જે કંઈ છે આસમાનોમાં અને જમીનમાં અને હંમેશા તેની જ ઈબાદત છે, બસ શું અલ્લાહ સિવાય કોઈનાથી ડરો છો ? (૫૨) અને જે કંઈ નેઅ્મત તમારી પાસે છે બસ અલ્લાહના તરફથી, પછી જ્યારે તમને કઠણાઈ પહોંચે છે તો તેના જ તરફ બૂમો પાડો છો. (૫૩) પછી*

*જ્યારે તમારાથી કઠણાઈ ખોલી નાંખે છે તે જ સમયે તમારામાંથી એક વર્ગ પોતાના પરવરદિગારની સાથે ભાગીદાર બતાવવા લાગે છે. (૫૪) જેથી તે વસ્તુથી ઈન્કારી થઈ જાય કે જે અમે તેમને આપી છે, બસ મોજમજા ઉડાવી લો ! અંતે જાણી લેશો. (૫૫) અને તેમના માટે એક ભાગ ઠરાવે છે અમારી આપેલી રોજીમાંથી જેમની જાણકારી નથી ધરાવતા, અલ્લાહની કસમ ! તમને પૂછવાનું છે જે આક્ષેપ તમે લગાવો છો. (૫૬) અને અલ્લાહના માટે દિકરીઓ ઠરાવે છે, તે તેનાથી પવિત્ર છે અને પોતાના માટે (ઠરાવે છે) જે દિલ ઈચ્છે છે ! (૫૭)*

## તફસીર :

શું (તે) લોકોએ અલ્લાહની તે પેદા કરેલી વસ્તુઓને નથી જોઈ (અને જોઈને તવહીદ ઉપર દલીલ નથી સમજતા ?) જેના પડછાયા ક્યારેક એક તરફ તો ક્યારેક બીજી તરફ એ પ્રમાણે નમી જાય છે કે (બિલકુલ) અલ્લાહના (હુકમના) આધીન છે (એટલે કે પડછાયાનું કારણ સૂર્યનો પ્રકાશ હોવું અને શરીરનો પડછાયો સૂર્યની ગતિના કારણે હોય છે, પછી પડાછાયાની આ ખાસિયત અલ્લાહ તઆલાના હુકમથી હોય છે) અને તે (પડછાયાવાળી) વસ્તુઓ પણ (અલ્લાહની રૂબરૂ) આજિઝ (અને હુકમના આધીન) છે અને (જેટલી વસ્તુઓ જે સ્થૂળ છે જેમકે يَتَفَيَّؤُا નો ઈશારો اِسْنَادُ ظِلَالُ તરફ છે, કારણ કે જેટલી વસ્તુઓ પોતાની ઈચ્છાથી ગતિ કરે છે તેમનો પડછાયો પણ સાથે–સાથે ગતિ કરે છે, આ બધું જ અલ્લાહના હુકમના આધીન છે) જેટલી વસ્તુઓ આસમાનોમાં છે (જેમકે ફરિશ્તા) અને જમીનમાં (જેમકે પશુ–પક્ષી, જીવ–જંતુઓ) મોજૂદ છે અને (ખાસ કરીને) ફરિશ્તાઓ (પણ) અને તે (ફરિશ્તાઓ ઊંચા સ્થળે અને અલ્લાહની તાબે'દારીની ઉચ્ચ કક્ષાની શા'ન ધરાવતા હોવા છતાં) અભિમાન નથી કરતા (એટલા માટે વિશિષ્ટ સ્વરૂપે તેમનું વર્ણન કરવામાં આવ્યું) તેઓ પોતાના પરવરદિગારથી ડરે છે કે જે તેમના ઉપર અધિકાર ધરાવે છે અને તેમને જે કંઈ (અલ્લાહ તરફથી) હુકમ કરવામાં આવે છે તેઓ તેને કરે છે અને અલ્લાહ તઆલાએ (બધા જ તાબે'દારીના જવાબદાર રસૂલોના માધ્યમ દ્વારા) કહ્યું છે કે બે (અથવા બેથી વધારે) મઅ્બૂદ ન બનાવો

બસ મઅ્બૂદ એકમાત્ર છે, (જ્યારે વાત આવી જ છે તો) તમે લોકો ખાસ મારાથી જ ડર્યા કરો (કારણ કે જ્યારે માલિકીપણુ અને મઅ્બૂદપણુ ખાસ મારી સાથે જ છે તો જે જે તેની આવશ્યકતાઓ છે જેમકે શક્તિમાં સંપૂર્ણ હોવું વગેરે તો તે પણ મારી સાથે જ ખાસ છે તો બદલો લેવો વગેરેનો ડર મારો જ રાખવો જોઈએ અને શિર્કનો બદલો લેવાનો હું દાવે'દાર છું માટે તમારે શિર્ક ન કરવું જોઈએ) અને તેની જ (મિલ્કત) છે સઘળી વસ્તુઓ જે કંઈ આસમાનો અને જમીનમાં છે અને તેની તાબે'દારી કરવી જરૂરી છે અને તે તેનો જ હક છે (એટલે કે તે જ આ બાબતનો હકદાર છે કે સૌ તેનું આજ્ઞાપાલન કરે. જ્યારે આ બાબત સાબિત થઈ ચૂકી છે) તો શું ત્યાર પછી પણ અલ્લાહ સિવાય અન્યોથી ડરો છો ? (અને તેમનાથી ડરીને તેમની પૂજા કરો છો ?) અને (એવો ડરવાનો હક માત્ર અલ્લાહનો જ છે એ જ પ્રમાણે નેઅ્મત આપનાર અને જેનાથી આશા રાખી શકાય તેવું અલ્લાહના સિવાય કોઈ નથી કારણ કે) તમારી પાસે જે કંઈ (પ્રકારની) પણ નેઅ્મત છે તે બધી અલ્લાહના જ તરફથી છે પછી જ્યારે તમને (જરા) તકલીફ પહોંચે છે તો (તેને દૂર કરવા માટે) તે(અલ્લાહ)ની પાસે ફરિયાદ કરો છો (અને કોઈ મૂર્તિ વગેરે તે સમયે યાદ નથી આવતી જેની તેનાથી તવહીદનું સત્ય હોવું તે સમયે તમારા પરિસ્થિતિ અનુસારના સ્વીકારથી પણ જાણ થઈ જાય છે પરંતુ) ફરી જ્યારે (અલ્લાહ તઆલા) તમારાથી આ તકલીફને હટાવી દે છે તો તમારામાંનો એક વર્ગ (અને તે જ મોટો વર્ગ છે) પોતાના પરવરદિગારની સાથે (અગાઉ મુજબ જ) શિર્ક કરવા લાગે છે તેનો ખુલાસો એ છે કે અમારી આપેલી નેઅ્મતની (કે તે તકલીફને દૂર કરી આપી) નાશુક્રી કરે છે (જે બૌદ્ધિક અને તાર્કિક રીતે પણ સુગ અને નિંદાપાત્ર છે) ભલે અમુક દિવસ ઐશ કરી લો (જુઓ), હવે જલદીથી (મરતાંની સાથે જ) તમને પરિસ્થિતિની જાણ થઈ જવાની છે (અને એક વર્ગ એટલા માટે કહેવામાં આવ્યો કે અમુક આવી પરિસ્થિતિને યાદ રાખીને તવહીદ અને ઈમાન ઉપર કાયમ થઈ જાય છે. અલ્લાહ તઆલાના કહેવા પ્રમાણે فَلَمَّا نَجّٰهُمْ اِلَى الْبَرِّ فَمِنْهُمْ مُّقْتَصِدٌ) અને (તેમનું એક શિર્ક એ પણ છે કે) આ લોકો અમારી આપેલી વસ્તુઓમાંથી તેમનો (એટલે કે જૂઠા મઅ્બૂદોનો) હિસ્સો કાઢે છે જેમના (મઅ્બૂદ હોવા) વિશે તેમને કંઈ જ્ઞાન (અને કોઈ દલીલ અથવા પ્રમાણ) નથી, (જેમકે તેની વિગત આઠમાં સિપારામાં ત્રીજા રુકૂઅ્ની આયત

....وَجَعَلُوا لِلّٰهِ માં આવી ચૂકી છે) સોગંદ છે અલ્લાહની તમારાથી તમારી આ તોહમતો લગાવવાની (કયામતમાં) અવશ્ય પૂછતાછ થશે (અને તેમનું એક શિર્ક એ છે) કે અલ્લાહ તઆલા માટે પુત્રીઓ ઠરાવે છે, સુબ્હાનલ્લાહ! (કેટલી વાહિયાત અને અશકય બાબત છે) અને (તેના ઉપર આ રીત કે) પોતાના માટે ઈચ્છિત વસ્તુઓ (એટલે કે પુત્રો પસંદ કરે છે?!).

———————

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૫૮-૫૯-૬૦)

وَإِذَا بُشِّرَ أَحَدُهُمْ بِالْأُنْثَىٰ ظَلَّ وَجْهُهُ مُسْوَدًّا وَهُوَ كَظِيمٌ ﴿٥٨﴾ يَتَوَارَىٰ مِنَ
الْقَوْمِ مِنْ سُوءِ مَا بُشِّرَ بِهِ ۚ أَيُمْسِكُهُ عَلَىٰ هُونٍ أَمْ يَدُسُّهُ فِي التُّرَابِ ۗ أَلَا سَاءَ مَا
يَحْكُمُونَ ﴿٥٩﴾ لِلَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ مَثَلُ السَّوْءِ ۖ وَلِلّٰهِ الْمَثَلُ الْأَعْلَىٰ ۚ وَهُوَ
الْعَزِيزُ الْحَكِيمُ ﴿٦٠﴾

## તરજુમો :

*અને જ્યારે તેમનામાં કોઈને દિકરીની ખુશખબરી મળે આખો દિવસ તેનું મોઢું કાળું રહે અને મનમાં સમસમી રહે. (૫૮) લોકોથી બુરાઈનો માર્યો છુપાતો ફરે તે ખુશખબરીથી જે સાંભળી, તેને રહેવા દે અપમાન કબૂલ કરીને અથવા તેને માટીમાં દબાવી દે, સાંભળો છો ! ખરાબ ફેંસલો કરે છે. (૫૯) જે આખિરતને નથી માનતા તેમનું બુરું ઉદાહરણ છે અને અલ્લાહનું દૃષ્ટાંત સૌથી ઉપર અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે. (૬૦)*

## તફસીર :

અને જ્યારે તેમનામાંથી કોઈને પુત્રી (પેદા થવા)ની ખબર આપવામાં આવે (જેને અલ્લાહ તઆલાએ તેમના માટે નક્કી કરી છે) તો (તેઓ એટલા બધા નારાજ થાય છે કે) આખો દિવસ તેમના ચહેરા રોનક વિનાના રહે છે અને તે દિલમાંને દિલમાં રૂંધાતો રહે છે (અને) જે વસ્તુની તેને ખબર આપવામાં આવી છે (એટલે કે પુત્રીની પેદાઈશની ખબર તો) તેની આળથી લોકોથી છુપાતો ફરે (અને દિલમાં ઉતાર-ચઢાવ રહ્યા કરે કે) શું આ (નવજાત શીશુ)ને અપમાન(ની

હાલત) સહિત રાખી મૂકે અથવા તેને (જીવતી જ અથવા મારીને) માટીમાં દફન કરી આપે, સારી પેઠે સાંભળી લો ! તેમનો આ નિર્ણય ઘણો જ ખરાબ છે (કે પ્રથમ તો અલ્લાહના માટે અવલાદ સાબિત કરે છે એ જ કેટલી ખરાબ બાબત છે પછી અવલાદ પણ તે જેને તેઓ આટલી ખરાબ ઝલીલ અને અપમાનની બાબત સમજે છે બસ,) જે લોકો આખિરત ઉપર ઈમાન નથી રાખતા તેમની ખરાબ આદત છે (દુનિયામાં પણ કે આવી જહાલતમાં સંડોવાયા છે અને આખિરતમાં પણ તેઓ અલ્લાહના ક્રોધના ભોગ બનશે અને અપમાનિત થશે) અને અલ્લાહ તઆલા માટે તો ઘણા ઉચ્ચ કક્ષાના દરજ્જાની સિફતો સાબિત છે (ન જ એવી સિફતો કે જેનો આ મુશ્રિકો બકવાસ કરી રહ્યા છે) અને તે ઘણો જબરદસ્ત છે (જો તે દુનિયામાં શિર્કની સજા આપવા ઈચ્છે તો તેના માટે કોઈ મુશ્કેલ કામ નથી પરંતુ સાથે જ) ઘણી મહાન હિકમતવાળો (પણ છે કે હિકમતના કારણે મોત સુધી સજાને મુલતવી રાખી) છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમા અરબના કાફિરોની બે ટેવોની ટીકા કરવામાં આવી છે, પ્રથમ તો તેઓ પોતાના ઘરમાં પુત્રી પેદા થવાને એટલુ ખરાબ સમજતા હતા કે શરમના કારણે લોકોથી છુપાતા ફરતા હતા અને એવું વિચારતા હતા કે છોકરી પેદા થવાથી મારું જે અપમાન થયું છે તેના ઉપર ધીરજ દાખવું અથવા તો તેને જીવતી જ જમીનમાં દાટીને પીછો છોડાવી લઉં, તેના ઉપર વિશેષ અજ્ઞાનતા એ છે કે જે સંતાનોને પોતાના માટે તે પસંદ નથી કરતા એટલે કે પુત્રીઓ તેનો અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફ એવી રીતે સંબંધ જોડે છે કે ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની પુત્રીઓ ઠરાવી છે. નઊઝુબિલ્લાહ.

બીજી આયતના અંતે اَلَا سَآءَ مَا يَحْكُمُوْنَ નો ભાવાર્થ તફસીરે બહરે મુહીતમાં ઈબ્ને અતિય્યહના હવાલા વડે આ જ બે ટેવોને ઠરાવવામાં આવી છે કે, પ્રથમ તો તેમના આ ફૈસલો જ ખરાબ ફૈસલો છે કે પુત્રીઓને એક અઝાબ અને અપમાન સમજે છે અને બીજું, પછી જ્યારે જે વસ્તુને પોતાના માટે અપમાન સ્વરૂપ સમજે છે તેનો જ અલ્લાહ તઆલા સાથે સંબંધ જોડે છે, ત્રીજી આયતના અંતે وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ માં પણ તે તરફ ઈશારો છે કે છોકરી પેદા થવાને

મુસીબત અને અપમાન સમજવું અને છુપાતા ફરવું અલ્લાહ તઆલાની હિકમતનો મુકાબલો કરવા સમાન છે, કારણ કે મખ્લૂકમાં નર-માદાનું સર્જન અલ્લાહ તઆલાની ઉચ્ચ કક્ષાની હિકમતના નિયમ પ્રમાણે છે. *(રૂહુલ બયાન)*

**મસ્અલો :**

આ આયતોમાં સ્પષ્ટ ઈશારો જોવા મળે છે કે ઘરમાં છોકરી પેદા થવાથી મુસીબત અથવા અપમાન સમજવું જાઈઝ નથી, એ કાફિરોની પ્રવૃત્તિ છે. તફસીરે રૂહુલ બયાનમાં શુરાહના હવાલાથી લખ્યું છે કે મુસલમાનોએ છોકરી પેદા થવાથી વધારે ખુશી પ્રગટ કરવી જોઈએ જેથી અજ્ઞાનતાકાળની પ્રવૃત્તિ રદ થઈ જાય અને એક હદીષમાં છે કે, તે સ્ત્રી મુબારક હોય છે જેના પ્રથમ ગર્ભથી છોકરી પેદા થાય, કુર્આનની આયત وَيَهَبُ لِمَنْ يَّشَآءُ اِنَاثًا وَّيَهَبُ لِمَنْ يَّشَآءُ الذُّكُوْرَ (૪૨:૪૯)માં પણ اِنَاثٌ (ઈનાષ)ને અગ્ર સ્થાને રાખવામાં એ તરફ ઈશારો જોવા મળે છે કે પ્રથમ ગર્ભથી છોકરી પેદા થવી શ્રેષ્ઠ બાબત છે.

એક હદીષનો ઈરશાદ છે કે જેને તે પુત્રીઓમાંથી કોઈની સાથે કામ પડે અને પછી તે તેની સાથે અહેસાનનો વર્તાવ કરે તો આ પુત્રીઓ તેના માટે જહન્નમની વચ્ચે પડદો બની ઊભી થઈ જશે. *(રૂહુલ બયાન)*

ખુલાસો એ છે કે પુત્રી પેદા થવાને ખરાબ સમજવું અજ્ઞાનતાકાળનો કુરિવાજ છે, મુસલમાનોએ તેનાથી બચવું જોઈએ અને એનાથી વિપરીત જે અલ્લાહનો વાયદો છે તેના ઉપર સંતોષ માની ખુશ થવું જોઈએ. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૬૧ થી ૬૫)

| |
|---|
| وَلَوْ يُؤَاخِذُ اللّٰهُ النَّاسَ بِظُلْمِهِمْ مَّا تَرَكَ عَلَيْهَا مِنْ دَآبَّةٍ وَّ لٰكِنْ يُّؤَخِّرُهُمْ اِلٰٓى |
| اَجَلٍ مُّسَمًّى ۚ فَاِذَا جَآءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ﴿٦١﴾ وَيَجْعَلُوْنَ |
| لِلّٰهِ مَا يَكْرَهُوْنَ وَتَصِفُ اَلْسِنَتُهُمُ الْكَذِبَ اَنَّ لَهُمُ الْحُسْنٰى ۭ لَا جَرَمَ اَنَّ لَهُمُ النَّارَ |

وَ اَنَّهُمْ مُّفْرَطُوْنَ ﴿۶۲﴾ تَاللّٰهِ لَقَدْ اَرْسَلْنَاۤ اِلٰۤى اُمَمٍ مِّنْ قَبْلِكَ فَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ
فَهُوَ وَلِيُّهُمُ الْيَوْمَ وَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۶۳﴾ وَ مَاۤ اَنْزَلْنَا عَلَيْكَ الْكِتٰبَ اِلَّا لِتُبَيِّنَ
لَهُمُ الَّذِى اخْتَلَفُوْا فِيْهِ ۙ وَ هُدًى وَّ رَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۶۴﴾ وَ اللّٰهُ اَنْزَلَ مِنَ السَّمَآءِ
مَآءً فَاَحْيَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّسْمَعُوْنَ ﴿۶۵﴾ ع

## તરજુમો :

*અને જો અલ્લાહ લોકોને તેમની બેઈન્સાફી ઉપર પકડે, જમીન ઉપર એક ચાલનાર ન છોડે પરંતુ તેમને એક નિશ્ચિત સમય સુધી ઢીલ આપે છે, પછી જ્યારે તેમનો વાયદો આવી પહોંચશે એક ઘડી ન પાછળ સરકી શકશે અને ન જ આગળ સરકી શકશે. (૬૧) અને અલ્લાહના માટે ઠરાવે છે જેને પોતાનું મન પણ ન ઈચ્છે ? અને તેમની જીભ જૂઠ વર્ણન કરે છે કે તેમના માટે ભલાઈ છે, આવશ્યક છે કે તેમના માટે આગ છે અને તેઓ (આગળ) વધારવામાં આવી રહ્યા છે. (૬૨) અલ્લાહની કસમ ! અમે તમારાથી પહેલાં વિવિધ વર્ગોમાં રસૂલ મોકલ્યા, પછી શયતાને તેમને તેમના કામ સારા કરીને બતાવ્યા, બસ આજે તે જ તેમનો મિત્ર છે અને તેમના માટે દર્દનાક અઝાબ છે. (૬૩) અને અમે તમારા ઉપર એ જ કારણે કિતાબ ઉતારી કે તમે તેમને તે વસ્તુ ખોલીને સંભળાવી આપો કે જેમાં ઝઘડી રહ્યા છે અને સીધો માર્ગ સૂઝાડવા માટે અને ઈમાન લાવનારાઓની બખ્શીશ માટે. (૬૪) અને અલ્લાહે આસમાનથી પાણી ઉતાર્યું, પછી તેનાથી જમીન સજીવન કરી તેના મરી ગયા પછી, તેમાં તે લોકો માટે નિશાની છે જેઓ સાંભળે છે. (૬૫)*

## તફસીર :

અને જો અલ્લાહ તઆલા (અત્યાચારી) લોકો ઉપર તેમના અત્યાચાર (એટલે કે કુફ્ર અને શિર્ક)ના કારણે (તાત્કાલિક દુનિયામાં બધી) પકડ કરે તો જમીનની સપાટી ઉપર કોઈ (હલન-ચલન અને) ગતિ કરનારને ન છોડે (બલકે બધા જ હલાક કરી નાંખવામાં આવે) પરંતુ (તાત્કાલિક પકડ કરતો નથી બલકે) એક નિશ્ચિત સમય સુધી મહોલત આપી રહ્યો છે (જેથી જો કોઈ તવબહ કરવા

ઈચ્છે તો શક્યતા બાકી રહે છે) પછી જ્યારે તેનો (તે) નક્કી સમય (નિકટ) આવી પહોંચશે તે સમયે એક ઘડી ન (તેનાથી) પાછળ હટી શકશે અને ન જ આગળ વધી શકશે (બલકે તાત્કાલિક સજા થઈ જશે) અને અલ્લાહ તઆલા માટે તેઓ એ બાબત ઠરાવે છે જેને પોતે (પોતાના માટે) નાપસંદ કરે છે (જેમકે ઉપર આવ્યું છે, وَيَجْعَلُوْنَ لِلّٰهِ الْبَنَاتِ) અને (પછી) તેના ઉપર પોતાની જીદથી જૂઠા દા'વા કર્યે જાય છે કે તેમના (એટલે કે અમારા) માટે (કયામતના દિવસે) દરેક પ્રકારની ભલાઈ છે (અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ભલાઈ તો ક્યાંથી હોય બલકે,) જરૂરી બાબત છે કે તેમના માટે (કયામતના દિવસે) દોઝખ છે અને બેશક ! તે લોકો (દોઝખમાં) સૌથી પહેલાં મોકલવામાં આવશે. (હે મુહમ્મદ ﷺ! તમે તેમના કુફ્ર અને અજ્ઞાનતા ઉપર કંઈ ગમ ન કરો કારણ કે,) તમારા (યુગ)થી અગાઉ જે ઉમ્મતો ગુઝરી ચૂકી છે તેમની પાસે પણ અમે રસૂલો મોકલ્યા હતા (જેમકે તમે તેમની પાસે મોકલવામાં આવ્યા છો) બસ, (જે પ્રમાણે આ લોકો પોતાના કુફ્રની વાતને પસંદ કરે છે અને તેના ઉપર કાયમ છે એ જ પ્રમાણે) તેમને પણ શયતાને તેમના (કુફ્રિય્યહ) અમલો શણગારીને બતાવ્યા, બસ તે (શયતાન) આજે (એટલે કે દુનિયામાં) તેમનો મિત્ર છે (એટલે કે મિત્ર હતો કે તેમને બહેકાવતો-શિખવાડતો હતો, બસ દુનિયામાં તો તેમને આ નુકસાન થયું) અને (પછી કયામતમાં) તેમના માટે કષ્ટદાયક સજા (નક્કી) છે, (મતલબ કે આ ઉપસ્થિત લોકો પણ તે જ અગાઉના લોકોની જેમ કુફ્ર કરી રહ્યા છે અને તેમની જ જેમ તેમને પણ સજા થશે, તમે શા માટે ગમમાં પડો ?) અને અમે તમારા ઉપર આ કિતાબ (જેનું નામ "કુર્આન" છે એ કારણે નાઝિલ નથી કર્યું કે બધાનું હિદાયત ઉપર લાવવું તમારી જવાબદારી હોય કે અમુકને હિદાયત ન મળવાના કારણે તમે ગમગીન થઈ જાઓ, બલકે) માત્ર એ માટે ઉતારી છે કે (દીનના) જે હુકમોમાં લોકો મતભેદ કરી રહ્યા છે (દાખલા તરીકે તવહીદ અને હરામ અને હલાલના હુકમોમાં) તમે (સામાન્ય) લોકો ઉપર તેને જાહેર કરી આપો (કુર્આનનો આ લાભ સર્વસામાન્ય છે) અને ઈમાનવાળાઓની (ખાસ સ્વરૂપે) હિદાયત અને રહેમત હેતુ (નાઝિલ કર્યું છે, આ બાબત અલ્લાહ તઆલાની કૃપાથી પ્રાપ્ત થઈ છે) અને અલ્લાહ તઆલાએ આસમાનથી પાણી વરસાવ્યું પછી તેનાથી જમીનને તેના મૃત થઈ ગયા પછી જીવંત કરી (એટલે કે તેના વેરાન

અને સુકાઈ જવાથી કમજોર થઈ ગઈ હતી તેને વનસ્પતિ ઉગાડવાની શક્તિ આપી), આ (પ્રસ્તુત બાબત)માં એવા લોકો માટે (તવહીદની અને તે નેઅ્‌મત હોવાની) મોટી દલીલ છે જે (ધ્યાન આપી સત્યના સંશોધન માટે આ વાતોને) સાંભળે છે.

---

## આયત : (સૂરએ નહ્‌લ : આયત નં. ૬૬)

وَاِنَّ لَكُمۡ فِى الۡاَنۡعَامِ لَعِبۡرَةً‌ ؕ نُسۡقِيۡكُمۡ مِّمَّا فِىۡ بُطُوۡنِهٖ مِنۡۢ بَيۡنِ فَرۡثٍ وَّدَمٍ لَّبَنًا خَالِصًا سَآئِغًا لِّلشّٰرِبِيۡنَ ﴿۶۶﴾

## તરજુમો :

*અને તમારા માટે પશુઓમાં ઈબ્રત (બોધપાઠ) છે, તમને પીવાડે છે તેના પેટની વસ્તુઓમાંથી છાણ અને લોહીની વચ્ચમાંથી સ્વચ્છ ખુશગવાર (આહ્‌લાદક) દૂધ પીનારાઓ માટે. (૬૬)*

## તફસીર :

અને (વળી) તમારા માટે પશુઓમાં પણ વિચારવા જેવું છે, (જુઓ) તેમના પેટમાં જે છાણ અને લોહી(નો માદ્દહ) છે તેની વચ્ચેથી (દૂધનો માદ્દહ કે એક હિસ્સો લોહીનો છે હજમ થયા પછી તેને અલગ કરી તેના થાન એટલે કે આંચળમાં તેનો રંગ બદલીને) સ્વચ્છ અને ગળામાં સહેલાઈથી ઊતરનાર દૂધ (બનાવીને) અમે તમને પીવા માટે આપીએ છીએ.

## મસ્અલા અને બોધપાઠ :

بُطُوْنِهٖ (બુતૂનિહી)નું સર્વનામ اَنْعَام (અન્‌આમ) તરફ પાછું ફરે છે, શબ્દ اَنْعَام (અન્‌આમ) સ્ત્રીવાચક બહુવચન હોવાનો તકાદો એ હતો કે بُطُوْنِهَا (બુતૂનિહા) કહેવામાં આવ્યું હોત, જેમકે સૂરએ મુઅ્‌મિનિનમાં આ જ રીતે ફરમાવવામાં આવ્યું છે نُسْقِيْكُمْ مِّمَّا فِىْ بُطُوْنِهَا (૨૩:૨૧)

કુર્તુબીએ તેનો ખુલાસો એ લખ્યો છે કે સૂરએ મુઅ્‌મિનીનમાં બહુવાચક અર્થની રિઆયત કરીને સ્ત્રીવાચક સર્વનામ લાવવામાં આવ્યું અને સૂરએ

નહ્‌લમાં બહુવચનની રિઆયતથી સર્વનામ પુરુષવાચક ઉપયોગ થયું અને અરબના રૂઢિપ્રયોગોમાં એના અસંખ્ય દાખલાઓ મોજૂદ છે કે બહુવચનના શબ્દ તરફ એકવચનના સર્વનામને વાળવામાં આવે છે.

છાણ અને લોહીની વચ્ચેથી સ્વચ્છ દૂધ કાઢવા વિશે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે પશુઓ જે ઘાસ ખાય છે જ્યારે તે તેના કોઠામાં ભેગું થઈ જાય છે તો તે કોઠો તેનું પાચન કરે છે, કોઠાની આ પ્રવૃત્તિથી ખોરાકનો પાચન ન થયો હોય તે ભાગ અલગ થઈ જાય છે અને દૂધ અલગ થઈ જાય છે અને તેમાંથી લોહી પણ અલગ થઈ જાય છે, પછી કુદરત આ કાર્ય લીવર (યકૃત)ને સોંપે છે કે આ ત્રણે પ્રકારોને શરીરના અલગ-અલગ અવયવોમાં વહેંચી આપવામાં આવે છે, લોહીને અલગ કરીને નસોમાં પહોંચાડી દેવામાં આવે છે, દૂધને અલગ કરીને પશુના થાનો (આંચળ)માં પહોંચાડી દેવામાં આવે છે અને હવે કોઠામાં ફક્ત અ-પચેલો ખોરાક બાકી રહી જાય છે જે છાણ સ્વરૂપે બહાર નીકળે છે.

**મસ્અલો :**

આ આયતથી જાણ થઈ કે સ્વાદિષ્ટ અને મીઠું ખાવાનો ઉપયોગ زُهـــد "ઝુહ્‌દ" (જીવન જીવવાની તે પદ્ધતિ છે જેમાં આદર્શ આધ્યાત્મિક પવિત્રતા મેળવવા માટે દુનિયવી આનંદ-પ્રમોદથી દૂર રહેવામાં આવે છે)ના વિરુદ્ધ નથી, જ્યારે કે તેને હલાલ પદ્ધતિથી પ્રાપ્ત કરવામાં આવી હોય અને તેમાંથી ફુઝૂલખર્ચી કરવામાં ન આવે અથવા માલને વ્યર્થ રીતે વેડફવામાં ન આવે, હઝરત હસન બસરી (રહ.)એ એવું જ કહ્યું છે. *(કુર્તુબી)*

**મસ્અલો :**

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "જ્યારે તમે કોઈ ભોજન આરોગો તો આ કહો اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَاَطْعِمْنَا خَيْرًا مِّنْهُ (એટલે કે, યા અલ્લાહ ! તેમાં અમારા માટે બરકત અર્પણ કર અને હવે પછી તેનાથી સારું ભોજન અર્પણ કર) અને..... ફરમાવ્યું કે જ્યારે દૂધ પીઓ તો આ કહો, اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ (એટલે કે, હે અલ્લાહ ! અમારા માટે તેમાં બરકત આપ અને વધારે અર્પણ કર)." તેનાથી ઉત્તમનો સવાલ એટલા માટે નથી કર્યો કે માણસના ખોરાકમાં

દૂધથી ઉત્તમ કોઈ બીજો ખોરાક નથી, એટલા માટે કુદરતે દરેક મનુષ્યને પશુ માટે તેનો પ્રથમ ખોરાક દૂધ જ બનાવ્યો છે જે માતા દ્વારા તેને મળે છે. *(કુર્તુબી)*

---

## આયત : (સૂરએ નહ્‌લ : આયત નં. ૬૭)

وَمِنْ ثَمَرٰتِ النَّخِيْلِ وَالْاَعْنَابِ تَتَّخِذُوْنَ مِنْهُ سَكَرًا وَّرِزْقًا حَسَنًا ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿٦٧﴾

## તરજુમો :

*અને મેવાઓથી ખજૂરના અને દ્રાક્ષના તેનાથી નશો બનાવો છો અને ખાસ્સી રોજી, એમાં તે લોકો માટે નિશાની છે જેઓ સમજે છે. (૬૭)*

## તફસીર :

અને (વળી) ખજૂર અને દ્રાક્ષ(માં વિચાર કરવો જોઈએ કે તે)ના ફળોથી તમે લોકો નશાની વસ્તુઓ અને ઉમદા ખાવાની વસ્તુઓ (જેમકે સુરમો, કિસ્મીસ, શરબત અને સુરખો વગેરે) બનાવો છો, બેશક ! તેમાં (પણ તવહીદ અને નેઅ્‌મત હોવાની) તે લોકો માટે મોટી દલીલ છે જેઓ (સારી) બુદ્ધિ ધરાવે છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અલ્લાહ તઆલાની તે નેઅ્‌મતોનું વર્ણન હતું જેમાં મનુષ્યનો ખોરાક પેદા કરવામાં કુદરતની આશ્ચર્યજનક કારીગીરી દષ્ટિગોચર થાય છે, તેમાં પ્રથમ દૂધનું વર્ણન કર્યું જેને કુદરતે પશુઓના પેટમાં લોહી તથા અપાચ્ય ખોરાક (છાણ)થી અલગ કરીને તથા સ્વચ્છ અને ચોખ્ખો ખોરાક મનુષ્ય માટે અર્પણ કરી દીધો જેમાં મનુષ્યને કોઈ વિશેષ કારીગીરીની આવશ્યકતા નથી, એટલા માટે અહીંયાં શબ્દ نُسْقِيْكُمْ (નુસ્કીકુમ) ઉપયોગ કરવામાં આવ્યો, એટલે કે "અમને દૂધ પિવડાવ્યું."

ત્યારબાદ ફરમાવ્યું કે ખજૂર અને દ્રાક્ષના અમુક ફળોમાંથી પણ મનુષ્ય પોતાનો ખોરાક અને લાભદાયક વસ્તુઓ બનાવે છે, તેમાં ઈશારો એ તરફ છે કે

ખજૂર અને દ્રાક્ષના ફળોથી પોતાનો ખોરાક અને લાભની વસ્તુઓ બનાવવામાં મનુષ્યની કારીગીરીની પણ અમુક હદે દખલગીરી છે અને આ જ દખલગીરીના પરિણામે તેમાંથી બે પ્રકારની વસ્તુઓ બનાવવામાં આવી, એક નશાકારક વસ્તુ જેને દારૂ અથવા શરાબ કહેવામાં આવે છે અને બીજી સારી રોજી, એટલે કે ઉત્તમ રોજી જેમકે ખજૂર અને દ્રાક્ષને તાજી-તાજી ખાવામાં ઉપયોગ થાય છે અથવા તેને સૂકવીને તેનો સંગ્રહ કરી લેવામાં આવે છે. હેતુ એ છે કે અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરતથી ખજૂર અને દ્રાક્ષના ફળો મનુષ્યને આપ્યા અને તેનાથી પોતાનો ખોરાક વગેરે બનાવવાનો અધિકાર પણ આપ્યો, હવે એ તેની મરજી છે કે તેનાથી તે શું બનાવે ? નશાકારક દ્રવ્ય બનાવીને બુદ્ધિને ખરાબ કરે અથવા પછી તેને ખોરાક બનાવીને તેનાથી શક્તિ પ્રાપ્ત કરે.

આ તફસીર પ્રમાણે આ આયતથી નશાકારક વસ્તુ એટલે કે શરાબ હલાલ હોવાની કોઈ દલીલ નથી બની શકતી, કારણ કે અહીંયાં હેતુ અલ્લાહની નેઅ્મતો અને તેના ઉપયોગના વિવિધ સ્વરૂપોનું વર્ણન કરવાનો છે જે દરેક પરિસ્થિતિમાં અલ્લાહની નેઅ્મત છે, જેમકે બધો જ ખોરાક અને મનુષ્યને લાભ પહોંચાડતી વસ્તુઓ કે તેનો ઘણા લોકો નાજાઈઝ પદ્ધતિઓ ઉપર પણ ઉપયોગ કરે છે પરંતુ કોઈના દુરુપયોગથી મૂળ નેઅ્મત એ નેઅ્મત તરીકે રદ નથી થઈ જતી એટલા માટે અત્રે એ વિગત બતાવવાની આવશ્યકતા નથી કે તેમાં કયો ઉપયોગ હલાલ છે અને કયો હરામ ? એટલે સુધી કે એક રસપ્રદ ઈશારો તેમાં એ તરફ પણ કરવામાં આવ્યો છે કે, سَكَرً (સકર)નો વિરુદ્ધાર્થી رِزْقٍ حَسَنً (રિઝ્કે હસન) મૂકવામાં આવ્યો જેનાથી જાણ થઈ કે "સકર" સારી રોજી નથી, "સકર"નો અર્થ જમહૂર વિવરણકાર ઉલમાના મતે "નશાકારક દ્રવ્ય" થાય છે. (અમુક ઉલમાએ તેનો અર્થ સુરખો અથવા જેનાથી નશો નથી ચઢતો પરંતુ ઊંઘ આવે છે તે કર્યો છે, પરંતુ આ સ્થળે તે મતભેદો નકલ કરવાની આવશ્યકતા નથી.)

*(રૂહુલ મઆની, કુર્તુબી, જસ્સાસ)*

આ આયતો સમગ્ર ઉમ્મતની સહમતીથી મક્કી આયતો છે અને દારૂનું હરામ થવું ત્યારબાદ મદીના તય્યિબહમાં નાઝિલ થયું, આયત નાઝિલ થવાના સમયે જો કે શરાબ હરામ થઈ ન હતી અને અમુક મુસલમાનોને સામાન્ય રીતે તેની ટેવ હતી પરંતુ તે સમયે પણ આ આયતમાં ઈશારો એ તરફ કરવામાં આવ્યો

કે તેનું પીવું સારું નથી, પાછળથી સ્પષ્ટ રીતે ખૂબ સખ્તી સાથે હરામ ઠરાવવા માટે કુર્આનના હુકમો નાઝિલ થયા. *(જસ્સાસ અને કુર્તુબીમાંથી)*

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૬૮-૬૯)

| |
|---|
| وَاَوْحٰى رَبُّكَ اِلَى النَّحْلِ اَنِ اتَّخِذِىْ مِنَ الْجِبَالِ بُيُوْتًا وَّمِنَ الشَّجَرِ وَمِمَّا يَعْرِشُوْنَ ﴿٦٨﴾ |
| ثُمَّ كُلِىْ مِنْ كُلِّ الثَّمَرٰتِ فَاسْلُكِىْ سُبُلَ رَبِّكِ ذُلُلًا ۭ يَخْرُجُ مِنْۢ بُطُوْنِهَا شَرَابٌ |
| مُّخْتَلِفٌ اَلْوَانُهٗ فِيْهِ شِفَاۗءٌ لِّلنَّاسِ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٦٩﴾ |

### તરજુમો :

*અને તમારા પરવરદિગારે મધની માંખીને હુકમ આપ્યો કે પહાડોમાં ઘર (મધપૂડો) બનાવે અને વૃક્ષોમાં અને જ્યાં માંડવા બાંધવામાં આવે છે. (૬૮) પછી દરેક પ્રકારના મેવાઓ (ફળો)માંથી ખા, પછી પોતાના પરવરદિગારના સહેલા માર્ગો ઉપર ચાલ, તેમના પેટમાંથી પીવાની વસ્તુ નીકળે છે જેના વિવિધ રંગો છે, તેમાં લોકોની બીમારી સારી થાય છે, તેમાં તે લોકો માટે નિશાની છે જેઓ ધ્યાન આપે છે. (૬૯)*

### તફસીર :

અને (એ વાત પણ વિચાર કરવાપાત્ર છે કે) તમારા પરવરદિગારે મધની માંખીને એ વાત બતાવી દીધી કે પહાડોમાં ઘર (એટલે કે મધપૂડા) બનાવી લે અને વૃક્ષોમાં (પણ) અને લોકો જે ઈમારતો બનાવે છે તેમાં (પણ મધપૂડા લગાવી લે એટલા માટે આ બધા સ્થળોએ મધપૂડા બાંધે છે) પછી દરેક પ્રકારના (વિવિધ) ફળોમાંથી (જે તને મનપસંદ હોય) ચૂંસતી ફર, ત્યારબાદ (ચૂંસીને મધપૂડા તરફ પાછી આવવા માટે) પોતાના પરવરદિગારના માર્ગોમાં ચાલ જે (તારા માટે ચાલવાના આધારે યાદ રાખવું) સરળ છે, (એટલા માટે મધમાંખી ઘણે દૂર-દૂરથી પોતાના મધપૂડાએ પાછી આવે છે પછી જ્યારે ફળોનો રસ ચૂંસીને પોતાના મધપૂડા તરફ પાછી આવે છે ત્યારે) તેના પેટમાંથી પીવાની એક પ્રકારની વસ્તુ નીકળે છે (એટલે કે મધ) જેના વિવિધ રંગો હોય છે તેમાં લોકો(ની

ઘણી બધી બીમારીઓ) માટે ઉપચાર છે, એમાં (પણ) તે લોકો માટે (તવહીદની અને નેઅ્‌મત હોવાની) મોટી નિશાનીઓ છે જેઓ વિચાર કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

اَوۡحٰـــــــــــــــى (અવહા) અત્રે આ શબ્દ એટલે કે "વહી" પોતાના મૂળ પારિભાષિક અર્થમાં નથી બલકે શાબ્દિક અર્થમાં છે, તે એ કે સંબોધક જ્યારે શ્રોતાને ખાસ વાત ગુપ્તતાથી એ રીતે સમજાવી આપે કે બીજો વ્યક્તિ તેની વાતને સમજી ન શકે.

اَلـــنَّـــحۡـــل (અન્નહ્‌લ) મધમાખી પોતાની બુદ્ધિ, સમજદારી તથા શ્રેષ્ઠ યોજનાઓના આધારે બધા જ જીવજંતુઓમાં શ્રેષ્ઠ સજીવ છે, એટલા માટે અલ્લાહે તેને સંબોધન પણ વિશિષ્ટ પ્રકારનું કર્યું છે, અમુક પશુઓ કે જીવજંતુઓ વિશે એક સામૂહિક કાયદા સ્વરૂપે اَعۡـطٰـى كُـلَّ شَـىۡءٍ خَـلۡـقَـهٗ ثُمَّ هَدٰى (૨૦:૫૦) ફરમાવ્યું પરંતુ આ નાની મખ્લૂક વિશે ખાસ કરીને اَوۡحٰـى رَبُّـكَ ફરમાવ્યું, જેમાં ઈશારો એ વાત તરફ કરી આપ્યો કે આ બીજા જાનવરો કે જીવજંતુઓ કરતાં બુદ્ધિ અને સમજદારી કે સૂઝબૂઝમાં એક વિશિષ્ટ દરજ્જો ધરાવે છે.

મધમાખીઓની સમજદારી અને બુદ્ધિનો અંદાજો તેની સમાજ વ્યવસ્થાથી ઘણી સારી રીતે લગાવી શકાય છે, આ કમજોર પ્રાણીની સામાજિક જિંદગી મનુષ્યની શાસનપ્રણાલી કે સત્તાના સિદ્ધાંતો જેવી ચાલે છે, બધી જ વ્યવસ્થા એક મોટી માખ (રાણી)ના હાથમાં હોય છે જે બધી માખીઓની શાસક હોય છે, તેની વ્યવસ્થા અને કામની વહેંચણીના કારણે સંપૂર્ણ વ્યવસ્થા વ્યવસ્થિત રીતે ચાલતી રહે છે, તેની આશ્ચર્યજનક વ્યવસ્થા અને ખૂબ સુગ્રથિત કાયદાઓ અને નિયમોને જોઈને મનુષ્યની બુદ્ધિ દંગ રહી જાય છે, પોતે આ રાણી (માખ) ત્રણ અઠવાડિયાઓની મુદતમાં છ હજારથી બાર હજાર જેટલા ઈંડાઓ આપે છે, પોતાની ક્ષમતા અને તેની શક્તિના આધારે બીજી માખીઓ કરતાં વિશિષ્ટ હોય છે, બલકે તે કામની વહેંચણીના સિદ્ધાંત ઉપર પોતાની રચ્યતની વિવિધ કામો ઉપર નિમણૂક કરે છે, તેમાંથી અમુક ચોકીદારીની ફરજ અદા કરે છે અને કોઈ અજાણ્યા અથવા બહારના જીવને અંદર પ્રવેશવા નથી દેતી, અમુક ઈંડાઓની સુરક્ષા કરે છે, અમુક નાના બચ્ચાઓનું પાલન-પોષણ કરે છે, અમુક મધપૂડો

ચણવાનું અને એન્જિનિયરીંગની ફરજ અદા કરે છે અને તેના તૈયાર કરેલા મોટાભાગના મધપૂડાઓના ખાનાઓ વીસ હજારથી લઈ ત્રીસ હજાર હોય છે, અમુક મીણ ભેગું કરીને આ મધપૂડો ચણનાર માખીઓ પાસે પહોંચાડતી રહે છે જેનાથી તે પોતાના મધપૂડા તૈયાર કરે છે, આ મીણ વનસ્પતિ ઉપર જામેલા સફેદ પ્રકારના રસમાંથી પ્રાપ્ત કરવામાં આવે છે, શેરડી ઉપર આ પદાર્થ વધારે જોવા મળે છે, તેમાંથી અમુક વિવિધ પ્રકારના ફૂલો અને ફળો ઉપર બેસીને તેને ચૂંસે છે જે તેમના પેટમાં મધમાં પરિવર્તિત થઈ જાય છે અને તે ઘણી દવા તથા બીમારીઓના ઉપચારનો નુસ્ખો છે, આ વિવિધ પાર્ટીઓ અત્યંત ઉત્સાહ અને ખંતથી પોત–પોતાની ફરજો પૂર્ણ કરે છે અને પોતાની રાણી (માખ)ના હુકમને દિલોજાનથી સ્વીકારે છે, તેમનામાં જો કોઈ ગંદકી ઉપર બેસી જાય તો મધપૂડાના ચોકીદાર તેને બહાર જ રોકી લે છે બલકે તેને મારી નાંખે છે, તેમની આ આશ્ચર્યજનક વ્યવસ્થા અને વ્યવસ્થિત સમાજ રચનાને જોઈને મનુષ્ય સ્તબ્ધ બની જાય છે. *(અલ જવાહિર)*

بُیُوۡتًا (બુયૂતન) اَوۡحٰی رَبُّکَ (અવહા રબ્બુક)થી જે માર્ગદર્શન આપવામાં આવ્યું છે તેમાંથી પ્રથમ આ માર્ગદર્શન છે જેમાં ઘર બનાવવાનું વર્ણન છે, અત્રે એ વાત વિચારપાત્ર છે કે દરેક પ્રાણી પોતાના રહેવા–સહેવા માટે ઘર તો બનાવે છે પરંતુ એ કાળજીથી ઘરોના બાંધકામનો હુકમ મધમાખીઓને આપવામાં શું વિશેષતા છે ? પછી અહીંયાં શબ્દ بُیُوۡت (બુયૂત)નો પણ ઉપયોગ થયો છે જે સામાન્ય રીતે મનુષ્યના રહેઠાણ માટે બોલવામાં આવે છે, તેનાથી એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે માખીઓ મધ તૈયાર કરે છે એ કારણે પ્રથમ એક સુરક્ષિત ઘર બનાવી લે, બીજું તે તરફ ઈશારો છે કે જે ઘર તે બનાવશે તે સામાન્ય પ્રાણીઓના ઘરોની જેમ નહીં હોય બલકે તેની બનાવટ અને બાંધણી અસામાન્ય પ્રકારની હશે, એટલા માટે તેમના ઘર સામાન્ય પ્રાણીઓના ઘરથી વિશિષ્ટ હોય છે જેને જોઈને મનુષ્યની બુદ્ધિ પણ આશ્ચર્યચકિત્ થઈ જાય છે, તેમના ઘર (મધપૂડા)માંના ખાનાઓ છ ખૂણ્યા આકારના હોય છે, જો તેમનું માપ લેવામાં આવે તો તેમાં લેશમાત્ર ફરક હોતો નથી, છ ખૂણ્યા આકાર સિવાય તે ચોરસ અથવા ષત્‌કોણ વગેરે મધપૂડો એટલા માટે નથી બનાવતી કે તેમાં અમુક ખાનાંઓ બેકાર રહી જાય છે.

અલ્લાહ તઆલાએ મધમાખીઓને માત્ર ઘર બનાવવાનો હુકમ નથી આપ્યો બલકે તેનું સ્થાન અને જગ્યા પણ બતાવી આપી કે તે કોઈ ઊંચાઈ ઉપર હોવું જોઈએ, કારણ કે એવા સથળોએ મધને તાજી અને સ્વચ્છ હવા મળતી રહે છે અને તે ગંદકી વગેરેથી સુરક્ષિત રહે છે તથા તોડફોડથી પણ રક્ષણ થાય છે, એટલા માટે ફરમાવ્યું,

مِنَ الْجِبَالِ وَمِنَ الشَّجَرِ وَمِمَّا يَعْرِ شُوْنَ એટલે કે, તેમના ઘરોનું બાંધકામ પહાડો, વૃક્ષો અને ઊંચી ઈમારતો ઉપર હોવું જોઈએ જેથી મધ બિલકુલ સુરક્ષિત પદ્ધતિએ તૈયાર થઈ શકે.

ثُمَّ كُلِىْ مِنْ كُلِّ الثَّمَرٰتِ આ બીજું માર્ગદર્શન છે જેમાં મધમાખીને હુકમ આપવામાં આવી રહ્યો છે કે તે પોતાના મનપસંદ ફળ–ફૂલ વગેરેનો રસ ચૂંસે. અહીંયાં مِنْ كُلِّ الثَّمَرٰت ફરમાવ્યું પરંતુ દેખીતી રીતે અત્રે શબ્દ كُلِّ (કુલ્લિ)નો ભાવાર્થ દુનિયાભરના ફળ–ફૂલ નથી, બલકે જ્યાં સુધી સહેલાઈથી તેની પહોંચ હોય અને તે પોતાનો હેતુ પ્રાપ્ત કરી શકે. "કુલ્લિ"નો આ શબ્દ સબાની રાણીના કિસ્સામાં પણ ઉલ્લેખાયો છે. وَاُوْتِيَتْ مِنْ كُلِّ شَىْءٍ અને દેખીતું છે કે અહીંયાં પણ આ શબ્દ "સંપૂર્ણ" અથવા "સમગ્ર"ના ભાવાર્થ તરીકે નથી કે સબાની રાણી પાસે હવાઈ જહાઝ, રેલગાડી કે મોટરકાર પણ હોવી જરૂરી હોય, બલકે તે સમયની બધી જ આવશ્યક અને યોગ્ય વસ્તુઓ ભાવાર્થ તરીકે છે, અત્રે પણ مِنْ كُلِّ الثَّمَرَاتِ નો આ જ ભાવાર્થ છે, આ માખી એવા–એવા સ્વાદિષ્ટ અને કિંમતી રસ ચૂંસે છે કે આજે આધુનિક વૈજ્ઞાનિક યુગમાં યંત્રો પણ તે કાર્ય કરી શકતા નથી.

فَاسْلُكِىْ سُبُلَ رَبِّكِ ذُلُلًا મધમાખીને આ ત્રીજા પ્રકારની સૂચના આપવામાં આવી રહી છે કે પોતાના પરવરદિગારના સમથળ કરેલા માર્ગો ઉપર ચાલે, એ જ્યારે ઘરેથી દૂર–સુદૂર સ્થળોએ ફળ–ફૂલોનો રસ ચૂંસવા માટે ક્યાંક જાય છે તો દેખીતું છે કે તેનું પોતાના મધપૂડામાં પાછું આવવું કઠિન હોવું જાઈતું હતું પરંતુ અલ્લાહ તઆલાએ માર્ગોને સરળ બનાવી દીધા, એટલા માટે તે માઈલો દૂર જાય છે અને માર્ગ ભૂલ્યા વિના પોતાના મધપૂડામાં પરત આવે છે. અલ્લાહ તઆલાએ અવકાશમાં તેના માટે માર્ગો બનાવી દીધા છે કારણ કે

જમીનની સપાટી ઉપરના વાંકા-ચૂકા માર્ગોમાં ભટકવાનો ભય હોય છે, અલ્લાહ તઆલાએ અવકાશને આ નાની અને અશક્ત મધમાખી માટે કામે લગાડી દીધું જેથી તે કોઈપણ પ્રકારની રોક-ટોક વિના પોતાના મધપૂડામાં સરળતાથી આવાગમન કરી શકે.

ત્યારબાદ વહીના આ હુકમનો જે વાસ્તવિક લાભ હતો તેનો ઉલ્લેખ કર્યો, يَخْرُجُ مِنْ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ એટલે કે, "તેના પેટમાંથી વિવિધ રંગનું પીણું નીકળે છે જેમાં લોકો માટે શિફા (ઉપચાર) છે." રંગની વિવિધતા ખોરાક અને ઋતુની વિવિધતાની બિનાએ હોય છે, એ જ કારણ છે કે જો કોઈ ખાસ વિસ્તારમાં કોઈ ખાસ ફળ-ફૂલ મોટા પ્રમાણમાં હોય તો તે વિસ્તારના મધમાં તેની અસર અને સ્વાદ અવશ્ય હોય છે, મધ સામાન્ય રીતે ઘટ્ટ પ્રવાહી સ્વરૂપે હોય છે એટલા માટે તેને શરાબ (પીવાની વસ્તુ) ફરમાવ્યું, આ વાક્યમાં પણ અલ્લાહ તઆલાની વહ્દાનિયત (એકમાત્ર હોવું) અને સંપૂર્ણ કુદરતની સ્પષ્ટ અને ઈન્કાર ન થઈ શકે તેવી દલીલ ઉપસ્થિત છે કે એક નાના સરખા જંતુના પેટમાંથી કેવું લાભકારક અને સ્વાદિષ્ટ પીણું નીકળે છે, જ્યારે કે તે જંતુ પોતે ઝેરીલું છે, ઝેરમાં આ ઉપચાર ખરેખર અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું આશ્ચર્યજનક ઉદાહરણ છે, ત્યારબાદ કુદરતની એ પણ આશ્ચર્યજનક કારીગરી છે કે દૂધ આપનાર પશુઓના દૂધ ઋતુ અને ખોરાકની વિવિધતાના કારણે લાલ અથવા પીળુ નથી થતું પરંતુ મધમાખીનું મધ વિવિધ રંગોનું બની જાય છે.

فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ મધ જેવી રીતે શક્તિવર્ધક ખોરાક તથા સ્વાદિષ્ટ અને ભોજન માટેનો પદાર્થ છે એ જ પ્રમાણે બીમારીઓ માટે પણ ઉપચાર હોય છે અને તે કેમ ન હોય ! સમગ્ર સૃષ્ટિના સર્જનહારનું આ આશ્ચર્યજનક રસપ્રદ હરતું-ફરતું યંત્ર છે, અનેક પ્રકારના ફળ-ફૂલમાંથી લાભદાયક રસ અને પવિત્ર પ્રવાહી ભેગું કરી પોતાના સુરક્ષિત મધપૂડાઓમાં સંગ્રહ કરે છે, જો જડીબૂટ્ટીઓમાં શિફા અથવા દવાનો સામાન છે તો પછી મધમાં એ ગુણ કેમ ન હોય ! ખાસ કરીને બલગમ (કફ)ના દર્દોમાં સીધે-સીધું તથા અન્ય દર્દોમાં બીજી વસ્તુઓ સાથે મેળવીને દવા સ્વરૂપે મધનો ઉપયોગ થાય છે, હકીમો વિવિધ પ્રકારના મિશ્રણમાં તેને ખાસ ભેળવે છે, તેમાં એક ખાસિયત એ પણ છે કે તે પોતે

બગડતું નથી અને બીજી વસ્તુઓને પણ લાંબા સમય સુધી બગડવા નથી દેતું, એ જ કારણ છે કે હજારો વર્ષોથી પૂર્વના હકીમો તેને આલ્કોહૉલના બદલામાં ઉપયોગ કરતા આવ્યા છે, મધ જુલાબ સ્વરૂપે પણ ઉપયોગ થાય છે અને પેટમાંથી ખરાબ ગંદકી બહાર કાઢીને તેને સાફ કરવામાં ખૂબ લાભદાયક છે, રસૂલે કરીમ ﷺ પાસે એક સહાબીએ પોતાના ભાઈની બીમારીની હાલત વર્ણન કરી તો આપ ﷺએ તેને મધ પીવડાવવાની સલાહ આપી, બીજા દિવસે ફરી આવીને તેણે બતાવ્યું કે હજુ બીમારી જેમની તેમ છે, આપ ﷺએ ફરી તે જ સલાહ આપી, ત્રીજા દિવસે જ્યારે તેણે ફરી તે જ કહ્યું તો આપ ﷺએ ફરમાવ્યું, صَدَقَ اللّٰهُ وَكَذَبَ بَطْنُ اَخِيْكَ એટલે કે, "અલ્લાહનું ફરમાન નિ:શંક! સાચું છે અને તારા ભાઈનું પેટ જૂઠું છે." તેનો ભાવાર્થ એ છે કે તેમાં દવાનો કોઈ વાંક નથી બીમારની ખાસ શારીરિક પ્રકૃતિના કારણે તેનો અસર જલદી દેખાતો નથી, ત્યારબાદ તેણે ફરી તેને પીવડાવ્યું તો અંતે બીમાર તંદુરસ્ત થઈ ગયો.

અહીંયાં કુર્આને કરીમમાં شِفَاءٌ (શિફાઉ) "નુકરહ" (Common Noun) સાબિતી સ્વરૂપે છે જેનાથી તેનું દરેક બીમારી માટે શિફા હોવાની જાણ નથી થતી પરંતુ સામાન્ય રીતે તે શિફા (ઉપચાર) હોવાનો ગુણ–લક્ષણ ધરાવે છે અને અલ્લાહ તઆલાના અમુક દિલવાળા બંદાઓ એવા પણ છે જેમને મધથી કોઈપણ પ્રકારની બીમારી માટે શિફા હોવામાં કોઈ શંકા નથી, તેમણે પોતાના પરવરદિગારના નિવેદનને આ જાહેર અર્થ ઉપર એટલું પાકું યકીન અને મજબૂત ભરોસો કર્યો છે કે ફોલ્લા અથવા આંખોના ઈલાજમાં પણ મધનો ઉપયોગ કરે છે અને અન્ય શારીરિક બીમારીઓમાં પણ !

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) વિશે રિવાયતમાં છે કે તેમના શરીર ઉપર જો કોઈ ફોલ્લી થતી તો તેઓ તેના ઉપર મધનો લેપ લગાવીને ઈલાજ કરતા હતા, અમુક લોકોએ તેનું કારણ પૂછ્યું તો જવાબમાં ફરમાવ્યું કે શું અલ્લાહ તઆલાએ કુર્આનમાં તેના વિશે આ નથી ફરમાવ્યું ? فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ *(કુર્તુબી)*

અલ્લાહ તઆલા પોતાના બંદાઓની સાથે એવો જ વ્યવહાર કરે છે જેવો તે બંદાઓ પોતાના પરવરદિગાર ઉપર ભરોસો રાખે છે, હદીષે કુદસીમાં ફરમાવ્યું, اَنَا عِنْدَ ظَنِّ عَبْدِىْ بِىْ એટલે કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે બંદો જે

કંઈ પણ ગુમાન (ધારણા) રાખે છે હું તેની પાસે હોઉં છું. (એટલે કે તે ધારણા પ્રમાણે કરી આપું છું.)

اِنَّ فِیْ ذٰلِکَ لَاٰیَةً لِّقَوْمٍ یَّتَفَکَّرُوْنَ અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરતની પ્રસ્તુત ઉચ્ચ કક્ષાની મિસાલો વર્ણન કર્યા પછી મનુષ્યને ચિંતન અને મનનનું આમંત્રણ આપ્યું છે કે કુદરતના આ ઉદાહરણોમાં ચિંતન-મનન કરીને જોઈ લો, અલ્લાહ તઆલા મૃત પૃથ્વી ઉપર પાણી વરસાવીને તેને સજીવન કરી આપે છે, તે નાપાકી અને ગંદકી વચ્ચેથી તમારા માટે સ્વચ્છ અને સ્વાદિષ્ટ દૂધની નળીઓ વહાવે છે, તે દ્રાક્ષ અને ખજૂરના વૃક્ષો ઉપર મીઠા-મીઠા ફળો પેદા કરે છે જેનાથી તમે સ્વાદિષ્ટ શરબત અને મજેદાર મુરબ્બો બનાવો છો, તે એક નાના સરખા ઝેરીલા જંતુ દ્વારા તમારા માટે સ્વાદિષ્ટ મધ તથા ખોરાક અને ઉપચારનો શ્રેષ્ઠ સામાન ઉપલબ્ધ કરાવે છે..... શું હજુપણ તમે દેવી-દેવતાને પોકારો છો !? શું હજુપણ તમારી ઈબાદત અને વફાદારી પોતાના સર્જનહાર માલિકના બદલે પથ્થર અને લાકડાની નિર્જીવ મૂર્તિઓ માટે હશે ? અને સારી પેઠે જાણી લો, શું એ પણ તમારી બુદ્ધિમાં નથી સમાતું ? શું તમે બધા આંધળા થઈ ગયા છો ? બહેરા છો ? શું આ બધું કંઈ આંધળા-બહેરા અને બુદ્ધિવિહીન તત્ત્વનો ચમત્કાર છે ? કલા અને કારીગીરીના આ અસંખ્ય નમૂનાઓ હિકમત અને તદ્‌બીરના આ આશ્ચર્યજનક કારનામાઓ તથા બુદ્ધિ અને સમજદારીના આ ઉચ્ચતમ્ નિર્ણયો પોતાની જીભથી પોકારી-પોકારીને જાણે કે કહી રહ્યા છે કે અમારો અલ્લાહ એક જ છે, અમારો સર્જનહાર એકમાત્ર છે, તે એકમાત્ર અને મહાન હિકમતવાળો છે, તે સર્જનહાર જ ઈબાદત અને વફાદારીનો હકદાર છે, તે જ મુશ્કેલીઓ દૂર કરનાર છે તથા શુક્ર અને વખાણ તેનો જ અધિકાર છે.

**ખુલાસો :**

(૧) આ આયતથી જાણ થઈ કે બુદ્ધિ અને સમજદારી મનુષ્ય સિવાય અન્ય પ્રાણીઓમાં પણ હોય છે, وَاِنْ مِّنْ شَیْءٍ اِلَّا یُسَبِّحُ بِحَمْدِهٖ (૧૭:૪૪) અલબત્ત, બુદ્ધિની કક્ષાઓ વિવિધ પ્રકારની છે, મનુષ્યની બુદ્ધિ બધા જ સજીવોની અક્કલ કરતા વધારે સંપૂર્ણ હોય છે એ જ કારણે તેને શરીઅતના હુકમોનો જવાબદાર ઠરાવવામાં આવ્યો, એ જ કારણ છે કે જો ગાંડપણના કારણે કોઈ મનુષ્યની બુદ્ધિ નાશ પામે તો અન્ય મખ્લૂકોની જેમ તે પણ શરીઅતનો જવાબદાર નથી રહેતો.

(૨) મધમાખીની એક વિશિષ્ટતા એ પણ છે કે તેની ફઝીલત (શ્રેષ્ઠતા)માં હદીષ આવી છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَلذُّبَّانُ كُلُّهَا فِى النَّارِ يَجْعَلُهَا عَذَابًا لِاَهْلِ النَّارِ اِلَّا النَّحْلُ، (نَوَادِرُالْاُصُوْلِ بِحَوَالَهٗ قُرْطُبِىْ)

*"બધી જ માખીઓ જહન્નમમાં જશે (અન્ય ઈજા પહોંચાડનાર પ્રાણીઓની જેમ) તેઓ ત્યાં જહન્નમમાં નિવાસીઓ ઉપર અઝાબ સ્વરૂપે થોપવામાં આવશે પરંતુ મધમાખી જહન્નમમાં જશે નહીં."* *(નવાદિરુલ ઉસૂલિ, કુર્તુબીના હવાલાથી)*

વળી એક અન્ય હદીષમાં રસૂલે કરીમ ﷺએ તેમને મારવાની મનાઈ કરી છે. *(અબૂ દાવુદ)*

(૩) તબીબોનું એ વિશે નિવેદન છે કે મધ એ મધમાખીનો કચરો છે અથવા તો તેની લાળ ! એરિસ્ટોટલે એક કાચનો સુંદર મધપૂડો બનાવીને તેમાં મધમાખીઓને બંધ કરી દીધી હતી, આ રીતે તે તેમના વ્યવસ્થાપનતંત્ર વિશે જાણવા ઈચ્છતો હતો પરંતુ એ મધમાખીઓએ સૌ પ્રથમ વાસણની અંદરની સપાટી ઉપર મીણનું પડ ચઢાવી દીધું અને જ્યાં સુધી સંપૂર્ણ રીતે તે પડ ચઢી ન ગયું તે સમય સુધી તેમણે પોતાનું કાર્ય શરૂ ન કર્યું.

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્‌હહુએ દુનિયા તુચ્છ હોવાના ઉદાહરણ સ્વરૂપે ફરમાવ્યું,

اَشْرَفُ لِبَاسِ بَنِىْ اٰدَمَ فِيْهِ لُعَابُ دُوْدَةٍ وَاَشْرَفُ شَرَابِهٖ رَجِيْعُ نَحْلَةٍ،

*"મનુષ્યનો શ્રેષ્ઠ રેશમી પોષાક આ સૃષ્ટિના એક નાના જંતુની લાળ છે અને તેનું સ્વાદિષ્ટ અને આહ્‌લાદક પીણું મધમાખીનો ફૂઝલો (Waste) છે."*

(૪) فِيْهِ شِفَآءٌ لِلنَّاسِ થી એ પણ જાણ થઈ કે દવા વડે બીમારીનો ઈલાજ કરવો જાઈઝ છે એટલા માટે અલ્લાહ તઆલાએ તેને ઈનામ સ્વરૂપે વર્ણન કર્યું છે.

બીજા સ્થળે ઈરશાદ છે, وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ (૧૭:૮૨) હદીષમાં દવા ઉપયોગ કરવાની અને ઈલાજ કરાવવાની પ્રેરણા આપવામાં આવી છે, નબીએ કરીમ ﷺને અમુક લોકોએ પ્રશ્ન કર્યો કે શું અમે

દવાનો ઉપયોગ કરીએ ? આપ ﷺએ ફરમાવ્યું, કેમ નહીં ! ઈલાજ કર્યા કરો. એટલા માટે કે અલ્લાહે જે પણ બીમારી પેદા કરી છે તેના માટે દવા પણ પેદા કરી છે પરંતુ એક બીમારીનો ઈલાજ નથી, તેમણે સવાલ કર્યો, તે બીમારી કઈ છે? આપ ﷺએ ફરમાવ્યું, ઘડપણ. *(અબૂ દાવુદ, તિરમિઝી અને કુર્તુબીના હવાલાથી)*

હઝરત ખુઝયમા (રદિ.)થી પણ એક રિવાયત છે, તેઓ ફરમાવે છે કે એક વખતે મેં રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે, અમે જે ઝાડ-ફૂંકનો અમલ કરીએ છીએ અથવા દવાથી પોતાનો ઈલાજ કરીએ છીએ એ જ પ્રમાણે બચાવ અને સુરક્ષાની જે વ્યવસ્થા કરીએ છીએ શું તે અલ્લાહ તઆલાની તકદીરને બદલી શકે છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, એ પણ તો તકદીરે ઈલાહીના સ્વરૂપમાં જ છે!

મતલબ એ કે ઈલાજ કરવો અને દવાનો ઉપયોગ કરવો જાઈઝ હોવા વિશે બધા જ ઉલમા સહમત છે અને આ સિલસિલામાં અનેક હદીષો અને ઘટનાઓ વર્ણન થઈ છે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની અવલાદમાં જો કોઈને વીંછી કરડતો હતો તો તેને "તિરયાક" પિવડાવતા હતા અને ઝાડ-ફૂંકથી તેનો ઈલાજ કરતા હતા, રસૂલે કરીમ ﷺએ લકવાના દર્દીને ડામ લગાવીને ઈલાજ કર્યો છે. *(કુર્તુબી)*

અમુક સૂફીઓ વિશે નકલ થયું છે કે તેઓ ઈલાજને પસંદ કરતા ન હતા અને સહાબા (રદિ.)માંથી પણ અમુકની પ્રવૃત્તિઓથી એવું જાહેર થાય છે, દાખલા તરીકે રિવાયત છે કે હજરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) બીમાર થઈ ગયા, હઝરત ઉસ્માન (રદિ.) તેમની ખબર લેવા માટે ગયા અને તેમને પૂછ્યું, તમને શું તકલીફ છે ? તેમણે જવાબ આપ્યો, મને મારા ગુનાહોની ચિંતા છે. હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું, પછી કઈ વસ્તુની ચિંતા છે ? ફરમાવ્યું, હું મારા પરવરદિગારની કૃપાનો આશાવાદી છું. હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું કે, તમે પસંદ કરો તો હું હકીમને બોલાવી મંગાવું છું. તેમણે જવાબ આપ્યો, હકીમે જ તો મને સુવાડ્યો છે. (અહીંયાં ગૂઢાર્થ તરીકે હકીમ અલ્લાહ તઆલાને કહેવામાં આવ્યું છે).

પરંતુ આ પ્રકારની ઘટનાઓ એ વાતની દલીલ નથી બની શકતી કે આ

લોકો ઈલાજને મકરૂહ સમજતા હતા, બની શકે છે કે તે સમયે તેમની ભાવના તેને પસંદ કરતી ન હતી, એટલા માટે તેમની પ્રકૃતિએ તેનો સ્વીકાર ન કરવાના કારણે તેમણે તે સમયે ઈલાજને પસંદ ન કર્યો અને આ કામચલાઉ ધોરણે પરિસ્થિતિ અનુસાર એક ઘટના હોઈ શકે છે, તેનાથી ઈલાજ નાજાઈઝ અથવા મકરૂહ હોવાની દલીલ બનાવી શકાય નહીં. હઝરત ઉસ્માન (રદિ.)એ હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)ને દરખાસ્ત કરી કે હું તમારા માટે તબીબ લઈ આવું છું, તે પોતે જ તે વાતની દલીલ છે કે ઈલાજ જાઈઝ છે, બલકે અમુક પરિસ્થિતિઓમાં તે વાજિબ થઈ જાય છે.

---

## આયત : (સૂરએ નહ્લ : આયત નં. ૭૦)

وَاللَّهُ خَلَقَكُمْ ثُمَّ يَتَوَفّٰىكُمْ ۙ وَمِنْكُمْ مَّنْ يُّرَدُّ اِلٰٓى اَرْذَلِ الْعُمُرِ لِكَيْ لَا يَعْلَمَ بَعْدَ
عِلْمٍ شَيْـًٔا ۭ اِنَّ اللّٰهَ عَلِيْمٌ قَدِيْرٌ ﴿٧٠﴾ ع

## તરજુમો :

*અને અલ્લાહે તમને પેદા કર્યા પછી તમને મોત આપે છે અને કોઈ તમારામાંથી નકામી (શારીરિક, માનસિક ક્ષમતા ન રહે એવી) ઉંમરે પહોંચી જાય છે જેથી સમજ્યા પછી હવે કંઈ ન સમજે, અલ્લાહ સઘળું જાણનાર કુદરતવાળો છે. (૭૦)*

## તફસીર :

અને (તમારી પરિસ્થિતિ પણ વિચારવાપાત્ર છે કે) અલ્લાહ તઆલાએ તમને (પ્રથમ) પેદા કર્યા, પછી (ઉંમર પૂર્ણ થવાથી) તમારા પ્રાણ કબ્જે કરે છે (જેમાં અમુક તો સભાન અવસ્થામાં કે જેમાં હાથ-પગ ચાલતા હોય છે અને ઉઠાવી લેવામાં આવે છે) અને અમુક તમારામાં તે છે જે નકામી ઉંમર સુધી પહોંચાડી દેવામાં આવે છે (જેમાં ન તો શારીરિક શક્તિ રહે છે અને ન જ બુદ્ધિ રહે છે) જેની એ અસર થાય છે કે એક વસ્તુથી જાણકાર થયા પછી બેખબર થઈ જાય છે (જેમકે મોટા ભાગે એવા વૃદ્ધો જોવા મળે છે કે હમણા એક વાત બતાવી અને તરત તે ભૂલી ગયા અને પછી તમને પૂછી રહ્યા છે) નિઃશંક ! અલ્લાહ

તઆલા સઘળું જ્ઞાન ધરાવનાર મહાશક્તિશાળી છે (જ્ઞાનથી દરેક વસ્તુની મસ્લિહત જાણે છે અને પોતાની શક્તિથી તેને યોગ્ય બનાવી આપે છે, એટલા માટે જિંદગી અને મોતની પરિસ્થિતિઓ અલગ–અલગ કરી આપી, આ પણ એક તવહીદની દલીલ છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ અગાઉ અલ્લાહ તઆલાએ પાણી, વનસ્પતિ, પશુઓ તથા મધમાખીના વિવિધ અહેવાલો વર્ણન કરીને મનુષ્યને પોતાની સંપૂર્ણ શક્તિ અને મખ્લૂક માટે પોતાના ઈનામો વિશે માહિતગાર કર્યા, હવે આ આયતોથી પોતાની આંતરિક પરિસ્થિતિ ઉપર ચિંતન અને મનન કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે કે માનવી કંઈ જ ન હતો, અલ્લાહ તઆલાએ તેને અસ્તિત્વની દોલતથી નવાજ્યો, પછી જ્યારે ઈચ્છ્યું મોત મોકલીને તે નેઅ્મત પૂર્ણ કરી દીધી અને અમુકને તો મોત પહેલાં જ વૃદ્ધાવસ્થાની એવી સ્થિતિએ પહોંચાડી દેવામાં આવે છે કે તેમની શા'ન–ભાન પણ ઠેકાણે નથી રહેતી, તેમના હાથ–પગની શક્તિ ખતમ થઈ જાય છે, ન તો તેઓ કોઈ વાત સમજી શકે છે અને ન જ સમજેલી વાતને યાદ રાખી શકે છે, આ શારીરિક અને માનસિક પરિવર્તન એ વાતની દલીલ કરે છે કે જ્ઞાન અને શક્તિ તે જ અલ્લાહના ખજાનામાં છે જે હકીકી માલિક અને સર્જનહાર છે.

وَمِنۡكُمۡ مَّنۡ يُّرَدُّ માં مَنۡ يُّرَدُّ (મય્યુરદ્દુ)ના શબ્દથી ઈશારો એ વાત તરફ છે કે મનુષ્ય ઉપર પ્રથમ એક અશક્તિ અને કમજોરીનો સમય પસાર થઈ ચૂક્યો છે, આ તેના બાળપણનો શરૂઆતનો તબક્કો હતો જેમાં તેનામાં કોઈ સૂઝબૂઝ ન હતી, તેની શારીરિક અને માનસિક પરિસ્થિતિ બિલકુલ અશક્ત હતી, તે પોતાની ભૂખ–તરસને દૂર કરવા અને પોતે ઊઠવા–બેસવા માટે પણ અન્યોનો મોહતાજ હતો, પછી અલ્લાહ તઆલાએ તેને યુવાની અર્પણ કરી, આ તેના વિકાસનો સમયગાળો હતો, પછી ક્રમે–ક્રમે તે ઘડપણની એવી સ્થિતિએ પહોંચાડી દેવામાં આવે છે કે જેમાં તે બિલકુલ એ જ પ્રમાણે અશક્ત તથા શારીરિક અને માનસિક રીતે કમજોર બનાવી દેવામાં આવે છે જેમકે તે શીશુ અવસ્થામાં હતો.

اَرۡذَلِ الۡـعُـمُـرِ તેનો ભાવાર્થ વૃદ્ધાવસ્થાની તે અવસ્થા છે જેમાં મનુષ્યની

બધી જ શારીરિક અને માનસિક શક્તિ ખતમ થઈ જવાના આરે હોય છે, નબીએ કરીમ ﷺ આ ઉંમરથી પનાહ માંગતા હતા. ઈરશાદ છે,

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنۡ سُوۡءِ الۡعُمُرِ وَفِیۡ رِوَايَةٍ مَنۡ اَنۡ اُرَدَّاِلٰی اَرۡذَلِ الۡعُمُرِ

*"યા અલ્લાહ ! હું તારાથી પનાહ માંગું છું ખરાબ ઉંમરથી અને એક રિવાયતમાં છે કે પનાહ માંગું છું ઉંમરના ખરાબ તબક્કાથી."*

اَرۡذَلِ الۡعُمُرِ (અર્જલિલ્ ઉમરિ)ની વ્યાખ્યા નિશ્ચિત નથી, અલબત્ત ઉપરોક્ત વ્યાખ્યા વધારે પ્રચલિત ગણાય છે જે પ્રમાણે કુર્આને કરીમે પણ لِكَيۡلَا يَعۡلَمَ بَعۡدَ عِلۡمٍ شَيۡـًٔا થી ઈશારો કર્યો છે કે ઉંમરની તે એવી વ્યવસ્થા છે જેમાં શાન-ભાન બાકી નથી રહેતું જેના પરિણામે તે પોતાની બધી જ જાણકારી ભૂલી જાય છે.

"અર્જલિલ્ ઉમર"ની વ્યાખ્યામાં બીજા પણ નિવેદનો છે, અમુકે ૮૦ વર્ષની ઉંમરને અર્જલિલ્ ઉમર ઠરાવી દીધી છે અને અમુકે ૯૦ વર્ષની ઉંમરને; હઝરત અલી (રદિ.)થી પણ ૭૫ વર્ષનું નિવેદન નકલ થયું છે.

*(સહીહૈન, મઝહરીના હવાલાથી)*

لِكَيۡلَا يَعۡلَمَ بَعۡدَ عِلۡمٍ شَيۡـًٔا વૃદ્ધાવસ્થાના અંતિમ તબક્કામાં પહોંચ્યા પછી માણસમાં ન તો શારીરિક શક્તિ રહે છે અને ન જ માનસિક; જેની અસર એ થાય છે કે એક વસ્તુથી જાણકાર થયા પછી ફરી તેનાથી બેખબર બની જાય છે, તે બધી જ જાણકારી ભૂલીને બિલકુલ નાના બાળક જેવો થઈ જાય છે જેને ન તો જ્ઞાન છે અને ન જ સમજદારી કે બુદ્ધિ. હઝરત ઈકરીમા (રદિ.) ફરમાવે છે કે કુર્આન પઢનાર વ્યક્તિની આવી હાલત થશે નહીં.

اِنَّ اللّٰهَ عَلِيۡمٌ قَدِيۡرٌ બેશક ! અલ્લાહ તઆલા સઘળું જ્ઞાન ધરાવનાર મહાશક્તિશાળી છે. જ્ઞાનથી દરેક વ્યક્તિની ઉંમરને જાણે છે અને પોતાની શક્તિથી જે ઈચ્છે છે કરે છે અને જો ઈચ્છે તો શક્તિ અને નવયુવાની ઉપર ખરાબ ઉંમરના ચિહ્નો સવાર થઈ જાય અને ઈચ્છે તો સો વર્ષની જિંદગીમાં પણ શક્તિ અને યુવાની બાકી રહે, આ સર્વ કાંઈ તેની જ જાત અને કુદરતમાં છે અને તેમાં તેનો કોઈ ભાગીદાર કે સમકક્ષ નથી.

## આયત : (સૂરએ નહ્લ : આયત નં. ૭૧)

وَاللّٰهُ فَضَّلَ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ فِى الرِّزْقِ ۚ فَمَا الَّذِيْنَ فُضِّلُوْا بِرَآدِّىْ رِزْقِهِمْ
عَلٰى مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَهُمْ فِيْهِ سَوَآءٌ ۭ اَفَبِنِعْمَةِ اللّٰهِ يَجْحَدُوْنَ ۝

## તરજુમો :

*અને અલ્લાહે તમારામાં અમુકને અમુક ઉપર રોજીમાં મોટાઈ આપી, બસ જેમને મોટાઈ આપી તે પોતાની રોજી તેમને (ગુલામોને) નથી આપી દેતા જેમના માલિક તેમના હાથ છે કે તે સૌ એમાં સમાન થઈ જાય, શું અલ્લાહની નેઅ્મતના ઈન્કારી છે ? (૭૧)*

## તફસીર :

અને (તવહીદની નિશાનીઓની સાથે-સાથે શિર્કની નહૂસત પરસ્પરના વ્યવહારના સંદર્ભમાં સાંભળો કે) અલ્લાહ તઆલાએ તમારામાંથી અમુકને અમુક ઉપર રોજી(ની બાબત)માં વધારી દીધા છે, (દાખલા તરીકે કોઈને માલદાર અને ગુલામોનો માલિક બનાવ્યો કે તેના હાથે તે ગુલામોને રોજી મળે છે અને કોઈને ગુલામ બનાવી આપ્યો કે તેને માલિકના હાથે જ રોજી પહોંચે છે અને કોઈને એવો માલદાર બનાવ્યો કે બીજા ગુલામોને આપે, ન કે તેને ગુલામ બનાવ્યો કે તેના માલિકના હાથે તેને રોજી આપે) બસ, જે લોકોને (રોજીમાં ખાસ) વધારવામાં આવ્યા છે (કે તેમની પાસે માલ પણ છે અને ગુલામ પણ છે) તે (લોકો) પોતાના ભાગનો માલ પોતાના ગુલામોને એવી રીતે ક્યારેય આપનારા નથી કે તે (માલિક અને ગુલામ) બધા જ તેમાં સરખા થઈ જાય, (કારણ કે જો ગુલામ રાખીને તે માલ આપ્યો તો તે ગુલામની મિલ્કત જ ન હશે, બલકે નિયમ પ્રમાણે તે માલિક જ માલનો માલિક રહેશે અને જો આઝાદ કરીને આપ્યો તો સમાનતા શક્ય છે પરંતુ તે હવે ગુલામ નહીં રહે, બસ ગુલામી અને સમાનતા શક્ય નથી એ જ પ્રમાણે આ મૂર્તિ વગેરે જ્યારે મુશ્રિકોના સ્વીકાર કર્યા પ્રમાણે અલ્લાહની ગુલામ છે તો પછી ગુલામ હોવાની હાલતમાં અલ્લાહની મઅ્બૂદિયતમાં ભાગીદાર કઈ રીતે થઈ શકે છે ? એમાં શિર્કની અત્યંત ધૃણા અને નીંદા કરવામાં આવી છે કે જ્યારે તમે તમારા ગુલામને તમારી રોજી અને

માલ–દોલતના સમાન ભાગીદાર નથી બનાવતા તો અલ્લાહ તઆલાના ગુલામો તેની મઅ્‌બૂદિયતનો કેવી રીતે ભાગીદાર બની શકે છે ?) શું (આ વિષયો સાંભળ્યા) છતાં પણ (અલ્લાહ તઆલા સાથે શિર્ક કરો છે જેનાથી તાર્કિક રીતે પણ એ જરૂરી થઈ જાય છે કે તે) અલ્લાહ તઆલાની નેઅ્‌મતનો (એટલે કે એ વાતનો કે અલ્લાહ તઆલાએ નેઅ્‌મત આપી છે) ઈન્કાર કરે છે ?

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી અગાઉની આયતોમાં અલ્લાહ તઆલાએ પોતાના જ્ઞાન અને શક્તિના મહત્ત્વના સાક્ષાત્કાર અને મનુષ્યને અર્પણ કરવામાં આવેલ નેઅ્‌મતોનું વર્ણન કરીને પોતાની તવહીદની સ્વાભાવિક અને પ્રાકૃતિક દલીલો વર્ણન કરી છે, જેને જોઈને સામાન્ય સૂઝબૂઝ ધરાવનાર વ્યક્તિ પણ કોઈ મખ્લૂકને અલ્લાહ તઆલાની સાથે તેના જ્ઞાન અને શક્તિની સિફતો અને ખાસિયતોમાં ભાગીદાર નહીં માની શકે. આ આયતમાં તવહીદના આ વિષયને પરસ્પરના વ્યવહારના ઉદાહરણથી સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી મનુષ્યના લાભા–લાભને નજર સમક્ષ રાખી રોજીમાં બધા માનવીઓને એકસમાન બનાવ્યા નથી, બલકે અમુકને અમુક ઉપર વધારી દીધા છે અને વિવિધ કક્ષાઓ ઠરાવી દીધી છે, કોઈને એવો માલદાર બનાવી આપ્યો કે જે માલ–દોલતનો માલિક છે અને સેવકો, ગુલામો તથા ખિદમતગરો રાખે છે તે પોતે પણ પોતાનો માલ પોતાની ઈચ્છા પ્રમાણે ખર્ચ કરે છે તથા ગુલામો અને સેવકોને પણ તેના થકી રોજી મળે છે; એ જ પ્રમાણે કોઈને ગુલામ અને સેવક બનાવી આપ્યા કે તેઓ બીજાના ખર્ચ ઉપર નભે છે, તેમનો પોતાનો ખર્ચ પણ અન્યોના માધ્યમથી પહોંચ્યો છે અને કોઈને મધ્યમ કક્ષાનો માલ–દોલતવાળો બનાવ્યો છે, ન તો એટલો માલદાર કે અન્યો ઉપર ખર્ચ કરે અને ન જ એટલો ફકીર અને મોહતાજ કે પોતાની જરૂરિયાત પૂર્ણ કરવા માટે બીજાનો મોહતાજ હોય.

કુદરતી વહેંચણીની આ અસર સૌના અનુભવની બાબત છે કે જેને રોજીમાં ખૂબ છૂટછાટ અને ફઝીલત આપવામાં આવી અને માલદાર બનાવવામાં આવ્યો તે ક્યારેય એ બાબતને પસંદ નહીં કરે કે પોતાની માલ–દોલતને પોતાના

ગુલામો અને સેવકોને એવી રીતે વહેંચી આપે કે તે પણ માલ–દોલતમાં તેમના સમકક્ષ થઈ જાય.

આ ઉદાહરણથી સમજો કે જ્યારે મુશ્રિકો પણ એવો સ્વીકાર કરે છે કે આ મૂર્તિઓ અને અન્ય મખ્લૂકો કે જેની તેઓ પૂજા કરે છે બધા અલ્લાહ તઆલાની મખ્લૂક અને ગુલામ છે તો એ કેવી રીતે બને કે આ મખ્લૂકો અને ગુલામો પોતાના સર્જનહાર અને માલિકની સમકક્ષ બની જાય ! શું આ લોકો આ બધી નિશાનીઓ જોઈને અને આ બધા વિષયો સાંભળીને પણ અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર અને સમકક્ષ ઠરાવે છે ? જેમકે તેનું આવશ્યક પરિણામ એ છે કે તેઓ અલ્લાહ તઆલાની નેઅ્મતોનો ઈન્કાર કરે છે, કારણ કે જો એનો સ્વીકાર હોત કે આ બધી નેઅ્મતો માત્ર અલ્લાહ તઆલાની આપેલી છે, તેમાં કોઈ પોતે ઘડી કાઢેલ મૂર્તિ અથવા કોઈ અન્ય મનુષ્ય કે જિન્નાતની કોઈ દખલગીરી નથી તો પછી આ વસ્તુઓને અલ્લાહ તઆલા સમકક્ષ કઈ રીતે ઠરાવી આપે છે ?

આ વિષય સૂરએ રૂમની આ આયતમાં પણ આવ્યો છે.

ضَرَبَ لَكُمْ مَثَلًا مِّنْ اَنْفُسِكُمْ هَلْ لَّكُمْ مِّمَّا مَلَكَتْ اَيْمَانُكُمْ مِّنْ شُرَكَآءَ فِيْمَا
رَزَقْنٰكُمْ فَاَنْتُمْ فِيْهِ سَوَآءٌ، (سُوْرَةُ رُوْم آيَتْ ۲۸)

*“તમારા માટે તમારામાંથી જ એક ઉદાહરણ આપ્યું છે; જે લોકો તમારા હાથ હેઠળ છે શું તેઓ અમારી આપેલી રોજીમાં તમારા ભાગીદાર છે કે તમે એમાં સમાન થઈ ગયા છો !” (૩૦:૨૮)*

તેનો ખુલાસો પણ એ જ છે કે તમે પોતાના ગુલામો અને સેવકોને પોતાના સમકક્ષ કરવાનું પસંદ નથી કરતા તો પછી અલ્લાહ તઆલા માટે એ કેવી રીતે પસંદ કરો છો કે તે અને તેની મખ્લૂક તથા તેની ગુલામ વસ્તુઓ તેના સમકક્ષ બની જાય !?

**આર્થિક બાબતોમાં કક્ષાની વિવિધતા મનુષ્ય માટે રહમત છે :**

આ આયતમાં સ્પષ્ટ રીતે એ પણ બતાવવામાં આવ્યું કે ફકીરી અને માલદારી તથા આર્થિક બાબતોમાં વિવિધ વર્ગો અને કક્ષાઓ હોવી કે કોઈ ગરીબ છે, કોઈ અમીર છે, કોઈ મધ્યમ કક્ષાનો છે; આ બધો કોઈ અચાનક બનેલ

હાદસો કે ઘટના નથી, એ અલ્લાહ તઆલાની ઉચ્ચ કક્ષાની હિકમતના આધીન છે અને મનુષ્યના લાભા-લાભનો તકાદો છે તથા મનુષ્ય માટે રહમત છે. જો આવું સ્વરૂપ ન રહે તથા માલ અને સામાનમાં બધા મનુષ્યો એકસરખા થઈ જાય તો વિશ્વના વ્યવહારમાં ઘણી મોટી અરાજકતા અને ફસાદ પેદા થઈ જશે, એટલા માટે જ્યારથી દુનિયા આબાદ થઈ છે કોઈ યુગ અને કોઈ સમયકાળમાં બધા મનુષ્ય માલ અને દોલતના આધારે સમાન નથી થયા અને ન જ થઈ શકે છે અને જો ક્યાંક બળજબરીએ આવી સમાનતા ઉપસ્થિત કરવામાં આવી તો પણ અમુક જ દિવસમાં બધા જ જાહેર કારોબારમાં અરાજકતા અને ફસાદના પ્રત્યક્ષ દર્શન થઈ જશે, અલ્લાહ તઆલાએ જે પ્રમાણે બધા જ મનુષ્યોને બુદ્ધિ, દિમાગ, શક્તિ, સામર્થ્ય અને આવડતમાં વિવિધ કક્ષાએ વહેંચી આપ્યા છે અને તેમનામાં ઓછા-વત્તા તથા મધ્યમ કક્ષાના પ્રકારો છે જેનો કોઈપણ બુદ્ધિશાળી ઈન્કાર કરી શકતો નથી, એ જ પ્રમાણે આ બાબત પણ નકારી શકાય એમ નથી કે માલ-દોલતમાં પણ આવી વિવિધ કક્ષાઓ હોવી જોઈએ કે દરેક મનુષ્ય પોત-પોતાની આવડત પ્રમાણે પોતાના કામનું વળતર મેળવે અને જો તેનામાં ક્ષમતા ન હોય છતાં તેને ક્ષમતા ધરાવનાર સમાન કરી દેવામાં આવ્યો તો જેનામાં ક્ષમતા છે તેનું નૈતિક મનોબળ તૂટી જશે, જ્યારે આર્થિક બાબતોમાં તેને અક્ષમ લોકોની સાથે જ સમાન કક્ષાએ રહેવાનું હોય તો તે કયો આધાર છે જે તેને સંઘર્ષ, ચિંતન અને પ્રવૃત્તિ ઉપર મજબૂર કરે, જેમાં આવશ્યક પરિણામ પોતાની કાર્ય કરવાની ક્ષમતાને બરબાદ કરવાનું હશે.

### માલ-દોલતની સંગ્રહખોરી વિરુદ્ધ કુર્આનના હુકમો :

અલબત્ત સૃષ્ટિના સર્જનહારે બુદ્ધિ અને શારીરિક શક્તિઓમાં અમુકને અમુક ઉપર શ્રેષ્ઠતાઓ આપી અને રોજી તથા માલ-દોલતમાં વિવિધ કક્ષાઓ અને તફાવત સ્થાપિત કર્યો, એ જ પ્રમાણે આર્થિક વ્યવહારો માટે પણ એક મજબૂત વ્યવસ્થા કાયમ કરી કે એવું ન થવા પામે કે દોલતના ખજાનાઓ અને આર્થિક સ્ત્રોતોના કેન્દ્રો ઉપર અમુક વ્યક્તિઓ અથવા કોઈ ખાસ વર્ગ કબ્જો જમાવી લે અને અન્ય ક્ષમતા તથા આવડત ધરાવનાર વ્યક્તિ માટે કામ કરવાનું કોઈ મેદાન જ બાકી ન રહે કે તે પોતાની બુદ્ધિ અને શારીરિક ક્ષમતાઓથી કામ લઈને આર્થિક બાબતોમાં પ્રગતિ કરી શકે, એટલા માટે કુર્આને કરીમ સૂરએ

હશ્રમાં ઇરશાદ ફરમાવે છે, كَيْلَا يَكُوْنَ دُوْلَةً بَيْنَ الْاَغْنِيَآءِ مِنْكُمْ એટલે કે, અમે દોલતની વહેંચણીના નિયમો એટલા માટે બનાવ્યા કે દોલત માત્ર મૂડીપતિઓમાં એકઠી થઈને ન રહી જાય.

આજકાલ દુનિયાના આર્થિક વ્યવસ્થાપનતંત્રોમાં જે અફરા-તફરી ફેલાયેલી છે તે આ રબ્બાની નિયમ અને અલ્લાહની હિકમતના સિદ્ધાંતોને ઉપેક્ષિત કરવાનું પરિણામ છે, એક બાજુ મૂડીવાદી આર્થિક વ્યવસ્થા છે જેમાં દોલતના કેન્દ્રો ઉપર વ્યાજ અને જુગાર (શે'રબજારની નાજાઇઝ સટ્ટાખોરી)ના માર્ગે અમુક મુઠ્ઠીભર વર્ગો કબ્જો કરીને બાકીના સમગ્ર સમાજને પોતાના આર્થિક ગુલામ બનવા માટે મજબૂર કરી આપે છે, તેમના માટે મજૂરી અથવા ગુલામી સિવાય કોઈ માર્ગ પોતાની જરૂરિયાત પૂર્ણ કરવાનો બાકી રહેતો નથી, તેઓ પોતાની ઉચ્ચ કક્ષાની આવડતો હોવા છતાં ઉદ્યોગ અને વેપારના મેદાનમાં એક ડગલું મૂકી શકતા નથી.

મૂડીપતિઓના આ અત્યાચાર અને બળજબરીના વિરોધ માટે એક તેનાથી તદ્દન વિપરીત સામ્યવાદી વ્યવસ્થા એટલે કે કૉમ્યુનિઝમ કે સોશ્યાલિઝમના નામથી અસ્તિત્વમાં આવી, જેનો નારો ગરીબ અને અમીરના તફાવતને ખતમ કરવાનો અને સૌમાં સમાનતા પેદા કરવાનો છે, અત્યાચારી મૂડીપતિઓના જુલમથી તંગ આવીને સામાન્ય જનતા આ નારા પાછળ લાગી જાય છે પરંતુ અમુક જ દિવસોમાં તેઓ અનુભવ કરી લે છે કે આ નારો ફક્ત ધોકાબાજી હતી, આર્થિક સમાનતાના સ્વપ્નો ક્યારેય પૂર્ણ થતા નથી તથા ગરીબ પોતાની ગરીબી અને ભૂખમરાની સાથે પણ જે એક માનવીય સન્માન ધરાવતો હતો, પોતાની મરજીનો માલિક હતો, આ સન્માન અને ઈજ્જત પણ માનવસમાજના હાથમાંથી જતી રહી તથા સામ્યવાદી વ્યવસ્થામાં મનુષ્યની કોઈ કદર-કિંમત નથી, બલકે એક યંત્રના કોઈ સ્પેરપાર્ટથી વધારે કોઈ જાયદાદની મિલ્કતની તો ત્યાં કલ્પના સુદ્ધાં નથી થઈ શકતી અને જે વ્યવહાર ત્યાં એક મજૂરની સાથે કરવામાં આવે છે તેના ઉપર વિચાર કરવામાં આવે તો તે કોઈ વસ્તુનો માલિક નથી, તેની પત્ની અને તેની અવલાદ પણ તેની નથી, બલકે બધા જ રાજ્યના યંત્રો અને તેના સ્પેરપાર્ટ છે, જેવી રીતે યંત્રો ચાલીને પોતાના કામ ઉપર લાગી જાય છે એ જ પ્રમાણે તેને કામે લાગ્યા વિના કોઈ છૂટકો નથી,

રાજ્યના હિતો અને હેતુઓને સાચવવા સિવાય તેનું કોઈ બીજું કાર્ય નથી, ન જ તેનો પોતાનો કોઈ આગવો દષ્ટિકોણ છે, રાજ્યની બળજબરી અને કઠોરતા તથા અસહ્ય મહેનત-મજૂરીથી કણસવું પણ એક બળવો સમજવામાં આવે છે જેની સજા મોત હોય છે, અલ્લાહ તઆલા અને ધર્મોનો વિરોધ તથા માત્ર ભૌતિકતાની પૂજા સામ્યવાદી વ્યવસ્થાનો મૂળ પાયો છે.

આ તે વાસ્તવિકતાઓ છે જેનો કોઈ સામ્યવાદી ઈન્કાર નથી કરી શકતો, તેમના કર્તા-ધર્તાઓના પુસ્તકો તથા તેમની પ્રવૃત્તિઓ આ બાબતની સાક્ષી છે; તેના હવાલાઓને ભેગા કરવાથી પણ એક આગવું પુસ્તક બની શકે છે.

કુર્આને હકીમે અત્યાચારી મૂડીવાદ અને મૂર્ખતાપૂર્ણ સામ્યવાદ બંને અંતિમવાદ વચ્ચેની અતિશયોક્તિ તથા વંચિતતાથી પવિત્ર એક એવી મધ્યમ માર્ગી આર્થિક વ્યવસ્થા બનાવી છે કે રોજી અને માલ-દોલતમાં સ્વાભાવિક તફાવત સિવાય કોઈ વ્યક્તિ અથવા વર્ગ જાહેર જનતાને પોતાના ગુલામ ન બનાવી શકે, કોઈ વ્યવસ્થા તેમને કૃત્રિમ અછત અને કૃત્રિમ દુષ્કાળમાં સપડાવી ન શકે, વ્યાજ અને જુગારને હરામ ઠરાવી નાજાઈઝ (નિષિદ્ધ) મૂડીવાદનો પાયો ધ્વંસ્ત કરી નાંખ્યો, પછી દરેક મુસલમાનના માલમાં ગરીબોનો હક નક્કી કરીને તેમને તેમાં ભાગીદાર ઠરાવી દીધા, જે ગરીબો ઉપર કોઈ અહેસાન નથી બલકે તે તેમનો પોતાનો અધિકાર છે, અલ્લાહ તઆલાનો ઈરશાદ فِیْٓ اَمْوَالِهِمْ حَقٌّ مَّعْلُوْمٌ لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ (૭૦:૨૪) આ બાબતની સાક્ષી છે, ત્યારબાદ મર્યા પછી મરનારની બધી મિલ્કતની કુટુંબના સભ્યોમાં વહેંચણી કરી દોલતની સંગ્રહખોરીનો ખાત્મો કરી દીધો. કુદરતી સ્ત્રોતો, ઝરણાઓ, દરિયાઓ, પહાડો, જંગલોની આપમેળે ઉપલબ્ધ થનારી બધી જ સંપત્તિને સામૂહિક મૂડી ઠરાવી દીધી અને તેના ઉપર કોઈ વ્યક્તિ અથવા કોઈ વર્ગ વિશેષનો માલિકી હક જાઈઝ નથી, જયારે કે મૂડીવાદી આર્થિક વ્યવસ્થામાં આ બધી વસ્તુઓ માત્ર મૂડીવાદીઓની મિલકત ઠરાવવામાં આવી છે.

જ્ઞાન અને કાર્ય કરવાની ક્ષમતાનો તફાવત અને વિવિધતા એક સ્વાભાવિક અને પ્રાકૃતિક બાબત છે અને આર્થિક ઉપાર્જન પણ આ જ ક્ષમતાઓના આધીન છે, એટલા માટે માલ અને દોલતના માલિકીપણામાં તફાવત હોવો પણ એક હિકમતપૂર્ણ તકાદો છે, જેને દુનિયાની થોડી ઘણી પણ

બુદ્ધિ અને સમજ છે તે તેનો ઈન્કાર કરી શકતો નથી તથા સામ્યવાદના નારા લગાવનારા પણ અમુક કદમ ચાલ્યા પછી આ સમાનતાના દા'વાને છોડીને આર્થિક બાબતોમાં તફાવત અને તેમાં વર્ગ વ્યવસ્થા ઉપસ્થિત કરવા માટે મજબૂર થઈ ગયા.

૫ મી મે ૧૯૬૦ સોવિયેટ યુનિયનની સુપ્રિમ કાઉન્સીલ સામે નિકીતા કુશ્ચવનું નિવદન આ પ્રમાણે હતું.

*અમે મજૂરીના વળતરનો તફાવત દૂર કરવાના આંદોલનના સખત વિરોધી છે, અમે વળતરમાં સમાનતા સ્થાપિત કરવા અને તેને એક સમાન સ્તરે લાવવાના પણ વિરોધી છે, આ લેનિનનું શિક્ષણ છે, તેનું શિક્ષણ એ હતું કે સમાજવાદી સમાજમાં ભૌતિક સંસાધનોનું સંપૂર્ણ ધ્યાન રાખવામાં આવશે.*

*(સોવિયેટ વર્લ્ડ, પેજ : ૩૪૬)*

આર્થિક સમાનતાના સ્વપ્નની તા'બીર આ અસમાનતા છે એવું સ્પષ્ટ રીતે સામે આવી ગયું હતું પરંતુ જોત-જોતામાં આ અસમાનતા તથા અમીર-ગરીબનો તફાવત સામ્યવાદી રશિયન યુનિયનમાં સામાન્ય મૂડીવાદી દેશો કરતાં પણ આગળ વધી ગઈ.

લિયન સિદોવ (Lyon Sidov) લખે છે કે,

*"કદાચ જ કોઈ પ્રગતિશીલ મૂડીવાદી દેશ એવો હશે જ્યાં મજૂરીના વળતરમાં આટલો તફાવત હોય જેટલો કે સોવિયેટ યુનિયનમાં છે."*

ઘટનાઓના આ અમુક ઉદાહરણોથી પ્રસ્તુત આયત وَاللّٰهُ فَضَّلَ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ فِى الرِّزْقِ નું જબરદસ્તીથી સમર્થન તે ઈન્કારીઓના મુખે જ કરાવી આપવામાં આવ્યું. وَاللّٰهُ يَفْعَلُ مَا يَشَآءُ અત્રે આ આયત હેઠળ તો ફક્ત એટલું જ વર્ણન કરવાનું હતું કે રોજી અને માલનો તફાવત પ્રાકૃતિક અને સ્વાભાવિક છે તથા મનુષ્યના લાભા-લાભ અનુસાર છે, બાકી દોલતની વહેંચણીનો ઈસ્લામી સિદ્ધાંત અને મૂડીવાદ તથા સામ્યવાદ કરતાં એક વિશિષ્ટ પ્રકારની આર્થિક વ્યવસ્થા છે, ઈન્શાઅલ્લાહ ! સૂરએ ઝૂખ્રુફ પારહ નંબર ૨૫માં આયત نَحْنُ قَسَمْنَا بَيْنَهُمْ مَّعِيْشَتَهُمْ (૪૩:૩૨) હેઠળ એની વિગત આવશે અને આ વિષય ઉપર નાચીઝની એક આગવી કિતાબ "ઈસ્લામ કા નિઝામે તક્સીમે

દોલત" (ઈસ્લામમાં સંપત્તિની વહેંચણી વ્યવસ્થા)ના નામથી પ્રકાશિત થઈ ચૂકી છે જે ઈન્શાઅલ્લાહ ! આ વિષયના અભ્યાસ માટે પૂરતી છે.

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૭૨ થી ૭૬)

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا وَّ جَعَلَ لَكُمْ مِّنْ اَزْوَاجِكُمْ بَنِيْنَ وَحَفَدَةً
وَّرَزَقَكُمْ مِّنَ الطَّيِّبٰتِ ؕ اَفَبِالْبَاطِلِ يُؤْمِنُوْنَ وَبِنِعْمَتِ اللّٰهِ هُمْ يَكْفُرُوْنَ ﴿٧٢﴾ وَيَعْبُدُوْنَ
مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَمْلِكُ لَهُمْ رِزْقًا مِّنَ السَّمٰوٰتِ وَالْاَرْضِ شَيْـًٔا وَّلَا يَسْتَطِيْعُوْنَ ﴿٧٣﴾
فَلَا تَضْرِبُوْا لِلّٰهِ الْاَمْثَالَ ؕ اِنَّ اللّٰهَ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٧٤﴾ ضَرَبَ اللّٰهُ مَثَلًا عَبْدًا
مَّمْلُوْكًا لَّا يَقْدِرُ عَلٰى شَيْءٍ وَّمَنْ رَّزَقْنٰهُ مِنَّا رِزْقًا حَسَنًا فَهُوَ يُنْفِقُ مِنْهُ سِرًّا
وَّجَهْرًا ؕ هَلْ يَسْتَوٗنَ ؕ اَلْحَمْدُ لِلّٰهِ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٧٥﴾ وَضَرَبَ اللّٰهُ مَثَلًا
رَّجُلَيْنِ اَحَدُهُمَاۤ اَبْكَمُ لَا يَقْدِرُ عَلٰى شَيْءٍ وَّهُوَ كَلٌّ عَلٰى مَوْلٰىهُ ۙ اَيْنَمَا يُوَجِّهْهُّ لَا يَاْتِ
بِخَيْرٍ ؕ هَلْ يَسْتَوِيْ هُوَ ۙ وَمَنْ يَّاْمُرُ بِالْعَدْلِ ۙ وَهُوَ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٧٦﴾

## તરજુમો :

*અને અલ્લાહે તમારા માટે તમારી જાતીમાંથી સ્ત્રીઓ પેદા કરી અને તમને તમારી ઓરતોથી પુત્ર અને પૌત્ર આપ્યા અને તમને ખાવા માટે સ્વચ્છ વસ્તુઓ આપી, બસ શું જૂઠી વાતો માનો છો અને અલ્લાહના ફઝ્‌લ (કૃપા)ને નથી માનતા ? (૭૨) અને અલ્લાહના સિવાય એવાઓને પૂજે છે જે તેમની રોજીના આસમાન અને જમીનથી કંઈ પણ મુખ્તિયાર નથી અને ન જ શક્તિ ધરાવે છે !? (૭૩) બસ અલ્લાહ ઉપર ઉદાહરણો લાગુ ન પાડો, બેશક ! અલ્લાહ જાણે છે અને તમે નથી જાણતા. (૭૪) અલ્લાહે એક ઉદાહરણ બતાવ્યું; એક બંદો, પરાયો માલ, કોઈ વસ્તુ ઉપર અધિકાર નથી ધરાવતો અને એક, જેને અમે પોતાના તરફથી રોજી આપી, ખાસ્સી રોજી; બસ તે તેમાંથી ખર્ચ કરે છે છુપાઈને અને સૌની રૂબરૂ; ક્યાંક સમાન હોય*

*છે? બધા વખાણ અલ્લાહ માટે છે પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૭૫) અને અલ્લાહે એક બીજું ઉદાહરણ બતાવ્યું; બે પુરુષ છે, એક ગૂંગો; કંઈ કામ નથી કરી શકતો અને તે પોતાના માલિક ઉપર ભારે છે, જે બાજુ તેને (કોઈ કામે) મોકલે કંઈ ભલાઈ કરીને ન લાવે; ક્યાંક સમાન છે તે અને એક તે વ્યક્તિ જે ન્યાયથી હુકમ કરે છે અને સીધા માર્ગ ઉપર છે ? (૭૬)*

## તફસીર :

અને (ઉપરોક્ત તવહીદની અને અલ્લાહની નેઅ્‌મતોની દલીલોમાંથી એક મોટી નેઅ્‌મત અને અલ્લાહની શક્તિની દલીલ પોતે તમારા માનવી તરીકેના અસ્તિત્વની છે કે) અલ્લાહ તઆલાએ તમારામાંથી જ (એટલે કે તમારી જ માનવજાતમાંથી) તમારા માટે પત્નીઓ બનાવી અને (પછી) આ પત્નીઓ દ્વારા તમારા પુત્રો અને પૌત્ર પેદા કર્યા (કે એ તમારા ગૌત્રનું અસ્તિત્વ ટકાવી રાખે છે) અને તમને સારી-સારી વસ્તુઓ ખાવા(-પીવા) માટે આપી (કે એ તમારા માનવ તરીકેના અસ્તિત્વને ટકાવી રાખે છે અને કારણ કે માનવનું અસ્તિત્વ ખોરાક ઉપર અવલંબિત છે, એ બાબતનો પણ આમાં ઈશારો થઈ ગયો), શું (આ બધી દલીલો અને નેઅ્‌મતો સાંભળીને) પછી પણ આધારવિહીન વસ્તુઓ ઉપર (એટલે કે મૂર્તિઓ વગેરે ઉપર કે જેના મઅ્‌બૂદ હોવાની કોઈ દલીલ નથી બલકે તે દલીલથી વિપરીત છે) ઈમાન રાખશો ? અને અલ્લાહ તઆલાની નેઅ્‌મતની નાશુક્રી (અને બેકદરી) કરતા રહેશો ? અને (આ નાશુક્રીનો અર્થ એ છે કે) અલ્લાહને છોડીને એવી વસ્તુઓની ઈબાદત કરતા રહેશો જે તમને ન તો આસમાનોમાંથી રોજી પહોંચાડવાનો અધિકાર ધરાવે છે અને ન જ જમીનમાંથી (એટલે કે ન તો આકાશમાંથી વરસાદ વરસાવવાનો અધિકાર ધરાવે છે અને ન જ તેઓ જમીનમાંથી કંઈ ઉગાડી કે પેદા કરી શકે છે) અને ન જ (અધિકાર પ્રાપ્ત કરવાની) શક્તિ ધરાવે છે (તેમના નકારથી વધારે સ્પષ્ટ થઈ ગયું, કારણ કે અમુક વખતે એવું જોવા મળે છે કે એક વ્યક્તિને પ્રત્યક્ષ રીતે તો કોઈ અધિકાર નથી હોતો પરંતુ રાત-દિવસ મહેનત કર્યા પછી તે આવી શક્તિ પ્રાપ્ત કરી લે છે એટલા માટે એ બાબતનો પણ નકાર કરવામાં આવ્યો કે તેઓ કદાપિ આવી શક્તિ પ્રાપ્ત કરી શકશે નહીં) બસ, (જ્યારે શિર્ક જૂઠું હોવાનું સાબિત થઈ ગયું છે તો) તમે અલ્લાહ તઆલા માટે ઉદાહરણો ન ઘડો (એટલે કે

એવું ન ધારો કે અલ્લાહ તઆલાનું ઉદાહરણ દુનિયાના રાજાઓ જેવું છે કે દરેક વ્યક્તિ તેમની પાસે પોતાની જરૂરિયાતની વિનંતી નથી કરી શકતો એટલા માટે તેના નાયબો હોય છે કે સામાન્ય જનતા તેમને પોતાની જરૂરિયાતની વિનંતી કરે છે, પછી તેઓ વચ્ચેવાળા રાજાઓને વિનંતી કરે છે. كَذَافِى الْكَبِيْرِ وَيُؤْخَذُ مِنْ (قَوْلِهِ مَا نَعْبُدُهُمْ اِلَّا لِيُقَرِّبُوْنَا، وَهٰٓؤُلَآءِ شَفَعَآءُ نَا عِنْدَاللّٰه) અલ્લાહ તઆલા (સારી પેઠે) જાણે છે (કે આવા ઉદાહરણો વ્યર્થ છે) અને તમે (ચિંતન અને મનનના અભાવના કારણે) નથી જાણતા (એટલા માટે જેવું ઈચ્છો છો બકી નાંખો છો અને) અલ્લાહ તઆલા (શિર્કના જૂઠાપણાને જાહેર કરવા માટે) એક ઉદાહરણ વર્ણન કરે છે કે (કલ્પના કરો કે) એક ગુલામ છે (કોઈના) માલિકીપણા હેઠળ કે (માલિકના માલ અને અન્ય વસ્તુઓમાંથી) કોઈ વસ્તુનો (માલિકની પરવાનગી વિના) અધિકાર નથી ધરાવતો અને (બીજો) એક વ્યક્તિ છે જેને અમે પોતાની પાસેથી ઘણી સારી રોજી આપી રાખી તો તેમાંથી ગુપ્ત અને જાહેર રીતે (જે પ્રમાણે ઈચ્છે છે જ્યાંથી ઈચ્છે છે) ખર્ચ કરે છે, (તેને કોઈ રોકનાર-ટોકનાર નથી) શું આ પ્રકારના વ્યક્તિઓ પરસ્પર એકસમાન હોઈ શકે છે ? (બસ, જ્યારે ભૌતિક મિલકતના માલિક અને તેનાથી વંચિત એકસમાન નથી હોઈ શકતા તો હકીકી માલિક અને તેની હકીકી મખ્લૂક કઈ રીતે એકસમાન હોઈ શકે છે ? અને ઈબાદતનો અધિકાર સમાનતા ઉપર અવલંબિત હોય તો તે પણ અત્રે બિલકુલ નથી) બધા જ વખાણો અલ્લાહના જ માટે છે (કારણ કે સંપૂર્ણ જાત અને સિફાત-ગુણ-લક્ષણો અને ખાસિયતો તેની જ છે, બસ મઅ્‌બૂદ પણ એકમાત્ર તે જ છે પરંતુ તો પણ મુશ્રિકો અલ્લાહને છોડીને અન્યની ઈબાદત કરે છે અને તેને છોડતા નથી) બલકે, તેમનામાંના ઘણા તો (ચિંતન-મનનના અભાવના કારણે) જાણતા જ નથી (અને કારણ કે જ્ઞાનનો અભાવ પોતે જ તેમના ચિંતન અને મનનના અભાવનું કારણ છે એટલા માટે તેમને લાચાર પણ સમજવામાં નહીં આવે) અને અલ્લાહ તઆલા (તેમના ખુલાસા સ્વરૂપે) એક અન્ય ઉદાહરણ વર્ણન કરે છે કે (કલ્પના કરો) બે વ્યક્તિઓ છે જેમાંથી એક તો (ગુલામ હોવા ઉપરાંત) ગૂંગો (અને બહેરો પણ) છે (અને બહેરો, આંધળો, બુદ્ધિ વિનાનો હોવાને કારણે) કોઈ કામ નથી કરી શકતો અને (આ કારણે) તે પોતાના માલિક ઉપર ભારરૂપ છે (કે તે માલિક જ તેના સઘળા કાર્યો કરે છે અને) તે

(માલિક) તેને જ્યાં પણ મોકલે છે કોઈ કામ સીધું કરીને નથી લાવતો (એટલે કે પોતે તો શું વ્યવસ્થિત કામ કરે અન્યના શિખવાડવાથી પણ તે કોઈ સીધું કામ કરી શકતો નથી બસ,) શું આ વ્યક્તિ અને તે વ્યક્તિ પરસ્પર એકસમાન હોઈ શકે છે જે સારી વાતોની તા'લીમ આપે છે ? (જેમાં તેના બુદ્ધિશાળી, વ્યવસ્થિત તથા શક્તિશાળી અને જ્ઞાની હોવાની જાણ થાય છે) અને પોતે પણ (દરેક પ્રવૃત્તિમાં) મધ્યમ માર્ગ ઉપર (ચાલતો) હોય (જેનાથી તેમાં પ્રવૃત્તિ અને વ્યવસ્થાપન સાચવવાની આવડત કે કુનેહની જાણ થાય છે અને મખ્લૂકમાં પરસ્પર સમાનતા અને કુનેહ કે આવડતની ખાસિયતોમાં આ તફાવત છે તો પછી સર્જનહાર અને સર્જનની તો વાત જ ક્યાં કરવી ? અને "લા યુક્દિરુ"ના તરજુમામાં માલિકની પરવાનગી વિનાની શરતથી જે પાછલી આયતોમાં છે ફિક્હી શંકાઓ પણ દૂર થઈ ગઈ અને કોઈ શંકાને સ્થાન પણ ન રહ્યું કે કદાચ અલ્લાહને છોડીને અન્યને પણ આવી શક્તિ પ્રાપ્ત થઈ ગઈ હોય, જવાબ એ છે કે પરવરદિગાર તરીકેની કોઈનામાં શક્તિ નથી અને ન જ હોઈ શકે છે).

## મસ્અલા અને બોધપાઠ :

جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا આ આયતમાં એક મહત્ત્વની નેઅ્મતનું વર્ણન કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ તમારી માનવજાતિ અને કોમમાંથી તમારી પત્નીઓ બનાવી, જેથી પરસ્પર સુમેળ પણ સધાયેલો રહે અને માનવવંશનું સન્માન અને શ્રેષ્ઠતા પણ ટકી રહે.

બીજો ઈશારો એ તરફ પણ હોઈ શકે છે કે તમારી પત્નીઓ તમારી જ માનવજાતિમાંથી છે, તેમની જરૂરિયાતો ભાવનાઓ પણ તમારા જ જેવી છે, તેમનું સન્માન કરવું તમારા ઉપર આવશ્યક છે.

وَجَعَلَ لَكُمْ مِّنْ اَزْوَاجِكُمْ بَنِيْنَ وَحَفَدَةً એટલે કે, "તમારી પત્નીઓ દ્વારા અમે તમારા પુત્ર અને પૌત્ર પેદા કર્યા."

અત્રે એ વાત ધ્યાન આપવાપાત્ર છે કે સંતાન તો માં-બાપ દ્વારા સંયુક્ત રીતે પેદા થાય છે, આ આયતમાં ફક્ત માતાઓ દ્વારા પેદા કરવાનો ઉલ્લેખ થયો છે, તેમાં ઈશારો છે કે બાળકના જન્મ અને તેના પેદા થવામાં પિતા કરતાં વધારે માતાની દખલગીરી છે, બાપ તો માત્ર قطرۂ بےجان نکلتا ہے અને તેના ઉપર વિવિધ

પ્રકારના તબક્કાઓ પસાર થયા પછી મનુષ્યના શરીરના માળખામાં તે પરિવર્તિત થઈ જાય છે અને તેમાં પ્રાણ આવવા વગેરે કુદરતનું સર્વાંગ સંપૂર્ણ માનવીનું સર્જન કરવાની કાર્યવાહીનું કેન્દ્ર તો માતાનું પેટ જ છે, એટલા માટે હદીષમાં માતાના અધિકારને પિતાના અધિકાર ઉપર અગ્રતા આપવામાં આવી છે.

આ વાક્યમાં પુત્રોની સાથે પૌત્રાઓનું પણ વર્ણન કરીને એ તરફ પણ ઈશારો જોવા મળે છે કે આ જોડાંઓ બનાવવાનો મૂળ હેતુ માનવવંશના અસ્તિત્વને ટકાવી રાખવાનો છે કે સંતાનો પછી તેના સંતાનો, પછી તેના સંતાનો થતા રહે તો એ માનવજાતિનું અસ્તિત્વ ટકી રહેવાનો સામાન છે.

પછી وَرَزَقَكُمْ مِّنَ الطَّيِّبٰتِ માં તેના વ્યક્તિગત અસ્તિત્વને ટકાવી રાખવાના ભૌતિક સાધનોનું વર્ણન કર્યું કે મનુષ્ય પેદા થઈ જાય ત્યાર પછી તેમની વ્યક્તિગત જિંદગી ટકાવવા માટે ખોરાકની આવશ્યકતા છે તે પણ અલ્લાહ તઆલાએ ઉપલબ્ધ કરાવ્યો, આયતમાં શબ્દ حَفَدَة (હફદતન)નો મૂળ અર્થ "સહાયક, મદદગાર કે સેવક" થાય છે. આ શબ્દ અવલાદ માટે ઉપયોગ કરવામાં એ બાજુ ઈશારો છે કે સંતાનો માં-બાપના સેવક હોવા જોઈએ. *(કુર્તુબી)*

فَلَا تَضْرِبُوْا لِلّٰهِ الْاَمْثَالَ માં એક મહત્ત્વની વાસ્તવિકતા સ્પષ્ટ કરવામાં આવી છે જેના પ્રત્યે બેદરકારી વર્તવી બધા જ પ્રકારના કુફ્ર, શંકા અને સંદેહને જન્મ આપે છે, તે એ કે સામાન્ય રીતે લોકો અલ્લાહ તઆલાને પોતાના જેવી માનવજાતિ ઉપર અનુમાનિત કરીને તેનામાં ઉચ્ચ કક્ષાના મનુષ્યના દાખલા તરીકે રાજા અને તેની રય્યત જેવા ઉદાહરણો ઘડી કાઢે છે અને પછી આ ખોટા પાયાઓ ઉપર અલ્લાહ તઆલાના કુદરતના વ્યવસ્થાપનતંત્રને પણ માનવસમાજના રાજાઓના વ્યવસ્થાપનતંત્રો જેવા ધારીને એવું કહેવા લાગે છે કે જે પ્રમાણે કોઈ રાજા પોતાના રાજ્યમાં એકલો સમગ્ર રાજ્ય વ્યવસ્થાપનતંત્રના કાર્યો પૂર્ણ નથી કરી શકતો બલકે પોતાના નાયબો, પ્રધાનો અને બીજા કર્મચારીઓને અધિકાર સોંપીને તેમના દ્વારા રાજ્યનો વહીવટ ચલાવવામાં આવે છે, એ જ પ્રમાણે આ પણ એવું જ હોવું જોઈએ કે અલ્લાહ તઆલાના હાથ નીચે અમુક બીજા મઅ્બૂદો પણ હોય જે અલ્લાહના કાર્યમાં તેને સહાય કરે, આ જ બધા મૂર્તિપૂજકો અને મુશ્રિકોની સામાન્ય માન્યતા છે, આ વાક્યએ તે શંકાને

જડમાંથી નિર્મૂળ કરી નાંખી કે અલ્લાહ તઆલા માટે મખ્લૂકના ઉદાહરણો રજુ કરવા પોતે મૂર્ખાઈ અને બુદ્ધિહીનતા છે, તે ઉદાહરણો અને દષ્ટાંતોથી બલકે મનુષ્યની કલ્પના અને અનુમાનથી પણ ઉપરવટ છે.

અંતિમ બે આયતોમાં મનુષ્યના જે બે ઉદાહરણો રજુ કરવામાં આવ્યા છે, તેમાંથી પ્રથમ ઉદાહરણમાં માલિક અને ગુલામ એટલે કે માલિક અને તેની મિલ્કતનું ઉદાહરણ આપીને બતાવવામાં આવ્યું કે જયારે આ બંને એક જ પ્રકારના એટલે કે માનવજાતિ છે તે છતાં પણ તેઓ પરસ્પર એકસમાન નથી હોઈ શકતા તો કોઈ મખ્લૂક (સર્જન)ને અલ્લાહ તઆલા સમકક્ષ કઈ રીતે ઠરાવી શકાય છે ?

અને બીજા ઉદાહરણમાં એક બાજુ એક વ્યક્તિ છે જે લોકોને ન્યાયની અને બીજી સારી વાતો શિખવાડે છે, જે તેના જ્ઞાન અને વિદ્વતાની શક્તિની ખાસિયત છે અને પોતે પણ મધ્યમમાર્ગી છે અને સીધા માર્ગ ઉપર ચાલે છે જે તેના આચરણની ખાસિયત છે, આ જ્ઞાન અને આચરણની શક્તિમાં સંપૂર્ણ માનવીથી વિપરીત તે બીજો વ્યક્તિ છે જે ન તો પોતે પોતાનું કાર્ય કરી શકે છે અને ન જ કોઈ બીજાના કાર્યને ઠીક રીતે કરી શકે છે, આ બંને પ્રકારના વ્યક્તિઓ એક જ માનવજાતિ અને એક જ કોમના, એક જ જ્ઞાતિના હોવા છતાં પરસ્પર એકસમાન નથી હોઈ શકતા તો સર્જનહાર અને સૃષ્ટિના માલિક, હકીમે મુતલક તથા સર્વશક્તિમાન સર્વજ્ઞ અલ્લાહની સાથે કોઈ મખ્લૂક કેવી રીતે સમાનતા ધરાવી શકે છે !?

————————

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૭૭ થી ૮૩)

وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَمَآ اَمْرُ السَّاعَةِ اِلَّا كَلَمْحِ الْبَصَرِ اَوْ هُوَ
اَقْرَبُ ۭ اِنَّ اللّٰهَ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿77﴾ وَاللّٰهُ اَخْرَجَكُمْ مِّنْۢ بُطُوْنِ اُمَّهٰتِكُمْ لَا
تَعْلَمُوْنَ شَيْـًٔا ۙ وَّجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۙ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿78﴾
اَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ مُسَخَّرٰتٍ فِيْ جَوِّ السَّمَاۗءِ ۭ مَا يُمْسِكُهُنَّ اِلَّا اللّٰهُ ۭ اِنَّ فِيْ ذٰلِكَ

لَآيَاتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٧٩﴾ وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ بُيُوْتِكُمْ سَكَنًا وَّجَعَلَ لَكُمْ مِّنْ جُلُوْدِ
الْاَنْعَامِ بُيُوْتًا تَسْتَخِفُّوْنَهَا يَوْمَ ظَعْنِكُمْ وَيَوْمَ اِقَامَتِكُمْ ۙ وَمِنْ اَصْوَافِهَا
وَاَوْبَارِهَا وَاَشْعَارِهَاۤ اَثَاثًا وَّمَتَاعًا اِلٰى حِيْنٍ ﴿٨٠﴾ وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّمَّا خَلَقَ ظِلٰلًا
وَّجَعَلَ لَكُمْ مِّنَ الْجِبَالِ اَكْنَانًا وَّجَعَلَ لَكُمْ سَرَابِيْلَ تَقِيْكُمُ الْحَرَّ وَسَرَابِيْلَ تَقِيْكُمْ
بَاْسَكُمْ ؕ كَذٰلِكَ يُتِمُّ نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تُسْلِمُوْنَ ﴿٨١﴾ فَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْكَ
الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٨٢﴾ يَعْرِفُوْنَ نِعْمَتَ اللّٰهِ ثُمَّ يُنْكِرُوْنَهَا وَاَكْثَرُهُمُ الْكٰفِرُوْنَ ﴿٨٣﴾ ع

## તરજુમો :

*અને અલ્લાહની જ પાસે છે આસમાનો અને જમીનના ભેદ અને કયામતનું કામ તો એવું છે જેમકે આંખનું પલકવું અથવા તેનાથી પણ નજીક, અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે. (૭૭) અને અલ્લાહે તમને તમારી માતાના પેટથી કાઢયા, તમે કોઈ વસ્તુને જાણતા ન હતા અને તમને કાન આપ્યા અને આંખો અને દિલ જેથી તમે અહેસાન માનો. (૭૮) શું જોતા નથી ઉડતા પક્ષીઓ હુકમના બાંધેલા આસમાનની હવામાં ! તેમને અલ્લાહના સિવાય કોઈ સંભાળી નથી રહ્યું, તેમાં તે લોકો માટે નિશાનીઓ છે જેઓ યકીન લાવે છે. (૭૯) અને અલ્લાહે તમને તમારા ઘર વસવાટની જગ્યા બનાવી દીધા અને તમને પશુઓના ચામડાંથી ડેરા (તંબુઓ) બનાવી દીધા જે તમારા ઉપર હલકા રહે છે જે દિવસે સફરમાં હોવ અને જે દિવસે પડાવમાં હોવ અને (ઘેટાંઓના) ઊનથી અને (ઊંટોની) રૂંવાટીથી અને (બકરીઓના) વાળથી કેટલોય સામાન અને વાપરવાની વસ્તુઓ નિશ્ચિત સમય સુધી. (૮૦) અને અલ્લાહે તમારા માટે પોતાની બનાવેલી વસ્તુઓના છાંયડા બનાવી દીધા અને તમારા માટે પહાડોમાં સંતાવાની જગ્યાઓ બનાવી દીધી અને તમારા માટે કુરતા બનાવી દીધા જે ગરમીમાં બચાવ છે અને કુરતા (બખ્તર) જે લડાઈમાં બચાવ છે, એ જ પ્રમાણે તમારા ઉપર પોતાનું અહેસાન પુરું કરે છે જેથી તમે હુકમ માનો. (૮૧) પછી જો ફરી જાય તો*

*તમારું કામ તો એ જ છે કે ખુલીને સંભળાવી દેવું. (૮૨) અલ્લાહનું અહેસાન ઓળખે છે, પછી ઈન્કારી થઈ જાય છે અને તેમનામાં ઘણા નાશુક્રા છે. (૮૩)*

## તફસીર :

અને આસમાન તથા જમીનની બધી જ ગુપ્ત વાતો (જે કોઈને ખબર નથી જ્ઞાનના આધારે) અલ્લાહના જ માટે ખાસ છે, (જ્ઞાનની સિફતમાં તે સંપૂર્ણ છે) અને (તેની શક્તિમાં તે એવો સંપૂર્ણ છે કે તેના ગુપ્ત જ્ઞાનમાંથી જે એક મહાન બાબત છે, એટલે કે) કયામત (તે)નો મા'મલો બસ એવો (ઝટપટ) થશે જેમકે આંખોનું પલકવું બલકે તેનાથી પણ વધારે જલદી (કયામતના મા'મલાનો ભાવાર્થ એ છે કે મુરદાઓને સજીવન કરવાને તેમના આંખ પલકાવવાની જલદી સાથે સરખાવ્યું છે, કારણ કે આંખ પલકાવવી એક હલન–ચલન છે માટે આવી ઝડપ ઉપર તાજ્જુબ ન કરવો જોઈએ કારણ કે) ખરેખર અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કુદરત ધરાવે છે (અને પોતાની કુદરતની સાબિતી માટે કયામતનું વર્ણન ખાસ સ્વરૂપે કરવું કદાચ એ કારણે છે કે તે આખરે એક ગુપ્ત બાબત પણ છે એટલા માટે તે જ્ઞાન અને શક્તિ બંનેની દલીલ છે તેના ઉપસ્થિત થતા પહેલાં જ્ઞાનની અને ઉપસ્થિત થયા બાદ તેની શક્તિની) અને (તેના અસ્તિત્વની બધી જ નક્કર દલીલો તથા નેઅ્મતોની એ પરિસ્થિતિ છે કે) અલ્લાહ તઆલાએ તમને તમારી માતાઓના પેટમાંથી એવી હાલતમાં કાઢયા કે તમે કંઈપણ જાણતા ન હતા (આ તબક્કાનું નામ ફિલોસોફીની પરિભાષામાં عَقْلِ هَيُوْلَانِى છે) અને તેણે તમને કાન આપ્યા અને આંખો અને દિલ જેથી તમે શુક્ર અદા કરો (કુદરતની દલીલો માટે) શું લોકોએ પક્ષીઓને નથી જોયા કે આસમાનના (નીચે) અવકાશમાં (કુદરતના) હુકમ પ્રમાણે ઉડતા રહે છે (એટલે કે) તેમને (એ સ્થળે) અલ્લાહ સિવાય કોઈ સંભાળનાર ન હતું (તેમના શરીર હલકા હોવું તથા હવામાં તેમનું તરવું અને ગુરૂત્કાકર્ષણના બળથી નીચે ન પડી જવું આ બધા અલ્લાહના કરિશ્માઓમાં) ઈમાનવાળાઓ માટે (અલ્લાહની કુદરતની) અમુક દલીલો (મોજૂદ) છે, (અમુક નિશાનીઓ એટલા માટે રજુ કરી કે પક્ષીઓની ખાસ શરીરરચનાના કારણે જ તેમનું ઊડવું શક્ય બન્યું એ પણ એક દલીલ છે, બીજું અવકાશમાં એવી સ્થિતિઓ પેદા કરી કે જેમાં તેમના માટે ઊડવું શક્ય બન્યું તે બીજી દલીલ છે, ત્યારબાદ પક્ષીઓનું પોતાનું અસ્તિત્વ એ ત્રીજી દલીલ છે અને

જે બાબતો તેમના ઊડવાના સંદર્ભમાં સહાયરૂપ છે તે બધી અલ્લાહની જ પેદા કરેલ વસ્તુઓ છે, ત્યારબાદ આ વસ્તુઓ ઉપર પક્ષીઓને કામે લગાડવું પણ અલ્લાહની ઈચ્છાના આધીન છે નહિતર મોટે ભાગે એવું પણ થાય છે કે કોઈ વસ્તુના સાધનો તો ઉપલબ્ધ હોય છે તો પણ તે વસ્તુ અસ્તિત્વમાં આવતી નથી એટલા માટે ....مَا يُمْسِكُهُنَّ ફરમાવ્યું અને આ પ્રમાણે નેઅ્મતના સંદર્ભો અને કારણો અને દલીલો કુદરતની એવી બાબતો છે કે) અલ્લાહ તઆલાએ તમારા માટે (તમે રહી શકો એવા) તમારા ઘરોમાં રહેવાના સ્થળો બનાવ્યા (અને મુસાફરીની પરિસ્થિતિમાં) તમારા માટે પશુઓના ચામડાંના ઘર (એટલે કે તંબુઓ) બનાવ્યા જેને તમે પોતાની કૂચના દિવસે અને થોભવાના દિવસે હલકા-ફુલકા જુઓ છો (અને એ કારણે તેનું લાદવું તથા તે તંબુનું ઊભા કરવું બધું સરળ જણાય છે) અને તે (જાનવરો)ના ઊન, તેમની રૂંવાટી અને તેમના વાળમાંથી (તમારા) ઘરનો સામાન અને લાભની વસ્તુઓ એક નિશ્ચિત સમય સુધી બનાવી (નિશ્ચિત સમય સુધી એટલા માટે કહ્યું કે સ્વાભાવિક રીતે આ વસ્તુઓ રૂ અથવા કપડાંની વસ્તુઓ કરતા વધારે સમય ટકે છે, મતલબ કે કુદરતની દલીલો અને નેઅ્મતોના કારણોમાંથી એક એ પણ છે કે) અલ્લાહ તઆલાએ તમારા માટે પોતાની અમુક મખ્લૂકોના છાંયડાઓ બનાવ્યા (જેમકે વૃક્ષો, મકાનો વગેરે) અને તમારા માટે પહાડોમાં શરણના સ્થળો બનાવ્યા (એટલે કે ગુફાઓ વગેરે જેમાં ગરમી, ઠંડી વગેરે અને વરસાદ, ઝેરી જાનવરો, દુશ્મનો, હિંસક પશુઓ વગેરેથી સુરક્ષા પ્રદાન થાય છે) તમારા માટે એવા કુરતા બનાવ્યા જે ગરમીથી તમારું રક્ષણ કરે અને એવા પહેરણ (પણ) બનાવ્યા જે પરસ્પર લડાઈ(માં ઘા અને ઝખમ લાગવા)થી તમારું રક્ષણ કરે (તેનો ભાવાર્થ બખ્તર છે) અલ્લાહ તઆલા તમારા ઉપર આવી જ રીતે નેઅ્મતો પૂર્ણ કરે છે કે જેથી તમે (તે નેઅ્મતોના શુક્રિયામાં) આજ્ઞાપાલક રહો (અને જો કે પ્રસ્તુત નેઅ્મતોમાંથી અમુક કૃત્રિમ અને માનવસર્જિત પણ છે પરંતુ મૂળ તત્ત્વ અને વપરાશનો પદાર્થ તથા પદ્ધતિ તો અલ્લાહે જ પેદા કરેલી છે એટલા માટે વાસ્તવિક ઈનામ આપનાર તે જ છે પછી આ નેઅ્મતો હોવા છતાં પણ) જો આ લોકો ઈમાન લાવવાથી વિરોધ કરે (તો આપ દિલગીર ન થાઓ આપનું કોઈ નુકસાન નથી કારણ કે) તમારી જવાબદારી તો માત્ર સ્પષ્ટ ખુલ્લમ-ખુલ્લું પહોંચાડી દેવાની છે

(અને તેમના વિરોધનું કારણ એ નથી કે તેઓ આ નેઅ્‌મતોને ઓળખતા નથી બલકે આ લોકો) અલ્લાહની નેઅ્‌મતોને ઓળખે તો છે પરંતુ ઓળખ્યા પછી (પોતાના વર્તનમાં) તેના ઈન્કારી થઈ જાય છે (કે જે વર્તન અહેસાન કરનારની સાથે હોવું જોઈતું હતું એટલે કે અલ્લાહની ઈબાદત અને તેનું આજ્ઞાપાલન તે બીજાઓની સાથે કરે છે) અને તેમનામાંના ઘણા નાશુક્રા છે.

## મસ્અલા અને બોધપાઠ :

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, لَا تَعْلَمُوْنَ شَيْئًا એનાથી ઈશારો છે કે જ્ઞાન મનુષ્યનો વ્યક્તિગત હુનર (કળા) નથી, જન્મ સમયે તે કોઈ જ્ઞાન કે કળા ધરાવતો ન હતો ત્યારબાદ માનવ આવશ્યકતા પ્રમાણે તેણે અમુક-અમુક જ્ઞાન અલ્લાહ તરફથી કોઈપણ પ્રકારના માધ્યમ વિના પ્રત્યક્ષ સીધે-સીધું શિખવાડી દેવામાં આવે છે જેમાં ન તો માતા-પિતાની કોઈ દખલગીરી છે અને ન જ કોઈ શિક્ષકની, જેમકે સૌ પ્રથમ બાળકને રડતાં શિખવાડ્યું, તેની આ જ સિફત તે સમયે તેની બધી જ જરૂરિયાતો પૂર્ણ કરાવે છે, ભૂખ-તરસ લાગે તો તે રડે છે, ઠંડી-ગરમી લાગે તો તે રડે છે, કોઈ અન્ય દુઃખ-દર્દ થાય તો તે રડે છે. કુદરતે તેની જરૂરિયાત પૂર્ણ કરવા માતા-પિતાના દિલોમાં તે બાળક માટે એક ખાસ પ્રકારનો પ્રેમ નાંખી દીધો કે જ્યારે બાળકનો અવાજ સાંભળે તો તેઓ તેની તકલીફને ઓળખે અને તેને દૂર કરવા માટે તૈયાર થઈ જાય છે, જો બાળકને અલ્લાહ તઆલા તરફથી પ્રત્યક્ષ રીતે આ રડવાનું શિક્ષણ કે આવડત આપવામાં ન આવી હોત તો તેને કોણ આ કાર્ય શિખવાડી શકતું હતું કે જ્યારે કોઈ જરૂરત પડે તો આ પ્રમાણે રડે ! તેની સાથે-સાથે તેને અલ્લાહે સીધે-સીધું પ્રત્યક્ષ સ્વરૂપે એ પણ શિખવાડ્યું છે કે પોતાના ખોરાકને માતાના દૂધથી પ્રાપ્ત કરવા માટે પોતાના જડબાંઓ અને હોઠોનો ઉપયોગ કરે, જો આ તા'લીમ પ્રાકૃતિક અને પ્રત્યક્ષ સ્વરૂપે આપવામાં આવી ન આવી હોત તો કયા શિક્ષકની એવી મજાલ હતી કે તે આ નવજાત શીશુને મોઢું હલાવી માની છાતીએથી દૂધ પીવાનું શિખવાડી આપે ? એ જ પ્રમાણે જેમ-જેમ આ બાળકની જરૂરિયાત વધતી ગઈ કુદરતે તેને પ્રત્યક્ષ સ્વરૂપે માતા-પિતા પાસેથી પોતે શિખવાડી દીધું, અમુક મુદ્દત પછી તેનામાં એ સમજશક્તિ પેદા થવા લાગે છે કે માં-બાપ અને બીજા આજુ-બાજુના વ્યક્તિઓની વાતો સાંભળીને અથવા અમુક વસ્તુઓને જોઈને તે

ધીમે–ધીમે શીખવા માંડે છે અને પછી તે સાંભળેલા અવાજો અને જોયેલી વસ્તુઓને વિચારવા અને સમજવાની ક્ષમતા પેદા થાય છે.

એટલા માટે પ્રસ્તુત આયતમાં لَا تَعْلَمُوْنَ شَيْئًا પછી ઈરશાદ ફરમાવ્યો, وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْئِدَةَ એટલે કે, જો કે શરૂઆતના જન્મ સમયે મનુષ્યને કોઈ વસ્તુનું જ્ઞાન ન હતું પરંતુ કુદરતે તેના અસ્તિત્વમાં જ્ઞાન પ્રાપ્ત કરવાના આશ્ચર્યજનક અવયવો અને જ્ઞાનતંતુઓ આપી દીધા હતા, આ જ્ઞાનતંતુઓમાં સૌ પ્રથમ શ્રવણશક્તિ એટલે કે સાંભળવાની શક્તિનો ઉલ્લેખ કરવામાં આવ્યો જેને સૌ પ્રથમ ઉલ્લેખ કરવાનું કારણ કદાચ એ છે કે મનુષ્યનું સૌથી પહેલું અને સૌથી વધારે જ્ઞાન પ્રાપ્ત કરવાનું માધ્યમ કાન એટલે કે શ્રવણશક્તિ જ છે, શરૂઆતમાં આંખો બંધ હોય છે પરંતુ કાન સાંભળે છે અને ત્યારબાદ પણ જો વિચાર કરવામાં આવે તો મનુષ્યને સમગ્ર જિંદગીમાં જે પ્રમાણે જાણકારી પ્રાપ્ત થાય છે તેમાં સૌથી વધારે કાનોથી સાંભળેલી બાબતો જ હોય છે, આંખે જોયેલી જાણકારી તેના પ્રમાણમાં ઘણી ઓછી હોય છે.

આ બંને બાબતો પછી તે જાણકારીઓનો નંબર આવે છે જેને મનુષ્ય પોતાની સાંભળેલી અને જોયેલી વસ્તુઓમાં વિચાર કરીને જાણે છે અને આ કાર્ય કુર્આનના ઈરશાદ પ્રમાણે મનુષ્યના દિલ–દિમાગનું કામ છે, એટલા માટે ત્રીજા નંબરે اَفْئِدَة (અફઈદહ) ફરમાવ્યું, જે فُؤَاد (ફૂવાદ)નું બહુવચન છે, જેનો અર્થ 'માણસનું મન' થાય છે, વૈજ્ઞાનિકોના મતે મનુષ્યની સમજબૂઝ અને વિચારનું કેન્દ્ર માણસનું દિમાગ હોય છે પરંતુ કુર્આનના ઈરશાદોથી જાણ થાય છે કે દિમાગને જો કે તેમાં ચોક્કસ દખલગીરી છે પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરવાની મૂળ ભાવના હૃદયમાં પેદા થાય છે. (વિચારનું કેન્દ્ર મગજ હોય છે, માનવ શરીરની દરેક પ્રવૃત્તિ માટે મગજ હુકમ આપતું હોય છે પરંતુ રૂઢિપ્રયોગો અને મહાવરાઓમાં ભાવનાઓ તથા લાગણીઓનું કેન્દ્ર દિલ હોવાનું જ પ્રચલિત છે અને એ પણ શક્ય છે કે કદાચ કોઈ ગ્રંથી મનમાં એવી હોય જે બધા જ જ્ઞાનનું કેન્દ્ર હોય અને શક્ય છે કે જેનું હજુ સુધી સંશોધન ન પણ થયું હોય, એ શક્યતા પણ નકારી શકાય નહીં, જેમકે દિલ તૂટવું, કોઈના ઉપર દિલ આવવું, મનની શાંતિ હોવી, દિલ ભરાઈ જવું, મનમાં આવવું, મનમાં વિચારવું, મનમાં ચોર હોવો વગેરે રૂઢિપ્રયોગોમાં દિમાગના બદલે દિલ એટલે કે મનનો ઉપયોગ દરેક ભાષાઓમાં કરવામાં આવે છે. વલ્લાહુ અઅ્લમુ. –અનુવાદક)

આ સ્થળે અલ્લાહ તઆલાએ સાંભળવા, જોવા અને સમજવાની શક્તિઓનું વર્ણન કર્યું છે, બોલવાની અને જીભની શક્તિનું વર્ણન નથી કર્યું, કારણ કે બોલવાની શક્તિનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં શ્રવણ, દૃષ્ટિ અને બુદ્ધિ જેટલી દખલગીરી નથી બલકે તે જ્ઞાન જાહેર કરવાનું માધ્યમ છે, તદુપરાંત ઈમામ કુર્તુબીએ પણ ફરમાવ્યું છે કે શબ્દ سَمَعٌ (સમઅ્)ની સાથે نُطْق (નુત્ક) પણ આવી ગયું, એટલે કે શ્રવણશક્તિની સાથે બોલવાની શક્તિ પણ આવી ગઈ, કારણ કે અનુભવ સાક્ષી છે કે જે વ્યક્તિ સાંભળે છે તે બોલે પણ છે, જે જન્મજાત બહેરો હોય છે તે ગૂંગો હોય છે અને બોલી શકતો નથી, કદાચ તેનું ન બોલવાનું કારણ જ એ હોય છે કે તે અવાજ જ સાંભળતો નથી કે તેને સાંભળીને તે બોલી શકે. -વલ્લાહુ અઅ્લમુ.

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ بُيُوْتِكُمْ سَكَنًا માં بُيُوْت (બુયૂત) એ بَيْت (બય્ત)નું બહુવચન છે, જે મકાનમાં રાત પસાર કરવામાં આવે તેને "બય્ત" કહેવામાં આવે છે. ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં ફરમાવ્યું છે,

كُلُّ مَا عَلَاكَ فَاَ ظَلَّكَ فَهُوَ سَقْفٌ وَسَمَاءٌ، وَكُلُّ مَااَقَلَّكَ فَهَوَ اَرْضٌ وَكُلُّ مَا سَتَرَكَ مِنْ جِهَاتِكَ الْاَرْبَعِ فَهُوَ جِدَارٌ فَاِذَا انْتَظَمَتْ وَاتَّصَلَتْ فَهُوَ بَيْتٌ،

*"જે વસ્તુઓ તમારા માથાથી ઊંચી હોય અને તમારા ઉપર છાંયડો કરે તે છત અથવા આકાશ કહેવાય છે અને જે વસ્તુ તમારા અસ્તિત્વને પોતાના ઉપર ઉઠાવી લે તે જમીન છે અને જે વસ્તુઓ ચારે બાજુથી તમારો પડદો કરે તે દિવાલો છે અને જ્યારે આ બધી વસ્તુઓ ભેગી થઈ જાય ત્યારે તે ઘર (બય્ત) છે."*

**ઘર બનાવવાનો મૂળ હેતુ મન અને શરીરનો સંતોષ અને શાંતિ છે :**

તેમાં અલ્લાહ તઆલાએ મનુષ્યને "બય્ત" એટલે કે "ઘર"ને રહેઠાણ ફરમાવીને ઘર બનાવવાની ફિલોસોફી અને હિકમત સ્પષ્ટ કરી દીધી કે તેનો મૂળ હેતુ બદન અને મનની શાંતિ અને સંતોષ છે, સ્વાભાવિક રીતે મનુષ્યની પ્રવૃત્તિઓ અને કળા-કારીગીરીના કાર્યો મોટેભાગે ઘરની બહાર જ થતા હોય છે જે તેની પ્રવૃત્તિઓથી અસ્તિત્વમાં આવે છે, તેના ઘરનો અસલી હેતુ એ છે કે જ્યારે તે

પોતાની પ્રવૃત્તિ અને કાર્યથી થાકી જાય તો તે ત્યાં જઈને આરામ કરે અને શાંતિ પ્રાપ્ત કરે, જો કે અમુક સમયે મનુષ્ય પોતાના ઘરમાં પણ કોઈ કામ-ધંધામાં મશ્ગૂલ રહે છે પરંતુ સ્વાભાવિક રીતે એવું ઘણું ઓછું બને છે.

તદુપરાંત શાંતિ અને સંતોષ દરઅસલ મન અને દિમાગની શાંતિ છે જે મનુષ્યને પોતાના ઘરમાં જ પ્રાપ્ત થાય છે, તેનાથી એ પણ જાણ થઈ કે મનુષ્યના મકાનની સૌથી મોટી ખાસિયત એ છે કે તેમાં શાંતિ મળે છે, આજે દુનિયામાં બાંધકામનો ક્રમ પોતાની પરાકાષ્ઠાએ છે અને તેમાં જાહેર ટીપ-ટાપ ઉપર અઢળક ખર્ચ કરવામાં આવે છે પરંતુ તેમાં એવા મકાનો ઘણા ઓછા છે જેમાં મન અને દિમાગને શાંતિ અને સંતોષ પ્રાપ્ત થાય, અમુક સમયે તો કૃત્રિમતા પોતે જ શાંતિ અને સલામતીને બરબાદ કરી દે છે અને જો તે પણ ન હોય તો ઘરમાં જે લોકો સાથે દિવસ-રાત કામ પડે છે તેમની શાંતિ નાશ પામે છે, આવા આલિશાન મકાનોથી તે ઝૂંપડી ભલી છે જેમાં રહેનારાના મન અને દિલને શાંતિ પ્રાપ્ત થતી હોય.

કુર્આન દરેક વસ્તુની આત્મા અને તેના મૂળ તત્ત્વને વર્ણન કરે છે, મનુષ્યના ઘરનો મૂળ હેતુ અને સૌથી મોટી ઉપલબ્ધી મનની શાંતિને ઠરાવી, એ જ પ્રમાણે ઘરગૃહસ્થીવાળા જીવનનો મૂળ હેતુ પણ શાંતિ અને સંતોષ ઠરાવ્યું, لِتَسۡكُنُوٓا اِلَيۡهَا (૩૦:૨૧) જે પારિવારિક જિંદગી છે આ હેતુ પ્રાપ્ત ન થાય જે એના મૂળ ફાયદાથી વંચિત છે, આજે દુનિયામાં આ બાબતોમાં રિવાજ અને કૃત્રિમ બખેડાઓ તથા જાહેર ટીપટાપ ખૂબ વધી ગઈ છે તથા પશ્ચિમની સભ્યતાએ આ વસ્તુઓમાં જાહેર શણગાર અને ટીપટાપ વધારવાનો બધો જ સામાન એકઠો કરી દીધો છે પરંતુ સંતોષથી દિલ તથા શરીરને સદંતર વંચિત કરી નાંખ્યું છે.

مِنۡ جُلُوۡدِ الۡاَنۡعَامِ وَقَوۡلِهٖ مِنۡ اَصۡوَافِهَا وَاَوۡبَارِهَا થી સાબિત થયું કે જાનવરોના ચામડાં તથા વાળ અને તેમનું ઊન બધું જ મનુષ્યના ઉપયોગ માટે હલાલ છે, તેમાં એ પણ શરત નથી કે પશુઓ ઝબહ કરેલા હોય અથવા મુરદાર હોય અને ન જ એ શરત છે કે તેનું માંસ હલાલ છે કે હરામ ? આ બધા પ્રકારના ચામડાંને ભટ્ટીમાં પકવ્યા પછી ઉપયોગ કરવો હલાલ છે તથા વાળ અને ઊન ઉપર તો જાનવરના મૃત્યુની કોઈ અસર નથી હોતી, તેના ઉપર કોઈ ખાસ ઔદ્યોગિક કાર્યવાહી કર્યા વિના પણ તેનો ઉપયોગ હલાલ અને જાઈઝ છે, ઈમામે

આ'ઝમ અબુ હનીફા (રહ.)નો આ જ અભિપ્રાય છે, અલબત્ત ડુક્કરનું ચામડું, વાળ અને શરીરની દરેક વસ્તુ દરેક પરિસ્થિતમાં હરામ અને વપરાશ જાઈઝ નથી.

سَرَابِيْلَ تَقِيْكُمُ الْحَرَّ અત્રે મનુષ્યના પહેરણનો હેતુ ગરમીથી બચવાનો બતાવ્યો છે, બલકે કુરતો મનુષ્યને ગરમી અને ઠંડી બંનેથી બચાવે છે, તેનો એક જવાબ ઈમામ કુર્તુબી (રહ.)એ અને અન્ય વિવરણકારોએ એ આપ્યો છે કે કુર્આને હકીમ અરબી ભાષામાં આવ્યું છે, તેનાથી પ્રથમ અરબોને સંબોધન કરવામાં આવ્યું છે એટલા માટે તેમાં અરબોની આદતો અને આવશ્યકતાઓનું ધ્યાન રાખીને વાત કરવામાં આવી છે, અરબ એક ગરમ પ્રદેશ છે, ત્યાં બરફ કે ઠંડીની કલ્પના પણ મુશ્કેલ બાબત છે, એટલા માટે ગરમીથી બચવાના વર્ણનને પૂરતું સમજવામાં આવ્યું. હઝરત થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે કુર્આને કરીમે આ જ સૂરતની શરૂઆતમાં لَكُمْ فِيْهَا دِفْءٌ ફરમાવીને પોશાક દ્વારા ઠંડીથી બચવા અને ગરમી પ્રાપ્ત કરવાનું વર્ણન પ્રથમથી જ કરી દીધું હતું એટલા માટે અહીંયાં માત્ર ગરમી દૂર કરવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૮૪ થી ૮૯)

وَيَوْمَ نَبْعَثُ مِنْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا ثُمَّ لَا يُؤْذَنُ لِلَّذِيْنَ كَفَرُوْا وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿٨٤﴾
وَاِذَا رَاَ الَّذِيْنَ ظَلَمُوا الْعَذَابَ فَلَا يُخَفَّفُ عَنْهُمْ وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿٨٥﴾ وَاِذَا
رَاَ الَّذِيْنَ اَشْرَكُوْا شُرَكَآءَهُمْ قَالُوْا رَبَّنَا هٰٓؤُلَآءِ شُرَكَآؤُنَا الَّذِيْنَ كُنَّا نَدْعُوْا مِنْ
ثلثة دُوْنِكَ ۚ فَاَلْقَوْا اِلَيْهِمُ الْقَوْلَ اِنَّكُمْ لَكٰذِبُوْنَ ﴿٨٦﴾ ۚ وَاَلْقَوْا اِلَى اللّٰهِ يَوْمَئِذِ السَّلَمَ
وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٨٧﴾ اَلَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ زِدْنٰهُمْ
عَذَابًا فَوْقَ الْعَذَابِ بِمَا كَانُوْا يُفْسِدُوْنَ ﴿٨٨﴾ وَيَوْمَ نَبْعَثُ فِيْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا عَلَيْهِمْ
مِّنْ اَنْفُسِهِمْ وَجِئْنَا بِكَ شَهِيْدًا عَلٰى هٰٓؤُلَآءِ ۭ وَنَزَّلْنَا عَلَيْكَ الْكِتٰبَ تِبْيَانًا لِّكُلِّ شَيْءٍ
ع ١٢ ٦ ١٨ وَّهُدًى وَّرَحْمَةً وَّبُشْرٰى لِلْمُسْلِمِيْنَ ﴿٨٩﴾ ع

## તરજુમો :

*અને જે દિવસે અમે દરેક ઉમ્મત (સમુદાય)માં એક બતાવનારો (ગવાહ) ઊભો કરીશું પછી ઈન્કારીઓને હુકમ ન મળે અને ન જ તેમનાથી તવબહ લેવામાં આવે. (૮૪) અને જ્યારે જાલિમો અઝાબને જોશે પછી તેમનાથી હલકો થશે નહીં અને ન જ તેમને ઢીલ મળે. (૮૫) અને જ્યારે મુશ્રિકો જુએ પોતાના ભાગીદારોને, બોલે, હે પરવરદિગાર ! આ અમારા ભાગીદાર છે જેમને અમે તારા સિવાય પોકારતા હતા, ત્યારે તે તેમના ઉપર વાત નાંખશે કે તમે જૂઠા છો. (૮૬) અને અલ્લાહની સામે તે દિવસે લાચાર થઈને આવી પડે અને ભૂલી જાય જે જૂઠ (આક્ષેપ) બાંધતા હતા. (૮૭) જે લોકો ઈન્કારી થયા છે અને અલ્લાહના માર્ગથી રોકે છે અમે તેમને અઝાબ ઉપર અઝાબ વધારી દઈશું એનો બદલો જે શરારત કરતા હતા. (૮૮) અને જે દિવસે અમે દરેક ઉમ્મતમાં તેમના ઉપર તેમનામાંનો જ એક બતાવનારો (ગવાહ) ઊભો કરીશું અને તમને તે લોકો ઉપર બતાવવા માટે લાવીએ અને અમે તમારા ઉપર કિતાબ ઉતારી દરેક વસ્તુનું ખુલ્લું વર્ણન અને હિદાયત અને રહમત અને ખુશખબરી હુકમ માનનારાઓ માટે. (૮૯)*

## તફસીર :

અને (તે દિવસ યાદ કરવાપાત્ર છે) જે દિવસે તમો દરેક ઉમ્મતમાંથી એક-એક ગવાહ (કે તે દરેક ઉમ્મતના પયગમ્બર હશે) કાયમ કરીશું (જે તેમના ગુનાહિત આચરણોની ગવાહીઓ આપશે) ત્યારબાદ તે કાફિરોને (બહાનાબાજી કરવા માટેની) પરવાનગી આપવામાં નહીં આવે અને ન જ તેમને અલ્લાહ તઆલાને રાજી કરવાની ફરમાઈશ કરવામાં આવશે (એટલે કે તેમને એવું કહેવામાં નહીં આવે કે તમે તવબહ અથવા કોઈ અમલ કરીને અલ્લાહને ખુશ કરી લો, તેનું કારણ દેખીતું એ છે કે આખિરત બદલો મેળવવાનું સ્થળ છે અને તે આચરણ કરવાનું કે અમલ કરવાનું સ્થળ નથી) અને જ્યારે જાલિમ (એટલે કે કાફિર) લોકો અઝાબને નિહાળશે (એટલે કે તેમાં પડશે) તો તે અઝાબ ન તો તેમના ઉપરથી હલકો કરવામાં આવશે અને ન જ (તેમાં) કોઈ મહોલત આપવામાં આવશે (કે એવું નથી કે અમુક દિવસો પછી લાગુ પાડવામાં આવે) અને જ્યારે મુશ્રિક લોકો પોતાના શરીકોને (જેમને અલ્લાહ સિવાય પૂજતા હતા)

નિહાળશે તો (પોતાના ગુનાહના સ્વીકાર સ્વરૂપે) કહેશે કે હે અમારા પરવરદિગાર ! તે અમારા શરીક આ જ છે કે તને છોડીને અમે તેમની પૂજા કરતા હતા, બસ તે (શરીકો ડરશે અને) કહેશે, તેઓ તેમના તરફ આ નિવેદન થોપી દેશે કે તમે જૂઠા છો (તેનો મૂળ હેતુ એ હશે કે અમારો તમારી સાથે કોઈ સંબંધ નથી જેનો હેતુ પોતાનું રક્ષણ કરવાનો હશે, હવે ભલે તેમનો આ મતલબ સાચો હોય જેમકે સ્વીકૃતિપ્રાપ્ત અલ્લાહની મખ્લૂક જેમકે ફરિશ્તાઓ, અંબિયા અલૈ. વગેરે આવી વાત કહે તો સાચું છે જેમકે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, بَلْ كَانُوْا يَعْبُدُوْنَ الْجِنَّ અને જો આવું શયતાન કહેવા લાગે તો એ ખોટું છે અને ભલે તેમને સાચું અથવા ખોટું હોવાની ખબર જ ન હોય જેમકે મૂર્તિઓ, વૃક્ષો વગેરે આવું કહેવા લાગે) અને આ મુશ્રિકો તથા કાફિર લોકો તે દિવસે અલ્લાહની સામે આજ્ઞાપાલનની વાતો કરવા લાગશે અને જે કંઈ દુનિયામાં જૂઠ ઘડતા હતા (તે સમયે) તે બધું ગૂમ થઈ જશે (અને તેમનામાં) જે લોકો (પોતે પણ) કુફ્ર કરતા હતા (અને અન્યોને પણ) અલ્લાહના માર્ગ (એટલે કે દીન)થી રોકતા હતા તેમના માટે અમે એક સજા ઉપર (કે કુફ્રના મુકાબલામાં તે સજા થશે) બીજી સજા તેમના ફસાદના મુકાબલામાં (કે તેઓ અલ્લાહના માર્ગથી અટકાવતા હતા) વધારી દઈશું.

અને (તે દિવસને પણ યાદ કરવાપાત્ર છે) જે દિવસે અમે દરેક ઉમ્મતમાંથી એક–એક ગવાહ જે તેમનામાંનો જ હશે તેમના મુકાબલામાં કાયમ કરીશું (તેનો ભાવાર્થ તે ઉમ્મતના નબી છે અને તેમનામાંથી જ હોવાની બાબત તો સામાન્ય છે, ભલે તે તેમના વંશમાં જ હોવાના કારણે હોય અથવા તો તે પોતાના પ્રદેશના હોવાના કારણે હોય) અને તે લોકોના મુકાબલામાં તમને ગવાહ બનાવીને લાવીશું (અને આ ગવાહીની ખબરથી કે જે આપ ﷺની રિસાલતની ખબર હોવાનું સમજાય છે તેની દલીલ એ છે કે) અમે તમારા ઉપર કુર્આન ઉતાર્યું છે જે (એક મોઅ્‌જિઝો હોવા ઉપરાંત રિસાલતની સાબિતીઓનો આધાર છે તથા પોતાની ખુબીઓમાં ઠોસ છે કે) બધી (જ દીનની) વાતોનું (પ્રત્યક્ષ અથવા પરોક્ષ સામાન્ય જનસમૂહ માટે) વર્ણન કરનાર છે અને (ખાસ) મુસલમાનો માટે મોટી હિદાયત અને મહાન નેઅ્‌મત તથા (ઈમાનવાળાઓ માટે) ખુશખબરી સંભળાવનાર છે.

## મસ્અલા અને બોધપાઠ :

وَنَزَّلْنَا عَلَيْكَ الْقُرْاٰنَ تِبْيَانًا لِّكُلِّ شَیْءٍ તેમાં કુર્આનને દરેક વસ્તુનું વર્ણન કહેવામાં આવ્યું છે, તેનો ભાવાર્થ દીનની બધી વસ્તુઓ અને બાબતો છે કારણ કે વહી અને નુબુવ્વતનો હેતુ તે જ વસ્તુઓ વિશે છે, એટલા માટે આર્થિક કસબ તથા તે મસ્અલાઓને કુર્આનમાં શોધવા ખોટી બાબત છે, જો તેમાં કોઈ ગૌણ સ્વરૂપે ઈશારો મળી આવે તો તેનો નકાર નથી, રહ્યો એ પ્રશ્ન કે કુર્આને કરીમમાં દીનના પણ બધા મસ્અલાઓ ઉપસ્થિત નથી તો تِبْيَانًا لِّكُلِّ شَیْءٍ કહેવું કેવી રીતે યોગ્ય હશે ?

તેનો જવાબ એ છે કે કુર્આને કરીમમાં મૂળભૂત અને પાયાના તમામ મસ્અલાઓ ઉપસ્થિત છે અને તેના જ પ્રકાશમાં રસૂલે કરીમ ﷺની હદીષો આ મસ્અલાઓને વર્ણન કરે છે અને અમુક વિગતો ઈજ્માઅ્ તથા શરઈ કયાસને હવાલે કરવામાં આવે છે, એનાથી જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺની હદીષો તથા ઈજ્માઅ્ અને કયાસ દ્વારા જે મસ્અલાઓ નીકળે છે તે પણ એક પ્રકારે કુર્આનના હુકમોની હેસિયતથી જ વર્ણન થયા છે.

---

## આયત : (સૂરએ નહ્લ : આયત ન. ૯૦)

إِنَّ اللّٰهَ يَأْمُرُ بِالْعَدْلِ وَالْإِحْسَانِ وَإِيْتَآئِ ذِي الْقُرْبٰى وَيَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ وَالْبَغْيِ ۚ يَعِظُكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿٩٠﴾

## તરજુમો :

*બેશક ! અલ્લાહ ઈન્સાફ કરવાનો હુકમ કરે છે અને ભલાઈ કરવાનો અને સગાં-વહાલાંઓને આપવાનો અને મનાઈ કરે છે બેહયાઈથી અને નિર્લજ્જ કૃત્યોથી અને બળવાખોરીથી અને તમને સમજાવે છે જેથી તમે યાદ રાખો. (૯૦)*

## તફસીર :

બેશક ! અલ્લાહ તઆલા (કુર્આનમાં) ન્યાય અને અહેસાનનો તથા

સગાં-વહાલાંઓને આપવાનો હુકમ કરે છે તથા ખુલ્લી નિર્લજ્જતા અને સદંતર બુરાઈના કામો અને (કોઈના ઉપર) જુલમ (અને અત્યાચાર) કરવાની મનાઈ કરે છે (અને આ હલાલ અને હરામના કૃત્યોના હુકમમાં બધા જ નેક અમલો તથા બુરી બાબતો આવી ગઈ તેના નક્કરપણાના કારણે કુર્આનનું تِبۡيَانٌ "તિબ્યાન" હોવું જાહેર છે) અને અલ્લાહ તઆલા તમને (પ્રસ્તુત હુકમોની) એટલા માટે નસીહત કરે છે કે તમે બોધપાઠ ગ્રહણ કરો (અને અમલ કરો કારણ કે હિદાયત તથા રહમત અને ખુશખબરી આપનાર હોવું આ જ બાબતો ઉપર અવલંબિત છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયત કુર્આને કરીમની ખૂબ મજબૂત અને ઠોસ આયત છે જેમાં સંપૂણ ઈસ્લામી શિક્ષણ માત્ર થોડા જ શબ્દોમાં સમાવી દેવામાં આવ્યું છે, એટલા માટે સલફે સાલિહીનના યુગથી આજદિન સુધી આ રિવાજ ચાલ્યો આવે છે કે જુમ્આ અને ઈદોના ખુત્બાઓના અંતે આ આયત પઢવામાં આવે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે કુર્આનની ઠોસ અને મજબૂત આયત સૂરએ નહ્લમાં આ જ છે. ..اِنَّ اللّٰهَ يَاۡمُرُ بِالۡعَدۡلِ.. (૧૬:૯૦) *(ઈબ્ને કષીર)*

હઝરત અક્ષમ બિન સયફી (રદિ.) તો આ જ આયતના કારણે ઈસ્લામમાં દાખલ થયા, ઈમામ ઈબ્ને કષીરે હદીષના હાફિઝ અબૂ યઅ્લાની કિતાબ "મઅ્રિફતુસ્સહાબા"માં સનદ સાથે એ ઘટના નકલ કરી છે કે, અક્ષમ બિન સયફી પોતાની કોમના સરદાર હતા, જ્યારે તેમને રસૂલે કરીમ ﷺના નુબુવ્વતના દા'વા અને ઈસ્લામના પ્રચારની ખબર મળી તો તેમણે ઈરાદો કર્યો કે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થાઉં પરંતુ કોમના લોકોએ કહ્યું કે તમે અમારા સૌથી મોટા છો, તમારું જવું યોગ્ય નથી; અક્ષમ (રદિ.)એ કહ્યું કે સારું, કબીલાના બે માણસો નક્કી કરો, તેઓ ત્યાં જાય અને પરિસ્થિતિની સમીક્ષા કરે અને મને બતાવે, આ બંને વ્યક્તિઓ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે અમે અક્ષમ બિન સયફી તરફથી બે વાતો પૂછવા આવ્યા છે, અક્ષમના બે સવાલો આ છે. مَنۡ اَنۡتَ وَمَا اَنۡتَ તમે કોણ છો ? અને તમે શું છો ?

રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે પ્રથમ સવાલનો જવાબ તો એ

છે કે હું મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ છું અને બીજા સવાલનો જવાબ એ છે કે હું અલ્લાહનો બંદો અને તેનો રસૂલ છું, ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ સૂરએ નહ્લની આ આયત નકલ કરી, اِنَّ اللّٰهَ يَاْمُرُ بِالْعَدْلِ وَالْاِحْسَانِ આ બંને સંદેશાવાહકોએ દરખાસ્ત કરી કે આ વાક્ય અમને ફરી સંભળાવો, રસૂલે કરીમ ﷺ આ આયતની તિલાવત કરતા રહ્યા એટલે સુધી કે આ સંદેશાવાહકોને આ આયત યાદ થઈ ગઈ.

સંદેશાવાહકો અક્ષમ બિન સયફી (રદિ.) પાસે પરત આવ્યા અને કહ્યું કે અમે પ્રથમ પ્રશ્નમાં એવું ઈચ્છ્યું હતું કે રસૂલે કરીમ ﷺનો વંશ જાણીએ પરંતુ તેમણે તેના ઉપર વધારે ધ્યાન ન આપ્યું, ફક્ત પોતાનું નામ વર્ણન કરી દેવાને પૂરતું સમજ્યું પરંતુ જ્યારે અમે અન્યો પાસેથી તેમના વંશની તહકીક કરી તો જાણ થઈ કે તેઓ ખૂબ ઉચ્ચ કુટુંબના શરીફ ખાનદાનમાંથી છે અને પછી બતાવ્યું કે હઝરત મુહમ્મદ ﷺએ અમને અમુક વાક્યો પણ સંભળાવ્યા હતા, તે અમે વર્ણન કરીએ છીએ.

તે સંદેશાવાહકોએ પ્રસ્તુત આયત અક્ષમ બિન સયફીને સંભળાવી, આયત સાંભળતાની સાથે જ અક્ષમ (રદિ.) કહી ઉઠ્યા કે આનાથી જાણ થાય છે કે તેઓ ઉચ્ચ કક્ષાના સદાચારનું માર્ગદર્શન આપે છે અને ખરાબ તથા અધમ કક્ષાના આચરણથી રોકે છે, તમે બધા તેમના દીનમાં જલદીથી પ્રવેશ પામી લો જેથી તમે અન્ય લોકો કરતાં અગ્ર સ્થાને રહો, પાછળથી તેમના આધીન બનીને ન રહો. *(ઈબ્ને કષીર)*

એ જ પ્રમાણે હઝરત ઉસ્માન બિન મજઊન (રદિ.) ફરમાવે છે કે, શરૂઆતમાં મેં લોકોના કહેવા-સાંભળવાથી શરમા-શરમી ઈસ્લામ સ્વીકારી લીધો હતો પરંતુ મારા દિલમાં ઈસ્લામ બેઠો ન હતો એટલે સુધી કે એક દિવસ હું રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર હતો, અચાનક આપ ﷺ ઉપર વહી નાઝિલ થવાના ચિહ્નો દેખાવા લાગ્યા અને અમુક આશ્ચર્યજનક હાલત પછી આપ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાનો સંદેશાવાહક મારી પાસે આવ્યો અને મારા ઉપર આ આયત નાઝિલ થઈ. હઝરત ઉસ્માન બિન મજઊન (રદિ.) ફરમાવે છે કે આ ઘટના જોઈને અને આયત સાંભળીને મારા દિલમાં ઈમાન મજબૂત અને સ્થાપિત

થઈ ગયું અને રસૂલે કરીમ ﷺની મહોબ્બત મારા દિલમાં ઘર કરી ગઈ. (ઇબ્ને કષીરે આ ઘટના નકલ કરીને ફરમાવ્યું કે તેની સનદો મજબૂત છે).

જ્યારે રસૂલે કરીમ ﷺએ આ આયત વલીદ બિન મુગયરાની સામે તિલાવત કરી તો તેનો એવો પ્રભાવ પડ્યો હતો કે તેણે પોતાની કોમ કુરૈશ સામે આ વાતનો ઉલ્લેખ કર્યો,

وَاللّٰهِ اِنَّ لَهٗ لَحَلَا وَةً وَاِنَّ عَلَيْهِ لَطَلَا وَةً وَاِنَّ اَصْلَهٗ لَمُوْرِقٌ وَاَعْلَاهُ لَمُثْمِرٌ وَمَا هُوَبِقَوْلِ بَشَرٍ

*"ખુદાની કસમ ! તેમાં એક ખાસ પ્રકારનો રસાસ્વાદ છે, તેના ઉપર એક ખાસ રોનક અને પ્રકાશ છે, તેના મૂળિયાં, ડાળખાં અને પાડદાંઓ નીકળવાના છે અને ડાળખાંઓ ઉપર ફળો લાગવાના છે, આ કોઈ મનુષ્યનું કલામ કદાપિ નથી હોઈ શકતું."*

**ત્રણ બાબતોનો હુકમ અને ત્રણ બાબતોની મનાઈ :**

આ આયતમાં અલ્લાહ તઆલાએ ત્રણ બાબતોનો હુકમ આપ્યો છે; ન્યાય, અહેસાન (ઉપકાર–ભલાઈ) અને સગાં–વહાલાંઓને બખ્શીશ તથા ત્રણ બાબતોની મનાઈ કરી છે; નિર્લજ્જ કૃત્ય, દરેક ખરાબ કામ તથા જોર જબરદસ્તી (જુલમ). આ છ શબ્દોની શરઈ વ્યાખ્યા તથા તેની મર્યાદાઓનો ખુલાસો આ પ્રમાણે છે.

**અદ્લ (ઈન્સાફ–ન્યાય) :** આ શબ્દનો મૂળ શાબ્દિક અર્થ "સરખું કરવા"નો થાય છે, આ જ સંદર્ભમાં શાસકો લોકોના વિવાદાસ્પદ મુકદમાઓમાં ન્યાય સાથે ફેંસલો કરે છે તેને "અદ્લ" કહેવામાં આવે છે. કુર્આનમાં اَنْ تَحْكُمُوْا بِالْعَدْلِ આ જ અર્થ માટે આવ્યું છે અને એ જ અનુસંધાને શબ્દ عَدْل (અદ્લ) અતિશયોક્તિ કે ઉણપ (ઈફરાત અને તફરીત)ની વચ્ચેના મધ્યમ માર્ગને પણ કહેવામાં આવે છે અને એ જ આધારે અમુક તફસીરના ઈમામોએ આ સ્થળોએ અદ્લ શબ્દની તફસીર જાહેર અને બાતિન (માહ્યલા)ની સમાનતા હોવાનું કરી છે, અમુક નિવેદનો અથવા પ્રવૃત્તિ જે મનુષ્યના જાહેર અવયવો દ્વારા અસ્તિત્વમાં આવે અને બાતિનમાં તેની એવી જ માન્યતા અને પરિસ્થિતિ હોય અને વાસ્તવિકતા એ જ છે કે, અત્રે અદ્લ શબ્દ પોતાના સામાન્ય પ્રચલિત અર્થમાં જ છે જેમાં આ બધા જ

સ્વરૂપો સામેલ છે જે વિવિધ તફસીરના ઈમામો દ્વારા નકલ થયેલ છે, તેમાં કોઈ વિરોધાભાસ કે મતભેદ નથી.

ઈબ્ને અરબી (રહ.)એ ફરમાવ્યું કે શબ્દ અદ્‌લનો મૂળ અર્થ "સરખે-સરખું કરવા"નો થાય છે, ત્યારબાદ વિવિધ સંદર્ભો દ્વારા તેનો અર્થ વિવિધ પ્રકારનો થઈ જાય છે, દાખલા તરીકે એક અર્થ એ પણ થાય છે કે મનુષ્ય પોતાના નફ્સ અને પોતાના પરવરદિગારની વચ્ચે ન્યાય કરે તો તેનો અર્થ એ થશે કે અલ્લાહ તઆલાના અધિકાર અને હકને પોતાના નફ્સની મનેચ્છાઓ ઉપર તથા તેની ખુશીને પોતાની આશા-અપેક્ષાઓ ઉપર અગ્રિમતા આપે અને તેના હુકમોનું અનુસરણ કરે અને તેની પ્રતિબંધિત તથા હરામ કરેલ બાબતોથી સંપૂર્ણ બચેલો રહે.

બીજો અદ્‌લ (ન્યાય-ઈન્સાફ) એ છે કે વ્યક્તિ પોતે પોતાના નફ્સની સાથે અદ્‌લનો વ્યવહાર કરે, તે એ છે કે પોતાના નફ્સને એવી તમામ બાબતોથી બચાવે જેમાં તેનો શારીરિક અથવા આધ્યાત્મિક નાશ થતો હોય, તેની પોતાની એવી ઈચ્છાઓને પૂર્ણ ન કરે જે તેના માટે પરિણામે નુકસાનકારક હોય તથા કરકસર અને ધીરજથી કામ લે, નફ્સ ઉપર વિના કારણે વધારે ભાર ન લાદે.

ત્રીજો અદ્‌લ એ છે કે જે વ્યક્તિના પોતાના નફ્સ અને સમગ્ર મખ્લૂકો વચ્ચે છે તેની હકીકત એવી છે કે સમગ્ર મખ્લૂકોની સાથે ભલાઈ અને હમદર્દીનો વ્યવહાર કરે અને કોઈ નાની અથવા મોટી બાબતમાં કોઈની ખયાનત ન કરે, બધા લોકો માટે પોતાના નફ્સને ન્યાય અને ઈન્સાફ ઉપર ચલાવે, કોઈ મનુષ્યને તેના કોઈ નિવેદન અથવા પ્રવૃત્તિથી જાહેર અથવા અદશ્ય રીતે કોઈ પીડા અથવા કષ્ટ ન પહોંચાડે.

એ જ પ્રમાણે એક અદ્‌લ એ પણ છે કે જ્યારે બે પક્ષો પોતાના કોઈ મા'મલાનો તેની પાસે ફેંસલો કરાવવા માટે લાવે તો ફેંસલામાં કોઈના તરફ પક્ષપાત કર્યા વિના હક અને સત્ય પ્રમાણે ફેંસલો કરે, એક અદ્‌લ એ પણ છે કે દરેક વ્યવહારમાં અતિરેક કે ઉણપના માર્ગો છોડીને મધ્યમ માર્ગ અપનાવે, અબૂ અબ્દુલ્લાહ રાઝી (રહ.)એ આ જ અર્થને અપનાવીને ફરમાવ્યું કે શબ્દ અદ્‌લમાં અકીદહનો મધ્યમ માર્ગ, અમલનો મધ્યમ માર્ગ, વર્તણૂકનો મધ્યમ માર્ગ બધું જ સામેલ છે. *(બહરે મુહીત)*

ઈમામ કુર્તુબી (રહ.)એ અદ્લના ભાવાર્થમાં આ સ્પષ્ટતાનું વર્ણન કરીને ફરમાવ્યું કે આ વિગત ઘણી જ શ્રેષ્ઠ છે, તેનાથી એ પણ જાણ થઈ કે આ આયતનો માત્ર "અદ્લ" શબ્દ બધા જ આચરણો અને ઉચ્ચ કક્ષાના અખ્લાક અને વર્તનની પાબંદી તથા ખરાબ આચરણ અને વર્તનથી બચવાના મજબૂત અને ઠોસ સ્વરૂપમાં છે.

**اَلْاِحْسَانُ (અલ-ઈહસાન) "ઉપકાર-સદ્‌વર્તાવ" :** તેનો શબ્દકોષના આધારે મૂળ અર્થ "સારું કરવું" થાય છે અને તેના બે પ્રકારો છે, એક એ કે પોતાની પ્રવૃત્તિ અથવા આદત કે પ્રકૃતિને પોતે વ્યક્તિગત રીતે સારું અને સંપૂર્ણ કરે અને બીજું એ કે કોઈ બીજા વ્યક્તિની સાથે ઉચ્ચ કક્ષાનો વર્તાવ તથા ઉમદા વ્યવહાર કરે અને બીજા અર્થ માટે અરબી ભાષામાં શબ્દ "અહેસાન"ની સાથે શબ્દ اِلٰـــى (ઈલા) ઉપયોગ થાય છે, જેમકે એક આયતમાં اَحْسِـنْ كَـمَآ اَحْسَنَ اللّٰـهُ اِلَيْكَ (૨૮:૭૭) ફરમાવવામાં આવ્યું છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે આયતમાં આ શબ્દ પોતાના સામાન્ય ભાવાર્થ માટે ઉપયોગ થયો છે, એટલા માટે અહેસાનના બંને પ્રકારો તેમાં સામેલ છે, પછી પ્રથમ પ્રકારનું અહેસાન એટલે કે કોઈ કાર્યને પોતાની જાત માટે સારું કરવું; એ અર્થ પણ પ્રચલિત છે કે ઈબાદતો સારી રીતે કરવી, આચરણ, વર્તણૂક સારી કરવી, વ્યવહારો વગેરે સારી રીતે કરવા.

હઝરત જિબ્રઈલ (અલૈ.)ની પ્રખ્યાત હદીષમાં પોતે રસૂલે કરીમ ﷺએ અહેસાનનો જે અર્થ વર્ણન કર્યો છે તે અહેસાન ઈબાદત માટે છે, આ ઈરશાદનો ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાની ઈબાદત એ પ્રમાણે કરવામાં આવે કે જાણે કે તમે અલ્લાહ તઆલાને જોઈ રહ્યા છો અને જો વિનમ્રતાનો આ દરજ્જો પ્રાપ્ત ન થાય તો એ વાતનો વિશ્વાસ તો દરેક વ્યક્તિને હોવો જ જોઈએ કે અલ્લાહ તઆલા તેના અમલને જોઈ રહ્યો છે, કારણ કે આ તો ઈસ્લામની માન્યતાનો મહત્ત્વનો ભાગ છે કે અલ્લાહ તઆલાના જ્ઞાન અને સમજદારીથી સૃષ્ટિનું કોઈ રજકણ પણ બાકાત નથી.

ખુલાસો એ છે કે બીજો હુકમ આ આયતમાં અહેસાન કરવાનો આવ્યો છે, તેમાં ઈબાદતનું અહેસાન હદીષના ખુલાસા પ્રમાણે પણ સામેલ છે અને બધા જ

અમલ, અખ્લાક, આદતો, અહેસાન એટલે કે તેના ઈચ્છિત સ્વરૂપ પ્રમાણે બિલકુલ યોગ્ય અને સાચી રીતે કરવું પણ સામેલ છે અને સમગ્ર મખ્લૂકની સાથે સારો વ્યવહાર કરવો પણ સામેલ છે, ભલે તે મુસલમાન હોય અથવા કાફિર, મનુષ્ય હોય કે પશુ.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ પોતાના ઘરમાં પોતાની પાળેલી બિલાડીનો ખોરાક અને જરૂરિયાતો પૂરી ન કરે તથા જે પિંજરામાં બંધ કરેલા પક્ષીઓની સંપૂર્ણ ખૈર-ખબર ન કરતો હોય તે ભલે ગમે તેટલી ઈબાદત કરે તેને مُحْسِنِيْن (મુહસિનીન) "અહેસાન કરનાર"માં સામેલ ગણવામાં આવશે નહીં.

આ આયતમાં પ્રથમ ઈન્સાફનો હુકમ આપવામાં આવ્યો અને પછી અહેસાનનો, અમુક તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે "અદ્લ" તો એ છે કે અન્યોનો હક પૂરેપૂરો તેને આપી દે અને પોતાનો હક વસૂલ કરી લે, ન તો ઓછું કરે અને ન જ વધારે અને તેમને કોઈ પીડા આપે તો તેટલી જ તકલીફ તમે તેને પહોંચાડી શકો છો, ન તો તેનાથી વધારે અને ન જ ઓછી અને અહેસાન એ છે કે બીજાઓને તેના મૂળભૂત હકથી વધારે તથા પોતે પોતાના માટે પોતાના હકમાં જતું કરવાની વૃત્તિથી કામ લે કે થોડું ઓછું થઈ જાય તો પણ ખુશી-ખુશી તેનો સ્વીકાર કરી લે, એ જ પ્રમાણે અન્ય કોઈ તમને હાથ અથવા જીભથી પીડા પહોંચાડે તો તમે તેનો બરાબર બદલો લેવાના બદલે તેને મા'ફ કરી દો બલકે બુરાઈનો બદલો ભલાઈથી આપો, એ જ પ્રમાણે ન્યાયનો હુકમ તો ફરજ અને વાજિબના દરજ્જામાં થયો અને અહેસાનનો હુકમ નફ્લ અને ઈચ્છિત સ્વરૂપમાં છે.

**اِیْتَآءِ ذِی الْقُرْبٰی (ઈતા-ઈ-ઝિલ્કુર્બા)** : ત્રીજો હુકમ જે આ આયતમાં આપવામાં આવ્યો છે તે اِیْتَآءِ ذِی الْقُرْبٰی (ઈતા-ઈ-ઝિલ્કુર્બા) એટલે કે સગાં-વહાલાંઓ સાથે બખ્શીશનો વ્યવહાર કરવાનો છે, اِیْتَاء (ઈતાઅ્)નો અર્થ اِعْطَاء (ઈઅ્તાઅ્) અર્થાત્ "કોઈ વસ્તુ આપવા"નો થાય છે અને શબ્દ قُرْبٰی (કુર્બા)નો અર્થ "કરાબત એટલે કે સગાઈ-સંબંધ" છે, ذِی الْقُرْبٰی (ઝિલ્કુર્બા)નો અર્થ "રિશ્તેદાર, લોહીનો સગો" થાય છે. આમ "ઈતા-ઈ-ઝિલ્કુર્બા"નો અર્થ "રિશ્તેદારોને કંઈક આપવું" એવો થાય છે, અત્રે એનો ખુલાસો કે સ્પષ્ટતા

કરવામાં નથી આવી કે કઈ વસ્તુ આપવામાં આવે પરંતુ એક અન્ય આયતમાં તેનો કર્તા ઉપસ્થિત છે, وَاٰتِ ذَاالْقُرْبٰی حَقَّهٗ એટલે કે "રિશ્તેદારોને તેમનો હક આપો." દેખીતું એ જ છે કે અહીંયાં પણ આ જ કર્તા ભાવાર્થ તરીકે સુષુપ્ત છે કે રિશ્તેદારોને તેમનો હક આપવામાં આવે. આ હકમાં સગાં–વહાલાંને માલ આપીને તેમની આર્થિક સેવા કરવી પણ સામેલ છે અને શારીરિક સેવા પણ; બીમારપુરસી અને તેમની ખયૂર–ખબર રાખવી પણ તથા મૌખિક રીતે દિલાસો અને હમદર્દી જાહેર કરીને પણ; અને જો કે અહેસાન શબ્દમાં સગાં–વહાલાંઓનો હક અદા કરવો પણ સામેલ હતો પરંતુ તેને અત્રે વધારે મહત્ત્વ આપીને આગવી રીતે પણ વર્ણન કરવામાં આવ્યું.

وَيَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ وَالْبَغْيِ એટલે કે, ‘‘અલ્લાહ તઆલા મનાઈ કરે છે فَحْشَاءٌ (ફહશા) નિર્લજ્જતા અને مُنْكَرٌ (મુન્કિર) હરામ કૃત્યોની અને બગ્ય (અતિરેક)થી.’’

**ફહશા :** દરેક તે બુરી પ્રવૃત્તિ અને કાર્યોને કહેવામાં આવે છે જેની બુરાઈ ઉઘાડી અને જાહેર હોય, દરેક વ્યક્તિ તેને ખરાબ સમજે છે.

**મુન્કર :** તે પ્રવૃત્તિ અથવા કૃત્યને કહે છે જેના હરામ અને નાજાઈઝ હોવા ઉપર શરીઅતવાળાઓની સહમતી હોય, એટલા માટે ઈજ્તિહાદી વિરોધાભાસમાં કોઈ એક પક્ષના ઈજ્તેહાદને મુન્કર કહી શકાશે નહીં અને શબ્દ મુન્કરમાં બધા જ જાહેર અને ગુપ્ત તથા પ્રત્યક્ષ અને પરોક્ષ કે નૈતિક દરેક પ્રકારના ગુનાહો સામેલ છે.

**બગ્ય :** તેનો મૂળ અર્થ "મર્યાદાઓનું ઉલ્લંઘન" કરવાનો થાય છે, તેનો ભાવાર્થ જુલમ તથા અત્યાચાર છે, અત્રે જો કે મુન્કરના ભાવાર્થમાં નિર્લજ્જતા પણ સામેલ છે અને બગ્ય પણ એટલે કે અતિરેક પણ પરંતુ નિર્લજ્જતાને તેની અંતિમ કક્ષાની બુરાઈ અને અધમતાના કારણે આગવી રીતે વર્ણન કરીને તેને અગ્ર સ્થાને રાખ્યું તથા બગ્યને એટલા માટે અલગથી વર્ણન કર્યું કે તેનો પ્રભાવ અન્યો સુધી વિસ્તરે છે અને અમુક વખતે આ વિસ્તાર પરસ્પર યુદ્ધ અને ઝઘડાઓ સુધી અથવા તેનાથી પણ આગળ સુધી વૈશ્વિક અરાજકતા સુધી પહોંચી શકે છે.

નબીએ કરીમ ﷺનો ઈરશાદ છે કે જુલમ સિવાય કોઈ ગુનોહ એવો નથી જેનો બદલો અને અઝાબ જલદી આપવામાં આવતો હોય, એનાથી જાણ થઈ કે અત્યાચાર ઉપર આખિરતનો કઠોર અઝાબ તો થવાનો જ છે તેનાથી પહેલાં દુનિયામાં પણ અલ્લાહ તઆલા જાલિમને સજા આપે છે, ભલે તે એવું ન સમજતો હોય કે આ ફલાણા જુલમની સજા છે અને અલ્લાહ તઆલાએ મઝલૂમની સહાયતા કરવાનો વાયદો કર્યો છે.

આ આયતે જે છ હુકમો હકારાત્મક અને હરામ સ્વરૂપે આપ્યા છે, જો વિચાર કરવામાં આવે તો મનુષ્યની વ્યક્તિગત અને સામૂહિક જિંદગીની સંપૂર્ણ સફળતાનો અકસીર નુસ્ખો છે. وَرَزَقَنَا اللّٰهُ تَعَالٰى اِتِّبَاعَهٗ

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૯૧ થી ૯૬)

وَاَوْفُوْا بِعَهْدِ اللّٰهِ اِذَا عٰهَدْتُّمْ وَلَا تَنْقُضُوا الْاَيْمَانَ بَعْدَ تَوْكِيْدِهَا وَقَدْ جَعَلْتُمُ اللّٰهَ
عَلَيْكُمْ كَفِيْلًا ؕ اِنَّ اللّٰهَ يَعْلَمُ مَا تَفْعَلُوْنَ ﴿٩١﴾ وَلَا تَكُوْنُوْا كَالَّتِيْ نَقَضَتْ
غَزْلَهَا مِنْۢ بَعْدِ قُوَّةٍ اَنْكَاثًا ؕ تَتَّخِذُوْنَ اَيْمَانَكُمْ دَخَلًۢا بَيْنَكُمْ اَنْ تَكُوْنَ اُمَّةٌ
هِيَ اَرْبٰى مِنْ اُمَّةٍ ؕ اِنَّمَا يَبْلُوْكُمُ اللّٰهُ بِهٖ ؕ وَلَيُبَيِّنَنَّ لَكُمْ يَوْمَ الْقِيٰمَةِ مَا كُنْتُمْ فِيْهِ
تَخْتَلِفُوْنَ ﴿٩٢﴾ وَلَوْ شَآءَ اللّٰهُ لَجَعَلَكُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ يُّضِلُّ مَنْ يَّشَآءُ وَيَهْدِيْ
مَنْ يَّشَآءُ ؕ وَلَتُسْـَٔلُنَّ عَمَّا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٩٣﴾ وَلَا تَتَّخِذُوْٓا اَيْمَانَكُمْ دَخَلًۢا
بَيْنَكُمْ فَتَزِلَّ قَدَمٌۢ بَعْدَ ثُبُوْتِهَا وَتَذُوْقُوا السُّوْٓءَ بِمَا صَدَدْتُّمْ عَنْ سَبِيْلِ اللّٰهِ ۚ
وَلَكُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿٩٤﴾ وَلَا تَشْتَرُوْا بِعَهْدِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا ؕ اِنَّمَا عِنْدَ اللّٰهِ هُوَ خَيْرٌ
لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٩٥﴾ مَا عِنْدَكُمْ يَنْفَدُ وَمَا عِنْدَ اللّٰهِ بَاقٍ ؕ وَلَنَجْزِيَنَّ
الَّذِيْنَ صَبَرُوْٓا اَجْرَهُمْ بِاَحْسَنِ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩٦﴾

## તરજુમો :

*અને અલ્લાહનો કરાર પૂરો કરો જ્યારે પરસ્પર કરાર કરો અને કસમોને પાકી કર્યા પછી ન તોડો અને તમે અલ્લાહને પોતાનો જામીન કર્યો છે, અલ્લાહ જાણે છે જે તમે કરો છો. (૯૧) અને તે સ્ત્રી જેવા ન રહો કે તેણે મહેનત કર્યા પછી પોતાનું કાંતેલું સુતર ટૂકડા-ટૂકડા તોડી નાંખ્યું કે પોતાની કસમોને એકબીજામાં દખલ દેવાનું બહાનું ઠરાવો એટલા માટે કે એક વર્ગ બીજાથી ચઢિયાતો થાય, આ તો અલ્લાહ તમને એનાથી પારખે છે અને હવે પછી અલ્લાહ તમને ખોલી દેશે કયામતના દિવસે જે વાતમાં તમે ઝઘડી રહ્યા હતા. (૯૨) અને અલ્લાહે ઈચ્છયું હોત તો સૌને એક જ વર્ગ કરી દીધો હોત પરંતુ જેને ઈચ્છે માર્ગ ભૂલાડે છે અને જેને ઈચ્છે સૂઝાડે છે અને તમારાથી પૂછ થશે જે કામ તમે કરતા હતા. (૯૩) અને પોતાની કસમોને ધોકો ન ઠરાવો આપસમાં કે કોઈના પગ મક્કમ થયા પછી ડગી ન જાય અને તમે એ વાત ઉપર સજા ચાખો કે તમે અલ્લાહના માર્ગથી રોક્યા અને તમને મોટો અઝાબ થાય. (૯૪) અને અલ્લાહના કરાર ઉપર નજીવી કિંમત ન લો, બેશક ! જે અલ્લાહના ત્યાં છે તે જ તમારા હકમાં બહેતર છે જો તમે જાણતા હોવ. (૯૫) જે તમારી પાસે છે પુરું થઈ જશે અને જે અલ્લાહની પાસે છે ક્યારેય પુરું થશે નહીં અને અમે સબ્ર કરનારાઓને બદલામાં તેમનો હક આપીશું સારા કામો ઉપર જે કરતા હતા. (૯૬)*

## તફસીર :

### કરાર વચન બદ્ધતાનો હુકમ તથા કરારભંગની ટીકા :

અને તમે અલ્લાહના કરારને (એટલે કે જે કરારને પૂરો કરવાનો અલ્લાહે હુકમ આપ્યો છે તેને) પૂરો કરો (અને તેનાથી તે કરારો બાકાત છે જે શરીઅત વિરુદ્ધ હોય, બાકીના બધા શરીઅત પ્રમાણેના કરારો ભલે તે અલ્લાહ તઆલા સાથે હોય કે બંદાઓ સાથે હોય તેમાં સામેલ થઈ ગયા) જ્યારે કે તમે (ખાસ સ્વરૂપે અથવા સામાન્ય રીતે) પોતાના માથે જવાબદારી લઈ લો (વિશેષ સ્વરૂપોના કરારોનો આ ખુલાસો કોઈ કામની જવાબદારી લેવાનો અને સામાન્ય પ્રકારના કરારો જેમાં ઈમાન લાવવું વગેરે તો આ બધા વાજિબ હુકમોની

જવાબદારી તેના સંદર્ભમાં આવી ગઈ) અને (ખાસ કરીને જ્યારે કરારમાં સોગંદ ખાધી હોય તો તે વધારે કાળજી રાખવાપાત્ર છે કે બસ તેમાં) તે કસમોને મજબૂત કર્યા પછી (એટલે કે અલ્લાહનું નામ લઈને કસમ ખાધા પછી) ન તોડો અને તમે (તે કસમોના કારણે તે કરારોના) અલ્લાહ તઆલાને ગવાહ પણ બનાવી ચૂક્યા છો (આ શરતો بَعْدَ تَوْكِيْدِهَا અને قَدْجَعَلْتُمُ દ્વારા વાસ્તવિક શરતો છે અને કરાર પૂર્ણ કરવાની વચનબદ્ધતાની તાકીદ સ્વરૂપે ખુલાસો કરવામાં આવ્યો છે) બેશક ! અલ્લાહ તઆલાને ખબર છે જે કંઈ તમે કરો છો (ભલે તે કરાર પૂર્ણ કરે અથવા તેનો ભંગ કરે, બસ તે એ જ પ્રમાણે તેનો બદલો અને સજા આપશે) અને તમે (કરાર કરીને) તે (મક્કામાં રહેનારી પાગલ) સ્ત્રી જેવા ન થઈ જાઓ જેણે પોતાના સૂતરને કાંતી લીધા પછી ટૂકડે-ટૂકડા કરી તોડી નાંખ્યું કે (તેના જેમ) તમે (પણ) પોતાની કસમોને (દુરુસ્તી કર્યા પછી તોડીને તેને) પરસ્પર ફસાદ નાંખવાનું માધ્યમ બનાવવા લાગો (કારણ કે સોગંદ અને કરાર તોડવાથી પરસ્પર બંને પક્ષોમાંથી ભરોસો ઊઠી જાય છે તથા વિરોધ, મતભેદ અને ક્રોધ ભભૂકી ઊઠે છે અને મૂળ ફસાદની જડ આ જ છે અને તે કરારને તોડવો પણ માત્ર એટલા માટે કે) એક વર્ગને બીજા વર્ગથી (લાભમાં) વધારો થઈ જાય (એટલે કે કાફિરોના બે પક્ષોમાં મતભેદ હોય અને તમારે એકની સાથે સુલેહ થઈ જાય પછી બીજા તરફ પલ્લું ઝૂકેલું જોઈને જે વર્ગ સાથે સુલેહ કરી હતી તેમની સાથે બહાનું કાઢીને બીજા પક્ષ સાથે સાઠગાંઠ કરી લો અથવા દાખલા તરીકે કોઈ મુસલમાન થઈને મુસલમાનોમાં દાખલ થયો પછી કાફિરોમાં જોર જોયું તો ઈસ્લામ સાથેનો કરાર તોડીને મુર્તદ બની જાય અને આ જે એક વર્ગ બીજા વર્ગથી વધેલો હોય છે અથવા બીજા કોઈ વર્ગમાં સામેલ થવાથી વધી જાય છે તો) બસ એ (વધેલા)થી અલ્લાહ તઆલા તમારી કસોટી કરે છે (કે જૂએ કરારનું પાલન કોણ કરે છે અને ઝૂકતું પલ્લું જોઈને કોણ તે બાજુ થઈ જાય છે ?) અને જે વસ્તુઓમાં તમે મતભેદ કરતા રહ્યા (અને વિરુદ્ધ દિશાએ ચાલતા રહ્યા) કયામતના દિવસે તે સૌ(ની હકીકત)ને તમારી સામે (અમલી સ્વરૂપે) જાહેર કરવામાં આવશે (કે હકવાળાઓને બદલો અને જૂઠાઓને સજા થશે, આગળ આ મતભેદની હિકમત એક નકારવાચક વાક્ય સ્વરૂપે ઉપરછલ્લું વર્ણન કર્યું છે) અને (જો કે અલ્લાહ તઆલાને એવી પણ શક્તિ હતી કે કોઈ વિરોધ-વંટોળ ન થવા દે અથવા મતભેદ ન થવા દે એટલા

માટે) જો અલ્લાહ તઆલાને મંજૂર હોત તો તમને સૌને એક જ તરીકા ઉપર બનાવી આપ્યા હોત પરંતુ (હિકમતના તકાદાના કારણે જેની વિગત આપવી અને તેને નિશ્ચિત કરવું અત્રે જરૂરી નથી) જેને ઇચ્છે છે માર્ગ ભટકાવી દે છે અને જેને ઇચ્છે છે માર્ગ ઉપર લઈ આવે છે (એટલા માટે સર્વ પ્રકારની હિદાયત કરારની વચનબદ્ધતા પણ છે તથા સર્વ પ્રકારની ગુમરાહી કરારભંગ કરવાનું નુકસાન છે અને એ ન સમજવું જોઈએ કે જેવી રીતે દુનિયામાં ગુમરાહોને પૂર્ણ સ્વરૂપે સજા નથી થઈ એ જ પ્રમાણે આખિરતમાં પણ તેઓ આ જ પ્રમાણે છૂટેલા રહેશે; કદાપિ નહીં ! બલકે, કયામતમાં) તમારા બધા અમલોની જરૂર પૂછતાછ થશે અને (જેણે કરારભંગ અથવા તો સોગંદ તોડી નાંખ્યા હશે જેનું ઉપર વર્ણન થઈ ચૂક્યું છે તો તેનાથી અદષ્ય નુકસાન પણ અવશ્ય થશે; આગળ એનું જ વર્ણન છે એટલે કે) તમે પોતાની કસમોને પરસ્પર ફસાદનું માધ્યમ ન બનાવો (એટલે કે કસમો અને કરારોને ન તોડો અને ક્યારેય તેને જોઈને કે કોઈ અન્ય કામ કદમ જમાવ્યા પછી લપસી ન પડે, એટલે કે બીજાઓ પણ તમારું અનુસરણ કરે અને કરારભંગ કરવા લાગે) પછી તમને એ કારણે કે તમે (અન્યોના માટે) અલ્લાહના માર્ગના અવરોધક બન્યા તકલીફ ભોગવવી પડે (કારણ કે કરારની વચનબદ્ધતા અલ્લાહનો માર્ગ છે તમે તેને તોડવાનું કારણ બન્યા અને આ જ તે અદષ્ય નુકસાન છે જેણે બીજાઓને પણ કરાર તોડનારા બનાવ્યા અને તકલીફ એ થશે કે આવી પરિસ્થિતિમાં) તમને ઘણો મોટો અઝાબ થશે અને (જે પ્રમાણે કોઈ મજબૂત ટોળામાં સામેલ થઈને હોદ્દો પ્રાપ્ત કરવાના હેતુથી કરારનો ભંગ કરવાની મનાઈ છે જેનું ઉપર વર્ણન થયું એ જ પ્રમાણે આર્થિક લાભ પ્રાપ્ત કરવા માટે પણ જો કરાર તોડતો હોય તો તેની પણ મનાઈ કરવામાં આવી છે કે) તમે લોકો અલ્લાહના કરારના બદલામાં (દુનિયાનો) થોડો લાભ પ્રાપ્ત ન કરો (અલ્લાહના કરારનો અર્થ તો આયતની શરૂઆતમાં જાણ થઈ અને ثَمَنٍ قَلِيْل નો ભાવાર્થ દુનિયા છે કે તે વધારે હોવા છતાં પણ ઓછી જ છે અને તેની વાસ્તવિકતા આ રીતે વર્ણન કરી કે) બસ અલ્લાહ તઆલાની પાસે જે વસ્તુઓ છે (એટલે કે આખિરતની દોલત) તે તમારા માટે (દુનિયાની માલ-દોલતથી) ઘણી જ ઉત્તમ છે જો તમે સમજવા ઇચ્છો (બસ આખિરતની દોલત દરેક રીતે વધારે થઈ અને દુનિયાની દોલત ભલે ગમે તેટલી હોય તે અંતે થોડી જ છે) અને (આ

ઓછા–વત્તાનો તફાવત ઉપરાંત બીજો તફાવત એ પણ છે કે) જે કંઈ તમારી પાસે (દુનિયામાં) છે (એક દિવસે) પુરું થઈ જશે (ભલે એ મોતના કારણે હોય અથવા અન્ય પડતીના કારણે) અને જે કંઈ અલ્લાહની પાસે છે તે કાયમ બાકી રહેશે અને જે લોકો (કરારની વચનબદ્ધતા પાળે છે તથા દીનના અન્ય હુકમો ઉપર મજબૂત અને) મક્કમ રહે છે અમે તેમના સારા કામોના બદલામાં તેમનો બદલો (એટલે કે હંમેશા બાકી રહેનારી પ્રસ્તુત નેઅ્‌મતો) તેમને અવશ્ય આપીશું (બસ કરારની વચનબદ્ધતા પાળીને આખિરતની નષ્ટ ન થનારી વધારે દોલત જ પ્રાપ્ત કરો અને દુનિયાની નાશ પામનારી થોડી દોલતના કારણે કરારનો ભંગ ન કરો).

## મસ્અલા અને બોધપાઠ :

### કરારભંગ કરવો હરામ છે :

શબ્દ عَهْد (અહ્‌દ) તે તમામ વ્યવહારો અને કરારોને સામેલ કરે છે જેને મૌખિક કે લેખિત રીતે જવાબદારી તરીકે સ્વીકારવામાં આવે, ભલે તેના ઉપર કસમ ખાવામાં આવે અથવા ન આવે, ભલે તે કોઈ કામ કરવા વિશેનો હોય અથવા કોઈ કાર્ય ન કરવા વિશે હોય.

આ આયતો વાસ્તવમાં પાછલી આયતોનો ખુલાસો અને પૂર્ણતા છે, પાછલી આયતોમાં ન્યાય અને અહેસાનનો હુકમ હતો, શબ્દ "અદ્‌લ"ના ભાવાર્થમાં કરારની વચનબદ્ધતા પણ સામેલ છે. *(કુર્તુબી)*

કોઈની સાથે કરાર કરી લીધા અથવા વચન આપ્યા પછી કરારભંગ કરવો મોટો ગુનોહ છે પરંતુ તેને તોડવાથી કોઈ કફ્ફારો નક્કી નથી, બલકે આખિરતનો અઝાબ છે. હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે "કયામતના દિવસે કરારભંગ કરનારાઓની પીઠ ઉપર એક ઝંડો લગાવવામાં આવશે જે મેદાને હશ્રમાં તેના અપમાનનું કારણ બનશે."

એ જ પ્રમાણે જે કામની કસમ ખાધી તેના વિરુદ્ધ કરવું પણ ગુનાહે કબીરહ (જઘન્ય અપરાધ) છે, આખિરતમાં મોટો વબાલ છે અને દુનિયામાં પણ તેના ખાસ સ્વરૂપોમાં કફ્ફારો જરૂરી બને છે. *(કુર્તુબી)*

اَنْ تَكُوْنَ اُمَّةٌ هِيَ اَرْبٰى مِنْ اُمَّةٍ આ આયતમાં મુસલમાનોને એ માર્ગદર્શન

આપવામાં આવ્યું છે કે જે વર્ગ કે સમૂહ સાથે તમારો કરાર થઈ જાય તે કરારને દુનિયવી સ્વાર્થ અથવા લાભ માટે ન તોડો, દાખલા તરીકે તમે એવું અનુભવો કે જે વર્ગ અથવા પાર્ટી સાથે તમે કરાર કરેલો છે તે અશક્ત અને સંખ્યામાં ઓછા છે અથવા માલ-દોલતના આધારે ગરીબ છે અને તેના મુકાબલામાં બીજા વર્ગના લોકો મોટી સંખ્યામાં તથા મજબૂત છે તથા આર્થિક રીતે પણ સદ્ધર છે તો માત્ર એ લાલચથી કે મજબૂત અને માલદાર પાર્ટીમાં સામેલ થઈ જવાથી લાભ વધારે થશે પ્રથમ વર્ગ સાથે કરાર તોડી નાંખવો જાઈઝ નથી, બલકે પોતાના કરાર ઉપર કાયમ રહો તથા લાભ અને નુકસાનને અલ્લાહ તઆલાને સોંપી દો, અલબત્ત જે સમૂહ અથવા પાર્ટી સાથે કરાર કર્યો છે તો જો શરીઅત વિરુદ્ધ તેઓ કોઈ પ્રવૃત્તિ આચરે અથવા તો કોઈ કાર્ય કરાવે તો આ કરાર તોડી નાંખવો વાજિબ છે, શરત માત્ર એ છે કે સ્પષ્ટ સ્વરૂપે તેમને એ બતાવી દેવામાં આવે કે અમે હવે કરારના પાબંદ રહીશું નહીં, જેમકે આયત فَانۡبِذۡ اِلَيۡهِمۡ عَلٰى سَوَآءٍ (૮:૫૮)માં પ્રસ્તુત છે.

અંતિમ આયતમાં પ્રસ્તુત પરિસ્થિતિને મુસલમાનોની કસોટીનું માધ્યમ બતાવવામાં આવ્યું કે અલ્લાહ તઆલા તેમની પરીક્ષા લે છે કે આ લોકો પોતાની મનેચ્છાઓ અને સ્વાર્થ તથા નફ્સના તા'બે થઈને કરારને તોડી નાંખે છે અથવા અલ્લાહ તઆલાના હુકમનું અનુસરણ કરવા માટે પોતાની મનેચ્છાઓ અને ભાવનાઓને કુરબાન કરે છે ?!

## કોઈને ધોકો આપવા (છેતરવા) માટે સોગંદ ખાવામાં "સલબે ઈમાન" (ઈમાન જતું રહેવા)નો ભય રહે છે :

لَا تَتَّخِذُوۡۤا اَيۡمَانَكُمۡ دَخَلًا આ આયતમાં એક બીજા ઘણા જ મોટા ગુનાહ તથા વબાલથી બચવા માટેનું માર્ગદર્શન છે, તે એ કે કસમ ખાતી વખતે જ જો તે કસમથી વિરુદ્ધ કરવાનો ઈરાદો હોય, માત્ર સામેવાળાને ધોકો આપવા માટે કસમ ખાવામાં આવે તો આ બાબત સામાન્ય કસમ તોડવાથી વધારે ખતરનાક ગુનોહ છે જેના પરિણામે એ ભય છે કે તે વ્યક્તિ ઈમાનની દોલતથી પણ વંચિત થઈ જાય, اَنۡ تَزِلَّ قَدَمٌۢ بَعۡدَ ثُبُوۡتِهَا નો આ જ અર્થ છે. *(કુર્તુબી)*

## લાંચ લેવી સખત હરામ અને અલ્લાહ સાથે કરારભંગ છે :

وَلَا تَشۡتَرُوۡا بِعَهۡدِ اللّٰهِ ثَمَنًا قَلِيۡلًا એટલે કે, "અલ્લાહના કરારને થોડી

કિંમતના બદલામાં ન તોડો.'' થોડી કિંમતનો ભાવાર્થ દુનિયાના લાભો છે, તે પ્રમાણમાં ભલે ગમે તેટલી નાની અથવા મોટી હોય પરંતુ આખિરતના મુકાબલામાં સમગ્ર દુનિયા અને તેની બધી જ દોલતો પણ ઓછી જ છે, જેણે આખિરતના બદલામાં દુનિયા લઈ લીધી તેણે અંતિમ કક્ષાના નુકસાનનો સોદો કર્યો કે હંમેશા બાકી રહેનાર ઉચ્ચ કક્ષાની નેઅ્‌મત અને દોલતને ઘણી જ જલદી નષ્ટ થઈ જનારી તુચ્છ પ્રકારની વસ્તુના બદલામાં વેચી નાંખી અને આવું કોઈ સમજબૂઝ ધરાવનાર વ્યક્તિ પસંદ પણ નથી કરી શકતો.

ઈબ્ને અતિય્યહે ફરમાવ્યું છે કે જે કામને પૂરું કરવું કોઈ વ્યક્તિના માથે વાજિબ હોય અને અલ્લાહનો કરાર તેની જવાબદારી છે તેને પૂર્ણ કરવા માટે કોઈની પાસેથી વળતર લેવું અને તેને વળતર લીધા વિના ન કરવું અલ્લાહના કરારને તોડેલો ગણાશે, એ જ રીતે જે કાર્યને ન કરવું કોઈના માથે વાજિબ છે, કોઈની પાસેથી વળતર લઈને તે કાર્ય કરી આપવું પણ અલ્લાહના કરારને તોડેલો ગણાશે.

એનાથી જાણ થઈ કે રિશ્વત (લાંચ)ના બધા જ પ્રકારો હરામ છે જેમકે કોઈ સરકારી કર્મચારી કોઈ કામનો પગાર સરકાર પાસેથી મેળવે છે તો તેણે અલ્લાહ તઆલા સાથે કરાર કરી લીધો છે કે તે પગાર લઈને પોતાને સોંપવામાં આવેલી સેવાની જવાબદારી પૂર્ણ કરશે, હવે જો તે એ કાર્ય કરવાના બદલામાં કોઈની પાસેથી વળતર માંગે અને તે વળતર લીધા વિના તેને ધક્કા ખવડાવે તો આ કર્મચારી અલ્લાહના કરારને તોડી રહ્યો છે, એ જ રીતે જે કાર્યનો તેને જે-તે ખાતા તરફથી અધિકાર આપવામાં નથી આવ્યો તેને લાંચ લઈને કરી આપે તો તે પણ અલ્લાહના કરારનો ભંગ છે. *(બહરે મુહીત)*

**રિશ્વત (લાંચ)ની ઠોસ પરિભાષા અને વ્યાખ્યા :**

ઈબ્ને અતિય્યહે આ નિવેદનમાં રિશ્વતની ઠોસ અને સર્વમાન્ય વ્યાખ્યા કરી છે જે તફસીરે બહરે મુહીતના શબ્દોમાં આ પ્રમાણે છે.

اَخذُالاَ مْوَالِ عَلٰى فِعْلِ مَا يَجِبُ عَلَى الْاٰخِذِ فِعْلُهٗ اَوْفِعْلِ مَا يَجِبُ عَلَيْهِ تَرْكُهٗ،

*''જે કાર્યનું કરવું તેના માથે વાજિબ છે તેને છોડવાનું વળતર લેવું અથવા જે*

*કાર્યનું છોડવું તેના માટે જરૂરી છે તે કાર્ય કરવા માટે વળતર લેવું લાંચ છે."*

*(તફસીરે બહરે મુહીત, પેજ : ૫૩૩, ભાગ : ૫)*

સમગ્ર દુનિયાની બધી જ નેઅ્મતો તુચ્છ હોવી આગલી આયતમાં આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું, مَا عِنۡدَ كُمۡ يَنۡفَدُ وَمَا عِنۡدَ اللّٰهِ بَاقٍ એટલે કે, જે કંઈ તમારી પાસે છે (તેનો ભાવાર્થ દુનિયાના લાભ છે) તે બધા સમાપ્ત થનારા અને ફના થનારા છે અને જે કંઈ અલ્લાહ તઆલાની પાસે છે (તેનો ભાવાર્થ આખિરતનો સવાબ અથવા અઝાબ છે અને તે હંમેશા બાકી રહેનારો છે).

**દુનિયાની રાહત અને તકલીફ, દોસ્તી અને દુશ્મની બધું જ નાશવંત છે તથા તેનું ફળ અને પરિણામ જે અલ્લાહ તઆલાની પાસે છે તે હંમેશા બાકી રહેવાનું છે :**

مَا عِنۡدَ كُمۡ (મા-ઈન્દકુમ)ના શબ્દથી સામાન્ય રીતે ધ્યાન માત્ર માલ અને દોલત તરફ જાય છે, અમારા ઉસ્તાદ મહોતરમ મવલાના સય્યિદ અસગર હુસૈન સા. (રહ.)એ ફરમાવ્યું કે, શબ્દ مَــــا (મા) શબ્દકોષના આધારે જાહેર છે અને જાહેર અર્થનો ભાવાર્થ લેવાથી તેમાં શરીઅતના કોઈ હુકમ આડે નથી આવતો, એટલા માટે તેમાં દુનિયાની માલ અને દોલત પણ સામેલ છે અને તેમાં ઘટનારી બધી જ ઘટનાઓ અને તમામ પરિસ્થિતિઓ, વ્યવહારો, ખુશી, ગમ, રંજ, રાહત, બીમારી, તંદુરસ્તી, લાભ અને નુકસાન, કોઈની દોસ્તી અથવા દુશ્મની; આ બધી વસ્તુઓ સામેલ છે, આ બધી જ વસ્તુઓ ફના થવાની છે અલબત્ત આ પરિસ્થિતિઓ અને વ્યવહારોની જે અસરો ઊભી થવાની છે કયામતમાં તેના જ ઉપર સવાબ અને અઝાબ થવાનો છે અને તે બધું કાયમી બાકી રહેવાનું છે, ફના થઈ જનારી પરિસ્થિતિઓ અને વ્યવહારોની ધૂનમાં લાગેલા રહેવું અને પોતાની જિંદગી તથા તેની સમગ્ર શક્તિ અને સામર્થ્યને તેની જ ચિંતા માટે લગાવીને કાયમી અઝાબ અને સવાબથી ગફલત વર્તવી કોઈ બુદ્ધિશાળીનું કાર્ય નથી.

دورانِ بقاء چو بادِ صحرا بگذشت — تلخی و خوشی و زشت و زیبا بگذشت

پنداشت ستمگر کہ جفا بر ما کرد — بر گردنِ وے بماند و بر ما بگذشت

---

## આયત : (સૂરએ નહ્લ : આયત નં. ૯૭)

مَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً ۚ وَلَنَجْزِيَنَّهُمْ

اَجْرَهُمْ بِاَحْسَنِ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩٧﴾

## તરજુમો :

*જેણે નેક કામ કર્યું પુરુષ હોય અથવા સ્ત્રી અને તે ઈમાન ઉપર છે તો અમે તેને જિંદગી આપીશું, એક સારી જિંદગી અને બદલામાં તેમને તેમનો હક આપી દઈશું સારા કામો ઉપર જે કરતા હતા. (૯૭)*

## તફસીર :

(આનાથી અગાઉની આયતોમાં કરારોની વફાદારીની તાકીદ અને કરારભંગ કરવાની ટીકાનું વર્ણન હતું જે એક ખાસ અમલ છે, આ આયતમાં બધા જ નેક કાર્યો અને સદ્‌કૃત્યો કરનાર નેક લોકો માટે સર્વસામાન્ય જાહેર ઉલ્લેખ છે. આયતનો વિષય એ છે કે આખિરતનો બદલો અને સવાબ તથા દુનિયાની બરકતો માત્ર કરારની વચનબદ્ધતા પાળવા ઉપર જ અવલંબિત નથી અને ન જ કોઈ અમલ કરનાર માટે ખાસ છે બલકે આ એક સર્વસામાન્ય કાયદો છે અને તે એ કે) જે વ્યક્તિ પણ કોઈ નેક કાર્ય કરશે ભલે તે પુરુષ હોય અથવા સ્ત્રી એ શરતે કે ઈમાનવાળા હોય (કારણ કે કાફિરોના નેક કાર્યો આખિરતમાં સ્વીકાર્ય નથી) તો અમે તે વ્યક્તિને (દુનિયામાં તો) સારી જિંદગી આપીશું અને (આખિરતમાં) તેના સારા કાર્યોના બદલામાં તેને સારો બદલો આપીશું.

## મસ્અલા અને બોધપાઠ :

### "હયાતે તય્યિબહ" (પવિત્ર જિંદગી) શું વસ્તુ છે ? :

બહુમતી વિવરણકારોના મતે અત્રે "હયાતે તય્યિબહ"નો ભાવાર્થ "દુનિયાની પવિત્ર અને ખુશમિજાઝ જિંદગી" છે અને અમુક તફસીરના ઈમામોએ તેનો ભાવાર્થ "આખિરતની જિંદગી" હોવાનો લીધો છે, બહુમતી વિવરણકારો પ્રમાણે પણ તેનો એ ભાવાર્થ નથી કે તેનાથી કોઈને ગરીબી અથવા બીમારી આવશે જ નહીં બલકે ભાવાર્થ એ છે કે મો'મિનને જો કોઈ આર્થિક

સંકડામણ અથવા કોઈ તકલીફ આવી પણ પડશે તો બે વસ્તુઓ તેને પરેશાન નહીં થવા દે; એક, કરકસર અને સાદું જીવન જીવવાની ટેવ જેનાથી આર્થિક સંકડામણ પણ દૂર થઈ જાય છે અને બીજું, તેની એ માન્યતા કે મને આ તંગી અને બીમારીના બદલામાં આખિરતની મહાન અને કાયમી નેઅ્‌મતો મળવાની છે, તેનાથી વિપરીત કાફિરો અને ફાજિરો કે જો તેમને આર્થિક સંકડામણ અથવા બીમારી આવી પડે છે તો તેમના માટે દિલાસાની કોઈ બાબત ઉપસ્થિત નથી હોતી, તે પોતાની બુદ્ધિ અને નૈતિક હિંમત ખોઈ બેસે છે, અમુક સમયે તો આત્મહત્યાની પણ નોબત આવી જાય છે અને જો તેને આર્થિક છૂટછાટ દ્વારા અય્યાશીવાળું જીવન પ્રાપ્ત થાય તો તેની વધારે લાલચ તેને ક્યારેય ચેનથી બેસવા દેતી નથી, તે કરોડપતિ થઈ જાય તો અબજપતિ બનવાની ચિંતામાં પોતાની ખુશી અને રાહતને ખરાબ કરતો રહે છે.

ઈબ્ને અતિય્યહ (રહ.)એ ફરમાવ્યું કે મો'મિનીન અને સાલિહીન (ઈમાનવાળા અને નેક લોકો)ને અલ્લાહ તઆલાએ દુનિયામાં પણ તે ખુશી અને રાહત તથા ખુશમિજાઝ જિંદગી અર્પણ કરી છે જે કોઈ હાલતમાં પણ બદલાતી નથી, તંદુરસ્તી અથવા આર્થિક છૂટછાટના સમયે તો તેમનું જીવન ખુશમિજાઝ હોવાનું જાહેર છે, ખાસ કરીને એ બીનાએ કે તેઓ વિનાજરૂરતે માલને વધારવાની લાલચમાં પડતા નથી કે જે લાલચ મનુષ્યને હરપળે પરેશાન કરી મૂકે છે અને જો તેઓ તંગી અથવા બીમારીમાં સપડાય તો અલ્લાહ તઆલાના વાયદાઓ ઉપર તેમને સંપૂર્ણ ભરોસો અને મુશ્કેલી પછી આશા તથા તકલીફ પછી રાહત મળવાની મજબૂત ઉમ્મીદ તેમની જિંદગીને નીરસ થવા દેતી નથી, જેમકે ખેડૂતને ખેતી વાવવાના અને તેની સાળ-સંભાળ લેવાના સમયે કેટલીય તકલીફો પડે છે પરંતુ તે બધી તકલીફોથી એટલા માટે રાહત અનુભવે છે કે અમુક દિવસો પછી તેને આ તકલીફોનું ઘણું મોટું ફળ મળવાનું છે, વેપારી પોતાના વેપારમાં, કર્મચારી પોતાની ડ્યુટી અદા કરવામાં કેવી-કેવી મહેનતો અને તકલીફો બરદાસ્ત કરે છે ! બલકે અમુક સમયે તો અપમાન પણ સહન કરે છે પરંતુ તે એટલા માટે ખુશ રહે છે કે અમુક દિવસો પછી તેમને વેપારનો મોટો નફો અથવા પોતાની નોકરીનો પગાર મળવાનો ભરોસો હોય છે, મો'મિનની પણ એ માન્યતા હોય છે કે મને દરેક તકલીફ ઉપર સારો બદલો મળી રહ્યો છે અને

આખિરતમાં તેનો બદલો કાયમી અને મહાન નેઅ્‌મતોના સ્વરૂપમાં મળશે તથા દુનિયાની જિંદગી આખિરતના મુકાબલામાં કોઈ હેસિયત ધરાવતી નથી, એટલા માટે અહીંયાંના રંજ અને રાહત તથા ઠંડી અને ગરમી બધાને આસાનીથી સહન કરી લે છે, તેની જિંદગી આવી પરિસ્થિતિઓમાં પણ નીરસ કે હતાશ થતી નથી, આ જ તે "હયાતે તય્યિબહ" છે જે મો'મિનને દુનિયામાં રોકડ સ્વરૂપે મળે છે.

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૯૮-૯૯-૧૦૦)

فَاِذَا قَرَاْتَ الْقُرْاٰنَ فَاسْتَعِذْ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ﴿٩٨﴾ اِنَّهٗ لَيْسَ لَهٗ سُلْطٰنٌ عَلَى الَّذِيْنَ
اٰمَنُوْا وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿٩٩﴾ اِنَّمَا سُلْطٰنُهٗ عَلَى الَّذِيْنَ يَتَوَلَّوْنَهٗ وَالَّذِيْنَ هُمْ بِهٖ مُشْرِكُوْنَ ﴿١٠٠﴾ ع ١٣ ١١ ١٩

## તરજુમો :

*બસ જ્યારે તમે કુર્આન પઢવા લાગો તો શયતાન મરદૂદથી અલ્લાહની પનાહ (શરણ) લો. (૯૮) તેનું જોર તેમના ઉપર નથી ચાલતું જે ઈમાન રાખે છે અને પોતાના પરવરદિગાર ઉપર ભરોસો કરે છે. (૯૯) તેનું જોર તો તેમના જ ઉપર ચાલે છે જે તેને મિત્ર સમજે છે અને જે તેને ભાગીદાર માને છે. (૧૦૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં પ્રથમ કરારની વચનબદ્ધતા પાળવાની તાકીદ અને હંમેશા નેક આચરણ કરવાની તાકીદ તથા પ્રોત્સાહનનો ઉલ્લેખ આવ્યો છે, શયતાનના જોર લગાવવાના કારણે મનુષ્યથી આ હુકમોમાં ગફલત પેદા થાય છે એટલા માટે આ આયતમાં મરદૂદ શયતાનથી અલ્લાહની પનાહ માંગવાની તા'લીમ આપવામાં આવી છે જેની આવશ્યકતા દરેક નેક અમલમાં હોય છે, પરંતુ આ આયતમાં તેને ખાસ સ્વરૂપે કુર્આનની કિરાઅત સાથે વર્ણન કરવામાં આવી છે, આ વિશિષ્ટતાનું કારણ એ પણ હોઈ શકે છે કે કુર્આનની તિલાવત એક એવી પ્રવૃત્તિ છે જેનાથી પોતે શયતાન ભાગે છે.

دیو بگریزد ازاں قوم کہ قرآں خوانند (શયતાન કુર્આન પઢનારાઓથી ઝટકો ખાય છે.)

અને અમુક ખાસ આયતો તથા સૂરતો ખાસ કરીને શયતાનની અસરોને નષ્ટ કરવા માટેનું શસ્ત્ર છે જેનું પ્રભાવશાળી અથવા લાભદાયી હોવું શરીઅતની નુસૂસથી સાબિત છે. (બયાનુલ કુર્આન) તેમ છતાં જ્યારે કુર્આનની તિલાવતના સમયે શયતાન મરદૂદથી અલ્લાહની પનાહ માંગવાનો હુકમ આપવામાં આવ્યો તો બીજી પ્રવૃત્તિઓ સાથે એ પનાહ માંગવી પણ વધારે જરૂરી થઈ થયું.

તદુપરાંત પોતે કુર્આનમાં શયતાનના વસવસાઓનો ભય રહે છે કે તિલાવતના અદબોમાં ઉણપ રહી જાય, તેનામાં ચિંતન અને મનન તથા એકાગ્રતા કે ધ્યાનમગ્નતા ન રહે તો એટલા માટે પણ શયતાનના વસવસાઓથી પનાહ માંગવી જરૂરી સમજવામાં આવી છે. *(ઈબ્ને કષીર, મઝહરી વગેરે)*

## તફસીર :

(અને નેક અમલની શ્રેષ્ઠતાની જાણ થઈ પરંતુ ક્યારેક-ક્યારેક શયતાન તેમાં ખલેલ નાંખે છે અને ક્યારેક કરાર પૂર્ણ કરવામાં પણ ખલેલ પાડે છે અને ક્યારેક બીજા નેક અમલો કરવામાં; દાખલા તરીકે કુર્આનની તિલાવત કરવામાં પણ) તો (હે મુહમ્મદ ﷺ તમે અને તમારા માધ્યમથી સમગ્ર ઉમ્મત એ સાંભળી લો કે) જ્યારે તમે (ગમે તેવું નેક કામ કરવાની ઈચ્છા કરો એટલે સુધી કે) કુર્આન પઢવા ઈચ્છો તો શયતાન મરદૂદ(ની શરારત)થી અલ્લાહની પનાહ માંગ્યા કરો (અસલ તો દિલથી અલ્લાહ તઆલા ઉપર દષ્ટિ નાંખવાની છે અને આ જ અલ્લાહની પનાહ માંગવાની હકીકત વાજિબ છે તથા કિરાઅતમાં પઢી લેવું જીભથી પણ સુન્નત છે અને પનાહ માંગવાનો હુકમ અમે એટલા માટે આપીએ છીએ કે) ખરેખર તેનો કાબૂ તે લોકો ઉપર નથી ચાલતો જે ઈમાન ધરાવે છે અને પોતાના પરવરદિગાર ઉપર (દિલથી) ભરોસો રાખે છે, બસ તેનો કાબૂ તો માત્ર તે જ લોકો ઉપર ચાલે છે જે તેનાથી સંબંધ રાખે છે અને તે લોકો ઉપર (ચાલે છે) કે જે અલ્લાહની સાથે શિર્ક કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

ઈબ્ને કષીરે તફસીરની પ્રસ્તાવનામાં ફરમાવ્યું છે કે મનુષ્યના દુશ્મન બે પ્રકારના છે, એક પોતે મનુષ્યજાતિમાંથી જેમકે સામાન્ય રીતે કાફિરો અને બીજા

જિન્નાતોમાંથી કે જે શયતાન અને નાફરમાન છે. પ્રથમ પ્રકારના દુશ્મનોની સાથે ઈસ્લામે જિહાદ અને યુદ્ધ દ્વારા સ્વરક્ષણનો હુકમ આપ્યો છે પરંતુ બીજા પ્રકાર માટે માત્ર અલ્લાહ તઆલાથી પનાહ માંગવાનો હુકમ છે, તેનું કારણ એ છે કે પ્રથમ પ્રકારનો દુશ્મન પોતાની જ માનવજાતિનો છે અને તેનું આક્રમણ જાહેર થઈને રહે છે, એટલા માટે તેમની સાથે જિહાદ અને યુદ્ધ ફરજ કરવામાં આવ્યું પરંતુ શયતાની દુશ્મન દેખાતો નથી અદષ્ય છે અને તેનો હુમલો પણ મનુષ્યને નજરે નથી પડતો, એટલા માટે તેનાથી રક્ષણ માટે એક એવી હસ્તી એટલે કે અલ્લાહની પનાહ લેવું વાજિબ થઈ ગયું કે જે ન તો મનુષ્યને નજરે દેખાય છે અને ન જ શયતાનને; અને શયતાનથી રક્ષણની બાબત અલ્લાહ તઆલાને સોંપવામાં એ પણ મસ્લિહત છે કે જેઓ તેનાથી પરાજિત થઈ જાય તે અલ્લાહ તઆલા નજીક તિરસ્કૃત અને અઝાબના હકદાર છે, તેનાથી વિપરીત મનુષ્યજાતિના દુશ્મનો એટલે કે કાફિરો કે જો તેનાથી કોઈ વ્યક્તિ પરાજિત થાય અથવા માર્યો જાય તો તે શહીદ અને સવાબનો હકદાર છે, એટલા માટે મનુષ્યજાતિના દુશ્મનનો મુકાબલો શારીરિક રીતે કરવો દરેક પ્રકારે લાભ જ લાભ છે, યા તો દુશ્મન ઉપર વિજય પ્રાપ્ત કરીને તેની શક્તિનો નાશ કરી નાંખવામાં આવે, યા તો પછી પોતે શહીદ થઈને અલ્લાહ નજીક સ્વીકૃત બને.

**મસ્અલો :**

કુર્આનની તિલાવત પહેલા اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ (અઊઝુબિલ્લાહી મિનશ્શયતાનિ ર્રજીમ)નું પઢવું આ જ આયતનો હુકમ પૂર્ણ કરવા માટે રસૂલે કરીમ ﷺથી પણ સાબિત છે પરંતુ ક્યારેક-ક્યારેક તેનું છોડી દેવું પણ સહીહ હદીષોથી સાબિત છે, એટલા માટે જમહૂર (બહુમતી) ઉમ્મતના ઉલમાઓએ આ હુકમને વાજિબ નહીં પરંતુ સુન્નત ઠરાવ્યો છે અને ઈબ્ને જરીર તબરી (રહ.)એ તેના ઉપર ઉમ્મતનો ઈજ્માઅ્ નકલ કર્યો છે. આ મા'મલામાં હદીષની જે રિવાયતો વર્ણન થઈ છે તે મૌખિક અને અમલી સ્વરૂપે તિલાવતથી પહેલાં મોટા ભાગની પરિસ્થિતિઓમાં અઊઝુબિલ્લાહ... પઢવું અને અમુક પરિસ્થિતિઓમાં ન પઢવું આ બધું ઈબ્ને કષીરે પોતાની તફસીરની શરૂઆતમાં વિસ્તારથી વર્ણન કર્યું છે.

**મસ્અલો :**

નમાઝમાં "તઅવ્વુઝ" (એટલે કે અઊઝુબિલ્લાહ) ફક્ત પ્રથમ રકા'તની શરૂઆતમાં પઢવામાં આવે અથવા દરેક રકાતની શરૂઆતમાં... ?

તેમાં ફકીહ ઈમામોના નિવેદનો વિવિધ પ્રકારના છે, ઈમામે આ'ઝમ અબૂ હનીફા રહ.)ના મતે માત્ર પ્રથમ રકા'તમાં જ પઢવું જોઈએ અને ઈમામ શાફઈ (રહ.) દરેક રકા'તમાં પઢવાને મુસ્તહબ ઠરાવે છે. બંનેની દલીલો તફસીરે મઝહરીમાં વિસ્તારપૂર્વક લખવામાં આવી છે. *(પેજ : ૪૯, જિલ્દ : ૫)*

**મસ્અલો :**

કુર્આનની તિલાવત નમાઝમાં હોય અથવા નમાઝની બહાર બંને પરિસ્થિતિઓમાં તિલાવતથી પહેલાં અઊઝુબિલ્લાહ.... પઢવું સુન્નત છે પરંતુ એક વખતે પઢી લીધું તો આગળ જેટલું પઢતો રહે તે જ એક "તઅવ્વુઝ" પૂરતું છે, અલબત્ત તિલાવતને વચ્ચેથી છોડીને કોઈ દુનિયાના કામમાં મશ્ગૂલ થઈ ગયો અને પછી ફરીવાર તિલાવત શરૂ કરી તો એવા સમયે ફરીવાર "તઅવ્વુઝ" અને "બિસ્મિલ્લાહ...." પઢવું જોઈએ.

**મસ્અલો :**

કુર્આનની તિલાવત ઉપર કોઈ બીજા કલામ અથવા કિતાબ પઢતાં પહેલા "અઊઝુબિલ્લાહ...." પઢવું સુન્નત નથી, ત્યાં ફક્ત "બિસ્મિલ્લાહ..." પઢવું જોઈએ. *(દુર્રે મુખ્તાર, શામી)*

અલબત્ત, વિવિધ કાર્યો અને હાલતોમાં "તઅવ્વુઝ"નું શિક્ષણ હદીષથી નકલ થયું છે, દાખલા તરીકે જ્યારે કોઈને ગુસ્સો વધારે આવે તો હદીષમાં છે કે "અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિ ર્રજીમ" પઢવાથી ગુસ્સાનો પ્રકોપ દૂર થઈ જાય છે. *(ઈબ્ને કષીર)*

વળી હદીષ શરીફમાં છે કે બયતુલ ખલાઅ્ (સંડાસ)માં જતા પહેલાં اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنَ الۡخُبُثِ وَالۡخَبَائِثِ (અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ ખુબષિ વલ ખબાઈષ) મુસ્તહબ છે. *(શામી)*

**અલ્લાહ તઆલા ઉપર ઈમાન અને તવક્કુલ (ભરોસો) શયતાનનો કબ્જો જમાવવાથી છુટકારો અપાવે છે :**

આ આયતે એ સ્પષ્ટ કરી દીધું કે અલ્લાહ તઆલાએ શયતાનને એવી

શક્તિ નથી આપી કે તે કોઈપણ મનુષ્યને બુરાઈ ઉપર મજબૂર અને અધિકાર વિહોણો કરી આપે, મનુષ્ય પોતે પોતાના અધિકાર અને શક્તિને બેદરકારીથી કોઈ વ્યક્તિગત સ્વાર્થ માટે ઉપયોગ કરે તો એ તેનો કુસૂર છે, એટલા માટે ફરમાવ્યું કે જે લોકો અલ્લાહ તઆલા ઉપર ઈમાન ધરાવે છે અને પોતાના અહેવાલ અને આ'માલમાં પોતાની ઈચ્છાશક્તિના બદલે અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરે છે કે તે જ દરેક ભલાઈ અને તવફીક આપનારો છે અને દરેક બુરાઈથી બચાવનારો છે તો એવા લોકો ઉપર શયતાનનું જોર ચાલતું નથી, હા ! જેઓ પોતાની મહેચ્છાઓ અને સ્વાર્થના કારણે શયતાનથી જ દોસ્તી કરી લે, તેની જ વાતોને પસંદ કરે અને અલ્લાહ તઆલાની સાથે અન્યોને શરીક ઠરાવે તો તેમના ઉપર શયતાન કબ્જો જમાવી લે છે કે કોઈ ભલાઈ તરફ તેમને જવા નથી દેતો અને તે દરેક બુરાઈમાં આગળ અને આગળ રહે છે.

આ જ વિષય સૂરએ હિજ્રની આ આયતનો છે જેમાં શયતાનના દા'વાના મુકાબલામાં પોતે અલ્લાહ તઆલાએ આ જવાબ આપી દીધો છે, اِنَّ عِبَادِىْ لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطٰنٌ اِلَّا مَنِ اتَّبَعَكَ مِنَ الْغَاوِيْنَ એટલે કે, "મારા ખાસ બંદાઓ ઉપર તારું જોર નથી ચાલી શકતું, હા ! તેના ઉપર ચાલશે જે પોતે જ ગુમરાહ થાય અને તારું અનુસરણ કરવા લાગે." (૧૫:૪૨)

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૧૦૧ થી ૧૦૫)

وَاِذَا بَدَّلْنَاۤ اٰيَةً مَّكَانَ اٰيَةٍ ۙ وَّاللّٰهُ اَعْلَمُ بِمَا يُنَزِّلُ قَالُوْۤا اِنَّمَاۤ اَنْتَ مُفْتَرٍ ؕ بَلْ
اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٠١﴾ قُلْ نَزَّلَهٗ رُوْحُ الْقُدُسِ مِنْ رَّبِّكَ بِالْحَقِّ لِيُثَبِّتَ الَّذِيْنَ
اٰمَنُوْا وَهُدًى وَّبُشْرٰى لِلْمُسْلِمِيْنَ ﴿١٠٢﴾ وَلَقَدْ نَعْلَمُ اَنَّهُمْ يَقُوْلُوْنَ اِنَّمَا يُعَلِّمُهٗ بَشَرٌ ؕ
لِسَانُ الَّذِيْ يُلْحِدُوْنَ اِلَيْهِ اَعْجَمِيٌّ وَّهٰذَا لِسَانٌ عَرَبِيٌّ مُّبِيْنٌ ﴿١٠٣﴾ اِنَّ الَّذِيْنَ لَا
يُؤْمِنُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ۙ لَا يَهْدِيْهِمُ اللّٰهُ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١٠٤﴾ اِنَّمَا يَفْتَرِي الْكَذِبَ
الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ۚ وَاُولٰٓئِكَ هُمُ الْكٰذِبُوْنَ ﴿١٠٥﴾

## તરજુમો :

*અને જ્યારે અમે એક આયતની જગ્યાએ બીજી આયત બદલીએ છીએ અને અલ્લાહ સારી પેઠે જાણે છે જે ઉતારે છે; તો કહે છે, તું તો આ નવી વાત બનાવી લાવે છે પરંતુ તેમનામાં ઘણાઓને ખબર નથી. (૧૦૧) તમે કહો, તેને તમારા પરવરદિગાર તરફથી (નિ:શંક !) સત્ય સાથે પાક ફરિશ્તા (રૂહુલ કુદુસ–જિબ્રઈલ અલૈ.)એ ઉતાર્યું છે જેથી ઈમાનવાળાઓને મજબૂત કરે અને હિદાયત અને ખુશખબરી મુસલમાનોના માટે. (૧૦૨) અને અમને સારી પેઠે ખબર છે કે તેઓ કહે છે તેને એક વ્યક્તિ શિખવાડે છે; જેના તરફ હોવાનું ગુમાન કરે છે તેની ભાષા તો અજમી (બિનઅરબ) છે અને આ (કુર્આન) સ્પષ્ટ અરબી ભાષા છે. (૧૦૩) તે લોકો જેમને અલ્લાહની વાતો ઉપર યકીન નથી તેમને અલ્લાહ માર્ગ નથી આપતો અને તેમના માટે દર્દનાક અઝાબ છે. (૧૦૪) જૂઠ તો તે લોકો બનાવે છે જેમને અલ્લાહની વાતો ઉપર યકીન નથી અને તે જ લોકો જૂઠા છે. (૧૦૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આનાથી અગાઉની આયતમાં કુર્આનની તિલાવતના સમયે "અઊઝુબિલ્લાહ....." પઢવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું હતું, જેમાં ઈશારો છે કે શયતાન તિલાવતના સમયે મનુષ્યના દિલમાં વસવસા (ભ્રમણા) નાંખે છે. પ્રસ્તુત આયતોમાં આ જ પ્રમાણેના શયતાની વસવસાઓનો જવાબ છે.

## તફસીર :

### નુબુવ્વત ઉપર કાફિરોની શંકાઓનો ખુલાસાવાર અને પડકાર સ્વરૂપ જવાબ :

અને જ્યારે અમે કોઈ આયતના બદલે બીજી આયતને બદલીએ છીએ (એટલે કે એક આયતના શબ્દોને અથવા તેના અર્થને મન્સૂખ–રદ કરી તેની જગ્યાએ બીજો હુકમ મોકલીએ છીએ) અને જ્યારે અલ્લાહ તઆલાએ જે હુકમ (પ્રથમ અથવા બીજી વખતે) મોકલ્યો છે (તેની મસ્લિહત અને હિકમતને) તે જ સારી પેઠે જાણે છે (કે જેમને હુકમ આપવામાં આવ્યો છે તેમની પરિસ્થિતિઓના આધારે એક સમયમાં મસ્લિહત કંઈ બીજી હતી પછી પરિસ્થિતિ બદલાઈ

જવાથી મસ્લિહત અને હિકમત બીજા પ્રકારની થઈ ગઈ) ત્યારે આ લોકો કહે છે કે (મઆઝલ્લાહ !) આપ (ﷺ અલ્લાહ તઆલા ઉપર) જૂઠી વાતો ઘડનારા છે (કે પોતાના કલામનો અલ્લાહ તઆલા સાથે સંબંધ બાંધી દે છે નહિતર અલ્લાહનો હુકમ હોત તો તેને બદલવાની શું આવશ્યકતા હતી ? શું અલ્લાહ તઆલાને પ્રથમથી જ જ્ઞાન ન હતું ? અને આ લોકો એ બાબત ઉપર વિચાર નથી કરતા કે અમુક સમયે બધી પરિસ્થિતિઓનું જ્ઞાન હોવા છતાં પ્રથમ હાલત રજુ થવાથી એક હુકમ આપવામાં આવે છે અને જ્યારે પરિસ્થિતિ બદલાઈને બીજા પ્રકારની હાલત આવે છે જો કે તે સમયનું પણ જ્ઞાન છે પરંતુ મસ્લિહતના તકાદાના કારણે એ બધી પરિસ્થિતિનો હુકમ પ્રથમ સમયે વર્ણન કરવામાં આવતો નથી બલકે, જ્યારે આ બીજા પ્રકારની પરિસ્થિતિ આવે છે તે સમયે વર્ણન કરવામાં આવે છે જેમકે, કોઈ હકીમ અથવા ડૉક્ટર એક દવાની સલાહ આપે છે અને તે જાણે છે કે તેનો ઉપયોગ કરવાથી દર્દીની હાલતમાં સુધારો થશે અને પછી તે દવાને બીજી દવાથી બદલી નાંખે છે પરંતુ દર્દીને શરૂઆતમાં બધી વિગત જણાવતો નથી, આ જ વાસ્તવિકતા "નાસિખ-મન્સૂખ"ના હુકમોની છે કે જે કુર્આન અને સુન્નતમાં હોય છે, વાસ્તવમાં જ્ઞાન ન હોવાના કારણે તેઓ શયતાનના છળકપટમાં ફસાઈને "નસ્ખ"નો ઈન્કાર કરવા લાગે છે એટલા માટે તેના જવાબ સ્વરૂપે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે રસૂલુલ્લાહ ﷺ બોહતાન બાંધનારા નથી અને ન જ બનાવટ કરી જૂઠું ઘડનારા) બલકે તમારામાંથી જ ઘણા લોકો જાહિલ (અજ્ઞાન) છે (કે હુકમમાં "નસ્ખ"ને કોઈ દલીલ વિના અલ્લાહ તઆલાના કલામની વિરુદ્ધ સમજે છે) તમે (તેમના જવાબમાં) ફરમાવી આપો કે (આ કલામ મારું ઘડી કાઢેલું નથી બલકે તેને) રૂહુલ કુદુસ (એટલે કે હઝરત જિબ્રઈલ અલૈ.) તમારા પરવરદિગાર તરફથી હિકમત પ્રમાણે લાવે છે (એટલા માટે આ અલ્લાહનું કલામ છે અને તેમાં હુકમોનો ફેરફાર હિકમત અને મસ્લિહતનો તકાદો છે અને આ કુર્આન એટલા માટે મોકલવામાં આવ્યું છે) જેથી ઈમાનવાળાઓને (ઈમાન ઉપર) મક્કમ રાખે અને તે મુસલમાનો માટે હિદાયત અને ખુશખબરી(નું માધ્યમ) બની જાય (ત્યારબાદ કાફિરોની એક અન્ય વ્યર્થ અને વાહિયાત પ્રકારની શંકાનો જવાબ છે) અને અમને ખબર છે કે આ લોકો (એક બીજી ખોટી વાત) એ પણ કહે છે કે તેમને તો એક વ્યક્તિ શિખવાડે છે

(તેનાથી ઈશારો તે રૉમના બિનઅરબ લુહાર તરફ છે જેનું નામ બલઆમ અથવા મુકીસ હતું, તે રસૂલે કરીમ ﷺની વાતો દિલથી સાંભળતો હતો ત્યારે રસૂલે કરીમ ﷺ તેની પાસે ક્યારેક જઈને બેસતા હતા અને તે અમુક ઈન્જીલ વગેરે પણ જાણતો હતો, તેનાથી કાફિરોમાં એ વાત ચાલી પડી કે આ જ વ્યક્તિ રસૂલે કરીમ ﷺને કુર્આનનું કલામ શિખવાડે છે. –કઝા ફિ દૂર્રે મન્ષૂર. અલ્લાહ તઆલાએ તેનો જવાબ આપ્યો કે કુર્આન મજીદ તો શબ્દો અને અર્થોના સંયુક્તપણાનું નામ છે, તમે લોકો જો કુર્આને કરીમના અર્થ અને ગૂઢાર્થોને નથી ઓળખી શકતા તો ઓછામાં ઓછું અરબી ભાષાની મધ્યમ કક્ષાની સાહિત્યિક ઉચ્ચતાથી નાવાકેફ તો નથી જ ! માટે એટલું તો સમજવું જ જોઈએ કે જો ધારી લો કે કુર્આનના અર્થ આ વ્યક્તિએ શિખવાડ્યા હોય તો કલામના શબ્દો અને આવી સાહિત્યિક ઉચ્ચતા જેનો મુકાબલો કરવાથી સંપૂર્ણ અરબ લાચાર થઈ જાય તે ક્યાંથી આવી ગઈ ? કારણ કે) જે વ્યક્તિ તરફ તેનો સંબંધ જોડે છે તેની ભાષા તો બિનઅરબ (અજમી) છે અને આ કુર્આન સ્પષ્ટ અરબી છે (કોઈ બિનઅરબ બીચારો આવું કલામ કઈ રીતે બનાવી શકે છે ?! અને જો કહેવામાં આવે કે નઊઝુબિલ્લાહ ! લખાણ રસૂલે કરીમ ﷺએ બનાવી કાઢ્યું હશે તો તેનો સ્પષ્ટ જવાબ એ પડકાર અને ચેલેન્જથી પૂર્ણ થઈ ચૂક્યું છે જે સૂરએ બકરહમાં આવી ચૂક્યું છે કે રસૂલે કરીમ ﷺએ અલ્લાહ તઆલાના હુકમથી પોતાની નુબુવ્વત અને કુર્આનની સચ્ચાઈનું પ્રમાણ તેને જ ઠરાવ્યું હતું કે જો તમારા કહેવા પ્રમાણે આ કોઈ મનુષ્યનું કલામ છે તો તમે પણ મનુષ્ય છો અને ઘણી સાહિત્યિક ઉચ્ચતાના દાવે'દાર છો તો તમે તેના જેવું કલામ વધારે નહિ તો એક સૂરત બરાબર જ લખી લાવો પરંતુ સમગ્ર અરબ આપ ﷺના મુકાબલામાં પોતાનું સર્વસ્વ જાન-માલ કુર્બાન કરવા તૈયાર હતા આમ છતાં આ પડકાર અને ચૅલેન્જને સ્વીકાર કરવાની કોઈની હિંમત ન થઈ, ત્યારબાદ નુબુવ્વતના ઈન્કારીઓ અને કુર્આન ઉપર આવા વાંધાઓ ઉઠાવનારાઓ માટે ચેતવણી અને ચૅલેન્જ છે કે,) જે લોકો અલ્લાહની આયતો ઉપર ઈમાન નથી લાવતા તેમને અલ્લાહ તઆલા ક્યારેય માર્ગ ઉપર લાવશે નહીં અને તેમના માટે કષ્ટદાયક સજા હશે (અને આ લોકો નઊઝુબિલ્લાહ ! જે આપ ﷺને બોહતાન બાંધનાર કહે છે તો) જૂઠી વાતો ઘડનારા તો આ જ લોકો છે (કે) જેઓ અલ્લાહની આયતો

ઉપર ઈમાન નથી ધરાવતા અને આ લોકો બિલકુલ જૂઠા છે.

---

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૧૦૬ થી ૧૦૯)

مَنْ كَفَرَ بِاللّٰهِ مِنْ بَعْدِ اِيْمَانِهٖٓ اِلَّا مَنْ اُكْرِهَ وَقَلْبُهٗ مُطْمَئِنٌّۢ بِالْاِيْمَانِ وَلٰكِنْ مَّنْ شَرَحَ
بِالْكُفْرِ صَدْرًا فَعَلَيْهِمْ غَضَبٌ مِّنَ اللّٰهِ ۚ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿١٠٦﴾ ذٰلِكَ بِاَنَّهُمُ اسْتَحَبُّوا الْحَيٰوةَ
الدُّنْيَا عَلَى الْاٰخِرَةِ ۙ وَاَنَّ اللّٰهَ لَا يَهْدِي الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿١٠٧﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ اللّٰهُ
عَلٰى قُلُوْبِهِمْ وَسَمْعِهِمْ وَاَبْصَارِهِمْ ۚ وَاُولٰٓئِكَ هُمُ الْغٰفِلُوْنَ ﴿١٠٨﴾ لَا جَرَمَ اَنَّهُمْ
فِي الْاٰخِرَةِ هُمُ الْخٰسِرُوْنَ ﴿١٠٩﴾

## તરજુમો :

*જે કોઈ ઈમાન લાવ્યા પછી અલ્લાહથી ઈન્કારી થાય પરંતુ તે નહીં કે જેના ઉપર બળજબરી કરવામાં આવી અને તેનું દિલ ઈમાન ઉપર સંતોષિત છે અને પરંતુ જે કોઈ દિલ ખોલી (મનમરજીથી) ઈન્કારી થયો બસ તેમના ઉપર અલ્લાહનો ગઝબ (ક્રોધ) છે અને તેમને મોટો અઝાબ છે. (૧૦૬) આ એટલા માટે કે તેમણે દુનિયાની જિંદગીને આખિરત ઉપર વહાલી રાખી અને અલ્લાહ ઈન્કારી લોકોને માર્ગ નથી આપતો. (૧૦૭) આ તે જ છે કે અલ્લાહે તેમના દિલો ઉપર સીલ મારી દીધું અને કાનો ઉપર અને આંખો ઉપર અને આ જ હોશ વગરના (ગાફેલ) છે. (૧૦૮) પોતે જ સ્પષ્ટ છે કે આખિરતમાં આ લોકો ખરાબ (નુકસાનમાં) છે. (૧૦૯)*

## તફસીર :

જે વ્યક્તિ ઈમાન લાવ્યા પછી અલ્લાહની સાથે કુફ્ર કરે (તેમાં રસૂલે કરીમ ﷺનો ઈન્કાર અને કયામતનો ઈન્કાર વગેરે પણ સામેલ છે) પરંતુ જે વ્યક્તિ ઉપર (કાફિરો તરફથી) જબરદસ્તી કરવામાં આવે (કે જો તું કુફ્રનું ફલાણું કામ અથવા ફલાણું વાક્ય નહીં કહે તો અમે તારી હત્યા કરી નાંખીશું, દાખલા તરીકે આવી પરિસ્થિતિમાં તેને એવો અંદાજો હોય કે તેઓ ચોક્કસ આવું કરી પણ

શકે છે ત્યારે) એ શરતે કે તેનું દિલ ઈમાન ઉપર કાયમ (અને સંતોષિત) હોય (એટલે કે તેના અકીદા અને માન્યતામાં કોઈ ઉણપ ન આવે અને આવા નિવેદન અને પ્રવૃત્તિને સખત ગુનોહ સમજતો હોય તો તે આ હુકમથી બાકાત છે કે તેનું જાહેર સ્વરૂપે કુફ્રનો કલિમો અથવા કુફ્રની પ્રવૃત્તિમાં સપડાઈ જવું એક મજબૂરીના કારણે છે, આગળ મુર્તદ થઈ જવા ઉપર જે ધમકી આવી છે તે આવા વ્યક્તિ માટે નથી) પરંતુ હા ! જે દિલ ખોલીને (એટલે કે આ કુફ્રને સાચું અને ભલું સમજીને) કુફ્ર કરે તો એવા લોકો ઉપર અલ્લાહ તઆલાનો ક્રોધ થશે અને તેને ભારે સજા થશે (અને) આ (ક્રોધ અને અઝાબ) એ કારણે થશે કે તેણે દુનિયાની જિંદગીને આખિરતના મુકાબલામાં પસંદ કરી કે અલ્લાહ તઆલા એવા કાફિરો લોકોને (જેઓ દુનિયાને હંમેશા આખિરત ઉપર અગ્રિમતા આપે છે) હિદાયત નથી કર્યા કરતો (આ બે કારણો અલગ-અલગ નથી બલકે સંયુક્ત કારણો છે, ખુલાસો તેનો એ છે કે પ્રવૃત્તિના ઈરાદા પછી અલ્લાહની ટેવ એવી છે કે પ્રવૃત્તિ અસ્તિત્વમાં આવે છે જેના ઉપર પ્રવૃત્તિનું પરિણામ નક્કી થાય છે, અત્રે اِسْتَحَبُّوْا થી ઈરાદો અને لَايَهْدِىْ થી તેના પરિણામ તરફ ઈશારો છે અને આ સંયુક્ત મિશ્રણ ઉપર પ્રવૃત્તિનું નુકસાન અને તેનું પરિણામ નક્કી થાય છે) આ જ લોકો છે કે (દુનિયામાં તેમના કુફ્ર ઉપર આગ્રહી રહેવાની પરિસ્થિતિ એવી છે કે) અલ્લાહ તઆલાએ તેમના દિલો ઉપર અને કાનો ઉપર અને આંખો ઉપર સીલ લગાવી દીધું છે અને આ લોકો (પરિણામથી) બિલકુલ ગાફેલ છે (એટલા માટે) અવશ્ય આ લોકો આખિરતમાં બિલકુલ નુકસાનમાં રહેશે.

## મસ્અલા અને બોધપાઠ :

### મસ્અલો :

આ આયતથી સાબિત થયું કે જે વ્યક્તિને કુફ્રની વાત કહેવા માટે એવો મજબૂર કરવામાં આવ્યો હોય કે જો તે આ વાક્ય ન કહેશે તો તેની હત્યા કરી નાંખવામાં આવશે અને એ પણ ખૂબ જ પાકું અનુમાન હોય કે ધમકી આપનાર તે ધમકી ઉપર અમલ કરવા માટે શક્તિ ધરાવે છે તો આવી જબરદસ્તી અને મજબૂરીની પરિસ્થિતિમાં જો તે જીભથી કુફ્રનો કલિમો કહી નાંખે પરંતુ તેનું દિલ ઈમાન ઉપર મક્કમ હોય તથા તેના કહેલા વાક્યને પોતે ખરાબ અને જૂઠું

સમજતો હોય તો તેના ઉપર કોઈ ગુનોહ નથી અને ન જ તેની પત્ની તેના ઉપર હરામ થશે. *(કુર્તુબી અને મઝહરી)*

આ આયત તે સહાબએ કિરામ (રદિ.) વિશે નાઝિલ થઈ જેમને મુશ્રિકોએ કેદ પકડી લીધા હતા અને કહ્યું હતું કે યા તો તેઓ કુફ્રને અપનાવે નહિતર તેમની હત્યા કરી નાંખવામાં આવશે.

આ કેદ પકડાયેલા સહાબાઓમાં હઝરત અમ્માર બિન યાસિર (રદિ.) અને તેમના પિતા યાસિર (રદિ.) તથા હઝરત સુમૈયા (રદિ.), સુહૈબ, બિલાલ અને હઝરત ખબ્બાબ (રદિ.) વગેરે હતા, જેમાંથી હઝરત યાસિર અને તેમના પત્ની હઝરત સુમૈયા (રદિ.)એ કુફ્રનો કલિમો કહેવાથી સાફ ઈન્કાર કરી દીધો, હઝરત યાસિર (રદિ.)ને કતલ કરી નાંખવામાં આવ્યા અને હઝરત સુમૈયા (રદિ.)ને બે ઊંટો વચ્ચે બાંધીને દોડાવવામાં આવ્યા જેનાથી તેમના શરીરના બે ટૂકડાઓ થઈને તેઓ શહીદ થઈ ગયા અને આ બંને બુઝૂર્ગો છે જેમને ઈસ્લામ માટે સૌ પ્રથમ શહાદત નસીબ થઈ, એ જ પ્રમાણે હઝરત ખબ્બાબ (રદિ.)એ કુફ્રનો કલિમો બોલવા માટે સદંતર ઈન્કાર કરીને ખૂબ સંતોષપૂર્વક માર્યા જવાનું સ્વીકારી લીધું, તેમનામાંથી હઝરત અમ્માર (રદિ.)એ પ્રાણ જવાના ભયે કુફ્રનો મૌખિક રીતે સ્વીકાર કરી લીધો પરંતુ તેમનું દિલ ઈમાન ઉપર સંતોષિત અને મક્કમ હતું, જ્યારે આ દુશ્મનોથી છુટકારો પામીને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા તો ખૂબ રંજ અને ગમ સાથે આ ઘટનાની જાહેરાત કરી, આપ ﷺએ તેમને પૂછ્યું કે જ્યારે તમે આ કલિમો બોલી રહ્યા હતા તો તમારા દિલની શું હાલત હતી ? તેમણે વિનંતી કરી કે દિલ તો ઈમાન ઉપર મક્કમ અને સંતોષિત હતું, ત્યારે રસૂલે કરીમ ﷺએ તેમને દિલાસો આપ્યો કે તમારા ઉપર તેનો કોઈ વબાલ નથી, રસૂલે કરીમ ﷺના તે ફેંસલાના સમર્થનમાં આ આયત નાઝિલ થઈ. *(કુર્તુબી અને મઝહરી)*

**બળજબરીની વ્યાખ્યા અને તેનો પડકાર :**

બળજબરીનો શાબ્દિક અર્થ એ છે કે કોઈ વ્યક્તિને એવા નિવેદન અથવા પ્રવૃત્તિ ઉપર મજબૂર કરવામાં આવે કે જેને કહેવા માટે તે કદાપિ રાજી નથી, ત્યારબાદ તેની બે કક્ષાઓ છે; એક કક્ષા જબરદસ્તીની એ છે કે તે દિલથી તો

એના ઉપર બિલકુલ રાજી નથી પરંતુ એવો મજબૂર અને લાચાર પણ નથી કે ઈન્કાર ન કરી શકે, ફુક્હાની પરિભાષામાં તેને اِكْرَاهِ غَيْرُ مُلْجِئٌ કહેવામાં આવે છે, આવી જબરદસ્તીથી કોઈ કલિમો કુફ્રનો કહેવો અથવા કોઈ હરામ પ્રવૃત્તિ કરવી જાઈઝ નથી હોતી, અલબત્ત અમુક ગૌણ હુકમોમાં તેના ઉપર પણ અમુક અસરો નક્કી થાય છે જે ફિક્હની કિતાબોમાં વિગતવાર વર્ણન કરવામાં આવી છે.

બીજો દરજ્જો બળજબરીનો એ છે કે વ્યક્તિને બિલકુલ જ લાચાર, મજબૂર અને અધિકાર વિહોણો કરી નાંખવામાં આવે કે જો બળજબરી કરનારાઓના કહ્યા ઉપર અમલ ન કર્યો તો તેની હત્યા કરી નાંખવામાં આવશે અથવા તો તેનું કોઈ અવયવ કાપી નાંખવામાં આવશે, ફુક્હાની પરિભાષામાં એને اِكْرَاهِ مُلْجِئٌ કહેવાય છે, જેનો અર્થ એ છે કે એવી બળજબરી જે મનુષ્યને બિલકુલ લાચાર અને મજબૂર કરી દે એવી પરિસ્થિતિમાં કુફ્રનો કલિમો મૌખિક રીતે કહેવો એ શરતે કે દિલમાં ઈમાન ઉપર કાયમ અને અડગ હોય તથા સંતોષિત હોય તો તે જાઈઝ છે, એ જ પ્રમાણે બીજા માણસની હત્યા કરવા ઉપરાંત તેને અન્ય કોઈ હરામ પ્રવૃત્તિ ઉપર મજબૂર કરવામાં આવે તેમાં પણ કોઈ ગુનોહ થશે નહીં.

પરંતુ બંને પ્રકારની બળજબરીમાં શરત એ છે કે બળજબરી કરનારો જે કામની ધમકી આપી રહ્યો છે તે તેના ઉપર શક્તિ પણ ધરાવતો હોવો જોઈએ અને જે વ્યક્તિ તેની ચુંગાલમાં સપડાયેલો છે તેને એવું પાકું અનુમાન હોય કે જો હું તેની વાત માનીશ નહીં તો તે જે વસ્તુની મને ધમકી આપી રહ્યો છે તે ચોક્કસ કરી નાંખશે.

*(મઝહરી)*

**મસ્અલો :**

વ્યવહારો બે પ્રકારના છે, એક તે જેમાં દિલથી રાજી–ખુશી હોવું જરૂરી છે જેમકે વેચાણ અને હીબા વગેરે કે જેમાં દિલથી રાજી થવાના વ્યવહાર માટે શરત છે કુર્આનની નસ પ્રમાણે اِلَّا اَنْ تَكُوْنَ تِجَارَةً عَنْ تَرَاضٍ مِّنْكُمْ એટલે કે, કોઈ અન્ય વ્યક્તિનો માલ હલાલ નથી થતો જ્યાં સુધી કે વેપાર વગેરેનો મા'મલો બંને પક્ષે રજામંદીથી ન હોય અને હદીષમાં છે,

لَا یَحِلُّ مَالُ امْرِءٍ مُّسْلِمٍ اِلَّا بِطِیْبِ نَفْسٍ مِّنْهُ،

*"કોઈ મુસલમાનનો માલ તે સમય સુધી હલાલ નથી જ્યાં સુધી તે હૃદયપૂર્વક ખુશ થઈને તેને આપવા માટે રાજી ન હોય."*

પોતાના વ્યવહારો જો જબરદસ્તીથી કરાવી લેવામાં આવે તો એ શરીઅતની રૂએ ભરોસાપાત્ર નથી, જબરદસ્તીની પરિસ્થિતિમાંથી નીકળ્યા પછી તેને અધિકાર રહેશે કે તેણે બળજબરીની હાલતમાં જે ખરીદ–વેચાણ અથવા હીબા વગેરે કર્યું હતું તેને પોતાની રાજી–ખુશીથી બાકી રાખે અથવા રદ–બાતલ કરે.

અને અમુક વ્યવહારો એવા પણ છે જેમાં માત્ર જીભથી શબ્દો કહી દેવા ઉપર આધાર છે, દિલનો ઈરાદો અથવા રજામંદી કે ખુશી વ્યવહારમાં શરત સ્વરૂપે નથી, જેમકે નિકાહ, તલાક, રજ્અત (તલાકે રજઈ આપ્યા પછી ઈદ્દતની નક્કી સમય મર્યાદામાં લગ્નજીવન પુનઃ સ્થાપિત કરવું), ઈતાક (ગુલામને આઝાદ કરવું) વગેરે. આવા મા'મલાઓ વિશે હદીષમાં ઈરશાદ છે, ثَلٰثٌ جِدُّهُنَّ جِدٌّ وَهَزْلُهُنَّ جِدٌّ اَلنِّكَاحُ وَالطَّلَاقُ وَالرَّجْعَةُ، رَوَاهُ اَبُوْدَاؤُدَ وَالتِّرْمِذِیُّ وَحَسَّنَهٗ એટલે કે, જો બે વ્યક્તિઓ જીભથી નિકાહની "ઈજાબ અને કુબૂલ" (આમંત્રણ અને સ્વીકૃતી) કરે ભલે તે હસી–મજાકમાં હોય, દિલમાં નિકાહનો ઈરાદો અથવા તલાક કે રજ્અતની ઈચ્છા ન હોય તો પણ માત્ર શબ્દો કહી દેવાથી નિકાહ થઈ જશે, એ જ રીતે તલાક પણ પડી જશે અને એ જ રીતે રજ્અત પણ સહીહ થઈ જશે. *(મઝહરી)*

ઈમામે આ'ઝમ અબૂ હનીફા, શુઅ્બી, ઝહરી, નખઈ અને કતાદહ (રહ.)ના મતે طَلَاقِ مُکْرَہْ (તલાકે મુકરહ) જબરદસ્તીથી અપાવેલ તલાકનો પણ એ જ હુકમ છે કે બળજબરીની પરિસ્થિતિમાં જો કે તે દિલથી રાજી ન હતો પરંતુ મજબૂર થઈને તલાકના શબ્દો કહી દીધા તો તલાક થઈ જવાનો સંબંધ માત્ર તલાકના શબ્દો અદા કરવાથી થઈ જાય છે, તેમાં દિલથી ઈરાદો કરવો શરત નથી, જેમકે પ્રસ્તુત હદીષથી સાબિત છે એટલા માટે આ તલાક થઈ જશે.

પરંતુ ઈમામ શાફઈ અને હઝરત અલી અને ઈબ્ને અબ્બાસ (રદિ.)ના મતે જબરદસ્તીની પરિસ્થિતિમાં અપાવેલ તલાકથી તલાક થશે નહીં, કારણ કે

હદીષમાં છે,

رُفِعَ عَنْ اُمَّتِی الْخَطَاءُ وَالنِّسْیَانُ وَمَااسْتُکْرِھُوْا عَلَیْہِ، رَوَاہُ الطَّبْرَانِیُ عَنْ ثَوْبَانؓ

*"મારી ઉમ્મતથી ખતા અને ભૂલો તથા જે વસ્તુ તેમના માટે નુકસાનકારક હોય તેના ઉપર મજબૂર કરવામાં આવે તે બધું ઉઠાવી લેવામાં આવ્યું."*

ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે આ હદીષ આખિરતના હુકમો વિશે છે કે ભૂલો અથવા ખતાઓ તથા બળજબરીની પરિસ્થિતિમાં જે કોઈ નિવેદન અથવા શરીઅત વિરુદ્ધની પ્રવૃત્તિ કરી લીધી તેના ઉપર કોઈ ગુનોહ થશે નહીં, બાકી રહ્યા તેના હુકમો અને તેના પરિણામો જે તેની આ પ્રવૃત્તિના કારણે આવી શકે છે, તેનું ઉપસ્થિત થવું તો અનુભવી શકાય છે અને સાક્ષાત્કાર કરી શકાય છે તથા દુનિયામાં તેના જે ઉપસ્થિત થવાના હુકમો અને અસરો હશે તે થઈને રહેશે, દાખલા તરીકે કોઈ વ્યક્તિ કોઈના હાથે ભૂલથી માર્યો ગયો તો ચોક્કસ તે મારનારને આખિરતની સજા નહીં થાય પરંતુ જે પ્રમાણે કોઈના મરી જવાથી જે અસરો ઊભી થાય છે જેમકે મરનારનો પ્રાણ ચાલ્યો જાય છે, એ જ પ્રમાણે તેની એ શરઈ અસર પણ સાબિત થશે કે તેની પત્ની ઈદ્દત પછી જ બીજી નિકાહ કરી શકશે, તેનો માલ તેના વારસદારોમાં વહેંચવામાં આવશે વગેરે. એ જ પ્રમાણે તલાક, નિકાહ અથવા રજૂઅત જીભથી અદા કરવાથી તેની શરઈ અસર પણ સાબિત થઈ જશે. વલ્લાહુ અઅ્‌લમુ. *(મઝહરી અને કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૧૧૦ થી ૧૧૩)

ثُمَّ اِنَّ رَبَّكَ لِلَّذِيْنَ هَاجَرُوْا مِنْۢ بَعْدِ مَا فُتِنُوْا ثُمَّ جٰهَدُوْا وَصَبَرُوْٓا ۙ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١٠﴾ يَوْمَ تَاْتِيْ كُلُّ نَفْسٍ تُجَادِلُ عَنْ نَّفْسِهَا وَتُوَفّٰى كُلُّ نَفْسٍ مَّا عَمِلَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿١١١﴾ وَضَرَبَ اللّٰهُ مَثَلًا قَرْيَةً كَانَتْ اٰمِنَةً مُّطْمَئِنَّةً يَّاْتِيْهَا رِزْقُهَا رَغَدًا مِّنْ كُلِّ مَكَانٍ فَكَفَرَتْ بِاَنْعُمِ اللّٰهِ فَاَذَاقَهَا اللّٰهُ لِبَاسَ الْجُوْعِ وَالْخَوْفِ بِمَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿١١٢﴾ وَلَقَدْ جَآءَهُمْ رَسُوْلٌ مِّنْهُمْ فَكَذَّبُوْهُ فَاَخَذَهُمُ الْعَذَابُ وَهُمْ ظٰلِمُوْنَ ﴿١١٣﴾

## તરજુમો :

*પછી વાત એ છે કે તમારો પરવરદિગાર તે લોકો ઉપર કે તેમણે મુસીબત ઉઠાવ્યા પછી વતન છોડ્યું છે, પછી જિહાદ કરતા રહ્યા અને કાયમ રહ્યા, બેશક ! તમારો પરવરદિગાર તે વાતો પછી બખ્શનારો મહેરબાન છે. (૧૧૦) જે દિવસે દરેક જણ પોતાના તરફથી પોતાનો બચાવ કરતો આવશે અને દરેક કોઈને પુરું મળશે જે તેણે કમાયું અને તેમના ઉપર જુલમ થશે નહીં. (૧૧૧) અને અલ્લાહે એક ઉદાહરણ બતાવ્યું, એક વસ્તી હતી સલામત અને સંતોષિત; તેને દરેક ઠેકાણેથી પુષ્કળ રોજી ચાલી આવતી હતી, પછી અલ્લાહના અહેસાનોની નાશુક્રી કરી, પછી તેમને અલ્લાહે મજા ચખાડી કે તેમના શરીરનો પોશાક ભૂખ અને ડર બની ગયો એનો બદલો જે તેઓ કરતા હતા. (૧૧૨) અને તેમની પાસે તેમનામાંનો રસૂલ પહોંચી ચૂક્યો, પછી તેને જૂઠાડ્યો પછી તેમને અઝાબે પકડી લીધા અને તેઓ ગુનેહગાર (જાલિમ) હતા. (૧૧૩)*

## તફસીર :

પાછલી આયતોમાં કુફ્ર માટે ધમકીનું વર્ણન હતું ભલે કુફ્ર અસલી હોય અથવા તો મુર્તદનું કુફ્ર હોય, ત્યારબાદ આ પ્રસ્તુત ત્રણ આયતોમાંની પ્રથમ આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે ઈમાન એવી દોલત છે કે જો કાફિર અથવા મુર્તદ સાચું ઈમાન લઈ આવે તો તેના ભૂતકાળના બધા ગુનાહ મા'ફ થઈ જાય છે.

બીજી આયતમાં કયામતનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું કે આ વળતર અને સજા બધું કયામત પછી જ થવાનું છે, ત્રીજી આયતમાં એ બતાવવામાં આવ્યું કે કુફ્ર અને ગુનાહની વાસ્તવિક સજા તો કયામત પછી જ મળશે પરંતુ અમુક ગુનાહોની સજા દુનિયામાં પણ થોડી ઘણી મળી જાય છે, ત્રણે આયતોની ટૂંકી તફસીર આ પ્રમાણે છે.

પછી (જો કુફ્ર પછી આ લોકો ઈમાન લઈ આવે તો) બેશક ! તમારો પરવરદિગાર એવા લોકો માટે કે જેમણે કુફ્રમાં સપડાયા પછી (ઈમાન લાવીને) હિજરત કરી પછી જિહાદ કર્યો અને (ઈમાન ઉપર) કાયમ રહ્યા તો તમારો પરવરદિગાર (એવા લોકો માટે) તે (આચરણો)ના પછી મોટી મા'ફી કરનારો

અને મહાન રહમત કરનારો છે (એટલે કે ઈમાન અને સારા નેક આચરણોની બરકતથી બધા પાછલા ગુનાહો મા'ફ થઈ જશે અને અલ્લાહ તઆલાની રહમતથી તેમને જન્નતમાં મોટા-મોટા દરજ્જાઓ મળશે, કુફ્રથી પહેલાંના ગુનાહ તો ફક્ત ઈમાનથી જ મા'ફ થઈ જશે, જિહાદ વગેરે સારા અને નેક અમલો મા'ફીની શરતમાં નથી પરંતુ તે નેક અમલો જન્નતમાં ઉચ્ચ દરજ્જાઓ મળવાના કારણે છે એટલા માટે તેનું પણ સાથે-સાથે વર્ણન થયું છે અને આ સારો બદલો અથવા સજા તે દિવસે થશે) જે દિવસે દરેક વ્યક્તિ પોતાની જ તરફેણમાં વાતચીત કરશે (અને અન્યોને પૂછશે નહીં) અને દરેક વ્યક્તિને તેમના કર્યાનો સંપૂર્ણ બદલો મળશે (એટલે કે નેકીના બદલામાં કમી ન થશે ભલે અલ્લાહની રહમતથી વધારે થઈ જવાની સંભાવના છે અને ખરાબ કૃત્યો કરતા વધારે અતિરેક ન થશે, હા ! એ શક્ય છે કે તેનાથી રહમતમાં થોડી કમી થઈ જાય, આ જ તેનો અર્થ છે કે) તેમના ઉપર જુલમ કરવામાં નહીં આવે (ત્યારબાદ એ બતાવવામાં આવ્યું કે જો કે કુફ્ર અને ગુનાહોની સંપૂર્ણ સજા હશ્ર પછી જ મળશે પરંતુ ક્યારેક દુનિયામાં પણ તેનો વબાલ અઝાબ સ્વરૂપે આવી જાય છે) અને અલ્લાહ તઆલા એક વસ્તીવાળાઓની આશ્ચર્યજનક હાલત વર્ણન કરે છે કે તેઓ (મોટા) સુખ-ચેનમાં રહેતા હતા (અને) તેમના ખાવા-પીવાની, પહેરવાની વસ્તુઓ ઘણી છૂટછાટથી ચારે બાજુથી તેમની પાસે પહોંચ્યા કરતી હતી (અને તે લોકોએ અલ્લાહની નેઅ્મતોનો શુક્ર અદા ન કર્યો બલકે,) તેમણે અલ્લાહની નેઅ્મતોની નાકદરી કરી (એટલે કે કુફ્ર અને શિર્ક તથા ગુનાહોમાં સપડાયેલા રહ્યા) તેના ઉપર અલ્લાહ તઆલાએ તેમને તેમના કૃત્યોના કારણે એક ભયંકર દુષ્કાળ અને ડરની મજા ચખાડી (કે માલ-દોલતની છૂટછાટ તંગીમાં બદલાઈ ગઈ અને દુકાળ તથા ભૂખમરામાં સપડાઈ ગયા તથા દુશ્મનોનો ડર તેમના ઉપર છવાઈ ગયો અને એ રીતે તેમની વસ્તીઓનું સુખ-ચેન પણ છીનવાઈ ગયું) અને (આ સજામાં અલ્લાહ તઆલા તરફથી કોઈ ઉતાવળ કરવામાં આવી નથી, બલકે પ્રથમ તો તેમની સુધારણા અને ચેતવણી માટે) તેમની પાસે તેમનામાંના જ એક રસૂલ પણ (અલ્લાહ તઆલા તરફથી) આવ્યા (જેમની સત્યતા અને પ્રમાણિકતાની હાલત પોતે પોતાની કોમના હોવાના કારણે તેમને સંપૂર્ણ રીતે ખબર હતી) બસ, તે (રસૂલ)ને (પણ) તેમણે જૂઠા બતાવ્યા ત્યારે તેમને અઝાબે પકડી લીધા જ્યારે કે

તેઓ જુલમ ઉપર બિલકુલ જ કમર કસી ચૂક્યા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

અંતિમ આયતમાં ભૂખ અને ડરની મજા ચખાડવા માટે "લિબાસ" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે, "ભૂખ અને ડરનો લિબાસ (પોષાક) ચખાડવામાં આવ્યો;" જ્યારે કે લિબાસ કે પોષાક કોઈ ચાખવાની વસ્તુ નથી પરંતુ અત્રે "લિબાસ"નો શબ્દ ઠોસ અને તેમના સંપૂર્ણ અસ્તિત્વ ઉપર લિબાસની જેમ છવાઈ જવાની સમાનતા સ્વરૂપે રૂઢિપ્રયોગ તરીકે ઉપયોગ થયો છે કે તેઓના ઉપર ભૂખમરો અને ડર એવી રીતે છવાઈ ગયો કે જેવી રીતે પોષાક શરીરને ઢાંકી દે છે અને આ ભૂખ તથા ભય પણ તેમના ઉપર એ જ પ્રમાણે થોપી દેવામાં આવ્યો.

જે ઉદાહરણ આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે અમુક તફસીરના ઉલમાના અભિપ્રાય પ્રમાણે સામાન્ય ઉદાહરણ છે, કોઈ ખાસ વસ્તી સાથે તેનો સંબંધ નથી અને મોટા ભાગના લોકોએ તેને મક્કએ મુકર્રમહની ઘટના ઠરાવી દીધી છે કે તેઓ સાત વર્ષો સુધી સખત દુષ્કાળમાં સપડાયેલા રહ્યા એટલે સુધી કે મરેલા જાનવરો તથા કૂતરા વગેરે ગંદકી ખાવા માટે પણ મજબૂર થઈ ગયા અને મુસલમાનોનો ડર તેમના ઉપર છવાઈ ગયો, ત્યારબાદ મક્કાના સરદારોએ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે કુફ્ર અને નાફરમાનીના કુસૂરવાર તો પુરુષો છે, સ્ત્રીઓ અને બાળકો નિર્દોષ છે ત્યારે રસૂલે કરીમ ﷺએ તેમના માટે મદીના તય્યિબહથી ખાવા–પીવા વગેરેનો સામાન મોકલ્યો.

*(મઝહરી)*

અબૂ સુફિયાને કુફ્રની હાલતમાં રસૂલે કરીમ ﷺને દરખાસ્ત કરી કે તમે તો ભલાઈ, સીલારહમી તથા મા'ફી અને દરગુઝરની તા'લીમ આપો છો, આ તમારી કોમ હલાક થઈ રહી છે, તમે અલ્લાહ તઆલા પાસે દુઆ કરો કે આ દુકાળ અમારા ઉપરથી દૂર થઈ જાય, તેથી રસૂલે કરીમ ﷺએ તેમના માટે દુઆ કરી અને દુષ્કાળ ખતમ થયો.

*(કુર્તુબી)*

————————

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૧૧૪ થી ૧૧૯)

فَكُلُوا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًا ۖ وَّاشْكُرُوا نِعْمَتَ اللّٰهِ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ ﴿١١٤﴾
اِنَّمَا حَرَّمَ عَلَيْكُمُ الْمَيْتَةَ وَالدَّمَ وَلَحْمَ الْخِنْزِيْرِ وَمَاۤ اُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ ۚ فَمَنِ
اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١٥﴾ وَلَا تَقُوْلُوْا لِمَا تَصِفُ اَلْسِنَتُكُمُ
الْكَذِبَ هٰذَا حَلٰلٌ وَّهٰذَا حَرَامٌ لِّتَفْتَرُوْا عَلَى اللّٰهِ الْكَذِبَ ؕ اِنَّ الَّذِيْنَ يَفْتَرُوْنَ
عَلَى اللّٰهِ الْكَذِبَ لَا يُفْلِحُوْنَ ﴿١١٦﴾ ؕ مَتَاعٌ قَلِيْلٌ ۖ وَّلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١١٧﴾ وَعَلَى
الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا مَا قَصَصْنَا عَلَيْكَ مِنْ قَبْلُ ۚ وَمَا ظَلَمْنٰهُمْ وَلٰكِنْ كَانُوْۤا
اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١١٨﴾ ثُمَّ اِنَّ رَبَّكَ لِلَّذِيْنَ عَمِلُوا السُّوْٓءَ بِجَهَالَةٍ ثُمَّ تَابُوْا
مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْۤا ۙ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١٩﴾ ع ١٥ ٢١

## તરજુમો :

*બસ, જે રોજી અલ્લાહે તમને હલાલ અને પાક આપી ખાઓ અને અલ્લાહના અહેસાનનો શુક્ર કરો જો તમે તેની જ ઈબાદત કરતા હોવ. (૧૧૪) અલ્લાહે તો તમારા ઉપર એ જ હરામ કર્યું છે મુરદાર (મરેલું) અને લોહી અને ડુક્કરનું માંસ અને જેના ઉપર અલ્લાહના સિવાય કોઈ અન્યનું નામ પોકાર્યું, પછી જે કોઈ લાચાર થઈ જાય, ન તો લિજ્જત માણે ન જ અતિરેક કરે તો અલ્લાહ બખ્શનારો મહેરબાન છે. (૧૧૫) અને પોતાની જીભે જૂઠ બનાવી લીધેલાને ન કહો કે આ હલાલ છે અને આ હરામ છે કે અલ્લાહ ઉપર બોહતાન બાંધો, બેશક ! જે અલ્લાહ ઉપર બોહતાન બાંધે (આરોપ મૂકે) છે તેમનું ભલું થશે નહીં. (૧૧૬) થોડો અમથો ફાયદો ઉઠાવી લે અને તેમના માટે દર્દનાક અઝાબ છે. (૧૧૭) અને જે લોકો યહૂદી છે તેમના ઉપર હરામ કર્યું હતું જે તમને અગાઉ સંભળાવી ચૂક્યા અને અમે તેમના ઉપર જુલમ નથી કર્યો પરંતુ તેઓ પોતે પોતાના ઉપર જુલમ કરતા હતા. (૧૧૮) પછી વાત એ છે કે તમારો પરવરદિગાર તે લોકો ઉપર*

*જેમણે નાદાનીથી બુરાઈ કરી, પછી ત્યારબાદ તવબહ કરી અને પોતાને સુધારી લીધો બસ તમારો પરવરદિગાર તે વાતો પછી બખ્શનારો મહેરબાન છે. (૧૧૯)*

## તફસીર :

પાછલી આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની નેઅ્મતો ઉપર કાફિરોની નાશુક્રી અને તેમના અઝાબનો ઉલ્લેખ હતો, પ્રસ્તુત આયતોમાં પ્રથમ તો મુસલમાનોને એવું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે તેઓ નાશુક્રી ન કરે, અલ્લાહ તઆલાએ જે હલાલ નેઅ્મતો તેમને આપી છે તેનો ઉપકાર માનીને તેઓ ઉપયોગ કરે, ત્યારબાદ એ ઈરશાદ ફરમાવ્યો કે કાફિરો અને મુશ્રિકોએ અલ્લાહ તઆલાની નાશુક્રી કરવાની એક ખાસ રીત એ પણ અપનાવી રાખી હતી કે ઘણી બધી વસ્તુઓ જેને અલ્લાહ તઆલાએ તેમના માટે હલાલ કરી હતી તેઓ પોતાના તરફથી તેને હરામ કહેવા લાગ્યા અને ઘણી બધી વસ્તુઓ જેને અલ્લાહે હરામ કહી હતી તેને હલાલ કહેવા લાગ્યા. મુસલમાનોને આ બાબત ઉપર ચેતવણી આપવામાં આવી કે તેઓ એવું ન કરે, કોઈ વસ્તુને હલાલ અથવા હરામ કરવું ફક્ત તે જ હસ્તીનો અધિકાર છે જેણે તેમને પેદા કર્યા છે, પોતાના તરફથી એવું કરવું અલ્લાહ તઆલાના અધિકારોમાં દખલગીરી કરવા જેવું છે અને તેના ઉપર આક્ષેપ લગાવવા સમાન છે.

અંતે એ પણ ઈરશાદ ફરમાવ્યો કે જે લોકોએ અજ્ઞાનતાથી આ રીતે અપરાધો કર્યા તેઓ પણ અલ્લાહ તઆલાની કૃપાથી હતાશ ન થાય, જો તેઓ તવબહ કરી લે અને સાચું ઈમાન લઈ આવે તો અલ્લાહ તઆલા બધા ગુનાહો મા'ફ કરી આપશે, આયતોની ટૂંકી તફસીર આ પ્રમાણે છે.

અલ્લાહ તઆલાએ તમને જે વસ્તુઓ હલાલ અને પવિત્ર આપી છે તેને (હરામ ન સમજો કે એ મુશ્રિકોનો અજ્ઞાનતાપૂર્ણ રિવાજ છે, બલકે તેને) ખાઓ અને અલ્લાહ તઆલાની નેઅ્મતનો શુક્ર કરો જો તમે (પોતાના દા'વા પ્રમાણે) તેની જ ઈબાદત કરતા હોવ, તમારા ઉપર તો (તે વસ્તુઓ જેને તમે હરામ કહો છો તેમાંથી અલ્લાહ તઆલાએ) માત્ર મુરદાર (મૃત)ને હરામ કર્યું છે અને લોહીને અને ડુક્કરના માંસ (વગેરે)ને અને જે વસ્તુને ગયરૂલ્લાહના નામ ઉપર

કરવામાં આવ્યું હોય, પછી જે વ્યક્તિ (ભૂખનો માર્યો) બિલકુલ લાચાર થઈ જાય એ શરતે કે લિજ્જત માણવાનો ઈચ્છુક ન હોય અને ન જ હદ (એટલે કે આવશ્યકતા)થી વધી જનારો હોય તો અલ્લાહ તઆલા (તેના માટે જો તે એ વસ્તુઓને ખાઈ લે) ઘણો બખ્શનારો મહાકૃપાળુ છે અને જે વસ્તુઓ વિશે માત્ર તમે જૂઠો મૌખિક દા'વો કરો છો (અને તેના ઉપર કોઈ સાચી દલીલ કાયમ નથી કરતા) તેના વિશે એવું ન કહી આપો કે ફલાણી વસ્તુ હલાલ અને ફલાણી હરામ છે, (જેમકે આઠમા સિપારામાં وَجَعَلُوْا لِلّٰهِ આયત છે જેમાં આવા જૂઠા વાયદાઓ આવી ચૂક્યા છે અને તેને હરામ કરવામાં પણ) અમે તેમના ઉપર (કોઈ સ્વરૂપે) કોઈ અતિરેક નથી કર્યો પરંતુ તેઓ પોતે પોતાના ઉપર (અંબિયા અલૈ.નો વિરોધ કરીને) જુલમ કરતા હતા (તો જાણ થઈ કે પવિત્ર વસ્તુઓને ઈરાદાપૂર્વક તો ક્યારેય હરામ કરવામાં નથી આવી અને શરીઅતે ઈબ્રાહીમીમાં પણ કામચલાઉ ધોરણે પણ હરામ નથી થયું તો પછી આ બધું તમે ક્યાંથી ઘડી લાવ્યા ?) એવા લોકો માટે જેમણે અજ્ઞાનતાથી ખરાબ કૃત્યો (ભલે કોઈપણ પ્રકારના દુષ્કૃત્યો હોય) કરી લીધા પછી તવબહ કરી લીધી અને (આવનારા સમય માટે) પોતાના અમલો સુધારી લીધા તો તમારો પરવરદિગાર ત્યારબાદ મહાન મા'ફ કરનારો અને મોટી કૃપાવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

### હરામ હોવાનું વાસ્તવિક સ્વરૂપ; એક સાચો દષ્ટિપાત :

આ આયતમાં શબ્દ اِنَّمَا (ઈન્નમા)થી જાણ થાય છે કે હરામ ફક્ત એ ચાર જ વસ્તુઓ છે જેનો આ આયતમાં ઉલ્લેખ થયો છે અને તેનાથી વધારે સ્પષ્ટ સ્વરૂપે આયત .....قُلْ لَّآ اَجِدُ فِيْمَآ اُوْحِيَ اِلَيَّ مُحَرَّمًا (૬:૧૪૫)થી એ જાણ થાય છે કે આ વસ્તુઓ સિવાય કોઈ વસ્તુઓ હરામ નથી, જ્યારે કે કુર્આન અને સુન્નતના ખુલાસાઓ પ્રમાણે ઉમ્મતના ઈજ્માઅ્થી ઘણી બધી વસ્તુઓ હરામ છે, તેમાં એ શંકાનો જવાબ પોતે આ આયતોની વર્ણનશૈલી ઉપર વિચાર કરવાથી જાણ થઈ જશે કે આ સ્થળે સામાન્ય હલાલ અને હરામનું વર્ણન કરવાનો હેતુ નથી બલકે મુશ્રિકોએ અજ્ઞાનતાના કારણે નાદાનીથી જે ઘણી બધી વસ્તુઓ પોતાના માટે પોતાના તરફથી હરામ કરી લીધી હતી જ્યારે કે અલ્લાહ

તઆલાએ તેને હરામ હોવાનો હુકમ નાઝિલ કર્યો ન હતો તે વર્ણન કરવાનો અત્રે હેતુ છે કે, તમારી હરામ કરેલ વસ્તુઓમાં અલ્લાહ નજીક માત્ર આ ચાર વસ્તુઓ હરામ જ છે. આ આયતની સંપૂર્ણ તફસીર અને આ ચારે વસ્તુઓના હરામ હોવાના હુકમોનું વિગતવાર વર્ણન સૂરએ બકરહની આયત નં. ૧૭૩માં "મઆરિફુલ કુર્આન"ના પ્રથમ ભાગમાં આવી ચૂક્યું છે તેમાં જોઈ લેવામાં આવે.

**તવબહથી ગુનાહોની મા'ફી થવું જાહેર છે, ભલે તે ગુનાહો નાદાનીથી કર્યા હોય કે જાણીબૂઝીને કર્યા હોય :**

આયત ثُـمَّ اِنَّ رَبَّکَ لِلَّذِیۡنَ عَمِلُوا السُّوْٓءَ بِجَہَالَۃٍ માં શબ્દ جَہۡل (જહ્લ) નથી બલકે جَہَـالَـتُ (જહાલત) શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. جَہۡـل (જહ્લ) એ عِلۡم (ઇલ્મ)ના મુકાબલામાં આવે છે અને અજ્ઞાનતા કે અણસમજના અર્થમાં છે તથા "જહાલત"નો શબ્દ જાહિલાના હરકતો અને નાદાનીથી કરવામાં આવતા કૃત્યો માટે બોલવામાં આવે છે ભલે જાણીબૂઝીને કરે, એનાથી જાણ થઈ કે તવબહથી ગુનાહોની મા'ફી અણસમજમાં અથવા અજાણતામાં થઈ હોય તો જ મા'ફ થાય એવી શરત નથી.

---

## આયતો : (સૂરએ નહ્લ : આયત નં. ૧૨૦ થી ૧૨૪)

اِنَّ اِبۡرٰہِیۡمَ کَانَ اُمَّۃً قَانِتًا لِّلّٰہِ حَنِیۡفًا ؕ وَ لَمۡ یَکُ مِنَ الۡمُشۡرِکِیۡنَ ﴿۱۲۰﴾ شَاکِرًا لِّاَنۡعُمِہٖ ؕ
اِجۡتَبٰىہُ وَ ہَدٰىہُ اِلٰی صِرَاطٍ مُّسۡتَقِیۡمٍ ﴿۱۲۱﴾ وَ اٰتَیۡنٰہُ فِی الدُّنۡیَا حَسَنَۃً ؕ وَ اِنَّہٗ فِی الۡاٰخِرَۃِ
لَمِنَ الصّٰلِحِیۡنَ ﴿۱۲۲﴾ ثُمَّ اَوۡحَیۡنَاۤ اِلَیۡکَ اَنِ اتَّبِعۡ مِلَّۃَ اِبۡرٰہِیۡمَ حَنِیۡفًا ؕ وَ مَا کَانَ مِنَ
الۡمُشۡرِکِیۡنَ ﴿۱۲۳﴾ اِنَّمَا جُعِلَ السَّبۡتُ عَلَی الَّذِیۡنَ اخۡتَلَفُوۡا فِیۡہِ ؕ وَ اِنَّ رَبَّکَ لَیَحۡکُمُ
بَیۡنَہُمۡ یَوۡمَ الۡقِیٰمَۃِ فِیۡمَا کَانُوۡا فِیۡہِ یَخۡتَلِفُوۡنَ ﴿۱۲۴﴾

**તરજુમો :**

*ખરેખર ઈબ્રાહીમ (અલૈ.) માર્ગ કંડારનાર હતા, અલ્લાહના આજ્ઞાપાલક સૌથી એક તરફ થઈને; અને શિર્ક કરનારાઓમાં ન હતા. (૧૨૦) તેના*

*અહેસાનોનો હક માનનાર, તેમને અલ્લાહે ચૂંટી લીધા અને સીધા માર્ગ ઉપર ચલાવ્યા. (૧૨૧) અને અમે તેમને દુનિયામાં ખૂબી આપી અને તેઓ આખિરતમાં સારા લોકોમાં છે. (૧૨૨) પછી અમે તમને હુકમ મોકલ્યો કે ઈબ્રાહીમ (અલૈ.)ના દીન ઉપર ચાલો જે એક બાજુના હતા અને તે શિર્ક કરનારાઓમાં ન હતા. (૧૨૩) શનિવારનો દિવસ જે નક્કી કર્યો બસ તેના ઉપર જે તેમાં મતભેદ કરતા હતા અને તમારો પરવરદિગાર કયામતના દિવસે તેમનામાં હુકમ કરશે જે વાતમાં મતભેદ કરતા હતા. (૧૨૪)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં શિર્ક અને કુફ્રની પદ્ધતિઓ એટલે કે તવહીદના ઈન્કાર અને રિસાલતના ઈન્કારનો રદિયો તથા કુફ્ર અને શિર્કની અમુક ગૌણ બાબતો એટલે કે હલાલને હરામ કરવું તથા જૂઠી બાબતોના રદિયાની વિગત હતી અને મક્કાના મુશ્રિકો જેઓ કુર્આને કરીમના પ્રથમ અને પ્રત્યક્ષ શ્રોતાઓ હતા પોતાના કુફ્ર અને મૂર્તિપૂજા છતાં એવો દા'વો કરતા હતા કે અમે ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતના પાબંદ છીએ અને અમે જે કંઈ કરીએ છીએ તે બધું હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના શિક્ષણમાંથી છે, એટલા માટે પ્રસ્તુત ચાર આયતો તેમના આ દા'વાના રદિયા સ્વરૂપે તેમની જ જૂઠી માન્યતાઓ અને તેમના અજ્ઞાનતાપૂર્ણ વિચારોના રદિયા સ્વરૂપે એ રીતે વર્ણન કરવામાં આવી છે કે મજકૂર પાંચ આયતોમાંથી પ્રથમ આયતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) દુનિયાની સમગ્ર કોમો ઉપર પેશ્વા અને આગેવાન હોવાનું વર્ણન કર્યું જે નુબુવ્વત અને રિસાલતનું ઉચ્ચ કક્ષાનું સ્થાન છે અને તેમનું મહાન નબી અને રસૂલ હોવું તેનાથી સાબિત થાય છે, તેની સાથે જ مَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ દ્વારા તેમનો સંપૂર્ણ તવહીદ ઉપર હોવાનો પણ અત્રે ઉલ્લેખ થયો છે.

અને બીજી આયતમાં તેમનું શુક્રગુઝાર હોવાનું તથા સીધા માર્ગ ઉપર હોવાનું વર્ણન કરીને તેમને ચેતવણી આપવામાં આવી છે કે તમે અલ્લાહ તઆલાની નાશુક્રી કરો છો અને પોતાને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના અનુયાયીઓ અને અનુસરણ કરનાર કયા મુખે કહો છો ?

ત્રીજી આયતમાં તેમનું દુનિયા અને આખિરતમાં સફળ થવું અને પોતાની

ઇચ્છિત મંઝિલ ઉપર પહોંચવાનું તથા ચોથી આયતમાં રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલતની સાબિતીઓ સાથે આપ ﷺનું મિલ્લતે ઈબ્રાહીમીના સાચા પાબંદ હોવાનું વર્ણન કરી એવું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, જો તમે પોતાના દા'વામાં સાચા હોવ તો રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન અને આપ ﷺના અનુસરણ વિના આ દા'વો સાચો નથી હોઈ શકતો.

પાંચમી આયત اِنَّمَا جُعِلَ السَّبْتُ માં ઈશારાથી એ વર્ણન કર્યું છે કે મિલ્લતે ઈબ્રાહીમ (અલૈ.)માં પવિત્ર વસ્તુઓ હરામ ન હતી જેને તમે પોતાના ઉપર હરામ કરી લીધી છે, આયતોની ટૂંકમાં તફસીર આ પ્રમાણે છે.

## તફસીર :

બેશક ! ઈબ્રાહીમ (અલૈ. જેમને તમે પણ માનો છો) મહાન પેશ્વા (એટલે કે નબી, આગેવાન તથા ઉમ્મતના મહાન મુક્તદા અને અનુસરણપાત્ર હતા તથા) અલ્લાહ તઆલાના સંપૂર્ણ આજ્ઞાકારી હતા, (તેમનો કોઈ અકીદહ અથવા પ્રવૃત્તિ પોતાની મનેચ્છા અનુસાર ન હતી, પછી તમે તેનાથી વિરુદ્ધ માત્ર પોતાની મનેચ્છાના અનુસરણથી અલ્લાહના હરામ કરેલાને હલાલ અને હલાલ કરેલાને હરામ કેમ ઠરાવો છો ? અને તેઓ) બિલકુલ જ એક (અલ્લાહ)ની તરફ થઈને રહ્યા હતા (એક તરફ થવાનો અર્થ એ છે કે) તેઓ શિર્ક કરનારાઓમાંથી ન હતા (તો પછી તમે શિર્ક કેમ કરો છો ? અને તેઓ) અલ્લાહની નેઅ્મતોના (મોટા) શુક્રગુઝાર હતા (પછી તમે શિર્ક અને કુફ્રમાં સંડોવાઈને નાશુક્રી કેમ કરો છો ? મતલબ કે ઈબ્રાહીમ અલૈ.ની આવી શા'ન અને તરીકો હતો અને તેઓ એવા સ્વીકૃતિપ્રાપ્ત હતા કે) અલ્લાહ તઆલાએ તેમને ચૂંટી લીધા હતા અને તેમને સીધા માર્ગ ઉપર નાંખી રાખ્યા હતા અને અમે તેમને દુનિયામાં પણ ખુબીઓ (દાખલા તરીકે નુબુવ્વત અને રિસાલતમાં ચૂંટી કાઢવું તથા તેમનું હિદાયત ઉપર હોવું વગેરે) આપી હતી અને તેઓ આખિરતમાં પણ (ઉચ્ચ કક્ષાના) સારા લોકોમાં હશે (એટલા માટે તમારે સૌએ તેમના જ તરીકાને અપનાવવો જોઈએ અને તે તરીકો મુહમ્મદ ﷺના તરીકા ઉપર અવલંબિત છે જેની વિગત એવી છે કે) પછી અમે આપ (ﷺ)ની પાસે વહી મોકલી કે તમે ઈબ્રાહીમ (અલૈ.)ના તરીકા ઉપર કે જે બિલકુલ એક (અલ્લાહ)ની તરફ થઈ રહ્યા હતા; ચાલો (અને જો કે આ યુગના તે લોકો જેઓ મિલ્લતે ઈબ્રાહીમીનું

અનુસરણ કરવાના દાવે'દાર હતા કોઈને કોઈ પ્રકારના શિર્કમાં સંડોવાયેલા હતા એટલા માટે ફરીવાર પુનરાવર્તિત સ્વરૂપે ફરમાવવામાં આવ્યું કે) તેઓ શિર્ક કરનારાઓમાંથી ન હતા (જેથી મૂર્તિપૂજકોની સાથે યહૂદીઓ અને નસારાની હાલની માન્યતાઓનો પણ રદિયો થઈ જાય કે જે શિર્કથી ખાલી નથી અને કારણ કે આ લોકો પવિત્ર વસ્તુઓને હરામ કરવાના અજ્ઞાનતાપૂર્ણ અને શિર્કયુક્ત રિવાજોમાં સપડાયેલા હતા એટલા માટે ફરમાવ્યું કે) બસ, શનિવારનું સન્માન (એટલે કે શનિવારના દિવસે માછલીઓના શિકારની મનાઈ જે પવિત્ર વસ્તુઓને હરામ કરવાનો એક પ્રકાર હતો તે તો) માત્ર તે જ લોકો ઉપર લાગુ પાડવામાં આવ્યું હતું જેમણે તેમાં (અમલી રીતે) મતભેદ કર્યો હતો (કે કોઈએ માન્યું અને અમલ કર્યો અને કોઈએ તેનો વિરોધ કર્યો, તેનો ભાવાર્થ યહૂદીઓ છે, પવિત્ર વસ્તુઓના હરામ હોવાનું આ સ્વરૂપ બીજા સ્વરૂપોના ઉદાહરણ પ્રમાણે માત્ર યહૂદીઓ માટે ખાસ હતું, મિલ્લતે ઈબ્રાહીમીમાં આ વસ્તુઓ હરામ ન હતી. આગળ અલ્લાહના હુકમોમાં મતભેદ કરવા વિશે ફરમાવવામાં આવ્યું છે કે) બેશક ! તમારો પરવરદિગાર કયામતના દિવસે તેમનામાં પરસ્પર (અમલી સ્વરૂપે) ફેંસલો કરી આપશે જે વાતમાં તેઓ (દુનિયામાં) મતભેદ કર્યા કરતા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

શબ્દ اُمَّـــــــــتٌ (ઉમ્મત) અમુક પ્રકારના અર્થો માટે ઉપયોગ થાય છે, પ્રખ્યાત અર્થ "જમાઅત (સમુદાય) અથવા કોમ" થાય છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ જ અર્થને નકલ કર્યો છે અને ભાવાર્થ એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એકલા એક વ્યક્તિ એક ઉમ્મત અને કોમની વિશેષતાઓ અને ફઝીલતોનું સર્વગ્રાહી સંયુક્ત મિશ્રણ છે અને "ઉમ્મત" શબ્દનો એક અર્થ "કોમના પેશ્વા તથા સંપૂર્ણ વિશિષ્ટતાઓના માલિક" હોવાનો પણ થાય છે. અમુક વિવરણકારોએ આ સ્થળે આ જ અર્થ લીધો છે અને قَـــانِـــتٌ (કાનિત)નો અર્થ "આજ્ઞાકારી" થાય છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) આ બંને ખાસિયતોમાં વિશિષ્ટતા ધરાવતા હતા. આગેવાન અને પેશ્વા તો તેઓ સમગ્ર દુનિયાના છે કે સમગ્ર દુનિયાના બધા જ મશ્હૂર ધર્મોના લોકો તેમને માને છે અને તેમની મિલ્લત (દીન)ના અનુસરણ કરવાને ઈજ્જત અને ગર્વ સમજે છે. યહૂદીઓ, નસારા,

મુસલમાન તો તેમનું સન્માન અને ઈજ્જત કરે જ છે પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) મૂર્તિઓ તોડનાર હતા છતાં અરબના મુશ્રિકો અને મૂર્તિપૂજકો પણ તેમની ઈજ્જત અને સન્માન કરતા હતા અને તેમની મિલ્લત ઉપર ચાલવાને પોતાનું ગર્વ જાણતા હતા. قَـانِـتٌ (કાનિત) એટલે કે, આજ્ઞાકારી હોવાની ખાસ વિશેષતા તેમની કસોટીઓ દ્વારા સ્પષ્ટ થઈ જાય છે જેમાં અલ્લાહના આ ખલીલ પસાર થયા હતા; નમરૂદની આગ, ઘરવાળાઓને વેરાન રણમાં છોડીને ચાલ્યા જવાનો હુકમ, ત્યારબાદ કેટલીય તમન્નાઓ પછી પ્રાપ્ત થયેલ પુત્રને કુરબાન કરવા માટે તૈયાર થઈ જવું; આ બધી તે કસોટીઓ છે જેના કારણે અલ્લાહ તઆલાએ તેમને ઈલ્કાબોથી નવાજી પ્રિય બનાવ્યા છે.

## નબીએ કરીમ ﷺ માટે મિલ્લતે ઇબ્રાહીમીનું અનુસરણ :

અલ્લાહ તઆલાએ જે શરીઅત અને હુકમો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અર્પણ કર્યા હતા ખાતમુન્નબિય્યિન ﷺની શરીઅત પણ અમુક ખાસ-ખાસ હુકમોને છોડીને એ જ પ્રમાણે રાખવામાં આવી અને જો કે રસૂલે કરીમ ﷺ બધા જ અંબિયા અને રસૂલોથી શ્રેષ્ઠ છે પરંતુ અત્રે શ્રેષ્ઠને પોતાનાથી ઊતરતી કક્ષાના તરીકાનું અનુસરણ કરવાનો હુકમ આપવામાં બે હિકમતો છે, પ્રથમ તો એ કે તે શરીઅત દુનિયામાં પહેલાં આવી ચૂકી છે અને પ્રખ્યાત છે તથા સૌને જાણ થઈ ચૂકી છે, અંતિમ શરીઅત પણ કારણ કે એ જ પ્રમાણે થવાની હતી એટલા માટે તેને અનુસરણના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે, બીજું અલ્લામહ જમખશરીના નિવેદન પ્રમાણે આ અનુસરણનો હુકમ પણ ઈજ્જત, પ્રતિષ્ઠા અને ઈબ્રાહીમ (અલૈ.)નું એક ખાસ સન્માન છે અને તેની ખાસિયત તરફ શબ્દ ثُـــمَّ (ષુમ્મ) દ્વારા ઈશારો કરવામાં આવ્યો છે કે ઈબ્રાહીમ (અલૈ.)ની બધી જ શ્રેષ્ઠતાઓ અને વિશિષ્ટતાઓ એક બાજુ અને તે સૌના ઉપર વર્ચસ્વ ધરાવનાર વિશિષ્ટતા એ છે કે અલ્લાહ તઆલાએ પોતાના સૌથી શ્રેષ્ઠ રસૂલ અને વહાલસોયા હબીબને તેમની મિલ્લતનું અનુસરણ કરવાનો હુકમ ફરમાવ્યો.

————————————

————————

## આયતો : (સૂરએ નહ્‌લ : આયત નં. ૧૨૫ થી ૧૨૮)

اُدْعُ اِلٰى سَبِيْلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ وَجَادِلْهُمْ بِالَّتِيْ هِيَ اَحْسَنُ ؕ
اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيْلِهٖ وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ﴿۱۲۵﴾ وَاِنْ عَاقَبْتُمْ
فَعَاقِبُوْا بِمِثْلِ مَا عُوْقِبْتُمْ بِهٖ ؕ وَلَئِنْ صَبَرْتُمْ لَهُوَ خَيْرٌ لِّلصّٰبِرِيْنَ ﴿۱۲۶﴾ وَاصْبِرْ وَمَا
صَبْرُكَ اِلَّا بِاللّٰهِ وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَلَا تَكُ فِيْ ضَيْقٍ مِّمَّا يَمْكُرُوْنَ ﴿۱۲۷﴾ اِنَّ اللّٰهَ
مَعَ الَّذِيْنَ اتَّقَوْا وَّالَّذِيْنَ هُمْ مُّحْسِنُوْنَ ﴿۱۲۸﴾ ع

### તરજુમો :

*પોતાના પરવરદિગારના માર્ગ ઉપર પાકી વાતો સમજાવીને અને નસીહત સંભળાવીને સારી રીતે બોલાવો અને તેમનાથી બહસ કરો જે રીતે બહેતર હોય, તમારો પરવરદિગાર જ તેને સારી પેઠે જાણે છે જે તેના માર્ગથી ભટકી ગયો અને તે જ તેમને સારી પેઠે જાણે છે જે માર્ગ ઉપર છે. (૧૨૫) અને જો બદલો લો તો એટલા જ પ્રમાણમાં બદલો લો જેટલા પ્રમાણમાં કે તમને તકલીફ પહોંચાડવામાં આવે અને જો સબ્ર કરો તો એ સબ્ર કરનારાઓ માટે બહેતર છે. (૧૨૬) અને તમે સબ્ર કરો અને તમારાથી અલ્લાહની મદદ વડે જ સબ્ર થઈ શકે અને તેમના ઉપર દિલગીર ન થાઓ અને તેમના પ્રપંચોથી વ્યથિત (તંગ) ન થાઓ. (૧૨૭) અલ્લાહ તેમની સાથે છે જેઓ પરહેઝગાર છે અને જેઓ નેકી કરે છે. (૧૨૮)*

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલતની સાબિતીઓનો હેતુ એ હતો કે ઉમ્મત આપ ﷺના હુકમોનું અનુસરણ કરીને રિસાલતનો હક અદા કરે, પ્રસ્તુત આયતોમાં પોતે રસૂલે કરીમ ﷺને રિસાલતના હકો અને તેના અદબો અદા કરવાની તા'લીમ છે જેના સામાન્યપણાના બધા જ મો'મિનો પણ ભાગીદાર છે, ટૂંકી તફસીર આ પ્રમાણે છે.

## તફસીર :

તમે પોતાના પરવરદિગારના માર્ગ (એટલે કે દીને ઈસ્લામ) તરફ (લોકોને) હિકમત અને સારી નસીહત દ્વારા બોલાવો (હિકમતથી દા'વતનો તે તરીકો ભાવાર્થ સ્વરૂપે છે જેમાં શ્રોતાના અહેવાલનું ધ્યાન રાખીને એવી તદ્બીર અપનાવવામાં આવી હોય કે જે શ્રોતાના દિલ ઉપર પ્રભાવ પાડે અને અસરકારક હોઈ શકે તથા નસીહતનો ભાવાર્થ એ છે કે ભલાઈ અને હમદર્દીની ભાવનાથી વાત કહેવામાં આવે અને સારી નસીહતનો ભાવાર્થ એ છે કે વિષય પણ વિનમ્ર હોય તથા મનદુઃખ થાય એવો હોય તથા અપમાનજનક ન હોય) અને તેમની સાથે સારી પદ્ધતિથી ચર્ચા કરો (જો બહસ કરવાની નોબત આવી જાય તો તે પણ કઠોર રીતે અથવા સખત રીતે નહીં; તેમાં શ્રોતા ઉપર આક્ષેપો તથા અન્યાય ન હોવો જોઈએ બલકે તમારું કામ પહોંચાડવાનું છે કે પછી તેની તહકીકમાં ન પડો કે કોણે માન્યું અને કોણે ન માન્યું, એ કામ અલ્લાહ તઆલાનું છે બસ) તમારો પરવરદિગાર સારી પેઠે જાણે છે તે વ્યક્તિને પણ જે માર્ગથી ભટકી ગયો અને તે જ માર્ગે ચાલનારાઓને પણ સારી પેઠે જાણે છે અને (જો કોઈ શ્રોતા જ્ઞાનપૂર્ણ વાદ–વિવાદની હદથી આગળ વધીને ઝઘડો અથવા મૌખિક કે હાથથી ઈજા કે પીડા પહોંચાડવા માંડે તો તેમાં તમને અને તમારા અનુયાયીઓ માટે બદલો લેવો પણ જાઈઝ છે અને સબ્ર કરવી પણ, બસ) જો (પ્રથમ સ્વરૂપ અપનાવવામાં આવે એટલે કે) બદલો લેવા લાગો તો એટલો જ બદલો લો જેટલો તમારી સાથે વર્તાવ કરવામાં આવ્યો છે (તેનાથી અતિરેક ન કરો) અને જો (બીજા સ્વરૂપમાં એટલે કે પીડા અને તકલીફ ઉપર) સબ્ર કરો તો તે (સબ્ર કરવી) સબ્ર કરનારાઓના હકમાં ઘણી સારી બાબત છે (કે તેનાથી વિરોધીઓ ઉપર સારી અસર થાય છે અને જોનારાઓ ઉપર પણ સારો પ્રભાવ પડે છે તથા આખિરતમાં પણ મહાન બદલાનું કારણ બને છે) અને (સબ્ર કરવી જો કે બધાના જ માટે ઉત્તમ છે પરંતુ આપ ﷺની ઉચ્ચ કક્ષાની શા'નના આધારે તમને વિશિષ્ટ રીતે હુકમ આપવામાં આવે છે કે તમે બદલો લેવાના સ્વરૂપને ન અપનાવો બલકે) તમે સબ્ર કરો અને તમારું સબ્ર કરવું અલ્લાહની વિશેષ તવફીકથી જ થાય છે (એટલા માટે એ સંતોષ રાખો કે સબ્રમાં આપને મુશ્કેલી નહીં પડે) અને તે લોકોથી (એટલે કે તેમના ઈમાન ન લાવવા ઉપર અથવા મુસલમાનોને

સતાવવાથી) દિલગીર ન થાઓ અને જે કંઈ તેઓ પ્રપંચો ઘડે છે તેનાથી મૂંઝવણમાં ન પડો (તેમની વિરોધી યોજનાઓથી આપનું કોઈ જ નુકસાન ન થશે કારણ કે તમે ભલાઈ અને તકવાની ખાસિયતોના માલિક છો અને) અલ્લાહ તઆલા એવા લોકોની સાથે હોય છે (એટલે કે તેમનો સહાયક અને મદદગાર હોય છે) જેઓ પરહેઝગાર હોય છે અને ભલાઈના કામો કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### દા'વતો તબ્લીગ (ઇસ્લામના પ્રચાર-પ્રસારના કાર્ય)ના સિદ્ધાંતો અને તેની સંપૂર્ણ રૂપરેખા :

આ આયતમાં ઈસ્લામના પ્રચાર-પ્રસાર (દા'વતો-તબ્લીગ)ની સંપૂર્ણ રૂપરેખા અને તેના સિદ્ધાંતો તથા નિયમોની સંપૂર્ણ વિગત અમુક શબ્દોમાં સમાવી લેવામાં આવી છે. તફસીરે કુર્તુબીમાં છે કે હઝરત હરમ ઈબ્ને હય્યાન (રદિ.)નો મૃત્યુનો સમય નજીક આવ્યો તો પોતાના સગાં-વહાલાંઓએ દરખાસ્ત કરી કે અમને કંઈ વસિય્યત કરો, તેમણે ફરમાવ્યું કે વસિય્યત લોકો માલની કર્યા કરે છે તે તો મારી પાસે નથી પરંતુ હું તમને અલ્લાહની આયતો ખાસ કરીને સૂરએ નહ્લની અંતિમ આયતોની વસિય્યત કરું છું કે તેના ઉપર મક્કમતાથી કાયમ રહો તે આયતો આ જ છે જે ઉપર વર્ણન થઈ.

دَعْـوَةٌ (દઅ્વત)નો શાબ્દિક અર્થ "બોલાવવાનો કે આમંત્રણ આપવાનો" થાય છે, અંબિયા (અલૈ.)ની પ્રથમ ફરજ લોકોને અલ્લાહ તરફ બોલાવવાની છે, ત્યારબાદ બધી જ નુબુવ્વતની તા'લીમ અને રિસાલત એ જ આમંત્રણનો ખુલાસો છે. કુર્આનમાં રસૂલે કરીમ ﷺની ખાસ સિફત "દાઈ ઈલલ્લાહ" (અલ્લાહ તરફ આમંત્રણ આપનાર) વર્ણવી છે. وَدَاعِيًـا اِلَـى الـلّٰهِ بِاِذْنِهٖ وَسِرَاجًا مُّنِيْرًا (اَحْزَاب ٤٦) يَاقَوْمَنَآ اُجِيْبُوْا دَاعِيَ اللّٰهِ (اَحْقَاف ٣١)

ઉમ્મત ઉપર પણ રસૂલે કરીમ ﷺના પગલે ચાલીને દા'વત ઈલલ્લાહ (અલ્લાહ તરફ આમંત્રણ આપવા)ને ફરજ કરવામાં આવ્યું છે, સૂરએ આલિ ઈમ્રાનમાં ઈરશાદ છે,

وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ يَّدْعُوْنَ اِلَى الْخَيْرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ

*"તમારામાંથી એક જમાઅત એવી હોવી જોઈએ જે લોકોને ભલાઈ તરફ દીનની દા'વત (એટલે કે) નેક કામોનો હુકમ કરે અને બુરા કામોથી રોકે."*
*(સૂરએ આલિ ઈમ્રાન ૩ : ૧૦૪)*

બીજી એક આયતમાં ઈરશાદ છે,

وَمَنْ اَحْسَنُ قَوْلًا مِّمَّن دَعَااِلَى اللّٰهِ،

*"સંબોધન કરનારના આધારે તે વ્યક્તિથી સારો કોણ હોઈ શકે છે જેણે અલ્લાહ તરફ બોલાવ્યા !" (૪૧:૩૩)*

ઈસ્લામિક પરિભાષામાં આ શબ્દને ક્યારેક "દા'વત ઈલલ્લાહ"નું નામ આપવામાં આવે છે તો ક્યારેક "દા'વત ઈલલ્ ખયૂર" (ભલાઈ તરફ આમંત્રણ આપવું) અને ક્યારેક "દા'વત ઈલા સબિલિલ્લાહ" (અલ્લાહના સીધા માર્ગ તરફ આમંત્રણ); ખુલાસો સૌનો એક જ છે, કારણ કે તેનાથી અલ્લાહ તઆલા તરફ અને તેના દીન તરફ બોલાવવાનો હેતુ છે.

اِلٰى سَبِيْلِ رَبِّكَ તેમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની ખાસ સિફત رَبّ (રબ્બ) અને ત્યારબાદ તેનો નબીએ કરીમ ﷺ તરફ વિશિષ્ટ ઈશારો છે કે આ આમંત્રણનું કામ "સિફતે રબુબિયત" (માલિકીપણાની ખાસિયત) અને કેળવણી સાથે સંબંધ ધરાવે છે, જે પ્રમાણે અલ્લાહ જલ્લ શા'નુહૂએ આપ ﷺની કેળવણી કરી આપ ﷺએ પણ કેળવણીના તે જ સ્વરૂપે આમંત્રણ અને દા'વત આપવી જોઈએ, જેમાં શ્રોતાની પરિસ્થિતિઓને ધ્યાનમાં રાખીને એવી શૈલી અને પદ્ધતિ અપનાવવામાં આવે કે શ્રોતા ઉપર ભાર ન પડે અને તેની અસરકારકતા વધારેથી વધારે હોય, પોતે શબ્દ "દાવ'ત"નો પણ ભાવાર્થ અદા થતો હોય કે પયગમ્બરનું કામ માત્ર અલ્લાહના હુકમને પહોંચાડી દેવું કે સંભળાવી દેવું નથી બલકે લોકોને તેના અનુસરણ તરફ દા'વત આપવાનું છે અને દેખીતું છે કે કોઈને દા'વત આપનાર જેને દા'વત આપી રહ્યો છે તેની સાથે એવો વ્યવહાર અને સંબોધન નથી કર્યા કરતો જેનાથી શ્રોતાને નફરત અથવા ધૃણા ઉપજે અથવા જેમાં તેની ઠેકડી ઉડાવવામાં આવી હોય અથવા ઠઠ્ઠો-મશ્કરી કરવામાં આવી હોય.

આ શબ્દ بِالْحِكْمَةِ (બિલ્હિક્મહ) કુર્આને કરીમમાં ઘણા બધા અર્થો માટે

ઉપયોગ થાય છે, આ સ્થળે તફસીરના ઈમામોએ હિકમતનો ભાવાર્થ કુર્આને કરીમ અને અમુકે કુર્આન તથા સુન્નત અને અમુકે સદંતર છુટકારાને ઠરાવ્યું છે તથા રૂહુલ મઆનીમાં બહરે મુહીતના હવાલાથી હિકમતની તફસીર આ પ્રમાણે કરવામાં આવી છે.

اِنَّهَاالْكَلَامُ الصَّوَابُ الْوَاقِعُ مِنَ النَّفْسِ اَجْمَلَ مَوْقِعٍ (رُوْح)

*"હિકમત તે સીધી વાતચીતનું નામ છે જે મનુષ્યના દિલમાં ઊતરી જાય."*

આ તફસીરમાં બધા જ નિવેદનો એકઠા થઈ જાય છે અને રૂહુલ બયાનના કર્તાએ પણ લગભગ આ જ ભાવાર્થ વર્ણન કર્યો છે કે હિકમતનો ભાવાર્થ તે ઊંડી સમજ અને દિર્ઘદષ્ટિ છે જેના દ્વારા મનુષ્ય પરિસ્થિતિના તકાદાઓને જાણીને એના યોગ્ય વાતચીત કરે, સમય અને પરિસ્થિતિ એવી શોધે કે શ્રોતાને ભાર ન પડે, વિનમ્રતાના સ્થળે વિનમ્રતા અને કઠોર થવાની જગ્યાએ કઠોર થવાનું અપનાવે અને જ્યાં એવું સમજે કે ખુલ્લું કહેવામાં શ્રોતા શરમાઈ જશે ત્યાં વાતચીત દ્વારા તેનો ઈશારો કરી દે અથવા કોઈ એવો વિષય અપનાવે કે શ્રોતા ન શરમાય અને ન જ તેના દિલમાં એવો વિચાર આવે કે જેનાથી કોઈ પૂર્વગ્રહ પેદા થાય.

اَلْمَوْعِظَةُ (મવઈજતહ) એટલે કે وَعْظ (વઅ્ઝ)નો શાબ્દિક અર્થ એ છે કે ભલાઈની વાત એ પ્રમાણે કરવામાં આવે કે જેનાથી શ્રોતાનું દિલ સ્વીકારવા માટે નરમ થઈ જાય, દાખલા તરીકે તેની સામે કબૂલ કરવાથી સવાબ અને લાભ તથા ન કરવાથી અઝાબ અને નુકસાનનું વર્ણન કરવામાં આવે.

*(કામુષ અને મુફરદાત રાગિબ)*

اَلْحَسَنَةُ (અલ હસનતુ)નો અર્થ એ છે કે વર્ણન અને વિષય પણ એવો હોય જેનાથી શ્રોતાનું દિલ સંતોષિત થાય, તેના સંદેહો અને શંકાઓ દૂર થાય તથા શ્રોતા એવી અનુભૂતિ કરે કે તેમાં તમારો કોઈ જ સ્વાર્થ નથી માત્ર તેની ભલાઈ માટે આવું કહી રહ્યો છે.

مَوْعِظَةُ (મવઈજતુ)ના શબ્દથી ભલાઈની વાત અસરકારક સ્વરૂપે કહેવાનું તો સ્પષ્ટ થઈ ગયું પરંતુ ભલાઈની વાત અમુક સમયે એવા કડવા

અંદાજથી કરવામાં આવે છે કે જેનાથી શ્રોતા પોતાનું અપમાન મહેસૂસ કરે છે. (રૂહુલ મઆની) આ પદ્ધતિને છોડવા માટે શબ્દ حَسَنَةٌ (હસનહ)નો વધારો કરવામાં આવ્યો.

مُجَادَلَةٌ શબ્દ جَادِلْ (જાદિલ) એ وَجَادِلْهُمْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ માં (મુજાદલહ)થી બનેલો છે, આ સ્થળે "મુજાદિલા"નો ભાવાર્થ "બહસ અથવા મુનાજરો" (Debate) છે અને بِالَّتِىْ هِىَ اَحْسَنُ (બિલ્લતી હિય અહસનુ)નો ભાવાર્થ એ છે કે જો આમંત્રણમાં કોઈ બહસ અથવા મુનાજરાની આવશ્યકતા પડી જાય તો તે બહસ અને ચર્ચા પણ ખૂબ સારી પદ્ધતિથી થવી જોઈએ. રૂહુલ મઆનીમાં છે કે સારી પદ્ધતિનો ભાવાર્થ એ છે કે વાતચીતનું રસપ્રદ અને વિનમ્ર સ્વરૂપ અપનાવવામાં આવે, દલીલો એવી રજુ કરવામાં આવે જેને શ્રોતા સરળતાથી સમજી શકે, દલીલમાં જે પ્રસ્તાવના રજુ કરવામાં આવે તે પ્રખ્યાત અને પ્રચલિત હોય જેથી શ્રોતાની શંકા દૂર થાય અને તે હઠધર્મીના માર્ગ ઉપર ન પડી જાય તથા કુર્આને કરીમની બીજી આયતો એ બાબતે સાક્ષી છે કે આ "અહેસાન ફિલ મુજાદિલા" સારી રીતે બહસ કરવી માત્ર મુસલમાનો સાથે ખાસ નથી બલકે અહલે કિતાબ વિશે તો વિશેષ સ્વરૂપે કુર્આને કરીમનો ઈરશાદ છે, وَلَا تُجَادِلُوْا اَهْلَ الْكِتَابِ اِلَّا بِالَّتِىْ هِىَ اَحْسَنُ (૨૯:૪૬) અને બીજી આયતમાં હઝરત મૂસા (અલૈ.) તથા હારૂન (અલૈ.)ને قُوْلَا لَهٗ قَوْلًا لَّيِّنًا (૨૦:૪૪)ની સૂચના આપીને એ પણ બતાવવામાં આવ્યું કે, ફિરઔન જેવા અત્યાચારી કાફિરની સાથે પણ આવો જ વ્યવહાર કરવાનો છે.

## દા'વત (આમંત્રણ)ના સિદ્ધાંતો અને અદબો :

પ્રસ્તુત આયતમાં દા'વત માટે ત્રણ વસ્તુઓનું વર્ણન છે, "પ્રથમ હિકમત, બીજું મવઈજતે હુસ્ના અને ત્રીજું મુજાદિલા બિલ્લતી હિય અહસનુ." અમુક તફસીરકારોએ ફરમાવ્યું છે કે ત્રણે વસ્તુઓ શ્રોતાઓના પ્રકારોના આધારે છે, દા'વત ફિલ હિકમહ બુદ્ધિશાળીઓ અને જ્ઞાનીઓ માટે તથા દા'વત બિલ મવઈઝહ સામાન્ય જનતા માટે અને મુજાદિલા એ લોકો માટે છે કે જેમના દિલોમાં શંકા અથવા સંદેહો છે અથવા જેઓ દુશ્મની અને હઠધર્મીના કારણે વાત માનવાના ઈન્કારી છે.

સચ્યિદી હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં ફરમાવ્યું કે આ ત્રણે વસ્તુઓનું વર્ણન અલગ-અલગ પ્રકારના સમૂહો માટે હોવું આયતની શૈલી અને લઢણ ઉપરથી જાણ થાય છે.

દેખીતું છે કે દા'વતના શિષ્ટાચાર, સભ્યતા અને મર્યાદા દરેકની સાથે રાખવાની છે કે દા'વતમાં સૌ પ્રથમ હિકમતથી શ્રોતાની પરિસ્થિતિની સમીક્ષા કરી તેની પરિસ્થિતિ અનુસાર યોગ્ય વાતચીતની લઢણ નક્કી કરવાની છે, ત્યાર પછી આ વાતચીતમાં ભલાઈ તથા સહાનુભૂતિની ભાવનાની સાથે એવી સાબિતીઓ અને દલીલો સામે લાવવાની છે જેમાં શ્રોતાને સંતોષ થઈ શકે અને વર્ણન કરવાની શૈલી તથા વાતચીત એવી વિનમ્રતા અને સહાનુભૂતિપૂર્વક કરવાની છે કે શ્રોતાને એ બાબતનો વિશ્વાસ થઈ જાય કે આ જે કંઈ કહી રહ્યો છે તે મારી જ ભલાઈ અને હિત માટે કહી રહ્યો છે, તેનો હેતુ મને શરમમાં નાંખવાનો કે મારું અપમાન કરવાનો બિલકુલ નથી.

અલબત્ત રૂહુલ મઆનીના કર્તાએ આ સ્થળે એક ખૂબ જ રસપ્રદ મુદ્દો એ વર્ણન કર્યો છે કે આયતની શૈલીથી જાણ થાય છે કે દા'વતનો સિદ્ધાંત વાસ્તવમાં બે જ વસ્તુઓ છે, હિકમત અને મવઈઝત, ત્રીજી વસ્તુ મુજાદિલા દા'વતના સિદ્ધાંતોમાં સામેલ નથી, હા ! દા'વતના કામમાં ક્યારેક તેની આવશ્યકતા પડી જાય છે.

રૂહુલ મઆનીના કર્તાએ તેના ઉપર એ દલીલો કરી છે કે જો આ ત્રણે વસ્તુઓ દા'વતના સિદ્ધાંતોમાં સામેલ હોત તો તકાદો એ હતો કે ત્રણે વસ્તુઓને عَطْف (અત્ફ)ની સાથે આ રીતે વર્ણન કરવામાં આવી હોત. بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ وَالْجِدَالِ الْاَحْسَنِ પરંતુ કુર્આને હકીમે હિકમત અને મવઈઝતને "અત્ફ"ની એક જ "નસ્ક"માં વર્ણન કર્યું છે અને મુજાદિલા માટે અલગ વાક્ય جَادِلْهُمْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ વાપર્યું છે, તેનાથી જાણ થાય છે કે "મુજાદિલા ફિલ ઈલ્મ" જ્ઞાનપૂર્ણ બહષ (Debate) વાસ્તવમાં "દા'વત ઈલલ્લાહ" અલ્લાહ પ્રતિ આમંત્રણની ફરજ અને શરત નથી, બલકે દા'વતની પદ્ધતિમાં ઉપસ્થિત થનારી એક સૂચના છે, જેમકે ત્યારબાદની આયતમાં ધૈર્ય ધરવાનું પ્રોત્સાહન અને પ્રેરણા આપવામાં આવી છે, કારણ કે દા'વતના કામમાં લોકો દ્વારા પહોંચતી પીડાઓ ઉપર ધીરજ ધરવું આવશ્યક છે.

ખુલાસો એ છે કે દા'વતના સિદ્ધાંતો બે વસ્તુઓ છે, હિકમત અને મવઈઝત, જેનાથી કોઈ દા'વત ખાલી ન હોવી જોઈએ ભલે વિદ્વાન અથવા સામાન્ય લોકો હોય અથવા ખાસ વ્યક્તિ, અલબત્ત દા'વતમાં કોઈ સમયે એવા વ્યક્તિઓ સાથે કામ પડે કે તેઓ શંકાઓ અને ભ્રમણાઓમાં પડ્યા હોય અને "દાઈ" (આમંત્રણ આપનાર) સાથે વાદ-વિવાદ (મુજાદિલા) ઉપર તૈયાર થઈ જાય તો એવી પરિસ્થિતિમાં મુજાદિલાની તા'લીમ આપવામાં આવી પરંતુ તેની સાથે بِالَّتِىْ هِىَ اَحْسَنُ ની શરત લગાવીને બતાવવામાં આવ્યું કે જો બહષ અને વાદ-વિવાદ આ શરતથી ખાલી હોય તો તેની શરીઅતમાં કોઈ હેસિયત કે સ્વરૂપ નથી.

## દા'વત ઇલલ્લાહ (અલ્લાહ પ્રતિ આમંત્રણ)ના પયગમ્બરી અદબો (શિષ્ટાચાર) :

દા'વત ઈલલ્લાહ વાસ્તવમાં અંબિયા (અલૈ.)નો હોદ્દો છે, ઉમ્મતના ઉલમા આ હોદ્દામાં તેમના નાયબ હોવાની હેસિયતનો ઉપયોગ કરે છે; માટે જરૂરી એ છે કે તેમના અદબો અને તરીકાઓ પણ તેમની પાસેથી જ શીખે જે દા'વત તે પદ્ધતિઓ ઉપર ન રહે, તે દા'વતના બદલે અદાવત અને ઝઘડા તથા વાદ-વિવાદનું કારણ બની જાય છે.

પયગમ્બરી દા'વતના સિદ્ધાંતોમાં જે માર્ગદર્શન કુર્આને કરીમે હઝરત મૂસા અને હારૂન (અલૈ.) માટે નકલ કર્યું છે فَقُوْلَا لَهٗ قَوْلًا لَّيِّنًا لَّعَلَّهٗ يَتَذَكَّرُ اَوْيَخْشٰى એટલે કે, "ફિરઔનની સાથે વિનમ્રતાથી વાત કરો કદાચ તેઓ સમજી જાય અથવા ડરી જાય." (૨૦:૪૪) આ બાબત દરેક સત્યના આમંત્રણ આપનાર માટે દરેક સમયે સામે રાખવી જરૂરી છે કે, ફિરઔન જેવા અત્યાચારી કાફિર કે જેનું મોત પણ અલ્લાહના જ્ઞાનમાં કુફ્ર ઉપર જ થવાનું હતું તેના તરફ પણ જ્યારે અલ્લાહ તઆલા પોતાના દાઈને મોકલે છે તો વિનમ્ર વાતચીત કરવાની સૂચના સાથે મોકલે છે, આજે આપણે જે લોકોને દા'વત આપીએ છીએ તે ફિરઔનથી વધારે ગુમરાહ નથી અને આપણામાંથી કોઈ મૂસા અથવા હારૂન (અલૈ.) સમાન હિદાયત પામેલ કે દાઈ નથી તો જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના બંને પયગમ્બરોને એવી છૂટ ન આપી કે કઠોર ભાષામાં તેમની સાથે વાતચીત કરે,

તેના ઉપર કટાક્ષ કરે કે મ્હેણા મારે, તેનું અપમાન કરે તો આ અધિકાર આપણને ક્યાંથી પ્રાપ્ત થઈ ગયો ?

કુર્આને કરીમ અંબિયા (અલૈ.)ના આમંત્રણ અને પ્રચાર–પ્રસાર તથા કાફિરોની સાથે બહષથી ભર્યું પડ્યું છે, તેમાં ક્યાંય એવું નજરે નથી પડતું કે કોઈ અલ્લાહના રસૂલે સત્યના વિરુદ્ધ તેમના ઉપર કટાક્ષ કરનાર લોકોના જવાબમાં કોઈ કઠોર અથવા અણછાજતી વાત કહી હોય, તેના અમુક દાખલાઓ જોઈ લઈએ.

સૂરએ અઅ્રાફના સાતમાં રુકૂઅ્માં આયત ૫૯ થી ૬૭ સુધી બે પયગમ્બરો હઝરત નૂહ (અલૈ.) અને હઝરત હૂદ (અલૈ.) સાથે તેમની કોમના વાદ–વિવાદ અને તેમના સખત આક્ષેપોના જવાબમાં આ વડીલોએ જે શબ્દો કહ્યા તે અત્રે પ્રસ્તુત છે.

હઝરત નૂહ (અલૈ.) અલ્લાહ તઆલાના તે ઉચ્ચ કક્ષાના પયગમ્બર છે જેમની લાંબી ઉંમર દુનિયામાં મશ્હૂર છે, સાડા નવસો વર્ષ સુધી પોતાની કોમમાં આમંત્રણ અને પ્રચાર–પ્રસાર કરી તેમની સુધારણામાં દિવસ–રાત મશ્ગૂલ રહ્યા પરંતુ આ બદબખ્ત કોમમાંથી અમુક ગણ્યા–ગાંઠ્યા લોકો સિવાય કોઈએ તેમની વાત ન માની, એ તો ખરું જ ! પોતે તેમનો એક પુત્ર અને પત્ની પણ કાફિરોની સાથે જોડાયેલા રહ્યા, તેમની જગ્યાએ આજનો કોઈ દા'વત અને સુધારણાનો દા'વેદાર હોત તો આ કોમની સાથે આવો વિનમ્ર કેવી રીતે હોત ! અંદાજો લગાવો ત્યાર પછી જુઓ, તેમની બધી જ હમદર્દી અને તેમની ભલાઈ ઇચ્છવાની વૃત્તિ અને દા'વતના જવાબમાં તેમને કોમે શું કહ્યું ?

اِنَّا لَنَرٰىكَ فِىْ ضَلٰلٍ مُّبِيْنٍ، (اَعْرَاف)

*"અમે તો આપને ખુલ્લી ગુમરાહીમાં જોઈ રહ્યા છે." (૭:૬૦)*

આ બાજુ અલ્લાહના પયગમ્બર આ અત્યાચારી કૌમની ગુમરાહી અને દુષ્કૃત્યોનો પડદો ઉઠાવી નાંખવાના બદલે જવાબમાં શું ફરમાવે છે ! જુઓ,

يٰقَوْمِ لَيْسَ بِىْ ضَلٰلَةٌ وَّلٰكِنِّىْ رَسُوْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ط

*"મારા ભાઈઓ ! મારામાં કોઈ ગુમરાહી નથી, હું તો તમામ દુનિયાઓના*

*પરવરદિગારનો રસૂલ અને સંદેશાવાહક છું (તમારા લાભની વાતો બતાવું છું).” (૭:૬૧)*

ત્યારબાદ આવનાર અલ્લાહના બીજા રસૂલ હઝરત હૂદ (અલૈ.)એ તેમની કોમને મોઅ્જિઝાઓ બતાવવા છતાં તેઓએ દુશ્મનાવટભરી રીતે કહ્યું કે આપે પોતાના દા'વા ઉપર કોઈ દલીલ રજુ નથી કરી અને અમે આપના કહેવાથી પોતાના મઅ્બૂદો (મૂર્તિઓ)ને છોડવાના નથી, અમે તો એવું જ કહીએ છીએ કે તમે જે અમારા મઅ્બૂદોની શા'નમાં અસભ્ય વર્તન કરો છો તેના કારણે તમે ગાંડપણમાં સપડાઈ ચૂક્યા છો, હઝરત હૂદ (અલૈ.)એ આ બધું કંઈ સાંભળીને જવાબ આપ્યો,

اِنِّیۡۤ اُشۡهِدُ اللّٰهَ وَاشۡهَدُوۡۤا اَنِّیۡ بَرِیۡٓءٌ مِّمَّا تُشۡرِكُوۡنَ ط

*“હું તો અલ્લાહને ગવાહ બનાવું છું અને તમે પણ ગવાહ રહો કે હું તે મૂર્તિઓથી અળગો અને બાકાત છું કે જેને તમે અલ્લાહના ભાગીદાર માનો છો.” (સૂરએ હૂદ ૧૧:૫૪)*

અને સૂરએ અઅ્રાફમાં છે કે તેમની કોમે તેમને કહ્યું,

اِنَّا لَنَرٰىكَ فِیۡ سَفَاهَةٍ وَّ اِنَّا لَنَظُنُّكَ مِنَ الۡكٰذِبِیۡنَ (اَعۡرَافۡ)

*“અમે તો તમને મૂર્ખામીમાં સપડાયેલા સમજીએ છીએ અને અમારું માનવું એ છે કે તમે જૂઠું બોલનારાઓમાંથી છો.” (૭:૬૬)*

કોમના આ મનદુઃખ થાય તેવા નિવેદનોના જવાબમાં અલ્લાહના રસૂલ હૂદ (અલૈ.)એ તેમને ન તો કોઈ બૂરું-ભલું કહ્યું અને ન જ તેમને કોઈ તેમની ગુમરાહી ઉપર કે અલ્લાહ ઉપર તેમણે કરેલ આક્ષેપબાજી કે જૂઠાણા વિશે કટાક્ષ કર્યો બલકે જવાબમાં માત્ર એટલું કહ્યું,

یٰقَوۡمِ لَیۡسَ بِیۡ سَفَاهَةٌ وَّلٰكِنِّیۡ رَسُوۡلٌ مِّنۡ رَّبِّ الۡعٰلَمِیۡنَ ط (اَعۡرَافۡ)

*“હે મારી જ્ઞાતિભાઈઓ ! મારા ઉપર કોઈ મૂર્ખામી કે કમબુદ્ધિ નથી, હું તો તમામ દુનિયાઓના પરવરદિગારનો રસૂલ છું.” (૭:૬૭)*

હઝરત શુઅયૂબ (અલૈ.)એ કોમને અંબિયા (અલૈ.)ના ચાલ્યા આવતા રિવાજ પ્રમાણે અલ્લાહ તરફ આમંત્રણ આપ્યું અને તેમની કોમમાં માપ–તોલમાં કમી કરવાની જે મોટી બુરાઈ હતી તેનાથી અટકી જવાનું માર્ગદર્શન આપ્યું તો તેમની કોમે તેમનો ઠઠ્ઠો–મશ્કરી કરી અને અપમાનજનક વેણ કહ્યા,

يٰشُعَيْبُ اَصَلٰوتُكَ تَاْمُرُكَ اَنْ نَّتْرُكَ مَا يَعْبُدُ اٰبَآؤُنَا اَوْاَنْ نَّفْعَلَ فِيْٓ اَمْوَالِنَا مَا نَشٰٓؤُا اِنَّكَ لَاَنْتَ الْحَلِيْمُ الرَّشِيْدُ ؕ

*"હે શુઅયૂબ ! શું તમને તમારી નમાઝ એવો હુકમ આપે છે કે અમે પોતાના બાપદાદાના મઅ્‌બૂદોને છોડી દઈએ ? અને એ કે જે માલના અમે માલિક છે તેમાં પોતાની મરજી પ્રમાણે જે ઈચ્છીએ ન કરીએ ? ખરેખર તમે જ (માત્ર) મોટા દીન ઉપર ચાલનારા બુદ્ધિશાળી છો !?" (૧૧:૮૭)*

તેમણે એક તો એ કટાક્ષ કર્યો કે તમે જે નમાઝ પઢો છો તે તમને મૂર્ખામીના કાર્યો શિખવાડે છે, બીજું એ કે માલ અમારો છે તેના ખરીદ–વેચાણના વ્યવહારમાં તમારી કે અલ્લાહની શું દખલગીરી ? અમે જે પ્રમાણે ઈચ્છીએ તેમાં વાપરવાનો અધિકાર ધરાવીએ છીએ, ત્રીજું વાક્ય ઠઠ્ઠા–મશ્કરીનું એ કહ્યું કે તમે જ મોટા બુદ્ધિશાળી અને દીન ઉપર ચાલનારા છો !

જાણ થઈ કે આ બેદીન અને ભૌતિકતાના પૂજારીઓ માત્ર આજે જ પેદા નથી થયા બલકે તેમના પણ અમુક પુરોગામીઓ છે જેમની વિચારસરણી એ જ હતી જે આજના અમુક નામના કહેવાતા મુસલમાનો કહી રહ્યા છે કે અમે મુસલમાન છીએ, ઈસ્લામને માનીએ છીએ પરંતુ આર્થિક વ્યવહારમાં અમે સોશ્યાલિઝમને અપનાવીએ છીએ, તેમાં ઈસ્લામની શું દખલગીરી છે ? અલબત્ત, આ જાલિમ કોમની આ ઠઠ્ઠા અને મશ્કરીયુક્ત વાતચીતનો જવાબ અલ્લાહના રસૂલે શું આપ્યો, જુઓ તો ખરા !

قَالَ يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّىْ وَرَزَقَنِىْ مِنْهُ رِزْقًا حَسَنًا ؕ وَمَآ اُرِيْدُ اَنْ اُخَالِفَكُمْ اِلٰى مَآ اَنْهٰكُمْ عَنْهُ ؕ اِنْ اُرِيْدُ اِلَّا الْاِصْلَاحَ مَا اسْتَطَعْتُ وَمَا تَوْفِيْقِىْٓ اِلَّا بِاللّٰهِ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ ○ (سُوْرَةُ هُوْد، آيت ٨٨)

*"હે મારી કોમ ! વારું એ તો બતાવો કે જો હું મારા પરવરદિગાર તરફથી દલીલ ઉપર કાયમ છું અને તેણે મને પોતાના તરફથી ઉત્તમ દોલત એટલે કે નુબુવ્વત આપી હોય તો પછી હું કેમ તેની તબ્લીગ ન કરું અને હું પોતે પણ તો તેના વિરુદ્ધ કોઈ અમલ નથી કરતો જે તમે બતાવો છો, હું તો માત્ર સુધારણા ઈચ્છું છું જ્યાં સુધી મારી શક્તિમાં છે અને મને જે કંઈ સુધારણા અને અમલની તવફીક થાય છે તે માત્ર અલ્લાહની જ મદદથી છે, હું તેના જ ઉપર ભરોસો કરું છું અને બધી જ પ્રવૃત્તિઓને તેના જ તરફ રુજૂઅ્ કરું છું." (૧૧:૮૮)*

હઝરત મૂસા (અલૈ.)ને ફિરઔન તરફ મોકલતી વેળા જે વિનમ્રતાપૂર્વક વાતચીતની સૂચના અલ્લાહ તરફથી આપવામાં આવી હતી તેના ઉપર સંપૂર્ણ અમલ કર્યા છતાં ફિરઔનનું સંબોધન હઝરત મૂસા (અલૈ.) સાથે આ પ્રમાણે હતું.

قَالَ اَلَمۡ نُرَبِّکَ فِيۡنَا وَلِيۡدًا وَّلَبِثۡتَ فِيۡنَا مِنۡ عُمُرِکَ سِنِيۡنَ ० وَفَعَلۡتَ فَعۡلَتَکَ الَّتِىۡ فَعَلۡتَ وَاَنۡتَ مِنَ الۡکٰفِرِيۡنَ ० (سُوۡرَۃُ شُعَرَاءُ)

*"ફિરઔન કહેવા લાગ્યો, (અચ્છા તમે છો !) શું અમે તમારું બાળપણમાં પાલન–પોષણ નથી કર્યું ? અને તમે ઉંમરના તે વર્ષો અમારી પાસે રહ્યા–સહ્યા અને તમે પોતે તે હરકત પણ કરી હતી જે કરી હતી (એટલે કે કિબ્તીની હત્યા કરી નાંખી હતી) અને તમે ઘણા નાશુક્રા છો." (૨૬:૧૮–૧૯)*

તેમાં હઝરત મૂસા (અલૈ.) ઉપર પોતાનો ઉપકાર જતાવ્યો કે બાળપણમાં અમે જ તમારું પાલન–પોષણ કર્યું હતું અને એ અહેસાન પણ જતાવ્યું કે મોટા થયા પછી પણ તમે લાંબા સમય સુધી અમારી પાસે રહ્યા, પછી એ ગુસ્સો કર્યો કે હઝરત મૂસા (અલૈ.)ના હાથે જે એક કિબ્તી વિના ઈરાદે માર્યો ગયો હતો તેના ઉપર ક્રોધ અને નારાજગીની જાહેરાત કરી કે તમે કાફિરો (નાશુક્રાઓ)માંથી થઈ ગયા.

અત્રે કાફિરોમાંથી થઈ જવાનો એ શાબ્દિક અર્થ પણ હોઈ શકે છે, એટલે કે "નાશુક્રી કરનારા" જેનો ભાવાર્થ એ થશે કે અમે તો તમારા ઉપર ઉપકારો કર્યા અને તમે અમારા એક માણસને મારી નાંખ્યો, જે અમારા ઉપકારની નાશુક્રી હતી

અને કાફિર પારિભાષિક ભાવાર્થ પણ હોઈ શકે છે, કારણ કે ફિરઔન પોતે ખુદાઈનો દા'વેદાર હતો તો જે તેની ખુદાઈનો ઈન્કારી હોય તે તેની દૃષ્ટિએ કાફિર થયો.

હવે આવી પરિસ્થિતિમાં હઝરત મૂસા (અલૈ.)નો જવાબ સાંભળો જે પયગમ્બરી અખ્લાકનો તાદશ્ય નમૂનો છે કે તેમાંથી સૌથી પહેલાં તો તે કમજોરી અને કોતાહીનો સ્વીકાર કરી લીધો જે તેમનાથી થઈ ગઈ હતી, એટલે કે એક ઈસ્રાઈલી વ્યક્તિ સાથે લડનારને છોડાવવા માટે એક મૂક્કો માર્યો હતો જેનાથી તે મરી ગયો, તો જો કે આ હત્યા જાણીબૂઝીને ઈરાદાપૂર્વકની ન હતી પરંતુ કોઈ દીની તકાદો પણ ન હતો, બલકે હઝરત મૂસા (અલૈ.)ની શરીઅત પ્રમાણે પણ તે વ્યક્તિ કતલ થવાપાત્ર ન હતો, એટલા માટે પ્રથમ એ સ્વીકાર કર્યો,

فَعَلْتُهَآ اِذًا وَّاَنَا مِنَ الضَّآلِّيْنَ (سُوْرَةُ شُعَرَاءُ)

*"મેં આ કામ તે સમયે કર્યું હતું જ્યારે કે હું નાવાકેફ હતો." (૨૬:૨૦)*

ભાવાર્થ એ છે કે આ કૃત્ય નુબુવ્વત મળતાં પહેલાં થઈ ગયું હતું, જ્યારે કે તેના વિશે મને અલ્લાહ તઆલાનો કોઈ હુકમ ખબર ન હતી અને ત્યાર પછી ફરમાવ્યું,

فَفَرَرْتُ مِنْكُمْ لَمَّا خِفْتُكُمْ فَوَهَبَ لِىْ رَبِّىْ حُكْمًا وَّجَعَلَنِىْ مِنَ الْمُرْسَلِيْنَ ۝

(سُوْرَةُ شُعَرَاءُ)

*"પછી મને ડર લાગ્યો તો હું તમારા ત્યાંથી ફરાર થઈ ગયો, પછી મને મારા પરવરદિગારે સમજદારી અર્પણ કરી અને મને પોતાના પયગમ્બરોમાં સામેલ કરી લીધો." (૨૬:૨૧)*

પછી તેના અહેસાન જતાવવાનો જવાબ એ આપ્યો કે તમારું આ અહેસાન જતાવવું સારું નથી, કારણ કે મારા પાલન–પોષણનો મા'મલો તમારા જ જુલમ અને અત્યાચારનું પરિણામ હતું કે તમે બની ઈસ્રાઈલના બાળકોની હત્યાનો હુકમ આપ્યો હતો, એટલા માટે મારી વાલિદાએ મજબૂર થઈને મને નદીમાં તરતો મૂકી દીધો અને તમારા ઘર સુધી પહોંચવાની નોબત આવી. ફરમાવ્યું,

وَتِلْكَ نِعْمَةٌ تَمُنُّهَا عَلَيَّ اَنْ عَبَّدْتَّ بَنِيْٓ اِسْرَآئِيْلَ ٥ (سُوْرَةُ شُعَرَاءُ)

*"(રહી પાલન-પોષણ કરવાના અહેસાન જતાવવાની વાત) બસ, આ તે નેઅ્મત છે જેનું તું મારા ઉપર અહેસાન ધરાવે છે કે તેં બની ઈસ્રાઈલને સખત અપમાનમાં રાખી હતી." (૨૬:૨૨)*

ત્યારબાદ ફિરઔને જ્યારે પ્રશ્ન કર્યો, وَمَا رَبُّ الْعٰلَمِيْنَ એટલે કે, દુનિયાઓનો પરવરદિગાર કોણ છે અને શું છે ? તો જવાબમાં ફરમાવ્યું કે તે આસમાનો અને જમીનનો અને જે કંઈ તેની મધ્યે છે તે સૌનો પરવરદિગાર છે. તેના ઉપર ફિરઔને ઠઠ્ઠો-મશ્કરી કરવા દરબારીઓને કહ્યું, اَلَا تَسْتَمِعُوْنَ એટલે કે, તમે સાંભળી રહ્યા છો ? આ કેવી બુદ્ધિ વિનાની વાત કહી રહ્યો છે ! તેના ઉપર હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું,

رَبُّكُمْ وَرَبُّ اٰبَآئِكُمُ الْاَوَّلِيْنَ ٥

*"તમારા અને તમારા બાપ-દાદાઓનો પણ તે જ પરવરદિગાર છે." (૨૬:૨૬)*

આ દા'વત ઉપર ફિરઔને ચિડાઈને કહ્યું,

اِنَّ رَسُوْلَكُمُ الَّذِيْٓ اُرْسِلَ اِلَيْكُمْ لَمَجْنُوْنٌ ٥ (૨૬:૨૭)

*"આ તમારા તરફ અલ્લાહનો રસૂલ થવાનો જે દા'વેદાર છે, તે ગાંડો છે."*

મજનૂન અને ગાંડો કહી દેવાના નિવેદન ઉપર પણ હઝરત મૂસા (અલૈ.)એ તેનું ગાંડપણ અને પોતાની બુદ્ધિ સાબિત કરવાના બદલે તેના તરફ ધ્યાન જ ન આપ્યું, બલકે અલ્લાહ રબ્બુલ આલમીનની એક સિફત વર્ણન કરી.

رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَ مَابَيْنَهُمَآ اِنْ كُنْتُمْ تَعْقِلُوْنَ ٥ (سُوْرَةُ شُعَرَاءُ)

*"તે પરવરદિગાર છે પૂર્વ અને પશ્ચિમનો અને જે કંઈ તેના મધ્યે છે જો તમને કંઈ બુદ્ધિ હોય." (૨૬:૨૮)*

આ એક લાંબી વાતચીત છે જે ફિરઔનના દરબારમાં હઝરત મૂસા (અલૈ.) અને ફિરઔન વચ્ચે થઈ રહી છે, જે સૂરએ શુઅ્રાના ત્રણ રુકૂઅ્માં વર્ણન થઈ છે, અલ્લાહના સ્વીકૃતિપ્રાપ્ત રસૂલ હઝરત મૂસા (અલૈ.)ની આ

વાતચીતને પ્રથમથી અંત સુધી જુઓ, ન તો ક્યાંય ઉશ્કેરાટ કે ભાવુકતાની જાહેરાત છે અને ન જ તેની કઠોર વાતચીતનો કોઈ કઠોર જવાબ છે, બલકે સતત અલ્લાહ જલ્લ શા'નુહૂની વિશિષ્ટ સિફતો અને લક્ષણોનું વર્ણન છે અને તબ્લીગનો ક્રમ ચાલુ રાખ્યો છે.

આ ટૂંકો નમૂનો છે અંબિયા (અલૈ.)ની બહષ (મુજાદિલા)નો જે પોતાની જિદ્દી અને હઠધર્મી કોમમાં કરવામાં આવી હતી અને મુજાદિલા (Debate–બહષ) بِالَّتِىْ هِىَ اَحْسَنُ (બિલ્લતી હિય અહસનુ) જે કુર્આનની તા'લીમ છે તેનો વ્યવહારિક ખુલાસો છે.

મુજાદિલા ઉપરાંત દા'વત અને તબ્લીગમાં દરેક સંબોધકે દરેક પરિસ્થિતિ અનુસાર યોગ્ય વાતચીત કરવામાં હિકમતપૂર્ણ સિદ્ધાંતો અને વિષયો તથા વ્યાખ્યાઓમાં હિકમત અને મસ્લિહતનું ધ્યાન અને કાળજી પણ રાખવી જોઈએ, એ પ્રમાણે કે જે રીતે અંબિયા (અલૈ.)એ અપનાવ્યું હતું અને દા'વત ઈલલ્લાહને સ્વીકૃત, અસરકારક અને ટકાઉ બનાવવા માટે જે શૈલી અંબિયા (અલૈ.)એ અપનાવી છે તે જ દા'વતની અસલ રૂહ છે, તેની વિગતો તે બધા જ નબવી શિક્ષણમાં ફેલાયેલી છે, નમૂના સ્વરૂપે અત્રે અમુક બાબતો જોઈ લઈએ.

રસૂલે કરીમ ﷺની દા'વત અને તબ્લીગ તથા શિખામણ અને બોધપાઠમાં એ બાબતની ખૂબ કાળજી રાખવામાં આવતી હતી કે શ્રોતા ઉપર ભાર ન પડે, સહાબએ કિરામ (રદિ.) જે પ્રમાણે રસૂલે કરીમ ﷺ ઉપર પ્રાણ ન્યોછાવર કરતા હતા કે તેમના માટે એ બાબતની જરાય સંભાવના કે સંદેહ ન હતો કે તેઓ આપ ﷺની વાતો સાંભળીને અકળાઈ ઉઠે, એટલા માટે તેમના માટે પણ રસૂલે કરીમ ﷺની ટેવ એ જ હતી કે તેઓ શિખામણ અને બોધપાઠ દરરોજ નહીં બલકે અઠવાડિયાના અમુક દિવસોમાં કરતા હતા, જેથી લોકોને પોતાના કારોબાર અને પ્રવૃત્તિઓમાં કોઈ વાંધો ન આવે અને તેમના સ્વભાવ ઉપર તેનો ભાર ન પડે.

સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયત છે કે આપ ﷺ એક અઠવાડિયા પછી વઅ્ઝ કરતા હતા જેથી અમે કંટાળી ન જઈએ અને અન્યોને પણ રસૂલે કરીમ ﷺ તરફથી આ જ સૂચના અને

માર્ગદર્શન હતું.

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

يَسِّرُوْا وَلَا تُعِسِّرُوْا وَبَشِّرُوْا وَلَا تُنَفِّرُوْا، (صَحِيْح بُخَارِىْ، كِتَابُ الْعِلْم)

*"લોકો ઉપર આસાની કરો, મુશ્કેલી પેદા ન કરો અને તેમને અલ્લાહની રહમતની ખુશખબરી સંભળાવો, તેમને હતાશા અને ચિંતામાં ન નાંખો."*

*(સહીહ બુખારી, કિતાબુલ ઈલ્મ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે આપણે રબ્બાની શાસકો, વિદ્વાન તથા ફકીહ બનવું જોઈએ, સહીહ બુખારીમાં આ નિવેદન નકલ કરીને શબ્દ "રબ્બાની"નું એવું વિવરણ કરવામાં આવ્યું છે કે જે વ્યક્તિ દા'વત અને તબ્લીગ (પ્રચાર અને પ્રસાર) તથા શિક્ષણ તથા કેળવણીના સિદ્ધાંતોને સ્થાપિત કરતાં પહેલાં સહેલી-સહેલી વાતો બતાવે, જ્યારે લોકોને તેની ટેવ થઈ જાય તો તે સમયે બીજા હુકમો બતાવે જે શરૂઆતના તબક્કામાં મુશ્કેલ છે, આવું કરનાર "રબ્બાની આલિમ" છે. આજકાલ જે વઅ્ઝ અને તબ્લીગની અસર ઘણી જ ઓછી થાય છે તેનું મોટું કારણ એ છે કે ખાસ કરીને તેનું કામ કરનારા આ સિદ્ધાંતો અને અદબોની કાળજી રાખતા નથી, લાંબા-લાંબા ભાષણો, સમયે-કસમયે બોધપાઠ કરવા લાગી જવું, શ્રોતાની પરિસ્થિતિ જાણ્યા વિના તેને કોઈ કામ કરવા માટે મજબૂર કરવું; આ તે લોકોની આદત બની ચૂકી છે.

રસૂલે કરીમ ﷺના દા'વત અને સુધારણાના કાર્યમાં એ બાબતની પણ ખૂબ કાળજી રાખવામાં આવતી હતી કે શ્રોતાને હલકો પાડવામાં ન આવે અથવા તેનું અપમાન ન થાય, એટલા માટે જ્યારે કોઈ વ્યક્તિને જોતા કે તે વ્યક્તિ ખોટા અને ખરાબ કામમાં સપડાયેલો છે તો તેને સીધે-સીધું સંબોધન કરવાને બદલે જાહેર સભાને સંબોધિત કરીને ફરમાવતા હતા,

مَابَالُ اَقْوَامٍ يَفْعَلُوْنَ كَذَا،

*"લોકોને શું થઈ ગયું છે કે ફલાણું કામ કરવા લાગ્યા છે ?"*

આ જાહેર સંબોધનમાં જેને સંભળાવવાનો મૂળ હેતુ રહેતો હતો તે પણ સાંભળી લેતો હતો અને દિલમાં શરમાઈને તેને છોડી દેવાની ફિકરમાં લાગી જતો.

અંબિયા (અલૈ.)ની સામાન્ય ટેવ એ જ હતી કે શ્રોતાને શરમમાં નાંખવાથી બચતા હતા, એટલા માટે અમુક સમયે જે કાર્ય શ્રોતાથી થઈ જાય તો તેનો પોતાના તરફ સંબંધ જોડીને સુધારણાનો પ્રયત્ન કરતા. સૂરએ યાસીનમાં છે, وَمَالِیَ لَآاَعْبُدُ الَّذِیْ فَطَرَنِیْ એટલે કે, મને શું થઈ ગયું કે હું પોતાના પેદા કરનારાની ઈબાદત ન કરું ?! દેખીતું છે કે આ પયગમ્બર તો દરેક સમયે ઈબાદતમાં મશ્ગૂલ હતા, સંભળાવવું તો તેમના શ્રોતાને હતું જેઓ ઈબાદતમાં પ્રવૃત્ત નથી પરંતુ તે કાર્યનો પોતાની સાથે સંબંધ જોડ્યો.

દા'વતનો અર્થ બીજાને પોતાની પાસે બોલાવવું થાય છે, માત્ર તેની ખામીઓ વર્ણન કરવાનો અર્થ નથી અને આ બોલાવવું એવા જ સમયે બની શકે છે જ્યારે કે સંબોધન કરનાર અને શ્રોતામાં કોઈ સમાનતા હોય, એટલા માટે કુર્આનમાં અંબિયા (અલૈ.)ની દા'વતનો વિષય મોટા ભાગે یٰقَوْمِ (યા કવ્મી) હે કોમ ! થી શરૂ થાય છે, જેમાં પોતાના ભાઈ તરીકેના સગપણની સમાનતાને પ્રથમ જતાવીને આગળ સુધારણા માટેની વાતચીત કરવામાં આવે છે કે આપણે તો એક જ જ્ઞાતિના માણસો છીએ કોઈ પરસ્પર સૂગ કે નફરત પણ ન હોવી જોઈએ, એવું કહીને પોતાની સુધારણાના કાર્યને શરૂ કરે છે.

રસૂલે કરીમ ﷺએ દા'વતનો કાગળ જે રૉમના બાદશાહ હરક્યુલસના નામનો મોકલ્યો તેમાં પ્રથમ રૉમન કીંગને عَظِیْمُ الرُّوْمِ (અઝીમુર્રુમ)ના ઉપનામથી સંબોધન કર્યું જેમાં તેનું યોગ્ય સન્માન અને પ્રતિષ્ઠાની જાહેરાત છે, કારણ કે તેમાં તેના મોટા હોવાનો સ્વીકાર પણ છે પરંતુ તે મોટાઈ રૉમનો માટે છે પોતાના માટે નથી, ત્યારબાદ ઈમાનની દા'વત આ વિષય હેઠળ આપવામાં આવી.

یٰۤاَهْلَ الْكِتٰبِ تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَآءٍۭ بَيْنَنَا وَبَيْنَكُمْ اَلَّا نَعْبُدَ اِلَّا اللّٰهَ،

*“હે અહલે કિતાબ ! તે કલિમહ તરફ જલદી આવી જાઓ, જે અમારા અને તમારા દરમિયાન એકસમાન છે, એટલે એ કે આપણે અલ્લાહ સિવાય કોઈની ઈબાદત કરીશું નહીં.”* *(સૂરએ આલિ ઈમ્રાન ૩:૬૪)*

જેમાં પ્રથમ પરસ્પર એક સમાન મુદ્દો એટલે કે "વહ્દત" (એક માત્ર અલ્લાહની ઈબાદત કરવા)નું વર્ણન કર્યું અને બતાવ્યું કે તવહીદનો અકીદહ

અમારા અને તમારા દરમિયાન સમાન છે, ત્યારબાદ ઈસાઈઓને પોતાની ભૂલ ઉપર આગાહ કર્યા.

રસૂલે કરીમ ﷺના શિક્ષણ ઉપર ધ્યાન આપવામાં આવે તો દરેક શિક્ષણ અને દા'વતમાં આ જ પ્રમાણેના અદબો અને સિદ્ધાંતો જોવા મળશે, આજકાલ પ્રથમ તો દા'વત અને સુધારણા તથા અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર તરફ ધ્યાન જ નથી રહ્યું અને તેમાં જેઓ પ્રવૃત્ત થયા છે તેમણે ફક્ત વાદ-વિવાદ કરવાને તથા વિરોધીઓ ઉપર આક્ષેપબાજી કરવાને, એકબીજાને નીચા દેખાડવાને, અપમાન કરવાને દા'વતો-તબ્લીગ સમજી લીધી છે, જે સુન્નતના ખિલાફ હોવાના કારણે કદાપિ અસરકારક અને લાભકારક નથી બની શકતું, તેઓ સમજતા રહે છે કે અમે ઈસ્લામની બહુ મોટી સેવા કરી રહ્યા છે પરંતુ વાસ્તવમાં તેઓ લોકોને દૂર કરવાનું (મુતનફ્ફિર થવાનું) કારણ બને છે.

**બિનજરૂરી વાદ-વિવાદના દીની અને દુનિયવી નુકસાનો :**

પ્રસ્તુત તફસીરની આયતથી એ જાણ થઈ ચૂકી છે કે શરીઅતનો મૂળ હેતુ દા'વત ઈલલ્લાહ (અલ્લાહ પ્રતિ આમંત્રણ) છે જેના બે સિદ્ધાંતો છે, એક હિકમત (વસ્તુ સ્થિત પ્રમાણે યોગ્ય નિર્ણય) અને બીજી મવઈઝતે હુસ્ના (સારી અને વિનમ્રતાથી કરવામાં આવતી વાતચીત અને શિખામણ) છે, મુજાદિલા (બહષ-Debate)નું સ્વરૂપ ક્યારેક આવી પણ જાય તો તેના માટે પણ "અહ્‍સન" (ભલાઈ)ની શરત લગાવીને તેની પરવાનગી આપવામાં આવી છે પરંતુ વાસ્તવમાં તે દા'વતનો કોઈ વિભાગ નથી, બલકે તેના નકારાત્મક પાસાની એક તદ્‍બીર છે જેમાં કુર્આને કરીમે بِالَّتِیْ هِیَ اَحْسَنُ ની શરત લગાવીને જે રીતે એ બતાવ્યું છે કે તે નમ્રતા, ભલાઈ અને હમદર્દીની ભાવનાથી થવી જોઈએ અને તેમાં સ્પષ્ટ દલીલો દ્વારા શ્રોતાની વસ્તુ-સ્થિતિને ધ્યાનમાં રાખીને વર્ણન કરવી જોઈએ, શ્રોતાનું અપમાન કરવાથી અને તેને ધુતકારાવાથી બિલકુલ બચવું જોઈએ, એ જ પ્રમાણે તેના અહ્‍સન (ભલા) હોવા માટે એ પણ જરૂરી છે કે પોતે સંબોધક માટે પણ નુકસાનકારક ન હોવું જોઈએ કે તેમાં નીચ કક્ષાના પ્રાકૃતિક દુષણો જેમકે અદેખાઈ, અદાવત, અભિમાન, હોદ્દાની લાલચ વગેરે પેદા ન થવું જોઈએ જે બાતિનના ગુનાહે કબીરહ છે અને આજકાલ તો બહષ, વાદ-વિવાદ

અને મુનાજરા કે મુજાદિલાથી ભાગ્યે જ અલ્લાહનો કોઈ બંદો છુટકારો પામે તો શક્ય છે નહિતર તેનાથી બચવું ઘણું અઘરું છે.

ઈમામ ગિઝાલી (રહ.)એ ફરમાવ્યું કે, "જે પ્રમાણે શરાબ (દારૂ) ઉમ્મુલ ખબાઈશ (સઘળી બુરાઈઓની જનેતા) છે કે પોતે પણ જઘન્ય અપરાધ છે અને અન્ય મોટા–મોટા શારીરિક ગુનાહોનું કારણ બને છે એ જ પ્રમાણે બહષ–Debateમાં જ્યારે હેતુ શ્રોતા ઉપર જીત મેળવવાનો થઈ જાય અને પોતાના જ્ઞાનની શ્રેષ્ઠતા લોકો ઉપર જાહેર કરવાનો અંગત હેતુ બની જાય તો તે પણ બાતિન માટે ''ઉમ્મુલ ખબાઈશ'' છે," જેના પરિણામે ઘણી બધી આધ્યાત્મિક બીમારીઓ જન્મ લે છે, દાખલા તરીકે અદેખાઈ, અદાવત, અભિમાન, ગીબત, અન્યોની ખામીઓની પાછળ લાગેલા રહેવું, કોઈની બુરાઈથી ખુશ થવું અને ભલાઈથી દુ:ખી થવું, સત્ય સ્વીકારવાથી અભિમાન કરવું, અન્યોના નિવેદન ઉપર ન્યાય અને ઈન્સાફની સાથે વિચાર કરવાના બદલે તેને જવાબ આપવાની ચિંતા કરવી ભલે તેમાં કુર્આન અને સુન્નતની તા'વીલ કેમ ન કરવી પડે ! વગેરે... આ તે ભયંકર બીમારીઓ છે જેમાં મોટા–મોટા પ્રતિષ્ઠિત ઉલમા પણ સપડાઈ જાય છે અને મા'મલો જ્યારે હદથી વધી જાય છે ત્યારે તો હાથાપાઈ અને લડાઈ કે ઝઘડા સુદ્ધાં થવા માંડે છે, ઈન્નાલિલ્લાહી વઈન્ના ઈલયહિ રાજિઊન.

ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે,

*"ઈલ્મ (જ્ઞાન) તો જ્ઞાનીઓ અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓ વચ્ચે એક ભાઈચારાનું માધ્યમ છે તો તે લોકો જેમણે જ્ઞાનને જ દુશ્મનીનું માધ્યમ બનાવી લીધું છે તેઓ અન્યોને પોતાના ધર્મના અનુસરણની દા'વત કઈ રીતે આપે !? તેમની દષ્ટિમાં અન્યો ઉપર જીત પ્રાપ્ત કરવી જ હોય તો પછી તેમનામાં પરસ્પર ભાઈચારો, લાગણી અને મહોબ્બતની કલ્પના કઈ રીતે કરી શકાય છે ? અને એક વ્યક્તિ માટે તેનાથી મોટી બુરાઈ અને ખરાબી શું હશે કે તે તેને મુનાફિકાના (દોગલાપણાના) અખ્લાકમાં સંડોવી દે અને મો'મિનો તથા મુત્તકીઓના અખ્લાકથી વંચિત કરી દે !"*

ઈમામ ગિઝાલી (રહ.)એ ફરમાવ્યું કે, "દીનના ઈલ્મ અને સત્યના

આમંત્રણમાં પ્રવૃત્ત થનાર યા તો સાચા સિદ્ધાંતોનો તાબે'દાર અને નુકસાનકર્તા ખતરાઓથી બચીને હંમેશા-હંમેશની સફળતા પ્રાપ્ત કરી લે છે અથવા તો પછી એવી પરિસ્થિતિમાં જઈ પડે છે જ્યાં હંમેશા-હંમેશની બરબાદી હોય છે, તેમનું આ બંને વચ્ચે રહેવું ઘણી દૂરની વાત છે, કારણ કે જે જ્ઞાન નફાકારક નથી તે અઝાબ જ છે." રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

اَشَدُّ النَّاسِ عَذَابًا يَوْمَ الْقِيٰمَةِ عَالِمٌ لَمْ يَنْفَعْهُ اللّٰهُ بِعِلْمِهٖ،

*"સૌથી વધારે કઠોર અઝાબમાં કયામતના દિવસે તે આલિમ હશે જેના ઈલ્મથી અલ્લાહ તઆલાએ તેને લાભ ન બખ્શ્યો હોય."*

એક બીજી સહીહ હદીષમાં છે,

لَا تَتَعَلَّمُوْا الْعِلْمَ لِتُبَاهُوْا بِهِ الْعُلَمَآءَ وَلِتُمَارُوْا بِهِ السُّفَهَاءَ وَلِتَصْرِفُوْا بِهٖ وُجُوْهَ النَّاسِ اِلَيْكُمْ فَمَنْ فَعَلَ ذٰلِكَ فَهُوَ فِى النَّارِ ط

(اِبْنُ مَاجَهُ مِنْ حَدِيْثِ جَابِرٍ بِاِسْنَادٍ صَحِيْحٍ كَذَافِىْ تَخْرِيْجِ الْعِرَاقِى عَلَى الْاِحْيَاءِ)

*"દીનના ઈલ્મને એ હેતુથી ન શીખો કે તેના દ્વારા બીજા ઉલમાઓના મુકાબલામાં ગર્વ અને ઈજ્જત પ્રાપ્ત કરી લો અથવા ઓછા ઈલ્મવાળા લોકો સાથે ઝઘડો કરી લો, તેના દ્વારા લોકોનું ધ્યાન પોતાના તરફ આકર્ષિત કરી લો; જે એવું કરશે તે આગમાં છે."*

એટલા માટે ફકીહ ઈમામોએ અને અહલે હકનો મસ્લક આ બાબતમાં એવો હતો કે ઈલ્મી મસ્અલાઓમાં બહષ (Debate) અને ઝઘડો કદાપિ જાઈઝ સમજતા ન હતા, સત્યના આમંત્રણ માટે એટલું પૂરતું છે કે જેને ભૂલ ઉપર સમજતા હોય તેને વિનમ્રતાથી તેની ભલાઈ ચાહીને આ વિષયની દલીલોની સાથે તેને પોતાની ભૂલ ઉપર ચેતવણી આપવામાં આવે, પછી જો તે સ્વીકારી લે તો બહેતર છે નહિતર મૌન અપનાવે, ઝઘડો અને ખરાબ ભાષાનો ઉપયોગ કરવાથી બિલકુલ પરહેઝ કરે, ઈમામ માલિક (રહ.)નો ઈરશાદ છે,

كَانَ مَالِكٌ يَقُوْلُ الْمِرَاءُ وَالْجِدَالُ فِى الْعِلْمِ يَذْهَبُ بِنُوْرِ الْعِلْمِ عَنْ قَلْبِ الْعَبْدِ

وَقِيۡلَ لَهٗ رَجُلٌ لَّهٗ عِلۡمٌ بِالسُّنَّةِ فَهَلۡ يُجَادِلُ عَنۡهَا قَالَ لَا وَلٰكِنۡ يُّخۡبِرُ بِالسُّنَّةِ فَاِنۡ قُبِلَ مِنۡهُ وَاِلَّا سَكَتَ، (اَوۡجَزُ الۡمَسَالِکۡ شَرۡحِ مُؤَطَّا ص۱۵، ج۱)

*"ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે ઈલ્મમાં ઝઘડો અને વાદ–વિવાદ ઈલ્મનો પ્રકાશ મનુષ્યના હૃદયમાંથી કાઢી નાંખે છે. કોઈએ વિનંતી કરી કે એક વ્યક્તિને જેને સુન્નતનું જ્ઞાન છે, શું તે સુન્નતની હિફાઝત માટે વાદ–વિવાદ કરી શકે છે ? ફરમાવ્યું, નહીં ! બલકે તેણે પોતાના શ્રોતાને સાચી વાતની જાણ કરી દેવી જોઈએ પછી જો તે સ્વીકારે તો સારું છે નહિતર મૌન ધારણ કરે."*

આ યુગમાં દા'વત અને સુધારણાનું કામ સંપૂર્ણ રીતે અસરકારક ન હોવાના બે કારણો છે, એક તો એ કે સમયના ફસાદ અને હરામ વસ્તુઓની છૂટછાટના કારણે સામાન્ય રીતે લોકોના દિલો સખત અને આખિરતથી ગાફેલ થઈ ગયા છે અને સત્ય સ્વીકારવાની તવફીક ઘણી ઓછી થઈ ગઈ છે અને અમુક તો એવા ક્રોધમાં સંડોવાયા છે જેની રસૂલે કરીમ ﷺએ ખબર આપી હતી કે અંતિમ યુગમાં ઘણા બધા લોકોના દિલો ઊંધા થઈ જશે, ભલા–બુરાની ઓળખ તથા જાઈઝ–નાજાઈઝનો તફાવત તેમના દિલોમાંથી ઊઠી જશે.

અને બીજું કારણ એ છે કે "અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર" (ભલાઈનું આમંત્રણ અને બુરાઈથી રોકવા)ની ફરજથી ગફલત સામાન્ય થઈ પડશે, સામાન્ય જનતાની તો શું વાત કરવી ? ખાસ ઉલમા અને નેક લોકોમાં તેની જરૂરતનો અહેસાસ ઘણો ઓછો છે, એ સમજી લેવામાં આવ્યું છે કે માત્ર પોતાના અમલોને ઠીકઠાક કરી લેવામાં આવે તો તે પૂરતું છે ભલે તેમની પોતાની અવલાદ, પત્ની, ભાઈ, દોસ્ત અને સગાં–વહાલાં કેવાય ગુનાહોમાં સંડોવાયા હોય ! તેમની સુધારણાની ચિંતા જાણે તેમના માથે છે જ નથી, જ્યારે કે કુર્આન અને હદીષની ખુલ્લમ–ખુલ્લી નુસૂસ દરેક વ્યક્તિની જવાબદારી પોતાના પરિવાર અને સંબંધીઓની સુધારણાને ફરજ ઠરાવે છે. قُوۡۤا اَنۡفُسَكُمۡ وَاَهۡلِيۡكُمۡ نَارًا ط અને પછી જો અમુક લોકો દા'વત અને સુધારણાના ફરજ તરફ ધ્યાન આપે પણ છે તો તેઓ કુર્આનની તા'લીમ અને પયગમ્બરી દા'વતના સિદ્ધાંતો અને અદબોથી બેખબર છે અને વિના વિચાર્યે સમજ્યે જેને જે સમયે, જે ઇચ્છે કહી

નાંખે છે અને એવું સમજી બેસે છે કે તેણે પોતાની ફરજ અદા કરી લીધી, જ્યારે કે આવી પદ્ધતિ અંબિયા (અલૈ.)ની સુન્નત વિરુદ્ધ હોવાના કારણે લોકોને દીન અને દીનના હુકમો ઉપર અમલો કરવાથી ઔર વધારે દૂર ફેંકી દે છે.

ખાસ કરીને જ્યારે કોઈ બીજાની ટીકા–ટિપ્પણીની નોબત આવે તો નામ લઈને તેની ટીકા કરવા અને ઠેકડી ઉડાવવા તથા મજાક–મશ્કરી કરવા સુધી વાત પહોંચી જાય છે અને ઈમામ શાફઈ (રહ.)એ ફરમાવ્યું,

*"જે વ્યક્તિને કોઈ ભૂલ ઉપર ચેતવવો છે જો તમે તેને એકાંતમાં વિનમ્રતા સાથે સમજાવો તો એ નસીહત છે અને જો જાહેરમાં લોકોની સામે તેને અપમાનિત કર્યો તો એ ઝિલ્લત (અપમાન) છે."*

આજકાલ તો એકબીજાની ખામીઓને છાપાઓ, જાહેરાતો વગેરે દ્વારા જાહેરમાં લાવવાને દીનની સેવા સમજી લેવામાં આવી છે, અલ્લાહ તઆલા આપણ સૌને દીન અને તેની દા'વતની સાચી સમજ અને અદબો પ્રમાણે તેની સેવા કરવાની તવફીક અતા ફરમાવે. આમીન.

અહીંયાં સુધી દા'વતના સિદ્ધાંતો અને તેના અદબો વર્ણન થયા, ત્યાર પછી ફરમાવ્યું, اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيْلِهٖ وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ۔ આ વાક્ય દીનના દાઈઓ એટલે કે આમંત્રણ આપનારાઓને દિલાસા માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યું છે, કારણ કે પ્રસ્તુત દા'વતના અદબો ઉપયોગ કરવા છતાં જ્યારે શ્રોતા સત્ય વાતનો સ્વીકાર ન કરે તો સ્વાભાવિક રીતે દરેક વ્યક્તિને તેનો સખત આઘાત લાગે છે અને અમુક સમયે તેની અસર એ પણ હોઈ શકે છે કે દા'વતમાં લાભ ન જોઈને વ્યક્તિ ઉપર હતાશા છવાઈ જાય છે અને તે દા'વતનું કામ જ છોડી બેસે છે, એટલા માટે આ વાક્યમાં ફરમાવવામાં આવ્યું કે તમારું કામ માત્ર સત્યની દા'વતના સિદ્ધાંતો પ્રમાણે તેને અદા કરી આપવાનું છે, આગળ ઉપર તેનો સ્વીકાર કરવા અથવા ન કરવામાં આપની કોઈ દખલગીરી નથી, ન જ તે આપની જવાબદારી છે, તે તો માત્ર અલ્લાહ તઆલાનું જ કાર્ય છે, તે જ જાણે છે કે કોણ ગુમરાહ રહેશે અને કોને હિદાયત પ્રાપ્ત થશે, તમે તેની ચિંતામાં ન પડો, પોતાનું કામ કરતા રહો, તેમાં હિંમત ન હારો, હતાશ ન થાઓ. આથી જાણ થઈ કે આ વાક્ય પણ દા'વતના અદબની જ પૂર્ણતા છે.

**સત્યના પ્રચારકને કોઈ ત્રાસ આપે તો બદલો લેવો પણ જાઇઝ છે પરંતુ ધૈર્ય દાખવવું ઉત્તમ છે :**

ત્યાર પછીની ત્રણ આયતોમાં સત્યના પ્રચારકો માટે એક મહત્ત્વનું માર્ગદર્શન છે, તે એ કે અમુક સમયે એવા કઠોર હૃદયના જાહિલો સાથે કામ પડે છે કે તમે ગમે એટલી વિનમ્રતા અને ભલાઈ સાથે તેમને વાત સમજાવો છતાં પણ તેઓ ઉશ્કેરાઈ જાય છે, મૌખિક રીતે કડવા વેણ ઉચ્ચારી પીડા પહોંચાડે છે અને અમુક સમયે તેનાથી પણ આગળ વધીને શારીરિક તકલીફ પણ પહોંચાડવાથી બલકે હત્યા કરવાથી પણ અટકતા નથી, એવી પરિસ્થિતિમાં સત્યના પ્રચારકોએ શું કરવું જોઈએ ?

તેના માટે وَاِنْ عَاقَبْتُمْ માં એક તો તે લોકોને કાનૂની હક આપવામાં આવ્યો છે કે જેઓ તમારા ઉપર અત્યાચાર કરે તમારે પણ તેની પાસેથી બદલો લેવો જાઈઝ છે પરંતુ આ શરતની સાથે કે બદલો લેવામાં અત્યાચારના પ્રમાણ કરતા અતિરેક કરવામાં ન આવે, જેટલો અત્યાચાર તેણે કર્યો છે તેટલો જ બદલો લેવામાં આવે, તેમાં વધારો ન થવા પામે.

અંતિમ આયતમાં એવી સલાહ આપવામાં આવી છે કે જો કે તમને બદલો લેવાનો અધિકાર છે પરંતુ સબ્ર કરો, ધૈર્ય દાખવો અને બદલો ન લો તો એ ઉત્તમ બાબત છે.

**પ્રસ્તુત આયતોનો શા'ને નુઝૂલ અને રસૂલે કરીમ ﷺ તથા સહાબા (રદિ.) દ્વારા આ હુકમની પાબંદી :**

જમહૂર (બહુમતી) વિવરણકારોના મતે આ આયત મદની છે, તે ગઝ્વએ ઉહદમાં સિત્તેર સહાબા (રદિ.)ની શહાદત અને હઝરત હમ્ઝા (રદિ.)ને કતલ કરીને તેમની લાશને ચૂંથી નાંખવાની ઘટના ઉપર નાઝિલ થઈ હતી, સહીહ બુખારીની રિવાયત એ જ પ્રમાણે છે, દારે કતનીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે,

*"ગઝ્વએ ઉહદમાં જયારે મુશ્રિકો પાછા ફર્યા તો સહાબએ કિરામ (રદિ.)માંથી સિત્તેર આગેવાનોની લાશો સામે આવી, જેમાં આપ ﷺના સન્માનનીય કાકા હઝરત હમ્ઝા (રદિ.) પણ હતા, કારણ કે મુશ્રિકોને તેમના*

*ઉપર ખૂબ ક્રોધ હતો એટલા માટે તેમને કતલ કર્યા પછી તેમની લાશ ઉપર એ રીતે ગુસ્સો ઉતાર્યો કે તેમના નાક, કાન અને બીજા અવયવો કાપવામાં આવ્યા, પેટ ચીરી નાંખવામાં આવ્યું, રસૂલે કરીમ ﷺને આ દૃષ્ય જોઈને ખૂબ આઘાત લાગ્યો અને આપ ﷺએ ફરમાવ્યું કે હું (હઝરત) હમ્ઝા (રદિ.)ના બદલામાં મુશ્રિકોના સિત્તેર વ્યક્તિઓને આ જ પ્રમાણે ચૂંથી નાંખીશ જેમકે તેમણે હમ્ઝા (રદિ.) સાથે કર્યું છે, આ ઘટનાના સંદર્ભમાં આ ત્રણ આયતો નાઝિલ થઈ. وَاِنْ عَاقَبْتُمْ (તફસીરે કુર્તુબી) અમુક રિવાયતોમાં છે કે અન્ય સહાબા (રદિ.) સાથે પણ આ જાલિમોએ એ જ પ્રકારે (લાશને) ચૂંથી નાંખવાનો વ્યવહાર કર્યો હતો.''* *(કમા રવાહુત્તિરમિઝી વ અહમદ વ ઈબ્ને ખુઝયમા વ ઈબ્ને હબ્બાન ફી સહીહા અન ઉબય ઈબ્ને કઅ્બ)*

તેમાં કારણ કે રસૂલે કરીમ ﷺને સખત ગમ અને સંખ્યાના આધારે તે સહાબા (રદિ.)ના બદલામાં સિત્તેર મુશ્રિકોને ''મુષલા'' (લાશને ચૂંથી નાંખવાનો) ઈરાદો કર્યો હતો જે અલ્લાહ તઆલા સમીપ તે ન્યાયના સિદ્ધાંતો અને સમાનતાના નિયમો પ્રમાણે ન હતો જેને રસૂલે કરીમ ﷺ દ્વારા દુનિયામાં સ્થાપિત કરવાનું મંજૂર હતું, એટલા માટે એક તો એ બાબત ઉપર આગાહ કરવામાં આવ્યા કે બદલો લેવાનો અધિકાર તો છે પરંતુ એટલો જ કે જેટલો તમારા ઉપર જુલમ થયો છે, કોઈ સંખ્યા નજર સમક્ષ ન રાખી અમુકનો બદલો સિત્તેર વ્યક્તિઓ સમાન લેવો યોગ્ય નથી, બીજું આપને વર્તનની ઉચ્ચતાનો નમૂનો બનાવવાનો હેતુ હતો, એટલા માટે એ શિખામણ આપવામાં આવી કે બરાબર અને સમાન બદલો લેવાની જો કે પરવાનગી છે પરંતુ તે પણ જો છોડી આપો અને અપરાધીઓ ઉપર ઉપકાર કરો તો એ વધારે ઉત્તમ છે.

આથી રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હવે આપણે સબ્ર જ કરીશું, કોઈ એક પાસેથી પણ બદલો લઈશું નહીં અને પોતાની કસમનો કફ્ફારો અદા કરી દીધો. (મઝહરી અનલ બગવી) ફત્હે મક્કાના મોકા ઉપર જ્યારે આ બધા મુશ્રિકો પરાજિત થઈને રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ના કબ્જામાં હતા, આ એવી તક હતી કે પોતાના તેઓ ઈરાદાને પૂરો કરી લે જે ગઝ્વએ ઊહદના સમયે કર્યો હતો પરંતુ પ્રસ્તુત આયતોના નાઝિલ થતાંની સાથે જ રસૂલે કરીમ ﷺએ પોતાના ઈરાદાને છોડીને સબ્ર કરવાનો ફેંસલો કરી લીધો

હતો, એટલા માટે મક્કા વિજયના સમયે આ આયત પ્રમાણે સબ્રને જ અપનાવવામાં આવી. કદાચ આ જ બીનાએ અમુક રિવાયતોમાં આ ઉલ્લેખ થયો છે કે આ આયતો ફત્હે મક્કાના સમયે નાઝિલ થઈ હતી અને એ પણ કોઈ અશક્ય વાત નથી કે આ આયતોનું ઊતરવું પુનરાવર્તિત સ્વરૂપે થયું હોય, પ્રથમ ગઝ્વએ ઊહદના સમયે નાઝિલ થઈ હોય અને પછી મક્કા વિજયના સમયે ફરીવાર નાઝિલ થઈ હોય. *(કમા અલ મઝહરી અન ઈબ્ને હસ્સાદ)*

**મસ્અલો :**

આ આયતોમાં બદલો લેવામાં સમાનતાનો કાયદો બતાવવામાં આવ્યો છે, એટલા માટે ફુકહાએ ફરમાવ્યું કે જે વ્યક્તિ કોઈની હત્યા કરી નાંખે તેના બદલામાં હત્યારાને કતલ કરવામાં આવશે, જો ઘાયલ કર્યો હશે તો એટલો જ ઘાયલ કરવામાં આવશે, જો કોઈ વ્યક્તિ કોઈના હાથ–પગ કાપી નાંખે પછી કતલ કરી નાંખે તો મરનારના વાલી (વારસો)ને અધિકાર છે કે તે પણ પ્રથમ હત્યારાના હાથ–પગ કાપે પછી તેને કતલ કરે.

અલબત્ત, જો કોઈએ કોઈને પથ્થર મારીને હત્યા કરી નાંખી અથવા તીરોથી ઘાયલ કરીને કતલ કરી નાંખ્યો તો તેમાં કતલ થનારની સાચી પરિસ્થિતિનો અંદાજો નથી હોતો કે કેટલા ઘા આ હત્યા માટે કરવામાં આવ્યા છે અને મરનારને કેટલી પીડા થઈ છે, આવી ઘટનામાં વાસ્તવિક સરખાપણાનું કોઈ પ્રમાણ હોતું નથી એટલા માટે તેને તલવારથી કતલ કરવામાં આવશે. *(જસ્સાસ)*

**મસ્અલો :**

આયતનું ઊતરવું જો કે શારીરિક પીડા અને શારીરિક નુકસાન પહોંચાડવાના સંદર્ભમાં થયું છે પરંતુ તેના શબ્દો સર્વસામાન્ય છે જેમાં આર્થિક નુકસાન પહોંચાડવું પણ સામેલ છે, તેથી ફુકહાએ ફરમાવ્યું કે જે વ્યક્તિ કોઈની પાસેથી તેનો માલ ઝૂંટવી લે તો તેને પણ અધિકાર છે કે પોતાના હક પ્રમાણે તેની પાસેથી માલ ઝૂંટવી લે અથવા અન્ય કોઈ પદ્ધતિથી લઈ લે, દાખલા તરીકે જે માલ લીધો છે તે પોતાના હક પ્રમાણે એ જ પ્રકારનો હોય, દાખલા તરીકે રોકડ રૂપિયા લઈ લીધા છે તો તેના બદલામાં એટલા જ રોકડ રૂપિયા તેની પાસેથી ઝૂંટવી લેવા અથવા અન્ય પ્રકારે લઈ શકાય છે, અનાજ, કપડાં વગેરે લઈ લીધું

છે તો એટલા જ પ્રમાણસર અનાજ, કપડું લઈ શકે છે, પરંતુ એક પ્રકારના બદલામાં બીજા પ્રકારની વસ્તુ નથી લઈ શકાતી, દાખલા તરીકે રૂપિયાના બદલામાં કપડાં અથવા કોઈ અન્ય ઉપયોગની વસ્તુ બળજબરીથી નથી લઈ શકાતી અને અમુક ફુક્હાએ સદંતર પરવાનગી આપી છે, ભલે હકના પ્રકારની વસ્તુ હોય અથવા કોઈ અન્ય પ્રકારની, આ મસ્અલાની અમુક વિગત કુર્તુબીએ પોતાની તફસીરમાં લખી છે અને વિસ્તારપૂર્વકની ચર્ચા ફિક્હની કિતાબોમાં જોઈ શકાય છે.

આયત وَاِنْ عَاقَبْتُمْ માં સામાન્ય નિયમનો ઉલ્લેખ હતો જેમાં સૌ મુસલમાનો માટે સરખો બદલો લેવો જાઈઝ બતાવવામાં આવ્યું છે, પરંતુ સબ્ર કરવાને શ્રેષ્ઠ અને ઉત્તમ બતાવ્યું છે, ત્યાર પછીની આયતમાં નબીએ કરીમ ﷺને ખાસ સ્વરૂપે સંબોધન કરીને સબ્ર કરવાનું પ્રોત્સાહન અને પ્રેરણા આપવામાં આવી છે, કારણ કે રસૂલે કરીમ ﷺની મહાન શા'ન અને ઉચ્ચ કક્ષાના હોદ્દા માટે અન્યોના મુકાબલામાં એ જ બાબત વધારે યોગ્ય અને ઉત્તમ છે, એટલા માટે ફરમાવ્યું, وَاصْبِرْ وَمَا صَبْرُكَ اِلَّا بِاللّٰهِ એટલે કે, તમે બદલાનો ઈરાદો જ ન કરો સબ્ર જ અપનાવો અને સાથે જ એ પણ બતાવ્યું કે તમારી સબ્ર અલ્લાહ તઆલાની મદદ વડે જ થશે, એટલે કે સબ્ર કરવી તમારા માટે સરળ કરી આપવામાં આવશે.

અંતિમ આયતમાં ફરી એક સામાન્ય નિયમ અલ્લાહ તઆલાની મદદ અને સહાયતા પ્રાપ્ત થવાનો આ પ્રમાણે બતાવવામાં આવ્યો,

اِنَّ اللّٰهَ مَعَ الَّذِيْنَ اتَّقَوا وَّالَّذِيْنَ هُمْ مُّحْسِنُوْنَ ؕ

જેનો ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાની મદદ તે લોકો સાથે હોય છે જેમનામાં બે ખાસિયતો અને લક્ષણો હોય છે, એક તકવો અને બીજું અહેસાન. તકવાનો ખુલાસો નેક અમલ કરવા અને અહેસાનનો ભાવાર્થ આ સ્થળે અલ્લાહની મખ્લૂક સાથે સારો વર્તાવ કરવો છે, એટલે કે જે લોકો શરીઅતના તાબે'દાર અને નેક અમલોના પાબંદ હોય અને અન્યોની સાથે સારો વ્યવહાર અને સારું વર્તન કરતા હોય તો અલ્લાહ તઆલા તેમની સાથે છે અને એ દેખીતું

છે કે જેની સાથે અલ્લાહ તઆલાની મદદ હોય તેનું કોઈ શું બગાડી શકવાનું છે ?

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ નહ્લની તફસીર પૂર્ણ થઈ.



❑❑❑❑❑❑❑❑❑❑❑

**તારીખ :** ૩૦ ઑક્ટોબર ૨૦૦૯ મુતાબિક ૧૧ જિલ્કદ ૧૪૩૦ હિજરી